

महर्षि कृष्णद्वैपायन वेदव्यासप्रणीत

# श्रीमहाभारत

## શુદ્ધ ગુજરાતી ભાષાન્તર

### ભાગ બીજો

### વન અને વિરાટપર્વ

सस्तुं साहित्य वर्धक कार्यालय

સ્થળ: અમદાવાદ અને મુંબઈ–૨

સાતે ભાગનું મૂલ્ય રૂ. છત્રીસ



महर्षि कृष्णद्वैपायन वेदव्यासप्रणीत

# श्रीमहाभारत

## શુદ્ધ ગુજરાતી ભાષાન્તર

## भाग २ जो

### વન અને વિરાટ પર્વ

सस्तुं साहित्य वर्धक कार्यालय माटे
भा०क०कै०शास्त्री करुणाशंकर भानुशंकर–मु.वलसाड
संपादक अने प्रकाशक: भिक्षु–अखंडानंद
સ્થળ: અમદાવાદ અને મુંબઈ

પ્રત ૨૬૦૦–વિ. સંવત ૧૯૮૩–ઈ. સ. ૧૯૨૭
સાતે ભાગનું મૂલ્ય રૂ૦ છત્રીસ

# મહાભારતના બીજા ભાગની અનુક્રમણિકા

## ૩—વન પર્વ

## તીર્થયાત્રા પર્વ

## દ્રૌપદી-સત્યભામાસંવાદ પર્વ



## ઘોષયાત્રા પર્વ



## મૃગસ્વપ્નોદ્‌ભવ પર્વ



## વ્રીહિદ્રૌણિક પર્વ



## દ્રૌપદીહરણ પર્વ



महर्षि कृष्णद्वैपायनविरचित

# श्रीमहाभारतनुं वन पर्व

# अ ण्य पर्व

## અધ્યાય ૧ લો

### પાંડવોનું વનગમન

**मंगलाचरणम् ॥ नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमं ॥**
**देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥१॥**

શ્રીનારાયણને, નરોમાં ઉત્તમ એવા નર ભગવાનને તથા દેવી સરસ્વતીને નમસ્કાર કરીને, ઈતિહાસાદિ ગ્રંથોનો આરંભ કરવો.[૧]

**जनमेजय उवाच ॥ एवं द्यूतजिताः पार्थाः कोपिताश्च दुरात्मभिः ॥**
**धार्तराष्ट्रैः सहामात्यैर्निकृत्या द्विजसत्तम ॥१॥**

જનમેજયે પૂછ્યું:- હે દ્વિજશ્રેષ્ઠ વૈશંપાયન ! ગયા પર્વમાં કહ્યા પ્રમાણે મંત્રીઓની સાથે રહીને મોટું વૈર ઉત્પન્ન કરનારા ધૃતરાષ્ટ્રના દુરાત્મા પુત્રોએ, કપટ કરીને જુગારમાં હરાવેલા તથા કઠોર વાણી સંભળાવીને કોપાવેલા એવા કુરુકુલમાં ઉત્પન્ન થયેલા મારા, પૂર્વપિતામહ કુંતીપુત્રોએ તે પછી શું કર્યું ?[૨] અચાનક ઐશ્વર્યથી ભ્રષ્ટ થઈને દુઃખ પામેલા, ઈંદ્રના જેવા તેજવાળા પાંડવોએ વનમાં કેવીરીતે વિહાર કર્યો હતો ?[૩] મહાન દુઃખને પ્રાપ્ત થયેલા મહાત્મા પાંડવોની પાછળ કયા પુરુષો વનમાં ગયા હતા ? વનમાં પાંડવોનો કેવો આચાર હતો ? તેઓ શાનો આહાર કરતા હતા ? અને તેઓએ ક્યાં નિવાસ કર્યો હતો ?[૪] હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ મહામુનિ ! શત્રુઓનો ઘાત કરનારા તે શૂરા પાંડવોનાં બાર વર્ષ વનમાં કેવી રીતે વ્યતીત થયાં હતાં ?[૫] વળી સર્વ સ્ત્રીઓમાં મુખ્ય, પતિવ્રતા, મહાભાગ્યવાળાં, નિત્ય સત્ય બોલનારાં અને દુઃખ ભોગવવાને અયોગ્ય એવાં રાજકુમારી દ્રૌપદીએ, દારુણ વનવાસ કેવી રીતે ભોગવ્યો હતો ? હે તપરૂપી ધનવાળા ઋષિ ! આ સઘળું મને વિસ્તારથી કહો.[૬,૭] હે વિપ્ર ! પુષ્કળ પરાક્રમવાળા તથા મહાન તેજવાળા પાંડવોનું તમારાથી કહેવાતું ચરિત્ર હું સાંભળવાની ઈચ્છા કરું છું, મને તે સાંભળવાની ઘણી ઉત્કંઠા છે.[૮]

વૈશંપાયને કહ્યું:-પ્રથમ જણાવ્યા પ્રમાણે ધૃતરાષ્ટ્રના દુરાત્મા પુત્રોએ પોતાના મંત્રીઓની

સાથે જ્યારે પાંડવોને દ્યૂતમાં જીતી લીધા તથા કોપાયમાન કર્યા, ત્યારે પાંડવો શસ્ત્ર ધારણ કરીને દ્રૌપદીની સાથે વર્ધમાન નામના નગર તરફ જવાના દરવાજાથી હસ્તિનાપુરમાંથી નીકળીને ઉત્તર તરફ ચાલ્યા.[૯,૧૦] તે વખતે ઇંદ્રસેન વગેરે પંદર સેવકો સઘળી સ્ત્રીઓને લઇને, શીઘ્ર ગતિ કરનારા રથોમાં બેસીને તેઓની પાછળ ચાલ્યા.[૧૧] જ્યારે પાંડવો ગયા એમ નગરના લોકોએ જાણ્યું,ત્યારે તેઓ શોકથી વિહ્વળ થઇને વારંવાર ભીષ્મ, વિદુર, દ્રોણ તથા કૃપાચાર્યની નિંદા કરતા ત્રાસરહિત થઇને પરસ્પર એકઠા મળી બોલવા લાગ્યા.[૧૨]

નગરવાસીઓ બોલ્યાઃ–"હવે આ આખું કુળ રહેવાનું નથી, તેમજ આપણે અને આપણાં ઘરબાર પણ ટકી રહેવાનાં નથી–અર્થાત્ સર્વ વિનાશ પામશે; કારણ કે જ્યાં શકુનિથી રક્ષાયલો પાપી દુર્યોધન કર્ણ અને દુઃશાસનની સાથે આ રાજ્ય ચલાવવા ધારે છે, [૧૩,૧૪] જ્યાં પાપીઓની સહાયવાળો આ પાપી દુર્યોધન રાજ્ય કરવા ધારે છે, ત્યાં કુળ, આચાર, ધર્મ તથા અર્થ ક્યાંથી રહી શકશે ? અને તે નાશ પામશે તોપછી સુખ તો રહેશેજ ક્યાંથી ?[૧૫] દુર્યોધન વડીલોનો દ્વેષી છે, આચારભ્રષ્ટ છે, ધનનો લોભી છે, અભિમાની છે, નીચ બુદ્ધિવાળો છે અને સ્વાભાવિક રીતેજ નિર્દય છે તથા તેણે સ્નેહીસંબંધીઓને ત્યજી દીધાં છે; [૧૬] તેથી જ્યાં દુર્યોધન રાજા હશે, ત્યાં આખી પૃથ્વીનો નાશ થશે, માટે આપણે બધા જ્યાં પાંડવો જાય છે, ત્યાંજ સારી રીતે જઈએ;[૧૭] કારણ કે પાંડવો દયાળુ છે, ઉદાર મનવાળા છે, ઇંદ્રિયરૂપી શત્રુઓને તેઓએ જીતી લીધા છે, અકાર્યમાં લજ્જાશીલ છે, કીર્તિવાળા છે અને ધર્માચારમાં તત્પર છે."[૧૮]

વૈશંપાયને કહ્યુંઃ–હે જનમેજય રાજા ! આ પ્રમાણે કહીને તે બધાઓ પાંડવોની પાછળ જવા નીકળ્યા અને કુંતીના પુત્રો તથા માદ્રીના પુત્રોને મળીને તેઓ હાથ જોડી કહેવા લાગ્યા કેઃ–[૧૯] "તમારૂં કલ્યાણ થાઓ. તમારા દુઃખમ ભાગ લેનારા અમને ત્યજીને તમે કય જાઓ છો ? તમે જ્યાં જશો ત્યાં તમારી પાછળ અમે પણ આવીશું.[૨૦] જ્યારથી અમે સાં ભળ્યું કે, દયાવિનાના શત્રુઓએ તમને અધ ર્મથી જીતી લીધા છે, ત્યારથી અમે બધા અ ઉદ્વેગ પામ્યા છીએ; માટે તમારાપ્રત્યે ભક્તિ વાળા, પ્રીતિવાળા, સ્નેહ ધરાવનારા અને સદ તમારાં પ્રિય તથા હિતમાં તત્પર એવા અમને તમે અહીં ત્યજી દેવાને યોગ્ય નથી. અમે બધ નઠારા રાજાની સત્તાવાળા રાજ્યમાં સર્વ રીતે વિનાશ પામીએ નહિ તેમ તમારે કરવું જોઇએ. હે નરશ્રેષ્ઠો ! સારા અને નઠારાના સમાગમથી સંસર્ગ જે રીતે ગુણ અને દોષોને ઉત્પન્ન કરે છે, તે અમે કહીએ છીએ, તમે સાંભળો.[૨૩] જેમ વસ્ત્ર, જળ, તેલ અને ભૂમિને પુષ્પોના સહવાસથી પુષ્પોનો ગંધ ગંધવાળ કરે છે, તેમજ મનુષ્યોમાં પણ સહવાસથ સંસર્ગના ગુણો આવે છે.[૨૪] મૂર્ખોનોજ સમાગમ મોહજાળનું કારણ છે અને સત્પુરુષોનો સમાગમ રોજ રોજ ધર્મ સંપાદન કરવામાં કારણ છે; [૨૫] માટે મનુષ્યોએ ઉત્કૃષ્ટ બુદ્ધિવાળા, વૃદ્ધ, સારા સ્વભાવવાળા, તપસ્વી અને શાંતિપરાયણ એવા સજ્જનોની સાથેજ સંસર્ગ રાખવો. [૨૬] જેઓનાં વિદ્યા, કુળ અને કર્મ–આ ત્રણે શુદ્ધ હોય, તેઓનું સેવન કરવું કારણકે તેઓની સંગતિ શાસ્ત્રોથી પણ શ્રેષ્ઠ છે એ વાત નક્કી છે.[૨૭] અમે અગ્નિહોત્રાદિક નહિ કરીશું તોપણ પુણ્યશીલ સાધુ પુરુષોના સમાગમથી અહીં અમે પુણ્યનેજ પ્રાપ્ત થઈશું અને પાપીઓની સેવાથી તો પાપનેજ પ્રાપ્ત કરીશું.[૨૮] અસત્પુરુષોનાં દર્શનથી, સ્પર્શથી, ભાષણથી અને સાથે બેસવાથી મનુષ્યોના ધર્મયુક્ત આચારો નાશ પામે છે અને તેઓ ચિત્તશુદ્ધિરૂપી સિદ્ધિને પામતા નથી. [૨૯] નીચ મનુષ્યોની સંગતિથી પુરુષોની બુદ્ધિ ક્ષીણ થાય છે, મધ્યમ મનુષ્યોની સંગતિથી બુદ્ધિ મધ્યમ સ્થિતિમાં રહે છે અને ઉત્તમ મનુષ્યોની સંગતિથી બુદ્ધિ

ઉત્તમ થાય છે.[૩૦] ઉત્તમ, પ્રસિદ્ધ અને વિશેષે કરીને ધર્મિષ્ઠ પુરુષોએ આ લોકમાં ધર્મ, કામ તથા અર્થને ઉત્પન્ન કરનારા જે ગુણો વર્ણવ્યા છે, જે ગુણો લોકાચારમાં ઉત્પન્ન થયેલા છે, જે વેદોમાં કહેલા છે તથા જેને શિષ્ટ પુરુષો માન આપે છે, તે સદ્‌ગુણો તમારામાં એકઠા તથા જૂદા જૂદા રહેલા છે; માટે સર્વ રીતે કલ્યાણની ઈચ્છાવાળા અમે તમો ગુણવાનોની સાથે રહેવાની ઈચ્છા રાખીએ છીએ."[૩૧,૩૨]

યુધષ્ઠિર બોલ્યા:–"અમે ભાગ્યશાળીછીએ, જેથી અમારા ઉપરના સ્નેહને તથા કૃપાને વશ થઇને તમે બ્રાહ્મણાદિ સમસ્ત પ્રજા અમારામાં જે ગુણો નથી તેવા ગુણો અમારામાં વર્ણવો છો.[૩૩] હવે હું મારા ભાઈઓની સાથે તમને બધાને પ્રાર્થના કરૂં છું અને તે અમારા ઉપરના સ્નેહ તથા કૃપાને લઈને તમારે મિથ્યા કરવી નહિ.[૩૪] ભીષ્મ પિતામહ, ધૃતરાષ્ટ્ર રાજા, વિદુરજી, મારી માતા અને ઘણાખરા સ્નેહીઓ હસ્તિનાપુરમાં અમારા વિયોગને લીધે શોક અને સંતાપથી વિહ્વળ થઈ ગયાં છે, માટે તમારે તે બધાઓનું અમારૂં હિત ઇચ્છી પ્રયત્નથી પાલન કરવું.[૩૫,૩૬] હવે તમે ઘણે દૂરસુધી આવ્યા છો, માટે હું તમને મારા સોગંદ આપીને કહું છું કે, તમે અહીંથી પાછા વળો અને મેં વિશ્વાસથી તમને સોંપેલાં મારાં સગાંઓના તરફ તમે સ્નેહબુદ્ધિ રાખજો.[૩૭] મારા મનમાં બધાં કાર્યો કરતાં આ કામજ મુખ્ય છે; માટે એ કામ કરવાથી તમે મને સંતોષ આપેલો ગણાશે તથા મારો સત્કાર કરેલો ગણાશે."[૩૮]

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે ધર્મરાજાએ પ્રજાઓને પોતાનો વિચાર કહ્યો, ત્યારે તે એકઠી મળેલી પ્રજા, 'હા રાજન્ !' આવો દુઃખનો ઘોર પોકાર કરવા લાગી.[૩૯] તે પછી પાંડવોને મળી ભેટીને તથા પાંડવોના ગુણોને સંભારીને, દુઃખથી દીન થયેલી અને પરમ આકુળ થઈગયેલી પ્રજા પોતાની ઈચ્છાવિરુદ્ધ હસ્તિનાપુર તરફ પાછી વળી.[૪૦] આ રીતે નગરવાસી પ્રજાઓ પાછી વળ્યા પછી પાંડવો રથોમાં બેસીને જન્હુપુત્રી ગંગાના તીર ઉપર પ્રમાણ નામના મોટા વડ આગળ આવ્યા.[૪૧] થોડો દિવસ બાકી હતો, તે વખતે વડ આગળ આવીને વીર પાંડવો માત્ર શુદ્ધ જળનું આચમન કરીને તે રાત્રિ ત્યાંજ રહ્યા.[૪૨] દુઃખવડે કૃશ થયેલા પાંડવોએ તે રાત્રિ અન્નાહારવિના માત્ર પાણી પીનેજ ગાળી કાઢી. તે સ્થાનમાં કેટલાએક અગ્નિહોત્રવાળા અને અગ્નિહોત્રરહિત બ્રાહ્મણો પોતાના શિષ્યગણો તથા બંધુઓની સાથે પાંડવોના ઉપર સ્નેહથી આવી પહોંચ્યા અને તે બ્રહ્મવાદીઓથી વીંટાયલા યુધિષ્ઠિર રાજા તે વખતે શોભવા લાગ્યા.[૪૩,૪૪] તાપ ન હોવાથી તથા રંગબેરંગી આકાશને લીધે રમણીય અને રાક્ષસ, પિશાચ વગેરેના સંચારકાળથી ભયંકર તે સંધ્યાસમયે અગ્નિહોત્રના અગ્નિઓ પ્રકટ કરી, તેમાં હવનહોમ કરનારા તે બ્રાહ્મણોનો વેદના ધ્વનિપૂર્વક પરસ્પર શાસ્ત્રસંવાદ થવા લાગ્યો;[૪૫] અને તે મધુર સ્વરવાળા તથા હંસની પેઠે સારાસારના વિવેકમાં કુશળ એવા શ્રેષ્ઠ બ્રાહ્મણોએ, કુરુકુળમાં શ્રેષ્ઠ રાજા યુધિષ્ઠિરને 'વનવાસ પણ કલ્યાણકારક છે' એ વિષયને સિદ્ધ કરી બતાવી આશ્વાસન આપ્યું અને આખી રાત્રિ વિનોદ કરાવ્યો.[૪૬]

**ઇતિ શ્રીમહા૦ વન૦ અરણ્યપર્વ "પ્રજાનું પાછું ફરવું" એ વિષયનો અધ્યાય ૧ લો સમાપ્ત.**

---

# અધ્યાય ૨ જો

## યુધિષ્ઠિરને શૌનકનો ઉપદેશ

**॥ वैशंपायन उवाच ॥**

**प्रभातायां तु शर्वर्यां तेषामक्लिष्टकर्मणाः ॥**
**वनं यियासतां विप्रास्तस्थुर्भिक्षाभुजोऽग्रतः॥**

વૈશંપાયને કહ્યું:–જ્યારે રાત્રિ પૂરી થઇને પ્રભાતકાળ થયો, ત્યારે ઉત્તમ કર્મવાળા પાંડવો વનમાં જવામાટે તૈયાર થયા. તે વખતે ભિક્ષાથી નિર્વાહ કરનારા બ્રાહ્મણો પાંડવોની આગળ આવીને ઉભા રહ્યા.[૧] તે સમયે કુંતીના પુત્ર યુધિષ્ઠિરે તેઓને કહ્યું કે:–"અમારૂં સર્વસ્વ

હરાઈ ગયેલું છે, અમારૂં રાજ્ય હરાઈ ગયેલું છે અને અમારી લક્ષ્મી પણ હરાઈ ગયેલી છે;[૨] એટલે હમણાં તો અમે દુઃખી થઈને ફળ, મૂળ તથા માંસનો આહાર કરતા વનમાં જઇએ છીએ. વનમાં ઘણા દોષો હોય છે. વનમાં વ્યાઘ્ર, સર્પ વગેરે ઘણાં ભયંકર પ્રાણીઓ હોય છે; માટે હું માનું છું કે, તમને ત્યાં અવશ્ય મહાન ક્લેશ થશે; અને બ્રાહ્મણોનો મહાક્લેશ દેવતાઓનો પણ નાશ કરે, તો પછી મારો નાશ કરે તેમાં આશ્ચર્યજ શું? માટે હે વિપ્રો! તમે અહીંથીજ તમારી ઈચ્છાપ્રમાણે પાછા વળો."[૩,૪]

બ્રાહ્મણો બોલ્યાઃ–"હે રાજન્! તમે જ્યાં જશો ત્યાં અમે પણ આવવા તૈયાર થયેલા છીએ; માટે તમારાપ્રત્યે ભક્તિવાળા અને સત્ય ધર્મના તરફ દૃષ્ટિવાળા અમોને તમે ત્યાગ કરવા યોગ્ય નથી.[૫] દેવતાઓ પણ ભક્તોના ઉપર કૃપા કરે છે અને તેમાં પણ સદાચારનેજ વળગી રહેનારા બ્રાહ્મણોના ઉપર વધારે કૃપા કરે છે. (માટે તમારે પણ ભક્તોના ઉપર કૃપા કરવી ઘટે છે.)"[૬]

યુધિષ્ઠિર બોલ્યાઃ–"હે બ્રાહ્મણો! મારી પણ બ્રાહ્મણોમાં સદા પરમ ભક્તિ છે; પરંતુ આ સહાય–સંપત્તિનો વિનાશ મારા મનને ખિન્ન કરી નાખે છે.[૭] વળી જે આ મારા ભાઈઓ ફળ,મૂળ તથા મૃગોને લઈ આવે તેવા છે, તેઓ પણ અત્યારે શોકના દુઃખવડે મૂઢ જેવા થઈ ગયા છે.[૮] દ્રૌપદીના અપમાનથી તથા રાજ્યના હરણથી અત્યંત દુઃખી થયેલા એ ભાઈઓને હું અહીં ક્લેશ આપવા ઈચ્છતો નથી."[૯]

બ્રાહ્મણો બોલ્યાઃ–"હે પાર્થિવ! તમારે અમારા પોષણને માટે મનમાં ચિંતા કરવી નહિ; અમે બધા અમારી મેળે? આહારની વસ્તુઓ લઈ આવીશું અને તમારી પાછળ આવીશું.[૧૦] વળી ત્યાં તમારેમાટે ઈષ્ટચિંતન કરીને તથા જપ કરીને તમારૂં કલ્યાણ કરીશું અને રમણીય કથાઓ કહીને અમે તમારીસાથે આનંદ કરીશું."[૧૧]

યુધિષ્ઠિર બોલ્યાઃ–"હે બ્રાહ્મણો! તમે કહો છો તે ખરૂં છે, એમાં સંદેહ નથી અને હું બ્રાહ્મણોથી હમેશાં આનંદ પામું છું; પરંતુ મારામાં આવેલી ન્યૂનતાને લીધે મને પોતાને હું ધિક્કારપાત્ર જેવો જોઉં છું.[૧૨] ક્લેશ ભોગવવાને અયોગ્ય છતાં મારા ઉપરની ભક્તિથી ક્લેશ ભોગવતા એવા તમોને બધાને, પોતાને માટે ભોજનનું પોતે લાવીને આહાર કરતા હું શી રીતે જોઈ શકું? અરે ધિક્કાર છે ધૃતરાષ્ટ્રના પાપી પુત્રોને, કે જેઓએ આ દશા કરી!"[૧૩]

વૈશંપાયને કહ્યુંઃ–આ પ્રમાણે કહીને યુધિષ્ઠિર રાજા શોક કરતા પૃથ્વી ઉપર બેસી ગયા. તે વખતે અધ્યાત્મવિદ્યામાં પ્રીતિવાળા તથા યોગ અને સાંખ્યશાસ્ત્રમાં કુશળ એવા શૌનક નામના વિદ્વાન બ્રાહ્મણ યુધિષ્ઠિર રાજાને આ પ્રમાણે કહેવા લાગ્યાઃ–[૧૪,૧૫] હે રાજન્! મૂર્ખ મનુષ્યને રોજ રોજ હજારો શોકનાં કારણો તથા સેંકડો ભયનાં કારણો પ્રાપ્ત થાય છે; પરંતુ પંડિતને તેવાં કારણો પ્રાપ્ત થતાં નથી.[૧૬] તમારા જેવા બુદ્ધિમાનો, જ્ઞાનનાં વિરોધી, બહુ દોષવાળાં અને કલ્યાણનો વિઘાત કરનારાં કર્મોમાં અત્યંત આસક્તિ રાખતા નથી.[૧૭] યોગસૂત્રમાં જણાવેલાં યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ આ આઠ અંગવાળી, 'तत्त्वमसि' આદિ મહાવાક્યથી સિદ્ધ થયેલી, સમગ્ર અશ્રેયને–મૂલ અજ્ઞાનને નાશ પમાડનારી અને શ્રુતિ તથા સ્મૃતિવડે સારી રીતે દૃઢ કરેલી જે ઉત્તમ બુદ્ધિ ઋષિઓએ કહેલી છે, તે હે રાજન્! તમારેવિષે રહેલી છે.[૧૮] તમારા જેવા પુરુષો ધનનાશના પ્રસંગમાં, દુસ્તર સંકટમાં તથા કુટુંબ ઉપર આવી પડેલી વિપરીત આપત્તિના સમયમાં, શારીરિકદુઃખથી તથા માનસદુઃખથી પીડા પામતા નથી; (પણ શારીરિકદુઃખને સહનશક્તિથી તથા માનસદુઃખને વિવેકથી નાશ પમાડવા સમર્થ થાય છે.)[૧૯] પૂર્વે મહાત્મા જનકરાજાએ મનને સ્થિર કરે તેવા શ્લોકો ગાયા છે, તે હું કહું છું, તમે સાંભળો.[૨૦] મન અને દેહથી ઉત્પન્ન થયેલાં દુઃખોથી આ સઘળું

જગત પીડાય છે, તે દુઃખોની શાંતિનો આ ઉપાય ટુંકાણથી તથા વિસ્તારથી તમે સાંભળો.[૨૧] તેમાં શરીરસંબંધી દુઃખ આવાં ચાર કારણથી ઉત્પન્ન થાય છે. વ્યાધિથી, અનિષ્ટ કંટક વગેરેના સ્પર્શથી, શ્રમથી અને અન્નાદિક ઇષ્ટ વસ્તુના અલાભથી.[૨૨] તે દુઃખની શાંતિને માટે બે ઉપાય છે. તેમાં એક ઉપાય તે તે કારણોને ઉપચારથી દૂર કરવાં એ છે; જેમકે વ્યાધિને માટે ઔષધ કરવું, કાંટા વગેરેને માટે જોડા પહેરવા, પરિશ્રમ થયો હોય તો શાંતિ ભોગવવી અને ક્ષુધાઆદિથી થયેલું દુઃખ અન્નાદિકથી શાંત કરવું.બીજો ઉપાય, તે પીડાનું સતત ચિંતન ન કરવું. એથી મન બીજી તરફ જવાથી પીડા ભૂલી જવાય છે અને શાંતિ થાય છે. વળી તેથી આધિ–માનસિક પીડા પણ શમી જાય છે;[૨૩] એટલા માટેજ બુદ્ધિમાન વૈદ્યો મનુષ્યોનાં માનસિક દુઃખને, પ્રિય લાગે તેવી વાતો કહીને તથા સંભોગનાં સાધનો આપીને પ્રથમજ શાંત કરે છે;[૨૪] કારણકે જેમ લોઢાનો તપાવેલો ગોળો ઘડામાં નાખવાથી ઘડામાંનું પાણી ગરમ થાય છે, તેમ માનસિક દુઃખવડે શરીર તપી જાય છે, એ વાત નક્કી છે;[૨૫] માટે અગ્નિને જેમ પાણી રેડીને શાંત પાડવામાં આવે છે, તેમ જ્ઞાનવડે માનસિક દુઃખને શાંત પાડવું.મનુષ્યનું જ્યારે માનસિક દુઃખ શાંત થાય છે,ત્યારે શારીરિક દુઃખ પણ શાંત થઈ જાય છે.[૨૬] હવે મનમાં દુઃખનું કારણ સ્નેહ છે, એમ જણાય છે. સ્નેહથી પ્રાણી સંસારમાં આસક્ત થાય છે અને તેવી પ્રવૃત્તિથી તે દુઃખના સંબંધને પ્રાપ્ત થાય છે.[૨૭] સ્નેહના કારણથી દુઃખો થાય છે, સ્નેહથી અનેક ભયો ઉત્પન્ન થાય છે, શોક, હર્ષ, ક્લેશ એ બધું સ્નેહથી ઉત્પન્ન થાય છે;[૨૮] સ્નેહથી વિષયોમાં પ્રથમ ભાવ ઉત્પન્ન થાય છે અને તે પછી તેમાં પ્રીતિ થાય છે; એ ભાવ–સંકલ્પ અને પ્રીતિ બન્ને અકલ્યાણકારક છે; પરંતુ તેમાં સંકલ્પ* વધારે અકલ્યાણકારક છે.[૨૯] જેમ ઝાડની બખોલમાં રહેલો અગ્નિ આખા ઝાડને મૂળસાથે બાળી મૂકે છે,તેમ રાગ–પ્રીતિરૂપી દોષ અલ્પ હોય, તોપણ ધર્મ તથા અર્થને નાશ પમાડે છે.[૩૦] મનુષ્યને અનુકૂળ વિષયો ન મળે અને તે ન ભોગવે, તેથી તે ત્યાગી કહેવાય નહિ; પરંતુ અનુકૂળ વિષયો મળતાં પણ તેમાં દોષદૃષ્ટિથી જુએ છે તેજ ત્યાગી છે, તેજ રાગવિનાનો થાય છે, દ્વેષ ન હોવાથી તે નિર્વૈર થાય છે અને તેથી તે બંધનથી મુક્ત થાય છે.[૩૧] એટલામાટે મનુષ્યે મિત્રો તથા ધનસમૂહ પ્રાપ્ત થતાં પણ તેમાં સ્નેહ કરવો નહિ અને પોતાના લિંગશરીરથી ઉત્પન્ન થયેલા સ્નેહને પણ ભોગ્ય વસ્તુઓનું મિથ્યાપણું તથા અનિત્યપણાના જ્ઞાનવડે દૂર કરવો.[૩૨] જેમ કમળનાં પાંદડાંને જળ વળગી શકતું નથી, તેમ નિત્ય–અનિત્ય વસ્તુના વિવેકવાળા, નિત્ય વસ્તુની પ્રાપ્તિને માટે તૈયાર થયેલા, શાસ્ત્રનાં રહસ્યને જાણનારા અને ધ્યાનમાં સંસ્કારયુક્ત ચિત્તવાળા પુરુષોમાં સ્નેહ આસક્ત થતો નથી.[૩૩] પોતાને રમણીય લાગતી વસ્તુનું દર્શન થતાં પુરુષને તેમાં પ્રીતિ ઉત્પન્ન થાય છે, પછી પ્રીતિને વશ થયેલો પુરુષ તેની કામનાથી તે વસ્તુને લેવા દોરાય છે, તે મળ્યા પછી અતિશય રુચિને લીધે ફરી તેને મેળવવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે અને પછી તેનો વારંવાર લાભ થતાં પણ અતૃપ્તિરૂપી તૃષ્ણા વધ્યા કરે છે.[૩૪] આ તૃષ્ણાને સર્વ કરતાં પાપિષ્ઠ, નિત્ય ઉદ્વેગ કરનારી, અધર્મથી ભરેલી, ઘોર અને પાપનો સંબંધ:કરાવનારી કહી છે.[૩૫] જે તૃષ્ણાને દુર્બુદ્ધિવાળાં મનુષ્યો કષ્ટથી પણ ત્યજી શકતાં નથી,શરીર જીર્ણ થતાં પણ જે જીર્ણ થતી નથી અને જે પ્રાણની સાથેના રોગરૂપ છે, તે તૃષ્ણા-

* અજ્ઞાનથી સંકલ્પ થાય છે, તે પછી વિષય ઉપસ્થિત થાય છે, તે પછી તેમાં પ્રીતિ થાય છે, તે પછી તેના લાભને માટે પ્રવૃત્તિ થાય છે, તેથી જન્મ થાય છે, તે પછી સુખદુઃખ થાય છે, તે પછી રાગદ્વેષની વાસના થાય છે અને પુનઃ સંકલ્પ થાય છે. આ અનર્થપરંપરાનું કારણ સંકલ્પ છે, માટે તેને વધારે અકલ્યાણકારક કહેલો છે.

ને ત્યજનાર મનુષ્યજ સુખી થાય છે.[36] જેમ લોઢાના ગોળામાં દાખલ થયેલો અગ્નિ તે લોઢાના ગોળાને નાશ પમાડે છે, તેમ આદિ તથા અંતરહિત તૃષ્ણા મનુષ્યોના મનમાં રહીને તેઓનો વિનાશ કરે છે.[37] જેમ લાકડું પોતામાંથી ઉત્પન્ન થયેલા અગ્નિવડે નાશ પામે છે, તેમજ અવશ ચિત્તવાળો પુરુષ પોતાના મનની સાથેજ ઉત્પન્ન થયેલા લોભવડે વિનાશ પામે છે.[38] જેમ પ્રાણધારીઓને નિત્ય મૃત્યુનો ભય હોય છે, તેમ ધનવાનોને રાજાથી, જળથી, અગ્નિથી, ચોરથી અને સગાંસંબંધીઓથી પણ નિત્ય ભય રહે છે. [39] જેમ માંસ આકાશમાં હોય તો તેને પક્ષીઓ ખાઈ જાય છે, જમીન ઉપર હોય તો તેને પશુઓ ખાઈ જાય છે અને જળમાં હોય તો તેને માછલાંઓ ખાઈ જાય છે, તેમ ધનવાન મનુષ્યને બધે ખાઈ જનારા હોય છે.[40] મૂર્ખ મનુષ્યને અર્થજ અનર્થનું કારણ થઈ પડે છે, એટલુંજ નહિ પરંતુ બુદ્ધિમાનોને પણ ધનસાધ્ય જ્યોતિષ્ટોમાદિક કલ્યાણમાં પ્રવૃત્તિ કરાવીને પરમ કલ્યાણ (મોક્ષ) થી વંચિત કરી અનર્થરૂપ થાય છે;[41] માટે સર્વ પ્રકારના અર્થની પ્રાપ્તિ મનના મોહનેજ વધારનારી છે. વળી ધનના ખર્ચપ્રસંગે પ્રાપ્ત થનારી દીનતા; પારકાના પરાભવની ઈચ્છારૂપી દર્પ, હુંજ શ્રેષ્ઠ છું એવું માન, પોતાના ઉચ્છેદની શંકારૂપી ભય અને તેથી થયેલો ચિત્તની વ્યગ્રતારૂપ ઉદ્વેગ, આ બધાં દુઃખો મનુષ્યોને ધનથી ઉત્પન્ન થાય છે એમ ડાહ્યા મનુષ્યો જાણે છે. ધનને મેળવવામાટે, તેનું રક્ષણ કરવામાટે તથા તેનો નાશ થાય તે વખતે મનુષ્યો મોટાં દુઃખને સહન કરે છે, એટલુંજ નહિ પરંતુ ધનને માટે બીજાને મારી પણ નાખે છે.તાત્પર્ય કે અર્થો,એક પ્રકારના પોતે ઉછેરેલા શત્રુઓ છે અને પછી તેનો ત્યાગ કરવો પણ દુઃખરૂપ થઈ પડે છે.[42-44] ધનાદિક અર્થો દુઃખથી મેળવાયછે,માટે પોતાના વિનાશરૂપ ધનનું મનમાં ચિંતન કરવું નહિ.મૂર્ખ પુરુષો અસંતોષપરાયણ હોય છે પણ પંડિતો સંતુષ્ટ રહે છે.[45]વળી તૃષ્ણાનો ક્યાંયે છેડો નથી અને સંતોષ પરમ સુખરૂપ છે; તેથી પંડિતો આ જગતમાં સંતોષનેજ મુખ્ય ગણે છે.[46] યૌવન, રૂપ, જીવિત, રત્નવસ્તુનો સંચય, ઐશ્વર્ય અને પ્રિયજનોનો સહવાસ–આ સર્વ અનિત્ય છે, માટે પંડિત પુરુષે તેમાં ઈચ્છા કરવી નહિ.[47]દુઃખરૂપ હોવાથી અર્થસંચયનો ત્યાગ કરવો અને અર્થત્યાગના ક્લેશોને સહન કરવા, કારણ કે સંચય કરનારો કોઈ પુરુષ દુઃખરહિત રહેલો દેખાતો નથી;અને એ હેતુથીજ ધાર્મિક પુરુષો દૈવેચ્છાથી આવી ચઢેલા અર્થને વખાણે છે.[48]જે મનુષ્ય ધર્મ કરવામાટે ધન મેળવવાની પ્રવૃત્તિ કરતો હોય,તેણે તે પ્રવૃત્તિ કરતાં નિવૃત્તિમાં રહેવું વધારે ઈષ્ટ છે; જે પ્રમાણે શરીરે કાદવ ચોપડીને પછી તેને ધોવો, એના કરતાં તે ન ચોપડવો એજ મનુષ્યને માટે ઉત્તમ છે.[49] હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે તમારે પણ સર્વ ધનાદિક અર્થોની સ્પૃહા કરવી યોગ્ય નથી. જો તમારે ધર્મ સંપાદન કરવાની ઈચ્છા હોય તો તમે ધનની ઈચ્છાથી મુક્ત થાઓ."[50]

યુધિષ્ઠિર બોલ્યાઃ–" હે બ્રહ્મન્ ! હું વિષયભોગનેમેળવવાની ઇચ્છાથી અથવા લોભથી આવી ધનલાલચ કરતો નથી;પરંતુ બ્રાહ્મણોના ભરણપોષણને માટે ધનની ઈચ્છા કરૂં છું.[51] હે બ્રાહ્મણ! મારા જેવા ગૃહસ્થાશ્રમમાં રહેલા પુરુષે પોતાની પાછળ આવનારાઓનું ભરણપોષણ કેમ ન કરવુ ? (કરવુંજ જોઇએ.)[52] વળી ગૃહસ્થાશ્રમીને ત્યાંના અન્નમાં દેવ, પિતૃ, મનુષ્યાદિ સર્વ ભૂતોનો ભાગ શાસ્ત્રમાં કહેલો જોવામાં આવે છે; તેમજ ગૃહસ્થાશ્રમીએ રસોઈ ન કરનારા એવા સંન્યાસી તથા બ્રહ્મચારીને પણ અન્ન આપવું જોઈએ.[53] સજ્જન ગૃહસ્થાશ્રમીના ઘરમાંથી ઘાસની ચટાઈ, ભૂમિ, જલ અને મધુર વાણી, એ કોઈ દિવસ ઉચ્છિન્ન થતાં નથી–અર્થાત્ અતિથિઓને તે હમેશાં મળ્યા કરે છે.[54] ગૃહસ્થાશ્રમીએ દુઃખીને શયન કરવાની પથારી આપવી, થાકીને ઉભા રહેલા અતિથિને બેસવાનું આસન આપવું, તૃષાતુર અતિથિને પાણી આપવું અને ભૂખ્યા અતિથિને ભોજન આપવું.[55] અતિથિના તરફ પ્રેમથી જોવું, તેના તરફ ધ્યાન આપવું,તેનીસાથે

મધુર વાણીથી ભાષણ કરવું અને આવે તે વખતે ઉઠીને આસન આપવું, ઉભા થઇને સામે જવું તથા યથાયોગ્ય પૂજા કરવી, આ સનાતનધર્મ છે.[૫૬] અગ્નિહોત્ર, આખલો, જ્ઞાતિજનો, અતિથિ, બંધુઓ, પુત્રો, સ્ત્રીઓ અને સેવકો,આટલાનું જો ગૃહસ્થાશ્રમી સન્માન ન કરે તો તેઓ તેને બાળી નાખે છે.[૫૭] ગૃહસ્થે પોતાને માટેજ અન્ન રાંધવું નહિ,પણ દેવ, પિતૃ અને અતિથિઆદિને માટે રાંધવું. વ્યર્થ પશુહિંસા કરવી નહિ અને દેવ,પિતૃ,મનુષ્ય તથાભૂતોને જેવિધિપૂર્વક અર્પણ કર્યાવિના તેનો પોતે આહાર કરવો નહિ.[૫૮](ઉપર જણાવેલા દેવાદિને અન્ન આપવું તથા)શ્વાન,ચાંડાલ અનેકાગડા ઇ૦પક્ષીઓના ભાગ ભૂમિઉપર મૂકવા,તે(વિશ્વ–સર્વ જાતનાં પ્રાણીઓ જે કર્મમાં દેવ છે માટે) વૈશ્વદેવ નામનું કર્મ કહેવાય છે અને તે સાંજ–સવાર બે વખત કરવાનું છે;[૫૯] માટે ગૃહસ્થે નિત્ય વિઘસ અન્નનું ભક્ષણ કરવું તથા નિત્ય અમૃતનું ભોજન કરવું. અતિથિ આદિના ભોજન પછી બાકી રહેલું અન્ન 'વિઘસ' કહેવાય છે અને યજ્ઞશિષ્ટ અન્ન 'અમૃત' કહેવાય છે.[૬૦] અતિથિના તરફ પ્રીતિથી જોવું,તેના તરફ લક્ષ્ય આપવું,મધુર વાણીથી બોલવું, તેની સેવા કરવી તથા તેને વળાવવા જવું,આ પંચદક્ષિણ નામનો યજ્ઞ કહેવાય છે.[૬૧] જે ગૃહસ્થ, થાકી ગયેલા તથા પૂર્વે કોઈવાર ન જોયેલા (અર્થાત્ ઓળખાણવિનાના)વટેમાર્ગુ અતિથિને જરાપણ કલેશ કર્યાવિના અન્ન આપે છે, તેને મહાન પુણ્યનું ફળ મળે છે.[૬૨]ગૃહસ્થાશ્રમમાં રહેલો જે મનુષ્ય આ પ્રમાણે વર્તન રાખે છે તો, તેને પરમ ધર્મ પ્રાપ્ત થાય છે એમ કહે છે. હે વિપ્ર! આ સંબંધમાં તમારો શો મત છે?"[૬૩]

શૌનક બોલ્યાઃ–અહો, મહાન કષ્ટ! ખેદસાથે કહેવું પડે છે કે, આ જગત વિપરીત છે. જે કર્મથી સજ્જન લજ્જા પામે છે, તેજ કર્મથી અસજ્જન સંતોષ પામે છે.[૬૪] મોહ,પ્રીતિ તથા ઈચ્છાવડે પરાભવ પામેલો અને ઇંદ્રિયના શબ્દ, સ્પર્શાદિક વિષયોને વશ થયેલો અજ્ઞાની પુરુષ, દિવ્યાંગનાઓના ભોગની લાલસાથી તથા દિવ્યરૂપ, રસાદિ ભોગની લાલસાથી યજ્ઞાદિકો કરીને તેના શેષભાગનું ભક્ષણ કરે છે; પરંતુ તેનાથી પરમ કલ્યાણ સધાતું નથી.[૬૫] જે પ્રમાણે મદે ચઢેલા દુષ્ટ ઘોડાઓ રથને આડે માર્ગે ખેંચી જઇને સારથિને મુંઝવી નાખે છે, તે પ્રમાણે વિદ્વાન મનુષ્યને પણ હરણ કરવાના સ્વભાવવાળી ઇંદ્રિયો વિષયોમાં ખેંચી જાય છે અને તેથી તે અતિશય મૂઢ જેવો થઈ જાય છે. (અર્થાત્ વિદ્વાન પણ ઇંદ્રિયોના આકર્ષણબળથી સ્વર્ગાદિક વૈભવોની લાલસાથી યજ્ઞાદિક કર્મો કરે છે, વૈભવોમાં નિમગ્ન થાય છે અને તેથી તેને પરમાર્થ તત્ત્વનું સ્ફુરણ પણ ન થાય તેવી મૂઢતા થઈ જાય છે.[૬૬] જ્યારે પાંચ જ્ઞાનેન્દ્રિયો છઠ્ઠા મનની સાથે વિષયના સંબંધને પ્રાપ્ત થાય છે, ત્યારે એ વિષયવેત્તાઓનું મન પૂર્વના સંસ્કાર પ્રમાણે નીચ વસ્તુમાં ગ્રહણબુદ્ધિ અને ઉત્તમ વસ્તુમાં ત્યાગબુદ્ધિને અથવા વિપરીતબુદ્ધિને પ્રાપ્ત થાય છે. બસ, આજ મનનો પ્રાદુર્ભાવ કહેવાય છે.[૬૭] જે પુરુષનું મન ઇંદ્રિયોના શબ્દાદિક વિષયોને સેવન કરવા તૈયાર થાય છે, તેને તે વિષય ભોગવવાની ઉત્કંઠા થાય છે અને તેથી તેની વિષયભોગમાં પ્રવૃત્તિ થાય છે.[૬૮] તે પ્રવૃત્તિ પછી સંકલ્પથી ઉત્પન્ન થયેલી કામનાવડે વિષયરૂપી બાણોથી વિંધાયલો પુરુષ, તેજના લોભથી પતંગીયું જેમ અગ્નિમાં પડે છે, તેમ લોભરૂપી અગ્નિમાં પડે છે.[૬૯] તેપછી આહાર તથા વિહારવડે, યથેષ્ટરીતે મોહિત થયેલો પુરુષ મહાન મોહથી ભરેલા વિષયસુખમાં ડૂબી જાય છે અને તેથી તે આત્માને પણ ભૂલી જાય છે.[૭૦] આ પ્રમાણે આત્માના અજ્ઞાનરૂપી અવિદ્યાએ, પરમાનંદ ગુપ્ત થવાથી ક્ષુદ્રાનંદની પ્રાપ્તિમાટે કર્મોએ અને તે કર્મોના ફળભોગની અતૃપ્તિરૂપી તૃષ્ણાએ ચક્રની પેઠે ભ્રમણ કરાવેલો જીવ, આ સંસારની તે તે યોનિઓમાં ઉત્પન્ન થાય છે.[૭૧] તે જીવ બ્રહ્માથી આરંભીને તૃણપર્યંત સમગ્ર ભૂતોમાં, જળમાં, પૃથ્વી ઉપર અને આકાશમાં વારંવાર ઉત્પન્ન થઈને ભ્રમણ કરે છે.[૭૨] આ અજ્ઞાનીઓની ગતિ કહી. હવે

બુદ્ધિમાનોની ગતિને પણ મારી પાસેથીસાંભળો, કે જેઓ મોક્ષમાં પ્રીતિ રાખનારા હોવાથી પરમ કલ્યાણરૂપ નિવૃત્તિધર્મમાંજ તત્પર રહે છે.[૭૩] વેદમાં 'તું કર્મ કર્યા કર અને કર્મનો ત્યાગ કર' આવી બે પ્રકારની આજ્ઞા કરેલી છે, તેમાં જે અભિમાનથી કર્મ કરે છે, તે પૂર્વોક્ત રીતિથી અંધ અજ્ઞાનમાં પડે છે અને જે શુદ્ધ સંન્યાસીઓ છે તેઓ કૃતાર્થજ થાય છે; પરંતુ મધ્ય સ્થિતિવાળાએ શાસ્ત્રોક્ત સર્વ ધર્મોનું આચરણ કરવું છતાં તેમાં અભિમાન રાખવું નહિ. એટલે વેદની બન્ને આજ્ઞાઓ પળાય છે.[૭૪]યજ્ઞો કરવા, વેદ ભણવા, દાન કરવાં, તપ કરવું, સત્ય પાળવું, ક્ષમા રાખવી, ઇંદ્રિયોને વશ રાખવી અને નિર્લોભ રહેવું—આ આઠ પ્રકારનો ધર્મનો માર્ગ શાસ્ત્રમાં કહેલોછે.[૭૫]તેમાં પહેલો યજ્ઞાદિ ચારનો વર્ગ પિતૃલોકને પ્રાપ્ત કરાવનારો છે—પુનઃ જન્માદિ અપાવનારો ધૂમમાર્ગ કહેવાય છે, તથાપિ અવશ્ય કરવા યોગ્ય તે અગ્નિહોત્ર, સંધ્યા, ઉપાસના વગેરે કાર્યો કર્તવ્યબુદ્ધિથી કર્યા કરવાં; પરંતુ હું કર્તા છું, હું એના ફળનો ભોક્તા છું, આવા અભિમાનથી કરવાં નહિ.[૭૬] પાછળ ગણાવેલો સત્યાદિનો ચતુર્વર્ગ દેવલોકને પમાડનારો અર્ચિમાર્ગ કહેવાય છે અને ત્યાંથી પુનઃ જન્મ થતો નથી; માટે સત્પુરુષો તેનું નિત્ય આચરણ કરે છે. નીચે જણાવેલા આઠ અંગવાળા માર્ગવડેજ શુદ્ધ ચિત્તવાળા પુરુષે અવશ્ય કર્તવ્ય કાર્યોને કરવાં.[૭૭] તે અષ્ટાંગમાર્ગ—સારીપેઠે સંકલ્પવિકલ્પનો વિરોધ, ઇંદ્રિયોનો દૃઢ નિગ્રહ, સર્વ પ્રકારથી હિંસાનો ત્યાગ, રૂડી રીતે ગુરુની સેવા, હિતકારક, માપસર અને પવિત્ર આહાર, સારી રીતે વેદનું અધ્યયન, કર્મનો વિધિપૂર્વક ત્યાગ અને સારી પેઠે ચિત્તનો નિરોધ, આ છે.[૭૮,૭૯] સંસારને જિતવાની ઇચ્છાવાળા પુરુષો, ઉપર જણાવ્યા પ્રમાણે કર્મો કરે છે. દેવો પણ રાગદ્વેષથી રહિત હોવાથીજ ઐશ્વર્યને પ્રાપ્ત થયા છે.[૮૦] રુદ્રો, સાધ્યો, આદિત્યો, વસુઓ અને અશ્વિનીકુમારો, યોગના ઐશ્વર્યથી યુક્ત થઇને આ સર્વ પ્રજાનું પાલન કરે છે;[૮૧] હે ભરતવંશી કુંતીપુત્ર ! તેમ તમે પણ અત્યંત શાંતિ ધારણ કરીને તપશ્ચર્યાવડે મળતી સિદ્ધિને તથા યોગસિદ્ધિને મેળવો.[૮૨] તમે યજ્ઞ તથા યુદ્ધાદિ કર્મથી પ્રાપ્ત થતી પરલોક અને આ લોકમાં ફળ આપનારી સિદ્ધિ મેળવેલી છે. હવે દેવતાનાં ધ્યાન, જપ આદિથી જે સિદ્ધિ મળે છે, તેને તમે બ્રાહ્મણનાં પાલનપોષણને માટે પ્રાપ્ત કરો.[૮૩] સિદ્ધ પુરુષો જે જે કંઈ ઇચ્છા કરે છે, તે તે તપના અનુગ્રહથી સિદ્ધ કરી શકે છે; માટે તમે પણ તપશ્ચર્યા કરીને પોતાના મનોરથને સિદ્ધ કરો.[૮૪]

ઇતિ શ્રીમહા૦ વન૦ અરણ્યપર્વમાં
"પાંડવ પ્રવ્રજન" એ વિષયનો
અધ્યાય ૨ જો સમાપ્ત.

---

## અધ્યાય ૩ જો

### સૂર્યની ઉપાસના અને કામ્યક વનમાં પ્રવેશ

॥ वैशंपायन उवाच ॥

शौनकेनैवमुक्तस्तु कुंतीपुत्रो युधिष्ठिरः ॥
पुरोहितमुपागम्य भ्रातृमध्येऽब्रवीदिदम् ॥१॥

વૈશંપાયને કહ્યું:—જ્યારે શૌનકે આ પ્રમાણે કહ્યું, ત્યારે કુંતીના પુત્ર યુધિષ્ઠિર, પોતાના પુરોહિત ધૌમ્યની પાસે ગયા અને ભાઈઓની વચ્ચે બેસીને તેમને નીચે પ્રમાણે કહેવા લાગ્યા:—૧ "હે ભગવન્ ! આ વેદના પારને પામેલા બ્રાહ્મણો હું વનમાં જાઉં છું ત્યાં મારી પાછળ આવે છે; પરંતુ બહુ દુઃખી થયેલો હું તેઓનું પોષણ કરવા સમર્થ નથી, તેમ તેઓને ત્યજી દેવા પણ સમર્થ નથી અને મારામાં એમને અન્નાદિક આપવાનું સામર્થ્ય પણ નથી; માટે આ સંબંધમાં મારે શું કરવું ? તે મને કહો."૨,૩

વૈશંપાયને કહ્યું:—આ સાંભળીને ધર્મધારીઓમાં શ્રેષ્ઠ એવા ધૌમ્ય મુનિ ઘડી બે ઘડી ધ્યાન ધરીને, યોગમય ધર્મબળથી તે ઉપાય ખોળી કાઢી, યુધિષ્ઠિરને આપ્રમાણે કહેવા લાગ્યા.૪

ધૌમ્ય બોલ્યા:—"પૂર્વે, ઉત્પન્ન કરેલાં પ્રાણીઓ ક્ષુધાથી બહુ પીડાતાં હતાં, તે વખતેતેઓના

ઉપર સૂર્યને દયા ઉત્પન્ન થઇ અને તેમણે પિતાની પેઠે પ્રાણીઓનું પાલન કરવામાટે ઉત્તરાયણને પ્રાપ્ત થઈ પોતાનાં કિરણોવડે જળનું આકર્ષણ કર્યું. તે પછી દક્ષિણાયનના થઇને સૂર્યે પોતાના તાપથી પૃથ્વીને તપાવવા માંડી.[૫,૬] પછી જ્યારે ઔષધિ ઉત્પન્ન કરવા યોગ્ય ક્ષેત્રસમાન તે થયો, ત્યારે ચંદ્રમાએ, અંતરિક્ષમાં રહેલા અને મેઘના આકારે પરિણામ પામેલા, તેજને ઉદ્ધારીને-અર્થાત્ મેઘોને પ્રકટ કરીને, તેના જળથી ઓષધિઓ ઉત્પન્ન કરી.[૭]આ રીતે ચંદ્રના તેજવડે સિંચાયલો સૂર્યજ ઔષધિના રૂપથી પૃથ્વીરૂપી ઉત્પત્તિસ્થાનમાંથી બહાર નીકળે છે, તે છ રસોવાળી પવિત્ર ઔષધિઓથી પૃથ્વીમાં પ્રાણીઓના આહારને માટે ધાન્ય થાય છે. ફરી તે ધાન્ય જળ અને તાપના યોગથી અંકુરાદિ ક્રમથી ધાન્ય ઉત્પન્ન કરવામાં કારણરૂપ થાય છે.[૮]આ પ્રમાણે પ્રાણીઓના પ્રાણને ધારણ કરનારૂં અન્ન સૂર્યથી થાય છે, માટે તે સૂર્યરૂપજ છે અને તેથી સૂર્ય સર્વ પ્રાણીના પિતા-પાલક છે; માટે તમે તેમને શરણે જાઓ.[૯] યોનિ તથા કર્મવડે વિશુદ્ધ એવા મહાત્મા રાજાઓ પુષ્કળ તપ કરીને, પોતાની સઘળી પ્રજાનો ઉદ્ધાર કરે છે.[૧૦] ભીમે, કાર્ત્તવીર્યે, પૃથુરાજે અને નહુષે તપ, યોગ તથા સમાધિમાં રહીને પોતાની પ્રજાઓનો આપત્તિથી ઉદ્ધાર કર્યો હતો;[૧૧] તેમ હે ભરતવંશી ધર્માત્મા રાજા! કર્મવડે વિશુદ્ધ થયેલા તમે પણ તપ કરીને ધર્મથી બ્રાહ્મણોનું પોષણ કરો."[૧૨]

જનમેજયે પૂછયું:-કુરુકુલમાં શ્રેષ્ઠ એવા તે યુધિષ્ઠિર રાજાએ બ્રાહ્મણોને માટે આશ્ચર્યકારક દેખાવવાળા સૂર્યનું આરાધન કેવી રીતે કર્યું હતું?

વૈશંપાયન બોલ્યા:-હે રાજા! તમે શુદ્ધ થઇ એકાગ્ર ચિત્ત રાખીને તથા લક્ષ્ય આપીને શ્રવણ કરો. હે રાજેંદ્ર! તમે એક ક્ષણવાર જાળવો, હું તમને સંપૂર્ણ રીતે તે કહું છું.[૧૪] પૂર્વે ધૌમ્ય મુનિએ મહાત્મા યુધિષ્ઠિરને જે સૂર્યનાં એકસો આઠ નામો કહ્યાં છે, હે મહાબુદ્ધિવાળા! તે તમે સાંભળો.[૧૫]

ધૌમ્યે કહ્યું:-" *સૂર્ય-પ્રકાશ આપનાર,[૧] અર્યમા-ગતિમાન,[૨]ભગ-સર્વ ઐશ્વર્યસંપન્ન,[૩] ત્વષ્ટા-વિશ્વશિલ્પી,[૪] પૂષા-પોષક,[૫] અર્ક-પૂજનીય,[૬] સવિતા-જગતસ્રષ્ટા,[૭] રવિ-વૈદિકશબ્દમૂર્તિ,[૮] ગભસ્તિમાન્-સહસ્ર કિરણવાળા,[૯] અજ-અનાદિ,[૧૦] કાલ-મુહૂર્તાદિ સમયમૂર્તિ,[૧૧] મૃત્યુ-પ્રાણહર્તા,[૧૨] ધાતા-જગત્કર્તા,[૧૩] પ્રભાકર-પ્રકાશકર્તા,[૧૪] (૧૬) પૃથ્વી,[૧૫] જળ,[૧૬] તેજ,[૧૭] વાયુ,[૧૮] આકાશ,[૧૯] પરાયણ-મૂલકારણ,[૨૦] સોમ-ચંદ્ર,[૨૧] બૃહસ્પતિ,[૨૨] શુક્ર,[૨૩] બુધ,[૨૪] અંગારક-મંગલ,[૨૫] (૧૭)ઇંદ્ર,[૨૬] વિવસ્વાન,[૨૭] દીપ્તાંશુ,[૨૮] શુચિ-અગ્નિ,[૨૯] શૌરિ-કૃષ્ણ,[૩૦] શનૈશ્ચર,[૩૧] બ્રહ્મા,[૩૨] વિષ્ણુ,[૩૩] રુદ્ર,[૩૪] સ્કંદ,[૩૫] વરુણ,[૩૬] યમ,[૩૭](૧૮) વૈદ્યુત,[૩૮] જઠરાગ્નિ,[૩૯] ઐંધનાગ્નિ,[૪૦] તેજસ્પતિ,[૪૧] ધર્મધ્વજ,[૪૨] વેદકર્ત્તા,[૪૩] વેદાંગ,[૪૪] વેદવાહન,[૪૫] (૧૯) કૃત-સત્ય,[૪૬] ત્રેતા,[૪૭] દ્વાપર,[૪૮] સર્વ મળના આશ્રયભૂત કલિ,[૪૯] કલા,[૫૦] કાષ્ઠા,[૫૧] મુહૂર્ત,[૫૨] ક્ષપા-રાત્રિ,[૫૩] યામ-પ્રહર,[૫૪] ક્ષણ,[૫૫](૨૦) સંવત્સરકર અશ્વત્થ-સંસારવૃક્ષ,[૫૬] કાલચક્ર વિભાવસુ,[૫૭] પુરુષ-દેહવાસી જીવ,[૫૮] શાશ્વત-આદ્યંતરહિત,[૫૯] યોગી,[૬૦] વ્યક્તાવ્યક્ત-કાર્યકારણાત્મા,[૬૧] સનાતન-નિરુપાધિ,[૬૨] (૨૧) કાલાધ્યક્ષ,[૬૩] પ્રજાધ્યક્ષ,[૬૪] વિશ્વકર્મા,[૬૫] તમોનુદ-અજ્ઞાનહંતા,[૬૬] વરુણ,[૬૭] સાગર,[૬૮] અંશ-કર્મફલવિભક્તા,[૬૯] જીમૂત-મેઘ,[૭૦] જીવન-જીવનના હેતુભૂત,[૭૧] અરિહા-શત્રુહંતા[૭૨] (૨૨) ભૂતાશ્રય,[૭૩] ભૂતપતિ,[૭૪] સર્વલોકનમસ્કૃત,[૭૫] સ્રષ્ટા,[૭૬] સંવર્ત્તકવહ્નિ-પ્રલયાગ્નિ,[૭૭] સર્વાદિ,[૭૮] અલોલુપ,[૭૯] (૨૩) અનંત,[૮૦] કપિલ,[૮૧] ભાનુ,[૮૨] કામદ-મનોરથ પૂરક,[૮૩] સર્વતોમુખ,[૮૪] જય,[૮૫] વિશાલ,[૮૬] વરદ,[૮૭] સર્વધાતુનિષેચિતા-દેહમાં રહેલી સર્વ ધાતુઓને તૃપ્તિ આપનાર,[૮૮](૨૪) મનઃસુપર્ણ-મનરૂપી પક્ષી,[૮૯]ભૂતાદિ-અહંકાર,[૯૦]શીઘ્રગ-શીઘ્રગતિવાળા,[૯૧]પ્રાણધારક,[૯૨]ધન્વંતરિ,[૯૩]ધૂમકેતુ,[૯૪] આદિદેવ અદિતિપુત્ર-વિષ્ણુ,[૯૫](૨૫)દ્વાદ-

* અહીંથી સૂર્યનાં એકસો આઠ નામ શરૂ થાય છે.

શાત્મા,[૯૬] અરવિંદાક્ષ,[૯૭]પિતામાતા પિતામહ-આકાશ-પૃથ્વીના પિતા હિરણ્યગર્ભ તેના પણ પિતા,[૯૮]સ્વર્ગદ્વાર પ્રજાદ્વાર-આ લોક પરલોકને પ્રાપ્ત કરનારા,[૯૯]મોક્ષદ્વાર ત્રિવિષ્ટપ-સ્વર્ગભૂમિ,[૧૦૦] (૨૬) દેહકર્ત્તા,[૧૦૧] પ્રશાંતાત્મા,[૧૦૨] વિશ્વાત્મા,[૧૦૩] વિશ્વતોમુખ,[૧૦૪] ચરાચરાત્મા,[૧૦૫] સૂક્ષ્માત્મા,[૧૦૬] મૈત્રેય-સર્વ પ્રાણીઓને અભય આપનારામાં મુખ્ય,[૧૦૭] કરુણાન્વિત-પતિતાદિના પણ ત્રાતા,[૧૦૮](૨૭) આ પ્રમાણે અમાપ તેજવાળા અને કીર્તન કરવા યોગ્ય એવા સૂર્ય ભગવાનનાં એકસો ને આઠ નામ બ્રહ્મદેવે પોતે કહ્યાં છે.[૨૮] દેવગણ, પિતૃઓ અને યક્ષોએ સેવન કરાયલા, અસુરો, નિશાચરો અને સિદ્ધોથી વંદન કરાયલા તથા ઉત્તમ સુવર્ણ અને અગ્નિના જેવી કાંતિવાળા એવા પ્રકાશક શ્રીસૂર્યને હું મારા હિતને માટે પ્રણામ કરૂં છું.[૨૯] જે પુરુષ સૂર્યોદય વખતે એકાગ્ર ચિત્ત રાખીને આ એકસો આઠ નામનો પાઠ કરે, તો તેને પુત્ર, સ્ત્રી, દ્રવ્ય અને ધન તથા રત્નના ભંડારો પ્રાપ્ત થાય, પૂર્વજન્મનું સ્મરણ થાય તથા તે પુરુષ નિત્ય ધૈર્યને તથા ધારણાશક્તિવાળી બુદ્ધિને પ્રાપ્ત થાય.[૩૦]દેવોમાં શ્રેષ્ઠ એવા શ્રીસૂર્યના આ સ્તોત્રનો જે પુરુષ શુદ્ધ થઈ, પવિત્ર મન રાખી, એકાગ્ર થઇને પાઠ કરે છે, તે શોકરૂપી દાવાનળવાળા સંસારસમુદ્રમાંથી મુક્ત થાય છે અને તેની મનવડે ઇચ્છેલી સર્વ કામનાઓ પૂર્ણ થાય છે."[૩૧]

વૈશંપાયને કહ્યું:-આ પ્રમાણે ધૌમ્યમુનિએ તે સમયને માટે યોગ્ય લાગે તેવું વચન કહ્યું, તે વખતે બ્રાહ્મણોને અન્ન આપવામાટે નિયમધારી થયેલા, નિયમિત ચિત્તવાળા, દૃઢ વ્રતવાળા તથા શુદ્ધ અંતઃકરણવાળા ધર્મરાજા પુષ્પાદિક પૂજાસાહિત્યથી અને બલિદાનથી સૂર્યનારાયણની પૂજાકરીને, ઉત્તમ પ્રકારની તપશ્ચર્યા કરવા લાગ્યા.[૩૨,૩૩] તે ધર્માત્મા રાજા જળમાં પ્રવેશ કરીને, ચિત્તને એકાગ્ર કરીને, માત્ર વાયુનું ભક્ષણ કરતા, જિતેંદ્રિય થઇને, ગંગાજળનું આચમન કરી, પ્રાણાયામ કરતા સૂર્યની સન્મુખ ઉભા રહ્યા. પછી એકસો આઠ નામનો જપ થઇ ગયો, ત્યારે તે રાજા શુદ્ધ થઇ વાણીને નિયમમાં રાખીને શ્રીસૂર્યનારાયણની સ્તુતિ કરવા લાગ્યા.[૩૪,૩૫]

યુધિષ્ઠિર બોલ્યાઃ-"હે ભાનો! તમે જગતના ચક્ષુ છો, તમે સર્વ દેહધારીઓના આત્મા છો, તમે સર્વ ભૂતોના ઉત્પત્તિસ્થાન છો, ક્રિયાવાળા પુરુષોના તમે આચાર છો,[૩૬] તમે સર્વ જ્ઞાનનિષ્ઠોના ગતિરૂપ છો, યોગીઓના તમે આધાર છો, મોક્ષની ઇચ્છાવાળા પુરુષોની ગતિ તથા ભોગળવિનાનું મુક્તિદ્વાર છો.[૩૭]આ લોકને તમે ધારણ કરો છો, તમારાથીજ લોક પ્રકાશિત થાય છે, તમારાથી એ પવિત્ર થાય છે તથા કેવળ હવાવડેજ તમે એનું પાલન કરો છો.[૩૮] હે ઋષિગણોવડે પૂજાયલા વેદના પારને પામેલા બ્રાહ્મણો યોગ્ય સમયે તમારી આગળ આવી, પોતપોતાની વેદશાખામાં કહેલા મંત્રોનો ઉચ્ચાર કરીને તમારી પૂજા કરે છે.[૩૯] વરદાનની ઇચ્છાવાળા સિદ્ધો, ચારણો, ગંધર્વો, યક્ષો, ગુહ્યકો અને નાગો,વર મેળવવાની ઇચ્છાથી તમારા ચાલ્યા જતા દિવ્ય રથની પાછળ પાછળ ચાલ્યા કરે છે.[૪૦] ઉપેંદ્ર અને મહેંદ્રની સાથે તેત્રીસ દેવો તથા વૈમાનિક દેવગણો તમારૂં યજન કરીને સિદ્ધિ પામ્યા છે.[૪૧] શ્રેષ્ઠ વિદ્યાધરો તમારી પાસે આવી, દિવ્ય મંદાર પુષ્પોની માળાઓવડે તમારૂં પૂજન કરીને તત્કાળ પૂર્ણ મનોરથવાળા થાય છે.[૪૨] દિવ્ય અને માનુષ એવા અર્યમા, અગ્નિષ્વાત્તા આદિ ગુહ્ય પિતૃઓ તમારીજ પૂજા કરીને જગતમાં મુખ્યતાને પ્રાપ્ત થયા છે.[૪૩] વસુઓ, વાયુઓ, રુદ્રો, સાધ્યગણો અને કિરણોનું પાન કરીને રહેનારા વાલખિલ્યાદિ સિદ્ધો, તમારૂં પૂજન કરીનેજ સર્વ પ્રાણીઓમાં શ્રેષ્ઠતાને પ્રાપ્ત થયા છે.[૪૪] બ્રહ્મલોકની સાથે સમગ્ર સાતે લોકમાં એવું એકે પ્રાણી હોય એમ હું માનતો નથી, કે જે સૂર્ય કરતાં અધિક તેજસ્વી હોય![૪૫] બીજાં ઘણાં પ્રાણીઓ વીર્યવાન તથા મોટાં છે; પરંતુ તમારામાં જેવો

પ્રકાશ અને પ્રભાવ છે, તેવો તેઓમાં પ્રકાશ અને પ્રભાવ નથી.[૪૬] જગતનાં સર્વ તેજો તમારામાં રહેલાં તેજોમાં છે, તમે સર્વ તેજના પતિ છો, તમારામાં સત્ શબ્દથી કહેવાતાં પૃથ્વી, જળ અને તેજ તથા ત્યત્ શબ્દથી કહેવાતાં વાયુ અને આકાશ રહેલાં છે, તમારામાં બુદ્ધિસત્ત્વ રહેલું છે અને ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય તથા ઐશ્વર્યઆદિ સાત્વિક ભાવો રહેલા છે.[૪૭] વિશ્વકર્માએ તમારા તેજવડે સુદર્શન ચક્ર કર્યું હતું, કે જે ચક્રવડે શાર્ઙ્ગ ધનુષને ધારણ કરનારા શ્રીહરિએ દેવના શત્રુઓનો મદ નાશ પમાડયો હતો.[૪૮] તમે ગ્રીષ્મઋતુમાં પોતાનાં કિરણોવડે, સર્વ પ્રાણીઓના તેજને તથા સર્વ ઔષધિઓના રસના તેજને ગ્રહણ કરો છો અને ફરી તેને વર્ષાઋતુમાં કિરણોદ્વારા મૂકો છો.[૪૯] વર્ષાઋતુમાં તમારાં કિરણો કેટલાંએક તપે છે, કેટલાંક બાળે છે અને કેટલાંક મેઘરૂપ થઇને ગર્જના કરે છે, ઝબુકે છે તથા પુષ્કળ વૃષ્ટિ કરે છે.[૫૦] ટાઢ અને પવનથી પીડાયલા લોકને તમારાં કિરણો જેવું સુખ આપે છે તેવું સુખ અગ્નિ, ઉમદા વસ્ત્રો અથવા કામળાઓ પણ આપી શકતા નથી.[૫૧] તમે પોતાનાં કિરણોવડે તેર દ્વીપવાળી પૃથ્વીને પ્રકાશિત કરો છો અને ત્રણ લોકના હિતને માટે તમેજ એકલા પ્રવૃત્તિ કરો છો.[૫૨] તમારો જો ઉદય ન થાય તો આ જગત આખું આંધળું થઇ જાય અને બુદ્ધિમાન મનુષ્યો પણ ધર્મ, અર્થ તથા કામમાં પ્રવૃત્ત થાય નહિ.[૫૩] બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યસમૂહો તમારી કૃપાથી-અગ્નિહોત્ર, સોમયાગ, ઇષ્ટિઓ, મંત્રો, યજ્ઞો, તપ અને ક્રિયાઓ કરી શકે છે.[૫૪] બ્રહ્માનો એક દિવસ હજાર યુગનો કહેલો છે; પરંતુ તેના આદિરૂપ તથા અંતરૂપ તમે છો એમ કાલવેત્તા પુરુષો કહે છે.[૫૫] મનુઓના, મનુના પુત્રોના, જગતના, બ્રહ્મલોકમાં લઈ જનારા પુરુષના, મન્વંતરોના અને સર્વ પ્રભુઓના પણ તમે પ્રભુ છો.[૫૬] જ્યારે સંહારકાળ આવે છે, ત્યારે તમારા ક્રોધથી નીકળેલો સંવર્ત નામનો અગ્નિ ત્રણ લોકને ભસ્મ કરીનેજ શાંત થાય છે.[૫૭] તે પછી તમારાં કિરણોથી ઉત્પન્ન થયેલા અનેક રંગના મોટા મેઘો, ઐરાવત નામના મુખ્ય મેઘની સાથે તથા વજ્રોની સાથે પડીને ચારે પ્રકારના પ્રાણીસમૂહને ડૂબાવી દે છે.[૫૮] તે પછી તમે બાર સ્વરૂપ ધારણ કરીને બાર આદિત્ય ભાવને પ્રાપ્ત થઈ, કેવળ સમુદ્રમય થઇ ગયેલા જગતને પોતાનાં કિરણોવડે ખેંચીને શોષી લ્યો છો.[૫૯] શાસ્ત્રો તમને ઇંદ્ર કહે છે, તમે રુદ્ર છો, તમે વિષ્ણુ છો, તમે પ્રજાપતિ છો, તમે અગ્નિ છો, તમે સૂક્ષ્મ મન છો, તમે પ્રભુ છો, તમે શાશ્વત બ્રહ્મ છો.[૬૦] તમે હંસ-વિશ્વસંહર્તા છો, તમે સવિતા-વિશ્વને ઉત્પન્ન કરનારા છો, તમે ભાનુ છો, તમે અંશુમાલી છો, તમે વૃષાકપિ-મહાદેવછો, તમે વિવસ્વાન છો, તમે મિહિર છો, તમે પૂષા છો, મિત્ર,[૬૧] ધર્મ, સહસ્રરશ્મિ, આદિત્ય, તપન અને ગોપતિ તમે છો; તમે માર્તંડ છો, અર્ક છો, રવિ છો, સૂર્ય છો, શરણ્ય છો, દિનકર છો,[૬૨] દિવાકર છો, સાત ઘોડાઓવાળા છો, ધામકેશી-તેજોમય કિરણવાળા છો, વિરોચન છો, આશુગામીછો, તમોઘ્ન છો અને હરિતાશ્વ કહેવાઓ છો.[૬૩] સાતમને દિવસે અથવા છઠને દિવસે જે મનુષ્ય અહંકારરહિત થઇને ઉત્સાહથી ભક્તિપૂર્વક તમારી પૂજા કરે છે, તે મનુષ્યને લક્ષ્મી ભજે છે.[૬૪] જે મનુષ્યો અનન્ય મનથી તમારી પૂજા કરે છે તથા તમને નમસ્કાર કરે છે, તેઓને આપત્તિઓ, આધિઓ તથા વ્યાધિઓ પ્રાપ્ત થતા નથી.[૬૫] તમારામાં ભાવ રાખનારા ભક્તો, સર્વ રોગોથી રહિત થાય છે, સર્વ પ્રકારનાં પાપથી મુક્ત થાય છે, સુખી થાય છે અને લાંબા કાળસુધી જીવે છે.[૬૬] હે અન્નપતિ! હું પોતાની પાસે આવેલાઓને માટે કામના કરૂં છું તથા સર્વ પ્રાણીઓનું શ્રદ્ધાથી આતિથ્ય કરવા ઇચ્છું છું; માટે મને તમારે સર્વ રીતે અન્ન આપવું ઘટે છે.[૬૭] વિજળી, વજ્ર વગેરેને પ્રવર્તાવનારા માઠર, અરુણ, દંડ વગેરે જે સેવકો તમારા ચરણ આગળ રહે છે, તે બધાઓને હું વંદન કરૂં છું;[૬૮] તથા ક્ષુભાસહિત

મત્રીદેવીને અને બીજી ગૌરી, પદ્માઆદિ તથા બ્રાહ્મી, માહેશ્વરીઆદિ જે ભૂતમાતાઓ છે, તે સર્વને હું નમસ્કાર કરૂં છું, તેઓ મારૂં શરણે આવેલાનું રક્ષણ કરો."[૬૯]

વૈશંપાયન કહે છેઃ– હે મહારાજ! આ પ્રમાણે જ્યારે યુધિષ્ઠિરે સ્તુતિ કરી,ત્યારે લોકનું પાલન કરનારા અને સર્વત્ર પ્રકાશ કરનારા ભગવાન સૂર્ય પ્રસન્ન થયા અને પ્રજ્વલિત અગ્નિના જેવા પોતાના સ્વરૂપવડે દેદીપ્યમાન જણાતા તે પાંડુપુત્ર યુધિષ્ઠિરની આગળ પ્રત્યક્ષ થયા. [૭૦]

સૂર્ય બોલ્યાઃ–"જે કંઇ તમારૂં ઇચ્છિત હશે તે સઘળું તમને પ્રાપ્ત થશે અને બાર વર્ષ-સુધી હું તમને અન્ન આપીશ.[૭૧]હે શુભ વ્રતવાળા રાજા! આ મારૂં આપેલું તાંબાનું પીરસવાનું પાત્ર તમે લ્યો. આ પાત્રથી નીકળેલા અન્નવડે જ્યાં-સુધી પાંચાલી બીજાને પીરસી આજીવિકા આપશે, ત્યાંસુધી તમારા રસોડામાં જે ફળ, મૂળ, માંસ તથા શાક રાંધીને તૈયાર કરેલાં હશે, તે ચાટવાના, ચૂસવાના, ખાવાના અને પીવાના-એમ ચારપ્રકારના પદાર્થો થઈને અખૂટ થશે;[૭૩] અને આજથી ચૌદમે વર્ષ ફરી તમને રાજ્ય મળશે."

વૈશંપાયને કહ્યુંઃ–આ પ્રમાણે કહીને ભગવાન સૂર્ય ત્યાંજ અંતર્ધાન થઇ ગયા.[૭૪] આ લોકમાં બીજો પણ જે મનુષ્ય વરદાન મેળવવાની ઇચ્છાથી એકાગ્ર મન કરીને ધ્યાનપૂર્વક આ સૂર્યના સ્તોત્રનો પાઠ કરે છે તો સૂર્ય તેનું તે ઇચ્છિત આપે છે અને જે દુર્લભ હોય તેને પણ તે પ્રાપ્ત કરે છે.[૭૫] જે પુરુષ આ સ્તોત્રને હૃદયમાં નિત્ય ધારણ કરે છે–મોઢે રાખે છે અથવા વારંવાર શ્રવણ કરે છે, તો પુત્રની ઇચ્છાવાળાને પુત્ર મળે છે, ધનાર્થીને ધન મળે છે, વિદ્યાર્થીને વિદ્યા મળે છે અને સ્ત્રીની ઇચ્છાવાળાને સ્ત્રી મળે છે.[૭૬] જો સ્ત્રી અથવા પુરુષ નિરંતર બન્ને સંધ્યા વખતે આ સૂર્યના સ્તોત્રનો પાઠકરે,તો આપત્તિમાં પડેલાંઆપત્તિથી છૂટેછે અને બંધનમાં પડેલો બંધનથી મુક્ત થાય છે.[૭૭]આ સ્તોત્ર પૂર્વે બ્રહ્માએ મહાત્મા ઇંદ્રને આપ્યું હતું,ઇંદ્રથી નારદને મળ્યું હતું,નારદથી ધૌમ્યને મળ્યું હતું અને ધૌમ્યની પાસેથી યુધિષ્ઠિરે પ્રાપ્ત કરીને સર્વ મનોરથો પૂર્ણ કર્યા હતા.[૭૮] આનો પાઠ કરનાર નિરંતર સંગ્રામમાં વિજય મેળવે,પુષ્કળ ધન મેળવે,સર્વ પાપથી મુક્ત થાય અને અંતે સૂર્યલોકમાં જાય છે.[૭૯]

વૈશંપાયને કહ્યુંઃ–ધર્મવેત્તા યુધિષ્ઠિર, સૂર્યથી વર મેળવીને જળમાંથી બહાર નીકળ્યા અને તેમણે પ્રથમ ધૌમ્યના ચરણમાં પ્રણામ કર્યા. તે પછી ભાઇઓને આલિંગન કર્યું.[૮૦] પછી ધર્મરાજા દ્રૌપદીની પાસે ગયા. ત્યાં તેણે ઉઠીને યુધિષ્ઠિરના ચરણોને વંદન કર્યું. તે પછી યુધિષ્ઠિરે રસોડામાં રસોઇ કરાવી. તે વખતે તે ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય તથા ચોષ્ય આ ચાર પ્રકારનું થોડું રાંધેલું અન્ન પણ અક્ષયપાત્રના પ્રભાવથી અખૂટ રીતે વધવા લાગ્યું.[૮૦] આ રીતે વૃદ્ધિ પામતા તે અન્નથી યુધિષ્ઠિર રાજા બ્રાહ્મણોને જમાડવા લાગ્યા.[૮૧,૮૨] બ્રાહ્મણો જમી રહ્યા પછી પોતાના નાનાભાઇઓને જમાડીને પાછળથી બાકી રહેલું તે વિઘસ નામનું પવિત્ર અન્ન યુધિષ્ઠિર રાજા પોતે જમતા હતા;[૮૩] અને યુધિષ્ઠિરને જમાડયા પછી બાકી રહેલું અન્ન દ્રૌપદી જમતાં હતાં. જ્યારે દ્રૌપદી જમી રહેતાં એટલે તે અન્ન ખૂટી જતું હતું. આ પ્રમાણે સૂર્યના જેવી કાંતિવાળા યુધિષ્ઠિર, સૂર્ય પાસેથી અક્ષયપાત્ર મેળવીને બ્રાહ્મણોને ઇચ્છિત વૈભવો પૂરા પાડવા લાગ્યા. વળી તિથિઓ, નક્ષત્રો અને પર્વો ઉપર વિધિ તથા મંત્રોના પ્રમાણથી પુરોહિતથી આરંભીને ઘૃત, પશુ,પુરોડાશ વગેરે સર્વ યજ્ઞોપયોગી પદાર્થો પણ તે અક્ષયપાત્રમાંથી નીકળવા લાગ્યા.[૮૪,૮૫] તે પછી સ્વસ્તિપુણ્યાહવાચન કરાવીને બ્રાહ્મણસમૂહથી વીંટાયલા પાંડવો ધૌમ્ય મુનિની સાથે કામ્યક વનમાં ગયા.*

ઇતિ શ્રીમહા૦ વન૦ અરણ્ય પર્વવિષે
"કામ્યકવનપ્રવેશ" એ વિષયનો
અધ્યાય ૩ જો સમાપ્ત.

*विप्रार्थे भास्करं भेजे न तु राज्याय धर्मराट् । धर्मार्थाभ्यर्थयेदेवं न राज्या येति दर्शयन् ॥

# અધ્યાય ૪ થો

## ધૃતરાષ્ટ્ર તથા વિદુરનો સંવાદ

॥ वैशंपायन उवाच ॥

वनं प्रविष्टेष्वथ पांडवेषु
प्रज्ञाचक्षुस्ताप्यमानोऽम्बिकेयः ।
धर्मात्मानं विदुरमगाध बुद्धिं
सुखासीनो वाक्यमुवाच राजा ॥ १ ॥

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે પાંડવો વનમાં ગયા પછી અંબિકાના અંધપુત્ર ધૃતરાષ્ટ્રને સંતાપ થવા લાગ્યો અને તે રાજા એક વખતે સુખથી બેઠેલો હતો ત્યારે અગાધ બુદ્ધિવાળા ધર્માત્મા વિદુરને પૂછવા લાગ્યો.[1]

ધૃતરાષ્ટ્રે કહ્યું:–"હે વિદુર! તમારી બુદ્ધિ શુક્રાચાર્યના જેવી શુદ્ધ છે, તમે પરમ સૂક્ષ્મ ધર્મને જાણો છો અને પાંડવોમાં તથા મારા પુત્રોમાં પક્ષપાતરહિત સમભાવથી જુઓ છો; માટે પાંડવોનું અને પુત્રોની સાથે મારૂં જે હિત હોય તે તમે કહો.[2] હે વિદુર! આ સ્થિતિમાં હવે અમારે શું કરવું યોગ્ય છે? નગરના લોકો કેવી રીતે અમારા તરફ પ્રીતિથી જોતા થાય? અને પાંડવો અમને શું કરવાથી મૂળમાંથી ઉખેડી ન નાખે! તે તમે કહો; કારણ તમે યોગ્ય કાર્યોને જાણો છો."[3]

વિદુર બોલ્યા:–"હે નરેંદ્ર! ધર્મ, અર્થ અને કામ આ ત્રણ પુરુષાર્થનું મૂળ ધર્મ છે તથા આ રાજ્યનું મૂળ પણ ધર્મ છે, એમ ધર્મવેત્તાઓ કહે છે; માટે હે રાજા! તમે ધાર્મિક વર્તન રાખીને પોતાની શક્તિપ્રમાણે તમારા પુત્રોનું તથા પાંડુના પુત્રોનું પાલન કરો.[4] રાજ્યપ્રાપ્તિમાં કારણરૂપ તે ધર્મને પાપી અંતઃકરણવાળા શકુનિ વગેરેએ સભામાં છેતર્યો છે. જુગારની રમતમાં તમારા પુત્રે સત્ય પ્રતિજ્ઞાવાળા કુંતીપુત્ર યુધિષ્ઠિરને બોલાવીને છળથી તેનો પરાજય કર્યો.[5] હે રાજન્! તમારા તરફથી પાંડવોનું જે આ દુષ્ટરીતે અપમાન થયું છે, તેરૂપ વિનાશને શાંત કરનારો ઉપાય હું જોઈ શકું છું; હે કૌરવ્ય! જે કરવાથી તમારો પુત્ર પાપથી છૂટીને લોકમાં સારી પ્રતિષ્ઠા પામશે.[6] હે રાજન્! તમે પાંડવોને જે રાજ્યાદિક આપ્યું હતું, તે સઘળું પાંડવોને પાછું મળે તેમ કરો. રાજાએ પોતાના ધનથી સંતોષ માનવો અને પારકા ધનની તૃષ્ણા ન કરવી, આ રાજાનો મુખ્ય ધર્મ છે. આ મારા કહેવા પ્રમાણે જો તમે કરશો તો તમારો યશ નાશ પામશે નહિ, જ્ઞાતિમાં ભેદ પડશે નહિ, ધર્મ સચવાશે, પાંડવોને સંતોષ થશે અને શકુનિનું અપમાન થશે;માટે આ કાર્ય તમારાં સર્વ કાર્યોમાં મુખ્ય છે."[8]હે રાજન્! તમારા પુત્રોના નાશ પામેલા સદ્‌ભાગ્યમાંથી હજી જો થોડું બાકી હોય તો તમે મારા કહેવા પ્રમાણે ઉતાવળથી કરો. ઓ રાજા! જો તમે એ પ્રમાણે નહિ કરો તો અવશ્ય કૌરવોનો વિનાશ થશે:[9] કારણ કે, ક્રોધ પામેલો ભીમસેન અથવા અર્જુન શત્રુઓની સેનામાંથી એકને પણ બચવા દેશે નહિ. જે પાંડવોમાં અસ્ત્રવિદ્યામાં કુશલ એવો સવ્યસાચી–બે હાથવડે બાણ છોડનારો અર્જુન જેવો યોદ્ધો છે, સર્વ લોકમાં સારભૂત ગાંડીવ નામનું ધનુષ છે અને જેઓમાં ભીમ જેવો બાહુબળસંપન્ન વીર છે, તે પાંડવોને આ લોકમાં શું દુર્લભ હોઈ શકે! (કંઈજ નહિ.) પૂર્વે તમારો પુત્ર ઉત્પન્ન થયો, તેજ વખતે મેં તમને તમારૂં જે હિત હતું તે એજ હતું કે,[10,11] કુળનું અહિત કરનારા આ પુત્રને તમે ત્યજી દ્યો; આ મારૂં વચન પરમ હિતકારક હતું, તેમ છતાં તમે તેમ કર્યું નહિ. હે રાજન્! વળી હમણાં પણ મેં તમને આ હિતકારક વચન કહ્યું છે અને જો તમે એ પ્રમાણે નહિ કરો તો પાછળથી તમારે પસ્તાવું પડશે.[12] જો તમારો પુત્ર પ્રસન્ન થઈને મારા કહેવાપ્રમાણે પાંડવોની સાથે એક રાજ્ય કરવા માટે સંમત થશે ત્યારે તો પ્રીતિભરેલો

---

ધર્મને માટે દેવનું આરાધન કરવું, રાજ્યને માટે નહિ. એ દર્શાવતા ધર્મરાજાએ બ્રાહ્મણોને માટે સૂર્યનું આરાધન કર્યું, રાજ્ય મેળવવા માટે કર્યું નહિ. गणेश

સંબંધ થવાથી તમને સંતાપ થશે નહિ; પરંતુ તેમ કરવા દુર્યોધન સંમત થાય નહિ તો સર્વના સુખને માટે તેને કેદ કરી દો.[૧૩] હે રાજન્! અહિતરૂપ દુર્યોધનને કેદ કર્યા પછી તમે પાંડુપુત્ર યુધિષ્ઠિરનેજ આ રાજ્ય ઉપર બેસાડો. યુધિષ્ઠિર રાગદ્વેષથી વિમુક્ત છે, માટે એ અજાતશત્રુજ ધર્મપૂર્વક આ પૃથ્વીનું શાસન કરે તેવી વ્યવસ્થા કરો.[૧૪] હે રાજન્! આ પ્રમાણે થવાથી સઘળા રાજાઓ વૈશ્યોની પેઠે તુરત આપણી સેવામાં હાજર થશે અને દુર્યોધન, શકુનિ તથા કર્ણ પ્રેમથી પાંડુપુત્રોની સેવા કરે તેમ પણ કરો.[૧૫] વળી સભાની વચ્ચે દુઃશાસને ભીમસેનની તથા દ્રૌપદીની ક્ષમા માગવી. પછી તમે યુધિષ્ઠિરને સર્વ રીતે શાંત કરો ને માન આપીને તેને રાજ્ય ઉપર બેસાડો.[૧૬]ઓ રાજા! તમે મને પૂછ્યું તેથી મેં તમને આ કહ્યું છે,એ વિના બીજું હું તમને શું કહી શકું? આમ કરવાથીજ તમે કૃતાર્થ થશો."[૧૭]

ધૃતરાષ્ટ્રે કહ્યું:–" હે વિદુર! આ સભામાં તેં પાંડવોના સંબંધમાં તથા મારા સંબંધમાં જે કહ્યું છે, તે પાંડવોનું હિતકારી છે અને મારા પુત્રોને માટે અહિતકારી છે; માટે એ બધા તારા બોલેલાને મારૂં ચિત્ત કબૂલ કરતું નથી.[૧૮] 'દુર્યોધનને બંધનમાં નાખવો અને યુધિષ્ઠિરને રાજ્યદાન કરવું; આ પ્રકારનો પાંડવોને માટે સુખનો ઉપાય જે તેં કહ્યો તેથી હું આજે નિશ્ચય માનું છું કે હવે તું પાંડવોના પક્ષમાં ગયો છે અને મારો હિતૈષી નથી. અરે, પાંડવોને માટે હું મારા પુત્રનો શી રીતે ત્યાગ કરૂં ?[૧૯] ખરેખર પાંડવો પણ મારાજ પુત્રો છે;પરંતુ દુર્યોધન તો મારા દેહથી ઉત્પન્ન થયેલો છે. સમાનભાવથી જોઇને કયો પુરુષ એવું બોલે કે, 'તું પારકાને માટે પોતાના દેહનો ત્યાગ કર?'[૨૦] આ ઉપરથી સમજાય છે કે, હે વિદુર! તું બધું કપટભરેલું બોલે છે. હું તારૂં બહુ માન રાખું છું; પરંતુ દુષ્ટ સ્ત્રી સમજાવ્યા છતાં પતિનો ત્યાગજ કરી જાય છે; માટે તું તારી ઇચ્છામાં આવે તો અહીં રહે અથવા ઇચ્છા આવે તો ચાલ્યો જા!"

વૈશંપાયને કહ્યું:–હે રાજન્! આટલુંજ બોલીને ધૃતરાષ્ટ્ર ત્યાંથી એકાએક ઉઠીને ઘરની અંદર જતો રહ્યો અને 'હવે આ કુળ રહેશે નહિ' એમ બોલતા વિદુરજી પણ ત્યાંથી નીકળીને જ્યાં પાંડવો હતા ત્યાં વેગથી ચાલ્યા.*[૨૨]

ઈતિ શ્રીમહા૦ વન૦ અરણ્યપર્વ વિષે "વિદુરવાક્ય પ્રત્યાખ્યાન" એ વિષયનો અધ્યાય ૪ થો સમાપ્ત.

---

## અધ્યાય ૫ મો

### વિદુરજી પાંડવોની પાસે ગયા.

॥ वैशंपायन उवाच ॥

**पांडवास्तु वने वासमुद्दिश्य भरतर्षभाः ॥**
**प्रययुर्जाह्नवीकूलात्कुरुक्षेत्रं सहानुगाः ॥१॥**

વૈશંપાયને કહ્યું:–ભરતકુળમાં શ્રેષ્ઠ એવા પાંડવો પણ વનમાં વસવાના ઉદ્દેશથી પોતાની પાછળ આવનારાઓની સાથે ગંગાના તીર ઉપરથી કુરુક્ષેત્રમાં ગયા.[૧] તેઓ સરસ્વતી, દૃષદ્વતી અને યમુના નદીનું સેવન કરીને એક વનમાંથી બીજામાં અને ત્યાંથી ત્રીજામાં એમ એકસરખી રીતે પશ્ચિમ દિશામાં ચાલ્યા.[૨] તેપછી તેમણે સરસ્વતીના તીર ઉપર સપાટ મરુધન્વ દેશમાં આવેલા મુનિજનને પ્રિય એવા કામ્યક નામના વનને દીઠું.[૩] હે ભરતવંશી રાજા! પુષ્કળ મૃગપક્ષીવાળા તે વનમાં જઇને વીર પાંડવોએ નિવાસ કર્યો. ત્યાં મુનિઓ તેઓની પાસે બેસતા હતા તથા તેઓનું સાંત્વન કરતા હતા.[૪] આ તરફ પાંડવોનાં દર્શનની સદા લાલસાવાળા વિદુરજી પણ એકલાજ રથવડે સમૃદ્ધિયુક્ત કામ્યક વન તરફ ચાલ્યા.[૫] પછી શીઘ્ર ગતિવાળા ઘોડાઓથી ખેંચાતા રથવડે વિદુરજી કામ્યક

---

* उपदेशो हि मूर्खाणां प्रकोपाय न शांतये भ्रातरं पथ्यवक्तारं धृतराष्ट्रो व्यवासयत् ॥ મૂર્ખાઓને ઉપદેશ કરવો તે અતિકોપનો હેતુ થાય છે, પણ શાંતિ ઉત્પન્ન કરતો નથી. જેમકે ધૃતરાષ્ટ્રે હિતની વાત કહેનારા પોતાના બંધુને હાંકી કાઢ્યા! गणेश

વનમાં પહોંચ્યા અને ત્યાં એકાંતમાં ભાઇઓ, બ્રાહ્મણો તથા દ્રૌપદીની સાથે બેઠેલા ધર્માત્મા યુધિષ્ઠિરને તેમણે દીઠા.[૬] તે પછી સત્ય પ્રતિજ્ઞાવાળા યુધિષ્ઠિર રાજાએ પણ ઉતાવળથી પોતાના તરફ આવતા વિદુરજીને દૂરથી દીઠા અને તેમણે પોતાના ભાઇ ભીમસેનને કહ્યું કેઃ–"વિદુરજી આપણને મળીને શું કહેશે વારૂ?[૭] એ શકુનિનાં વચનથી જુગાર રમવાને માટે બોલાવવા તો આવ્યા નહિ હોય શું ? હલકા મનવાળો શકુનિ ફરીથી જુગારમાં આપણાં હથિયારો તો લઇ લેશે નહિને ?[૮] હે ભીમસેન! મને કોઇએ પણ 'આવ' કહીને બોલાવ્યો હોય તો હું ત્યાંથી પાછો વળવા સમર્થ નથી; જો ગાંડીવ ધનુષને ત્યાં દાવમાં મૂકાવે, તો આપણે માટે રાજ્યની પ્રાપ્તિ પછીથી સંશયભરેલીજ ગણાય."[૯]

વૈશંપાયને કહ્યુંઃ–હે રાજા ! તે પછી સઘળા પાંડવો ઉઠીને વિદુરની સામે ગયા અને તેઓએ વિદુરજીનો સત્કાર કર્યો; એટલે અજમીઢવંશના વિદુર પણ યોગ્ય રીતે પાંડુપુત્રોને મળ્યા.[૧૦] પછી વિદુરે વિશ્રાંતિ લીધી, એટલે પુરુષશ્રેષ્ઠ પાંડવોએ તેમને આવવાનું કારણ પૂછ્યું. તે વખતે વિદુરે પણ અંબિકાનો પુત્ર ધૃતરાષ્ટ્ર કેવી રીતે વર્તે છે, તે સઘળું વિસ્તારથી પાંડવોને કહ્યું.[૧૧]

વિદુર બોલ્યાઃ–"હે અજાતશત્રુ ! હિતોપદેશથી રક્ષણ કરનારા મને બોલાવીને તથા સન્માન આપીને ધૃતરાષ્ટ્રે કહ્યું કે, આ સ્થિતિમાં તું સમાનભાવ રાખીને પાંડવોનું તથા મારૂં જે હિત હોય તે કહે.'[૧૨] તે વખતે મેં પણ કૌરવોને માટે તથા ધૃતરાષ્ટ્રને માટે જે હિતકારક, પથ્ય અને યોગ્ય હતું તે કહ્યું; પરંતુ તે તેને રુચ્યું નહિ. મેં કહેલા ઉપાયથી બીજું હું યોગ્ય માનતો નથી.[૧૩] હે પાંડુપુત્રો ! મેં પરમ કલ્યાણકારક વચન કહ્યાં; પરંતુ તે મારાં વચનને ધૃતરાષ્ટ્રે સાંભળ્યાં નહિ. જેમ રોગાતુર મનુષ્યને પથ્ય અન્ન રુચે નહિ, તેમ ધૃતરાષ્ટ્રને મારૂં તે બોલેલું રુચ્યું નહિ.[૧૪] હે અજાતશત્રુ ! જેમ શ્રોત્રિય બ્રાહ્મણના ઘરમાં અત્યંત દુષ્ટ સ્ત્રીને રાખી હોય તોપણ તેને કલ્યાણમાર્ગે ચઢાવી શકાય નહિ, તેમ ભરતશ્રેષ્ઠ ધૃતરાષ્ટ્રને પણ કલ્યાણમાર્ગે ચઢાવાય તેમ નથી. જેમ કુમારિકાને સાઠ વર્ષનો પતિ ન રુચે, તેમ ધૃતરાષ્ટ્રને મારાં પરિપકવ વિચારવાળાં વચન નજ રુચે એ સ્વાભાવિક છે.[૧૫] ઓ રાજા! જરૂર કૌરવોનો વિનાશ થશે; કારણકે ધૃતરાષ્ટ્ર પોતાના કલ્યાણનો વિચાર કરતા નથી. જેમ કમળનાં પાંદડાં ઉપર છાંટેલું જળ ટકતું નથી, તેમ ધૃતરાષ્ટ્રના હૃદયમાં હિતવચન ટકતું નથી.[૧૬] મારા કહેવા પછી ક્રોધ પામેલા ધૃતરાષ્ટ્રે મને કહ્યું કે, 'હે ભારત ! તને જેના ઉપર શ્રદ્ધા હોય તેની પાસે તું જા. હું આ પૃથ્વીનું પાલન કરવામાટે અથવા નગરના રક્ષણને માટે ફરી તારી સહાય લેવાની ઇચ્છા કરતો નથી.'[૧૭] આ પ્રમાણે ધૃતરાષ્ટ્ર રાજાએ મારો ત્યાગ કર્યો, એટલે હું તમને ઉપદેશ આપવા માટે અહીં આવ્યો છું. હે નરેંદ્ર! મેં તમને સભામાં જે કહ્યું હતું તે બધું તમે ધ્યાનમાં રાખજો અને આ ફરી કહું છું તે પણ ભૂલશો નહિ.[૧૮] જે મનુષ્ય, શત્રુઓએ ભયંકર કલેશો આપ્યા હોય તોપણ અલ્પ અગ્નિને જેમ ઘાસવડે વધારવામાં આવે તેમ, પોતાને સહાયસંપત્તિથી વધારતો, ક્ષમા રાખીને સમયની વાટ જુએ છે, તે જિતચિત્ત મનુષ્ય એકલોજ પૃથ્વીનો ઉપભોગ કરે છે, એ નિશ્ચય છે.[૧૯] હે રાજન્! જેને સહાયકોની સાથે ધન વહેંચાયું નથી અર્થાત્ જેઓ સાથેજ ધનનો ઉપભોગ કરે છે, તેને દુઃખમાં પણ તે ધનાંશ ભોગવનારા સહાયભૂત રહે છે. આ સહાય મેળવવાનો એક ઉપાય છે; અને સહાયની પ્રાપ્તિ થતાં પૃથ્વીની પ્રાપ્તિ થાય છે, એમ નીતિવેત્તાઓ કહે છે.[૨૦] હે પાંડુપુત્ર! સહાયકોની સાથે સત્ય, શ્રેષ્ઠ અને અનર્થરહિત ભાષણ કરવું, સહાયકોની સાથે બેસીને એકસરખું અન્ન ખાવું તથા સહાયકોનો સત્કાર કરતાં પહેલાં પોતાના શરીરના વૈભવાદિથી સત્કાર કરવો નહિ. આ પ્રમાણે વર્તનારો રાજા પોતે વૃદ્ધિ પામે છે."[૨૧]

યુધિષ્ઠિર બોલ્યાઃ–"તમારાથી મને ઉત્તમ બુદ્ધિ પ્રાપ્ત થઇ છે. તમે જેમ કહો છો, તેમ હું

સાવધાન થઇને કરીશ. વળી બીજું પણ દેશ તથા કાળને યોગ્ય હોય તે તમારે કહેવું, તે બધું હું કરીશ ”[૨૨]

ઇતિ **શ્રી મહા૦ વન૦ અરણ્યપર્વમાં** “ વિદુરનિર્વાસ ” એ વિષયનો અધ્યાય ૫ મો સમાપ્ત.

## અધ્યાય ૬ ઠ્ઠો

### વિદુર હસ્તિનાપુરમાં પાછા ગયા.

**॥ वैशंपायन उवाच ॥**

**गते तु विदुरे राजन्नाश्रमं पांडवान्प्रति ॥**
**धृतराष्ट्रो महाप्राज्ञः पर्यतप्यत भारत ॥ १ ॥**

વૈશંપાયને કહ્યું:–હે ભરતવંશી રાજા ! જ્યારે વિદુરજી પાંડવોના આશ્રમપ્રત્યે ગયા, ત્યારે મહાબુદ્ધિમાન ધૃતરાષ્ટ્રને સંતાપ થવા લાગ્યો.[૧] સંધિવિગ્રહ આદિને કરાવનારો વિદુરનો પ્રભાવ જાણીને તથા તેનાથી પાંડવોની ઘણી ચઢતી થશે એમ માનીને, તે સભા-દ્વારમાં આવ્યો અને ‘ વિદુરના દ્વેષથી મારો નાશ થશે, આવો વિચાર આવવાથી મોહિત થઇને તે ત્યાં બેઠેલા શ્રેષ્ઠ રાજાઓની સમક્ષજ મૂર્છિત થઇને પડયો.[૨,૩] ફરી જ્યારે ભાન આવ્યું, ત્યારે તે રાજા જમીન ઉપરથી ઉઠીને પાસે ઉભેલા સંજયને કહેવા લાગ્યો:–[૪] “ઓ સંજય ! સાક્ષાત્ બીજા ધર્મના જેવો મારો ભાઇ વિદુર, મારો હિતકારી છે. તેનું સ્મરણ થતાં આજે મારૂં હૃદય જાણે ફાટી જતું હોય તેમ લાગે છે;[૫] માટે તું મારા ધર્મવેત્તા ભાઇ વિદુરને ઝટ અહીં તેડી લાવ.” આ પ્રમાણે કહીને તે રાજા દીન થઇને રડવા લાગ્યો;[૬]અને વિદુરના સ્મરણ-વડે મોહિત થયેલો તથા પશ્ચાત્તાપવડે સર્વ રીતે તપી ઉઠેલો રાજા ભ્રાતૃસ્નેહને લીધે સંજયને નીચે પ્રમાણે વચન કહેવા લાગ્યો:–[૭]“ઓ સંજય ! તું જા, અને મેં પાપીએ ક્રોધવડે કાઢી મૂકેલો મારો ભાઈ વિદુર જીવે છે કે કેમ ? તેની તું તપાસ કર ![૮] ડાહ્યા તથા અમાપ બુદ્ધિવાળા તે મારા ભાઇએ પૂર્વે જરા પણ મારૂં અપ્રિય કર્યું નથી;[૯] તેમ છતાં તે પરમ બુદ્ધિમાન વિદુરનું મેં મોટું અપ્રિય કર્યું છે, માટે ઓ ડાહ્યા સંજય ! તું જા, અને તેને લઇ આવ; નહિ તો હું મારા જીવિતને ત્યજી દઇશ !”[૧૦] આવું ધૃતરાષ્ટ્ર રાજાનું વચન સાંભળીને સંજયે તેને અનુમોદન આપી ‘ સારૂં, હું તેમ કરૂં છું ’ એમ કહીને ત્યાંથી કામ્યક વનપ્રત્યે વેગથી પ્રયાણ કર્યું.[૧૧] થોડા સમયમાંજ તે જ્યાં પાંડવો રહ્યા હતા, તે કામ્યક વનમાં પહોંચ્યો અને ત્યાં તેણે રુરુમૃગનું ચર્મ ઓઢીને બેઠેલા યુધિષ્ઠિરને દીઠા.[૧૨] પછી વિદુરજી તથા હજારો બ્રાહ્મણોની સાથે બેઠેલા અને દેવોથી રક્ષણ કરાયલા ઇંદ્રની પેઠે ભાઇઓએ જેમનું ચોતરફથી રક્ષણ કરેલું, એવા યુધિષ્ઠિરની પાસે જઇને સંજયે તેમનું પૂજન કર્યું. તે પછી ભીમસેન, અર્જુન, નકુલ અને સહદેવે પણ તેનો યથાયોગ્ય સત્કાર કર્યો;[૧૩,૧૪] તથા ધર્મરાજાએ કુશળ પૂછયું. તે પછી સંજયે સુખથી બેસીને પોતાના આગવવાનો હેતુ કહ્યો અને તે વિદુરને આવું વચન કહેવા લાગ્યો.[૧૫]

સંજય બોલ્યો:–“હે વિદુર ! અંબિકાના પુત્ર ધૃતરાષ્ટ્ર રાજા તમારૂં સ્મરણ કરે છે, માટે તમે ઝટ ત્યાં જઇને તેમને મળો અને રાજાને જીવાડો.[૧૬]હે સાધુવર્ય ! તમારે કુરુકુળને આનંદ આપનારા પુરુષશ્રેષ્ઠ પાંડવોની રજા લઇને રાજસિંહ ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી ત્યાં જવું યોગ્ય છે.”[૧૭]

વૈશંપાયને કહ્યું:–“ આ પ્રમાણે તેણે કહ્યું ત્યારે સ્વજનમાં સ્નેહવાળા બુદ્ધિમાન વિદુર યુધિષ્ઠિરની સંમતિ લઇને પુનઃ હસ્તિનાપુરમાં આવ્યા.[૧૮]અંબિકાનો મહાતેજસ્વી પુત્ર ધૃતરાષ્ટ્ર તે વખતે તેમને મળીને કહેવા લાગ્યો કે:–“ઓ ધર્મજ્ઞ ! તું ભલે આવ્યો. હે નિષ્પાપ ! મારૂં તું સ્મરણ કરે છે એ મારૂં મહદ્ભાગ્ય છે.[૧૯] હે ભરતશ્રેષ્ઠ ! તારે લીધે રાત્રિદિવસ ચિંતાથી અને ઉજાગરો થતો હતો અને તેથી હું આજે મારા દેહને પણ વિચિત્ર સ્થિતિમાં જોઉં છું.”[૨૦]આવું કહીને તેમણે વિદુરને પોતાના ખોળા ઉપર બેસાડીને તેમનું માથું સુંઘ્યું અને ફરી કહ્યું કે:–“હે

નિષ્પાપ! મેં જે તને કહ્યું હતું તેને માટે તું મને ક્ષમા કર." ૨૧

વિદુર બોલ્યા:–"હે રાજન્! મેં ક્ષમા કરેલીજ છે. તમે મારા મુખ્ય વડીલ છો અને તેથીજ હું તમારૂં દર્શન કરવા સત્વર અહીં આવી પહોંચ્યો છું.૨૨ હે નરવ્યાઘ્ર! ધાર્મિક ચિત્તવાળા પુરુષો દીનોના પક્ષપાતી હોય છે, માટે હે રાજન્! તમારે એ સંબંધમાં વિચાર કરવો નહિ. (અર્થાત્ પાંડવો દીન હોવાથી તેનાપ્રત્યે મારૂં વલણ છે, તે કંઈ તમારા પુત્રના દ્વેષથી નથી.)૨૩ હે ભારત! ખરી રીતે તો મને પાંડુના પુત્રો જેવા વહાલા છે, તેવાજ તમારા પુત્રો પણ મને પ્રિય છે; પરંતુ પાંડવો હમણાં દીન થઈ ગયેલા છે, એમ જાણીને મારી બુદ્ધિ તેમના તરફ ખેંચાય છે."૨૪

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે મહાન કાંતિવાળા બન્ને ભાઈઓ વિદુર અને ધૃતરાષ્ટ્ર, એકબીજાનું પરસ્પરમાં સાંત્વનકરીને પરમ હર્ષ પામ્યા.

ઈતિ શ્રીમહા૦ વન૦ અરણ્યપર્વમાં "વિદુરપ્રત્યાગમન" એ વિષયનો અધ્યાય ૬ ઠો સમાપ્ત.

# અધ્યાય ૭ મો
## પાંડવોના નાશને માટે દુર્યોધન વગેરેના વિચાર

॥ वैशंपायन उवाच ॥

**श्रुत्वाच विदुरं प्राप्तं राज्ञा चं परिसांत्वितम्॥**
**धृतराष्ट्रात्मजो राजा पर्यतप्यत दुर्मतिः ॥१॥**

વૈશંપાયને કહ્યું:–"વિદુર પાછા આવ્યાઅને ધૃતરાષ્ટ્ર રાજાએ તેમનું સારીરીતે સાંત્વન કર્યું. આ વાત સાંભળીને ધૃતરાષ્ટ્રનો દુર્બુદ્ધિવાળો પુત્ર દુર્યોધન મનમાં સંતાપ કરવા લાગ્યો.૧ પછી તેણે શકુનિને, કર્ણને તથા દુઃશાસનને બોલાવ્યા અને અજ્ઞાનથી થયેલા રાગદ્વેષરૂપ મોહમાં ભરાઈને તેઓને કહ્યું કે:–૨"આ ધીમાન ધૃતરાષ્ટ્રનો મંત્રી અને પાંડુપુત્રોનો સ્નેહી તથા હિતકર્તા વિદ્વાન વિદુર પાછો આવ્યો છે;૩ માટે એ વિદુર જેટલા સમયમાં પાંડવોને લાવવાના સંબંધમાં રાજાની બુદ્ધિને પાછી ફેરવી નાખે નહિ, તેટલા સમયમાં તમે બધા મારા હિતને માટે વિચાર કરો;૪ કારણકે હું હવે પાંડવોને કોઇપણ રીતે અહીં આવેલા જોઈશ તો જળનો તથા આહારાદિનો ત્યાગ કરીને પાછો શોષાઇ જઈશ,૫ ઝેર ખાઇશ, ગળામાં ફાંસો નાખીશ, શસ્ત્રથી આત્મઘાત કરીશ અથવા તો અગ્નિમાં પેસીને બળી મરીશ; પરંતુ હું અહીં શત્રુઓને ફરી સમૃદ્ધિવાળા જોવાની ઈચ્છા રાખતો નથી."૬

શકુનિ બોલ્યો:–"ઓ દુર્યોધન રાજા! તું આવી મૂર્ખ બુદ્ધિ કેમ ધરાવે છે? પાંડવો તો પ્રતિજ્ઞા કરીને અહીંથી ગયા છે, એટલે તેઓ પાછા આવશેજ નહિ.૭હે ભરતશ્રેષ્ઠ! પાંડવો બધા સત્ય વચન પાળનારા છે, એટલે ઓ તાત! તેઓ તારા પિતાનાં વચનને કોઇપણ રીતે સ્વીકારશે નહિ;૮ તેમ છતાં જો તે બધા તારા પિતાનાં વચનને સ્વીકારીને તથા પોતાના ઠરાવને તોડીને પાછા અહીં નગરમાં આવશે, તો આપણી અને તેઓની વચ્ચે ફરી પણ કાર્ય તથા અકાર્યના વિવેકવાળો વ્યવહાર ચાલુ થશે–અર્થાત્ ત્યારે શું કરવું અને શું ન કરવું તેનો આપણે વિચાર કરીને વર્તીશું.૯ આપણે બધા ધૃતરાષ્ટ્રની ઇચ્છાને અનુસરીને મધ્યસ્થ રહીશું અને આપણા વિચારો ગુપ્ત રાખીને પાંડવોનાં અનેક છિદ્રો જોતા રહીશું."૧૦

દુઃશાસન બોલ્યો:–"ઓ મોટા ડહાપણવાળા મામા! તમે જેમ કહો છો તે તેમજ છે. તમે કંઇપણ કહો છો, ત્યારે હમેશાં તમારી બુદ્ધિ મને બહુ ગમે છે."૧૧

કર્ણ બોલ્યો:–"હે દુર્યોધન રાજા! અમે બધા તમારા ઇચ્છિત મનોરથો સિદ્ધ થાય એવી ઇચ્છા રાખીએ છીએ; અને આ વિષયમાં અમારો બધાનો એકજ મત છે, એમ મને લાગે છે.૧૨ વનમાં રહેવાના અવધિને પૂર્ણ કર્યાવિના ધીર પાંડવો પાછા આવશે નહિ અને જો તેઓ મોહને લીધે આવે, તો ફરી દ્યૂત રમીને તેઓને તમે જિતી લેજો."૧૩

વૈશંપાયને કહ્યું:–"આ પ્રમાણે કર્ણે કહ્યું તે

વખતે દુર્યોધન રાજા અપ્રસન્ન થઇને તત્કાળ મોં ફેરવીને બેઠો.[૧૪] એટલે દુર્યોધનનો અભિપ્રાય કર્ણ સમજી ગયો અને તેણે રોષવડે પોતાનાં સુંદર નેત્રો ફેરવીને તથા દેહને ટટાર કરીને, પરમક્રોધ પામી દુઃશાસન,શકુનિ અને દુર્યોધનને કહ્યું કે:– "હે ભૂપતિઓ ! હવે મારો પોતાનો જે મત છે, તેને તમેસાંભળો.[૧૫,૧૬]આપણે બધા સેવકની પેઠે હાથ જોડીને ધૃતરાષ્ટ્ર રાજાનું પ્રિય કર્યા કરીશું, તો આ દુર્યોધનનું પ્રિય આપણે બધા સાવધાન થઇને કરી શકીશું નહિ, કારણકે તેમ કરતાં આપણને રાજા અટકાવ્યા કરશે;[૧૭] માટે આપણે તો બખ્તર પહેરીને તથા શસ્ત્રો ગ્રહણ કરીને, રથોમાં બેસી, વનમાં રહેલા પાંડવોને હણવા માટે એકઠા મળીને જઇએ.[૧૮] તે સર્વે નાશ પામે અને મરણદશાને પામી જાય, એટલે ધૃતરાષ્ટ્રના પુત્રો તથા આપણે ક્લેશરહિત થઇશું.[૧૯] જ્યાંસુધી પાંડવો ખેદમાં છે, જ્યાંસુધી શોકગ્રસ્ત છે અને જ્યાંસુધી મિત્રવિનાના છે, ત્યાંસુધીમાં આપણે તેઓને હણી શકીશું, એવું મારૂં માનવું છે."[૨૦] કર્ણનું આવું વચન સાંભળીને તે બધાઓ વારંવાર તેને માન આપવા લાગ્યા અને તે વખતે સૂતપુત્રને તેઓ 'ખરૂં છે, એમજ કરીએ' એમ કહેવા લાગ્યા.[૨૧] આ પ્રમાણે કહીને તથા પાંડવોને મારવાનો નિશ્ચય કરીને, તે સર્વે ક્રોધાવિષ્ટ થઈ, જૂદા જૂદા રથોમાં બેસીને, એકઠા મળી ત્યાંથી નીકળ્યા.[૨૨] તે બધાઓ પાંડવોના વિનાશને માટે નીકળ્યા છે, આ વાત દિવ્ય દૃષ્ટિથી જોઈને તથા સારી રીતે જાણીને, વિશુદ્ધ આત્માવાળા પ્રભુ વ્યાસ મુનિ ત્યાં આવ્યા[૨૩] અને તે સર્વને અટકાવીને લોકપૂજિત ભગવાન વ્યાસ, અંધ ધૃતરાષ્ટ્ર જ્યાં બેઠેલા હતા, ત્યાં આગળ સત્વર આવીને તેને કહેવા લાગ્યા. [૨૪]

**ઇતિ શ્રીમહા૦ વન૦ અરણ્ય પર્વમાં "વ્યાસાગમન" એ વિષયનો અધ્યાય ૭ મો સમાપ્ત.**

# અધ્યાય ૮ મો

## વ્યાસનો ઉપદેશ

**॥ व्यास उवाच ॥**

**धृतराष्ट्र महाप्राज्ञ निबोध वचनं मम ॥**
**वक्ष्यामि त्वां कौरवाणां सर्वेषां हितमुत्तमम् १**

વ્યાસ બોલ્યાઃ–"હે મહાબુદ્ધિમાન ધૃતરાષ્ટ્ર ! તમે મારૂં વચન સાંભળો. હું તમને સઘળા કૌરવોનું ઉત્તમ હિત થાય તેવું કહું છું.[૧] હે મહાબાહુ ! દુર્યોધન વગેરેએ છળથી હરાવેલા પાંડવો વનમાં ગયા, તે મને સારૂં લાગ્યું નહિ.[૨]હે ભારત! પોતાને પડેલા ક્લેશોને યાદ કરતા તેઓ તેર વર્ષ પૂરાં થતાં ક્રોધ કરીને કૌરવોના ઉપર પોતાનું ઝેર વર્ષાવશે.[૩] આ તમારો અત્યંત જડ બુદ્ધિવાળો પાપાત્મા પુત્ર, રાજ્યને માટે નિત્ય ક્રોધ કરીને પાંડવોને મારવાની ઇચ્છા કરે છે એ શું કહેવાય ?[૪] આ મૂર્ખને સારી પેઠે વારો અને તમારો તે પુત્ર શાંત થાઓ; કારણકે વનમાં રહેલા પાંડવોને હણવામાટે એ ઇચ્છા કરે છે, પરંતુ તેમ કરવા જતાં એ પોતાના પ્રાણ ખોઇ દેશે.[૫] જે પ્રમાણે વિદુર, ભીષ્મ, અમે, કૃપાચાર્ય અને દ્રોણ એ સર્વે ઉત્તમ બુદ્ધિસંપન્ન છીએ, તે પ્રમાણે તમે પણ સારી રીતે બુદ્ધિસંપન્ન છો;[૬] માટે હે મહાબુદ્ધિમાન રાજા! સગાંઓની સાથેનો ક્લેશ નિંદિત છે, અધર્મરૂપ છે અને અપયશ આપનારો છે, એમ જાણીને તમે તેવા ક્લેશને સ્વીકારો નહિ.[૭] હે ભરતવંશી રાજા! આ તમારા પુત્રની પાંડવોના તરફ જેવા વિચારવાળી બુદ્ધિ છે, તે બુદ્ધિને માટે જો તમે બેદરકારી રાખશો, તો તે મોટો અન્યાય ઉત્પન્ન કરશે;[૮] અથવા હે રાજા ! આ તમારો અત્યંત મંદબુદ્ધિવાળો પુત્ર, બીજાની સહાયવિના એકલોજ પાંડવોની પાસે વનમાં જાય અને ત્યાં તેઓના સહવાસથી કદાચિત જો તમારા પુત્રને પાંડવોની સાથે સ્નેહ થાય તો હે રાજા ! હાલજ તમે કૃતાર્થ થઈ જાઓ.[૧૦]અથવા હે મહારાજ !મનુષ્ય ઉત્પન્ન થતાંજ તેનો જે સ્વભાવ બંધાયો હોય છે, તે સ્વભાવ મરે નહિ ત્યાંસુધી જતો નથી, એમ

શાસ્ત્રમાં સંભળાય છે;[૧૧] પરંતુ આ વિષયમાં ભીષ્મ, દ્રોણ અને વિદુર શું માને છે? અને તમારૂં પણ શું માનવું છે? તે કહો, કારણ કે જે કરવા યોગ્ય હોય તે પ્રથમથીજ કરવું જોઇએ, તેમ નહિ કરો તો તમારો હેતુ નાશ પામશે.[૧૨]

ઇતિ શ્રીમહા૦ વન૦ અરણ્યપર્વમાં
"વ્યાસવાકય" એ વિષયનો
અધ્યાય ૮ મો સમાપ્ત.

# અધ્યાય ૯ મો

## વ્યાસે કહેલું સુરભિનું ઉપાખ્યાન

॥ धृतराष्ट्र उवाच ॥

**भगवन्नाहमप्येतद्रोचये द्यूतसंभवम् ॥**
**मन्ये तद्विधिनाऽऽकृष्यकारितोऽस्मीति वै मुने**

ધૃતરાષ્ટ્રે કહ્યું:-"હે ભગવન્! હું પણ એ દ્યૂત રમવાના કાર્યને પસંદ કરતો ન હતો, તથાપિ હે મુનિ! મને વિધાતાએજ ખેંચીને મારી પાસે તેવું કાર્ય કરાવ્યું છે, એમ હું માનું છું.[૧] સભામાં મોહને લીધે જે દ્યૂત રમાયું હતું, તે ભીષ્મને, દ્રોણને તથા વિદુરને ગમ્યું ન હતું, તેમજ ગાંધારી પણ તેને ઇચ્છતી ન હતી.[૨] હે વ્રતપ્રિય ભગવન્! દુર્યોધન અનર્થનું મૂળ છે, એમ હું જાણું છું, તેમ છતાં પુત્રસ્નેહને લીધે તે ભાનવિનાના દુર્યોધનને હું ત્યજી શકતો નથી."[૩]

વ્યાસ બોલ્યા:-"હે વિચિત્રવીર્યના પુત્ર ધૃતરાષ્ટ્ર રાજા! તું જે કહે છે તે સત્ય છે. પુત્ર સર્વથી શ્રેષ્ઠ છે, પુત્રથી શ્રેષ્ઠ બીજું કંઇ નથી, એમ અમે ખાત્રીથી જાણીએ છીએ.[૪] ઇંદ્રને પણ આંસુ પાડીને સુરભિએ બોધ કર્યો હતો, ત્યારથી તે બીજા સમૃદ્ધિયુક્ત અન્નવસ્ત્રાદિક પદાર્થોથી પરમ સ્થાન મળતું નથી પણ તે પુત્રથી મળે છે, એમ માને છે.[૫] હે રાજન્! આ પુત્રપ્રીતિના વિષયમાં હું તને સુરભિ અને ઇંદ્રના સંવાદરૂપી મહાન ઉત્તમ આખ્યાન કહું છું, તે તું સાંભળ.[૬] હે રાજા! હે તાત! પૂર્વે ગાયોની માતા સુરભિ સ્વર્ગમાં જઇને રડવા લાગી, ત્યારે ઇંદ્રે તેના ઉપર દયા લાવીને પૂછયું."

ઇંદ્રે પૂછયું:-"હે કલ્યાણિ! તું શામાટે રડે છે? દેવતાઓનું, મનુષ્યોનું અને નાગોનું કલ્યાણ તો છે ને? તું રડે છે તેનું કારણ કંઈ નાનું નહિ હોય."[૮]

સુરભિ બોલી:-"હે દેવાધીશ ઇંદ્ર! તમારૂં કંઈ પણ અશુભ મારા જોવામાં આવ્યું નથી; હું તો મારા પુત્રનો શોક કરૂં છું અને તેથી રુદન કરૂં છું.[૯] હે દેવરાજ! આ ક્ષુદ્ર ખેડુતને તમે જુઓ. તે હળ ખેંચવાથી પીડાયલા મારા દુર્બળ પુત્રને પરોણાવતી ચોમેરથી વીંધે છે અને મારો પુત્ર વિશ્રાંતિની ઉત્કંઠાથી બેસી જાય છે, ત્યારે એ ખેડુત તેને મારે છે. હે દેવેંદ્ર! તે જોઇને મારા ચિત્તમાં દયાનો આવેશ ભરાઈ ગયો છે અને મારૂં ચિત્ત ઉદ્વેગ પામે છે. વળી તે બે બળદમાં એક બળવાન છે અને તે વધારે ભારવાળી જુંસરી ખેંચે છે, ત્યારે બીજો નિર્બળ શરીરવાળો છે, સૂકાયલો છે અને તેની નસો નીકળી ગયેલી છે, જેથી તે મહાકષ્ટથી ભાર ખેંચે છે. હે ઇંદ્ર! હું તે પુત્રનો શોક કરૂં છું.[૧૦-૧૨] આ ખેડુત તેને પરોણાની લાકડીથી વારંવાર મારે છે તથા આરથી વીંધે છે, તોપણ હે ઇંદ્ર! જુઓ, તે બળદ એ ભારને ઉપાડી શકતો નથી.[૧૩] એટલામાટે હું તેના શોકથી આતુર તથા અત્યંત દુઃખી થઇને, દયા ઉપજે તેમ બે આંખોમાંથી આસું પાડતી રડું છું."[૧૪]

ઇંદ્રે કહ્યું:-"હે કલ્યાણિ! તારા હજારો પુત્રો આમ પીડાતા હશે, ત્યારે આ એકજ પુત્રને માર પડતાં તેના ઉપર તું કેમ કૃપા કરે છે?"[૧૫]

સુરભિ બોલી:-"હે ઇંદ્ર! મારે જોકે હજારો પુત્રો છે અને તે સર્વના ઉપર મારી સમાન પ્રીતિ છે, તથાપિ આ ગરીબ સ્વભાવના રાંક પુત્ર ઉપર મારી અધિક કૃપા છે."[૧૬]

વ્યાસ બોલ્યા:-"સુરભિનું તેવું વાકય સાંભળીને ઇંદ્રને બહુ આશ્ચર્ય લાગ્યું અને હે કૌરવ્ય! તે જીવિતના કરતાં પણ પુત્રને અધિક માનવા લાગ્યા.[૧૭] તે પછી ભગવાન ઇંદ્રે તે ખેડુતના કામમાં વિઘ્ન કરવામાટે એકાએક તે સ્થાન-

માંજ ભયંકર વરસાદ વર્ષાવ્યો, એટલે ખેડુતે તે બળદને છૂટો કર્યો.[૧૮] હે રાજા ! માટે તે સુરભિએ જેમ કહ્યું તેમ સર્વ પુત્રોમાં તમારી સમાન કૃપા ભલે રહો, તોપણ તે પુત્રોમાં જે હીન–દીન હોય, તેઓના ઉપર તમારે અધિક કૃપા રાખવી જોઇએ.[૧૯] હે પુત્ર ધૃતરાષ્ટ્ર ! પાંડુ જેવો મારો પુત્ર છે, તેવોજ તું અને મહાજ્ઞાની વિદુર પણ છે; તેથી આ હું તને સ્નેહથી કહું છું.[૨૦] હે ભરતવંશી રાજા ! લાંબે કાળે તને એકસો ને એક પુત્રો થયા છે અને પાંડુના તો પાંચજ પુત્રો છે. વળી તે પુત્રો પણ તારા પુત્રોની પેઠે કપટને ન જાણનારા તથા અત્યંત દુઃખી થઈ પડેલા છે.[૨૧] તેથી તેઓ દીર્ઘકાળ સુધી કેવી રીતે જીવે ? તથા તેઓની વૃદ્ધિ કેવી રીતે થાય ? એ પ્રમાણે ગરીબ પાંડવોને માટે મારા મનમાં સંતાપ થયા કરે છે.[૨૨] હે રાજા ! જો તમે આ લોકમાં કૌરવો જીવતા રહે, એવી ઇચ્છા રાખતા હો તો તમારો પુત્ર દુર્યોધન, પાંડવોની સાથે સલાહસંપ કરે, એજ ઇચ્છવા યોગ્ય છે."[૨૩]

ઇતિ શ્રી મહા૦ વન૦ અરણ્યપર્વમાં "સુરભ્યુપાખ્યાન" એ વિષયનો અધ્યાય ૯ મો સમાપ્ત.

## અધ્યાય ૧૦ મો

### મૈત્રેયનો શાપ

॥ धृतराष्ट्र उवाच ॥

एवमेतन्महाप्राज्ञ यथा वदसि नो मुने ॥
अहं चैव विजानामि सर्वे चेमे नराधिपाः ॥१॥

ધૃતરાષ્ટ્રે કહ્યું:–"હે મહાજ્ઞાનસંપન્ન મુનિ! તમે અમને જેમ કહો છો તે તેમજ છે. હું તે સારી રીતે જાણું છું તથા આ સર્વ રાજાઓ પણ જાણે છે.[૧] કુરુવંશીઓના મહોદયને માટે આપ સારો વિચાર રાખો છો અને હે મુનિ ! વિદુરે, ભીષ્મે તથા દ્રોણે પણ મને તેજ પ્રમાણે કહ્યું હતું; [૨] માટે હું જો તમારા અનુગ્રહને માટે પાત્ર હોઉં અને કૌરવોના ઉપર જો તમારી દયા હોય તો મારા દુરાત્મા પુત્ર દુર્યોધનને તમે ઉપદેશ આપો." [૩]

વ્યાસ બોલ્યાઃ–"હે રાજન્ ! આ ભગવાન મૈત્રેય ઋષિ, બંધુ પાંડવોને જોઇને આપણને મળવામાટે અહીં આવે છે.[૪] હે રાજા ! એ મહાઋષિ આ કુળની શાંતિને માટે તમારા પુત્ર દુર્યોધનને યથાન્યાય ઉપદેશ આપશે. [૫] હે કૌરવ્ય ! પરંતુ એ જે કંઇ કહે તે તમારે નિઃશંક થઇને કરવું જોઇશે. જો તે કામ તમે નહિ કરો તો એ ઋષિ કોપ કરીનેતમારા પુત્રને શાપ આપશે."[૬]

વૈશંપાયને કહ્યું:–"આ પ્રમાણે કહીને વ્યાસ ત્યાંથી ચાલ્યા ગયા અને મૈત્રેયઋષિએ ત્યાં દર્શન આપ્યાં. પુત્રોની સાથે ધૃતરાષ્ટ્ર રાજાએ અર્ઘ્ય, પાદ્ય વગેરે ઉપચારોથી પૂજા કરીને તેમને આસન ઉપર બેસાડયા. પછી વિશ્રાંત થયેલા મુનિશ્રેષ્ઠને જોઇને અંબિકાપુત્ર ધૃતરાષ્ટ્ર રાજા વિનયથી તેમને પૂછવા લાગ્યાઃ–"હે ભગવન્! આપ કુરુજાંગલ દેશોમાં ફરતા ફરતા સુખશાંતિથી તો આવ્યા છો ને ?પાંચ શૂરવીર ભાઈ પાંડવો કુશળ તો છે ને ? "ભરતકુળમાં શ્રેષ્ઠ એવા પાંડવો પોતાના ઠરાવ પ્રમાણે રહેવાની ઇચ્છા રાખે છે કે ? અને કૌરવપાંડવોની વચ્ચે ન તૂટે તેવો ભ્રાતૃસ્નેહ ફરી થશે કે ? "[૭–૧૦]

મૈત્રેય બોલ્યાઃ–"હું તીર્થયાત્રા કરતો કરતો કુરુજાંગલ દેશોમાં જઈ પહોંચ્યો અને ત્યાં દૈવેચ્છાથી કામ્યકવનમાં મેં ધર્મરાજાને દીઠા.[૧૧] હે રાજા ! તે વખતે ત્યાં જટા તથા મૃગચર્મને ધારણ કરનારા એવા તપોવનનિવાસી મહાત્મા યુધિષ્ઠિરના દર્શનને માટે બીજાં મુનિમંડળો પણ આવ્યાં હતાં.[૧૨] હે મહારાજ! તે ઠેકાણે મેં તમારા પુત્રોનો દ્યૂતરૂપી અનર્થમાં પણ અર્થબુદ્ધિરૂપી વિભ્રમ, દ્યૂતરૂપથી અન્યાય અને તેનાથી આવી પડેલો મહાન ભય, એ સઘળું સાંભળ્યું. [૧૩] હે રાજા! તે પછી કૌરવોની તપાસ કરવામાટે હું તમારી પાસે આવ્યો છું; કારણકે તમારે વિષે મને અધિક સ્નેહતથા પ્રીતિ છે.[૧૪] હે રાજન્ ! તમે અને ભીષ્મ જીવતા હો અને તમારા પુત્રો પરસ્પરમાં વિરોધ કરે, એ કોઇપણ રીતે યોગ્ય ગણાય નહિ.[૧૫] હે રાજા ! તમે નિગ્રહ તથા અનુગ્રહ કરવામાં સમર્થ હોઇને

સર્વ પુત્રોના આધારસ્તંભરૂપ છો, તો પછી આ ઉછળતા ઘોર અન્યાયની શામાટે ઉપેક્ષા કરો છો? [૧૬] હે કુરુનંદન! તમારી સભામાં લૂંટારાઓના જેવું જે આચરણ કરવામાં આવ્યું, તેથી હવે તમે તપસ્વીઓના સંગમાં શોભતા નથી."

વૈશંપાયને કહ્યું:-"આ પ્રમાણે ધૃતરાષ્ટ્રને કહીને પછી ભગવાન મૈત્રેયઋષિ, ક્રોધી દુર્યોધન તરફ ફર્યાઅને તેને મધુર વાણીથી કહેવાલાગ્યા."

મૈત્રેય બોલ્યા:-"હે મહાબાહુ, વક્તાઓમાં શ્રેષ્ઠ અને મહાભાગ્યશાળી દુર્યોધન! હું તારૂં હિતકારી જે વચન કહું છું, તે તું સાંભળ. [૧૯] હે રાજા! તું પાંડવોનો દ્રોહ કરીશ નહિ અને હે નરશ્રેષ્ઠ! તું તારૂં પોતાનું, પાંડવોનું, કુરુવંશીઓનું અને સર્વ લોકનું જે પ્રિય હોય તે કર; [૨૦] કારણકે નરોમાં વ્યાઘ્ર જેવા તે સર્વે પાંડવો શૂરવીર છે, પરાક્રમી યોદ્ધાઓ છે, સઘળાઓ દશ દશ હજાર હાથીના જેવા બળવાળા છે, વજ્રના જેવી દૃઢ કાયાવાળા છે, [૨૧] સર્વે સત્ય વ્રતને ધારણ કરે છે, સર્વ પુરુષપણાના અભિમાનવાળા છે અને દેવના શત્રુઓ તથા યથેષ્ટ રૂપ ધારણ કરનારા એવા હિડિંબ, બક, કિર્મીર વગેરે રાક્ષસોનો નાશ કરનારા છે. જ્યારે મહાત્મા પાંડવો હસ્તિનાપુરમાંથી નીકળીને વનમાં જતા હતા, ત્યારે એક રાત્રિએ તેઓના માર્ગને રોકીને ભયંકર દેહવાળો કિર્મીર રાક્ષસ અડગ પર્વતની પેઠે ઉભો હતો. તે રાક્ષસને યુદ્ધપ્રસંગથી ખુશી થનારા અને બળવાન એવા ભીમસેને, વાઘ જેમ તુચ્છ મૃગને મારી નાખે, તેમ પોતાના બળવડે ઢોરને જેમ મારવામાં આવે તેમ મારીને મારી નાખ્યો હતો. વળી હે રાજા! દિગ્વિજય વખતે ભીમસેને, દશ હજાર હાથીના જેવા બળવાળા અને મહાધનુર્ધારી એવા જરાસંધને યુદ્ધમાં જે રીતે મારી નાખ્યો હતો, તે તરફ તું દૃષ્ટિ કર! જેઓના સંબંધી શ્રીવાસુદેવ છે અને દ્રુપદના સઘળા પુત્રો જેઓના સાળા થાય છે, તે પાંડવોની સામે યુદ્ધમાં, જરામરણવાળો કયો પુરુષ ઉભો રહે તેમ છે? માટે હે ભરતશ્રેષ્ઠ! પાંડવોની સાથે તારો સંપ રહો. [૨૨-૨૭] હે રાજા! તું મારાં વચન પ્રમાણે કર અને ક્રોધને વશ ન થા."

વૈશંપાયને કહ્યું:-"હે રાજન્! આ પ્રમાણે મૈત્રેય કહેતા હતા, તે વખતે દુર્યોધન પગવડે પૃથ્વી ખોતરતો ખોતરતો મંદ હાસ્ય કરીને હાથીની સૂંઢના જેવી પોતાની સાથળને થાબડવા લાગ્યો [૨૮,૨૯] અને તે દુર્બુદ્ધિવાળો કંઈપણ ઉત્તર આપ્યાવિના જરા નીચું મુખ કરીને બેસી રહ્યો. હે રાજન્! તે વખતે પોતાનું વચન ન સાંભળતાં પૃથ્વી ખોતર્યા કરતા દુર્યોધનને જોઇને મૈત્રેય મુનિને ક્રોધ ઉત્પન્ન થયો અને ક્રોધને વશ થયેલા મુનિશ્રેષ્ઠ મૈત્રેયે દૈવથી પ્રેરાઇને દુર્યોધનને શાપ આપવા વિચાર કર્યો. તે પછી ક્રોધથી લાલચોળ નેત્રવાળા મૈત્રેયે જળનો સ્પર્શ કરીને દુષ્ટ ચિત્તવાળા દુર્યોધનને શાપ આપ્યો કે:-[૩૨] "તું મારો અનાદર કરીને આ મારી વાણી પ્રમાણે કરવા ઇચ્છતો નથી, માટે તને એ અભિમાનનું ફળ તત્કાળ મળશે [૩૩] અને તારા દ્રોહને લીધે મોટું યુદ્ધ ઉત્પન્ન થશે. તેમાં બળવાન ભીમસેન ગદાનો પ્રહાર કરીને તારી સાથળ ભાંગી નાખશે." [૩૪] આ પ્રમાણે મુનિએ શાપ આપ્યો તે વખતે ધૃતરાષ્ટ્ર રાજાએ મુનિને પ્રસન્ન કરીને કહ્યું કે:-'એ પ્રમાણે ન થાય તેમ કરો.' [૩૫]

મૈત્રેય બોલ્યા:-"ઓ રાજા! જો તારો પુત્ર શાંત થશે, તો એને મારો શાપ લાગશે નહિ, પણ હે તાત! એ જ્યારે વિરુદ્ધ રીતે વર્તશે, ત્યારે તેને એ શાપ લાગશે." [૩૬]

વૈશંપાયને કહ્યું:-તે પછી દુર્યોધનના પિતા રાજેંદ્ર ધૃતરાષ્ટ્રે, ભીમસેનના બળને જાણવાની ઇચ્છાથી મૈત્રેયને પૂછયું કે:-"ભીમે કિર્મીરનો વધ કેવી રીતે કર્યો હતો? તે કહો." [૩૭]

મૈત્રેય બોલ્યા:-"હવે હું ફરી કંઈપણ કહીશ નહિ; કારણકે તારો છોકરો મારૂં કહેલું સાંભળતો નથી; પણ મારા ગયા પછી આ વિદુર તને એ સઘળું કહેશે." [૩૮] આ પ્રમાણે કહીને મૈત્રેય ઋષિ જેમ આવ્યા હતા તેમ ચાલ્યા ગયા અને કિર્મીરનો વધ સાંભળીને ખિન્ન થયેલો દુર્યોધન સભામાંથી બહાર ચાલ્યો ગયો. [૩૯]

**ઇતિ શ્રીમહા૦ વન૦ અરણ્યપર્વમાં "મૈત્રેયશાપ"એ વિષયનો અધ્યાય ૧૦મો સમાપ્ત.**

# किर्मीरवध पर्व

## અધ્યાય ૧૧ મો
### વિદુરનાં વાકયો
॥ धृतराष्ट्र उवाच ॥

**किर्मीरस्य वधं क्षत्तः श्रोतुमिच्छामि कथ्यतां॥
रक्षसा भीमसेनस्य कथमासीत्समागमः ॥१॥**

ધૃતરાષ્ટ્રે પૂછયું:–"હે વિદુર! હું કિર્મીરવધની કથા સાંભળવાની ઇચ્છા કરૂં છું, માટે ભીમસેનને કિર્મીર રાક્ષસની સાથે કેવી રીતે સમાગમ થયો હતો, તે મને કહો."[૧]

વિદુર બોલ્યા:–"મનુષ્યોથી ન થાય તેવાં કર્મો કરનારા ભીમસેનનું એ કર્મ તમે સાંભળો, કે જે કર્મને પાંડવોના કથાપ્રસંગમાં વારંવાર મેં પૂર્વે સાંભળ્યું છે.[૨] હે રાજેંદ્ર! દ્યૂતમાં હારેલા પાંડવો અહીંથી નીકળ્યા પછી ત્રણ રાત્રિદિવસે કામ્યક નામના વનમાં ગયા હતા.[૩] હે નૃપ! આ વખતે ગાઢ અંધકારવાળી રાત્રિનો અર્ધો સમય ગયો હતો અને ઘોર કર્મવાળા પુરુષભક્ષક રાક્ષસોનો સંચાર ચાલુ થયો હતો.[૪] વનમાં ફરનારા ગોવાળીઆઓ અને તપસ્વીઓ પણ નિરંતર તે વનને રાક્ષસોના ભયવડે દૂરથીજ ત્યજી જતા હતા.[૫]હે ભારત! તે વનમાં પાંડવોએ પ્રવેશ કરવા માંડયો, તે વખતે તેઓનો માર્ગ રોકીને, હાથમાં ઉંબાડિયું લઇને પ્રદીપ્ત નેત્રવાળો ભયંકર રાક્ષસ સામે આવ્યો.[૬] કુરુકુળને ધારણ કરનારા પાંડવો જે માર્ગે થઇને જતા હતા, તે માર્ગને રોકી એ રાક્ષસ, પોતાના બાહુઓ ઉંચા કરીને તથા મુખ વિકરાળ કરીને ઉભો હતો.[૭]તેની આઠ ડાઢો સ્પષ્ટ દેખાતી હતી, આંખો લાલ હતી, માથાના વાળ ઉંચા અને ચળકતા જણાતા હતા અને તે સર્વથી તે સૂર્યનાં કિરણો, વિજળીનો સમૂહ તથા બગલાંઓવાળા મેઘના જેવો જણાતો હતો. તે રાક્ષસી માયાને પ્રકટ કરતો હતો અને મોટા શબ્દથી ગર્જના કરતા જળયુક્ત મેઘની પેઠે મોટી મોટી ગર્જનાઓ કરતો હતો.[૮,૯] તેની ગર્જનાથી સ્થલચર અને જલચર પક્ષીઓ ત્રાસ પામીને શબ્દ કરતાં સર્વ દિશાઓમાં નાસી જતાં હતાં.[૧૦]તેની ગર્જનાથી હરણાંઓ, દીપડાંઓ, પાડાઓ અને રીંછો નાસભાગ કરતાં હતાં અને તેનાથી વ્યાકુળ થયેલું તે વન જાણે ચાલ્યું જતું હોય તેવું જણાતું હતું.[૧૧] તેની સાથળના વાયુથી કંપી ઉઠેલી, લાલ કુંપળોરૂપી બાહુવાળી, દૂર દૂર ઉત્પન્ન થયેલી લતાઓ પણ વૃક્ષોને ભેટી પડતી હતી.[૧૨] તે વખતે અત્યંત દારુણ વાયુ વાવા લાગ્યો અને તેનાથી ઉડેલી રજવડે છવાયલું આકાશ પ્રકાશવિનાનું થઇ ગયું હતું.[૧૩] જેમ પાંચ ઇંદ્રિયોથી ઇચ્છા કરાતા શબ્દસ્પર્શાદિક વિષયોને માટે અતુલિત શોકાવેશ એ મહાન શત્રુ છે, તેમ પાંચ પાંડવોને માટે તે રાક્ષસ કદી નહિ જાણેલો મહાનશત્રુ હતો.[૧૪] તેણે કાળાં મૃગચર્મો ઓઢીને આવતા પાંડવોને દૂરથી દીઠા એટલે તે મૈનાક પર્વતની પેઠે તે વનના દ્વારને રોકીને ઉભો રહ્યો.[૧૫] પૂર્વે કોઇ વખત ન જોયેલા એવા તે રાક્ષસને પાસે આવેલો જોઇને કમળનયની દ્રૌપદી ત્રાસ પામી ગયાં અને ત્રાસને લીધે તેમણે પોતાનાં બન્ને નેત્રો મીંચી દીધાં.[૧૬] દુઃશાસનના હાથથી છૂટેલા અને વિંખાઇ ગયેલા કેશવાળાં દ્રૌપદી તે વખતે પાંચ પર્વતના મધ્યમાં રહેલી નદીની પેઠે વ્યાકુળ થઇ ગયાં.[૧૭] વિષયમાં આસક્ત થયેલી ઇંદ્રિયો જેમ વિષયપ્રીતિને ઝાલી લે, તેમ મૂર્છિત થતાં દ્રૌપદીને તે વખતે પાંચે પાંડવોએ ઝાલી લીધાં.[૧૮]

પછી ભયંકર દેખાવવાળી તે રાક્ષસી માયાને ઉત્પન્ન થયેલી જોઇને તેને પ્રતાપી ધૌમ્ય મુનિએ, રાક્ષસને હણનારા વિવિધ મંત્રોનો સારી રીતે પ્રયોગ કરીને પાંડવોના જોતાંજ નાશ પમાડી દીધી. પછી માયા નાશ પામતાં અતિ બળવાન, યથેષ્ટ રૂપોને ધારણ કરનારો અને ક્રૂર એવો કિર્મીર રાક્ષસ, ક્રોધવડે આંખો ફા-

ડીને કાળના જેવા ભયંકર રૂપથી ત્યાં આવીને ઉભો રહ્યો. ત્યારે વિશાળ બુદ્ધિવાળા યુધિષ્ઠિરે તેને પૂછયું કેઃ—[૨૧]"તું કોણ છે? કોનો પુત્ર છે? અને તારે કયું કાર્ય કરવાનું છે? તે તું કહે." પછી તે રાક્ષસે ધર્મરાજા યુધિષ્ઠિરને ઉત્તરઆપ્યો કેઃ—[૨૨]"હું બકનો ભાઈ છું અને મારૂં કિર્મીર એવું નામ પ્રખ્યાત છે. હું આ શૂન્ય કામ્યક વનમાં નિશ્ચિંત થઇને રહું છું[૨૩] અને યુદ્ધમાં પુરુષોને હરાવી તેમનો નિત્ય આહાર કરૂં છું. મારા ભક્ષ્યરૂપ તમે અહીં મારી પાસે કોણ આવ્યા છો? હું તમને બધાને યુદ્ધમાં હરાવીને પછી તમારૂં નીરાંતે ભક્ષણ કરીશ."[૨૪]

વૈશંપાયને કહ્યુંઃ—તે દુરાત્મા રાક્ષસનું તેવું વચન સાંભળીને હે ભારત! યુધિષ્ઠિર રાજા પોતાનાં નામ, ગોત્ર વગેરે સઘળું કહેવા લાગ્યા.[૨૫]

યુધિષ્ઠિર બોલ્યાઃ—હું પાંડુરાજાનો પુત્ર છું અને મારૂં નામ ધર્મરાજ છે, જે નામ કદાચિત્ તારે કાને પણ આવ્યું હશે. હું મારા ભીમસેન, અર્જુન આદિ ભાઇઓની સાથે રાજ્યહરણ થવાથી વનમાં નિવાસ કરવાની બુદ્ધિથી આ તારા તાબાના ઘોર વનમાં આવ્યો છું."[૨૭]

વિદુર બોલ્યાઃ—"આ સાંભળીને કિર્મીરે યુધિષ્ઠિરને કહ્યું કે—"બહુ સારૂં થયું. લાંબા કાળથી જે મારા મનમાં હતું તે આજે અહીં દેવોએ મને મેળવી આપ્યું છે.[૨૮] હું ભીમસેનને મારવામાટે હમેશાં હથિયાર ઉગામીને આખી પૃથ્વીમાં ફર્યા કરૂં છું, પરંતુ એ મને મળતો ન હતો.[૨૯] હું મારા ભાઈને મારનારાની લાંબા દિવસથી આકાંક્ષા કરતો હતો, તે આજે મને મળ્યો એ મારૂં અહોભાગ્ય છે. હે રાજા! આણેજ બ્રાહ્મણનું રૂપ લઇને વૈત્રકીય વનમાં મારા વહાલા ભાઈ બકને, વિદ્યાના બળનો આશ્રય કરીને મારી નાખ્યો હતો. આ ભીમડામાં વિદ્યાબળવિના દેહબળ તો છેજ નહિ.[૩૦,૩૧]વળી વનમાં રહેનારા મારા વહાલા મિત્ર હિડિંબને પણ આ દુરાત્માએ પૂર્વે મારી નાખ્યો હતો અને તેની બહેન હિડિંબાનું હરણ કર્યું હતું.[૩૨] તે મૂર્ખ આજે અમારા સંચારસમયે, બરાબર અર્ધરાત્રે અમારા ગાઢા જંગલમાં આવી ચઢયો છે.[૩૩] આજે આની સાથેના મારા તે લાંબાકાળથી એકઠા થયેલા વૈરનો બદલો હું વાળીશ અને આના પુષ્કળ રુધિરવડે હું બકનું તર્પણ કરીશ.[૩૪] આજે હું રાક્ષસના કંટકરૂપ ભીમનો નાશ કરીને ભાઈ તથા મિત્રના ઋણથી છૂટીશ અને પરમ શાંતિ પામીશ.[૩૫] ઓ યુધિષ્ઠિર! આગળ બકરાક્ષસે જોકે ભીમસેનને જીવતો જવા દીધો હતો, પણ આજે હું એને તારા દેખતાંજ ખાઇ જઇશ;[૩૬] અને જેમ અગસ્ત્યમુનિએ મહાસુર વાતાપિને જીરવી દીધો હતો, તેમજ હું આ મોટા સામર્થ્યવાળા ભીમસેનને મારી ખાઇને જીરવી દઇશ."[૩૭]

આ પ્રમાણે રાક્ષસે કહ્યું, ત્યારે ધર્માત્મા અને સત્ય પ્રતિજ્ઞાવાળા યુધિષ્ઠિરે ક્રોધ કરીને રાક્ષસનો તિરસ્કાર કરતાં કહ્યું કે, "એમ થશે નહિ.'[૩૮] તે પછી મોટા બાહુવાળા ભીમસેને, એક દશ વામનું મોટું ઝાડ વેગથી ઉપાડી લીધું અને તેજ વખતે તેનાં ડાંખળાંઓ ભાંગી નાખી પાંદડાંવિનાનું કરી દીધું;[૩૯] તેમજ વિજયવાન અર્જુને પણ તે વખતે એક નિમેષ જેટલા સમયમાંજ વજ્રથી ચૂર્ણ થતા પર્વતના જેવ ભારવાળા પોતાના ગાંડીવ ધનુષને સજ્જ કરી દીધું.[૪૦] હે ભારત! પરંતુ ભીમસેને અર્જુનને અટકાવ્યો અને તે પોતે મેઘના જેવા શબ્દવાળા રાક્ષસની પાસે ધસી જઇને તેને 'ઉભો રહે, ઉભો રહે,' એમ કહેવા લાગ્યો.[૪૧] આ પ્રમાણે રાક્ષસને કહીને બહુ ક્રોધે ભરાયલા બળવાન ભીમસેને પોતાનાં પહેરેલાં વસ્ત્રનો કચ્છ ભીડયો અને હાથવડે હાથ મસળીને તથા દાંતવડે હોઠ પીસીને, વૃક્ષરૂપી આયુધ ગ્રહણ કરી, વેગવડે તે રાક્ષસના તરફ દોટ મૂકી; અને તુરતજ યમદંડના જેવા જણાતા પોતાના હાથમાં રહેલા વૃક્ષનો, ઇંદ્ર જેમ વજ્રનો પ્રહાર કરે, તેમ રાક્ષસના માથા ઉપર વેગવડે પ્રહાર કર્યો; પરંતુ યુદ્ધમાં રાક્ષસને તેની અસર ન થતાં તે ગભરાટવિનાનો જણાયો.[૪૨] "પછી રાક્ષસે ભીમ-

સેનના ઉપર જ્વલંત વજ્રના જેવું બળતું ઉંબાડિયું ફેંક્યું, પરંતુ તે ફેંકેલા ઉંબાડિયાને, પ્રહાર કરનારામાં શ્રેષ્ઠ એવા ભીમે, ડાબા પગની ઠોકર મારીનેજ દૂર ફેંકી દીધું અને તે રાક્ષસના તરફ પાછું ગયું. તે વખતે કિર્મીરે પણ યુદ્ધમાં એકાએક ઝાડ ઉપાડીને યમનીપેઠે ક્રોધ કરી,ભીમના તરફ દોટ મૂકી.એટલે પૂર્વે જેમ સ્ત્રીની આકાંક્ષાવાળા વાલિ અને સુગ્રીવ, એ બે ભાઈઓ વચ્ચે વૃક્ષયુદ્ધ થયું હતું, તેમ રાક્ષસ અને ભીમની વચ્ચે વૃક્ષોનો સંહાર વાળનારૂં વૃક્ષયુદ્ધ થવા લાગ્યું.[૪૭] જેમ મદમત્ત થયેલા બે હાથીઓનાં માથાંઓ ઉપર મારેલા કમળના ઝુડાઓના ચૂરા થઈ જાય, તેમજ તે બન્ને નર--રાક્ષસનાં માથાંઓ ઉપર પ્રહાર કરાતાં વૃક્ષોના ચૂરેચૂરા થઈ જતા હતા.[૪૮] તે યુદ્ધમાં ઘણાંએક ઝાડો તો મુંજની પેઠે જર્જરિત થઈ ગયાં હતાં[૪૯] અને તે મહાવનમાં વલ્કલો ફેંકયાં હોય તેવાં શોભતાં હતાં. હે ભરતશ્રેષ્ઠ! રાક્ષસમુખ્ય કિર્મીર અને નરશ્રેષ્ઠ ભીમસેનની વચ્ચે તેવું વૃક્ષયુદ્ધ બે ઘડીસુધી ચાલ્યું હતું.[૫૦] તે પછી ક્રોધ પામેલા રાક્ષસે શિલા ઉપાડીને યુદ્ધમાં ઉભેલા ભીમના ઉપર ફેંકી; પરંતુ ભીમસેન તેનાથી ડગ્યો નહિ.[૫૧]તે વેળા પોતાના બાહુવડે કિરણોને રોકતો રાહુ જેમ સૂર્યના તરફ દોડે, તેમ શિલાના પ્રહારવડે સુસ્ત થઈ ગયેલા ભીમના તરફ રાક્ષસ દોડયો.[૫૨] એટલે તે બન્ને એકબીજાને બાથમાં ઘાલીને પરસ્પરને ખેંચવા લાગ્યા અને તેથી તે બન્ને માતેલા બે સાંઢના જેવા જણાવા લાગ્યા.[૫૩]નખ અને ડાઢરૂપી હથિયારોવાળા તે બન્નેના ગર્વિષ્ઠ બે વાઘોની પેઠે પરસ્પરમાં ભયંકર તુમુલ પ્રહારો થવા લાગ્યા.[૫૪]ભીમસેન સ્વાભાવિક રીતેજ બાહુબળવડે ગર્વિષ્ઠ હતો અને તેમાં દુર્યોધને કરેલા અપમાનથી તથા દ્રૌપદીનાં નેત્ર આગળ પોતે યુદ્ધ કરતો હતો તેથી, તે અતિશય વેગમાં આવી ગયો;[૫૫] અને ગંડસ્થળમાંથી મદ ઝરવાનું મુખ જેનું સ્પષ્ટ થયેલું હોય એવો હાથી જેમ બીજા હાથીને સુંઢવડે પકડે, તેમ ક્રોધાધીન થયેલા ભીમે તેના અંગ ઉપર ધસી જઇને બે હાથવડે તેને પકડી લીધો.[૫૬] તે વખતે વીર્યવાન કિર્મીર રાક્ષસે પણ ભીમને બાથમાં ઘાલ્યો; પરંતુ બળવાનમાં મુખ્ય એવા ભીમસેને બળ કરી તેને હડસેલી દીધો.[૫૭] તે સમયે બન્ને બળવાનોના હાથના ઘસાવાથી યુદ્ધમાં વાંસ ફાટતા હોય તેવો ઘોર શબ્દ થવા લાગ્યો.[૫૮] પછી ભીમસેને રાક્ષસને જોરથી આચકો મારીને વચ્ચેથી પકડી લીધો અને પ્રચંડ પવન જેમ ઝાડને ધૂણાવી નાખે તેમ તેને વેગવડે ધૂણાવી નાખ્યો.[૫૯] રણમાં બળવાન ભીમે, પોતાના સપાટામાં લીધેલો તે રાક્ષસ દુર્બળ થઈ ગયો હતો, તોપણ પોતાના બળ પ્રમાણે પ્રયત્ન કરતો હતો અને ભીમને ખેંચતો હતો.[૬૦] પછી એને અત્યંત થાકી ગયેલો જાણીને, દોરથી જેમ પશુને બાંધે, તેમ ભીમસેને પોતાના બાહુવડે તેને બાંધી લીધો.[૬૧] પછી બળવાન ભીમે, ભાંગેલા નગારાના જેવા શબ્દવડે મોટી ગર્જના કરતા, છુટવા યત્ન કરતા અને બેભાન થઈ ગયેલા તે રાક્ષસને બહુ વખતસુધી ચક્કરે ચઢાવ્યો.[૬૨] તે પછી પાંડુનંદન ભીમે, તે રાક્ષસને ખિન્ન થઈ ગયેલો જાણીને બે હાથથી પકડી, તેને ઢોરની પેઠે માર માર્યો.[૬૩] પછી તે અધમ રાક્ષસની કેડઉપર પોતાના ઢીંચણો મૂકીને ભીમે પોતાના બે હાથથી તેનું ગળું દબાવી દીધું,[૬૪]જેથી તેનાં સર્વ અંગો શિથિલ થઈ ગયાં અને ડોળા ફરી ગયા ! પછી તેને જમીન ઉપર ભમાવીને ભીમસેને આ પ્રમાણે કહ્યું:–[૬૫] “ઓ પાપી ! તું યમલોકમાં જઇને પણ હિડિંબ અને બક રાક્ષસનાં આંસુ લૂછી શકીશ નહિ. (અર્થાત્ આ લોકમાં તો તું તેમ કરીજ કયાંથી શકે?)”[૬૬]આ પ્રમાણે કહીને ક્રોધવડે વ્યાપ્ત ચિત્તવાળા અને પુરુષોમાં મુખ્ય વીર ભીમસેને, અસ્તવ્યસ્ત વસ્ત્રાલંકારવાળા, તરફડતા અને ભ્રમિત ચિત્તવાળા તે રાક્ષસને મારીને દૂર ફેંકી દીધો.[૬૭] આ પ્રમાણે મેઘના જેવા રૂપવાળા તે રાક્ષસનો ભીમસેને વધ કર્યો, તેથી રાજપુત્ર પાંડવો ઘણા પ્રસન્ન થયા અને તેઓએ ભીમસેનના અનેક ગુણોનાં વખાણ કર્યાં. તે પછી

ઓ દ્રૌપદીને આગળ કરીને દ્વૈત વનપ્રત્યે વા લાગ્યા.[૬૮]

વિદુર બોલ્યાઃ–"હે કૌરવરાજ ! ધર્મરાજાનાં વચનવડે ભીમસેને આ રીતે યુદ્ધમાં કિર્મીરનો નાશ કર્યો હતો.[૬૯] તે પછી નિષ્કંટક કરેલા તે વનમાં અપરાજિત ધર્મજ્ઞ યુધિષ્ઠિરે, દ્રૌપદીની સાથે નિવાસ કર્યો[૭૦] તથા પ્રસન્ન મનવાળા ભરતશ્રેષ્ઠ પાંડવોએ દ્રૌપદીનું આશ્વાસન કરીને પછી ભીમસેનની પ્રશંસા કરી.[૭૧] ભીમના બાહુબળથી કચરાઇને તે રાક્ષસ મરણ પામ્યા પછી તે વીર પાંડવોએ નિષ્કંટક અને તેથી નિર્ભય થયેલા તે વનમાં પ્રવેશ કર્યો.[૭૨] હું જ્યારે તે મહાવનમાં જતો હતો, ત્યારે મેં ભીમસેનના બળવડે મરણ પામેલા તે દુષ્ટાત્મા રાક્ષસને ભયંકર રીતે રસ્તામાં પડેલો જોયો હતો.[૭૩] હે ભરતવંશી રાજા ! જે બ્રાહ્મણો ત્યાં યુધિષ્ઠિરની આગળ આવ્યા હતા, તેઓના કહેવાથી મેં આ ભીમસેનનું કર્મ સાંભળ્યું હતું."[૭૪]

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે ભીમે રાક્ષસોમાં શ્રેષ્ઠ એવા કિર્મીરને યુદ્ધમાં મારી નાખ્યો. આ વાત સાંભળીને ધૃતરાષ્ટ્ર રાજા વિચારગ્રસ્ત થઈ ગયો અને તે દુઃખી મનુષ્યની પેઠે નિઃશ્વાસ નાખવા લાગ્યો.[૭૫]

ઇતિ શ્રીમહા૦ વન૦ કિર્મીરવધ પર્વમાં "વિદુરવાક્ય" એ વિષયનો અધ્યાય ૧૧ મો સમાપ્ત.

**કિર્મીરવધ પર્વ સમાપ્ત.**

# अर्जुनाभिगमन पर्व

## અધ્યાય ૧૨ મો

### શ્રીકૃષ્ણે કરેલું દ્રૌપદીનું સાંત્વન

**॥ वैशंपायन उवाच ॥**

**भोजाः प्रव्रजितान् श्रुत्वा वृष्णयश्चांधकैःसह॥**
**पांडवान् दुःखसंतप्तान् समाजग्मुर्महावने॥१॥**

વૈશંપાયને કહ્યું:–"પાંડવોને વનવાસ કરવા ગયેલા સાંભળીને અંધકોની સાથે ભોજકુળના તથા વૃષ્ણિકુળના યાદવો, દુઃખવડે સંતાપ પામી પાંડવોને મળવામાટે ત્યાં મહાવનમાં આવ્યા;[૧] તેમજ પાંચાલરાજ દ્રુપદનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન, ચેદિદેશનો રાજા ધૃષ્ટકેતુ અને જગતમાં પ્રસિદ્ધ એવા મહાપરાક્રમી કેકયદેશના અધિપતિ ભ્રાતાઓ–એ સર્વ પાંડવોને મળવા માટે વનમાં આવ્યા અને તેઓ ક્રોધ તથા અસહનતાથી યુક્ત થઇને ધૃતરાષ્ટ્રના પુત્રોની નિંદા કરતા 'હવે શું કરીએ ?' એમ કહેવા લાગ્યા. પછી તે સર્વે શ્રેષ્ઠ ક્ષત્રિયો શ્રીકૃષ્ણને આગળ કરીને ધર્મરાજ યુધિષ્ઠિરની આસપાસ વીંટાઇને બેઠા અને કુરુશ્રેષ્ઠ યુધિષ્ઠિરને અભિવંદન કરીને, શ્રીકૃષ્ણ ખિન્ન થઇને બોલ્યા.[૨,૪]

શ્રીકૃષ્ણે કહ્યું:–"આ પૃથ્વી દુર્યોધનના, કર્ણના દુરાત્મા શકુનિના અને ચોથા દુઃશાસનના રુધિરનું પાન કરશે.[૫] આ સર્વેને યુદ્ધમાં મારીને તથા જે તેઓના અનુયાયીઓ હોય તેઓને રાજાઓની સાથે યુદ્ધમાં જિતી લઇને પછી આપણે બધા ધર્મરાજ યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક કરીશું; કારણકે જે મનુષ્ય છળથી વર્તતો હોય તેનો વધ કરવો એ સનાતન ધર્મ છે."[૬,૭]

વૈશંપાયને કહ્યું:–પાંડવોના પરાભવને લીધે તે પ્રમાણે સર્વ પ્રજાને બાળી મૂકતા હોય તેમ ક્રોધ પામેલા શ્રીકૃષ્ણને જોઇને, અર્જુન તેમને શાંત કરવા લાગ્યો;[૮] તથા સત્ય કીર્તિવાળા, મહાત્મા, સર્વના અંતર્યામી, પ્રમાણાતીત, સત્યસ્વરૂપ, અમાપ તેજવાળા, પ્રજાપતિના પતિ, વિષ્ણુ, લોકનાથ અને બુદ્ધિસંપન્ન એવા કેશવ ભગવાનને ક્રોધે ભરાયલા જોઇને, અર્જુન તેમના પૂર્વ અવતારોનાં ચરિત્રોનું વર્ણન કરવા લાગ્યો.

અર્જુને કહ્યું:-"હે કૃષ્ણ ! પૂર્વે તમે જ્યાં સાંજ પડે ત્યાંજ નિવાસ કરવાના નિયમથી મુનિવૃત્તિ ધારણ કરીને, ગંધમાદન પર્વત ઉપર દશ હજાર વર્ષસુધી ફર્યા હતા.[૧૧] વળી હે કૃષ્ણ! પૂર્વેતમે પુષ્કરક્ષેત્રમાં માત્ર જળનો આહાર કરીને અગીઆર હજાર વર્ષસુધી રહ્યા હતા.[૧૨] હે મધુસૂદન ! તમે વિશાલા નામથી પ્રસિદ્ધ થયેલા બદરિકાશ્રમમાં વાયુનું ભક્ષણ કરીને ઉંચા હાથ રાખી સો વર્ષસુધી એક પગથી ઉભા રહી તપ કર્યું હતું.[૧૩] વળી હે કૃષ્ણ! જ્યારે સરસ્વતી નદીના તીર ઉપર બાર વર્ષનો સત્ર હતો, ત્યારે તમે ત્યાં ઉત્તરીય વસ્ત્રનો ત્યાગ કરી માત્ર એકજ વસ્ત્ર પહેરીને રહ્યા હતા અને તમારા કૃશ થઈ ગયેલા શરીર ઉપર નસો નીકળી આવેલી જણાતી હતી.[૧૪] વળી હે મહાતેજસ્વી કૃષ્ણ ! તમે પવિત્ર મનુષ્યોને વસવા યોગ્ય એવા પ્રભાસતીર્થમાં જઈને, લોકોની તપમાં પ્રવૃત્તિ થાય એ હેતુથી, નિયમ ધારણ કરીને ત્યાં દેવનાં હજાર વર્ષસુધી એક પગથી ઉભા રહીને તપ કર્યું હતું એમ મને વ્યાસમુનિએ કહ્યું હતું.[૧૫,૧૬] હે કેશવ ! તમે *ક્ષેત્રજ્ઞ છો,સર્વ પ્રાણીઓની ઉત્પત્તિના પરમ કારણ છો તથા તેઓના લયનું સ્થાન છો. હે કૃષ્ણ ! તમે તપના ભંડાર છો અને સનાતન યજ્ઞરૂપ છો. [૧૭] તમે સર્વ ભૂતોમાં પ્રથમ એવા અહંકારથી ઉત્પન્ન કરેલા ભૂમિના પુત્ર નરકાસુરને મારીને, તેને ત્યાંથી મણિનાં બે કુંડળો ગ્રહણ કરીને, પછી અશ્વમેધને માટે પવિત્ર ઘોડો છોડયો હતો. [૧૮] સર્વ લોકોમાં શ્રેષ્ઠ તથા સર્વ લોકોને જિતનારા તમે એ ઘોડો છોડયા પછી યુદ્ધભૂમિમાં એકઠા થયેલા દૈત્યોને તથા દાનવોને માર્યા હતા;[૧૯] અને ઇન્દ્રાણીના પતિ ઇંદ્રને સર્વના અધિપતિ કરીને, પછી હે મહાબાહુ કેશવ !તમે મનુષ્યોમાં પ્રકટ થયા હતા.[૨૦] હે શત્રુતાપન ! હે પુરુષોત્તમ ! તેજ ક્ષેત્રજ્ઞ તમે નારાયણ થઇને પછી હરિરૂપ ધારણ કર્યું હતું.× તમે બ્રહ્મા, સોમ, સૂર્ય, ધર્મ, ધાતા, યમ, અગ્નિ, વાયુ, કુબેર, રુદ્ર, કાળ, આકાશ, પૃથ્વી, દિશા, વિષ્ણુ, રુદ્ર અને પ્રજાપતિ છો. [૨૨] તેમ છતાં હે મધુસૂદન કૃષ્ણ ! સર્વોત્તમ, દેવોમાં શ્રેષ્ઠ તથા મહાતેજસ્વી એવા તમે ચૈત્રરથ વનમાં યજ્ઞોથી યજન કર્યું હતું [૨૩] અને હે જનાર્દન ! તે પ્રત્યેક યજ્ઞમાં તમે પૂરી કરોડ કરોડ સોનામહોરો વિભાગ પ્રમાણે બ્રાહ્મણોને આપી હતી. [૨૪] વ્યાપક છતાં યાદવના પુત્રપણાને પ્રાપ્ત થયેલા તમે અદિતિથી પણ પુત્રરૂપે ઉત્પન્ન થઇને વિષ્ણુ નામથી પ્રખ્યાત થયા હતા તથા ઇંદ્રના નાનાભાઇ થઇને રહ્યા હતા. [૨૫] હે કૃષ્ણ ! હે શત્રુતાપન ! ત્યાં તમે બાળકરૂપ હતા, તોપણ પોતાના તેજવડે પૃથ્વી, આકાશ અને સ્વર્ગને ત્રણ પગલાંથી દબાવી લીધાં હતાં.[૨૬] હે ભૂતાત્મા ! તમે સ્વર્ગ તથા આકાશમાં સારી રીતે વ્યાપ્ત થઇને તથા સૂર્યના દેહમાં રહીને પોતાના તેજવડે સૂર્યને અત્યંત પ્રકાશિત કરો છો. [૨૭] હે વ્યાપક કૃષ્ણ ! તમે તે તે હજારો અવતારોમાં અધર્મમાં રુચિવાળા સેંકડો અસુરોને હણ્યા હતા.[૨૮] તમે આંતરડાંની તાંતના પાશો કાપી નાખ્યા હતા, નિસુંદ અને નરકાસુરને માર્યા હતા ફરીથી પ્રાગ્જ્યોતિષ નગરનો માર્ગ નિર્ભય કર્યો હતો. [૨૯] તમે જારૂથી નામની નગરીમાં આહુતિનો, ક્રાથનો, પરિજનસાથે શિશુપાલનો, જરાસંધનો, શૈબ્યનો અને શતધન્વાનો પરાજય

*પંચમહાભૂત, અહંકાર બુદ્ધિ, અવ્યક્ત, અગિયાર ઇંદ્રિયો, શબ્દાદિ પાંચ વિષયો. ઇચ્છા, દ્વેષ, સુખ, દુ:ખ, સંઘાત, ચેતના અને ધૃતિ, એટલાં ક્ષેત્ર કહેવાય છે, જેનો અન્નમયાદિ પંચકોશમાં સમાવેશ થાય છે. તેના જ્ઞાતા તે ક્ષેત્રજ્ઞ અર્થાત્ અંતરાત્મા કહેવાય છે.

×ક્ષેત્રજ્ઞ-શુદ્ધ ચૈતન્યમાત્ર, ભૂમિને સ્થાને થઇને **નર**-પરમાત્માએ સૃજેલું તે **નાર** અર્થાત્ સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણરૂપ ત્રણ ઉપાધિ; તેજ જેનું **આયન**-નિવાસસ્થાન, તે **નારાયણ**-અર્થાત્ વૃક્ષ, અંકુર અને બીજના સ્થાનરૂપ વિરાટ, સૂત્ર અને અંતર્યામી થઇને પછી **હરિ**-પરિપકવ હજારો બીજ જેમાં રહેલાં એવા ફળના સ્થાનરૂપ સાંબમૂર્તિ થયા અને કિંચિત્ પકવ ફળ જેવા બ્રહ્માદિક પણ તમેજ છો આ અભિપ્રાય છે.

કર્યો હતો; [૩૦] તેમજ તમે મેઘના જેવા શબ્દવાળા અને આદિત્યના જેવા તેજવાળા રથમાં બેસીને, યુદ્ધમાં રુક્મિને હરાવી ભોજવંશમાં ઉત્પન્ન થયેલી રુક્મિણીને હરી લાવ્યા હતા. [૩૧] વળી તમે ક્રોધ કરીને ઇંદ્રદ્યુમ્નને કસેરુમાન નામના યવનને અને સૌભ વિમાનના પતિ શાલ્વને માર્યા હતા તથા સૌભવિમાનને આકાશમાંથી તોડી પાડયું હતું. [૩૨] આ પ્રમાણે એ બધાઓને તમે યુદ્ધમાં હણ્યા હતા. ફરી બીજાઓને હણેલા તેઓનાં નામો કહું છું, તમે સાંભળો. તમે ઇરાવતી નગરીમાં સહસ્રાર્જુનના જેવા પરાક્રમી ભોજરાજાને યુદ્ધમાં હણ્યો હતો. [૩૩] વળી ગોપતિ તથા તાલકેતુ એ બન્નેને પણ તમેજ માર્યા હતા. હે જનાર્દન ! ભોગોથી ભરેલી, પવિત્ર અને ઋષિઓને પ્રિય એવી દ્વારકા નગરીને તમે પોતાને સ્વાધીન કરી છે અને છેવટે તેને સમુદ્રમાં ડૂબાવી દેશો. હે મધુસૂદન ! હે દાશાર્હ ! તમારામાં ક્રોધ, મત્સરતા અસત્ય તથા નિર્દયતા નથી, ત્યારે કુટિલતા તો હોયજ કયાંથી ? [૩૫] હે અચ્યુત ! દેવાલયમાં બેઠેલા અને પોતાના તેજવડે દેદીપ્યમાન એવા તમારી આગળ આવીને સઘળા ઋષિઓએ પૂર્વે અભયદાન માગ્યું હતું. [૩૬] હે શત્રુને તપાવનારા મધુસૂદન ! તમે યુગના અંતમાં–પ્રલયસમયે સર્વ ભૂતોનો સંહાર કરીને સ્વતંત્રપણાથી જગતને પોતાને વિષે લીન કરીને રહો છો. [૩૭] હે વૃષ્ણિનંદન ! યુગના આદિમાં–સૃષ્ટિસમયે તમારા નાભિકમળથી સ્થાવર જંગમના ગુરુ બ્રહ્મા ઉત્પન્ન થાય છે, જેનાથી આ સઘળું જગત ઉત્પન્ન થાય છે. [૩૮] જ્યારે મધુ તથા કૈટભ નામના બે ભયંકર દાનવો બ્રહ્માને મારવામાટે તૈયાર થયા, ત્યારે તે બન્નેનો અપરાધ જોઇને, તમને ક્રોધ ચઢયો અને ભક્તના કષ્ટને હરણ કરનારા તમારા લલાટમાંથી શૂલધારી તથા ત્રણ નેત્રવાળા શ્રીશંકર ઉત્પન્ન થયા. આ રીતે દેવશ્રેષ્ઠ એવા તે બન્ને બ્રહ્મા અને શંકર પણ તમારાજ શરીરથી ઉત્પન્ન થયા છે [૪૧] અને તમારી આજ્ઞાપ્રમાણે કાર્ય કરનારા છે એમ મને નારદમુનિએ કહ્યું હતું. વળી હે નારાયણ ! હે કૃષ્ણ ! તમે ચૈત્રરથ નામના વનમાં પુષ્કળ દક્ષિણાવાળા યજ્ઞોથી મહાસત્ર કર્યો હતો. હે કમળનયન દેવ! મહાબળવાન એવા તમે બાલ્યાવસ્થામાંજ બળદેવની સાથે રહીને, પૂતનાવધઆદિ જે કર્મો કર્યાં છે તેવાં કર્મો પૂર્વે કોઇએ કર્યાં નથી અને હવે પછી પણ કોઈ કરશે નહિ. વળી તમે બ્રાહ્મણોની સાથે કૈલાસ ભવનમાં પણ નિવાસ કર્યો હતો." [૪૨,૪૩]

વૈશંપાયને કહ્યું:–શ્રીકૃષ્ણના આત્મારૂપ અર્જુન, મહાત્મા શ્રીકૃષ્ણને આ પ્રમાણે કહીને શાંત થયો. તે પછી શ્રીકૃષ્ણ અર્જુનને નીચે પ્રમાણે કહેવા લાગ્યા:–" હે અર્જુન ! તું મારોજ છે અને હું તારોજ છું, જે મારા છે, તે તારાજ છે. જે તારો દ્વેષ કરે છે, તે મારોજ દ્વેષ કરે છે અને જે તને અનુસરનારા છે, તે મનેજ અનુસરે છે. [૪૫] હે અજિત અર્જુન ! તું નરરૂપ છે અને હું શ્રીહરિસ્વરૂપ નારાયણ છું. આપણે બન્ને નર તથા નારાયણ ઋષિ, યોગ્ય સમયે આ લોકમાં આવ્યા છીએ. [૪૬] હે પાર્થ ! તું મારાથી ભિન્ન નથી, તેમજ હું પણ તારાથી ભિન્ન નથી. હે ભરતશ્રેષ્ઠ! આપણી બેની વચ્ચેનું અંતર કોઈથી કળાય તેમ નથી. [૪૭]"

વૈશંપાયને કહ્યું:–મહાત્મા કેશવે આ પ્રમાણે વચન કહ્યાં અને તે વીરસભામાં સર્વ રાજાઓ ક્રોધાધીન થયા હતા, તે વખતે શરણ મેળવવાની ઇચ્છાવાળાં દ્રૌપદી, ધૃષ્ટદ્યુમ્ન વગેરે વીર ભાઇઓથી વીંટાઇને યુધિષ્ઠિરાદિ ભાઈઓની સાથે બેઠેલા, શરણાગતવત્સલ કમળ અને સમાન નેત્રવાળા શ્રીકૃષ્ણ પાસે જઇને, ક્રોધથી કહેવા લાગ્યાં. [૪૯]

દ્રૌપદી બોલ્યાં:–"પૂર્વે સૃષ્ટિના આરંભકાળમાં સર્વ લોકને સૃજનારા એવા તમેજ એકલા પ્રજાપતિ હતા, એમ અસિતદેવલ કહે છે હે મધુસૂદન! તમે વિષ્ણુ છો, હે દુર્જય ! તમે યજ્ઞ છો, તમે યજ્ઞકર્તા છો અને યજન કરવા યોગ્ય પણ તમે છો, એમ પરશુરામે કહ્યું છે. હે પુરુષોત્તમ ! ઋષિઓ તમને ક્ષમારૂપ કહે

છે. તમે પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશરૂપ છો તથા તેનાથી ઉત્પન્ન થયેલા યજ્ઞરૂપ તમે છો, એમ કશ્યપ ઋષિ કહે છે.[૫૨] હે દેવાદિના પણ ઈશ્વર! તમે સાધ્ય દેવોના તથા રુદ્રોના અધિપતિ છો, આકાશાદિના સ્રષ્ટા છો અને પ્રાણીમાત્રના નિયંતા છો, એમ નારદમુનિ કહે છે.[૫૩] હે નરવ્યાઘ્ર! જેમ બાળક રમકડાંઓથી રમે છે, તેમ તમે પણ બ્રહ્મા, શંકર અને ઇંદ્રાદિ દેવસમૂહોથી વારંવાર ક્રીડા કરો છો.[૫૪] હે પ્રભો! તમારા મસ્તકવડે સ્વર્ગલોક વ્યાપ્ત છે, તમારા પગથી પૃથ્વી વ્યાપ્ત છે અને આ લોક એ તમારૂં ઉદર છે; માટે તમે સનાતન પુરુષ છો.[૫૫]

વિદ્યારૂપી તાપમાં તવાઇને નીકળેલા, તપશ્ચર્યા કરવાથી શુદ્ધ અંતઃકરણવાળા થયેલા અને આત્મસાક્ષાત્કાર થવાથી તૃપ્ત થયેલા એવા ઋષિઓને પ્રાપ્ત થવા યોગ્ય પરમ સત્ય-બ્રહ્મ તમે છો.[૫૬] હે પુરુષશ્રેષ્ઠ! પુણ્યકર્મ કરનારા તથા યુદ્ધમાં પાછી પાની ન કરનારા રાજર્ષિઓના અને પાપ, પુણ્યાદિક સર્વ ધર્મોથી યુક્ત એવાઓના પણ તમેજ ગતિરૂપ છો. તમે નિયંતા છો, તમે વ્યાપક છો અને જીવરૂપથી પણ તમેજ ચેષ્ટા કરો છો.[૫૭] લોકપાલો, લોકો, નક્ષત્રો, દશે દિશાઓ, આકાશ, ચંદ્ર અને સૂર્ય, એ સર્વ તમારેવિષે રહેલું છે.[૫૮] હે મહાબાહુ! સાધારણ જીવોને સંસારમાં નાખવા અને દિવ્ય દૃષ્ટિવાળા સાત્વિકોને મુક્તિ આપવી, આ સર્વ લોકકાર્ય તમારે આધીન રહેલું છે.[૫૯] હે મધુસૂદન! દિવ્ય અને માનુષ એવાં સર્વ પ્રાણીઓના તમેજ સ્વામી છો; માટે હું તમને પ્રેમથી મારૂં દુઃખ કહું છું તે સાંભળો.[૬૦]

હે વ્યાપક શ્રીકૃષ્ણ! હું પાંડવોની ભાર્યા, તમારી સખી અને ધૃષ્ટદ્યુમ્નની બહેન થાઉં છું. આવી મારાસરખી સ્ત્રીને સભામાં કેમ ઘસડી શકાય?[૬૧] રે, પણ હું સ્ત્રીના ઋતુધર્મમાં હતી, રુધિરથી ખરડાયલી હતી, મારાં અંગ ઉપર એકજ વસ્ત્ર હતું અને હું દુઃખને લીધે થરથર ધ્રૂજતી હતી! છતાં એ સ્થિતિમાં મને કૌરવોની સભામાં ઘસડી આણી હતી અને રાજાઓની સભામાં મને રુધિરવડે અતિશય ખરડાયલી જોઇને, પાપી મનવાળા ધૃતરાષ્ટ્રના પુત્રોએ હાસ્ય કર્યું હતું![૬૩] ઓ મધુસૂદન! પાંડવો, પાંચાલો અને વૃષ્ણિઓ હજી જીવે છે, તેમ છતાં તે દુષ્ટોએ મને દાસીભાવથી ભોગવવાની ઇચ્છા કરી હતી.[૬૪] ઓ કૃષ્ણ! હું ભીષ્મ અને ધૃતરાષ્ટ્ર એ બન્નેની ધર્મદૃષ્ટિએ વધૂ થાઉં છું, તેમ છતાં કૌરવોએ મને બળાત્કારથી દાસી કરી હતી.[૬૫] આ સંબંધમાં હું યુદ્ધ કરવામાં શ્રેષ્ઠ અને મહાબળવાન એવા પાંડવોનીજ નિંદા કરૂં છું; કારણકે જે પાંડવોએ પોતાની યશસ્વિની ધર્મપત્નીને સભામાં રંજાડાતી જોયા કરી, પણ કંઈ કર્યું નહિ![૬૬] હે જનાર્દન! ભીમસેનના બળને ધિક્કાર હો અને અર્જુનના ગાંડીવ ધનુષને પણ ધિક્કાર હો! કારણકે નીચ કૌરવોએ મારૂં અપમાન કર્યું, તેને તે બન્નેએ સાંખ્યા કર્યું![૬૭] અલ્પ બળવાળા પતિઓ પણ પોતાની ભાર્યાનું સર્વ રીતે રક્ષણ કરે, આવો સદા સજ્જનોએ આચરણ કરેલો સનાતન ધર્મમાર્ગ છે;[૬૮] કારણકે ભાર્યાનું રક્ષણ કરવાથી પ્રજાનું રક્ષણ થાય છે અને પ્રજાનું રક્ષણ કરવાથી આત્મરક્ષણ કરેલું ગણાય છે.[૬૯] પુરુષ પોતાની પત્નીમાં પુત્રરૂપે ઉત્પન્ન થાય છે, માટે સ્ત્રીને 'જાયા' કહેવામાં આવે છે અને ભાર્યાએ પણ 'મારો પતિમારા ઉદરથી પુત્રરૂપે કેવી રીતે ઉત્પન્ન થાય?' આવું લક્ષ્ય રાખીને પોતાના પતિની હમેશાં સંભાળ રાખવી જોઇએ.[૭૦] હે કૃષ્ણ! આ પાંડવો પોતાને શરણે આવેલા મનુષ્યનો કોઈ વખત ત્યાગ કરતા નથી, પરંતુ તે પાંડવોએજ હું શરણે ગઈ ત્યારે મારા ઉપર અનુગ્રહ કર્યો નહિ.[૭૧] હે જનાર્દન! મને આ પાંચ પતિઓથી મહાબળવાળા પાંચ પુત્રો ઉત્પન્ન થયા છે, તે પુત્રોના પાલનને માટે પણ તેઓએ મારૂં રક્ષણ કરવું જોઇતું હતું.[૭૨] હે કૃષ્ણ! મને યુધિષ્ઠિરથી પ્રતિવિંધ્ય નામનો પુત્ર થયો છે, ભીમસેનથી સુત-

સોમ, અર્જુનથી શ્રુતકીર્તિ, નકુલથી શતાનીક અને સહદેવથી શ્રુતકર્મા નામનો પુત્ર થયો છે. આ સર્વ કુમારો સત્ય પરાક્રમવાળા છે અને તમારો પુત્ર પ્રદ્યુમ્ન જેવો મહારથી છે, તેવાજ તે પુત્રો પણ મહારથીઓ છે.[૭૩,૭૪] આ પાંડવો ધનુર્વિદ્યામાં શ્રેષ્ઠ છે તથા યુદ્ધમાં શત્રુઓથી અજિત છે, છતાં તેઓ ધૃતરાષ્ટ્રના દુર્બળ પુત્રોના અપરાધોને શામાટે સહન કર્યા કરતા હશે ?[૭૫] કૌરવોએ અધર્મથી અમારૂં રાજ્ય હરી લીધું, પાંચે પાંડવોને દાસ કર્યા અને એક વસ્ત્રવાળી મને રજસ્વલાને સભામાં ઘસડી આણી.[૭૬] ઓ મધુસૂદન ! જે ગાંડીવ ધનુષને તમે, અર્જુન અથવા ભીમસેનવિના બીજો કોઈ પણ દોરી ચઢાવેલું કરી શકે નહિ, તેવું એ ધનુષ છે પણ તેનો શો ઉપયોગ ?[૭૭] ભીમસેનના બળને તથા અર્જુનના પુરુષાર્થને ધિક્કાર છે ! કારણકે હે કૃષ્ણ ! જેથી દુર્યોધન બે ઘડી પણ જીવી શકે છે ![૭૮] હે મધુસૂદન ! જે દુર્યોધને, પૂર્વે આ પાંડવો બાળક હતા તથા બ્રહ્મચર્ય પાળીને વિદ્યાધ્યયન કરતા હતા અને કોઇને પણ અડચણ કરતા ન હતા, તે વખતે કુંતીમાતાની સાથે તેઓએ રાજ્યમાંથી કાઢી મૂકયા હતા.[૭૯] વળી જે પાપી દુર્યોધને રોમાંચિત કરનારૂં તીક્ષ્ણ, તાજું અને સારભૂત એવું કાલકૂટ નામનું ઝેર ભીમસેનના ભોજનમાં નખાવીને તે તેને ખવડાવ્યું હતું;[૮૦] પરંતુ હે જનાર્દન! હે મહાબાહુ પુરુષોત્તમ ! ભીમસેનનું આયુષ્ય બાકી હશે એટલે તે ઝેર કંઇપણ વિકાર કર્યા વિનાજ અન્નની સાથે ભીમને પચી ગયું હતું.[૮૧] હે કૃષ્ણ ! તે ઝેર ખાવાથી બેભાન થઇને ભીમસેન, ગંગાના તીરઉપર આવેલા પ્રમાણ નામના વડની નીચે વિશ્વાસથી સૂતા હતા, ત્યારે એમને બાંધીને ગંગામાં ફેંકી દઈ, દુર્યોધન નગરમાં ચાલ્યો ગયો હતો.[૮૨] જ્યારે કુંતીના મહાબળવાન પુત્ર મહાબાહુ ભીમસેન જાગ્રત થયા, ત્યારે પોતાનાં બંધનો તોડી નાખીને તે જળમાંથી ઉપર આવ્યા હતા.[૮૩] વળી તેણે ઝેરી દાઢવાળા કાળા નાગોવડે સૂતેલા ભીમસેનનાં સર્વ અંગોમાં દંશ કરાવ્યા હતા, પણ શત્રુને હણનારા ભીમસેનનું મૃત્યુ થયું ન હતું;[૮૪] અને જ્યારે કુંતીપુત્ર ભીમસેન જાગ્રત થયા, ત્યારે તેમણે સર્વ સર્પોને પ્રહાર કરીને દૂર કર્યા હતા. વળી એના વહાલા સારથિને પણ તેણે આડા હાથની થાપટ મારીને મારી નાખ્યો હતો.[૮૫] ફરી વારણાવત નગરમાં મારાં સાસુજી તથા બાળક પાંડવો સૂતેલા હતા, તે વખતે તેઓને બાળી મૂકવામાટે દુર્યોધને લાક્ષાભવનમાં અગ્નિ મૂકાવ્યો હતો. આવું કર્મ કરવા કોણ યોગ્ય ગણાય?[૮૬] તે વખતે અગ્નિથી વીંટાઇ ગયેલાં અને મહાકષ્ટમાં આવી પડેલાં મારાં સાસુજી ભયભીત થઇને રડતાં રડતાં પાંડવોને આ પ્રમાણે કહેવા લાગ્યાંઃ-[૮૭] "હાય,હાયરે ! હું હણાઇ ગઈ ! હવે અહીં આ અગ્નિથી શી રીતે શાંતિ મળશે? અરેરે ! અનાથ એવી હું બાલકપુત્રોની સાથે આજે નાશ પામીશ !"[૮૮] આ સમયે વાયુના જેવા વેગવાળા અને પરાક્રમી એવા મહાબાહુ ભીમસેને, મારાં સાસુજીને અને પોતાના ભાઈઓને પણ ધીરજ આપીને શાંત કર્યાં અને કહ્યું કે,[૮૯] જેમ પક્ષીઓનો રાજા–વિનતાનો પુત્ર ગરુડ પક્ષી ઉડે,તેમજ હું પણ તમને લઇને અહીંથી ઉડીશ; માટે તમને અહીં કંઇપણ ભય નથી.[૯૦] આ પ્રમાણે કહ્યા પછી તેમણે મારાં સાસુને ડાબી સાથળ ઉપર બેસાડયાં, ધર્મરાજાને જમણી સાથળ ઉપર બેસાડયા, નકુલ અને સહદેવને બન્ને ખભા ઉપર બેસાડયા અને પીઠ ઉપર અર્જુનને બેસાડી તે સઘળાંને લઇને, વીર્યવાન ભીમસેન ત્યાંથી વેગવડે એકાએક કૂદ્યા અને મારાં સાસુજીને તથા પોતાના ભાઇઓને બળવાન ભીમે અગ્નિથી મુક્ત કર્યાં.[૯૧,૯૨] પછી યશસ્વી પાંડવો પોતાની માતાની સાથે રાત્રિમાંજ ચાલતા ચાલતા હિડિંબવનની પાસેના મોટા જંગલમાં જઈ પહોંચ્યા.[૯૩] ત્યાં અત્યંત દુઃખી થયેલા અને થાકી ગયેલા આ પાંડવો પોતાની માતા સાથે સૂતા હતા, એટલામાં સૂતેલા પાંડવોની આગળ હિડિંબા નામની એક રાક્ષસી આવી પહોંચી. તે રાક્ષસી ત્યાં પાંડવોને માતાસાથે પૃથ્વી ઉપર સૂતેલા જોઇને, કામથી પરાભવ પામી અને

ભીમસેનની કામના કરવા લાગી.૯૪,૯૫ પછી તે કલ્યાણી અબળા, ભીમસેનના પગને પોતાના ખોળામાં લઇને, પ્રસન્ન થઇ પોતાના કોમળ હાથવડે તેને ચાંપવા લાગી;૯૬ એટલે બળવાન, સત્ય પરાક્રમી અને અમાપ દેહવાળા ભીમસેને તે રાક્ષસીનો અભિપ્રાય જાણી લીધો અને તેને પૂછયું કે, હે નિર્દોષ સ્ત્રી ! તું અહીં શી ઈચ્છા રાખે છે ?૯૭આ પ્રમાણે ભીમે પૂછયું ત્યારે ઈચ્છા પ્રમાણે રૂપ ધારણ કરનારી તે અનિંદ્ય રાક્ષસીએ મહાત્મા ભીમસેનને કહ્યું કે,૯૮ 'તમે અહીંથી જલદી નાસી જાઓ.મારો વીર્યવાન ભાઈ તમને મારવામાટે આવી પહોંચશે, તેથી તમે ચાલ્યા જાઓ, વિલંબ કરશો નહિ.'૯૯ આ સાંભળીને ભીમે તેને અભિમાન સાથે કહ્યું કે,હું તેનાથી ભય પામતો નથી. જો તે અહીં આવશે તો હું તેને મારી નાખીશ.૧૦૦ આ પ્રમાણે તેઓની વાતચિત થતી હતી, તે સાંભળીને ભયંકર દેખાવવાળો તથા ભયંકર રૂપવાળો તે નીચ રાક્ષસ મોટા બરાડા પાડતો પાડતો ત્યાં આવી પહોંચ્યો અને બોલ્યો.૧૦૧

રાક્ષસે કહ્યુંઃ–ઓ હિડિંબા! તું કોની સાથે વાત કરે છે ? એને તું મારી પાસે લઈ આવ,એટલે આપણે એને ખાઈ જઇએ. તારે એમાં વિલંબ કરવો યોગ્ય નથી.૨ હિડિંબે આ રીતે કહ્યું, પરંતુ અનિંદિત ચરિત્રવાળી અને ઉદાર હૃદયવાળી હિડિંબાનું મન સ્નેહપરવશ થવાથી તથા તેને દયા આવવાથી તેણે ભીમને એ વાત કહેવાની ઇચ્છા કરી નહિ.૩ એટલામાં તો પુરુષભક્ષક રાક્ષસ ઘોર શબ્દથી ગર્જના કરતો વેગવડે ભીમસેનના તરફ દોડયો.૪ ક્રોધાધીન થયેલો તે બળવાન રાક્ષસ મોટા વેગથી ભીમસેનના તરફ ધસી આવ્યો અને તેણે પોતાના એક હાથવડે ભીમસેનનો હાથ પકડયો;૫ તથા ઇંદ્રના ખડ્ગ જેવા કઠિન સ્પર્શવાળા અને વજ્રના જેવા ઘટ્ટ તથા દૃઢ એવા પોતાના બીજા હાથની મુઠ્ઠી વાળીને તેણે એકાએક ભીમસેનને પ્રહાર કર્યો.૬રાક્ષસે પોતાના હાથવડે ભીમસેનનો હાથ પકડયો હતો, તેને મહાબાહુવાળા ભીમસેન સહન કરી શકયા નહિ અને તેથી તે ક્રોધે ભરાયા.૭ તે વખતે સર્વે અસ્ત્રોને જાણનારા એવા ભીમસેન અને હિડિંબ રાક્ષસનું વૃત્રાસુર અને ઇંદ્રની પેઠે તુમુલ ભયંકર યુદ્ધ થયું.૮'હે નિષ્પાપ શ્રીકૃષ્ણ! મહાપરાક્રમી ભીમસેને લાંબા સમયસુધી રાક્ષસની સાથે રમત કરી. તે પછી નિર્બળ થયેલા રાક્ષસને બળવાન ભીમે મારી નાખ્યો.૯ આ રીતે હિડિંબને માર્યા પછી હિડિંબાને આગળ કરીને, પોતાના ભાઇઓની સાથે ભીમસેને આગળ પ્રયાણ કર્યું, જે હિડિંબાથી ભીમસેનને ઘટોત્કચ નામનો પુત્ર ઉત્પન્ન થયો હતો.૧૧૦

તે પછી શત્રુને તપાવનારા સર્વે પાંડવો પોતાની માતા સાથે બ્રાહ્મણમંડળથી વીંટાઈને એકચક્રા નગરી તરફ વેગવડે જવા લાગ્યા.૧૧ એ પ્રયાણમાં પાંડવોના પ્રિય તથા હિતમાં તત્પર એવા વ્યાસમુનિ તેમના સલાહકાર થયા હતા. તે પછી પ્રશંસાયોગ્ય વ્રત કરનારા પાંડવો એકચક્રામાં ગયા હતા.૧૨ ત્યાં પણ મનુષ્યભક્ષક, ભયંકર તથા હિડિંબાસુરના જેવાજ મહાબળવાન એક બક નામના રાક્ષસનો ભેટો થયો હતો.૧૩ પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ એવા ભીમસેને તે ક્રૂર રાક્ષસને પણ મારી નાખ્યો હતો. તેપછી સર્વ ભાઈઓની સાથે તે દ્રુપદના નગરમાં ગયા ૧૪ અને ત્યાંજ વાસ કરીને, અર્જુને મને પણ મેળવી છે. હે કૃષ્ણ! જેમ તમે ભીષ્મક રાજાની પુત્રી રુક્મિણીને જય કરીને મેળવી છે, તેમજ હે મધુસૂદન! અર્જુને સ્વયંવરમાં બીજાથી ન થાય તેવું મહાન કર્મ કરીને મોટા યુદ્ધમાં મને જિતી લીધી છે.૧૫,૧૬એ શ્રીકૃષ્ણ ! આ રીતે બહુ બહુ દુઃખોથી દુઃખી થતી અને પીડાતી હું હમણાં સાસુજીવિના એકલી ધૌમ્યમુનિને આગળ રાખીને નિવાસ કરૂં છું.૧૭ આ પાંડવો સિંહના જેવા પરાક્રમી અને શત્રુઓથી અધિક વીર્યવાળા છે અને હું નીચ, શત્રુઓથી અનેક રીતે કષ્ટ પામુ છું, છતાં તેઓ મારી કેમ ઉપેક્ષા કરે છે?૧૮ હું પાપકર્મવાળા દુર્બળ પાપીઓથી થતાં આવાં આવાં દુઃખો લાંબા કાળથી સહન કરતાં હવે બળી ઉઠી છું.૧૯

હે શ્રીકૃષ્ણ! હું મોટા કુળમાં દિવ્ય વિધિથી ઉત્પન્ન થઈ છું, પાંડવોની પ્રિય ભાર્યા છું, મહાત્મા પાંડુની વહુ થાઉં છું અને ઉત્તમ સતી છું; છતાં હે મધુસૂદન! પાંચે પાંડવોના જોતાં શત્રુઓએ મારો ચોટલો પકડયો હતો.[૨૦,૨૧]

મધુર બોલનારાં દ્રૌપદી આ પ્રમાણે કહીને, કમળની કળી જેવા જણાતા પોતાના કોમળ હાથથી મુખ ઢાંકીને રડવા લાગ્યાં; અને પાંચાલી ઉન્નત, પુષ્ટ, એકમેક સાથે મળેલાં તથા શુભ લક્ષણવાળાં પોતાનાં સ્તનો ઉપર દુઃખનાં અશ્રુબિંદુની વૃષ્ટિ કરવા લાગ્યાં.[૨૨,૨૩] પછી બન્ને આંખોને લૂછતાં લૂછતાં અને વારંવાર નિઃશ્વાસ નાખતાં નાખતાં ક્રોધે ભરાયલાં દ્રૌપદી, અશ્રુથી ભરાયલા ગળગળા કંઠથી ફરી કહેવા લાગ્યાં:–[૨૪]"ઓ મધુસૂદન! આ વેળા મારા પતિઓ મારા નથીજ, પુત્રો મારા નથી, સગાંસંબંધીઓ મારાં નથી, ભાઈઓ મારા નથી, પિતા મારા નથી અને તમે પણ મારા નથી; કારણકે ક્ષુદ્ર મનુષ્યોથી મારૂં અપમાન થયું તોપણ તમે બધા શોકરહિત હો તેમ મારી ઉપેક્ષા કરો છો!! તે વખતે સભામાં કર્ણે, જે મારી મશ્કરી કરી હતી, તે મારૂં દુઃખ હજી પણ શાંત થતું નથી.[૨૫,૨૬] હે કેશવ! તમે મારા સંબંધી છો, હું અગ્નિકુંડમાંથી ઉત્પન્ન થવાથી ગૌરવવાળી છું, તમારી સખી છું અને તમે સમર્થ છો. આ ચાર કારણોને લઈને હે કૃષ્ણ! તમારે મારૂં નિરંતર રક્ષણ કરવું જોઇએ."

વૈશંપાયને કહ્યું:–આ સાંભળીને તે વીરસમાજમાં શ્રીકૃષ્ણ દ્રૌપદીને કહેવા લાગ્યા.

વાસુદેવ બોલ્યા:–"હે ભાવિનિ! તું જેઓના ઉપર ક્રોધે ભરાઈ છે, તે શત્રુઓની સ્ત્રીઓ, અર્જુનનાં બાણોથી ઢંકાયલા અને રુધિરસમૂહથી તરબોળ થઇને ધરણીતલ ઉપર સૂતેલા પોતાના પતિઓને મરણ પામેલા જોઇને, આ પ્રમાણે રુદન કરશે. પાંડવોને માટે જે કરવા યોગ્ય હશે તે હું પોતે કરીશ. તું શોક કરીશ નહિ.[૨૮,૨૯]હું તને પ્રતિજ્ઞાથી સત્ય કહું છું કે, તું રાજાઓની રાણી થઇશ–અર્થાત્ પાંડવો રઝળતા રહેશે નહિ, પરંતુ તેઓ રાજા થશે. ઓ કૃષ્ણા! કદાચ વાદળ તૂટી પડે, હિમાલય છિન્નભિન્ન થઈ જાય, પૃથ્વીના ટુકડા થઇ જાય અને સાગર સૂકાઇ જાય, તોપણ મારૂં વચન મિથ્યા થાય નહિ."

આ પ્રમાણે શ્રીકૃષ્ણનો પ્રત્યુત્તર સાંભળીને, દ્રૌપદીએ તીક્ષ્ણ નજરથી, પોતાના મધ્યપતિ અર્જુનના તરફ જોયું. તે વખતે હે મહારાજ! અર્જુને દ્રૌપદીને કહ્યું કે,[૩૦,૩૨]"હે સુંદર રાતાં નેત્રવાળી! તું રડ નહિ. હે દેવિ! મધુસૂદને જે કહ્યું છે, તે તેમજ થશે. ઓ સુંદરાંગિ! તેમાં ફેરફાર થશે નહિ."[૩૩]

ધૃષ્ટદ્યુમ્ન બોલ્યો:–"હું દ્રોણગુરુને મારીશ, શિખંડી ભીષ્મપિતામહને મારશે, ભીમસેન દુર્યોધનને મારશે અને ધનંજય કર્ણને મારશે. ઓ બહેન! બળરામ તથા કૃષ્ણનો આશ્રય કરવાથી, અમે યુદ્ધમાં સાક્ષાત્ ઇંદ્રથી પણ જિતાઇએ તેમ નથી, તો પછી ધૃતરાષ્ટ્રના પુત્રોથી તો જિતાઇએજ કયાંથી?"[૩૪,૩૫]

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે ધૃષ્ટદ્યુમ્ને કહ્યું, એટલે સન્મુખ ઉભેલા વીર પુરુષો શ્રીકૃષ્ણની આગળ આવ્યા અને તે વીરોની વચ્ચે મહાબાહુ શ્રીકૃષ્ણ કહેવા લાગ્યા.[૩૬]

ઇતિશ્રી મહા૦ વન૦ અર્જુનાભિગમન પર્વમાં "દ્રૌપદ્યાશ્વાસન" એ વિષયનો અધ્યાય ૧૨ મો સમાપ્ત.

# અધ્યાય ૧૩ મો

## વાસુદેવનાં વાકયો

॥ वासुदेव उवाच ॥

नै[illegible]प्राप्तो भवान्स्याद्व[illegible]धाधिप ॥
यद्यहं द्वारकायं राजन्सन्निहितःपुरा ॥ १ ॥

વાસુદેવ બોલ્યા:–"હે પૃથ્વીપતિ યુધિષ્ઠિર રાજા! હું જો પૂર્વે દ્વારકામાં હાજર હોત તો તમને આવું કષ્ટ પડત નહિ.[૧] હે અજિત રાજા! મને ધૃતરાષ્ટ્રે, દુર્યોધને અને બીજા કૌરવોએ નિમંત્રણ કર્યું ન હોત, તોપણ હું દ્યૂતની સભા-

માં આવત અને તેમાં અનેક દોષો દેખાડીને તે દ્યૂતને અટકાવી દેત.[૨] હે પ્રભુ ! ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય અને બાલ્હીકને બોલાવીને હું વિચિત્રવીર્યના પુત્ર ધૃતરાષ્ટ્રને તમારેમાટે કહેત કે, હે કુરુવંશી રાજેંદ્ર ! તમારા પુત્રોનું દ્યૂત હવે બંધ કરો, એમ કહીને જે પાશાઓએ તમને રાજ્યથી ભ્રષ્ટ કર્યા છે તથા પૂર્વે વીરસેનના પુત્ર નલને રાજ્યથી ભ્રષ્ટ કર્યો હતો, તે પાશાઓના સંબંધમાં હું અનેક દોષો કહી દેખાડત. હે રાજા! દ્યૂત રમવાથી અણુચિંતવ્યો વિનાશ થાય છે; અને મનુષ્ય જ્યાં એ પ્રસંગમાં પડયો, એટલે તે હાર્યા પછી પણ જયની આશાથી પુનઃ પુનઃ રમ્યા કરે છે; ઈત્યાદિ દોષોનું હું યથાર્થ રીતે વર્ણન કરત.[૬] સ્ત્રી, દ્યૂત, મૃગયા અને મદ્યપાન, આ ચાર દુઃખો રાગથી ઉત્પન્ન થનારાં છે, એમ કહ્યું છે, જે વ્યસનોવડે પુરુષ લક્ષ્મીથી ભ્રષ્ટ થઈ જાય છે.[૭] શાસ્ત્રવેત્તા પુરુષો, એ ચારે વ્યસનોને નિંદ્ય માને છે. અરે, દ્યૂતવેત્તાઓ પણ દ્યૂતને તો ખાસ કરીને નિંદાપાત્ર ગણે છે;[૮] કારણ કે એ દ્યૂતની રમતથી એક દિવસમાંજ દ્રવ્યનો નાશ થાય છે, ખાત્રીપૂર્વક દુઃખ આવી પડે છે, ભોગવ્યાવિનાજ ભોગ્ય વસ્તુઓનો નાશ થાય છે અને છેવટે માત્ર (હુંકારા-તુંકારારૂપી) કઠોર વાણીનોજ ઉપયોગ થાય છે.[૯]

હે કુરુવંશી મહાબાહુ યુધિષ્ઠિર ! પ્રસંગમાં કડવું લાગે (પણ પરિણામે હિત કરે) તેવું આ અને બીજું પણ, હું ધૃતરાષ્ટ્રની આગળ આવીને દ્યૂતના સંબંધમાં બોલત.[૧૦] હે કુરુકુળની વૃદ્ધિ કરનારા ! હું આ પ્રમાણે કહેત અને જો તે મારાં વચનને સ્વીકારત, તો કુરુવંશીઓનું કલ્યાણ થાત અને ધર્મ પણ સચવાત.[૧૧] હે ભરતશ્રેષ્ઠ રાજેંદ્ર ! મારાં હિતકારક છતાં મધુર વચનને જો તે માન્ય ન કરત તો હું તેને બળાત્કારથી કબજે કરત;[૧૨] અને વખતે એ સ્નેહી છતાં શત્રુની ગરજ સારનારા એવા તેના સભાસદો જો અન્યાયથી તેનો પક્ષ ખેંચીને મારી સામે થયા હોત તો તે જુગારીઓને હું મારી નાખત; પરંતુ હે કૌરવ્ય ! તે વખતે હું દ્વારકામાં હતો નહિ અને તે કારણથીજ તમે દ્યૂતના આ કષ્ટને પ્રાપ્ત થયા.[૧૪] હે કુરુશ્રેષ્ઠ ! હે પાંડુનંદન ! હું જ્યારે દ્વારકામાં આવ્યો, ત્યારે મેં સાત્યકિથી યથાર્થ રીતે સાંભળ્યું કે, તમે દુઃખી થઈ પડયા છો.[૧૫] ઓ રાજેંદ્ર ! એ સાંભળતાજ મારૂં મન બહુ ઉદ્વેગ પામ્યું અને હે રાજા ! તમારાં દર્શનની ઈચ્છાથી હું તત્કાલ અહીં આવ્યોછું.[૧૬] અહો, હે ભરતશ્રેષ્ઠ! તમે બધા કષ્ટમાં પડી ગયા છો ! આજે હું તમને ભાઈઓની સાથે દુઃખમાં ડૂબી ગયેલા જોઉં છું ! "[૧૭]

**ઇતિશ્રી મહા૦ વન૦ અર્જુનાભિગમન પર્વમાં "વાસુદેવવાક્ય" એ વિષયનો અધ્યાય ૧૩ મો સમાપ્ત.**

# અધ્યાય ૧૪ મો

## શાલ્વવધનું સંક્ષિપ્ત વર્ણન

**॥ युधिष्ठिर उवाच ॥**

**असान्निध्यं कथं कृष्ण तवासीद्वृष्णिनंदन ॥**
**क ।सीद्विप्रवासस्ते किं चाकार्षी प्रवासतः १**

યુધિષ્ઠિરે પૂછ્યું:–" હે યાદવનંદન કૃષ્ણ ! તમે તે વખતે દ્વારકામાં કેમ ન હતા ? તમે કયાં પ્રયાણ કર્યું હતું ? અને તે પ્રવાસથી તમે કયું કાર્ય કર્યું હતું ?"[૧]

શ્રીકૃષ્ણ બોલ્યાઃ– હે ભરતવંશમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર ! હું શાલ્વ રાજાના સૌભનામના નગરમાં તેનો વધ કરવા માટે ગયો હતો. હે કૌરવશ્રેષ્ઠ ! તેનો વધ કરવાનું કારણ હું કહું છું, તે તમે સાંભળો.[૨] હે ભરતવંશમાં શ્રેષ્ઠ રાજા ! તમારા રાજસૂય યજ્ઞમાં પ્રથમ પૂજા મારી કરી હતી, તેને મહાતેજસ્વી, મહાબાહુવાળો અને મહાયશસ્વી એવો જે દમઘોષનો વીરપુત્ર શિશુપાલ રાજા હતો, તે દુરાત્મા સહન કરી શકયો નહિ અને ક્રોધને આધીન થઈ ગયો, એટલે મેં તેનો વધ કર્યો હતો.[૪] હે ભરતવંશી રાજા! તે શિશુપાલનો વધ થયેલો સાંભળી, શાલ્વરાજા પ્રચંડ ક્રોધ કરીને, હું અહીં તમારી પાસે હતો તે વખતે, મારાવિના શૂન્ય થયેલી દ્વારકા ઉપર ચઢી ગયો.

હે રાજા! તે ઇચ્છા પ્રમાણે ગતિ કરનારા સૌભ-વિમાનમાં બેસીને, ક્રૂર મનુષ્યની પેઠે ત્યાં આવ્યો. તે વખતે વૃષ્ણિવંશના શ્રેષ્ઠ કુમારોએ તેની સાથે યુદ્ધ કરવા માંડયું. તે યુદ્ધમાં દુરાત્મા શાલ્વે, વૃષ્ણિવંશના ઘણા વીરબાળકોને મારી નાખ્યા તથા નગરના સર્વ બગીચાઓને ભાંગી નાખ્યા;[૭] એટલુંજ નહિ પણ હે મહાબાહુ યુધિષ્ઠિર! તે બોલવા લાગ્યો કે, વૃષ્ણિકુલમાં અધમ એવો વસુદેવનો મૂર્ખ પુત્ર વાસુદેવ કયાં ગયો છે?[૮] તે યુદ્ધની ઇચ્છાવાળા કૃષ્ણનો ગર્વ, આજે હું યુદ્ધમાં નાશ પમાડનારો છું. ઓ આનર્ત્તદેશ-નિવાસી લોકો! સાચેસાચું કહો કે, તે કયાં ગયો છે? તે જયાં હશે ત્યાં હું જઇશ; અને કંસ તથા કેશિને મારનારા કૃષ્ણને મારીને પાછો ફરીશ. હું આયુધના સોગન લઇને તમને સત્ય કહું છું કે, કૃષ્ણને માર્યા વિના હું પાછો ફરીશ નહિ."[૧૦]

આ પ્રમાણે કહીને મારી સાથે રણમાં યુદ્ધ કરવાની આકાંક્ષાવાળો તે સૌભનો રાજા, 'કૃષ્ણ કયાં છે? કૃષ્ણ કયાં છે?' આમ વારંવાર બોલતો આમતેમ દોડવા લાગ્યો અને બોલ્યો કે,[૧૧] આજે હું શિશુપાલના વધથી ઉત્પન્ન થયેલા ક્રોધવડે તે પાપકર્મ કરનારા, ક્ષુદ્ર અને વિશ્વાસઘાતક કૃષ્ણને, યમલોકમાં પહોંચાડી દઇશ.[૧૨] પાપી સ્વભાવવાળા જે વાસુદેવે, મારા ભાઈ રાજા શિશુપાલને મારી નાખ્યો, તેને હું આ ભૂમંડલપર મારીશ.[૧૩] જેણે પોતાના ભાઈ, પોતાથી નાના અને રાજા એવા વીર શિશુપાલને, સંગ્રામમાં નહિ પરંતુ પ્રમાદમાં હતો તે વખતે મારી નાખ્યો, માટે તે જનાર્દનને હું હણીશજ.[૧૪]

હે મહારાજ! હે કુરુનંદન! આવો આવો ખડબડાટ કરીને તથા મારી નિંદા કરીને, તે શાલ્વ ઇચ્છામાં આવે ત્યાં ગતિ કરનારા સૌભ-વિમાનમાં બેસીને આકાશમાર્ગે ચાલ્યો ગયો.[૧૫] હે કુરુવંશી રાજા! પછી હું જ્યારે દ્વારકામાં ગયો, ત્યારે મેં તે માર્તિકાવતક નામના દેશમાં રહેનારા દુર્બુદ્ધિવાળા દુરાત્મા શાલ્વરાજાએ, મારા વૈરને લીધે કેવું વર્તન ચલાવ્યું હતું તે સાંભળ્યું.[૧૬] હે કૌરવ્ય! તે સાંભળીને મારૂં મન પણ ક્રોધથી વ્યાકુળ થઇ ગયું અને તેણે આનર્ત દેશમાં કરેલો ઉપદ્રવ, મારી કરેલી નિંદા અને તે દુષ્કર્મ કરનારાનો વધી ગયેલો ગર્વ, આ બધાનો મનવડે નિશ્ચય કરીને હે કૌરવરાજ! મેં તેના વધને માટે વિચાર કર્યો.[૧૭,૧૮] પછી હે પૃથ્વીપતિ! હું તે સૌભપતિનો વધ કરવા માટે ત્યાંથી નીકળ્યો અને ખોળ કરતાં મેં તેને સમુદ્રના એક દ્વીપમાં દીઠો.[૧૯] હે રાજા! તેને જોતાંજ મેં પાંચજન્ય નામનો શંખ ફુંકયો અને શાલ્વને યુદ્ધ કરવા બોલાવીને હું રણભૂમિમાં યુદ્ધ કરવા ઉભો રહ્યો.[૨૦] ત્યાં દાનવોની સાથે મારૂં બે ઘડી યુદ્ધ ચાલ્યું અને તેમાં સર્વ દાનવોને જિતી લઇને મેં તેઓને મારીને ભૂમિ ઉપર પાડયા.[૨૧] હે મહાબાહુ રાજા! આ કાર્યને લીધે હું તે વખતે આવ્યો ન હતો. જ્યારે દ્વારકામાં આવીને મેં હસ્તિનાપુરનું વૃત્તાંત તથા અન્યાયથી રમાયલું દ્યૂત સાંભળ્યું, તે વખતેજ અત્યંત દુઃખી થયેલા એવા તમને જોવા માટે હું ઉતાવળથી અહીં આવ્યો છું.[૨૨]

ઇતિશ્રી મહા૦ વન૦ અર્જુનાભિગમન પર્વમાં "સૌભવધોપાખ્યાન" એ વિષયનો અધ્યાય ૧૪ મો સમાપ્ત.

---

## અધ્યાય ૧૫ મો

### યુદ્ધસમયની તૈયારી

॥ युधिष्ठिर उवाच ॥

वासुदेव महाबाहो विस्तरेणमहामते ॥
सौभस्यवधमाचक्ष्वन् हि तृप्यामि कथ्यतः

યુધિષ્ઠિરે પૂછયું:—"હે મહાબાહુ વાસુદેવ! તમે સૌભવધના સંબંધમાં કથા કહી, એટલાથી મને તૃપ્તિ થતી નથી; માટે હે મહા બુદ્ધિમાન સૌભના અધિપતિ શાલ્વરાજાના વધની કથા તમે મને વિસ્તારથી કહો."[૧]

વાસુદેવ બોલ્યાઃ—"હે ભરતવંશમાં શ્રેષ્ઠ મહાબાહુ રાજા! મેં શ્રુતશ્રવાના પુત્ર શિશુપા-

લને માર્યો, આ વાત સાંભળીને શાલ્વરાજા દ્વારકા નગરી ઉપર ચઢી આવ્યો;[2] અને તે દુષ્ટાત્મા શાલ્વે, નગરીની ચારે તરફ ઘેરો ઘાલ્યો તથા પોતે આકાશગામી તે સૌભ નગરમાં વ્યૂહરચના કરીને સાવધાન રહ્યો.[3] તે પછી વિમાનમાં રહેલા શાલ્વરાજાએ, દ્વારકાનગરી ઉપર હથિયારો છોડીને યુદ્ધ કરવા માંડયું. તે વખતે ત્યાં ચોમેરથી તથા ઉપરથી આયુધોની સતત વૃષ્ટિવાળું યુદ્ધ થવા લાગ્યું.[4] દ્વારકાનગરીની સર્વ તરફ ધ્વજાઓ તથા દરવાજાઓ આવેલા છે; યોદ્ધાઓથી ભરપૂર છે; ઠેકઠેકાણે યોદ્ધાઓને આશ્રય કરવા યોગ્ય સ્થાનોથી યુક્ત છે; તેમાં યોદ્ધાઓના સમૂહો ગોઠવી દીધા છે; તોપો, બંદૂકો વગેરે યંત્રો મૂકેલાં છે તથા સુરંગ ખોદીને ગુપ્ત રસ્તાઓ કરનારા પુરુષો રાખેલા છે.[5]નગરીની બહાર તથા અંદર અણીદાર લોખંડી કઠેરાવાળા રસ્તાઓ કરેલા છે; અન્નથી ભરેલી અટારીઓ તથા કોઠારોવાળા મુખ્ય દરવાજાઓ કરેલા છે; પારકા સૈન્યને રોકનારા મોર્ચાઓ બાંધેલા છે તથા શત્રુઓના છોડેલા ગોળાઓ અને બાણોને પણ નિષ્ફળ કરનારી મંત્રમય શક્તિઓથી તે યુક્ત છે.[6] હે ભરતશ્રેષ્ઠ! વળી તે નગરીમાં માટી તથા ચામડાનાં કુલ્લાં વગેરે અનેક તેલ વગેરે ભરવાનાં પાત્રો કરાવેલાં છે; તેમજ નગારાં, ડંકા, મૃદંગ, આદિ વાદિત્રો રાખેલાં છે. હે રાજા! વળી તે નગરી તોમર, અંકુશ, શતઘ્ની, લાંગલ, ભુશુંડી, પથ્થરના ગોળાઓ, પરશુઓ, લોઢાની ઢાલો, દારૂગોળીઓ અને તે છોડવાની નળીઓ વગેરેથી યુક્ત છે; તથા હે ભરતશ્રેષ્ઠ! શાસ્ત્રના વિધિ પ્રમાણે સારી રીતે સંપન્ન છે.

હે કુરુવંશમાં વ્યાઘ્ર જેવા રાજા! વળી અત્યંત પ્રસિદ્ધ કુળોમાં જન્મેલા, શત્રુઓને રોકવામાં સમર્થ અને યુદ્ધમાં જેઓનાં પરાક્રમો પ્રત્યક્ષ થયેલાં એવા ગદ, સાંબ, ઉદ્ધવ આદિ વીર પુરુષોવડે, વિવિધ પ્રકારના અનેક રથોવડે, જેના ઉપર ઉભા રહેલા યોદ્ધાઓ ચારે દિશામાં રહેલા શત્રુઓને જોઈ શકે તથા તેના ઉપર બાણો વગેરેથી પ્રહાર કરી શકે એવા નગરવરચેના કિલ્લાવડે, શત્રુની છાવણીઓને ઉડાવી દેનારા પુરુષોવડે, નિશાનવાળા ઘોડેસ્વારોવડે અનેરક્ષકોવડે તે નગરીનું સારીરીતે રક્ષણ કરેલું હતું.[11]વળી તે વખતે કોઈપણ પ્રમાદ ન કરે એટલા માટે ઉગ્રસેન, ઉદ્ધવ વગેરેએ નગરમાં દાંડી પીટાવી હતી કે, 'કોઈએ પણ મદિરા પીવી નહિ.'[12] આપણે જો ગાફલ રહીશું તો આપણા ઉપર શાલ્વરાજા હલ્લો કરશે, આમ સમજીને તે સઘળા યાદવ તથા અંધક કુળના પુરુષો સાવધાન થઈને રહેવા લાગ્યા હતા.[13] ધનસંચયનો બચાવ થાય એટલા માટે આનર્ત દેશમાં વસનારા સર્વે નટોને, નાચનારાંઓને અને ગાનારાંઓને તત્કાળ નગરબહાર કાઢી મૂકયાં હતાં.[14] નદીનાળાંના સર્વે પૂલો તોડી પાડયા હતા, આવતાંજતાં વહાણો બંધ કર્યાં હતાં; અને હે કૌરવ્ય! સઘળી ખાઈઓને શૂળોથી ભરી દીધી હતી.[15] તેમજ હે કુરુશ્રેષ્ઠ! નગરની ફરતે એક એક કોશ સુધી, કૂવાઓમાં અને જમીન ઉપર કાંટા, ખીલાઓ વગેરે નાખીને તેને વિષમ કરી મૂકયાં હતાં તથા ત્યાંસુધી સુરંગો તૈયાર કરાવી હતી.[16] હે નિષ્પાપ રાજા! અમારૂં કિલ્લાવાળું નગર સ્વાભાવિકરીતેજ વિષમ છે, સ્વાભાવિકરીતેજ સુરક્ષિત છે અને સ્વાભાવિકરીતેજ આયુધોથી ભરપૂર છે, છતાં તે વખતે વિશેષે કરી સજ્જ કર્યું હતું.[17] હે ભરતશ્રેષ્ઠ! સારી રીતે રક્ષણ કરાયલું, સર્વ રાજકાર્યો જેમાં ગુપ્ત રીતે ચાલતાં તથા સર્વ આયુધોથી યુક્ત એવું તે નગર ઇંદ્રિભવનના જેવું બની ગયું હતું.[18] હે રાજા! જે વખતે યાદવ તથા અંધકોના નગર ઉપર શાલ્વ ચઢી આવ્યો હતો, તે વખતે કોઈપણ મનુષ્ય રાજાની છાપના પરવાનાવિના નગર બહાર નીકળી શકતો ન હતો, તેમજ પરવાનાવિના અંદર પ્રવેશ પણ કરી શકતો ન હતો.[19] હે કુરુવંશી રાજેંદ્ર! તે વખતે નાનામોટા સર્વ રસ્તાઓ ઉપર તથા ચૌટાઓમાં પુષ્કળ હાથી તથા ઘોડાઓવાળું સૈન્ય ઉભું રાખવામાં આવ્યું હતું.[20] હે મહાભુજાવાળા રાજા! વળી તે વખતે સૈન્યને પગાર આપેલો હતો, નિત્ય ભોજન અ-

પાતું હતું, આયુધો આપ્યાં હતાં, પહેરવાઓઢવાનાં વસ્ત્રો આપ્યાં હતાં અને નિયમ ઉપરાંત પણ કેટલુંક વિશેષ ઈનામરૂપે આપ્યું હતું.[૨૧] તે સૈન્યમાં કોઈને સોનારૂપાના નાણાંવિના બીજાં નાણાંનો પગાર અપાતો ન હતો, કોઈનો પગાર બાકી ન હતો, યુદ્ધ આવેલું જાણીને ભરતી કરેલો કોઈ ન હતો, તેમજ કોઈને પરાક્રમ જોયાવિના દાખલ કર્યો ન હતો.[૨૨] હે રાજા! ઘણા કુશળ પુરુષો જેમાં રહેલા છે એવી દ્વારકાપુરીમાં, આ પ્રમાણે સર્વ તૈયારીઓ કરી હતી અને હે કમળ સમાન નેત્રવાળા તેની ઉગ્રસેન રાજાએ સારી રીતે રક્ષા કરી હતી."[૨૩]

ઇતિ શ્રીમહા૦ વન૦ અર્જુનાભિગમન પર્વમાં "સૌભવધોપાખ્યાન" એ વિષયનો અધ્યાય ૧૫ મો સમાપ્ત.

## અધ્યાય ૧૬ મો
### યુદ્ધમાં સાંબ, ચારુદેષ્ણ તથા પ્રદ્યુમ્નનું પરાક્રમ

॥ वासुदेव उवाच ॥

**तां तूपयातो राजेंद्र शाल्वः सौभपतिस्तदा॥**
**प्रभूतनरनागेन बलेनोपविवेश ह ॥१॥**

વાસુદેવે કહ્યું:-"હે રાજેંદ્ર! તે વખતે સૌભવિમાનનો અધિપતિ શાલ્વરાજા, પુષ્કળ પુરુષો અને હાથીઓના સૈન્યની સાથે દ્વારકા ઉપર ચઢી આવ્યો અને તેણે નગરની પાસે પડાવ નાખ્યો.[૧] શાલ્વરાજે પાલન કરેલી તે ચતુરંગિણી સેનાએ શ્મશાનો, દેવમંદિરો, રાફડાઓ અને પૂજ્ય વૃક્ષોને છોડીને, જ્યાં પુષ્કળ જલાશયો હતાં, તેવી સપાટ ભૂમિમાં પડાવ નાખ્યો હતો.[૨,૩] સેનાના જૂદા જૂદા વિભાગના પડાવથી (ધાન્યાદિક આવવાના) માર્ગો બંધ થઈ ગયા હતા અને હે રાજા! શાલ્વની છાવણીમાં છાની રીતે જવાના માર્ગો પણ રહ્યા ન હતા.[૪] હે કુરુવંશીરાજા! શાલ્વરાજાએ સર્વ આયુધોથી યુક્ત, સર્વ શસ્ત્ર વાપરવામાં કુશળ, રથ, હાથી અને ઘોડાઓથી ભરપૂર, પાયદળ અને ધ્વજાઓથી વ્યાપ્ત, હૃષ્ટપુષ્ટ સૈનિકોથી યુક્ત, વીરનાં લક્ષણોથી ચિહ્નિત, વિચિત્ર ધ્વજાઓ તથા બખ્તરોથી ભરપૂર અને વિચિત્ર રથો તથા ધનુષોથી યુક્ત તે સૈન્યનો જમાવ કરીને, તેજ વખતે તે સૈન્યને વેગથી દ્વારકા તરફ મોકલી દીધું; અને પોતે સૌભવિમાનને પક્ષીરાજ ગરુડની પેઠે નગરની ઉપર ધસાવી દીધું.[૫-૭] શાલ્વરાજાના તે સૈન્યને ધસી આવતું જોઇને તે વખતેજ વૃષ્ણિકુળના કુમારો નગરબહાર નીકળ્યા અને તેઓની સાથે યુદ્ધ કરવા લાગ્યા. હે કુરુવંશી રાજા! ચારુદેષ્ણ, સાંબ અને મહારથી પ્રદ્યુમ્ન શાલ્વરાજાની તે ચઢાઈને સહન કરી શકયા નહિ,[૮,૯] તેથી બધા કવચો પહેરી, વિચિત્ર અલંકારો ધારણ કરી, પોતપોતાની ધ્વજાઓ રથ ઉપર ચઢાવી તથા રથમાં બેસીને બહાર નીકળ્યા; અને શાલ્વરાજાના પુષ્કળ મોટા મોટા યોદ્ધાઓની સાથે યુદ્ધ કરવા લાગ્યા.[૧૦] સાંબે હાથમાં ધનુષ લઇને યુદ્ધમાં પ્રસન્ન મનથી શાલ્વના સલાહકાર સેનાપતિ ક્ષેમવૃદ્ધિની સાથે યુદ્ધ કરવા માંડયું.[૧૧] હે ભરતશ્રેષ્ઠ! જેમ હજાર નેત્રવાળો ઇંદ્ર, પૃથ્વી ઉપર જળની વૃષ્ટિ કરે, તેમ જાંબવતીના પુત્ર સાંબે, તે સેનાપતિના ઉપર બાણોનો મોટો વરસાદ વર્ષાવ્યો.[૧૨] હે મહારાજા યુધિષ્ઠિર! ક્ષેમવૃદ્ધિ સેનાપતિએ બાણોની તે તુમુલ વૃષ્ટિને હિમાલયની પેઠે નિશ્ચલ રહીને સહન કરી;[૧૩] અને હે રાજેંદ્ર! ક્ષેમવૃદ્ધિએ પોતે પણ માયાવડે નિર્માણ કરેલી અને અતિશય મોટી બાણોની જાળ સાંબ ઉપર પાથરી દીધી.[૧૪] સાંબે તે માયામય બાણજાળને માયાવડેજ ભેદી નાખી અને તેના રથ ઉપર એક હજાર બાણની વૃષ્ટિ કરી.[૧૫] તે પછી સાંબે વીંધી નાખેલો અને સાંબના બાણથી પીડાયલો સેનાપતિ ક્ષેમવૃદ્ધિ, વેગવાળા ઘોડાઓવડે ત્યાંથી નાઠો.[૧૬]

શાલ્વનો ક્રૂર સેનાપતિ ક્ષેમવૃદ્ધિ નાસી ગયો, તે પછી વેગવાન નામનો બળવાન દૈત્યપુત્ર, મારા પુત્ર સાંબના ઉપર ધસી આવ્યો.[૧૭] હે રાજેંદ્ર! યાદવકુળનો ધુરંધર વીર સાંબ પોતાની સામે ધસી આવેલા તે વેગવાન, દૈત્યના વેગને

સહન કરીને ત્યાં સ્થિર ઉભો રહ્યો.[૧૮] તે પછી હે કુંતીપુત્ર! સત્ય પરાક્રમી વીર સાંબે, વેગવાળી ગદા ઘૂમાવીને વેગવાન દૈત્યના ઉપર ઝપાટાબંધ ફેંકી.[૧૯] હે રાજન્! તે ગદાથી હણાયલો વેગવાન દૈત્ય, જીર્ણ મૂળિયાંવાળું અને હાથી વગેરેના પગના પ્રહારથી કચરાયલું ઝાડ જેમ વાયુના આઘાતથી પડે,તેમ પૃથ્વી ઉપર પડયો.[૨૦] આ પ્રમાણે ગદાના પ્રહારથી તે વીર મહાદૈત્યને માર્યા પછી મારો પુત્ર મોટી સેનામાં પ્રવેશ કરીને યુદ્ધ કરવા લાગ્યો.[૨૧]

હે મહારાજ! બીજી તરફ મહાન ધનુષવાળો મહારથી વિવિંધ્ય નામનો દાનવ, ચારુદેષ્ણની સાથે યુદ્ધ કરતો હતો.[૨૨] પૂર્વે જેવું વૃત્રાસુર અને ઇંદ્રનું યુદ્ધ થયું હતું, તેવું હે રાજા! ચારુદેષ્ણ અને વિવિંધ્યનું મહા યુદ્ધ થવા લાગ્યું.[૨૩] એકબીજાના ઉપર ક્રોધે ભરાયલા તે બન્ને પરસ્પરને બાણોથી હણવા લાગ્યા અને મહાબળવાન સિંહોની પેઠે મોટી ગર્જનાઓ કરવા લાગ્યા.[૨૪] તે પછી રુક્મિણીના પુત્ર ચારુદેષ્ણે, અગ્નિ અને સૂર્યના જેવા તેજવાળું તથા શત્રુને નાશ પમાડનારૂં બાણ કાઢી, તેને મહાસ્ત્રના મંત્રથી મંત્રી, ધનુષ ઉપર ચઢાવ્યું.[૨૫] પછી ક્રોધે ભરાયલા મહારથી મારા પુત્રે, વિવિંધ્યને બોલાવી–સાવધાન કરી, બાણ ફેંકયું, એટલે હે રાજન! તેનાથી હણાયલો તે દાનવ પ્રાણવિનાનો થઇને ઢળી પડયો.[૨૬] વિવિંધ્યને હણાયલો જોઇને તથા પોતાની સેનાને ખળભળી ઉઠેલી જોઇને, યથેચ્છ ગતિ કરનાર સૌભવિમાનમાં બેસી શાલ્વ પાછો યુદ્ધભૂમિમાં આવ્યો.[૨૭] હે મહાબાહુ રાજા! તે વખતે સૌભમાં બેઠેલા શાલ્વને જોઇને દ્વારકાનગરનું તે સર્વ સૈન્ય આકુળવ્યાકુળ થઈ ગયું.[૨૮] હે કૌરવ્ય! આ સમયે પ્રદ્યુમ્ને બહાર નીકળીને દ્વારકાની તે સેનાને ધીરજ આપી; તથા હે મહારાજ ! તેને કહ્યું કે,[૨૯] તમે બધા ઉભા રહો અને સંગ્રામમાં બળવડે શાલ્વરાજાની સાથે સૌભવિમાનને હું અટકાવું છું તે જુઓ.[૩૦] હે યાદવો ! હું આજે ધનુષનાં અત્યંત આકર્ષણપૂર્વક છૂટેલાં, લોખંડી સર્પોના જેવાં બાણોવડે, સૌભપતિ શાલ્વની સેનાને નાશ પમાડીશ.[૩૧] તમે બધા સ્વસ્થ થાઓ, ડરશો નહિ. હું જેનાપર ચઢાઈ કરૂં છું, તે આ દુષ્ટાત્મા સૌભરાજ શાલ્વ, સૌભવિમાનની સાથે આજે વિનાશ પામશે.'[૩૨] હે પાંડુનંદન વીર ! આ પ્રમાણે પ્રદ્યુમ્ને આનંદથી કહ્યું, એટલે દ્વારકાનું તે સૈન્ય ધૈર્યથી ઉભું રહ્યું અને સુખેથી યુદ્ધ કરવા લાગ્યું.[૩૩]

ઇતિ શ્રીમહા૦ વન૦ અર્જુનાભિગમન પર્વમાં "સૌભવધોપાખ્યાન" એ વિષયનો અધ્યાય ૧૬ મો સમાપ્ત.

---

## અધ્યાય ૧૭ મો

### પ્રદ્યુમ્નનું શાલ્વસાથે યુદ્ધ અને પ્રદ્યુમ્નની મૂર્ચ્છા

॥ वासुदेव उवाच ॥

एवमुक्त्वा रौक्मिणेयो यादवान् भरतर्षभ ॥
दंशितैर्हरिभिर्युक्तं रथमास्थाय कांचनम् ॥१॥

વાસુદેવે કહ્યું:-" હે ભરતવંશમાં શ્રેષ્ઠ રાજા ! આ પ્રમાણે યાદવોને કહ્યા પછી, તે રુક્મિણીપુત્ર પ્રદ્યુમ્ન, સજ્જ કરેલા ઘોડાઓ જેમાં જોડેલા હતા તથા મોં ફાડેલા યમના જેવો જણાતો પોતાનો મકરધ્વજ જેના ઉપર ફરકતો હતો, તેવા સુવર્ણના રથમાં બેસીને,આકાશમાં ઉડી જતા હોય તેવા મહાબળવાન ઘોડાઓથી શત્રુઓની સામે ચઢી ગયો.[૧,૨] તે શૂરવીર પોતાનાં શ્રેષ્ઠ ધનુષની દોરીને વારંવાર ખેંચતો હતો તથા તેનો ટંકારવ કરતો હતો.તેણે ખભા ઉપર બાણનો ભાથો બાંધ્યો હતો, ખડ્ગ ધારણ કર્યું હતું તથા આંગળીઓના ઉપર ઘોના ચામડાની ખોળીઓ ચઢાવી હતી.[૩] તે વિજળીની પેઠે ચમકતા પોતાના ધનુષને એક હાથથી બીજા હાથમાં ફેરવી ફેરવીને સૌભનિવાસી સર્વ દૈત્યોને મોહિત કરવા લાગ્યો.[૪] પ્રદ્યુમ્ન ધનુષને વારંવાર ખેંચી, તેના ઉપર વારંવાર બાણો ચઢાવી, તે બાણોવડે યુદ્ધમાં શત્રુઓને મારતો હતો; પરંતુ એ સઘળું તે એવી ત્વરાથી

કરતો હતો, કે જેથી કોઈને પણ તેની વચ્ચે અંતર દેખાતું ન હતું.[૫] યુદ્ધ કરતાં તેના મુખનો વર્ણ બદલાતો ન હતો, તેના શરીરના અવયવો કંપતા ન હતા અને તે સિંહની પેઠે મહાન ગર્જના કરતો હતો. આ ઉપરથી તેનું ઉત્તમ અદ્ભુત પરાક્રમ લોકોના કાનપર આવતું હતું.[૬] વળી પ્રદ્યુમ્નના શ્રેષ્ઠ રથ ઉપર, સુવર્ણસ્તંભમાં રહેલા ધ્વજ ઉપર સર્વ મત્સ્યોને મથન કરનારો, પહોળા મુખવાળો મકર રહેલો હતો, જેનાવડે તે મુખ્યધ્વજ શાલ્વની સેનાની આગળ રહીને સર્વને ત્રાસ આપતો શોભતો હતો.[૭] હે રાજા ! પછી શત્રુને નાશ પમાડનારા પ્રદ્યુમ્ને, શાલ્વની સાથે યુદ્ધ કરવાની ઈચ્છાથી તતકાળ આગળ આવી શાલ્વના ઉપરજ ચઢાઈ કરી.[૮] હે કુરુકુળને ધારણ કરનારા રાજા ! મહાયુદ્ધમાં વીરપ્રદ્યુમ્ને કરેલી તે ચઢાઇને બહુ ક્રોધે ભરાયલો શાલ્વ રાજા સહન કરી શકયો નહિ;[૯] અને તેથી શત્રુનગરને જિતનારો મદમત્ત શાલ્વ,યથેચ્છ ગતિવાળા સૌભ વિમાનમાંથી ઉતરીને ક્રોધપૂર્વક પ્રદ્યુમ્નની સાથે યુદ્ધ કરવા લાગ્યો.[૧૦] શાલ્વ અને વૃષ્ણિવંશના મુખ્ય વીર પ્રદ્યુમ્ન—એ બન્નેનું,બળિરાજા અને ઇંદ્રની વચ્ચે થયેલા યુદ્ધના જેવું અતિ તુમુલ યુદ્ધ, બધા લોકો એકઠા મળીને જોવા લાગ્યા.[૧૧] હે વીર ! તે શાલ્વ પાસે માયાથી બનાવેલો એક રથ હતો, જે સુવર્ણથી મઢેલો હતો તથા પતાકા, ધ્વજ, અનુકર્ષ (રથ નીચેનું કાષ્ઠ ) અને ભાથાંઓથી યુક્ત હતો.[૧૨] હે કુરુવંશી મહારાજા ! મહાબળવાન અને શ્રીમાન એવો શાલ્વ રાજા, તે ઉત્તમ રથમાં બેસીને પ્રદ્યુમ્નના ઉપર બાણો છોડવા લાગ્યો.[૧૩] તે વખતે પ્રદ્યુમ્ન પણ, શાલ્વને મૂઢ કરી દેતો હોય તેમ તેના ઉપર પોતાના હાથના વેગવડે ઝપાટાબંધ બાણોની વૃષ્ટિ વર્ષાવવા લાગ્યો.[૧૪] યુદ્ધમાં તે બાણોથી હણાયલો સાભરાજ, તેને સહન કરી શકયો નહિ અને તેથી તેણે મારા પુત્રના પર પ્રદીપ્ત અગ્નિના જેવાં બાણો છોડવા માંડયાં.[૧૫] મહાબળવાન પ્રદ્યુમ્ને તે આવી પડતા બાણસમૂહને કાપી નાખ્યો. તે પછી શાલ્વે મારા પુત્રના પર ફરી બીજાં પ્રદીપ્ત બાણો ફેંક્યાં.[૧૬] હે રાજેંદ્ર ! તે વખતે શાલ્વનાં બાણોથી વીંધાયલા રુકિમણીના પુત્ર પ્રદ્યુમ્ને પણ ત્વરા કરીને, યુદ્ધમાં મર્મસ્થાનને ભેદી નાખે તેવું એક બાણ શાલ્વને માર્યું.[૧૭] મારા પુત્રે મારેલા તે બાણે શાલ્વનું બખ્તર ભેદીને ઝટ તેના હૃદયને વીંધી નાખ્યું, તેથી તે મૂર્ચ્છિત થઈને ઢળી પડયો.[૧૮] હે વીર ! જે વખતે મૂર્ચ્છિત થયેલો શાલ્વ રાજા ઢળી પડયો, તે વખતેજ મોટા મોટા દાનવો પૃથ્વીને ચીરી નાખતા ત્યાંથી નાઠા;[૧૯] એટલુંજ નહિ પરંતુ હે પૃથ્વીપતિ ! સૌભનોસ્વામી શાલ્વરાજા બેભાન થઇને પડયો, તે વખતે તેના સૈન્યમાં હાહાકાર થઇ ગયો.[૨૦] હે કુરુવંશી રાજા ! તે પછી થોડે સમયે ભાન આવવાથી શાલ્વરાજા ઉઠયો અને તે મહાબળવાને એકાએક પ્રદ્યુમ્નના ઉપર બાણો છોડયાં. [૨૧] તે વખતે યુદ્ધમાં રહેલો મહાબાહુ વીર પ્રદ્યુમ્ન, તે બાણોવડે હાંસડીની જગામાં અતિશય વીંધાવાથી મૂર્ચ્છિત થઈને રથમાં પડયો. [૨૨] ઓ મહારાજ! તે સમયે શાલ્વરાજાએ રુકિમણીના પુત્રને વીંધીને સિંહના જેવી ગર્જના કરી અને તે નાદવડે પૃથ્વીને ગજાવી દીધી. [૨૩] હે ભરતવંશી રાજા ! તે પછી પણ શાલ્વરાજાએ મારા મૂર્ચ્છિત થયેલા પુત્રના ઉપર ત્વરાથી બીજાં અસહ્ય બાણો મૂકયાં. હે કૌરવશ્રેષ્ઠ ! તે ઘણાં બાણોથી વીંધાયલો અને તેથી મૂર્ચ્છિત થયેલો પ્રદ્યુમ્ન, રણભૂમિના મોખરામાં બેભાન થઇને પડયો. [૨૪,૨૫]

**ઇતિ શ્રીમહા૦ વન૦ અર્જુનાભિગમન પર્વમાં "સૌભવધોપાખ્યાન" એ વિષયનો અધ્યાય ૧૭ મો સમાપ્ત.**

# અધ્યાય ૧૮ મો

## પ્રદ્યુમ્નનો સારથિને ઠપકો

**॥ वासुदेव उवाच ॥**

**शाल्वबाणार्दिते तस्मिन् प्रद्युम्ने बलिनां वरे॥**
**वृष्णयो भग्नसंकल्पा विव्यथुः पृतनागताः१**

વાસુદેવે કહ્યું:-બળવાનોમાં મુખ્ય તે પ્રદ્યુમ્ન, જ્યારે શાલ્વનાં બાણોથી પીડિત થયો, ત્યારે સેનામાં રહેલા વૃષ્ણિકુળના યોદ્ધાઓ, મનોરથ ભાંગી જવાથી વ્યથા પામવા લાગ્યા. [1] હે રાજા! પ્રદ્યુમ્નને મૂર્છા થવાથી વૃષ્ણિ અને અંધકના સર્વ સૈન્યમાં હાહાકાર થઇ રહ્યો અને શત્રુઓ બહુ આનંદ પામ્યા. [2] તે વખતે સારથિના કર્મમાં સુશિક્ષિત થયેલો દારુકનો પુત્ર જે પ્રદ્યુમ્નનો સારથિ હતો, તે પ્રદ્યુમ્નને તે પ્રમાણે મૂર્ચ્છિત થયેલો જોઇને વેગવાળા ઘોડાઓવડે ઝટ યુદ્ધમાંથી બહાર લઇ ગયો; [3] પરંતુ રથ ઘણે દૂર ન ગયો, એટલામાંજ મહારથોનો નેતા પ્રદ્યુમ્ન સાવધ થઇ ગયો અને તે, હાથમાં ધનુષ લઇને સારથિને નીચે પ્રમાણે કહેવા લાગ્યો:-[4] "ઓ સૂતપુત્ર! આ તેં શું કરવા માંડયું છે? યુદ્ધમાં પીઠ દેખાડીને શામાટે જાય છે? રણમાં પીઠ દેખાડવી એ કંઇ યાદવકુળના મહાવીરોનો ધર્મ કહેવાય નહિ. [5] ઓ સૂતપુત્ર! મહાયુદ્ધમાં શાલ્વને જોઇને, તારૂ ભાન તો ખસી ગયું નથી? અથવા રણભૂમિ જોઇને તું ભયભીત તો થયો નથી? જે થયું હોય તે મને સાચેસાચું કહે."[6]

સારથિ બોલ્યો:-"ઓ જનાર્દનના પુત્ર! મને મોહ થયો નથી, તેમજ મને ભય પણ લાગ્યો નથી;પરંતુ હે કેશવનંદન! શાલ્વ તમને બહુ ભારે પડશે, એમ હું માનું છું;[7] અને હે વીર! પાપકર્મ કરનારો એ શાલ્વ બળવાન છે, તેથી હું ધીરે ધીરે યુદ્ધભૂમિમાંથી પાછો વળું છું. યુદ્ધમાં મૂર્ચ્છિત થયેલા શૂરા રથીનું સારથિએ રક્ષણ કરવું યોગ્ય છે[8] હે આયુષ્મન્! મારે તમારૂં નિરંતર રક્ષણ કરવું જોઈએ અને તમારે પણ મારૂં રક્ષણ કરવું જોઇએ. રથી નિરંતર રક્ષણ કરવા યોગ્ય છે, એમ માનીને હું યુદ્ધમાંથી પાછો વળ્યો છું.[9] વળી હે મહાબાહુ! તમે એકલા છો અને દાનવો ઘણા છે, એટલે હે રુક્મિણીપુત્ર! આ યુદ્ધ સમાન નથી, એમ માનીને પણ હું રણમાંથી પાછો વળ્યો છું."[10]

હે કુરુવંશી રાજા! આ પ્રમાણે સારથિએ કહ્યું,ત્યારે મકરચિહ્નિત ધ્વજાવાળા પ્રદ્યુમ્ને સારથિને કહ્યું કે:-"ઓ દારુકના પુત્ર! તું રથને પાછો વાળ.[11] હું જીવતો હોઉં ત્યાંસુધી ફરી તું આ પ્રમાણે કોઈ સમયે કોઇપણ રીતે યુદ્ધમાંથી મારો રથ પાછો વાળીશ નહિ. [12] રણભૂમિને ત્યજી જનારો, પડેલાપર પ્રહાર કરનારો તથા 'હું તારો છું'એ પ્રમાણે બોલનારાને, સ્ત્રીને, બાળકને, વૃદ્ધને, રથવિનાનાને અસ્તવ્યસ્ત થયેલાને અને શસ્ત્રો તથા આયુધો જેનાં ભાંગી ગયેલાં હોય એવાઓને મારનારો જે કોઈ પુરુષ હોય, તેને યાદવકુળમાં ઉત્પન્ન થયેલો સમજવો નહિ.[13,14] ઓ દારુકપુત્ર! તું સારથિના કુળમાં જન્મ્યો છે, સારથિના કામનું શિક્ષણ પામેલો છે અને યાદવકુળના પુરુષોના સંગ્રામધર્મોને પણ જાણે છે; [15] માટે હે સૂતપુત્ર! સેનાના મોખરામાં યાદવવંશી પુરુષોનાં સમગ્ર ચરિત્રને જાણનારો તું ફરીથી આ પ્રમાણે કોઇપણ રીતે નાસવાનું કામ કરીશ નહિ. [16] અરે, યુદ્ધમાંથી પાછા વળેલા, પીઠ ઉપર બાણોથી હણાયલા, ગભરાઈગયેલા અને રણભૂમિમાંથી નાસી છૂટેલા-મને, ગદના અજિત મોટાભાઈ શ્રીકૃષ્ણ શું કહેશે? [17] વળી કેશવના મોટાભાઈ, શ્યામ વસ્ત્રને ધારણ કરનારા,ઉત્કટ મદવાળા અને મોટા બાહુવાળા બળદેવજી પણ આવીને મને શું કહેશે? [18] વળી હે સૂત! પુરુષોમાં સિંહ જેવો, મહાધનુર્ધારી શિનિનો પૌત્ર સાત્યકિ તથા યુદ્ધમાં વિજય મેળવનારો સાંબ પણ રણમાંથી વિમુખ થયેલા મને શું કહેશે? [19] ઓ સારથિ! તેમજ અજિત ચારુદેષ્ણ, ગદ, સારણ તથા મહાબાહુ અક્રૂર પણ શું કહેશે? [20] વળી હું શૂરો, પ્રતિષ્ઠિત, કષ્ટમાં પણ શાંતિ રાખનારો અને હમેશાં પુરુષપણાના અભિમાનવાળો છું; છતાં આજે યુદ્ધમાંથી વિમુખ થયો, તે જાણીને એકઠી મળેલી યાદવવીરોની સ્ત્રીઓ મને શું કહેશે?[21] તેઓ તો કહેશે કે, 'આ પ્રદ્યુમ્ન ભયભીત થઈ, મહાયુદ્ધ છોડીને અહીં નાસી આવે છે, માટે એને ધિક્કાર છે;' એમ કહેશે,પણ 'એણે સારૂં કર્યું'એમ કહેશે નહિ.[22]

ઓ સૂતપુત્ર! મારી અથવા મારા જેવાની ધિક્કારવાળી વાણીવડે હાંસી થાય, તે પણ મૃત્યુ કરતાં અધિક થઇ પડે છે; માટે ફરી હવે તું પાછો નાસીશ નહિ.[૨૩] મધુદૈત્યને હણનારા શ્રીકૃષ્ણ રાજ્યરક્ષાનો ભાર મારા ઉપર નાખીને ભરતસિંહ યુધિષ્ઠિરના યજ્ઞમાં ગયા છે, માટે આજના મારા વર્તનને તેઓ સહન કરી શકશે નહિ.[૨૪] વળી વીર કૃતવર્મા યુદ્ધ કરવા નીકળતા હતા, તેમને પણ હે સૂતપુત્ર! 'હું શાલ્વને હાંકી કાઢીશ, તમે નગરમાંજ રહો' એમ કહીને મેં રોકી દીધા હતા.[૨૫] તે હૃદિકના પુત્ર કૃતવર્મા, મારામાં તેવી યોગ્યતા માનીને પાછા વળ્યા હતા; પરંતુ હવે યુદ્ધ છોડી, તે મહારથને મળીને હું શું કહીશ ?[૨૬] વળી શંખ, ચક્ર તથા ગદાને ધારણ કરનારા, કમળના જેવાં નેત્રવાળા, મોટી ભુજાવાળા અને અજિત શ્રીકૃષ્ણ આવશે, ત્યારે તેમને હું શું કહીશ? બળદેવને અને સાત્યકિને પણ હું શું કહીશ ? તેમજ બીજા અંધક અને યાદવકુળના જે પુરુષો નિરંતર મારી સાથે સ્પર્ધા કરે છે, તેઓને પણ હું શું કહીશ ?[૨૭,૨૮] માટે ઓ સૂતપુત્ર ! પીઠ ઉપર શત્રુનાં બાણોથી હણાયલો અને મૂર્છાને લીધે બેભાન થવાથી આ યુદ્ધ છોડીને તેં બહાર કાઢેલો હું હવે કોઈ રીતે જીવી શકું નહિ;[૨૯] માટે ઓ દારુકપુત્ર! તું ઝટ રથને પાછો વાળ અને ફરી આપત્તિ આવતાં પણ કોઈ રીતે તું આવું કરીશ નહિ.[૩૦] હે સૂતપુત્ર! જેની પીઠ ઉપર બાણોનો પ્રહાર થયેલો અને ભયભીત થઇને રણમાંથી નાસી છુટેલો એવો હું, હવે કોઈપણ રીતે મારા જીવિતને અધિક માનતો નથી.[૩૧] હે સૂતપુત્ર ! કાયર પુરુષની પેઠે હું કોઈ વખત પણ ભયથી પીડિત થઈ, યુદ્ધ છોડીને નાસી ગયો હોઉં, એમ તારા જાણવામાં છે ?[૩૨] ઓ દારુકપુત્ર! મને યુદ્ધ કરવાની અત્યંત ઇચ્છા છતાં, તેં મને સંગ્રામમાંથી બહાર કાઢ્યો, તે તેં યોગ્ય કર્યું નથી, માટે હવે તું જ્યાં યુદ્ધ ચાલતું હોય ત્યાં મને લઈ જા.[૩૩]

ઇતિ શ્રીમહા૦ વન૦ અર્જુનાભિગમન પર્વમાં "સૌભવધોપાખ્યાન"એ વિષય નો અધ્યાય ૧૮ મો સમાપ્ત.

---

# અધ્યાય ૧૯ મો
## શાલ્વનો પરાજય તથા તેનું પલાયન
### ॥ वासुदेव उवाच ॥

**एवमुक्तस्तु कौंतेय सूतपुत्रस्ततोऽब्रवीत् ॥**
**प्रद्युम्नं बलिनां श्रेष्ठं मधुरं श्लक्ष्णमंजसा॥१॥**

વાસુદેવે કહ્યું:-હે કુંતીપુત્ર! આ પ્રમાણે પ્રદ્યુમ્ને કહ્યું, ત્યારે દારુકના પુત્રે, બળવાનોમાં શ્રેષ્ઠ પ્રદ્યુમ્નને ધીમેથી મધુર તથા કોમળ વચનો કહ્યાં:-[૧] "હે રુકિમણીપુત્ર! સંગ્રામમાં ઘોડાઓ ચલાવતાં મને ભય લાગતો નથી; તેમજ યાદવવીરોની યુદ્ધરીતિને પણ હું જાણું છું, એમાં કંઈ ફેરફાર નથી.[૨] હે આયુષ્મન્! સારથિએ સર્વ પ્રસંગોમાં રથીનું રક્ષણ કરવું જોઇએ, આવો સારથિનું કામ કરનારા પુરુષોમાટે શાસ્ત્રમાં ઉપદેશ કરેલો છે; તેથી તમે જ્યારે શાલ્વનાં મૂકેલાં બાણોવડે અત્યંત વીંધાઈને બહુ પીડા પામતા હતા અને મૂર્છિત દશામાં હતા, ત્યારે હે વીર! હું તમને લઈને ત્યાંથી બહાર નીકળી ગયો હતો;[૩,૪] પરંતુ હે યદુશ્રેષ્ઠ! તમે દૈવેચ્છાથી હમણાં સાવધ થયા છો, ત્યારે હે કેશવનંદન! હવે અશ્વ ચલાવવાસંબંધી મારા શિક્ષણને જુઓ.[૫] હું દારુકસારથિથી ઉત્પન્ન થયેલો છું અને યથાર્થ રીતે સારથિનું કર્મ શીખેલો છું, જેથી ભયરહિત થઇને આ શાલ્વરાજાની પ્રખ્યાત સેનામાં હમણાંજ પ્રવેશ કરૂં છું."[૬]

વાસુદેવે કહ્યું:-હે વીર! આ પ્રમાણે કહીને, તે વખતે દારુકના પુત્રે, ઘોડાઓને યુદ્ધ તરફ જવા પ્રેર્યા અને લગામ ખેંચી, તેઓને સાવધાન કરી, વેગવડે યુદ્ધ તરફ દોડાવી મૂક્યા.[૭] હે રાજા! સૂતપુત્રે ચાબુક મારી, લગામ ખેંચીને તેજદાર કરેલા તે શ્રેષ્ઠ ઘોડાઓ ચમક

જાતનાં, તેથી જૂદી જાતનાં અને ડાબાં તથા જમણાં વિચિત્ર મંડલો ફરવા લાગ્યા; અને જાણે આકાશમાં ઉડતા હોય, તેમ દોડવા લાગ્યા.૮,૯ હે રાજા! તે ઘોડાઓ દારુકપુત્રની હાથચાલાકી જાણીને, જાણે બળી જતા હોય તેમ પગથી પૂરો પૃથ્વીનો સ્પર્શ પણ કરતા ન હતા.૧૦ હે ભરતશ્રેષ્ઠ! આ રીતે પ્રયાણ કરતાં દારુકના પુત્રે થોડાજ યત્નથી શાલ્વની સેનાને પોતાના રથથી ડાબી તરફ કરી દીધી, તે એક આશ્ચર્ય જેવું થઈ પડયું.૧૧ સૌભનો રાજા, પ્રદ્યુમ્ને પોતાને ડાબી તરફ રાખ્યો તેને સહન કરી શકયો નહિ તેથી તેણે પ્રદ્યુમ્નના સારથિને એકાએક ત્રણ બાણો મારીને પીડિત કર્યો;૧૨ પરંતુ હે મહાબાહુ! દારુકનો પુત્ર તે બાણના વેગને ન ગણકારી, ફરીથી પણ શાલ્વને ડાબી બાજુએ રાખીને રથ હાંકવા લાગ્યો.૧૩હે વીર! તેથી સૌભરાજ શાલ્વે, ફરી પણ રુકિમણીને આનંદ આપનારા મારા પુત્ર ઉપર અનેક પ્રકારનાં બાણો છોડવા માંડયાં;૧૪ પરંતુ શત્રુવીરને હણનારા પ્રદ્યુમ્ને, મધુર હાસ્ય કરીને પોતાની હાથચાલાકી દેખાડતાં, તે બાણો પોતાની પાસે આવે તે પહેલાંજ,તેને ધારદાર બાણોથી કાપી નાખ્યાં.૧૫સૌભરાજે,પોતાનાં તે બાણોને પ્રદ્યુમ્ને કાપી નાંખ્યાં તે જોઈને, આસુરી દારુણ માયાનો આશ્રય કરી પ્રદ્યુમ્નના ઉપર અનેક બાણો છોડયાં.૧૬ શાલ્વે આ મહાબળવાન દૈતેયાસ્ત્રનો પ્રયોગ કર્યો છે એમ જાણીને, પ્રદ્યુમ્ને બ્રહ્માસ્ત્ર મૂકીને વચમાંજ તેને કાપી નાખ્યું અને બીજાં પણ કેટલાંક બાણો શાલ્વના ઉપર મૂકયાં.૧૭પ્રદ્યુમ્નનાં તે રુધિર પીનારાં બાણોએ દૈતેયાસ્ત્રને નાશ પમાડીને, પછી શાલ્વને છાતીમાં માથામાં અને મુખમાં વીંધી નાખ્યો; અને તેથી તે મૂર્ચ્છિત થઇને ધરણીપર ઢળી પડયો.૧૮ આ રીતે બાણોવડે પીડાઇને તે ક્ષુદ્ર બુદ્ધિવાળો શાલ્વ પડયો, એટલે પ્રદ્યુમ્ને શત્રુને નાશ પમાડનારૂં એક બીજું બાણ ધનુષ ઉપર ચઢાવ્યું.૧૯ સર્વ યાદવગણોએ પૂજેલું અને નાગ તથા પ્રજ્વલિત અગ્નિના જેવું પ્રકાશતું તે બાણ, પ્રદ્યુમ્ને પ્રત્યંચા ઉપર ચઢાવ્યું.તેને જોઇને આકાશમાં હાહાકાર થઇ રહ્યો; અને તેજ વખતે ઇંદ્ર તથા કુબેરની સાથે સઘળા દેવગણોએ, નારદજીને તથા મનના જેવા વેગવાળા વાયુને મોકલ્યા.૨૧ પછી તે બન્ને પ્રદ્યુમ્નની આગળ આવીને દેવોનાં વચનને કહેવા લાગ્યા કેઃ-'હે વીર ! આ શાલ્વરાજાને તારે કોઈ પણ રીતે મારવો નહિ. યુદ્ધમાં તારાથી એનો વધ થશે નહિ, માટે તું તારા બાણને પાછું ઉતારી લે; કારણકે સંગ્રામમાં આ બાણથી ન મરે એવો કોઈ પણ પુરુષ નથી;૨૩અને હે મહાબાહુ ! વિધાતાએ આ શાલ્વનું મૃત્યુ, દેવકીનંદન શ્રીકૃષ્ણને હાથે નિર્મેલું છે,તે મિથ્યા થવું ન જોઇએ.૨૪આ સાંભળીને પરમ પ્રસન્ન થયેલા પ્રદ્યુમ્ને, શ્રેષ્ઠ ધનુષ ઉપરથી તે ઉત્તમ બાણને ઉતાર્યું અને તેને ભાથામાં મૂકયું.૨૫ હે રાજેંદ્ર ! તે પછી બહુ ખિન્ન થઈ ગયેલો શાલ્વ ઉઠયો અને પ્રદ્યુમ્નનાં બાણોથી પીડાઇને સૈન્યની સાથે ઝટ ત્યાંથી નાસી ગયો.૨૬ હે રાજેંદ્ર યુધિષ્ઠિર ! તે ક્રૂર રાજા યાદવોથી પીડાઇને, દ્વારકાને છોડી ગયો અને સૌભ વિમાનમાં બેસી, તેજ વખતે આકાશમાં જતો રહ્યો.૨૭

ઇતિશ્રી મહા૦ વન૦ અર્જુનાભિગમન પર્વમાં "સૌભવધોપાખ્યાન" એ વિષયનો અધ્યાય ૧૯ મો સમાપ્ત.

## અધ્યાય ૨૦ મો

### શાલ્વની સાથે શ્રીકૃષ્ણનું યુદ્ધ

॥ वासुदेव उवाच ॥

आनर्त्तनगरं मुक्तं ततोऽहमगमं तदा ॥
महाक्रतौ राजसूये निवृत्ते नृपते तव ॥१॥

વાસુદેવે કહ્યુંઃ-હે નૃપતિ ! શાલ્વ રાજા દ્વારકા છોડીને નાસી ગયો,એટલામાં તમારો રાજસૂય યજ્ઞ સમાપ્ત થતાં હું દ્વારકા ગયો.૧ હે મહારાજા! તે વખતે મેં દ્વારકા નગરને નિસ્તેજ થયેલું જોયું. તેમાં વેદના અને વષટ્કારના ધ્વનિઓ બંધ થઈ ગયા હતા; શ્રેષ્ઠ સ્ત્રીઓ અલંકારવિનાની થઈ ગઈ હતી;૨ અને દ્વારકાનાં ઉપવનો

ઓળખાય નહિ તેવી સ્થિતિમાં આવી ગયાં હતાં. આ સઘળું જોઇને મને શંકા ઉત્પન્ન થઈ અને તેથી મેં કૃતવર્માને પૂછ્યું કેઃ–[૩]'હે નરવ્યાઘ્ર! આ યાદવકુળનાં સ્ત્રીપુરુષો અત્યંત અસ્વસ્થ જણાય છે, તેનું શું કારણ છે? તે હું યથાર્થ રીતે સાંભળવા ઇચ્છું છું.'[૪] હે શ્રેષ્ઠ રાજા! આ પ્રમાણે મેં પૂછ્યું, ત્યારે શાલ્વ રાજાએ ઘેરો ઘાલ્યો હતો તે તથા દ્વારકાનો તેનાથી જે રીતે છુટકો થયો, તે સર્વ વૃત્તાંત કૃતવર્માએ મને વિસ્તારથી કહી સંભળાવ્યું.[૫] હે ભરતશ્રેષ્ઠ! તે સર્વ વૃત્તાંત સંપૂર્ણપણે સાંભળ્યા પછી, મેં તેજ વખતે શાલ્વરાજાના વિનાશને માટે નિશ્ચય કર્યો.[૬] હે ભરતવંશીઓમાં શ્રેષ્ઠ રાજા! તે પછી નગરના સર્વ લોકોનું આશ્વાસન કરીને, મેં ઉગ્રસેન રાજા, વસુદેવ અને સર્વ યાદવવીરોને હર્ષ આપતાં તે વખતે કહ્યું કેઃ–'હે યાદવોમાં મુખ્ય પુરુષો! તમે દ્વારકાનગરમાં સાવધાન થઇને રહેજો; [૭,૮]અને હું પોતે શાલ્વરાજના વિનાશને માટે જાઉં છું. તેને માર્યાવિના દ્વારકા તરફ પાછો વળીશ નહિ, એમ તમે જાણજો.[૯] હું શાલ્વની સાથે સૌભનગરને હણીને ફરી તમારાં દર્શન કરીશ. હવે (યુદ્ધના પ્રયાણની સૂચનાને માટે) શત્રુઓને ભય આપનારાં નોબતને નીચા, મધ્યમ તથા ઉંચા સ્વરથી વગાડો.[૧૦] હે ભરતશ્રેષ્ઠ! ઉપર પ્રમાણે કહીને મેં જેઓનું યથાર્થ રીતે આશ્વાસન કર્યું હતું તે સર્વે વીરો, પ્રસન્ન થઇને મને કહેવા લાગ્યા કે, 'ભલે પ્રયાણ કરો અને શત્રુઓને મારો.'[૧૧] પ્રફુલ્લ મનવાળા તે વીરોએ આશીર્વાદથી અભિનંદન આપ્યા પછી મેં ઉત્તમ બ્રાહ્મણોની પાસે સ્વસ્તિવાચન ભણાવ્યું અને મહાદેવને મસ્તકવડે પ્રણામ કર્યા.[૧૨] તે પછી શૈબ્ય અને સુગ્રીવ નામના ઘોડાઓથી જોડેલા રથવડે દિશાઓને ગજાવતો હું, પાંચજન્ય નામના મુખ્ય શંખનો ધ્વનિ કરીને તથા હે પુરુષવ્યાઘ્ર રાજા! યુદ્ધમાં વિજય મેળવવાથી શોભતા સુવ્યવસ્થિત અને સજ્જ થયેલા ચતુરંગ મોટા સૈન્યથી વીંટાઇને, ત્યાંથી શાલ્વના નગર તરફ ચાલ્યો.[૧૩,૧૪] હું જતાં જતાં અનેક દેશો, ઘણાં વૃક્ષોવાળા પર્વતો, સરોવરો અને નદીઓને ઓળંગીને છેક માર્તિકાવત નામના દેશમાં જઈ પહોંચ્યો.[૧૫] હે નરવ્યાઘ્ર! ત્યાં મેં સાંભળ્યું કે, શાલ્વરાજા સૌભવિમાનમાં બેસીને સમુદ્રની પાસે થઇને જાય છે, એટલે હું તેની પાછળ ગયો.[૧૬] તે વેળા હે શત્રુને હણનારા રાજા! શાલ્વ પોતાના સૌભવિમાનમાં બેસીને સમુદ્રઉપર ગયો હતો અને તે મોટા તરંગોવાળા સમુદ્રના મધ્યમાં રહ્યો હતો.[૧૭] હે યુધિષ્ઠિર! તેણે મને દૂરથી જોયો, એટલે તે દુરાત્મા જાણે હાંસી કરતો હોય તેમ મને વારંવાર યુદ્ધ કરવા માટે બોલાવવા લાગ્યો.[૧૮]તે વખતે મેં શાર્ઙ્ગધનુષ ઉપરથી ઘણાંએક મર્મભેદી બાણો છોડયાં; પરંતુ તે બાણો તેના નગરસુધી પહોંચી શકયાં નહિ, એટલે મને ક્રોધ ભરાયો.[૧૯] હે રાજા! તે વખતે તે પાપી સ્વભાવવાળો, જિતી ન શકાય તેવો નીચ દૈત્ય પણ મારા ઉપર હજારો બાણોની ધારા વર્ષાવવા લાગ્યો;[૨૦] અને તેણે મારા સૈનિકો, ઘોડાઓ તથા સારથિને પણ બાણોથી ઢાંકી દીધા; પરંતુ હે ભરતવંશી! અમે તેનાં બાણોને ન ગણકારતાં લડયેજ ગયા.[૨૧] તે પછી શાલ્વના વીર યોદ્ધાઓએ યુદ્ધમાં મજબૂત ગાંઠાવાળાં એકલાખ બાણો મારા ઉપર ફેંકયાં.[૨૨] અસુરોએ તે મર્મભેદી બાણોવડે ઘોડાઓને, રથને અને દારુકને ઢાંકી દીધાં.[૨૩] ઓ વીરરાજા! તે વખતે ઘોડાઓ, રથ, મારો દારુક સારથિ, હું અને મારા સૈનિકો, એ બધા બાણોથી ઢંકાઇ જઇને દેખાતા ન હતા.[૨૪] હે કુંતીપુત્ર! તે પછી મેં પણ લાખો બાણોને મંત્રી મંત્રીને ધનુષ ઉપર ચઢાવી અલૌકિક અસ્ત્રવિદ્યાથી ફેંકયાં.[૨૫] હે ભરતવંશી રાજા! શાલ્વનું તે સૌભનગર એક ગાઉ જેટલે ઉંચે આકાશમાં ચોંટી ગયું હોય તેમ રહેલું હતું, એટલે મારા સૈનિકોનો ત્યાં કંઈ ઉપાય ચાલતો ન હતો;[૨૬] અને તે સર્વે રંગમંડપના પ્રેક્ષકોની પેઠે યુદ્ધ જોતા ઉભા હતા તથા સિંહનાદ કરીને અને તાળીના શબ્દો કરીને મને પુષ્કળ ઉત્તેજિત કરતા હતા.[૨૭]

પછી મારા હાથના અગ્રભાગથી છુટેલાં સુંદર પીછાંવાળાં બાણો, તીડોની પેઠે દાનવોનાં અંગોમાં પેસી જવા લાગ્યાં.[૨૮] તે સમયે તીવ્ર બાણોથી હણાતા અને મહાસમુદ્રમાં પડતા દાનવોનો સૌભવિમાનમાં હલહલાટ શબ્દ વધી પડયો.[૨૯] બાહુ અને ખભા કપાઇ ગયેલાં અને તેથી માથાંવિનાનાં ધડોના જેવા જણાતા તે દાનવો ભયંકર ચીસો પાડતા પાડતા સૌભનગરમાંથી પડવા લાગ્યા;[૩૦] તથા પડયા પછી સમુદ્રના જળમાં રહેનારાં પ્રાણીઓ તેઓને ખાઇ જવા લાગ્યાં.તે પછી મેં ગાયનું દૂધ, કંદ, પુષ્પ, ચંદ્ર, શ્વેત કમળ અને રૂપાના જેવા શ્વેત રંગવાળા પાંચજન્ય નામના શંખને જોરથી વગાડયો. સૌભપતિ શાલ્વ, તે દાનવોને સમુદ્રમાં પડેલા જોઈને, પછી યુદ્ધમાં મારી સાથે મોટા માયાયુદ્ધથી લડવા લાગ્યો. તે વખતે ગદાઓ, હળો, ભાલાઓ,ત્રિશૂલો, શક્તિઓ, ફરસીઓ, તરવારો, કાર્તિકસ્વામીની શક્તિ, વજ્રો, વરુણપાશો અને દંડોના જેવાં જણાતાં બાણો, પટ્ટિશો તથા ભુશુંડીઓ મારા ઉપર એકસરખી રીતે પડવા લાગ્યાં;[૩૧–૩૪] પરંતુ તે માયિક શસ્ત્રોને મેં માયાથીજ ગ્રહણ કરીને નાશ પમાડયાં. જ્યારે તે માયા નાશ પામી ત્યારે શાલ્વ, પર્વતનાં શિખરો લઇને મારી સાથે યુદ્ધ કરવા લાગ્યો.[૩૫] તે પછી હે ભારત ! ક્ષણમાં આકાશ અંધારા જેવું તો ક્ષણમાં અજવાળા જેવું, ક્ષણમાં મેઘથી ઢંકાયલું તો ક્ષણમાં સ્વચ્છ જણાવવા લાગ્યું. વળી ક્ષણ ક્ષણમાં ટાઢ,તાપ, અંગારાનો વરસાદ, ધૂળનો વરસાદ અને શસ્ત્રોનો વરસાદ વર્ષવા લાગ્યો. હે ભરતવંશી ! આ પ્રમાણે માયાનો આશ્રય કરીને શત્રુ મારીસાથે યુદ્ધ કરવા લાગ્યો.[૩૬,૩૭]તે સઘળું માયાથીજ થાય છે, એમ જાણીને મેં તે સર્વનો માયાવડેજ નાશ કર્યો અને સમયાનુસાર યુદ્ધ કરી, ચોમેર બાણો છોડીને પણ તેને ઉડાવી દીધું.[૩૮] હે મહારાજ ! તે પછી આકાશ સેંકડો સૂર્યવાળું હોય, સેંકડો ચંદ્રવાળું હોય અને લાખો તારાઓવાળું હોય તેવું જણાવા લાગ્યું;[૩૯] અને તેથી તે વખતે દિવસ, રાત્રિ તેમજ દિશાઓનું પણ ભાન થતું ન હતું. રીતે હું મોહિત થઇ ગયો. ત્યારપછી મેં ૢાસ્ત્રનું સંધાન કર્યું.[૪૦] હે કુંતીપુત્ર! તે અ થી દાનવનું માયાસ્ત્ર વાયુથી જેમ રૂ ઉડે, ત્યાંથી ઉડી ગયું–અદૃશ્ય થયું. આ પ્રમાણે રોમાંચિત કરે તેવું તુમુલ યુદ્ધ થયું હતું. રાજેંદ્ર! પછી સારી રીતે પ્રકાશ મળતાં હું થી શત્રુની સાથે યુદ્ધ કરવા લાગ્યો.[૪૧]

ઇતિ શ્રીમહા૦વન૦ અર્જુનાભિગમન પર્વ "સૌભવધોપાખ્યાન" એ વિષયનો અધ્યાય ૨૦ મો સમાપ્ત.

# અધ્યાય ૨૧ મો

## શાલ્વે કરેલી માયા.

॥ वासुदेव उवाच ॥

एवं स पुरुषव्याघ्रः शाल्वराजोमहारिपुः ।
युध्यमानो मया संख्ये वियदभ्यगमत्पुनः

વાસુદેવે કહ્યું:–પુરુષોમાં વ્યાઘ્ર જેવો મહાશત્રુ શાલ્વરાજા, આ પ્રમાણે મારી સંગ્રામમાં યુદ્ધ કરતાં કરતાં પુનઃ આકાશ જતો રહ્યો;[૧] અને હે મહારાજા! જયની કાંક્ષાવાળો તે મંદબુદ્ધિ શાલ્વ ક્રોધ કરીને ઉપર શતઘ્નીઓ, મોટી ગદાઓ, તેજસ્વી શ મુસલો અને તરવારો ફેંકવા લાગ્યો.[૨] તે વ મારા ઉપર આકાશમાંથી આવી પડતાં તે હ યારોને મેં આકાશમાંજ તત્કાળ રોકી દા તેના નાશને માટે ઝડપથી મૂકેલાં અને ગતિવાળાં બાણોવડે તેના બબ્બે–ત્રણ ત્રણ ડા કરી નાખ્યા, એટલે આકાશમાં કોલાહલ રહ્યો.[૩] તે પછી શાલ્વે મજબૂત ગાંઠાવાળાં લાખ બાણો દારુકના ઉપર, ઘોડાઓ ઉપર રથના ઉપર ફેંકયાં.[૪] તે વખતે હે વીર! દા સારથિ વિહ્વળ થઇ ગયો હોય તેમ મને વા લાગ્યો કે, 'શું કરૂં ? અહીં મારે ઉભું વું જોઇએ, એમ ધારીને હું ઉભો રહ્યો પણ શાલ્વનાં બાણોથી પીડાયલો હું ઉભો ર માટે સમર્થ નથી. મારૂં અંગ ભાંગી જતું

તેમ લાગે છે.[૫] આવાં તે સારથિનાં દયાજનક વચન સાંભળીને, મેં સારથિના તરફ જોયું તો તેને બાણોથી પીડાયલો જોયો.[૬] ઓ પાંડવશ્રેષ્ઠ ! તેની છાતી, મસ્તક, મધ્યશરીર અને બન્ને ભુજાઓમાં એવું જરા પણ સ્થાન ન હતું, કે જે બાણોથી વ્યાપ્ત થયેલું ન હોય ![૭] અને જેમ મેઘની વૃષ્ટિ થતાં ગૈરિક (ગેરુ) ધાતુવાળા પર્વત ઉપરથી લાલ જળધારાઓ છૂટે, તેમ તે સારથિના શરીરમાં મોટાં બાણોવડે પડેલા ઘાવોમાંથી ભયંકર રુધિર વહેતું હતું.[૮] હે મહાબાહુ ! એ રીતે હાથમાં ઘોડાની લગામ પકડી રહેલો તે સારથિ, યુદ્ધમાં શાલ્વના બાણથી પીડાઈને ગભરાતો હતો. તે જોઈને મેં તેને ધીરજ આપીને શાંત કર્યો;[૯] 'એટલામાં હે ભારત! કોઈ એક દ્વારકામાં નિવાસ કરનારો ઉગ્રસેનનોજ સેવક હોય તેવો ખિન્ન થયેલો પુરુષ ઉતાવળો ઉતાવળો ત્યાં આવ્યો; અને હે વીર યુધિષ્ઠિર ! મને રથમાં બેસાડી દઈને, સ્નેહભાવથી કહેતો હોય તેમ ગળગળે કંઠે ઉગ્રસેનનો સંદેશો કહેવા લાગ્યો, તે તમે સાંભળો.[૧૦,૧૧] તેણે કહ્યું:–'હે વીર! તમારા પિતાના મિત્ર અને દ્વારકાના અધિપતિ ઉગ્રસેન રાજાએ તમને સંદેશો કહાવ્યો છે, માટે હે કેશવ! આવો, તેમણે તમને જે કહાવ્યું છે, તે તમે સાંભળો.[૧૨] ઓ અજિત વૃષ્ણિનંદન ! તમે બીજી તરફ રોકાયા હશો, તે વખતે શાલ્વરાજાએ, દ્વારકામાં આવીને આજે બળાત્કારથી વસુદેવનો વધ કર્યો છે;[૧૩] માટે હે જનાર્દન! હવે યુદ્ધથી બહુ થયું. તમે સારી રીતે પાછા વળો અને દ્વારકાનું જ રક્ષણ કરો; કારણકે એજ તમારૂં મહાન કાર્ય છે."[૧૪]

આવાં તેનાં વચન સાંભળીને હું બહુ ખિન્ન થઇ ગયો અને તેથી મને શું કરવું અને શું ન કરવું, તેનો નિશ્ચય થયો નહિ.[૧૫] હે વીર ! તે મહાન અપ્રિય વાત સાંભળીને હું સાત્યકિ, બળદેવ અને મહારથી પ્રદ્યુમ્નની મનમાં નિંદા કરવા લાગ્યો;[૧૬] કારણકે હે કુરુનંદન ! હું દ્વારકાની અને પિતાની રક્ષાનો ભાર તેઓના ઉપર મૂકીને સાભના વિનાશને માટે ત્યાંથી નીકળ્યો હતો.[૧૭] "શત્રુઓને હણનારા મહાબાહુવાળા બળદેવ જીવતા હશે કે ? સાત્યકિ, પ્રદ્યુમ્ન, વીર્યવાન ચારુદેષ્ણ અને સાંબ વગેરે કુમારો જીવતા હશે કે કેમ ?" આવા વિચારો આવવાથી હું બહુ ખિન્ન થઇ ગયો; કારણકે હે નરવ્યાઘ્ર ! એ વીર પુરુષો જીવતા હોય, ત્યાંસુધી સાક્ષાત્ વજ્રધારી ઇંદ્રથી પણ કોઇ રીતે વસુદેવનો વધ કરાય નહિ, એવો મારો નિશ્ચય હતો; પરંતુ આ કહે છે એ ઉપરથી વસુદેવનો ખરેખર વધ થયો છે અને બળદેવ આદિ સર્વે પણ મરણ પામ્યા છે, એમાં સંશય નથી; એવો મારી બુદ્ધિનો નિશ્ચય થયો. આ પ્રમાણે તે સર્વના વિનાશનો વારંવાર વિચાર કરતો હું બહુ વિહ્વળ થઈ ગયો, તેમ છતાં હે મહારાજ ! હું ફરી પણ શાલ્વની સાથે યુદ્ધ કરવા લાગ્યો.[૧૮–૨૧] તે સમયે હે વીર મહારાજા ! સૌભવિમાનમાંથી પડતા વાસુદેવને મેં જોયા અને તેથી મને મૂર્છા આવી ગઇ.[૨૨] હે રાજા ! વિમાનમાંથી પડતા મારા તે પિતાનું રૂપ, પુણ્ય ક્ષીણ થતાં સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર પડતા યયાતિના જેવું જણાતું હતું.[૨૩] તેમની મલિન પાઘડી છૂટી થઇ ગઇ હતી, તેમનાં વસ્ત્રો તથા કેશો વીંખાઇ ગયાં હતાં અને જેમ પુણ્ય ક્ષીણ થવાથી કોઇ ગ્રહ પડે, તેમ તે પડતાં પડતાં દેખાતા હતા.[૨૪] હે કુંતીપુત્ર ! તે જોઈને મારા હાથમાંથી શ્રેષ્ઠ શાર્ઙ્ગ ધનુષ પડી ગયું અને હું મૂર્છાવશ થઈને રથના મધ્યમાં બેસી ગયો.[૨૫] હે ભારત ! જે વખતે મને રથની વચ્ચે નિર્જીવની પેઠે જોયો, તે વખતે મારા સૈન્યમાં હાહાકાર થઇ રહ્યો અને તે (સૈન્ય)ચેતનવિનાનું હોય તેવું થઈ ગયું.[૨૬] હાથ તથા પગ પહોળા કરીને પડતા મારા પિતાનું રૂપ તે વખતે પડતા પક્ષીના જેવું જણાતું હતું.[૨૭] વળી હે મહાબાહુ વીર ! મારા પિતા પડતા હતા, તે વખતે દૈત્યો શૂલ અને પટ્ટિશ હાથમાં લઇ, તેમને પ્રહાર કરીને મારા ચિત્તને અત્યંત કંપાવતા હતા.[૨૮] હે વીર ! તે પછી બે ઘડીએ જે વખતે મને ભાન આવ્યું, તે વખતે તે મહાયુદ્ધમાં મેં સાભનગરને જોયું

નહિ, શત્રુ શાલ્વને જોયો નહિ અને વૃદ્ધ પિતાને પણ જોયા નહિ.[૨૯] ત્યારે મારા મનમાં નિશ્ચય થયો કે, 'આ તો માયાજ છે' અને તે નિશ્ચય થતાં હું સારી પેઠે સાવધાન થઈ ગયો અને શાલ્વના ઉપર સેંકડો બાણો છોડવા લાગ્યો.

ઇતિ **શ્રીમહા૦ વન૦ અર્જુનાભિગમન પર્વમાં "સૌભવધોપાખ્યાન" એ વિષયનો અધ્યાય ૨૧ મો સમાપ્ત**

# અધ્યાય ૨૨ મો

## શાલ્વનો વધ

**ततोऽहं भरतश्रेष्ठ प्रगृह्य रुचिरं धनुः ॥**
**शरैरपातयं सौभाच्छिरांसि विबुधद्विषाम् ॥१॥**

વાસુદેવે કહ્યું:-તે પછી હે ભરતશ્રેષ્ઠ ! હું સુંદર શાર્ઙ્ગ ધનુષ લઈને બાણોવડે સૌભવિમાનમાંથી દૈત્યોનાં મસ્તકો પાડવા લાગ્યો.[૧] વળી સર્પના આકારનાં, ઉંચે ગતિ કરનારાં,તીવ્ર તેજવાળાં અને સુંદર પીંછાંવાળાં બાણો શાર્ઙ્ગ ધનુષમાંથી શાલ્વરાજાના ઉપર હું મૂકવા લાગ્યો.[૨] હે કુરુકુળને ધારણ કરનારા ! તેપછી સૌભવિમાન દેખાયું નહિ-તે માયાથી અંતર્ધાન થઈ ગયું, એટલે તે વખતે હું વિસ્મય પામ્યો.[૩] હે ભારત મહારાજ ! હું જ્યારે વિસ્મય પામીને ઉભો રહ્યો, ત્યારે બેડોળ મુખ અને કેશવાળા તે દાનવોનાં ટોળાંઓ મોટી બૂમો પાડવા લાગ્યાં.[૪] તે સમયે મેં ત્વરા કરીને મહાયુદ્ધમાં જે તરફથી શબ્દો આવતા હતા, તે તરફ શબ્દવેધી અસ્ત્ર, તેઓને મારવા માટે મૂક્યું, એટલે શબ્દ શાંત થઇ ગયો અને અસ્ત્રથી નીકળેલાં આદિત્યના જેવાં તેજસ્વી શબ્દવેધી બાણોવડે, જે દાનવોએ તે કોલાહલ કર્યો હતો, તે સર્વ દાનવો મરણ પામ્યા. તે શબ્દ શાંત પડયા પછી વળી બીજી તરફ શબ્દ થવા લાગ્યો, એટલે હે મહારાજ! ત્યાં પણ મેં બાણોનો પ્રહાર કર્યો.[૭] હે ભારત ! આ પ્રમાણે ઉપરહેઠળ બધે-દશે દિશામાં અસુરોએ કોલાહલ કર્યો અને તે બધાનો પણ મેં વધ કર્યો.[૮] હે વીર ! તે પછી યથેચ્છ ગતિ કરનારૂં સૌભવિમાન, મારી આંખોને ભ્રાંતિ ઉત્પન્ન કરતું પ્રાગ્જ્યોતિષ નગર પાસે જઇને પાછું દેખાયું.[૯] તે પછી જગતનો સંહાર કરનારા, દારુણ આકૃતિવાળા શાલ્વ દાનવે મોટી શિલાની વૃષ્ટિ કરીને, એકાએક મને છાઈદીધો.[૧૦] હે રાજેન્દ્ર ! પર્વતના તે વરસાદથી વારંવાર હણાતો હું, રાફડાની પેઠે ચોતરફથી પર્વતોવડે ઢંકાઈ ગયો.[૧૧] હે રાજન્ ! તે સમયે હું ઘોડા અને સારથિની સાથે ચોપાસ પર્વતોથી દટાઈજવાને લીધે અદશ્ય થઈ ગયો હતો.[૧૨] તે પછી યાદવકુળના વીર પુરુષો, જે મારા સૈનિકો હતા, તે સર્વે તે વખતે ભયવડે દીન થઈને એકાએક દિશાઓમાં નાસવા લાગ્યા. હે રાજા ! હું જ્યારે તે પ્રમાણે દેખાતો બંધ થયો, ત્યારે સ્વર્ગ, પૃથ્વી અને આકાશમાં સર્વત્ર હાહાકાર થઇ રહ્યો;[૧૪] અને હે રાજન ! મારા સ્નેહીજનોનાં મન ખિન્ન થઇ ગયાં તથા તેઓ દુ:ખ અને શોકવડે યુક્ત થઇને પોકે પોકે રડવા લાગ્યાં.[૧૫] આ રીતે સ્નેહીઓને દુ:ખ થયું, ત્યારે શત્રુઓને મોટો હર્ષ થયો હતો. હે વીર! આ પ્રમાણે શાલ્વે મારો પરાજય કર્યો હતો. હે અચ્યુત ! આ વાત મેં પછીથી સાંભળી હતી.[૧૬] તેપછી મેં ઇંદ્રને પ્રિય અને સર્વ પાષાણોને ભેદનારૂં વજ્ર ઉગામીને, તે સર્વ પર્વતોનો ચૂરો કરી નાખ્યો.[૧૭] આ સમયે હે મહારાજ! પર્વતોના ભારવડે પીડિત થઈ ગયેલા અને શ્વાસોચ્છ્વાસ તથા હલનચલન પણ જેઓનું મંદ થઇ ગયેલું એવા મારા ઘોડાઓ કાંપતા હતા.[૧૮] પછી આકાશમાં મેઘમંડળનું વિદારણ કરીને ઉદય પામેલા સૂર્યની પેઠે પર્વતસમૂહનું વિદારણ કરીને હું બહાર નીકળ્યો. તે વખતે મને જોઈને સર્વે સંબંધીઓ પાછા હર્ષમાં આવી ગયા.[૧૯] તે પછી પર્વતોના ભારવડે પીડાયલા અને શ્વાસોચ્છ્વાસ તથા ગતિમાં મંદ થઇ ગયેલા ઘોડાઓને જોઈને, સારથિ મને તે સમયને માટે યોગ્ય વચન કહેવા લાગ્યો:-[૨૦] 'હે વૃષ્ણિનંદન કૃષ્ણ ! આ સૌભનો અધિપતિ શાલ્વરાજા ઉભો છે, તેને તમે બરોબર જુઓ. હવે એનો અનાદર કરવો બંધ કરો

અને એને મારવા સારી રીતે યત્ન કરો.[૨૧] હે મહાબાહુ કેશવ! આજે તમે શાલ્વના તરફ તમારી કોમળતા અને મિત્રભાવનાને દૂર કરીને એનો વધ કરો. એ શાલ્વને તમે જીવવા દો નહિ.[૨૨] હે વીર! સર્વ પરાક્રમોથી હવે શત્રુનો વધ કરવોજ યોગ્ય છે. શત્રુ દુર્બળ હોય તોપણ બળવાન પુરુષે તેના તરફ દુર્લક્ષ્ય રાખવું નહિ.[૨૩] શત્રુ પોતાના સ્થાનમાં બેસી રહ્યો હોય-યુદ્ધ કરતો ન હોય, તોપણ તેની ઉપેક્ષા કરવી ન જોઇએ; તો પછી યુદ્ધમાં સામે આવીને યુદ્ધ કરતા શત્રુની તો ઉપેક્ષા કરાયજ કેમ? માટે હે પુરુષવ્યાઘ્ર! હે પ્રભો ! તમે સર્વ યત્નોથી આ શત્રુને મારો.હે યાદવકુળમાં શ્રેષ્ઠ! હવે ફરી તમારો સમય નિરર્થક જાય નહિ તેમ કરો. આ શાલ્વ, કોમળતાથી વશ થાય તેવો નથી, તેમજ એને તમે મિત્ર પણ માનતા નથી; કારણકે હે વીર ! એણે તમારી સાથે પ્રથમ યુદ્ધ કર્યું છે અને દ્વારકાપુરીને પણ અસ્તવ્યસ્ત કરી નાખી છે.”

હે કુંતીપુત્ર ! આવાં આવાં સારથિનાં વચન સાંભળીને હું, ‘આ કહે છે તે સત્ય છે ’એમ જાણીને, યુદ્ધમાં શાલ્વરાજાના વધને માટે અને સૌભ નગરને પાડવામાટે નિશ્ચય ઉપર આવ્યો; અને હે વીર ! મેં દારુકને કહ્યું કે, ‘તું હવે એ ઘડી યુદ્ધમાં સ્થિર રહે.’ એમ કહીને પછી અતિ પરાક્રમસંપન્ન એવા મેં, યુદ્ધમાંપાછું પડે નહિ તેવું, દિવ્ય, અભેદ્ય, સર્વ અસ્ત્રોને સહન કરનારૂં, મહાતેજસ્વી અને યુદ્ધમાં દાનવોનો અંત લાવનારૂં એવું મારૂં પ્રિય આગ્નેયાસ્ત્ર ધનુષ ઉપર ચઢાવ્યું(અને છોડયું).[૨૪-૨૯]તે મહાન અસ્ત્ર યક્ષોને, રાક્ષસોને, દાનવોને અને શત્રુરાજાઓને યુદ્ધમાં ભસ્મ કરી નાખનારૂં હતું.[૩૦] પછી મેં તીક્ષ્ણ ધારવાળાં ચક્રચક્રિત તથા કાલ, અંતક અને યમની ઉપમાને યોગ્ય એવા શત્રુઓને નાશ પમાડનારા અતુલ ચક્રને મંત્ર્યું ને તેને કહ્યું કે, ‘ તું તારા સામર્થ્યથી સૌભ વિમાનનો અને અહીં જે મારા શત્રુઓ હોય તેઓનો નાશ કર ! ’ આ પ્રમાણે કહીને, ક્રોધવડે મારા બાહુબળથી તેને શત્રુના નગર ઉપર છોડયું. તે વખતે આકાશમાં ગતિ કરતા તે સુદર્શનનું રૂપ,પ્રલયસમયે જગતને બાળી નાખવાની ઇચ્છાવાળા બીજા સૂર્યના જેવું દેખાતું હતું.[૩૩] તે સુદર્શન ચક્ર, નિસ્તેજ થયેલા સૌભનગરની પાસે પહોંચ્યું; અને જેમ કરવત ઉંચા કરેલા લાકડાને વચમાંથી ચીરી નાખે છે, તેમ તે વિમાનને તેણે વચમાંથી ચીરી નાખ્યું.[૩૪] આ રીતે સુદર્શન ચક્રના સામર્થ્યથીનાશ પામેલું અને બે ભાગ થઇ ગયેલું તે સૌભનગર,મહેશ્વરનાં બાણોવડે નાશ પામેલા ત્રણ નગરની પેઠે નીચે પડયું. તે સૌભનગર પડયા પછી સુદર્શન ચક્ર મારા હાથમાં આવ્યું. ફરી મેં તે ચક્રને લઇને ‘હવે શાલ્વનો નાશ કર’ એમ કહીને વેગવડે તેને શાલ્વના તરફ ફેંકયું.[૩૬] તે વખતે તેણે મહાયુદ્ધમાં મોટી ગદા ફેરવતા શાલ્વરાજાના ઉપર પડીને, એકાએક તેના બે વિભાગ કરી નાખ્યા અને તે સુદર્શન પોતાના તેજવડે ઝળહળી ઉઠયું. આ પ્રમાણે તે વીર શાલ્વ રાજાનો વિનાશ થયા પછી દાનવોના ચિત્તમાં ત્રાસ થઇ ગયો અને મારાં બાણોવડે પીડાઇને તેઓ હાહાકાર કરતા દિશાઓમાં નાસી ગયા.[૩૮] તે પછી મેં સૌભની આગળ મારા રથને ઉભો રાખ્યો અને હર્ષવડે શંખનો નાદ કરીને સ્નેહીઓને બહુ હર્ષ ઉત્પન્ન કર્યો.[૩૯]પછી ભાંગી ગયેલા મહાલયો અને દરવાજાઓવાળા તથા મેરુપર્વતના શિખર જેવા તે નગરને બળતું જોઇને, તેમાં રહેલી સ્ત્રીઓ ચોતરફ નાસવા લાગી.[૪૦] આ પ્રમાણે રણભૂમિમાં સૌભ નગરને ભાંગી પાડીનેતથા શાલ્વને મારીને, હું પાછો આનર્ત્ત દેશમાં આવ્યો અને ત્યાં સુહૃદ્‌વર્ગોને પ્રસન્ન કર્યા.[૪૧]

હે શત્રુવીરને હણનારા રાજા ! હું તે વખતે હસ્તિનાપુરમાં આવી શકયો ન હતો, તેનું આ કારણ હતું; પરંતુ હું જો ત્યાં આવ્યો હોત તો દુર્યોધન જીવી શકત નહિ.[૪૨]અથવા હે વીર! જો હું ત્યાં આવ્યો હોત, તો તેવું દ્યૂત રમાતજ નહિ. હવે આજે હું શું કરૂં ? તૂટેલી પાળ જળને કેવી રીતે ખાળી શકે ?”[૪૩]

વૈશંપાયને કહ્યું:–યુધિષ્ઠિરને આ પ્રમાણે કહ્યા પછી મોટી ભુજાઓવાળા અને પુરુષોમાં ઉત્તમ શ્રીમાન મધુસૂદન, પાંડવોની આજ્ઞા લઇને ત્યાંથી નીકળ્યા.[૪૪] તે વખતે મહાબાહુ શ્રીકૃષ્ણે, ધર્મરાજા યુધિષ્ઠિરને અભિવંદન કર્યું, એટલે રાજા યુધિષ્ઠિરે અને ભીમસેને તેમના મસ્તકને સુંઘ્યું,[૪૫] અર્જુને શ્રીકૃષ્ણને આલિંગન કર્યું, નકુલ અને સહદેવે તેમને પ્રણામ કર્યા, ધૌમ્ય મુનિએ સન્માન કર્યું અને દ્રૌપદીએ આંસું પાડીને તેમનું પૂજન કર્યું.[૪૬] તે પછી સુભદ્રા અને અભિમન્યુને સુવર્ણના રથમાં બેસાડીને, પાંડવોથી સર્વરીતે સન્માન પામેલા શ્રીકૃષ્ણ રથમાં બેઠા.[૪૭] જતી વખતે યુધિષ્ઠિરને ધીરજ આપીને પછી શૈબ્ય તથા સુગ્રીવ નામના ઘોડાઓથી જોડેલા અને સૂર્યના જેવા તેજસ્વી રથવડે શ્રીકૃષ્ણ દ્વારકાપ્રત્યે પ્રયાણ કરી ગયા.[૪૮] શ્રીકૃષ્ણના ગયા પછી વૃષતકુળનો ધૃષ્ટદ્યુમ્ન પણ દ્રૌપદીના પુત્રોને લઇને, તે વખતે પોતાના નગરપ્રત્યે ગયો.[૪૯] ચેદિદેશનો રાજા ધૃષ્ટકેતુ પણ પાંડવોને મળીને પોતાની બહેન (નકુળની સ્ત્રી કરેણુમતી)ને લઇને સુંદર શક્તિમતી નગરી તરફ ગયો.[૫૦] હે ભારત! કેકય દેશના રાજાઓ (સહદેવના સાળાઓ) પણ અમાપ તેજવાળા યુધિષ્ઠિરે આજ્ઞા કરવાથી સર્વ પાંડવોની રજા લઇને પોતાના દેશમાં ગયા.[૫૧] આ સર્વે ગયા, પરંતુ બ્રાહ્મણો, વૈશ્યો અને દેશવાસીઓને યુધિષ્ઠિરે જવા માટે ઘણું કહ્યું, તોપણ તેઓએ પાંડવોને ત્યજ્યા નહિ. હે ભરતશ્રેષ્ઠ રાજેંદ્ર! આ રીતે કામ્યક વનમાં તે મહાત્માઓનો મેળાવડો થયો હતો અને તે મહાન અદ્દભુત જણાતો હતો.[૫૩] તે પછી ઉદાર મનવાળા યુધિષ્ઠિરે, તે એકઠા મળેલા બ્રાહ્મણોનું સન્માન કર્યું અને યોગ્ય સમયે ‘રથો જોડો’ એ પ્રમાણે પોતાના સેવકોને આજ્ઞા કરી.

**ઇતિ શ્રીમહા૦ વન૦ અર્જુનાભિગમન પર્વમાં “સૌભવધોપાખ્યાન” એ વિષયનો અધ્યાય ૨૨ મો સમાપ્ત.**

# અધ્યાય ૨૩ મો

## પાંડવો દ્વૈતવનમાં જવા તૈયાર થયા.

**॥ वैशंपायन उवाच ॥**

**तस्मिन्दशार्हाधिपतौ प्रयाते युधिष्ठिरो भीमसेनार्जुनौ च ॥ यमौ च कृष्णा च पुरोहितश्च रथान्महार्हान् परमाश्वयुक्तान् ॥१॥**

વૈશંપાયને કહ્યું:–હે જનમેજય! દશાર્હોના અધિપતિ શ્રીકૃષ્ણ દ્વારકાપ્રત્યે ગયા, તે પછી શંકરના જેવા તેજસ્વી વીર પાંડવોએ, વેદનાં શિક્ષાદિ છ અંગોને, વેદોને અને પ્રણવાદિ મંત્રોને પાઠથી તથા અર્થથી જાણનારા બ્રાહ્મણોને સુવર્ણની મહોરો, વસ્ત્રો અને ગાયોનાં દાનો આપ્યાં. પછી યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, નકુળ, સહદેવ, દ્રૌપદી અને પુરોહિત ધૌમ્યમુનિ–એ સઘળાં, ઉત્તમ ઘોડાઓ જોડેલા મહાન કિંમતી રથોમાં બેસી, ત્યાંથી સાથે વનમાં જવા નીકળ્યાં.[૧,૨] તેપહેલાંજ તેઓના વીસસેવકો, પાંડવોનાં ધનુષો, શસ્ત્રો, તેજસ્વી બાણો, પ્રત્યંચાઓ, યંત્રો અને જૂદી જૂદી જાતનાં બાણો લઇને, શસ્ત્રોથી સજ્જ થઇ દ્વારકા નગરપ્રત્યે ચાલ્યા ગયા હતા;[૩] તેમજ ઇંદ્રસેન દ્રૌપદીનાં વસ્ત્રો, ધાવો, દાસીઓ અને અલંકારો લઇને, રથવડે રાજપુત્રી સુભદ્રાની સાથેજ ત્વરાથી દ્વારકા નગરપ્રત્યે ચાલ્યો ગયો.[૪] તે પછી ઉદાર અંતઃકરણવાળા નગરના લોકોએ યુધિષ્ઠિરની આગળ આવીને તેમની પ્રદક્ષિણા કરી અને કુરુ તથા જાંગલદેશના સર્વે મુખ્ય બ્રાહ્મણો પ્રસન્ન થઇને યુધિષ્ઠિરની સાથે વાર્તાલાપ કરવા લાગ્યા.[૫] ત્યારે ધર્મરાજા પણ પોતાના ભાઇઓની સાથે પ્રસન્ન થઇને તે બ્રાહ્મણોની જોડે વાતચિત કરવા લાગ્યા અને કુરુ તથા જાંગલ દેશના જનસમૂહને જોઇને, મહાત્મા યુધિષ્ઠિર રાજા ત્યાંજ ઉભા રહ્યા.[૬] તે સમયે કુરુકુળમાં શ્રેષ્ઠ મહાત્મા ધર્મ રાજાએ, પિતા જેવો પોતાના પુત્રો ઉપર ભાવ રાખે, તેવો વાત્સલ્યભાવ તે પ્રજાઓના ઉપર દર્શાવ્યો અને તે પ્રજાઓએ પણ પુત્રો જેવો પિતા ઉપર ભક્તિભાવ રાખે, તે-

વો ભાવ ભરતવંશમાં મુખ્ય એવા તે યુધિષ્ઠિરના તરફ દર્શાવ્યો.[૭] હે જનમેજય રાજા ! પછી તે મહાજનોનો સમૂહ, લજ્જિત થઇને તથા મુખ ઉપર અશ્રુ લાવીને ' હા નાથ ! હે ધર્મજ્ઞ !' એ પ્રમાણે બોલતો, તે કુરુમુખ્ય ધર્મ રાજાની આગળ આવી, તેમને વીંટાઇને ઉભો રહ્યો.[૮]વળી તેઓ બોલ્યા કે, ' કુરુકુળમાં શ્રેષ્ઠ અને પ્રજાના અધિપતિ ધર્મરાજા, પિતા જેમ પુત્રોને ત્યજી જાય, તેમ અમને નગરવાસીઓને અને આ સર્વ દેશવાસીઓને ત્યજીને કયાં પ્રયાણ કરે છે?[૯] અત્યંત ક્રૂર બુદ્ધિવાળા ધૃતરાષ્ટ્રના પુત્રને ધિક્કાર હો; અને પાપ બુદ્ધિવાળા શકુનિ તથા કર્ણને પણ ધિક્કાર હો;કારણ કે હે નરેંદ્ર ! તે પાપીઓ, નિત્ય ધર્મપરાયણ રહેનારા તમને આ રીતે અનર્થમાં નાખવાની ઇચ્છા કરે છે.[૧૦] અહો ! અચિંત્ય કર્મવાળા મહાત્મા ધર્મરાજા, શંકરના કૈલાસ નગરના જેવું પ્રકાશિત અને અદ્વિતીય એવું ઇંદ્રપ્રસ્થ નગર વસાવીને હવે તેનો ત્યાગ કરી કયાં જતા હશે વારૂ ?[૧૧] મહાત્મા મયદાનવે, દેવસભાના જેવા પ્રકાશવાળી જે અતુલ્ય સભા રચેલી છે, તેને દેવોથી રક્ષણ કરાતી દેવમાયાની પેઠે ત્યજીને ધર્મરાજા કયાં જતા હશે વારૂ ? '[૧૨] આવું તે લોકોનું ભાષણ સાંભળીને ધર્મ, અર્થ તથા કામનાં તત્ત્વને જાણનારા મહા તેજસ્વી અર્જુને, તે એકઠા થયેલા લોકોને મોટે સાદે કહ્યું કે, "યુધિષ્ઠિર રાજા, આ વનવાસ ભોગવી રહ્યા પછી શત્રુઓને યશ અપાવનારી દિવ્ય સભા આદિ સર્વ વસ્તુઓને પાછી ખેંચી લેશે;[૧૩] અને તે માટે, મુખ્ય બ્રાહ્મણો, તપસ્વીઓ અને ધર્મ તથા અર્થને જાણનારાઓની પાસે તમારે એકઠા મળીને અથવા જૂદા જૂદા જઇને, તેઓને પ્રસન્ન કરવા; તેમજ જે રીતે અમારી ઉત્તમ સિદ્ધિ થાય, તે પ્રમાણે તેઓની પ્રાર્થના કરવી."[૧૪]

હે જનમેજય રાજા ! આ પ્રમાણે અર્જુને ભાષણ કર્યું, એટલે તે બ્રાહ્મણો અને સર્વ વર્ણના લોકોએ તેને હર્ષથી અભિનંદન આપ્યું અને તે બધાએ એકઠા મળીને ધર્મધારીમાં શ્રેષ્ઠ ધર્મરાજાની પ્રદક્ષિણા કરી.[૧૫]પછી ખિન્ન થયેલા તે સર્વે લોકો યુધિષ્ઠિરની, ભીમસેનની, અર્જુનની, દ્રૌપદીની, નકુળની અને સહદેવની આજ્ઞા લઈને યુધિષ્ઠિરની સંમતિથી પોતપોતાના દેશપ્રત્યે ચાલ્યા ગયા.[૧૬]

ઇતિ શ્રીમહા૦ વન૦ અર્જુનાભિગમન પર્વમાં "દ્વૈતવનપ્રવેશ " એ વિષયનો અધ્યાય ૨૩ મો સમાપ્ત.

## અધ્યાય ૨૪ મો
### પાંડવોનો દ્વૈતવનમાં પ્રવેશ

॥ वैशंपायन उवाच ॥

**ततस्तेषु प्रयातेषु कौंतेयः सत्यसंगरः ॥
अभ्यभाषत धर्मात्मा भ्रातॄन्सर्वान् युधिष्ठिरः॥१**

વૈશંપાયને કહ્યું:–તે સર્વે લોકોના ગયા પછી સત્ય પ્રતિજ્ઞાવાળા કુંતીપુત્ર ધર્માત્મા યુધિષ્ઠિર રાજાએ, પોતાના સર્વ બંધુઓને કહ્યું કે:–[૧] "આપણે આ બાર વર્ષસુધી નિર્જન વનમાં વસવાનું છે, માટે આ મહાન અરણ્યમાં પુષ્કળ પક્ષીવાળો, બહુ પુષ્પફળવાળો, રમણીય, કલ્યાણકારક અને પવિત્ર મનુષ્યોથી ભરપૂર એવો કોઇ પ્રદેશ ખોળી કાઢો, કે જ્યાં આપણે આ સઘળાં વર્ષો સુખેથી વાસ કરીએ."[૨,૩]આ પ્રમાણે ધર્મરાજાએ કહ્યું, ત્યારે અર્જુને, મનુષ્યોના ગુરુ મનસ્વી ધર્મરાજાને ગુરુની પેઠે માન આપીને પ્રત્યુત્તર આપ્યો.[૪]

અર્જુને કહ્યું:–" તમેજ મહર્ષિઓ અને વૃદ્ધ પુરુષોની સેવા કરનારા છો, તેથી મનુષ્યલોકમાં તમને કંઇપણ અજાણ્યું નથી.[૫] હે ભરતશ્રેષ્ઠ ! તમે નિરંતર દ્વૈપાયન વ્યાસ આદિ બ્રાહ્મણોની સેવા કરી છે. વળી જે સર્વ લોકોમાં, દેવલોકથી બ્રહ્મલોકમાં અને ગંધર્વ તથા અપ્સરાના લોકોમાં નિરંતર ફર્યા કરે છે, તે જિતેંદ્રિય અને મહાતપસ્વી નારદમુનિની પણ તમે સેવા કરી છે;[૬,૭] તેથી હે રાજા! તમે સર્વ બ્રાહ્મણોના કર્તવ્ય–અ કર્તવ્યસંબંધી નિશ્ચયને જાણો છો તથા તેઓના પ્રભાવને પણ જાણો

છો, એમાં સંશય નથી.[૮] હે રાજન્ ! વળી કલ્યાણનાં કારણને પણ તમેજ જાણો છો, માટે હે મહારાજ! તમે જ્યાં રહેવાની ઇચ્છા કરો, ત્યાં આપણે નિવાસ કરીએ.[૯] આ દ્વૈતવન નામનું સરોવર છે, જે પવિત્ર જળવડે ભરેલું છે, પુષ્કળ પુષ્પફળોથી યુક્ત છે, રમણીય છે અને જાત જાતનાં પક્ષીઓથી સેવન કરાયલું છે.[૧૦] હે રાજન્! જો તમારી સંમતિ હોય, તો આપણે આ બાર વર્ષ ત્યાં વિહાર કરતા નિવાસ કરીએ, એવી મારી ઇચ્છિા છે. હવે તમે બીજું કયું સ્થાન ધારો છો? "[૧૧]

યુધિષ્ઠિર બોલ્યા:-" હે પાર્થ ! તેં જે કહ્યું એજ મારો પણ મત છે, માટે આપણે હવે પુણ્યકારક તથા પ્રસિદ્ધ મહાન દ્વૈતવન સરોવર તરફ જઇએ."[૧૨]

વૈશંપાયને કહ્યું:-આ પ્રમાણે નિશ્ચય કર્યા પછી ધર્મ પ્રમાણે વર્તનારા સઘળા પાંડવો, પુષ્કળ બ્રાહ્મણોની સાથે પવિત્ર દ્વૈતવન નામના સરોવર તરફ જવા નીકળ્યા.[૧૩] તે વખતે ત્યાં અગ્નિહોત્રવાળા અને અગ્નિહોત્રવિનાના (ગૃહસ્થાશ્રમી) બ્રાહ્મણો, વેદાધ્યયન કરનારા-બ્રહ્મચારીઓ, સંન્યાસીઓ અને વનમાં વાસ કરનાર ( વાનપ્રસ્થ ) પુષ્કળ બ્રાહ્મણો તથા તપશ્ચર્યાવડે સિદ્ધ થયેલા અને ઉત્તમ વ્રતવાળા સેંકડો મહાત્માઓ યુધિષ્ઠિર રાજાની આસપાસ વીંટાઈ વળ્યા.[૧૪,૧૫] પછી ભરતશ્રેષ્ઠ પાંડવો પુષ્કળ બ્રાહ્મણોની સાથે ત્યાંથી નીકળીને પવિત્ર તથા સુંદર દ્વૈતવનમાં દાખલ થયા.[૧૬] તે વન વર્ષાઋતુમાં પુષ્પધારી એવાં સાગ, તાડ, આંબા, મહુડા, અસોપાલવ, કદંબ, સરગવા, સાદડ અને કરેણનાં વૃક્ષોથી વ્યાપ્ત હતું. તેને રાજા યુધિષ્ઠિરે જોયું.[૧૭] તે વનમાં મોર, બપૈયા અને ચકોર પક્ષીનાં ટોળાંઓ તથા પીછાંવાળી કોકિલાઓ મોટાં વૃક્ષોના અગ્ર ભાગ ઉપર મનોહર વાણીને ઉચ્ચારતાં બેઠાં હતાં.[૧૮] વળી યુધિષ્ઠિર રાજાએ, તે વનમાં મદવડે ઉન્મત્ત થયેલા, પર્વતના જેવા જણાતા તથા ટોળાંઓના અગ્રણી એવા મોટા હાથીઓનાં મોટાં ટોળાંઓને હાથિણીઓનાં ટોળાંઓની સાથે જોયાં.[૧૯] ત્યારપછી મનને હર્ષ ઉપજાવનારા સરસ્વતી નદીના તીર ઉપર આવતાં યુધિષ્ઠિરને, ધર્મધારીઓના નિવાસરૂપ તે વનમાં, પવિત્ર અંતઃકરણવાળા અને વલ્કલતથા જટાને ધારણ કરનારા એવા અનેક સિદ્ધ સમૂહોનાં તથા ઋષિસમૂહોનાં દર્શન થયાં.[૨૦] તે સમયે ધર્માત્માઓમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર રાજા, પોતાના ભાઈઓ તથા બીજા મનુષ્યોની સાથે રથમાંથી ઉતર્યા અને અમાપ તેજવાળા ઇંદ્ર જેમ સ્વર્ગમાં પ્રવેશ કરે, તેમ તે અતુલ્ય તેજસ્વી યુધિષ્ઠિર રાજા તે વનમાં દાખલ થયા.[૨૧] તે વખતે સત્ય પ્રતિજ્ઞાવાળા તથા ઉદાર મનવાળા રાજસિંહ યુધિષ્ઠિરનાં દર્શન કરવાની ઇચ્છાથી ચારણો અને સિદ્ધોના સમૂહો તેમજ વનવાસીઓ એકઠા થઇને ત્યાં આવ્યા અને તેમને વીંટાઇને ઉભા રહ્યા.[૨૨] ત્યારે ધર્મધારીમાં મુખ્ય એવા ધર્મરાજાએ તે સર્વે સિદ્ધ પુરુષોને ત્યાં પ્રણામ કર્યા. પછી તેઓએ પણ રાજાની પેઠે અથવા દેવની પેઠે ધર્મરાજાનું સામું સન્માન કર્યું. પછી સર્વે શ્રેષ્ઠ બ્રાહ્મણોની સાથે યુધિષ્ઠિર રાજાએ બે હાથ જોડીને વનમાં પ્રવેશ કર્યો.[૨૩] ત્યાં ધર્મપરાયણ તપસ્વીઓએ આવીને પુણ્યશીલ તથા પિતાની પેઠે ઉદાર ચિત્તવાળા યુધિષ્ઠિર રાજાનું સન્માન કર્યું. તે પછી રાજા, એક પુષ્પવાળા કદંબ વૃક્ષની નીચે આવીને બેઠા.[૨૪] તે વખતે અસ્વતંત્ર થઇ પડેલાં ભરતવંશમાં શ્રેષ્ઠ એવાં ભીમ, દ્રૌપદી, અર્જુન, નકુલ અને સહદેવ-એ સર્વ રાજાની આગળ આવીને બેઠાં અને સેવકો પણ રથના ઘોડાઓ છોડયા પછી રાજાની આગળ આવીને બેઠા.[૨૫] આ સમયે હાથીઓનાં ટોળાંનાઃઅધિપતિ ગજેંદ્રોથી જેમ મોટો પર્વત શોભે, તેમ વેલીના તંતુઓથી વીંટાવાને લીધે નમી ગયેલું તે કદંબનું વૃક્ષ, નિવાસ કરવા આવેલા ધનુર્ધારી પાંચ પાંડવોવડે શોભી નીકળ્યું.[૨૬]

**અધ્યાય ૨૪ મો સમાપ્ત.**

# અધ્યાય ૨૫ મો

## પાંડવોને માર્કંડેય મુનિનો ઉપદેશ

**॥ वैशंपायन उवाच ॥**

**तत्काननं प्राप्य नरेंद्रपुत्राः सुखोचितावा-समुपेत्य कृच्छ्रम् ॥ विजह्रुरिंद्रप्रतिमाः शिवेषु सरस्वतीशालवनेषु तेषु ॥१॥**

વૈશંપાયને કહ્યું:–સુખ ભોગવવાને યોગ્ય છતાં વનવાસનાં કષ્ટને પ્રાપ્ત થયેલા, તે ઇંદ્રના જેવા રાજપુત્રો, દ્વૈતવનમાં આવીને સરસ્વતીના તીર ઉપર રહેલાં પવિત્ર સાગનાં વનોમાં વિહાર કરવા લાગ્યા.[૧] તે વનમાં કુરુશ્રેષ્ઠ મહાનુભાવ રાજા ઉત્તમ પ્રકારનાં ફળમૂળોથી સઘળા યતિઓને, મુનિઓને અને શ્રેષ્ઠ બ્રાહ્મણોને તૃપ્ત કરવા લાગ્યા;[૨] તેમજ મહાવનમાં નિવાસ કરતા રાજકુમાર પાંડવોના તરફના યજ્ઞો, પિંડ, પિતૃયજ્ઞ તથા દર્શશ્રાદ્ધાદિ પિતૃકૃત્યો અને બીજાં ધર્મકૃત્યોને મહાતેજસ્વી ધૌમ્ય પુરોહિત પિતાની પેઠે કરવા લાગ્યા.[૩] આ પ્રમાણે વૈભવશાળી પાંડવો પોતાનું રાજ્ય ત્યજી દઇને વનમાં નિવાસ કરતા હતા, ત્યારે એક દિવસે અત્યંત વૃદ્ધિ પામેલા તીવ્ર તેજવાળા પુરાતન ઋષિ માર્કંડેય, તેઓના આશ્રમમાં અતિથિતરીકે આવી પહોંચ્યા.[૪] પ્રજ્વલિત અગ્નિના જેવી કાંતિવાળા અને દેવ, ઋષિ તથા મનુષ્યોએ પૂજન કરેલા તે મહામુનિ આવ્યા, એટલે અનુપમ સત્વ તથા વીર્યવાળા અને ઉદાર મનવાળા કુરુશ્રેષ્ઠ યુધિષ્ઠિરે તેમની પૂજા કરી.[૫] તે પછી અમાપ તેજવાળા અને સર્વજ્ઞ મહાત્મા માર્કંડેય ઋષિ દ્રુપદનાં પુત્રી કૃષ્ણાને, યુધિષ્ઠિરને, ભીમસેનને તથા અર્જુનને જોઇને, મનમાં રામચંદ્રજીનું સ્મરણ થવાથી, તપસ્વીઓની વચ્ચે વિસ્મિત થયા.[૬] તે જોઇને મનમાં ખિન્ન થયા હોય તેમ ધર્મરાજા બોલ્યા કે:–"આ સર્વ તપસ્વીઓ પોતાની પ્રૌઢતાનો સંકોચ કરીને બેઠા છે અને તમે તપસ્વીઓના દેખતાં મારા તરફ જોઇને પ્રસન્ન થઈ કેમ વિસ્મય પામો છો ?"[૭]

માર્કંડેય બોલ્યા:–"હે તાત યુધિષ્ઠિર! હું હર્ષ પણ પામતો નથી, તેમ વિસ્મય પણ પામતો નથી; તેમજ હર્ષનો અત્યંત ગર્વ પણ મને થતો નથી; પરંતુ આ તમારી આપત્તિ જોઇને આજે મને સત્ય વ્રતવાળા દશરથપુત્ર રામચંદ્રજીનું સ્મરણ થયું છે.[૮] હે પૃથાપુત્ર યુધિષ્ઠિર! રાજા રામચંદ્રે પણ પિતાનીજ આજ્ઞાથી ધનુષ લઇને, લક્ષ્મણની સાથે વનમાં નિવાસ કર્યો હતો અને તે વખતે ઋષ્યમૂક પર્વતના શિખર ઉપર મેંજ પૂર્વે તેમને જોયા હતા.[૯] ઇંદ્રના જેવા, ઉદાર મનવાળા, યમના પણ નિયંતા, નમુચિને હણનારા અને પાપરહિત એવા તે દશરથપુત્ર રામે, પિતાની આજ્ઞાથી વનમાં નિવાસ કરીને સ્વધર્મ પાળ્યો હતો.[૧૦] તે રામ ઇંદ્રના જેવા પ્રભાવવાળા હતા, મહાન વિદ્યાબળથી યુક્ત હતા તથા યુદ્ધમાં અજિત હતા, તોપણ સર્વ વૈભવોનો ત્યાગ કરીને તે વનોમાં ફર્યા હતા. આ ઉપરથી જણાય છે કે પુરુષે, 'હું બહુ સામર્થ્યવાળો છું,' એમ માનીને અધર્મ કરવો નહિ.[૧૧] વળી નાભાગ, ભગીરથ આદિ રાજાઓ સમુદ્રપર્યંત આ પૃથ્વીને જિતી હતી, છતાં તેઓએ પણ સત્યનો આશ્રય કરીનેજ સર્વ લોકોને વશ કર્યા હતા; માટે હે તાત! 'હું બહુ સમર્થ છું' એમ માનીને અધર્મ કરવો નહિ.[૧૨] હે પુરુષશ્રેષ્ઠ! સત્ય વ્રતધારી અલર્કરાજા, કાશીરાજા અને કરુષ દેશનો રાજા, આ સર્વે રાજાઓ પણ રાજ્યો અને સંપત્તિઓનો ત્યાગ કરીને ચાલતા થયા હતા, એમ લોકો કહે છે; માટે 'હું બહુ સમર્થ છું" એમ સમજીને કોઇએ પણ ધર્મવિરુદ્ધ વર્તવું નહિ.[૧૩] હે શ્રેષ્ઠ પુરુષ! વિધાતાએ વેદનાં વાક્યોવડે કહેલો જે અગ્નિહોત્રાદિ વિધિ, તેને માન્ય ગણતા સપ્તર્ષિઓ સ્વર્ગમાં ઝળકી રહ્યા છે, માટે હે પૃથાપુત્ર! 'હું મહાસમર્થ છું" એમ ધારીને અધર્મ કરવો નહિ.[૧૪] હે નરેંદ્ર! પર્વતના શિખર જેવા દેહવાળા, દંતુશળવાળા અને મહાબળવાન હાથીઓના તરફ જુઓ! તેઓ પણ વિધાતાની આજ્ઞામાં રહીને વર્તે છે, માટે હે પુરુષશ્રેષ્ઠ! 'હું મહાસમર્થ છું" એમ ધારીને

અધર્મ કરવો નહિ.[૧૫] હે નરેંદ્ર ! વળી આ સર્વ પ્રાણીઓના તરફ દૃષ્ટિ કરો. તેઓ પણ, પોતપોતાની જાતિને માટે વિધાતાએ જેવું કર્મ નિર્માણ કરેલું છે, તેવું કર્મ નિરંતર કર્યા કરે છે; માટે 'હું મહાસમર્થ છું' એમ ધારીને અધર્મ કરવો નહિ.[૧૬] હે પૃથાપુત્ર ! તમે સત્યવડે, ધર્મવડે, યથાયોગ્ય વર્તનવડે તથા અકાર્યમાં લજ્જાવડે સર્વ પ્રાણીઓ કરતાં અધિક છો અને કાંતિરૂપી ધનવાળા સૂર્યની પેઠે તમારાં પણ યશ તથા તેજ ઝળકી રહ્યાં છે;[૧૭] માટે હે મહાનુભાવ ! તમે તમારી કરેલી પ્રતિજ્ઞા પ્રમાણે આ કષ્ટકારક વનવાસ વેઠી લ્યો અને છેવટે તો તમે તમારાં પૂર્વોક્ત તેજવડે કૌરવોની પાસેથી તેજસ્વી લક્ષ્મીને લેશોજ."[૧૮]

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે મહર્ષિ માર્કંડેય, તપસ્વીઓની વચ્ચે સ્નેહીઓની સાથે બેઠેલા ધર્મરાજાને ઉપદેશ આપીને પછી ધૌમ્ય મુનિની તથા સર્વે પાંડવોની રજા લઇને ત્યાંથી ઉત્તર દિશામાં ચાલ્યા ગયા.[૧૯]

**ઇતિ શ્રીમહા૦ વન૦ અર્જુનાભિગમન પર્વમાં "દ્વૈતવનપ્રવેશ" એ વિષયનો અધ્યાય ૨૫ મો સમાપ્ત.**

# અધ્યાય ૨૬ મો

## બકદાલ્ભ્યનો ઉપદેશ

**॥ वैशंपायन उवाच ॥**

**वसत्सु वै द्वैतवने पाण्डवेषु महात्मसु ॥**
**अनुकीर्णं महारण्यं ब्राह्मणैः समपद्यत ॥१॥**

વૈશંપાયને કહ્યું:–મહાત્મા પાંડવો દ્વૈતવનમાં વસવા લાગ્યા, ત્યારથી તે મહાવન બ્રાહ્મણોથી ભરાઈ ગયું.[૧] વળી સર્વત્ર નિરંતર ઉચ્ચારાતા વેદોના ધ્વનિવડે તે દ્વૈતવનસરોવર બ્રહ્મલોકના જેવું પુણ્યજનક થઈ પડ્યું.[૨] ત્યાં યજુર્વેદનો, ઋગ્વેદનો, સામવેદનો અને બ્રાહ્મણગ્રંથોનો સર્વત્ર ઉચ્ચાર થતો હતો અને તેનો ધ્વનિ ચિત્તને આનંદ ઉપજાવતો હતો.[૩] એક તરફ પાંડવોની પ્રત્યંચાનો ધ્વનિ અને બીજી તરફ બુદ્ધિમાન બ્રાહ્મણોનો વેદધ્વનિ ચાલતો હોવાથી ત્યાં બ્રાહ્મણોની સાથે સંબંધ પામેલી ક્ષત્રિયજાતિ અત્યંત શોભતી હતી.[૪] આ પ્રમાણે ચાલતાં ચાલતાં એક દિવસે બકદાલ્ભ્ય નામના મુનિએ, સંધ્યાકર્મ કર્યા પછી ઋષિઓથી વીંટાઇને બેઠેલા કુંતીપુત્ર ધર્મરાજા યુધિષ્ઠિરને કહ્યું કે:–[૫]"હે પૃથાપુત્ર ! હે કુરુશ્રેષ્ઠ ! આ દ્વૈતવનમાં તપસ્વી બ્રાહ્મણો, જેઓના અગ્નિઓ જ્યાં ત્યાં પ્રજ્વલિત થઈ રહ્યા છે, તેઓની આ હોમવેળાને તમે જુઓ ![૬] આ પવિત્ર વનમાં, તમારાથી રક્ષણ કરાયલા વ્રતધારી બ્રાહ્મણો ધર્મકૃત્યો કરે છે. ભૃગુના કુળના, અંગિરાના કુળના, વસિષ્ઠના કુળના, કશ્યપના કુળના, મહાભાગ્યશાળી અગસ્ત્યના કુળના અને ઉત્તમ વ્રતવાળા અત્રિના કુળના સર્વ જગતમાં શ્રેષ્ઠ આ બ્રાહ્મણો અહીં તમારી પાસે એકઠા થયા છે.[૭-૮] હે કુંતીપુત્ર ! હે કુરુશ્રેષ્ઠ ! હું તમને જે વચન કહું છું તેને તમે ભાઈઓની સાથે સાંભળો.[૯] જ્યારે બ્રાહ્મણો ક્ષત્રિયોની સાથે અને ક્ષત્રિયો બ્રાહ્મણોની સાથે એકઠા મળે છે તથા તે બન્ને સાથે સજ્જ થાય છે, ત્યારે જેમ અગ્નિ અને વાયુ બે ભેગા મળીને વનોને બાળી મૂકે છે, તેમ તેઓ શત્રુઓને બાળી નાખે છે.[૧૦] હે તાત ! આ લોક અને પરલોકને જિતી લેવાની ઇચ્છા કરનારા રાજાએ, બ્રાહ્મણની સહાયવિના લાંબા કાળને માટે ઐશ્વર્યની ઇચ્છા કરવી નહિ; કારણકે રાજા, ધર્મશાસ્ત્ર તથા અર્થશાસ્ત્રમાં નિપુણ અને મોહરહિત એવા બ્રાહ્મણનો આશ્રય કરીનેજ શત્રુઓનો નાશ કરે છે.[૧૧] પૂર્વે પ્રજાના પાલનથી ઉત્પન્ન થતા કલ્યાણકારી ધર્મનું આચરણ કરવાની ઇચ્છાવાળા બળિરાજાને, આ લોકમાં બ્રાહ્મણવિના બીજો કોઇ ઉપાય જડ્યો નહિ.[૧૨] પછી તે અસુરે બ્રાહ્મણનો આશ્રય કર્યો અને તેથી તે વિરોચનના પુત્ર બળિના સર્વ મનોરથો પૂર્ણ થયા, તેને રાજ્ય મળ્યું તથા અખૂટ લક્ષ્મી પણ પ્રાપ્ત થઇ; પરંતુ જ્યારે તે બ્રાહ્મણોની સાથે અયોગ્ય રીતે વર્તવા લાગ્યો, ત્યારે તેનો વિનાશ થયો.[૧૩] આ ઐશ્વર્યયુક્ત ભૂમિ, બ્રાહ્મણના

આશ્રયવિનાના ક્ષત્રિયને લાંબા સમયસુધી સેવતી નથી; પરંતુ બ્રાહ્મણ, જે વિનયનમ્ર ક્ષત્રિયને, નીતિનો ઉપદેશ કરતો હોય, તે ક્ષત્રિયને સમુદ્રપર્યંતની સર્વ પૃથ્વી નમે છે–વશ થાય છે.[૧૪] જેમ સંગ્રામમાં હાથીને અંકુશવડે વશ કરનારો માવત ન હોય, તો હાથીનું બળ નહિ જેવું થઇ જાય છે, તેમજ બ્રાહ્મણવિનાના ક્ષત્રિયનું બળ પણ ક્ષીણ થઈ જાય છે.[૧૫] બ્રાહ્મણમાં અતુલ જ્ઞાન રહેલું છે અને ક્ષત્રિયમાં અતુલ બળ રહેલું છે, માટે તે બન્ને જ્યારે પરસ્પર મળીને કાર્ય કરે છે, ત્યારે જગત પ્રસન્ન રહે છે.[૧૬] જે પ્રમાણે વાયુની સાથે રહેલો પ્રચંડ અગ્નિ ઘાસની ગંજીને બાળી મૂકે છે, તેજ પ્રમાણે ક્ષત્રિય, બ્રાહ્મણની સાથે રહીને શત્રુને બાળી નાખે છે;[૧૭] માટે બુદ્ધિમાન રાજાએ, ન મળેલી વસ્તુના લાભને માટે અને મળેલી વસ્તુની સર્વ રીતે વૃદ્ધિને માટે, અર્થાત યોગક્ષેમને માટે, બ્રાહ્મણોની પાસેથીજ સમગ્ર બુદ્ધિનો સંગ્રહ કરવો–અર્થાત્ સર્વ પ્રકારનું જ્ઞાન મેળવવું;[૧૮] માટે તમે પણ અપ્રાપ્તની પ્રાપ્તિને માટે તથા પ્રાપ્ત વસ્તુની વૃદ્ધિને માટે, તેમજ યથાયોગ્ય સુપાત્રને દાન કરવા માટે યશસ્વી, વેદવેત્તા, વિદ્વાન અને બહુશ્રુત બ્રાહ્મણનેજ તમારી પાસે રાખી લ્યો.[૧૯] હે યુધિષ્ઠિર ! તમારૂં બ્રાહ્મણોના પ્રત્યે નિરંતર ઉત્તમ પ્રકારનું વર્તન છે અને તેથી તમારો પ્રખ્યાત યશ સર્વ લોકોમાં દીપી નીકળ્યો છે."[૨૦]

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે બકદાલ્ભ્ય મુનિએ કહ્યું, એટલે ત્યાં બેઠેલા સર્વે બ્રાહ્મણોએ તેમની પ્રશંસા કરી અને યુધિષ્ઠિરનાં વખાણ થતાં તે બ્રાહ્મણોનાં મન અધિક પ્રસન્ન થયાં.[૨૧] દ્વૈપાયન, નારદ, પરશુરામ, પૃથુશ્રવા, ઇંદ્રદ્યુમ્ન, ભાલુકિ, કૃતચેતા, સહસ્રપાત,[૨૨] કર્ણશ્રવા, મુંજ, લવણાશ્વ કાશ્યપ, હારીત, સ્થુલકર્ણ, અગ્નિવેશ્ય, શૌનક,[૨૩] કૃતવાક, સુવાક, બૃહદશ્વ, વિભાવસુ, ઊર્ધ્વરેતા, વૃષામિત્ર, સુહોત્ર, હોત્રવાહન,[૨૪] આ અને બીજા ઘણા ઉત્તમ વ્રતવાળા બ્રાહ્મણો, ઋષિઓ જેમ ઇંદ્રની સ્તુતિ કરે, તેમ અજાતશત્રુ યુધિષ્ઠિરની સ્તુતિ કરવા લાગ્યા.[૨૫]

**ઇતિ શ્રીમહા૦ વન૦ અર્જુનાભિગમન પર્વમાં "દ્વૈતવનપ્રવેશ" એ વિષયનો અધ્યાય ૨૬ મો સમાપ્ત.**

## અધ્યાય ૨૭ મો
## દ્રૌપદીનાં સંતાપવાક્યો

**॥ वैशंपायन उवाच ॥**

**ततो वनगताः पार्थाः सायाह्ने सह कृष्णया ॥**
**उपविष्टाः कथाश्चक्रुर्दुःखशोकपरायणाः ॥१॥**

વૈશંપાયને કહ્યું:–તે પછી વનમાં વસેલા તથા દુ:ખ અને શોકથી વ્યાપ્ત થયેલા પાંડવો એક દિવસે સંધ્યાકાળે દ્રૌપદીની સાથે બેસીને પરસ્પર વાતચિત કરતા હતા.[૧] તે વખતે પ્રીતિપાત્ર, દેખાવડાં, પતિવ્રતા અને પંડિતા દ્રૌપદી, ધર્મરાજાને આ પ્રમાણે વચન કહેવા લાગ્યાં.[૨]

દ્રૌપદી બોલ્યાં:–" આપણે દુ:ખી થયાં તેથી તે ક્રૂર, દુરાત્મા તથા પાપી દુર્યોધનને લેશમાત્ર દુ:ખ થતું નથીજ;[૩] કારણકે હે રાજા! જે દુર્બુદ્ધિવાળાએ તમને મૃગચર્મ પહેરાવીને, મારીસાથે વનમાં કાઢી મૂક્યા, છતાં તે દુરાત્માને પશ્ચાત્તાપ થયો નથી.[૪] ખરેખર, તે દુષ્ટનું હૃદય લોખંડનુંજ છે; કારણ કે તેણે, ધર્મપરાયણ અને શ્રેષ્ઠ એવા તમને પણ દ્યૂતસમયે કઠોર વચનો સંભળાવ્યાં હતાં.[૫] અરે ! સુખ ભોગવવાને યોગ્ય અને દુ:ખ ભોગવવાને અયોગ્ય એવા તમને, આવા દુ:ખમાં નાખીને હવે તે દુરાત્મા પાપીપુરુષ, સ્નેહીમંડળની સાથે આનંદ કરે છે.[૬] ઓ ભરતવંશી રાજા ! જ્યારે મૃગચર્મ ધારણ કરીને તમે વનમાં જવા માટે નીકળ્યા, ત્યારે દુર્યોધન, કર્ણ, દુરાત્મા શકુનિ અને ઉગ્ર કર્મ કરનારા દુર્યોધનનો દુષ્ટ ભાઈ દુ:શાસન, આ ચારજ પાપીઓની આંખોમાંથી આંસુ પડયાં ન હતાં.[૮] આ વિના બીજા સર્વે કુરુવંશીઓ દુ:ખવડે વ્યાપ્ત થઇ ગયા હતા અને તેથી હે કુરુશ્રેષ્ઠ ! તેઓનાં નેત્રોમાંથી અશ્રુધારા પડતી

હતી.[૯] ઓ મહારાજ ! આ તમારી સૂવાની પથારી જોઇને મને તમારી પૂર્વની શય્યા સાંભરી આવે છે અને તેથી દુઃખને માટે અયોગ્ય તથા સુખને માટેજ યોગ્ય એવા તમારે-માટે મને શોક થાય છે.[૧૦] વળી તમારે બેસવા માટે સભાના મધ્યમાં જે રત્નજડિત હાથીદાંતનું સિંહાસન હતું તેની જગાએ આજે તમારે બેસવાની આ દર્ભની સાદડી જોઈને શોક મને મૂર્ચ્છિત કરી દે છે.[૧૧] હે રાજન્! પૂર્વે જે હું તમને સભામાં રાજાઓની વચ્ચે બેઠેલા જોતી હતી, તે આજે તમને તેમ જોતી નથી, તેથી મારા હૃદયને શાંતિ ક્યાંથી હોય?[૧૨] ઓ ભરતવંશી રાજા! જે હું પૂર્વે, સૂર્યના જેવી કાંતિવાળા તમને ચંદનના અંગરાગવાળા જોતી હતી, તેજ હું હમણાં તમને કાદવ અને મેલથી ખરડાયલા જોઇને મુઝાઈ જાઉં છું.[૧૩] ઓ રાજેંદ્ર! જે હું પૂર્વે તમને શ્વેત રેશમી વસ્ત્રોને ધારણ કરતા જોતી હતી, તેજ હું હમણાં તમને વલ્કલ પહેરતા જોઉં છું![૧૪] પૂર્વે તમારા ભવનમાં હજારો બ્રાહ્મણોને, ઉત્તમ સંસ્કારવાળું અને સર્વની ઈચ્છા પૂર્ણ કરે તેવું અન્ન, સુવર્ણની થાળીઓમાં ભરીને આપવામાં આવતું હતું.[૧૫] વળી હે સમર્થ રાજન્! યતિઓને, બ્રહ્મચારીઓને અને ગૃહસ્થાશ્રમી બ્રાહ્મણોને અત્યંત સ્વાદિષ્ટ ભોજનો આપવામાં આવતાં હતાં;[૧૬] તેમજ પૂર્વે તમારા ઘરમાં યજ્ઞમાં પીરસવાનાં 'સહસ્ર'*નામનાં પાત્રોનો, સર્વની ઈચ્છા પ્રમાણેનાં અન્નો પીરસવામાં નિત્ય ઉપયોગ કરવામાં આવતો હતો, કે જે સહસ્ર પાત્રોવડે તમે બ્રાહ્મણોના સર્વ મનોરથોને સારી રીતે પૂર્ણ કરીને તેઓનો સત્કાર કરતા હતા.[૧૭]

હે રાજન્! તે સઘળું હમણાં ન જોવાથી મારા હૃદયને શાંતિ ક્યાંથી હોય? હે મહારાજ! જે તમારા ભાઈઓને, ચળકતાં કુંડળવાળા યુવાન રસોઇઆઓ ઉત્તમરીતે તૈયાર કરેલાં સ્વાદિષ્ટ અન્નોથી ભોજન કરાવતા હતા, તે દુઃખને માટે અયોગ્ય એવા તમારા સર્વ બંધુઓને આજે હું વનમાં વનનાં ફળફૂલવડે નિર્વાહ કરતા જોઉં છું અને તેથી હે મનુષ્યેંદ્ર! મારૂં મન શાંત થતું નથી. વનમાં વાસ કરતા અને દુઃખી થયેલા આ ભીમસેનસંબંધી વિચાર કરતાં તમારો ક્રોધ યોગ્ય સમયમાં પણ કેમ વૃદ્ધિ પામતો નથી? જે અડગ ભીમસેન સુખ ભોગવવાને માટે યોગ્ય છે, છતાં હમણાં દુઃખ ભોગવે છે અને પોતે હાથથી કામ કરી લે છે, તે જોઇને પણ તમારો ક્રોધ કેમ વૃદ્ધિ પામતો નથી? વળી જે ભીમસેનનો જાત જાતનાં વસ્ત્રો અને વિવિધ પ્રકારનાં વાહનોથી સત્કાર કરવામાં આવતો હતો, તે ભીમસેનને આજે વનમાં રઝળતા જોઇને તમારો ક્રોધ કેમ વૃદ્ધિ પામતો નથી? વૃક નામનો અગ્નિ જેના ઉદરમાં રહેલો છે, તે આ સમર્થ ભીમસેન એકલાજ યુદ્ધમાં સર્વ કૌરવોને મારવાનો ઉત્સાહ રાખે છે, પરંતુ એ તમારી પ્રતિજ્ઞા પૂર્ણ થવાની રાહ જોઇને બધું કષ્ટ સહન કર્યા કરે છે. જે આ કાલાંતક યમના જેવા અર્જુન, પોતે બે બાહુવાળા છે, છતાં બાણોનો અતિ શીઘ્ર પ્રયોગ કરનારા હોવાથી સહસ્ર બાહુવાળા સહસ્રાર્જુનની બરોબરી કરે છે તથા હે મહારાજ! જેના શસ્ત્રના પ્રતાપથી તમારા યજ્ઞમાં સર્વે રાજાઓ પ્રણામ કરીને બ્રાહ્મણોની સેવા કરતા હતા; તે આ દેવદાનવોથી બહુ માન પામેલા પુરુષવ્યાઘ્ર અર્જુનને વિચારમાં પડેલા જોઇને, હે રાજન્! તમે ક્રોધ કેમ કરતા નથી? હે ભારત! દુઃખને માટે અયોગ્ય અને સુખ ભોગવવાને યોગ્ય આ અર્જુનને વનમાં રહેલા જોઇને, તમારો ક્રોધ વૃદ્ધિ પામતો નથી, તેથી હું મુંઝાઈ જાઉં છું. જે અર્જુને, માત્ર એક રથની સહાયથી દેવો, મનુષ્યો અને સર્પોને જિત્યા હતા,[૧૮-૨૮] તે અર્જુનને આજે વનમાં રહેતા જોઇને તમારો ક્રોધ કેમ વૃદ્ધિ પામતો નથી? હે શત્રુને તાપ આપનારા રાજા! જે અર્જુને અદ્ભુત આકારવાળા રથો, ઘોડાઓ અને હાથીઓથી

*तेषां यत्सहस्रसंसत्रपरिवेषणं तत्ते स्वर्यतोदास्यांति તેઓનું સહસ્ર નામનું સત્રમાં પીરસવાનું જે પાત્ર છે તે તેઓ સ્વર્ગમાં જતી વખતે તને આપશે. (ઋ૦ બ્રા૦ નાં વાક્ય ઉપરથી)

વીંટાઇને રાજાઓ ઉપર ચઢાઇ કરી હતી અને રાજાઓની પાસેથી બળાત્કારે અનેક પ્રકારનું ધન લીધું હતું, વળી જે એકી વખતે પાંચસો બાણો ફેંકી શકે છે,[૨૯,૩૦] તે અર્જુનને વનમાં રહેલા જોઇને તમારો ક્રોધ કેમ વૃદ્ધિ પામતો નથી ? વળી રંગે શ્યામ, શરીરે કદાવર, યુવાન અને સંગ્રામમાં ઢાલતરવારને ધારણ કરનારાઓમાં ઉત્તમ આ નકુળને વનમાં જોઇને તમારો ક્રોધ કેમ વૃદ્ધિ પામતો નથી ? વળી હે યુધિષ્ઠિર રાજા ! દેખાવડા અને શૂરવીર આ માદ્રીના પુત્ર સહદેવને વનમાં જોઇને તમે કેમ ક્ષમા રાખો છો ? દુઃખને માટે અયોગ્ય આ નકુળ અને સહદેવને દુઃખી થયેલા જોઇને ઓ મનુષ્યેંદ્ર ! તમારો ક્રોધ કેમ વધતો નથી ? વળી હે રાજા ! દ્રુપદના કુળમાં ઉત્પન્ન થયેલી, મહાત્મા પાંડુની પુત્રવધૂ, ધૃષ્ટદ્યુમ્નની બહેન અને વીર પતિઓને અનુસરનારી તમારી પત્ની મને, વનમાં વસેલી જોઇને તમે કેમ ક્ષમા રાખો છો ?[૩૧,૩૫] ખરેખર, હે ભરતશ્રેષ્ઠ ! તમારામાં ક્રોધ છેજ નહિ; કારણકે પોતાના ભાઇઓને તથા મને આ દશામાં જોઇને પણ તમારા મનમાં દુઃખ થતું નથી.[૩૬] ક્ષત્રિય ક્રોધવિનાનો હોય નહિ, આવો લોકમાં ક્ષત્રિય શબ્દનો અર્થ ×કરવામાં આવેછે, પરંતુ તમે ક્ષત્રિય છો, છતાં તે અર્થ તમારામાં આજે વિપરીત જેવો હું જોઉં છું.[૩૭] હે પૃથાપુત્ર ! જે ક્ષત્રિય સમય આવતાં પોતાનું તેજ દેખાડતો નથી, તે ક્ષત્રિયનો સર્વે પ્રાણીઓ સદા પરાભવ કરે છે;[૩૮] માટે ઓ રાજા ! તમારે શત્રુઓના પ્રત્યે કોઈ રીતે ક્ષમા કરવી નહિ. તે શત્રુઓ તો તેજવડેજ હણી શકાય તેવા છે, એમાં સંશય નથી;[૩૯] તેમજ જે ક્ષત્રિય ક્ષમા રાખવાના સમયમાં પણ શાંત રહેતો નથી, તે ક્ષત્રિય સર્વ પ્રાણીઓને અપ્રિય થઈ પડે છે અને તે આ લોક અને પરલોક બન્નેથી ભ્રષ્ટ થાય છે.[૪૦]

**અધ્યાય ૨૭ મો સમાપ્ત.**

× **क्षरते हिनस्तीति क्षत्रं** । આવી વ્યુત્પત્તિથી નાશ કરનારો તે ક્ષત્રિય કહેવાય છે; અને તે નાશ ક્રોધવિના સંભવે નહિ, એ તાત્પર્ય છે.

# અધ્યાય ૨૮ મો
## દ્રૌપદીનાં વચનો

**॥ द्रौपद्युवाच ॥**

**अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम् ॥**
**प्रह्लादस्य च संवादं बलेर्वैरोचनस्य च ॥१॥**

દ્રૌપદીએ કહ્યું:–આ સંબંધમાં પ્રહ્લાદના અને વિરોચનના પુત્ર બળિના સંવાદરૂપી આ પુરાતન ઇતિહાસ ઉદાહરણરૂપે કહેવાય છે.[૧] પૂર્વે બળિરાજાએ અસુરોના રાજા, મહાબુદ્ધિમાન અને ધર્મના રહસ્યને જાણનારા પોતાના દાદા દૈત્યેંદ્ર પ્રહ્લાદને પૂછયું હતું.[૨]

બળિએ પૂછયું:–'હે પિતા ! ક્ષમા શ્રેષ્ઠ છે, કે તેજ શ્રેષ્ઠ છે ? એ વિષયમાં મને સંદેહ છે, માટે હે તાત ! હું આપને પૂછું છું, તેથી આપ જે યથાર્થ હોય તે મને કહો.[૩] હે ધર્મજ્ઞ ! એ બંનેમાં જે શ્રેષ્ઠ હોય તે મને કહો. હું આપના ઉપદેશ પ્રમાણે યથાર્થરીતે તે સઘળું કરીશ, એમાં સંશય નથી.'[૪] તેણે આ પ્રમાણે પૂછયું ત્યારે સર્વ નિશ્ચયને જાણનારા તથા બુદ્ધિમાન તેના દાદા પ્રહ્લાદ, સંશય પૂછતા તે બળિ કહેવા લાગ્યા:–[૫]

પ્રહ્લાદ બોલ્યા:–'હે તાત ! નિરંતર તેજ રાખવું તે પણ શ્રેષ્ઠ નથી, તેમજ નિરંતર ક્ષમા રાખવી તે પણ શ્રેષ્ઠનથી. આરીતે એ બંને વિષયને તું નિઃસંશયપણે તું જાણ.[૬] હે તાત ! જે પુરુષ નિરંતર ક્ષમા રાખેછે, તે અનેક દોષોને પ્રાપ્ત થાય છે. તેનો સેવકો, મધ્યસ્થો તથા શત્રુઓ પરાભવ કરે છે,[૭] તેમજ કોઈપણ પ્રાણી કોઇપણ વખતે તેને નમતું નથી–અધીન થતું નથી; માટે હે તાત ! પંડિતો પણ નિરંતર ક્ષમા રાખતા નથી.[૮] ક્ષમાશીલ મનુષ્યના સેવકો તેનો અનાદર કરીને અનેક અપરાધો કરે છે અને અલ્પ બુદ્ધિવાળાઓ, તે ક્ષમાશીલ મનુષ્યના ધનને લઈ લેવાની ઈચ્છા કરે છે.[૯] વળી તેના કાર્ય ઉપર નિમેલા અધિકારીઓ પણ અવિચારી થઇને, તેનાં વાહન, વસ્ત્રો, અલંકારો, શય્યાઓ, આસનો, ખાવાપીવાના પદાર્થો અને બીજાં સર્વ ગૃહ-

સાહિત્યોને ઇચ્છામાં આવે તેમ લઈ લે છે, તેમજ સ્વામીએ કોઇને કંઈ આપવાની આજ્ઞા કરી હોય તોપણ તેઓ તે આપતા નથી.[૧૦,૧૧] તેના વળી તેઓ ક્ષમાશીલ પુરુષને, સ્વામીને આપવાયોગ્ય માન પણ કોઇ રીતે આપતા નથી; પરંતુ અપમાન કરે છે અને આ લોકમાં અપમાન, એ મરણ કરતાં પણ નિંદનીય ગણાય છે.[૧૨] વળી હે તાત ! તેવા ક્ષમાશીલ પુરુષને, તેના દૂતો, પુત્રો, સેવકો અને ઉદાસીન વૃત્તિવાળાઓ કડવાં વચનો પણ કહે છે;[૧૨,૧૩]એટલુંજ નહિ પણ કેટલાએક તો તે ક્ષમાધારી પુરુષનો પરાભવ કરીને, તેની સ્ત્રીઓની પણ ઇચ્છા કરે છે અને અવિચારી થયેલી તેની સ્ત્રીઓ પણ પોતાની ઇચ્છાપ્રમાણે વર્તે છે[૧૪] તથા નિરંતર હોલિકોત્સવ વગેરે ઉત્સવોમાં લહેર કરે છે. જો સ્ત્રીઓને સ્વામીના તરફથી થોડી પણ શિક્ષા કરવામાં આવતી નથી, તો તે શીલથી ભ્રષ્ટ થાય છે અને તેવી દુષ્ટ થયેલી સ્ત્રીઓ પછીથી પતિનું પણ અનિષ્ટ કરે છે.[૧૫] આ અને બીજા અનેક દોષો નિરંતર ક્ષમા રાખનારા પુરુષોને પ્રાપ્ત થાય છે.

હે વિરોચનના પુત્ર! હવે ક્ષમાવિનાના ક્રોધી મનુષ્યોના આ દોષોને હું કહું છું તે તું લક્ષ્યમાં રાખ.[૧૬]રજોગુણથી ભરેલો ક્રોધી પુરુષ પોતાના ક્રોધવડે સતત યોગ્ય સ્થાનમાં અથવા અયોગ્ય સ્થાનમાં અનેક પ્રકારની શિક્ષાઓ કર્યા કરે છે.[૧૭] ક્રોધી પુરુષ મિત્રોની સાથે વિરોધ કરે છે તથા સગાંસંબંધીઓનો અને લોકોનો શત્રુ થઈ પડે છે;[૧૮] તેવો પુરુષ અપમાનને લીધે અર્થની હાનિને, ધિક્કારને, અનાદરને, સંતાપને, દ્વેષને, મોહને અને જ્યાં ત્યાં શત્રુઓને પ્રાપ્ત થાય છે.[૧૯] વળી ક્રોધી પુરુષ ક્રોધને લીધે મનુષ્યોને અન્યાયથી જાત જાતના દંડો કરે છે, તેથી તે તત્કાળ ઐશ્વર્યથી તથા પ્રાણથી ભ્રષ્ટ થાય છે અને સ્વજનોથી પણ વિખૂટો પડે છે.[૨૦] જે પુરુષ ઉપકાર કરનારાની સાથે તથા અપકાર કરનારાની સાથે કેવળ કડકાઇથીજ વર્તે છે, તે પુરુષથી લોકો ઘરમાં રહેલા સર્પથી જેમ ઉદ્વેગ પામે, તેમ ઉદ્વેગ પામે છે;[૨૧] અને લોકો જેનાથી ઉદ્વેગ પામતા હોય, તેને ઐશ્વર્ય કયાંથી પ્રાપ્ત થાય ? નજ થાય. ઉલટી રીતે લોકો તો તેવા પુરુષનાં છિદ્રોને જોતાંજ તેને અવશ્ય પ્રસિદ્ધ કરે છે;[૨૨] માટે મનુષ્યે બહુ ક્રોધ કરવો નહિ, તેમ નિત્ય કોમળ રહેવું નહિ; પરંતુ જેવો જેવો સમય પ્રાપ્ત થાય તે પ્રમાણે કોમળ અથવા તીક્ષ્ણ થવું જોઇએ.[૨૩] જે મનુષ્ય સમયપર કોમળ થાય છે અને સમયપર ઉગ્ર થાય છે, તે મનુષ્યજ આ લોકમાં અને પરલોકમાં સુખી થાય છે.[૨૪]

હવે ક્ષમા રાખવાના જે સમયો છે,તેને હું વિસ્તારથી કહું છું,તું શ્રવણ કર, કે જે સમયોમાં કદી ક્રોધ કરવો નહિ,એમ બુદ્ધિમાનો કહે છે.[૨૫] જે મનુષ્યે પૂર્વે તારા ઉપર ઉપકાર કર્યો હોય, તેનો મોટો અપરાધ થાય તોપણ તે અપરાધીના પૂર્વોપકારને લીધે તેના ઉપર તારે ક્ષમા કરવી.[૨૬] વળી મૂર્ખ અપરાધીઓના અપરાધને પણ તારે સહન કરવો; કારણકે પુરુષને સર્વ વિષયમાં પંડિતપણું સુલભ હોતું નથી;[૨૭] પરંતુ જે મનુષ્યો જાણી જોઇને અપરાધ કરીને પછી કહે કે, 'મેં એ અપરાધ અજાણપણામાં કર્યો છે, તો તેવા પાપીઓનો સ્વલ્પ અપરાધમાં પણ વધ કરવો તથા કુટિલ અપરાધીઓનો પણ વધ કરવો.[૨૮] તારે સર્વ પ્રાણીઓના એક અપરાધને સહન કરી લેવો; પરંતુ તે બીજીવાર અલ્પ અપરાધ કરે તોપણ તેને વધ કરવા યોગ્ય સમજવો.[૨૯] જો કોઇએ અજાણતાં કોઈ અપરાધ કર્યો હોય તો તે અપરાધની સારી રીતે તપાસ કર્યા પછી તેના ઉપર ક્ષમા કરવી, એમ વિદ્વાનો કહે છે.[૩૦]પુરુષ કોમળતાથી દારુણ પ્રકૃતિના પુરુષનો નાશ કરેછે,તેમજ કોમળપ્રકૃતિના પુરુષનો પણ નાશ કરે છે.અર્થાત્ મૃદુતાથી (સામથી) અસાધ્ય જેવું કંઇજ નથી, માટે મૃદુતા એજ તીવ્રમાં તીવ્ર ઉપાય છે;[૩૧]પરંતુ દેશ, કાળ તથા પોતાના બલાબલનો વિચાર કરીનેજ, સામનો પણ ઉપયોગ કરવો; કારણકે દેશ તથા કાળ, વિરુદ્ધ હોય તો કંઇપણ કાર્ય સિદ્ધ થતું નથી,

માટે કાર્ય કરવામાં યોગ્ય દેશ તથા કાળની વાટ જોવી. વળી કોઈવાર લોકભયથી પણ અપરાધીઓના ઉપર ક્ષમા કરવી જોઇએ.[૩૨] આ પ્રકારના આ સમયો ક્ષમા કરવાના કહેલા છે અને ઉપર જણાવેલા વિષયોથી ઉલટી રીતે વર્તતા હોય તેઓના ઉપર ક્રોધનો સમય કહેલો છે;[૩૩] માટે હે યુધિષ્ઠિરરાજા! લોભી અને નિરંતર અપકાર કરનારા ધૃતરાષ્ટ્રના પુત્રો ઉપર તમારે ક્રોધ કરવાનો આ સમય છે, એમ હું માનું છું.[૩૪] હમણાં કૌરવોના ઉપર કોઇપણ રીતે ક્ષમા કરવાનો સમય છેજ નહિ, માટે આ તેજ દેખાડવાનો સમય આવેલો છે, તેમાં તમે તમારૂં તેજ શત્રુઓના ઉપર ફેંકવાને યોગ્ય છો.[૩૫] કોમળ પ્રકૃતિના મનુષ્યનું લોકો અપમાન કરે છે અને તીક્ષ્ણ પ્રકૃતિના મનુષ્યથી લોકો ઉદ્વેગ પામે છે; માટે સમય પ્રાપ્ત થતાં જે મનુષ્ય આ બન્નેનો ઉપયોગ જાણે છે, તે પૃથ્વીનો પતિ થાય છે."[૩૬]

ઇતિ શ્રીમહા૦ વન૦ અર્જુનાભિગમન પર્વમાં "દ્રૌપદીવાક્ય" એ વિષયનો અધ્યાય ૨૮ મો સમાપ્ત.

## અધ્યાય ૨૯ મો
### યુધિષ્ઠિરે કરેલી ક્ષમાની પ્રશંસા

॥ युधिष्ठिर उवाच ॥

क्रोधोहंतामनुष्याणां क्रोधोभावयितापुनः ॥
इतिविद्धि महाप्राज्ञे क्रोधमूलौभवाभवौ ॥१॥

યુધિષ્ઠિર બોલ્યા:-"હે મહાબુદ્ધિવાળી! ક્રોધ, મનુષ્યોને હણનારો છે; પણ તેજ ક્રોધને જો જિત્યો હોય તો મનુષ્યોને વૃદ્ધિ પમાડનારો થાય છે; માટે વૈભવ અને વિનાશ એ બન્નેનું કારણ ક્રોધ છે, એમ તમે જાણો.[૧] હે સુંદરિ! જે પુરુષ ક્રોધનો સંહાર કરે છે, તેનો અભ્યુદય થાય છે અને હે કલ્યાણિ! જે પુરુષ ક્રોધને નિત્ય સહન કરતો નથી-અર્થાત્ ક્રોધને વશ થઈ જાય છે તો પરમ દારુણ ક્રોધ,તે પુરુષના વિનાશને માટે કારણરૂપ થાય છે.[૨] આ જગતમાં ક્રોધને લીધેજ પ્રજાનો વિનાશ થતો જોવામાં આવે છે. ત્યારે મારા જેવો પુરુષ સ્વર્ગથી ભ્રષ્ટ કરનારા ક્રોધને શી રીતે પ્રકટ કરે ?[૩] ક્રોધ પામેલો પુરુષ પાપ કરે છે, ક્રોધ પામેલો પુરુષ ગુરુને પણ મારી નાખે છે અને ક્રોધ પામેલો પુરુષ કઠોર વાણીવડે શ્રેષ્ઠ પુરુષોનું પણ અપમાન કરે છે.[૪] ક્રોધ પામેલો પુરુષ શું બોલવું અને શું ન બોલવું ? તેને પણ કોઈ વખત જાણતો નથી. ક્રોધી પુરુષને કંઈ ન કરવા જેવું હોતું નથી તેમજ ન બોલવા જેવું પણ હોતું નથી.[૫] વળી ક્રોધી પુરુષ, ક્રોધને લીધે વધ ન કરવા જેવાનો વધ કરે છે અને વધ કરવા યોગ્ય મનુષ્યોની પૂજા કરે છે; એટલુંજ નહિ પણ ક્રોધી પોતાને પણ યમલોકમાં પહોંચાડી દે છે.[૬] ક્રોધમાં આ દોષોને જોનારા તથા આ લોકમાં અને પરલોકમાં ઉત્તમ પરમ કલ્યાણને ઇચ્છનારા વિદ્વાન પુરુષોએ ક્રોધને જિતી લીધો છે.[૭] હે દ્રૌપદિ! તે ધીર પુરુષોએ ત્યજેલા ક્રોધને અમારા જેવો કેમ ધારણ કરે ? આ પ્રમાણે જાણવાથી મારો ક્રોધ વૃદ્ધિ પામતો નથી.[૮] જે પુરુષ સામો માણસ ક્રોધ કરે તોપણ પોતે ક્રોધ કરતો નથી, તે પુરુષ પોતાને તેમજ બીજાને મહાન ભયમાંથી ઉગારે છે અને તે બન્નેના દોષોને દૂર કરનારો થાય છે.[૯] બળવાનથી કષ્ટ પામતો નિર્બળ પુરુષ, પોતાની મૂર્ખતાને લીધે જો બળવાન મનુષ્યોના ઉપર ક્રોધ કરે, તો તે નિર્બળ પુરુષ પોતેજ પોતાના દેહનો વિનાશ કરે છે.[૧૦] આ રીતે તે અવશ ચિત્તવાળો પુરુષ પોતાની મેળેજ પોતાનો વિનાશ કરે છે અને તેના સ્વર્ગાદિ લોકો નાશ પામે છે, તેથી હે દ્રૌપદિ ! અશક્તિમાન પુરુષે ક્રોધને વશ રાખવો, એમ શાસ્ત્રમાં કહેલું છે.[૧૧] જે પુરુષ વિદ્વાન તથા શક્તિમાન હોવા છતાં બીજાથી કલેશ પામતાં પણ તેના ઉપર ક્રોધ કરતો નથી, તે કલેશ આપનારાનો વિનાશ ન કરતાં, પોતે પરલોકમાં આનંદ કરે છે;[૧૨] માટે બળવાન અથવા દુર્બળ કોઈપણ વિદ્વાન પુરુષે, આપત્તિમાં પણ સદા ક્ષમા રાખવી,

એમ શાસ્ત્રવેત્તાઓ કહે છે.[13] હે કૃષ્ણા! સાધુ પુરુષો આ જગતમાં ક્રોધના વિજયનેજ વખાણે છે; કારણકે ક્ષમાશીલ સાધુ પુરુષનો આ જગતમાં નિત્ય જય થાય છે, એમ સત્પુરુષોનું માનવું છે.[14] જેમ અસત્ય ભાષણ કરતાં સત્ય ભાષણ શ્રેષ્ઠ છે, તેમજ ક્રૂરતા કરતાં કોમળતા શ્રેષ્ઠ છે; માટે દુર્યોધન મારો વધ કરે તોપણ મારા જેવો પુરુષ સત્પુરુષોએ ત્યજેલા અને પૂર્વે કહેલા અનેક દોષોથી ભરપૂર તે ક્રોધનો, તેના ઉપર શામાટે ઉપયોગ કરે ? દીર્ઘ દૃષ્ટિવાળા પંડિતો જેને તેજસ્વી કહે છે, તે પુરુષમાં ક્રોધ હોતો નથી, એમ મેં નિશ્ચય કરેલો છે. તાત્પર્ય કે, જે પુરુષ ઉત્પન્ન થયેલા ક્રોધને વિવેકબુદ્ધિવડે શાંત કરે છે, તે પુરુષને તત્ત્વદર્શી વિદ્વાનો તેજસ્વી માને છે. હે સુંદર કટિવાળી! ક્રોધ પામેલો પુરુષ કાર્યને યથાર્થ રીતે સમજતો નથી, તેમજ તે અકાર્યને તથા મર્યાદાને પણ સમજી શકતો નથી.[15–18] ક્રોધે ભરાયેલો પુરુષ, વધ ન કરવા જેવાઓનો પણ વધ કરે છે અને ગુરુજનોને પણ કઠોર વચન વગેરેથી પીડિત કરે છે; માટે પોતાનામાં જો તેજ હોય તો ક્રોધને દૂર કરવો.[19] કર્મમાં કુશળતા, શત્રુનો પરાભવ કરવાના ઉપાયનું ચિંતન, શૌર્ય અને શીઘ્રતા, આ તેજના ગુણોને ક્રોધથી પરાભવ પામેલો પુરુષ સહજમાં પ્રાપ્ત કરી શકતો નથી;[20] પરંતુ ક્રોધનો ત્યાગ કરવાથીજ પુરુષ તે તેજના ગુણોને સારી રીતે પ્રાપ્ત થાય છે. હે મહાપંડિતા! ક્રોધી પુરુષો, દેશ તથા કાળને યોગ્ય તેજને અત્યંત દુઃખથી સહન કરી શકે છે.[21] કેટલાક અજ્ઞાનીઓએ નિત્ય ક્રોધજ તેજ છે એમ ઠરાવેલું છે; પરંતુ ક્રોધ એ રજોગુણનું પરિણામ છે અને તે લોકના નાશને માટે મનુષ્યમાં રચાયલો છે;[22] માટે સારી રીતે વર્તવાની ઇચ્છાવાળા પુરુષે નિરંતર ક્રોધનો ત્યાગ કરવો; કારણ કે સ્વધર્મનો ત્યાગ કરનારો પતિત પુરુષ શ્રેષ્ઠ છે, પરંતુ ક્રોધી પુરુષ શ્રેષ્ઠ નથી, એવો શાસ્ત્રમાં નિશ્ચય છે.[23] કદાચ વિચારહીન મૂઢ પુરુષો ક્ષમા, સરળતા આદિ સર્વ ગુણોનો ત્યાગ કરે, પરંતુ મારા જેવો પુરુષ પ્રશંસાપાત્ર એવા ક્ષમાદિક ગુણોનું શી રીતે ઉલ્લંઘન કરી શકે ?[24] જો મનુષ્યોમાં પૃથ્વીના જેવા ક્ષમાવાળા પુરુષો હોય નહિ તો મનુષ્યોમાં પરસ્પર સલાહસંપ રહે નહિ; કારણકે ક્લેશમાત્ર ક્રોધને લીધેજ થાય છે–અર્થાત્ ક્રોધથી સુલેહ થતી નથી.[25] ક્રોધીપુરુષને બીજાએ તાપ આપ્યો હોય એટલે તે તેને સામો તાપ આપે અને ગુરુએ પ્રહાર કર્યો હોય એટલે તેને પણ તે સામો પ્રહાર કરે; આ પ્રમાણે ક્રોધને લીધે પ્રાણીઓનો નાશ થાય અને ચોતરફ અધર્મનો વિસ્તાર થઇ જાય.[26] ક્રોધી પુરુષને કોઇએ ગાળ દીધી હોય, એટલે તે તેને સામી ગાળો દે, કોઇ અંગ ઉપર ધસી આવ્યું હોય તો સામો તેના અંગ ઉપર ધસી જાય અને કોઇએ પ્રહાર કર્યો હોય એટલે સામો તેને પ્રહાર કરે.[27] વળી ક્રોધને લીધે પિતાઓ પુત્રોને મારી નાખે, પુત્રો પણ પિતાઓને મારી નાખે, પતિઓ ભાર્યાઓને મારી નાખે, તેમજ ભાર્યાઓ પણ પતિઓને મારી નાખે.[28] હે કૃષ્ણા! આ પ્રમાણે લોકો ક્રોધાધીન થઈ રહે તો પછી જગતમાં પ્રજાની ઉત્પત્તિ થાય નહિ;કારણકે હે સુંદરમુખવાળી ! દંપતીમાં પરસ્પર પ્રીતિ એજ પ્રજાની ઉત્પત્તિનું મૂળ છે, એમ તમે જાણો.[29] વળી હે દ્રૌપદિ ! રાજા જો તેવો ક્રોધપરાયણ હોય તો, તેની સર્વ પ્રજાનો તુરત નાશ થાય છે, માટે ક્રોધ એ પ્રજાના વિનાશને માટે તથા ઐશ્વર્યની હાનિને માટે કારણભૂત છે;[30] પરંતુ જગતમાં પૃથ્વીના જેવા ક્ષમાશીલ પુરુષો જોવામાં આવે છે અને તેથીજ પ્રાણીઓની ઉત્પત્તિ તથા તેઓનો અભ્યુદય થાય છે–અર્થાત્ જો ક્ષમાશીલ મનુષ્યો ન હોય તો ક્રોધને લીધે નાનપણમાંજ સ્ત્રીપુરુષોનો નાશ થઈ જાય અને તેથી પ્રજાની ઉત્પત્તિ અટકી જાય એ તાત્પર્ય છે.[31] હે સુંદરિ! માટે જગતમાં પુરુષે કોઇપણ આપત્તિના સમયમાં ક્ષમા રાખવી; કારણકે ક્ષમાશીલ મનુષ્યથી પ્રાણીઓની ઉત્પત્તિ અને અભ્યુદય

થાય છે,એમ કહેલું છે.[૩૨]જેમ કોઇ અશક્ત મનુષ્ય, પોતાને બળવાન પુરુષે ગાળો ભાંડી હોય અથવા પ્રહાર કર્યો હોય અને તેથી પોતાને ક્રોધ ઉત્પન્ન થયો હોય, તોપણ અશક્તિને લીધે તેને ક્ષમા કરે છે, તેમ જે પોતે પ્રભાવશાળી હોય, છતાં નિરંતર ક્રોધને વશ રાખીને બીજાના અપશબ્દાદિક અપમાનને માટે ક્ષમા કરે છે, તેજ ઉત્તમ વિદ્વાન પુરુષ છે અને તેને સનાતન લોકો પ્રાપ્ત થાય છે; પરંતુ જે પુરુષ ક્રોધ કરે છે તે અલ્પ જ્ઞાનવાળો છે અને તે આ લોક તથા પરલોકનાં સુખથી ભ્રષ્ટ થાય છે.[૩૪] હે કૃષ્ણા! ક્ષમાશીલોમાં મહાત્મા એવા કાશ્યપે, નિત્ય ક્ષમા રાખનારાઓની પ્રશંસાના શ્લોકો ગાયેલા છે, તેનું લોકો આ સંબંધમાં ઉદાહરણ આપે છેઃ[૩૫] ક્ષમા એ ધર્મ છે, ક્ષમા એ યજ્ઞ છે, ક્ષમા એ વેદ છે અને ક્ષમા એ શાસ્ત્ર છે. જે પુરુષ આ પ્રમાણે ક્ષમાનાં સ્વરૂપને જાણે છે, તે પુરુષ સર્વ સહન કરવાને યોગ્ય છે.[૩૬] ક્ષમા એ બ્રહ્મ છે, ક્ષમા સત્ય છે, ક્ષમા ભૂત અને ભવિષ્યના અભ્યુદયરૂપ છે, ક્ષમા તપ છે, ક્ષમા શુદ્ધિ છે અને ક્ષમાને આધારેજ આ જગત રહેલું છે.[૩૭] ક્ષમાશીલ મનુષ્યો યજ્ઞવેત્તાના લોકોને, વેદવેત્તાના લોકોને અને તપસ્વીઓના લોકોને ઉલ્લંઘન કરીને તેના ઉપરના લોકોમાં જાય છે.[૩૮] શ્રૌતાગ્નિસાધ્ય યજ્ઞાદિક કરનારાઓને બીજાજ લોકો મળે છે; વાવ, કૂવા આદિ ધર્મકૃત્યો કરનારાને તેથી જૂદાજ લોકો મળે છે; પરંતુ ક્ષમાશીલ મનુષ્યોને તો બ્રહ્મલોકમાં પરમ માન્ય લોકોની પ્રાપ્તિ થાય છે.[૩૯] ક્ષમા એ તેજસ્વીઓનું તેજ છે, ક્ષમા એ તપસ્વીઓનું બ્રહ્મ છે, ક્ષમા એ સત્ય વક્તાઓનું સત્ય છે, ક્ષમા એ યજ્ઞ છે અને ક્ષમા એ મનોનિગ્રહરૂપી શાંતિ છે.[૪૦] હે કૃષ્ણા! જે ક્ષમાને આધારે બ્રહ્મ, સત્ય, યજ્ઞ અને લોકો રહેલા છે, તે ક્ષમાનો મારા જેવો પુરુષ કેમ ત્યાગ કરે?[૪૧] વિદ્વાન પુરુષે નિરંતર ક્ષમાજ રાખવી જોઇએ; કારણ કે મનુષ્ય જ્યારે મન, પ્રાણ, ઇંદ્રિય વગેરેના વેગને સહન કરવા સમર્થ થાય છે, ત્યારે તે બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે.[૪૨]ક્ષમાવાળા પુરુષને આ લોક અને પરલોક બન્ને અનુકૂળ થાય છે, તે આ લોકમાં સન્માન પામે છે અને પરલોકમાં શુભ ગતિને પ્રાપ્ત થાય છે.[૪૩] જે મનુષ્યોનો ક્રોધ હમેશાં ક્ષમાથી હણાઇ ગયો છે, તે મનુષ્યોને સત્યલોકમાં ભોગના પદાર્થો પ્રાપ્ત થાય છે, માટે ક્ષમાને સર્વથી શ્રેષ્ઠ માનેલી છે.[૪૪] હે દ્રૌપદિ! આ પ્રમાણે કાશ્યપે નિત્ય ક્ષમાશીલ પુરુષોની પ્રશંસા ગાયેલી છે; માટે આ ક્ષમાની ગાથાઓ સાંભળીને તું સંતુષ્ટ થા, ક્રોધ કરીશ નહિ.[૪૫] ભીષ્મ પિતામહ શાંતિનેજ માન આપશે; દેવકીપુત્ર શ્રીકૃષ્ણ પણ શાંતિનાંજ વખાણ કરશે;[૪૬] દ્રોણાચાર્ય તથા દાસીપુત્ર વિદુર એ બન્ને પણ શાંતિનેજ ઉત્તમ કહેશે; કૃપાચાર્ય અને સંજય પણ શાંતિનાંજ વખાણ કરશે.[૪૭] વળી સોમદત્ત, યુયુત્સુ, અશ્વત્થામા અને આપણા પિતામહ વ્યાસ પણ ક્ષમાની તરફજ નિત્ય બોલશે.[૪૮] આ ભીષ્માદિક સઘળાઓ દુર્યોધનને શાંતિને માટે નિયમિતરીતે પ્રેરણા કર્યા કરશે, એટલે તે આપણું રાજ્ય પાછું આપશે એમ મારૂં માનવું છે; છતાં જો તે લોભને લીધે રાજ્ય આપશે નહિ તો વિનાશ પામશે.[૪૯] હે કલ્યાણિ! આ ભરતવંશીઓના વિનાશને માટે દારુણ સમય પ્રાપ્ત થયો છે અને આવા પરિણામને માટે મેં પ્રથમથીજ સદાંનો નિશ્ચય કરેલો હતો.[૫૦] દુર્યોધન રાજ્યને માટે યોગ્ય નથી, તેથી તે આ પ્રમાણે ક્ષમાને પ્રાપ્ત થતો નથી અને હું રાજ્યને માટે યોગ્ય છું, તેથી મને ક્ષમા પ્રાપ્ત થયેલી છે.[૫૧] ક્ષમા અને દયા એ વશ ચિત્તવાળા પુરુષોનો આચાર છે તથા સનાતન ધર્મ છે, માટે હું યથાર્થરીતે તે પ્રમાણે વર્તીશ.[૫૨]

**ઇતિ શ્રીમહા૦ વન૦ અર્જુનાભિગમન પર્વમાં "દ્રૌપદીયુધિષ્ઠિરસંવાદ" એ વિષયનો અધ્યાય ૨૯ મો સમાપ્ત.**

# અધ્યાય ૩૦ મો

## દ્રૌપદીનાં વચન

**॥ द्रौपद्युवाच ॥**

**नमो धात्रे विधात्रे च यौ मोहं चक्रतुस्तव ॥**
**पितृपैतामहेवृत्ते वोढव्ये तेऽन्यथामतिः ॥१॥**

દ્રૌપદી બોલ્યાં:–ઇશ્વરને અને પૂર્વકર્મને નમસ્કાર હો, કે જે બંનેએ તમને મોહ કર્યો છે; જેને લીધે બળથી રાજ્ય લેવારૂપ બાપદાદાના ધારણ કરવા યોગ્ય આચારમાં તમારી બુદ્ધિ વિપરીત થઈ છે.[૧] ઉપરના લોકોમાં અથવા હેઠળના લોકોમાં અને ઉત્તમ, મધ્યમ તથા અધમ યોનિઓમાં જે જૂદા જૂદા વિષયભોગનાં સાધનો છે, તે સઘળાં કર્મવડે નિર્માયલાં છે–કર્મવડે પ્રાપ્ત થાય છે; માટે કર્મનાં ફળોને કોઈ રોકી શકતું નથી–અર્થાત્ તે અવશ્ય પ્રાપ્ત થાય છે, છતાં મનુષ્ય અજ્ઞાનને લીધે કર્મફળ–દુઃખથી છૂટવાની ઇચ્છા રાખે છે;[૨] પરંતુ ( પૂર્વકર્મનો પ્રતિબંધ હોય તો ) આ જન્મમાં ધર્માચરણથી, દયાથી, ક્ષમાથી, સરળતાથી અને લોકાપવાદનો ભય રાખવાથી પુરુષને કદીપણ લક્ષ્મી મળતી નથી.[૩] ( એમાં તમેજ દૃષ્ટાંત છો. ) હે ભરતવંશી રાજા ! તમને આ દુઃસહ દુઃખ આવી પડયું છે, કે જે દુઃખને માટે તમે અને તમારા આ મહાબળવાન ભાઈઓ યોગ્ય નથી.[૪] હે ભારત ! એ તમારા ભાઈઓ રાજ્યકાળમાં કદાપિ ધર્મથી અધિક પ્રિય કંઈ પણ જાણતા ન હતા અને હમણાં પણ જાણતા નથી; પરંતુ તેઓ આ લોકમાં જીવિત કરતાં પણ ધર્મને અધિક પ્રિય જાણે છે.[૫] વળી તમારૂં રાજ્ય ધર્મને માટેજ છે અને તમારૂં જીવિત પણ ધર્મને માટેજ છે; આ વાતને બ્રાહ્મણો, ગુરુઓ અને દેવતાઓ પણ જાણે છે.[૬] તમે ધર્મને માટે ભીમસેનને, અર્જુનને, નકુળને, સહદેવને અને મને પણ ત્યજી દો, પરંતુ ધર્મને ત્યજો નહિ,એવો મારો પણ નિશ્ચય છે.[૭] મેં આર્ય પુરુષોનાં મુખથી સાંભળ્યું છે કે, ધર્મનું રક્ષણ કરનારા રાજાને, રક્ષણ કરેલો ધર્મ રક્ષણ કરે છે; પરંતુ તે ધર્મ તમારૂં રક્ષણ કરતો નથી, એમ હું માનું છું.[૮] હે નરવ્યાઘ્ર ! જેમ પુરુષની પોતાની છાયા તેને અનુસરે છે, તેમ તમારી બુદ્ધિ પણ અભિન્નપણાથી નિરંતર ધર્મનેજ અનુસરે છે.[૯] તમે સમાન મનુષ્યોનું અથવા ઉતરતા મનુષ્યોનું કોઈવાર અપમાન કર્યું નથી, ત્યારે શ્રેષ્ઠ મનુષ્યનું તો અપમાન કર્યુંજ કયાંથી હોય ? વળી સમગ્ર પૃથ્વીનું રાજ્ય પ્રાપ્ત થતાં પણ તમને મોટાઈનું અભિમાન વધ્યું ન હતું.[૧૦] વળી હે પૃથાપુત્ર ! તમે સ્વાહાકારથી, સ્વધાકારથી અને પૂજાઓથી દેવતાઓ, પિતૃઓ અને બ્રાહ્મણોનું નિરંતર સેવન કરો છો.[૧૧] હે પાર્થ ! તમે બ્રાહ્મણોને સર્વ મનોરથો પૂર્ણ કરીને સર્વદા તૃપ્ત કર્યા છે.વળી હે ભરતવંશી રાજા ! મુમુક્ષુ યતિઓ તથા ગૃહસ્થાશ્રમી બ્રાહ્મણો, તમારે ત્યાં સોનાની થાળીઓમાં ભોજન કરતા હતા અને તે વખતે હું તેઓની સેવા કરતી હતી. વળી તમે અરણ્યમાં રહેનારા વાનપ્રસ્થોને સુવર્ણનાં પાત્રો આપતા હતા. તમારા ઘરમાં બ્રાહ્મણોને નહિ આપવા જેવું તે વખતે કંઈજ ન હતું.[૧૨,૧૩] તમારા ઘરમાં જે અન્ન તૈયાર થતું હતું, તેમાંથી પંચદોષની શાંતિને માટે વૈશ્વદેવ કરીને, તથા તે અન્ન અતિથિઓને અને પ્રાણીઓને આપ્યા પછી,હે રાજન્ ! બાકી રહેલા અન્નથી તમે પ્રાણ ધારણ કરતા હતા.[૧૪] વળી તમારે ત્યાં ઇષ્ટિઓ, પશુબંધો, કામ્ય કર્મો,નૈમિત્તિક કર્મો,ગૃહ્યાગ્નિસાધ્ય ઈષ્ટિઓ અને યજ્ઞકર્મો હમેશાં ચાલ્યા કરતાં હતાં.[૧૫] અરે, તમે રાજ્યમાંથી નીકળીને હમણાં આ નિર્જન અને ચોરોએ સેવન કરેલા મહાવનમાં આવીને વસ્યા છો, તોપણ તમારા ધર્મને બાધ આવતો નથી![૧૬] વળી હે રાજન્ ! તમે અશ્વમેધ, રાજસૂય, પુંડરીક અને ગોસવ, આ પુષ્કળ દક્ષિણાવાળા મહાયજ્ઞોથી પણ યજન કર્યું છે;[૧૭]પરંતુ હે રાજા ! તમે બુદ્ધિના વિપરીત પણાથી દુઃસહ દ્યૂતના પરાજયમાં રાજ્ય, સંપત્તિ, આયુધો, ભાઇઓ અને મને પણ હારી

ગયા છો.[૧૮] અરે, સરળ, દયાળુ, ઉદાર, લજ્જાશીલ અને સત્યવાદી એવા તમને દ્યૂતના વ્યસનની બુદ્ધિ કયાંથી ઉત્પન્ન થઇ ?[૧૯] આ તમારૂં દુઃખ અને આવી તમારી આ આપત્તિ જોઇને મારૂં મન અત્યંત મુંઝાઈ જાય છે અને દુઃખગ્રસ્ત થઇ જાય છે.[૨૦] લોકો સ્વતંત્ર નથી, પણ ઈશ્વરને આધીન છે એ સંબંધમાં આ એક પુરાતન ઇતિહાસ ઉદાહરણરૂપે કહેવાય છે.[૨૧] નિયંતા ઈશ્વરજ પ્રાણીઓનાં પૂર્વકર્મનાં બીજોને અનુસરીને પ્રથમથીજ સુખ, દુઃખ, પ્રિય તથા અપ્રિય–એ સર્વ ઠરાવી રાખે છે.[૨૨] હે નરવીર! જે પ્રમાણે પડદાપાછળ રહેલા સૂત્રધારે સૂત્ર હલાવીને પ્રેરણા કરેલી કાષ્ઠની પૂતળી પોતાના અવયવો હલાવે છે. હે રાજન્! તે પ્રમાણેજ આ પ્રજા પણ (ઈશ્વરરૂપી સૂત્રધારની) પ્રેરણાથી પોતાના હાથ, પગ વગેરે અવયવોને હલાવે છે.[૨૩] હે ભારત ! ઈશ્વર આકાશની પેઠે સર્વ પ્રાણીઓની અંદર અને બહાર વ્યાપ્ત રહીને પુણ્ય તથા પાપકર્મમાં પ્રાણીઓને પ્રેરે છે.[૨૪] દોરીથી બંધાયલા પક્ષીની પેઠે કર્મતંતુથી બંધાયલો અસ્વતંત્ર પ્રાણી ઈશ્વરને અધીન રહે છે અને બીજાના ઉપર તેમજ પોતાના ઉપર પણ તેની સત્તા નથી.[૨૫] સૂત્રમાં પરોવેલા મણિની પેઠે, નાકે નાથેલા બળદની પેઠે અને કિનારાપરથી પ્રવાહના મધ્યમાં પડેલા વૃક્ષની પેઠે પરાધીન થયેલો જીવ, ઈશ્વરની આજ્ઞાને અનુસરે છે; કારણ કે જે વસ્તુ જેરૂપ હોય, તે રૂપનેજ તે અનુસરે છે–અર્થાત્ માટીનો ઘડો જેમ માટીમાંજ લીન થાય છે, માટે મધ્યમાં પણ માટીને અધીન અને તેનાથી અભિન્ન છે, તેમ જીવ પણ ઈશ્વરનુંજ રૂપાંતર હોવાથી તદ્રૂપ છે, તેને અધીન છે અને વચ્ચે પણ તેની પ્રેરણાથીજ પ્રેરાય છે; માટે આ મનુષ્ય સ્વતંત્ર નથી પરંતુ કોઇક અનિર્દેશ્ય રૂપવાળા નિયંતાને અધીન રહીને અનુસરે છે.[૨૬,૨૭] આ અજ્ઞાની પ્રાણી પોતાનાં સુખદુઃખને માટે અસ્વતંત્ર છે, માટે એ ઈશ્વરની પ્રેરણાવડે સ્વર્ગમાં અથવા નરકમાં જાય છે.[૨૮] હે ભારત ! જેમ ઘાસના અગ્રભાગો બળવાન વાયુને વશ થાય છે, તેમ સર્વ પ્રાણીઓ ઈશ્વરને અધીન થઇને રહે છે[૨૯] અને ઈશ્વર, પ્રાણીઓને પુણ્યકર્મમાં અથવા પાપકર્મમાં પ્રેરીને તથા પોતે તેઓની અંદર અને બાહ્ય વ્યાપી રહીને ભોગો ભોગવે છે–અર્થાત્ જીવ, ફળ આપનારાતરીકે ઉપકારક ઈશ્વરને ભોગવે છે અને કર્મકર્તાતરીકે ઉપકારક જીવને ઈશ્વર ભોગવે છે; પરંતુ ઈશ્વર અંતર્યામી હોવાથી રાજાની પેઠે તટસ્થરીતે આ ઈશ્વર છે, એમ કોઇના લક્ષ્યમાં આવતા નથી.[૩૦] સર્વવ્યાપી આ ચિદાત્મા, જેનાવડે શુભ અથવા અશુભ ફળ આપનારાં કર્મો કરાવે છે, તે આ મહાભૂત, અહંકાર ઇત્યાદિથી થયેલું, સ્થૂલ અને સૂક્ષ્મ દેહરૂપી ક્ષેત્ર નામથી કહેવાતું તથા ચિદાત્માના આભાસરૂપી બીજ નાખવાનું સ્થાન શરીર છે અને એ શરીર કર્મ કરવામાં હેતુમાત્ર ગણાય છે–અર્થાત્ ચિદાભાસવડે યુક્ત એ 'ક્ષેત્ર' કર્મોનું કર્તા કહેવાય છે.[૩૧] હે રાજા ! આ પૂર્વોક્ત અઘટિત ઘટના કરવામાં ચતુર એવી અનિર્વચનીય માયાનો ઈશ્વરકૃત પ્રભાવ તો જુઓ, કે જે ઈશ્વર પોતાની માયાવડે પ્રાણીઓને, જડ એવા દેહાદિકમાં આત્મબુદ્ધિ ઉત્પન્ન કરવારૂપી મોહ કરી દઇને પ્રાણીઓથીજ પ્રાણીઓનો વધ કરે છે ![૩૨] જેમ સૂર્યનાં કિરણો સારી દૃષ્ટિવાળાને કિરણોજ જણાય છે, પણ તે જેમ અલ્પ દૃષ્ટિવાળાને જળાશય જેવાં લાગે છે, તેમ તત્ત્વવેત્તા મુનિઓએ સ્વપ્ન, માયા તથા ઇંદ્રજાળના જેવાં જોયેલાં અને વાસ્તવિકરીતે તેવાંજ માયિક કાર્યો, અજ્ઞાની પ્રાણીઓને સત્ય જેવાં ભાસે છે.[૩૩] તે તે દેહાદિક પદાર્થો, કે જે અનિત્ય, અપવિત્ર તથા દુઃખરૂપ છે, તેને અજ્ઞાની પુરુષો અન્યથારૂપે–નિત્ય, પવિત્ર તથા સુખરૂપ માને છે. વળી પ્રભુ આકાશની પેઠે નહિ ઉત્પન્ન થયેલા પદાર્થોને પણ અંકુરાદિક ક્રમવડે ઉત્પન્ન કરે છે અને તેને જીર્ણત્વાદિ ભાવોમાં પણ પહોંચાડે છે.[૩૪] હે યુધિષ્ઠિર ! જેમ કોઇ મનુષ્ય કાષ્ઠથી કાષ્ઠને, પાષાણથી પાષાણને અને ચેષ્ટારહિત તથા અચેતન લોઢાથી લોઢાને ભાંગી નાખે, તેમ છ પ્રકારના

ઐશ્વર્યવાળા સ્વયંભૂ અને સર્વના પ્રપિતામહ સ્વપ્રકાશમાન પ્રભુ, માયા કરીને પ્રાણીઓથીજ પ્રાણીઓનો નાશ કરે છે.[૩૫,૩૬] જેમ ઇચ્છાપ્રમાણે વિહાર કરનારો બાળક રમકડાંઓને ભેગાં-છુટાં કરીને રમે છે, તેમ ઇચ્છાવડેજ કાર્ય કરનારા છ પ્રકારના ઐશ્વર્યથી યુક્ત પ્રભુ પ્રાણીઓને ભેગાં-છુટાં કરીને તેવડે ક્રીડા કરે છે.[૩૭] ઓ રાજા! ઈશ્વર પ્રાણીઓની સાથે માતાપિતાની પેઠે દયાળુપણાથી વર્તતા નથી, પરંતુ બીજા સામાન્ય મનુષ્યની પેઠે જાણે રોષથી વર્તતા હોય તેમ વર્તે છે.[૩૮] શીલસંપન્ન તથા લજ્જાશીલ આર્ય પુરુષોને આજીવિકાને અભાવે કૃશ થતા જોઈને, ધનના ધ્યાનમાં ગુંચવાઇ રહેલા અનાર્ય પુરુષોને સુખી જોઇને અને તમારી આ આપત્તિને તથા દુર્યોધનની પાસે સમૃદ્ધિને જોઈને, હે પાર્થ! હું ઈશ્વરની નિંદા કરૂં છું; કારણ કે તે વિષમ દૃષ્ટિથી જુએ છે![૪૦] આર્યશાસ્ત્રોનું ઉલ્લંઘન કરનારા, ક્રૂર, લોભી અને ધર્મનો હ્રાસ કરનારા, દુર્યોધનને ઐશ્વર્ય આપીને ઈશ્વરને શું ફળ મળ્યું હશે વારૂ?[૪૧] કરેલું કર્મ જો કર્તાનેજ ફળ આપતું હોય અને બીજાને ફળ આપતું ન હોય, તો ઈશ્વર કર્મ કરાવનાર છે, માટે તે પાપકર્મોથી જરૂર ઈશ્વરજ લેપાય છે;[૪૨] અને કરેલું પાપકર્મ જો કર્તાને પ્રાપ્ત થતું ન હોય, તો તેમાં બળજ મુખ્ય કારણ છે; માટે દુર્બળતાને લીધે દુઃખી થનારાઓનો હું શોક કરૂં છું–અર્થાત્ કર્મ કરાવનારા ઇશ્વરને કર્મનાં ફળો ભોગવવાં પડતાં નથી તેમાં કારણ તે ઐશ્વર્યવાન છે અને ઐશ્વર્યરહિત જીવો બિચારા કર્મનાં ફળરૂપ દુઃખોને ભોગવે છે તથા ઈશ્વર તેઓને બળપૂર્વક નરકમાં નાખે છે. તાત્પર્ય કે, કર્મનાં ફળ દુર્બળને પીડે છે પણ બળવાનને પીડતાં નથી, માટે કર્મ કર્મ કહીને તમારી પેઠે દુઃખી થનારા દુર્બળોનો હું શોક કરૂં છું.[૪૩]

ઇતિ શ્રીમહા૦ વન૦ અર્જુનાભિગમન પર્વમાં "દ્રૌપદીવાકય" એ વિષયનો અધ્યાય ૩૦ મો સમાપ્ત.

# અધ્યાય ૩૧ મો

## યુધિષ્ઠિરનાં વાકયો

॥ युधिष्ठिर उवाच ॥

**वल्गु चित्रपदं श्लक्ष्णं याज्ञसेनि त्वया वचः।**
**उक्तंतच्छ्रुतमस्माभिर्नास्तिक्यंतु प्रभाषसे॥१॥**

યુધિષ્ઠિર બોલ્યાઃ–હે યજ્ઞસેન રાજાની પુત્રી દ્રૌપદિ! તેં સુંદર, સુકુમાર અને વિચિત્ર પદવાળું ભાષણ કર્યું, તે અમે સાંભળ્યું; પરંતુ તું વેદવિરુદ્ધ–નાસ્તિક ભાષણ કરે છે.[૧] હે રાજપુત્રિ! હું કર્મનાં ફળો મેળવવામાટે કર્મો કરતો નથી, પરંતુ 'દાનો દેવાં અને યજ્ઞો કરવા' એવી શાસ્ત્રની આજ્ઞા છે, માટે હું દાન તથા યજ્ઞો કરૂં છું.[૨] હે કૃષ્ણા! કર્મનાં ફળ મળો કે ન મળો, પરંતુ ગૃહસ્થાશ્રમમાં રહેલા પુરુષે યથાશક્તિ જે કરવું જોઈએ તે હું કરૂં છું.[૩] હે સુંદર કટિવાળી! હું ધર્મનાં ફળ મેળવવામાટે ધર્મ કરતો નથી,પરંતુ શાસ્ત્રોને અનુસરીને અને સજ્જનોનાં ચરિત્રો જોઇને તે કરૂં છું.[૪] હે કૃષ્ણા! મારૂં મન સ્વાભાવિક રીતેજ ધર્મપરાયણ રહે છે. જે મનુષ્ય ધર્મનો વ્યાપાર કરે છે–અર્થાત્ ધર્મ કરીને તેનાથી સ્વર્ગાદિકની આકાંક્ષા કરે છે, તે ધર્મનાં મુખ્ય ફળથી ભ્રષ્ટ થાય છે અને ધર્મવાદી પુરુષોમાં નીચ ગણાય છે.[૫] જે મનુષ્ય ધર્મનાં ફળની ઇચ્છા રાખે છે, તે ધર્મનાં મુખ્ય ફળરૂપ જ્ઞાનને પ્રાપ્ત થતો નથી અને જે પાપબુદ્ધિવાળો પુરુષ નાસ્તિકતાને લીધે ધર્મકૃત્યો કર્યા પછી તેનાં ફળને માટે શંકા કરે છે, તે પણ ધર્મનાં ફળને પ્રાપ્ત થતો નથી.[૬] જેની આગળ બીજું કોઇપણ પ્રમાણ શ્રેષ્ઠ નથી એવા વેદને અનુસરીને હું કહું છું કે, તું ધર્મવિષે મનમાં શંકા લાવીશ નહિ; કારણ કે ધર્મના સંબંધમાં શંકા કરનારો મનુષ્ય પશુપક્ષીની યોનિમાં જન્મે છે.[૭] જે વિવેકરહિત ચિત્તવાળો મનુષ્ય ધર્મ ઉપર અને ધર્મનાં મૂળરૂપ ઋષિવાકયો ઉપર શંકા કરે છે તે, શૂદ્ર જેમ વેદથી દૂર રહે છે, તેમ અજરામર લોકથી દૂર રહે છે–અર્થાત્ તેને મોક્ષ મળતો નથી.[૮] હે વિચારવતિ! વેદાધ્ય-

-ચન કરનારો, ધર્મપરાયણ અને કુલીન રાજર્ષિ બાળવચનો હોય તોપણ તેની ધર્મચારી પુરુષોએ વૃદ્ધમાં ગણના કરવી;[૯] અને જે મંદ બુદ્ધિવાળો શાસ્ત્રનું ઉલ્લંઘન કરીને ધર્મના ઉપર શંકા કરે છે, તે મહાપાપીને શૂદ્રોથી અને ચોરોથી પણ નીચ જાણવો.[૧૦] તેં મહાતપસ્વી મહાત્મા માર્કંડેય મુનિને પ્રત્યક્ષજ જોયા છે, કે જે ઋષિ ધર્મસેવન કરવાથી ચિરંજીવી થઇને પૃથ્વીમાં સંચાર કરે છે.[૧૧] વળી વ્યાસ, વસિષ્ઠ, મૈત્રેય, નારદ, લોમશ, શુક અને બીજા ઋષિઓ ધર્મપાલન કરવાથીજ શુદ્ધચિત્તવાળા થયા છે.[૧૨] આ મહર્ષિઓ દિવ્ય યોગવડે યુક્ત, શાપ દેવામાં અને અનુગ્રહ કરવામાં સમર્થ તથા દેવોથી પણ શ્રેષ્ઠ છે, તેઓને તું પ્રત્યક્ષજ જુએ છે.[૧૩] હે નિષ્પાપ દ્રૌપદિ! જે વિષયોને આપણે વેદથીજ જાણીએ છીએ, તેને પ્રત્યક્ષ જોનારા દેવતુલ્ય એ ઋષિઓ, નિરંતર ધર્મનેજ કર્તવ્યતરીકે મુખ્યતાથી વર્ણવે છે;[૧૪] માટે હે કલ્યાણિ રાજપત્નિ! તું મૂર્ખ મનવડે ઇશ્વરની નિંદા કરવાને અને ધર્મના ઉપર શંકા કરવાને યોગ્ય નથી.[૧૫] ધર્મવિષે શંકા કરનારો મૂર્ખ મનુષ્ય, ધર્મતત્ત્વના નિશ્ચયને પ્રાપ્ત થયેલા સર્વ પુરુષોને ગાંડા સમજે છે, બીજાનાં પ્રમાણોને માન્ય કરતો નથી, પોતાનાં માનેલાં પ્રમાણોવડે ગર્વિષ્ઠ રહે છે, કલ્યાણરૂપ ધર્મનું અપમાન કરે છે અને ઇંદ્રિયને પ્રીતિ આપનારા જે આ સર્વ વિષયો લોકને પ્રત્યક્ષ દેખાય છે, તેટલાનેજ સત્ય માને છે પણ ઇન્દ્રિયોથી અગ્રાહ્ય ધર્માદિકના સંબંધમાં મૂઢ બની જાય છે.[૧૬,૧૭] આવા જે ધર્માભિશંકી પુરુષો છે, તેમનાંપાપને માટે પ્રાયાશ્ચિત્ત નથી અને તે પાપી તથા કંગાલ મનુષ્ય અનેક વિષયોનું ચિંતન કરે છે, તોપણ તેને ધર્મથી પ્રાપ્ત થનારા લોકો પ્રાપ્ત થતા નથી.[૧૮] વેદાદિક પ્રમાણને ન માનનારો, વેદ તથા શાસ્ત્રમાં જણાવેલા વિષયોની નિંદા કરનારો અને કામ તથા લોભનું અતિશય સેવન કરનારો મૂર્ખ મનુષ્ય, છેવટે નરકને પ્રાપ્ત થાય છે.[૧૯] હે કલ્યાણિ! અને જે પુરુષ નિશ્ચિત બુદ્ધિથી નિરંતર ધર્મનેજ સ્વીકારે છે તથા તેના ઉપર શંકા કરતો નથી, તે પુરુષ પરલોકમાં બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે;[૨૦] પરંતુ જે મનુષ્ય વેદાદિક પ્રમાણનું ઉલ્લંઘન કરીને ધર્મનું પાલન કરતો નથી તથા સર્વ શાસ્ત્રોની આજ્ઞાનું ઉલ્લંઘન કરે છે, તે મૂર્ખને અનેક જન્મોમાં પણ સુખ મળતું નથી.[૨૧] હે ભાવિનિ! જે મનુષ્ય ઋષિઓએ રચેલા ગ્રંથોને પ્રમાણરૂપમાનતો નથી તથા શિષ્ટપુરુષોના આચારને પણ પ્રમાણરૂપ માનતો નથી, તેને આ લોકમાં અને પરલોકમાં ક્યાંય સુખ મળતું નથી, એવો સિદ્ધાંત છે;[૨૨] માટે હે કૃષ્ણા! સર્વજ્ઞ અને સર્વ વિષયને પ્રત્યક્ષ જોનારા ઋષિઓએ જેનું વર્ણન કરેલું છે, અને શિષ્ટપુરુષોએ જેનું આચરણ કરેલું છે, એવા પુરાતન ધર્મ ઉપર તું શંકા કરીશ નહિ.[૨૩] હે દ્રૌપદિ! સમુદ્રને સામેપાર જવાની ઇચ્છાવાળા વેપારીને જેમ નૌકાજ સામેપાર લઇ જાય છે, તેમ સ્વર્ગમાં જવાની ઇચ્છાવાળાઓને ધર્મજ નૌકા છે, એ વિના બીજું સાધન નથી.[૨૪] હે અનિંદિતા! ધર્માચરણી પુરુષોએ આચરણ કરેલો ધર્મ જો નિષ્ફળ થાય, તો આ જગત આધારવિનાના અંધકારમાં ડૂબી જાય,* કોઈ-

*જો ધર્મ ન હોય તો કોઇને પણ સ્વર્ગાદિક ઉચ્ચ ગતિ મળે નહિ; પરંતુ સર્વે પૂર્વસંસ્કારને અનુસરીને વારંવાર તે તે જાતિના દેહનેજ પ્રાપ્ત થાય–ઘોર અજ્ઞાનનેજ પામે અને તેથી શાસ્ત્રો પણ નિરર્થક થઇ જાય; પરંતુ તેમ નથી, માટે ધર્મનું અસ્તિત્વ છે અને તે લોકોમાં સુખસંપત્તિની વિચિત્રતાથી સિદ્ધ થાય છે. જો ધર્મને ન સ્વીકારીએ તો તેમ થવું અસંભવિત છે. જ્યારે ધર્મ છે, ત્યારે અમુક શ્રેષ્ઠ દેશમાં વસવા વગેરેથી થતાં પુણ્યને લીધે સ્વર્ગાદિક ગતિ પણ પ્રાપ્ત થાય એ સિદ્ધ છે. અહીં એવી શંકા થાય કે, જેમ ઘાસનું દૂધ થાય, તેનું દહીં થાય તેનું ઘી થાય તેમ પરિણામક્રમથીજ એક પછી એક સારા સારા દેહ આવશે અને છેવટે સ્વર્ગાદિક ઊર્ધ્વગતિ પણ પ્રાપ્ત થશે; માટે ધર્મની શી જરૂર? ઉત્તર–દહીંને પણ ગાયે ખાધું હોય તો તેનાં દૂધ, મૂત્ર વગેરે પરિણામો જોવામાં આવે છે, માટે પૂર્વશંકા યોગ્ય નથી; કારણકે તેમ

પણ મુક્ત થાય નહિ, સર્વ કોઇ પશુના જેવી આજીવિકાથી જીવે, કોઇને પણ વિદ્યા પ્રાપ્ત થાય નહિ અને કોઇ અર્થસંપત્તિને પણ પ્રાપ્ત થાય નહિ.[૨૫,૨૬] વળી તપશ્ચર્યા, બ્રહ્મચર્ય, યજ્ઞ, વેદાધ્યયન, દાન અને સરળતા—આ સઘળાં જો નિષ્ફળ હોત તો પૂર્વના પુરુષો અને તેના પૂર્વજો ધર્મનું આચરણ કરતજ નહિ અને જો ક્રિયાઓ નિષ્ફળ હોત તો તે અત્યંત છેતરપંડીજ ગણાત.[૨૭,૨૮] વળી તેમ હોત તો સામર્થ્ય સંપન્ન ઋષિઓ, દેવો, ગંધર્વો, અસુરો અને રાક્ષસો આદરપૂર્વક ધર્મનું આચરણ શામાટે કરત? નજ કરત;[૨૯] પરંતુ હે દ્રૌપદિ! તેઓ ધર્મફળને આપનારા ઈશ્વર છે, એમ નિશ્ચય જાણીને કલ્યાણને માટે ધર્માચરણ કરતા હતા અને તેથી ધર્મજ કલ્યાણનું સનાતન સાધન છે, આ વાત નિશ્ચિત થાય છે.[૩૦] તે ઋષિ વગેરે આચરણ કરેલો આ ધર્મ નિષ્ફળ જતો નથી, તેમજ કરેલો અધર્મ પણ નિષ્ફળ જતો નથી; કારણકે વિદ્યા અને તપનાં ફળો પણ આપણા જોવામાં આવે છે.[૩૧] હે દ્રૌપદિ! વળી તમારા પોતાના જન્મવિષે જે વૃત્તાંત સંભળાય છે, તેનો તમે વિચાર કરો અને પ્રતાપી ધૃષ્ટદ્યુમ્ન જે રીતે ઉત્પન્ન થયો છે તે તો તમે જાણોજ છો.*[૩૨] હે શુદ્ધ હાસ્યવાળી! ધર્મફળના અસ્તિત્વમાટે આટલુંજ દૃષ્ટાંત બસ છે. ધીર પુરુષ કર્મોનાં ફળને પ્રાપ્ત થાય છે અને તે થોડા લાભથી પણ સંતુષ્ટ રહે છે;[૩૩] પરંતુ બુદ્ધિહીન મૂર્ખ પુરુષો ઘણો લાભ થાય તોપણ સંતોષ પામતા નથી અને તેવાઓને પરલોકમાં ધર્મનું લેશમાત્ર ફળ મળતું નથી.[૩૪] હે કલ્યાણિ! વેદમાં વર્ણવેલાં પુણ્યકર્મોનાં અને પાપકર્મોનાં ફળનો ઉદય, ઉત્પત્તિ (અવિદ્યા) અને નાશ (વિદ્યા)—આ સર્વ દેવોએ ગુપ્ત રાખેલું છે.[૩૫] આ દેવના ગુહ્ય વિષયમાં સામાન્ય પ્રજા મોહ પામે છે અર્થાત્ અવિદ્યાને વિદ્યારૂપથી, વિદ્યાને અવિદ્યારૂપથી, પુણ્યને પાપરૂપથી તથા પાપને પુણ્યરૂપથી જુએ છે; પરંતુ એને જે કોઇ યથાર્થ રીતે જાણે છે, તેઓ અંતઃકરણના વૈરાગ્યથી હજાર કલ્પે પણ દેવોનાં હિતકારક કર્મોને અનુસરતા નથી.[૩૬] આ સર્વ વિષયો દેવોને ગુપ્ત રાખવાના છે, કારણકે દેવો ગૂઢ માયાવાળા હોય છે; પરંતુ આશારહિત થયેલા, હિતકારક, માપસર અને પવિત્ર આહાર કરનારા, શ્રવણ, મનન તથા નિદિધ્યાસનરૂપી તપવડે પાપને બાળી નાખનારા અને ધ્યાનના ફળરૂપી માનસિક પ્રસન્નતાથી યુક્ત એવા યોગીઓ, ઉપર જણાવેલા વિષયોને જોઇ શકે છે.[૩૭] ફળ ન જણાય એટલા ઉપરથી ધર્મ અને દેવતાઓના તરફ શંકા કરવી નહિ; પરંતુ પ્રયત્નપૂર્વક યજ્ઞો કરવા અને ઈર્ષ્યારહિત થઇને દાનો કરવાં.[૩૮] આ લોકમાં આચરણ કરેલાં કર્મોનું ફળ છે, કારણકે ધર્મનો એ નિત્ય સ્વભાવ છે. આ પ્રમાણે બ્રહ્માએ પોતાના પુત્રોને કહ્યું હતું અને કશ્યપઋષિ તે જાણે છે.[૩૯]

---

થવાથી મોક્ષની અસિદ્ધિ થાય, સવે જ્ઞાનશૂન્ય થઇને પશુના જેવી જીવિકાથી જીવે અને જગત આંધળું ભીંત થઈ જાય, માટે ધર્મની આવશ્યકતા છે. આ તાત્પર્ય છે.

* **अग्नौ प्रास्ताहुतिः सम्यगादित्यमुपतिष्ठते । आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्नं ततः प्रजाः'**

અગ્નિમાં આપેલી આહુતિ સૂર્યને પહોંચે છે, સૂર્યથી વૃષ્ટિ થાય છે, વૃષ્ટિથી અન્ન થાય છે અને તેનાથી પ્રજા થાય છે. ઉપનિષદની પંચાગ્નિવિદ્યામાં પણ દ્યુલોક, પર્જન્ય, પૃથ્વી, પુરુષ અને સ્ત્રી, આ પાંચ અગ્નિમાં અનુક્રમે શ્રદ્ધા, સોમ, વૃષ્ટિ, અન્ન અને વીર્યરૂપી આહુતિઓ હોમાય છે અને તે પછી શરીર થાય છે. આ ક્રમવડે સર્વે પ્રાણીઓની ઉત્પત્તિ જણાય છે. તેમાં ગર્ભવાસ નામની પાંચમી વીર્યાહુતિની અવસ્થા અત્યંત દુઃખમય છે. તે પુણ્યને લીધે દ્રોણને પ્રાપ્ત થઈ ન હતી—અર્થાત્ સ્ત્રીના ગર્ભાશયમાં રહેવું પડયું ન હતું અને દ્રૌપદી તથા ધૃષ્ટદ્યુમ્નને તો અત્યંત પુણ્યને લઇને વીર્યરૂપી મળના પરિણામના હેતુરૂપ અન્નાહુતિ પણ ન હતી, કારણકે તેઓ સાક્ષાત્ અગ્નિકુંડમાંથીજ ઉત્પન્ન થયાં હતાં. આવી દુઃખરહિત સર્વથી વિલક્ષણ રીતે ઉત્પત્તિ થવી એ ધર્મનુંજ ફળ છે અને તે તને અનુભવસિદ્ધ છે; માટે તું ધર્મનું અપમાન ન કર, આ તાત્પર્ય છે.

માટે હે કૃષ્ણા! તારો સંશય ધૂમસની પેઠે નાશ પામો, અને તું ધર્માદિક સર્વ છે, આવો નિશ્ચય કરીને નાસ્તિકભાવને ત્યજી દે.૪૦ તેમજ તું સર્વ પ્રાણીઓનાં કર્મફળોને ધારણ કરનારા તથા યથાયોગ્ય ફળ વહેંચી આપનારા ઈશ્વરની નિંદા નકર, પણ શાસ્ત્ર અને આચાર્યનાઉપદેશથી તેનેઓળખતેને નમસ્કાર કર.તારી બુદ્ધિ આવી ન થાઓ.૪૧ હે દ્રૌપદિ! ભક્ત મનુષ્ય જેની કૃપાથી અમરપણાને પ્રાપ્ત થાય છે, તે ઉત્તમ દેવતાનું તું કોઈ પણ રીતે અપમાન કર નહિ.૪૨

ઈતિ શ્રીમહા૦ વન૦ અર્જુનાભિગમન પર્વમાં "યુધિષ્ઠિરવાક્ય" એ વિષયનો અધ્યાય ૩૧ મો સમાપ્ત.

# અધ્યાય ૩૨ મો

## દ્રૌપદીનો નીતવાદ

॥ द्रौपद्युवाच ॥

नावमन्ये न गर्हे च धर्मं पार्थ कथंचन ॥
ईश्वरं कुतएवाहमवमंस्ये प्रजापतिम् ॥१॥

દ્રૌપદી બોલ્યાં:–હે પૃથાપુત્ર! હું ધર્મનું કોઇ પણ રીતે અપમાન કરતી નથી, તેમ તેની નિંદા પણ કરતી નથી. વળી હું પ્રજાના અધિપતિ ઈશ્વરનું તો અપમાન કરૂંજ શાની?૧ પરંતુ હે ભરતવંશી! હું દુઃખી થવાથી આ રીતે પ્રલાપ કરૂં છું એમ તમે જાણો અને ફરી પણ કેટલોક પ્રલાપ કરીશ, તેને તમે શાંત મનથી સાંભળી લ્યો.૨ હે શત્રુનાશન! સુજ્ઞ પુરુષે આ જગતમાં કર્મ અવશ્ય કરવાં જોઇએ; કારણ કે સ્થાવર પ્રાણીઓ કર્મ કર્યાવિના જીવી શકે છે, પરંતુ બીજાં મનુષ્યાદિક પ્રાણીઓ કર્મ કર્યાવિના જીવી શક્તાં નથી.૩ હે યુધિષ્ઠિર! તત્કાળ જન્મેલું વાછરડું સ્તનપાન કરવા તૈયાર થાય છે અને તાપ લાગે છે, ત્યારે છાયામાં જઇને ઉભું રહે છે. આ ઉપરથી સમજાય છે કે, પ્રાણીઓને પૂર્વજન્મનાં કરેલાં કર્મોનો સંસ્કાર આ જન્મમાં સ્ફુરે છે અને અહીં પણ કર્મ કરવાથીજ આજીવિકા મેળવે છે.૪ હે ભરતશ્રેષ્ઠ! જંગમ પ્રાણીઓમાં વિશેષે કરીને મનુષ્યો આ જન્મમાં અને મરણ પછી પોતાનાં કર્મવડેજ આજીવિકા મેળવવાની ઈચ્છા કરે છે.૫ હે ભારત! સર્વ પ્રાણીઓ પૂર્વકર્મના સંસ્કારનો અનુભવ કરે છે અને તેથી તેવાં કર્મમાં પ્રવૃત્ત થઇને લોકોને પ્રત્યક્ષ થાય તે રીતે તે કર્મોનાં ફળને ભોગવે છે.૬ જેમ આ બગલો પૂર્વકર્મના સંસ્કારપ્રમાણે આજીવિકા મેળવવા પાણીમાં બેસીને ધ્યાન કરે છે, તેમ ઇશ્વર પણ અનાદિ સંસ્કારને લઇને પૂર્વ પૂર્વ કલ્પના જેવીજ સૃષ્ટિ કરે છે અને ધર્મ પણ પૂર્વસંસ્કારને અનુસરીને કર્મોને પ્રવર્તાવે છે, તેમજ સર્વે પ્રાણીઓ પણ પૂર્વસંસ્કાર પ્રમાણે કર્મો કરીને આજીવિકા મેળવે છે.૭ કર્મ ન કરનારાં પ્રાણીઓની કોઇ પણ રીતે આજીવિકા ચાલતી નથી, માટે પ્રત્યક્ષ ફળ આપનારાં કર્મો અવશ્ય કરવાં. દૈવના ઉપર આધાર રાખીને કર્મોનો કદાપિ ત્યાગ કરશો નહિ;૮ માટે તમે પણ કર્મ કરો,આમ ગ્લાનિ પામો નહિ અને પ્રયત્નરૂપી બખ્તર ચઢાવો. આ જગતમાં કર્મ કરી જાણનારો હજારોમાં એકાદ હોય કે ન પણ હોય.૯ દ્રવ્યની વૃદ્ધિને માટે અને તેના રક્ષણને માટે કર્મ કરવાની આવશ્યક્તા છે; કારણકે અંદર ઉમેર્યાવિના એમ ને એમ ખાયા કરવાથી તો આખો હિમાલય પણ ક્ષીણ થઇ જાય–અર્થાત મળેલી સમૃદ્ધિથી સંતોષ પામીને બેસી રહેવું નહિ; પરંતુ તેની વૃદ્ધિને માટે પ્રયત્ન કરવો.૧૦ પૃથ્વીપર જો કોઇ પણ કર્મ કરે નહિ, તો સર્વ પ્રજાનો નાશ થઇ જાય, તેમજ કર્મો જો નિષ્ફળ જતાં હોય તો આ પ્રજાની વૃદ્ધિ થાય નહિ.૧૧ આપણે કર્મ કરનારાં મનુષ્યોનાં કર્મને કવચિત્ નિષ્ફળ થયેલું જોઇશું, તોપણ કર્મની તો અવશ્ય જરૂરજ છે; કારણ કે કર્મવિના લોકો કોઈ પણ રીતે આજીવિકા મેળવી શકતા નથી.૧૨ આ લોકમાં જે દૈવવાદી પુરુષ (અર્થાત્ મંત્ર, ઔષધિ આદિ અદૃષ્ટ દ્વારોવડેજ અર્થ સાધવામાં તત્પર એવો તાંત્રિક) અને જે હઠવાદી પુરુષ (અર્થાત પૂર્વજન્મનો અભાવ છે, એટલે જે જે પ્રાપ્ત થાય છે તે એમ ને એમજ મળે છે;

આવું બોલનારો ચાર્વાક ) એ બન્ને ( પૂર્વજન્મનાં કર્મને માનતા નથી, માટે ) શઠ છે અને કર્મબુદ્ધિ ( અર્થાત્ પૂર્વકર્મ અને તાત્કાલિક કર્મ, સાથે મળવાથી તે ઇષ્ટ વસ્તુ મેળવવામાં સાધનરૂપ છે એમ માનનારો ) પુરુષ પ્રશંસાપાત્ર છે.[૧૩] જે પુરુષ દૈવ ઉપર આધાર રાખીને કંઇ પણ યત્ન ન કરતાં સુખે સૂઈ રહે છે તે દુર્બુદ્ધિ પાણીમાં પડેલા કાચા ઘડાની પેઠે નાશ પામે છે.[૧૪] તેજ પ્રમાણે કર્મ કરવામાં સમર્થ છતાં જે દુષ્ટ બુદ્ધિવાળો હઠવાદી પુરુષ કર્મ ન કરતાં બેસી રહે છે, તે દુર્બળ અનાથની પેઠે લાંબો કાળ જીવી શકે નહિ.[૧૫] જે એકાદા પુરુષને જગતમાં અકસ્માત્ ધનાદિકનો લાભ થાય છે, તેને તે હઠવડે પ્રાપ્ત થયો એમ હઠવાદીઓ માને છે; કારણ કે તેમાં કોઈનો પણ યત્ન હોતો નથી.[૧૬] હે પૃથાપુત્ર ! તેમજ કોઈ પુરુષ દૈવપૂજાના વિધિવડે કોઇ દૈવનું આરાધન કરે અને તેથી તેને જે લાભ થાય છે, તે દૈવલાભ છે, એવો નિશ્ચય કરેલો છે;[૧૭] અને પુરુષ પોતે કર્મ કરીને તેવડે જે કંઇ ફળ લોકોમાં પ્રત્યક્ષ રીતે મેળવે છે, તેને પૌરુષ કહેવામાં આવે છે.[૧૮] હે પુરુષશ્રેષ્ઠ ! કોઈ પુરુષ સ્વાભાવિક રીતે કંઈ કામમાં પ્રવૃત્ત થયો હોય છે, તેને તે વખતે કારણવિના ધનાદિકનો લાભ થાય છે– અર્થાત્ ખોવાયલી કોડી ખોળવા જતાં રત્નનો લાભ થાય છે, તે સ્વાભાવિક ફળ છે, એમ તમે જાણો.[૧૯] ઉપર જણાવ્યા પ્રમાણે હઠથી, દૈવથી, સ્વભાવથી અને કર્મથી પુરુષને જે કંઇ પ્રાપ્ત થાય છે, તે પૂર્વકર્મોનુંજ ફળ છે.[૨૦] જગતકર્તા પ્રભુ પણ પોતે કર્માધીન રહીને, લોકોને પૂર્વકર્મનાં ફળો ભિન્ન ભિન્ન હેતુઓદ્વારા આ લોકમાં વહેંચી આપે છે;[૨૧] અને તેથી પુરુષ જે કંઇ શુભ અથવા અશુભ કર્મ કરે છે, તે વિધાતાએ નિર્માણ કરેલાં પૂર્વકર્મનાં ફળનો ઉદય છે એમ જાણો.[૨૨] વિધાતાએ નિમી આપેલાં કર્મને કરનારો આ ( સૂક્ષ્મ ) દેહજ તે પૂર્વકર્મના કારણરૂપ છે. પ્રભુ જે પ્રમાણે એને પ્રેરણા કરે છે, તે પ્રમાણે આ પરતંત્ર થઇને કરે છે.[૨૩] હે કુંતીપુત્ર! પ્રાણીઓને તે તે કૃત્યોમાં જોડનારા મહેશ્વર, અસ્વતંત્ર એવાં સર્વ પ્રાણીઓની પાસે તે તે કાર્યો કરાવે છે.[૨૪] હે વીર! મનુષ્ય પ્રથમ મનવડે કાર્યનો નિશ્ચય કરે છે અને તેપછી બુદ્ધિપૂર્વક પોતે ક્રિયા કરીને તે અર્થને પ્રાપ્ત કરે છે.એટલે કર્મ કરવામાં પુરુષ પોતેજ કારણ છે.[૨૫] હે પુરુષશ્રેષ્ઠ! ઘરો અને નગરો તૈયાર થયાં છે તેમાં પુરુષપ્રયત્નજ કારણ છે અને તેવા પુરુષયત્નથી થયેલાં કર્મો એટલાં બધાં છે, કે જેની ગણત્રી થઇ શકે તેમ નથી.[૨૬] તલમાં તેલ, ગાયમાં દૂધ અને કાષ્ઠમાં અગ્નિ રહેલો છે,તેને બહાર કાઢવાના ઉપાયને ધીર પુરુષ બુદ્ધિવડે જાણી શકે છે.[૨૭] તે પછી ઘાણી વગેરે ઉપાયથી તે તેલ વગેરે કાઢવા તત્પર થાય છે અને તેપછી તે પ્રવૃત્તિના ફળરૂપ તેલ વગેરેથી પ્રાણીઓ પોતાની આજીવિકા ચલાવે છે.[૨૮] આ કામ કુશળ પુરુષે કર્યું છે, કે અકુશળ પુરુષે અને આ સારી રીતે કર્યું છે કે ખરાબ રીતે, તે કાર્યનાં ફળ ઉપરથી લોકોના જાણવામાં આવે છે.[૨૯] કર્મવડે સાધ્ય થતાં ફળોમાં જો પુરુષ કારણરૂપ ન હોય તો યજ્ઞયાગાદિક કરવાનું અને કૂવાતળાવ ખોદાવવા વગેરેનું ફળ મળે નહિ, તેમજ કોઇ શિષ્ય થાય નહિ અને કોઇ ગુરુ પણ થાય નહિ;[૩૦] પરંતુ પુરુષ કર્તા છે અને તેથી કોઈ કાર્ય પૂર્ણ કરતાં તે વખણાય છે અને અપૂર્ણ રહેતાં તેની નિંદા પણ થાય છે. જો પુરુષ કર્તા ન હોય તો કોઇ કર્મ નાશ પામતાં તેની અહીં શામાટે નિંદા થાય?[૩૧]

કેટલાએક (ચાર્વાકો)કહે છે કે, સર્વ વસ્તુઓ અનાયાસે અકસ્માતજ મળેછે;કેટલાએક (કૌલીકમતાનુયાયીઓ ) કહે છે કે, દૈવથીજ સર્વ વસ્તુઓની પ્રાપ્તિ થાય છે અને કેટલાએક(પ્રાકૃત મનુષ્યો ) કહે છે કે, સઘળું પુરુષપ્રયત્નથી મળે છે. આમ ત્રણ પ્રકારે સર્વ પદાર્થોની પ્રાપ્તિના સંબંધમાં કહેવામાં આવે છે.[૩૨] ત્યારે બીજા કેટલાએક ( વૈદિકો ) માને છે કે, એ ત્રણ કારણોથીજ અર્થસિદ્ધિ થતી નથી; પરંતુ ધર્માધર્મરૂપ પ્રાચીન અદશ્ય કર્મ છે, તેનાથી કાર્ય-

સિદ્ધિ થાય છે અને તેજ દૈવ, હઠ આદિ નામોથી કહેવાય છે.[૩૩] ત્યારે કેટલાએક પોતાને કુશળ અને તત્ત્વજ્ઞ કહેવડાવનારા પુરુષો એના ઉપર કહે છે કે, 'કેટલાંક કાર્યોની સિદ્ધિ અકસ્માત રીતે થતી જોવામાં આવે છે, ત્યારે કેટલીક કાર્યસિદ્ધિ દૈવયોગથી થતી જોવામાં આવે છે.[૩૪] સારાંશ કે, પુરુષને કંઈ દૈવથી, કંઇ હઠથી અને કંઈ આપોઆપજ ફળની પ્રાપ્તિ થાય છે,પણ ચોથું જે પૂર્વજન્મનું કર્મ તે ફળપ્રાપ્તિમાં કારણ નથી;[૩૫] ( આ પ્રમાણે કહેનારાઓ યોગ્ય કહેતા નથી; ) કારણ કે પૂર્વકર્મને અનુસરીને પ્રાણીઓને ઇષ્ટ તથા અનિષ્ટ ફળ આપનારા વિધાતા જો ન હોય અને તે હઠાદિકથીજ મળતું હોય, તો પ્રાણીઓમાં કોઇપણ દીનહીન રહેવો જોઇએ નહિ.[૩૬] વળી ફળ આપવામાં કારણરૂપ પૂર્વકર્મ જો ન હોય, તો પુરુષ જે જે ફળની ઇચ્છાથી જે જે કર્મો કરે, તે તે કર્મો સફળ થવાં જોઇએ, પણ તેમ થતું નથી;[૩૭] માટે જે પુરુષો હઠ, દૈવ અને સ્વભાવ એ ત્રણને અર્થસિદ્ધિ તથા અનર્થસિદ્ધિના દ્વારરૂપજ જોતા નથી અને કર્મનેજ મુખ્ય કારણરૂપ જોતા નથી, તે પુરુષો, જેવો દેહ જડ છે તેવાજ જડ છે.[૩૮] 'કર્મ કરવુંજ જોઇએ'એવો મનુ ભગવાનનો પણ નિશ્ચય છે; કારણ કે કર્મ ન કરતાં કેવળ નિશ્ચેષ્ટ રહેનારો પુરુષ પરાભવ પામે છે.[૩૯] હે યુધિષ્ઠિર ! કર્મ કરનારા પુરુષને ઘણું કરીને ફળસિદ્ધિ પ્રાપ્ત થાયજ છે; પરંતુ આળસુ પુરુષને તો કદી પણ ફળનો લાભ થતો નથી.[૪૦] હે રાજેંદ્ર ! કર્મ કરતાં પણ કર્મના કોઇ અંગમાં ન્યૂનતા કે અધિકતા થવાથી ફળની પ્રાપ્તિ જો ન થાય તો ફળના હેતુરૂપ પ્રાયશ્ચિત્તને દોષની શાંતિને માટે સમજી, તે કરવું અને એ રીતે અંગોસહિત કર્મ થાય છતાં જો ફળ ન મળે, તો કર્તા નિર્દોષ થાય છે એ પણ એક ફળ છે.[૪૧] જે પુરુષ આળસુ થઇને સૂઈ રહે છે, તેનામાં દરિદ્રતા ભરાઈ જાય છે અને જે કર્મકુશળ પુરુષ છે, તે અવશ્ય કર્મનાં ફળને મેળવીને ઐશ્વર્યનો ભોક્તા થાય છે.[૪૨] જે પુરુષો અમુક કાર્ય સિદ્ધ થશે કે નહિ, આવો સંશય કર્યા કરે છે, તેઓના મનોરથો સિદ્ધ થતા નથી અને સંશયથી રહિત પુરુષો અર્થસિદ્ધિને પ્રાપ્ત થાય છે. ધીર પુરુષો સંશયનો ત્યાગ કરી કર્મમાં તત્પર રહે છે; પરંતુ તેવા પુરુષો દુર્લભ હોય છે.[૪૩]

આ હમણાં આપણા ઉપર રાજ્યભ્રષ્ટ થવારૂપી અત્યંત અનર્થ આવી લાગ્યો છે; પરંતુ તમે પુરુષાર્થ કરશો, તો તે અવશ્ય દૂર થશે.[૪૪] કદાચ પુરુષાર્થ કરતાં પણ કાર્યની સિદ્ધિ થશે નહિ,તો તમારૂં,ભીમસેનનું, અર્જુનનું, નકુળનું અને સહદેવનું જે અભિમાન તેજ તમારી રાજ્યમાટેની અયોગ્યતામાં સંપૂર્ણ પ્રમાણ થઈ પડશે. (એટલે રાજ્યની આશાનો વિચ્છેદ થયા પછી મને પણ રાજ્યને માટે ઉદ્વેગ થશે નહિ.)[૪૫] શત્રુઓનું કર્મ સફળ થશે, કે આપણું કર્મ સફળ થશે, તે તો કર્મ કર્યા પછી છેવટેજ જે ફળ આવે તે ઉપરથી સમજી શકાય છે. (પરંતુ તમે કર્મજ ન કરો તો પછી તે ફળ શી રીતે જાણી શકો?) ખેડુત હળવડે પૃથ્વી ખેડીને પછી તેમાં બીજ વાવે છે, તે પછી તે શાંત બેસી રહે છે; કારણ કે તે વાવેલાં બીજને ઉગાડવામાં મેઘ કારણરૂપછે.[૪૬,૪૭] જો મેઘ તેના ઉપર કૃપા કરે નહિ, તો તેમાં ખેડુત નિરપરાધી છે અને પછી તે ધીર ખેડુત વિચાર કરે છે કે, 'જે કામ બીજો પુરુષ કરી શકે તે કામ મેં પૂરેપૂરૂં કર્યું છે; છતાં મને તેનું આવું ફળ મળ્યું, તેમાં મારો લેશમાત્ર પણ અપરાધ નથી.' આવો વિચાર કરીનેજ તે પોતાને નિંદતો નથી.[૪૮,૪૯] હે ભરતવંશી રાજા ! ' હું કર્મ કરૂં છું છતાં મારૂં કાર્ય સિદ્ધ થતું નથી,' એવો કર્મના સંબંધમાં વૈરાગ્ય થવો ન જોઇએ; કારણકે કર્મના ફળની પ્રાપ્તિમાં એ વિના બીજાં પુરુષાર્થ અને ઉત્સાહ આ બે કારણો પણ છે.[૫૦] કર્મની સિદ્ધિ થાય કે અસિદ્ધિ થાય, પરંતુ કર્મમાં પ્રવૃત્તિ બંધ કરવી એ ઠીક નથી; કારણકે ઘણાં કારણો એકઠાં થાય ત્યારે કર્મફળની સિદ્ધિ થાય છે.[૫૧] કર્મ કરવામાં સાધનોની ન્યૂનતા હોય છે તો ન્યૂ-

ળની ન્યૂનતા થાય છે, અથવા કર્મ નિષ્ફળ થાય છે; પરંતુ કર્મનો આરંભજ ન કરવામાં આવે તો કદી ફળ જોવામાં આવતું નથી, તેમજ કર્મ કર્યાવિના મનુષ્યમાં રહેલા શૌર્યાદિક ગુણો પણ લોકોના જોવામાં આવતા નથી;[૫૨] માટે ધીર પુરુષ કલ્યાણની વૃદ્ધિને માટે ઉત્સાહશક્તિ અને બળને અનુસરીને દેશ, કાળ, સામાદિક ઉપાય અને મંગળની પોતાની બુદ્ધિવડે યોજના કરે છે.[૫૩] કાર્ય કરનારા પુરુષે સાવધાન થઈને તે દેશ, કાળ આદિ સાધનોની યોજના કરવી; પરંતુ મુખ્ય કાર્યકર્તા તો પુરુષાર્થજ છે, એમ સમજીને પુરુષાર્થ કરવો; કારણકે કાર્યઘટનામાં પુરુષાર્થજ મુખ્ય જણાય છે.[૫૪] જે ઠેકાણે બુદ્ધિમાન પુરુષ પોતાના શત્રુને અનેક ગુણોવડે શ્રેષ્ઠ જુએ, તે ઠેકાણે તેણે સામ ઉપચારથીજ કાર્યસિદ્ધિની ઇચ્છા કરવી અથવા તો ભેદ કે દાનથી કાર્યસિદ્ધિ કરવી.[૫૫]હે યુધિષ્ઠિર ! તે રીતે જો શત્રુ અનુકૂળ ન થાય, તોપછી તેને રાજ્યના નાશ વગેરેથી કષ્ટમાં નાખવાની અથવા દેશમાંથી હાંકી કાઢવાની ઇચ્છા કરવી. અરે, જન્મમરણરહિત સમુદ્ર અથવા પર્વત પોતાનો શત્રુ થયો હોય, તો તેને નાશ પમાડવાની અથવા હાંકી કાઢવાની આકાંક્ષા કરવી, તો પછી મરણધર્મવાળા શત્રુને માટે તો કહેવુંજ શું ?[૫૬] જે પુરુષ શત્રુનાં છિદ્રો ખોળવામાં નિરંતરયત્નશીલ રહે છે, તે પુરુષ પોતાના તેમજ બીજાના ઋણથી મુક્ત થાય છે.[૫૭] પુરુષે (હું અશક્ત છું એટલે શું કરી શકું ?) આવું પોતેજ પોતાનું અપમાન કદી કરવું નહિ; કારણ કે પોતેજ પોતાને ન્યૂન સમજનારા પુરુષને ઉત્તમ ઐશ્વર્ય પ્રાપ્ત થતું નથી.[૫૮] હે ભારત ! લોકોની આ કાર્યસિદ્ધિ આવા પ્રકારની વ્યવસ્થાવાળી છે અને કાળ તથા સ્થિતિની અનુકૂળતાપૂર્વક પ્રયત્ન કરવો એજ તે સિદ્ધિનું મૂળ કારણ છે.[૫૯] હે ભરતશ્રેષ્ઠ ! પૂર્વે મારા પિતાએ એક પંડિત બ્રાહ્મણને પોતાને ત્યાં રાખ્યા હતા અને તેમણે પણ આ સર્વ નીતિ મારા પિતાને કહી હતી.[૬૦] પછી તે પંડિતે આ બૃહસ્પતિએ કહેલી નીતિ પહેલાં મારા ભાઈઓને શીખવી હતી અને તે વખતે મેં તેમનાથી મારા પિતાના ઘરમાં આ નીતિ સાંભળી હતી.[૬૧] હે યુધિષ્ઠિર રાજા ! હું કંઈક કાર્યના નિમિત્તથી પિતાની પાસે જતી અને શ્રવણ કરવાની ઇચ્છાથી પિતાના ખોળામાં બેસતી, તે વખતે મારું સાંત્વન કરીને તે પંડિત મને એ નીતિ કહેતા હતા.'[૬૨]

ઇતિ શ્રીમહા૦ વન૦ અર્જુનાભિગમન પર્વમાં "દ્રૌપદીવાક્ય" એ વિષયનો અધ્યાય ૩૨ મો સમાપ્ત.

---

# અધ્યાય ૩૩ મો

## ભીમસેનનાં વાક્યો

॥ वैशंपायन उवाच ॥

याज्ञसेन्या वचः श्रुत्वा भीमसेनोह्यमर्षणः॥
निश्वसन्नुपसंगम्य क्रुद्धोराजानमब्रवीत्॥१॥

વૈશંપાયને કહ્યું:-યજ્ઞસેન રાજાની પુત્રી દ્રૌપદીનાં વચન સાંભળીને અસહનશીલ ભીમસેન ક્રોધે ભરાયો અને તે યુધિષ્ઠિર રાજાની આગળ આવીને નિઃશ્વાસ નાખતો નાખતો રાજાને કહેવા લાગ્યો:-[૧] "હે યુધિષ્ઠિર રાજા ! તમે સત્પુરુષોને યોગ્ય અને ધર્મયુક્ત રાજ્યપ્રાપ્તિના માર્ગને અનુસરો; કારણકે ધર્મ, કામ તથા અર્થથી રહિત થયેલા આપણને માત્ર તપોવનમાં નિવાસ કરવાથી શો લાભ થશે ?[૨] દુર્યોધને આપણું રાજ્ય ધર્મથી લીધું નથી, સરળતાથી લીધું નથી અને બળથીએ લીધું નથી; પરંતુ તેણે કપટદ્યૂતના આધારથી આપણું રાજ્ય હરી લીધું છે.[૩] જે પ્રમાણે ઉચ્છિષ્ઠ ખાઈને પેટ ભરનારો દુર્બળ શિયાળ, બળવાન સિંહના માંસને હરણ કરી જાય છે, તે પ્રમાણે દુર્બળ દુર્યોધને આપણું રાજ્ય હરી લીધું છે.[૪] હે રાજન્ ! તમે પ્રતિજ્ઞાપાલનરૂપી અલ્પ ધર્મથી ઢંકાઇને, ધર્મ તથા કામને ઉત્પન્ન કરનારા રાજ્યરૂપી અર્થને ત્યજી શામાટે દુઃખોમાં બળો છો ?[૫]જે આપણું રાજ્ય ગાંડીવધારી અર્જુને રક્ષણ કરેલું હોવાથી ઇંદ્રથી પણ લઈ

શકાય તેવું ન હતું, તે રાજ્ય તમારા પ્રમાદને લીધે આપણા જોતાં શત્રુએ હરી લીધું છે![૬] જેમ ઠુંઠા માણસનાં બીલાંને કોઇ લઇ જાય અને પાંગળા માણસની ગાયોને કોઇ લઇ જાય, તેમ અમે જીવતા હોવા છતાં, તમારે લીધે અમારૂં ઐશ્વર્ય દુર્યોધને હરી લીધું છે.[૭] હે ભરતવંશી રાજા! ધર્મેચ્છામાં વિશ્વાસવાળા તમને સારૂં લગાડવા માટેજ અમે આવા મહાન કષ્ટને સ્વીકારી લીધું છે.[૮] હે ભરતશ્રેષ્ઠ! અમે તમારાં ઉપદેશવચનોથી અમારા મનને વશ રાખીને પોતાના મિત્રોને દુઃખી કરીએ છીએ અને શત્રુઓને ખુશી કરીએ છીએ.[૯] વળી તમારા ઉપદેશનો સ્વીકાર કરીને અમે તે વખતેજ ધૃતરાષ્ટ્રના પુત્રોનો વધ કર્યો નહિ, તે અમારૂં દુષ્કૃત્ય હવે અમને સંતાપે છે.[૧૦] હે રાજન્! હવે આ આપણી પશુઓની પેઠે વનમાં ભટકવાની સ્થિતિને તમે જુઓ, કે જે સ્થિતિનું બળવાન પુરુષો સેવન કરતા નથી, પણ નિર્બળ મનુષ્યોજ સેવે છે.[૧૧] તે આ સ્થિતિને શ્રીકૃષ્ણ, અર્જુન, અભિમન્યુ,સંજય, હું તથા માદ્રીના બન્ને પુત્રો પણ અભિનંદન આપતા નથી.[૧૨] ઓ રાજા! તમે 'ધર્મ, ધર્મ' એ પ્રમાણે બોલતા હમેશાં વ્રત કરી કરીને સૂકાઈ ગયા છો, એટલે રાજ્ય ઉપર કંટાળો આવવાથી તો આવી ષંઢ જીવિકાને સ્વીકારી બેઠા નથીને?[૧૩] લક્ષ્મીનું હરણ કરવામાં અશક્ત એવા અધમ મનુષ્યોજ આવા સ્વાર્થવિઘાતક નિષ્ફળ વૈરાગ્યને પોતાનું પ્રિય ગણે છે.[૧૪] હે રાજન્! તમે દૂરદર્શી તથા સમર્થ છો અને અમારામાં રહેલા પુરુષાર્થને પણ જાણો છો, છતાં તમે દયાપરાયણ થઈને આ અનર્થને લક્ષ્યમાં લેતા નથી.[૧૫] અમે સમર્થ છીએ, તોપણ શત્રુઓના અપરાધને ક્ષમા કરીએ છીએ, તેથી આ ધૃતરાષ્ટ્રના પુત્રો અમને અશક્ત હોઇએ તેવા માને છે, તે અમને દુઃખ લાગે છે. આનાથી તો યુદ્ધમાં મરવું એ અમને દુઃખકારક લાગતું નથી.[૧૬] યુદ્ધભૂમિમાં પાછી પાની ન કરી નિષ્કપટતાથી યુદ્ધ કરતાં કરતાં જો વધ થાય તો તે સર્વ કરતાં શ્રેષ્ઠ છે, કારણ કે ત્યાં મરણ પામ્યા પછી આપણને ઉત્તમ લોકો મળે;[૧૭] અથવા હે ભરતશ્રેષ્ઠ! આપણેજ કૌરવોને મારીને સર્વ પૃથ્વી લઇ લઈએ, તોપણ આપણું કલ્યાણજ થાય;[૧૮] માટે વિસ્તીર્ણ કીર્તિની આકાંક્ષા કરતા, વૈરનો બદલો વાળવાની ઇચ્છા કરતા અને સ્વધર્મનું સેવન કરતા આપણેમાટે સર્વથા યુદ્ધજ કર્તવ્ય છે.[૧૯] કર્તવ્ય શું છે, તેનું સ્વરૂપ જાણ્યા પછી પોતાને માટે યુદ્ધ કરનારાઓનું શત્રુઓ રાજ્ય હરી લે, તોપણ તેથી નિંદા ન થતાં ઉલટી પ્રશંસાજ થાય છે.[૨૦] હે રાજા! જે ધર્મ, મિત્રોને તથા પોતાને દુઃખ આપનારો હોય છે તે ધર્મ નથી, પણ પ્રત્યક્ષ દુઃખ અથવા કુધર્મનું બીજ છે.[૨૧] હે તાત! સર્વથા ધર્મપરાયણ રહેનાર અને ધર્મનું સેવન કરતાં કરતાં દુર્બળ થઈ ગયેલા પુરુષને, સુખદુઃખ જેમ શબનો ત્યાગ કરી જાય છે, તેમ ધર્મ તથા અર્થ ત્યજી જાય છે—અર્થાત્ શિયાળામાં પ્રાતઃસ્નાન જે ધર્મકર્તા છે તથા શત્રુનો પરાજય જે અર્થકર્તા છે, તે દુર્બળ થઈ ગયેલા પુરુષથી થતાં નથી. એ રીતે ધર્મ તથા અર્થ, બન્નેથી તે રહિત થાય છે.[૨૨] જે પુરુષનો ધર્મ, કેવળ ધર્મને માટેજ છે, પરંતુ અર્થ તથા કામને માટે નથી, તે પુરુષ પંડિત નથી, પણ ક્લેશનોજ ભોક્તા છે; કારણકે આંધળો, સૂર્યની કાંતિને જેમ જાણતો નથી, તેમ તે ધર્મના અર્થને જાણતો નથી.[૨૩] વળી જે મનુષ્યનું ધન પોતાને માટેજ છે, તે પણ ધનનાં તત્ત્વને સમજતો નથી. જેમ ચાકર અરણ્યમાં ગાયોનું રક્ષણ કરે છે, તે પ્રમાણેજ તેને મિથ્યા ધનરક્ષક જાણવો.[૨૪] જે પુરુષ કેવળ ધનનોજ અર્થી હોય, પરંતુ ધર્મ તથા કામનું સેવન કરતો ન હોય, તે પુરુષ બ્રહ્મહત્યારાના જેવો નિંદ્ય હોઇને સર્વ પ્રાણીઓએ વધ કરવા યોગ્ય છે.[૨૫] વળી જે પુરુષ નિરંતર કામનાનું સેવન કરે છે અને ધર્મ તથા અર્થનું સેવન કરતો નથી, તેને મિત્રો ત્યજી જાય છે અને તે ધર્મ તથા અર્થથી રહિત થાય છે.[૨૬] વળી ધર્મ તથા

અર્થથી રહિત થઈને ઇચ્છા પ્રમાણે વિષયોમાં રમણ કરનારા પુરુષનું, પાણીમાં રમણ કરનારા માછલાનું પાણી ક્ષીણ થવાથી જેમ મરણ થાય છે, વિષયો ન મળતાં મૃત્યુ થાય છે;[૨૭] માટે પંડિતો તેમ ધર્મ તથા અર્થના તરફ કોઈ દિવસ પ્રમાદ કરતા નથી, કારણ કે જેમ અગ્નિનું ઉત્પત્તિસ્થાન અરણિ છે, તેમ ધર્મ તથા અર્થ કામનું ઉત્પત્તિ-સ્થાન છે.[૨૮] સર્વથા અર્થની પ્રાપ્તિમાં ધર્મ કારણભૂત છે અને અર્થથી ધર્મ મેળવી શકાય છે. જેમ મેઘથી સમુદ્રની પૂર્તિ થાય છે અને સમુદ્રથી મેઘની પૂર્તિ થાય છે, તેમ ધ-ર્મથી અર્થની પ્રાપ્તિ થાય છે અને અર્થથી ધર્મ સાધી શકાય છે.[૨૯] પુષ્પમાળા, ચંદન વ-ગેરે પદાર્થોના સ્પર્શથી અને સુવર્ણાદિક ધનનો લાભ થવાથી જે પ્રીતિ ઉત્પન્ન થાય છે, તેનું નામ 'કામ' કહેવાય છે. તે ચિત્તના સંકલ્પરૂપ છે, એટલે તેનું શરીર જણાતું નથી.[૩૦] હે રાજન્! અર્થાર્થી પુરુષ મહાન ધર્મ કરવાની ઇચ્છા કરે છે અને કામાર્થી પુરુષ અર્થની ઇચ્છા કરે છે; પરંતુ કામથી બીજું કોઈ કંઇપણ ઇચ્છતું નથી-અર્થાત્ ધર્મ કરીને ધનની ઇચ્છા કરે, ધન મળ્યા પછી તેનાથી કામભોગની ઇચ્છા કરે, પણ કામ-ભોગ મળતાં પછી બીજી ઇચ્છાજ રહેતી નથી;[૩૧] કારણ કે કામથી બીજો કામ સાધ્ય થતો નથી, કેમકે તેજ ફળરૂપ છે. જેમ કાષ્ઠથી ભસ્મ પ્રાપ્ત કરી શકાય, પણ ભસ્મથી કાંઇ બીજી ભસ્મ મે-ળવવાની ન હોય, તેમ કામ સાક્ષાત્ પ્રીતિ ઉ-ત્પન્ન કરવાથી ફળીભૂત થઈ જાય છે, એટલે પં-ડિતો તેનાથી બીજું કંઇ ઇચ્છતા નથી.[૩૨] હે રાજન્! જે પ્રમાણે પારધી આ પક્ષીઓને મારે છે, તે પ્રમાણે પ્રાણીઓની હિંસા કરવી એ અધ-ર્મનું સ્વરૂપ છે.[૩૩] જે પુરુષ કામને લીધે અથવા લોભને લીધે ધર્મના સ્વરૂપ તરફ લક્ષ્ય આપતો નથી,તે દુષ્ટ બુદ્ધિવાળો આ જન્મમાં અને બીજા જન્મમાં પણ સર્વ પ્રાણીઓએ વધ કરવા યોગ્ય છે.[૩૪] હે રાજા ! સ્ત્રી, ધન, ગાય, હાથી ઘોડા વગેરે દ્રવ્યદ્વારા કામરૂપી અર્થ સંપાદન કરી શ-કાય છે, એ તમે સ્પષ્ટ રીતે જાણો છો; તેમજ તે દ્રવ્યની સ્ત્રી, ધન વગેરે પુષ્કળ પ્રકૃતિને તથા ત્યાગ,ભોગ આદિ વિકૃતિને પણ તમે જાણો છો.[૩૫] તે સ્ત્રી, ધનાદિરૂપ દ્રવ્યનો મરણવડે અથવા જી-ર્ણતાવડે નાશ અથવા વિયોગ થાય છે, તેને લોકો અનર્થ કહે છે અને તેજ અનર્થ હમણાં આપણા ઉપર પ્રવર્તી રહ્યો છે.[૩૬] પાંચ જ્ઞાનેં-દ્રિયો, મન અને બુદ્ધિ, એ સર્વે શબ્દાદિક વિ-ષયોમાં પ્રવૃત્ત થતાં જે પ્રીતિ ઉત્પન્ન થાયછે,[૩૭] તેજ કામ અને તેજ કર્મોનું ઉત્તમ ફળ છે, એમ મારૂં માનવું છે. આ પ્રમાણે ધર્મ, અર્થ તથા કામ ભિન્ન ભિન્ન છે એમ સમજીને, પુરુષે કેવળ ધર્મપરાયણજ થવું નહિ, તેમજ અર્થની પા-છળ પણ મંડવું નહિ અને કામસેવામાં પણ મચ્યા રહેવું નહિ; પરંતુ ધર્મ, અર્થ અને કામ-એ સર્વને સર્વદા નિયમથી સેવવા.[૩૮,૩૯] દિવ-સના પૂર્વભાગમાં ધર્મસેવન કરવું, મધ્યભા-ગમાં ધન સંપાદન કરવું અને પાછલા ભાગમાં કામસેવન કરવું, આ પ્રમાણે પ્રત્યેક દિવસે વર્તવું. આ શાસ્ત્રોક્ત વિધિ છે.[૪૦] વળી તેજ પ્રમાણે પ્રથમ વયમાં કામસેવન, મધ્ય વયમાં ધનોપાર્જન અને છેલ્લી વયમાં ધર્મનું આચરણ કરવું. આ શાસ્ત્રમાં કહેલો વિધિ છે.[૪૧] હે વક્તાઓમાં શ્રેષ્ઠ ! આ પ્રમાણે કાળને જાણનારા પંડિતે ધર્મ, અર્થ તથા કામ એ સર્વનું યથાર્થ વિભાગ કરીને સમય પ્રમાણે સેવન કરવું.[૪૨] હે કુરુનં-દન રાજા ! સુખની ઇચ્છાવાળા પુરુષોને મોક્ષ એ પરમ કલ્યાણ છે અથવા ઉપાયસાથે બુદ્ધિનો આશ્રય કરીને અભ્યુદય મેળવવો એ કલ્યાણ છે;[૪૩] માટે હે રાજા ! તમે તે મોક્ષરૂપી કલ્યાણ-ને સત્વર પ્રાપ્ત કરી લ્યોઅને કાંતો રાજ્યપ્રાપ્તિ-રૂપી અભ્યુદય કરી લ્યો; કારણ કે વચ્ચે રહેલા પુરુષનું જીવિત રોગી મનુષ્યના જીવિત જેવું દુઃખદાયી છે.[૪૪] મેં ધર્મને જાણ્યો છે અને તમે ધર્મનું સતત આચરણ કરેલું છે. વળી જ્ઞાતા સ્નેહીઓ તમારી આગળ પ્રવૃત્તિદર્શક વેદવાક્યનું કથન કર્યા કરે છે.[૪૫] હે રાજન્ ! દાન, યજ્ઞો, સત્પુરુષોની પૂજા, વેદાધ્યયન અને

સરળતા, આ ઉત્તમ ધર્મ છે અને તે બળવાન ધર્મ આ લોકમાં અને પરલોકમાં ફળ આપનારો થાય છે;[૪૬] પરંતુ હે પુરુષવ્યાઘ્ર રાજા ! પુરુષમાં જો કે બીજા સમગ્ર ગુણો હોય તોપણ ધનવિનાના પુરુષથી એ ધર્મનું આચરણ થઇ શકતું નથી.[૪૭] હે રાજન્ ! જગતનો આધાર ધર્મ ઉપરજ રહેલો છે, ધર્મ કરતાં બીજું કંઈ શ્રેષ્ઠ નથી; પરંતુ હે રાજા ! તે ધર્મ પુષ્કળ ધનવડે સેવી શકાય છે.[૪૮] હે રાજા ! તે ધર્માચરણમાં મુખ્ય સાધનભૂત ધન, ભિક્ષા માગવાથી, બાયલાપણાથી અથવા સર્વદા કેવળ ધર્મબુદ્ધિ રાખવાથી કદીપણ મળતું નથી.[૪૯] હે પુરુષશ્રેષ્ઠ ! તેમાં જે યાચના કરવાથી બ્રાહ્મણ પોતાનો નિર્વાહ કરે છે, તે યાચના તમારેમાટે શાસ્ત્રો નિષિદ્ધ કરેલી છે; તેથી તમે પરાક્રમવડેજ ધનની પ્રાપ્તિને માટે યત્ન કરો.[૫૦] ક્ષત્રિયમાટે ભિક્ષાવૃત્તિ શાસ્ત્રમાં કહેલી નથી તેમજ વૈશ્યવૃત્તિ ( વ્યાપારાદિ ) અથવા શૂદ્રવૃત્તિ ( સેવા ) કરવી પણ કહેલી નથી. માત્ર ક્ષત્રિયનો મુખ્ય ધર્મ તો ઉત્સાહયુક્ત બળજ છે;[૫૧] માટે હે પૃથાપુત્ર ! તમે સ્વધર્મનો આશ્રય કરીને સામા થયેલા શત્રુઓનો નાશ કરો અને મારી પાસે તથા અર્જુનની પાસે ધૃતરાષ્ટ્રના પુત્રોરૂપી વનનો સંહાર કરાવો.[૫૨] બુદ્ધિમાન વિદ્વાનો પ્રભુત્વનેજ ધર્મ કહે છે, માટે તમે તે ઉદાર ભાવનેજ સ્વીકારો. તમારે દરિદ્રતામાં રહેવું યોગ્ય નથી.[૫૩] હે રાજેંદ્ર ! હજીપણ જાગ્રત થાઓ. તમે સનાતન ધર્મોને જાણો છો. વળી જે કર્મથી બીજાં મનુષ્યો ત્રાસ પામે છે, તેવાં હિંસામય ક્રૂર કર્મવાળા ક્ષત્રિય થઇને તમે અવતર્યા છો.[૫૪] તમારૂં પ્રજાના પાલનથી ઉત્પન્ન થયેલું ફળ નિંદિત નથી; કારણ કે હે રાજા ! વિધાતાએ તમારો એ સનાતન ધર્મ નિર્માણ કરેલો છે,[૫૫] માટે હે પાર્થ ! તમે તે ધર્મથી રહિત થશો તો લોકોમાં તમારી હાંસી થશે; કારણ કે મનુષ્યોએ સ્વધર્મથી ભ્રષ્ટ થવું તે લોકોમાં પ્રશંસાપાત્ર ગણાતું નથી;[૫૬] માટે હે કુરુવંશી રાજા ! તમે તમારા મનની આ શિથિલતાને ત્યજી દઇ, ક્ષત્રિયને યોગ્ય દૃઢ હૃદય કરો અને પરાક્રમનો આશ્રય કરીને બોજો ઉપાડનારા બળદની પેઠે રાજ્યભારરૂપી ઝુંસરીને ઉપાડો.[૫૭] હે રાજા ! કેવળ ધર્માત્મા બનેલા કોઇપણ રાજાએ કોઇપણ દિવસ પૃથ્વીને, ઐશ્વર્યને અથવા રાજ્યલક્ષ્મીને મેળવી નથી;[૫૮] પરંતુ જેમ પારધી લોભી મનવાળાં ઘણાંએક મૃગાદિક ક્ષુદ્ર પશુઓને ભક્ષ્ય આપી, વિશ્વાસમાં નાખે છે અને તે પછી તેને મારીને પોતાનો આહાર મેળવે છે, તેમ રાજા પણ શત્રુપક્ષનાં ઘણાંએક લોભી મનુષ્યોને લાંચવડે લોભાવીને કપટવડે રાજ્ય મેળવે છે.[૫૯] હે મહારાજા ! દેવોએ પણ પોતાનાથી સર્વ રીતે સમૃદ્ધિમાં ચઢીઆતા પોતાના મોટાભાઈ દૈત્યોને કપટવડેજ જિત્યા હતા.[૬૦] હે મહીપતિ ! આ પ્રમાણે સર્વ વસ્તુઓ બળવાનનીજ ગણાય છે, એમ જાણીને હે મહાબાહુ ! તમે અત્યંત કપટનો આશ્રય કરીને* શત્રુઓને મારો.[૬૧] યુદ્ધમાં અર્જુનના જેવો ધનુર્ધારી યોદ્ધો અને મારા જેવો ગદાધારી પુરુષ હમણાં પણ કોઇ નથી; તેમજ આગળ પણ કોઇ થનાર નથી.[૬૨] હે રાજા ! મહાબળવાન પુરુષ પણ પોતાના મનોબળવડેજ યુદ્ધ કરે છે. તે સૈન્યની સંખ્યા ઉપર અથવા શત્રુપક્ષના મનુષ્યોની સાથે સંધિના ઉપર આધાર રાખીને યુદ્ધ કરતો નથી; માટે હે પાંડવ ! તમે મનોબળનો આશ્રય કરો;[૬૩] કારણ કે મનોબળજ અર્થનું મૂળ છે, એ વિના બીજાં કારણો મિથ્યા છે; અને તેથી હેમંત ઋતુની વૃક્ષની છાયાની પેઠે અર્થપ્રાપ્તિમાં તે ખાસ ઉપયોગી થતાં નથી.[૬૪] હે કુંતીપુત્ર ! જેમ પુષ્કળ ધાન્ય મેળવવાની ઇચ્છાવાળા પુરુષે પ્રથમ થોડું ધાન્ય બીજને માટે કાઢવું જોઇએ, તેમ પુષ્કળ

---

* આપણે બાર સંવત્સર વનવાસ અને તેરમા મનુષ્યોની વચ્ચે ગુપ્ત ગ્રામવાસ કરવાનો છે, તે સંવત્સરનો વર્ષ એવો અર્થ ન કરતાં મીમાંસકોના ન્યાય પ્રમાણે દિવસ એવો અર્થ કરો, એટલે તે રીતે તેર દિવસ વીતી જવાથી આપણી પ્રતિજ્ઞા પૂર્ણ થયેલી ગણાશે, એ અભિપ્રાય છે.

અર્થ મેળવવાની ઈચ્છાવાળા પુરુષે પણ પ્રથમ થોડા અર્થનો ત્યાગ કરવો જોઇએ. આમાં તમારે સંશય રાખવો નહિ;[૬૫] પરંતુ જે ઠેકાણે ખર્ચેલા અર્થના જેટલોજ અનર્થ પ્રાપ્ત થાય છે અને ઉદય થતો નથી, ત્યાં તે અલ્પ ધન ખર્ચીને મહાન ધન મેળવવારૂપી વ્યાપાર કરવો નહિ; કારણ કે તે ગધેડાને ખંજવાળવા જેવો છે–અર્થાત્ જેમ ગધેડાને ખંજવાળવાથી સ્પર્શદોષને લીધે તત્કાળ દુઃખ આપનારૂં સ્નાન કરવું પડે છે અને ગાયને ખંજવાળવાની પેઠે પરલોકમાં હિત પણ આપતું નથી, તેમ દુર્યોધનને રાજ્ય અર્પણ કરવું, એ આ લોકમાં અથવા પરલોકમાં હિત આપનારૂં નથી, પણ અપકાર કરનારૂંજ છે.[૬૫,૬૬] હે મનુષ્યેંદ્ર ! ઉપર જણાવ્યાપ્રમાણે જેમ પુરુષ થોડું ધન ખર્ચીને વિશાળ ધન મેળવે છે, તેમ જે પુરુષ અલ્પધર્મનો ત્યાગ કરીને મહાન ધર્મને સંપાદન કરે છે, તેજ વિદ્વાન છે, એવો નિશ્ચય કરેલો છે.[૬૭] પંડિત પુરુષો મિત્રસંપન્ન શત્રુને મિત્રોથી ભેદ પડાવે છે અને ભેદ પામેલા મિત્રો જ્યારે તેને ત્યજી જાય છે, ત્યારે તે અલ્પ બુદ્ધિવાળા શત્રુને પોતાને વશ કરી લે છે.[૬૮] હે રાજન્! મહાબળવાન પુરુષ પણ પોતાના ધૈર્યબળવડેજ યુદ્ધ કરે છે અને યુદ્ધવડે શત્રુનો પરાજય કર્યા પછી તે જિતનારાને સર્વ પ્રજા સ્વાધીન રહે છે; પરંતુ શિક્ષા કરવાથી અથવા સમજાવવાથી પ્રજા સ્વાધીન થતી નથી.[૬૯] જેમ દુર્બળ મધમાખીઓ પણ એકઠી મળીને મધ પાડી જનારા બળવાન પુરુષોને મારી નાખે છે, તેમ દુર્બળ પુરુષો પણ એકઠા મળીને બળવાન શત્રુનો નાશ કરી શકે છે.[૭૦] હે રાજા ! જેમ સૂર્ય પોતાનાં કિરણોવડે રસનું શોષણ કરે છે અને વૃષ્ટિ કરીને સર્વ પ્રજાનું પાલન કરે છે, તેમ તમે પણ સૂર્યના જેવા થઇને, દુર્યોધનાદિકને વશ કરો અને પ્રજાનું પાલન કરો.[૭૧] હે રાજા! વિધિપૂર્વક પૃથ્વીનું પાલન કરવું એ પણ એક પુરાતન તપ છે, એમ અમે સાંભળ્યું છે અને તે પ્રમાણે આપણા દાદાઓએ પણ કરેલું છે.[૭૨] હે રાજા ! ક્ષત્રિય, પોતાના ધર્મરૂપ યુદ્ધમાં વિજય મેળવવાથી અથવા યુદ્ધમાં મરણ પામવાથી જેવા ઉત્તમ લોકોને પ્રાપ્ત થાય છે, તેવા ઉત્તમ લોકોને તે તપ કરવાથી પ્રાપ્ત થતો નથી.[૭૩] આ તમારી દુઃખી અવસ્થાને જોઇને લોકોએ નિશ્ચય કર્યો છે કે, હવે સૂર્યમાંથી કાંતિ તથા ચંદ્રમાંથી શોભા દૂર થશે.[૭૪] હે રાજા! વળી જૂદી જૂદી સભાઓ એકઠી મળે છે અને તેમાં તમારી પ્રશંસાની અને કૌરવોની નિંદાની વાર્તાઓ ચાલે છે.[૭૫] હે રાજા ! તેમાં વિશેષતા તો એ છે કે, બ્રાહ્મણો અને કૌરવો બધા એકઠા મળીને હર્ષયુક્ત થઇ તમારી સત્ય પ્રતિજ્ઞાની વાતો કરે છે.[૭૬] હે રાજા! તમે મોહથી, દીનતાથી, લોભથી, ભયથી કે કામથી અર્થસંપાદનને માટે લેશમાત્ર પણ અસત્ય બોલ્યા નથી.[૭૭] રાજા, પૃથ્વી સંપાદન કરવામાટે જે કંઈ પાપ કરે છે, તે સઘળું પાપ પછીથી પુષ્કળ દક્ષિણાવાળા યજ્ઞો કરીને દૂર કરે છે.[૭૮] હે રાજન્! વળી તે, બ્રાહ્મણોને ગામો તથા હજારો ગાયો આપીને, જેમ ચંદ્રમા અંધારામાંથી મુક્ત થાય છે, તેમ સર્વ પાપથી મુક્ત થાય છે.[૭૯] હે કુરુનંદન યુધિષ્ઠિર! નગરના અને દેશના બાળકથી વૃદ્ધ સુધીના સર્વે લોકો ઘણું કરીને તમારીજ પ્રશંસા કરે છે.[૮૦] જે પ્રમાણે કૂતરાના ચામડાની કોથળીમાં દૂધ ઘાલ્યું હોય, શૂદ્રના મુખમાં રહેલો વેદ હોય, ચોરમાં રહેલું સત્ય હોય અને સ્ત્રીમાં રહેલું બળ હોય, તે પ્રમાણેજ દુર્યોધનની પાસે રહેલું રાજ્ય છે.' આ પ્રકારની લોકોમાં કહેવત પડી છે અને તે બધે પ્રસાર પામી છે; એટલુંજ નહિ, પરંતુ હે ભરતવંશી રાજા! અમારી સાથે તમે આવી સ્થિતિને પ્રાપ્ત થયા છો, તેથી આ પ્રજાવર્ગની સ્ત્રીઓ અને બાળકો પણ એ કહેવતને વેદની પેઠે નિત્ય બોલ્યા કરે છે. અરેરે, હે શત્રુમર્દન! તમારા કારણથીજ રાજ્યભ્રષ્ટ થવાને લીધે અમે સર્વે વિનાશદશાને પ્રાપ્ત થયા છીએ;[૮૩] માટે તમે વિજય કરીને

મેળવેલું ધન બ્રાહ્મણોને દાનમાં આપવા, આજેજ બ્રાહ્મણોની પાસે સ્વસ્તિવાચન કરાવીને સર્વ પ્રકારની યુદ્ધસામગ્રીથી ભરેલા રથમાં બેસો અને પોતાના દૃઢ ધનુષવાળા તથા અસ્ત્રવેત્તા ભાઇઓથી વીંટાઇને ઉતાવળથી હસ્તિનાપુર ઉપર ચઢાઈ કરો;[૮૫] અને જેમ ઇંદ્ર મરુત–દેવોને સાથે લઇને અસુરોનો નાશ કરે છે, તેમ હે મહાબળવાન કુંતીપુત્ર! તમે પણ તમારા ઝેરી સર્પોના જેવા તેજસ્વી વીર બંધુઓની સાથે પોતાના પરાક્રમથી શત્રુઓને ચૂર્ણ કરી ધૃતરાષ્ટ્રના પુત્રો પાસેથી રાજ્યલક્ષ્મીને લઈ લ્યો.[૮૬] અર્જુનના ગાંડીવ ધનુષઉપરથી છુટેલાં ગીધપક્ષીનાં પીંછાંવાળાં,ઝેરી સર્પોના જેવાં બાણોને કોઈપણ મનુષ્ય સહન કરી શકશે નહિ.[૮૭] વળી હે ભારત! એવો કોઇ વીર, હાથી અથવા ઘોડો નથી, કે જે હું યુદ્ધમાં ક્રોધ કરૂં તે વખતે મારી ગદાના વેગને સહન કરી શકે![૮૮] હે કૌંતેય! કેકયોની સાથે સૃંજય રાજાઓની સહાયથી તથા યાદવવંશમાં મુખ્ય શ્રીકૃષ્ણની સહાયથી, યુદ્ધમાં આપણે કેમ રાજ્ય મેળવીશું નહિ?[૮૯] હે રાજન્! મહાબળસંપન્ન તમે શત્રુના હાથમાં ગયેલી પૃથ્વીને યત્નનો આશ્રય કરી, શામાટે પાછી મેળવતા નથી?[૯૦]

**ઈતિ શ્રીમહા૦ વન૦ અર્જુનાભિગમન પર્વમાં "ભીમવાક્ય" એ વિષયનો અધ્યાય ૩૩ મો સમાપ્ત.**

# અધ્યાય ૩૪ મો

## યુધિષ્ઠિરનાં વાક્યો

**॥ वैशंपायन उवाच ॥**

**स एवमुक्तस्तुमहानुभावःसत्यव्रतो भीमसेनेन राजा॥अजातशत्रु [illegible]तरं वै धैर्यान्वितोवाक्यमिदं बभाषे ॥१॥**

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે ભીમસેને કહ્યું ત્યારપછી મહામહિમાવાળા, સત્ય પ્રતિજ્ઞાવાળા અને ધૈર્યસંપન્ન અજાતશત્રુ યુધિષ્ઠિર રાજા આ પ્રમાણે વાક્ય કહેવા લાગ્યા.[૧]

યુધિષ્ઠિર બોલ્યાઃ–હે ભરતવંશી ભીમસેન! તું મને વાક્યરૂપી બાણોવડે વીંધીને ક્ષીણ કરે છે, એ ખરેખર સત્ય છે. તું મારાથી વિરુદ્ધ થયો છે, તોપણ હું તારી નિંદા કરતો નથી; કારણ કે મારા અન્યાયથીજ તમને કષ્ટ પડયું છે.[૨] મેં ધૃતરાષ્ટ્રના પુત્રની પાસેથી દેશની સાથે રાજ્ય હરી લેવાની ઈચ્છાથી દ્યૂત રમવાનો સ્વીકાર કર્યો હતો; પરંતુ કપટદ્યૂત રમનારો જુગારી શકુનિ દુર્યોધનને માટે મારી સામે રમવા બેઠો.[૩] તે પર્વતપ્રદેશના મહામાયાવી રાજા શકુનિએ, સભામાં પાસાઓ નાખીને મને નિષ્કપટીને કપટવડે હરાવ્યો અને એ ભીમસેન! તેને લીધે મેં આ દુઃખદાયક સંકટ જોયું. શકુનિની ઈચ્છા પ્રમાણે જેવા જોઇએ તેવા એકી તથા બેકીવાળા પાસાઓને પડતા જોઇને, મને જો પુરુષના ધૈર્યને હરણ કરનારો ક્રોધ ચઢયો ન હોત, તો હું મારા મનને વશ કરી શકત–અર્થાત્ શત્રુને અનુકૂળ થતા પાસાઓ જોઈને ક્રોધને લીધે મારી બુદ્ધિ દ્યૂત બંધ કરવા તત્પર ન થઈ.[૫] હે તાત! પુરુષાર્થ, અભિમાન અને વીર્યવડે બંધાઇ ગયેલા મનને વશ કરી શકાતું નથી. હે ભીમસેન! હું તારાં વચનનો દ્વેષ કરતો નથી; કારણ હું માનું છું કે, તે તેમજ થવાનું હતું.[૬] તે ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધન રાજાએ રાજ્યની ઈચ્છાથી આપણને કષ્ટમાં નાખ્યા અને દાસ બનાવ્યા. હે ભીમસેન! તે વખતે દ્રૌપદીએ આપણને દાસભાવથી છોડાવ્યા હતા.[૭] તે પછી ફરી દ્યૂત રમવામાટે આપણે સભામાં આવ્યા, તે વખતે દુર્યોધને મને ભરતવંશીઓની સમક્ષમાં એક દાવ મૂકવામાટે કહ્યું હતું, તેને તું પણ જાણે છે અને અર્જુન પણ જાણે છે.[૮] તેણે કહ્યું હતું કે, 'હે રાજપુત્ર યુધિષ્ઠિર! જો તમે દ્યૂતમાં હારી જાવ તો તમારે સર્વ ભાઈઓની સાથે બાર વર્ષસુધી ઈચ્છામાં આવે તેમ ખુલ્લી રીતે વનમાં ફરવું અને તે પછી તેરમે વર્ષે છુપા વેશથી છુપાઈને કોઈ ઓળખે નહિ તેમ ફરવું.[૯] હે તાત! તમે તે રીતે ગુપ્તવાસ કરતા

હો તે વખતે કૌરવોના દૂતો તમે અમુક સ્થાનમાં છો, એમ સાંભળીને જો તમને ખોળી કાઢે, તો તમારે ફરી તેટલાં વર્ષ તે રીતે ફરવું જોઇએ. હે પાર્થ ! આ સંબંધમાં નિશ્ચય કરીને તમે પ્રતિજ્ઞા કરો.[૧૦] હે રાજન્ ! તમે બાર વર્ષ વનવાસ વેઠયા પછી તેરમા વર્ષમાં સાવધાન રહી, મારા દૂતોને છેતરીને અમારાથી અજ્ઞાત રીતે રહેશો તો હે ભારત ! આ કુરુઓની સભામાં હું સત્ય કહું છું કે, વિતસ્તા આદિ પાંચ નદીવાળા દેશનું રાજ્ય તમારૂંજ છે;[૧૧] તેમજ હે ભરતવંશી રાજા ! તમે જો અમને જિતી લેશો, તો અમે પણ બધા ભાઇઓ તેટલા સમયસુધી વૈભવોનો ત્યાગ કરીને 'પ્રતિજ્ઞા પ્રમાણે વાસ કરીશું.' આ પ્રમાણે પૂર્વે તે રાજાએ કૌરવોની વચ્ચે કહ્યું હતું અને મેં 'ભલે તેમ થાઓ' એમ કહ્યું હતું.[૧૨] તે પછી ત્યાં આપણું નીચ દ્યૂત આરંભાયું. તેમાં આપણે હારી ગયા અને સર્વે વનવાસને માટે નીકળ્યા તથા હમણાં આ પ્રમાણે પ્રત્યક્ષ દુઃખરૂપ થઈને આપણે અનેક દેશોમાં અને કષ્ટકારક વનોમાં ફરીએ છીએ.[૧૩] આટલું થતાં પણ દુર્યોધન શાંતિની ઇચ્છા ન કરતાં ફરી અધિક ક્રોધને અધીન થયો છે અને તેણે સઘળા કુરુઓને તથા જે બીજા કોઈ તેને વશ થયા હતા, તે સર્વેને પોતાની ઇચ્છા પ્રમાણે દેશ, કિલ્લાઓ વગેરેના રક્ષણને માટે નિમી દીધા છે.[૧૪] હે ભીમ ! સજ્જનોની આગળ તે પ્રકારની પ્રતિજ્ઞા કરીને, હવે કયો પુરુષ રાજ્યને માટે તે પ્રતિજ્ઞાને છોડી શકે વારૂ ? હું માનું છું કે, ધર્મનું ઉલ્લંઘન કરીને રાજ્ય મેળવવું, એ આર્ય પુરુષને માટે મરણ કરતાં પણ અધિક છે.[૧૫] હે ભીમ ! જ્યારે દ્યૂતમાં મારા બાહુઓ બાળવાની ઇચ્છા કરતા તને અર્જુને તેમ કરતાં રોકયો, એટલે તેં પરિઘ નામના આયુધને ઉઠાવ્યું તે સમયેજ તેં જો વીરકર્મ કર્યું હોત, તો આ દુઃખદ પરિણામ આવત કે ? ( નજ આવત.) [૧૬] પોતાના પુરુષાર્થને જાણનારો તું તે ઠરાવ થતાં પહેલાંજ આ પ્રમાણે મારી આગળ કેમ બોલ્યો નહિ ? હવે વિપત્તિકાળને સ્વીકાર્યા પછી મને શામાટે વારંવાર કહ્યા કરે છે?[૧૭] ઓ ભીમસેન ! દ્રૌપદીને અત્યંત કલેશ પામતી જોઇને, તે મેં સહન કર્યા કર્યું, તેથી મને બહુ દુઃખ થાય છે અને ઝેરનો રસ પીધો હોય, તેમ હું સંતાપ પામું છું;[૧૮] પરંતુ હે ભરતવીર ! કુરુવીરોની વચ્ચે મેં જે પ્રતિજ્ઞા કરીને કહ્યું છે, તે હવે મિથ્યા કરી શકાશે નહિ; માટે ખેડુત જેમ બીજ વાવ્યા પછી તેનાં ફળને માટે સમયની વાટ જુએ છે,તેમ તું પણ સુખના ઉદયને માટે સમયની વાટ જો.[૧૯] પ્રથમ શત્રુઓએ કપટથી છેતરેલો પુરુષ, પોતાના શત્રુઓને હૃષ્ટપુષ્ટ થયેલા જાણીને, જ્યારે તેઓનો પોતાના પુરુષાર્થથી નાશ કરે છે, ત્યારે તે વીર પુરુષ કીર્તિ આદિ મહાન ગુણોને મેળવે છે અને જીવલોકમાં જીવેલો ગણાય છે,[૨૦] તેને આ લોકમાં સમગ્ર લક્ષ્મીનો લાભ થાય છે, શત્રુઓ તેને પ્રણામ કરે છે અને જેમ દેવતાઓ ઇંદ્રની સેવા કરે છે,તેમ મિત્રો તેની સેવામાં તત્કાળ હાજર થઇને તેના ઉપર પોતાની આજીવિકા ચલાવે છે, એમ હું માનું છું.[૨૧] હવે તું મારી સત્ય પ્રતિજ્ઞાને સાંભળ. હું દેવ થવા કરતાં તથા જીવિતના કરતાં પણ ધર્મને અધિક ઇચ્છું છું; કારણ કે રાજ્ય, પુત્રો, યશ અને ધન, એ સર્વે સત્યરૂપ ધર્મની સોળમી કળાની પણ બરોબર નથી.[૨૨]

ઇતિ શ્રીમહા૦ વન૦ અર્જુનાભિગમન પર્વમાં "યુધિષ્ઠિરવાકય" એ વિષયનો અધ્યાય ૩૪ મો સમાપ્ત.

## અધ્યાય ૩૫ મો

### ફરી ભીમસેનનાં વાકયો

॥ भीमसेन उवाच ॥

संधिं कृत्वैव कालेन ह्यन्तकेन पतत्रिणा ।
अनंतेनाप्रमेयेण स्रोतसा सर्वहारिणा ॥१॥

ભીમસેને કહ્યું:–તમે મરણધર્મવાળા, કાળવડે બંધાયલા, ફીણના જેવા નિઃસાર અને ફળના જેવા પતનશીલ છો, છતાં નાશકરનારા, બાણની પેઠે શીઘ્ર ગતિવાળા, અનંત,

પ્રમાણરહિત, નિત્ય વહેનારા અને સર્વનું હરણ કરનારા કાળની સાથે સંધિ કરીને-અર્થાત્ લાંબા કાળની પ્રતિજ્ઞા કરીને, તે કાળને પ્રત્યક્ષ થતો માનો છો;[૨] પરંતુ હે કુંતીપુત્ર! જેમ ઘણું બારીક કાજળ, સૂક્ષ્મ અણીવાળી શળીથી કાઢતાં પણ ઓછું થાય છે, તેમ એક નિમેષ જેટલા સમયથી પણ જેનું આયુષ્ય ક્ષીણ થાય છે, એવો મનુષ્ય કાળના અવધિની શામાટે રાહ જોયા કરે? નજ જુએ.[૩] એ તો જે મનુષ્ય અમાપ આયુષ્યવાળો હોય અથવા આયુષ્યના પ્રમાણને જાણતો હોય કે સર્વ ભૂતભવિષ્યને પ્રત્યક્ષ જોનારો હોય, તેજ મનુષ્ય કાળની વાટ જોઈને બેસી રહે.[૪] ઓ રાજા! પણ આપણે જો તેર વર્ષસુધી કાળની વાટ જોયા કરીશું તો તે કાળ આપણા આયુષ્યને ક્ષીણ કરીને આપણને મૃત્યુની નજીક લઇ જશે.[૫] દેહધારીઓનું મરણ નિરંતર દેહનો આશ્રય કરીનેજ રહેલું છે, માટે તે મરણ થતાં પહેલાંજ આપણે રાજ્યને માટે યત્ન કરીએ.[૬] જે મનુષ્ય ઉત્તમ કીર્તિને સંપાદન કરતો નથી અને શૌર્યાદિક ગુણોના અભાવથી પ્રસિદ્ધિમાં આવતો નથી, તે પૃથ્વી ઉપર ભારરૂપ છે તથા તે મનુષ્ય વૈરનો બદલો વાળ્યાવિના દુર્બળ બળદની પેઠે દુઃખી થાય છે.[૭] જે અલ્પ બળવાળો અને અલ્પ ઉદ્યોગવાળો પુરુષ વૈરનો બદલો વાળતો નથી, તે નિંદિત જન્મધારી પુરુષના જન્મને હું નિષ્ફળ માનું છું.[૮] હે રાજા! તમારા બન્ને બાહુ સુવર્ણના સ્વામી છે અને તમારી કીર્તિ પૃથુરાજાના જેવી છે, માટે તમે સંગ્રામમાં શત્રુનો નાશ કરીને બાહુવડે જિતેલા ધનનો ઉપભોગ કરો.[૯] હે શત્રુ હતા રાજા! પુરુષ પોતાને ઠગનારાને મારીને જો એક દિવસમાંજ નરકમાં પડે, તોપણ તે નરક તેને સ્વર્ગના જેવુંજ લાગે છે.[૧૦] ખરેખર, ક્રોધનો સંતાપ, અગ્નિ કરતાં પણ અધિક દાહ કરનારો છે, જે તાપવડે હું ચોમેરથી તપી ઉઠયો છું અને તેથી મને દિવસે કે રાત્રે નિદ્રા આવતી નથી.[૧૧] આ ધનુષની પ્રત્યંચા ખેંચવામાં સર્વ કરતાં શ્રેષ્ઠ એવો પૃથાપુત્ર અર્જુન પણ, સિંહ જેમ પોતાની ગુફામાં બેસી રહે, તેમ અત્યંત સંતાપ પામીને વનમાં બેસી રહ્યો છે.[૧૨] વળી આ અર્જુન જે એકલોજ લોકમાં સર્વ ધનુર્ધારીઓને હણે તેવો છે, તે આ પોતાના ચિત્તના તાપને ગજેંદ્રની પેઠે પોતાને વિષેજ શમાવ્યા કરે છે.[૧૩] વળી નકુલ, સહદેવ તથા વીર પુત્રોને ઉત્પન્ન કરનારાં વૃદ્ધ માતા કુંતી પણ તમારૂંજ પ્રિય કરવાની ઇચ્છાથી જડની પેઠે અને મૂગાની પેઠે કંઇ પણ બોલ્યાવિના બેસી રહ્યાં છે.[૧૪] સૃંજયોની સાથે બીજા બધાઓ તમારૂં પ્રિય ઇચ્છે છે, પરંતુ એક હું અને પ્રતિવિંધ્યની માતા દ્રૌપદી એ અમે બન્ને બળ્યા કરીએ છીએ,[૧૫] તોપણ હું જે કંઈ કહું છું તે સર્વેનું પ્રિયજ છે; કારણ કે સર્વે દુઃખમાં પડયા છે અને સર્વે યુદ્ધને અભિનંદન આપનારા છે.[૧૬] હે રાજા! નીચ અને અલ્પ બળવાળા શત્રુઓ, આપણું રાજ્ય ખુંચવી લઇને જે ઉપભોગ કરે છે, એનાથી બીજી નિંદાપાત્ર આપત્તિ હોઇ શકે નહિ.[૧૭] હે શત્રુતાપન રાજા! તમે તમારા સ્વભાવના દોષને લીધે સત્યના ત્યાગની લજ્જાથી વ્યાપ્ત થઇને દયાળુપણાથી ક્લેશોને સહન કર્યા કરો છો; પરંતુ બીજો કોઈ પણ મનુષ્ય આ તમારા કૃત્યની પ્રશંસા કરતો નથી.[૧૮] હે રાજા! જડ અને વિચારશૂન્ય એવા વેદીઆની બુદ્ધિ જેમ ગોખણપટ્ટી કરી કરીને સંકુચિત થઇ જાય છે, તેમ તમારી બુદ્ધિ ગુરુવચનોને અનુસરવાથી વિચારશૂન્ય થઇ ગઇ છે અને તેથી એ બુદ્ધિ વાસ્તવિક વાતને સમજી શકતી નથી.[૧૯] તમે તો દયાળુ બ્રાહ્મણરૂપ છો, છતાં ક્ષત્રિયકુળમાં શામાટે ઉત્પન્ન થયા છો? કારણ કે આ ક્ષત્રિયયોનિમાં તો ઘણે ભાગે ક્રૂર બુદ્ધિવાળાઓજ જન્મે છે.[૨૦] મનુએ ક્રૂર છળકપટથી ભરેલા અને અશાંતિમય એવા જે રાજધર્મો કહેલા છે, તે રાજધર્મોને તમે સાંભળ્યા છે;[૨૧] છતાં હે મહારાજ! તમે દુરાત્મા ધૃતરાષ્ટ્રના પુત્રોને શામાટે ક્ષમા કરો છો? હે પુરુષવ્યાઘ્ર! તમે બુદ્ધિ, પરાક્રમ, શાસ્ત્ર અને કુળ, એ સર્વથી સંપન્ન છો; છતાં જે કર્તવ્ય

છે તેમાં અજગરની પેઠે કેમ ચૂપ થઇ ગયા છો ? [22] હે કુંતીપુત્ર ! તમે અમને ગુપ્તવાસમાં રાખવાની ઇચ્છા કરો છો, પરંતુ તે તમારી ઇચ્છા એક મુઠ્ઠીભર ઘાસથી હિમાલય પર્વતને ઢાંકવાની ઇચ્છાના જેવી છે. જેમ સૂર્ય આકાશમાં કોઈ ન જાણે તે રીતે ફરી શકે નહિ, તેમ પૃથ્વીમાં પ્રખ્યાતિ પામેલા તમે ગુપ્તપણાથી અજ્ઞાત વાસમાં ફરી શકશો નહિ. વળી બહુ જળવાળા દેશમાં શાખા,પુષ્પ અને પાંદડાંવાળું સાગનું વૃક્ષ અથવા શ્વેત હાથી જેમ ગુપ્ત રહી શકે નહિ, તેમ અર્જુન શી રીતે ગુપ્ત રહીને ફરી શકશે ? વળી હે પૃથાપુત્ર ! આ સિંહના જેવા પરાક્રમી, બાલ્યવયમાં રહેલા બન્ને સમાન ભ્રાતાઓ-નકુલ તથા સહદેવ, કેવી રીતે ગુપ્તપણાથી ફરી શકશે ? વળી હે પાર્થ ! વીરોની માતા, પવિત્ર કીર્તિવાળી અને પ્રખ્યાતિ પામેલી આ રાજપુત્રી દ્રૌપદી, બીજા ન ઓળખે તે રીતે કેમ કરીને વિચરી શકશે ? હે રાજા ! મને પણ બાળક-સુધીની આ સર્વ પ્રજા ઓળખે છે;[23-28] માટે મારે કોઈપણ ન ઓળખે તે રીતે ગુપ્ત રહીને ફરવું તે મને મેરુપર્વતને ઢાંકવા જેવું દુષ્કર લાગે છે. વળી આપણે ધૃતરાષ્ટ્રને અનુસરનારા ઘણા રાજાઓને અને રાજપુત્રોને રાજ્યોમાંથી હાંકી કાઢ્યા છે, તેથી અપમાન પામેલા અને રાજ્ય-ભ્રષ્ટ થયેલા તેઓ શાંત થઇને બેસી રહેશે નહિ; પરંતુ ધૃતરાષ્ટ્રનું પ્રિય કરવાની ઇચ્છાવાળા તેઓ અવશ્ય આપણને જાહેર કરી દઈ નીચ કર્મ કરશે. તેઓ પણ આપણને ખોળવામાટે ઘણા-એક ગુપ્ત દૂતો મોકલશે અને આપણને ખોળી કાઢીને પછી કૌરવોને જણાવી દેશે, તેથી આપણને મહાન ભય ઉત્પન્ન થશે.[29-31] આપણે વનમાં બરોબર તેર મહિના રહ્યા છીએ, માટે તમે તે માસોને પરિણામવડે તેટલાં વર્ષો માની લ્યો;[32]કારણકે જેમ બુદ્ધિમાનો (*શ્રુતિમાં જણાવ્યા પ્રમાણે ) સોમવલ્લીના અભાવમાં પૂતિક નામની ઔષધિને પ્રતિનિધિ કહે છે, તેમ ( શ્રુતિમાં ) *માસને વર્ષનો પ્રતિનિધિ કહેલો છે, માટે તમે તે પ્રમાણે આ વ્યવસ્થા કરો.[33] અથવા (તેમ કરવાથી તમને પાપની શંકા રહેતી હોય તો,) હે રાજા! સારી રીતે ભાર ખેંચનારા ગરીબ બળદને તૃપ્તિ-પર્યંત ઘાસ ખવડાવવાથી આ મિથ્યા ભાષણના પાપથી મુક્ત થશો.×[34] ખરેખર સર્વ ક્ષત્રિયોનો યુદ્ધથી બીજો ધર્મ નથી, માટે હે રાજા! તમે શત્રુનો વધ કરવા નિશ્ચય કરો.[35]

ઇતિ શ્રીમહા૦ વન૦ અર્જુનાભિગમન પર્વમાં "ભીમવાક્ય" એ વિષયનો અધ્યાય ૩૫ મો સમાપ્ત.

# અધ્યાય ૩૬ મો

## યુધિષ્ઠિરનો ઉત્તર અને કામ્યક વનમાં પ્રયાણ

॥ वैशंपायन उवाच ॥

भीमसेनवचः श्रुत्वा कुंतीपुत्रो युधिष्ठिरः ॥
निःश्वस्य पुरुषव्याघ्रः संप्रदध्यौ परंतपः॥१॥

વૈશંપાયને કહ્યું:-ભીમસેનનું કહેવું સાંભળીને, પુરુષોમાં વ્યાઘ્ર જેવા અને શત્રુઓને તપાવનારા કુંતીના પુત્ર યુધિષ્ઠિર નિઃશ્વાસ નાખીને મનમાં વિચાર કરવા લાગ્યા કે,[1] મેં રાજધર્મો તથા વર્ણોના ધર્મનિર્ણયો સાંભળ્યા છે. જે મનુષ્ય વતમાન કાળમાં અને ઉત્તરકાળમાં તે ધર્મોના તરફ દૃષ્ટિ રાખીને વર્તે છે, તેજ ખરો દૃષ્ટિવાળો છે.[2] સમજવામાં અતિશય કઠિન એવી ધર્મની સૂક્ષ્મ ગતિને જાણનારો હું મેરુ પર્વતના મર્દનની પેઠે બળાત્કારથી ધર્મનું મર્દન કેવી રીતે કરીશ ?[3] આ પ્રમાણે યુધિષ્ઠિરે એકએક ઘડી વિચાર કરીને તથા શું કરવું તેનો નિશ્ચય કરીને, તુરત ભીમસેનને નીચે પ્રમાણે કહ્યું.[4]

યુધિષ્ઠિરે કહ્યું:-હે મહાબાહુ ભરત-

* 'सोमाभावे पूतिकानाभिषुणुयात्' ॥ श्रु० સોમવલ્લીના અભાવમાં પૂતિક નામની ઔષધિને પ્રતિનિધિ કહે છે, તેમ

* यो मासः स संवत्सरः । श्रु०

× अनडुहे पूर्णे घासमुपाहृत्यानृतान्मुच्यते । धर्मशास्त्र

વંશી ! તું જે પ્રમાણે કહે છે, તે તેમજ છે; તથાપિ હે વચનના તત્ત્વને જાણનારા ! આ બીજું હું તને જે કહું છું, તે તું સાંભળી લે.[૫] હે ભીમસેન! જે મહાપાપી કર્મ કેવળ સાહસથી કરવામાં આવે છે, તે કર્મો હે ભારત! કર્તાને પીડા કરનારાં થાય છે;[૬] પરંતુ હે મહાબાહુ! જો સારૂં કાર્ય સારી રીતે વિચાર કરીને ઉત્તમ રીતે નિશ્ચયપૂર્વક કરવામાં આવ્યું હોય, તો અર્થોની સિદ્ધિ થાય છે અને એમાં દૈવ પણ અનુકૂળ થાય છે.[૭] તું પોતે દેહસામર્થ્ય અને ગર્વને લીધે કેવળ ચપળતાથી આ યુદ્ધકૃત્યને આરંભ કરવા યોગ્ય માને છે; પરંતુ તે સંબંધમાં મારૂં કહેવું સાંભળ.[૮] ભૂરિશ્રવા, શલ, વીર્યવાન જલસંધ, ભીષ્મ, દ્રોણ, કર્ણ, પરાક્રમી અશ્વત્થામા અને દુર્જય દુર્યોધન વગેરે ધૃતરાષ્ટ્રના પુત્રો, આ સર્વે અસ્ત્રવિદ્યામાં કુશળ અને હમેશાં શસ્ત્રોથી સજ્જ રહે છે.[૯,૧૦] વળી આપણે જેઓને સંતાપ્યા હતા, તે પૃથ્વીપતિ રાજાઓ પણ કૌરવોના પક્ષમાં મળી ગયા છે અને તેઓનાપ્રત્યે તેમનો સ્નેહ થઇ ગયો છે.[૧૧] હે ભારત! તેઓ દુર્યોધનના હિતમાં જેવા તત્પર રહે છે, તેવા આપણા હિતમાં તત્પર રહેતા નથી; એટલે પૂર્ણ ભંડાર અને સૈન્યથી સંપન્ન એવા તે રાજાઓ યુદ્ધમાં કૌરવોને માટે પ્રયત્ન કરશે.[૧૨,૧૩] વળી દુર્યોધને કૌરવી સેનામાં રહેલા વીરોને, તેઓના પુત્રોને, અમાત્યોને અને સૈનિકોને વિભાગ પ્રમાણે દ્રવ્યાદિ આપીને તથા સર્વ પ્રકારના વૈભવો આપીને પુષ્કળ માન આપ્યું છે, એટલે તેઓ દુર્યોધનને માટે સંગ્રામમાં પોતાના પ્રાણોનો ત્યાગ કરશે, એવો મારી બુદ્ધિનો નિશ્ચય છે.[૧૪] વળી હે મહાબાહુ! ભીષ્મની, દ્રોણની અને મહાત્મા કૃપાચાર્યની તેઓના ઉપર તથા આપણા ઉપર જોકે સમાન વૃત્તિ છે,[૧૫] તોપણ રાજાનું અન્ન ખાધું છે, એટલે તેનો બદલો વાળીને તેઓએ ઋણરહિત થવું જોઇએ, એવું મારૂં માનવું છે; માટે તેઓ યુદ્ધમાં પોતાના દુસ્ત્યજ પ્રાણોનો પણ ત્યાગ કરશે.[૧૬] તે સર્વે દિવ્યાસ્ત્રોને જાણનારા, ધર્મપરાયણ તથા ઇંદ્રની સાથે સર્વ દેવોથી પણ ન જિતાય તેવા છે, એવો મારો નિશ્ચય છે.[૧૭] વળી કૌરવોના યોદ્ધાઓમાં મહારથી કર્ણ અસહનશીલ, નિત્ય ક્રોધી, સર્વ અસ્ત્રોને જાણનારો, દુર્જય અને કદી ન તૂટે તેવા કવચથી વીંટાયલો છે.[૧૮] યુદ્ધમાં આ સર્વ મહાપુરુષોને જિત્યાવિના તું એકલો દુર્યોધનને મારી શકીશ નહિ.[૧૯] હે વૃકોદર! સર્વ ધનુર્ધારીઓના કરતાં સૂતના પુત્ર કર્ણની અતિ ઝડપવાળી બાણ મૂકવાની ચાલાકીને યાદ કરતાં મને નિદ્રા આવતી નથી.”[૨૦]

વૈશંપાયને કહ્યું:–યુધિષ્ઠિરનાં આ વચન સાંભળીને, અત્યંત ક્રોધાવેશવાળો ભીમસેન ખિન્ન થઇ ગયો અને ત્રાસ પામીને કંઈપણ બોલ્યો નહિ.[૨૧] આ પ્રમાણે બન્ને પાંડવો સંવાદ કરતા હતા, તે વખતે સત્યવતીના પુત્ર મહાયોગી વ્યાસમુનિ ત્યાં આવી પહોંચ્યા.[૨૨] તે પાંડવોને મળ્યા. પાંડવોએ તેમની યથાવિધિ પૂજા કરી. તે પછી વક્તાઓમાં શ્રેષ્ઠ વ્યાસમુનિ યુધિષ્ઠિરને આ પ્રમાણે કહેવા લાગ્યા.[૨૩]

વ્યાસે કહ્યું:–“હે મહાપુરુષ ! હે મહાબાહુ યુધિષ્ઠિર ! હું તમારા હૃદયની સર્વ વાત મારી બુદ્ધિથી જાણું છું અને તે જાણીને હું અહીં ત્વરાથી આવ્યો છું.[૨૪] હે ભારત ! ભીષ્મથી, દ્રોણથી, કૃપાચાર્યથી, કર્ણથી, અશ્વત્થામાથી, રાજપુત્ર દુર્યોધનથી અને દુઃશાસનથી હે શત્રુઘ્ન ! તમારા હૃદયમાં જે ભય ઘોળાયા કરે છે, તે ભયને હું શાસ્ત્રોક્ત કર્મવડે નાશ પમાડીશ.[૨૫,૨૬] તમે તે કર્મ સાંભળીને ધૈર્ય ધારણ કરી ક્રિયાવડે તેને સિદ્ધ કરો અને હે રાજેંદ્ર ! તે સિદ્ધ કરીને તત્કાળ સંતાપનો નાશ કરો.”[૨૭]

આ પ્રમાણે કહ્યા પછી વ્યાસમુનિ યુધિષ્ઠિરને એકાંતમાં લઈ ગયા અને ત્યાં વાક્ય બોલવામાં કુશળ એવા તે, યોગ્ય અર્થવાળું આવું વચન કહેવા લાગ્યા:–[૨૮] “ હે ભરતશ્રેષ્ઠ ! તારા કલ્યાણનો મુખ્ય કાળ આવી પહોંચ્યો છે, તે કાળના યોગથી ધનુર્ધારી અર્જુન યુદ્ધમાં શત્રુઓનો પરાજય કરશે.[૨૯] તું મારે શરણે આ-

વ્યો છે, માટે હું તને આ સાક્ષાત્ સિદ્ધિના જેવી પ્રતિસ્મૃતિ નામની વિદ્યા કહું છું, તેને તું ગ્રહણ કર,[30] જે વિદ્યાને પ્રાપ્ત થઇને મહાબાહુ અર્જુન પુનઃ રાજ્ય સંપાદન કરશે. હે પાંડવ! રાજ્યપ્રાપ્તિમાં સાધનરૂપ અસ્ત્રો મેળવવામાટે અર્જુનને મહેંદ્ર, રુદ્ર, વરુણ, કુબેર તથા ધર્મરાજાની પાસે જવા દો. એ અર્જુન પોતાના તપવડે તથા પરાક્રમવડે દેવોનાં દર્શન કરવા સમર્થ છે.[32] આ અર્જુન નારાયણની સહાયવાળો મહાતેજસ્વી ઋષિ છે,પુરાતન છે,નિત્ય છે, પ્રકાશયુક્ત છે, અજિત છે, જયશીલ છે અને અસ્ખલિત ઐશ્વર્યવાળો છે.[33] એ મહાબાહુ ઇંદ્રથી, રુદ્રથી અને દિક્પાલોથી અસ્ત્રો સંપાદન કરીને મહાન કર્મ કરશે.[34] હે કુંતીપુત્ર રાજા! હવે તમે તમારા નિવાસને માટે આ વન કરતાં બીજું જે યોગ્ય વન હોય તેને ખોળી કાઢો;[35] કારણ કે એક સ્થાનમાં લાંબો કાળ રહેવું તે પ્રીતિકારક લાગતું નથી, તેમજ તે સર્વ વનવાસી તપસ્વીઓને પણ ઉદ્વેગકારક થાય છે.[36] વળી તમે વેદ તથા વેદાંગના પારને પામેલા ઘણા બ્રાહ્મણોનું પોષણ કરો છો, એટલે મૃગોનો નાશ થાય છે, તેથી તેઓની અને લતાઓ તથા ઔષધિઓની પણ અછત થઈ ગઈ છે.એ કારણથી પણ તમારે બીજા વનમાં જવું યોગ્ય છે.[37]

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે કહ્યા પછી લોકતત્ત્વને જાણનારા, સમર્થ,બુદ્ધિમાન, યોગી તથા સત્યવતીના પુત્ર ભગવાન વ્યાસ મુનિએ, શરણે આવેલા અને શુદ્ધ એવા ધર્મરાજાને અતિ ઉત્તમ વિદ્યાનો ઉપદેશ કરીને યુધિષ્ઠિરની રજા લઈ ત્યાંજ અંતર્ધાન થઇ ગયા.[38,39]ધર્માત્મા બુદ્ધિમાન યુધિષ્ઠિર પણ તે મંત્રને વખતોવખત હમેશાં અભ્યાસ કરી મનવડે ધારણ કરવા લાગ્યા.[40] તે પછી વ્યાસનાં વાકયથી આનંદ પામેલા યુધિષ્ઠિર રાજા, દ્વૈતવન નામના વનમાંથી નીકળીને સરસ્વતીના તીર ઉપર આવેલા કામ્યક નામના વનમાં જવા નીકળ્યા.[41] હે મહારાજ! તે વખતે શિક્ષામાં જણાવ્યા પ્રમાણે વેદ ભણવામાં કુશળ એવા તપસ્વી બ્રાહ્મણો,દેવેંદ્રની પાછળ જેમ ઋષિઓ જાય તેમ યુધિષ્ઠિરની પાછળ જવા લાગ્યા.[42] હે ભરતશ્રેષ્ઠ! તે પછી મહાત્મા પાંડવો ફરી કામ્યક વનમાં આવીને ત્યાં પોતાના અમાત્યો અને સાહિત્યોની સાથે મુકામ કરીને રહ્યા.[43] હે રાજન્! ત્યાં ધનુર્વેદમાં તત્પર તે મનસ્વી વીરોએ કેટલોક સમય ઉત્તમ વેદને શ્રવણ કરતાં નિવાસ કર્યો.[44] તેઓ મૃગ મેળવવાની ઇચ્છાથી હમેશાં તેજદાર બાણોવડે મૃગયા કરતા હતા તથા તેનાં અર્પણવડે પિતૃઓ, દેવો અને વિપ્રોને યથાવિધિ તૃપ્ત કરતા હતા.[45]

ઇતિ૦ શ્રીમહા૦ વન૦ અર્જુનાભિગમન પર્વમાં "કામ્યક વનગમન" એ વિષયનો અધ્યાય ૩૬ મો સમાપ્ત.

---

## અધ્યાય ૩૭ મો

### અર્જુનને ઇંદ્રકીલ પર્વત ઉપર ઇંદ્ર નું દર્શન

॥ वैशंपायन उवाच ॥

कस्यचित्त्वथ कालस्य धर्मराजो युधिष्ठिरः ॥
संस्मृत्य मुनिसंदेशमिदं वचनमब्रवीत् ॥१॥

વૈશંપાયને કહ્યું:–હે પુરુષશ્રેષ્ઠ! ત્યાં કેટલોક સમય ગયા પછી એક વખતે ધર્મરાજા યુધિષ્ઠિર, વ્યાસ મુનિની આજ્ઞા સંભારીને, એકાંતમાં પ્રખ્યાત બુદ્ધિવાળા અર્જુનને હાથવડે પંપાળતા, સાંત્વનપૂર્વક મંદ હાસ્ય કરીને આ પ્રમાણે વચન કહેવા લાગ્યા.[1,2] તે પહેલાં શત્રુને દમન તે કરનારા ધર્મરાજાએ, થોડો સમય વનવાસનો વિચાર કર્યો અને પછી એકાંતમાં અર્જુનને નીચે પ્રમાણે કહ્યું.[3]

યુધિષ્ઠિર બોલ્યાઃ–" હે ભરતવંશી અર્જુન! ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, કર્ણ અને અશ્વત્થામા, એઓમાં આજે આદાન, સંધાન, વિસર્ગ અને સંહાર–આ ચાર પાદવાળો ધનુર્વેદ રહેલો છે.[4]તેઓ ઇંદ્રાદિ દેવોનાં અસ્ત્રને, બ્રહ્માસ્ત્રને, ધનુષ, બાણ વગેરે માનુષ શસ્ત્રોને તથા સર્વ અસ્ત્રોના પ્રયોગોને યત્ન અને ઉપાયની સાથે

સંપૂર્ણ રીતે જાણે છે.[૫] ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધને તે સર્વનું સાંત્વન કરેલું છે, પોતાની ભોગની વસ્તુઓમાં તેઓને ભાગીદાર કર્યા છે અને તેથી તેઓ સંતુષ્ટ થયેલા છે, તેમજ દુર્યોધન તેઓના પ્રત્યે ગુરુના જેવી ભક્તિ રાખે છે.[૬] વળી દુર્યોધનની સર્વ યોદ્ધાઓ ઉપર સર્વદા અતિ ઉત્તમ પ્રીતિ છે અને સન્માનથી સંતુષ્ટ થયેલા તે આચાર્યો દોષને દૂર કરવા માટે યત્ન પણ કરે છે.[૭] તેથી સમય વખતોવખત પમાડેલા તે યોદ્ધાઓ યુદ્ધસમયે પોતાની શક્તિ છુપાવશે નહિ, પરંતુ પ્રકટ કરશે. હે પાર્થ ! આજે ગામ, નગર, સાગર, વન અને ખાણોની સાથે સઘળી પૃથ્વી દુર્યોધનને વશ થઇને તેની આજ્ઞાંકિત થયેલી છે અને અમારો તો તુંજ એક પ્રિય છે. અમે તારા ઉપરજ રાજ્ય મેળવવાનો ભાર મૂકયો છે.[૮,૯] હે શત્રુદમન ! હવે આ સમયને માટે જે યોગ્ય કૃત્ય હું માનું છું તે કહું છું. હે તાત ! મેં કૃષ્ણ દ્વૈપાયનપાસેથી રહસ્યવિદ્યા પ્રાપ્ત કરી છે.[૧૦] તે વિદ્યાનો પ્રયોગ કરવાથી સઘળું જગત સારી રીતે જણાય છે; માટે હે તાત ! તું સારી પેઠે એકાગ્ર થઇને તે મંત્રવિદ્યાને ગ્રહણ કર અને સમયાનુસાર દેવોની કૃપાને પ્રાપ્ત કર. હે ભરતશ્રેષ્ઠ અર્જુન ! તું તે કાર્યની સિદ્ધિને માટે તારા દેહને ઉગ્ર તપશ્ચર્યા કરવામાં જોડ[૧૧,૧૨]અને તે તપ કરવા હે તાત ! તું સાધુ પુરુષના વ્રતમાં રહી, ધનુષ, કવચ તથા ખડ્ગને ધારણ કરી, મનનશીલ થઇ, કોઇને પણ માર્ગ ન આપતાં ઉત્તર દિશામાં જા.[૧૩] હે ધનંજય ! સમગ્ર દિવ્ય અસ્ત્રો ઇંદ્રની પાસે છે; કારણકે જ્યારે દેવોને વૃત્રાસુરથી ભય ઉત્પન્ન થયો, ત્યારે તેઓએ તે સર્વ અસ્ત્રરૂપી બળ ઇંદ્રને અર્પણ કર્યું હતું;[૧૪] તેથી તે સર્વે અસ્ત્રો એક ઇંદ્રની પાસે છે. એટલે તેનીપાસેથી તે અસ્ત્રો તને મળશે, માટે તું ઇંદ્રનેજ શરણે જા, તે તને અસ્ત્રો આપશે;[૧૫] અને તે મેળવવા તું આજેજ દીક્ષા ધારણ કરીને ઇંદ્રનાં દર્શનને માટે પ્રયાણ કર.”

વૈશંપાયને કહ્યું:—આ પ્રમાણે કહ્યા પછી સમર્થ ધર્મરાજાએ, વાણી, દેહ તથા મનને વશ કરનારા અર્જુનને એ વિદ્યામાં જણાવેલા વિધિથી દીક્ષા આપી, તે ગુપ્ત મંત્રવિદ્યાનો ઉપદેશ કર્યો તથા તે વખતે મોટાભાઈ યુધિષ્ઠિરે નાનાભાઈ વીર અર્જુનને જવાની આજ્ઞા આપી.[૧૬,૧૭] ધર્મરાજાની આજ્ઞાથી, ઇંદ્રનાં દર્શનની ઇચ્છાવાળા મહાબાહુ અર્જુને, તે વખતે ગાંડીવ ધનુષ તથા અક્ષય ભાથાઓ ધારણ કર્યા, બખ્તર તથા હાથનાં મોજાં પહેર્યાં, ઘોના ચામડાની ખોળીઓ આંગળાં ઉપર ચઢાવી, અગ્નિમાં હોમ આપ્યો, બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવ્યું અને તેઓને સોનામહોરો આપી. તે પછી ધનુષધારી મહાબાહુ અર્જુને, ધૃતરાષ્ટ્રના પુત્રોના વધને માટે નિઃશ્વાસ નાખી, ઉંચું જોઇને જવાની તૈયારી કરી.[૧૮-૨૦] તે વખતે ત્યાં ધનુષ લઇને જવા તૈયાર થયેલા અર્જુનને જોઇ, સિદ્ધ બ્રાહ્મણો અને ગુપ્ત રહેલાં પ્રાણીઓ બોલ્યાં કે, “ હે કુંતીપુત્ર! તું મનવડે જે જે ઇચ્છે છે, તે તે તને તત્કાળ પ્રાપ્ત થાઓ.” વળી બ્રાહ્મણોએ આશીર્વાદ આપીને અર્જુનને કહ્યું કે, “હે કુંતીપુત્ર! તું તારૂં કાર્ય સારી રીતે સિદ્ધ કર અને તારો અક્ષય વિજય થાઓ. ” તે પછી સાગવૃક્ષના જેવી ખાંધ તથા સાથળવાળા વીર અર્જુનને તે પ્રમાણે જતો જોઇને દ્રૌપદી, સર્વનાં મનને આકર્ષણ કરતાં બોલ્યાં.

દ્રૌપદીએ કહ્યું:—હે મહાબાહુ ધનંજય! તમે જન્મ્યા તે વખતે તમારાં માતા કુંતીએ જે ઇચ્છા કરી હતી, તે સર્વ અને તમે પોતે જે ઇચ્છો છો તે સર્વ તમને પ્રાપ્ત થાઓ. અમારા ક્ષત્રિયકુળમાં કોઈનો પણ જન્મ થશો નહિ. (કારણ કે તેઓને આવાં અનેક કષ્ટો સહન કરવાં પડેછે.)[૨૧-૨૫] હું બ્રાહ્મણોને નિત્ય નમસ્કાર કરૂં છું, કારણકે જેઓની ભિક્ષા ઉપરજ આજીવિકા ચાલે છે. પાપી દુર્યોધન, રાજસભામાં મને જોઇને હસતાં હસતાં ગાય! ગાય! (અર્થાત્ બહુ પુરુષોએ ભોગવવા યોગ્ય) એમ બોલ્યો હતો, તે મને મહાન દુઃખ છે; પરંતુ સભાની વચ્ચે દુર્યોધને અતિશય અયોગ્ય ભા-

પણ કર્યું હતું, તેનાથી મને જે દુ:ખ થયું છે, તેના કરતાં પણ આ તમારા વિયોગનું દુ:ખ અધિક છે, એમ હું માનું છું. હે વીર ! ખરેખર તમારા વિયોગથી નિદ્રારહિત થયેલા તમારા સર્વે બંધુઓ ઉજાગરાઓમાં તમારાં પરાક્રમોનીજ વારંવાર કથાઓ કરીને પોતાનો સમય ગાળશે; પરંતુ હે પાર્થ! તમે લાંબા પ્રવાસમાં જાઓ છો, તેથી અમને વૈભવની વસ્તુઓમાં, ધનમાં અથવા જીવિતમાં પણ સંતોષબુદ્ધિ થશે નહિ; કારણકે હે પાર્થ ! અમારાં સર્વનાં સુખ-દુ:ખ, જીવિત-મરણ, રાજ્ય તથા ઐશ્વર્ય, આ બધાનો આધાર તમારા ઉપર રહેલો છે. હે ભરતવંશી કુંતાપુત્ર ! હું તમને જવાની રજા આપું છું, તમને કલ્યાણ પ્રાપ્ત થાઓ.[૨૬-૩૧] હે નિષ્પાપ અર્જુન ! તમારે આ કાર્ય બળવાનોથી વિરુદ્ધ થઈને કરવું નહિ, પણ તેઓને અનુકૂળ થઈને કરવું. હે મહાબળવાન અર્જુન! હવે તમે વિજયને માટે ઝટ નિર્વિઘ્ને પ્રયાણ કરો. હું ધાતા અને વિધાતાને નમસ્કાર કરૂં છું. તમે ક્ષેમકુશળ જાઓ.[૩૨] હે ધનંજય ! હ્રી, શ્રી, કીર્તિ, દ્યુતિ, પુષ્ટિ, ઉમા, લક્ષ્મી તથા સરસ્વતી, આ દેવીઓ માર્ગમાં તમારૂં રક્ષણ કરો. [૩૩] હે ભરતશ્રેષ્ઠ! તમે વડીલોની પૂજા કરવામાં તત્પર છો અને મોટાભાઈની આજ્ઞા પ્રમાણે વર્તનારા છો. તમારી શાંતિને માટે હું વસુઓને, રુદ્રોને, આદિત્યોને, વાયુગણોને, વિશ્વેદેવાઓને અને સાધ્યોને શરણે જાઉં છું. હે ભારત! આકાશનાં, પૃથ્વીનાં અને સ્વર્ગનાં તથા બીજાં વિઘ્ન કરનારાં પ્રાણીઓથી તમારૂં કલ્યાણ થાઓ.” [૩૪,૩૫]

વૈશંપાયને કહ્યું:-આ પ્રમાણે આશીર્વાદો કહીને યશસ્વિની દ્રૌપદી વિરામ પામ્યાં.[૩૬] તે પછી મહાબાહુ અર્જુન, ભાઇઓની તથા ધૌમ્યની પ્રદક્ષિણા કરી, હાથમાં સુંદર ધનુષ લઇને ત્યાંથી ઉત્તર તરફ ચાલ્યો.[૩૭] ઇંદ્રનો સમાગમ કરાવનારી વિદ્યાવડે યુક્ત, પરાક્રમી અને બળવાન અર્જુન માર્ગમાંથી જવા લાગ્યો તે વખતે સઘળાં પ્રાણીઓ તેના માર્ગમાંથી દૂર ખસી જવા લાગ્યાં.[૩૮] હે તાત જનમેજય! શત્રુને તાપ આપનારો અર્જુન પ્રથમ તો તપોધન ઋષિઓએ સેવન કરેલા પર્વતો ઉપર ગયો અને પછી યોગબળવડે સંપન્ન તથા ઉદાર મનવાળો તે મનના વેગ જેવી ગતિ કરીને વાયુની પેઠે એકજ દિવસમાં દિવ્ય, પવિત્ર, દેવોએ સેવન કરેલા તથા પુણ્યકારક હિમાલય પર્વત પાસે જઈ પહોંચ્યો.[૩૯,૪૦] પછી તે હિમાલયને તથા ગંધમાદન પર્વતને ઓળંગીને આળસરહિત થઇ, રાત્રિદિવસ પર્વતોના દુર્ગપ્રદેશોને ઓળંગવા લાગ્યો.[૪૧] આ પ્રમાણે ગતિ કરતાં કરતાં અર્જુન ઇંદ્રકીલ પર્વત ઉપર આવી પહોંચ્યો અને તે વખતે તેણે અંતરિક્ષમાંથી “ઉભો રહે” આવી વાણી સાંભળી, તેથી તે ત્યાંજ ઉભો રહ્યો;[૪૨] અને તે વાણી સાંભળીને અર્જુન ચોતરફ દૃષ્ટિ ફેરવીને જોવા લાગ્યો. એટલામાં તેણે વૃક્ષના મૂળ આગળ એક તપસ્વીને બેઠેલો દીઠો.[૪૩] તે તપસ્વી બ્રહ્મતેજવડે દેદીપ્યમાન, પિંગટ વર્ણનો, જટાવાળો અને શરીરે કૃશ હતો. તે મહાતપસ્વી, અર્જુનને ત્યાં ઉભેલો જોઇને બોલ્યો:-[૪૪] હે તાત! ધનુષ, કવચ તથા બાણોને ધારણ કરનારો, ખડ્ગ તથા હાથનાં મોજાં બાંધીને ક્ષત્રિયોના ધર્મને અનુસરનારો તું કોણ છે? અને અહીં શામાટે આવ્યો છે? [૪૫] આ સ્થાનમાં શસ્ત્રોનું કંઈ કામ નથી; કારણ કે આ તો ક્રોધ તથા હર્ષને જિતિ લેનારા તપસ્વી શાંત બ્રાહ્મણોનું નિવાસસ્થાન છે. અહીં ધનુષનું કંઇ પ્રયોજન નથી, કારણકે આ સ્થાનમાં કોઇ વખત સંગ્રામ થતો નથી; માટે હે તાત! તું આ ધનુષને દૂર મૂકી દે. તું તો તારા સામર્થ્યથી તથા તેજથી પરમ સ્થાનને પ્રાપ્ત થયો છે, કે જે સ્થાનમાં હે વીર ! બીજો કોઈ પુરુષ, કોઇ વખત આવી શકતો નથી.” આ પ્રમાણે તે બ્રાહ્મણે હાસ્ય કરતો હોય તેમ વારંવાર અર્જુનને કહ્યું; પરંતુ ‘શસ્ત્રોનો ત્યાગ કરવો નહિ’ આવા દૃઢ નિશ્ચયવાળા અર્જુનને, તે ધૈર્યથી ડગાવી શક્યો નહિ.[૪૬-૪૮] તે પછી પ્રસન્ન થયેલા તે બ્રાહ્મણે,

પ્રફુલ્લ મુખમુદ્રાથી અર્જુનને કહ્યું કેઃ-“હે શત્રુહંતા! તારૂં કલ્યાણ થાઓ. હું પોતે ઇંદ્ર છું, માટે તું વરદાન માગ.”[૪૯]

આ પ્રમાણે ઇંદ્રે કહ્યું, ત્યારે કુરુકુળને ધારણ કરનારા શૂરવીર અર્જુને પ્રણામ કરી, હાથ જોડી, ઇંદ્રને કહ્યું કેઃ-[૫૦]“હે ભગવન્! હું તમારી પાસેથી સમગ્ર અસ્ત્રવિદ્યા જાણવાની ઇચ્છા કરૂં છું. એજ મારો ઇચ્છિત મનોરથ છે, માટે મને તમે એ વર આપો.”[૫૧] આ સાંભળીને પ્રસન્ન થયેલા મનવાળા મહેંદ્રે, મધુર હાસ્ય કરતાં અર્જુનને પ્રત્યુત્તર આપ્યો કેઃ-“હે ધનંજય! તું આ સ્થાનમાં આવ્યો છે, તો હવે તારે અસ્ત્રોનું શું પ્રયોજન છે?[૫૨] તું ઉત્તમ ગતિને પ્રાપ્ત થયો છે, માટે હવે તારી ઇચ્છામાં આવે તેવા વૈભવોને તું માંગી લે.”

આ પ્રમાણે ઇંદ્રે કહ્યું, ત્યારે અર્જુને ઇંદ્રને પ્રત્યુત્તર આપ્યો કેઃ-[૫૩] “હે દેવાધીશ! હું લોભથી અથવા કામનાથી દેવપણાની, સ્વર્ગસુખની અથવા સર્વ દેવના આધિપત્યની ઇચ્છા કરતો નથી;[૫૪] કારણ કે હું મારા ભાઇઓને અરણ્યમાં રહેવા દઇને, તેમજ વૈરનો બદલો ન વાળીને, અહીંજ વૈભવમાં પડી જાઉં, તો મારી સર્વ લોકોમાં લાંબા કાળસુધી અપકીર્તિ થાય.”

આ પ્રમાણે અર્જુને કહ્યું, ત્યારે સર્વ લોકે નમસ્કાર કરેલા વૃત્રવિનાશક ઇંદ્રે, પાંડુપુત્ર અર્જુનને સાંત્વન કરતાં સુંદર વાણીવડે કહ્યુંઃ-[૫૬]“હે તાત! તું જ્યારે ભૂતાધિપતિ, ત્રિનેત્રધારી અને શૂલધારી શંકરનાં દર્શન કરીશ, ત્યારે હું તને સર્વ દિવ્યઅસ્ત્રો આપીશ;[૫૭] માટે હે કુંતીપુત્ર! તું તે પરમ નિયંતા મહાદેવનાં દર્શનને માટે યત્ન કર. તે દેવનું દર્શન થતાં તને સિદ્ધિ મળશે અને તું સ્વર્ગમાં આવીશ.”

આ પ્રમાણે અર્જુનને કહીને ઇંદ્ર ત્યાંથી અદશ્ય થઇ ગયા અને અર્જુન યોગનો આશ્રય કરીને ત્યાંજ રહ્યો.[૫૯]

ઇતિ શ્રીમહા૦ વન૦ અર્જુનાભિગમન પર્વમાં “ઇંદ્રદર્શન” એ વિષયનો અધ્યાય ૩૭ મો સમાપ્ત.

## અર્જુનાભિગમન પર્વ સમાપ્ત.

# कैरात पर्व

## અધ્યાય ૩૮ મો
### અર્જુનની તપશ્ચર્યા અને ઋષિઓની મહાદેવને વિનતિ

॥ जनमेजय उवाच ॥

भगवन् श्रोतुमिच्छामि पार्थस्याक्लिष्टकर्मणः॥
विस्तरेणागमं तां यथास्त्राण्युपलब्धवान् ॥१॥

જનમેજયે પૂછયુંઃ-હે ભગવન્! ઉદાર કર્મવાળા કુંતીના પુત્ર અર્જુનને અસ્ત્રો કેવી રીતે પ્રાપ્ત થયાં, એ કથાને હું વિસ્તારથી શ્રવણ કરવાની ઇચ્છા રાખું છું.[૧] પુરુષોમાં વ્યાઘ્ર જેવો, મોટા બાહુવાળો અને તેજસ્વી અર્જુન, નિર્ભયની પેઠે નિર્જન અરણ્યમાં કેવી રીતે દાખલ થયો હતો?[૨] વળી હે બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ મુનિ! અર્જુને ત્યાં રહીને કયું કાર્ય કર્યું હતું? ભગવાન શંકરને તથા ઇંદ્રને કેવી રીતે સંતુષ્ટ કર્યા હતા?[૩] હે દ્વિજશ્રેષ્ઠ! આ વૃત્તાંત હું તમારી કૃપાથી સાંભળવાની ઇચ્છા કરૂં છું; કારણ કે હે સર્વજ્ઞ! તમે દિવ્ય તથા માનુષી વૃત્તાંતોને જાણો છો.[૪] હે બ્રહ્મન્! પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ અને સંગ્રામમાં અજિત અર્જુને, પૂર્વે મહાદેવની સાથે અત્યંત આશ્ચર્યકારક, રોમાંચિત કરે તેવું અતુલ્ય યુદ્ધ કર્યું હતું, કે જે યુદ્ધને સાંભળીને પુરુષોમાં સિંહ જેવા શૂરા પાંડવોનાં હૃદયો પણ દીનતાવડે, હર્ષવડે અને અત્યંત વિસ્મયવડે કંપી ઉઠયાં

હતાં, તે યુદ્ધ અને બીજું જે જે કંઇ અર્જુને કર્યું હોય તે સઘળું મને કહો.[૫-૭] જયશીલ અર્જુનનું ચરિત્ર જરા પણ નિંદિત હોય એમ મને જણાતું નથી, માટે તે શૂરવીરનું સર્વ ચરિત્ર મને કહો.[૮]

વૈશંપાયને કહ્યું:-હે પુરુવંશમાંવ્યાઘ્ર સમાન તાત જનમેજય! ત્રિનેત્રધારી શંકરના અંગ સ્પર્શના સંબંધવાળી હોવાથી આશ્ચર્ય જેવી અંગ લાગતી, તે મહાત્મા અર્જુનની મોટી દિવ્ય હું તમને કહું છું. હે નિષ્પાપ! તે અર્જુનનો દેવના દેવ શંકરની સાથે થયેલો સમાગમ તમે સારીરીતે શ્રવણ કરો.[૯,૧૦] અમાપ પરાક્રમવાળો, મહાબળવાન તથા મોટા બાહુવાળો અર્જુન, યુધિષ્ઠિરની આજ્ઞાથી, દિવ્ય ધનુષ અને સુવર્ણની મુઠવાળું ખડ્ગ લઇને, સુરેશ્વર ઇંદ્રનાં તથા દેવના દેવ શંકરનાં દર્શનને માટે અને પોતાના કાર્યની સિદ્ધિને માટે કામ્યક વનમાંથી નીકળીને ઉત્તરદિશામાં જવા લાગ્યો. હે રાજા! સર્વ લોકમાં મહારથી અને સ્થિર મનવાળો તે કુરુવંશી ઇંદ્રપુત્ર અર્જુન, હિમાલયના શિખર ઉપર ચઢયો અને તપશ્ચર્યા કરવાનો નિશ્ચય કરીને પરમ ત્વરાવડે તે એકલોજ ભયંકર કાંટાવાળા એક વનમાં પહોંચ્યો.[૧૧-૧૪] તે વન અનેક પ્રકારનાં પુષ્પો તથા ફળોથી યુક્ત હતું, અનેક જાતનાં પક્ષીઓથી સેવન કરાતું હતું, જાત જાતનાં મૃગનાં ટોળાંઓથી વ્યાપ્ત હતું અને સિદ્ધો તથા ચારણો ત્યાં નિવાસ કરતા હતા.[૧૫] આ પ્રકારના મનુષ્યવિનાના તે વનમાં અર્જુન જતો હતો, તે વખતે આકાશમાં શંખોનો અને દુંદુભિઓનો ધ્વનિ થવા લાગ્યો,[૧૬] તેની પાછળ પૃથ્વી ઉપર પુષ્પોની મહાન વૃષ્ટિ થવા લાગી અને ચોતરફથી વિશાળ મેઘમંડળ છવાઇ ગયું.[૧૭] આ રીતે અર્જુને વનના વિષમ પ્રદેશો ઓળંગીને હિમાલયના પાછલા ભાગમાં, મહાપર્વતની સમીપમાં આવી નિવાસ કર્યો અને તે વખતે તે શોભવા લાગ્યો.[૧૮] તે સ્થાનમાં અર્જુને પક્ષીઓના મધુર કલરવથી ગાજી રહેલાં પ્રફુલ્લિત વૃક્ષોને જોયાં તથા વૈડૂર્યમણિના જેવી નિર્મળ કાંતિવાળી અને મોટી મોટી ઘુમરીઓવાળી નદીઓને જોઇ.[૧૯] તે નદીઓ હંસ, કારંડવ, સારસ, કોયલ, ક્રૌંચ અને મોરના મધુર શબ્દોથી ગાજી રહી હતી, તેમજ મનોહર વનો અને પવિત્ર, શીતળ તથા નિર્મળ જળથી ભરેલી હતી. તે જોઇને અતિશથી અર્જુનના મનમાં આનંદ થયો.[૨૦,૨૧] અને તે વખતે રમણીય વનપ્રદેશમાં તે રમણ કરવા લાગ્યો. તે પછી ઉગ્ર તેજવાળો અને મોટા મનવાળો અર્જુન, શરીર ઉપર દર્ભનાં વસ્ત્ર ધારણ કરી, દંડ તથા મૃગચર્મથી વિભૂષિત થઈ, ઉગ્ર તપશ્ચર્યા કરવા લાગ્યો અને પોતાની મેળે ખરીને પૃથ્વી ઉપર પડેલાં પાંદડાંથી પ્રથમ નિર્વાહ ચલાવવા લાગ્યો.[૨૨,૨૩] તે પછી તેણે ત્રણ ત્રણ રાત્રિ પૂરી થાય ત્યારે એક વખત ફળનો આહાર કરીને એક માસ ગાળી કાઢયો. બીજા મહિનામાં છ છ દિવસે ફળાહાર કરીને તેને પણ વ્યતીત કર્યો;[૨૪] ત્રીજા મહિનામાં પંદર પંદર દિવસે ફળાહાર કરીને તેને પૂર્ણ કર્યો અને ચોથો મહિનો આવતાંજ ભરતવંશમાં શ્રેષ્ઠ, મહાબાહુ પાંડુનંદન અર્જુને, પગના અંગુઠાનાં ટેરવાંથી જમીન ઉપર ઉભો રહીને તથા હાથ ઉંચા રાખીને બીજો કંઈ પણ આધાર ન લેતાં તપશ્ચર્યા કરવા માંડી તથા માત્ર વાયુનો આહાર કરવા માંડયો.[૨૫,૨૬] આ સમયે સર્વદા સ્નાન કરવાથી અમાપ બળવાળા મહાત્મા અર્જુનની જટા, વિજળી અને કમળના જેવા રંગની થઈ ગઇ હતી.[૨૭] તે પછી સઘળા મહર્ષિઓ અર્જુન ઉગ્ર તપશ્ચર્યા કરે છે, આ વાત જણાવવા માટે પિનાક નામના ધનુષને ધારણ કરનારા મહાદેવની પાસે ગયા[૨૮] અને મહાદેવને પ્રણામ કરીને તેમને અર્જુનનું તે તપશ્ચર્યારૂપી કર્મ કહેવા લાગ્યા કે:-"હે દેવાધીશ! આ મહાતેજસ્વી અર્જુન હિમાલયની સપાટી ઉપર અપાર ઉગ્ર તપશ્ચર્યા કરે છે અને પોતાના તપના તેજવડે દિશાઓને ધૂમ્રવર્ણી કરી દે છે. તે શું કરવા ધારે છે તેને અમે સઘળા જાણતા નથી;[૨૯,૩૦] પરંતુ તે અમને સર્વને તપના તેજથી

સંતાપ કરે છે, માટે તમે તેને તપથી સારી રીતે નિવૃત્ત કરો.”શુદ્ધ અંતઃકરણવાળા તે મુનિઓનાં વચન સાંભળીને પાર્વતીના પતિ ભૂતનાથ શંકર આ પ્રમાણે વચન બોલ્યા.

મહાદેવે કહ્યું:– “તમારે અર્જુનના સંબંધમાં કોઈ રીતે ખેદ કરવો નહિ.[૩૧,૩૨] હું તેના મનમાં રહેલા સંકલ્પને જાણું છું, માટે તમે પ્રસન્ન તથા સાવધાન થઇને જે રીતે આવ્યા હતા તેમ તુરત પાછા જાઓ.[૩૩]અર્જુનને સ્વર્ગની જરા પણ સ્પૃહા નથી, ઐશ્વર્યની સ્પૃહા નથી તથા આયુષ્યની પણ સ્પૃહા નથી. તેની જે આકાંક્ષા છે, તે સર્વ આજે હું પૂર્ણ કરીશ.”[૩૪]

વૈશંપાયને કહ્યું:–સત્યવાદી ઋષિઓ મહાદેવનાં તે વચનો સાંભળીને મનમાં પ્રસન્ન થયા અને પાછા પોતપોતાના સ્થાનમાંચાલ્યા ગયા.[૩૫]

**ઇતિ૦ શ્રીમહા૦ વન૦ કૈરાત પર્વમાં “ મુનિ અને શંકરનો સંવાદ” એ વિષયનો અધ્યાય ૩૮ મો સમાપ્ત.**

# અધ્યાય ૩૯ મો

## કિરાત અને અર્જુનનું યુદ્ધ

**॥ वैशंपायन उवाच ॥**

**गतेषु तेषु सर्वेषु तपस्विषु महात्मसु ॥**
**पिनाकपाणिर्भगवान् सर्वपापहरो हरः ॥१॥**

વૈશંપાયને કહ્યું:–તે સર્વ મહાત્મા તપસ્વીઓના ગયા પછી, સર્વપાપહારક ભગવાન પિનાકધારી શંકર, સુવર્ણના વૃક્ષના જેવા તેજસ્વી કિરાત(ભીલ)ના વેષને ધારણ કરી, બીજા મેરુ પર્વતની પેઠે પ્રૌઢતાથી પ્રકાશવા લાગ્યા.[૧,૨] તે પછી શ્રીમાન શંકર, સુશોભિત ધનુષ તથા સર્પના જેવાં બાણો લઇને પોતાના સમાન વ્રત અને વેષવાળાં દેવી પાર્વતીની સાથે, સાક્ષાત્ અગ્નિની પેઠે, મહાવેગથી અર્જુનના તરફ દોડયા. તે વખતે નાના પ્રકારના વેષોને ધારણ કરનારાં ભૂતો, પ્રસન્ન થઇને તેમની પાછળ જવા લાગ્યાં.[૩,૪] બીજી હજારો સ્ત્રીઓ પણ શંકરની પાછળ જવા લાગી. હે ભરતવંશી રાજા ! આ સમયે કિરાત વેષને ધારણ કરનારા ભૂતગણોવડે અને હજારો સ્ત્રીઓવડે ઢંકાયલો તે પ્રદેશ અતિશય શોભવા લાગ્યો.[૫] તે વખતે એક ક્ષણમાં આખું વન શબ્દરહિત થઈ ગયું અને ઝરણાંઓનો તથા પક્ષીઓનો શબ્દ પણ શાંત થઈ ગયો.[૬] તે પછી ભીલના વેષને ધારણ કરનારા શંકરે, સરળ કર્મ કરનારા અર્જુનની પાસે આવીને, અદ્ભુત દેખાવવાળા એક મૂક નામના દનુના પુત્રને જોયો.[૭] તે દાનવ વરાહનું રૂપ ધારણ કરીને અર્જુનને મારવાની ઈચ્છા કરતો હોય તેમ ક્રોધવડે અત્યંત ઝળહળી ઉઠયો હતો. તેને જોતાંજ અર્જુને ગાંડીવ ધનુષ તથા સર્પોના જેવાં તેજદાર બાણો લીધાં અને તે મહાધનુષમાં દોરી ચઢાવીને તેની ગર્જનાથી દિશાઓને ગજાવતાં તેણે દાનવને કહ્યું કે, “અહીં આવેલા મને નિરપરાધીને મારવાની તું ઈચ્છા કરે છે, માટે આજે મને મારતાં પહેલાંજ હું તને યમલોકમાં પહોંચાડું છું.”[૮,૧૦] આ પ્રમાણે કહીને દૃઢ ધનુષધારી અર્જુન તેના ઉપર પ્રહાર કરવાની તૈયારીમાં હતો તે જોઇને, કિરાતરૂપધારી શંકરે તેને એકદમ રોકી દીધો અને કહ્યું કે:–[૧૧] “આ ઈંદ્રકીલ નામના મણિમય પર્વતના જેવા વરાહને તો મેંજ પ્રથમ મારવાનો નિશ્ચય કરેલો છે, માટે તું એને મારીશ નહિ. ” આવું શંકરે કહ્યું પણ તે વચનને ન ગણકારીને અર્જુને પેલા વરાહના ઉપર બાણનો પ્રહાર કર્યો;[૧૨]અને તેની સાથેજ મહાતેજસ્વી કિરાતરૂપધારી શંકરે પણ તેજ વરાહના ઉપર અગ્નિની જ્વાળાસમાન તેજસ્વી તથા વજ્ર જેવા દૃઢ બાણનો પ્રહાર કર્યો.[૧૩] આ રીતે તે બન્નેએ મૂકેલાં બાણો, તે વખતે પર્વતના જેવા મજબૂત દેહવાળા મૂકદાનવના વિશાળ શરીર ઉપર એકીસાથેજ પડયાં.[૧૪] તે સમયે પર્વત ઉપર પડતા ઇંદ્રના વજ્રનો અને મેઘના વજ્રનો જેવો શબ્દ થાય, તેવો શબ્દ તે બન્ને બાણોનો દાનવના દેહ સાથે સમાગમ થવાથી થયો.[૧૫] આ રીતે પ્રદીપ્ત મુખવાળા સર્પોના જેવાં અનેક બાણોવડે વીંધાયલો તે વરાહ ફરીથી પોતાનું

ભયંકર રાક્ષસરૂપ ધારણ કરીને મરણ પામ્યો.[૧૬] ત્યારપછી શત્રુને હણનારા અર્જુને, સુવર્ણના જેવી કાંતિવાળા અને કિરાતના વેષથી ઢંકાયલા તે પુરુષને સ્ત્રીની સાથે જોયો;[૧૭] એટલે અર્જુને મનમાં પ્રસન્ન થઇને મંદ હાસ્ય કરતાં તે પુરુષને પૂછયું:—" હે સુવર્ણના જેવી કાંતિવાળા પુરુષ! સ્ત્રીઓનાં ટોળાંથી વીંટાઇને આ શૂન્ય વનમાં ફરનારો તું કોણ છે? આ ઘોર વનમાં તને ભય લાગતો નથી? વળી મેં મારવા માંડેલા વરાહને તેં શામાટે વીંધ્યો?[૧૯] દૈવેચ્છાથી અથવા મારો પરાભવ કરવામાટે અહીં આવેલા આ રાક્ષસને પ્રથમ મેં મારા શિકારતરીકે સ્વીકાર્યો હતો, તેના ઉપર તેં બાણ છોડયું, માટે હવે તું મારાથી જીવતો જઇશ નહિ.[૨૦] તેં આજે મારીસાથે જે વ્યવહાર ચલાવ્યો છે, તે મૃગયાનો ધર્મ ગણાય નહિ; માટે હું તને પર્વતવાસીને આજે જીવિતથી ભ્રષ્ટ કરૂં છું."[૨૧]

આ પ્રમાણે પાંડુપુત્ર અર્જુને કહ્યું, ત્યારે કિરાત હાસ્ય કરતો હોય તેમ કોમળ વાણીવડે સવ્યસાચી અર્જુનને કહેવા લાગ્યો:—[૨૨] "હે વીર! મારેમાટે તારે ધાસ્તી રાખવી નહિ; કારણકે આ વનના નજીકની ભૂમિ અમારે વનવાસીઓને માટે સદા યોગ્યજ છે.[૨૩]હે તપોધન! અમે તો આ બહુ પ્રાણીઓવાળાં વનમાં નિવાસ કરીએ છીએ, પરંતુ તેં આ દુઃખકારક વાસ શા માટે પસંદ કર્યો છે?[૨૪] તું તો અગ્નિના જેવો તેજસ્વી, સુકુમાર અને સુખ ભોગવવામાટે યોગ્ય છે, છતાં આ શૂન્ય વનમાં શામાટે એકલો ફરે છે?"[૨૫]

અર્જુન બોલ્યો:—"હું ગાંડીવ ધનુષનો અને અગ્નિના જેવાં તેજસ્વી બાણોનો આશ્રય કરીને, આ મહાન અરણ્યમાં બીજા સ્વામી કાર્તિકની પેઠે નિવાસ કરૂં છું.[૨૬] આ ભયંકર રાક્ષસ વરાહનું રૂપ લઇને મને મારવામાટે અહીં આવ્યો હતો તેને પણ મેં મારી નાખ્યો છે."[૨૭]

કિરાત બોલ્યો:—" મેંજ ધનુષથી મૂકેલાં બાણોવડે આ વરાહના ઉપર પ્રથમ પ્રહાર કરીને એને મારી પાડયો છે અને યમલોકમાં પહોંચાડયો છે.[૨૮] મેં એને પ્રથમથી મારવા ધાર્યો હતો તથા એ મારાંજ બાણોનું લક્ષ્ય હતો અને તેથી મારાજ પ્રહારવડે એ જીવિતથી મુક્ત થયો છે.[૨૯] ઓ મૂઢ બુદ્ધિવાળા! તું પોતાના બળથી ગર્વિષ્ઠ થઇને, પોતાના મૃગયાધર્મથી વિરુદ્ધ વર્તવારૂપી દોષોને બીજાના ઉપર મૂકવામાટે યોગ્ય નથી. તું અહંકારી છે, માટે હવે મારાથી જીવતો જઇશ નહિ.[૩૦] તું સ્થિર થા. હું તારા ઉપર વજ્રના જેવાં બાણો છોડું છું અને તું પણ તારી સંપૂર્ણ શક્તિથી યત્ન કર તથા મારા ઉપર બાણો છોડ."[૩૧]

કિરાતનાં આવાં વચન સાંભળીને, અર્જુનને ક્રોધ ચઢયો અને તે વખતે તેણે બાણોનો પ્રહાર કરવા માંડયો.[૩૨] શંકરે પણ પ્રસન્ન મનથી તે બાણોને ગ્રહણ કરવા માંડયાં અને "અરે મંદ! ઓ મૂર્ખ! આ મર્મભેદક નારાચ બાણોનો તું પ્રહાર કર." એમ તે વારંવાર કહેવા લાગ્યા. આ પ્રમાણે કહેવાથી અર્જુને કિરાતના ઉપર બાણોનો એકદમ વરસાદ વર્ષાવ્યો.[૩૩,૩૪] તે પછી અરણ્યમાં દેદીપ્યમાન જણાતા તે બન્ને ક્રોધાધીન થઇને સર્પાકાર બાણોવડે પરસ્પરને વારંવાર વીંધવા લાગ્યા.[૩૫] ત્યારપછી એકલા અર્જુને કિરાતના ઉપર બાણોની વૃષ્ટિ કરવા માંડી, પરંતુ તેને પ્રસન્ન મનથી શંકરે પોતે ઝીલી લીધી.[૩૬] આ રીતે બે ઘડીસુધી તે બાણોના વરસાદને ગ્રહણ કરતાં પણ પિનાકધારી શંકર અક્ષત શરીરવડે પર્વતની પેઠે અડગ ઉભા રહ્યા.[૩૭]પોતાની બાણવૃષ્ટિ મિથ્યા થયેલી જોઈને, અર્જુનને બહુ આશ્ચર્ય લાગ્યું અને તે 'ધન્ય છે, ધન્ય છે!' એમ બોલવા લાગ્યો;[૩૮] તથા મનમાં વિચારવા લાગ્યો કે, 'અહો,આ હિમાલયના શિખરપર વસનારો પુરુષ સુકુમાર અંગવાળો છે, છતાં ગાંડીવ ધનુષથી છુટેલાં નારાચ જાતનાં બાણોને ગભરાટવિના સહન કરે છે![૩૯] આ કયો દેવ હશે? શું એ સાક્ષાત્ રુદ્ર હશે? યક્ષ હશે? સુર હશે? કે અસુર હશે? કારણકે આ શ્રેષ્ઠ

પર્વત ઉપર દેવોનો સમાગમ થયા કરે છે.[૪૦] મેં છોડેલા હજારો બાણસમૂહના વેગને સહન કરવામાટે પિનાકધારી દેવ શંકરવિના બીજો કોઇપણ સમર્થ નથી.[૪૧] આ તો રુદ્રવિના બીજો કોઇ દેવ અથવા યક્ષ ઉભેલો છે, માટે એને હું મારાં તીક્ષ્ણ બાણોવડે યમલોકમાં પહોંચાડી દઉં.'[૪૨]

હે જનમેજય રાજા! તે પછી જયશીલ અર્જુને મનમાં પ્રસન્ન થઇને, સૂર્ય જેમ કિરણો ફેંકે, તેમ મર્મભેદી સેંકડો બાણો કિરાતના ઉપર છોડયાં.[૪૩] લોકનું રક્ષણ કરનારા શૂલધારી ભગવાન શંકરે, તે બાણોને પ્રસન્ન મનવડે પર્વત જેમ શિલાવૃષ્ટિને ગ્રહણ કરે, તેમ ગ્રહણ કર્યાં.[૪૪] એક ક્ષણમાં તો અર્જુનની પાસેનાં બાણો ખૂટી ગયાં અને તે જોઇને તે વખતે એના મનમાં તીવ્ર ભય પેસી ગયો.[૪૫] અર્જુને તે સમયે પોતાને પૂર્વે જેણે ખાંડવ વનમાં અક્ષય ભાથાઓ આપ્યા હતા, તે ભગવાન અગ્નિનું સ્મરણ કર્યું અને બોલ્યો કેઃ–[૪૬] 'મારાં બાણો ક્ષીણ થઈ ગયાં છે, એટલે હવે હું ધનુષ ઉપર શું ચઢાવીને છોડીશ? આ કોઇક એવો પુરુષ છે, જે મારાં સર્વ બાણોને ગળી જાય છે![૪૭] માટે હવે હું શૂલની અણીથી જેમ હાથીને હણવામાં આવે છે, તેમ આને ધનુષની અણીથી હણીને દંડધારી યમના લોકમાં પહોંચાડી દઉં.'[૪૮] આવો વિચાર કર્યા પછી મહાકાંતિવાળા અર્જુને, કિરાતને ધનુષનીદોરીના પાશથી પકડીને પોતાના તરફ ખેંચ્યો અને તેને ધનુષના અણીથી તથા વજ્રના જેવી મુઠ્ઠીઓથી મારવા માંડયો.[૪૯] શત્રુવીરને હણનારા અર્જુને આ રીતે ધનુષની અણીથી સારીપેઠે પ્રહાર કરવા માંડયો તે વખતે પર્વતવાસી ભીલે તેનું દિવ્ય ધનુષ પણ લઇ લીધું.[૫૦] આ પ્રમાણે ધનુષ ગળાઈ ગયા પછી અર્જુન, હાથમાં તરવાર લઇને ઉભો રહ્યો અને યુદ્ધનો છેડો લાવવાની ઇચ્છાથી તે વેગવડે કિરાતની સમીપમાં ગયો;[૫૧] તથા તે કુરુનંદને પર્વત ઉપર પ્રહાર કરતાં પણ ખંડિત ન થાય એવી તે ધારવાળી તરવારનો, પોતાના બાહુમાં જેટલું બળ હતું તેટલું પરાક્રમ કરીને કિરાતના માથાપર ઘા કર્યો;[૫૨] પરંતુ કિરાતના માથા ઉપર પડતાંજ તે ઉત્તમ તરવારના ચૂરા થઈ ગયા. તે પછી અર્જુને શિલા તથા વૃક્ષોથી યુદ્ધ કરવા માંડયું.[૫૩] તે વખતે પ્રચંડ કાયાવાળા કિરાતરૂપી ભગવાન શંકરે તે વૃક્ષોને અને શિલાઓને પણ પોતાને વિષે શમાવી દીધાં. તે પછી મહાબળવાન અર્જુન ક્રોધના આવેશને લીધે મુખમાંથી ધૂમાડો પ્રકટ કરતો, વજ્રના જેવી મુષ્ટિઓથી, ભીલના જેવા રૂપવાળા અજિત શંકરના ઉપર પ્રહાર કરવા લાગ્યો.[૫૪,૫૫] ત્યારે કિરાતરૂપી ભગવાન શંકર પણ ઇંદ્રના વજ્ર જેવી અત્યંત દારુણ મુષ્ટિઓથી અર્જુનને પીડવા લાગ્યા.[૫૬] તે સમયે યુદ્ધ કરતા અર્જુન અને કિરાતની મુષ્ટિઓના પ્રહારથી અત્યંત ભયંકર ચડચડાટ શબ્દ થવા લાગ્યો.[૫૭] આ પ્રમાણે વૃત્રાસુર અને ઇંદ્રના યુદ્ધ જેવું તે ભુજાઓના પ્રહારવાળું મુષ્ટિયુદ્ધ બરોબર બે ઘડીસુધી રોમાંચિત કરી દે તેવી રીતે ચાલ્યું.[૫૮] તે પછી બળવાન અર્જુને કિરાતને પોતાની છાતીવડે પ્રહાર કર્યો, ત્યારે બળવાન કિરાતે પણ યત્ન કરતા અર્જુનને તેવો સામો પ્રહાર કર્યો.[૫૯] આ રીતે તે બન્નેની ભુજાઓના પ્રહારથી તથા છાતીના પરસ્પર ઘસારાથી, બન્નેનાં ગાત્રોમાંથી તણખાસાથે ધૂમાડાવાળો અગ્નિ ઉત્પન્ન થવા લાગ્યો.[૬૦] તે પછી મહાદેવે, પ્રથમથીજ અતિશય પીડાયલા અર્જુનને પોતાનાં ગાત્રોથી અત્યંત દબાવી દીધો અને ક્રોધ કરીને તેના ચિત્તને મોહિત કરવા માટે પોતાના તેજવડે તેના ઉપર દબાણ કર્યું.[૬૧] હે ભારત! આ રીતે દેવના દેવ શંકરે જેનાં ગાત્રો રૂંધી દીધેલાં હતાં તે અર્જુન, દબાઈ ગયેલાં ગાત્રોથી એક ગોળા જેવો થઇ ગયેલો દેખાવા લાગ્યો.[૬૨] મહાત્મા શંકરે દબાવવાથી તેનો શ્વાસ બંધ પડી ગયો અને તે નિશ્ચેષ્ટ થઇને પૃથ્વી ઉપર પડયો તથા પ્રાણરહિત હોય તેવો થઈ ગયો.[૬૩] રુધિરવડે તરબોળ થયેલાં અંગવાળો અને અત્યંત દુઃખી થઈ પડેલો અર્જુન બે ઘડીસુધી તેમ પડી રહ્યો. તે પછી તેને

ભાન આવ્યું, એટલે તે ફરી ઉભો થયો; [૬૪] અને શરણાગતનું રક્ષણ કરનારા પિનાકધારી ભગવાન શંકરનું શરણ લઈને તેણે માટીની વેદિકા કરી તેના ઉપર પુષ્પવડે મહાદેવની પૂજા કરી,[૬૫] પરંતુ અર્જુને, તે મહાદેવ ઉપર ચઢાવેલાં પુષ્પને તે વખતે કિરાતના મસ્તક ઉપર ચઢેલું જોયું, તેથી તે પાંડવશ્રેષ્ઠ હર્ષવડે સ્વસ્થ થયો[૬૬] અને તેણે કિરાતના ચરણમાં સાષ્ટાંગ પ્રણામ કર્યા, એટલે મહાદેવ તેના ઉપર પ્રસન્ન થયા અને સર્વાંગે ક્ષીણ થયેલા અર્જુનને પોતાનાં દર્શનવડે વિસ્મિત થયેલો જોઇને, મેઘના જેવી ગંભીર વાણીવાળા શંકર તેને કહેવા લાગ્યા.[૬૭]

મહાદેવ બોલ્યાઃ–"હે અર્જુન ! હું તારા આ અતુલ કર્મ, શૌર્ય અને ધૈર્યથી પ્રસન્ન થયો છું. તારા જેવો બીજો કોઈ ક્ષત્રિય નથી ![૬૮] હે નિષ્પાપ ! તારૂં તેજ તથા વીર્ય આજે મારા તેજ તથા વીર્યની સમાન છે; માટે હે મહાબાહુ ભરતશ્રેષ્ઠ ! હું તારા ઉપર પ્રસન્ન થયો છું. તું મારા સ્વરૂપનું દર્શન કર.[૬૯]હે વિશાળ નયનવાળા! તું પુરાણ ઋષિ(નર)છે,માટે હું તને દિવ્ય જ્ઞાન આપું છું, જે જ્ઞાનને લીધે તું રણભૂમિ ઉપર સઘળા દેવગણો તારા શત્રુ થઇને આવે તોપણ તેઓનો પરાજય કરીશ.[૭૦] વળી હું તને પ્રીતિથી એક અમોઘ અસ્ત્ર આપીશ, કારણકે મારા તે અસ્ત્રને ક્ષણમાં ધારણ કરવામાટે તુંજ સમર્થ છે."[૭૧]

વૈશંપાયને કહ્યું:– તે પછી અર્જુને, ત્યાં મહાકાંતિવાળા, ત્રિશૂળધારી મહાદેવનાં પાર્વતીની સાથે દર્શન કર્યાં,[૭૨] એટલે શત્રુનગરને જિતનારા અર્જુને, ઘુંટણભેર પૃથ્વી ઉપર પડીને મસ્તકવડે પ્રણામ કર્યા અને મહાદેવને પ્રસન્ન કરતો તે બોલ્યો.[૭૩]

અર્જુને કહ્યું:–"હે સર્વ દેવાધીશ ! હે ભગનાં નેત્રનો નાશ કરનારા! હે દેવાધિદેવ ! હે મહાદેવ! હે નીલકંઠ ! હે જટાધારી! [૭૪] તમે કારણોના પરમ કારણ છો, એમ હું જાણું છું. તમે ત્રણ નેત્રવાળા છો, વ્યાપક છો, દેવોના આશ્રયરૂપ દેવ છો અને આ જગત તમારાથી ઉત્પન્ન થયેલું છે.[૭૫] તમે દેવ, અસુર તથા મનુષ્યોની સાથે ત્રણ લોકથી પણ અજિત છો, તમે વિષ્ણુરૂપ ધારણ કરનારા શિવ છો અને શિવરૂપ ધારણ કરનારા વિષ્ણુ છો, તે હરિહરરૂપ તમને હું નમસ્કાર કરૂં છું. દક્ષના યજ્ઞનો વિનાશ કરનારા, લલાટમાં નેત્રવાળા, સર્વની વૃષ્ટિ કરનારા, શૂલધારી, પિનાકવડે રક્ષણ કરનારા, સૂર્યમૂર્તિ, શુદ્ધ દેહવાળા અને સૃષ્ટિના કર્તા તમને હું નમસ્કાર કરૂં છું. હે સર્વ ભૂતોના મહેશ્વર-હે ભગવન્ ! ગણના અધિપતિ, જગતના કલ્યાણકર્તા, લોકના કારણોના પણ કારણ, પ્રકૃતિ તથા પુરુષથી પર, અત્યંત સૂક્ષ્મ અને સર્વ દુઃખને હરણ કરનારા તમને હું પ્રસન્ન કરૂં છું.[૭૬,૭૯]હે ભગવન્ ! હે શંકર ! આપ મારા અપરાધને ક્ષમા કરવા યોગ્ય છો. હે ભગવન્ ! હે દેવેશ ! તમને પ્રિય તથા તપસ્વીઓના ઉત્તમ નિવાસ સ્થાનરૂપ આ મહાપર્વત ઉપર હું આપનાં દર્શનની આકાંક્ષાથી આવ્યો છું. હે ભગવન્ ! સર્વ લોકોએ નમસ્કાર કરેલા તમને હું પ્રસન્ન કરૂં છું.[૮૦,૮૧] હે મહાદેવ ! મેં અજ્ઞાનથી અને અત્યંત સાહસથી તમારી સાથે જે યુદ્ધ કર્યું છે, તે મારો અપરાધ દૂર થાઓ. હે શંકર ! હું આપને શરણે આવ્યો છું, માટે હવે આપ તે અપરાધની ક્ષમા કરો."[૮૨]

વૈશંપાયને કહ્યું:–આ સાંભળીને મહા તેજસ્વી વૃષભધ્વજ શંકરે હાસ્ય કરીને અર્જુનનો સુંદર હાથ પકડયો અને તે માટે 'મેં ક્ષમા કરી છે,' એટલુંજ કહ્યું.[૮૩] તે પછી મનમાં પ્રસન્ન થયેલા ભગવાન વૃષભધ્વજ શંકર, અર્જુનને બે હાથવડે ભેટીને ફરી સાંત્વનપૂર્વક કહેવા લાગ્યા.

**ઇતિ શ્રીમહા૦ વન૦ કૈરાત પર્વમાં " મહાદેવસ્તુતિ "એ વિષયનો અધ્યાય ૩૯ મો સમાપ્ત.**

# અધ્યાય ૪૦ મો

## અર્જુનને પાશુપતાસ્ત્રની પ્રાપ્તિ

॥ देवदेव उवाच ॥

**नरस्त्वं पूर्वदेहे वै नारायणसहायवान् ॥**
**बदर्यां तप्तवानुग्रं तपोवर्षायुतान्बहून् ।१।**

મહાદેવ બોલ્યાઃ—"તું પૂર્વદેહમાં નારાયણની સહાયવાળો નર હતો અને તે દેહમાં તેં બદરિકાશ્રમમાં લાખો વર્ષસુધી ઉગ્ર તપ કર્યું હતું.[૧] ઉત્તમ પ્રકારનું તેજ એક તારામાં રહેલું છે અથવા પુરુષોત્તમ વિષ્ણુમાં રહેલું છે અને તમેજ બન્ને મહાપુરુષો પોતાના તેજવડે જગતને ધારણ કરો છો.[૨] હે સમર્થ! ઇંદ્રના અભિષેકસમયે તેં અને શ્રીકૃષ્ણે મેઘના જેવા શબ્દવાળું પ્રચંડ ધનુષ ધારણ કરીને દાનવોનો નાશ કર્યો હતો.[૩] હે પુરુષશ્રેષ્ઠ અર્જુન! તારા હાથમાં રહેવામાટે યોગ્ય એવું તેજ આ ગાંડીવ ધનુષ, કે જેને હું માયાનો આશ્રય કરીને ગળી ગયો હતો,[૪] હે પાર્થ! તે અને તારે માટેજ યોગ્ય એવા અક્ષય ભાથાઓ ફરી તને પ્રાપ્ત થશે; તથા હે કુરુનંદન! તારૂં શરીર પણ ઉપદ્રવરહિત થશે.[૫] હે પાર્થ! તું સત્ય પરાક્રમવાળો છે, તેથી હું તારા ઉપર પ્રસન્ન થયો છું. હે પુરુષોત્તમ! તું મારી પાસેથી ઇચ્છિત વરદાન માગી લે.[૬] હે માન આપનારા! મર્ત્યલોકમાં અથવા સ્વર્ગમાં તારા જેવો બીજો કોઈ પુરુષ નથી. હે શત્રુદમન! સર્વે ક્ષત્રિયોમાં તુંજ શ્રેષ્ઠ છે."[૭]

અર્જુને કહ્યું:—"હે વૃષભધ્વજ પ્રભો! હે ભગવન્! આપ મને પ્રીતિથી જો વર આપતા હો તો હું તે દિવ્ય તથા ઘોર એવા પાશુપતાસ્ત્રની ઇચ્છા કરૂં છું.[૮] તે બ્રહ્મશિર નામનું ઉગ્ર અને ભયંકર પરાક્રમવાળું અસ્ત્ર જ્યારે દારુણ પ્રલયકાળ આવે છે, ત્યારે આખા જગતનો સંહાર કરે છે.[૯] હે મહાદેવ! મારે કર્ણ, ભીષ્મ, કૃપાચાર્ય અને દ્રોણ ગુરુની સાથે મહાયુદ્ધ થવાનું છે, માટે હું તમારી કૃપાથી યુદ્ધમાં તેઓનો જે રીતે પરાજય કરૂં[૧૦] તથા જે અસ્ત્રવડે સંગ્રામમાં દાનવોને, રાક્ષસોને, ભૂતોને, પિશાચોને, ગંધર્વોને અને સર્પોને બાળી નાખું,[૧૧] વળી જે અસ્ત્રને મંત્રિત કરવાથી, તેમાંથી હજારો શૂલો, ઉગ્ર દેખાવવાળી ગદાઓ અને સર્પાકાર બાણો ઉત્પન્ન થાય છે,[૧૨] તે પાશુપતાસ્ત્રથી હું રણમાં ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય અને નિત્ય કડવું બોલનારા કર્ણની સાથે યુદ્ધ કરી શકું, આ મારો મુખ્ય સંકલ્પ છે; માટે હે ભગનેત્રને હણનારા ભગવન! હું તમારી કૃપાથી જે રીતે કૃતાર્થ તથા સમર્થ થાઉં તેમ તમે કરો."

મહાદેવ બોલ્યાઃ—"હે વિભુ! હું તને મારૂં પ્રિય પાશુપતાસ્ત્ર આપું છું; કારણ કે હે પાંડુનંદન! તું તે અસ્ત્રને ધારણ કરવામાં, મૂકવામાં અને પાછું ખેંચવામાં સમર્થ છે.[૧૫] એ અસ્ત્રને મહેંદ્ર, યમ, કુબેર, વરુણ અથવા વાયુ પણ જાણતા નથી, ત્યારે મનુષ્યો તો તેને ક્યાંથીજ જાણે?[૧૬] હે પાર્થ! તારે તે અસ્ત્રને કોઇ સામાન્ય પુરુષ ઉપર મૂકવું નહિ; કારણકે અલ્પ તેજવાળા ઉપર એનો પ્રયોગ કરવાથી એ સર્વ જગતનો વિનાશ કરશે.[૧૭] આ અસ્ત્રને સ્થાવરજંગમસહિત ત્રણે લોકમાં અવધ્ય જેવો કોઇ નથી અર્થાત્ એ સર્વનો નાશ કરી શકે છે અને એનો મનવડે, ચક્ષુવડે, વાણીવડે અથવા ધનુષ ઉપરથી બાણરૂપે પ્રયોગ કરવાથી એ શત્રુનો નાશ કરે છે."[૧૮]

વૈશંપાયને કહ્યું:— આ સાંભળીને અર્જુન શુદ્ધ થયો, સ્વસ્થ થયો અને વિશ્વેશ્વરની પાસે આવીને 'મને અસ્ત્રનો ઉપદેશ કરો' એમ બોલ્યો.[૧૯] ત્યારે મહાદેવે અર્જુનને રહસ્ય અને પાછું વાળવાની ક્રિયા સાથે તે અસ્ત્રનો ઉપદેશ કર્યો, એટલે મૂર્તિમાન મૃત્યુના જેવું તે અસ્ત્ર જેમ પાર્વતીપતિ શંકરની પાસે આવે, તેમ પાંડવશ્રેષ્ઠ અર્જુનની પાસે આવીને ઉભું રહ્યું અને તે સમયે પ્રસન્ન થયેલા અર્જુને તેનો સ્વીકાર કર્યો.[૨૦,૨૧] આ વેળા પર્વત, વનનાં વૃક્ષ, સાગર, વનપ્રદેશ, ગામ, નગર અને ખાણોની સાથે આખી પૃથ્વી કંપવા લાગી; હજારો શંખ, દુંદુભિ અને

ભેરીના નાદો થવા લાગ્યા; વળી તે અસ્ત્રપ્રાપ્તિના સમયમાં વારંવાર ઉત્પાતો થવા લાગ્યા,[૨૩] અને દેવો તથા દાનવો અમાપ તેજવાળા અર્જુનની સમીપમાં દેદીપ્યમાન તથા ઘોર અસ્ત્રને મૂર્તિમાન ઊભેલું જોવા લાગ્યા. [૨૪] પછી મહાદેવે અર્જુનને સ્પર્શ કર્યો એટલે અમાપ બળવાળા અર્જુનના દેહમાં જે કંઇ અશુભ હતું, તે સઘળું નાશ પામી ગયું.[૨૫] તે પછી હે રાજા! મહાદેવે અર્જુનને 'તું હવે સ્વર્ગમાં જા' આ પ્રમાણે આજ્ઞા કરી, એટલે તે મસ્તકવડે શંકરને પ્રણામ કરી બે હાથ જોડી મહાદેવના તરફ જોવા લાગ્યો.[૨૬] તે વખતે સ્વર્ગવાસીઓના પ્રભુ, જિતેંદ્રિય, મહાબુદ્ધિમાન અને કૈલાસના અધિપતિ ઉમાકાંત શંકરે, દૈત્ય અને પિશાચોને નાશ પમાડનારૂં મહાન ગાંડીવ ધનુષ મહાપુરુષ અર્જુનને આપ્યું.[૨૭] તે પછી પાર્વતીસહિત શંકર શ્વેત તટવાળા, શિખરોવાળા અને ગુફાઓવાળા પવિત્ર મહાગિરિ હિમાલયનો ત્યાગ કરીને, પક્ષીઓ અને મહર્ષિઓએ સેવન કરેલા આકાશમાં મહાપુરુષ અર્જુનના દેખતાં જતા રહ્યા.[૨૮]

**ઇતિશ્રીમહા૦ વન૦ કૈરાતપર્વમાં "શિવપ્રસ્થાન" એ વિષયનો અધ્યાય ૪૦ મો સમાપ્ત.**

# અધ્યાય ૪૧ મો

## અર્જુનને લોકપાલોથી અસ્ત્રોની પ્રાપ્તિ

**॥ वैशंपायन उवाच ॥**

**तस्य संपश्यतस्त्वेव पिनाकी वृषभध्वजः ॥
जगामादर्शनं भानुर्लोकस्येवास्तमीयिवान् १**

વૈશંપાયને કહ્યુંઃ–જે પ્રમાણે અસ્તાચળ તરફ જતા સૂર્ય ક્રમે ક્રમે લોકોને અદૃશ્ય થાય છે, તે પ્રમાણે પિનાકધારી વૃષભધ્વજ શંકર પણ અર્જુનના જોતાં જોતાં અદૃશ્ય થઇ ગયા.[૧] હે ભરતવંશી રાજા! તે પછી શત્રુવીરને હણનારો અર્જુન 'મેં સાક્ષાત મહાદેવનાં દર્શન કર્યાં' આવું પરમ આશ્ચર્ય પામ્યો[૨] અને વિચારવા લાગ્યો કેઃ–'જેથી મેં ત્રણ નેત્રવાળા, પિનાકધારી અને વરદાયી મૂર્તિમાન શંકરનાં દર્શન કર્યાં અને તેમણે પોતાના હાથથી મારા શરીરનો સ્પર્શ કર્યો, તેથી હું ધન્ય છું તથા મારા ઉપર શંકરનો અનુગ્રહ થયો છે.[૩] હું પોતાને પરમ કૃતાર્થ થયેલો માનું છું, યુદ્ધમાં સર્વ શત્રુઓને જિતી લીધેલા માનું છું તથા મારૂં પ્રયોજનસિદ્ધ થયેલું માનું છું.'[૪] આ પ્રમાણે અમાપ તેજવાળો અર્જુન વિચાર કરતો હતો, એવામાં વૈડૂર્યમણિના જેવી કાંતિવાળા જલાધિપતિ શ્રીમાન વરુણદેવ પોતાની કાંતિથી સર્વ દિશાઓને પ્રકાશિત કરતા જળચર પ્રાણીઓથી વીંટાઇને ત્યાં આવી પહોંચ્યા.[૫] નાગો, નદો, નદીઓ, દૈત્યો, સાધ્યો અને દેવતાઓની સાથે જળચર પ્રાણીઓના સ્વામી જિતેંદ્રિય વરુણ, જ્યાં અર્જુન હતો ત્યાં આવ્યા.[૬] તે પછી સુવર્ણના જેવા દેહવાળા, સમર્થ અને અદ્ભુત રૂપવાળા ધનાધિપતિ શ્રીમાન કુબેર પણ યક્ષોની સાથે અર્જુનનાં દર્શનને માટે મહાતેજસ્વી વિમાનમાં બેસીને ત્યાં આવી પહોંચ્યા;[૭,૮] તેમજ લોકોનો અંત કરનારા, પ્રતાપી, દંડધારી, અચિંત્ય દેહવાળા, સર્વ ભૂતોનો વિનાશ કરનારા, વિવસ્વાનના પુત્ર, ધર્મના અધિપતિ અને પ્રલયકાળે પ્રકાશિત થનારા બીજા સૂર્યના જેવા જણાતા સાક્ષાત્ શ્રીમાન યમરાજા પણ મનુષ્યમૂર્તિને ધારણ કરનારા અને લોકોનું પાલન કરનારા પિતૃઓની સાથે વિમાનમાં બેસી, વિમાનની કાંતથી ગુહ્યકો, ગંધર્વો અને નાગોની સાથે ત્રણ લોકોને પ્રકાશિત કરતા, મહાગિરિ હિમાલયના પ્રકાશયુક્ત ચિત્ર વિચિત્ર શિખરોના ઉપર આવ્યા અને ત્યાં રહીને તેઓ તપશ્ચર્યા કરતા અર્જુનને જોવા લાગ્યા.[૯–૧૨] ત્યારપછી એક મુહુર્ત થતાં ભગવાન ઇંદ્ર, ઐરાવતના મસ્તક ઉપર બેસીને ઇંદ્રાણીની સાથે દેવગણોથી વીંટાઇને ત્યાં આવી પહોંચ્યા[૧૩] તેમના મસ્તક ઉપર શ્વેત છત્ર ધારણ કરેલું હતું, તેથી તેઓ શ્વેત વાદળમાં રહેલા તારાધિપતિ ચંદ્રના જેવા શોભતા હતા.[૧૪] ગંધર્વો અને તપરૂપી ધનવાળા ઋષિઓથી સ્તુતિ કરાતા

તે, પર્વતના શિખર ઉપર આવીને ઉદય પામેલા સૂર્યની પેઠે ઉભા રહ્યા.[૧૫] આ રીતે દેવોના આવ્યા પછી મેઘના જેવા શબ્દવાળા અને પરમ ધર્મને જાણનારા બુદ્ધિમાન યમરાજા દક્ષિણ દિશામાં રહીને શુભ વાણીથી અર્જુનને કહેવા લાગ્યાઃ–[૧૬] "અર્જુન! હે અર્જુન! અમે લોકપાલો આવ્યા છીએ, તેઓને તું જો. તું દર્શન કરવામાટે યોગ્ય છે, માટે અમે તને તે દર્શન થઈ શકે એવી દૃષ્ટિ આપીએ છીએ.[૧૭] તું અતર્ક્ય સ્વરૂપવાળો અને મહાબળવાન એવો નર નામનો પુરાતન ઋષિ છે; અને હે તાત! બ્રહ્માની પ્રેરણાથી તું મનુષ્યયોનિમાં ઉત્પન્ન થયેલો છે. હે નિષ્પાપ! તારે વસુઓથી ઉત્પન્ન થયેલા, મહાપરાક્રમી અને પરમ ધર્માત્મા ભીષ્મ પિતામહને જિતવાના છે;[૧૮–૨૦] એટલુંજ નહિ પણ તારે દ્રોણગુરુથી રક્ષણ કરાયલા અગ્નિના જેવા સ્પર્શવાળા ક્ષત્રિયોને, મનુષ્યદેહને પ્રાપ્ત થયેલા મહાવીર્યવાળા દાનવોને અને હે કુરુનંદન! નિવાત કવચ નામના દાનવોને પણ જિતવાના છે. વળી હે ધનંજય! સર્વ લોકને તપાવનારા મારા પિતા સૂર્યદેવના અંશથી ઉત્પન્ન થયેલા મહાવીર્યવાળા કર્ણનો પણ તારે વધ કરવાનો છે. હે શત્રુહંતા કુંતીપુત્ર! દેવો, દાનવો અને રાક્ષસોના જે અંશો પૃથ્વીમાં અવતરેલા છે, તે સઘળાઓ યુદ્ધમાં તારા હાથથી મરણ પામીને પોતાનાં કર્મફળોવડે જિતેલી પોતપોતાની ગતિને પ્રાપ્ત થશે.[૨૧–૨૩] હે ફાલ્ગુન! તેં સાક્ષાત્ મહાદેવને મહાયુદ્ધમાં સંતુષ્ટ કર્યા છે, તેથી લોકમાં તારી અક્ષય કીર્તિ રહેશે.[૨૪] તારે વિષ્ણુ–શ્રીકૃષ્ણની સાથે રહીને પૃથ્વીનો ભાર પણ ઓછો કરવાનો છે, માટે હે મહાબાહુ! જેને કોઇપણ પાછું વાળી ન શકે તેવા આ દંડરૂપી અસ્ત્રને તું ગ્રહણ કર. આ અસ્ત્રથી તું ઘણું મોટું કાર્ય કરીશ."[૨૫]

વૈશંપાયને કહ્યું:–યમરાજાનાં આ વચન સાંભળીને કુરુકુળને આનંદ આપનારા અર્જુને, યમરાજાની પાસેથી મંત્ર, ઉપચાર, મૂકવું અને પાછું વાળવાની સાથે તે અસ્ત્રનો વિધિપૂર્વક સ્વીકાર કર્યો.[૨૬] તે પછી મેઘના જેવી શ્યામ મૂર્તિવાળા જળચર પ્રાણીઓના અધિપતિ વરુણદેવ પશ્ચિમ દિશામાં રહીને બોલ્યાઃ– "હે પાર્થ! તું ક્ષત્રિયોમાં મુખ્ય છે અને ક્ષત્રિયોના ધર્મમાં રહેલો છે. હે વિશાળ લાલ નેત્રવાળા! તું મારા તરફ દૃષ્ટિ કર. હું જળનો રાજા વરુણ છું.[૨૭,૨૮] હે કુંતીપુત્ર! મેં પ્રયોગ અને ઉપસંહારની સાથે તને આપવા માટે આગળ કરેલા આ અસ્ખલિત વરુણપાશોને તું ગ્રહણ કર.[૨૯] હે વીર! પૂર્વે જ્યારે તારકામય નામનો સંગ્રામ થયો હતો, ત્યારે મેં આ પાશોવડે હજારો મોટા મોટા દૈત્યોને બાંધી લીધા હતા;[૩૦] માટે હે મહાબળવાન અર્જુન! મારી કૃપાવડે પ્રાપ્ત થયેલા આ પાશોને તું ગ્રહણ કર. એ પાશોને લઇને સજ્જ થયેલા તારાથી યમ પણ છુટી શકશે નહિ.[૩૧] વળી આ અસ્ત્ર ધારણ કરીને જ્યારે તું સંગ્રામમાં ઘૂમીશ, ત્યારે આ પૃથ્વી ક્ષત્રિયરહિત થઇ જશે એમાં સંશય નથી."[૩૨]

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે યમરાજાએ અને વરુણદેવે અર્જુનને દિવ્ય અસ્ત્રો આપ્યાં, એટલે કૈલાસપર્વત ઉપર નિવાસ કરનારા ધનાધ્યક્ષ કુબેર બોલ્યાઃ–[૩૩] "હે મહાબળસંપન્ન પ્રાજ્ઞ પાંડુપુત્ર! હું પણ તારો સમાગમ થવાથી શ્રીકૃષ્ણનો સમાગમ થયો હોય તેની પેઠે પ્રસન્ન થયો છું.[૩૪]

હે સવ્યસાચિન્! હે મહાબાહુ! હે સનાતન પૂર્વદેવ! તું અમારીસાથે પૂર્વકલ્પમાં નિરંતર શ્રમિત થયો હતો.[૩૫] હે નરશ્રેષ્ઠ! તે તારાં પુનઃ દર્શન થવાથી હું તને આ દિવ્ય અસ્ત્ર આપું છું. હે મહાબાહુ! એ અસ્ત્રથી તું દુર્જય મનુષ્યથી ભિન્ન દેવાદિને પણ જિતીશ;[૩૬] માટે તું મારી પાસેથી એ સર્વોત્તમ અસ્ત્રને તત્કાળ ગ્રહણ કર. આ અસ્ત્રથી તું દુર્યોધનનાં સૈન્યોને બાળી મૂકીશ.[૩૭] આ બળ, પરાક્રમ અને કાંતિને પ્રાપ્ત કરનારૂં, શત્રુઓને મોહ પમાડનારૂં અને સંહારનારૂં મારૂં પ્રિય અંતર્ધાન નામનું અસ્ત્ર છે, તેને તું ગ્રહણ કર.[૩૮] જ્યારે મહાત્મા શંકરે ત્રણ નગરનો નાશ

કર્યો હતો, ત્યારે તેમણે આ અસ્ત્ર મૂક્યું હતું, કે જે અસ્ત્રે મોટા મોટા અસુરોને બાળી નાખ્યા હતા.[૩૯] હે સત્ય પરાક્રમી! તે આ અસ્ત્ર મેં તારામાટે આપવા તૈયાર કર્યું છે. હે મેરુ પર્વતના જેવા ગૌરવવાળા! આ અસ્ત્રને ધારણ કરવા માટે તું યોગ્ય છે."[૪૦] આ પ્રમાણે કુબેરના કહ્યા પછી કુરુનંદન, મોટાબાહુવાળા અને મહાબળવાન અર્જુને, કુબેરના દિવ્ય અસ્ત્રને વિધિપૂર્વક ગ્રહણ કર્યું.[૪૧] તે પછી મેઘ અને દુંદુભિના જેવા ગંભીર ધ્વનિવાળા દેવરાજ ઇંદ્ર ઉત્તમ કર્મ કરનારા અર્જુનને શાંત વાણીવડે સાંત્વન કરતા કરતા કહેવા લાગ્યાઃ–" હે મહાબાહુ કુંતીપુત્ર! તું પુરાતન ઇશ (નર) મૂર્તિ છે અને આ જન્મમાં પણ પરમસિદ્ધિને પ્રાપ્ત થવાથી તું સાક્ષાત્ દેવોની ગતિને પ્રાપ્ત થયો છે.[૪૩] હે શત્રુદમન! તારે દેવોનું મહાન કાર્ય કરવાનું છે તથા સ્વર્ગમાં આરોહણ કરવાનું છે,માટે હે મોટી કાંતિવાળા અર્જુન! તું તૈયાર થા.[૪૪] હે કુરુવંશી! તને લેવામાટે માતલિ સારથિની સાથે મારો રથ પૃથ્વી ઉપર આવશે, તે રથમાં બેસીને તું સ્વર્ગમાં આવીશ.ત્યાં હું તને દિવ્ય અસ્ત્રો આપીશ.[૪૫] આ પ્રમાણે લોકપાલોનાં વચન સાંભળ્યા પછી બુદ્ધિમાન કુંતીપુત્ર અર્જુન તે લોકપાલોને પર્વતના શિખર ઉપર એકઠા મળેલા જોઈને વિસ્મય પામ્યો.[૪૬] તે પછી મહાતેજસ્વી અર્જુને ત્યાં આવેલા લોકપાલોની વાણીવડે, જળવડે અને ફળોવડે વિધિપૂર્વક પૂજા કરી.[૪૭] ત્યારપછી અર્જુનનો સામો સત્કાર કરીને, ઇચ્છા અને મનના જેવા વેગવાળા સર્વે દેવો જે માર્ગે આવ્યા હતા, તે માર્ગે પાછા ગયા.[૪૮] દેવોના ગયા પછી પુરુષોમાં શ્રેષ્ઠ એવો અર્જુન અસ્ત્રો પ્રાપ્ત થવાથી હર્ષ પામ્યો અને પોતાનો મનોરથ પૂર્ણ થવાથી પોતાને કૃતાર્થ માનવા લાગ્યો.[૪૯]

ઇતિ શ્રીમહા૦ વન૦ કૈરાત પર્વમાં
" દેવપ્રસ્થાન " એ વિષયનો
અધ્યાય ૪૧ મો સમાપ્ત.

કૈરાત પર્વ સમાપ્ત.

# इंद्रलोकाभिगमन पर्व

## અધ્યાય ૪૨ મો
### અર્જુન સ્વર્ગમાં ગયો.

॥ वैशंपायन उवाच ॥
**गतेषु लोकपालेषु पार्थः शत्रुनिबर्हणः ॥**
**चिंतयामास राजेंद्र देवराजरथं प्रति ॥१॥**

વૈશંપાયને કહ્યું:–હે રાજેંદ્ર જનમેજય! લોકપાલો ગયા પછી શત્રુનાશન અર્જુન દેવરાજ ઇંદ્રના રથને માટે મનમાં ચિંતન કરવા લાગ્યો.[૧] આ રીતે નિદ્રાને જિતનાર તથા બુદ્ધિમાન અર્જુન ચિંતન કરતો હતો, તેવામાં આકાશને અંધકારરહિત કરતો, મેઘોને જાણે વિદારણ કરતો તથા મહામેઘની ગર્જના જેવા પોતાના શબ્દવડે દિશાઓને પૂર્ણ કરતો મહાતેજસ્વી રથ માતલિની સાથે ત્યાં આવી પહોંચ્યો. આ રથમાં તરવારો, શક્તિઓ, ઉગ્ર દેખાવવાળી ભયંકર ગદાઓ, દિવ્ય પ્રભાવવાળા ભાલાઓ, મહાકાંતિવાળી વિજળીઓ, વજ્રો, પૈડાંવાળી તોપો, ગોળાઓ, વેગવડે વાયુને ઉત્પન્ન કરનારા અને વજ્રનાજેવા ધ્વનિવાળા મહામેઘના નાદો, પ્રચંડ કાયાવાળા તથા પ્રજ્વલિત મુખવાળા અતિ ભયંકર નાગો અને શ્વેત વાદળાંના સમૂહ જેવા એકઠા કરી રાખેલા પાષાણો હતા. દષ્ટિને ચોરી લેનારા તે દિવ્ય માયામય રથને વાયુના જેવા વેગવાળા દશ હજાર હરિ નામના ઘોડાઓ ખેંચતા હતા.[૨–૭] અર્જુને તે

રથના ઉપર સુવર્ણથી મઢેલો દંડ અને તેના ઉપર શ્યામ કમળના જેવો અત્યંત નીલવર્ણો મહાતેજસ્વી વૈજયંત નામનો ઇંદ્રધ્વજ જોયો.[૮] વળી તે રથમાં તેજસ્વી સુવર્ણના અલંકારોથી અલંકૃત થયેલા સારથિને બેઠેલો જોયો, એટલે તો મહાબાહુ અર્જુનને આ કોઈ દેવ છે, એવો તર્ક થયો.[૯] અર્જુન તે પ્રમાણે તર્ક કરતો હતો, એટલામાં માતલિ સારથિ તેની આગળ આવ્યો અને નમ્ર થઈને અર્જુનને કહેવા લાગ્યો.[૧૦]

માતલિ બોલ્યોઃ—હે ઇંદ્રપુત્ર! શ્રીમાન ઇંદ્ર તમને મળવા ઈચ્છે છે, માટે તમે આ ઇંદ્રના માનીતા રથમાં તત્કાળ બેસો.[૧૧] દેવોમાં શ્રેષ્ઠ તમારા પિતા ઇંદ્રે મને કહ્યું છે કે, 'કુંતીપુત્ર અર્જુન અહીં આવે, એટલે દેવતાઓ તેનાં દર્શન કરે.[૧૨] આ પ્રમાણે કહીને મને અહીં મોકલ્યો છે અને ઇંદ્ર પોતે દેવો, ઋષિગણો, ગંધર્વો અને અપ્સરાઓથી વીંટાઇને તમારાં દર્શનની ઇચ્છાથી તમારી રાહ જુએ છે;[૧૩] માટે તમે ઇંદ્રની આજ્ઞાથી આ લોક છોડીને મારીસાથે દેવલોકમાં ચાલો અને અસ્ત્રો મળ્યા પછી પુનઃ આ લોકમાં આવજો."[૧૪]

અર્જુને કહ્યું:—"હે માતલિ! તું તત્કાળ જા અને સેંકડો રાજસૂય તથા અશ્વમેધ યજ્ઞો કરવાથી પણ દુર્લભ એ ઉત્તમ રથ ઉપર ચઢ.[૧૫] પુષ્કળ દક્ષિણા આપીને યજ્ઞો કરનારા મોટા ભાગ્યશાળી રાજાઓને, દેવતાઓને અથવા દાનવોને પણ આ ઉત્તમ રથ ઉપર ચઢવું દુર્લભ છે.[૧૬] વળી તપશ્ચર્યા ન કરનારા પુરુષો આ દિવ્ય મહારથનાં દર્શન અથવા સ્પર્શ પણ કરી શકતા નથી, ત્યારે એ રથમાં ચઢે તો ક્યાંથીજ ?[૧૭] હે સાધુ પુરુષ! પ્રથમ તું રથ ઉપર ચઢીને સ્થિર થઈને બેસીશ અને ઘોડાઓ સ્થિર ઉભા રહેશે, એટલે પછીથી પુણ્યવાન જેમ સન્માર્ગે ચઢે, તેમ હું રથ ઉપર ચઢીશ."[૧૮]

વૈશંપાયને કહ્યું:—આવાં અર્જુનનાં વચન સાંભળીને ઇંદ્રનો સારથિ માતલિ,તત્કાળ રથ ઉપરચઢયો અને તેણે લગામવડે ઘોડાઓને સ્થિર ઉભા રાખ્યા.[૧૯] તે પછી મનમાં પ્રસન્ન થયેલા કુરુનંદન અર્જુને ગંગામાં સ્નાન કર્યું અને પવિત્ર થઈને વિધિપૂર્વક મંત્રનો જપ કર્યો.[૨૦] જપ કરીરહ્યા પછી તેણે ન્યાયપ્રમાણે વિધિપૂર્વક પિતૃઓનું તર્પણ કર્યું અને તે પછી પર્વતરાજ મંદરાચળની તે આજ્ઞા માગવા લાગ્યો.[૨૧] હે પર્વત! તું સત્પુરુષોનો, પુણ્યશીલોનો, પુણ્યકર્મવાળા મુનિઓનો અને સ્વર્ગમાર્ગની આકાંક્ષાવાળાઓનો સદા આશ્રયસ્થાન છે.[૨૨] હે પર્વત! તારી કૃપાથી બ્રાહ્મણો,ક્ષત્રિયોઅને વૈશ્યો સ્વર્ગમાં જઈને દેવોની સાથે નિર્ભય થઇને ફરે છે.[૨૩] હે પર્વતરાજ! હે મહાશૈલ! હે મુનિઓના આશ્રય! હે તીર્થસંપન્ન! હું તારા ઉપર આજસુધી સુખથી રહ્યો છું. હવે તારી આજ્ઞાલઇને હું અહીંથી જાઉં છું.[૨૪] મેં તારાં શિખરો, કુંજો, નદીઓ, ઝરણો અને અત્યંત પુણ્યકારક તીર્થોનાં અનેક વખત દર્શન કર્યાં છે;[૨૫] ઠામ ઠામનાં સુગંધવાળાં ફળોનું ભક્ષણ કર્યું છે અને તારા શરીરમાંથી નીકળેલાં ઝરણોનાં અમૃત જેવા સ્વાદિષ્ટ તથા સુંદર સુગંધવાળા જળસમુદાયનું પાન કર્યું છે. વળી હે પર્વત! પિતાના ખોળામાં બાળક જેમ અતિશય સુખથી રહે છે, તેમ હે પ્રભુ શૈલરાજ! અપ્સરાના ગણોથી ભરપૂર અને વેદના ઘોષવડે ગાજી રહેલા તારા ખોળામાં મેં ક્રીડા કરી છે.[૨૬-૨૮] હે શૈલ! હું તારાં શિખરો ઉપર નિરંતર સુખથી રહ્યો છું." આ પ્રમાણે કહીને શત્રુવીરને હણનારા અર્જુને પર્વતની આજ્ઞા લીધી[૨૯] અને તે સૂર્યની પેઠે રથને પ્રકાશિત કરતો દિવ્ય રથ ઉપર ચઢયો. તે પછી સૂર્યના જેવા તેજસ્વી અને અદ્દભુત કર્મવાળા તે દિવ્ય રથવડે બુદ્ધિમાન કુરુનંદન અર્જુન પ્રસન્ન થઇને ઉપરના લોકમાં જવા લાગ્યો તથા ધર્મચારી મનુષ્યોની દષ્ટિમર્યાદાથી પણ બહાર જતો રહ્યો.[૩૦,૩૧] તે માર્ગમાં તેણે અદ્દભુત રૂપવાળાં હજારો વિમાનો જોયાં. ત્યાં સૂર્ય, ચંદ્ર અથવા અગ્નિ પ્રકાશ કરતા નથી,[૩૨] પરંતુ પુણ્યવડે પ્રાપ્ત થયેલી પોતાની કાંતિ, કે જે અહીં ચકચકિત તારાનાં રૂપોથી જણાય છે, તે વડેજ ત્યાં પ્રકાશ થાય છે.[૩૩]

ખરી રીતે તે તારાઓનાં રૂપો ઘણાં મોટાં છે,તો પણ બહુ દૂર હોવાથી તે દીવાના જેવાં સૂક્ષ્મ દેખાય છે. તેને અર્જુને ત્યાં મહાતેજસ્વી સ્વરૂપવાળાં અને પોતપોતાના સ્થાનમાં પોતાની કાંતિવડે પ્રકાશિત થતાં જોયાં તથા ત્યાં રાજર્ષિઓને, સિદ્ધોને અને યુદ્ધમાં હણાયલા શૂરવીરોને જોયા.[૩૪,૩૫] વળી સૂર્યના જેવા પ્રજ્વલિત તેજવાળા હજારો ગંધર્વોનાં સેંકડો ટોળાંઓને, તપવડે જિતેલા સ્વર્ગમાં ત્વરાથી જતાં જોયાં; તેમજ યક્ષોનાં, ઋષિઓનાં અને અપ્સરાઓનાં ટોળાંઓને તથા સ્વયંપ્રકાશી લોકોને જોઈને અર્જુન વિસ્મય પામ્યો[૩૬,૩૭]અને તેણે માતલિને પૂછ્યું,ત્યારે માતલિએ તેને પ્રેમથી કહ્યું કેઃ–"હે પાર્થ! હે વિભો !તમે પૃથ્વી ઉપરથી જે તારાનાં રૂપો જોયાં છે, તે આ પુણ્યવાન લોકો પોતપોતાનાં સ્થાનોમાં રહેલા છે અને તે ત્યાં તારારૂપથી દેખાય છે." તે પછી અર્જુને સ્વર્ગના દ્વાર આગળ ઉભા રહેલા, શિખરવાળા કૈલાસ પર્વતના જેવા, ચાર દાંતવાળા, પુણ્યવાન અને વિજયી ઐરાવત નામના હાથીને જોયો. તે પછી કુરુ અને પાંડુવંશમાં શ્રેષ્ઠ અર્જુન સિદ્ધ પુરુષોના માર્ગને ઓળંગીને પૂર્વે જેમ મહારાજા માંધાતા શોભતા હતા, તેમ શોભવા લાગ્યો. આ પ્રમાણે તે કમળ સમાન નેત્રવાળો અર્જુન, રાજાઓના લોકોને ઓળંગીને આગળ જવા લાગ્યો.[૩૮–૪૧] તે પછી મહાયશસ્વી અર્જુને આગળ જતાં જતાં સ્વર્ગલોકમાં ઇંદ્રની પ્રસિદ્ધ અમરાવતી નગરીને દીઠી,[૪૨]

ઇતિ શ્રીમહા૦ વન૦ ઇંદ્રલોકાભિગમન પર્વમાં "ઇંદ્રપુરીદર્શન" એ વિષયનો અધ્યાય ૪૨ મો સમાપ્ત.

## અધ્યાય ૪૩ મો

### અર્જુનને ઇંદ્રસભાનું દર્શન

॥ वैशंमपायन उवाच ॥

ददर्श स पुरीं रम्यां सिद्धचारणसेविताम् ॥
सर्वर्तुकुसुमैः पुण्यैः पादपरूपशोभिताम् ॥

વૈશંપાયને કહ્યુંઃ–અર્જુને, સર્વ ઋતુમાં પુષ્પવાળાં પવિત્ર વૃક્ષોથી સુશોભિત અને સિદ્ધ તથા ચારણોએ સેવન કરેલી તે રમણીય નગરીનાં દર્શન કર્યાં.[૧] ત્યાં પવિત્ર ગંધવાળાં પુષ્પો અને સૌગંધિક કમળોના સુગંધથી મિશ્ર થયેલા પવિત્ર ગંધવાળા વાયુવડે વીંજાયલા અર્જુને, અપ્સરાના સમૂહોથી સેવાતું, દિવ્ય પુષ્પોવાળું આહ્વાન કરતાં હોય તેવાં વૃક્ષોથી સંપન્ન એવું નંદન નામનું દિવ્ય વન જોયું.[૨,૩] પુણ્યકર્તાઓના તે લોકને તપશ્ચર્યા ન કરનારા, અગ્નિહોત્ર ન લેનારા અને યુદ્ધમાં પીઠ દેખાડનારા જોઈ પણ શકતા નથી.[૪] વળી યજ્ઞ અને વ્રત ન કરનારા, વેદશ્રવણવિનાના, તીર્થસ્નાન ન કરનારા, યજ્ઞ તથા દાનથી વિમુખ રહેલા, યજ્ઞમાં વ્યર્થ હિંસા કરનારા,ક્ષુદ્ર મનવાળા, મદ્યપાન કરનારા, ગુરુપત્નીસાથે ગમન કરનારા, માંસાહાર કરનારા અને દુરાત્મા પુરુષો, તે લોકને કોઇ પણ રીતે જોઇ શકતા નથી.[૫,૬] મહાબાહુ અર્જુન, દિવ્ય ગાનવડે ગાજી રહેલા તે દિવ્ય વનને જોતો જોતો ઇંદ્રની વહાલી નગરી અમરાવતીમાં દાખલ થયો.[૭] તે વખતે તેણે ત્યાં ઇચ્છા પ્રમાણે ગતિ કરનારાં દેવોનાં હજારો વિમાનોને ઉભાં રહેલાં તથા હજારોને આવતાં જોયાં.[૮] ગંધર્વો તથા અપ્સરાઓ અર્જુનની સ્તુતિ કરવા લાગ્યાં અને પુષ્પગંધને લાવતા પવિત્ર વાયુઓ તેને પવન ઢોળવા લાગ્યા.[૯] તે પછી દેવો, ગંધર્વો, સિદ્ધો અને મહર્ષિઓ પ્રસન્ન થઇને ઉત્તમ કર્મ કરનારા અર્જુનની સારી રીતે પૂજા કરવા લાગ્યા.[૧૦] આ પ્રમાણે આશીર્વાદો અને દિવ્ય વાદિત્રોના શબ્દોથી માન પામેલો મહાબાહુ અર્જુન, શંખ તથા દુંદુભિની ગર્જનાથી ગાજીરહેલા તથા સુરવીથિ નામથી પ્રસિદ્ધ થયેલા વિશાળ નક્ષત્રમાર્ગ ઉપર આવ્યો અને સ્તુતિઓ કરાતો તે કુંતીપુત્ર, ઇંદ્રની આજ્ઞાથી ચોતરફ ફરવા લાગ્યો.[૧૧,૧૨] ત્યાં સાધ્યો, વિશ્વેદેવા, વાયુઓ-અશ્વિનીકુમારો, આદિત્યો, વસુઓ, રુદ્રો, નિર્મળ બ્રહ્મર્ષિઓ, ઘણા રાજર્ષિઓ, દિલીપ

વગેરે રાજાઓ, તુંબુરુ, નારદ અને હાહા તથા હૂહૂ નામના ગંધર્વો હતા.[૧૩,૧૪]તે સર્વને વિધિપૂર્વક મળીને પછી શત્રુદમન કુરુનંદનને દેવરાજ ઇંદ્રનાં દર્શન થયાં.[૧૫] એટલે મહાબાહુ અર્જુન ઉત્તમ રથમાંથી નીચે ઉતર્યો અને તેણે દેવના અધિપતિ પોતાના પિતા ઇંદ્રનાં સાક્ષાત્ દર્શન કર્યાં.[૧૬] તે વખતે સુવર્ણના દાંડાવાળું મનોહર શ્વેત છત્ર ઇંદ્રના ઉપર ધરેલું હતું; દિવ્ય સુગંધથી સુવાસિત કરેલા પંખાઓવડે તેના ઉપર વાયુ ઢોળાતા હતા, સ્તુતિપૂર્વક વંદન કરનારા વિશ્વાવસુ વગેરે ગંધર્વો તેની સ્તુતિ કરતા હતા અને શ્રેષ્ઠ બ્રાહ્મણો ઋગ્વેદ, યજુર્વેદ તથા સામવેદના મંત્રોવડે સ્તવન કરતા હતા.[૧૭,૧૮]તે પછી બળવાન અર્જુને, ઇંદ્રની પાસે જઇને તેમને મસ્તકવડે પ્રણામ કર્યા, એટલે ઇંદ્રે પોતાના ગોળ અને પુષ્ટ બાહુવડે અર્જુનને ઉઠાડી આલિંગન આપ્યું.[૧૯] પછી ઇંદ્રે તેનો હાથ પકડીને દેવગણ તથા ઋષિગણથી સેવાયલા પવિત્ર ઇંદ્રાસન ઉપર તેને પોતાની પાસે બેસાડયો;[૨૦] અને શત્રુવીરને હણનારા દેવરાજે તે વખતે વિનયથી નમ્ર રહેલા અર્જુનનું મસ્તક સુંધ્યું તથા તેને પોતાના ખોળા ઉપર લીધો.[૨૧] ઇંદ્રની આજ્ઞાવડે ઇંદ્રાસન ઉપર ગયેલો મહાત્મા અર્જુન, બીજા ઇંદ્રની પેઠે તેના ઉપર બેઠો.[૨૨] તે પછી વૃત્રાસુરના શત્રુ ઇંદ્રે, સાંત્વન કરતાં કરતાં પોતાના પવિત્ર ગંધવાળા હાથવડે અર્જુનના સુંદર મુખ ઉપર પ્રેમથી સ્પર્શ કર્યો[૨૩] તથા વજ્ર ગ્રહણ કરવાથી ચિહ્નિત થયેલા પોતાના હાથ વડે પ્રત્યંચા અને બાણો છોડવાથી કઠિન થઇ ગયેલા, સુવર્ણના સ્તંભ જેવા અર્જુનના લાંબા તથા ઉત્કૃષ્ટ બાહુઓને ધીરે ધીરે પંપાળવા માંડયા અને સાંત્વન કરતાં કરતાં વજ્રધારી ઇંદ્ર વારંવાર તે બાહુઓને ધીરે ધીરે થાબડવા લાગ્યો.[૨૪,૨૫] આ પ્રમાણે હર્ષવડે પ્રફુલ્લિત નેત્રોવાળો અને વૃત્રનાશક તે સહસ્રનયન ઇંદ્ર, હાસ્ય કરતો હોય તેમ અર્જુનને જોવા લાગ્યો, પણ તેને તૃપ્તિ થઇ નહિ.[૨૬] ચતુર્દશીને દિવસે સાથે ઉદય પામેલા સૂર્ય અને ચંદ્ર જેમ આકાશને શોભાવે, તેમ એકજ આસન ઉપર બેઠેલા ઇંદ્ર અને અર્જુન સભાને શોભાવતા હતા.[૨૭] તે વખતે ત્યાં સંગીતવિદ્યામાં અને સામગાનમાં કુશળ તુંબુરુ વગેરે ગંધર્વો, પ્રેમથી અત્યંત રમણીય સામગાથાઓ ગાવા લાગ્યા[૨૮] અને ઘૃતાચી, મેનકા, રંભા, પૂર્વચિત્તિ, સ્વયંપ્રભા, ઉર્વશી, મિશ્રકેશી, દંડગૌરી, વરૂથિની,[૨૯] ગોપાલી, સહજન્યા, કુંભયોનિ, પ્રજાગરા, ચિત્રસેના, ચિત્રલેખા, સહા અને મધુરસ્વરા,[૩૦] આ અને બીજી કમળના જેવાં નેત્રવાળી, મોટી કેડો તથા નિતંબોવાળી હજારો અપ્સરાઓ કે જેઓને કંપિત થતાં સ્તનોથી તથા ચિત્ત,બુદ્ધિ અને મનને હરણ કરનારા કટાક્ષ, હાવભાવ તથા કંઠમાધુર્યથી સિદ્ધ પુરુષોનાં ચિત્તને પ્રસન્ન કરવાના કાર્ય ઉપર નિમેલી હતી, તેઓ ત્યાં નૃત્ય કરવા લાગી.[૩૧,૩૨]

ઇતિ૦ શ્રીમહા૦ વન૦ ઇંદ્રલોકાભિગમન પર્વમાં "ઇંદ્રસભા દર્શન" એ વિષયનો અધ્યાય ૪૩ મો સમાપ્ત.

---

# અધ્યાય ૪૪ મો

## અર્જુનને અસ્ત્રવિદ્યા તથા સંગીત વિગેરેનું શિક્ષણ

॥ वैशंपायन उवाच ॥

**ततो देवाः सगंधर्वाः समादायार्घ्यमुत्तमम् ॥**
**शक्रस्यमतमाज्ञाय पार्थमानर्चुरंजसा ॥१॥**

વૈશંપાયને કહ્યું:–તે પછી ઇંદ્રનો અભિપ્રાય જાણીને ગંધર્વોની સાથે દેવોએ ઉત્તમ પ્રકારની અર્ઘ્યપૂજાની સામગ્રી લાવીને તત્કાળ અર્જુનની પૂજા કરવા માંડી.[૧] રાજપુત્ર અર્જુનને પગ પખાળવાનું જળ તથા આચમનનું જળ ગ્રહણ કરાવ્યા પછી તેઓ તેને ઇંદ્રભવનમાં લઇ ગયા.[૨] આ રીતે સન્માન પામેલો જયશીલ અર્જુન, પ્રયોગ તથા ઉપસંહારની સાથે મહાન અસ્ત્રોનો અભ્યાસ કરતો પોતાના પિતાના

ભવનમાં નિવાસ કરવા લાગ્યો.[3] તેણે ઇંદ્રને પ્રિય દુઃસહ વજ્રાસ્ત્રનો તથા કવખતે ચઢી આવેલા મેઘો અને મયૂરોનાં નૃત્યોવડે જેનો દેશાંતરમાં પ્રયોગ સમજી શકાય છે, તે મોટી ગર્જનાવાળા અશની નામના અસ્ત્રનો ઇંદ્રની પાસેથી અભ્યાસ કર્યો.[4] આ પ્રમાણે ઇંદ્રની પાસેથી અસ્ત્રો ગ્રહણ કર્યાપછી કુંતીપુત્ર અર્જુનને પોતાના ભાઇઓનું સ્મરણ થયું—અર્થાત્ ભાઇઓની પાસે જવાની વૃત્તિ થઇ, પરંતુ ઇંદ્રની આજ્ઞાથી તે પાંચ વર્ષપર્યંત ત્યાંજ સુખથી રહ્યો.[5] તે પછી સમય આવતાં એક વખતે ઇંદ્રે અસ્ત્રવિદ્યામાં કુશળ થયેલા અર્જુનને કહ્યું કે:-"હે કુંતીપુત્ર ! તું ચિત્રસેન ગંધર્વની પાસેથી નૃત્ય તથા ગાનવિદ્યાને પ્રાપ્ત કર[6] અને હે કૌંતેય ! દેવરચિત વાદિત્રવિદ્યા, કે જે મનુષ્યલોકમાં હયાત નથી, તેને પણ તું સંપાદન કર; તેથી તારૂં અવશ્ય શ્રેય થશે."[7] આ પ્રમાણે કહ્યા પછી ઇંદ્રે, ચિત્રસેનની સાથે અર્જુનની મિત્રતા કરાવી આપી. ત્યારે અર્જુન, ચિત્રસેનના સમાગમમાં આવીને નિરુપદ્રવ પણે રમણ કરવા લાગ્યો.[8] ચિત્રસેન તેને વારંવાર ગાયન, વાદિત્ર અને નૃત્યનું શિક્ષણ આપતો હતો, તોપણ દ્યૂતને લીધે પ્રાપ્ત થયેલા દુઃખનું સ્મરણ કરીને દુઃશાસન અને સુબલના પુત્ર શકુનિના વધને માટે ક્રોધયુક્ત થયેલા તેજસ્વી અર્જુનને સુખ થતું ન હતું.[9] તે પછી ચિત્રસેનની સાથે અતુલ પ્રીતિ થવાથી માત્ર કોઇ કોઇવારશીખતાં પણઅર્જુને અનુપમ ગાંધર્વ, નૃત્ય અને વાદિત્રકળાને સંપાદન કરી.[10] આ રીતે નૃત્ય, વાદિત્ર અને સંગીતના અનેક ગુણો તથા સર્વ પ્રકારોને તે શીખ્યો, તોપણ શત્રુવીરને હણનારા અર્જુનને પોતાના બંધુઓ અને કુંતીમાતાનું સ્મરણ થયા કરતું હોવાથી સુખ થતું ન હતું.[11]

**ઇતિ શ્રીમહા૦ વન૦ ઇંદ્રલોકાભિગમન પર્વમાં "અર્જુનને અસ્ત્રાદિ શિક્ષા" એ વિષયનો અધ્યાય ૪૪ મો સમાપ્ત.**

# અધ્યાય ૪૫ મો

## ચિત્રસેન અને ઉર્વશીનો સંવાદ

**॥ वैशंपायन उवाच ॥**

**आदावेवाथ तं शक्रश्चित्रसेनं रहोऽब्रवीत् ॥ पार्थस्य चक्षुरुर्वश्यां सक्तं विज्ञाय वासवः॥१॥**

વૈશંપાયને કહ્યું:-અર્જુનની દૃષ્ટિ ઉર્વશી ઉપર આસક્ત થઇ છે, એમ જાણીને ઇંદ્રે પ્રથમથીજ ચિત્રસેનને એકાંતમાં બોલાવીને તેને કહ્યું કે:-[1]"હે પુરુષવ્યાઘ્ર ગંધર્વરાજ ! તું આજે મારા મોકલવાથી અપ્સરાઓમાં શ્રેષ્ઠ ઉર્વશીની પાસે જા અને તે અર્જુનની પાસે જાય એવી ગોઠવણ કર.[2] તેં અસ્ત્રવિદ્યા શીખેલા અર્જુનને મારી આજ્ઞાથી ગાંધર્વવિદ્યા શીખવીને જેમ તેનો સત્કાર કર્યો છે,તેમ હવે જે રીતે તે સ્ત્રીઓના સંગમાં કુશળ થાય, તે રીતે તું યત્ન કર."[3]

આ પ્રમાણે ઇંદ્રે કહ્યું ત્યારે 'હું તેમ કરીશ' એમ કહીને ગંધર્વરાજ ચિત્રસેન, ઇંદ્રની આજ્ઞા લઇને શ્રેષ્ઠ અપ્સરા ઉર્વશીની પાસે ગયો.[4] ચિત્રસેન તેને જોઇને પ્રસન્ન થયો. ઉર્વશીએ પણ તેનો ભાવ સમજીને તેનું સ્વાગત કરી, સન્માન આપ્યું. તે પછી સુખપૂર્વક બેઠેલા ચિત્રસેને સુખથી બેઠેલી ઉર્વશીપ્રત્યે મધુર હાસ્ય કરીને કહ્યું કે,[5]"હે સુંદર કટિવાળી ! તારી પ્રસન્નતાને અભિનંદન આપનારા સ્વર્ગના મહારાજાની પ્રેરણાથી હું અહીં આવ્યો છું, એમ તું જાણ.[6] જે પુરુષ લક્ષ્મી, શીલ, રૂપ, વ્રત અને ઇંદ્રિયનિગ્રહ આદિ સ્વાભાવિક ગુણોવડે દેવ તથા મનુષ્યોમાં પ્રખ્યાત છે, બળ તથા વીર્યવડે પ્રસિદ્ધ છે, પ્રતિષ્ઠાવાન છે, પ્રતિભાસંપન્ન છે,[7] વિદ્યા, ઐશ્વર્ય આદિ તેજ તથા શૌર્યથી યુક્ત છે, ક્ષમાવાન છે, મત્સરરહિત છે, અંગો તથા ઉપનિષદોની સાથે ચારે વેદ અને પાંચમા ઇતિહાસાદિ આખ્યાનનો અભ્યાસી છે, ગુરુસેવા, શ્રવણ, ગ્રહણ, ધારણ વગેરે આઠ ગુણવાળી બુદ્ધિ, બ્રહ્મચર્ય, ચતુરાઇ, માતાપિતાનાં કુળની શુદ્ધિ તથા યુવાવસ્થાવડે યુક્ત છે,[9] સ્વર્ગનું રક્ષણ કરનારા ઇંદ્રની પેઠે જે એકલો પૃથ્વીનું રક્ષણ કરનારો છે,

આત્મશ્લાઘા ન કરતાં સામાને માન આપનારો છે, સૂક્ષ્મ વિચારને પણ સ્થૂલની પેઠે ઝટ જાણનારો છે, પ્રિયવાદી છે,[૧૦] અનેક પ્રકારનાં ખાનપાનવડે સ્નેહીઓને તૃપ્ત કરનારો છે, સત્યવાદી, માનપાત્ર, વક્તા, રૂપવાન, નિરભિમાની ભક્ત ઉપર દયા કરનારો, રમણીય, પ્રિય, યુદ્ધમાં સ્થિર રહેનારો અને ઇચ્છવાયોગ્ય ગુણસમૂહવડે મહેંદ્ર તથા વરુણના જેવો છે, તે વીર અર્જુનને તું જાણેજ છે. ઇંદ્રની આજ્ઞાથી આજે તે અર્જુન તારા ચરણને પ્રાપ્ત થઈ સ્વર્ગનાં ફળને પ્રાપ્ત કરે તેમ હે કલ્યાણિ! તું કર. અર્જુન તારે શરણે આવ્યો છે."[૧૧,૧૩]

આ પ્રમાણે ચિત્રસેને કહ્યું, ત્યારે અનિંદ્ય ઉર્વશી ઇંદ્ર તરફથી થયેલા પોતાના સન્માનને બહુ માનીને પ્રસન્ન થઇ અને મધુર હાસ્ય કરી ચિત્રસેનપ્રત્યે બોલી કેઃ–[૧૪]"હે ગંધર્વરાજ! તમે મને અર્જુનના સત્ય ગુણોમાંથી કંઈક ગુણો કહ્યા, પરંતુ હું તો તે અર્જુનના ગુણોને કોઇએક પુરુષથી સાંભળીને પ્રથમથીજ કામપીડાને પ્રાપ્ત થયેલી છું; માટે હું અર્જુનને હવેજ વરીશ એમ નથી, પણ હું તો તેને પ્રથમથીજ વરી ચૂકી છું.[૧૫] તેમાં મહેંદ્રની આજ્ઞાથી, તમારી પ્રેરણાથી અને તેના ગુણસમૂહથી હું અર્જુનના ઉપર કામમોહિત થઈ છું, માટે તમે તમારી ઇચ્છાપ્રમાણે જાઓ અને હું સુખેથી અર્જુનની પાસે આવીશ.

**ઇતિ શ્રીમહા૦ વન૦ ઇંદ્રલોકાભિગમન પર્વમાં "ચિત્રસેન અને ઉર્વશીનો સંવાદ" એ વિષયનો અધ્યાય ૪૫ મો સમાપ્ત.**

# અધ્યાય ૪૬ મો
## અર્જુનને ત્યાં ઉર્વશી

**॥ वैशंपायन उवाच ॥**

**ततो विसज्य गंधर्व कृतकृत्यं शुचिस्मिता ॥**
**उर्वशी चाकरोत्स्नानं पार्थदर्शनलालसा ॥१॥**

વૈશંપાયને કહ્યુંઃ– પછી કૃતાર્થ થયેલા ગંધર્વને વિદાય કરીને, શુદ્ધ હાસ્યવાળી અને અર્જુનનાં દર્શનની લાલસાવાળી ઉર્વશીએ સ્નાન કર્યું.[૧]સ્નાન પછી ધારણ કરેલા મનોહર અલંકારો, સુંદર કાંતિવાળાં ગંધ પુષ્પો, અર્જુનનું સૌંદર્ય અને કામદેવે છોડેલાં બાણો–આ સર્વથી વીંધાયલા મનવડે ઉર્વશી કામથી પ્રદીપ્ત થઈ ગઇ અને કામોત્પત્તિ થવાથી બીજા કોઇનું પણ સ્મરણ ન કરતાં કેવળ અર્જુનના તરફજ ચિત્ત લગાડી રહેલી ઉર્વશી, દિવ્ય બિછાનાંઓ બિછાવેલા એક વિશાળ ઉત્તમ પલંગ ઉપર મનોરથવડે પ્રાપ્ત થયેલા અર્જુનની સાથે મનવડેજ રમણ કરવા લાગી.[૪] એટલામાં રાત્રિનો આરંભ સમય ગયા પછી ચંદ્રનો ઉદય થયો, તે વખતે વિશાળ કટિવાળી તે ઉર્વશી પોતાના ભવનમાંથી નીકળીને અર્જુનના ભવનપ્રત્યે ચાલી.[૫] આ સમયે તે સુંદરી કોમળ, વાંકા, લાંબા અને કુમુદ (રાત્રિવિકાસી શ્વેત કમળ) પુષ્પોના સમૂહથી ગુંથેલા, હાથીની શુંઢ જેવા કેશ–કલાપવડે અતિશય શોભાયમાન થઇને જતી હતી.[૬] વળી અર્જુનના સ્થાનપ્રત્યે જતી તે અપ્સરા ભ્રૂકુટીના વિલાસથી, આલાપથી, માધુર્યથી, કાંતિથી અને પ્રસન્નતાથી સંપન્ન પોતાના મુખચંદ્રવડે આકાશના ચંદ્રને જાણે સ્પર્ધાથી, 'આવ આપણે યુદ્ધ કરીએ' એમ આહ્વાન કરતી હોય તેવી દેખાતી હતી.[૭] ચાલી જતી તે અપ્સરાનાં દિવ્ય અંગરાગવાળાં, સુંદર અગ્રવાળાં, ચંદનથી ચર્ચેલાં અને હારવડે મનોહર જણાતાં સ્તનો એકમેકની સાથે વળગી જતાં હતાં.[૮] તે ઉર્વશી ભારે સ્તન ઉપાડવાના ક્ષોભથી પેટ ઉપર પડેલી ત્રણ કરચલી હારના ચિત્રવડે અત્યંત સુશોભિત કટિમાંથી, પગલે પગલે નમી જતી હતી.[૯]તે અપ્સરાનું જઘનસ્થાન પર્વતની તળેટીના જેવું વિશાળ, ઉન્નત તથા પુષ્ટ નિતંબથી યુક્ત, કામદેવનું નિવાસસ્થાન, શ્વેત વર્ણનું, કટિમેખલાની દોરીથી શોભતું દિવ્ય ઋષિઓનાં મનને પણ ચલિત કરવામાં કારણભૂત અને બારીક વસ્ત્રને ધારણ કરનારૂં તદ્દન ખોડખાંપણવિનાનું શોભતું હતું.[૧૧] તેના પગ પુષ્ટ હોવાથી ગુપ્ત ઘુંટીવાળા, તામ્રવર્ણા, લાંબાં તળીઆં અને આંગળાંવાળા, કાચાબની પી–

ઠના જેવા ઉંચા અને ઘુઘરીઓના ઘસારાવડે શોભતા હતા.[12] આ વેળા તે અલ્પ મદ્યપાન કરવાથી, સંતોષથી, કામોત્પત્તિથી અને અનેક પ્રકારના હાવભાવથી અતિશય દેખાવડી થઇ પડી હતી.[13] જો કે સ્વર્ગમાં આશ્ચર્યકારક બહુ પદાર્થો છે, તોપણ અર્જુનની પાસે પ્રયાણ કરતી તે વિલાસિનીનું સ્વરૂપ સિદ્ધ, ચારણ અને ગંધર્વોને પણ અત્યંત જોવાયોગ્ય લાગતું હતું.[14] તે ઉર્વશીએ, અત્યંત બારીક અને મેઘવર્ણું તેજસ્વી ઓઢણું ઓઢ્યું હતું, તેથી તે આકાશમાં ગતિ કરતી વાદળાંથી વીંટાયલી સૂક્ષ્મ ચંદ્રની કળાના જેવી દેખાતી હતી.[15]આ રીતે પોતાના ભવનથી નીકળ્યા પછી મન અને પવનની પેઠે ઝડપથી ગમન કરનારી તે શુદ્ધ હાસ્યવાળી ઉર્વશી એક ક્ષણમાંજ પાંડુપુત્ર અર્જુનના ભવન આગળ આવી પહોંચી.[16]હે નરશ્રેષ્ઠ જનમેજય! ત્યાં દ્વાર આગળ જતાંજ દ્વારપાળોએ સુંદરનેત્રવાળી ઉર્વશી આવ્યાની ખબર અર્જુનને જણાવી[17]અને તે પછી ઉર્વશી નિર્મળ તથા અત્યંત મનોહર તે ભવનમાં દાખલ થઈ. હે રાજન્! રાત્રે પોતાને ત્યાં આવેલી ઉર્વશીને જાણી અર્જુનના મનમાં શંકા થઇ, પણ તે તેને લેવા સામે ગયો.[18] પછી ઉર્વશીને જોતાંજ લજ્જાવડે નેત્રો મીંચી દઈ, અર્જુને અભિવંદન કરીને ગુરુજનની પેઠે તેનો સત્કાર કર્યો અને કહ્યું.[19]

અર્જુન બોલ્યોઃ-"હે શ્રેષ્ઠ અપ્સરાઓમાં મુખ્ય ! હું મસ્તકવડે તને પ્રણામ કરૂં છું. હે દેવિ! તું શી આજ્ઞા કરે છે? તારી આજ્ઞા ઉઠાવવામાટે આ દાસ તારી આગળ ઉભો રહ્યો છે."[20] આવાં અર્જુનનાં વચન સાંભળીને તે વખતે ઉર્વશી બેભાન થઈ ગઇ; પણ ભાન આવ્યા પછી તે, ગંધર્વનાં સર્વ વચન અર્જુનને સંભળાવવા લાગી.[21]

ઉર્વશી બોલીઃ-"હે પુરુષોત્તમ ! મને ચિત્રસેન ગંધર્વે જે કંઇ કહ્યું છે તે અને હું અહીં જે માટે આવી છું તે, હું તમને કહું છું, તમે સાંભળો.[22] "તમારા આવવા સમયે સ્વર્ગમાં મહાન ઉત્સવ થયો હતો અને તે વખતે મહેંદ્રનો મનોહર દરબાર ભરાયો હતો.[23] હે નરોત્તમ! તે દરબારમાં રુદ્રો, આદિત્યો, અશ્વિનીકુમારો, વસુઓ, મહર્ષિના સમૂહો, મુખ્ય મુખ્ય રાજર્ષિઓ, સિદ્ધો, ચારણો, યક્ષો તથા મોટા સર્પગણો વગેરે એકઠા મળ્યા હતા. ઐશ્વર્યવડે દેદીપ્યમાન તથા અગ્નિ, સોમ અને સૂર્યના જેવા તેજસ્વી દેહવાળા તે સર્વે પોતપોતાનાં સ્થાન, માન તથા પ્રભાવના પ્રમાણમાં બેઠા એટલે હે વિશાળ નેત્રવાળા ઇંદ્રપુત્ર! ગંધર્વોએ વીણાઓ વગાડવા માંડી અને મનોહર દિવ્ય ગાન થવા માંડયું.[27] હે કુરુકુળના ધુરંધર પૃથાપુત્ર! તે સમયે સર્વે મુખ્ય મુખ્ય અપ્સરાઓ ત્યાં નૃત્ય કરતી હતી, તોપણ તમે તો એક મારા તરફજ સ્થિર દૃષ્ટિથી જોઈ રહ્યા હતા.[28] પછી ત્યાં દેવોનો તે ઉત્સવ સમાપ્ત થયો, ત્યારે તમારા પિતાએ જવાની આજ્ઞા આપી એટલે સર્વે દેવો પોતપોતાના સ્થાનમાં ગયા;[29] તેમજ હે શત્રુહંતા! સર્વે શ્રેષ્ઠ અપ્સરાઓ અને બીજીઓ પણ તમારા પિતાની આજ્ઞા થવાથી પોતપાતાને ઘેર ગઇ.[30] તે પછી હે કમળની પાંખડી સમાન નેત્રવાળા ઇંદ્રે મોકલેલો ચિત્રસેન મારી પાસે આવ્યો અને મને કહેવા લાગ્યો કે,[31]'હે સુંદરિ! મને ઇંદ્રરાજાએ તારે માટે મોકલ્યો છે, માટે તું મહેંદ્રનું, મારૂં અને તારૂં પોતાનું પ્રિય કર.[32]હે સુશ્રોણિ! રણભૂમિમાં ઇંદ્રના જેવા શૂરવીર અને સદા ઉદાર ગુણોથી સંપન્ન અર્જુનની તું સમાગમને માટે પ્રાર્થના કર.' આ પ્રમાણે મને ચિત્રસેને કહ્યું,[33] તેથી હે નિષ્પાપ ! તમારા પિતાની તથા ચિત્રસેનની આજ્ઞાથી હે શત્રુદમન! હું તમારી સેવા કરવામાટે તમારી પાસે આવી છું.[34] વળી હે વીર! હું પણ તમારા ગુણોવડે ચિત્તનું આકર્ષણ થવાથી કામને અધીન થઇ ગઈ છું, તેથી મારો પણ આ લાંબા સમયથી ઇચ્છેલો મનોરથ છે."[35]

વૈશંપાયને કહ્યુંઃ-ઉર્વશીને આ પ્રમાણે બોલતી સાંભળીને અર્જુનને બહુ લજ્જા ઉત્પન્ન થઈ અને તે બે હાથવડે પોતાના બન્ને કાનો ઢાંકી

દઇને સ્વર્ગલોકમાં તેને કહેવા લાગ્યો કેઃ—"હે સુભાગ્યવતિ સુંદરિ ! જેથી તું મને આ પ્રમાણે કહે છે, અર્થાત્ મારામાં આવી દુષ્કર્મની યોગ્યતા તું માની બેસે કરે છે, તેથી મારૂં આજ સુધીનું શ્રવણ વ્યર્થ થાઓ! હે સુંદરમુખિ ! તું તો મારે ગુરુપત્નીની સમાન છે, એમાં સંશય નથી.[૩૭] હે કલ્યાણિ ! જેવી મારે મહાભાગ્યશાળી કુંતી તથા ઇંદ્રપત્ની શચી છે, તેવીજ તું પણ છે, એમાં તારે સંશય કરવો નહિ.[૩૮] હે શુદ્ધ હાસ્યવાળી કલ્યાણિ ! મેં સભામાં જે તારા તરફ અધિક સ્પષ્ટતાથી નિહાળ્યું હતું, તે સકારણ હતું; માટે તે સાચા કારણને તું સાંભળ.[૩૯] તને જોઇને, 'આ પૌરવવંશની માતા છે અને તે આનંદિત થઇ છે,' એમ સમજીને તે વખતે હર્ષથી મારાં નેત્ર પ્રફુલ્લિત થયાં હતાં અને તેથી હું તને તે સભામાં જોઇ રહ્યો હતો.[૪૦] હે કલ્યાણિ અપ્સરા! માટે મારાસંબંધમાં તારે ઉલટો વિચાર કરવો યોગ્ય નથી. તું તો મારા વડીલની પણ પૂજ્ય વડીલ છે અને મારા વંશની વૃદ્ધિ કરનારી માતા છે."[૪૧]

ઉર્વશી બોલીઃ—"હે ઇંદ્રનંદન! અમે સઘળી અપ્સરાઓ પ્રતિબંધવિનાની—અર્થાત્ સ્વતંત્ર છીએ, માટે હે વીર ! તમારે અહીં મને માતાના સ્થાનમાં ગણવી યોગ્ય નથી.[૪૨] પુરુના વંશમાંના જે પુત્રો તથા તે વંશની પુત્રીના પુત્રો, તપશ્ચર્યા કરવાથી આ લોકમાં આવ્યા છે અને અમારી સાથે વિહાર કરે છે, તોપણ તેઓને ધર્મનું ઉલ્લંઘન કરવાનો દોષ લાગતો નથી.[૪૩] માટે હે માન આપનારા ! તું કૃપા કર. મારો કામાતુરનો ત્યાગ કરવો તને યોગ્ય નથી; હું કામવડે તપી ઉઠી છું અને તારી ભક્ત છું, માટે મારો તું સ્વીકાર કર."[૪૪]

અર્જુન બોલ્યોઃ—"હે સુંદર જઘનવાળી નિર્દોષ સ્ત્રિ! હું તને જે સત્ય વાત કહું છું તે તું શ્રવણ કર; અને તેને દિશાઓ, વિદિશાઓ તથા દેવતાઓ પણ શ્રવણ કરો.[૪૫] હે નિષ્પાપ સ્ત્રિ! જે રીતે કુંતી, માદ્રી અને શચી મારી માતાઓ છે, તે રીતે મારા વંશની જનની તું પણ હમણાં મને માતૃતુલ્ય પૂજ્ય છે;[૪૬] માટે હે સુંદર વર્ણવાળી! તું જા. હું તારા ચરણમાં મસ્તકવડે નમન કરૂં છું. તું મારે માતાની પેઠે પૂજ્ય છે, માટે તારે મારૂં પુત્રની પેઠે રક્ષણ કરવું જોઇએ."[૪૭]

વૈશંપાયને કહ્યું:—આ પ્રમાણે અર્જુને કહ્યું, તે વખતે ક્રોધને અધીન થયેલી ઉર્વશી કંપવા લાગી અને તે વાંકી ભ્રૂકુટી કરીને અર્જુનને શાપ આપતી કહેવા લાગી.[૪૮]

ઉર્વશી બોલીઃ—"તારા પિતાની આજ્ઞાથી હું પોતે તારે ઘેર આવી છું અને કામનાં બાણને વશ થયેલી છું, છતાં તું મને અભિનંદન આપતો નથી,[૪૯] માટે હે પાર્થ ! તું સ્ત્રીઓના મધ્યમાં માનરહિત નાચનારો થઈશ અને નપુંસકતરીકે ખ્યાતિ પામીને ષંઢની પેઠે ફરીશ."[૫૦] આ પ્રમાણે અર્જુનને શાપ આપીને ક્રોધથી જેના હોઠ ફરકતા હતા એવી ઉર્વશી શ્વાસોચ્છવાસ મૂકતી પાછી તત્કાળ પોતાને ઘેર આવી.[૫૧] ઉર્વશીના ગયા પછી શત્રુદમન અર્જુન પણ ઉતાવળથી ચિત્રસેનની પાસે ગયો અને રાત્રે ઉર્વશીએ જે પ્રમાણે વર્તન કર્યું હતું તે સઘળું અર્જુને ચિત્રસેનને તે વખતે નિવેદન કર્યું; તથા તે વૃત્તાંતની સાથે ઉર્વશીએ આપેલા શાપને પણ વારંવાર કહી સંભળાવ્યો.[૫૩] તે પછી ચિત્રસેને પણ ઇંદ્રની આગળ તે સર્વ વાત નિવેદન કરી, ત્યારે ઇંદ્રે પોતાના પુત્ર અર્જુનને એકાંતમાં બોલાવીને શુભ વાકયોથી સાંત્વન કરી મધુર હાસ્ય કરતાં કહ્યું કેઃ—"હે સજ્જનાગ્રણિ વત્સ ! તું પુત્ર હોવાથી આજે કુંતી શ્રેષ્ઠ પુત્રવાળી થઇ છે.[૫૫] હે મહાબાહુ ! તેં ધૈર્યવડે ઋષિઓને પણ જિત્યા છે. હે માનદ ! વળી ઉર્વશીએ તને જે શાપ આપ્યો છે, તે શાપ પણ તને ઉપયોગી તથા કાર્યસાધક થઇ પડશે.[૫૭] હે નિષ્પાપ વીર ! તમારે તેરમે વર્ષે પૃથ્વીપર ગુપ્ત વાસ કરવાનો છે ત્યારે તું તે શાપને ભોગવી કાઢીશ.[૫૮] તે શાપ પ્રમાણે તું નટના વેષથી તથા

નપુંસકપણાથી એક વર્ષ વિહાર કરીશ એટલે પાછું તને પુરુષત્વ પ્રાપ્ત થશે."*૫૯

આ પ્રમાણે ઇંદ્રે કહ્યું,ત્યારે શત્રુવીરને હણનારા અર્જુનને પરમ હર્ષ થયો અને તે શાપની ચિંતાથી મુક્ત થયો.૬૦ તે પછી યશસ્વી ચિત્રસેન ગંધર્વની સાથે પાંડુપુત્ર અર્જુન સ્વર્ગભવનમાં રમણ કરવા લાગ્યો.૬૧ જે પુરુષ આ પાંડુપુત્રના ચરિત્રને નિત્ય શ્રવણ કરે છે, તેને પાપકર્મમાં ઇચ્છા થતી નથી.૬૨ વળી ઇંદ્રના પુત્ર અર્જુનના આ દુષ્કર તથા પવિત્ર ચરિત્રને જે રાજાઓ શ્રવણ કરે છે, તેઓ મદ, દંભ રાગ તથા દોષથી મુક્ત થઇને સ્વર્ગમાં જઈ અનેક રીતે વિહાર કરે છે.૬૩

ઇતિ શ્રીમહા૦ વન૦ ઇંદ્રલોકાભિગમન પર્વમાં "ઉર્વશીનો શાપ"એ વિષયનો અધ્યાય ૪૬ મો સમાપ્ત.

## અધ્યાય ૪૭ મો

### સ્વર્ગમાંથી સંદેશો લઇને લોમશ ઋષિનું યુધિષ્ઠિરની પાસે આવવું

॥ वैशंपायन उवाच ॥

कदाचिदटमानस्तु महर्षिरुत लोमशः॥
जगाम शक्रभवनं पुरंदरदिदृक्षया ॥१॥

વૈશંપાયને કહ્યું:–એક વખતે લોમશ નામના મહર્ષિ ફરતા ફરતા ઇંદ્રનાં દર્શનને માટે ઇંદ્રભવનમાં ગયા.૧ ત્યાં તે મહામુનિએ ઇંદ્રને મળીને તેમને નમસ્કાર કર્યા. તે વખતે તેમણે ઇંદ્રના અર્ધા આસનઉપર બેઠેલા અર્જુનનેદીઠો.૨ તે પછી મહર્ષિઓએ પૂજન કરેલા દ્વિજશ્રેષ્ઠ લોમશ મુનિ, ઇંદ્રની આજ્ઞાથી દર્ભ બીછાવેલા એક આસન ઉપર બેઠા;૩ અને અર્જુનને ઇંદ્રાસન ઉપર બેઠેલો જોઈને તે મુનિ મનમાં વિચારવા લાગ્યા કેઃ– 'અર્જુન ક્ષત્રિય છે, તેને ઇંદ્રાસન કેવી રીતે પ્રાપ્ત થયું હશે ?૪ તેણે એવું કયું પુણ્યકર્મ કર્યું છે? તેમ એણે કયા લોકો જિત્યા છે, કે જેથી તે દેવોએ વંદન કરેલા આ સ્થાનને પ્રાપ્ત થયો છે ?'૫ લોમશઋષિના મનનો સંકલ્પ જાણીને વૃત્રનાહંતા શચીપતિ ઇંદ્રે હાસ્ય કરીને લોમશમુનિને નીચે પ્રમાણે કહ્યું:–૬ "હે બ્રહ્મર્ષિ ! તમારા મનમાં જે શંકા પ્રાપ્ત થઈ છે તેનો ઉત્તર તમે સાંભળો; મનુષ્યયોનિને પ્રાપ્ત થયેલો આ અર્જુન કેવળ મનુષ્ય નથી, પરંતુ હે મહર્ષિ ! એ મહાબાહુ અર્જુન, કુંતીમાં ઉત્પન્ન થયેલો મારો પુત્ર છે; અને એ કોઇક કારણને લીધે અસ્ત્ર મેળવવાને માટે આ લોકમાં આવ્યો છે.'૮ અહો, આ પુરાતન મહર્ષિને તમે ઓળખતા નથી? હે બ્રહ્મન્ ! આ કોણ છે ? અને એને પૃથ્વી ઉપર અવતાર લેવાનું કશું કારણ છે? તે હું કહું છું, તમે સાંભળો.૯ જે નર અને નારાયણ નામના પુરાતન મહર્ષિઓ છે, તે બન્ને આ શ્રીકૃષ્ણ અને અર્જુન છે એમ તમે જાણો.૧૦ ત્રણ લોકમાં વિખ્યાત જે નર તથા નારાયણ ઋષિ છે, તે બન્ને પુણ્યના આધારવાળી પૃથ્વીના ઉપર કાર્યો કરવામાટે અવતરેલા છે.૧૧ હે વિપ્ર ! જે સ્થાનમાંથી સિદ્ધચારણોએ સેવન કરેલી ગંગા નીકળી છે અને જે સ્થાનને દેવો તથા મહાત્મા ઋષિઓ પણ જોઈ શકતા નથી, તે બદરિકાશ્રમ નામથી પ્રસિદ્ધ થયેલા પવિત્ર આશ્રમમાં શ્રીકૃષ્ણ અને અર્જુન નિવાસ કરતા હતા.૧૨,૧૩ હે બ્રહ્મર્ષિ! મહાકાંતિવાળા તથા મોટાં પરાક્રમવાળા તે બન્ને મારી આજ્ઞાથી પૃથ્વી ઉપર ઉત્પન્ન થયા છે, અને તેઓ પૃથ્વીનો ભાર ઉતારશે.૧૪ હમણાં નિવાતકવચ નામના કેટલાએક ઉન્મત્ત અસુરો વરદાનથી મોહિત થઇને અમારૂં અપ્રિય કરવા તત્પર થયા છે.૧૫ બળ અને ગર્વવાળા તે અસુરો દેવોને મારવાનો વિચાર કરે છે અને દેવોને ગણકારતા નથી; કારણકે તેઓને તેવાં વરદાનો મળેલાં છે.૧૬ તે મહા બળવાળા દનુના

---

* अकामे कामिनीशापो देहगुप्त्यै क्वचिद्भवेत्
पार्थस्येवोर्वशीशापःप्रच्छन्नं वासमीप्सतः ॥

ગુપ્તવાસની ઇચ્છા કરતાં અર્જુનને જેમ ઉર્વશીનો શાપ રક્ષક થઇ પડયો,તેમ નિષ્કામ પુરુષને કામિનીનો શાપ કદાચિત્ દેહરક્ષકપણ થઇપડે છે. गणेश

ભયંકર પુત્રો પાતાળમાં નિવાસ કરે છે; તેઓની સાથે સઘળા દેવગણો પણ યુદ્ધ કરવાને સમર્થ નથી.[૧૭] હમણાં જે શ્રીમાન મધુસૂદન વિષ્ણુ, કૃષ્ણરૂપે પૃથ્વી ઉપર અવતર્યા છે, તેજ છ પ્રકારના ઐશ્વર્યસંપન્ન, અજિત તથા પાપહર્તા કપિલદેવ નામથી કહેવાય છે.[૧૮] હે પ્રભો ! જે કપિલ ભગવાને પૂર્વે રસાતલને ખોદનારા સગરના પ્રચંડ દેહવાળા પુત્રોને કેવળ દૃષ્ટિથીજ બાળી નાખ્યા હતા.[૧૯] હે દ્વિજશ્રેષ્ઠ ! તે શ્રીકૃષ્ણરૂપે અવતરેલા કપિલ ભગવાન અને અર્જુન એ બન્ને એકઠા મળીને મહાયુદ્ધમાં અમારૂં મહત્ કાર્ય કરશે,એમાં સંશય નથી.[૨૦] તે શ્રીકૃષ્ણ મોટાધરામાંના નાગોની પેઠે સર્વનિવાતકવચોને સેવકોની સાથે દૃષ્ટિમાત્રથીજ હણવાને સમર્થ છે;[૨૧]પરંતુ આવાનાના કાર્યને માટે મધુદૈત્યને હણનારા શ્રીકૃષ્ણને વિનતિ કરવી તે યોગ્ય નહિ; કારણકે તેજના પ્રચંડ સમૂહરૂપ કૃષ્ણ જો ક્રોધે ભરાય તો આખા જગતને બાળીને ભસ્મ કરી નાખે.[૨૨] આ અર્જુન એકલોજ તે સઘળા નિવાતકવચોનો સંહાર કરવા સમર્થ છે, માટે સંગ્રામમાં તેઓનો વધ કરીને એ શૂરવીર પાછો મનુષ્યલોકમાં જશે.[૨૩] તેટલામાં તમે અમારી આજ્ઞાથી પૃથ્વી ઉપર જાઓ ત્યાં તમને કામ્યકવનમાં નિવાસ કરી રહેલા વીર યુધિષ્ઠિરનાં દર્શન થશે.[૨૪] તે ધર્માત્મા અને સત્ય પ્રતિજ્ઞાવાળા યુધિષ્ઠિરને તમે મારા કહેવાથી કહો કેઃ–‘ તમારે અર્જુનને માટે ચિંતા કરવી નહિ. તે અસ્ત્રવિદ્યામાં કુશળ થઇને જલદી પાછો આવશે;[૨૫] કારણકે જેનું બાહુવીર્ય શુદ્ધ નથી અને જે અસ્ત્રવિદ્યામાં કુશળ નથી, તેવાને યુદ્ધમાં ભીષ્મ, દ્રોણ વગેરેની સામે ઉભું રહેવું શક્ય નથી.[૨૬]મોટા બાહુવાળો અને ઉદાર મનવાળો અર્જુન અસ્ત્રવિદ્યામાં નિપુણ થયો છે અને દિવ્ય નૃત્ય, વાદિત્ર તથા ગાનવિદ્યામાં પણ પારંગત થયો છે.[૨૭] હે શત્રુદમન રાજા! તમે પણ તમારા સર્વ બંધુઓની સાથે પવિત્ર તીર્થોનાં દર્શન કરો.[૨૮] હે રાજેંદ્ર! તમે પુણ્યતીર્થોમાં સ્નાન કરવાથી પાપરહિત તથા સંતાપરહિત થશો અને પવિત્ર થઇને સુખથી રાજ્ય ભોગવશો.”[૨૯]હે દ્વિજશ્રેષ્ઠ ! તમે પણ તપોબળથી યુક્ત છો, તેથી પૃથ્વી ઉપર ફરતા યુધિષ્ઠિરનું રક્ષણ કરજો;[૩૦] કારણકે પર્વતના દુર્ગમ પ્રદેશોમાં અને ઉંચીનીચી ભૂમિમાં નિરંતર ભયંકર રાક્ષસો વાસ કરે છે; માટે તેઓથી તમે પાંડવોની રક્ષા કરજો.”[૩૧]

આ પ્રમાણે મહેંદ્રે કહ્યું એટલે અર્જુને પણ લોમશમુનિને કહ્યું કે, આપ સાવધાન રહીને પાંડવોનું રક્ષણ કરજો.[૩૨] હે સજ્જનોમાં શ્રેષ્ઠ મહામુનિ ! યુધિષ્ઠિર રાજા જે રીતે તમારાથી રક્ષણ પામીને તીર્થોમાં ફરે તથા દાનો આપી શકે તે રીતે આપ કરો.”[૩૩]

વૈશંપાયને કહ્યુંઃ–તે પછી મહાતપસ્વી લોમશમુનિ‘ભલે હું તેમ કરીશ ’ એમ કહીને કામ્યકવનમાં જવામાટે પૃથ્વી ઉપર આવ્યા[૩૪] અને તેમણે ત્યાં તપસ્વીઓથી તથા ભાઇઓથી ચોતરફ વીંટાયલા શત્રુનું દમન કરનારા કુંતીપુત્ર ધર્મરાજાને જોયા.[૩૫]

**ઇતિ૦ શ્રીમહા૦ વન૦ ઇંદ્રિલોકાભિગમન પર્વમા “ લામશગમન ” એ વિષયનો અધ્યાય ૪૭ મો સમાપ્ત.**

---

## અધ્યાય ૪૮ મો

### ધૃતરાષ્ટ્રના ઉદ્ગાર

॥ जनमेजय उवाच ॥

**अत्यद्भुतमिदं कर्म पार्थस्यामिततेजसः ॥**
**धृतराष्ट्रो महाप्राज्ञः श्रुत्वा विप्र किमब्रवीत् ॥१**

જનમેજયે પૂછ્યુંઃ–હે વિપ્ર ! અમાપ તેજવાળા અર્જુનનું આ અત્યંત અદ્દભુત કર્મ સાંભળીને મહાબુદ્ધિમાન ધૃતરાષ્ટ્ર શું બોલ્યા હતા ?[૧]

વૈશંપાયને કહ્યુંઃ–ધૃતરાષ્ટ્ર રાજાએ દ્વૈપાયન વ્યાસથી, અર્જુન ઇંદ્રલોકમાં ગયો છે એવું સાંભળ્યું ત્યારે તેણે સંજયને પૂછ્યું.[૨]

ધૃતરાષ્ટ્રે પૂછ્યુંઃ–“હે સૂત ! બુદ્ધિમાન અર્જુનનું કર્મ મેં સંપૂર્ણપણાથી સાંભળ્યું છે. હે સારથિ તે કર્મ તું પણ યથાર્થ રીતે જાણે

છે કે ? મારો પુત્ર દુર્યોધન મંદ બુદ્ધિવાળો છે, તેથી તે વિષયસુખમાં આસક્ત રહે છે અને પાપી નિશ્ચયવાળો છે, માટે તે અત્યંત દુર્બુદ્ધિવાળો પૃથ્વીનો વિનાશ કરશે.[૩,૪] જે મહાત્માની વિનોદપ્રસંગમાં પણ નિત્ય સત્ય વાણી છે અને અર્જુન જેનો યોદ્ધો છે, તેને ત્રણ લોકનું રાજ્ય પણ પ્રાપ્ત થાય એમ છે.[૫] જ્યારે અર્જુન સરાણ ઉપર ઘસીને ધારદાર કરેલાં તીક્ષ્ણ અણીવાળાં કર્ણી તથા નારાચ નામનાં બાણો ફેંકવા માંડશે, ત્યારે તેની આગળ કયો પુરુષ ઉભો રહેશે ? અરે, સાક્ષાત્ વૃદ્ધાવસ્થાને ઓળંગી ગયેલો કાળ પણ ઉભો રહી શકશે નહિ.[૬] મારા સર્વ દુરાત્મા પુત્રો મૃત્યુને વશ થયેલા છે; કારણકે તેઓને દુર્જય પાંડવોની સાથે યુદ્ધ કરવાનું આવી પડ્યું છે.[૭] હું અહોનિશ વિચાર કર્યા કરૂં છું, તોપણ યુદ્ધમાં ગાંડીવધન્વા અર્જુનની સામે ઉભો રહીને યુદ્ધ કરે એવા કોઇપણ રથીને હું જોતો નથી.[૮] યુદ્ધમાં દ્રોણ, કર્ણ અથવા ભીષ્મ જો તેની સામે લઢવા ઉતરશે તો જગતમાં મહાન સંશય ઉત્પન્ન થશે; પરંતુ તેમાંએ હું અમારો વિજય જોતો નથી;[૯] કારણકે કર્ણ દયાળુ અને પ્રમાદી છે તથા દ્રોણાચાર્ય વૃદ્ધ અને અર્જુનના ગુરુ છે; ત્યારે અર્જુન અસહનશીલ, બળવાન, ઉદ્યોગી અને દૃઢ પરાક્રમી છે.[૧૦] સર્વથા અજિત એવું તુમુલ યુદ્ધ તો થશેજ; કારણકે એ સર્વ અસ્ત્રવેત્તાઓ, શૂરવીર અને મહાયશને પ્રાપ્ત થયેલા છે;[૧૧] તેમજ અજિત પાંડવો પણ ચક્રવર્તીપણાની આકાંક્ષા રાખે છે, એટલે અમારા મુખ્ય યોદ્ધાઓનો અથવા અર્જુનનો વધ થાય તોજ ખરી શાંતિ થાય.[૧૨] તેમાં અર્જુનને તો હણનારો અથવા જિતનારો કોઈ પુરુષ નથી–અર્થાત્ અમારા પક્ષના વિનાશથીજ શાંતિ થશે, વળી મારાપ્રત્યે ઉત્પન્ન થયેલો તેનો ક્રોધ પણ કેવી રીતે શાંત થાય ? તેનો ઉપાય સૂઝતો નથી.[૧૩] તે ઇંદ્રના જેવા વીર અર્જુને, ખાંડવવનમાં અગ્નિને તૃપ્ત કર્યો હતો અને મહાયજ્ઞ રાજસૂયમાં સર્વ રાજાઓને જિત્યા હતા.[૧૪]

હે સંજય! વજ્ર, પર્વતના મસ્તક ઉપર પડીને તેનો કંઈક ભાગ બાકી રાખે પરંતુ હે તાત! અર્જુને ફેંકેલાં બાણો તો કંઈપણ બાકી રાખે નહિ.[૧૫] જેમ સૂર્યનાં કિરણો પૃથ્વીઉપર સ્થાવરજંગમ સર્વને તપાવે છે, તેમ અર્જુનના હાથથી ફેંકાયલાં બાણો મારા પુત્રોને તપાવશે. અરે, માત્ર અર્જુનના તે રથના ગડગડાટથી પણ ભયભીત થયેલી ભારતી સેના ચોતરફ નાસભાગ કરતી હોય તેમ મને જણાય છે.[૧૬,૧૭] જ્યારે શસ્ત્રધારી અર્જુન, યુદ્ધભૂમિમાં, ભાથામાંથી કાઢી ધનુષ ઉપર ચઢાવીને એકસરખાં બાણો છોડતો ઉભો રહેશે, ત્યારે વિધાતાએ નિર્માણ કરેલા સર્વને સંહારનારા કાળની પેઠે તેનો કોઇપણ પરાજય કરી શકશે નહિ."[૧૮]

ઇતિ શ્રીમહા૦ વન૦ ઇંદ્રલોકાભિગમન પર્વમાં "ધૃતરાષ્ટ્રનો વિલાપ" એ વિષયનો અધ્યાય ૪૮ મો સમાપ્ત.

## અધ્યાય ૪૯ મો

### ધૃતરાષ્ટ્રનો ખેદ

॥ संजय उवाच ॥

यदेतत्कथितं राजंस्त्वया दुर्योधनं प्रति ॥
सर्वमेतद्यथातत्त्वं नैतन्मिथ्या महीपते ॥१॥

સંજયે કહ્યું:–" હે પૃથ્વીપતિ રાજા ! તમે દુર્યોધનના સંબંધમાં જે કંઇ કહ્યું તે સઘળું ખરૂં છે. તેમાં મિથ્યા કંઈ નથી.[૧] પોતાની યશસ્વિની ધર્મપત્ની દ્રૌપદીને સભામાં આણેલી જોઇને તે મહાબળવાન પાંડવો ક્રોધે ભરાયા છે.[૨] હે મહારાજ ! દારુણ પરિણામ લાવનારી દુઃશાસનની અને કર્ણની તે વાણીને સાંભળીને પાંડવો ઉંઘશે નહિ,× એમ હું માનું છું.[૩] હે મહારાજ ! મેં નક્કી સાંભળ્યું છે કે, અર્જુને યુદ્ધમાં અગીઆર મૂર્તિરૂપ શંકરને ધનુષના અ-

×આ સ્થાનમાં न स्वप्स्यन्ति એવો એક પાઠ છે અને બીજો जुगुप्संति એવો પાઠ છે.

ળથી સંતુષ્ટ કર્યા છે.[૪] સર્વ દેવના નિયંતા, જટાધારી ભગવાન શંકરે પોતે ભીલનો વેષ લઇને અર્જુનના સામર્થ્યની પરીક્ષા કરવામાટે તેની સાથે યુદ્ધ કર્યું હતું.[૫] ત્યાં અસ્ત્રપ્રાપ્તિને માટે ઉગ્ર તપ કરતા કુરુવંશમાં શ્રેષ્ઠ અર્જુનને લોકપાલોએ પણ દર્શન આપ્યાં હતાં.[૬] અર્જુનસિવાય એ લોકપાલોનાં પ્રત્યક્ષ દર્શન કરવામાટે પૃથ્વીમાં બીજો કોઈ પુરુષ ઉત્સાહ ધરાવે નહિ.[૭] હે રાજા! જે અષ્ટમૂર્તિ મહેશ્વરથી પણ યુદ્ધમાં હાર્યો નહિ, તેને બીજો કયો વીર પુરુષ યુદ્ધમાં હરાવવા ઉત્સાહ રાખે ?[૮] દ્રૌપદીને ખેંચનારા અને પાંડવોને કોપાવનારાઓએ આ રોમાંચ કરનારૂં ભયંકર તુમુલ યુદ્ધ ઉભું કર્યું છે.[૯] જ્યારે દુર્યોધને પોતાની બન્ને સાથળોને ઉઘાડીને દ્રૌપદીને દેખાડી, તે જોઇને ક્રોધથી કંપિત હોઠવાળા ભીમસેને જે કહ્યું હતું કેઃ-'ઓ પાપી! કપટદ્યૂત રમીને જિતવાની ઈચ્છા કરનારા! તારી સાથળને તેર વર્ષ પૂરાં થતાં હું મારી ભયંકર વેગવાળી ગદાવડે ભાંગી નાખીશ.' તે વચન સાર્થક છે.[૧૧] સર્વ પાંડવો પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ છે,સર્વે અમાપ તેજવાળા છે, સર્વે સર્વ અસ્ત્રોને જાણનારા છે અને દેવોથી પણ અત્યંત દુર્જય છે.[૧૨] હું માનું છું કે, પ્રથમથીજ ક્રોધવડે પ્રદીપ્ત થયેલા અને તેમાં ભાર્યાના ક્રોધથી અધિક ઉત્તેજિત બનેલા પાંડવો યુદ્ધમાં તમારા પુત્રોનો નાશ કરશે."[૧૩]

ધૃતરાષ્ટ્રે કહ્યુંઃ-"હે સૂત! કર્ણે કઠોર વચન બોલીને આ શું કર્યું ? અરે, દ્રૌપદી સભામાં આવી એટલાથીજ વૈર પૂરેપૂરૂં થયું છે.[૧૪] જેઓનો વડીલ તથા જ્યેષ્ઠ બંધુ દુર્યોધન નીતિમાં રહેતો નથી, તે મંદબુદ્ધિવાળા મારા પુત્રો હવે નીતિમાં રહી શકશે કે ?[૧૫] ઓ સૂત! હું ચક્ષુરહિત હોવાથી કંઈપણ ચેષ્ટા કરતો નથી, તેથી મને મૂઢ જેવો જોઇને મંદ ભાગ્યવાળો દુર્યોધન મારાં વચનને પણ સાંભળતો નથી.[૧૬] વળી એના કર્ણ, શકુનિ આદિ જે મૂર્ખ મંત્રીઓ છે, તેઓ પણ એ મૂર્ખાના દોષોને અત્યંત વધાર્યા કરે છે. અરે, અમાપ તેજવાળા અર્જુને રમતમાં છોડેલાં બાણો પણ મારા પુત્રોને બાળી મૂકે, તો પછી તેણે ક્રોધથી મૂકેલાં બાણો બાળી મૂકે એમાં આશ્ચર્યજ શું ?[૧૭,૧૮] અર્જુનના બાહુબળથી છુટેલાં, પ્રચંડ ગાંડીવ ધનુષ્યથી નીકળેલાં અને દિવ્યાસ્ત્ર મંત્રોથી મંત્રેલાં બાણો તો દેવોને પણ નાશ પમાડે.[૧૯] અહો, ત્રિલોકપતિ જનાર્દન શ્રીકૃષ્ણ જેના મંત્રી, રક્ષક અને મિત્ર છે, તેણે શું જિતેલું નથી ?[૨૦] હે સંજય! અર્જુને મહાદેવની સાથે બાહુયુદ્ધ કર્યું હતું, એમ સંભળાય છે, તે તો અર્જુનના સંબંધમાં ખરેખર મોટું આશ્ચર્યજ ગણાય![૨૧] વળી આગળ અર્જુને તથા શ્રીકૃષ્ણે અગ્નિને સહાય કરવામાટે ખાંડવવનમાં જે પરાક્રમ કર્યું હતું, તે તો સર્વ લોકને પ્રત્યક્ષજ છે.[૨૨] તાત્પર્ય કે, અર્જુન, ભીમસેન અને યદુવંશી શ્રીકૃષ્ણ જ્યારે ક્રોધ કરશે, ત્યારે મંત્રીઓ અને શકુનિની સાથે મારા પુત્રોનો સર્વથા નાશજ થશે."[૨૩]

ઈતિ શ્રીમહા૦ વન૦ ઇંદ્રલોકાભિગમનપર્વમાં "ધૃતરાષ્ટ્રનો ખેદ" એ વિષયનો અધ્યાય ૪૯ મો સમાપ્ત.

# અધ્યાય ૫૦ મો
## પાંડવોના આહારનું વર્ણન

॥ जनमेजय उवाच ॥

यदि दंशोचितं राज्ञा धृतराष्ट्रेण वै मुने ॥
प्रव्राज्य पांडवान्वीरान्सर्वमेतन्निरर्थकम् ॥१॥

જનમેજયે કહ્યુંઃ-હે મુનિ! વીર પાંડવોને વનમાં કાઢયા પછી ધૃતરાષ્ટ્ર રાજાએ જે આ શોક કર્યો તે સર્વ વ્યર્થજ ગણાય.[૧] (કારણકે ધૃતરાષ્ટ્રને દુર્યોધનનું વર્તન પ્રિય ન હોત તો તે) પાંડુપુત્રોને કોપાવતા અલ્પબુદ્ધિવાળા રાજપુત્ર દુર્યોધનની શામાટે ઉપેક્ષા કરત ?[૨] હે મુનિ! પાંડવો વનમાં શાનો આહાર કરતા હતા ? તે કહો. શું તેઓ વનમાં આપોઆપ ઉગી નીકળનારાં ધાન્યથી નિર્વાહ કરતા હતા કે ખેતીનાં ધાન્યથી આજીવિકા ચલાવતા હતા ? તે મારી આગળ તમે કહો.[૩]

વૈશંપાયને કહ્યું:–પુરુષશ્રેષ્ઠ પાંડવો વનમાં ઉત્પન્ન થયેલાં નીવાર વગેરે ધાન્યોનો અને શુદ્ધ બાણોથી મારેલા મૃગોનો પ્રથમ બ્રાહ્મણોને આહાર કરાવીને પછી પોતે આહાર કરતા હતા.[૪] હે રાજા! શૂરવીર અને મહાધનુર્ધારી એવા પાંડવો વનમાં નિવાસ કરતા હતા, ત્યારે અગ્નિહોત્રી બ્રાહ્મણો અને સંન્યાસીઓ તેમની પાછળ ત્યાં આવીને રહ્યા હતા.[૫] તે સ્થાનમાં મોક્ષ ધર્મને જાણનારા અને ઉદાર મનવાળા સ્નાતક બ્રાહ્મણો દશ હજાર એકઠા મળ્યા હતા, તેઓનું યુધિષ્ઠિર પોષણ કરતા હતા.[૬]તેઓ રુરુ જાતનાં મૃગો, કાળાં મૃગો અને બીજાં પવિત્ર વનચર પશુઓને અનેક પ્રકારનાં બાણોથી મારીને બ્રાહ્મણોને નિવેદન કરતા હતા.[૭] તે આશ્રમમાં નિસ્તેજ, રોગી, શુષ્ક, નિર્બળ, દીન કે ભયભીત એવો કોઈ પણ ન હતો.[૮] કૌરવકુળમાં શ્રેષ્ઠ ધર્મરાજા યુધિષ્ઠિર પોતાના ભાઈઓનું પ્રિય પુત્રોની પેઠે અને જ્ઞાતિલાઓનું સહોદર ભાઈની પેઠે પોષણ કરતા હતા;[૯]અને યશસ્વિની દ્રૌપદી સર્વે બ્રાહ્મણોને તથા પતિઓને માતાની પેઠે પ્રથમ ભોજન કરાવીને પછી બાકીનું અન્ન ભક્ષણ કરતાં હતાં. ધર્મરાજા પૂર્વ દિશામાં, ભીમસેન દક્ષિણ દિશામાં અને નકુળ તથા સહદેવ પશ્ચિમ અથવા ઉત્તર દિશામાં, આ પ્રમાણે જઈને તે ધનુર્ધારી પાંડવો માંસને માટે નિત્ય મૃગોનો વધ કરતા હતા.[૧૧] આ રીતે અર્જુનના વિયોગી અને તેને મળવાની ઉત્કંઠાવાળા પાંડવોનાં કામ્યક વનમાં નિવાસ કરતાં અને વેદાધ્યયન, જપ તથા હોમ કરતાં પાંચ વર્ષ જતાં રહ્યાં.[૧૨]

**ઇતિ શ્રીમહા૦ વન૦ ઇંદ્રલોકાભિગમન પર્વમાં "પાર્થાહારકથન" એ વિષયનો અધ્યાય ૫૦ મો સમાપ્ત**

# અધ્યાય ૫૧ મો

## ધૃતરાષ્ટ્રવિલાપ અને સંજયનાં વચનો

**॥ वैशंपायन उवाच ॥**

**तेषां तच्चरितं श्रुत्वा मनुष्यातीतमद्भुतम् ॥**
**चिंताशोकपरीतात्मा मन्युनाऽभिपरिप्लुतः ॥**

વૈશંપાયને કહ્યું:–હે પુરુષશ્રેષ્ઠ જનમેજય! અંબિકાનો પુત્ર ધૃતરાષ્ટ્ર રાજા પાંડવોનું તે અમાનુષ અદ્ભુત ચરિત્ર સાંભળીને મનમાં ચિંતા તથા શોકવડે વ્યાપ્ત થયો અને તે ક્રોધાવિષ્ટ થઈને લાંબો અને ઊનો નિસાસો નાખી, સંજય સારથિને બોલાવી તેને કહેવા લાગ્યો:–[૧,૨] "હે સૂત! પૂર્વે થયેલો તે દ્યૂતનો ઘોર અન્યાય તથા અસહ્ય પરાક્રમવાળા પાંડવોનાં શૌર્ય, ધૈર્ય, અત્યંત ઉત્સાહ અને તે ભાઈઓનો મનુષ્યોમાં ન હોય તેવો પરસ્પરનો પ્રેમ–આ સર્વનો વિચાર કરતાં મને રાત્રિએ કે દિવસે એક ક્ષણ પણ શાંતિ વળતી નથી.[૩,૪]પાંડુના પુત્ર નકુળ અને સહદેવએ બન્ને દેવના પુત્રો છે, મહાભાગ્યશાળી છે, દેવરાજના જેવી:કાંતિવાળા છે, યુદ્ધ કરવામાં ઉન્મત્ત છે, દૃઢ આયુધવાળા છે, દૂરસુધી બાણો ફેંકવામાં કુશળ છે, ચપળ હાથવાળા છે, દૃઢ ક્રોધી છે, નિત્ય સાવધાન રહે છે, વેગવાળા છે અને યુદ્ધ કરવાના નિશ્ચયવાળા છે.[૫,૬]જ્યારે સિંહના જેવા પરાક્રમી આ બન્ને બંધુઓ ભીમસેન તથા અર્જુનને આગળ કરીને દુઃસહ અશ્વિનીકુમારની પેઠે રણભૂમિના મોખરામાં ઉભા રહેશે,[૭] ત્યારે હે સંજય! મારૂં સૈન્ય સંપૂર્ણ નાશ પામશે એમ હું માનું છું. તે બન્ને દેવપુત્રો મહારથી છે અને યુદ્ધમાં તેઓની સામે ઉભો રહેનાર યોદ્ધો નથી.[૮] તે ક્રોધી સ્વભાવના બન્ને બંધુઓ દ્રૌપદીને પડેલાં તે તે કષ્ટોને સહન કરશે નહિ; તેમ મહાધનુર્ધારી યાદવો અથવા મહાબળવાન પંચાલો પણ તે દ્રૌપદીનાં કષ્ટોને સહન કરશે નહિ.[૯] યુદ્ધમાં સત્ય પ્રતિજ્ઞાવાળા શ્રીકૃષ્ણે રક્ષણ કરેલા પાંડવો રણભૂમિમાં મારા પુત્રોની સેનાને બાળી મૂકશે.[૧૦] ઓ સૂતનંદન! બળરામે અને શ્રીકૃષ્ણે દોરવેલા

યાદવોના વેગને યુદ્ધમાં મારા સર્વ પુત્રો પણ સહન કરી શકશે નહિ.[૧૧] તેઓના મધ્યમાં મહાધનુર્ધારી અને ભયંકર પરાક્રમી ભીમ, પુરુષોનો ઘાત કરનારી અને પૃથ્વી ફાટીને પાતાળમાં પેસી જાય એવી બીકથી હમેશાં શીંકામાં મૂકીને અદ્ધરજ રાખેલી પોતાની ગદા લઈને ઘૂમશે,[૧૨] તે ભીમની ગદાના વેગને અને વજ્રના કડાકાના જેવા ગાંડીવ ધનુષના ટંકારવને રાજાઓ સહન કરવા સમર્થ થશે નહિ.[૧૩] તે વખતે મેં દુર્યોધનના કહેવા પ્રમાણે ચાલીને લક્ષ્યમાં રાખવા જેવાં સ્નેહીઓનાં જે વચનોને પૂર્વે સ્વીકાર્યાં ન હતાં, તે વચનોનુ મને સ્મરણ થશે."[૧૪]

સંજયે કહ્યું:-"હે રાજા ! તમે સમર્થ હતા, છતાં મોહને લીધે પુત્રને રોકયો નહિ તથા આ અત્યંત મોટા અપરાધની બેદરકારી કરી છે.[૧૫] જ્યારે મધુસૂદન શ્રીકૃષ્ણે, દ્યૂતમાં પાંડવોને જિતી લીધેલા સાંભળ્યા, તેજ વખતે તેમણે ત્વરાથી કામ્યકવનમાં આવીને પાંડવોની સંભાળ લીધી હતી;[૧૬]તેમજ દ્રુપદ રાજાના ધૃષ્ટદ્યુમ્ન વગેરે પુત્રો, વિરાટ રાજા, ધૃષ્ટકેતુ અને મહારથી કેકયો, આ સઘળાએ પરાજય પામેલા પાંડવોને જોઇને જે કંઈ કહ્યું હતું, તે સઘળું આપણા ગુપ્ત દૂતોદ્વારા મેં જાણ્યું હતું અને તે તમને જણાવ્યું હતું.[૧૭,૧૮] તે કામ્યકવનમાં શ્રીકૃષ્ણને મળ્યા પછી પાંડવોએ, યુદ્ધમાં અર્જુનના સારાથ થવાની તેમને માગણી કરી અને શ્રીહરિએ તેમને 'તથાસ્તુ' એમ કહ્યું છે.[૧૯] વળી કાળાં મૃગચર્મ ઓઢીને વનમાં રહેલા પાંડવોને જોઇ, શ્રીકૃષ્ણ પણ ક્રોધે ભરાયા અને તેમણે યુધિષ્ઠિરને કહ્યું કે:-[૨૦]"મેં ઇંદ્રપ્રસ્થમાં રાજસૂય યજ્ઞના પ્રસંગમાં પાંડવોની જે સમૃદ્ધિ જોઈ હતી, તે સમૃદ્ધિ બીજા રાજાઓને પ્રાપ્ત થવી ઘણી દુર્લભ છે.[૨૧] જે યજ્ઞમાં શસ્ત્રનાં તેજવડે ભયભીત થયેલા વંગના, અંગના, પૌંડ્રના, ઉડ્રના, ચોલના, દ્રવિડના, અંધ્રના, સમુદ્રની સમીપમાં આવેલા જળમય પ્રદેશના, સમુદ્રતીરમાં રહેનારા, સિંહલ દેશના, બર્બર દેશના, મ્લેચ્છ દેશના, લંકામાં વસનારા, સમુદ્રની પાસે આવેલા સેંકડો પશ્ચિમ રાજયોના, પલ્હવ, દરદ, સર્વ કિરાત, યવન, શક, હારહુણ, ચીન, તુષાર, સૈન્ધવ, જાગુડ, રામઠ, મુંડ, સ્ત્રીરાજ્ય, તંગણ, કેકય, માલવ અને કાશ્મીર દેશના રાજાઓને બોલાવ્યા હતા અને તેઓને તમારા યજ્ઞમાં પીરસવાનુ કામ કરતા મેં જોયા હતા.[૨૨,૨૬]તે તમારી નીચ પાસે જનારી ચંચળ સમૃદ્ધિને જેઓએ હરણ કરી છે, તેઓનાં જીવિતને હરણ કરીને હું તે સમૃદ્ધિને પાછી લાવીશ.[૨૭] હે કુરુવંશી રાજા! બળરામ, ભીમસેન, અર્જુન, નકુળ, સહદેવ, અક્રૂર, ગદ, સાંબ, પ્રદ્યુમ્ન, આહુક, વીર ધૃષ્ટદ્યુમ્ન અને શિશુપાલના પુત્રની સાથે હું યુદ્ધભૂમિમાં દુર્યોધન, કર્ણ, દુઃશાસન, શકુનિ અને બીજા જે કોઈ સામે યુદ્ધ કરવા આવશે, તે સર્વનો તત્કાળ નાશ કરીને તે સમૃદ્ધિ પાછી લાવીશ. હે ભરતવંશી રાજા! પછી તમે ભાઇઓની સાથે હસ્તિનાપુરમાં વાસ કરજો અને ધૃતરાષ્ટ્રની લક્ષ્મીને પ્રાપ્ત કરીને આ પૃથ્વીનુ રાજ્ય કરજો." આ પ્રમાણે શ્રીકૃષ્ણનું ભાષણ સાંભળ્યા પછી ધર્મરાજા, તે વીરપુરુષોની સભામાં ધૃષ્ટદ્યુમ્ન આદિ વીરોના સાંભળતાં શ્રીકૃષ્ણને કહેવા લાગ્યા.

યુધિષ્ઠિર બોલ્યા:-" હે જનાર્દન ! આ તમારી સત્ય વાણીનો હું સ્વીકાર કરૂંછું;[૨૮,૩૨] પરંતુ હે મહાબાહુ ! તમે તેર વરસ પૂરાં થયા પછી મારા શત્રુઓને અનુયાયીઓની સાથે નાશ પમાડજો. હે કેશવ ! એમ કરીને તમે મને સત્ય પ્રતિજ્ઞાવાળો કરો; કારણ કે મેં રાજાઓની વચ્ચે આ વનવાસની પ્રતિજ્ઞા કરેલી છે. " આવાં ધર્મરાજાનાં વચન સાંભળીને ધૃષ્ટદ્યુમ્ન આદિ સભાસદોએ ક્રોધાયમાન થયેલા કેશવને ' ધર્મરાજાનું કહેવું યોગ્ય છે ' ઇત્યાદિ સમયને યોગ્ય મધુર વાકયોવડે અલ્પયત્નથી શાંત કર્યા.[૩૩,૩૫]તે પછી તેઓએ શ્રીકૃષ્ણના સાંભળતાં નિર્મળમનવાળાં દ્રૌપદીને કહ્યું કે, ' હે દેવિ ! તમારા ક્રોધથી દુર્યોધન જીવિતનો ત્યાગ કરશે,[૩૬] આ અમે પ્રતિજ્ઞાથી સત્ય કહીએ છીએ; માટે હે સુંદરિ ! તમે શોક કરો નહિ. હે કૃષ્ણા ! તમને

દ્યૂતમાં પરાજય પામેલાં જોઇને જેઓ તે વખતે હસ્યા હતા, તેઓનાં માંસને વરૂઓ અને પક્ષીઓ ભક્ષણ કરતાં કરતાં ખેંચી જશે.[૩૭] વળી તમને જેઓએ સભામાં ખેંચ્યાં હતાં, તેઓનાં મસ્તકોને ખેંચતાં ગીધો અને શીયાળવાંઓ તેઓનું રુધિર પીશે;[૩૮] તેમજ હે પાંચાલિ ! તમે તેઓનાં શરીરોને માંસાહારી પ્રાણીઓ જમીન ઉપર વારંવાર ઘસડીને ભક્ષણ કરશે તે જોશો.[૩૯] વળી જેઓએ સભામાં તમને દુઃખ આપ્યું હતું અને જેઓએ તમારા તરફ બેદરકારી રાખી હતી, તેઓનાં મસ્તકો કપાશે અને ભૂમિ તેઓનું રુધિરપાન કરશે. '[૪૦] આવી આવી અનેક વાણીઓ તે ભરતશ્રેષ્ઠો બોલ્યા હતા. તે સર્વે તેજસ્વી તથા શુરા, અને અખંડિત લક્ષણવાળા છે.[૪૧] ધર્મરાજાએ યુદ્ધને માટે વરેલા તે સર્વે મહારથીઓ તેર વરસ થઈ ગયા પછી, શ્રીકૃષ્ણને આગળ કરીને આપણાપર ચઢી આવશે.[૪૨] બળરામ, શ્રીકૃષ્ણ, અર્જુન, પ્રદ્યુમ્ન, સાંબ, સાત્યકિ, ભીમસેન, નકુલ, સહદેવ, કેકયરાજના પુત્રો, પંચાલ રાજાના પુત્રો અને મત્સ્ય રાજા, આ સર્વે ચઢી આવશે.[૪૩] આ સઘળા લોકોમાં વીર અને અજિત મહાત્માઓ, પોતાના સંબંધીઓ અને સૈન્યોની સાથે ક્રોધયમાન થયેલા કેસરીસિંહોની પેઠે જ્યારે ચઢી આવશે, ત્યારે તે વીરોની સામે યુદ્ધમાં જીવિતની ઇચ્છાવાળો કયો પુરુષ ઉભો રહેશે ? "[૪૪]

ધૃતરાષ્ટ્રે કહ્યું:-" દ્યૂતસમયે મને વિદુરે કહ્યું હતું કે, હે નરેંદ્ર ! તમે દ્યૂતથી પાંડવોનો પરાજય કરશો તો ખરેખર લોહીની નીકો વહે એવો મહાભયંકર કૌરવોનો વિનાશકાળ આવી પડશે."[૪૫] હે સૂત ! પૂર્વ વિદુરે મને જે વચન કહ્યાં હતાં તે પ્રમાણે થશે, એમ હું માનું છું અને પાંડવોનાં તેર વરસ પૂર્ણ થતાં વિદુરના કહેવાપ્રમાણે અવશ્ય એ યુદ્ધ પણ થશે.

ઇતિ **શ્રીમહા૦ વન૦ ઇંદ્રલોકાભિગમન પર્વમાં** " ધૃતરાષ્ટ્રવિલાપ " એ વિષયનો અધ્યાય ૫૧ મો સમાપ્ત.

**ઇંદ્રલોકાભિગમન પર્વ સમાપ્ત.**

# નળોપાખ્યાન પર્વ

## અધ્યાય ૫૨ મો

### ભીમસેનનાં વાકયો અને નળાખ્યાનનો આરંભ

॥ जनमेजय उवाच ॥

**अस्त्रहेतोर्गते पार्थे शक्रलोकं महात्मनि ॥
युधिष्ठिर प्रभृतयः किमकुर्वत पांडवाः ॥१॥**

જનમેજયે પૂછયું:-મહાત્મા અર્જુન અસ્ત્રપ્રાપ્તિને માટે ઇંદ્રલોકમાં ગયો, તે પછી યુધિષ્ઠિર વગેરે પાંડવોએ શું કર્યું હતું ?[૧]

વૈશંપાયને કહ્યું:-મહાત્મા અર્જુન અસ્ત્ર મેળવવા માટે ઇંદ્રલોકમાં ગયો તે પછી ભરતશ્રેષ્ઠ પાંડવો દ્રૌપદીની સાથે કામ્યક વનમાં રહ્યા હતા.[૨] તે પછી એક વખતે છુટાં છુટાં ઉગેલાં લીલાં ઘાસવાળા એકાંત સ્થાનમાં દુઃખવડે આકુળ થયેલા ભરતશ્રેષ્ઠ પાંડવો, અશ્રુભરેલા કંઠવાળા તથા અત્યંત દુઃખી થઇને અર્જુનને માટે શોક કરતા દ્રૌપદીની સાથે બેઠા હતા. અર્જુનના વિયોગવડે પીડાયલા તે સર્વને શોકે ડુબાવી દીધા હતા[૩,૪] અને તેઓ અર્જુનના વિયોગથી તથા રાજ્યભ્રંશથી દુઃખી થયેલા હતા. આ સમયે મહાબાહુ ભીમસેને યુધિષ્ઠિર રાજાને કહ્યું કે:- " હે મહારાજ ! જેના ઉપર પાંડવોના પ્રાણોનો આધાર છે, તે ભરતશ્રેષ્ઠ અર્જુન તમારી આજ્ઞાથી ગયો છે.[૫,૬]એ અર્જુનનો નાશ થતાં પુત્રોની સાથે પંચાલ, આપણે, સાત્યકિ અને શ્રીકૃષ્ણ

એ સર્વે નાશ પામે એમાં સંશય નથી,[૭] તે ધર્માત્મા અર્જુન અનેક કલેશોનું ચિંતન કરતો કરતો તમારી આજ્ઞાથી ગયો છે. તેનાથી અધિક દુઃખ કયું હોઇ શકે ?[૮] જે મહાત્મા અર્જુનના બાહુબળનો આશ્રય કરીને આપણે સર્વે યુદ્ધમાં શત્રુઓને જિતેલા માનીએ છીએ અને પૃથ્વીને પ્રાપ્ત થએલી ગણીએ છીએ.[૯] વળી જે ધનુર્ધારીના પ્રભાવ ઉપર આધાર રાખીને મેં શકુનિની સાથે સર્વ ધૃતરાષ્ટ્રપુત્રોને પરલોકમાં પહોંચાડયા ન હતા.[૧૦] તે અમે સર્વે બાહુબળવાળા છીએ તથા વાસુદેવથી સુરક્ષિત છીએ, તોપણ અમારા મનમાં ઉત્પન્ન થતા ક્રોધને અમે તમારે લીધે સહન કરીએ છીએ.[૧૧]અમે શ્રીકૃષ્ણની સાથે રહીને કર્ણ વગેરે શત્રુઓને મારી પોતાના બાહુથી જિતેલી સંપૂર્ણ પૃથ્વીનું રાજ્ય કરીએ;[૧૨] પરંતુ અમારા પુરુષાથમાં જરાયે ન્યૂનતા ન છતાં અમે તમારા ધૂતના દોષથી દુઃખી થઈ પડયા છીએ અને મૂર્ખ દુર્યોધનાદિ શત્રુઓ સામંતોનાં આપેલા ધનવડે અત્યંત બળવાન થઇ બેઠા છે;[૧૩] માટે ઓ મહારાજા! તમારે ક્ષત્રિયોના ધર્મતરફ દૃષ્ટિ કરવી જોઇએ. હે મહારાજ! વનમાં પડી રહેવું એ ક્ષત્રિયોનો ધર્મ નથી;[૧૪] પણ રાજ્ય કરવું એજ ક્ષત્રિયોનો મુખ્ય ધર્મ છે, એમ વિદ્વાનો જાણે છે અને તમે પણ ક્ષત્રિયધર્મને જાણનારા રાજા છો, માટે ધર્મમાર્ગનો નાશ કરો નહિ.[૧૫] હે રાજા! આપણે અર્જુનને વનમાંથી પાછો બોલાવીને તથા શ્રીકૃષ્ણને તેડાવીને બાર વર્ષ પૂરાં થતાં પહેલાંજ ધૃતરાષ્ટ્રના પુત્રોનો નાશ કરીએ.[૧૬] હે મહાબુદ્ધિમાન મહારાજા ! સેનાને વ્યૂહરચનામાં ગોઠવીને તૈયાર થયેલા ધૃતરાષ્ટ્રના પુત્રોને હું એકલોજ ઝપાટાબંધ પરલોકમાં મોકલી દઇશ.[૧૭] હું દુર્યોધનને, કર્ણને, શકુનિને, ધૃતરાષ્ટ્રના સર્વ પુત્રોને અને બીજો જે કોઇ સામે યુદ્ધ કરશે તે સર્વને હણી નાખીશ.[૧૮] હે પ્રજાપતિ ! આ રીતે હું તેઓનો નાશ કરૂં તે પછી તમે પાછા વનમાં આવજો, એટલે એમ કરવાથી તમને દોષ લાગશે નહિ;[૧૯]અને હે શત્રુદમન મહારાજા ! કરેલાં પાપને અનેક યજ્ઞોવડે દૂર કરીને આપણે ઉત્તમ સ્વર્ગમાં જઇશું;[૨૦] પરંતુ તમે અમારા ધર્મપરાયણ રાજા જો દીર્ઘસૂત્રી અને બાળકની પેઠે વૃથા હઠ ન કરો તોજ હે રાજન્ ! એ મારા કહેવાપ્રમાણે થાય.[૨૧] વળી કપટબુદ્ધિવાળા શત્રુઓને તો કપટ કરીનેજ મારવા,એવો વિદ્વાનોનો નિશ્ચય છે;. કારણકે કપટીને કપટવડે મારવાએકંઈ પાપ કહેવાતું નથી. વળી સમયમર્યાદાને માટે પણ હે ભરતવંશી મહારાજા! ધર્મવેત્તાઓને ધર્મશાસ્ત્રમાં એક રાત્રિદિવસ વર્ષની બરોબરજ જણાય છે.*[૨૩] તેજ પ્રમાણે હે સમર્થ મહારાજા! વેદનું વચન પણ સર્વદા સંભળાય છે કે, કૃચ્છ્રપ્રજાપત્યો કરવાથી એક વર્ષસુધી પાળવાનું વ્રત પૂર્ણ થાય છે;×[૨૪] માટે હે ધર્મથી ભ્રષ્ટ ન થનારા રાજા! તમને જો વેદો પ્રમાણરૂપ હોય તો તેર દિવસ પૂરા થતાં તેર વર્ષનો કાળ પૂરો થયો છે એમ તમે સમજો.[૨૫]હે શત્રુદમન રાજા! દુર્યોધન આખી પૃથ્વીને પોતાને વશ કરી લે નહિ, તે પહેલાંજ દુર્યોધનને તેના અનુયાયીઓની સાથે મારવાનો આ સમય છે.[૨૬] હે રાજેંદ્ર ! તમને ધૂત પ્રિય હોવાથી તમે તે પ્રમાણે કર્યું

---

* '**विश्वसृजां सहस्रसंवत्सरम्**' આ શ્રુતિમાં વર્ષ શબ્દનો અર્થ દિવસ કર્યો છે. જો તેમ ન કરે તો '**शतायुर्वै पुरुषः**' પુરુષનું આયુષ્ય સો વર્ષનું છે. આ શ્રુતિથી વિરુદ્ધ જતી ઉપરની શ્રુતિ અપ્રમાણ ઠરે; કારણ કે લોકોમાં હજાર વર્ષનું આયુષ્ય કોઇનું જોવામાં આવતું નથી. તેથી ઉપરની શ્રુતિમાં આવેલા વર્ષ શબ્દનો દિવસ એવો અર્થ ઠરે છે.

×ત્રીસ કૃચ્છ્રપ્રાજાપત્ય વ્રત કરવાથી એક વર્ષસુધી કરવાનું વ્રત કે પ્રાયશ્ચિત્ત પૂર્ણ થાય છે. વળી મિત્રવિંદેષ્ટિ, પવિત્રેષ્ટ, મૃગારેષ્ટિ વગેરે એક એક ઇષ્ટિ ને દશ દશ પ્રાજાપત્યને સ્થાને ધર્મશાસ્ત્રમાં કહેલી છે, તેવી ઇષ્ટિઓ કરવાથી આપણે બાર વર્ષનાં વ્રતને થોડા સમયમાં સમાપ્ત કરી શકીશું- આ અભિપ્રાયથી ભીમે કહ્યું છે.

અને અમને બધાને બહુધા લગભગ એવા ગુપ્તવાસમાં ગબડાવી પાડયા.[૨૭] હું એવો કોઈ દેશ જોતો નથી, કે જ્યાં રહેવાથી આપણને તે દુષ્ટ મનવાળો દુર્જન દુર્યોધન દૂતોદ્વારા જાણી શકે નહિ.[૨૮] તે અધમ પુરુષ આપણને સર્વને ખોળી કાઢીને પછી કપટવડે ફરી આ વનવાસને માટે હાંકી કાઢશે.[૨૯] જો આપણે ગુપ્તવાસમાંથી કેમે કરીને પાર ઉતરીશું અને તે પાપીને ખબર પડશે તો તે આપણને જોતાંજ ફરી દ્યૂત રમવામાટે બોલાવશે.[૩૦] એટલે હે મહારાજ! પ્રથમ દ્યૂત રમ્યા છતાં જેમ તમે ફરી દ્યૂત રમ્યા હતા, તેમ દ્યૂતને માટે બોલાવતાં તમે પાછા દ્યૂત રમીનેજ લક્ષ્મીને દૂર કરશો.[૩૧] તમે પાસા નાખવામાં તેવા કુશળ છો, એ નક્કી છે; એટલે હે મહારાજ ! ભાનવિનાના તમે ફરી વનવાસ ભોગવતા ફરશો.[૩૨] હે મહારાજ! જો અમને જીવતાંસુધી આવા દીન રાખવા, તમને યોગ્ય લાગતું હોય, તો તમે સઘળા વેદધર્મોનો વિચાર કર્યા કરો.[૩૩] બાકી શાસ્ત્રનો સિદ્ધાંત તો એવો છે કે, કપટબુદ્ધિવાળા શત્રુને કપટથીજ મારવો, માટે તમે મને આજ્ઞા કરો એટલે ઘાસ ઉપર ફેંકેલો અગ્નિ જેમ ઘાસને બાળી નાખે છે તેમ હું મારી સંપૂર્ણ શક્તિથી મૂર્ખ દુર્યોધનનો નાશ કરીશ; આપ મને આજ્ઞા કરો."[૩૪,૩૫]

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે પાંડુપુત્ર ભીમસેન બોલવા લાગ્યો, ત્યારે ધર્મરાજા યુધિષ્ઠિરે તેનું મસ્તક સુંઘી શાંત કરતાં તેને કહ્યું કે:–[૩૬] "ઓ મહાબાહુ ! તું તેર વર્ષ પૂરાં થયા પછી ગાંડીવધન્વા અર્જુનને સાથે રાખીને અવશ્ય દુર્યોધનનો નાશ કરજે;[૩૭] પરંતુ હે સમર્થ કુંતીપુત્ર ! તું વનવાસનો અવધિકાળ પૂર્ણ થયો છે અને હવે રાજ્યગ્રહણનો કાળ પ્રાપ્ત થયો છે, એમ જે કહે છે તે યોગ્ય નથી; કારણકે સંવત્સર શબ્દનો દિવસએવો અર્થ માત્ર પ્રવાદરૂપ છે, પણ તેપ્રકરણમાં સંવત્સર શબ્દનો યજ્ઞ એવો અર્થ છે.વળી જે વ્રત અમુક સમયસુધી કરવાનું છે, તે માત્ર કર્મથી સમાપ્ત થઇ શકતું નથી; માટે હું અસત્ય બોલવાનો ઉત્સાહ ધરાવતો નથી, કારણકે મારામાં અસત્ય છેજ નહિ.[૩૮] હે અજિત કુંતીપુત્ર ! તું કપટ કર્યાવિના પણ પાપી નિશ્ચયવાળા દુર્યોધનનો તેના અનુયાયીઓની સાથે નાશ કરવાનોજ છે, ત્યારે કપટ શામાટે કરવું ?"[૩૯] આ પ્રમાણે ધર્મરાજા યુધિષ્ઠિર ભીમસેનને કહેતા હતા, એટલામાં ત્યાં મહાભાગ્યશાળી બૃહદશ્વ નામના મહર્ષિ આવી પહોંચ્યા.[૪૦] ધર્માત્મા ધર્મરાજાએ તે ધર્મચારી ઋષિને પ્રાપ્ત થયેલા જોઇને, શાસ્ત્રોક્ત વિધિથી તેમની મધુપર્કવડે પૂજા કરી.[૪૧] મુનિએ આસન ઉપર બેસીને વિશ્રાંતિ લીધા પછી તેમની પાસે બેઠેલા મહાબાહુ યુધિષ્ઠિર તેમનાતરફ જોઇને દીનતાભરેલાં બહુ વચનો કહેવા લાગ્યા:–[૪૨] "હે ભગવન્ ! કપટબુદ્ધિવાળા, પાસા નાખવામાં કુશળ અને ધૂર્ત કૌરવોએ મને દ્યૂત રમવામાટે બોલાવીને મારૂં રાજ્ય તથા ધન હરી લીધું;[૪૩] એટલુંજ નહિ પણ હું દ્યૂત રમી જાણતો નથી તેથી તે પાપી નિશ્ચયવાળાઓએ કપટ કરીને મારી પ્રાણ કરતાં પણ અધિક વહાલી ભાર્યાને સભામાં ખેંચી આણી.[૪૪] વળી મને બીજીવાર દ્યૂતમાં હરાવીને મૃગચર્મો ઓઢાડી દારુણ વનવાસને માટે મહાન અરણ્યમાં કાઢી મૂક્યો.[૪૫] હું વનમાં કષ્ટથી નિવાસ કરતાં અત્યંત દુઃખી થયો છું. તેમાં દ્યૂત રમવાના પ્રસંગમાં શત્રુઓએ ઉચ્ચારેલાં અત્યંત ભયંકર વચનો અને દ્યૂતથી આરંભીને દીન થઇ ગયેલાં સંબંધીઓનાં કહેલાં વચનો જે મેં શ્રવણ કર્યાં છે, તે સર્વ મારા હૃદયમાં રહેલાં છે અને તેનું સ્મરણ કરીને મારી આખી રાત્રિ ચિંતામાં જાય છે.[૪૭] વળી જે ગાંડીવધન્વા અર્જુનને આધારે અમારા સર્વના પ્રાણ રહેલા છે, તે મહાત્માનો વિયોગ થવાથી પણ હું ગતપ્રાણ જેવો થઇ ગયો છું.[૪૮] તે પ્રિયવાદી, અતિ ઉદ્યોગી અને દયાળુ એવા અર્જુનને અસ્ત્રવિદ્યા સંપાદન કરીને પાછો આવેલો હું ક્યારે જોઇશ ?×[૪૯] હે મહારાજ ! પૃથ્વી ઉપર મારા ક-

× આ શ્લોકમાં **अतन्द्रितम्** અને **अतन्द्रितः** એવા બે પાઠ છે.

રતાં અત્યંત અલ્પ ભાગ્યવાળો કોઇ રાજા પૂર્વે તમારા જોવામાં અથવા સાંભળવામાં કંઇ આવ્યો છે? હું તો માનું છું કે, મારા કરતાં અધિક દુઃખી કોઈ પુરુષ હશેજ નહિ."[૫૦]

બૃહદશ્વે કહ્યું:–"હે મહારાજા પાંડુપુત્ર! તમે 'મારા કરતાં કોઈ અત્યંત અભાગી પુરુષ ક્યાંયે થયો નથી' એમ કહો છો તથા તેવો કોઈ પુરુષ છે? એમ પૂછો છો,[૫૧] તો હે નિષ્પાપ રાજા! જો તમારે સાંભળવાની ઇચ્છા હોય તો, તમારા કરતાં પણ અધિક દુઃખી એવો કયો રાજા થઇ ગયો છે, તે હું તમને અહીં કહું."[૫૨]

વૈશંપાયને કહ્યું:–આ સાંભળીને યુધિષ્ઠિર રાજાએ તેમને કહ્યું કે, "હું આવી અવસ્થાને પ્રાપ્ત થયેલા રાજાની કથા સાંભળવાની ઇચ્છા રાખું છું, માટે આપ તે કથા કહો."[૫૩]

બૃહદશ્વ બોલ્યા:–"હે ધર્મથી ભ્રષ્ટ ન થનારા રાજા! તમારા કરતાં અધિક દુઃખી કયો રાજા થઈ ગયો હતો, તે તમે ભાઇઓની સાથે એકાગ્ર થઇને સાંભળો.[૫૪] પૂર્વે નિષધ દેશમાં વીરસેન નામનો એક પ્રસિદ્ધ રાજા હતો. તેને ધર્મ તથા અર્થમાં કુશળ એક નળ નામનો પુત્ર હતો.[૫૫] તે નળ રાજાને પુષ્કરે કપટ કરીને હરાવ્યો હતો, તેથી તે દુઃખાતુર થઇને પોતાની સ્ત્રીની સાથે વનમાં જઈને વસ્યો હતો, આવું અમે સાંભળ્યું છે.[૫૬] હે રાજા! તે વનમાં વસતો હતો તે વખતે તેની પાસે સેવક, રથ, ભાઈ અથવા સંબંધીઓ આમાંનું કંઈપણ ન હતું;[૫૭] અને તમે તો દેવના જેવા વીર ભાઈઓથી તથા બ્રહ્મ જેવા ઉત્તમ બ્રાહ્મણોથી વીંટાઇ રહેલા છો; માટે તમારે શોક કરવો યોગ્ય નથી."[૫૮]

યુધિષ્ઠિરે કહ્યું:–"હે વક્તાઓમાં શ્રેષ્ઠ! હું મહાત્મા નળ રાજાના ચરિત્રને વિસ્તારથી સાંભળવા ઇચ્છું છું, માટે આપે મને તે ચરિત્ર કહેવું જોઇએ.[૫૯]

**ઈતિ શ્રીમહા૦ વન૦ નળોપાખ્યાનપર્વમાં અધ્યાય ૫૨ મો સમાપ્ત.**

# અધ્યાય ૫૩ મો

## હંસ અને દમયંતીનો સંવાદ

**॥ बृहदश्व उवाच ॥**

**आसीद्राजा नलोनाम वीरसेनसुतो वली ॥**
**उपपन्नो गुणैरिष्टै रूपवानश्वकोविदः॥१॥**

બૃહદશ્વે કહ્યું:–વીરસેનનો પુત્ર નળ નામનો એક બળવાન રાજા હતો. તે ઇચ્છવાયોગ્ય ગુણોથી યુક્ત રૂપવાન અને અશ્વવિદ્યામાં કુશળ હતો.[૧] દેવના અધિપતિ ઇંદ્રની પેઠે તે રાજા સર્વ રાજાઓનો અધિપતિ હતો અને તેજવડે સૂર્યની પેઠે સર્વથી શ્રેષ્ઠ હતો.[૨] નિષધ દેશનો તે રાજા બ્રાહ્મણોપર પ્રીતિવાળો હતો, વેદવેત્તા હતો, શૂરો હતો, દ્યૂતપ્રેમી હતો, સત્યવાદી હતો, મહાન અક્ષૌહિણીનો પતિ હતો, ઉત્તમ સ્ત્રીને પ્રિય હતો, ઉદાર હતો, જિતેંદ્રિય હતો, પ્રજાનું રક્ષણ કરનારો હતો, ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ હતો અને સાક્ષાત્ મનુના જેવો હતો.[૩,૪] તેજ પ્રમાણે વિદર્ભ દેશમાં ભયંકર પરાક્રમવાળો શૂરો અને સર્વગુણસંપન્ન ભીમ નામનો એક બીજો રાજા હતો. તે પ્રજારહિત હોવાથી પ્રજાની ઇચ્છાવાળો હતો.[૫] હે ભરતવંશી રાજા! તે ભીમરાજા એકાગ્ર થઇને સંતાનપ્રાપ્તિને માટે પરમ યત્ન કરતો હતો. એવામાં એક વખતે તેની પાસે દમન નામના એક બ્રહ્મર્ષિ આવ્યા.[૬] હે રાજેંદ્ર! પ્રજાની કામનાવાળા ધર્મવેત્તા ભીમ રાજાએ પોતાની પટરાણીની સાથે તે અતિ તેજસ્વી ઋષિનો સત્કાર કરીને તેમને સંતુષ્ટ કર્યા.[૭] પછી પ્રસન્ન થયેલા મહાયશસ્વી દમન ઋષિએ, તે સ્ત્રીસહિત રાજાને વરદાનમાં એક રત્નરૂપ કન્યા અને ત્રણ ઉદાર ગુણવાળા પુત્રો આપ્યા.[૮] તેમાં કન્યાનું નામ દમયંતી પાડ્યું અને પુત્રોનાં નામ દમ, દાંત અને દમન એવાં પાડ્યાં. તે સર્વે પુત્રો સર્વગુણસંપન્ન, તેજસ્વી, ઉગ્ર તથા ભયંકર પરાક્રમી હતા.[૯] તેમજ સુંદર કટિવાળી દમયંતી તો રૂપ, તેજ, યશ, શોભા અને સૌભાગ્યવડે સર્વ લોકમાં યશસ્વી થઇ હતી.[૧૦] પછી

દમયંતી જ્યારે વયમાં આવી, ત્યારે અલંકાર વાળી સો દાસીઓ અને સો સખીઓ ઇંદ્રાણીની પેઠે તેની સેવા કરવા લાગી;[૧૧] અને તે સખીઓની વચ્ચે સર્વ અલંકારથી શોભી રહેલી સુંદર અંગવાળી દમયંતી વર્ષાકાળની વિજળીની પેઠે પ્રકાશવા લાગી.[૧૨] તે લક્ષ્મીના જેવી અતિશય રૂપવાળી તથા વિશાળ નેત્રવાળી હતી. તેના જેવી રૂપવાળી કોઈસ્ત્રી પૂર્વે દેવોમાં, યક્ષોમાં, મનુષ્યોમાં અને બીજી જાતિઓમાં પણ ક્યાંયે જોવામાં કે સાંભળવામાં આવતી ન હતી. તે સુંદર રૂપવાળી કન્યા તેને જોનારા દેવોનાં ચિત્તને પણ પ્રસન્ન કરતી હતી.[૧૩,૧૪] બીજી તરફ પુરુષમાં વ્યાઘ્ર જેવો નળ રાજા પણ પૃથ્વીપરના સર્વ લોકમાં અનુપમ હતો, રૂપવડે સાક્ષાત કામદેવના જેવો હતો.[૧૫] કેટલાક લોકો નળનાં રૂપથી આશ્ચર્ય પામીને દમયંતીની આગળ નળ રાજાની પ્રશંસા કરતા હતા અને કેટલાએક લોકો ઉત્કંઠાથી નળની આગળ દમયંતીનાં વારંવાર વખાણ કરતા હતા.[૧૬] હે કુંતીપુત્ર! આ પ્રમાણે નિરંતર એકમેકના ગુણો સાંભળવાથી તે બન્નેને એકબીજાપ્રત્યે અદષ્ટ રીતે કામ ઉત્પન્ન થયો અને તે કામ હમેશાં વધવા લાગ્યો.[૧૭] તેમાં નળરાજા કામના વેગને હૃદયમાં સહન કરી શક્યો નહિ અને તેથી તે અંતઃપુરની સમીપમાં આવેલા બગીચાના એકાંત ભાગમાં જઇને બેઠો.[૧૮] તે વખતે તેણે ત્યાં બગીચામાં ફરતા સુવર્ણની પાંખવાળા હંસોને દીઠા, એટલે રાજાએ તેમાંથી એક હંસને પકડી લીધો. તે સમયે તે હંસે નળને કહ્યું કે:–'હે રાજન્! હું તારૂં પ્રિય કરીશ, માટે તું મને મારીશ નહિ.[૨૦] હે નિષધરાજ! હું દમયંતીની આગળ તારૂં એવું વર્ણન કરીશ, કે જે સાંભળ્યા પછી તે બીજા પુરુષનું મનમાં કદી સ્મરણ પણ કરશે નહિ.' આ પ્રમાણે હંસે કહ્યું, એટલે રાજાએ તેને છોડી દીધો. તે પછી તે હંસો ત્યાંથી ઉડીને વિદર્ભ દેશમાં ગયા;[૨૧,૨૨]અને વિદર્ભ નગરીમાં જઇને તે પક્ષીઓ દમયંતીની સમીપમાં ઉતર્યા. એટલે દમયંતીએ તે હંસોને જોયા.[૨૩] અદ્ભુત રૂપવાળા તે હંસોને જોઇને દમયંતી પ્રસન્ન થઇ અને સખી સમુદાયથી વીંટાઇને તેઓને પકડવામાટે ઉતાવળથી યત્ન કરવા લાગી.[૨૪] તે વખતે તે હંસો પ્રમદાવનમાં ચોતરફ નાસવા લાગ્યા; ત્યારે તે એક એક કન્યા એક એક હંસની પાછળ દોડવા લાગી.[૨૫] તેમાં દમયંતી જે હંસની પાસે દોડી ગઈ હતી.તે હંસ મનુષ્યવાણીથી દમયંતીને કહેવા લાગ્યો કે:–[૨૬]"હે દમયંતિ! નિષધદેશમાં નળ નામનો રાજા છે; તે રૂપવડે અશ્વિનીકુમારના જેવો છે, તેની સમાન બીજો કોઈ મનુષ્ય નથી.[૨૭] તે રૂપવડે પોતે સાક્ષાત્ કામદેવના જેવો છે, માટે હે સુંદરિ! હે સુંદર કેડવાળી! તું જો તેની ભાર્યા થાય,તો તારૂં આ રૂપ તથા જન્મ સફળ થાય. અમે દેવો, ગંધર્વો, મનુષ્યો, નાગો અને રાક્ષસોને જોયા છે; પરંતુ અમે નળના જેવો પુરુષ પૂર્વે દીઠો નથી. તું પણ સ્ત્રીઓમાં રત્નરૂપ છે અને પુરુષોમાં નળ શ્રેષ્ઠ છે, માટે ઉત્તમ સ્ત્રીનો ઉત્તમ પુરુષની સાથે સમાગમ થાય, એ ઘણો ગુણવાન ગણાય છે."

આ પ્રમાણે હંસે કહ્યું, ત્યારે હે રાજા! દમયંતીએ પણ હંસને કહ્યું કે, "તું પણ નળને એ પ્રમાણે કહે." હે રાજા! પછી દમયંતીને 'સારૂં હું તેમ કરીશ' એમ કહીને હંસ પાછો નિષધ દેશમાં આવ્યો અને તેણે તે સર્વ વાત નળને જણાવી.[૨૮–૩૨]

**ઇતિ૦ શ્રીમહા૦ વન૦ નળોપાખ્યાન પર્વમાં "હંસ અને દમયંતીનોસંવાદ"એ વિષયનો અધ્યાય ૫૩ મો સમાપ્ત.**

# અધ્યાય ૫૪ મો

## દમયંતીના સ્વયંવરની તૈયારી

**॥ बृहदश्व उवाच ॥**

**दमयंती तु तच्छ्रुत्वा वचोहंसस्य भारत॥**

**ततः प्रभृति न स्वस्था नलं प्रतिबभूव सा॥१॥**

બૃહદશ્વે કહ્યું:–હે ભરતવંશી રાજા! દમયંતી તો હંસનાં તે વચન સાંભળ્યાં, ત્યારથી આરંભીને નળના સ્મરણથી શાંત રહી શકી નહિ.[૧]

તે દમયંતી નળની પ્રાપ્તિને માટે ચિંતાપરાયણ રહેવા લાગી, તેના મુખની કાંતિ નહિ જેવી થઇ ગઇ, તે શરીરે કૃશ થઈ ગઈ, દીન જેવી જણાવા લાગી, નિસાસા નાખવા લાગી, ઉંચી દૃષ્ટિ રાખીને એકસરખો વિચાર કરવા લાગી, તેથી તે ગાંડા જેવી દેખાવા લાગી અને ચિત્તમાં કામાવેશ થવાથી ક્ષણમાં ફિક્કી પડી ગઇ. તેને શય્યા, આસન, વૈભવ કે બીજે કયાંય પ્રીતિ થતી નહિ,અને તે દિવસે કે રાત્રિએ શયન કરતી નહિ; પણ 'હાય હાય' બોલીને રડયા કરતી હતી.[૨,૪] દમયંતીની સખીઓ, તેની તે પ્રકારની અવસ્થાને, અભિપ્રાય જણાવનારાં ચેષ્ટિતોથી જાણી ગઈ અને તે સખીઓએ વિદર્ભરાજાની આગળ દમયંતી અસ્વસ્થ રહે છે, આ વાત નિવેદન કરી. ભીમરાજા સખીઓ પાસેથી દમયંતીની અસ્વસ્થતા સાંભળીને પોતાની પુત્રીના સંબંધમાં અતિશય મોટા કાર્યનો વિચાર કરવા લાગ્યા. 'હમણાં મારી પુત્રી અસ્વસ્થ જેવી કેમ જણાય છે?' આવો વિચાર કરતાં રાજાને જણાયું કે, પોતાની પુત્રીને યૌવન પ્રાપ્ત થયેલું છે, માટે પોતે દમયંતીનો સ્વયંવર કરવો જોઇએ.[૮] તે પછી હે યુધિષ્ઠિર રાજા! તે રાજાએ 'હે વીરો! તમે આ સ્વયંવરના સમારંભમાં પધારો' એ પ્રમાણે રાજાઓને નિમંત્રણો મોકલ્યાં.[૯] દમયંતીનો સ્વયંવર સાંભળતાંજ સર્વ રાજાઓ ભીમકરાજાની આજ્ઞાથી હાથી, ઘોડા અને રથની ગર્જનાથી પૃથ્વીને પૂર્ણ કરતા, વિચિત્ર પુષ્પોના અલંકારોથી સારી રીતે શણગારેલા અને દેખાવડા સૈન્યની સાથે ભીમરાજાને ત્યાં આવ્યા.[૧૧] મહાબાહુશાળી ભીમકરાજાએ પોતાને ત્યાં આવેલા તે મહાત્મા રાજાઓનો યથાયોગ્ય સત્કાર કર્યો. તે પછી માન પામેલા રાજાઓએ ત્યાં નિવાસ કર્યો.[૧૨] એજ સમયમાં દેવર્ષિશ્રેષ્ઠ મહાત્મા નારદ તથા પર્વત મુનિ ફરતા ફરતા આ લોકમાંથી ઇંદ્રલોકમાં ગયા અને તે મહાબુદ્ધિશાળી મહાવ્રતધારી અને સંમાનિત ઋષિઓ ઇંદ્રભવનમાં પેઠા.[૧૩,૧૪] સમર્થ ઇંદ્રરાજાએ તેઓની પૂજા કરી અને તેઓને અક્ષયકુશળ તથા સર્વત્ર આરોગ્ય પૂછયું.[૧૫]

નારદ બોલ્યાઃ-"હે ઐશ્વર્યસંપન્ન દેવ! અમારૂં બંનેનું સર્વ રીતે કુશળ છે અને હે વ્યાપક સત્તાધારી ઇંદ્ર! આખા લોકમાં પણ રાજાઓ કુશળ છે."[૧૬]

બૃહદશ્વે કહ્યુંઃ-આવું નારદનું કહેવું સાંભળીને, બળ અને વૃત્ર દૈત્યનો નાશ કરનારા ઇંદ્રરાજાએ પૂછયું કેઃ-"જીવિતની પણ સ્પૃહા ન કરતાં યુદ્ધ કરનારા જે ધર્મવેત્તા રાજાઓ યુદ્ધથી વિમુખ ન થતાં શસ્ત્રવડે યોગ્ય સમયે મરણ પામે છે, તે રાજાઓને આ અક્ષય સ્વર્ગલોક મળે છે અને મારી પેઠે તેના મનોરથો પૂર્ણ થાય છે;[૧૭,૧૮] પરંતુ હું મારા તે પ્રિય અતિથિ રાજાઓને હમણાં અહીં આવતા જોતો નથી, માટે તે શૂરા ક્ષત્રિયો કયાં ગયા છે?[૧૯] આ પ્રમાણે ઇંદ્રે પૂછયું, ત્યારે નારદમુનિએ પ્રત્યુત્તર આપ્યો.

નારદ બોલ્યાઃ-"હે ઇંદ્ર! હમણાં રાજાઓ તમારા જોવામાં આવતા નથી,તેનું કારણ તમે સાંભળો.[૨૦] વિદર્ભરાજાની એક દમયંતી નામની પ્રખ્યાત પુત્રી છે. તેણે પોતાના રૂપવડે પૃથ્વીની સર્વ સ્ત્રીઓનો પરાજય કર્યો છે.[૨૧] હે ઇંદ્ર! તેનો થોડાજ સમયમાં સ્વયંવર થવાનો છે; તેથી સર્વ રાજાઓ અને રાજપુત્રો ત્યાં જાય છે.[૨૨] હે બલ તથા વૃત્રને હણનારા ઇંદ્ર! તે કન્યા જગતમાં રત્નરૂપ છે, તેથી રાજાઓ તેને મેળવવા-માટે પ્રબળ ઇચ્છા ધરાવે છે."[૨૩] આ પ્રમાણે નારદ મુનિ કહેતા હતા, તે વખતે દેવોમાં શ્રેષ્ઠ એવા લોકપાલો, અગ્નિની સાથે ત્યાં ઇંદ્રરાજાની પાસે આવ્યા.[૨૪] તે બધાએ પણ નારદનાં મહત્તાવાળાં વચન સાંભળ્યાં અને સાંભળતાંની સાથેજ પ્રસન્ન થઇને તેઓ બોલ્યા કે 'ત્યારે તો આપણે પણ ત્યાં જઇએ.'[૨૫] હે મહારાજ! આ પ્રમાણે કહ્યા પછી સઘળા લોકપાલો પોતાના ગણો તથા વાહનોની સાથે, જ્યાં સર્વે રાજાઓ એકઠા મળ્યા હતા,તે વિદર્ભ દેશમાં જવા નીકળ્યા. હે કુંતીપુત્ર યુધિષ્ઠિર! દમયંતીને માટે ઉત્સુક

તથા ઉદાર મનવાળો નળરાજા પણ, સ્વયંવરમાં રાજાઓ એકઠા થયા છે એમ સાંભળીને, ત્યાં જવા નીકળ્યો.[૨૭] તે સમયે સ્વયંવરમાં આવતા દેવોએ માર્ગમાં રૂપસંપત્તિવડે સાક્ષાત્ મૂર્તિધારી કામદેવ ઉભો હોય, તેવા નળને પૃથ્વી ઉપર ઉભેલો જોયો.[૨૮] સૂર્યના જેવા તેજસ્વી જણાતા તે નળને જોઇને, લોકપાલો તેની રૂપસંપત્તિથી વિસ્મય પામ્યા અને તેઓ દમયંતીના સંબંધમાં નિરાશ થઇ બેઠા.[૨૯] તે પછી હે રાજા ! તેઓએ અંતરિક્ષમાં પોતાનાં વિમાનો ઉભાં રાખ્યાં.[૩૦] "અને આકાશમાંથી ઉતરીને નળરાજાને કહ્યું કેઃ-હે નિષધદેશના રાજેંદ્ર ! તું સત્ય નિષ્ઠાવાળો છે, માટે હે નરશ્રેષ્ઠ ! તું અમારો દૂત થઇને અમને સહાય કર."[૩૧]

**ઇતિ શ્રીમહા૦ વન૦ નળોપાખ્યાન પર્વમાં " ઇંદ્ર અને નારદનો સંવાદ " એ વિષયનો અધ્યાય ૫૪ મો સમાપ્ત.**

## અધ્યાય ૫૫ મો
### દેવોએ નળને પોતાનો દૂત કર્યો.

**॥ बृहदश्व उवाच ॥**

**तभ्यः प्रतिज्ञायनलः करिष्य इति भारत ॥**
**अथैतान्परिपप्रच्छ कृतांजलिरुपस्थितः ॥१॥**

બૃહદશ્વે કહ્યું:–હે ભરતવંશી રાજા ! લોકપાલોનું કહેવું સાંભળીને નળરાજાએ ' હું તમારૂં દૂત કાર્ય કરીશ ' એવી પ્રતિજ્ઞા કરી અને પછી તે હાથ જોડી તેઓના સન્મુખ ઉભો રહીને તેઓને પૂછવા લાગ્યોઃ–[૧] " આપ કોણ છો ? મને જેનો દૂત કરવા ઇચ્છો છો તે કોણ છે ? અને મારે તમારૂં કયું કાર્ય કરવાનું છે? તે તમે મને યથાર્થ રીતે કહો. [૨]" આ પ્રમાણે નળરાજાએ પૂછયું ત્યારે ઇંદ્રે કહ્યું કેઃ–" અમે દમયંતીને માટે આવેલા દેવો છીએ એમ તું સમજ.[૩] હું ઇંદ્ર છું, આ અગ્નિ છે, આ વરુણ છે અને હે રાજા ! મનુષ્યોનાં શરીરને નાશ પમાડનારો આ યમ છે.[૪] હવે તું અમે આવ્યા છીએ, એમ દમયંતીને જણાવ. તેને કહે કે, " ઇંદ્ર વગેરે લોકપાલો તને જોવાની ઇચ્છાથી આવે છે.[૫] ઇંદ્ર, અગ્નિ, વરુણ અને યમ આ ચાર દેવો તને મેળવવા ઇચ્છે છે, માટે તું તેઓમાંના એક દેવને તારા પતિતરીકે વર. "[૬] આ પ્રમાણે ઇંદ્રે કહ્યું ત્યારે નળરાજા હાથ જોડીને બોલ્યો કેઃ–"તમે જે કાર્યને માટે આવ્યા છો તેજ કાર્યને માટે હું પણ આવ્યો છું, માટે તમારે મને દૂતતરીકે ત્યાં મોકલવો યોગ્ય નથી.[૭] હે મહેશ્વરો ! જે સ્ત્રીના સંબંધમાં જેના મનમાં વાસના ઉત્પન્ન થઈ છે, તેજ પુરુષ તે સ્ત્રીને બીજા પુરુષને માટે આવું કહેવાને શી રીતે તૈયાર થાય? માટે તમે મને ક્ષમા કરો."[૮]×

દેવો બોલ્યાઃ–" હે નિષધરાજ ! ' હું તમારૂં કાર્ય કરીશ ' એ પ્રમાણે પ્રથમ પ્રતિજ્ઞા કરીને, હવે તું તે નહિ કરે એમ કેમ બને? માટે હે નૈષધ ! તું જા. વિલંબ કરીશ નહિ."[૯]

બૃહદશ્વે કહ્યું:–આ પ્રમાણે દેવોએ કહ્યું ત્યારે નળરાજાએ દેવોને કહ્યું કે, ' રાજમંદિરો સુરક્ષિત હોય છે, એટલે તેમાં હું કેવીરીતે પ્રવેશ કરી શકીશ ?'[૧૦] ઇંદ્રે તેને ફરી કહ્યું કે, 'તું તેમાં પ્રવેશ કરી શકીશ. ' તે પછી 'ઠીક છે,' એમ કહીને તે નળરાજા દમયંતીના રાજભવનમાં ગયો.[૧૧] ત્યાં જઈને તેણે સખીઓના સમૂહથી વિંટાયલી સુંદરી દમયંતીને જોઇ. તે દેહ અને કાંતિવડે દેદીપ્યમાન, અત્યંત સુકુમાર અવયવવાળી, સૂક્ષ્મ મધ્યવાળી, સુંદર નેત્રવાળી અને પોતાના તેજવડે ચંદ્રની કાંતિને પણ તુચ્છ કરતી હોય તેવી દેખાતી હતી.[૧૨,૧૩] તે સુંદર હાસ્યવાળી દમયંતીને જોતાંજ નળરાજાની કામવાસના વૃદ્ધિ પામી; પરંતુ પોતાનું આપેલું વચન સત્ય કરવાની ઇચ્છાથી તેણે કામને રોકી રાખ્યો.[૧૪] એવામાં ત્યાં બેઠેલી સુંદરીઓ નળરાજાને જોઇને ગભરાટમાં પડી ગઈ અને તેનાં તેજવડે અંજાઈને આસન ઉપરથી ઝટ ઉભી થઇ ગઈ[૧૫] તથા વિસ્મય પામીને પ્રસન્નતાથી નળની

× આ શ્લોકમાં **उत्सहेत** અને **उत्सृजते** એવા બે પાઠ છે.

પ્રશંસા કરવા લાગી. તેઓએ જો કે નળની સાથે ભાષણ કર્યું નહિ, તોપણ મનવડે તેને બહુ માન આપ્યું.[૧૬] તેઓ, 'અહો, આ મહાત્માનું કેવું રૂપ છે? કેવી કાંતિ છે? કેવું ધૈર્ય છે? આ કોણ હશે? એ કોઇ દેવ હશે? યક્ષ હશે? કે ગંધર્વ હશે?' આ પ્રમાણે મનમાં ને મનમાં તર્ક કરવા લાગી; પરંતુ સ્વાભાવિક રીતેજ શરમાળ તે સુંદરીઓ તેના તેજથી અંજાઇને નળની સાથે લેશમાત્ર પણ બોલી શકી નહિ.[૧૭,૧૮] તે પછી મંદ હાસ્યપૂર્વક બોલનારી દમયંતી વિસ્મય પામીને, મંદમંદ હાસ્ય કરતા વીર નળરાજાને કહેવા લાગીઃ–[૧૯] "હે સર્વાંગે સુંદર વીર! તમે કોણ છો? હે મારા ચિત્તમાં કામની વૃદ્ધિ કરનારા! તમે અહીં દેવની પેઠે પ્રાપ્ત થયા છો. હે નિષ્પાપ! તમે કોણ છો તે હું જાણવા ઇચ્છું છું.[૨૦] તમે અહીં કેવી રીતે આવ્યા? અને તમને અહીં આવતાં કેમ કોઇએ દીઠા નહિ? કારણ કે, આ મારો રહેવાનો મહેલ સુરક્ષિત છે અને રાજા પણ કડક શિક્ષા કરનારો છે."[૨૧]આ પ્રમાણે વૈદર્ભીએ કહ્યું, ત્યારે નળરાજા તેને કહેવા લાગ્યો.

નળ બોલ્યોઃ–"હે કલ્યાણિ! દેવોના દૂતતરીકે અહીં આવેલો હું નળ છું એમ તું જાણ. હે સુંદરિ! ઇંદ્ર, અગ્નિ, વરુણ અને યમ, આ ચાર દેવો તને મેળવવાની ઇચ્છા રાખે છે, માટે તેઓમાંથી એક દેવને તું તારા પતિતરીકે સ્વીકાર.[૨૨,૨૩] તેઓનાજ પ્રભાવથી હું અદૃશ્ય થઇને અહીં પ્રવેશ કરી શકયો છું અને અહીં પ્રવેશ કરતાં મને કોઇએ જોયો નથી, તેમ મને કોઇએ વાર્યો પણ નથી.[૨૪] હે કલ્યાણિ! તે શ્રેષ્ઠ દેવોએ મને આ કાર્યને માટે મોકલ્યો છે, માટે હે શુભે! આ સાંભળીને તારી ઇચ્છામાં આવે તેવો નિશ્ચય કર."[૨૫]

**ઇતિ શ્રીમહા૦ વન૦ નળોપાખ્યાન પર્વમાં "નળનું દેવદુતકર્મ" એ વિષયનો અધ્યાય ૫૫ મો સમાપ્ત.**

# અધ્યાય ૫૬ મો

## દમયંતીનો નિશ્ચય

॥ वृहदश्व उवाच ॥

**सा नमस्कृत्य देवेभ्यः प्रहस्यन लमब्रवीत् ॥ प्रणयस्व यथाश्रद्धं राजन् किं करवाणी ते॥१॥**

બૃહદશ્વે કહ્યુંઃ–તે પછી દમયંતી શ્રદ્ધાપૂર્વક દેવોને નમસ્કાર કરીને હાસ્ય કરતી નળને કહેવા લાગી કે, "હે રાજા! તમે મારીસાથે લગ્ન કરો. હું તમારૂં કયું પ્રિય કરૂં?[૧] હું તથા મારૂં બીજું જે કંઇ ધન છે, તે સઘળું તમારૂં છે; માટે હે નાથ! તમે વિશ્વાસપૂર્વક મારીસાથે વિવાહ કરો.[૨] હે રાજા! હંસોનું જે ભાષણ તે મને બાળી નાખે છે. હે વીર! મેં તમારી પ્રાપ્તિને માટેજ અહીં રાજાઓને એકઠા કર્યા છે.[૩] હે માનદાતા! હું તમારાપ્રત્યે પ્રીતિવાળી છું, છતાં જો તમે મારો સ્વીકાર નહિ કરો તો હું તમારે માટે ઝેર પીશ કે અગ્નિમાં બળી મરીશ અથવા જળમાં ડુબી મરીશ કે કંઠમાં પાશ નાખીને મરીશ."[૪]

આ પ્રમાણે દમયંતીએ કહ્યું ત્યારે નળે તેને ઉત્તર આપ્યો કેઃ–"લોકપાલો તારી ઇચ્છા કરતા ઉભા છે, છતાં તું મનુષ્યની શામાટે ઇચ્છા કરે છે?[૫] હું તો મહાત્મા અને સમર્થ એવા લોકપાલોના ચરણની રજ બરાબર પણ નથી, માટે તું તારૂં મન તેઓમાં રહેવા દે.[૬] દેવોનું અપ્રિય કરનારો મનુષ્ય મૃત્યુ પામે છે; માટે હે સુંદરાંગિ! તું મારૂં મૃત્યુથી રક્ષણ કર અને શ્રેષ્ઠ દેવોને વર.[૭] દેવોની સાથે લગ્ન કરીને તું નિર્મળ વસ્ત્રો, જાત જાતની દિવ્ય પુષ્પમાળાઓ અને ઉત્કૃષ્ટ અલંકારોનો ઉપભોગ કર.[૮] જે દેવોનો સ્વામી આ આખી પૃથ્વીનો સંહાર કરીને ગળી જાય છે, તે અગ્નિદેવને પતિતરીકે કઈ સ્ત્રી વરે નહિ?[૯] જેના દંડના ભયથી સઘળો પ્રાણીસમૂહ પૃથ્વી ઉપર આવીને ધર્મનોજ આશ્રય કરી રહે છે, તે યમરાજાને કઈ સ્ત્રી પતિતરીકે વરે નહિ?[૧૦] દૈત્ય તથા દાનવોનો

નાશ કરનારા, ધર્માત્મા તથા મહાત્મા દેવોના અધિપતિ ઇંદ્રને કઈ સ્ત્રી પોતાનો પતિ કરે નહિ ?[૧૧] તારી જો ઇચ્છા હોય તો તું નિઃશંક મનથી લોકપાલોમાંના વરુણને પોતાનો પતિ કર. આ મારૂં હિતચિંતકનું વચન તું સાંભળ."[૧૨]

આ પ્રમાણે નૈષધરાજ નળે કહ્યું, ત્યારે શોકનાં અશ્રુઓથી ભરાઈ ગયેલાં નેત્રવાળી દમયંતી બોલીઃ–[૧૩] " હે રાજા ! હું સર્વ દેવોને નમસ્કાર કરીને તમનેજ મારા પતિતરીકે વરૂં છું. આ હું તમને સત્ય કહું છું."[૧૪] આ પ્રમાણે કહી, બે હાથ જોડીને થર થર ધ્રુજતી દમયંતીને નળરાજાએ કહ્યું કેઃ–"હે કલ્યાણિ ! તું તે મારા કહેવા પ્રમાણે કર. હે ભદ્રે ! હું વચન આપીને, તેમાં પણ દેવોને વચન આપીને, તેમનો દૂત થઇને અહીં આવ્યો છું; ત્યારે બીજાને માટે યત્ન આરંભીને, હું મારો પોતાનો સ્વાર્થ સાધવાની ઇચ્છા કેવી રીતે કરૂં ?[૧૫,૧૬] જો એ મારો સ્વાર્થ પણ ધર્મરૂપ હોય, તો હું એ રીતે સ્વાર્થ સાધીશ; પરંતુ હે કલ્યાણિ ! તું તેવો યત્ન કર. "[૧૭]

તે પછી શુદ્ધ હાસ્યવાળી દમયંતી અશ્રુથી કંઠ ભરાઈ જવાને લીધે ધીરે ધીરે ઉચ્ચાર કરતી નળ રાજાને કહેવા લાગીઃ–[૧૮]"હે નરેશ્વર ! મેં આ એક નિર્દોષ ઉપાય ખોળી કાઢયો છે, જે ઉપાય કરવાથી હે રાજા ! તમને કોઈ રીતે દોષ લાગશે નહિ.[૧૯] હે નરશ્રેષ્ઠ ! તમે અને ઇંદ્ર વગેરે દેવો મારો જ્યાં સ્વયંવરસમારંભ હોય ત્યાં સર્વે એકઠા મળીને આવજો;[૨૦] એટલે હે નરેશ્વર ! હું તમને લોકપાલોની સમક્ષમાં વરીશ. હે નરવ્યાઘ્ર ! એમ કરવાથી તમને દોષ લાગશે નહિ."[૨૧]

હે યુધિષ્ઠિર રાજા ! દમયંતીએ એ પ્રમાણે કહ્યું, એટલે નળરાજા જે ઠેકાણે દેવો એકઠા મળીને આવ્યા હતા, તે ઠેકાણે પાછો આવ્યો.[૨૨] મહા ઐશ્વર્યસંપન્ન લોકપાલોએ તે પ્રમાણે આવતા નળરાજાને જોયો, એટલે તેને જોઇને તેઓએ સર્વ વૃત્તાંત પૂછયુંઃ–[૨૩]" હે રાજા ! તેં શુદ્ધ હાસ્યવાળી દમયંતીને જોઈ કે ? હે નિષ્પાપ રાજન્ ! અમને સર્વને તેણે શું કહાવ્યું છે ? તે તું અમને કહે."[૨૪]

નળ બોલ્યોઃ–" હું તમારી આજ્ઞા થવાથી વૃદ્ધ દ્વારપાલોથી ચોમેર રક્ષણ કરાયેલાં અને વિશાળ દરવાજાવાળાં દમયંતીના ભવનમાં દાખલ થયો.[૨૫] પ્રવેશ કરતાં તમારાજ પ્રભાવથી રાજપુત્રી દમયંતીવિના બીજા કોઈ મનુષ્યે મને દીઠો નહિ.[૨૬] મેં તેની સખીઓને જોઈ અને તેઓએ પણ મને જોયો. હે દેવેશ્વરો ! મને જોઇને તે સઘળીઓ આશ્ચર્ય પામી.[૨૭] તે પછી મેં તેની આગળ તમારૂં વર્ણન કરવા માંડયું; પરંતુ હે શ્રેષ્ઠ દેવો ! તે સુંદરમુખી તો બીજો સંકલ્પ ત્યજીને મનેજ વરવા તૈયાર થઈ છે.[૨૮] વળી તે બાળાએ મને કહ્યું કેઃ–" હે નરવ્યાઘ્ર ! તારી સાથે તે સઘળા દેવો જ્યાં મારો સ્વયંવર થાય ત્યાં આવે,[૨૯] એટલે હે નૈષધ ! તે દેવોની સમક્ષ હું તને વરીશ અને તેમ કરવાથી હે મહાબાહુ ! તને દોષ લાગશે નહિ."[૩૦] હે દેવો ! આટલુંજ વૃત્તાંત ત્યાં થયું હતું અને તે મેં તમને યથાર્થ રીતે કહ્યું છે. હવે હે દેવેશ્વરો ! આગળ શું કરવું તેમાં તમે મુખત્યાર છો."[૩૧]

ઇતિ શ્રીમહા૦ વન૦ નળોપાખ્યાન પર્વમાં " નળે કરેલું દેવોનું દૂતકર્મ " એ વિષયનો અધ્યાય ૫૬ મો સમાપ્ત.

## અધ્યાય ૫૭ મો

### દમયંતીનો સ્વયંવર

॥ बृहदश्व उवाच ॥

अथ काले शुभे प्राप्ते तिथौ पुण्ये क्षणे तथा॥
आजुहाव महीपालान् भीमो राजा स्वयंवरे॥१

બૃહદશ્વે કહ્યુંઃ–હવે શુભ કાળ, શુભ તિથિ અને મંગળકારક મુહૂર્ત પ્રાપ્ત થતાં ભીમ રાજાએ સ્વયંવર મંડપમાં સર્વ રાજાઓને બોલાવ્યા.[૧] તે સાંભળીને કામદેવથી પીડાયલા સર્વ

દમયંતીને મેળવવાની ઇચ્છાથી સત્વર
ગ્યા.[2] પછી તે રાજાઓ સુવર્ણના સ્તં-
મનોહર તથા તોરણોથી શોભતા રંગ-
ાં, મહાસિંહો જેમ પર્વતમાં પ્રવેશ
. પેઠા;[3] અને સુગંધવાળી માળાઓને
કરનારા તથા નિર્મળ રત્નકુંડળોવાળા
રાજાઓ અનેક પ્રકારનાં સિંહાસનોપર
આ સમયે નાગોથી ભોગવતી નગરીની
ાથવા વ્યાઘ્રોથી પર્વતની ગુફાની પેઠે
ત્ર રાજસભા પુરુષોમાં વ્યાઘ્ર જેવા-
ાજાઓથી ભરાઇ ગઇ હતી.×[5]
ગમંડપમાં રાજાઓના, આકારવડે
વર્ણવડે ઘણા મનોહર ભૂંગળના
ષ્ટ બાહુઓ, પાંચ માથાંવાળા નાગના
ગણાતા હતા[6] અને સુંદર કેશના છેડા,
ાસિકા, નેત્ર તથા ભ્રુકુટીવાળાં રાજાઓનાં
ર મુખો આકાશમાં રહેલાં નક્ષત્રોના જેવાં
. હતાં.[7] આ પ્રમાણે રાજાઓના બેઠા
સુંદર મુખવાળી દમયંતી પોતાની કાંતિ-
જાઓનાં નેત્રોને અને મનને હરણ કરતી
ડપમાં દાખલ થઈ.[8] તે વખતે તેના
ા ઉપર મહાત્મા રાજાઓની દૃષ્ટિ પડી
ેની જે અવયવ ઉપર દૃષ્ટિ પડી, તે ત્યાંજ
ગઇ પણ ત્યાંથી ચલિત થઇ નહિ.[9] હે ભ-
ા રાજા! તે પછી રાજાઓનાં નામો બો-
ાાગ્યાં, તે વખતે દમયંતીએ એકસરખી
.વાળા પાંચ પુરુષોને જોયા.[10] જરા પણ
.વેનાની આકૃતિવાળા તે પુરુષોને જોઇને
ાં પડેલી દમયંતી નળ રાજાને ઓળખી
.હિ.[11] તે તેઓમાંથી જેના જેના તરફ
ાતી, તેને તેને આ નળ રાજા છે, એમ મા-
.તી. ત્યારે તે પ્રેમાળ રાજપુત્રી વિચારમાં
ાને બુદ્ધિવડે તર્ક કરવા લાગી કેઃ–[12]

"મારે દેવોને કેવી રીતે ઓળખવા ? અને નળ
રાજાને કેવી રીતે જાણવા ?" આ પ્રમાણે વિચાર
કરતાં કરતાં તે વૈદર્ભી બહુ દુઃખી થઇ.[13] પછી
હે ભારત ! તેણે પોતે સાંભળેલાં દેવનાં ચિહ્નનોનો
વિચાર કરવા માંડયો કે, 'મેં વૃદ્ધોની પાસેથી
દેવનાં જે જે ચિહ્નનો સાંભળ્યાં છે, તે ચિહ્નનો
આ ભૂમિ ઉપર સ્પર્શ કરીને રહેલા એકનામાં
પણ મને જણાતાં નથી.' આ રીતે તે બહુ પ્રકા-
રથી ખાત્રી કરીને તથા વારંવાર વિચાર કરીને,
પછી દેવોને શરણે જવું, એ આ સમયને માટે
યોગ્ય છે એમ તેને લાગ્યું. તેણે વાણી અને મન-
વડે દેવોને નમસ્કાર કર્યા તથા ધ્રૂજતાં ધ્રૂજતાં
બે હાથ જોડીને આ પ્રમાણે કહ્યુંઃ–"હંસોનાં વ-
ચન સાંભળીને મેં નૈષધરાજને પોતાના પતિ-
તરીકે સ્વીકાર્યા છે; આ જો સત્ય હોય તો તે
સત્યવડે દેવો મને નળ રાજા દેખાડો;[17] તેમજ
મેં મનવડે તથા વાણીવડે તેનાવિના બીજા
કોઇનો સ્વીકાર કર્યો નથી; આ જો સત્ય હોય
તો તે સત્યવડે દેવો મને નળનેજ દેખાડો.[18]
દેવોએ પણ તે નૈષધરાજનેજ મારો ભર્તા નિ-
ર્માણ કર્યો છે; આ જો સત્ય હોય તો તે સત્ય-
વડે દેવો મને નળનેજ દેખાડો.[19] મેં નળનાં
આરાધનને માટે આ વ્રત આરંભ્યું છે; આ જો
સત્ય હોય તો તે સત્યવડે દેવો મને નળનેજ
દેખાડો;[20] અને મહાસમર્થ લોકપાલો પો-
તાના રૂપને પ્રકટ કરો, એટલે હું પવિત્ર યશવાળા
નળરાજાને ઓળખી શકું."[21] આવો દમયં-
તીનો દયાભરેલો વિલાપ સાંભળીને તથા તેનો
પાકો નિશ્ચય, નળના ઉપર ખરી પ્રીતિ, મનની
પવિત્રતા, બુદ્ધિ, ભક્તિ અને પ્રેમ જોઇને, તેના
કહેવા પ્રમાણે દેવોએ પોતપોતાનાં ચિહ્નનો ધા-
રણ કરવા સામર્થ્ય પ્રકટ કર્યું.[23] તે વખતે દમ-
યંતીએ સર્વ દેવોને પરસેવાવિનાના, પલકારાવિ-
નાનાં નેત્રવાળા,પ્રફુલ્લિત પુષ્પમાળાવાળા, મેલ-
રહિત અને પૃથ્વીનો સ્પર્શ કર્યાવિના અદ્ધર ઉભા
રહેલા જોયા;[24] અને છાયાયુક્ત, ચિમળાયલાં
પુષ્પની માળાવાળો, પરસેવો અને મળથી યુક્ત,
પૃથ્વી ઉપર ઉભો રહેલો તથા નેત્રના પલકારા-

---

આના પછી એક વધારે શ્લોક બીજા પુ-
છે તેનો અર્થ–તેને દેવોના તથા ગંધર્વોના
ા અને બીજા જે ત્યાં એકઠા મળેલા નગરના
શના લોકો હતા, તેઓ આશ્ચર્યચકિત થઇને
ાાગ્યા. ૬

થી મનુષ્યતરીકે ઓળખાતો નળ પણ તેના જોવામાં આવ્યો.[૨૫] હે ભરતવંશી રાજા ! દેવોને અને પવિત્ર કીર્તિવાળા નળને યથાર્થ જોયા પછી હે પાંડુપુત્ર ! દમયંતી ધર્મવડે નળરાજાને વરી. તે વિશાળ નેત્રવાળી દમયંતીએ શરમાઇને તેનો પાલવ પકડયો અને તેના ખભા ઉપર ઉત્તમ શોભાવાળી વરમાળા આરોપી.[૨૬,૨૭] આ રીતે તે સુંદરાંગીએ નળને પતિતરીકે વર્યો. તે વખતે રાજાઓએ એકાએક હાહાકાર શબ્દ કરી મૂકયો; અને હે ભારત ! ત્યાં નળરાજાની પ્રશંસા કરતા તથા આશ્ચર્યયુક્ત થયેલા દેવોએ અને મહર્ષિઓએ ' સારૂં થયું, સારૂં થયું ' એવા શબ્દો ઉચ્ચાર્યા. હે કુરુવંશી ! તે પછી વીર સેનનો પુત્ર નળ રાજા, સુંદર જઘનવાળી દમયંતીને પ્રસન્ન અંતઃકરણથી આશ્વાસન આપતો બોલ્યો;[૨૮,૩૦] હે કલ્યાણિ ! તું દેવોની સમક્ષ મને એક મનુષ્યને ભજે છે, તેથી તું મને તારી આજ્ઞા પ્રમાણે વર્તનારો ભર્તા સમજજે.[૩૧] હે શુદ્ધ હાસ્યવાળી ! મારા દેહમાં જ્યાંસુધી પ્રાણ હશે, ત્યાંસુધી હું તને અધીન થઇને રહીશ, આ હું તને સત્ય કહું છું."[૩૨]

નળનાં આ વચન સાંભળીને દમયંતી પણ તેવાં વચનથી તેને અભિનંદન આપી હાથ જોડીને ઉભી રહી. પછી પરસ્પર પ્રસન્ન થયેલાં તે બન્ને, અગ્નિ વગેરે દેવોનાં દર્શન કરીને તે વખતે મનવડે તેજ દેવોને શરણે ગયાં. આ રીતે દમયંતીએ નળને વર્યા પછી મહાતેજસ્વી સર્વ લોકપાલો મનમાં પ્રસન્ન થયા અને તેઓએ નળને આઠ વર આપ્યા. શચીના પતિ ઇંદ્રે પ્રસન્ન થઇને નળરાજાને યજ્ઞમાં પોતાનાં પ્રત્યક્ષ દર્શન અને અતિઉત્તમ ગતિ આપી; અગ્નિએ નળ જ્યાં ઇચ્છા કરે ત્યાં પોતે પ્રકટ થવું, એ વર આપ્યો[૩૬] અને પોતાના જેવા તેજસ્વી લોકોની ગતિ આપી; યમરાજાએ સામાન્ય અન્નમાં પણ વિશેષ રસ ઉત્પન્ન થાય તથા ધર્મમાં પરમ નિષ્ઠા રહે એવા બે વર આપ્યા;[૩૭] જલાધિપતિ વરુણે જ્યાં નળ ઇચ્છા કરે ત્યાં જળ મળે એવો વર આપ્યો અને ઉત્તમ સુગંધવાળી પુષ્પમાળા આપી. આ પ્રમાણે તે સઘળા દેવો નળને બબ્બે વર આપીને ત્યાંથી સ્વર્ગમાં ગયા. રાજાઓ પણ નળદમયંતીનો વિવાહ જોઇને વિસ્મય પામી તથા આનંદ પામીને જેમ આવ્યા હતા, તેમ પાછા ગયા. રાજેંદ્રોના ગયા પછી ઉદાર મનવાળો ભીમરાજા પ્રસન્ન થયો[૪૦] અને તેણે દમયંતીનો અને નળનો વિધિપૂર્વક વિવાહસંસ્કાર કરાવ્યો. તે પછી પુરુષશ્રેષ્ઠ નળરાજા ઇચ્છાપૂર્વક ત્યાં નિવાસ કરીને ભીમરાજાની આજ્ઞા થતાં પોતાના નગરપ્રત્યે ગયો; અને હે રાજા ! ઇંદ્ર જેમ શચીની સાથે રમણ કરે, તેમ તે સ્ત્રીરત્ન પ્રાપ્ત થયા પછી પવિત્ર કીર્તિવાળો નળરાજા પણ તેની સાથે રમણ કરવા લાગ્યો. અત્યંત આનંદી થયેલો તથા સૂર્યના જેવા પ્રકાશવાળો તે વીર રાજા ધર્મપૂર્વક પ્રજાનું રક્ષણ કરી પ્રજાને પ્રસન્ન કરવા લાગ્યો. તે બુદ્ધિમાન રાજાએ નહુષના પુત્ર યયાતિની પેઠે અશ્વમેધ યજ્ઞ કર્યો અને બીજા પણ પૂર્ણ દક્ષિણાવાળા યજ્ઞોથી યજન કર્યું. વળી દેવના જેવો તે નળ રાજા રમણીય વનોમાં અને ઉપવનોમાં દમયંતીની સાથે વિહાર કરતો હતો. પછી તે ઉદાર મનવાળા રાજાએ દમયંતીમાં ઇંદ્રસેન નામના પુત્રને અને ઇંદ્રસેના નામની કન્યાને ઉત્પન્ન કરી હતી.[૪૬] આ પ્રમાણે પૃથ્વીપતિ નળરાજાએ યજ્ઞો કરતાં તથા વિહારો કરતાં ધનથી ભરપૂર પૃથ્વીનું પાલન કર્યું હતું.[૪૭]

**ઇતિ શ્રીમહા૦ વન૦ નલોપાખ્યાન પર્વમાં " દમયંતીસ્વયંવર " એ વિષયનો અધ્યાય ૫૭ મો. સમાપ્ત.**

---

# અધ્યાય ૫૮ મો

## કલિનો દેવોની સાથે સંવાદ અને કલિનો કોપ

**॥ बृहदश्व उवाच ॥**

**वृते तु नैषधेभैम्या लोकपाला महौजसः ॥**
**यांतो दद्दशुरायांतं द्वापरं कलिना सह ॥१॥**

બૃહદશ્વે કહ્યું:–ભીમ રાજાની પુત્રી દમયંતીએ નળ રાજાને વર્યો, તે પછી મહાતેજસ્વી

લોકપાલો પોતાના લોકમાં જતા હતા, એવામાં તેઓએ દ્વાપરની સાથે કલિને આવતો જોયો.[૧] તે વખતે કલિને જોઈને બલ અને વૃત્રને હણનારા ઇંદ્રે તેને પૂછ્યું કે:-"હે કલિ! તું દ્વાપરને સાથે લઇને ક્યાં જાય છે, તે કહે." ત્યારે કલિએ ઇંદ્રને કહ્યું કે:- "હું દમયંતીના સ્વયંવરમાં જઇને તેની સાથે લગ્ન કરીશ; કારણ કે મારું મન તેનામાં આસક્ત થયું છે[૨,૩] એટલે ઇંદ્રે હાસ્ય કરીને તેને કહ્યું કે:-" તે સ્વયંવર તો થઇ ગયો અને તેણે અમારી સમીપમાં નળરાજાને પતિતરીકે વર્યો" પણ ખરો.[૪] આ પ્રમાણે ઇંદ્રે કહ્યું, એટલે કલિને ક્રોધ ઉત્પન્ન થયો અને તેણે સર્વ દેવોને હાંક મારીને તે વખતે કહ્યું કે, [૫] જેથી દમયંતી દેવોની વચ્ચે મનુષ્યને વરી, તેથી તેને મોટી શિક્ષા કરવી યોગ્ય છે."[૬] આ પ્રમાણે કલિએ કહ્યું ત્યારે તે દેવોએ તેને ફરી કહ્યું કે:-"અમે આજ્ઞા આપી, ત્યારે દમયંતી નળને વરી છે.[૭] સર્વ ગુણસંપન્ન એવા નળ રાજાનો કયી સ્ત્રી આશ્રય કરે નહિ? તે રાજા સર્વ ધર્મને જાણે છે, તેણે યથાર્થ રીતે વ્રતોનું આચરણ કર્યું છે તથા ચાર વેદોનું અને પાંચમા ઇતિહાસાદિ આખ્યાનોનું અધ્યયન કર્યું છે, તેના ઘરમાં ધર્મપૂર્વક કરવામાં આવતા યજ્ઞોમાં દેવો નિત્ય તૃપ્ત થાય છે, તે અહિંસાધર્મમાં તત્પર રહે છે, સત્યવાદી છે તથા દઢ પ્રતિજ્ઞાવાળો છે[૮,૯] અને પુરુષોમાં વ્યાઘ્રસમાન તથા લોકપાલના જેવા તે રાજામાં ઉત્સાહ ધૈર્ય, જ્ઞાન, તપ, પવિત્રત, ઇંદ્રિયનિગ્રહ અને મનોનિગ્રહ, આ ગુણો કાયમ રહેલા છે.[૧૦] ઓ કલિ! આવા ગુણસંપન્ન નળને જે શાપ આપવાની ઇચ્છા કરે છે, તે મૂર્ખ પોતાનેજ શાપ આપે છે અને પોતેજ પોતાનો નાશ કરે છે.[૧૧] હે કલિ! જે આવા ગુણવાળા નળને શાપ આપવાની ઇચ્છા કરે છે, તે કષ્ટદાયક, વિશાળ તથા અગાધ નરકના ધરામાં ડૂબે છે."

આ પ્રમાણે કલિને તથા દ્વાપરને કહીને દેવો સ્વર્ગમાં ગયા.[૧૨] દેવોના ગયા પછી કલિએ દ્વાપરને કહ્યું કે:-"હે દ્વાપર! હું મારા ક્રોધને શમાવી શકતો નથી, તેથી હું નલમાં વાસ કરીશ[૧૩] અને તેને રાજ્યથી ભ્રષ્ટ કરીશ, એટલે તે ભીમરાજાની પુત્રી સાથે વિહાર કરી શકશે નહિ. આમાં તારે પણ પાસામાં પ્રવેશ કરીને મને સહાય કરવી ઘટે છે."[૧૪]

**ઇતિ શ્રીમહા૦ વન૦ નલોપાખ્યાન પર્વમાં "કલિ અને દેવનો સંવાદ" એ વિષયનો અધ્યાય ૫૮ મો સમાપ્ત.**

# અધ્યાય ૫૯ મો

## નળનું દ્યૂત

**॥ बृहदश्व उवाच ॥**

**एवं स समयं कृत्वा द्वापरेण कालिः सह ॥ आजगाम ततस्तत्र यत्र राजा स नैषधः ॥१॥**

બૃહદશ્વે કહ્યું:-આ પ્રમાણે દ્વાપરની સાથે સંકેત કરીને કલિ, જ્યાં નળ રાજા હતો ત્યાં આવ્યો.[૧] તે નળમાં પ્રવેશ કરવામાટે નિત્ય છિદ્ર ખોળતો લાંબા કાળસુધી નૈષધ દેશમાં રહ્યો. ત્યારે બારમે વર્ષે તેણે નળરાજામાં પ્રવેશ કરવા યોગ્ય દોષ દીઠો.[૨] નળરાજા મૂત્રોત્સર્ગ કર્યાપછી પગ ધોયાવિના માત્ર આચમન કરીને સંધ્યા કરવા બેઠો, તે વખતે તેનામાં કલિએ પ્રવેશ કર્યો.[૩] આ પ્રમાણે નળમાં પ્રવેશ કર્યાપછી તે પુષ્કરની પાસે ગયો અને તેણે પુષ્કરને કહ્યું કે:-"ચાલ, તું નળની સાથે દ્યૂત રમ![૪] મારી સહાયથી તું પાસાના દ્યૂતમાં નળને જિતીશ, માટે તું નળરાજાને જિતીને નૈષધ દેશના રાજ્યને સ્વાધીન કરી લે!"[૫]

આ પ્રમાણે કલિએ કહ્યું, ત્યારે પુષ્કર નળની પાસે આવ્યો અને કલિ પણ શ્રેષ્ઠ પાસાનું રૂપ ધારણ કરીને પુષ્કરની પાસે આવ્યો.[૬] શત્રુવીરને હણનારા બંધુ પુષ્કરે વીર નળની પાસે આવીને તેને વારંવાર કહ્યું કે:-"આપણે મુખ્ય પાસાથી દ્યૂત રમીએ."[૭] દમયંતીના દેખતાં દ્યૂતને માટે કરેલા આ આહ્વાનને ઉદાર મનવાળો રાજા સહન કરી શક્યો નહિ અને તેથી તેણે દ્યૂત રમવાનો સમય કબૂલ કર્યો.[૮] પછી દ્યૂત

આરંભાયું અને તેમાં કલિના આવેશવાળો નળરાજા ધન, સુવર્ણ, રથાદિ વાહનો અને વસ્ત્રો હારી ગયો.[૯] શત્રુને દમન કરનારો રાજા દ્યૂતના મદથી ગાંડો થઇને દ્યૂત રમતો હતો, તે વખતે તેના મિત્રોમાંથી કોઇપણ તેને રોકવા સમર્થ થયો નહિ.[૧૦] તે પછી હે ભારત ! દ્યૂત રમવામાં ગાંડા થઈ ગયેલા રાજાને દ્યૂતથી રોકવામાટે નગરના સર્વ લોકો મંત્રીઓની સાથે તેનું દર્શન કરવા આવ્યા.[૧૧] ત્યારે સારથીએ દમયંતીની પાસે જઇને તેને નિવેદન કર્યું કેઃ—"હે દેવિ ! આ નગરજનો કંઈકામને માટે દરવાજા આગળ આવીને ઉભા રહ્યા છે તથા ધર્મ અને અર્થનાં તત્ત્વને જાણનારા રાજાના આ કષ્ટને સહન ન કરતા સઘળા મંત્રીઓ પણ ઉભા છે. આ વાત તમે નૈષધરાજને નિવેદન કરો."[૧૨,૧૩]આ સાંભળીને દુઃખવડે દુર્બળ થયેલી તથા શોકવડે બેભાન જેવી થયેલી દમયંતીએ અશ્રુથી ગળગળી વાણીવડે નળરાજાને કહ્યું કેઃ—[૧૪] "હે રાજા ! રાજભક્તિથી યુકત આ નગરના લોકો, સર્વ મંત્રીઓની સાથે તમારાં દર્શનની ઇચ્છાથી આવી દરવાજા આગળ ઉભા છે;[૧૫] માટે તમારે તેમને મળવું જોઇએ."આ પ્રમાણે તેણે વારંવાર કહ્યું, તોપણ કલિથી ઘેરાયલા રાજાએ, તેવી માનીતી, સુંદર કટાક્ષવાળી અને તે પ્રમાણે વિલાપ કરતી દમયંતીને કંઇપણ ઉત્તર આપ્યો નહિ; ત્યારે તે સર્વ મંત્રીઓ અને નગરવાસીઓ'હવે આ રાજા નાશ પામ્યો'એમ માની, દુઃખાકુળ તથા લજ્જિત થઇને પોતપોતાને ઘેર ગયા. હે યુધિષ્ઠિર ! આ પ્રમાણે પુષ્કરનું અને નળનું ઘણા મહિનાઓ સુધી દ્યૂત ચાલ્યું અને તેમાં પવિત્રયશવાળો નળરાજા હારી ગયો.[૧૬-૧૮]

ઇતિ શ્રીમહા૦ વન૦ નલોપાખ્યાન પર્વમાં "નલદ્યૂત" એ વિષયનો અધ્યાય ૫૯ મો સમાપ્ત.

---

# અધ્યાય ૬૦ મો

## નળને દ્યૂતથી રોકવા દમયંતીનો પ્રયાસ અને બન્ને બાળકોને કુંડિનપુર મોકલવાં.

॥ बृहदश्व उवाच ॥

दमयन्ती ततो दृष्ट्वा पुण्यश्लोकं नराधिपम्
उन्मत्तवदनुन्मत्ता देवने गतचेतसम् ॥१॥

બૃહદશ્વે કહ્યું:—તે પછી પવિત્ર યશવાળા નળરાજાને ઉન્મત્તની પેઠે દ્યૂતમાં અત્યંત આસક્ત થયેલો જોઇને, સાવધાન મનવાળી ભીમરાજાની પુત્રી દમયંતી ભય અને શોકથી વ્યાપ્ત થઈ ગઈ; અને હે રાજા ! તે નળરાજાના સંબંધમાં પોતાના અતિ મહાન કર્તવ્યનો વિચાર કરવા લાગી.[૧,૨] નળનું સર્વસ્વ હરાઈ ગયું છે, એમ જાણીને દમયંતીને તેના ઉપર દુઃખ આવી પડશે એવી શંકા આવવા લાગી, તેથી તેનું પ્રિય કરવાની ઇચ્છાથી તેણે અતિ યશસ્વી, હિતકારક, સર્વ કાર્યમાં કુશળ, પ્રીતિવાળી તથા સારૂં ભાષણ કરનારી પોતાની એક દાસી અને ધાવનું કામ કરનારી બૃહત્સેનાને કહ્યું કેઃ—[૩,૪]"હે બૃહત્સેના ! તું જા;નળની આજ્ઞાથી અમાત્યોને બોલાવી લાવ અને આપણું કેટલું દ્રવ્ય હારવામાં ગયું છે તથા કેટલું બાકી રહ્યું છે, તે તેઓને કહે."[૫] (તે સાંભળીને બૃહત્સેના મંત્રીઓની પાસે ગઇ અને તેઓને રાજાની આજ્ઞા જણાવી.) સર્વ મંત્રીઓ નળરાજાની આજ્ઞા જાણીને 'હજી અમારૂં એટલું ભાગ્ય છે શું ?' એમ કહીને નળરાજાની પાસે આવ્યા.[૬] તે સર્વ મંત્રીઓ બીજીવાર આવીને દરવાજા આગળ ઉભા રહ્યા છે. આ વાત દમયંતીએ નળરાજાને નિવેદન કરી; પરંતુ તેણે તે તરફ લક્ષ્ય આપ્યું નહિ.[૭] પતિને પોતાનાં વાક્ય તરફ લક્ષ્ય ન આપતા જોઈ, દમયંતી લજવાઇને પાછી ઘરમાં પેસી ગઈ.[૮] ફરી તેણે પવિત્ર યશસ્વી નળરાજાના પાસાઓ તેનાથી એકસરખા પ્રતિકૂળ પડે છે અને નળનું સર્વસ્વ હરાઇ ગયું છે એમ સાંભળ્યું, ત્યારે ધા-

ત્રીને કહ્યું કેઃ–૯"હે કલ્યાણિ બૃહત્સેના! તું પાછી વાર્ષ્ણેયની પાસેની અને નળરાજાની આજ્ઞા કહીને તે સારથીને બોલાવી લાવ; કારણકે હવે મહાન કાર્ય કરવાનો પ્રસંગ આવી પડયો છે." આવું દમયંતીનું કહેવું સાંભળીને તે બૃહત્સેનાએ વિશ્વાસુ સેવકોદ્વારા વાર્ષ્ણેયને તેડાવી આણ્યો.૧૦,૧૧ તે પછી દેશ તથા કાળને જાણનારી નિર્દોષ દમયંતી મધુર વાણીવડે વાર્ષ્ણેયનું સાંત્વન કરીને તેને સમયોચિત વચન કહેવા લાગીઃ–"૧૨હે સારથિ! રાજા તારીસાથે હમેશાં સારી રીતે વર્તે છે, એ તું જાણે છે; માટે હમણાં સંકટમાં પડેલા તે રાજાને તારે સહાય કરવી જોઈએ.૧૩ પુષ્કરથી જેમ જેમ રાજા હારતા જાય છે, તેમ તેમ તેમને દ્યૂતમાં વધારે ને વધારે પ્રીતિ થતી જાય છે.૧૪ દ્યૂતમાં પુષ્કરના પાસા તેને અધીન થઇને પડે છે, ત્યારે નળના પાસા વિપરીત પડતા દેખાય છે.૧૫ વળી રાજા પોતે મોહિત થઈ જવાથી સ્નેહીસંબંધીઓનાં વાકયોને યથાર્થ રીતે સાંભળતા નથી, તેમજ મારાં વાકયને પણ તેઓ અભિનંદન આપતા નથી.૧૬ નળરાજા દ્યૂતમાં મોહિત થઈને જે મારાં વચનને માન આપતા નથી, તેમાં ખરેખર તે મહાત્માનો દોષ નથી એમ હું માનું છું.૧૭હે સારથિ! હું તારે શરણે આવી છું, માટે તું મારાં વચન માન્ય કર. આ સંબંધમાં મારા મનમાં અશુભ વિચારો આવે છે, એટલે કદાચ નળનો વિનાશ પણ થાય એમ મને લાગે છે;૧૮ માટે તું નળના વહાલા અને મનના જેવા વેગવાળા ઘોડાઓને રથમાં જોડીને તેમાં આ બે બાળકોને બેસાડી કુંડિનપુરપ્રત્યે ચાલ્યો જા;૧૯ અને ત્યાં આ બે બાળકો, રથ અને આ ઘોડાઓ મારાં સગાંઓને સોંપીને પછી તારી ઈચ્છામાં આવે તો તું ત્યાં રહેજે અથવા બીજે ચાલ્યો જજે."૨૦

આવાં દમયંતીનાં વાકય સાંભળીને નળના સારથી વાર્ષ્ણેયે નળના મુખ્ય મંત્રીઓને આ સર્વ વૃત્તાંત નિવેદન કર્યું.૨૧ હે રાજા! ત્યારે તે બધાઓએ એકઠા મળી, નિશ્ચય કરીને સારથીને આજ્ઞા આપી, એટલે તે સારથી કુમાર અને કુંવરીને રથમાં બેસાડી તે રથવડે વિદર્ભ દેશમાં ગયો.૨૨ ત્યાં ઘોડાઓ, શ્રેષ્ઠ રથ, ઇંદ્રસેના કન્યા તથા ઇંદ્રસેન કુમાર, આ સર્વ ભીમરાજાને સોંપી તથા તેમની આજ્ઞા લઈને, દુઃખી થયેલો સારથી નળરાજાનો શોક કરતો, ફરતો ફરતો અયોધ્યા નગરીમાં ગયો.૨૩,૨૪ ત્યાં હે યુધિષ્ઠિર રાજા! અતિશય દુઃખી થયેલો તે સારથી ઋતુપર્ણ રાજાની પાસે ગયો અને તેના સારથીતરીકે રહીને પગાર મેળવવા લાગ્યો.

ઇતિ૦ શ્રીમહા૦ વન૦ નળોપાખ્યાન પર્વમાં "કુંડિનનગરપ્રત્યે કુમાર-કુમારિકા મોકલવાં" એ વિષયનો અધ્યાય ૬૦ મો સમાપ્ત.

# અધ્યાય ૬૧ મો

## નળ વનમાં ગયો.

॥ बृहदश्व उवाच ॥

**ततस्तु याते वार्ष्णेये पुण्यश्लोकस्य दीव्यतः।**
**पुष्करेण हृतं राज्यं यच्चान्यद्वसु किंचन ॥१॥**

બૃહદશ્વે કહ્યુંઃ–વાર્ષ્ણેય સારથી ગયા પછી પુષ્કરે, દ્યૂત રમતા પવિત્ર યશવાળા નળરાજાનું રાજ્ય અને બીજું જે કંઈ દ્રવ્ય હતું, તે સઘળું હરી લીધું.૧હે રાજા! તે પછી પુષ્કરે રાજ્યરહિત થયેલા નળ રાજાને હસતાં હસતાં કહ્યું કેઃ–"ફરી દ્યૂત ચાલવા દે. હવે તારી પાસે દાવમાં મૂકવાનું શું છે?૨ માત્ર એક દમયંતી તારી પાસે બાકી રહેલી છે, તે વિના બીજું સર્વ મેં જિતી લીધું છે, માટે તું દમયંતીને દાવમાં મૂકવી યોગ્ય માનતો હોય તો ભલે દ્યૂત ચાલવા દે.'૩ આ પ્રમાણે પુષ્કરે કહ્યું, ત્યારે પવિત્ર કીર્તિવાળા નળરાજાનું હૃદય ક્રોધવડે જાણે ફાટી ગયું હોય તેમ થયું, પરંતુ તેણે તેને કંઇ પણ ઉત્તર આપ્યો નહિ.૪તે પછી પુષ્કરને જોઇને બહુ ક્રોધે ભરાયેલા મહાયશસ્વી નળરાજાએ પોતાના આખા શરીર ઉપરથી અલંકારો ઉતારી નાખ્યા અને તે રાજા વિશાળ રાજ્યલક્ષ્મીનો ત્યાગ કરી, ઓઢવાનું વસ્ત્ર પણ ન લેતાં માત્ર એક પહેરેલા વસ્ત્રસા-

એજ ત્યાંથી ચાલી નીકળ્યો. આથી તેના સ્નેહીઓનો શોક અતિશય વધી ગયો.[૫,૬] તે વખતે દમયંતી પણ એકજ વસ્ત્રની સાથે, જતા નળની પાછળ જવા લાગી અને નળરાજા તેની સાથે ત્રણ રાત્રિસુધી નગર બહાર રહ્યો.[૭] હે મહારાજ! આ વખતે પુષ્કરે નગરમાં દાંડી પીટાવી કે, 'જે કોઇ નળની સાથે સારી રીતે વર્તશે, તેનો હું વધ કરીશ.'[૮] હે યુધિષ્ઠિર! પુષ્કરનાં વચનવડે તથા પોતાનું અપમાન કરેલું, તેથી થયેલા દ્વેષવડે, નગરના લોકોએ નળરાજાનો સત્કાર કર્યો નહિ.[૯] આ રીતે સત્કાર કરવા યોગ્ય છતાં લોકોથી સત્કાર નહિ પામેલો નળરાજા, નગરની સમીપમાં માત્ર જળથી નિર્વાહ કરીને ત્રણ રાત્રિ રહ્યો. પછી ત્યાં ભૂખથી પીડાયેલો નળરાજા ફળ તથા મૂળ મેળવવામાટે ત્યાંથી ચાલી નીકળ્યો, એટલે દમયંતી પણ તેની પાછળ પાછળ ચાલી.[૧૦,૧૧] આ રીતે બહુ દિવસસુધી ભૂખથી પીડાયા પછી એક દિવસે નળરાજાએ, સોનાના જેવી પાંખવાળાં કેટલાંક પક્ષીઓને જોયાં.[૧૨] તે વખતે નિષધદેશના બળવાન રાજાએ વિચાર્યું કે:–'આજે મને આ ભક્ષ્ય મળ્યું છે અને આનાથી મને ધન પણ મળશે.'[૧૩] આવો વિચાર કર્યા પછી તેણે પોતાનું પહેરેલું વસ્ત્ર કાઢીને તે પક્ષીઓના ઉપર નાખ્યું, એટલે તો તે સર્વ પક્ષીઓ તેનાં તે વસ્ત્રને લઇને આકાશમાર્ગે જતાં રહ્યાં;[૧૪] અને ઉડતાં ઉડતાં તે પક્ષીઓ, દીન બનેલા નળરાજાને પૃથ્વી ઉપર નગ્નાવસ્થામાં નીચું મુખ ઘાલી ઉભો રહેલો જોઇને બોલ્યાં કે:–[૧૫] "ઓ દુર્બુદ્ધિવાળા! અમે પાસાઓ છીએ. તારૂં વસ્ત્ર હરી લેવામાટે અમે પક્ષીનાં રૂપથી અહીં આવ્યાં હતાં; કારણ કે તું વસ્ત્ર સાથે ગયો એ અમને સારૂં લાગ્યું નહિ."[૧૬]

હે રાજન્! આ સાંભળીને પવિત્ર કીર્તિવાળા રાજાએ, તે સમીપમાં આવેલા પક્ષીરૂપી પાસાઓને તથા પોતાના નગ્ન દેહને જોઇને દમયંતીને કહ્યું કે:–[૧૭] "હે અનિંદિત! જેઓના પ્રકોપથી હું ઐશ્વર્યથી ભ્રષ્ટ થયો છું અને દુઃખી તથા ભૂખ્યો થતાં પણ મને દેહનિર્વાહ જેટલું અન્ન મળતું નથી;[૧૮] વળી જેઓને લીધે મારો નિષધવાસી પ્રજાએ પણ સત્કાર કર્યો નહિ, તે પાસાઓ આ પક્ષીઓ થઇને હે ભીરુ! મારા વસ્ત્રને હરી જાય છે.[૧૯] હું અત્યંત સંકટમાં પડયો છું, દુઃખી થયો છું અને તેથી બેભાન જેવો થઇ ગયો છું; તોપણ હું તારો ભર્તા છું, માટે તને હિતકારક જે આ વચન કહું છું તે તું સાંભળ.[૨૦] આ ઘણા માર્ગો અવંતી અને ઋક્ષવાન પર્વતને ઓળંગીને દક્ષિણ દેશમાં જાય છે.[૨૧] આ વિંધ્ય નામનો મોટો પર્વત દેખાય છે, આ સમુદ્રગામિની પયોષ્ણી નદી છે,[૨૨] આ પુષ્કળ ફળમૂળવાળા મહર્ષિઓના આશ્રમો છે, આ વિદર્ભ દેશનો માર્ગ છે, આ માર્ગ કોસલ દેશમાં જાય છે અને તેના પછી આ દક્ષિણ દિશામાં દક્ષિણાપથ નામનો દેશ આવેલો છે."[૨૩]

હે ભરતવંશી યુધિષ્ઠિર! દુઃખી થયેલા નળરાજાએ સાવધાન થઇને આ વાકયો વારંવાર ભીમરાજાની પુત્રી દમયંતીને ઉદ્દેશીને કહ્યાં.[૨૪] ત્યારે દુઃખથી કૃશ થયેલી દમયંતી અશ્રુથી ગળગળી વાણીવડે નળરાજાને કરુણાજનક વચનો કહેવા લાગી:–[૨૫] "ઓ રાજા! તમારા આ સંકલ્પનો ફરી ફરીને વિચાર કરતાં મારૂં હૃદય ઉદ્વેગ પામે છે અને મારાં સર્વ અંગો ગળગળિત થઇ જાય છે.[૨૬] અરે! રાજ્યવિનાના, દ્રવ્યવિનાના, વસ્ત્રવિનાના અને ભૂખ તથા શ્રમથી યુક્ત થયેલા તમને આ નિર્જન વનમાં ત્યજીને હું કેવી રીતે જઈ શકું?[૨૭] હે મહારાજ! તમે થાકી ગયા હશો, ક્ષુધાતુર થયા હશો અને પૂર્વસુખને યાદ કરતા હશો, ત્યારે ઘોર અરણ્યમાં હું તમારા શ્રમને દૂર કરીશ.[૨૮] સર્વ દુઃખોમાં ભાર્યાના જેવું કંઈ પણ ઔષધ નથી. આવું વૈદ્યોનું માનવું છે. આ હું તમને સત્ય કહું છું.

નળે કહ્યું:–"હે સુંદરિ દમયંતિ! તું જે કહે છે તે તેમજ છે. દુઃખી પુરુષને ભાર્યાના જેવો મિત્ર નથી તથા તેના જેવું ઔષધ પણ નથી.[૩૦] હે ભીરુ! હું તારો ત્યાગ કરવાની ઇચ્છા રાખતો નથી, ત્યારે તું શામાટે આવી અતિશંકા કરે છે? ઓ નિર્દોષ સ્ત્રિ! હું પોતાના દેહનો

ત્યાગ કરીશ, પરંતુ તારો ત્યાગ કરીશ નહિ."૩૧

દમયંતી બોલી:-"હે મહારાજ ! તમે જો મારો ત્યાગ કરવાની ઈચ્છા ન રાખતા હો, તો પછી શામાટે મને વિદર્ભ દેશનો માર્ગ દેખાડો છો ?૩૨ હે રાજા ! હું જાણું છું કે, તમે મારો ત્યાગ કરશો નહિ;પરંતુ હે પૃથ્વીપતિ ! હમણાં તમારૂં મન ઠેકાણે ન હોવાથી તમે કદાચ મારો ત્યાગ કરો પણ ખરા.૩૩ હે નરોત્તમ ! તમે વારંવાર મને માર્ગ દેખાડયા કરો છો, એ કારણથી હે દેવતુલ્ય ! મારા શોકને વૃદ્ધિ પમાડો છો.૩૪ 'આ દમયંતી પોતાને પીયર જાય તો ઠીક' આવો જો તમારો અભિપ્રાય હોય, તો તમારી ઈચ્છાથી આપણે બન્ને સાથેજ વિદર્ભ દેશમાં જઈએ.૩૫ હે માનદાતા ! ત્યાં વિદર્ભરાજ તમારો સત્કાર કરશે અને હે રાજા ! તેનાથી સત્કાર પામીને તમે અમારા ઘરમાં સુખથી રહેશો.

**ઇતિ શ્રીમહા૦ વન૦ નલોપાખ્યાન પર્વમાં " નળની વનયાત્રા " એ વિષયનો અધ્યાય ૬૧ મો સમાપ્ત.**

# અધ્યાય ૬૨ મો
## દમયંતીનો ત્યાગ.

**॥ नल उवाच ॥**

**यथा राज्यं तव पितुस्तथा मम न संशयः॥**
**न तु तत्र गमिष्यामि विषमस्थः कथंचन ॥१**

નળ બોલ્યો:-"હે દમયંતિ ! જેવું તે રાજ્ય તારા પિતાનું છે, તેવુંજ તે મારૂં પણ છે એમાં સંશય નથી; પરંતુ હું હમણાં સંકટમાં પડેલો છું, માટે કોઈ રીતે ત્યાં જઈશ નહિ.૧ પૂર્વે જે હું, સમૃદ્ધિસંપન્ન સ્થિતિમાં તારા હર્ષની વૃદ્ધિ કરતો ત્યાં ગયો હતો, તે હું હમણાં સમૃદ્ધિથી ભ્રષ્ટ થઇને તારા શોકની વૃદ્ધિ કરતો ત્યાં કેવી રીતે જાઉં ?"૨

બૃહદશ્વે કહ્યું:-આ પ્રમાણે બોલતો નળ રાજા, અર્ધા વસ્ત્રથી ઢંકાયલી કલ્યાણી દમયંતીને વારંવાર શાંત કરવા લાગ્યો.૩ તે પછી એક વસ્ત્રથી ઢંકાયલાં તે બન્ને આમતેમ ભટકતાં ભટકતાં ભૂખતરસથી અતિશય શ્રમિત થઈને કોઇએક ધર્મશાળામાં ગયાં.૪ ત્યાં જઇને તે વખતે નળરાજા વૈદર્ભીની સાથે ખુલ્લી જમીન ઉપર બેઠો.૫ પછી વસ્ત્રવિનાનો, બેસવામાટે સાદડી પણ ન હોવાથી ધૂળને લીધે માલન દેહવાળો અને શ્રમિત થયેલો નળરાજા દમયંતીની સાથે જમીન ઉપરજ સૂઈ ગયો.૬ કલ્યાણમૂર્તિ, બિચારી સુકુમારી દમયંતી પણ અકસ્માત્ દુઃખ આવી પડવાથી નિદ્રાને વશ થઇ ગઇ.૭ હે યુધિષ્ઠિર રાજા ! દમયંતી ઉંઘી ગયા પછી શોકથી ખળભળી ઉઠેલા મનવાળા નળરાજાને પૂર્વની પેઠે નિદ્રા આવી નહિ.૮ એટલે પોતાના રાજ્યનું હરણ, સર્વ સુહૃદ્વર્ગનો ત્યાગ અને વનમાં પણ વસ્ત્રહરણનો ક્લેશ-આ સર્વ વિચારીને તે ચિંતા કરવા લાગ્યો કે:-૯"આ પ્રમાણે કરવાથી મારૂં શું થશે અને ન કરવાથી શું થશે ? મારૂં મરણ કલ્યાણકારક છે, કે આ સ્ત્રીના ત્યાગમાં મારૂં શ્રેય રહેલું છે ?૧૦ આ સ્ત્રી મારા ઉપર પ્રીતિવાળી છે અને તેથી એ મારે લીધે દુઃખ પામે છે; પરંતુ મારો વિયોગ થતાં એ કદાચ પોતાનાં સગાંઓ પાસે પણ જાય.૧૧ મને અનુસરનારી એ મારી પાસે રહેવાથી તો અવશ્ય દુઃખ પામશે, પણ એનો ત્યાગ કરતાં એ દુઃખી થશે, એ વાતમાં સંશય છે; કારણકે એને કદાચિત્ સુખ પણ મળે."૧૨ હે રાજા ! આ રીતે વારંવાર વિચાર કરીને તથા બહુ પ્રકારે નિશ્ચય કરીને, નળરાજા દમયંતીના ત્યાગને શ્રેષ્ઠ માનવા લાગ્યો.૧૩ "આ દમયંતી યશસ્વિની, મહાભાગ્યશાળી, મારી ભક્ત અને પતિવ્રતા છે, એટલે તે તેજને લીધે માર્ગમાં એનો કોઇ પરાભવ કરી શકશે નહિ."૧૪ આ પ્રમાણે તે વખતે નળની બુદ્ધિ, દમયંતીના સંબંધમાં વિમુખ થઇ અને દુષ્ટભાવવાળા કલિના પ્રભાવથી તે દમયંતીના ત્યાગમાં તત્પર થઈ.૧૫ તે પછી પોતે નગ્ન છે અને દમયંતીની પાસે એકજ વસ્ત્ર છે. એનો વિચાર કરીને નળરાજાએ અર્ધું વસ્ત્ર ફાડી લેવાનો નિશ્ચય કર્યો;૧૬ પરંતુ તેમાંએ તેને વિચાર આ-

ચ્યો કે, 'મારી પ્રિયા જાગે નહિ તેમ હું કેવી રીતે એનું અર્ધું વસ્ત્ર ફાડીશ ?' આવો વિચાર કરીને તે નળરાજા ઉતારામાં ચોતરફ ફરવા લાગ્યો.[૧૭] હે ભારત ! આ રીતે આમતેમ ઉતાવળથી ફરતા નળને તે સ્થાનમાં એક ઉત્તમ નાગી તરવાર મળી આવી.[૧૮] તે તરવારથી અર્ધું વસ્ત્ર કાપીને પહેર્યા પછી શત્રુતાપન નળરાજા, નિદ્રાને લીધે બેભાન થઇને સૂતેલી દમયંતીને ત્યજી દઇ ત્યાંથી નાસી ગયો;[૧૯] પણ ફરી હૃદય ફરતાં નૈષધરાજ પાછો ઉતારામાં આવ્યો અને દમયંતીને જોઇને રડવા લાગ્યો.[૨૦] 'અરે, પૂર્વે જે મારી પ્રિયાને વાયુ અથવા સૂર્ય પણ જોઈ શકતા નહિ, તે આજે આ સ્થાનમાં અનાથની પેઠે ભૂમિ ઉપર સૂતી છે ![૨૧] આ ફાટેલાં વસ્ત્રથી ઢંકાયલી, મધુર હાસ્યવાળી અને સુંદર જઘનવાળી સુંદરી જાગ્યા પછી કેવી ગાંડા જેવી થઈ જશે ?[૨૨] અરે ! કલ્યાણી તથા પતિવ્રતા ભીમપુત્રી, મારો વિયોગ થતાં આ પશુઓ અને સર્પોથી સેવાયલા ભયંકર વનમાં એકલી કેવી રીતે ફરી શકશે ?[૨૩] ઓ મહાભાગ્યશાળી ! તું ધર્મથી વીંટાયલી છે,માટે આદિત્યો, વસુઓ, રુદ્રો, અશ્વિનીકુમારો અને વાયુના ગણો તારૂં રક્ષણ કરો."[૨૪] આ પ્રમાણે પૃથ્વીમાં અતુલ રૂપવાળી પોતાની પ્રિય ભાર્યાને કહીને કલિએ હરણ કરેલા જ્ઞાનવાળો નળરાજા ઉભો થઇને ત્યાંથી જવા નીકળ્યો;[૨૫] પરંતુ નળરાજા જઈ જઇને પાછો વારંવાર તે ઉતારામાં આવવા લાગ્યો; કારણકે તેને કલિ દૂર ખેંચતો હતો, ત્યારે પ્રેમ તેને દમયંતીના તરફ ખેંચતો હતો.[૨૬] આ રીતે દુઃખી થયેલા નળનું હૃદય તે વખતે બેપ્રકારના જેવું થઈ ગયું અને તેથી રાજા, હિંડોળો જેમ આઘો જાય અને પાછો આવે તેમ, વારંવાર દૂર જતો અને પાછો ઉતારામાં આવતો હતો.[૨૭] છેવટે કલિએ મોહિત કરેલો અને ખેંચેલો નળરાજા, બહુ દયાજનક વિલાપ કરીને, પોતાની સૂતેલી ભાર્યાને છોડી ત્યાંથી નાઠો.[૨૮] આ સમયે કલિના આવેશને લીધે વિવેકશૂન્ય થયેલા રાજાએ, કોઈપણ વિચાર વગેરેને ગણકાર્યાં નહિ અને તે દુઃખિત થઇને શૂન્ય વનમાં પોતાની ભાર્યાને એકલી છોડી ચાલ્યો ગયો.[૨૯]

**ઇતિ૦ શ્રીમહા૦ વન૦ નલોપાખ્યાન પર્વમાં "દમયંતીનો પરિત્યાગ" એ વિષયનો અધ્યાય ૬૨ મો સમાપ્ત.**

## અધ્યાય ૬૩ મો

### દમયંતીની દુર્દશા

**॥ बृहदश्व उवाच ॥**

**अपक्रांते नले राजन्दमयंती गतक्लमा ॥**
**अबुध्यत वरारोहा संत्रस्ता विजने वने ॥१॥**

બૃહદશ્વે કહ્યું:-હે રાજા ! નળ ચાલ્યો ગયો તે પછી શ્રમરહિત થયેલી દમયંતી જાગી ઉઠી અને તે સુંદર નિતંબવાળી નિર્જન વનમાં ભયભીત થઈ ગઇ.[૧] પોતાના ભર્તાને ન જોતાં શોક અને દુઃખથી યુક્ત થયેલી તે ત્રાસ પામીને ઉચ્ચ સ્વરે 'હે મહારાજ !' એમ કહીને બૂમ મારવા લાગી.[૨] (પરંતુ નળરાજા આવ્યો નહિ તે જોઇને તે બોલી:) " હા નાથ ! મહારાજ ! હા સ્વામિન્ ! તમે મારો શામાટે ત્યાગ કરો છો ? હાય,હાય! આ નિર્જન વનમાં હું વિનાશ પામું છું; ભય પામું છું; અરે, મરૂં છું.[૩] ઓ મહારાજા! તમે તો ધર્મવેત્તા અને સત્યવચની છો, છતાં સ્વયંવરમાં 'હું તારો ત્યાગ નહિ કરૂં' આવું સત્ય વચન કહીને હમણાં જંગલમાં મને સૂતી મૂકીને કેમ નાસી ગયા ?[૪] મેં કંઇ તમારો અપરાધ કર્યો નથી, અપરાધ તો શત્રુએ કર્યો છે; છતાં તમે મને અનુકૂળ અને ચતુર ભાર્યાને ત્યજીને શામાટે જાઓ છો? પૂર્વે તમે તે લોકપાલોની સમક્ષ મારેમાટે જે વચનો કહ્યાં હતાં, તે વચનો હે નરેશ્વર ! સત્ય કરવા તમે સમર્થ છો.[૫,૬] ઓ પુરુષશ્રેષ્ઠ ! મરણધર્મવાળાં મનુષ્યોને પણ વગર વખતે મૃત્યુ આવતું નથી અને તેથીજ તમે ત્યાગ કરેલી આ કાંતા એક મુહૂર્ત પણ જીવી રહી છે.[૭] હે પુરુષશ્રેષ્ઠ ! હવે આ-



**રાજા નળનું દમયંતીને છોડી જવું**—પુણ્યશ્લોક રાજા નળ જુગટામાં સર્વસ્વ હારી જવાથી તેમની સાથે મહાસતી દમયંતી પણ એકજ વસ્ત્રભેર ચાલી નીકળ્યાં. તેમને જીતનારા પુષ્કરની મનાઈને લીધે પ્રજાવર્ગમાંથી પણ મૂઠી અન્ન જેટલો પણ કોઈએ સત્કાર કર્યો નહિ. આથી બંને જણ અનેક દિવસોસુધી નિરાહાર રહ્યાં. એક સ્થળે પક્ષીઓ જણાતાં તેમને પકડવામાટે નળે પોતે નગ્ન થઈને વસ્ત્ર ફેંક્યું તે પણ લઈને પક્ષી ઉડી ગયાં! આથી હવે બંને એકજ વસ્ત્રમાં વિંટાઈને સાથે સાથે ફરવા લાગ્યાં. આવા મહાસંકટને લીધે નળરાજાએ દમયંતીને પિયરતરફ જવાનું સૂચવ્યું; પરંતુ દુઃખથી દુર્બળ થયેલી દમયંતીએ અશ્રુસાથે ગળગળી વાણીએ કહ્યું કે:-"તમે ધન, રાજ્ય ને અન્ન-વસ્ત્રથી પણ રહિત છો; વળી ભૂખ્યા અને થાકેલા છો. એવી સ્થિતિમાં તનમનથી સેવા કરી શાંતિ આપવાને બદલે આપને આ નિર્જન વનમાં ત્યજું કેવી રીતે?" પછી એક વસ્ત્રથી ઢંકાયેલાં તે દંપતી ફરતાં ફરતાં ભૂખ અને થાકને લીધે એક ધર્મશાળા પાસે જઈ જમીનપર સૂતાં. દમયંતી ઉંઘી ગઈ, પણ નળ રાજાને ઉંઘ આવી નહિ. તેમણે વિચાર્યું કે:-"દુઃખમાં ભાર્યા જેવું ઔષધ નથી; પરંતુ મારેજ લીધે આ બિચારી નિર્દોષ અને સુકોમળ દમયંતી દુઃખ વેઠયા કરે, એ પણ કેમ જોયું જાય! વળી તેને તજવાથી તે સગાં પાસે પણ જવા સંભવ હોવા સાથે તેના પ્રખર ધર્મ—તેજને લીધે તેને કોઈ દુઃખ પણ દઈ શકશે નહિ, માટે તેને તજવામાંજ મારૂં ને તેનું શ્રેય છે." પછી નળે દમયંતી જાગે નહિ તેમ અર્ધું વસ્ત્ર ફાડયું; ઘણુંજ રોયા; સતીનું રક્ષણ કરવા દેવોને પ્રાર્થના કરી; અને પછી અત્યંત દુઃખી હૃદયે ત્યાંથી ચાલી નીકળ્યા. એ પછી પ્રારબ્ધ પ્રમાણે જે જે વીત્યું તે બંનેએ કેવી સાત્વિક ધીરજથી સહન કર્યું, તે પણ આગળ વાંચવાથી જણાશે; અને સજ્જનોનું હૃદય તેઓપ્રત્યે ઢળી પડીને કહેશે કે:-"અનેકાનેક વંદન હો આપ મહાસતી દમયંતીને અને પુણ્યશ્લોક નળરાજાને!"

ટલી મશ્કરી બહુ થઈ. હે અતિ દુર્જય ! હું ભયભીત થઇ છું, માટે હે સમર્થ નાથ ! હવે તમે દર્શન આપો.[૮] ઓ રાજા ! તમે મને દેખાઓ છો, એ દેખાયા ! આ મેં તમને દીઠા ! હે નૈષધ ! તમે વેલીઓનાં જાળાંમાં છુપાઇને મારીસાથે કેમ બોલતા નથી ?[૯] હે રાજેંદ્ર ! હું આવી અવસ્થામાં પડીને વિલાપ કરૂં છું, છતાં હે પૃથ્વીપતિ ! તમે પાસે આવીને મને આશ્વાસન આપતા નથી, એ ખરેખરૂં ઘાતકીપણું છે.[૧૦]ઓ રાજા ! હું મારો પોતાનો શોક કરતી નથી, તેમજ બીજી પણ કોઇ વસ્તુનો શોક કરતી નથી; પરંતુ હું તો તમારો શોક કરૂં છું કે, તમે એકલા કેવી રીતે રહી શકશો ?[૧૧] ઓ રાજા ! તમે ભૂખ,તરસ અને શ્રમથી પીડાઈને સંધ્યાકાળે ઝાડનાં મૂળ આગળ બેસશો અને ત્યાં મને નહિ જુઓ, ત્યારે તમારી શી અવસ્થા થશે ?[૧૨]" આ પ્રમાણે તીવ્ર શોકથી પીડાયલી અને ક્રોધથી સળગી ઉઠી હોય તેવી જણાતી, દુઃખી દમયંતી રડતી રડતી આમતેમ દોડવા લાગી.[૧૩] તે બાળા વારંવાર ઉઠે, વારંવાર વિહ્વળ થઈને પૃથ્વી ઉપર પડે, વારંવાર ભયભીત થઇને લપાઈ જાય અને વારંવાર વિલાપ કરીને રડતી હતી. [૧૪] તે પછી અત્યંત શોકથી તપી ઉઠેલી તથા ગભરાઈ ગયેલી પતિવ્રતા દમયંતી વારંવાર નિઃશ્વાસ નાખીને રડતી રડતી બોલી કેઃ—[૧૫]" જેના મિથ્યા દ્વેષવડે દુઃખપીડિત થયેલા નૈષધરાજ દુઃખ ભોગવે છે, તે દુઃખ આપનાર પ્રાણીને અમારાં દુઃખ કરતાં પણ અધિક દુઃખ પડો;[૧૬] જે પાપીએ નિષ્પાપ ચિત્તવાળા નળની આવી અવસ્થા કરી છે, તે પાપી નળના કરતાં અધિક દુઃખ પામીને દુઃખી જીવન ગાળો. "[૧૭] આ પ્રમાણે વિલાપ કરતી તે મહાત્મા રાજાની પત્ની, ક્રૂર પ્રાણીઓવાળા જંગલમાં પોતાના પતિને ખોળવા લાગી.[૧૮] ભીમરાજાની પુત્રી વિલાપ કરતી કરતી ગાંડી હોય તેમ 'હા રાજન્ ! હા રાજન્ !' એમ વારંવાર બૂમ મારતી આમતેમ દોડતી હતી.[૧૯] તે વખતે બૂમો પાડતી ટીટોડીની પેઠે, અત્યંત આક્રંદ કરતી તથા વારંવાર દયાજનક બહુ શોક અને વિલાપ કરતી દમયંતી એક અજગરની પાસે જઈ ચઢી, એટલે પ્રચંડ દેહવાળા અને ક્ષુધાતુર થયેલા તે અજગરે પોતાની પાસે એકાએક આવી ચઢેલી દમયંતીને પકડી લીધી.[૨૦,૨૧] આ રીતે શોકમગ્ન થયેલી દમયંતીને જ્યારે અજગરે ગળવા માંડી, ત્યારે તે જેવો પોતાને માટે શોક કરતી ન હતી તેવો શોક નળરાજાને માટે કરતી બોલવા લાગીઃ—[૨૨]" હા નાથ ! આ અહીં નિર્જન વનમાં મને અનાથની પેઠે અજગર ગળી જાય છે, છતાં તમે કેમ દોડી આવતા નથી ?[૨૩] હે નૈષધ ! પછી મારૂં સ્મરણ કરીને તમારી કેવી દશા થશે ? હે પ્રભો ! આજે મને આ અરણ્યમાં છોડીને તમે ગયાજ શામાટે ?[૨૪] ઓ નૈષધરાજ ! જ્યારે તમે પાપથી મુક્ત થઇને પુનઃ બુદ્ધિ, ચિત્ત તથા ધનને પ્રાપ્ત થશો અને તે વખતે હે નિષ્પાપ રાજસિંહ ! તમે શ્રમિત, ક્ષુધાર્ત અને પરિમ્લાન થશો, ત્યારે તમારા શ્રમને કોણ દૂર કરશે ?"[૨૫]

આ પ્રમાણે દમયંતી વિલાપ કરતી હતી, એટલામાં એક પારધી ગહન વનમાં ફરતો હતો, તે આ બૂમો પાડતી દમયંતીને સાંભળીને વેગથી ત્યાં દોડી આવ્યો[૨૬] અને વિશાળ નેત્રવાળી દમયંતીને અજગરથી ગળાતી જોઇને ઉતાવળા થયેલા તે પારધીએ વેગથી, તે અજગરને દબાવી તીવ્ર ધારવાળા હથિયારથી તેને મોંમાંથી ચીરી નાખ્યો. પછી નિશ્ચેષ્ટ થયેલા તે અજગરને ચીરીને પારધીએ દમયંતીને તેનાથી છુટી કરી; અને હે ભારત ! તેને સ્નાન કરાવ્યા પછી તથા તેણે કંઈક આહાર કર્યા પછી તેનું આશ્વાસન કરતો પારધી પૂછવા લાગ્યોઃ—[૨૭,૨૯]"ઓ બાલમૃગનયનિ ! તું કોની છે ? આ વનમાં શામાટે આવી છે ? અને હે ભાવિનિ ! તને આ મોટું કષ્ટ શા કારણથી પ્રાપ્ત થયું છે ?"[૩૦]

હે ભરતવંશી રાજા ! આ પ્રમાણે પારધીએ દમયંતીને પૂછવા માંડયું, ત્યારે તેણે તેને આ સર્વ વૃત્તાંત યથાર્થ કહી સંભળાવ્યું.[૩૧]

તે વખતે અર્ધા વસ્ત્રથી ઢંકાયલી, પુષ્ટ નિતંબ અને સ્તનોવાળી સુકુમાર અને ખોડખાંપણવિનાનાં અંગવાળી, પૂર્ણ ચંદ્રના જેવા મુખવાળી, વાંકી પાંપણવાળાં નેત્રવાળી અને મધુર વાણીવાળી દમયંતીને નિહાળીને પારધી કામને વશ થઇ ગયો;[૩૨,૩૩] અને કામાતુર થયેલો તે પારધી કોમળ તથા મધુર વાણીવડે દમયંતીનું સાંત્વન કરવા લાગ્યો, એટલે દમયંતી તેના અભિપ્રાયને સમજી ગઈ.[૩૪] પતિવ્રતા દમયંતી તેને દુષ્ટ જાણીને તીવ્ર ક્રોધના આવેશમાં આવી ગઇ અને તે ક્રોધથી જાણે પ્રજ્વલિત થઇ ગઈ.[૩૫] પાપી બુદ્ધિવાળો ક્ષુદ્ર પારધી બળાત્કાર કરવા આતુર હતો; પરંતુ તે પ્રદીપ્ત અગ્નિની જ્વાળાની પેઠે દમયંતીનો પરાભવ અશકય માનવા લાગ્યો.[૩૬] પતિ અને રાજ્યવિનાની થયેલી દુઃખાતુર દમયંતીએ પણ 'હવે માત્ર વાણીથી કંઇ વળશે નહિ' એમ જાણ્યું, ત્યારે ક્રોધ કરીને તેને શાપ દીધો કેઃ–[૩૭] 'જો હું નળરાજાવિના બીજા પુરુષનું મનથી પણ ચિંતન કરતી ન હોઉં તો આ નીચ પારધી પ્રાણવિનાનો થઇને પડો."[૩૮] આ પ્રમાણે કહેતાંમાંજ તે પારધી અગ્નિથી બળી ગયેલા વૃક્ષની પેઠે પ્રાણવિનાનો થઇને પૃથ્વી ઉપર પડયો.[૩૯]

**ઇતિ૦ શ્રીમહા૦ વન૦ નલોપાખ્યાન પર્વમાં "અજગરગ્રસ્ત દમયંતીમોચન" એ વિષયનો અધ્યાય ૬૩ મો સમાપ્ત.**

---

# અધ્યાય ૬૪ મો

## દમયંતીનો વિલાપ

**॥ बृहदश्व उवाच ॥**

**सा निहत्य मृगव्याधं प्रतस्थे कमलेक्षणा ॥**
**वनं प्रतिभयं शून्यं झिल्लिकागणनादितम् ॥**

બૃહદશ્વે કહ્યુંઃ–"કમળસમાન નેત્રવાળી તે દમયંતી પારધી માર્યા પછી, તમરાંઓના સમૂહથી ગાજી રહેલા, નિર્જન અને ભયાનક એવા એક જંગલમાં ચાલી.[૧] તે વન સિંહ, દીપડાં, મૃગો, વ્યાઘ્રો, પાડાઓ અને રીંછોનાં ટોળાંઓથી યુક્ત હતું, અનેક જાતનાં પક્ષીગણોથી વ્યાપ્ત હતું અને મ્લેચ્છ તથા ચોરોથી સેવાતું હતું. વળી તે વન સાગ, વાંસ, ધમાસ, પીપળા, અબનુસનાં ઝાડ, હીંગોળનાં ઝાડ, કેસુડાંઓ, અર્જુનસાદડ, અરિઠીઓ, સ્યંદન, સીમલા, જાંબુડા, આંબા, લોધર, ખેર, સાગ, નેતર, પદ્મકવૃક્ષો, આમળાંનાં વૃક્ષો, પીપરો, કદંબો, ઉમરડાઓ, બોરડીઓ, બિલીઓ, વડો, પ્રિયાલ વૃક્ષો, તાડ, ખજૂરીઓ, હરડેનાં ઝાડો અને બેડાંનાં વૃક્ષોથી ભરાઇને ઢંકાઈ ગયું હતું.[૨,૫] જાત જાતની સેંકડો ધાતુઓથી ઢંકાયલા અનેક પર્વતો, ચોતરફથી ગાજી રહેલી ઝાડીઓ, અદ્દભુત દેખાવવાળી ગુફાઓ, નદીઓ, સરોવરો, વાવો, અનેક પ્રકારનાં પશુપક્ષીઓ, ભયંકર રૂપવાળા પુષ્કળ પિશાચો, સર્પો, રાક્ષસો, નાનાં જળાશયો, તળાવો, પર્વતનાં સર્વ શિખરો, નદીઓ અને અદ્દભુત દેખાવવાળાં ઝરણાંઓને દમયંતીએ જોયાં.[૬-૮] વળી વિદર્ભરાજની પુત્રીએ તે વનમાં ટોળાંબંધ પાડાઓ, વરાહો, રીંછો અને જંગલી સાપોને જોયા.[૯] તે વખતે તેજ, યશ, શોભા અને ઉત્તમ સ્થિતિથી સંપન્ન દમયંતી એકલી, નળની શોધ કરતી તે તે સ્થાનોમાં ફરતી હતી;[૧૦] પરંતુ પતિનાં દુઃખથી દુઃખી થયેલી તે ભીમરાજાની પુત્રી દારુણ જંગલમાં આવીને પણ કોઇનાથી બીતી ન હતી.[૧૧] તે પછી હે રાજન્! અત્યંત દુઃખી અને પતિના શોકમાં ડૂબી ગયેલી વૈદર્ભી, એક પથ્થર ઉપર બેસીને વિલાપ કરવા લાગી.[૧૨]

દમયંતી બોલીઃ–" હે વિશાળ વક્ષસ્થલ તથા મહાન બાહુવાળા નૈષધ દેશના રાજા! તમે મને નિર્જન વનમાં ત્યજીને આજે ક્યાં જતા રહ્યા?[૧૩] હે પુરુષવ્યાઘ્ર વીર! તમે પુષ્કળ દક્ષિણાવાળા અશ્વમેધ વગેરે યજ્ઞોથી યજન કર્યું છે, છતાં મારીસાથે શામાટે મિથ્યા વર્તન ચલાવો છો? હે મહાકાંતિમાન પુરુષશ્રેષ્ઠ! તમે મારી સમક્ષ જે કંઇ કહ્યું છે, તે વચનને હે કલ્યાણમૂર્તિ રાજેંદ્ર! તમારે યાદ કરવું જોઇએ.[૧૪,૧૫] વળી હે ભૂપતિ! હંસ પક્ષીઓએ તમારી પાસે જે કહ્યું હતું અને મારી આગળ આવીને જે કહ્યું હતું, તે

તરફ તમારે લક્ષ્ય આપવું જોઇએ.[૧૬]હે મનુષ્યવ્યાઘ્ર ! એક તરફ અંગો અને ઉપાંગોની સાથે વિસ્તારથી ચારેવેદોનું સારી રીતે કરેલું અધ્યયન અને બીજી તરફ એકલું સત્ય,એ બન્ને સમાન છે;[૧૭] માટે હે શત્રુહંતા વીર રાજા ! પૂર્વે મારી આગળ તમે જે વચન કહ્યું હતું,તેને તમારે સત્ય કરવું યોગ્ય છે.[૧૮] હા વીર ! હે નિષ્પાપ નળરાય ! આ ઘોર જંગલમાં તમારી હું નાશ પામું છું, છતાં તમે મને કેમ પ્રત્યુત્તર આપતા નથી ?[૧૯] આ દારુણ આકૃતિવાળો અને રૌદ્ર સ્વભાવનો અરણ્યરાજ વ્યાઘ્ર, ક્ષુધાતુર હોવાથી પોતાનું મોં ફાડીને મારા ચિત્તને વ્યાકુળ કરે છે, આવે સમયે મારૂં રક્ષણ કરવું એ તમારે યોગ્ય નથી કે ? [૨૦] હે કલ્યાણમૂર્તિ રાજા ! તમે હમેશાં કહેતા હતા કે, 'મને તારાવિના બીજી કોઇ સ્ત્રી પ્રિય નથી.'તો તે તમારી પૂર્વે કહેલી વાણીને હવે સત્ય કરો.[૨૧]હે નરાધિપ ! હું તમારી ઇચ્છિત અને પ્રિય ભાર્યા આજે ગાંડી બનીને વિલાપ કરૂં છું અને તમે મારા ઇચ્છિત ભર્તા છો, છતાં મને કેમ પ્રત્યુત્તર આપતા નથી ?[૨૨] હે પૃથ્વીપતિ ! હું શરીરે દુર્બળ, દીન, નિસ્તેજ અને મલિન થઈ ગઈ છું તથા અર્ધા વસ્ત્રથી શરીર ઢાંકીને અનાથની પેઠે વિલાપ કરૂં છું.[૨૩] હે વિશાળ નેત્રવાળા આર્ય ! હે શત્રુહંતા ! હું ટોળામાંથી વિખૂટીપડેલી એકલી હરિણીની પેઠે રુદન કરૂં છું, છતાં તમે મારી કેમ સંભાળ લેતા નથી ?[૨૪] હે મહારાજ ! આ મહાન અરણ્યમાં હું સતી દમયંતી એકલી પડી છું અને તમને બોલાવું છું, છતાં તમે મને કેમ ઉત્તર આપતા નથી?[૨૫]હે કુલશીલસંપન્ન ! હે રમણીય સર્વાંગથી શોભનારા પુરુષશ્રેષ્ઠ ! હું આજે આ પર્વત ઉપર તમને જોતી નથી.[૨૬]હે નિષધાધિપ ! સિંહ તથા વ્યાઘ્રોએ સેવેલા આ મહાભયંકર વનમાં હું તમને સૂતેલા, બેઠેલા, ઉભા રહેલા કે ચાલી નીકળેલા જોતી નથી. હે મારા શોકને વધારનારા પુરુષશ્રેષ્ઠ ! તમારેમાટે શોકથી શુષ્ક થયેલી અને દુઃખાતુર બનેલી હું હવે તમારી ખબર કોને પૂછું ?[૨૭,૨૮] અરે,આ વનમાં ચાલ્યા ગયેલા નળનો તમને સમાગમ થયો છે ? તમે તેમને આ અરણ્યમાં દીઠા છે ? ' આવું મારે કોને પૂછવું ?'[૨૯] સર્વરીતે યોગ્ય,શત્રુસમૂહને નાશ પમાડનારા અને કમળના જેવાં નેત્રવાળા જે મહાત્મા નળરાજાને તું શોધે છે, તે આ રહ્યા.' આવી મધુર વાણી હવે હું કોની સાંભળીશ ? ચાર ડાઢવાળો અને મોટા હોઠવાળો કાંતિમાન વનરાજ વ્યાઘ્ર, મારી સામે આવે છે, માટે હું નિઃશંક થઇને એની પાસે જાઉં. (આવો વિચાર કરીને દમયંતી તેની પાસે જઇને બોલી;) " તું આ વનનો રાજા છે અને પશુઓનો અધિપતિ છે.[૨૯-૩૨]હું વિદર્ભરાજની પુત્રી અને શત્રુનો વિનાશકરનારા નિષધદેશના રાજા નળની પત્ની દમયંતી છું,એમ તું સમજ. [૩૩] હે મૃગરાજ ! હું શોકથી શુષ્ક તથા દીન થઇને એકલી મારા પતિની શોધ કરૂં છુ, માટે જો તેં નળને જોયા હોય તો મને તેની ખબર કહીને ધીરજ આપ;[૩૪] અથવા ઓ વનરાજ ! જો તું નળની ખબર ન કહે તો હે મૃગશ્રેષ્ઠ! મને ખાઈ જા અને આ દુઃખથી મુક્ત કર.[૩૫] આ અરણ્યમાં મારો વિલાપ સાંભળીને પણ આ તો મને ધીરજ આપતો નથી; માટે હવે હું આ સ્વાદિષ્ટ જળવાળી અને સમુદ્રમાં જઈ મળનારી નદીને નળની ખબર પૂછું;[૩૬] અથવા આ પવિત્ર પર્વતરાજ જણાય છે, જેના ઉપર અનેક રંગનાં ઘણાં ઉંચાં અને મનોહર અનેક શિખરો આવી રહેલાં છે, જે જાત જાતની ધાતુઓથી વ્યાપ્ત છે, અનેક પાષાણોથી શોભીતો છે, આ મહાન અરણ્યમાં ઉભા કરેલા ધ્વજના જેવો જણાય છે, સિંહ, વ્યાઘ્ર, હાથી, વરાહ, રીંછ અને મૃગોથી વ્યાપ્ત છે, બહુ પ્રકારનાં પક્ષીઓથી ચોમેર ગાજી રહેલો છે, કેસુડાં,આસોપાલવ,બોલસરી,જાયફળ, કરેણ, ધમાસ તથા ખાખરા, આ સુંદર પુષ્પવાળાં વૃક્ષોથી શોભીરહેલો છે અને પક્ષીએ સેવેલી નદીઓ તથા શિખરોથી સંપન્ન છે, ત્યારે આ પર્વતરાજનેજ નળરાજાની ખબર પૂછું.[૩૭-૪૧] 'હે ભગવન્ ! હે પર્વતશ્રેષ્ઠ ! હે દિવ્યદર્શન ! હે શરણાગતવત્સલ ! હે બહુકલ્યાણરૂપ મહીધર !

તમને નમસ્કાર હો.[૪૨] હું તમારી પાસે આવીને તમને પ્રણામ કરૂં છું. હું રાજપુત્રી, રાજાની પુત્રવધૂ અને દમયંતી નામથી પ્રખ્યાત થયેલી રાજાની ભાર્યા છું.[૪૩] વિદર્ભદેશના અધિપતિ ભીમ નામના મહારથી રાજા મારા પિતા છે.તે ચારે વર્ણનું રક્ષણ કરે છે.[૪૪]તેણે રાજસૂય, અશ્વમેધ આદિ દક્ષિણાવાળા યજ્ઞો કર્યા છે, તે રાજાઓમાં શ્રેષ્ઠ છે, તેનાં નેત્રો વિશાળ અને સુંદર છે, તે બ્રાહ્મણભક્ત, સદાચારી, સત્યવક્તા, ઈર્ષ્યારહિત, શીલસંપન્ન, વીર્યશાળી, મોટા વૈભવવાન, ધર્મવેત્તા, પવિત્ર, વિદર્ભદેશનું ઉત્તમ રીતે રક્ષણ કરનારા, શત્રુગણના વિજેતા અને સમર્થ છે. હે ભગવન્! હું તેની પુત્રી છું અને તમારી પાસે આવી છું, એમ તમે જાણો. પુરુષોમાં ઉત્તમ અને પવિત્ર નામવાળા નિષધ દેશના મહારાજા વીરસેન મારા સસરા થાય છે. તે રાજાનો વીર, શ્રીમાન અને સત્ય પરાક્રમી નળ નામનો પુત્ર છે. તે પરંપરાગત પિતાની પાસેથી મળેલા પોતાના રાજ્યને પાલન કરે છે, તે 'પુણ્યશ્લોક' નામથી પ્રખ્યાત છે, શત્રુઓનો નાશકર્તા છે, રંગે શ્યામ છે, બ્રાહ્મણભક્ત છે, વેદવેત્તા છે, વક્તા છે, પુણ્યકર્તા છે, સોમપાન કરનારો છે, અગ્નિહોત્રી છે,[૪૫-૫૦] યજ્ઞ કરનારો છે, દાતા છે, યોદ્ધો છે અને સારી રીતે રાજ્યશાસન કરનારો છે. તે નળરાજાની હું પટરાણી થાઉં છું. હે પર્વતરાજ! રાજ્યલક્ષ્મીથી ભ્રષ્ટ થઇને પતિના વિયોગથી અનાથ બનેલી અને સંકટમાં સપડાયલી હું પતિને ખોળતી ખોળતી તમારી પાસે આવી છું, એમ તમે જાણો.[૫૧,૫૨] હે ગિરિશ્રેષ્ઠ! તમે આ ગગનમાં પહોંચેલાં સેંકડો શિખરોવડે કોઇ સ્થાનમાં અથવા આ વનમાં નળરાજાને જોયો છે કે?[૫૩]મારો મહાયશસ્વી ભર્તા ગજેંદ્રના જેવો પરાક્રમી, બુદ્ધિમાન, મોટા બાહુવાળો, અયોગ્ય વાતને સહન ન કરનારો, પરાક્રમી, બળવાન અને શૂરવીર છે.[૫૪] તે નિષધ દેશના અધિપતિ નળરાજાને તમે કયાંય દીઠો છે? હે પર્વતશ્રેષ્ઠ! હું એકલી પડેલી વિહ્વળ થઇને વિલાપ કરૂં છું, છતાં દુઃખી થયેલી પોતાની પુત્રીની પેઠે તમે મારૂં વાણીવડે કેમ આશ્વાસન કરતા નથી? હે પરાક્રમી વીર!઼ઓ ધર્મજ્ઞ ભૂપતિ! ઓ સત્ય પ્રતિજ્ઞાવાળા રાજા! તમે જો આ વનમાં હો તો મને તમે પોતેજ પોતાનાં દર્શન આપો. અહો, અતિશય સ્નેહભરેલી, ગંભીર, મેઘધ્વનિના જેવી, વેદને અનુસરનારી–સત્ય, પ્રૌઢ અને મારા શોકને નાશ પમાડનારી મહાત્મા નૈષધરાજની તે અમૃતના જેવી મીઠી 'હે વૈદર્ભિ!' આવી સ્પષ્ટ અને શુભ વાણીને હું કયારે સાંભળીશ? ઓ ધર્મવત્સલ રાજા! હું ભયભીત થઇ છું, હવે તમે મને ધીરજ આપો.

રાજપુત્રી દમયંતી આ પ્રમાણે તે પર્વતરાજને કહીને ત્યાંથી પાછી ઉત્તરદિશામાં જવા લાગી.[૬૦] તે સુંદરી ત્રણ દિવસ અને ત્રણ રાત્રિ એકસરખી રીતે ચાલી, ત્યારે તેણે દિવ્ય વૃક્ષોથી સુશોભિત એક અનુપમ તપોવન દીઠું. આ તપોવન વસિષ્ઠ, ભૃગુ તથા અત્રિના જેવા તપસ્વીઓથી શોભી રહ્યું હતું; નિયમમાં રહેનારા, નિયમિત આહાર કરનારા, શમ,દમ અને પવિત્રતાથી યુક્ત, જળભક્ષણ, વાયુભક્ષણ અને પત્ર ભક્ષણ કરીને રહેનારા, જિતેંદ્રિય, મહાભાગ્યવાન, સ્વર્ગમાર્ગના દર્શનની ઇચ્છાવાળા, વલ્કલ તથા મૃગચર્મને ધારણ કરનારા અને નિયમિત ઇંદ્રિયોવાળા તપસ્વી મુનિઓથી વસાયલું તે રમણીય આશ્રમસ્થાન દમયંતીએ જોયું.[૬૧-૬૪] અનેક પ્રકારના મૃગગણો અને વાનરસમૂહોથી સંપન્ન તથા તપસ્વીઓથી યુક્ત એવા તે આશ્રમસ્થાનને જોતાંજ દમયંતીને ધીરજ આવી;[૬૫] અને તે વખતે તે સુંદર ભ્રુકુટીવાળી, ઉત્તમ કેશવાળી, મોટા નિતંબવાળી, મનોહર સ્તનવાળી,સુશોભિત દંતપંક્તિવાળી, સુંદર મુખવાળી, ધાર્મિક તેજવાળી, સુંદર જઘનવાળી, વિશાળ શ્યામ નેત્રવાળી, સ્ત્રીઓમાં રત્નરૂપ, તપસ્વિની તથા મહાભાગ્યશાળી વીરસેનના પુત્ર નળરાજાની પ્રિયા દમયંતીએ આશ્રમસ્થાનમાં પ્રવેશ કર્યો.[૬૬,૬૭] પછી તે તપોવૃદ્ધ મુનિઓને પ્રણામ કરીને વિનયથી નમ્ર

થઈ ઉભી રહી. ત્યારે તે સર્વ ઉત્તમ તપસ્વીઓએ 'તું ભલે આવી' એમ દમયંતીને કહ્યું ૬૮ અને તે યથાયોગ્ય સત્કાર કરીને તપરૂપી ધનવાળા મુનિઓ બોલ્યા કેઃ–'તું બેસ અને કહે કે, અમે તારૂં શું કામ કરીએ ?'"૬૯ આ સાંભળીને સુંદરી દમયંતી બોલી કે, "હે મહાભાગ્યશાળી નિષ્પાપ તપસ્વીઓ ! આ સ્થાનમાં તપશ્ચર્યા, અગ્નિહોત્ર, ધર્મ, મૃગો, પક્ષીઓ તથા સ્વધર્માચરણ–આ સંબંધમાં આપનું સર્વનું કુશળ તો છે ને ?" આ સાંભળીને તેઓએ યશસ્વિની દમયંતીને કહ્યું કેઃ–"હે કલ્યાણિ! અમારૂં સર્વત્ર કુશળ છે.૭૦,૭૧ હે સર્વાંગ સુંદરિ ! તું કોણ છે અને શું કરવાની ઇચ્છા રાખે છે, તે અમને કહે. તારૂં ઉત્તમ સ્વરૂપ અને અત્યંત કાંતિ જોતાંજ અમને આશ્ચર્ય ઉત્પન્ન થયું છે. તું ધીરજ રાખ, હવે શોક કરીશ નહિ. હે અનિંદિતા કલ્યાણિ ! તું આ અરણ્યની દેવી છે, કે આ પર્વતની દેવી છે, કે આ નદીની અધિષ્ઠાત્રી દેવી છે ? તે સત્ય કહે."

તે સાંભળીને દમયંતીએ ઋષિઓને ઉત્તર આપ્યો કેઃ–"હે વિપ્રો ! હું આ અરણ્યની દેવતા નથી,૭૪ આ પર્વતની દેવતા નથી, તેમ નદીની પણ દેવતા નથી; પરંતુ આપ સર્વ તપોધનો જાણો કે, હું એક માનુષી છું.૭૫ મારૂં વૃત્તાંત હું વિસ્તારથી કહું છું, તેને તમે સઘળા સાંભળો. હે દ્વિજસત્તમો ! વિદર્ભ દેશમાં પૃથ્વીપતિ ભીમ નામનો રાજા છે.૭૬તેની હું પુત્રી છું, એમ તમે સર્વે જાણો; અને નિષધ દેશનો અધિપતિ, બુદ્ધિમાન, મહાયશસ્વી, વીર, સંગ્રામવિજયી અને વિદ્વાન નળરાજા મારો પતિ છે. તે દેવોના પૂજનમાં તત્પર, બ્રાહ્મણોમાં પ્રીતિવાળો,૭૭,૭૮ નિષધ વંશનો રક્ષક, મહાતેજસ્વી, મહાબળવાન, સત્યવાન, ધર્મવેત્તા, જ્ઞાનવાન, સત્ય પ્રતિજ્ઞાવાળો, શત્રુનું મર્દન કરનારો,૭૯ બ્રાહ્મણભક્ત, દેવનિષ્ઠ, વૈભવશાળી, શત્રુના નગરને જિતનારો અને દેવરાજના જેવી કાંતિવાળો છે.૮૦તે મારો ભર્તા નળરાજા વિશાળ નેત્રવાળો, પૂર્ણ ચંદ્રના જેવાં મુખવાળો, શત્રુને હણનારો, મુખ્ય મુખ્ય યજ્ઞોનો કર્તા, વેદવેદાંગના પારને પામેલો,૮૧ શત્રુઓને યુદ્ધમાં નાશ પમાડનારો અને સૂર્ય તથા ચંદ્રના જેવી કાંતિવાળો છે.૮૨આવા સત્ય ધર્મપરાયણ રાજાને, કેટલાક કપટબુદ્ધિવાળા, અવશચિત્તવાળા, કુટિલ અને દ્યૂતકુશળ અનાર્યોએ દ્યૂત રમવા બોલાવીને તેનું રાજ્ય તથા ધન હરી લીધું છે.૮૩ તે રાજેન્દ્રની હું ભાર્યા છું, એમ તમે જાણો. લોકમાં હું દમયંતી નામથી વિખ્યાત છું તથા મને મારા પતિનાં દર્શનની ઘણી લાલસા છે.૮૪ હું દુઃખી થઇને રણપંડિત, મહાત્મા અને અસ્ત્રવિદ્યામાં કુશળ એવા મારા ભર્તા નળરાજાની વનોમાં, પર્વતોમાં, સરોવરોમાં, નદીઓમાં, સર્વ નાનાં જળાશયોમાં અને સર્વ અરણ્યોમાં શોધ કરતી આ પૃથ્વી ઉપર ફરૂં છું. આપ ભગવાનના આ રમણીય તપોવનમાં નિષધ દેશનો અધિપતિ નળરાજા આવ્યો હતો કે ?૮૭ હે બ્રહ્મન્ ! જે નળને માટે હું આ વાઘ અને બીજાં પશુઓથી સેવાતા, ભયાનક અને અત્યંત દારુણ ઘોર વનમાં આવી છું, તે નળરાજાને જો હું કેટલાએક દિવસોમાં જોઇશ નહિ તો હું આ દેહને છોડીને મારા આત્માને કલ્યાણમાર્ગમાં જોડીશ.૮૮,૮૯ તે પુરુષશ્રેષ્ઠવિના મારા જીવિતનો શો ઉપયોગ છે ? પતિના વિરહશોકથી પીડાયલી હું હવે શી રીતે જીવી શકીશ?"

આ પ્રમાણે અરણ્યમાં એકલી પડેલી ભીમપુત્રી દમયંતી વિલાપ કરવા લાગી, ત્યારે સત્ય દૃષ્ટિવાળા તપસ્વીઓએ તેને કહ્યું કેઃ–૯૦,૯૧"હે કલ્યાણિ ! તું આગળ સુખી થશે અને તને જલદી નળરાજાનાં દર્શન થશે. હે શુભે ! આ અમને તપશ્ચર્યાના પ્રભાવથી જણાય છે.૯૨ હે ભીમપુત્રિ ! તું શત્રુઓને પાડનારા અને ધર્મધારીઓમાં શ્રેષ્ઠ નિષધના અધિપતિ નળરાજાને દુઃખરહિત થયેલો જોઇશ.૯૩ હે કલ્યાણિ ! તું શત્રુઓનું દમન કરનારા, સર્વ પાપથી મુક્ત, સર્વ રત્નોથી સંપન્ન, શત્રુઓને ભય કરનારા અને મિત્રોના શોકનો નાશ કરનારા પોતાના ઉત્તમ કુલીન પતિ નળરાજાને તેજ શ્રેષ્ઠ નગરમાં રાજ્ય કરતો જોઇશ."૯૪,૯૫

આ પ્રમાણે નળની પ્રિય પટ્ટરાણી રાજપુત્રી દમયંતીને કહીને તે સઘળા તપસ્વીઓ અગ્નિહોત્રો અને આશ્રમોની સાથે ત્યાંથી અંતર્ધાન થઈ ગયા.[૯૬] તે વખતે તે મહાન આશ્ચર્ય જોઇને વીરસેન રાજાની પુત્રવધૂ સુંદરાંગી દમયંતી વિસ્મયમાં પડી ગઈ અને તર્ક કરવા લાગી કેઃ—[૯૭] "શું આ મેં સ્વપ્ન જોયું હશે? આ અહીં શો પ્રકાર થયો? તે સર્વ તપસ્વીઓ ક્યાં ગયા? તે આશ્રમમંડળ ક્યાં ગયું?[૯૮] પક્ષીઓથી સેવાતી તે પુણ્ય જળવાળી રમણીય નદી ક્યાં ગઇ? તથા ફળ અને પુષ્પોથી સુશોભિત મનોહર વૃક્ષો ક્યાં ગયાં?"[૯૯] આ રીતે શુદ્ધ હાસ્યવાળી ભીમપુત્રી દમયંતીએ લાંબાકાળસુધી વિચાર કર્યો અને પતિના શોકમાં લીન થયેલી તે દીન રાણીનું મુખ કરમાઈ ગયું.[૧૦૦] પછી તે ત્યાંથી બીજા સ્થાનમાં ગઈ અને ત્યાં અશ્રુથી ગળગળી વાણીવડે આંસુઓથી આંખ ભરતી રડવા લાગી. એટલામાં તેણે એક અશોકનું વૃક્ષ દીઠું.[૧] તે અશોક વૃક્ષ પુષ્પથી ભરેલું, પાંદડાંઓથી શોભતું અને પક્ષીઓના શબ્દોથી વનમાં મનોહર લાગતું હતું. તે શ્રેષ્ઠ વૃક્ષની પાસે જઇને દમયંતી બોલીઃ—[૨] "અહો! આ વનમાં આ સુંદર વૃક્ષ, પુષ્કળ પુષ્પો તથા ફળોરૂપી અલંકારોવડે શ્રીમાન પર્વતરાજની પેઠે શોભી રહ્યું છે.[૩] હે અશોક! તું મને જલદી શોકરહિત કર. હે પ્રિયદર્શન! તેં શોક, ભય અને પીડારહિત નળરાજાને જોયો છે શું?[૧૦૪] શત્રુને દમન કરનારા, દમયંતીના પ્રિય પતિ અને નિષધદેશના અધિપતિ જેણે એક અર્ધું વસ્ત્ર પહેરેલું છે, જેના શરીરની ચામડી દુઃખને સહન ન કરી શકે તેવી સુકુમાર છે, જે દુઃખવડે પીડિત છે અને આ અરણ્યમાં આવેલા છે, તે મારા વહાલા નળને તેં જોયો છે?[૬] હે અશોકવૃક્ષ! હું શોકરહિત થઇને અહીંથી જાઉં તેમ તું કર. હે અશોક! જે શોકને નાશ પમાડે તે અશોક કહેવાય,માટે તું તારા નામને સાચું કર."

આ પ્રમાણે કહીને પીડિત થયેલી સુંદરી દમયંતીએ તે અશોક વૃક્ષની પ્રદક્ષિણા કરી અને ત્યાંથી નીકળીને તે અત્યંત દારુણ પ્રદેશમાં જવા લાગી.[૮] ત્યાં પતિની ખોળ કરતા દમયંતીએ અનેક વૃક્ષો, નદીઓ, રમ્ય પર્વતો, પશુપક્ષીઓ, ગુફાઓ, પર્વતની ખીણો અને અદ્ભુત દેખાવવાળી નદીઓ-આ સર્વ તે વખતે જોયું.[૯,૧૦] આ પ્રમાણે જોતાં જોતાં શુદ્ધ હાસ્યવાળી દમયંતી ઘણે દૂર નીકળી ગઇ, ત્યારે તેણે હાથી, ઘોડાઓ અને રથોની ભીડવાળા એક મોટા સંઘને દીઠો.[૧૧] તે સંઘ નિર્મળ અને શીતળ જળથી ભરેલી, પવિત્ર, વિસ્તારવાળી, ધરાવાળી, નેતરોના છોડથી વીંટાયલી, ક્રૌંચ, ટીંટોડાં તથા ચકવાકોના શબ્દોવાળી, કાચબા, મગર તથા માછલાંઓથી ભરપૂર અને વિશાળ બેટોથી સુશોભિત એક રમણીયનદીને ઉતરતોહતો.[૧૨,૧૩] યશસ્વિની તથા સુંદર જઘનવાળી નળપત્ની દમયંતી તે મહાસંઘને જોતાંજ તેની પાસે ગઈ અને તે જનસમૂહમાં પેઠી.[૧૪] તે વખતે તેની આકૃતિ ઉન્મત્ત દેખાતી હતી, શોકવડે તે દીન બની ગઈ હતી, તેણે અર્ધું વસ્ત્ર પહેરેલું હતું, તે શરીરે દુબળી, નિસ્તેજ તથા મલિન જણાતી હતી અને તેના કેશ ધૂળથી ભરેલા તથા અસ્તવ્યસ્ત થઈ ગયેલા હતા.[૧૫] તેને જોઇને તે સંઘમાંના કેટલાએક લોકો ભયભીત થઇને નાસવા લાગ્યા, કેટલાએક ચિંતાતુર થઇને જવા લાગ્યા, કેટલાએક બૂમો મારવા લાગ્યા,[૧૬] કેટલાએક તેને હસવા લાગ્યા, કેટલાએક તેની ઈર્ષ્યા કરવા લાગ્યા અને હે ભરતવંશી યુધિષ્ઠિર! કેટલાએક દયા લાવીને તેને પૂછવા લાગ્યા કેઃ—[૧૭] "તું કોણ છે? કોની સ્ત્રી છે? અને આ વનમાં તું શું ખોળે છે? હે કલ્યાણિ! તને જોઇને અહીં અમે ગભરાઈ ગયા છીએ. તું માનુષી તો છેને?[૧૮] ઓ કલ્યાણિ! તું સાચેસાચું કહે; શું તું આ વનની, પર્વતની અથવા દિશાની દેવતા છે? અમે તારે શરણે આવ્યા છીએ.[૧૯] હે નિર્દોષાંગિ! તું યક્ષિણી છે, રાક્ષસી છે કે ઉત્તમ સ્ત્રી છે? તું ગમે તે હો,પણ અમારૂં કલ્યાણ કર, અમારૂં રક્ષણ કર.[૨૦] ઓ કલ્યાણિ! જે રીતે આ સઘળો સંઘ સર્વથા અહીંથી સુખરૂપ જાય અને અમારૂં

જે રીતે કલ્યાણ થાય, તે પ્રમાણે તું કર.[૨૧]"

આ પ્રમાણે તે સંઘે કહ્યું, ત્યારે પતિના કષ્ટથી પીડાયલી સાધ્વી રાજપુત્રી દમયંતીએ સંઘને તથા સંઘના આગેવાનને કહ્યું કેઃ–" આ સંઘમાં જે કોઈ યુવાન, વૃદ્ધ તથા બાલકો છે અને સંઘના જે નેતાઓ છે, તેઓ મને મનુષ્ય-જાતિની સ્ત્રી જાણો. હું રાજપુત્રી રાજાની પુત્રવધૂ અને પતિદર્શનની લાલસાવાળી રાજભાર્યા છું. વિદર્ભદેશનો રાજા મારો પિતા છે, મહાભાગ્યશાળી નિષધાધિપતિ નળરાજા મારો ભર્તા છે અને હું તે મારા અજિત પતિની શોધ કરૂં છું.[૨૫] પુરુષમાં વ્યાઘ્ર જેવા અને શત્રુગણને નાશ પમાડનારા મારા વહાલા નળરાજાને જો તમે કયાંય જોયો હોય, તો મને તત્કાળ કહો."[૨૬]

આ સાંભળીને તે મોટા સંઘનો અધિપતિ શુચિ નામનો જે અધ્યક્ષ હતો, તેણે તે નિર્દોષાંગી દમયંતીને કહ્યું કેઃ–" હે કલ્યાણિ ! તું મારાં વચનને સાંભળ.[૨૭] હે શુદ્ધ હાસ્યવાળી! હું આ સંઘનો નેતા સાર્થવાહ છું. હે યશસ્વિનિ! નળ નામનો કોઈ મનુષ્ય મારા જોવામાં આવ્યો નથી.[૨૮] મેં આ આખા નિર્જન વનમાં હાથીઓ, દીપડાઓ, પાડાઓ, વાઘો, રીંછો અને મૃગોને જોયાં છે;[૨૯] પરંતુ મનુષ્યજાતિની સ્ત્રીમાં તો તનેજ એકલીને જોઈ છે, તે સિવાય આ મહાવનમાં બીજું કોઈ મનુષ્ય મારા જોવામાં આવ્યું નથી. આજે યક્ષરાજ મણિભદ્ર અમારા ઉપર પ્રસન્ન થાઓ.[૩૦] "

આ સાંભળીને દમયંતીએ તે સર્વ વ્યાપારીઓને તથા સાર્થવાહને પૂછ્યું કેઃ–'આ સંઘ કયાં જાય છે,તે મને કહો.'[૧૩૧]

સાર્થવાહ બોલ્યોઃ–" હે મનુષ્યપુત્રિ ! આ સંઘ લાભ મેળવવા માટે સત્ય દષ્ટિવાળા ચેદિરાજ સુબાહુના દેશમાં સત્વર જનારો છે.[૧૩૨]

**ઇતિ શ્રીમહા૦ વન૦ નલોપાખ્યાન પર્વમાં " દમયંતીસાર્થવાહસમાગમ " એ વિષયનો અધ્યાય ૬૪ મો સમાપ્ત**

# અધ્યાય ૬૫ મો

## દમયંતીનો ચેદિરાજને ત્યાં નિવાસ.

॥ बृहदश्व उवाच ॥

**सा तच्छुत्वाऽनवद्यांगी सार्थवाहवचस्तदा ॥**
**जगाम सह तेनैव सार्थेन पतिलालसा ॥१॥**

બૃહદશ્વે કહ્યુંઃ–નિર્દોષાંગી દમયંતી, તે સાર્થવાહનું વચન સાંભળીને પોતાના પતિને મળવાની ઉત્કંઠાથી તે વખતે તેજ સઘની સાથે ચાલી.[૧] આગળ જતાં જતાં ઘણે દિવસે તે વ્યાપારીઓએ મોટા દારુણ વનમાં ચોતરફ રમ્ય એવું એક પદ્મસૌગંધિક નામનું મોટું સરોવર દીઠું. તે રમણીય સરોવરની આજુબાજુએ પુષ્કળ ઘાસ તથા કાષ્ઠ, વૃદ્ધિ પામેલાં હતાં, તે સરોવર જાત જાતનાં પુષ્પો તથા ફળોથી યુક્ત હતું, અનેક પ્રકારનાં પક્ષીઓથી સેવાતું હતું અને નિર્મળ, સ્વાદિષ્ટ, મનોહર તથા અતિ શીતળ જળથી ભરેલું હતું. આ વખતે તે વ્યાપારીઓનાં વાહનો થાકી ગયાં હતાં, એટલે તેઓએ ત્યાં નિવાસ કરવાનો વિચાર કર્યો.[૨,૪] પછી તે મહાસંઘ, સાર્થવાહની સંમતિ લઇને, તે ઉત્તમ વનમાં દાખલ થયો અને સરોવરના પશ્ચિમ કિનારા ઉપર તેઓએ પડાવ નાખ્યો.[૫] પછી અર્ધરાત્રિનો સમય થયો, જે વખતે સર્વ થાકી ગયેલો :સંઘ સૂઇ ગયો હતો અને બધે સૂનસાન થઈ ગયું હતું, તે વખતે મદના ઝરણથી મલિન થયેલાં જળવાળી પર્વતની નદી ઉપર પાણી પીવામાટે એક હાથીનું ટોળું આવ્યું. તે હાથીઓએ તે વ્યાપારી સંઘને તથા સંઘમાં રહેલા પુષ્કળ હાથીઓને જોયા.[૬,૭] તે વખતે તે સર્વ મદોન્મત્ત વનના હાથીઓ, ગામના હાથીઓને જોઇને તેઓને મારવાની ઇચ્છાથી વેગવડે તેઓના તરફ દોડયા.[૮] આ સમયે પર્વત ઉપરથી છુટાં પડીને પૃથ્વી ઉપર પડતાં શિખરોનો વેગ જેમ દુઃસહ થઇ પડે, તેમ દોડી આવતા તે હાથીઓનો વેગ દુઃસહ થઇ પડયો.[૯] હાથીઓ દોડાદોડ કરવા લાગ્યા, તેથી તે વનના

માર્ગો નષ્ટ થઇ ગયા અને તળાવનો માર્ગ રૂંધીને જ્યાં સંઘનાં મનુષ્યો સૂતેલાં હતાં, તે જમીન ઉપર તરફડતાં મનુષ્યોને એકાએક હાથીઓએ કચરી નાખ્યાં. તે વખતે મદદની ઇચ્છાથી સંઘનાં કેટલાંક મનુષ્યો હાહાકાર કરવા લાગ્યાં,[૧૦,૧૧] ઘણાં મનુષ્યો નિદ્રાથી અંધધુંધ બનીને વનની ઝાડીઓ તરફ દોડવા લાગ્યાં; પરંતુ હાથીઓએ તેમાંના કેટલાએકને દાંતથી, કેટલાએકને સુંઢથી અને કેટલાએકને પગથી કચરીને મારી નાખ્યા.[૧૨] આ વખતે ઘણા ઉંટો તથા ઘોડાઓ મરણ પામ્યા અને પગે ચાલનારા લોકોની ભારે ભીડ થઈ પડી તથા ભયવડે દોડતા તેઓ પરસ્પર કચરાઈને મરણ પામ્યા.[૧૩] કેટલાએક ભયંકર ચીસો પાડતા પૃથ્વી ઉપર પડયા, ત્યારે કેટલાએક ઝાડ ઉપર ચઢીને ગભરાટને લીધે પાછા ઉંચીનીચી જમીનપર પડયા.[૧૪] હે રાજા! આ રીતે અનેક પ્રકારથી દુર્દૈવે, હાથીઓ પાસે હલ્લો કરાવીને તે સમૃદ્ધિમાન સર્વ વ્યાપારી સમૂહની પાયમાલી કરી નાખી.[૧૫] આ સમયે ત્યાં સંઘમાં ત્રણ લોકને ભય ઉત્પન્ન કરે તેવો અત્યંત મોટો શબ્દ થવા લાગ્યો કેઃ–"આ કષ્ટદાયક દાવાગ્નિ પ્રકટ થયો છે! અરે! દોડો, દોડો! હમણાં અમારૂં રક્ષણ કરો![૧૬] આ રત્નનો ઢગલો વેરાઇ જાય છે, તેને લઇ લ્યો, નાસો છો શું? આ તો સર્વનું સામાન્ય ધન છે, મારૂં કહેવું મિથ્યા નથી, તમે ભયભીત થઈ ગયા છો, પણ હું તમને ફરી કહું છું કે, તમે વિચાર કરો." આવું આવું બોલતા તેઓ તે વખતે ભયવડે નાસાનાસ કરવા લાગ્યા.[૧૭,૧૮]

આ પ્રમાણે ત્યાં ભયંકર મનુષ્યસંહાર ચાલી રહ્યો હતો, એટલામાં દમયંતી જાગી ઉઠી અને તે ભયને લીધે મનમાં ત્રાસ પામી ગઈ.[૧૯] કમળના જેવાં નેત્રવાળી તે બાળા સર્વ લોકને ભય ઉપજાવે તેવા અને પૂર્વે કોઇવાર ન જોયેલા તેવા ત્યાં ચાલતા સંહારને જોઇને ભયભીત બનીને ઉભી રહી. આ વખતે તેનો શ્વાસ રૂંધાઇ ગયો હતો અને મુખમાંથી વાણી પણ નીકળતી ન હતી. બીજી તરફ સંઘના જે કેટલાક લોકો જખમ થયાવિના હાથીઓના સપાટામાંથી બચી ગયા હતા,[૨૦,૨૧] તે બધા એકઠા મળીને કહેવા લાગ્યા કેઃ–"આ આપણને કોના કર્મનું ફળ મળ્યું હશે? ખરેખર, આપણે મહાયશસ્વી મણિભદ્રનું પૂજન કર્યું નહિ, તેમજ યક્ષોના અધિપતિ શ્રીમાન પ્રભુ કુબેરની પૂજા કરી નહિ અથવા વિઘ્નકર્તા દેવોની પ્રથમ પૂજા કરી નહિ તેથી આ કષ્ટ આવી પડયું હશે; અથવા ખરેખર આ વિપરીત ફળ શકુનોને લીધેજ આવ્યું હશે. આપણા ગ્રહો તો વિપરીત નથી ને? આ જૂદીજ જાતનું દુઃખ આપણાપર કયાંથી આવી પડયું હશે?" વળી ત્યાં જ્ઞાતિ અને દ્રવ્યવિનાના થવાથી દીન બનેલા બીજા કેટલાએક બોલ્યા કેઃ–"આ આજે ગાંડા જેવી દેખાતી, બેડોળ આકારવાળી જે સ્ત્રી, અમાનુષ રૂપ લઇને આપણા મહાસંઘમાં પેઠી છે, તેણેજ આ પરમ ભયંકર માયા પ્રથમથી નિર્માણ કરેલી છે.[૨૨,૨૬] માટે તે કાં તો ભયંકર રાક્ષસી, યક્ષિણી અથવા પિશાચિણીજ છે અને આ સર્વ પાપ તેનુંજ છે, એમાં સંશય કરવો નહિ.[૨૭] આપણે જો તે સંઘનો નાશ કરનારી અને અનેક દુઃખ આપનારી પાપિણીને જોઈએ તો તે સંઘને સંહારનારી કૃત્યાને ઢેફાંથી, ધૂળથી, ઘાસથી, કાષ્ઠથી અને મુક્કીઓથી અવશ્ય મારીએ." આવાં તેઓનાં દારુણ વચન સાંભળીને દમયંતી તો લજ્જિત તથા ભયભીત થઈ ગઇ અને તે ગભરાઇને જ્યાં અરણ્ય હતું, ત્યાં નાસી ગઇ. પછી તે પાપ પોતાનુંજ હશે, આવો સંશય લાવીને દમયંતી પોતાના સંબંધમાં વિલાપ કરવા લાગીઃ–[૩૦]"અહો, મારા ઉપર દૈવનો મહાદારુણ કોપ ઉતર્યો છે, તેથી તે મારૂં કુશળ થવા દેતો નથી. અરે, આ કયાં કર્મનું ફળ હશે?[૩૧] મેં કર્મ, મન અને વાણીવડે કોઇનું લેશપણ અશુભ કર્યું હોય એવું મને સાંભરતું નથી, ત્યારે આ કયાં કર્મનું ફળ હશે?[૩૨] ખરેખર, મારૂં જન્માંતરમાં કરેલું મહાપાપજ હમણાં આવી પડયું છે અને તેને લીધેજ પતિના રાજ્યનું અપહરણ, સ્વજનથીજ પરાજય, મારો પતિની સાથે વિયોગ, બાળકોથી છુટાં પડવું, અનાથ-

પણું અને અનેક હિંસક પશુઓથી સેવાતા વનમાં વાસ, આવી આવી અનિર્વાર્ય દુઃસહ આપત્તિને હું પ્રાપ્ત થઈ છું."હે રાજા! હવે બીજે દિવસ ઉગતાં મરતાં બાકી રહેલાં મનુષ્યો તે દેશમાંથી નીકળીને, સંહારને લીધે નાશ પામેલા પોતાના બંધુનો, પિતાનો, પુત્રનો અને મિત્રનો શોક કરવાલાગ્યા.[૩૩–૩૬]તેઓના ગયા પછી ત્યાં એકલી પડેલી વૈદર્ભી ફરી વિલાપ કરવા લાગી કેઃ–" મેં તે શું પાપ કર્યું હશે કે આ નિર્જન અરણ્યમાં મને જે જનસમૂહ મળ્યો હતો, તે પણ મારા મંદ ભાગ્યને લીધે હાથીનાં ટોળાંઓથી નાશ પામ્યો. આ ઉપરથી સમજાય છે કે, હજી પણ મારે લાંબા સમયસુધી દુઃખ ભોગવવાનું છે, એમાં સંશય નથી.[૩૭,૩૮]મેં વૃદ્ધોના ઉપદેશમાં સાંભળ્યું છે કે, ' સમય આવ્યાવિના કોઈ મરતું નથી ' તે ખરૂં છે અને તેથીજ હું દુઃખી છું, છતાં મને આજે હાથીનાં ટોળાંએ કચરી નાખી નહિ.[૩૯]જગતમાં મનુષ્યોને શુભાશુભ કંઈ પણ દૈવવિના મળતું નથી એ વાત ખરી છે; પરંતુ મેં તો બાલભાવમાં પણ કર્મથી, મનથી અથવા વાણીથી લગાર પણ પાપી કર્મ કર્યું નથી, કે જેને લીધે મને આવું દુઃખ પ્રાપ્ત થાય. મને લાગે છે કે, સ્વયંવરને માટે લોકપાલો આવ્યા હતા, પણ મેં નળને માટે તે દેવતાઓનો અનાદર કર્યો હતો ! ખરેખર તેઓના પ્રભાવથીજ હું પતિનો વિયોગ પામી છું."[૪૦–૪૨]

હે રાજસિંહ ! દુઃખથી પીડાયલી તથા શરદઋતુની ચંદ્રકળાના જેવી ઉજ્જવલ અને કૃશ જણાતી પતિવ્રતા સુંદરી દમયંતી, આવું આવું કહીને વિલાપ કરી, તે વખતે સંઘમાંના મરતાં બાકી રહેલા વેદપારંગત બ્રાહ્મણોની સાથે સાથે જવા લાગી.[૪૩,૪૪] જતાં જતાં થોડાજ સમયમાં સાયંકાળે તે બાળા સત્યનિષ્ઠાવાળા ચેદિરાજ સુબાહુના મોટા નગર આગળ જઇ પહોંચી.[૪૫] પછી અર્ધા વસ્ત્રથી ઢંકાયલી દમયંતીએ તે ઉત્તમ[૪૬] નગરમાં પ્રવેશ કર્યો. તે વખતે વિહ્વળ, કૃશ તથા દીન બનેલી, કેશવાળી, વીખરાઇને છુટા પડેલા કેશવાળી મલિન થઈ ગયેલા શરીરવાળી તથા ગાંડીની પેઠે ચાલતી તે દમયંતીને નગરવાસીજનોએ દીઠી; અને ચેદિરાજ સુબાહુની નગરીમાં પ્રવેશ કરતી તેને જોઇને, ગ્રામવાસીઓના બાળકપુત્રો કુતૂહલથી તેની પાછળ પાછળ ચાલવા લાગ્યા. આ રીતે બાળકોથી વીંટાયલી દમયંતી રાજમહેલની પાસે આવી પહોંચી.[૪૮] તે વખતે રાજમહેલના ઝરૂખામાં બેઠેલી રાજમાતાએ લોકોથી વીંટાયલી દમયંતીને જોઇ અને તેણે ધાવને કહ્યું કેઃ–" તું જા અને એને મારી પાસે લઈ આવ. એ બાળા દુઃખી થયેલી અને શરણની ઇચ્છા કરતી જણાય છે; છતાં લોકો એને પજવે છે. મારૂં ઘર દીપાવે તેવું એનું રૂપ હું જોઉં છું.[૪૯,૫૦] એ ઉન્મત્તના જેવા વેષવાળીકલ્યાણી,વિશાળનેત્રવાળી લક્ષ્મીના જેવી જણાય છે." આવું કહીને તેણે લોકોને દૂર કરાવી દમયંતીને ઉત્તમ મહેલની અગાસીમાં બોલાવી તથા હે રાજા! આશ્ચર્ય પામીને તેને પૂછવા લાગી કેઃ–" તું આ પ્રમાણે દુઃખથી વ્યાપ્ત છે, છતાં મહાતેજસ્વી દેહને ધારણ કરે છે અને તેથી વાદળાંમાં ચમકતી વિજળીના જેવી જણાય છે; માટે તું કોણ છે ? અને કોની છે? તે મને કહે. તારૂં રૂપ અલંકારોવિના પણ મનુષ્યોમાં ન હોય તેવું છે.[૫૧–૫૩]હે દેવના જેવી કાંતિવાળી ! તારીસાથે સહાયમાં કોઈ નથી, છતાં તને પુરુષોની બીક લાગતી નથી ?"

આવાં રાજમાતાનાં વચન સાંભળીને ભીમરાજાની પુત્રી દમયંતી બોલી કેઃ–[૫૪]" હું એક મનુષ્યજાતિની સ્ત્રી છું, મારા પતિને અનુસરૂં છું, અંતઃપુરમાં ફરૂં છું, સારા કુળમાં જન્મી છું, દાસીનું કામ કરૂં છું, ઇચ્છામાં આવે ત્યાં વસું છું, ફળમૂળનું ભક્ષણ કરૂં છું, એકલી છું અને જ્યાં સાંજ પડે ત્યાંજ વિશ્રામ કરૂં છું, એમ તમે જાણો. મારો પતિ અસંખ્ય ગુણવાળો છે અને તે નિરંતર મને અનુકૂળ રહે છે.[૫૫,૫૬] હું પણ તેની ભક્ત છું અને માર્ગમાં અનુસરનારી છાયાની પેઠે તે વીર પતિને અનુસરૂં છું. દૈવયોગથી તે મારા પતિને દ્યૂત રમવા-

નો એક દુઃસહ પ્રસંગ આવ્યો ૫૮ અને દ્યૂતમાં હારી જતાં તે એકલાજ વનમાં ચાલ્યા ગયા. એકજવસ્ત્રજેણે પહેરેલું છેઅને ગાંડાનીપેઠેવિહ્વળ બનેલા તે મારા* વીર પતિને આશ્વાસન આપતી હું પણ તેની પાછળ વનમાં નીકળી. એક વખતે વનમાં ક્ષુધાથી વ્યાપ્ત થઈને ખિન્ન બનેલા તે વીરે, કોઇએક કારણને લીધે તે એક વસ્ત્ર પણ ત્યજી દીધું. તે વખતે નગ્ન થયેલા અને ગાંડાની પેઠે બેભાન બનેલા તે પતિની પાછળ પાછળ એક વસ્ત્રવાળી હું ફરવા લાગી અને ઘણી રાત્રિઓસુધી ઉંઘી નહિ. આ રીતે ઘણો સમય ગયા પછી એક વખતે મને ઉંઘ આવી અને હું સૂતેલી હતી તે વખતે મારા વસ્ત્રમાંથી અર્ધું વસ્ત્ર ફાડી લઇને મને નિરપરાધીને ત્યજી દઇ તેઓ વનમાં ચાલ્યા ગયા. તે પતિની શોધ કરતી હું રાત્રિદિવસ બળ્યા કરૂં છું.૫૯-૬૨ કમળનાગર્ભ જેવી કાંતિવાળા, દેવસમાન તે પ્રાણેશ્વર પ્રિય પ્રભુને ન જોવાથી મને હૃદયમાં સુખ થતું નથી."

આ પ્રમાણે અશ્રુથી ભરપૂર નેત્રવાળી દમયંતી બહુ વિલાપ કરવા લાગી,ત્યારે તે જોઇને દુઃખી થયેલી રાજમાતાએ પોતે દીન વાણીવાળી દમયંતીને કહ્યું કેઃ-૬૪"હે કલ્યાણિ ! તું મારી પાસે રહે. મારી તારા ઉપર બહુ પ્રીતિ છે. હે ભદ્રે ! મારા સેવકો તારા પતિની શોધ કરશે૬૫ અથવા તે આમતેમ ભટકતા ભટકતા પોતેજ અહીં આવી ચઢશે, માટે હે કલ્યાણિ ! તું અહીંજ નિવાસ કરીને તારા પતિને પામીશ."૬૬ આવાં રાજમાતાનાં વચન સાભળીને દમયંતીએ કહ્યું કેઃ-" હે વીરમાતા ! હું તમારી પાસે શરતથી રહેવા તૈયાર છું.૬૭ તે શરતો-હું ઉચ્છિષ્ટ ખાઈશ નહિ, કોઈના પગ ધોઈશ નહિ, કોઇ પણ પ્રસંગમાં હું અન્ય પુરુષોસાથે ભાષણ કરીશ નહિ;૬૮ છતાં જો કોઇ પુરુષ મારી માગણી કરે તો તે પુરુષને તમારે શિક્ષા કરવી જોઇએ અને જો કોઈ વારંવાર તેવી માગણી કરે તો તે મૂર્ખનો તમારે વધ કરવો જોઈએ, આવું મેં વ્રત લીધેલું છે;૬૯ પરંતુ હું પતિની શોધને માટે બ્રાહ્મણોને મળીશ. આ શરતો જો તમને કબૂલ હોય તો હું તમારી પાસે રહીશ, એમાં સંશય નથી;૭૦ પણ આથી ઉલટી રીતે કયાંય નિવાસ કરવામાં મારૂં મન ખુશી નથી."

આ સાંભળીને પ્રસન્ન મનથી રાજમાતાએ તેને કહ્યું કેઃ-૭૧"હું એ પ્રમાણે સઘળું કરીશ; તારૂં એ પ્રકારનું વ્રત છે, એ ઘણી સારી વાત છે." હે ભરતવંશી રાજા ! આ પ્રમાણે દમયંતીને કહ્યા પછી રાજમાતાએ પોતાની પુત્રી સુનંદાને કહ્યું કે, "હે સુનંદે ! આ દેવના જેવા રૂપવાળી સૈરંધ્રી× છે, એમ તું સમજ.૭૨,૭૩ આ વયમાં તારા જેવડી છે એટલે એ તારી સખી થાઓ અને એની સાથે તું હમેશાં પ્રસન્ન મનથી આનંદ કર."૭૪ આ સાંભળીને બહુ પ્રસન્ન થયેલી સુનંદા દમયંતીને સાથે લઈ, સખીઓથી વીંટાઈને પોતાના નિવાસમંદિરમાં આવી.૭૫ ત્યાં સારો આદરસત્કાર થવાથી દમયંતી આનંદ પામી અને ઇચ્છાપ્રમાણે સઘળું અનુકૂળ પડવાથી ઉદ્વેગરહિત થઇને રહેવા લાગી.૭૬

**ઇતિ શ્રીમહા૦ વન૦ નલોપાખ્યાન પર્વમાં "દમયંતીનો ચેદીરાજને ત્યાં નિવાસ" એ વિષયનો અધ્યાય ૬૫ મો સમાપ્ત.**

## અધ્યાય ૬૬ મો

### નળ અને કર્કોટકનો સંવાદ

**॥ बृहदश्व उवाच ॥**

**उत्सृज्य दमयंतीं तु नलोराजा विशांपते ॥**
**ददर्श दावं दह्यंतं महांतं गहने वने ॥१॥**

બૃહદશ્વે કહ્યુંઃ-"હે યુધિષ્ઠિર રાજા ! આ તરફ દમયંતીને છોડીને નીકળેલા નળરાજાએ ગીચ વનમાં મોટો દાવાગ્નિ સળગેલો જોયો૧ અને તેણે તે દાવાગ્નિની વચ્ચે 'ઓ નળ ! ઓ પવિત્ર કીર્તિવાળા ! તું દોડ.' આવો કોઈએક પ્રા-

× **चतुःषष्टिकलाभिज्ञा शीलरूपादिसेविनी । प्रसाधनोपचारज्ञा सैरंध्री परिकीर्तिता ॥**
ચોસઠ કળામાં કુશળ, સદાચાર તથા સ્વરૂપથી સંપન્ન અને શરીર શણગારવાની ક્રિયાને જાણનારી જે સ્ત્રી, તે સૈરંધ્રી કહેવાય છે.

ણીનો વારંવાર ઉંચો શબ્દ સાંભળ્યો.[૨] તેની સાથેજ 'તું બીશ નહિ' આમ કહીને નળરાજાએ તે અગ્નિની વચ્ચે પ્રવેશ કર્યો અને ત્યાં ગુંછળું વળીને સૂતેલા નાગરાજને દીઠો.[૩] નળને જોતાંજ તે નાગે હાથ જોડીને ધ્રૂજતાં ધ્રૂજતાં નળને કહ્યું કેઃ–" હે રાજા ! હું કર્કોટક નામનો નાગ છું, એમ તું સમજ.[૪] હે પ્રજાપતિ ! મેં મહાતપસ્વી મહર્ષિ નારદને ઠગ્યા હતા, તેથી તેમણે ક્રોધાધીન થઇને મને શાપ આપ્યો છે કે,[૫] "જ્યાંસુધી નળરાજા તને અહીંથી ઉપાડીને બીજે ઠેકાણે લઇ જાય નહિ, ત્યાંસુધી તું અહીં સ્થાવરની પેઠે પડી રહે અને તે લઇ જશે એટલે તું મારા શાપથી મુક્ત થઇશ.'[૬] આવા નારદના શાપને લીધે હું અહીંથી એક પગલું પણ ચાલવાને સમર્થ નથી, માટે તું મારૂં રક્ષણ કર એટલે હું તને તારા હિતની વાત કહીશ.[૭] વળી હું તારો મિત્ર થઈશ. મારા જેવો બીજો કોઇ નાગ નથી. હવે હું તારેમાટે હલકો થઇ જાઉં છું, એટલે તું મને ઉપાડીને અહીંથી ઝટ બહાર નીકળ."[૮]

આ પ્રમાણે નળને કહીને તે નાગેંદ્ર એક અંગુઠા જેટલો થઇ ગયો, એટલે તેને ઉપાડીને નળરાજા ત્યાંથી જ્યાં દાવાગ્નિ ન હતો તે સ્થાનમાં ગયો.[૯] અગ્નિવિનાના ખુલ્લા પ્રદેશમાં આવ્યા પછી નળરાજાએ, તે નાગને મૂકી દેવાની ઈચ્છા કરી, એટલામાં ફરી કર્કોટક નાગ બોલ્યો કેઃ–[૧૦] " હે નિષધરાજ ! તું તારાં કેટલાંક પગલાં ગણતો ગણતો ચાલ, તેટલામાં હે મહાબાહુ ! હું તારૂં પરમ કલ્યાણ કરીશ."[૧૧] આ સાંભળીને નળરાજા એક, બે, ત્રણ એમ પોતાનાં પગલાં ગણવા લાગ્યો અને દશમે પગલે 'દશ'*એમ બોલ્યો કે કર્કોટકે તેને દંશ કર્યો અને દંશ થતાંજ નળનું તે પ્રથમનું રૂપ તુરત અદૃશ્ય થઇ ગયું.[૧૨] તે વખતે પોતાનું બદલાઈ ગયેલું રૂપ જોઇને નળરાજા આશ્ચર્યચકિત થઇને ઉભો રહ્યો, એટલામાં તેણે નાગને તેના ખરા રૂપમાં જોયો.[૧૩] તે પછી કર્કોટક નાગ સાંત્વન કરતો કરતો નળને કહેવા લાગ્યો કેઃ–'તને કોઇ મનુષ્ય ઓળખે નહિ એટલામાટે મેં તારૂં ખરૂં રૂપ અદૃશ્ય કર્યું છે.[૧૪] વળી હે નળ ! તું જેને લીધે ઠગાઇને મહાદુઃખી દશામાં આવી પડયો છે, તે કલિ તારા દેહમાં રહેલા મારા ઝેરને લીધે બહુ કષ્ટ ભોગવતો નિવાસ કરશે;[૧૫] અને હે મહારાજ ! જ્યાંસુધી તે તને છોડશે નહિ, ત્યાંસુધી તે ઝેરથી વ્યાપ્ત થયેલાં અંગોને લીધે તારામાં દુઃખી થઇને વસી શકશે. હે રાજા ! અપરાધવિનાના અને આવી સ્થિતિને માટે અયોગ્ય એવા તને તેણે ઠગ્યો છે, માટે ક્રોધથી ઇર્ષ્યા લાવીને મેં, તેનાથી તારી રક્ષા કરી છે.[૧૭] હે નરવ્યાઘ્ર રાજા ! હવે તને ડાઢવાળાં પ્રાણીઓથી, શત્રુઓથી અને બ્રહ્મવેત્તાઓથી પણ મારી કૃપાને લીધે ભય થશે નહિ.[૧૮] વળી હે રાજા ! તને આ ઝેરની પીડા થશે નહિ અને હે રાજેન્દ્ર ! તું સંગ્રામમાં પણ નિરંતર વિજય પામીશ.[૧૯] હે રાજા ! હવે તું અહીંથી આજે રમણીય અયોધ્યા નગરીમાં ઋતુપર્ણ રાજાની આગળ જા અને તેને કહે કે, 'હું બાહુક નામનો સારથિ છું.' હે નિષધેશ્વર ! તે રાજા પાસાની વિદ્યામાં બહુ કુશળ છે, એટલે તે તને અશ્વવિદ્યાના બદલામાં દ્યૂતવિદ્યાનું રહસ્ય શીખવશે;[૨૧] અને તે ઇક્ષ્વાકુના વંશમાં જન્મેલો વૈભવશાળી રાજા તારો મિત્ર પણ થશે. જ્યારે તું દ્યૂતવિદ્યામાં કુશળ થઇશ ત્યારે તારૂં કલ્યાણ થશે,[૨૨] તને તારી પ્રિયાનો સમાગમ થશે, રાજ્ય મળશે અને બન્ને બાળકોનો પણ મેળાપ થશે. આ હું તને

*દશ–દશની સંખ્યા અને દંશ કર એવા બે અર્થ થાય છે.

×નળરાજાના શરીરમાં કલિએ પ્રવેશ કર્યો હતો, તેથી તેને દુઃખી કરવા કર્કોટક નાગ નળને કરડયો. આ ઉપરથી જે કોઇ જેના શરીરમાં પ્રવેશ કરે, તે તેના શરીરને પ્રાપ્ત થતાં સુખ તથા દુઃખને ભોગવે છે, એમ સમજાય છે; અને એ ભૂતના આવેશ વગેરેમાં પ્રત્યક્ષ થાય છે. વળી કલિને કર્કોટકે જે દુઃખ દીધું, તે દમયંતીએ પૂર્વે જે શાપ આપ્યો હતો, તેનું ફળ કલિને મળ્યું એમ સમજવું.

સત્ય કહું છું, માટે તું હવે મનમાં શોક કરીશ નહિ.[23] વળી હે રાજા! તને જ્યારે પોતાનું રૂપ જોવાની ઇચ્છા થાય, ત્યારે તું આ વસ્ત્ર પહેરીને મારૂં સ્મરણ કરજે, એટલે આ વસ્ત્રથી ઢંકાતાંજ તને તારૂં સ્વરૂપ પ્રાપ્ત થશે."

આ પ્રમાણે કહીને કર્કોટકે તે વખતે નળને બે દિવ્ય વસ્ત્રો આપ્યાં.[24,25] હે કૌરવરાજ! આ રીતે નળને ઉપદેશ આપીને તથા દિવ્ય વસ્ત્રો આપીને પછી નાગરાજ કર્કોટક ત્યાંજ અંતર્ધાન થઈ ગયો.[26]

ઇતિ શ્રીમહા૦ વન૦ નલોપાખ્યાન પર્વમાં "નળ અને કર્કોટકનો સંવાદ" એ વિષયનો અધ્યાય ૬૬ મો સમાપ્ત.

## અધ્યાય ૬૭ મો

### નળરાજાનો ગુપ્તવાસ અને વિલાપ

॥ बृहदश्व उवाच ॥

तस्मिन्नंतर्हिते नागे प्रययौ नैषधो नलः ॥
ऋतुपर्णस्य नगरं प्राविशद्दशमेऽहानि ॥१॥

બૃહદશ્વે કહ્યું:-કર્કોટક નાગ અંતર્ધાન થઈ ગયા પછી નૈષધરાજ નળ ત્યાંથી નીકળ્યો અને દશમે દિવસે તેણે ઋતુપર્ણના નગરમાં પ્રવેશ કર્યો.[1] પછી તે રાજાની પાસે જઇને બોલ્યો કે:-"હું બાહુક નામનો સારથિ છું, પૃથ્વીમાં ઘોડાઓ હાંકવાના કામમાં મારાસમાન બીજો કોઇ નથી.[2] દ્રવ્યસંબંધી વિકટ પ્રસંગમાં અને બુદ્ધિચાતુર્યના કાર્યમાં મારી સલાહ પૂછવા યોગ્ય છે. હું રસોઈનું કામ પણ બીજાઓ કરતાં સારી રીતે જાણું છું. વળી આ લોકમાં જેટલી કારીગીરી અને બીજાં કઠિન કામો હશે, તે સઘળાં કરવામાટે પણ હું યત્ન કરીશ; માટે હે ઋતુપર્ણ! તમે મારૂં પોષણ કરો."[3,4]

ઋતુપર્ણ બોલ્યો:-"હે બાહુક! તારૂં કલ્યાણ થાઓ.તું મારે ત્યાં નિવાસ કર અને આ સર્વ કાર્યો કરજે.ખાસકરીને વાહન ઉતાવળી ગતિ કરે, એ સંબંધમાં મારી બુદ્ધિ નિત્ય ઉત્સુક રહે છે;[5] માટે તું એવો ઉપાય કર,કે જે રીતે મારી ઘોડાઓ ઉતાવળી ચાલવાળા થાય. હું તને મારી અશ્વશાળાનો ઉપરી નિમું છું,તને દર મહિને દશહજાર રૂપીઆ પગાર મળશે[6] અને વાર્ષ્ણેય તથા જીવલ નામના આ બન્ને સારથિ નિત્ય તારી સેવામાં તત્પર રહેશે. હે બાહુક! તું મારે ત્યાં રહે અને એ બન્નેની સાથે આનંદ કર."[7]

બૃહદશ્વે કહ્યું:-આ પ્રમાણે ઋતુપર્ણ રાજાએ કહ્યું, ત્યારે નળ તેનાથી સન્માન પામીને વાર્ષ્ણેય અને જીવલની સાથે ઋતુપર્ણના નગરમાં રહ્યો.[8] નળરાજા ત્યાં રહ્યો પણ તેને દમયંતીનું નિત્ય સ્મરણ થયા કરતું હતું અને તે પ્રત્યેક સાયંકાળે હમેશાં આ એક શ્લોક બોલતો હતો.[9] "ક્ષુધા તથા તૃષાથી પીડાયલી તે બિચારી શ્રમિત થઇને ક્યાં સૂતી હશે? અને તે મૂર્ખનું સ્મરણ કરતી કરતી આજે આજીવિકામાટે કોની પાસે જશે?" આ પ્રમાણે નિત્ય શ્લોક બોલતા નળરાજાને એક રાત્રીએ જીવલે પૂછ્યું કે:-"હે બાહુક! તું એ કયી સ્ત્રીનો નિત્ય શોક કરે છે,તે હું સાંભળવાની ઇચ્છા કરૂં છું.[11] હે આયુષ્મન! જેનો તું આ રીતે શોક કરે છે, તે કોની સ્ત્રી છે?"

આ સાંભળીને નળરાજાએ ઉત્તર આપ્યો કે:-"તે એક મંદ બુદ્ધિવાળા પુરુષની બહુ માનીતી સ્ત્રી હતી.તે પુરુષનું વચન શિથિલ છે,તે મૂર્ખ કોઈએક કારણને લીધે તેનાથી વિખૂટો પડ્યો છે;[13] અને તેનાથી વિખૂટો પડી તે મંદ બુદ્ધિવાળો દુઃખથી પીડાઇને ભટકતો ફરે છે. તે પુરુષ રાત્રિદિવસ શોકથી નિદ્રારહિત થઇને બળ્યા કરે છે[14] અને તે સ્ત્રીનું સ્મરણ કરીને રાત્રિસમયે એક શ્લોક ગાય છે.આ રીતે આખી પૃથ્વીમાં ભટકતાં ભટકતાં તે પુરુષને કોઈ એક સ્થાન મળતાં તે ત્યાં રહે છે. જોકે તે તેવી રીતે રહેવામાટે લાયક નથી, તોપણ પોતાના દુઃખનું વારંવાર સ્મરણ કરતો પોતાનો સમય ગાળે છે. પેલી સ્ત્રી તો કષ્ટદશામાં પણ તે પુરુષની પાછળ પાછળ વનમાં નીકળી હતી;[16] પણ અલ્પ પુણ્યવાળા તે પુરુષે તેને ત્યજી દીધી છે. જો તે સ્ત્રી જીવતી હશે તો મહાકષ્ટથી દિવસ ગુજારતી હશે. તે સ્ત્રી એકલી છે, નાની વયની છે,

માર્ગોથી અજાણી છે અને તેવાં કષ્ટોને માટે અયોગ્ય છે;[૧૭] એટલે ભૂખ તથા તરસથી વ્યાપ્ત થયેલાં અંગોવાળી તે સ્ત્રી જો જીવતી હશે તો મહાકષ્ટથી રહી હશે; કારણ કે હે આર્ય! તે મંદ બુદ્ધિવાળા હીનભાગી પુરુષે તે સ્ત્રીને નિત્ય હિંસક પ્રાણીઓથી વસાયલા મહાદારુણ વનમાં ત્યજી દીધી છે." આ પ્રમાણે નળરાજા નિત્ય દમયંતીનું સ્મરણ કરતો કરતો ઋતુપર્ણ રાજાને ઘેર કોઇ ન ઓળખે તેમ રહેતો હતો.[૧૮,૧૯]

ઇતિ શ્રીમહા૦ વન૦ નલોપાખ્યાન પર્વમાં "નળનો વિલાપ" એ વિષયનો અધ્યાય ૬૭ મો સમાપ્ત.

## અધ્યાય ૬૮ મો

### નળ તથા દમયંતીની શોધ

**॥ बृहदश्व उवाच ॥**

**हृतराज्ये नले भीमः सभार्ये प्रेष्यतां गते॥**
**द्विजान्प्रस्थापयामास नलदर्शनकांक्षया॥१॥**

બૃહદશ્વે કહ્યું:-"આ પ્રમાણે હરાઇ ગયેલા રાજ્યવાળો નળરાજા તથા તેની ભાર્યા એ બન્ને બીજાને ત્યાં દાસ થઇને રહ્યાં. તે પછી ભીમરાજાએ નળની શોધ કરવામાટે બ્રાહ્મણોને મોકલ્યા.[૧] તેઓને પુષ્કળ ધન આપીને ભીમરાજાએ કહ્યું કે:-"તમે નળને તથા મારી પુત્રી દમયંતીને શોધી કાઢો.[૨] આ કાર્ય સિદ્ધ થતાં અને નળરાજાની ભાળ લાગતાં તમારામાંથી જે કોઇ તે બન્નેને લઇ આવશે, તેને હું હજાર ગાયો આપીશ.[૩] ×અગ્રહારો આપીશ અને નગરના જેવું ગામ આપીશ. જો તમે દમયંતીને અથવા નળને અહીં લાવી શકો નહિ અને માત્ર તેની ખરી શોધ લાવશો, તોપણ હું તમને એક હજાર ગાયો આપીશ."

આ પ્રમાણે ભીમરાજાએ કહ્યું એટલે તે બ્રાહ્મણો ખુશી થઇને ત્યાંથી સર્વ દિશાઓમાં શોધ કરવા નીકળી પડયા.[૪,૫] તેઓ નગરોમાં અને દેશોમાં નળની અને દમયંતીની શોધ કરવા લાગ્યા, પણ તેઓએ નળને અથવા ભીમપુત્રીને કયાંય જોયાં નહિ.[૬] તે પછી સુદેવ નામનો એક બ્રાહ્મણ શોધતો શોધતો રમણીય ચેદિપુરમાં જઈ પહોંચ્યો અને ત્યાં તેણે રાજમંદિરમાં દમયંતીને દીઠી.[૭] તે રાજાનાં પુણ્યાહવાચન કર્મમાં સુનંદાની સાથે ઉભી હતી. તે વખતે, ધૂમાડાના સમૂહથી ઢંકાયલી અગ્નિની કાંતિની પેઠે દમયંતીનું અનુપમ રૂપ પણ માંડ માંડ ઓળખાતું હતું. અતિશય મલિન દેહવાળી અને કૃશ થઇ ગયેલી તે વિશાળ નેત્રવાળીને જોઇને સુદેવે ચિન્હ વગેરે અનેક કારણોથી આ વૈદર્ભી છે, એવો તર્ક કર્યો.[૮,૯]

સુદેવ પોતાના મનમાં બોલ્યો:-"જેવી મેં આને પૂર્વે જોઈ હતી, તેવાજ રૂપવાળી આ સ્ત્રી છે. લોકપ્રિય લક્ષ્મીની પેઠે આને જોઇને હું આજે કૃતાર્થ થયો છું.[૧૦] આ શ્યામા* પૂર્ણચંદ્રના જેવા મુખવાળી છે, એનાં સ્તન મનોહર અને ગોળ છે, એ દેવી પોતાની કાંતિવડે સર્વ દિશાઓને પ્રકાશમાન કરે છે,[૧૧] એનાં નેત્રો સુંદર કમળના જેવાં રમણીય તથા વિશાળ છે, એ કામદેવની સ્ત્રી રતીના જેવી રૂપાળી છે અને પૂર્ણચંદ્રની પ્રભાની પેઠે એ સર્વ લોકને પ્રિય છે.[૧૨] પ્રારબ્ધના દોષને લીધે વિદર્ભ દેશરૂપી સરોવરમાંથી ઉખેડી કાઢેલી મલિન અંગવાળી

× બ્રાહ્મણોના નિર્વાહને માટે રાજધનમાંથી જે ક્ષેત્રાદિક ધન જૂદું કાઢવામાં આવે તે.

* **श्यामा षोडश वार्षिकी** જે સ્ત્રીના શરીરનો બાંધો હમેશાં સોળ વર્ષની સ્ત્રીના જેવો રહે તે **श्यामा** કહેવાય છે. વળી **शीते सुखोष्णसर्वांगी ग्रीष्मे च सुखशीतला ॥ तप्तकांचन वर्णाभा सा स्त्री श्यामेति कथ्यते॥** જે સ્ત્રીના સર્વ અવયવો શીતકાલમાં સુખરૂપ લાગે તેટલા ઉષ્ણ હોય અને ઉષ્ણકાળમાં સુખરૂપ લાગે તેટલા શીતલ હોય તથા જેની કાંતિ તપાવેલા સુવર્ણના જેવી હોય તે સ્ત્રી શ્યામા કહેવાય છે. બીજો એક એવો પણ શ્લોક છે કે:-**शीते चैवोष्मला नित्यं ग्रीष्मे चातीव शीतला । मध्यः क्षीणस्तु यस्यास्तु सा श्यामेत्यभिधीयते ॥**

આ, સરોવરમાંથી ઉખેડી કાઢેલા કાદવથી ખરડાયલી કમલિનીના જેવી દેખાય છે.[૧૩] પતિના શોકવડે આકુળ તથા દીન થયેલી આ, રાહુએ જેમાં ચંદ્રનો ગ્રાસ કર્યો હોય એવી પૂર્ણમાની રાત્રિ જેવી અથવા સૂકાયલા પ્રવાહવાળી નદીના જેવી જણાય છે. [૧૪] હાથીની સુંઢવડે ફેંદાવાથી જેનાં કમળપત્ર અને કમળો છુંદાઇ ગયેલાં હોય તથા જેનાં તીર ઉપર બેસનારાં પક્ષીઓ ત્રાસી ગયેલાં હોય એવી આકુળ વ્યાકુળ થયેલી તળાવડીના જેવી આ દેખાય છે.[૧૫] એ જાતે સુકુમાર છે, એનાં અંગો ખોડખાંપણવિનાનાં છે અને એ રત્નજડિત મંદિરમાં રહેવા યોગ્ય છે; છતાં હમણાં સરોવરમાંથી બહાર કાઢી નાખેલી અને સૂર્યના તાપથી બળતી,સુંદર તથા સુકુમાર કમલિનીના જેવી એની સ્થિતિ જણાય છે.[૧૬] સ્વરૂપ, ઉદારતા તથા ગુણવડે સંપન્ન અને અલંકાર ધારણ કરવામાટે યોગ્ય છતાં અલંકારવિનાની આ દમયંતી, આકાશમાં શ્યામ વાદળોથી વીંટાયલી નૂતન ચંદ્રકળાના જેવી દેખાય છે.[૧૭] અહો, આ દમયંતી પ્રિય અને ઇચ્છીત વૈભવોથી રહિત છે અને બંધુજનોથી વિખૂટી પડેલી છે, છતાં એ પોતાના પતિનાં દર્શનની આકાંક્ષાથી પોતાના ક્ષીણ દેહને ધારણ કરી રહી છે.[૧૮] સ્ત્રીઓને આભૂષણોવિના પણ પતિ એજ શ્રેષ્ઠ આભૂષણ ગણાય છે. આ દમયંતી તે પતિરૂપી આભૂષણથી રહિત છે, તેથી રૂપાળી છે તોપણ રૂપાળી દેખાતી નથી.[૧૯] આ દમયંતીથી વિખૂટો પડેલો નળરાજા, શોકથી ક્ષીણ થતો નથી અને પોતાના દેહને ટકાવી રહ્યો છે, તે ઘણું કઠિન કામ કરે છે.[૨૦]અરે, કેશના શ્યામ છેડાવાળી અને કમળના જેવાં વિશાળ નેત્રવાળી આ સ્ત્રી, સુખ ભોગવવામાટે યોગ્ય છે, છતાં એને દુઃખી જોઇને મારા મનમાં પણ દુઃખ થાય છે.[૨૧]આ સુંદરી સતી, રોહિણી જેમ ચંદ્રના સમાગમથી ( દુઃખના પારને પામે) તેમ પતિના સમાગમથી કયારે દુઃખના પારને પામશે ? ખરેખર, જેમ રાજ્યથી ભ્રષ્ટ થયેલા રાજાને ફરી પૃથ્વીનું રાજ્ય મળતાં આનંદ થાય, તેમજ આ સ્ત્રીનો ફરી લાભ થવાથી નળરાજા આનંદ પામશે.[૨૩] શીલ, વય અને કુળમાં નળના સમાન દમયંતી નળને માટે યોગ્ય છે; અને નળ શ્યામ નેત્રવાળી દમયંતીને માટે યોગ્ય છે.[૨૪] તે અમાપ ગુણવાળા, વીર્યવાન અને ધૈર્યવાન નળરાજાની પતિદર્શનની લાલસાવાળી ભાર્યાને મારે ધીરજ આપવી એ ઉચિત છે;[૨૫] માટે પૂર્ણચંદ્રના જેવા મુખવાળી, પૂર્વે કોઈવાર જેણે દુઃખ જોયેલું નહિ, છતાં હમણાં દુઃખ પડવાથી દુઃખી થયેલી તથા ધ્યાનમાં તત્પર રહેતી આ દમયંતીને હું ધીરજ આપું."[૨૬]

બૃહદશ્વે કહ્યું:–આ પ્રમાણે જૂદાં જૂદાં કારણોથી તથા લક્ષણોથી દમયંતીના સંબંધમાં વિચાર કરીને પછી સુદેવ બ્રાહ્મણ દમયંતીની પાસે જઇને બોલ્યોઃ–[૨૭]" હે વૈદર્ભિ ! હું તારા ભાઇનો વહાલો મિત્ર સુદેવ છું અને ભીમરાજાનાં વચનથી તારી શોધ કરવા અહીં આવ્યો છું.[૨૮] હે રાણી! તારા પિતા, માતા તથા ભાઈઓ કુશળ છે અને ત્યાં રહેલાં તારાં આયુષ્માન બન્ને બાળકો પણ કુશળ છે.[૨૯] તારેમાટે તારા બંધુવર્ગો મરણતોલ થઈ રહ્યા છે અને તારી શોધને માટે સેંકડો બ્રાહ્મણો પૃથ્વી ઉપર ભટકે છે."[૩૦]

બૃહદશ્વે કહ્યું:–હે યુધિષ્ઠિર ! આ પ્રમાણે કહેતા સુદેવને દમયંતીએ ઓળખ્યો અને તેણે તેને પોતાના સર્વ સંબંધીઓની અનુક્રમે ખબર પૂછી.[૩૧] પછી હે રાજા ! શોકવડે સૂકાઈ ગયેલી દમયંતી, પોતાના ભાઈના ઇષ્ટમિત્ર સુદેવ બ્રાહ્મણને એકાએક જોઇને બહુ રડવા લાગી.[૩૨] હે ભરતવંશી રાજા ! આ પ્રમાણે રુદન કરતી અને સુદેવની સાથે એકાંતમાં વાતચીત કરતી દમયંતીને જોઇને સુનંદા શોકાતુર થઈ ગઈ;[૩૩] અને તેણે પોતાની માતાને કહ્યું કેઃ– "સૈરંધ્રી, બ્રાહ્મણને મળીને બહુ રડે છે, માટે જો તારી ઈચ્છા હોય તો તું તેની તપાસ કર."[૩૪]

આ સાંભળીને ચેદિદેશના રાજાની માતા તે

વખતે અંતઃપુરમાંથી નીકળી અને જ્યાં બાળા દમયંતી બ્રાહ્મણની સાથે વાત કરતી હતી, ત્યાં આવી.[૩૫] તે પછી હે રાજા ! રાજમાતાએ સુદેવને પોતાની પાસે બોલાવીને પૂછયું કે, આ પ્રેમાળ સ્ત્રી કોની પત્ની છે? કોની પુત્રી છે?[૩૬] અને એ સુંદર નેત્રવાળી પતિથી તથા સગાંઓથી કેવી રીતે વિખૂટી પડી છે? વળી હે વિપ્ર! આવી સ્થિતિમાં તમે એને કેવી રીતે ઓળખી ?[૩૭] આ સઘળું હું તમારી પાસેથી સંપૂર્ણ સાંભળવાની ઇચ્છા રાખું છું, માટે દેવના જેવા રૂપવાળી આ સ્ત્રીની ખરેખરી હકીકત હું પૂછું છું, તે તમે મને કહો."[૩૮] હે રાજા ! રાજમાતાએ આ પ્રમાણે પૂછયું, ત્યારે બ્રાહ્મણશ્રેષ્ઠ સુદેવ શાંતિથી બેઠો અને તેણે દમયંતીનું જેવું બન્યું હતું, તેવું વૃત્તાંત કહેવા માંડયું.[૩૯]

ઇતિ શ્રીમહા૦ વન૦ નલોપાખ્યાન પર્વમાં "દમયંતી અને સુદેવનો સંવાદ" એ વિષયનો અધ્યાય ૬૮ મો સમાપ્ત.

## અધ્યાય ૬૯ મો

### દમયંતી પોતાના પિતાને ત્યાં ગઈ અને બ્રાહ્મણોને નળની શોધમાં મોકલ્યા.

॥ सुदेव उवाच ॥

विदर्भराजो धर्मात्मा भीमोनाम महाद्युतिः ॥
सुतेयं तस्य कल्याणी दमयंतीति विश्रुता॥१॥

સુદેવે કહ્યું:—"ધર્માત્મા અને મહાતેજસ્વી ભીમ નામનો વિદર્ભ દેશનો રાજા છે તેની આ કલ્યાણી પુત્રી થાય છે અને એ દમયંતી નામથી પ્રખ્યાત છે.[૧] વીરસેનનો પુત્ર નળ નામનો નિષધ દેશનો રાજા છે. તે પવિત્ર યશવાળા બુદ્ધિમાન રાજાની આ કલ્યાણી પત્ની થાય છે.[૨] તે રાજાને તેના ભાઇએ દ્યૂતમાં હરાવ્યો અને તેનું રાજ્ય હરી લીધું; તેથી તે દમયંતીની સાથે ત્યાંથી ચાલ્યો ગયો છે અને ત્યારપછી કોઇના જાણવામાં આવ્યો નથી.[૩] અમે દમયંતીની શોધને માટે આ પૃથ્વી ઉપર ફરીએ છીએ અને ફરતાં ફરતાં આજે તમારા પુત્રના ભવનમાં આ બાળાનો મને પત્તો લાગ્યો છે.[૪] મનુષ્યજાતિમાં આ બાળાના જેવી રૂપાળી કોઈ સ્ત્રી નથી. આ દમયંતીની બે ભ્રુકુટીની વચ્ચે જન્મથીજ આ એક લાલ રંગનું ઉત્તમ ચિહ્ન છે.[૫] એ શ્યામાનું કમળના જેવા આકારનું તે ચિહ્ન વાદળાંથી ઢંકાયલા ચંદ્રની પેઠે મેલથી ઢંકાયલું મારા જોવામાં આવ્યું.[૬] એ ચિહ્ન વૈભવના ચિહ્નતરીકે વિધાતાએ નિર્માણ કરેલું છે; પરંતુ એ પડવાની ઝાંખી ચંદ્રકળાની પેઠે હમણાં વિશેષ સ્પષ્ટ દેખાતું નથી.[૭] આનું શરીર મલિન થઇ ગયેલું છે અને (તેલના મર્દન આદિ) સંસ્કારોથી રહિત જણાય છે, તોપણ એનું રૂપ નાશ પામ્યું નથી; પણ તે સંસ્કારવિનાના સુવર્ણના જેવું દેખાય છે.[૮] જેમ ભારેલો અગ્નિ ઉષ્ણતાથી જણાય છે, તેમજ મેં પણ આ બાળાને એના આ સ્વરૂપથી તથા આ ચિહ્નથી ઓળખી કાઢી છે."[૯]

હે રાજા ! આવું સુદેવનું કહેવું સાંભળીને સુનંદાએ ચિહ્નને ઢાંકનારા મેલને ધોઈ કઢાવ્યો; એટલે મેલ નીકળી જવાથી દમયંતીનું તે ચિહ્ન, જેમ વાદળાંવિનાના આકાશમાં ચંદ્ર શોભે, તેમ શોભવા લાગ્યું.[૧૦,૧૧] હે ભારત ! તે ચિહ્ન જોઇને સુનંદા તથા રાજમાતા રડવા લાગ્યાં અને બેએક ઘડીસુધી દમયંતીને ભેટીને ઉભાં રહ્યાં.[૧૨] પછી આંસુ લૂછી નાખીને રાજમાતા ધીરેથી બોલી કેઃ—"તું મારી બહેનની પુત્રી છે, એ મને આ ચિહ્ન સૂચવે છે.[૧૩] હું અને તારી માતા એ બન્ને, દશાર્ણ દેશના અધિપતિ મહાત્મા સુદામા રાજાની સુંદર પુત્રીઓ છીએ.[૧૪] તારી માતાને ભીમરાજાની સાથે પરણાવી હતી અને મને વીરબાહુની સાથે પરણાવી હતી. તું દશાર્ણ દેશમાં મારા પિતાને ત્યાં જન્મી હતી તે વખતે મેં તને જોઈ હતી.[૧૫] હે પ્રેમવતિ ! જેવું તારા પિતાનું ઘર છે, તેવુંજ તું આ મારૂં ઘર પણ સમજ; અને હે દમયંતિ ! જેવું આ મારૂં ઐશ્વર્ય છે, તેવુંજ એ તારૂં છે, એમ તું જાણ."[૧૬]

હે રાજા ! તે સાંભળીને દમયંતી પ્રસન્ન

મનથી પોતાની માસીને પ્રણામ કરીને આ પ્રમાણે બોલી:-૧૭"હું કોણ છું, તેની તમને ખબર ન હતી, તોપણ હું તમારે ત્યાં સુખથી રહી છું અને તમે મારી સર્વ કામનાઓ સારી રીતે પૂરી પાડીને મારૂં સર્વદા રક્ષણ કર્યું છે.૧૮ હવે ઓળખાણ પડયા પછી તો અહીં મારૂં રહેવું અતિશય: સુખભરેલું થઈ પડશે, એમાં સંશય નથી; પરંતુ હે માતા ! હવે તું મને પિતાને ત્યાં જવાની આજ્ઞા આપ; કારણ કે હું બહુ દિવસથી બહાર ફરૂં છું.૧૯ વળી મારાં નાની વયનાં બે બાળકોને મારા પિતાને ત્યાં મોકલ્યાં છે અને તેઓ ત્યાં રહે છે, પિતાના તથા મારા વિયોગથી તેઓ શોકાતુર થઇને કેવી દશા ભોગવતાં હશે ?૨૦ માટે જો તું મારૂં કંઈ પણ પ્રિય કરવાની ઈચ્છા રાખતી હોય,તો મારે વિદર્ભ દેશમાં જવાની ઇચ્છા છે, માટે મને સત્વર વાહન અપાવ."૨૧

હે યુધિષ્ઠિર રાજા ! આ સાંભળીને દમયંતીની માસી પ્રસન્ન થઈ અને 'સારૂં' એમ કહીને તેણે પુત્રની સંમતિ લઈ, શ્રીમતી દમયંતીને મ્યાનામાં બેસાડી તથા અન્નપાન અને બીજાં સાહિત્યોની સાથે મોટા સૈન્યનું રક્ષણ આપીને ત્યાંથી, હે ભરતશ્રેષ્ઠ ! રાજમાતાએ તેને વિદાય કરી.૨૨,૨૩ તે પછી થોડાજ સમયમાં દમયંતી વિદર્ભ દેશમાં પહોંચી ગઇ. ત્યાં સઘળા બંધુજનોએ પ્રસન્ન થઇને તેનો આદરસત્કાર કર્યો.૨૪ તે પછી હે રાજા ! યશસ્વિની દમયંતીએ સઘળાં સગાંસંબંધીઓને, પોતાનાં બન્ને બાળકોને, માતાપિતાને તથા સર્વ સખીઓને ક્ષેમકુશળ જોઇને, ઉત્તમ વિધિથી દેવતાઓનું પૂજન કર્યું.૨૫,૨૬ અને ભીમ રાજાએ પોતાની પુત્રીને જોતાંજ પ્રસન્ન થઇને સુદેવને હજાર ગાયો, ગામ તથા દ્રવ્ય આપીને તૃપ્ત કર્યો.૨૭ પ્રેમાળ દમયંતી પિતાના ભવનમાં તે રાત્રિ રહી અને હે રાજા ! શ્રમરહિત થયા પછી તેણે પોતાની માતાને નીચે પ્રમાણે કહ્યું.૨૮

દમયંતી બોલી:-" હે માતા ! હું તારી આગળ ખરી વાત કહું છું કે, તું જો મને જીવતી રાખવા ઈચ્છતી હોય, તો નરોમાં વીર એવા નળરાજાને લાવવામાટે યત્ન કર."૨૯ આ પ્રમાણે દમયંતીએ કહ્યું,એટલે તે રાજપત્ની બહુ દુઃખી થઇ અને અશ્રુથી કંઠ રૂંધાવાને લીધે તે રાણી કંઈપણ ઉત્તર આપી શકી નહિ.૩૦ રાણીની આવી અવસ્થા જોઇને, તે સમયે આખા અંત:પુરમાં હાહાકાર થઈ રહ્યો અને સઘળાં મનુષ્યો અત્યંત રડવા લાગ્યાં.૩૧ તે પછી રાણીએ મહારાજા ભીમને કહ્યું કે:-" તમારી પુત્રી દમયંતી પોતાના પતિને માટે શોક કરે છે.૩૨ હે રાજા ! તેણે લજ્જાને બાજુએ મૂકીને પોતે મને તે સંબંધમાં કહ્યું છે; માટે પવિત્ર કીર્તિવાળા નળરાજાની શોધને માટે તમારા સેવકો પ્રયત્ન કરો." ૩૩

આ પ્રમાણે રાણીએ આગ્રહપૂર્વક પ્રેરણા કરી, ત્યારે ભીમરાજાએ પોતાને અનુકૂળ રહેનારા બ્રાહ્મણોને 'તમે નળને શોધવામાટે યત્ન કરો' એમ કહીને સર્વ દિશાઓમાં વિદાય કર્યા.૩૪ તે પછી વિદર્ભરાજની આજ્ઞાથી બ્રાહ્મણો જતી વખતે દમયંતીની પાસે ગયા અને બોલ્યા કે:-'અમે નળરાજાની શોધને માટે જઇએ છીએ.'૩૫ આ સાંભળીને દમયંતીએ તેઓને કહ્યું કે:-'તમારે સર્વ દેશોમાં જઇને જ્યાં જ્યાં મનુષ્યોનાં ટોળાં એકઠાં થયાં હોય, ત્યાં ત્યાં આ શ્લોકો વારંવાર બોલવા.૩૬ 'હે કપટી ! તું મારા વસ્ત્રમાંથી અર્ધું વસ્ત્ર ફાડીને અને ભક્તિવાળી પ્રિયાને જંગલમાં સૂતી મૂકીને કયાં ચાલ્યો ગયો ?૩૭ તેં તે સ્ત્રીને જેવી જોઇ છે, તેવીજ તે બાળા અર્ધ વસ્ત્ર ધારણ કરીને અત્યંત સંતાપ કરતી તારી વાટ જોતી બેઠી છે.૩૮ હે રાજા ! વિરહ-શોકથી નિરંતર રુદન કરતી તે બાળાના ઉપર કૃપા કર ! અને હે વીર ! પ્રત્યુત્તર આપ.'૩૯ આ અને તે મારા ઉપર કૃપા કરે તેવું બીજું પણ તમારે કહેવું કે:-"વાયુના ઝપાટાથી વૃદ્ધિ પામેલો અગ્નિ જેમ વનને બાળી મૂકે છે, તેમ કાળરૂપી વાયુથી રોજ રોજ વૃદ્ધિ પામતો શોકાગ્નિ, દમયંતીના શરીરરૂપી વનને બાળી ના-

શે.[૪૦] પતિએ સર્વદા પોતાની પત્નીનું પોષણ
ા રક્ષણ કરવું જોઈએ; તે બન્ને બાબતો તમે
ર્મવેત્તા છો છતાં તમારામાં કેમ નાશ પામી?[૪૧]
મે ડાહ્યા કુલીન અને દયાળુ છો એવી તમારી
ર્વદા પ્રખ્યાતિ થયેલી છે, છતાં મારા ભાગ્ય-
પ્રને લીધે તમે નિર્દય થયા છો, એમ મને
ગે છે;[૪૨] માટે હે નરોમાં વ્યાઘ્ર જેવા રાજા!
રા ઉપર દયા કરો. 'દયા એ મુખ્ય ધર્મ છે'
મ મેં તમારાથીજ સાંભળ્યું છે. "[૪૩] હે બ્રા-
ણો! આ પ્રમાણે તમે બોલો, ત્યારે જો કોઇ
નને કોઈપણ પ્રકારનો પ્રત્યુત્તર આપે તો તે
રુષ કોણ છે? કયાં રહે છે? તે તમારે સર્વ
કારે જાણી લેવું.[૪૪] વળી હે દ્વિજશ્રેષ્ઠો! ત-
ારાં એવાં વચન સાંભળીને જે પુરુષ પ્રત્યુત્તર
ાપે, તેનાં તે વચનને ધ્યાનમાં રાખીને તમારે
ને જણાવવાં;[૪૫] તેમજ મારા કહેવાથી તમે
ા વચનો બોલો છો એમ તે પુરુષ જાણે નહિ,
મ તમારે સાવધાનપણાથી ત્યાંથી પાછું આ-
ં.[૪૬] તે ઉત્તર આપનારો પુરુષ જો સ-
દ્ધિવાળો હોય, નિર્ધન હોય અથવા અસ-
ર્થ હોય, તોપણ તે શું કરવા ધારે છે, તે
મે જાણી લેજો. "[૪૭]

આ પ્રમાણે દમયંતીએ કહ્યું, એટલે હે
જા! તે બ્રાહ્મણો સંકટમાં પડેલા નળને શોધ-
માટે સર્વ દિશાઓમાં નીકળી પડયા.[૪૮] તે
ાહ્મણોએ નગરો, રાજ્યો, ગામો, ગાયોના
ડાઓ અને આશ્રમોમાં નળની શોધ કરી, અને
રાજા! દમયંતીએ જે પ્રમાણે કહેલાં તે પ્રમાણે
વાકયો ઠામ ઠામ લોકોને સંભળાવ્યાં, પણ તેઓ-
કોઈ ઠેકાણે નળનો પત્તો લાગ્યો નહિ.[૪૯,૫૦]

ઈતિ૦ શ્રીમહા૦ વન૦ નલોપાખ્યાન પર્વમાં
"નલની શોધ" એ વિષયનો
અધ્યાય ૬૯ મો સમાપ્ત.

---

# અધ્યાય ૭૦ મો

## નળરાજાની ભાળ લાગતાં દમયંતીએ કરેલી યોજના.

॥बृहदश्व उवाच॥

अथ दीर्घस्य कालस्य पर्णादोनाम वै द्विजः
प्रत्येत्य नगरं भैमीमिदं वचनमब्रवीत् ॥१॥

બૃહદશ્વે કહ્યું:–બ્રાહ્મણોને મોકલ્યા પછી
લાંબે સમયે એક પર્ણાદ નામનો બ્રાહ્મણ વિદ-
ર્ભનગરમાં પાછો આવીને દમયંતીને આ પ્રમાણે
કહેવા લાગ્યો:–[૧] "હે દમયંતિ! હું નિષધ દેશ-
ના રાજા નળને શોધતો શોધતો અયોધ્યા નગ-
રીમાં ગયો તથા ત્યાં ઋતુપર્ણ રાજાને મળ્યો [૨]
અને હે સુંદરાંગિ! મહાજનસમૂહની વચ્ચે મેં
મહાભાગ્યશાળી ઋતુપર્ણને તમારા કહેવાપ્રમા-
ણે તમારાં વચન સંભળાવ્યાં.[૩] તે સાંભળીને ઋ-
તુપર્ણ રાજાએ કંઈપણ ઉત્તર આપ્યો નહિ અને
મેં વારંવાર તે વચનો કહ્યાં, પણ સભામાંના
કોઈએ પણ કંઇ કહ્યું નહિ.[૪] તે પછી ઋતુપર્ણ
રાજાની રજા લઇને હું ત્યાંથી નીકળ્યો, એટલે એ-
કાંત સ્થાનમાં રાજાના બાહુક નામના એક
સેવકે મને બોલાવ્યો.[૫] તે ઋતુપર્ણ રાજાનો
સારથિ છે, શરીરે કદ્રૂપો છે, તેના હાથ ટુંકા
છે, તે ઘોડાઓને સત્વર ચલાવવામાં કુશળ છે
અને બહુ સ્વાદિષ્ટ રસોઈ કરી જાણે છે.[૬] તે બા-
હુક પુષ્કળ નિઃશ્વાસ નાખીને તથા વારંવાર રુદ-
ન કરીને અને મને કુશળસમાચાર પૂછીને
આ પ્રમાણે બોલ્યો:–[૭] કુલીન સ્ત્રીઓ સંકટમાં
પડતાં પણ પોતે પોતાનું સંરક્ષણ કરે છે, અને
તેથી તેઓ ખરેખર સ્વર્ગનો વિજય કરે છે, એમાં
સંશય નથી.[૮] પતિએ ત્યજી દીધી હોય તોપણ
તેઓ કદી કોપ કરતી નથી; પરંતુ ઉત્તમ
સ્ત્રીઓ, સદાચરણરૂપી બખ્તરથી યુક્ત પો-
તાના પ્રાણોને ધારણ કરે છે.[૯] સંકટમાં સપડા-
વાથી મૂઢ બની ગયેલા અને સુખથી ભ્રષ્ટ
થયેલા તે પતિએ તેનો ત્યાગ કર્યો, તેમાં
તે સ્ત્રીએ ક્રોધ કરવો ઉચિત નથી.[૧૦] તે વખતે
તે દેહનિર્વાહને માટે આકાંક્ષા કરતો હતો, પ-

સ્ત્રીઓએ તેનું વસ્ત્ર હરી લીધું હતું :અને માનસિક ચિંતાથી તે બળતો હતો, માટે તેવી સ્થિતિવાળા પુરુષના ઉપર તે શ્યામા સ્ત્રીએ ક્રોધ કરવો યોગ્ય નથી.[૧૧] પતિએ સત્કાર કર્યો હોય અથવા ન કર્યો હોય, તોપણ સ્ત્રીએ તો રાજ્યથી ભ્રષ્ટ થયેલા, નિર્ધન બનેલા, ક્ષુધાતુર થયેલા અને દુઃખમાં ડૂબેલા પોતાના પતિની તે અવસ્થા જોઇને તેનાપર ક્રોધ કરવો યોગ્ય નથી.”

આવાં તેનાં વચન સાંભળીને હું ઉતાવળથી અહીં આવ્યો છું. હવે આ સાંભળ્યા પછી જે કરવા યોગ્ય લાગે તે કરો અને આ વાત રાજાને પણ જણાવો.”[૧૩] હે યુધિષ્ઠિર રાજા ! પર્ણાદનાં આ વચન સાંભળીને દમયંતીનાં નેત્રો અશ્રુથી ભરાઇ ગયાં અને તે એકાંતમાં માતાની પાસે જઇને બોલી કેઃ–[૧૪] “હે માતા ! તને હું જે કહું છું,તે વાત તારે મારા પિતા ભીમરાજાને કોઇ પણ રીતે જણાવવી નહિ. હું તારી સમીપમાંજ ઉત્તમ બ્રાહ્મણ સુદેવને કાર્ય સોંપું છું;[૧૫] પરંતુ જો મારૂં તું પ્રિય કરવા ઇચ્છતી હોય તો મારા અભિપ્રાયને ભીમરાજા કળી શકે નહિ તેમ તારે વર્તવું.[૧૬] હે માતા ! જેમ સુદેવ બ્રાહ્મણ મંગળ શકુનોનો આશ્રય કરીને મને બંધુવર્ગોમાં ઝટ લઇ આવ્યો હતો, તેજ મંગળ શકુનનો આશ્રય કરીને તે સુદેવ નળને લેવામાટે અહીંથી અયોધ્યા નગરીમાં ઝટ જાય, એમાં વિલંબ કરે નહિ.” આ પ્રમાણે માતાને કહ્યા પછી દમયંતીએ શ્રમરહિત થયેલા દ્વિજશ્રેષ્ઠ પર્ણાદને ધન આપીને તેનો સત્કાર કર્યો અને તેને કહ્યું કેઃ– “જ્યારે નળરાજા અહીં આવશે,ત્યારે હું તમને પુષ્કળ ધન આપીશ.[૧૯] હે દ્વિજશ્રેષ્ઠ ! તમે મારૂં બહુ મોટું કાર્ય કર્યું છે કે, જે કાર્ય બીજો કોઇ પણ કરશે નહિ. તે કાર્યને લીધેજ મને મારા પતિનો શીઘ્ર સમાગમ થશે.”[૨૦] આ પ્રમાણે દમયંતીએ કહ્યું ત્યારે કૃતાર્થ થયેલા ઉદારચિત્તવાળા પર્ણાદ બ્રાહ્મણે, મંગળકારક આશીર્વાદોથી દમયંતીનું આશ્વાસન કર્યું અને તે પોતાને ઘેર ગયો.[૨૧] તે પછી હે યુધિષ્ઠિર ! દુઃખ તથા શોકથી યુક્ત થયેલી દમયંતીએ સુદેવને બોલાવીને તેને પોતાની માતાની સમીપમાં કહ્યું કેઃ–“હે સુદેવ ! ઇચ્છાપ્રમાણે ઉતાવળી ગતિ કરનારા પક્ષીની પેઠે તું અયોધ્યા નગરીમાં રહેનારા ઋતુપર્ણ રાજાની પાસે ઝટ જા અને તેને કહે કેઃ–[૨૩]ભીમરાજાની પુત્રી દમયંતી, ફરી સ્વયંવર કરવાની છે અને તે માટે ચોતરફના રાજાઓ તથા રાજપુત્રો ત્યાં જાય છે;[૨૪] તેમજ સ્વયંવરના સમયની ગણના કરતાં તે કાલેજ થશે, માટે હે શત્રુદમન રાજા ! તેટલા સમયમાં જો તમે ત્યાં જઇ શકતા હો તો અહીંથી ઝટ પ્રયાણ કરો.[૨૫] કાલે સૂર્યોદય થતાંજ તે બીજા પતિને વરશે; કારણકે શૂરવીર નળરાજા જીવે છે કે નહિ, તેનો કંઈ પત્તોજ નથી.”[૨૬]

આ પ્રમાણે હે મહારાજ ! દમયંતીએ કહ્યું એટલે સુદેવ બ્રાહ્મણ, ઋતુપર્ણરાજાની પાસે ગયો અને તેણે તેને દમયંતીના કહેવા પ્રમાણે કહ્યું.[૨૭]

ઇતિ શ્રીમહા૦ વન૦ નલોપાખ્યાનપર્વમાં “દમયંતી પુનઃસ્વયંવર કથન” એ વિષયનો અધ્યાય ૭૦ મો સમાપ્ત.

## અધ્યાય ૭૧ મો

### ઋતુપર્ણ અને નળ વિદર્ભનગરમાં જવા નીકળ્યા.

॥ बृहदश्व उवाच ॥

श्रुत्वा वचः सुदेवस्य ऋतुपर्णो नराधिपः ॥
सांत्वयन् श्लक्ष्णया वाचा बाहुकं प्रत्यभाषत ॥

બૃહદશ્વે કહ્યુંઃ–સુદેવનું વચન સાંભળીને ઋતુપર્ણ રાજા,મધુર વાણીથી સાંત્વન કરતો બાહુકને કહેવા લાગ્યોઃ–[૧] “હે બાહુક ! હું દમયંતીનો સ્વયંવર થાય છે,ત્યાં વિદર્ભ દેશમાં એકજ દિવસમાં જવાની ઇચ્છા રાખું છું;પરંતુ હે ઘોડાના તત્ત્વને જાણનારા ! તું ત્યાં એકજ દિવસે જવાશે એમ જો માનતો હોય તો કહે.”[૨]

હે કુંતીપુત્ર રાજા ! આ પ્રમાણે ઋતુપર્ણ રાજાએ કહ્યું, એટલે નળનું મન દુઃખથી ભેદાઈ ગયું અને તે ઉદાર બુદ્ધિવાળો રાજા વિચાર ક-

રવા લાગ્યો કેઃ–[૩] "શું દમયંતી આવું બોલી હશે? અથવા દુઃખથી મુંઝાયલી તે એવું કરશે? અથવા તો મને મેળવવામાટેજ આ મહાન ઉપાય તેણે શોધી કાઢયો હશે?[૪] પતિનીજ ઇચ્છા રાખનારી ગરીબ બિચારી વૈદર્ભીને, મેં પાપી બુદ્ધિવાળા ક્ષુદ્રે છેતરી, એ ઘણું ક્રૂર કર્મ કર્યું છે.[૫] જગતમાં સ્ત્રીનો સ્વભાવ ચંચળ છે અને મારો દોષ પણ ભયંકર છે, એટલે ઘણા દિવસસુધી દૂર રહેવાથી મારા ઉપરનો સ્નેહ નાશ પામવાને લીધે તે એવું કરે પણ ખરી;[૬] અથવા તે સુંદરી મારા શોકવડે ખિન્ન થઇ જવાથી સર્વત્ર નિરાશ બનેલી છે, તેથી તે આવું કામ કદી પણ કરશે નહિ અને તેમાં પણ તે પ્રજાવાળી છે, તેથી તો ખાસ કરીને તેમ કરશે નહિ.[૭] આ વાતમાં સત્ય શું છે અને અસત્ય શું છે, તેનો નિર્ણય તો હું ત્યાં જઇશ ત્યારેજ જાણીશ;માટે હું મારા સ્વાર્થને સારૂ ઋતુપર્ણની ઇચ્છા પ્રમાણે કરૂં."[૮] આવો મનવડે નિશ્ચય કરીને ચિત્તમાં રંક થયેલો બાહુક હાથ જોડીને ઋતુપર્ણ રાજાને આ પ્રમાણે કહેવા લાગ્યોઃ–[૯] "હે પુરુષવ્યાઘ્ર રાજા! આપની પાસે હું પ્રતિજ્ઞા કરીને કહું છું કે,હું એક દિવસમાં વિદર્ભનગરીપ્રત્યે જઈ શકીશ."[૧૦]

હે યુધિષ્ઠિર રાજા! ઋતુપર્ણ રાજાને આવું કહ્યાપછી તેની આજ્ઞાથી બાહુક અશ્વશાળામાં જઈને ઘોડાઓની પરીક્ષા કરવા લાગ્યો;[૧૧] પરંતુ તે ફરી ફરીને વિચાર કરી ઘોડાઓની પરીક્ષા કરવા લાગ્યો, એટલામાં તો ઋતુપર્ણ રાજાએ તેને બહુજ ઉતાવળ કરાવવા માંડી. તે વખતે બાહુકે તે અશ્વશાળામાંથી બળવાન અને રસ્તો કાપવામાં સમર્થ પણ શરીરે શુષ્ક ઘોડાઓને શોધી કાઢયા.[૧૨] તે ઘોડાઓ તેજદાર, કૌવતવાળા,ઉંચી જાતના, શીલસંપન્ન, હીન લક્ષણોથી રહિત, મોટાં નાક તથા મોટાં જડબાંવાળા,છાતી વગેરે દશ સ્થાનોમાં થતી કુલક્ષણરૂપી વાળની ભમરીઓથી રહિત, સિંધુ દેશમાં ઉત્પન્ન થયેલા અને વાયુના જેવા વેગવાળા હતા; પરંતુ તે સુકલા ઘોડાઓને જોતાં ઋતુપર્ણ રાજા કંઇક ક્રોધ કરીને બોલ્યો કેઃ–[૧૩,૧૪] "ઓ બાહુક! આ તેં શું કરવા ધાર્યું છે? તારે અમને ઠગવા ન જોઇએ. આ મારા ઘોડાઓ અલ્પ બળવાળા અને અલ્પ વેગવાળા છે. તેઓ રથને કેવી રીતે ખેંચી શકશે? અને એટલો લાંબો માર્ગ આવા ઘોડાઓથી શી રીતે કાપી શકાશે?"[૧૫]

બાહુકે કહ્યુંઃ–" લલાટમાં એક, મસ્તકમાં બે, બન્ને પાસાંઓ ઉપર બબ્બે, છાતી ઉપર બબ્બે અને પીઠ ઉપર એક,આવી બાર બાર ભમરીઓ આ ઘોડાઓને છે,[૧૬] તેથી આ ઘોડાઓ એકજ દિવસમાં વિદર્ભદેશમાં જશે, એમાં સંશય નથી; છતાં હે રાજા! તમે જે બીજા ઘોડાઓને યોગ્ય માનતા હો તે કહો એટલે હું તે ઘોડાઓને તમારે રથે જોડું."[૧૭]

ઋતુપર્ણ બોલ્યોઃ–"હે બાહુક! તુંજ ઘોડાઓના રહસ્યને જાણનારો છે અને કુશળ છે, માટે તું જે ઘોડાઓને સમર્થ માનતો હોય, તેનેજ તું તત્કાળ રથે જોડ."[૧૮]આ સાંભળીને અશ્વવિદ્યામાં કુશળ નળરાજાએ ઉંચી જાતના, શીલસંપન્ન અને વેગવાળા ચાર સારા ઘોડાઓને રથે જોડયા.[૧૯] રથ જોડાતાંજ ઉતાવળો થયેલો રાજા તેમાં ચઢી બેઠો,એટલામાં તો તે ઉત્તમ ઘોડાઓ ઘુંટણભેર જમીન ઉપર પડયા.[૨૦] તે વખતે હે યુધિષ્ઠિર રાજા! પુરુષશ્રેષ્ઠ, શ્રીમાન નળરાજાએ, તે તેજદાર તથા બળવાન ઘોડાઓને થાબડીને સ્વસ્થ કર્યા.[૨૧] તેપછી વાર્ષ્ણેય સારથિને ત્યાંથી ઉપરબેસાડીને નળ પોતે સારથિની જગાએ બેઠો અને ઘોડાઓની લગામો હાથમાં લઇ, તેઓને સાવધાન કરી, પુષ્કળ વેગથી જવાની તેણે ઇચ્છા કરી.[૨૨] અશ્વશાસ્ત્રમાં જણાવેલી રીત પ્રમાણે જ્યાં તેણે ઘોડાઓને ગતિ કરવા પ્રેર્યા, તેની સાથેજ તે ઉત્તમ ઘોડાઓ રથમાં બેઠેલા રાજાને મોહિત કરતા હોય તેમ આકાશમાં ઉડવા લાગ્યા.[૨૩] વાયુના જેવા વેગવાળા તે ઘોડાઓને તે પ્રમાણે ખેંચી જતા જોઇને, શ્રીમાન અયોધ્યાધીશ ઋતુપર્ણ રાજા બહુ આશ્ચય પામ્યો;[૨૪] અને રથનો તે ઘડઘડાટ સાંભળીને તથા ઘોડાઓને બરાબર વશ રાખવાની રીતિ

જોઈને વાર્ષ્ણેય સારથિ, બાહુકના અશ્વજ્ઞાનના સંબંધમાં વિચાર કરવા લાગ્યો:-[૨૫]" આ તે શું દેવના રાજા ઇંદ્રનો સારથિ માતલિ હશે? કારણકે વીર બાહુકમાં તેના જેવાં મહાન લક્ષણો દેખાઈ આવે છે;[૨૬] અથવા અશ્વકુળના રહસ્યને જાણનારા (અશ્વશાસ્ત્રના આચાર્ય) શાલિહોત્રે આ પરમ સુંદર મનુષ્યદેહ ધારણ કર્યો હશે?[૨૭] અથવા તો આ શત્રુનગરને જિતનારા નળરાજા પોતે અહીં આવ્યા હશે?" આ પ્રમાણે તે વાર્ષ્ણેય વિચારો કરવા લાગ્યો.[૨૮] વળી તેણે એ સંબંધમાં તર્કો કરવા માંડયા કે, "આ લોકમાં જે વિદ્યા નળ જાણે છે, તેજ વિદ્યા બાહુક પણ જાણે છે. બાહુકનું અને નળનું જ્ઞાન સમાન છે,એમ હું માનું છું.[૨૯] વળી બાહુકનું અને નળનું વય પણ સમાન છે; અથવા આ મહાવીર્યવાન નળ નથી પણ તેનીજ વિદ્યાવાળો કોઇ બીજો હશે;[૩૦] કારણકે દૈવી કર્મો અને શાસ્ત્રોક્ત વિચારોથી યુક્ત એવા મહાત્માઓ આ પૃથ્વી ઉપર ગુપ્ત રૂપે ફરે છે;[૩૧] અથવા શરીર કદ્રૂપું હોવાને લીધે તો મારી બુદ્ધિમાં આ ભેદ પડયો નહિ હોય? પરંતુ શરીરના કદમાં આ નળના કરતાં નીચો છે એમ મને લાગે છે.[૩૨]આની વયનું પ્રમાણ તો નળના જેટલુંજ છે; પણ રૂપમાં મોટો ફેરફાર છે. છેવટે વિચાર કરતાં હું માનું છું કે, સર્વગુણસંપન્ન આ બાહુક નળરાજાજ છે."[૩૩]

હે મહારાજા! પવિત્ર કીર્તિવાળા નળરાજાના સારથિ વાર્ષ્ણેયે આવી આવી અનેક કલ્પનાઓ કરીને પોતાના મનમાં વિચાર કર્યો.[૩૪] રાજેંદ્ર ઋતુપર્ણ પણ બાહુકની તે અશ્વવિદ્યાના જ્ઞાનનો વિચાર કરીને વાર્ષ્ણેય સારથિની સાથે હર્ષ પામ્યો[૩૫] અનેતેની એકાગ્રતા, ઉત્સાહ, ઘોડાઓને વશ રાખવાનું જ્ઞાન તથા ઉત્તમ પ્રયત્ન જોઇને તેને ઘણો આનંદ થયો.[૩૬]

**ઇતિ શ્રીમહા૦ વન૦ નલોપખ્યાન પર્વમાં "ઋતુપર્ણનું વિદર્ભગમન" એ વિષયનો અધ્યાય ૭૧ મો સમાપ્ત.**

# અધ્યાય ૭૨ મો

## નળના દેહમાંથી કલિ બહાર નીકળ્યો.

**॥ बृहदश्व उवाच ॥**

**स नदीपर्वतांश्चैव वनानि च सरांसि च ॥**
**अचिरेणातिचक्राम खेचरः खेचरन्निव ॥१॥**

બૃહદશ્વે કહ્યું:-આકાશમાં ઉડતાં પક્ષીની પેઠે તે રથ નદીઓ, પર્વતો, વનો અને સરોવરોને થોડાજ સમયમાં ઓળંગી ગયો.[૧] આ પ્રમાણે રથ વેગમાં દોડતો હતો, તે વખતે શત્રુના નગરને જિતનારા ઋતુપર્ણ રાજાએ પોતાનું શેલું નીચે પડેલું જોયું.[૨] તે વસ્ત્ર નીચે પડયું તે વખતે તેને હું લઉં, આવી વૃત્તિથી ઉદાર મનવાળા ઋતુપર્ણરાજાએ ત્વરાથી નળને કહ્યું કે:-[૩]" હે મહાબુદ્ધિમાન બાહુક! તું મહાવેગવાળા આ ઘોડાઓને ઉભા રાખ, એટલે આ મારા વસ્ત્રને વાર્ષ્ણેય લઈ આવે." ત્યારે નળે તેને પ્રત્યુત્તર આપ્યો કે, તમારૂં વસ્ત્ર તો અહીંથી દૂર પડયું છે. તે જગ્યાથી આ રથ ચાર કોશ દૂર નીકળી આવ્યો છે, માટે હવે તે પુનઃ લાવી શકાય તેમ નથી."[૪,૫] આ પ્રમાણે નળે કહ્યું એટલામાં ઋતુપર્ણ રાજા એ વનમાં ફળવાળા એક બહેડાંના વૃક્ષ પાસે આવી પહોંચ્યો.[૬] તે વૃક્ષ જોઇને રાજાએ ત્વરાથી બાહુકને કહ્યું કે:-"હે સૂત! મારૂં પણ ગણિતવિષયમાં પરમ સામર્થ્ય છે તેને તું જો.[૭] સર્વ મનુષ્યો સર્વ વાત જાણતા નથી. કોઇ મનુષ્ય સર્વજ્ઞ નથી, એટલે ક્યાંય પણ એક પુરુષનામાં સર્વ પ્રકારનું જ્ઞાન પૂર્ણપણે રહેતું નથી.[૮] હે બાહુક! આ વૃક્ષ ઉપર જેટલાં પાંદડાંઓ તથા ફળો છે, તેનાથી જમીન ઉપર પડેલાં પાંદડાંઓ અને ફળો એકસો એક વધારે છે. વળી હે બાહુક! આ બન્ને ડાળીઓ ઉપર પાંચ કરોડ પાંદડાંઓ છે[૯,૧૦] અને એ બન્ને ડાળીઓ ઉપર બે હજાર ને પંચાણુ ફળો છે. એ બન્ને ડાળીઓને અને તેમાં ફુટેલી નાની ડાળીઓને તોડીને તેની તું ગણત્રી કરી જો."[૧૧] આ સાંભળીને રથ ઉભો રાખી બા-

હુકે રાજાને કહ્યું કેઃ—"હે શત્રુનાશન રાજા ! આ તો તમે મારી આંખ આગળ ઝાડ ન હોય, તેની પેઠે બડાશ મારો છો;[૧૨] પરંતુ હું તો આ બહેડાંના ઝાડને કાપીને,તેની પ્રત્યક્ષ ગણત્રી કરીશ. હે રાજા ! તે પાંદડાંઓની અને ફળોની ગણત્રી થયા પછી એ સંબંધમાં કંઇ જાણવા બહાર રહેશે નહિ.[૧૩] હે મહારાજા ! એ ગણત્રી તમારા કહેવા પ્રમાણે છે કે નહિ તેની મને ખાત્રી થતી નથી, માટે હું તો એ બહેડાંના ઝાડને તમારા દેખતાં કાપીશ[૧૪] અને હે રાજા ! તમારા દેખતાં એનાં ફળોની ગણત્રી કરીશ. ત્યાંસુધી બે ઘડી વાર્ષ્ણેય,ઘોડાની લગામો ઝાલી રાખશે."[૧૫] આ સાંભળીને ઋતુપર્ણ રાજાએ બાહુકને કહ્યું કેઃ—"આ સમય વિલંબ કરવા જેવો નથી." ત્યારે ગણત્રીનો પરમ યત્ન કરવા તૈયાર થયેલા બાહુકે રાજાને કહ્યું કેઃ—"તમે બે ઘડી રાહ જુઓ અથવા તમને બહુ ઉતાવળ હોય તો, આ નિર્ભય માર્ગ વિદર્ભમાં જાય છે, એ રસ્તે તમે વાર્ષ્ણેય સારથિને લઇને ચાલ્યા જાઓ."[૧૬,૧૭]

હે કુરુનંદન રાજા ! આ સાંભળીને ઋતુપર્ણ રાજાએ સાંત્વન કરતાં તેને કહ્યું કેઃ—"હે બાહુક ! ખરો સારથિ તો તુંજ છે, તારા જેવો સારથિ આખી પૃથ્વીમાં પણ બીજો કોઇ નથી.[૧૮] હે અશ્વશાસ્ત્રવેત્તા ! તારા આધાર ઉપર તો હું વિદર્ભ દેશમાં જવાની ઇચ્છા રાખું છું. મારા જવામાં તારે વિઘ્ન કરવું ન જોઇએ. હું તારે શરણે આવ્યો છું.[૧૯] હે બાહુક ! તું જો આજે વિદર્ભ નગરીમાં જઇ પહોંચ્યા પછી મને સૂર્યનાં દર્શન કરાવીશ તો તું જે કહીશ તે તારી ઇચ્છાને હું પૂર્ણ કરીશ."[૨૦]

આ પ્રમાણે ઋતુપર્ણે કહ્યું, ત્યારે બાહુક બોલ્યો કેઃ—"હું તો બહેડાંની ગણત્રી કર્યાપછી વિદર્ભ દેશમાં જઈશ;માટે તમે મારાં આ વચન પ્રમાણે કરો."[૨૧] આ સાંભળીને પોતાની અનિચ્છા છે, એમ દર્શાવતા રાજાએ કહ્યું કેઃ—"ભલે ત્યારે તું ગણ; પરંતુ હે નિષ્પાપ બાહુક ! તું મારા કહેવાપ્રમાણે ડાળીના એક ભાગનેજ ગણી કાઢ અને હે અશ્વતત્ત્વવેત્તા ! તેટલાથીજ તું પ્રસન્ન થા." આ સાંભળીને તુરત રથ ઉપરથી ઉતરીને બાહુકે તે ઝાડને તોડ્યું અને તેનાં ફળો ગણી કાઢ્યાં, તો તે ફળો રાજાએ કહેલાં તેટલાંજ થયાં. તેથી તે આશ્ચર્યચકિત થઈ ગયો અને રાજાને આ પ્રમાણે કહેવા લાગ્યોઃ—[૨૪] "હે રાજા ! મેં આ તમારૂં અદ્‌ભુત સામર્થ્ય જોયું છે. હે નૃપતિ ! જે વિદ્યાથી આ જ્ઞાન થાય, તે વિદ્યાને હું સાંભળવાની ઇચ્છા રાખું છું."[૨૫]

હે યુધિષ્ઠિરરાજા ! તે સાંભળીને જવાને માટે ઉતાવળા થયેલા ઋતુપર્ણ રાજાએ નળને કહ્યું કેઃ- "હું પાસાઓ અનુકૂળ કરવાની વિદ્યા જાણું છું તથા ગણિતવિદ્યામાં કુશળ છું, એમ તું સમજ."[૨૬] આ સાંભળીને બાહુકે તેને કહ્યું કે, "હે પુરુષશ્રેષ્ઠ ! તમે એ વિદ્યા મને આપો અને મારી પાસેથી તમે પણ અશ્વવિદ્યાના રહસ્યને ગ્રહણ કરો."[૨૭] તે પછી ઋતુપર્ણ રાજાએ પોતાના કાર્યની મહત્તા તથા અશ્વજ્ઞાનના લોભને લીધે બાહુકને કહ્યું કેઃ— "ઠીક છે.[૨૮] હે બાહુક ! તું મારી પાસેથી કહેવા પ્રમાણે પાસાની વિદ્યાના સૂક્ષ્મ રહસ્યને ગ્રહણ કર અને અશ્વવિદ્યાનું રહસ્ય હમણાં મારી થાપણતરીકે તારી પાસેજ રહેવા દે." આપ્રમાણે કહીને ઋતુપર્ણ રાજાએ નળને પાસાની વિદ્યા આપી;[૨૯] એટલે પાસાઓની વિદ્યાનું નળને જ્ઞાન થતાંજ તેના શરીરમાંથી કલિ, કર્કોટકના તીવ્ર ઝેરને મુખમાંથી ધારાબંધ ઓકતો ઓકતો બહાર નીકળ્યો.[૩૦] દમયંતીના શાપથી પીડા પામતા કલિના દેહમાંથી તે શાપાગ્નિજ બહાર નીકળ્યો હતો. આ કલિના પ્રવેશથીજ પીડિત થયેલો નળરાજા લાંબા સમયસુધી હૃદયશૂન્ય—મૂઢ થઇ ગયો હતો.[૩૧] જ્યારે કલિના દેહમાંથી દમયંતીના શાપરૂપી કર્કોટક સર્પનું ઝેર નીકળી ગયું, ત્યારે કલિએ પોતાનું રૂપ ધારણ કર્યું. તેને જોતાંજ નિષધાધિપતિ નળરાજાએ ક્રોધ કરીને તેને શાપ આપવાની ઇચ્છા કરી.[૩૨] તે વખતે ભયભીત થયેલો કલિ ધ્રૂજતો ધ્રૂજતો હાથ જોડીને નળરાજાને કહેવા લાગ્યો કેઃ—"હે નૃપતિ ! તમે ક્રોધને રોકી દો. હું તમારી ઉત્તમ કીર્તિ ફેલાવીશ.[૩૩]

પૂર્વે જ્યારે તમે ઇંદ્રસેનની માતા દમયંતીનો ત્યાગ કર્યો, ત્યારે તેણે ક્રોધ કરીને મને શાપ આપ્યો હતો અને તેથી હું બહુ પીડા ભોગવતો હતો. હે અજિત રાજેન્દ્ર ! તમારા દેહમાં નાગરાજના ઝેરથી રાત્રિદિવસ બળતો હું અતિ કષ્ટથી રહેતો હતો. હવે હું તમારે શરણે આવ્યો છું. તમે મારાં આ વચનને સાંભળો.[૩૫] હું ભયથી વ્યાકુળ થઇને તમારે શરણે આવ્યો છું, માટે તમે જો મને શાપ આપશો નહિ, તો જગતમાં જે મનુષ્યો આળસરહિત થઇને તમારૂં નામકીર્તન કરશે, તેઓને કોઈ દિવસ મારા તરફથી ભય થશે નહિ." આવું કલિએ કહ્યું, ત્યારે નળરાજાએ પોતાના કોપને વશ કર્યો.[૩૬,૩૭] તે પછી ભયભીત થયેલો તથા બીજાથી અદૃશ્ય રહેલો કલિ નળરાજાની સાથે વાત કરતો કરતો ઝટ બહેડાંના ઝાડમાં ભરાઈ ગયો.[૩૮] કલિ અદૃશ્ય થયા પછી શત્રુવીરને હણનારા નળરાજાનો તાપ દૂર થયો, એટલે ફળો ગણી કાઢીને તે પરમ હર્ષ પામ્યો તથા અતિશય તેજસ્વી જણાવવા લાગ્યો. પછી તે તેજસ્વી રાજા રથ ઉપર ચઢીને વેગવાળા ઘોડાઓથી આગળ જવા લાગ્યો.[૪૦] બીજી તરફ પેલું બહેડાનું ઝાડ પણ કલિના આશ્રયથી નિંદાપાત્ર ગણાવા લાગ્યું. નળરાજા, રથે જોડેલા ઉત્તમ ઘોડાઓ પક્ષીઓની પેઠે ઉડતા હોય તેમ ગતિ કરતા હતા, છતાં તેને પ્રસન્ન મનથી વારંવાર પ્રેરણા કરતો હતો. આ પ્રમાણે તે મહાયશસ્વી રાજા વિદર્ભ દેશપ્રતિ ચાલ્યો.[૪૨] અને નળના ગયા પછી કલિ પણ તે ઝાડમાંથી નીકળીને પોતાના સ્થાનમાં ગયો. હે રાજા ! આ રીતે કલિથી છુટેલા પૃથ્વીપતિ નળરાજાનો તાપ દૂર થયો હતો; પરંતુ તેને તેનું મૂળરૂપ પ્રાપ્ત થયું ન હતું.[૪૩]

ઇતિ શ્રીમહા૦ વન૦ નલોપાખ્યાનપર્વમાં "કલિનિર્ગમન"એ વિષયનો અધ્યાય ૭૨ મો સમાપ્ત.

---

# અધ્યાય ૭૩ મો
## કુંડિનપુરમાં ઋતુપર્ણનો પ્રવેશ

॥बृहदश्व उवाच॥

**ततो विदर्भान्संप्राप्तं सायाह्ने सत्यविक्रमम्**
**ऋतुपर्णं जना राज्ञे भीमाय प्रत्यवेदयन्॥१॥**

બૃહદશ્વે કહ્યું:–તે પછી સત્ય પરાક્રમી ઋતુપર્ણ રાજા સાયંકાળે વિદર્ભ દેશમાં પહોંચ્યો, એટલે લોકોએ તેના આવવાના સમાચાર ભીમરાજાને જણાવ્યા.[૧] પોતાના રથની ગર્જનાવડે સઘળી દિશાઓ તથા વિદિશાઓને ગજાવતા ઋતુપર્ણ રાજાએ પછી ભીમરાજાનીઆજ્ઞાથી કુંડિન નગરમાં પ્રવેશ કર્યો.[૨] તે રથના ઘડઘડાટને તે નગરમાં રહેલા નળના ઘોડાઓએ સાંભળ્યો અને સાંભળતાંની સાથેજ તેઓ પૂર્વે નળની પાસે રહેવાથી જેવા ખુશી થતા હતા તેવા ખુશી થયા.[૩] દમયંતીએ પણ વર્ષાઋતુમાં ગંભીર ગર્જના કરતા મેઘની પેઠે નળના તે રથની ગર્જના સાંભળી[૪] અને તે રથનો પ્રચંડ ઘોષ સાંભળતાં તેને પરમ આશ્ચર્ય લાગ્યું. દમયંતીએ અને નળના ઘોડાઓએ પૂર્વે નળના ઘોડાઓને નળ હાંકતો હતો અને જેવો રથઘોષ થતો હતો તેવોજ આ રથઘોષ થાય છે એમ માન્યું. નળરાજાના રથના ધ્વનિને, રાજમહાલય ઉપર બેઠેલા મયૂરોએ, હાથીશાળામાં રહેલા હાથીઓએ તથા ઘોડાઓએ સાંભળ્યો;[૬] અને હે રાજા ! તે રથધ્વનિ સાંભળતાંજ તે હાથીઓ અને મયૂરો, આ મેઘધ્વનિ થાય છે એમ માની, ઉત્કંઠિત થઈને તથા તે તરફ મુખ કરીને શબ્દ કરવા લાગ્યા.[૭]

દમયંતીએ કહ્યું:–"આ રથનો ધ્વનિ, પૃથ્વીને જાણે ભરી દેતો હોય તેવો થાય છે અને મારા ચિત્તને હર્ષ ઉપજાવે છે, તે ઉપરથી આ નળરાજાજ હોવો જોઇએ.[૮] હવે જો હું ચંદ્રના જેવા મુખવાળા અને અસંખ્ય ગુણવાળા તે વીર નળને જોઇશ નહિ, તો મારૂં અવશ્ય મૃત્યુજ થશે;[૯] જો હું આજે તે વીરના સુખદાયક બાહુના આલિંગનને પ્રાપ્ત થઈશ નહિ, તો મારૂં અવશ્ય મૃત્યુ થશે;[૧૦] મેઘના જેવા સ્વરવાળો

નળરાજા જો આજે મારી પાસે આવશે નહિ, તો હું સુવર્ણના જેવા તેજસ્વી અગ્નિમાં પ્રવેશ કરીશ;[૧૧] જો મને સિંહના જેવો પરાક્રમી અને મદમત્ત હાથીના જેવી ચાલવાળો રાજેન્દ્ર નહિ મળે, તો હું મરીશ, એમાં સંશય નથી.[૧૨] નળરાજાએ લગાર પણ અસત્ય ભાષણ કર્યું હોય અથવા કોઈનું અનિષ્ટ કર્યું હોય તે મને સાંભરતું નથી અને મશ્કરીમાં કહેલાં વચનનો સમય પણ કદી જવા દીધો હોય, તેનું પણ મને સ્મરણ નથી.[૧૩] મારા સ્વામી નળરાજા સમર્થ, ક્ષમાવાન, વીર, દાતા, રાજાઓમાં શ્રેષ્ઠ અને એકાંતમાં પણ નીચ કર્મ ન કરનારા તથા પરસ્ત્રીના સંબંધમાં નપુંસકની પેઠે વર્તનારા છે.[૧૪] હું તેના ગુણોનું સ્મરણ કરતી નિત્ય તેમાં તત્પર રહું છું, તેથી આ મારૂં, પ્રિયવિનાનું હૃદય શોકથી ફાટી જાય છે."[૧૫]

હે ભરતવંશી રાજા ! આ પ્રમાણે વિલાપ કરતી દમયંતી બેભાન જેવી થઇ ગઈ અને તે પવિત્ર યશવાળા નળરાજાનાં દર્શનની ઇચ્છાથી મોટા મહેલની અગાશીમાં ચઢી.[૧૬] ત્યાંથી તેણે વચલા દરવાજામાં ઉભો રહેલો રથ દીઠો અને તેમાં બેઠેલા ઋતુપર્ણ રાજાને, વાર્ષ્ણેય અને બાહુકની સાથે દીઠો.[૧૭] પછી તે ઉત્તમ રથમાંથી વાર્ષ્ણેય અને બાહુક ઉતર્યા તથા તેમણે ઘોડાઓ છોડીને રથને ઉભો રાખ્યો.[૧૮] પછી ઋતુપર્ણ રાજા રથમાંથી ઉતર્યો અને તે ભયંકર પરાક્રમી મહારાજા ભીમને મળ્યો.[૧૯] ત્યારે ભીમરાજાએ બહુ સન્માન કરીને તેનું સ્વાગત કર્યું. પછી ભીમરાજાએ જેનું સન્માન કરેલા ઋતુપર્ણ રાજાએ વિદર્ભાધિપતિ રાજાને મળીને રમણીય કુંડિનપુરમાં નિવાસ કરતી વખતે વારંવાર દૃષ્ટિ કરી, પણ તેણે સ્વયંવરનું કંઇપણ ચિહ્ન જોયું નહિ.[૨૧] પછી હે ભારત ! સ્ત્રીઓના ગુપ્ત વિચારથી અજાણ્યા ભીમરાજાએ એકાએક આવી ચઢેલા ઋતુપર્ણ રાજાને, "આપ ભલે આવ્યા, આપનું શું કાર્ય છે?" આવું પૂછ્યું; કારણકે ભીમરાજા પોતાની પુત્રીને માટે ઋતુપર્ણ આવ્યો છે એમ જાણતો ન હતો. બુદ્ધિમાન તથા સત્યપરાક્રમી ઋતુપર્ણ રાજાએ પણ ત્યાં કોઇ રાજાને કે રાજપુત્રને જોયો નહિ; તેમ ત્યાં સ્વયંવરની વાત પણ સાંભળી નહિ તથા બ્રાહ્મણોનો સમુદાય પણ જોયો નહિ, તેથી કોસલદેશના અધિપતિ ઋતુપર્ણ રાજાએ સ્વયંવરની વાત મનમાંથી કાઢી નાખી અને ભીમરાજાને કહ્યું કેઃ-'હું તો આપને અભિવંદન કરવા આવ્યો છું."[૨૫] આ સાંભળીને ભીમરાજાએ મંદ હાસ્ય કર્યું અને તે મનમાં વિચાર કરવા લાગ્યો કેઃ-"આ રાજા અનેક ગામોને ઓળંગીને સો યોજન કરતાં પધારે દૂર શામાટે આવ્યો હશે ? એણે કાર્ય તો ઘણુંજ નાનું બતાવ્યું, એટલાજ કારણથી એ અહીં સુધી આવે નહિ. ઠીક, પછી છેવટે એને આવવાનું જે કારણ હશે તે હું જાણી લઇશ."આવો વિચાર કરીને ઋતુપર્ણ રાજાના આવવાના કારણને યથાર્થરીતે ન જાણી શકેલા ભીમરાજાએ તેને મુકામ ઉપર જવાની રજા આપી[૨૮] અને સત્કાર કરીને તેને વારંવાર કહ્યું કેઃ-"તમે થાકી ગયા છો, માટે હમણાં વિશ્રાંતિ લ્યો." આ પ્રમાણે પ્રસન્નતાપૂર્વક ભીમરાજાએ ઋતુપર્ણ રાજાનો સત્કાર કર્યો, તેથી પ્રફુલ્લિત મનવાળો તે રાજા આનંદ પામ્યો[૨૯] અને રાજસેવકોની સાથે જઈને તેઓએ બતાવેલા ભવનમાં ઉતર્યો. હે યુધિષ્ઠિર રાજા! આ રીતે વાર્ષ્ણેય સારથિની સાથે ઋતુપર્ણ રાજા ઉતારે ગયો.[૩૦] તે પછી બાહુક રથ લઈને રથશાળામાં ગયો અને તેણે ઘોડાઓને છોડી, શાસ્ત્રવિધિ પ્રમાણે તેઓની સેવાચાકરી કરી.[૩૧] તથા તેઓને શાંત કરીને પોતે રથઉપર જઈને બેઠો.

શોકાતુર થયેલી દમયંતી પણ ઋતુપર્ણ રાજાને, સારથિ વાર્ષ્ણેયને અને તેવા દેખાવવાળા બાહુકને જોઈને વિચાર કરવા લાગી કેઃ-"આ કોના રથનો ધ્વનિ મેં સાંભળ્યો હશે ?[૩૩] તે ધ્વનિ તો નળના રથનો ધ્વનિ હોય તેવો ગંભીર લાગતો હતો; પરંતુ હું નળને તો દેખતી નથી ! ખરેખર, વાર્ષ્ણેય સારથિ તેજ વિદ્યા શીખ્યો હશે[૩૪] અને તેથીજ આ રથનો ઘોષ નળના રથના જેવો મહાગંભીર થયો હશે અથવા આ

ઋતુપર્ણ રાજા પણ નળરાજાના જેવો અશ્વવિદ્યામાં કુશળ હશે અને તે કારણથી આ રથનો શબ્દ નળના રથના શબ્દ જેવો જણાયો હશે.”

હે યુધિષ્ઠિર રાજા! આવા આવા વિચારો કર્યા પછી કલ્યાણી દમયંતીએ નળરાજાની શોધને માટે પોતાની દાસીને મોકલી.[૩૬]

**ઇતિ શ્રીમહા૦ વન૦ નલોપાખ્યાન પર્વમાં “ભીમપુરપ્રવેશ” એ વિષયનો અધ્યાય ૭૩ મો સમાપ્ત.**

## અધ્યાય ૭૪ મો

### નળ અને કેશિનીનો સંવાદ

**॥दमयन्त्युवाच॥**

**गच्छ केशिनि जानीहि क एष रथवाहक ॥**
**उपविष्टो रथोपस्थे विकृतो ह्रस्वबाहुकः॥१॥**

દમયંતીએ કહ્યું:-“હે કેશિની! તું જા અને તપાસ કર કે, આ કદ્રૂપો તથા ટુંકા હાથવાળો સારથિ રથના ઉપર બેઠો છે તે કોણ છે?[૧] હે કલ્યાણિ! પ્રથમ તું તેની પાસે જઇને સાવધાન રહી નમ્રતાથી કુશળપ્રશ્ન પૂછજે અને તે પછી હે નિર્દોષ કેશિનિ! એ પુરુષની ખરી હકીકત શી છે તે પૂછી જો[૨] મારા મનમાં સંતોષ અને હૃદયને જે સુખ થાય છે તે ઉપરથી આ નળરાજા હશે, એવી મને એના સંબંધમાં મોટી શંકા થાય છે.[૩] હે સુંદર નિતંબવાળી અનિંદ્ય સ્ત્રી! તું વાતચીત થઇ રહ્યાપછી પર્ણાદનાં વચન તેને સંભળાવજે અને તેનો તે જે ઉત્તર આપે તેને તું લક્ષમાં રાખજે.”[૪]

આ પ્રમાણે દમયંતીએ કહ્યું, એટલે તે દાસી સાવધાન થઇને બાહુકની પાસે ગઈ અને તેની સાથે બોલવા લાગી તથા બીજી તરફ કલ્યાણી દમયંતી પણ અગાશી ઉપર ચઢીને તે તરફ જોવા લાગી.[૫]

કેશિનીએ કહ્યું:-હે મનુષ્યેન્દ્ર! તમે ભલે આવ્યા. હું તમને કુશળ પછું છું. હે પુરુષશ્રેષ્ઠ! તમે દમયંતીનાં વચનને સારી રીતે સાંભળો.[૬] તમે ક્યારે નીકળ્યા હતા? અને અહીં શામાટે
આવ્યા છો? તે તમે ખરેખરૂ કહો; ક
દમયંતી તે સાંભળવાની ઇચ્છા રાખે છે

બાહુકે કહ્યું:-કોસલદેશનામહાત્મા રા
એક બ્રાહ્મણના મુખથી સાંભળ્યું છે કે, કાલે
યંતીનો બીજીવાર સ્વયંવર થવાનો છે.
સાંભળીને ઋતુપર્ણ રાજા, સો યોજન ગ
નારા તથા વાયુના જેવા વેગવાળા ઉત્ત
ડાઓ રથે જોડીને ત્યાંથી નીકળ્યા હતા.
રાજાનો સારથિ છું.”[૯]

કેશિનીએ કહ્યું:-“અને જે તમ
ત્રીજો પુરુષ છે તે ક્યાંથી આવ્યો છે? તથા
છે? અને તમે કોના છો? તથા આ કર્મ ત
પાસે કેવી રીતે આવ્યું છે?”[૧૦]

બાહુકે કહ્યું:-“હે કલ્યાણિ! પવિત્રકીતિ
નળરાજાનો વાર્ષ્ણેય નામનો સારથિ હતો.
ળરાજા નાસી ગયો ત્યારે ઋતુપર્ણરાજાની
રહ્યો છે.[૧૧] હું પણ અશ્વવિદ્યામાં કુશળ છુ
સારથિના કામમાં પ્રતિષ્ઠા પામેલો છું, તે
તુપર્ણ રાજાએ પોતેજ મને સારથિના ક
તથા રસોઈના કામમાં રાખ્યો છે.”[૧૨]

કેશિનીએ કહ્યું:-“હે બાહુક! નળ
ક્યાં ગયા છે તે વાર્ષ્ણેય જાણે છે કે? ર
તેણે તમારી આગળ તે શામાટે કહ્યું હોય

બાહુકે કહ્યું:-વાર્ષ્ણેય સારથિ તો શુભ
વાળા નળનાં બન્ને બાળકોને અહીંજ મ
પોતાની ઇચ્છાપ્રમાણે અહીંથી ચાલ્યો
હતો, તેથી નળરાજા ક્યાં છે તે વાતને એ જ
નથી;[૧૪] તેમજ હે યશસ્વિનિ! બીજો કો
પુરુષ નળને જાણતો નથી, કારણકે તે ર
રૂપ નાશ પામ્યું છે અને તે આ લોકમાં ગુ
હીને ફરે છે,[૧૫] તેથી નળને તો નળ પોતેજ
ળખે છે અથવા તેની સાથે એકતા પામેલી
સ્ત્રી ઓળખે છે કારણ કે, નળ પોતાનાં ચિ
કદી કોઇને કહેતો નથી.”[૧૬]

કેશિનીએ કહ્યું:-“પ્રથમ અયોધ્યાર
એક બ્રાહ્મણ ગયો હતો, તે બ્રાહ્મણ આ પ્ર
એક સ્ત્રીનાં વાક્યોને વારંવાર ઉચ્ચ
હતો.[૧૭] ‘હે કપટી મારૂં અર્ધ વસ્ત્ર

લઇને પ્રેમાળ પત્નીને જંગલમાં સૂતી મૂકી ક્યાં ચાલ્યો ગયો?[૧૮] તે સ્ત્રી તારી આજ્ઞા પ્રમાણે તારી વાટ જોતી બેઠી છે અને અર્ધા વસ્ત્રથી વીંટાઇને નિત્ય બળ્યા કરે છે.[૧૯] હે રાજા! તે દુઃખને લીધે તે સ્ત્રી હમેશાં રડયા કરે છે, માટે હે વીર! તું કૃપા કર અને મારાં વચનનો પ્રત્યુત્તર આપ. [૨૦] હે મહાબુદ્ધિમાન! તું તેને પ્રિય લાગે તેવાં વચન કહે, કારણકે અનિંદિતા વૈદર્ભી તેજ વાક્યો સાંભળવાની ઈચ્છા રાખે છે."[૨૧] આવાં તે બ્રાહ્મણનાં વચન સાંભળીને તમે તેને પૂર્વે જે પ્રત્યુત્તર આપ્યો હતો, તેજ પ્રત્યુત્તરને વૈદર્ભી ફરી તમારાથી સાંભળવાની ઈચ્છા રાખે છે."[૨૨]

બૃહદશ્વે કહ્યું:–હે કુરુનંદન રાજા! આ પ્રમાણે કેશિનીએ કહ્યું, તે વખતે નળનું હૃદય ભરાઈ આવ્યું અને તેનાં નેત્રો, આંસુથી ભરાઇ ગયાં;[૨૩] પરંતુ અંતરમાં બળતા તે રાજાએ પોતાનું દુઃખ દબાવી રાખ્યું અને અશ્રુથી ગળગળી વાણીવડે ફરીથી આ પ્રમાણે કહ્યું.[૨૪]

બાહુકે કહ્યું:–"કુલીન સ્ત્રીઓ સંકટમાં પડતાં પણ પોતે પોતાનું સંરક્ષણ કરે છે અને તેથી તેઓ ખરેખર સ્વર્ગનો વિજય કરે છે,એમાં સંશય નથી.[૨૫] પતિએ પોતાનો ત્યાગ કર્યો હોય, તોપણ ઉત્તમ સ્ત્રીઓ પતિના ઉપર કદિ ક્રોધ કરતી નથી; પરંતુ સદાચરણરૂપી બખ્તરથી રક્ષણ કરાયલા પોતાના પ્રાણોને ધારણ કરે છે.[૨૬] સંકટમાં સપડાવાથી મૂઢ બની ગયેલા અને સુખથી ભ્રષ્ટ થયેલા તે પતિએ તેનો ત્યાગ કર્યો તેમાં તે સ્ત્રીએ ક્રોધ કરવો યોગ્ય નથી. [૨૭] તે વખતે તે દેહનિર્વાહને માટે આકાંક્ષા કરતો હતો, પક્ષીઓએ તેનું વસ્ત્ર હરી લીધું હતું અને તે માનસિક ચિંતાથી બળતો હતો, માટે તેવી સ્થિતિવાળા પુરુષના ઉપર તે શ્યામા સ્ત્રીએ ક્રોધ કરવો યોગ્ય નથી.[૨૮] પતિએ સત્કાર કર્યો હોય અથવા ન કર્યો હોય, તોપણ સ્ત્રીએ તો રાજ્યથી ભ્રષ્ટ થયેલા, નિર્ધન બનેલા, ક્ષુધાતુર થયેલા અને દુઃખમાં ડૂબેલા એવા પોતાના પતિની તેવી અવસ્થા જોઇને તેના ઉપર ક્રોધ કરવો યોગ્ય નથી."[૨૯]

હે ભરતવંશી રાજા! આ પ્રમાણે તે વાક્યોને ઉચ્ચારતાં નળનું મન અત્યંત ખિન્ન થઈ ગયું અને અશ્રુઓને રોકી ન શકવાથી તે બહુ રુદન કરવા લાગ્યો.[૩૦] તે પછી કેશિનીએ ત્યાંથી જઈને દમયંતીને તે સઘળું વૃત્તાંત જણાવ્યું અને નળને ઉત્પન્ન થયેલા અશ્રુપાતાદિ વિકારો પણ કહી સંભળાવ્યા.[૩૧]

**ઈતિ શ્રીમહા૦ વન૦ નલોપાખ્યાન પર્વમાં "નળકેશિનીસંવાદ" એ વિષયનો અધ્યાય ૭૪ મો સમાપ્ત.**

---

# અધ્યાય ૭૫ મો

## દમયંતીએ ફરી દાસી મોકલીને બાહુકની પરીક્ષા કરાવી.

**॥बृहदश्व उवाच॥**

**दमयंती तु तच्छ्रुत्वा भृंश शोकपरायणा ॥**
**शंकमाना नलं तं वै केशिनीमिदमब्रवीत् ॥१**

બૃહદશ્વે કહ્યું:–દમયંતી તો તે સાંભળતાંજ અત્યંત શોકાતુર થઈગઈ અને તે નળ છે, એવી શંકા લાવીને કેશિનીને આ પ્રમાણે કહેવા લાગી:–[૧] "હે કેશિનિ! તું ફરી જા અને વગર-બોલ્યે બાહુકની પાસે ઉભી રહીને તેનાં ચરિત્રો તરફ લક્ષ્ય આપી તેની પરીક્ષા કર.[૨] હે ભામિનિ! જ્યારે તે કંઇ કાર્ય કરે, ત્યારે તેનાં કારણ તરફ તથા તે કાર્યમાં જે કંઇ તે પ્રયત્ન કરે તે પ્રયત્ન તરફ તું લક્ષ્ય આપજે.[૩] હે કેશિનિ! તે આગ્રહ કરીને અગ્નિ માગે, તોપણ તારે ઉતાવળ કરીને અગ્નિ આપવો નહિ અને પાણી માગે તોપણ તારે સર્વથા ઉતાવળ કરીને તે આપવું નહિ.[૪] પછી તે સર્વ ચરિત્ર જોઇને, બાહુકમાં દૈવી અથવા માનુષી જે લક્ષણો તારા જોવામાં આવ્યાં હોય તે મને જણાવજે.[૫] વળી બીજું પણ જે કંઈ તારા જોવામાં આવે, તે પણ તારે મને કહેવું."

દમયંતીએ આ પ્રમાણે કહ્યું, એટલે તે કેશિની નળની પાસે ગઈ;[૬] અને અશ્વવેત્તા નળ-

નાં લક્ષણો જોઇને પાછી આવી. તે પછી તેણે બાહુકમાં દૈવી અને માનુષી જે જે લક્ષણો જોયાં હતાં, તે સઘળાં જેમ બન્યાં હતાં તેમ દમયંતીને નિવેદન કર્યાં.૭

કેશિની બોલીઃ– "હે દમયંતિ! એ બાહુકનાં પ્રત્યેક કર્મો બહુજ સ્વચ્છ છે. તેવી સ્વચ્છતા રાખનારો પુરુષ પૂર્વે મેં કોઈ જગ્યાએ જોયો નથી તેમ સાંભળ્યો પણ નથી.૮ કોઇ ઠેકાણે નીચું બારણું આવે છે,તો ત્યાં એ નમતો નથી; પરંતુ તેને જોતાંજ તે દ્વાર પ્રતિબંધવિના સુખથી જઇ શકાય તેવું ઉંચું થઇ જાય છે.૯ સાંકડી જગ્યા હોય છે ત્યાં પણ એ જાય છે, એટલે તે સ્થાન બહુજ પહોળું થઈ જાય છે. ભીમરાજાએ ઋતુપર્ણને માટે અનેક પ્રકારના ભોજન કરવાના પદાર્થો તથા પશુનું પુષ્કળ માંસ મોકલ્યું હતું અને તે માંસને ધોવામાટે ત્યાં ઘડાઓ મૂકેલા હતા. ૧૦,૧૧ તે ઘડાઓના તરફ તેણે દૃષ્ટિ કરી તેની સાથેજ તે ઘડાઓ પાણીથી ભરાઇ ગયા. પછી બાહુકે તે માંસ ધોઈ કાઢીને તેને ચૂલા ઉપર ચઢાવ્યું૧૨ અને એક મુઠ્ઠીભર ઘાસ લઇને સૂર્યની સામે ધર્યું તેની સાથેજ તેમાં એકાએક અગ્નિ પ્રકટ થયો.૧૩ તે મહાન આશ્ચર્ય જોઇને હું વિસ્મય પામી અને અહીં આવી છું. વળી મેં તેનામાં બીજું પણ બહુ મોટું આશ્ચર્ય જોયું.૧૪ તે એ છે કે, અગ્નિનો સ્પર્શ કરતાં પણ તે દાઝતો નથી અને હે કલ્યાણિ! તેની ઇચ્છા થતાંજ તુરત ત્યાં ધારાબંધ પાણી વહેવા માંડે છે.૧૫ વળી એક ઘણુંજ મોટું આશ્ચર્ય મેં જોયું તે એ છે કે, બાહુક બે હાથમાં પુષ્પો લઇને તેને ધીરે ધીરે ચોળે છે૧૬ તોપણ તેણે બે હાથવડે ચોળેલાં તે પુષ્પો ચીમળાતાં નથી પણ ઉલટાં પ્રફુલ્લિત તથા અધિક સુગંધીવાળાં થાય છે. આ અદ્ભુત ચિહ્નો જોઇને હું ઉતાવળી તમારી પાસે આવી છું."૧૭

બૃહદશ્વે કહ્યું:–દમયંતીએ પવિત્ર કીર્તિવાળા નળરાજાનું તે ચરિત્ર સાંભળીને (તેનાં રસોઇ વગેરે) કર્મ તથા (પૃથ્વી, જળ, અને અગ્નિના વિજયરૂપી) ચેષ્ટાવડે ઓળખાતા તે નળરાજાજ આવ્યા છે એમ માન્યું;૧૮ અને લક્ષણો ઉપરથી તે બાહુકજ પોતાનો ભર્તા છે એમ માન્યું- પણ રૂપના ભેદથી શંકિત થઈને ફરી તેણે રુદન કરતાં કરતાં કોમળ વાણીથી કેશિનીને કહ્યું કે:–૧૯"હે પ્રેમમાળ કેશિનિ! તું ફરી જા અને બાહુકનું લક્ષ્ય બીજી તરફ હોય તે વખતે તેના રસોડામાંથી તેનું રાંધેલું માંસ અહીં લઈ આવ."૨૦ આ સાંભળીને દમયંતીનું પ્રિય કરનારી કેશિની બાહુકની આગળ ગઈ અને તુરત તેણે રાંધેલાં માંસમાંથી ઘણુંજ ઉનું માંસ ઉપાડી લઈ, તેજ વખતે પાછી આવીને તે દમયંતીને આપ્યું. હે કુરુનંદન! પૂર્વે બહુ વાર નળે રાંધીને તૈયાર કરેલા માંસને દમયંતીએ ખાધું હતું તેથી તે માંસ ખાતાંજ તેણે આ સારથિ નળ પોતેજ છે એમ માન્યું અને તે બહુ દુઃખી થઇને મોટે સાદે રડવા લાગી. તે પછી અત્યંત વ્યાકુળ થઇ ગયેલી દમયંતીએ પોતાનું મુખ ધોઇ નાખ્યું.૨૩ અને હે ભારત! કેશિનીની સાથે પોતાનાં બન્ને બાળકોને બાહુકની પાસે મોકલ્યાં. બાહુકે ઇંદ્રસેનાને તથા તેના ભાઈ ઇંદ્રસેનને ઓળખીને તેના તરફ દોટ મૂકી અને તે બન્ને બાળકોને ભેટીને, પોતાના ખોળામાં બેસાડયાં. એટલુંજ નહિ પણ દેવપુત્રના જેવાં તે સંતાનને મળીને બાહુકનું મન અતિશય દુઃખથી ભરાઇ આવ્યું અને તે મોટે સાદે રડવા લાગ્યો. તે વખતે તેણે વારંવાર પ્રેમના વિકારો દર્શાવ્યા અને પછી ભાન આવ્યું હોય તેમ એકાએક બન્ને બાળકોને ખોળામાંથી ઉઠાડી મૂકીને નળે કેશિનીને કહ્યું:–૨૪,૨૬ "ઓ કલ્યાણિ! આ બન્ને બાળકો મારી પુત્રી તથા પુત્રના જેવાં છે, તેથી એને જોતાંજ એકાએક મારી આંખમાંથી અશ્રુ પડયાં છે.૨૭ હે ભદ્રે! તું વારંવાર અહીં આવે છે તેથી લોકો તારા તરફ દોષની શંકા કરશે. અમે તો આ દેશના અતિથિ છીએ, માટે હવે તું સુખેથી ચાલી જા."૨૮

**અધ્યાય ૭૫ મો સમાપ્ત.**

# અધ્યાય ૭૬ મો
## નળ તથા દમયંતીનો સમાગમ

॥बृहदश्व उवाच॥

सर्वं विकारं दृष्ट्वातु पुण्यश्लोकस्य धीमतः ॥
आगत्यके शिनी सर्वं दमयंत्यैन्य वेदयत् १

બૃહદશ્વે કહ્યું:-કેશિની, પવિત્ર કીર્તિવાળા બુદ્ધિમાન નળના સર્વ વિકારો જોઇને પાછી આવી અને તેણે દમયંતીને તે સર્વ વાત જણાવી.[1] તે પછી દુઃખાતુર થયેલી દમયંતીએ નળનાં દર્શનની આકાંક્ષાથી ફરી કેશિનીને પોતાની માતા પાસે મોકલી;[2] અને તેની સાથે કહાવ્યું કે:-'મેં નળની શંકાથી બાહુકની વારંવાર પરીક્ષા કરી છે, હવે એકલાં રૂપમાંજ મને સંશય રહ્યો છે, માટે હું પોતેજ તે જાણવાની ઈચ્છા કરૂં છું.[3] હે માતા! તે સારૂં તમે તેને અહીં પ્રવેશ કરાવો, કે મને ત્યાં જવાની આજ્ઞા આપો.આ કામ મારા પિતાને જણાવીને કરો અથવા તેમને જણાવ્યા વિના કરો, પણ એ અવશ્ય કરવું જોઇએ."[4] દમયંતીએ કેશિનીદ્વારા કહાવ્યું આ પ્રમાણે એટલે રાણીએ પુત્રીનો અભિપ્રાય ભીમરાજાને જણાવ્યો અને ભીમરાજાએ તે સંબંધમાં સંમતિ આપી.[5] હે ભરતશ્રેષ્ઠ! આ રીતે માતા તથા પિતાની આજ્ઞા મળ્યા પછી, દમયંતીએ પોતાના નિવાસભવનમાં નળને બોલાવીને દાખલ કર્યો.[6] દમયંતીને જોતાંજ નળરાજાનું હૃદય એકાએક દુઃખ તથા શોકથી ભરાઈ આવ્યું અને તે અશ્રુથી ભીંજાઇ ગયો નળને તેવો શોકાધીન થયેલો જોઈને તે વખતે સુંદરાંગી દમયંતી પણ તીવ્રશોકમાં ડૂબી ગઇ.[8] તે પછી હે મહારાજ! મલીન વસ્ત્રવાળી, ગુંચાયલા કેશવાળી તથા મેલથી મલિન જણાતી દમયંતીએ બાહુકને કહ્યું કે:—[9] "એ બાહુક! પૂર્વે પોતાની સ્ત્રીને જંગલમાં સૂતી મૂકીને ચાલ્યો ગયેલો એક ધર્મવેત્તા નામથી પ્રસિદ્ધ થયેલો પુરુષ તારા જોવામાં આવ્યો છે કે ?[10] થાકવડે મૂર્છિત થઇને પડેલી નિરપરાધી પોતાની પ્રિય ભાર્યાને નિર્જન વનમાં છોડી દઇને પવિત્ર કીર્તિવાળા નળવિના બીજો કયો પુરુષ ચાલ્યો જાય ?[11] મેં અજ્ઞાનને લીધે તે રાજાનો કયો અપરાધ કર્યો હતો, કે જેથી મને નિદ્રાવડે વ્યાકુળ થયેલીને જંગલમાં છોડીને તે ચાલ્યા ગયા ?[12] મેં પૂર્વે સાક્ષાત્ દેવોને છોડીને તેની સાથે લગ્ન કર્યાં હતાં, હું તેને અનુકૂળ રહેતી હતી, તેનાપ્રત્યે અભિલાષાવાળી હતી અને પુત્રવાળી હતી, છતાં તેણે મારો શામાટે ત્યાગ કર્યો હશે ?[13] તેણે દેવોની આગળ અગ્નિની સમક્ષ મારૂં પાણિગ્રહણ કરીને આવી સત્ય પ્રતિજ્ઞા કરી હતી કે, 'હું તારોજ રહીશ' તે સત્ય ક્યાં ગયું ?"[14]

હે શત્રુદમન રાજા! આ સઘળું દમયંતી બોલતી હતી તે વખતે તેનાં બન્ને નેત્રોમાંથી શોકને લીધે પુષ્કળ દુઃખાશ્રુઓ વહી જતાં હતાં.[15] શ્યામ કીકીવાળાં અને લાલ છેડાવાળાં દમયંતીનાં નેત્રોમાંથી અતિશય અશ્રુજળ વહેતું જોઇને નળ રાજા શોકાતુર દમયંતીને કહેવા લાગ્યો કે:—[16] "એ ભીરુ સ્ત્રિ! મારૂં રાજ્ય જે નાશ પામ્યું અને મેં જે તારો ત્યાગ કર્યો તે મારૂં પોતાનું કર્તવ્ય નથી, પરંતુ તે કર્તવ્ય કલિનું છે.[17] પૂર્વે તું જ્યારે ધર્મસંકટમાં પડીને વનમાં ફરતી હતી અને દુઃખી થઇને રાત્રિદિવસ મારો શોક કર્યા કરતી હતી, ત્યારે તેં જે શાપ આપીને કલિનો પરાભવ કર્યો હતો, તે શાપથી દગ્ધ થયેલો કલિ, અગ્નિમાં મૂકેલા અગ્નિની પેઠે, સતત તારા શાપથી બળ્યા કરતો મારા શરીરમાં રહ્યો હતો;[18,19] પરંતુ હવે મેં ઉદ્યોગથી તથા તપથી તેનો પરાજય કર્યો છે, તેથી હે કલ્યાણિ! આ આપણા દુઃખનો અહીંજ છેડો આવ્યો છે.[20] તે પાપી કલિ મને છોડીને ચાલ્યો ગયો છે અને તે પછી હે વિશાળ નિતંબવાળી! હું તારેમાટે અહીં આવ્યો છું, એ વિના મારે અહીં આવવાનું બીજું કંઈ પ્રયોજન નથી;[21] પરંતુ હે ભીરુ! પ્રીતિવાળા અને અનુકૂળ રહેનારા પતિને ત્યજીને તારી પેઠે કયી સ્ત્રી કોઈપણ પ્રસંગમાં બીજા પુરુષને વરવા

તૈયાર થાય ?[૨૨] ભીમરાજાની આજ્ઞાથી આખી પૃથ્વી ઉપર દૂતો ફરે છે અને તેઓ કહે છે કે, સ્વચ્છંદપણે વર્તનારી ભીમકન્યા પોતાની ઇચ્છા પ્રમાણે પોતાને યોગ્ય કોઈ બીજા પતિને વરનારી છે.' આ ખબર સાંભળતાંજ ઋતુપર્ણ રાજા ત્વરાથી અહીં આવ્યો છે."[૨૩,૨૪] દમયંતી તો નળનાં આવાં શોકવચન સાંભળીને ભયભીત થઈ ગઇ અને બે હાથ જોડી ધ્રૂજતી ધ્રૂજતી કહેવા લાગી.[૨૫]

દમયંતીએ કહ્યું:–"હે કલ્યાણમૂર્તિ ! મારા ઉપર દોષની શંકા લાવવી તમને યોગ્ય નથી; કારણકે હે નિષધરાજ ! હું તો દેવોનો ત્યાગ કરીને તમને વરી છું.[૨૬] વળી તમારા આવવાને માટેજ બ્રાહ્મણો મારાં વાકયોને ગાથારૂપે સર્વત્ર ગાતા ગાતા દશે દિશાઓમાં ગયા હતા.[૨૭] હે રાજા ! તેમાંનો એક પર્ણાદ નામનો વિદ્વાન બ્રાહ્મણ અયોધ્યામાં ઋતુપર્ણને ઘેર તમારી પાસે આવ્યો હતો.[૨૮] તેણે મારાં કહેલાં વચનો ઉચ્ચાર્યાં અને તમારો સારી રીતે પ્રત્યુત્તર મેળવ્યો. તે પછી હે નિષધનાથ ! તમને અહીં લાવવા માટે મેં આ ઉપાય ખોળી કાઢયો;[૨૯] કારણકે હે પૃથ્વીપતિ રાજા ! આ લોકમાં એકે દિવસે ઘોડાઓથી સો યોજન જવામાટે તમારાવિના બીજો કોઈ સમર્થ નથી.[૩૦] હે મહીપતિ ! હું તમારા ચરણના સોગન લઇને આ સત્ય કહું છું કે, મેં મનથી પણ કોઈ જાતનું અસત્ય આચરણ કર્યું નથી.[૩૧] મેં જો કંઇપણ પાપ કર્યું હોય તો આ સર્વ ભૂતોનો સાક્ષી અને સર્વ લોકમાં સતત ગતિ કરનારો વાયુ મારા પ્રાણોનો નાશ કરો;[૩૨] વળી મેં જો પાપ કર્યું હોય તો જગતની પાર સર્વદા ગતિ કરનારા આ સૂર્ય મારા પ્રાણોનો નાશ કરો;[૩૩] વળી મેં જો પાપ કર્યું હોય તો સાક્ષીની પેઠે સર્વ પ્રાણીઓના અંતઃકરણમાં સંચાર કરનારા ચંદ્રમા (ચિત્તના અધિષ્ઠાતા દેવ) મારા પ્રાણનો નાશ કરો.[૩૪] આ ત્રણે દેવો સમગ્ર ત્રૈલોક્યને ધારણ કરે છે; તેથી એ દેવો જે સત્ય હોય તે કહો અને મારામાં પાપ હોય તો મારો ત્યાગ કરો."[૩૫]

દમયંતીએ આ વચનો કહ્યાં, ત્યારે અંતરિક્ષમાંથી વાયુએ કહ્યું કેઃ– "હે નળ ! હું તને સત્ય કહું છું કે, આ દમયંતીએ પાપ કર્યું નથી.[૩૬] હે રાજા ! શીલરૂપી વિશાળ ભંડારનું દમયંતીએ સારી રીતે રક્ષણ કર્યું છે; અમે ત્રણ વર્ષસુધી એના રક્ષક અને સાક્ષીતરીકે રહ્યા છીએ.[૩૭] એક દિવસમાં સો યોજન જનારો તારાવિના બીજો કોઈ પુરુષ આ જગતમાં નથી એમ સમજીને આ અનુપમ ઉપાય એણે તારેમાટેજ યોજ્યો છે;[૩૮] અને તેથીજ હે રાજા! તું દમયંતીને પ્રાપ્ત થયો છે તથા દમયંતી તને પ્રાપ્ત થઈ છે; માટે તું એ સંબંધમાં શંકા ન લાવતાં પોતાની પત્નીનો સ્વીકાર કર."[૩૯]

આ પ્રમાણે વાયુ બોલતો હતો, તે વખતે આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ થવા લાગી; દેવનાં દુંદુભિઓ વાગવા લાગ્યાં અને પવિત્ર વાયુ વાવા લાગ્યો.[૪૦] હે ભારતરાજ! તે આશ્ચર્યમય પ્રસંગ જોઇને શત્રુદમન નળરાજાએ દમયંતી ઉપર આવેલી શંકાને દૂર કરી.[૪૧] તે પછી નળરાજાએ નાગરાજ કર્કોટકનું સ્મરણ કરીને તેનું આપેલું પેલું નિર્મળ વસ્ત્ર પહેર્યું, કે તુરતજ તેને પોતાનું રૂપ પ્રાપ્ત થયું.[૪૨] નિર્દોષ ચરિત્રવાળી દમયંતી, પોતાના ભર્તાને ખરા સ્વરૂપમાં જોઇને તે વખતે ચારિત્ર્યવાન નળને ભેટી પડી! અને ઉચ્ચા સ્વરે વિલાપ કરવા લાગી.[૪૩] પૂર્વની પેઠે કાંતિમાન જણાતા નળરાજાએ પણ દમયંતીને તથા પોતાનાં બન્ને છોકરાંઓને આલિંગન કરીને તેઓને યથાર્થ રીતે અભિનંદન આપ્યું.[૪૪] તે પછી વિશાળ નેત્રવાળી સુંદરમુખી દમયંતી, પોતાની છાતી ઉપર નળનું મુખ રાખીને પૂર્વનાં દુઃખોને યાદ કરી નિઃશ્વાસ નાખવા લાગી;[૪૫] તેમજ શોકમગ્ન થયેલો પુરુષવ્યાઘ્ર નળરાજા પણ મેલવડે મલિન અંગવાળી અને શુદ્ધ હાસ્યવાળી દમયંતીને ભેટીને ઘણા સમય સુધી તેમજ રહી ગયો.[૪૬] હે રાજા! તે પછી દમયંતીની માતાએ, દમયંતીનું અને નળનું સર્વ વૃત્તાંત, ભીમરાજાને યથાર્થ રીતે

ોતિથી કહી સંભળાવ્યું.[૪૭] ત્યારે મહારાજા ોમે કહ્યું કે:–" આજે તેને સુખથી રહેવા દે ાને કાલે સવારે સ્નાનાદિક કરીને શુદ્ધ થયેલા ળરાજાને દમયંતીની સાથે હું મળીશ."[૪૮]

હે રાજા! તે પછી નળ અને દમયંતી, પૂર્વે વન-ાં થયેલી સર્વ વાતોને પરસ્પર કહેતાં રાત્રિભર ાાનંદથી સાથે રહ્યાં.[૪૯] આ પ્રમાણે એકમેકનાં ખની ઈચ્છા રાખતાં તથા પૂર્ણ મનોરથ-ળાં વૈદભી અને નળ ભીમરાજાના ભવનમાં ાાં.[૫૦] એ રીતે ચોથે વર્ષે પોતાની ભાર્યા-ા સમાગમ કરીને નળરાજાની સર્વ કામના-ો સિદ્ધ થવાથી તે અત્યંત આનંદ પામ્યો.[૫૧] ેમ ધાન્યના અર્ધા છોડ ઉગી નીકળ્યા પછી ાણી મળવાથી પૃથ્વી તૃપ્ત થાય છે, તેમ દમ-ંતી પણ પોતાના ભર્તાને મળવાથી બહુ તૃપ્ત ઈ.[૫૨] આ પ્રમાણે પતિને મળવાથી દમયંતીનો ાક દૂર થયો, તેનો સંતાપ શાંત થઈ ગયો, ર્ષવડે તેનું ચિત્ત પ્રફુલ્લિત થઈ ગયું અને ર્ણ મનોરથવાળી ભીમપુત્રી, ઉદય પામેલા ંદ્રથી જેમ રાત્રિ શોભે તેમ શોભવા લાગી.[૫૩]

ાતિ શ્રીમહા૦ વન૦ નલોપાખ્યાન પર્વમાં " નળદમયંતીનો સમાગમ " એ વિષયનો અધ્યાય ૭૬ મો સમાપ્ત.

---

## અધ્યાય ૭૭ મો

### નળદમયંતી ભીમરાજાને મળ્યાં અને ઋતુપર્ણરાજા સ્વદેશ ગયો.

॥बृहदश्व उवाच॥

अथ तां व्युषितो रात्रिं नलोराजा स्वलंकृतः।
वैदर्भ्या सहितः काले ददर्श वसुधाधिपम् १

બૃહદશ્વે કહ્યું:–તે રાત્રિ ત્યાં રહ્યા પછી ાળરાજા, વસ્ત્રાલંકાર ધારણ કરીને દમયંતીની ાાથે ઠરાવેલે સમયે ભીમરાજાની પાસે ગયો.[૧] ાવિત્ર નળરાજાએ પ્રથમ પોતાના સસરાને અભિવંદન કર્યું અને તે પછી કલ્યાણી ામયંતીએ પોતાના પિતાને વંદન કર્યું.[૨] તે ાખતે સમર્થ ભીમરાજાએ પરમ હર્ષથી નળ-રાજાને પુત્રની પેઠે પોતાની પાસે લીધો અને યથાયોગ્ય સન્માન આપીને નળની સાથે પતિ-વ્રતા દમયંતીને ધીરજ આપી. નળરાજાએ પણ તે સત્કારને વિધિપ્રમાણે સ્વીકારીને ભીમરાજાને પોતાના તરફની યથાયોગ્ય સેવા નિવેદન કરી. નળરાજાને તે પ્રમાણે આવેલો જોઇને નગરમાં પ્રસન્ન થયેલા લોકોનો મોટો હર્ષનો કોલા-હલ થઈ રહ્યો. આ સમયે નગરને ધ્વજાપતા-કાઓથી સુશોભિત કર્યું,[૩,૬] રાજમાર્ગોને વાળી, પાણી છંટાવીને પુષ્પમાળાઓથી શણગાર્યા, નગરજનોને બારણે બારણે પુષ્પસમૂહની સુશો-ભિત રચનાઓ કરી તથા સઘળાં દેવમંદિરોને શણગારીને દેવોનું પૂજન કરવામાં આવ્યું. બીજી તરફ ઋતુપર્ણે સાંભળ્યું કે:–' બાહુકના કપટ-વેશથી ગુપ્ત રહેલો નળરાજા છે અને તેને દમ-યંતીની સાથે મેળાપ થયો છે ' આ જાણીને તે રાજાને બહુ હર્ષ થયો અને તેણે નળરાજાને બોલાવીને તેની ક્ષમા માગી.[૭,૯] બુદ્ધિમાન નળ-રાજાએ પણ અનેક કારણોને લક્ષ્યમાં લઈ ક્ષમા આપીને તેનો સત્કાર કર્યો. તે પછી તત્ત્વ-વેત્તા અને વક્તાઓમાં શ્રેષ્ઠ ઋતુપર્ણરાજાએ વિસ્મિત મુખમુદ્રાથી નળરાજાને કહ્યું કે, "તમે પોતાની ભાર્યાને મળ્યા એ બહુ સારૂં થયું." આ પ્રમાણે અભિનંદન આપીને વળી કહ્યું કે,[૧૧] "હે નૈષધરાજ! તમે મારા ઘરમાં ગુપ્ત વા-સથી રહેતા હતા તે વખતે મેં તમારો કંઇ અપ-રાધ તો કર્યો નથીને?[૧૨] મારાથી જો કંઇ જાણી જોઇને કે અજાણતાં અકાર્યો થયાં હોય તો તે અકાર્યોને માટે તમારે મને ક્ષમા આપવી યોગ્ય છે."[૧૩]

નળે કહ્યું:–"હે રાજા! તમે મારો અલ્પ પણ અપરાધ કર્યો નથી, અને કદાચ કર્યો હોય તો તેને માટે મને ક્રોધ નથી કારણકે મારે ત-મારા ઉપર ક્ષમા કરવી જોઇએ.[૧૪] હે પ્રજાપતિ! તમે તો પહેલાંથી પણ મારા મિત્ર તથા સંબંધી છો, માટે હવેથી તો તમારે મારા ઉપર અધિક પ્રીતિ રાખવી જોઇએ.[૧૫] હે રાજા! હું તમારી પાસે, ઇચ્છાપૂર્વક વૈભવો ભોગવતો સુખથી રહ્યો

છું. તમારા ઘરમાં સર્વદા જે પ્રમાણે હું સુખમાં રહ્યો છું, તે પ્રમાણે પોતાના ઘરમાં પણ રહ્યો નથી.[૧૬] હે રાજા! આ અશ્વવિદ્યાના જ્ઞાનની તમારી થાપણ મારી પાસે રહેલી છે, તે જો તમારી ઇચ્છા હોય તો હું તમને આપવાની ઇચ્છા રાખું છું" એમ કહીને પછી નળરાજાએ ઋતુપર્ણને અશ્વવિદ્યા આપી.[૧૭] તે વિદ્યાને ઋતુપર્ણે શાસ્ત્રમાં જણાવેલા વિધિ પ્રમાણે ગ્રહણ કરી. તે પછી હે રાજા! અશ્વવિદ્યા ગ્રહણ કરીને તથા નિષધાધિપતિ નળને અશ્વવિદ્યા આપીને ઋતુપર્ણ રાજા બીજા સારથિને લઈ પોતાના નગરપ્રત્યે ગયો.[૧૯] હે રાજા! ઋતુપર્ણ ગયાપછી નળરાજા કુંડિન નગરમાં થોડા દિવસ રહ્યો હતો.

**ઇતિ શ્રીમહા૦ વન૦ નલોપાખ્યાન પર્વમાં "ઋતુપર્ણનું સ્વદેશગમન" એ વિષયનો અધ્યાય ૭૭ મો સમાપ્ત.**

## અધ્યાય ૭૮ મો

### પુષ્કરનો પરાજય-નળને રાજ્યપ્રાપ્તિ

**॥ बृहदश्व उवाच ॥**

**स मासमुष्य कौंतेय भीममामंत्र्य नैषधः ॥**
**पुरादल्पपरीवारो जगाम निषधान्प्रति ॥१॥**

બૃહદશ્વે કહ્યું:–હે કુંતીપુત્ર રાજા! નળરાજા એક માસ કુંડિનપુરમાં રહ્યા પછી ભીમ રાજાની આજ્ઞા લઈને ત્યાંથી અલ્પ પરિવાર સાથે નિષધદેશપ્રત્યે જવા નીકળ્યો.[૧] તેની સાથે એક શ્વેત વર્ણનો રથ, સોળેક હાથીઓ, પચાસ ઘોડાઓ અને છસો પાળાઓ હતા.[૨] ઉદાર મનવાળો નળરાજા ક્રોધે ભરાઇને પૃથ્વીને કંપાવતો હોય તેમ ઉતાવળ કરતો એકાએક નગરમાં પેઠો. તે પછી પુષ્કરની પાસે જઇને વીરસેનના પુત્ર નળે કહ્યું કે, "આપણે ફરી દ્યૂત રમીએ; કારણકે મેં પુષ્કળ ધન એકઠું કર્યું છે.[૪] હે પુષ્કર! દમયંતી અને બીજું જે કંઇ મારી પાસે છે, તે હું દાવમાં મૂકું છું અને તું રાજ્યને દાવમાં મૂક.[૫] ફરી આપણા બેની વચ્ચે દ્યૂત રમવાનો મેં નિશ્ચય કરેલો છે. આ એક દાવમાં જો તારો જય થાય તો પછી આપણે પ્રાણની શરતથી દ્વંદ્વયુદ્ધ કરીશું.[૬] બીજાનું ધન જિતીને અથવા રાજ્ય તથા ધન હરી લઈને તેને સામો દાવ આપવો એ પરમ ધર્મ કહેવાય છે;[૭] છતાં જો તને દ્યૂત રમવાનીઇચ્છા ન હોય તો આપણે યુદ્ધરૂપી દ્યૂત ચલાવીએ. હે રાજા! આપણા બેના દ્વંદ્વયુદ્ધથી તારી અથવા મારી શાંતિ થાઓ.[૮] વંશપરંપરાથી ચાલતું આવેલું આ રાજ્ય કોઇપણ રીતે કોઇપણ ઉપાયથી મેળવવું જોઈએ, એવું વૃદ્ધ પુરુષોનું કહેવું છે;[૯] માટે હે પુષ્કર! આજે તું બેમાંથી એક કરવાનો મનમાં નિશ્ચય કર; કાં તો કપટવડે દ્યૂત રમ કે યુદ્ધ કરવા ધનુષ્યને નમાવ."

આ પ્રમાણે નળરાજાએ કહ્યું, ત્યારે પુષ્કરે પોતાનોજ અવશ્ય જય થશે એમ માનીને હાસ્ય કરતો હોય તેમ નળને કહ્યું કે,[૧૧] "હે નૈષધ! તેં સામા દાવમાં મૂકવા માટે ધન સંપાદન કર્યું તે સારૂં કર્યું અને દમયંતીનું પાપકર્મ નાશ પામ્યું તે પણ સારૂં થયું.[૧૨] હે મહાભુજ રાજા! સ્ત્રીની સાથે તું જીવતો રહ્યો છે એ પણ ઘણું સારૂં થયું, જેથી આજે દમયંતી આ જિતી લીધેલા ધનથી સુશોભિત થઇને, સ્વર્ગમાં અપ્સરાઓ જેમ ઇંદ્રની સેવા કરે છે તેમ જરૂર મારી સેવા કરશે. હે નૈષધ! હું તારૂં નિત્ય સ્મરણ કર્યા કરૂં છું તથા તારી વાટ જોઉં છું;[૧૪] કારણકે શત્રુવર્ગની સાથે દ્યૂત રમવામાં મને બહુ આનંદ થાય છે. હું આજે સુંદર જઘનવાળી અને નિર્દોષ અંગવાળી દમયંતીને જિતીને કૃતાર્થ થઇશ; કારણકે તે નિત્ય મારા હૃદયમાં વસી રહેલી છે."

આ પ્રમાણે બહુ સંબંધવિનાનો લવારો કરનારા પુષ્કરની તે વાણી સાંભળીને નળને ક્રોધ ચઢયો અને તેણે તરવારવડે તેનું માથું કાપી નાખવાની ઇચ્છા કરી; પરંતુ તેમ ન કરતાં ક્રોધવડે લાલ નેત્રવાળા નળરાજાએ ગર્વથી તેને કહ્યું, કે,[૧૪-૧૭] આપણે દ્યૂત રમીએ, તું બકબક શામાટે કરે છે? હાર્યો પછી તું આવું બોલી શકીશ નહિ."

તે પછી પુષ્કરનું અને નળનું દ્યૂત શરૂ

થયું.[૧૮] હે યુધિષ્ઠિર! તમારૂં કલ્યાણ થાઓ. તે દ્યૂતમાં નળરાજાએ એકજ દાવમાં રત્નભંડારના સમૂહોની સાથે પુષ્કરને હરાવ્યો.[૧૯] તે પછી પુષ્કરે પ્રાણની શરત કરી તેમાં પણ પુષ્કરને જિતી લઇને નળરાજાએ હાસ્ય કરતાં તેને કહ્યું કે, "નિષ્કંટક તથા ઉપદ્રવવિનાનું આ આખું રાજ્ય મારૂં છે, એટલે હે અધમ રાજા! હવે તું વૈદર્ભીને જોવા પણ સમર્થ થઈશ નહિ; પરંતુ ઓ મૂર્ખ! તેનો તો તું પરિવારની સાથે દાસ બની ગયો છે.[૨૧] પૂર્વે તેં મને જે જિત્યો હતો તે તારૂં કર્મ ન હતું પણ તે કર્મ તો કલિનું હતું; છતાં હે મૂર્ખ! તેની તને ખબર નથી.[૨૨] હું પારકાના દોષને કોઈ રીતે તારા ઉપર મૂકતો નથી, માટે તું સુખેથી જીવ. હું તને પ્રાણદાન આપું છું,[૨૩] તેમજ તને સર્વ સાહિત્યની સાથે તારો ભાગ આપું છું. વળી હે વીર! મારી પ્રીતિ પણ તારા ઉપર પૂર્વના જેવીજ રહેશે એમાં સંશય નથી.[૨૪] હે પુષ્કર! તું મારો ભાઇ છે, માટે તારાપ્રત્યેનો મારો સ્નેહ કદિ પણ ક્ષીણ થશે નહિ. તું સો વર્ષસુધી જીવતો રહે."[૨૫]સત્યપરાક્રમી નળરાજાએ આમ ભાઈનું સાંત્વન કરીને તથા તેને વારંવાર ભેટીને તેના નગરપ્રત્યે જવાની આજ્ઞા આપી.[૨૬] આ રીતે નિષધરાજે શાંત કરેલો પુષ્કર,પવિત્ર કીર્તિવાળા નળરાજાને પ્રણામ કરી, હાથ જોડીને કહેવા લાગ્યો કે,[૨૭] "હે રાજા! તમારી કીર્તિ અક્ષય રહો અને તમે દશહજાર વર્ષસુધી સુખથી જીવો; કારણકે તમે મને મારા પ્રાણ તથા રહેવાનું સ્થાન આપો છો."[૨૮]

આ પ્રમાણે નળરાજાએ સત્કાર કરેલો પુષ્કર એક માસસુધી ત્યાં રહ્યો. તે પછી હે રાજા! મોટી સેના અને નમ્ર સેવકોની સાથે, પોતાના દેહવડે સૂર્યની પેઠે જળહળતો પુષ્કર સંબંધીઓને લઇને આનંદથી પોતાના નગરપ્રત્યે ગયો.[૨૯,૩૦] આ રીતે શ્રીમાન નળરાજાએ, ધનવાન તથા આરોગ્યસંપન્ન પુષ્કરને વિદાય કર્યાપછી અત્યંત સુશોભિત કરેલા પોતાના નગરમાં પ્રવેશ કર્યો.[૩૧] તે પછી નિષધરાજાએ સર્વ નગરવાસીઓનું સાંત્વન કર્યું. તે વખતે નગરના અને દેશના લોકો હર્ષથી રોમાંચિત થઇ, પ્રધાનોની સાથે હાથ જોડીને બોલ્યા કે, "હે રાજા! આજે તમારા નગરમાં અને દેશમાં રહેનારા અમે સર્વ લોકો સુખી થયા છીએ અને દેવો જેમ ઇંદ્રની સેવામાં હાજર થાય, તેમ ફરી તમારી સેવામાં હાજર થયા છીએ."[૩૨,૩૩]

ઇતિ **શ્રીમહા૦ વન૦ નલોપાખ્યાન પર્વમાં "પુષ્કરના પરાભવપૂર્વક રાજ્યનું પ્રત્યાનયન" એ વિષયનો અધ્યાય ૭૮ મો સમાપ્ત.**

---

# અધ્યાય ૭૯ મો

## નળાખ્યાનની સમાપ્તિ અને યુધિષ્ઠિરને પાસાની વિદ્યાનો લાભ

॥बृहदश्व उवाच॥

**प्रशांते तु पुरे हृष्टे संप्रवृत्ते महोत्सवे ॥**
**महत्या सेनया राजा दमयंतीमुपानयत् ॥१॥**

બૃહદશ્વે કહ્યું:–જ્યારે નગરમાં શાંતિ તથા આનંદ ફેલાયાં અને મહોત્સવ થવા માંડયો, ત્યારે નળરાજાએ મોટી સેના મોકલીને દમયંતીને ત્યાં તેડાવી.[૧] તે વખતે શત્રુવીરને હણનારા, ભયંકર પરાક્રમી અને અમાપ મનવાળા દમયંતીના પિતા ભીમરાજાએ પણ દમયંતીને સારો સત્કાર કરીને ત્યાંથી વિદાય કરી.[૨] જ્યારથી પોતાનાં સંતાનોની સાથે દમયંતી નગરમાં આવી, ત્યારથી નળરાજા, નંદનવનમાં વિહાર કરનારા ઇંદ્રની પેઠે આનંદથી દિવસો ગાળવા લાગ્યો.[૩] મહાયશસ્વી નળરાજાએ પોતાનું રાજ્ય પાછું મેળવીને ફરી પ્રજાનું પાલન કરવા માંડયું અને તે જંબુદ્વીપના રાજાઓમાં પૂર્વની પેઠે ઝળકી નીકળ્યો.[૪] વળી તેણે સંપૂર્ણ દક્ષિણાવાળા અનેક યજ્ઞોથી વિધિપૂર્વક યજન કર્યું; તેમજ હે રાજેન્દ્ર! તમે પણ સુહૃદ્વર્ગોની સાથે થોડા સમયમાં ઝળકી નીકળશો.[૫] હે ભરતશ્રેષ્ઠ રાજા! શત્રુના નગરને જિતનારો નળરાજા દ્યૂત રમવાથી ભાર્યાની સાથે ઉપર જણાવ્યા પ્રમાણે દુઃખી થયો હતો.[૬] હે રાજા! નળરાજાને કોઇ સહાય કરનાર ન હતું એટલે તેણે

એકલાએજ મોટું ભયંકર દુઃખ ભોગવ્યું હતું અને તેનો ફરી અભ્યુદય પણ થયો હતો;[૭] પરંતુ હે પાંડુપુત્ર! તમે તો ભાઈઓની સાથે તથા દ્રૌપદીની સાથે આ મહારણ્યમાં ધર્મનુંજ ચિંતનકરતા કરતા આનંદથી દિવસ વીતાવો છો; [૮] હે રાજા! વેદ તથા વેદાંગના પારને પામેલા મહાભાગ્યશાળી બ્રાહ્મણો નિત્ય તમારી પાસે બેસે છે, છતાં તમે શામાટે શોક કરો છો?[૯] કર્કોટક નાગ,× દમયંતી, નળ અને રાજર્ષિ ઋતુપર્ણ એટલાના નામનું કીર્તન કલિના દોષને નાશ કરનારૂં છે.[૧૦] વળી હે ધર્મથી ભ્રષ્ટ ન થનારા રાજા! કલિના દોષોને નાશ કરનારા આ ઈતિહાસને સાંભળવાથી તમારા જેવાઓ ધીરજ રાખી શકે છે.[૧૧] હે રાજા! પુરુષાર્થ સર્વદા અસ્થિર છે, એમ વિચારીને તમારે તેના ઉદયમાં અને અસ્તમાં ચિંતા કરવી યોગ્ય નથી.[૧૨] હે નૃપતિ! આ ઇતિહાસ સાંભળીને તમે શાંત થાઓ, શોક કરશો નહિ. હે મહારાજા! તમે કષ્ટદશામાં ખિન્ન થઇ જવા યોગ્ય નથી.[૧૩] જે પુરુષો ધૈર્યનો આશ્રય કરનારા છે,તેઓ દૈવ વિપરીત થાય અને પુરુષાર્થ નિષ્ફળ નિવડે, તોપણ મનમાં ખેદ કરતા નથી.[૧૪] જે મનુષ્યો નળરાજાના આ મહાન ચરિત્રની કથા કરશે અથવા વારંવાર સાંભળશે, તેઓને દરિદ્રતા આવશે નહિ,[૧૫] સંપત્તિનો લાભ થશે અને તેઓ ધન્યવાદને પાત્ર થશે. વળી આ પુરાતન ઉત્તમ ઇતિહાસને નિત્ય સાંભળવાથી પુરુષને પુત્ર, પૌત્ર, પશુઓ, મનુષ્યોમાં શ્રેષ્ઠતા, આરોગ્ય અને પ્રસન્નતા થશે, એમાં સંશય નથી.[૧૬,૧૭] હે રાજા! 'દ્યૂતવિદ્યામાં કુશળ દુર્યોધન ફરી મને દ્યૂત રમવા બોલાવશે' આવા ભયથી તમે જે ગભરાઇ ગયા છો, તે તમારા ભયને હું નાશ પમાડીશ;[૧૮] કારણકે હે સત્ય પરાક્રમી રાજા! હું પાસાના રહસ્યને સંપૂર્ણ જાણું છું, માટે હે કુંતીપુત્ર! હું પ્રસન્ન થઇને તમને કહું છું કે, તમે તે વિદ્યાને ગ્રહણ કરો."[૧૯]

વૈશંપાયને કહ્યું:-બૃહદશ્વે આ પ્રમાણે કહ્યું, તે સાંભળીને યુધિષ્ઠિર રાજા મનમાં પ્રસન્ન થયા અને તેમણે બૃહદશ્વને કહ્યું કે, "હે ભગવન્! હું પાસાની વિદ્યાના રહસ્યને યથાર્થ રીતે જાણવાની ઇચ્છા રાખું છું."[૨૦]તે પછી મહાતપસ્વી બૃહદશ્વ મુનિએ પાંડુપુત્ર મહાત્મા યુધિષ્ઠિરને પાસાની વિદ્યાનું રહસ્ય આપ્યું અને તે આપ્યા પછી તે મુનિ સ્નાનાદિક કરવા અશ્વશિર નામના તીર્થ ઉપર ચાલ્યા ગયા.[૨૧] બૃહદશ્વના ગયા પછી દૃઢ વ્રતવાળા ધર્મરાજાએ તીર્થો, વનો અને પર્વતોપરથી એકઠા મળીને આવનારા અને ઠેકઠેકાણે જનારા તપસ્વી બ્રાહ્મણોથી સાંભળ્યું કેઃ-"બુદ્ધિમાન અર્જુન વાયુનું ભક્ષણ કરીને ઉગ્ર તપ કરે છે. મહાબાહુવાળો, નિયમ પ્રમાણે વ્રત કરનારો, મનનશીલ, એકલોજ ફરનારો, કાંતિમાન્ અને સાક્ષાત ધર્મના જેવો તપસ્વી અર્જુન જેવું ઉગ્ર તપ કરે છે, તેવું ઉગ્રતપ કરનારો અમે બીજો કોઇ પણ પૂર્વે જોયો નથી."[૨૨-૨૫]

હે જનમેજય રાજા! તે સાંભળીને પાંડુપુત્ર યુધિષ્ઠિર, મહાવનમાં તપ કરતા પોતાના વહાલા ભાઇ અર્જુનનો શોક કરવા લાગ્યા[૨૬] અને મહાવનમાં શરણને ઇચ્છતા યુધિષ્ઠિર બળતા હૃદયથી અનેક પ્રકારના જ્ઞાનવાળા બ્રાહ્મણોને અર્જુનના સમાચાર પૂછવા લાગ્યા.[૨૭]

**અધ્યાય ૭૯ મો સમાપ્ત.**

× **कर्कोटकस्य नागस्य दमयंत्या नलस्य च।**
**ऋतुपर्णस्य राजर्षेः कीर्तनं कलिनाशनम्॥**
આ શ્લોકની પહેલાં એક શ્લોક બીજી પ્રતમાં છે તેનો અર્થઃ-જ્યારે નળરાજાને પાસાની વિદ્યાનું રહસ્ય પ્રાપ્ત થયું, ત્યારે તેણે ઋતુપર્ણ રાજાની સમક્ષમાં કલિની પાસે માગણી કરી અને કલિએ તે પ્રમાણે થવા કહ્યું. આ શ્લોકના પછી નલની માગણીનો અને કલિના વરદાનનો ~~कर्कोटकस्य~~-એ શ્લોક છે તે પછી બીજા બે શ્લોકો છે તે બંનેનો અર્થઃ-હે રાજા! જે પુરુષ આ આખ્યાનનો નિત્ય પાઠ કરે છે અથવા શ્રવણ કરે છે, તેને કલિનો ભય થતો નથી. વળી જે પુરુષ નિત્ય ધર્મપરાયણ રહે છે, જિતેંદ્રિય છે, સદા સરલતાથી વર્તનારો છે, દાનશીલ છે અને ઉદાર છે, તેને કલિ શું કરી શકે?



# तीर्थयात्रा पर्व

## અધ્યાય ૮૦ મો

### વિરહોદ્‌ગાર

॥ जनमेजय उवाच ॥

भगवन्काम्यकात्पार्थे गते मे प्रपितामहे ॥
पांडवाः किमकुर्वस्ते तमृते सव्यसाचिनम् ॥१

જનમેજયે પૂછ્યું:–હે ભગવન્! મારા પ્રપિતામહ અર્જુન કામ્યકવનમાંથી તપ કરવા ગયા તે પછી તે સવ્યસાચી અર્જુનવિના પાંડવોએ ત્યાં શું કર્યું ?[૧] કારણકે આદિત્યોને જેમ વિષ્ણુ ગતિરૂપ છે, તેમ સેનાને જિતનારા, મહાધનુર્ધારી અર્જુન પાંડવોના ગતિરૂપ હતા એમ મને લાગે છે;[૨] માટે ઇંદ્રના સમાન પરાક્રમવાળા અને સંગ્રામમાં પાછી પાની ન કરનારા તે અર્જુનવિનાના થયેલા મારા વીર પિતામહ પાંડવો કેવી રીતે વનમાં રહ્યા હતા ?[૩]

વૈશંપાયને કહ્યું:–હે તાત! સત્ય પરાક્રમી અર્જુન કામ્યકવનમાંથી ગયો, તે પછી પાંડવો દુઃખ અને શોકથી વ્યાકુલ થઈ ગયા;[૪] એટલુંજ નહિ પણ દોરો તૂટી જવાથી જેમ મણિઓ વીખરાઈ જાય છે અને પાંખ કપાઇ જવાથી જેમ પક્ષીઓ ખિન્ન થઈ જાય છે, તેમ અર્જુનવિનાના સર્વ પાંડવો ખિન્ન થઈ ગયા.[૫] અને સ્તુતિપાત્ર કર્મવાળા તે અર્જુનવિનાનું થયેલું કામ્યકવન પણ કુબેરથી રહિત થયેલા ચૈત્રરથવનની પેઠે આંખું દેખાય તેવું આંખું દેખાવા લાગ્યું.[૬] હે જનમેજય! પુરુષોમાં વ્યાઘ્ર જેવા પાંડવો તે સમયે અર્જુનવિના ઉદાસ થઇને કામ્યકવનમાં નિવાસ કરતા હતા.[૭] હે ભરતશ્રેષ્ઠ રાજા! પુરુષોમાં વ્યાઘ્ર જેવા, શત્રુને દમનારા, પરાક્રમી અને મહારથી પાંડવો નિત્ય બ્રાહ્મણોને માટે ઝેરવિનાના શુદ્ધ બાણોથી અનેક પ્રકારનાં પવિત્ર મૃગો મારી લાવીને વનમાં પ્રાપ્ત થતો તે આહાર યજ્ઞમાટે બ્રાહ્મણોને અર્પણ કરતા હતા.[૯] હે રાજા! અર્જુન જવાથી સર્વ પુરુષશ્રેષ્ઠ પાંડવો ઉત્કંઠિત તથા ઉદાસ મનથી ત્યાં રહેતા હતા.[૧૦] તેમાં પણ દ્રૌપદી પોતાના વચેટ પતિ અર્જુનનું વિશેષ સ્મરણ કરતી હતી. એક વખતે તે ઉદ્વેગ પામેલા યુધિષ્ઠિરને આ પ્રમાણે કહેવા લાગી:–"હે પાંડવોમાં શ્રેષ્ઠ! જે અર્જુન બે બાહુવાળા છે છતાં અનેક બાહુવાળા સહસ્રાર્જુનના સમાન છે, તે અર્જુનવિના આ વન મને સારૂં લાગતું નથી[૧૧,૧૨] અને હું આ પૃથ્વીને ઠામઠામ શૂન્ય જેવી થઇ ગયેલી જોઉં છું. વળી અર્જુનવિના બહુ આશ્ચર્યકારક અને પુષ્પ ભરેલાં વૃક્ષોવાળું આ વન પણ પૂર્વના જેવું રમણીય લાગતું નથી. નીલ મેઘના જેવા કાંતિવાળા અને મદમત્ત હાથીના જેવી ચાલવાળા તે કમળનેત્ર અર્જુનવિના આ કામ્યકવન મને સારૂં લાગતું નથી. જે અર્જુનના ધનુષનો ટંકારવ વજ્રના ધ્વનિ જેવો સંભળાય છે, હે રાજા! તે સવ્યસાચી અર્જુનનું સ્મરણ થવાથી મને કયાંય પણ ગોઠતું નથી."[૧૩-૧૫] હે મહારાજ! આ પ્રમાણે દ્રૌપદીને વિલાપ કરતી સાંભળીને, શત્રુવીરને હણનારો ભીમસેન તેને આ પ્રમાણે કહેવા લાગ્યો.[૧૬]

ભીમ બોલ્યો:–હે સુંદર મધ્યવાળી કલ્યાણિ! તું જે કહે છે તે મનને મીઠું લાગે છે અને તે મારા હૃદયને અમૃત પાનની પેઠે પ્રસન્ન કરે છે.[૧૭] જે અર્જુનના બાહુઓ લાંબા, સરખા, પુષ્ટ, ભૂંગળના જેવા, પણછના ચિન્હવાળા, ગોળ, ખડ્ગ, આયુધ તથા ધનુષને ધારણ કરનારા, એકસો આઠ સોના મહોરોના બાજુબંધોથી શણગારેલા અને પાંચ ફણાવાળા નાગના જેવા છે, તે પુરુષવ્યાઘ્ર અર્જુનવિના આ વન, સૂર્યવિનાના ગગન જેવું જણાય છે.[૧૮,૧૯] જે મહાબાહુ અર્જુનનો આશ્રય કરીને પાંચાલો

તથા કુરુઓ, યુદ્ધને માટે સજ્જ થયેલા દેવોની સેનાથી પણ ડરતા નથી,[૨૦] વળી જે મહાત્માના બાહુબળનો આશ્રય કરીને અમે બધા, યુદ્ધમાં શત્રુઓને જિતેલા માનીએ છીએ અને પૃથ્વીને પ્રાપ્ત થયેલી ગણીએ છીએ,[૨૧] તે શૂરવીર અર્જુનવિના મને કામ્યકવનમાં ધીરજ રહેતી નથી અને હું સઘળી દિશાઓને અંધારાથી વીંટાઇ ગઇ હોય તેવી જોઉં છું." તે સાંભળીને અશ્રુઓથી ભરાઈ ગયેલા કંઠવાળો પાંડુપુત્ર નકુળ કહેવા લાગ્યો.[૨૨]

નકુળ બોલ્યોઃ-" યુદ્ધના મોખરામાં દેવો પણ જેનાં દિવ્ય કર્મોનું વર્ણન કરે છે, તે યોદ્ધાઓમાં શ્રેષ્ઠ અર્જુનવિના આપણને વનમાં કયાંથી પ્રીતિ ઉત્પન્ન થાય ?[૨૩] જે મહાકાંતિવાળા અર્જુને ઉત્તર દિશામાં જઇને મહાબળવાન મુખ્ય ગંધર્વોને યુદ્ધમાં હરાવી, તેઓની પાસેથી તેતરના જેવા કાબરચિત્રા, વાયુના જેવા વેગવાળા તથા શોભાયમાન સેંકડો ઘોડાઓ મેળવ્યા હતા અને પ્રિય અર્જુને તે ઘોડાઓ રાજસૂય મહાયજ્ઞમાં પોતાના મોટાભાઇ યુધિષ્ઠિરને પ્રેમવડે અર્પણ કર્યા હતા,[૨૪,૨૫] તે ભયંકર ધનુષવાળા અને દેવના સમાન ભીમના નાના ભાઇ અર્જુનવિના હવે મને કામ્યકવનમાં રહેવું ગોઠતું નથી."[૨૬]

સહદેવે કહ્યુંઃ-" પૂર્વે જે મહારથીએ રાજસૂય મહાયજ્ઞ વખતે યુદ્ધમાં ધન તથા કન્યાઓ જિતીને રાજાને આણી આપી હતી,[૨૭] વળી જે અમાપ કાંતિવાળા એકલાએજ એકઠા મળેલા યાદવોને યુદ્ધમાં હરાવીને વાસુદેવની સંમતિથી સુભદ્રાનું હરણ કર્યું હતું,[૨૮] તે અર્જુનનું દર્ભાસન આ આશ્રમમાં શૂન્ય પડેલું જોઇને હે મહારાજ! મારૂં મન કદી પણ શાંત થતું નથી;[૨૯] માટે હે શત્રુ હતા રાજા! હું આ વનમાંથી બીજે જવાનું પસંદ કરૂં છું; કારણકે તે શૂરવીરવિના આ વન અમને રમણીય લાગતું નથી."[૩૦]

અધ્યાય ૮૦ મો સમાપ્ત.

## અધ્યાય ૮૧ મો
### યુધિષ્ઠિર અને નારદનો સંવાદ

॥ वैशंपायन उवाच ॥

धनंजयोत्सुकानां तु भ्रातॄणां कृष्ण या सह ।
श्रुत्वा वाक्यानि विमना धर्मराजोऽप्यजायत ।

વૈશંપાયને કહ્યુંઃ-અર્જુનને માટે ઉત્કંઠિત થયેલા ભાઈઓનાં તથા દ્રૌપદીનાં વાકયો સાંભળીને ધર્મરાજા પણ ઉદાસ થઇ ગયા.[૧] એટલામાં તેમણે જ્વાળામાં ઘી હોમવાથી દેદીપ્યમાન જણાતા અગ્નિના જેવા બ્રાહ્મી લક્ષ્મીથી દેદીપ્યમાન દેખાતા, દેવર્ષિ મહાત્મા નારદને આવતા દીઠા.[૨] તેમને આવતા જોઇને ધર્મરાજા ભાઇઓની સાથે ઉઠયા અને તેમણે શાસ્ત્રોક્ત વિધિથી તે મહાત્માની પૂજા કરી.[૩] એ સમયે ભાઇઓથી વીંટાયલા તથા અતિ તેજસ્વી શ્રીમાન કુરુશ્રેષ્ઠ યુધિષ્ઠિર, દેવોથી વીંટાયલા ઇંદ્રની પેઠે શોભતા હતા.[૪] વળી સાવિત્રી જેમ વેદોનો ત્યાગ કરતી નથી અને સૂર્યની કાંતિ જેમ મેરુ પર્વતનો ત્યાગ કરતી નથી, તેમ યજ્ઞસેનની પુત્રી દ્રૌપદી પણ સ્વધર્મને લીધે પોતાના પતિ પાંડવોનો ત્યાગ ન કરતાં સાથેજ રહેલી હતી.[૫] હે નિષ્પાપ રાજા! ભગવાન નારદ ઋષિએ યુધિષ્ઠિરની તે પૂજાનો સ્વીકાર કર્યો અને તેમણે ધર્મના પુત્ર મહાત્મા ધર્મરાજાને યથાયોગ્ય ધીરજ આપીને પૂછ્યું કેઃ " હે ધર્મધારીઓમાં શ્રેષ્ઠ! બોલો, તમારે કયી વસ્તુની જરૂર છે? હું તમને શું આપું ?"[૭] આ સાંભળીને ધર્મના પુત્ર યુધિષ્ઠિર રાજા ભાઇઓની સાથે, દેવતુલ્ય નારદને પ્રણામ કરીને હાથ જોડી બોલ્યા કે,[૮] હે ઉત્તમ વ્રતવાળા મહાભાગ્યશાળી ! સર્વ લોકોને પૂજ્ય એવા તમે સંતુષ્ટ થયા એટલે તમારી કૃપાથી મારાં કાર્યો સિદ્ધ થયાં એમજ હું માનું છું;[૯] છતાં આપને જો મારા ભાઈઓની સાથે મારા ઉપર અનુગ્રહ કરવો હોય તો હે નિષ્પાપ મુનિ શ્રેષ્ઠ ! આપે મારા સંદેહને યથાર્થરીતે દૂર કરવો જોઇએ.[૧૦] તે સંદેહ એ છે

કે, જે પુરુષ તીર્થયાત્રા કરતો પૃથ્વીની પ્રદક્ષિણા કરે, તેને શું ફળ મળે? તે તમારે મને સંપૂર્ણ રીતે કહેવું યોગ્ય છે."[૧૧]

નારદે કહ્યું:—"હે રાજા! બુદ્ધિમાન ભીષ્મે, પુલસ્ત્ય મુનિ પાસેથી આ સર્વ જે પ્રમાણે સાંભળ્યું છે, તે પ્રમાણે તમે એકાગ્ર ચિત્ત રાખીને સાંભળો.[૧૨] હે મહાભાગ્યશાળી રાજા! પૂર્વે ધર્મધારીઓમાં શ્રેષ્ઠ ભીષ્મ પિતાના વ્રતને ગ્રહણ કરીને, ગંગાના તીર ઉપરઆવેલા દેવ, દેવર્ષિ તથા ગંધર્વોએ સેવેલા, સુંદર અને પુણ્યકારક ગંગાદ્વાર નામના સ્થાનમાં મુનિઓની સાથે રહેતા હતા.[૧૪] તે પરમ તેજસ્વી ત્યાં શાસ્ત્રમાં જણાવેલા વિધિ પ્રમાણે પિતૃઓને, દેવોને અને ઋષિઓને તૃપ્ત કરતા હતા.[૧૫] આ રીતે કેટલોક સમય ગયાપછી એક વખતે ભીષ્મ જપ કરતા હતા, એટલામાં તેમને અદ્‌ભુત કાંતિવાળા મહર્ષિ પુલસ્ત્યનાં દર્શન થયાં.[૧૬] ઉગ્ર તપશ્ચર્યા કરનારા અને કાંતિવડે દેદીપ્યમાન જણાતા તે ઋષિને જોઇને, ભીષ્મને અતુલ હર્ષ થયો તથા તેને બહુ આશ્ચર્ય લાગ્યું.[૧૭] હે ભરતવંશી! ધર્મધારીઓમાં શ્રેષ્ઠ ભીષ્મે ત્યાં આવેલા મહાભાગ્યશાળી પુલસ્ત્ય મુનિની શાસ્ત્રોક્ત વિધિથી પૂજા કરી.[૧૮] તે પછી શુદ્ધ તથા મનોનિગ્રહવાળા ભીષ્મે મસ્તકવડે અર્ઘ્યનું જળ ગ્રહણ કરીને તે બ્રહ્મર્ષિશ્રેષ્ઠની આગળ પોતાનું નામ જણાવતાં કહ્યું કે:—[૧૯]"હે સુવ્રત! હું ભીષ્મ છું. આપ કુશળ છો? હું આપનો દાસ છું અને આપનાં દર્શનથીજ હું સર્વ પાપોથી મુક્ત થયો છું."[૨૦]

હે યુધિષ્ઠિર રાજા! આ પ્રમાણે કહીને ધર્મધારીઓમાં શ્રેષ્ઠ ભીષ્મ, વાણીને નિયમમાં રાખી, હાથ જોડીને શાંત બેઠા.[૨૧] તે વખતે પુલસ્ત્ય મુનિ નિયમવડે તથા વેદાધ્યયનવડે શુષ્ક થઇ ગયેલા કુરુકુળમાં શ્રેષ્ઠ ભીષ્મને જોઇને મનમાં પ્રસન્ન થયા.[૨૨]

**ઇતિ શ્રીમહા૦ વન૦ "તીર્થયાત્રા પર્વમાં પાર્થ અને નારદનો સંવાદ" એ વિષયનો અધ્યાય ૮૧ મો સમાપ્ત.**

# અધ્યાય ૮૨ મો

## અનેક તીર્થોનું વર્ણન

**॥ पुलस्त्य उवाच ॥**

**अनेन तव धर्मज्ञ प्रश्रयेण दमेन च ॥**
**सत्येन च महाभाग तुष्टोऽस्मितव सुव्रत ॥१॥**

પુલસ્ત્યે કહ્યું:—"હે શુભ વ્રતવાળા ધર્મવેત્તા મહાભાગ્યશાળી ભીષ્મ! આ તારા વિનયથી, ઇંદ્રિયનિગ્રહથી અને સત્યથી હું સંતુષ્ટ થયો છું.[૧] હે નિષ્પાપ પુત્ર! તેં પિતૃભક્તિને લીધે આવો ધર્મ સ્વીકાર્યો છે, તેથી તને મારાં દર્શન થયાં છે અને તારા ઉપર મારો અત્યંત પ્રેમ થયો છે.[૨] હે ભીષ્મ! મારૂં દર્શન નિષ્ફળ જતું નથી, માટે હે નિષ્પાપ કુરુશ્રેષ્ઠ! તું બોલ, હું તારૂં કયું કાર્ય કરૂં? તું જે કહેશે તે હું તને આપીશ."[૩]

ભીષ્મે કહ્યું:—"હે મહાભાગ! સર્વ લોકોએ પૂજેલા તમે મારા ઉપર પ્રસન્ન થયા અને આપ સમર્થનાં મને દર્શન થયાં, એટલાથીજ હું પોતાને કૃતાર્થ થયેલો માનું છું;[૪] તોપણ હે ધર્મધારીઓમાં શ્રેષ્ઠ! તમારે જો મારા ઉપર અનુગ્રહ કરવો હોય તો હું તમને મારો સંદેહ પૂછું છું, તે સંદેહને દૂર કરવા આપ યોગ્ય છો.[૫] મારા હૃદયમાં તીર્થસંબંધી એક ધાર્મિક સંશય છે; તે હું સાંભળવાની ઇચ્છા રાખું છું, માટે આપે મને તે કહેવો જોઇએ.[૬] હે દેવતુલ્ય બ્રહ્મર્ષિ! જે મનુષ્ય આખી પૃથ્વીની પ્રદક્ષિણા કરે છે, તેને શું ફળ મળે છે? તે તમે મને નિશ્ચયપૂર્વક કહો."[૭]

પુલસ્ત્યે કહ્યું:—હે પુત્ર! ઋષિઓના પરમ આધારરૂપ તીર્થોનું ફળ હું તને હર્ષથી કહું છું, તેને તું એકાગ્ર મનથી સાંભળ. જે મનુષ્યના હાથ, પગ, મન, વિદ્યા, તપ અને કીર્તિ એટલાં સારીરીતે સંયમમાં રહેલાં× હોય

×દુષ્ટ દાન ન લેવું અને કોઇને પીડા ન કરવી એ હાથનો સંયમ છે, આંખથી જોઇને જીવજંતુવિનાના સ્થાનમાં પગ મૂકવા એ પગનો સંયમ

છે, તે મનુષ્ય તીર્થનું ફળ ભોગવે છે.[૯] જે મનુષ્ય પ્રતિગ્રહ કરતો નથી, પણ જે કંઇ આવી મળે તેનાથી સંતોષ માને છે તથા જે અહંકારવિનાનો છે, તેને તીર્થનું ફળ મળે છે.[૧૦] વળી જે દંભાદિકથી રહિત, તીર્થમાં સંસારનાં કાર્યોમાં ન પડનારો, અલ્પ આહાર કરનારો, ઇંદ્રિયોને વશ રાખનારો અને સર્વ પાપથી મુક્ત રહેનારો હોય છે, તે તીર્થનાં ફળને મેળવે છે.[૧૧] વળી હે રાજેન્દ્ર! જે ક્રોધવિનાનો, સત્યશીલ, દૃઢ વ્રતવાળો અને સર્વ પ્રાણીઓ તરફ પોતાની પેઠે જોનારો છે, તે તીર્થનાં ફળને મેળવે છે.[૧૨] ઋષિઓએ દેવોના આરાધનને માટે આ લોકમાં ક્રમવાર ઘણા યજ્ઞો કરવાના કહ્યા છે અને તે યજ્ઞોનું આ લોકમાં તથા પરલોકમાં મળનારૂં સર્વ ફળ પણ યથાર્થ રીતે કહ્યું છે;[૧૩] પરંતુ હે રાજા! તે યજ્ઞો દરિદ્રી પુરુષોથી થઇ શકતા નથી; કારણકે યજ્ઞોમાં ઘણાં સાધનો જોઇએ છે અને અનેક પ્રકારની વિશાળ સામગ્રીની અપેક્ષા રહે છે;[૧૪] માટે એવા યજ્ઞો રાજાઓ કરી શકે છે અથવા કવચિત્ શ્રીમાન પુરુષો કરી શકે છે,પરંતુ અલ્પ દ્રવ્યવાળા, સહાયવિનાના, એકલા અને સ્ત્રી વગેરે સાધનોથી રહિત પુરુષો યજ્ઞો કરી શકતા નથી;[૧૫] માટે હે વીરશ્રેષ્ઠ રાજા! જે વિધિ દરિદ્રી મનુષ્યોથી પણ થઇ શકે છે અને જેનું ફળ પુણ્યકારક યજ્ઞોની બરોબર છે, તે વિધિ તમે સાંભળો.[૧૬] હે ભરતસત્તમ! એ વિધિ તે પવિત્ર તીર્થયાત્રા છે અને તે યજ્ઞો કરતાં પણ શ્રેષ્ઠ છે તથા ઋષિઓની પરમ ગુપ્ત વાર્તા છે.[૧૭] જે મનુષ્ય ત્રણ રાત્રિ ઉપવાસ કરતો નથી, તીર્થયાત્રા કરતો નથી, સુવર્ણનું અને ગાયનું દાન કરતો નથી, તે મનુષ્ય દરિદ્રી થાય છે.[૧૮] તીર્થયાત્રા કરવાથી જે ફળ મળે છે તે ફળ, પુષ્કળ દક્ષિણાવાળા અગ્નિષ્ટોમ વગેરે યજ્ઞો કરવાથી પણ મળતું નથી.[૧૯]

આ મનુષ્યલોકમાં દેવોના દેવ-બ્રહ્માનું ત્રણ લોકમાં પ્રખ્યાત અને 'પુષ્કર'નામથી પ્રસિદ્ધ થયેલું તીર્થ છે. તે તીર્થમાં મહાભાગ્યશાળી મનુષ્યજ સ્નાન કરી શકે છે.[૨૦] હેમહાબુદ્ધિમાન કુરુનંદન! પુષ્કરતીર્થની સમીપમાં પ્રાતઃકાળે, મધ્યાન્હકાળે અને સાયંકાળે દશ હજાર કરોડ તીર્થો નિવાસ કરે છે.[૨૧] વળી હે વિભો! આદિત્યો, વસુઓ, રુદ્રો, સાધ્યો, વાયુગણો, ગંધર્વો અને અપ્સરાઓ પણ નિત્ય તે તીર્થની સમીપમાં રહે છે.[૨૨] હે મહારાજ! તે તીર્થમાં દેવો, દૈત્યો અને બ્રહ્મર્ષિઓ તપશ્ચર્યા કરીને મહાપુણ્યવાળા તથા દિવ્ય યોગથી યુક્ત થયા છે.[૨૩] જે બુદ્ધિમાન મનુષ્ય મનમાં પણ પુષ્કરતીર્થમાં જવાની આકાંક્ષા કરે છે, તેનાં સર્વ પાપો ધોવાઈ જાય છે અને તે સ્વર્ગમાં પૂજાય છે.[૨૪] હે મહારાજ! પુષ્કરતીર્થમાં સર્વ લોકના પિતામહ ભગવાન બ્રહ્મા પરમ પ્રીતિથી નિત્ય નિવાસ કરે છે.[૨૫] હે મહાભાગ! પૂર્વે પુષ્કર તીર્થમાં દેવો અને ઋષિગણો મહાન પુણ્યવાળા થઇને સિદ્ધિને પ્રાપ્ત થયા છે.[૨૬] તે તીર્થમાં જે સ્નાન કરે છે અને પિતૃ તથા દેવના પૂજનમાં તત્પર રહે છે, તેને અશ્વમેધ યજ્ઞ કરતાં દશગણું અધિક ફળ મળે છે, એમ બુદ્ધિમાનો કહે છે.[૨૭] હે ભીષ્મ! જે મનુષ્ય પુષ્કરારણ્યમાં માત્ર એક બ્રાહ્મણને ભોજન કરાવે છે, તે મનુષ્ય તે પુણ્યકર્મથી આ લોકમાં તથા પરલોકમાં આનંદ ભોગવે છે.[૨૮] જે મનુષ્ય શાક, મૂળ અથવા ફળ, એમાંથી જેવડે પોતાનો નિર્વાહ ચલાવતો હોય, તે શાકાદિક વસ્તુ તેણે શ્રદ્ધાથી તથા ઈર્ષ્યારહિત થઇને બ્રાહ્મણને આપવી એટલે તેમ કરવાથી તે ડાહ્યા મનુષ્યને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે.[૨૯] હે મહારાજા! બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અથવા શૂદ્રો, જેઓ બ્રહ્માના તીર્થમાં સ્નાન કરે છે, તેઓને ફરી જન્મ લેવો પડતો નથી.જે મનુષ્ય ખાસ કરીને કાર્તિકી પૂર્ણિમા ઉપર પુષ્કરતીર્થમાં જાય છે, તે મનુષ્યને બ્રહ્માના સ્થાનમાં અક્ષય લોકો

---

છે, પારકાનું અનિષ્ટ ન ઇચ્છવું એ મનનો સંયમ છે, મારણ,મોહન આદિ દુષ્ટ કાર્યમાં વિદ્યાનો ઉપયોગ ન કરવો એ વિદ્યાનો સંયમ છે, દંભથી દૂર રહેવું એ તપનો સંયમ છે અને અપકીર્તિથી બચવું એ કીર્તિનો સંયમ છે.

પ્રાપ્ત થાય છે. હે ભારત ! જે મનુષ્ય સાંજસવાર હાથ જોડીને પુષ્કરમાં આવેલાં તીર્થોનું સ્મરણ કરે છે, તે મનુષ્યને સર્વ તીર્થોના સ્નાનનું ફળ મળે છે. સ્ત્રીએ અથવા પુરુષે જન્મપર્યંત જે પાપ કર્યું હોય, તે સર્વ પાપ પુષ્કરમાં માત્ર સ્નાન કરવાથીજ નાશ પામે છે.જેમ સર્વ દેવોમાં શ્રીવિષ્ણુ મુખ્ય છે, તેમ હે રાજન્ ! સર્વ તીર્થોમાં પુષ્કરતીર્થ મુખ્ય ગણાય છે. જે મનુષ્ય પવિત્ર થઇને નિયમપૂર્વક બાર વર્ષસુધી પુષ્કરમાં રહે છે, તેને સર્વ યજ્ઞોનું ફળ મળે છે અને તે બ્રહ્મલોકમાં જાય છે. જે પુરુષ પૂરાં સો વર્ષસુધી અગ્નિહોત્રની ઉપાસના કરે, અથવા એક કાર્તિકી પૂર્ણિમાએ પુષ્કરમાં વાસ કરે, તે બન્નેનું ફળ તેને સમાન મળે છે.[31,37]મુમુક્ષુઓએ આશ્રય કરવા યોગ્ય પાપને નાશ પમાડનારાં, શુદ્ધ સત્ત્વમય હોવાથી તેજસ્વી અને સરસ્વતીના પ્રવાહવડે યુક્ત ત્રણે પુષ્કરો (બ્રહ્મપુષ્કર, વિષ્ણુપુષ્કર અને રુદ્રપુષ્કર) આ સિદ્ધ છે—અર્થાત્ બીજાં તીર્થોની પેઠે ઉત્પન્ન થયેલાં નથી અને તેથીજ તેઓમાં તીર્થ પણું લાવનારા કારણને અમે જાણતા નથી.[38] પુષ્કર તીર્થમાં જવું કઠિન છે, પુષ્કરમાં તપ કરવું કઠિન છે, પુષ્કરમાં દાન દેવું કઠિન છે અને પુષ્કરમાં વસવું એ તો અતિ કઠિન છે.[39] તે પુષ્કર તીર્થમાં તીર્થયાત્રા કરનારા મનુષ્યે, નિયમિત આહાર કરીને તથા ઇંદ્રિયોને વશ રાખીને બાર રાત્રિ રહેવું; એ પછી ત્યાંથી દક્ષિણ બાજુ તરફ વળીને **जंबूमार्ग** નામના તીર્થમાં પ્રવેશ કરવો.[40] દેવ,ઋષિ તથા પિતૃઓએ સેવન કરેલા આ જંબૂમાર્ગતીર્થમાં જે મનુષ્ય જાય છે, તેને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે અને તેના સર્વ મનોરથો પૂર્ણ થાય છે.[41]ત્યાં પાંચ રાત્રિ રહેવાથી પુરુષનું અંતઃકરણ પવિત્ર થાય છે, તેને ઉત્તમ સિદ્ધિ મળે છે અને તે દુર્ગતિને પામતો નથી. [42]આ જંબૂમાર્ગથી પાછા વળીને **तंदुलिकाश्रम** માં જવું. ત્યાં જનારા પુરુષની દુર્ગતિ થતી નથી પણ તે બ્રહ્મલોકમાં જાય છે. [43]ત્યાંથી આગળ **आगस्त्यसर** નામનું તીર્થ આવે છે. ત્યાં જઇને જે પુરુષ પિતૃઓ અને દેવોનું પૂજન કરે છે તથા ત્રણ રાત્રિ ઉપવાસ કરે છે, તેને અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મળે છે;[44] અને શાક અથવા ફળથી નિર્વાહ કરનારાને સ્વામી કાર્તિકનું પદ મળે છે. ત્યાંથી નીકળીને પછી લક્ષ્મીએ સેવન કરેલા અને લોકપૂજ્ય **कण्वाश्रम**પ્રત્યે જવું;[45] કારણ કે હે ભરતશ્રેષ્ઠ ! તે ધર્મારણ્ય ઘણું પવિત્ર અને આદ્ય સ્થાન છે. તે સ્થાનમાં પ્રવેશ કરતાંજ મનુષ્ય સર્વ પાપોથી મુક્ત થાય છે. [46] જે મનુષ્ય નિયમમાં રહી, નિયમિત આહાર કરીને ત્યાં પિતૃઓ તથા દેવોનું પૂજન કરે છે,તેને સર્વ કામનાઓથી ભરપૂર યજ્ઞનું ફળ મળે છે. [47] આ આશ્રમની પ્રદક્ષિણા કર્યા પછી **ययातिपतन** નામના તીર્થમાં જવું. ત્યાં જવાથી મનુષ્યને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે.[48] ત્યાંથી નિયમપરાયણ તથા મિતાહારી થઇને **महाकाल** ક્ષેત્રમાં જવું. ત્યાં કોટિતીર્થમાં સ્નાન કરવાથી અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે.[49]ત્યાંથી નીકળીને ધર્મવેત્તા મનુષ્યે પાર્વતીપતિ શ્રીશંકરના ત્રણલોકમાં વિખ્યાત એવાં **भद्रवट** નામના તીર્થમાં જવું.[50] ત્યાં મહાદેવનાં દર્શન કરવાથી ઉત્તમ પુરુષને હજાર ગોદાનનું ફળ મળે છે અને મહાદેવની કૃપાથી સમૃદ્ધિયુક્ત, શત્રુરહિત તથા શોભાયમાન ગણપતિનું સ્થાન મળે છે. તે પછી ત્રણ લોકમાં પ્રસિદ્ધ થએલી **नर्मदा**નદી ઉપર જવું.[52]ત્યાં પિતૃઓનું તથા દેવોનું તર્પણ કરવાથી અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મળે છે. ત્યાંથી **दक्षिणसिंधु** નામના તીર્થમાં જઇને બ્રહ્મચારી તથા જિતેંદ્રિય રહેનારા પુરુષને અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મળે છે અને તે વિમાનમાં બેસીને સ્વર્ગમાં જાય છે. ત્યાંથી **चर्मण्वती** નદી ઉપર જઇને નિયમમાં રહેનારા મિતાહારી પુરુષને રન્તિદેવની આજ્ઞા પ્રમાણે અગ્નિષ્ટોમનું ફળ મળે છે.[54] હે યુદ્ધમાં સ્થિર રહેનારા ધર્મજ્ઞ ! ત્યાંથી નીકળીને પછી હિમાલયના પુત્ર **अर्बुद** (આબુ) પર્વત ઉપર જવું. પૂર્વે એ ઠેકાણે પૃથ્વીમાં જવાનું છિદ્ર હતું.[55]ત્યાં હમણાં ત્રણ લોકમાં વિખ્યાત એવો વસિષ્ઠનો આશ્રમ છે. તે સ્થાનમાં

એક રાત્રિ રહેવાથી હજાર ગોદાનનું ફળ મળે છે.[૫૬] હે નરશ્રેષ્ઠ ! ત્યાંથી આગળ **પિંગતીર્થ** આવે છે. તેમાં જિતેંદ્રિય અને બ્રહ્મચારી થઇને જે સ્નાન કરે છે, તેને સો કપિલા ગાયના દાનનું ફળ મળે છે.[૫૭] હે રાજેંદ્ર ! પછી ત્યાંથી નીકળીને ઉત્તમ **પ્રભાસ** તીર્થમાં જવું. તે તીર્થમાં હે વીર ! દેવતાઓના મુખરૂપ અને વાયુરૂપ સારાથવાળા અગ્નિ પોતેજ નિત્ય નિવાસ કરીને રહે છે. એ તીર્થમાં જે પુરુષ શુદ્ધ થઇને તથા મનને નિયમમાં રાખીને સ્નાન કરે છે, તેને અગ્નિષ્ટોમ તથા અતિરાત્ર યજ્ઞનું ફળ મળે છે. ત્યાંથી સરસ્વતી અને સાગરનો જ્યાં સંગમ થાય છે, તે **સંગમ** તીર્થમાં જવાથી મનુષ્યને હજાર ગોદાનનું ફળ મળે છે અને સ્વર્ગલોકની પ્રાપ્તિ થાય છે, તથા હે ભરતશ્રેષ્ઠ ! તે કાંતિવડે નિત્ય અગ્નિની પેઠે પ્રકાશે છે.[૬૧] એ વરુણતીર્થમાં મનનો નિગ્રહ કરીને ત્રણ રાત્રિ રહી, સ્નાન કરી, પિતૃઓ અને દેવતાઓનું જે તર્પણ કરે છે.[૬૨] તે ચંદ્રના જેવો પ્રકાશિત જણાય છે અને તેને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે. હે ભરતશ્રેષ્ઠ ! ત્યાંથી **વરદાન** નામના તીર્થમાં જવું.[૬૩] જે તીર્થમાં દુર્વાસાએ વિષ્ણુને વરદાન આપ્યું હતું, હે યુધિષ્ઠિર ! તે વરદાન તીર્થમાં સ્નાન કરવાથી પુરુષને હજાર ગોદાનનું ફળ મળે છે.[૬૪] ત્યાંથી ઇંદ્રિયોને વશ રાખી મિતાહારી થઇને **દ્વારવતી** (દ્વારકા) તીર્થમાં જવું. ત્યાં પિંડારક તીર્થમાં સ્નાન કરવાથી પુરુષને પુષ્કળ સુવર્ણનો લાભ થાય છે. હે શત્રુદમન મહાભાગ ભીષ્મ ! તે તીર્થમાં પદ્મના ચિન્હથી ચિન્હિત મુદ્રાઓ હજીસુધી દેખાય છે, તે એક આશ્ચર્ય છે;[૬૫,૬૬] અને હે કુરુનંદન રાજા ! ત્રિશુળના ચિન્હવાળાં કમળો જણાય છે; કારણ કે ત્યાં મહાદેવ સમીપમાં રહે છે.[૬૭] હે ભરતવંશમાં શ્રેષ્ઠ ! ત્યાંથી સાગર અને સિંધુનો જ્યાં સંગમ થાય છે, તે **વરુણતીર્થ**માં જે પુરુષ મનને નિયમમાં રાખીને સ્નાન કરે છે તથા દેવ, ઋષિ અને પિતૃઓનું તર્પણ કરે છે, તે પોતાના તેજવડે દેદીપ્યમાન વરુણના લોકમાં જાય છે.[૬૮,૬૯] હે યુધિષ્ઠિર ! ત્યાં શંકુકર્ણેશ્વર દેવનું પૂજન કરવાથી અશ્વમેધ યજ્ઞ કરતાં દશગણું ફળ મળે છે, એમ વિદ્વાનો કહે છે.[૭૦] હે ભરતશ્રેષ્ઠ ! પછી તેની પ્રદક્ષિણા કરીને ત્રણ લોકમાં પ્રખ્યાત અને સર્વ પાપને નાશ કરનારા **દમી** નામથી પ્રસિદ્ધ થયેલા તીર્થમાં જવું. હે કુરુવરશ્રેષ્ઠ! ત્યાં બ્રહ્માદિ દેવો મહાદેવની ઉપાસના કરે છે,[૭૨] તે તીર્થમાં જે પુરુષ સ્નાન કરે છે, દેવગણોથી વીંટાયલા રુદ્રનું પૂજન કરે છે અને જળપાન કરે છે, તેના જન્મથી આરંભીને થયેલાં પાપ નાશ પામે છે.[૭૩] હે પુરુષવ્યાઘ્ર! આ સ્થાનમાં સર્વ દેવોએ સ્તુતિ કરેલા **દમી** નામના ભગવાન છે, ત્યાં સ્નાન કરવાથી અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે.[૭૪] હે મહાજ્ઞાની રાજા ! પૂર્વે પ્રભાવશાળી વિષ્ણુએ દૈત્યોને તથા દાનવોને મારીને એ તીર્થમાં જઈ પોતાની શુદ્ધિ કરી હતી.[૭૫] હે ધર્મજ્ઞ ! તે પછી વખાણવાયોગ્ય **વસોર્ધારા** નામના તીર્થમાં જવું. ત્યાં જતાંજ મનુષ્યને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે;[૭૬] અને હે કુરુવરશ્રેષ્ઠ ! તે તીર્થમાં જે પુરુષ મનનો નિગ્રહ કરીને એકાગ્રતાથી સ્નાન કરી, દેવોનું તથા પિતૃઓનું તર્પણ કરે છે, તે વિષ્ણુલોકમાં જાય છે.[૭૭] હે ભરતશ્રેષ્ઠ ! આ તીર્થમાં એક વસુઓનું પવિત્ર સરોવર છે, તેમાં સ્નાન કરવાથી તથા જળપાન કરવાથી મનુષ્ય વસુઓનો માનીતો થાય છે.[૭૮] હે નરશ્રેષ્ઠ! ત્યાંથી આગળ **સિંધૂત્તમ** નામથી પ્રસિદ્ધ અને સર્વ પાપને નાશ પમાડનારૂં તીર્થ છે. તે તીર્થમાં સ્નાન કરવાથી બહુ સુવર્ણનો લાભ થાય છે.[૭૯] ત્યાંથી આગળ **भद्रतुंग** નામના તીર્થમાં જઇને જે મનુષ્ય પવિત્ર તથા શીલસંપન્ન રહે છે, તે બ્રહ્મલોકને પ્રાપ્ત થઈને છેવટે મુક્ત થાય છે.[૮૦] ત્યાંથી આગળ સિદ્ધોએ સેવન કરેલાં **कुमारिका** તીર્થ અને **शक्रतीर्थ** આવે છે, તેમાં જે પુરુષ સ્નાન કરે છે તે તત્કાળ સ્વર્ગલોકને પ્રાપ્ત થાય છે.[૮૧] ત્યાંજ એક **रेणुका** નામનું સિદ્ધોએ સેવેલું તીર્થ છે. તેમાં સ્નાન કરવાથી બ્રાહ્મણ ચંદ્રમાના જેવો નિર્મળ થાય છે.[૮૨] ત્યાંથી **पंचनद** નામના તીર્થમાં જઇને જે પુરુષ નિયમિત આહાર કરીને

ઇંદ્રિયોને વશ રાખે છે, તેને શાસ્ત્રમાં ક્રમવડે જણાવેલા પાંચયજ્ઞોનું ફળ મળે છે.[૮૩] હે રાજેંદ્ર! ત્યાંથી આગળ **ભીમાના** ઉત્તમ સ્થાનમાં જવું. હે ભરતશ્રેષ્ઠ! ત્યાં જે પુરુષ **योनि** તીર્થમાં સ્નાન કરે છે,[૮૪] તે દેવીનો પુત્ર થાય છે, તેનો દેહ ઉજ્જ્વલ કુંડલોથી દીપી રહે છે અને તેને એકલાખ ગોપ્રદાનનું ફળ મળે છે.[૮૫]ત્યાંથી આગળ ત્રણ લોકમાં વિખ્યાત એવું **श्रीकुंद** નામનું તીર્થ આવે છે. ત્યાં જઈને બ્રહ્માને નમસ્કાર કરવાથી હજાર ગોદાનનું ફળ મળે છે.[૮૬]હે ધર્મજ્ઞ! ત્યાંથી **विमल** નામના ઉત્તમ તીર્થમાં જવું. જે તીર્થમાં હજીસુધી સુવર્ણનાં તથા રૂપાનાં માછલાં દેખાય છે,[૮૭] તે તીર્થમાં સ્નાન કરવાથી પુરુષ તત્કાળ ઇંદ્રલોકમાં જાય છે અને સર્વ પાપથી શુદ્ધ મનનો થઈને પરમ ગતિ પામે છે. હે ભારત! ત્યાંથી આગળ **वितस्ता** નદી ઉપર જવું. ત્યાં દેવ અને પિતૃઓનું તર્પણ કરવાથી પુરુષને વાજપેય યજ્ઞનું ફળ મળે છે.[૮૯] કાશ્મીર દેશમાંજ તક્ષક નાગનું વિતસ્તા નામનું ભવન છે, જે સર્વ પાપને નાશ પમાડનારૂં છે.[૯૦]ત્યાં સ્નાન કરવાથી પુરુષને અવશ્ય વાજપેય યજ્ઞનું ફળ મળે છે અને તે સર્વપાપથી વિશુદ્ધ ચિત્તનો થઈને પરમગતિને પામે છે.[૯૧] ત્યાંથી ત્રણ લોકમાં વિખ્યાત **वडवा** તીર્થમાં જવું. ત્યાં સાયંસંધ્યા વખતે યથાવિધિ સ્નાન કરીને હે રાજન્ ! પોતાની શક્તિ પ્રમાણે અગ્નિદેવને ચરુ અર્પણ કરવો. તે પિતૃઓને અક્ષય દાન આપેલું ગણાય છે,એમ વિદ્વાનો કહે છે.[૯૩] હે રાજા! પૂર્વે ઋષિઓ, પિતૃઓ, દેવો, ગંધર્વો, અપ્સરાગણો, ગુહ્યકો, કિન્નરો, યક્ષો, સિદ્ધો, વિદ્યાધરો, મનુષ્યો, રાક્ષસો, દૈત્યો, રુદ્રો અને બ્રહ્મા–આ સઘળાએ નિયમપરાયણ થઈને એક હજાર વર્ષની ઉત્તમ દીક્ષા ધારણ કરી હતી અને વિષ્ણુને પ્રસન્ન કરવા ચરુ તૈયાર કરીને સાત સાત ઋચાઓથી કેશવ ભગવાનની સ્તુતિ કરી હતી,[૯૬] તેથી તેઓના ઉપર પ્રસન્ન થયેલા કેશવ ભગવાને તેઓને આઠગણું ઐશ્વર્ય આપ્યું હતું તથા બીજા ઇચ્છિત મનોરથો પૂર્ણ કરીને હે રાજન્! જેમ વાદળાંઓમાં વિજળી અદૃશ્ય થઈ જાય, તેમ ભગવાન ત્યાંજ અંતર્ધાન થઇ ગયા હતા. હે ભારત! તે ઉપરથી લોકોમાં એ તીર્થનું **सप्तचरु** એવું નામ પ્રખ્યાત થયું છે;[૯૮] માટે એ ઠેકાણે અગ્નિમાં ચરુનો હોમ કરવો તે એકલાખ ગોદાનથી, સો રાજસૂયયજ્ઞથી અને હજાર અશ્વમેધ યજ્ઞથી પણ શ્રેષ્ઠ ગણાય છે.[૯૯] હે રાજેંદ્ર! ત્યાંથી નીકળ્યા પછી **रुद्रपद** નામના તીર્થમાં જવું. ત્યાં મહાદેવનું પૂજન કરવાથી અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે.[૧૦૦] હે રાજન્! ત્યાંથી **मणिमान्** તીર્થમાં જઈને જે પુરુષ બ્રહ્મચારી થઈ એકાગ્રતાથી એક રાત્રિ રહે છે, તેને અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મળે છે.[૧૦૧] હે રાજેંદ્ર! ત્યાંથી નીકળીને પછી લોકવિખ્યાત **देविका*** તીર્થમાં જવું. હે ભરતશ્રેષ્ઠ! તે સ્થાનમાં બ્રાહ્મણોની ઉત્પત્તિ થઈ છે, એમ સંભળાય છે. વળી ત્યાં ત્રણલોકમાં પ્રસિદ્ધ ત્રિશૂલધારી શંકરનું સ્થાન છે. જે પુરુષ દેવિકામાં સ્નાન કરી, મહેશ્વરની સારી રીતે પૂજા કરી યથાશક્તિ ચરુ અર્પણ કરે છે, તેને હે ભરતશ્રેષ્ઠ! સર્વ કામનાઓથી પુષ્ટ એવા યજ્ઞનું ફળ મળે છે.[૧૦૪] હે ભારત! ત્યાં દેવોએ સેવન કરેલું **काम** નામનું રુદ્રતીર્થ છે, ત્યાં સ્નાન કરવાથી મનુષ્યને તત્કાળ સિદ્ધિ મળે છે.[૧૦૫] વળી ત્યાં આવેલાં **यजन, याजन, ब्रह्मवालुक અને पुष्पां** નામનાં તીર્થોમાં સ્નાન કરવાથી મનુષ્યને મરણ પછી શોક કરવો પડતો નથી.[૧૦૬] દેવ અને ઋષિઓએ સેવેલી એ દેવિકાતીર્થની ભૂમિ બે ગાઉ પહોળી અને વીસ ગાઉ લાંબી ગણાય છે.[૧૦૭] હે ધર્મજ્ઞ! ત્યાંથી નીકળીને અનુક્રમે **दीर्घसत्र** નામના ક્ષેત્રમાં જવું, કે જે સ્થાનમાં બ્રહ્માદિક દેવો, સિદ્ધો અને મહર્ષિઓ નિયમિત વ્રતોની દીક્ષા ધારણ કરીને દીર્ઘસત્ર–લાંબા સમયનો યજ્ઞ કરે છે.[૧૦૯] હે શત્રુદમન ભરતવંશી રાજેંદ્ર! તે દીર્ઘસત્રમાં જતાંજ રાજસૂય અને અશ્વમેધ

*આ ઘણું ખરૂં વાંસદા પાસે આવેલી દેવકી ઉનાઇનું વર્ણન છે.

યજ્ઞનું ફળ મળે છે.૧૧૦ત્યાંથી નિયમમાં રહેનારા મિતાહારી મનુષ્યે **વિનશન** નામના ક્ષેત્રમાં જવું. ત્યાં મેરુની પૃથ્વીની સપાટીમાં વહેનારી સરસ્વતી ગુપ્ત થઈને વહે છે.૧૧૧અને તે **ચમસ, શિવોદ્ભેદ** તથા **નાગોદ્ભેદ** એ તીર્થોમાં પ્રત્યક્ષ થાય છે. તેમાં ચમસોદ્ભેદમાં સ્નાન કરવાથી અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મળે છે,૧૨ શિવોદ્ભેદમાં સ્નાન કરવાથી પુરુષને હજાર ગોદાનનું ફળ મળે છે અને નાગોદ્ભેદમાં સ્નાન કરવાથી નાગલોકોની પ્રાપ્તિ થાય છે.૧૩ હે ભારતરાજેંદ્ર! ત્યાંથી **શશયાન** નામના દુર્લભ તીર્થમાં જવું. હે મહારાજ !ત્યાં સરસ્વતીમાં કમળો સસલાના રૂપથી ગુપ્ત રહે છે અને હે ભરતશ્રેષ્ઠ! પ્રતિવર્ષે જ્યારે કાર્તિકી પૂર્ણિમા આવે છે, ત્યારે તે કમળના રૂપથી દેખાય છે.૧૫ હે નરવ્યાઘ્ર ભરતશ્રેષ્ઠ ! ત્યાં સ્નાન કરનારો પુરુષ સર્વદા ચંદ્રના જેવો કાંતિમાન જણાય છે અને તેને હજાર ગોદાનનું ફળ મળે છે.૧૬ હે કુરુનંદન ! ત્યાંથી આગળ **કુમારકોટી** નામના તીર્થમાં જઈને નિયમતત્પર થઇ સ્નાન કરવું તથા પિતૃઓ અને દેવોનું પૂજન કરવું.૧૭ તેમ કરનારા પુરુષને દશ હજાર ગોદાનનું ફળ મળે છે તથા તેના કુળનો ઉદ્ધાર થાય છે. હે ધર્મજ્ઞ! તે પછી સાવધાન થઇને **રુદ્રકોટિ** નામના તીર્થમાં જવું.૧૮ હે મહારાજ ! તે રુદ્રકોટિમાં પૂર્વે મહાદેવના દર્શનની આકાંક્ષાથી એક કરોડ મુનિઓ આવ્યા હતા. હે ભારત ! તે ઋષિઓ મોટા હર્ષના આવેશથી 'હું પ્રથમ મહાદેવનાં દર્શન કરીશ' 'હું પ્રથમ દર્શન કરીશ' આવું ધારીને પોતપોતાના સ્થાનમાંથી નીકળ્યા હતા.૨૦ તે પછી હે રાજા ! યોગીશ્વર ભગવાન શંકરે તેઓનો અભિપ્રાય જાણીને તે સંસ્કારી મનવાળા ઋષિઓના ક્રોધની શાંતિને માટે યોગના આશ્રયથી એક કરોડ રુદ્રો પ્રકટ કરી તે પ્રત્યેકને દર્શન આપ્યાં; તેથી તે બધા પોતપોતાના મનમાં 'મેં જ રુદ્રનાં પ્રથમ દર્શન કર્યાં છે' એમ માનવા લાગ્યા.૨૨ હે રાજન્ ! પછી સંસ્કારી ચિત્તવાળા તે મુનિઓની પરમ ભક્તિથી મહાદેવ પ્રસન્ન થયા અને તેઓને તેમણે વર આપ્યો કે, 'આજથી આરંભીને તમારા ધર્મની વૃદ્ધિ થશે.' હે નરવ્યાઘ્ર ! શુદ્ધ મનવાળો જે પુરુષ એ રુદ્રકોટિમાં સ્નાન કરે છે, તેને અશ્વમેધનું ફળ મળે છે અને તે કુળનો ઉદ્ધાર કરે છે. હે રાજેંદ્ર ! ત્યાંથી નીકળીને પછી મહાપવિત્ર અને લોકવિખ્યાત સરસ્વતીના **સંગમ** તીર્થમાં જવું, જ્યાં બ્રહ્માદિ દેવો અને તપરૂપી ધનવાળા ઋષિઓ ચૈત્ર શુદ ચૌદશને દિવસે જઇને શ્રીવિષ્ણુ ભગવાનની પૂજા કરે છે. તે તીર્થમાં સ્નાન કરનારા પુરુષને બહુ સુવર્ણનો લાભ થાય છે અને હે નરવ્યાઘ્ર ! તે સર્વ પાપથી મુક્ત થઇને બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે.૨૭ હે રાજા ! ત્યાં ઋષિઓના યજ્ઞોની સમાપ્તિ થઈ છે, માટે તે યજ્ઞોની સમાપ્તિના સ્થાનમાં જવાથી હજાર ગોદાનનું ફળ મળે છે.૧૨૮

**ઇતિ શ્રીમહા૦ વન૦ "તીર્થયાત્રા પર્વમાં પુલસ્ત્યે વર્ણવેલી તીર્થયાત્રા"એ વિષયનો અધ્યાય ૮૨ મો સમાપ્ત.**

# અધ્યાય ૮૩ મો

## તીર્થવર્ણન (ચાલુ).

**॥ पुलस्त्य उवाच ॥**

**ततो गच्छेत राजेंद्र कुरुक्षेत्रमभिष्टुतम् ॥**
**पापेभ्यो यत्र मुच्यंते दर्शनात्सर्वजंतवः ॥१॥**

પુલસ્ત્યે કહ્યું:-તે પછી હે રાજેંદ્ર ! વખાણવાયોગ્ય **કુરુક્ષેત્ર**માં જવું. એ ક્ષેત્રનાં દર્શન કરવાથી સર્વ પ્રાણીઓ પાપોથી મુક્ત થાય છે.૧ જે મનુષ્ય 'હું કુરુક્ષેત્રમાં જઇશ અને કુરુક્ષેત્રમાં વાસ કરીશ' એ પ્રમાણે સતત બોલે છે, તે સર્વ પાપોથી મુક્ત થાય છે.૨ કુરુક્ષેત્રની ધૂળ પણ વાયુથી ઉડીને અંગે લાગી હોય તો તે દુષ્કર્મ કરનારા મનુષ્યને પણ પરમ ગતિએ પહોંચાડે છે.૩ સરસ્વતીના દક્ષિણ ભાગમાં અને દૃષદ્વતીના ઉત્તર ભાગમાં આવેલા કુરુક્ષેત્રમાં જેઓ નિવાસ કરે છે, તેઓ સ્વર્ગમાં વસે છે એમ સમજવું. ૪ હે ભરતવંશી યુધિષ્ઠિર રાજા ! જે મહાપુણ્યકારક બ્રહ્મક્ષેત્રમાં બ્રહ્માદિ દેવો, ઋષિઓ, સિદ્ધો,

ચારણો, ગંધર્વો, અપ્સરાઓ, યક્ષો અને નાગો જાય છે, તે ક્ષેત્રમાં સરસ્વતીના તીર ઉપર ધીર પુરુષે એક માસપર્યંત નિવાસ કરવો.[૫]હે યુધિષ્ઠિર ! જે પુરુષ મનમાં પણ કુરુક્ષેત્ર જવાની ઇચ્છા કરે, તેનાં પણ પાપો નાશ પામે છે અને તે બ્રહ્મલોકમાં જાય છે.[૭]હે કુરુકુળના ધુરંધર ! જે પુરુષ શ્રદ્ધાવાન થઇને કુરુક્ષેત્રમાં જાય છે, તેને રાજસૂય અને અશ્વમેધનું ફળ મળે છે.[૮]તે પછી મહાબળવાન દ્વારપાળ **मचक्रुक** નામનો યક્ષ છે, તેને અભિવંદન કરવાથીજ હજાર ગોદાનનું ફળ મળે છે.[૯]હે ધર્મજ્ઞ ! ત્યાંથી વિષ્ણુનું **सतत** નામનું સર્વોત્તમ સ્થાન છે, ત્યાં જવું. હે રાજેંદ્ર ! એ સ્થાનમાં શ્રીહરિ નિત્ય સમીપમાં રહે છે.[૧૦]જે પુરુષ ત્યાં સ્નાન કરીને ત્રિલોકને ઉત્પન્ન કરનારા હરિને નમસ્કાર કરે છે, તેને અશ્વમેધનું ફળ મળે છે અને તે વિષ્ણુલોકમાં જાય છે.[૧૧]ત્યાંથી હે ભારત ! ત્રણલોકમાં પ્રખ્યાત એવા **पारिप्लव** નામના તીર્થમાં જવું. ત્યાં જવાથી અગ્નિષ્ટોમ અને અતિરાત્ર યજ્ઞનું ફળ મળે છે.[૧૨] **पृथिवीतीर्थ**માં જવાથી હજાર ગોદાનનું ફળ મળે છે. હે રાજા! ત્યાંથી **शाल्वकिनी**માં જઈ **दशाश्वमेध**માં સ્નાન કરવાથી તીર્થસેવી મનુષ્યને દશ અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે. ત્યાંથી નાગોના ઉત્તમ તીર્થ **सर्पदेवी**માં જવું.[૧૪] ત્યાં જવાથી અગ્નિષ્ટોમનું ફળ છે અને નાગલોકની પ્રાપ્તિ થાય છે. હે ધર્મજ્ઞ! ત્યાંથી **तरन्तुक** નામના દ્વારપાળના સ્થાનમાં જવું.[૧૫] ત્યાં એક રાત્રિ રહેવાથી હજાર ગોદાદાનનું ફળ મળે છે. ત્યાંથી નિયમમાં રહેલા અને માપસર આહાર કરનારા પુરુષે **पंचनद** નામના તીર્થમાં જવું.[૧૬]ત્યાં કોટિતીર્થમાં સ્નાન કરવાથી અશ્વમેધનું ફળ મળે છે. ત્યાંથી **अश्विनीकुमार**ના તીર્થમાં જવાથી મનુષ્ય રૂપવાન થાય છે.[૧૭] હે ધર્મવેત્તા ! ત્યાંથી **वाराह** નામના ઉત્તમ તીર્થમાં જવું, જે તીર્થમાં પૂર્વે વિષ્ણુ વરાહના રૂપે રહ્યા હતા.[૧૮] હે નરશ્રેષ્ઠ! ત્યાં સ્નાન કરવાથી મનુષ્યને અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મળે છે. હે રાજેંદ્ર! ત્યાંથી **जयंती**માં જઈને **सोमतीर्थ**માં સ્નાન કરવું.[૧૯] ત્યાં સ્નાન કરવાથી મનુષ્યને રાજસૂય યજ્ઞનું ફળ મળે છે. **एकहंस** તીર્થમાં સ્નાન કરવાથી પુરુષ એક હજાર ગોદાનનું ફળ મેળવે છે.[૨૦] હે રાજા! ત્યાંથી તીર્થયાત્રાળુ પુરુષે **कृतशौच** નામના તીર્થમાં જવું. ત્યાં જવાથી પુરુષને પુંડરીક યજ્ઞનું ફળ મળે છે અને તે શુદ્ધ થાય છે.[૨૧] ત્યાંથી મહાત્મા શંકરના **मुंजवट** નામના સ્થાનમાં જવું. ત્યાં એક રાત્રિ ઉપવાસ કરવાથી ગણપતિનું સ્થાન મળે છે.[૨૨] હે મહારાજ ! ત્યાંજ એક લોકવિખ્યાત **यक्षिणी**નું સ્થાન છે. હે રાજેંદ્ર! સ્નાન કરીને તેનાં દર્શન કરનારા મનુષ્યના સર્વ મનોરથો પૂર્ણ થાય છે.[૨૩] હે ભરતશ્રેષ્ઠ! તે કુરુક્ષેત્રના દ્વારતરીકે પ્રસિદ્ધ છે, પુષ્કરતીર્થના સમાન છે અને જમદગ્નિના પુત્ર મહાત્મા પરશુરામે તેને નિર્માણ કરેલું છે. ત્યાં તીર્થસેવન કરનારો જે પુરુષ એકાગ્ર થઈને સ્નાન કરી, દેવતાપિતૃઓનું પૂજન કરી પ્રદક્ષિણા કરે છે, તે કૃતાર્થ થાય છે અને હે રાજા! તેને અશ્વમેધનું ફળ મળે છે. ત્યાંથી તીર્થયાત્રા કરનારા મનુષ્યે એકાગ્ર થઇને **रामह्रद**પ્રત્યે જવું.[૨૬] હે રાજેંદ્ર ! ત્યાં પ્રદીપ્ત તેજવાળા વીર પરશુરામે વેગવડે ક્ષત્રિયોનો સંહાર કરીને રુધિરથી ભરેલા પાંચ ધરાઓ કર્યા હતા અને સર્વ પિતૃઓને તથા પ્રપિતામહોને તૃપ્ત કર્યા હતા, એમ પ્રસિદ્ધ છે.[૨૬,૨૮] હે રાજા ! તે પછી પ્રસન્ન થયેલા પિતૃઓએ રામને કહ્યું.

પિતૃઓ બોલ્યાઃ—"હે રામ ! હે ભૃગુવંશી મહાભાગ્યશાળી રામ ! આ તારી પિતૃભક્તિથી તથા પરાક્રમથી અમે પ્રસન્ન થયા છીએ. હે મહાકાંતિમાન વિભો ! તારૂં કલ્યાણ થાઓ. તું અમારી પાસેથી વર માગ, તારી શી ઇચ્છા છે ?[૨૯,૩૦] હે રાજેંદ્ર ! આવું કહ્યું ત્યારે પ્રહાર કરનારાઓમાં મુખ્ય પરશુરામે હાથ જોડીને આકાશમાં રહેલા તે પિતૃઓને કહ્યું કેઃ—[૩૧]"તમે જો મારા ઉપર પ્રસન્ન થયા હો અને મારા ઉપર અનુગ્રહ કરવો, એમ જો તમને લાગતું હોય તો હું ફરી તપની વૃદ્ધિરૂપ પિતૃકૃપા-

ને ઇચ્છું છું.[32] વળી મેં ક્રોધને અધીન થઈજઇને ક્ષત્રિયોનો જે સંહાર વાળ્યો છે, તે પાપથી હું તમારા તેજવડે મુક્ત થાઉં;[33] અને આ મારા કરેલા ધરાઓ પૃથ્વીમાં પ્રખ્યાત અને તીર્થરૂપ થાવ."

આવાં રામનાં શુભ વચન સાંભળીને તે વખતે અત્યંત પ્રસન્ન થયેલા પિતૃઓએ હર્ષયુક્ત થઇને પરશુરામને કહ્યું કેઃ—"તારૂં તપ પિતૃભક્તિથી ફરી વિશેષ વૃદ્ધિ પામો;[34,35]અને તેં ક્રોધયુક્ત થઇને ક્ષત્રિયોનો જે ઉચ્છેદ કર્યો તે પાપથી તું મુક્ત થયો છે. કારણ કે તેઓ પોતાના કર્મથીજ વિનાશ પામ્યા છે.[36] વળી તારા કરેલા ધરાઓ તીર્થપણાને પામશે એમાં સંશય નથી. તે ધરાઓમાં સ્નાન કરીને જે પુરુષ પિતૃઓનું તર્પણ કરશે;[37] તેના ઉપર પિતૃઓ પ્રસન્ન થઇને તેની પૃથ્વીમાં દુર્લભ એવી ઇચ્છિત અભિલાષાઓ પૂર્ણ કરશે તથા તેને શાશ્વત સ્વર્ગલોક આપશે."[38]

હે રાજન્ ! આ પરશુરામના પિતૃઓ તેને વરદાન આપીને તથા પ્રીતિથી તેની રજા લઇને તે વખતે ત્યાંજ અંતર્ધાન થઈ ગયા.[39] હે રાજેંદ્ર ! આ પ્રમાણે મહાત્મા ભૃગુવંશી રામના ધરાઓ પવિત્ર થયા છે. જે પુરુષ બ્રહ્મચર્ય રાખીને તથા શુભ વ્રત ધારણ કરીને રામના ધરાઓમાં સ્નાન કરી રામનું પૂજન કરે છે તેને પુષ્કળ સુવર્ણનો લાભ થાય છે. હે કુરુકુળને ધારણ કરનારા રાજા ! ત્યાંથી તીર્થયાત્રા કરનારા પુરુષે **વંશમૂલક** નામના તીર્થમાં જવું.[41] હે રાજા ! તે વંશમૂલકમાં સ્નાન કરનારો પુરુષ પોતાના વંશનો ઉદ્ધાર કરે છે. હે ભરતશ્રેષ્ઠ ! ત્યાંથી આગળ **કાયશોધન** નામના તીર્થમાં જવું. [42]તે તીર્થમાં સ્નાન કરનાર પુરુષની દેહશુદ્ધિ થાય છે. એમાં સંશય નથી; અને શુદ્ધ દેહવાળો થયેલો તે સર્વોત્તમ શુભ લોકને પ્રાપ્ત થાય છે.[43]હે ધર્મજ્ઞ ! ત્યાંથી ત્રણ લોકમાં પ્રસિદ્ધ **લોકોદ્ધાર** નામના તીર્થમાં જવું. પૂર્વે જે તીર્થમાં પ્રભાવશાળી વિષ્ણુ ભગવાને લોકોનો ઉદ્ધાર કર્યો હતો, તે ત્રૈલોક્યપૂજિત લોકોદ્ધારમાં જઇને જે પુરુષ તે મહાતીર્થમાં સ્નાન કરે છે. તે પોતાના લોકોનો ઉદ્ધાર કરે છે.[45]ત્યાંથી **શ્રીતીર્થ**માં જઈ સ્નાન કરી, મનને નિયમમાં રાખી જે પુરુષ પિતૃઓ અને દેવોનું પૂજન કરે છે. તેને ઉત્તમ લક્ષ્મી પ્રાપ્ત થાય છે.[46] ત્યાંથી **કપિલા** તીર્થમાં જઈ જે પુરુષ બ્રહ્મચર્ય પાળીને તથા સાવધાન થઇને ત્યાં સ્નાન કરી પોતાના પિતૃઓનું અને દેવતાઓનું પૂજન કરે છે,[47] તેને હજાર કપિલા ગાયનાં દાનનું ફળ મળે છે. ત્યાંથી **સૂર્યતીર્થ**માં જઈ જે પુરુષ મનને નિયમમાં રાખી, સ્નાન કરે છે તથા ઉપવાસ કરીને પિતૃઓનું તથા દેવોનું પૂજન કરે છે, તેને અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મળે છે અને તે સૂર્યલોકમાં જાય છે.[49] ત્યાંથી તીર્થયાત્રા કરનારો મનુષ્ય અનુક્રમે **ગોભવન** નામના તીર્થમાં જઇને ત્યાં સ્નાન કરે છે તો તેને હજાર ગોદાનનું ફળ મળે છે.[50] હે કુરુકુલધુરંધર ! ત્યાંથી જે તીર્થસેવી પુરુષ **શંખિની** તીર્થમાં જઇને તે દેવીના તીર્થમાં સ્નાન કરે છે તો તેને ઉત્તમ રૂપ મળે છે.[51] ત્યાંથી હે રાજેંદ્ર ! મહાત્મા કુબેરનું સરસ્વતીના તીર ઉપર **અરંતુક** નામનું જે દ્વારપાલ તીર્થ છે, ત્યાં જવું.[52] હે રાજન્ ! તે તીર્થમાં સ્નાન કરવાથી પુરુષને અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મળે છે. હે રાજેંદ્ર ! ત્યાંથી ઉત્તમ યાત્રાળુ પુરુષે **બ્રહ્માવર્ત** ×ક્ષેત્રમાં જવું.[53]એ બ્રહ્માવર્તમાં સ્નાન કરવાથી પુરુષને બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે. હે રાજેંદ્ર! ત્યાંથી **સુતીર્થક** નામના સર્વોત્તમ તીર્થમાં જવું.[54] ત્યાં પિતૃઓ દેવતાઓની સાથે નિત્ય સમીપમાં રહે છે. પિતૃ અને દેવના પૂજનમાં તત્પર એવો જે પુરુષ ત્યાં સ્નાન કરે છે, તેને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે અને તે પિતૃલોકમાં જાય છે. હે ધર્મજ્ઞ ! ત્યાંથી **અંબુમતી**માં આવેલા અતિઉત્તમ **સુતીર્થક** નામના તીર્થમાં જવું હે ભરતશ્રેષ્ઠ ! જે પુરુષ **કાશીશ્વર**નાં તીર્થોમાં સ્નાન કરે છે તે સર્વ વ્યાધિઓથી મુક્ત થઇને બ્રહ્મલોકમાં જાય છે.[57] હે ભારત ! ત્યાંજ એક **માતૃતીર્થ** નામનું તીર્થ છે. તેમાં સ્નાન કરનારા

×કાનપુર નજીકનો બીઠુર આદિ પ્રદેશ.

પુરુષની પ્રજા વૃદ્ધિ પામે છે અને હે રાજા ! તે પુષ્કળ લક્ષ્મીવાન થાય છે.[૫૮] ત્યાંથી નિયમમાં રહી મિતાહારી થઇને **સીતવન**માં જવું. હે મહારાજ ! ત્યાં બીજે(સ્થળે)દુર્લભ એવું મહાન તીર્થ છે.[૫૯]હે ભારતરાજ ? તે સીતવનનું એક તીર્થ દર્શનથી પવિત્ર કરે છે અને એક તીર્થ સ્નાનથી પવિત્ર કરે છે. તે તીર્થમાં માત્ર કેશ ઉપર જળ છાંટવાથી પણ મનુષ્ય પવિત્ર થાય છે. વળી હે મહારાજ ! તે વનમાં એક **શ્વાવિલ્લોમાપહ** નામનું તીર્થ છે, હે ભરતસત્તમ ! હે નરવ્યાઘ્ર ! તીર્થયાત્રામાં તત્પર વિદ્વાન બ્રાહ્મણો તે તીર્થમાં સ્નાન કરીને પરમાનંદને પ્રાપ્ત થાય છે. હે ભરતશ્રેષ્ઠ રાજેંદ્ર ! વળી ઉત્તમ બ્રાહ્મણો તે શ્વાવિલ્લોમાપહ તીર્થમાં પોતાના કેશ ઉતારીને પ્રાણાયામથી પવિત્ર અંતઃકરણવાળા થઇને પરમ ગતિને પ્રાપ્ત થાય છે.[૬૦-૬૩]હે રાજા ! તે તીર્થમાં એક **દશાશ્વમેધિક** નામનું તીર્થ છે. હે નરવ્યાઘ્ર ! તેમાં સ્નાન કરવાથી પુરુષને પરમ ગતિ મળે છે.[૬૪] હે રાજેંદ્ર ! ત્યાંથી લોકવિખ્યાત **માનુષ** નામના તીર્થમાં જવું. હે રાજા ! ત્યાં પારધીનાં બાણથી પીડાયલા કાળા મૃગો તે સરોવરમાં પ્રવેશ કરતાંજ મનુષ્યપણાને પામ્યા હતા. બ્રહ્મચારી અને એકાગ્ર ચિત્તવાળો જે પુરુષ તે તીર્થમાં સ્નાન કરે છે, તે સર્વ પાપથી મુક્ત થઇને સ્વર્ગલોકમાં માન પામે છે. હે રાજા ! તે માનુષતીર્થની પૂર્વ દિશામાં એક કોશ ઉપર સિદ્ધ પુરુષોએ સેવેલી **આપગા** નામની વિખ્યાત નદી છે. જે મનુષ્ય દેવો અને પિતૃઓને ઉદ્દેશીને ત્યાં 'સામો'એ નામના પવિત્ર અન્નનું બ્રાહ્મણોને ભોજન કરાવે છે, તેને મહાન ધર્મ મળે છે. તે સ્થાનમાં એક બ્રાહ્મણને ભોજન કરાવ્યું હોય તોપણ કરોડ બ્રાહ્મણોને ભોજન કરાવ્યાનું ફળ મળે છે.[૬૯] જે પુરુષ તે તીર્થમાં સ્નાન કરીને દેવતાઓનું તથા પિતૃઓનું પૂજન કરે છે અને એક રાત્રિ નિવાસ કરે છે,તેને અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મળે છે.[૭૦]

તે પછી હે ભરતવંશી રાજેંદ્ર ! **બ્રહ્મોદુંબર** નામથી પૃથ્વીમાં પ્રખ્યાત થયેલા બ્રહ્માના ઉત્તમ સ્થાનમાં જવું.[૭૧] હે પુરુષશ્રેષ્ઠ રાજેંદ્ર ! જે પુરુષ ત્યાં સપ્તર્ષિના કુંડમાં સ્નાન કરીને શુદ્ધ થઈ, મનને વશ રાખી મહાત્મા કપિલાના કેદારમાં બ્રહ્માનાં દર્શન કરે છે તે સર્વ પાપથી શુદ્ધ થઈ બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે.[૭૨,૭૩] જે મનુષ્ય અતિ દુર્લભ કપિલના **કેદાર** માં જઇને તપ કરે છે, તેનાં પાપો બળી જાય છે અને તે અંતર્ધાન વિદ્યાને પ્રાપ્ત થાય છે.[૭૪] હે રાજેંદ્ર ! ત્યાંથી **સરક** નામનાં લોકવિખ્યાત તીર્થમાં જવું. જે પુરુષ અંધારી ચૌદશને દિવસે ત્યાં જઇને મહાદેવનાં દર્શન કરે છે, તેના સર્વ મનોરથો પૂર્ણ થાય છે અને તે સ્વર્ગલોકમાં જાય છે. હે કુરુનંદન રાજા ! તે સરક તીર્થમાં આવેલાં **રુદ્રકોટિ, કૂપ** અને **હ્રદોમાં** ત્રણકરોડ તીર્થો રહેલાં છે. વળી હે ભરતસત્તમ ! **इलास्पद** નામનું તીર્થ પણ ત્યાંજ આવેલું છે.[૭૭] જે પુરુષ તેમાં સ્નાન કરીને દેવતાઓનું તથા પિતૃઓનું પૂજન કરે છે,તે દુર્ગતિ પામતો નથી પણ તેને વાજપેય યજ્ઞનું ફળ મળે છે.[૭૮] હે ભારતરાજ! પુરુષ **किंदान** તથા **किंजप्य** તીર્થોમાં સ્નાન કરે છે તો તેને અનુક્રમે દાનનું અને જપનું અમાપ ફળ મળે છે.[૭૯] જે મનુષ્ય ઇંદ્રિયોને વશ રાખી શ્રદ્ધાથી **કલશી** તીર્થમાં સ્નાન કરે છે,તેને અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મળે છે.[૮૦] હે કુરુકુળશ્રેષ્ઠ ! સરકની પૂર્વદિશામાં મહાત્મા નારદનું **अंबाजन्म** નામનું વિખ્યાત તીર્થ છે.[૮૧] હે ભારત ! જે પુરુષ તે તીર્થમાં સ્નાન કરીને પ્રાણત્યાગ કરે છે, તે નારદની આજ્ઞાથી અતિઉત્તમ લોકોને પ્રાપ્ત થાય છે.[૮૨] હે રાજા ! ત્યાંથી **પુંડરીક** તીર્થમાં જવું. જે પુરુષ અજવાળી દશમને દિવસે તે તીર્થમાં સ્નાન કરે છે, તેને પુંડરીકયજ્ઞનું ફળ મળે છે.[૮૩]ત્યાંથી ત્રણ લોકમાં પ્રખ્યાત **त्रिविष्टप** તીર્થમાં જવું. ત્યાં પાપને નાશ કરનારી પવિત્ર **वैतरणी** નદી આવેલી છે.[૮૪] જે પુરુષ ત્યાં સ્નાન કરીને શૂલધારી શંકરનું પૂજન કરે છે, તે સર્વ પાપથી શુદ્ધ થઇને પરમ ગતિ પામે છે.[૮૫] હે રાજેંદ્ર! ત્યાંથી **फलकी** નામના ઉત્તમ વનમાં જવું. હે રાજન્ ! દેવો સ-

વંદા તે ફલકીવનમાં રહીને હજારો વર્ષસુધી તપશ્ચર્યા કરે છે. હે ભારત! ત્યાં આવેલી **दृषद्वती** નદીમાં સ્નાન કરીને જે પુરુષ દેવતાઓને તૃપ્ત કરે છે, તેને અગ્નિષ્ટોમ અને અતિરાત્ર યજ્ઞનું ફળ મળે છે. હે ભરતશ્રેષ્ઠ રાજેંદ્ર! જે મનુષ્ય સર્વ દેવોના તીર્થમાં સ્નાન કરે છે, તેને હજાર ગોદાનનું ફળ મળે છે. હે ભરતવંશી! જે પુરુષ **पाणिखात** તીર્થમાં સ્નાન કરીને દેવતાઓને તૃપ્ત કરે છે, તેને અગ્નિષ્ટોમ, અતિરાત્ર અને રાજસૂય નામના યજ્ઞોનું ફળ મળે છે અને તે ઋષિલોકમાં જાય છે.[૯૦-૯૧] હે રાજેંદ્ર! ત્યાંથી **मिश्रक** નામના ઉત્તમ તીર્થમાં જવું. હે રાજસિંહ! ત્યાં મહાત્મા વ્યાસે બ્રાહ્મણોને માટે સર્વ તીર્થો મિશ્ર કર્યાં છે એવું અમે સાંભળ્યું છે, તેથી જે પુરુષ મિશ્રકતીર્થમાં સ્નાન કરે છે, તેને સર્વ તીર્થના સ્નાનનું ફળ મળે છે.[૯૨] ત્યાંથી નિયમ ગ્રહણ કરીને મિતાહારી પુરુષે **व्यासवनमां** જવું. ત્યાં **मनोजव** નામના તીર્થમાં સ્નાન કરવાથી હજાર ગોદાનનું ફળ મળે છે.[૯૩] ત્યાંથી જે શુદ્ધ પુરુષ દેવીના **मधुवटी** નામના તીર્થમાં જઇને ત્યાં સ્નાન કરી પિતૃઓનું અને દેવોનું પૂજન કરે છે, તે દેવીની આજ્ઞાથી, એકહજાર ગોદાનનું ફળ મેળવે છે. હે ભારત! જે પુરુષ **कौशिकी** અને દષદ્વતીના સંગમમાં સ્નાન કરે છે તથા નિયમિત આહાર કરે છે,તે સર્વ પાપોથી મુક્ત થાય છે. ત્યાંથી આગળ **व्यासस्थली** નામનું સ્થળ આવે છે, કે જે સ્થાનમાં પુત્રના શોકવડે સંતાપ પામેલા બુદ્ધિમાન વ્યાસે દેહ છોડી દેવાની વૃત્તિ કરી હતી. તે વખતે હે રાજેંદ્ર! તેમને દેવોએ પાછા ઉઠાડયા હતા.[૯૭] તે વ્યાસસ્થલીમાં જવાથી હજાર ગોદાનનું ફળ મળે છે. ત્યાંથી **किंदत्त** કૂવા ઉપર જઇને એક શેર તલ આપવાથી હે કુરુવંશી! મનુષ્ય ઋણથી મુક્ત થઇને,પરમ સિદ્ધિ પામે છે. **वेदी**તીર્થમાં સ્નાન કરવાથી પુરુષને હજાર ગોદાનનું ફળ મળે છે.[૯૯] હે નરવ્યાઘ્ર! **अह** અને **सुदिन** નામનાં લોકપ્રખ્યાત બે તીર્થો છે. તે બન્નેમાં સ્નાન કરવાથી પુરુષ સૂર્યલોકને પ્રાપ્ત થાય છે.[૧૦૦] હે મહારાજા! ત્યાંથી ત્રણ લોકમાં પ્રખ્યાત **मृगधूम** નામના તીર્થમાં જવું અને ત્યાં ગંગામાં સ્નાન કરવું;[૧] તથા મહાદેવનું પૂજન કરવું. તેથી પુરુષને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે. જે પુરુષ દેવીના તીર્થમાં સ્નાન કરે છે તેને હજાર ગોદાનનું ફળ મળે છે.[૨] ત્યાંથી આગળ ત્રણ લોકમાં પ્રસિદ્ધ **वामन** નામના તીર્થમાં જવું. ત્યાં વિષ્ણુપદમાં સ્નાન કરવાથી તથા વામન ભગવાનની પૂજા કરવાથી પુરુષ સર્વ પાપથી શુદ્ધ થઇને વિષ્ણુલોકમાં જાય છે. તે પછી **कुलंपुन** નામનું તીર્થ આવે છે. તેમાં જે પુરુષ સ્નાન કરે છે તે પોતાના કુળને પવિત્ર કરે છે.[૩,૪] હે નરવ્યાઘ્ર! તે પછી વાયુઓનું ઉત્તમ તીર્થ **पवनह्रद** આવે છે. તેમાં સ્નાન કરનારો પુરુષ વિષ્ણુલોકમાં માન્ય ગણાય છે;[૫] અને જે પુરુષ **अमरह्रद**માં સ્નાન કરીને ઇંદ્રની પૂજા કરે, છે તે દેવોના પ્રભાવવડે સ્વર્ગલોકમાં માન પામે છે.[૬] હે રાજેંદ્ર! **शालिहोत्र**ના તીર્થમાં તથા **शालिसूर्य**ના તીર્થમાં યથાવિધિ સ્નાન કરવાથી હજાર ગોદાનનું ફળ મળે છે.[૭] હે ભરતસત્તમ! સરસ્વતીનું **श्रीकुंज** નામનું તીર્થ છે. હે નરશ્રેષ્ઠ! તેમાં સ્નાન કરવાથી અગ્નિષ્ટોમનું ફળ મળે છે.[૮] હે કુરુવંશી! તે પછી **नैमिषंकुंज**પ્રત્યે જવું. હે રાજેંદ્ર! પૂર્વે નૈમિષારણ્યવાસી તપસ્વી ઋષિઓ તીર્થયાત્રાના ઉદ્દેશથી કુરુક્ષેત્રમાં ગયા હતા, હે ભરતસત્તમ! તે વખતે ઋષિઓને રહેવામાટે સંતોષકારક મહાન અવકાશ થાય તેવો સરસ્વતીના તીર ઉપર લતામંડપ કર્યો હતો. જે પુરુષ તે કુંજતીર્થમાં સ્નાન કરે છે, તેને અગ્નિષ્ટોમનું ફળ મળે છે.[૯,૧૧] હે ધર્મજ્ઞ! ત્યાંથી અતિઉત્તમ એવાં **कन्यातीर्थ**માં જવું. જે પુરુષ કન્યાતીર્થમાં સ્નાન કરે છે તેને હજાર ગોદાનનું ફળ મળે છે.[૧૨] હે રાજેંદ્ર! ત્યાંથી ઉત્તમ **ब्रह्मतीर्थ** માં જવું. તે બ્રહ્માના તીર્થમાં નીચવર્ણનો પુરુષ સ્નાન કરે છે તો બ્રાહ્મણપણાને પામે છે; અને બ્રાહ્મણ સ્નાન કરે છે તો શુદ્ધ અંતઃકરણનો થઇને પરમ ગતિ પામે છે.

હે નરશ્રેષ્ઠ! ત્યાંથી અતિઉત્તમ **સોમતીર્થમાં** જવું.[૧૪] હે રાજન્ ! ત્યાં સ્નાન કરવાથી પુરુષને સોમલોકની પ્રાપ્તિ થાય છે. હે રાજા ! ત્યાંથી **સપ્તસારસ્વત** નામના તીર્થમાં જવું.[૧૫] તે તીર્થમાં લોકવિખ્યાત મંકણક નામના મહર્ષિ સિદ્ધ થયા હતા. હે રાજા! અમે સાંભળ્યું છે કે, પૂર્વે મંકણકઋષિનો હાથ દર્ભની અણીથી વીંધાયો એટલે તે ઘામાંથી શાક-ભાજીપાલાનો રસ ઝરવા લાગ્યો. ઋષિ પોતાના હાથમાંથી ઝરતા તે શાકરસને જોઇને હર્ષના આવેશથી નાચવા લાગ્યા;[૧૬,૧૭] અને હે વીર! તે નાચવા લાગ્યા એટલે તેના તેજથી મોહિત થયેલું સ્થાવર તથા જંગમ બન્ને પ્રકારનું જગત નાચવા લાગ્યું.[૧૧૮] તે વખતે હે રાજા! બ્રહ્માદિ દેવોએ તથા તપસ્વી ઋષિઓએ મંકણકઋષિને માટે મહાદેવને વિનતિ કરી કે:-[૧૧૯]“હે દેવ ! આ ઋષિ જે રીતે નાચતા બંધ પડે, તેમ કરવા તમે યોગ્ય છો.”તે સાંભળીને મહાદેવદેવોના હિતની ઇચ્છાથી જ્યાં હર્ષવાળા ચિત્તથી ઋષિ નૃત્ય કરતા હતા, ત્યાં આવ્યા અને તેમને કહેવા લાગ્યા કે:-[૧૨૦] “હે ધર્મવેત્તા મહર્ષિ ! તમે શામાટે નૃત્ય કરો છો ? હે મુનિશ્રેષ્ઠ ! આજે તમને આવો હર્ષ થવાનું શું કારણ છે ? ”[૧૨૧]

ઋષિએ કહ્યું:-“ હે દ્વિજશ્રેષ્ઠ ! હું ધર્મમાર્ગમાં રહેનારો તપસ્વી છું, છતાં હે બ્રહ્મન્! મારા હાથમાંથી શાકનો રસ ઝરે છે તેને તમે જોતા નથી શું ?[૨૨] હું તે રસને જોઇને મહા હર્ષ પામીને નૃત્ય કરૂં છું.” આ સાંભળીને મહાદેવ ખડખડાટ હસ્યા અને તે પ્રેમમોહિત થયેલા ઋષિને કહેવા લાગ્યા કે:-[૨૩]“હે વિપ્ર ! એમાં મને તો કંઈ આશ્ચર્ય લાગતું નથી. તમે મારા તરફ જુઓ. ” હે નિષ્પાપ રાજા ! આ પ્રમાણે કહીને બુદ્ધિમાન મહાદેવે આંગળીના ટેરવાંથી પોતાના અંગુઠામાં પ્રહાર કર્યો, તેની સાથેજ હે રાજા ! મહાદેવના અંગુઠામાં પડેલા ઘામાંથી બરફના જેવી ધોળી ભસ્મ-ખાંડ નિકળવા લાગી,[૨૪,૨૫]હે રાજન્ ! તે જોતાંજ મુનિ શરમાઇ ગયા અને મહાદેવના ચરણમાં પડયા તથા મહાદેવથી બીજા ઉત્તમ દેવ કોઇ નથી, એમ માનીને બોલ્યા કે:-[૨૬]“ હે શૂળધારી ! દેવદૈત્યસહિત જગતના તમેજ આધાર છો. આ સર્વ સ્થાવર-જંગમસહિત ત્રણ લોકને તમેજ સરજ્યા છે[૨૭] અને પ્રલયકાળે તમેજ પાછા તેને ગળી જાઓ છો. તમને દેવો પણ જાણી શકતા નથી, ત્યારે હું તો કયાંથીજ જાણી શકું ?[૨૮] હે નિર્દોષ દેવ ! સર્વ બ્રહ્માદિ દેવો તમારામાં રહેલા છે. લોકોના સ્રષ્ટા તથા સરજાવનારા સર્વ તમે છો[૨૯] અને તમારી કૃપાથી સઘળા દેવો નિર્ભય થઇને આ જગતમાં આનંદ કરે છે. ”

આ પ્રમાણે મહાદેવની સ્તુતિ કરીને મંકણક ઋષિએ કહ્યું કે:-[૧૩૦]“હે મહાદેવ ! તમારી કૃપાથી મારૂં તપ ક્ષીણ થાઓ નહિ. ” તે પછી મનમાં પ્રસન્ન થયેલા મહાદેવે બ્રહ્મર્ષિને કહ્યું કે:-[૩૧] “ હે વિપ્ર ! મારી કૃપાથી તમારૂં તપ હજારગણું વૃદ્ધિ પામો અને હે મહામુનિ ! હવેથી હું આ આશ્રમમાં તમારી સાથે નિવાસ કરીશ.[૩૨] આ સપ્તસારસ્વત તીર્થમાં સ્નાન કરીને જે કોઈ મારૂં પૂજન કરશે, તેઓને આ લોકમાં અને પરલોકમાં કંઈ પણ દુર્લભ રહેશે નહિ[૩૩] અને તેઓ સારસ્વત લોકમાં જશે એમાં સંશય નથી. ” આ પ્રમાણે કહીને મહાદેવ ત્યાંજ અંતર્ધાન થઇ ગયા.[૩૪]

તે સપ્તસારસ્વત તીર્થમાંથી નીકળ્યા પછી ત્રણ લોકમાં વિખ્યાત **ઔશનસ** નામના તીર્થમાં જવું. હે ભારત ! તે તીર્થમાં બ્રહ્માદિ દેવો, તપરૂપી ધનવાળા ઋષિઓ અને ભગવાન સ્વામી કાર્તિક, શુક્રાચાર્યનું પ્રિય કરવાની ઇચ્છાથી નિત્ય ત્રિકાળ સમીપમાં રહે છે.[૩૫,૩૬]હે નરવ્યાઘ્ર ! ત્યાંથી સર્વ પાપથી મુક્ત કરનારા **કપાલમોચન** નામના તીર્થમાં જવું. ત્યાં સ્નાન કરવાથી મનુષ્ય સર્વ પાપોથી મુક્ત થાય છે.[૩૭] હે પુરુષશ્રેષ્ઠ ! ત્યાંથી **અગ્નિતીર્થમાં** જવું. જે પુરુષ તેમાં સ્નાન કરે છે, તે અગ્નિલોકમાં જાય છે અને પોતાના કુળનો ઉદ્ધાર કરે છે.[૩૮] હે ભરતસત્તમ ! ત્યાંજ **વિશ્વામિત્રનું** તીર્થ આ-

વેલું છે. હે નરશ્રેષ્ઠ ! તેમાં સ્નાન કરવાથી મનુષ્યને બ્રાહ્મણપણું પ્રાપ્ત થાય છે.[૩૯] ત્યાંથી હે નરવ્યાઘ્ર ! **ब्रह्मयोनि** નામના તીર્થમાં જવું. જે પુરુષ શુદ્ધ થઇને તથા મનને નિયમમાં રાખીને તેમાં સ્નાન કરે છે, તે બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે;[૧૪૦] અને પોતાથી સાત પુરુષ સુધીના કુળને પાવન કરે છે, એમાં સંશય નથી. હે રાજેંદ્ર ! ત્યાંથી ત્રણ લોકમાં પ્રખ્યાત સ્વામી કાર્તિકના **पृथूदक** નામથી પ્રસિદ્ધ થયેલા તીર્થમાં જવું; અને હે રાજા ! તેમાં સ્નાન કરીને પિતૃઓનું તથા દેવોનું પૂજન કરવું.[૪૧,૪૨] હે ભરતવંશી રાજા ! સ્ત્રીએ અથવા પુરુષે જાણતાં કે અજાણતાં મનુષ્યબુદ્ધિને લીધે જે કંઇ અશુભ કર્મ કર્યું હોય, તે સઘળું ત્યાં માત્ર સ્નાન કરવાથી નાશ પામેછે તથા તેને અશ્વમેધનું ફળ મળે છે અને તે સ્વર્ગલોકમાં જાય છે.[૪૪] વિદ્વાનો સર્વ તીર્થોમાં કુરુક્ષેત્રને પવિત્ર કહે છે, કુરુક્ષેત્ર કરતાં સરસ્વતીને પવિત્ર કહે છે, સરસ્વતી કરતાં તેનાં તીર્થોને પવિત્ર કહે છે અને તે તીર્થો કરતાં પણ **पृथूदक** તીર્થને અધિક પવિત્ર કહે છે;[૪૫] માટે પૃથૂદક સર્વ તીર્થોથી ઉત્તમ છે. તે તીર્થમાં જે પુરુષ જપપરાયણ થઈને પોતાના દેહનો ત્યાગ કરે છે, તેને ફરી જન્મમરણનો તાપ વેઠવો પડતો નથી.[૪૬] આ પ્રમાણે સનત્કુમારે તથા મહાત્મા વ્યાસે કહ્યું છે, માટે હે રાજન ! પૃથૂદક તીર્થમાં અવશ્ય જવું.[૪૭] હે કુરુકુળ ધુરંધર ! પૃથૂદક તીર્થથી બીજું કોઇ પણ તીર્થ ઉત્તમ નથી. તે યજ્ઞસ્થાન છે, તે પવિત્ર છે અને તે પાવન કરનારૂં છે, એમાં સંશય નથી.[૪૮] હે નરશ્રેષ્ઠ ! જે પુરુષો પાપકર્મ કરનારા છે, તેઓ પણ પૃથૂદકમાં સ્નાન કરવાથી સ્વર્ગમાં જાય છે, એમ વિદ્વાનો કહે છે.[૪૯] હે ભરતશ્રેષ્ઠ ! ત્યાંજ એક **मधुस्रव** નામનું તીર્થ છે, તેમાં જે પુરુષ સ્નાન કરે છે તેને હજાર ગોદાનનું ફળ મળે છે.[૧૫૦] હે રાજેંદ્ર ! ત્યાંથી ક્રમ પ્રમાણે પ્રાપ્ત થયેલા સરસ્વતી અને અરુણાના લોકપ્રખ્યાત પવિત્ર સંગમતીર્થમાં જવું.[૫૧] ત્યાં જે મનુષ્ય સ્નાન કરીને ત્રણ રાત્રિ ઉપવાસ કરે છે, તે બ્રહ્મહત્યાથી મુક્ત થાય છે તથા તેને અગ્નિષ્ટોમ અને અતિરાત્ર નામના યજ્ઞોનું ફળ મળે છે અને હે ભરતશ્રેષ્ઠ ! તે પોતાથી સાતમા સુધીના કુળને પાવન કરે છે. હે કુરુકુળધારક ! ત્યાંજ એક **अर्धकील** નામનું તીર્થ છે.[૫૩] પૂર્વે દર્ભિમુનિએ બ્રાહ્મણોના ઉપર દયા લાવીને તે તીર્થને નિર્માણ કર્યું છે. હે નરશ્રેષ્ઠ ! તે તીર્થમાં સ્નાન કરવાથી, સંધ્યાદિક ક્રિયા અને વેદમંત્રના અધ્યયનથી રહિત બ્રાહ્મણને પણ વ્રત, ઉપનયન, ઉપવાસ, ક્રિયા અને મંત્રથી સંપન્ન બ્રાહ્મણપણું પ્રાપ્ત થાય છે, એમાં સંશય નથી; અને એ તીર્થમાં વ્રત કરનારો બ્રાહ્મણ વિદ્વાન થાય છે, એ પ્રાચીન પુરુષોએ પ્રત્યક્ષ કરેલું છે.[૫૪,૫૫] વળી એ તીર્થમાં દર્ભિમુનિએ ચાર સમુદ્રોને પણ આણ્યા છે, માટે હે નરશ્રેષ્ઠ ! તેમાં સ્નાન કરનારા પુરુષની દુર્ગતિ થતી નથી;[૫૬] એટલુંજ નહિ પણ તેને ચાર હજાર ગોદાનનું ફળ મળે છે. હે ધર્મજ્ઞ ! પછી ત્યાંજ **शतसहस्रक** અને **साहस्रक** નામનાં બે જગપ્રખ્યાત તીર્થો છે ત્યાં જવું. તે બન્ને તીર્થમાં સ્નાન કરવાથી પુરુષને હજાર ગોદાનનું ફળ મળે છે; અને દાન અથવા ઉપવાસ કર્યાં હોય તો તે હજારગણાં થાય છે. હે રાજેંદ્ર ! ત્યાંથી ઉત્તમ **रेणुका** તીર્થમાં જવું. ત્યાં જઇને તે તીર્થમાં સ્નાન કરનારો તથા પિતૃઓનું અને દેવોનું પૂજન કરનારો પુરુષ સર્વ પાપથી શુદ્ધ ચિત્તનો થઈને અગ્નિષ્ટોમ યજ્ઞના ફળને મેળવે છે.[૧૬૦] તે પછી **विमोचन** નામના તીર્થમાં જવું. જે પુરુષ ત્યાં ક્રોધને અને ઇંદ્રિયોને જિતીને તેમાં સ્નાન કરે છે, તે સર્વ પ્રતિગ્રહના દોષથી મુક્ત થાય છે.[૬૧] ત્યાંથી પછી **पंचवटी** નામના તીર્થમાં જવું. જે પુરુષ ત્યાં બ્રહ્મચારી અને જિતેંદ્રિય રહે છે તે મહાન પુણ્યવાળો થઇને સજ્જનોના લોકમાં પૂજાય છે.[૬૨] તે સ્થાનમાં વૃષભધ્વજ યોગેશ્વર શંકર પોતેજ રહે છે, તેથી ત્યાં જવાથીજ અને શંકરની પૂજા કરવાથી પુરુષ સિદ્ધિને પ્રાપ્ત થાય છે.[૬૩] ત્યાંથી આગળ પોતાના તેજવડે દેદીપ્ય-

માન વરુણનું **તૈજસ** નામનું તીર્થ આવે છે. તે તીર્થમાં પૂર્વે બ્રહ્માદિ દેવોએ અને તપરૂપી ધનવાળા ઋષિઓએ સ્વામી કાર્તિકનો દેવોના સેનાપતિતરીકે અભિષેક કર્યો હતો. હે કુરુવંશી! તૈજસ તીર્થની પૂર્વ દિશામાં **કુરુતીર્થ** આવેલું છે.[૬૪,૬૫] જે પુરુષ તે તીર્થમાં બ્રહ્મચર્ય પાળી ઇંદ્રિયોને વશ રાખે છે, તે સર્વ પાપથી શુદ્ધ થઇને બ્રહ્મલોકમાં જાય છે.[૬૬] ત્યાંથી **સ્વર્ગદ્વાર** નામના તીર્થમાં જવું. જે પુરુષ ત્યાં નિયમમાં રહીને માપસર આહાર કરે છે, તે સ્વર્ગલોકમાં તથા બ્રહ્મલોકમાં જાય છે.[૬૭] હે રાજા! ત્યાંથી **અનરક** નામના :તીર્થમાં જવું. તીર્થસેવન કરનારો પુરુષ તે તીર્થમાં સ્નાન કરવાથી દુર્ગતિ પામતો નથી.[૬૮] હે રાજા! હે પુરુષવ્યાઘ્ર! તે તીર્થમાં બ્રહ્મા પોતે નારાયણ વગેરે દેવોની સાથે નિત્ય વાસ કરે છે.[૬૯] વળી હે રાજેંદ્ર! તે તીર્થમાં રુદ્રપત્ની પણ નિત્ય રહે છે, માટે હે કુરુવંશી! જે પુરુષ તે દેવીનાં દર્શન કરે છે, તે દુર્ગતિ પામતો નથી. વળી હે મહારાજ! ત્યાંજ પાર્વતીપતિ વિશ્વેશ્વર મહાદેવ રહે છે, તેનાં દર્શન કરનારો પુરુષ સર્વ પાપોથી મુક્ત થાય છે.[૭૧] હે શત્રુદમન મહારાજા! વળી ત્યાં પદ્મનાભ નારાયણનાં દર્શન કરવાથી પુરુષ પ્રકાશયુક્ત થઈને વિષ્ણુ લોકમાં જાય છે;[૭૨] અને હે પુરુષશ્રેષ્ઠ! તેને સર્વ દેવોનાં તીર્થોમાં સ્નાન કરવાનું ફળ મળે છે તથા તે સર્વ દુઃખોથી રહિત થઇને ચંદ્રની પેઠે ઝળકી રહે છે.[૭૩] હે રાજા! ત્યાંથી પછી તીર્થયાત્રા કરનારા પુરુષે **સ્વસ્તિપુર**માં જવું. ત્યાં પ્રદક્ષિણા કરવાથી હજાર ગોદાનનું ફળ મળે છે.[૭૪] હે ભારત! ત્યાંથી **પાવન** તીર્થમાં જવું અને ત્યાં પિતૃઓને તથા દેવતાઓને તૃપ્ત કરવા. તેમ કરવાથી મનુષ્યને અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મળે છે.[૭૫] હે ભરતશ્રેષ્ઠ! ત્યાંજ **ગંગાહ્રદ** અને **કૂપ** નામનાં બે તીર્થો છે. હે રાજા! તે કૂપ તીર્થમાં ત્રણ કરોડ તીર્થો રહેલાં છે.[૭૬] હે રાજા! તેમાં સ્નાન કરવાથી પુરુષ સ્વર્ગલોકમાં જાય છે. જે પુરુષ **આપગા** તીર્થમાં સ્નાન કરીને મહાદેવની પૂજા કરે છે, તે ગણપતિનાપદને પામે છે અને તે પોતાના કુળનો ઉદ્ધાર કરે છે. ત્યાંથી પછી ત્રણ લોકમાં પ્રખ્યાત **સ્થાણુવટ** નામના તીર્થમાં જવું.[૭૮] જે પુરુષ ત્યાં સ્નાન કરીને એક રાત્રિ નિવાસ કરે છે, તે રુદ્રલોકને પામે છે. ત્યાંથી **વસિષ્ઠાશ્રમ** માં થઇને **બદરીપાચન** નામના તીર્થમાં જવું.[૭૯] જે પુરુષ ત્યાં ત્રણ રાત્રિ ઉપવાસ કરીને બદરી ફળ (બોર)નો આહાર કરે છે, તો હે રાજા! તે ત્રણ રાત્રિ ઉપવાસ કરનારો, બાર વર્ષસુધી બોરનો આહાર કરીને સારી રીતે રહેનારા પુરુષની બરોબર ગણાય છે. હે રાજા! ત્યાંથી તીર્થસેવન કરનારો પુરુષ **રુદ્રમાર્ગ**માં જઈને એક દિવસરાત્રિ ઉપવાસ કરે છે તો તે ઇંદ્રલોકમાં પૂજાય છે. ત્યાંથી **એકરાત્ર** તીર્થમાં જઇને જે પુરુષ ત્યાં એક રાત્રિ નિવાસ કરે છે, નિયમમાં રહે છે અને સત્ય બોલે છે, તે બ્રહ્મલોકમાં માન પામે છે. હે રાજેંદ્ર! ત્યાંથી ત્રણ લોકમાં વિખ્યાત **આદિત્ય** તીર્થમાં જવું. ત્યાં તેજના ઢગરૂપ મહાત્મા આદિત્યનો આશ્રમ છે. જે પુરુષ તે તીર્થમાં સ્નાન કરીને સૂર્યની પૂજા કરે છે, તે આદિત્યલોકમાં જાય છે અને પોતાના કુળનો ઉદ્ધાર કરે છે. હે રાજા! તીર્થયાત્રા કરનારો જે પુરુષ **સોમતીર્થ**માં સ્નાન કરે છે, તે સોમલોકને પ્રાપ્ત થાય છે, એમાં સંશય નથી. હે ધર્મજ્ઞ! ત્યાંથી મહાત્મા **દધીચ**ના અતિ પુણ્યકારક, પવિત્ર અને લોકવિખ્યાત તીર્થમાં જવું. જ્યાં તપશ્ચર્યાના ભંડારરૂપ સારસ્વત અંગિરા ગયા હતા.[૮૭] જે પુરુષ તે તીર્થમાં સ્નાન કરે છે, તે અશ્વમેધ યજ્ઞના ફળને મેળવે છે અને સારસ્વતી ગતિને પ્રાપ્ત થાય છે.[૮૮] ત્યાંથી નિયમમાં રહેનારા તથા બ્રહ્મચર્ય પાળનારા યાત્રાળુએ **કન્યાશ્રમ** તીર્થમાં જવું. હે રાજન્! ત્યાં જે પુરુષ નિયમપૂર્વક ત્રણ રાત્રિ ઉપવાસ કરે અથવા મિતાહાર કરે તો તેને સો દિવ્ય કન્યાઓનો લાભ થાય છે અને તે સ્વર્ગલોકમાં જાય છે. હે ધર્મજ્ઞ! ત્યાંથી પછી **સન્નિહતી** (કુરુક્ષેત્ર) નામના તીર્થમાં જવું.[૯૦] ત્યાં મહાન પુણ્યસંપન્ન બ્રહ્માદિ દેવો અને તપરૂપી

ધનવાળા ઋષિઓ પ્રત્યેક મહિને મહિને આવે છે.[૯૧] જે પુરુષ સૂર્યગ્રહણસમયે સન્નિહતી તીર્થમાં સ્નાન કરેછે,તેને સો અશ્વમેધ યજ્ઞ કરવાનું અવિનાશી ફળ મળે છે.[૯૨] હે રાજા ! પૃથ્વીનાં જેટલાં તીર્થો, અંતરિક્ષનાં જેટલાં તીર્થો, નદીઓ, ધરાઓ, તળાવો, સર્વ ઝરણો, જળાશયો, વાવો, તીર્થો અને મંદિરો છે, તે બધાં હે નરવ્યાઘ્ર ! પ્રત્યેક મહિને મહિને અમાવાસ્યાએ સન્નિહતી તીર્થમાં આવે છે, એમાં સંશયનથી અને તે તીર્થો ત્યાં એકઠાં થાય છે, માટેજ તેનું **સન્નિહતી** એવું નામ પ્રખ્યાત થયું છે.[૯૫] તે તીર્થમાં સ્નાન કરવાથી તથા જળપાન કરવાથી પુરુષ સ્વર્ગલોકમાં પૂજાય છે. જે મનુષ્ય અમાવાસ્યાને દિવસે સૂર્યગ્રહણસમયે તે તીર્થમાં શ્રાદ્ધ કરે છે, તેનું પુણ્યફળ સાંભળો. સારી રીતે હજાર અશ્વમેધ યજ્ઞ કરવાથી જે ફળ મળે છે,તે ફળ એ તીર્થમાં સ્નાન કરીને શ્રાદ્ધ કરવાથી પ્રાપ્ત થાય છે. સ્ત્રીએ અથવા પુરુષે જે કંઈ દુષ્કર્મ કર્યું હોય, તે સઘળું ત્યાં માત્રસ્નાન કરવાથી નાશ પામે છે,એમાં સંશય નથી; એટલુંજ નહિ પણ તે કમળના જેવા રંગવાળા વિમાનમાં બેસીને બ્રહ્મલોકમાં જાય છે.[૯૯] ત્યાંથી **મચક્રુક** નામના દ્વારપાળયક્ષને વંદન કરવું અને **કોટિતીર્થ**માં સ્નાન કરવું. તેથી મનુષ્યને બહુ સુવર્ણનો લાભ થાય છે.[૨૦૦] હે ભરતશ્રેષ્ઠ ! ત્યાંજ **गंगाह्रद** નામનું તીર્થ છે.હે ધર્મજ્ઞ! તેમાં પુરુષે બ્રહ્મચર્યપૂર્વક એકાગ્ર થઇને સ્નાન કરવું; તેથી તેને રાજસૂય અને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે. નૈમિષારણ્યમાં પુણ્ય કર્યું હોય તો પુરુષને પૃથ્વીમાંજ સંતતિ,સંપત્તિ,અને ચક્રવર્તી પદ વગેરે પ્રાપ્ત થાય છે, પુષ્કરમાં પુણ્ય કર્યું હોય તો પુરુષને સૂર્યચંદ્રાદિના માર્ગમાં અને જ્યોતિશ્ચક્રમાં ફળ મળે છે અને કુરુક્ષેત્રનું સેવન કરનારો પુરુષ તો ત્રણલોકના વૈભવો ભોગવીને ક્રમમુક્તિ સ્થાનને પ્રાપ્ત થાય છે; તેથી કુરુક્ષેત્ર સર્વથી શ્રેષ્ઠ છે. વાયુએ ઉડાડેલી કુરુક્ષેત્રની ધૂળ પણ અંગે લાગવાથી દુષ્કર્મ કરનારા પુરુષને પણ પરમ ગતિએ પહોંચાડે છે. સરસ્વતીની દક્ષિણે અને દષદ્વતીની ઉત્તરે આવેલા કુરુક્ષેત્રમાં જે પુરુષો વાસ કરે છે, તેઓ સ્વર્ગમાં વાસ કરે છે એમ સમજવું. જે મનુષ્ય ‘ હું કુરુક્ષેત્રમાં જઈશ, હું કુરુક્ષેત્રમાં વસીશ ’ આમ એકવાર પણ બોલે છે, તે સર્વ પાપથી મુક્ત થાય છે. બ્રહ્મર્ષિઓએ સેવેલું પવિત્ર કુરુક્ષેત્ર **ब्रह्मवेदी** ગણાય છે. તેમાં જે મનુષ્યો વાસ કરે છે, તે કોઈરીતે શોકપાત્ર થતા નથી.[૭] તરંતુક અને અરંતુકની મધ્યમાં અને રામહ્રદો તથા મચક્રુકની મધ્યમાં આવેલું કુરુક્ષેત્ર તે સમંતપંચક તથા બ્રહ્માની ઉત્તરવેદી કહેવાય છે.[૨૦૮]

ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં “ પુલસ્ત્યતીર્થયાત્રા ” એ વિષયનો અધ્યાય ૮૩ મો સમાપ્ત.

## અધ્યાય ૮૪ મો
### ( તીર્થવર્ણન ચાલુ )

॥ पुलस्त्य उवाच ॥

**ततो गच्छेन्महाराज धर्मतीर्थमनुत्तमम् ॥**
**यत्र धर्मो महाभागस्तप्तवानुत्तमं तपः ॥१॥**

પુલસ્ત્યે કહ્યું:–હે મહારાજા ! તે પછી **धर्मतीर्थ** નામના અતિઉત્તમ તીર્થમાં જવું. ત્યાં મહાભાગ્યશાળી ધર્મરાજાએ ઉત્તમ તપ કર્યું હતું;[૧] અને તેમણે તે તીર્થને પવિત્ર કરીને પોતાના નામથી પ્રખ્યાત કર્યું છે. હે રાજા! ધર્મશીલ અને એકાગ્ર વૃત્તિવાળો જે પુરુષ તે તીર્થમાં સ્નાન કરે છે, તે પોતાનાં સાત કુળને પવિત્ર કરે છે એમાં સંશય નથી. હે રાજેંદ્ર ! તે પછી **ज्ञानपावन** નામના ઉત્તમ તીર્થમાં જવું. ત્યાં જવાથી પુરુષ અગ્નિષ્ટોમ યજ્ઞના ફળને મેળવે છે અને મુનિઓના લોકમાં જાય છે. હે રાજન્! ત્યાંથી મનુષ્યે **सौगंधिक** નામના વનમાં જવું.[૪] ત્યાં બ્રહ્માદિક દેવો, તપરૂપી ધનવાળા ઋષિઓ, સિદ્ધો, ચારણો, ગંધર્વો, કિન્નરો અને મોટા સર્પો રહે છે.[૫] આ વનમાં પ્રવેશ કરતાંજ મનુષ્ય સર્વ પાપોથી મુક્ત થાય છે. હે રાજા ! તે પછી નદીઓમાં ઉત્તમ **प्लक्षादेवी** નામની

નદી આવે છે, કે જે પવિત્ર સરસ્વતી નદીનુંજ બીજું સ્વરૂપ છે. ત્યાં રાફડામાંથી નીકળતા તેના જળમાં સ્નાન કરવું અને પિતૃઓનું તથા દેવોનું પૂજન કરવું. તેમ કરવાથી પુરુષને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે. ત્યાં આગળજ એક અતિ દુર્લભ **ईशानाध्युषित** નામનું તીર્થ છે.[૬,૮] એ તીર્થ રાફડાથી છ શમ્યાનિપાત× જેટલે દૂર આવેલું છે એવો નિશ્ચય છે. હે નરવ્યાઘ્ર! એ તીર્થમાં સ્નાન કરવાથી હજાર કપિલા ગાયના દાનનું અને અશ્વમેધયજ્ઞનું ફળ મળે છે, એવું મેં પુરાતન ગ્રંથમાં જોયું છે. હે ભરતવંશી રાજા! ત્યાંથી **सुगंधा, शतकुंभा** અને **पंचयक्षा**માં જવાથી પુરુષ સ્વર્ગલોકમાં પૂજાય છે. હે ભારત! ત્યાંજ એક **त्रिशूलखात** નામનું તીર્થ આવેલું છે.[૧૧] ત્યાં જઇને તેમાં સ્નાન કરવું; તથા પિતૃઓનું અને દેવોનું પૂજન કરવું. તેમ કરવાથી પુરુષને દેહ છુટયા પછી ગણપતિનું પદ મળે છે, એમાં સંશય નથી.[૧૨] હે રાજેંદ્ર! ત્યાંથી પછી ત્રણ લોકમાં પ્રખ્યાત **शाकंभरि** નામથી પ્રસિદ્ધ થયેલા દેવીનાં અતિ દુર્લભ સ્થાનમાં જવું.[૧૩] હે રાજા! શુભ વ્રતવાળાં તે દેવીએ દેવનાં એક હજાર વર્ષસુધી મહિનેમહિને માત્ર શાકનો આહાર કર્યો હતો,[૧૪] અને હે ભારત! જ્યારે દેવીઉપરની ભક્તિથી ત્યાં તપસ્વી ઋષિઓ આવ્યા ત્યારે તેઓનો પણ તે દેવીએ શાકથીજ અતિથિસત્કાર કર્યો હતો;[૧૫] તેથી તે દેવીનું શાકંભરી એવું નામ પ્રસિદ્ધ થયું છે. જે પુરુષ શાકંભરી દેવીના સ્થાનમાં જઇને પવિત્ર થઈ, બ્રહ્મચર્ય રાખી શાકનું ભક્ષણ કરી ત્રણ રાત્રિ સાવધાન થઇને રહે છે, તેને હે ભારત! બાર વર્ષસુધી શાકનો આહાર કરીને રહેનારાને જે કંઈ ફળ મળે છે, તે ફળ દેવીની ઈચ્છાથી મળે છે. ત્યાંથી ત્રણ લોકમાં પ્રખ્યાત એવાં **सुवर्ण** નામના તીર્થમાં જવું.[૧૮] ત્યાં પૂર્વે વિષ્ણુએ મહાદેવને પ્રસન્ન કરવા માટે તેનું આરાધન કર્યું હતું અને દેવતાઓને પણ અતિ દુર્લભ ઘણાં વરદાનો મેળવ્યાં હતાં, તથા હે ભારત! ત્રિપુરહંતા શંકરે પ્રસન્ન થઇને વિષ્ણુને કહ્યું હતું કે, "હે કૃષ્ણ! તમે જગતમાં બહુ પ્રિય થઇ પડશો,[૨૦] અને સર્વ જગતમાં તમે મુખ્ય ગણાશો, એમાં સંશય નથી." હે રાજેંદ્ર! ત્યાં જઇને મહાદેવનું પૂજન કરનારા પુરુષને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે અને તે ગણપતિના પદને પ્રાપ્ત થાય છે. ત્યાંથી **धूमावती**માં જવું. જે પુરુષ ત્યાં ત્રણ રાત્રિ ઉપવાસ કરે છે, તે મનવાંચ્છિત વૈભવોને પ્રાપ્ત થાય છે, એમાં સંશય નથી. હે રાજા! એ દેવીની દક્ષિણ બાજુએ **रथावर्त** છે. હે ધર્મજ્ઞ! ત્યાં શ્રદ્ધાળુ અને જિતેંદ્રિય ચઢે જે પુરુષ કરે છે, તે મહાદેવની કૃપાથી પરમ ગતિને પ્રાપ્ત થાય છે.[૨૪] હે ભરતશ્રેષ્ઠ! તેની પ્રદક્ષિણા કર્યા પછી મહાબુદ્ધિશાળી પુરુષે સર્વ પાપથી મુક્ત કરનારી **धारा** નામની નદી ઉપર જવું.[૨૫] હે નરવ્યાઘ્ર રાજા! તેમાં સ્નાન કરનારા પુરુષને શોક કરવો પડતો નથી. હે ધર્મજ્ઞ! ત્યાંથી મહાગિરિને નમસ્કાર કરીને સ્વર્ગદ્વારના જેવા **गंगाद्वार** પ્રત્યે જરૂર જવું અને ત્યાં એકાગ્ર થઇને **कोटितीर्थ**માં સ્નાન કરવું. તેમ કરવાથી પુરુષને પુંડરીક યજ્ઞનું ફળ મળે છે અને તે પોતાના કુળનો ઉદ્ધાર કરે છે તથા ત્યાં એક રાત્રિ રહેવાથી હજાર ગોદાનનું ફળ મેળવે છે.[૨૮] **सप्तगंगा, त्रिगंगा** અને **शक्रावर्त** તીર્થમાં જે પુરુષ વિધિપૂર્વક દેવોને તથા પિતૃઓને તૃપ્ત કરે છે, તે પુણ્યલોકમાં પૂજાય છે.[૨૯] તે પછી

×**भ्रामयित्वा शतगुणं यष्टिः क्षिप्ता समाप्नुयात्। भुवःप्रदेशं यावंतं शम्यापातः सउच्यते॥** લાકડીને સો આંટા ભમાવીને ફેંકી હોય તે પૃથ્વી ઉપર જેટલે દૂર જઇને પડે તેટલા અંતરને શમ્યાપાત કહે છે. પં૦ નીલકંઠ લખે છે કે, શમ્યા નામનું એક મુદ્‌ગરની આકૃતિનું યજ્ઞસાહિત્ય છે. તેને બલવાન મનુષ્યે ફેંક્યું હોય ત્યારે તે જેટલે દૂર પડે તેટલા પ્રદેશને શમ્યાપાત કહે છે. માર્કંડેય પુરાણમાં શ્લોક ઉપરનોજ છે પણ **शतगुणं**ની જગ્યાએ **बहुगुणं** અને **शम्यापात**ની જગ્યાએ **शम्याक्षेप** એટલો ફેર છે. અર્થ સરખોજ છે.

**કનખલ**માં સ્નાન કરવાથી અને ત્રણ રાત્રિ ઉપવાસ કરવાથી પુરુષને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે અને તે સ્વર્ગલોકમાં જાય છે.[૩૦] હે રાજા! ત્યાંથી તીર્થસેવન કરનારા પુરુષે **કપિલાવટ** તરફ જવું. ત્યાં એક રાત્રિ ઉપવાસ કરવાથી હજાર ગોદાનનું ફળ મળે છે.[૩૧] હે રાજેંદ્ર! હે કુરુવરશ્રેષ્ઠ! ત્યાંથી નાગરાજ મહાત્મા કપિલના સર્વ લોકમાં વિખ્યાત **નાગતીર્થ**માં જવું અને હે રાજા! તે તીર્થમાં સ્નાન કરવું. તેમ કરવાથી મનુષ્યને હજાર કપિલા ગાયના દાનનું ફળ મળે છે.[૩૩] હે રાજા! ત્યાંથી શાંતનુના ઉત્તમ **લલિત** નામના તીર્થમાં જવું. તે તીર્થમાં સ્નાન કરવાથી પુરુષને દુર્ગતિ થતી નથી.[૩૪] જે પુરુષ ગંગા અને યમુનાની વચ્ચે–**સંગમ**માં સ્નાન કરે છે,તેને દશ અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે અને તે પોતાના કુળનો ઉદ્ધાર કરે છે.[૩૫] હે રાજેંદ્ર ! ત્યાંથી લોકવિખ્યાત **સુગંધ** નામના તીર્થમાં જવું. ત્યાં જવાથી મનુષ્ય સર્વ પાપોથી શુદ્ધ થઈને બ્રહ્મલોકમાં પૂજાય છે.[૩૬] હે રાજા! તીર્થસેવન કરનારા પુરુષે ત્યાંથી **રુદ્રાવર્ત** નામના તીર્થમાં જવું. તેમાં સ્નાન કરવાથી પુરુષ સ્વર્ગલોકમાં જાય છે.[૩૭] હે નરશ્રેષ્ઠ! જે પુરુષ ગંગા અને સરસ્વતીના **સંગમ**માં સ્નાન કરે છે, તેને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે અને તે સ્વર્ગલોકમાં જાય છે.[૩૮] ત્યાંથી **ભદ્રકર્ણેશ્વર**માં જઇને દેવની વિધિપ્રમાણે પૂજાકરવાથી મનુષ્યની દુર્ગતિ થતી નથી; પણ તે સ્વર્ગલોકમાં પૂજાય છે.[૩૯] હે રાજા! ત્યાંથી તીર્થયાત્રા કરનારા પુરુષે **કુબ્જામ્રક** નામના તીર્થમાં જવું. ત્યાં જવાથી તેને હજાર ગોદાનનું ફળ મળે છે અને તે સ્વર્ગલોકમાં જાય છે.[૪૦] હે રાજા ! ત્યાંથી તીર્થસેવી પુરુષે **અરુંધતીવટ** તરફ જવું. જે પુરુષ બ્રહ્મચર્ય પાળીને એકાગ્ર થઈ **સામુદ્રક** તીર્થમાં સ્નાન કરે છે, તેને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે અને ત્રણ રાત્રિ ઉપવાસ કરનારા પુરુષને હજાર ગોદાનનું ફળ મળે છે તેમજ તે પોતાના કુળનો ઉદ્ધાર કરે છે.[૪૨] ત્યાંથી **બ્રહ્માવર્ત**માં જવું. જે પુરુષ ત્યાં બ્રહ્મચર્ય પાળે છે તથા એકાગ્ર રહે છે, તેને અશ્વમેધનું ફળ મળે છે અને તે સોમલોકમાં જાય છે.[૪૩] ત્યાંથી **યમુનાપ્રભવ** નામના તીર્થમાં જવું. ત્યાં યમુનાના જળમાં સ્નાન કરનારા પુરુષને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે અને તે સ્વર્ગલોકમાં પૂજાય છે.[૪૪] ત્યાંથી **દર્વીસંક્રમણ** નામના ત્રૈલોકયમાં પૂજ્ય તીર્થમાં જવાથી પુરુષને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે અને તે સ્વર્ગલોકમાં જાય છે.[૪૫] ત્યાંથી સિદ્ધોએ અને ગંધર્વોએ સેવેલા **સિંધુપ્રભવ** નામના તીર્થમાં જવું. જે પુરુષ ત્યાં પાંચ રાત્રિ નિવાસ કરે છે, તેને સુવર્ણનો બહુ લાભ થાય છે.[૪૬] ત્યાંથી પરમ દુર્ગમ **વેદી** તીર્થમાં જવાથી પુરુષને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે અને તે સ્વર્ગલોકમાં જાય છે.[૪૭]હે ભારત! ત્યાંથી **ઋષિકુલ્યા** અને **વાસિષ્ઠ** નામના તીર્થમાં જવું. વાસિષ્ઠતીર્થમાં જવાથી સર્વ વર્ણના પુરુષો બ્રાહ્મણ થાય છે; અને ઋષિકુલ્યામાં જઈને જે પુરુષ સ્નાન કરે છે, તે પાપરહિત થાય છે;અને હે રાજા ! જો ત્યાં એક મહિનાસુધી શાકનો આહાર કરીને દેવોનું તથા પિતૃઓનું પૂજન કરે છે, તો તે ઋષિલોકમાં જાય છે. જે પુરુષ **ભૃગુતુંગ** તરફ જાય છે, તેને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે.[૫૦] **વીરપ્રમોક્ષ** તીર્થમાં જવાથી મનુષ્ય સર્વ પાપથી મુક્ત થાય છે. હે ભારત ! જે મનુષ્ય **કૃત્તિકા** અને **મઘા**ના તીર્થમાં જાય છે તેને અગ્નિષ્ટોમ અને અતિરાત્ર યજ્ઞનું ફળ મળે છે. ત્યાં આવેલા **વિદ્યાતીર્થ**માં જે પુરુષ સંધ્યાકાળે સ્નાન કરે છે, તેને જ્યાં જાય ત્યાં વિદ્યાનો લાભ થાય છે. તે પછી સર્વ પાપોથી મુક્ત કરનારા **મહાશ્રમ**માં એક રાત્રિ નિવાસ કરવો. ત્યાં એકટંક નિરાહાર રહેનારો પુરુષ શુભલોકમાંજાય છે અને છ છ ટંકે ઉપવાસ કરીને મહાલયમાં એક માસ પર્યંત રહેનારા પુરુષનું મન સર્વ પાપથી રહિત થાય છે, તેને પુષ્કળ સુવર્ણનો લાભ થાય છે, અને તે પોતાના કુળના દશ પૂર્વ પુરુષોનો તથા દશ થનારા પુરુષોનો ઉદ્ધાર કરે છે.[૫૫] તે પછી બ્રહ્માએ સેવન કરેલા **વેતસિકા** તી-

ર્થમાં જવું. ત્યાં જવાથી પુરુષને અશ્વમેધનું ફળ મળે છે. અને તે શુક્રલોકમાં જાય છે.[૫૬] ત્યાંથી સિદ્ધોએ સેવન કરેલા **સુંદરિકા**નામના તીર્થમાં જવાથી ઉત્તમ રૂપ પ્રાપ્ત થાય છે, એ પુરાતન પુરુષોએ પ્રત્યક્ષ કરેલું છે.[૫૭] ત્યાંથી **બ્રાહ્મણી** તીર્થમાં જવું. જે પુરુષ ત્યાં ઇંદ્રિયોને વશ રાખી બ્રહ્મચર્ય પાળે છે, તે કમળવર્ણા વિમાનમાં બેસીને બ્રહ્મલોકમાં જાય છે.[૫૮] ત્યાંથી સિદ્ધ પુરુષોએ સેવેલા **નૈમિષ** તીર્થમાં જવું. તે તીર્થમાં દેવગણોની સાથે બ્રહ્મા નિત્ય નિવાસ કરે છે.[૫૯] નૈમિષ તીર્થને ખોળનારા પુરુષનું પણ અર્ધું પાપ નાશ પામે છે અને ત્યાં પ્રવેશ કરતાં તો તે સર્વ પાપોથી મુક્ત થાય છે.[૬૦] તીર્થપરાયણ પુરુષે ધૈર્ય રાખીને ત્યાં એક માસસુધી રહેવું; કારણકે પૃથ્વીમાં જેટલાં તીર્થો છે, તેટલાં બધાં નૈમિષારણ્યમાં રહેલાં છે;[૬૧] માટે હે ભારત ! જે પુરુષ ત્યાં સ્નાન કરીને નિયમપરાયણ તથા નિયમિત આહાર લઇને રહે છે, તેને ગોમેધ યજ્ઞનું ફળ મળે છે[૬૨]અને હે ભરતશ્રેષ્ઠ ! તે સાત કુળને પાવન કરે છે. જે પુરુષ ઉપવાસ કરીને નૈમિષારણ્યમાં પ્રાણ ત્યજે છે,તે સર્વ લોકોમાં આનંદ કરે છે એમ વિદ્વાનો કહે છે. હે રાજેંદ્ર ! નૈમિષારણ્ય નિત્યપવિત્ર તથા પુણ્યરૂપ છે.[૬૪] ત્યાંથી **ગંગોદ્ભેદ** નામના તીર્થમાં જવું. જે પુરુષ ત્યાં જઇને ત્રણ રાત્રિ ઉપવાસ કરે છે, તે વાજપેય યજ્ઞના ફળને પામે છે અને સદા બ્રહ્મરૂપ થઈને રહે છે.[૬૫] ત્યાંથી **સરસ્વતી** માં જઇને જે પિતૃઓને અને દેવતાઓને તૃપ્ત કરે છે, તે સારસ્વત લોકમાં આનંદ કરે છે, એમાં સંશય નથી.[૬૬]

તે પછી **બાહુદા** નદી તરફ જવું. જે પુરુષ ત્યાં બ્રહ્મચર્ય પાળી એકરાત્રિ એકાગ્રતાથી રહે છે, તે સ્વર્ગલોકમાં પૂજાય છે;[૬૭] અને તેને દેવસત્ર નામના યજ્ઞનું ફળ મળે છે. હે કૌરવ ! ત્યાંથી પુણ્યાત્માઓથી વીંટાયલી **ક્ષીરવતી** નદી તરફ જવું.[૬૮] જે પુરુષ ત્યાં પિતૃઓ અને દેવોના પૂજનમાં તત્પર રહે છે, તે વાજપેય યજ્ઞના ફળને મેળવે છે. ત્યાંથી **વિમલાશોક** તીર્થ તરફ જવું. જે બ્રહ્મચારી તથા એકાગ્ર ચિત્તવાળો યાત્રાળુ ત્યાં એક રાત્રિ રહે છે,તે સ્વર્ગલોકમાં માન પામે છે. ત્યાંથી સરયૂ નદીના **ગોપ્રતાર** નામના ઉત્તમ તીર્થમાં જવું.[૬૯,૭૦] હે મહારાજ ! તે તીર્થના પ્રભાવથી રામચંદ્ર પોતાના સેવક, સૈન્ય તથા વાહનની સાથે દેહત્યાગ કરીને સ્વર્ગમાં ગયા હતા.[૭૧] હે ભરતવંશી રાજા ! જે પુરુષ તે ગોપ્રતાર તીર્થમાં સ્નાન કરે છે, તે શ્રીરામચંદ્રની કૃપાથી સર્વ પાપથી શુદ્ધ થઇને નક્કી સ્વર્ગલોકમાં પૂજાય છે. હે કુરુનંદન ! જે પુરુષ ગોમતીમાં આવેલા **રામતીર્થ**માં સ્નાન કરે છે, તે અશ્વમેધ યજ્ઞના ફળને પામે છે અને પોતાના કુળને પાવન કરે છે. હે ભરતશ્રેષ્ઠ ! ત્યાંજ એક **શતસાહસ્ર** નામનું તીર્થ આવેલું છે.[૭૨,૭૪] નિયમપરાયણ તથા નિયમિત આહાર કરનારો જે પુરુષ તેમાં સ્નાન કરે છે, તેને હે ભરતશ્રેષ્ઠ ! હજાર ગોદાનનું પુણ્યફળ મળે છે.[૭૫] તે પછી હે રાજેંદ્ર ! અતિ ઉત્તમ **ભર્તૃસ્થાન**માં જવું. ત્યાં જવાથી મનુષ્યને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે.[૭૬] હે રાજા! જે પુરુષ ત્યાંથી **કોટિતીર્થ**માં જઈને તેમાં સ્નાન કરી સ્વામી કાર્તિકની પૂજા કરે છે, તેને હજાર ગોદાનનું ફળ મળે છે અને તે તેજસ્વી થાય છે.[૭૭] ત્યાંથી જે પુરુષ **વારાણસી—કાશી**માં જઈ **કપિલાહ્રદ**માં સ્નાન કરી શંકરનું પૂજન કરે છે, તેને રાજસૂયયજ્ઞનું ફળ મળે છે.[૭૮] હે કુરુકુળ ધુરંધર ! તીર્થસેવી પુરુષ **અવિમુક્ત ક્ષેત્ર—કાશી**માં જઇ દેવાધિદેવ શંકરનાં દર્શન કરતાંજ બ્રહ્મહત્યાથી મુક્ત થાય છે;[૭૯] તથા ત્યાં મરણ થવાથી મનુષ્યને મોક્ષ મળે છે. હે રાજેંદ્ર ! ત્યાંથી **ગોમતી** અને **ગંગાના** લોકવિખ્યાત સંગમમાં આવેલા દુર્લભ **માર્કંડેય**ના તીર્થમાં જવાથી પુરુષને અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મળે છે અને તે પોતાના કુળનો ઉદ્ધાર કરે છે.[૮૦,૮૧] ત્યાંથી બ્રહ્મચારી અને એકાગ્ર થયેલા યાત્રાળુએ **ગયા** તીર્થમાં જવું. ત્યાં જવાથી તેને અશ્વમેધનું ફળ મળે છે અને તે પોતાનાં કુળનો ઉદ્ધાર કરે છે.[૮૨] ત્યાં ત્રણ લોકમાં પ્રખ્યાત **અક્ષયવટ** છે. ત્યાં પિતૃ-

ઓને આપેલું શ્રાદ્ધ અક્ષય થાય છે એમ કહેવાય છે.[૮૩] જે પુરુષ **મહાનદી**માં સ્નાન કરીને પિતૃઓને તથા દેવતાઓને તૃપ્ત કરે છે, તેને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે અને તે કુળનો ઉદ્ધાર કરે છે. [૮૪] ત્યાંથી ધર્મારણ્યવડે સુશોભિત **બ્રહ્મસરોવર** તરફ જઈને ત્યાં પરોઢીયું થાય ત્યાંસુધી એક રાત્રિ રહેવાથીજ મનુષ્યને બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે. તે સરોવરમાં બ્રહ્માએ એક શ્રેષ્ઠ યજ્ઞસ્તંભ ઉભો કરેલો છે. તે સ્તંભની પ્રદક્ષિણા કરવાથી વાજપેય યજ્ઞનું ફળ મળે છે.[૮૬] હે રાજેંદ્ર ! તે પછી લોકવિખ્યાત **ધેનુક** નામના તીર્થમાં જવું.જે પુરુષ ત્યાં એક રાત્રિ રહીને તિલધેનુનું દાન કરે છે તે સર્વપાપથી રહિત મનનો થઈને અવશ્ય સોમલોકમાં જાય છે. હે રાજન ! તે સ્થાનમાં હજી પણ મહાન ચિન્હ જણાય છે હે ભારત ! તે એજ કે, પર્વત ઉપર વાછરડાંની સાથે ઘાસ ચરતી કપિલા ગાયનાં તથા વાછરડાંનાં પગલાં હજીસુધી દેખાય છે.[૮૯] હે ભરતવંશી રાજા ! તે પગલાંઓમાં(ભરાયલાં પાણીમાં) સ્નાન કરવાથી પુરુષે જે કંઈ અશુભ કર્મ કરેલું હોય તેનો નાશ થાય છે.[૯૦] તે પછી બુદ્ધિમાન દેવ શંકરના **ગૃધ્રવટ**નામના સ્થાનમાં જવું અને ત્યાં મહાદેવની પાસે જઇને ભસ્મથી સ્નાન કરવું.[૯૧] તેમ કરવાથી બ્રાહ્મણને બાર વરસના વ્રત કર્યાનું ફળ મળે છે અને બીજા વર્ણના લોકોનું સર્વ પાપ નાશ પામે છે.[૯૨] હે ભરતશ્રેષ્ઠ ! ત્યાંથી ગાયનોથી ગાજીરહેલા **ઉદ્યંત** નામના પર્વત ઉપર જવું. ત્યાં સાવિત્રી દેવીનું સ્થાન દેખાય છે.[૯૩] ઉત્તમ વ્રતવાળા બ્રાહ્મણે ત્યાં સંધ્યા કરવી, જેથી તેણે બાર વર્ષસુધી સંધ્યા કરેલી ગણાય છે.[૯૪] હે ભરતશ્રેષ્ઠ ! ત્યાંજ એક **યોનિદ્વાર**નામનું પ્રખ્યાત તીર્થ છે.જે પુરુષ ત્યાં જાય છે તે યોનિસંકટથી મુક્ત થાય છે.[૯૫] હે રાજન્ ! જે પુરુષ શુકલ અને કૃષ્ણ બન્ને પક્ષમાં-અર્થાત્ એક માસસુધી **ગયા** માં વાસ કરે છે,તે પોતાના સાત કુળને તારે છે. એમાં સંશય નથી. પુરુષે ઘણા પુત્રોની ઇચ્છા રાખવી,જેથી તેમાંનો એકાદ પુત્ર પણ ગયામાં જાય અથવા અશ્વમેધયજ્ઞ કરે અથવા નીલ પરણાવે. [૯૭]હે નરાધીશ રાજા! તે પછી તીર્થસેવન કરનારા પુરુષે **ફલ્ગુ** તરફ જવું. ત્યાં જવાથી પુરુષને અશ્વમેધનું ફળ મળે છે અને મહાસિદ્ધિ પ્રાપ્ત થાય છે.[૯૮] હે યુધિષ્ઠિર રાજેંદ્ર! તે પછી એકાગ્ર થઇને **ધર્મપ્રસ્થ** માં જવું. હે મહારાજ! ત્યાં ધર્મ નિરંતર નિવાસ કરે છે.[૯૯]જે પુરુષ તે સ્થાનમાં કૂવાનું જળ કાઢીને તેનાથી સ્નાન કરી શુદ્ધ થઇને પિતૃઓનું અને દેવોનું તર્પણ કરે છે,તે પાપથી મુક્ત થઇને સ્વર્ગમાં જાય છે.[૧૦૦] ત્યાં સંસ્કારી મનવાળા **મતંગ** ઋષિનો આશ્રમ છે. જે મનુષ્ય શ્રમ તથા શોકને શાંત કરનારા તે શોભાયમાન આશ્રમમાં પ્રવેશ કરે છે, તેને ગોઅયન યજ્ઞનું ફળ મળે છે અને ત્યાં ધર્મનો સ્પર્શ કરવાથી અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે.[૧,૨] હે રાજેંદ્ર !તે પછી અતિઉત્તમ **બ્રહ્મસ્થાન**માં જવું. હે રાજેંદ્ર! ત્યાં બ્રહ્માનાં દર્શન કરવાથી મનુષ્યને રાજસૂય અને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે. હે રાજા ! ત્યાંથી તીર્થયાત્રા કરનારા પુરુષે **રાજગૃહ**માં જવું.ત્યાં સ્નાન કરવાથી પુરુષ કક્ષીવાનની પેઠે આનંદથી રહે છે. પવિત્ર થયેલા પુષષે ત્યાં યક્ષિણીના નૈવેદ્યનું ભક્ષણ કરવું. જેથી યક્ષિણીની કૃપાવડે બ્રહ્મહત્યાથી મુક્ત થવાય છે. તે પછી **મણિનાગ** નામના તીર્થમાં જવાથી હજાર ગોદાનનું ફળ મળે છે.[૬] હે ભારત! જે પુરુષ મણિનાગનું તીર્થજલ પીએ છે, તેને સર્પદંશ થાય તોપણ તેનું ઝેર ચઢતું નથી.[૭] ત્યાં એક રાત્રિ નિવાસ કરવાથી હજાર ગૌદાનનું ફળ મળે છે. ત્યાંથી **બ્રહ્મર્ષિ ગૌતમ**ના પ્રિય વનમાં જવું.[૮] **અહલ્યાહ્રદ** માં સ્નાન કરવાથી પુરુષ પરમ ગતિ પામે છે; અને હે રાજા ! આશ્રમમાં જવાથી આત્મૈશ્વર્યને પ્રાપ્ત થાય છે;[૯] વળી હે ધર્મજ્ઞ! ત્યાં ત્રણ લોકમાં વિખ્યાત **ઉદપાન** તીર્થ છે. તેમાં સ્નાન કરવાથી તો અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે.[૧૧૦] વળી ત્યાં રાજર્ષિ જનકનો એક દેવ પૂજ્ય કૂવો છે. તેમાં સ્નાન કરવાથી પુરુષ વિષ્ણુલોકમાં જાય છે.[૧૧] ત્યાંથી સર્વ પાપથી મુક્ત કરનારા **વિનશન** ક્ષેત્રમાં જવું.

ત્યાં જવાથી પુરુષને વાજપેય યજ્ઞનું ફળ મળે છે અને તે સોમલોકમાં જાય છે.[૧૨] તે પછી સર્વ તીર્થનાં જળથી ઉત્પન્ન થયેલી **ગંડકી**માં જવાથી પુરુષને વાજપેય યજ્ઞનું ફળ મળે છે અને તે સૂર્યલોકમાં જાય છે.[૧૩] ત્યાંથી ત્રણ લોકમાં વિખ્યાત એવી **વિશલ્યા** નદી તરફ જવાથી પુરુષને અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મળે છે અને તે સ્વર્ગલોકમાં જાય છે.[૧૪] હે ધર્મજ્ઞ! તે પછી **અધિવંગ** નામના તપોવનમાં પ્રવેશ કરવાથી પુરુષ ગુહ્યકલોકમાં આનંદ કરે છે, એમાં હે મહારાજ! સંશય નથી.[૧૫] જે પુરુષ સિદ્ધ પુરુષોએ સેવન કરેલી **કંપના** નદી ઉપર જાય છે, તેને પુંડરીક યજ્ઞનું ફળ મળે છે અને તે સ્વર્ગલોકમાં જાય છે.[૧૬] હે પૃથ્વીપતિ! જે પુરુષ **માહેશ્વરી** ધારાપ્રત્યે જાય છે, તેને અશ્વમેધનું ફળ મળે છે અને તે પોતાના કુળનો ઉદ્ધાર કરે છે.[૧૭] વળી હે રાજા! દેવતાઓની **પુષ્કરિણી** પ્રત્યે જવાથી પુરુષની દુર્ગતિ થતી નથી અને તે અશ્વમેધના ફળને મેળવે છે.[૧૮]

ત્યાંથી બ્રહ્મચારી અને સાવધાન યાત્રાળુએ **સોમપદ**માં જવું. ત્યાં **માહેશ્વર** પદમાં સ્નાન કરવાથી પુરુષને અશ્વમેધનું ફળ મળે છે.[૧૯] હે ભરતશ્રેષ્ઠ! તે ઠેકાણે અત્યંત પ્રસિદ્ધ એવાં એક કરોડ તીર્થો છે. હે રાજેંદ્ર! તેને એક દુરાત્મા અસુર કાચબાનું રૂપ લઇને હરી જતો હતો, તે વખતે પ્રભાવશાળી વિષ્ણુએ તેની પાસેથી તે તીર્થોને લઈ લીધાં હતાં. હે યુધિષ્ઠિર! જે પુરુષ તે તીર્થકોટીમાં સ્નાન કરે છે, તે પુંડરીક યજ્ઞના ફળને પ્રાપ્ત થાય છે અને વિષ્ણુલોકમાં જાય છે. હે રાજેંદ્ર! ત્યાંથી **નારાયણ**ના સ્થાનમાં જવું.[૨૦,૨૨] હે ભારત! ત્યાં વિષ્ણુ ભગવાન સદા સમીપમાં રહે છે. વળી બ્રહ્માદિ દેવો, તપરૂપી ધનવાળા ઋષિઓ, આદિત્યો, વસુઓ અને રુદ્રો ત્યાં જનાર્દનની સેવા કરે છે. તે સ્થાનમાં **શાલગ્રામ** નામથી પ્રખ્યાત એવા અદ્‌ભુત કર્મવાળા વિષ્ણુ રહે છે.[૨૪] તે ત્રણ લોકના ઇશ્વર, વરદાતા તથા અવિનાશી વિષ્ણુનાં દર્શન કરવાથી પુરુષને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે અને તે વિષ્ણુલોકમાં જાય છે.[૨૫] હે ધર્મવેત્તા! તે ઠેકાણે સર્વ પાપથી મુક્ત કરનારો એક કૂવો છે. તે કૂવામાં ચાર સમુદ્રો સર્વદા સમીપમાં રહે છે.[૨૬] હે રાજેંદ્ર! તેમાં સ્નાન કરવાથી પુરુષ દુર્ગતિ પામતો નથી. હે રાજા! ત્યાં વરદાયક તથા દુઃખનાશક અવિનાશી ભગવાન મહાદેવ રહે છે. તેમનાં દર્શન કરવાથી પુરુષ મેઘથી મુક્ત થએલા ચંદ્રની પેઠે વિરાજે છે. જે પુરુષ શુદ્ધ થઇને તથા મનનો નિગ્રહ કરીને **જાતિસ્મર** તીર્થમાં સ્નાન કરે છે, તેને પૂર્વજન્મનું સ્મરણ થાય છે એમાં સંશય નથી. ત્યાંથી **માહેશ્વર** પુરમાં જવું અને ઉપવાસ કરીને મહાદેવની પૂજા કરવી. તેથી મનુષ્યના ઇચ્છિત મનોરથો પૂર્ણ થાય છે, એમાં સંશય નથી. ત્યાંથી **વામન** તીર્થમાં જવું. જે પુરુષ ત્યાં જઇને સર્વ પાપથી મુક્ત કરનારા શ્રીહરિનાં દર્શન કરે છે, તે દુર્ગતિ પામતો નથી. ત્યાંથી સર્વ પાપથી મુક્ત કરનારા **કુશિક**ના આશ્રમમાં જવું અને મહાપાપને નાશ કરનારી **કૌશિકી**માં સ્નાન કરવું. તેમ કરવાથી મનુષ્યને રાજસૂય યજ્ઞનું ફળ મળે છે.[૩૨] હે રાજેંદ્ર! ત્યાંથી ઉત્તમ **ચંપકારણ્ય**માં જવું. ત્યાં એક રાત્રિ રહેવાથી હજાર ગોદાનનું ફળ મળે છે.[૩૩] તે પછી પરમ દુર્લભ **જ્યેષ્ઠિલ** નામના તીર્થમાં જવું. જે મનુષ્ય ત્યાં એક રાત્રિ નિવાસ કરે છે, તેને હજાર ગોદાનનું ફળ મળે છે[૩૪] અને દેવીની સાથે મહાકાંતિમાન વિશ્વેશ્વરનાં દર્શન કરવાથી હે પુરુષશ્રેષ્ઠ! મિત્રાવરુણના લોકની પ્રાપ્તિ થાય છે તથા ત્યાં ત્રણ રાત્રિ ઉપવાસ કરનારાને અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મળે છે. હે પુરુષશ્રેષ્ઠ! જે પુરુષ **કન્યાસંવેદ્ય** તીર્થમાં જઇને નિયમપરાયણ તથા માપસર આહાર કરે છે, તે પ્રજાપતિ મનુના લોકમાં જાય છે. વળી હે ભારત! જે પુરુષ કન્યાતીર્થમાં થોડું પણ દાન કરે છે, તે દાન અક્ષય થાય છે, એમ ઉત્તમ વ્રતવાળા ઋષિઓ કહે છે. ત્યાંથી ત્રણ લોકમાં વિખ્યાત **નિર્વીર** તીર્થમાં જવું. જે પુરુષ ત્યાં જાય છે, તેને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે અને તે

વિષ્ણુલોકમાં જાય છે. વળી જે પુરુષો નિર્વીરાના સંગમમાં દાન આપે છે, તેઓ ઉપદ્રવરહિત ઇંદ્રલોકમાં જાય છે. હે પુરુષવ્યાઘ્ર! ત્યાંજ ત્રણ લોકમાં પ્રખ્યાત **वसिष्ठ**નો આશ્રમ આવેલો છે.[૧૩૫,૧૪૦] ત્યાં સ્નાન કરનારા પુરુષને વાજપેય યજ્ઞનું ફળ મળે છે. ત્યાંથી બ્રહ્મર્ષિગણોએ સેવન કરેલા **देवकूट** નામના તીર્થમાં જવું.[૪૧] ત્યાં જનારા પુરુષને અશ્વમેધનું ફળ મળે છે અને તે પોતાના કુળનો ઉદ્ધાર કરે છે. હે રાજેંદ્ર! ત્યાંથી **कौशिक** મુનિના હ્રદપ્રત્યે જવું.[૪૨] જે સ્થાનમાં કૌશિક વિશ્વામિત્ર પરમ સિદ્ધિને પ્રાપ્ત થયા હતા, હે વીર ભરતશ્રેષ્ઠ! ત્યાં **कौशिकी** ઉપર એક માસસુધી નિવાસ કરવો;[૪૩] કારણ કે એક માસ નિવાસ કરવાથી પુરુષને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે. સર્વ તીર્થમાં શ્રેષ્ઠ **महाह्रद** આગળ જે નિવાસ કરે છે, તે દુર્ગતિ પામતો નથી અને તેને પુષ્કળ સુવર્ણનો લાભ થાય છે. **वीराश्रम**માં વસનારા કાર્તિકસ્વામીનાં દર્શન કરનારો પુરુષ અવશ્ય અશ્વમેધના ફળને પ્રાપ્ત કરે છે. તે પછી ત્રણ લોકમાં પ્રસિદ્ધ **अग्निधारा** તીર્થમાં જવું.[૪૬] જે પુરુષ ત્યાં સ્નાન કરે છે, તેને અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મળે છે. ત્યાં આવેલા અવિનાશી તથા વરદાયક એવા દેવાધિદેવ વિષ્ણુનાં દર્શન કરે છે તથા પર્વતરાજની પાસે આવેલા **पितामहसरोवर**માં સ્નાન કરે છે, તે પુરુષને અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મળે છે.[૪૮] તેજ પિતામહના સરોવરમાંથી નીકળેલી, લોકને પાવન કરનારી તથા ત્રણ લોકમાં પ્રખ્યાત એક **कुमारधारा** નામની ત્યાં જળધારા વહે છે.[૪૯] જે પુરુષ તેમાં સ્નાન કરે છે તે પોતાને કૃતાર્થ થયેલો માને છે અને છ ટંક ઉપવાસ કરવાથી બ્રહ્મહત્યાથી મુક્ત થાય છે.[૧૫૦] હે ધર્મજ્ઞ! ત્યાંથી તીર્થયાત્રા કરનારા પુરુષે ત્રણ લોકમાં પ્રખ્યાત મહાદેવીનાં **गौरीशिखर** ઉપર જવું.[૫૧] હે નરશ્રેષ્ઠ! તે શિખર ઉપર ચઢ્યા પછી **स्तनकुंड**માં સ્નાન કરવું. તેમ કરવાથી પુરુષને વાજપેય યજ્ઞનું ફળ મળે છે.[૫૨] જે પુરુષ તેમાં સ્નાન કરીને પિતૃઓનું અને દેવોનું પૂજન કરે છે, તેને અશ્વમેધનું ફળ મળે છે અને તે ઇંદ્રલોકમાં જાય છે.[૫૩] જે પુરુષ **ताम्रारूण** તીર્થમાં જઇને ત્યાં બ્રહ્મચર્યપૂર્વક એકાગ્ર થઈને રહે છે, તેને અશ્વમેધનું ફળ મળે છે અને તે બ્રહ્મલોકમાં જાય છે.[૫૪] હે રાજા! ત્યાંથી **नंदिनी** તીર્થમાં જઇને જે પુરુષ દેવોએ સેવેલા કૂવાના જળથી સ્નાન કરે છે, તેને નરમેધ યજ્ઞનું પુણ્ય મળે છે.[૫૫] **कालिका**ના સંગમમાં સ્નાન કરીને જે પુરુષ **कौशिकी** તથા **अरुणा** નદી ઉપર જઈ ત્રણ રાત્રી ઉપવાસ કરે છે, હે રાજા! તે સર્વ પાપથી મુક્ત થાય છે.[૫૬] જે વિદ્વાન પુરુષ **उर्वशी** તીર્થમાં જઇને ત્યાંથી **सोमाश्रम**માં જાય છે અને ત્યાંથી **कुंभकर्णाश्रम** માં જાય છે, તે મનુષ્ય પૃથ્વીમાં પૂજાય છે.[૫૭] જે બ્રહ્મચારી અને નિયમવાળો પુરુષ **कोकामुख** માં સ્નાન કરે છે, તેને પૂર્વજન્મનું સ્મરણ થાય છે. આ પુરાતન પુરુષોએ પ્રત્યક્ષ કરેલું છે.[૧૫૮] ત્યાંથી જે બ્રાહ્મણ **प्राङ्नदी**માં જાય છે તે કૃતાર્થ થઈ, સર્વ પાપથી શુદ્ધ થઇને ઇંદ્રલોકમાં જાય છે.[૫૯] ત્યાંથી **ऋषभद्वीप** માં જઇ તથા **क्रौंचनिषूदनक्षेत्र**માં જઇ **सरस्वती** માં સ્નાન કરનારો પુરુષ વિમાનમાં વિરાજી રહે છે.[૧૬૦] હે મહારાજ! ત્યાંથી મુનિઓએ સેવન કરેલા **औद्दालक** નામનાં તીર્થમાં જવું. ત્યાં જે પુરુષ સ્નાન કરે છે, તે સર્વ પાપોથી મુક્ત થાય છે.[૬૧] તે પછી બ્રહ્મર્ષિઓએ સેવન કરેલા પવિત્ર **धर्मतीर्थ**માં જવું. ત્યાં જવાથી પુરુષને વાજપેય યજ્ઞનું ફળ મળે છે અને તે વિમાનમાં બેસીને પૂજાય છે.[૬૨] તે પછી **चंपा** તીર્થમાં જઇને ગંગામાં સ્નાન કરી પિતૃઓને જલાંજલિ આપે છે અને ત્યાંથી **दंडार्क** નામના તીર્થમાં જાય છે, તેને હજાર ગોદાનનું ફળ મળે છે.

**ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં “ પુલસ્ત્યતીર્થયાત્રા ” એ વિષયનો અધ્યાય ૮૪ મો સમાપ્ત.**

# અધ્યાય ૮૫ મો

## તીર્થવર્ણન (ચાલુ)

॥ पुलस्त्य उवाच ॥

**अथ संध्यां समासाद्य संवेद्यं तीर्थमुत्तमम् ॥ उपस्पृश्य नरो विद्यां लभते नात्र संशयः ।१।**

પુલસ્ત્યે કહ્યું:–તે પછી ઉત્તમ **संवेद्य** નામના તીર્થમાં સંધ્યાકાળે જઇને જે પુરુષ સ્નાન કરે છે, તેને વિદ્યાનો લાભ થાય છે, એમાં સંશય નથી.[૧] હે રાજા ! પૂર્વે રામચંદ્રના પ્રભાવવડે એક **लौहित्य** નામનું તીર્થ નિર્માયલું છે.જે પુરુષ તે તીર્થમાં જાય છે, તેને પુષ્કળ સુવર્ણનો લાભ થાય છે.[૨] ત્યાંથી **करतोया**માં જઇને જે પુરુષ ત્રણ રાત્રિ ઉપવાસ કરે છે, તેને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે. આ વિધિ પ્રજાપતિએ રચેલો છે.[૩] હે રાજેંદ્ર ! વિદ્વાનો કહે છે કે, ત્યાં **गंगासागर**ના સંગમમાં સ્નાન કરવાથી અશ્વમેધનું દશગણું ફળ મળે છે.[૪] હે રાજા ! જે પુરુષ ગંગાને સામે પાર જઇને સ્નાન કરે છે અને ત્રણ રાત્રિ નિવાસ કરે છે, તે સર્વ પાપથી મુક્ત થાય છે.[૫] ત્યાંથી સર્વ પાપથી મુક્ત કરનારી **वैतरणी** નદીપ્રત્યે જે જાય છે તથા **विरज** તીર્થમાં જાય છે,તે પુરુષ ચંદ્રની પેઠે વિરાજે છે, કુળને પવિત્ર કરી તારે છે, સર્વ પાપને ત્યજે છે અને હજાર ગોદાનનું ફળ મેળવીને પોતાના કુળને પાવન કરે છે.[૬,૭] જે પુરુષ **शोण** અને **ज्योतिरथ्या** ના સંગમમાં નિયમપરાયણ તથા પવિત્ર થઇને પિતૃઓનું તથા દેવોનું તર્પણ કરે છે, તે અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મેળવે છે.[૮] હે કુરુનંદન ! ત્યાંથી **શોણ** અને **નર્મદા**નાં મૂળ આગળ **वंशगुल्म** નામના તીર્થમાં સ્નાન કરનારા પુરુષને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે.[૯] હે રાજા ! ત્યાંથી **कोशला** નદી ઉપર આવેલા **ऋषभ** તીર્થમાં જવું. જે પુરુષ ત્યાં ત્રણ રાત્રિ ઉપવાસ કરે છે,તેને વાજપેય યજ્ઞનું ફળ મળે છે,[૧૦] હજાર ગોદાનનું ફળ મળે છે અને તે પોતાના કુળને ઉદ્ધારે છે. વળી કોશલામાં જઇને જે પુરુષ **कालतीर्थ**માં સ્નાન કરે છે,[૧૧] તેને અગિયાર બળદના દાનનું ફળ મળે છે, એમાં સંશય નથી. હે રાજા ! જે પુરુષ **पुष्पवती** માં સ્નાન કરીને ત્રણ રાત્રિ ઉપવાસ કરે છે, તે હજાર ગોદાનનું ફળ મેળવીને પોતાના કુળને પાવન કરે છે. હે ભરતશ્રેષ્ઠ ! ત્યાંથી **बदरिका** તીર્થમાં જઇને સ્નાન કરનારા પુરુષને લાંબુ આયુષ્ય પ્રાપ્ત થાય છે તથા તે સ્વર્ગલોકમાં જાય છે. છે, તેમજ **चंपा** નગરીમાં જઇને **भागीरथी**માં તર્પણ કરે છે અને **दंडतीर्थ**માં જાય છે તેને હજાર ગોદાનનું ફળ મળે છે. ત્યાંથી પવિત્ર પુરુષોથી સુશોભિત અને પવિત્ર **लपेटिका** નામના તીર્થમાં જવું,[૧૨,૧૫] તેથી પુરુષને વાજપેય યજ્ઞનું ફળ મળે છે અને તે સર્વ દેવોથી પૂજાય છે. ત્યાંથી પરશુરામે સેવન કરેલા **महेंद्र** પર્વત ઉપર આવવું.[૧૬] જે પુરુષ ત્યાં **रामतीर्थ**માં સ્નાન કરે છે, તેને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે. હે કુરુનંદન ! ત્યાંજ એક **मतंगकदार** નામનું તીર્થ છે.[૧૭] હે કુરુશ્રેષ્ઠ! તેમાં સ્નાન કરવાથી પુરુષને હજાર ગોદાનનું ફળ મળે છે. ત્યાંથી **श्रीपर्वत** ઉપર જઇને જે પુરુષ નદીમાં સ્નાન કરે છે[૧૮] તથા મહાદેવનું પૂજન કરે છે, તેને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે. મહાકાંતિમાન મહાદેવ પાર્વતીની સાથે બહુજ પ્રીતિથી શ્રીપર્વત ઉપર નિવાસ કરે છે તથા દેવોની સાથે બ્રહ્મા પણ ત્યાં નિવાસ કરે છે. જે પુરુષ શુદ્ધ થઇને તથા મનને નિયમમાં રાખીને ત્યાં **देवह्रद**માં સ્નાન કરે છે, તેને અશ્વમેધનું ફળ મળે છે અને તે પરમ સિદ્ધિને પ્રાપ્ત થાય છે. જે પુરુષ પાંડયદેશમાં આવેલા **ऋषभ** પર્વત ઉપર જાય છે, તેને વાજપેય યજ્ઞનું ફળ મળે છે અને તે સ્વર્ગમાં આનંદ કરે છે.[૨૧] તે પછી અપ્સરાનાં ટોળાંઓથી વીંટાયલી **कावेरी** નદી તરફ જવું. હે રાજા! જે પુરુષ તેમાં સ્નાન કરે છે તેને હજાર ગોદાનનું ફળ મળે છે.[૨૨] તે પછી સમુદ્રના તીર ઉપર આવેલા **कन्यातीर्थ**માં સ્નાન કરવું. હે રાજેંદ્ર! તે જળનો સ્પર્શ કરતાંજ મનુષ્ય સર્વ પાપથી મુક્ત થાય છે.[૨૩]

હે રાજેંદ્ર! ત્યાંથી ત્રણ લોકમાં પ્રખ્યાત તથા સર્વ લોકોએ નમસ્કાર કરેલા સમુદ્રમાં રહેલા **ગોકર્ણ** ક્ષેત્રમાં જવું.[૨૪] તે ક્ષેત્રમાં બ્રહ્માદિ દેવો, તપરૂપી ધનવાળા ઋષિઓ, ભૂતો, યક્ષો, પિશાચો, કિન્નરો, મહાસર્પો, સિદ્ધો, ચારણો, ગંધર્વો, મનુષ્યો, પન્નગો, નદીઓ, સાગરો અને પર્વતો ઉમાપતિ શંકરની ઉપાસના કરે છે.[૨૬] જે પુરુષ ત્યાં ત્રણ રાત્રિ ઉપવાસ કરે છે અને મહાદેવની પૂજા કરે છે, તેને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે અને તે ગણપતિના સ્થાનને પામે છે.[૨૭] ત્યાં બાર રાત્રિ નિવાસ કરવાથી પુરુષનું અંતઃકરણ પવિત્ર થાય છે. ત્યાંથી ત્રણ લોકમાં પૂજ્ય **ગાયત્રી**નાં સ્થાનમાં જવાય છે.[૨૮] જે પુરુષ ત્યાં ત્રણ રાત્રિ રહે છે, તેને હજાર ગોદાનનું ફળ મળે છે. હે રાજા! ત્યાં બ્રાહ્મણોના ખરાપણા માટે એક પ્રત્યક્ષ ઉદાહરણ મળે છે.[૨૯] તે એવી રીતે કે, જે કોઇ વ્યભિચારથી ઉત્પન્ન થયેલો બ્રાહ્મણ ત્યાં ગાયત્રીનો ઉચ્ચાર કરે છે, તેની બોલેલી ગાયત્રી તે તીર્થના માહાત્મ્યથી સ્વરનિયમથી રહિત, ગધના જેવી અથવા એક ગામડિયાનાં ગીત જેવી ; મુખમાંથી નીકળે છે અને બ્રાહ્મણ ન હોય તેને તો ગાયત્રી આવડતી હોય તોપણ તે વિસ્મૃત થઇ જાય છે. તે પછી વિપ્રર્ષિ સંવર્ત્તની દુર્લભ **વાપી** પ્રત્યે જઇને ત્યાં સ્નાન કરવાથી પુરુષને રૂપ તથા સૌભાગ્ય મળે છે. ત્યાંથી જે પુરુષ **વેણા**પ્રત્યે જઇને ત્રણ રાત્ર ઉપવાસ કરે છે, તેને મયૂર અને હંસયુક્ત વિમાન બેસવા મળે છે. ત્યાંથી સિદ્ધ પુરુષોએ નિત્ય સેવેલી **ગોદાવરી**પ્રત્યે જવું.[૩૦,૩૩] ત્યાં સ્નાન કરનારા પુરુષને ગોમેધ યજ્ઞનું ફળ મળે છે અને તે વાસુકિના ઉત્તમ લોકમાં જાય છે. જે પુરુષ **વેણા**ના સંગમમાં સ્નાન કરે છે, તેને અશ્વમેધનું ફળ મળે છે,[૩૪] અને **વરદા**ના સંગમમાં સ્નાન કરવાથી હજાર ગોદાનનું ફળ મળે છે. ત્યાંથી જે પુરુષ **બ્રહ્મસ્થાન**માં જઇને ત્રણ રાત્રિ ઉપવાસ કરે છે,[૩૫] તેને હજાર ગોદાનનું ફળ મળે છે અને તે સ્વર્ગલોકમાં જાય છે. ત્યાંથી **કુશપ્લવન** તીર્થમાં જઇને જે પુરુષ બ્રહ્મચર્ય પાળી એકાગ્રતાથી ત્રણ રાત્રિ રહી સ્નાન કરે છે, તેને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે. તે પછી અરણ્યમાં કૃષ્ણા તથા વેણાના જળથી ઉત્પન્ન થયેલા **દેવહ્રદ**માં અને **જાતિસ્મરહ્રદ**માં સ્નાન કરવાથી પુરુષને પૂર્વજન્મનું સ્મરણ થાય છે. તે સ્થાનમાં સો યજ્ઞો કરીને દેવરાજ સ્વર્ગમાં ગયો હતો.[૩૮] હે ભારત ! ત્યાં જતાંજ પુરુષને અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મળે છે. ત્યાંથી **સર્વહ્રદ**માં સ્નાન કરવાથી હજાર ગોદાનનું ફળ મળે છે.[૩૯] તે પછી મહા પવિત્ર **વાપી**માં અને નદીઓમાં શ્રેષ્ઠ **પયોષ્ણી**માં જે પુરુષ પિતૃઓનું તથા દેવોનું કરે છે તેને હજાર ગોદાનનું ફળ મળે છે.[૪૦] હે રાજન્ ! તે પછી પવિત્ર **દંડકારણ્ય**માં જઇને જે પુરુષ સ્નાન કરે છે, તેને હે ભારત ! ત્યાં માત્ર સ્નાન કરવાથી હજાર ગોદાનનું ફળ મળે છે.[૪૧] ત્યાંથી **શરભંગ**ના આશ્રમમાં અને મહાત્મા **શુક**ના આશ્રમમાં જવાથી પુરુષ દુર્ગતિ પામતો નથી અને તે પોતાના કુળને પાવન કરે છે.[૪૨] ત્યાંથી પરશુરામે સેવન કરેલા **શૂર્પારક** તીર્થમાં જવું. જે પુરુષ ત્યાં **રામતીર્થ**માં સ્નાન કરે છે, તેને પુષ્કળ સુવર્ણનો લાભ થાય છે.[૪૩] નિયમ પરાયણ તથા નિયમિત આહારકરનારો જે પુરુષ **સપ્તગોદાવરી** તીર્થમાં સ્નાન કરે છે, તેને મહાન પુણ્ય પ્રાપ્ત થાય છે અને તે દેવલોકમાં જાય છે.[૪૪] ત્યાંથી **દેવપથ** તીર્થમાં જઇને નિયમથી રહેનારા તથા નિયમ પ્રમાણે ભોજન કરનારા પુરુષને દેવસત્ર નામના યજ્ઞનું પુણ્ય, તે પ્રાપ્ત થાય છે.[૪૫] ત્યાંથી **તુંગકારણ્ય**માં જવું અને ત્યાં બ્રહ્મચર્ય પાળી જિતેંદ્રિય થઇને રહેવું. પૂર્વે સારસ્વત નામના ઋષિએ તે સ્થાનમાં ઋષિઓને વેદો ભણાવ્યા હતા;[૪૬] પરંતુ સમય જતાં જ્યારે વેદો નાશ પામ્યા, ત્યારે અંગિરા મુનિનો પુત્ર ઋષિઓનાં ઉત્તરીય વસ્ત્રો ઉપર સુખથી સારી રીતે બેઠો[૪૭] અને તેણે ૐકારનો વિધિપ્રમાણે સારી રીતે ઉચ્ચાર કર્યો, એટલે જેણે પૂર્વે જે અધ્યયન કર્યું હતું તે સઘળું તેને સ્ફુરી આવ્યું.

ત્યાં ઋષિઓ, દેવો, વરુણ, અગ્નિ, પ્રજાપતિ, પાપહારક નારાયણ, મહાદેવ અને દેવોની સાથે મહાકાંતિમાન ભગવાન બ્રહ્મા, એ સઘળાએ મહાતેજસ્વી ભૃગુઋષિની યજ્ઞકર્મ કરાવવા યોજના કરી.[૫૦] તે પછી ભગવાન ભૃગુ ઋષિએ સર્વ ઋષિઓને વિધિ પ્રમાણે શાસ્ત્રોક્ત કર્મથી ફરી અગ્નિહોત્ર લેવરાવ્યું;[૫૧] અને ત્યાં ઘીવડે વિધિપૂર્વક અગ્નિને તૃપ્ત કરીને દેવો તથા ઋષિઓ અનુક્રમે પોતપોતાના સ્થાનમાં ચાલ્યા ગયા.[૫૨] હે મહારાજા ! તે તુંગકારણ્યમાં જે સ્ત્રી અથવા પુરુષ પ્રવેશ કરે છે, તેનાં સમસ્ત પાપ નાશ પામે છે.[૫૩] જે ધીર પુરુષ ત્યાં નિયમ-પરાયણ તથા અલ્પહારી થઈને એક માસસુધી નિવાસ કરે, તે હે રાજા ! બ્રહ્મલોકમાં જાય અને પોતાના કુળનો પણ ઉદ્ધાર કરે.[૫૪] જે પુરુષ **મેધાવિક** તીર્થમાં જઈને પિતૃઓનું અને દેવોનું તર્પણ કરે છે, તે અગ્નિષ્ટોમયજ્ઞના ફળને પ્રાપ્ત થાય છે તથા તેને સ્મૃતિ અને બુદ્ધિનો લાભ થાય છે.[૫૫] અહીં **કાલંજર** નામનો લોકવિખ્યાત પર્વત છે. ત્યાં **દેવહ્રદ**માં સ્નાન કરવાથી પુરુષને હજાર ગોદાનનું ફળ મળે છે.[૫૬] હે રાજા ! જે પુરુષ કાલંજર પર્વત ઉપર સ્નાન કરીને બીજાને સ્નાન કરાવે છે, તે સ્વર્ગલોકમાં પૂજાય છે એમાં સંશય નથી.[૫૭] હે પ્રજાપતિ ! ત્યાંથી મહાગિરિઓમાં શ્રેષ્ઠ **ચિત્રકૂટ** પર્વત ઉપર જવું. ત્યાં સર્વ પાપને નાશ કરનારી **મંદાકિની**પ્રત્યે જઈને જે પુરુષ તેમાં સ્નાન કરે છે તથા પિતૃઓનું અને દેવોનું પૂજન કરે છે, તે અશ્વમેધ યજ્ઞનાં ફળને પ્રાપ્ત થાય છે તથા પરમ ગતિ પામે છે.[૫૯] હે ધર્મજ્ઞ ! ત્યાંથી અતિઉત્તમ **ભર્તૃસ્થાન**માં જવું. હે રાજા ! જ્યાં નિરંતર કાર્તિકસ્વામી સમીપમાં રહે છે,[૬૦] હે રાજેંદ્ર ! ત્યાં જવાથીજ પુરુષ સિદ્ધિ પામે છે. જે પુરુષ **કોટિતીર્થ**માં સ્નાન કરે છે, તેને હજાર ગોદાનનું ફળ મળે છે.[૬૧] ત્યાંથી પ્રદક્ષિણા કરીને **જ્યેષ્ઠસ્થાન**માં જવું. ત્યાં મહાદેવનાં દર્શન કરવાથી પુરુષ ચંદ્રની પેઠે વિરાજે છે.[૬૨] હે ભરતશ્રેષ્ઠ મહારાજા યુધિષ્ઠિર ! ત્યાં એક કૂવો છે. તેમાં ચાર પ્રખ્યાત સમુદ્રો વાસ કરે છે.[૬૩] હે રાજેંદ્ર ! જે પુરુષ તેના જળથી સ્નાન કરીને, મનને નિયમમાં રાખી પિતૃઓનું તથા દેવોનું પૂજન કરે છે, તે પવિત્ર થઈને પરમ ગતિ પામે છે.[૬૪] હે રાજેંદ્ર ! ત્યાંથી **શૃંગવેર** નામના મહાનગરપ્રત્યે જવું. હે મહારાજ ! જ્યાં આગળ પૂર્વે દશરથપુત્ર રામ ગંગા ઉતર્યા હતા,[૬૫] હે મહાબાહુ ! તે તીર્થમાં સ્નાન કરવાથી પુરુષ પાપોથી મુક્ત થાય છે. જે બ્રહ્મચારી તથા એકાગ્ર વૃત્તિવાળો પુરુષ ગંગામાં સ્નાન કરે છે, તે પાપરહિત થઈને વાજપેય યજ્ઞના ફળને પ્રાપ્ત કરે છે. ત્યાંથી બુદ્ધિમાન મહાદેવના સ્થાનરૂપ **મુંજવટ**પ્રત્યે જવું.[૬૬,૬૭] હે ભારત ! જે પુરુષ ત્યાં મહાદેવનાં દર્શન કરે છે, તેને પ્રણામ કરે છે તથા તેની પ્રદક્ષિણા કરે છે, તે ગણપતિના સ્થાનને પામે છે.[૬૮] તે તીર્થમાં **જાહ્નવી** તીર્થ છે, તેમાં સ્નાન કરવાથી પુરુષ પાપોથી મુક્ત થાય છે. હે રાજેંદ્ર ! ત્યાંથી ઋષિઓએ વખાણેલા **પ્રયાગ** તીર્થમાં જવું.[૬૯] ત્યાં બ્રહ્માદિ દેવતાઓ, દિક્પાલોની સાથે દિશાઓ, લોકપાલો, સાધ્યો, લોકમાન્ય પિતૃઓ, સનત્કુમાર વગેરે મહર્ષિઓ, અંગિરા વગેરે નિર્મળ બ્રહ્મર્ષિઓ, તેમજ નાગો, ગરુડો, સિદ્ધો, ચક્રમાં ગતિ કરનારા સૂર્યાદિકો, નદીઓ, સાગરો, ગંધર્વો, અપ્સરાઓ અને પ્રજાપતિની સાથે ભગવાન વિષ્ણુ પણ ત્યાં વાસ કરે છે. ત્યાં ત્રણ અગ્નિના કુંડો છે. તેમાં થઈને સર્વ તીર્થોમાં મુખ્ય ગણાતી **ગંગા** ઘણા વેગથી વહ્યા કરે છે; તેમજ સૂર્યની પુત્રી, ત્રણ લોકમાં પ્રખ્યાત અને લોકને પાવન કરનારી દેવી **યમુના** નદી ત્યાં ગંગાની સાથે મળે છે. ગંગા અને યમુનાનો મધ્યભાગ–અર્થાત્ હરિદ્વારથી આરંભીને પ્રયાગસુધીનો ભાગ તે મેરુરૂપી મસ્તકવાળી પૃથ્વીનો જઘનભાગ–અર્થાત્ નાભિની નીચેનો ભાગ ગણાય છે[૭૦–૭૫] અને પ્રયાગ તે જઘનની સમાપ્તિનું સ્થાન–યોનિસ્થાન છે, એમ ઋષિઓ જાણે છે. **પ્રતિષ્ઠાન**ની સાથે **પ્રયાગ**, **કંબલ**, **અશ્વતર** અને

ભોગવતી, એ તીર્થો પ્રજાપતિની વેદી ગણાય છે. હે યુધિષ્ઠિર ! તે વેદીમાં સાક્ષાત્ વેદો તથા યજ્ઞો અને તપરૂપી ધનવાળા ઋષિઓ પ્રજાપતિ બ્રહ્માની ઉપાસના કરે છે અને દેવો તથા ચક્રવર્તી રાજાઓ યજ્ઞોથી યજન કરે છે.૭૮ તેથી હે ભારત ! હે વિભો ! પ્રયાગ ત્રણ લોકમાં અતિશય પવિત્ર અને સર્વ તીર્થોથી અધિક કહેવાય છે.૭૯ તે તીર્થમાં જવાથી અથવા તેનું નામકીર્તન કરવાથી પણ પુરુષ મૃત્યુ તથા કાળના ભયથી અને પાપથી મુક્ત થાય છે.૮૦ જે પુરુષ તે લોકવિખ્યાત ગંગાયમુનાના સંગમમાં સ્નાન કરે છે, તેને રાજસૂય અને અશ્વમેધ યજ્ઞનું પુણ્યફળ મળે છે.૮૧

હે ભારત ! પ્રયાગ એ દેવોની સંસ્કાર કરેલી યજ્ઞભૂમિ છે, માટે તેમાં થોડું દાન કર્યું હોય તો પણ તે મહાન થઇ પડે છે.૮૨ હે તાત ! વેદના વચનથી અથવા લૌકિક વચનથી પણ તારે*પ્રયાગમાં મરણના વિચારને ફેરવવો નહિ–અર્થાત્ પ્રયાગમાં મરણ મુક્તિદાયક છે+તેથી ત્યાં મરવાનો જ નિશ્ચય રાખવો.૮૩ હે કુરુનંદન ! દશ હજાર તીર્થો અને બીજાં સાઠ કરોડ તીર્થો, એ સઘળાં પ્રયાગમાંજ રહે છે, એમ શાસ્ત્રમાં કહેલું છે.૮૪ ત્રણ વેદ અને ચોથી આત્મવિદ્યાને ભણનારા પુરુષને જે પુણ્ય થાય છે અને સત્યવાદીને જે પુણ્ય થાય છે, તે પુણ્ય ગંગા અને યમુનાના સંગમમાં સ્નાન કરતાંજ મનુષ્યને પ્રાપ્ત થાય છે.

ત્યાં ભોગવતી નામનું એક વાસુકિ નાગનું ઉત્તમ તીર્થ છે. તેમાં જે મનુષ્ય સ્નાન કરે છે, તેને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે.૮૬ હે કુરુનંદન ! વળી ત્યાં **हंसप्रपतन** નામનું ત્રણ લોકમાં પ્રખ્યાત તીર્થ છે તથા **दशाश्वमेध** નામનું એક ગંગામાં તીર્થ છે.૮૭ ગંગામાં ગમે ત્યાં સ્નાન કર્યું હોય તો તે કુરુક્ષેત્રના સમાન ગણાય છે, **कनखल** તીર્થમાં વિશેષ ગણાય છે અને પ્રયાગમાં ગંગાસ્નાન તેથી પણ અતિ મહાન પુણ્યકારક ગણાય છે.૮૮ મનુષ્યે જો સેંકડો દુષ્કર્મો કર્યાં હોય અને પછી ગંગામાં સ્નાન કર્યું હોય, તો અગ્નિ જેમ કાષ્ઠને બાળી નાખે છે, તેમ ગંગાજળ તેનાં તે સર્વ પાપોને ભસ્મ કરી નાખે છે.૮૯ સત્યયુગમાં સર્વ તીર્થો પુણ્યદાયક ગણાય છે, ત્રેતાયુગમાં પુષ્કરતીર્થ પુણ્યદાયક ગણાય છે, દ્વાપરમાં કુરુક્ષેત્ર પુણ્યદાયક ગણાય છે અને કલિયુગમાં ગંગા પુણ્યદાયક ગણેલી છે.૯૦ પુષ્કરતીર્થમાં તપ કરવું, મહાલય તીર્થમાં દાન આપવું, મલય પર્વત ઉપર અગ્નિપ્રવેશ કરવો અને ભૃગુતુંગ પર્વત ઉપર આહારનો ત્યાગ કરીને મરણને માટે બેસવું.૯૧ પુષ્કરમાં, કુરુક્ષેત્રમાં, ગંગામાં અને મગધ દેશમાં જે મનુષ્ય સ્નાન કરે છે, તે પોતાના થઈ ગયેલા સાત પુરુષોને તથા થનારા સાત પુરુષોને તારે છે.૯૨ ગંગા પોતાના નામકીર્તનથી પાવન કરે છે, દર્શન કરવાથી કલ્યાણ કરે છે અને સ્નાન તથા પાન કરવાથી સાત પુરુષપર્યંતના કુળને પવિત્ર કરે છે.૯૩ જેમ મનુષ્ય પવિત્ર તીર્થોની અને પવિત્ર મંદિરોની ઉપાસના કરવાથી પુણ્ય મેળવીને સ્વર્ગમાં જાય છે, તેમ હે રાજા! જે મનુષ્યનાં હાડકાં જ્યાંસુધી ગંગાજળનો સ્પર્શ કરે છે, ત્યાંસુધી તે પુરુષ સ્વર્ગલોકમાં પૂજાય છે. ૯૪,૯૫ ગંગાના જેવું બીજું તીર્થ નથી, વિષ્ણુથી શ્રેષ્ઠ બીજો દેવ નથી અને બ્રાહ્મણોથી બીજું કંઇ ઉત્તમ નથી; એ પ્રમાણે બ્રહ્માએ કહ્યું છે.૯૬ હે મહારાજ! જ્યાં ગંગા વહે છે, તે દેશને તપોવન જાણવું અને ગંગાના તીર ઉપર આવેલા ક્ષેત્રને સિદ્ધિક્ષેત્ર જાણવું.૯૭ આ તીર્થયાત્રાનું સત્ય વર્ણન

---

* सितासिते सरिते यत्र संगते तत्राप्लुतासोदिवमुत्पतंति । ये वै तन्वं विसृजंति धीरास्ते जनासो अमृतत्वं भजंते ।। श्रुति

જ્યાં ગંગાયમુનાનો સમાગમ થાય છે, ત્યાં સ્નાન કરનારાઓ સ્વર્ગમાં જાય છે, અને જે ધીર પુરુષો ત્યાં દેહત્યાગ કરે છે, તેઓ મોક્ષ પામે છે.

\+ ब्रह्मज्ञानेन मुच्यंते प्रयागमरणेन च। स्मृतिः

મનુષ્યો બ્રહ્મજ્ઞાનથી મુક્ત થાય છે અને પ્રયાગમાં મરણથી મુક્ત થાય છે.

બ્રાહ્મણોના, સાધુ પુરુષોના, પુત્રના, સ્નેહીઓના, શિષ્યના અને સેવકના કાનમાં ઉપદેશરૂપે કહેવું.[૯૮] આ માહાત્મ્ય ધનદાયક, પવિત્ર, સ્વર્ગ આપનારૂં, સર્વોત્તમ, પુણ્યકારક, રમણીય, પાવન કરનારૂં,ધર્મથી ભરપૂર, શ્રેષ્ઠ મહર્ષિઓમાં આ પણ ગુહ્ય અને સર્વ પાપથી મુક્ત કરનારૂં છે; એને જે પુરુષ બ્રાહ્મણોની વચ્ચે ભણે છે, તે નિર્મળ થઇને સ્વર્ગમાં જાય છે.[૧૦૦] આ તીર્થવંશનું વર્ણન ઐશ્વર્ય આપનારૂં, સ્વર્ગ આપનારૂં, પુણ્યરૂપ, શત્રુનો નાશ કરનારૂં, કલ્યાણકારક અને ઉત્તમ બુદ્ધિ ઉત્પન્ન કરનારૂં છે.[૧] આ માહાત્મ્યનો પાઠ કરવાથી પુત્રરહિત હોય તેને પુત્ર મળે છે, નિર્ધનને ધન મળે છે, રાજા પૃથ્વીનો વિજય કરે છે, વૈશ્ય ધનાઢ્ય થાય છે, શૂદ્રના ઇચ્છિત મનોરથો પૂર્ણ થાય છે અને બ્રાહ્મણ વિદ્યાનો પારંગત થાય છે. જે પુરુષ પવિત્ર થઇને નિત્ય તીર્થના આ પવિત્ર માહાત્મ્યને સાંભળે છે, તેને અનેક જન્મોનું સ્મરણ થાય છે અને તે સ્વર્ગમાં આનંદ કરે છે. મેં તમને જઈ શકાય તેવાં તીર્થો કહ્યાં છે અને ન જઈ શકાય તેવાં પણ કહ્યાં છે; માટે સર્વ તીર્થનાં દર્શનની ઇચ્છા હોય તો તે અગમ્ય તીર્થોની માનસિક યાત્રા કરવી. એ સમસ્ત તીર્થોમાં વસુઓએ, સાધ્યોએ, આદિત્યોએ, વાયુઓએ, અશ્વિનીકુમારોએ અને દેવતુલ્ય ઋષિઓએ પુણ્યની ઇચ્છાથી સ્નાન કર્યું છે. હે કુરુવંશી ભીષ્મ ! હે સુવ્રત ! એ પ્રમાણે તમે પણ આ વિધિવડે પુણ્યથી પુણ્યની વૃદ્ધિ કરી નિયમથી તીર્થયાત્રા કરવા જાઓ.પ્રથમથી ઇંદ્રિયોને શુદ્ધ રાખવાથી,આસ્તિક બુદ્ધિથી અને શ્રુતિવિચારણાથી,શાસ્ત્રદષ્ટિવાળા સજ્જનોને તે તીર્થો પ્રાપ્ત થાય છે. હે કૌરવ્ય ! પણ જે પુરુષ વ્રતવિનાનો હોય, અવશ ચિત્તવાળો હોય, અપવિત્ર હોય, ચોર હોય અને કુટિલ બુદ્ધિવાળો હોય, તે પુરુષ તે તીર્થોમાં સ્નાન કરી શકતો નથી. હે ધર્મજ્ઞ રાજા! તમે તો સદાચારથી તથા નિત્ય ધર્મ કૃત્યો તરફ દષ્ટિ રાખીને પિતા, પિતામહ અને પ્રપિતામહ વગેરે સર્વ પિતૃઓને, બ્રહ્મા આદિ દેવોને તથા ઋષિગણોને પોતાના ધર્મથી નિત્ય સંતોષ્યા છે; માટે હે ઇંદ્રતુલ્ય ભીષ્મ ! તમે વસુઓના લોકને અને પૃથ્વીમાં અવિનાશી વિશાળ કીર્તિને પામશો."[૨,૧૧]

નારદે કહ્યું:—આ પ્રમાણે કહીને પ્રસન્ન થયેલા ભગવાન પુલસ્ત્ય મહર્ષિ ભીષ્મની આજ્ઞા લઇને પ્રફુલ્લિત મનથી ત્યાંજ અંતર્ધાન થઇ ગયા.[૧૨] પછી હે કુરુવ્યાઘ્ર! શાસ્ત્રના તત્ત્વવિષયોને જાણનારા ભીષ્મે પણ પુલસ્ત્યનાં વચનથી પૃથ્વીપ્રદક્ષિણા કરી.[૧૩] આ પ્રમાણે આ મહાભાગ્યરૂપ, મહાપુણ્યકારક અને સર્વ પાપથી મુક્ત કરનારી તીર્થયાત્રા પ્રયાગમાં સંપૂર્ણ થાય છે.[૧૪] જે પુરુષ આ વિધિવડે પૃથ્વીઉપર તીર્થાટન કરશે, તે મરણ પછી સો અશ્વમેધ યજ્ઞના સંપૂર્ણ ફળને ભોગવશે.[૧૫] હે કુંતીપુત્ર ! પૂર્વે કુરુકુળમાં મુખ્ય ભીષ્મને જે પ્રમાણે ધર્મફળ મળ્યું હતું, તેના કરતાં તમને આઠગણું ઉત્તમ ધર્મફળ મળશે;[૧૬] કારણકે તમે ઋષિઓને તીર્થમાં લઇ જનારા છો, માટે તમને આઠગણું અધિક ફળ થશે. હે ભરતવંશી કુરુનંદન યુધિષ્ઠિર! એ તીર્થો રાક્ષસોના સમૂહથી વ્યાપ્ત થયેલાં છે, તેથી ત્યાં તમારાવિના બીજા રાજાઓ જઈ શકયા નથી.[૧૭] સર્વ તીર્થસંબંધવાળા આ દેવર્ષિના ચરિત્રનો પ્રાતઃકાળમાં ઉઠીને જે કોઈ પાઠ કરશે, તે સર્વ પાપોથી મુક્ત થશે.[૧૮] હે રાજા ! ઋષિઓમાં મુખ્ય મુખ્ય વાલ્મીકિ, કશ્યપ, આત્રેય, કુંડજઠર, વિશ્વામિત્ર, ગૌતમ, અસિત–દેવલ, માર્કંડેય ગાલવ, ભરદ્વાજ, વસિષ્ઠ, ઉદ્દાલકમુનિ, શૌનક, પુત્રની સાથે તપસ્વીઓમાં મુખ્ય વ્યાસ, મુનિશ્રેષ્ઠ દુર્વાસા, મહાતપસ્વી જાબાલિ—આ સર્વે તપરૂપી ધનવાળા ઋષિશ્રેષ્ઠો યાત્રાને માટે તમારી વાટ જુએ છે; માટે હે મહારાજ ! તમે એ સર્વની સાથે પૂર્વોક્ત તીર્થો તરફ જાઓ.[૨૨] હે મહારાજ! આ અમાપ કાંતિવાળા લોમશ નામના મહર્ષિ તમને આવી મળશે. તમે તેમની સાથે મને પણ લઇને ઉપર જણાવેલાં

તીર્થો તરફ અનુક્રમે જાઓ. હે ધર્મવેત્તા રાજા! તેમ કરવાથી તમે મહાભિષ રાજાની પેઠે મહાકીર્તિને પ્રાપ્ત થશો.[૨૩,૨૪] હે રાજસિંહ! જેવા ધર્માત્મા યયાતિરાજા અને પુરુરવા રાજા શોભે છે, તેવા તમે પોતાના ધર્મથી શોભો છો.[૨૫] જેવા ભગીરથ રાજા અને વિખ્યાત રામ રાજા શોભે છે, તેવા તમે સર્વ રાજાઓમાં સૂર્યની પેઠે શોભો છો.[૨૬] વળી જે પ્રમાણે મનુ રાજા, ઇક્ષ્વાકુ રાજા, મહાયશસ્વી પૂરુ રાજા અને વેનના પુત્ર પૃથુ રાજા પ્રખ્યાત છે, હે મહારાજ! તે પ્રમાણે તમે પણ પ્રખ્યાત છો.[૨૭] પૂર્વે જે પ્રમાણે વૃત્રાસુરને હણનારા દેવોના રાજા ઇંદ્રે, શત્રુઓનો સંહાર કરીને સંતાપરહિત થઈ ત્રણ લોકનું પાલન કર્યું હતું, તે પ્રમાણે હે કમળનેત્ર! તમે પણ શત્રુઓનો ક્ષય કરીને,સ્વધર્મથી જિતેલી પૃથ્વીને મેળવી પ્રજાનું પાલન કરશો;[૨૯] અને કૃતવીર્યના પુત્ર સહસ્રાર્જુનની પેઠે ધર્મથી ખ્યાતિ પામશો."[૩૦]

વૈશંપાયને કહ્યું:–હે મહારાજા જનમેજય! આ પ્રમાણે ભગવાન નારદ ઋષિ, રાજાનું આશ્વાસન કરીને તથા તેની આજ્ઞા લઇને ત્યાંજ અંતર્ધાન થઈ ગયા.[૩૧] તે પછી ધર્માત્મા યુધિષ્ઠિર રાજાએ પણ નારદની કહેલી વાતનુંજ ચિંતન કરતાં ઋષિઓની આગળ તીર્થયાત્રાસંબંધી પુણ્યનું વર્ણન કર્યું.[૧૩૨]

**ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં "પુલસ્ત્ય તીર્થયાત્રામાં નારદવાક્ય" એ વિષયનો અધ્યાય ૮૫ મો સમાપ્ત.**

# અધ્યાય ૮૬ મો

## ધૌમ્યને યુધિષ્ઠિરનું નિવેદન

**॥ वैशंपायन उवाच ॥**

**भ्रातॄणां मतमा[illegible]य नारदस्य च धीमतः॥**
**पिताम[illegible]समं धौम्यं प्राह राजा युधिष्ठिरः॥१॥**

વૈશંપાયને કહ્યું:–યુધિષ્ઠિર રાજાએ પોતાના ભાઇઓનો તથા બુદ્ધિમાન નારદનો મત જાણ્યા પછી બ્રહ્માના જેવા ધૌમ્ય મુનિને કહ્યું કે,[૧] "મેં પુરુષોમાં વ્યાઘ્ર જેવા, વિજયશીલ, સત્ય પરાક્રમી, અમાપ ધૈર્યવાળા અને મહાબાહુ અર્જુનને અસ્ત્રપ્રાપ્તિને માટે અહીંથી દૂર મોકલ્યો છે.[૨] તે અર્જુન વીર, પ્રેમાળ, સમર્થ, તપને ધન માનનારો, અસ્ત્રવિદ્યામાં કુશળ અને શ્રીકૃષ્ણના જેવો સમર્થ છે.[૩] હે બ્રહ્મન્! પરાક્રમી તથા શત્રુને નાશ કરનારા શ્રીકૃષ્ણ તથા અર્જુન, એ બન્નેના સ્વરૂપને હું સારી રીતે ઓળખું છું; તેમજ પ્રતાપી વ્યાસ પણ જાણે છે,[૪] એ કમળસમાન નેત્રવાળા વાસુદેવ તથા ધનંજય ત્રણે યુગમાં રહેનારા સાક્ષાત્ વિષ્ણુરૂપ છે એમ નારદમુનિ જાણે છે અને તે પણ મને નિત્ય તેમ કહે છે;[૫] તેમજ હું પણ તે બન્નેને નરનારાયણ ઋષિના રૂપે ઓળખું છું; અને તેથી અર્જુન સમર્થ છે, એમ માનીનેજ મેં તેને અહીંથી મોકલ્યો છે.[૬] પરાક્રમમાં ઇંદ્રથી ન ઉતરે તેવા દેવપુત્ર અર્જુનને દેવાધિપતિ ઇંદ્રનાં દર્શન કરવા તથા તેની પાસેથી અસ્ત્રો ગ્રહણ કરવા માટે મેં અહીંથી મોકલ્યો છે;[૭] કારણ કે અતિરથી ભીષ્મ, દ્રોણ, દુર્જય કૃપાચાર્ય તથા અશ્વત્થામા–આ સર્વ મહારથીઓને દુર્યોધને યુદ્ધને માટે સ્વીકાર્યા છે.[૮] તે સર્વે વેદને જાણનારા, શૂરવીર, સર્વ અસ્ત્રોમાં કુશળ, મહાબળવાના અને હમેશાં અર્જુનની સાથે યુદ્ધ કરવાની ઇચ્છાવાળા છે. વળી પેલો સૂતનો મહારથી પુત્ર કર્ણ પણ દિવ્ય અસ્ત્રોને જાણે છે.[૯] તે અસ્ત્રના વેગરૂપી વાયુના બળવાળો, બાણરૂપી જ્વાળાવાળો, હથેળીના શબ્દવાળો, ક્રોધરૂપી ધૂમાડાવાળો, અસ્ત્રરૂપી ઘસારાવાળો અને ધૃતરાષ્ટ્રના પુત્રોરૂપી પવનથી ઉદ્ધત બનેલો યુગની અંતે કાળવડે ઉત્પન્ન થયેલા મહાન અગ્નિના જેવો કર્ણ, મારા સૈન્યરૂપી ઘાસને અવશ્ય બાળી મૂકશે;[૧૦,૧૧] પરંતુ તે કર્ણરૂપી પ્રદીપ્ત અગ્નિને, શ્રીકૃષ્ણરૂપી પવનથી વૃદ્ધિ પામેલો, દિવ્યાસ્ત્રરૂપી વિજળીવાળો,ધોળા ઘોડારૂપી બગલાંની હારવાળો અને ગાંડીવ ધનુષરૂપી ઇંદ્રધનુષવાળો અર્જુનરૂપી મહાન દુઃસહ મેઘ,

યુદ્ધમાં બાણુની ધારાઓ વર્ષાવીને શાંત કરી દેશે.[૧૩] શત્રુનગરને જિતનારો તે અર્જુન સાક્ષાત્ ઇંદ્રથી દિવ્ય અસ્ત્રો મેળવી લેશે;[૧૪] અને તે સર્વ શત્રુઓના પરાજયને માટે પૂરતો થશે, એવો મારી બુદ્ધિનો નિશ્ચય છે. અર્જુનવિના, અતિશય કૃતાર્થ થએલા શત્રુઓના પરાજયને માટે યુદ્ધમાં બીજો ઉપાય નથી.[૧૫] અર્જુન કોઇ કાર્યનો ભાર ઉપાડયા પછી અધવચ બેસી જાય તેવો નથી, માટે અમે બધા શત્રુદમન અર્જુનને અસ્ત્ર મેળવીને આવેલોજ જોઈશું;[૧૬] તોપણ હે પુરુષશ્રેષ્ઠ ! તે વીરવિના અમને દ્રૌપદીની સાથે આ કામ્યકવનમાં શાંતિ રહેતી નથી;[૧૭] માટે તમે ઘણાં અન્નવાળું, ફળવાળું, શુદ્ધ, રમણીય અને પુણ્યકર્તાઓએ સેવેલું બીજું કોઇ સારૂં વન અમને કહો, જેથી ત્યાં અમે કેટલોક સમય રહીને, વૃષ્ટિની કામનાવાળાઓ જેમ મેઘની વાટ જુએ,તેમ સત્ય પરાક્રમી તથા વીર અર્જુનની વાટ જોઇએ; ૧૮,૧૯ માટે હે બ્રહ્મન્ ! તમે બ્રાહ્મણોથી સાંભળેલા કેટલાએક જૂદા જૂદા આશ્રમો, સરોવરો, સરિતાઓ અને રમણીય પર્વતો કહી સંભળાવો. મને અર્જુનવિના આ કામ્યકવનનો વાસ ગોઠતો નથી, માટે આપણે અહીંથી કોઇ બીજી દિશામાં જઈએ.” ૨૦,૨૧

ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં “ ધૌમ્યતીર્થયાત્રા ” એ વિષયનો અધ્યાય ૮૬ મો સમાપ્ત.

# અધ્યાય ૮૭ મો

## ધૌમ્યે વર્ણવેલી તીર્થયાત્રા–પૂર્વદિશા

॥ वैशंपायन उवाच ॥

तान्सर्वानुत्सुकान् दृष्ट्वा पांडवान्दीनचेतसः ॥
अश्वासयंस्तदा धौम्यो बृहस्पतिसमोऽब्रवीत् ॥

વૈશંપાયને કહ્યું:– દીન ચિત્તવાળા તે સઘળા પાંડવોને ઉત્સુક થએલા જોઈને તેઓનું આશ્વાસન કરતા બૃહસ્પતિના જેવા ધૌમ્ય મુનિ બોલ્યા:–[૧] “હે નિષ્પાપ ભરતશ્રેષ્ઠ ! બ્રાહ્મણોએ માન્ય કરેલા પવિત્ર આશ્રમો, દિશાઓ, તીર્થો અને પર્વતો હું કહું છું, તેને તમે સાંભળો.[૨] હે પ્રજાપાલક રાજા ! હું વર્ણન કરૂં છું, તેને સાંભળવાથી તમે આ દ્રૌપદી અને ભાઇઓની સાથે શોકરહિત થશો.[૩] વળી હે પાંડવ ! તે તીર્થોના શ્રવણથી તમને પુણ્ય પ્રાપ્ત થશે અને તેની યાત્રા કરવાથી હે નરોત્તમ! તમને સોગણું પુણ્ય થશે.[૪] હે યુધિષ્ઠિર રાજા ! પ્રથમ હું તમને રાજર્ષિઓએ સેવેલી રમણીય પૂર્વદિશા મારી સ્મૃતિ પ્રમાણે કહું છું.[૫] હે ભારત ! દેવર્ષિઓથી સેવાતી તે પૂર્વદિશામાં નૈમિષારણ્ય તથા દેવોનાં જૂદાં જૂદાં પવિત્ર તીર્થો આવેલાં છે.[૬] વળી જ્યાં પુણ્યરૂપા, રમ્ય અને દેવર્ષિઓએ સેવેલી એવી ગોમતી નદી છે, દેવોની યજ્ઞભૂમિ છે અને સૂર્યના પુત્ર યમરાજાનું યજ્ઞમાં પશુ મારવાનું સ્થાન છે;[૭] વળી તે પૂર્વદિશામાં ગય નામના રાજર્ષિએ માન્ય કરેલો એક **ગય** નામનો પવિત્ર મહાપર્વત છે, જ્યાં દેવર્ષિઓએ સેવન કરેલું પવિત્ર **બ્રહ્મ** સરોવર છે.[૮] હે પુરુષ વ્યાઘ્ર ! તેના સંબંધમાં પુરાતન પુરુષો કહે છે કે, મનુષ્યે ઘણા પુત્રોની ઈચ્છા રાખવી, કારણ કે તેમાંનો એકાદ પુત્ર પણ ગયામાં જાય અથવા અશ્વમેધ યજ્ઞ કરે અથવા નીલ પરણાવે અથવા સંતતિ ઉત્પન્ન કરીને પોતાના દશ થઈ ગએલા પુરુષોનો અને દશ થનારા પુરુષોનો ઉદ્ધાર કરે.[૯,૧૦] હે રાજા ! ત્યાંજ **મહાનદી** અને **ગયશિર** છે, જ્યાં **અક્ષય્યકરણ** વડ છે, એમ બ્રાહ્મણો કહે છે.[૧૧] તે વડ આગળ હે પ્રભો ! પિતૃઓને આપેલું અન્ન અક્ષય થાય છે.વળી ત્યાં આગળ પવિત્ર જળવાળી **ફલ્ગુ** નામની મહાનદી છે;[૧૨] અને હે ભરતશ્રેષ્ઠ ! પુષ્કળ ફળમૂળવાળી **કૌશિકી** નદી પણ ત્યાં છે, કે જે નદી ઉપર તપરૂપી ધનવાળા વિશ્વામિત્ર બ્રાહ્મણપણું પામ્યા હતા.[૧૩] વળી ત્યાં પુણ્યદાયિની **ગંગા** વહે છે કે જેના તીર ઉપર ભગીરથ રાજાએ પુષ્કળ દક્ષિણાવાળા ઘણા યજ્ઞો કર્યા હતા.[૧૪] હે કૌરવ્ય ! પંચાલ દેશમાં **उत्पलावन** નામનું એક વન કહે છે, જ્યાં

કુશિવંશી વિશ્વામિત્રે પુત્રની સાથે યજ્ઞ કર્યો હતો[15] અને વિશ્વામિત્રનું તે અલૌકિક ઐશ્વર્ય જોઇને ભગવાન પરશુરામે ત્યાં વિશ્વામિત્રના વંશની સ્તુતિ કરી હતી.[16] વળી વિશ્વામિત્રે કાન્યકુબ્જ દેશમાં ઇંદ્રની સાથે સોમપાન કર્યું હતું, તે પછી તે ક્ષત્રિયપણાથી મુક્ત થઇને 'હું બ્રાહ્મણ છું' એમ બોલ્યા હતા.[17]હે વીર ! ગંગા અને યમુનાનો લોકવિખ્યાત સંગમ કે જે પવિત્ર ઋષિઓએ સેવન કરેલો, પુણ્યરૂપ, પાવન કરનાર અને ઉત્તમ છે,[18] જ્યાં પ્રાણીઓના આત્મારૂપ પિતામહ બ્રહ્માએ પ્રથમજ યજ્ઞ કર્યો હતો અને તેથી હે ભરતસત્તમ ! તે તીર્થ પ્રયાગ નામથી વિખ્યાત થયું છે.[19] હે રાજેંદ્ર! ત્યાં અગસ્ત્યનો ઉત્તમ આશ્રમ આવેલો છે; તેમજ હે રાજા ! તપસ્વીઓથી સુશોભિત એવું **तापसारण्य** છે.[20] વળી **कालंजर** પર્વતમાં આવેલો **हिरण्यबिंदु** નામથી કહેવાતો અગસ્ત્યનો રમણીય, પવિત્ર અને કલ્યાણદાયક મહાપર્વત છે.[21] વળી હે કુરુવંશી ! મહાત્મા પરશુરામનો **महेंद्र** નામનો પર્વત છે. ત્યાં હે કુંતીપુત્ર ! બ્રહ્માએ પૂર્વે યજ્ઞ કર્યો હતો,[22] જ્યાં હે યુધિષ્ઠિર ! પવિત્ર ગંગાએ મણિકર્ણિકા નામના સરોવરમાં પ્રવેશ કર્યો છે અને હે રાજા ! ત્યાં તે પવિત્ર **ब्रह्मशाला** ( બ્રહ્મપ્રાપ્તિસમાન વારાણસી ) નામથી પ્રખ્યાત છે,[23] પાપરહિત મનુષ્યોથી વ્યાપ્ત છે અને તેનું દર્શન પણ પુણ્યકારક છે. ત્યાંજ મહાત્મા મતંગનો પવિત્ર, મંગળ આપનારો અને લોકવિખ્યાત મહા ઉત્તમ **केदार** નામનો આશ્રમ છે, અને **कुण्डोद** નામનો પુષ્કળ મૂળ,ફળ અને જળવાળો રમણીય પર્વત છે.[25] જ્યાં તૃષાતુર થએલા નળરાજાને જળ મળ્યું હતું અને શાંતિ વળી હતી, ત્યાંજ તપસ્વીઓથી સુશોભિત એવું પવિત્ર **देववन** છે;[26] તથા**बाहुदा**અને **नंदा** નામની બે નદીઓ પર્વતના શિખર ઉપરથી વહે છે. હે મહારાજ! મેં તમને પૂર્વદિશામાં આવેલાં તીર્થો, નદીઓ, પર્વતો અને પવિત્ર સ્થાનો કહ્યાં છે.હવે બીજી ત્રણ દિશામાં આવેલાં પવિત્ર તીર્થો, નદીઓ, પર્વતો અને પુણ્યદાયક સ્થાનો હું કહું છું, તેને તમે સાંભળો.[27,28]

ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રાપર્વમાં 'ધૌમ્યતીર્થયાત્રા' એ વિષયનો અધ્યાય ૮૭ મો સમાપ્ત.

## અધ્યાય ૮૮ મો
### દક્ષિણનાં તીર્થો

॥ धौम्य उवाच ॥

**दक्षिणस्यां तु पुण्यानि शृणु तीर्थानि भारत॥**
**विस्तरेण यथाबुद्धि कीर्त्यमानानि तानि वै ॥**

ધૌમ્ય કહ્યુંઃ–હે ભરતવંશી રાજા! હવે દક્ષિણ દિશામાં આવેલાં પવિત્ર તીર્થોને મારી બુદ્ધિપ્રમાણે વિસ્તારથી હું કહું છું, તેને તમે સાંભળો[1]. જે દિશામાં ઘણાં ઉપવનોવાળી, પુષ્કળ જળવાળી, તપસ્વી લોકોએ સેવેલી અને કલ્યાણી પવિત્ર **गोदावरी** નદી વહે છે;[2] વળી પાપ અને ભયને નાશ કરનારી, મૃગો અને પક્ષીઓથી ભરપૂર તીરવાળી અને તપસ્વીઓનાં સ્થાનોથી સુશોભિત એવી **वेणा** અને **भीमरथी** નામની બે નદીઓ વહે છે;[3] તેમજ હે ભરતશ્રેષ્ઠ ! રાજર્ષિ નૃગની રમણીય ઘાટોવાળી, પુષ્કળ જળવાળી અને બ્રાહ્મણોએ સેવેલી **पयोष्णी** નામની નદી છે.[4] આ નદી ઉપર મહાયશસ્વી અને મહાયોગી માર્કંડેય ઋષિએ નૃગરાજાના વંશને અનુસરતી સ્તુતિ ગાઈ હતી કેઃ–'પયોષ્ણી નદીના વારાહ નામના ઉત્તમ તીર્થમાં જ્યારે નૃગરાજાએ યજ્ઞ કર્યો હતો, ત્યારે ઇંદ્ર સોમપાન કરવાથી મદમત્ત થઇ ગયો હતો અને બ્રાહ્મણો દક્ષિણાથી ઘેલા થઈ ગયા હતા, એમ અમે પ્રત્યક્ષ સાંભળ્યું છે. 'આ પયોષ્ણી નદીનું બહાર કાઢેલું, જમીનપર પડેલું અથવા વાયુથી ઉડેલું જળ શરીરે લાગે છે, તો તે મરણસુધીનાં પાપને હરણ કરે છે.[7] વળી ત્યાં એક સ્વર્ગથી પણ ઉંચું અને નિર્મળ **शिवशृंग** છે. તેનાં દર્શન કરવાથી અને ત્યાં પોતે કરેલાં પોતાનાં શિવશૃંગનાં દર્શનથી મનુષ્ય

શિવનગરમાં જાય છે.[૮] એક તરફ જળસમૂહ-થી ભરેલી ગંગા વગેરે સર્વ નદીઓ મૂકીએ અને એક તરફ એકલી પયોષ્ણી મૂકીએ, તો તીર્થો કરતાં પણ પયોષ્ણી પવિત્રતામાં વધશે એવું મારૂં માનવું છે.[૯] હે ભરતશ્રેષ્ઠ ! **वरुणस्रोतस** નામના પર્વત ઉપર પુષ્કળ ફળમૂળવાળું અને કલ્યાણકારક એવું માઠર ઋષિનું પવિત્ર વન છે તથા એક યજ્ઞસ્તંભ છે.[૧૦] વળી **प्रवेणी** નદીના ઉત્તર તરફના માર્ગમાં પવિત્ર **कण्वाश्रम**માં તપસ્વીઓનાં અરણ્યો આવેલાં છે, તે મારા સાંભળ્યા પ્રમાણે મેં કહ્યાં છે.[૧૧] હે ભરતવંશી તાત યુધિષ્ઠિર ! **शूर्पारक**માં મહાત્મા જમદગ્નિની **पाषाणतीर्था** અને **पुनश्चंद्रा** નામની બે રમણીય વેદિકાઓ છે.[૧૨] હે યુધિષ્ઠિર ! ત્યાંજ અનેક આશ્રમો વાળું **अशोकतीर्थ** છે અને પાંડય દેશમાં **अगस्त्यतीर्थ** તથા **वारुणतीर्थ** નામનાં બે તીર્થો છે.[૧૩] વળી હે નરશ્રેષ્ઠ! પાંડય દેશમાંજ પુણ્યવાન કુમારીઓ× કહી છે. હે કુંતીપુત્ર ! હું હવે **ताम्रपर्णी** નદીનું વર્ણન કરૂં છું, તેને તમે સાંભળો.[૧૪] એ નદીના તીર ઉપર આવેલા આશ્રમમાં મોક્ષફળની ઇચ્છાવાળા દેવોએ પૂર્વે તપ કર્યું હતું. વળી હે ભારત ! ત્યાં પુષ્કળ શીતળ જળવાળો, પવિત્ર, કલ્યાણકારક, અકૃતાર્થ અંતઃકરણવાળાં મનુષ્યોને અતિ દુર્લભ અને ત્રણ લોકમાં વિખ્યાત **गोकर्ण** નામનો ઉત્તમ ધરો છે.[૧૬] વળી ત્યાં વૃક્ષ, તૃણ વગેરેથી યુક્ત તથા ફળમૂળવાળો એક અગસ્ત્યના શિષ્યનો આશ્રમ છે અને દેવના જેવો પવિત્ર એક પર્વત છે;[૧૭] તેમજ ત્યાં શોભાયમાન, મણિથી ભરપૂર અને કલ્યાણકારક **वैडूर्य** નામનો પર્વત છે અને પુષ્કળ ફળ, મૂળ તથા જળવાળો અગસ્ત્યનો આશ્રમ છે.[૧૮] હે રાજા ! હવે હું તમને સૌરાષ્ટ્ર દેશમાં આવેલાં પવિત્ર સ્થાનો, આશ્રમો, નદીઓ અને સરોવરો કહું છું.[૧૯] હે યુધિષ્ઠિર ! ત્યાં પણ **चमसोद्भेदन** નામનું તીર્થ અને સમુદ્ર ઉપર આવેલું દેવોનું **प्रभास** નામનું તીર્થ છે,એમ બ્રાહ્મણો કહે છે.[૨૦] વળી ત્યાં તપસ્વીઓએ સેવેલું પવિત્ર **पिंडारक** નામનું તીર્થ છે તથા તત્કાળ સિદ્ધિ આપનારો એક **उज्जयंत** ( ગિરનાર) નામનો મહાપર્વત છે.[૨૧] તેના સંબંધમાં દેવર્ષિ વીર નારદનો ગાએલો એક પુરાતન શ્લોક સંભળાય છે, હે યુધિષ્ઠિર ! તે તમે સાંભળો.[૨૨] ‘ સૌરાષ્ટ્ર દેશમાં આવેલા મૃગ તથા પક્ષીઓથી સેવાતા પવિત્ર ઉજ્જયંત નામના પર્વત ઉપર તપશ્ચર્યા કરનારો પુરુષ સ્વર્ગલોકમાં પૂજાય છે.’[૨૩] વળી તે દેશમાં પવિત્ર **द्वारवती** (દ્વારકાં)નામની નગરી છે,જેમાં મધુસૂદન ભગવાન રહે છે. તે સાક્ષાત્ પુરાતન દેવ છે અને સનાતન ધર્મમૂર્તિ છે.[૨૪] જે બ્રાહ્મણો વેદ ભણેલા છે અને જે મનુષ્યો અધ્યાત્મ જ્ઞાનવાળા છે,તેઓ મહાત્મા શ્રીકૃષ્ણને સનાતન ધર્મરૂપ કહે છે.[૨૫] ત્રણ લોકમાં જે કંઈ પવિત્ર છે, તેમાં ગોવિંદ અત્યંત પવિત્ર કહેવાય છે,પુણ્યોનું પુણ્ય પણ તેજ કમલ નેત્ર છે અને મંગલોનું મંગલ પણ તેજ સનાતન દેવાધિદેવ છે.[૨૬] તે અક્ષરસ્વરૂપી, ક્ષરસ્વરૂપી જીવરૂપ, અચિંત્ય મૂર્તિ, પરમેશ્વર અને મધુદૈત્યને હણનારા શ્રીહરિ દ્વારકામાંજ રહે છે.[૨૭]

ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં “ધૌમ્યતીર્થયાત્રા” એ વિષયનો અધ્યાય ૮૮ મો સમાપ્ત.

× જેમ કુમારિકાઓ રાગાદિકથી રહિત છતાં પણ બાલ્યવયથી પતિની આકાંક્ષા કરે છે, તેમ પાંડય દેશ–દ્રવિડના વિભાગમાં રહેનારા પુરુષો પણ કુમારિકાઓની પેઠે બાલ્યવયથીજ પરમેશ્વરરૂપી પતિની આકાંક્ષા કરે છે–અર્થાત્ ભગવદ્ભક્તિમાં તત્પર રહે છે અને એથીજ શ્રીમદ્ભાગવતમાં પણ દ્રવિડમાંજ અધિક ભગવદ્ભકતો છે, એવું સૂચન છે.

# અધ્યાય ૮૯ મો

## પશ્ચિમનાં તીર્થો

॥ धौम्य उवाच ॥

**आनर्तेषु प्रतीच्यां वै कीर्त्तयिष्यामि ते दिशि॥**
**यानि तत्र पवित्राणि पुण्यान्यायतनानि च ॥**

ધૌમ્યે કહ્યું:-હવે પશ્ચિમ દિશામાં આનર્ત દેશનાં જે પુણ્યરૂપ પવિત્ર સ્થાનો છે, તે હું કહું છું.[1] હે ભરતવંશી રાજા ! ત્યાં પશ્ચિમ તરફ વહેનારી પવિત્ર **नर्मदा** નદી છે. તેના તીર ઉપર પ્રિયંગુનાં તથા આંબાનાં વનો આવી રહેલાં છે અને તે નેતરનાં ફળોવડે શોભી રહેલી છે.[2] હે કુરુવંશી ભારત ! ત્રણ લોકમાં જેટલાં તીર્થો, પુણ્યરૂપ સ્થાનો, નદીઓ, વનો, પર્વતો, બ્રહ્માની સાથે દેવો, સિદ્ધો, ઋષિઓ, ચારણો અને પુણ્યસમૂહો છે તેઓ નર્મદાના જળમાં સદા સ્નાન કરવા આવે છે.[3-4] વળી જે નર્મદાના તીર ઉપર વિશ્રવા મુનિનું પવિત્ર સ્થાન છે, જે સ્થાનમાં ધનાધિપતિ નરવાહન કુબેરનો જન્મ થયો હતો,[5] ત્યાં **वैडूर्यशिखर** નામનો પવિત્ર કલ્યાણકારક મહાપર્વત છે. તેના ઉપર આવેલાં વૃક્ષો નિત્ય ફળપુષ્પવાળાં તથા લીલાં પાંદડાંવાળાં રહે છે.[6] હે પૃથ્વીપતિ મહારાજા ! તે પર્વતના શિખર ઉપર એક **फुल्लपद्म** નામનું પવિત્ર સરોવર છે અને દેવો તથા ગંધર્વો તેનો ઉપયોગ કરે છે.[7] હે મહારાજ! દેવો અને ઋષિગણોએ સેવેલા તે સ્વર્ગતુલ્ય પવિત્ર પર્વત ઉપર (વેદધ્વનિનું શ્રવણ વગેરે) બહુ આશ્ચર્ય જોવામાં આવે છે.[8] હે શત્રુપુરને જિતનારા રાજા! ત્યાં ધરાઓવાળી અને પુણ્યકારક તીર્થોવાળી રાજર્ષિ વિશ્વામિત્રની પવિત્ર **विश्वामित्री** નામની નદી છે.[9] જે નદીના તીર ઉપર નહુષનો પુત્ર યયાતિ રાજા સજ્જનોની વચ્ચે સ્વર્ગમાંથી પડયો હતો અને તેને ફરી ધર્મોપાર્જિત સનાતન લોકોની પ્રાપ્તિ થઇ હતી.[10] ત્યાં એક પ્રખ્યાત પુણ્યકારક ધરો છે, **मैनाक** નામનો પર્વત છે અને પુષ્કળ ફળમૂળવાળો **असित** નામનો એક બીજો પર્વત છે.[11] હે યુધિષ્ઠિર ! ત્યાં **कक्षसेन**નો પુણ્યકારક આશ્રમ છે અને હે પાંડુપુત્ર! **च्यवन**નો પ્રખ્યાત આશ્રમ પણ ત્યાંજ છે.[12] હે રાજા! તે આશ્રમમાં મનુષ્યો થોડા તપથીજ સિદ્ધિ પામે છે. હે મહારાજ! ત્યાં **जंबूमार्ग** નામનો એક સંસ્કારી ચિત્તવાળા ઋષિઓનો આશ્રમ છે અને હે શમપરાયણ શ્રેષ્ઠ ! તે આશ્રમ મૃગ તથા પક્ષીઓથી સેવાયલો છે. તે પછી હે પૃથ્વીપતિ રાજા! અત્યંત પુણ્યવાળી અને નિરંતર તપસ્વીઓએ સેવેલી એવી **केतुमाला** અને **मेध्या** નામની બે નદીઓ આવે છે તથા **गंगाद्वार** અને બ્રાહ્મણોએ સેવેલું પ્રખ્યાત તથા પવિત્ર **सैंधवारण्य** આવે છે.[13-15] વળી ત્યાં બ્રહ્માનું **पुष्कर** નામનું પવિત્ર સરોવર છે તથા કર્મમાર્ગ ત્યજીને ધ્યાનપરાયણ રહેનારા સિદ્ધ પુરુષોનો પ્રિય આશ્રમ છે.[16] હે પુણ્યાત્મા પુરુષોમાં શ્રેષ્ઠ કુરુવર ! એ પુષ્કરતીર્થમાં નિવાસ કરવાના સંબંધમાં બ્રહ્માએ એક ગાથા ગાઇ છે કે:-[17] 'જે ઉદાર ચિત્તવાળો પુરુષ પુષ્કરમાં રહેવામાટે મનથી પણ ઇચ્છા કરે છે, તેનાં પાપો વિનાશ પામે છે અને તે સ્વર્ગમાં આનંદ કરે છે.'[18]

ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વ "ધૌમ્ય તીર્થયાત્રા" એ વિષયનો અધ્યાય ૮૯ મો સમાપ્ત.

## અધ્યાય ૯૦ મો
### ઉત્તરનાં તીર્થો

॥ धौम्य उवाच ॥

**उदाच्यां राजशार्दूल दिशि पुण्यानि यानि वै॥**
**तानि ते कीर्त्तयिष्यामि पुण्यान्यायतनानि च**

ધૌમ્યે કહ્યું:-હે શ્રેષ્ઠરાજા! હવે ઉત્તર દિશામાં આવેલાં જે પવિત્ર તીર્થો છે અને પુણ્યકારક સ્થાનો છે, તેનું હું તમારી આગળ વર્ણન કરૂં છું.[1] હે પ્રભો! હું જે કહું છું તેને તમે ચિત્ત દઇને સાંભળો; કારણકે હે વીર! કથાને સારી રીતે ગ્રહણ કરવાથી તે ઉત્તમ શ્રદ્ધા ઉત્પન્ન કરે છે.[2] હે પાંડુપુત્ર! એ ઉત્તર દિશામાં ધરાઓવાળી અને તીર્થોવડે શોભનારી મહાપુણ્યકારક **सरस्वती** નદી છે તથા સમુદ્રમાં જનારી મહા વેગવાળી **यमुना** નદી છે.[3] જ્યાં અતિશય પુણ્ય ઉત્પન્ન કરનાર **प्लक्षावतरण** નામનું એક શુભ તીર્થ છે, ત્યાં બ્રાહ્મણો યજ્ઞો

કરીને સરસ્વતીમાં પ્રાપ્ત થતાં અવભૃથસ્નાનો-વડે સ્વર્ગમાં જાય છે.[૪] હે ભરતવંશી નિષ્પાપ રાજા ! ત્યાં પુણ્યકારક, દિવ્ય અને કલ્યાણદાયક એક **अग्निशिर** નામનું તીર્થ છે, તે તીર્થમાં સંજયના પુત્ર સહદેવે એક શમ્યાક્ષેપ (બળવાન પુરુષે ફેંકેલી લાકડી જેટલે દૂર પડે તેટલી) ભૂમિમાં મંડપ બાંધીને યજ્ઞ કર્યો હતો.[૫] હે યુધિષ્ઠિર! એ સંબંધમાં ઇંદ્રે એક ગાથા ગાઇ હતી, તેને બ્રાહ્મણો ગાય છે તેથી તે લોકમાં પ્રચાર પામી છે. હે કુરુશ્રેષ્ઠ! તે ગાથા આ પ્રમાણે છેઃ-'યમુનાનાં તીર ઉપર સહદેવે અગ્નિઓની સેવા કરી હતી, તેમાં લાખો રૂપીઆ દક્ષિણામાં આપ્યા હતા.'[૬,૭] વળી તેજ સ્થાનમાં મહાયશસ્વી ચક્રવર્તી ભરતરાજાએ એકસો અડતાળીસ અશ્વમેધ યજ્ઞો કર્યા હતા.[૮] હે તાત યુધિષ્ઠિર ! વળી બ્રાહ્મણોના મનોરથ પૂર્ણ કરનારાતરીકે પૂર્વે પ્રખ્યાત થયેલા શરભંગ મુનિનો અત્યંત પવિત્ર, વિખ્યાત આશ્રમ પણ ત્યાંજ આવેલો છે.[૯] હે કુંતીપુત્ર! સત્પુરુષો સરસ્વતી નદીને નિરંતર માન આપે છે. હે મહારાજ! તેના તીર ઉપર વાલખિલ્ય ઋષિઓએ પૂર્વે યજ્ઞયાગ કર્યા હતા.[૧૦] હે યુધિષ્ઠિર! વળી જ્યાં મહાપવિત્ર **दृषद्वति** નામની વિખ્યાત નદી છે, હે નરશ્રેષ્ઠ! ત્યાં ન્યગ્રોધ, પુણ્યાખ્ય, પાંચાલ્ય, દાલ્ભ્યઘોષ અને દાલ્ભ્ય નામના મુનના આશ્રમો છે અને હે કૌંતેય ! અનંત યશસ્વી તથા અમાપ બળવાળા મહાત્મા સુવ્રત મુનિનો ધરણી ઉપર આવેલો ત્રણલોકમાં વિખ્યાત તથા પવિત્ર આશ્રમ છે. વળી હે ભરતશ્રેષ્ઠ રાજા! એ ઠેકાણે શ્યામવર્ણા, ત્રિગુણરહિત, વેદને જાણનારા, વેદના અર્થને સમજનારા અને વેદમાં સિદ્ધ કરેલી વિદ્યાના જ્ઞાનવાળા અન્ને નરનારાયણ મુનિએ મુખ્ય પવિત્ર યજ્ઞોથી યજન કર્યું હતું.[૧૪] પૂર્વે ઇંદ્ર અને વરુણની સાથે ઘણા દેવોએ એકઠા મળીને **विशालयूप** આગળ તપ કર્યું હતું, તેથી તે અતિશય પવિત્ર ગણાયછે.[૧૫] મહાભાગ્યશાળી, મહાયશસ્વી અને સમર્થ એવા મહર્ષિ જમદગ્નિએ જ્યારે રમણીય તથા પુણ્યકારક **पलाशक** તીર્થમાં યજ્ઞ કર્યો હતો,[૧૬] તે વખતે સઘળી શ્રેષ્ઠ નદીઓ સાક્ષાત્સ્વરૂપે થઇ પોતપોતાનું જળ લઇનેતે શ્રેષ્ઠ ઋષિની ચોબાજુ વીંટાઇને ઉભી રહી હતી.[૧૭] હે મહારાજ ! એ યજ્ઞસમયે મહાત્મા જમદગ્નિની યજ્ઞદીક્ષા જોઇને પોતે વિશ્વાવસુએ આ શ્લોક ગાયો હતો.[૧૮]-'મહાત્મા જમદગ્નિ દેવોને ઉદ્દેશીને યજ્ઞ કરવા લાગ્યા, ત્યારે સાક્ષાત્ નદીઓએ આવીને બ્રાહ્મણોને મધવડે તૃપ્ત કર્યા હતા હે યુધિષ્ઠિર ! ગંધર્વો, યક્ષો, રાક્ષસો અને અપ્સરાઓએ સેવેલો તથા કિરાત અને કિન્નરોના વાસવાળા પર્વતોમાં શ્રેષ્ઠ હિમાચળને વેગવડે ફોડીને ગંગા જ્યાંથી બહાર નીકળ્યાં હતાં, તે **गंगाद्वार** કહેવાય છે. હે રાજા ! બ્રહ્મર્ષિઓન સમૂહોએ સેવેલું તે તીર્થ પવિત્ર ગણાયા છે.[૨૦,૨૧] હે કુરુવંશી રાજા ! **सनत्कुमार**,પવિત્ર **कनखल** અને **पुरु** નામનો પર્વત ત્યાંજ છે, કે જ્યાં પુરૂરવા રાજા ગયો હતો.[૨૨] હે રાજા! મહર્ષિગણોએ સેવેલા જે આશ્રમમાં ભૃગુઋષિએ તપ કર્યું હતું, તે આશ્રમ જ્યાં આવ્યો છે, તે પ્રખ્યાત **भृगुतुंग**નામનો મહાપર્વતછે.[૨૩] હે ભરતશ્રેષ્ઠ ! જે પ્રભુ ભૂત, ભવિષ્ય અને વર્તમાનરૂપ હોઇને વિશ્વવ્યાપક, અવિનાશી તથા પુરુષોત્તમ છે, તે અત્યંત યશસ્વી નારાયણનો પવિત્ર આશ્રમ બદરીકાશ્રમની પાસે **विशाला** નામનો છે, તે પુણ્યરૂપ અને ત્રણ લોકમાં પ્રખ્યાત છે.[૨૪,૨૫] હે રાજા ! પૂર્વે બદરીકાશ્રમની પાસે વિશાલા આગળ ગંગા ઉષ્ણ અને શીતળ જળ સાથે વહેતી હતી તથા તેમાં સોનાની રેતી હતી.[૨૬] જે સ્થાનમાં મહાભાગ્યશાળી અને મહાબળવાન દેવો તથા ઋષિઓ જઇને નિત્ય સ્વપ્રકાશમાન પ્રભુ નારાયણને નમસ્કાર કરે છે,[૨૭] જ્યાં પરમાત્મા સનાતન નારાયણ દેવ નિવાસ કરે છે, ત્યાંજ આખું જગત, તીર્થો અને પુણ્યસ્થાનો વસે છે;[૨૮] કારણ કે તેજ પુણ્યરૂપ પરમ બ્રહ્મ છે, તે તીર્થ છે, તે તપોવન છે, તે સર્વોત્તમ છે, પરમ પ્રકાશમાન છે, પ્રાણીમાત્રના પરમેશ્વર છે,[૨૯] નિત્ય છે, પરમ છે, જગ-

તના ઉત્પાદક છે અને મોક્ષરૂપ છે. જેને જાણવાથી શાસ્ત્રવેત્તા વિદ્વાનોને શોક કરવો પડતો નથી.[૩૦] જે સ્થાનમાં આદિદેવ, મહાયોગી મધુસૂદન ભગવાન રહે છે, ત્યાંજ દેવર્ષિઓ, સિદ્ધો અને સર્વ તપસ્વીઓ નિવાસ કરે છે[૩૧] અને તે પુણ્યોનું પણ પુણ્ય છે, એમાં તમારે સંશય કરવો નહિ. હે રાજા ! આ સઘળાં પૃથ્વીમાં આવેલાં પુણ્યરૂપ તીર્થો અને સ્થાનો મેં તમને કહ્યાં છે. હે પૃથ્વીપતિ રાજા ! એ તીર્થો વસુઓ, સાધ્યો, આદિત્યો, વાયુઓ, અશ્વિનીકુમારો અને દેવતુલ્ય મહાત્મા ઋષિઓએ સેવેલાં છે. હે કુંતીપુત્ર ! તમે શ્રેષ્ઠ બ્રાહ્મણો તથા મહાભાગ્યશાળી ભાઈઓની સાથે એ તીર્થોની યાત્રા કરશો, એટલે તમારી ઉત્કંઠા દૂર થશે.[૩૨,૩૪]

ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં "ધૌમ્યતીર્થયાત્રા"એ વિષયનો અધ્યાય ૯૦ મો સમાપ્ત.

# અધ્યાય ૯૧ મો

## લોમશમુનિ ઇંદ્રલોકમાંથી યુધિષ્ઠિરની પાસે આવ્યા.

॥ वैशंपायन उवाच ॥

एवं संभाषमाणे तु धौम्ये कौरवनंदन ॥
लोमशः स महातेजा ऋषिस्तत्राजगाम ह॥१॥

વૈશંપાયને કહ્યું:-હે કૌરવનંદન જનમેજય ! આ પ્રમાણે ધૌમ્ય મુનિ વાતચીત કરતા હતા,એટલામાં ત્યાં લોમશ નામના મહાતેજસ્વી ઋષિ આવી પહોંચ્યા.[૧] તે વખતે, સ્વર્ગમાં જેમ દેવો ઇંદ્રની સામે જઇને તેનું સન્માન કરે, તેમ પોતાના અનુયાયીઓની સાથે પાંડવોના મોટા ભાઇ ધર્મરાજાએ તથા ત્યાં બેઠેલા બ્રાહ્મણોએ ઉઠીને મહાભાગ્યશાળી લોમશ મુનિનું સન્માન કર્યું.[૨] તે પછી ધર્મપુત્ર યુધિષ્ઠિર રાજાએ વિધિપ્રમાણે તેમની પૂજા કરીને આવવાનો હેતુ તથા પૃથ્વીપર્યટનનું પ્રયોજન પૂછયું. પાંડુપુત્ર યુધિષ્ઠિરના પૂછવાથી પ્રસન્ન થયેલા ઉદાર ચિત્તવાળા લોમશમુનિ પાંડવોને હર્ષિત કરતા હોય તેમ મધુરવાણીથી બોલ્યા:-[૪]હે કુંતીપુત્ર ! હું સ્વેચ્છાથી સર્વ લોકોમાં ફર્યા કરૂં છું. એક વખતે ફરતાં ફરતાં હું ઇંદ્રલોકમાં ગયો અને ત્યાં મેં ઇંદ્રને જોયો[૫] તથા તમારા વીર ભાઈ અર્જુનને ઇંદ્રના અર્ધાસન ઉપર બેઠેલો જોયો, એટલે અર્જુનને ત્યાં બેઠેલો જોઈને તે સંબંધમાં મને મોટું આશ્ચર્ય ઉત્પન્ન થયું. તે પછી હે નરશ્રેષ્ઠ ! ઇંદ્રે ત્યાં મને કહ્યું કે, તમે પાંડવોની પાસે જાઓ."[૭] આવાં ઇંદ્રનાં તથા મહાત્મા અર્જુનનાં વચનથી હું નાના ભાઈઓની સાથે તમારાં દર્શનની ઈચ્છાથી તત્કાળ અહીં આવ્યો છું.[૮] હે પાંડવનંદન ! હે તાત ! હવે હું તમને મહાન પ્રિય વાત કહું છું, તેને હે રાજા ! તમે ઋષિઓ તથા દ્રૌપદીની સાથે સાંભળો[૯].

હે ભરતશ્રેષ્ઠ રાજા ! તમે મહાબાહુ અર્જુનને જે અસ્ત્ર મેળવવામાટે કહ્યું હતું, તે અતુલ્ય અસ્ત્ર અર્જુને મહાદેવની પાસેથી મેળવ્યું છે.[૧૦] અમૃતથી ઉત્પન્ન થયેલું અને મહાભયંકર જે બ્રહ્મશિર નામનું અસ્ત્ર તપશ્ચર્યા કરવાથી રુદ્રને પ્રાપ્ત થયું હતું,તે અસ્ત્ર અર્જુનને મળ્યું છે.[૧૧] હે યુધિષ્ઠિર ! તે અસ્ત્ર મંત્ર, ઉપસંહાર, પ્રાયશ્ચિત્ત ( નિરપરાધીઓને બાળવાના દોષની શાંતિ ) અને મંગલ (બળી ગયેલા બાગબગીચાઓને ફરી ખીલવવાના મંત્રો) સાથે અર્જુનને પ્રાપ્ત થયું છે. એ અસ્ત્ર વજ્રના જેવું અસ્ખલિત છે. તે વિના બીજાં દંડાદિક અસ્ત્રો પણ અર્જુનને મળ્યાં છે.[૧૨] હે કુરુનંદન ! અમાપ પરાક્રમી અર્જુન યમથી, કુબેરથી, વરુણથી અને ઇંદ્રથી પણ દિવ્ય અસ્ત્રો ભણ્યો છે.[૧૩] વળી અર્જુન વિશ્વાવસુના પુત્ર પાસેથી ગાયન, નૃત્ય, સામગાન અને વાદિત્ર પણ શાસ્ત્રના વિધિ પ્રમાણે ન્યાયાનુસાર શીખ્યો છે.[૧૪] આ પ્રમાણે અસ્ત્રવિદ્યામાં કુશળ થયેલા કુંતીપુત્ર અર્જુને ગાંધર્વવેદ પ્રાપ્ત કર્યો છે અને હમણાં તમારા કનાના બંધુ ભીમસેનનો નાનો ભાઈ અર્જુન આનંદથી સ્વર્ગમાં રહે છે.[૧૫] હવે હે યુધિષ્ઠિર ! તેનેમાટે ઇંદ્રે મને જે કંઈ વચન કહ્યું છે, તે હું તમને કહું છું, તે તમે સાંભળો.[૧૬]

ઇંદ્રે મને કહ્યું કે:–' હે દ્વિજશ્રેષ્ઠ ! તમે મનુષ્યલોકમાં પણ અવશ્ય જશોજ, માટે તમે ત્યાં જાઓ ત્યારેમારાં વચનથી યુધિષ્ઠિરને કહેજો કે:–૧૭ ' તમારો ભાઇ અર્જુન અસ્ત્રવિદ્યામાં કુશળ થયો છે. હવે તે સ્વર્ગવાસીઓથી પણ અશકય એવું દેવોનું મહાન કાર્ય કરીને થોડાજ સમયમાં તમારી પાસે આવશે.૧૮ ત્યાંસુધી તમે પણ ભાઈઓની સાથે તપશ્ચર્યામાં ચિત્તને જોડો; કારણ કે તપથી બીજું કંઇ ઉત્તમ નથી. તપવડે મહાન પદની પ્રાપ્તિ થાય છે.૧૯હે ભરતશ્રેષ્ઠ ! હું કર્ણને સારી રીતે ઓળખું છું. તે સત્ય પ્રતિજ્ઞાવાળો છે, મોટા ઉત્સાહવાળો છે, મહા પરાક્રમી છે, મોટા સામર્થ્યવાળો છે, મહાયુદ્ધમાં સર્વોત્તમ છે, મોટું યુદ્ધ કરવામાં કુશળ છે, મહાન ધનુર્ધારી છે, વીર છે, મોટાં અસ્ત્રવાળો છે, અતિશય સુંદર છે, મહેશ્વરના પુત્ર કાર્તિકસ્વામીના જેવો છે, સૂર્યનો પુત્ર છે અને સમર્થ છે,તેમજ ઉન્નત ખભાવાળા અને સ્વાભાવિક ભયંકર પુરુષાર્થવાળા અર્જુનને પણ હું જાણું છું.૨૨ તેથી કહું છું કે કર્ણ, યુદ્ધમાં અર્જુનની સોળમી કળા બરોબર પણ નથી. હે શત્રુદમન ! વળી તમારા મનમાં કર્ણસંબંધી ભય રહ્યા કરે છે, તે પણ હું અર્જુનના આવ્યા પછી દૂર કરીશ. હે વીર! આ તીર્થયાત્રાને માટે જે તમારા મનમાં ઇચ્છા થઈ છે,તે સંબંધમાં લોમશમુનિ તમને નિઃસંશય કહેશે. હે ભરતવંશી ! તીર્થોમાં જે કંઇ તપયુક્ત ફળ મળે છે,તે તમને આ બ્રહ્મર્ષિ કહેશે તેમાં તમારે અશ્રદ્ધા લાવવી નહિ.'૨૩,૨૫

**ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં "લોમશસંવાદ" એ વિષયનો અધ્યાય ૯૧ મો સમાપ્ત.**

# અધ્યાય ૯૨ મો

## યુધિષ્ઠિરની તીર્થયાત્રા કરવા તૈયારી

**॥ लोमश उवाच ॥**

**धनंजयेन चाप्युक्तं यत्तच्छृणु युधिष्ठिर ॥**
**युधिष्ठिरं भ्रातरं मे योजयेर्धर्म्यया श्रिया ॥१॥**

લોમશે કહ્યું:–હે યુધિષ્ઠિર ! અર્જુને પણ મને જે કંઇ કહ્યું છે, તેને તમે સાંભળો. તેણે મને કહ્યું કે:–' તમે મારા બંધુ યુધિષ્ઠિરને ધાર્મિક ઐશ્વર્યથી જોડો;૧ કારણ કે હે તપરૂપી ધનવાળા ઋષિ ! તમે ઉત્તમ ધર્મોને જાણો છો, તપોને જાણો છો અને શ્રીમંતરાજાઓના સનાતન ધર્મને પણ જાણો છો;૨ તેમજ પુરુષને અત્યંત પાવન કરનાર શું છે ? તે પણ તમે જાણો છો; માટે તમે પાંડવોને તીર્થનું પુણ્ય સંપાદન કરાવજો.૩ જે રીતે યુધિષ્ઠિર રાજા તીર્થોમાં જાય અને ત્યાં ગોદાનો કરે, તે રીતે તમારે સર્વપ્રકારે યત્ન કરવો, એવું મને અર્જુને કહ્યું છે.૪

વળી અર્જુને મને કહ્યું કે:–' તમારા રક્ષણ હેઠળ તે સર્વ તીર્થોમાં ફરી શકે તેમ તમારે કરવું તથા વિકટ પ્રદેશોમાં અને વિષમ સ્થાનોમાં તમારે તેનું રાક્ષસોથી રક્ષણ કરવું.૫ હે દ્વિજોત્તમ ! દધીચિ મુનિએ જેમ દેવેંદ્રનું રક્ષણ કર્યું હતું અને અંગિરા મુનિએ જેમ સૂર્યનું રક્ષણ કર્યું હતું, તેમ તમે પણ કુંતીપુત્રોનું રાક્ષસોથી રક્ષણ કરજો.૬ ઘણા ઘણા દાનવો તથા પર્વત જેવા રાક્ષસો તમે રક્ષણ કરેલા કુંતીપુત્ર યુધિષ્ઠિરની પાસે ફરકી પણ શકશે નહિ.'૭ આવી અર્જુનની પ્રેરણાથી તથા ઇંદ્રનાં વચનથી,હું ભયોથી તમારૂં રક્ષણ કરતો તમારી સાથે તીર્થોમાં ફરીશ.૮ હે કુરુનંદન ! પૂર્વે મેં બેવાર તીર્થોનાં દર્શન કર્યાં છે અને હવે આ તમારી સાથે ત્રીજીવાર તે તીર્થોનાંજ દર્શન કરીશ૯.હે યુધિષ્ઠિર મહારાજા ! આ ભયને દૂર કરનારી તીર્થયાત્રા,મનુ વગેરે પુણ્યકર્મ કરનારા રાજર્ષિઓએ કરી છે. ૧૦ હે કૌરવ્ય ! જે પુરુષ કુટિલતાવાળો, અવશ ચિત્તવાળો, અજ્ઞાની,

પાપકર્મ કરનારો અને વાંકી બુદ્ધિવાળો છે,તે તીર્થોમાં સ્નાન કરી શકતો નથી.[૧૧] તમે તો નિત્ય ધર્મબુદ્ધિવાળા,ધર્મવેત્તા, સત્ય પ્રતિજ્ઞાવાળા અને સર્વ સંગોથી મુક્ત છો, એટલે તીર્થયાત્રા કરવાથી અધિક નિઃસંગ થશો.[૧૨] હે કુંતીપુત્ર પાંડવ ! જેવા ભગીરથ રાજા, જેવા યયાતિરાજા અને જેવા ગય આદિ રાજાઓ થઈ ગયા છે તેવાજ તમે પણ છો."[૧૩]

યુધિષ્ઠિરે કહ્યું:-" તમારાં વચન સાંભળીને ઉત્પન્ન થયેલા હર્ષવડે મને એ વાકયનો ઉત્તર આપવાની કોઈપણ રીતે સૂઝ પડતી નથી. જેનું સાક્ષાત્ દેવોના રાજા-ઈંદ્ર સ્મરણ કરે, તેનાથી બીજો કયો પુરુષ શ્રેષ્ઠ ગણાય ?[૧૪] આપની સાથે જેનો સમાગમ, અર્જુન જેનો ભાઇ અને ઇંદ્ર જેનું સ્મરણ કરે છે, તેના કરતાં બીજો કયો પુરુષ અધિક ગણાય ? [૧૫] ઐશ્વર્યસંપન્ન એવા આપે મને જે તીર્થોનાં દર્શનને માટે કહ્યું, તે સંબંધમાં ધૌમ્યનાં વચનથી મેં પ્રથમથીજ નિશ્ચય કરી રાખ્યો છે.[૧૬] માટે હે બ્રહ્મન્! આપ જ્યારે તીર્થયાત્રા કરવાની ઇચ્છા કરશો ત્યારેજ હું તીર્થોપ્રત્યે જવા નીકળીશ, મારો દૃઢ નિશ્ચય છે." [૧૭]

વૈશંપાયને કહ્યું:-તે પછી તીર્થમાં જવાને માટે દૃઢ બુદ્ધિવાળા યુધિષ્ઠિરના પ્રત્યે લોમશ મુનિએ કહ્યું કે:-"હે મહારાજ! તમે હલકા થાઓ અર્થાત આજુબાજુનાં મંડળને ઓછું કરી નાખો; કારણકે હલકા થશો એટલે તમે પોતાની ઇચ્છાપ્રમાણે જ્યાં જવું હશે ત્યાં જઇ શકશો."[૧૮]

તે સાંભળીને યુધિષ્ઠિરે કહ્યું:-" ક્ષુધા, તૃષા, માર્ગશ્રમ, પ્રયાસ અને ટાઢનું દુઃખ સહન ન કરી શકતા હોય તેવા ભિક્ષાભોજી બ્રાહ્મણો અને યતિઓ હવે પાછા વળો.[૧૯] વળી મિષ્ટાન્નનું ભોજન કરનારા અને પકવાન્ન, ચાટવાના પદાર્થો, પીવાના પદાર્થો તથા માંસમાં સારૂં નરતું ખોળનારા જે બ્રાહ્મણો,હોય તેઓ સર્વે પણ પાછા જાવ.[૨૦] વળી રસોઇયાઓના હાથ નીચેના માણસો અને મેં જેઓને યથાયોગ્ય સેવકો વગેરે આપીને તથા જીવિકાઓ આપીને સગવડ કરી આપેલી છે, તેઓ સઘળા પણ હવે પાછા વળો;[૨૧] તેમજ જે નગરના લોકો રાજભક્તિને લીધે મારી પાછળ આવ્યા હોય, તેઓ પણ મહારાજા ધૃતરાષ્ટ્રની પાસે ચાલ્યા જાઓ.[૨૨] તે જેનો જે પગાર હશે,તે યોગ્યસમયે આપશે; અને જો તે રાજા તમને યથાયોગ્ય જીવિકા નહિ આપે તો અમારૂં પ્રિય તથા હિત કરવામાટે પાંચાલરાજ દ્રુપદ તમને જીવિકા આપશે."[૨૩,૨૪]

વૈશંપાયને કહ્યું:- યુધિષ્ઠિર રાજાનાં એ વચન સાંભળ્યા પછી બહુ ભારથી પીડાતા ઘણા નગરવાસીઓ, બ્રાહ્મણો અને મુખ્ય મુખ્ય યતિઓ હસ્તિનાપુરપ્રત્યે ગયા;[૨૫] અને અંબિકાના પુત્ર ધૃતરાષ્ટ્ર રાજાએ, ધર્મરાજા ઉપરના પ્રેમને લીધે તે સઘળાઓનો સ્વીકાર કર્યો તથા તેઓને રીતસર ધન આપીને સંતુષ્ટ કર્યા.[૨૬] તે પછી કુંતીના પુત્ર ધર્મરાજા થોડા બ્રાહ્મણોની સાથે તથા લોમશમુનિની સાથે પ્રસન્ન થઇને ત્રણ રાત્રિ કામ્યકવનમાં રહ્યા.[૨૭]

**ઇતિ૦ શ્રીમહા૦ વન૦તીર્થયાત્રા પર્વમાં " લોમશતીર્થયાત્રા " એ વિષયનો અધ્યાય ૯૨ મો સમાપ્ત.**

---

# અધ્યાય ૯૩ મો

## પાંડવો યાત્રા કરવા નીકળ્યા.

**॥ વૈશંપાયન ઉવાચ ॥**

**ततः प्रयांतं कौंतेयं ब्राह्मणा वनवासिनः॥**
**अभिगम्य तदाराजन्निदं वचनमब्रुवन् ॥१॥**

વૈશંપાયને કહ્યું:-હે જનમેજય રાજા! તે પછી વનવાસી બ્રાહ્મણો, જવા તૈયાર થએલા કુંતીપુત્ર યુધિષ્ઠિરની આગળ આવીને તે વખતે આવું વચન કહેવા લાગ્યા:[૧] "હે રાજા ! તમે બંધુઓની સાથે તથા મહાત્મા લોમશ ઋષિની સાથે પુણ્યકારક તીર્થોપ્રત્યે જાઓ છો, તો હે મહારાજ ! તમે અમને પણ સાથે લઈ જવા યોગ્ય છો; કારણકે હે કુરુવંશી પાંડુ-

પુત્ર! અમે તમારાવિના તે તીર્થોમાં જવા સમર્થ નથી.[૨,૩] હે મનુષ્યેશ્વર! તે તીર્થો ક્રૂર પ્રાણીઓથી વ્યાપ્ત છે, કાંટા વગેરે દુર્ગમ છે અને હિંસા કરનારા વ્યાઘ્રાદિથી વિષમ છે;માટે ત્યાં સામાન્ય મનુષ્યો જઈ શકતાં નથી [૪] અને તમારા બંધુઓ શૂરવીર તથા ધનુર્ધારીઓમાં સદા શ્રેષ્ઠ છે, તેથી અમે પણ તમો શૂરવીરોના રક્ષણતળે યાત્રા કરીશું.[૫] હે પૃથ્વીપાલ રાજા! અમે બધા તમારી કૃપાવડે તીર્થોની અને વનોની યાત્રાનાં ફળને સુખથી પ્રાપ્ત થઇશું.[૬] હે રાજા! તમારા સામર્થ્યથી રક્ષણ કરાયલા અમે, તીર્થોમાં સ્નાન કરીને શુદ્ધ થઇશું અને તીર્થોનાં દર્શનથી પાપરહિત થઇશું.[૭] વળી હે ભારતરાજ! તમે પણ તીર્થોમાં સ્નાન કરવાથી સહસ્રાર્જુન રાજાના, અષ્ટક રાજર્ષિના, લોમપાદના, વીર તથા ચક્રવર્તી ભરતના દુર્લભ લોકોને અવશ્ય પ્રાપ્ત થશો.[૯] હે રાજા! અમે તમારી સાથે પ્રભાસ આદિ તીર્થોનાં, મહેંદ્ર આદિ પર્વતોનાં, ગંગા આદિ નદીઓનાં અને અક્ષય વડ આદિ વનસ્પતિઓનાં દર્શન કરવાની ઇચ્છા રાખીએ છીએ, માટે હે રાજન્! જો તમારી બ્રાહ્મણો ઉપર કંઇ પણ પ્રીતિ હોય તો તમે તત્કાળ અમારાં વચનને માન્ય રાખો, તેથી તમારૂં કલ્યાણ થશે. હે મહાબાહુ! તપમાં વિઘ્ન કરનારા રાક્ષસોએ હમેશાં તીર્થોને રોકી લીધાં છે, માટે તેઓથી તમારે અમારૂં રક્ષણ કરવું યોગ્ય છે. હે રાજા! ધૌમ્ય મુનિએ, બુદ્ધિમાન નારદે અને મહાતપસ્વી દેવર્ષિ લોમશે, જે જે તીર્થો કહ્યાં છે, તે તે સર્વ તીર્થોમાં તમે વિધિપૂર્વક પર્યટન કરો.[૧૦,૧૪] લોમશ ઋષિએ સર્વ રીતે પાળેલા તમે અમારી સાથે તીર્થોમાં ફરવાથી પાપમુક્ત થશો."

આ પ્રમાણે તે ઋષિઓએ પ્રશંસા કરી તે વખતે યુધિષ્ઠિર રાજા હર્ષનાં અશ્રુઓથી ન્હાઈ રહ્યા અને ભીમસેન વગેરે વીર બંધુઓથી વીંટાયલા તે પાંડવશ્રેષ્ઠ યુધિષ્ઠિરે લોમશ ઋષિ તથા ધૌમ્ય પુરોહિતની આજ્ઞા લઇને તે સર્વ ઋષિઓને 'ભલે ચાલો ત્યારે' એ પ્રમાણે કહ્યું. તે પછી જિતેંદ્રિય પાંડવશ્રેષ્ઠ યુધિષ્ઠિરે ભાઇઓની સાથે તથા નિર્દોષ અંગવાળી દ્રૌપદીની તીર્થયાત્રા કરવા જવાનું મન કર્યું, એટલામાં મહાભાગ્યશાળી વ્યાસ, પર્વત મુનિ અને નારદમુનિ, એ બુદ્ધિશાળી ઋષિઓ કામ્યકવનમાં પાંડુપુત્ર યુધિષ્ઠિરને મળવા આવ્યા. તે વખતે યુધિષ્ઠિર રાજાએ તેઓની વિધિ પ્રમાણે પૂજા કરી. તે પછી સત્કાર કરાયલા તે મહાત્માઓ યુધિષ્ઠિરને કહેવા લાગ્યા.[૧૫,૧૯]

ઋષિઓએ કહ્યું:–" હે યુધિષ્ઠિર! હે ભીમસેન! હે નકુલ તથા સહદેવ! તમે બધા મનવડે સરળતા ધારણ કરો; કારણ કે મનવડે શુદ્ધ થયેલા તમે પવિત્ર થવાથી તીર્થોમાં જઈ શકશો.[૨૦] બ્રાહ્મણો શરીરના નિયમને માનુષવ્રત કહે છે અને મન તથા બુદ્ધિની શુદ્ધિને દૈવીવ્રત કહે છે.[૨૧] હે રાજા! અદુષ્ટ મન એજ શુદ્ધતાને માટે પરિપૂર્ણ હેતુ છે; માટે તમે સર્વના ઉપર મિત્રબુદ્ધિ રાખવાથી શુદ્ધ થઇને તીર્થોનાં દર્શન કરવા જાઓ.[૨૨] તમે જ્યારે શરીરને નિયમમાં રાખનારાં માનુષી વ્રતો તથા મનની શુદ્ધિરૂપ દૈવી વ્રતનો આશ્રય કરીને શુદ્ધ થશો, ત્યારે તમને શાસ્ત્રમાં કહેલું તીર્થફળ મળશે."[૨૩]

ઋષિઓના એ ઉપદેશને સાંભળીને દ્રૌપદીની સાથે પાંડવોએ 'અમે તેમ કરીશું' એવી પ્રતિજ્ઞા કરી. તે પછી દેવલોકમાં રહેનારા અને મનુષ્યલોકમાં રહેનારા મુનિઓએ તે સર્વ પાંડવોને સ્વસ્તિવાચન કરીને આશીર્વાદ આપ્યા.[૨૪] હે રાજેંદ્ર! પછી વીર પાંડવો લોમશના, દ્વૈપાયન મુનિના, દેવર્ષિ નારદના તથા પર્વત મુનિના ચરણમાં પ્રણામ કરીને વનવાસી મુનિઓની સાથે તથા ધૌમ્યમુનિની સાથે, માર્ગશીર્ષ માસની પૂર્ણિમા ગયા પછી પુષ્ય નક્ષત્રમાં ત્યાંથી તીર્થયાત્રા કરવા નીકળ્યા.[૨૬] લાકડીઓ, વલ્કલો, મૃગચર્મો અને તૂટે નહિ તેવાં બખ્તરો ધારણ કરીને તેઓ ત્યાંથી ઇંદ્રસેન વગેરે સેવકો, પંદર રથો, રસોડાનું કામ કરનારાઓ અને

બીજા સેવકોની સાથે તીર્થયાત્રા કરવા લાગ્યા.[૨૭,૨૮] હે જનમેજય ! આયુધો ધારણ કરનારા, તરવારો બાંધનારા તથા ભાથાઓ અને બાણો ખભા ઉપર ધારણ કરનારા તે વીર પાંડવો પ્રથમ પૂર્વદિશા તરફ ચાલ્યા.[૨૯]

ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં "લોમશ તીર્થયાત્રા" એ વિષયનો અધ્યાય ૯૩ મો સમાપ્ત.

## અધ્યાય ૯૪ મો

### ધર્મ ત્યાં જય અને પાપ ત્યાં ક્ષય

॥ युधिष्ठिर उवाच ॥

**न वै निर्गुणमात्मानं मन्ये देवर्षिसत्तम ॥**
**तथाऽस्मि दुःखसंतप्तो यथा नान्यो महीपतिः**

યુધિષ્ઠિરે પૂછ્યું:-" હે દેવર્ષિશ્રેષ્ઠ ! હું પોતાને ઉત્તમ ગુણથી રહિત માનતો નથી-અર્થાત્ હું સદ્ગુણવાળો છું, તોપણ બીજો રાજા જેવો દુઃખથી સંતાપ ન પામે તેવો હું દુઃખથી તપી રહ્યો છું;[૧] અને મારા શત્રુઓ સદ્ગુણવિનાના તથા ધર્માચરણથી રહિત છે, એમ હું માનું છું; તોપણ હે લોમશમુનિ ! તેઓનો આ લોકમાં ઉદય થતો જાય છે, તેનું શું કારણ હશે?"[૨]

લોમશે કહ્યું:-" હે પાર્થ ! અધર્મમાં પ્રીતિવાળાં મનુષ્યો અધર્મ કરવાથી વૃદ્ધિ પામે એમાં હે રાજા ! તમારે કોઈરીતે દુઃખ કરવું નહિ;[૩] કારણકે પુરુષ અધર્મ કરવાથી પ્રથમ વૃદ્ધિ પામે છે, પછી સુખો જુએ છે, તે પછી શત્રુઓને જિતે છે અને છેવટે સમૂળ નાશ પામે છે.[૪] હે રાજા ! મેં પૂર્વે દૈત્યોને તથા દાનવોને અધર્મવડે વૃદ્ધિ પામતા જોયા અને તેઓ પાછા વિનાશ પામ્યા, તે પણ મેં જોયું હતું.[૫] હે વિભો ! પૂર્વે દેવયુગમાં એ સઘળું મેં જોયું છે. તે સમયે દેવો ધર્મમાં પ્રીતિવાળા હતા અને અસુરોએ ધર્મનો ત્યાગ કર્યો હતો.[૬] હે ભારત ! દેવો તીર્થોમાં સ્નાન કરતા હતા અને અસુરો તીર્થસ્નાન કરતા ન હતા; કારણ કે અધર્મ કરનારા તે દૈત્યોમાં પ્રથમથીજ ગર્વે પ્રવેશ કરેલો હતો.[૭] પછી ગર્વને લીધે તેઓને અભિમાન ઉત્પન્ન થયું, અભિમાનને લીધે ક્રોધ ઉત્પન્ન થયો, ક્રોધ આવવાથી તેઓની અકાર્યમાં પ્રવૃત્તિ થઇ, તેનાથી તેઓ નિર્લજ્જ બન્યા અને નિર્લજ્જ થવાથી તેઓ સદાચારથી ભ્રષ્ટ થઈ ગયા.[૮] આ રીતે તેઓ જ્યારે લજ્જાવિનાના, અકાર્યમાં પ્રવૃત્તિવાળા, આચારથી ભ્રષ્ટ અને મિથ્યા વર્તનવાળા થયા, ત્યારે તેઓનો ક્ષમાએ, લક્ષ્મીએ અને સ્વધર્મે તત્કાળ ત્યાગ કર્યો. હે રાજા ! લક્ષ્મી દેવોની પાસે ગઈ અને અલક્ષ્મી-દરિદ્રતા અસુરોની પાસે આવી. પછી અલક્ષ્મીથી ઘેરાયલા અને ગર્વવડે બેભાન બનેલા દૈત્યોમાં તથા દાનવોમાં કલિએ પણ પ્રવેશ કર્યો. પછી હે કુંતીપુત્ર ! દરિદ્રી થએલા, કલિથી હણાયલા, ગર્વથી પરાજય પામેલા, ક્રિયાથી રહિત થએલા, બેભાન બનેલા અને અભિમાનમાં ડૂબેલા તે દાનવો થોડાજ સમયમાં વિનાશ પામ્યા.[૯,૧૨] આ રીતે દૈત્યો કીર્તિરહિત થઈને સંપૂર્ણપણે નાશ પામ્યા; દેવો તો ધર્મશીલ હતા, તેથી તેઓ સાગરો, સરિતાઓ, સરોવરો તથા પુણ્યકારક સ્થાનોમાં જવા લાગ્યા, અને હે પાંડવ ! તેઓએ તપો કરીને, યજ્ઞો કરીને, દાનો આપીને તથા આશીર્વાદો ગ્રહણ કરીને સર્વ પાપોનો નાશ કર્યો તથા કલ્યાણ પ્રાપ્ત કર્યું હતું. આ પ્રમાણે સરળતા આદિ નિયમને ધારણ કરનારા અને કોઇથી પણ અટકાવ ન પામનારા દેવો તીર્થોમાં ગયા હતા અને તેથી તેઓને ઉત્તમ સમૃદ્ધિ મળી હતી. હે રાજેંદ્ર ! તેમ તમે પણ નાના ભાઈઓની સાથે તીર્થોમાં સ્નાન કરીને ફરીથી તે ગએલી રાજ્યલક્ષ્મીને પ્રાપ્ત થશો. આ તીર્થયાત્રા કરવી, એ ઐશ્વર્યપ્રાપ્તિનો સનાતન માર્ગ છે. હે રાજા ! પૂર્વે જેમ નૃગરાજા, ઉશીનરનો પુત્ર શિબિ, ભગીરથ, વસુમના, ગય, પૂરુ અને પુરૂરવા, એ રાજાઓ નિત્ય જળમાં સ્નાન કરીને તપ કરતા હતા,[૧૮] તેઓ હે રાજા ! તીર્થોમાં જવાથી તથા મહાત્માઓનાં દર્શનથી પવિત્ર થઈને યશ, પુણ્ય તથા ધનને પ્રાપ્ત થયા હતા;[૧૯]

તેમજ હે રાજેંદ્ર! તમે પણ અત્યંત વિશાળ લક્ષ્મીને પ્રાપ્ત થશો. પુત્ર, પરિવાર તથા બંધુઓની સાથે ઇક્ષ્વાકુ રાજા જેવા ઐશ્વર્યવાન થયા હતા, તેવા તમે પણ થશો; [૨૦] તેમજ મુચુકુંદ, માંધાતા, મરુત્તરાજા, દેવો અને દેવર્ષિઓએ તપશ્ચર્યાના બળવડે જેવી પવિત્ર કીર્તિ સંપાદન કરી હતી, તેવી તમે પણ સંપૂર્ણ શુદ્ધ કીર્તિ સંપાદન કરશો; અને ધૃતરાષ્ટ્રના પુત્રો તો અધર્મ તથા મોહને વશ થએલા છે, તેથી તેઓ દૈત્યોની પેઠે થોડાજ સમયમાં નાશ પામશે, એમાં સંશય નથી." [૨૧,૨૨]

ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં "લોમશ તીર્થયાત્રા"એ વિષયનો અધ્યાય ૯૪ મો સમાપ્ત.

# અધ્યાય ૯૫ મો

## યુધિષ્ઠિરની તીર્થયાત્રા-ગયાના યજ્ઞનું વર્ણન

॥ वैशंपायन उवाच ॥

ते तथा सहिता वीरा वसंतस्तत्र तत्रह ॥
क्रमेण पृथिवीपाल नैमिषारण्यमागताः ॥१॥

વૈશંપાયને કહ્યું:-હે પૃથ્વીપાલ! વીર પાંડવો તે પ્રમાણે પોતાના મંડળને લઇને ઠેકઠેકાણે મુકામ કરતા કરતા અનુક્રમે નૈમિષારણ્યમાં આવી પહોંચ્યા. [૧] હે ભારતરાજ! પછી પાંડવોએ ગોમતીનાં પવિત્ર તીર્થોમાં સ્નાન કરીને ગાયોનું અને ધનનું દાન કર્યું; [૨] તથા ત્યાં દેવોને, પિતૃઓને અને બ્રાહ્મણોને વારંવાર તૃપ્ત કરીને, હે ભારત! ત્યાંથી કન્યાતીર્થ, અશ્વતીર્થ, ગોતીર્થ અને કાલકોટી તીર્થમાં ગયા. તે પછી કુરુવંશી પાંડવોએ વિષપ્રસ્થ પર્વત ઉપર મુકામ કર્યો અને હે રાજા! તે સઘળાએ બાહુદા નદીમાં સ્નાન કર્યું. તે પછી હે પૃથ્વિપતિ! સત્ય પ્રતિજ્ઞાવાળા પાંડવો દેવોની યજ્ઞભૂમિરૂપ પ્રયાગમાં આવ્યા અને ત્યાં ગંગાયમુનાના સંગમમાં તેઓએ સ્નાન કરીને નિવાસ કર્યો તથા ઉત્તમ તપ કર્યું; અને પાપરહિત થએલા તે મહાત્માઓએ બ્રાહ્મણોને ધનનાં દાન આપ્યાં. તે પછી હે ભારતરાજ! પાંડવો બ્રાહ્મણોની સાથે, તપસ્વી જનોએ સેવન કરેલી બ્રહ્માની વેદીમાં ગયા અને તે વીરોએ ત્યાં મુકામ કરીને ઉત્તમ તપ કર્યું. [૩-૭] તેઓ હમેશાં વનનાં હવિષ્યાન્નથી બ્રાહ્મણોને તૃપ્ત કરતા હતા. પછી હે અનુપમ કાંતિવાળા રાજા! તેઓ, ધર્મવેત્તા તથા પુણ્યકર્મ કરનારા રાજર્ષિ ગયે ચોમેરથી સંસ્કાર કરેલા પર્વત ઉપર ગયા. જ્યાં ગયશિર નામનો પર્વત છે તથા નેતરની હારોવાળી, રમણીય અને તીરોથી સુશોભિત જણાતી પુણ્યકારક મહાનદી નામની નદી છે, તે પર્વત દિવ્ય, પવિત્ર શિખરવાળો અને પોતે પવિત્ર છે. [૧૦] તેના ઉપર ઋષિઓએ સેવન કરેલું, અતિશય પુણ્યકારક તથા તીર્થરૂપ ઉત્તમ બ્રહ્મસરોવર છે. ત્યાં ભગવાન અગસ્ત્ય મુનિ વિવસ્વાનના પુત્ર ધર્મરાજાની પાસે ગયા હતા. [૧૧] તે ઠેકાણે સનાતન ધર્મરાજા પોતે નિવાસ કરે છે. વળી હે રાજા! ત્યાંથી સર્વ નદીઓ પ્રકટ થયેલી છે અને પિનાકધારી મહાદેવ પણ નિત્ય સમીપમાં રહે છે. ત્યાં તે વીર પાંડવોએ ચાતુર્માસ્ય નામનો મહાન ઋષિયજ્ઞ કર્યો, જ્યાં અક્ષય નામનો મોટો વડ છે. દેવની યજ્ઞભૂમિરૂપ આ અક્ષય પ્રદેશમાં અક્ષય ફળ મળે છે. [૧૨-૧૪] દૃઢ મનવાળા પાંડવોએ ત્યાં ઉપવાસો કર્યા અને તે વખતે ઋષિઓએ કહેલા વિધિથી ચાતુર્માસ્ય યજ્ઞ કર્યો. તે સમયે ત્યાં તપરૂપી ધનવાળા સેંકડો બ્રાહ્મણો આવ્યા હતા. તેમાં વેદપારંગત, વિદ્યાવૃદ્ધ તથા તપોવૃદ્ધ બ્રાહ્મણો સભામાં બેસીને મહાત્માઓની પવિત્ર કથા કરતા હતા. હે રાજન્! તેઓમાંથી વિદ્યા અને બ્રહ્મચર્યવ્રતના પારને પામેલા અને કૌમારવ્રતને ધારણ કરનારા એવા શમઠ નામના મુનિ અમૂર્તરયસૂના પુત્ર ગયરાજાની કથા કહેવા લાગ્યા. [૧૭]

શમઠે કહ્યું:-'હે ભરતવંશી રાજા! અમૂર્તરયસૂનો રાજર્ષિઓમાં શ્રેષ્ઠ ગય નામનો પુત્ર હતો. તેનાં પવિત્ર કર્મો હું કહું છું, તે તમે સાંભળો. [૧૮] હે રાજા! આ સ્થાનમાં તેનો

પુષ્કળ અન્નવાળો અને પુષ્કળ દક્ષિણાવાળો યજ્ઞ થયો હતો. તેમાં સેંકડો ને હજારો અન્નના પર્વતો કરવામાં આવ્યા હતા.[૧૯] ઘીની અને દહીંની સેંકડો નદીઓ વહેવડાવી હતી,અને શાક, દાળ વગેરે અત્યુત્તમ પદાર્થોના હજારો પ્રવાહો ચાલુ કર્યા હતા.[૨૦] આ પ્રમાણે રોજ રોજ યાચકોને આપવામાં આવતું હતું અને હે રાજા ! બીજા બ્રાહ્મણો સારી રીતે તૈયાર કરેલાં અન્નનું ભોજન કરતા હતા.[૨૧] હે ભારત ! તે યજ્ઞમાં દક્ષિણા આપવાને સમયે વેદનો ધ્વનિ સ્વર્ગસુધી પહોંચ્યો હતો અને તે બ્રહ્મનાદ આગળ બીજો કોઈ શબ્દ સંભળાતો ન હતો.[૨૨] હે રાજા! તે પવિત્ર વેદઘોષ થવા લાગ્યો. તેનાથી પૃથ્વી, દિશા, આકાશ અને સ્વર્ગ પણ છેક ભરાઇ ગયાં અને તે એક મોટું આશ્ચર્ય થઈ પડયું હતું.[૨૩] હે ભરતશ્રેષ્ઠ રાજા! ગય રાજાના યજ્ઞમાં સુંદર ખાનપાનથી તૃપ્ત થયેલાં તથા તેજસ્વી બનેલાં મનુષ્યો, દેશે દેશ આ પ્રમાણે ગાથાઓ ગાતાં હતાં કે,[૨૪] 'ગયના યજ્ઞમાં હવે કયાં પ્રાણીઓ ભોજનની ઈચ્છા રાખે છે? ત્યાં ભોજન કરતાં બાકી રહેલાં અન્નના પચીસ પર્વતો પડી રહ્યા છે.[૨૫] અમાપ કાંતિવાળા ગય રાજર્ષિએ યજ્ઞમાં જે કર્યું, તે પૂર્વના કોઈ મનુષ્યે કર્યું નથી અને હવે પછીના બીજા કોઇ કરશે નહિ.[૨૬] ગયરાજાએ હવિષ્યથી તૃપ્ત કરેલા દેવો હવે બીજાના આપેલા કોઈપણ હવિને પાછા શી રીતે ગ્રહણ કરી શકશે ?[૨૭] વળી જેમ પૃથ્વીપરની રજને આકાશમાંના તારાઓને અને વરસાદની ધારાઓને કોઇપણ ગણી શકતું નથી, તેમ ગયના યજ્ઞની દક્ષિણા પણ ગણવી અશકય છે.'[૨૮] હે કુરુનંદન ! આવા આવા તે રાજાના ઘણા યજ્ઞો આ સરોવરની સમીપમાં થયા હતા.[૨૯]

**ઈતિ૦ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં "લોમશ તીર્થયાત્રામાં ગય યજ્ઞકથન" એ વિષયનો અધ્યાય ૯૫ મો સમાપ્ત.**



# અધ્યાય ૯૬ મો

## તીર્થયાત્રા-અગસ્ત્યનું આખ્યાન

**॥ वैशंपायन उवाच ॥**

**ततः संप्रस्थितो राजा कौंतेयो भूरिदक्षिणः॥ अगस्त्याश्रममासाद्य दुर्जयायामुवासह ॥१॥**

વૈશંપાયને કહ્યું:– તે પછી પુષ્કળ દક્ષિણા આપનારા કુંતીપુત્ર યુધિષ્ઠિરરાજા ત્યાંથી નીકળીને અગસ્ત્ય ઋષિના આશ્રમમાં આવી વાતાપિની દુર્જય મણિમતી નામની નગરીમાં રહ્યા.[૧] તેજ ઠેકાણે વક્તાઓમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર રાજાએ લોમશ ઋષિને પૂછયું કે:–"આ સ્થાનમાં અગસ્ત્ય ઋષિએ વાતાપિનો શામાટે નાશ કર્યો હતો ?[૨] મનુષ્યોનો અંત લાવનારો તે દૈત્ય કેવા પ્રભાવવાળો હતો? અને મહાત્મા અગસ્ત્યને તેના ઉપર શામાટે ક્રોધ ઉત્પન્ન થયો હતો ?"[૩]

લોમશે કહ્યું:–" હે કૌરવનંદન ! પૂર્વે મણિમતી નગરીમાં ઈલ્વલ નામનો એક દૈત્ય હતો. વાતાપિ તેનો નાનો ભાઈ થતો હતો.[૪] દિતિના પુત્ર ઈલ્વલે એક વખતે તપસ્વી બ્રાહ્મણને કહ્યું કે:–'આપ ભગવાન મને એક ઇંદ્રના જેવો પુત્ર આપો.'[૫] પરંતુ તે બ્રાહ્મણે તેને ઇંદ્રના જેવો પુત્ર આપ્યો નહિ, તેથી તે અસુર બ્રાહ્મણના ઉપર બહુ ક્રોધે ભરાયો;[૬] અને હે રાજેંદ્ર! ત્યારથી આરંભીને બ્રહ્મહત્યા કરનારા, માયાવી ઈલ્વલ દૈત્યે ક્રોધાધીન થઇને પોતાના ભાઈને બકરાનું રૂપ ધારણ કરાવ્યું.[૭] ઈચ્છા પ્રમાણે રૂપ ધારણ કરનારો વાતાપિ એક ક્ષણમાં બકરાનું રૂપ ધારણ કરતો અને ઈલ્વલ દૈત્ય તેને કાપી રાંધીને બ્રાહ્મણને ભોજન કરાવતો તથા તેનાથી બ્રાહ્મણનો નાશ કરતો હતો,[૮] કારણકે ઇલ્વલ યમલોકમાં ગએલાં જે પ્રાણીને હાંક મારતો તે પ્રાણી ફરી દેહધારણ કરીને જીવતો દેખાતો હતો. (એવો તેનામાં પ્રભાવ હતો તેથી તે વાતાપિને વારંવાર જીવતો કરતો હતો.) તે પછી એક દિવસે ઇલ્વલે બકરાના રૂપમાં

રહેલા વાતાપિ દૈત્યને સારી પેઠે રાંધી પેલા બ્રાહ્મણને ભોજન કરાવ્યું અને પછી વાતાપિને હાંક મારી.[૯,૧૦] ઇલ્વલે મોટે સાદે હાંક મારેલી સાંભળીને હે પ્રજાપતિ રાજા! અતિ માયાવી, બળવાન તથા બ્રાહ્મણોનો શત્રુ તે મહાસુર વાતાપિ, તે બ્રાહ્મણનાં પડખાંને ફાડી, હસતો હસતો બહાર નીકળ્યો.[૧૨] હે રાજા! આ પ્રમાણે દુષ્ટ ચિત્તવાળો ઇલ્વલ દૈત્ય વારંવાર બ્રાહ્મણોને ભોજન કરાવીને મારી નાખતો હતો.[૧૩]

એ સમયેજ ભગવાન અગસ્ત્ય મુનિએ પણ પોતાના પિતૃઓને એક ખાડામાં ઉંધે માથે લટકતા દીઠા.[૧૪] લટકતા એવા તેઓને અગસ્ત્ય મુનિએ પૂછયું કે,તમે આમ શામાટે લટકો છો? ત્યારે તે બ્રહ્મવાદીઓએ કંપિત થતા હોય તેમ ઉત્તર આપ્યો કે, તારી સંતતિને માટે અમે આ દશા ભોગવીએ છીએ.[૧૫] વળી તેઓએ અગસ્ત્યને કહ્યું કે, અમે તારા પોતાના પિતૃઓ છીએ અને સંતાનની ઇચ્છાથી આ ખાડામાં આવીને લટકીએ છીએ;[૧૬] માટે હે અગસ્ત્ય! તું જો અમારે માટે એક ઉત્તમ પુત્ર ઉત્પન્ન કરે તો અમારો આ નરકમાંથી છુટકો થાય અને હે પુત્ર! તું પણ સદ્ગતિ પામે.[૧૭] આ સાંભળીને તેજસ્વી તથા સત્ય ધર્મમાં તત્પર અગસ્ત્ય મુનિએ તેઓને કહ્યું કે,' હે પિતૃઓ! હું તમારી ઇચ્છા પ્રમાણે કરીશ. તમારા મનનો સંતાપ દૂર થાઓ.[૧૮] તે પછી અવિચ્છિન્ન સંતતિની પ્રાપ્તિને માટે ભગવાન અગસ્ત્ય ઋષિ વિચાર કરવા લાગ્યા, પરંતુ તેમને પોતાનાં સંતાનની ઉત્પત્તિને માટે યોગ્ય સ્ત્રી જોવામાં આવી નહિ.[૧૯] તે પછી તેમણે જૂદાં જૂદાં પ્રાણીઓનાં તે તે અતિ ઉત્તમ અંગો ( સિંહની કટિ, મૃગની દૃષ્ટિ ઇત્યાદિ ) નો સંગ્રહ કરીને તેઓના જેવા અવયવવાળી એક ઉત્તમ સ્ત્રીને ઉત્પન્ન કરી;[૨૦] અને વિદર્ભદેશનો રાજા, કે જે તે વખતે પુત્રને માટે તપ કરતો હતો, તેને તે પોતાને માટે ઉત્પન્ન કરેલી કન્યા મહાતપસ્વી મુનિએ આપી.[૨૧] પછી તે સુભાગ્યવતી સ્ત્રી વિદર્ભ રાજાને ત્યાં જન્મી અને સુંદર મુખવાળી તથા દેહવડે ચમકતી વિજળીના જેવી પ્રકાશયુક્ત તે કન્યા વૃદ્ધિ પામવા લાગી.[૨૨] હે ભરતવંશી રાજા! તે કન્યા ઉત્પન્ન થઇ તે વખતે તેને જોઇને વૈદર્ભ રાજાએ અતિશય હર્ષવડે બ્રાહ્મણોને તે વાત નિવેદન કરી.[૨૩] હે રાજા! સર્વ બ્રાહ્મણોએ તે કન્યાને અભિનંદન આપ્યું અને તેમણે તેનું લોપામુદ્રા એવું નામ પાડયું.[૨૪] હે મહારાજ! પછી ઉત્તમ રૂપને ધારણ કરનારી તે કન્યા, જેમ પાણીમાં કમલિની ઝટ વૃદ્ધિ પામે અને જેમ અગ્નિની શુભ જ્વાળા ઝટ વૃદ્ધિ પામે,તેમ જલદી વૃદ્ધિ પામવા લાગી.[૨૫] હે રાજેંદ્ર! જ્યારે લોપામુદ્રા યુવાવસ્થામાં આવી, ત્યારે તેની ઇચ્છા પ્રમાણે વર્તનારી સો અલંકારવાળી કન્યાઓ અને સો દાસીઓ તે કલ્યાણીની સેવા કરવા લાગી.[૨૬] તે તેજસ્વિની કન્યા, જે વખતે સો દાસીઓથી વીંટાઇને સો કન્યાઓની વચ્ચે બેસતી હતી, તે વખતે તે આકાશમાં તારાઓની વચ્ચે રહેલી કાંતિમય રોહિણીના જેવી શોભતી હતી.[૨૭] લોપામુદ્રા યૌવનવયમાં આવી હતી અને શીલ તથા આચારથી સંપન્ન હતી, તોપણ તે મહાત્મા રાજાની બીકથી કોઇ પણ પુરુષ તેની માગણી કરતો ન હતો.[૨૮] તે કન્યા સત્યવાદિની હતી અને રૂપવડે અપ્સરા કરતાં પણ અધિક હતી.તેણે પોતાનાં સદાચરણવડે પિતાને તથા સ્વજનોને સંતુષ્ટ કર્યાં હતાં.[૨૯] તેનો પિતા લોપામુદ્રાને તેવા યોગ્ય ગુણવાળી તથા યૌવનમાં આવેલી જોઇને મનવડે વિચારવા લાગ્યો કે,'હવે આ પુત્રી મારે કોને આપવી ?'[૩૦]

ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં 'લોમશ તીર્થયાત્રામાં અગસ્ત્યોપાખ્યાન' એ વિષયનો અધ્યાય ૯૬ મો સમાપ્ત

# અધ્યાય ૯૭ મો

## અગસ્ત્યનું આખ્યાન ( ચાલુ )

॥ लोमश उवाच ॥

यदा त्वमन्यतागस्त्यो गार्हस्थ्ये तां क्षमामिति
तदाऽभिगम्य प्रोवाच वैदर्भं पृथिवीपतिम्॥१॥

લોમશે કહ્યું:-જ્યારે અગસ્ત્ય ઋષિએ લોપામુદ્રા ગૃહસ્થાશ્રમને માટે યોગ્ય થઇ છે એમ માન્યું, ત્યારે તેણે વૈદર્ભરાજાની આગળ જઇને તેમને કહ્યું કે,[૧] હે રાજા! પુત્રોત્પત્તિને માટે મારી લગ્ન કરવા બુદ્ધિ થઈ છે, તેથી હે પૃથ્વીપાલ! હું તમારી પાસે માગણી કરૂં છું, માટે તમે મને લોપામુદ્રા આપો.'[૨] આ પ્રમાણે મુનિએ કહ્યું, એટલે રાજા બેભાન જેવો થઇ ગયો; કારણકે તે ઋષિને ના પાડવા અશક્ત હતો અને કન્યા આપવાની પણ તેની ઇચ્છા ન હતી.[૩] તે પછી રાજાએ પોતાની રાણીની પાસે જઇને તેને કહ્યું કે, ' આ મહર્ષિ મહાસમર્થ છે, માટે જો તે ક્રોધ કરશે તો આપણને શાપાગ્નિથી બાળી મૂકશે.'[૪] રાજાને રાણીની સાથે દુઃખી થયેલો જોઇને લોપામુદ્રા ત્યાં સમીપમાં આવી અને આ પ્રમાણે સમયોચિત વચન બોલી:-[૫]'હે રાજન્! તમારે મારે લીધે પીડા ભોગવવી યોગ્ય નથી; માટે હે પિતાજી! તમે મને અગસ્ત્યને આપો અને મારા દાનથી તમે પોતાને બચાવો.'[૬]

હે રાજા! પછી પુત્રીનાં વચનથી રાજાએ, મહાત્મા અગસ્ત્યને વિધિપૂર્વક પોતાની પુત્રી લોપામુદ્રા પરણાવી.[૭] અગસ્ત્ય ઋષિએ લગ્ન થયા પછી પોતાની ભાર્યા લોપામુદ્રાને કહ્યું કે, ' તું આ મહામૂલ્યવાન વસ્ત્રોને તથા અલંકારોને ઉતારી નાખ.'[૮] પતિની આજ્ઞા થતાંજ, કેળના જેવી જાંઘવાળી અને વિશાળ નેત્રવાળી લોપામુદ્રાએ તે દેખાવડાં, મહામૂલ્યવાળાં અને ઝીણાં વસ્ત્રોને ઉતારી નાખ્યાં;[૯] અને ઋષિના આશ્રમમાં યોગ્ય લાગે તેવાં વસ્ત્રો, વલ્કલો તથા મૃગચર્મો ગ્રહણ કર્યાં; તથા તે વિશાળ નેત્રવાળી, પોતાના પતિના જેવાં વ્રતાચરણ કરવા લાગી.[૧૦] તે પછી ઋષિશ્રેષ્ઠ ભગવાન અગસ્ત્ય ગંગાદ્વારમાં આવ્યા અને ત્યાં પોતાની અનુકૂળ પત્નીની સાથે ઉગ્ર તપ કરવા લાગ્યા.[૧૧] તે વખતે પ્રસન્ન થયેલી લોપામુદ્રા પણ બહુ માનથી પતિની સેવા કરવા લાગી અને સમર્થ અગસ્ત્ય પણ ભાર્યાપ્રત્યે પરમ પ્રીતિથી વર્તવા લાગ્યા.[૧૨] તે પછી હે રાજા! ઘણો સમય ગયો ત્યારે ભગવાન અગસ્ત્ય ઋષિએ, તપવડે તેજસ્વી જણાતી લોપામુદ્રાને ઋતુસ્નાન કરેલી દીઠી.[૧૩] મુનિ તેની સેવાથી, શુદ્ધતાથી, ઇંદ્રિયનિગ્રહથી, કાંતિથી તથા રૂપથી પ્રસન્ન થયા અને તેણે તેને સંગને માટે બોલાવી.[૧૪] તે સમયે તે પ્રેમાળ સ્ત્રી લજ્જા પામતી હોય તેમ બે હાથ જોડીને, ભગવાન અગસ્ત્યના પ્રત્યે પ્રેમભર્યાં વચનથી બોલી:-[૧૫] " પતિ, પ્રજા ઉત્પન્ન કરવામાટેજ પત્નીનો સ્વીકાર કરે છે, એ વાત નિઃસંશય છે; તોપણ હે ઋષિ! મારી તમારામાં જે પ્રીતિ છે તેને તમારે પૂર્ણ કરવી યોગ્ય છે.[૧૬] હે વિપ્ર! જેવી મારા પિતાને ઘેર મહાલયમાં મારી શય્યા હતી, તેવા પ્રકારની શય્યા ઉપર અહીં તમે મારી સાથે સમાગમ કરો,[૧૭]વળી તમે પુષ્પમાળા તથા આભૂષણોથી શોભાયમાન થાઓ અને હું દિવ્ય અલંકારોથી સુશોભિત થઈને યથેષ્ટ આપના સમાગમમાં આવું, એવી મારી ઇચ્છા છે;[૧૮] પણ તેમ ન થાય તો હું આ વલ્કલ તથા ભગવાં વસ્ત્ર ધારણ કરીને તમારી પાસે આવીશ નહિ; કારણકે હે વિપ્રર્ષિ! તપસ્વીઓને શોભાવનારો આ વલ્કલાદિકનો વેષ, ભોગસંબંધથી કોઈ રીતે અપવિત્ર થવો ન જોઇએ.'[૧૯]

અગસ્ત્યે કહ્યું:-' હે સુંદર મધ્યવાળી કલ્યાણી લોપામુદ્રા! તારા પિતા પાસે જેવી સંપત્તિ છે, તેવી સંપત્તિ તારી પાસે પણ નથી તેમ મારી પાસે પણ નથી.[૨૦]

લોપામુદ્રાએ કહ્યું:-' હે તપરૂપી ધનવાળા ઋષિ! આ જીવલોકમાં જે કંઈ ધન છે, તે સર્વ ધનને તમે તપશ્ચર્યાવડે એક ક્ષણમાં અહીં લાવવા સમર્થ છો.'[૨૧]

અગસ્ત્યે કહ્યું:-"તું જે કહે છે તે તેમજ છે, પરંતુ તે તપને ક્ષીણ કરનારૂં છે; માટે જે રીતે મારૂં તપ નાશ પામે નહિ એવું જે કંઈ હોય તે તું મને કહે."[૨૨]

લોપામુદ્રાએ કહ્યું:-' હે તપોધન! મારા ઋતુનો કાળ હવે થોડો રહેલો છે; તોપણ

મારી ઇચ્છા પ્રમાણે ન થાય તો હું કોઈ રીતે તમારા સમાગમમાં આવવાની ઇચ્છા રાખતી નથી,[૨૩] તેમજ તમારા ધર્મનો પણ કોઈ રીતે નાશ કરવા ઇચ્છતી નથી. આ પ્રમાણે છે, છતાં તમે મારી ઈચ્છાને સંપાદન કરવા યોગ્ય છો.'[૨૪]

અગસ્ત્યે કહ્યું:–હે સુભાગ્યવાળી ! જો તારી બુદ્ધિથી આ મનોરથને માટે તેં નિશ્ચયજ કર્યો હોય તો હે કલ્યાણિ! હું ધન લેવા જાઉં છું અને તું અહીં રહીને ઈચ્છાપ્રમાણે ધર્માચરણ કર.'[૨૫]

**ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં 'લોમશતીર્થયાત્રામાં અગસ્ત્યોપાખ્યાન' એ વિષયનો અધ્યાય ૯૭ મો સમાપ્ત.**

# અધ્યાય ૯૮ મો

## અગસ્ત્યનું આખ્યાન (ચાલુ)

॥लोमश उवाच॥

**ततो जगाम कौरव्य सोऽगस्त्यो भिक्षितुं वसु।**
**श्रुतर्वाणं महीपालं यं वेदाभ्यधिकं नृपैः॥१॥**

લોમશે કહ્યું:–હે કુરુવંશી રાજા ! તે પછી અગસ્ત્ય ઋષિ, જેને રાજાઓ કરતાં અધિક ધનવાન જાણતા હતા, તે શ્રુતર્વા રાજાની પાસે ધનની યાચના કરવા ગયા.[૧] જ્યારે શ્રુતર્વા રાજાએ અગસ્ત્ય મુનિને પોતાની પાસે આવતા જાણ્યા, ત્યારે તે રાજા પોતાના અમાત્યની સાથે દેશની સીમાસુધી સામે ગયો અને તેમનો સારી રીતે સત્કાર કરીને નગરમાં લઇ આવ્યો.[૨] પછી રાજાએ તેમની શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે અર્ઘ્યપૂજા કરી અને બે હાથ જોડી, સાવધાન થઈ તેમને આવવાનું કારણ પૂછ્યું.[૩] ત્યારે અગસ્ત્ય બોલ્યા:–'હે પૃથ્વીપતિ ! હું ધનને માટે અહીં આવ્યો છું, એમ તું સમજ અને બીજાને પીડા આપ્યાવિના તું મને તારી શક્તિપ્રમાણે ધનનો વિભાગ આપ.'[૪]

લોમશે કહ્યું:–તે સાંભળીને રાજાએ, આવકજાવકનો સંપૂર્ણ હિસાબ ઋષિને નિવેદન કર્યો અને કહ્યું કે, 'હે વિદ્વન્ ! આમાં જે બાકી રહેલું ધન માનતા હો તેને તમે ગ્રહણ કરો.'[૫] તે પછી સમબુદ્ધિવાળા ઋષિએ આવક અને ખર્ચ બન્ને સમાન જોઇને 'જો હું આની પાસેથી દ્રવ્ય લઇશ તો તેથી અવશ્ય પ્રાણીઓને પીડા થશે' એમ માન્યું.[૬] ત્યારપછી શ્રુતર્વાને સાથે લઇને અગસ્ત્ય ઋષિ ત્યાંથી બ્રધ્નશ્વ રાજાની પાસે ગયા. બ્રધ્નશ્વ રાજાએ તે બન્નેનું દેશના સીમાડામાં આવીને વિધિ પ્રમાણે સ્વાગત કર્યું.[૭] પછી બ્રધ્નશ્વે તે બન્નેને અર્ઘ્યપાદ્ય આપીને, આજ્ઞા લઈ આવવાનું પ્રયોજન પૂછ્યું.[૮] ત્યારે અગસ્ત્ય બોલ્યા:–'હે પૃથ્વીપતિ ! અમે બન્ને દ્રવ્યની કામનાથી અહીં આવ્યા છીએ,એમ તું જાણ અને તું બીજાને પીડા આપ્યાવિના યથાશક્તિ અમને બન્નેને ધનનો વિભાગ આપ.'[૯]

લોમશે કહ્યું:–તે સાંભળીને રાજાએ તે બન્નેને પૂરો આવક તથા ખર્ચનો આંકડો નિવેદન કર્યો અને કહ્યું કે, 'આની તપાસ કરીને જે એમાં વિશેષ ધન હોય તેને તમે બન્ને ગ્રહણ કરો.'[૧૦]

તે પછી સમબુદ્ધિવાળા અગસ્ત્ય ઋષિએ આવક અને ખર્ચ બન્નેને સરખાં જોઇને, આની પાસેથી ધન લેવાથી પ્રાણીઓને સર્વથા પીડા થશે એમ માન્યું.[૧૧] ત્યાંથી શ્રુતર્વા, બ્રધ્નશ્વ રાજા અને અગસ્ત્ય ઋષિ, પુરુકુત્સના પુત્ર મહાધનવાન ત્રસદસ્યુની પાસે ગયા.[૧૨] હે મહારાજ! ઉદારમનવાળા ત્રસદસ્યુએ દેશના સીમાડા સુધી સામે જઈ તેઓને જોઈ વિધિ પ્રમાણે આદરસત્કાર કર્યો.[૧૩] તે પછી ઇક્ષ્વાકુવંશના શ્રેષ્ઠ રાજા ત્રસદસ્યુએ યથાયોગ્ય પૂજન કરીને, તે સર્વને આવવાનું કારણ પૂછ્યું.[૧૪] ત્યારે અગસ્ત્ય બોલ્યા:–'હે પૃથ્વીપતિ! અમે બધા ધનની કામનાથી અહીં આવ્યા છીએ એમ તું સમજ; અને બીજાને પીડા આપ્યાવિના તું અમને તારી શક્તિપ્રમાણે ધનનો વિભાગ આપ.'[૧૫]

લોમશે કહ્યું:–તે સાંભળીને રાજાએ તેઓને પોતાનું સંપૂર્ણ આવક તથા ખર્ચ દેખાડયું અને કહ્યું કે, 'આ હિસાબ જોઇને જે ધન એમાં બ-

ચતું હોય તે તમે લઈ લ્યો.'[૧૬] પછી સમબુદ્ધિવાળા ઋષિએ તેના આવક તથા ખર્ચને સરખો જોઇને માન્યું કે, 'આની પાસેથી ધન લઇશું તો જરૂર પ્રાણીઓને પીડા થશે.'[૧૭] તે પછી હે મહારાજ ! તે સઘળા રાજાઓ એકઠા થઇને તથા પરસ્પરમાં વિચાર કરીને તે મહામુનિના પ્રત્યે આ પ્રમાણે બોલ્યાઃ–[૧૮] હે બ્રહ્મન્ ! હમણાં તો પૃથ્વી ઉપર આ ઈલ્વલ નામનો દાનવ ધનવાન છે, માટે આપણે બધા તેની પાસે જઇને ધન માગીએ.'[૧૯]

લોમશે કહ્યું:–હે રાજા ! તે વખતે તે બધાઓને ઈલ્વલની પાસેજ ભિક્ષા માગવી યોગ્ય હતી, તેથી તેઓ એકઠા મળીને ઇલ્વલની પાસે ગયા.[૨૦]

ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં 'લોમશ તીર્થયાત્રામાં અગસ્ત્યોપાખ્યાન' એ વિષયનો અધ્યાય ૯૮ મો સમાપ્ત.

## અધ્યાય ૯૯ મો

### અગસ્ત્યનું આખ્યાન તથા પરશુરામના તેજની હાનિ

**॥ लोमश उवाच ॥**

**इल्वलस्तान्विदित्वा तु महर्षिसहितान्नृपान्॥**
**उपस्थितान्सहामात्यो विषयांते ह्यपूजयत् ॥**

લોમશે કહ્યુંઃ–ઈલ્વલે જ્યારે મહર્ષિની સાથે રાજાઓ આવ્યા છે એમ જાણ્યું, ત્યારે તે પોતાના અમાત્યની સાથે દેશની સીમા ઉપર ગયો અને ત્યાં તેણે તેઓનું સ્વાગત કર્યું.[૧] તે પછી હે કૌરવ્ય! જે વખતે અસુરશ્રેષ્ઠ ઇલ્વલે પોતાના ભાઇ વાતાપિને રાંધીને તેના માંસથી તેઓનો અતિથિસત્કાર કરવા માંડયો,[૨] તે વખતે સર્વ રાજર્ષિઓ, બકરારૂપ બનેલા મહાદૈત્ય વાતાપિનું માંસ રાંધેલું જોઇને ખિન્ન થઇ ગયા અને તેઓ બેભાન થઇ ગયા.[૩] તે જોઇને ઋષિશ્રેષ્ઠ અગસ્ત્યે તે રાજર્ષિઓને કહ્યું કેઃ–'તમે બધા ખેદ કરશો નહિ, કારણ કે એ મહાદૈત્યને હું ખાઈ જઈશ.[૪] તે પછી મહર્ષિ અગસ્ત્ય મુખ્ય આસન પાસે જઈને તેના ઉપર બેઠા, એટલે દૈત્યેંદ્ર ઈલ્વલે હસતાં હસતાં તેમને વાતાપિનું માંસ પીરસ્યું[૫] અને એકલા અગસ્ત્યજ તે આખા વાતાપિનું માંસ ભક્ષણ કરી ગયા. અગસ્ત્ય મુનિ ભોજન કરી રહ્યા કે તરતજ ઈલ્વલ દૈત્યે વાતાપિને હાક મારી.[૬] તે વખતે હે તાત! ગર્જના કરતા મેઘની પેઠે મોટો શબ્દ કરતો તે મહાત્મા અગસ્ત્યનો અપાનવાયુ છૂટયો.[૭] વળી ઇલ્વલે ' હે વાતાપિ ! તું બહાર નીકળ' એમ વારંવાર બૂમ મારી ત્યારે હે રાજા ! મુનિશ્રેષ્ઠ અગસ્ત્યે હાસ્ય કરીને તેને કહ્યું કેઃ–"હવે તે કયાંથી નીકળવા સમર્થ થશે; કરણ કે તે અસુરને તો મેં જીરવી દીધો છે !' પછી મહાદૈત્ય વાતાપિને પચી ગયેલો જોઇ ઈલ્વલ દૈત્ય ખિન્ન થઈ ગયો;[૯] અને બે હાથ જોડી અમાત્યોની સાથે આ વચન બોલ્યોઃ–"તમે બધા અહીં શા કારણે આવ્યા છો ? કહો, હું તમારૂં કયું કાર્ય કરૂં ?'[૧૦] તે વખતે હસતાં હસતાં અગસ્ત્ય ઋષિએ ઇલ્વલને ઉત્તર આપ્યો કે, હે અસુર ! અમે બધા તને સમર્થ ધનપતિ સમજીએ છીએ.[૧૧] આ સઘળાઓની પાસે ઘણું ધન નથી અને મારે પણ ધનની મોટી જરૂર છે, માટે તું બીજાને પીડા આપ્યાવિના તારી શકિતપ્રમાણે અમને ધનનો વિભાગ આપ.'[૧૨] તે સાંભળીને ઇલ્વલે, ઋષિને પ્રણામ કરી કહ્યું કેઃ– 'મારા મનમાં શું આપવા ધારેલું છે તે જો તમે જાણીને કહો તો હું તમને ધન આપું.'[૧૩]

અગસ્ત્યે કહ્યું:– 'હે મહાસુર ! તેં એક એક રાજાને દશ દશ હજાર ગાયો અને તેટલીજ સોનામહોરો આપવા ધારી છે;[૧૪] અને હે મહાદૈત્ય ! મને તેના કરતાં બમણી ગાયો, બમણી સોનામહોરો, સુવર્ણનો રથ અને મનના જેવા વેગવાળા બે ઘોડાઓ એ સઘળું આપવા ધાર્યું છે.[૧૫] તું રથની તુરત તપાસ કર. જો, તે સ્પષ્ટ રીતે સુવર્ણનો છે.'તે સાંભળીને ઇલ્વલ દૈત્ય બહુ ગભરાટમાં પડયો અને તેણે તેથી પણ અધિક ધન આપ્યું.[૧૬] તે પછી વિરાવ અને સુરાવ નામના બે ઘોડાઓ પેલા સુવર્ણના રથને જોડયા અને હે ભારત ! તે બધા રાજાઓ અગસ્ત્યની

સાથે તેમાં બેઠા, એટલે ઘોડાઓ ધનની સાથે તે સર્વને એક નિમેષ જેટલા સમયમાં અગસ્ત્યના આશ્રમપ્રત્યે લઈ ગયા. પછી અગસ્ત્ય ઋષિએ આજ્ઞા કરી એટલે તે વખતેજ રાજર્ષિઓ ત્યાંથી પોતપોતાના રાજ્યમાં ગયા અને અગસ્ત્ય મુનિએ લોપામુદ્રાની ધારણા પ્રમાણે સર્વ કર્યું.[૧૮] તે પછી લોપામુદ્રા બોલીઃ—' હે ભગવાન્ ! મારી ઇચ્છા પ્રમાણે આપે સઘળું કર્યું છે. હવે આપ મારાથી એક વાર અતિશય પ્રભાવશાળી સંતાન ઉત્પન્ન કરો.'[૧૯]

અગસ્ત્યે કહ્યુંઃ—' હે કલ્યાણિ ! હું તારાં આચરણથી સંતોષ પામ્યો છું. હવે હે શોભના! હું સંતાનના સંબંધમાં એક વિચાર પૂછું છું, તેને તું સાંભળ.[૨૦] તને એક હજાર પુત્રો થાય, કે હજારના સમાન સો પુત્રો થાય, કે સોના સમાન દશ પુત્રો થાય, અથવા હજારને જિતે એવો એકજ પુત્ર થાય ? તારી શી ઇચ્છા છે ?[૨૧]

લોપામુદ્રાએ કહ્યુંઃ—' હે તપરૂપી ધનવાળા ઋષિ ! મને હજાર પુત્રના જેવો એકજ પુત્ર થાઓ; કારણ કે ઘણા દુષ્ટ પુત્રો કરતાં એકજ વિદ્વાન અને સજ્જન પુત્ર હોય તે ઘણો સારો.'[૨૨]

લોમશે કહ્યુંઃ—' આ સાંભળીને ભલે તેમ થશે' એમ પ્રતિજ્ઞા કરીને, શ્રદ્ધાવાન ઋષિએ, સમાન શીલવાળી તથા શ્રદ્ધાળુ લોપામુદ્રાની સાથે યોગ્ય સમયે સમાગમ કર્યો.[૨૩] આ પ્રમાણે ગર્ભાધાન કર્યા પછી તે મુનિ વનમાં ચાલ્યા ગયા. અગસ્ત્ય મુનિ વનમાં ગયા તે પછી તે ગર્ભ સાત વર્ષસુધી વૃદ્ધિ પામ્યો.[૨૪] હે ભારત ! સાતમું વર્ષ પણ પૂરૂં થયા પછી પ્રભાવવડે તેજસ્વી જણાતો તે મહાજ્ઞાની, ઉદરમાંથી બહાર આવ્યો અને તે દઢસ્યુ નામથી પ્રસિદ્ધ થયો.[૨૫] અગસ્ત્યઋષિનો તે તેજસ્વી, મહાબ્રાહ્મણ પુત્ર, અંગો અને ઉપનિષદોની સાથે વેદોનો જાણે જપ કરતો હોય તેમ ભણી જતો હતો.[૨૬] તે તેજસ્વી પુત્ર બાળવયમાંજ લાકડાંના ભારા ઉપાડીને પોતાના પિતાને ઘેર લાવી નાખતો હતો, તેથી તેનું ઇધ્મવાહ એવું નામ પડયું હતું.[૨૭] તેવા યોગ્ય પુત્રને જોઈ, તે વખતે અગસ્ત્ય મુનિ આનંદ પામ્યા. હે ભરતવંશી રાજા ! આ પ્રમાણે તે ઋષિએ ઉત્તમ પુત્રને ઉત્પન્ન કર્યો હતો[૨૮] અને તેથી હે રાજા ! તેના પિતૃઓ ઇચ્છાપ્રમાણેના લોકને પ્રાપ્ત થયા હતા. ત્યારપછી પૃથ્વીમાં આ અગસ્ત્યાશ્રમ પ્રખ્યાત થયો છે.[૨૯] હે રાજા ! આ રીતે પ્રહ્લાદના ગોત્રમાં ઉત્પન્ન થયેલા વાતાપિનો અગસ્ત્ય ઋષિએ નાશ કર્યો હતો. રમણીય ગુણોવાળો આ તે ઋષિનો આશ્રમ છે. અહીં દેવ તથા ગંધર્વોએ સેવન કરેલી આ પવિત્ર ગંગા આકાશમાં વાયુથી ફરકતી પતાકાની પેઠે શોભે છે.[૩૧] જેમ ભય પામેલી નાગપત્ની બીજાને છેતરતી નીચાણમાં આવેલા કાંઠાપર શિલાના તળીઆનીચે ભરાઈ જાય છે, તેમ આ ગંગા પણ છેતરતી હોય તેમ નીચાં તીરોમાં શિલાતલોમાં નિત્ય લીન થતી વહે છે,[૩૨] સમુદ્રની પ્રિય પટરાણી આ ગંગા પ્રથમ શંકરની જટામાંથી નીકળીને, માતાની પેઠે આખી દક્ષિણ દિશાને ભીંજવી દે છે. તમે આ મહાપુણ્યદાયક નદીમાં ઇચ્છાપૂર્વક સ્નાન કરો.[૩૩] હે મહારાજા યુધિષ્ઠિર ! આ ત્રણ લોકમાં પ્રખ્યાત અને મહર્ષિગણોએ સેવન કરેલું ભૃગુનું તીર્થ છે, એ તમે જાણો. તે તીર્થમાં સ્નાન કરવાથી પરશુરામે પોતાનું હરાયલું તેજ પ્રાપ્ત કર્યું હતું. હે પાંડુપુત્ર ! તમે પણ ભાઈઓ તથા દ્રૌપદીની સાથે એ તીર્થમાં સ્નાન કરીને દુર્યોધને હરણ કરેલું તેજ પાછું મેળવવા યોગ્ય છો, કે જે પ્રમાણે રામચંદ્રની સાથે વેર કરનારા પરશુરામે પોતાનું તેજ પાછું મેળવ્યું હતું.[૩૪,૩૬]

વૈશંપાયને કહ્યુંઃ—'હે ભારત ! આ સાંભળીને પાંડુપુત્ર યુધિષ્ઠિરે, બંધુઓ તથા દ્રૌપદીની સાથે તે ભૃગુતીર્થમાં સ્નાન કર્યું અને દેવોને તથા પિતૃઓને તૃપ્ત કર્યા.[૩૭] હે નરશ્રેષ્ઠ ! તે તીર્થમાં સ્નાન કરવાથી યુધિષ્ઠિરનું રૂપ અત્યંત દેદીપ્યમાન જણાવવા લાગ્યું અને તે શત્રુઓને અજેય થઇ પડયા.[૩૮] હે રાજેંદ્ર !

તે પછી પાંડુનંદન યુધિષ્ઠિરે લોમશ મુનિને પૂછયું કે:–'હે ભગવન્! રામચંદ્રે પરશુરામનું તેજ શામાટે હરણ કર્યું હતું? અને પરશુરામે પાછું તે કેવી રીતે સંપાદન કર્યું ? હે પ્રભો! હું પ્રશ્ન કરૂં છું,માટે તમે મને એ કહો.[૩૯]

લોમશે કહ્યું:–'હે રાજેંદ્ર! તમે રામનું તથા બુદ્ધિમાન પરશુરામનું ચરિત્ર સાંભળો. વિષ્ણુ ભગવાન રાવણનો વધ કરવામાટે પોતાના શરીરવડે, મહાત્મા દશરથના પુત્રરૂપે રામ નામે ઉત્પન્ન થયા હતા; અને અમે અયોધ્યામાં ઉત્પન્ન થયેલા તે દશરથપુત્ર રામને જોયા હતા,[૪૧] તેમજ ભૃગુવંશમાં ઋચીકના પુત્ર પરશુરામ રેણુકાથી ઉત્પન્ન થયા હતા. તે રામ ઉત્તમ કર્મ કરનારા દશરથપુત્ર રામનું ધનુને ભાંગવું વગેરે પરાક્રમ સાંભળીને તે સમયે આશ્ચર્યયુક્ત થયા અને દાશરથપુત્ર રામનું પરાક્રમ જાણવાની ઇચ્છાથી ક્ષત્રિયોને સંહારનારૂં તે પ્રસિદ્ધ દિવ્ય ધનુષ લઇને પાછા અયોધ્યામાં આવ્યા. દશરથ રાજાએ પોતાના દેશના સીમાડા ઉપર પરશુરામ આવ્યા છે, એ વાત સાંભળીને પોતાના માનીતા પુત્ર રામને તેમની સામે મોકલ્યા. હથિયાર ઉગામી પોતાની સામે આવીને ઉભા રહેલા રામને જોઈ હે કુંતીપુત્ર! પરશુરામે હસતાં હસતાં તેને કહ્યું કે:–' હે રાજાધિરાજ પ્રભો! મેં આ ધનુષથી કાળના જેવા ક્ષત્રિયોનો સંહાર કર્યો છે,[૪૬] માટે હે રાજા! જો તારામાં સામર્થ્ય હોય તો તું યત્ન કરીને એ ધનુષ્યની પણછ ચઢાવ.' આ પ્રમાણે પરશુરામે કહ્યું ત્યારે રામ બોલ્યા કે:–" હે ભગવન્! તમારે તિરસ્કાર કરવો યોગ્ય નથી.[૪૭] હું પણ દ્વિજજાતિઓમાં ક્ષત્રિયોના ધર્મવિષે અધમતા પામ્યો નથી. ખાસકરીને ઇક્ષ્વાકુ વંશના રાજાઓની આગળ બાહુવીર્યના સંબંધમાં કોઇ પણ પોતાની બડાશ મારી શકતો નથી."[૪૮]

રામચંદ્રજી આમ બોલ્યા ત્યારે પરશુરામે કહ્યું કે:–'હે રાઘવ! હવે બોલવાની જરૂર નથી,તું આ ધનુષ ચઢાવ.'[૪૯] તે સાંભળીને રામચંદ્રે રોષ કરીને, મહા ક્ષત્રિયોનો સંહાર કરનારૂં તે દિવ્ય ધનુષ પરશુરામના હાથમાંથી લઈ લીધું;[૫૦] અને હે ભરતવંશી રાજા! તે વીર્યવાન રામે, રમત કરતા હોય તેમ ધનુષની પણછ ચઢાવી તથા હસતાં હસતાં તેનો શબ્દ કર્યો.[૫૧] વજ્રના જેવા તેના ટંકારવથી પ્રાણીઓ ત્રાસ પામી ગયાં. તે સમયે દાશરથપુત્ર રામે પરશુરામને કહ્યું કે:–" હે બ્રહ્મન્! આ તમારા ધનુષની પણછ ચઢાવી. બોલો, હવે હું તમારૂં બીજું કયું કાર્ય કરૂં?" આ સાંભળીને! પરશુરામે, મહાત્મા રામચંદ્રને દિવ્ય બાણ આપીને કહ્યું કે:–" તું આ બાણને ધનુષ ઉપર ચઢાવી, તેને કાનસુધી ખેંચ."[૫૨,૫૩]

લોમશે કહ્યું:– આ સાંભળીને રામચંદ્ર ક્રોધવડે પ્રદીપ્ત જેવા થઇ ગયા અને બોલ્યા કે:–' હે ભાર્ગવ! તમે ગર્વથી ભરેલા છો એમ સંભળાય છે, છતાં હું ક્ષમા કરૂં છું.[૫૪] તમે પોતાના પિતામહની કૃપાથી ક્ષત્રિયોને જિતી અત્યંત તેજ સંપાદન કર્યું છે અને તેથીજ મારો આક્ષેપ કરો છો;[૫૫] પરંતુ હું તમને દિવ્યચક્ષુ આપું છું, તેનાથી તમે મારા પોતાના રૂપને જુઓ.' હે ભરતવંશી યુધિષ્ઠિર! તે પછી પરશુરામ, રામના શરીરમાં જોવા લાગ્યા તો તેમણે આદિત્યોને,વસુઓને, રુદ્રોને,સાધ્યોને, વાયુગણોને, પિતૃઓને, અગ્નિને, નક્ષત્રોને, ગ્રહોને, ગંધર્વોને, રાક્ષસોને, યક્ષોને, નદીઓને, સંપૂર્ણ તીર્થોને, બ્રહ્મભાવને પામેલા સનાતન વાલખિલ્ય ઋષિઓને,[૫૬–૫૮] બધા દેવર્ષિઓને, સમુદ્રોને, પર્વતોને, ઉપનિષદ્, વષટ્કાર તથા યજ્ઞોની સાથે વેદોને, સચેતન સામોને, ધનુર્વેદને, મેઘસમૂહોને, વર્ષોને અને વિજળીઓને પ્રત્યક્ષ દીઠાં.[૬૦] હે ભારત! તે પછી વિષ્ણુસ્વરૂપી ભગવાન રામચંદ્રે તે ચઢાવેલું બાણ છોડયું, એટલે શુષ્ક વજ્રોથી, મોટાં ઉંબાડિયાંઓથી, ધૂળનાવરસાદથી અને મહામેઘોની વૃષ્ટિથી ભૂમંડળ ભરાઇ ગયું; પૃથ્વી કંપવા લાગી તથા કડાકાઓની સાથે પ્રચંડ શબ્દો થવા લાગ્યા અને રામના બાહુવડે તે પ્રેરેલું તેજવી બાણ પરશુરામને ગભરાવી નાખી તથા તેમના કેવળ તે-

જને હરણ કરી,પાછું આવ્યું.[૬૩] તે પછી વિહ્વળ થઇ ગયેલા પરશુરામના શરીરમાં પાછા પ્રાણઆવ્યા અને તેમને ભાન આવ્યું,ત્યારે તેમણે વિષ્ણુના તેજરૂપ રામને પ્રણામ કર્યા.[૬૪] પછી વિષ્ણુરૂપ રામચંદ્રની આજ્ઞા થવાથી તે પાછા મહેંદ્રપર્વત ઉપર આવ્યા અને ભયભીત તથા લજ્જિત થયેલા તે મહાતપસ્વી ત્યાં રહેવા લાગ્યા.[૬૫] ત્યારપછી એક વર્ષ પૂરૂં થઇ ગયું ત્યારે પિતૃઓ, નિસ્તેજ થયેલા, મદરહિત બનેલા અને દુઃખી થઇને બેસી રહેલા પરશુરામને જોઇ, તેમને કહેવા લાગ્યા.[૬૬]

પિતૃઓએ કહ્યું:–' હે પુત્ર ! તેં વિષ્ણુની આગળ જઇને જે કર્યું, તે સારૂં કર્યું નહિ; કારણકે તે તો ત્રણ લોકમાં સર્વદા પૂજવા યોગ્ય તથા માન આપવા યોગ્ય છે;[૬૭] માટે હે પુત્ર! તું વધૂસર નામની પવિત્ર નદીપ્રત્યે જા અને ત્યાં તીર્થોમાં સ્નાન કર, જેથી તને પાછું તેજ મળશે.[૬૮] હે રામ ! તે તીર્થનું દીપ્તોદ એવું નામ છે, કે જ્યાં તારા પ્રપિતામહ ભૃગુઋષિએ સત્યયુગમાં ઉત્તમ તપ કર્યું હતું.'[૬૯]

હે કુંતીપુત્ર ! પછી પિતૃઓનાં વચનથી પરશુરામે આ તીર્થમાં સ્નાન કર્યું હતું અને હે પાંડુનંદન! તેને પુનઃ તેજ પ્રાપ્ત થયું હતું.[૭૦] હે તાત! હે મહારાજ! પૂર્વે પવિત્ર કર્મ કરનારા પરશુરામે વિષ્ણુની આગળ જઇને ગુમાવેલું તેજ પાછું આ પ્રમાણે પ્રાપ્ત કર્યું હતું.[૭૧]

**ઈતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં "લોમશતીર્થયાત્રામાં પરશુરામની તેજહાનિનું કથન" એ વિષયનો અધ્યાય ૯૯ મો સમાપ્ત.**

## અધ્યાય ૧૦૦ મો

### વજ્રનિર્માણ

**॥ युधिष्ठिर उवाच ॥**

**भूय एवा मिच्छामि महर्षेस्तस्य धीमतः ॥**
**कर्मणां विस्तरं श्रो मगस्त्यस्य द्विजोत्तम ॥१**

યુધિષ્ઠિરે કહ્યું:–" હે દ્વિજોત્તમ ! હું ફરી પણ તે બુદ્ધિમાન મહર્ષિ અગસ્ત્યનાં કર્મોનો વિસ્તાર સાંભળવાની ઇચ્છા રાખું છું,"[૧]

લોમશે કહ્યું:–હે મહારાજ ધર્મરાજા! અમાપ બળવાળા અગસ્ત્ય ઋષિના પ્રભાવસંબંધી, અદ્દભુત અને અમાનુષી દિવ્ય કથાને તમે સાંભળો.[૨] પૂર્વે સત્યયુગમાં યુદ્ધ કરવામાં દુષ્ટ મદવાળા, ભયંકર અને અત્યંત દારુણ કર્મ કરનારા કાલકેય નામથી પ્રખ્યાત થયેલા દાનવો હતા.[૩] તેઓ વૃત્રાસુરનો આશ્રય કરીને, અનેક હાથયારો ઉગામી, મહેંદ્ર વગેરે દેવોના તરફ ચોમેરથી દોડવા લાગ્યા.[૪] તે સમયે દેવોએ વૃત્રાસુરના વધને માટે યત્ન કરવા માંડયો અને તેઓ ઇંદ્રને આગળ કરીને બ્રહ્માની પાસે ગયા.[૫] પછી હાથ જોડીને ઉભા રહેલા તે સર્વના પ્રત્યે બ્રહ્માએ કહ્યું કે:–' હે દેવો! તમે જે કાર્ય કરવા ધાર્યું છે, તે સર્વ મેં જાણ્યું છે.[૬] હું તમને એવો ઉપાય કહું છું, કે જેમ કરવાથી તમે વૃત્રાસુરનો વધ કરી શકશો. એક ઉદાર બુદ્ધિવાળા દધીચ નામના વિખ્યાત મહર્ષિ છે.[૭] તમે બધા એકઠા મળીને તેમની પાસે જઇને વરદાન માગો. તે ધર્માત્મા છે, તેથી પ્રસન્ન મનથી તમને વર આપશે.[૮] વિજયની ઇચ્છાવાળા તમારે બધાએ એકઠા મળીને તેમને કહેવું કે:–' તમે ત્રણ લોકના હિતને માટે તમારાં હાડકાં આપો.'[૯] આવી તમારી માગણી થતાં તે શરીરનો ત્યાગ કરીને તમને પોતાનાં હાડકાં આપશે. પછી તમે તે હાડકાંવડે મહાભયંકર, મોટા શત્રુઓને હણનારૂં, ઘોર, છ ખુણાવાળું અને ભયંકર શબ્દવાળું એક મજબૂત વજ્ર તૈયાર કરો; એટલે તે વજ્રવડે ઇંદ્ર વૃત્રાસુરનો વધ કરશે.[૧૦,૧૧] આ સઘળું મેં તમને કહ્યું છે, માટે હવે તમે એ કામ જલદી કરો.'[૧૨]

આ પ્રમાણે બ્રહ્માએ કહ્યું એટલે દેવો તેમની આજ્ઞા લઇ, નારાયણને આગળ કરીને સરસ્વતી નદીની સામે પાર આવેલા તથા વૃક્ષ અને વેલાઓથી વીંટાયલા દધીચ ઋષિના આશ્રમપ્રત્યે ગયા. તે આશ્રમ સામગાન કરનારાની પેઠે ગુંજારવ કરનારા ભ્રમરાઓના ગીતનાદથી ગાજી

રહેલો હતો, કોયલના શબ્દવડે યુક્ત હતો અને નાનાં પ્રાણીઓના શબ્દથી જાણે સચેતન હોય તેવો લાગતો હતો.[૧૪] વળી ત્યાં વ્યાઘ્રના ભયથી મુક્ત થયેલા પાડાઓ, વરાહો, મૃગો અને ચમરી ગાયો ઠેક ઠેકાણે ફરતાં હતાં;[૧૫] ગંડસ્થળ ઉપરથી મદ ઝરતા, સરોવરમાં પેસી હાથિણીઓની સાથે ક્રીડા કરતા હાથીઓના નાદથી ગાજી રહેલો હતો;[૧૬] તેમજ મોટી મોટી ગર્જના કરનારા સિંહો તથા વ્યાઘ્રોના નાદથી નાદિત હતો અને ગુફાઓ તથા કોતરોમાં ભરાઇને સૂઇ રહેલા બીજા વ્યાઘ્રાદિકોથી તે આશ્રમના જૂદા જૂદા વિભાગો સુશોભિત જણાતા હતા. આવા સ્વર્ગના જેવા જણાતા તે મનોહર લાગતા દધીચના આશ્રમમાં દેવો આવ્યા;[૧૭,૧૮]અને ત્યાં તેઓએ કાંતિમાન બ્રહ્માની પેઠે દેહવડે પ્રકાશમાન તથા સૂર્યના જેવા તેજસ્વી દધીચ મુનિને જોયા.[૧૯] તે પછી હે રાજા! સર્વ દેવોએ તેમના ચરણમાં વંદન કરી, પ્રણામ કરીને, બ્રહ્માના કહેવા પ્રમાણે વરદાનની યાચના કરી.[૨૦] તે સાંભળીને દધીચ બહુ પ્રસન્ન થયા અને તે દેવશ્રેષ્ઠોના પ્રત્યે આ પ્રમાણે બોલ્યાઃ-'હે દેવો ! તમારૂં જે હિત છે તે હું આજે કરૂં છું, હું પોતાના દેહનો પોતેજ ત્યાગ કરૂં છું.'[૨૧] આ પ્રમાણે કહીને, મનુષ્યોમાં શ્રેષ્ઠ તથા જિતેંદ્રિય દધીચ ઋષિએ, પોતાના પ્રાણોનો એકાએક ત્યાગ કર્યો. તે પછી બ્રહ્માના ઉપદેશ પ્રમાણે દેવોએ તે પ્રાણરહિત થયેલા ઋષિનાં હાડકાંઓ ગ્રહણ કર્યાં[૨૨] અને પ્રસન્ન થતા થતા વિજયને માટે, તેઓએ વિશ્વકર્માની પાસે આવીને તે વાત કહી. દેવોનું વચન સાંભળીને વિશ્વકર્મા પ્રસન્ન થયા અને તેણે સાવધાન થઈ પ્રયત્નથી અત્યંત ઉગ્ર રૂપવાળું વજ્ર તૈયાર કર્યું. તે પછી તેણે આનંદથી ઇંદ્રને કહ્યું કેઃ-'હે દેવ ! આ ઉત્તમ વજ્રવડે તમે આજે ભયંકર દૈત્યને બાળીને ભસ્મ કરો;[૨૪] અને શત્રુનો નાશ કર્યાપછી, તમે દેવગણોની સાથે સ્વર્ગમાં રહીને સુખેથી સ્વર્ગનું રક્ષણ કરો.' આ પ્રમાણે વિશ્વકર્માએ કહ્યું, ત્યારે પ્રસન્ન થયેલા ઇંદ્રે, સાવધાન થઇને તે વજ્ર ગ્રહણ કર્યું.[૨૫]

ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં "લોમશતીર્થયાત્રામાં વજ્રનિર્માણ" એ વિષયનો અધ્યાય ૧૦૦ મો સમાપ્ત.

---

# અધ્યાય ૧૦૧ મો

## વૃત્રવધ

॥ लोमश उवाच ॥

ततः स वज्री बलिभिर्दैवतैरभिरक्षितः ॥
आससाद ततो वृत्रंस्थितमावृत्यरोदसी ॥१॥

લોમશે કહ્યું:-તે પછી બળવાન દેવોએ ચોમેરથી રક્ષણ કરેલો ઇંદ્ર, હાથમાં વજ્ર લઇને જ્યાં પૃથ્વી તથા આકાશને ઘેરીને વૃત્રાસુર ઉભો હતો ત્યાં આવ્યો.[૧] તે સમયે શિખરોવાળા પર્વતોની પેઠે, હાથમાં હથિયારો ઉગામીને, પ્રચંડ કાયાવાળા કાલકેય દૈત્યોએ, તે દૈત્યનું ચોમેરથી રક્ષણ કરેલું હતું.[૨] હે ભરતશ્રેષ્ઠ ! તે પછી દેવોનું દાનવોની સાથે લોકને ત્રાસ ઉત્પન્ન કરે એવું બે ઘડીસુધી મહાન યુદ્ધ ચાલ્યું.[૩] તે સમયે વીર પુરુષોના બાહુઓવડે ઉછળતી, સામા ઝટકાથી ચૂર્ણ થતી અને યોદ્ધાઓનાં શરીર ઉપર પડતી તરવારોનો ત્યાં મહાભયંકર શબ્દ થવા લાગ્યો;[૪]તેમજ હે મહારાજ ! ડીંટાંમાંથી તૂટીને નીચે પડતાં તાડફળોથી જેવું ભૂતળ દેખાય, તેવું આકાશમાંથી નીચે પડતાં યોદ્ધાઓનાં મસ્તકોવડે ભૂતળ દેખાવવા લાગ્યું.[૫] પછી કાલેય દૈત્યો સુવર્ણનાં કવચો પહેરીને તથા હાથમાં પરિઘ નામનાં હથિયારો લઇને, દાવાગ્નિથી બળતા પર્વતની પેઠે દેવોના તરફ દોડયા.[૬] તે સમયે અભિમાનપૂર્વક વેગથી દોડતા તે દૈત્યોના વેગને દેવો સહન કરી શકયા નહિ, તેથી તેઓ હતાશ થઇને ભયવડે નાસવા લાગ્યા.[૭] હજાર નેત્રવાળો ઇંદ્ર, તેઓને ભયભીત થઇ નાસતા જોઇને તથા વૃત્રાસુરને વૃદ્ધિ પામતો જોઇને, મહાન ચિંતામાં પડી ગયો;[૮] અને કાલકેય દૈત્યોના ભયથી ત્રાસ પામેલો સાક્ષાત્ ઇંદ્રદેવ તુરત નારાયણ પ્રભુને શરણે ગયો.[૯] સનાતન વિષ્ણુ ભગવાને, તે ઇં-

દ્રને ચિંતાગ્રસ્ત જોઇને, તેના બળમાં વધારો કરવામાટે પોતાનું તેજ તેનામાં મૂક્યું.[૧૦] આ પ્રમાણે વિષ્ણુએ ઇંદ્રનું રક્ષણ કર્યું તે જોઇને, સઘળા દેવગણોએ તથા નિર્મળ બ્રહ્મર્ષિઓએ પણ પોતપોતાનું તેજ ઇંદ્રમાં મૂક્યું.[૧૧] આ રીતે દેવતાઓની સાથે વિષ્ણુએ અને મહાભાગ્યશાળી ઋષિઓએ પોતપોતાનું તેજ આપીને પુષ્ટ કરેલો ઇંદ્ર તે વખતે બળવાન થઇ ગયો.[૧૨] જ્યારે વૃત્રાસુરે દેવાધીશ ઇંદ્રને બળવાન થયેલો જાણ્યો, ત્યારે તે મહાન ગર્જનાઓ કરવા લાગ્યો અને તેની મોટી ગર્જનાઓથી પૃથ્વી, દિશાઓ, આકાશ, સ્વર્ગ અને પર્વતો,એ સર્વ ચલિત થઇ ગયાં.[૧૩] હે રાજા ! મહેંદ્ર પણ તે ભયંકર ગર્જના સાંભળીને અત્યંત સંતાપમાં પડ્યો અને તેણે ભયમાં ડૂબીને, ઉતાવળથી વૃત્રાસુરના વધને માટે મહાન વજ્ર છોડ્યું[૧૪] કે તુરતજ ઇંદ્રના વજ્રથી હણાયલો તે સુવર્ણમાળાને ધારણ કરનારો મહાદૈત્ય પૂર્વે વિષ્ણુના હાથમાંથી પડેલા મહાપર્વત મંદરાચળની પેઠે પૃથ્વી ઉપર પડ્યો.[૧૫] તે મહાદૈત્ય હણાયો તોપણ ભયાતુર થયેલો ઇંદ્ર ત્યાંથી છુપાવા માટે સરોવરમાં પેસવા દોડ્યો, કારણ કે તે એવો ભયભીત થઈ ગયો હતો, કે જેને લીધે તેણે પોતાના હાથમાંથી વજ્ર છુટયુંજ નથી અને વૃત્રાસુર હણાયોજ નથી એમ માની લીધું હતું;[૧૬]પરંતુ સર્વ દેવોને અને મહર્ષિઓને બહુ આનંદ થયો અને તેઓ મહેંદ્રની સ્તુતિ કરવા લાગ્યા તથા એકદમ એકઠા મળીને, વૃત્રાસુરના વધવડે સંતાપમાં પડી ગયેલા સર્વ દૈત્યોને મારવા લાગ્યા.[૧૭] તે એકઠા મળેલા દેવોથી ત્રાસ પામી ગયેલા દૈત્યો ત્યાંથી ભયભીત થઈને સમુદ્રમાં જઇ ભરાયા અને મગર તથા માછલાંવડે અત્યંત ભરપૂર અગાધ સમુદ્રમાં પેસીને, તે ગર્વિષ્ઠ દૈત્યો એકઠા મળી ત્રણ લોકના વિનાશને માટે વિચાર કરવા લાગ્યા. તેમાં બુદ્ધિના નિશ્ચયને જાણનારા કેટલાક દૈત્યો જૂદા જૂદા ઉપાયોનું વર્ણન કરવા લાગ્યા.[૧૯] આ પ્રમાણે વિચાર કરતાં તેઓને કાળગતિવડે ભયંકર કૃત્ય કરવાનો વિચાર સૂઝ્યો કેઃ-“ જેઓ વિદ્યાસંપન્ન હોય તથા તપશ્ચર્યા કરનારા હોય, તેઓનો પ્રથમ વિનાશ કરવો;[૨૦] કારણ કે સર્વ લોકો તપને આધારે રહે છે, માટે તપના નાશને સારૂ ઉતાવળ કરો અને પૃથ્વીમાં જે કોઇ તપસ્વીઓ, ધર્મવેત્તાઓ તથા જ્ઞાનીઓ હોય, તેઓનો તત્કાળ નાશ કરો; કારણ કે તેઓનો વિનાશ થતાં આખું જગત નાશ પામશે.’ આ પ્રમાણે જગતના વિનાશને માટે મનમાં પાકો નિશ્ચય કરીને અત્યંત પ્રસન્ન થયેલા તે દાનવો, મોટા તરંગોવાળા અને રત્નની ખાણરૂપ સમુદ્રરૂપી કિલ્લાનો આશ્રય કરીને રહેવા લાગ્યા.[૨૧-૨૩]

**ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં “લોમશતીર્થયાત્રામાં વૃત્રવધ” એ વિષયનો અધ્યાય ૧૦૧ મો સમાપ્ત.**

# અધ્યાય ૧૦૨ મો

## કાલેય દૈત્યોનાં કાળાં કર્મ

**॥ लोमश उवाच ॥**

**समुद्रं ते समाश्रित्य वरुणं निधिमंभसः ॥**
**कालेयाः संप्रवर्तंते त्रैलोक्यस्य विनाशने॥१॥**

લોમશે કહ્યું:-ઉપર જણાવ્યા પ્રમાણે કાલેય દૈત્યો, જળના ભંડારરૂપ સમુદ્રનો આશ્રય કરીને, ત્રણ લોકનો વિનાશ કરવા લાગ્યા.[૧] અતિશય કોપાયમાન થયેલા તે દૈત્યો, આશ્રમોમાં અને પવિત્ર સ્થાનોમાં નિવાસ કરનારા મુનિઓને હમેશાં રાત્રે બહાર નીકળીને ખાઈ જવા લાગ્યા.[૨] તે દુરાત્માઓએ વસિષ્ઠના આશ્રમમાં રહેનારા એકસો સત્તાણું તપસ્વી બ્રાહ્મણોનું ભક્ષણ કર્યું.[૩] વળી તેઓ બ્રાહ્મણોએ સેવન કરેલા ચ્યવન ઋષિના પવિત્ર આશ્રમમાં જઇને ફળ તથા મૂળનો આહાર કરીને રહેનારા સો મુનિઓને ખાઇ ગયા.[૪] આ પ્રમાણે કાલેય દૈત્યો રાત્રે ઋષિઓને ખાઈ જતા હતા અને દિવસે સમુદ્રમાં ભરાઇ રહેતા હતા,

તેઓએ ભરદ્વાજના આશ્રમમાં નિયમપરાયણ, બ્રહ્મચર્ય પાળનારા, વાયુનો આહાર કરનારા અને જળપાન કરીને રહેનારા વીસ બ્રાહ્મણોને પણ મારી નાખ્યા હતા. આ પ્રમાણે ભુજબળના આશ્રયથી મદમત્ત થયેલા અને કાળચક્રમાં સપડાયલા તે કાલેય દૈત્યો, તે વખતે રાત્રે રાત્રે અનુક્રમે સર્વ આશ્રમોમાં પુષ્કળ બ્રાહ્મણોને મારીને પીડા કરવા લાગ્યા.[૭] હે રાજા! આ રીતે તેઓ તપરૂપી ધનવાળા તાપસ ઋષિઓનો વિનાશ કરતા હતા, તોપણ તે દૈત્યોને મનુષ્યો જોઇ કે જાણી શકતા ન હતા;[૮] પરંતુ નિયમિત આહાર કરવાથી દુર્બળ થઇ ગએલા મુનિઓનાં જીવિતવિનાનાં થઇને પૃથ્વી ઉપર પડેલાં શરીરો સવારમાં નજરે પડતાં હતાં. તેઓનાં માંસરહિત, રુધિરવિનાનાં, ચરબી તથા આંતરડાંવિનાનાં અને છૂટા થઇ ગએલા સાંધાવાળા વીખરાઈ પડેલાં હાડકાંઓથી, પૃથ્વી, શંખના ઢગલાઓથી જેવી શોભે તેવી શોભતી હતી.[૧૦] વળી ફોડી નાખેલા કળશોથી, ભાંગી નાખેલા સ્રુવોથી અને છિન્નભિન્ન કરી નાખેલા અગ્નિહોત્રના કુંડોથી પૃથ્વી ઢંકાઇ ગઈ હતી.[૧૧] તેમજ કાલેય દૈત્યોના ભયથી પીડાયલા જગતમાં વેદનું અધ્યયન, વષટ્કાર અને યજ્ઞોત્સવની ક્રિયાઓ નાશ પામી ગઈ હતી તથા સર્વત્ર નિરુત્સાહ ફેલાઈ ગયો હતો.[૧૨] હે રાજા! આ રીતે સંહાર થવા લાગ્યો, ત્યારે ભયભીત થયેલાં મનુષ્યો પોતાના રક્ષણને માટે બીકથી દિશાઓમાં નાસવા લાગ્યાં.[૧૩] કેટલાંક મનુષ્યો ગુફાઓમાં ભરાઇ ગયાં, ત્યારે કેટલાંએક પાણીનાં ઝરણોમાં સંતાયાં અને બીજાં કેટલાંએકે તો મરણથી ત્રાસ પામીને ભયને લીધેજ પોતાના પ્રાણો છોડી દીધા.[૧૪] ત્યારે એમાં જે કેટલાએક મહાધનુર્ધારી અને શૂરવીર પુરુષો હતા, તેઓ પરમ હર્ષ પામીને દાનવોને ખોળવામાટે મહાન યત્ન કરવા લાગ્યા;[૧૫] પરંતુ સમુદ્રમાં રહેલા કાલેયોનો તેઓને પત્તો લાગ્યો નહિ અને તેઓ મહાશ્રમિત થઇને પાછા પોતાને ઘેર આવ્યા.[૧૬]

હે રાજા! આ રીતે જગતનો નાશ થવા લાગ્યો અને યજ્ઞ, ઉત્સવ તથા ક્રિયાઓ બંધ પડી ગઈ, તે વખતે દેવોને અત્યંત દુઃખ થવા લાગ્યું[૧૭] અને ભયભીત થયેલા દેવોએ, મહેંદ્રની સાથે એકઠા મળીને, વિચાર કર્યો. તે પછી તેઓ શરણે આવેલાનું રક્ષણ કરનારા, આશ્રયરૂપ, અજન્મા અને વ્યાપક દેવ નારાયણની પાસે ગયા અને મધુદૈત્યને હણનારા અજિત તે વૈકુંઠ ભગવાનને નમસ્કાર કરીને બધા દેવો તે વખતે તેમને કહેવા લાગ્યા કેઃ—[૧૯]હે પ્રભો! તમે અમારા તથા જગતના સ્રષ્ટા, પાલક તથા સંહર્તા છો. આ જે કંઇ સ્થાવર તથા જંગમરૂપી વિશ્વ છે તેને સર્જનારા તમે છો.[૨૦] હે કમલનેત્ર! પૂર્વે સમુદ્રમાં ડૂબી ગયેલી પૃથ્વીને તમે વરાહનું રૂપ લઇને જગતના હિતને માટે સમુદ્રમાંથી પાછી કાઢી હતી.[૨૧] વળી હે પુરુષોત્તમ! તમે નૃસિંહરૂપ ધારણ કરીને પૂર્વે મહાપરાક્રમી આદિદૈત્ય હિરણ્યકશિપુને માર્યો હતો.[૨૨] તેમજ સર્વ પ્રાણીઓથી અવધ્ય એવા મહાસુર બલિને પણ તમેજ વામનરૂપ ધારણ કરીને ત્રણ લોકથી ભ્રષ્ટ કર્યો હતો.[૨૩] વળી મહાધનુર્ધારી, ક્રૂર તથા યજ્ઞોનો ભંગ કરનારો જે જંભ નામનો પ્રખ્યાત અસુર હતો, તેને પણ તમેજ માર્યો હતો.[૨૪] આવાં આવાં ગણી ન શકાય તેટલાં કર્મો તમે કર્યાં છે; અને હે મધુસૂદન! ભયભીત થયેલા એવા અમારા આધારરૂપ તમેજ છો;[૨૫] માટે હે દેવાધિદેવ! અમે લોકોના હિતને માટે તમારી પ્રાર્થના કરીએ છીએ, તેથી તમે લોકોને, દેવોને અને ઇંદ્રને મહાન ભયમાંથી બચાવો.[૨૬]

**ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં "લોમશતીર્થયાત્રામાં વિષ્ણુસ્તુતિ" એ વિષયનો અધ્યાય ૧૦૨ મો સમાપ્ત.**

# અધ્યાય ૧૦૩ મો
## અગસ્ત્યનું માહાત્મ્ય

॥ देवा ऊचुः ॥

**तव प्रसादाद्वर्धंते प्रजाः सर्वाश्चतुर्विधाः॥**
**ता भाविता भावयंति हव्यकव्यैर्दिवौकसः १**

દેવોએ કહ્યું:–' તમારી કૃપાથી ચાર પ્રકારની સર્વ પ્રજાઓ વૃદ્ધિ પામે છે અને વૃદ્ધિ પામેલી તે પ્રજાઓ હવ્યકાવ્યોવડે દેવોને વૃદ્ધિ પમાડે છે.[૧] આ પ્રમાણે તમારી કૃપાથી ઉદ્વેગરહિત થયેલા તથા ચોમેરથી તમેજ રક્ષણ કરેલા લોકો પરસ્પરનો આશ્રય કરીને વૃદ્ધિ પામે છે;[૨] પરંતુ હમણાં લોકોપર આ મહાભય આવી પડયો છે. આ બ્રાહ્મણોને રાત્રિમાં કોણ મારી નાખે છે, તેની અમને ખબર પડતી નથી.[૩] બ્રાહ્મણોનો ક્ષય થતાં પૃથ્વી ક્ષય પામશે અને પૃથ્વીનો ક્ષય થતાં સ્વર્ગ પણ ક્ષીણ થશે;[૪] માટે હે મહાબાહુ જગત્પતિ ! તમે સર્વ લોકોનું ચોમેરથી રક્ષણ કરો,એટલે તમારી કૃપાથી તેઓ વિનાશ પામશે નહિ.'[૫]

વિષ્ણુએ કહ્યું:–' હે દેવો ! પ્રજાના ક્ષયનું સર્વ કારણ મારા જાણવામાં છે અને તે હું તમને પણ કહું છું તેને તમે શાંત થઇને સાંભળો.[૬] કાલેય નામનો મહાભયંકર એક દૈત્યોનો સમુદાય છે. તેઓએ વૃત્રાસુરનો આશ્રય કરીને આખા જગતને ડહોળી નાખ્યું હતું.[૭] પછી જ્યારે બુદ્ધિમાન ઇંદ્રે વૃત્રાસુરને માર્યો, ત્યારે તે જોઇને તેઓ પોતાના જીવિતના રક્ષણને માટે સમુદ્રમાં પેસી ગયા છે અને મગર તથા માછલાંવડે ભરેલા ભયંકર સમુદ્રમાં પેસીને લોકોના વિનાશને માટે તેઓ રાત્રિમાં બહાર નીકળી ઋષિઓને મારી નાખે છે.[૯] આ રીતે તેઓ સમુદ્રનો આશ્રય કરી રહેલા છે,તેથી તેઓનો નાશ કરી શકાય તેમ નથી, માટે તમે સમુદ્રનો ક્ષય થાય એવો કોઈ ઉપાય બુદ્ધિવડે ખોળી કાઢો.[૧૦] અગસ્ત્ય મુનિવિના બીજો સમુદ્રનું શોષણ કરવા કોણ સમર્થ છે ? કોઈ નથી અને સમુદ્રનાં શોષણવિના તે કાલેય દૈત્યો મરે તેમ નથી. (માટે તમે અગસ્ત્યની પાસે જાઓ.)'[૧૧] આ પ્રમાણે વિષ્ણુએ કહ્યું, તે સાંભળીને દેવો તે વખતે બ્રહ્માની આજ્ઞા લઈને અગસ્ત્યમુનિના આશ્રમમાં ગયા.[૧૨] ત્યાં તેઓએ મિત્રાવરુણના પુત્ર, પ્રદીપ્ત તેજવાળા, મહાત્મા અગસ્ત્યમુનિને, દેવોથી સેવાતા બ્રહ્માની પેઠે ઋષિઓથી સેવાતા જોયા.[૧૩] પછી તેઓ આશ્રમમાં બેઠેલા અસ્ખલિત ઐશ્વર્યવાળા અને તપના સમૂહરૂપ મિત્રાવરુણના મહાત્મા પુત્ર અગસ્ત્યની પાસે જઇને, તેમનાં કરેલાં કર્મોથી સ્તુતિ કરવા લાગ્યા.[૧૪]

દેવોએ કહ્યું:–' પૂર્વે નાહુષરાજાથી જ્યારે લોકો પીડાતા હતા, ત્યારે તમે લોકોના કંટકરૂપ તે રાજાને, ઇંદ્રપદના ઐશ્વર્યથી તથા સ્વર્ગલોકથી ભ્રષ્ટ કરીને લોકોનું રક્ષણ કર્યું હતું.[૧૫] વળી મહાપર્વત વિંધ્યાચલ, સૂર્ય ઉપર ક્રોધ કરીને એકાએક વધી ગયો હતો; પરંતુ તેને તમે નમાવ્યો તે પછી તમારાં વચનને ઉલ્લંઘન ન કરતો તે હજીસુધી ઉંચે વધતો નથી.[૧૬] તે પર્વત જ્યારે ઘણો ઉંચો વધી ગયો હતો, ત્યારે આખો આ લોક અંધારામાં ડૂબી ગયો હતો અને સઘળી પ્રજા મૃત્યુથી પીડાતી હતી, તે વખતે તમનેજ નાથતરીકે મેળવીને સર્વ પ્રજા પરમ શાંતિ પામી હતી;[૧૭] તેમજ ભયભીત થયેલા અમને પણ નિરંતર આપ ભગવાનજ આધારરૂપ છો; માટે દુઃખ પામેલા અમે તમારી પાસે વરદાન માગીએ છીએ, કારણકે તમે વરદાન આપનારા છો.'[૧૭,૧૮]

**ઇતિ૦ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં "લોમશતીર્થયાત્રામાં અગસ્ત્યમાહાત્મ્યકથન" એ વિષયનો અધ્યાય ૧૦૩ મો સમાપ્ત.**

## અધ્યાય ૧૦૪ મો

### અગસ્ત્યે વિંધ્યાચળને વધતો અટકાવ્યો.

**॥ युधिष्ठिर उवाच ॥**

**किमर्थं सहसा विंध्यः प्रवृद्धःक्रोधमूर्च्छितः॥**
**एतदिच्छाम्यहं श्रोतुं विस्तरेण महामुने ॥१॥**

યુધિષ્ઠિરે પૂછ્યું:–હે મહામુનિ ! વિંધ્યાચળ ક્રોધાયમાન થઈને એકાએક શામાટે વૃદ્ધિ પામ્યો હતો? એ હું વિસ્તારથી સાંભળવાની ઈચ્છા રાખું છું.[૧]

લોમશે કહ્યું:–સૂર્યનારાયણ ઉદયસમયે અને અસ્તસમયે સુવર્ણમય, પર્વતોના રાજા મહાગિરિ મેરુ પર્વતની પ્રદક્ષિણા કરતા હતા.[૨] તે જોઇને વિંધ્યાચળે તે રીતે પ્રદક્ષિણા કરતા સૂર્યને કહ્યું કે:–'હે ભાસકર ! તમે જે રીતે નિત્ય મેરુ પર્વતની પાસે જઈને તેની પ્રદાક્ષણા કરો છો, એ રીતે મારી પ્રદક્ષિણા કરો.' આ પ્રમાણે વિંધ્યાચળે કહ્યું, ત્યારે સૂર્યે તે પર્વતરાજને કહ્યું કે:–[૪]'હું કંઇ પોતાની ઇચ્છાથી મેરુપર્વતની પ્રદક્ષિણા કરતો નથી; પરંતુ જેમણે આ જગતને નિર્માણ કર્યું છે, તેમણે મને એ માર્ગ દર્શાવ્યો છે.'[૫]

હે શત્રુને તાપ આપનારા રાજા ! આ પ્રમાણે સૂર્યે કહ્યું, એટલે વિંધ્ય પર્વતને ક્રોધ ચઢયો અને તે સૂર્ય તથા ચંદ્રના માર્ગને રોકવાની ઈચ્છાથી એકાએક વૃદ્ધિ પામ્યો.[૬]તે પછી સઘળા દેવો એકઠા મળીને મહાન પર્વતરાજ વિંધ્યની પાસે આવ્યા અને તેને ઉપાયવડે રોકવા લાગ્યા; પરંતુ તેઓના વચનને વિંધ્ય પર્વતે સ્વીકાર્યું નહિ.[૭] તે સમયે દેવો, ધર્મધારીઓમાં શ્રેષ્ઠ, અત્યંત અદ્દભુત પરાક્રમવાળા,આશ્રમવાસી તથા તપસ્વી અગસ્ત્યમુનિની પાસે ગયા અને એકઠા મળીને તેમને તે વાત કહેવા લાગ્યા.[૮]

દેવોએ કહ્યું:–'આ પર્વતરાજ વિંધ્યાચળ ક્રોધને અધીન થઈને, સૂર્ય તથા ચંદ્રના માર્ગને અને નક્ષત્રોની ગતિને રોકી દે છે.[૯] હે દ્વિજોત્તમ ! તેને રોકવામાટે તમારાવિના બીજો કોઈપણ સમર્થ નથી; માટે હે મહાભાગ્યશાળી ! તમે તેને વૃદ્ધિ પામતો અટકાવો.'[૧૦]

દેવોનાં આવાં વચન સાંભળીને, અગસ્ત્યમુનિ પોતાની પત્નીની સાથે વિંધ્યાચળ પાસે ગયા અને વિંધ્યાચળે તેમનું સન્માન કર્યું. તે પછી અગસ્ત્યે વિંધ્યપર્વતને કહ્યું કે:–[૧૧]'હે પર્વતશ્રેષ્ઠ! હું કોઈ કાર્યને લીધે દક્ષિણ દિશામાં જાઉં છું, માટે હું તારા આપેલા માર્ગની ઇચ્છા કરૂં છું.[૧૨] હે પર્વતોના રાજા ! હું પાછો આવું ત્યાંસુધી તું વધ્યાવિના મારી વાટ જોજે. તે પછી હું પાછો જાઉં એટલે તું તારી ઇચ્છાપ્રમાણે વધજે.'[૧૩]

હે શત્રુદમન રાજા ! અગસ્ત્યમુનિ, વિંધ્યપર્વતની સાથે આવો ઠરાવ કરીને દક્ષિણદિશામાં ગયા છે, તે હજીસુધી ત્યાંથી પાછા આવતા નથી.[૧૪] હે રાજા! અગસ્ત્યના પ્રભાવથી વિંધ્યાચળ કેવી રીતે વધતો નથી? એ સંબંધમાં તમે મને જે પૂછયું હતું, તે સઘળું મેં કહ્યું છે.[૧૫] હવે હે રાજા ! સઘળા દેવોએ અગસ્ત્ય પાસેથી વરદાન મેળવીને જે પ્રમાણે કાલેય દૈત્યનો નાશ કર્યો હતો, તે હું કહું છું, તમે સાંભળો.[૧૬]

દેવોનું વચન સાંભળીને અગસ્ત્ય મુનિ બોલ્યા કે:–'તમે અહીં શામાટે આવ્યા છો ? અને મારી પાસેથી કયા વરની ઈચ્છા કરો છો?' આ પ્રમાણે અગસ્ત્યમુનિએ પૂછયું ત્યારે દેવોએ મુનિને કહ્યું કે:–[૧૭]'હે મહાત્મા ! તમે મહાસમુદ્રનું પાન કરો એવી અમારી ઈચ્છા છે અને તેથી તમે અમારૂં કાર્ય કર્યું, એમ અમે માનીશું. તમે સમુદ્રનું પાન કરશો, એટલે અમે દેવોના દ્વેષી તે કાલેય નામના દૈત્યોને સંબંધીઓની સાથે નાશ પમાડીશું.'[૧૮] આવું દેવોનું કહેવું સાંભળીને મુનિએ કહ્યું કે:–'ભલે, હું તમારી ઇચ્છા પ્રમાણે કરીશ અને લોકોને મહાન સુખ આપીશ.'[૧૯] હે સુવ્રત ! આ પ્રમાણે કહીને અગસ્ત્ય મુનિ, તપશ્ચર્યાવડે સિદ્ધ થયેલા ઋષિઓ અને દેવોની સાથે નદીઓના નાથ સમુદ્રતરફ જવા નીકળ્યા.[૨૦] તે સમયે તે આ-

શ્ચર્ય જોવાની ઇચ્છાથી મનુષ્યો, સર્પો, ગંધર્વો, યક્ષો તથા કિંપુરુષો મહાત્મા અગસ્ત્યની પાછળ પાછળ ગયા.[૨૧] તે પછી અગસ્ત્યની સાથે દેવો, ગંધર્વો, નાગો અને મહાભાગ્યશાળી ઋષિઓ એકઠા મળીને,ભયંકર ગર્જના કરતા સમુદ્ર તરફ ચાલ્યા અને તેઓ તરંગોવડે જાણે નૃત્ય કરતો હોય, વાયુવડે જાણે હેલારે ચઢેલો હોય,ફીણના ઢગલાઓથી જાણે હાસ્ય કરતો હોય અને બખોલોમાં જાણે અથડાતો હોય તેવા જણાતા અનેક મગરોથી ભરપૂર તથા જાત જાતના પક્ષીસમુદાયથી યુક્ત એવા મહાસમુદ્ર પાસે પહોંચ્યા. ૨૪

ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રાપર્વમાં "લોમશતીર્થયાત્રામાં અગસ્ત્યોપાખ્યાન" એ વિષયનો અધ્યાય ૧૦૪ મો સમાપ્ત.

## અધ્યાય ૧૦૫ મો

### અગસ્ત્યે સમુદ્રપાન કર્યું.

**॥लोमश उवाच॥**

**समुद्रं स समासाद्य वारुणिर्भगवानृषिः ॥**
**उवाच सहितान्देवानृषींश्चैव समागतान् ॥१॥**

લોમશે કહ્યું:–તે મિત્રાવરુણના પુત્ર ભગવાન અગસ્ત્ય ઋષિ સમુદ્રના તીર ઉપર આવ્યા પછી ત્યાં એકઠા મળેલા દેવોને તથા ઋષિઓને કહેવા લાગ્યા કે:–[૧]"હું લોકોના હિતને માટે આ મહાસમુદ્રનું પાન કરૂં છું, માટે હવે તમારે જે કંઇ કરવાનું હોય તે તમે તત્કાળ કરો."[૨] આટલું કહીને ધર્મનિષ્ઠ અગસ્ત્ય મુનિએ ક્રોધ કરી સર્વ લોકના જોતાં સમુદ્રને પીવા માંડયો.[૩] તે વખતે ઇંદ્રાદિ દેવો તે સમુદ્રને પાન કરાતો જોઇને બહુ વિસ્મય પામ્યા અને સ્તુતિવડે સન્માન કરતા બોલ્યા કે:–[૪] 'હે લોકપાલક! તમે અમારા તથા સર્વ લોકના ઉત્પાદક અને રક્ષક છો, માટે તમારી કૃપાથી દેવોની સાથે જગતનો ઉચ્છેદ ન થાય તેમ કરો.'[૫] આ પ્રમાણે દેવો તેમની સ્તુતિ કરતા હતા, ચોતરફ ગંધર્વોનાં વાદિત્રો વાગતાં હતાં અને દિવ્ય પુષ્પોની વૃષ્ટિ થતી હતી. તે વખતે તે મહાત્મા અગસ્ત્યે મહાસમુદ્રને જળવિનાનો કરી નાખ્યો.[૬] આ રીતે મહાસાગરને નિર્જળ કરેલો જોઇને સઘળા દેવો બહુ ખુશી થયા અને તે મહાબળવાનો દિવ્ય તથા ઉત્તમ હથિયારો ધારણ કરીને સમુદ્રમાં છુપાયલા દાનવોને મારવા લાગ્યા.[૭] તે વખતે મહાબળસંપન્ન, વેગવાળા અને ગર્જના કરતા મહાત્મા દેવોથી હણાતા દૈત્યો તે ધસી આવતા મહાત્મા દેવોના વેગને સહન કરી શકયા નહિ.[૮] હે ભરતવંશી રાજા ! દેવોથી નાશ પામતા તે ભયંકર નાદવાળા દાનવોએ લગભગ બે ઘડી સુધી તુમુલ યુદ્ધ કર્યું;[૯] પરંતુ શુદ્ધ અંતઃકરણવાળા મુનિઓએ પોતાનાં તપવડે પ્રથમથીજ બાળી નાખેલા તે દાનવો પોતાની મહાશક્તિપૂર્વક યત્ન કરતા હતા, છતાં દેવોએ તેઓનો નાશ કર્યો.[૧૦] મરણ પામેલા તે કાલેય દૈત્યોએ સુવર્ણનાં પદકો, કુંડલો, બાજુબંધો વગેરે અલંકારો ધારણ કરેલા હતા અને તેઓ લોહીથી તરબોળ થયા હતા, તેથી પુષ્પવાળાં ખાખરાના ઝાડ જેવા બહુ શોભતા હતા.[૧૧] હે રાજા ! તે પછી મરતાં બાકી રહેલા કેટલાએક કાલેય દૈત્યો પૃથ્વી દેવીને ભેદીને પાતાળ તળમાં જઇ રહ્યા.[૧૨] આ રીતે નાશ પામેલા દાનવોને જોઇને, દેવો અનેક વચનોથી મુનિશ્રેષ્ઠ અગસ્ત્યની સ્તુતિ કરવા લાગ્યા અને આ પ્રમાણે બોલ્યા કે:–[૧૩] 'હે મહાબાહુ ! તમારી કૃપાથી લોકોને મહાસુખ પ્રાપ્ત થયું છે અને તમારા તેજવડે ક્રૂર પરાક્રમવાળા કાલેયોનો નાશ થયો છે.[૧૪] હવે હે લોકરક્ષક ! હે મહાબાહુ ! જે જળ તમે પી ગયા છો, તે આમાં પાછું કાઢી નાખો અને આ સમુદ્રને પૂર્ણ કરો."[૧૫]

આ પ્રમાણે દેવોએ કહ્યું, ત્યારે મુનિશ્રેષ્ઠ ભગવાન અગસ્ત્ય ઋષિ બોલ્યા કે:–તે જળ તો મારા પેટમાં પચી ગયું છે, માટે હવે તમે સમુદ્રને પૂરવામાટે યત્નપૂર્વક કોઈ બીજો ઉપાય વિચારી કાઢો.' શુદ્ધ અંતઃકરણવાળા મહર્ષિનાં એ વચન સાંભળીને સઘળા એકઠા થયેલા દેવો વિસ્મય પામ્યા અને ખિન્ન થઇ ગયા. તે પછી હે મહારાજ ! સર્વ પ્રજા પરસ્પર

આજ્ઞા લઇને તથા મુનિશ્રેષ્ઠને પ્રણામ કરીને જેમ આવી હતી તેમ પાછી ગઈ અને દેવો વિષ્ણુની સાથે બ્રહ્માની પાસે ગયા.[૧૯] ત્યાં તે સર્વેએ સમુદ્રને પૂરવામાટે વારંવાર વિચાર કરીને હાથ જોડી સાગરમાં જળ ભરવા બ્રહ્માને કહ્યું.[૨૦]

**ઇતિ શ્રીમહા૦ વન૦ "તીર્થયાત્રા પર્વ માં "અગસ્ત્યોપાખ્યાન" એ વિષયનો અધ્યાય ૧૦૫ મો સમાપ્ત.**

## અધ્યાય ૧૦૬ મો

### સગરની સંતતિનું કથન

**॥ लोमश उवाच ॥**

**तानुवाच समेतांस्तु ब्रह्मा लोकपितामहः ॥**
**गच्छध्वं विबुधा सर्वे यथाकामं यथेप्सितम्॥**

લોમશે કહ્યું:- લોકના પિતામહ બ્રહ્માએ તે એકઠા મળેલા દેવોને કહ્યું કે:-'હે દેવો! ઘણે લાંબે સમયે પોતાના પૂર્વજોના ઉદ્ધારનિમિત્તે મહારાજા ભગીરથથી સમુદ્ર પાછો જળથી ભરાઇ જશે, માટે તમે સર્વે હમણાં તમારી ઇચ્છાનુસાર તમારાં સ્થાનમાં જાઓ.'[૧,૨] આવાં પિતામહ બ્રહ્માનાં વચન સાંભળીને સઘળા શ્રેષ્ઠ દેવો તે સમયની વાટ જોતા જેમ આવ્યા હતા તેમ પાછા ગયા.[૩]

યુધિષ્ઠિરે પૂછયું:-'હે બ્રહ્મન્! એ સમુદ્રને પૂર્ણ કરવામાં ભગીરથના પૂર્વજો કેવી રીતે કારણ થયા હતા? અને હે મુનિ! ભગીરથના આશ્રયથી સમુદ્ર કેવી રીતે પૂર્ણ થયો?[૪] હે તપરૂપી ધનવાળા વિપ્ર! એ તમારાથી કહેવાતું રાજાઓનું ઉત્તમ ચરિત્ર હું વિસ્તારથી સાંભળવાની ઇચ્છા રાખું છું.'[૫]

વૈશંપાયને કહ્યું:- આ પ્રમાણે મહાત્મા ધર્મ રાજાએ પૂછયું ત્યારે લોમશ ઋષિ મહાત્મા સગરનું માહાત્મ્ય કહેવા લાગ્યા.[૬]

લોમશે કહ્યું:-ઇક્ષ્વાકુના વંશમાં સગર નામનો એક રાજા થયો હતો.તે રાજા રૂપ, સત્વ, બળ અને પ્રતાપસંપન્ન હતો, તોપણ તેને પુત્ર ન હતો.[૭] હે ભારત! તે રાજા હૈહયોને અને તાલજંઘોને નાશ પમાડીને તથા બીજા રાજાઓને વશ કરીને પોતાના રાજ્યનું પાલન કરતો હતો.[૮] હે ભરતશ્રેષ્ઠ રાજા! તે રાજાની રૂપ અને યૌવનથી ગર્વિત વૈદર્ભી અને શૈબ્યા નામની બે રાણીઓ હતી.[૯] હે રાજેંદ્ર! પુત્રની કામનાવાળો તે રાજા પોતાની બન્ને રાણીઓની સાથે કૈલાસ પર્વત ઉપર રહીને મહાન તપ કરવા લાગ્યો.[૧૦] યોગયુક્ત તે રાજાને અતિ તીવ્ર તપતાં ત્રિનેત્રધારી, ત્રિપુરનાશક મહાત્મા શંકરનાં દર્શન થયાં.[૧૧] તે ભવ,ઇશાન, પિનાકધારી, શૂલધારી, ત્રણ નેત્રવાળા, શિવ, ઉગ્ર મૂર્તિવાળા અને બહુ રૂપવાળા ઉમાપતિ શંકરને જોતાંજ મહાબાહુ રાજાએ પોતાની બન્ને પત્નીઓની સાથે તેમને પ્રણામ કર્યા અને તેમની પાસે પુત્રની યાચના કરી.[૧૩] તે સમયે પ્રસન્ન થયેલા મહાદેવે રાણીસહિત રાજાને કહ્યું કે:-'હે રાજા! તેં જે મુહૂર્તમાં મારી પાસે અહીં વરદાન માગ્યું છે, તે ઉપરથી હું કહું છું કે,હે ઉત્તમ રાજા! તારી એક પત્નીમાં મહાગર્વિત અને શૂરવીર એવા સાઠ હજાર પુત્રો થશે[૧૫] અને તે સઘળા સાથેજ નાશ પામશે; તથા હે રાજા! તારી બીજી રાણીથી એક શૂરવીર અને વંશપ્રવર્તક પુત્ર થશે."[૧૬]

આ પ્રમાણે રાજાને કહીને રુદ્ર ત્યાંજ અંતર્ધાન થઇ ગયા અને સગર રાજા પણ તે વખતે મનમાં અતિ પ્રસન્ન થઇને પોતાની બન્ને રાણીઓની સાથે પોતાના સ્થાનમાં ગયો. હે રાજા! તે પછી તેની કમળના જેવાં નેત્રવાળી વૈદર્ભી અને શૈબ્યા નામની બન્ને રાણીઓ ગર્ભિણી થઇ અને સમય થતાં વૈદર્ભીએ એક ગર્ભરૂપ તુંબડાને જન્મ આપ્યો;[૧૯] તથા શૈબ્યા રાણીએ દેવ જેવા રૂપવાળા એક કુમારને જન્મ આપ્યો.તે પછી સગર રાજાએ વૈદર્ભીથી અવતરેલા તુંબડાને નાખી દેવાનો વિચાર કર્યો,[૨૦] એટલામાં તેણે આકાશમાંથી ગંભીર ધ્વનિવાળી વાણી સાંભળી કે:-'હે રાજા! તું સાહસ કરીશ નહિ, તારે પુત્રોને ત્યજી દેવા યોગ્ય નથી.[૨૧] એ તુંબડામાંથી બીયાંને કાઢી તે બીયાંને ઘીથી ભરેલા હુંફાળા ઘડાઓમાં અનુક્રમે મૂકીને તેઓનું તું યત્નથી રક્ષણ કરા-

વ.[૨૨] હે ભારત ! તેથી તને સાઠ હજાર પુત્રો પ્રાપ્ત થશે. હે રાજા ! આ ક્રમયોગથીજ તને મહાદેવે પુત્રો અવતરવાનું કહ્યું છે, માટે હવે તું એ વિચાર ફેરવીશ નહિ.'[૨૩]

**ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં "સગરસંતતિકથન" એ વિષયનો અધ્યાય ૧૦૬ મો સમાપ્ત.**

## અધ્યાય ૧૦૭ મો

### સગરના સાઠહજાર પુત્રો બળી ગયા.

**॥ लोमश उवाच ॥**

**एतच्छ्रुत्वांऽतरिक्षाच्च स राजा राजसत्तमः॥**
**यथोक्तं तच्चकाराथ श्रद्दधद् भरतर्षभ ॥१॥**

લોમશે કહ્યુંઃ-હે ભરતશ્રેષ્ઠ રાજા! રાજાઓમાં શ્રેષ્ઠ સગરરાજાએ એ આકાશવાણી સાંભળીને તે ઉપર શ્રદ્ધા રાખી. તેણે જે પ્રમાણે કહ્યું તે પ્રમાણે કર્યું.[૧] રાજાએ તુંબડામાંનાં એકેએક બીયાંને છૂટાં પાડી તે પ્રત્યેકને ઘી ભરેલા કળશોમાં મૂકયાં;[૨] અને પુત્રોનું રક્ષણ કરવામાં તત્પર થયેલા રાજાએ તે એક એક ઘડા દીઠ એક એક ધાવ રાખી. હે રાજા! તે પછી ઘણો સમય ગયો ત્યારે તે અતુલ તેજસ્વી રાજર્ષિ સગરને મહાદેવની કૃપાથી તે બીયાંમાંથી મહાબળવાન સાઠ હજાર પુત્રો ઉત્પન્ન થયા.[૩,૪] તે પુત્રો ભયંકર દેખાવના, ક્રૂર કર્મ કરનારા, આકાશમાં ગતિ કરનારા અને ઘણા હોવાથી દેવોની સાથે સર્વ લોકોનું અપમાન કરવા લાગ્યા;[૫] એટલુંજ નહિ પણ શૂરવીર અને યુદ્ધમાં શોભનારા તે સગરપુત્રો દેવોને, ગંધર્વોને, રાક્ષસોને અને સર્વ પ્રાણીઓને પીડવા લાગ્યા.[૬] જ્યારે મંદ બુદ્ધિવાળા સગરપુત્રોથી લોકો પીડાવા લાગ્યા, ત્યારે તેઓ સર્વ દેવોની સાથે બ્રહ્માને શરણે ગયા.[૭] તે વખતે સર્વ લોકના પિતામહ મહાભાગ બ્રહ્માએ તેઓને કહ્યું કેઃ-'હે દેવો! તમે સર્વે લોકોની સાથે જેમ આવ્યા હતા તેમ પાછા જાઓ;[૮] કારણકે હે દેવો! થોડા સમયમાંજ એ સગરપુત્રોનો પોતાનાં કર્મવડે મહાભયંકર રીતે વિનાશ થશે.'[૯]

હે રાજા! આ પ્રમાણે બ્રહ્મદેવે કહ્યું, એટલે તે દેવો અને લોકો બ્રહ્મદેવની આજ્ઞા લઇને જેમ આવ્યા હતા તેમ પોતપોતાના સ્થાનમાં પાછા ગયા.[૧૦] હે ભરતર્ષભ! તે પછી ઘણો સમય ગયો, ત્યારે વીર્યવાન સગરરાજાએ અશ્વમેધ યજ્ઞની દીક્ષા ધારણ કરી.[૧૧] તેનો અશ્વમેધનો ઘોડો પૃથ્વી ઉપર ફરવા નીકળ્યો, તે વખતે તે ઘોડાનું સગરના પુત્રો ચોમેરથી રક્ષણ કરતા હતા. ફરતો ફરતો તે ઘોડો જળવિનાના અને ભયંકર દેખાવવાળા સમુદ્ર આગળ આવ્યો અને પ્રયત્નથી રક્ષણ કરતાં પણ તે ઘોડો ત્યાંજ અંતર્ધાન થઇ ગયો. હે તાત! તે પછી સગરના તે પુત્રો તે ઉત્તમ ઘોડાને કોઇ હરી ગયું, એમ માનીને પોતાના પિતાની પાસે આવ્યા અને તેને અદૃશ્ય રીતે ઘોડાને કોઇ હરી ગયું છે એમ કહ્યું, ત્યારે સગરરાજાએ તેઓને કહ્યું કેઃ-'તમે સર્વે સઘળી દિશાઓમાં ઘોડાની ખોળ કરો.'[૧૨-૧૪] તેથી તેઓ પિતાની આજ્ઞા લઇને, હે મહારાજ! સર્વ દિશાઓમાં અને સર્વ પૃથ્વીતલમાં તે ઘોડાની શોધ કરવા લાગ્યા.[૧૫] તે પછી તે સર્વ સગરપુત્રો પરસ્પર પાછા મળ્યા, પણ તેઓને તે ઘોડાનો અથવા તેને હરણ કરનારાનો પત્તો લાગ્યો નહિ.[૧૬] ફરી તેઓ પિતા પાસે આવી તેની આગળ હાથ જોડી ઉભા રહીને બોલ્યા કેઃ-'હે રાજા! અમે સમુદ્ર, વન, દ્વીપો, નદી, નદો, ગુફાઓ, પર્વતો અને વનપ્રદેશોની સાથે આખી પૃથ્વી ઉપર તમારી આજ્ઞાથી શોધ કરી વળ્યા, પરંતુ હે રાજન્! અમને ઘોડાનો તેમજ ઘોડાને હરણ કરનારાનો કયાંય પત્તો લાગ્યો નહિ.' તેઓનું વચન સાંભળીને સગરરાજા ક્રોધાધીન થઇ ગયો[૧૯] અને હે રાજા! તે સમયે તેણે દૈવયોગથી સર્વને કહ્યું કેઃ-'તમે ફરી ન આવો એ રીતે પાછા જાઓ અને ઘોડાની ખોળ કરો.[૨૦] હે પુત્રો! તમારે તે યજ્ઞના ઘોડાને લીધાવિના ફરી અહીં આવવું નહિ.' પિતાની આવી આજ્ઞા થતાં તે સગરપુત્રો ફરીથી આખી પૃથ્વી ઉપર ઘોડાની

શોધ કરવા નીકળ્યા. શોધતાં શોધતાં તે વીરોએ પૃથ્વીમાં ફાટ પાડેલી દીઠી. તે દર આગળ જઇને સગરના પુત્રોએ કોદાળીઓ અને પાવડાઓ લઇને યત્નપૂર્વક સમુદ્રમાં તે ફાટ આગળ ખોદવા માંડયું.[૨૩] આ રીતે તે એકઠા મળેલા સગરપુત્રોએ જ્યારે સમુદ્રને ખોદવા માંડયો,ત્યારે ચોમેરથી ખોદાતાં તે અત્યંત પીડિત થવા લાગ્યો.[૨૪] વળી સગરના પુત્રોથી વધ પામતા અસુરો, સર્પો, રાક્ષસો અને અનેક પ્રાણીઓ પણ દુઃખથી ચીસો પાડવા લાગ્યાં.[૨૫] ત્યાં સમુદ્રનાં સેંકડો અને હજારો પ્રાણીઓ કપાયલાં માથાંવાળાં, મરણ પામેલાં અને છિન્ન ભિન્ન થયેલાં ત્વચા, હાડકાં તથા સાંધાઓવાળાં જણાવા લાગ્યાં.[૨૬] આ રીતે વરુણના સ્થાનરૂપ સમુદ્રને ખોદતાં ખોદતાં તેઓનો ઘણો સમય ગયો, છતાં ઘોડો દેખાયો નહિ.[૨૭] તે પછી હે રાજા ! ક્રોધાતુર થયેલા સગરપુત્રોએ સમુદ્રના ઇશાન ખુણામાં પાતાળસુધી ખોદાણ કર્યું,[૨૮] એટલે ત્યાંજ તેઓએ પૃથ્વી ઉપર ફરતા ઘોડાને જોયો અને જ્વાળાવડે અગ્નિ જેમ દેદીપ્યમાન જણાય, તેમ પોતાના તેજવડે દેદીપ્યમાન જણા શ્રેષ્ઠ તેજના સમૂહરૂપ મહાત્મા કપિલ ભગવાનને દીઠા.[૨૯]

હે રાજન્ ! તેઓ ઘોડાને જોતાંજ હર્ષથી રોમાંચિત થઈ ગયા અને કાળથી પ્રેરાયલા તેઓ ક્રોધાધીન મહાત્મા કપિલનો પણ અનાદર કરીને ઘોડો પકડવાની ઇચ્છાથી તેના તરફ દોડયા. હે મહારાજ ! તેથી મુનિશ્રેષ્ઠ કપિલને ક્રોધ થયો.[૩૧] જે મુનિશ્રેષ્ઠ કપિલને વાસુદેવ કહેવામાં આવે છે, તે મહાતેજસ્વી મુનિએ પોતાની આંખ ફેરવીને તેઓના ઉપર પોતાનું તેજ ફેંકયું અને તેવડે તે મંદ બુદ્ધિવાળા સગરના પુત્રોને બાળી મૂક્યા. તેઓને ભસ્મ થઈ ગયેલા જોઇને મહાતપસ્વી નારદ મુનિ, સગર રાજાની પાસે આવ્યા અને તે સર્વ વૃત્તાંત તેમને જણાવ્યું. નારદ મુનિના મુખથી નીકળેલું તે ઘોર વચન સાંભળીને સગર રાજા બે ઘડી ઉદાસ થઇ ગયો, પણ પછી તેણે મહાદેવના વચનનું સ્મરણ કરીને તે વખતે પોતાના પૌત્ર અને અસમંજસના પુત્ર અંશુમાનને બોલાવી, હે ભરતશ્રેષ્ઠ! તેને આવું વચન કહ્યું:-' હે તાત! મારા અતુલ બળવાળા સાઠ હજાર પુત્રો મારેમાટે કપિલના તેજમાં પડીને ભસ્મ થઇ ગયા છે. વળી હે નિષ્પાપ! મેં ધર્મરક્ષણની તથા પ્રજાના હિતની ઈચ્છાથી તારા પિતાનો પણ ત્યાગ કર્યો છે.'[૩૭]

યુધિષ્ઠિરે પૂછ્યું:-હે તપોધન ! રાજશ્રેષ્ઠ સગર રાજાએ પોતાના વીર તથા દુસ્ત્યજ ઔરસ પુત્રનો શામાટે ત્યાગ કર્યો હતો ? તે તમે મને કહો.[૩૮]

લોમશે કહ્યું:-જે અસમંજસ નામનો સગરનો પુત્ર હતો, જેને શૈબ્યાએ ઉત્પન્ન કર્યો હતો, તે નગરજનનાં નિર્બળ છોકરાંઓને ગળામાંથી પકડીને તે રડતાં કકળતાં બાળકોને નદીમાં ફેંકી દેતો હતો.તેથી ભય અને શોકમાં ડૂબેલા નગરના લોકો સગર રાજાની આગળ આવ્યા અને તે સર્વેએ બે હાથ જોડીને રાજાને કહ્યું કે:-'હે મહારાજ ! તમે પરરાજ્ય વગેરેના ભયથી અમારૂં રક્ષણ કરનારા છો,[૩૯-૪૧] માટે આ અસમંજસના ભયંકર ભયમાંથી પણ અમારૂં રક્ષણ કરવા યોગ્ય છો.' રાજાઓમાં શ્રેષ્ઠ સગર રાજાએ, નગરજનનું ભયજનક વચન સાંભળીને બે ઘડી ઉદાસ થઇ પછી પ્રધાનોને આજ્ઞા કરી કે, 'આજેજ મારા પુત્ર અસમંજસને નગરમાંથી બહાર કાઢી મૂકો ![૪૩] જો તમારે મારૂં પ્રિય કરવું હોય તો તમે એ કાર્ય તત્કાળ કરો !' હે રાજા! આ પ્રમાણે રાજાએ કહ્યું, એટલે તે પ્રધાનોએ રાજાની આજ્ઞાપ્રમાણે તુરત કર્યું-અર્થાત્ અસમંજસને નગર બહાર કાઢી મૂકયો. હે યુધિષ્ઠિર! મહાત્મા સગર રાજાએ, નગરજનોના હિતમાટે જે પ્રમાણે પોતાના પુત્રને કાઢી મૂકયો હતો, તે સર્વ મેં તમને કહ્યું છે. હવે મહાધનુર્ધારી અંશુમાનને સગરરાજાએ જે કંઇ કહ્યું હતું, તે સર્વ હું તમને કહું છું, તમે સાંભળો.[૪૪,૪૬]

સગરે કહ્યું:-'ઓ પુત્ર ! તારા પિતાના ત્યાગથી, પુત્રોના નાશથી તથા ઘોડો નહિ મળવાથી

ને બહુ સંતાપ થાય છે.[૪૭] હે પૌત્ર ! હું દુઃ-
ને લીધે ચોમેરથી બળી રહ્યો છું અને યજ્ઞમાં
ઘ્ન આવવાથી ગભરાઇ ગયો છું, માટે તું ય-
ો ઘોડો લાવીને મારો નરકમાંથી ઉદ્ધાર કર !
જ્યારે મહાત્મા સગરે આ પ્રમાણે કહ્યું,
ારે અંશુમાનને પણ દુઃખ થયું અને તે જ્યાં
વી ખોદેલી હતી તે સ્થાનમાં ગયો;[૪૯] અને
૪ માર્ગે તેણે સમુદ્રમાં પ્રવેશ કર્યો તો ત્યાં
ો મહાત્મા કપિલને તથા તે ઘોડાને જોયો.[૫૦]
૪ના સમૂહરૂપ પુરાતન મહર્ષિ કપિલને જો-
ે અંશુમાને તેમને મસ્તકવડે ભૂમિપર પ્રણામ
ાં અને તેમને પોતાનું કાર્ય નિવેદન કર્યું.[૫૧]
ભારત મહારાજ ! તેથી કપિલમુનિ અંશુમા-
ા ઉપર પ્રસન્ન થયા અને તે ધર્માત્માએ 'હું
આપનારો છું" એવું અંશુમાનને કહ્યું.[૫૨]
ારે અંશુમાને પ્રથમ વરમાં યજ્ઞને માટે ઘોડાની
ગણી કરી અને બીજા વરમાં પોતાના પિતૃ-
ાને પાવન કરવાની માગણી કરી.[૫૩] તે વખતે
નિશ્રેષ્ઠ મહાતેજસ્વી કપિલે તેને કહ્યું કેઃ–'હે
ષ્પાપ ! તું જે જે માગે છે, તે તે હું તને આપું
, તારૂં કલ્યાણ થાઓ.[૫૪]તારામાં ક્ષમા, ધર્મ
ને સત્ય રહેલાં છે, તેથી તારાવડે સગર
ાર્થ થયો છે અને તારાથીજ તારો પિતા
વાન થયો છે.[૫૫] વળી તારા પ્રભાવવડે
ગરના પુત્રો સ્વર્ગમાં જશે. તારો પૌત્ર સગ-
ા પુત્રોને પાવન કરવામાટે મહાદેવને પ્રસન્ન
ીને ગંગાને સ્વર્ગમાંથી ભૂતળમાં લાવશે. હે
શ્રેષ્ઠ! હવે તું આ યજ્ઞના ઘોડાને લઇ જા અને
હાત્મા સગરનો યજ્ઞ પૂર્ણ કર. હે તાત ! તારૂં
લ્યાણ થાઓ.'આ પ્રમાણે મહાત્મા કપિલે કહ્યું
ટલે અંશુમાન, ઘોડો લઈને ત્યાંથી મહાત્મા
ગરના યજ્ઞમાં આવ્યો અને તે મહાત્માના
રણમાં પ્રણામ કર્યા.[૫૯] સગરે પણ તેનું મસ્તક
ધ્યું. તે પછી અંશુમાને પોતે સગરપુત્રોનો
નાશ જે પ્રમાણે જોયો હતો અને સાંભળ્યો
તો તે પ્રમાણે સર્વ કહ્યો અને યજ્ઞમંડપમાં
તેનો ઘોડો આવ્યો છે તે પણ કહ્યું. તે સાંભ-
ળીને સગર રાજાએ પુત્રનાશના દુઃખનો ત્યાગ
કર્યો અને અંશુમાનને માન આપીને તે યજ્ઞની
સમાપ્તિ કરી. સગરનો યજ્ઞ સમાપ્ત થતાં સર્વ
દેવોએ તેને માન આપ્યું.[૬૦–૬૨]

તે પછી કમળના જેવા નેત્રવાળા રાજાએ
વરુણના સ્થાનરૂપ સમુદ્રને પોતાના પુત્રતરીકે
કલ્પીને, ઘણા સમયસુધી રાજ્ય કર્યું[૬૩] અને
છેવટે પોતાના પૌત્ર અંશુમાનને રાજ્યભાર સોં-
પીને સગર રાજા સ્વર્ગમાં ગયા. હે મહારાજ !
તે પછી ધર્માત્મા અંશુમાન પણ સમુદ્રરૂપી
કંદોરાવાળી પૃથ્વીનું પોતાના પિતામહ સગરની
પેઠે પાલન કરવા લાગ્યો. તેને દિલીપ નામનો
ધર્મવેત્તા પુત્ર ઉત્પન્ન થયો હતો.[૬૫] અંશુમાન
રાજા પણ તે દિલીપને રાજ્યભાર સોંપીને પર-
લોકમાં ગયો. તે પછી દિલીપ પોતાના પિતૃ-
ઓનું મરણવૃત્તાંત સાંભળીને દુઃખથી સંતાપ
પામ્યો અને તેઓની સદ્ગતિ થવામાટે વિચાર
કરીને, ગંગાને પૃથ્વી ઉપર લાવવા તે રાજાએ
મહાન પ્રયત્ન કર્યો.[૬૭]સામર્થ્ય પ્રમાણે પ્રયત્ન
કરતાં પણ તે ગંગાને ઉતારી શક્યો નહિ. તેનો
ભગીરથ નામનો પુત્ર થયો, તે શોભાસંપન્ન,
ધર્મપરાયણ, સત્યવાદી અને ઈર્ષ્યારહિત હતો.
દિલીપ રાજા તેનો રાજ્ય ઉપર અભિષેક કરીને
વનમાં જઇ રહ્યો[૬૯] અને હે ભરતવંશમાં શ્રેષ્ઠ
રાજા ! તે રાજા તપશ્ચર્યાની સિદ્ધિ મેળવીને કા-
ળયોગવડે વનમાંથી સ્વર્ગમાં ગયો.[૭૦]

ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં
"લોમશતીર્થયાત્રામાં અગસ્ત્ય માહાત્મ્ય-
કથન"એ વિષયનો અધ્યાય ૧૦૭ મો સમાપ્ત.

## અધ્યાય ૧૦૮ મો

### ભગીરથનો પ્રયત્ન

॥ लोमश उवाच ॥

स तु राजा महेष्वासश्चक्रवर्ती महारथः॥
बभूव सर्वलोकस्य मनोनयननंदनः ॥१॥

લોમશે કહ્યું:– મહાધનુર્ધારી, ચક્રવર્તી
અને મહારથી તે ભગીરથ રાજા સર્વ લો-

કોનાં મનને અને નેત્રને આનંદ આપનારો થઇ પડયો હતો.[૧] તે મહાબાહુ રાજાએ સાંભળ્યું કે, પોતાના પિતૃઓ મહાત્મા કપિલના ક્રોધાગ્નિથી અકાળ મરણને પામ્યા છે અને તેથી તેઓની સ્વર્ગગતિ સ્ખલિત થઈ છે.[૨] હે રાજા ! એ સાંભળીને ભગીરથ રાજા ખિન્ન થઇ ગયો અને તે પોતાનું રાજ્ય પ્રધાનને સોંપીને તપ કરવા માટે હિમાલયની પાસેના ભાગમાં ગયો.[૩]હે નરશ્રેષ્ઠ ! તપવડે બળી ગયેલાં પાપવાળા તે રાજાએ ગંગાનું આરાધન કરવાની ઇચ્છાથી પર્વતશ્રેષ્ઠ હિમાલયને જોયો.[૪]તે પર્વત ધાતુઓથી શોભતાં અનેક આકારવાળાં શિખરોથી સુશોભિત હતો, પવનનો આશ્રય કરનારા મેઘોથી ચોમેર વ્યાપ્ત હતો;[૫] નદીઓ, વૃક્ષો, ઝાડીઓ, ખડકો અને મહાલયોવડે સુશોભિત હતો; ગુફા અને અખોલોમાં છુપાઇ રહેલા સિંહો અને વ્યાઘ્રોથી સેવાતો હતો;[૬] ચિત્રવિચિત્ર અંગવાળાં અને વિવિધ વાણી ઉચ્ચારતાં પક્ષીઓથી, ભ્રમરોથી, હંસોથી, પપૈયાઓથી, જળકુકડીઓથી, મયૂરોથી, પોપટોથી, ચક્રવાકોથી,કોકિલોથી, નેત્રના શ્યામ છેડાવાળા ચકોરોથી અને પુત્રપ્રિય પક્ષીઓથી શોભી રહ્યો હતો,[૮] રમણીય જળાશયોમાં ખીલેલી કમલિનીઓથી ભરપૂર હતો, સારસોના મધુર ઉચ્ચારથી શોભાયમાન હતો,[૯]કિન્નરો તથા અપ્સરાઓ તેનાં શિલાતલો ઉપર વિશ્રાંતિ લેતાં હતાં, દિગ્ગજોનાં દંતશૂળોથી તે ઉપરનાં વૃક્ષો ચોમેરથી ઘસાતાં હતાં,[૧૦] તેના ઉપર વિદ્યાધરો નિવાસ કરતા હતા,તે જાતજાતનાં રત્નોથી વ્યાપ્ત હતો અને ભયંકર ઝેરથી પ્રદીપ્ત જીભવાળા નાગોથી સેવાતો હતો.[૧૧] તે પર્વત કોઇ ઠેકાણે સુવર્ણના જેવો જણાતો હતો તો કોઇ ઠેકાણે રૂપાના જેવો જણાતો હતો; અને કોઈ ઠેકાણે મેશના ઢગલા જેવો જણાતો હતો. આવા તે હિમાલય પર્વત ઉપર ભગીરથ રાજા ગયો[૧૨] અને ત્યાં તેણે ફળ, મૂળ તથા જળનું ભક્ષણ કરીને એક હજાર વર્ષસુધી ઘોર તપ કર્યું.[૧૩] દેવતાઇ હજાર વર્ષ ગયાં, ત્યારે મહાનદી ગંગાએ પોતે પ્રત્યક્ષ થઇને રાજાને દર્શન આપ્યાં.[૧૪]

ગંગાએ કહ્યું:–'હે મહારાજા ! તું મારી પાસેથી શું ઇચ્છે છે ? હું તને શું આપું ? તે તું કહે. હે રાજા ! હું તારા કહેવા પ્રમાણે કરીશ.' આ પ્રમાણે ગંગાએ કહ્યું, ત્યારે ભગીરથ રાજાએ હિમાલયની પુત્રી ગંગાને કહ્યું કે:–'હે વરદાયિનિ મહાનદિ ! યજ્ઞનો ઘોડો ખોળવા નીકળેલા મારા પિતામહોને કપિલ મુનિએ યમલોકમાં પહોંચાડયા છે, તે સગરના સાઠ હજાર મહાત્મા પુત્રો કપિલદેવ આગળ જઈ એક ક્ષણમાં બળી ગયા છે અને એ પ્રમાણે બ્રાહ્મણના કોપથી વિનાશ પામવાને લીધે તેઓનો સ્વર્ગવાસ થયો નથી.[૧૮]હે મહાનદિ ગંગા! જ્યાંસુધી તમે તે શરીરોને પોતાના જળથી સિંચન કરશો નહિ, ત્યાંસુધી તે સગરના પુત્રોની ગતિ થશે નહિ.[૧૯] હે મહાભાગ્યવાળાં મહાનદિ ! તમે તે મારા પિતૃઓ અને સગરના પુત્રોને સ્વર્ગમાં લઈ જાઓ. તેઓને માટેજ હું તમારી પાસે યાચના કરૂં છું.'[૨૦]

લોમશે કહ્યું:–રાજાનાં એવાં વચન સાંભળીને લોકોએ નમસ્કાર કરેલાં ગંગાજી બહુ પ્રસન્ન થયાં અને ભગીરથના પ્રત્યે આ પ્રમાણે બોલ્યાં:–[૨૧] 'હે મહારાજ ! હું તારા કહેવા પ્રમાણે કરીશ એમાં સંશય નથી; પરંતુ હે રાજા! હું આકાશમાંથી પૃથ્વી ઉપર પડીશ તે વખતના મારા અસહ્ય વેગને માત્ર દેવશ્રેષ્ઠ નીલકંઠ મહેશ્વરવિના ત્રણ લોકમાં બીજો કોઇ ધારણ કરવા સમર્થ નથી;[૨૩] માટે હે મહાબાહુ ! તું તપવડે તે વરદાન આપનારા મહાદેવને સંતુષ્ટ કર. તે દેવ મને સ્વર્ગમાંથી પડતાં મસ્તકવડે ધારણ કરશે;[૨૪] અને તારા પિતૃઓના હિતની ઇચ્છાથી તે તારા મનોરથને પૂર્ણ કરશે.'

હે રાજા ! આવું ગંગાજીનું કહેવું સાંભળીને મહારાજા ભગીરથ કૈલાસ પર્વત ઉપર ગયો અને ત્યાં તીવ્ર તપ કરીને તેણે કેટલેક કાળે શંકરને પ્રસન્ન કર્યા;[૨૬]તથા હે રાજન્ ! તે રાજાએ પોતાના પિતૃઓના સ્વર્ગવાસને ઉદ્દેશીને શંક-

# कैलासपति झीलवा तत्पर थतां गंगाजी भूमिपर पधारे छे.

પ્રખર તપથી મહાદેવને પ્રસન્ન કરનારા ભગીરથ ગંગાજીનું ભક્તિભાવે દર્શન કરતા ઉભા છે;
બીજી તરફ સિંહવાહિની પાર્વતીજી પણ પોઠીઆને ટેકી સાનંદાશ્ચર્યથી ભાળી રહ્યાં છે.



રની પાસે ગંગાને ધારણ વરદાન માગી લીધું.૨૭

ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં "લોમશ તીર્થયાત્રામાં અગસ્ત્યોપાખ્યાન" એ વિષયનો અધ્યાય ૧૦૮ મો સમાપ્ત.

## અધ્યાય ૧૦૯ મો
### ગંગા પૃથ્વીપર આવ્યાં.

॥ लोमश उवाच ॥

भगीरथवचः श्रुत्वा प्रियार्थं च दिवौकसाम्॥
एवमस्त्विति राजानं भगवान्प्रत्यभाषत॥१॥

લોમશે કહ્યું:-ભગીરથનું વચન સાંભળીને અને દેવોનું પ્રિય કરવામાટે ભગવાન શંકરે રાજાને કહ્યું કે:-'હે મહાભાગ! ભલે તેમ થાઓ. હે મહારાજા ! હું તારેમાટે આકાશમાંથી પડતી કલ્યાણકારિણી, દિવ્ય તથા પવિત્ર દેવનદી ગંગાને ધારણ કરીશ.' હે મહાબાહુ ! આ પ્રમાણે રાજાને કહીને શંકર અનેક પ્રકારનાં હથિયારોને ઉગામનારા ઘોર પાર્ષદોથી વીંટાઇને હિમાલય ઉપર ગયા;૧-૩ અને ત્યાં ઉભા રહીને ભગીરથ રાજાને કહ્યું કે:-'હે મહાબાહુ ! તું હિમાચળની પુત્રી ગંગા નદીની યાચના કર !૪ તે સ્વર્ગમાંથી પડતી નદીઓમાં શ્રેષ્ઠ ગંગાને હું ધારણ કરીશ.' મહાદેવે કહેલું આ વચન સાંભળીને રાજાએ નમ્ર થઈ પ્રણામ કરીને ગંગાનું ચિંતન કરવા માંડયું. ભગીરથ રાજાએ સ્મરણ કર્યું, એટલે પવિત્ર જળવાળાં રમણીય ગંગા મહાદેવને ઉભેલા જોઇને આકાશમાંથી એકદમ પડવા લાગ્યાં. તે વખતે ગંગાને પડતાં જોઇને દેવતાઓ, મહર્ષિઓ, ગંધર્વો, નાગો તથા યક્ષો દર્શન કરવાની ઈચ્છાથી ત્યાં આવી પહોંચ્યા. તે પછી હે રાજા ! જેમાં મોટી મોટી ઘુમરીઓ ઉછળતી હતી, માછલાં તથા મગરોથી જે વ્યાકુળ હતી અને જે આકાશની કટિમેખલારૂપ જણાતી હતી, તે આકાશમાંથી પડતી હિમાલયની પુત્રી ગંગાને લલાટપ્રદેશ ઉપર પડતી મોતીની માળાની પેઠે મહાદેવે ધારણ કરી લીધી. હે રાજન્ ! ગતિ કરતી તે ગંગા ફીણના ઢગલાથી વ્યાપ્ત થયેલાં જળવડે હંસોની હારની પેઠે જણાતી ત્રણ પ્રવાહથી વહેવા લાગી. તે કોઇ ઠેકાણે વક્ર આકારથી વહેવા લાગી, કોઈ કોઇ ઠેકાણે અથડાતી વહેવા લાગી;૫-૧૧ કોઈ ઠેકાણે ફીણરૂપી વસ્ત્રથી ઢંકાઈને મદમત્ત પ્રમદાની પેઠે મંદ મંદ જવા લાગી અને કોઇ ઠેકાણે તે જળના શબ્દવડે ઉત્તમ ગર્જના કરતી વહેવા લાગી.૧૨ આ પ્રમાણે અનેક પ્રકારો કરતી ગંગા,આકાશમાંથી ઉતરી પૃથ્વી તલ ઉપર આવી અને ભગીરથપ્રત્યે બોલી:-૧૩'હે મહારાજા ! હે પૃથ્વીપતિ ! હું તારેમાટે પૃથ્વી ઉપર ઉતરી છું. હવે તું બતાવ કે, હું કયે માર્ગે ગતિ કરૂં ?'૧૪

હે નરશ્રેષ્ઠ ! આવું ગંગાનું વચન સાંભળીને ભગીરથ રાજા જ્યાં સગરના મહાત્મા પુત્રોનાં શરીરો બળી ગયાં હતાં, તેને ગંગાના પવિત્ર જળથી સિંચન કરવામાટે ગંગાસાથે તે તરફ ચાલ્યો અને લોકે નમસ્કાર કરેલા શંકર ગંગાને ધારણ કરીને દેવોની સાથે પર્વતશ્રેષ્ઠ કૈલાસપ્રત્યે ગયા. તે પછી ભગીરથ રાજા ગંગાની સાથે સમુદ્ર ઉપર પહોંચ્યો૧૫-૧૭ અને ગંગાનાં જળવડે એકદમ વરુણાલય સમુદ્રને પૂર્ણ કરી દીધો; તથા તે રાજાએ ગંગાને પોતાની પુત્રીતરીકે કલ્પી લીધી. તે પછી તેણે પિતૃઓને ત્યાં જલાંજલિ આપીને પોતાનો મનોરથ પૂર્ણ કર્યો.હે રાજા! આ પ્રમાણે ગંગા જે રીતે ત્રણ માર્ગે વહેતાં થયાં હતાં, સમુદ્રને પૂર્ણ કરવા ગંગાને જે રીતે પૃથ્વી ઉપર ઉતાર્યાં હતાં, મહાત્મા અગસ્ત્યે જે કારણથી સમુદ્રપાન કર્યું હતું અને બ્રહ્મહત્યા કરનારા વાતાપિનો જે રીતે નાશ કર્યો હતો, તે હે મહારાજ ! જે તમે મને પૂછ્યું હતું તે સર્વ મેં તમને કહ્યું છે.૧૮-૨૧

ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રાપર્વમાં "લોમશતીર્થયાત્રામાં અગસ્ત્ય માહાત્મ્ય કથન" એ વિષયનો અધ્યાય ૧૦૯ મો સમાપ્ત.

# અધ્યાય ૧૧૦ મો
## ઋશ્યશૃંગનું આખ્યાન
### ॥ वैशंपायन उवाच ॥

ततः प्रयातः कौंतेयः क्रमेण भरतर्षभ ॥
नंदामपरनंदां च नद्यौ पापभयापहे ॥१॥

વૈશંપાયને કહ્યું:-હે ભરતશ્રેષ્ઠ ! તે પછી કુંતીપુત્ર યુધિષ્ઠિર પાપ અને ભયને નાશ કરનારી નંદા અને અપરનંદા નામની નદીતરફ ક્રમથી ગયા.[૧] ત્યાં આવેલા ઉપદ્રવવિનાના હિમકૂટ નામના પર્વત પાસે આવ્યા, એટલે ધર્મરાજાએ ઘણાએક અચિંત્ય અને અદ્‌ભુત પદાર્થો જોયા.[૨] તે પર્વત ઉપર વાયુથી બંધાઇને-ઠરી જઇને હજારો મેઘો પાષાણરૂપ થઈગયા હતા, તે જોઇને મનુષ્યોનાં મન ખિન્ન થઇગયાં અને તેઓ તેના ઉપર ચઢી શક્યાં નહિ.[૩] વળી તે પર્વત ઉપર વાયુ નિત્ય વાયા કરતો હતો, નિત્ય વરસાદ વરસ્યા કરતો હતો અને વેદાધ્યયનનો શબ્દ સંભળાયા કરતો હતો, પણ તે કોણ કરે છે તે જોવામાં આવતું નહિ.[૪] વળી ત્યાં સાંજસવાર અગ્નિ ભગવાન જણાતા હતા અને ત્યાં માખીઓ દંશ કરીને તપમાં વિઘ્ન કરતી હતી.[૫] વળી ત્યાં જતાંજ મનુષ્યને આપણે અહીં ક્યાંથી આવ્યા? એવો કંટાળો આવતો હતો અને ઘરબારનું સ્મરણ થતું હતું. આવા આવા અનેક અદ્‌ભુત ભાવોને જોઇને પાંડુપુત્ર ધર્મરાજાએ તે આશ્ચર્યના સંબંધમાં ફરી લોમશ ઋષિને પ્રશ્ન કર્યો.[૬]

ત્યારે લોમશ બોલ્યા:-'હે શત્રુદમન રાજા! આ સંબંધમાં પૂર્વે અમે જે પ્રમાણે સાંભળ્યું છે, તે હું તમને કહું છું તેને તમે એકાગ્ર મનથી સાંભળો.[૭] આ ઋષભકૂટ નામના પર્વત ઉપર પૂર્વે એક ઋષભ નામનો તપસ્વી રહેતો હતો. તેનું આયુષ્ય હજારો વર્ષનું હતું અને તે તપસ્વી તથા અતિશય ક્રોધી હતો.[૮] તે ઋષિને બીજાઓ બોલાવવા લાગ્યા, ત્યારે તેણે ક્રોધ કરીને પર્વતને કહ્યું કે:-'જે કોઇ અહીં આવીને શબ્દ કરે તેના ઉપર તારે પથ્થરો ફેંકવા.'[૯] પછી વાયુને બોલાવીને તે તપસ્વીએ કહ્યું કે:-'તારે અહીં શબ્દ કરવો નહિ.' વળી તેણે કહ્યું કે:-'જે કોઇ પુરુષ અહીં બોલવા માંડશે તેનું મેઘની ગર્જનાથી રોકાણ થશે.'[૧૦] હે રાજા! તે મહર્ષિએ આવાં આવાં કેટલાંક કાર્યો ક્રોધને લીધે કર્યાં હતાં અને કેટલાંકનો નિષેધ કર્યો હતો.[૧૧] હે રાજા ! એવું સાંભળવામાં આવ્યું છે કે, પૂર્વે નંદા નદી ઉપર દેવો આવ્યા હતા, તે વખતે દેવોનાં દર્શનની આકાંક્ષાથી ત્યાં મનુષ્યો એકાએક આવી ચઢયાં;[૧૨] પરંતુ ઇંદ્રાદિ દેવો પોતાનાં દર્શન આપવા ઇચ્છતા ન હતા, તેથી તેઓએ આ પ્રદેશને વિષમ બનાવી દીધો અને આ પર્વતને આડરૂપ-વિઘ્નરૂપ ઉભો કર્યો છે.[૧૩] હે કુંતીપુત્ર ! ત્યારથી આરંભીને મનુષ્યો આ પર્વતને સારી રીતે જોઇ શકતા નથી, તો એના ઉપર ચઢી તો ક્યાંથીજ શકે ?[૧૪] હે કૌંતેય ! આ મહાગિરિ તપ ન કરનારાથી જોઈ શકાતો નથી, તેમ એના ઉપર ચઢી શકાતું નથી; માટે તમે મૌન ધારણ કરો.[૧૫] હે ભારત! પૂર્વે અહીં દેવોએ ઉત્તમ યજ્ઞો કર્યા હતા, તેઓનાં આ ચિહ્નો હજીસુધી દેખાય છે.[૧૬] હે રાજા ! આ દૂર્વા દર્ભના જેવા આકારની જણાય છે, આ ભૂમિ દર્ભનાં બીછાનાંવાળી જણાય છે અને આ અનેક વૃક્ષો યજ્ઞસ્તંભના જેવા જણાય છે.[૧૭] વળી હે ભરતવંશી રાજા! અહીં દેવો અને ઋષિઓ હજી પણ નિવાસ કરે છે અને તેઓનો અગ્નિ સાંજે તથા સવારે દેખાય છે.[૧૮] હે કૌંતેય! અહીં સ્નાન કરનારા મનુષ્યોનાં પાપ તત્કાળ નાશ પામે છે, માટે હે કુરુશ્રેષ્ઠ ! તમે પોતાના નાના બંધુઓની સાથે અહીં સ્નાન કરો.[૧૯] નંદામાં સ્નાન કર્યા પછી તમે કૌશિકી પ્રત્યે જશો, કે જ્યાં વિશ્વામિત્રે ઉગ્ર અને ઉત્તમ તપ કર્યું હતું.[૨૦]

વૈશંપાયને કહ્યું:-તે પછી યુધિષ્ઠિરરાજા પોતાનાં મનુષ્યોની સાથે નંદાનદીમાં સ્નાન કરીને, શીતળ જળવાળી, રમણીય, શુભ અને પુણ્યકારિણી કૌશિકી નદીપ્રત્યે ગયા.[૨૧]

લોમશે કહ્યું:-"હે ભરતશ્રેષ્ઠ! આ પવિત્ર દેવ-

નદી કૌશિકી છે. અહીં આ રમણીય વિશ્વામિત્રનો આશ્રમ શોભી રહ્યો છે;[૨૨] અને આ મહાત્મા કાશ્યપ (વિભાંડકનો) નો પુણ્ય નામનો આશ્રમ છે, કે જે વિભાંડકનો તપસ્વી અને નિયમિત ઇંદ્રિયોવાળો ઋશ્યશૃંગ નામનો એક પુત્ર હતો;[૨૩] જેણે પોતાના તપના પ્રભાવથી ઇંદ્રની પાસે વૃષ્ટિ કરાવી હતી અને દુષ્કાળસમયમાં જેના ભયથી બળ તથા વૃત્રને હણનારા ઇન્દ્રે વૃષ્ટિ કરી હતી.[૨૪] તે વિભાંડકનો તેજસ્વી તથા સમર્થ પુત્ર મૃગલીમાં ઉત્પન્ન થયો હતો. તેણે લોમપાદ રાજાના દેશમાં વૃષ્ટિ વર્ષાવીને મહાઅદ્દભુત કાર્ય કર્યું હતું.[૨૫] જ્યારે વૃષ્ટિ થવાથી ધાન્ય પાક્યું, ત્યારે લોમપાદ રાજાએ સૂર્ય જેમ સાવિત્રીનું દાન આપે, તેમ પોતાની પુત્રી શાંતા ઋશ્યશૃંગને આપી હતી.[૨૬]

યુધિષ્ઠિરે પૂછયુંઃ–કાશ્યપપુત્ર ઋશ્યશૃંગ મૃગલીથી કેવી રીતે ઉત્પન્ન થયો? અને વિરુદ્ધ યોનિસંબંધ છતાં કેવી રીતે તપસ્વી થયો ?[૨૭] વળી દુષ્કાળસમયે તે બુદ્ધિમાન બાળકના ભયથી બળ અને વૃત્રને હણનારા ઇંદ્રે શામાટે વૃષ્ટિ કરી હતી?[૨૮] વળી નિયમિત વ્રતવાળી રાજપુત્રી શાંતા કેવા રૂપવાળી હતી ? કે જેણે મૃગયોનિમાં જન્મેલા ઋશ્યશૃંગનું ચિત્ત લોભાવ્યું હતું ?[૨૯] તેમજ રાજર્ષિ લોમપાદ ધાર્મિક સંભળાય છે, ત્યારે તેના દેશમાં ઇંદ્રે વૃષ્ટિ કેમ કરી ન હતી ?[૩૦] હે ભગવન્! એ સઘળું ઋશ્યશૃંગનું ચરિત્ર સાંભળવાની મને ઇચ્છા છે, માટે તમે એ આખ્યાન વિસ્તારથી યથાર્થરીતે કહેવા યોગ્ય છો.[૩૧]

લોમશે કહ્યુંઃ–અમોઘ વીર્યવાળા, પ્રજાપતિના જેવી કાંતિવાળા અને તપવડે નિર્મળ મનવાળા વિપ્રર્ષિ વિભાંડકનો બાળક છતાં વૃદ્ધોએ માન આપવા યોગ્ય એવો મહાતેજસ્વી તથા પરાક્રમી ઋશ્યશૃંગ નામનો પુત્ર કેવી રીતે ઉત્પન્ન થયો, તે તમે સાંભળો.[૩૩] દેવસમાન કાશ્યપ–વિભાંડક ઋષિ મોટા ધરા આગળ લાંબા સમયસુધી તપશ્ચર્યા કરતા કરતા થાકી ગયા હતા. એક વખતે ધરાના જળમાં સ્નાન કરતાં ઉર્વશી અપ્સરાને જોઈને તેમનું વીર્ય સ્ખલિત થઇ ગયું. તેને પાણી પીવા આવેલી એક હરણી પાણીસાથે પી ગઇ અને તેથી તેને ગર્ભ રહ્યો.તે હરણી પૂર્વે દેવકન્યા હતી, તેને લોકકર્તા ભગવાન બ્રહ્માએ શાપ આપતાં કહ્યું હતું કે,'તું એક મુનિને જન્મ આપ્યા પછી મૃગયોનિથી મુક્ત થઇશ.' વિધિના સાફલ્યથી અને દૈવી ઘટનાને લીધે તે મૃગલીથી તેનો પુત્ર મહર્ષિ ઋશ્યશૃંગ ઉત્પન્ન થયો. તે ઋષિબાળક નિત્ય તપશ્ચર્યાપરાયણ થઇને વનમાંજ નિવાસ કરતો હતો.[૩૮]હે રાજા ! તે મહાત્મા ઋષિના માથામાં એક (ઋશ્ય–મૃગનું) શૃંગ–શીંગડું હતું, તેથી તે ઋશ્યશૃંગ એવા નામથી ખ્યાતિ પામ્યો હતો.[૩૯] હે રાજા! તેણે પોતાના પિતાસિવાય બીજા કોઈ મનુષ્યને પૂર્વે જોયું ન હતું, તેથી તેનું મન નિરંતર બ્રહ્મચર્યમાં રહેતું હતું.[૪૦]

એ સમયમાંજ દશરથ રાજાનો સખા લોમપાદ નામનો રાજા અંગદેશનું રાજ્ય કરતો હતો.[૪૧] તેણે બુદ્ધિપૂર્વક બ્રાહ્મણને કંઇ આપવાનું કહીને પછીથી 'મેં તને કંઇ આપવા કહ્યું નથી' એ પ્રમાણે તે મિથ્યા બોલ્યો હતો, તેથી બ્રાહ્મણોએ તે રાજાનો ત્યાગ કર્યો હતો, એવું અમારા સાંભળવામાં આવ્યું છે.[૪૨] વળી તે રાજાએ પુરોહિતના ઉપર પણ મિથ્યા દોષારોપ કર્યો, માટે તેના રાજ્યમાં ઇંદ્રે વૃષ્ટિ કરી નહિ અને તેથી પ્રજા પીડાવા લાગી. તે પછી હે પૃથ્વીપતિ ! રાજાએ ઇંદ્ર પાસે વૃષ્ટિ કરાવવા સમર્થ એવા તપસ્વી બુદ્ધિમાન બ્રાહ્મણોને પૂછયું કેઃ– 'મેઘની વૃષ્ટિ શું કરવાથી થાય ? તે ઉપાય તમે ખોળી કાઢો.' રાજાના પૂછવાથી તે બુદ્ધિમાન બ્રાહ્મણોએ પોતપોતાનો મત દર્શાવ્યો. તેમાંથી એક શ્રેષ્ઠ મુનિએ તે રાજાને કહ્યું કેઃ–"હે રાજેંદ્ર ! તમારા ઉપર બ્રાહ્મણોનો કોપ થયો છે, માટે તમે તેનું પ્રાયશ્ચિત્ત કરો;[૪૩,૪૬]અને હે રાજા ! વનમાં રહેનારા, સ્ત્રીઓથી અજાણ્યા અને સરળ સ્વભાવના મુનિકુમાર ઋશ્યશૃંગને તમારા દેશમાં તેડી લાવો.[૪૭] હે રાજન્ ! તે મહાતપસ્વી મુનિ જો તમારા દેશમાં આવે તો તુરત વરસાદ

વર્ષે એમાં મને સંશય નથી."[૪૮]

હે યુધિષ્ઠિર રાજા ! આવું બ્રાહ્મણનું વચન સાંભળીને રાજા બ્રાહ્મણોની પાસે ગયો અને પોતાના અપરાધનું પ્રાયશ્ચિત્ત કરીને બ્રાહ્મણો પ્રસન્ન થયા, એટલે પાછો પોતાના નગરમાં આવ્યો.[૪૯]રાજાને આવેલો સાંભળીને પ્રજાને બહુ આનંદ થયો. તે પછી અંગરાજ લોમપાદ રાજક્રીય વિચારમાં કુશળ મંત્રીઓને બોલાવીને, ઋશ્યશૃંગને બોલાવવામાટે યત્નપૂર્વક મસલત કરવા લાગ્યો અને તે શાસ્ત્રવેત્તા, પૂર્ણ વ્યવહારકુશળ તથા નીતિનિપુણ મંત્રીઓની સાથેવિચાર કરતા રાજાને ઉપાય જડયો. તે પછી રાજાએ મુખ્ય મુખ્ય વેશ્યાઓને બોલાવી;[૫૨] અને સર્વ કાર્યમાં પારગંત એવી તે વેશ્યાઓને રાજાએ કહ્યું કેઃ-'હે સુંદરીઓ ! તમે ઋષિપુત્ર ઋશ્યશૃંગને ઉપાયપૂર્વક લોભાવીને તથા વિશ્વાસ ઉત્પન્ન કરીને મારા દેશમાં લઈ આવો.' તે સાંભળીને વારાંગનાઓ એક તરફ રાજભયથી અને બીજી તરફ શાપભયથી ડરી ગઇ,[૫૪] તેઓ ઝંખવાણી પડી ગઈ અને વ્યગ્ર થઇને બોલી કેઃ-'એ કાર્ય અમારાથી થઇ શકે તેવું નથી;' પરંતુ તેઓમાંની એક વૃદ્ધ વેશ્યાએ રાજાને કહ્યું કે, 'હે મહારાજ ! હું તે તપરૂપી ધનવાળા ઋષિને લાવવામાટે યત્ન કરીશ; પરંતુ તમારે મને જોઇતી સામગ્રી પૂરી પાડવી જોઇશે.[૫૬]જો તેમ કરશો તો હું તે ઋષિપુત્ર ઋશ્યશૃંગને અહીં લાવી શકીશ.' આ સાંભળીને રાજાએ તે વૃદ્ધ વેશ્યાની ઇચ્છાપ્રમાણે સર્વ સાધનો આપવાની આજ્ઞા કરી[૫૭] અને તેને જાત જાતનાં રત્નો તથા પુષ્કળ ધન આપ્યું. તે પછી હે રાજા ! તે વૃદ્ધ વેશ્યા સ્વરૂપસંપન્ન તથા યુવાન વયવાળી કેટલીએક સ્ત્રીઓને લઇને તુરત વનમાં ગઇ.[૫૮]

**ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં "લોમશતીર્થયાત્રામાં ઋશ્યશૃંગોપાખ્યાન" એ વિષયનો અધ્યાય ૧૧૦ મો સમાપ્ત.**

# અધ્યાય ૧૧૧ મો

## ઋશ્યશૃંગનું આખ્યાન-મુનિનો મોહ

**॥ लोमश उवाच ॥**

**सा तु नाव्याश्रमं चक्रे राजकार्यार्थसिद्धये ॥**
**शासनाच्चैव नृपतेः स्वबुद्ध्या चैव भारत ॥१॥**

લોમશે કહ્યુંઃ-હે ભરતવંશી રાજા ! પછી તે વૃદ્ધ વેશ્યાએ રાજાના કાર્યની સિદ્ધિને માટે, રાજાની આજ્ઞાથી અને પોતાની બુદ્ધિથી વહાણમાં એક તરતો આશ્રમ તૈયાર કર્યો.[૧] તે આશ્રમ અનેક પ્રકારનાં પુષ્પો તથા ફળોવાળાં, અનેક જાતના વેલાના મંડપો તથા લતાઓવાળો અને સ્વાદિષ્ટ ઇચ્છિત ફળ આપનારાં સુશોભિત કૃત્રિમ વૃક્ષોથી અત્યંત રમણીય, અત્યંત મનોહર અને અદ્દભુત દેખાવવાળો બનાવ્યો.[૨,૩]તે પછી તે નૌકાશ્રમને વિભાંડકના આશ્રમથી થોડે છેટે નાંગરીને તેણે વિભાંડક મુનિ કયારે બહાર જાય છે ? ઇત્યાદિ વાત દૂતોદ્વારા જાણી લીધી. તે પછી પોતાની વેશ્યા પુત્રીને કાર્યની સમજણ પાડીને જ્યારે વિભાંડક મુનિ બહાર ગયા હતા, તે વખતે તે બુદ્ધિશાળી વેશ્યાને ઋષિના આશ્રમમાં મોકલી.[૪,૫] તે ચતુર વેશ્યા નિત્ય તપપરાયણ એવા ઋષિના આશ્રમમાં ગઈ અને ત્યાં તેણે ઋષિપુત્રનાં દર્શન કર્યાં.[૬]પછી તે વેશ્યા બોલીઃ-'હે મુનિ ! તપસ્વી જનોનું કુશળ તો છે ને ? તમને પુષ્કળ ફળ મૂળ મળે છે ને ? આ આશ્રમમાં તમે આનંદ તો પામો છો ને? હું હમણાં તમારાં દર્શન કરવા આવ્યો છું.[૭] હે વિપ્ર ! તપસ્વીઓનાં તપની વૃદ્ધિ તો થાય છે ને? તમારા પિતાના તેજની હાનિ તો નથી ને? તે તમારાથી પ્રસન્ન તો છે ને? તથા હે ઋશ્યશૃંગ ! તમે વેદાધ્યયન કરો છો કે?[૮]

ઋશ્યશૃંગે કહ્યુંઃ-'તમે ઐશ્વર્યવડે મૂર્તિમાન તેજના જેવા પ્રકાશો છો, હું તમને અભિવંદન કરવા યોગ્ય માનું છું, હું મારી ઇચ્છાથી તમને પગ ધોવા માટે જળ આપીશ અને ધર્માનુસાર ફળમૂળો પણ આપીશ.[૯] હે બ્રહ્મન્ !

તમે કાળાં મૃગચર્મથી ઓછાડેલી સુખદાયક દર્ભની સાદડી ઉપર સુખરૂપ બેસો અને કહો કે, તમારો આશ્રમ કયાં છે? અને તમારૂં નામ શું છે? તમે આ દેવ જેવું વ્રત કરો છો? ૧૦

વેશ્યાએ કહ્યું:-' હે કાશ્યપપુત્ર! આ પર્વતથી પેલી તરફ ત્રણ યોજન ઉપર મારો આશ્રમ છે;અને કોઇના પ્રણામ તથા પગ ધોવાનું જળ ન લેવાં એ મારો ધર્મ છે;૧૧ માટે તમે મને પ્રણામ કરશો નહિ, પરંતુ હું તમને પ્રણામ કરૂં છું; કારણ કે એવું મારૂં વ્રત છે, તેથી મારે તમને આલિંગન કરવું યોગ્ય છે.'૧૨

ઋશ્યશૃંગે કહ્યું:-' હું તમને ભીલામાં, આમળાં, કરૂષક, ઇંગોળાં, ધમાસાં તથા પીપળાનાં પાકાં પાકાં ફળો આપું છું, તેને તમે સ્વેચ્છાથી ગ્રહણ કરો.'૧૩

લોમશે કહ્યું:-વેશ્યાએ તે સર્વ ફળોનો ત્યાગ કરીને ઋશ્યશૃંગને પુષ્કળ રસવાળાં તથા સુંદર દેખાવવાળાં ફળો તથા અમૂલ્ય ખાવાના પદાર્થો આપ્યા અને તે ઋષિને પ્રીતિકર થઈ પડયા.૧૪ વળી વેશ્યાએ સુગંધવાળાં પુષ્પો તથા તેજસ્વી ચિત્રવિચિત્ર વસ્ત્રો તેમજ ઉત્તમ ઉત્તમ પીવાના પદાર્થો આપ્યા. તેનો સ્વીકાર કરીને તો મુનિ પરમ રાજી થઇ હસવા અને બોલવા લાગ્યા.૧૫ તે પછી વેશ્યા, ફળભારથી નમતી લતાની પેઠે કેડમાંથી ભાંગી જતી હોય તેમ અંગોને મરોડતી મરોડતી તે મુનિની આગળ દડાની રમત રમવા લાગી અને પોતાનાં અંગોથી તેનાં અંગોમાં પ્રવેશ કરતી વારંવાર ઋશ્યશૃંગને ભેટવા લાગી.૧૬ વળી મદોન્મત્ત થયેલી તે વેશ્યા પુષ્પથી ખીલેલાં સરગવાનાં આસોપાલવનાં અને તિલકનાં વૃક્ષોની ડાળી નમાવી તેને ભાંગતી તથા લાજતી હોય તેવા હાવભાવ કરતી મહર્ષિપુત્રને લોભાવવા લાગી.૧૭ પછી ઋષ્યશૃંગને મોહિત થયેલા જોઇને વેશ્યા વારંવાર તેના શરીરને દબાવી, આલિંગન આપી, પોતાને અગ્નિહોત્રનો સમય થયો છે એવું બહાનું કાઢી, ઋષિના તરફ જોતી જોતી ધીરે ધીરે ચાલી ગઇ. તે ગયા પછી કામદેવથી ગાંડા બનેલા ઋષ્યશૃંગ બેભાન જેવા થઇ ગયા અને મન તેનામાંજ પરોવી એકાંતમાં નિઃશ્વાસ નાખતા વ્યાકુળ બની ગયા.૧૯ તે પછી બે ઘડીએ સિંહના જેવા પીળા ડોળાવાળા, નખસુધી રુવાંટાંથી છવાઇ ગયેલા, સ્વાધ્યાયસંપન્ન અને મહાયોગી કશ્યપના પુત્ર વિભાંડક આશ્રમમાં આવી પહોંચ્યા.૨૦ તેણે ત્યાં આવીને પોતાના પુત્રને વિચારગ્રસ્ત થઇ એકલો બેઠેલો, વિકળ ચિત્તનો અને વારંવાર ઉંચી નજર કરીને નિસાસા નાખતો જોયો, એટલે વિભાંડક તેવા દીન બનેલા પુત્રને કહેવા લાગ્યા:-'હે તાત! તેં આજે હોમને માટે સમિધો કેમ તૈયાર કર્યાં નથી? તેં આજે અગ્નિહોત્રમાં હોમ આપ્યો કે? શુચિ તથા શરવાને ધોયા છે? અને તેં આજે હોમધેનુને દોહવામાટે વાછરડાંભેગી કરી છે?૨૨ હે પુત્ર! તું પૂર્વના જેવો જણાતો નથી; પરંતુ ચિંતાપરાયણ, બેભાન અને અત્યંત દીન જણાય છે, માટે હું તને પૂછું છું કે, આજે અહીં કોણ આવ્યો હતો?૨૩

ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં " લોમશતીર્થયાત્રામાં ઋષ્યશૃંગોપાખ્યાન" એ વિષયનો અધ્યાય ૧૧૧ મો સમાપ્ત.

## અધ્યાય ૧૧૨ મો

### ઋશ્યશૃંગનું આખ્યાન-પિતાને મુગ્ધતાભર્યો ઉત્તર

॥ ऋश्यशृंग उवाच ॥

इहागतो जटिलो ब्रह्मचारी न वै ह्रस्वो नातिदीर्घो मनस्वी ॥ सुवर्णवर्णः कमलायताक्षः स्वतः सुराणामिव शोभमानः ॥१॥

ઋશ્યશૃંગે કહ્યું:- અહીં એક જટાધારી બ્રહ્મચારી આવ્યો હતો, તે શરીરે નીચો ન હતો તેમ અતિ ઉંચો પણ ન હતો, તે મનસ્વી સુવર્ણના જેવા વર્ણવાળો, કમળના જેવાં લાંબાં નેત્રવાળો અને પોતે દેવોના જેવો શોભતો હતો.૧ તે બહુ રૂપાળો હતો, તેનું તેજ સૂર્યના

જેવું ઝળહળતું હતું, તેનાં નેત્રો સુંદર તથા શ્યામ હતાં, તે શરીરે ગૌરવર્ણો હતો અને તેની જટા કાળી, સુંદર સુગંધવાળી, લાંબી તથા સોનાની દોરીથી ગુંથેલી હતી.[૨] વળી તેના કંઠમાં કયારાના જેવું આભૂષણ હતું, તે આકાશમાં ચમકતી વિજળીના જેવું ચમકતું હતું, તેના કંઠની નીચે બે ગોળા હતા, તેના ઉપર રૂવાંટાં ન હતાં તથા તે બહુ મનોહર જણાતા હતા;[૩]તેની નાભિ મધ્યમાંથી અતિ ઉંડી હતી, તેની કેડ અત્યંત પાતળી હતી તથા તેના ચીરમાંથી, આ મારી જેવી કટિમેખળા છે તેવી સુવર્ણની કટિમેખળા ઝળકતી હતી.[૪] વળી તેના બન્ને પગમાં અદ્ભુત દેખાવવાળું અને મધુર શબ્દવાળું કંઇક ઘરેણું ઝળકતું હતું અને તે રીતેજ બન્ને હાથમાં આ મારા હાથમાં રુદ્રાક્ષના બેરખા છે તેવા શબ્દવાળાં કંકણો હતાં.[૫] તે કંકણો જયારે તે બ્રહ્મચારી હલનચલન કરતો હતો, ત્યારે સરોવરોમાં મદમત્ત હંસો જેવા શબ્દો કરે તેવા મધુરા શબ્દો કરતાં હતાં. તેનાં વસ્ત્રો અદ્ભુત દેખાવવાળાં હતાં; તેના જેવાં આ મારાં વલ્કલો રૂપાળાં દેખાતાં નથી.[૬] તેનું મુખ પણ અદ્ભુત દેખાવડું હતું અને ભાષણ ચિત્તને આનંદદાયક હતું. વળી તેની વાણી કોયલના જેવી હતી, તે સાંભળતાં મારૂં મન મોહિત થયું છે.[૭] હે તાત! જેમ વૈશાખ માસમાં વાયુથી ડોલતું મધ્યવન શોભાયમાન દેખાય, તેમ પવનના સ્પર્શથી ડોલતો તે પવિત્ર ગંધવાળો બ્રહ્મચારી શોભાયમાન દેખાતો હતો.[૮] તેની જટા સારી રીતે બાંધેલી હતી, તોપણ તે લલાટપ્રદેશ ઉપર બે ભાગમાં વહેંચાઈને વળગી રહેલી હતી; તેના કાન સુંદર રૂપવાળાં ચિત્ર વિચિત્ર ચક્રવાકોથી વીંટાયલા હતા.[૯] વળી તેણે જમણા હાથમાં એક વિચિત્ર ગોળ ફળ (દડો) લીધું હતું, તે વારંવાર ભૂમિ ઉપર પડીને આશ્ચર્યરૂપે ઉંચે ઉછળતું હતું.[૧૦] હે પિતાજી! તે ગોળ ફળને હાથવડે પ્રહાર કરીને તે બ્રહ્મચારી વાયુથી પ્રેરાયલાં વૃક્ષની પેઠે ડોલતાં ડોલતાં આડો અવળો ભ્રમણ કરતો હતો. તે દેવપુત્રના જેવા ઋષિને જોતાં મને બહુ પ્રીતિ તથા તેનામાં આસક્તિ થઇ છે.[૧૧] તે મારા શરીરને ભેટીને પછી મારી જટા પકડી, મારાં મુખને નમાવી, તે મુખની જોડે પોતાના મુખને વળગાડી કંઇક શબ્દ કરતો હતો, તે મને બહુ આનંદદાયી લાગતો હતો![૧૨] મેં તેને પગ ધોવાનું જળ તથા આ ફળો આપ્યાં હતાં; પરંતુ તેણે સ્વીકાર્યાં નહિ અને 'કોઇનું સ્વીકારવું નહિ એવું મારૂં વ્રત છે' એવું કહીને તેણે મને બીજાં ફળો આપ્યાં હતાં.[૧૩]મેં તે ફળો ખાધાં તો મને લાગ્યું કે, તે ફળોના જેવો રસ આ ફળોમાં નથી; તેના જેવો સાર આ ફળોમાં નથી અને આ ફળોને જેવી છાલ છે,તેવી તે ફળોને છાલ પણ નહતી.[૧૪]વળી તે ઉદાર રૂપવાળા બ્રહ્મચારીએ મને પીવામાટે અત્યંત સ્વાદવાળાં પાણી આપ્યાં હતાં, કે જે પીતાંજ મને બહુ આનંદ ઉત્પન્ન થયો હતો અને આ પૃથ્વી જાણે ફરતી હોય તેમ લાગતું હતું.[૧૫] આ તેનાં દોરીથી ગુંથેલાં સુગંધવાળાં ચિત્રવિચિત્ર પુષ્પો કે જેને તે તપવડે પ્રકાશિત જણાતો તપસ્વી અહીં વેરી નાખીને પોતાનાજ આશ્રમમાં ચાલ્યો ગયો છે,[૧૬] તેના જવાથી હું ભાનવિનાના જેવો થઈ ગયો છું અને મારૂં શરીર બળતું હોય તેમ મને લાગે છે, તેથી હું તત્કાળ તેની પાસે જવા ઈચ્છા રાખું છું અને તેને નિત્ય અહીં રાખવા ઇચ્છું છું.[૧૭] હે તાત! હું તો તેની પાસેજ જઈશ. તેની તે કેવી જાતની બ્રહ્મચર્ય દીક્ષા હશે? આર્યધર્મવાળો તે ઋષિ જેવું તપ કરે છે, તેવું તપ હું તેની સાથે રહીનેજ કરવા ધારૂં છું.[૧૮] મારા હૃદયમાં તેની સાથે રહીને તપ કરવાની ઈચ્છા છે, માટે હવે જો હું તેને નહિ જોઉં તો મારૂં ચિત્ત દુઃખી થશે.[૧૯]

**ઇતિ૦ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં "લોમશતીર્થયાત્રામાં ઋષ્યશૃંગોપાખ્યાન" એ વિષયનો અધ્યાય ૧૧૨ મો સમાપ્ત.**

# અધ્યાય ૧૧૩ મો

## ઋશ્યશૃંગનું આખ્યાન-વેશ્યાઓ સાથે પ્રયાણ

॥ विभांडक उवाच ॥

रक्षांसि चैतानि चरंति पुत्र रूपेण ते-नाद्भुतदर्शनेन ॥ अतुल्यवीर्याण्यभिरूपवंति विघ्नं सदा तपसश्चिंतयंति ॥१॥

વિભાંડકે કહ્યું:-હે પુત્ર! એ તો અતુલ પરાક્રમવાળા અને સુંદર રૂપવાળા રાક્ષસો, તેવાં અદ્‌ભુત દેખાવવાળાં રૂપો લઇને ફર્યા કરે છે અને તેઓ સદા તપમાં વિઘ્ન કરવા ઇચ્છે છે.[૧] હે તાત! તે સુંદર રૂપવાળા જણાતા પણ વાસ્તવિક ઉગ્ર રૂપવાળા રાક્ષસો, અનેક ઉપાયોથી વનમાં મુનિઓને લોભાવે છે અને તેને ઉત્તમ લોકથી ભ્રષ્ટ કરે છે;[૨] માટે ઉત્તમ લોકની ઇચ્છા કરનારા વશ ચિત્તવાળા મુનિએ તેવાઓની કોઈ રીતે સેવા કરવી નહિ; કારણકે તે પાપાચરણીઓ તપસ્વીઓને વિઘ્ન કરીને આનંદ પામે છે, માટે તપસ્વીએ તેવાઓને જોવા પણ નહિ.[૩] હે પુત્ર! તેણે તને આપેલું પાણી, તે દુર્જનોએ સેવન કરેલું અને સજ્જનોને માટે ન પીવા જેવું પાપી મદ્ય હતું તથા આ વિચિત્ર રંગનાં ઉજ્જવળ, સુગંધવાળાં પુષ્પોનો ઉપભોગ પણ મુનિઓને માટે ધર્મશાસ્ત્રમાં કહેલો નથી.[૪] તે રાક્ષસો છે, માટે તારે તેઓનો સંગ કરવો નહિ.'

આ પ્રમાણે પોતાના પુત્રને તેઓની સંગતિથી અટકાવીને, વિભાંડકમુનિ તેઓને ખોળવા નીકળ્યા. જ્યારે ત્રણ દિવસ ખોળ કરતાં પણ તેઓનો પત્તો લાગ્યો નહિ,ત્યારે ઋષિ પોતાના આશ્રમ તરફ પાછા વળ્યા.[૫] ફરી જ્યારે વિભાંડકમુનિ વૈદિક કર્મ-ઇષ્ટિને માટે ફળો લેવા ગયા, ત્યારે પેલી વેશ્યા ઋશ્યશૃંગને લોભાવવા માટે પાછી આશ્રમમાં આવી.[૬] તેને જોતાંની સાથેજ ઋશ્યશૃંગ બહુ ખુશી થયા અને ઉત્કંઠિત થઇ તેની પાસે દોડી ગયા તથા તેને કહેવા લાગ્યા કે:-'આપણે મારા પિતા ન આવે તેટલામાં તમારા આશ્રમમાં ચાલ્યાં જઇએ.'[૭]

હે રાજા! તે પછી વેશ્યાઓએ વિભાંડકના એકના એક પુત્રને આ રીતે ઉપાયથી નૌકાશ્રમમાં બેસાડયા અને ત્યાંથી નાવને છોડી મૂકી અનેક ઉપાયથી ઋષિને આનંદ આપતી તેઓ અંગદેશના રાજાની પાસે આવી.[૮] પછી અત્યંત ઉજ્જવળ વર્ણની તે નૌકાને જ્યાંથી લોકો આશ્રમ જોઈ શકે તેટલે લાવીને કાંઠા ઉપર બહાર કાઢી સ્થિર કરી અને ત્યાં તેવુંજ નાવ્યાશ્રમ નામનું વિચિત્ર વન કર્યું.[૯] તે પછી રાજાએ વિભાંડકના તે એકના એક પુત્રને પોતાના અંતઃપુરમાં દાખલ કર્યો અને તેની સાથેજ મેઘની વૃષ્ટિ થઇ તથા જગત જળથી ભરાઇ જતું જોયું;[૧૦] તેથી પરિપૂર્ણ મનોરથવાળા લોમપાદ રાજાએ, ઋશ્યશૃંગને પોતાની પુત્રી શાંતા પરણાવી. તે પછી વિભાંડક મુનિનો ક્રોધ શાંત કરવામાટે વિભાંડકને આવવાના રસ્તા ઉપર ઘણાંએક પશુઓને તથા ગાયોને ઉભી રખાવી તથા ખેતરો તૈયાર કરાવ્યાં; અને પછી વીર ગોવાળોપ્રત્યે રાજાએ કહ્યું કે:-'જ્યારે પુત્રને ખોળવા નીકળેલા વિભાંડક મુનિ અહીં આવીને તમને પોતાના પુત્રને માટે પૂછે,[૧૨] ત્યારે તમારે તેમને હાથ જોડીને કહેવું કે, 'આ બધાં પશુઓ અને આ ખેતરો તમારા પુત્રનાં છે અને હે મહર્ષિ! અમે બધા તમારી આજ્ઞાને આધીન રહેનારા દાસ છીએ, માટે કહો કે અમે તમારૂં શું પ્રિય કરીએ?' આ પ્રમાણે શીખવીને રાજાએ તેઓને માર્ગમાં ઉભા રાખ્યા.

હવે પ્રચંડ કોપવાળા વિભાંડક મુનિ, ફળમૂળ લઇને પોતાના આશ્રમમાં આવ્યા અને તેમણે પુત્રની શોધ કરી, પણ ત્યાં પુત્રને જોયો નહિ, એટલે તે ઋષિ બહુ ક્રોધે ભરાયા.[૧૪] પછી કોપવડે ચીરાતા હોય તેમ આવેશમાં આવેલા તે ઋષિને શંકા થઈ કે, આ કાર્ય અંગરાજનું છે, તેથી નગર અને રાજ્ય સાથે અંગરાજને બાળી મૂકવાની ઇચ્છાથી તે ચંપાનગરીપ્રત્યે ચાલ્યા.[૧૫] માર્ગમાં થાકી ગયેલા તથા ભૂખ્યા થયેલા વિભાંડક ઋષિએ તે હૃષ્ટપુષ્ટ ગાયોનાં ટોળાં જોયાં અને ગોવાળો ત્યાં તેમની રાજાની

પેઠે વિધિપૂર્વક આગતાસ્વાગતા કરી તથા મુનિ ત્યાં એક રાત્રિ રહ્યા.[૧૬] ત્યાં તેઓથી અત્યંત સત્કાર પામીને ઋષિએ પૂછ્યું કેઃ–'હે ગોવાળો! તમે કોના ગોવાળીઆ કહેવાઓ છો ?' આ સાંભળીને તે સર્વ ગોવાળીઆ ઋષિની પાસે આવીને બોલ્યા કેઃ–'આ સર્વ ધન તમારા પુત્રનું છે.'[૧૭] આ રીતે પ્રત્યેક દેશમાં પૂજા થવાથી અને પ્રત્યેક મનુષ્યોનાં મધુર ભાષણો સાંભળવાથી વિભાંડક મુનિનો કોપ ઘણો ખરો શાંત થઇ ગયો અને તે પ્રસન્ન થઇ નગરમાં રહેલા અંગરાજની પાસે ગયા.[૧૮] રાજાએ વિભાંડક ઋષિનું પૂજન કર્યું. ત્યાં મુનિએ પોતાના પુત્રને સ્વર્ગમાં રહેલા ઇંદ્રના જેવો વૈભવસંપન્ન જોયો તથા પોતાની પુત્રવધૂ શાંતાને આકાશમાં ચમકતી વિજળીના જેવી દેદીપ્યમાન દીઠી.[૧૯] વળી પુત્રનાં ગામોને તથા ગાયોના સમૂહોને અને શાંતાને જોઇ એટલે ઋષિનો તે મહાક્રોધ શાંત પડી ગયો; એટલુંજ નહિ પણ હે રાજેંદ્ર! વિભાંડક મુનિએ, અંગરાજના ઉપર મહાન અનુગ્રહ કર્યો.[૨૦] તે પછી સૂર્ય અને અગ્નિના જેવા પ્રભાવવાળા મહર્ષિએ પુત્રને ત્યાંજ રાખીને કહ્યું કેઃ–'તું એક પુત્ર ઉત્પન્ન થયા પછી આ રાજાનું સર્વ પ્રિય કરીને વનમાંજ આવજે.' એવું કહીને ઋષિ આશ્રમપ્રત્યે ગયા.

ઋશ્યશૃંગ પોતાના પિતાના કહેવા પ્રમાણે સઘળું કાર્ય કરીને, જ્યાં પોતાના પિતા હતા ત્યાં ગયા; અને હે નરેંદ્ર! જેમ રોહિણી અનુકૂળ રહીને ચંદ્રની સેવા કરે, તેમ શાંતા વનમાં ઋશ્યશૃંગ મુનિની સેવા કરવા લાગી.[૨૨] હે અજમીઢવંશી રાજન્! સુભાગ્યવતી અરુંધતી જેમ વસિષ્ઠની, લોપામુદ્રા જેમ અગસ્ત્યની, દમયંતી જેમ નળરાજાની, ઇંદ્રાણી જેમ ઇંદ્રની અને નારાયણકન્યા ઇંદ્રસેના જેમ મુદ્દગલને વશ રહી સેવા કરતી હતી, તેમ શાંતા વનમાં રહેલા ઋશ્યશૃંગની પ્રીતિપરાયણ થઈને સેવા કરતી હતી.[૨૪] હે યુધિષ્ઠિર રાજા! તે ઋશ્યશૃંગ મુનિનો પવિત્ર કીર્તિવાળો, આ મોટા ધરાને શોભાવતો પુણ્યાશ્રમ શોભી રહ્યો છે; માટે એ ધરામાં સ્નાન કરી, કૃતાર્થ તથા વિશુદ્ધ થઇને તમે બીજાં તીર્થોપ્રત્યે પ્રયાણ કરો.[૨૫]

ઇતિ શ્રીમહા૦ વન૦ લોમશતીર્થયાત્રામાં "ઋશ્યશૃંગોપાખ્યાન" એ વિષયનો અધ્યાય ૧૧૩ મો સમાપ્ત

## અધ્યાય ૧૧૪ મો
### વૈતરણી તથા વેદીનું માહાત્મ્ય

॥ वैशंपायन उवाच ॥

ततः प्रयातः कौशिक्याः पांडवो जनमेजय ॥
आनुपूर्व्येण सर्वाणि जगामायतनान्यथ ॥१॥

વૈશંપાયને કહ્યું:–હે જનમેજય! પાંડુપુત્ર યુધિષ્ઠિર રાજા કૌશિકીથી નીકળ્યા પછી અનુક્રમે સર્વ તીર્થોપ્રત્યે ગયા.[૧] હે રાજા! પછી યુધિષ્ઠિર રાજાએ ગંગાસાગરના સંગમ ઉપર આવીને ત્યાં પાંચસો નદીઓના મધ્યમાં સ્નાન કર્યું.[૨] ત્યાંથી હે ભારત! વીરરાજા યુધિષ્ઠિર પોતાના ભાઇઓની સાથે સમુદ્રને કિનારે કિનારે કલિંગ દેશ તરફ ગયા.[૩]

ત્યાં લોમશે કહ્યું:–'હે કુંતીપુત્ર! આ કલિંગ દેશ છે, એમાં વૈતરણી નદી છે, જ્યાં આગળ ધર્મે પણ દેવોનો આશ્રય કરીને યજ્ઞ કર્યો હતો.[૪] એ નદીનો આ ઋષિઓથી યુક્ત, યજ્ઞો કરવા યોગ્ય, પર્વતથી સુશોભિત અને સતત બ્રાહ્મણોથી સેવાતો ઉત્તરકિનારો છે.[૫] એ ઉત્તરકિનારો સ્વર્ગગમનની ઇચ્છાવાળા પુરુષોને માટે સ્વર્ગમાર્ગના જેવો છે. આ સ્થાનમાં ઋષિઓએ અને બીજાઓએ પણ પૂર્વે યજ્ઞો કર્યા હતા.[૬] હે રાજેંદ્ર! આ સ્થાનમાંજ રુદ્રે એક યજ્ઞમાં પશુને લઇ લીધું હતું અને તે પશુ લઇને 'આ મારો ભાગ છે.' આ પ્રમાણે કહ્યું હતું.[૭] હે ભરતશ્રેષ્ઠ! રુદ્રે તે પશુનું હરણ કર્યું, ત્યારે દેવોએ તેમને કહ્યું કેઃ– 'તમે બીજાના ભાગનો નાશ કરો નહિ અને ધર્મના સાધનરૂપ સર્વ યજ્ઞભાગોની કામના કરો નહિ.'[૮] તે પછી દેવોએ કલ્યાણરૂપ વાણીવડે રુદ્રની સ્તુતિ કરી અને ઇષ્ટિવડે રુદ્રને તૃપ્ત કરીને તે વખતે તેમનું સન્માન કર્યું.[૯] ત્યારે રુદ્ર

પશુનો ત્યાગ કરીને દેવી વાહનવડે ત્યાંથી ચાલ્યા ગયા. હે યુધિષ્ઠિર ! તે સંબંધમાં રુદ્રનો મહિમા ગવાય છે,તેને તમે સાંભળો.[10] ત્યારથી આરંભીને રુદ્રના ભયને લીધે દેવો રુદ્રનો તાજો અને સર્વ ભાગો કરતાં ઉત્તમ ભાગ નિરંતર આપવા લાગ્યા.[11] જે પુરુષ આ ગાથાનો પાઠ કરતો વૈતરણીમાં સ્નાન કરે છે, તેને દેવલોકનો માર્ગ નેત્રવડે પ્રત્યક્ષ દેખાય છે.'[12]

વૈશંપાયને કહ્યું:–તે પછી મહાભાગ્યશાળી સઘળા પાંડવોએ તથા દ્રૌપદીએ વૈતરણીમાં ઉતરીને સ્નાન કર્યું અને પોતાના પિતૃઓનું તર્પણ કર્યું.[13]

પછી યુધિષ્ઠિર બોલ્યા:–'હે લોમશ ! હું આ નદીમાં વિધિપૂર્વક સ્નાન કરવાથી તથા તપના બળવડે માનુષી વિષયોથી મુક્ત થયો છું, તેને તમે જુઓ.[14] હે સુવ્રત ! હું તમારી કૃપાથી સર્વ લોકોને જોઉં છું. આ જપ કરનારા મહાત્મા વૈખાનસોનો શબ્દ સંભળાય છે.'[15]

લોમશે કહ્યું:–હે યુધિષ્ઠિર રાજા! તમે જે સ્થાનમાંથી એ ધ્વનિ સાંભળો છો,તે સ્થાન અહીંથી ત્રણ લાખ યોજન દૂર છે; માટે હવે તમે છાના રહો.[16] હે રાજા ! આ બ્રહ્માનું દિવ્ય વન પ્રકાશિત જણાય છે; હે રાજેંદ્ર ! જ્યાં જગત્સ્રષ્ટા પ્રતાપી બ્રહ્માએ યજ્ઞ કર્યો હતો; [17] અને જે યજ્ઞમાં બ્રહ્માએ પર્વતો અને વનોની સાથે સર્વ પૃથ્વી મહાત્મા કશ્યપને દક્ષિણામાં આપી હતી.[18] હે કુંતીપુત્ર ! દાન આપતાંજ પૃથ્વી તે વખતે ખિન્ન થઇ ગઇ અને કોપાયમાન થઇને લોકેશ્વર બ્રહ્માને કહેવા લાગી કે:–[19]'હે ભગવન્! તમે મારૂં કોઇ પણ મનુષ્યને દાન આપવા યોગ્ય નથી. આ તમારૂં આપેલું દાન મિથ્યા છે , આ હું અહીંથી રસાતલમાં ચાલી જાઉં છું.'[20] હે રાજા ! આ રીતે પૃથ્વીને ખિન્ન થતી જોઇને ભગવાન કશ્યપ ઋષિએ તેને પ્રસન્ન કરી.[21] હે પાંડવ ! પછી તેના તપવડે પ્રસન્ન થયેલી પૃથ્વી પાછી જળ ઉપર નીકળીને વેદીરૂપથી સ્થિર રહી.[22] હે રાજા ! તેજ આ વેદીના આકારથી સ્થિર થયેલી પૃથ્વી જણાય છે. હે મહારાજ ! એ વેદી ઉપર ચઢવાથી તમે બળવાન થશો.[23] હે રાજા ! તે આ વેદી સમુદ્રના તીરનો આશ્રય કરીને રહેલી છે. તમારૂં કલ્યાણ થાઓ,એના ઉપર ચઢીને તમે એકલા સાગરને તરી જાઓ.[24] હે અજમીઢવંશી ! આ વેદીનો મનુષ્ય સ્પર્શ કરે છે, એટલે એ સમુદ્રમાં પેસી જાય છે; પરંતુ હું તમારૂં સ્વસ્તિવાચન કરૂં છું, જેથી તમે આજે એના ઉપર ચઢી શકશો.[25] જેને લીધે જગત લય પામે છે અને જે જગતથી પર છે,તે વિષ્ણુને નમસ્કાર હો.હે દેવેશ ! આ ખારા જળવાળા સમુદ્રમાં તમે સ્થિતિવાળા થઓ.[26] હે સમુદ્ર ! તમે અમૃતના ગર્ભસ્થાન છો, વિષ્ણુના વીર્યરૂપ છો અને તમારા જળનાં અગ્નિ, સૂર્ય તથા જળદેવી ઉત્પત્તિસ્થાન છે.'

હે પાંડુપુત્ર ! આ સત્ય વાક્યનો ઉચ્ચાર કરતા તમે આ વેદીના ઉપર વેગથી ચઢો.[27] વળી હે પાંડુપુત્ર! નદીના પતિ સમુદ્રમાં પ્રવેશ કરતી વખતે ' અગ્નિ તારૂં ઉત્પત્તિસ્થાન છે, વિષ્ણુના વીર્યરૂપ જીવને ધારણ કરનારો યજ્ઞ એ તારો દેહ છે અને તું મોક્ષનું સાધન છે. ' આ પ્રમાણે સત્ય વાક્યનો ઉચ્ચાર કરતાં કરતાં તેમાં પ્રવેશ કરવો; [28] પરંતુ હે કુરુશ્રેષ્ઠ કુંતીપુત્ર ! એ પ્રમાણે ઉચ્ચાર કર્યાવિના દેવોના સ્થાનરૂપ અને જળના અધિપતિ મહાસાગરને દર્ભની અણીથી પણ સ્પર્શ કરવો નહિ.[29]

વૈશંપાયને કહ્યું:–તે પછી લોમશ મુનિપાસે સ્વસ્તિવાચન કરાવીને મહાત્મા યુધિષ્ઠિર સમુદ્ર પાસે આવ્યા અને ત્યાં ઋષિની આજ્ઞા પ્રમાણે સઘળું કરીને મહેંદ્ર પર્વત ઉપર આવી ત્યાં રાત્રિએ રહ્યા.[30]

**ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં " લોમશતીર્થયાત્રામાં મહેંદ્રાચળ જવું " એ વિષયનો અધ્યાય ૧૧૪ મો સમાપ્ત.**

# અધ્યાય ૧૧૫ મો
## પરશુરામના ચરિત્રનો આરંભ
### ॥ वैशंपायन उवाच ॥

**स तत्र तामुषित्वैकां रजनीं पृथिवीपतिः ॥**
**तापसानां परं चक्रे सत्कारं भ्रातृभिः सह ॥१॥**

વૈશંપાયને કહ્યું:–પૃથ્વીપતિ યુધિષ્ઠિર રાજાએ પોતાના ભાઈઓની સાથે મહેંદ્ર પર્વત ઉપર એક રાત્રિ રહીને તપસ્વીઓનો સારી રીતે સત્કાર કર્યો.[૧] લોમશ ઋષિએ યુધિષ્ઠિરને, ત્યાં નિવાસ કરનારા ભૃગુ, વસિષ્ઠ, અંગિરા અને કશ્યપના વંશોમાં ઉત્પન્ન થયેલા સઘળા તપસ્વીઓનાં નામો કહી બતાવ્યાં;[૨] એટલે રાજર્ષિ યુધિષ્ઠિરે તેઓની પાસે જઇ તેઓને પ્રણામ કરી હાથ જોડીને પરશુરામના અનુચર વીર અકૃતવ્રણને પૂછ્યું કે:–[૩] 'ભગવાન પરશુરામ તપસ્વીઓને ક્યારે દર્શન આપશે ? હું તે પ્રસંગમાંજ પરશુરામનાં દર્શન કરવાની ઇચ્છા રાખું છું.'[૪]

અકૃતવ્રણે કહ્યું:–આત્મજ્ઞાની પરશુરામને તમે અહીં આવો છો એ પ્રથમથીજ જાણવામાં છે અને તમારા ઉપર તેમની પ્રીતિ છે, તેથી તેઓ તમને તત્કાળ દર્શન આપશે.[૫] તપસ્વીઓ ચતુર્દશીએ તથા અષ્ટમીએ રામનાં દર્શન કરે છે અને તે ચતુર્દશી આજની રાત્રિ વીત્યા પછી કાલેજ થવાની છે.[૬]

યુધિષ્ઠિરે કહ્યું:–' હે ઋષિ ! તમે મહાબળવાન પરશુરામના અનુયાયી છો, તેથી તેમનાં સર્વ પૂર્વચરિત્રો તમે પ્રત્યક્ષ જોયાં છે; [૭] માટે તમે આજે કહો કે, પરશુરામે યુદ્ધમાં શા કારણથી અને કેવી રીતે સર્વ ક્ષત્રિયોને જિત્યા હતા? [૮]

અકૃતવ્રણે કહ્યું:– હે ભરતવંશી રાજસિંહ ! તમને ભૃગુવંશમાં ઉત્પન્ન થયેલા પરશુરામનું મહાન અને ઉત્તમ આખ્યાન હર્ષપૂર્વક કહું છું.[૯] હે ભારત ! જમદગ્નિના પુત્ર પરશુરામનું ચરિત્ર અને હૈહયાધિપતિ સહસ્રાર્જુનનું ચરિત્ર દેવોના જેવું છે.[૧૦] હે પાંડુપુત્ર ! પરશુરામે જે હૈહયના અધિપતિ સહસ્રાર્જુનને માર્યો હતો, તેને એક હજાર હાથ હતા.[૧૧] વળી તેને દત્તાત્રેયની કૃપાથી સુવર્ણનું વિમાન મળ્યું હતું અને હે પૃથ્વીપતિ ! પૃથ્વીમાં સર્વ પ્રાણી ઉપર પ્રભુત્વ મળ્યું હતું;[૧૨] તેમજ તે મહાત્મા પાસે એક રથ હતો, કે જે રથની ગતિ કયાંય રોકાતી ન હતી. તે રથવડે તથા વરદાનવડે વીર્યસંપન્ન થયેલો સહસ્રાર્જુન દેવોને, યક્ષોને, ઋષિઓને અને સર્વ પ્રાણીઓને ચોતરફથી પીડતો હતો.[૧૪] તે કારણથી દેવો અને મહાવ્રતવાળા ઋષિઓ, દેવના શત્રુઓને હણનારા તથા સત્ય પરાક્રમી દેવોના દેવ વિષ્ણુની આગળ જઈને બોલ્યા કે:–[૧૫] હે ભગવન્ ! તમે પ્રાણીઓના રક્ષણને માટે સહસ્રાર્જુનને મારો. હે પ્રભુ ! સમર્થ હૈહયાધિપતિ અર્જુને દિવ્ય વિમાનના આશ્રયથી, ઇંદ્રાણીસાથે ક્રીડા કરતા ઇંદ્રનો પણ તિરસ્કાર કર્યો છે. હે ભારત ! આ સાંભળીને વિષ્ણુ ભગવાને, કૃતવીર્યના પુત્ર સહસ્રાર્જુનના વિનાશને માટે ઇંદ્રની સાથે વિચાર કર્યો[૧૬,૧૭] અને દેવેન્દ્રે પ્રાણીઓનું જે કાંઈ હિત કરવાનું જણાવ્યું તે સઘળું લોકપૂજિત ભગવાન કબૂલ કરીને રમણીય એવા પોતાના નિવાસસ્થાન બદરીકાશ્રમમાં ગયા.[૧૮]

એ સમયમાંજ પૃથ્વી ઉપર કાન્યકુબ્જ દેશમાં મહાબળવાન ગાધિ નામનો પૃથ્વીપતિ રાજા હતો. તે રાજા વનમાં નિવાસ કરવા ગયો હતો.[૨૦] હે ભરતવંશી રાજા ! વનમાં નિવાસ કરતા ગાધિ રાજાને એક અપ્સરાના જેવી કન્યા ઉત્પન્ન થઇ. જ્યારે ભૃગુવંશી ઋચીક ઋષિએ તેનું માગું કર્યું,[૨૧] ત્યારે તે ઉત્તમ વ્રતવાળા બ્રાહ્મણને ગાધિ રાજાએ કહ્યું કે:–'અમારા પૂર્વજોએ કુળમાં જે કંઇ રીત પાડી હોય તે પ્રમાણે વર્તવું અમારેમાટે યોગ્ય છે.[૨૨] હે દ્વિજોત્તમ ! આ કન્યાના મૂલ્યમાં બહારથી શ્યામ અને અંદરથી રાતા કાનવાળા,આખે શરીરે ધોળા અને વેગવાળા એવા એક હજાર ઘોડાઓ લેવાના છે, એમ તમે જાણો;[૨૩] પરંતુ હે ભાર્ગવ ! તમે

તે આપો એમ તમને કહેવું યોગ્ય નથી અને મારી પુત્રી તો તમારા જેવા મહાત્માનેજ આપવાની છે.'[૨૪]

ઋચીકે કહ્યું:-'હું તમને એક બાજુ ઉપર શ્યામ કર્ણવાળા, ધોળા અને વેગવાળા હજાર ઘોડાઓ આપીશ; પરંતુ તમારી પુત્રી મારી ભાર્યા થાઓ.'[૨૫]

અકૃતવ્રણે કહ્યું:-હે રાજા ! આ રીતે ઘોડા આપવાની કબૂલાત કરીને ઋચીક ઋષિ વરુણની પાસે જઈને બોલ્યા કે:-'એક બાજુ શ્યામ કાનવાળા, ધોળા અને વેગવાળા એક હજાર ઘોડા શુલ્ક (કન્યામૂલ્ય)ને માટે આપો.' તે સાંભળીને વરુણે તેજ વખતે હજાર ઘોડાઓ આપ્યા. કાન્યકુબ્જ દેશમાં આવેલી ગંગામાં જ્યાં એ ઘોડાઓ બહાર નીકળ્યા, તે સ્થાન અશ્વતીર્થ નામથી વિખ્યાત થયું. પછી ઋચીકે ગાધિરાજાને હજાર ઘોડાઓ આપ્યા એટલે રાજાએ પોતાની પુત્રી સત્યવતી ઋચીકને પરણાવી. તે વખતે દેવો ઋચીકના જાનૈયા થયા હતા. તે દેવોને જોઇને તથા પોતાના કહેવા પ્રમાણે ઘોડા મળવાથી રાજાએ ઋષિને પોતાની પુત્રી આપી હતી.[૨૯] દ્વિજશ્રેષ્ઠ ઋચીક ધર્મવડે તે ભાર્યા મેળવીને તે સુંદર કેડવાળી સત્યવતી સાથે ઇચ્છાપૂર્વક સુખ ઉપજે તે રીતે રમણ કરવા લાગ્યા.[૩૦] હે રાજા ! વિવાહ થઇ ગયા પછી એક વખતે ભૃગુઋષિ પોતાના પુત્રને સ્ત્રીની સાથે જોવામાટે ઋચીકના આશ્રમમાં આવ્યા અને ત્યાં પુત્રને જોઇને આનંદ પામ્યા.[૩૧] દેવસમૂહોએ પૂજેલા તે વડીલના બેઠા પછી બન્ને પતિપત્નીએ તેમનું પૂજન કર્યું અને તે બન્ને તેમની પાસે તે વખતે હાથ જોડીને ઉભાં રહ્યાં.[૩૨] તે પછી પ્રસન્ન થયેલા ભગવાન ભૃગુએ પોતાની પુત્રવધૂને કહ્યું કે:-'હે સુભગે ! તું વર માગ, હું તને જે જોઇએ તે આપીશ.''[૩૩] આ સાંભળીને તેણે પોતાને તથા પોતાની માતાને પુત્ર થવામાટે સસરાજીને પ્રસન્ન કર્યા અને ભૃગુઋષિએ તેના ઉપર કૃપા કરી.[૩૪]

ભૃગુએ કહ્યું:-'તું તથા તારી માતા ઋતુસ્નાન કર્યા પછી પુત્રોત્પત્તિને માટે, તું ઉમરડાને તથા તારી માતા પીપળાને એમ જૂદાં જૂદાં વૃક્ષોને આલિંગન કરજો.[૩૫] વળી હે કલ્યાણિ ! તારેમાટે તથા તારી માતાને માટે આ બે ચરુઓ મેં વારંવાર વિરાટ પુરુષનું ધ્યાન કરીને પ્રયત્નપૂર્વક તૈયાર કર્યા છે;[૩૬] માટે તમારે બન્નેએ એનું પ્રયત્નપૂર્વક ભક્ષણ કરવું.' આ પ્રમાણે કહીને ભૃગુઋષિ અંતર્ધાન થઈગયા. [૩૬] તે પછી માતાએ તથા પુત્રીએ વૃક્ષોનાં આલિંગનમાં અને ચરુમાં ફેરફાર કરી નાખ્યો-અર્થાત્ પુત્રીને માટે જે વૃક્ષ અને ચરુ હતાં તેનો માતાએ ઉપયોગ કર્યો અને માતાનાં વૃક્ષ તથા ચરુનો પુત્રીએ ઉપયોગ કર્યો.[૩૭] પછી કેટલોક સમય ગયો ત્યારે ભગવાન ભૃગુઋષિ દિવ્ય જ્ઞાનથી તે વૃત્તાંત જાણી જઇને પાછા આવ્યા;[૩૮] અને મહાતેજસ્વી ભૃગુ, પુત્રવધૂ સત્યવતીને કહેવા લાગ્યા કે, 'હે સુંદર ભ્રુકુટીવાળી કલ્યાણિ ! તેં વૃક્ષનું આલિંગન તથા ચરુનો અવળો ઉપયોગ કર્યો છે. તને તારી માતાએ છેતરી છે. એ ઉલટપણાના પરિણામમાં તારો પુત્ર ક્ષત્રિયવૃત્તિવાળો બ્રાહ્મણ થશે અને તારી માતાનો પુત્ર ક્ષત્રિય છતાં મહાન બ્રાહ્મણના આચારવાળો, મહાપરાક્રમી અને સાધુપુરુષોના માર્ગનો આશ્રય કરનારો થશે.''[૪૧]

તે સાંભળીને સત્યવતીએ વારંવાર સસરાજીની પ્રાર્થના કરી અને કહ્યું કે:-ભલે મારો પૌત્ર એવો થાય, પણ મારો પુત્ર એવો થાય નહિ.' હે પાંડુપુત્ર ! આવી પુત્રવધૂની પ્રાર્થના સાંભળીને, ભૃગુઋષિએ 'ભલે એમ થાય' કહીને તેને અભિનંદન આપ્યું. તે પછી સમય પ્રાપ્ત થતાં સત્યવતીએ ભૃગુકુળને આનંદ આપનારા, તેજસ્વી તથા પ્રતપી જમદગ્નિ નામના પુત્રને જન્મ આપ્યો. હે પાંડુપુત્ર ! તે મહાતેજસ્વી મોટો થતાં વેદના અધ્યયનવડે ઘણા ઋષિઓથી આગળ વધી ગયો હતો અને હે ભરતશ્રેષ્ઠ ! તે સૂર્યના જેવા તેજવાળા જમદગ્નિને આખો ધનુર્વેદ અને ચાર પ્રકારનાં અસ્ત્રો સ્કુરી નીકળ્યાં હતાં. [૪૨-૪૫]

અધ્યાય ૧૧૫મો સમાપ્ત.

# અધ્યાય ૧૧૬ મો

## પરશુરામચરિત્ર-જમદગ્નિવધ

॥ अकृतव्रण उवाच ॥

स वेदाध्ययने युक्तो जमदग्निर्महातपाः॥
तपस्तेपे ततो वेदान्नियमाद्वशमानयत् ॥१॥

અકૃતવ્રણે કહ્યું:-વેદાધ્યયન કરવામાં તત્પર મહાતેજસ્વી જમદગ્નિએ તપશ્ચર્યા કરીને નિયમથી વેદને પોતાને વશ કરી લીધા.[1] હે રાજા! તે પછી જમદગ્નિએ પ્રસેનજિત રાજા પાસે જઈને તેની પાસે રેણુકાની માગણી કરી, તેથી તેણે તેમને રેણુકાસાથે પરણાવ્યા.[2] ભૃગુવંશને આનંદ આપનારા જમદગ્નિ રેણુકાને પરણીને આશ્રમમાં રહી તે અનુકૂળ પત્નીની સાથે તપ કરવા લાગ્યા.[3] તેમને રેણુકામાં બીજા ચાર અને પાંચમા રામની સાથે પાંચ પુત્રો ઉત્પન્ન થયા. તેમાં રામ સૌથી નાના હતા, પરંતુ ગુણવડે સૌથી મોટા હતા.[4] એક વખતે સઘળા પુત્રો ફળ લેવાને માટે વનમાં ગયા હતા, તે વખતે નિયમપૂર્વક વ્રતાચરણ કરનારી રેણુકા સ્નાન કરવામાટે ગઇ હતી.[5] હે રાજા! સ્નાન કરીને વળતાં રેણુકાએ અકસ્માત્ માર્તિકાવતના રાજા ચિત્રરથને દીઠો.[6] ઐશ્વર્યસંપન્ન તે રાજા કમળની માળા ધારણ કરીને પોતાની ભાર્યાસાથે જળક્રીડા કરતો હતો.તેને જોઇને રેણુકાને તેના તરફ સ્પૃહા ઉત્પન્ન થઇ[7] અને એ રીતે માનસિક વિકાર થવાથી તે પાણીમાંજ દ્રવિત-સ્ખલિત થઇ ગઈ. પછી હાવરી બાવરી થઈ ગયેલી રેણુકાએ આશ્રમમાં પ્રવેશ કર્યો, તે વખતે જમદગ્નિ તેના મનોવિકારને જાણી ગયા; અને ગભરાટમાં પડી ગયેલી તથા બ્રાહ્મી શોભાથી ભ્રષ્ટ થયેલી તેને જોઇને વીર્યસંપન્ન અને મહાતેજસ્વી જમદગ્નિએ 'તને ધિક્કાર હો' એમ કહીને તેનો તિરસ્કાર કર્યો.[9] એવામાં જમદગ્નિનો રુમણ્વાન નામનો મોટો પુત્ર ત્યાં આવ્યો. તે પછી સુષેણ, વસુ અને વિશ્વાવસુ નામના પુત્રો ત્યાં આવ્યા.[10] ભગવાન જમદગ્નિએ તે સર્વને અનુક્રમથી માતાનો વધ કરવા આજ્ઞા કરી;પરંતુ તેઓ સ્નેહને લીધે ગાભરા બની જવાથી કંઇ પણ બોલ્યા નહિ.[11] તેથી જમદગ્નિએ ક્રોધ કરીને તેઓને શાપ આપ્યો અને તેથી તેઓ ભાનવિનાના પશુપક્ષીના જેવા અને પછી જડજેવા થઈ ગયા. તે પછી શત્રુવીરને હણનારા રામ પાછળથી આશ્રમમાં આવ્યા. મહાતપસ્વી તથા મહાપરાક્રમી જમદગ્નિએ તેમને કહ્યું કે:-[13] 'હે પુત્ર! તું આ તારી પાપિણી માતાને મારી નાખ અને એ સંબંધમાં તું મનમાં દુઃખ લાવીશ નહિ.' એ સાંભળતાંજ રામે ફરસી લઇને તેવડે પોતાની માતાનું મસ્તક કાપી નાખ્યું.[14] હે મહારાજ! તે વખતેજ મહાત્મા જમદગ્નિનો ક્રોધ એકાએક ઉતરી ગયો અને તે પ્રસન્ન થઈને આ પ્રમાણે બોલ્યા:-[15] 'હે તાત! તેં મારાં વચનથી આ દુષ્કર કામ કર્યું છે, માટે હે ધર્મજ્ઞ! તારા મનમાં જેટલી ઇચ્છા હોય, તેટલા વર તું માગી લે.'[16] તે સાંભળીને પરશુરામે માગણી કરી કે, મારી માતા જીવતી થાય, તે મેં કરેલા વધને ભૂલી જાય, મને માતૃવધનું પાપ લાગે નહિ, મારા ભાઇઓ પાછા પૂર્વસ્થિતિમાં આવે, હું યુદ્ધમાં અજિત થાઉં અને મારૂં આયુષ્ય ઘણું લાંબું થાય.' આ પરશુરામના સર્વ વરો મહાતપસ્વી જમદગ્નિએ તેને આપ્યા.[17,18]

એક વખતે તેજ પ્રમાણે જમદગ્નિના સર્વ પુત્રો ફળ લેવા વનમાં ગયા હતા, એટલામાં હે રાજા! અનૂપદેશનો શૂરવીર રાજા કાર્તવીર્ય-સહસ્રાર્જુન ત્યાં આવ્યો.[19] પોતાના આશ્રમમાં આવેલા તે રાજાનો ઋષિપત્નીએ સત્કાર કર્યો, પરંતુ યુદ્ધમદથી છકી ગયેલા રાજાએ તેવા સત્કારનો સ્વીકાર કર્યો નહિ;[20] એટલુંજ નહિ પણ તે આશ્રમમાંથી જમદગ્નિની હોમધેનુ બરાડતી હતી, તોપણ તે તરફ લક્ષ ન આપતાં તેનાં વાછરડાંને તે જોરજુલમથી હરી ગયો અને આશ્રમનાં મહાવૃક્ષોને પણ તેણે ભાંગી નાખ્યાં.[21] જ્યારે રામ આવ્યા, ત્યારે તેમના પિતાએ પોતે તે વાત કહી.

તે સાંભળીને તથા ગાયને રડતી જોઇને રામના અંગમાં ક્રોધે પ્રવેશ કર્યો;[૨૨] અને તે મૃત્યુને આધીન થયેલા સહસ્રાર્જુનની પાછળ દોડયા. પછી હે રાજન્! તેને પકડી પાડી શત્રુવીરને હણનારા પરશુરામે સુંદર ધનુષ હાથમાં લઇને યુદ્ધમાં પરાક્રમ કરી તીણાં ભાલાંઓવડે સહસ્રાર્જુનના ભૂંગળ જેવા હજાર હાથ કાપી નાખ્યા.[૨૪] આ રીતે પરશુરામથી પરાજય પામેલો તે મરણ પામ્યો. તે પછી પરશુરામના ઉપર ક્રોધે ભરાયલા સહસ્રાર્જુનના પુત્રો, રામ આશ્રમમાં ન હતા તે વખતે આશ્રમમાં એકલા રહેલા જમદગ્નિના વધને માટે દોડયા અને મહાપરાક્રમી છતાં યુદ્ધ ન કરતા તે તપસ્વીને તેઓએ બાણોનો પ્રહાર કરવા માંડયો.[૨૬] તે વખતે હે યુધિષ્ઠિર! વારંવાર 'હે રામ! હે રામ!' એ પ્રમાણે બૂમ મારતા જમદગ્નિ મુનિને અનાથની પેઠે બાણોથી નાશ પમાડીને કાર્તવીર્યના પુત્રો જેમ આવ્યા હતા તેમ પાછા ચાલ્યા ગયા. તેઓ નાસી ગયા અને જમદગ્નિ પ્રાણવિનાના થઇ પડયા,[૨૮]એટલામાં હાથમાં સમિધ લઇને પરશુરામ આશ્રમમાં આવી પહોંચ્યા. તેમણે તેવી પીડાને માટે અયોગ્ય છતાં તે પ્રમાણે મરણ પામેલા પોતાના પિતાને જોયા અને તે વીર અત્યંત દુઃખી થઈ વિલાપ કરવા લાગ્યા.[૨૯]

ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં "લોમશતીર્થયાત્રામાં કાર્તવીર્યોપાખ્યાન" એ વિષયનો અધ્યાય ૧૧૬ મો સમાપ્ત.

# અધ્યાય ૧૧૭ મો

## પરશુરામચરિત્ર-ક્ષત્રિયોનો સંહાર

॥ राम उवाच ॥

**ममापराधात्तैः क्षुद्रैर्हतस्त्वं तात बालिशैः ॥**
**कार्तवीर्यस्य दातदैर्वने मृग याइवेषुभिः॥१॥**

રામે કહ્યું:-હે તાત! મારા અપરાધથી તે કાર્તવીર્યના નીચ અને મૂર્ખ પુત્રોએ, વનમાં પારધીઓ જેમ બાણોવડે મૃગને મારે, તેમ તમારો વધ કર્યો છે.[૧] હે તાત! ધર્મને જાણનારા, સન્માર્ગમાં વર્તનારા અને કોઇપણ પ્રાણીનો અપરાધ ન કરનારા આપનો આ પ્રકારે વધ શું યોગ્ય ગણાય?[૨] જેઓએ તપશ્ચર્યાપરાયણ,યુદ્ધ ન કરનારા અને વૃદ્ધ એવા તમને સેંકડો તીક્ષ્ણ બાણોવડે હણ્યા છે, તેઓએ કયું પાપ કર્યું નથી?[૩]યુદ્ધ ન કરતા તથા એકલા પડેલા આપ ધર્મજ્ઞને મારીને નિર્લજ્જ તેઓ પોતાના મિત્રોને તથા મંત્રીઓને શું કહેશે?'[૪]

હે રાજા! આ પ્રકારે દયાજનક બહુ બહુ વિલાપ કરીને, મહાતપસ્વી પરશુરામે, પોતાના પિતાનાં સઘળાં પ્રેતકાર્યો કર્યાં.[૫] હે ભારત! શત્રુપુરનો વિજય કરનારા પરશુરામે, પિતાને અગ્નિદાહ કર્યો અને તે સાથે સર્વ ક્ષત્રિયોના વધની પ્રતિજ્ઞા પણ કરી.[૬] ક્રોધાધીન થયેલા, અત્યંત બળવાન અને પરાક્રમી પરશુરામે હાથમાં શસ્ત્ર લીધું અને તે એકલાએજ કાળની પેઠે યુદ્ધમાં સહસ્રાર્જુનના સર્વ પુત્રોનો સંહાર કર્યો.[૭] હે ક્ષત્રિયશ્રેષ્ઠ! વળી તેઓને સહાય કરવા આવેલા જે ક્ષત્રિયો હતા, તે સર્વને પણ પ્રહાર કરવામાં શ્રેષ્ઠ રામે મારી નાખ્યા[૮] અને એકવીસ વાર પૃથ્વીને નિઃક્ષત્રિય કરીને, સમર્થ રામે, સમંતપંચક ક્ષેત્રમાં પાંચ રુધિરના ધરા ભરી દીધા.[૯] તે પછી ભૃગુકુળને ધારણ કરનારા રામે ધરામાં ભૃગુવંશી પોતાના પિતૃઓનું તર્પણ કર્યું, એટલે સાક્ષાત્ ઋચીકનાં દર્શન થયાં અને તેમણે રામને એ સંહાર કરતા અટકાવ્યા.[૧૦] તે પછી પ્રતાપી પરશુરામે મોટો યજ્ઞ કરીને દેવેન્દ્રને તૃપ્ત કર્યા અને ઋત્વિજોને દક્ષિણામાં પૃથ્વી આપી દીધી;[૧૧] તથા હે રાજા! મહાત્મા કશ્યપને દશ વામ લાંબી અને નવ વામ ઉંચી સુવર્ણની વેદી કરીને આપી.[૧૨] તે વખતે હે રાજન્! કશ્યપના કહેવાથી બ્રાહ્મણોએ તે વેદીના કકડા કરીને તેને વહેંચી લીધી અને તેથી તે બ્રાહ્મણો 'ખાંડવાયન' કહેવાયા.[૧૩]

આ રીતે અમાપ પરાક્રમવાળા પરશુરામ, મહાત્મા કશ્યપને પૃથ્વી આપી દીધા પછી આ પર્વતેંદ્ર મહેંદ્રના ઉપર નિવાસ કરે છે.[૧૪] આ

પ્રમાણે અમાપ તેજવાળા પરશુરામને પૃથ્વી ઉપર રહેનારા ક્ષત્રિયોની સાથે વૈર થયું હતું અને તેમણે પૃથ્વીનો વિજય કર્યો હતો.[૧૫]

વૈશંપાયને કહ્યું:–તે પછી પોતાના ઠરાવપ્રમાણે ઉદાર મનવાળા પરશુરામે ચૌદશને દિવસે તે બ્રાહ્મણોને તથા નાના બંધુઓની સાથે ધર્મરાજને દર્શન આપ્યાં.[૧૬] હે રાજેંદ્ર! તે વખતે પોતાના ભાઈઓની સાથે રાજાઓમાં શ્રેષ્ઠ સમર્થ યુધિષ્ઠિર રાજાએ તેમની પૂજા કરી અને બ્રાહ્મણોની પણ સારી રીતે પૂજા કરી.[૧૭] આ રીતે પરશુરામની પૂજા કર્યા પછી તેમણે બહુ માનપૂર્વક કહેવાથી યુધિષ્ઠિર રાજા મહેંદ્ર પર્વત ઉપર તે રાત્રિ રહ્યા અને બીજે દિવસે તેમણે ત્યાંથી દક્ષિણ તરફ પ્રયાણ કર્યું.[૧૮]

ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં "લોમશતીર્થયાત્રામાં કાર્તવીર્યોપાખ્યાન" એ વિષયનો અધ્યાય ૧૧૭ મો સમાપ્ત.

# અધ્યાય ૧૧૮ મો

## યુધિષ્ઠિરની તીર્થયાત્રા–પ્રભાસમાં રામ અને કૃષ્ણનો મેળાપ

॥ वैशंपायन उवाच ॥

व्रजन्स तीर्थानि महानुभावः पुण्यानि रम्याणि ददर्श राजा । सर्वाणि विप्रैरुपशोभितानि क्वचित्क्वचिद्भारत सागरस्य ॥१॥

વૈશંપાયને કહ્યું:–હે ભરતવંશી રાજા! મહાનુભાવ યુધિષ્ઠિર રાજાએ આગળ જતાં સમુદ્રના તીર ઉપર આવેલાં પવિત્ર તથા રમણીય સર્વ તીર્થોને જોયાં. તે તીર્થો કોઇ કોઇ ઠેકાણે બ્રાહ્મણોથી પણ શોભાયમાન જણાતાં હતાં.[૧] હે પરિક્ષિતના પુત્ર! પૃથ્વીપતિ કશ્યપના પુત્ર સૂર્ય, તેના પુત્ર ધર્મ અને તેના સદાચરણી પુત્ર યુધિષ્ઠિર રાજાએ પોતાના નાના બંધુઓની સાથે તે તીર્થોમાં સ્નાન કર્યું. તે પછી તે પાંડુપુત્ર સમુદ્રમાં મળનારી અતિ પવિત્ર પ્રશસ્તા નદીપ્રત્યે ગયા.[૨] મહાનુભાવ યુધિષ્ઠિરે તે નદીમાં પણ સ્નાન કરીને પિતૃઓનું તથા દેવોનું તર્પણ કર્યું અને ઉત્તમ બ્રાહ્મણોને ધનનું દાન કરીને તે સાગરમાં જનારી ગોદાવરી પ્રત્યે ગયા.[૩] હે રાજા! ત્યાં સ્નાનાદિ કરીને પાપરહિત થયેલા ધર્મરાજા દ્રવિડ દેશમાં લોકને પાવન કરનારા સમુદ્ર ઉપર જઇ ત્યાં મહા પવિત્ર અગસ્ત્યતીર્થપ્રત્યે ગયા. ત્યાંથી નીકળીને વીર યુધિષ્ઠિરે નારીતીર્થોને જોયાં.[૪] ત્યાં ધનુર્ધારીઓમાં મુખ્ય અર્જુનનું, મનુષ્યોથી ન થાય તેવું (મગરી બનેલી પાંચ અપ્સરાઓના ઉદ્ધારરૂપી) કર્મ સાંભળીને ઉત્તમ ઋષિમંડળથી પૂજાતા પાંડુના પુત્ર યુધિષ્ઠિર બહુ આનંદ પામ્યા.[૫] હે રાજા! પૃથ્વીપતિ યુધિષ્ઠિરે દ્રૌપદી અને પોતાના નાના બંધુઓની સાથે તે તીર્થોમાં સ્નાન કર્યું અને પછી અર્જુનનાં પરાક્રમને વખાણતા ત્યાં તે રમણ કરવા લાગ્યા.[૬] તે સમુદ્ર ઉપરનાં તીર્થોમાં હજારો ગાયોનું દાન કરીને ભ્રાતાઓની સાથે પ્રસન્ન થયેલા યુધિષ્ઠિર રાજા સહસ્રાર્જુને કરેલાં ગોદાનોનાં વખાણ કરવા લાગ્યા.[૭] હે રાજા! આ પ્રમાણે ધર્મરાજા સમુદ્રના તીર ઉપર આવેલાં બીજાં ઘણાંએક પુણ્યકારક તીર્થોમાં અનુક્રમે ગયા. તે પછી પૂર્ણ કામનાવાળા યુધિષ્ઠિરે અતિ પવિત્ર શૂર્પારક ક્ષેત્રને જોયું.[૮] ત્યાં તે સમુદ્રકાંઠાના કેટલાક પ્રદેશને ઓળંગીને પૃથ્વીમાં પ્રખ્યાત એક વનમાં પહોંચ્યા. પૂર્વે એ સ્થાનમાં દેવોએ તપ કર્યું હતું અને પુણ્યપરાયણ રાજાઓએ યજ્ઞો કર્યા હતા.[૯] ત્યાં લાંબા તથા પુષ્ટ બાહુવાળા યુધિષ્ઠિર રાજાએ ધનુર્ધારીઓમાં મુખ્ય ઋચીકપુત્રની વેદી જોઇ. તે વેદી પુણ્ય કર્મ કરનારાઓએ પૂજવા યોગ્ય હતી અને તપસ્વીમંડળ તેની ફરતે વીંટાઇને બેઠું હતું.[૧૦] તેનાં દર્શન કર્યા પછી પૃથ્વીપતિ યુધિષ્ઠિર રાજાએ વસુઓ, મરુદ્ગણો, અશ્વિનીકુમારો, યમરાજ, આદિત્ય, કુબેર, ઈંદ્ર, વિષ્ણુ, સવિતા, વિભુ મહાદેવ, ચંદ્ર, સૂર્ય, વરુણ, સાધ્યગણ, ધાતા, પિતૃઓ, પાર્ષદગણોસહિત મહાત્મા રુદ્ર, સરસ્વતી, સિદ્ધગણ અને બીજા પુણ્યરૂપ દેવોનાં પવિત્ર તથા મનોહર એવાં મં-

દ્દિરોનાં દર્શન કર્યાં.[13] પછી તે સ્થાનોની સમીપમાં વાસ કરનારા પંડિતબ્રાહ્મણોને વસ્ત્રો પહેરાવીને તેઓને મહા કીંમતી રત્નો આપ્યાં. આ રીતે સર્વ તીર્થોમાં સ્નાન કરીને રાજા પાછા શૂર્પારકમાં આવ્યા [14] અને સમુદ્રના તીર ઉપર આવેલા તે તીર્થમાં જઇ, ત્યાંથી પાછા વળીને પોતાના બંધુઓ તથા મહાત્મા બ્રાહ્મણોની સાથે પૃથ્વીમાં પ્રસિદ્ધ પ્રભાસ નામનાં તીર્થમાં ગયા.[15] ત્યાં વિશાળ તથા રાતાં નેત્રવાળા યુધિષ્ઠિર રાજાએ પોતાના ભાઇઓની સાથે સ્નાન કર્યું અને દેવતાઓનું તથા પિતૃઓનું તર્પણ કર્યું; તેમજ દ્રૌપદીએ તથા લોમશની સાથે સર્વ બ્રાહ્મણોએ પણ દેવ તથા પિતૃઓનું તર્પણ કર્યું.[16] ધર્મધારીઓમાં મુખ્ય યુધિષ્ઠિરે ત્યાં બાર દિવસસુધી સવારસાંજ સ્નાન કરીને તથા પોતાની ચોગેર અગ્નિની ધૂણી સળગાવીને, જળ તથા વાયુનું ભક્ષણ કરી તપશ્ચર્યા કરવા માંડી.[17] યુધિષ્ઠિર ઉગ્ર નિયમ ધારણ કરીને તપશ્ચર્યા કરે છે, એ વાત સર્વ યાદવોમાં મુખ્ય બળરામે તથા શ્રીકૃષ્ણે સાંભળી, એટલે તે બન્ને સૈન્યસાથે અજમીઢવંશી યુધિષ્ઠિરની પાસે આવ્યા.[18] તે યાદવો પાંડુપુત્રોને મલિન દેહવાળા તથા જમીન ઉપર સૂતેલા જોઇને અને દુઃખ ભોગવવા માટે અયોગ્ય દ્રૌપદીને મહાદુઃખ ભોગવતાં જોઇને, પોતે બહુ દુઃખ પામી દીન સ્વરથી રડવા લાગ્યા.[19] દુઃખ પડવા છતાં પણ ધૈર્યથી ભ્રષ્ટ નહિ થયેલા યુધિષ્ઠિરે તે વખતે બળરામ, શ્રીકૃષ્ણ, પ્રદ્યુમ્ન, સાંબ, સાત્યકિ અને બીજા યાદવોને મળીને ધર્મપ્રમાણે તેમનો આદરસત્કાર કર્યો.[20] તે પછી હે રાજા! પાંડુપુત્રોએ સત્કાર કરેલા તેઓ પાંડવોનો સામો સત્કાર કરીને ઇંદ્રની ચોતરફ જેમ દેવગણો બેસે, તેમ યુધિષ્ઠિરને વીંટાઇને તેમની પાસે બેઠા.[21] તે સમયે પરમ પ્રખ્યાત ધર્મરાજાએ, તેઓને પોતાના શત્રુઓનું સર્વ ચરિત્ર, પોતાનો વનવાસ, અર્જુનનું અસ્ત્રને માટે ઇંદ્રલોકમાં ગમન વગેરે સઘળી હકીકત પ્રસન્ન મનથી કહી સંભળાવી.[22] યુધિષ્ઠિરની વાત સાંભળીને યાદવો તેઓનાં સર્વ દુઃખથી ભોમીઆ થયા અને મહાન મહિમાવાળા તથા મહાન યોગ્યતાવાળા તે યાદવો અત્યંત દુર્બળ થઇ ગયેલા પાંડવોને જોઇને દુઃખ તથા પીડાને લીધે નેત્રમાંથી આંસુ પાડવા લાગ્યા.[23]

ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રાપર્વમાં "લોમશતીર્થયાત્રામાં પ્રભાસમાં યાદવ પાંડવનો સમાગમ"એ વિષયનો અધ્યાય ૧૧૮ મો સમાપ્ત.

---

## અધ્યાય ૧૧૯ મો

### બળરામનાં વાક્યો

॥ जनमेजय उवाच ॥

**प्रभासतीर्थमासाद्य पांडवा वृष्णयस्तथा ॥**
**किमकुर्वन्कथाश्चैषां कास्तत्रासंस्तपोधन॥१॥**

જનમેજયે પૂછયું:–હે તપોધન! પાંડવોએ તથા યાદવોએ પ્રભાસતીર્થમાં એકઠા મળીને શું કર્યું? અને ત્યાં શી વાતો થઈ હતી?[1] તે સર્વ પાંડવો તથા યાદવો મહાત્મા, સર્વ શાસ્ત્રમાં કુશળ તથા પરસ્પરમાં સ્નેહસંબંધવાળા હતા, માટે તેઓની વાતો કહો.[2]

વૈશંપાયને કહ્યું:–મહાસમુદ્રના પવિત્ર તીર્થ પ્રભાસમાં આવીને સઘળા વીર યાદવો પાંડવોની આસપાસ વીંટાઇને બેઠા.[3] તે પછી ગાયનું દૂધ, કંદ, પુષ્પ, ચંદ્ર, મૃણાલ તથા રૂપાના જેવી ઉજ્જવલ કાંતિવાળા, વનમાળાધારી અને હલધારી બળરામ, કમળનેત્ર શ્રીકૃષ્ણને કહેવા લાગ્યા.

બળદેવે કહ્યું:–'હે કૃષ્ણ! ધર્મ કરવાથી પ્રાણીઓનો અભ્યુદય થતો નથી, તેમ અધર્મ કરવાથી પરાભવ પણ થતો નથી; કારણકે ધર્મનો આશ્રય કરતાં પણ આ મહાત્મા યુધિષ્ઠિરને જટાધારી બનીને અને વલ્કલો ધારણ કરીને, વનમાં કલેશ ભોગવવો પડે છે;[5] અને દુર્યોધન પૃથ્વીનું રાજ્ય કરે છે. તે અધર્માચરણી છતાં પૃથ્વી તેને પ્રવેશ કરવા માર્ગ પણ આપતી નથી! આ ઉપરથી અલ્પ બુદ્ધિવાળો પુરુષ માને કે ધર્માચરણ કરવા કરતાં અધર્માચરણ કરવું શ્રેષ્ઠ છે.[6] દુર્યોધન ઉ-

ન્નતિ પામીને લહેર ઉડાવે છે અને રાજ્યનું હરણ થવાથી યુધિષ્ઠિર દુઃખ ભોગવે છે. આ ઉપરથી એ ધર્માધર્મના સંબંધમાં પ્રજાઓએ કેવી રીતે વર્તવું ? એવી શંકા પરસ્પર મનુષ્યોમાં ઉત્પન્ન થઈ છે;[૭] કારણકે ધર્મથી ઉદય થતો હોય તો આ યુધિષ્ઠિર રાજા ધર્મથી ઉત્પન્ન થયા છે, ધર્મનો આધાર રાખે છે, સત્ય ધૈર્યવાળા છે અને દાનશૂર છે, છતાં એ રાજ્યથી અને સુખથી કેવી રીતે ભ્રષ્ટ થાય ? અને ધર્મહીન દુર્યોધનની ચઢતી કેમ થાય ?[૮] ભીષ્મ, કૃપાચાર્ય, દ્રોણગુરુ અને કુળમાં વૃદ્ધ ધૃતરાષ્ટ્ર રાજા, પાંડવોને વનમાં કાઢી મૂકીને કેમ સુખ ભોગવતા હશે ? ધિક્કાર હો એ પાપબુદ્ધિવાળા ભરતકુળના વડીલ પુરુષોને ![૯] પાપી ધૃતરાષ્ટ્ર રાજા, પાપરહિત પુત્રોને રાજ્યમાંથી કાઢી મૂકીને, પરલોકમાં જઈ પિતૃઓને મળીને 'મેં પુત્રોપ્રત્યે શુભ વર્તન રાખ્યું હતું' એમ કહી શકશે શું ?[૧૦] તેના મનમાં હજી એવો વિચાર આવતો નથી કે, મેં પૂર્વે શું પાપ કર્યું હશે, કે જેથી હું પૃથ્વીના રાજાઓમાં જન્મથી આવો આંધળોજ ઉત્પન્ન થયો છું ! અને હવે કુંતીપુત્ર ધર્મરાજાને રાજ્યમાંથી હાંકી કાઢવાથી મારી શી દશા થશે ?[૧૧] ખરેખર, આવું નીચ કર્મ કરવાથી વિચિત્રવીર્યનો પુત્ર ધૃતરાષ્ટ્ર પોતાના પુત્રોની સાથે, સ્મશાનભૂમિમાં ફળફૂલથી ભરેલાં પ્રફુલ્લિત વૃક્ષોને સુવર્ણના જેવી કાંતિવાળાં *જુએ છે.[૧૨] વિશાળ ખાંધવાળા અને મોટાં રાતાં નેત્રવાળા ભીષ્મ વગેરેને પૂછીને ધૃતરાષ્ટ્ર તેઓનો નાશ કરે છે,કારણકે જેણે નાના બંધુઓની સાથે શસ્ત્રધારી યુધિષ્ઠિરને શંકા પામીને વનમાં કાઢ્યા છે.[૧૩]આ જે વિશાળ બાહુવાળો ભીમસેન, આયુધવિના પણ શત્રુઓની મોટી સેનાનો સંહાર કરી નાખે તેવો છે, વળી જેની હાક સાંભળતાંજ સૈન્યનાં મળમૂત્ર છૂટી જાય છે,[૧૪] તે ભૂખ, તરસ અને માર્ગનાં દુઃખો વેઠવાથી કૃશ થયેલો આ વેગવાળો ભીમસેન અનેક પ્રકારનાં હથિયારો તથા બાણોને હાથમાં લઇ કૌરવોની સામે ચઢી જશે અને આ વનના ભયંકર વાસને સ્મરણ કરતો એ એકેને જીવતો રહેવા દેશે નહિ, એવો મારો નિશ્ચય છે. આ ભીમસેનની પરાક્રમ અને બળમાં બરોબરી કરે એવો આખી પૃથ્વીમાં પણ બીજો કોઇ નથી. ટાઢ, પવન અને તાપવડે શુષ્ક થઇ ગયેલા શરીરવાળો એ યુદ્ધમાં શત્રુ બનીને કોઈ શત્રુને જીવતો રાખશે નહિ.[૧૬] જે અતિરથી ભીમસેન એકલો રથમાં બેસીને પૂર્વદિશાના અનુચરો સાથે સઘળા રાજાઓને યુદ્ધમાં જિતી ક્ષેમકુશળ પાછો આવ્યો હતો, રે ! તે આ ભીમસેન હમણાં વલ્કલ ધારણ કરીને વનમાં દુઃખ ભોગવે છે ![૧૭] જેણે સિંધુતીર ઉપર આવેલા દક્ષિણના રાજાઓનો પરાજય કર્યો હતો, તે વેગવાળા આ સહદેવના તરફ તો દૃષ્ટિ કરો, કે જે આજે તપસ્વીનો વેષ ધારણ કરીને રહેલો છે ![૧૮] વળી જે યુદ્ધકુશળ નકુલે પશ્ચિમ દિશામાં રહેલા રાજાઓનો એક રથમાં બેસીનેજ પરાજય કર્યો હતો, તે આજે વનમાં ફળમૂળથી જીવે છે, જટા ધારણ કરે છે અને મલિન અંગવાળો થઇને વનવાસ ભોગવે છે ![૧૯] વળી જે અતિરથી દ્રુપદ રાજાની પુત્રી સમૃદ્ધિપૂર્ણ યજ્ઞમાં વેદીસ્થાનથી ઉત્પન્ન થયેલી, સતી અને સુખ ભોગવવા યોગ્ય છે, તે આ દ્રૌપદી અતિ દુઃખદાયક વનવાસને કેવી રીતે સહન કરતી હશે ?[૨૦] ધર્મ, વાયુ, ઇંદ્ર તથા અશ્વિનીકુમાર, એટલા દેવોથી ઉત્પન્ન થયેલા અને સુખ ભોગવવા યોગ્ય આ પાંડવો, સુખરહિત થઈને કેમ કરી વનમાં ભટકતા હશે ?[૨૧] સ્ત્રી, ભાઇઓ અને સેવકોની સાથે ધર્મપુત્ર યુધિષ્ઠિરને હરાવી વનમાં કાઢી મૂક્યા અને દુર્યોધન ઉન્નતિ પામવા લાગ્યો, તોપણ આ પૃથ્વી પર્વતોની સાથે કેમ પીડાઈને ફાટી જતી નથી ?[૨૨]

**ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં "લોમશતીર્થયાત્રામાં બળરામવાક્ય" એ વિષયનો અધ્યાય ૧૧૯ મો સમાપ્ત.**

*વૃક્ષોને લીલાં ન જોતાં સુવર્ણવર્ણાં જોવાં, એ મરણસૂચક ચિન્હ છે, એવું સ્વમાધ્યાયમાં કહેલું છે.

# અધ્યાય ૧૨૦ મો

## સાત્યકિનું ભાષણ

॥ सात्यकिरुवाच ॥

**न राम कालः परिदेवनाय यदुत्तरंत्वत्र तदेव सर्वे ॥ समाचरामो ह्यनतीतकालं युधिष्ठिरो यद्यपि नाह किंचित् ॥१॥**

સાત્યકિએ કહ્યું:—હે રામ ! આ શોક કરવાનો સમય નથી. જો કે એ સંબંધમાં યુધિષ્ઠિર કંઇપણ બોલતા નથી, તોપણ આપણે સઘળા હવે પછી જે કરવા યોગ્ય હોય તે સમય ન ગુમાવતાં કરી દઇએ.[1] હે રામ ! આ લોકમાં જેઓના કોઇ પાલનકર્તા હોય છે, તેઓ પોતે કાર્યનો આરંભ કરતા નથી; કારણકે જે પ્રમાણે શિબિ વગેરેએ યયાતિ રાજાનાં કાર્યો કર્યાં હતાં, તે પ્રમાણે પાલનકર્તાઓજ તેઓનાં કાર્યો કરી લે છે;[2] અને હે રામ ! આ લોકમાં જેઓના પાલકો તે પ્રમાણે પોતાના મતથી કાર્યો કરવા માંડે છે, તે વીરપુરુષો પાલકપુરુષોવાળા હોવાથી અનાથની પેઠે કષ્ટ ભોગવતા નથી.[3] ત્રણ લોકનું પણ પાલન કરવાને સમર્થ આ બળરામ, શ્રીકૃષ્ણ, પ્રદ્યુમ્ન, સાંબ અને હું, આ સર્વની સમીપમાં આવ્યા પછી પોતાના ભાઇઓની સાથે યુધિષ્ઠિરને શામાટે અરણ્યમાં વાસ કરવો પડે?[4] માટે આજેજ પુષ્કળ જૂદાં જૂદાં હથિયારો અને ચિત્રવિચિત્ર બખ્તરોને ધારણ કરનારી યાદવોની સેના યુદ્ધને માટે બહાર નીકળો અને યાદવોનાં સૈન્યથી પરાજય પામેલો દુર્યોધન પોતાના બંધુઓની સાથે યમલોકમાં પહોંચો.[5] હે રામ! શાર્ઙ્ગ ધનુષને ધારણ કરનારા શ્રીકૃષ્ણ ભલે બેસી રહે, તોપણ તમે એકલાજ કોપ કરીને આ આખી પૃથ્વીને પણ વીંટી શકો એવા સમર્થ છો; માટે દેવોના પતિ મહેંદ્રે જેમ વૃત્રાસુરનો વધ કર્યો હતો, તેમ તમે દુર્યોધનનો તેના બંધુઓની સાથે નાશ કરો.[6] જે અર્જુન મારો બંધુ, મિત્ર તથા ગુરુ છે અને જે શ્રીકૃષ્ણનો આત્માસમાન છે, તે અર્જુન પણ ભલે બેસી રહે; કારણકે મનુષ્યો જેમાટે અનુકૂળ બોલનારા સુપુત્ર, શિષ્ય અને ગુરુની ઇચ્છા કરે છે[7] તથા જે માટે પ્રાપ્ત થયેલાં દુર્ઘટ અને ઉત્તમ પ્રકારનાં શ્રેષ્ઠ કર્મને કરે છે, તે માટે હે રામ ! હું પોતેજ યુદ્ધમાં દુર્યોધનની અસ્ત્રવૃષ્ટિને પોતાનાં ઉત્તમ અસ્ત્રોથી નાશ પમાડીશ અને તેનો પરાજય કરીને સર્પ, વિષ તથા અગ્નિના જેવાં ઉત્તમ બાણોવડે તેના દેહથી મસ્તકને છૂટું પાડીશ; અથવા યુદ્ધમાં તીક્ષ્ણ ધારવાળી તરવારવડે બળાત્કારથી તેના ધડ ઉપરથી મસ્તકને કાપી નાખીશ.[9] દુર્યોધન તથા સર્વ કૌરવોનો નાશ કર્યા પછી હું તેઓના અનુયાયીઓને મારીશ. હે રોહિણીપુત્ર રામ ! જેમ પ્રલયસમયે અગ્નિ ઘાસના મોટા બીડને બાળી મૂકે, તેમ હથિયાર ધારણ કરીને યુદ્ધમાં કુરુકુળના મુખ્ય યોદ્ધાઓનો સંહાર કરતા મને એકલાને, ભયંકર કર્મ કરનારા યોદ્ધાઓ હર્ષથી જુઓ. વળી પ્રદ્યુમ્નનાં મૂકેલાં તીક્ષ્ણ ધારવાળાં બાણોને કૃપાચાર્ય, દ્રોણગુરુ, વિકર્ણ તથા કર્ણ સહન કરી શકશે નહિ; તેમજ અર્જુનના પુત્ર અભિમન્યુના પરાક્રમને પણ હું જાણું છું. તે યુદ્ધમાં પ્રદ્યુમ્નના જેવુંજ પરાક્રમ કરે છે. વળી સાંબ પોતાના બે બાહુના બળવડે સારથિ તથા રથની સાથે દુઃશાસનને રોળીને ભલે શિક્ષા કરો.[12] જાંબવંતીનો પુત્ર સાંબ યુદ્ધમાં કોઇને સાંખી રહે તેવો નથી; કારણકે તે યુદ્ધમાં મદોન્મત્ત બની જાય છે. એ બાળક હતો, ત્યારેજ એણે શંબરાસુર દૈત્યનું સૈન્ય એકાએક મારી નાખ્યું હતું.[13] વળી એણે ગોળ સાથળવાળા તથા લાંબા પુષ્ટ બાહુવાળા અશ્વચક્રને યુદ્ધમાં માર્યો હતો. એવો કોણ છે કે જે યુદ્ધમાં મહારથી સાંબની સામે પોતાનો રથ લઇ જઇ શકે?[14] જે પ્રમાણે મરણસમયે મનુષ્ય મૃત્યુના સપાટામાં સપડાયો એટલે ફરી પાછો આવતો નથી, તે પ્રમાણે યુદ્ધમાં સાંબના સપાટામાં સપડાયલો કયો પુરુષ જીવતો પાછો આવી શકે ?[15] શ્રીકૃષ્ણ પણ પોતાનાં બાણોથી ઉત્પન્ન થયેલા અગ્નિના સમૂહવડે, દ્રોણ તથા ભીષ્મ એ બે મહારથીઓને, પુત્રો-

થી વીંટાયલા સોમદત્તને અને સર્વ સૈન્યને બાળી નાખશે.[૧૬] યુદ્ધભૂમિમાં અતુલ્ય એવા ચક્રધારી શ્રીકૃષ્ણે, આયુધ ગ્રહણ કર્યાં અને ઉત્તમ બાણ હાથમાં લીધાં એટલે દેવોસહિત સર્વ લોકમાં એવું કોનું પરાક્રમ છે, કે જેને શ્રીકૃષ્ણ સહન કરી લે?[૧૭] વળી અનિરુદ્ધ પણ હાથમાં ઢાલતરવાર લઈને, ભાનવિનાના ધૃતરાષ્ટ્રના પુત્રોનાં મસ્તકો કાપીને તેવડે આ પૃથ્વીને, યજ્ઞમાં દર્ભવડે વેદીને જેમ ઢાંકી દે, તેમ ઢાંકી દો;[૧૮] તેમજ ગદ, ઉલ્મુક, બાહુક, ભાનુ, નીથ, યુદ્ધમાં શૂરવીર નિશઠકુમાર, યુદ્ધમાં મદોન્મત્ત સારણ તથા ચારુદેષ્ણએ સર્વ કુમારો પણ પોતાના કુળને છાજતાં કર્મોને વિખ્યાત કરો.[૧૯] યાદવ, ભોજ તથા અંધક કુળના યોદ્ધાઓ જેમાં મુખ્ય છે, એવી એકઠી મળેલી યાદવોની શૂરી સેના,તે ધૃતરાષ્ટ્રના પુત્રોને રણમાં મારીને લોકમાં પોતાના યશનો વિસ્તાર કરો.[૨૦] આ રીતે રાજ્ય મેળવ્યા પછી ધર્મધારીઓમાં શ્રેષ્ઠ કુરુશ્રેષ્ઠ મહાત્મા યુધિષ્ઠિરે દ્યૂતમાં જે પ્રમાણે કહ્યું હતું, તે પ્રમાણે જ્યાંસુધી વ્રત પાળે ત્યાંસુધી અભિમન્યુ પૃથ્વીનું રાજ્ય કરો.[૨૧] આપણાં છોડેલાં બાણોવડે જિતાયલા શત્રુઓવાળા ધર્મરાજા તે પછી ધૃતરાષ્ટ્રપુત્રોવિનાની અને સૂતપુત્ર કર્ણ જેમાં હણાયલો છે, તે પૃથ્વીનો ભોગ કરો. આ પ્રમાણે કરવું એજ આપણને યશ આપનારૂં ઉત્તમ કૃત્ય છે."[૨૨]

વાસુદેવે કહ્યું:–હે પ્રૌઢ ધૈર્યવાળા સાત્યકિ! તું કહે છે તે ખરેખર સત્ય છે. અમે તારાં વાકયને સ્વીકારીએ છીએ; પરંતુ કુરુકુળ–શ્રેષ્ઠ યુધિષ્ઠિર પોતાના બાહુથી ન જિતેલી પૃથ્વીને ગ્રહણ કરવા કોઇ રીતે ઇચ્છશે નહિ. [૨૩] કામ, ભય અથવા લોભને લીધે આ યુધિષ્ઠિર તેમજ અતિરથી ભીમ, અર્જુન, નકુલ, સહદેવ અને આ દ્રુપદપુત્રી કૃષ્ણા–એ સર્વે કોઇ રીતે સ્વધર્મનો ત્યાગ કરશે નહિ.[૨૪] ભીમસેન અને અર્જુન એ:બન્નેની બરાબર આ પૃથ્વી ઉપર સંગ્રામમાં જોડી નથી. તે બન્નેએ તથા નકુલ અને સહદેવે જેમને અગળ કરેલા છે તે આ યુધિષ્ઠિર આખી પૃથ્વીનું રાજ્ય કેમ કરે નહિ ?[૨૫] જ્યારે મહાત્મા પંચાલરાજ દ્રુપદ, કેકયરાજ, ચેદિરાજ અને આપણે બધા એકઠા મળીને સંગ્રામમાં પરાક્રમપૂર્વક યુદ્ધ કરીશું, તેજ વખતે સર્વ શત્રુઓ નાશ પામશે."[૨૬]

યુધિષ્ઠિર બોલ્યા:–" હે સાત્યકિ ! તમે જે કહો છો એમાં કંઈ આશ્ચર્ય નથી; પરંતુ મારે મુખ્ય રક્ષણ કરવા યોગ્ય સત્ય છે, રાજ્ય નથી. મને શ્રીકૃષ્ણ એકલા ખરેખર ઓળખે છે અને હું શ્રીકૃષ્ણને યથાર્થ રીતે ઓળખું છું.[૨૭] હે મધુદેશમાં ઉત્પન્ન થયેલા સાત્યકિ! જ્યારે આ પુરુષશ્રેષ્ઠ શ્રીકૃષ્ણ પોતે પરાક્રમ કરવાનો સમય આવ્યો છે એવું જાણશે,ત્યારે હે શિનીપ્રવીર! તમે અને શ્રીકૃષ્ણ યુદ્ધમાં દુર્યોધનને જિતશો;[૨૮] માટે હે દશાર્હકુળના વીરો ! તમે આજે પાછા જાઓ. નરલોકના નાથ અને અમારા શુભેચ્છક તમે મને મળ્યા છો. હે અપ્રતિમ વીરો! તમે ધર્મમાં પ્રમાદ કરશો નહિ. ફરી હું તમને એકઠા મળેલાને સુખમાં જોઇશ."[૨૯]

તે પછી પરસ્પર રજા લઇને, વૃદ્ધોને પ્રણામ કરીને તથા સર્વ કુમારોને ભેટીને યદુવીરો પોતપોતાના સ્થાનમાં ગયા અને પાંડવો પણ તીર્થયાત્રા કરવા ચાલ્યા.[૩૦] શ્રીકૃષ્ણને વિદાય કર્યા પછી ધર્મરાજા પોતાના ભાઇઓ, સેવકો તથા લોમશમુનિની સાથે વિદર્ભરાજે વૃદ્ધિ પમાડેલી અને સુંદર ઘાટવાળી પવિત્ર નદિ પયોષ્ણી તરફ ગયા;[૩૧] અને યજ્ઞના સોમરસવડે મિશ્રિત જળવાળી પયોષ્ણીના તીર ઉપર તે મહાત્મા માત્ર જળનું પ્રાશન કરીને રહ્યા. તે વખતે મુખ્ય મુખ્ય બ્રાહ્મણો પ્રસન્ન થઇને ઉત્તમ સ્તુતિથી તેમની પ્રશંસા કરતા હતા.[૩૨]

**ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં "લોમશતીર્થયાત્રામાં યાદવગમન" એ વિષયનો અધ્યાય ૧૨૦ મો સમાપ્ત.**

# અધ્યાય ૧૨૧ મો

## ગયરાજાના યજ્ઞનું વર્ણન

॥ लोमश उवाच ॥

**नृगेण [illegible] सोमेनेह पुरंदरः ॥**
**तर्पितः श्रूयते राजन्स तृप्तो मुदमभ्यगात् ।१।**

લોમશે કહ્યું:–' હે રાજા! એવું સંભળાય છે કે, આ સ્થાનમાં ગય રાજાએ યજ્ઞમાં સોમપાનથી ઇંદ્રને તૃપ્ત કર્યો હતો અને ઇંદ્ર તૃપ્ત થઈને પ્રસન્ન થયો હતો.[૧] વળી આ સ્થાનમાં ઇંદ્રની સાથે સઘળા દેવોએ અને પ્રજાપતિઓએ મોટા અને પુષ્કળ દક્ષિણાવાળા ઘણી જાતના યજ્ઞોથી યજન કર્યું હતું.[૨] અહીં પ્રભુત્વસંપન્ન અમૂર્તરયસના પુત્ર ગય રાજાએ,ઇંદ્રને સાત અશ્વમેધમાં સોમપાનથી તૃપ્ત કર્યો હતો.[૩] તે રાજાના સાતે યજ્ઞોમાં,સ્તંભ વગેરે જે વનસ્પતિના હોવા જોઇએ અને પાત્રો વગેરે જે વસ્તુઓ યજ્ઞમાં નિયમથી માટીની હોવી જોઈએ, તે સર્વ વસ્તુઓ સુવર્ણની હતી.[૪] *ચષાલ,[૧] યૂપ,[૨] ચમસ,[૩] સ્થાલી,[૪] પાત્રી[૫] સુચ[૬] તથા સુવ,[૭] આ સાત સાત યજ્ઞ સાધનના પ્રયોગો તેના તેજ યજ્ઞોમાં હતા એવી પ્રસિદ્ધિ છે.[૫] એક એક યજ્ઞસ્તંભના ઉપર સાત સાત ચષાલો હતા. હે યુધિષ્ઠિર ! તે યજ્ઞમાં રાજાના તે સુવર્ણમય તેજસ્વી સ્તંભોને ઇંદ્રાદિ દેવોએ પોતે ઉભા કર્યા હતા. પૃથ્વીપતિ ગય રાજાના તે મહાયજ્ઞોમાં ઇંદ્ર સોમપાનથી અને બ્રાહ્મણો દક્ષિણાથી ઉન્મત્ત બની ગયા હતા. તે યજ્ઞમાં દક્ષિણાની ગણત્રી ન હતી; પરંતુ બ્રાહ્મણોએ મોટી મોટી ગુણો ભરીને દ્રવ્ય લીધું હતું.[૬–૮] જેમ પૃથ્વીપર રહેલી રેતીના કણોને, આકાશના તારાઓને અને મેઘની ધારાઓને કોઇ પણ ગણી શકે નહિ, તેમ હે મહારાજ ! ગય રાજાએ તે સાત યજ્ઞોમાં સદસ્યોને ગણી ન શકાય તેટલું ધન આપ્યું હતું.[૧૦] કદાચ ઉપર કહેલી રેતીઓ વગેરેની ગણત્રી થઈ શકે, પણ ગયની આપેલી દક્ષિણાની ગણના થાય તેમ નથી.[૧૧] વળી ગય રાજાએ વિશ્વકર્માએ બનાવેલી સોનાની ગાયો આપીને અનેક દિશામાંથી આવેલા બ્રાહ્મણોને તૃપ્ત કર્યા હતા;[૧૨] તેમજ મહાત્મા ગય રાજાએ ઠામ ઠામ યજ્ઞો કરવા માંડયા હતા, તેથી હે રાજા ! થોડીજ પૃથ્વી યજ્ઞવેદીવિનાની રહી ગઈ હતી.[૧૩] હે ભરતકુળવંશી રાજા ! તે યજ્ઞકર્મવડે ગય રાજા ઇંદ્રના લોકને પ્રાપ્ત થયો હતો. જે મનુષ્ય પયોષ્ણીમાં સ્નાન કરે છે, તે ગયની ગતિને પ્રાપ્ત થાય છે;[૧૪] માટે હે ધૈર્યથી ભ્રષ્ટ ન થનારા રાજેંદ્ર ! તમે પણ બંધુઓની સાથે એ નદીમાં સ્નાન કરવાથી નિષ્પાપ થશો.'[૧૫]

વૈશંપાયને કહ્યું:–હે નિષ્પાપ રાજા ! તે પછી તેજસ્વી યુધિષ્ઠિર રાજા ભાઇઓની સાથે પયોષ્ણીમાં સ્નાન કરીને, વૈડૂર્ય પર્વત તથા મહાનદી નર્મદાપ્રત્યે ગયા. ત્યાં ભગવાન લોમશ ઋષિએ એમની આગળ સર્વ તીર્થોનું વર્ણન કર્યું.[૧૭] યુધિષ્ઠિર બંધુઓની સાથે સંયોગ પ્રમાણે, પ્રીતિ ઉત્પન્ન થાય તે રીતે તે રમણીય તીર્થો તથા પવિત્ર મંદિરોપ્રત્યે ગયા અને ત્યાં ત્યાં બ્રાહ્મણોને હજારો મહોરો દક્ષિણામાં આપી.[૧૮]

લોમશે કહ્યું:–' હે કુંતીપુત્ર ! વૈડૂર્ય પર્વતનાં દર્શન કરવાથી તથા નર્મદામાં સ્નાન કરવાથી મનુષ્ય દેવગતિને અથવા સ્વર્ગવાસી રાજાઓની ગતિને પ્રાપ્ત થાય છે.[૧૯] હે નરશ્રેષ્ઠ કુંતીપુત્ર ! આ સ્થાનમાં ત્રેતા અને દ્વાપર યુગના સંધિકાળ જેવો સમય રહે છે. આ સ્થાનમાં અવતાંજ મનુષ્ય સર્વ પાપોથી મુક્ત થાય છે.[૨૦] હે તાત ! આ શર્યાતિ રાજાના યજ્ઞનો પ્રદેશ દેખાય છે; જ્યાં સાક્ષાત્ અશ્વિનીકુમારની સાથે કૌશિકે સોમપાન કર્યું હતું.[૨૧] વળી આ સ્થાનમાંજ ભૃગુપુત્ર, મહાતપસ્વી સમર્થ ચ્યવન ઋષિ મહેંદ્રના ઉપર કોપ્યા હતા અને તેમણે ઇંદ્રને થંભાવી દીધો હતો, તેમજ રાજપુત્રી સુક-

* ૧ યજ્ઞસ્તંભને વીંટવાનું એક કડું. ૨ પશુ બાંધવાનો સ્તંભ. ૩ સોમપાન કરવાનાં પાત્રો. ૪ તપેલીઓ. ૫ હોમના પદાર્થો મૂકવાનાં માટીનાં પાત્રો. ૬ હોમદ્રવ્ય અગ્નિમાં અર્પણ કરવાનું એક પાત્ર. ૭ આહુતિ માટે હવિ લેવાનું સાધન.

ન્યાને પણ આ સ્થાનમાં ભાર્યાતરીકે પ્રાપ્ત કરી હતી.'[૨૨]

યુધિષ્ઠિરે પૂછ્યું:–' મહાતપસ્વી ભૃગુપુત્ર ચ્યવનઋષિએ શામાટે કોપ કર્યો હતો ? ભગવાન ઇંદ્રને કેવી રીતે થંભાવી દીધો હતો ? તથા હે બ્રહ્મન્ ! તેમણે અશ્વિનીકુમારને શા કારણથી સોમપાન કરતા કર્યા ? એ સર્વ વૃત્તાંત આપ મને યથાર્થ રીતે કહો.[૨૩,૨૪]

**ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં લોમશતીર્થયાત્રામાં " સુકન્યાખ્યાન " એ વિષયનો અધ્યાય ૧૨૧ મો સમાપ્ત.**

# અધ્યાય ૧૨૨ મો

## ચ્યવનનું આખ્યાન

**॥लोमश उवाच॥**

**भृगोर्महर्षेःपुत्रोऽभूच्च्यवनो नाम भारत ॥**
**समीपे सरसस्त्वस्य तपस्तेपे महाद्युतिः॥१॥**

લોમશે કહ્યું:–' હે ભરતવંશી રાજા ! મહર્ષિ ભૃગુઋષિને ચ્યવન નામના એક મહાતેજસ્વી પુત્ર હતા. તે આ સરોવરની સમીપમાં તપ કરતા હતા.[૧] હે પાંડુપુત્ર રાજા ! તે મહાતેજસ્વી ઋષિ થાંભલાની પેઠે લાંબા કાળ સુધી સ્થાનમાંજ વીરાસન વાળી તપ કરતા બેઠા હતા.[૨] હે રાજન ! આ પ્રમાણે ઘણો સમય નીકળી જતાં ઋષિની ઉપર માટીનો રાફડો બાઝી ગયો અને વેલીઓથી વીંટાયા હોય તેમ તે ચોમેર કીડીઓવડે ઢંકાઈ ગયા.[૩] તે બુદ્ધિમાન ઋષિ રાફડાથી એવા ઢંકાઈ ગયા, કે જેથી તે ચારે તરફથી માટીનો ઢગલો હોય તેવા જણાવા લાગ્યા; છતાં તેવા રાફડાથી વીંટાઇને પણ તેમણે ઘોર તપ કર્યા કર્યું.[૪] ઘણો સમય ગયા પછી શર્યાતિ નામનો રાજા આ ઉત્તમ તથા રમણીય સરોવર ઉપર વિહાર કરવા આવ્યો.[૫] હે ભારતરાજ ! તેને ચાર હજાર રાણીઓ હતી, પણ સંતતિમાં સુંદર ભ્રુકુટીવાળી સુકન્યા નામની એકજ પુત્રી હતી.[૬] દિવ્ય અલંકારોથી સુશોભિત તે કન્યા, પોતાની સખીઓથી વીંટાઇને ફરતી ફરતી ચ્યવનના રાફડા આગળ આવી પહોંચી.[૭] ત્યાં તે પોતાની સખીઓથી વીંટાઇને મનોહર પૃથ્વીને જોતી તથા વનસ્પતિને ખોળતી વિહાર કરવા લાગી.[૮] તે સ્વરૂપ, વય, કામ અને મદથી ભરપૂર હતી, તેથી એકલીજ આગળ વધીને પુષ્પથી ભરેલી વનવૃક્ષોની ડાળીઓને ભાંગવા લાગી.[૯] સખીવિનાની, એકલી, એક વસ્ત્રવાળી અને શણગરાયલી એવી તેને સંચાર કરતી વિજળીના જેવી બુદ્ધિમાન ચ્યવન મુનિએ દીઠી.[૧૦] તપોબળવડે યુક્ત તથા નિરાહાર રહેવાથી બોલવાની શક્તિવિનાના મહા તેજસ્વી તે વિપ્રર્ષિ એકાંતમાં તે કન્યાને જોઇને રાજી થયા;[૧૧] અને તે કલ્યાણી કન્યાને બોલાવવા લાગ્યા; પણ કંઠ બેઠેલો હોવાથી તે કન્યા, ઋષિના શબ્દને સાંભળી શકી નહિ. તે પછી સુકન્યાએ રાફડામાં ચ્યવનની બન્ને આંખો જોઇને, બુદ્ધિમોહના બળથી ઉત્પન્ન થયેલા કુતૂહલવડે, 'આ શું હશે વારૂ ?' એમ કહી, કાંટાવડે ચ્યવન મુનિનાં બન્ને નેત્રો ફોડી નાખ્યાં.[૧૨,૧૩] સુકન્યાએ નેત્રો વીંધી નાખ્યાં કે તુરતજ પરમ ક્રોધી ચ્યવન ઋષિ કોપ્યા અને તેમણે શર્યાતિના સૈનિકોનાં મળમૂત્ર બંધ કરી દીધાં.[૧૪] મળમૂત્ર બંધ થઇ જવાથી આખું સૈન્ય પેટના આફરાથી દુઃખી થઇ પડયું. તે જોઇને રાજાએ પૂછયું કે:–[૧૫] ' ભૃગુપુત્ર મહાત્મા ચ્યવન આ વનમાં વાસ કરે છે, તે તપશ્ચર્યાપરાયણ, વૃદ્ધ તથા અત્યંત ક્રોધી છે, તેનો આજે કોણે અપરાધ કર્યો છે ?[૧૬] જાણતાં અથવા અજાણતાં જેણે અપરાધ કર્યો હોય તે જલદી બોલી દો !' ત્યારે સર્વ સૈનિકોએ કહ્યું કે:–'અમે અપરાધના સંબંધમાં કંઇ જાણતા નથી, માટે તમે સર્વ પ્રકારના ઉપાય કરીને તે વાત જાણી લ્યો.'

તે પછી શર્યાતિ રાજાએ પોતે શાંતિથી તથા ઉગ્રતાથી સંબંધીવર્ગને પૂછયું, પરંતુ તે સંબંધમાં તેઓ પણ અજાણ્યા હતા. તે પછી મળમૂત્ર બંધ થઇ જવાથી પીડા પામતા સૈન્યને જોઇને તથા પોતાના પિતાને પણ દુઃખી થતા જોઈને સુકન્યાએ આ પ્રમાણે કહ્યું:–"મેં અહીં વનમાં ફરતાં

ફરતાં એક રાફડામાં એક ચળકતુંપ્રાણી દીઠું.તેને આગિયા જેવું માનીને પાસે જઈ વીંધી નાખ્યું હતું." આ સાંભળતાંજ શર્યાતિ તુરત રાફડા પાસે ગયો,[21] તો ત્યાં તેણે તપોવૃદ્ધ તથા વયોવૃદ્ધ ચ્યવન મુનિને જોયા. તેજ વખતે રાજાએ બે હાથ જોડીને સૈન્યને માટે પ્રાર્થના કરીઃ–[22]'હે મહર્ષિ! બાળાએ અજ્ઞાનવડે જે તમારો અપરાધ કર્યો છે, તેને માટે આપ ક્ષમા કરવા યોગ્ય છો.' તે સાંભળીને ભૃગુપુત્ર ચ્યવને રાજાને કહ્યું કેઃ–[23]'હે રાજા! તારી ગર્વભરી પુત્રીએ મારૂં અપમાન કરીને મારી આંખો ફોડી નાખી છે, માટે હવે તો તે રૂપ તથા ઉદારતાથી યુક્ત અને લોભ તથા મોહથી છકી ગયેલી તારી પુત્રીને ગ્રહણ કરીનેજ ક્ષમા કરીશ, એ હું તને સત્ય કહું છું.'[24,25]

લોમશે કહ્યુંઃ–'ઋષિનું વચન સાંભળીને શર્યાતિએ વિચાર કરવા ન રોકાતાં તુરત મહાત્મા ચ્યવનને પોતાની પુત્રી પરણાવી.[26] ભગવાન ચ્યવન તે સુકન્યાને પરણીને પ્રસન્ન થયા અને રાજાના સૈનિકોને દુઃખથી મુક્ત કર્યા. રાજા પણ ઋષિની કૃપા સંપાદન કરીને સૈન્યની સાથે નગરમાં ગયો. શુદ્ધ ચરિત્રવાળી સુકન્યા પણ તપસ્વી પતિસાથે પરણીને તપ અને નિયમપાલન કરતી નિત્ય પ્રેમથી પતિની સેવા કરવા લાગી.[27,28]તે સુંદરમુખી કોઈની પણ ઇર્ષ્યા કર્યાવિના અગ્નિની તથા અતિથિઓની સેવા કરવા લાગી અને એ રીતે તેણે થોડાજ સમયમાં ચ્યવન મુનિને પ્રસન્ન કરી દીધા.[29]

**ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં લોમશ તીર્થયાત્રામાં 'સુકન્યાખ્યાન' એ વિષયનો અધ્યાય ૧૨૨ મો સમાપ્ત.**

---

# અધ્યાય ૧૨૩ મો

## ચ્યવનમુનિને યૌવન પ્રાપ્ત થયું.

**॥लोमश उवाच॥**

**.स्याचित्त्वथ कालस्य त्रिदशावश्विनौ नृप॥**
**.तामिषेकां विवृतां .कन्यां तामपश्यता.॥**

લોમશે કહ્યું:– હે યુધિષ્ઠિર રાજા! કેટલોએક સમય ગયા પછી એક વખતે અશ્વિનીકુમાર દેવોએ સ્નાન કરીને ખુલ્લા અંગથી ઉભેલી તે સુકન્યાને દીઠી.[1] દેખાવડાં અંગવાળી દેવરાજની પુત્રી જેવી તેને જોઇને, એકદમ તેની પાસે આવી અશ્વિનીકુમારે આ પ્રમાણે કહ્યું:–'હે સુંદર નિતંબવાળી! તું કોની છે? અને આ વનમાં શું કરે છે? હે કલ્યાણિ! અમે બંને તને જાણવા ઇચ્છીએ છીએ, માટે હે સુંદરિ! તું સાચેસાચું કહે.'[2,3] તે સાંભળીને લજ્જિત થયેલી સુકન્યા તે બંને શ્રેષ્ઠ દેવોપ્રત્યે બોલી કેઃ–'તમે જાણો કે,હું શર્યાતિની પુત્રી છું અને ચ્યવનની પત્ની છું.'[4] અશ્વિનીકુમાર ફરી હસીને બોલ્યા કેઃ–'હે કલ્યાણિ! તારા પિતાએ તને એવા વૃદ્ધસાથે શામાટે પરણાવી છે?[5] હે ભીરુ! તું તો આ વનમાં મેઘમંડળમાં ઝબકતી વિજળીના જેવી શોભે છે. હે ભાવિનિ! અમે દેવલોકમાં પણ તારા જેવી સુંદરીને દીઠી નથી.[6] હે ભદ્રે! તેં અલંકાર પહેર્યા નથી, સારૂં વસ્ત્ર પણ પહેર્યું નથી તેમ બીજો શણગાર પણ સજ્યો નથી, તોપણ તું આ વનને બહુ શોભાવી રહી છે.[7] હે સુંદરિ! તું સર્વ પ્રકારના અલંકાર ધારણ કરવાથી તથા ઉત્તમ સાડી પહેરવાથી શોભી નીકળીશ; પણ આ રીતે શરીર ઉપર મેલ ચઢાવવાથી શોભીશ નહિ.[8] હે કલ્યાણિ! તું આવી સુંદર છે, છતાં શામાટે વૃદ્ધાવસ્થાથી શિથિલ થયેલા અને કામભોગથી દૂર રહેનારા પતિની સેવા કરે છે? હે શુદ્ધ હાસ્યવાળા! તે મુનિ તારૂં રક્ષણ તથા પોષણ કરવાને અસમર્થ છે, માટે તું ચ્યવનને ત્યજીને અમારા બેમાંથી એકને વર.[10] હે દેવકન્યાના જેવી કાંતિવાળી! તું પતિને માટે તારા યૌવનને વ્યર્થ કરીશ નહિ.' આ પ્રમાણે કહ્યું ત્યારે સુકન્યા પણ તે દેવોપ્રત્યે બોલી કેઃ–'હું મારા પતિ ચ્યવનપ્રત્યે પ્રીતિવાળી છું, માટે તમારે મારાપ્રત્યે એવી શંકા લાવવી નહિ.' ફરી અશ્વિનીકુમારોએ સુકન્યાને કહ્યું કે, અમે બંને દેવોના ઉત્તમ વૈદ્યો છીએ,[12] તેથી અમે તારા પતિને

યુવાન અને સ્વરૂપવાન કરીશું. તે પછી તું અમારા ત્રણમાંથી એકની સાથે લગ્ન કરજે.[૧૩] હે કલ્યાણિ! તું આ ઠરાવ તારા પતિને જણાવ.'

હે રાજા ! આવું અશ્વિનીકુમારનું વચન સાંભળીને, સુકન્યા ચ્યવનની પાસે ગઇ [૧૪] અને તે દેવવૈદ્યોએ જે જે કહ્યું હતું, તે સઘળું ચ્યવનને કહ્યું. તે સાંભળીને ચ્યવનમુનિએ પોતાની ભાર્યાને કહ્યું કે, 'ભલે તેમ કરો.' સુકન્યાએ દેવવૈદ્યોને તે વાત જણાવી, એટલે તે બંનેએ રાજપુત્રીને કહ્યું કેઃ–'તારો પતિ આ જળમાં પ્રવેશ કરો,' તત્કાળ રૂપની ઇચ્છાવાળા ચ્યવનઋષિએ જળમાં પ્રવેશ કર્યો [૧૬] અને હે રાજા ! તે વખતે અશ્વિનીકુમારે પણ તે સરોવરમાં પ્રવેશ કર્યો. એક મુહૂર્ત પછી તે બધા સરોવરમાંથી બહાર નીકળ્યા.[૧૭] તે વખતે તે સર્વે દિવ્ય રૂપવાળા, યુવાન વયવાળા, સ્વચ્છ કુંડળવાળા, સમાન વેષવાળા અને મનને પ્રીતિ ઉત્પન્ન કરે તેવા હતા. [૧૮] પછી તે સર્વે સાથે મળીને કહેવા લાગ્યા કે, હે શુભે! હે સુંદરવર્ણવાળી કલ્યાણિ! તું અમારામાંથી જે એક તને ઇચ્છિત હોય તેનો પતિતરીકે સ્વીકાર કર અથવા હે સુંદરિ! જેનાપ્રત્યે તારી અભિલાષા હોય તેને તું વર.'

તે સાંભળીને દેવી સુકન્યાએ તે સર્વને સમાનરૂપ ધારણ કરીને ઉભા રહેલા જોઈ,તેઓમાંથી મન તથા બુદ્ધિવડે પોતાના પતિનો નિશ્ચય કરીને તેનો સ્વીકાર કર્યો. આ પ્રમાણે ચ્યવનમુનિ પોતાની ભાર્યાને તથા ઇચ્છિત રૂપ અને વય પ્રાપ્ત કરીને પ્રસન્ન થયા અને તે મહાતેજસ્વી મુનિ અશ્વિનીકુમારપ્રત્યે આ પ્રમાણે બોલ્યાઃ–'હું વૃદ્ધ હતો છતાં તમોએ મને સ્વરૂપસંપન્ન તથા તરુણ વયવાળો કર્યો અને મને મારી આ ભાર્યા પણ પ્રાપ્ત થઇ, માટે હું દેવરાજ ઈંદ્રના દેખતાં તમને બંનેને આનંદથી સોમપાન કરતા કરીશ.આ હું તમને સત્ય કહું છું.' [૨૩] તે સાંભળીને અશ્વિનીકુમાર મનમાં બહુ પ્રસન્ન થયા અને તે બંને સ્વર્ગમાં ચાલ્યા ગયા. પછી ચ્યવન અને સુકન્યા દેવની પેઠે વિહાર કરવા લાગ્યાં.[૨૪]

ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં લોમશ તીર્થયાત્રપર્વમાં" સુકન્યોપાખ્યાન " એ વિષયનો અધ્યાય ૧૨૩ મો સમાપ્ત.

# અધ્યાય ૧૨૪ મો

## શર્યાતિનો યજ્ઞ

॥लोमश उवाच॥

ततः शुश्राव शर्यातिर्वयस्थ च्यवनं कृतम्॥
सुहृष्टः सेनया सार्धमुपायाद्भार्गवाश्रमम् ॥१

લોમશે કહ્યુંઃ–તે પછી શર્યાતિ રાજાએ સાંભળ્યું કે, દેવવૈદ્યોએ ચ્યવન મુનિને તરુણ વયના કર્યા છે, એટલે તે બહુ પ્રસન્ન થયો અને પોતાની સેના સાથે ભૃગુવંશી ચ્યવનના આશ્રમમાં આવ્યો.[૧] ત્યાં દેવ પુત્રોના જેવાં સુકન્યા તથા ચ્યવનને જોઇને શર્યાતિ રાજાને તથા તેની રાણીને સંપૂર્ણ પૃથ્વી મળવા જેવો આનંદ થયો[૨] તે પછી ચ્યવન ઋષિએ સત્કાર કરેલો રાજા, પોતાની પત્ની સાથે તેમની પાસે બેઠો અને કલ્યાણકારક સુંદર વાતો કરવા લાગ્યો.[૩] હે રાજા ! તે પછી ચ્યવન ઋષિએ તેના મનનું સાંત્વન કરતાં કહ્યું કેઃ–'હે રાજન્! હું તમને યજ્ઞ કરાવીશ, માટે તમે યજ્ઞ સાહિત્યો તૈયાર કરો.'[૪] તે સાંભળીને શર્યાતિ રાજા બહુ પ્રસન્ન થયો અને તેણે, હે મહારાજ! ચ્યવનના તે વચનને માન આપ્યું.[૫]તે પછી યજ્ઞકર્મને માટે યોગ્ય શુભ દિવસે શર્યાતિ રાજાએ સર્વ ઇચ્છિત વસ્તુઓથી સંપન્ન એવો ઉત્તમ યજ્ઞમંડપ કરાવ્યો.[૬] હે રાજા ! તે યજ્ઞમંડપમાં ભૃગુપુત્ર ચ્યવને શર્યાતિ પાસે યજ્ઞ કરાવ્યો. હવે તે યજ્ઞમાં જે જે આશ્ચર્યકારક પ્રકારો થયા હતા, તે તે મારાથી તમે સાંભળો.[૭] તે યજ્ઞમાં ચ્યવને અશ્વિનીકુમાર દેવોને આપવા માટે સોમરસ ગ્રહણ કરવા માંડ્યો. તે સોમરસ લેતા હતા, એવામાં ઇંદ્રે તેમને અટકાવીને કહ્યું કેઃ–'એ બન્ને અશ્વિનીકુમારો સોમપાનને માટે યોગ્ય નથી એવો મારો મત છે; કારણ કે એ અ-

ન્ને સ્વર્ગમાં દેવોના વૈદ્યો છે, માટે તે કર્મથીજ તેઓ સોમરસ પીવાને લાયક નથી.'[૯] ત્યારે ચ્યવન બોલ્યાઃ—' હે ઇંદ્ર! એ બન્ને મહા ઉત્સાહી, મહાત્મા અને રૂપ તથા દ્રવ્યથી શ્રેષ્ઠ છે; વળી જેઓએ તમારી તથા બીજા દેવોની સહાયવિના મને દેવના જેવો અજર બનાવ્યો છે, હે દેવેંદ્ર ! તેઓ સોમરસના પાનને માટે અયોગ્ય કેમ ગણાય ? હે ઇન્દ્ર ! અશ્વિનીકુમારો પણ દેવ છે એમ તમારે જાણવું.'[૧૦][૧૧]

ઇંદ્રે કહ્યું:—એ બન્ને વૈદ્યો છે તથા અમારૂં કામ કરનારા છે; તેમજ તેઓ પોતાની ઇચ્છામાં આવે તેવાં રૂપો લઇને મનુષ્ય લોકમાં ફર્યા કરે છે; માટે તેઓને યજ્ઞમાં સોમરસ પીવાની યોગ્યતા કયાંથી આવે ?[૧૨]

લોમશે કહ્યું:—જ્યારે ઇંદ્ર એનું એજ વાકય વારંવાર બોલવા લાગ્યો, ત્યારે ચ્યવન તેનો અનાદર કરીને અશ્વિનીકુમારને માટે તે ઉત્તમ સોમરસનો ભાગ લેવા લાગ્યા.[૧૩] જે વખતે[૧૪] અશ્વિનીકુમારોને માટે તે ઉત્તમ સોમરસ ગ્રહણ કરતા ચ્યવનને જોયા, તે વખતે બલ દૈત્યને મારનારા ઇંદ્રે આ પ્રમાણે કહ્યું—: તમે પોતે જો આ બન્નેને માટે સોમરસને ગ્રહણ કરશો, તો હું તમારા ઉપર અનુપમ તથા ભયંકર વજ્રનો પ્રહાર કરીશ.[૧૫]

આ પ્રમાણે ઇંદ્રે કહ્યું, તે સાંભળીને ચ્યવન ઋષિ તેના તરફ જોઇ હસવા લાગ્યા અને તેમણે અશ્વિનીકુમારને માટે ઉત્તમ સોમભાગ વિધિથી ગ્રહણ કર્યો.[૧૬] એટલે તો શચીપતિ ઇંદ્રે ચ્યવન મુનિના ઉપર ભયંકર વજ્રનો પ્રહાર કરવા માંડયો, પરંતુ તે પ્રહાર કરે એટલામાં ઋષિએ ઇંદ્રના હાથને થંભાવી દીધો.[૧૭] તેને જડ કરી દીધા પછી ઇંદ્રનો વધ કરવા તૈયાર થયેલા મહાતેજસ્વી ચ્યવને કૃત્યા ઉત્પન્ન કરવા મંત્ર ભણીને અગ્નિમાં હોમ કર્યો.[૧૮] તે વખતેજ તે મુનિના તપોબળથી તે અગ્નિમાંથી કૃત્યા ઉત્પન્ન થઇ. એ કૃત્યા તે પ્રચંડ શરીરવાળો અને મહાપરાક્રમી મદ નામનો મોટો દૈત્ય હતો.[૧૯] દેવ તથા દૈત્યોથી તેના શરીરનું માપ થઇ શકે તેમ ન હતું, તેનું મુખ મોટું તથા ભયંકર હતું અને તેમાં તીક્ષ્ણ અણીવાળા દાંતો હતા;[૨૦] તેનો એક હોઠ જમીન ઉપર રહેલો હતો અને બીજો હોઠ આકાશમાં પહોંચ્યો હતો; તેની ચાર દાઢો સોસો યોજન લાંબી હતી[૨૧] તથા તેના બીજા દાંતો મંદિરના શિખરના જેવા આકારના,શૂળની અણી જેવા દેખાવવાળા અને દશ દશ યોજન લાંબા હતા;[૨૨] તેના બન્ને બાહુઓ પર્વતના જેવા વિશાળ, સરખા તથા દશહજાર યોજન લાંબા હતા; તેનાં બન્ને નેત્રો સૂર્ય તથા ચંદ્રના જેવાં હતાં; તેનું મુખ કાળાગ્નિના જેવું હતું; તે વિજળીના જેવી ચપળ જિભથી પોતાના મુખને ચાટયા કરતો હતો; તેની દૃષ્ટિ ભયંકર હતી અને તેનું મોં પહોળું હતું, તેથી તે બળાત્કારે જગતને ગળી જતો હોય તેવો દેખાતો હતો.[૨૪] એવો તે દૈત્ય મોટી ભયંકર ચીસથી ત્રણે લોકને ગજાવતો,ક્રોધાધીન થઇ ઇંદ્રને ખાઇ જવામાટે તેના તરફ દોડયો.[૨૫]

**ઇતિ૦ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં લોમશતીર્થયાત્રા પર્વમાં "સુકન્યોપાખ્યાન" એ વિષયનો અધ્યાય ૧૨૪ મો સમાપ્ત.**

---

# અધ્યાય ૧૨૫ મો
## અશ્વિનીકુમારને સોમની પ્રાપ્તિ

**॥ लोमश उवाच ॥**

**तं दृष्ट्वा घोरवदनं मदं देवः शतक्रतुः ॥
आयांतं भक्षयिष्यंतं व्यात्ताननमिवांतकं ॥**

લોમશે કહ્યું:—કાળની પેઠે મુખ પહોળું કરીને ભક્ષણ કરવા આવતા તે ભયંકર મુખવાળા મદ દૈત્યને જોઇને દેવરાજ ઇંદ્ર ભયભીત થઇ ગયો, તેના હાથ થંભી થઇ ગયા અને તે વારંવાર ગલોફાં ચાટતો ભયપીડિત થઈને ચ્યવન મુનિને કહેવા લાગ્યોઃ—[૧,૨]હે ભૃગુપુત્ર ! આજથી આરંભીને આ અશ્વિનીકુમાર સોમરસનું પાન કરવા યોગ્ય થશે. હે વિપ્ર ! આ મારૂં સત્ય વચન છે, માટે તમે મારા ઉપર પ્રસન્ન થાઓ.[૩] તમે આરંભ કરેલું કાર્ય મિથ્યા નથી, માટે આ

અશ્વિનીકુમારને સોમભાગ આપવારૂપી વિધિ ભલે થાઓ. હે વિપ્રર્ષિ ! તમે જે કંઈ કરશો, તે મિથ્યા કરશો નહિ એમ હું જાણું છું.[૪] આજે તમે આ અશ્વિનીકુમારને સોમને માટે યોગ્ય કર્યા એજ એનું ઉદાહરણ છે. હે ભાર્ગવ ! તમારૂં પરાક્રમ અત્યંત પ્રસિદ્ધ થાય અને આ સુકન્યાના પિતાની કીર્તિ લોકમાં ફેલાય એટલા માટે મેં આ પ્રભાવનો પ્રકાશ કર્યો હતો;[૬] તેથી હવે તમે મારા ઉપર કૃપા કરો, અને તમે જેમ ઈચ્છો છો તેમ ભલે થવા દો."[૭]

આ પ્રમાણે ઇંદ્રે કહ્યું એટલે મહાત્મા ચ્યવનનો ક્રોધ તુરત ઉતરી ગયો અને તેમણે ઇંદ્રને મુક્ત કર્યો. હે રાજા ! તે પછી વીર્યવાન ઋષિએ પૂર્વે ઉત્પન્ન કરેલા તે મદ રાક્ષસને વિભાગ કરીને મદ્યપાન, સ્ત્રી, દ્યૂત તથા મૃગયામાં વારંવાર વહેંચી નાખ્યો. આ રીતે મદની વ્યવસ્થા કરીને, ઇંદ્રને સોમથી તૃપ્ત કર્યો તથા અશ્વિનીકુમારની સાથે દેવોને પણ સોમભાગથી તૃપ્ત કર્યા. આ રીતે શર્યાતિ રાજા પાસે યજ્ઞ કરાવીને તથા સર્વ લોકમાં પોતાનું પરાક્રમ પ્રખ્યાત કરીને વક્તાઓમાં શ્રેષ્ઠ તે ચ્યવન મુનિ પોતાની અનુકૂળ પત્ની સુકન્યાની સાથે અરણ્યમાં વિહાર કરવા લાગ્યા. હે રાજા ! તે ચ્યવન મુનિનું પક્ષીઓના શબ્દથી ગાજી રહેલું આ સરોવર દેખાય છે.[૧૧] એ સરોવરમાંતમે પોતાના બંધુઓની સાથે પિતૃઓનું અને દેવોનું તર્પણ કરો.હે ભરતવંશી રાજા ! એ સરોવરનાં તથા સિકતાક્ષનાં દર્શન કરીને, તમે સૈંધવારણ્યમાં જઇ નાની નદીઓનાં દર્શન કરજો તથા હે મહારાજ ! સર્વ પુષ્કરોનાં જળનો સ્પર્શ કરજો.[૧૩] હે ભરતવંશી ! અહીં શંકરના મંત્રોનો જપ કરવાથી તમે સિદ્ધિ પામશો. હે નરશ્રેષ્ઠ ! આ તીર્થમાં ત્રેતાયુગ અને દ્વાપરયુગના સંધિના જેવો સર્વ પાપને નાશ કરનારો સમય દેખાય છે—અર્થાત્ અહીં સ્નાન કરનારને કલિનો સ્પર્શ થતો નથી; માટે હે પાર્થ! સર્વ પાપને નાશ કરનાર એ તીર્થમાં તમે સ્નાન કરો.[૧૫]

આ આર્ચીક પર્વત છે. એના ઉપર જ્ઞાનીઓ નિવાસ કરે છે, હમેશાં ફળો મળે છે, નિત્ય ઝરાઓ વહે છે અને એ વાયુઓનું ઉત્તમ સ્થાન છે.[૧૬] હે યુધિષ્ઠિર ! આ દેવોનાં અનેક પ્રકારનાં મંદિરો છે, આ ચંદ્રમાનું તીર્થ છે, એ તીર્થ ઉપર અગ્નિના જેવા તેજસ્વી અને વાયુનો આહાર કરનારા વૈખાનસ તથા વાલખિલ્ય નામના ઋષિઓ નિવાસ કરે છે.[૧૭] આ તીર્થમાં ત્રણ શિખરો (કે જે કાશીક્ષેત્ર સમાન છે) તથા ત્રણ પ્રવાહો (કે જે પ્રયાગ સમાન છે) તે સર્વની પ્રદક્ષિણા કરીને તમે તેમાં ઇચ્છાપૂર્વક સ્નાન કરો. હે રાજેંદ્ર ! અહીંથી શાંતનુ, શુનકરાજા અને નર તથા નારાયણ સનાતન સ્થાનને પ્રાપ્ત થયા છે.[૧૯] હે યુધિષ્ઠિર ! આ આર્ચીક પર્વત ઉપર દેવો તથા પિતૃઓ મહર્ષિઓની સાથે રહીને તપ કરતા હતા, તેઓનું તમે પૂજન કરો.[૨૦] હે રાજન્ ! અહીં પૂર્વે તેઓએ અને ઋષિઓએ ચરુનું પ્રાશન કર્યું હતું; આ ઠેકાણે યમુના અક્ષય પ્રવાહથી વહે છે અને શ્રીકૃષ્ણે પણ અહીં તપ કર્યું હતું.[૨૧] હે શત્રુદમન પાંડવ ! નકુલ, સહદેવ, ભીમસેન, દ્રૌપદી અને અમે સર્વે તમારી સાથેજ ત્યાં જઇશું.[૨૨]

હે મનુષ્યેશ્વર ! આ ઇંદ્રનું પવિત્ર ઝરણ છે. આ ઠેકાણે ધાતા, વિધાતા અને વરુણને સ્વર્ગપ્રાપ્તિ થઇ છે.[૨૩]હે રાજા ! તેઓ પણ અહીં ક્ષમાશીલ તથા પરમ ધર્મપરાયણ થઇને રહ્યા હતા. મિત્ર ભાવનાવાળા અને સરળ બુદ્ધિવાળાને વસવામાટે આ પર્વત શ્રેષ્ઠ કલ્યાણરૂપ છે.[૨૪] હે રાજન્ ! આ મહર્ષિસમૂહોથી સેવાતી, જેના ઉપર અનેક યજ્ઞો થયેલા છે અને પવિત્ર તથા પાપભયને હણનારી છે, તે યમુના છે.[૨૫] હે કૌંતેય ! અહીં મહાધનુર્ધારી માંધાતા રાજાએ પોતે તથા દાતાઓમાં શ્રેષ્ઠ સહદેવના પુત્ર સોમકે યજ્ઞો કર્યા હતા.[૨૬]

**ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં 'લોમશતીર્થયાત્રામાં સુકન્યોપાખ્યાન' એ વિષયનો અધ્યાય ૧૨૫ મો સમાપ્ત.**

# અધ્યાય ૧૨૬ મો
## માન્ધાતાનું ચરિત્ર

॥ युधिष्ठिर उवाच ॥

**मांधाता राजशार्दूलस्त्रिषु लोकेषु विश्रुतः ॥ कथं जातो महाब्रह्म- यौवनाश्वो नृपोत्तमः॥१**

યુધિષ્ઠિરે પૂછ્યું:-હે મહાબ્રહ્મન! યુવનાશ્વ રાજાનો પુત્ર રાજસિંહ માંધાતા રાજેંદ્ર,ત્રણ લોકમાં પ્રખ્યાત કેવી રીતે થયો હતો?[૧] વળી જે મહાત્માને વિષ્ણુની પેઠે ત્રણ લોક વશ થયા હતા, તે અમાપ કાંતિવાળો માંધાતા સ્વર્ગમાં ઉત્તમ સ્થાનને કેવી રીતે પ્રાપ્ત થયો હતો?[૨] તેમજ તે ઇંદ્રના જેવી કાંતિવાળા અને અતુલ વીર્યવાળા રાજાનો જન્મ કેવી રીતે થયો હતો તથા તેનું માંધાતા નામ શાથી પડયું હતું? એ સઘળું તે બુદ્ધિમાનનું ચરિત્ર સાંભળવાની હું ઇચ્છા કરૂં છું,તમે વ્યાખ્યાન કરવામાં કુશળ છો.[૩]

લોમશે કહ્યું:-હે રાજન્! તે મહાત્મા રાજાનું લોકોમાં માંધાતા નામ શાથી પડયું હતું? તે તમે એકાગ્ર ચિત્તથી સાંભળો.[૪] ઇક્ષ્વાકુવંશમાં એક યુવનાશ્વ નામે રાજા થયો હતો. તે રાજાએ ઘણી દક્ષિણાવાળા યજ્ઞો કર્યા હતા.[૫] વળી તે ધર્મધારીઓમાં શ્રેષ્ઠ રાજાએ હજાર અશ્વમેધ યજ્ઞો કર્યા હતા, તેમજ સંપૂર્ણ દક્ષિણાવાળા બીજા મહાયજ્ઞોથી યજન કર્યું હતું.[૬] તે મહાવ્રતધારી મહાત્મા રાજર્ષિને સંતતિ ન હતી, તેથી તે મંત્રીઓને રાજ્યભાર સોંપીને નિત્ય વનમાં રહેતો હતો.[૭] તે રાજા જ્ઞાની હતો તેથી તેણે શાસ્ત્રોક્ત વિધિથી પોતાના ચિત્તને પરમાત્માના ધ્યાનમાં જોડી દીધું હતું. હે રાજા! એક વખતે યુવનાશ્વ રાજા ઉપવાસ કરવાથી પીડિત થયો[૮] અને તરસથી તેનું હૃદય સૂકાઇ ગયું, તેથી તે પાણીને માટે ભૃગુના આશ્રમમાં પેઠો. હે રાજેંદ્ર! તેજ રાત્રિએ મહાત્મા ભૃગુનંદન મહર્ષિએ સુદ્યુમ્નના પુત્ર યુવનાશ્વરાજાને પુત્ર થાય એ હેતુથી ઇષ્ટિ કરી હતી અને હે રાજેંદ્ર! મંત્રથી પવિત્ર કરેલા જળથી ભરેલો એક મોટો કળશ ત્યાં પ્રથમથી સ્વસ્થરીતે મૂકયો હતો, કે જે જળનું પ્રાશન કરવાથી તે રાજાની રાણી ઇંદ્રના જેવા પુત્રને ઉત્પન્ન કરે.[૧૧] તે કળશ યજ્ઞવેદીમાં મૂકીને મહર્ષિઓ સૂઇ ગયા હતા. એવામાં તૃષાથી પીડાતો તથા શુષ્ક કંઠવાળો રાજા પાણીની ઉત્કટ ઇચ્છાથી, રાત્રિના જાગરણથી થાકી જઇને સૂતેલા તે બ્રાહ્મણોને ઓળંગીને આશ્રમમાં પેઠો અને શ્રમિત થએલો તે પાણી માગવા લાગ્યો;[૧૩] પરંતુ થાકી ગએલા રાજાના સૂકાયલા કંઠથી નીકળતા તે શબ્દને, પક્ષીના ઝીણા શબ્દની પેઠે તે વખતે કોઇએ સાંભળ્યો નહિ.[૧૪] તે પછી જળથી ભરેલા પેલા મંત્રકળશને જોઇને રાજા વેગથી તેના તરફ દોડયો અને તેમાંનું બધું જળ પી ગયો.[૧૫] આ રીતે તૃષાપીડિત થએલો તે બુદ્ધિમાન રાજા શીતળ જળ પીવાથી શાંતિ પામ્યો અને બહુ સુખી થયો.[૧૬] તે પછી તપરૂપી ધનવાળા તે મુનિઓ જાગ્યા અને તે સર્વેએ કળશને પાણીવિનાનો થએલો દીઠો.[૧૭] પછી તેઓ એકઠા મળીને પૂછવા લાગ્યા કે,' આ કર્મ કોણે કર્યું?' ત્યારે યુવનાશ્વ રાજાએ સાચેસાચું કહ્યું કે:-' એ કામ મારૂં છે.'[૧૮] તે વખતે ભગવાન ભાર્ગવે કહ્યું કે:-'એ યોગ્ય થયું નથી; કારણ કે તપોબળથી પૂર્ણ તે જળ, પુત્રપ્રાપ્તિને માટે મૂકયું હતું.[૧૯] હે મહાબળવાન પરાક્રમવાળા રાજર્ષિ! મેં એ જળમાં તને પુત્રપ્રાપ્તિ થાય એટલા માટે દારુણ તપ કરીને બ્રહ્મનું સ્થાપન કર્યું હતું.[૨૦] હે રાજા! એ જળથી મહાબળવાન, મહાપરાક્રમી અને તપોબળથી સંપન્ન પુત્ર થાય અને તે પોતાનાં પરાક્રમવડે ઇંદ્રને પણ યમલોકમાં પહોંચાડી શકે, એવા વિધિથી એ જળ તૈયાર કર્યું હતું;પરંતુ હે રાજા! તે જળનું તેં આજે પ્રાશન કર્યું તે યોગ્ય કર્યું નથી.[૨૨] હવે એ કાર્યને ફેરવવા અમે સમર્થ નથી.તેં જે એ પ્રમાણે કર્યું છે, તે નિશ્ચય દૈવથીજ થએલું છે.[૨૩] હે મહારાજ! તેં તૃષાતુર થઇને, વેદોક્ત મંત્રથી મંત્રેલું તથા મારાં તપોબળથી યુક્ત જે જળનું પાન કર્યું છે, તેનાથી તું પોતેજ તેવા પુત્રને જન્મ આપીશ. અમે તે સંબંધમાં તારે-

માટે પરમ અદ્‌ભુત ઇષ્ટિ કરીશું,[૨૫] કે જેનાથી વીર્યસંપન્ન એવો તું ઇંદ્રના જેવા પુત્રને જન્મ આપીશ અને તને ગર્ભધારણ કરવાનો ખેદ પણ થશે નહિ.[૨૬] આ વૃત્તાંત થયા પછી પૂરે સો વર્ષે તે મહાત્મા રાજાનું ડાબું પાસું ભેદીને સૂર્યના જેવો મહાતેજસ્વી પુત્ર બહાર નીકળ્યો અને યુવનાશ્વ રાજાનું મૃત્યુ પણ થયું નહિ, એ આશ્ચર્યજનક થયું હતું.[૨૭,૨૮]

પુત્ર ઉત્પન્ન થયા પછી મહાતેજસ્વી ઇંદ્ર તેને જોવાની ઇચ્છાથી તેની પાસે આવ્યો. તે વખતે દેવોએ તે મહેંદ્રને પૂછ્યું કેઃ-“ એ શું ધાવશે ? [૨૯] તેજ વખતે ઇંદ્રે પોતાના અંગુઠાની પાસેની આંગળી તે બાળકના મુખમાં મૂકી અને કહ્યું કેઃ-‘આ કુમાર ( મામ્ ) મને ( ધાતા ) ધાવશે.” આ પ્રમાણે વજ્રધારી ઇંદ્રે કહ્યું, તેથી ઇંદ્રની સાથે સઘળા દેવોએ તે બાળકનું નામ માંધાતા પાડયું.[૩૧] હવે ઇંદ્રની આપેલી તે આંગળીને ધાવીને હે રાજા ! તે મહાતેજસ્વી બાળક તેજ વખતે તેર વેંત વધી ગયો.[૩૨] વળી હે મહારાજ ! તે સમર્થ માંધાતાને ધનુર્વેદની સાથે વેદો અને સર્વ દિવ્ય અસ્ત્રો ધ્યાન કરતાંની સાથેજ પ્રાપ્ત થયાં.[૩૩] આજગવ નામનું ધનુષ, સ્વર્ગમાં નિર્માણ થયેલાં બાણો અને તૂટે નહિ તેવું બખ્તર-એ સઘળું તત્કાળ તેને પ્રાપ્ત થયું.[૩૪] હે ભરતવંશી રાજા ! તે પછી ઇંદ્રે પોતે તેનો રાજ્યાભિષેક કર્યો અને તે રાજા પોતાના પરાક્રમવડે, વિષ્ણુએ જેમ ત્રણ પગલાંથી ત્રણ લોક લીધા હતા, તેમ ધર્મપૂર્વક ત્રણ લોકને જિતી લીધા.[૩૫]તે મહાત્મા રાજાની આજ્ઞા સર્વત્ર અસ્ખલિત રીતે પ્રવર્તતી હતી અને તે રાજર્ષિને રત્નો પણ પોતાની મેળેજ આવી મળ્યાં હતાં.હે પૃથ્વીપતિ! આ ધનથીભરેલી સંપૂર્ણ પૃથ્વી તેનીજ હતી, તેણે સંપૂર્ણ દક્ષિણાવાળા જૂદા જૂદા ઘણા યજ્ઞો કર્યા હતા.[૩૭] હે રાજા ! તે અમાપ કાંતિવાળા મહાતેજસ્વી રાજાએ ચયન યાગ કર્યો હતો અને એ રીતે પુષ્કળ ધર્મો કરીને તે ઇંદ્રના અર્ધાસનને પ્રાપ્ત થયો હતો.[૩૮] ધર્મપરાયણ તથા બુદ્ધિમાન તે રાજાએ, રત્નોની ખાણો અને નગરોની સાથે આખી પૃથ્વીને પોતાની આજ્ઞાથીજ જિતી લીધી હતી.[૩૯] હે મહારાજ ! તેના દક્ષિણાસંપન્ન યજ્ઞોની વેદીઓથી ચાર સમુદ્રપર્યંતની પૃથ્વી ભરાઇ ગઇ હતી, તેમાં કોઇ સ્થાન ખાલી ન હતું.[૪૦] હે મહારાજ ! મહાત્મા માંધાતા રાજાએ, બ્રાહ્મણોને દશ હજાર ગાયો આપી હતી, એમ કહે છે.[૪૧] વળી તે મહાત્માએ બાર વર્ષના દુષ્કાળસમયે, ધાન્યની વૃદ્ધિને માટે ઇંદ્રના દેખતાં વરસાદ વર્ષાવ્યો હતો.[૪૨] વળી તેણે મહામેઘની પેઠે ગર્જના કરતા ચંદ્રવંશી મહાન ગાંધાર રાજને બાણોથી વીંધીને મારી નાખ્યો હતો.[૪૩] હે રાજા ! તે કૃતાર્થ અંતઃકરણવાળા અતિ તેજસ્વી રાજાએ ચારે વર્ણની પ્રજાનું રક્ષણ કર્યું હતું અને પોતાના તપવડે લોકોને તપાવ્યા હતા.[૪૪] તે સૂર્યના જેવા તેજસ્વી રાજાનું આ દેવયજન સ્થાન કુરુક્ષેત્રની મધ્યે પવિત્ર પ્રદેશમાં આવેલું છે.[૪૫] હે રાજા ! તમે મને જે પૂછયું હતું તે મેં માંધાતાનું આખું મહાચરિત્ર તમને કહ્યું છે.’[૪૬]

વૈશંપાયને કહ્યુંઃ-હે ભારતરાજ ! આ પ્રમાણે મહર્ષિ લોમશે કહ્યું, ત્યારે ફરી યુધિષ્ઠિર રાજા સોમકના સંબંધમાં પૂછવા લાગ્યા.[૪૭]

**ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં લોમશતીર્થયાત્રામાં “માંધાતાનુંઆખ્યાન” એ વિષયનો અધ્યાય ૧૨૬ મો સમાપ્ત.**

---

# અધ્યાય ૧૨૭ મો

## જંતુનું આખ્યાન

**॥ युधिष्ठिर उवाच ॥**

**कथं वीर्यः स राजाऽभूत्सोमको वदतांवर।।**
**कर्माण्यस्य प्रभावं च श्रोतुमिच्छामि तत्त्वतः॥**

યુધિષ્ઠિરે પૂછ્યું:-હે વક્તાઓમાં શ્રેષ્ઠ ! સોમક રાજા કેવાં પરાક્રમવાળો હતો ? તેણે કરેલાં કર્મોને તથા તેના પ્રભાવને હું યથાર્થરીતે સાંભળવાની ઇચ્છા રાખું છું.[૧]

લોમશે કહ્યું:—હે યુધિષ્ઠિર! સોમક નામનો એક ધાર્મિક રાજા હતો. હે રાજા! તેને એકસરખી સો રાણીઓ હતી.[2] તે રાજાએ લાંબા સમયસુધી યત્ન કર્યો તોપણ તેને તે રાણીઓમાંથી એકે પુત્ર થયો નહિ.[3] એમ કરતાં તે રાજા વૃદ્ધ થયો, ત્યારે યત્ન કરતાં કરતાં એક વખતે તેને તે સો રાણીઓમાં એક જંતુ નામનો પુત્ર ઉત્પન્ન થયો.[4] હે રાજા! સઘળી માતાઓ કામભોગનો ત્યાગ કરીને તે ઉત્પન્ન થયેલા પુત્રની આજુબાજુ વીંટાઈને બેસી રહેવા લાગી.[5] પછી એક દિવસે તે જંતુની કેડમાં કીડી કરડી એટલે તેની વેદનાથી બાળક ચીસ પાડીને રડવા લાગ્યો;[6] તેને લીધે તેની સર્વ માતાઓ જંતુને વીંટાઈને, બહુ દુ:ખી થઈ એકાએક રડવા મંડી અને તે શબ્દ ભયંકર થઈ પડયો.[7] તે એકાએક થએલા રુદનશબ્દને, ઋત્વિજોની સાથે મંત્રીસભામાં બેઠેલા રાજાએ સાંભળ્યો[8] અને તેણે, આ શું થયું? તે જોવા દ્વારપાળને મોકલ્યો. તેણે જઇ આવીને પુત્રના સંબંધમાં જે બન્યું હતું તે, રાજાને જણાવ્યું.[9] શત્રુને દમન કરનારો સોમક રાજા મંત્રીઓની સાથે ઉઠયો અને ત્વરાથી અંત:પુરમાં જઇ, તેણે પુત્રનું આશ્વાસન કર્યું.[10] હે રાજા! પુત્રને શાંત કર્યા પછી રાજા અંત:પુરમાંથી બહાર નીકળ્યો અને ઋત્વિજો તથા મંત્રીઓની સાથે સભામાં બેસીને કહેવા લાગ્યો.[11]

સોમકે કહ્યું:—"આ લોકમાં એકપુત્રપણાને ધિક્કાર હો. એના કરતાં અપુત્રપણું સારૂં છે. પ્રાણીઓને એકપુત્રપણું એ હમેશાં પીડાનું કારણ છે, માટે તે સાક્ષાત્ શોકજ છે.[12] હે બ્રહ્મન્! હે પ્રભો! મેં પુત્રપ્રાપ્તિને માટે આ સમાન રૂપવાળી સો ભાર્યાઓની પરીક્ષા કરીને તેઓની સાથે લગ્ન કર્યાં, તોપણ તેઓથી પ્રજા થતી નથી.[13] સર્વ સ્ત્રીઓના પ્રયત્નથી આ એક મારો પુત્ર જંતુ મહાકષ્ટે ઉત્પન્ન થયો છે. એનાથી બીજું દુ:ખ શું કહેવાય?[14] હે દ્વિજશ્રેષ્ઠ! હવે મારૂં અને મારી સ્ત્રીઓનું વય વીતી ગયું છે, તેથી આ એક પુત્ર ઉપરજ મારા તથા આ રાણીઓના પ્રાણો ટકી રહેલા છે;[15] માટે કોઇ તેવું મોટું, નાનું અથવા દુષ્કર કર્મ છે, કે જે કરવાથી મને સો પુત્રો થાય?"[16]

ઋત્વિજે કહ્યું:—હે સોમક! જે કર્મ કરવાથી સો પુત્ર થાય, તેવું કર્મ છે; પરંતુ તું જો તે કરી શકતો હોય તો હું તને કહું."[17]

સોમકે કહ્યું:—"જે કર્મ કરવાથી સો પુત્રો થાય, તે કરવા યોગ્ય હશે અથવા કરવા યોગ્ય નહિ હોય, તોપણ તે મેં કર્યું જ એમ સમજીને, આપ મને તે કર્મ કહો."[18]

ઋત્વિજે કહ્યું:—"હે રાજા! તું મારાદ્વારા ચાલુ થયેલા યજ્ઞમાં તારા પુત્ર જંતુનો હોમ કર, એટલે થોડાજ સમયમાં તને સુંદર સો પુત્રો થશે.[19] જંતુની ચરબીનો હોમ કરતાં તેમાંથી નીકળતા ધૂમાડાને સુંઘવાથી તેની સર્વ માતાઓ મહાવીર્યવાળા પુત્રોને જન્મ આપશે,[20] અને તે રાણીમાંજ જંતુ ફરી પુત્રરૂપે ઉત્પન્ન થશે તથા તેની નિશાનીતરીકે, તેના ડાબા પાસા ઉપર એક સોનેરી લાખું હશે."

ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં "લોમશતીર્થયાત્રામાં જંતુપાખ્યાન" એ વિષયનો અધ્યાય ૧૨૭ મો સમાપ્ત.

## અધ્યાય ૧૨૮ મો
## સો પુત્રોની પ્રાપ્તિ અને પાપનું ફળ

॥ सोमक उवाच ॥

ब्रह्मन्यद्यद्यथाकार्यं तत्कुरुष्व तथा तथा ॥
[illegible]त्रकामतया सर्वं [illegible]रिष्यामि वचस्तव ॥१॥

સોમકે કહ્યું:—"હે બ્રહ્મન્! જે જે કર્મ જે જે પ્રમાણે કરવાનું હોય, તે તે પ્રમાણે તમે કરો. હું પુત્રની પ્રાપ્તિની ઇચ્છાથી તમારા કહેવા પ્રમાણે સઘળું કરીશ."[1]

લોમશે કહ્યું:—ત્યારપછી તે ઋત્વિજે સોમક પાસે જંતુનો હોમ કરાવવા માંડયો; તે વખતે દયાળુ માતાઓ જોરથી તે પુત્રને ખેંચી લેવા લાગી.[2] તેઓ પુત્રનો જમણો હાથ પકડીને, 'હાય! હાય! અમારો નાશ થઈ ગયો' એમ

બોલતી તીવ્ર શોકથી હણાઇને, દયાજનક સ્વરથી રડવા લાગી.[3] બીજી તરફ ઋત્વિજે પણ તે છોકરાનો ડાબો હાથ પકડીને, તેને ખેંચવા માંડયો અને ટીટોડીની પેઠે રુદન કરતી તે રાણીઓની પાસેથી ખેંચી લીધા પછી તેણે તે પુત્રનો વધ કરી, વિધિપૂર્વક તેની ×વપાનો હોમ કર્યો.જ્યારે વપા હોમાવા માંડી ત્યારે તેના ગંધને સુંઘતાં જંતુની માતાઓ વ્યાકુળ થઇને એકાએક પૃથ્વી ઉપર ઢળી પડી અને હે કુરુનંદન! પછી તે સર્વ સુંદરીઓએ ગર્ભ ધારણ કર્યા.[6] હે ભરતવંશી રાજા! તે પછી દશ માસ થયા, ત્યારે સોમકની તે સર્વ રાણીઓથી પૂરા સો પુત્રો ઉત્પન્ન થયા.[7] તેમાં હે રાજા! જેનો હોમ કરવામાં આવ્યો હતો તે જંતુ પોતાની જનેતાથીજ સર્વ પુત્રો કરતાં પ્રથમ ઉત્પન્ન થયો અને સર્વ રાણીઓને તે જેવો વહાલો લાગતો હતો તેવા બીજા પોતાના પુત્રો વહાલા લાગતા ન હતા.[8] તે કુમારને ઋત્વિજના કહેવાપ્રમાણે ડાબે પડખે સોનેરી લાખું હતું અને તે સો પુત્રોમાં ગુણોથી પણ શ્રેષ્ઠ હતો.[9]

પછી કેટલેક સમયે તે સોમકના ગુરુ પરલોક પામ્યા અને તે પછી સમય જતાં સોમક પણ પરલોક પહોંચ્યો.[10] ત્યાં સોમકે ઘોર નરકમાં પડીને રંધાતા પોતાના ગુરુને દીઠા, એટલે સોમક રાજાએ તેને પૂછયું કે:-'હે દ્વિજ! તમે શા કારણથી નરકમાં સબડો છો?'[11] અગ્નિથી અત્યંત રંધાતા તે ગુરુએ સોમકને કહ્યું કે:-'હે રાજા! મેં તારી પાસે યજ્ઞ કરાવ્યો તે કર્મનું આ ફળ છે.'[12] આ સાંભળીને, તે રાજર્ષિએ ધર્મરાજાને કહ્યું કે:-'હું આ નરકમાં પ્રવેશ કરું છું અને તે બદલ મને યજ્ઞ કરાવનારા આ ગુરુને છોડી દો; કારણ કે એ મહાભાગ્યશાળી મારેમાટે નરકાગ્નિથી રંધાય છે.''[13]

ધર્મે કહ્યું:-"હે રાજન્! કર્તાનાં કર્મફળને બીજો કોઈ કદીપણ ભોગવતો નથી.હે વક્તાઓમાં શ્રેષ્ઠ! તારેમાટે તો આ ફળો દેખાય છે."

સોમકે કહ્યું:-"આ બ્રહ્મવાદીવિના હું પુણ્યલોકોમાં જવાની ઇચ્છા રાખતો નથી, પરંતુ હે ધર્મરાજ! એની સાથેજ દેવલોકમાં અથવા નરકમાં રહેવાની ઇચ્છા રાખું છું; કારણ કે મારું અને એનું એકસરખું કર્મ થયું છે; માટે હે દેવ! અમને બન્નેને પુણ્યનું અને પાપનું ફળ સમાન મળવું જોઈએ."[15,16]

ધર્મરાજે કહ્યું:-"હે રાજન્! જો તારી એવી ઇચ્છા હોય તો તું આની સાથેજ એના જેટલા સમયસુધી પાપનું ફળ ભોગવ અને પછી એની સાથે સદ્દગતિને પ્રાપ્ત થા."[17]

લોમશે કહ્યું:-હે યુધિષ્ઠિર! કમળના જેવાં નેત્રવાળા રાજાએ, ધર્મરાજના કહેવાપ્રમાણે સઘળું કર્યું અને પાપ ક્ષીણ થતાં તે ગુરુની સાથે નરકથી મુક્ત થયો;[18] તથા હે રાજા! ગુરુપ્રિય એવો તે રાજા પોતાના તે બ્રાહ્મણ ગુરુની સાથેજ પોતાનાં શુભ કર્મથી મેળવેલા શુભ વૈભવોને પ્રાપ્ત થયો.[19] આ આગળ સુશોભિત દેખાય છે તે પવિત્ર આશ્રમ, તે રાજાનો છે. એ આશ્રમમાં ક્ષમાશીલ થઇને જે પુરુષ છ રાત્રિ રહે છે, તે સદ્દગતિ પામે છે.[20] હે રાજેંદ્ર! આપણે એ આશ્રમમાં પણ શાંત તથા જિતેંદ્રિય થઇને છ રાત્રિ નિવાસ કરીશું, માટે હે કુરુકુળશ્રેષ્ઠ! તમે તેમ કરવા તૈયાર થાઓ.[21]

ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં "લોમશતીર્થયાત્રામાં જંતૂપાખ્યાન"એ વિષયનો અધ્યાય ૧૨૮ મો સમાપ્ત.

---

# અધ્યાય ૧૨૯ મો

## પવિત્ર સ્થાનોનું વર્ણન

॥लोमश उवाच॥

**अस्मिन्किल स्वयं राजन्निष्टवान् वै प्रजापतिः।**
**सत्रमिष्टीकृतं नाम पुरा वर्षसहस्रिकम् ॥१॥**

લોમશે કહ્યું:-હે રાજન્! પૂર્વે આ ક્ષેત્રમાં પ્રજાપતિએ પોતે હજાર વર્ષનો ઇષ્ટિકૃત નામનો યજ્ઞ કર્યો હતો.[1] વળી નાભાગના પુત્ર અંબરીષે પણ યમુનાના કિનારા ઉપર યજ્ઞ કરીને સદસ્યોને દશ પદ્મ ગાયો આપી હતી;[2] અને તે રાજા

×દેહમાં રહેલો માલપુડાના જેવો માંસભાગ.

યજ્ઞો કરીને તથા તપ કરીને પરમ સિદ્ધિને પામ્યો હતો. હે કુંતીપુત્ર! આ દેશ મહાયજ્ઞ કરનારા, પુણ્યકર્તા, અમાપ તેજવાળા અને ઇંદ્રની સ્પર્ધા કરનારા ચક્રવર્તી નહુષના પુત્ર યયાતિનો છે તથા તેની આ યજ્ઞભૂમિ છે.જુઓ, એ ભૂમિ યયાતિના યજ્ઞકર્મમાં વિવિધ પ્રકારના આકારવાળી અગ્નિ સ્થાપન કરવા બનાવેલી ઇંટની વેદીઓથી ભરાઈ ગઇ છે અને જાણે તેના ભારથી ડૂબતી હોય તેવી દેખાય છે.[૫] આ ખીજડીની એક પત્રવાળી શાખા છે, આ ઉત્તમ સુરાપાત્ર છે, આ પરશુરામના ધરાઓને જુઓ અને આ નારાયણના આશ્રમને પણ જુઓ.[૬] હે રાજા! યોગધારણાથી પૃથ્વી ઉપર સંચાર કરનારા, મહાતેજસ્વી ઋચીકપુત્રનો રૌપ્યા નદીની પાસે આવેલો આ માર્ગ છે.[૭] હે કુરુનંદન! આ તીર્થને માટે પરંપરાગત શ્લોકો છે તે હું કહું છું તમે સાંભળો. પૂર્વે આ તીર્થમાં એક બ્રાહ્મણી પુત્રસાથે સ્નાન કરવા આવી હતી, તેની પ્રત્યે કાનમાં ખાંડણીઆના જેવા કાનના અલંકારો પહેરનારી એક પિશાચીએ કહ્યું હતું કેઃ-'તું [૧]યુગંધરમાં દહીં ખાઇને, અચ્યુત સ્થળમાં નિવાસ કરીને તેમજ ભૂતલયમાં સ્નાન કરીને અહીં પુત્રસાથે રહેવા ઇચ્છતી હોય તો રહે; પરંતુ અહીં એક રાત્રિ રહ્યા પછી જો તું બીજે દિવસે રહીશ તો દિવસે તારી આ વલે થશે-અર્થાત વસ્ત્રપાત્રાદિકનું હરણ થશે અને બીજી રાત્રિ રહેતાં તો એનાથી વિપરીતજ થશે-અર્થાત્ પ્રાણ જવાનો પ્રસંગ આવશે.'[૯,૧૦]

હે ભરતકુળશ્રેષ્ઠ! હે કુંતીપુત્ર! આપણે આજની રાત્રિ આ ક્ષેત્રમાં રહીશું; કારણકે હે

---

૧ એ શ્લોક આ પ્રમાણે છે-**युगंधरे दधि प्राश्य उषित्वा चाच्युतस्थले। तद्वद्भूतलये स्नात्वा सपुत्रा वस्तुमर्हसि** ॥૧॥ આ શ્લોકના પ્રાચીન ટીકાકારો, અર્વાચીન ટીકાકારો, તથા બ્રહ્મનિષ્ઠ લક્ષ્મણાચાર્યના શિષ્યો ભિન્ન ભિન્ન અર્થો કરે છે. ઉપર આપેલો અર્થ અર્વાચીનોનો છે અને લેલે શાસ્ત્રીનાં તથા અપ્પા શાસ્ત્રીનાં મરાઠી ભાષાંતરોમાં એનેજ અનુસરીને અર્થ કર્યો છે; તથા એ અર્થ વધારે ખેંચતાણવિનાનો લાગવાથી ઉપર આપ્યો છે. એમાં દધિપ્રાશન વગેરે ત્રણ, એ તીર્થમાં વાસ કરવામાટે અધિકારનાં કારણ છે અને એક રાત્રિનો વાસ એ નિયમરૂપ છે. પ્રાચીનોનો અર્થ આ પ્રમાણે છેઃ-તેં યુગંધર પર્વત અથવા દેશમાં દહીં ખાધું છે, (ત્યાં ઉંટડી અને ગધેડીના દૂધનું દહીં કરે છે.) તથા અચ્યુત સ્થળ નામના ગામમાં વાસ કર્યો છે (ત્યાં વર્ણસંકર લોકો વસે છે) અને ભૂતિલય નામના ચોરોના ગામની નદીમાં નાહી છે. (એ નદીમાં અગ્નિથી બળી ગયેલાં મુડદાં નાખવામાં આવે છે.) આ ત્રણેયનું ધર્મશાસ્ત્રમાં પ્રાયશ્ચિત્ત કહેલું છે. ઉંટડી અને એક ખરીઆવાળાં પશુઓનું દૂધ મદિરા જેવું છે, વર્ણસંકરના સહવાસમાં પ્રાજાપત્ય વ્રત કરવાનું છે અને ભૂતિલયમાં વાસ કરનારા બ્રાહ્મણને પ્રાજાપત્ય કરવાનું કહ્યું છે. તેં તે પ્રાયશ્ચિત્ત કર્યું નથી, છતાં તું અહીં કેમ રહેવા ઇચ્છે છે? અર્થાત દોષવાળાંઓને અહીં તીર્થમાં રહેવું દુર્લભ છે. આ રીતે પ્રાચીનો યુગંધરાદિક ત્રણ દેશના સંબંધમાં નિંદાના રૂપમાં અર્થ કરે છે અને ત્રીજા વેદાંતીઓ, **યુગંધર** શબ્દથી સ્થૂલ શરીરાભિમાની જીવ લે છે તેમજ દધિપ્રાશન શબ્દથી ધર્મ, પ્રજા તથા સંપત્તિને માટે ભાર્યાસંબંધ લે છે, કારણ કે તે વિના ત્રણ ત્રણથી છુટાતું નથી-અર્થાત્ સ્વધર્મનિષ્ઠ પ્રજાવાન મનુષ્યજ તે તીર્થને સેવવા યોગ્ય છે, એવો પૂર્વશ્લોકપાદનો અર્થ કરે છે તથા અચ્યુતસ્થલ શબ્દથી લિંગશરીર અને તેદ્વારા સૂત્રાત્માની ઉપાસના લે છે તથા ભૂતલય શબ્દથી કારણબ્રહ્મ લઇ તેમાં સ્નાન કરી અર્થાત્ મળત્યાગ કરીને આ તીર્થ કે જે ક્રમમુક્તિ તથા સદ્યોમુક્તિમાં પરંપરાથી હેતુરૂપ છે, તેમાં વાસ કરી શકાય એવો અર્થ કરે છે. તાત્પર્ય કે, કર્મ તથા ઉપાસનાપૂર્વક જે બ્રહ્મજ્ઞાનવાળો છે, તે અહીં વાસ કરી શકે છે. તેવાને પિશાચાદિની પીડા થતી નથી. હે બ્રાહ્મણિ! તું તો બ્રહ્મજ્ઞાનવિનાની છે, માટે અહીં એક રાત્રીજ રહી શકીશ. જો બીજે દિવસે રહેવા ઇચ્છીશ તો તારી મારા જેવી વલે થશે-અર્થાત્ પિશાચી થઇને અહીં સ્નાન કરવા પામીશ નહિ અને બીજી રાતે રહેતાં તો અહલ્યાદિની પેઠે મૂઢભાવને પામી શિલા બની જઇશ, જેથી પછી તીર્થનાં દર્શન પણ મળશે નહિ.'આવો અર્થ અનેક શ્રુતિપ્રમાણો આપીને કરે છે.

ભારત ! આ કુરુક્ષેત્રનું દ્વાર છે.[૧૧] હે રાજન્ ! આ સ્થાનમાંજ નહુષના પુત્ર યયાતિ રાજાએ પુષ્કળ રત્નસમૂહોનો અર્ચ કરીને યજ્ઞો કર્યા હતા અને તે યજ્ઞોમાં ઇંદ્ર આનંદ પામ્યો હતો. આ પ્લક્ષાવતરણ નામનું યમુનાનું ઉત્તમ તીર્થ છે, વિદ્વાનો એને સ્વર્ગનું દ્વાર કહે છે.[૧૩] આ તીર્થમાં મહર્ષિઓએ સારસ્વત યજ્ઞોથી યજન કર્યું હતું. તેમાં હે તાત! યજ્ઞના સાધનરૂપ યજ્ઞસ્તંભો તથા ખાંડણીઓ પણ અવભૃથસ્નાનના જળપ્રવાહમાં તણાઇ ગયા હતા.[૧૪] હે રાજા ! આ ઠેકાણેજ ભરતરાજાએ યજ્ઞો કર્યા હતા અને ધર્મપૂર્વક પૃથ્વીનું રાજ્ય સંપાદન કર્યા પછી તેણેઅશ્વમેધ યજ્ઞ કરવામાટે વારંવાર કાળા કાનવાળા પવિત્ર ઘોડાને છોડયો હતો.હે પુરુષવ્યાઘ્ર! આ સ્થાનમાંજ ઋષિમુખ્ય સંવર્તથી પાલન કરાયલા મરુત્ત રાજાએ ઉત્તમ યજ્ઞ કર્યો હતો. હે રાજેંદ્ર! અહીં જળનો સ્પર્શ કરવાથી મનુષ્ય પાપથી મુક્ત થાય છે અને સર્વ લોકોને પ્રત્યક્ષ જુએ છે, માટે તમે અહીં પણ સ્નાન કરો.[૧૭]

વૈશંપાયને કહ્યું:–પાંડવોમાં શ્રેષ્ઠ તથા મહર્ષિઓથી સ્તુતિ કરાતા યુધિષ્ઠિરે પોતાના બંધુઓની સાથે તે તીર્થમાં સ્નાન કર્યું અને લોમશમુનિના પ્રત્યે આ પ્રમાણે કહ્યું:–[૧૮] "હે સત્ય પરાક્રમી મુનિ! હું તપના યોગથી સર્વ લોકોને જોઉં છું અને અહીં છું છતાં પાંડવોમાં શ્રેષ્ઠ એવા શ્વેત વાહનવાળા અર્જુનને પણ દેખું છું."[૧૯]

લોમશે કહ્યું:–હે મહાબાહુ! તમે કહો છો તે ખરૂં છે, મહર્ષિઓ પણ અહીં સ્નાન કરવાથી એ પ્રમાણેજ સર્વ લોકોને જુએ છે.હવે તમે આ પવિત્ર આશ્રમોથી વીંટાયલી અને પવિત્ર સરસ્વતી નદીને જુઓ.[૨૦] હે નરશ્રેષ્ઠ! એ નદીમાં સ્નાન કરવાથી તમારૂં પાપ ધોવાઇ જશે. અહીં હે કૌંતેય! દેવર્ષિઓએ,ઋષિઓએ તથા રાજર્ષિઓએ સારસ્વત યજ્ઞોથી યજન કર્યું હતું.[૨૧] આ ચોતરફથી પાંચ યોજનના વિસ્તારવાળી પ્રજાપતિની યજ્ઞવેદી છે અને આ યજ્ઞશીલ મહાત્મા કુરુનું ક્ષેત્ર છે.[૨૨]

ઈતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં "લોમશતીર્થયાત્રામાં" અધ્યાય ૧૨૯ મો સમાપ્ત.

---

## અધ્યાય ૧૩૦ મો

### તીર્થનિર્દેશ તથા બાજ અને હોલાનું આખ્યાન

॥ लोमश उवाच ॥

**इह मर्त्यास्तनूस्त्यक्त्वा स्वर्गं गच्छंति भारत॥**
**मर्तुकामा नरा राजन्नायांति सहस्रशः ॥१॥**

લોમશે કહ્યું:–હે ભરતવંશી ! આ સ્થાનમાં દેહત્યાગ કરનારા મનુષ્યો સ્વર્ગમાં જાય છે અને હે રાજા ! તે હેતુથી હજારો મનુષ્યો મરવાની ઇચ્છાથી આ ક્ષેત્રમાં આવે છે.[૧] પૂર્વે દક્ષ પ્રજાપતિએ યજ્ઞ કરતાં એવો આશીર્વાદ આપ્યો છે કે:–'જે લોકો અહીં મરણ પામશે, તેઓ સ્વર્ગમાં જશે.' હે રાજા! આ રમ્ય સરસ્વતી નદી છે, આ દિવ્ય ઓઘવતી નદી છે અને આ સરસ્વતીના કિનારા ઉપર આવેલું વિનશન નામનું તીર્થ છે.[૨,૩] આ નિષાદરાજ્યનું દ્વાર છે. હે વીર ! અહીં સરસ્વતી નદી,'મને ભીલોનો સ્પર્શ થાય નહિ' એવા વિચારથી, અહીં ભીલોના દોષથી, પૃથ્વીમાં સમાઈ ગયાં છે.[૪] આ ચમસોદ્‌ભેદ નામનું ક્ષેત્ર છે. અહીં સરસ્વતી નદી પ્રત્યક્ષ થાય છે અને એ સરસ્વતીને બધી સમુદ્રગામિની પવિત્ર નદીઓ આવી મળે છે.[૫] હે શત્રુદમન! આ સિંધુનું મહાતીર્થ છે. અહીં આવીને લોપામુદ્રા અગસ્ત્યને પરણ્યાં હતાં.[૬] હે સૂર્યસમાન કાંતિવાળા! આ ઇંદ્રને પ્રિય, પુણ્યકારક, પવિત્ર તથા પાપને નાશ કરનારૂં પ્રભાસ નામનું તીર્થ દેખાય છે,[૭] આ વિષ્ણુપદ નામનું ઉત્તમ તીર્થ દેખાય છે અને આ રમણીય તથા પરમ પાવન કરનારી વિપાશા નામની નદી છે. એ નદીમાં ભગવાન વસિષ્ઠ ઋષિ પુત્રોના શોકને લીધે પોતાના શરીરને પાશથી બાંધીને પડયા હતા, પણ તે પા-

શોથી છૂટા થઇને પાછા નીકળ્યા હતા.[૯] હે શત્રુદમન રાજા ! આ મહર્ષિઓથી વસાયલું અને પુણ્યરૂપ કાશ્મીર મંડળ છે, તેને તમે ભાઇઓની સાથે જુઓ.[૧૦] અહીં ઉત્તરમાં રહેનારા સર્વ ઋષિઓનો, યયાતિનો, અગ્નિનો અને કાશ્યપનો સંવાદ થયો હતો.[૧૧] હે મહારાજ! આ માનસસરોવરનું દ્વાર પ્રકાશિત દેખાય છે અને આ પર્વતના મધ્યમાં પ્રખ્યાત તથા સત્ય પરાક્રમવાળા શ્રીમાન રામે નિવાસ કર્યો હતો. અહીં વિદેહથી ઉત્તરે આવેલા એ ખંડના દ્વારનું પવનોથી આવેલાં કમલ વગેરે પણ ઉલ્લંઘન કરી શકતાં નથી–અર્થાત્ જે ખંડમાં વાયુનો પણ પ્રવેશ નથી ત્યાં બીજાનો પ્રવેશ કયાંથી હોય? આવું રામનું સામર્થ્ય અહીં પ્રત્યક્ષ થાય છે.[૧૨,૧૩] હે પુરુષશ્રેષ્ઠ! હે કુંતીપુત્ર! આ દેશમાં વળી એક બીજું આશ્ચર્ય છે કે, જ્યારે યુગ ક્ષીણ થાય છે–અર્થાત્ સૌર, સાવન, બાર્હસ્પત્ય, નાક્ષત્ર અને ચાન્દ્ર, એ બધા સંવત્સરો જ્યારે એકી વખતે સમાપ્ત થાય છે. તે યુગક્ષયના સમયમાં, યથેષ્ટ રૂપ ધારણ કરનારા શંકરનાં પાર્વતી તથા પાર્ષદોની સાથે દર્શન થાય છે. આ સરોવર ઉપર પરિવારનું શુભ ઇચ્છનારા યજ્ઞકર્તા પુરુષો, ચૈત્ર માસમાં યજ્ઞ કરીને મહાદેવનું યજન કરે છે. જે પુરુષ શ્રદ્ધા રાખીને તથા જિતેંદ્રિય થઇને આ સરોવરમાં સ્નાન કરે છે, તે પાપરહિત થઇને શુભલોકને પામે છે, એમાં સંશય નથી. આ ઉજ્જાનક નામનો પ્રદેશ છે. અહીં સ્વામી કાર્તિક તથા અરુંધતીસહિત વસિષ્ઠ ભગવાન શાંતિ પામ્યા હતા.[૧૪–૧૭] આ કુશવાન નામનો ધરો છે.એમાં કુશેશય નામનાં કમળ થાય છે. આ રુકિમણીનો આશ્રમ છે, અહીં તે ક્રોધ ત્યજીને શાંત થયાં હતાં.[૧૮] હે મહારાજ! હે પાંડુપુત્ર! તમે સમાધિઓના સંક્ષેપને સાંભળ્યો છે, તે સમાધિનાં ફળને આપનારા આ ભૃગુતુંગ નામના મહાપર્વતને હવે તમે જોશો.[૧૯] હે રાજેંદ્ર ! આ વિતસ્તા નદીને જુઓ. આ નદી સર્વ પાપથી મુક્ત કરનારી છે, એના કિનારાઉપર મહર્ષિઓ વાસ કરે છે અને એનું જળ શીતળ તથા નિર્મળ છે.[૨૦] આ યમુના નદીની પાસે આવેલી જલા અને ઉપજલા નામની બે નદીઓ છે. એના કિનારા ઉપર યજ્ઞ કરવાથી ઉશીનરરાજા ઇંદ્ર કરતાં અધિક શ્રેષ્ઠતા પામ્યો હતો.[૨૧] હે ભરતવંશી રાજા ! ઇંદ્ર અને અગ્નિ તે મહારાજાની પરીક્ષા કરવામાટે તેની રાજસભામાં આવવા નીકળ્યો.[૨૨] તે બન્ને વરદાયકોના મનમાં મહાત્મા ઉશીનરરાજાની પરીક્ષા કરવાનો વિચાર હતો અને તેથી ઇંદ્રે શ્યેન (બાજ)નું રૂપ લીધું તથા અગ્નિએ કપોત (હોલા)નું રૂપ લીધું. તે પછી તે બન્ને રાજાના યજ્ઞમાં આવ્યા;[૨૩] અને હે રાજા ! ત્યાં હોલો, શકરાની બીકથી ભયપીડિત થઇને, શરણની ઇચ્છાથી, રાજાના ખોળામાં જઇને છુપાઇ બેઠો.[૨૪]

**ઇતિ૦ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં “ લોમશતીર્થયાત્રામાં શ્યેનકપોતીય ” એ વિષયનો અધ્યાય ૧૩૦ મો સમાપ્ત.**

## અધ્યાય ૧૩૧ મો
### ઉશીનરરાજાના ધૈર્યની પરીક્ષા

**॥ श्येन उवाच ॥**

**धर्मात्मानं त्वाऽऽहुरेकं सर्वे राजन्महीक्षितः॥**
**सर्वधर्मविरुद्धं त्वं कस्मात्कर्म चिकीर्षसि ॥१**

શ્યેન (શકરો) બોલ્યો:–“ હે રાજા ! તને એકલાને સર્વ રાજાઓ ધર્માત્મા કહે છે, છતાં તું સર્વ ધર્મથી વિરુદ્ધ કર્મ કરવા શામાટે ઇચ્છા કરે છે ? [૧] હે રાજા ! હું ભૂખથી પીડાઉં છું, માટે મારે સારૂ નિર્માયલા આ ભક્ષ્યનું, તું ધર્મના લોભથી રક્ષણ કરીશ નહિ; કારણકે તેમ કરવાથી તું ધર્મનો ત્યાગ કરે છે.”

રાજાએ કહ્યું:–“ હે મહાપક્ષી ! આ પક્ષી તારી બીકથી ત્રાસ પામીને, પ્રાણના લોભથી રક્ષણ મેળવવા મારી પાસે આવ્યું છે.[૩] હે શ્યેન! આ રીતે અભય માગનારા અને મારી પાસે આવેલા આ હોલાને ન આપવાથી ઉત્તમ ધર્મ થાય છે, તેને તું કેમ જોતો નથી ?[૪] હે શ્યેન !

આ હોલો ગભરાયલો અને ધ્રુજતો જણાય છે તથા એ જીવિત બચાવવા મારી પાસે આવ્યો છે, તેથી એનો ત્યાગ નિંદાપાત્રજ ગણાય.[૫] જે કોઇ બ્રાહ્મણોની હત્યા કરે છે,લોક-માતા ગાય નો વધ કરે છે તથા શરણાગતનો ત્યાગ કરે છે, તે ત્રણેને સરખુંજ પાપ લાગે છે."[૬]

શ્યેને કહ્યું:-"હે રાજા ! સર્વ પ્રાણીઓ આહાર કરવાથી ઉત્પન્ન થાય છે, આહારથી વૃદ્ધિ પામે છે અને આહારથી જીવે છે.[૭] કોઈ વસ્તુનો ત્યાગ કરવો બહુ કઠિન હોય, તોપણ તવી વસ્તુનો ત્યાગ કરતાં એ પ્રાણીથી ઘણી રાત્રિઓ સુધી જીવી શકાય છે; પરંતુ ભોજનનો ત્યાગ કરીને લાંબો વખત જીવી શકાતું નથી.[૮] હે રાજા ! તમે આજે મને આહારથી વિખુટો પાડો છો, તેથી મારા પ્રાણો આ મારા દેહને છોડીને, જ્યાં કોઇનો ભય નથી એવે માર્ગે ચાલ્યા જશે;[૯] અને હે ધર્માત્મા ! મારૂં મરણ થયું એટલે મારી પાછળ મારાં સ્ત્રીપુત્ર વગેરે નાશ પામશે. આ રીતે તમે એક હોલાનું રક્ષણ કરતાં મારા પ્રાણોનો નાશ કરશો.[૧૦] હે સત્ય પરાક્રમી ! જે એક ધર્મ બીજા ધર્મનો બાધક હોય તે ધર્મ નથી, પણ અધર્મ છે; પરંતુ જે ધર્મ બીજા ધર્મને બાધ કરતો નથી તેજ ધર્મ છે.[૧૧] હે રાજન્! જે ધર્મમાં પરસ્પર વિરોધ આવતો હોય,તેમાં મુખ્ય અમુખ્ય ધર્મનો નિશ્ચય કરીને, જે કરવાથી બાધ લાગતો ન હોય તે ધર્મનું આચરણ કરવું;[૧૨] માટે હે રાજા ! ધર્મ તથા અધર્મના નિશ્ચયમાં મહત્ત્વ તથા લઘુતાનો વિચાર કરીને જે ઉત્તમ જણાય, તે ઉપરથી તું ધર્મનો નિશ્ચય કર."[૧૩]

રાજાએ કહ્યું:-"હે પક્ષિશ્રેષ્ઠ ! તું બહુ કલ્યાણવાળું ભાષણ કરે છે. શું તું પક્ષિરાજ ગરુડ છે ? તું ધર્મવેત્તા છે એમાં સંશય નથી.[૧૪] તું ધર્મસંબંધી આશ્ચર્યકારક ઘણું ભાષણ કરે છે, એ પરથી હું જાણું છું કે, તારૂં અજાણ્યું કંઇજ નથી;[૧૫] છતાં તું શરણની ઇચ્છાવાળાના ત્યાગને કેમ સારો માને છે ? હે પક્ષી ! આ તારો ઉદ્યોગ આહારને માટે છે;[૧૬] પરંતુ તે આહાર તું બીજી રીતે અધિક મેળવી શકીશ. તેથી આ પક્ષીને બદલે બળદ, ભુંડ, હરિણ અથવા પાડો એમાંથી અથવા બીજાં જે પ્રાણીની તું ઇચ્છા કરતો હોય તેને તારેમાટે આજે તૈયાર કરાવી આપું.[૧૭]

શ્યેને કહ્યું:-"હે મહારાજ ! હું ભુંડને, બળદને તથા જાત જાતના મૃગોને ખાઈશ નહિ. મારે બીજાં કોઈ પ્રાણીની શી જરૂર છે ?[૧૮] હે ક્ષત્રિયશ્રેષ્ઠ ! મને તો દેવે જે આહાર આપેલો છે, તે હે રાજા ! આ હોલોજ મને આપો.[૧૯]શ્યેન પક્ષી, હોલાઓનું ભક્ષણ કરે છે, આ સ્થિતિ પરંપરાથી ચાલતી આવી છે; માટે હે રાજા ! તું સાર જાણ્યાવિના કેળના થાંભલા જેવા આ નિઃસાર ધર્મમાં,આસક્ત થા નહિ.[૨૦]"

રાજાએ કહ્યું:-"હે આકાશચારી ! હું તને શિબિઓનું સમૃદ્ધિયુક્ત રાજ્ય આપું, અથવા હે શ્યેન ! આ શરણની ઇચ્છાથી આવેલા પક્ષીવિના બીજું તારૂં જે ઇચ્છિત હોય તે સર્વ તને આપું; પરંતુ હે પક્ષિશ્રેષ્ઠ ! જે કરવાથી તું આ પક્ષીને છોડી દે તે મને કહે. હું તે પ્રમાણે કરીશ, પણ હોલાને આપીશ નહિ."[૨૨]

શ્યેને કહ્યું:-"હે ઉશીનર રાજા ! જો તારો હોલા ઉપર સ્નેહજ હોય તો તું પોતાનું માંસ કાપીને, હોલાની સામે ત્રાજવામાં મૂક અને હે મહારાજા ! જ્યારે તે તારૂં માંસ હોલાની બરોબર થાય, ત્યારે તે તું મને આપ, તેનાથી મને સંતોષ થશે."[૨૩,૨૪]

રાજાએ કહ્યું:-"હે શ્યેન ! તું મારી પાસે માગણી કરે છે, એ તારો હું અનુગ્રહ માનું છું અને આજે મારૂં માંસ હોલાની બરોબર તોલીને તને આપું છું."[૨૫]

લોમશે કહ્યું:-હે કુંતીપુત્ર યુધિષ્ઠિર રાજા ! પછી પરમ ધર્મવેત્તા રાજાએ પોતે પોતાનું માંસ કાપીને, હોલાની બરોબર તોળવા માંડ્યું.[૨૬] જ્યારે સામે મૂકેલો હોલો માંસ કરતાં તોલમાં વધ્યો ત્યારે રાજાએ ફરી પોતાનું પુષ્કળ માંસ કાપીને ત્રાજવામાં મૂકયું,[૨૭] તોપણ તે હોલાના જેટલું થયું નહિ, ત્યારે

કપાઇ ચૂકેલા માંસવાળો રાજા પોતે ત્રાજવામાં બેસી ગયો.[૨૮] તે જોઇ શ્યેને કહ્યું:–" હે ધર્મજ્ઞ ! હું ઇંદ્ર છું અને આ હોલો પોતે અગ્નિ છે. અમે તારા ધર્મની પરીક્ષા કરવા માટે, તારા યજ્ઞમંડપમાં આવ્યા હતા.[૨૯] હે રાજા ! તારા શરીરમાંથી જે માંસ કાપવામાં આવ્યું છે તેનાથી તારી તેજસ્વી કીર્તિ લોકોથી ઉપર જશે.[૩૦] હે રાજા ! આ લોકમાં મનુષ્યો જ્યાંસુધી તારી કથા કરશે, ત્યાંસુધી તારી કીર્તિ તથા તારા લોકો અચળ રહેશે."[૩૧]

આ પ્રમાણે રાજાને કહીને, ઇંદ્ર તથા અગ્નિ પાછા સ્વર્ગમાં ચાલ્યા ગયા અને ધર્માત્મા ઉશીનર પણ પોતાના ધર્મવડે પૃથ્વીને તથા સ્વર્ગને વ્યાપ્ત કરીને, પ્રકાશયુક્ત દેહવડે સ્વર્ગમાં ગયો. હે રાજા ! તે મહાત્મા રાજાનું આ આશ્રમસ્થાન છે.[૩૨,૩૩] એ પવિત્ર તથા પાપથી મુક્ત કરનારા સ્થાનને તમે મારીસાથે જુઓ. હે રાજા ! આ સ્થાનમાં પુણ્યવંત મહાત્મા બ્રાહ્મણોને દેવો તથા સનાતન મુનિઓ, વારંવાર દર્શન દે છે.[૩૪]

ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં "લોમશતીર્થયાત્રામાં શ્યેનકપોતીય" એ વિષયનો અધ્યાય ૧૩૧ મો સમાપ્ત.

## અધ્યાય ૧૩૨ મો

### અષ્ટાવક્રનું આખ્યાન

॥ लोमश उवाच ॥

यः कथ्यते मंत्रविदग्र्यबुद्धिरौद्दालकिः श्वेतकेतुः पृथिव्याम् ॥ तस्याश्रमं पश्य नरेंद्र पुण्यं सदाफलैरुपपन्नं महीजैः ॥१॥

લોમશે કહ્યું:–હે નરેંદ્ર ! આ પૃથ્વી ઉપર જે ઉદ્દાલકના પુત્ર શ્વેતકેતુને, મંત્રશાસ્ત્રમાં કુશળ બુદ્ધિવાળા કહેવામાં આવે છે, તેના આ નિત્ય ફળવાળાં વૃક્ષોથી સંપન્ન આશ્રમને જુઓ.[૧] આ આશ્રમમાં શ્વેતકેતુએ, મનુષ્યદેહ ધારણ કરીને આવેલાં સાક્ષાત્ સરસ્વતીનાં દર્શન કર્યાં હતાં; અને તે રીતે વર આપવા તત્પર થયેલાં સરસ્વતીપ્રત્યે શ્વેતકેતુએ કહ્યું હતું કે:–'મને સર્વ શાસ્ત્રનું જ્ઞાન થાઓ.'[૨] આ યુગમાં આ પૃથ્વી ઉપર બ્રહ્મવેત્તામાં શ્રેષ્ઠ એવા બે મુનિ હતા. તે બન્ને મામાભાણેજ થતા હતા. તેમાંના એક કહોડના પુત્ર અષ્ટાવક્ર અને બીજા શ્વેતકેતુ નામના હતા.[૩] તે બન્ને અમાપ જ્ઞાનવાળા બ્રાહ્મણોએ–મામા ભાણેજે પૃથ્વીપતિ વિદેહ રાજાના યજ્ઞમંડપમાં દાખલ થઈને, વાદવિવાદમાં બંદીને હરાવ્યો હતો.[૪] હે કુંતીપુત્ર યુધિષ્ઠિર ! તમે તેના આ અત્યંત પવિત્ર આશ્રમમાં બંધુઓની સાથે પ્રવેશ કરીને તેનું આરાધન કરો, કે જે ઉદ્દાલક મુનિની પુત્રીના પુત્ર અષ્ટાવક્ર કહેવાય છે, જે અષ્ટાવક્ર નામના ઉત્તમ બ્રાહ્મણે બાળવયમાંજ વાદી થઈ, જનકના યજ્ઞમાં જઈ, વાદમાં બંદીને હરાવી, તેને નદીમાં ડૂબાડી દીધો હતો.[૫,૬]

યુધિષ્ઠિરે પૂછ્યું:–હે લોમશ મુનિ ! તેવા પ્રકારના બંદીને જેણે હરાવ્યો હતો, તે બ્રાહ્મણ કેવા પ્રભાવશાળી હતા? અને તેમનું અંગ આઠ ઠેકાણે વાંકું શાથી થયું હતું ? તે સર્વ મને યથાર્થ રીતે કહો.[૭]

લોમશે કહ્યું:–હે યુધિષ્ઠિર ! ઉદ્દાલક મુનિનો એક કહોડ નામથી પ્રખ્યાત થયેલો નિયમનિષ્ઠ શિષ્ય હતો. તે ગુરુની સેવા કરનારો તથા ગુરુની આજ્ઞાને અનુસરીને વર્તન કરનારો હતો. તેણે ઘણા લાંબા કાળસુધી વેદશાસ્ત્રનું અધ્યયન કર્યું.[૮] આ રીતે તે શિષ્યબ્રાહ્મણે ગુરુની ઘણાં વર્ષસુધી સેવા કરી. તે જોઇને ગુરુએ તેને તત્કાળ સર્વ વિદ્યા આપી અને પોતાની સુજાતા નામની કન્યા તેની સાથે પરણાવી.[૯] તે સુજાતાને કહોડથી ગર્ભ રહ્યો. તે ગર્ભ અગ્નિના જેવો તેજસ્વી હતો. એક વખતે તે ગર્ભમાં રહેલા બાળકે વેદ ભણતા પોતાના પિતાને કહ્યું કે:–'ઓ પિતા ! તમે આખી રાત વેદ ભણો છો, તોપણ તે બરોબર ભણાતા નથી.'[૧૦] આ રીતે પુત્રે,શિષ્યોની વચ્ચે દૂષણ આપ્યું, તેથી મહર્ષિ કહોડે પેટમાં રહેલા તે પુત્રને શાપ આપ્યો કે:– "તું પેટમાં રહ્યો રહ્યો આવું વક્ર બોલે છે, તેથી

તું આઠ ઠેકાણે વાંકો થઈશ.’[11] આ પ્રમાણે પિતાના શાપથી તે મહર્ષિ વક્ર અંગવાળા જન્મ્યા હતા અને તેથી તેમનું નામ અષ્ટાવક્ર કહેવાતું હતું. એ અષ્ટાવક્રના મામાનું નામ શ્વેતકેતુ હતું અને તે અષ્ટાવક્રની સમાન વયના હતા.[12] જ્યારે અષ્ટાવક્ર પેટમાં હતા, ત્યારે તેની વૃદ્ધિથી પીડાતી સુજાતાએ, એક વખતે ધનની ઈચ્છાથી એકાંતમાં પોતાના નિર્ધન પતિને પ્રસન્ન કરીને કહ્યું કે:–[13] “ હે મહર્ષિ ! મને દશમો માસ ચાલે છે, છતાં હું નિર્ધન શું કરીશ ? તમારી પાસે કંઈ પણ ધન નથી, કે જેનાથી હું પ્રસવ પછી આ આપત્તિને તરી જાઉં.”[14]

આ પ્રમાણે સ્ત્રીએ કહ્યું ત્યારે કહોડ, ધનને માટે જનક રાજાની પાસે ગયો. ત્યાં બંદીની સાથે વાદ કરતાં, વાદવેત્તા બંદીએ તેને હરાવીને પાણીમાં ડૂબાડયો.[15] જ્યારે ઉદ્દાલકે સાંભળ્યું કે, બંદીની સાથે વાદ કરતાં તેણે કહોડને પાણીમાં ડૂબાડી દીધો છે, ત્યારે તેણે પોતાની પુત્રી સુજાતાને કહ્યું કે:–‘ તું આ વાત અષ્ટાવક્રથી છાની રાખજે.’[16] તે ઉપરથી સુજાતાએ એ વાત ગુપ્ત રાખી એટલે ઉત્પન્ન થયા પછી પણ અષ્ટાવક્રે તે વાત સાંભળી નહિ અને તેથી તે ઉદ્દાલકને પોતાના પિતાતુલ્ય તથા શ્વેતકેતુને પોતાના ભ્રાતાસમાન માનતો હતો.[17] તે પછી અષ્ટાવક્રને બારમું વર્ષ ચાલતું હતું ત્યારે પોતાના પિતાના ખોળામાં બેઠેલા અષ્ટાવક્રનો હાથ પકડીને શ્વેતકેતુએ તે રડતા બાળકને ખેંચી કાઢયો અને કહ્યું કે, ‘ આ તારા બાપનો ખોળો નથી.’[18] શ્વેતકેતુએ જે કડવું વચન કહ્યું તે તે વખતે અષ્ટાવક્રની છાતીમાં પેસી ગયું અને તેથી તેને બહુ દુઃખ લાગ્યું. તેણે ઘેર જઈ માતાને મળીને પૂછ્યું કે, “ મારા પિતા કયાં છે ?”[19] આ સાંભળીને સુજાતા બહુ વ્યાકુળ થઈ ગઇ અને શાપથી ભય પામી તેણે સઘળી વાત કહી દીધી. તે સર્વ સત્ય વૃત્તાંત જાણ્યા પછી, અષ્ટાવક્ર બ્રાહ્મણે, રાત્રે શ્વેતકેતુને કહ્યું કે:–[20] “આપણે બન્ને જનકરાજાના યજ્ઞમાં જઇએ, કારણ કે તેનો યજ્ઞ બહુ આશ્ચર્યકારક સંભળાય છે. આપણે ત્યાં જઇને બ્રાહ્મણોના વિવાદો સાંભળીશું, ઉત્તમ વસ્તુઓનો ઉપભોગ કરીશું,[21] વળી આપણામાં કુશળતા આવશે અને આપણે કલ્યાણકારક તથા શાંત એવા વેદઘોષને પણ સાંભળીશું.”[22] આ પ્રમાણે વિચાર કરીને તે બન્ને મામોભાણેજ, જનકરાજાના સમૃદ્ધિવાળા યજ્ઞમાં ગયા. યજ્ઞમંડપમાં પ્રવેશ કરતાંજ માર્ગમાં રાજા સામે મળ્યો અને તેણે તે બન્નેને દૂર થવા કહ્યું, ત્યારે અષ્ટાવક્રે આ પ્રમાણે વચન કહ્યું.[23]

ઇતિ શ્રીમહા૦ વન૦તીર્થયાત્રા પર્વમાં “લોમશતીર્થયાત્રામાં અષ્ટાવક્રનું ચરિત્ર”એ વિષયનો અધ્યાય ૧૩૨ મો સમાપ્ત.

# અધ્યાય ૧૩૩ મો

## અષ્ટાવક્રનું આખ્યાન–જનકને ત્યાં સંવાદ

॥ अष्टावक्र उवाच ॥

अंधस्य पंथा बधिरस्य पंथाः स्त्रियःपंथा भारवाहस्य पंथाः ॥ राज्ञः पंथा ब्राह्मणेना-समेत्य समेत्य तु ब्राह्मणस्यैव पंथाः॥१॥

અષ્ટાવક્રે કહ્યું:–“બ્રાહ્મણ સામે આવ્યો ન હોય તો આંધળાને, બહેરાને, સ્ત્રીને, ભારવાળાને અને રાજાને માર્ગ આપવો; પણ બ્રાહ્મણ સામો આવ્યો હોય તો તેનેજ માર્ગ આપવો.”[1]

રાજાએ કહ્યું:–“હું હમણાં તમને આ માર્ગ આપું છું.તમારી જે રસ્તે જવાની ઇચ્છા હોય તે રસ્તે ખુશીથી જાઓ.અગ્નિ થોડો હોય તોપણ તે નાનો ગણાતો નથી અને તેથીજ ઇંદ્ર પણ બ્રાહ્મણોને નિત્ય નમતો રહે છે.”[2]

અષ્ટાવક્રે કહ્યું:–“હે રાજા! અમે બન્ને યજ્ઞ જોવાની ઈચ્છાથી આવ્યા છીએ. હે નરેંદ્ર ! અમને તે જોવાનું ઘણું કુતૂહલ છે. અમે અતિથિરૂપે આવ્યા છીએ અને યજ્ઞસભામાં પ્રવેશ કરવામાટે તમારા દ્વારપાળની આજ્ઞા ઇચ્છીએ

છીએ.[૩] હે ઇંદ્રદ્યુમ્નના પુત્ર ! અમે બન્ને યજ્ઞનાં દર્શનની ઇચ્છાથી તથા જનકરાજાની સાથે વાત કરવામાટે, તેનાં દર્શનની ઇચ્છાથી અહીં આવ્યા છીએ; પરંતુ અમને દ્વારપાળ અંદર જતાં અટકાવે છે તેથી અમે ક્રોધરૂપી વ્યાધિથી બળી જઇએ છીએ."[૪]

દ્વારપાળે કહ્યું:-"હું તમને વંદન કરૂં છું. અમે રાજાની આજ્ઞા પ્રમાણે વર્તનારા છીએ, માટે હું જે કહું છું તે તમે સાંભળો. આ સ્થાનમાં બાળક બ્રાહ્મણોને પ્રવેશ કરવાનો અધિકાર નથી, પણ વૃદ્ધ તથા વિદ્વાન બ્રાહ્મણોનેજ પ્રવેશ કરવાનો અધિકાર છે."[૫]

અષ્ટાવક્રે કહ્યું:-'જો અહીં વૃદ્ધોને પ્રવેશ કરવાનો અધિકાર હોય તો હે દ્વારપાળ! મારી પણ પ્રવેશ કરવાની યોગ્યતા છે; કારણકે અમે વૃદ્ધ, વ્રતાચરણવાળા, વેદના પ્રભાવવડે સંપન્ન, ગુરુસેવા કરનારા, જિતેંદ્રિય અને વેદાંતશાસ્ત્રમાં પણ નિશ્ચયને પામ્યા છીએ; માટે તારે અમને બાળક માનવા નહિ, કારણકે નાનો અગ્નિ પણ સ્પર્શ કરતાં બાળી દે છે."[૬,૭]

દ્વારપાળે કહ્યું:-'હે બાળક ! જો તું જાણતો હોય તો, મુનિઓએ સેવન કરેલી, બ્રહ્મને સિદ્ધ કરનારી, મંત્ર, અર્થવાદ ઇત્યાદિ અનેક રૂપવાળી અને કર્મકાંડથી અધિક શોભનારી વેદવાણીનો ઉચ્ચાર કર. હે બ્રહ્મપુત્ર ! તું તારા બાળકશરીર તરફ તો દૃષ્ટિ કર, મિથ્યા વખાણ શાને કરે છે ? વિદ્વાન પુરુષ તો દુર્લભજ હોય છે."

અષ્ટાવક્રે કહ્યું:-" જેમ શીમળાનાં ફળની અંદરની ગાંઠો વધી જાય છે, પણ તેમાં એકલું રૂ હોવાથી તે નિઃસાર છે, તેમ માત્ર દેહની વૃદ્ધિથી વૃદ્ધપણું આવતું નથી.નાનું અને પાતળું વૃક્ષ પણ જો ફળવાળું હોય તો તે મોટું ગણાય છે, પણ ફળવિનાનું મોટું વૃક્ષ પણ મોટું ગણાતું નથી."[૯]

દ્વારપાળે કહ્યું:-"આ લોકમાં બાળકો, વૃદ્ધોની પાસેથીજ જ્ઞાન ગ્રહણ કરે છે અને પછી કાળે કરીને વૃદ્ધ થાય છે. જ્ઞાન અલ્પ સમયમાં આવી શકતું નથી, તોપછી તું બાળક છતાં વૃદ્ધની પેઠે શામાટે ભાષણ કરે છે?"[૧૦]

અષ્ટાવક્રે કહ્યું:-મનુષ્યના માથા ઉપર પળિયાં આવવાથી તે વૃદ્ધ-મોટો ગણાતો નથી; પરંતુ જે બાળક છતાં પણ ઉત્તમ જ્ઞાનવાળો હોય છે, તેને દેવો વૃદ્ધ-મોટો જાણે છે.[૧૧] મનુષ્ય વર્ષોથી, પળિયાંથી, ધનથી અથવા બંધુથી મોટો ગણાતો નથી; પરંતુ ઋષિઓએ એવો નિયમ કર્યો છે કે,અમારામાં જે અંગસહિત વેદોનું અધ્યયન કરનારો છે,તે મોટો છે.[૧૨] હે દ્વારપાળ! હું રાજસભામાં બંદીને જોવાની ઇચ્છાથી આવ્યો છું, માટે તું કમળની માળા ધારણ કરનારા રાજાને મારા આવવાની ખબર કહે.[૧૩] હે દ્વારપાળ ! આજે તું અમને વિદ્વાનોની સાથે વાત કરતા જોઇશ; એટલુંજ નહિ પણ પરસ્પરનો વાદ વધી જતાં બંદીને પણ હારી ગયેલો જોઇશ.[૧૪] વળી આજે અમારા વાદવિવાદમાં ઉત્તર ન અપાવવાથી સર્વે મૌન ધારણ કરે ત્યારે, કોણ ઉત્તમ છે? અને કોણ કનિષ્ઠ છે ? તે મુખ્ય પુરોહિતો તથા રાજાની સાથે પરિપૂર્ણ વિદ્યાવાળા બ્રાહ્મણો જુઓ."[૧૫]

દ્વારપાળે કહ્યું:-"જે યજ્ઞસભામાં સુશિક્ષિત વિદ્વાનોનોજ પ્રવેશ હોય છે, ત્યાં તું દશ વર્ષનો બાળક કેવી રીતે પ્રવેશ કરીશ ? છતાં હું તારા પ્રવેશને માટે ઉપાયથી યત્ન કરીશ અને તું પણ યથાર્થરીતે યત્ન કર-અર્થાત રાજાની આગળ તારૂં જ્ઞાન પ્રકટ કર." આવું કહીને તે અષ્ટાવક્રને બીજા સ્થાનમાં રાજા પાસે લઇ ગયો.[૧૬]

રાજાને જોઇને અષ્ટાવક્રે કહ્યું:-"હે રાજા ! તું-જનક વંશમાં શ્રેષ્ઠ છે, તું ચક્રવર્તી છે, તારી પાસે સર્વ સમૃદ્ધિ છે અને પૂર્વે જે પ્રમાણે યયાતિ રાજા થઇ ગયા,તે પ્રમાણે તું એકલો યજ્ઞસંબંધી કર્મ કરનારો છે.[૧૭] તારે ત્યાં જે બંદી છે તે શાસ્ત્રના વાદને જાણનારા વૃદ્ધ વિદ્વાનોનો વાદમાં પરાજય કરીને, તારા આપેલા વિશ્વાસુ પુરુષોદ્વારા તે સર્વ વિદ્વાનોને નિઃશંક રીતે બાંધી પાણીમાં ડૂબાડી દે છે એવું અમારા સાંભળવામાં આવ્યું છે.[૧૮] બ્રાહ્મણોની પાસેથી એ વાત સાંભળીને, હું અદ્વૈતબ્રહ્મનું પ્રતિપાદન કરવા અહીં

આવ્યો છું; માટે એ બંદી ક્યાં છે? હું એ બંદીને મળીને, પછી જેમ સૂર્ય, નક્ષત્રોને નિસ્તેજ કરી નાખે,તેમ તેને નિસ્તેજ કરી નાખીશ."

રાજાએ કહ્યું:-"તું સામે વાદ કરનારાં વાક્યબળને જાણ્યાવિનાજ બંદીને જિતવાની આશા રાખે છે. જેઓ સામાનાં પરાક્રમને જાણે છે, તેઓ એવું બોલી શકે. એ બંદીને તો નિત્ય વેદનો અભ્યાસ કરનારા બ્રાહ્મણોએ સારી રીતે દીઠો છે.[20] તું એ બંદીનું બળ જાણ્યાવિના તેને જિતવાની ઇચ્છા રાખે છે; પરંતુ પૂર્વે તેની આગળ જે બ્રાહ્મણો આવ્યા હતા, તેઓ સૂર્યની આગળ જેમ તારાઓ ઝાંખા પડી જાય, તેમ ઝાંખા પડી ગયા હતા.[21] આ બંદીનો પરાજય કરવાની ઇચ્છાવાળા અને બ્રહ્મજ્ઞાનવડે ઉન્મત્ત બનેલા કેટલાક વિદ્વાનો મોટી આશાથી તેની પાસે આવ્યા હતા; પરંતુ તેઓ આવતાંની સાથેજ નિસ્તેજ થઈને ચાલ્યા ગયા હતા. હે તાત! તેઓ સદસ્યોની વચ્ચે બંદીની સામે કેવી રીતે બોલી શકે?"[22]

અષ્ટાવક્રે કહ્યું:-"બંદીએ મારા જેવાની સાથે વિવાદ કર્યો નથી, તેથીજ તે સિંહ જેવો બનીને નિર્ભયતાથી વાદ કરે છે; પરંતુ મારી સાથે પ્રસંગ પડતાં તે આજે, ધરી ભાંગવાથી જેમ ગાડું માર્ગમાં પડે, તેમ હારીને જડ બની જશે."[23]

આ સાંભળીને તેનું વિદ્યાબળ જાણવા રાજા બોલ્યો:-"જેના બાર અંશ છે અને તે પ્રત્યેક અંશના ત્રીસ ત્રીસ અવયવો છે, જેનાં ચોવીસ પર્વો છે અને ત્રણસો સાઠ આરા છે, તેના અર્થને-પ્રયોજનને જે જાણે છે, તે ઉત્તમ જ્ઞાની છે.*"[24]

અષ્ટાવક્રે કહ્યું:-"જેને (પૂર્ણિમા તથા અમાવાસ્યારૂપી) ચોવીસ પર્વો છે, (ઋતુઓરૂપી) છ નાભિ છે, (જે પ્રત્યેકમાં ત્રીસ ત્રીસ રાત્રિદિવસો રહે છે એવા માસો અથવા જે

---

* 'અદ્વૈત બ્રહ્મનું પ્રતિપાદન કરવા હું આવ્યો છું' આ પ્રમાણે પ્રતિજ્ઞા કરતા અષ્ટાવક્રના પ્રત્યે રાજા ત્રણ પ્રકારનું કાલચક્ર અને તેનું પ્રયોજન પૂછે છે. એક શંકુના મધ્યમાં બે તરફ તીણાં અણિયાંવાળી છ સળીઓ ખોસવામાં આવે, તો તે શંકુમાં જેનાં મધ્ય રહેલાં એવી છ સળીઓના બાર છેડા બહાર નીકળે અને તેથી બાર આરાવાળું અને છ નાભિવાળું એક ચક્ર થાય છે. તેમાં બાર રાશિઓ તે આરાઓ, બબ્બે રાશિઓથી બનેલી છ ઋતુઓ તે નાભિઓ તથા એક એક રાશિમાં રહેલા ત્રીસ ત્રીસ દિવસો તે અંશો સમજવા. આ રીતે એ નક્ષત્રચક્ર છે અને તે સાઠ ઘડીમાં એક આંટો ફરી વળે છે. એવા એ નક્ષત્રચક્રના ત્રણસોને સાઠ આંટાઓ ફરે છે, ત્યારે એક સાવન સંવત્સર થાય છે-અર્થાત્ સાવન વર્ષ ત્રણસો સાઠ દિવસનું થાય છે.

એ નક્ષત્રચક્ર કુંભારના ચક્રની પેઠે જમણી તરફથી ફરે છે અને સૂર્યાદિ ગ્રહો, કુંભારના ચક્ર ઉપર તે ચક્રની ગતિથી ઉલટી ફરતી કીડીની હારની પેઠે, નક્ષત્રચક્રની ગતિથી ઉલટી ગતિ કરે છે, એટલે નક્ષત્રચક્રના નિત્ય ભ્રમણ સાથે તે સૂર્ય વગેરે નિત્ય ભ્રમણ પામે છે; પરંતુ તેઓનો રાશિસંચાર તો પોતપોતાની ગતિને આધારેજ રહે છે અને તે રીતે ચંદ્ર સત્તાવીસ દિવસ રાત્રિની ગતિથી ભચક્રમાં-અર્થાત્ બાર રાશિઓમાં ફરી વળે છે તથા સૂર્ય ત્રણસોસવાપાંસઠ દિવસે બાર રાશિઓમાં ફરી રહે છે અને તે સૌરસંવત્સર કહેવાય છે. આ ભચક્રમાં પોતપોતાની ગતિ પ્રમાણે ચાલતા સૂર્ય તથા ચંદ્ર એકમેકથી બહુ છેટા થઇ જાય છે ત્યારે પૂર્ણિમા થાય છે અને જ્યારે અત્યંત નજીક આવી જાય છે, ત્યારે અમાવાસ્યા થાય છે; એ પર્વો ગણાય છે અને તે વર્ષમાં ચોવીસ આવે છે. આ રીતે ચોવીસ પર્વોવાળા ત્રણસો ચોપન દિવસનો ચાંદ્ર સંવત્સર ગણાય છે.

આ પ્રમાણે રાજાએ સાવન,સૌર અને ચાંદ્ર એવા ત્રણ સંવત્સરોનો ઉપલા શ્લોકમાં પ્રશ્ન કર્યો છે; કારણ કે એ ત્રણ પ્રકારનાં વર્ષોનો જૂદાં જૂદાં કર્મમાં ઉપયોગ થાય છે. માધવ નામના ગ્રંથમાં કહ્યું છે કે:-'**अब्दः पंचविधश्चांद्रो व्रतादौ तिलकादिके। सुजन्मादिमते सौरो गोसत्रादिषु सावनः**'॥ વર્ષ પાંચ પ્રકારનાં છે. તેમાં વ્રતાદિ કરવામાં તથા તિલક વગેરે કરવામાં ચાંદ્રવર્ષ લેવું, જન્માદિ મહોત્સવોમાં સૌર લેવું અને ગોસત્ર

પ્રત્યેકમાં ત્રીસ ત્રીસ અંશો રહે છે એવી રાશિઓરૂપી ) બાર પ્રધિ છે અને ( દિવસરૂપી ) ત્રણસોને સાઠ આરા છે, તે નિત્યગતિવાળું સંવત્સરચક્ર તમારૂં રક્ષણ કરો–અર્થાત્ એ કાળમાં સમય પ્રમાણે કરેલો ધર્મ તમારૂં રક્ષણ કરો*.'૨૫

રાજાએ પૂછયું:–" જે બન્ને, રથે જોડેલી બે ઘોડીઓની પેઠે સાથે જોડાયલી રહે છે અને જે શકરાની પેઠે એકાએક પડવાના સ્વભાવવાળી છે, તે બન્નેને દેવોમાંથી કયો દેવ ગર્ભરૂપે ધારણ કરે છે ? અને તે બન્ને કોને જન્મ આપે છે?"૨૬

અષ્ટાવક્રે કહ્યું:–"હે રાજા ! વાયુ જેનો સારથિ છે એવો ગતિશીલ (મેઘ), તે બન્ને (વિદ્યુત્–વિજળી તથા અશનિ–અંગારા)ને ગર્ભરૂપે ધારણ કરે છે અને તે બન્ને તેને (મેઘને) જન્મ આપે છે. તે બન્ને તારાજ ઘરમાં નહિ પણ તારા શત્રુઓના ઘરમાં પણ ન પડો."+૨૭

રાજાએ પૂછયું:–"કોણ ઉંઘમાં પણ આંખ મીંચતું નથી ? જન્મ્યા પછી પણ કોણ હલનચલન કરતું નથી ? કોને હૃદય નથી? અને કોણ વેગથી વધે છે ?"૨૮

અષ્ટાવક્રે કહ્યું:–"માછલું ઉંઘમાં પણ આંખ મીંચતું નથી, ઇંડું, જન્મ્યા પછી પણ હાલ-

વગેરેમાં સાવન વર્ષ લેવું. આ રીતે રાજાએ, ત્રીસ ત્રીસ અવયવવાળા બાર અંશ પૂછવાથી સૌર વર્ષનો, ચોવીસ પર્વો કહેવાથી સૌર ચાંદ્ર વર્ષનો અને ત્રણસો સાઠ દિવસો પૂછવાથી સાવન વર્ષનો એમ ત્રણે ઉપયોગી વર્ષોનો પ્રશ્ન કર્યો છે અને તે ત્રણ પ્રકારના કાળચક્રનું જે પ્રયોજન જાણે, તેને વિદ્વાન ગણ્યો છે.

* આ શ્લોકથી કાળનો નિર્દેશ કરીને તે તે કાળને યોગ્ય આચરણ કરાયલો ધર્મ એ શ્રેયનું સાધન છે, એમ કહેવામાં આવ્યું છે. જો એનું ધર્માચરણમાં તાત્પર્ય ન હોય, તો કેવળ કાળનું જ્ઞાન કલ્યાણ સાધી શકતું નથી અને તેવી પ્રયોજનવિનાની વાત શાસ્ત્ર કહેતું નથી; કારણ કે જે બીજાં પ્રમાણોથી જાણવામાં ન આવે એવા પ્રયોજનવાળા અર્થને પ્રતિપાદન કરનારૂંજ શાસ્ત્ર કહેવાય છે. તેવું ન હોય તે શાસ્ત્ર ગણાય નહિ.

+ રાજાએ પૂછેલા બન્ને દેવતાઓનું નામ પણ અમંગળરૂપ છે એમ માનીને અષ્ટાવક્રે તેઓનું નામ ન લેતાં પરોક્ષ રીતેજ ઉત્તર આપ્યો છે. આ શ્લોકમાં આધિદૈવિક અને આધ્યાત્મિક એવા બે અર્થો સમાયલા છે. તેમાં પ્રથમ આધિદૈવિક અર્થ આ પ્રમાણે છે:–વાયુસારથિ એટલે મેઘ; તે આકાશમાંથી વૃષ્ટિને માટે તત્પર થતાં વિજળી અને અગ્નિને ઉત્પન્ન કરે છે અને તેજ વિજળી તથા અગ્નિ મેઘને ઉત્પન્ન કરે છે; અર્થાત્ ધૂમાડો, તેજ વગેરે ભેગાં થવાથી ઉદ્દ્ભવેલો મેઘ, અગ્નિરૂપ છે અને તે મેઘ વિજળી વગેરે રૂપથી અગ્નિને ઉત્પન્ન કરે છે. આ રીતે મેઘ તથા અગ્નિનો પરસ્પર બીજ તથા અંકુરની પેઠે કારણકાર્યભાવ છે. તે બન્ને વિજળી તથા અશનિ જેમ ઘોડીઓ રથસાથે જોડાયલી હોય, તેમ આકાશની સાથે જોડાયલાં છે અને શકરાની પેઠે એકાએક પડનારાં છે. હે રાજા! તે તમારા ઘરમાંજ નહિ પણ તમારા શત્રુઓના ઘરમાં પણ પડો નહિ. એ કહેવાથી અષ્ટાવક્રે તે બન્ને અતિ અમંગળરૂપ છે, એમ દર્શાવ્યું છે, આ આધિદૈવિક અર્થ છે.

આધ્યાત્મિક અર્થ આ પ્રમાણે છે–વાયુસારથિ એટલે મન, તે સુષુપ્તિ નામના કારણમાંથી કર્મફળના ભોગને માટે બહાર આવે છે અને તે દુઃખને તથા મૃત્યુને ઉત્પન્ન કરે છે; તેમજ મનથી ઉત્પન્ન થયેલાં દુઃખ તથા મૃત્યુ વાસનારૂપે મનની ઉત્પત્તિમાં કારણરૂપ થાય છે, તે બન્ને દુઃખ તથા મૃત્યુ રથે જોડેલી ઘોડીઓની પેઠે દેહની જોડે નિત્ય જોડાયલાં છે અને શકરાની પેઠે એકાએક આવી પડવાના સ્વભાવવાળાં છે. તે મન તથા દુઃખાદિ વચ્ચે બીજાંકુરની પેઠે કાર્યકારણ ભાવ રહેલો છે, માટે દુઃખાદિકના નાશને સારૂ મનનો લય થાય તેવો અભ્યાસ કરવો એ તાત્પર્ય છે.

ઉપલો અર્થ આ મંત્રને પુષ્ટિ આપે છે:– **अश्मा पिनद्धं मधु पर्यपश्यन् मत्स्यं न दीन उदनि क्षियंतम्** । વિષયનો ઉપભોગ કરનારા મનવડે, જળની પેઠે એકરસ રહેલું બ્રહ્મ ઢંકાયલું છે. જ્ઞાનીઓ તેનો સાક્ષાત્કાર કરે છે અને વિષયપરાયણ મન થોડા પાણીમાં રહેલાં માછલાંની પેઠે વ્યાકુળ રહે છે.

ચાલ કરતું નથી, પાષાણુને હૃદય હોતું નથી અને નદી વેગવડે વધે છે.”૨૯×

×આ શ્લોકનો આધ્યાત્મિક અર્થ આ પ્રમાણે છેઃ–**तद्यथा महान्मत्स्य उभेकूले अनुसंचरति ।** ઇત્યાદિ શ્રુતિમાં ચૈતન્ય પુરુષને મહામત્સ્યની ઉપમા આપી છે. જેમ મહામત્સ્ય નદીના બન્ને કિનારામાં ફરવાથી થાકી જાય છે તેમ ચૈતન્યપુરુષ પણ જાગ્રત અવસ્થામાં અને સ્વપ્નાવસ્થામાં, આ લોક તથા પરલોકમાં ભ્રમણ કરવાથી થાકીને સુષુપ્તિ પામે છે; પરંતુ એ સુષુપ્તિ તથા પ્રલયમાં, કાર્ય તથા કારણસમૂહની જ્યારે હલનચલનાદિ શકિત સંપૂર્ણ રીતે ઉપરામ પામી જાય છે, ત્યારે આ એક ચૈતન્યપુરુષજ જેની દ્રષ્ટાપણાની શકિત નાશ ન પામી હોય એવા રહે છે.એ સંબંધમાં શ્રુતિ પણ કહેછે કેઃ–**न हि द्रष्टुर्दृष्टेर्विपरिलोपो विद्यते विनाशित्वात् ॥** દ્રષ્ટાની દૃષ્ટિનો લોપ થતોજ નથી;કારણકે તે અવિનાશીછે. જો દ્રષ્ટાની દૃષ્ટિનો લોપ સ્વીકારીએ તો કરેલાંનો નાશ અને નહિ કરેલાંની પ્રાપ્તિરૂપી દોષ પ્રાપ્ત થાય અને“**सुख महमस्वाप्सम्**–હું આટલો વખત સુખે સુતો હતો” એવું જ્ઞાન પણ અનુભવ કરનારના અભાવમાં થાય નહિ, તેથી ચૈતન્ય પુરુષનું જ્ઞાન અખંડ છે અને તે અવિનાશી છે, માટે અજન્મા છે. આ પ્રથમ ચરણનો અર્થ છે.

બીજા ચરણનો અર્થઃ–ઉત્પન્ન થયેલું ઇંડું એ; ટલે ભૂતભૌતિકરૂપ બ્રહ્માંડ, ઉત્પન્ન થતાં પણ પોતાની મેળે હલનચલન કરતું નથી, પરંતુ તેને ચૈતન્યપુરુષજ ગતિમાન કરે છે.

ત્રીજા ચરણનો અર્થઃ–અશ્મન્ એટલે પાષાણ અને યાસ્ક મુનિએ શ્મનનો અર્થ શરીર કરેલો છે, એટલે શ્મનરહિત તે અશ્મન્–અર્થાત્ શરીરરહિત–દેહાભિમાનરહિત એવા યોગીનું હૃદય શોકનું સ્થાન હોતું નથી. શ્રુતિ પણ એજ કહે છેઃ– ‘**अशरीरं वावसंतं प्रियाप्रिये न स्पृशतः**’ ‘**तीर्णोहि तदा सर्वान् शोकान् हृदयस्य भवति**’ ॥ ‘શરીરાભિમાનરહિત યોગીને પ્રિય તથા અપ્રિયનો સ્પર્શ થતો નથી. દેહાભિમાન ગળાઇ જાય છે ત્યારે યોગી હૃદયના સર્વ શોકોને તરી જાય છે–અર્થાત્ મનરહિત જીવન્મુકત થાય છે.’

ચોથા ચરણનો અર્થઃ–નદી એટલે ચિત્તરૂપી નદી સમજવી. યોગી જ્યારે સમાધિમાંથી ઉઠે છે—અર્થાત્ બાહ્યપ્રપંચમાં દૃષ્ટિ કરે છે, ત્યારે તેની ચિત્તરૂપી નદી, સર્વ પ્રપંચરૂપી વેગથી વધી જાય છે–અર્થાત્ યોગીની દૃષ્ટિએ વ્યાવહારિક પ્રપંચ પણ સ્વપ્નના પ્રપંચની પેઠે દૃષ્ટિના સમકાળમાંજ ઉત્પન્ન થાય છે.

આ આખા શ્લોકમાં ટુંકાણથીએ દર્શાવ્યું છે કે, દ્રષ્ટાની દૃષ્ટિનો લોપ થતો નથી, દૃશ્યપદાર્થ જડ છે, દેહનો સંગ ન કરનારાની મુક્તિ થાય છે અને સંસાર મનોમય છે.

રાજાએ કહ્યું:–“હું તમને મનુષ્ય માનતો નથી, પરંતુ દેવના જેવા સામર્થ્યવાળા માનું છું; તેમજ હું તમને બાળક માનતો નથી પણ વૃદ્ધ માનું છું; કારણકે ભાષણ કરવામાં તમારા જેવો બીજો કોઇ નથી અને તેથી હું તમને અંદર જવા આ દ્વાર સોંપું છું. આ પેલા બંદીને જુઓ.”૩૦

ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં “લોમશતીર્થયાત્રામાં અષ્ટાવક્રાખ્યાન” એ વિષયનો અધ્યાય ૧૩૩ મો સમાપ્ત.

# અધ્યાય ૧૩૪ મો

## અષ્ટાવક્રનું આખ્યાન–બંદીનો પરાજય

॥ अष्टावक्र उवाच ॥

**अत्रोग्रसेन समितेषु राजन्समागतेष्वप्रतिमेषु राजसु ॥ नाविमि बंदिंवरणमवादिनां महाजले हंसमिवाददामि ॥१॥**

અષ્ટાવક્રે કહ્યું:–“હે ઉગ્ર સેનાવાળા રાજા ! અહીં આ અનુપમ રાજાઓ આવીને એકઠા થયા છે, તેઓમાં રહેલા વાદીઓમાં શ્રેષ્ઠ બંદીને હું ઓળખતો નથી, તેથી જેમ મહાજળમાં હંસને ખોળે, તેમ હું તેને આ સભામાં ખોળું છું.૧(આવું રાજાને કહ્યા પછી અષ્ટાવક્રે બંદી તરફ વળીને કહ્યું કેઃ–)‘હે અતિવાદ કરવાના અભિમાનવાળા બંદિ! તેં ‘હારેલાને પાણીમાં ડુબાડી દેવો’ એવું પણ લીધું છે; પરંતુ આજે તું, મારી આગળ પ્રત્યુત્તર આપી શકીશ નહિ; એટલુંજ નહિ પણ પ્રલયકાળમાં અત્યંત પ્રદીપ્ત થયેલા અગ્નિની આગળ જેમ નદીનો વેગ સૂકાઈ

જાય છે, તેમ સૂકાઈ જઇશ. હવે આજે તું મારી આગળ વાદ કરવા સ્થિર થા.[૨] તું મને સૂતેલા વાઘના જેવો અને બન્ને ગલોફાં ચાટતા સર્પના જેવો જાણ. તેં મને પ્રથમ પાટુથી પ્રહાર કર્યો છે–અર્થાત્ (મારા પિતાનો પરાજય કર્યો છે) અને હવે મારા માથામાં પ્રહાર કરતાં હું તને ડસ્યા વિના છોડીશ નહિ, એ તું ખાત્રીથી માનજે.[૩] જે પુરુષ પોતે અત્યંત દુર્બળ છતાં પોતાના દૃઢ શરીરના ગર્વથી પર્વતના ઉપર હાથથી પ્રહાર કરે છે, તેનો હાથજ નખસાથે ભાંગી જાય છે; પરંતુ પર્વતને ઘા પડેલો જણાતો નથી.[૪] જે પ્રમાણે મૈનાક પર્વતની આગળ સર્વે પર્વતો અધમ ગણાય છે; અને જે પ્રમાણે બળદની આગળ વાછરડાંઓ અધમ ગણાય છે, તેજ પ્રમાણે આ મૈથિલરાજની આગળ સર્વ રાજાઓ અધમ ગણાય છે.[૫] ( રાજા તરફ વળીને કહે છે ) જે પ્રમાણે મહેંદ્ર, સર્વ દેવોમાં શ્રેષ્ઠ ગણાય છે અને જે પ્રમાણે ગંગા સર્વ નદીઓમાં શ્રેષ્ઠ ગણાય છે, તે પ્રમાણે તમે એકલાજ સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ છો, માટે તમે બંદીને મારી પાસે લાવો.'[૬]

લોમશે કહ્યું:–હે યુધિષ્ઠિર રાજા ! આ પ્રમાણે સભામાં ગર્જના કરતા અષ્ટાવક્રે ક્રોધ કરીને, બંદીને કહ્યું કે:–"હું જે વાક્ય પૂછું, તેનો તું ઉત્તર આપ અને તારાં વાક્યનો હું ઉત્તર આપીશ."[૭]

(તે સાંભળીને વાદનો આરંભ કરતાં ) બંદીએ કહ્યું:–**"એકજ અગ્નિ અનેકરૂપે વૃદ્ધિ પામે છે, એકજ સૂર્ય આ સર્વ જગતને પ્રકાશિત કરે છે, એકજ દેવોનો રાજા વીર ઇંદ્ર શત્રુઓને હણે છે અને એકજ યમ પિતૃઓનો અધિપતિ છે."***

અષ્ટાવક્રે કહ્યું:–**"ઇંદ્ર અને અગ્નિ એ બન્ને મિત્રો એક સાથે ગતિ કરે છે, નારદ અને પર્વત એ બે દેવર્ષિઓ છે, અશ્વિનીકુમાર બે છે, રથનાં પૈડાં પણ બે છે અને વિધાતાએ ભાર્યા તથા પતિ એમ બેને નિર્માણ કર્યાં છે."[૯]×**

* અષ્ટાવક્રે પ્રથમ અદ્વૈતબ્રહ્મનું પ્રતિપાદન કરવાની પ્રતિજ્ઞા કરી હતી, તેથી બંદી પ્રથમ બૌદ્ધપક્ષ ઉભો કરે છે. બંદી બોલ્યો:–જેમ એક અગ્નિ અથવા એક સૂર્ય બીજાથી પ્રકાશતા નથી, પણ પોતે સ્વયંપ્રકાશ હોઇને બીજાને પ્રકાશિત કરે છે, તેમ બુદ્ધિતત્ત્વ, દેવો એટલે ઇંદ્રિયોનો રાજા છે–અર્થાત્ સર્વમાં મુખ્ય છે, તે હું, આ મારૂં ઇત્યાદિ આકારે પ્રકાશે છે, તે વીર અને શત્રુહંતા છે, એટલે પ્રતિપક્ષીઓએ માન્ય કરેલાં બીજાં તત્ત્વોનો પરાજય કરનાર છે. તે યમ છે–અર્થાત્ સર્વ ઇંદ્રિયોને નિયમમાં રાખનાર છે, પિતૃઓનો–અર્થાત્ વિષયો અર્પણ કરીને તે દ્વારા પિતાની પેઠે પાલન કરનારી ઇંદ્રિયોનો અધિપતિ છે, તે ભોક્તા છે, કર્તા છે અને પ્રધાનતત્ત્વરૂપે એકજ છે, તેનાથી ભિન્ન બીજું તત્ત્વ નથી; કારણ કે સ્વપ્નમાં સર્વ ક્રિયાઓ તથા કર્તાઓ માત્ર બુદ્ધિરૂપજ હોય છે–અર્થાત્ સ્વપ્નમાં બુદ્ધિવિના બીજો કર્તા અથવા ક્રિયા હોતું નથી, પરંતુ તે સર્વ બુદ્ધિમાંજ જણાય છે, તેથી બુદ્ધિતત્ત્વજ મુખ્ય છે.[૧] ૮

× અષ્ટાવક્ર **द्वासुपर्णा** એ મંત્રમાં **तयोरन्यःपिप्पलं स्वाद्वत्तीति सत्वम् अनश्नन्नन्योऽभिपश्यतीति ज्ञः ।** બે પક્ષીઓ સમાન સખા છે, એક વૃક્ષ ઉપર રહે છે, તે બેમાંથી એક સ્વાદિષ્ટ વિષયસુખ ભોગવે છે તે બુદ્ધિસત્વ છે અને બીજું વિષયો ન ભોગવતાં દ્રષ્ટાપણાથી રહે છે તે સાક્ષી ચૈતન્ય છે. આ પૈંગિરહસ્યમાં વ્યાખ્યાન કરેલા પ્રકારવડે બુદ્ધિ અને ચૈતન્ય એ બેને મિત્ર કહેવાથી, તે બન્ને ઇંદ્ર તથા અગ્નિની પેઠે સાથેજ ફરે છે. એ બેમાં બુદ્ધિ દશ્ય છે એટલે તે દ્રષ્ટા થઇ શકેજ નહિ. જેમ બીજાથી પ્રકાશ પામવા યોગ્ય હોય તો સ્વપ્રકાશ હોઇ શકે નહિ તેમ. આ પ્રમાણે ચૈતન્યવિના એકલી બુદ્ધિનું કર્તાભોક્તાપણું કહેનાર બુદ્ધવાદી બંદીના મતનું આ શ્લોકમાં ખંડન કરી દ્રષ્ટા બુદ્ધિથી ભિન્ન છે, એ કહ્યું છે. સ્વપ્નમાં પણ જણાઇને નાશ પામી જતા બોધના વિષયરૂપ વિષયોથી અબાધિત એવો તેનો બોદ્ધા–જાણનારો ભિન્ન છે,એ અભિપ્રાય છે.૯

૧આ ટિપ્પણમાં આપેલો અર્થ ટીકાકારના પાંડિત્યથી નીકળેલો છે અને તે બંદી તથા અષ્ટાવક્ર જેવા વાદીપ્રતિવાદીને શોભે તેવો તથા રહસ્યપૂર્ણ છે, માટે તે આખા વાદની ટીકા અહીં ટિપ્પણમાં આપી છે.

બંદીએ કહ્યું:–"આ પ્રજા કર્મવડે ત્રણ પ્રકારના જન્મ ગ્રહણ કરે છે; ત્રણ વેદો એકઠા મળીને વાજપેય યજ્ઞ કરે છે; અધ્વર્યુઓ ત્રિકાળ યજ્ઞકર્મ કરે છે; લોકો ત્રણ છે અને સુખમાર્ગનાં પ્રકાશક તેજ ત્રણ પ્રકારનાં કહે છે.×"૧૦

અષ્ટાવક્રે કહ્યું:–"બ્રાહ્મણોના આશ્રમો ચાર છે, જ્ઞાનયજ્ઞના અધિકારી ચારે વર્ણો છે, દિશાઓ ચાર છે, વર્ણો ચાર છે અને વાણીનાં પાદ પણ સદૈવ ચાર કહ્યાં છે.*"૧૧

બંદીએ કહ્યું:–"પાંચ અગ્નિ છે, પાંચ પદવાળો પંક્તિ છંદ છે, પાંચજ યજ્ઞો છે, પાંચ ઇંદ્રિયો છે, વેદમાં પાંચ શિખાવાળી અપ્સરા કહેલી છે અને લોકમાં પવિત્ર એવા પાંચ નદો પ્રખ્યાત છે."૧૨×

---

× જ્યારે ઉપર પ્રમાણે અષ્ટાવક્રે બુદ્ધિતત્ત્વનું ખંડન કરી, તેને જાણનારા ચૈતન્યપુરુષનું પ્રતિપાદન કર્યું, ત્યારે બંદી તે બોદ્ધા–ચૈતન્યપુરુષ કર્માધીન છે, એવા મીમાંસકના મતને કહે છે:–પુણ્યકર્મ કરવાથી દેવ, સ્થાવર અને મનુષ્ય એવા ત્રણ પ્રકારના જન્મ થાય છે; અને પાપકર્મ કરવાથી નારકી, સ્થાવર અને પશુપક્ષી એવા ત્રણ પ્રકારના જન્મ થાય છે; સ્વર્ગ અથવા નરક ભોગવી રહ્યા પછી જીવ ઔષધિ ( અન્નાદિક ) ભાવ 'પામીનેજ વીર્યદ્વારા મનુષ્ય, પશુ, પક્ષી વગેરે યોનિમાં ઉત્પન્ન થાય છે, એવું શ્રુતિઓમાં પ્રસિદ્ધ છે. આટલા માટેજ, ત્રણે વેદોમાં, વાજપેય નામથી જણાવેલા ત્રણે આશ્રમોને યોગ્ય સમગ્ર કર્મો કરવાનું તાત્પર્ય રહેલું છે–અર્થાત્ વેદો, માત્ર કર્મનું પ્રતિપાદન કરનારા છે. યજ્ઞ કરનારા અધ્વર્યુઓ પ્રાતઃસવન, મધ્યાહ્નસવન અને સાયંસવન એવાં ત્રિકાલ કર્મો કરે છે અને યોગ્ય સમયે કરેલાં કર્મનાં ફળને, કાળ પ્રમાણેજ અનુભવે છે. સ્વર્ગ, નરક અને ભૂલોક એ ભોગની ભૂમિકાઓ પણ ત્રણ છે અને તે સાત્ત્વિકાદિ ત્રણ પ્રકારનાં પ્રાપ્ત થાય છે.

વળી વેદમાં સુખના માર્ગનો પ્રકાશ કરનારી જાગ્રત,સ્વપ્ન તથા સુષુપ્તિ એવી ત્રણ અવસ્થાઓ પણ સાત્વિકાદિ ભાવોથી કહેલી છે. આ ઉપરથી સર્વ કર્મને આધીન થઈ પ્રવર્તે છે, તે વિના બીજું તત્ત્વ નથી એ બંદીનો આશય છે.૧૦

* અષ્ટાવક્ર બંદીના પક્ષને દૂષણ આપતાં કહે છે; બ્રાહ્મણોને–બ્રહ્મવેત્તાઓને જ્ઞાનપ્રાપ્તિમાટે ચોથી સંખ્યાવાળો–અર્થાત્ ત્રણ આશ્રમોથી ભિન્ન એવો એક સંન્યસ્તાશ્રમ–મોક્ષાશ્રમ છે અને તે શ્રુતિસિદ્ધ છે. શ્રુતિ કહે છે કે, **यदहरेव विरजेत्तदहरेव प्रव्रजेत्**॥ જે દિવસે વૈરાગ્ય થાય તે દિવસેજ ચાલી નીકળવું--અર્થાત્ સંન્યસ્ત લેવું. શ્લોકમાં 'યજ્ઞ' શબ્દ લીધો છે તે જ્ઞાનયજ્ઞ સમજવો, કે જે જ્ઞાનયજ્ઞ અકર્મરૂપ હોવાથી તેમાં શૂદ્રોનો પણ અધિકાર છે. મૂળમાં ચાર દિશા કહેલી છે તેનો **दिश्यंत इति दिशः**–અર્થાત્ ચાર ઉપદેશેલી છે એવો અર્થ લઇને તેનું વિવેચન કરે છે કે:–શાસ્ત્રમાં વિરાટ, સૂત્ર, અંતર્યામી અને તુર્ય એ ચારના સાક્ષાત્કારરૂપી ચાર અવસ્થાઓ કહેલી છે અને તે વિશ્વ, તૈજસ તથા પ્રાજ્ઞ કે જે સર્વ પ્રાણીઓને જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિરૂપે પ્રસિદ્ધ છે, તેનાથી પૂર્વોક્ત અવસ્થાઓ ભિન્ન છે; અને તેથીજ તે વિરાટાદિ સાક્ષાત્કારરૂપી અવસ્થાઓના વાચક **अ**કાર, **उ**કાર, **म**કાર અને અર્ધમાત્રારૂપી ચાર વર્ણો ઉપનિષદ્‌માં પ્રસિદ્ધ છે. અર્ધમાત્રા અપ્રસિદ્ધ છે, એવું કહેવું નહિ; કારણકે. પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી, એવી ચાર પાદવાળી વાણીનું વેદમાં નિત્ય વર્ણન કરેલું છે. મંત્રમાં કહ્યું છે કે:–**चत्वारि वाक्परिमितापदानि**। વાણી ચાર પદવાળીજ છે અને તે પૂર્વોક્ત ચાર અવસ્થાઓને જણાવે છે.

× અષ્ટાવક્રે પ્રતિપાદન કરેલા તુરીય તત્ત્વનું ખંડન કરતાં બંદી કહે છે:–ગાર્હપત્ય, દક્ષિણાગ્નિ, આહવનીય, સભ્ય અને આવસથ્ય, એવા પાંચ અગ્નિ છે; પંક્તિ છંદનાં આઠ આઠ અક્ષરવાળાં પદો પણ પાંચ છે; અગ્નિહોત્ર, દર્શ, પૂર્ણમાસ, ચાતુર્માસ્ય અને પશુસોમ, એ પાંચ શ્રૌત યજ્ઞો છે. આ ત્રણ જેમ પાંચ પાંચ છે, તેમજ ઇંદ્રિયો પણ પાંચ છે અને તેના શબ્દસ્પર્શાદિક વિષયો પણ પાંચજ છે; પરંતુ છઠ્ઠી ઈંદ્રિય કે છઠ્ઠો વિષય નથી. વેદમાં અપ્સરા કહેલી છે. શ્રુતિ કહે છે કે, **आपः पुरुषवचसो भवंति**। શરીરના આકારમાં પરિણામ પામેલાં જળપ્રધાન પ્રાણીઓમાં અનુસરનારી અપ્સરા તે ચિત્‌શક્તિ છે. તેને પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા અને સ્મૃતિરૂપી, તે તે વિષયાકારપણાથી ઉદ્‌ભવતી પાંચ વૃત્તિઓ તેજ

અષ્ટાવક્રે કહ્યું:-" અગ્નિનું આધાન લેતી વખતે છ ગાયો દક્ષિણામાં આપવી એમ કેટલાએક કહે છે; સંવત્સરરૂપી કાળચક્રમાં છ ઋતુઓ રહેલી છે; ઇંદ્રિયો છ છે; કૃત્તિકાઓ છ છે અને સર્વ વેદોમાં સાદ્યસ્ક નામના છ યજ્ઞો કહેલા છે.×"૧૩

બંદીએ કહ્યું:-" ગ્રામ્ય પશુઓ સાત છે, વન્ય પશુઓ સાત છે, સાત છંદો એક યજ્ઞનો નિર્વાહ કરે છે, ઋષિઓ સાત છે, સન્માન કરવાના પ્રકારો સાત છે, અને વીણાના તાર પણ સાત હોય છે એવી પ્રસિદ્ધિ છે.+"૧૪

અષ્ટાવક્રે કહ્યું:-શણની આઠ ગુણો અનેક વસ્તુઓને ધારણ કરે છે; સિંહનો નાશ કરનારા શરભને આઠ પગ હોય છે; દેવતાઓમાં વસુઓ આઠ સાંભળીએ છીએ; અને સર્વ યજ્ઞોમાં યજ્ઞસ્તંભ આઠ ખુણાવાળો કહેલો છે.+"૧૫

---

પાંચ શિખાઓ છે. અહીં વૃત્તિનિરોધરૂપી સમાધિનો નિદ્રામાંજ સમાવેશ થઇ જાય છે, એટલે તેને જૂદી ગણાવી નથી. લોકમાં પણ પાંચ વિષયપ્રવાહના સમૂહને પંચનદતરીકે ગણવા. આ રીતે ચૈતન્યશકિત તુરીયભાવ પામતી નથી, કારણ કે તેનેજ કર્તાપણું તથા ભોકતાપણું પ્રાપ્ત થાય છે.

× બંદીએ સ્વીકારેલા પાંચ પાંચ પદાર્થોનું ખંડન કરતાં અષ્ટાવક્ર કહે છે કે, ઇંદ્રિયો પાંચ નથી પણ કર્તા, ભોકતા આદિ ધર્મવાળા મનની સાથે છે; કારણ કે સુષુપ્તિમાં જેમ ઇંદ્રિયોનો લય થાય છે, તેમજ મનનો લય પણ આપણા અનુભવમાં આવે છે; અને કર્તા તથા ભોક્તાપણામાં પણ નિયમથી મનનું સાહચર્ય જોવામાં આવે છે; અને મનના અભાવનો સાક્ષી તો એક આત્માજ છે અને તેમનાથી ભિન્ન કર્તાદિરૂપથી રહેલો સાતમો છે. આ શ્લોકમાં દક્ષિણા વગેરે છ છ ભાવોનું વર્ણન છે, તે મનથી ચક્ષુ વગેરે ઇંદ્રિયોની જોડે સમાનતા છે, તેના દૃષ્ટાંતરૂપે છે.૧૩

+બંદી તર્કમતથી ખંડન કરતાં કહે છે:-પાંચ જ્ઞાનેંદ્રિયો,છઠું મન અને સાતમી આત્માના ગુણભાવને પામેલી બુદ્ધિ, આ સાતે મંતવ્ય, બોદ્ધવ્ય અને શબ્દસ્પર્શાદિક વિષયોને અર્પણ કરે છે, તે એક એક વિષયમાં આસક્ત થએલાં એક એક મન વગેરે ઇંદ્રિયોને તથા બુદ્ધિને પુરુષપશુ કહેવામાં આવે છે અથવા **प्राणा वा ऋषयः** આ શ્રુતિના આધારથી તે સાતેને ઋષિઓ કહેવામાં આવે છે.તેઓ આ લોકના ગ્રામ્ય વિષયોમાં આસક્ત,થતાં ગ્રામ્ય પશુઓ કહેવાય છે અને પારલૌકિક વન્ય વિષયોમાં આસક્ત થતાં વન્યપશુઓ કહેવાય છે. તે પ્રત્યેક મન વગેરે સાત સાત ગ્રામ્ય અથવા વન્યપશુઓ, પોતાનાં સ્વરૂપના અર્પણથી ઉદ્‌ભવેલા અલ્પ સુખવડે પરમાત્મતત્ત્વને ઢાંકી દેનારા શબ્દાદિ વિષયોને તથા વિષયનાં સુખોને એક કર્તા એવા આત્માને પહોંચાડે છે. જેમ સાત તારવાળી એક વીણા વગાડતાં તે યથેચ્છ શબ્દ ઉત્પન્ન કરે છે, તેમજ આત્મા પણ આ મન વગેરે સાતવડે સુખનો અનુભવ કરે છે; પરંતુ સુષુપ્તિમાં જ્યારે તે મન વગેરે સાધનો લય પામે છે, ત્યારે આત્મા વાંસલો મૂકી દઇને બેઠેલા એક સુથારની પેઠે અથવા વગાડવામાં ન આવતી એક વીણાની પેઠે જડ જેવો થઇને રહે છે, તોપણ તેટલાથી તેનું કર્તાપણું જતું રહેતું નથી.૧૪

+ બંદીએ કહેલાં સાત તત્ત્વની સાથે કર્તૃત્વાદિ ધર્મવાળા અહંકારને જોડીને આઠ તત્ત્વ કહેવાની ઇચ્છા કરતાં અષ્ટાવક્ર, **अष्टौग्रहा अष्टावतिग्रहाः** એ શ્રુતિમાં જણાવેલા ઇંદ્રિયો અને વિષયોરૂપી ગ્રહો તથા અતિગ્રહોરૂપી બંધન કહીને તેનાથી ભિન્ન એવા આત્માને જૂદો પાડતા કહે છે:-જેમ શણની આઠ ગુણો હોય પણ તેમાં અનેક વસ્તુઓ સમાય છે, તેમ ઇંદ્રિયોને પ્રવેશ કરવા યોગ્ય વિષયો આઠ છે; છતાં તે અનંત પ્રમાણવાળા છે-અર્થાત્ સંક્ષેપમાં વિષયો આઠ છતાં તે અનંત છે. વિષયપ્રદેશમાં જવામાટે આઠ ઇંદ્રિયોરૂપી આઠ જેને પગ છે એવા જે શરભ-અર્થાત્ જેનાથી સર્વે સુખ પામે છે, તે પરમાનંદરૂપ પરમાત્મા છે. શ્રુતિ કહે છે કે:-**एतस्यैवानंदस्यान्यानि भूतानि मात्रामुपजीवंति ॥** બીજાં પ્રાણીઓ એજ આનંદઘન પરમાત્માના આનંદલેશથી જીવે છે, તે એ પરમાત્મા જાણવામાં આવે તો સિંહ એટલે દ્વૈત-બે ભાવને હણી નાખે છે, દ્વૈત ભય કરનારૂં છે. એમાં શ્રુતિ કહે છે કે, **द्वितीयाद्वै भयं भवति ।** બેથી ભય થાય છે. એ આત્મા સુષુપ્તિમાં પણ જડ થઈ જતો નથી પણ સાક્ષીરૂપે રહે છે. જો તે જ થઇ જતો હોય તો "હું આટલા સમયસુધી સુખે સુતો હતો

બંદીએ કહ્યું:–" પિતૃયજ્ઞમાં અગ્નિ પ્રદીપ્ત કરવાના મંત્રો નવજ કહેલા છે; સૃષ્ટિની ઉત્પત્તિના પણ નવ પ્રકાર કહેલા છે; બૃહતી છંદમાં નવ અક્ષરો કહેલા છે અને એકથી નવ સુધીના આંકડામાં સઘળી સંખ્યાઓ આવી જાય છે."*

અષ્ટાવક્રે કહ્યું:–" લોકમાં પુરુષને માટે દિશાઓ દશ કહેલી છે; દશ સોના પૂરા હજાર કહેવાય છે; ગર્ભિણીઓ દશમાસ સુધી ગર્ભને ધારણ કરે છે; દશ તત્ત્વનો ઉપદેશ કરનારા છે; દશ તત્ત્વનો દ્વેષ કરનારા છે અને દશ તત્ત્વવિદ્યાના અધિકારીઓ છે.+"૧૭

---

એવું જાગેલાને સ્વરૂપસુખનું જ્ઞાન થાયજ નહિ. અહીં દુઃખના અભાવથીજ સુખનું જ્ઞાન થાય છે, એમ માનવું નહિ; કારણ કે તે સુખનો પ્રકાશક સાક્ષી હોય છે, તેને તે વખતે જડ કહી શકાય નહિ; અને તેથીજ આઠ વસ્તુરૂપો એટલે શબ્દાદિક વિષયની વાસનાઓ, દેવતાઓમાંજ–અર્થાત્ તે તે ઇંદ્રિયોની અધિષ્ઠાયકોમાંજ રહે છે, લિંગાત્મામાંજ રહે છે. આત્મામાં રહેતી નથી, એવું અમે વેદમાં સાંભળ્યું છે. જેમ યૂપ–યજ્ઞસ્તંભ પશુઓને બાંધવા માટે હોય છે, તેમ અહીં મોહ ઉત્પન્ન કરી પુરુષપશુને બંધન કરનારૂં અજ્ઞાન એજ સ્તંભ છે અને તે અજ્ઞાન આઠ ધારવાળું થઇને ગ્રહ તથા અતિગ્રહ નામના વિષયો અને ઇંદ્રિયોના સંયોગરૂપી યજ્ઞમાં પુરુષપશુઓને બંધનમાં નાખે છે. પરમાત્મા તેનાથી ભિન્ન છે, એટલે તેનું જ્ઞાન થતાં પુરુષ પશુ બંધનથી મુક્ત થાય છે,૧૫

* અષ્ટાવક્રે સુખરૂપ પરમાત્મા દ્વૈતનો નાશ કરે છે એવું કહ્યું, તે સિદ્ધ થતું નથી; કારણ કે તે રીતે દ્વૈતનો નાશ થતાં સર્વ પ્રાણીઓનો સંસાર એકી વખતે ઉચ્છિન્ન થઇ જવાનો પ્રસંગ આવી પડે. આવી શંકા લઇને બંદી પ્રકૃતિનું પ્રતિપાદન કરતાં કહે છે:–જેમ પિતૃયજ્ઞમાં એકજ **उशंतस्त्वा निधीमहि ।** એ ઋચા ત્રણવાર ભણવાથી, સમિધોની–અર્થાત્ અગ્નિ પ્રદીપ્ત કરવા માટે સમિધ નાખતી વેળાની પ્રત્યેક ત્રણ ત્રણ સમિધવાળી નવ ઋચા થાય છે, તેમ એક પ્રકૃતિજ ત્રણ ગુણરૂપ છે. તે ગુણો પોતાના તથા બીજા ગુણોના મુખ્ય તથા અમુખ્ય ભાગોથી પ્રત્યેક ત્રણ ત્રણ પ્રકારના થઇ નવજ થાય છે; અને પછી જોડાણ થતાં તેઓ પરસ્પરના થોડા અથવા વધારે અંશોના ફેરફારથી વિવિધ સૃષ્ટિ રચે છે. જેમ નવ નવ અક્ષરનાં ચાર ચરણોથી બૃહતી નામનો છંદ થાય છે તથા નવસુધીના અંકો ક્રમભેદથી મૂકાતાં યથેષ્ટ સંખ્યાવાચક થાય છે, તેમ નવજ ગુણો ઉપર જણાવેલા પ્રકારથી જોડાતાં અનેક પ્રકારની સૃષ્ટિ ઉત્પન્ન કરે છે; માટે પ્રકૃતિનું નિત્યપણું અવશ્ય સ્વીકારવું પડે છે અને તેમ હોવાથી દ્વૈત સત્યજ છે–અર્થાત્ દ્વૈતનો નાશ થતો નથી.૧૬

+ બંદીએ જ્યારે દ્વૈતની સત્યતા પ્રતિપાદન કરી, ત્યારે અષ્ટાવક્ર **इंद्रो मायाभिः पुरुरूप ईयते युक्ताह्यस्य हरयः शतादश** ॥ ઇંદ્ર–પરમેશ્વર માયાવડે અનેકરૂપે પ્રતીત થાય છે. એ પરમાત્માનાં સંસારદુઃખને હરણ કરનારા અનંત રૂપો સરજે છે. આ શ્રુતિ પ્રમાણે અનિર્વચનીય માયાના સહાયરૂપ બ્રહ્મમાંજ દ્વૈતનું ભાન થાય છે. તેથી પ્રકૃતિ સત્યતરીકે સ્વીકારાય નહિ. આ અભિપ્રાયથી, બંદીએ સ્વીકારેલા દ્વૈતનું ખંડન કરતાં કહે છે. કે:–પૂર્ણ પરબ્રહ્મજ માયાની વિભૂતિના ભેદવડે હજારો રૂપો ધારણ કરે છે, એમ વેદો કહે છે. તે દેહરૂપી પુરીમાં વાસ કરનારા પુરુષને–જીવને વાણી વગેરે દશ, વિષયસ્વરૂપો પ્રાપ્ત કરે છે. વળી જેમ દોરડીના સ્વરૂપને જાણનારાને તેમાં સર્પનો ભ્રમ થતો નથી, પરંતુ તેને ન જાણનારાને ભ્રમ થાય છે, તેમ જ્ઞાનીને માયાનો ભ્રમ થતો નથી; પરંતુ અજ્ઞાનીને માયા નથી એમ કહેવાય નહિ. બીજાના મત પ્રમાણે, અખંડ બ્રહ્મદષ્ટિવાળા પુરુષને મુક્તિ થાય તેની સાથે માયા અદષ્ટજ થઇ જાય, એવી જે ઉક્તિ છે, તે ઘટી શકતી નથી; કારણકે તેમાં દષ્ટાંતનો અભાવ છે–અર્થાત્ એકની મુક્તિથી સર્વની મુક્તિનું દષ્ટાંત મળતું નથી, એ અભિપ્રાય છે. પરમાત્મા માયાવડે જીવભાવને પ્રાપ્ત થાય છે અને તે પુનઃ સાધનબળથી અજ્ઞાનને નિવૃત્ત કરીને સ્વસ્વરૂપને પ્રાપ્ત થાય છે, એ સૂચવનારી અષ્ટકાધ્યાયની બે ઐંદ્રી ઋચાઓ કહે છે:–**परा पूर्वेषां सख्या वृणक्ति वितर्तुराणो अपरेभिरेति । अनानुभूती रवधून्वानः पूर्वीरिंद्रः शरदस्तर्तरीति । रूपं रूपं प्रतिरूपो बभूव तदस्य रूपं प्रतिचक्षणाय इंद्रो मायाभिः**

બંદીએ કહ્યું:–"પશુઓને અગિયાર ઇંદ્રિયોથી અનુભવાતા શબ્દાદિક અગિયાર વિષયો છે, યજ્ઞસ્તંભો પણ અગિયારજ છે, પ્રાણધારીઓના વિકાર પણ અગિયાર છે અને સ્વર્ગના દેવોમાં રુદ્રો પણ અગિયાર છે."૧૮*

અષ્ટાવક્રે કહ્યું:–"સંવત્સરના બાર માસ કહેલા છે; જગતી છંદના ચરણમાં બારજ અક્ષર કહેલા છે; પ્રાકૃત યજ્ઞ પણ બાર દિવસનો કહેલો છે; અને ધીર પુરુષો, આદિત્યો બાર છે એમ કહે છે."૧૯×

---

**पुरुरूप ईयते युक्ताह्यस्य हरयः शतादश** ॥ ઇંદ્ર–પરમેશ્વર પણ અવિદ્યાવડે જીવભાવને પામ્યા પછી, **द्वयाह प्राजापत्या देवाश्च सुराश्च तत्र कानीयसा एव देवाः ज्यायांसो असुराः** પ્રજાપતિના દેવ અને અસુર એવા બે સર્ગમાંથી દેવો નાના છે અને અસુરો મોટા છે. આ શ્રુતિમાં કહેવાપ્રમાણે મોટા એવા અસુરો, કે જેઓ સ્વાભાવિક રીતે આસંગ–આસક્તિ તથા પાપરૂપ છે, તેવા કામક્રોધાદિકોની મિત્રતાને **वृणक्ति**–દૂરથી ત્યજે છે; અને તીવ્ર વૈરાગ્યનો અભ્યાસી થઇને **अपरेभिः**–અર્થાત્ અપર એવા દેવો જે શાસ્ત્રમાં જણાવેલા શમદમાદિકો, તેની સાથે **एति** મિત્રતા કરે છે–અર્થાત્ કામાદિકને જિતીને અત્યંત આદરથી શમદમપરાયણ થાય છે. આ સ્થિતિ પામેલો જીવ, છીપમાં ભ્રાંતિથી થયેલા રૂપાના જ્ઞાનના જેવા દેહમાં થયેલા આત્માપણાના ભ્રાંતિજ્ઞાનનો નાશ કરે છે–અર્થાત્ આત્મામાં આવેલા અનેક ઉપાધિના આકારોનો નિષેધ કરે છે; અને આત્મતત્ત્વ પ્રાપ્ત થયા પછી તે જ્ઞાની અનાદિકાળથી ચાલતી આવેલી કર્મવાસનાઓને **तर्तरीति** સંપૂર્ણ રીતે તરી જાય છે–અર્થાત્ બંધનથી મુક્ત થાય છે. મૂળ શ્રુતિમાં **अनानुभूती** પદ છે, તે એ અર્થ સૂચવે છે કે, છીપમાં રૂપું જોતાં છતાં પણ જેમ તેને જોનારો રૂપાનો અથવા છીપનો અનુભવ કરી શકે નહિ, તેમ લૌકિક પ્રયત્નવડે દેહાદિકમાં આત્માપણાના જ્ઞાનનો અનુભવ કરી શકે નહિ. આ પ્રમાણે કહેતી શ્રુતિ દેહાદિકનું મિથ્યાપણું સૂચવે છે; અને તે પ્રતિપાદન કરવામાટે આગળનો **रूपं रूपं** એ મંત્ર કહેલો છે. તેમાં માયા શબ્દનો અર્થ અનૃત–અજ્ઞાન એવો લેવો, કારણકે માયા જો સત્ય હોય તો તેનાં કાર્યો અને પદાર્થોનો અનુભવ ન હોય એમ બને નહિ, માટે તે અજ્ઞાનરૂપજ છે. બાકીનો અર્થ સ્પષ્ટ છે.

. જેમ સ્ત્રીઓને બીજકુસલ (કોઠી અને તેમાં ભરેલું બીજ) એ ન્યાયપ્રમાણે ગર્ભની સાથે આંતરસંબંધ છે, તેમ અસંગ ચિદાત્માનો અહંકારની સાથે સંબંધ છે; પરંતુ વાસ્તવિક રીતે આત્મા અસંગ છે. એ તત્ત્વના દશ ઉપદેષ્ટા છે, દશ આક્ષેપ કરનારા છે અને દશ એ તત્ત્વવિદ્યાના અધિકારીઓ છે–અર્થાત્ આ પ્રમાણે વર્ણવેલું બ્રહ્મનું અદ્વૈતપણું જ્ઞાનીઓને અનુભવસિદ્ધ છે.મૂઢો તેનો દ્વેષ કરે છે અને ચિત્તશુદ્ધિવાળા તેના ઉપર શ્રદ્ધા રાખે છે.૧૭

* અષ્ટાવક્રે પ્રતિપાદન કરેલા આત્માના અસંગીપણાનું ખંડન કરતો બંદી બોલ્યો:–જીવરૂપી પશુઓને પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ કર્મેંદ્રિયો અને અગિયારમું મન–આ અગિયાર ઇંદ્રિયો જેમાં પ્રકાશ કરનારી છે એવા શબ્દસ્પર્શાદિક વિષયો અગિયારજ છે અને તેજ સર્વ વિષયો પ્રત્યેક જીવપશુને રાગદ્વેષાદિથી બાંધનારા યજ્ઞસ્તંભો છે. એમાંનો એકે વિષય એવો નથી, કે જે બંધન કરનારો ન હોય. શબ્દાદિક વિષયોના ગ્રહણથી ઉત્પન્ન થતા હર્ષ, ખેદ વગેરે વિકારો પણ અગિયાર છે અને તે સ્વર્ગમાં દેવોને પણ રોવરાવે છે; ત્યારે મનુષ્યોને રોવરાવે એમાં તો આશ્ચર્યજ શું છે? આ રીતે વિષયો આત્માને બંધન કરનારા છે, એટલે આત્માનું અસંગપણું કેવી રીતે હોય? કારણ કે દુઃખનો અનુભવ પ્રત્યક્ષ થાય છે.૧૮

× અષ્ટાવક્ર દૃષ્ટાંતદ્વારા સિદ્ધાંતને દર્શાવતાં બંદીના મતનું ખંડન કરે છે:–જેમ માસના સમુદાયથી સંવત્સર અને અક્ષરના સમુદાયથી જગતી છંદ ભિન્ન નથી, તેમજ શુદ્ધ ચેતનાત્મા ઇંદ્રિયાદિ સમુદાયથી ભિન્ન નથી, એમ અજ્ઞાની લોકો માને છે; તોપણ '**आनंदाद्धयेव खल्विमानि भूतानि जायंते**' એ શ્રુતિ આનંદઘન પરમાત્માથીજ આ સર્વ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે. એ રીતે બ્રહ્મનેજ સર્વ પ્રાણીસમુદાયનું કારણ કહે છે. વળી જેમ અહર્ગણ નામના કર્મની, દ્વાદશાહ નામનો યજ્ઞ એ પ્રકૃતિ–કારણ છે, તેમજ સમગ્ર પ્રાણીસમુદાયનું શુદ્ધબ્રહ્મજ કારણ છે. આ ઉપરથી આત્મા ઇંદ્રિયાદિસમુદાયથી જૂદો છે, એ સિદ્ધ

બંદીએ કહ્યું:–"ત્રયોદશી તિથિને શ્રેષ્ઠ કહેલી છે અને પૃથ્વી પણ તેર દ્વીપવાળી કહી છે."*

લોમશે કહ્યું:–આટલો અર્ધો શ્લોક બોલીને બંદી ચૂપ થઇ ગયો. ત્યારે બાકીનો અર્ધો શ્લોક અષ્ટાવક્રે કહ્યો.

અષ્ટાવક્રે કહ્યું:–"કેશી તેરના યજ્ઞમાં પ્રવર્તે છે અને તેર વગેરે અક્ષરોના અતિચ્છંદો કહ્યા છે."[૨૦]+

ત્યારપછી સૂત-વરુણના પુત્ર બંદીને મૌન ધારણ કરી, નીચું મુખ ઘાલી વિચારમગ્ન થયેલો જોઇને તથા અષ્ટાવક્રને આગળ બોલતા જોઇને તે વખતે સભામાં મોટો કોલાહલ ઉત્પન્ન થયો.[૨૧] જનક રાજાના તે સમૃદ્ધિયુક્ત યજ્ઞમાં તે પ્રમાણે ઘોંઘાટ થઇ રહ્યો તે સમયે, સર્વ બ્રાહ્મણો પ્રસન્ન થઇ, હાથ જોડીને અષ્ટાવક્રનું સન્માન કરતા તેની પાસે આવ્યા.[૨૨]

પછી અષ્ટાવક્રે કહ્યું:–"હે રાજા! આ બંદીએ પહેલાં સારા વિદ્વાન બ્રાહ્મણોને વાદમાં હરાવીને, પાણીમાં ડૂબાડી દીધા છે, માટે આજે હવે આ બંદી પણ તેજ દશાએ પહોંચ્યો. તમે એને સત્વર પકડીને પાણીમાં ડૂબાવી દો."[૨૩]

બંદીએ કહ્યું:–"હે જનક રાજા! હું વરુણ રાજાનો પુત્ર છું. મારા પિતા વરુણને ત્યાં પણ તમારે ત્યાં યજ્ઞ આરંભાયો ત્યારથી આરંભાયલો બાર વર્ષનો યજ્ઞ ચાલે છે.તે યજ્ઞને માટે મેં તે મુખ્ય મુખ્ય બ્રાહ્મણોને અહીંથી મોકલી દીધા છે.[૨૪] તે સર્વે વરુણનો યજ્ઞ જોવા ગયા છે અને હમણાં તેઓ પાછા આવે છે. હવે હું પૂજન કરવા યોગ્ય અષ્ટાવક્રનું પૂજન કરૂં છું; કારણ કે એના

---

થાય છે. તે બ્રહ્મનું જ્ઞાન કેવી રીતે થાય? એ શંકાનો ઉત્તર એજ છે કે, એ જ્ઞાન શુષ્ક તર્કથી થતું નથી; પરંતુ ચિત્તશુદ્ધિથીજ થાય છે.જે ચિત્તશુદ્ધિને માટે ધ્યાનવાન યોગીઓ, બાર આદિત્યો–ઇંદ્રિયોને પોતપોતાના વિષયોમાંથી પાછી વાળીને તે દ્વારા આત્મતત્ત્વને પ્રાપ્ત કરાવનારાં બાર મહાવ્રતો કહે છેઃ–જેમ સનત્સુજાત વગેરેએ ઉદ્યોગ પર્વાદિમાં કહ્યાં છે–'**धर्मश्च सत्यं च दमस्तपश्च अमात्सर्यं ह्रीस्तितिक्षाऽनसूया। यज्ञश्च दानं च धृतिर्यमो महान् व्रतानि वै द्वादश ब्राह्मणस्य॥**' ધર્મ, સત્ય, દમ, તપ, અમાત્સર્ય, ( પારકાની મોટાઇને સાંખી લેવી તે) લજ્જા, તીતિક્ષા (દુઃખાદિને સહન કરવું તે) અનસૂયા (કોઇના ગુણમાં દોષારોપ ન કરવો તે ) યજ્ઞ, દાન, ધૈર્ય અને મહાન યમ (બ્રહ્મચર્યાદિક) આ બાર બ્રહ્મજ્ઞાન થવામાટે વ્રતો છે.૧૯

* અષ્ટાવક્રે બાર મહાવ્રત કરવાથી ચિત્તશુદ્ધિ થાય છે અને તેદ્વારા જ્ઞાન થાય છે, એમ કહ્યું તેનું ખંડન કરતાં બંદી બોલ્યો કે, કેવળ તે બારથીજ ચિત્તશુદ્ધિ થશે નહિ; પરંતુ તેમાં દેશની તથા કાળની પણ અપેક્ષા છે; કારણ કે બ્રહ્મલોકમાં ગયેલાનેજ જ્ઞાન થાય છે, એવો કેટલાએકનો આગ્રહ છે; ત્યારે સત્યયુગ વગેરેમાં જ્ઞાન થાય છે, કલિયુગમાં થતું નથી એવું કેટલાએક કહે છે; માટે કેવળ પુરુષના યત્નથી ચિત્તશુદ્ધિ થતી નથી; પરંતુ તેમાં તેરમા દેશ અથવા કાળની અપેક્ષા છે.

\+ અહીં અટકી પડતાં અષ્ટાવક્ર તેના તેરનાજ પ્રમાણથી તેનું ખંડન કરતાં કહે છે કે, તે કેશી એટલે અગ્નિ,વાયુ અને સૂર્ય, તેઓની પેઠે આત્મા નિઃસંગ છે, છતાં તે દશ ઇંદ્રિયો, બુદ્ધિ, મન તથા અહંકાર–એ તેરના સંગથી વિષયો અને ઇંદ્રિયોના સંબંધરૂપી ભોગ નામના યજ્ઞમાં પ્રવર્તે છે–અર્થાત્ અસંગ એવો આત્મા પણ બુદ્ધિ વગેરેના સંગથી સંગી હોય તેવો જણાય છે; માટે બુદ્ધિ વગેરેને શુદ્ધ કરવા પ્રયત્ન કરવો;પરંતુ ઉદાસ થઇને બેસી રહેવું નહિ. શ્રુતિ કહે છે કે:–**न तस्य प्राणा उत्क्रामंत्यत्रैव समवनीयंते तदिदमप्येतर्हि य एवं वेदाहं ब्रह्मास्मि।** જે હું બ્રહ્મરૂપ છું એમ જાણે છે તેના પ્રાણો બહાર જતા નથી; પરંતુ અહીં બ્રહ્મમાંજ સમાઈ જાય છે. આ શ્રુતિના પ્રમાણથી સિદ્ધ થાય છે કે, આ દેશમાં તથા આ કાળમાં પણ મુક્તિ થાય છે. તેને માટે બીજા દેશકાળની જરૂર નથી. તત્ત્વને ઢાંકી દેનારા અજ્ઞાનથી રહિત એવાં ધર્મ વગેરે બાર વ્રતો બુદ્ધિ, દશ ઇંદ્રિયો, મન તથા અહંકાર એ તેરને ખાઇ જાય છે–અર્થાત્ ધર્માદિકના બળથી જ્ઞાન ઉત્પન્ન થતાં બુદ્ધિ વગેરે નિવૃત્ત થાય છે. તે બુદ્ધિ વગેરેની નિવૃત્તિ થતાં, હું અદ્વૈત બ્રહ્મનો ઉપદેશ કરવા અહીં આવ્યો છું, એવી મેં જે પ્રથમ પ્રતિજ્ઞા કરી હતી, તે બ્રહ્મ પોતેજ પ્રકાશે છે. ૨૦

સમાગમથી હું મારા પિતા વરુણને મળીશ."૨૫

અષ્ટાવક્રે કહ્યું:—" આ બંદીએ પંડિત-બ્રાહ્મણોને પણ મોટા સ્વરથી બોલીને અથવા ઊહાપોહના ચાતુર્યથી હરાવીને પાણીમાં ડૂબાવી દીધા છે તેણે, ઊહાપોહવાળી બુદ્ધિ સહિત જે વેદવાણીને કુતર્કરૂપી સમુદ્રમાં ડૂબાડી હતી તેનો મેં જે રીતે ઉદ્ધાર કર્યો છે, તેની, સત્ય તથા અસત્ય વચનનો વિવેક કરવામાં કુશળ એવા પુરુષો પરીક્ષા કરો.૨૬ જેમ સજ્જનોનાં અને અસજ્જનોનાં ચરિત્રોને જાણનારો અગ્નિ, સ્વાભાવિક રીતે દાહ કરનારો છે, છતાં તે પ્રતિજ્ઞાના પ્રસંગમાં સત્ય ભાષણ કરનારાઓનાં શરીરોનો ત્યાગ કરે છે અને અસત્ય બોલનારાઓનાં શરીરોને પોતાના તેજથી બાળી મૂકે છે—અર્થાત્ તે સત્યનો પક્ષપાતી છે, જાતિ, વય, વિદ્યા વગેરેનો પક્ષપાત કરતો નથી—એ રીતેજ સત્પુરુષો પણ મંદ બોલતા બાળકની તથા પુત્રની વાણીમાંથી સત્યાસત્યની પરીક્ષા કરે છે, તેમ સત્પુરુષો અહીં મારી વાણીની પરીક્ષા કરો-અર્થાત્ આ બાળકનું વચન છે, એમ માની તેની અવગણના કરો નહિ.૨૭ હે જનક રાજા! તું શું ગુંદીના ફળભક્ષણથી ક્ષીણ બુદ્ધિવાળો થઇને મારી વાણી સાંભળે છે? અથવા તને લોકોની કરેલી સ્તુતિ મદમત્ત બનાવે છે? જેથી હાથીને જેમ અંકુશથી ટોચે, તેમ હું તને વાણીથી ટોચું છું છતાં તું મારી આ વાણીને સાંભળતો નથી?"૨૮

જનકે કહ્યું:—" હું તમારી દિવ્ય તથા અમાનુષી વાણીને સાંભળું છું. તમે સાક્ષાત્ દેવરૂપ છો. આજે તમે વિવાદમાં બંદીને જિત્યો છે, માટે હું આ બંદીને તમારે સ્વાધીન કરૂં છું.એને જે કરવું હોય તે તમારી ઇચ્છા ઉપર આધાર રાખે છે."૨૯

અષ્ટાવક્રે કહ્યું:—" હે રાજા! આ બંદીના જીવવાથી મને કંઈ લાભ નથી; માટે જો વરુણ એનો પિતા છે, ત્યારે એને સમુદ્રમાંજ ડૂબાડી દો."૩૦

બંદીએ કહ્યું:—" હું વરુણ રાજાનો પુત્ર છું, માટે તમે ડૂબાડશો તેની મને બીક નથી. હવે આ અષ્ટાવક્ર,પોતાના લાંબા કાળથી અદૃશ્ય થયેલા પિતા કહોડનાં આ મુહૂર્તમાંજ દર્શન કરશે."૩૧

લોમશે કહ્યું:—આ વાત ચાલતી હતી એવામાં મહાત્મા વરુણે પૂજા કરેલા, તે જળમાં ડૂબાડેલા સર્વ બ્રાહ્મણો જનકની પાસે આવીને ઉભા રહ્યા.૩૨

તેમાંથી કહોડે કહ્યું:—" જે કાર્ય હું કરી શકયો નહિ તે કામ મારા પુત્રે કર્યું છે! મનુષ્યો એટલા માટેજ ગર્ભાધાન કરીને પુત્રની ઇચ્છા કરે છે.૩૩ હે જનક! નિર્બળ પુરુષને પણ બળવાન પુત્ર થાય છે, મૂર્ખપુરુષને પણ ચતુર પુત્ર થાય છે અને અવિદ્વાનને પણ વિદ્વાન પુત્ર થાય છે.૩૪ હે રાજા! યુદ્ધમાં યમરાજ પોતે તીક્ષ્ણ ફરસીથી તમારા શત્રુઓનાં માથાંઓને છેદન કરો અને તમારૂં કલ્યાણ થાઓ.૩૫ અહો! આ જનક રાજાના યજ્ઞમાં મુખ્ય એવા ઔકથ્ય નામના મહાસામનું ગાયન થાય છે, સારી રીતે સોમપાન ચાલી રહ્યું છે અને દેવો પ્રત્યક્ષ રીતે આવીને પ્રસન્નતાથી પોતપોતાના યજ્ઞભાગોને ગ્રહણ કરે છે!૩૬

લોમશે કહ્યું:—હે યુધિષ્ઠિર રાજા! આ પ્રમાણે પૂર્વ કરતાં પણ અધિક કાંતિવાળા થઇને તે સર્વ બ્રાહ્મણો સભામાં પ્રકટ થયા. તે પછી જનકરાજાની આજ્ઞા લઇને બંદી સમુદ્રના જળમાં પેસી ગયો.૩૭ બંદીનો પરાજય કર્યા પછી બ્રાહ્મણોએ યથા યોગ્ય પૂજા કરેલા અષ્ટાવક્ર પણ પિતાનું પૂજન કરીને, મામા સાથે પોતાના શ્રેષ્ઠ આશ્રમમાં પાછા આવ્યા.૩૮ ત્યાં આવ્યા પછી અષ્ટાવક્રના પિતા કહોડે માતાની પાસે બેઠેલા અષ્ટાવક્રને કહ્યું કે:—'તું આ સમંગા નદીમાં ઝટ પ્રવેશ કર.' અષ્ટાવક્રે પિતાની આજ્ઞા પ્રમાણે તે સમંગા નદીમાં પ્રવેશ કર્યો, એટલે તુરત તેનાં આઠે અંગો સીધાં થઈ ગયાં;૩૯ અને સમંગા નદી પણ પવિત્ર થઈ. જે મનુષ્ય એ નદીમાં સ્નાન કરે તે પાપથી મુક્ત થાય છે; માટે હે રાજા! તમે પણ બંધુઓ અને ભાર્યા-

ની સાથે સ્નાન તથા પાન કરવામાટે એ નદીમાં પ્રવેશ કરો.[40] હે અજમીઢવંશી કુંતીપુત્ર રાજા! તમે ભાઇઓ અને બ્રાહ્મણોની સાથે તીર્થ ઉપર વિશ્વાસ રાખીને સુખથી અહીં રહો. તે પછી પવિત્ર કર્મો ઉપર એકનિષ્ઠાવાળા તમે બીજાં પવિત્ર તીર્થોમાં મારી સાથે ફરશો.[41]

ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં "લોમશતીર્થયાત્રામાં અષ્ટાવક્રનું આખ્યાન" એ વિષયનો અધ્યાય ૧૩૪મો સમાપ્ત.

## અધ્યાય ૧૩૫ મો

### યવક્રીતનું આખ્યાન

॥ लोमश उवाच ॥

**एषामधुविला राजन्समंगा संप्रकाशते ॥**
**एतत्कर्दमिलं नाम भरतस्याभिषेचनम् ॥१॥**

લોમશે કહ્યું:-હે રાજા! આ મધુવિલા નામની નદી દેખાય છે, એનું બીજું નામ સમંગા છે. આ કર્દમિલ નામનું ભરતના અભિષેકનું સ્થાન છે.[1] પૂર્વે શચીપતિ ઇંદ્ર, વૃત્રાસુરનો વધ કરવાથી લક્ષ્મીથી ભ્રષ્ટ થયો હતો, તે આ સમંગામાં સ્નાન કરવાથી સર્વ પાપોથી મુક્ત થયો હતો.[2] હે પુરુષશ્રેષ્ઠ! આ મૈનાક પર્વતના મધ્યમાં આવેલું વિનશન નામનું તીર્થ છે. પૂર્વે અદિતિએ અહીં પુત્રપ્રાપ્તિને માટે ચરુ તૈયાર કર્યો હતો.[3] હે ભરતશ્રેષ્ઠ! તમે આ પર્વતરાજ ઉપર ચઢીને, અપયશ આપનારી તથા વર્ણવી ન શકાય તેવી દરિદ્રતાને દૂર કરશો.[4] હે રાજા! ઋષિઓને પ્રિય એવા આ કનખલ પર્વતો છે અને હે યુધિષ્ઠિર! આ મહાનદી ગંગા પ્રકાશી રહી છે.[5] પૂર્વે ભગવાન સનત્કુમાર અહીં સિદ્ધિ પામ્યા હતા. હે અજમીઢવંશી! તમે એમાં સ્નાન કરવાથી સર્વ પાપોથી મુક્ત થશો.[6] હે કુંતીપુત્ર! આ પુણ્ય નામનો ધરો છે, આ ભૃગુતુંગ નામનો પર્વત છે અને આ ઉષ્ણી ગંગા છે. એનો તમે અમાત્યોની સાથે સ્પર્શ કરો.[7] આ સ્થૂલશિરા ઋષિનો રમણીય આશ્રમ દેખાય છે. હે કુંતીપુત્ર! એ સ્થાનમાં તમે માન અને ક્રોધને ત્યજી દો.[8] હે પાંડુપુત્ર! આ રૈભ્યનો શોભાસંપન્ન આશ્રમ દેખાય છે, જ્યાં ભરદ્વાજનો વિદ્વાન પુત્ર યવક્રીત નાશ પામ્યો હતો.[9]

યુધિષ્ઠિરે પૂછ્યું:-પ્રતાપી ભરદ્વાજ ઋષિ કેવી રીતે યોગી થયા હતા? અને તે મુનિનો પુત્ર યવક્રીત શામાટે મરણ પામ્યો હતો? એ સઘળું જે પ્રમાણે થયું હોય, તે પ્રમાણે સાંભળવાની હું ઇચ્છા રાખું છું; કારણકે દેવના જેવા મહાત્માઓનાં ચરિત્રો સાંભળવાથી હું બહુ આનંદ પામું છું.[10,11]

લોમશે કહ્યું:-ભરદ્વાજ મુનિ અને રૈભ્યમુનિ બન્ને મિત્રો હતા; તેઓ પરસ્પરમાં અત્યંત પ્રેમ રાખતા અહીં રહેતા હતા.[12] હે ભરતવંશી! તેમાં રૈભ્યને અર્વાવસુ અને પરાવસુ નામના બે પુત્રો હતા અને ભરદ્વાજને એક યવક્રીત નામનો પુત્ર હતો.[13] હે ભારત! રૈભ્ય તથા તેના પુત્રો વિદ્વાન હતા; ત્યારે ભરદ્વાજ તપસ્વી હતા. તે બન્નેની બાલ્યવયથીજ અતુલ કીર્તિ ફેલાયલી હતી.[14] પોતાના તપસ્વી પિતાનો બ્રાહ્મણો સત્કાર કરતા ન હતા, તે જોઇને તથાપુત્રોસહિત વિદ્વાન રૈભ્યનો બ્રાહ્મણોથી સત્કાર થતો જોઈને નિષ્પાપ તથા તેજસ્વી યવક્રીત ક્રોધાયમાન થઈને તપી ઉઠયો; અને હે પાંડવ! તેણે વેદનું જ્ઞાન થવામાટે ભયંકર તપ કરવા માંડયું.[16] તે મહાતપસ્વીએ પ્રદીપ્ત થયેલા મહાઅગ્નિમાં પોતાનું શરીર તપાવવા માંડયું અને તેથી ઇંદ્રને સંતાપ ઉત્પન્ન કર્યો.[17] હે યુધિષ્ઠિર! તે પછી ઇંદ્ર યવક્રીતની પાસે આવ્યો અને બોલ્યો કે:-"તું શામાટે આવું મોટું તપ કરે છે?"[18]

યવક્રીતે કહ્યું:-"હે દેવગણોએ પૂજેલા ઇંદ્ર! બ્રાહ્મણોએ જેનું અધ્યયન કરેલું ન હોય એવા વેદોનું મને જ્ઞાન થાય, એ હેતુથી હું આ ઉત્તમ તપ કરૂં છું.[19] હે કુશિકવંશી ઇંદ્ર! આ મારો સમારંભ વેદના સ્વાધ્યાયમાટે છે; અને હું તે સર્વ શાસ્ત્રોના જ્ઞાનને તપથી જાણવાની ઇચ્છા રાખું છું;[20] કારણકે હે વિભો! મોટા વેદો લાંબે કાળે ગુરુમુખથી ભણી શકાય છે, માટે તે એમ ને એમ આવડી જાય, એટલા માટે

મેં આ મહાપ્રયત્ન કરવા માંડયો છે."૨૧

ઇંદ્રે કહ્યું:–"હે બ્રહ્મર્ષિ ! તમે જે માર્ગે જવા ધારો છો, તે વેદપ્રાપ્તિનો માર્ગ નથી; ત્યારે હે વિપ્ર ! આ રીતે આત્મનાશ કરવાનું શું ફળ છે ? (કંઇજ નહિ;) માટે જાઓ,ગુરુના મુખથી વેદોનું અધ્યયન કરો."૨૨

લોમશે કહ્યું:–હે ભરતવંશી રાજા ! આ પ્રમાણે કહીને ઇંદ્ર ત્યાંથી ચાલ્યા ગયા અને અમાપ પરાક્રમવાળા યવક્રીતે પણ ફરી તપશ્ચર્યાનો પ્રયત્ન કરવા માંડયો.૨૩ હે રાજા ! અમે સાંભળ્યું છે કે, તે મહાન તપ કરતા યવક્રીતે પોતાના ભયંકર તપથી દેવેંદ્રને બહુ સંતાપ ઉત્પન્ન કર્યો. તે રીતે તીવ્ર તપ કરતા મહામુનિની આગળ ફરી બળદૈત્યને હણનારા ઇંદ્રે આવીને તેને વાર્યો તથા કહ્યું કે:–૨૫"તેં આ અશક્ય કાર્ય આરંભ્યું છે. એ તારૂં કૃત્ય વિચારપૂર્વક થતું નથી. આમ કરવાથી તને અને તારા પિતાને વેદનું જ્ઞાન થશે નહિ."૨૬

યવક્રીતે કહ્યું:–"હે દેવરાજ ! તમે એ પ્રમાણે મારૂં ઇચ્છિત કરશો નહિ તો હું મહાન નિયમથી અત્યંત ભયંકર તપ કરીશ.૨૭ હે દેવોના રાજા ઇંદ્ર ! તમે જો એ રીતે મારી ઇચ્છિત સર્વ કામનાઓને પૂર્ણ નહિ કરો તો હું મારાં અંગો કાપી કાપીને પ્રદીપ્ત અગ્નિમાં હોમીશ, એમ તમે જાણજો."૨૮

લોમશે કહ્યું:–બુદ્ધિમાન ઇંદ્રે પણ તે મહાત્મા મુનિનો તેવો નિશ્ચય જાણીને, તેને તપથી અટકાવવામાટે પ્રથમ બુદ્ધિથી વિચાર કર્યો અને પછી તેણે સેંકડો વર્ષના દુર્બળ અને ક્ષયવાળા એક તપસ્વી બ્રાહ્મણનું રૂપ લીધું;૨૯,૩૦અને જે ઘાટ ઉપર યવક્રીત નિત્ય સ્નાનશૌચાદિ કરતો હતો ત્યાં તેણે ગંગામાં રેતીથી પાળ બાંધવા માંડી.૩૧જ્યારે ઘણું ઘણું કહેતાં પણ દ્વિજ શ્રેષ્ઠ યવક્રીતે તેનું કહેવું માન્યું નહિ,ત્યારે ઇંદ્રે રેતીથી ગંગાને પૂરવા માંડી.૩૨ યવક્રીતને દાખલો આપવામાટે બ્રાહ્મણરૂપધારી ઇંદ્ર, કિનારેથી રેતીની મૂઠી ભરી ભરીને વારંવાર ગંગામાં નાખી તેનાથી પાળ બાંધવા લાગ્યો.૩૩ યવક્રીતે, પાળ બાંધવામાટે પ્રયત્ન કરતા તે બ્રાહ્મણને દીઠો અને તે મુનિશ્રેષ્ઠ હસીને તેને આ પ્રમાણે કહેવા લાગ્યો:– "હે બ્રાહ્મણ ! તમે આ શું કરો છો ? અહીં તમારે શું કરવાની ઇચ્છા છે ? આ તમે નિરર્થક બહુ મોટો પ્રયત્ન કરો છો."૩૫

ઇંદ્રે કહ્યું:–હે તાત ! લોકો વારંવાર ગંગા તરવાથી દુ:ખી થાય છે, તેથી હું ગંગામાં પાળ બાંધું છું, જેથી સુખકારક માર્ગ થશે."૩૬

યવક્રીતે કહ્યું:–'હે તપોધન ! આ ગંગાનો મોટો પ્રવાહ તમારાથી બાંધી શકાશે નહિ; માટે તમે આ અશકય કાર્ય છોડી દો, અને જે બની શકે તેવું કાર્ય હોય તેનો આરંભ કરો." ૩૭

ઇંદ્રે કહ્યું:–જેમ તમે વેદને માટે અશકય તપ કરવા માંડયું છે, તેમ અમે પણ આ કાર્યનો ભાર ઉપાડયો છે."૩૮

યવક્રીતે કહ્યું:–" હે દેવેંદ્ર ! જેવો તમારો આ નિરર્થક આરંભ છે, તેવો જો મારો આરંભ પણ તમે નિરર્થક માનતા હો તો,હે દેવગણના રાજા! તમારાથી જે કરી શકાય એવું હોય તે કરો અને મને બીજા વરો આપો, કે જેથી હું બીજાઓ કરતાં શ્રેષ્ઠ થાઉં."૩૯,૪૦

લોમશે કહ્યું:–તે પછી મહાતપસ્વી યવક્રીતે જે જે વરો માગ્યા તે ઇંદ્રે તેને આપ્યા અને કહ્યું કે:–" તને તથા તારા પિતાને ઇચ્છા પ્રમાણે વેદો સ્ફુરી નીકળશે તું અને બીજી પણ જે કામના કરીશ તે તારી પૂર્ણ થશે. હવે હે યવક્રીત ! તું તારા આશ્રમમાં જા." આ રીતે જેની કામના પૂર્ણ થઈ હતી, તે યવક્રીત પિતા પાસે આવ્યો અને આ પ્રમાણે કહેવા લાગ્યો.

યવક્રીતે કહ્યું:–' હે પિતા ! તમને તથા મને વેદો વગરભણ્યે આવડશે તથા આપણે બન્ને સર્વથી શ્રેષ્ઠ થઇશું, એવા વરો મેં મેળવ્યા છે."૪૧–૪૩

ભરદ્વાજે કહ્યું:–હે તાત ! તેં ઇચ્છા પ્રમાણે વરો મેળવ્યા છે, તેથી તને ગર્વ થઇ જશે અને તે ગર્વથી ફુલેલો તું દીન બનીને થોડા સમયમાંજ નાશ પામીશ.૪૪ આ સંબંધમાં

દેવોએ કહેલી આ ગાથા ઉદાહરણરૂપ છે. હે પુત્ર! પૂર્વે એક બાલધિ નામના પરાક્રમી મુનિ હતા.[45] તે પુત્રના શોકથી ઉદ્વેગ પામીને 'મને અમર પુત્ર થાય' એવી ઇચ્છાથી મહાદુષ્કર તપ કરવા લાગ્યા અને તેને તે વર મળ્યો;[46] પરંતુ દેવોએ તેને વર આપતાં કહ્યું કે, તમારો પુત્ર દેવના જેવો અમર થશે નહિ; કારણકે મરણધર્મવાળો કોઈ અમર થતો નથી; તોપણ તે પુત્ર નિમિત્તાયુષ થશે-અર્થાત્ આયુષ્યના નિમિત્તમાં જે પદાર્થ કહેશો તેના જેટલા આયુષ્યવાળો થશે."[47]

બાલધિએ કહ્યું:-' હે દેવશ્રેષ્ઠો! આ પર્વતો નિત્ય અખંડ રહે છે, એની અખંડતા સુધી મારા પુત્રનું આયુષ્ય રહો.'[48]

ભરદ્વાજે કહ્યું:-" દેવોના વરદાન પછી બાલધિને મેધાવી નામનો એક ક્રોધી પુત્ર ઉત્પન્ન થયો. તે પોતાનું આયુષ્ય પર્વતોના જેટલું છે એમ સાંભળીને ગર્વ કરવા લાગ્યો અને ઋષિઓનું અપમાન કરવા મંડયો.[49] તે મુનિઓના અપરાધ કરતો આ પૃથ્વીમાં ફરવા લાગ્યો અને ફરતાં ફરતાં એક મહાપરાક્રમી વિદ્વાન ધનુષાક્ષ નામના ઋષિ પાસે જઇ ચઢયો.[50] મેધાવીએ તેનો અપરાધ કર્યો, એટલે વીર્યવાન ધનુષાક્ષે તેને શાપ આપ્યો કે, 'તું બળીને ભસ્મ થઇ જા,' પરંતુ તે ભસ્મ થઈ ગયો નહિ.[51] જ્યારે ધનુષાક્ષમુનિએ મેધાવીને ક્ષેમકુશળ જોયો ત્યારે તેમણે પાડાઓ ઉત્પન્ન કરીને તેનાથી મેધાવીના આયુષ્યના નિમિત્તરૂપ પેલા પર્વતોને તોડી નખાવ્યા.[52] જ્યાં નિમિત્તભૂત પર્વતો નાશ પામ્યા, કે તેની સાથેજ તે મુનિબાળક તુરત મરણ પામ્યો. તેના પિતા તે મરણ પામેલા પુત્રને લઈને રડવા લાગ્યા.[53] અત્યંત વ્યાકુળ થઇને વિલાપ કરતા બાલધિમુનિને જોઇને, વેદવેત્તા સર્વ મુનિઓએ જે ગાથા કહી છે, તે તું સાંભળ.[54] 'ધનુષાક્ષે પાડાઓ પાસે આ પર્વતોને તોડી નંખાવ્યા! એ ઉપરથી સિદ્ધ થાય છે કે, મનુષ્ય દૈવથી પ્રાપ્ત થતા અર્થને કોઈ રીતે ઓળંગી શકતો નથી.'[55] તપસ્વીબાળકો એ પ્રમાણે વરદાન મેળવીને ગર્વપૂર્ણ થઇ જાય છે અને તત્કાળ વિનાશ પામે છે, તેવી તારી સ્થિતિ થવી ન જોઇએ.[56] હે પુત્ર! આ રૈભ્ય મહાપરાક્રમી છે અને એના પુત્રો પણ તેવાજ છે, માટે તું તેના સપાટામાં ન આવે તે રીતે સાવધાન રહીને વર્તજે.[57] હે પુત્ર! મહર્ષિ તે રૈભ્ય તપસ્વી છે અને ક્રોધી છે, તેમજ તે ક્રોધ ચઢતાં રોષથી બીજાને પીડવા સમર્થ છે."[58]

યવક્રીતે કહ્યું:-" હે પિતા! હું એ પ્રમાણે કરીશ, તમે કોઈ રીતે સંતાપ કરશો નહિ. મારે જે રીતે આપ માન્ય છો, તે રીતેજ રૈભ્ય પણ પિતાતુલ્ય માન્ય છે."[59]

લોમશે કહ્યું:-આ પ્રમાણે પિતાને મૃદુ વચન કહીને, નિર્ભય બનેલો યવક્રીત બીજા ઋષિઓને પીડવા લાગ્યો. અને તેથી બહુ હર્ષથી સંતોષ પામવા લાગ્યો.[60]

ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં " લોમશતીર્થયાત્રામાં યવક્રીતોપાખ્યાન " એ વિષયનો અધ્યાય ૧૩૫ મો સમાપ્ત.

# અધ્યાય ૧૩૬ મો

## યવક્રીતનું આખ્યાન-તેનો વિનાશ

॥ लोमश उवाच ॥

**चंक्रम्यमाणः स तदा यवक्रीतोऽकुतोभयः ॥**
**जगाम माधवे मासि रैभ्याश्रमपदं प्रति ॥१॥**

લોમશે કહ્યું:-યવક્રીત કોઇનો પણ ભય ન રાખતાં પૃથ્વી ઉપર ફરવા લાગ્યો. એક વખતે તે વૈશાખ માસમાં રૈભ્યના આશ્રમસ્થાનમાં જઈ પહોંચ્યો.[1] હે ભારત! પુષ્પવાળાં વૃક્ષોથી સુશોભિત તે રમણીય આશ્રમમાં તેણે ગંધર્વની સ્ત્રી જેવી રૈભ્યની પુત્રવધૂને ફરતી દીઠી.[2] તે વખતે કામવડે ચિત્ત હરાઈ જવાથી નિર્લજ્જ બનેલા યવક્રીતે તે શરમાળ સુંદરીપ્રત્યે કહ્યું કે:-" તું મારી પાસે આવ.[3]" ત્યારે તે સ્ત્રી તેનો સ્વભાવ જાણીને તેના શાપથી ભય પામતી, રૈભ્યના તેજસ્વીપણાને લક્ષ્યમાં રાખી ' ઠીક છે '

એમ કહીને તેની પાસે ગઇ.[૪] હે ભરતવંશી રાજા ! તે પછી યવક્રીતે તેને એકાંતમાં લઇ જઈ કુકર્મથી શોકસાગરમાં ડૂબાડી દીધી ! હે શત્રુદમન રાજા ! એવામાં રૈભ્યમુનિ પોતાના આશ્રમમાં આવ્યા;[૫] અને હે યુધિષ્ઠિર ! તેમણે પોતાના પુત્ર પરાવસુની ભાર્યાને પીડિત થઇ રડતી દીઠી, એટલે કોમળ વાણીથી તેનું સાંત્વન કરીને રૈભ્યે તેને રડવાનું કારણ પૂછયું.[૬] ત્યારે તે શુભાચરણી સ્ત્રીએ, રૈભ્ય મુનિને યવક્રીતનું સર્વ ભાષણ કહી સંભળાવ્યું તથા પોતે વિચારપૂર્વક તેનો નિષેધ કર્યો હતો, છતાં તેણે પોતાના ઉપર બળાત્કાર કર્યો, તે પણ કહી દીધું.[૭]

યવક્રીતનું તેવું આચરણ સાંભળતાંજ રૈભ્યને અંતઃકરણ બાળી નાખતો હોય તેવો મહાક્રોધ ઉત્પન્ન થયો.[૮] તપસ્વી અને મહાક્રોધી રૈભ્યે તેજ વખતે કોપાવેશને લીધે પોતાની જટામાંથી એક લટ તોડીને સંસ્કારયુક્ત મંત્રોથી તેનો અગ્નિમાં હોમ કર્યો.[૯] તેની સાથેજ તે વધૂના જેવી રૂપવાળી એક સ્ત્રી (કૃત્યા) અગ્નિમાંથી ઉત્પન્ન થઈ. ઋષિએ ફરી બીજી લટ તોડીને તેનો પણ અગ્નિમાં હોમ કર્યો,[૧૦] એટલે તેનાથી ઘોર નેત્રવાળો તથા ભયંકર દેખાવવાળો એક રાક્ષસ ઉત્પન્ન થયો. તે કૃત્યા તથા રાક્ષસે રૈભ્યને પૂછયું કે:-"અમે બન્ને શું કામ કરીએ ?" ત્યારે ક્રોધ પામેલા ઋષિએ તે બન્નેને કહ્યું કે:- "તમે યવક્રીતનો વધ કરો."

'તથાસ્તુ' એમ કહીને તે બન્ને યવક્રીતને મારવા માટે ત્યાંથી ચાલી નીકળ્યાં.[૧૨] હે ભરતવંશી રાજા ! યવક્રીતની પાસે જઇને, મહાત્માએ ઉત્પન્ન કરેલી પેલી કૃત્યાએ તેને મોહિત કરી દીધો અને તેનું પાણીનું કમંડલુ લઇ લીધું.[૧૩] જળનું કમંડલુ ખેંચી લેવાથી યવક્રીત ઉચ્છિષ્ટ થઇ ગયો, એટલે પેલો રાક્ષસ હાથમાં શૂલ ઉગામીને તેના તરફ દોડયો.[૧૪] પોતાને મારવાની ઇચ્છાથી હાથમાં ત્રિશૂલ લઈને દોડતા તે રાક્ષસને જોઇને યવક્રીત એકદમ ઉઠયો અને પાણી મેળવવાની ઇચ્છાથી તળાવ તરફ દોડયો;[૧૫] પરંતુ તેણે તળાવને પાણીવિનાનું જોયું. ત્યારે તે ફરી ઉતાવળથી સર્વ નદીઓ તરફ દોડયો; પરંતુ તે બધીને પણ તેણે શોષાં લીધેલી દીઠી.[૧૬] આ પ્રમાણે ત્રિશૂલધારી ભયંકર રાક્ષસે ચોતરફથી રોકવા માંડેલો યવક્રીત ભયભીત થઇને પોતાના પિતાની અગ્નિહોત્રશાળામાં એકાએક પેસવા ગયો;[૧૭] પરંતુ હે રાજા ! ત્યાં અગ્નિહોત્રશાળાનું રક્ષણ કરવા રહેલા એક આંધળા શૂદ્રે, તેને પ્રવેશ કરતાં દ્વારમાંજ બળથી પકડી લીધો એટલે તે ત્યાંજ ઉભો રહ્યો.[૧૮] એટલામાં પાછળ પડેલા પેલા રાક્ષસે, શૂદ્રે પકડી રાખેલા યવક્રીતની છાતીમાં ત્રિશૂલ માર્યું અને તેથી તેની છાતી ચીરાઇ જતાં તે ધરણી ઉપર પડી ગયો.[૧૯] આ રીતે યવક્રીતને મારીને તે રાક્ષસ રૈભ્યની પાસે આવ્યો અને રૈભ્યની આજ્ઞાથી પેલી સ્ત્રી (કૃત્યા)-ની સાથે તે ત્યાં રહ્યો.[૨૦]

**ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રાપર્વમાં "લોમશતીર્થયાત્રાપર્વમાં યવક્રીતોપાખ્યાન" એ વિષયનો અધ્યાય ૧૩૬મો સમાપ્ત.**

# અધ્યાય ૧૩૭ મો

## યવક્રીતનું આખ્યાન-ભરદ્વાજનો શાપ તથા અગ્નિપ્રવેશ

**॥ लोमश उवाच ॥**

**भरद्वाजस्तु कौंतेय कृत्वा स्वाध्यायमाह्निकम् समित्कलापमादाय प्रविवेश स्वमाश्रमम् ॥१॥**

લોમશ બોલ્યાઃ-હે કુંતીપુત્ર યુધિષ્ઠિર ! ભરદ્વાજ આહ્નિક તથા બ્રહ્મયજ્ઞ કરી, સમિધની ઝુડી લઇને પોતાના આશ્રમમાં દાખલ થયા.[૧] પૂર્વે જ્યારે ભરદ્વાજ મુનિ આશ્રમમાં આવતા, ત્યારે તેમને જોઇને અગ્નિહોત્રના અગ્નિઓ જ્વાળાઓદ્વારા તેમને અભિનંદન આપતા હતા; પરંતુ આજે અગ્નિઓએ, પુત્રનાશથી સૂતકી થયેલા ઋષિને દર્શનદ્વારા અભિનંદન આપ્યું નહિ.[૨] મહાતપસ્વી ઋષિએ આ પ્રમાણે અગ્નિહોત્રમાં વિકાર થયેલો જોયો ત્યારે તેમણે પેલા ગૃહરક્ષક આંધળા શૂદ્રને પૂછયું કે:-[૩] "ઓ

શૂદ્ર ! આજે અગ્નિઓ પહેલાંની પેઠે મારાં દર્શનને કેમ અભિનંદન આપતા નથી ? અને તું પણ પહેલાંના જેવો જણાતો નથી ? આ આશ્રમમાં કુશળ તો છે ને ?[4] મારો અલ્પ બુદ્ધિવાળો પુત્ર રૈભ્યની પાસે તો ગયો નથી ને ? એ સઘળું તું મને તત્કાળ કહે, કારણકે મારૂં મન સંશયગ્રસ્ત થયું છે."[5]

શૂદ્ર બોલ્યોઃ–આ તમારો અલ્પ બુદ્ધિવાળો પુત્ર ખરેખર રૈભ્યના આશ્રમમાં ગયો હતો અને તેથીજ બળવાન રાક્ષસે તેને મારી નાખ્યો છે, તેથી આ પૃથ્વી ઉપર પડયો છે.[6] શૂલધારી રાક્ષસે તેને જ્યાંથી ત્યાંથી રૂંધવા માંડયો હતો, તેથી તે અગ્નિહોત્રશાળામાં પેસવા દોડયો; પરંતુ ત્યાં મેં તેને દ્વાર ઉપર બે હાથથી પકડીને રોકી દીધો.[7] યવક્રીત અપવિત્ર હતો, તેથી તેને પવિત્ર થવા જળની જરૂર હતી; પરંતુ મારા રોકાણથી તે નિરાશ થઇ ગયો અને એટલામાં અત્યંત વેગથી આવેલા રાક્ષસે પોતાના હાથમાં રહેલા શૂલથી તેને મારી નાખ્યો."[8]

આવું તે શૂદ્રે કરેલું મહાન અપ્રિય કાર્ય તેના મુખથીજ સાંભળીને, ભરદ્વાજ પોતાના મરણ પામેલા પુત્રને ખોળામાં લઈ, અત્યંત દુઃખી થઇ વિલાપ કરવા લાગ્યા.[9]

ભરદ્વાજે કહ્યું:–"ઓ પુત્ર ! બ્રાહ્મણોને ન ભણેલા વેદોનું પણ ભાન થાય આવી ઇચ્છાથી તેં બ્રાહ્મણોને માટે તપ કર્યું હતું.[10] આ રીતે મહાત્મા બ્રાહ્મણોનું કલ્યાણ કરવાનો તારો સ્વભાવ હતો અને તેં કોઈપણ પ્રાણીનો અપરાધ કર્યો ન હતો; પરંતુ પાછળથી તું કઠોર થઇ ગયો હતો.[11] હે તાત ! મેં તને રૈભ્યના આશ્રમમાં જવાને પ્રથમથી રોકયો હતો, છતાં તું તે કાલાંતક યમના જેવા રૈભ્યનાં દર્શનને માટે ગયોજ.[12] તે મહાતેજસ્વી રૈભ્ય હું વૃદ્ધ છું અને મારો એકનો એક પુત્ર છે એમ જાણે છે, છતાં તે મહાદુર્બુદ્ધિવાળો કોપને વશ થઈ ગયો[13] અને તેના કર્મથી હું આ પુત્રના શોકને પ્રાપ્ત થયો છું. ઓ પુત્ર ! હવે હું તારાવિના આ પૃથ્વી ઉપર મારા અત્યંત વહાલા પ્રાણને પણ ત્યજી દઉં છું.[14] હું પુત્રના શોકથી શોકાતુર થઇને જેમ દેહનો ત્યાગ કરૂં છું, તેમ તેનો મોટો પુત્ર પણ નિરપરાધી રૈભ્યનો તુરત નાશ કરશે.[15] જેઓને મૂળથીજ પુત્ર હોતો નથી તે પુરુષો સુખી છે; કારણકે તેઓ પુત્રશોકને ભોગવ્યાવિના સુખથી ફરી શકે છે;[16] પરંતુ જેઓ પુત્રશોકને લીધે મનમાં અત્યંત આકુળવ્યાકુળ થાય છે અને દુઃખી થઇને પોતાના ઈષ્ટમિત્રોને પણ શાપ આપે છે, તેઓથી બીજો વધારે પાપી કોણ હોય ?[17] અરેરે ! મેં પુત્રને મરેલો દીઠો તથા ઇષ્ટમિત્રને પણ શાપ દીધો ! આવી વિપત્તિને બીજો કોણ અનુભવે ?"

લોમશે કહ્યું:–આ પ્રમાણે અનેક પ્રકારથી વિલાપ કરીને ભરદ્વાજે પુત્રને અગ્નિસંસ્કાર કર્યો અને પછી પોતે પણ અત્યંત પ્રદીપ્ત થયેલા અગ્નિમાં પ્રવેશ કર્યો.[18,19]

ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં 'લોમશતીર્થયાત્રામાં યવક્રીતોપાખ્યાન' એ વિષયનો અધ્યાય ૧૩૭ મો સમાપ્ત.

## અધ્યાય ૧૩૮ મો

### યવક્રીતનું આખ્યાન–રૈભ્યનો વધ તથા સર્વનું પુનઃ સજીવન થવું

॥लोमश उवाच॥

एतस्मिन्नेव काले तु बृहद्युम्नो महीपतिः ॥
सत्रं तेने महाभागो रैभ्ययाज्यः प्रतापवान् ॥१

લોમશે કહ્યું:–એજ સમયે રૈભ્યનો યજમાન મહાભાગ્યશાળી તથા પ્રતાપી બૃહદ્યુમ્ન નામનો રાજા યજ્ઞ કરવા લાગ્યો.[1] તે બુદ્ધિમાન બૃહદ્યુમ્ન રાજાએ, યજ્ઞમાં સહાય કરવામાટે રૈભ્યના અર્વાવસુ અને પરાવસુ નામના બન્ને પુત્રોને વર્યા હતા.[2] હે કુંતીપુત્ર ! તેથી તે બન્ને પુત્રો પિતાની આજ્ઞા લઇને રાજાને ત્યાં યજ્ઞમાં ગયા હતા અને આશ્રમમાં રૈભ્ય તથા પરાવસુની ભાર્યા રહ્યાં હતાં.[3] પછી થોડે દિવસે પરાવસુ પોતાની ભાર્યાને મળવામાટે એકલો આશ્રમમાં આવવા નીકળ્યો. ત્યાં તેણે મૃગચર્મથી ઢંકા-

ચલા પોતાના પિતાને વનમાં દીઠા.[૪] તે વખતે પાછલી રાત હતી, તેથી અંધારૂં પણ રહેલું હતું અને પરાવસુ ઉંઘથી આંધળા જેવો થઈ ગયો હતો તેથી તેણે ગાઢા જંગલમાં ફરતા પોતાના પિતાને ઓળખ્યા નહિ; પરંતુ તે મૃગ છે એમ માની લીધું;[૫] અને પોતાના શરીરનું રક્ષણ કરવાની ઇચ્છાથી તેણે અજ્ઞાનપણામાં પિતાને મૃગ માનીને તેનો વધ કર્યો;[૬] પરંતુ હે ભરતવંશી રાજા ! તે પોતાના પિતા છે એમ જણાતાં તેણે તેનાં અંત્યેષ્ટિ વગેરે સર્વ પ્રેતકાર્યો કર્યાં અને પાછો યજ્ઞમાં આવીને તેણે પોતાના ભાઈને કહ્યું કેઃ–[૭] "તું એકલો આ યજ્ઞકર્મ કરવા સમર્થ નથી અને મેં તો પિતાને મૃગ માનીને તેમનો વધ કર્યો છે,[૮]માટે તું મારી બ્રહ્મહત્યાને દૂર કરવા સારૂ વ્રત કર; અને હે મુનિ! હું એકલો પણ આ કર્મ કરવામાટે સમર્થ છું."[૯]

અર્વાવસુએ કહ્યુંઃ–" ભલે, તું બુદ્ધિમાન બૃહદ્યુમ્નનો યજ્ઞ કર અને હું ઇંદ્રિયો નિયમમાં રાખીને તારેમાટે બ્રહ્મહત્યાનું વ્રત કરીશ."[૧૦]

લોમશે કહ્યુંઃ–હે યુધિષ્ઠિર ! તે પછી અર્વાવસુએ બ્રહ્મહત્યાનું વ્રત કર્યું અને તે પૂર્ણ કર્યા પછી તે મુનિ પાછો યજ્ઞમાં આવ્યો.[૧૧] પરાવસુ પોતાના ભાઇને આવેલો જોઇને,હર્ષથી ગળગળે કંઠે બૃહદ્યુમ્નને આ પ્રમાણે કહેવા લાગ્યો કેઃ–[૧૨] "આ બ્રહ્મહત્યારો તમારા યજ્ઞનાં દર્શન કરવા પણ અહીં પ્રવેશ કરે નહિ; કારણ કે બ્રહ્મહત્યા કરનારો માત્ર જોઇને પણ તમને જરૂર પીડામાં નાખશે."[૧૩]

લોમશે કહ્યુંઃ–હે પ્રજાપતિ ! તે સાંભળતાંજ રાજાએ, સેવકોને આજ્ઞા કરી એટલે તે સેવકો તેને ત્યાંથી બહાર કાઢવા લાગ્યા;અને હે ભારતરાજ ! વારંવાર તેને બ્રહ્મહત્યારો કહેવા લાગ્યા. તે વખતે અર્વાવસુએ વારંવાર કહેવા માંડયું કેઃ–'મેં એ બ્રહ્મહત્યા કરી નથી, પરંતુ તે મારા ભાઇએ કરી છે. મેં તો તેને બ્રહ્મહત્યાથી મુક્ત કર્યો છે, છતાં તે પોતાની કરેલી બ્રહ્મહત્યાને કબૂલ કરતો નથી." [૧૬]

આ પ્રમાણે અર્વાવસુ કહેતો હતો, તોપણ પેલા સેવકોએ ક્રોધ કરીને તેને કહ્યું કેઃ–'તું મિથ્યાવાદી છે.' ત્યારે મહાતપસ્વી બ્રહ્મર્ષિ અર્વાવસુ મૂંગે મોઢે વનમાં ચાલ્યો ગયો;[૧૭] અને ત્યાં તે દ્વિજશ્રેષ્ઠે સૂર્યનો આશ્રય કરીને ઉગ્ર તપ કરવા માંડયું તથા તેણે સૂર્યના મંત્રને પ્રકાશ કરનારો રહસ્ય વેદ રચી કાઢયો,[૧૮] તેથી અગ્રભોક્તા અવિનાશી સૂર્યે પોતે પ્રત્યક્ષ થઇને તેને દર્શન આપ્યાં.

લોમશે કહ્યુંઃ–હે રાજા ! અર્વાવસુનાં કર્મથી દેવો પણ તેના ઉપર પ્રસન્ન થયા [૧૯] અને તેઓએ પરાવસુને યજ્ઞથી દૂર કરીને અર્વાવસુનો સ્વીકાર કર્યો. પછી અગ્નિ વગેરે દેવોએ તેને વર માગવા કહ્યું,[૨૦] ત્યારે દ્વિજશ્રેષ્ઠ અર્વાવસુએ, પોતાના પિતા જીવતા થાય, ભાઈ પાપથી રહિત થાય, પિતાને વધનું સ્મરણ રહે નહિ, ભરદ્વાજ અને યવક્રીત બન્ને જીવતા થાય અને પૂર્વોક્ત સૂર્યના વેદની શિષ્યાદિદ્વારા પ્રવૃત્તિ થાય, એટલાં વરદાનો માગ્યાં. ત્યારે ' ભલે એમ થાઓ' એ પ્રમાણે કહીને દેવોએ તેને વરો આપ્યા.[૨૨] હે યુધિષ્ઠિર ! તે પછી ત્યાંજ સર્વે સજીવન થઇને પ્રકટ થયા અને યવક્રીતે અગ્નિ વગેરે દેવોને પૂછયું કેઃ–" હે દેવશ્રેષ્ઠો ! મેં વેદનો સારી રીતે અભ્યાસ કર્યો છે તથા વ્રતો કર્યાં છે, છતાં અધ્યયન કરનારા અને તપસ્વી એવા મને, રૈભ્ય તેવા મારણપ્રયોગથી કેમ મારી શકયા ? " [૨૩,૨૪]

દેવોએ કહ્યુંઃ–" હે યવક્રીત મુનિ ! તું જે બોલે છે તેવું મનમાં સમજીશ નહિ; કારણકે તેં પૂર્વે ગુરુવિના સુખથી વેદોનું અધ્યયન કર્યું છે[૨૫] અને આ રૈભ્યે તો દુઃખ વેઠી, પોતાની સેવાથી ગુરુને સંતોષી, લાંબે કાળે ક્લેશવડે ઉત્તમ વેદ મેળવ્યા છે."[૨૫,૨૬]

લોમશે કહ્યુંઃ–ઇંદ્રાદિક દેવો યવક્રીતને એ પ્રમાણે કહીને તથા તે સર્વને સજીવન કરીને પાછા સ્વર્ગમાં ગયા.[૨૭] હે રાજસિંહ ! તે મુનિનો આ પવિત્ર આશ્રમ છે. અહીંનાં વૃક્ષો સદ ફળફલ આપ્યા કરે છે, તમે અહીં નિવાસ કર

વાથી સર્વ પાપથી મુક્ત થશો.[૨૮]

ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં "લોમશતીર્થયાત્રામાં યવક્રીતોપાખ્યાન" એ વિષયનો અધ્યાય ૧૩૮ મો સમાપ્ત.

# અધ્યાય ૧૩૯ મો

## કૈલાસ તરફ પ્રયાણ

॥ लोमश उवाच ॥

**उशीरबीजं मैनाकं गिरिं श्वेतं च भारत ॥**
**समतीतोऽसि कौंतेय कालशैलं च पार्थिव।१**

લોમશે કહ્યું:-" હે ભરતવંશી કુંતીપુત્ર રાજા! તમે ઉશીરબીજ, મૈનાક, શ્વેતગિરિ તથા કાલશૈલ નામના પર્વતોને ઓળંગી ગયા છો.[૧] હે ભરતશ્રેષ્ઠ! આ સાત પ્રવાહથી વહેતી ગંગા વિરાજે છે; આ સ્થાન શુદ્ધ અને પુણ્યકારક છે; અહીં અગ્નિ નિત્ય પ્રદીપ્ત રહે છે;[૨] આ અદ્ભુત સ્થાન હમણાં મનુષ્યોથી જોઈ શકાય તેવું નથી, માટે તમે એકાગ્ર થઇને સમાધિ કરો એટલે એ તીર્થોનાં દર્શન કરશો.[૩] હે કુંતીપુત્ર! હવે તમે દેવોનાં પગલાંથી ચિન્હવાળું તેઓનું ક્રીડાસ્થાન જોશો; કારણકે તમે કાળપર્વતને ઓળંગી ગયા છો.[૪] હવે આપણે શ્વેતગિરિ તથા મંદરાચળ પર્વતમાં પ્રવેશ કરીશું,કે જ્યાં માણિવર નામનો યક્ષ રહે છે અને યક્ષોના રાજા કુબેર રહે છે.[૫] હે રાજા! શીઘ્ર ગતિવાળા અઠયાશી હજાર ગંધર્વો, કિંપુરુષો તથા તેનાથી ચારગણા યક્ષો અનેક પ્રકારનાં હથિયારો ધારણ કરીને યક્ષાધિપતિ માણિભદ્રની સેવા કરે છે. હે મનુષ્યેંદ્ર! તેઓ અનેક પ્રકારનાં સ્વરૂપો ધારણ કરે છે, મહાસમૃદ્ધિવાળા છે, વાયુના જેવી ઝડપી ચાલવાળા છે તથા દેવરાજ ઇંદ્રને પણ સ્થાનથી ભ્રષ્ટ કરી દે તેવા બળવાન છે.[૮] હે તાત! હે પાર્થ! તે બળવાન ગંધર્વાદિકો તથા રાક્ષસો આ પર્વતોનું રક્ષણ કરે છે, તેથી એ પર્વતો ઉપર એકદમ જવું તે કઠિન છે, માટે તમે ઉત્તમ સમાધિ કરો.[૯] વળી બીજા રૌદ્ર અને મૈત્ર રાક્ષસો કુબેરના મંત્રીઓ છે, તેનો પણ આપણને ભેટો થશે; માટે તમે પરાક્રમ દેખાડવા પણ સાવધ રહો.[૧૦] હે ભારતરાજ! કૈલાસ પર્વત છ યોજન ઉંચો છે,તે ઉપર દેવતાઓ આવે છે અને ત્યાં બદરીકાશ્રમ નામનું તીર્થ છે. હે કુંતીપુત્ર! કુબેરના સ્થાનમાં અસંખ્ય યક્ષો, રાક્ષસો, કિન્નરો, નાગો, ગરુડો અને ગંધર્વો છે.[૧૨] હે કુંતીપુત્ર! તમે તપ તથા ઇંદ્રિયોને વશ રાખીને મારા રક્ષણહેઠળ અને ભીમસેનનાં બળવડે તે સ્થાનોમાં પ્રવેશ કરો.[૧૩] વરુણરાજા, યુદ્ધવિજયી યમરાજા, ગંગા, યમુના અને આ પર્વત તમારૂં કલ્યાણ કરો.[૧૪] હે મહાકાંતિમાન રાજા! વાયુઓ, અશ્વિનીકુમારો, નદીઓ, સરોવરો, દેવો, અસુરો અને વસુઓથી તમારૂં કલ્યાણ થાઓ.[૧૫] હે ગંગાદેવિ! હું ઇંદ્રના જાંબૂનદપર્વત ઉપરથી થતી તમારી ગર્જના સાંભળું છું. હે સુભાગ્યવતી દેવિ! આ આખા અજમીઢકુળમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિરરાજાનું તમે પર્વતોથી રક્ષણ કરો; અને હે પર્વતપુત્રિ! આ પર્વતોને સારી પેઠે જોવાની ઇચ્છા કરતા આ રાજાનું તમે કલ્યાણ કરો." આ પ્રમાણે સાગરગામિની ગંગા નદીને કહ્યા પછી લોમશમુનિએ યુધિષ્ઠિરને આજ્ઞા કરી કે, તમે સાવધાન થાઓ.

યુધિષ્ઠિરે કહ્યું:-" આજે આ લોમશમુનિની અપૂર્વ તૈયારી છે, કારણકે એ મુનિ આ દેશને ઘણો ભયંકર માને છે; માટે તમે સર્વે પ્રમાદરહિત થઇને દ્રૌપદીનું રક્ષણ કરો તથા આ સ્થાનોમાં બહુ પવિત્રતાથી રહો-અર્થાત્ મન, વાણી તથા કાયાને શુદ્ધ રાખો."[૧૬-૧૮]

વૈશંપાયને કહ્યું:- આ પ્રમાણે સર્વને કહ્યા પછી યુધિષ્ઠિરે ઉદાર પરાક્રમવાળા ભીમને કહ્યું કે:-"હે ભીમસેન! તું સાવધાન થઇને દ્રૌપદીનું રક્ષણ કર, કારણકે આ સ્થાન નિર્જન છે તથા અર્જુન આપણી સાથે નથી. વળી હે તાત! દ્રૌપદી ભયના સમયમાં તારોજ આશ્રય કરે છે."

તે પછી મહાત્મા યુધિષ્ઠિર:રાજા નકુળ તથા સહદેવની પાસે ગયા અને તેમનાં મસ્તકો સુંઘીને તથા શરીરોપર હાથ ફેરવીને અશ્રુથી ગળ-

ગળા કંઠવડે બોલ્યા કેઃ–"તમે સાવધાન થઇને ચાલ્યા આવો; ભય પામશો નહિ."૧૯,૨૦

**ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં "લોમશતીર્થયાત્રામાં કૈલાસાદિગિરિપ્રવેશ" એ વિષયનો અધ્યાય ૧૩૯ મો સમાપ્ત.**

## અધ્યાય ૧૪૦ મો

### પાંડવોનું ગંધમાદન તરફ પ્રયાણ.

**॥ युधिष्ठिर उवाच ॥**

**अंतर्हितानि भूतानि बलवंति महांति च ॥**
**अग्निना तपसा चैव शक्यं गंतुं वृकोदर ॥१॥**

યુધિષ્ઠિરે કહ્યું:–હે વૃકોદર! આ પર્વતોમાં મોટાં મોટાં બળવાન પ્રાણીઓ ગુપ્તરીતે રહે છે, માટે આપણે અગ્નિ અને તપની સહાયથીજ આગળ જઇ શકીશું.[1] હે કુંતીપુત્ર! તું બળનો આશ્રય કરીને ક્ષુધા–તૃષાને સહન કર; અને હે વૃકોદર! સામર્થ્યને તથા દક્ષતાને ધારણ કર.[2] હે કુંતીપુત્ર! તેં કૈલાસ પર્વતના સંબંધમાં ઋષિએ જે વાત કહી તે સાંભળી છે, માટે તું બુદ્ધિથી વિચાર કર કે, દ્રૌપદી ત્યાં કેમ ચાલી શકશે?[3] અથવા હે વિશાળનેત્રવાળા સમર્થ ભીમસેન! સહદેવ, ધૌમ્ય, સારથિઓ, રસોઇઆઓ, સર્વ સેવકો, રથો, ઘોડાઓ અને બીજા માર્ગનો ક્લેશ સહન ન કરી શકે એવા બ્રાહ્મણો–એ સર્વની સાથે તું પાછો ફર;[4] અને હું, નકુલ તથા મહાતપસ્વી લોમશમુનિ, એ ત્રણે અમે આહાર ઓછો કરીને તથા નિયમપરાયણ થઇને આગળ જઇશું.[6] તું અમારી આવવાની વાટ જોતો, હું આવું ત્યાંસુધી, દ્રૌપદીનું રક્ષણ કરજે અને સાવધાન થઇને આ ગંગાદ્વારમાંજ રહેજે."૭

ભીમસેને કહ્યું:–"હે ભારત! આ કલ્યાણી રાજપુત્રી શ્રમથી પીડિત તથા દુઃખથી વ્યાકુળ થઈ છે, છતાં એ અર્જુનને જોવાની ઇચ્છાથી આપણી સાથે ચાલી આવે છે.[8] વળી સંગ્રામમાંથી પલાયન ન કરનારા મહાત્મા અર્જુનને ન જોવાથી તમને પણ જરા ચેન પડતું નથી, ત્યારે સહદેવને, મને તથા દ્રૌપદીને તો ચેન પડેજ ક્યાંથી ? માટે હે ભરતવંશી ! બ્રાહ્મણો, સર્વ સેવકો, સારથિઓ, રસોઇઆઓ અને અમારામાંથી જેને મોકલવા ધારતા હો તે ભલે પાછા જાય; પરંતુ હું તો તમને રાક્ષસોથી ભરપૂર તથા વિકટ અને દુર્ગમ એવા આ પર્વતમાં એકલા છોડવાની કોઇ રીતે ઇચ્છા કરતો નથી. વળી હે પુરુષવ્યાઘ્ર ! આ મહાભાગ્યશાળી પતિવ્રતા રાજપુત્રી પણ તમારાવિના પાછી વળવા રાજી નથી,તેમજ નિરંતર તમને અનુસરનારો આ સહદેવ પણ કદી પાછો વળશે નહિ, એ એના મનનો વિચાર હું જાણું છું.હે મહારાજ! અમને સર્વને અર્જુનનાં દર્શનની ઘણી લાલસા ઉત્પન્ન થઇ છે, તેથી અમે તમારી સાથેજ આવીશું. હે રાજા! જો ઘણી ગુફાઓવાળા આ પર્વત ઉપર રથોથી જઈ શકાય તેમ ન હોય તો અમે બધા પગથી ચાલીનેજ આવીશું, પરંતુ તમે ખેદ કરશો નહિ. હે રાજા! જ્યાં જ્યાં આ દ્રૌપદી ચાલી શકશે નહિ, ત્યાં ત્યાં હું એને ઉંચકી લઇશ એવો મારો નિશ્ચય છે; માટે તમે ઉદાસ થશો નહિ. વળી આ માદ્રીને આનંદ આપનારા સુકુમાર વીર નકુળ તથા સહદેવ પણ જે વિષમ સ્થાનમાં અશક્ત થઈ જશે, તે સ્થાનમાં હું એ બન્નેને ઉપાડી લઇશ."૯–૧૭

યુધિષ્ઠિરે કહ્યું:–"હે ભીમ ! તું યશસ્વિની દ્રૌપદીને તથા નકુલ–સહદેવને ઉપાડવામાટે ઉત્સાહ ધરાવે છે અને તે પ્રમાણે કહે છે, તેથી તારૂં કલ્યાણ થાઓ અને તારૂં બળ વૃદ્ધિ પામો. એવું સામર્થ્ય બીજામાં નથી, માટે તારૂં બળ, યશ, ધર્મ અને કીર્તિ વૃદ્ધિ પામો. વળી હે મહાબાહુ! તું દ્રૌપદીની સાથે બન્ને ભાઇઓને લઈ જવાની હિંમત કરે છે, તેથી તને ગ્લાનિ થાઓ નહિ,તેમ તારો પરાભવ પણ ન થાઓ."

વૈશંપાયને કહ્યું:–તે પછી સુંદરી દ્રૌપદી હાસ્ય કરીને બોલ્યાં કેઃ–"હે ભરતવંશી ! તમારે મારેમાટે સંતાપ કરવો નહિ. હું તમારી સાથે ચાલીશ."૧૮–૨૧

લોમશે કહ્યું:–હે કુંતીપુત્ર ! ગંધમાદન

પર્વત ઉપર તપવડે જઇ શકાય છે, માટે આપણે સર્વે તપપરાયણ થઇએ;[૨૨] અને હે કુંતીપુત્ર રાજન્! તેમ કરવાથી નકુલ, સહદેવ, ભીમસેન, હું અને તમે બધા અર્જુનને જોઇશું.[૨૩]

વૈશંપાયને કહ્યું:–હે જનમેજય રાજા! આ પ્રમાણે બોલતા તે સઘળાઓ આગળ ચાલ્યા, એટલે તેમણે પુષ્કળ હાથીઘોડાવાળો સુબાહુનો મોટો દેશ આનંદથી જોયો.[૨૪] તે દેશ કિરાતો, તંગણો અને સેંકડો ભીલોથી ભરપૂર હતો, હિમાલયવાસી દેવોથી યુક્ત હતો અને બહુ આશ્ચર્યોથી ભરેલો હતો. કુલિંદ દેશના રાજા સુબાહુએ પણ પાંડવોને પોતાના દેશના સીમાડા ઉપર આવેલા જોઇને, તેઓનો પ્રીતિપૂર્વક પૂજાથી સત્કાર કર્યો. પછી રાજાથી પૂજાયલા તે સર્વે સુખથી ત્યાં રહ્યા.[૨૬] બીજે દિવસે નિર્મળ સૂર્યનો ઉદય થયો, એટલે મહારથી પાંડવોએ, ઇંદ્રસેન વગેરે સેવકો, રસોઇઆઓ, દ્રૌપદીનો સર્વ સામાન–એ સર્વ કુલિંદરાજ સુબાહુને સોંપ્યું અને તે મહાવીર્યવાળા કુરુકુળવંશી પાંડવો દ્રૌપદીની સાથે, અર્જુનને જોવાની ઇચ્છાથી રાજી થતા થતા, તે દેશમાંથી ધીરે ધીરે પગપાળાજ જવા લાગ્યા.[૨૯]

**ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં “ લોમશતીર્થયાત્રામાં ગંધમાદન પ્રવેશ” એ વિષયનો અધ્યાય ૧૪૦ મો સમાપ્ત.**

---

# અધ્યાય ૧૪૧ મો

## યુધિષ્ઠિરના ઉદ્‌ગાર

**॥ युधिष्ठिर उवाच ॥**

**भीमसेन यमौ चोभौ पांचालि च निबोधत ॥**
**नास्ति भूतस्य नाशो वै पश्यतास्मान्वनेचरान् ।**

યુધિષ્ઠિરે કહ્યું:–“ હે ભીમસેન! હે નકુલ! હે સહદેવ ! તથા હે દ્રૌપદિ ! હું કહું છું તે તમે સાંભળો. પ્રાણીઓનાં પૂર્વકર્મો ભોગવ્યા વિના નાશ પામતાં નથી તેથીજ જુઓ,‘આપણે વનમાં ભટકતા થઈ ગયા છીએ,[૧] આપણે દુર્બળ થયા છીએ, આપણે કલેશ ભોગવીએ છીએ,’ આ પ્રમાણે આપણે પરસ્પરને કહીએ છીએ અને અર્જુનનાં દર્શનની ઇચ્છાથી ચાલી ન શકાય તેવા પ્રદેશમાં પણ જઇએ છીએ,[૨] તોપણ હું વીર અર્જુનને પાસે જોતો નથી; અને તેથી જેમ અગ્નિ રૂના ઢગલાને બાળે છે, તેમ મારા શરીરને વિરહાગ્નિ બાળે છે.[૩] હે વીર ! હું તેનાં દર્શનની તૃષ્ણાથી નાના ભાઇઓની સાથે વનમાં ભટકું છું, તેમાં વળી દુઃશાસને કરેલું દ્રૌપદીનું કેશગ્રહણ મને બાળી મૂકે છે.[૪] હે વૃકોદર ! હું નકુલના મોટા ભાઇ, અમાપ બળવાળા, અજિત અને ઉગ્ર ધનુષ્યને ધારણ કરનારા અર્જુનને જોતો નથી, તેથી મને સંતાપ થાય છે.[૫] હું તેનાં દર્શનની ઇચ્છાથી રમણીય તીર્થોમાં, વનોમાં અને સરોવરોમાં પાંચ પાંચ વર્ષથી તમારી સાથે ફરૂં છું, તોપણ હે વૃકોદર! સત્ય પ્રતિજ્ઞાવાળા, અનિંદ્ય કર્મવાળા તથા શૂરવીર એવા તે અર્જુનને જોતો નથી તેથી હું બળ્યા કરૂં છું.[૭] હે વૃકોદર ! શ્યામ, સિંહના જેવી ચાલવાળા, મહાબાહુ અને નિદ્રાને જિતનારા તે અર્જુનને હું જોતો નથી,તેથી મારૂં અંતઃકરણ બળે છે.[૮] હે કુરુશ્રેષ્ઠ વૃકોદર ! અસ્ત્રવિદ્યામાં નિપુણ, યુદ્ધમાં કુશળ અને ધનુર્ધારીઓમાં અનુપમ તે અર્જુનને હું જોતો નથી, તેથી મને સંતાપ થાય છે.[૯] જે પ્રલયકાળમાં ક્રોધ પામેલા યમની પેઠે શત્રુસમૂહમાં ઘુમનારો, મદ ઝરતા હાથીના જેવા દેખાવવાળો, સિંહના જેવા ખભાવાળો, સામર્થ્ય અને સંપત્તિમાં ઇંદ્રથી ન ઉતરે તેવો, નકુલ તથા સહદેવનો મોટો ભાઈ, શ્વેત ઘોડાવાળો, અમાપ પરાક્રમવાળો, અજિત અને ઉગ્ર ધનુષ્યવાળો છે, તે કુંતીપુત્ર અર્જુનને હું આવા મહાદુઃખમાં પણ જોતો નથી, તેથી હે વૃકોદર ! મને સંતાપ થાય છે.[૧૨] જે અર્જુન, ક્ષુદ્ર મનુષ્યે તિરસ્કાર કર્યો હોય તોપણ હમેશાં ક્ષમા રાખનારો છે, સરળ માર્ગે ચાલનારાને સુખ તથા અભય આપનારો છે, કપટાચરણી અને માયાવડે મારવાની ઇચ્છા કરનારા સાક્ષાત વજ્રધારી ઇંદ્રનો પણ કાલકૂટ ઝેરની પેઠે નાશ કરનારો છે અને

શરણે આવેલા શત્રુને પણ અભયદાન આપનારો છે, તે અર્જુન પ્રતાપી છે, ક્રૂરતારહિત છે, અનિંદ્ય કર્મવાળો છે, અમાપ મનવાળો છે, મહાબળવાન છે,[૧૫] આપણુ સર્વનો આધાર છે, યુદ્ધમાં શત્રુઓનો સંહાર કરનારો છે, સર્વ રત્ન વસ્તુઓને લાવનારો છે અને આપણુ સર્વને સુખ આપનારો છે.[૧૬] વળી પૂર્વે જેનાં પરાક્રમથી મારી પાસે અનેક જાતનાં અનેક દિવ્ય રત્નો આવ્યાં હતાં,કે જે હમણાં દુર્યોધનની પાસે છે, વળી હે પાંડવવીર ! પૂર્વે જેના બાહુબળથી ત્રણ લોકમાં પ્રસિદ્ધ એક સર્વરત્નમય સભા મને મળી હતી,[૧૮] તે પરાક્રમમાં કૃષ્ણના જેવા,યુદ્ધ કરવામાં સહસ્રાર્જુનના જેવા, રણમાં અજિત અને અનુપમ અર્જુનને હું હમણાં જોતો નથી.[૧૯] હે ભીમ ! શત્રુને નાશ પમાડનારો અર્જુન પોતાનાં પરાક્રમવડે, મહાપરાક્રમી બળરામ, અજિત તું અને શ્રીકૃષ્ણ, એ ત્રણેની બરોબર છે.[૨૦] જેના બાહુબળ અને પ્રભાવમાં ઇંદ્ર, વેગમાં વાયુ, મુખની શોભામાં ચંદ્ર અને ક્રોધમાં સનાતન મૃત્યુ, એ દેવો સમાનતા ધરાવે છે,[૨૧] હે મહાબાહુ વીર ! તે પુરુષવ્યાઘ્ર અર્જુનનાં દર્શનની ઇચ્છાથી આપણે બધાં ગંધમાદન પર્વતમાં પ્રવેશ કરીએ છીએ.[૨૨] જ્યાં વિશાળ બોરડીનું વૃક્ષ છે અને નરનારાયણનો આશ્રમ છે, તે યક્ષોએ સદા નિવાસ કરેલા ઉત્તમ પર્વતને આપણે જોઇશું.[૨૩] વળી રાક્ષસોએ સેવન કરેલી કુબેરની રમણીય તળાવડી છે, ત્યાં આપણે મહાન તપ કરતા પગે ચાલીનેજ જઇશું.[૨૪] હે ભરતવંશી વૃકોદર ! તે સ્થાનમાં વાહનવાળાથી જઇ શકાતું નથી, તેમ ક્રૂર, લોભી અને અશાંત મનુષ્યથી પણ જઇ શકાતું નથી.[૨૫] હે ભીમ ! આપણે બધા, હથિયારો લઇને તથા તરવારો બાંધીને, મહા વ્રતવાળા બ્રાહ્મણોની સાથે ત્યાં અર્જુનને ખોળવામાટે જઇશું.[૨૬] હે કુંતીપુત્ર ! જે પુરુષો અપવિત્ર હોય છે તેને ત્યાં માખીઓ, ડાંસો, મગતરાંઓ, સિંહો, વાઘો તથા સર્પાદિકો મળીને દુઃખી કરે છે; પરંતુ જે પવિત્ર હોય છે,તેને તે દેખતાં પણ નથી;[૨૭] માટે આપણે મનને નિયમમાં રાખીને તથા નિયમિત આહાર કરીને અર્જુનને જોવાની ઇચ્છાથી ગંધમાદન પર્વતમાં પ્રવેશ કરીશું.[૨૮]

**ઇતિ શ્રીમહા૦વન૦તીર્થયાત્રાપર્વમાં "લોમશતીર્થયાત્રામાં ગંધમાદન પ્રવેશ" એ વિષયનો અધ્યાય ૧૪૧ મો સમાપ્ત.**

# અધ્યાય ૧૪૨ મો

## નરકાસુરનો વધ તથા વરાહનું ચરિત્ર

**॥ लोमश उवाच ॥**

**द्रष्टारः पर्वताः सर्वे नद्यः सपुरकाननाः ॥**
**तीर्थानि चैव श्रीमंति स्पृष्टं च सीलिलं करैः॥**

લોમશે કહ્યું:–હે અવલોકન કરનારા પાંડવો! તમે મંદરવિનાના સર્વે પર્વતો, નદીઓ, નગરો, અરણ્યો અને શોભાસંપન્ન તીર્થો જોયાં છે તથા તે તીર્થજળોનો હાથવડે સ્પર્શ પણ કર્યો છે.[૧] હે પાંડુપુત્રો ! આ માર્ગ દિવ્ય મંદર પર્વત તરફ જાય છે, માટે તમે સર્વે સાવધાન તથા ઉદ્વેગરહિત થાઓ.[૨] આ પર્વત ઉપર દેવો તથા પવિત્ર કર્મ કરનારા દિવ્ય ઋષિઓ નિવાસ કરે છે; ત્યાં તમારે જવાનું થશે. હે શાન્ત સ્વભાવવાળા રાજા ! આ બદરીકાશ્રમમાંથી નીકળેલી, પવિત્ર જળવાળી અને પુણ્યકારક દેવર્ષિસમૂહોએ સેવેલી મહા નદી અલકનંદા છે.[૩,૪] આકાશચારી મહાત્મા વાલખિલ્યો તથા મહાત્મા ગંધર્વો, એ નદીની પૂજા તથા પ્રાર્થના કરે છે.[૫] વળી એ નદી ઉપર પવિત્ર શબ્દવાળા સામગાન કરનારા મરીચિ, પુલહ, ભૃગુ અને અંગિરા ઋષિઓ સામગાન કરે છે.[૬] આ નદી ઉપર વાયુગણોની સાથે ઇંદ્રરાજા આન્હિક જપ કરે છે, તે વખતે સાધ્યદેવો અને અશ્વિનીકુમારો તેની સેવા કરે છે;[૭] તેમજ ચંદ્ર, સૂર્ય, તારાઓ અને ગ્રહો દિવસ તથા રાત્રિના વિભાગ પ્રમાણે આ નદીની પાછળ ગતિ કરે છે.[૮] હે મહાભાગ્યશાળી ! મહાદેવે આ નદીના જળને ગંગાદ્વારમાં પોતાના મસ્તક ઉપર

ધારણ કર્યું હતું અને તેથી લોકોનું રક્ષણ થયું હતું.[૯] તમે સર્વે આ ભગવતી ગંગા દેવીની પાસે શુદ્ધ અંતઃકરણથી જાવ અને હે તાત ! તેને પ્રણામ કરો.[૧૦]

મહાત્મા લોમશનાં આવાં વચન સાંભળીને, પાંડવોએ નમ્ર થઇને આકાશગંગાને પ્રણામ કર્યા.[૧૧] ધર્મધારી તે સર્વ પાંડવો ગંગાને પ્રણામ કરીને ઋષિગણોની સાથે પ્રસન્ન થઇને ત્યાંથી આગળ ચાલ્યા.[૧૨] આગળ જતાં મનુષ્યશ્રેષ્ઠ પાંડવોએ, દૂરથી દેખાતા તથા સર્વ દિશામાં ફેલાઇ ગયેલા એક મેરુ પર્વતના જેવા ઉંચા ધોળા ઢગને દીઠો.[૧૩] તે જોઈને પૂછવાની ઈચ્છા કરતા પાંડવોને જાણીને વાકયરચનાને જાણનારા લોમશ ઋષિ બોલ્યા કેઃ–'હે પાંડુપુત્રો ! તમે સાંભળો.[૧૪]હે નરશ્રેષ્ઠ ! આ કૈલાસના સુશોભિત શિખર જેવો અને ચોતરફ પથરાયલા પર્વતના જેવો જે તમને ધોળો ઢગ દેખાય છે, તે મહાત્મા નરકાસુરનાં હાડકાં છે અને તે પર્વતના પથરાઓ ઉપર પડેલાં છે, તેથી પર્વતના જેવાં દેખાય છે. [૧૬] પુરાણપુરુષ પરમાત્મા વિષ્ણુ ભગવાને, ઇંદ્રનું હિત કરવાની ઈચ્છાથી એ નરકાસુરને માર્યો હતો.[૧૭] તે પ્રબળ મનોરથવાળો નરકાસુર દશ હજાર વર્ષસુધી તપ કરતો રહ્યો હતો અને પોતાના તપના તથા સ્વાધ્યાયના પ્રભાવથી ઇંદ્રપદની ઇચ્છા કરતો હતો.[૧૮] તે દૈત્ય પોતાના મોટા તપોબળથી તથા બાહુબળના જોરથી અજિત થઇ પડયો અને નિત્ય બીજાઓને પીડવા લાગ્યો.[૧૯] હે નિષ્પાપ રાજા ! ઇંદ્ર તેના બળને તથા તેના ધાર્મિક વ્રતોને જાણીને તે વખતે ભયભીત તથા ખિન્ન થઈ ગયો;[૨૦] અને તેણે અવિનાશી ભગવાન વિષ્ણુનું સ્મરણ કર્યું, તેનીસાથેજ સર્વવ્યાપક શ્રીમાન પ્રભુ ત્યાં આવીને ઉભા રહ્યા.[૨૧] તે વખતે ઋષિઓ અને સર્વ દેવો તેમની સ્તુતિ કરવા લાગ્યા; અને તે ભગવાનના તેજવડે,દેદીપ્યમાન તેજવાળા ભગવાન અગ્નિનું તેજ પણ ઝંખવાઇને ક્ષીણ થઇ ગયું. તે પછી દેવગણના અધિપતિ વરદાયક દેવ વિષ્ણુનાં દર્શન કરીને ઇંદ્રે બે હાથ જોડી નમ્ર થઇ નમસ્કાર કર્યા તથા પોતાને જેનો ભય હતો તે સંબંધી વાત કહી.[૨૨–૨૪]

ત્યારે વિષ્ણુએ કહ્યુંઃ–" હે ઇંદ્ર ! તને દૈત્યના રાજા નરકાસુરથી ભય ઉત્પન્ન થયો છે, તે હું જાણું છું. તે દૈત્ય તપવડે સિદ્ધ થયેલાં કર્મથી ઇંદ્રપદ મેળવવાની ઈચ્છા રાખે છે;[૨૫] પરંતુ હે દેવેંદ્ર ! મારી તારા ઉપર પ્રીતિ છે તેથી હું તપથી તે સિદ્ધ થયો છે છતાં, તેનો નાશ કરીશ. તું એક મુહૂર્તભર થોભ."[૨૬]

આ પ્રમાણે ઈંદ્રને કહ્યા પછી મહાતેજસ્વી વિષ્ણુએ એક તમાચો મારીને તે દૈત્યના પ્રાણ હરી લીધા, એટલે હણાયલા ગિરિરાજની પેઠે તે દૈત્ય પૃથ્વીઉપર ગબડી પડયો.[૨૭]આ રીતે માયાવડે હણેલા તે નરકાસુરનાં હાડકાંનો આ ઢગલો દેખાય છે. વળી અહીં વિષ્ણુનું બીજું કર્મ પણ પ્રકાશી રહેલું છે.[૨૮]પૂર્વે આ આખી પૃથ્વી જળમાં ડૂબીને પાતાળમાં ગઇ હતી, તેને એક શીંગડાને ધારણ કરનારા વરાહે પાછી બહાર કાઢી હતી.[૨૯]

યુધિષ્ઠિરે પૂછયુંઃ–હે ભગવન્ ! તમે એ કથા યથાર્થરીતે વિસ્તારથી કહો. હે બ્રહ્મન્ ! તે દેવશ્રેષ્ઠ ભગવાને સો યોજન ઉંડી ઉતરી ગયેલી પૃથ્વીનો પાછો કેવી રીતે ઉદ્ધાર કર્યો હતો ? આ જગતની આધારરૂપ પૃથ્વી પાછી કયા પ્રકારથી નિશ્ચલ થઈ હતી ?[૩૦,૩૧] અને જેના ઉપર સર્વ ધાન્ય ઉગે છે એવી કલ્યાણકારી મહાભાગ્યશાળી પૃથ્વીદેવી કોના પ્રભાવથી સો યોજન ઉંડી ઉતરી ગઈ હતી ?[૩૨]તેમજ પરમાત્માને તેવું પોતાનું મહાપરાક્રમ કોણે દેખાડયું હતું ? હે દ્વિજશ્રેષ્ઠ ! એ સર્વ વૃત્તાંત જે પ્રમાણે થયું હોય, તે પ્રમાણે વિસ્તારથી સાંભળવા હું ઈચ્છા રાખું છું, માટે કહો; કારણ કે તમે તે જાણો છો. [૩૩]

લોમશે કહ્યુંઃ–"હે યુધિષ્ઠિર ! તમે મને જે આ કથા પૂછી છે, તે સર્વ કથા સંપૂર્ણરીતે હું કહું છું, તેને તમે સાંભળો.[૩૪] હે તાત ! પૂર્વે સત્યયુગમાં ભયંકર સમય ચાલતો હતો, તે વ-

અને પુરાતન આદિદેવ નારાયણ યમનો અધિકાર ચલાવતા હતા.[૩૫] હે ધૈર્યસંપન્ન રાજા! તે દેવના દેવ બુદ્ધિમાન પ્રભુ યમનું કામ કરતા હતા, ત્યારે કોઇ મરતું ન હતું, પણ એકસરખી ઉત્પત્તિ થવા લાગી, કે જેથી પક્ષીઓનો સમુદાય, પશુઓ,ગાયો,બકરાંઓ,રોઝ–પશુઓ અને માંસાહારી સર્વ પ્રાણીઓ વૃદ્ધિ પામવા લાગ્યાં; તેમજ હે શત્રુઓને તાપ આપનારા પુરુષસિંહ! મનુષ્યો પણ હજારો અને લાખોની સંખ્યામાં પાણીની પેઠે વધવા લાગ્યાં. [૩૮] હે તાત ! આ પ્રમાણે પ્રાણીઓની ભયંકર ભીડ થઈ ગઈ,ત્યારે આ પૃથ્વી અત્યંત ભારવડે સો યોજન ઉંડી ઉતરી ગઇ.[૩૯] પછી ભારવડે મનમાં ગભરાયલી તથા સર્વાંગે પીડા પામેલી પૃથ્વી દેવશ્રેષ્ઠ નારાયણને શરણે ગઈ અને બોલી.[૪૦]

પૃથ્વી બોલીઃ–"હે ભગવન! હું તમારી કૃપાથી અહીં લાંબા કાળથી રહીછું;પરંતુ હવે ભારથી દબાઇ જવાને લીધે મારાથી સ્થિર રહી શકાતું નથી;[૪૧]માટે હે ભગવન! તમારે મારા આ ભારને દૂર કરવો જોઇએ. હે દેવ ! હું તમારે શરણે આવી છું,માટે હે પ્રભુ ! મારા ઉપર કૃપા કરો." પૃથ્વીનું તેવું વચન સાંભળીને, અવિનાશી ભગવાન વિષ્ણુ પ્રસન્ન થઇ, શ્રવણ કરવા યોગ્ય અક્ષરવાળું વચન કહેવા લાગ્યા.[૪૨,૪૩]

વિષ્ણુએ કહ્યું:–" હે ભારવડે પીડા પામેલી તથા ધનને ધારણ કરનારી પૃથ્વી ! તારે ભય રાખવો નહિ. હું હમણાં એવું કાર્ય કરૂં છું, કે જેથી તું ભારરહિત થઈ જઇશ."[૪૪]

લોમશે કહ્યું:–આ પ્રમાણે કહી, પર્વતરૂપી કુંડળવાળી પૃથ્વીને ત્યાંથી વિદાય કરી. તે પછી ભગવાને એક શીંગડાવાળું અને મહાકાંતિવાળું વરાહનું રૂપ ધારણ કર્યું;[૪૫] અને લાલ નેત્રોવડે ભય ઉત્પન્ન કરતા હોય તેવા જણાતા ભગવાન, પોતાની કાંતિમાંથી ધૂમાડો ઉત્પન્ન કરતા તે સાથે તે પ્રદેશમાં વધવા લાગ્યા.[૪૬] તે પછી હે વીર ! તે અવિનાશી ભગવાન પોતાના તેજસ્વી એક શીંગડાવડે પૃથ્વીને ઉપાડી સો યોજન ઉંચે લાવ્યા.[૪૭] જ્યારે પૃથ્વીનો ઉદ્ધાર કરવા માંડયો, ત્યારે મોટો ખળભળાટ થઈ રહ્યો. સર્વ દેવો તથા તપરૂપી ધનવાળા ઋષિઓ ખળભળી ઉઠયા[૪૮] અને પૃથ્વી, આકાશ તથા સ્વર્ગમાં હાહાકાર થઈ રહ્યો; તેમજ દેવ તથા મનુષ્યમાંથી કોઈ સ્થિર થઇ શકયું નહિ.[૪૯] આ પ્રમાણે સર્વત્ર ખળભળાટ થયા પછી, અનેક દેવો તથા ઋષિગણો, પોતાની કાંતિવડે દેદીપ્યમાન જણાતા બ્રહ્માની પાસે ગયા અને તે લોકસાક્ષી દેવેશ્વર બ્રહ્માની પાસે જઇને તેમને પ્રણામ કરી તથા હાથ જોડી સર્વે બોલ્યા કેઃ–' હે દેવેશ ! આ સર્વ લોકો ખળભળી ઉઠયાછે, સ્થાવર–જંગમ જગત વ્યાકુળ થઈ ગયું છે અને સમુદ્રો પણ ઉછળવા લાગ્યા છે; તેમજ આ આખી પૃથ્વી પણ સો યોજન નીચે ઉતરી ગઇ છે, એ સઘળું શું થયું છે ? આ જગત બધું કોના પ્રભાવથી વ્યાકુળ થઇ ગયું છે ? તે સર્વ આપ ત્વરાથી કહો,કેમકે અમે બધા બેભાન થયા છીએ."[૫૩]

બ્રહ્માએ કહ્યું:–" હે દેવો ! તમને અસુરો તરફથી કોઇપણ રીતે કયાંયથી ભય નથી, છતાં આ ખળભળાટ જે કારણથી થઇ ઉઠયો છે, તેનું કારણ તમે સાંભળો.[૫૪] જે અક્ષરાત્મા, સર્વવ્યાપક શ્રીમાન પરમાત્મા છે, તેમના પ્રભાવથી સ્વર્ગમાં ક્ષોભ થયેલો દેખાય છે.[૫૫] આ આખી પૃથ્વી જે સો યોજન નીચે ઉતરી ગઈ હતી, તેનો પરમાત્મા વિષ્ણુએ પાછો ઉદ્ધાર કર્યો છે.[૫૬] તે પૃથ્વીને ઉપર લાવતી વખતે આ ખળભળાટ થયો હતો એમ તમે જાણો અને તમારા સંશયને દૂર કરો."[૫૭]

દેવોએ કહ્યું:–" હે ભગવન્ ! તે પ્રભુ આનંદી થઇને કયાં પૃથ્વીનો ઉદ્ધાર કરે છે ? તે દેશ અમને કહો એટલે અમે ત્યાં જઇએ."[૫૮]

બ્રહ્માએ કહ્યું:–" હે દેવો ! તમારૂં કલ્યાણ થાઓ. તમે જાઓ અને નંદનવનમાં ઉભા રહેલા તે પ્રભુને જુઓ. તે ગરુડધ્વજ ભગવાન શ્રીમાન વરાહનું રૂપ લઈને લોકોનાં કલ્યાણને માટે પ્રકાશે છે અને પૃથ્વીતલનો ઉદ્ધાર કરતા તે કાલાગ્નિના જેવા દેખાય છે.[૬૦] તેમની છાતી ઉપર શ્રીવત્સ ચિન્હ સ્પષ્ટપણાથી શોભા-

ચમાન દેખાય છે. તે અવિનાશી વરાહ ભગવાનનાં તમે સર્વ દેવતાઓ દર્શન કરો."[૬૧]

લોમશે કહ્યું:–તે સાંભળ્યા પછી સર્વ દેવોએ મહાત્મા વરાહનાં દર્શન કર્યાં. તે પછી તેમની આજ્ઞા લઇને બ્રહ્માને આગળ કરી દેવો જેમ આવ્યા હતા તેમ પાછા ગયા.[૬૨]

વૈશંપાયને કહ્યું:–હે જનમેજય ! સર્વ પાંડવો તે કથા સાંભળીને આનંદ પામ્યા અને લોમશમુનિએ દેખાડેલે માર્ગે ઝડપથી ચાલ્યા.

ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં "લોમશતીર્થયાત્રામાં ગંધમાદન પ્રવેશ" એ વિષયનો અધ્યાય ૧૪૨ મો સમાપ્ત.

# અધ્યાય ૧૪૩ મો

## ભયંકર વૃષ્ટિ અને તોફાન

॥ वैशंपायन उवाच ॥

ते शूरास्ततधन्वानस्तूणवंतः समार्गणाः ॥
बद्धगोधांगुलित्राणाः खड्गवंतोऽमितौजसः ॥

વૈશંપાયને કહ્યું:–હે રાજા! સર્વ ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ તે અમાપ તેજવાળા શૂરવીર પાંડવો, ધનુષો ચઢાવી, ભાથાઓ બાંધી, બાણો લઇ, આંગળીઓના રક્ષણને માટે ઘોના ચામડાનાં મોજાંઓ પહેરી તથા તરવારો લટકાવીને, ઉત્તમ બ્રાહ્મણોને સાથે લઇ દ્રૌપદીની સાથે ગંધમાદન પર્વત તરફ જવા લાગ્યા.[૨] તે વીરો મનમાં પરમાત્માનું ધ્યાન કરતા, ફળમૂળનો આહાર કરતા હતા. તેઓએ માર્ગમાં જતાં જતાં સરોવરો, નદીઓ, પર્વતો, વનો, પર્વતનાં શિખર ઉપર રહેલાં ઘાડી છાયાવાળાં વૃક્ષો તથા નિત્ય ફળપુષ્પોવાળા અને દેવર્ષિગણોએ સેવન કરેલા દેશોને જોયા. આ રીતે જાત જાતના પુષ્કળ પશુસમૂહોને જોતા જોતા તેઓ નીચા, ઉંચા, વિષમ અને સાંકડા પ્રદેશોમાં ફરવા લાગ્યા.[૫] તે પછી તે મહાત્માઓ ઋષિઓ, સિદ્ધો, દેવતાઓ, ગંધર્વો અને અપ્સરાઓને પ્રિય તથા કિન્નરોના સંચારવાળા ગંધમાદન પર્વત ઉપર ચઢવા લાગ્યા. હે રાજા ! વીર પાંડવો ગંધમાદન પર્વત ઉપર જવા લાગ્યા કે તરતજ પ્રચંડ વાયુની સાથે મોટી વૃષ્ટિ થવા લાગી.[૭] તે પવનના સપાટાથી પાંદડાંઓની સાથે પુષ્કળ ધૂળના ગોટાઓ ઉડવા લાગ્યા અને તેનાથી એકાએક પૃથ્વી તથા આકાશ છવાઇ ગયાં.[૮] આકાશ ધૂળના ગોટાઓથી ઢંકાઇ જવાને લીધે કોઇને કંઈપણ સમજાતું ન હતું તથા કોઈ પરસ્પરમાં બોલી પણ શકતું ન હતું.[૯] હે ભરતવંશી જનમેજય ! તેઓ અંધારાને લીધે,આંખો છવાઈ જવાથી પરસ્પરને પણ જોઈ શકતાં ન હતાં; પરંતુ કાંકરીવાળા પવનના ઝપાટાથી આમતેમ ખેંચાતાં હતાં.[૧૦] વળી તે વખતે વાયુથી ભાંગીને વારંવાર પૃથ્વી ઉપર પડતાં ઝાડોનો અને બીજાં ઉભાં ઝાડોના પ્રચંડ કડાકા થતા હતા.[૧૧] તે વખતે પવનથી મુંઝાઈ ગયેલા પાંડવો 'આ તે શું આકાશ પડે છે, કે પૃથ્વી ફાટી જાય છે, કે પર્વત ભાંગી જાય છે?' આ પ્રમાણે મનમાં વિચારવા લાગ્યા[૧૨] અને વાયુથી ભય પામેલા તેઓ બચાવને માટે રસ્તાની નજીકમાં આવેલાં વૃક્ષોને, રાફડાઓને તથા ઉંચાનીચા ટેકરાઓને હાથવડે ખોળી કાઢી તેને ઓથે ભરાઇ બેઠા.[૧૩] તે વખતે મહાબળવાન ભીમસેન પોતે ધનુષ લઈ, દ્રૌપદીની પાસે જઇ તેને લઇને એક ઝાડની નીચે બેઠો.[૧૪] ધર્મરાજા તથા ધૌમ્યમુનિ અગ્નિહોત્રનાં પાત્રો લઇને મહાવનમાં જઇ ભરાયા, સહદેવ પર્વતમાં છુપાઇ ગયો.[૧૫] નકુલ, બીજા બ્રાહ્મણો અને લોમશમુનિ ત્રાસ પામીને વૃક્ષોના આધારમાં ઠામ ઠામ સંતાઇ બેઠા.[૧૬] પછી થોડે વખતે પવન મંદપડયો અને ધૂળ શાંત થઈ,એટલે મોટી મોટી પાણીની ધારાઓ વર્ષાવતો વરસાદ પડવા લાગ્યો;[૧૭] મેઘમંડળમાં વજ્રો ફેંકાતાં હોય તેવો ધડધડાટ થવા લાગ્યો અને ચંચળ પ્રકાશવાળી વિજળીઓ આકાશમાં ચમકવા લાગી.[૧૮] તે પછી જોરથી ફુંકાતા વાયુની પ્રેરણાથી બરફના ટુકડાઓ સાથેની જળધારાઓ ચોતરફથી દિશાઓને ઢાંકી દેતી ઉપરાઉપરી પડવા લાગી.[૧૯] હે રાજા! એટલામાં તો સમુ-

દ્રમાં મળનારી નદીઓમાં પૂર ચઢીને તેનું મલિન તથા ફીણવાળું પાણી ચોતરફ પ્રસરવા લાગ્યું.[૨૦] ફીણરૂપી ચંદ્રવાળા પુષ્કળ જળને વહન કરનારી તે નદીઓ, ઝાડોને તાણતી તથા પ્રચંડ શબ્દ કરતી વેગથી વહેવા લાગી હતી.[૨૧]

થોડા સમય પછી ગર્જના શાંત પડી ગઈ, વાયુ સમાન ભાવને પામ્યો, પાણી નીચાણમાં ઉતરી ગયાં અને સૂર્ય બહાર નીકળ્યો;[૨૨] એટલે હે ભારત! તે સર્વ વીર પાંડવો ધીરે ધીરે બહાર નીકળીને એકમેકને મળ્યા અને પાછા ગંધમાદન પર્વત ઉપર ચઢવા લાગ્યા.[૨૩]

**ઇતિ૦ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં "લોમશતીર્થયાત્રામાં ગંધમાદનપ્રવેશ" એ વિષયનો અધ્યાય ૧૪૩ મો સમાપ્ત.**

# અધ્યાય ૧૪૪ મો

## દ્રૌપદીને શ્રમની ગ્લાનિ અને ઘટોત્કચનું આવવું.

**॥ वैशंपायन उवाच ॥**

**क्रोशमात्रं प्रयातेषु पांडवेषु महात्मसु ॥**
**पद्भ्यामनुचिता गंतुं द्रौपदी समुपाविशत् १**

વૈશંપાયને કહ્યુંઃ-મહાત્મા પાંડવો એક કોશ જેટલે આગળ ચાલ્યા, એટલામાં પગવડે ચાલવામાટે અયોગ્ય દ્રૌપદી રસ્તામાં બેસી ગયાં.[૧] તે બીચારાં દ્રૌપદી વાયુ અને વરસાદથી શ્રમિત તથા દુઃખી થઇ ગયાં હતાં અને શરીરે સુકુમાર હતાં તેથી એકાએક મૂર્છિત થવા લાગ્યાં[૨] તથા મૂર્છાને લીધે કંપવા લાગ્યાં. તે વખતે શ્યામ નેત્રવાળાં તેમણે પોતાના દેહને શોભે તેવા ગોળ બાહુવડે સાથળોનો ટેકો લીધો;[૩] પરંતુ તે હાથીના સુંઢના જેવી બન્ને સાથળોનો ટેકો લેતાં પણ દ્રૌપદી થરથર ધ્રૂજતાં એકાએક કેળની પેઠે જમીન ઉપર ઢળી પડયાં.[૪] જ્યાં ભાંગેલી લતાની પેઠે સુંદર જઘનવાળાં દ્રૌપદી પડવા લાગ્યાં, એટલામાં તો વીર્યવાન નકુલે દોડી જઇને તેમને પકડી લીધાં અને મોટા ભાઇને કહ્યું.

નકુલે કહ્યુંઃ-"હે ભારતરાજ! આ શ્યામનયની પંચાલરાજની પુત્રી શ્રમિત થઇને જમીન ઉપર પડી છે તેને જુઓ.[૬] આ મંદ ગતિવાળી રાજપુત્રી દુઃખ ભોગવવા અયોગ્ય છે, છતાં એને મોટું દુઃખ આવી પડયું છે; માટે હે મહારાજ! એ થાકથી લોથપોથ થયેલી દ્રૌપદીને તમે આશ્વાસન આપો."[૭]

વૈશંપાયને કહ્યુંઃ- નકુલનું વચન સાંભળતાંજ યુધિષ્ઠિર રાજાને બહુ દુઃખ થયું અને તે, ભીમસેન તથા સહદેવ એકદમ દોડતા દ્રૌપદીની પાસે આવ્યા;[૮] અને કુંતીપુત્ર ધર્માત્મા યુધિષ્ઠિર ફીકકા મુખવાળાં તથા શરીરે કૃશ થયેલાં દ્રૌપદીને જોઇને તેમને ખોળામાં લઈ વ્યાકુળ થઈ વિલાપ કરવા લાગ્યા.[૯]

યુધિષ્ઠિરે કહ્યુંઃ-"અરેરે! આ સુખ ભોગવવા યોગ્ય સુંદરાંગી, સુરક્ષિત મહેલોમાં ઉત્તમ પ્રકારના બીછાનાવાળા પલંગોમાં પોઢવા લાયક છે, તે આજે જમીન ઉપર પડીને સૂતી છે![૧૦] અહા, આ ઉત્તમ વસ્તુઓનો ઉપભોગ લેવા યોગ્ય સુંદરીના સુકુમાર પગ અને કમળના જેવી કાંતિવાળું મુખ, શું આજે મારાં કૃત્યને લીધેજ શ્યામ પડી ગયાં છે?[૧૧] મેં મૂર્ખે દ્યૂત રમવાની ઇચ્છા કરીને આ શું કર્યું? જેથી આજે હું પશુનાં ટોળાંઓથી ભરપૂર વનમાં દ્રૌપદીને લઇને રખડું છું![૧૨] એના પિતા દ્રુપદરાજે 'હે કલ્યાણિ! તું પાંડવોને પરણીને સુખી થઈશ' આ પ્રમાણે કહીને, આ વિશાળ નેત્રવાળાને અમારી સાથે પરણાવી હતી; પરંતુ તે સર્વ સુખ પામ્યાવિનાજ આ રાજપુત્રી મારા પાપીનાં કર્મવડે, માર્ગમાં ચાલવાના પરિશ્રમથી તથા શોકને લીધે દુર્બળ થઇને, પૃથ્વી ઉપર ઢળી પડી છે."[૧૪]

વૈશંપાયને કહ્યુંઃ- આ પ્રમાણે ધર્મરાજા યુધિષ્ઠિર વિલાપ કરતા હતા, એટલામાં ત્યાં ધૌમ્ય વગેરે સર્વ બ્રાહ્મણો આવી પહોંચ્યા;[૧૫] અને તેઓએ તેમને ધીરજ આપી આશીર્વાદોથી તેમનું સન્માન કર્યું, રાક્ષસોનો નાશ કરનારા મંત્રોનો જપ કર્યો તથા ક્રિયાઓ કરી.[૧૬] આ રીતે

મહર્ષિઓ શાંતિને માટે મંત્રો ભણતા હતા,પાંડવો પોતાના શીતળ હાથવડે દ્રૌપદીને પંપાળતા હતા તથા જળમિશ્રિત શીતળ વાયુ આવી દ્રૌપદીનો સ્પર્શ કરતો હતો, તેથી દ્રૌપદીને શાંતિ વળી અને તે ધીરે ધીરે સાવચેત થઈ.[૧૮] પછી દીન બનેલી તપસ્વિની દ્રૌપદીને ભાન આવ્યું એટલે પાંડવોએ તેને ઉપાડીને મૃગચર્મની પથારી ઉપર સૂવરાવી વિશ્રાંતિ આપી;[૧૯] અને નકુલ તથા સહદેવ, પોતાની પણછના આઘાતની નિશાનીવાળા હાથોથી,દ્રૌપદીના લાલ તળીઆંવાળા તથા શુભ લક્ષણવાળા ચરણોને ધીરેધીરે ચાંપવા લાગ્યા; તેમજ કુરુશ્રેષ્ઠ ધર્મરાજા યુધિષ્ઠિર દ્રૌપદીને ધીરજ આપવા લાગ્યા અને ભીમસેનપ્રત્યે આ પ્રમાણે બોલ્યાઃ-"હે મહાબાહુવાળા ભીમ ! આગળ વાંકાચૂકા અને હિમવડે દુર્ગમ બનેલા ઘણા પર્વતો આવશે, તેના ઉપર દ્રૌપદી કેવી રીતે ચઢી શકશે?"[૨૧-૨૨]

ભીમસેને કહ્યુંઃ-"હે રાજેંદ્ર ! હું પોતે તમને, રાજપુત્રીને, નકુલને તથા સહદેવને ઉપાડીને લઈ જઈશ; માટે હે પુરુષશ્રેષ્ઠ રાજન્ ! તમે તમારા મનમાં ખેદ કરશો નહિ;[૨૩] અથવા હે નિષ્પાપ રાજા ! હિડિંબામાં ઉત્પન્ન થએલો ઘટોત્કચ, મારા જેવા બળવાળો, આકાશચારી અને મહાપરાક્રમી છે; માટે તમે જો તેને કહેશો તો તે આપણને સર્વને ઉંચકી લેશો"[૨૪]

વૈશંપાયને કહ્યુંઃ-તે સાંભળીને ધર્મરાજાએ ભીમને આજ્ઞા કરી એટલે ભીમસેને પોતાના રાક્ષસ પુત્રનું સ્મરણ કર્યું. પિતાએ સ્મરણ કરતાંજ ધર્માત્મા તથા મહાપરાક્રમી ઘટોત્કચ ત્યાં આવી પહોંચ્યો અને બે હાથ જોડી પાંડવોને તથા બ્રાહ્મણોને પ્રણામ કરીને, ઉભો રહ્યો. તે વખતે તેઓએ પણ તેને અભિનંદન આપ્યું.[૨૬] પછી તેણે ભયંકર પરાક્રમી પોતાના પિતા ભીમસેનને કહ્યું કેઃ-"તમે મારૂં સ્મરણ કર્યું તેની સાથેજ હું તમારી સેવા કરવા માટે ઝટ આવ્યો છું.[૨૭] હે મહાબાહુ ! તમે મને આજ્ઞા કરો; હું તમારી આજ્ઞા પ્રમાણે અવશ્ય સર્વ કાર્ય કરીશ." તે સાંભળીને તે રાક્ષસપુત્રને આલિંગન કર્યું.[૨૮]

ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં "લોમશતીર્થયાત્રામાં ગંધમાદનપ્રવેશ" એ વિષયનો અધ્યાય ૧૪૪ મો સમાપ્ત.

---

## અધ્યાય ૧૪૫ મો
### બદરીકાશ્રમની યાત્રા

॥ युधिष्ठिर उवाच ॥

**धर्मज्ञो बलवान् शूरः सत्यो राक्षसपुंगवः ॥**
**भक्तोऽस्मानौरसः पुत्रो भीमगृह्णातुमा चिरम्**

યુધિષ્ઠિરે કહ્યુંઃ-"હે ભીમ ! આ રાક્ષસ શ્રેષ્ઠ ઘટોત્કચ ધર્મવેત્તા, બળવાન, શૂરો, સત્યવાદી, આપણો ભક્ત તથા તારો ઔરસ પુત્ર છે, માટે તે આપણને ભલે ઉપાડે, હવે વિલંબ કર નહિ.[૧] હે અત્યંત ભયંકર પરાક્રમી ભીમ ! હું તારા બાહુબળના આશ્રયથી દ્રૌપદીની સાથે કોઈપણ કષ્ટવિના ગંધમાદન પર્વત ઉપર જઈશ."[૨]

વૈશંપાયને કહ્યુંઃ- આવાં પોતાના ભાઈનાં વચન સાંભળીને, પુરુષવ્યાઘ્ર ભીમસેને, શત્રુને નાશ પમાડનારા પોતાના પુત્ર ઘટોત્કચને આજ્ઞા કરી.[૩]

ભીમસેને કહ્યુંઃ-"હે હિડિંબાના પુત્ર ! આ તારી અજિત માતા દ્રૌપદી થાકી ગઈ છે; અને હે આકાશચારી વત્સ ! તું બળવાન તથા ઇચ્છાપ્રમાણે ગતિ કરનારો છે, માટે તું તેને તારી ખાંધ ઉપર ઉપાડી લે અને જે રીતે એને પીડા થાય નહિ તે રીતે અમારી વચ્ચે ધીરી ગતિથી આકાશમાર્ગે ગમન કર. તારૂં કલ્યાણ થાઓ."[૪,૫]

ઘટોત્કચે કહ્યુંઃ-"હું ધર્મરાજાને, ધૌમ્યને, દ્રૌપદીને, નકુલને તથા સહદેવને એકલો પણ ઉપાડવા સમર્થ છું, ત્યારે આજે તો સહાયવાળો છું, એટલે ઉપાડું એમાં શું આશ્ચર્ય ?[૬] હે નિષ્પાપ પિતા ! મારી પાસે બીજા પણ શૂરવીર, ઇચ્છાપ્રમાણે રૂપ લેનારા અને આકાશમાં ગતિ કરનારા સેંકડો રાક્ષસો છે અને તેઓ

બ્રાહ્મણોની સાથે તમને સર્વને ઉપાડી લેશે.” ૭

આ પ્રમાણે કહીને, વીર ઘટોત્કચ, દ્રૌપદીને ઉપાડીને પાંડવોની વચ્ચે ગતિ કરવા લાગ્યો અને બીજા રાક્ષસો પાંડવોને ઉપાડીને ચાલવા લાગ્યા.[૮] અનુપમ કાંતિવાળા લોમશમુનિ તો પોતાના પ્રભાવવડે બીજા સૂર્યની પેઠે સિદ્ધમાર્ગમાં થઇને જવા લાગ્યા;[૯] તેમજ રાક્ષસેંદ્ર ઘટોત્કચની આજ્ઞાથી ભયંકર પરાક્રમી બીજા રાક્ષસો બાકીના સર્વ બ્રાહ્મણોને ઉપાડીને ચાલવા લાગ્યા. આ રીતે તેઓ અતિશય રમણીય વનોને તથા ઉપવનોને જોતા જોતા વિશાળ બદરીકાશ્રમપ્રત્યે જવા લાગ્યા.[૧૧] તે વીર પુરુષોને શીઘ્ર ગતિવાળા અને મહાવેગવાળા રાક્ષસોએ ઉપાડ્યા હતા તેથી તેઓ થોડા માર્ગની પેઠે ઝટપથી ઘણે દૂરસુધી નીકળી ગયા.[૧૨] માર્ગમાં તેઓએ મ્લેચ્છજનોથી વ્યાપ્ત દેશોને, અનેક પ્રકારની રત્નોની ખાણોને અને જાત જાતની ધાતુઓથી ભરપૂર પર્વતોની તળેટીઓને દીઠી.[૧૩] વળી તેઓએ વિદ્યાધરો, વાનરો, કિન્નરો, કિંપુરુષો, ગંધર્વો, મયૂરો, ચમરી ગાયો, વાનરો, રુરુ જાતનાં મૃગો, વરાહો, રોઝો તથા પાડાઓથી ભરપૂર અને નદીઓના આડાઅવળા ફાંટાઓથી વ્યાપ્ત, નાના પ્રકારનાં પક્ષીઓનાં ટોળાંથી યુક્ત, અનેક પ્રકારનાં મૃગોથી સેવાતા, વાનરોથી શોભતા તથા મદોન્મત્ત પક્ષીઓવાળાં વૃક્ષોથી ભરેલા અનેક પ્રદેશોને જોયા. આ રીતે નિહાળતા નિહાળતા તેઓ ઘણા દેશોને ઓળંગીને તથા ઉત્તર કુરુદેશને પણ ઓળંગીને આગળ ગયા એટલે તેઓએ અનેક પ્રકારની આશ્ચર્યજનક વસ્તુઓથી ભરપૂર પર્વતશ્રેષ્ઠ કૈલાસગિરિને જોયો અને તેનીજ સમીપમાં નરનારાયણના આશ્રમને દીઠો.[૧૮] તે આશ્રમ સદા પુષ્પો તથા ફળો આપનારાં દિવ્ય વૃક્ષોથી ભરેલો હતો. ત્યાં પાંડવોએ ગોળ ડાળીઓવાળી અને મનોહર એવી એક બદરી (બોરડી)ને દીઠી.[૧૯] તે રમ્ય, પરમ શોભાસંપન્ન તથા ઘટ્ટ છાયાવાળી હતી; તેનાં પાંદડાં સુંદર, ઘાડાં અને કોમળ હતાં; તે પવિત્ર બદરીની ડાળીઓ વિશાળ હતી, તે અતિશય કાંતિવાળી તથા વિસ્તીર્ણ હતી, તેના ઉપર ઘણાં સ્વાદિષ્ટ તથા મોટાં દિવ્ય ફળો લાગેલાં હતાં,[૨૧] તે બોરડી મધનાં ઝરણાંઓથી સદા દિવ્ય દેખાતી હતી, મહર્ષિના સમૂહો તેની નીચે વાસ કરતા હતા તથા મદથી હર્ષિત થયેલાં પક્ષીઓનાં ટોળાંઓ તેના ઉપર વિશ્રાંતિ લેતાં હતાં.[૨૨] આ બદરીવૃક્ષ ડાંસો તથા મગતરાંઓવિનાના, પુષ્કળ ફળ, મૂળ તથા જળવાળા, લીલાં ઘાસથી ઢંકાયલા, દેવોથી તથા ગંધર્વોથી સેવાતા, સ્વાભાવિકરીતેજ સપાટ, શીતળ તથા કોમળ સ્પર્શવાળા અને કાંટાવિનાના શુભ પ્રદેશમાં ઉગેલું હતું.[૨૪] તે બદરી આગળ આવીને મહાત્મા પાંડવો તથા શ્રેષ્ઠ બ્રાહ્મણો ધીરે ધીરે રાક્ષસોની ખાંધ ઉપરથી ઉતર્યા.[૨૫] હે રાજા! તે પછી ઉત્તમ બ્રાહ્મણોની સાથે પાંડવોએ, નરનારાયણે જ્યાં વાસ કરેલો હતો, તે રમણીય બદરીકાશ્રમનાં દર્શન કર્યાં.[૨૬]

આ આશ્રમસ્થાન અંધારાથી રહિત, પુણ્યકારક, વૃક્ષોની ઘટાને લીધે સૂર્યનાં કિરણોના સ્પર્શવિનાનું, ભૂખ, તરસ, ટાઢ તથા તાપના દોષોથી રહિત, શોકને નાશ કરનારૂં,[૨૭] મહર્ષિગણોની ભીડવાળું, ઋગ્વેદ, યજુર્વેદ તથા સામવેદરૂપી બ્રાહ્મી લક્ષ્મીથી સંપન્ન તથા હે મહારાજ ! ધર્મથી દૂર થયેલાં મનુષ્યોથી પ્રવેશ ન થાય તેવું હતું.[૨૮] વળી તે સ્થાન બલિદાનો તથા હોમોથી સુશોભિત, દિવ્ય, વાળીને તથા લીંપીને સાફ રાખેલું, દિવ્ય પુષ્પોના ઉપહારોથી સર્વત્ર વિરાજમાન જણાતું,[૨૯] વિશાળ અગ્નિહોત્રશાળાઓ તથા સ્રુચ્ વગેરે અગ્નિહોત્રનાં શુભ પાત્રોથી વ્યાપ્ત, મોટા જળના ઘડાઓથી તથા કાવડોથી સુશોભિત,[૩૦] સર્વ પ્રાણીઓને શરણ આપનારૂં, વેદધ્વનિના નાદવાળું, દેવતાઇ દેખાવવાળું, આશ્રય કરવા યોગ્ય, શ્રમને નાશ પમાડનારૂં,[૩૧] શોભાસંપન્ન, વર્ણવી ન શકાય તેવું અને સત્ય સંકલ્પપણું વગેરે દેવચર્યાથી શોભી રહેલું હતું. તે આશ્રમમાં ફળમૂળનું ભક્ષણ કરનારા, ઇંદ્રિયનિગ્રહવાળા, સુંદર શ્યામ મૃગચર્મોને ધારણ કરનારા,[૩૨] સૂર્ય તથા અ-

ગ્નિના જેવા તેજસ્વી અને તપવડે શુદ્ધ અંતઃકરણવાળા મહર્ષિઓ, મોક્ષપરાયણ તથા ઇંદ્રિયોને નિયમમાં રાખનારા યતિઓ અને બ્રહ્મભાવને પામેલા મહાભાગ્યશાળી બ્રહ્મવાદીઓ નિવાસ કરતા હતા.

મહાતેજસ્વી તથા બુદ્ધિમાન ધર્મપુત્ર યુધિષ્ઠિર પોતાના બંધુઓની સાથે સાવધાન તથા પવિત્ર થઇને તે ઋષિઓની પાસે ગયા. તે વખતે દિવ્ય જ્ઞાનવાળા તે સર્વ મહાર્ષિઓ યુધિષ્ઠિરને આવેલા જોઇને બહુ પ્રસન્ન થઇ તેમની સામે ગયા અને અગ્નિના જેવા તેજસ્વી તથા સ્વાધ્યાયપરાયણ એવા તેઓ આશીર્વાદો આપતા પ્રસન્નતાથી વિધિપૂર્વક તેમનો સત્કાર કરવા લાગ્યા. પછી તેઓએ પવિત્ર જળ, ફળ, મૂળ તથા પુષ્પો આણીને યુધિષ્ઠિરની આગળ મૂકયાં.[37] મહર્ષિઓએ પ્રીતિથી કરેલા સત્કારને ધર્મરાજા યુધિષ્ઠિરે વિનીત ભાવથી સ્વીકાર્યો.[38] તે પછી હે નિષ્પાપ રાજા! પાંડુપુત્ર યુધિષ્ઠિર પોતાના બંધુઓ, દ્રૌપદી તથા વેદ અને વેદાંગના પારને પામેલા હજારો બ્રાહ્મણોની સાથે ઈંદ્રભવનના જેવા, દિવ્ય ગંધવાળા, સ્વર્ગસમાન મનોહર, પવિત્ર તથા શોભાસંપન્ન તે આશ્રમસ્થાનમાં પ્રસન્ન થઈને દાખલ થયા.[40] ત્યાં ધર્માત્મા યુધિષ્ઠિરે દેવોથી તથા દેવર્ષિઓથી પૂજન કરાયલું અને ગંગાવડે શોભી રહેલું નરનારાયણનું સ્થાન જોયું.[41] પુરુષોમાં વ્યાઘ્ર જેવા પાંડવો મધ ઝરતા ફળોવાળા તથા બ્રહ્મર્ષિગણોએ સેવન કરેલા તે દિવ્ય સ્થાનને જોતાં આનંદ પામ્યા[42] અને તે મહાત્માઓ બ્રાહ્મણોની સાથે ત્યાં જઈ નિવાસ કરીને હર્ષયુક્ત થઇ વિહાર કરવા લાગ્યા. ભૂતેઓએ અનેક પ્રકારનાં પક્ષીઓનાં ટોળાંઓથી યુક્ત તથા સુવર્ણના શિખરવાળા મૈનાક પર્વતનું તથા પવિત્ર બિંદુસરોવરનું પણ અવલોકન કર્યું.[44] તે પછી ત્યાં આવેલા મનોહર શ્રેષ્ઠ વનમાં પાંડવો દ્રૌપદીની સાથે વિહાર કરવા લાગ્યા. તે વન સર્વ ઋતુનાં પુષ્પોથી ઉજ્જવલ લાગતું હતું તથા ખીલી નીકળેલાં પુષ્પોવાળાં, ફળના ભારવડે ઝુકી ગયેલાં, સર્વ તરફથી રમ્ય જણાતાં, કોયલના સમૂહોથી સેવાતાં, હરિયાળાં પાંદડાંવાળાં, શીતળ છાયાવાળાં અને મનને આનંદ પમાડે તેવાં વૃક્ષોની ઘાડી ઘટાથી શોભી રહેલું હતું. વળી ત્યાં આવેલાં વિચિત્ર દેખાવવાળાં, નિર્મળ જળવાળાં અને કમળો તથા પોયણાંથી સર્વત્ર વિરાજમાન જણાતા સુંદર સરોવરોને જોતા પાંડવો આનંદ પામવા લાગ્યા.[45-48] હે રાજા! ત્યાં દ્રૌપદીસહિત સઘળા પાંડવોને આનંદ આપતો પવિત્ર ગંધવાળો અને સુખદાયક સ્પર્શવાળો વાયુ વાતો હતો.[49] વળી ત્યાં મહાત્મા પાંડવોએ વિશાળ બદરીની પાસે વહેતાં સીતા નામનાં ગંગાને જોયાં, કે જેના ઓવારાઓ સુંદર હતા, જેમાં નિર્મળ કમળો ખીલેલાં હતાં, જેના ઘાટો મણિ અને પરવાળાંના બનાવેલા હતા, જેનાં તીરો વૃક્ષોથી શોભી રહેલાં હતાં, જેના પાણીમાં દિવ્ય પુષ્પો વહ્યા કરતાં હતાં તથા જે ગંગા મનની પ્રીતિને વૃદ્ધિ પમાડતાં હતાં,[51] તે દેવર્ષિઓથી સેવાતા પરમ દુર્ગમ પ્રદેશમાં કુંતીપુત્ર પાંડવોએ તે વખતે ગંગાના પવિત્ર જળમાં પરમ પવિત્ર થઇને દેવતાઓ, ઋષિઓ, તથા પિતૃઓનું તર્પણ કર્યું અને એ રીતે દેવાદિકોને તૃપ્ત કરતા તથા જપ કરતા કુરુકુળને વહન કરનારા, પુરુષશ્રેષ્ઠ વીર પાંડવો બ્રાહ્મણોની સાથે ત્યાં રહ્યા; તથા દેવના જેવી કાંતિવાળા તે પુરુષવ્યાઘ્ર પાંડવો, દ્રૌપદીની વિચિત્ર ક્રીડાઓને જોતા તે સ્થાનમાં રમણ કરવા લાગ્યા.[54]

**ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રાપર્વમાં "લોમશ૦ ગંધમાદનપ્રવેશ" એ વિષયનો અધ્યાય ૧૪૫ મો સમાપ્ત.**

## અધ્યાય ૧૪૬ મો
### ભીમને હનુમાનની ભેટ

**॥ वैशंपायन उवाच ॥**

**तत्र ते पुरुषव्याघ्राः परमं शौचमास्थिताः॥**
**षड्रात्रमवसन्वीरा धनंजयदिदृक्षवः ॥१॥**

વૈશંપાયને કહ્યું:– પુરુષોમાં વ્યાઘ્ર જેવા

વીર પાંડવો ત્યાં અર્જુનને જોવાની ઇચ્છાથી પરમ પવિત્ર થઇને છ રાત્રિ રહ્યા.[1] એટલામાં એક વખતે ઇશાન ખૂણામાંથી વાયુ વાવા લાગ્યો અને તે દૈવેચ્છાથી એક હજાર પાંખડીવાળું સૂર્યના જેવું દિવ્ય કમળ પાંડવો રહ્યા હતા ત્યાં ખેંચી લાવ્યો.[2] પવનથી ઉડી આવેલું અને પૃથ્વીપર પડેલું તે દિવ્ય ગંધવાળું, પવિત્ર તથા મનોહર કમળ દ્રૌપદીએ દીઠું.[3] કલ્યાણી દ્રૌપદીએ તે સૌગંધિક નામનું ઉત્તમ પવિત્ર કમળ ઉપાડી લીધું અને હે રાજા ! અત્યંત પ્રસન્ન થઇને તેણે ભીમસેનને કહ્યું:–[4] " હે ભીમ ! આ ઘણું સુંદર, શ્રેષ્ઠ સુગંધવાળું, સુંદર આકારનું અને મારા મનને આનંદ આપનારૂં દિવ્ય પુષ્પ છે, તેને તમે જુઓ.[5] હે શત્રુતાપન! આ કમળ તો હું ધર્મરાજાને આપીશ; પરંતુ કામ્યક વનના આશ્રમમાં મારી ઇચ્છા પૂર્ણ કરવામાટે તમે એવું બીજું કમળ લઇ આવો.[6] હે કુંતીપુત્ર ! હું જો તમને વહાલી હોઉં તો તમે આવાં બીજાં ઘણાં કમળ લઇ આવો; કારણકે હું તે કમળોને ફરી કામ્યક વનમાં લઇ જવા ઈચ્છું છું.[7]

સુંદર કટાક્ષવાળાં અને શુદ્ધ આચારવાળાં દ્રૌપદી ભીમસેનને આ પ્રમાણે કહીને, તત્કાળ પુષ્પ લઇ ધર્મરાજાની પાસે ગયાં.[8] બીજી તરફ પુરુષ શ્રેષ્ઠ મહાબળવાન ભીમસેન પણ પટ્ટરાણીનો અભિપ્રાય જાણી, પ્રિયાનું પ્રિય કરવામાટે ત્યાંથી નીકળ્યો;[9] અને જે દિશામાંથી એ પુષ્પ આવ્યું હતું તે દિશામાંથી આવતા વાયુની સામે બીજાં ઘણાં પુષ્પો લેવા માટે ઝડપથી ચાલ્યો.[10] તેણે સુવર્ણની પીઠવાળું ધનુષ તથા સર્પના જેવાં બાણો સાથે લીધાં હતાં અને તે ક્રોધ પામેલા સિંહના જેવો અથવા મદ ઝરતા હાથીના જેવો જણાતો હતો.[11] મોટાં મોટાં બાણો અને ધનુષને ધારણ કરીને જતા ભીમસેનના તરફ તે વખતે સર્વ પ્રાણીઓ જોઇ રહ્યાં હતાં. વાયુના પુત્ર ભીમસેનને ગ્લાનિ, વિકળતા, ભય અથવા ગભરાટ, એમાંનું કંઈપણ કોઇ દિવસ થતું ન હતું.[12] શત્રુને નાશ પમાડનારો બળવાન ભીમસેન દ્રૌપદીનું પ્રિય કરવાની ઇચ્છાથી પોતાના બાહુબળનો આશ્રય કરી, ભય તથા મોહને ત્યજી દઇ, ઝપાટાબંધ પર્વત ઉપર ચઢવા લાગ્યો;[13] અને વૃક્ષો, લતાઓ તથા ઝાડીઓથી ઢંકાયલા, કિન્નરોથી વસાયલા અને શ્યામ શિલાતલવાળા તે પર્વત ઉપર આમતેમ ફરવા લાગ્યો. એ પર્વત અનેક રંગને ધારણ કરનારી ધાતુઓ, વૃક્ષો, મૃગો તથા પક્ષીઓથી વિચિત્ર દેખાતો હતો;[15] અને તેથી તે પૃથ્વીનો સર્વ અલંકારોથી ભરેલો ઉંચો કરેલો હાથ હોય તેના જેવો લાગતો હતો. અમાપ પરાક્રમી ભીમસેન, ગંધમાદનનાં રમણીય શિખરોમાં સર્વત્ર દેવાદિકોની ક્રીડાના અનેક પદાર્થો જોઈને, તે તે ભાવોનું હૃદયમાં ચિંતન કરતો આગળ જવા લાગ્યો. તે વખતે કોયલના ટહુકાઓ અને ભ્રમરના ગુંજારવમાં તેના કાન, મન તથા નેત્ર ચોંટી ગયાં હતાં. મહાતેજસ્વી ભીમસેન સર્વ ઋતુનાં પુષ્પોનો ઉત્તમ ગંધ સુંઘતો વનમાં મદમત્ત છુટા હાથીની પેઠે આગળ વધતો હતો. તે વખતે પુત્રને થયેલા પિતાના સ્પર્શના જેવો શીતળ, અતિ પવિત્ર અને જાત જાતનાં પુષ્પોના સુગંધવાળો ગંધમાદનનો વાયુ ભીમસેનના તરફ વાવા લાગ્યો અને તે પોતાના પિતા વાયુના સ્પર્શથી ભીમસેનનો શ્રમ દૂર થઇ ગયો તથા તેનું અંગ રોમાંચિત થઈ ગયું.[20] શત્રુદમન ભીમસેન તે સમયે કમળપુષ્પને માટે યક્ષો, ગંધર્વો, દેવો તથા બ્રહ્મર્ષિગણોએ સેવન કરેલા પર્વત ઉપર ચોતરફ દૃષ્ટિ કરતો ફરવા લાગ્યો,[21] ત્યારે અનેક પ્રકારની ધાતુની રજો ઉડવાથી રંગાયલાં સાદડ વગેરેનાં પાંદડાંઓનો શરીરે સ્પર્શ થવાથી જાણે તે પાંદડાંરૂપી આંગળીઓવડે ત્રિપુંડ્રો કર્યાં હોય તેમ એનું શરીર પીળી, કાળી અને શ્વેત ધાતુઓથી રંગાઈ ગયું હતું. પર્વત પણ તે સમયે બે પાસાંઓ ઉપર વળગેલા મેઘોવડે પાંખવાળો થઇને જાણે નાચતો હોય તેવો દેખાતો હતો;[22] ઝરતાં ઝરણાંઓનાં જળથી જાણે મોતીની શેરોથી શણગરાયો હોય એવો લાગતો હતો; તથા સુંદર ગુફાઓ, કુંજો, ઝરણાનાં જળો અને ખીણોથી

શોભી રહ્યો હતો.[23] તેના ઉપર અપ્સરાના ઝંઝરના શબ્દોથી મત્ત થઇને શ્રેષ્ઠ મયૂરો નૃત્ય કરી રહ્યા હતા; દિગ્ગજોએ પોતાનાં દંતુસળની અણીઓથી તેનાં શિલાતલો તથા પથ્થરોને ઘસી નાખ્યાં હતાં;[24] અને નદીમાંથી નીકળીને વહેતાં ઉંડાં જળોવડે જાણે તેનું વસ્ત્ર ખસી ગયું હોય તેવો તે દેખાતો હતો.

સુંદર નેત્રવાળો શ્રીમાન વાયુનંદન ભીમસેન, પોતાના વેગથી અનેક લતાઓનાં જાળાંને કંપાવતો અને પ્રફુલ્લ મનથી રમત કરતો કરતો, પ્રિયાના મનોરથને પૂર્ણ કરવા તત્પર થઈ આગળ વધતો હતો, તે વખતે ભયથી અજાણ્યાં હોવાને લીધે મોંમાં લીલા ઘાસના કોળીઆઓ લઈ, રસ્તાની નજીકમાં સ્વસ્થતાથી ઉભાં રહેલાં હરિણો તેના તરફ કુતૂહલથી જોઇ રહ્યાં હતાં.[27] વળી ઉંચા દેહવાળા, સુવર્ણના જેવા વર્ણવાળા, સિંહના જેવા મજબૂત બાંધાવાળા, મદમત્ત હાથીના જેવા પરાક્રમી, મત્ત હાથીના જેવા વેગવાળા, મદમત્ત હાથીના જેવાં રાતાં નેત્રવાળા અને સંગ્રામમાં મદમસ્ત હાથીઓને પણ પાછા વાળનારા તે ભીમસેનને, પોતાના પ્રિય પતિઓની પાસે બેઠેલી યક્ષો અને ગંધર્વોની સ્ત્રીઓ બીજાઓ ન જુએ તેમ એકાગ્રતાથી જોઈ રહેતી હતી. પાંડુપુત્ર ભીમસેન પણ સૌંદર્યનો નવો અવતારજ હોય તેવો જણાતો, રમણીય ગંધમાદનનાં શિખરો ઉપર ક્રીડા કરતો ફરતો હતો અને દુર્યોધને આપેલા વિવિધ પ્રકારના અનેક ક્લેશોને યાદ કરતો, વનવાસિની દ્રૌપદીનું પ્રિય કરવા તૈયાર થયો હતો. માર્ગમાં તે વિચારવા લાગ્યો કેઃ–'અર્જુન સ્વર્ગમાં ગયો છે અને હું પુષ્પને માટે અહીં આવ્યો છું, એટલે મોટાભાઈ યુધિષ્ઠિર રાજા શુંએ કરશે ? સ્નેહથી તથા સામર્થ્યના અવિશ્વાસથી, યુધિષ્ઠિર રાજા નકુલને અને સહદેવને પણ ક્યાંએ જવા દેશે નહિ; માટે મને પુષ્પો કેવી રીતે ઝટ મળે ?' આવો વિચાર કરતો તે પુરુષવ્યાઘ્ર ગરુડની પેઠે વેગથી ચાલવા લાગ્યો. ભીમસેન, પુષ્પોથી પ્રફુલ્લિત થયેલાં ગિરિશિખરો ઉપર આસક્ત મનથી દૃષ્ટિ કરતો, દ્રૌપદીનાં વચનરૂપીજ ભાતું લઇને અત્યંત ઝડપથી ચાલતો હતો. મહાબળવાન્ ભીમસેનનો વેગ વાયુના જેવો હતો, તેથી તે પર્વકાલના ઉત્પાતની પેઠે પગથી પૃથ્વીને કંપાવતો, હાથીનાં ટોળાંઓને ત્રાસ પમાડતો, સિંહ, વાઘ અને મૃગોને છુંદતો, મોટાં મોટાં ઝાડોને વેગથી ઉપાડી પછાડતો તથા લતાઓ અને વેલાઓને વેગવડે ખેંચી નાખતો આગળ વધતો હતો અને પર્વતનાં શિખર ઉપર ઉંચે ઉંચે ચઢવાની ઈચ્છાવાળા હાથીની પેઠે અથવા વિજળીવાળા મેઘની પેઠે, મોટી મોટી ગર્જના કરતો હતો. ભીમસેનની તે મહાન ગર્જનાથી જાગી ઉઠેલા વાઘો ગુફામાંથી નીકળીને નાસવા લાગ્યા, વનવાસી પશુઓ છુપાઈ જવા લાગ્યાં, ત્રાસ પામેલાં પક્ષીઓ ઉડાઉડ કરવા લાગ્યાં, મૃગનાં ટોળાંઓ નાસવા લાગ્યાં,[40] રીંછો રહેઠાણનાં ઝાડોને ત્યજી દેવા લાગ્યાં, સિંહો ગુફાઓ ત્યજીને નાસવા લાગ્યા, મહાસિંહો બગાસાં ખાવા લાગ્યા અને પાડાઓ આમ તેમ જોવા લાગ્યા.[41] વળી ભીમની ગર્જનાથી ત્રાસેલા હાથીઓ હાથિણીનાં ટોળાંઓથી વીંટાઇને, તે વન છોડી દઇ બીજા મહાવનમાં ચાલ્યા ગયા;[42] વરાહનાં ટોળાંઓ, મૃગનાં ટોળાંઓ, જંગલી પાડાઓ, વાઘનાં ટોળાંઓ, શિયાળનાં ટોળાંઓ અને રોઝનાં ટોળાંઓ બરાડા પાડવા લાગ્યાં.[43] ચક્રવાકો, ચાતકો, હંસો, કારંડવો, જળકુકડીઓ, પોપટો, કોયલો અને ક્રૌંચો ભાનવિનાનાં થઇને દિશાઓમાં નાસવા લાગ્યાં;[44] તેમજ કેટલાએક ગર્વિષ્ઠ હાથીઓ કે જેઓને હાથિણીઓએ ઉશ્કેરેલા હતા તેઓ, સિંહો અને વાઘો ક્રોધાધીન થઇને ભીમસેનની સામે ધસી આવ્યા;[45] પણ ભયવડે ભમેલા મનના થઈ મળમૂત્ર છોડવા લાગ્યા તથા તે મહાભયંકર પ્રાણીઓ મોંપહોળાં કરીને ભયંકર શબ્દો કરવા લાગ્યાં.[46] તે જોઇને મહાસમર્થ શ્રીમાન વાયુનંદને, પોતાના બાહુબળનો આશ્રય કરીને ક્રોધવડે એક હાથીને પકડીને તેના પ્રહારથી બીજા હાથીઓને અને એક સિંહને પકડી તેનાથી બીજા સિંહોને

મારવા માંડયા.[47] વળી કેટલાએકને બળવાન ભીમે તમાચાના પ્રહારથી મારવા માંડયા. આ રીતે ભીમનો માર પડતાં તે સિંહ, વાઘ તથા જરખો ભયવડે ભીમને છોડી દઈ મળમૂત્ર છોડતાં નાસવા લાગ્યાં. તે પછી મહાબળવાન શ્રીમાન પાંડુપુત્ર, તે પ્રાણીઓને છોડીને પોતાની ગર્જનાથી દિશાને ગજાવતો તુરત બીજા વનમાં દાખલ થયો. ત્યાં મહાબાહુ ભીમસેને ગંધમાદનનાં શિખરો ઉપર ઘણા યોજનસુધી વિસ્તાર પામેલા અતિ રમણીય કેળના વનને જોયું. મહાબળવાન ભીમસેન તે વનને ડહોળી નાખવાની ઈચ્છાથી વેગવડે તેમાં દાખલ થયો અને મદ ઝરતા ગજેંદ્રની પેઠે અનેક વૃક્ષોને ભાંગતો અનેક તાડપૂર ઉંચા કેળના થાંભલાઓને ઉપાડી ઉપાડીને વેગથી ચોમેર ફેંકવા લાગ્યો તથા બળવાનોમાં મુખ્ય એવો મહાતેજસ્વી ભીમ ગર્વિત થઇને નૃસિંહની પેઠે ગાજવા લાગ્યો.[53] તે પછી પુષ્કળ મોટાં મોટાં પ્રાણીઓ, રુરુ જાતનાં મૃગો, વાનરો, સિંહો, પાડાઓ તથા જળાશયોનું આક્રમણ કરતો તે આગળ ચાલ્યો;[54] એટલે તે પશુઓની ચીસોથી અને ભીમસેનની ગર્જનાથી વનની અંદર રહેલાં પશુપક્ષીઓ પણ ત્રાસ પામી ગયાં;[55] અને તે એકાએક થઈ ઉઠેલા પશુપક્ષીઓના કોલાહલને સાંભળીને,પાણીથી ભીંજાયલી પાંખોવાળાં હજારો જળચર પક્ષીઓ આકાશમાં ઉડવા લાગ્યાં.[56] ભરતકુળશ્રેષ્ઠ ભીમસેને તે પાણીમાં રહેનારાં પક્ષીઓને જોઇને તેની પાછળ જવા માંડયું એટલે તેણે રમણીય એવું એક મહાસરોવર દીઠું.[57] તે સરોવરના એકકિનારાથી બીજા કિનારાસુધી પહોંચતી સોનેરી કેળો હારબંધ ઉગેલી હતી,તે કેળો મંદ મંદ વાયુથી કંપીને જાણે તે શાંત ગંભીર સરોવરને પવન ઢોળતી હોય તેવી જણાતી હતી.[58] બળવાન ભીમસેન, તે પુષ્કળ કમળપુષ્પોવાળા સરોવરમાં ઝટ ઉતર્યો અને બંધનરહિત થયેલા ગજેંદ્રની પેઠે અતિશય ક્રીડા કરવા લાગ્યો.[59] અમાપ કાંતિવાળો ભીમસેન, તે સરોવરમાં સુંદર ક્રીડા કર્યા પછી બહાર નીકળ્યો અને પર્વત ઉપરના બહુ વૃક્ષવાળા વનમાં વેગથી જવા તૈયાર થતાં તેણે પોતાના સર્વ સામર્થ્ય પ્રમાણે શંખનાદ કર્યો તથા બાહુઓ ઠોકીને તે બળવાને દિશાઓને ગજાવી મૂકી.[61] ભીમસેનની ગર્જનાથી, તેના શંખનાદથી તથા બાહુના પ્રચંડ શબ્દથી જાણે પર્વતની ગુફાઓ શબ્દ કરતી હોય તેમ ગાજી ઉઠી.[62] વળી પરસ્પર વજ્રો અથડાવાથી જેવો પ્રચંડ શબ્દ થાય તેવો તેના બાહુઓનો પ્રચંડ શબ્દ થયો, તેને સાંભળીને પર્વતની ગુફામાં સૂતેલા સિંહો મોટી ગર્જનાઓ કરવા લાગ્યા;[63] અને હે ભારત ! તે સિંહોની ગર્જનાઓ સાંભળીને ભયથી ત્રાસી ઉઠેલા હાથીઓ પણ મહાન ગર્જના કરવા લાગ્યા, કે જે ગર્જનાઓથી પર્વત પૂર્ણ થઇને ગાજી ઉઠયો.[64]

તે ગજેંદ્રોએ કરેલી ગર્જનાઓને સાંભળીને, હનુમાન કપિએ, પોતાનો ભાઈ ભીમસેન આ વનમાં આવ્યો છે એમ જાણ્યું;[65] અને 'આ માર્ગે થઇને તે જાય નહિ' એવો વિચાર કરીને, તેણે સ્વર્ગમાં જતો માર્ગ ભીમના કલ્યાણને માટે રોકી દીધો.[66] પોતાના ભાઈ ભીમનું રક્ષણ કરવામાટે જ્યાં કેળનાં જૂથોથી શોભાયમાન એક બહુ સાંકડો માર્ગ હતો ત્યાં આવીને હનુમાનજી બેઠા;[67] કારણ કે આ સ્વર્ગના માર્ગમાં ભીમને કોઇનો શાપ ન થાય તેમ તેની છેડછાડ ન થાય, એવો વિચાર કરીને તે તેને રોકવા કળના વનની મધ્યમાં બેઠા હતા. ત્યાં બેઠાં બેઠાં પ્રચંડ કાયાવાળા હનુમાનજીએ બગાસાં ખાવા માંડયાં; કારણકે તે વખતે હનુમાનજીને કેળોના જૂથમાં બેઠાં બેઠાં ઉંઘ આવવા લાગી હતી, તે ઉંઘને ઉડાડવા તેમણે બગાસાં ખાતાં ખાતાં પોતાનું ઘણું લાંબું, ઇંદ્રધ્વજની પેઠે ઉંચું કરેલું તથા ઇંદ્રના વજ્ર જેવો શબ્દ કરતું પૂછડું જમીન ઉપર પછાડવા માંડયું.[70] તે વખતે જેમ આખલો મોટી ગર્જના કરે, તેમ પર્વત પણ પોતાનાં ગુફારૂપી મુખોથી, હનુમાનના પૂછડાના શબ્દોનો ચોતરફ પ્રતિધ્વનિ કરવા લાગ્યો.[71] હનુમાનના પછાડાતા પૂછડાના શબ્દથી તે મહાપર્વત કંપી ઉઠયો હતો અને તેનાં શિખરો ડોલી ઉઠીને

ચોમેરથી પડવા લાગ્યાં હતાં.[૭૨] વળી તે પૂછડાનો શબ્દ, મદમત્ત હાથીઓની ગર્જનાઓને પણ ઢાંકી દઇને પર્વતોનાં વિચિત્ર શિખરો ઉપર પસરી જતો હતો.[૭૩]

ભીમસેન તે શબ્દ સાંભળીને રોમાંચિત થઈ ગયો અને તે શબ્દ ક્યાંથી થાય છે, તે ખોળવામાટે કેળના વનમાં ફરવા લાગ્યો.[૭૪] ફરતાં ફરતાં મહાબાહુ ભીમસેને, કેળના વનની મધ્યમાં એક મોટી શિલા ઉપર બેઠેલા વાનરરાજ હનુમાનને દીઠા.[૭૫] જેમ વિજળીના ઝબકારા સામે જોવાય નહિ,તેમ તે કપિરાજની સામે જોઇ શકાતું ન હતું.તે વિજળીના પડવાના જેવા પીળા રંગના હતા, તેની ગર્જના વિજળીના પડતી વખતના જેવી તીક્ષ્ણ હતી, તે વિજળીના ચમકારાની પેઠે ચંચળ હતા.[૭૬] તેમણે હાથનું સ્વસ્તિક (સાથીયો-અદબ) કરીને ખભા ઉપર પોતાની પુષ્ટ તથા ટુંકી ગરદનને ટેકવી હતી, તેમના દેહમાં ખભાઓ બહુ પુષ્ટ હોવાથી કેડનો મધ્ય ભાગ ઘણો પાતળો હતો,[૭૭] ઉપરથી વાંકાં વળેલાં લાંબાં, ઉંચાં રૂવાંટાંવાળા તથા ધ્વજની પેઠે ઉંચા રહેલા પૂછડાથી તે શોભાયમાન લાગતો હતો,[૭૮] તેના હોઠ ટુંકા હતા, તેની જીભ તથા મુખ લાલ હતાં, તેના બન્ને કાનો લાલ હતા, તેની ભ્રુકુટી ચંચળ હતી અને તેના ધોળા તથા તીણાં અણીયાંવાળા દાંતો અને ડાઢો ખુલ્લી દેખાતી હતી, તેથી તે વાનરરાજ બહુ શોભતો હતો.[૭૯] ભીમસેનને તેના મોઢામાં રહેલા શ્વેત દાંતોવડે, સુશોભિત તે કપિનું મુખ કિરણવાળા ચંદ્રના જેવું દેખાયું.[૮૦] હનુમાન સોનેરી કેળોની વચ્ચે બેઠો હતો, તેથી કેસરાના સમૂહની વચ્ચે રહેલા અશોક પુષ્પના ઢગ જેવો તે મહાકાંતિમાન દેખાતો હતો.[૮૧] તે દેદીપ્યમાન દેહવડે પ્રખર જ્વાળાવાળા અગ્નિના જેવો જણાતો હતો તથા શત્રુને હણનારો તે કપિરાજ મધના જેવાં પિંગટવર્ણાં નેત્રોથી જોયા કરતો હતો.[૮૨]

બુદ્ધિમાન તથા મહાબાહુ ભીમે, તે પ્રચંડ દેહવાળા તથા મહાબળવાન કપિરાજને, મહાવનમાં સ્વર્ગમાર્ગને રોકીને હિમાલયની પેઠે એકલો બેઠેલો દીઠો. તેને જોતાંની સાથેજ ભયરહિત મહાબળવાન ભીમ ઝપાટાબંધ તેની પાસે ગયો તથા તેણે વજ્રના જેવો ભયંકર સિંહનાદ કર્યો. ભીમની તે ગર્જનાથી સઘળાં પશુપક્ષીઓ ત્રાસી ગયાં;[૮૫] અને મહાબળવાન હનુમાને મધ જેવાં પિંગટ પોતાનાં નેત્રોને કંઇક ઉઘાડી અવજ્ઞાથી તેના તરફ જોયું તથા જરા હાસ્ય કરીને તેને ઉદ્દેશી આ પ્રમાણે કહ્યું.[૮૩-૮૬]

હનુમાને કહ્યું:-"હું પીડિત થયેલો છું,તેથી હમણાં સુખથી નિદ્રા લેતો હતો, તેને તેં શામાટે જગાડયો ? રે ! તારા જેવા જાણકાર મનુષ્યે તો પ્રાણીઓના ઉપર દયા કરવી જોઇએ.[૮૭] અમે પશુયોનિમાં છીએ, એટલે અમને ધર્મનું જ્ઞાન નથી; પણ મનુષ્યો તો જ્ઞાનસંપન્ન હોય છે,તેથી તેઓ પ્રાણીઓના ઉપર દયા કરે છે;[૮૮] ત્યારે તારા જેવા બુદ્ધિમાનો, ધર્મનો નાશ કરનારાં અને મન, વાણી તથા કાયાને દૂષિત કરનારાં ક્રૂર કર્મમાં કેમ પ્રવૃત્તિ કરે ?[૮૯] મને લાગે છે કે, તું ધર્મને જાણતો નથી અને તેં જ્ઞાની પુરુષોનો સહવાસ પણ કર્યો નથી, તેથીજ તું અલ્પબુદ્ધિને લીધે અજ્ઞાનથી આ પશુઓનો નાશ કરે છે.[૯૦] બોલ, તું કોણ છે ? તારૂં શું કાર્ય છે ? અને આ મનુષ્યોવિનાના તેમજ મનુષ્યને ઉપયોગી લાગે તેવા પદાર્થોવિનાના વનમાં શામાટે આવ્યો છે ?[૯૧] હે પુરુષશ્રેષ્ઠ ! આજે તારે ક્યાં જવું છે, તે કહે. અહીંથી આગળ આ પર્વત અગમ્ય છે અને ચઢી શકાય તેવો નથી.[૯૨] હે વીર ! માત્ર સિદ્ધની ગતિવિના બીજી ગતિથી અહીં જવાતું નથી; કારણકે આ દેવલોકનો માર્ગ છે, તેથી હમેશાં મનુષ્યોથી અગમ્ય છે.[૯૩] હે વીર ! હું તને દયાને લીધે જતાં અટકાવું છું, એમ જાણ. અહીંથી આગળ તું જઇ શકીશ નહિ, માટે હે સમર્થ ! તું શાંત થા.[૯૪] હે મનુષ્યશ્રેષ્ઠ ! તું આજે અહીં આવ્યો તે સર્વથા ઠીક કર્યું. જો તું મારાં હિતકારક વચનને સ્વીકારતો હોય તો આ અમૃતના જેવાં ફળો તથા મૂળોનો આહાર કરીને અહીંથી પાછો ફર, ન-

કામો મરી પડીશ નહિ."૯૫,૯૬

ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં "લોમશતીર્થયાત્રામાં ભીમનો કદલીવનમા પ્રવેશ" એ વિષયનો અધ્યાય ૧૪૬ મો સમાપ્ત.

## અધ્યાય ૧૪૭ મો

### ભીમ અને હનુમાન

॥ वैशंपायन उवाच ॥

**एतच्छ्रुत्वा वचस्तस्य वानरेंद्रस्य धीमतः ॥**

**भीमसेनस्तदा वीरः प्रोवाचामित्रकर्षणः ॥१॥**

વૈશંપાયને કહ્યું:–બુદ્ધિમાન હનુમાનનાં એવાં વચન સાંભળીને, :શત્રુઓને નાશ પમાડનારા વીર ભીમસેને કહ્યું.૧

ભીમે કહ્યું:–" તું કોણ છે ? અને તેં શા કારણથી આ વાનરનો દેહ ધારણ કર્યો છે ? તે બ્રાહ્મણ પછીના વર્ણવાળો હું–ક્ષત્રિય તને પૂછું છું.૨ હું ચંદ્રવંશી છું, કુરુકુળમાં ઉત્પન્ન થયો છું, વાયુનો પુત્ર છું, પાંડુની રાણી કુંતીએ મને ગર્ભમાં ધારણ કર્યો હતો અને મારૂં નામ ભીમસેન છે."૩

વાયુનંદન હનુમાનજીએ, કુરુવીર ભીમનાં વાક્યને મંદ હાસ્યથી સ્વીકાર્યું અને વાયુકુમાર ભીમને કહ્યું:૪

હનુમાને કહ્યું:–" હું વાનર છું, તારો ઇચ્છિત માર્ગ હું તને આપીશ નહિ; માટે તું અહીંથીજ ક્ષેમકુશળ પાછો જા, નકામો વિરોધમાં પડીશ નહિ."૫

ભીમસેને કહ્યું:–" ઓ વાનર! વિરોધ થવા દે, અથવા બીજું જે થવાનું હોય તે થવા દે! હું તને તે સંબંધમાં પૂછતો નથી, પણ તું વચ્ચેથી ઉઠીને મને માર્ગ આપ. મારાથી નકામી પીડા ભોગવીશ નહિ."૬

હનુમાને કહ્યું:–" મારામાં ઉઠવાની શક્તિ નથી; કારણકે હું વ્યાધિથી પીડાઉં છું, માટે જો તારે અવશ્ય જવુંજ હોય તો તું મને ઓળંગીને ચાલ્યો જા."૭

ભીમે કહ્યું:–નિર્ગુણ પરમાત્મા દેહમાં વ્યાપી રહ્યા છે, માટે હું શાસ્ત્રથી જાણવા યોગ્ય તે પરમાત્માનું અપમાન કરતો નથી, તેમ તેનું ઉલ્લંઘન પણ કરતો નથી.૮ હું જો શાસ્ત્રોદ્વારા તે પ્રાણીમાત્રને ઉત્પન્ન કરનારા પરમાત્માને જાણતો ન હોઉં, તો હનુમાન સમુદ્રને ઓળંગી ગયા હતા, તેમ તનેજ નહિ પણ આખા પર્વતને પણ ઓળંગી જાઉં."૯

હનુમાને કહ્યું:–હે નરશ્રેષ્ઠ ! જેણે સમુદ્રનું ઉલ્લંઘન કર્યું હતું, તે હનુમાન કોણ હતો? એ હું તને પૂછું છું; માટે જો કહી શકાય તો તે તું મને કહે."૧૦

ભીમે કહ્યું:–શ્રીમાન વાનરરાજ હનુમાન મારો ભાઇ થાય છે, તે ઉત્તમ ગુણોથી વખણાય છે; બુદ્ધિ, ધૈર્ય અને બળવડે સંપન્ન છે તથા રામાયણમાં અત્યંત વિખ્યાત છે.૧૧ જે વાનરેંદ્રે રામચંદ્રનાં પત્નીને માટે સો યોજન વિસ્તારવાળા સમુદ્રને એકજ કૂદકે ઓળંગ્યો હતો,૧૨ તે મહાવીર્યવાન હનુમાન મારો ભાઈ થાય છે; અને હું પણ તેજ, બળ, યુદ્ધ તથા પરાક્રમમાં તેના જેવોજ છું, માટે હું તને વશ કરવા સમર્થ છું.૧૩ તું ઉઠ, મને માર્ગ આપ અથવા મારા પરાક્રમને જો. તું જો મારી આજ્ઞા પ્રમાણે વર્તીશ નહિ તો હું તને યમલોકમાં પહોંચાડી દઈશ.૧૪ એ સાંભળીને હનુમાન, ભીમસેનને બળવડે છકી ગયેલો તથા બાહુનાં પરાક્રમવડે ગર્વિત થયેલો જાણીને મનમાં હસ્યા અને પછી કહેવા લાગ્યા.૧૫

હનુમાને કહ્યું:–હે નિષ્પાપ ! તું પ્રસન્ન થા. મારામાં વૃદ્ધતાને લીધે ઉઠવાની શક્તિ નથી, માટે તું મારા ઉપર દયા કરીને આ મારૂં પૂછડું બાજુપર કરીને અહીંથી ચાલ્યો જા."૧૬

વૈશંપાયને કહ્યું:– આ પ્રમાણે હનુમાને કહ્યું, એટલે પોતાના બાહુબળથી ગર્વિત થયેલા ભીમે, હનુમાનને વીર્ય તથા પરાક્રમવિનાનો માન્યો અને તે મનમાં વિચારવા લાગ્યો કે:–'આ હીનવીર્ય તથા હીન પરાક્રમવાળા વાનરને પૂછડું પકડીને આજેજ ઝપાટાબંધ યમલો-

કમાં પહોંચાડી દઉં.' ૧૭,૧૮

આવો વિચાર કર્યા પછી ભીમે હસતાં હસતાં પોતાના ડાબા હાથવડે અપમાનપૂર્વક હનુમાનનું પૂછડું પકડયું, પરંતુ તે મહાકપિના પૂછડાને જરાપણ ડગાવી શકયો નહિ. ૧૯ પછી ભીમે, ઇંદ્રાયુધની પેઠે ઉંચા રહેલા તે પૂછડાને બે હાથથી પકડીને ઉંચું કરવા માંડયું, પરંતુ તે મહાબળવાન બે હાથથી પણ તેને ઉંચકવા સમર્થ થયો નહિ. ૨૦ ત્યારે ફરી એકવાર ભીમે, પૂછડું ઉંચકવા મહાપ્રયત્ન કર્યો અને તેથી તેની ભ્રકુટી ઉંચી ચઢી ગઇ, આંખો ફાટી ગઇ, ભ્રકુટી તથા મુખ વાંકાં થઇ ગયાં અને શરીરે પરસેવાના ઝેબે ઝેબ વછુટયા; પરંતુ તે પૂછડાને ઉંચું કરી શકયો નહિ. ૨૧ આ પ્રમાણે પ્રયત્ન કરતાં પણ જ્યારે તે પૂછડું ઉંચકાયું નહિ, ત્યારે શ્રીમાન ભીમસેન લજ્જાથી મુખ નીચું ઘાલીને હનુમાનની પાસે ઉભો રહ્યો; ૨૨ અને પ્રણામ કરી બે હાથ જોડીને બોલ્યો કેઃ—"હે કપિશ્રેષ્ઠ ! મેં તમને જે દુર્વચનો કહ્યાં, તેની મને ક્ષમા આપો અને તમે મારા ઉપર પ્રસન્ન થાઓ. ૨૩ હવે હું જાણવાની ઈચ્છાથી તમને પૂછું છું કે, તમે વાનરરૂપને ધારણ કરનારા કોઇ સિદ્ધ છો, કે દેવ છો, કે ગંધર્વ છો, કે ગુહ્યક છો ? હે મહાબાહુ ! તે જો ગુપ્ત ન હોય અને મારે સાંભળવા યોગ્ય હોય તો તમે મને કહો. હે નિષ્પાપ ! હું શિષ્યની પેઠે તમને પૂછું છું અને તમારે શરણે આવ્યો છું."

હનુમાને કહ્યુંઃ—'હે શત્રૂદમન પાંડુપુત્ર! તને મારૂં વૃત્તાંત જાણવાની ઉત્કંઠા છે તો તું મારૂં સર્વ વૃત્તાંત સાંભળ. ૨૬ હે કમળપત્રના જેવાં નેત્રવાળા ! હું જગતના આયુષ્યરૂપ વાયુથી કેસરી વાનરના ક્ષેત્રમાં અર્થાત્ તેની સ્ત્રી અંજનીમાં ઉત્પન્ન થયો છું; અને હું હનુમાન નામનો વાનર છું. ૨૭ હે શત્રુમર્દન! મોટા પરાક્રમવાળા સઘળા વાનરના રાજાઓ તથા વાનરના સરદારો, સૂર્યના પુત્ર સુગ્રીવની અને ઇંદ્રના પુત્ર વાલીની સેવા કરતા હતા; પરંતુ વાયુની જેમ અગ્નિ ઉપર પ્રીતિ રહે, તેમ મારી સુગ્રીવના ઉપર અધિક પ્રીતિ હતી. ૨૯ એક વખત કોઇ કારણને લીધે વાલીએ પોતાના ભાઈ સુગ્રીવને કાઢી મૂકયો, ત્યારે તે મારી સાથે ઋષ્યમૂક પર્વત ઉપર લાંબા કાળસુધી રહ્યો હતો. ૩૦ એટલામાં દશરથના પુત્ર મહાબળવાન રામ, જે મનુષ્યરૂપધારી વિષ્ણુ હતા, તે પૃથ્વીમંડળ ઉપર ફરતા હતા. ધનુષધારીઓમાં શ્રેષ્ઠ એવા તે રામ, પિતાનું પ્રિય કવાની ઇચ્છાથી પોતાની ભાર્યા તથા નના બંધુની સાથે ધનુષ લઈ દંડકારણ્યમાં આવી રહ્યા હતા. ૩૨ હે નિષ્પાપ ભીમ ! તે દંડકારણ્યમાંથી રાક્ષસોના દુરાત્મા તથા બળવાન રાજા રાવણે, મારીચ રાક્ષસને સુવર્ણ તથા રત્નથી વિચિત્ર દેખાતું મૃગરૂપ ધારણ કરાવી તેનાથી પુરુષવ્યાઘ્ર રામને છેતરીને, તેની ભાર્યા સીતાનું કપટથી તથા બળથી હરણ કર્યું હતું. ૩૩,૩૪

ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રાપર્વમાં "લોમશતીર્થયાત્રામાં હનુમાન અને ભીમનો સંવાદ" એ વિષયનો અધ્યાય ૧૪૭ મો સમાપ્ત.

## અધ્યાય ૧૪૮ મો
### ભીમ અને હનુમાન–રામકથા

॥ हनुमानुवाच ॥

हृतदारः सह भ्रात्रा पत्नीं मार्गन्स राघवः ॥
दृष्टवान् शैलशिखरे सुग्रीवं वानरर्षभम् ॥१॥

હનુમાને કહ્યુંઃ—સીતાનું હરણ થયા પછી પોતાના ભાઈની સાથે પત્નીને ખોળવા નીકળેલા રામે, પર્વતના શિખર ઉપર વાનરોના રાજા સુગ્રીવને દીઠો; ૧ અને મહાત્મા રામને સુગ્રીવની સાથે મિત્રતા બંધાઈ. તે પછી રામે વાલીને મારીને સુગ્રીવનો રાજ્યાભિષેક કર્યો. ૨ રાજ્ય મળ્યા પછી સુગ્રીવે, સીતાની ખોળને માટે સેંકડો અને હજારો વાનરોને મોકલ્યા. હે મહાબાહુ નરશ્રેષ્ઠ! હું પણ કરોડો વાનરોને સાથે લઇને સીતાની શોધ કરવા દક્ષિણ દિશા તરફ ચાલી નીકળ્યો. ૪ માર્ગમાં મહાત્મા સંપાતિ નામના ગીધે, 'સીતા રાવણને ઘેર છે' એવી ખબર કહી. ૫

તે સાંભળીને હું સ્તુતિપાત્ર ચરિત્રવાળા રામના કાર્યની સિદ્ધિને માટે સો યોજનના વિસ્તાર વાળા સમુદ્રને ઓળંગવા એકદમ કૂદ્યો;[૮] અને હે ભરતશ્રેષ્ઠ ! મગરમચ્છોથી ભરેલા તે સાગરને મારા પરાક્રમથી તરીને મેં દેવપુત્રીના જેવાં જનકરાજનાં પુત્રી સીતાને રાવણને ઘેર જોયાં. રામચંદ્રનાં પ્રિય પત્ની સીતાને મળ્યાપછી મેં કોટ, કિલ્લા તથા અટારીની સાથે આખી લંકાને બાળી મૂકી અને લંકામાં રામનું નામ પ્રકટ કરી હું પાછો રામચંદ્રજીની પાસે આવ્યો.[૯] તે પછી મારાં વાક્યને તુરત લક્ષ્યમાં લઇ તથા તે ઉપર નિશ્ચય કરીને, કમળનેત્ર રામચંદ્રે સૈનિકોની સાથે બુદ્ધિપૂર્વક વિચાર કરી મહાસમુદ્ર ઉપર પુલ બાંધ્યો [૧૦] અને તે કરોડો વાનરોની સાથે મહાસમુદ્રને ઉતરી ગયા. તે પછી રામચંદ્રે પોતાનાં પરાક્રમવડે યુદ્ધમાં સર્વ રાક્ષસગણોનો,લોકને રડાવનારા રાક્ષસેંદ્ર રાવણનો અને તેના ભાઈ, પુત્રો તથા સગાંઓનો નાશ કર્યો.[૧૨] તે પછી રામે ધાર્મિક, ભક્તિમાન અને ભક્ત તથા અનુયાયીઓના ઉપર પ્રેમ રાખનારા રાક્ષસશ્રેષ્ઠ વિભીષણનો લંકાના રાજ્ય ઉપર અભિષેક કર્યો;[૧૩] અને નાશ પામેલી વેદની શ્રુતિને જેમ પાછી લાવે, તેમ તે પોતાનાં પત્ની સીતાને પાછા લાવ્યા. તે પછી મહાયશસ્વી તથા શત્રુઓને વશ કરનારા રઘુનંદન રામચંદ્રજી,પોતાનાં સદ્ગુણી પત્ની સીતાને લઈને, ત્યાંથી અત્યંત ઉતાવળા થઇ શત્રુઓથી પરાજય ન પમાડી શકાય એવી પોતાની અયોધ્યાપુરીમાં આવીને રહ્યા.[૧૫] તે પછી રાજેંદ્ર રામચંદ્રનો રાજ્ય ઉપર અભિષેક કરવામાં આવ્યો; તે વખતે મેં કમળનેત્ર રામચંદ્રની પાસે વર માગ્યો કેઃ– “હે શત્રુનાશક રામ ! જ્યાંસુધી તમારી કથા લોકોમાં રહે,ત્યાંસુધી હું જીવતો રહું.’ આ સાંભળીને રામે ‘તથાસ્તુ’ એ પ્રમાણે કહ્યું.[૧૭] હે શત્રુદમન ભીમ ! હું અહીં રહ્યો છું, તોપણ સીતાની કૃપાથી મને મારી ઈચ્છામાં આવે તેવા દિવ્ય વૈભવો પ્રાપ્ત થાય છે.[૧૮] રામચંદ્રજી પૃથ્વી ઉપર અગિયાર હજાર વર્ષસુધી રાજ્ય કરીને પછી સ્વધામ ગયા હતા.[૧૯] હે નિષ્પાપ વત્સ ! અહીં અપ્સરાઓ તથા ગંધર્વો આવીને, સદા તે વીર રામચંદ્રનું ચરિત્ર ગાઇ મને આનંદ પમાડે છે.[૨૦] હે કુરુનંદન! આ દેવોને જવા આવવાનો માર્ગ છે, તેથી એ માર્ગે મનુષ્યો જઈ શકતાં નથી; અને તે કારણથીજ હે ભરતવંશી ! તને આ માર્ગે જતાં કોઇ શાપ ન આપે અથવા તારો પરાભવ ન કરે એવો વિચાર કરીને મેં તારો માર્ગ રોકયો છે. આ દેવોનો દિવ્ય માર્ગ છે, એ માર્ગે મનુષ્યો જતાં નથી અને તું જેમાટે આવ્યો છે, તે સરોવર આ રહ્યું.”[૨૨]

ઈતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રાપર્વમાં “લોમશતીર્થયાત્રામાં હનુમાન ને ભીમનો સંવાદ ” એ વિષયનો અધ્યાય ૧૪૮ મો સમાપ્ત.

# અધ્યાય ૧૪૯ મો

## ભીમ અને હનુમાન–ચાર યુગોનું વર્ણન

॥ वैशंपायन उवाच ॥

**एवमुक्तो महाबाहुर्भीमसेनः प्रतापवान् ॥**
**प्रणिपत्य ततः प्रीत्या भ्रातरं हृष्टमानसः ॥१॥**

વૈશંપાયને કહ્યુંઃ–આ પ્રમાણે હનુમાને કહ્યું, એટલે મહાબાહુ પ્રતાપી ભીમસેન, મનમાં પ્રસન્ન થયો અને પોતાના ભાઇ વાનરશ્રેષ્ઠ હનુમાનને પ્રેમથી પ્રણામ કરીને મધુર વાણીથી કહેવા લાગ્યોકેઃ–“મને આજે આપનાં દર્શન થયાં, તેથી મારા જેવો ભાગ્યશાળી બીજો કોઈ નથી.[૨] તમારો મારા ઉપર મોટો અનુગ્રહ થયો છે અને મને તમારાં દર્શનથી બહુ સંતોષ થયો છે. હવે હું તમારી પાસે એક પ્રિય કાર્ય કરાવવાની ઇચ્છા રાખું છું.[૩] તે એ છે કે, હે વીર ! તમે મગરોથી ભરેલા સમુદ્રને કૂદતી વખતે જે અનુપમ રૂપ ધારણ કર્યું હતું, તે રૂપ જોવાની મારી ઇચ્છા છે.[૪] જો તમે તે રૂપ દેખાડશો તો મને સંતોષ થશે અને હું તમારાં વચન ઉપર વિશ્વાસ રાખીશ.”

આ પ્રમાણે ભીમે કહ્યું, ત્યારે તેજસ્વી હ-

નુમાન હસીને બોલ્યા કેઃ–"[5] તું તે રૂપ જોઇ શકીશ નહિ, તેમ બીજો પણ કોઇ જોઇ શકશે નહિ; કારણકે ત્યારે કાળની અવસ્થા બીજી હતી, હમણાં તે અવસ્થા રહી નથી.[6] સત્યયુગનો સમય જૂદો છે, ત્રેતાનો જૂદો છે, દ્વાપરનો જૂદો છે અને હમણાંનો જે કાળ છે, તે તો વિનાશકારી કાળ છે; માટે હમણાં મારૂં તે સ્વરૂપ રહ્યું નથી. પૃથ્વી, નદીઓ, પર્વતો, શૈલો, સિદ્ધો, દેવો અને મહર્ષિઓ–એ સર્વે યુગ યુગના ભાવો પ્રમાણે કાળને અનુસરે છે.[8] હે કુરુકુળને ધારણ કરનારા ! કોઈ કાળમાં બળ, દેહ અને પ્રભાવો વૃદ્ધિ પામે છે, ત્યારે કોઇ કાળમાં તે ક્ષીણ થાય છે; માટે તું તે રૂપ જોવાનું માંડી વાળ, કારણકે હું પણ યુગને અનુસરૂં છું અને કાળનું કોઈથી ઉલ્લંઘન થતું નથી."[9]

ભીમે કહ્યું:–"તમે મને યુગોની સંખ્યા, પ્રત્યેક યુગના આચારો, ધર્મ,અર્થ તથા કામનાં તત્ત્વો, શુભાશુભ કર્મો અને તેની ફળના ઉદયપર્યંતની શક્તિ અને ઉત્પત્તિ તથા વિનાશનાં સ્વરૂપો, એ સર્વ કહો."[10]

હનુમાને કહ્યુંઃ–હે તાત ! સર્વ યુગમાં પ્રથમ કૃત (સત્ય)યુગ છે. તે યુગમાં સનાતન ધર્મ પ્રવર્તે છે અને તે શ્રેષ્ઠ યુગના સમયમાં મનુષ્યો કૃતાર્થ હોય છે, એટલે તેઓને કર્તવ્ય બાકી રહેતું નથી અને તેથીજ તે કૃતયુગ કહેવાય છે. તે યુગમાં ધર્મની ગ્લાનિ થતી ન હતી તથા પ્રજાઓનો ક્ષય થતો ન હતો, તેથી કાળવડે કૃતયુગનું નામ યથાર્થ ગુણવાળું થયું હતું.[12] હે તાત ! તે કૃતયુગમાં દેવ, દાનવ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ તથા સર્પોનો ભેદ ન હતો; પરંતુ સર્વે સમાન હતા.તે સમયે વેચવા–ખરીદવાનો વ્યવહાર ન હતો, કારણકે સર્વ વસ્તુઓ ઉપર સર્વનો સરખો હક્ક હતો. તે સમયમાં સામવેદ, ઋગ્વેદ તથા યજુર્વેદ ન હતા;કારણકે ત્રણ વેદમાં પ્રતિપાદન કરેલો ધર્મ ચિત્તશુદ્ધિને માટે હોય છે; પરંતુ તે સમયે સ્વાભાવિકરીતેજ સર્વનાં ચિત્ત શુદ્ધ રહેતાં હતાં, તેથી તેની જરૂર ન હતી. તે સમયમાં ખેતી વગેરે માનુષી ક્રિયાઓ ન હતી, પરંતુ તે તે ફળો સંકલ્પોથીજ મળતાં હતાં. વળી તે યુગમાં સંન્યાસ એ એકજ ધર્મ હતો;[14] તેમજ તે યુગસમયે વ્યાધિઓ થતા ન હતા, ઈંદ્રિયો ક્ષીણ થતી ન હતી, તેમજ ગુણમાં દોષારોપ, રુદન, ગર્વ, કપટ, વૈર, આળસ, દ્વેષ, ચાડીઆપણું, ભય, સંતાપ, ઈર્ષ્યા તથા પારકાની મોટાઈને સહન ન કરવારૂપી મત્સર–એ સર્વ ન હતાં;[16] અને તે પૂર્વોક્ત દોષો ન હોવાથી યોગીઓના પરમ ગતિરૂપ પરબ્રહ્મ પરમાત્માની પ્રાપ્તિ સર્વને થતી હતી. વળી તે યુગમાં સર્વ પ્રાણીઓના આત્મા નારાયણ, શ્વેત વર્ણના હતા.[17] તે કૃતયુગમાં બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો તથા શૂદ્રો પોતપોતાનાં શમદમાદિક લક્ષણોથી યુક્ત હતા તથા સર્વ પ્રજા પોતપોતાનાં કર્મમાં તત્પર હતી.[18] તે સમયે સર્વ વર્ણની પ્રજા કેવળ બ્રહ્મનોજ આશ્રય કરતી હતી, તેની પ્રાપ્તિને માટેજ સદાચારનું સેવન કરતી હતી, પરબ્રહ્મનું ઉપાધિરહિત જ્ઞાન સંપાદન કરતી હતી અને પરબ્રહ્મની પ્રાપ્તિને માટેજ વૈદિક કર્મો કરીને વર્ણધર્મનું આચરણ કરતી હતી.[19] વળી તે સમયે લોકો અંતર્યામી, એકજ દેવમાં સદા ચિત્ત જોડનારા, પ્રણવ ( ૐ ) રૂપી એકજ મંત્ર જપનારા, વેદાંતશ્રવણરૂપી એકજ વિધિનો આશ્રય કરનારા, જૂદા જૂદા ધર્મવાળા છતાં તત્ત્વપ્રતિપાદક એક વેદનુંજ અવલંબન કરનારા અને એક ધર્મનેજ અનુસરનારા હતા.[20]

તેઓ અમાવાસ્યા વગેરે કાળની જોડે સંબંધ ધરાવનારા ચારે આશ્રમોનાં કર્મો ફળની ઇચ્છાવિના કરતા હતા, તેથી તેઓ પરમ ગતિ પામતા હતા.[21] આવો પરબ્રહ્મમાં એકતા કરાવનારો યોગરૂપી ધર્મ એજ સત્યયુગને સૂચવનારો છે. સત્યયુગમાં ચારે વર્ણનો એ નિત્ય ધર્મ ચાર ચરણવાળો–અર્થાત્ સંપૂર્ણ રૂપમાં હતો.[22] આ પ્રમાણે પ્રવૃત્તિ, પ્રકાશ અને મોહરૂપ રજ, સત્ય અને તમ, એ ત્રણ ગુણોથી રહિત કૃત નામનો યુગ છે. હવે જેમાં યજ્ઞક્રિયાઓ પ્રવર્તે છે, તે ત્રેતાયુગને તું સાંભળ.[23]

ત્રેતાયુગમાં ધર્મનો એક ચરણ ક્ષીણ થાય

છે, ભગવાન રાતો વર્ણ ધારણ કરીને પ્રકટ થાય છે અને મનુષ્યો સત્યનિષ્ઠ થઇને ક્રિયા તથા ધર્મમાં તત્પર રહે છે,[૨૪] તેથી યજ્ઞો, ધર્મો તથા અનેક ક્રિયાઓ ચાલુ થાય છે; અને લોકો 'આ કર્મથી હું અમુક ફળ મેળવીશ' એવા સંકલ્પપૂર્વક ક્રિયાઓ તથા દાનાદિક કરી તેનું ફળ મેળવે છે-અર્થાત્ કૃતયુગની પેઠે સંકલ્પથીજ સિદ્ધિ મેળવી શકતા નથી.[૨૫] તેઓ ધર્મથી ભ્રષ્ટ થતા નથી, તપશ્ચર્યા અને દાનો કરે છે, સ્વધર્મમાં રહે છે અને ક્રિયાઓ કરે છે. ત્રેતાયુગમાં એવા પુરુષો થયા હતા.[૨૬]

હવે દ્વાપરયુગમાં ધર્મના બે ચરણ ક્ષીણ થઇ જાય છે, વિષ્ણુ ભગવાન પીળા રૂપને ધારણ કરે છે અને એક વેદના ચાર ભાગ થાય છે;[૨૭] તેથી કેટલાએક ચાર વેદો ભણે છે, કેટલાએક ત્રણ વેદો ભણે છે, કેટલાક બે વેદો ભણે છે, કેટલાક એક વેદ ભણે છે ત્યારે કેટલાએક વેદની એક ઋચાને પણ ભણતા નથી.* [૨૮] આ પ્રમાણે શાસ્ત્રો. ભિન્ન ભિન્ન થતાં ક્રિયાઓ પણ ભિન્ન ભિન્ન થાય છે અને પ્રજા તપ તથા દાનમાં પ્રવૃત્તિ કરીને રજોગુણી થાય છે.[૨૯] એક વેદ ભણવાની અશક્તિ હોવાથી આ યુગમાં એક વેદના ઘણા વેદો કર્યા છે અને બુદ્ધિનો ક્ષય થવાથી કોઇક મનુષ્યજ સત્યનિષ્ઠ રહે છે.[૩૦] આ રીતે સત્યથી ભ્રષ્ટ થનારાં મનુષ્યોને દેવથી પ્રાપ્ત થયેલા અનેક વ્યાધિઓ, કામનાઓ અને ઉપદ્રવો થાય છે;[૩૧] તેનાથી પીડાયલા લોકો પછી મોટાં તપ કરે છે : અને કેટલાએક વૈભવની આશાવાળાઓ તથા સ્વર્ગની કામનાવાળાઓ યજ્ઞો કરે છે.[૩૨] આ રીતે દ્વાપરયુગમાં પ્રજાઓ અધર્મથી ક્ષીણ થાય છે.

હે કુંતીપુત્ર ! કલિયુગમાં ધર્મનો એકજ ચરણ રહે છે [૩૩] અને તે તમોગુણપ્રધાન કલિયુગમાં વિષ્ણુ ભગવાન શ્યામ રૂપ ધારણ કરે છે. વળી એ યુગમાં વેદોક્ત આચારો, ધર્મો તથા યજ્ઞક્રિયાઓનો નાશ થઇ જાય છે;[૩૪] અને અતિવૃષ્ટિ વગેરે છ જાતના વિનાશો, વ્યાધિઓ, આળસ,ક્રોધ વગેરે દોષો,ઉપદ્રવો,માનસિક પીડાઓ અને ક્ષુધાનો ભય-એ સર્વ ચોમેર પ્રસરી રહે છે.[૩૫] આ રીતે યુગોની ફેરફારી થતાં ધર્મ નાશ પામે છે, ધર્મ નાશ પામતાં લોકો નાશ પામે છે[૩૬] અને લોકોનો ક્ષય થતાં લોકોને દોરનારા ધર્મ, જ્ઞાન વગેરે ભાવો પણ ક્ષીણ થાય છે; અને યુગના ક્ષયથી ધર્મ ક્ષીણ થવાને લીધે, કરેલા ધર્મો પણ વિપરીત ફળ આપનારા થાય છે.[૩૭] હે ભીમ ! એ કલિયુગ થોડા સમયમાંજ ચાલુ થશે.એ યુગોમાં મારા જેવા લાંબો કાળ જીવનારાઓ પણ યુગધર્મને અનુસરીનેજ વર્તે છે.[૩૮] હે શત્રુનાશક ભીમ ! તને મારૂં સ્વરૂપ જાણવાની ઉત્કટ ઇચ્છા થઈ છે, પણ ડાહ્યા પુરુષે નકામી વાતમાં શામાટે આગ્રહ રાખવો જોઇએ ?[૩૯] હે મહાબાહુ ભીમ ! તેં મને જે પૂછ્યું હતું, તે યુગસંખ્યા વગેરે સર્વ મેં તને કહ્યું છે. હવે તું જા, તારૂં કલ્યાણ થાઓ.'[૪૦]

**ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રાપર્વમાં "લોમશતીર્થયાત્રામાં કદલીવનવિષે હનુમાન ને ભીમનો સંવાદ" એ વિષયનો અધ્યાય ૧૪૯ મો સમાપ્ત.**

* આ ઉપરથી ચતુર્વેદી, ત્રિવેદી, દ્વિવેદી તથા વેદી અથવા વેદ એવી સંજ્ઞાઓ થઇ હોય એમ લાગે છે. ટીકાકારો આ શ્લોકનો એક બીજો અર્થ કરે છે,તે આ પ્રમાણેઃ-ચતુર્વેદી એટલે ત્રણ વેદમાં કહેલાં જ્યોતિષ્ટોમાદિક કર્મો અને અથર્વોપનિષદ્‌માં કહેલું ધ્યાન, એ બન્નેને સાથેજ કરનારા, ત્રિવેદી એટલે કેવળ કર્મનિષ્ઠો, દ્વિવેદી એટલે પોતાની શાખામાં વર્ણવેલાં સંધ્યાવંદનાદિકર્મો અને ધ્યાન કરનારા, એકવેદી એટલે માત્ર જ્ઞાનનિષ્ઠો અને અનૃચ-ઋચાવિનાના એટલે કૃતકૃત્યો-અર્થાત્ ધ્યાનથી પણ વિરક્ત થયેલા.

## અધ્યાય ૧૫૦ મો

### ભીમ અને હનુમાન–હનુમાનનું પૂર્વરૂપ

॥ भीमसेन उवाच ॥

**पूर्वरूपमदृष्ट्वा ते न यास्यामि कथंचन ॥**
**यदि तेऽहमनुग्राह्यो दर्शयात्मानमात्मना ॥१॥**

ભીમસેને કહ્યું:–"હું તમારૂં પૂર્વસ્વરૂપ જોયાવિના કોઇ રીતે અહીંથી જવાનો નથી, માટે જો હું તમારો કૃપાપાત્ર હોઉં તો તમે પોતે પોતાના સ્વરૂપનાં દર્શન આપો."[૧]

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે ભીમસેને કહ્યું, ત્યારે હનુમાને મંદ હાસ્ય કરીને સમુદ્રને ઓળંગતી વેળાનું પોતાનું રૂપ દેખાડયું.[૨] તેણે પોતાના ભાઈનું પ્રિય કરવાની ઇચ્છાથી ઘણો મોટો દેહ ધારણ કર્યો. હનુમાનનો દેહ લંબાઇમાં અને પહોળાઇમાં બહુજ વધવા લાગ્યો[૩] અને તે વડે તે અપાર કાંતિવાળા વાનરરાજ, બીજાં વૃક્ષોની સાથે કદલીવનને ઢાંકી દઇને તથા ઉંચાઈમાં પર્વતને પણ દબાવી દઈને ત્યાં ઉભા રહ્યા.[૪] તે સમયે રાતી આંખવાળા, તીક્ષ્ણ ડાઢવાળા તથા વાંકી ભ્રુકુટીવડે કદ્રૂપા મુખવાળા કપિરાજ, લાંબું પૂછડું ફેરવી તેવડે દિશાઓને રોકી દઇ વધારેલી પ્રચંડ કાયાથી બીજા પર્વતના જેવા શોભતા ઉભા હતા. કુરુવંશી ભીમસેન, પોતાના બંધુનું તે પ્રચંડ રૂપ જોઈને, વિસ્મય પામ્યો અને વારંવાર ખુશી થવા લાગ્યો. તે પછી પોતાના તેજવડે સૂર્ય, સુવર્ણ પર્વત અને બળતા આકાશના જેવા તેજસ્વી જણાતા હનુમાનના દેહને જોઇને, ભીમસેને પોતાની આંખો મીંચી દીધી. તે વખતે હનુમાને મંદહાસ્ય કરીને ભીમસેનને કહ્યું કે:–"હે નિષ્પાપ ભીમ ! તું મારૂં આટલુંજ મોટું રૂપ જોવાને શક્તિમાન છે, બાકી હું તો આથી પણ વધારે મારી ઇચ્છામાં આવે તેટલું રૂપ વધારી શકું છું. હે ભીમ ! શત્રુઓની આગળ મારૂં શરીર અને બળ બન્ને અત્યંત વૃદ્ધિ પામે છે."[૯]

વૈશંપાયને કહ્યું:– પવનપુત્ર ભીમસેન, હનુમાનના તે વિંધ્યપર્વત જેવા મહાભયંકર તથા અદ્‌ભુત દેહને જોઇને, ગભરાઇ ગયો.[૧૦] પછી રોમાંચિત દેહવાળા ઉદારાત્મા ભીમે, હાથ જોડીને ત્યાં ઉભેલા હનુમાનને કહ્યું કે:–[૧૧]"હે વિભો ! મેં તમારા આ દેહને બહુ વિસ્તારવાળો જોયો. હે મહાવીર્ય ! હવે તમે પોતે પોતાના શરીરને ટુંકાવી દો;[૧૨] કારણ કે ઉદય પામેલા સૂર્યના જેવું તેજસ્વી, પ્રમાણ ન થાય તેટલું લાંબુ–પહોળું, કોઈ રીતે સહન ન થાય તેવું અને મૈનાક પર્વત જેવું મોટું આ તમારૂં સ્વરૂપ હું જોઇ શકતો નથી.[૧૩] હે વીર ! મારા મનમાં હમણાં એક મોટું આશ્ચર્ય થાય છે કે, તમે પાસે હતા, છતાં રામચંદ્રજી પોતે શામાટે રાવણ સામે યુદ્ધ કરવા ગયા હતા ? [૧૪] કારણ કે તમેજ પોતાના બાહુબળનો આશ્રય કરીને, યોદ્ધાઓ અને વાહનોની સાથે લંકાનો વિનાયત્ને નાશ કરવા સમર્થ છો.[૧૫] હે વાયુપુત્ર ! તમને દુર્લભ જેવું કંઈજ નથી, યુદ્ધમાં તમારી એકની સામે આખા પરિવાર સાથે પણ રાવણ પૂરો પડી શકે નહિ,એમ હું માનું છું."[૧૬]

વૈશંપાયને કહ્યું:– આ પ્રમાણે ભીમસેને કહ્યું, ત્યારે વાનરશ્રેષ્ઠ હનુમાન મધુર તથા ગંભીર વાણીથી ઉત્તર આપતા બોલ્યા.

હનુમાને કહ્યું:– હે ભરતવંશી ભીમસેન ! તું જે કહે છે તે ખરૂં છે. હે મહાબાહુ ! તે નીચ રાક્ષસ મને કોઇ રીતે પૂરો પડે તેમ ન હતો;[૧૮] પરંતુ લોકને દુઃખ દેનારા રાવણને જો હું મારૂં તો રામચંદ્રજીની કીર્તિ નાશ પામે,એટલા માટે મેં તેને જવા દીધો હતો.[૧૯] તે પછી વીર રામચંદ્રે, તે નીચ રાક્ષસને પરિવારસાથે નાશ પમાડી સીતાને પોતાની નગરીમાં આણી અને લોકોમાં કીર્તિ પ્રખ્યાત કરી.[૨૦] હે મહાબુદ્ધિવાળા ! હવે ભાઇના પ્રિય તથા હિતમાં તત્પર એવો તું, વાયુના રક્ષણ હેઠળ આ વિઘ્નરહિત કલ્યાણમાર્ગે થઇને ચાલ્યો જા.[૨૧] હે કુરુશ્રેષ્ઠ! તારે સૌગંધિક વનમાં જવામાટે એ માર્ગ છે. એ માર્ગે જતાં તું યક્ષ તથા રાક્ષસોથી રક્ષણ કરાયલો કુબેરનો બાગ જોઈશ.[૨૨] તારે ત્યાં જઇને

એકાએક પુષ્પો વીણવાં નહિ; કારણ કે દેવતાઓ માન આપવા યોગ્ય છે અને તેમાં મનુષ્યોએ તેમને વિશેષ માન આપવું જોઇએ.[23] હે ભરતકુળશ્રેષ્ઠ! દેવતાઓ બલિદાનથી, હોમથી, નમસ્કારથી, મંત્રોથી તથા ભક્તિથી કૃપા કરે છે; માટે હે વત્સ! તું સાહસ કરીશ નહિ, પણ સ્વધર્મનું પાલન કર અને સ્વધર્મમાં રહીને પરમ ધર્મનું જ્ઞાન સંપાદન કર તથા તે પ્રમાણે આચરણ કર.[25] બૃહસ્પતિ જેવા પુરુષો પણ ધર્મના સ્વરૂપને જાણ્યા વગર તથા વૃદ્ધોની સેવા કર્યાવગર ધર્મનાં તથા અર્થનાં તત્ત્વને જાણી શકતા નથી.[26] કેટલેક ઠેકાણે અધર્મ પણ ધર્મરૂપ ગણાય છે અને કેટલેક ઠેકાણે ધર્મ પણ અધર્મરૂપ ગણાય છે; માટે તે ધર્માધર્મના વિભાગો જરૂર જાણવા યોગ્ય છે, કારણ કે એ સંબંધમાં મૂર્ખ લોકો મુંઝાઇ મુંજાયછે.[27]સદાચારથી ધર્મ થાય છે, ધર્મમાં વેદો રહેલા છે, વેદોથી યજ્ઞો ઉત્પન્ન થયા છે અને યજ્ઞોને આધારે દેવોની સ્થિતિ રહેલી છે;[28] કારણકે વેદોક્ત આચાર તથા વેદોક્ત વિધિથી કરેલા યજ્ઞોથી દેવોનું પોષણ થાય છે; અને બૃહસ્પતિ તથા શુક્રાચાર્યની કહેલી નીતિનો આશ્રય કરવાથી મનુષ્યોનું પોષણ થાય છે.[29] પગાર લઇ સેવા કરવી, કર લેવો, વ્યાપાર કરવો, ખેતી કરવી અને ગાય તથા બકરાં પાળવાં, આ સર્વ આજીવિકાનાં સાધનો છે. બ્રાહ્મણાદિક ત્રણ વર્ણો, આ ધર્મોવડે સર્વનું પોષણ કરે છે.[30] સુજ્ઞ પુરુષોને માટે ત્રણ વેદ, વ્યાપાર અને રાજનીતિ-આ ત્રણ વિદ્યા આજીવિકાની સાધનરૂપ છે;તે ત્રણેનો સારી રીતે ઉપયોગ કરવાથી લોકવ્યવહાર ચાલે છે;[31] પરંતુ એ આજીવિકાનાં સાધનો જો ધર્મપૂર્વક કરવામાં ન આવે, તેમજ વેદોક્ત ધર્મ અને દંડનીતિ જો આ પૃથ્વી ઉપર ન હોય, તો આ જગત મર્યાદાવિનાનું થઇ જાય;[32] તેમજ પ્રજા જો વ્યાપાર, ખેતી, ગોરક્ષા વગેરે ન કરે તો તેનો પણ નાશ થાય છે; કારણ કે ત્રણ વેદ, વ્યાપાર અને રાજનીતિ, આ ત્રણેની યથાર્થ પ્રવૃત્તિ થવાથીજ પ્રજા ધર્મને ઉત્પન્ન કરે છે.[33] બ્રાહ્મણોને માટે કેવળ સાત્વિક આત્મજ્ઞાનરૂપી એકજ ધર્મ છે અને યજ્ઞ, વેદાધ્યયન તથા દાન-એ ત્રણ ધર્મો ત્રણે વર્ણોને માટે સામાન્ય છે.[34] જીવિકાને માટે યજ્ઞ કરાવવા, અધ્યયન કરાવવું અને દાન લેવું, એ બ્રાહ્મણનો ધર્મ છે; પાલન કરવું એ ક્ષત્રિયોનો ધર્મ છે; પોષણ કરવું,એ વૈશ્યોનો ધર્મ છે અને ત્રણવર્ણની સેવા કરવી, એ શૂદ્રોનો ધર્મ છે; કારણકે ભિક્ષા માગવી,હોમ કરવો અને વ્રત કરવાં,એ શૂદ્રોને માટે નિષિદ્ધ છે;માટે તેઓએ ત્રણ વર્ણને ત્યાં રહીને તેઓની સેવા કરવી, આમ કહ્યું છે.[36] હે કુંતીપુત્ર! આમાંથી રક્ષણ કરવારૂપી ક્ષત્રિયોનો જે ધર્મ છે, તેજ તારો ધર્મ છે, માટે તું ઇંદ્રિયોને નિયમમાં રાખી, વિનયસંપન્ન થઇને તારા ધર્મનો સ્વીકાર કર.[37] જે ક્ષત્રિય શાસ્ત્રજ્ઞાનસંપન્ન, બુદ્ધિશાળી અને વૃદ્ધ-અર્થાત્ અનુભવી સજ્જનોની સાથે મસલત કરીને તે પ્રમાણે ઉદ્યોગ કરે છે, તે ક્ષત્રિય દંડ ધારણ કરીને પૃથ્વી ઉપર રાજ્ય કરી શકે છે; પરંતુ વ્યસની ક્ષત્રિય પરાજય પામે છે.[38] જ્યારે રાજા સારી રીતે નિગ્રહ અને અનુગ્રહરૂપી કાર્યમાં પ્રવૃત્ત કરે છે, ત્યારે લોકો બરોબર મર્યાદામાં રહે છે;[39] માટે રાજાએ દેશ, દુર્ગ, શત્રુ, મિત્ર અને સૈન્ય-એ સર્વની સ્થિતિ, વૃદ્ધિ તથા ક્ષયસંબંધી સમાચારો, દૂતોદ્વારા નિત્ય જાણવા જોઇએ.[40] ગુપ્ત દૂત, બુદ્ધ,મસલત,પરાક્રમ,નિગ્રહ (શિક્ષા) અનુગ્રહ (કૃપા) અને કુશળતા,એ રાજાઓના કાર્યસાધક ઉપાયો છે.[41] રાજાઓએ સામ,દાન, ભેદ, દંડ અને ઉપેક્ષા, એ સર્વનો સાથે ઉપયોગ કરીને અથવા પ્રત્યેકનો જૂદો જૂદો ઉપયોગ કરીને પોતાનાં કાર્યો સાધી લેવાં.[42] હે ભરતશ્રેષ્ઠ! રાજનીતિ અને ગુપ્તદૂત એ બન્નેનું મૂળ, મંત્ર (મસલત) છે; માટે જે કાર્યની ઉત્તમ રીતે ગુપ્ત વિચાર કરવાથી સિદ્ધિ હોય તેવો વિચાર બ્રાહ્મણોની સાથે કરવો;[43] પરંતુ સ્ત્રી, મૂર્ખ, બાળક, લોભી, નીચ અને ઉન્માદી, એટલાંની સાથે ગુપ્ત વિચાર કરવો નહિ.[44] વિદ્વાનોની સાથે ગુપ્ત વિચારો કરવા, સમર્થની પાસે કાર્યો

કરાવવાં, હિતેચ્છુ પુરુષો પાસે નીતિની સ્થાપના કરાવવી; પરંતુ મૂર્ખોનો કોઈપણ કાર્યમાં ઉપયોગ કરવો નહિ.[૪૫] ધાર્મિક પુરુષોની ધર્મ કાર્યોમાં યોજના કરવી, પંડિતોની દ્રવ્યસંબંધી કાર્યોમાં યોજના કરવી, સ્ત્રીઓનાં કાર્યોમાં નપુંસકોની યોજના કરવી અને ક્રૂરકર્મોમાં ક્રૂર પુરુષોની યોજના કરવી.[૪૬] પોતાના ગુપ્ત દૂતોથી અથવા શત્રુને લાંચ આપીને વશ કરેલાં મનુષ્યોથી, શત્રુઓના કાર્ય અથવા અકાર્ય કરવા સંબંધી વિચારોને તથા તેના બલાબલને જાણી લેવું.[૪૭] જીવનની આશાથી શરણે આવેલા સત્પુરુષોપ્રત્યે અનુગ્રહ કરવો અને મર્યાદાવિનાના અસભ્ય મનુષ્યોને શિક્ષા કરવી;[૪૮] કારણ કે રાજા જ્યારે નિગ્રહ અને અનુગ્રહ કરવામાં વિચારપૂર્વક યોગ્ય રીતે વર્તે છે, ત્યારે લોકોની મર્યાદા વ્યવસ્થિતરીતે રહે છે.[૪૯] હે કુંતીપુત્ર! સંબંધ સમજી ન શકાય એવો આ ગહન રાજધર્મ મેં તને કહ્યો છે, માટે તું વિનયી થઇને, વર્ણવિભાગને અનુસરી, જે ધર્મ તને પ્રાપ્ત થયો છે, તેનું પાલન કર.[૫૦] બ્રાહ્મણો જેમ તપ, ધર્મ, ઇંદ્રિયનિગ્રહ અને યજ્ઞાવગેરે કરવાથી સ્વર્ગમાં જાય છે તથા વૈશ્યો જેમ દાન, અતિથિસત્કાર તથા સદાચારરૂપી ધર્મોથી સદ્ગતિ પામે છે, તેમજ ક્ષત્રિયો કામ, દ્વેષ, લોભ તથા ક્રોધનો ત્યાગ કરીને, પૃથ્વી ઉપર યોગ્ય રીતે પાલન, શિક્ષા તથા વિચારપૂર્વક દંડનો ઉપયોગ કરવાથી સત્પુરુષોના લોકોમાં જાય છે.”

ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં “લોમશતીર્થયાત્રામાં હનુમાન અને ભીમસેનનો સંવાદ”એ વિષયનો અધ્યાય ૧૫૦ મો સમાપ્ત.

---

# અધ્યાય ૧૫૧ મો

## ભીમ અને હનુમાન-ભીમને વરદાન

॥ वैशंपायन उवाच ॥

ततः संहृत्य विपुलं तद्वपुः कामतः कृतम् ॥
भीमसेनं पुनर्दोर्भ्यां पर्यष्वजत वानरः ॥ १ ॥

વૈશંપાયને કહ્યું:-તે પછી પોતાની ઇચ્છાથી ધારણ કરેલા પ્રચંડ શરીરને સંકોચી દઈ, હનુમાને, ભીમસેનને પોતાના બે બાહુથી પુનઃ આલિંગન કર્યું.[૧] હે ભરતવંશી જનમેજય! પોતાના ભાઈ હનુમાને આલિંગન કર્યું, તેથી ભીમસેનનો થાક ઝટ ઉતરી ગયો અને તેને સર્વ સુખકારક થઈ પડયું;[૨] તથા તે અત્યંત બળવાન ભીમ, મારા જેવો બળવાન અને મોટો કોઇ નથી એમ માનવા લાગ્યો. તે પછી અશ્રુથી વ્યાપ્ત નેત્રવાળા હનુમાને, અશ્રુથી ગળગળી થયેલી વાણીવડે ફરી ભીમસેનને હાંક મારી સ્નેહથી કહ્યું કે:-“ઓ વીર! હવે તું તારા મુકામ ઉપર જા અને વાર્તાપ્રસંગમાં મારૂં સ્મરણ કરજે;[૪] પરંતુ હે કુરુશ્રેષ્ઠ! હું અહીં રહું છું એ વાત તું કદીપણ કોઇને કહીશ નહિ. હે મહાબળવાન ભીમ! હમણાં હવે કુબેરને ત્યાંથી વિદાય કરેલા ગંધર્વોનો તથા અપ્સરાઓનો આ સ્થાનમાં આવવાનો સમય થયો છે, માટે તું જા. તને જોવાથી મારાં નેત્રો સફળ થયાં છે અને હે ભીમ! તારા મનુષ્યશરીરનો સ્પર્શ થવાથી તેં મને જગતના હૃદયને આનંદ પમાડનારા, સીતાના મુખકમળને સૂર્યની પેઠે વિકસિત કરનારા અને દશમુખવાળા રાવણરૂપ અંધકારનો સૂર્યની પેઠે નાશ કરનારા રઘુવંશી રામ નામના વિષ્ણુનું સ્મરણ કરાવ્યું છે; માટે હે કુંતીપુત્ર વીર! તને જે મારૂં દર્શન થયું તે મિથ્યા થવું ન જોઇએ, તેથી તું ભ્રાતૃભાવને લીધે મારી પાસેથી વર માગ. હે ભરતવંશી! જો તારી ઇચ્છા હોય કે, મારે હસ્તિનાપુરમાં જઇને ધૃતરાષ્ટ્રના ક્ષુદ્ર પુત્રોનો નાશ કરવો તો હું તેમ કરૂં, અથવા મારે એકાદ શિલા ફેંકીને આખા નગરનો નાશ કરવો એવી તારી ઇચ્છા હોય તો હું તેમ કરૂં;[૧૦] અથવા હે મહાબળવાન્ ભીમ! જો તારી ઇચ્છા હોય તો આજેજ દુર્યોધનને બાંધીને તારી પાસે લઈ આવું.”[૧૧]

વૈશંપાયને કહ્યું:- મહાત્મા હનુમાનનાં એ વાક્ય સાંભળીને, ભીમસેન પ્રસન્ન મનથી હનુમાનપ્રત્યે બોલ્યો:-[૧૨] ‘હે વાનરશ્રેષ્ઠ

તમે મારાં સર્વ કાર્ય કર્યાંજ છે, એમ હું માનું છું. હે મહાબાહુ ! તમારૂં કલ્યાણ થાઓ. હું તમારી પાસે માગું છું કે, તમે મારા ઉપર પ્રસન્ન થાઓ.૧૩ હે વીર્યસંપન્ન ! આજે તમે પાલન કરનારા મળ્યા છો, તેથી સર્વ પાંડવો સનાથ થયા છે અને અમે તમારા પ્રતાપથીજ સર્વ શત્રુઓનો પરાજય કરીશું."૧૪

આ પ્રમાણે ભીમસેને કહ્યું, ત્યારે હનુમાને તેનાપ્રત્યે કહ્યું કેઃ–" તું મારો ભાઈ તથા સ્નેહી હોવાથી હું તારૂં પ્રિય કરીશ.૧૫ હે મહાબળવાન વીર ! જ્યારે તું મહાશક્તિસંપન્ન શત્રુઓની સેનામાં પ્રવેશ કરીને સિંહનાદ કરીશ,૧૬ ત્યારે હું પોતાના નાદવડે તારા નાદને વધારી દઇશ અને અર્જુનના ધ્વજ ઉપર બેસીને શત્રુઓના પ્રાણને હરણ કરે તેવા ભયંકર નાદો કરીશ, કે જેને લીધે તમે શત્રુઓને સુખેથી હણી શકશો."

આ પ્રમાણે પાંડુનંદન ભીમસેનને કહીને તથા તેને માર્ગ દેખાડીને હનુમાનજી ત્યાંજ અંતર્ધાન થઇ ગયા.૧૭–૧૯

**ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં "લોમશતીર્થયાત્રામાં હનુમાન અને ભીમનો સંવાદ" એ વિષયનો અધ્યાય ૧૫૧ મો સમાપ્ત.**

---

# અધ્યાય ૧૫૨ મો
## ભીમે સૌગંધિક વન દીઠું.

**॥ वैशंपायन उवाच ॥**

**गते तस्मिन् हरिवरे भीमोऽपि बलिनां नरः॥**
**तेन मार्गेण विपुलं व्यचरद् गंधमादनम् ॥१॥**

વૈશંપાયને કહ્યુંઃ–કપિશ્રેષ્ઠ હનુમાન અંતર્ધાન થયા પછી બળવાનમાં શ્રેષ્ઠ ભીમ પણ તેમણે દેખાડેલા માર્ગે થઇને વિશાળ ગંધમાદન પર્વત ઉપર ફરવા લાગ્યો.૧ માર્ગમાં જતાં જતાં ભીમ, હનુમાનનું તે શરીર, પૃથ્વી ઉપર તેમની અનુપમ કાંતિ અને રામચંદ્રજીના માહાત્મ્ય તથા પ્રભાવને યાદ કરતો કરતો આગળ ચાલ્યો. સૌગંધિક વનમાં જવાની ઇચ્છાથી તેણે માર્ગમાં કેટલાંએક રમણીય વનોને તથા ઉપવનોને જોયાં.૩ પ્રફુલ્લિત વૃક્ષોથી વિચિત્ર દેખાવવાળાં સરોવરોને તથા સરિતાઓને જોઈ, જાત જાતનાં પુષ્પોથી વિચિત્ર પ્રફુલ્લિત વનોને જોયાં;૪ અને હે ભારત ! તે વખતે તેણે વૃષ્ટિ કરતા મેઘનાં ટોળાંઓના જેવા કાદવથી ખરડાયેલા મદમત્ત હાથીનાં ટોળાંઓને જોયાં. પછી શ્રીમાન ભીમસેન,માર્ગમાં ચપળ નેત્રોવાળા હરિણોને હરિણીઓની સાથે વનમાં લીલું ઘાસ ચરતાં જોઇને, ત્યાંથી ઉતાવળો ઉતાવળો ચાલવા લાગ્યો;૬ અને પાડાઓ, વરાહો તથા વ્યાઘ્રોથી સેવાતા તે પર્વતમાં શૌર્યને લીધે ભયરહિત થઇને દાખલ થયો.૭ આ સમયે પુષ્પોના અનંત સુગંધથી ભરેલાં તથા રાતાં અને કોમળ કુંપળોવાળાં વૃક્ષો તે વનમાં વાયુથી ડોલતાં હતાં, તે જાણે ભીમની પ્રાર્થના કરતાં હોય તેવાં દેખાતાં હતાં.૮ ભીમસેન માર્ગમાં મદમત્ત ભ્રમરોથી સેવાતી તથા ઓવારાઓ અને જળવડે પ્રિય લાગતી તળાવડીઓને ઓળંગી ગયો. તે તળાવડીઓ જાણે ભીમની આગળ કમળના દાંડારૂપી બે હાથ જોડી રહી હોય તેવી દેખાતી હતી.૯ આવેલા ભીમસેનનું મન તથા નેત્રો પુષ્પોથી પ્રફુલ્લિત થયેલાં પર્વતના શિખરોમાં આસક્ત થઈ ગયાં હતાં અને તે દ્રૌપદીનાં વાકયરૂપી ભાથાને સાથે લઇને ઝડપથી આગળ જતો હતો.૧૦ તે પછી દિવસ નમવા આવ્યો ત્યારે તેણે, પુષ્કળ હરિણવાળા વનમાં સુવર્ણનાં નિર્મળ કમળોથી ભરેલી એક વિશાળ નદી દીઠી.૧૧ તે નદી હંસ, કારંડવ તથા ચક્રવાકોથી શોભી રહેલી હતી અને તે નિર્મળ કમળવડે રચાયલી ગંધમાદન પર્વતની માળા જેવી દેખાતી હતી.૧૨ મહાશક્તિસંપન્ન ભીમસેને, તે નદીમાં પ્રીતિ ઉત્પન્ન કરે તેવું અને બાલસૂર્યના જેવી કાંતિવાળું સૌગંધિક નામનું મહાવન જોયું.૧૩ પાંડુનંદન ભીમે તે જોઇને પોતાનો મનોરથ પૂર્ણ થયેલો માન્યો અને તે વનવાસવડે કલેશ ભોગવતાં દ્રૌપદીનું મનમાં

સ્મરણ કરવા લાગ્યો.[૧૪]

ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રાપર્વમાં "લોમશ તીર્થયાત્રામાં સૌગંધિકા હરણ" એ વિષયનો અધ્યાય ૧૫૨ મો સમાપ્ત

## અધ્યાય ૧૫૩ મો
### કુબેરનું સરોવર

॥ वैशंपायन उवाच ॥

**स गत्वा नलिनीं रम्यां राक्षसैरभिरक्षिताम् ॥**
**कैलासशिखराभ्याशे ददर्श शुभकाननाम् ॥१**

વૈશંપાયને કહ્યું:-ભીમસેને, ત્યાં જઇને કૈલાસ શિખરની પાસે સુંદર વનવાળું અને રાક્ષસોથી ચોમેર રક્ષણ કરાયલું એક રમણીય સરોવર દીઠું.[૧] તે સરોવર કુબેરના ભુવનની પાસે આવેલું હતું, પર્વતનાં ઝરણાંથી બનેલું હતું, અત્યંત રમ્ય હતું, કિનારા ઉપર આવેલાં વૃક્ષો અને લતાઓથી ઢંકાવાને લીધે પુષ્કળ છાયાવાળું હતું,[૨] લીલાં કમળોથી ઢંકાયલું હતું, દિવ્ય સુવર્ણકમળો તેમાં ઉગી નીકળેલાં હતાં, અનેક જાતનાં પક્ષીઓનાં ટોળાંથી ગાજી રહેલું હતું, તેમાં ઉતરવા સુંદર ઓવારાઓ બાંધેલા હતા, તેમાં કાદવનું નામ પણ ન હતું,[૩]અત્યંત સુંદર દેખાવનું હતું, તેમાંનું જળ ઘણું સ્વચ્છ હતું, તે એક પર્વતના શિખર ઉપર આવેલું હતું, તેનો દેખાવ અદ્ભુત હતો અને લોકોને આશ્ચર્યકારક લાગતું હતું. ભીમસેને તે સરોવરમાં અમૃત જેવું સ્વાદિષ્ટ, શીતળ, હલકું અને નિર્મળ જળ દીઠું અને તે પુષ્કળ પીધું.[૪,૫] તે રમણીય સરોવર દિવ્ય સૌગંધિક નામનાં અત્યંત સુગંધવાળાં સુવર્ણમય કમળોથી ઢંકાયલું હતું. તે કમળના દાંડાઓ બહુ આશ્ચર્યજનક તથા મનોહર ઉત્તમ વૈડૂર્યમણિના બનેલા હતા અને હંસો તથા કારંડવોના હલાવવાથી તે કમળોમાંથી નિર્મળ પરાગો ખર્યા કરતા હતા. તે સરોવર રાજરાજેંદ્ર મહાત્મા કુબેરનું ક્રીડાસ્થાન હતું અને ગંધર્વો, અપ્સરાઓ, દેવો તથા દેવર્ષિઓ તેનું માનપૂર્વક સેવન કરતા હતા; તેમજ યક્ષો, કિંપુરુષો, રાક્ષસો, કિન્નરો અને કુબેર પોતે પણ તેનું રક્ષણ કરતા હતા.[૬-૯] મહાબળવાન કુંતીપુત્ર ભીમસેન તે દિવ્ય સરોવરને જોતાંજ બહુ પ્રસન્ન થયો.[૧૦]એવામાં ક્રોધવશ નામના તરેહ તરેહનાં આયુધો તથા બખ્તરો ધારણ કરનારા લાખો રાક્ષસો જેઓ કુબેરની આજ્ઞાથી તે સરોવરનું રક્ષણ કરતા હતા,[૧૧] તેઓએ ભીમસેનને કમળ લેવાની ઇચ્છાથી આવતો દીઠો. એ સમયે ભીમે શરીર ઉપર મૃગચર્મ ધારણ કરેલું હતું, સુવર્ણના બાજુબંધ પહેરેલા હતા, હથિયાર ધારણ કરેલાં હતાં અને કમરે તરવાર બાંધેલી હતી. આવા તે શત્રુઓને દમન કરનારા તથા ભયંકર પરાક્રમી ભીમને નિઃશંકપણાથી આવતો જોતાંજ તેઓ પરસ્પર બૂમાબૂમ કરીને કહેવા લાગ્યા કે:-"આ મૃગચર્મધારી પુરુષસિંહ, હથિયાર લઇને અહીં શું કાર્ય કરવાની ઇચ્છાથી આવ્યો છે, તે તેને પૂછવું જોઈએ."[૧૨-૧૪] એ સાંભળીને તે સર્વે, પ્રચંડ બાહુવાળા તેજસ્વી ભીમસેનની પાસે જઇને પૂછવા લાગ્યા કે:-"તું કોણ છે ? તે તારે અમારી આગળ કહેવું જોઈએ. તારો વેષ મુનિના જેવો છે અને તેં હથિયાર ધારણ કર્યાં છે; માટે હે મહાબુદ્ધિમાન્ ! તું જેને માટે અહીં આવ્યો હોય તે અમને કહે."[૧૬]

ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં "લોમશ તીર્થયાત્રામાં સૌગંધિકાહરણ" એ વિષયનો અધ્યાય ૧૫૩ મો સમાપ્ત.

## અધ્યાય ૧૫૪ મો
### ભીમે રાક્ષસોનો પરાજય કરીને કમળો લીધાં.

॥ भीम उवाच ॥

**पांडवो भीमसेनोऽहं धर्मराजादनंतरः॥**
**विशालां बदरीं प्राप्तो भ्रातृभिः सह राक्षसाः**

ભીમે કહ્યું:-"હે રાક્ષસો ! હું પાંડુનો પુત્ર છું, ધર્મરાજનો નાનોભાઈ થાઉં છું અને મારૂં નામ ભીમસેન છે. હું હમણાં ભાઇઓની સાથે

બદરીકાશ્રમમાં આવીને રહ્યો છું.[૧] આ સ્થાનમાંથી પવનવડે ઉડી આવેલું એક અત્યુત્તમ સૌગંધિક કમળ ત્યાં દ્રૌપદીએ દીઠું અને તે તેવાં ઘણાં કમળો મેળવવાની ઇચ્છા રાખે છે. હે નિશાચરો! તેથી હું તે મારી સુંદરાંગી ધર્મપત્નીનું પ્રિય કરવા તત્પર થઈ, પુષ્પો લેવા અહીં આવ્યો છું, એમ તમે જાણો."[૨,૩]

રાક્ષસોએ કહ્યું:–"હે પુરુષશ્રેષ્ઠ! આ ક્રીડાસ્થાન કુબેરને પ્રિય છે, માટે મરણધર્મવાળાં મનુષ્યો અહીં વિહાર કરી શકતાં નથી.[૪] હે વૃકોદર! દેવર્ષિઓ, યક્ષો અને દેવો પણ અહીં યક્ષરાજ કુબેરની આજ્ઞા મેળવીને જળપાન તથા ક્રીડા કરી શકે છે; તેમજ હે પાંડુપુત્ર! ગંધર્વો તથા અપ્સરાઓ આ સ્થાનમાં વિહાર કરે છે.[૫] જો કોઈ દુષ્ટ આચરણવાળો પુરુષ, કુબેરનું અપમાન કરીને અહીં અન્યાયથી વિહાર કરવાની ઇચ્છા કરે છે, તો તે અવશ્ય વિનાશ પામે છે.[૬] તું તે કુબેરનો અનાદર કરીને બળાત્કારે કમળો હરણ કરવાની ઇચ્છા રાખે છે, ત્યારે તું પોતાને ધર્મરાજાનો ભાઇ કેમ કહે છે?[૭] માટે તું પ્રથમ યક્ષરાજની આજ્ઞા મેળવ અને તે પછી જળપાન કર તથા કમળો લઈ જા; તે વિના તું આમાંથી એ કમળ તરફ દૃષ્ટિ સરખી નાખી શકીશ નહિ."[૮]

ભીમસેને કહ્યું:–"હે રાક્ષસો! હું તે કુબેરને અહીં નજીકમાં કયાંય જોતો નથી; અને જોઉં તોપણ તે યક્ષેશ્વરની આગળ હું યાચના કરવા તૈયાર નથી;[૯] કારણકે રાજાઓ યાચના કરતા નથી, એ સનાતન ધર્મ છે અને તેથી હું કોઇ રીતે ક્ષત્રિયોના ધર્મનો ત્યાગ કરવા ઇચ્છતો નથી.[૧૦] આ સુંદર સરોવર પર્વતનાં ઝરણાંથી બનેલું છે; તે કંઈ મહાત્મા કુબેરના ભવનની લગોલગ પણ નથી;[૧૧] માટે આ સરોવર ઉપર કુબેરનો અને સર્વ પ્રાણીઓનો સરખો હક્ક છે. આવા પદાર્થોને માટે કોણે કોની યાચના કરવી જોઇએ?"[૧૨]

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે સર્વ રાક્ષસોને કહીને, તે મહાબળસંપન્ન, મહાબાહુ, અસહનશીલ ભીમસેન તે સરોવરમાં પેઠો.[૧૩] તે વખતે ક્રોધે ભરાઇ ચોમેરથી તિરસ્કાર કરતા તે સર્વ રાક્ષસોએ, પ્રતાપી ભીમસેનને "એમ કરીશ નહિ" એ પ્રમાણે કહી વાણીથી અટકાવ્યો;[૧૪] પરંતુ ભયંકર પરાક્રમી તથા મહાતેજસ્વી ભીમસેન, તે સર્વ રાક્ષસોનો તિરસ્કાર કરીને સરોવરમાં પેઠોજ અને સઘળા રાક્ષસો તેને અટકાવવા લાગ્યા;[૧૫] તથા 'એ ભીમને પકડો, બાંધો, કાપી નાખો! એને રાંધીને ખાઇ જઇએ!' એ પ્રમાણે ક્રોધથી બોલતા તેઓ આંખો ફાડીને તથા શસ્ત્રો ઉગામીને ઝડપથી ભીમના ઉપર ધસી ગયા.[૧૬] તે વખતે ભીમસેન પણ યમદંડના જેવી, સોનાના પાટાઓથી મઢેલી પોતાની વજનદાર પ્રચંડ ગદા લઇને વેગવડે તેઓના તરફ દોડયો અને 'ઉભા રહો, ઉભા રહો' એમ બોલ્યો.[૧૭] તે સાંભળીને ક્રોધને વશ થયેલા અત્યંત ભયંકર રાક્ષસો, ભીમને મારવાની ઇચ્છાથી તોમર, પટ્ટિશ વગેરે વીંધી નાખનારાં શસ્ત્રો લઈને એકદમ તૂટી પડયા અને તે ઉગ્ર રાક્ષસોએ ભીમને ચોતરફથી ઘેરી લીધો;[૧૮] પણ વાયુથી કુંતીમાં ઉત્પન્ન થયેલો તે ભીમસેન શૂરવીર, વેગવાળો, શત્રુઓને હણનારો, સત્ય તથા ધર્મમાં તત્પર અને સદા પરાક્રમ કરવામાં શત્રુઓથી પરાજય ન પામે તેવો હતો[૧૯] તેથી તે મહાત્મા ભીમે, શત્રુઓના વિવિધ યુદ્ધમાર્ગોનો નાશ કર્યો, તેઓનાં શસ્ત્રોનો વિનાશ કર્યો અને તે સરોવરની સમીપમાં મુખ્ય મુખ્ય સો રાક્ષસોનો વધ કર્યો.[૨૦] પછી તે રાક્ષસો, ભીમસેનનાં પરાક્રમને, બળને, વિદ્યાબળને તથા બાહુબળને જોઈને, બધા એકઠા મળતાં પણ તેને પહોંચી ન શકયા, ત્યારે તે મહાવીર રાક્ષસો, ચારે તરફથી એકદમ પાછા હઠી ગયા.[૨૧] ભીમથી ચીરાતા અને પીડાતા તે ક્રોધવશ રાક્ષસો આકાશમાં રહીને ભીમને હણવા આકાશમાં દોડયા, પણ ત્યાં બેભાન થવાથી તેઓ કૈલાસના શિખર ઉપર દોડી ગયા.[૨૨] આ રીતે ભીમસેને, ઇંદ્રની પેઠે યુદ્ધમાં દાનવો તથા દૈત્યો વગેરે શત્રુસમુદાયોને જિતીને વશ કર્યા. તે પછી શત્રુઓને

જિતનારા ભીમે, તે સરોવરમાં પ્રવેશ કરીને પોતાની ઇચ્છા પ્રમાણે કમળો લીધાં.[૨૩] પછી અમૃતના જેવું તે જળ પીને ભીમ પૂર્વ કરતાં પણ અધિક બળવાન અને તેજસ્વી થયો અને તેણે ફરી ઉત્તમ સુગંધવાળાં-સૌગંધિક કમળો ઉપાડી લીધાં.[૨૪]

બીજી તરફ ભીમના બળથી ત્રાસી ગયેલા ક્રોધવશ નામના રાક્ષસો કુબેરની પાસે ગયા અને તેઓએ અતિશય ભયભીત થઈ, યુદ્ધમાં ભીમનું પરાક્રમ, બળ વગેરે જે જોયું હતું, તે સઘળું યથાર્થરીતે કુબેરને કહી સંભળાવ્યું.[૨૫] તેઓનાં વચન સાંભળીને, દેવ કુબેરે હસીને રાક્ષસોને કહ્યું કેઃ-"ભીમ, દ્રૌપદીને માટે પોતાની ઇચ્છા પ્રમાણે ભલે કમળો લઈ જાય. હું એ વૃત્તાંત પ્રથમથી જાણું છું."[૨૬] તે પછી ક્રોધરહિત થયેલા રાક્ષસો કુબેરની આજ્ઞા લઇને, કુરુમુખ્ય ભીમની પાસે આવ્યા તો ત્યાં સરોવરમાં એકલા ભીમને યથેષ્ટ વિહાર કરતો દીઠો.[૨૭]

ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં "લોમશતીર્થયાત્રામાં સૌગંધિકાહરણ" એ વિષયનો અધ્યાય ૧૫૪ મો સમાપ્ત.

## અધ્યાય ૧૫૫ મો
### પાંડવો ભીમને મળ્યા.

॥ वैशंपायन उवाच ॥

ततस्तानि महार्हाणि दिव्यानि भरतर्षभ ॥
बहूनि बहुरूपाणि विरजांसि समाददे ॥१॥

વૈશંપાયને કહ્યુંઃ-હે ભરતશ્રેષ્ઠ ! તે પછી ભીમસેને, મહાકિંમતી, અનેક પ્રકારના આકારવાળાં અને નિર્મળ એવાં તે દિવ્ય કમળો પુષ્કળ તોડી લીધાં.[૧] જે સમયે અહીં ભીમસેન રાક્ષસોની સામે પરાક્રમ કરતો હતો, તે સમયે યુધિષ્ઠિરના નિવાસસ્થાનમાં કઠોર સ્પર્શવાળો, રેતી ઉડાવતો તથા સંગ્રામને સૂચવનારો મહાન વાયુ વેગથી ફુંકાવા લાગ્યો, મહાભયંકર મોટાં મોટાં ઉબાડીઆંઓ ગર્જના સાથે પડવા લાગ્યાં, સૂર્યની કાંતિ ક્ષીણ થઇ ગઈ અને અંધારાથી વીંટાઇ તેનાં કિરણો ઢંકાઇ ગયાં, ભયંકર કડાકો થયો, પૃથ્વી કંપવા લાગી, ધૂળનો વરસાદ પડવા લાગ્યો, દિશાઓ લાલચોળ થઇ ગઈ, પશુપક્ષીઓ કઠોર શબ્દો કરવા લાગ્યાં, સર્વ અંધારાથી ઘેરાઈ ગયું અને તેથી કંઇપણ દેખાતું ન હતું. આ વિના પણ બીજા ઘણા ઉત્પાતો ત્યાં પ્રકટ થવા લાગ્યા. આવા આશ્ચર્યકારક ઉત્પાતો જોઇને, વક્તાઓમાં શ્રેષ્ઠ ધર્મપુત્ર યુધિષ્ઠિરે કહ્યું કેઃ-"આપણો પરાજય કરનાર કોણ હશે ? હે યુદ્ધ કરવામાં દુર્મદ પાંડવો! તમારૂં કલ્યાણ થાઓ. તમે સજ્જ થઇ જાઓ.[૭] હું જે આ ચિહ્નો જોઉં છું તે ઉપરથી માનું છું કે, આપણે પરાક્રમ કરવાનો સમય આવી લાગ્યો છે." આ પ્રમાણે કહીને, ધર્મરાજા ચારે તરફ દૃષ્ટિ કરવા લાગ્યા;[૮] પરંતુ ભીમસેન તેમની દૃષ્ટિએ પડયો નહિ. ત્યારે શત્રુઓનું, દમન કરનારા ધર્મપુત્ર યુધિષ્ઠિર, પાસે બેઠેલાં દ્રૌપદીને તથા નકુલ અને સહદેવને, યુદ્ધમાં ભયંકર કર્મ કરનારા બંધુ ભીમના સંબંધમાં પૂછવા લાગ્યા કેઃ-"હે પાંચાલિ! ભીમ કયાં છે ? અને તે કયું કામ કરવા વિચાર કરે છે ? અથવા તે સાહસપ્રિય વીરે કંઇ સાહસ કર્યું છે. શું ? કારણકે આ મહાયુદ્ધ સૂચવનારા ઉત્પાતો તીવ્ર ભય દેખાડતા અકસ્માત્ ચારે તરફથી પ્રકટ થાય છે, તેથી સંશય થાય છે."

આ પ્રમાણે બોલતા યુધિષ્ઠિરની પ્રત્યે, સુંદર હાસ્યવાળાં તથા વિચારશીલ પ્રિય પટરાણી દ્રૌપદીએ પ્રિય કરવાની ઇચ્છાથી પ્રત્યુત્તર આપ્યો.

દ્રૌપદીએ કહ્યુંઃ-" હે રાજા ! જે આજે વાયુથી ખેંચાઇ આવેલું સૌગંધિક કમળ હતું તે કમળ મેં પ્રસન્ન થઇને ભીમસેનને અર્પણ કર્યું;[૧૩] અને તે વીરને મેં કહ્યું કેઃ-'જો તમે આવાં ઘણાં કમળો જુઓ તો તે સર્વ કમળો લઇને ઝટ અહીં પાછા આવો.'[૧૪] હે રાજા ! એ સાંભળીને તે મહાબાહુ પાંડુપુત્ર ભીમસેન મારૂં પ્રિય કરવામાટે તે કમળો લેવા અહીંથી ઇશાન ખૂણામાં ગયા છે."[૧૫]

આ પ્રમાણે દ્રૌપદીએ કહ્યું, એટલે યુધિષ્ઠિર

રાજાએ નકુલ તથા સહદેવને કહ્યું કેઃ–"ભીમસેન જે માર્ગે ગયો છે,તે માર્ગે આપણે બધા સાથેજ જલદી જઇએ.[૧૬] શ્રમિત થયેલા અને દુર્બળ બનેલા બ્રાહ્મણોને આ રાક્ષસો ઉંચકી લેશે; તથા હે દેવતુલ્ય ઘટોત્કચ! તું પણ આ દ્રૌપદીને ઉંચકી લે.[૧૭] ભીમસેન અહીંથી ઘણે દૂર નીકળી ગયો હોય એમ મને લાગે છે; કારણ કે તેને ગયાને ઘણો સમય થઇ ગયો છે અને તે ચાલવામાં વાયુના જેવા વેગવાળો છે;[૧૮] તેમજ તે પૃથ્વીનું ઉલ્લંઘન કરવામાં ગરુડના જેવા વેગવાળો છે, તેથી તે ઇચ્છા પ્રમાણે આકાશમાં ઉડે અને ત્યાંથી કૂદકો મારી નીચે પડે તેવો છે;[૧૯] માટે હે રાક્ષસો ! તે સિદ્ધોનો તથા બ્રહ્મવાદીઓનો અપરાધ કરી બેસે નહિ તે પહેલાંજ આપણે તમારા પ્રભાવથી તે ગયો છે, ત્યાં જઈ પહોંચીએ."[૨૦]

હે ભરતકુળશ્રેષ્ઠ ! તે સાંભળીને ઘટોત્કચ વગેરે રાક્ષસોએ, 'ભલે તેમ કરીએ' કહ્યું અને કુબેરના સરોવરના સ્થાનથી જાણીતા તેઓ ત્યાંથી પાંડવોને તથા અનેક બ્રાહ્મણોને લઇને લોમશની સાથે પ્રસન્ન મનથી નીકળ્યા.[૨૨] તે સર્વે ત્વરાથી ચાલતા હતા, તેથી તેઓએ થોડા સમયમાંજ સુંદર વનમાં આવેલું તથા સૌગંધિક કમળોથી ભરપૂર એવું મનોહર સરોવર દીઠું.[૨૩] તેનાજ તીર ઉપર મનસ્વી મહાત્મા ભીમસેનને જોયો; અને પહોળી આંખવાળા, ભાંગી ગયેલાં શરીર, નેત્ર, બાહુ અને સાથળોવાળા તથા ચૂર્ણ થઈ ગયેલાં મસ્તકોવાળા થઈને મરણ પામેલા યક્ષોને દીઠા. આ વખતે મહાત્મા ભીમસેન,તે સરોવરના તીર ઉપર ક્રોધાધીન થઇ, આંખો ફાડી, દાંતવડે હોઠ પીસી તથા બે હાથવડે ગદા ઉગામીને, પ્રજાના સંહારસમયે જેમ હાથમાં દંડ ઉગામીને યમ ઉભો રહે, તેમ ઉભો રહેલો હતો. તેને જોઇને ધર્મરાજા વારંવાર તેને ભેટયા;[૨૭] અને કોમળ વાણીવડે તેને કહેવા લાગ્યા કેઃ–"હે કુંતીપુત્ર ! આ તેં શું સાહસ કર્યું ? આ તો દેવોનું અપ્રિય કાર્ય છે ! તારૂં કલ્યાણ થાઓ.[૨૮] હવેથી જો તું મારૂં પ્રિય કરવા ઈચ્છતો હોય તો ફરીથી આવું કામ કરીશ નહિ."

આ પ્રમાણે ભીમને ઉપદેશ આપ્યા પછી યુધિષ્ઠિરે તે કમળો લીધાં[૨૯] અને દેવતુલ્ય પાંડવો તેજ સરોવરમાં વિહાર કરવા લાગ્યા. એટલામાં તે બગીચાના પ્રચંડ દેહવાળા રક્ષકો, હાથમાં શિલાઓ તથા આયુધો લઈને ત્યાં આવી પહોંચ્યા, પણ તેઓએ ધર્મરાજાને, મહર્ષિ લોમશને, નકુલને, સહદેવને તથા બીજા શ્રેષ્ઠ બ્રાહ્મણોને દીઠા, એટલે હે ભરતવંશી ! તે સર્વ રાક્ષસોએ વિનયથી નમીને પ્રણામ કર્યા.[૩૨] ત્યારે ધર્મરાજાએ તેઓનું સાંત્વન કર્યું એટલે તે રાક્ષસો પ્રસન્ન થયા. કુબેરે પણ જાણ્યું કે, પાંડવો આવ્યા છે. તે પછી કુરુકુળને ધારણ કરનારા તે પાંડવો, અર્જુનને આવવાની વાટ જોતા ગંધમાદન પર્વતનાં શિખરો ઉપર વિહાર કરતા થોડો સમય રહ્યા.[૩૩,૩૪]

ઈતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રાપર્વમાં "લોમશતીર્થયાત્રામાં સૌગંધિકાહરણ" એ વિષયનો અધ્યાય ૧૫૫મો સમાપ્ત.

# અધ્યાય ૧૫૬ મો

## પાંડવો પાછા નરનારાયણના આશ્રમમાં

॥ वैशंपायन उवाच ॥

तस्मिन्निवसमानोऽथ धर्मराजो युधिष्ठिरः॥
कृष्णया सहितान्भ्रातृनित्युवाच सहद्विजान्॥

વૈશંપાયને કહ્યુંઃ–તે સ્થાનમાં રહેલા ધર્મરાજા યુધિષ્ઠિરે, દ્રૌપદી તથા બ્રાહ્મણોની સાથે સર્વ બંધુઓને કહ્યું કેઃ–[૧]"આપણે પવિત્ર કલ્યાણકારક તથા મનને આનંદ આપનારાં જૂદાં જૂદાં તીર્થો તથા વનો જોયાં.[૨] કે જે તીર્થોમાં અને વનોમાં પૂર્વે દેવતાઓ અને મહાત્મા મુનિઓ આવીને વાસ કરતા હતા; તથા બ્રાહ્મણોએ અનુક્રમે જેઓને પૂજ્યાં હતાં.[૩] વળી આપણે ઋષિઓનાં પૂર્વચરિત્રો, તેઓનાં કરેલાં કર્મો, રાજર્ષિઓનાં ચરિત્રો તથા અનેક

જાતની શુભ કથાઓ સાંભળતાં ઠામઠામ પવિત્ર આશ્રમોમાં વાસ કર્યો; વળી વધારામાં બ્રાહ્મણો સાથે તીર્થોમાં સ્નાન કર્યું;[૪,૫] પુષ્પો અને જળવડે નિત્ય દેવોનું પૂજન કર્યું; જે સમયે જે મળ્યાં તે મૂળ તથા ફળોવડે પિતૃઓને તૃપ્ત કર્યા;[૬] રમણીય પર્વતો ઉપર, સર્વ સરોવરોમાં તથા મહાપવિત્ર સમુદ્રમાં મહાત્માઓની સાથે સ્નાન કર્યું;[૭] ઇલા, સરસ્વતી, સિંધુ, યમુના, નર્મદા તથા બીજાં સુંદર અનેક તીર્થોમાં બ્રાહ્મણોની સાથે સ્નાન કર્યું;[૮] ગંગાદ્વાર ઓળંગીને ઘણા ઉત્તમ પર્વતો, અનેક પ્રકારના પક્ષીઓના સમૂહથી ભરપૂર હિમાલય પર્વત તથા વિશાળ બદરી અને નરનારાયણનો આશ્રમ—એ સર્વ આપણે જોયાં; તેમજ સિદ્ધો અને દેવર્ષિઓથી પૂજાતી આ દિવ્ય તળાવડી પણ જોઈ હે દ્વિજશ્રેષ્ઠો ! આ રીતે મહાત્મા લોમશ ઋષિએ, ક્રમવાર સર્વ સ્થાનોનાં દર્શન કરાવ્યાં છે. હે ભીમ ! હવે આ સિદ્ધ પુરુષોએ સેવેલું કુબેરનું પવિત્ર નિવાસસ્થાન છે, તેમાં આપણે કેવી રીતે જઈ શકીએ, તેનો તું વિચાર કર."[૧૨]

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે રાજેંદ્ર યુધિષ્ઠિર બોલતા હતા, એટલામાં આકાશવાણી થઇ કે:–"હે રાજા ! આ કુબેરના આશ્રમથી આગળનો માર્ગ જઇ શકાય તેવો નથી, માટે તમે આજ માર્ગથી જે રીતે આવ્યા હતા તે રીતે બદરી નામથી પ્રખ્યાત એવા નરનારાયણના આશ્રમમાં પાછા જાઓ.[૧૪] હે કુંતીપુત્ર! ત્યાંથી તમે સિદ્ધ તથા ચારણોથી સેવાતા અને પુષ્કળ ફળફૂલવાળા વૃષપર્વાના રમણીય આશ્રમમાં જજો; અને હે કુંતિપુત્ર ! તે આશ્રમ છોડયા પછી આર્ષ્ટિષેણના આશ્રમમાં જઇને વાસ કરજો. હે કુંતીપુત્ર ! ત્યાંથી તમે કુબેરના મંદિરનાં દર્શન કરશો."[૧૫,૧૬]

આ પ્રમાણે આકાશવાણી થતી હતી,એવામાં ત્યાં દિવ્ય સુગંધવાળો, પવિત્ર,સુખદાયક તથા આનંદ આપનારો શીતળ વાયુ વાવા લાગ્યો અને આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઈ. તે દિવ્ય આકાશવાણી સાંભળીને સર્વને આશ્ચર્ય થયું, તેમાં ઋષિઓને, બ્રાહ્મણોને અને રાજવંશીઓને વિશેષ આશ્ચર્ય લાગ્યું.[૧૮] પછી તે મહાન આશ્ચર્યકારક આકાશવાણી સાંભળીને ધૌમ્યમુનિ બોલ્યા કે:–"હે ભરતકુળવંશી ! આનો ઉત્તર આપવો શકય નથી, માટે એ વાણીએ કહ્યું તેમ કરો. "[૧૯]

તે પછી યુધિષ્ઠિર રાજા, તે વચનનો સ્વીકાર કરી, પાછા વળીને નરનારાયણના આશ્રમમાં આવ્યા;[૨૦] અને ત્યાં ભીમસેન વગેરે સર્વ ભાઇઓ દ્રૌપદી તથા બ્રાહ્મણોથી વીંટાઇને સુખથી રહેવા લાગ્યા.[૨૧]

**ઇતિ શ્રીમહા૦ વન૦ તીર્થયાત્રા પર્વમાં "લોમશતીર્થયાત્રામાં નરનારાયણના-આશ્રમમાં પાછા આવવું" એ વિષયનો અધ્યાય ૧૫૬ મો સમાપ્ત.**

## તીર્થયાત્રા પર્વ સમાપ્ત

# जटासुर वध पर्व

## અધ્યાય ૧૫૭ મો
### જટાસુરનો વધ
॥ वैशंपायन उवाच ॥

ततस्तान्परिविश्वस्तान्वसतस्तत्र पांडवान्
पर्वतेंद्रे द्विजैः सार्धं पार्थागमनकांक्षया ॥१॥

વૈશંપાયને કહ્યું:–તે પછી પાંડવો, અર્જુનના આગમનની આકાંક્ષાથી, તે મહાપર્વત ઉપર બ્રાહ્મણોની સાથે, નિર્ભયપણે રહ્યા હતા.[१] એવામાં એક વખતે ભીમસેનનો પુત્ર ઘટોત્કચ તથા રાક્ષસો બહાર ગયા હતા અને ભીમસેન પણ મુકામ ઉપર ન હતો, તે વખતે દૈવેચ્છાથી એક રાક્ષસે આવીને ધર્મરાજા, નકુલ, સહદેવ તથા દ્રૌપદીનાં મનને હરી લીધાં. 'હું મંત્રશાસ્ત્રમાં કુશળ બ્રાહ્મણ છું અને સર્વ શાસ્ત્રવેત્તામાં ઉત્તમ છું.' એ પ્રમાણે કહીને તે પાંડવોની નિત્ય સેવા કરવા લાગ્યો; અને પાંડવોના ભાથાઓ તથા ધનુષો મેળવવાની અને દ્રૌપદીનું હરણ કરવાની તક શોધવા લાગ્યો.તે પાપી બુદ્ધિવાળા દુષ્ટાત્મા રાક્ષસનું નામ જટાસુર હતું.[५] હે રાજેંદ્ર ! પાંડુપુત્ર યુધિષ્ઠિર તેનું પોષણ કરતા હતા, પરંતુ રાખથી ઢંકાયલો અગ્નિ જેમ ઓળખાય નહિ, તેમ બ્રાહ્મણવેષથી ઢંકાયલા તે પાપીને યુધિષ્ઠિર ઓળખી શકયા નહિ.[६]

હે શત્રુઓને દમનારા રાજા ! એક વખતે ભીમસેન મૃગયા કરવા ગયો હતો, ઘટોત્કચ પોતાના અનુચરોની સાથે દિશાઓમાં ચાલ્યો ગયો હતો, લોમશ વગેરે એકાગ્ર ચિત્તવાળા મહર્ષિઓ સ્નાન કરવા નીકળી ગયા હતા અને બીજા તપસ્વીઓ પુષ્પો લેવા ગયા હતા.[८] તે સમય જોઈને જટાસુરે, બીજું ભયંકર, વિકરાળ તથા પ્રચંડ રૂપ લીધું અને સર્વ શસ્ત્રો, દ્રૌપદી તથા ત્રણે પાંડવોને ઉપાડીને તે દુષ્ટાત્મા ત્યાંથી નાસવા લાગ્યો.તે વખતે પાંડુપુત્ર સહદેવ, પ્રયત્ન કરીને જટાસુરના હાથમાંથી છુટી બહાર નીકળ્યો;[१०] અને તેણે શત્રુના કબજામાં ગયેલી પોતાની કૌશિક નામની તરવાર પરાક્રમ કરીને તેની પાસેથી ખુંચવી લીધી; તથા મહાબળવાન ભીમસેન જે માર્ગે ગયો હતો, તે તરફ ફરીને તેને બૂમો મારવા માંડી.[११] પછી રાક્ષસથી હરણ થતા ધર્મરાજાએ તે રાક્ષસને કહ્યું કે:–" ઓ મૂર્ખ ! તારો ધર્મ નાશ પામે છે, તેના તરફ તું લક્ષ્ય આપતો નથી ![१२] તારાવિના બીજાં જે કોઈ મનુષ્યયોનિમાં અને પશુપક્ષીઓની યોનિઓમાં ઉત્પન્ન થયેલાં પ્રાણીઓ છે, તેઓ સારી રીતે ધર્મ તરફ દૃષ્ટિ રાખે છે અને રાક્ષસો તો ખાસ કરીને ધર્મઉપર નજર રાખે છે.[१३] રાક્ષસો ધર્મનું મૂળ છે અને તેઓ ઉત્તમ ધર્મને જાણે છે; માટે એ સઘળાનો વિચાર કરીને તારે અહીં સમીપમાં ઉભું રહેવું જોઇએ.[१४] હે રાક્ષસ ! દેવો, ઋષિઓ, સિદ્ધો, પિતૃઓ, ગંધર્વો, નાગો, રાક્ષસો, પક્ષીઓ, પશુઓ, તિર્યક્યોનિમાં ઉત્પન્ન થયેલાંઓ અને કીડા તથા કીડીઓ પણ પોતાની આજીવિકા મનુષ્યો ઉપર ચલાવે છે અને તું પણ તેઓથીજ જીવે છે.[१६] તે મનુષ્યલોકનો અભ્યુદય થવાથી તમારો–દેવ, અસુરાદિક લોકનો અભ્યુદય થાય છે.અને આ લોક શોકગ્રસ્ત થાય તો દેવતાઓ શોક કરે છે;[१७] કારણકે મનુષ્યો વિધિપ્રમાણે હવ્યકવ્યવગેરેથી પૂજે છે, ત્યારેજ દેવો વગેરે વૃદ્ધિ પામે છે. હે રાક્ષસ! અમે રાજ્યનું રક્ષણ કરનારા તથા પાલન કરનારા છીએ.[१८] જો રાજાઓવડે રાજ્યનું રક્ષણ ન કરવામાં આવે તો રાજ્યમાં સમૃદ્ધિ અને સુખ કયાંથી હોય ? રાક્ષસોએ અપરાધવિના કદી પણ રાજાનું અપમાન કરવું નહિ.[१९] ઓ પુરુષભક્ષક ! અમારો લેશપણ અપરાધ નથી; અમે તો દેવો વગેરે યથાશક્તિ અર્પણ કર્યા પછી બાકી રહેલા અન્નનું ભોજન કરીએ છીએ;[२०] અને ગુરુ તથા બ્રાહ્મણોનાં વચનને

પ્રમાણ માની તે પ્રમાણે સદા વર્તીએ છીએ. મિત્રોનો, વિશ્વાસુઓનો, જેનું અન્ન ખાધું હોય તેનો અને જેના ઘરમાં રહ્યા હોઈએ તેનો કદીપણ દ્રોહ કરવો ન જોઈએ. ઓ દુર્બુદ્ધિવાળા! તું અમારા ઘરમાં માનપૂર્વક સુખથી રહ્યો હતો, છતાં તું અમારૂં અન્ન ખાઇને અમનેજ હરી જવાની શામાટે ઇચ્છા કરે છે? આ પ્રમાણે વર્તવાથી તો તારો આચાર, તારી મોટાઇ તથા તારી બુદ્ધિએ-સર્વ વ્યર્થ છે;[૨૧,૨૩] અને તું આજે વ્યર્થ મરણને માટે પાત્ર બન્યો છે. અરે! તું નકામો મરી જઈશ! જો તું સર્વ ધર્મથી રહિત થઈ ગયો હોય અને તારી બુદ્ધિ દુષ્ટ થઇ હોય, તો તું અમારાં શસ્ત્રો અમને આપ અને અમારીસાથે યુદ્ધ કરીને પછી દ્રૌપદીનું હરણ કર; પણ જો તું યુદ્ધ કર્યાવિના અજ્ઞાનથી આવું નીચ કામ કરીશ તો લોકમાં તને અધર્મનો તથા અપકીર્તિનોજ લાભ થશે. ઓ રાક્ષસ ! તેં જે આજે માનુષી સ્ત્રીનો સ્પર્શ કર્યો છે, તે તેં સ્ત્રીનો સ્પર્શ કર્યો નથી; પરંતુ એ તો ઘડામાં ભરેલા ઝેરને ઘોળીને પીધું છે-અર્થાત્ એ તેં મૃત્યુજ વહોરી લીધું છે."

યુધિષ્ઠિરે એ પ્રમાણે કહીને પોતાનું શરીર બહુ ભારે કરી દીધું, એટલે યુધિષ્ઠિરના ભારથી દબાયેલો રાક્ષસ પૂર્વની પેઠે જલદી ચાલી શકયો નહિ. તે પછી યુધિષ્ઠિરે, દ્રૌપદીને તથા નકુલને કહ્યું કેઃ-[૨૮] "તમે આ મૂર્ખ રાક્ષસથી બીશો નહિ; કારણકે મેં એની ગતિને રોકી દીધી છે. વળી મહાબાહુ વાયુપુત્ર ભીમ પણ અહીંથી નજીકમાંજ હશે,[૨૯] તે આ મુહૂર્તમાંજ આવી પહોંચશે, એટલે આ રાક્ષસ નાશ પામશે."

હે રાજા! પછી સહદેવ તે મૂઢ બુદ્ધિવાળા રાક્ષસને જોઇને, કુંતીપુત્ર યુધિષ્ઠિરને કહેવા લાગ્યો કેઃ-" હે રાજા! યુદ્ધમાં શત્રુની સામે રહીને શત્રુને જિતવો અથવા પોતાના પ્રાણ છોડવા એના કરતાં ક્ષત્રિયને માટે બીજું ઉત્તમ સત્કૃત્ય કયું છે? હે શત્રુતાપન રાજા! યુદ્ધ કરતાં કરતાં આ રાક્ષસ આપણને મારશે અથવા આપણે એને મારીશું, પરંતુ આપણે યુદ્ધ કરવુંજ જોઈએ; કારણકે હે મહાબાહુ રાજા! ક્ષત્રિયધર્મનું સત્ય પરાક્રમ દેખાડવાનો આ યોગ્ય સમય તથા યોગ્ય દેશ છે.[૩૩] વળી આપણે શત્રુને જિતીશું અથવા શત્રુને હાથે મરીશું, તોપણ સદ્ગતિ મેળવવાને યોગ્ય થઈશું. હે ભરતવંશી રાજા! આજે આ રાક્ષસ જીવતો રહે અને જો સૂર્ય અસ્ત પામે, તો હું ફરી કોઈવાર પોતાને 'ક્ષત્રિય છું' એમ કહીશ નહિ. અલ્યા ઓ રાક્ષસ! તું ઉભો રહે! હું પાંડુપુત્ર સહદેવ છું.[૩૫] કાં તો આજે તું મને મારીને એ દ્રૌપદીને લઈ જા, અથવા મારે હાથે મરીને અહીં પૃથ્વી ઉપર હમેશને માટે પડ."

એ પ્રમાણે માદ્રીપુત્ર સહદેવ બોલતો હતો, એટલામાં તો દૈવેચ્છાથી, વજ્રધારી ઇંદ્રની પેઠે, હાથમાં ગદા લઇને આવતો ભીમસેન ત્યાં દેખાયો. ભીમે પોતાના બે બંધુઓને તથા યશસ્વિની દ્રૌપદીને રાક્ષસથી હરણ થતાં દીઠાં અને રાક્ષસનો તિરસ્કાર કરતા સહદેવને જમીન ઉપર ઉભો રહેલો દીઠો. વળી કાળવડે બેભાન બનેલો રાક્ષસ, માર્ગ ભૂલી જઇને દૈવવડેજ આગળ જતો રોકાઇ, આમતેમ ભટકતો હતો તેને પણ ભીમે દીઠો. આ રીતે પોતાના ભાઈઓને તથા દ્રૌપદીને રાક્ષસથી હરણ થતાં જોઇને, મહાબળવાન ભીમસેનને ક્રોધ ચઢયો અને તે રાક્ષસને આ પ્રમાણે કહેવા લાગ્યોઃ-" ઓ-પાપી! પૂર્વે તું શસ્ત્રોની પરીક્ષા કરતો હતો, ત્યારથીજ હું તને ઓળખી ગયો હતો;[૪૦] પરંતુ તને મારવાની મને ઇચ્છા થઇ નહિ અને મેં માર્યો નહિ; કારણકે તું બ્રાહ્મણના વેષમાં ઢંકાયલો હતો, અમને અપ્રિય લાગે તેવું બોલતો ન હતો, અમારૂં પ્રિય કરવામાંજ આનંદ માનતો હતો અને અમારૂં અપ્રિય કરતો ન હતો. હું બ્રાહ્મણરૂપધારી અતિથિનો અપરાધવિના કેવી રીતે વધ કરૂં ?[૪૨] કારણકે આ રાક્ષસ છે એમ જાણતાં છતાં, જે પુરુષ અતિથિનો વધ કરે છે, તે નરકમાં જાય છે. વળી તારો કાળ પણ આવી પહોંચ્યો ન હતો,

તેથી પણ તારો વધ થયો ન હતો;[૪૩] પરંતુ ખરેખર, આજે તારો કાળ આવી પહોંચ્યો છે, તેથીજ તને અદ્દભુત લીલા કરનારા કાળે, દ્રૌપદીને હરણ કરવાની આવી નીચ બુદ્ધિ આપી છે ![૪૪] અરે ! તું આ કાળરૂપી દોરડાવડે લટકેલી માંસવાળી આંકડી ગળી ગયો છે, એટલે આંકડીથી પરોવાયલા મોંવળાં પાણીમાં રહેલાં માછલાંની પેઠે તું આજે શી રીતે જીવીશ ?[૪૫] ઓ દુષ્ટ ! તું આજે જે દેશમાં જવા નીકળ્યો છે અને તારૂં મન પ્રથમથી જ્યાં ગયેલું છે, ત્યાં તો હવે તું જવાનો નથી; પરંતુ બકાસુર અને હિડિંબાસુર જે માર્ગે ગયા છે, તે માર્ગેજ જઈશ."[૪૬]

આ પ્રમાણે ભીમસેને કહ્યું, એટલે તે રાક્ષસ ભયભીત થઈ ગયો અને કાળવડે પ્રેરાયલો તે, યુધિષ્ઠિરાદિકને મૂકી દઇ, ભીમની સામે યુદ્ધ કરવા આવ્યો.[૪૭] પછી ક્રોધવડે ફરકતા હોઠવાળા તે રાક્ષસે ભીમને કહ્યું કે:–"ઓ પાપી ! મને કંઇ દિશાઓનો ભ્રમ થયો નથી; પરંતુ મેં તો તારેમાટે વિલંબ કર્યો છે.[૪૮] યુદ્ધમાં તેં જે જે રાક્ષસોને માર્યા છે, તે તે સઘળાને મેં સાંભળ્યા છે. આજે હું તારાં રુધિરથી તેઓનું તર્પણ કરીશ."[૪૯]

આ પ્રમાણે રાક્ષસે કહ્યું, એટલે ભીમસેન જરા હસવા જેવું મોં કરીને ગલોફાં ચાટવા લાગ્યો અને કાલાંતક યમની પેઠે ક્રોધાધીન થઇ, બાહુ યુદ્ધ કરવાની ઇચ્છાથી રાક્ષસના તરફ દોડયો. તે વખતે રાક્ષસ પણ વારંવાર મોં પહોળું કરતો તથા બન્ને ગલોફાં ચાટતો ક્રોધ પામીને, બળિ જેમ ઇંદ્રની સામે દોડે, તેમ યુદ્ધ કરવા આવેલા ભીમની સામે દોડયો;[૫૨] અને તે બન્નેનું મહાદારુણ બાહુ યુદ્ધ ચાલવા માંડયું, તે જોઇને અતિશય ક્રોધ પામેલા નકુલ તથા સહદેવ પણ તે રાક્ષસના ઉપર ધસી ગયા;[૫૩] પરંતુ કુંતીપુત્ર ભીમસેને હસતાં હસતાં તે બન્નેને રોકી લીધા અને તેઓને કહ્યું કે:–"હું રાક્ષસને મારવા સમર્થ છું, માટે તમે દૂર રહીને આ યુદ્ધ જુઓ." પછી તેણે ધર્મરાજાને કહ્યું કે:–"હે રાજા ! હું પોતાના, બંધુઓના, ધર્મના, પુણ્યના અને ઇષ્ટના સોગન ખાઇને કહું છું કે, હું આ રાક્ષસનો નાશ કરીશ."[૫૪,૫૫]

આ પ્રમાણે કહીને રાક્ષસ તથા ભીમસેન એ બન્ને શૂરવીરો, એકબીજાની સ્પર્ધા કરતા કરતા બાહુયુદ્ધ કરવા લાગ્યા;[૫૬] અને એકમેકનો અભ્યુદય સહન ન કરનારા દેવો અને દૈત્યો જેમ એકમેકના ઉપર પ્રહાર કરે, તેમ ભીમ અને રાક્ષસ પણ ક્રોધાધીન થઇને, એકબીજાના ઉપર પ્રહાર કરવા લાગ્યા.[૫૭] મેઘની પેઠે ગર્જના કરતા તથા પ્રચંડ નાદો કરતા તે મહાબળવાન વીરો, તે પછી પૃથ્વી ઉપરથી વૃક્ષો ઉપાડી ઉપાડીને એકબીજાના ઉપર મારવા લાગ્યા;[૫૮] તથા પરસ્પરના ઉપર ક્રોધે ભરાયલા અને પરસ્પરના વધની ઇચ્છા કરતા તે બન્ને મહાબળવાનો, તે વૃક્ષોને સાથળોના પ્રહારથીજ ભાંગી નાખવા લાગ્યા.[૫૯] પૂર્વે સ્ત્રી મેળવવાની ઇચ્છાવાળા વાલી તથા સુગ્રીવ નામના બે બંધુઓવચ્ચે જેમ વૃક્ષોનો સંહાર કરનારૂં યુદ્ધ થયું હતું, તેમ રાક્ષસ અને ભીમ વચ્ચે થયેલું તે વૃક્ષયુદ્ધ પણ વૃક્ષોનો સંહાર કરનારૂં થઈ પડયું.[૬૦] તે બન્ને વારંવાર ગર્જનાઓ કરતા હતા અને વૃક્ષોને માથા ઉપર ફેરવી ફેરવીને એકબીજાના ઉપર મારતા હતા. આ રીતે તેઓનું વૃક્ષયુદ્ધ બે ઘડી ચાલ્યું.[૬૧] જ્યારે તે પ્રદેશમાંનાં સર્વ વૃક્ષો નાશ પામ્યાં અને પરસ્પરના વધની ઇચ્છાથી પ્રહાર કરવા ફેંકેલાં સેંકડો વૃક્ષો મુંજ–ઘાસની પેઠે ફેંદાઈ ગયાં, ત્યારે હે ભારત ! તે બન્ને મહાબળવાનોએ, જેમ બે પર્વતો મોટાં વદળાંઓથી યુદ્ધ કરતા હોય, તેમ શિલાઓ ઉપાડી ઉપાડીને બે ઘડી યુદ્ધ કર્યું. તે શિલાયુદ્ધમાં ક્રોધે ભરાયલા બન્ને વીરો, ભયંકર દેખાતી મોટી મોટી શિલાઓનો પરસ્પરના ઉપર મહાવેગવાળાં વજ્રોની પેઠે પ્રહાર કરતા હતા.[૬૪] તે પછી બળવડે ગર્વિષ્ઠ થયેલા તે બન્ને એકબીજાની સામે દોડી જઈ, એકમેકના બાહુઓ પકડી હાથીઓની પેઠે એકબીજાને ખેંચવા લાગ્યા; અને એકબીજાને મહાભયંકર મુક્કીઓના પ્રહારો કરવા લાગ્યા. તે વખતે તે બન્ને મહાત્મા-

ઓની મુક્કીઓથી કડકડાટ શબ્દ થવા લાગ્યો.[૬૬] તે પછી ભીમસેને પાંચ માથાવાળા નાગના જેવી પોતાની પાંચ આંગળીવાળી મુક્કીને મજબૂત કરી, તે વેગવડે રાક્ષસની ડોક ઉપર મારી.[૬૭] રાક્ષસ પ્રથમથીજ થાકી ગયો હતો અને તેમાં ભીમસેનની મુક્કીનો પ્રહાર પડતાં તે અતિશય શિથિલ થઇ ગયો. તેની તે સ્થિતિ જાણીને ભીમસેનનો ઉત્સાહ વૃદ્ધિ પામ્યો.[૬૮] તે પછી દેવના જેવા મોટા બાહુવાળા ભીમસેને, રાક્ષસને બે હાથવડે પકડીને ઉછાળ્યો અને તે પૃથ્વી ઉપર પડયો, એટલે તેને ચગદી નાંખ્યો.[૬૯] તેના સર્વ અવયવોનો ચૂરો કર્યા પછી પાંડુપુત્ર ભીમે, એક તમાચો મારીનેજ તેના મસ્તકને ધડથી છુટું કરી નાખ્યું.[૭૦] આ રીતે ભીમસેનના બળવડે હણાયલું જટાસુરનું મસ્તક, જેણે દાંતવડે હોઠ દબાવેલા હતા, જેની આંખો પહોળી થઇ ગઇ હતી તથા જે લોહીથી ખરડાઇ ગયેલું હતું તે,ઝાડ ઉપરથી ફળ પડે તેમ શરીરથી છુટું પડીને પૃથ્વી ઉપર પડયું. આ પ્રમાણે જટાસુરને માર્યા પછી મહાધનુર્ધારી ભીમસેન, યુધિષ્ઠિરની પાસે ગયો. તે વખતે દેવો જેમ ઇંદ્રની સ્તુતિ કરે,તેમ શ્રેષ્ઠ બ્રાહ્મણો તેની સ્તુતિ કરવા લાગ્યા.[૭૧,૭૨]

ઇતિ શ્રીમહા૦ વન૦ જટાસુરવધપર્વમાં "લોમશતીર્થયાત્રામાં જટાસુરવધ" એ વિષયનો અધ્યાય ૧૫૭ મો સમાપ્ત.

જટાસુર વધ પર્વ સમાપ્ત.

# યક્ષયુદ્ધ પર્વ

## અધ્યાય ૧૫૮ મો

### ગંધમાદનનું વર્ણન

॥ वैशंपायन उवाच ॥

निहते राक्षसे तस्मिन्पुनर्नारायणाश्रमम् ॥
अभ्येत्य राजा कौंतेयो निवासमकरोत्प्रभुः १

વૈશંપાયને કહ્યું:–જટાસુર રાક્ષસને માર્યા પછી મહાસમર્થ કુંતીપુત્ર યુધિષ્ઠિર રાજા, પાછા નરનારાયણના આશ્રમમાં આવીને નિવાસ કરવા લાગ્યા.[૧] એક વખતે યુધિષ્ઠિર રાજાને પોતાના બંધુ અર્જુનનું સ્મરણ થઇ આવ્યું અને તેથી તેમણે દ્રૌપદીને તથા તેની સાથે સર્વ બંધુઓને બોલાવીને આ પ્રમાણે કહ્યું કે:–[૨] "આપણને વનમાં ફરતાં ફરતાં ચાર વર્ષો સુખથી નીકળી ગયાં છે. અર્જુને આપણીસાથે સંકેત કર્યો હતો કે, હું પાંચમા વર્ષમાં પર્વતોમાં શ્રેષ્ઠ એવા ગિરિઓના રાજા કૈલાસ પર્વત ઉપર અવશ્ય આવીશ.એ કૈલાસ પર્વત પુષ્પવાળાં વૃક્ષસમૂહોથી, મદમત્ત કોકિલો, ભ્રમરો, મયૂરો તથા ચાતકોથી અને નિત્ય થતા ઉત્સવોથી શોભી રહેલો છે. તેના ઉપર વ્યાઘ્રો, વરાહો, પાડાઓ, રોઝો, હરિણો, બીજાં પશુઓ અને સર્વરૂપધારી રુરુ નામનાં પ્રાણીઓ વાસ કરે છે.વળી એ પર્વત, પ્રફુલ્લિત થયેલાં સહસ્રપત્રો, શતપત્રો, પોયણાં, કમળો તથા નીળકમલો–આ જાત જાતનાં ખીલેલાં કમળોથી રમણીય લાગે છે; મહાપુણ્યકારક છે, પવિત્ર છે અને દેવો તથા અસુરો એના ઉપર વાસ કરે છે.[૩,૭] એ કૈલાસ પર્વત ઉપરજ આપણે પણ અર્જુનને મળવામાટે તેની વાટ જોવાનો સંકેત કર્યો છે; તેમજ અમાપ તેજવાળા અર્જુને પણ પ્રથમ મારી પાસે ઠરાવ કર્યો હતો કે:–'હું વિદ્યા ગ્રહણ કરવા પાંચ વર્ષ રહીશ.' આ ઉપરથી આપણે એ પર્વત ઉપર જઇને, શત્રુઓને દમનારા ગાંડીવધન્વા અર્જુનને, અસ્ત્રવિદ્યા સંપાદન કરીને દેવલોકમાંથી આ લોકમાં પાછો આવેલો જોઇશું."

આ પ્રમાણે તેઓને કહ્યા પછી પાંડુપુત્ર યુધિષ્ઠિરે, સર્વ બ્રાહ્મણોને તેડાવ્યા[૧૦] અને તે તપસ્વીઓની આગળ સર્વ કારણ કહી સંભળાવ્યું; તેમજ પાંડવોએ પણ તે ઉગ્ર તપશ્ચર્યા કરનારાઓને પ્રસન્ન કરીને તેઓની પ્રદક્ષિણા કરી.[૧૧] ત્યારે તે બ્રાહ્મણોએ, કલ્યાણકારક તથા કુશળ વચનવડે તેઓને અનુમોદન આપ્યું અને કહ્યું કે:—" હે ભરતકુળશ્રેષ્ઠ ધર્મવેત્તા રાજા ! તમે પરિણામે સુખ આપનારાં આ કષ્ટને થોડા સમયમાંજ ક્ષાત્રધર્મથી તરીને પૃથ્વીનું પાલન કરશો." યુધિષ્ઠિર રાજાએ, તે તપસ્વીઓનાં વચનનો સ્વીકાર કર્યો[૧૩] અને તે શત્રુતાપન રાજા, બ્રાહ્મણોને તથા ભાઇઓને સાથે લઇને ત્યાંથી વિદાય થયા. તેમની પાછળ ઘટોત્કચના રાક્ષસો ચાલતા હતા અને લોમશ મુનિ તેમનું રક્ષણ કરતા હતા. માર્ગમાં ઉત્તમ વ્રતવાળા તથા મહાતેજસ્વી ધર્મરાજા પોતાના ભાઇઓની સાથે કોઈ કોઇ ઠેકાણે પગવડે ચાલી જતા હતા અને કોઈ કોઈ ઠેકાણે રાક્ષસો તેઓને ઉપાડી લેતા હતા.[૧૫] આ પ્રમાણે યુધિષ્ઠિર રાજા, પોતાના મનમાં અનેક કષ્ટોને સંભારતા, સિંહ, વાઘ અને હાથીઓથી ભરપૂર એવી ઉત્તરદિશા તરફ ચાલ્યા.[૧૬] માર્ગમાં કૈલાસ પર્વત, મૈનાક પર્વત, ગંધમાદનની તળેટીઓ, હિમાલય પર્વત અને પર્વતના ઉપર ઉપરના ભાગમાં વહેતી પવિત્ર જળવાળી અનેક નદીઓને જોતા જોતા તે સત્તરમે દિવસે હિમાલયની પવિત્ર સપાટી ઉપર આવ્યા.[૧૮] હે રાજા ! પાંડવોએ ત્યાં ગંધમાદનની પાસે જાતજાતનાં વૃક્ષો તથા લતાઓથી વીંટાયલી હિમાલયની પવિત્ર સપાટી ઉપર, જળની ઘુમરીઓથી તથા પુષ્પવાળાં વૃક્ષોથી સારી પેઠે વીંટાયેલા વૃષપર્વાના મહાપવિત્ર આશ્રમને જોયો.[૨૦] શત્રુઓને દમનારા તથા ગ્લાનિવિનાના પાંડવોએ, તે ધર્માત્મા રાજર્ષિ વૃષપર્વાની પાસે જઇને તેમને નમસ્કાર કર્યા.[૨૧] ત્યારે રાજર્ષિ વૃષપર્વાએ, પાંડવોને પોતાના પુત્રોની પેઠે અભિનંદન આપ્યું તથા તેઓનો સત્કાર કર્યો. શત્રુનાશક પાંડવો ત્યાં સાત રાત્રિ રહ્યા.[૨૨] તે પછી આઠમો દિવસ આવતાં પાંડવોએ, લોકવિખ્યાત રાજર્ષિ વૃષપર્વાની રજા લઇને આગળ જવાની ઇચ્છા કરી.[૨૩] જતી વખતે પાંડવોએ, બંધુઓની પેઠે સમયાનુસાર સારી રીતે સત્કાર કરેલા પોતાની સાથેના એકે એક બ્રાહ્મણોની વૃષપર્વાને ભાળવણી કરીને તેઓને ત્યાં થાપણતરીકે રાખ્યા;[૨૪] તેમજ હે રાજા ! તેઓએ, પોતાની પાસેનો બાકી રહેલો સરસામાન, યજ્ઞપાત્રો, રત્નો તથા આભૂષણો મહાત્મા વૃષપર્વાને સોંપીને તેમના આશ્રમમાં મૂકયાં. તે પછી ભૂતભવિષ્યને જાણવામાં વિદ્વાન, ચતુર અને સર્વ ધર્મના જ્ઞાનવાળા વૃષપર્વાએ, ભરતકુળમાં શ્રેષ્ઠ પાંડવોને પુત્રની પેઠે ઉપદેશ આપ્યો; અને મહાત્મા પાંડવો તે રાજર્ષિની આજ્ઞા લઇને, ઉત્તર દિશામાં આગળ જવા લાગ્યા.[૨૭] તે વખતે વૃષપર્વા રાજા જવા નીકળેલા પાંડવોને વળાવવા પાછળ ગયા અને તે મહાતેજસ્વી રાજર્ષિએ, બ્રાહ્મણોને પાંડવોનું રક્ષણ કરવાની ભલામણ કરી.[૨૮] પછી કુંતીપુત્રોની પાછળ કેટલેક સુધી જઈ, તેઓને આશીર્વાદથી અભિનંદન આપીને તથા માર્ગ દેખાડીને વૃષપર્વા પાછા વળ્યા;[૨૯] અને સત્ય પરાક્રમી કુંતીપુત્ર યુધિષ્ઠિર રાજા, પોતાના ભાઈઓની સાથે, અનેક મૃગસમૂહોથી સેવન કરાયલ માર્ગે, પગે ચાલીનેજ આગળ જવા લાગ્યા.[૩૦] પાંડવો, માર્ગમાં અનેક પ્રકારનાં વૃક્ષોથી ઢંકાયલાં પર્વતનાં શિખરો ઉપર નિવાસ કરતા કરતા ચોથે દિવસે તે શ્વેત પર્વત ઉપર જઈ પહોંચ્યા.[૩૧] તે પર્વત મોટાં વાદળાંઓના જેવો ધોળા રંગનો હતો, જળનાં ઝરણાંઓથી ભરેલો હતો અને દેખાવમાં રમણીય હતો. પાંડવો તે પર્વત ઉપર આવેલી મણિ, સુવર્ણ અને રૂપાની શિલાઓના સમૂહોને તથા અનેક પ્રકારના પર્વતોને જોતા જોતા વૃષપર્વાએ દેખાડેલે માર્ગે થઈને આગળ ને આગળ ચાલવા લાગ્યા; અને તેથી તેઓ પર્વતના ઉપલા ભાગોમાં આવેલી મહાદુર્ગમ ગુફાઓ અને જઈ ન શકાય તેવા પ્રદેશોને પણ સુખથી ઓળંગી ગયા.[૩૪]

માર્ગમાં ધૌમ્ય, દ્રૌપદી, પાંડવો અને મહાઋષિ લોમશ, એ સર્વે સાથે સાથેજ ચાલતા હતા, તેમાંથી કોઈપણ પાછળ પડયું ન હતું.[૩૫]

આ પ્રમાણે ચાલતાં ચાલતાં મહાભાગ્યશાળી પાંડવો, માલ્યવાન નામના મહાપર્વત ઉપર આવી પહોંચ્યા. તે પર્વત પશુપક્ષીઓના શબ્દોથી ગાજી રહેલો હતો, અનેક જાતનાં વૃક્ષો અને લતાઓથી ભરેલો હતો, વાનરોનાં ટોળાંઓથી સેવાતો હતો, અતિશય મનોહર દેખાવવાળો હતો, પવિત્ર હતો, કમળોવાળાં સરોવરોથી યુક્ત હતો અને નાનાં નાનાં તળાવોવાળાં મહાવનો તેના ઉપર આવી રહ્યાં હતાં.[૩૭] તે પર્વત ઉપરથી પાંડવોએ કિંપુરુષો, સિદ્ધો તથા ચારણો જેના ઉપર નિવાસ કરતા હતા, તે ગંધમાદન પર્વતને દીઠો અને તેને જોતાંજ તેઓ રોમાંચિત થઇ ગયા.[૩૮] તે પછી વીર પાંડવો, ક્રમથી ચાલતાં ચાલતાં આનંદયુક્ત થઈ નંદનવનના જેવા ગંધમાદનના વનમાં દાખલ થયા. તે સુંદર વન વિદ્યાધરો તથા કિન્નરીઓનું સંચારસ્થાન, હાથીનાં ટોળાંઓનું વાસસ્થાન, સિંહો તથા વાઘોનાં જૂથોથી યુક્ત, અષ્ટાપદોની બરાડોથી ગાજી રહેલું, અનેક પ્રકારનાં પશુઓએ સેવેલું, મન તથા હૃદયને આનંદ આપનારૂં અને શરણાગતનું રક્ષણ કરનારૂં હતું.[૩૯-૪૧] તે વનમાં વીર પાંડવો, દ્રૌપદીની સાથે તથા મહાત્મા બ્રાહ્મણોની સાથે, મદમત્ત પક્ષીઓના મુખમાંથી ઉચ્ચારાતા પ્રીતિજનક, સુંદર, શુભ, કાનને પ્રિય તથા મધુર શબ્દોને સાંભળતા તથા સર્વ ઋતુઓના ફળભારોથી ભરેલાં અને સર્વ ઋતુનાં પુષ્પોથી ઉજ્જ્વળ દેખાતાં વૃક્ષોને જોતા જોતા આગળ ચાલ્યા. વળી ફળના ભારથી નમી ગયેલા આંબાઓ, આમ્રાતકો, ભવ્ય નારિયેળીઓ, તિંદુકો, મુંજાતકો, અંજીરો, દાડમડીઓ, બીજોરાંઓ, ફણસો, લકુચો, મોચવૃક્ષો, ખજૂરીઓ, અમ્લવેતસો, પારાવતો, ક્ષૌદ્રો, મનોહર કદંબો, બિલીઓ, કોઠીઓ, જાંબૂડીઓ, ગંભારીઓ, બોરડીઓ, પીંપળો, ઉમરડાઓ, વડો, પીપળાઓ, રાયણો, ભીલામાઓ, આમળીઓ, હરડેનાં ઝાડો, બેહેડાંનાં ઝાડો, હિંગોળીઓ, કરમદીઓ અને જોરદાર તિંદુકો—આ અને બીજાં અનેક પ્રકારનાં વૃક્ષો ગંધમાદનનાં શિખરોમાં તેઓએ જોયાં.[૪૮] એ વૃક્ષો અમૃતના જેવાં સ્વાદિષ્ટ ફળોથી ભરેલાં હતાં.તેવિના ચંપો, આસોપાલવ, કેવડો, બોલસરી, નાગચંપો, સાદડ, કર્ણિકાર, કેવડો, ગુલાબ, કડો, રમણીય મંદાર, ઇંદીવર, પારિજાતક, કોવિદાર, દેવદાર, સાગ, તાડ, તમાલ, પિપળા હિંગનાં વૃક્ષ, શીમળો, કેસુડો, આસોપાલવ, શીસમ તથા સરલનાં વૃક્ષો તેઓએ જોયાં. એ વૃક્ષોના ઉપર ચકોરો મોટા મોટા ભ્રમરો, પોપટો, કોકિલાઓ, કલવિંકો, હારિતો, જીવજીવકો, પ્રિયકો, ચાતકો અને બીજાં જાત જાતનાં પક્ષીઓ બેસીને કાનને રમ્ય લાગે તેવાં મધુર શબ્દો ઉચ્ચારતાં હતાં.[૫૪] વળી પુરુષોમાં વ્યાઘ્ર જેવા પાંડવોએ, ગંધમાદનની ખીણોમાં જળચર પ્રાણીઓથી ચોતરફ મનોહર લાગતાં સરોવરો દીઠાં. એ સરોવરો પોયણાંથી, પુંડરીકોથી, રાતાં કમળોથી, ઉત્પલોથી, કલ્હારોથી તથા કમળોથી સર્વત્ર છવાઈ ગયેલાં, કાદંબો, ચક્રવાકો, ટીટોડાં, જળકુકડીઓ, કારંડવો, બતકો, હંસો, બગલાઓ, જળકાગડાઓ તથા બીજાં જળચર પ્રાણીઓથી ચારે તરફ વ્યાપ્ત થએલાં, તેમજ કમળના મકરંદરૂપી આસવને પીવાથી મદમત્ત તથા પ્રફુલ્લિત થયેલા અને કમળગર્ભમાંથી ખરતા કેસરાઓની રાતી રજથી રંગાયલા મધુર શબ્દવાળા ભ્રમરોથી ગાજી રહેલાં અને કમળસમૂહોથી ચોતરફ શણગરાયલાં હતાં.[૫૯] વળી વિલાસપ્રિય મદમત્ત મયૂરો પોતાની ઢેલોની સાથે લતામંડપોમાં રહી, મેઘરૂપી વાદિત્રનાદને સાંભળતાંજ તીવ્ર કામવડે અત્યંત આકુળવ્યાકુળ થઈજઈને, પોતાનાં ચિત્રવિચિત્ર પીંછો વિસ્તારી તેવડે કળા કરી, મધુર શબ્દથી કેકનાદવડે મીઠું ગાન કરતા હતા તથા નૃત્ય કરતા હતા; કેટલાક વનપ્રિય મયૂરો પોતાની પ્રિયાઓની સાથે રમણ કરતા હતા; કેટલાએક મયૂરો વેલીની જાળોથી છવાયલાં કડાનાં ઝાડોમાં ભરાઇ બેઠા હતા, કેટલાએક મદમત્ત બનીને

કેડાનાં ઝાડની ડાળીઓ ઉપર બેઠા હતા અને કેટલાએક મયૂરો પોતાનાં પીંછાંની સુંદર કળાઓ કરીને વૃક્ષની બખોલોમાં મુકુટના જેવા મનોહર દેખાતા હતા. આ સર્વ આનંદી મયૂરોને પાંડવોએ જતાં જતાં જોયા.[૬૪] વળી પાંડવોએ, પર્વતોનાં શિખરો ઉપર કામદેવનાં તોમર જેવાં સુંદર નગોડનાં પુષ્પોને, સુવર્ણવર્ણાં પુષ્પોને, ઉત્તમ કર્ણાભરણના જેવાં વિકસેલાં કરેણનાં પુષ્પોને તથા વનપંક્તિઓમાં પુષ્પભરેલાં કુરબક વૃક્ષો, કે જે કામદેવના બાણસમૂહોની પેઠે કામીજનોને ઉત્કંઠિત કરતાં હતાં,તે વૃક્ષોને જોયાં. વળી તેઓએ વનપંક્તિઓના લલાટમાં કરેલાં ઉત્તમ તિલકોના જેવાં શોભતાં તિલકવૃક્ષોને જોયાં, તેમજ ભ્રમરોના ગુંજારવથી ગાજી રહેલાં અને મંજરીઓથી વિરાજિત થયેલાં કામદેવનાં બાણના જેવાં મનોહર આંબાનાં વૃક્ષોને જોયાં. વળી તે પર્વતનાં શિખરો ઉપર સુવર્ણના જેવા રંગવાળાં પુષ્પોથી, દાવાગ્નિના જેવા રંગવાળાં પુષ્પોથી અને લાલ, કાળા તથા વૈડૂર્યના જેવા રંગવાળાં પુષ્પોથી ખીલી નીકળેલાં અનેક વૃક્ષો અતિશય શોભતાં હતાં;[૭૦] તેમજ સાગ, તાડ, તમાલ, ગુલાબ તથા બોલસરીનાં વૃક્ષો પર્વતનાં શિખરો ઉપર પહેરાવેલી માળાની પેઠે શોભતાં હતાં.[૭૧] વળી પાંડવોએ, તે પર્વતના શિખરભાગોમાં સુખકારક શીતળ જળવાળાં તથા કમળો અને પોયણાંથી ભરેલાં અનેક સરોવરો જોયાં. એ સરોવરો નિર્મળ સ્ફટિકના જેવાં સ્વચ્છ જળવાળાં હતાં, શ્વેત પાંખોવાળા કલહંસોથી યુક્ત હતાં તથા સારસોના શબ્દોથી ગાજી રહેલાં હતાં.[૭૨,૭૩]

આ પ્રમાણે ક્રમે ક્રમે વીર પાંડવો, સુગંધવાળાં પુષ્પો, રસવાળાં ફળો, મનોહર સરોવરો અને અતિ રમણીય વૃક્ષોને આશ્ચર્યચકિત દૃષ્ટિથી ચોતરફ જોતા જોતા વનમાં આગળ ચાલ્યા. તે વખતે તે વનમાં કમળ,પોયણાં, કલ્હાર તથા પુંડરીક કમળના સ્પર્શથી સુગંધિત થયેલો તથા સુખદાયક સ્પર્શવાળો વાયુ વાઇને તેઓની સેવા કરતો હતો. તે પછી યુધિષ્ઠિર રાજાએ, ભીમને પ્રીતિયુક્ત વચનથી કહ્યું કેઃ– "અહો! હે ભીમ ! આ ગંધમાદન પર્વતનું વન કેવું સુશોભિત લાગે છે ! આ સુંદર વનમાં દિવ્ય જંગલી વૃક્ષો તથા અનેક આકારવાળી લતાઓ, પાંદડાં, પુષ્પો તથા ફળોથી ભરપૂર છે.[૭૮] એ વૃક્ષો પ્રફુલ્લિત પુષ્પોથી તથા કોયલોના સમુદાયથી ભરેલાં હોવાથી બહુ સુશોભિત લાગે છે. ગંધમાદન પર્વતના શિખરભાગોમાં કોઈ કાંટાવાળાં, તેમજ પુષ્પવિનાનાં વૃક્ષોજ નથી; પરંતુ સર્વ વૃક્ષો લીલાં પાંદડાંવાળાં તથા રસપૂર્ણ ફળોવાળાંજ દેખાય છે ! જો, આ ભ્રમરોના ગુંજારવથી મનોહર દેખાવવાળી તથા પ્રફુલ્લિત થયેલાં કમળોવાળી તળાવડીને હાથિણીઓની સાથે હાથીઓ ડહોળી નાખે છે. વળી આ બીજી કમળો તથા પોયણાંની માળાવાળી તળાવડીને જો. એ તળાવડી પુષ્પમાળાને ધારણ કરનારી મૂર્તિમતી સાક્ષાત્ બીજી લક્ષ્મીના જેવી દેખાય છે. આ પર્વતના ઉત્તમ વનમાં અનેક જાતના પુષ્પસુગંધોથી ભરપૂર તથા ભ્રમરોના ગુંજારવથી ગાજી રહેલી વનરાજીઓ શોભી રહી છે. હે ભીમ! જો, આ ચોતરફ દેવોની ક્રીડાના શુભ પ્રદેશો આવી રહેલા છે.[૮૩] હે વૃકોદર ! ખરેખર,આપણે મનુષ્યોની જ્યાં ગતિ નથી તેવા પ્રદેશમાં આવવાથી સિદ્ધ થયા છીએ. હે કુંતીપુત્ર! પુષ્પયુક્ત છેડાવાળી લતાઓથી આલિંગાયલાં પુષ્પવાળાં આ મહાવૃક્ષો ગંધમાદનનાં શિખરોમાં કેવાં શોભાયમાન લાગે છે! હે ભીમ! આ પર્વતનાં શિખરો ઉપર ઢેલોની સાથે ફરતા મયૂરો કેકારવ કરે છે, તેના ટૌકાઓને તું સાંભળ. જો, આ ચકોરો, મયૂરો, મદમત્ત કોયલો તથા સારિકાઓ, એ સર્વ પક્ષીઓ આ પુષ્પવાળાં મહાવૃક્ષો તરફ દોડાદોડ કરે છે. હે પાર્થ! આ લાલ રંગનાં, પીળા રંગનાં તથા ગેરુવા રંગનાં પક્ષીઓ અને પુષ્કળ જીવજીવક પક્ષીઓ ઝાડની ટોચો ઉપર બેસીને એકમેકની સામે જુએ છે. આ લીલાં અને ગેરુવા રંગનાં ઘાસની સમીપમાં તથા પર્વતનાં ઝરણાંઓની પાસે સારસ પક્ષી-

ઓ દેખાય છે, તેઓ, ભૃંગરાજો, ઉપચક્રો તથા લોહપૃષ્ઠ નામનાં પક્ષીઓ સર્વ પ્રાણીઓને મનોહર લાગે તેવી મધુરી વાણી ઉચ્ચારે છે. આ ચાર ચાર દાંતવાળા ધોળા રંગના હાથીઓ હાથણીઓની સાથે પ્રવેશ કરીને વૈડૂર્યમણિના જેવા સ્વચ્છ જળવાળા મહાસરોવરને ડહોળી નાખે છે! આ પર્વતનાં શિખરો ઉપરથી તથા અનેક ઝરણાંઓમાંથી ઘણા તાડોના જેટલી લાંબી લાંબી જળધારાઓ પડે છે! કેટલેક ઠેકાણે સૂર્યના જેવી પ્રખર:કાંતિવાળી તથા કેટલેક ઠેકાણે શરદ્‌ઋતુનાં વાદળાંઓના જેવી ધોળા રંગની આ રૂપું વગેરે ધાતુઓ મહાપર્વતને શોભાવી રહી છે! આ પર્વત ઉપર કોઇ ઠેકાણે મેશના જેવા રંગવાળી તથા કોઇ ઠેકાણે સુવર્ણના જેવા રંગવાળી ધાતુઓ દેખાય છે. વળી કોઇ ઠેકાણે હરિતાલ, કોઇ ઠેકાણે હિંગળોક તથા કોઈ ઠેકાણે સંધ્યાકાળનાં રાતાં વાદળાંઓના સમૂહ જેવી દેખાતી મણસીલની ગુફાઓ આવી રહી છે.[૯૪] વળી કેટલીએક સસલાંના લોહીના જેવા લાલ રંગની, કેટલીએક ગેરુના રંગની, કેટલીએક ધોળાં તથા કાળાં વાદળાંના રંગની અને કેટલીએક ઉગતા સૂર્યના જેવી કાંતિવાળી ધાતુઓ છે.[૯૫] એ અનેક પ્રકારની મહાતેજસ્વી ધાતુઓ આ પર્વતને શોભાવી રહી છે. વળી હે પાર્થ! વૃષપર્વાના કહેવા પ્રમાણે આ પર્વતનાં શિખરો ઉપર પોતપોતાની રમણીઓની સાથે ગંધર્વો તથા કિંપુરુષો ફરતા દેખાય છે; અને હે ભીમ ! સમાન તાલવાળાં સંગીતનો તથા સામગાનનો સર્વ પ્રાણીઓને મનોહર લાગે તેવો ધ્વનિ અનેક પ્રકારનો અહીંથી સંભળાય છે. હે ભીમ ! આ કલહંસનાં ટોળાંઓથી, ઋષિઓથી તથા કિન્નરોથી સેવાતી પવિત્ર દેવનદી મહાગંગાનાં તું દર્શન કર. હે શત્રુદમન કુંતીપુત્ર ! ધાતુઓ, સરિતાઓ, કિન્નરો, મૃગો, પક્ષીઓ, ગંધર્વો, અપ્સરાઓ, સુંદર વનો અને અનેક આકારવાળા તથા સેંકડો ફણાવાળા સર્પોથી યુક્ત આ પર્વતરાજને તું જો."

વૈશંપાયને કહ્યું:– આ પ્રમાણે શત્રુઓને તપાવનારા તે શૂરા પાંડવો, અતિ ઉત્તમ પ્રદેશમાં જઇને મનમાં બહુ પ્રસન્ન થયા તથા તેઓ પર્વતરાજ ગંધમાદનને જોતાં ધરાયા નહિ. આ રીતે ચાલતાં ચાલતાં તેઓએ, પુષ્પો તથા ફળવાળાં વૃક્ષોથી સંપન્ન રાજર્ષિ આર્ષ્ટિષેણનો આશ્રમ દીઠો. તે વખતે તેઓ તીવ્ર તપશ્ચર્યાપરાયણ, શરીરે શુષ્ક તથા નાડીઓથી વીંટાઇ રહેલા અને સર્વ ધર્મોના પારને પામેલા તે આર્ષ્ટિષેણ રાજાની પાસે ગયા.[૯૫,૧૦૩]

**ઇતિ શ્રીમહા૦ વન૦ યક્ષયુદ્ધ પર્વમાં "ગંધમાદન પ્રવેશ" એ વિષયનો અધ્યાય ૧૫૮ મો સમાપ્ત.**

# અધ્યાય ૧૫૯ મો

## આર્ષ્ટિષેણ તથા યુધિષ્ઠિરનો સંવાદ

॥ वैशंपायन उवाच ॥

**युधिष्ठिरस्तमासाद्य तपसा दग्धकिल्बिषम् ॥**
**अभ्यवादयत प्रीतःशिरसा नाम कीर्तयन् ।१।**

વૈશંપાયને કહ્યું:–તપશ્ચર્યાવડે બળી ગયેલાં પાપવાળા આર્ષ્ટિષેણની પાસે જઇને, યુધિષ્ઠિર પ્રસન્ન થયા અને પોતાનું નામ કહીને તેમણે મસ્તક નમાવી રાજર્ષિને પ્રણામ કર્યા.[૧] તે પછી દ્રૌપદીએ, ભીમે અને તપસ્વી નકુલે તથા સહદેવે મસ્તકો નમાવીને રાજર્ષિને પ્રણામ કર્યા અને તેઓ તેમની ચોતરફ વીંટાઇને ઉભાં રહ્યાં.[૨] તેમજ પાંડવોના ધર્મવેત્તા પુરોહિત ધૌમ્ય પણ, તે ઉત્તમ વ્રતવાળા આર્ષ્ટિષેણ ઋષિને યથાયોગ્ય નમસ્કાર કરીને તેમની પાસે ગયા.[૩] તે વખતે ધર્મવેત્તા મુનિ આર્ષ્ટિષેણે પોતાનાં દિવ્ય ચક્ષુથી જાણી લીધું કે, આ કુરુકુળમાં શ્રેષ્ઠ એવા પાંડવો છે, એટલે તેમણે તેઓને 'બેસો' એમ કહ્યું.[૪] તે પછી મહાતપસ્વી આર્ષ્ટિષેણે, ભાઈઓની સાથે બેઠેલા કુરુશ્રેષ્ઠ યુધિષ્ઠિરનું સન્માન કરીને, તેમના પ્રત્યે આરોગ્યના પ્રશ્નપૂર્વક પૂછ્યું કે:–[૫] "હે કુંતીપુત્ર ! તમે અસત્ય ઉપર તો પ્રેમ કરતા નથી ને? તમારી પ્રવૃત્તિ ધર્મપરા-

યણ છે ને? તમે માતાપિતાપ્રત્યે યથાયોગ્ય વર્તો છો?–અર્થાત્ જીવતાં તેઓનું આજ્ઞાપાલન અને મરણ પછી શ્રાદ્ધાદિક કરો છો? તેમાં ખામી તો આવતી નથી ને?[૬] તમે ગુરુઓનું, વૃદ્ધોનું તથા વિદ્વાનોનું સન્માન કરો છો ને? હે પાર્થ! તમને પાપકર્મ કરવાની વાસના તો થતી નથી ને?" હે કુરુશ્રેષ્ઠ! તમે ઉપકાર કરનારાને યોગ્ય બદલો આપવાનું તથા અપકાર કરનારાનો ત્યાગ કરવાનું યથાયોગ્ય જ્ઞાન ધરાવો છો કે? અને હું જ્ઞાની છું એવી બડાઈ તો મારતા નથી ને?[૮] તમારા તરફથી યથાયોગ્ય સન્માન પામીને સત્પુરુષો આનંદ પામે છે ને? અને તમે વનમાં રહીને પણ ધર્મપ્રમાણે વર્તો છો કે?[૯] હે કુંતીપુત્ર! તમારાં વર્તનથી ધૌમ્ય ગુરુને સંતાપ તો થતો નથી ને? હે પાર્થ! દાન, ધર્મ, તપ, પવિત્રતા, સરળતા અને સહનશીલતા, વગેરેનું આચરણ કરીને તમે તમારા બાપદાદાના આચારને અનુસરો છો ને? હે પાંડુપુત્ર! રાજર્ષિઓ જે માર્ગે ગયા છે તે માર્ગે તમે જાઓ છો કે? હે રાજા! પિતૃલોકમાં રહેલા પિતૃઓ જ્યારે પોતપોતાના કુળમાં પુત્ર અથવા પૌત્ર ઉત્પન્ન થાય છે, ત્યારે શોક કરે છે અને આનંદથી હસે છે;[૧૨] કારણ કે તે પ્રજા પાપાચરણ કરશે તો આપણને કેવું દુઃખ ભોગવવું પડશે? એવા વિચારથી પિતૃઓ શોક કરે છે અને તે પુણ્ય કરશે તો આપણને કેવું સુખ મળશે? આવા વિચારથી પિતૃઓ આનંદમગ્ન થઈ હસે છે.[૧૩] હે કુંતીપુત્ર! જે પુરુષ પિતાની, માતાની, અગ્નિની, ગુરુની તથા પાંચમા આત્માની પૂજા કરે છે, તે પુરુષ આ લોક અને પરલોક બન્નેનો વિજય કરે છે."[૧૪]

યુધિષ્ઠિરે કહ્યું:–"હે આર્ય! આપ ભગવાને મને યથાર્થરીતે આ ધર્મનો નિશ્ચય કહ્યો છે. હું મારી શક્તિ પ્રમાણે અને યોગ્યતા પ્રમાણે વિધિપૂર્વક એ ધર્મનું આચરણ કરૂં છું."[૧૫]

આર્ષ્ટિષેણે કહ્યું:–"હે યુધિષ્ઠિર! જ્યારે પર્વની સંધિ હોય છે–અર્થાત્ પૂર્ણિમા અને પ્રતિપદાનો સંધિસમય હોય છે, ત્યારે આ ઉત્તમ પર્વત ઉપર જળાહાર કરનારા અને વાયુનો આહાર કરનારા આકાશચારી ઋષિઓ આવે છે.[૧૬] વળી હે રાજા! કામી પુરુષો પણ પોતપોતાની સ્ત્રીઓની સાથે આ પર્વતનાં શિખર ઉપર આવે છે અને પરસ્પરને અનુકૂળ રહેનારા તેઓ ગંધર્વોના જેવા દેખાય છે;[૧૭] તેમજ હે પાર્થ! નિર્મળ રેશમી વસ્ત્રો પહેરનારા ગંધર્વોનાં તથા અપ્સરાઓનાં અનેક ટોળાંઓ પણ આ પર્વત ઉપર જોવામાં આવે છે.[૧૮] વળી સુંદર દેખાવવાળા તથા પુષ્પમાળાને ધારણ કરનારા વિદ્યાધરના સમૂહો, મોટા મોટા નાગગણો, ગરુડો તથા સર્પાદિકો પણ એ સ્થાનમાં જોવામાં આવે છે.[૧૯] વળી પર્વસંધિના સમયમાં આ પર્વત ઉપર નગારાં, ઢોલ, શંખો તથા નરઘાંનો શબ્દ સંભળાય છે.[૨૦] હે ભરતકુળશ્રેષ્ઠ! તમારે અહીં રહીનેજ તે સર્વ સાંભળવું; પરંતુ કોઈપણ રીતે ત્યાં જવાનો વિચાર કરવો નહિ.[૨૧] વળી હે ભરતશ્રેષ્ઠો! અહીંથી આગળ જઈ શકાતું પણ નથી, કારણકે એ દેવોની વિહારભૂમિ છે, તેથી મનુષ્યો ત્યાં જઈ શકતાં નથી.[૨૨] હે ભરતવંશી! એ સ્થાનમાં થોડી પણ ચપળતા કરનારાં મનુષ્યને રાક્ષસો મારે છે તથા સર્વ પ્રાણીઓ તેનો દ્વેષ કરે છે. હે યુધિષ્ઠિર! આ કૈલાસના શિખરને ઓળંગીને મહાસિદ્ધોની તથા દેવર્ષિઓની ગતિજ આગળ વધનારી થાય છે;[૨૪] તેથી હે શત્રુહંતા પાર્થ! જે મનુષ્ય ચપળતા કરીને અહીંથી આગળ જાય છે, તેને રાક્ષસો લોઢાનાં શૂળ વગેરેથી મારે છે.[૨૫] હે તાત! પર્વસંધિને દિવસે નરવાહન કુબેર પણ અપ્સરાઓથી વીંટાઈને મોટા ઠાઠમાઠથી આ પર્વત ઉપર આવેલા દેખાય છે;[૨૬] અને સર્વ પ્રાણીઓ યક્ષો તથા રાક્ષસોના અધિપતિ કુબેરને, ઉદય પામેલા સૂર્યની પેઠે પર્વતના શિખર ઉપર બેઠેલા જુએ છે.[૨૭] હે ભરતશ્રેષ્ઠ! આ પર્વતનું શિખર તે દેવોનો, દાનવોનો, સિદ્ધોનો તથા કુબેરનો ઉદ્યાન છે.[૨૮] હે તાત! પર્વસંધિના સમયમાં જ્યારે તુંબુરુ ગંધર્વ કુબેરની ઉપાસના કરતો ગાયન કરે છે,

ત્યારે આ ગંધમાદન પર્વત ઉપર સામગાનનો ધ્વનિ સંભળાય છે.[૨૯] હે યુધિષ્ઠિર! હે તાત! આ પ્રકારનું આશ્ચર્ય પર્વસંધિના સમયમાં સર્વ પ્રાણીઓ અહીં અનેક પ્રકારે જુએ છે;[૩૦] માટે હે પાંડવશ્રેષ્ઠો! તમે મુનિઓને યોગ્ય આહારો અને રસવાળાં ફળોનું ભોજન કરતા, અર્જુનનો મેળાપ થાય ત્યાંસુધી અહીંજ નિવાસ કરો.[૩૧] હે તાત! અહીં આવ્યા પછી તમારે કોઇ રીતે ચપળતા કરવી નહિ; પરંતુ આ સ્થાનમાં ઇચ્છાપૂર્વક રહીને તથા શ્રદ્ધાનુસાર વિહાર કરીને અર્જુનની વાટ જોવી. હે તાત! એ પ્રમાણે વર્તવાથી આગળ તમે શસ્ત્રવડે જિતેલી પૃથ્વીનું પાલન કરશો."[૩૨]

**ઇતિ શ્રીમહા૦ વન૦ યક્ષયુદ્ધ પર્વમાં "આર્ષ્ટિષેણ અને યુધિષ્ઠિરનો સંવાદ" એ વિષયનો અધ્યાય ૧૫૯ મો સમાપ્ત.**

## અધ્યાય ૧૬૦ મો

### ભીમનું પરાક્રમ

**॥ जनमेजय उवाच ॥**

**आर्ष्टिषेणाश्रमे तस्मिन्मम पूर्वपितामहाः ॥**
**पांडोः पुत्रा महात्मानः सर्वे दिव्यपराक्रमाः १**

જનમેજયે પૂછ્યું:– મહાત્માઓ તથા દિવ્ય પરાક્રમવાળા મારા પ્રપિતામહ સર્વ પાંડુપુત્રો, ગંધમાદન પર્વત ઉપર આવેલા આર્ષ્ટિષેણના તે આશ્રમમાં કેટલો સમય રહ્યા હતા? તથા મહાવીર્યવાળા, અતિશય બળવાળા અને પુરુષાર્થવાળા તે પાંડવોએ ત્યાં શું કર્યું હતું?[૧,૨] હે સજ્જનશ્રેષ્ઠ! તેમજ તે લોકવીર મહાત્માઓ ત્યાં રહીને કયા પદાર્થોનું ભોજન કરતા હતા, તે તમે કહો.[૩] વળી મહાબાહુ ભીમસેને તે હિમાલય પર્વત ઉપર જે જે પરાક્રમો કર્યાં હોય, તે તે પરાક્રમો પણ મને વિસ્તારથી કહો. હે દ્વિજશ્રેષ્ઠ! ભીમસેનને ફરીથી યક્ષોની સાથે યુદ્ધ તો થયું નથી ને? આર્ષ્ટિષેણના કહેવાપ્રમાણે તે ગંધમાદન ઉપર કુબેર આવતા હતા તો પાંડવોને કુબેરનો સમાગમ થયો હતો કે? હે તપરૂપી ધનવાળા ઋષિ! હું એ સઘળું વિસ્તારથી સાંભળવાની ઇચ્છા રાખું છું; કારણકે તેઓનું ચરિત્ર સાંભળતાં મને તૃપ્તિ થતી નથી.[૬]

વૈશંપાયને કહ્યું:–હે જનમેજય! ભરતશ્રેષ્ઠ પાંડવો, તે અતુલ્ય તેજવાળા આર્ષ્ટિષેણ મુનિની પોતાનું હિત કરે તેવી આજ્ઞા સાંભળીને નિરંતર તે પ્રમાણેજ વર્તવા લાગ્યા.[૭] ભરતવંશમાં શ્રેષ્ઠ તે પાંડવો, મુનિઓએ ભોજન કરવા યોગ્ય ધાન્યો ( સામો, નીવાર વગેરે ), રસવાળાં ફળો, વિષરહિત બાણોથી મારેલા મૃગોનાં પવિત્ર માંસો અને અનેક જાતનાં મધોનું ભક્ષણ કરતા ત્યાં હિમાલયની સપાટી ઉપર રહેતા હતા[૯] અને લોમશમુનિનાં અનેક ઉપદેશવાક્યોને સાંભળતા હતા. આ રીતે ત્યાં નિવાસ કરતાં પાંડવોને વનવાસનું પાંચમું વર્ષ આવ્યું.[૧૦] હે રાજા! 'હું કાર્ય વખતે તમારી પાસે આવીશ' એવું યુધિષ્ઠિરને કહીને ઘટોત્કચ સર્વ રાક્ષસોને લઈને પ્રથમથીજ ચાલ્યો ગયો હતો.[૧૧] તે પછી મહાત્મા પાંડવોને આર્ષ્ટિષેણના આશ્રમમાં રહી મોટાં મોટાં આશ્ચર્યો જોતાં ઘણા મહિનાઓ નીકળી ગયા.[૧૨] પાંડવો ત્યાં રમતો કરીને તથા આમતેમ ફરીને સમય ગાળતા હતા. તે સ્થાનમાં શુદ્ધ અંતઃકરણવાળા તથા નિયમિત વ્રતવાળા મહાત્મા મુનિઓ તથા ચારણો પાંડવોને પ્રેમથી મળવા આવતા હતા; અને ભરતશ્રેષ્ઠ તે પાંડવો તેઓની સાથે દિવ્ય વાર્તાઓ કરતા હતા.

તે પછી કેટલેક દિવસે, ત્યાંના એક મોટા ધરામાં રહેનારા ઋદ્ધિમાન નામના મહાનાગને ગરુડ એકાએક ઉપાડી ગયો.[૧૫] ગરુડના ઝપાટાથી તે મહાપર્વત કંપી ઉઠ્યો અને તેનાં મોટાં મોટાં વૃક્ષો ઉખડીને જમીનપર પડયાં. તે અદ્ભુત બનાવને સર્વ પ્રાણીઓએ તથા પાંડવોએ જોયો.[૧૬] એવામાં તે ઉત્તમ પર્વતનાં શિખર ઉપરથી આવતો વાયુ, સર્વ જાતનાં સુગંધવાળાં સુંદર પુષ્પો પાંડવોની આગળ ખેંચી લાવ્યો.[૧૭] તે દિવ્ય રંગબેરંગી પુષ્પોને સ્નેહીઓની સાથે

પાંડવોએ તથા યશસ્વિની દ્રૌપદીએ ત્યાં દીઠાં. તે પછી એક દિવસે પર્વતના એકાંતપ્રદેશમાં મહાબાહુ ભીમસેન આનંદમાં બેઠો હતો તે વખતે યોગ્ય સમય જોઇને દ્રૌપદીએ તેને કહ્યું કે:–[૧૯] "હે ભરતશ્રેષ્ઠ ! ગરુડની પાંખમાંથી નીકળતા વાયુના જેવો વેગવાળો પવન, સર્વ પ્રાણીઓની સમક્ષ અશ્વરથા નદીની આગળ મોટા વેગથી રંગબેરંગી પુષ્પો લાવી નાખે છે.તમારા સત્ય પ્રતિજ્ઞાવાળા મહાત્મા ભાઇ અર્જુને, ખાંડવ વનમાં ગંધર્વો, સર્પો, રાક્ષસો અને ઇંદ્ર–એ સર્વને રોકી રાખ્યા હતા તથા ભયંકર માયાવીઓને મારીને ગાંડીવ ધનુષ મેળવ્યું હતું.[૨૨] હે ઇંદ્રના જેવા પરાક્રમી ! તમારૂં તેજ પણ ઘણું મોટું છે અને તમારૂં બાહુબળ પણ અસહ્ય તેમજ કોઇથી પરાભવ ન પામે તેવું છે;[૨૩] માટે હે ભીમસેન ! તમારા બાહુબળના ઝપાટાથી ત્રાસ પામીને સર્વ રાક્ષસો, આ પર્વતને છોડીને દશે દિશામાં નાસી જાય;[૨૪] અને તે પછી તમારા સંબંધીઓ, આ ઉત્તમ પર્વતનાં વિચિત્ર પુષ્પોને ધારણ કરનારાં પવિત્ર શિખરને ભય તથા મોહરહિત થઇને જુએ એવો વિચાર મારા મનમાં ઘણા દિવસથી ઘોળાયા કરે છે. વળી હે ભીમ ! હું પણ તમારા બાહુબળના રક્ષણ નીચે રહીને એ પર્વતનાં શિખરને જોવાની ઇચ્છા રાખું છું."

દ્રૌપદીનાં આ વચન સાંભળીને, શત્રુઓને તાપ આપનારા મહાબાહુ ભીમસેને, દ્રૌપદીએ પોતાનો આક્ષેપ કર્યો હોય એમ માની, જેમ સારો બળદ પ્રહારને સહન કરે નહિ, તેમ તે વચનો સહન કર્યાં નહિ;[૨૭] અને તે ઉત્તમ સિંહના જેવી ચાલવાળો, શોભાસંપન્ન, ઉદાર, સુવર્ણના જેવી કાંતિવાળો,મનસ્વી, બળવાન,ગર્વિષ્ઠ,અભિમાની, શૂરો, રાતાં નેત્રવાળો, વિશાળ ખાંધવાળો, મદમત્ત હાથીના જેવો પરાક્રમી, સિંહના જેવી ડાઢવાળો, મોટા ખભાવાળો, સાગના છોડ જેવો ઉંચો, સર્વાંગે સુંદર, શંખના જેવી ડોકવાળો, મોટી ભુજાવાળો, મહાત્મા તથા બળવાન પાંડુપુત્ર ભીમસેન, સુવર્ણની પીઠવાળાં ધનુષને, તરવારને તથા ભાથાઓને લઇને, ઉન્મત્ત સિંહની પેઠે અને મદ ઝરતા હાથીની પેઠે નિર્ભય તથા નિઃશંક બની પર્વત તરફ ચાલ્યો.[૩૧] તે વખતે સર્વ પ્રાણીઓ, બાણ તથા ધનુષને ધારણ કરીને આવતા ભીમસેનને, સિંહના જેવો અથવા મદ ઝરતા હાથીના જેવો જોવા લાગ્યાં.[૩૨] આ રીતે દ્રૌપદીના હર્ષને વધારતો પાંડુપુત્ર ભીમસેન હાથમાં ગદા લઇને નિર્ભયતાથી તથા નિઃશંકપણાથી પર્વતરાજ તરફ જવા લાગ્યો.[૩૩] વાયુ તથા કુંતીથી ઉત્પન્ન થયેલા ભીમસેનને શ્રમ, ભય, નિરુત્સાહ અને પારકાની મોટાઇની અસહનતા, એનો કોઇ દિવસ સ્પર્શ સુદ્ધાં થતો નહિ.[૩૪] પછી મહાબળવાન ભીમ, તે ભયંકર દેખાવવાળાં, ડાબી જમણી તરફ ક્યાંય પગ ન મૂકાય તેવાં,વિકટ અને અનેક તાડ જેવડાં ઉંચાં શિખર આગળ જઈ, તે ઉપર ચઢવા લાગ્યો.[૩૫] આ પ્રમાણે કિન્નરો, મહાનાગો, મુનિઓ, ગંધર્વો અને રાક્ષસોને આનંદ આપતો આપતો તે મહાબળવાન ભીમ પર્વતની ટોચ ઉપર ચઢયો[૩૬] અને તે ભરતશ્રેષ્ઠે ત્યાંથી કુબેરનું નિવાસસ્થાન જોયું. એ કુબેરનું સ્થાન સુવર્ણનાં અને સ્ફટિકનાં મંદિરોથી સુશોભિત હતું, તેની ચારે તરફ સુવર્ણનો કોટ આવેલો હતો, તે કોટ તેમાં જડેલાં સર્વ પ્રકારનાં રત્નોથી કાંતિમાન જણાતો હતો, તેની ચોતરફ સર્વ પ્રકારનાં ઉદ્યાનો શોભી રહ્યાં હતાં,[૩૮] તે પર્વત કરતાં પણ ઉંચો હતો, તેના મૂળમાં બાંધેલા બંધોથી તથા અટારીઓથી તે શોભી રહ્યો હતો અને દ્વારો, બહારના દરવાજાઓ, છજાંઓ તથા ધ્વજોથી તે સુશોભિત દેખાતો હતો;[૩૯] નગરની ચોતરફ વિલાસિનીઓ પુષ્કળ નૃત્ય કરતી હતી તેથી તથા વાયુવડે ફરકતી પતાકાઓથી તે સુશોભિત દેખાતું હતું.[૪૦] ભીમસેન ધનુષની અણી ઉપર પોતાના વાંકા વાળેલા હાથનો ટેકો દઈ (પોતાની સંપત્તિનું સ્મરણ થવાથી) ખિન્નતાપૂર્વક કુબેરના તે નગરને જોવા લાગ્યો.[૪૧] ત્યાં ગંધમાદન પર્વતમાંથી ઉદ્ભવેલો, સર્વ ગંધને વહન કરનારો તથા સુખદાયક વાયુ,સર્વ પ્રાણીઓને આનંદ આપતો વાવા લાગ્યો;[૪૨] અને

તરેહ તરેહના માંજરો ધારણ કરવાથી રંગબેરંગી જણાતા, અનેક પ્રકારનાં અવર્ણનીય આશ્ચર્યકારક વૃક્ષો પરમ શોભાયમાન જણાવા લાગ્યાં.[૪૩]

આ રીતે ભરતકુળમાં શ્રેષ્ઠ એવો ભીમ, તે રત્નસમુદાયથી ભરપૂર તથા વિચિત્ર પુષ્પોથી શણગારેલું, રાક્ષસ રાજા કુબેરનું સ્થાન જોવા લાગ્યો;[૪૪] અને ગદા, તરવાર તથા ધનુષ હાથમાં લઈ જીવિતની પણ દરકાર ન રાખતાં તે મહાબાહુ ભીમસેન, અડગ પર્વતની પેઠે ઉભો રહ્યો.[૪૫] પછી તેણે શત્રુઓને રોમાંચિત કરી દે તેવો શંખનાદ કર્યો અને પણછનો તથા તાળીનો શબ્દ કરીને તે પ્રાણીઓને મોહિત કરવા લાગ્યો.[૪૬] તે સાંભળીને રોમાંચિત થઇ ગયેલા યક્ષો, રાક્ષસો તથા ગંધર્વો, એ શબ્દ જ્યાંથી આવતો હતો તે તરફ ભીમસેનની સમીપમાં દોડી આવ્યા.[૪૭] તે વખતે યક્ષો અને રાક્ષસોના હાથોમાં પકડેલાં ગદા, ભૂંગળ, તરવાર, ત્રિશૂલ, શક્તિ અને ફરસી વગેરે હથિયારો બહુ તેજસ્વી દેખાતાં હતાં.[૪૮] હે ભરતવંશી ! તે પછી યક્ષો રાક્ષસો તથા ભીમસેનનું યુદ્ધ શરૂ થયું અને તે મહામાયાવીઓએ મૂકેલાં ત્રિશૂલ, શક્તિ તથા ફરસીઓને, ભીમે ભયંકર વેગવાળા ભાલાઓવડે કાપી નાખ્યાં; તથા આકાશમાં રહીને અને ભૂમિ ઉપર રહીને ગર્જના કરતા રાક્ષસોનાં શરીરોને મહાબળવાન ભીમસેને બાણો મૂકીને વીંધી નાખ્યાં. તે વખત ગદા તથા પરિઘધારી રાક્ષસોનાં વીંધાયેલાં શરીરોમાંથી નીકળેલી રુધિરધારાની મહાવૃષ્ટિ મહાબળવાન ભીમના શરીર ઉપર ચારે તરફ વર્ષવા માંડી[૫૨] અને ભીમના બાહુબળથી ફેંકાયલાં આયુધોવડે, યક્ષો તથા રાક્ષસોનાં શરીરો અને મસ્તકો કપાઇ કપાઇને નીચે પડતાં દેખાવા લાગ્યાં.[૫૩] વળી આ વેળા જેને જોતાંજ પ્રેમ ઉત્પન્ન થાય એવા ભીમને, જેમ વાદળાંના સમુદાયથી સૂર્ય ઢંકાઈ જાય, તેમ રાક્ષસોથી ઢંકાઇ જતો સર્વ પ્રાણીઓએ જોયો;[૫૪] પરંતુ સૂર્ય જેમ પોતાનાં કિરણોવડે મેઘનું આક્રમણ કરે, તેમ બળવાન તથા સત્યપરાક્રમી મહાબાહુ ભીમે, શત્રુઓને નાશ પમાડનારાં બાણોવડે સર્વને ઢાંકી દીધા.[૫૫] પછી સર્વ રાક્ષસો ભીમની ચોતરફ આવીને તેને ડરાવવા લાગ્યા તથા મોટી મોટી ગર્જનાઓ કરવા લાગ્યા; પરંતુ તેથી ભીમસેનને જરા પણ ગભરાટ થયેલો તેઓના જોવામાં આવ્યો નહિ.[૫૬] તે પછી યુદ્ધમાં સર્વાંગે છિન્ન ભિન્ન થઈ ગયેલા તથા અસ્તવ્યસ્ત થઇ ગયેલાં મોટાં આયુધોવાળાં યક્ષો, ભીમસેનના ભયથી પીડાઇને, ભયંકર દુઃખસૂચક ચીસો પાડવા લાગ્યા;[૫૭] અને દૃઢ ધનુષવાળા ભીમથી ત્રાસીને તેઓ ગદા, શૂલ, તરવાર, શક્તિ તથા પરશુઓને ફેંકી દઇ દક્ષિણ દિશા તરફ નાસી જવા લાગ્યા;[૫૮] કારણ કે તે દિશામાં શૂલ તથા ગદાને હાથમાં ધારણ કરનારો, વિશાળ છાતીવાળો તથા મોટા બાહુવાળો કુબેરનો મિત્ર એક મણિમાન નામનો રાક્ષસ રહેતો હતો.[૫૯] જે મહા બળવાને પૂર્વે પોતાનો અધિકાર તથા પુરુષાર્થ દર્શાવ્યાં હતાં, તે મણિમાન યક્ષોને પાછા વળેલા જોઈ, હાસ્ય કરતો હોય તેમ બોલ્યો કેઃ-"રે, યુદ્ધમાં એક મનુષ્યથી તમે આટલા બધા પરાજય પામ્યા તો હવે કુબેરના ભવનમાં જઇને ત્યાં તમે કુબેરને શું કહેશો ?" આ પ્રમાણે તે સર્વને કહીને, મણિમાન રાક્ષસ તેઓની આગળ થયો અને શક્તિ, શૂલ તથા ગદાને હાથમાં લઇ ભીમના તરફ દોડયો.[૬૨] મદ ઝરતા હાથીની પેઠે ઝપાટાબંધ પોતાના તરફ આવતા રાક્ષસને જોઇ, ભીમસેને વત્સદંત નામનાં ત્રણ બાણોવડે તેના પડખામાં પ્રહાર કર્યો.[૬૩] તે વખતે મહાબળવાન મણિમાનને પણ ક્રોધ ચઢયો અને તેણે મોટી ગદા ઉપાડીને ભીમસેનના ઉપર ફેંકી.[૬૪] વિજળીના જેવી ચમકતી તથા મહાભયંકર એવી તે પ્રચંડ ગદા આકાશમાર્ગે આવતાંજ ભીમસેને, શરાણ ઉપર ચઢાવી તીક્ષ્ણ કરેલાં અનેક બાણો તેના ઉપર છોડયાં;[૬૫] પરંતુ તે વેગવાળાં બાણો ગદાના વેગને સહન કરી શકયાં નહિ અને ગદાનો સ્પર્શ થતાંજ પાછાં પડયાં.[૬૬] તે જોઈ ગદાયુદ્ધને

જાણનારા, વીર્યવાન તથા ભયંકર પરાક્રમી ભીમે, તેનો તે ગદાપ્રહાર ચૂકાવી દીધો.[૬૭] તેજ વખતે બુદ્ધિમાન રાક્ષસે, સુવર્ણના દાંડાવાળી લોઢાની મહાભયંકર શક્તિ ભીમના ઉપર મારી.[૬૮] તે અગ્નિની જ્વાળાવાળી, મહાભયંકર દેખાવવાળી તથા ભયંકર ગર્જના કરનારી શક્તિ, ભીમસેનના જમણા હાથને વીંધીને એકદમ પૃથ્વી ઉપર પડી.[૬૯] અતુલ પરાક્રમી તથા મહાધનુર્ધારી ભીમ શક્તિથી અતિશય વીંધાયો એટલે તેનાં નેત્રો ક્રોધથી વ્યાકુળ થઇ ગયાં અને તેણે હાથમાં ગદા ઉપાડી.[૭૦] તે ગદા સોનાના પાટાઓથી મઢેલી, શત્રુઓના ભયને વધારનારી, શત્રુઓનો પરાજય કરનારી તથા કેવળ લોઢાથી બનેલી હતી.[૭૧] ભીમ તે ગદા હાથમાં લઇને, ગર્જના કરતો એકદમ મહાબળવાન મણિમાનના તરફ દોડયો. તે વખતે મણિમાને પણ દેદીપ્યમાન મોટું શૂળ ઉપાડી ગર્જના કરીને, મોટા વેગથી તે ભીમસેનના ઉપર માર્યું. ગદાયુદ્ધમાં કુશળ ભીમસેને ગદાના છેડાવડેજ તે શૂળને ભાંગી નાખ્યું;[૭૩] અને જેમ ગરુડ સર્પના તરફ દોડે, તેમ તે રાક્ષસને મારવા તેના તરફ દોડયો. પછી મહાબાહુ ભીમસેને રણભૂમિનાં ગર્જના કરી આકાશમાં એક છલાંગ મારી તથા પોતાની ગદાને ઘુમાવી એકાએક તે રાક્ષસના ઉપર ફેંકી; અને તે ગદા ઇંદ્રે છોડેલા વજ્રની પેઠે વાયુવેગે તે રાક્ષસને મારીને કૃત્યાની પેઠે પૃથ્વી ઉપર પડી. આ રીતે ભીમસેને, સિંહ જેમ આખલાને મારી નાખે, તેમ તે ભયંકર બળવાળા રાક્ષસને મારી નાખ્યો, તે સર્વ પ્રાણીઓએ જોયું. પછી મણિમાનને મરણ પામી પૃથ્વી ઉપર પડેલો જોઇને મરતાં બાકી રહેલા રાક્ષસો દુઃખથી ભયંકર ચીસો પાડતા પૂર્વદિશા તરફ નાસી ગયા.[૭૪-૭૭]

**ઇતિ શ્રીમહા૦ વન૦ યક્ષયુદ્ધ પર્વમાં "મણિમાનનો વધ" એ વિષયનો અધ્યાય ૧૬૦ મો સમાપ્ત.**

# અધ્યાય ૧૬૧ મો

## પાંડવોને કુબેરનાં દર્શન

**॥ वैशंपायन उवाच ॥**

**श्रुत्वा बहुविधैः शब्दैर्नाद्यमानां गिरेर्गुहाम् ॥ अजातशत्रुः कौंतेयो माद्रीपुत्रावुभावपि ॥१॥**

વૈશંપાયને કહ્યુંઃ–આ સમયે અનેક પ્રકારના શબ્દોથી પર્વતની ગુફા ગાજી ઉઠી હતી. તે શબ્દો સાંભળીને તથા ભીમસેનને મુકામ ઉપર ન જોઇને કુંતીપુત્ર યુધિષ્ઠિર, નકુલ, સહદેવ, ધૌમ્ય, દ્રૌપદી, બ્રાહ્મણો તથા સર્વ સ્નેહીઓ ઉદાસ થઈ ગયાં.[૧,૨] તેજ વખતે મહારથી શૂરા પાંડવો, દ્રૌપદીની આર્ષ્ટિષેણને સોંપણી કરીને, હથિયારો ધારણ કરી બધા સાથેજ પર્વત ઉપર ચઢવા લાગ્યા.[૩] પછી પર્વતનાં શિખર ઉપર પહોંચીને શત્રુઓને દમનારા તથા મહાધનુર્ધારી તે મહારથી પાંડવો ભીમસેનને ખોળવા લાગ્યા. એટલામાં તેઓએ, ભીમસેનને તથા તેણે ઠાર કરેલા પ્રચંડ કાયાવાળા, મહાબળવાળા, મહાસત્ત્વવાળા, મરણ પામેલા તથા તરફડતા રાક્ષસોને દીઠા.[૪,૫] આ વેળા ગદા, તરવાર તથા ધનુષને ધારણ કરનારો મહાબાહુ ભીમસેન, યુદ્ધમાં સર્વ દાનવોને હણ્યા પછી જેમ ઇંદ્ર શોભે, તેમ શોભતો હતો.[૬] તે પછી મહારથી પાંડવો પોતાના ભાઇ ભીમને જોઇને તેને ભેટયા અને શ્રેષ્ઠ ગતિને પ્રાપ્ત થયેલા તેઓ ત્યાં બેઠા.[૭] આ સમયે દેવોમાં શ્રેષ્ઠ એવા મહાભાગ્યશાળી ચાર લોકપાલોથી જેમ સ્વર્ગ શોભે, તેમ મહાધનુર્ધારી ચાર પાંડવોથી પર્વતનું શિખર શોભવા લાગ્યું.[૮] તે પછી કુબેરના ભવનને તથા પાડેલા રાક્ષસોને જોઇને, પૃથ્વીપતિ રાજા યુધિષ્ઠિર પોતાની પાસે બેઠેલા ભાઈ ભીમને કહેવા લાગ્યા.[૯]

યુધિષ્ઠિરે કહ્યુંઃ–"હે ભીમ! તેં સાહસથી અથવા મોહથી આ પાપકર્મ કર્યું છે; પરંતુ હે વીર! મુનિની પેઠે વનવાસ ભોગવનારા તને આ રીતે વિનાકારણ રાક્ષસોનો વધ કરવો યોગ્ય નથી.[૧૦] ધર્મવેત્તાઓ કહે છે

કે, રાજાનો દ્વેષ થાય એવું કર્મ કરવું નહિ. હે ભીમસેન ! પરંતુ તેં તો આ દેવોનો દ્વેષ થાય એવું કર્મ કર્યું છે ![11] હે પાર્થ ! જે પુરુષ અર્થ તથા ધર્મનો અનાદર કરીને પાપ કરવામાં મન જોડે છે, તે પાપકર્મોનાં ફળોને અવશ્ય ભોગવે છે; માટે તું જો મારું પ્રિય કરવા ઇચ્છતો હોય તો ફરી આવું કામ કરીશ નહિ."[12]

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે ધૈર્યથી ભ્રષ્ટ ન થનારા પોતાના ભાઈને કહ્યા પછી અર્થશાસ્ત્રના તત્ત્વવિભાગને જાણનારા, મહાતેજસ્વી તથા ધર્માત્મા કુંતીપુત્ર યુધિષ્ઠિર તેજ વિષયનો વિચાર કરતા વિરામ પામ્યા.

બીજી તરફ ભીમસેનથી મરતાં બાકી રહેલા રાક્ષસો એકઠા થઇ કુબેરના ભવનપ્રત્યે ગયા; અને મહાવેગવાળા તેઓ ઝડપથી કુબેરના સ્થાનમાં પહોંચીને ભીમસેનના ભયથી પીડાઇ, દયાજનક ભયંકર બૂમો પાડવા લાગ્યા. તેઓએ કાયર થઇને શસ્ત્રો તથા આયુધો છોડી દીધાં હતાં, તેઓનાં શરીર ઉપરનાં બખ્તરો લોહીથી ખરડાઇ ગયાં હતાં અને તેઓના માથાના વાળ વીખરાઈ ગયા હતા ! આવી સ્થિતિમાં હે રાજા! તેઓ યક્ષરાજ કુબેરને કહેવા લાગ્યા કે:–" હે ધનાધિપતિ દેવ ! એકલા એક મનુષ્યેજ, તમારી આગળ ચાલનારા અને ગદા, પરિઘ, તરવાર, તોમર તથા ભાલાવડે યુદ્ધકરનારા એકઠા મળેલા સર્વ રાક્ષસોને યુદ્ધમાં મારી નાખ્યા છે, ઝપાટાબંધ પર્વતમાં તોડ ફોડ કરી મૂકી છે અને હે રાજા ! યક્ષોમાં તથા રાક્ષસેંદ્રોમાં મુખ્ય એવા ક્રોધવશ નામના રાક્ષસોનો પણ સંહાર કરી નાખ્યો છે.[13–19] હે દેવ ! તે હણાયલા રાક્ષસો સત્ત્વવિનાના તથા પ્રાણવિનાના થઇને જમીન ઉપર પડયા છે અને તમારો સખા મણિમાન પણ મરાયો છે. માત્ર અમેજ તેની કૃપા મેળવવાથી છુટી ગયા છીએ.[20] આ સર્વ કાર્ય એક મનુષ્યેજ કર્યું છે, માટે હવે જે કરવા યોગ્ય હોય તે તમે કરો."

તે સાંભળીને સર્વ યક્ષગણના અધિપતિ કુબેરને અતિશય ક્રોધ ચઢયો;[21] અને તે કોપથી લાલચોળ નેત્ર કરીને બોલ્યા કે:–" એમ કેમ બને ? " પછી ભીમસેનને આ બીજીવાર અપરાધ કરતો સાંભળીને યક્ષાધિપતિ કુબેરે ક્રોધ કરીને કહ્યું કે:–" મારો રથ જોડો. " તે સાંભળીને યક્ષોએ, જળવાળા મેઘના જેવા તથા પર્વતના શિખરના જેવા ઉંચા રથને સુવર્ણની માળાવાળા ઘોડાઓ જોડયા. તે ઉત્તમ ઘોડાઓ સર્વગુણસંપન્ન, દશ સ્થાનમાં શુદ્ધ રૂવાટાંનાં ગોળ ચિહ્નવાળા, તેજદાર, બળવાન, ગુણયુક્ત, જાત જાતનાં રત્નોથી શણગારેલા, શોભાયમાન તથા રથે જોડતાંજ જાણે આકાશમાં તરી જતા હોય તેવી શીઘ્ર ગતિવાળા હતા.[22,25] તે ઘોડાઓ વિજયસૂચક હણહણાટ શબ્દ કરીને પરસ્પર હણહણાટ કરાવવા લાગ્યા. તે પછી ઐશ્વર્યસંપન્ન મહાકાંતિમાન મહારાજા કુબેર, તે મહારથમાં બેસીને જવા લાગ્યા. તે વખતે દેવો તથા ગંધર્વો તેમની સ્તુતિ કરવા લાગ્યા અને લાલ નેત્રવાળા, સુવર્ણના જેવી કાંતિવાળા, પ્રચંડ દેહવાળા તથા મહાબળવાન લગભગ એક હજાર યક્ષો, હથિયારો લઇને તથા તરવારો બાંધીને પ્રયાણ કરતા મહાત્મા કુબેરની પાછળ જવા લાગ્યા.[28] મહાવેગવાળા તે યક્ષો આકાશમાર્ગે વેગથી ગતિ કરતા જાણે આકાશને ખેંચી લેતા હોય તેમ ગંધમાદન ઉપર આવી પહોંચ્યા.[29] તે વખતે પાંડવો, કુબેરે પાલન કરેલા તે ઘોડાઓના મોટા સમુદાયને તથા યક્ષો અને રાક્ષસગણોથી વીંટાયલા સુંદરાકૃતિ મહાત્મા કુબેરને જોઇને રોમાંચિત થઈ ગયા; તેમજ કુબેર પણ મહાસત્ત્વવાળા મહારથી પાંડુપુત્રોને ધનુષ તથા તરવાર લઇ ઉભા રહેલા જોઇ, પ્રસન્ન થયા અને દેવોનું કાર્ય કરવાની ઇચ્છાથી હૃદયમાં સંતોષ પામ્યા.[32] પછી કુબેર વગેરે તે મહાવેગવાળા યક્ષો, પક્ષીઓની પેઠે પર્વતના શિખર ઉપર આવી પહોંચ્યા અને પાંડવોની પાસે ઉભા.[33] હે ભરતવંશી રાજા ! જ્યારે યક્ષો તથા ગંધર્વોએ, કુબેરને પાંડવોપ્રત્યે પ્રસન્ન મનવાળા જોયા, ત્યારે તેઓ પણ કંઇ ચળવળ ન કરતાં

શાંત ઉભા રહ્યા.[૩૪] તે પછી નકુલ, સહદેવ તથા ધર્મવેત્તા ધર્મપુત્ર યુધિષ્ઠિર-એ સર્વે મહારથી તથા મહાત્મા પાંડવો, પ્રભુ કુબેરને પ્રણામ કરીને, પોતે અપરાધ કર્યો હોય એમ માનતા હાથ જોડીને કુબેરની ફરતે ઉભા રહ્યા.[૩૬] તે પછી કુબેર, વિશ્વકર્માએ નિર્માણ કરેલા, છેડાસુધી ચિત્રવાળા તથા શોભાયમાન પુષ્પક વિમાનમાં શ્રેષ્ઠ આસન ઉપર બેઠા.[૩૭] કુબેરના બેઠા પછી મોટી કાયાવાળા, શંકુના જેવા કાનવાળા અને મહાવેગવાળા હજારો યક્ષો તથા રાક્ષસો તેમની પાસે બેઠા;[૩૮] અને દેવો જેમ ઇંદ્રની સેવા કરે, તેમ સેંકડો ગંધર્વો તથા અપ્સરાના સમૂહો કુબેરની ફરતે વીંટાઇને તેમની સેવા કરવા લાગ્યા.[૩૯] આ સમયે ભીમસેન, મસ્તક ઉપર સુવર્ણની સુંદર માળા ધારણ કરીને તથા પાશ, તરવાર અને ધનુષ હાથમાં લઇને કુબેરના તરફ જોતો હતો.[૪૦] જો કે ભીમસેનનું અંગ રાક્ષસોનાં શસ્ત્રોથી ઘવાયું હતું અને તે તેવી અવસ્થામાં કુબેરના તરફ જોતો હતો, તોપણ તેને ગ્લાનિ થઇ ન હતી;[૪૧] એટલુંજ નહિ પણ તે તો તીવ્ર બાણો હાથમાં લઇને યુદ્ધ કરવાની ઇચ્છાથી ઉભો હતો. આ સ્થિતિમાં ભીમને જોઇને, કુબેર ધર્મપુત્ર યુધિષ્ઠિર-પ્રત્યે બોલ્યા.[૪૨]

કુબેરે કહ્યું:-"હે કુંતીપુત્ર! તમે પ્રાણીઓનું હિત કરવામાં તત્પર છો એમ સર્વ પ્રાણીઓ જાણે છે; માટે તમે તમારા બંધુઓની સાથે નિર્ભય થઇને આ પર્વતનાં શિખર ઉપર વાસ કરો.હે પાંડુપુત્ર! તમારે ભીમસેનના ઉપર ક્રોધ કરવો નહિ; કારણકે તે રાક્ષસો પ્રથમથીજ કાળવડે હણાયલા હતા અને તમારો નાનો ભાઇ તો તેમાં નિમિત્તમાત્રજ છે.[૪૪] ભીમસેને આજે સાહસ કામ કર્યું છે, એ સંબંધમાં તમારે લજવાવું નહિ; કારણકે યક્ષોનો તથા રાક્ષસોનો આ રીતે વિનાશ થશે એવું દેવો પ્રથમથીજ જાણતા હતા.[૪૫] હે ભરતશ્રેષ્ઠ! મને ભીમસેનના ઉપર ક્રોધ આવ્યો નથી; પરંતુ હું તેના ઉપર પ્રસન્ન થયો છું અને પૂર્વે પણ ભીમસેનનાં કર્મથી મને સંતોષ થયો હતો."[૪૬]

વૈશંપાયને કહ્યું:-આ પ્રમાણે ધર્મરાજા પ્રત્યે કહ્યા પછી કુબેરે, ભીમસેનને કહ્યું કે:-"હે કુરુશ્રેષ્ઠ! હે તાત! તેં મારો તથા દેવોનો અનાદર કરીને, પોતાના બાહુબળના આશ્રયથી, દ્રૌપદીને માટે યક્ષો તથા રાક્ષસોના વિનાશરૂપી જે આ સાહસ કર્યું છે, તે સંબંધી મારા મનમાં કંઇ નથી; એટલુંજ નહિ પણ હે ભીમ! ઉલટો હું તે કર્મથી તારા ઉપર પ્રસન્ન થયો છું; કારણકે હે વૃકોદર! આજે હું ઘોર શાપમાંથી મુક્ત થયો છું.[૪૯] પૂર્વે મારા કોઇક અપરાધના નિમિત્તથી ક્રોધ પામેલા મહર્ષિ અગસ્ત્યે, મને શાપ આપ્યો હતો અને તેનું નિવારણ આ પ્રમાણે કહ્યું હતું;[૫૦] માટે હે પાંડવોને આનંદ આપનારા પાંડુપુત્ર! મને પ્રાપ્ત થયેલો આ ક્લેશ પૂર્વેજ નિર્માણ થયો હતો,તેથી એમાં તારો કોઇપણ રીતે અપરાધ નથી."[૫૧]

યુધિષ્ઠિરે કહ્યું:-"હે ભગવન્! મહાત્મા અગસ્ત્યે તમને શા કારણથી શાપ આપ્યો હતો? હે દેવ! તમારા એ શાપનું કારણ હું સાંભળવાની ઇચ્છા રાખું છું.[૫૨] મને એ આશ્ચર્ય લાગે છે કે, તે જ્ઞાની મુનિના ક્રોધથી તે વખતેજ તમે સૈન્ય તથા સેવકોની સાથે શાથી બળી ગયા નહિ?"

કુબેરે કહ્યું:-"હે રાજા! પૂર્વે કુશસ્થલી નામના દેશમાં દેવતાઓ વિચાર કરવા એકઠા મળ્યા હતા ત્યાં મને પણ બોલાવ્યો હતો, તેથી હું ભયંકર રૂપવાળા તથા જાત જાતનાં આયુધોને ધારણ કરનારા ત્રણસો મહાપદ્મ યક્ષોની સાથે ત્યાં જવા નીકળ્યો હતો. માર્ગમાં જતાં જતાં મેં ઋષિશ્રેષ્ઠ અગસ્ત્યને જોયા.[૫૫] તે મુનિ અનેક પક્ષીગણોથી ભરપૂર તથા પુષ્પવાળાં વૃક્ષોથી સુશોભિત યમુનાના તીર ઉપર ઉગ્ર તપ કરતા હતા.[૫૬]હે રાજા! વૃદ્ધિ પામેલા અગ્નિની પેઠે દેદીપ્યમાન તેજના સમૂહરૂપ તે ઋષિ સૂર્યની સામે ઉંચા હાથ કરીને ઉભા હતા, તેમને જોતાંજ રાક્ષસનો અધિપતિ અને મારો મિત્ર શ્રીમાન મણિમાન, મૂર્ખતાથી, અજ્ઞાન-

ભાવથી, ગર્વથી તથા મોહથી આકાશમાં રહીને તે મહર્ષિના મસ્તક ઉપર થુંક્યો. તેજ વખતે જાણે સર્વ દિશાઓને બાળી મૂકતા હોય તેમ ક્રોધ કરીને તે મુનિએ મને કહ્યું કેઃ–[૫૯] "હે ધનેશ્વર! તારા દેખતાં આ તારા દુરાત્મા મિત્રે મારૂં અપમાન કરીને જે આ મારો પરાભવ કર્યો છે, તેથી આ સૈન્યની સાથે તે એક મનુષ્યના હાથથી નાશ પામશે અને દુર્બુદ્ધિવાળો તું પણ આ સૈનિકો હણાવાથી ક્લેશ પામ્યા પછી તેજ મનુષ્યનાં દર્શન કરીને આ પાપથી મુક્ત થઇશ;[૬૧] પણ તારા આ સૈન્યમાંથી જેઓ તારી આજ્ઞાનું પાલન કરશે, તેઓને પુત્રપૌત્રોની સાથે આ ઘોર શાપ પ્રાપ્ત થશે નહિ.[૬૨] હે મહારાજ! આ પ્રમાણે પૂર્વે મને તે મહર્ષિથી શાપ થયો હતો અને તમારા ભાઇ ભીમસેને મને તે શાપથી મુક્ત કર્યો છે."[૬૩]

ઇતિ શ્રીમહા૦ વન૦ યક્ષયુદ્ધ પર્વમાં "કુબેરદર્શન" એ વિષયનો અધ્યાય ૧૬૧ મો સમાપ્ત.

## અધ્યાય ૧૬૨ મો

### કુબેરનાં વચનો

॥ धनद उवाच ॥

**युधिष्ठिर धृतिर्दाक्ष्यं देशकालपराक्रमाः ॥**
**लोकतंत्र विधानानामेष पंचविधो विधिः ॥१**

કુબેરે કહ્યું:–" હે યુધિષ્ઠિર! સંકટમાં ગભરાઇ ન જવું, યત્નપરાયણ રહેવું, દેશ તથા કાળની અનુકૂળતા અને પરાક્રમ–આ પાંચ, લૌકિક વ્યવહારના કાર્યમાં અભ્યુદયનાં કારણ છે.[૧] હે ભરતવંશી! સત્યયુગમાં પુરુષો ધૈર્યસંપન્ન, પોતપોતાના કર્મમાં કુશળ અને પરાક્રમ કેવું કરવું તેના જ્ઞાનવાળા હતા.[૨] હે ક્ષત્રિયશ્રેષ્ઠ! જે ક્ષત્રિય ધૈર્યસંપન્ન, દેશ તથા કાળને જાણનાર અને સર્વ પ્રકારના ધર્મને જાણે છે, તે ક્ષત્રિય લાંબા સમયસુધી પૃથ્વી ઉપર રાજ્ય કરે છે.[૩] હે વીર પાર્થ! જે પુરુષ સર્વ કર્મમાં એ પ્રમાણે વર્તે છે, તે પુરુષ આ લોકમાં યશ મેળવે છે અને મરણ પછી સદ્ગતિ પામે છે.[૪] વૃત્રાસુરનો વધ કરનારા ઇંદ્રે, યોગ્ય દેશ તથા કાળની સંધિ જોઇને પરાક્રમ કર્યું, તેથી તેને વસુઓની સાથે સ્વર્ગનું રાજ્ય પ્રાપ્ત થયું હતું;[૫] પણ જે પુરુષ કેવળ ક્રોધને લીધે આગળ થનારા અનર્થને જોતો નથી તથા જે પાપબુદ્ધિવાળો પાપાત્મા પુરુષ, કર્મના વિભાગને ન જાણવાથી પાપજ કર્યા કરે છે, તેનો આ લોકમાં અને પરલોકમાં વિનાશજ થાય છે.[૬,૭]જે સમયની યોગ્યતા જાણતો નથી, જેની બુદ્ધિ અતિશય દુષ્ટ છે અને જે કયું કાર્ય શ્રેષ્ઠ છે અને કયું હીન છે, તે જાણતો નથી, તે મિથ્યા કાર્ય કરનારો પુરુષ પણ આ લોકમાં અને પરલોકમાં વિનાશ પામે છે. સાહસ કરનારા, બીજાને છેતરનારા, દુષ્ટ હૃદયવાળા અને પોતાને વિષે સર્વ પ્રકારનું સામર્થ્ય મેળવવાની ઇચ્છાવાળા પુરુષોનો નિશ્ચય પણ પાપમય હોય છે. હે પુરુષશ્રેષ્ઠ! આ ભીમસેનને ધર્મનું જ્ઞાન નથી, એ ગર્વિષ્ઠ છે, બાળબુદ્ધિવાળો છે, ક્રોધી છે અને નિર્ભય છે, માટે તમે એને ઉપદેશ આપો; અને તમે પાછા આર્ષ્ટિષેણ રાજર્ષિના આશ્રમમાં જઇને, આ પ્રથમ આવનારો કૃષ્ણપક્ષ પૂરો થાય ત્યાંસુધી શોક તથા ભયરહિત થઇને ત્યાં નિવાસ કરો. હે મહાબાહુ રાજા! તે ઠેકાણે અલકામાં વસનારાઓ ગંધર્વોની સાથે તથા કિન્નરોની સાથે યક્ષો અને સઘળા પર્વતવાસીઓ, મારી આજ્ઞાથી તમારૂં ઉત્તમ બ્રાહ્મણોની સાથે રક્ષણ કરશે.[૧૨] હે ધર્મધારીઓમાં શ્રેષ્ઠ રાજા! આ ભીમસેન અહીં સાહસ કરીને આવ્યો છે, માટે તે સંબંધમાં ઉપદેશ આપીને હવેથી તમે એને તેમ કરતાં સારી રીતે અટકાવો.[૧૩] હે રાજા! હવે પછી વનવાસીઓ નિત્ય તમારાં દર્શન કરશે, તમારી સેવા કરશે અને તમારૂં રક્ષણ કરશે;[૧૪] તેમજ હે પુરુષશ્રેષ્ઠો! મારા સેવકો નિત્ય તમને સ્વાદિષ્ટ ખાનપાનના પુષ્કળ પદાર્થો આણી આપશે.[૧૫]:હે તાત! ઇંદ્રથી જેમ અર્જુન ઉત્પન્ન થયો છે, વાયુથી જેમ ભીમ ઉત્પન્ન થયો

છે, તેમ તમે પણ ધર્મના યોગબળથી ઉત્પન્ન થયેલા ઔરસપુત્ર છો અને વિચારસંપન્ન નકુલ તથા સહદેવ અશ્વિનીકુમારના પુત્રો છે; માટે હે યુધિષ્ઠિર! ઇંદ્રાદિકો જેમ તમારૂં રક્ષણ કરે છે, તેમજ મારે પણ અહીં તમારૂં સર્વનું રક્ષણ કરવું યોગ્ય છે.[૧૭] અર્થશાસ્ત્રનાં તત્ત્વને, તેના પ્રયોગોને તથા સર્વ ધર્મપ્રયોગોને જાણનાર ભીમસેનનો નાનો ભાઈ અર્જુન સ્વર્ગમાં કુશળ છે.[૧૮] હે તાત ! લોકમાં જે કંઈ સ્વર્ગીય સંપત્તિ માનવામાં આવે છે, તે સર્વસંપત્તિ જન્મથીજ અર્જુનમાં રહેલીછે.[૧૯] વળી ઇંદ્રિયનિગ્રહ, દાન, બળ, બુદ્ધિ, દુષ્ટ કાર્યમાં લજ્જા, ધૈર્ય તથા ઉત્તમ તેજ-એ સર્વે અતુલ તેજવાળા અને મહાબળવાળા અર્જુનમાં રહેલાં છે.[૨૦] હે પાંડુપુત્ર ! અર્જુન કોઈ વખત મોહને લીધે નિંદિત કામ કરતો નથી; તેમજ ' અર્જુન જૂઠું બોલનારો છે ' એવું લોકમાં કોઈ મનુષ્યો કહેતાં નથી.[૨૧] હે ભરતવંશી! કુરુકુળની કીર્તિને વધારનારો તે અર્જુન દેવો, પિતૃઓ તથા ગંધર્વોથી માન પામીને, હમણાં ઇંદ્રના સ્થાનમાં રહી અસ્ત્રવિદ્યાનો અભ્યાસ કરે છે.[૨૨] હે કુંતીપુત્ર ! જેણે ધર્મપૂર્વક સર્વ રાજાઓને વશ કર્યા હતા, તે મહાતેજસ્વી તથા મહાપરાક્રમી તમારા પ્રપિતામહ શાંતનુરાજા, પોતાના કુળધુરંધર ગાંડીવધન્વા અર્જુનથી સ્વર્ગમાં બહુ પ્રસન્ન થાય છે.[૨૪] વળી હે રાજા! જે મહાતપસ્વી રાજાએ પિતૃઓ, દેવો, ઋષિઓ તથા બ્રાહ્મણોનું પૂજન કરીને યમુનાના તીર ઉપર સાત મોટા અશ્વમેધ યજ્ઞો કર્યા હતા, તે તમારા પ્રપિતામહ મહારાજા શાંતનુ હમણાં સ્વર્ગમાં રહે છે અને તે ઇંદ્રલોકમાં રહીને તમારૂં કુશળ પૂછે છે."[૨૫,૨૬]

વૈશંપાયને કહ્યું:-આ પ્રમાણે કુબેરે કહેલાં વચન સાંભળીને પાંડવોને બહુ હર્ષ ઉત્પન્ન થયો.[૨૭] તે પછી ભરતશ્રેષ્ઠ ભીમસેને શક્તિ, ગદા, તરવાર તથા ધનુષને પાછાં બાંધી દઇને કુબેરને નમસ્કાર કર્યા.[૨૮] ત્યારે શરણાગતનું રક્ષણ કરનારા કુબેરે, શરણે આવેલા ભીમસેનને કહ્યું કે:-"તું શત્રુઓનાં માનને હણનારો તથા સ્નેહીઓના આનંદને વધારનારો થા.[૨૯] હે શત્રુઓને તાપ આપનારા ભરતશ્રેષ્ઠો ! હવે તમે અમારા રમણીય સ્થાનમાં નિવાસ કરો. ત્યાં યક્ષો તમારી ઇચ્છા પ્રમાણે વર્તવામાં ચૂકશે નહિ.[૩૦] વળી અસ્ત્રવિદ્યા શીખી રહેલો અર્જુન, સાક્ષાત્ ઇંદ્રની આજ્ઞા થવાથી થોડા સમયમાંજ સ્વર્ગમાંથી પાછો આવશે અને તમને મળશે."[૩૧]

આ પ્રમાણે ઉત્તમ કર્મ કરનારા યુધિષ્ઠિરને કહ્યાપછી યક્ષોના અધિપતિ કુબેર, ઉત્તમ પર્વત ઉપર આવેલા પોતાના રાજમહેલપ્રત્યે ગયા. આ સમયે હજારો યક્ષો તથા રાક્ષસો, રંગબેરંગી બનાતની ઝૂલોથી તથા જાતજાતનાં રત્નોથી સુશોભિત વાહનોપર બેસીને તેમની પાછળ જવા લાગ્યા;[૩૩] અને તે વખતે તે ઇંદ્રપુરીના માર્ગમાં જેમ દિવ્ય અશ્વોનો તથા પક્ષીઓનો શબ્દ થાય, તેમ કુબેરના મહાલયપ્રત્યે તે ઉત્તમ ઘોડાઓનો શબ્દ થઇ રહ્યો.[૩૪] કુબેરના ઘોડાઓ જાણે વાદળાંઓને ખેંચતા હોય અને વાયુને પી જતા હોય, તેમ વેગવડે આકાશમાં જવા લાગ્યા.[૩૫] તે પછી કુબેરની આજ્ઞાથી, પ્રાણવિનાનાં થઇ પડેલાં રાક્ષસોનાં તે શરીરોને પર્વતનાં શિખર ઉપરથી કાઢી નાખવામાં આવ્યાં.[૩૬] જ્ઞાનસંપન્ન અગસ્ત્ય મુનિએ તેઓને શાપ આપ્યો હતો, તેથી યુદ્ધમાં તેઓનો નાશ થતાં તેજ વખતે શાપનો અંત આવી ગયો. પછી મહાત્મા પાંડવો ઉદ્વેગરહિત થઇને તે રાત્રિએ ત્યાં કુબેરનાં ગૃહોમાં સુખથી રહ્યા અને તે વખતે સર્વ રાક્ષસોએ તેઓનું સન્માન કર્યું.

**ઇતિ શ્રીમહા૦ વન૦ યક્ષયુદ્ધપર્વમાં "કુબેરવાક્ય" એ વિષયનો અધ્યાય ૧૬૨ મો સમાપ્ત.**

# અધ્યાય ૧૬૩ મો
## મેરુપર્વતનાં દર્શન

**॥ वैशंपायन उवाच ॥**

**ततः सूर्योदये धौम्यः कृत्वाऽऽह्निकमरिंदम ॥**
**आर्ष्टिषेणेन सहितः पांडवानभ्यवर्तत ॥१॥**

વૈશંપાયને કહ્યું:-હે શત્રુઓનું દમન કરનારા જનમેજય ! પછી સૂર્યનો ઉદય થતાં ધૌમ્ય મુનિ પોતાનું નિત્ય કર્મ કરીને, આર્ષ્ટિષેણને સાથે લઇ પાંડવોની પાસે આવ્યા.[૧] ત્યારે પાંડવોએ આર્ષ્ટિષેણના અને ધૌમ્યમુનિના ચરણમાં પ્રણામ કર્યા અને હાથ જોડીને તે બ્રાહ્મણોની પૂજા કરી.[૨] તે પછી ધૌમ્ય મહર્ષિએ, યુધિષ્ઠિરનો જમણો હાથ પકડીને પૂર્વ દિશા તરફ જોઇ આ પ્રમાણે કહ્યું[૩]:-"હે મહારાજા! આ સમુદ્રપર્યંતની પૃથ્વીને વીંટીને ઉભો રહેલો મંદર નામનો પર્વતરાજ અતિ શોભાયમાન દેખાય છે.[૪] હે પાંડવ ! આ પર્વતોથી, વનોના છેડાઓથી તથા અરણ્યોથી સુશોભિત જણાતી દિશાનું ઇંદ્ર અને કુબેર રક્ષણ કરે છે.[૫] હે તાત ! સર્વ ધર્મને જાણનારા જ્ઞાનસંપન્ન ઋષિઓ આ પર્વતને મહેંદ્રનું તથા રાજા કુબેરનું નિવાસસ્થાન કહે છે.[૬] વળી ધર્મવેત્તા ઋષિઓ, સિદ્ધો, સાધ્યો, દેવતાઓ તથા પ્રજાઓ આ દિશામાંથી ઉદય પામતા સૂર્યનું ઉપસ્થાન કરે છે.[૭] સર્વ પ્રાણધારીઓના પ્રભુ તથા ધર્મવેત્તા યમરાજા, પેલી મરેલાં પ્રાણીઓને જવા યોગ્ય દક્ષિણ દિશામાં રહે છે.[૮] આ અતિશય આશ્ચર્યકારક દેખાવવાળું, પવિત્ર અને પરમ સમૃદ્ધિથી યુક્ત યમરાજાનું સંયમન નામનું ભવન દેખાય છે.[૯] હે રાજા! જેના ઉપર જઇને સત્યસંપન્ન સૂર્ય વિશ્રાંતિ લે છે, તે આ પર્વતરાજને વિદ્વાનો અસ્તાચલ કહે છે.[૧૦] આ પર્વતરાજ અને જળપૂર્ણ મહાસમુદ્રમાં રહીને વરુણરાજા પ્રાણીઓનું રક્ષણ કરે છે.[૧૧] હે મહાભાગ્યશાળી! જ્યાં બ્રહ્મજ્ઞાની લોકો જઇ શકે છે, તે આ કલ્યાણમય અને વીર્યસંપન્ન મહામેરુપર્વત ઉત્તર દિશાને દીપાવતો ઉભો રહ્યો છે.[૧૨] એના ઉપર બ્રહ્મસભા છે અને પ્રાણીમાત્રના આત્મા બ્રહ્મદેવ, સ્થાવરજંગમરૂપ જે કંઇ સર્વ છે, તેને ઉત્પન્ન કરતા એના ઉપર રહે છે. વળી બ્રહ્માના દક્ષ વગેરે જે સાત માનસિક પુત્રો કહેવાય છે, તેઓનું પણ આ મહામેરુ એજ પવિત્ર તથા ઉપદ્રવવિનાનું નિવાસસ્થાન છે.[૧૪] હે તાત! વળી વસિષ્ઠ વગેરે સાત દેવર્ષિઓ અહીંજ સ્થિતિ કરે છે અને પાછા ઉદય પામે છે.[૧૫] હે યુધિષ્ઠિર! આ મેરુના શિખર ઉપર આવેલા નિર્મળ તથા શ્રેષ્ઠ પ્રદેશને તમે જુઓ. એ ઠેકાણે આત્મજ્ઞાનથી તૃપ્ત થયેલા દેવોની સાથે બ્રહ્મા નિવાસ કરે છે.[૧૬] વળી જેને સર્વ પ્રાણીઓની પ્રકૃતિના ઉપાદાનકારણરૂપ, આદિ તથા અંતથી રહિત, પ્રકાશમાન, મહાસમર્થ અને ઇંદ્રિયોથી પર નારાયણ કહેવામાં આવે છે,[૧૭] તેમનું સ્થાન બ્રહ્માના સ્થાનથી પેલી તરફ પ્રકાશે છે. તે શુભ સ્થાન સર્વ તેજોમય છે, તેથી દેવો પણ તેને જોઇ શકતા નથી.[૧૮] હે રાજા! તે મહાત્મા વિષ્ણુનું સ્થાન પોતાનીજ કાંતિવડે સૂર્ય તથા અગ્નિથી પણ અધિક દેદીપ્યમાન છે, તેથી દેવતાઓ તથા દાનવો તેને જોવા પણ સમર્થ થતા નથી.[૧૯] હે તાત ! મેરુની પૂર્વદિશામાં એ નારાયણનું સ્થાન અતિશય પ્રકાશમાન જણાય છે. એ સ્થાનમાં સર્વના ઉપાદાનકારણરૂપ ભૂતાધિપતિ સ્વયંભૂ ભગવાન, પોતાની કાંતિવડે સર્વ પ્રાણીઓને પ્રકાશિત કરતા પોતે પ્રકાશી રહેલા છે. હે કુરુશ્રેષ્ઠ તાત! એ યતિઓના ગતિરૂપ સ્થાનમાં બ્રહ્મર્ષિઓ પણ પ્રવેશ કરી શકતા નથી, ત્યારે મહર્ષિઓ તો પ્રવેશ કરેજ ક્યાંથી? હે પાંડુપુત્ર ! એ સ્થાનના તેજ આગળ જતાં સર્વ તેજો ઝાંખાં પડી જાય છે;[૨૨] કારણ કે ત્યાં અચિંત્યસ્વરૂપ પરમાત્મા પોતેજ વિરાજે છે. શ્રેષ્ઠ તપશ્ચર્યા કરનારા,શુભ કર્મના સંસ્કારવાળા અને અજ્ઞાન તથા મોહવિનાના એવા યોગસિદ્ધ મહાત્મા યતિઓ ભક્તિવડે ત્યાં પાપહારક નારાયણની પાસે જાય છે.[૨૩,૨૪] હે ભરતવંશી ! ત્યાં દેવાધિદેવ, સનાતન તથા સ્વયંભૂ મહાત્મા નારાયણને મળ્યા પછી યતિઓ પુનઃ આ લો-

ક્રમાં આવતા નથી.[૨૫] હે મહાભાગ્યશાળી યુધિષ્ઠિર! એ ઇશ્વરનું સ્થાન સર્વદા અચળ, અક્ષય અને અવિનાશી છે; માટે તમે એને પ્રણામ કરો.[૨૬] હે કુરુનંદન! સૂર્ય તથા ચંદ્ર એ બન્ને રોજ રોજ આ મેરુ પર્વતની પ્રદક્ષિણા કરે છે[૨૭] તેમજ હે નિષ્પાપ મહારાજા! સર્વ તારાગણો પણ આ પર્વતરાજ મેરુની પ્રદક્ષિણા કરે છે;[૨૮] અને તે સર્વ તારાગણોને આકર્ષણ કરતા કરતા અંધકારને દૂર કરનારા ભગવાન સૂર્ય પણ એ પર્વતની પ્રદક્ષિણા કર્યા કરે છે.[૨૯] મેરુની પ્રદક્ષિણા કરતા સૂર્યનાં જે સ્થાનમાં દર્શન થાય નહિ, તે અસ્તનું સ્થાન સમજવું. સંધ્યાકાળે તે સ્થાન ઓળંગીને સૂર્યનારાયણ ઉત્તર દિશામાં આવે છે[૩૦] અને હે પાંડવ! ત્યાંથી સર્વ પ્રાણીઓના હિતમાં તત્પર એવા સૂર્યદેવ મેરુની ચોતરફ ફરતા ફરતા પાછા પૂર્વ દિશામાં આવે છે;[૩૧] તેમજ પર્વની સંધિઓમાં માસોના અનેક વિભાગો કરતા ભગવાન ચંદ્ર પણ નક્ષત્રોની સાથે મેરુની આસપાસ ફરે છે.[૩૨] આ પ્રમાણે આળસરહિત થઈને મહામેરુનું ઉલ્લંઘન કરીને તથા સર્વ પ્રાણીઓનું પોષણ કરીને ચંદ્ર ફરી મંદરાચળપ્રત્યે જાય છે;[૩૩] તેમજ અંધકારને નાશ પમાડનારા સૂર્યદેવ પણ પોતાનાં કિરણોથી જગતનું રક્ષણ કરતા કરતા આ દુઃખરહિત માર્ગે થઇનેજ ભ્રમણ કરે છે.[૩૪] જ્યારે તે ટાઢ ઉત્પન્ન કરવાની ઇચ્છા કરે છે, ત્યારે દક્ષિણ દિશા તરફ ફરે છે અને તેથી સર્વ પ્રાણીઓમાં શિયાળો પ્રાપ્ત થાય છે.[૩૫] પછી જ્યારે સૂર્ય દક્ષિણ તરફથી પાછો ફરીને પુનઃ ઉત્તર તરફ ગતિ કરે છે, ત્યારે ઉનાળામાં તે પોતાના તેજવડે સ્થાવર તથા જંગમ પ્રાણીઓના તેજને ખેંચી લે છે;[૩૬] અને તેથી લોકોને પરસેવો થાય છે, થાક લાગે છે, આળસ તથા ગ્લાનિ આવે છે અને પ્રાણીઓ સર્વદા વારંવાર નિદ્રાનું સેવન કરે છે.[૩૭] આ પ્રમાણે ભગવાન સૂર્ય, આકાશના માર્ગમાં ભ્રમણ કરીને પાછા પ્રજાનું રક્ષણ કરવા વૃષ્ટિ ઉત્પન્ન કરે છે.[૩૮] આ રીતે મહાતેજસ્વી સૂર્ય વૃષ્ટિ, વાયુ અને પ્રખર તાપ ઉત્પન્ન કરીને તે સુખેથી સ્થાવર તથા જંગમ પ્રાણીઓને વૃદ્ધિ પમાડતા પુનઃ એજ ક્રમથી પાછા ફરે છે.[૩૯] હે કુંતીપુત્ર! આ પ્રમાણે ફરતા સૂર્ય આળસરહિત થઇને સર્વ પ્રાણીઓને આકર્ષણ કરતા કાળચક્રમાં ભ્રમણ કર્યા કરે છે.[૪૦] હે પાંડુપુત્ર! સૂર્ય હમેશાં ફર્યા કરે છે, એ કોઇ વખત સ્થિર રહેતા નથી અને પ્રાણીઓનાં તેજને ગ્રહણ કરીને ફરી તે તેજ પાછું આપે છે.[૪૧] હે ભરતવંશી રાજા! એ વ્યાપક સૂર્ય સર્વ પ્રાણીઓનાં આયુષ્ય તથા કર્મનો વિભાગ કરવા માટે સર્વદા દિવસ, રાત્રિ, કલા તથા કાષ્ઠા ઈત્યાદિ કાળભેદને ઉત્પન્ન કરે છે.[૪૨]

ઇતિ શ્રીમહા૦ વન૦ યક્ષયુદ્ધપર્વમાં "મેરુદર્શન" એ વિષયનો અધ્યાય ૧૬૩ મો સમાપ્ત.

# અધ્યાય ૧૬૪ મો

## સ્વર્ગમાંથી અર્જુનનું આવવું.

॥ वैशंपायन उवाच ॥

तस्मिन्नगेन्द्रे वसतां तु तेषां महात्मनां सद्व्रतमास्थितानाम् ॥ रतिः प्रमोदश्च बभूव तेषामाकांक्षतां दर्शनमर्जुनस्य ॥१॥

વૈશંપાયને કહ્યું:– ઉત્તમ વ્રત ધારણ કરનારા મહાત્મા પાંડવો, અર્જુનનાં દર્શનની આકાંક્ષા કરતા તે મહાપર્વત ઉપર વાસ કરતા હતા, તે વખતે તેઓના અંતઃકરણમાં પ્રીતિ તથા આનંદ ઉત્પન્ન થતો હતો.[૧] તે વીર્યસંપન્ન પાંડવો અતિ શુદ્ધ અભિલાષાવાળા, તેજસ્વી તથા સત્ય અને ધૈર્યનો મુખ્ય આશ્રય કરનારા હતા, તેથી પ્રસન્ન થઇને ઘણાએક ગંધર્વોના સમૂહો તથા મહર્ષિઓ ત્યાં તેઓને મળવામાટે આવતા હતા.[૨] પુષ્પવાળાં વૃક્ષોથી યુક્ત તે પર્વતરાજ ઉપર જઇને, મહારથી પાંડવોને, જેમ દેવોને સ્વર્ગમાં જવાથી આનંદ થાય, તેમ મનમાં અત્યંત આનંદ થવા લાગ્યો.

પછી મયૂરો તથા હંસોના નાદથી ગાજી રહેલાં અને પુષ્પોથી ભરપૂર તે મહાપર્વતનાં શિખરોને તથા ટેકરાઓને જોતા જોતા પાંડવો ત્યાં પરમ આનંદથી રહેવા લાગ્યા.[૩,૪]પાંડવોએ તે ઉત્તમ પર્વત ઉપર સાક્ષાત્ કુબેરે બનાવેલી તળાવડીઓ દીઠી. તે તળાવડીઓના કિનારા શેવાળ વગેરેથી ઢંકાઇ ગયા હતા, બગલાં, બતકો તથા હંસો તેનું સેવન કરતાં હતાં અને તે કમળોથી ભરાઇ ગઈ હતી.[૫] તે પછી તેઓએ રાજા કુબેરે ભોગવવા યોગ્ય અને સમૃદ્ધિથી ભરેલા ક્રીડાપ્રદેશો જોયા. તે ક્રીડાપ્રદેશો રંગ બેરંગી પુષ્પોથી વીંટાયલા હોવાથી સુશોભિત દેખાતા હતા, તેમાં મણિઓ વેરાયલા હતા અને તે સુંદર લાગતા હતા.[૬] પાંડવો તપશ્ચર્યાપરાયણ થઈને જો કે તે પર્વતનાં શિખર ઉપર સતત ફર્યા કરતા હતા, તોપણ તેઓ રંગબેરંગી મોટાં મોટાં સુગંધી વૃક્ષોથી તથા મેઘસમૂહોથી ઢંકાયલાં તે શિખર ઉપર શું શું છે તેની કલ્પના પણ કરી શકયા નહિ.[૭] હે વીર પુરુષોમાં શ્રેષ્ઠ! તે મહાપર્વતના પોતાના તેજવડે અને મહૌષધિઓના પ્રભાવવડે ત્યાં દિવસ તથા રાત્રિનો કોઇ રીતે વિભાગ જાણી શકાતો ન હતો.[૮]રાત્રે જે સૂર્યનો આશ્રય કરીને અમાપ તેજસ્વી અગ્નિ સ્થાવર તથા જંગમ પ્રાણીઓને પ્રકાશિત કરે છે, તે સૂર્યના ઉદયને તથા અસ્તને પુરુષશ્રેષ્ઠ પાંડવો ત્યાં રહીને અવલોકન કરવા લાગ્યા.[૯] વીર પાંડવો સૂર્યનારાયણનાં અસ્તોદયનાં સ્થાનોને તથા ત્યાં થતા અસ્ત અને ઉદયોને તેમજ અંધકારને દૂર કરનારા ભગવાન સૂર્યનાં કિરણસમૂહોથી વ્યાપ્ત એવી દિશાઓને તથા વિદિશાઓને જોતા હતા; અને વેદાધ્યયન કરનારા, અવિચ્છિન્ન ધર્માચરણ કરનારા, ધર્મનેજ મુખ્ય માનનારા, પવિત્ર વ્રતો કરનારા તથા સત્યપરાયણ પાંડવો, સત્ય વ્રતવાળા તથા મહારથી અર્જુનની આવવાની વાટ જોયા કરતા હતા.[૧૧] અસ્ત્રવિદ્યામાં કુશળ થયેલા અર્જુનને મળીને આપણને આ સ્થાનમાંજ તત્કાળ આનંદ થાઓ'એ પ્રમાણે ઉત્તમ આશીર્વાદવચનોને બોલતા પાંડવો ત્યાંજ તપોનિષ્ઠ તથા યોગપરાયણ થઇને રહેવા લાગ્યા.પર્વત ઉપર આવેલાં જાત જાતનાં વનોને જોઇને અર્જુનનું વારંવાર સ્મરણ કરનારા તે પાંડવોને જે રાત્રિઓ તથા દિવસો જતા હતા, તે વર્ષ વર્ષ જેવા લાંબા થઇ પડતા હતા.[૧૩] જ્યારે ધૌમ્યમુનિની સંમતિથી મહાત્મા અર્જુન જટા ધારણ કરીને કામ્યક વનમાંથી તપ કરવા ચાલી નીકળ્યો, ત્યારથીજ જેઓ ઉદાસ થઇ ગયા હતા, તે પાંડવો કે જેઓનાં મન હમણાં અર્જુનમાંજ લાગી રહેલાં હતાં, તેઓને આ પર્વત ઉપર શી રીતે ચેન પડે ? જ્યારથી મદમત્ત હાથીના જેવી ચાલવાળો અર્જુન પોતાના મોટાભાઈ યુધિષ્ઠિરની આજ્ઞા મેળવીને કામ્યક વનમાંથી ચાલ્યો ગયો, ત્યારથીજ પાંડવો શોકગ્રસ્ત થઈ ગયા હતા.[૧૫] હે ભરતવંશી રાજા ! આ રીતે અસ્ત્ર મેળવવામાટે ઇંદ્રની પાસે ગયેલા તે ધોળા ઘોડાવાળા અર્જુનનું એકસરખું ચિંતન કરતા પાંડવોનો તે પર્વત ઉપર એક મહિનો કષ્ટથી વીત્યો.

બીજી તરફ અર્જુન ઇંદ્રના સ્થાનમાં પાંચ વર્ષ રહ્યો અને તેણે દેવેશ્વર ઇંદ્રની પાસેથી સર્વ દિવ્ય અસ્ત્રો પ્રાપ્ત કર્યાં; તથા આગ્નેયાસ્ત્ર, વારુણાસ્ત્ર, સૌમ્યાસ્ત્ર, વાયવ્યાસ્ત્ર, વૈષ્ણવાસ્ત્ર, ઐંદ્રાસ્ત્ર, પાશુપતાસ્ત્ર, બ્રહ્માસ્ત્ર, પ્રજાપતિનું પારમેષ્ઠયાસ્ત્ર તથા યમ, ધાતા, સવિતા, ત્વષ્ટા અને વૈશ્રવણ, એ સર્વનાં અસ્ત્રોને ઇંદ્ર પાસેથી મેળવીને તેને પ્રણામ કર્યા. તે પછી ઇંદ્રે આજ્ઞા આપી એટલે તેની પ્રદક્ષિણા કરીને પ્રસન્ન થયેલો અર્જુન આનંદથી ગંધમાદન પર્વત ઉપર આવ્યો.

ઇતિ શ્રીમહા૦ વન૦ યક્ષયુદ્ધપર્વમાં
"અર્જુનાગમન" એ વિષયનો
અધ્યાય ૧૬૪ મો સમાપ્ત.

**યક્ષયુદ્ધ પર્વ સમાપ્ત.**



# निवातकवच युद्ध पर्व

## અધ્યાય ૧૬૫ મો
### અર્જુનનો સમાગમ

**॥ वैशंपायन उवाच ॥**

**ततः कदाचिद्धरिसंप्रयुक्तं महेंद्रवाहं सहसोपयातम् ॥ विद्युत्प्रभं प्रेक्ष्य महारथानां हर्षोऽर्जुनं चिंतयतां बभूव ॥१॥**

વૈશંપાયને કહ્યું:-તે પછી અર્જુનનું સ્મરણ કરતા મહારથી પાંડવોએ એક સમયે ઘોડાઓથી જોડેલા તથા વિજળીના જેવી કાંતિવાળા ઇંદ્રના રથને એકાએક ત્યાં આવેલો જોયો અને તે જોઇને તેઓને ઘણો આનંદ થયો.[1] માતલિ નામના સારથિએ વશ રાખેલા ઘોડાઓવાળો તે દેદીપ્યમાન રથ, એકાએક આકાશને પ્રકાશિત કરતો જેમ મેઘમંડળની વચ્ચે રહેલું મોટું ઉંબાડીયું શોભે અથવા ધૂમાડાવિનાની પ્રજ્વલિત અગ્નિની જ્વાળા શોભે તેવો શોભતો હતો.[2] તે રથમાં બેઠેલા કિરીટધારી અર્જુનને પાંડવોએ દીઠો. તેણે પુષ્પમાળા પહેરી હતી અને નવા અલંકારો ધારણ કર્યા હતા. પછી વજ્રધારી ઇંદ્રના જેવા પ્રભાવવાળો અર્જુન દૈવી લક્ષ્મીવડે દેદીપ્યમાન થતો પર્વત ઉપર આવ્યો. મુકુટ ધારણ કરવાથી સુશોભિત જણાતો બુદ્ધિમાન અર્જુન તે પર્વત ઉપર આવીને મહેંદ્રના રથમાંથી ઉતર્યો અને તેણે ધૌમ્યના ચરણમાં પ્રણામ કરીને પછી યુધિષ્ઠિરના ચરણમાં પ્રણામ કર્યા.[4] તે પછી ભીમસેનના ચરણમાં વંદન કર્યું તથા નકુલ અને સહદેવે અર્જુનના ચરણમાં વંદન કર્યું. પછી દ્રૌપદીની પાસે જઇ તેનું સાંત્વન કરીને અર્જુન, યુધિષ્ઠિરની પાસે આવી નમ્રતાથી ઉભો રહ્યો.[5] અમાપ સામર્થ્યવાળા અર્જુનને મળવાથી પાંડવોને અત્યંત હર્ષ ઉત્પન્ન થયો અને કિરીટધારી અર્જુન પણ પાંડવોને જોઈ રાજાની પ્રશંસા કરતો આનંદ પામ્યો.[6] પછી જે રથમાં બેસીને નમુચિને હણનારા ઇંદ્રે, દૈત્યોના સાત સમૂહોને માર્યા હતા, તે ઇંદ્રના રથ પાસે જઇને ઉદાર હૃદયવાળા પાંડવોએ તેની પ્રદક્ષિણા કરી.[7] પછી કુરુરાજના પુત્ર પાંડવોએ અત્યંત આનંદ પામીને માતલિનો દેવરાજના જેવો ઉત્તમ સત્કાર કર્યો અને તેને સર્વ દેવતાઓના યથાર્થરીતે સમાચાર પૂછ્યા.[8] માતલિએ પણ તેઓને અભિનંદન આપ્યું અને પિતા જેમ પુત્રોને ઉપદેશ આપે, તેમ પાંડવોને ઉપદેશ આપીને પછી તે અતુલ કાંતિવાળા રથમાં બેસી પાછો ઇંદ્ર રાજાની પાસે ગયો.[9]

માતલિના ગયા પછી રાજાઓમાં શ્રેષ્ઠ, ઇંદ્રના શત્રુઓને નાશ પમાડનારા, દ્રૌપદીને પ્રિય અને ઇંદ્રના પુત્ર મહાત્મા અર્જુને, પોતાને ઇંદ્રે મહામૂલ્યવાળા, સુંદર દેખાવવાળા તથા સૂર્યના જેવી કાંતિવાળા જે અલંકારો આપ્યા હતા, તે સુતસોમની માતા દ્રૌપદીને આપ્યા. તે પછી કુરુકુળમાં શ્રેષ્ઠ એવા પાંડવો અને સૂર્ય તથા અગ્નિના જેવી કાંતિવાળા શ્રેષ્ઠ બ્રાહ્મણોની વચ્ચે બેસી અર્જુને સર્વ વૃત્તાંત યથાર્થરીતે નિવેદન કરતાં કહ્યું કે:-" મેં ઇંદ્ર, વાયુ તથા સાક્ષાત્ શંકર પાસેથી અમુક અમુક રીતે અસ્ત્રવિદ્યાનું અધ્યયન કર્યું છે;[12] તેમજ મારા શીલવડે તથા ચિત્તની એકાગ્રતાવડે ઇંદ્રની સાથે સર્વ દેવો મારા ઉપર પ્રસન્ન થયા છે. આ પ્ર-

આમણે શુદ્ધ આચારવાળા અર્જુને તેઓની આગળ પોતાના સ્વર્ગપ્રવાસનું ટુંકાણમાં વર્ણન કર્યું.[૧૩] તે પછી પ્રસન્ન થયેલા અર્જુને તે રાત્રે માદ્રીના પુત્રોની સાથે શયન કર્યું.[૧૪]

ઇતિ શ્રીમહા૦ વન૦ નિવાતકવચયુદ્ધ પર્વમાં "અર્જુનનો સમાગમ" એ વિષયનો અધ્યાય ૧૬૫ મો સમાપ્ત.

## અધ્યાય ૧૬૬ મો

### ઇંદ્રનું આવવું

॥ वैशंपायन उवाच ॥

**ततो रजन्यां व्युष्टायां धर्मराजं युधिष्ठिरम् ॥**
**भ्रातृभिःसहितःसर्वैरवंदत धनंजयः ॥१॥**

વૈશંપાયને કહ્યું:–પછી રાત્રિ વીતી ગઇ અને પ્રભાત થયું ત્યારે અર્જુને સર્વ ભાઇઓની સાથે ધર્મરાજા યુધિષ્ઠિરની પાસે આવીને તેમને વંદન કર્યું.[૧] એ સમયેજ અંતરિક્ષમાં દેવતાઓનાં સર્વ વાદિત્રોના નાદનો પ્રચંડ ધ્વનિ થવા લાગ્યો[૨] તથા હે ભરતવંશી રાજા! ભિન્ન ભિન્ન હિંસક પશુઓનો અને પક્ષીઓનો શબ્દ જેમ ચોતરફ વ્યાપી રહે, તેમ રથનાં પૈડાંઓનો તથા ઘંટાઓનો શબ્દ ચોતરફ વ્યાપી રહ્યો.[૩] શ્રેષ્ઠ ઐશ્વર્યવડે દેદીપ્યમાન જણાતા દેવના રાજા ઇંદ્ર, સુવર્ણથી મઢેલા, મેઘના જેવી ગર્જનાવાળા અને દિવ્ય ઘોડાઓ જોડેલા રથમાં બેસીને પાંડવોની પાસે આવવા નીકળ્યા. તે વખતે ગંધર્વોના તથા અપ્સરાઓના સમૂહો પણ સૂર્યના જેવાં તેજસ્વી વિમાનોમાં બેસીને ચોતરફથી શત્રુહંતા દેવેંદ્રની પાછળ આવવા લાગ્યા.[૪,૫] આ રીતે હજાર નેત્રવાળા ઇંદ્ર તે પર્વત ઉપર આવીને રથમાંથી નીચે ઉતર્યા.[૬] મહાત્મા ઇંદ્રને જોતાંજ શ્રીમાન યુધિષ્ઠિર પોતાના બંધુઓની સાથે તે દેવરાજની પાસે ગયા;[૭] અને યજ્ઞાદિકમાં વિધિપૂર્વક પુષ્કળ દક્ષિણા આપનારા યુધિષ્ઠિરે અમાપ બુદ્ધિવાળા ઇંદ્રની શાસ્ત્રોકત કર્મવડે યથાયોગ્ય પૂજા કરી;[૮] તેજસ્વી અર્જુન પણ ઇંદ્રને પ્રણામ કરીને સેવકની પેઠે હાથ જોડી દેવરાજની પાસે ઉભો રહ્યો.[૯] મહાતેજસ્વી કુંતીપુત્ર યુધિષ્ઠિરે દેવ રાજાની પાસે વિનયભાવથી ઉભા રહેલા, જટાધારી, તપસ્વી અને પાપરહિત એવા અર્જુનને જોઇને બહુ હર્ષ પામી તેનું મસ્તક સુંઘ્યું અને અત્યંત પ્રસન્ન થઈ તેમણે દેવેંદ્રની પૂજા કરી. આ રીતે હર્ષઘેલા થયેલા ઉદાર મનવાળા ધર્મરાજાપ્રત્યે બુદ્ધિશાળી દેવેંદ્રે કહ્યું કે:–"હે પાંડુપુત્ર યુધિષ્ઠિર રાજા! તું આ પૃથ્વીપર રાજ્ય કરીશ. હે કુંતીપુત્ર! હવે તું કામ્યક વનમાં સુખરૂપ પાછો જા.[૧૩] હે રાજા! અર્જુને સાવધ થઇને મારી પાસેથી સર્વ અસ્ત્રો મેળવ્યાં છે તથા મારા શત્રુઓનો વધ કરીને મારૂં પ્રિય કર્યું છે, માટે ત્રણે લોકોમાં કોઇ એનો પરાજય કરી શકશે નહિ."[૧૪] આ પ્રમાણે કુંતીપુત્ર યુધિષ્ઠિરને કહીને, મહર્ષિઓથી સ્તુતિ કરાતા ઇંદ્ર, પ્રસન્ન થઇ સ્વર્ગમાં ચાલ્યા ગયા.[૧૫]

હે જનમેજય! કુબેરના સ્થાનમાં નિવાસ કરીને રહેલા પાંડવોના આ ઇંદ્રની સાથે થયેલા સમાગમવૃત્તાંતનું જે વિદ્વાન મનુષ્ય એકાગ્ર મનથી, બ્રહ્મચર્ય પાળી તથા નિયમનિષ્ઠ થઈને એક વર્ષસુધી અધ્યયન (પાઠ) કરશે, તે ઉત્તમ વ્રત કરનારો મનુષ્ય પીડારહિત થઇ સુખપૂર્વક સો વર્ષસુધી જીવશે.[૧૬,૧૭]

ઇતિ શ્રીમહા૦ વન૦ નિવાતકવચયુદ્ધપર્વમાં "ઇંદ્રાગમન" એ વિષયનો અધ્યાય ૧૬૬ મો સમાપ્ત.

## અધ્યાય ૧૬૭ મો

### અર્જુને કરેલું શંકર સાથેના યુદ્ધનું વર્ણન

॥ वैशंपायन उवाच ॥

**यथागतं गते शक्रे भ्रातृभिः सह संगतः॥**
**कृष्णया चैव बीभत्सुर्धर्मपुत्रमपूजयत् ॥१॥**

વૈશંપાયને કહ્યું:–ઇંદ્ર જેમ આવ્યા હતા, તેમ પાછા ગયા પછી અર્જુન ફરી પોતાના બંધુઓને તથા દ્રૌપદીને મળ્યો અને તેણે ધર્મપુત્ર યુધિષ્ઠિરની પૂજા કરી.[૧] પછી પ્રણામ કરતા

અર્જુનનું મસ્તક સુંઘીને યુધિષ્ઠિર રાજા આનંદ પામી હર્ષથી ગળગળી વાણીવડે અર્જુનને પૂછવા લાગ્યાઃ–[૨] "હે અર્જુન! સ્વર્ગમાં તારો સમય કેવી રીતે વીત્યો હતો? તને અસ્ત્રો કેવી રીતે મળ્યાં? અને તેં દેવરાજ ઇંદ્રને કેવી રીતે સંતુષ્ટ કર્યા?[૩] હે પાંડુપુત્ર! તેં સારી રીતે અસ્ત્રો સંપાદન કર્યાં છે કે? તને દેવરાજા ઇંદ્રે તથા રુદ્રે પ્રસન્ન થઇને અસ્ત્રો આપ્યાં છે કે?[૪] તને ઇંદ્રનાં તથા પિનાકધારી શંકરનાં જે પ્રમાણે દર્શન થયાં હોય, જે પ્રમાણે તને અસ્ત્રો પ્રાપ્ત થયાં હોય, જે પ્રમાણે તેં તેઓનું આરાધન કર્યું હોય તથા હે શત્રુદમન! ભગવાન ઇંદ્રે કહ્યું કે, 'તેં મારૂં પ્રિય કર્યું છે,' તો તેં તેનું એવું શું પ્રિય કાર્ય કર્યું હતું? હે મહાકાંતિવાળા અર્જુન! હું એ સઘળું વિસ્તારથી સાંભળવાની ઇચ્છા રાખું છું; માટે હે નિષ્પાપ! તારા ઉપર મહાદેવ તથા દેવેંદ્ર જે રીતે પ્રસન્ન થયા હોય તથા તેં વજ્રધારી ઇંદ્રનું જે પ્રિય કર્યું હોય, તે સઘળું હે શત્રુદમન અર્જુન! તું સંપૂર્ણ રીતે મારી આગળ કહે."[૫–૮]

અર્જુને કહ્યું:–"હે મહારાજ! મેં જે વિધિથી શતક્રતુ ઇંદ્રનાં તથા ભગવાન શંકરનાં દર્શન કર્યાં, તે હું કહું છું તેને તમે હર્ષથી સાંભળો.[૯] હે શત્રુમર્દન રાજા! તમે મને જે વિદ્યાનો ઉપદેશ કર્યો હતો, તે વિદ્યા ભણીને હું આપની આજ્ઞાથી તપશ્ચર્યા કરવા વનમાં ગયો હતો.[૧૦] કામ્યક વનમાંથી નીકળી ભૃગુતુંગ પર્વત ઉપર જઇ મેં તપશ્ચર્યાનો આરંભ કર્યો. ત્યાં હું એક રાત્રિ રહ્યો, એટલામાં મેં માર્ગમાં કોઇએક બ્રાહ્મણને જોયો.[૧૧] તેણે મને પૂછયું કેઃ–'હે કુંતીપુત્ર! તું ક્યાં જવાનો છે તે મને કહે.' ત્યારે હે કુરુનંદન! મેં તેને સર્વ સત્ય વાત કહી દીધી.[૧૨] હે રાજેંદ્ર! મારાં સત્ય વચન સાંભળીને તે બ્રાહ્મણ મારા ઉપર પ્રસન્ન થયો અને તેણે મારૂં સન્માન કર્યું.[૧૩] પછી પ્રસન્ન થયેલા તે બ્રાહ્મણે મને કહ્યું કેઃ–'હે ભરતવંશી! તું તપશ્ચર્યા કર. તપશ્ચર્યા કરવાથી તું થોડા સમયમાંજ દેવના રાજા ઇંદ્રનાં દર્શન કરીશ.'[૧૪] હે મહારાજ! તે બ્રાહ્મણનાં વચનથી હું હિમાલય પર્વત ઉપર ચઢીને તપશ્ચર્યા કરવા લાગ્યો. ત્યાં મેં પહેલો માસ ફળમૂળનું ભક્ષણ કરીને વીતાવ્યો,[૧૫] હે પાંડવનંદન! બીજે માસ જળપાન કરીને ગાળ્યો, ત્રીજે મહિને નિરાહાર રહીને તપ કર્યું[૧૬] અને ચોથે મહિને ઉંચા હાથ રાખીને હું ઉભો રહ્યો, તોપણ મારૂં પ્રાણબળ ક્ષીણ થયું નહિ તે આશ્ચર્ય જેવું હતું.[૧૭] જ્યારે પાંચમો મહિનો આવ્યો અને તેનો પ્રથમ દિવસ પૂરો થયો, કે તુરતજ વરાહના જેવું એક પ્રાણી, પોતાના મુખ ઉપરની દાતરડીવડે પૃથ્વીમાં પ્રહાર કરતું પગવડે પૃથ્વીને ખોતરતું, પેટવડે પૃથ્વીને વાળતું તથા વારંવાર આમતેમ આંટા દેતું મારી પાસે આવી પહોંચ્યું;[૧૮,૧૯] અને તે વરાહની પાછળ ભીલના જેવા વેષવાળો એક મહાપુરુષ ધનુષબાણ તથા તરવાર લઇને, તે વખતે આવી પહોંચ્યો. તેની પાછળ સ્ત્રીઓનું મંડળ ચાલતું હતું.[૨૦] તે પછી મેં ધનુષ તથા અક્ષય બાણના બે મોટા ભાથાઓ લઈને રોમાંચિત કરી દે એવા તે પ્રાણીને બાણવડે પ્રહાર કર્યો.[૨૧] તેજ વખતે ભીલે પણ જોરથી ધનુષ ખેંચીને મારા મનને કંપાવતો હોય તેમ એકી વખતે તે વરાહના ઉપર બાણનો તીવ્ર પ્રહાર કર્યો.[૨૨] હે રાજા! પછી તેણે મને કહ્યું કેઃ–'આ પશુને મારવા મેં પ્રથમથીજ નિશ્ચય કર્યો હતો, તેને તેં મૃગયા ધર્મનો ત્યાગ કરીને શામાટે પ્રહાર કર્યો?[૨૩] હવે ઉભો રહે. આ મારાં તીવ્ર બાણોવડે હમણાં તારા ગર્વનો નાશ કરૂં છું.'[૨૪]

આ પ્રમાણે પ્રચંડ કાયાવાળા તે ધનુર્ધારીએ મને કહ્યું અને પછી મેઘ જેમ પર્વતને ઢાંકી દે, તેમ તેણે મને બાણોની વૃષ્ટિથી અત્યંત ઢાંકી દીધો. તે વખતે હું પણ તેના ઉપર પુષ્કળ બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો[૨૫] અને વજ્રના પ્રહારથી પર્વતને જેમ વીંધે, તેમ પ્રદીપ્ત મુખવાળાં, મંત્રેલાં અને ધનુષને અત્યંત ખેંચીને મૂકેલાં બાણોવડે મેં પણ તેને વીંધી નાખ્યો.[૨૬] તે વખતે તે ભીલનાં સેંકડો અને હજારો રૂપો પ્રકટ થયાં અને હું પણ તે શરી-

રો ઉપર બાણોનો પ્રહાર કરવા લાગ્યો.[27] હે ભારત! એવામાં તે શરીરો પાછાં એકરૂપ થયેલાં મારા જોવામાં આવ્યાં, એટલે હે મહારાજ ! ફરી મેં તેના ઉપર બાણો મૂકી તેને વીંધવા માંડયાં.[28] હે રાજા ! પછી તે નાના દેહવાળો, મોટા મસ્તકવાળો તથા નાના મસ્તકવાળો અને પ્રચંડ દેહવાળો થઈને તેમજ એકરૂપ થઇને યુદ્ધમાં મારા તરફ ધસી આવ્યો.[29] જ્યારે સંગ્રામમાં હું બાણોવડે તેનો પરાજય કરી શકયો નહિ, ત્યારે હે ભરતશ્રેષ્ઠ ! મેં વાયવ્ય નામનું મહાસ્ત્ર ગ્રહણ કર્યું,[30] તોપણ તેનાથી હું તેને મારી શકયો નહિ, એ આશ્ચર્ય જેવું થયું. તે અસ્ત્ર નિષ્ફળ જવાથી મને મોટું આશ્ચર્ય થયું.[31] હે મહારાજ ! તે પછી યુદ્ધમાં મેં તે ભીલના ઉપર ફરીથી મોટા મોટા અસ્ત્રસમુદાયનો પુષ્કળ વરસાદ વર્ષાવ્યો.[32] સ્થૂણાકર્ણ વરુણાસ્ત્ર, ભયંકર શરવર્ષાસ્ત્ર, શલભાસ્ત્ર તથા અશ્મવર્ષાસ્ત્ર છોડીને મેં તેના ઉપર ધસારો કર્યો;[33] પરંતુ હે રાજા ! તે મારાં સર્વ અસ્ત્રોને હઠપૂર્વક ગળી ગયો. આ રીતે તે સર્વ અસ્ત્રો ગળાઇ ગયા પછી મેં મહાન બ્રહ્માસ્ત્રને આજ્ઞા કરી.[34] એટલે બ્રહ્માસ્ત્રમાંથી નીકળેલાં તેજસ્વી બાણોવડે તે ચોતરફથી ઢંકાઇ ગયો; પણ આ રીતે મેં મહાસ્ત્રથી ઢાંકવા માંડયો ત્યારે તે ભીલનો દેહ વધવા લાગ્યો ![35] મેં છોડેલાં બ્રહ્માસ્ત્રના તેજથી સર્વ લોકો તપી ઉઠયા અને એક ક્ષણમાં સર્વ દિશાઓ તથા આકાશ બળવા લાગ્યાં ![36] પરંતુ તે અસ્ત્રને પણ મહાતેજસ્વી ભીલે એક ક્ષણમાં શાંત પાડી દીધું. હે રાજા ! આ રીતે બ્રહ્માસ્ત્ર જ્યારે નિષ્ફળ ગયું ત્યારે મારા મનમાં મહાનભય ઉત્પન્ન થયું,[37] એટલે મેં ધનુષ તથા બે મોટા અક્ષય ભાથાઓ લઇને તેદ્વારા અસ્ત્રોનો પ્રહાર કર્યો, પરંતુ તે ભીલ તે અસ્ત્રોને પણ ગળી ગયો.[38]

આ પ્રમાણે સર્વ અસ્ત્રો નાશ પામ્યાં અને આયુધો ગળાઇ ગયાં, ત્યારે મારી અને તેની વચ્ચે બાહુયુદ્ધ થવા લાગ્યું.[39] મેં મુક્કીઓથી તથા પંજાની થાપટોથી તેની સાથે પુષ્કળ યુદ્ધ કર્યું, તોપણ હું તે પુરુષને પહોંચી શકયો નહિ અને તેથી હું બેભાન થઈને જમીનપર પડયો ![40] તે વખતે હે મહારાજ! અદ્ભુત રસની પ્રતિમા જેવો તે પુરુષ મારા દેખતાં હાસ્ય કરીને સ્ત્રીઓની સાથે ત્યાંજ અંતર્ધાન થઇ ગયો ![41]

હે મહારાજા! આ પ્રમાણે અંતર્ધાન થયા પછી ભગવાન દેવાધીશ શંકર ભીલના રૂપને ત્યજી, બીજું દિવ્ય રૂપ ધારણ કરી તથા આશ્ચર્યજનક દિવ્ય વસ્ત્ર પહેરીને ત્યાં આવી ઉભા રહ્યા. તે સમયે નંદીના ચિન્હથી ચિન્હવાળી ધ્વજાવાળા, પાર્વતીની સાથે રહેલા, શરીર ઉપર સર્પોને ધારણ કરનારા, અનેક રૂપવાળા અને પિનાક ધનુષને ધારણ કરનારા સાક્ષાત ભગવાન શંકરનાં મને દર્શન થયાં.[42-44] હે શત્રુઓને તાપ આપનારા રાજા ! હું તો પ્રથમની પેઠેજ યુદ્ધમાં સન્મુખ ઉભો રહ્યો હતો, તે વખતે શૂલધારી શંકર મારી પાસે આવીને બોલ્યા કેઃ-'હું તારા ઉપર પ્રસન્ન થયો છું.'[45] પછી મારૂં તે ધનુષ તથા અક્ષય બાણવાળા બે ભાથાઓ હાથમાં લઇને ભગવાન શંકરે મનેજ પાછા આપ્યા; અને કહ્યું કેઃ-'તું વરદાન માગ. હે કુંતીપુત્ર! હું તારા ઉપર પ્રસન્ન થયો છું, માટે બોલ, હું તારૂં કયું કાર્ય કરૂં? હે વીર! માત્ર દેવપણાસિવાય તારા મનમાં જે મેળવવાની ઈચ્છા હોય તે મને કહે! હું તને તારી માગણી પ્રમાણે આપીશ.' એ સાંભળીને મારૂં મન અસ્ત્રો મેળવવામાંજ લાગેલું હતું, તેથી મેં બે હાથ જોડીને શુદ્ધ મનથી શંકરને પ્રણામ કરી કહ્યું કેઃ-'મારા ઉપર આપ ભગવાન જો પ્રસન્ન થયા હો તો દેવોની પાસે જે જે કંઇ અસ્ત્રો હોય તે સઘળાંનું મને જ્ઞાન થાય એવી હું ઈચ્છા રાખું છું. એજ મારો ઇચ્છિત વર છે.' એ સાંભળીને ભગવાન શંકરે મને કહ્યું કેઃ-' ભલે, હું તને આપું છું.'[46-50] વળી હે પાંડુપુત્ર ! મારૂં રૌદ્રાસ્ત્ર પણ તને પ્રાપ્ત થશે.' આ પ્રમાણે કહીને પ્રસન્ન થયેલા શંકરે મને તે મહાન પાશુપતાસ્ત્ર આપ્યું.[51]

આ રીતે તે સનાતન અસ્ત્ર મને આપ્યા પછી મહાદેવ બોલ્યા કેઃ—'હે ધનંજય! આ અસ્ત્રનો મનુષ્યના ઉપર કોઇ રીતે પ્રયોગ કરવો નહિ; કારણકે અલ્પ તેજવાળા ઉપર મૂકવાથી એ અસ્ત્ર આખા જગતને બાળી મૂકશે; માટે જ્યારે અત્યંત પીડા થાય, ત્યારેજ એનો પ્રયોગ કરવો;[૫૨,૫૩] તેમજ અસ્ત્રોના રોકાણને માટે એનો સર્વથા પ્રયોગ કરવો.' આવું પ્રસન્ન થયેલા શંકરે કહ્યું, એટલે કશાથી પાછું ન હઠનારૂં, દિવ્ય, સર્વ અસ્ત્રોને રોકનારૂં, શત્રુઓનો નાશ કરનારૂં, શત્રુસેનાને કાપી નાખનારૂં, દેવો, દાનવો તથા રાક્ષસોથી અસહ્ય અને અજિત તે અસ્ત્ર પ્રત્યક્ષ થઇ મારી પાસે આવીને ઉભું રહ્યું. પછી મહાદેવે આજ્ઞા કરી એટલે હું ત્યાંજ બેસી ગયો અને મારા જોતાં મહાદેવ ત્યાંજ અંતર્ધાન થઈ ગયા.[૫૪–૫૭]

ઇતિ શ્રીમહા૦ વન૦ નિવાતકવચ યુદ્ધ પર્વમાં "ગંધમાદનવાસમાં યુધિષ્ઠિર તથા અર્જુનનો સંવાદ" એ વિષયનો અધ્યાય ૧૬૭ મો સમાપ્ત.

## અધ્યાય ૧૬૮ મો

### લોકપાલોનાં અસ્ત્રોની પ્રાપ્તિનું વર્ણન

॥अर्जुन उवाच॥

तत स्तामवसं प्रीतो रजनीं तत्र भारत ॥
प्रसादाद्देवदेवस्य त्र्यंबकस्य महात्मनः ॥१॥

અર્જુને કહ્યું:—હે ભરતવંશી રાજા! તે પછી હું દેવના દેવ મહાત્મા શંકરની કૃપાથી પ્રસન્ન થઈને તે રાત્રિ ત્યાંજ રહ્યો.[૧] પ્રાતઃકાળ થયો એટલે દિવસના પૂર્વભાગની સંધ્યાવંદનાદિ સર્વ ક્રિયાઓ મેં કરી. પછી જે બ્રાહ્મણને પહેલાં મેં જોયો હતો તેજ શ્રેષ્ઠ બ્રાહ્મણને મેં ફરી ત્યાં જોયો.[૨] હે ભારત! તેની આગળ મેં સર્વ વૃત્તાંત નિવેદન કર્યો અને 'હું ભગવાન મહાદેવને મળ્યો' એ પણ કહ્યું.[૩] હે રાજેંદ્ર! એ સાંભળીને પ્રસન્ન થયેલા તે શ્રેષ્ઠ બ્રાહ્મણે મને કહ્યું કેઃ—"તેં જે પ્રમાણે મહાદેવનાં દર્શન કર્યાં છે, તે પ્રમાણે બીજા કોઇએ કર્યાં નથી![૪] હવે હે નિષ્પાપ! તું યમ વગેરે સઘળા લોકપાલોની સાથે મળીને પછી દેવેન્દ્રનાં દર્શન કરીશ અને તે તને અસ્ત્રો આપશે."[૫]

હે રાજા! આ પ્રમાણે કહીને તથા મને વારંવાર ભેટીને તે સૂર્યના જેવો તેજસ્વી બ્રાહ્મણ પોતાની ઇચ્છા પ્રમાણે ત્યાંથી ચાલ્યો ગયો. પછી હે શત્રુનાશન! તે દિવસને પાછલે પહોરે આ લોકને ફરી નવા કરતો હોય તેમ પવિત્ર વાયુ વાવા લાગ્યો.[૭] હિમાચળની તળેટીની પાસે દિવ્ય, નવીન અને સુગંધીવાળાં પુષ્પો પ્રકટ થવા લાગ્યાં,[૮] ચોમેરથી દિવ્ય વાદિત્રોનો પ્રચંડ શબ્દ સંભળાવા લાગ્યો, ઇંદ્રસંબંધી મનોહર સ્તુતિઓ સંભળાવા લાગી,[૯] અપ્સરાના તથા ગંધર્વોના ગણો દેવના દેવ ઇંદ્રની આગળ ચોતરફથી ગાયનો ગાવા લાગ્યાં[૧૦] અને વાયુના ગણો, મહેંદ્રના અનુચરો તથા ઇંદ્રલોકમાં રહેનારાઓ વિમાનમાં બેસીને ત્યાં આવવા લાગ્યા.[૧૧] તે પછી ઇંદ્ર સારી પેઠે શણગારેલા ઘોડાઓથી જોડેલા એક રથમાં ઇંદ્રાણીની સાથે બેસીને સર્વ દેવતાઓની સાથે ત્યાં આવી પહોંચ્યા.[૧૨] હે રાજા! એ સમયમાંજ નરવાહન કુબેરે પરમ ઐશ્વર્યથી યુક્ત થઇ મને દર્શન આપ્યાં.[૧૩] પછી મેં દક્ષિણ દિશામાં રહેલા યમરાજને, પશ્ચિમ દિશામાં રહેલા વરુણને અને પૂર્વ દિશામાં રહેલા દેવરાજ ઇંદ્રને જોયા.[૧૪] હે નરશ્રેષ્ઠ મહારાજા! તેઓએ મારૂં સાંત્વન કરીને મને કહ્યું કેઃ—'હે અર્જુન! અમે લોકપાલો અહીં આવીને ઉભા છીએ, માટે તું અમારા તરફ દૃષ્ટિ કર.[૧૫] તેં દેવના કાર્યની સિદ્ધિને માટે શંકરનાં દર્શન કર્યાં છે અને હવે અમારી પાસેથી પણ સર્વ અસ્ત્રોને ગ્રહણ કર.'[૧૬]

આ સાંભળીને હે રાજા! હું સાવધાન થયો અને મેં લોકપાલોને પ્રણામ કરીને તેઓની પાસેથી વિધિપૂર્વક મોટાં મોટાં અસ્ત્રો ગ્રહણ

કર્યાં.[૧૭] હે ભારત ! મેં અસ્ત્રો ગ્રહણ કર્યા પછી તે દેવોએ મને આજ્ઞા આપી અને હે શત્રુદમન રાજા! પછી તે સર્વ દેવો જેમ આવ્યા હતા તેમ પાછા ગયા.[૧૮]

તે પછી દેવેશ્વર ભગવાન ઇંદ્ર મહાન કાંતિવાળા રથમાં બેસીને મારાપ્રત્યે બોલ્યા કેઃ–'હે ફાલ્ગુન ! તારે સ્વર્ગમાં આવવાનું છે.[૧૯]હે ધનંજય! અહીં આવતાં પહેલાંજ હું તને ઓળખું છું અને હે-ભરતશ્રેષ્ઠ! હવે પછી હું તને દર્શન આપતો રહીશ.[૨૦] હે પાંડુપુત્ર! પૂર્વે તેં તીર્થોમાં વારંવાર સ્નાનો કર્યાં છે અને હમણાં તેં આ મહાન્ તપ કર્યું છે, તેથી તું સ્વર્ગમાં આવી શકીશ.[૨૧] તારે ફરી પણ ઉત્તમ તપશ્ચર્યા કરવી અને હે શત્રુનાશન ! અવશ્ય સ્વર્ગમાં આવવું.[૨૨] માતલિ મારી આજ્ઞાથી તને સ્વર્ગમાં પહોંચાડશે. તને સ્વર્ગમાં રહેનારા મહાત્મા મુનિઓ તથા દેવો પણ ઓળખે છે.'[૨૩]

તે પછી મેં ઇંદ્રને કહ્યું કેઃ–' હે ભગવન્! મારા ઉપર પ્રસન્ન થાઓ.હે દેવેશ્વર ! હું અસ્ત્રોને માટે તમને આચાર્ય કરૂં છું.'[૨૪]

ઇંદ્રે કહ્યુંઃ–' હે શત્રુતાપન તાત ! તું અસ્ત્રજ્ઞાન થયા પછી ક્રૂર કર્મો કરનારો થઈશ, માટે હે પાંડુપુત્ર ! તું જેમાટે અસ્ત્રપ્રાપ્તિની ઇચ્છા કરે છે તે તારો મનોરથજ પૂર્ણ થાય, એટલે થયું.'[૨૫]

એ સાંભળીને હું બોલ્યો કેઃ–'હે શત્રુનાશન! હું અસ્ત્રોને અટકાવવામાટેજ દિવ્ય અસ્ત્રોનો પ્રયોગ કરીશ,પણ તે સિવાય મનુષ્યો ઉપર દિવ્યાસ્ત્રોનો પ્રયોગ કરીશ નહિ;[૨૬] માટે હે દેવરાજા ! તમે મને તે દિવ્ય અસ્ત્રો આપો, કે હે સુરશ્રેષ્ઠ ! જે અસ્ત્રોથી જિતેલા લોકોને હું પછીથી પ્રાપ્ત થાઉં.'[૨૭]

ઇંદ્રે કહ્યુંઃ–' હે ધનંજય ! મેં તારી પરીક્ષા કરવામાટે એ વચન કહ્યું હતું અને તું મારો પુત્ર છે, તેથી તારે એ પ્રમાણે કહેવું તે યોગ્યજ છે.[૨૮] હે ભારત ! તું મારા ભવનમાં આવીને વાયુથી, અગ્નિથી, વસુથી, વરુણથી તથા મરુદ્ગણથી સર્વ અસ્ત્રોનો ઉપદેશ લે.[૨૯] વળી હે કુરુકુળધારક ! તું સાધ્યાસ્ત્ર, બ્રહ્માસ્ત્ર, ગંધર્વાસ્ત્ર, સર્પાસ્ત્ર, રાક્ષસાસ્ત્ર, વૈષ્ણવાસ્ત્ર, નૈર્ઋતાસ્ત્ર અને મારેવિષે રહેલાં સર્વ અસ્ત્રોનું જ્ઞાન સંપાદન કર.' આ પ્રમાણે મને કહીને ઇંદ્ર ત્યાંજ અંતર્ધાન થઈ ગયા.

હે રાજા ! તે પછી માયામય, પવિત્ર ઘોડા જોડેલો અને માતલિ જેને હાંકવા બેઠો હતો, તે ઇંદ્રનો રથ ત્યાંજ આવ્યો,તેને મેં જોયો.[૩૦–૩૨] લોકપાલો ગયાપછી માતલિએ મને કહ્યું કેઃ–'હે મહાકાંતિવાળા ! દેવના રાજા ઇંદ્ર તમને જોવાની ઇચ્છા રાખે છે;[૩૩] માટે હે મહાબાહુ ! તમે તૈયાર થઇને જે કંઇ કર્તવ્ય કર્મ હોય તે કરો; અને શરીરસાથે સ્વર્ગમાં આવીને પુણ્યકર્મ કરનારાના લોકોને જુઓ.[૩૪]હે ભારત ! દેવરાજ ઇંદ્ર તમને જોવા ઇચ્છે છે, માટે તમે ચાલો.'

આ પ્રમાણે મને માતલિએ કહ્યું, એટલે હું હિમાચલની આજ્ઞા લઇને તથા પ્રદક્ષિણા કરીને તે ઉત્તમ રથમાં બેઠો. તે પછી અત્યંત ઉદાર અને અશ્વવિદ્યાના રહસ્યને જાણનારા માતલિએ મન અને વાયુના જેવા વેગવાળા ઘોડાઓને હાંક્યા. હે રાજા ! હાંકતાંની સાથેજ વેગને લીધે રથ ચક્કરે ચઢયો, તે વખતે પણ હું રથમાં સ્થિર બેસી રહ્યો, એટલે મારા મુખસામું જોઇને વિસ્મય પામેલોમાતલિ આ પ્રમાણે કહેવા લાગ્યોઃ–'મને આજે આ મહાન વિચિત્ર આશ્ચર્ય લાગે છે કે,[૩૮] તમે આ દિવ્ય રથમાં બેઠાપછી એક પગલા જેટલું આગળ પાછળ ખસ્યા નથી ! હે ભરતકુળશ્રેષ્ઠ !જ્યારે આ રથના ઘોડાઓ પ્રથમ ચાલમાં ફલંગો ભરે છે, ત્યારે દેવાધિપતિ ઇંદ્ર પણ આમતેમ ડગમગી જાય છે એ હું સર્વદા જોઉં છું ! પરંતુ હે કુરુકુળધુરંધર ! રથ ભ્રમણ કરતો હતો, તોપણ તમે તેમાં સ્થિર થઇનેજ બેઠા હતા એ સર્વ ઇંદ્ર કરતાં પણ અધિક છે, એમ મને લાગે છે.' હે ભરતરાજ ! આ પ્રમાણે કહીને માતલિ આકાશમાં પ્રવેશ કરી મને દેવમંદિરો તથા વિમાનો દેખાડવા લાગ્યો. તે પછી ઘોડાઓ જોડેલો તે રથ આકાશમાં ઉપર ઉપર જવા લાગ્યો.[૩૯–૪૨] હે નરોત્તમ! ત્યાં ઋષિઓ

અને દેવતાઓ તેનું પૂજન કરવા લાગ્યા. તે પછી મેં ઇચ્છા પ્રમાણે ગતિ કરનારા દેવર્ષિઓના લોકો જોયા;[૪૩] અને અતુલ બળવાળા ગંધર્વોનો તથા અપ્સરાઓનો પ્રભાવ જોયો. વળી ઇંદ્રના સારથિ માતલિએ મને દેવનાં નંદન વગેરે વનો તથા ઉપવનો તત્કાળ દેખાડયાં. તે પછી દિવ્ય તથા ઇષ્ટ ફળવાળાં વૃક્ષો અને રત્નોથી સુશોભિત ઇંદ્રની અમરાવતી નગરી તથા ઇંદ્રનું ભવન મેં જોયું.[૪૫] હે રાજા ! ત્યાં સૂર્ય તપતો નથી, ટાઢ તથા તાપ લાગતાં નથી, થાક લાગતો નથી, રજોગુણ બાધ કરતો નથી, વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતી નથી; તથા શોક, દીનતા અને દુર્બળતા જણાતાં નથી.[૪૭] હે શત્રુમર્દન મહારાજા! દેવલોકમાં રહેનારા દેવાદિકોને થાક, ક્રોધ તથા લોભ થતાં નથી.[૪૮] હે રાજા ! તે દેવસદનમાં સર્વ પ્રાણીઓ નિત્ય સંતુષ્ટજ રહે છે. ત્યાં ઉગેલાં વૃક્ષોને હમેશાં પુષ્પો તથા ફળો આવે છે અને તેનાં પાંદડાં લીલાંછમ રહે છે.[૪૯] વળી ત્યાં અનેક પ્રકારનાં સુગંધવાળાં કમળોથી ભરેલી અનેક જાતની તળાવડીઓ આવેલી છે; સુગંધવાળો, જીવનદાયી, પવિત્ર અને શીતળ વાયુ વાયા કરે છે;[૫૦] સર્વ રત્નોથી જડેલી તથા પુષ્પોથી શોભતી પૃથ્વી રંગબેરંગી દેખાય છે; સુંદર આકારનાં પુષ્કળ પશુપક્ષીઓ મધુર શબ્દો કર્યા કરે છે અને આકાશમાં વિમાનવડે ગતિ કરનારા દેવાદિકો પણ બહુ દેખાય છે.

તે પછી આગળ જતાં મેં વસુઓને, રુદ્રોને, સાધ્યોને, વાયુગણોને, આદિત્યોને તથા અશ્વિનીકુમારોને જોયા અને તે સર્વની પૂજા કરી. ત્યારે તેઓએ મને વીર્ય, યશ, તેજ, બળ, અસ્ત્રજ્ઞાન તથા સંગ્રામમાં વિજયએ સર્વ પ્રાપ્ત થવા માટે આશીર્વાદો આપ્યા.પછી દેવોતથા ગંધર્વોથી પૂજાતી દિવ્ય નગરી અમરાવતીમાં મેં પ્રવેશ કર્યો; અને હું હજાર નેત્રવાળા દેવરાજ ઇંદ્રની આગળ બે હાથ જોડીને ઉભો રહ્યો. ત્યારે દાતાઓમાં શ્રેષ્ઠ ઇંદ્રે પ્રસન્ન થઇને મને બેસવામાટે અર્ધાસન આપ્યું[૫૧-૫૫] તથા તેણે બહુ માનથી મારા શરીર ઉપર હાથ ફેરવ્યો. હે ભરતવંશી રાજા ! તે પછી હું અસ્ત્રપ્રાપ્તિને માટે અસ્ત્રવિદ્યાને શીખતો ઉદાર બુદ્ધિવાળા દેવો તથા ગંધર્વોની સાથે સ્વર્ગમાં રહેવા લાગ્યો. હે રાજા ! ત્યાં મારે વિશ્વાવસુના પુત્ર ચિત્રસેનની સાથે મિત્રતા થઇ અને તેણે મને સંપૂર્ણ ગાંધર્વવિદ્યા ભણાવી. હે રાજા ! અસ્ત્રો ગ્રહણ કર્યા પછી પણ હું સર્વ કામનાઓને ભોગવતો ઇંદ્રભવનમાં સન્માનપૂર્વક સુખથી રહ્યો હતો. હે ભરતશ્રેષ્ઠ ! ત્યાં હું ગાયનોના તથા પુષ્કળ વાદિત્રોના નાદો સાંભળતો હતો અને નૃત્ય કરતી શ્રેષ્ઠ અપ્સરાઓને જોતો હતો.[૫૯] હે ભારત ! જો કે તે સંગીતાદિક સર્વ કળાઓનો અનાદર ન કરતાં અને તેને સત્ય તથા એક પુરુષાર્થરૂપ માનીને હું રાગરહિત મનથી શીખ્યો હતો, તોપણ ખાસ કરીને અસ્ત્રવિદ્યામાંજ તત્પર રહ્યો હતો.[૬૦] એ પ્રમાણે મારી અસ્ત્રપ્રાપ્તિની ઇચ્છા જાણીને પ્રભુ ઇંદ્ર બહુ સંતોષ પામ્યા. હે રાજા ! સ્વર્ગમાં વાસ કરતાં મારો એ રીતે સમય વીતી ગયો હતો.[૬૧] હું જ્યારે અસ્ત્રવિદ્યા સંપાદન કરીને અતિ વિશ્વાસપાત્ર થયો, ત્યારે ઇંદ્રે પોતાના બન્ને હાથવડે મારા મસ્તકનો સ્પર્શ કરીને આ પ્રમાણે કહ્યું:-[૬૨] ' હવે દેવગણો પણ યુદ્ધમાં તારો પરાજય કરી શકશે નહિ; ત્યારે મનુષ્યલોકનાં અજિત ચિત્તવાળાં મનુષ્યોની તો વાતજ શી ?[૬૩] તું અમાપ બળવાળો, અજિત અને યુદ્ધમાં અતુલ્ય છે.' આ પ્રમાણે કહ્યા પછી હર્ષથી રોમાંચિત થયેલા દેવેંદ્રે ફરી મને કહ્યું કે:-[૬૪] ' હે વીર ! અસ્ત્રયુદ્ધમાં તારી બરોબરી કરે તેવો કોઈ યોદ્ધો થશે નહિ. તું પ્રમાદરહિત, સદા દક્ષ, સત્યવાદી, જિતેંદ્રિય, બ્રાહ્મણભક્ત, અસ્ત્રવેત્તા અને શૂરો છે. હે કુરુકુળધારક ! તને પંદર અસ્ત્રો પ્રાપ્ત થયાં છે.[૬૫,૬૬] હે પાર્થ ! તે અસ્ત્રોના પાંચ પ્રકારના ઉપયોગ કરવામાં તારાસમાન બીજો કોઈ નથી. હે ધનંજય ! અસ્ત્રનો પ્રયોગ, તેનો ઉપસંહાર, આવૃત્તિ,*

* અસ્ત્રનો વારંવાર પ્રયોગ તથા ઉપસંહાર કરવો તે.

પ્રાયશ્ચિત્ત× અને પ્રતિઘાત* એ પાંચે વિધિને તું સારી રીતે જાણે છે, તેથી હે શત્રુતાપન ! હવે તારે ગુરુદક્ષિણા આપવાનો સમય પ્રાપ્ત થયો છે.[૬૭,૬૮] તું ગુરુદક્ષિણા આપવાની પ્રતિજ્ઞા કર, એટલે હું તને કાર્ય નિવેદન કરીશ.'

હે રાજા ! તે સાંભળીને મેં દેવરાજના પ્રત્યે આ પ્રમાણે કહ્યું કેઃ–[૬૯]' જે કાર્ય મારાથી કરી શકાય એવું હશે તે કાર્ય મેં કર્યુંજ છે એમ તમે જાણો.' હે રાજા ! તે પછી બળ અને વૃત્રને હણનારા ઇંદ્ર હાસ્ય કરતા કરતા મારાપ્રત્યે બોલ્યાઃ–[૭૦]'આજે ત્રણ લોકમાં એવું કોઇ કાર્ય નથી કે જે તારાથી થઇ શકે નહિ. નિવાતકવચ નામના દાનવો મારા શત્રુઓ છે.[૭૧] તેઓ સમુદ્રના પેટામાં દુર્ગમ સ્થાનનો આશ્રય કરીને રહે છે. સમાન રૂપ, બળ અને કાંતિવાળા તેઓ ત્રણ કરોડની સંખ્યામાં છે.[૭૨] હે કુંતીપુત્ર ! તે દાનવોને ત્યાં જઇને તું માર, એટલે તેં ગુરુદક્ષિણા આપી ગણાશે.'

આ પ્રમાણે કહ્યા પછી ઇંદ્રે મને મોરના પીંછાના જેવા રંગવાળા ઘોડાઓથી જોડેલો, દિવ્ય તથા મહાકાંતિવાળો રથ માતલિ સારથિની સાથે આપ્યો અને મારા માથા ઉપર આ ઉત્તમ પ્રકારનો મુકુટ બાંધ્યો.[૭૪] પછી મારા સ્વરૂપને યોગ્ય લાગે તેવા શરીરના અલંકારો આપ્યા, સુંવાળું, રૂપાળું અને ઉત્તમ એવું આ અભેદ્ય કવચ આપ્યું[૭૫] અને આ જીર્ણ ન થાય તેવી પણછ મારા ગાંડીવ ધનુષ ઉપર ચઢાવી. તે પછી જે રથમાં બેસીને પૂર્વે દેવરાજ ઇંદ્રે વિરોચનના પુત્ર બળિનો પરાજય કર્યો હતો, તે સુશોભિત રથમાં બેસીને હું શત્રુવિજયને માટે નીકળ્યો. હે રાજા ! તે વખતે રથનો ઘડઘડાટ શબ્દ થયો, તેવડે સર્વ દેવો જાગ્રત થઇ ગયા[૭૭] અને મને દેવેંદ્ર માની મારી પાસે આવી પહોંચ્યા. પછી મને જોઇને પૂછવા લાગ્યા કેઃ–' હે ફાલ્ગુન ! તું કયું કાર્ય કરવા ઇચ્છે છે ?'[૭૮] ત્યારે મેં તેઓને સંગ્રામમાં હું અમુક કાર્ય કરવાનો છું એવી સત્ય વાર્તા કહી અને કહ્યું કેઃ–'હે મહાભાગ્યવંતો ! હું નિવાતકવચોના વધની ઇચ્છાથી જાઉં છું એમ તમે જાણો; અને તે માટે હે નિર્દોષ દેવો ! તમે મારૂં કલ્યાણ થાય તેવો આશીર્વાદ આપો.' એ સાંભળીને પ્રસન્ન થયેલા દેવો જેમ ઇંદ્રની સ્તુતિ કરે તેમ મારી સ્તુતિ કરતા બોલ્યા કેઃ–' આ રથમાં બેસીને ઇંદ્રે યુદ્ધમાં શંબરાસુરને, નમુચિને, બળને, વૃત્રને, પ્રહ્લાદને અને નરકાસુરને જિત્યા હતા;[૮૧] વળી આ રથવડે ઇંદ્રે યુદ્ધમાં હજારો, લાખો અને અબજો દૈત્યોને જિત્યા હતા.[૮૨] હે કુંતીપુત્ર ! પૂર્વે જિતેંદ્રિય ઇંદ્રે જેમ દૈત્યોનો પરાજય કર્યો હતો, તેમ તું પણ આ રથમાં બેસીને યુદ્ધમાં પરાક્રમ કરી નિવાતકવચોનો પરાજય કરીશ.[૮૩]વળી આ સર્વોત્તમ શંખ છે. એના નાદથી તું દાનવોનો વિજય કરીશ, મહાત્મા ઇંદ્રે આ શંખનો નાદ કરીને પૂર્વે ત્રણ લોકનો વિજય કર્યો હતો.'[૮૪] આ પ્રમાણે કહીને દેવો તે જળથી ઉત્પન્ન થયેલો દેવદત્ત શંખ મને આપવા લાગ્યા અને મારી સ્તુતિ કરવા લાગ્યા; તે વખતે મેં વિજયને માટે તે શંખનો સ્વીકાર કર્યો.[૮૫]આ પ્રમાણે હું શંખ, બખ્તર, બાણ તથા ધનુષ ધારણ કરીને, યુદ્ધ કરવાની ઇચ્છાથી તે અતિ ભયંકર દાનવોના સ્થાન તરફ ચાલ્યો.[૮૬]

ઇતિ શ્રીમહા૦ વન૦ નિવાતકવચયુદ્ધ પર્વમાં " અર્જુનનાં વાક્યો " એ વિષયનો અધ્યાય ૧૬૮ મો સમાપ્ત.

## અધ્યાય ૧૬૯ મો

### નિવાતકવચોની સાથે યુદ્ધનો આરંભ

॥अर्जुन उवाच॥

ततोऽहं स्तूयमान ॥ तत्र तत्र म र्षिभिः ॥
अपश्यमुदधिं भीममपां ॥तिमथाव्यय ॥१॥

અર્જુને કહ્યુંઃ–માર્ગમાં ઠામ ઠામ મહ-

× અસ્ત્રના અગ્નિથી બળી ગયેલાં નિરપરાધી પ્રાણીઓને ફરી જીવાડવાં તે.

* સામાના અસ્ત્રથી પરાભવ પામેલા પોતાના અસ્ત્રનું ઉદ્દીપન.

ર્ષિઓથી સ્તુતિ કરાતો હું આગળ ચાલ્યો. એવામાં મેં અખૂટ તથા ભયંકર જળાધિપતિ સમુદ્રને જોયો.[1] એ સમુદ્રમાં ફીણવાળાં, છુટાં છુટાં તથાપરસ્પર મળેલાં મોજાંઓ કૂદતાં પર્વતોની પેઠે ઉછળતાં જણાતાં હતાં.[2] વળી તેમાં રત્નથી ભરેલાં વહાણો ચોતરફ જણાતાં હતાં, માછલાં, કાચબા, મોટાં માછલાં તથા મગરો જળમાં ડૂબેલા પર્વતોના જેવા દેખાતા હતા, ચારે તરફ પાણીમાં ડુબેલા હજારો શંખો, રાત્રે આછાં વાદળાંઓથી ઢંકાયેલા તારાઓના જેવા દેખાતા હતા; તેમજ હજારો રત્નસમુદાયો પણ તેમાં તરતા જણાતા હતા.[3-5]વળી ત્યાં ભયંકર વાયુ ઘૂમતો હતો, એ આશ્ચર્ય જેવું હતું. આ પ્રમાણે ડામાડોળ થતા મહાવેગવાળા આખા મહાસાગરને જોયા પછી મેં દાનવોથી ભરપૂર તે દૈત્યનગર નજીકમાંજ જોયું. માતલિ ત્યાંજ તત્કાળ પૃથ્વીની સપાટી ઉપર ઉતર્યો.[7] પછી રથસંચારને જાણનારા માતલિએ તે રથની બરોબર તપાસ કરીને રથના ઘડઘડાટથી દૈત્યોને ત્રાસ આપતાં રથને તે નગર તરફ દોડાવી મૂકયો.[8] આકાશમાં થતી મેઘની ગર્જના જેવી તે રથની ગર્જના સાંભળીને મને ઇંદ્ર માની દાનવો ગભરાઈ ઉઠયા.[9]ગભરાયલા મનવાળા સર્વ દાનવો બાણ, ધનુષ, તરવાર, શૂળ, ફરસી, ગદા તથા મુસળ હાથમાં લઇને તૈયાર થઈ ગયા.[10] દાનવોના ચિત્તમાં ત્રાસ પેસી ગયો અને તેઓએ નગરના રક્ષણનો બંદોબસ્ત કરીને દરવાજાઓ બંધ કર્યા, તેથી કોઇપણ દાનવ જોવામાં આવતો ન હતો.[11] તે વખતે મેં પ્રચંડ:શબ્દવાળા દેવદત્ત શંખને લઈને મહા આનંદથી હળવે હળવે ફુંકયો.[12] તે શબ્દ આકાશમાં અથડાઈને તેમાંથી પડઘો ઉત્પન્ન થયો, તેથી ત્રાસ પામીને મોટાં મોટાં પ્રાણીઓ પણ છુપાઇ જવા લાગ્યાં.[13] તે પછી હે ભારત! હજારો નિવાતકવચ નામના દાનવો ઉત્તમ અલંકારો ધારણ કરીને, શરીર ઉપર જાત જાતનાં બખ્તરો ચઢાવીને, લોખંડી પ્રચંડ ત્રિશૂલો, ગદાઓ, મુસળો, પટ્ટિશો, તરવારો, રથચક્રો, શતઘ્નીઓ, ભુશુંડીઓ, શણગારેલાં અદ્ભુત ખડ્ગો, વગેરે વિવિધ આયુધો હાથમાં લઇને યુદ્ધ કરવા બહાર નીકળ્યા.[16] હે ભરતર્ષભ! તે વખતે રથના માર્ગને માટે ઘણો વિચાર કરીને માતલિએ સપાટ પ્રદેશ તરફ ઘોડાઓને હાંકયા.[17] શીઘ્ર ગતિવાળા ઘોડાઓ માતલિએ હાંકયા તેથી એવા ઉતાવળા દોડવા લાગ્યા, કે જેથી હું આજુબાજુએ કંઈપણ જોઈ શકયો નહિ, તે મને આશ્ચર્ય જેવું લાગ્યું.[18] તે પછી દાનવોએ ત્યાં વિચિત્ર પ્રકારના આકારવાળાં તથા નાદવાળાં હજારો વાદિત્રોનો સાથેજ પ્રચંડ શબ્દ કરી મૂકયો;[19] જે શબ્દને લીધે, સમુદ્રમાં પર્વત જેવડાં મોટાં મોટાં સેંકડો અને હજારો માછલાં ગભરાટમાં પડીને એકાએક નાસભાગ કરવા લાગ્યાં.[20] તે પછી તીવ્ર બાણોની વૃષ્ટિ કરતા સેંકડો ને હજારો દાનવો મોટા વેગવડે મારા ઉપર ધસી આવ્યા.[21] હે ભારત! તે વેળા મારી અને તેઓની વચ્ચે નિવાતકવચોનો સંહાર કરે તેવું મહાભયંકર તુમુલ યુદ્ધ થવા લાગ્યું.[22] તે યુદ્ધ જોવા યુદ્ધભૂમિમાં દેવર્ષિઓ, દાનવર્ષિઓ, બ્રહ્મર્ષિઓ તથા સિદ્ધ પુરુષો ટોળે મળીને આવી પહોંચ્યા[23] અને મારા વિજયની ઇચ્છા કરતા તે મુનિઓએ તારાને માટે થયેલા સંગ્રામમાં જેમ ઇંદ્રની સ્તુતિ કરી હતી, તેમ યોગ્ય તથા મધુર વાણીવડે મારી સ્તુતિ કરી.[24]

ઇતિ શ્રીમહા૦ વન૦ નિવાતકવચ યુદ્ધ પર્વમાં "યુદ્ધારંભ" એ વિષયનો અધ્યાય ૧૬૯ મો સમાપ્ત.

---

# અધ્યાય ૧૭૦ મો

## તુમુલ યુદ્ધ

॥अर्जुन उवाच॥

**ततो निवातकवचाः सर्वे वेगेन भारत ॥**
**अभ्यद्रवन्मां सहिताः प्रगृहीतायुधा रणे ॥१॥**

અર્જુને કહ્યું:-હે ભરતવંશી રાજા! તે પછી મહારથી એવા સર્વ નિવાતકવચો, આ-

ચુધો ધારણ કરીને યુદ્ધમાં એકીસાથે મારા ઉપર તૂટી પડયા અને મારા રથના માર્ગને ઢાંકી દઈ તથા મને ચોતરફથી ઘેરી લઇ મોટી ગર્જના કરતા મારા ઉપર બાણોનો વરસાદ વર્ષાવવા લાગ્યા.[૧,૨] તે વખતે મહાપરાક્રમસંપન્ન બીજા દાનવો પણ હાથમાં ત્રિશૂલ તથા પટ્ટિશો લઇને મારા ઉપર ત્રિશૂલો તથા ભુશુંડીઓ ફેંકવા લાગ્યા.[૩] ગદાઓ અને શક્તિઓથી વ્યાકુળ એવી તેઓએ કરવા માંડેલી ત્રિશૂળની અખંડ વૃષ્ટિ મારા રથ ઉપર પડવા લાગી.[૪] વળી કાળના જેવા ભયંકર રૂપવાળા, પ્રહાર કરવામાં કુશળ તથા શસ્ત્રો અને આયુધોને વશ રાખનારા બીજા નિવાતકવચ દાનવો યુદ્ધમાં મારા ઉપર દોડી આવ્યા.[૫] તે વખતે મેં યુદ્ધમાં તેઓમાંના એકેએક ઉપર ગાંડીવ ધનુષથી છુટેલાં, વેગવાળાં અને સરળ ગતિવાળાં વિવિધ પ્રકારનાં દશ દશ બાણોનો પ્રહાર કર્યો.[૬] મારાં શિલાપર ઘસીને સજ્જ કરેલાં બાણોના પ્રહારથી તે સર્વ દાનવો વિમુખ થઈ ગયા, ત્યારે માતલિએ તત્કાળ પવનવેગી ઘોડાઓને તેઓની તરફ હાંકયા, એટલે માતલિએ વશ રાખેલા તે ઘોડાઓ ત્યાં અનેક પ્રકારની ચાલો કરતા દૈત્યોને છુંદવા લાગ્યા.[૭,૮] તે મહારથમાં માતલિ સારથિએ પરીક્ષા કરીને દશ હજાર ઘોડાઓ જોડયા હતા; પણ તેઓ વશ રાખવાથી જાણે થોડી સંખ્યામાં હોય તેમ વ્યવસ્થિત રીતે ગતિ કરતા હતા.[૯] તે ઘોડાઓની ખરીના આઘાતથી, રથનાં પૈડાંના શબ્દથી તથા મારા બાણના પ્રહારથી ત્યાં સેંકડો અસુરો નાશ પામ્યા.[૧૦] હાથમાં ધનુષ લઇને રથમાંજ પ્રાણવિનાના થયેલા બીજા કેટલાએક દાનવોના સારથિઓ મરી ગયા હતા તેથી તેઓના ઘોડાઓ તેઓના રથોને ખેંચી જતા હતા.[૧૧] પછી પ્રહાર કરનારા સર્વ દાનવો, દિશાઓને તથા વિદિશાઓને રુંધી દઇને, અનેક પ્રકારનાં શસ્ત્રોનો મારો ચલાવવા લાગ્યા, તેથી મારૂં મન ગભરાવા લાગ્યું.[૧૨] આ વખતે મેં માતલિનો પરમ આશ્ચર્યકારક પ્રભાવ જોયો; કારણકે ઘોડાઓ અતિશય વેગમાં દોડયા જતા હતા તોપણ તેઓને તે વિનાપ્રયત્ને વશ રાખી શકયો હતો.[૧૩] હે રાજા! તે પછી મેં નાનાં નાનાં અદ્‌ભુત અસ્ત્રોથી રણભૂમિમાં આયુધધારી સેંકડો અને હજારો અસુરોને કાપી નાખ્યા.[૧૪] હે શત્રુહંતા! એ પ્રમાણે હું સર્વ યત્નથી રણમાં ઘૂમવા લાગ્યો તે જોઇને ઇંદ્રનો સારથિ શૂરવીર માતલિ પ્રસન્ન થયો.[૧૫] આ વખતે ઘોડાઓથી તથા રથથી કેટલાક દૈત્યો નાશ પામ્યા અને બીજા કેટલાએક ત્યાંથી પલાયન કરી ગયા, ત્યારે કેટલાએક નિવાતકવચ દાનવો રણભૂમિ ઉપર અમારી સ્પર્ધા કરતા હોય તેમ મને બાણથી પીડાયલો જોઇને પ્રચંડ બાણની વૃષ્ટિ વર્ષાવી તેવડે રોકવા લાગ્યા.[૧૭] તે વેળા મેં પણ બ્રહ્માસ્ત્રથી મંત્રેલાં નાનાં નાનાં અદ્‌ભુત બાણો મૂકીને સેંકડો તથા હજારો દૈત્યોને વીંધવા માંડયા.[૧૮] આ રીતે મારાથી પીડાયલા તે મહારથીઓ ક્રોધાધીન થઇ ગયા અને તેઓએ સાથે મળીને શક્તિ,શૂલ તથા તરવારની વૃષ્ટિ કરી મને પીડવા માંડયો.[૧૯] હે ભારત! તે પછી મેં દેવરાજને પ્રિય તથા પરમ તીક્ષ્ણ તેજવાળું માધવ નામનું અસ્ત્ર ગ્રહણ કર્યું;[૨૦] અને તે અસ્ત્રના પ્રભાવથી ઉત્પન્ન થયેલી તરવારો તથા ત્રિશૂળોવડે રાક્ષસોનાં મૂકેલાં હજારો તોમરોના સેંકડો ટુકડા કરી નાખ્યા.[૨૧] આ રીતે તેઓનાં હથિયારો કાપી નાખ્યા પછી મેં ક્રોધવડે તે સર્વને દશ દશ બાણોથી વીંધી નાખ્યા. તે વખતે યુદ્ધમાં ગાંડીવ ધનુષ ઉપરથી ભમરાઓની હારની પેઠે મોટાં મોટાં બાણો નીકળતાં હતાં અને તેને માતલિ અભિનંદન આપતો હતો;[૨૩] તેમજ શત્રુઓનાં બાણો પણ મને અતિશય છાઈ દેતાં હતાં, તેને પણ માતલિ વખાણતો હતો; પરંતુ મેં બાણો છોડીને તે બાણોને નાશ પમાડયાં[૨૪] અને નિવાતકવચોનો વધ કરવા માંડયો, ત્યારે તેઓએ બાણની મોટી વૃષ્ટિ કરીને મને ચોમેરથી ઘેરી લીધો.[૨૫] મેં પણ અસ્ત્રને નાશ પમાડનારાં, પ્રજ્વલિત, શીઘ્ર ગતિવાળાં અને ઉત્તમ

અસ્રોવડે તેઓનાં બાણોના વેગને નાશ પમાડી હજારો દાનવોને વીંધી નાખ્યા.[૨૬] તે વખતે દાનવોનાં કપાયલાં શરીરોમાંથી વર્ષાઋતુમાં જેમ વૃષ્ટિ થયા પછી પર્વતોનાં શિખરોમાંથી જળધારાઓ નીકળે, તેમ રુધિરધારાઓ નીકળવા લાગી.[૨૭] ઇંદ્રના વજ્રના જેવાં કઠોર સ્પર્શવાળાં, વેગવાળાં અને સીધાં પહોંચનારાં મારાં બાણોથી ઘાયલ થઇને તે દાનવો ઉદ્વેગ પામી ગયા,[૨૮] તેઓના શરીરોમાં સેંકડો જખમો થયા ને તેઓના હથિયારો તથા સામર્થ્ય ખૂટી ગયું, ત્યારે તે નિવાતકવચો મારી સાથે માયાથી યુદ્ધ કરવા લાગ્યા.[૨૯]

**ઇતિશ્રી મહા૦ વન૦ નિવાતકવચ યુદ્ધ પર્વમાં "નિવાતકવચયુદ્ધ" એ વિષયનો અધ્યાય ૧૭૦ મો સમાપ્ત.**

# અધ્યાય ૧૭૧ મો

## માયાવી યુદ્ધ

**॥ अर्जुन उवाच ॥**

**ततोऽश्मवर्षं सुमहत्प्रादुरासीत्समंततः ॥**
**नगमात्रैः शिलाखंडैस्तन्मां दृढमपीडयत् ॥१॥**

અર્જુને કહ્યું:-તે પછી મારી ચારે તરફ મોટી પાષાણવૃષ્ટિ થવા લાગી, તેમાં પર્વતના જેવડા મોટા પાષાણખંડો પડતા હતા અને તે મને બહુ પીડવા લાગ્યા;[૧] તોપણ એ મહાયુદ્ધમાં મેં મહેંદ્રાસ્રથી મંત્રેલાં વજ્રના જેવા વેગવાળાં બાણોના સમુદાયથી તે પાષાણખંડોના ચૂરેચૂરા કરી નાખ્યા.[૨] જ્યારે પાષાણની વૃષ્ટિના મેં ચૂરેચૂરા કરવા માંડયા, ત્યારે તેમાંથી અગ્નિ ઉત્પન્ન થયો અને તેથી ત્યાં અગ્નિના અંગારાની પેઠે પથ્થરના ટુકડાઓ પડવા માંડયા.[૩] આ રીતે પથ્થરોની વૃષ્ટિ નાશ પામ્યા પછી મારી આગળ ગાડાંના આંકના જેવી જાડી ધારવાળી જળની મોટી વૃષ્ટિ થવા લાગી.[૪] આકાશમાંથી પડતી મહાપ્રબળ એ હજારો ધારાઓ આકાશને, દિશાઓને તથા વિદિશાઓને ચોતરફથી વીંટી વળી.[૫] એ વખતે જળની ધારાઓનું પતન, વાયુના સુસવાટા અને દૈત્યોની ગર્જના, એ સર્વને લીધે કંઇપણ સૂઝે નહિ તેવું થયું હતું.[૬] આકાશમાં અને પૃથ્વીમાં એ જળધારાઓ એકસરખી બંધાઇ ગઇ હતી અને તે સતત પૃથ્વી ઉપર પડતી રહીને મને ત્યાં મુંઝવતી હતી.[૭] તે વખતે મેં ઇંદ્રે ઉપદેશેલા વિશોષણ નામના પ્રદીપ્ત દિવ્યાસ્રનો પ્રયોગ કર્યો, એટલે તે ઘોર અસ્રથી સઘળું જળ સૂકાઇ ગયું.[૮]હે ભારતરાજ! આ રીતે મેં પાષાણની વૃષ્ટિને નાશ પમાડી તથા જળની વૃષ્ટિને શોષી નાખી, ત્યારે દાનવોએ મારા ઉપર માયામય અગ્નિ તથા વાયુની પ્રેરણા કરી.[૯] ત્યારે મેં સલિલાસ્ર છોડીને અગ્નિને શાંત પાડી દીધો અને મહાન શૈલાસ્ર છોડીને વાયુના વેગને રોકી દીધો.[૧૦]હે ભારત! તે માયા જ્યારે હણાઇ ગઇ, ત્યારે યુદ્ધમદથી છકી ગયેલા દાનવોએ એકી વખતે અનેક જાતની માયાઓ પ્રકટ કરવા માંડી.[૧૧] તે વેળા ભયંકર દેખાવવાળાં અસ્રોની, અગ્નિની, વાયુની તથા પાષાણોની રોમાંચિત કરી દે તેવી મોટી વૃષ્ટિ થવા લાગી.[૧૨] તે માયામય વૃષ્ટિ યુદ્ધમાં મને પીડવા લાગી. તે પછી ચારે તરફથી ભયંકર ગાઢું અંધારૂં પ્રકટ થવા લાગ્યું.[૧૩] જ્યારે તે ઘોર અને કઠોર અંધકારવડે જગત વીંટાઇ વળ્યું, ત્યારે અમારા ઘોડાઓ પાછા હઠવા લાગ્યા, માતલિ સારથિ અથડાવા લાગ્યો, તેના હાથમાંથી સુવર્ણની ચાબુક જમીનપર પડી ગઇ અને હે ભરતશ્રેષ્ઠ! તે ભયભીત થઇને મને વારંવાર પૂછવા લાગ્યો કેઃ-'હે અર્જુન! તમે ક્યાં છો?'[૧૪,૧૫]આ રીતે માતલિ ગભરાઈ ગયો ત્યારે મારા મનમાં પણ તીવ્ર ભય પેઠો; પછી ગભરાયેલા માતલિએ ત્રાસ પામેલા ચિત્તવાળા મને આ પ્રમાણે કહ્યું:-'હે પાર્થ! પૂર્વે અમૃતને માટે દેવોની અને દૈત્યોની વચ્ચે ઘણો મોટો સંગ્રામ થયો હતો. હે નિષ્પાપ! તે સંગ્રામ મેં જોયો હતો.[૧૭] વળી શંબરાસુરના વધ વખતે પણ ઘણો મોટો ઘોર સંગ્રામ થયો હતો અને તે સંગ્રામમાં પણ હું દેવરાજનો સારથિ થયો હતો;[૧૮] તેમજ વૃત્રાસુરના વધ વખતે પણ મેં ઘોડાઓ હાંકયા હતા

અને મેં બલિરાજાની સાથેનું મહાદારુણ યુદ્ધ પણ જોયું હતું.[૧૯] એ સઘળા મહાભયંકર સંગ્રામોમાં હું હતો; પરંતુ હે પાંડુપુત્ર! હું પૂર્વે કોઇપણ સંગ્રામમાં બેભાન થયો ન હતો.[૨૦] જરૂર બ્રહ્માએ પ્રજાનો સંહાર કરવાનોજ નિશ્ચય કર્યો લાગે છે; કારણકે જગતના ક્ષયવિના આવું યુદ્ધ સંભવેજ નહિ!'[૨૧]

માતલિનાં એવાં વચન સાંભળ્યા પછી મેં પોતે મારા મનને સ્થિર કર્યું અને હું દાનવોનાં મોટા માયાબળને મોહ પમાડવાની તૈયારી કરતો ભયભીત માતલિને કહેવા લાગ્યો કેઃ-'તું મારા બન્ને બાહુનાં બળને, અસ્ત્રોના પ્રભાવને અને ગાંડીવ ધનુષના પ્રભાવને જો![૨૩] આજે હું અસ્ત્રોની માયાવડે તેઓની દારુણ માયાને તથા ભયંકર અંધકારને નાશ પમાડું છું. હે સૂત! તું ભય પામીશ નહિ અને સાવધ થા![૨૪]

હે રાજા! આ પ્રમાણે કહ્યા પછી મેં સર્વ પ્રાણીઓને મોહ પમાડનારી અસ્ત્રમાયા, દેવોના હિતને માટે પ્રકટ કરી.[૨૫] તેનાથી અસુરોની તે તે માયાઓ નાશ પામવા માંડી, ત્યારે અમાપ બળવાળા તે અસુરશ્રેષ્ઠો ફરી બહુ બહુ પ્રકારની માયાઓ પ્રકટ કરવા લાગ્યા.[૨૬] તેનાથી ફરી પ્રકાશ થઇ ગયો, વળી લોકો અંધારામાં ડુબી ગયા, ફરી લોકો દેખાતા બંધ થઇ ગયા અને વળી તે પાણીમાં ડુબવા લાગ્યા.[૨૭]પછી જ્યારે પ્રકાશ પડયો ત્યારે માતલિ, સારી રીતે વશ કરેલા ઘોડાઓથી જોડેલા ઉત્તમ રથવડે રોમાંચિત કરી દે તેવા સંગ્રામમાં ઘુમવા લાગ્યો.[૨૮] તે વેળા ઉગ્ર નિવાતકવચો મારા ઉપર ચોમેરથી તૂટી પડ્યા ત્યારે હું પણ લાગ જોઇને તેઓને યમલોકમાં પહોંચાડવા લાગ્યો.[૨૯]આ પ્રમાણે નિવાતકવચોનો સંહાર કરે તેવું યુદ્ધ ચાલતું હતું, એટલામાં એકાએક સર્વ દાનવો માયાથી અદશ્ય થઈ ગયા અને તેથી મેં તેઓને જોયા નહિ![૩૦]

**ઇતિ શ્રીમહા૦ વન૦ નિવાતકવચ યુદ્ધ પર્વમાં "માયાયુદ્ધ" એ વિષયનો અધ્યાય ૧૭૧ મો સમાપ્ત.**

# અધ્યાય ૧૭૨ મો

## નિવાતકવચોનો સંહાર

**॥ अर्जुन उवाच ॥**

**अदृश्यमानास्ते दैत्या योधयंति स्म मायया॥**
**अदृश्येनास्त्रवीर्येण तानप्यहमयोधयम् ॥१॥**

અર્જુને કહ્યું:-પછી અદશ્ય થયેલા તે દૈત્યો મારીસાથે માયાથી યુદ્ધ કરવા લાગ્યા અને હું પણ તેઓની સાથે અદશ્ય અસ્ત્રના પ્રભાવથી યુદ્ધ કરવા લાગ્યો.[૧] મારા ગાંડીવ ધનુષથી છુટેલાં અને ઉત્તમ રીતે અસ્ત્રમંત્રોથી મંત્રેલાં બાણો જ્યાં જ્યાં દૈત્યો હતા, ત્યાં ત્યાં જઇને તેઓનાં મસ્તકો કાપવા લાગ્યાં.[૨] આ રીતે યુદ્ધમાં મેં જ્યારે નિવાતકવચોનો વધ કરવા માંડયો, ત્યારે તેઓ પોતાની માયાને સમેટી લઇને પોતાના નગરમાં પેસી ગયા.[૩] આ પ્રમાણે દૈત્યો નાસી ગયા અને પ્રકાશ થયો, ત્યારે મેં ત્યાં લાખો દાનવોને હણાયલા જોયા.[૪] વળી ત્યાં તેઓનાં સેંકડો શસ્ત્રો, અલંકારો, શરીરો અને બખ્તરો ચૂર્ણ થઇ ગયેલાં દેખાતાં હતાં.[૫] રે! ઘોડાઓને આગળ ચાલવામાટે એક પગલા જેટલી પણ ખાલી જગા ન હતી! તેથી તેઓ એકદમ કૂદીને આકાશમાં જઇ ઉભા રહ્યા.[૬] તે પછી નિવાતકવચો કેવળ આકાશને ઢાંકી દઇને ત્યાં અદશ્ય રહી ત્યાંથી પર્વતો ફેંકવા લાગ્યા.[૭] હે ભારત! વળી બીજા જેઓ પૃથ્વીમાં ભરાઈ ગયા હતા, તે દાનવો મારા ઘોડાના પગોને તથા રથનાં પૈડાંને ખેંચવા લાગ્યા.[૮] આ રીતે તેઓ વેગવાળા ઘોડાઓને તથા રથને પકડી રાખીને યુદ્ધ કરતા મારા ઉપર તથા મારા રથ ઉપર ચોમેરથી પર્વતોનો મારો ચલાવવા લાગ્યા.[૯] પડેલા પર્વતો અને બીજા પડતા પર્વતોથી અમે જ્યાં હતા તે પ્રદેશ ગુફા જેવો થઇ ગયો.[૧૦] આ રીતે હું પર્વતોથી ઢંકાઈ ગયો અને મારા ઘોડાઓને દૈત્યોએ પકડી રાખ્યા, તેથી મને બહુ પીડા થવા લાગી. તે વાત માતલિ જાણી ગયો.[૧૧]

અને મને ભયભીત થયેલો જોઇને તેણે આ પ્રમાણે કહ્યું:–'અર્જુન ! ઓ અર્જુન ! તું ડરીશ નહિ, પણ વજ્રાસ્ત્રનો પ્રયોગ કર.'[૧૨] હે રાજા ! તેનું એ વચન સાંભળીને મેં ઇંદ્રના વહાલા ભયંકર વજ્રાસ્ત્રનો પ્રયોગ કર્યો[૧૩] અને હું એક અચલ સ્થાનનો આશ્રય કરીને તથા ગાંડીવ ધનુષનું અભિમંત્રણ કરીને વજ્રના જેવા સ્પર્શવાળાં લોખંડી તીવ્ર બાણો છોડવા લાગ્યો. વજ્રાસ્ત્રથી અભિમંત્રણ કરેલાં તે બાણો વજ્રરૂપ થઇને તે પર્વતમયી માયામાં તથા તે નિવાત કવચોમાં પ્રવેશ કરી ગયાં.[૧૫] તે વખતે વજ્રના વેગથી હણાયલા પર્વત જેવા પ્રચંડ દેહવાળા દાનવો પરસ્પરને વળગીને પૃથ્વીની સપાટીપર પડવા લાગ્યા;[૧૬] અને જે દૈત્યો પૃથ્વીની અંદર રહીને રથના ઘોડાઓને પકડી રહ્યા હતા તેઓને પણ બાણોએ ત્યાં પ્રવેશ કરીને યમલોકમાં પહોંચાડી દીધા.[૧૭] આ રીતે તે પર્વત જેવા નિવાતકવચ દૈત્યો મરીને આમતેમ પડ્યા હતા તેઓના દેહથી તે પ્રદેશ જાણે વીખરાયલા પર્વતોથીજ ઢંકાઈ ગયો હોય, તેમ ઢંકાઇ ગયો હતો.[૧૮] એ વખતે ઘોડાઓને, રથને, માતલિને અથવા મને જરા પણ ઘાવ થયેલો દેખાતો ન હતો તે આશ્ચર્ય જેવું હતું.[૧૯] હે રાજા ! તે વખતે માતલિ હસતો હસતો મને કહેવા લાગ્યો કે:–'હે અર્જુન ! તારામાં જે પરાક્રમ દેખાય છે, તે દેવોમાં પણ દેખાતું નથી !'

જ્યારે અસુરોના સમૂહો નાશ પામ્યા, ત્યારે તે નગરમાં તેઓની સર્વ સ્ત્રીઓ શરદ ઋતુમાં જેમ સારસ પક્ષીઓ વિલાપ કરે, તેમ વિલાપ કરવા લાગી.[૨૧] તે પછી હું રથના ઘડઘડાટથી નિવાત કવચની સ્ત્રીઓને ત્રાસ પમાડતો માતલિની સાથે તે દૈત્યોના નગરમાં ગયો.[૨૨] તે વખતે મોરના જેવા વર્ણવાળા તે દશહજાર ઘોડાઓને તથા સૂર્યના જેવા તેજસ્વી રથને જોઇને દૈત્યોની સ્ત્રીઓ ટોળેટોળાં વળીને ત્યાંથી નાસાનાસ કરવા લાગી.[૨૩] ત્રાસ પામીને નાસતી તે સ્ત્રીઓના અલંકારોનો શબ્દ, પર્વતો ઉપરથી પડતી શિલાઓના શબ્દ જેવો થઈ રહ્યો હતો.[૨૪] પછી ત્રાસ પામેલી તે દૈત્યસ્ત્રીઓ, બહુ રત્નોથી ચિત્રવિચિત્ર દેખાતાં પોતપોતાનાં સુવર્ણમંદિરોમાં પેસી ગઇ.[૨૫] દેવનગર કરતાં પણ શ્રેષ્ઠ તે અદ્ભુત આકારવાળા ઉત્તમ નગરને જોઇને મેં માતલિને પૂછ્યું કે:–[૨૬]'આવા સુંદર નગરમાં દેવો કેમ નિવાસ કરતા નથી ? મને તો આ નગર ઇંદ્રપુરી કરતાં પણ શ્રેષ્ઠ લાગે છે.'[૨૭]

માતલિ બોલ્યો:–'હે પાર્થ ! પૂર્વે આ નગર અમારા દેવરાજનુંજ હતું; પણ પાછળથી નિવાતકવચોએ અહીંથી દેવોને નસાડી દીધા હતા.[૨૮] તેઓએ મહાન તીવ્ર તપ કરીને તેવડે બ્રહ્માને પ્રસન્ન કરી આ નગર નિવાસને માટે માગી લીધું હતું અને યુદ્ધમાં દેવોથી અભય માગ્યું હતું.[૨૯] તે બન્ને વરો બ્રહ્માએ નિવાતકવચોને આપ્યા, ત્યારે પોતાના હિતની કામનાથી ઇંદ્રે ભગવાન બ્રહ્માને કહ્યું કે:–'આપ ભગવાન એ દૈત્યોના નાશને માટે તજવીજ કરો.' હે ભરતવંશી અર્જુન ! ત્યારે ભગવાન બ્રહ્માએ કહ્યું કે, એ સંબંધમાં નિર્માણ થયેલુંજ છે અને હે શત્રુહંતા ! તે વખતે તુંજ બીજો દેહ ધારણ કરીને એ નિવાતકવચોનો નાશ કરીશ.'[૩૧] એ કહેવા ઉપરથીજ ઇંદ્રે એઓના વધને માટે તમને અસ્ત્રો આપ્યાં છે. જે નિવાત કવચોને તમે માર્યા છે, તેઓને દેવો મારી શકતા ન હતા.[૩૨] હે ભરતવંશી ! કાળને પરિણામે એ દૈત્યોનો વિનાશ કરનારા તમે અહીં આવી પહોંચ્યા અને તમે તે પ્રમાણે કાર્ય કર્યું.[૩૩] હે પુરુષેંદ્ર ! ઇંદ્રે દાનવોના વિનાશને માટેજ તમને પરમ ઉત્તમ અસ્ત્રબળ પ્રાપ્ત કરાવ્યું છે.[૩૪]

અર્જુને કહ્યું:–' આ પ્રમાણે તે દાનવોને મારીને તથા નગરને સારી રીતે જોઈને હું માતલિની સાથે અમરાવતી તરફ પાછો ફર્યો.'[૩૫]

**ઇતિ શ્રીમહા૦ વન૦ નિવાતકવચ યુદ્ધ પર્વમાં "નિવાતકવચયુદ્ધ" એ વિષયનો અધ્યાય ૧૭૨ મો સમાપ્ત.**

# અધ્યાય ૧૭૩ મો
## હિરણ્યપુરવાસી દૈત્યોનો વધ

**॥ अर्जुन उवाच ॥**

**निवर्तमानेन मया महद्दष्टंततोऽपरम् ॥**
**पुरं कामचरं दिव्यं पावकार्कसमप्रभम् ॥१॥**

અર્જુન બોલ્યો; ત્યાંથી પાછા ફરતાં મેં અગ્નિ તથા સૂર્યના જેવી કાંતિવાળું અને ઇચ્છા પ્રમાણે ગતિ કરનારૂં એક બીજું દિવ્ય નગર દીઠું.[૧] તેમાં રત્નમય વિચિત્ર વૃક્ષો ઉગેલાં હતાં, સુંદર સ્વરવાળાં પક્ષીઓ હતાં અને પૌલોમ તથા કાલકંજ નામના દાનવો નિત્ય આનંદથી રહેતા હતા.[૨] તે નગર કોટ તથા અટારીઓથી યુકત હતું, તેને ચાર દરવાજાઓ હતા, તેમાં એકદમ પ્રવેશ થઇ શકતો ન હતો, તે સર્વ રત્નમય, દિવ્ય અને અદ્‌ભુત જેવું દેખાતું હતું. પુષ્પ તથા ફળયુક્ત સર્વ રત્નમય વૃક્ષોથી તે વીંટાયલું હતું, અતિ મનોહર તથા દિવ્ય પક્ષીઓથી યુક્ત હતું અને શૂલ,બેધારી તરવાર,મુસલ,ધનુષ તથા મુદ્‌ગરને હાથમાં ધારણ કરનારા, પુષ્પમાળાઓથી શોભતા અને નિત્ય આનંદમાં રહેનારા અસુરોથી ચોમેર વીંટાયલું હતું.[૫] હે રાજા ! અદ્‌ભુત દેખાવવાળા તે દૈત્યોના નગરને જોઈને મેં માતલિને પૂછ્યું કેઃ-'આ આશ્ચર્યકારક શું છે ?'[૬]

માતલિએ કહ્યુંઃ-'પૂર્વે પુલોમા અને કાલકા નામની બે દૈત્યસ્ત્રીઓએ દેવનાં હજાર વર્ષસુધી મહાન તપ કર્યું હતું.[૭] તેઓનાં તપની સમાપ્તિમાં બ્રહ્માએ વર આપવા કહ્યું, ત્યારે તે બન્નેએ માગ્યું કેઃ-'અમારા પુત્રોને દુઃખ ઓછું થાય, તેઓનો દેવ, રાક્ષસ તથા નાગોથી વધ થાય નહિ અને તેઓને મહાકાંતિવાળું, રમણીય તથા આકાશચારી નગર મળે.' હે ભરતશ્રેષ્ઠ રાજેંદ્ર! આવી તે બન્નેની માગણીથી બ્રહ્માએ પૌલોમ તથા કાલકેયોને માટે, સર્વ રત્નોથી ઝળહળતું, દેવો, મહર્ષિઓ, યક્ષો, ગંધર્વો, સર્પો, અસુરો તથા રાક્ષસોથી પણ જિતાય નહિ તેવું, સર્વ વૈભવો તથા સર્વ ગુણોથી સંપન્ન અને શોક તથા રોગોથી રહિત નગર રચી આપ્યું. [૮-૧૧] તે એ આકાશચારી તથા દિવ્ય નગર છે. એમાં દેવો વસતા નથી, પણ હે વીર ! પૌલોમ અને કાલકંજ નામના દાનવો એમાં વસે છે.[૧૨] એ મહાન નગર હિરણ્યપુર નામથી ઓળખાય છે અને કાલકેય તથા પૌલોમ નામના મહાન અસુરો એનું રક્ષણ કરે છે.[૧૩] હે રાજેંદ્ર! સર્વ દેવતાઓ તેઓને મારી શકે તેમ નથી, તેથી તેઓ નિત્ય ઉદ્વેગ તથા ઉત્કંઠાથી રહિત થઇને એ નગરમાં આનંદથી નિવાસ કરે છે.[૧૪] પૂર્વે બ્રહ્માએ એઓનું મૃત્યુ મનુષ્યના હાથથી નિર્માણ કર્યું છે, માટે હે પાર્થ ! તમે યુદ્ધમાં મહાબળવાન તથા અજિત એ કાલકંજ નામના દૈત્યોનો પણ વજ્રાસ્ત્ર મારીને સત્વર નાશ કરો.'[૧૫]

અર્જુને કહ્યુંઃ-હે રાજા ! દેવ તથા દૈત્યોથી તે નગર નાશ પામે તેવું નથી, એમ જાણીને મેં આનંદથી માતલિને કહ્યું કેઃ-'તું તત્કાળ તે નગર તરફ પ્રયાણ કર.[૧૬] એટલે હું દેવોના દ્વેષીઓનો અસ્ત્રોથી નાશ કરૂં. જે લોકો દેવોનો દ્વેષ કરે છે, તે પાપીઓનો વધ કરવો મને કોઈ પણ રીતે અયોગ્ય લાગતો નથી.'[૧૭] એ સાંભળીને માતલિ, તે ઘોડાઓ જોડેલા દિવ્ય રથને હંકારી તુરત મને હિરણ્યપુર પાસે લઇ ગયો.[૧૮] મને જોતાંજ તે દૈત્યો તરેહ તરેહના અલંકારો તથા વસ્ત્રો ધારણ કરીને તથા બખ્તરો પહેરીને રથોમાં બેસી મોટા વેગવડે મારીસાથે યુદ્ધ કરવા દોડી આવ્યા;[૧૯] અને તીવ્ર પરાક્રમી તે દાનવેંદ્રો ક્રોધ કરીને મારા ઉપર નાલીક,નારાચ,ભાલાઓ, શક્તિ, બેધારી તરવારો તથા તોમરોનો પ્રહાર કરવા લાગ્યા.[૨૦] હે રાજા ! તે વખતે વિદ્યાબળનો આશ્રય કરીને મેં મોટી બાણવૃષ્ટિ કરી, તેઓની મહાન શસ્ત્રવૃષ્ટિને અટકાવી દીધી;[૨૧] અને યુદ્ધમાં રથની અનેક ચાલોથી ગતિ કરીને તે સર્વ દૈત્યોને મોહિત કરી નાખ્યા. મૂઢ થયેલા તેઓ પરસ્પરમાં પ્રહાર કરીને એકમેકને રણમાં પાડવા લાગ્યા.[૨૨] આ રીતે દાનવો મૂઢ થઇને એકબીજાને મારવા દોડવા લાગ્યા, ત્યારે મેં પ્રદીપ્ત બાણોવડે તેઓનાં સેંકડો માથાંઓ કાપી

નાખ્યાં.[23] આ પ્રમાણે જ્યારે મેં દૈત્યોનો નાશ કરવા માંડયો, ત્યારે તેઓ પાછા નગરમાં પેસી ગયા અને દાનવી માયાનો આશ્રય કરીને નગર સાથે આકાશમાં ઉડી ગયા.[24] હે કુરુનંદન! ત્યારે મેં મોટો બાણનો વરસાદ વર્ષાવી તેવડે દૈત્યોનો માર્ગ રૂંધી, તેઓની ગતિ રોકી દીધી. દૈત્યોનું તે નગર આકાશચારી, દિવ્ય, ઈચ્છા પ્રમાણે ગતિ કરનારૂં તથા સૂર્યના જેવી કાંતિવાળું હતું.તેને બ્રહ્માના વરદાનથી અસુરો પોતાને સુખસગવડ મળે ત્યાં રાખી શકતા હતા.[26] તે નગર ક્ષણમાં ભૂમિની અંદર પડતું હતું તો ક્ષણમાં ઉંચે આકાશમાં ઉભું રહેતું હતું, ક્ષણમાં આડી ગતિ કરતું હતું ત્યારે ક્ષણમાં પાણીમાં ડૂબી જતું હતું.[27] હે શત્રુતાપન! અમરાવતીના જેવા તેર સ્વેચ્છાચારી મહાનગરને મેં અનેક પ્રકારનાં અસ્ત્રો છોડીને રૂંધી દીધું.[28] તે પછી હે પુરુષશ્રેષ્ઠ! મેં દિવ્યાસ્ત્રથી મંત્રેલા બાણના સમૂહો છોડીને દૈત્યોની સાથે તે નગરને કબજામાં આણ્યું;[29] અને તેના ઉપર સીધાં જનારાં લોખંડી બાણોનો મારો કર્યો. તેનાથી તે આસુરી નગર ભાંગીને પૃથ્વી ઉપર પડયું.[30] વજ્રના જેવા વેગવાળાં મારાં લોખંડી બાણોથી હણાતા તે અસુરો કાળથી પ્રેરાઈને આમતેમ ભમવા લાગ્યા તેજ વખતે માતલિ આકાશમાં ઉડયો અને તુરતજ આગલા ભાગથી પડતો હોય તેમ સૂર્યના જેવા તેજસ્વી રથવડે પૃથ્વીપર ઉતરી પડયો. હે ભરતવંશી રાજા!તે સમયે મારીસાથે યુદ્ધ કરવાની ઇચ્છાવાળા સાઠ હજાર ક્રોધી દૈત્યો,રથોમાં બેસીને મારી ચોતરફ વીંટાઈ વળ્યા; પરંતુ મેં ગીધનાં પીછાંઓથી સુશોભિત એવાં સજ્જ કરેલાં બાણો મારીને તેઓને ઉડાવી દીધા; તોપણ તેઓ સમુદ્રનાં મોજાંઓની પેઠે યુદ્ધમાં લડવામાટે પાછા ચઢી આવ્યા. ત્યારે મેં વિચાર કર્યો કે,આ દૈત્યો માનુષી યુદ્ધથી જિતી શકાય તેવા નથી.[34] તેથી મેં અનુક્રમે દિવ્ય અસ્ત્રોનો પ્રયોગ કરવા માંડયો;પરંતુ તે આશ્ચર્યકારક યુદ્ધ કરનારા હજારો રથી દૈત્યોએ મારાં તે દિવ્ય અસ્ત્રોને ધીરે ધીરે નિષ્ફળ નાખ્યાં અને રથની વિચિત્ર ગતિવડે તે મહા બળવાનો સંગ્રામમાં સેંકડોને હજારોની સંખ્યામાં દેખાવા લાગ્યા. તેઓના મુકુટો, બખ્તરો, ધ્વજાઓ અને અલંકારો વિચિત્ર પ્રકારના હતા અને તેથી તેઓ મારા મનને જાણે આનંદ આપતા હોય તેવા લાગતા હતા. હું રણમાં અસ્ત્રોથી મંત્રેલાં બાણોના વરસાદવડે પણ તેઓને પીડવા સમર્થ થયો નહિ, પરંતુ તેઓ તો સામા મને પીડવા લાગ્યા. અસ્ત્રવિદ્યામાં કુશળ અને અસંખ્ય ઝાઝા દૈત્યોથી પીડાતો હું મહાયુદ્ધમાં વ્યાકુળ થઈ ગયો અને મારા મનમાં મોટો ભય ઉત્પન્ન થયો; ત્યારે મેં દેવના દેવ રુદ્રને પ્રણામ કર્યા અને 'બીજાં પ્રાણીઓનું કલ્યાણ થાઓ' એ પ્રમાણે કહીને યુદ્ધમાં રૌદ્ર નામથી પ્રખ્યાત તથા સર્વ શત્રુઓને નાશ પમાડનારા મહાસ્ત્રનો પ્રયોગ કર્યો.[35-41] તેજ વખતે હે શત્રુહંતા! મેં ત્રણ માથાવાળા, નવ નેત્રવાળા, ત્રણ મુખવાળા, છ ભુજાવાળા, દેદીપ્યમાન, સૂર્ય અથવા અગ્નિના જેવા કેશવાળા અને ગલોફાં ચાટતા મોટા નાગોનેજ વસ્ત્રને સ્થાને ધારણ કરનારા એક પુરુષને જોયો. તે રૌદ્ર પુરુષને જોઈને હું ભયરહિત થયો અને હે ભરતશ્રેષ્ઠ! મેં તે સનાતન તથા ભયંકર રૌદ્રાસ્ત્રને ગાંડીવ ધનુષ ઉપર ચઢાવ્યું તથા ત્રિનેત્રધારી અમાપ તેજવાળા શંકરને નમસ્કાર કરીને દાનવેંદ્રોના પરાજયને માટે છોડયું. હે ભારતરાજ! તે અસ્ત્રને છોડતાંજ તેનાથી મૃગો, સિંહો, વ્યાઘ્રો, રીંછો, પાડાઓ, સર્પો, ગાયો, અષ્ટાપદો, હાથીઓ, વાનરો, સાંઢો, વરાહો, બિલાડાઓ, કૂતરાઓ, પ્રેતો, ભુરુંડ પક્ષીઓ, ગીધો, ગરુડો, ચમરી ગાયો, દેવો, ઋષિઓ, ગંધર્વો, પિશાચો, યક્ષો, રાક્ષસો, ગુહ્યકો, નૈર્ઋતો, હાથીના જેવાં મુખવાળાં જળચરો, ઘુવડો, માછલાં તથા ઘોડાના જેવાં રૂપવાળાં પ્રાણીઓ, વિવિધ શસ્ત્રો તથા તરવારોને હાથમાં ધારણ કરનારા અને ગદા તથા મુદ્દગરધારી રાક્ષસો, તથા બીજાં અનેક સ્વરૂપો ધારણ કરનારાં હજારો પ્રાણીઓ યુદ્ધમાં પ્રકટ

થયાં. આ રીતે તે રૌદ્રાસ્ત્રને મૂકતાંજ પ્રાણીઓથી આખું જગત ભરાઇ ગયું.[૫૨] તેમાં કેટલાએક ત્રણ માથાંવાળા, કેટલાએક ચાર ડાઢવાળા, કેટલાએક ચાર મુખવાળા, કેટલાએક ચાર ભુજાવાળા તથા કેટલાએક માંસ, મેદ, ચરબી અને હાડકાંથી યુક્ત અનેક રૂપોવાળા હતા.[૫૩] તેઓથી વારંવાર વધ કરાતા દાનવો નાશ પામી ગયા. હે ભારત ! મેં પણ સૂર્ય તથા અગ્નિના જેવાં તેજસ્વી, વજ્ર જેવી ઝળકતી કાંતિવાળાં તથા પર્વતના જેવાં દૃઢ એવાં બીજાં વિનાશક બાણો મારીને તે સર્વ દાનવોને એક મુહૂર્તમાંજ નાશ પમાડી દીધા.[૫૫] પછી મેં જ્યારે ગાંડીવથી છુટેલાં અસ્ત્રવડે નાશ પામેલા દૈત્યોને પ્રાણવિનાના થઇને આકાશમાંથી પડતા દીઠા, ત્યારે ફરી જગદ્વ્યાપક ત્રિપુરાંતક શંકરને પ્રણામ કર્યા;[૫૬] અને તે રીતે દિવ્ય અલંકારોથી શોભતા દૈત્યોને રૌદ્રાસ્ત્રથી નાશ પામેલા જોઈને ઇંદ્રનો સારથિ માતલિ પણ પરમ હર્ષ પામ્યો;[૫૭] તેમજ દેવોથી પણ થઈ ન શકે એવું અસહ્ય કર્મ મેં કર્યું, તેથી મારી પ્રશંસા કરવા લાગ્યો.[૫૮] પ્રસન્ન થયેલો તે બે હાથ જોડીને આ પ્રમાણે બોલ્યો:-' તમે દેવોથી તથા દૈત્યોથી ન થઈ શકે તેવું કાર્ય કર્યું છે ! સાક્ષાત્ દેવેશ્વર ઇંદ્ર પણ સંગ્રામમાં એ કાર્ય કરવા સમર્થ નથી. આ મહાન આકાશચારી નગર દેવો તથા દૈત્યોથી નાશ પામે તેવું ન હતું; હે વીર! તેને તમે પોતાના પરાક્રમથી તથા તપના બળથી નાશ પમાડયું છે ! '

જ્યારે તે આકાશચારી નગર ભાંગી પડયું અને દાનવો નાશ પામ્યા, ત્યારે સર્વ દૈત્યોની સ્ત્રીઓ વિલાપ કરતી નગરમાંથી બહાર નીકળી આવી. ટીટોડીની પેઠે દુઃખ પામેલી તથા પીડા પામતી તે સ્ત્રીઓના કેશો વીખરાઈ ગયા હતા. તેઓ પોતપોતાના પુત્રોનો, પિતાઓનો તથા બંધુઓનો શોક કરતી દીન કંઠથી રડતી પૃથ્વી ઉપર પડી; પતિઓ મરવાથી વિલાપ કરવા લાગી; છાતીઓ કૂટવા લાગી તથા તેઓની કંઠમાંની માળાઓ અને અલંકારો વીખરાઈ ગયા. દાનવોનું નગર પણ ધણીવિનાનું, શોકભર્યું, શોભારહિત, દુઃખ તથા દીનતાથી હણાયલું અને કાંતિવિનાનું થવાથી શોભારહિત થઈ ગયું; એટલુંજ નહિ પણ ગંધર્વ નગરના જેવા આકારવાળું, નાગ કાઢી લીધેલા ધરાના જેવું તથા સૂકાયલાં વૃક્ષવાળા અરણ્યના જેવું તે નગર અદૃશ્ય થઈ ગયું! આ રીતે કાર્ય સિદ્ધ થવાથી મારૂં મન પ્રસન્ન થયું. પછી મને માતલિ યુદ્ધભૂમિમાંથી તુરત ઇંદ્રભવનમાં લઈ ગયો. હું નિવાતકવચોને તથા પૌલોમ અને કાલકેય નામના મોટા અસુરોને મારીને પછી હિરણ્યપુર છોડી ઇંદ્રની પાસે ગયો.હે મહાકાંતિવાળા રાજા! ત્યાં માતલિએ, યુદ્ધમાં મહાબળવાન નિવાતકવચોનો વધ, હિરણ્યપુરનો નાશ, માયાઓનું નિવારણ વગેરે મેં જે જે પરાક્રમો કર્યાં હતાં, તે સર્વે જે પ્રમાણે થયાં હતાં તે પ્રમાણે વિસ્તારથી ઇંદ્રને કહી સંભળાવ્યાં. તે સાંભળીને હજાર નેત્રવાળા ભગવાન ઇંદ્ર પ્રસન્ન થયા [૫૯-૭૦] અને તે શ્રીમાને દેવગણોની સાથે ' સારૂં કર્યું ! સારૂં કર્યું !' એમ કહ્યું. તે પછી દેવરાજે વારંવાર મને આશ્વાસન આપીને દેવોની સાથે મધુર વચનથી આ પ્રમાણે કહ્યું:-'હે પાર્થ ! તેં યુદ્ધમાં દેવોથી તથા દાનવોથી ન થાય તેવું કર્મ કર્યું છે ! મારા મોટા શત્રુઓને મારીને તેં મને ગુરુદક્ષિણા આપી છે. હે ધનંજય ! તારે રણભૂમિમાં એજ પ્રમાણે સ્થિર થઇને યુદ્ધ કરવું અને સાવધાન રહીને અસ્ત્રોનો પ્રયોગ કરવો. ખરેખર! યુદ્ધમાં દેવ, દાનવ, રાક્ષસ, યક્ષ, અસુર, ગંધર્વ, પક્ષિગણ તથા નાગો તારો વેગ સહન કરી શકશે નહિ. હે કુંતીપુત્ર ! ધર્માત્મા કુંતીપુત્ર યુધિષ્ઠિર, તારા બાહુબળથી જિતેલી પૃથ્વીનું પાલન કરશે. [૭૧-૭૫]

**ઇતિ શ્રીમહા૦ વન૦ નિવાતકવચ યુદ્ધપર્વમાં "હિરણ્યપુરના દૈત્યોનો વધ " એ વિષયનો અધ્યાય ૧૭૩ મો સમાપ્ત.**

## અધ્યાય ૧૭૪ મો

### અર્જુનનો સત્કાર

॥ अर्जुन उवाच ॥

तोमामतिविश्वस्तं संरुढशरविक्षतम् ॥
वराजो विग्रह्येदं काले वचनमब्रवीत् ॥१॥

અર્જુને કહ્યું:–તે પછી શત્રુઓના વિજયસંબંધમાં અતિશય વિશ્વાસપાત્ર તથા દેહમાં પેઠેલાં બાણોવડે ઘવાયલા મને દેવેંદ્રે પોતાનાતરીકે સ્વીકારીને સમય આવતાં આ પ્રમાણે કહ્યું કે:–[૧] હે ભરતવંશી! તારી પાસે સર્વ દિવ્ય અસ્ત્રો રહેલાં છે, તેથી હવે પૃથ્વી ઉપર કોઇ પણ મનુષ્ય તારો પરાજય કરી શકશે નહિ.[૨] હે પુત્ર! તું સંગ્રામમાં ઉભો રહીશ ત્યારે ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, કર્ણ, શકુનિ તથા બીજા રાજાઓ તારી સોળમી કળાને પણ પહોંચી શકે તેમ નથી.'[૩] એમ કહીને પ્રભુ ઇંદ્રે મને આ તુટે નહિ તેવું દિવ્ય બખ્તર આપ્યું અને સુવર્ણમય માળા આપી.[૪] ફરી મને મોટો શબ્દ કરનારો દેવદત્ત નામનો શંખ આપ્યો અને ઇંદ્રે પોતે આ દિવ્ય મુકુટ મારે માથે પહેરાવ્યો.[૫] તે પછી ઇંદ્રે, મને આ બહુ મૂલ્યવાળાં ઝળહળતાં દિવ્ય વસ્ત્રો તથા દિવ્ય અલંકારો આપ્યાં.[૬] હે રાજા! આ પ્રમાણે તેમણે બહુ માન આપ્યા પછી હું ઇંદ્રના પવિત્ર ભવનમાં, ગંધર્વબાળકોની સાથે સુખથી રહ્યો.[૭] પછી દેવોની સાથે પ્રસન્ન થયેલા ઇંદ્રે મને કહ્યું કે:–' હે અર્જુન! તારે જવાનો સમય થયો છે; કારણકે તારા ભાઇઓ તને સંભારે છે. '[૮] હે ભરતવંશી રાજા! એ પ્રમાણે હું દ્યૂતથી ઉત્પન્ન થયેલા કલેશને સંભારતો ઇંદ્રના ભવનમાં પાંચ વર્ષસુધી રહ્યો હતો.[૯] તે પછી ગંધમાદનના પગરૂપ આ પર્વતના શિખર ઉપર મેં તમને ભાઇઓથી વીંટાયલા જોયા."[૧૦]

યુધિષ્ઠિરે કહ્યું:–" હે ધનંજય ! તને અસ્ત્રો પ્રાપ્ત થયાં એ ઘણું સારૂં થયું. હે ભારત ! તેં દેવોના મહારાજા ઇંદ્રને પ્રસન્ન કર્યા એ પણ સારૂં થયું.[૧૧] હે શત્રુતાપન ! હે નિષ્પાપ ! તેં ભગવાન શંકરનાં પાર્વતીની સાથે પ્રત્યક્ષ દર્શન કર્યાં તથા પોતાના યુદ્ધથી તેમને પ્રસન્ન કર્યા એ પણ બહુ સારૂં થયું.[૧૨] હે ભરતશ્રેષ્ઠ! તું દિકપાલોને મળ્યો તે પણ ઠીક થયું; અને તું પાછો આવ્યો તે બહુ સારૂં થયું. હે પાર્થ! હવે આપણે વૃદ્ધિ પામીએ છીએ, એ આપણું અહોભાગ્ય છે. આજે હું નગરોથી સુશોભિત સંપૂર્ણ પૃથ્વી દેવીને જિતેલી માનું છું તથા ધૃતરાષ્ટ્રના પુત્રોને વશ કરેલા માનું છું હે ભારત! તેં જે અસ્ત્રોથી તેવા પરાક્રમી નિવાતકવચોને માર્યા હતા, તે તારાં દિવ્ય અસ્ત્રોને હું જોવા ઇચ્છું કરૂં છું."[૧૩–૧૫]

અર્જુને કહ્યું:–" જે અસ્ત્રોવડે મેં ભયંકર નિવાતકવચોનો નાશ કર્યો હતો, ત સર્વ દિવ્યાસ્ત્રોને તમે કાલે સવારે જોશો."[૧૬]

વૈશંપાયને કહ્યું:–હે જનમેજય ! આ પ્રમાણે ત્યાં પોતાના આવવાની વાત કહીને અર્જુન સર્વ બંધુઓની સાથે તે રાત્રિ ત્યાં રહ્યો.

ઇતિ શ્રીમહા૦ વન૦ નિવાતકવચ યુદ્ધ પર્વમાં " અસ્ત્રદર્શનસંકેત " એ વિષયનો અધ્યાય ૧૭૪ મો સમાપ્ત.

## અધ્યાય ૧૭૫ મો

### દિવ્યાસ્ત્રદર્શનનો સમારંભ

॥ वैशंपायन उवाच ॥

तस्यां रात्र्यां व्यतीतायां धर्मराजो युधिष्ठिरः॥
उत्थायावश्यकार्याणि कृतवान्भ्रातृभिःसह ।१।

વૈશંપાયને કહ્યું:–તે રાત્રિ વીત્યાપછી ધર્મરાજા યુધિષ્ઠિરે ઉઠીને ભાઇઓની સાથે આવશ્યક કર્મો કર્યાં.[૧] તે પછી તેમણે માતાને આનંદ આપનારા અર્જુનને કહ્યું કે:–"હે કૌંતેય ! તેં જે અસ્ત્રોથી દાનવોને જિત્યા હતા, તે અસ્ત્રો મને દેખાડ."[૨]

હે ભરતવંશી જનમેજય રાજા ! તે સાંભળીને પાંડુપુત્ર અર્જુને તે દિવ્ય અસ્ત્રો દેખા-

ડવાનો આરંભ કર્યો.[૭]પ્રથમ તો તે મહાતેજસ્વી યથાવિધિ સ્નાનાદિક કરીને પરમ પવિત્ર થયો. પછી પર્વતોજ જેનો ઉંટડો પૈડાં, આંક તથા સુંદર વાંસોવાળો ત્રિવેણુ છે એવા પૃથ્વીરૂપી રથની મનમાં કલ્પના કરીને તેમાં બેસી સુશોભિત જણાતા અર્જુને, ઉત્તમ કાંતિવાળું ઇંદ્રનું આપેલું દિવ્ય બખ્તર પહેર્યું, ગાંડીવ ધનુષ હાથમાં લીધું અને દેવદત્ત નામનો શંખ પણ લીધો. તે પછી શોભાસંપન્ન થયેલા મોટી ભુજાવાળા અર્જુને અનુક્રમથી દિવ્ય અસ્ત્રો દેખાડવાનો આરંભ કર્યો. દેવોથી મળેલાં દિવ્ય અસ્ત્રોનો પ્રયોગ કરવા માંડતાંજ અર્જુને પગવડે દબાવેલી પૃથ્વી વૃક્ષોની સાથે કંપી ઉઠી, સમુદ્રો અને નદીઓ ખળભળી ઉઠયાં,[૮] પર્વતો ફાટવા લાગ્યા, વાયુ વાતો બંધ થયો, સૂર્ય ઝાંખો થઇ ગયો અને અગ્નિ બળતો બંધ થઇ ગયો. [૯] હે જનમેજય! તે વખતે દ્વિજોને વેદોનું સ્મરણ કરતાં પણ કોઇ રીતે વેદો સ્મરણમાં આવ્યા નહિ અને પૃથ્વીમાં રહેલાં પ્રાણીઓ દબાવાથી પીડાઈને ઉપર આવી અર્જુનને વીંટાઈ વળ્યાં. કરમાઇ ગયેલાં મુખવાળાં તે પ્રાણીઓ ધ્રૂજવા લાગ્યાં અને અસ્ત્રોનાં તેજથી બળવાને લીધે બે હાથ જોડી અર્જુનની પાસે પોતાના રક્ષણની માગણી કરવા લાગ્યાં. પછી બ્રહ્મર્ષિઓ, સિદ્ધો, મહર્ષિઓ, સર્વ જંગમ પ્રાણીઓ, મુખ્ય મુખ્ય દેવર્ષિઓ, સ્વર્ગવાસીઓ, યક્ષો, રાક્ષસો, ગંધર્વો, પક્ષીઓ અને આકાશચારી સર્વ પ્રાણીઓ ત્યાં અર્જુનની પાસે આવીને ઉભાં રહ્યાં. તે પછી બ્રહ્મા, સઘળા દિક્પાલો તથા ગણોની સાથે ભગવાન મહાદેવ પણ ત્યાં આવ્યા.[૧૦,૧૫]હે મહારાજ! તે સમયે વાયુ રંગ બેરંગી દિવ્ય પુષ્પો અર્જુનની ચોપાસ વર્ષાવવા લાગ્યો;[૧૬] ગંધર્વો દેવોની પ્રેરણાથી અનેક ગાથાઓ ગાવા લાગ્યા અને હે રાજા! અપ્સરાનાં મંડળો ટોળે મળીને નૃત્ય કરવા લાગ્યાં.[૧૭] હે રાજન! સમયે દેવોએ મોકલેલા નારદમુનિ ત્યાં આવ્યા અને અર્જુનને સાંભળવા યોગ્ય શબ્દોથી આ પ્રમાણે કહેવા લાગ્યા:—[૧૮]અર્જુન! ઓ ભરતકુળવંશી અર્જુન! તું દિવ્ય અસ્ત્રોનો પ્રયોગ કરીશ નહિ; કારણકે લક્ષ્યવિના એ અસ્ત્રોનો નકામો પ્રયોગ કોઇરીતે થઇ શકતો નથી;[૧૯] અને લક્ષ્ય હોય તોપણ પોતાને પીડા થયાવિના એનો કદી પણ પ્રયોગ કરવાનો નથી; કારણ કે હે કુરુનંદન! અસ્ત્રોનો તેવો મિથ્યા પ્રયોગ કરવામાં મોટો દોષ રહેલો છે.[૨૦] હે ધનંજય! એનું જો શાસ્ત્રાનુસાર રક્ષણ કરવામાં આવે છે તો એ બળવાન અને સુખ આપવા યોગ્ય થાય છે, એમાં સંશય નથી;[૨૧] પરંતુ હે પાંડુપુત્ર! જો એ અસ્ત્રોનું રક્ષણ કર્યું નહિ તો એ વિનાશકારક થઇ પડે છે; માટે તું ફરી કોઇ દિવસ એવું કરીશ નહિ.[૨૨] હે અજાતશત્રુ યુધિષ્ઠિર! (તમારે તે અસ્ત્રો જોવાં છે તો) અર્જુન જ્યારે યુદ્ધમાં શત્રુઓના વિનાશને માટે તેનો પ્રયોગ કરે, ત્યારે તમે તેને જોજો."[૨૩]

વૈશંપાયને કહ્યું:—હે નરશ્રેષ્ઠ! એ અર્જુનને અસ્ત્રપ્રયોગ કરતો અટકાવીને સર્વ દેવો તથા બીજાં જે ત્યાં આવ્યાં હતાં, તે સર્વે જેમ આવ્યાં હતાં તેમ પોતપોતાના સ્થાનમાં ચાલ્યાં ગયાં.[૨૪] હે કુરુવંશી! તે સર્વે ગયા પછી, પાંડવો દ્રૌપદીની સાથે ખુશીથી તે વનમાં રહ્યા.[૨૫]

**ઇતિ શ્રીમહા૦ વન૦ નિવાતકવચયુદ્ધપર્વમાં "અસ્ત્રદર્શન" એ વિષયનો અધ્યાય ૧૭૫ મો સમાપ્ત.**

## નિવાતકવચ યુદ્ધ પર્વ સમાપ્ત



# अजगर पर्व

## અધ્યાય ૧૭૬ મો
### પાંડવો ગંધમાદનથી પાછા ફર્યા.

॥ जनमेजय उवाच ॥

तस्मिन् कृतास्त्रे रथिनां प्रवीरे प्रत्यागते भवनाद्वृत्रहंतुः॥ अतः परं किमकुर्वत पार्थाः समेत्य शूरेणधनंजयेन ॥१॥

જનમેજયે પૂછ્યું:–રથીઓમાં મુખ્ય વીર અર્જુન અસ્ત્રવિદ્યા મેળવીને ત્રાસુરને હણનારા ઇંદ્રના ભવનમાંથી પાછો આવ્યા પછી પાંડવોએ શૂરા અર્જુનને મળીને શું કર્યું?[1]

વૈશંપાયને કહ્યું:–પછી તે પુરુષશ્રેષ્ઠ વીર પાંડવો ઇંદ્રસમાન અર્જુનની સાથે તેજ વનોમાં આવેલા રમણીય કુબેરના બગીચામાં નિવાસ કરીને તે મહાપર્વત ઉપર વિહાર કરવા લાગ્યા.[2] ધનુર્ધારી નરશ્રેષ્ઠ અર્જુન, અસ્ત્રોમાં નિત્ય તત્પર રહીને ત્યાંનાં અનુપમ મંદિરોને તથા જાત જાતનાં વૃક્ષોથી વીંટાયલાં ક્રીડાસ્થાનોને જોતો જોતો લગભગ ફર્યા કરતો હતો.[3] હે રાજા! રાજપુત્ર પાંડવો, કુબેર રાજાની કૃપાથી ત્યાં ઉત્તમ સ્થાનમાં વસતા હતા, તેથી તેઓ પૃથ્વીપરનાં પ્રાણીઓના ઐશ્વર્યની સ્પૃહા કરતા ન હતા. તેઓનો તે સમય સુખરૂપ થઇ પડયો હતો.[4] પાંડવો, અર્જુનને મળ્યા પછી ત્યાં ચાર વર્ષસુધી રહ્યા હતા; પરંતુ તે ચાર વર્ષ તેઓને એક રાત્રિ જેવડાંજ લાગ્યાં હતાં. તે ચાર વર્ષો અને તેની આગળનાં છ વર્ષો મળીને દશ વર્ષો પાંડવોને વનમાં વસતાં સુખથી નીકળી ગયાં.[5] તે પછી વેગવાળો વાયુપુત્ર ભીમસેન, અર્જુન અને દેવરાજના જેવા વીર નકુલ તથા સહદેવ એકાંતમાં યુધિષ્ઠિરરાજાની પાસે બેસીને તેમને હિતકારક તથા પ્રિય વચન કહેવા લાગ્યા:–[6] "હે કુરુરાજ! તમારી પ્રતિજ્ઞા સત્ય કરવાની ઇચ્છાથી તથા તેદ્વારા તમારૂં પ્રિય કરવાની ઇચ્છાથીજ અમે વનોનો ત્યાગ કરીને અનુયાયીઓની સાથે દુર્યોધનનો નાશ કરવા જતા નથી.[7] આપણે સુખ ભોગવવાને યોગ્ય છીએ; છતાં આપણાં સુખો દુર્યોધને હરી લીધાં છે, તેથી આપણે વનમાં વસીએ છીએ અને તે વનવાસનું આ અગિયારમું વર્ષ ચાલે છે. હે રાજા! હવે અમે તે નીચ સ્વભાવવાળા તથા અધમ બુદ્ધિવાળા દુર્યોધનને છેતરીને માન તથા શંકા છોડી દઇ, તમારી આજ્ઞાથી વનોમાં ફરતાં ફરતાં ગુપ્તવાસનાં વર્ષને પણ સુખથી ગાળી કાઢીશું. આપણે પ્રથમ સમીપમાં રહી, તેઓને લોભાવી, પછી દૂર જતા રહીશું, એટલે તેઓ દૂર દેશમાં રહેલા આપણને જાણી શકશે નહિ; અને આપણે ત્યાં એક વર્ષ ગુપ્ત રીતે વિહાર કરતા રહી શકીશું. તે પછી તે અધમ પુરુષને સુખથી ઉખાડી નાખીશું. હે નરેંદ્ર! આ રીતે તે અનુચરોથી વીંટાયલા અધમ પુરુષ દુર્યોધનને રાજ્યપ્રાપ્તિરૂપી ફળ અને શત્રુવધરૂપી પુષ્પવાળા તેનાજ રોપેલા વૈરરૂપી વૃક્ષનો બદલો વાળી આપ્યા પછી હે ધર્મરાજા! તમે પૃથ્વીનું રાજ્ય કરજો. હે નરદેવ! આ સ્વર્ગના જેવા પ્રદેશમાં ફરવાથી આપણે આપણો શોક મટાડી શકીએ છીએ; પરંતુ એ પ્રમાણે અહીં પડી રહેવાથી, હે ભરતવંશીરાજા! સ્થાવરજંગમમય ત્રણ લોકમાં તમારી પ્રસિદ્ધ થયેલી અતિ પવિત્ર કીર્તિ નાશ પામી જાય! અને તમે જો કુરુશ્રેષ્ઠોનું રાજ્ય મેળવો તો તેથી મોટો યશ અને યજ્ઞાદિક ક્રિ-

ચાઓ કરવાનો લાભ પ્રાપ્ત થઈ શકે.[૧૨] હે નરેંદ્ર! હમણાં તમને જે કંઇ કુબેરની પાસેથી મળે છે, તે તો હમેશ મળી શકે તેમ છે; પણ હે ભારત! જેઓએ તમારો અપરાધ કર્યો છે, તેવા શત્રુઓને મારી નાખવા અથવા શિક્ષા કરવા માટે નિશ્ચય કરો.[૧૩] હે રાજા! તમારીસાથે યુદ્ધ કરતાં સાક્ષાત્ વજ્રધારી ઇંદ્ર પણ તમારા ઉગ્ર તેજને સહન કરી શકે નહિ, ત્યાં બીજાની તો વાતજ શી? હે ધર્મરાજા! વળી ગરુડધ્વજ શ્રીકૃષ્ણ તથા શિનિનો પૌત્ર સાત્યકિ, એ બન્ને તમારા કાર્યની સિદ્ધિને માટે દેવોની સાથે યુદ્ધનો પ્રસંગ પડતાં પણ કદી ડગે તેવા નથી. હે મહારાજા! સામર્થ્યમાં અતુલ્ય અર્જુન તથા હું ( ભીમસેન ) પણ તેવાજ છીએ. હે નરેંદ્રશ્રેષ્ઠ! જેમ શ્રીકૃષ્ણ યાદવોની સાથે તમારી કાર્યસિદ્ધિને માટે તત્પર છે, તેમજ હું તથા અસ્ત્રપ્રયોગમાં કુશળ એવા વીર નકુલ તથા સહદેવ પણ તમારૂં કાર્ય કરવા તત્પર છીએ.[૧૬] તેથી તમને ધનલાભ થવો તથા તમારા ઐશ્વર્યનો ઉદય થવો, એ બે વાતનેજ મુખ્ય માનનારા અમે સર્વ શત્રુઓની સામે જઇને શાંતિ કરી નાખીશું.”

વૈશંપાયને કહ્યું:–તે પછી ધર્મ તથા અર્થના જ્ઞાનવાળા, ઉત્તમ તેજસ્વી, અતિશ્રેષ્ઠ તથા મહાત્મા એવા ધર્મપુત્ર યુધિષ્ઠિરે, તેઓનો અભિપ્રાય જાણીને, કુબેરના ભવનની પ્રદક્ષિણા કરી; અને ત્યાંનાં મંદિરો, નદીઓ, સરોવરો તથા રાક્ષસોની જવામાટે આજ્ઞા માગી. તે પછી શુદ્ધ અંતઃકરણવાળા મહાત્મા ધર્મરાજા, જે માર્ગે આવ્યા હતા તે માર્ગ તરફ જોવા લાગ્યા; અને વારંવાર પર્વતશ્રેષ્ઠ તરફ જોઇ તેની પ્રાર્થના કરવા લાગ્યા કેઃ–[૧૯] “હે પર્વતેંદ્ર! હું સ્નેહીઓની સાથે મળીને શત્રુઓને જિતી, રાજ્ય મેળવી તથા કાર્યોની સમાપ્તિ કર્યા પછી અંતઃકરણને વશ કરી તપશ્ચર્યા કરવામાટે ફરી તમારૂં દર્શન કરીશ.” આવી પ્રાર્થના કરીને તેમણે ત્યાંથી નીકળવાની વૃત્તિ કરી.[૨૦] તે પછી કૌરવોના રાજા યુધિષ્ઠિર જે માર્ગે આવ્યા હતા તેજ માર્ગે, સર્વ નાનાભાઈઓ તથા બ્રાહ્મણોથ વીંટાઈને ચાલી નીકળ્યા. માર્ગમાં જ્યાં પર્વતે તથા ઝરણાંઓ આવતાં હતાં, ત્યાં ઘટોત્કચ તથ તેના સેવકો, તે સર્વને ઉંચકીને ચાલતા હતા.[૨૧] લોમશ ઋષિ તે સર્વને જતા જોઇને પ્રસન્ન થયા અને પિતા જેમ પુત્રને ઉપદેશ આપે તેમ તેમણે તે સર્વને ઉપદેશ આપ્યો. તે પછી લોમશ મુનિ પ્રસન્ન મનથી અતિ પવિત્ર દેવ લોકમાં ચાલ્યા ગયા.[૨૨] આગળ તેઓને આર્ષ્ટિ ષેણે પણ તેવોજ ઉપદેશ આપ્યો.તે પછી પુરુષ શ્રેષ્ઠ પાંડવો રમણીય તીર્થો, તપોવનો અને બીજા મોટાં સરોવરોને જોતા જોતા આગળ ચાલ્યા.[૨૩]

ઇતિ શ્રીમહા૦ વન૦ આજગર પર્વમાં “ગંધમાદનથી પ્રયાણ” એ વિષયનો અધ્યાય ૧૭૬ મો સમાપ્ત.

## અધ્યાય ૧૭૭ મો
### ફરીથી દ્વૈતવનમાં આવવું.

॥ वैशंपायन उवाच ॥

नगोत्तमं प्रस्रवणैरुपेतं दिशां गजैः किंनरपक्षिभिश्च ॥ सुखं निवासं जहतां हि तेषांन प्रीतिरासीद् भरतर्षभाणाम् ॥१॥

વૈશંપાયને કહ્યું:–ભરતકુળમાં શ્રેષ્ઠ પાંડવોને ઝરણાંઓ, દિગ્ગજો, ગંધર્વો તથા પક્ષીઓથી યુક્ત ગંધમાદન પર્વતના સુખ કારક નિવાસને છોડતાં મનમાં ગોઠ્યું નહિ;[૧] પણ આગળ જતાં શરદ્ ઋતુનાં વાદળાંના જેવ શ્વેત પ્રકાશવાળા તથા કુબેરને પ્રિય એવા કૈલાસ પર્વતને જોતાં ફરી તેઓને આનંદ ઉપજ્યો.[૨] ત્યાંથી તરવાર તથા ધનુર્ધારી પુરુષશ્રેષ્ઠ વીર પાંડવો પર્વતનાં ઉંચાણોને, તેનાં ઝાડીઓથ વ્યાપ્ત થયેલાં સ્થાનોને, સિંહની ગુફાઓને પર્વત ઉપરથી નદી ઓળંગવામાટે કરેલા પૂલો ને, તરાપાઓને, નદીઓના ધરાઓ ઉપર આવેલી મોટી મોટી અનેક ભેખડોને, ઠામ ઠામ આવેલી ખીણોને અને મૃગો તથા પક્ષીઓનાં ટોળાંઓથી સેવાતાં મોટાં મોટાં વનોને

જોતા જોતા પ્રસન્નતાથી આગળ ચાલવા લાગ્યા.[૪] પ્રવાસમાં તે શ્રેષ્ઠ પુરુષોને રાત્રે અથવા દિવસે રમણીય વનો, નદીઓ તથા સરોવરોનાં તીરો અને નાની મોટી ગુફાએજ નિત્ય નિવાસસ્થાનો થઈ પડયાં હતાં.[૫] આ રીતે તેઓ દુર્ગમ પ્રદેશોમાં અનેક મુકામો કરતા કરતા અચિંત્ય રૂપવાળા કૈલાસ પર્વતને ઓળંગીને વૃષપર્વાના અતિશય સુંદર શ્રેષ્ઠ આશ્રમમાં આવી પહોંચ્યા;[૬] અને વૃષપર્વા રાજાને મળ્યા, ત્યારે તમણે પાંડવોનો સારો સત્કાર કર્યો. પછી મોહરહિત પાંડવોએ, વૃષપર્વાને પર્વતસંબંધી પ્રવાસનો વૃત્તાંત વિસ્તારથી કહી સંભળાવ્યો.[૭] દેવો તથા મહર્ષિઓથી સેવાતા વૃષપર્વાના પવિત્ર આશ્રમમાં વીર પાંડવો સુખથી એક રાત્રિ રહ્યા અને બીજે દિવસે તેઓ અનાયાસેજ વિશાલા નામની બદરી ( બોરડી ) આગળ નિવાસને માટે આવી પહોંચ્યા.[૮] મહાપ્રતાપી સર્વ પાંડવો નરનારાયણના સ્થાનમાં આવીને ત્યાં કુબેરની વહાલી તથા દેવોએ અને સિદ્ધોએ સેવન કરેલી તળાવડી જોતા શોકરહિત થઇને રહ્યા;[૯] એટલુંજ નહિ પણ જેમ મળરહિત થયેલા બ્રહ્મર્ષિઓ જેમ નંદનવનના નિવાસને પ્રાપ્ત થઇ રમણ કરે, તેમ મહાપુરુષ પાંડુપુત્રો તે સરોવરીને જોઇને શોકરહિત થઈ રમણ કરવા લાગ્યા.[૧૦] આ પ્રમાણે નરવીર પાંડવોએ, એક માસસુધી બદરીકાશ્રમમાં સુખથી વિહાર કર્યો. તે પછી તેઓ જે માર્ગેથી આવ્યા હતા,તેજ માર્ગે ક્રમે ક્રમે ભિલ્લરાજ સુબાહુના દેશ તરફ જવા લાગ્યા.[૧૦] માર્ગમાં તે પુરુષવીરોએ ચીન, તુષાર, આખો દરદ દેશ, પૃથ્વીપર રત્નરૂપ કુલિંદના દેશો અને હિમાલયના દુર્ગમ પ્રદેશો ઓળંગ્યા અને તે પછી સુબાહુનું નગર જોયું.[૧૨] સુબાહુએ રાજપુત્ર અને રાજપૌત્ર સર્વ પાંડવોને પોતાના દેશમાં આવેલા સાંભળ્યા,ત્યારે તે રાજા બહુ પ્રસન્ન થયો અને તેઓને લેવામાટે સામો ગયો; ત્યારે કુરુશ્રેષ્ઠ પાંડવોએ પણ તેને અભિનંદન આપ્યું.[૧૩] સુબાહુ રાજાને મળ્યા પછી તેઓ તે રાજાને ત્યાંજ રાખેલા પોતાના વિશોક વગેરે સારથિઓને, ઇંદ્રસેનવગેરે સેવકોને, પોતાની આગળ તંબુ વગેરે ઉપાડીને ચાલનારા નોકરોને તથા રસોઇઆઓને મળ્યા.[૧૪] પાંડવો સુબાહુ:રાજાને ત્યાં એક રાત્રિ સુખથી રહ્યા. તે પછી તેઓ પોતાના સર્વ સારથિઓને તથા રથોને લઇને અને ઘટોત્કચને તથા તેના સેવકોને વિદાય કરીને ત્યાંથી યમુના નદી જ્યાં પ્રકટ થયાં છે, તે પર્વતરાજ પાસે ગયા.[૧૫] પાણીના પ્રવાહોવાળા તે પર્વત ઉપર બરફ પડવાથી અને તેનાં શિખરો કેટલાંએક રાતાં તથા કેટલાંએક ધોળાં દેખાતાં હોવાથી, જેમ શ્વેત વસ્ત્ર ઓઢીને માથાપર લાલ–ધોળી પાઘડી પહેરનારો પુરુષ દેખાય,તેવો તે દેખાતો હતો. તે પર્વત ઉપર નરવીર પાંડવો વિશાખયૂપ નામના વનમાં જઇને રહ્યા.[૧૬] તે મહાવન ચૈત્રરથ વનના જેવું સુશોભિત હતું અને તેમાં વરાહો તથા અનેક જાતનાં પશુપક્ષીઓ નિવાસ કરતાં હતાં. તે વનમાં મુખ્યત્વે કરીને મૃગયાનું સેવન કરતા પાંડવોએ સુખથી એક વર્ષસુધી રહીને વિહાર કર્યો.

એક વખતે ભીમસેન ત્યાં પર્વતની ગુફામાં પડેલા, મૃત્યુના જેવા ભયંકર રૂપવાળા અને ભૂખથી પીડાતા મહાબળવાન અજગરની પાસે જઇ ચઢયો અને તેને જોતાંજ ભીમનું મન ખેદ તથા મોહથી વ્યાકુળ થઈ ગયું;[૧૮] પરંતુ તે પ્રસંગમાં ધર્મધારીઓમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર ( સમુદ્રમાં ડૂબતા પુરુષને આશ્રય આપનારા ) બેટની પેઠે ભીમસેનને આશ્રય આપનારા થયા; અને સર્પે ભીમસેનનું સર્વ શરીર વીંટી લીધું હતું તેનાથી તે અનંત તેજવાળા ધર્મરાજાએ તેનો છુટકો કર્યો.[૧૯] તે પછી કાંતવડે દેદીપ્યમાન, તપશ્ચર્યાપરાયણ, મુખ્યત્વે ધનુર્વેદમાં પ્રીતિવાળા તથા પ્રખ્યાત કુરુવંશી પાંડુપુત્રો, પાસે આવેલા વનવાસના બારમા વર્ષમાં વનમાંજ વિહાર કરવામાટે તે ચૈત્રરથના જેવા સુંદર વનમાંથી નીકળ્યા અને મરુધન્વ દેશની પાસે થઇને સરસ્વતી નદી ઉપર જઈ ત્યાંથી નિવાસ કરવાની ઇચ્છાથી દ્વૈતવન નામના સરોવરપ્રત્યે ગયા.[૨૧] દ્વૈતવનમાં આવેલા પાંડ-

વોને જોઈને ત્યાં નિવાસ કરનારા વાનપ્રસ્થો કે જેઓ વૃદ્ધાવસ્થાને લીધે દાંત પડી જવાથી પથ્થર વડેજ ફલાદિકને છુંદીને ખાનારા, તપ, દમ, આચાર તથા સમાધિથી સંપન્ન હતા, તેઓ બેસવાને માટે ઘાસની સાદડીઓ તથા પગ ધોવાને માટે જળપાત્ર લઈને તેઓનો સત્કાર કરવા સામા ગયા અને તે સર્વનું સન્માન કર્યું. એ વનમાં સરસ્વતીના તીર ઉપર પીપળ, બેહેડાં, રોહીડા, નેતર, બોરડીઓ, ખેર, સરસડાઓ, બિલીઓ, ઈંગોળાંનાં ઝાડો, પીલુડીઓ, ખીજડીઓ અને કેરડાંનાં ઝાડો ઉગેલાં હતાં,તેથી તે સુશોભિત દેખાતી હતી.[૨૩] રાજપુત્ર પાંડવો, તે યક્ષો, ગંધર્વો તથા મહર્ષિઓને પ્રિય અને દેવોનાં નિવાસમંદિર જેવી સરસ્વતીના તીર ઉપર પ્રીતિપૂર્વક સંચાર કરતા સુખથી વિહાર કરવા લાગ્યા.[૨૪]

**ઇતિ શ્રીમહા૦ વન૦ આજગર પર્વમાં ફરીથી "દ્વૈતવનમાં પ્રવેશમાં" એ વિષયનો અધ્યાય ૧૭૭ મો સમાપ્ત.**

## અધ્યાય ૧૭૮ મો

### અજગરે ભીમને ગળ્યો.

**॥ जनमजेय उवाच ॥**

**कथं नागायुतप्राणो भीमो भीमपराक्रमः॥**
**भयमाहारयत्तीव्रं [illegible] ॥१॥**

જનમેજયે પૂછયું:–હે મુનિ ! દશ હજાર હાથીઓના જેવા બળવાળો તથા ભયંકર પરાક્રમવાળો ભીમસેન તે અજગરથી શામાટે ભય પામ્યો હતો ?[૧] જે બળગર્વિત ભીમસેન પુલસ્ત્યના પુત્ર કુબેરને પણ યુદ્ધ કરવા બોલાવતો હતો તથા જેણે સરોવર ઉપર યુદ્ધ કરીને યક્ષોનો તથા રાક્ષસોનો સંહાર વાળ્યો હતો,તે શત્રુઘાતક ભીમસેનને તમે ભયભીત તથા અજગરના પાશમાં સપડાયલો કહો છો, એ શી રીતે થયું ? તે સાંભળવાની મને ઇચ્છા છે; કારણ કે તે સંબંધમાં મને બહુ આશ્ચર્ય લાગે છે.[૨,૩]

વૈશંપાયને કહ્યું:–હે રાજા ! ઉગ્ર ધનુષને ધારણ કરનારા પાંડવો, રાજર્ષિ વૃષપર્વાના આશ્રમમાંથી આવીને તે બહુ આશ્ચર્યકારક વનમાં રહેતા હતા.[૪] એક વખતે દૈવેચ્છાથી ભીમસેન હાથમાં ધનુષ લઈને તથા કમ્મરે તરવાર બાંધીને દેવો તથા ગંધર્વોથી સેવાતા તે રમણીય વનમાં જોવા નીકળ્યો.[૫] તેણે પ્રથમ દેવર્ષિઓ તથા સિદ્ધોના સંચારવાળા અને અપ્સરાગણોથી સેવાતા હિમાલય પર્વતના સુંદર પ્રદેશો જોયા.[૬] તે પ્રદેશો ચક્રના, ઉપચક્રોના, જીવજીવકોના, કોયલોના તથા ભમરાઓના નાદથી ઠામ ઠામ ગાજી રહેલા હતા.[૭] તે ઠેકાણે બરફના સ્પર્શને લીધે સુકુમાર થયેલાં, સર્વદા પુષ્પો તથા ફળવાળાં અને મનને તથા નેત્રને આનંદ આપનારાં પુષ્કળ છાયાવાળાં અનેક વૃક્ષો ઉગેલાં હતાં.[૮] વળી ત્યાં તેણે પર્વતની નદીઓ જોઈ, એ નદીઓનાં પાણી વૈડુર્યમણિના જેવાં સ્વચ્છ તથા હિમના જેવાં શીતળ હતાં અને તેમાં હંસો તથા કારંડવો ફરતા હતા.[૯] વળી તે પર્વત ઉપર મેઘને ગુંચવી નાખવાની જાણે જાળો ન હોય તેવાં દેવદારનાં વનો હતાં. તે વનમાં હરિચંદનનાં ઝાડોની સાથે કાળા અગરનાં તથા નાળિયેરીનાં પણ ઝાડો હતાં.[૧૦] મહાબળવાન ભીમસેન તે વનને જોતો જોતો પર્વત ઉપરના નિર્જળ સપાટ પ્રદેશમાં ઝેરવિનાનાં શુદ્ધ બાણોથી મૃગોને વીંધતો મૃગયામાટે આડોઅવળો દોડવા લાગ્યો.[૧૧] તે સેંકડો હાથીઓના સામર્થ્યવાળો, મહાબળસંપન્ન અને પ્રખ્યાત ભીમસેન પોતાના બળથીજ મોટાં મોટાં જંગલી ડુક્કરોને મારવા લાગ્યો.[૧૨] વળી ભયંકર પરાક્રમી તથા મોટા ભુજાવાળા ભીમસેને મૃગોનો, વરાહોનો તથા પાડાઓનો પણ ઠામ ઠામ વધ કર્યો.[૧૩] સેંકડો હાથીઓના સામર્થ્યવાળા, સેંકડો મનુષ્યોને પાછા હઠાવનારા અને સિંહ તથા વાઘના જેવું પરાક્રમ કરનારા તે મહાબળવાન ભીમસેને તે વનનાં ઝાડોને ઉપાડી નાખ્યાં અને તેને વેગથી ભાંગી નાખ્યાં. આ રીતે લાંબા કાળથી ગર્વે ભરાયલા ભીમસેને પૃથ્વીના પ્રદેશોને તથા વનોને ગજાવી મૂક્યાં, નિઃશંકપણે

ગર્જના કરતાં કરતાં પર્વતનાં શિખરોને તોડી નાખ્યાં, ઝાડોને ઉપાડીને ચોતરફ ફેંકી દીધાં અને ગર્જનાવડે પૃથ્વીને ગજાવી મૂકી. વળી ભીમ નિર્ભય થઇને વેગવડે વારંવાર કૂદવા લાગ્યો, સાથળ તથા બાહુ ઠોકવા લાગ્યો, સિંહનાદ કરવા લાગ્યો અને તાળીઓ પાડવા લાગ્યો. ભીમસેનના તે નાદવડે મહાબળવાન હાથીઓ તથા મહાબળવાન સિંહો ભયભીત થઇને ગુફાઓનો ત્યાગ કરવા લાગ્યા. મનુષ્યોમાં વ્યાઘ્ર જેવો અને વનમાં વનચર જેવો ભીમસેન તે મહાભયંકર વનમાં મૃગ મેળવવામાટે નિર્ભય થઇને આમતેમ ફરતો હતો. તે વખતે તે કોઇ ઠેકાણે દોડતો હતો, કોઈ ઠેકાણે ઉભો રહેતો હતો અને કોઇ ઠેકાણે બેસી જતો હતો.[૨૦] મહાબળવાન ભીમસેન તે વનમાં પગપાળોજ ગયો હતો. પછી મહાન હૃદયબળ તથા પરાક્રમવાળા ભીમે મોટા જંગલમાં પ્રવેશ કર્યો અને સર્વ પ્રાણીઓને ત્રાસ આપવા અદ્દભુત ગર્જનાઓ કરવા માંડી. ભીમસેનની ગર્જનાથી ગુફામાં વસનારા સર્પો ભયભીત થઇ ગયા અને તેઓ વેગથી નાસવા લાગ્યા; ત્યારે દેવશ્રેષ્ઠના જેવો મહાબળવાન ભીમસેન ધીરે ધીરે તેઓની પાછળ જવા લાગ્યો. એવામાં તેણે પ્રચંડ દેહવાળો અને જોતાંજ રોમાંચિત કરી દે તેવો એક સર્પ જોયો. તે સર્પ પર્વતના દુર્ગમ પ્રદેશમાં પોતાની કાયાવડે ગુફા વીંટીને પડેલો હતો,[૨૪] તેનું શરીર પર્વતના જેટલું વિસ્તારવાળું હતું, તે લાંબા દેહવાળો તથા મહાબળવાન હતો, તેના શરીર ઉપર રંગબેરંગી પટાઓ હતા તેથી તે કાબરચિતરો જણાતો હતો, તેની દેહકાંતિ હળદરના જેવી પીળી હતી,[૨૫] તેનું મુખ ગુફાના જેવું હતું, તેમાં ચાર ડાઢો શોભી રહી હતી, તેની આંખો પ્રદીપ્ત અને બહુ રાતી હતી, તે વારંવાર ગલોફાંઓ ચાટયા કરતો હતો,[૨૬] સર્વ પ્રાણીઓને ત્રાસ આપતો હતો ને પ્રલયકાળના સંહારક યમના જેવો ભયંકર દેખાતો હતો; તથા પોતાના ફુંફાડાના પ્રચંડ નાદવડે જાણે સર્વનો તિરસ્કાર કરતો હોય તેમ પડેલો હતો.[૨૭] તે ત્રાસ કરી જનારો અજગર ભીમસેનને જોઇને અતિશય કોપી ઉઠયો અને એકાએક ભીમની પાસે આવીને તેણે તેના બન્ને હાથ જોરથી પકડી લીધા.[૨૮] ભીમસેનના દેહને તે અજગરનો સ્પર્શ થતાંજ તે વખતે તેનું ભાન જતું રહ્યું; કારણ કે અજગરને તેવું વરદાન મળેલું હતું.[૨૯] જે ભીમસેનના બાહુબળને ધારણ કરવા દશ હજાર હાથીની જરૂર પડે, તેજ બાહુબળ એ વેળા સામાન્ય પ્રાણીઓની પણ બરોબરી ન કરે તેવું થઇ પડયું ![૩૦] આ પ્રમાણે તે અજગરને વશ થતાં તેજસ્વી ભીમસેને ધીરે ધીરે છુટવાનો યત્ન કરવા માંડયો, પણ તે કોઇ રીતે હાલીચાલી શકયો નહિ.[૩૧] તેનામાં દશ હજાર હાથીના જેવું સામર્થ્ય હતું, તેના ખભા સિંહના જેવા હતા અને ભુજાઓ મોટી હતી, છતાં તે અજગરથી પકડાતાં વરદાનથી મોહિત બનીને નિર્બળ થઈ ગયો.વીર ભીમસેને પોતાના છુટકામાટે મહા મહા પ્રયત્નો કર્યા, પરંતુ તે સર્પને કોઇ પણ રીતે પીડા કરવા સમર્થ થયો નહિ![૩૩]

ઇતિ શ્રીમહા૦ વન૦ અજગરપર્વમાં
"આજગર ગ્રહણ" એ વિષયનો
અધ્યાય ૧૭૮ મો સમાપ્ત.

# અધ્યાય ૧૭૯ મો
## ભીમસેન ને અજગરનો સંવાદ તથા યુધિષ્ઠિરનું ત્યાં આવવું.

॥ वैशंपायन उवाच ॥

स भीमसेनस्तेजस्वी तथा सर्पवशं गतः ॥
चिंतयामास सर्पस्य वीर्यमत्यद्भुतं महत् ॥१॥

વૈશંપાયને કહ્યું:-તેજસ્વી ભીમસેન એ પ્રમાણે અજગરને વશ થઈ ગયો, એટલે તે સર્પના પ્રચંડ અને આશ્ચર્યકારક વીરત્વના સંબંધમાં વિચાર કરવા લાગ્યો;[૧] અને તેણે તે મહાસર્પપ્રત્યે કહ્યું કે:-"હે સર્પ! તું કોણ છે? અને હે ભુજંગશ્રેષ્ઠ! તું મને શું કરવા ધારે છે ? તે તારી ઇચ્છા હોય તો મને કહે.[૨] હું પાંડુનો પુત્ર અને ધર્મરાજનો નાનોભાઇ ભીમસેન છું. મારામાં

દશ હજાર હાથીના જેવું સામર્થ્ય છે, છતાં તેં મને કેવી રીતે વશ કર્યો ?[3] સેંકડો કેસરી સિંહો, વાઘો, પાડાઓ અને હાથીઓ મારી સામે આવ્યા હતા અને તે સર્વને મેં યુદ્ધમાં મારી નાખ્યા છે;[4] તેમજ હે સર્પશ્રેષ્ઠ! મહાબળવાન રાક્ષસો, પિશાચો તથા સર્પો પણ મારા બાહુબળને સહન કરવા સમર્થ થયા નથી; પરંતુ તારામાં એવું કયું વિદ્યાબળ છે, અથવા એવા કયા વરદાનનું બળ છે, કે જેથી હું યત્ન કરૂં છું, છતાં તેં મન વશ કરી રાખ્યો છે?[5,6] હે નાગ ! તેં મારા મહાન બળને નિષ્ફળ કરી નાખ્યું છે, એ ઉપરથી મને નિશ્ચય થાય છે કે, મનુષ્યોનું પરાક્રમ મિથ્યા છે. "[7]

વૈશંપાયને કહ્યું:–નિર્મળ કર્મ કરનારો વીર ભીમસેન આ પ્રમાણે બોલે છે, એટલામાં તો અજગરે પોતાના મોટા દેહથી ભીમને પકડીને ચોતરફ વીંટી લીધો.[8] આ રીતે મહાબાહુ ભીમને જકડી લીધા પછી તે અજગરે તેના બન્ને પુષ્ટ બાહુને છુટા મૂકી દીધાઅને તેને નીચે પ્રમાણે કહ્યું:–" હે મહાબાહુ ! હું ઘણા સમયથી ભૂખ્યો છું, આજે દેવોએ તને મારા ભક્ષ્યતરીકે મોકલ્યો તે મારૂં સુભાગ્ય સમજું છું; કારણકે પ્રાણીઓને પોતાના પ્રાણ વહાલા હોય છે.[10] હે શત્રુદમન ! આ સર્પનું રૂપ મને કેવી રીતે પ્રાપ્ત થયું છે, તે આજ મારે તને અવશ્ય કહેવુંજોઈએ;માટે હે સજ્જનશ્રેષ્ઠ! તે તું સાંભળ.[11] હું મહર્ષિઓના કોપથી આ અવસ્થા પામ્યો છું અને શાપના અંતની ઈચ્છા કરતો હું તે સર્વ વૃત્તાંત તને કહું છું.[12] નહુષ નામનો એક રાજર્ષિ અવશ્ય તારા સાંભળવામાં આવ્યો હશે. તે તારા પૂર્વજોનો પૂર્વપુરુષ હતો અને આયુનો વંશધારક પુત્ર હતો. *તે નહુષ રાજા હું પોતે છું. બ્રાહ્મણોનું અપમાન કરવાથી અગસ્ત્યના શાપને લીધે આ દશામાં આવી પડયો છું. તું મારા આ દૈવને જો ![14] તું મારો વંશજ છે.તારૂં દર્શન પણ મને અતિશય પ્રીતિ ઉત્પન્ન કરનારૂં છે અને મારાથી તું વધ પામવા યોગ્ય નથી, છતાં આજે હું તને ભક્ષણ કરવાની ઈચ્છા કરૂં છું ! એ દૈવ કેવું છે, તેને તુંજ જો ![15] હે નરોત્તમ ! આઠ ભાગવાળા દિવસના છઠ્ઠા ભાગમાં હાથી, પાડો કે બીજું જે કોઇ પ્રાણી મારા સપાટામાં આવી જાય છે, તેનો કોઈ રીતે છુટકો થતો નથી.[16] હે કૌરવશ્રેષ્ઠ ! તને

---

* આ તેરમા શ્લોકથી આગળ લેલે શાસ્ત્રીવાળા મહાભારતના મૂળમાં તથા ભાષાંતરમાં ૭ શ્લોકો વધારે છે. વિદ્યાવાચસ્પતિ અપ્પા શાસ્ત્રી રાશવડેકરે પણ તે શ્લોકોનું ભાષાંતર કર્યું છે, તે શ્લોકો નીચે પ્રમાણે છેઃ–

तपोभिः क्रतुभिश्चैव विद्ययाभिजनेन च ।
त्रैलोक्यैश्वर्यमतुलं प्राप्तं मे विक्रमेण च ॥१४॥
अथ सर्वनृपोन्माथी मदो मां समुपाविशत् ।
सहस्रमृषिमुख्यानामुवाह शिबिकां मम ॥१५॥
ततो विभ्रंशितश्चाहमगस्त्येन महात्मना ।
इमामवस्थां संप्राप्तः पश्य दैवमिदं मम ॥१६॥
न दैवं प्रज्ञया तात न बलोत्साहशक्तिभिः ।
न सहायबलैश्चापि कश्चिदप्यतिवर्तते ॥१७॥
अथ प्रज्ञा च शौर्यं च संपदः कारणं भवेत् ।
प्रज्ञावतां च शूराणां न कदाचिद् संपदः ॥१८॥
यदा प्राज्ञाश्च शूराश्च दृश्यन्ते दुःखजीविनः ।
भीरुमूर्खाश्च सुखिनस्तस्माद्दैवं हि कारणम्१९

અર્થ:–અનેક પ્રકારની તપશ્ચર્યા, યજ્ઞો, વિદ્યા, કુલ અને પરાક્રમથી મને ત્રણ લોકનું અતુલ ઐશ્વર્ય પ્રાપ્ત થયું હતું; ૧૪ તેથી મને સર્વ રાજાઓને નાશ પમાડનારો મદ ચઢી ગયો અને મુખ્ય મુખ્ય એક હજાર ઋષિઓ મારી પાલખી ઉંચકે એવો પ્રસંગ આવ્યો. ૧૫ તે વખતે મહાત્મા અગસ્ત્યે મને ઐશ્વર્યથી ભ્રષ્ટ કર્યો અને હું આ દશાને પ્રાપ્ત થયો ! એ મારા દૈવને તું જો !૧૬ હે તાત ! બુદ્ધિ, બળ, ઉત્સાહ, શક્તિ તથા સહાયબળવડે કોઈ દૈવનું ઉલ્લંઘન કરવા સમર્થ નથી. જો બુદ્ધિ અને શૌર્ય, સંપત્તિ મેળવવામાં કારણભૂત હોય તો બુદ્ધિમાન્ અને શૂરવીરોને કદી વિપત્તિ પ્રાપ્ત થાય નહિ; પણ બુદ્ધિમાનો અને શૂરાઓ દુઃખી જીવન ગાળનારા જણાય છે; અને બીકણ તથા મૂર્ખાઓ સુખી જોવામાં આવે છે, તેથી સુખ અથવા દુઃખને માટે દૈવજ મુખ્ય કારણ છે. ૧૯

પશુયોનિમાં ઉત્પન્ન થયેલા માત્ર સામાન્ય સર્પે પકડયો નથી, પણ મને એવું વરદાન મળ્યું છે અને તેથી મેં તને પકડયો છે.[૧૭] જ્યારે હું ઇંદ્રને બેસવા યોગ્ય વિમાનના મોખરેથી પડવા લાગ્યો, ત્યારે મેં મુનિશ્રેષ્ઠ ભગવાન અગસ્ત્યની પ્રાર્થના કરી કેઃ-"આપ મારા શાપનો અંત કહો."[૧૮] એ સાંભળીને કૃપાવ્યાપ્ત થયેલા તેજસ્વી અગસ્ત્યે મને કહ્યું કેઃ- "હે રાજા! કેટલોક સમય ગયા પછી તારો આ શાપથી છુટકો થશે."[૧૯] તે પછી હું પૃથ્વી ઉપર પડયો, પણ મારી સ્મરણશક્તિ નાશ પામી નહિ. લાંબા સમય ઉપર મેં જે જે અનુભવેલું તેનું સ્મરણ મને હજી તાજું છે.[૨૦] અગસ્ત્ય ઋષિએ મને કહ્યું હતું કેઃ-'જે આત્મા તથા અનાત્માના વિવેકને જાણનારો પુરુષ તારા કરેલા પ્રશ્નોના ઉત્તર આપશે, તે તને આ શાપમાંથી મુક્ત કરશે.[૨૧] વળી હે રાજા! તું જે પ્રાણીને પકડશે, તે સર્વે અધિક બળવાળાં હશે, તો પણ તેના બળની હાનિ થઈ જશે."[૨૨] આ પ્રમાણે મારેવિષે પ્રેમયુક્ત થયેલા તે દયાળુ ઋષિનાં વચનને મેં સાંભળ્યાં, તે પછી તેઓ અંતર્ધાન થઇ ગયા.[૨૩] હે મહાકાંતિવાળા! તે અત્યંત દુષ્કર્મ કરનારો હું આ સર્પયોનિમાં ઉત્પન્ન થઇને, અપવિત્ર નરકમાં વસું છું અને શાપથી છુટવાના સમયની વાટ જોઉં છું."[૨૪]

એ સાંભળીને મહાબાહુ ભીમસેને સર્પને કહ્યું કેઃ-"હે મહાસર્પ! હું તારા ઉપર કોપ કરતો નથી, તેમ તારા સપાટામાં સપડાવાથી હું મારી પોતાની પણ અવગણના કરતો નથી; કારણકે, મનુષ્ય સુખ સંપાદન કરવામાટે તથા દુઃખનો નાશ કરવામાટે કોઈવાર સમર્થ થાય છે અને કોઇવાર અસમર્થ પણ બની જાય છે, માટે સુખનો નાશ થતાં અને દુઃખની પ્રાપ્તિ થતાં મનમાં ખેદ કરવો નહિ.[૨૬] કયો પુરુષ પુરુષાર્થ કરીને દૈવને છેતરી શકે એમ છે? માટે હું દૈવનેજ મુખ્ય માનું છું અને પુરુષાર્થને નિરર્થક માનું છું.[૨૭] તું જો, કે બાહુબળનોજ આશ્રય કરનારો હું આજે દૈવના ફટકાથી વગરનિમિત્તે આ અવસ્થામાં સપડાઈ ગયો છું![૨૮] હમણાં મને રાજ્યથી ભ્રષ્ટ થયેલા અને વનમાં રઝળતા મૂકેલા બંધુઓનો જેવો શોક થાય છે, તેવો શોક મારા પોતાના નાશને માટે પણ થતો નથી.[૨૯] આ હિમાલય પર્વત ઘણો વિકટ અને યક્ષો તથા રાક્ષસોથી ભરપૂર છે, છતાં મને ન જોવાથી વિહવળ થયેલા મારા ભાઇઓ એ પર્વત ઉપર મને ખોળવામાટે દોડતા નીકળી પડશે.[૩૦] અરેરે, રાજ્યની ઇચ્છાવાળો હુંજ તે સત્ય પ્રતિજ્ઞાવાળા બંધુઓને કઠોર વચનથી પીડું છું! તેઓ મારો વિનાશ સાંભળીને રાજ્ય મેળવવાના સંબંધમાં નિરુદ્યમી થઇ બેસશે,[૩૧] અથવા બુદ્ધિમાન અર્જુન ખેદ પામીને બેસી રહેશે નહિ; કારણકે તે સર્વ અસ્ત્રોને જાણનારો છે અને દેવ, ગંધર્વ તથા રાક્ષસોથી પણ પરાજય પામે નહિ તેવો છે.[૩૨] તે મહાબાહુ તથા મહાબળવાન અર્જુન એકલો પણ થોડાજ યત્નથી દેવરાજને પણ સ્થાન ઉપરથી ભ્રષ્ટ કરવા સમર્થ છે;[૩૩] તો પછી સર્વ લોકના દ્વેષપાત્ર, દંભ તથા મોહથી ભરેલા અને કપટદ્યૂતને રમનારા ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનને રાજ્યથી ભ્રષ્ટ કરે એમાં શી નવાઈ?[૩૪] પરંતુ પુત્રોપર પ્રેમવાળી મારી દીન માતાને માટે મને શોક થાય છે, કે જે માતા હમેશાં શત્રુઓના કરતાં અમારી અધિક મહત્તા થાય તેની આકાંક્ષા કર્યા કરે છે. હે ભુજંગમ! મારા વિનાશથી અનાથ થયેલી તે માતાના મારેમાટે બાંધેલા સર્વ મનોરથો નિષ્ફળ થઇ જશે.[૩૬] વળી મારા બાહુબળથી રક્ષણ કરાતા તથા વડીલ બંધુઓને અનુસરનારા જોડીઆ બંધુઓ નકુલ અને સહદેવ, નિત્ય પુરુષાર્થના અભિમાનવાળા છે; પરંતુ મારા વિનાશથી ખિન્ન થયેલા તેઓ વીર્ય તથા પરાક્રમથી રહિત થઇને નિરુત્સાહ બની જશે, એમ મને લાગે છે."[૩૮] ભીમસેને આ પ્રકારનો બહુ વિલાપ કર્યો, પરંતુ અજગરના દેહથી જકડાઈ ગયેલો તે જરા પણ હાલીચાલી શકયો નહિ.[૩૯]

બીજી તરફ કુંતીપુત્ર યુધિષ્ઠિર, દર્શન અનિષ્ટ દેખાવવાળા ઘોર ઉત્પાતો જોઇને, તેનો વિચાર કરતા મનમાં અસ્વસ્થ થઇ ગયા. તે વખતે આશ્રમની દક્ષિણ દિશામાં ઉભી રહીને અગ્નિકોણ તરફ મુખ રાખી એક કોલ્હી (શિયાળવી) ત્રાસ પામીને ભયંકર અશુભસૂચક શબ્દ કરતી હતી.[૪૧] એક પાંખ,એક આંખ અને એક પગવાળી તથા ભયંકર આકારવાળી વર્તિકા નામની નિસ્તેજ ચકલી સૂર્યની સામે લોહી ઓકતી જોવામાં આવી;[૪૨] રેતીનાં રજકણોને ઉડાવતો કઠોર પ્રચંડ વાયુ વાવા લાગ્યો; યુધિષ્ઠિરની જમણી બાજુએ સર્વ પશુઓના તથા પક્ષીઓના શબ્દો થવા લાગ્યા;[૪૩] પાછલી બાજુએ કાળો કાગડો 'જા, જા' એવો શબ્દ કરવા લાગ્યો; યુધિષ્ઠિરનો જમણો હાથ વારંવાર ફરકવા લાગ્યો; તેના હૃદયમાં અને ડાબા પગમાં લ્હાય બળવા લાગી અને ડાબી આંખમાં અનિષ્ટસૂચક વિકાર થવા લાગ્યો.[૪૫] હે ભરતવંશી રાજા! બુદ્ધિમાન ધર્મરાજા આવા ઉત્પાતો જોઇને મોટો ભય આવેલો માનવા લાગ્યા અને તેમણે દ્રૌપદીને પૂછ્યું કેઃ–"ભીમ કયાં છે?"[૪૬] ત્યારે દ્રૌપદીએ યુધિષ્ઠિરને કહ્યું કેઃ–"ભીમસેન તો બહુ વખતથી ગયા છે." તે સાંભળીને મહાબાહુ યુધિષ્ઠિર રાજા, ધૌમ્યને સાથે લઇને ભીમની શોધને માટે નીકળ્યા;[૪૭] અને તેમણે જતી વખતે "દ્રૌપદીનું રક્ષણ કરવું" એવું અર્જુનને કહ્યું તથા બ્રાહ્મણોને નકુલ અને સહદેવનું રક્ષણ કરવા કહ્યું.[૪૮] પછી સમર્થ યુધિષ્ઠિર, તે આશ્રમમાંથીજ ભીમનું પગલું શોધીને તે પગલે પગલે મહાવનમાં ભીમસેનને શોધવા લાગ્યા.[૪૯] તે પ્રથમ પૂર્વદિશામાં ગયા, તો ત્યાં હાથીઓના મોટા મોટા નાયકોને–પૃથ્વી ઉપર પડેલા જોયા અને ભીમનાં પગલાંનાં ચિન્હોથી ચિન્હવાળી પૃથ્વીને દીઠી.[૫૦] આગળ હજારો મૃગોને અને સેંકડો સિંહોને વનમાં પડેલા જોઇને યુધિષ્ઠિર રાજા, તે ભીમને માર્ગે માર્ગે આગળ જવા લાગ્યા.[૫૧] વાયુના જેવો વેગવાળો વીર ભીમસેન, મૃગને માટે દોડયો હતો, તે વખતે તેની સાથળોના વાયુના સપાટાથી વૃક્ષો ઉખડીને રસ્તામાં ભાંગી પડયાં હતાં,[૫૨] તે ચિન્હો જોઇને યુધિષ્ઠિર રાજા આગળ ચાલ્યા. ત્યાં તેમણે નિર્જળ ક્ષાર પ્રદેશ જોયો. એ પ્રદેશમાં પુષ્કળ કઠોર વાયુ વાતો હતો, પાંદડાંવિનાનાં ઝાડો ઉગી નીકળ્યાં હતાં, કાંટાવાળાં વૃક્ષોની ઝાડી થઈ ગઇ હતી અને ઠામઠામ પથરાઓ તથા નાનાં નાનાં ઝાડનાં ઠુંઠાંઓ વ્યાપી ગયેલાં હતાં. એ ખાડાટેકરાવાળા તથા વિકટ પ્રદેશમાં આવેલી એક પર્વતની ગુફામાં અજગરથી વીંટાઇ નિશ્ચેષ્ટ થઈ ગયેલા પોતાના નાનાભાઈ ભીમને યુધિષ્ઠિરે દીઠો.[૫૩,૫૪]

ઇતિ શ્રીમહા૦ વન૦ આજગર પર્વમાં "યુધિષ્ઠિરને ભીમનાં દર્શન" એ વિષયનો અધ્યાય ૧૭૯ મો સમાપ્ત.

## અધ્યાય ૧૮૦ મો

### અજગર અને યુધિષ્ઠિર વચ્ચે પ્રશ્નોત્તરો

॥ वैशंपायन उवाच ॥

युधिष्ठिरस्तमासाद्य सर्पभोगेन वेष्टितम् ॥
दयितं भ्रातरं धीमानिदं वचनमब्रवीत् ॥१॥

વશંપાયને કહ્યુંઃ–બુદ્ધિમાન યુધિષ્ઠિર, સર્પના દેહથી વીંટાયલા પોતાના વહાલા બંધુ ભીમસેનની પાસે ગયા અને તેને આ પ્રમાણે પૂછવા લાગ્યાઃ–[૧]હે કુંતીપુત્ર! તું આ આપત્તિમાં કેવી રીતે સપડાયો ? અને આ પર્વતના જેવા દેહવાળો અજગર કોણ છે ?[૨] ભીમસેન પોતાના વડીલ બંધુ યુધિષ્ઠિરને જોઇને તેમની આગળ, પોતાને સર્પે કેવી રીતે કબજે કરી લીધો તે સર્વ વૃત્તાંત કહેવા લાગ્યો.[૩]

ભીમસેને કહ્યુંઃ–"હે આર્ય! આ મહાબળવાન અજગરે મને ભક્ષણ કરવા પકડી લીધો છે. એ નહુષ નામનો રાજર્ષિ સર્પદેહથી રહેલો છે, ખરો સર્પ નથી."[૪]

યુધિષ્ઠિરે કહ્યું:–" હે આયુષ્મન્ ! તું આ મારા અમાપ પરાક્રમી ભાઇને છોડી દે, અમે તારી ક્ષુધાશાંતિને માટે તને બીજો આહાર આપીશું. " ૫

સર્પે કહ્યું:–" મારા મુખ આગળ આવેલો આ રાજપુત્રરૂપી આહાર મને પ્રાપ્ત થયો છે, માટે તું જા. અહીં રહીશ નહિ; નહિ તો કાલે તું પણ મારા આહારરૂપ થઇશ.[૬] હે મહાબાહુ. મારા પ્રદેશમાં જે આવે તે મારો ભક્ષ થાય એવું મારૂં વ્રત છે; અને હે તાત ! તું પણ મારા પ્રદેશમાંજ આવ્યો છે.[૭] આજે ઘણે દિવસે મને આ તારા નાના બંધુનો આહાર મળ્યો છે, માટે હું એને છોડીશ નહિ અને મને બીજા આહારની ઇચ્છા પણ નથી. "[૮]

યુધિષ્ઠિરે કહ્યું:–" હે સર્પ ! આ યુધિષ્ઠિર તને પૂછે છે, માટે તું ખરેખરૂં કહી દે કે, તું દેવ છે, દૈત્ય છે કે સર્પ છે ? અને હે ભુજંગમ ! તેં ભીમસેનને શામાટે ગળ્યો છે ?[૯] હે સર્પ ! તને શું આપવાથી અથવા શું જાણુવાથી તું પ્રસન્ન થઇશ ? હું તને શો આહાર આપું ? અને તું આ ભીમને કેવી રીતે છુટો કરે ? તે કહે. "[૧૦]

સર્પે કહ્યું:–" હે નિષ્પાપ રાજા ! હું નહુષ નામનો રાજા છું, ચંદ્રથી પાંચમો પુરુષ છું, આયુનો પુત્ર છું અને તારો પૂર્વજ છું.[૧૧] મને યજ્ઞો, તપશ્ચર્યા, સ્વાધ્યાય, ઇંદ્રિયનિગ્રહ અને પરાક્રમવડે ત્રણ લોકનું અખંડ ઐશ્વર્ય મળ્યું હતું.[૧૨] તે ઐશ્વર્ય મળ્યા પછી મને ગર્વ થઇ ગયો. એક હજાર બ્રાહ્મણો મારી પાલખી ઉંચકવા લાગ્યા.[૧૩] હે પૃથ્વીપતિ ! હું ઐશ્વર્યના મદથી છકી ગયો અને બ્રાહ્મણોનું અપમાન કરવા લાગ્યો, તેથી અગસ્ત્યે મારી આ દશા કરી છે;[૧૪] પરંતુ હે પાંડવરાજ ! તે મહાત્મા અગસ્ત્યની કૃપાથી હજીસુધી મારૂં જ્ઞાન નાશ પામ્યું નથી.[૧૫] આ તારો નાનોભાઇ આજે મને દિવસને છઠ્ઠે ભાગે આહારરૂપે મળ્યો છે, માટે હું એને છોડીશ નહિ અને હું બીજા આહારની ઇચ્છા પણ કરતો નથી;[૧૬] પરંતુ હું જે પ્રશ્નો પૂછું તેના જો તું ઉત્તરો આપીશ, તો પછી હું તારા ભાઇ ભીમસેનને છોડી દઇશ. "[૧૭]

યુધિષ્ઠિરે કહ્યું:–હે સર્પ ! તું તારી ઇચ્છામાં આવે તે પ્રશ્ન કર. હું તને ઉત્તર આપીને કદાચ પ્રસન્ન પણ કરી શકીશ. ×[૧૮] હે સર્પરાજ ! આ લોકમાં બ્રાહ્મણોએ જાણવા યોગ્ય જે શુદ્ધ તત્ત્વ છે તેને તું જાણે છે, માટે હું તારો પ્રશ્ન સાંભળીને પછી તને ઉત્તર આપીશ."

સર્પે પૂછયું:–" હે યુધિષ્ઠિર રાજા ! બ્રાહ્મણ કોને કહેવો અને જાણવાયોગ્ય શું છે ? તે તમે કહો. તમારાં વચન ઉપરથી તમે અલૌકિક બુદ્ધિવાળા છો, એવું હું અનુમાન કરૂં છું."[૨૦]

---

× લેલેશાસ્ત્રીવાળા મહાભારતમાં આ અઢારમા શ્લોકથી આગળ બત્રીસ શ્લોકો વધારાના છે. તે શ્લોકો બીજાં ભારતોમાં તથા તેનાં ભાષાંતરોમાં જણાતા નથી. એ વધારાને લીધે એમના ભારતમાં આ અધ્યાય ૭૧ શ્લોકનો થયો છે. જ્યારે બીજાં ભારતોમાં ૩૮ શ્લોકોનો છે, એ વધારાના શ્લોકો જાણવાયોગ્ય બોધવાળા છે, માટે તેનું આ ટિપ્પણમાં ભાષાંતર આપવું ઉચિત ધાર્યું છે, જે નીચે પ્રમાણે છેઃ–

સર્પે કહ્યું:–" સર્વ દેવો તથા બ્રહ્મર્ષિઓ ધર્મની પ્રશંસા કરે છે, માટે હે નિષ્પાપ ! તમે મારી આગળ ધર્મનું સંક્ષેપમાં વર્ણન કરો."૧૯

યુધિષ્ઠિરે કહ્યું:–સત્ય, દમ, તપ, શૌચ, સંતોષ, હ્રી, આર્જવ, જ્ઞાન, શમ, દયા અને ધ્યાન એ સનાતન ધર્મ છે."૨૦

નહુષે પૂછયું:–"હે રાજા ! સત્ય કોને કહેવાય ? તમે જે શમ કહ્યો તે કેવો હોય? ઉત્તમ દયા કેવી કહી છે? અને ધ્યાન કોને કહે છે?"૨૧

યુધિષ્ઠિરે કહ્યું:–"પ્રાણીઓના હિતને સત્ય કહ્યું છે, મનનો નિગ્રહ તે દમ, સ્વધર્મપ્રમાણે વર્તવું તે તપ, સંકરતાનો ત્યાગ તે શૌચ, ૨૨ વિષયનો ત્યાગ તે સંતોષ, અકાર્યથી નિવૃત્તિ તે હ્રી, ટાઢ, તાપ વગેરે દ્વંદ્વ સહન કરવાં તે ક્ષમા, ચિત્તની સમતા તે આર્જવ, ૨૩ તત્ત્વાર્થનો બોધ તે જ્ઞાન, ચિત્તની શાંતિ તે શમ, પ્રાણીઓના હિત-

યુધિષ્ઠિરે કહ્યું:-"હે નાગેંદ્ર! જેનામાં સત્ય, દાન, ક્ષમા, સુશીલતા, અક્રૂરતા, સ્વધર્મનું આચરણ અને દયા જોવામાં આવે, તેને બ્રાહ્મણ કહ્યો છે.[૨૧] હે સર્પ! જેને પ્રાપ્ત થવાથી લોકોને શોક કરવો પડતો નથી એવું જે સુખ તથા દુઃખથી રહિત પરબ્રહ્મ તેજ જાણવા યોગ્ય છે. એ સંબંધમાં તમે શું કહો છો?"૨૨

સર્પે કહ્યું:-"હે યુધિષ્ઠિર! વેદ સત્ય છે, ધર્મવ્યવસ્થામાં પ્રમાણરૂપ છે અને ચારે વર્ણોનો હિતકારક છે-અર્થાત્ શૂદ્રના આચારને કહેનારી સ્મૃતિઓનું મૂળ પણ વેદજ છે.તે વેદમાં સિદ્ધ કરેલા સત્ય, દાન, અક્રોધ, દુષ્ટતાનો અભાવ, અહિંસા અને દયા, એ ગુણો શૂદ્રોમાં પણ જોવામાં આવે છે અને તેથી તે પણ બ્રાહ્મ-

---

ની ઇચ્છા તે દયા અને મનની નિર્વિષયતા તે ધ્યાન કહેવાય છે." ૨૪

નહુષે પૂછ્યું:-" પુરુષોનો દુર્જય શત્રુ કયો? અનંત વ્યાધિ કયો? સાધુ કોને કહેવાય? અને મહા અસાધુ કોને કહેવો?" ૨૫

યુધિષ્ઠિરે કહ્યું:-" કામ એ દુર્જય શત્રુ છે, લોભ એ અનંત કાળનો વ્યાધિ છે, સર્વ પ્રાણી ઉપર દયા કરનારો તે સાધુ છે અને નિર્દય મનુષ્ય અસાધુ છે." ૨૬

નહુષે પૂછ્યું:-" હે રાજા! મોહ કોને કહે છે? માન એટલે શું? આળસ કોને જાણવું અને આ લોકમાં શોક કોને કહે છે?"૨૭

યુધિષ્ઠિરે કહ્યું:-" ધર્મસંબંધી મૂઢતા તે મોહ, પોતાના સંબંધમાં અભિમાન તે માન, ધર્મકૃત્ય ન કરવાં તે આળસ અને અજ્ઞાનજ શોક કહેવાય છે." ૨૮

નહુષે પૂછ્યું:-" મુનિઓએ સ્થૈર્ય કોને કહી છે? તેઓએ ધૈર્ય કોને કહ્યું છે? મુખ્ય સ્નાન કયું કયું છે? અને અહીં દાન કોને કહે છે?"૨૯

યુધિષ્ઠિરે કહ્યું:- " સ્વધર્મમાં સ્થિરતા તે સ્થૈર્ય, ઇંદ્રિયોનો નિગ્રહ તે ધૈર્ય, મનના મળનો ત્યાગ તે સ્નાન અને અભયદક્ષિણા તે દાન કહેવાય છે." ૩૦

નહુષે પૂછ્યું:-" હે રાજા! કયા પુરુષને પંડિત જાણવો? મૂર્ખ કોને જાણવો? સંસારનું કારણ શું? અને અંતઃકરણનો મુખ્ય તાપ કયો?"

યુધિષ્ઠિરે કહ્યું:-"ધર્માત્મા પુરુષને પંડિત જાણવો, નાસ્તિકને મૂર્ખ જાણવો, કામના એ સંસારનો હેતુ છે અને અદેખાઇ એજ હૃદયમાં થનારો મુખ્ય તાપ છે." ૩૨

નહુષે પૂછ્યું:-"હે રાજન્! અહંકાર કોને કહ્યો છે? દંભ એટલે શું? અસૂયા કોને કહી છે? અને પૈશૂન્ય એટલે શું?"૩૩

યુધિષ્ઠિરે કહ્યું:-" મોહયુક્ત જ્ઞાન તે અહંકાર, ધર્મનો ધ્વજ ફરકાવવો તે દંભ, ધર્મનો દ્વેષ તે અસૂયા અને પારકાને દૂષણ આપવું તે પૈશૂન્ય છે." ૩૪

નહુષે પૂછ્યું:-" હે રાજા! ધર્મ, અર્થ અને કામ એ પરસ્પરમાં વિરોધી છે; જ્યારે તેઓ નિત્ય વિરોધી છે, ત્યારે તેમનો સંયોગ કેવી રીતે થાય?" ૩૫

યુધિષ્ઠિરે કહ્યું:-" જે કુળમાં ભાર્યાથી ભર્તા સંતુષ્ટ રહે છે અને ભર્તાથી ભાર્યા સંતુષ્ટ રહે છે, તે કુળમાં નિત્ય ધર્મ, અર્થ તથા કામ વૃદ્ધિ પામે છે. જ્યારે ભર્તા અને ભાર્યા પરસ્પરને વશ થઇને અનુકૂળ રહે છે, ત્યારે ત્યાં ધર્મ, અર્થ અને કામ એ ત્રણેનો મેળાપ થાય છે."૩૬,૩૭

નહુષે પૂછ્યું:-" જાતિ, કુળ, આચાર, વેદાધ્યયન અને શાસ્ત્રપઠન, એ સર્વમાંથી શાને લીધે બ્રાહ્મણપણું આવે છે તે મને નિશ્ચયથી કહો."૩૮

યુધિષ્ઠિરે કહ્યું:- " હે તાત! જાતિ, કુળ, સ્વાધ્યાય અને શાસ્ત્રપઠન, એ બ્રાહ્મણપણાને માટે કારણ નથી, પણ આચારજ મુખ્ય કારણ છે. ૩૯ હે તાત! અનેક મુનિઓ તિર્યક્યોનિમાં ઉત્પન્ન થયા હતા, તોપણ તેઓ સ્વધર્મના આચરણમાં તત્પર રહેવાથી આ લોકમાંથી બ્રહ્મલોકમાં ગયા છે. દુષ્ટાત્મા નટની પેઠે ઘણું પાઠ કર્યું તેથી શું? જે ધર્માચાર પ્રમાણે વર્તે છે, તેનેજ ભણેલો અને પંડિત જાણવો, ધર્માચરણનુંજ યત્નથી રક્ષણ કરવું; કારણ કે ધન તો આવે છે અને જાય છે. ધનથી ક્ષીણ થયેલો પુરુષ ખરો ક્ષીણ થતો નથી; પણ ધર્માચારથી ભ્રષ્ટ થયેલો પુરુષજ ખરી રીતે નાશ પામે છે. ૪૨ કોઇ દુષ્ટ પુરુષ પોતાનું કુળ મોટું છે એમ જણાવે તો તેથી શો લાભ? સુગંધવાળાં પુષ્પોમાં કીડા ઉત્પન્ન થતા નથી શું? અર્થાત્ સુગંધી પુષ્પમાં ઉત્પન્ન થવાથી તે કીડાનું

ણુજ ગણાશે–અર્થાત્ ઉપર જણાવેલું બ્રાહ્મણનું લક્ષણ બીજા વર્ણોમાં પણ જાય છે, તેથી તે દૂષિત છે.[૨૩] હે રાજન્! વળી તમે સુખ તથા દુઃખથી રહિત જે વસ્તુ તેને વેદ્ય–જાણવા યોગ્ય વર્ણવી; પરંતુ સુખ અને દુઃખથી રહિત એવી કોઈ વસ્તુજ નથી, એમ મને લાગે છે."[૨૪]

યુધિષ્ઠિરે કહ્યું:–"શૂદ્રમાં જો એ લક્ષણ દેખાઇ આવે અને બ્રાહ્મણમાં જો એ લક્ષણ દેખાય નહિ, તો તેવો શૂદ્ર તે શૂદ્ર નથી અને તેવો બ્રાહ્મણ તે બ્રાહ્મણ નથી;[૨૫] પણ હે સર્પ! જેનામાં આગળ કહેલું આચરણ દેખાઇ આવે,તેને બ્રાહ્મણ કહેલો છે અને જેનામાં તે ન હોય તેને શૂદ્ર સમજવો. વળી તેં કહ્યું કે, સુખ તથા દુઃખથી રહિત એવું બીજું કોઈ સ્થાન નથી અને તેથી જ્ઞેય એવી કોઇ વસ્તુજ નથી, તે સંબંધમાં સાંભળ.[૨૭] હે સર્પ! સુખ તથા દુઃખવિનાનું કોઇ સ્થાન નથી એ તારૂં કહેવું ઠીક છે, પરંતુ જે પ્રમાણે શીતળ જળમાં અગ્નિ હોતો નથી અને અગ્નિમાં શીતળતા હોતી નથી, તે પ્રમાણે બ્રહ્મ સુખ તથા દુઃખથી કોઇપિણ દેશ અથવા કાળમાં યુક્ત નથીજ–અર્થાત્ જેમ આરોપેલા સર્પનો દોરડી સાથે ત્રણે કાળમાં પણ સંબંધ થતો નથી, તેમ આરોપિત સુખદુઃખનો, અધિષ્ઠાનરૂપ જ્ઞેય વસ્તુ–બ્રહ્મની સાથે ત્રણે કાળમાં પણ સંબંધ નથીજ. હે સર્પ! એવું મારૂં માનવું છે, પછી તારી જેવી માન્યતા!"[૨૯]

સર્પે પૂછયું:–"હેઆયુષ્મન્ રાજા! જો વર્તન ઉપરથીજ બ્રાહ્મણ ઓળખવો એવો તમારો મત છે, તો પછી જ્યાંસુધી બ્રાહ્મણ જાતિનાં કર્મો કરવામાં નહિ આવે, ત્યાંસુધી જાતિ વ્યર્થ થઈ પડશે."[૩૦]

યુધિષ્ઠિરે કહ્યું:–"હે મહાબુદ્ધિમાન મહાસર્પ! સર્વ વર્ણના પુરુષો સર્વ વર્ણની સ્ત્રીઓમાં પ્રજા ઉત્પન્ન કરે છે, તેથી સર્વ વર્ણોમાં સંકરતા–સેળભેળ થયેલી છે. એથી મનુષ્યજન્મમાં જાતિની પરીક્ષા કરવી કઠિન છે, એવો મારો મત છે.[૩૧] સર્વ પુરુષો સર્વ સ્ત્રીઓમાં સર્વદા પ્રજા ઉત્પન્ન કરી શકે છે; તેમજ વાણી, મૈથુન, જન્મ અને મરણ સર્વ મનુષ્યોમાં સમાનજ છે, એટલે તે ઉપરથી જાતિનો નિર્ણય કરવો અશક્ય છે. (જ્યારે જાતિનો નિશ્ચય થઇ શકતો નથી, ત્યારે હું બ્રાહ્મણ છું, માટે મારે યજ્ઞ કરવો જોઇએ, આવા પ્રકારના અભિમાનપૂર્વક પુરુષની યજ્ઞાદિકમાં પ્રવૃત્તિ કેવી રીતે થશે? આવી શંકા થતી હોય તો હે સર્પ! તેવો જાતિનો નિર્ણય થઇ શકતો નથી) એ સંબંધમાં બ્રાહ્મણો યજ્ઞ કરતી વખતે જે શ્રુતિવાક્ય બોલે છે, તે પણ પ્રમાણરૂપ છે. તેઓ કહે છે કે, 'યેયजामहे' અમે બ્રાહ્મણ અથવા બીજા જે છીએ તે યજ્ઞ કરીએ છીએ.'એ ઉપરથી જણાય છે કે,જાતિનો નિર્ણય થતો નથી;માટે તત્ત્વદૃષ્ટિવાળા પુરુષો શીલનેજ જાતિનિશ્ચયમાં મુખ્ય અને ઇષ્ટ સાધન માને છે.[૩૩] પુરુષને નાળછેદન કરતાં પહેલાં જાતકર્મ–

જેમ ગૌરવ વધતું નથી, તેમ દુષ્ટાચારવાળો સારા કુળમાં ઉત્પન્ન થાય તેથી તે સારો ગણાતો નથી, માટે હે મહારાજા! આચારજ બ્રાહ્મણનું લક્ષણ છે, એમ તમે જાણો. ચાર વેદ ભણેલો બ્રાહ્મણ પણ જો દુરાચરણી હોય તો તેને શૂદ્ર કરતાં પણ અધિક દૂષિત કહેલો છે. ૪૪ જે અગ્નિહોત્રપરાયણ જિતેંદ્રિય, નિત્યસંતુષ્ટ, શુદ્ધ, તપસ્વી અને વેદાધ્યયનનિષ્ઠ હોય, તેને દેવો, બ્રાહ્મણ જાણે છે.૪૫ જે ટાઢ, તાપ વગેરે સર્વ દ્વંદ્વને સહન કરનારો, ધીર, સર્વ સંગથી રહિત, સર્વ પ્રાણીઓના હિતમાં તત્પર અને મિત્રભાવનાવાળો હોય છે, તેને દેવો બ્રાહ્મણ જાણે છે.૪૬ હે પુરુષશ્રેષ્ઠ! જે હમેશ પારકાના ગુણને શોધનારો અને હે રાજેંદ્ર! દોષને કદી પણ ન લેનારો, દીનના ઉપર નિત્ય દયા કરનારો, સતત સજ્જનના તરફ પ્રેમ રાખનારો અને પોતાની સ્ત્રીમાંજ પ્રીતિવાળો હોય છે, તેનેજ દેવો બ્રાહ્મણતરીકે ઓળખે છે. ૪૭,૪૮

નહુષે પૂછયું:–" હે રાજેંદ્ર! શ્રાદ્ધ અને દાન એનો કાળ કયો ગણાય ?એનો તમે વિચારપૂર્વક ઉત્તર આપો. હે પ્રશ્નવેત્તામાં શ્રેષ્ઠ! હું તમને સર્વજ્ઞ માનું છું. "૪૯

યુધિષ્ઠિરે કહ્યું:–" જ્યારે શ્રોત્રિય અને ધ્યાનનિષ્ઠ બ્રાહ્મણ જોવામાં આવે, ત્યારે તેજ કાળ, શ્રાદ્ધ અને દાનને માટે ઉત્તમ છે, એવું મારૂં માનવું છે. "૫૦

સંસ્કાર કરવામાં આવે છે. જનોઇ વખતે ગાયત્રીજ તેની માતા ગણાય છે અને આચાર્ય પિતા ગણાય છે.[૩૪] જ્યાંસુધી તેને જનોઇનો સંસ્કાર થઇ વેદનો સંબંધ થતો નથી, ત્યાંસુધી તે શૂદ્રના જેવો છે એવું જાતિના સંશયસંબંધમાં સ્વાયંભુવ મનુએ કહ્યું છે.[૩૫] હે નાગેંદ્ર ! જો ત્રણુ વર્ણોને વૈદિક સંસ્કાર કરવામાં ન આવે તો તેઓને પણ શૂદ્રના જેવાજ જાણવા; કારણ કે વૈદિક સંસ્કારના અભાવમાં અતિશય સંકરતા દેખાય છે;[૩૬] માટે હે મહાસર્પ ! હે ભુજગેંદ્ર ! જેનામાં સંસ્કારસિદ્ધ આચાર હોય, તેજ બ્રાહ્મણ છે એવું મેં પ્રથમ કહેલું છે."[૩૭]

સર્પે કહ્યું:–"હે યુધિષ્ઠિર ! તમે યથાર્થ તત્ત્વવેત્તા છો, તમારૂં ભાષણ મેં સાંભળ્યું. હવે હું તમારા બંધુ ભીમસેનનું શામાટે ભક્ષણ કરૂં ?"

**ઇતિ શ્રીમહા૦ વન૦ આજગર પર્વમાં "અજગર અને યુધિષ્ઠિરનો સંવાદ" એ વિષયનો અધ્યાય ૧૮૦ મો સમાપ્ત.**

# અધ્યાય ૧૮૧ મો

## અજગર તથા યુધિષ્ઠિરનો સંવાદ (ચાલુ)

**॥ युधिष्ठिर उवाच ॥**

**भवानेतादृशो लोके वेदवेदांगपारगः ॥**
**ब्रूहि किं कुर्वतः कर्म भवेद्गतिरनुत्तमा ॥१॥**

યુધિષ્ઠિરે પૂછ્યું:–"તમે જોકે આવા દેહમાં છો, તોપણ વેદ તથા વેદાંગના પારને પામ્યા છો; માટે કહો કે,કયાં કર્મ કરવાથી ઉત્તમ ગતિ પ્રાપ્ત થાય ?"[૧]

સર્પે કહ્યું:–" હે ભરતવંશી રાજા ! સત્પાત્રને દાન આપવાથી, સત્ય તથા પ્રિય ભાષણ કરવાથી અને અહિંસાધર્મમાં તત્પર રહેવાથી મનુષ્ય સ્વર્ગમાં જાય છે, એવું મારૂં માનવું છે. "[૨]

યુધિષ્ઠિરે પૂછ્યું:–"હે સર્પ! દાન અને સત્ય એ બેમાં મોટું કયું છે ? અને અહિંસા તથા પ્રિય એ બેમાં નાનું કયું અને મોટું કયું છે, તે તમે કહો. "[૩]

સર્પે કહ્યું:–દાન, સત્ય, તત્ત્વ, અહિંસ અને પ્રિય એ પ્રત્યેકનું ગૌરવ અથવા લાઘ કાર્યનાં ગૌરવને લીધે જોવામાં આવે છે.[૪] રાજેંદ્ર ! કોઇવાર દાન કરતાં સત્ય શ્રેષ્ઠ ગણા છે અને કોઇવાર સત્ય વાક્ય કરતાં કંઇક દ ન શ્રેષ્ઠ ગણાય છે.[૫] એજ પ્રમાણે હે મહાધનુ ર્ધારી રાજા ! કોઇવાર પ્રિય વાક્ય કરતાં અહિં સા શ્રેષ્ઠ જણાય છે, ત્યારે કોઇવાર અહિંસ કરતાં પ્રિય વાક્ય શ્રેષ્ઠ ગણાય છે.[૬] હે રાજા આ પ્રમાણે કાર્યને લઇને વસ્તુનું ગૌરવ અથવ લાઘવ ગણાય છે. હવે તને બીજું જે ઇષ્ટ હો તે તું પૂછ, એટલે હું તેનો ઉત્તર આપું."[૭]

યુધિષ્ઠિરે પૂછ્યું:–"હે સર્પ! શરીરનો નાશ થયા પછી મનુષ્ય સ્વર્ગલોકમાં કેવી રીતે જા શકે ? તેને અવશ્ય મળનારૂં કર્મફળ કેવી રી મળે ? અને તે ત્યાં વિષયોનો ઉપભોગ કે રીતે કરે ? તે મને કહે. "[૮]

સર્પે કહ્યું:–" હે રાજા ! મનુષ્યોને પોત પોતાનાં કર્મને લીધે મનુષ્યયોનિ, સ્વર્ગવા અને પશુપક્ષી વગેરેની તિર્યક્યોનિ, આવી ત્ર પ્રકારની ગતિ થતી જોવામાં આવે છે; અને ત્રણેમાં ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ઠ એવા ત્ર ભેદ છે.[૯] તેમાં જે મનુષ્ય આળસરહિત થઇ અહિંસાયુક્ત દાનાદિક સત્કર્મો કરે છે, આ લોકમાંથી સ્વર્ગલોકમાં જાય છે;[૧૦] અને રાજેંદ્ર ! એથી વિપરીત કર્મો કરવાથી મનુષ્ય યોનિમાં અથવા તિર્યક્જાતિમાં ઉત્પન્ન થા છે. હે તાત ! તિર્યક્યોનિમાં ઉત્પન્ન થવામાં જે વિશેષતા છે,તે હું કહું છું.[૧૧] જે મનુષ્ય કામ ક્રોધ, હિંસા તથા લોભને અધીન હોય છે, મનુષ્યપણામાંથી ભ્રષ્ટ થઇને તિર્યક્–પશુપક્ષીન યોનિમાં અવતરે છે.[૧૨] વળી મનુષ્યયોનિમ જન્મ થવામાટે તિર્યક્યોનિથી પણ છુટકે થાય છે, એવું વેદમાં કહેલું છે; તથા ગાયે અને ઘોડાઓનો યજ્ઞમાં ઉપયોગ થવાથી તેઓ દેવપણું પ્રાપ્ત થાય છે, એવું ઋગ્વેદના બ્રાહ્મ ભાગમાં પ્રત્યક્ષ જણાય છે.[૧૩] હે તાત ! જે લોકમાં કાર્યવાળો મનુષ્ય આમતેમ ભ્રમણ ક

છે, તેમ કર્મ કરનારો જીવ આ ત્રણ ગતિઓમાં ભ્રમણ કરે છે; અને જેમ કાર્યવિનાનો મનુષ્ય પોતાના સ્થાનમાં સુખથી બેસે છે,તેમ કર્મ ન કરનારો જ્ઞાની નિત્ય પરબ્રહ્મમાં પોતાના આત્માને ઘટાકાશને જેમ મહાકાશમાં તેમ ઉપાધિના ત્યાગ વડે લય પમાડે છે.[૧૪] હે તાત! પરંતુ દેહાભિમાની આત્મા–જીવ, બળવાન કર્મના ફળને અધીન થઇને વારંવાર જન્મ ગ્રહણ કરે છે અને સુખની અભિલાષાથી દેહસંબંધના ફળનો ઉપભોગ કરે છે; પણ જેને કર્મના ફળની ઇચ્છાજ નથી–અર્થાત્ જે નિષ્કામ કર્મ કરનારો છે, તે પ્રજાના જન્મમરણાદિક અસાધારણ ધર્મને સમજે છે; એટલે ચિત્તશુદ્ધિની અધિકતાથી, જન્મમરણાદિક દોષોને જુએ છે.[૧૫]

યુધિષ્ઠિરે પૂછયું:–"હે સર્પ ! શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ વિષયો ગ્રહણ કરવાનું અધિષ્ઠાન શું છે, તે તમે સ્વસ્થ ચિત્તવાળા થઇને મને યથાર્થ રીતે કહો.[૧૬] વળી હે મહાબુદ્ધિમાન મહાસર્પ ! તમે એ બધા વિષયોને એકી વખતે કેમ ગ્રહણ કરતા નથી ? આ મારા સર્વ પ્રશ્નનો ઉત્તર આપો."[૧૭]

સર્પે કહ્યું:–" હે આયુષ્મન્ ! સુખદુઃખાદિ ગુણોના આધારરૂપ જે આત્મારૂપી એક પદાર્થ છે, તે સ્થૂલ તથા સૂક્ષ્મશરીરરૂપી ઉપાધિનો આશ્રય કરીને બુદ્ધિ વગેરેથી યુક્ત થાય છે અને તે રૂપ સાધનોવડે કર્માનુસાર ભોગોને ભોગવે છે.[૧૮]હે ભરતકુળમાં શ્રેષ્ઠ રાજા ! એ સાધનો હું કહું છું, તેને તમે સાંભળો. ઇંદ્રિયો, બુદ્ધિ અને મન–એ આત્માને ભોગ ભોગવવાનાં સાધનો છે. હે તાત ! જીવ, વિષયોને ગ્રહણ કરવાના સ્થાનરૂપ ઇંદ્રિયોમાં રહેલા મનરૂપી મુખ્ય સાધનવડે હૃદયાકાશમાંથી તે તે ઇંદ્રિયોરૂપી દ્વારથી નિકળીને ક્રમે ક્રમે આ શબ્દસ્પર્શાદિક વિષયોનો ઉપભોગ કરે છે.[૧૯,૨૦] હે નરવ્યાઘ્ર ! જીવ વિષયોનો જે ઉપભોગ કરે છે, તેમાં બુદ્ધિથી પ્રેરાયલું મન એ મુખ્ય કારણ છે. મનવિના એકલો જીવ વિષયોનો ઉપભોગ કરી શકતો નથી. તે મન એક છે, માટે એકી વખતે શબ્દ, સ્પર્શાદિક સર્વ વિષયો ગ્રહણ કરી શકાતા નથી.[૨૧] હે પુરુષવ્યાઘ્ર ! બુદ્ધિ, મન અને ઇંદ્રિયોરૂપી સાધનોથી યુક્ત થઇને જે ભોકતા કહેવાય છે, છતાં સ્વતઃ જે અભોક્તાજ રહે છે, તે આત્મા ભ્રૂકુટીના મધ્યમાં રહે છે અને તે, આત્માને તથા અનાત્માને જાણવાથી ઉત્તમ તથા અધમ એવી બુદ્ધિને, વિવિધ પ્રકારના રૂપાદિસંપન્ન પદાર્થો ગ્રહણ કરવામાં પ્રેર્યા કરે છે–અર્થાત્ આત્મપ્રેરણાથી બુદ્ધિ વ્યાપારવાળી રહીને મનને વ્યાપારમાં નાખે છે, પણ આત્મા તો સ્વસ્થજ રહે છે.[૨૨]હે રાજસિંહ ! તમને કદાચ એવીશંકા થશે કે,જ્યારે બુદ્ધિના કર્તાપણા વડેજ સર્વ વ્યવહાર ચાલે છે, તો પછી નપુંસક જેવા બીજા નિષ્ક્રિય આત્માની શી જરૂર છે ? પરંતુ એ શંકા અજ્ઞાનવાળી છે. યોગીઓ બુદ્ધિ અને તેના અભાવનું જે સાક્ષીરૂપ જ્ઞાન તેને બુદ્ધિથી ભિન્ન પાડીને જુએ છે-અનુભવે છે. એજ જ્ઞાન આત્મપ્રકાશક વિધિ છે–અર્થાત્ સ્વપ્રકાશ છે. એથી સિદ્ધ થાય છે કે, લય અને ઉદયવાળી બુદ્ધિનું આત્માપણું સંભવતું નથી."

યુધિષ્ઠિરે પૂછયું:–મન અને બુદ્ધિ એ બન્નેનું ઉત્તમ પ્રકારનું લક્ષણ મને કહો; કારણકે તેનું લક્ષણ જાણવું એ અધ્યાત્મવેત્તાઓનું મુખ્ય કર્તવ્ય કહેલું છે."[૨૪]

સર્પે કહ્યું:–જેમ લોખંડનો ગોળો અગ્નિના સંયોગથી અગ્નિજોડે એકરૂપ થયેલો હોય છે, તેમ બુદ્ધિ પણ આત્માની સાથે અત્યંત એકરૂપ થઇને મૂળથીજ ઉત્ક્રાંતિ વગેરે ધર્મને અધીન થયેલી હોય છે; અને તેને અનુસરનારો આત્મા પણ તેના જેવા ધર્મવાળો જણાય છે. જોકે બુદ્ધિ આત્માનો આશ્રય કરીને રહેનારી છે, તોપણ તે પોતાના આશ્રયને માટે આત્માની ઇચ્છા કરે છે, એમ જાણવું.[૨૫] વિષયો અને ઇંદ્રિયોનો સંયોગ થવાથી બુદ્ધિ ઉત્પન્ન થાય છે અને મન તો ઉત્પન્ન થયેલુંજ હોય છે. વિષયોનો અને ઇંદ્રિયોનો સંબંધ દૂર થવાથી બુદ્ધિનો નાશ થાય છે અને બુદ્ધિનો નાશ થતાં પણ તેનાથી ઉત્પન્ન થયેલી

વાસનાઓના તંતુવિસ્તારરૂપી મન તો રહે છેજ, એટલે તેનાથી ફરી પૂર્વવાસનાને લીધે બુદ્ધિ ઉત્પન્ન થાય છે. બુદ્ધિ સુખદુઃખાદિ વિકારોને ધારણ કરે છે,એટલે મન તે તે વાસનાઓથી યુક્ત થાય છે. હે તાત! મન અને બુદ્ધિમાં જે ભેદ છે તે આજ. આ સંબંધમાં તમે પણ સારા જ્ઞાની છો, માટે તમે શું માનો છો?"[૨૬,૨૭]

યુધિષ્ઠિરે કહ્યું:–"હે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ! આ તમારૂં જ્ઞાન ઉત્તમ છે અને તમે જાણવાનું જાણી ચૂકયા છો, છતાં હવે તમે શામાટે પૂછો છો?[૨૮] તમે અદ્દ્ભુત કર્મ કરનારા, સ્વર્ગમાં વસનારા અને સર્વજ્ઞ હતા, છતાં તમને મોહ શાથી ઉત્પન્ન થયો? આ સંબંધમાં મને મોટો સંશય થાય છે.[૨૯]

સર્પે કહ્યું:–પુરુષ સારો જ્ઞાની હોય અને શૂરો હોય,તોપણ તેને સમૃદ્ધિ મોહ પમાડે છે. સુખમાં રહેનાર સર્વ મનુષ્ય મોહ પામે છે,એવી મારી બુદ્ધિ છે.[૩૦] હે યુધિષ્ઠિર! હું પણ ઐશ્વર્યના મોહથી મદમત્ત બની ગયો હતો અને ત્યાંથી જ્યારે પડયો,ત્યારે હવે મને જ્ઞાન થયું છે અને તેથી હું તને ઉપદેશ આપું છું.[૩૧] હે શત્રુતાપન મહારાજા! તમે મારૂં કાર્ય કર્યું છે, તમે સાધુ પુરુષ છો, તમારી સાથે વાતચીત કરવાથી મારો મહાકષ્ટદાયક શાપ નાશ પામ્યો છે.[૩૨] પૂર્વે હું દિવ્ય વિમાનમાં બેસીને સ્વર્ગમાં ફરવા નીકળતો હતો અને અભિમાનથી છકી જઇને બીજા કોઇને પણ ગણકારતો ન હતો.[૩૩] બ્રહ્મર્ષિ, દેવ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ, સર્પો તથા ત્રણ લોકમાં વસનારા સર્વે મને કર આપતા હતા.[૩૪] હે રાજા! તે સમયે મારી દૃષ્ટિમાં એવું બળ હતું કે, હું જે જે પ્રાણીના તરફ દૃષ્ટિ કરતો તે તે પ્રાણીના તેજને ઝટ હરી લેતો હતો. વળી એક હજાર બ્રહ્મર્ષિઓ મારી પાલખી ઉંચકતા હતા અને હે રાજા! તેજ અન્યાયે મને રાજ્યલક્ષ્મીથી ભ્રષ્ટ કરી દીધો છે.[૩૬] અગસ્ત્ય મુનિ મારી પાલખી ઉંચકીને ચાલતા હતા, તે વખતે મેં તેમને મારો પગ અડકાડ્યો એટલે તેમણે ક્રોધ કરીને મને કહ્યું કેઃ–'તું રાજ્યથી ભ્રષ્ટ થઈને સર્પ થઇ જા!'[૩૭] તેજ વખતે મારાં રાજચિન્હો નાશ પામ્યાં અને હું વિમાનના મોખરેથી પડયો! નીચે મુખે પડતાં પડતાં મેં જાણ્યું કે, હું સર્પ થયો છું, તેથી મેં શાપના અંતને માટે ઋષિની પ્રાર્થના કરી.[૩૮] મેં કહ્યું કે:–'હે ભગવન્! હું પ્રમાદથી અતિશય મૂઢ થઇ ગયો હતો, માટે મારો અપરાધ આપે ક્ષમા કરવો જોઇએ.' તે સાંભળીને દયાયુક્ત થયેલા અગસ્ત્ય મુનિએ,પડતા એવા મને કહ્યું કેઃ–[૩૯] હે નરશ્રેષ્ઠ! ધર્મરાજા યુધિષ્ઠિર તને આ શાપથી મુક્ત કરશે; અને હે મહારાજ! તારા ઘોર અભિમાનનાં તથા પાપનાં ફળ ક્ષીણ થશે, ત્યારે તું ફરી પુણ્યનાં ફળને પ્રાપ્ત થઇશ! હું તો તે તપનું બળ જોઇને આશ્ચર્યજ પામી ગયો. અને થીજ મેં તમને બ્રહ્મ તથા બ્રાહ્મણપણાવિષે પ્રશ્ન કર્યો હતો! હે રાજા! સત્ય, દમ,તપ, દાન, અહિંસા અને ધર્મપરાયણતા એ પુરુષોને નિત્ય ઇષ્ટ ફળ આપનારાં છે; પરંતુ જાતિ અથવા કુળ ઇષ્ટ ફળ આપનારાં નથી. હે મહારાજ! આ તમારો મહાબળવાન બંધુ ભીમસેન ક્ષેમકુશળ છે અને તમારૂં પણ કલ્યાણ થાઓ! હું હવે પાછો સ્વર્ગમાં જઇશ."*[૪૨,૪૩]

વૈશંપાયને કહ્યું:–નહુષરાજા આટલું કહીને અજગરનો દેહ છોડી દઇ, દિવ્ય દેહ ધારણ કરીને સ્વર્ગમાં ચાલ્યો ગયો.[૪૪] શ્રીમાન ધર્માત્મા યુધિષ્ઠિર પણ પોતાના ભાઈ ભીમને મળ્યા અને ધૌમ્યની સાથે પાછા આશ્રમમાં આવ્યા.[૪૫] પછી ધર્મરાજા યુધિષ્ઠિરે, એકઠા મળેલા સર્વ બ્રાહ્મણોની આગળ તે સર્વ વૃત્તાંત યથાર્થરીતે કહી બતાવ્યું.[૪૬] હે રાજા! તે સાંભળીને સર્વ બ્રાહ્મણો, અર્જુનાદિ ત્રણ બંધુઓ અને યશસ્વિની દ્રૌપદી એ સર્વે અત્યંત નમ્ર

* शारीराद्बलतो ब्रह्मन्बलं वैद्यं महत्तमम् ।
भीमं ह्यजगरग्रस्तं धर्मराजोऽह्यमोचयत् ॥

હે બ્રહ્મન્! શારીરિક બળ કરતાં વિદ્યાબળ-જ્ઞાનબળ ઘણું મોટું છે, કે જે બળને લીધે ધર્મરાજાએ અજગરથી ગળાયલા ભીમને છોડાવ્યો.

गणेश

થઇ ગયાં.[૪૭] તે પછી સઘળા શ્રેષ્ઠ બ્રાહ્મણો પાંડવોના હિતની ઈચ્છાથી ભીમના સાહસની નિંદા કરતા તેને કહેવા લાગ્યા કેઃ–"હવે તું આવું કરીશ નહિ."[૪૮] પછી પાંડવો મહાબળવાન ભીમને સંકટમાંથી મુક્ત થયેલો જોઇને બહુ આનંદ પામ્યા અને હર્ષથી વિહાર કરવા લાગ્યા.

ઇતિ શ્રીમહા૦ વન૦ આજગરપર્વમાં "ભીમમોચન" એ વિષયનો અધ્યાય ૧૮૧ મો સમાપ્ત.

## અજગર પર્વ સમાપ્ત.

# मार्कंडेय समास्या पर्व

## અધ્યાય ૧૮૨ મો

### વર્ષા અને શરદૃઋતુનું વર્ણન

**॥ वैशंपायन उवाच ॥**

**निदाघांतकरः कालः सर्वभूतसुखावहः॥**
**तत्रैव वसतां तेषां प्रावृट् समभिपद्यत ॥१॥**

વૈશંપાયને કહ્યું:– પાંડવો ત્યાંજ વાસ કરતા હતા તે વખતે સર્વ પ્રાણીઓને સુખકારક તથા ગ્રીષ્મના ઉકળાટને નાશ પમાડનારો વર્ષાકાળ પ્રાપ્ત થયો.[૧] તે સમયે શ્યામવર્ણા મેઘો આકાશ તથા દિશાઓને છાઈ દઇને મોટી મોટી ગર્જનાઓ કરતા રાત્રિદિવસ એકસરખી વૃષ્ટિ કરવા લાગ્યા.[૨] વર્ષાકાળના મંડપ જેવા તે સેંકડો ને હજારો મેઘો, સૂર્યના પ્રભામંડળને ઢાંકીદઇવિજળીનાચમકારાથી ઉજ્જવળકાંતિવાળા દેખાતા હતા. પૃથ્વી જળનું સિંચન થવાથી શાંત અને સર્વ રીતે મનોહર દેખાવા લાગી, તેના ઉપર વનમાખીઓ તથા સર્પો મદમત્ત થઇ પડયા અને કુમળું કુમળું ઘાસ ઉગી નીકળ્યું. સર્વ પ્રદેશો પાણીથી ઢંકાઇ જવાને લીધે સમાન ભૂમિ કે ખાડાટેકરા, નદી અથવા સ્થાવર ભાગ, કંઇ પણ જાણવામાં આવતું ન હતું.[૫] વર્ષાઋતુના આરંભકાળમાં નદીઓનાં જળ ખળભળી ઉઠયાં હતાં, તે નદીઓ ઘુઘવાટા કરતી અને છોડેલાં બાણુની પેઠે તીવ્ર વેગથી ગતિ કરતી જંગલોને શોભાવવા લાગી.[૬] વરસાદની ઝડીથી ઢંકાઈ જતા વરાહો, મૃગો તથા પક્ષીઓ, શબ્દ કરતાં હતાં અને તેઓનો વિવિધ ધ્વનિ અરણ્યમાં સંભળાતો હતો.[૭] કોયલોના સમૂહોની સાથે બપૈયા તથા મયૂરો મદમત્ત થઇ ગયા અને દેડકાંઓ ગર્વિષ્ઠ થઇને ડ્રુંદાડ્રુંદ કરવા લાગ્યા.[૮] આ પ્રમાણે પર્વત માસેના નિર્જળ પ્રદેશમાં ફરનારા પાંડવોને મેઘની ગર્જનાવાળી અને અનેક પ્રકારના આકારવાળી વર્ષાઋતુ સુખમાં વીતી ગઈ.[૯] તે પછી આનંદ આપનારી શરદૃઋતુ આવી ! તેમાં બગલાં અને હંસો ઠામ ઠામ દેખાવા લાગ્યા, વનોમાં અને પર્વતનાં શિખરો ઉપર મોટાં ઘાસો છવાઈગયાં, નદીઓનાં જળ નિર્મળ થઈ ગયાં અને નિર્મળ આકાશમાં નક્ષત્રો પ્રકાશવા લાગ્યાં. મૃગો તથા પક્ષીઓના કલ્લોલવાળી એ શરદૃઋતુ મહાત્મા પાંડવોને : સુખદાયક થઇ પડી.[૧૦,૧૧] શરદૃઋતુમાં રાત્રિઓ મેઘના સંબંધથી શીતળ, ધૂળ શાંત થઈ જવાથી નિર્મળ અને ગ્રહો તથા નક્ષત્રોના સમુદાયથી અને ચંદ્રથી સુશોભિત દેખાતી હતી. શીતળ જળથી ભરપૂર અને સુખદાયક નદીઓ તથા સરોવરીઓ, કુંપળીઓ તથા કમળોવડે સુશોભિત દેખાતી હતી.[૧૨,૧૩] વળી આકાશના જેવાં તીરવાળી અને કિનારે ઉગેલાં નેતરનાં ઝાડોથી વ્યાપ્ત એવી પવિત્ર તીર્થવાળી સરસ્વતીના તીર ઉપર ફરતાં પાંડવોને આનંદ થતો હતો.[૧૪] દઢ ધનુષને ધારણ કરનારા વીર પાંડવો નિર્મળ જળથી ભરેલી પવિત્ર સરસ્વતી નદીને જોઇને પ્રસન્ન થયા.[૧૫] હે જનમેજય !

પાંડવો ત્યાં રહેતા હતા તે વખતેજ પર્વની સંધિમાં કૃત્તિકા નક્ષત્રયુક્ત કાર્તિક માસની શરદ્ પૂનેમની રાત્રી આવી પહોંચી.[૧૬] ત્યારે મહાશય અને પુણ્યશીલ તપસ્વીઓની સાથે તે સર્વ ભરતકુળમાં શ્રેષ્ઠ પાંડવોએ ગાડાંઓમાં ભાર વગેરે ભરીને ઉત્તમ તૈયારી કરી અને કૃષ્ણ પક્ષનો આરંભ થતાં પાંડવો ધૌમ્ય, સારથિઓ તથા રસોઇઆઓની સાથે કામ્યક વનપ્રત્યે ચાલતા થયા.[૧૭,૧૮]

ઇતિ શ્રીમહા૦ વન૦ માર્કંડેયસમાસ્યા પર્વમાં "કામ્યકવનપ્રવેશ" એ વિષયનો અધ્યાય ૧૮૨ મો સમાપ્ત.

# અધ્યાય ૧૮૩ મો

## પાંડવોની પાસે શ્રીકૃષ્ણ તથા માર્કંડેય પધાર્યા.

॥ वैशंपायन उवाच ॥

**काम्यकं प्राप्य कौरव्य युधिष्ठिरपुरोगमाः ॥ कृतातिथ्या मुनिगणैर्निषेदुःसह कृष्णया ॥१॥**

વૈશંપાયને કહ્યું:–હે કુરુવંશી રાજા! યુધિષ્ઠિર વગેરે પાંડવો કામ્યક વનમાં આવ્યા, ત્યારે મુનિગણોએ તેમનો આદરસત્કાર કર્યો. પછી તેઓ દ્રૌપદીની સાથે ત્યાં રહ્યા.[૧] પાંડુના પુત્રો સારીપેઠે વિશ્વાસપૂર્વક ત્યાં રહેવા લાગ્યા તે પછી ઘણાએક બ્રાહ્મણો ત્યાં આવીને તેઓની ચોતરફ વીંટાઇને બેઠા.[૨] ત્યાર પછી અર્જુનનો પ્રિયમિત્ર એક બ્રાહ્મણ હતો તે બોલ્યો કે:–"હે કુરુકુળધારક પાંડવો! તમે અહીં આવ્યા છો તે શ્રીકૃષ્ણને જાણવામાં છે, શ્રીકૃષ્ણ નિત્ય તમારાં દર્શનની આકાંક્ષા રાખે છે અને તમારૂં શ્રેય ઇચ્છે છે; માટે તે ઉદાર બુદ્ધિવાળા, જિતેંદ્રિય તથા મહાપરાક્રમી શ્રીકૃષ્ણ તમને અહીં મળવા આવશે;[૩,૪] તેમજ અનેક વર્ષપર્યંત જીવનારા અને સ્વાધ્યાય તથા તપથી યુક્ત એવા મહાતપસ્વી માર્કંડેય મુનિ પણ તત્કાળ તમને મળશે."

આ પ્રમાણે તે બ્રાહ્મણ બોલતો હતો, એટલામાંજ રથીઓમાં શ્રેષ્ઠ દેવકી પુત્ર શ્રીકૃષ્ણ, કુરુકુળશ્રેષ્ઠ પાંડવોને મળવાની ઇચ્છાથી, શૈબ્ય તથા સુગ્રીવ નામના ઘોડાથી જોડેલા રથમાં બેસીને ત્યાં આવતા દેખાયા. જેમ ઇંદ્રની સાથે ઇંદ્રાણી હોય, તેમ તેમની સાથે તે વખતે સત્યભામા હતાં.[૬] પછી બુદ્ધિમાન શ્રીકૃષ્ણે, રથમાંથી ઉતરીને આનંદથી ધર્મરાજાને તથા બળવાનોમાં મુખ્ય એવા ભીમસેનને યથાવિધિ વંદન કર્યું,[૮] ધૌમ્યનું પૂજન કર્યું, અર્જુનને આલિંગન કર્યું અને દ્રૌપદીનું સાંત્વન કર્યું તથા નકુલ અને સહદેવે શ્રીકૃષ્ણને પ્રણામ કર્યા.[૯] પછી શત્રુનાશન દશાર્હવંશી શ્રીકૃષ્ણે, પોતાના પ્રિય સખા વીર અર્જુનને લાંબે સમયે મળેલો જોઇને તેને વારંવાર આલિંગન કર્યું;[૧૦] તેમજ શ્રીકૃષ્ણનાં પ્રિય પટ્ટરાણી સત્યભામા પણ પાંડવોનાં પ્રિયપત્ની દ્રૌપદીને ભેટયાં.[૧૧] તે પછી પોતાની ભાર્યા તથા પુરોહિતોની સાથે સર્વ પાંડવોએ કમળનેત્ર શ્રીકૃષ્ણની પૂજા કરી અને તેઓ તેમની આજુબાજુએ વીંટાઇ વળ્યા.[૧૨] એ સમયે સાક્ષાત્ ભગવાન મહાત્મા ભૂતપતિ શંકર જેમ સ્વામીકાર્તિકની સાથે મળવાથી શોભે છે, તેમ વિદ્વાન શ્રીકૃષ્ણ પણ અસુરોનો પરાજય કરનારા અર્જુનની સાથે મળવાથી શોભતા હતા. તે પછી મુકુટધારી અર્જુને વનમાં બનેલા સર્વ વૃત્તાંતો શ્રીકૃષ્ણની આગળ યથાર્થ રીતે કહ્યા, અને પૂછયું કે:–"સુભદ્રા અને અભિમન્યુ કેમ છે?"[૧૪]

મધુદૈત્યને હણનારા શ્રીકૃષ્ણે અર્જુન, દ્રૌપદી તથા પુરોહિતનો યથાર્થ સત્કાર કર્યો અને પછી યુધિષ્ઠિર રાજાની સાથે બેસીને તેમની પ્રશંસા કરતાં કહ્યું કે:–[૧૫] "હે પાંડુપુત્ર! રાજ્યના લાભ કરતાં પણ ધર્મનો લાભ મુખ્ય ગણાય છે અને તે ધર્મની વૃદ્ધિને માટે તપશ્ચર્યા કરવી એમ શાસ્ત્રો કહે છે. હે રાજા! તમે સત્ય તથા સરળતાની સાથે સ્વધર્મનું આચરણ કરતાં આ લોકનો તથા પરલોકનો વિજય કર્યો છે![૧૬] તમે પ્રથમ બ્રહ્મચર્યાદિક વ્રતો કરીને વેદાધ્યયન કર્યું છે; પછી સંપૂર્ણ ધનુર્વેદનો અભ્યાસ કરીને ક્ષાત્રધર્મથી ધન સંપાદન કર્યું છે અને અનાદિકા-

ળથી ચાલતા આવેલા સર્વે યજ્ઞો પણ કર્યા છે.[૧૭] હે નરેંદ્ર ! તમને ગ્રામ્યધર્મ (મૈથુનાદિક) ઉપર પ્રીતિ નથી, તેમજ તમે કામનાથી કંઈપણ કર્મ કરતા નથી અને અર્થના લોભથી ધર્મનો ત્યાગ કરતા નથી, તે પ્રભાવથી તમે ધર્મરાજ કહેવાઓ છો.[૧૮] હે કુંતીપુત્ર રાજા ! તમે રાજ્ય, ધન તથા વૈભવો મેળવીને પણ દાન, સત્ય, તપ, શ્રદ્ધા, બુદ્ધિ, ક્ષમા અને ધૈર્ય, એમાંજ નિરંતર ઉત્તમ પ્રીતિ રાખો છો.[૧૯] હે પાંડવ ! જે વખતે કુરુજાંગલ દેશના જનસમૂહે સભામાં દ્રૌપદીને પરાધીન થયેલી દીઠી, તે વખતે ધર્મ તથા વ્યવહારને ત્યજી દેનારા શત્રુઓના તે વર્તનને તમારાવિના બીજો કોણ સહન કરે ?[૨૦] ખરેખર, તમારા સર્વ મનોરથો પૂર્ણ થશે અને તમે થોડાજ સમયમાં સારી રીતે પ્રજાનું પરિપાલન કરશો. જો તમારી પ્રતિજ્ઞા પૂર્ણ થઈ હોય તો આ અમે કૌરવોને શિક્ષા કરવા તૈયાર છીએ.

આ પ્રમાણે યુધિષ્ઠિર રાજાને કહીને દશાર્હકુળમાં શ્રેષ્ઠ શ્રીકૃષ્ણે ધૌમ્યને, ભીમને, યુધિષ્ઠિરને, નકુલને, સહદેવને તથા દ્રૌપદીને કહ્યું કે, તમારા પુણ્યયોગથી અર્જુન અસ્ત્રવિદ્યામાં કુશળ થઈને આનંદથી પાછો આવ્યો, એ મહદ્ભાગ્યની વાત છે !"[૨૧,૨૨]

તે પછી દશાર્હકુળના પોષક શ્રીકૃષ્ણે સ્નેહીઓની સાથે યજ્ઞસેન રાજાની પુત્રી દ્રૌપદીને પણ કહ્યું કે:–" તમે અર્જુનની સાથે મળીને કૃતાર્થ થયાં, એ ઘણું સારૂં થયું ![૨૩] હે યજ્ઞસેન રાજાની પુત્રી દ્રૌપદિ ! તમારા બાલ્યાવસ્થામાં રહેલા સુશીલ પુત્રો ધનુર્વેદ ઉપર મુખ્ય પ્રીતિ રાખે છે અને મિત્રોની સાથે સજ્જનોએ આચરણ કરેલા માર્ગનું સેવન કરે છે.[૨૪] હે દ્રૌપદિ ! તમારા પિતાએ અને બંધુઓએ રાજ્યાધિકાર અને દેશોની લાલચો દેખાડીને બોલાવ્યા છતાં પણ તે બાળકોને યજ્ઞસેન રાજાના ઘરમાં અથવા મામાઓના ઘરમાં રહેવું રુચતું ન હતું;[૨૫] પરંતુ ધનુર્વેદ શીખવા ઉપર મુખ્ય પ્રીતિવાળા તે તમારા પુત્રો સુખરૂપ આનર્ત દેશમાં આવીને દ્વારકામાં પ્રવેશ કરી હવે દેવતાઓની પણ સ્પૃહા કરતા નથી.[૨૬] તમારે અને આર્યા કુંતીને જે પ્રમાણે તેઓની સાથે વર્તવું યોગ્ય છે તે પ્રમાણે સુભદ્રાને પણ વર્તવું યોગ્ય છે; અને સુભદ્રા પ્રમાદરહિત થઈને તેઓની સાથે તે પ્રમાણેજ નહિ પણ અધિકતાથી વર્તે છે.[૨૭] હે દ્રૌપદિ ! રુક્મિણીપુત્ર પ્રદ્યુમ્ન જે પ્રમાણે અનિરુદ્ધનો, અભિમન્યુનો, સુનીથનો અને ભાનુનો શિક્ષક તથા આશ્રય છે, તેજ પ્રમાણે તે તમારા પુત્રોનો પણ શિક્ષક તથા આશ્રય છે.[૨૮] વળી કુમાર અભિમન્યુ પણ શિક્ષણ આપવામાં કુશળ છે. તે આળસરહિત થઈને નિત્ય તમારા શૂરા પુત્રોને ગદા, તરવાર અને ઢાલ પકડતાં, અસ્ત્રો છોડતાં અને રથ તથા ઘોડાની સ્વારી કરતાં શીખવે છે;[૨૯] તેમજ રુક્મિણીપુત્ર પ્રદ્યુમ્ન તેઓને ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપીને તથા વિધિપૂર્વક શસ્ત્રવિદ્યા ભણાવીને તમારા પુત્રોનાં તથા અભિમન્યુનાં પરાક્રમોથી સંતોષ પામે છે.[૩૦] હે યજ્ઞસેનની પુત્રિ ! જ્યારે તમારા પુત્રો રમતો જોવા અથવા રમવામાટે જાય છે, ત્યારે તે એક એક કુમારની પાછળ રથો, વાહનો અને હાથીઓ જાય છે."[૩૧]

આ પ્રમાણે દ્રૌપદીને કહ્યા પછી શ્રીકૃષ્ણે ધર્મરાજાને કહ્યું કેઃ–" હે રાજા ! આ દશાર્હકુળના, કુકકુરકુળના અને અંધક કુળના યોદ્ધાઓ જ્યાં તમારી ઈચ્છા હોય, ત્યાં તમારી આજ્ઞાને પાલન કરતા રહો.[૩૨] હે નરેંદ્ર ! ધનુષના વેગવડે વાયુ ઉત્પન્ન કરનારી અને બળરામ જેના નેતા છે એવી રથ, ઘોડા, સ્વાર, પાયદળ અને હાથીવાળી માથુર પ્રદેશની સેના તૈયાર છે, માટે તેને તમારા કાર્યમાં પ્રવૃત્ત થવા દો.[૩૩] હે પાંડુપુત્ર ! પાપકર્મ કરનારાઓમાં મુખ્ય ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધનને તેના મિત્રો અને પરિવારની સાથે નરકાસુરને અને સૌભવિમાનના અધિપતિ શાલ્વને માર્ગે મોકલી દો;[૩૪] અથવા હે નરેંદ્ર ! તમે સભામાં જેવી પ્રતિજ્ઞા કરી છે. તે પ્રમાણે તે સંબંધમાં ખુશીથી વર્તો; અને યાદવ યોદ્ધાઓએ જેમાંના શત્રુયોદ્ધાઓને નાશ પમાડેલા હોય એવું હસ્તિનાપુર આપની વાટ

જુઓ. ત્યાંસુધી તમે ક્રોધ તથા પાપરહિત થઇને ઇચ્છામાં આવે ત્યાં યથેષ્ટ વિહાર કરો અને સમય પૂરો થયા પછી શોકરહિત થઇને પ્રસિદ્ધ તથા મુખ્ય હસ્તિનાપુરમાં તથા રાજ્યમાં પ્રવેશ કરજો."[૩૫,૩૬]

પુરુષોત્તમ ભગવાને દર્શાવેલા મતને યથાર્થ રીતે સમજીને પછી ધર્મરાજા,તેમની પ્રશંસા કરી તથા તેમની તરફ જોઈ, બે હાથ જોડીને કેશવને કહેવા લાગ્યાઃ–[૩૭]"હે કેશવ ! તમેજ પાંડવોના આશ્રય છો એમાં સંદેહ નથી. પાંડવો તમારેજ શરણે છે; માટે જ્યારે સમય આવશે ત્યારે તે અને તેથી પણ અધિક કર્મ તમેજ કરશો, એમાં સંશય નથી.[૩૮] અમે પ્રતિજ્ઞાપ્રમાણે બાર વર્ષ જેટલો સમય નિર્જન અરણ્યોમાં ગાળ્યો અને હવે ગુપ્તવાસનું વર્ષ વિધિપૂર્વક સમાપ્ત કર્યા પછી હે કેશવ ! આ પાંડવો તમારે અધીનજ છે.[૩૯] હે કૃષ્ણ ! તમારી બુદ્ધિ પણ એ પ્રમાણેજ સર્વદા કાયમ રહો. સત્યપરાયણ પાંડવો દાન, ધર્મ, સ્વજન, સ્ત્રી અને બંધુઓની સાથે તમારેજ શરણે રહેલા છે."[૪૦]

વૈશંપાયને કહ્યુંઃ–હે ભરતવંશી રાજા ! આ પ્રમાણે શ્રીકૃષ્ણ તથા ધર્મરાજા પરસ્પર ભાષણ કરતા હતા, એટલામાં પાછળથી તપોવૃદ્ધ, હજારો વર્ષના આયુષ્યવાળા, ધર્માત્મા તથા મહાતપસ્વી માર્કંડેય મુનિનાં દર્શન થયાં. અજર તથા અમર એવા તે મુનિરૂપ, ઉદારતા તથા ગુણથી યુક્ત હતા, તેથી તે પચ્ચીસ વર્ષના યુવાન પુરુષ જેવા દેખાતા હતા. અનેક હજારો વર્ષના વૃદ્ધ તે ઋષિ ત્યાં આવતાંજ સર્વ બ્રાહ્મણોએ તથા પાંડવોની સાથે શ્રીકૃષ્ણે તેમની પૂજા કરી. પૂજા કર્યા પછી સ્વસ્થ બેઠેલા તે શ્રેષ્ઠ ઋષિપ્રત્યે બ્રાહ્મણોના તથા પાંડવોના મતથી શ્રીકૃષ્ણે કહ્યું.[૪૧–૪૪]

કૃષ્ણે કહ્યુંઃ–"હે માર્કંડેય ! પાંડવો, બ્રાહ્મણો, દ્રૌપદી, સત્યભામા અને હું તમારા ઉત્તમ ભાષણને સાંભળવાની ઇચ્છાથી અહીં એકઠાં મળ્યાં છીએ; માટે તમે પુરાતન પવિત્ર કથાઓ અને રાજાઓ, સ્ત્રીઓ તથા ઋષિઓના સનાતન સદાચારો અમને કહો."[૪૫,૪૬]

વૈશંપાયને કહ્યુંઃ–તેઓ ત્યાં બેઠા હતા, એટલામાં પવિત્ર અંતઃકરણવાળા દેવર્ષિ નારદ પાંડવોને મળવામાટે કામ્યક વનમાં આવી પહોંચ્યા.[૪૭] વિચારવંત પાંડવાદિ મહાપુરુષોએ, તે મહાત્માનું પણ યથાયોગ્ય અર્ધ્ય તથા પાદ્યથી પૂજન કર્યું.[૪૮] પછી દેવર્ષિ નારદે, તેઓને માર્કંડેયની કથા સાંભળવા સ્વસ્થ થયેલા જાણીને માર્કંડેયને કથા કહેવામાટે અનુમોદન આપ્યું;[૪૯] અને પ્રસંગવેત્તા સનાતન ઋષિ નારદજીએ મંદ હાસ્ય કરીને માર્કંડેયને કહ્યું કેઃ–"હે બ્રહ્મર્ષિ ! તમારે પાંડવોને જે કંઈ કહેવાની ઇચ્છા હોય તે કહો."[૫૦] આ પ્રમાણે નારદજીએ કહ્યું, ત્યારે મહાતપસ્વી માર્કંડેય બોલ્યા કેઃ–"તમે સ્વસ્થતાથી બેસો; કારણ કે મારે ઘણી કથા કહેવાની છે."[૫૧] માર્કંડેયે આ પ્રમાણે કહ્યું, એટલે પાંડવો તે બ્રાહ્મણોની સાથે મધ્યાન્હ કાળના સૂર્ય જેવા તેજસ્વી મહામુનિના તરફ જોઇને સ્વસ્થતાથી બેઠા.[૫૨]

વૈશંપાયને કહ્યુંઃ–મહામુનિ માર્કંડેયને બોલવાની ઇચ્છાવાળા જાણીને કુરુરાજ પાંડુપુત્ર યુધિષ્ઠિરે કથાના આરંભને માટે પ્રેરણા કરતાં ઋષિને કહ્યું કેઃ–[૫૩]"તમે દેવતાઓનાં, દૈત્યોનાં, મહાત્મા ઋષિઓનાં અને સર્વ રાજર્ષિઓનાં ચરિત્રોને જાણો છો, કેમકે આપ પુરાતન છો;[૫૪] તેમજ તમે અમારે સેવવા તથા ઉપાસના કરવા યોગ્ય છો અને અમે તમારાં દર્શનની લાંબા સમયથી ઇચ્છા કરતા હતા. વળી આ દેવકીપુત્ર શ્રીકૃષ્ણ પણ અમને મળવામાટે અહીં આવ્યા છે, એ ઉત્તમ યોગ છે.[૫૫] હું સુખથી ભ્રષ્ટ થયો છું અને દુરાચરણી ધૃતરાષ્ટ્રના પુત્રો સર્વ પ્રકારે સમૃદ્ધિયુક્ત થયા છે, તે જોઇને મને વિચાર થાય છે કે, શુભ અથવા અશુભ કર્મનો કર્તા પુરુષ, તે તે કર્મોનું ફળ કેવી રીતે ભોગવે છે? ઇશ્વર કેવી રીતે કર્તા કહેવાય છે?[૫૭] હે બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ ! મનુષ્યોને સુખ તથા દુઃખ શાથી મળે છે? કરેલાં કર્મોનું ફળ આ દેહમાંજ મળે છે, કે પરદેહમાં મળે છે?[૫૮] હે દ્વિજશ્રેષ્ઠ ! શુભ અને અ-

શુભ કર્મો જેને શોધ્યા કરે છે એવો જીવ, દેહને છોડયા પછી આ લોકમાં અથવા પરલોકમાં તે કર્મોની સાથે કેવી રીતે સંબંધ પામે છે ?[૫૯] હે ભૃગુવંશી ! આ લોકમાં જે કર્મ કરાય છે તે આ લોકને માટેજ કે પરલોકને માટે પણ સાધનભૂત થાય છે ? અને પ્રાણી મરણ પામ્યા પછી તેનાં કર્મો ક્યાં રહે છે ?"[૬૦]

માર્કંડેયે કહ્યું:-"હે વક્તાઓમાં શ્રેષ્ઠ ! તમે જે આ પ્રશ્નો પૂછ્યા, તે તમારેમાટે ખરેખર યોગ્ય છે. તમે જાણવાયોગ્ય જાણો છો; પરંતુ લોકોનીસ્થિતિને માટે પ્રશ્ન કરો છો.[૬૧] મનુષ્ય આ લોકમાં અને પરલોકમાં જે પ્રમાણે સુખ તથા દુઃખ ભોગવે છે તે હું તમને કહું છું, તેને તમે એકાગ્ર ચિત્તથી સાંભળો.[૬૨] જગતની પૂર્વે ઉત્પન્ન થયેલા પ્રજાપતિ બ્રહ્માએ પ્રથમ પ્રાણીઓને માટે ધર્મને અધીન રહેનારાં, નિર્મળ અને અતિશય શુદ્ધ શરીરો ઉત્પન્ન કર્યાં હતાં. હે કુરુશ્રેષ્ઠ ! તેથી પુરાતન મનુષ્યો સદાચરણી, સત્યવાદી, બ્રહ્મરૂપ, પુણ્યવાન અને અમોઘ સંકલ્પવાળા તથા સિદ્ધ ફળવાળા હતા.[૬૪] તે સર્વે પોતાની ઇચ્છા પ્રમાણે દેવોની સાથે આકાશમંડળમાં જતા હતા અને ત્યાંથી પાછા આવતા હતા; કારણ કે તે સર્વે પોતાની ઇચ્છા પ્રમાણે ગતિ કરનારા હતા,[૬૫] પોતાની ઇચ્છા પ્રમાણે મરણ પામતા હતા, સ્વેચ્છા પ્રમાણે વર્તતા હતા, અલ્પ પીડાવાળા હતા, આરોગ્યસંપન્ન હતા, સિદ્ધ અર્થવાળા હતા અને ઉપદ્રવવિનાના હતા.[૬૬] તેઓ દેવસમૂહોનાં, ઋષિઓનાં અને મહાત્માઓનાં દર્શન કરતા હતા, જિતેંદ્રિય હતા, મત્સરવિનાના હતા, સર્વ ધર્મના પ્રત્યક્ષ જ્ઞાનવાળા હતા, હજારો વર્ષના આયુષ્યવાળા હતા અને હજારો પુત્રો ઉત્પન્ન કરતા હતા.

પછી તે કાળ જઈને બીજો કાળ આવ્યો ત્યારે તેઓ આકાશ જવાનું સામર્થ્ય ન રહેવાથી પૃથ્વીતલ ઉપર ચાલતા થયા, કામ તથા ક્રોધથી પરાભવ પામવા લાગ્યા, છળકપટ અને દંભથી જીવિકા ચલાવવા લાગ્યા અને લોભ તથા મોહને અધીન થઈ ગયા. તે પાપીઓ દેહ છોડયા પછી અશુભ કર્મોવડે પશુપક્ષીની યોનિઓમાં તથા નરકમાં જવા લાગ્યા અને વિચિત્ર સંસારમાં વારંવાર જન્મમરણ પામવા લાગ્યા. તેઓનાં યજ્ઞાદિક કર્મો, સંકલ્પો તથા જ્ઞાન નિષ્ફળ થવા લાગ્યાં તેઓ ભાનવિનાના થવા લાગ્યા, સર્વત્ર શંકા કરવા લાગ્યા, બીજાઓને કલેશ આપનારા થઈ પડયા,[૭૧] ઘણે ભાગે અશુભ કર્મોથી ચિન્હિત શરીરવાળા થવા લાગ્યા, દુષ્ટ કુળમાં ઉત્પન્ન થવા લાગ્યા, પુષ્કળ વ્યાધિવાળા થવા લાગ્યા તથા દુષ્ટ અંતઃકરણવાળા ને પ્રતાપવિનાના થવા લાગ્યા.[૭૨] ક્રૂર કર્મ કરનારા અને ભયંકર ફળ ભોગવનારા તે પાપીઓનાં આયુષ્ય પણ ઓછાં થઈ ગયાં તથા તેઓ સર્વ વિષયોની ઇચ્છા કરનારા, નાસ્તિક અને ભેદબુદ્ધિવાળા બની ગયા.[૭૩] હે કુંતીપુત્ર ! જગતમાં પ્રાણીને મરણ પછી તેનાં પોતાનાં કર્મ પ્રમાણેજ ગતિ થાય છે.[૭૪]

હવે જ્ઞાનીનો અને અજ્ઞાની મનુષ્યનો કર્મકોશ કયાં રહે છે અને કયાં રહીને પુણ્યનો અથવા પાપનો ઉપભોગ કરે છે ? આ સંબંધમાં જે તમારો પ્રશ્ન છે, તેનો સિદ્ધાંત પણ તમે સાંભળો.[૭૫] ઈશ્વરે ધર્માદિકને અનુસરીને સજેલાં આદિશરીરવડે-લિંગશરીરવડે મનુષ્ય શુભ અને અશુભ કર્મનો મોટો સંગ્રહ કરે છે.[૭૬] તે પછી આયુષ્યનો અંત આવતાં લગભગ ક્ષીણ થયેલા આ સ્થુલ દેહને ત્યજીને જીવ, એકદમ બીજી યોનિમાં જન્મ લે છે, પણ વચ્ચે દેહવિના રહેતો નથી.[૭૭] છાયાની પેઠે નિત્ય અનુસરનારૂં એનું પોતાનું કરેલું કર્મ તે બીજા દેહમાં પણ લિંગદેહનો આશ્રય કરીને એને અનુસરે છે અને ફળ આપે છે, તેથી જીવ સુખ અથવા દુઃખ ભોગવવાને પાત્ર થાય છે;[૭૮] અને યમરાજાએ ઠરાવેલા પુણ્ય તથા પાપના ફળભોગસંબંધી નિયમને અનુસરનારો તે પ્રાણી, પ્રાપ્ત થતાં પુણ્યપાપનાં ફળરૂપ સુખદુઃખને ટાળી શકતો નથી, એમ જ્ઞાનદૃષ્ટિવાળા પુરુષો જોઈ શકે છે.[૭૯] હે યુધિષ્ઠિર ! આ મેં તમને અજ્ઞા-

નીઓની ગતિ કહી. હવે જ્ઞાનીઓની ઉત્તમ ગતિ કહું તે સાંભળો.૮૦

જ્ઞાની મનુષ્યો તપશ્ચર્યાપરાયણ, સર્વ શાસ્ત્રોનો આશ્રય કરનારા, દઢ વ્રતવાળા, સત્યપરાયણ, ગુરુસેવામાં તત્પર,: સુશીલ, યોગના ધર્મનેજ સંપાદન કરનારા, ક્ષમાશીલ, જિતેંદ્રિય, મહા તેજસ્વી, પવિત્ર યોનિમાં જન્મ ધારણ કરનારા, ઘણે ભાગે શુભ લક્ષણવાળા,૮૨ ઇંદ્રિયો જિતેલી હોવાથી સ્વતંત્ર, યોગધર્મ પાળવાથી મંદ રોગવાળા અને દ્વૈતદર્શનના દુઃખ તથા ત્રાસના ઉપદ્રવવિનાના હોય છે.૮૩ તેઓ જ્ઞાનદૃષ્ટિથી પોતાના આત્માને તથા બીજાના આત્માને દેહથી છુટો થતો જન્મ પામતો અને ગર્ભમાં રહેતો સર્વ રીતે જાણી શકે છે. ૮૪ વૈદિક પ્રત્યક્ષ જ્ઞાનવાળા તે મહાત્મા ઋષિઓ, આ કર્મભૂમિમાં આવીને પાછા દેવલોકમાં જાય છે.૮૫ હે રાજા ! પુરુષો કેટલુંક દૈવથી, ( જડભરત વગેરેની પેઠે ) કેટલુંક હઠથી અને ( વિશ્વામિત્રાદિકની પેઠે ) કેટલુંક પોતાના કર્મવડે ભોગવે છે, એમ તમે સમજો; એ વિના બીજો વિચાર કરશો નહિ.૮૬ હે વક્તાઓમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર ! આ મનુષ્યલોકમાં હું જે ઉત્તમ શ્રેય માનું છું, તેનું એક ઉદાહરણ કહું છું; તમે સાંભળો.૮૭ કોઈને આ લોકમાં ઉત્તમ શ્રેય મળે છે, પરલોકમાં મળતું નથી; કોઇને પરલોકમાં મળે છે, આ લોકમાં મળતું નથી, કોઈને આ લોકમાં પણ મળે છેઅને પરલોકમાં પણ મળે છે તેમજ કોઇને આ લોકમાંએ મળતું નથી અને પરલોકમાં પણ મળતું નથી.૮૮ ( આ શ્લોકમાં જણાવેલા ચારેનાં ચાર શ્લોકથી ઉદાહરણ આપે છે. ) હે મહાશત્રુનાશન ! જેઓની પાસે પુષ્કળ ધન હોય છે અને જેઓ દેહને શણગારીને નિત્ય વિષયોમાં રમણ કર્યા કરે છે, તે સદા દેહસુખમાં તત્પર રહેનારાઓને આ લોકમાં સુખ મળે છે, પણ પરલોકમાં સુખ મળતું નથી.૮૯ હે શત્રુહંતા ! જેઓ યોગ સાધીને, તપ કરીને અને નિત્ય વેદાધ્યયન કરીને પોતાના દેહને જીર્ણ કરી નાખે છે, તેવા જિતેંદ્રિય અને પ્રાણીઓની હિંસાથી દૂર રહેનારાઓને આ લોકમાં સુખ મળતું નથી, પણ પરલોકમાં સુખ મળે છે.૯૦ જેઓ પ્રથમ ધર્માચરણ કરે છે, પછી ધર્મપૂર્વક ધન મેળવીને યોગ્ય સમયે લગ્ન કરી, યજ્ઞયાગાદિક કર્મો કરે છે, તેઓને આ લોકમાં સુખ મળે છે અને પરલોકમાં પણ સુખ મળે છે;૯૧ પરંતુ જે મૂર્ખો વિદ્યા સંપાદન કરતા નથી, તપશ્ચર્યા કરતા નથી, દાન આપતા નથી, પ્રજોત્પત્તિ કરતા નથી અને સુખ તથા વૈભવો પણ ભોગવતા નથી, તેઓને આ લોકમાંએ સુખ મળતું નથી અને પરલોકમાં પણ સુખ મળતું નથી.૯૨ તમે સર્વે તો અતિશય વીર્યવાળા, હૃદયબળવાળા, દિવ્ય કાંતિવાળા અને દઢ શરીરવાળા છો. તમે દેવોનાં કાર્યને માટે સ્વર્ગલોકમાંથી પૃથ્વીપર અવતર્યા છો અને સારી પેઠે વિદ્યાધ્યયન કર્યું છે.૯૩ હે શૂરાઓ ! તમે તપશ્ચર્યા, ઇંદ્રિયનિગ્રહ અને સદાચારમાં વિહાર કરવાના સ્વભાવવાળા છો, તેથી તમે મોટાં મોટાં કર્મો કરીને, સર્વ દેવોને, ઋષિઓને તથા પિતૃગણોને ઉત્તમ પ્રકારે તૃપ્ત કરશો; અને પોતાનાં કર્મવડે ક્રમે ક્રમે પુણ્યકર્મ કરનારાઓનાં ઉત્તમ નિવાસસ્થાનરૂપ સ્વર્ગમાં જશો; માટે હે કૌરવશ્રેષ્ઠ ! તમે તમારા આ પરિણામે સુખ આપનારા દુઃખને જોઇને મનમાં શંકા લાવશો નહિ.૯૪,૯૫

ઇતિ શ્રીમહા૦ વન૦ માર્કંડેયસમાસ્યા પર્વમાં "માર્કંડેયનો સમાગમ" એ વિષયનો અધ્યાય ૧૮૩ મો સમાપ્ત.

# અધ્યાય ૧૮૪ મો

## બ્રાહ્મણનું માહાત્મ્ય

॥ वैशंपायन उवाच ॥

मार्कंडेयं महात्मानमूचुः पांडुसुतास्तदा ॥
माहात्म्यं द्विजमुख्यानांश्रोतुमिच्छामकथ्यताम्

વૈશંપાયને કહ્યું:–પછી પાંડવોએ મહાત્મા માર્કંડેયને કહ્યું કે:–" અમે ઉત્તમ બ્રાહ્મણોનું માહાત્મ્ય સાંભળવાની ઇચ્છા કરીએ

છીએ, માટે તે તમે કહો."૧

આ પ્રમાણે કહ્યું, ત્યારે મહાતેજસ્વી, સર્વ શાસ્ત્રમાં કુશળ તથા મહાતપસ્વી ભગવાન માર્કંડેય કહેવા લાગ્યા.૨

માર્કંડેયે કહ્યું:–"હૈહય વંશને વધારનારો, શત્રુના નગરને જિતનારો અને સ્વરૂપસંપન્ન એવો એક કુમાર વયનો બળવાન રાજા મૃગયા કરવા નીકળ્યો હતો.૩ તે ઘાસ અને વેલાઓ-થી વીંટાયલાં અરણ્યમાં ફરતો હતો. એવામાં તેણે કાળું મૃગચર્મ ઓઢીને બેઠેલા એક મુનિ-ને નજીકમાંજ દીઠા;૪ અને વનમાં તે એક ઋષિ છે, એમ ન ઓળખતાં કુમારે મૃગ ધારીને તેનો વધ કર્યો ! પરંતુ પછીથી તે ઋષિ છે, એમ જાણીને તે શોકથી વ્યાકુળ તથા દુઃખિત થઈ ગયો.૫ પછી કમળના જેવાં નેત્રવાળો તે પૃથ્વીપતિ કુમાર ઉદાર મનવાળા હૈહયકુળના રાજાઓની પાસે ગયો અને તેણે તેઓને તત્કાળ તે બનેલો વૃત્તાંત કહી સંભળાવ્યો.૬ હે તાત ! તે હૈહય રાજાઓ પણ ફળમૂળનો આહાર કર-નારા તે મુનિની હિંસા કરેલી સાંભળીને તથા તે સ્થાનમાં તે મુનિને પ્રત્યક્ષ જોઇને મનમાં દીન થઇ ગયા.૭ તે પછી આ ઋષિ કોના પુત્ર છે, તેની શોધ કરવા તેઓ આમતેમ ફરતા ફર-તા સહજમાં કશ્યપના પુત્ર અરિષ્ટનેમિના આ-શ્રમમાં જઈ પહોંચ્યા;૮ અને તે નિયમનિષ્ઠ મહાત્મા મુનિને પ્રણામ કરીને ત્યાં ઉભા રહ્યા; એટલે તે મુનિએ તેઓનો સત્કાર કરવા પૂજાનું સાહિત્ય આણ્યું.૯ ત્યારે રાજાઓએ તે મહાત્મા-ને કહ્યું કેઃ–" હે મુનિ ! અમે બ્રાહ્મણની હિંસા કરી છે, માટે અમે અમારા કર્મદોષને લીધે ત-મારો સત્કાર ગ્રહણ કરવા યોગ્ય નથી."૧૦ ત્યારે તે બ્રહ્મર્ષિએ તેઓને પૂછ્યું કેઃ–"તમારે હાથે બ્રાહ્મણનો વધ કેવી રીતે થયો ? અને તે વધ પામેલો બ્રાહ્મણ કયાં છે? તે કહો, અને પછી એકઠા મળેલા તમે મારા તપનું સામર્થ્ય જુઓ !" હૈહયોએ તે વાત જેમ બની હતી તેમ સઘળી ઋષિને કહી દીધી અને તે સર્વે, મુનિની સાથે જ્યાં તે મુનિનો વધ કર્યો હતો ત્યાં ગયા; પણ તેઓએ પેલા મરણ પામેલા ઋષિને જોયા નહિ !૧૨ ત્યારે તેઓ તેની શોધ કરવા, લાગ્યા પણ ઋષિનો પત્તો લાગ્યો નહિ, તે વખતે તેઓ લજવાઈ ગયા અને સ્વપ્નની પેઠે તે વાતનું સ્મર-ણ કરતા સ્તબ્ધ થઇ ગયા.ત્યારે હે શત્રુના નગ-રને જિતનારા રાજા ! અરિષ્ટનેમિ મુનિએ તેઓને કહ્યું કેઃ–૧૩ 'હે રાજાઓ ! તમે જે બ્રાહ્મણને માર્યો હતો તે આ હોય કે ? એ મારો પુત્ર છે; અને તપશ્ચર્યાના બળવાળો છે.'૧૪ હે રાજા! તેઓ ઋષિને સજીવન જોતાંજ પરમ વિસ્મય પામ્યા, અને 'આ તો મોટું આશ્ચર્ય !' એમ કહેતા ઋષિપ્રત્યે બોલ્યા કેઃ–૧૫ 'હે વિપ્ર ! આ મરણ પામેલા ઋષિને અહીં કોણ લાવ્યું ? એ કેવી રીતે જીવતા થયા? અને એમના તપનું એ કેવું સામાર્થ્ય,કે જેથી એ પાછા જીવતા થયા? જો એ સાંભળવા યોગ્ય હોય તો અમે સાંભળવાની ઇચ્છા રાખીએ છીએ.' તે સાંભળીને ઋષિએ તે-ઓને કહ્યું કેઃ–'હે રાજાઓ ! અમારા ઉપર મૃત્યુ પોતાનું બળ ચલાવી શકતું નથી, તેનું કારણ હું તમને હેતુ અને ઉપાયસાથે સંક્ષેપથી કહું છું. અમે એક સત્યને જાણીએ છીએ, અસત્ય તરફ મનને કોઇ વખત જવા દેતા નથી અને સ્વધર્મનું આચરણ કરીએ છીએ, તેથી અમને મૃત્યુનો ભય લાગતો નથી.૧૮ અમે બ્રાહ્મણોનું જે સારૂં આચરણ હોય તેજ કહીએ છીએ અને તેઓનું દુરાચરણ કદી પણ કહેતા નથી, તેથી અમને મૃત્યુનો ભય થતો નથી.૧૯ વળી અમે અતિથિઓનો અન્નપાનથી સત્કાર કરીને, પોષ્યવર્ગ (માતા, પિતા, સ્ત્રી વગેરે)ને ભોજન કરાવીને તથા દાન–સન્માન આપીને પછી બાકી રહેલા અન્નનું ભોજન કરીએ છીએ, તેથી અ-મને મૃત્યુનો ભય થતો નથી.૨૦ વળી અમે શાંત, જિતેંદ્રિય, ક્ષમાશીલ, તીર્થયાત્રા તથા દાન ક-રવામાં તત્પર અને પવિત્ર પ્રદેશમાં વાસ કરનારા છીએ, તેથી અમને મૃત્યુનો ભય થતો નથી.વળી અમે યોગસિદ્ધ મહાત્માઓના સહવાસમાં ર-હીએ છીએ,તેથી પણ અમને મૃત્યુનો ભય થતો નથી.૨૧ આ મેં તમને લેશમાત્ર કહ્યું છે. હવે

તમે સર્વ મત્સરરહિત થઇને પાછા જાઓ. તમારે બ્રહ્મહત્યાના પાપથી ભય રાખવો નહિ.'

હે ભરતશ્રેષ્ઠ ! તે સાંભળીને સર્વ રાજાઓ 'ભલે તેમ થાઓ' એમ કહીને તથા મહામુનિની પૂજા કરીને આનંદથી પોતાના દેશમાં ગયા.[૨૩]

**ઇતિ શ્રીમહા૦ વન૦ માર્કંડેયસમાસ્યા પર્વમાં "બ્રાહ્મણમાહાત્મ્યકથન" એ વિષયનો અધ્યાય ૧૮૪ મો સમાપ્ત.**

# અધ્યાય ૧૮૫ મો

## બ્રાહ્મણમાહાત્મ્ય–અત્રિકથા

**॥ मार्कंडेय उवाच ॥**

**भूय एव महाभाग्यं ब्राह्मणानां निबोध मे ॥ वैन्यो नामेह राजर्षिरश्वमेधाय दीक्षितः॥१॥**

માર્કંડેયે કહ્યું:–વળી હું બ્રાહ્મણોનું મહાભાગ્ય કહું છું, તે તમે સાંભળો. પૂર્વે વૈન્ય નામના એક રાજર્ષિએ અશ્વમેધ યજ્ઞની દીક્ષા ધારણ કરી હતી.[૧] તે વખતે અત્રિમુનિ તે રાજાની પાસે દ્રવ્ય મેળવવામાટે જવા તૈયાર થયા, એમ અમે સાંભળ્યું છે. તે ઋષિ મૂળથીજ અત્યંત ધનાર્થી ન હતા; કારણ કે દ્રવ્યાદિરૂપે ધર્મનું ફળ પ્રકટ થતાં ધર્મ નાશ પામે છે,એમ તે જાણતા હતા અને તેથી ધર્મરક્ષણનો વિચાર કરીને તેમણે રાજાને ત્યાં જવાનું માંડી વાળ્યું અને વનમાં જઈને રહેવાનું પ્રસન્ન કર્યું. પછી પોતાની ધર્મપત્નીને તથા પુત્રોને બોલાવીને ઋષિએ કહ્યું કે:–[૩]'આપણે જો વનમાં જઈને વાસ કરીશું તો મોક્ષ નામનું અત્યંત ઉત્તમ અક્ષય ફળ મેળવીશું; માટે તમને અધિક ગુણવાળું અરણ્યમાં જવાનું તત્કાળ પસંદ પડો.'[૪] તે સાંભળીને ઋષિની ભાર્યા, યજ્ઞાદિક ધર્મને વિસ્તારવાના ઉદ્દેશથી ઋષિપ્રત્યે બોલી કે:–'તમે મહાત્મા વૈન્ય રાજાની પાસે જઇને પુષ્કળ ધનની માગણી કરો.[૫] તે રાજર્ષિ યજ્ઞ કરે છે, તેથી તેની પાસે યાચના કરતાં તે તમને ધન આપશે. હે બ્રહ્મર્ષિ ! તમે તે રાજાની પાસેથી પુષ્કળ ધન લઈ આવી, તે ધન, પોષણ કરવાયોગ્ય વર્ગને તથા પુત્રોને વહેંચી આપીને પછી ઇચ્છામાં આવે ત્યાં જાઓ. ઉત્તમ પ્રકારનો ધર્મ આજ છે, એમ ધર્મવેત્તાઓએ કહ્યું છે.'[૭]

અત્રિએ કહ્યું:–'હે મહાભાગ્યવાળી! મને મહાત્મા ગૌતમે એ રાજાના સંબંધમાં કહ્યું છે કે, વૈન્યરાજા ધર્મ તથા અર્થવડે સંપન્ન છે અને સત્ય વ્રતવાળો છે;[૮] પરંતુ તેને ત્યાં મારો દ્વેષ કરનારા કેટલાએક બ્રાહ્મણો રહે છે,એ પણ મને ગૌતમેજ કહ્યું છે, તેથી હું ત્યાં જવાને તૈયાર થતો નથી;[૯] કારણ કે હું ત્યાં ધર્મ, અર્થ અને કામ, એ સંબંધી કંઇ કલ્યાણકારક વાણી બોલીશ તોપણ તે દ્વેષીઓ તેનો ઉલટો અર્થ કરીને તેને નિરર્થક કરી નાખશે. [૧૦] આમ છતાં પણ હે મહાબુદ્ધિવાળી ! મને તારૂં વચન રુચે છે, માટે હું ત્યાં જઇશ; અને વૈન્યરાજા મને ગાયો તથા પુષ્કળ ધન આપશે.'[૧૧]

આ પ્રમાણે કહીને મહાતપસ્વી અત્રિ તુરત વૈન્ય રાજાના યજ્ઞમાં ગયા અને યજ્ઞમંડપમાં જઇને માંગલિક વાક્યોવડે સન્માન કરીને રાજાની સ્તુતિ કરવા લાગ્યા.[૧૨]

અત્રિએ કહ્યું:–'હે રાજા! તને ધન્ય છે, તું સત્તાધીશ છે અને તું પૃથ્વી ઉપર પ્રથમ રાજા છે.[૧૩] મુનિગણો તારી સ્તુતિ કરે છે; કારણકે તારાવિના બીજો કોઇ રાજા ધર્મવેત્તા નથી.' એ સાંભળીને મહાતપસ્વી ગૌતમ ઋષિ ક્રોધ કરીને કહેવા લાગ્યા.[૧૪]

ગૌતમે કહ્યું:–'હે અત્રિ ! તું ફરી આવું બોલીશ નહિ; કારણકે તારી બુદ્ધિ હજી પરિપકવ થઈ નથી. આ જગતમાં પ્રજાપતિ મહેંદ્રજ અમારા મુખ્ય સત્તાધારી છે.'[૧૫]

તે સાંભળીને હે રાજેંદ્ર ! અત્રિએ પણ ગૌતમને પ્રત્યુત્તર આપ્યો કે:–' જેમ પ્રજાના અધિપતિ ઇંદ્ર સર્વના વિધાતા છે, તેમ આ રાજા પણ સર્વનો વિધાતા છે; પણ તું મોહથી મૂઢ થયો છે, તેથી તને જ્ઞાન નથી.'[૧૬]

ગૌતમે કહ્યું:–"મને જ્ઞાન છે.હું મોહ પામતો નથી, પણ આ સંબંધમાં તુંજ મોહ પામે છે. તું રાજાને મળવામાટે જનસમાજમાં તેની

સ્તુતિ કરે છે;૧૭ પરંતુ તને ઉત્તમ ધર્મનું જ્ઞાન નથી, તેમ તું પ્રયોજન પણ જાણતો નથી, તું બાળક ( અજ્ઞાની ) તથા મૂર્ખ છે, ત્યારે તું કયાં કારણથી વૃદ્ધ થયો છે?" ૧૮

આ પ્રમાણે વિવાદ કરતા તે બન્નેને, રાજાના યજ્ઞમાં વરેલા મુનિઓએ જોયા અને તેઓએ પૂછયું કે:-' આ બન્ને શામાટે વિવાદ કરે છે?૧૯ એ બન્નેને વૈન્ય રાજાની સભામાં કોણે પ્રવેશ કરવા દીધો? અને મનમાં કયું કાર્ય ધારીને તેઓ ઘાંટો કાઢીને પરસ્પર બોલે છે?' તે પછી સર્વ ધર્મને જાણનારા પરમ ધર્માત્મા કાશ્યપ મુનિએ, ' તે બન્ને વાદવિવાદ કરનારા કોણ આવ્યા છે, તે જણાવ્યું.૨૧ પછી ગૌતમે સભામાં બેસનારા શ્રેષ્ઠ મુનિઓને કહ્યું કે:-'હે દ્વિજશ્રેષ્ઠો! અમે બન્ને જે પ્રશ્ન કરીએ, તે તમે સાંભળો.૨૨ આ અત્રિ વૈન્ય રાજાને વિધાતા કહે છે એ સંબંધમાં અમને બન્નેને મોટો સંશય ઉત્પન્ન થયો છે.' એ સાંભળતાંજ મહાત્મા મુનિઓ સંશયને દૂર કરવા તત્કાળ ધર્મવેત્તા સનત્કુમારની પાસે દોડી ગયા અને તેમને તે પ્રશ્ન કહ્યો. પછી મહાતપસ્વી સનત્કુમારે તેઓનું યથાર્થ વચન સાંભળીને, ધર્મ તથા અર્થથી યુક્ત વચનવડે આ પ્રમાણે પ્રત્યુત્તર આપ્યો.૨૩,૨૪

સનત્કુમારે કહ્યું:-' જેમ અગ્નિ તથા વાયુ એકબીજાની સાથે મળીને વનોને બાળી મૂકે છે, તેમ બ્રાહ્મણ ક્ષત્રિયની સાથે અને ક્ષત્રિય બ્રાહ્મણની સાથે મળીને શત્રુઓને બાળે છે. રાજા એ સુપ્રસિદ્ધ ધર્મ છે-અર્થાત્ ધર્મસ્થાપક છે તથા પ્રજાનો અધિપતિ છે. રાજાજ રક્ષક હોવાથી ઈંદ્ર છે, નીતિવેત્તા હોવાથી શુક્ર છે, ઉત્પાદક હોવાથી ધાતા છે અને હિતોપદેશક હોવાથી બૃહસ્પતિ છે. વળી પ્રજાપતિ, વિરાટ, સમ્રાટ્, ક્ષત્રિય, ભૂપતિ, નૃપ ઇત્યાદિ શબ્દોથી જે રાજાની સ્તુતિ કરવામાં આવે છે, તે રાજાનું પૂજન કોણ કરે નહિ?૨૭ રાજા એ ધર્મનો પ્રવર્તક હોવાથી **પુરાયોનિ** એટલે મુખ્ય કારણ કહેવાય છે; યુદ્ધમાં જય મેળવીને સર્વનો ઉપદ્રવ નાશ પમાડે છે, તેથી તે **યુધાજિત્** કહેવાય છે; પ્રજાના રક્ષણને માટે પહેરેગીરોની પેઠે સર્વ તરફ ફર્યા કરે છે,તેથી તે **અભિયા** કહેવાય છે; આનંદસંપન્ન હોવાથી તે **મુદિત** કહેવાય છે; પ્રજાના અસ્તિત્વના આધારરૂપ હોવાથી **ભવ** કહેવાય છે; પ્રજાને સન્માર્ગમાં જોડીને તેને સ્વર્ગગામી કરે છે, તેથી **સ્વર્ણેતા** કહેવાય છે; શત્રુઓને એકદમ જિતી લે છે, તેથી **સહાજિત** કહેવાય છે અને વિષ્ણુસ્વરૂપ હોવાથી **બભ્રુ** કહેવાય છે.૨૮ વળી રાજા સત્ય પ્રવર્તાવવામાં મુખ્ય કારણ છે, પુરાતન તત્ત્વનો જ્ઞાતા છે અને સત્ય ધર્મનો પ્રવર્તક છે, માટેજ અધર્મથી ભય પામેલા ઋષિઓએ પોતાનું બ્રાહ્મતેજ ક્ષત્રિયોમાં મૂકયું છે.૨૯ દેવોમાં સૂર્ય જેમ આકાશમાં રહીને પોતાના તેજવડે અંધકારને નાશ પમાડે છે, તેમજ રાજા પૃથ્વી ઉપર રહીને પોતાના તેજવડે અધર્મોનો અત્યંત નાશ કરે છે.૩૦ આ ઉપરથી તથા શાસ્ત્રનાં પ્રમાણો જોવામાં આવે છે તે ઉપરથી, રાજાની મુખ્યતા સિદ્ધ થાય છે અને તેથી.જેણે રાજાજ સર્વોત્તમ છે એવું કહ્યું છે, તેનો પક્ષ સિદ્ધ થાય છે.'૩૧

માર્કંડેયે કહ્યું:-આ પ્રમાણે અત્રિનો પક્ષ સિદ્ધ થયા પછી તે ઉદાર મનવાળો રાજા પ્રસન્ન થયો અને પ્રથમ જેણે પોતાની સ્તુતિ કરી હતી તે અત્રિના પ્રત્યે પ્રેમથી બોલ્યો:-'હે બ્રહ્મર્ષિ! જેથી અહીં તમે મને પ્રથમ મનુષ્યોમાં ઉત્તમ અને સર્વ દેવોની બરોબરીનો તથા શ્રેષ્ઠ કહ્યો છે,૩૩ તેથી હું તમને અનેક પ્રકારનું પુષ્કળ ધન, સારાં વસ્ત્રોવાળી તથા અલંકારોવાળી નવયૌવના એક હજાર દાસીઓ,૩૪ દશ કરોડ સોનામહોર અને દશ ભાર( પચાસ મણ) સુવર્ણ એટલું આપું છું, કારણકે હું તમને સર્વજ્ઞ માનું છું.'૩૫

આ પ્રમાણે કહીને રાજાએ તે સઘળું સત્કારપૂર્વક ઋષિને આપ્યું. તેને મહાતપસ્વી તથા તેજસ્વી અત્રિએ ન્યાયપૂર્વક ગ્રહણ કર્યું અને તે પોતાને ઘેર ગયા.૩૬ ત્યાં તેમણે પ્રસન્નતાથી પુત્રોને તે ધન આપ્યું અને વશ અંતઃકરણ

વાળા તે મુનિ તપશ્ચર્યા કરવાના ઉદ્દેશથી વનમાં ચાલ્યા ગયા.[૩૭]

**ઈતિ શ્રીમહા૦ વન૦ માર્કંડેય સમાસ્યા પર્વમાં “ બ્રાહ્મણમાહાત્મ્ય ” એ વિષયનો અધ્યાય ૧૮૫ મો સમાપ્ત.**

# અધ્યાય ૧૮૬ મો

## તાર્ક્ષ્યને સરસ્વતીનો સંવાદ–દાનમાહાત્મ્ય

**॥ मार्कंडेय उवाच ॥**

**अत्रैव च सरस्वत्या गीतं परपुरंजय ॥**
**पृष्टया मुनिना वीर शृणु तार्क्ष्येण धीमता॥१॥**

માર્કંડેયે કહ્યું:–હે શત્રુપુરના જેતા વીર ! પૂર્વે આ સ્થાનમાંજ બુદ્ધિમાન તાર્ક્ષ્યના પૂછવાથી સરસ્વતીએ જે કહ્યું હતું, તે તમે સાંભળો[૧].

તાર્ક્ષ્યે પૂછ્યું:–હે કલ્યાણિ! આ જગતમાં પુરુષને કલ્યાણકારક શું છે ? અને તે કેવી રીતે કરવાથી સ્વધર્મથી ભ્રષ્ટ થાય નહિ ?

હે સર્વાંગ સુંદરી ! તે તમે મને કહો. હું તમારા ઉપદેશ પ્રમાણે કરીશ અને સ્વધર્મથી ભ્રષ્ટ થઇશ નહિ.[૨] હે સૌભાગ્યશાલિનિ ! હું અગ્નિમાં કેવી રીતે હોમ કરૂં ? કયે સમયે પૂજા કરૂં ? અને શું કરવાથી મારો ધર્મ નાશ પામે નહિ ? એ સઘળું મને સારી રીતે કહો, એટલે હું તે પ્રમાણે કરીને આસક્તિરહિત થઇને ઉત્તમ લોકોમાં જાઉં.[૩]

માર્કંડેયે કહ્યું:–આ પ્રમાણે તેણે પ્રેમપૂર્વક પ્રશ્ન કર્યો, ત્યારે સરસ્વતી, ધર્મિષ્ઠ તાર્ક્ષ્યબ્રાહ્મણને શ્રવણ કરવામાં પ્રીતિવાળો, ઉત્તમ બુદ્ધિવાળો તથા હિતકારક જોઈને, તેનાપ્રત્યે આ પ્રમાણે કહેવા લાગ્યાં.[૪]

સરસ્વતીએ કહ્યું:–‘ જે પુરુષ દેવયાન વગેરે માર્ગથી પ્રાપ્ત થતા સગુણ બ્રહ્મને જાણે છે, નિત્ય સ્વાધ્યાય (પ્રણવજપ) કરે છે, શુદ્ધ અને સાવધાન રહે છે તે પુરુષ દેવલોકથી પણ પર રહેલા કાર્યબ્રહ્મના લોકમાં જાય છે અને તે દેવોની સાથે પ્રીતિયોગ પામે છે.[૫] એ બ્રહ્મલોકમાં રમણીય, વિશાળ,શોકને નાશ:પમાડનારી, સુંદર પુષ્પોવાળી, કાદવવિનાની, ઘણીજ પવિત્ર, માછલાંવાળી, સારા ઓવારાવાળી અને સોનાનાં કમળોથી છવાયલી સરોવરીઓ છે.[૬] તે સરોવરીઓનાં તીરો ઉપર પુણ્યવાન પુરુષો પવિત્ર સુગંધવાળી, શણગારાયેલી અને સુવર્ણના જેવા વર્ણવાળી જૂદી જૂદી અપ્સરાઓથી પૂજાઇને આનંદથી બેસે છે.[૭]ગાયનું દાન કરનારાઓ ઉત્તમ લોકમાં જાય છે; ગાડું ખેંચવા સમર્થ એવા બળદનું દાન કરનારાઓ સૂર્યલોકમાં જાય છે; વસ્ત્રનું દાન કરવાથી પુરુષને ચંદ્રલોકની પ્રાપ્તિ થાય છે અને સુવર્ણનું દાન કરવાથી દેવપણું પ્રાપ્ત થાય છે. જે મનુષ્ય સારી કાંતિવાળી, સારી રીતે દોહવા દેનારી, સારાં વાછરડાંવાળી અને નાસી ન જનારી ગાયનું દાન કરે છે, તે મનુષ્ય તે ગાયના શરીર ઉપર જેટલાં રુવાટાં હોય તેટલાં વર્ષસુધી દેવલોકમાં રહે છે.[૯] જે મનુષ્ય સારી વર્તણુંકવાળો, હળ ખેંચનારો, મહાબળવાન અને ભારઉપાડનારો એવો યુવાન બળદ આપે છે, તે મનુષ્ય દશ ગાયો આપનારાના લોકમાં જાય છે.[૧૦] જે પુરુષ વસ્ત્ર, કાંસાનું દોહવાનું પાત્ર તથા દક્ષિણા વગેરે દ્રવ્યની સાથે કપિલા ગાયનું દાન કરે છે, તે દાન કરનારા પુરુષની પાસે તે ગાય જૂદા જૂદા ગુણોવડે કામધેનુ થઇને તેના મનોરથો પૂર્ણ કરે છે.[૧૧] ગાયના શરીર ઉપર જેટલાં રુવાંટાં હોય છે, તેટલું ફળ ગાયનુંદાન કરવાથી મળે છે–અર્થાત્ તેટલાં વર્ષ ગાયનુંદાન કરનારો સ્વર્ગમાં રહે છે; અને તે પુત્રોને, પૌત્રોનેતથા સાત પુરુષસુધીનાં કુળને તારીને સ્વર્ગમાં મોકલે છે.[૧૨] જે પુરુષ કાંસાનું દોહવાનુંપાત્ર, બીજા ઉપસ્કરો તથા દક્ષિણાની સાથે સુવર્ણનાં સુંદર શીંગડાંવાળી તિલધેનુ બ્રાહ્મણને આપે છે, તેને વસુના લોકો સહજમાં મળે છે.[૧૩] વાયુથી ચાલતી નૌકા જેમ મહાસમુદ્રમાં તારે છે, તેમ ગોદાન પરલોકમાં દાનવોથી ભરપૂર અને તીવ્ર અંધકારવાળા નરકમાં પોતાનાં કર્મવડે પડતા મનુષ્યને તારે છે. જે મનુષ્ય બ્રાહ્મવિધિથી–કન્યાને શણગારી સં-

કલ્પપૂર્વક કન્યાદાન કરે છે, બ્રાહ્મણને પૃથ્વીનું દાન કરે છે અને વિધિપૂર્વક બીજાં દાનો કરે છે, તે ઇંદ્રના લોકમાં જાય છે.[૧૫] હે તાર્ક્ષ્ય! જે સદાચરણી પુરુષ નિયમપૂર્વક સાત વર્ષસુધી અગ્નિમાં હવિનો હોમ કરે છે, તે પુરુષ પોતાનાં કર્મોવડે પોતાની સાથે પોતાના કુળમાં થઈ ગયેલા સાત પુરુષોને અને સાત થનારા પુરુષોને તારે છે.'[૧૬]

તાર્ક્ષ્યે કહ્યું:–' હે યોગ્યતાસંપન્ન સરસ્વતિ! અગ્નિહોત્રના વેદોક્ત નિયમો શા શા છે, તે હું તમને પૂછું છું, માટે તે તમે કહો. તમે મને ઉપદેશ કરશો, એટલે અગ્નિહોત્રસંબંધી વેદોક્ત નિયમ કયા છે, તે હું આજે સમજીશ.'[૧૭]

સરસ્વતીએ કહ્યું:–'જે પુરુષ અપવિત્ર હોય, જેણે હાથપગ ધોયા ન હોય, આચમન કર્યું ન હોય, જે વેદના પાઠ તથા અર્થ જાણતો ન હોય અને જેને વેદના જાણેલા અર્થનો અનુભવ ન હોય,તેવા પુરુષે અગ્નિમાં હોમ આપવો નહિ; કારણ કે દેવો પારકાનાં ચિત્તને જાણવાની ઇચ્છાવાળા અને પવિત્રતાની કામનાવાળા છે, તેથી તેઓ અશ્રદ્ધાળુ પુરુષના હાથનું હવિ સ્વીકારતા નથી.[૧૮] હે તાર્ક્ષ્ય! દેવોને હોમદ્રવ્ય અર્પણ કરવાના કામમાં અશ્રોત્રિય બ્રાહ્મણની યોજના કરવી નહિ, કારણ કે તેવો પુરુષ જે હોમ કરે છે તે નિષ્ફળ જાય છે. જે બ્રાહ્મણનાં કુળ તથા શીલ જાણ્યાં ન હોય, તેને વેદ અશ્રોત્રિય કહે છે; માટે તેવા પુરુષે અગ્નિહોત્રમાં હોમ આપવો નહિ.[૧૯] ધનાદિકના ગર્વથી રહિત, સત્ય વ્રતવાળા અને શ્રદ્ધાળુ એવા જે પુરુષો અગ્નિમાં હોમ કરે છે અને હોમ કરતાં બાકી રહેલા અન્નનું ભક્ષણ કરે છે, તેઓ પવિત્ર ગંધવાળા ગોલોકમાં જાય છે, ત્યાં બ્રહ્માનાં દર્શન કરે છે. અને અનુક્રમે બ્રહ્મનો પણ સાક્ષાત્કાર કરે છે.[૨૦]

તાર્ક્ષ્યે કહ્યું:–'હે સુભાગ્યવતિ! તમે પરમાત્મરૂપ જ્ઞાન છો. તમારી બુદ્ધિ આત્મસ્વરૂપના વિષયમાં તથા કર્મના ફળરૂપ બ્રહ્મલોકપર્યંતના વિષયમાં–અર્થાત્ જ્ઞાનકાંડમાં તથા કર્મકાંડમાં ઉંડી ઉતરેલી છે, એમ તે બન્ને તત્ત્વોને પ્રકાશિત કરવા ઉપરથી જાણીને, હું તમને પૂછું છું કે, હે સુંદર રૂપવાળાં! તમે કોણ છો?'[૨૧]

સરસ્વતીએ કહ્યું:–'હું પરાપર વિદ્યારૂપ સરસ્વતી, અગ્નિહોત્રરૂપી સત્કર્મથી પ્રકટ થઈને અહીં આ બ્રાહ્મણશ્રેષ્ઠોના સંશયછેદનને માટે આવી છું; અને હું શ્રદ્ધાનો આશ્રય કરનારી છું, તેથી મેં તારી સમીપ આવીને,પરંપરાવડે મોક્ષના હેતુરૂપ કર્મોને તથા સગુણ–બ્રહ્મવિદ્યાને યથાર્થ રીતે કહ્યાં છે.'

તાર્ક્ષ્યે કહ્યું:–'હે સુભાગ્યવતિ! તમારા જેવી બીજી કોઈ સ્ત્રી નથી, તમે લક્ષ્મીના જેવાં અત્યંત પ્રકાશો છો,તમારૂં રૂપ દિવ્ય અને અપાર કાંતિવાળું છે અને તમે પ્રજ્ઞાદેવીને ધારણ કરો છો.'[૨૨,૨૩]

સરસ્વતીએ કહ્યું:–'હે મનુષ્યોમાં શ્રેષ્ઠ વિદ્વાન બ્રાહ્મણ! ઋત્વિજો, યજ્ઞોમાં જે શ્રેષ્ઠ ઉપાસનાઓ કરે છે–અર્થાત્ યજ્ઞનાં સર્વ અંગોમાં **'अहं क्रतुरहं यज्ञः'** એ ભગવદ્વચન પ્રમાણે બ્રહ્મદૃષ્ટિથી જુએ છે તેવડે,તેમજ હે વિદ્વન્! યજ્ઞોમાં સમિધ વગેરે વનસ્પતિસંબંધી, સુવર્ણ વગેરે ધાતુસંબંધી અને ડાંગર વગેરે પૃથ્વીસંબંધી જે પદાર્થોનો ઉપયોગ કરાય છે, તેવડે હું વૃદ્ધિ પામું છું, તૃપ્ત થાઉં છું અને રૂપવતી થાઉં છું. તે મારાં દિવ્ય–સ્વર્ગપ્રાપ્તિને માટે હિતકર રૂપવડે તથા પૂર્વોક્ત ઉપાસનાથી થનારા જ્ઞાનમય રૂપવડે તારીજ–પ્રત્યગાત્માનીજ સિદ્ધિ થાય છે, એમ તું સમજ.[૨૫]

તાર્ક્ષ્યે કહ્યું:–'આત્મરૂપજ પરમ શ્રેય છે,એ પ્રમાણે માનીને ધૈર્યસંપન્ન મુનિઓ, વિશ્વાસયુક્ત થઇ ઇંદ્રિયાદિકનો નિગ્રહ કરે છે અને પછી શોકરહિત તથા સર્વોત્તમ મોક્ષને પ્રાપ્ત થાય છે, તે વિષે તમે મારી આગળ કહો; કારણ કે સાંખ્યશાસ્ત્રવેત્તાઓ અને યોગશાસ્ત્રવેત્તાઓ જેને સર્વોત્તમ જાણે છે, તે પુરાતન પરમ તત્ત્વને હું જાણતો નથી.'[૨૬]

સરસ્વતીએ કહ્યું:–'સ્વાધ્યાય કરનારા તથા તપરૂપી ધનવાળા વેદવેત્તાઓ, અહિંસાદિ વ્રતો,

જપાદિ પુણ્યો અને ચિત્તવૃત્તિના નિરોધરૂપી યોગ, એ સાધનોવડે જે નિરુપાધિક હોવાથી વિરાટ્ વગેરે સોપાધિક રૂપો કરતાં શ્રેષ્ઠ છે, સચ્ચિદાનંદ રૂપથી જે સર્વત્ર પ્રખ્યાત છે અને જે નિત્ય નવીન છે,તે બ્રહ્મને પ્રાપ્ત થાય છે અને તેને પામીને શોકરહિત તથા મુક્ત થાય છે.[૨૭] તે બ્રહ્મમાં બ્રહ્માંડરૂપી એક નેતરનું ઝાડ છે, તે ગંધાદિ વિષયોરૂપી રમણીય ગંધોથી સુગંધમય છે, ભોગનાં સ્થાનોરૂપી અનંત શાખાઓથી યુક્ત છે, તેની ઉંચાઇ અને પહોળાઇ અમાપ ભાસે છે, અવિદ્યારૂપી તેનું મૂળ છે, તે મૂળમાંથી ભોગની વાસનાઓરૂપી સતત પ્રવાહવાળી સરિતાઓ વહ્યા કરે છે, તે નદીઓમાંથી મધના જેવા મિષ્ટ અને જળના જેવા તૃપ્તિ આપનારા વિષયોપભોગરૂપી સુખના પ્રવાહો નીકળ્યા કરે છે અને તે નદીઓ બહુ રમણીય લાગે છે.[૨૮] આ વિષયવાસનારૂપી મહાનદીઓ એકમેકની સાથે મળીને ન રહેનારા પુત્ર, પશુ વગેરે રેતીના કણો ઉપરથી વહે છે અને પોતાના પ્રવાહમાં પડેલા પુરુષને તે તે ભોગસ્થાનોમાં લઈ જઈ મૂકે છે. એમાંનું વિષયસુખરૂપી જળ શેકેલા જવના જેવું છે; કારણ કે જેમ શેકેલા જવમાંથી બીજા જવ ઉત્પન્ન થતા નથી, તેમ તે વિષયસુખમાંથી બીજું સુખ ઉત્પન્ન થતું નથી. વળી તે વિષયસુખરૂપી જળ માલપુડાની પેઠે અનેક છિદ્રોવાળું છે, માંસની પેઠે હિંસાવિના–બીજાને પીડા કર્યાવિના મળે તેવું નથી,ભાજીપાલાની પેઠે અલ્પ સારવાળું છે, દૂધપાકની પેઠે પ્રથમ ગળ્યું લાગનારૂં પણ પરિણામે ન પચે તેવું છે અને કાદવની પેઠે અંતઃકરણરૂપી વસ્ત્રને મલિન કરનારૂં છે. તાત્પર્ય કે, શુદ્ધ ચૈતન્યાત્મારૂપી ભૂમિમાં અનાદિ અવિદ્યારૂપી મૂળમાંથી પ્રકટેલું આ સંસારવૃક્ષ અતિશય નીરસ ફળવાળું છે; માટે વિદ્યા–જ્ઞાનવડે અવિદ્યાનો નાશ કરીને તેને સમૂળ ઉખેડી નાખવું, જેથી શુદ્ધ ચૈતન્યમય થવાય છે.[૨૯] હે તાર્ક્ષ્ય! ઇંદ્ર, મરુદ્‌ગણો અને અગ્નિ વગેરે દેવો જેની પ્રાપ્તિને માટે ઉત્તમ યજ્ઞદ્વારા જેનું યજન કરે છે, તે પરબ્રહ્મજ મારૂં–વિદ્યારૂપ સરસ્વતીનું સર્વોત્તમ સ્થાન છે.'[૩૦]

**ઇતિ શ્રીમહા૦ વન૦ માર્કંડેયસમાસ્યા પર્વમાં "સરસ્વતી અને તાર્ક્ષ્યનો સંવાદ" એ વિષયનો અધ્યાય ૧૮૬ મો સમાપ્ત.**

---

## અધ્યાય ૧૮૭ મો

### વૈવસ્વત મનુનું ચરિત્ર

**॥ वैशंपायन उवाच ॥**

**ततः स पांडवो विप्रं मार्कंडेयमुवाच ह ।**
**कथयस्वेति चरितं मनोर्वैवस्वतस्य च ॥१॥**

વૈશંપાયને કહ્યું:–તે પછી પાંડુપુત્ર યુધિષ્ઠિરે માર્કંડેય મુનિને કહ્યું કે, "તમે મને વૈવસ્વત મનુનું ચરિત્ર કહો."[૧]

માર્કંડેયે કહ્યું:–હે નરોમાં વ્યાઘ્રસમાન રાજા! સૂર્યને બ્રહ્માના જેવી કાંતિવાળો અને મહાપ્રતાપી મહર્ષિ વૈવસ્વત મનુ નામનો પુત્ર થયો.[૨] તે મનુ સામર્થ્ય, તેજ, લક્ષ્મી અને તપવડે પોતાના પિતા તથા પિતામહથી પણ તે ચઢિયાતા હતા.[૩] હે રાજન્! તેણે વિશાળ બદરીકાશ્રમમાં જઈને ઉંચા હાથ રાખી એક પગથી ઉભા રહીને તીવ્ર મહાતપ કરવા માંડયું. તે પછી તેણે નીચું મસ્તક રાખીને તથા આંખની પલક પણ પાડયાવિના દશહજાર વર્ષસુધી અતિ ઘોર તપશ્ચર્યા કરી.[૫] એક વખતે મનુ, ભીનું વલ્કલ તથા ભીની જટા ધારણ કરીને ચીરિણી નદીના તીર ઉપર તપ કરતા હતા, તે સમયે તેની આગળ આવીને એક માછલે કહ્યું કે:–[૬] 'હે ભગવન્! હું એક ક્ષુદ્ર માછલું છું. મને બળવાન માછલાંઓનો ભય લાગે છે, માટે હે સુવ્રત! તમે મને તેઓનાથી બચાવવા યોગ્ય છો.[૭] બળવાન માછલાં દુર્બળ માછલાંઓનું ઘણે ભાગે ભક્ષણ કરે છે. આવી અમારી પુરાતન કાળથી વૃત્તિ નિર્માયલી છે;[૮] માટે હું મોટા ભયના ઓઘમાં ડૂબવા લાગ્યો છું, તેનું તમારે અવશ્ય રક્ષણ કરવું જોઇએ. તમે ઉપકાર કરશો તો હું તેનો બદલો વાળી આપીશ.'[૯]

વૈવસ્વત મનુ તે માછલાનું વચન સાંભળીને કૃપાથી વ્યાપ્ત થઈ ગયા અને તેમણે તે માછલાને પોતાના હાથથી પકડી લીધું.[૧૦] પછી પાણીથી બહાર લાવીને વૈવસ્વત મનુએ તે માછલાને એક મણ પાણી માય તેવડા ચંદ્રકિરણના જેવા ઉજ્જવલ પાત્રમાં મૂકયું.[૧૧]હે રાજા ! ત્યાં તે પરમ સત્કારસાથે વૃદ્ધિ પામવા લાગ્યું અને રાજા પણ તેને પુત્રની પેઠે સ્વીકારીને તેના ઉપર વિશેષ ભાવ રાખવા લાગ્યા.[૧૨] પછી લાંબો કાળ જતાં તે માછલું ઘણું મોટું થઇ ગયું અને મણના પાત્રમાં તેનો સમાવેશ થઇ શકયો નહિ ![૧૩] ત્યારે તે માછલે મનુને જોઇને ફરી કહ્યું કે:-'હે ભગવન્ ! આજે તમે મારે માટે બીજા કોઈ મોટા સ્થાનની યોજના કરો.'[૧૪] તે સાંભળીને ભગવાન મનુ તેને તે પાત્રમાંથી કાઢીને તે વખતે એક મોટી વાવ આગળ લઇ ગયા;[૧૫]અને હે શત્રુનગરના જિતનારા ! મનુએ તેને તેમાં નાખ્યું. પછી તે માછલું ઘણાં વર્ષોસુધી તેમાં વૃદ્ધિ પામ્યું.[૧૬] તે વાવ બે યોજન લાંબી અને એક યોજન પહોળી હતી, છતાં કમળના જેવાં નેત્રવાળું તે માછલું તેમાં સમાઇ શકયું નહિ ![૧૭] હે કુંતીપુત્ર રાજા! જ્યારે તે માછલું વાવમાં હાલચાલ પણ કરી શકયું નહિ, ત્યારે તેણે મનુને જોઇને ફરી કહ્યું કે:-[૧૮]'હે ભગવન! હે સાધુ પુરુષ! તમે મને સમુદ્રનાં પ્રિય પટ્ટરાણી ગંગામાં લઇ જાઓ. હું તેમાં રહીશ અથવા તો હે તાત! જેવી તમારી ઇચ્છા હશે, તેમ કરીશ.[૧૯] મારે ઇર્ષ્યારહિત થઇને તમારી આજ્ઞામાં રહેવું જોઇએ; કારણકે હે નિષ્પાપ! તમારા ઉપકારથીજ હું અત્યંત વૃદ્ધિ પામેલ છું.'[૨૦]

આ પ્રમાણે માછલાઓ કહ્યું, એટલે જિતેંદ્રિય તથા સ્વધર્મથી ભ્રષ્ટ ન થનારા ભગવાન મનુ પોતે તે માછલાને ગંગા નદી ઉપર લઇગયા અને તેમાં તેને નાખ્યું.[૨૧] હે શત્રુદમન! ત્યાં તે માછલું અલ્પ સમયમાં વૃદ્ધિ પામ્યું અને ફરી મનુને જોઇને બોલ્યું કે:-[૨૨]હે પ્રભુ! હું ઘણું મોટું થઈ ગયેલ છું, તેથી ગંગામાં પણ હલનચલન કરી શકતું નથી; માટે હે ભગવન્! તમે કૃપા કરીને મને તત્કાળ સમુદ્રમાં લઈ જાઓ.'[૨૩]

તે સાંભળીને મનુએ પોતે તે માછલાને ગંગાના પાણીમાંથી બહાર કાઢયું અને હે પાર્થ! તેને સમુદ્રપ્રત્યે લઇ જઇને તેમાં નાખ્યું.[૨૪] જોકે તે માછલાનો દેહ ઘણો મોટો થઇ ગયો હતો, તોપણ તેના દેહનો સ્પર્શ તથા ગંધના સુખને અનુભવનારા મનુ, તેને ઇચ્છા પ્રમાણે ઉંચકી લઈ જવા સમર્થ થતા હતા.[૨૫] જ્યારે મનુએ માછલાને સમુદ્રમાં નાખ્યું, ત્યારે તે માછલું લગાર હાસ્ય કરતું હોય તેમ મનુપ્રત્યે બોલ્યું:-[૨૬]'હે ભગવન્! તમે બહુ સારી રીતે મારી રક્ષા કરી છે; હવે તમારે સમયને યોગ્ય જે કાર્યકરવાનું છે તે હું કહું છું,તમે સાંભળો. હે ભગવન્! હે મહાભાગ ! થોડા સમયમાંજ પૃથ્વી ઉપરના સર્વ સ્થાવરજંગમ પ્રાણી-પદાર્થોનો પ્રલય થશે![૨૮] લોકોના પ્રપંચ મેલને ધોઇ નાખવાનો આ કાળ આવી લાગ્યો છે ! માટે હું તમને જે તમારૂં સર્વોત્તમ હિત છે, તે જણાવું છું.[૨૯] સ્થાવરજંગમમાં જે હલનચલન કરે છે અને જે હલનચલન નથી કરતાં તે સર્વને માટે મહાદારુણ કાળ પ્રાપ્ત થયો છે;[૩૦] માટે હે મહામુનિ ! તમારે એક દોરડું બાંધેલી મજબૂત નૌકા કરાવવી અને સપ્તર્ષિઓની સાથે તેમાં બેસી જવું.[૩૧] વળી તમે તે નાવમાં પૂર્વે બ્રાહ્મણોએ જે જે બીજો કહેલાં તે તે સર્વ ધાન્યનાં બીજો ચઢાવજો અને તે બીજોનું વિભાગ પ્રમાણે રક્ષણ કરજો.[૩૨] હે મુનિઓને પ્રિય ! પછી તમે નાવમાં બેસીને મારી વાટ જોજો, એટલે હે તાપસ ! હું શીંગડાંવાળું રૂપ લઈને ત્યાં આવીશ અને તે શીંગડાં ઉપરથીજ તમારે મને ઓળખવું.[૩૩]હે વિભો ! તમારે આ મારાં વચન ઉપર શંકા લાવવી નહિ; કારણકે તમે મારાવિના તે પ્રલયજળને તરી શકશો નહિ, માટે મેં કહ્યું છે, તેમજ તમે કરજો. હવે હું તમારી આજ્ઞા લઇને જાઉં છું.' મનુએ પણ માછલાને કહ્યું કે:-'હું એ પ્રમાણેજ કરીશ.'[૩૫]

આ પ્રમાણે પરસ્પરની આજ્ઞા લઇને તે બન્ને

પોતપોતાની ઇચ્છા પ્રમાણે ત્યાંથી ચાલ્યા ગયા. પછી હે મહારાજ ! મનુએ મછલાના કહેવા પ્રમાણે સર્વ બીજો લઈ તેને નૌકામાં ભર્યાં અને હે શત્રુદમન વીર રાજા ! તે ઉત્તમ નૌકામાં બેસીને મોટા તરંગોવાળા સમુદ્રમાં તરવા લાગ્યા. હે શત્રુનગરને જિતનારા રાજા!પછી મનુ તે મોટા માછલાને સંભારવા લાગ્યા. તે વખતે મનુ મારૂ સ્મરણ કરે છે, એમ જાણીને એક શીંગડાવાળું તે મોટું માછલું મનુની નૌકા પાસે આવ્યું. હે મનુષ્યવ્યાઘ્ર ભરતશ્રેષ્ઠ ! પૂર્વે કહ્યા પ્રમાણે ધારણ કરેલા રૂપવડે ઉંચા પર્વતના જેવા જણાતા તથા શીંગડાંવાળા તે માછલાને સમુદ્રમાં જોઈને તેજ વખતે મનુએ નૌકા ડે રહેલો દોરડાનો પાશ માછલાના માથાપર રહેલા શીંગડામાં ભરાવી દીધો.હે શત્રુના નગરને જિતનારા મનુષ્યવ્યાઘ્ર રાજા ! પછી તે પાશથી બંધાયલું માછલું નૌકાવડે મનુને તારવામાટે નૌકાને મોટા વેગથી ક્ષારસમુદ્રમાં ખેંચી ગયું.[૪૨]આ વેળા તે સમુદ્ર તરંગોવડે જાણે નૃત્ય કરતું હોય અને જળના ધ્વનિથી જાણે ગર્જના કરતું હોય, તેવું જણાતું હતું. હે પુરપુરંજય ! તેવા મહાસમુદ્રમાં પ્રચંડ વાયુથી ડામાડોળ થતી તે નૌકા મદોન્મત્ત થયેલી ચપળ સ્ત્રીની પેઠે ઘૂમતી હતી. હે નરશ્રેષ્ઠ ! આ વખતે પૃથ્વી, દિશા તથા વિદિશાનો ભાસ પણ થતો ન હતો; એટલુંજ નહિ પણ આકાશ અને સ્વર્ગ પણ જળમય થઈ ગયાં હતાં. હે ભરતશ્રેષ્ઠ ! આ પ્રમાણે સર્વ લોક જળમય થઇ ગયા હતા,તે વખતે માત્ર જળ ઉપર સપ્તર્ષિઓ, મનુ અને માછલું એટલાં દેખાતાં હતાં. હે રાજા ! આ રીતે ઘણાં વર્ષોસુધી તે મહામત્સ્યે આળસરહિત થઇને તે નાવને મહાસમુદ્રમાં ખેંચ્યા કરી. હે ભરતશ્રેષ્ઠ! હે કુરુનંદન ! પછી તે માછલું હિમાલયના એક મોટા શિખર પાસે તે નૌકાને ખેંચી ગયું અને તેણે હાસ્ય કરતાં નૌકામાં બેઠેલા ઋષિઓને ધીરેથી કહ્યું કેઃ–' તમે આ હિમાલયના શિખર સાથે નૌકાને બાંધી દો, વિલંબ કરો નહિ !' હે ભરતશ્રેષ્ઠ ! માછલાનું વચન સાંભળીને ઋષિઓએ તત્કાળ તે નૌકાને હિમાલયના શિખરની સાથે બાંધી દીધી. હે કુંતીપુત્ર ભરતશ્રેષ્ઠ ! હિમાલયના જે શિખરની સાથે તે નાવને બાંધી હતી, તે શિખર હજીસુધી 'નૌબંધન' એવા નામથી પ્રસિદ્ધ છે, એમ તમે જાણો.

આ પ્રમાણે નૌકાને શિખરસાથે બંધાવ્યા પછી તે હિતકર્તા માછલે ઋષિઓને કહ્યું કેઃ–'હું પ્રજાપતિ બ્રહ્મા છું; મારાથી પર બીજું કંઇ પણ જણાતું નથી. મેં માછલાનું રૂપ ધારણ કરીને તમને આ ભયમાંથી મુક્ત કર્યા છે.[૫૨] હવે આ મનુએ દેવ, અસુર તથા મનુષ્યોની સાથે સઘળી પ્રજાને, સર્વ લોકોને અને હલનચલન કરનારાને તથા ન કરનારા સર્વને ઉત્પન્ન કરવાં.[૫૩] એને પ્રજા ઉત્પન્ન કરવામાં તીવ્ર તપવડે તથા મારી કૃપાવડે પ્રતિભાશક્તિ ઉત્પન્ન થશે અને તેથી સૃષ્ટિરચનામાં પણ મુંઝાશે નહિ.'[૫૪] આ પ્રમાણે વચન કહીને તે માછલું એક ક્ષણમાંજ અદૃશ્ય થઇ ગયું. તે પછી વૈવસ્વત મનુએ પોતે પ્રજા ઉત્પન્ન કરવાની ઇચ્છા કરી;[૫૫] પરંતુ તે વિષયમાં તેમને કંઈ સૂઝ પડી નહિ, તેથી તેમણે મોટી તપશ્ચર્યા કરી. પછી તે મોટા તપોબળથી યુક્ત થઇને વૈવસ્વત મનુ સઘળી પ્રજાને પહેલાંની પેઠે સરજવા લાગ્યા. હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! આ પ્રમાણે મેં તમને પુરાતન મત્સ્યાવતારનું આખ્યાન કહ્યું.[૫૭] સર્વ પાપને હરણ કરનારૂં આ આખ્યાન મેં તમને કહ્યું. એ મનુના ચરિત્રને નિત્ય જે પુરુષ પ્રથમથી સાંભળે, તે સુખી થઈ, સર્વ કામનાઓ પૂર્ણ કરી, સ્વર્ગમાં જાય.[૫૮]

**ઇતિ શ્રીમહા૦ વન૦ માર્કંડેયસમાસ્યા પર્વમાં " મત્સ્યોપાખ્યાન " એ વિષયનો અધ્યાય ૧૮૭ મો સમાપ્ત.**

# અધ્યાય ૧૮૮ મો

## યુગવર્ણન તથા માર્કંડેયને માયાદર્શન

॥ वैशंपायन उवाच ॥

**ततः सपुनरेवाथ मार्कंडेयं यशस्विनम् ॥**
**पप्रच्छ विनयोपेतो धर्मराजो युधिष्ठिरः ॥१॥**

વૈશંપાયને કહ્યું:–તે પછી ધર્મરાજા યુધિષ્ઠિર વિનયયુક્ત થઇને ફરી યશસ્વી માર્કંડેયને પૂછવા લાગ્યા.[1] હે મહામુનિ ! તમે અનેક હજારો યુગોના પ્રલયો જોયા છે. આ જગતમાં તમારા જેવો દીર્ઘાયુષી બીજો કોઈપણ જોવામાં આવતો નથી.[2] હે મહાબ્રહ્મવેત્તા! માત્ર પરમેષ્ઠી બ્રહ્માસિવાય આયુષ્યવડે તમારાસમાન કોઈ નથી.[3] હે વિપ્ર ! જ્યારે આ લોક દેવ, દાનવ તથા સ્થૂલ આકાશથી પણ રહિત થઈ જાય છે, ત્યારે પ્રલયસમયે તમેજ બ્રહ્માની ઉપાસના કરો છો;[4] તેમજ જ્યારે પ્રલયકાળ પૂરો થાય છે અને પરમેષ્ઠી બ્રહ્મા જાગ્રત થઇને સ્વેદજ, અંડજ, ઉદ્‌ભિજ્જ અને જરાયુજ એ ચાર પ્રકારનાં પ્રાણીઓને પૂર્વની પેઠે ઉત્પન્ન કરે છે, ત્યારે હે બ્રહ્મર્ષિ ! તમેજ એકલા તે સરજાતાં પ્રાણીઓને જુઓ છો. હે દ્વિજશ્રેષ્ઠ ! તમે પ્રાણનિરોધવડે સ્થૂલ જગતને વાયુરૂપ બનાવી, તે તે યોગવડે દેહાકાર પામેલા જળનો પરિત્યાગ કરી–અર્થાત્ બ્રહ્માંડને સ્થૂલદેહમાં અને તે સ્થૂલદેહને લિંગદેહમાં લય પમાડીને, એકાગ્ર સમાધિવડે સાક્ષાત્ લોકગુરુ અને સર્વ લોકના પિતામહ બ્રહ્માનું આરાધન કર્યું છે. હે વિપ્ર ! તમે અનેક ઉપાયોવડે સર્વ બ્રહ્માંડનું જ્ઞાન સંપાદન કર્યું છે અને ઘોર તપશ્ચર્યા કરીને મરીચિ વગેરે પ્રજાપતિઓને પણ જિત્યા છે.[8] તમે નારાયણના ઉત્તમ ભક્તતરીકે પ્રખ્યાત છો અને પરલોકમાં તમારી અતિશય સ્તુતિ થાય છે. વળી તમે યથેચ્છ રૂપધારી વિશ્વવ્યાપક બ્રહ્માની પ્રાપ્તિના સ્થાનરૂપ દિવ્ય હૃદયકમળને યોગકળાથી ઉઘાડીને ઉત્તમ વૈરાગ્ય તથા યોગાભ્યાસવડે પૂર્વે હૃદયાકાશમાં વિશ્વકર્તા ભગવાનનાં અંતર્દૃષ્ટિથી અનેકવાર દર્શન કર્યાં છે તથા બાહ્યદૃષ્ટિવડે સંપૂર્ણ બ્રહ્માંડરૂપી ભગવાનનાં દર્શન કર્યાં છે;[10] માટે હે બ્રહ્મર્ષિ ! તમારા ઉપર પરમેષ્ઠીની કૃપા થઇ છે અને તેથી સંહાર કરનારો કાળ તથા દેહને નાશ પમાડનારી જરા એ બન્ને તમારા શરીરમાં પ્રવેશ કરતાં નથી.[11] જ્યારે સૂર્ય, અગ્નિ, વાયુ, ચંદ્ર, અંતરિક્ષ અને પૃથ્વી, એમાંનું કંઇ બાકી રહેતું નથી, જ્યારે સ્થાવરજંગમરૂપ લોક સમુદ્રમાં એકાકાર થઇ લય પામે છે અને દેવો, અસુરગણો તથા મહાસર્પો નાશ પામે છે,[12,13] ત્યારે સમુદ્રમાં શયન કરનારા કમળમાં વાસ કરનારા, સર્વભૂતાધિપતિ અને અમાપ મનવાળા બ્રહ્માની તમે એકલાજ ઉપાસના કરો છો.[14] હે દ્વિજોત્તમ! પૂર્વે થઇ ગયેલો આ સર્વ વૃત્તાંત તમે પ્રત્યક્ષ કર્યો છે તથા તમે એકલાએ ઘણીવાર આ જગતનો અનુભવ કર્યો છે, માટે સર્વ લોકમાં તમને કોઈપણ વખત કંઈપણ અજાણ્યું નથી, તેથી હે દ્વિજશ્રેષ્ઠ ! હું તમારાથી સર્વ હેતુઓથી ભરેલી કથા સાંભળવાની ઈચ્છા કરૂં છું."[15,16]

માર્કંડેયે કહ્યું:–"હે પુરુષવ્યાઘ્ર ! સ્વયંભુ, પૂર્ણ, સર્વદા એકરૂપ, અનાદિ, નિત્ય, અવ્યક્ત, દુર્લક્ષ્ય, નિર્ગુણ અને ગુણાત્મા એવા પરમાત્માને નમસ્કાર કરીને હું તમને આનંદથી સર્વ કથા કહું છું. આ પીતાંબરધારી જે શ્રીકૃષ્ણ છે, તેજ તે પરમાત્મા છે.[18] એ જગતના કર્તા છે, તેને અનેક રૂપ આપનારા છે, સર્વ પ્રાણીઓના આત્મા છે, ભૂતકર્તા છે, સર્વના પ્રભુ છે, અચિંત્ય છે, મહા આશ્ચર્યરૂપ છે, પવિત્ર છે, આદિઅંતથી રહિત છે, સર્વ ભૂતરૂપ છે, વિશ્વરૂપ છે, અવિનાશી છે અને અક્ષય છે, એમ કહેવાય છે. વળી એ કર્તા છે પણ એનો કર્તા કોઈ નથી અને એ પુરુષાર્થમાં પણ કારણરૂપ છે.[20] આ પુરાણ પુરુષને જેનું જ્ઞાન છે, તેનું જ્ઞાન વેદોને પણ નથી. હે મનુષ્યોમાં વ્યાઘ્રસમાન રાજશ્રેષ્ઠ ! સંપૂર્ણ જગતનો ક્ષય થયા પછી, પરમાત્માથી ઉત્પન્ન થયેલું આ સર્વ જગત આશ્ચર્યરૂપજ છે.

દેવતાનાં ચાર હજાર વર્ષનો એક સત્યયુગ કહેલો છે.[૨૨] તેનો સંધિકાળ તથા સંધ્યાંશ પણ ચારસો ચારસો વર્ષના છે. ત્રણ હજાર વર્ષનો ત્રેતાયુગ કહ્યો છે. તેનો સંધિકાળ તથા સંધ્યાંશ ત્રણસો ત્રણસો વર્ષના છે. તે પછી બે હજાર વર્ષનું દ્વાપર યુગનું પરિમાણ છે. તેનો સંધિકાળ તથા સંધ્યાંશ બસો બસો વર્ષના છે. તે પછી એક હજાર વર્ષનો કલિયુગ કહ્યો છે. તેનો સંધિકાળ સો વર્ષનો તથા સંધ્યાંશ પણ દેવતાઇ સો વર્ષનો છે. હે રાજા ! એમાં સંધિકાળ અને સંધ્યાંશનું પ્રમાણ સમાન છે,એમ તમે જાણો.[૨૬] કલિયુગ ક્ષીણ થયા પછી પાછો સત્યયુગ પ્રવર્તે છે. આ દેવનાં બાર હજાર વર્ષોને યુગ કહેવામાં આવે છે.[૨૭] એવા એક હજાર યુગને બ્રહ્માનો એક દિવસ કહ્યો છે. હે નરવ્યાઘ્ર ! બ્રહ્માનો દિવસ પૂરો થતાં વિશ્વ સર્વ તરફથી પરિવર્તન પામે છે, એને વિદ્વાનો લોકોનો પ્રલય થયો એમ સમજે છે.

હે ભરતશ્રેષ્ઠ ! જ્યારે હજાર યુગના છેલ્લા કલિના અંતનો થોડો ભાગ બાકી રહે છે, ત્યારે સર્વ લોકો ઘણે ભાગે અસત્ય ભાષણ કરવા માંડે છે. હે તાત ! તે વખતે યજ્ઞ, દાન અને વ્રતોનો મુખ્ય વિધિ ન થતાં તેના ગૌણ વિધિઓ થવા માંડે છે. બ્રાહ્મણો શૂદ્રોનાં કર્મો કરવા માંડે છે અને શૂદ્રો ધન સંપાદન કરવા માંડે છે અથવા તેઓ યુગની સમાપ્તિમાં ક્ષત્રિયોના ધર્મ પ્રમાણે વર્તવા માંડે છે. કલિયુગમાં બ્રાહ્મણો યજ્ઞ, સ્વાધ્યાય, દંડ, કાળાં મૃગચર્મ વગેરેનો ત્યાગ કરી દે છે અને સર્વભક્ષક બની જાય છે. હે તાત ! વળી બ્રાહ્મણો જપનો ત્યાગ કરે છે અને શૂદ્રો જપ કરવામાં આસક્ત થાય છે.[૩૩] આ પ્રમાણે લોકોનું વિપરીત વર્તન થાય તેજ પ્રલયનું પૂર્વરૂપ સમજવું. હે મનુષ્યાધીશ ! આ સમયમાં પાપિષ્ઠ અને અસત્ય ભાષણમાં તત્પર એવા આંધ્ર, શક, પુલિંદ,યવન,કાંબોજ,બાલ્હીક,શૂર અને આભીર ઇત્યાદિ અનેક મ્લેચ્છ જાતના રાજાઓ પૃથ્વી ઉપર મિથ્યા શાસન કરતા રાજ્ય કરવા લાગે છે. વળી તે સમયે કોઈપણ બ્રાહ્મણ સ્વધર્મથી આજીવિકા કરતો નથી; અને હે રાજા! ક્ષત્રિયો તથા વૈશ્યો પોતાનાં કર્મો ત્યજીને નિષિદ્ધ કર્મો કરે છે. એ સમયમાં લોકો અલ્પાયુષી, અલ્પ બળવાળા, અલ્પ વીર્યવાળા, અલ્પ પરાક્રમી, અલ્પ મનોબળવાળા, અલ્પ દેહવાળા અને અલ્પ સત્ય બોલનારા હોય છે. દેશો લગભગ શૂન્ય થઇ જાય છે અને દિશાઓ જંગલી પશુઓ તથા સર્પોથી ભરાઇ જાય છે. યુગાંતકાળ પ્રાપ્ત થયો, એટલે લોકો બ્રહ્મના સંબંધમાં અનુભવવિના મિથ્યા બકબકાટ કરનારા થાય છે; શૂદ્રો 'તું તાં' કરીને હલકાઇથી ઉચ્ચ વર્ણને બોલાવતા થાય છે અને બ્રાહ્મણો જી, આપ વગેરે માનસૂચક શબ્દોથી હલકા વર્ણને બોલાવતા થાય છે.[૩૯] હે મનુષ્યવ્યાઘ્ર ! યુગના અંતમાં પુષ્કળ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે. હે રાજા ! સુગંધવાળા પદાર્થોમાં પૂર્વના જેવો સુગંધ રહેતો નથી અને રસવાળા પદાર્થો પૂર્વના જેવા રસવાળા રહેતા નથી. હે મનુષ્યવ્યાઘ્ર રાજા ! વળી યુગક્ષયના સમયમાં સ્ત્રીઓ ઘણી પ્રજાવાળી, અલ્પ દેહવાળી, શીલ તથા આચારવિનાની અને મુખમૈથુન કરનારી થાય છે.[૪૧] હે રાજા ! યુગના ક્ષય વખતે દેશોમાં રાંધેલું અન્ન વેચાતું થશે, બ્રાહ્મણો વેદને વેચતા થશે, સ્ત્રીઓ ધન લઇને વ્યભિચાર કરતી થશે, ગાયો અલ્પ દૂધવાળી થશે અને હે રાજા ! વૃક્ષો અલ્પ ફળફૂલવાળાં થશે ને તેના ઉપર બહુ કાગડાઓ રહેતા થશે.[૪૩] હે પૃથ્વીપાલ ! બ્રહ્મહત્યાના પાપથી લેપાયલા તથા મિથ્યા કલંક લગાડનારા રાજાઓની પાસેથી પણ બ્રાહ્મણો દાનદક્ષિણા લેશે.[૪૪]હે રાજા! લોભતથા મોહથી ભરેલા અને ખ્યાતિને માટે કપટધર્મની ધ્વજા ફરકાવનારા બ્રાહ્મણો, ભિક્ષાને માટે દિશાઓમાં ભટકી મનુષ્યોને પીડશે.[૪૫] ગૃહસ્થાશ્રમીઓ કરના ભારથી ભયભીત થઇ જશે અને તેથી સાધુસંતનો વેષ લઈ ચોરી કરતા થશે; અથવા વ્યાપાર ઉપર આજીવિકા કરતા થશે. વળી હે નરવ્યાઘ્ર ! તે વખતે બ્રાહ્મણો ધનના લોભથી મિથ્યા નખ તથા કેશને ધારણ કરશે અને બ્રહ્મચારીઓ મિથ્યા બ્રહ્મચર્ય રાખશે.[૪૭] આશ્રમોમાં સર્વે મિથ્યા આચાર-

વાળા, મદ્યપાન કરનારા, ગુરુપત્નીની સાથે રમણ કરનારા અને શરીરમાં માંસ તથા રુધિરની જે પ્રમાણે વૃદ્ધિ થાય તે પ્રમાણેજ લૌકિક કર્મો કરવાની ઇચ્છા કરતા થશે.[૪૮] હે મનુષ્યશ્રેષ્ઠ ! યુગક્ષયને સમયે આશ્રમવાળા સર્વ લોકો પુષ્કળ પાખંડથી ભરેલા તથા પરાન્નના ગુણ ગાનારા થશે.[૪૯] હે ભારત! એ સમયે ભગવાન ઇંદ્ર યોગ્ય ઋતુમાં મેઘવૃષ્ટિ કરશે નહિ, સર્વ બીજો સારી રીતે ઉગશે નહિ,[૫૦] બ્રાહ્મણ, સંન્યાસી વગેરે લોકો હિંસામાં પ્રીતિવાળા થશે અને હે નિષ્પાપ! તે વેળા અધર્મનું ફળ અધિક સારૂં મળતું દેખાશે.[૫૧] હે પૃથ્વીપાલ ! તે સમયે જે પુરુષ ધર્મયુક્ત હોય, તે અલ્પાયુષી છે એમ સમજવું; કારણકે તે વેળા કોઇપણ ધર્મ રહેવાનો નથી.[૫૨] લોકો ખોટાં તોલથી તથા માપથી વસ્તુનું વેચાણ કરતા થશે; અને હે નરવ્યાઘ્ર! વ્યાપારીઓ બહુ માયાવી થઇ પડશે.[૫૩] ધર્મિષ્ઠ લોકો ચારે તરફથી દુઃખી થશે, પાપી લોકો વૃદ્ધિ પામશે, ધર્મના બળની હાનિ થશે, અધર્મ બળવાન થશે,[૫૪] ધર્મિષ્ઠ માનવો અલ્પાયુષી અને દરિદ્રી થશે તેમજ યુગક્ષયમાં અધર્મીઓ દીર્ઘ આયુષ્યવાળા તથા સમૃદ્ધિપૂર્ણ થશે.[૫૫] યુગની સમાપ્તિમાં શહેરીઓની ક્રીડાઓમાં વ્યભિચારીઓ અધર્મિષ્ઠ ઉપાયોવડે પ્રજાઓની સાથે વ્યવહાર કરશે;[૫૬] અલ્પ ધનનો સંચય થતાં લોકોને શ્રીમંતપણાનો ગર્વ થઇ જશે; અને હે રાજા ! વિશ્વાસથી થાપણતરીકે મૂકેલા ધનને ઘણાખરા દુરાચારી પુરુષો ઓળવવા પ્રયત્ન કરશે; એટલુંજ નહિ પણ તે નિર્લજ્જ મનુષ્યો 'એ વાત થઇજ નથી' એમ પણ કહેશે.[૫૮] વળી મનુષ્યભક્ષક વાઘ, દીપડાં વગેરે પશુઓ તથા ભયંકર પક્ષીઓ નગરના વિહારપ્રદેશોમાં તથા મંદિરોમાં પડયાં રહેશે. [૫૯] હે રાજા ! વળી એ સમયમાં સાત–આઠ વર્ષની સ્ત્રીઓ ગર્ભ ધારણ કરશે અને દશ અથવા બાર વર્ષના પુરુષથી પુત્ર ઉત્પન્ન થશે![૬૦] સોળમે વર્ષે પુરુષોને પળીઆં આવશે અને મનુષ્યોનું આયુષ્ય જલદી ક્ષીણ થઇ જશે. હે મહારાજ! યુવાન પુરુષો અલ્પ આયુષ્યવાળા અને વૃદ્ધના જેવા સ્વભાવવાળા થશે,ત્યારે વૃદ્ધો તરુણ પુરુષોના જેવા સ્વભાવવાળા થશે.[૬૨] વળી તે સમયે દુષ્ટ સ્વભાવની તથા વિપરીત આચરણ કરનારી સ્ત્રીઓ પોતાના યોગ્ય પતિઓને પણ છેતરીને ચાકરોની સાથે તથા પશુઓની સાથે વ્યભિચાર કરશે.[૬૩] હે નૃપ! વીર પુરુષની પત્ની હોવા છતાં પણ સ્ત્રીઓ બીજા પુરુષોનો આશ્રય કરશે અને પતિ જીવતો હશે તોપણ બીજાઓની સાથે રમણ કરશે.[૬૪]

હે મહારાજા! આ પ્રમાણે તે હજાર યુગનો અંત આવશે અને પ્રજાનું આયુષ્ય ક્ષીણ થઇ જશે, ત્યારે બહુ વર્ષપર્યંત વૃષ્ટિ થશે નહિ;[૬૫] અને તેથી અલ્પ બળવાળાં તથા ક્ષુધાતુર થયેલાં પુષ્કળ પ્રાણીઓ હે પૃથ્વીપતિ ! પૃથ્વીમાં લય પામશે.[૬૬] તે પછી હે મનુષ્યાધીશ ! પ્રદીપ્ત કિરણોવાળા સાત સૂર્યોનો ઉદય થઇને તે સમુદ્રોનું તથા નદીઓનું સર્વ જળ પી જશે;[૬૭]અને હે ભરતકુળશ્રેષ્ઠ! સૂકાં અથવા લીલાં જે કંઇ કાષ્ઠ અથવા ઘાસ હશે,તે સઘળાં ભસ્મ થઇ ગયેલાં જોવામાં આવશે.[૬૮] તે પછી હે ભારત! આદિત્યોએ પ્રથમ શુષ્ક કરી નાખેલા આ લોકમાં સંવર્તક નામનો અગ્નિ વાયુની સાથે પ્રવેશ કરશે[૬૯] અને તે પૃથ્વીને ભેદી, પાતાળમાં પ્રવેશ કરી દેવોને, દાનવોને તથા યક્ષોને મહાભય ઉત્પન્ન કરશે.[૭૦] હે પૃથ્વીપાલ! તે અગ્નિ નાગલોકને બાળી નાખતો આ પૃથ્વીમાં જે કંઇ છે તેને તથા પૃથ્વીની નીચે જે કંઇ છે તે સર્વને, ક્ષણમાં નાશ પમાડી દેશે.[૭૧] તે પછી એ સંવર્તક અગ્નિ અને અમંગળ વાયુ, સેંકડો, હજારો અને કરોડો યોજનના પ્રદેશને બાળી નાખશે [૭૨] અને સામર્થ્યસંપન્ન તે અગ્નિ પ્રદીપ્ત થઇને દેવ, અસુર, ગંધર્વ, યક્ષ, સર્પ અને રાક્ષસોની સાથે સર્વ જગતને બાળી ભસ્મ કરી નાખશે.[૭૩] તે પછી હાથીનાં ટોળાંઓ જેવા શ્યામ રંગના, વિજળીઓની માળાઓથી સુશોભિત અને અદ્‌ભુત દેખાવના મોટા મોટા મેઘો આકાશમાં ચઢી આવશે.[૭૪] તેમાંના કેટલાક

મેઘો શ્યામ કમળના જેવા કાળા રંગના, કેટલાએક કુમુદના જેવા ધોળા રંગના, કેટલાએક કમળના કેસરાના જેવા રંગના, કેટલાએક મેઘો પીળા રંગના,[૭૫] કેટલાએક હળદરના જેવા રંગના, કેટલાએક કાગડાનાં ઇંડાંના જેવા રંગના, કેટલાએક કમળનાં પાંદડાંના જેવા વર્ણવાળા ત્યારે કેટલાએક હિંગળોકના જેવા વર્ણવાળા હશે.[૭૬] વળી તે મેઘોમાંના કેટલાએક મોટાં મોટાં નગરના જેવડા, કેટલાએક હાથીનાં ટોળાંઓના જેવડા, કેટલાએક મેશના જેવા રંગના અને કેટલાએક મગરના જેવા દેખાવના હશે.[૭૭] હે મહારાજા ! તે સઘળા મેઘો વિજળીની માળાઓથી ઢંકાયલા, ભયંકર આકારના અને ભયંકર નાદથી ગર્જના કરતા આકાશમાં ચઢી આવીને આખા આકાશમંડળને ભરી દેશે.[૭૮] હે મહારાજા ! પછી તે મેઘોની વૃષ્ટિથી આ પૃથ્વી પર્વત, વન અને ખીણોની સાથે જળ સમૂહથી તરબોળ થઈને ભરાઈ જશે.[૭૯] હે પુરુષશ્રેષ્ઠ ! ત્યારપછી બ્રહ્માએ પ્રેરેલા તે ગર્જના કરતા ઘોર મેઘો તુરતાતુરત પૃથ્વીને ડૂબાડી દેશે[૮૦] અને પુષ્કળ જળની વૃષ્ટિથી પૃથ્વીને ભરી દેતા તે મેઘો અતિ ભયંકર સંહારક રૌદ્ર અગ્નિને નાશ પમાડી દેશે.[૮૧] પ્રલયકાળમાં મહાત્મા બ્રહ્માની પ્રેરણાથી તે મેઘો બાર વર્ષસુધી પોતાની અખંડ ધારાથી જગતને પૂર્ણ કરી દેશે.[૮૨] તે પછી હે ભારત ! સમુદ્ર પોતાની મર્યાદા મૂકી દેશે, પર્વતો ફાટી પડશે અને પૃથ્વી જળમાં ડૂબી જશે.[૮૩] પછી આકાશને વીંટી લઈને ભટકતા મેઘો વાયુના વેગસાથે અથડાઇને એકાએક નાશ પામશે;[૮૪] અને હે ભરતવંશી રાજા ! આદિદેવ, સ્વયંભૂ, કમળના આસનવાળા બ્રહ્મા, તે ઘોર વાયુને પી જઇને શયન કરશે.

હે રાજા ! એ પ્રમાણે સ્થાવરજંગમ, દેવગણ, અસુરગણ, યક્ષો, રાક્ષસો, મનુષ્યો, પશુઓ, વૃક્ષો અને અંતરિક્ષ પણ નાશ પામ્યું હોય છે, તે આ લોકમાં હું એકલોજ એકાકાર બનેલા તે ભયંકર સમુદ્રમાં તેનાં મોજાંઓથી અથડાતો ભમવા લાગ્યો.[૮૭] હે મહારાજા ! તે એકાકાર થયેલા સમુદ્રના ભયંકર જળમાં ભટકતાં જ્યારે મેં કોઇપણ પ્રાણીઓને જોયાં નહિ, ત્યારે હું બહુ વ્યાકુળ થઇ ગયો.[૮૮] હે રાજન્ ! તે પછી હું આળસ ન કરતાં તરતો તરતો બહુ છેટે નીકળી ગયો અને તેથી થાકી ગયો, પણ મને ક્યાંય આશ્રય મળ્યો નહિ.[૮૯] હે રાજા ! તે પછી એક વખતે મેં તે જળના સમુદાયમાં એક વિશાળ મોટું વડનું ઝાડ જોયું.[૯૦] હે પૃથ્વીપાલ રાજા ! તે વૃક્ષની એક વિશાળ શાખા ઉપર દિવ્ય બિછાનું બીછાવેલા પલંગમાં બેઠેલા એક બાળકને મેં દીઠો. હે ભારત મહારાજા ! તે બાળકનું મુખ કમળના જેવું પ્રફુલ્લ તથા ચંદ્રના જેવું ગોળ કાંતિમાન હતું અને તેનાં નેત્રો ખીલેલા કમળના જેવાં વિશાળ હતાં.[૯૨] હે પૃથ્વીપાલ ! તેને જોઈને મને બહુ આશ્ચર્ય લાગ્યું કે, સર્વ લોકનો નાશ થયા છતાં આ બાળક અહીં કેમ સૂતો હશે ?[૯૩] હે નરશ્રેષ્ઠ ! હું ભૂત, ભવિષ્ય તથા વર્તમાન જાણતો હતો તેદ્વારા તથા તપશ્ચર્યાદ્વારા મેં બહુ વિચાર કર્યો, તોપણ હું તે બાળકને ઓળખી શક્યો નહિ ![૯૪] તે બાળકનો વર્ણ અળસીના પુષ્પ જેવો ભૂરો હતો અને તે વક્ષઃસ્થલમાં શ્રીવત્સ લાંછનથી શોભાયમાન હતો, તેથી તે સાક્ષાત્ લક્ષ્મીના નિવાસરૂપ વિષ્ણુના જેવો મને લાગતો હતો.[૯૫] તે પછી કમળના જેવા નેત્રવાળો, શ્રીવત્સધારી તથા કાંતિમાન તે બાળક કાનને પ્રિય લાગે એવાં વચનથી મને કહેવા લાગ્યો કે,[૯૬] 'હે ભૃગુવંશી માર્કંડેય ! હું જાણું છું કે, તું થાકી ગયો છે અને તેથી તું વિશ્રાંતિ લેવાની ઇચ્છા કરે છે, માટે તારી ઇચ્છા હોય ત્યાંસુધી તું અહીં બેસ ! હે મુનિશ્રેષ્ઠ ! તું મારા શરીરમાં પ્રવેશ કરીને ત્યાં બેસ; કારણ કે મેં કૃપા કરીને તારા નિવાસને માટે ત્યાં યોજના કરી છે.'[૯૭,૯૮]

હે ભરતવંશી રાજા ! તે બાળકે મને એ પ્રમાણે કહ્યું અને તે વખતે મને લાંબા જીવિત ઉપર તથા મનુષ્યપણા ઉપર કંટાળો ઉત્પન્ન થયો.[૯૯] એવામાં તે બાળકે એકાએક પોતાનું મોં પહોળું કર્યું અને હું દૈવયોગે પરાધીન થ-

ઇને તેના મુખમાં પેસી ગયો![૧૦૦] હે રાજા! પછી એકાએક તેના પેટમાં ગયેલો હું ત્યાં દેશો અને નગરોથી ભરપૂર એવી આખી પૃથ્વી જોવા લાગ્યો![૧૦૧] હે ભરતવંશી નરવ્યાઘ્ર મહારાજા! વળી ગંગા, શતદ્રુ, સીતા, યમુના, કૌશિકી, ચર્મણ્વતી, વેત્રવતી, ચંદ્રભાગા, સરસ્વતી, સિંધુ, વિપાશા, ગોદાવરી, વસ્વોકસારા, નલિની, નર્મદા, તામ્રા, પવિત્ર જળવાળી કલ્યાણકારિણી વેણા, સુવેણા, કૃષ્ણવેણા, મહાનદી ઇરામા, વિતસ્તા, મહાનદી કાવેરી, શોણનદ, વિશલ્યા, કિંપુના–આ અને પૃથ્વી ઉપર જે બીજી નદીઓ છે, તે સર્વને તે મહાત્માના ઉદરમાં ફરતાં ફરતાં મેં જોઈ.[૧૦૬] હે શત્રુહંતા રાજા! તે પછી રત્નોના ભંડારરૂપ, જળચર પ્રાણીઓથી સેવાતા અને જળના નિધાન મહાસમુદ્રને પણ મેં તેમના ઉદરમાં દીઠો.[૧૦૭] વળી ત્યાં મેં ચંદ્ર તથા સૂર્યથી વિરાજિત, તેજોવડે તેજસ્વી અને અગ્નિ તથા સૂર્યના જેવું કાંતિવાળું આકાશ પણ દીઠું;[૧૦૮] તેમજ હે રાજા! મેં ત્યાં અરણ્યોથી શોભાયમાન પૃથ્વીને દીઠી. હે રાજન્! તે વખતે ત્યાં ઘણા બ્રાહ્મણો પુષ્કળ યજ્ઞોથી યજન કરતા હતા, ક્ષત્રિયો સર્વ વર્ણોને રંજન કરવા પ્રવૃત્તિ કરી રહ્યા હતા, વૈશ્યો ન્યાયપૂર્વક ખેતી કરતા હતા અને હે રાજન્! શૂદ્રો ત્રણે વર્ણની સેવા કરવામાં તત્પર રહેલા હતા. તે પછી હે રાજા! તે મહાત્માના ઉદરમાં ફરતાં ફરતાં મેં હિમાચલ, હેમકૂટ પર્વત, નિષધ, રૂપાથી ભરેલો શ્વેત પર્વત, ગંધમાદન પર્વત, મંદર પર્વત, મહાગિરિ નીલપર્વત, સુવર્ણમય મેરુપર્વત, મહેંદ્રપર્વત, મહાગિરિ વિંધ્યાચલ, મલય, પારિયાત્ર પર્વત, હે મનુષ્યશ્રેષ્ઠ પૃથ્વીપાલ મહારાજા! એ પર્વતો અને બીજા જેટલા પર્વતો પૃથ્વી ઉપર છે, તેટલા રત્નસુશોભિત સર્વ પર્વતોને તેમના પેટમાં જોયા. વળી હે મનુષ્યાધીશ રાજા! સિંહો, વ્યાઘ્રો, વરાહો અને પૃથ્વીમાં જેટલાં બીજાં પ્રાણીઓ છે, તે સર્વને મેં તેમના ઉદરમાં ફરતાં ફરતાં જોયાં.[૧૧૭] હે નરવ્યાઘ્ર રાજા! તે મહાત્માના ઉદરમાં પ્રવેશ કર્યા પછી દિશાઓમાં ફરતાં ફરતાં મેં ઇંદ્રાદિક સઘળા દેવગણોને જોયા; વળી સાધ્યો, રુદ્રો, આદિત્યો, ગુહ્યકો, પિતૃઓ, સર્પો, નાગો, ગરુડો, વસુઓ, અશ્વિનીકુમારો, ગંધર્વો, અપ્સરાઓ, યક્ષો, ઋષિઓ, દૈત્યદાનવનાં ટોળાંઓ, નાગો, સિંહિકાના પુત્રો, બીજા દેવના શત્રુઓ અને લોકમાં જે કંઈ સ્થાવરજંગમ મારા જોવામાં આવ્યું હતું, તે સઘળું તે મહાત્માના ઉદરમાં મેં જોયું. હે રાજા! હું ફળનો આહાર કરીને ત્વરાથી આ આખા જગતને તેના દેહમાં જોતો સો વર્ષ કરતાં વધારે સમયસુધી ફર્યો, પરંતુ કોઇ વખત તેના દેહનો છેડો મેં જોયો નહિ![૧૨૩] હે પ્રજાપતિ! જ્યારે સતત દોડાદોડ કરતાં અને વિચાર કરતાં પણ મને તે મહાત્માનો છેડો જડયો નહિ,[૧૨૪] ત્યારે હું વિધિપૂર્વક મન તથા કર્મવડે તેજ વરદાયક શ્રેષ્ઠ દેવને શરણે ગયો.[૧૨૫] હે રાજા! હે પુરુષોત્તમ! એવામાં હું તે મહાત્માના પહોળા થયેલા મુખમાંથી એકાએક વાયુના વેગવડે બહાર નીકળી પડયો;[૧૨૬] અને હે નરવ્યાઘ્ર રાજા! મેં તેજ વડની ડાળી ઉપર પોતાને વિષે આખા જગતને ગ્રહણ કરીને, બાળવેષે બેઠેલા, શ્રીવત્સ લાંછનથી શોભતા તથા અમાપ તેજવાળા તે મહાત્માને જોયા.[૧૨૮]

તે પછી શ્રીવત્સધારી, કાંતિસંપન્ન, મહાતેજસ્વી તથા પીતાંબરધારી તે બાળકે પ્રસન્ન થઇ, હાસ્ય કરતા હોય તેમ મુખ મલકાવી મારાપ્રત્યે કહ્યું:–[૧૨૯] 'હે મુનિશ્રેષ્ઠ માર્કંડેય! આ મારા શરીરમાં વાસ કરવાથી તને શ્રમ થયો છે શું? તે મને કહે.'[૧૩૦] તે સાંભળીને એક ક્ષણમાં મને નવીન દૃષ્ટિ પ્રાપ્ત થઈ અને તેથી હું પોતાને મુક્ત તથા જ્ઞાનસંપન્ન સમજવા લાગ્યો. તે પછી અમાપ બળવાળા તે મહાત્માના અમાપ પ્રભાવને જોઇને મેં તેના લાલ તળીઆંવાળા, સમાન, સુંદર અને કોમળ રાતી આંગળીઓ વિરાજમાન એવા ચરણારવિંદોને પ્રયત્નપૂર્વક મસ્તક ઉપર ધારણ કરીને તેમને અભિવંદન કર્યું;[૧૩૩] અને વિનયવડે બે

હાથ જોડીને તથા પ્રયત્નપૂર્વક તેમની પાસે જઇને મેં તે કમળનેત્ર તથા સર્વ પ્રાણીઓના આત્મારૂપ પ્રભુનાં દર્શન કર્યાં.[૧૩૪] તે પછી મેં બે હાથ જોડીને નમસ્કાર કરી તેમને કહ્યું કેઃ– 'હે દેવ! હું તમને તથા તમારી આ શ્રેષ્ઠ માયાને જાણવાની ઇચ્છા રાખું છું.[૧૩૫] હે ભગવન્! મેં તમારા મુખદ્વારથી તમારા શરીરમાં પ્રવેશ કરીને તમારા ઉદરમાં સર્વ સ્થાવરજંગમરૂપ જગતને સંપૂર્ણતાથી જોયું છે.[૧૩૬] હે દેવ! તમારા શરીરમાં દેવો, દાનવો, રાક્ષસો, યક્ષો, ગંધર્વો, નાગો તથા સ્થાવરજંગમય આખું જગત રહેલું છે.[૧૩૭] હે દેવ! જોકે હું તમારા શરીરમાં ત્વરાથી સતત ભ્રમણ કરતો હતો, તોપણ તમારી કૃપાથી મારી સ્મૃતિ નાશ પામી નથી.[૧૩૮] હે મહાપ્રભુ! મને તમારા શરીરમાંથી નીકળવાની ઇચ્છા ન હતી, છતાં હું તમારી ઇચ્છાથી બહાર નીકળ્યો છું. હે કમળનેત્ર! હું અનિંદિત એવા આપને જાણવાની ઇચ્છા કરું છું.[૧૩૯] આપ આખા જગતનું પાન કરીને અહીં સાક્ષાત્ બાળમૂર્તિથી શામાટે રહો છો? હે નિષ્પાપ! તમારા શરીરમાં આખું જગત શામાટે રહ્યું છે? અને હે શત્રુદમન! તમે અહીં કેટલા કાળસુધી નિવાસ કરશો?[૧૪૧] હે દેવેશ! હે કમળની પાંખડી જેવાં નેત્રવાળા! હું બ્રાહ્મણને યોગ્ય કામનાવડે એ સઘળું તમારાથી વિસ્તારપૂર્વક યથાર્થ રીતે સાંભળવાની ઇચ્છા રાખું છું;[૧૪૨] કેમકે હે પ્રભુ! મેં જે કંઇ જોયું છે, તે ઘણું મોટું અને કલ્પનામાં ન આવે તેવું છે.'

આ પ્રમાણે મેં કહ્યું, ત્યારે દેવના દેવ, મહાકાંતિવાળા અને વક્તાઓમાં શ્રેષ્ઠ એવા તે શ્રીમાન પ્રભુ મારું સાંત્વન કરતા મને કહેવા લાગ્યા.

**ઇતિ શ્રીમહા૦ વન૦ માર્કંડેય સમાસ્યા પર્વમાં અધ્યાય ૧૮૮ મો સમાપ્ત.**

---

# અધ્યાય ૧૮૯ મો

## વિષ્ણુએ પોતાનું સ્વરૂપ કહ્યું.

**॥ देव उवाच ॥**

**कामं देवापि मां विप्र नहि जानंति तत्त्वतः ॥**
**त्वत्प्रीत्या तु प्रवक्ष्यामि यथेदं विसृजाम्यहम्१**

દેવે કહ્યુંઃ–'હે વિપ્ર! દેવો પણ મને પોતાની ઇચ્છા પ્રમાણે યથાર્થરૂપે જાણી શકતા નથી; પરંતુ તારા ઉપર પ્રીતિ હોવાથી હું આ સૃષ્ટિને જે રીતે ઉત્પન્ન કરું છું, તે તને કહું છું.[૧] હે બ્રહ્મર્ષિ! તું પિતૃભક્ત છે, મારે શરણે આવ્યો છે અને તારું બ્રહ્મચર્ય પણ મોટું છે, તેથી તને મારાં પ્રત્યક્ષ દર્શન થયાં છે.[૨] મેં પૂર્વે જળને '**નાર**' એવું નામ આપેલું છે અને તે નાર–જળ મારું સર્વદા અયન–આશ્રયસ્થાન છે,તેથી મને **નારાયણ** કહે છે.[૩] હે દ્વિજશ્રેષ્ઠ! મારું નામ નારાયણ છે. હું સર્વની ઉત્પત્તિનું સ્થાન, નિત્ય, અવિનાશી, સર્વ પ્રાણીઓનો વિધાતા તથા સંહારકર્તા છું;[૪] હું વિષ્ણુ, બ્રહ્મા, સુરેશ્વર ઇંદ્ર, રાજા કુબેર, પ્રેતાધિપતિ યમ, શિવ, સોમ, પ્રજાપતિ કશ્યપ, ધાતા, વિધાતા અને હે દ્વિજોત્તમ! યજ્ઞ છું.[૬] અગ્નિ મારું મુખ છે, પૃથ્વી મારા પગ છે, ચંદ્ર અને સૂર્ય મારાં નેત્રો છે, સ્વર્ગ મારું મસ્તક છે,આકાશ અને દિશા એ બે મારા કાન છે, મારા પરસેવાથી જળ ઉત્પન્ન થયું છે,[૭] દિશાઓની સાથે આકાશ એ મારી કાયા છે અને વાયુ મારા મનમાં રહેલો છે. મેં સંપૂર્ણ દક્ષિણાવાળા હજારો શત યજ્ઞોથી યજન કર્યું છે. વેદવેત્તા બ્રાહ્મણો, સ્વર્ગની આકાંક્ષાવાળા મોટા મોટા ક્ષત્રિય રાજાઓ અને સ્વર્ગલોકના વિજયની ઇચ્છાવાળા વૈશ્યો, પૃથ્વી ઉપર દેવયજનભૂમિમાં મારુંજ યજન કરે છે. હું શેષનાગનું રૂપ ધારણ કરીને મેરુ તથા મંદર પર્વતવડે શોભતા ચાર સમુદ્રસુધીની આ પૃથ્વીને ધારણ કરું છું. હે વિપ્ર! પૂર્વે મેં વરાહનું રૂપ લઇને જળમાં ડૂબી ગયેલી આ પૃથ્વીને પોતાનાં પરાક્રમવડે બહાર કાઢી હતી. હે દ્વિજશ્રેષ્ઠ! હું

વડવામુખ અગ્નિનું રૂપ લઇને સર્વદા જળનું શોષણ કરૂં છું તથા તે જળને પાછું કાઢું છું. હે વિદ્વન્! બ્રાહ્મણ મારૂં મુખ છે, ક્ષત્રિય મારા બાહુ છે, વૈશ્યો મારી જંઘા છે અને શૂદ્રો મારા પગ છે. ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ એ વેદો કોઈવાર ક્રમથી અને કોઇવાર ક્રમવિના મારાથીજ ઉત્પન્ન થાય છે અને મારેવિષેજ લય પામી જાય છે. યોગનિષ્ઠ, શાંતિપરાયણ, મનોનિગ્રહવાળા, જ્ઞાનની ઈચ્છાવાળા, કામ, ક્રોધ તથા દ્વેષથી મુક્ત, સમાધિનિષ્ઠ, પાપરહિત, સત્યનિષ્ઠ, નિરહંકારી અને નિત્ય અધ્યાત્મ જ્ઞાનમાં કુશળ એવા બ્રાહ્મણો સતત મારૂંજ ધ્યાન કરીને મારી ઉપાસના કરે છે. હું સંવર્તક નામનો સંહારકારક અગ્નિ છું, હું સંહારકર્તા સૂર્ય છું અને હું સંહારકર્તા વાયુ છું. હે દ્વિજશ્રેષ્ઠ! આકાશમંડળમાં જે આ તારાનાં રૂપો દેખાય છે, એ મારાં રુવાંટાંનાં છિદ્રો છે એમ તું સમજ. ચારે દિશામાં રહેલા રત્નોત્પત્તિના સ્થાનરૂપ જે સમુદ્રો, તે મારૂં વસ્ત્ર, શયનસ્થાન તથા નિવાસસ્થાન છે, એમ તું જાણ. દેવનાં કાર્યોની સિદ્ધિને માટે મેંજ તે સમુદ્રોનો વિભાગ કરેલો છે.[૨૦] હે સજ્જનશ્રેષ્ઠ! કામ, ક્રોધ, હર્ષ, ભય અને મોહ, એ સઘળાં મારાંજ રુવાંટાં છે, એમ જાણ.[૨૧]હે વિપ્ર! સત્ય, દાન, ઉગ્ર તપ અને પ્રાણીની અહિંસા એ ઉત્તમ કર્મો કરવાથી પુરુષોને જે પ્રાપ્ત થાય છે,તે હુંજ છું.[૨૨] મનુષ્યો મારી ઈચ્છાથી ઉત્પન્ન થયાં છે, મારા શરીરમાં વિહાર કરે છે અને મેંજ તેઓની જ્ઞાનશક્તિનો પરાભવ કર્યો છે તેથી તેઓ સંસારમાં અનેક ચેષ્ટાઓ કરે છે, પોતાની ઇચ્છાથી કંઇ કરતાં નથી.[૨૩] સારી રીતે વેદનું અધ્યયન કરનારા, શાંત અંતઃકરણવાળા અને ક્રોધનો જય કરનારા બ્રાહ્મણો અનેક યજ્ઞોથી યજન કરીને મને પામે છે. [૨૪] હે વિદ્વન્! દુષ્ટ કર્મ કરનારા, લોભથી ઘેરાઇ ગયેલા, કૃપણ, અનાર્ય અને અવશ ચિત્તવાળા પુરુષો મને પામતા નથી;[૨૫] માટે યોગોથી સેવાયલો માર્ગ ઉત્તમ સંસ્કારી ચિત્તવાળા પુરુષોને મહાફળદાયક છે, એમ જાણ. તે માર્ગ અજ્ઞાનીઓને કષ્ટથી પણ મળતો નથી.[૨૬] હે સત્તમ! જ્યારે જ્યારે ધર્મ ઓછો થાય છે અને ચોમેરથી અધર્મનો ઉદય થાય છે, ત્યારે ત્યારે હું અવતાર ધારણ કરૂં છું.[૨૭] જ્યારે હિંસામાં પ્રીતિવાળા અને મોટા દેવોથી પણ મારી ન શકાય તેવા દૈત્યો તથા રાક્ષસો આ લોકમાં ઉત્પન્ન થશે, ત્યારે હું શુભ કર્મ કરનારા પુરુષોના ઘરમાં મનુષ્યદેહથી અવતરીને, તે સર્વનો નાશ કરીશ.[૨૯] હુંજ દેવોને, મનુષ્યોને, ગંધર્વોને, સર્પોને, રાક્ષસોને તથા સ્થાવર પ્રાણીઓને ઉત્પન્ન કરીને, ફરી પોતાની માયાવડે તેઓનો સંહાર કરૂં છું.[૩૦] પુનઃ કર્મ કરવાના સમયમાં હું મર્યાદા બાંધવામાટે મનુષ્યદેહમાં પ્રવેશ કરીને કલ્પનાથી પર એવા દેહને ઉત્પન્ન કરૂં છું. સત્યયુગમાં મારા દેહનો વર્ણ શ્વેત હોય છે, ત્રેતાયુગમાં પીળો હોય છે, દ્વાપર યુગમાં લાલ હોય છે અને કળિયુગમાં કૃષ્ણ હોય છે.[૩૧,૩૨] કળિયુગમાં અધર્મના ત્રણ ભાગ હોય છે. જ્યારે જગતનો વિનાશકાળ આવે છે, ત્યારે હું અતિ દારુણ કાળમૂર્તિ ધારણ કરીને, એકલોજ સ્થાવરજંગમરૂપ આખા ત્રૈલોક્યનો નાશ કરૂં છું. હે બ્રહ્મન્! મારા ઉત્પત્તિ, સ્થિતિ તથા સંહાર એ ત્રણ માર્ગો છે, હું વિશ્વનો આત્મા છું, સર્વ લોકને સુખ આપનારો છું, સર્વત્ર પ્રકટ થનારો છું, સર્વવ્યાપક છું, અનંત છું, ઇંદ્રિયોનો અધિષ્ઠાતા છું અને મોટી ગતિવાળો છું. સર્વ પ્રાણીઓને નાશ પમાડનારા અને સર્વ લોકને ઉદ્યોગપરાયણ કરનારા રૂપરહિત કાળચક્રને હું એકલોજ ફેરવ્યા કરૂં છું. હે મુનિશ્રેષ્ઠ! આ રીતે મારો આત્મા સર્વ પ્રાણીઓને વિષે સારી રીતે રહેલો છે, તોપણ હે વિપ્રેંદ્ર! મને કોઈ પણ જાણતું નથી. માત્ર સર્વ લોકમાં મારા ભકતો મારી સર્વ પ્રકારે પૂજા કરે છે. હે નિષ્પાપ વિપ્ર! મારા ઉદરમાં તને જે કંઈ કલેશ પ્રાપ્ત થયો છે, તે સર્વ તારા સુખના ઉદયને માટે અને તારા કલ્યાણને માટે છે. તેં તે લોકમાં જે કંઇ સ્થાવરજંગમ-

રૂપ પદાર્થો દીઠા છે, તે પ્રાણીની સંભાવના કરનારો મારો આત્માજ સર્વરૂપે થયો છે, એમ જાણ. સર્વ લોકના પિતામહ બ્રહ્મા મારા શરીરનો અર્ધભાગ છે[૩૩–૩૯]અને હું શંખ, ચક્ર તથા ગદાને ધારણ કરનારો નારાયણ છું. હે બ્રહ્મર્ષિ ! જ્યાંસુધી એક હજાર યુગોનું પરિવર્તન થાય, ત્યાંસુધી વિશ્વાત્મા એવો હું સર્વ પ્રાણીઓને મોહિત કરતો શયન કરૂં છું. હે મુનિશ્રેષ્ઠ ! આ પ્રમાણે જ્યાંસુધી બ્રહ્મા જાગ્રત થાય નહિ, ત્યાંસુધીના સર્વ સમયમાં હું બાળક ન છતાં બાળકરૂપથી અહીં રહું છું. હે બ્રાહ્મણશ્રેષ્ઠ ! હે બ્રહ્મર્ષિ!આમાં પૂજ્ય! મેંજ તારા ઉપર વારંવાર પ્રસન્ન થઇને બ્રહ્માના રૂપથી તને વર આપ્યો છે. તું સર્વ જગતને જળમય થયેલું જોઇને તથા સ્થાવરજંગમને નાશ પામેલું જોઇને વ્યાકુળ થઈ ગયો એ મારા સમજવામાં આવ્યું; અને તેથી મેં તને જગત દેખાડયું હતું. જ્યારે તું મારા શરીરમાં પેઠો અને સર્વ લોકને જોઇને આશ્ચર્યચકિત થઈ, પોતાનું ભાન ભૂલી ગયો, ત્યારે હે બ્રહ્મર્ષિ ! મેં તને મુખમાંથી ઝટ બહાર કાઢી નાખ્યો[૪૫]અને દેવદૈત્યોને પણ દુર્જ્ઞેય એવા મારા સ્વરૂપનું તારી આગળ વર્ણન કર્યું હે બ્રહ્મર્ષિ ! હવે જ્યાંસુધી મહાતપસ્વી ભગવાન બ્રહ્મા જાગ્રત થાય નહિ, ત્યાંસુધી તું અહીં નિર્ભયપણે સુખથી ફર્યા કર.[૪૭]જ્યારે સર્વ લોકના પિતામહ બ્રહ્મા જાગ્રત થશે, ત્યારે હે દ્વિજશ્રેષ્ઠ ! હું તેની સાથે એકતા પામીને સર્વ શરીરોને, આકાશને, પૃથ્વીને, તેજને, વાયુને, જળને અને લોકમાં જે બાકીના સ્થાવરજંગમ પદાર્થો છે, તે સર્વને ઉત્પન્ન કરીશ."[૪૮,૪૯]

માર્કંડેયે કહ્યું:–હે તાત ! આ પ્રમાણે કહીને તે પરમ આશ્ચર્યકારક દેવ અંતર્ધાન થઇ ગયા અને પછી હું આ અનેક પ્રકારની વિચિત્ર પ્રજાને નિર્માયેલી જોવા લાગ્યો.[૫૦] હે ભરતશ્રેષ્ઠ ! હે સર્વ ધર્મધારીઓમાં શ્રેષ્ઠ રાજા ! મેં તે યુગનો ક્ષય થયો હતો ત્યારે એ પ્રમાણે આશ્ચર્ય જોયું હતું.[૫૧] હે પુરુષવ્યાઘ્ર ! મેં પૂર્વે કમળના જેવાં વિશાળ નેત્રવાળા જે દેવને જોયા હતા, તેજ આ તમારા સંબંધી શ્રીકૃષ્ણ છે.[૫૨] હે કુંતીપુત્ર ! એમનાજ વરદાનથી મારી સ્મરણશક્તિ નાશ પામતી નથી, મારૂં આયુષ્ય લાંબુ થયું છે અને મારૂં મરણ સ્વેચ્છાનુરૂપ થયું છે.[૫૩] તેજ આ પુરાણપુરુષ, વ્યાપક તથા અચિંત્ય મૂર્તિ મહાબાહુ શ્રીહરિ, યાદવકુળમાં કૃષ્ણરૂપે પ્રકટ થઇને ક્રીડા કરતા હોય એમ રહે છે.[૫૪] એજ શ્રીવત્સ લાંછનને છાતી ઉપર ધારણ કરનારા ગોવિંદ પ્રભુ પોતે નિત્ય છે, જગતના ઉત્પાદક, પોષણકર્તા તથા સંહારકર્તા છે અને પ્રજાપતિના પતિ છે.[૫૫] એ આદિદેવ, વિજયશીલ, સર્વ પ્રાણીઓના દેહમાં વાસ કરનારા અને પીતાંબરધારી યાદવકુળશ્રેષ્ઠ શ્રીકૃષ્ણને જોઇને મને આ પૂર્વ કથાનું સ્મરણ થયું છે.[૫૬] હે કૌરવશ્રેષ્ઠો ! આ માધવ સર્વ પ્રાણીઓના પિતા તથા માતા છે; માટે તમે એ શરણાગતનું રક્ષણકરનારાશ્રીકૃષ્ણનેશરણે જાઓ.

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે માર્કંડેયે કહ્યું એટલે તે ત્રણે કુંતીપુત્રોએ તથા પુરુષશ્રેષ્ઠ નકુલસહદેવે દ્રૌપદીની સાથે જનાર્દન શ્રીકૃષ્ણને નમસ્કાર કર્યા.[૫૮] તે પછી હે પુરુષવ્યાઘ્ર ! સન્માનપાત્ર શ્રીકૃષ્ણ પણ તેઓને બહુ માન આપીને અત્યંત મનોહર મધુર વચનોથી વિધિ પ્રમાણે તેઓનું સાંત્વન કરવા લાગ્યા.[૫૯]

ઇતિશ્રી મહા૦ વન૦ માર્કંડેયસમાસ્યાપર્વમાં "ભવિષ્યકથન" એ વિષયનો અધ્યાય ૧૮૯ મો સમાપ્ત.

## અધ્યાય ૧૯૦ મો

### કલિયુગમાં લોકોની સ્થિતિ

॥ वैशंपायन उवाच ॥

युधिष्ठिरस्तु कौंतेयो मार्कंडेयं महामुनिम् ॥
पुनः पप्रच्छ साम्राज्ये भविष्यां जगतो गतिम्

વૈશંપાયને કહ્યું:–તે પછી કુંતીપુત્ર યુધિષ્ઠિરે, પોતાના સામ્રાજ્ય પછી થનારી જગતની સ્થિતિવિષે મહામુનિ માર્કંડેયને ફરી પૂછયું.

યુધિષ્ઠિરે પૂછયું:–હે ભૃગુવંશી અને વ-

ક્તાઓમાં શ્રેષ્ઠ મુનિ ! યુગના આદિકાળમાં જગતની ઉત્પત્તિ અને સંહારસંબંધી આશ્ચર્યજનક વૃત્તાંત તમારાથી અમે સાંભળ્યું;[2] પરંતુ આ કળિયુગમાં સર્વ ધર્મનો ગોટાળો થઇ ગયા પછી બાકી શું રહેશે ? તે સાંભળવાનું ફરી મને કુતૂહલ ઉત્પન્ન થયું છે.[3] કળિયુગના ક્ષયકાળમાં મનુષ્યોના આહારવિહાર કેવા થશે ? તેઓનું બળ કેવું રહેશે ? તેઓ આયુષ્ય કેટલું ભોગવશે ? તેઓ વસ્ત્રો કેવાં પહેરશે ?[4] અને કયી સ્થિતિ આવ્યા પછી પાછો સત્યયુગનો આરંભ થશે ? હે મુનિ ! એ સઘળું વિસ્તારથી કહો; કારણ કે તમે અદ્‌ભુત કથાઓ કહો છો."[5]

આ પ્રમાણે યુધિષ્ઠિરે પૂછયું, ત્યારે મુનિશ્રેષ્ઠ મહર્ષિ માર્કંડેય,યાદવશ્રેષ્ઠ શ્રીકૃષ્ણને તથા પાંડવોને આનંદ કરાવતા ફરી કહેવા લાગ્યા.[6]

માર્કંડેયે કહ્યું:–"હે ભરતશ્રેષ્ઠ રાજેંદ્ર ! પૂર્વે મેં દેવાધિદેવની કૃપાથી જે વૃત્તાંત જોયું છે, સાંભળ્યું છે અને અનુભવ્યું છે, તે કલિકાળ આવતાં થનારૂં સર્વ લોકનું વૃત્તાંત હું કહું છું, તેને તમે સાંભળો.[8] હે ભરતશ્રેષ્ઠ ! પ્રથમ સત્યયુગમાં કપટ તથા લોભાદિક ઉપાધિથી રહિત અને સત્યાદિક ચાર ચરણોથી યુક્ત એવો શ્રેષ્ઠ ધર્મ મનુષ્યોમાં વાસ કરે છે;[9] ત્રેતાયુગમાં અધર્મવડે ધર્મનો એક અંશ નાશ પામતાં તે ત્રણ અંશથી મનુષ્યોમાં રહે છે; દ્વાપરયુગમાં અધર્મના બે અંશની સાથે ધર્મના બે અંશ રહે છે અને હે ભરતશ્રેષ્ઠ! જ્યારે કળિયુગ આવે છે, ત્યારે અધર્મ ત્રણ અંશથી લોકોને દબાવી દે છે અને ધર્મનો માત્ર એકજ અંશ મનુષ્યોમાં રહે છે. હે પાંડુપુત્ર ! મારાથી તમે જાણો કે, યુગે યુગે મનુષ્યોનાં આયુષ્ય, વીર્ય, બુદ્ધિ, બળ અને તેજ ક્ષીણ થતાં જાય છે. હે યુધિષ્ઠિર ! કળિયુગનો અંત આવતાં બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો તથા શૂદ્રો કપટથી ધર્મનું આચરણ કરશે;પુરુષો ધર્મની જાળ પાથરીને તેવડે લોકોને ફસાવશે;પોતાને પંડિત માનનારા પુરુષો લોકમાં સત્યને સંકુચિત કરી નાખશે અને સત્યની હાનિ થવાથી તેઓનું આયુષ્ય ટુંકું થઈ જશે;આયુષ્ય ટુંકું થવાથી તેઓ વિદ્યાનો આશ્રય કરવા સમર્થ થશે નહિ; વિદ્યા ન ભણવાથી અજ્ઞાન રહેલા લોકોને લોભ ઘેરી લેશે અને લોભ, ક્રોધ તથા કામને અધીન થઇ ગયેલા મૂર્ખ મનુષ્યો એકબીજાની સાથે વૈર બાંધીને પરસ્પરનો નાશ કરવાની ઇચ્છા કરશે. બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યો પરસ્પર વર્ણસંકર પ્રજા ઉત્પન્ન કરશે[17] અને તપ તથા સત્યથી રહિત થયેલા તેઓ શૂદ્રના જેવા થઈ જશે. ચાંડાલો ક્ષત્રિયાદિકનું કર્મ કરતા થશે અને ક્ષત્રિયાદિકો ચાંડાલનું કર્મ કરતા થશે.[18] જ્યારે યુગનો છેડો આવશે, ત્યારે લોકોની એ પ્રકારની સ્થિતિ થશે. વસ્ત્રોમાં શણના વસ્ત્રોનું અને ધાન્યમાં કોદરાનું મહત્ત્વ થઇ પડશે.[19] વળી યુગક્ષયના સમયમાં પુરુષો ભાર્યાના મિત્રો થઈ રહેશે, માછલાંનાં માંસથી જીવિકા ચલાવશે અને ગાયોનો નાશ થવાથી બકરીઓ તથા મેંઢીઓનું દૂધ પીતા થશે. વળી નિત્ય વ્રત ધારણ કરનારા પુરુષો પણ યુગાંત સમયમાં લોભીઆ થઈ જશે.[21] યુગક્ષય વખતે મનુષ્યો એકબીજાની વસ્તુઓ ચોરશે, એકબીજાની હિંસા કરશે, જપ કરશે નહિ અને નાસ્તિક તથા ચોર થઇ જશે.વળી યુગક્ષયમાં લોકો નદીના કિનારાઓ ઉપર કોદાળીથી ખોદીને ધાન્ય રોપશે અને તે ધાન્યો પણ તેઓને અલ્પ ફળ આપનારાં થશે. જે પુરુષો નિત્ય વ્રત ધારણ કરનારા હશે,તેઓ પણ લોભવશ થઈને પરસ્પરના શ્રાદ્ધમાં અને દેવકાર્યમાં ભોજન કરશે.[24] પિતા પુત્ર ઉપર અને પુત્ર પિતા ઉપર આજીવિકા ચલાવશે અને યુગક્ષયમાં ભક્ષ્ય પદાર્થોની મર્યાદા રહેશે નહિ–અર્થાત્ ભક્ષ્યાભક્ષ્યનો વિવેક રહેશે નાહ.[25] બ્રાહ્મણો તાકક હેતુવાદથી મોહિત થઇને વેદની નિંદા કરશે, વ્રતો કરશે નહિ, યજ્ઞો કરશે નહિ તથા હોમ પણ કરશે નહિ; પરંતુ હેતુવાદથી મોહિત થઇને નીચ કર્મો કરશે.[26] લોકો નીચાણ પ્રદેશમાં ખેતી કરશે, ગાયને અને એક વર્ષના વાછરડાને પણ હળે જોડશે.[27] પુત્ર પિતાનો અને પિતા પુત્રનો વધ કરશે, તોપણ તે ઉદ્વેગ પામશે નહિ; અને 'હું તો અકર્તા બ્રહ્મ છું', એ પ્રમાણે મોટા વાદ

કરશે, છતાં લોકોમાં તેની નિંદા થશે નહિ.[૨૮] સર્વ જગત મ્લેચ્છમય થઇ જશે; કોઇ સત્કર્મ અથવા યજ્ઞ કરશે નહિ; આનંદ તથા ઉત્સવો બંધ થઇ જશે[૨૯] અને મનુષ્યો ઘણે ભાગે કૃપણોનું, વિધવાઓનું અને જેના હક્કદાર બંધુઓ હશે તેનું પણ ધન હરી લેશે.[૩૦] અલ્પ વીર્યવાળા, અલ્પ બળવાળા, ગર્વિષ્ઠતથા લોભ અને મોહમાં ડૂબેલા મનુષ્યો દુષ્ટોની વાતો સાંભળીને સંતોષ પામશે; અને કપટથી આચારનો આશ્રય કરનારાઓ દુષ્ટ મનુષ્યોની સંગતિ કરશે. હે કુંતીપુત્ર! પાપબુદ્ધિવાળા રાજાઓ એકબીજાને યુદ્ધને માટે આહ્‌વાન કરશે તથા યુગના અંતમાં પોતે મૂર્ખ છતાં પંડિતપણાનો ડોળ ઘાલનારા અને પરસ્પરનો વધ કરવા તૈયાર થયેલા ક્ષત્રિયો લોકને કંટકની પેઠે કનડનારા થશે.[૩૩] કળિયુગના અંતમાં તેઓ રક્ષણ ન કરનારા, લોભીઆ, માન તથા અહંકારથી ગર્વિષ્ઠ અને કેવળ દંડ લેવામાં રુચિવાળા થશે.[૩૪] હે ભારત ! તે નિર્દયો સત્પુરુષોનાં ધનને તથા સ્ત્રીઓને હલ્લાઓ કરી કરીને લૂંટી લેશે અને તેઓ રડતાં હશે, તોપણ તેનો ઉપભોગ કરશે.[૩૫] વળી યુગક્ષય આવતાં કોઈ કન્યાનું માગું કરશે નહિ, તેમ કોઇ કન્યાદાન પણ કરશે નહિ; પરંતુ કન્યાઓ પોતેજ વર મેળવીને પરણશે.[૩૬] મૂર્ખ ચિત્તવાળા રાજાઓ અસંતોષી થઈને યુગના અંતકાળે પારકાના ધનને સર્વ ઉપાયથી હરી લેશે.[૩૮] વળી યુગને અંતે આખું જગત મ્લેચ્છમય થઈ જશે, જમણો હાથ ડાબા હાથની વસ્તુને ચોરશે–અર્થાત્ સહોદર ભાઈઓ પણ એકબીજાને છેતરશે, પોતાને પંડિત માનનારા પુરુષોવડે લોકમાં સત્યનો સંકોચ થઇ જશે, વૃદ્ધો બાળબુદ્ધિના થશે, બાળકો વૃદ્ધબુદ્ધિના ગણાશે,[૩૯] બીકણો શૂરાપણાનું અભિમાન ધરશે, શૂરાઓ બીકણ તથા ખિન્ન થઈ બેસશે અને યુગક્ષય આવતાં કોઇ પરસ્પરનો વિશ્વાસ કરશે નહિ.[૪૦] વળી તે યુગના અંતસમયે લોકો લોભ અને મોહપરાયણ થઇને ભક્ષ્યાભક્ષ્યનો વિવેક ન કરતાં એકસરખો આહાર કરતા થશે, અધર્મ વધી જશે, ધર્મની પ્રવૃત્તિ અટકી જશે; અને હે રાજા! બ્રાહ્મણો, ક્ષત્રિયો તથા વૈશ્યો કહેવા જેવા કોઈ બાકી રહેશે નહિ, પણ બધા લોકો એક વર્ણ થઇ જશે, પિતા પુત્રને અને પુત્ર પિતાને ક્ષમા આપશે નહિ અને યુગક્ષયમાં ભાર્યા પતિની સેવા કરશે નહિ.[૪૩] વળી યુગનો અંત આવતાં જે દેશમાં જવ, ઘઉં વગેરે અન્ન પાકતું હશે, તે દેશમાં જઇને લોકો રહેતા થશે, પુરુષો અને સ્ત્રીઓ પોતપોતાની ઇચ્છા પ્રમાણે વર્તશે; અને હે રાજા! યુગાંત આવતાં તેઓ એકબીજાનાં કાર્યને સહન કરશે નહિ.[૪૪,૪૫] હે યુધિષ્ઠિર ! તે વખતે સર્વ જગત મ્લેચ્છપ્રાય થઈ જશે, મનુષ્યો શ્રાદ્ધોથી પિતૃદેવતાઓને તૃપ્ત કરશે નહિ, કોઇ મનુષ્ય કોઇનો ઉપદેશ સાંભળશે નહિ તેમ કોઈ મનુષ્ય કોઇનો ગુરુ પણ રહેશે નહિ; પરંતુ હે રાજન્ ! તે વખતે લોકો અજ્ઞાનમાં ડૂબી જશે.[૪૭] વળી યુગના અંતસમયે મનુષ્યોનું આયુષ્ય વધારેમાં વધારે સોળ વર્ષનું થશે, તે પછી તેઓ મરણ પામશે.[૪૮] તે વખતે કન્યા પાંચમે અથવા છઠ્ઠે વર્ષે પ્રસવ કરતી થશે અને સાત આઠ વર્ષના પુરુષો પ્રજા ઉત્પન્ન કરશે. વળી હે રાજસિંહ! યુગાંત સમયે પતિ પત્નીથી અને પત્ની પતિથી સંતોષ પામશે નહિ.[૫૦] અલ્પ દ્રવ્યમાં મિથ્યા ધર્મને નામે હિંસાઓ થવા લાગશે અને યુગક્ષયમાં કોઇ મનુષ્ય કોઈને દાન આપશે નહિ.[૫૧] દેશમાં રાંધેલું ધાન્ય વેચાશે, બ્રાહ્મણો વેદને વેચશે અને યુગાંતમાં સ્ત્રીઓ પોતાનાં ઉત્તમ અંગને વેચતી થશે.[૫૨] કલિયુગના પાછલા વખતમાં મનુષ્યો મ્લેચ્છના જેવા આચારવાળા, સર્વ પદાર્થનું ભક્ષણ કરનારા અને સર્વ કર્મમાં દારુણતાથી વર્તતા થશે, એમાં સંદેહ નથી.[૫૩] હે ભરતશ્રેષ્ઠ ! વળી યુગને અંતે સર્વ મનુષ્યો ધનના લોભથીવેચતી વખતે અનેલેતી વખતે એકબીજાને છેતરશે.[૫૪] યુગાંત આવતાં લોકો જાણવા યોગ્ય વસ્તુસ્વરૂપોને જાણ્યાવિના ક્રિયાઓ કરશે અને પોતાની ઇચ્છા પ્રમાણે વર્તશે.[૫૫] વળી યુગક્ષય આવતાં સર્વ મનુષ્યો સ્વાભાવિક રીતેજ ક્રૂર કર્મવાળા અને એકબીજાની નિંદા કર-

તા થશે.[૫૬] તેઓ મનમાં જરા પણ વ્યથા ન પામતાં બગીચાઓને અને વૃક્ષોને નાશ પમાડશે અને દેહધારીઓને જીવિતનો પણ સંશય થઈ પડશે.[૫૭] વળી હે રાજા! મનુષ્યો લોભી થઈને બ્રાહ્મણોનું ધન ભોગવતા થશે અને બ્રાહ્મણોનો વધ કરશે.[૫૮] તે વખતે શૂદ્રોથી પીડાતા બ્રાહ્મણો, ભયથી દીન થઈને હાહાકાર શબ્દ કરતા રક્ષક ન મળવાથી આ પૃથ્વી ઉપર ભટકશે.[૫૯] જ્યારે જીવિતનો અંત લાવનારા, ક્રૂર, ભયંકર અને પ્રાણીઓની હિંસા કરનારા પુરુષો થશે, ત્યારે યુગનો અંત આવશે.[૬૦] હે કુરુકુળધારક! બ્રાહ્મણો દુષ્ટોથી ત્રાસ પામીને નાસતા નાસતા નદીઓનો, પર્વતોનો તથા વિષમ સ્થાનોનો આશ્રય કરશે.[૬૧] વળી હે રાજા! દારુણ યુગાંતકાળમાં ચોર લોકોથી પીડાતા શ્રેષ્ઠ બ્રાહ્મણો કાગડાઓની પેઠે સર્વત્ર શંકાથી જોવા લાગશે અને હે રાજા! તેઓ દુષ્ટ રાજાઓના કરના ભારવડે નિત્ય કચરાવાથી ધૈર્ય છોડી દઈને શાસ્ત્રવિરુદ્ધ કર્મ કરતા થશે તથા શૂદ્રોની સેવા કરતા થશે;[૬૩] શૂદ્રલોકો ધર્મોપદેશ કરશે અને બ્રાહ્મણો શ્રોતા થઈને તેઓની સેવા કરશે તથા તેઓના ઉપદેશોને પ્રમાણરૂપ માનશે.[૬૪] તે સમયે આ લોક વિપરીત થઈ જશે-અર્થાત્ નીચ લોકો ઉચ્ચ થઇ જશે અને ઉચ્ચ લોકો નીચ થઇ જશે. વળી યુગક્ષયમાં લોકો દેવતાઓનું પૂજન કરશે નહિ, પણ કબરોનું પૂજન કરશે અને શૂદ્રો બ્રાહ્મણાદિ ત્રણ વર્ણની સેવા કરશે નહિ. વળી યુગનો ક્ષય થતાં મહર્ષિઓના આશ્રમો, બ્રાહ્મણોનાં ઘરો, દેવસ્થાનો, ભક્તિસ્થાનો અને નાગમંદિરોની પૃથ્વી કબરોના ચિન્હવાળી થઈ જશે; પરંતુ દેવમંદિરોથી સુશોભિત રહેશે નહિ અને તેજ યુગાંતનું લક્ષણ સમજવું. જ્યારે પુરુષો નિત્ય ક્રૂર કર્મ કરનારા, ધર્મરહિત, માંસભક્ષક અને મદ્યપાન કરનારા થશે, ત્યારે યુગનો છેડો આવશે. વળી હે રાજા! જ્યારે પુષ્પમાં બીજું પુષ્પ અને ફળના આશ્રયમાં બીજું ફળ ઉત્પન્ન થશે, ત્યારે હે મહારાજ! યુગનો છેડો આવશે. યુગની સમાપ્તિમાં મેઘ અકાળ વૃષ્ટિ કરતો થશે, મનુષ્યોની ક્રિયા ક્રમવિના થવા લાગશે, શૂદ્રો બ્રાહ્મણોની સાથે વિરોધ કરતા થશે, થોડા સમયમાં પૃથ્વી મ્લેચ્છજનોથી ભરાઇ જશે, બ્રાહ્મણો કરના ભારથી ભય પામીને દશે દિશામાં નાસવા માંડશે, દેશમાં રહેતા સર્વ લોકોનો આચાર તથા વેષ સરખો થઇ જશે અને તેઓ વેઠ તથા કરથી પીડા પામીને ફળમૂળથી જીવન ચલાવતા આશ્રમો બાંધીને રહેતા થશે.[૭૩] આ પ્રમાણે લોકો આકુળવ્યાકુળ થઈ જશે, ત્યારે કોઈ જાતની મર્યાદા રહેશે નહિ, શિષ્યો ગુરુના ઉપદેશપ્રમાણે ચાલશે નહિ, પણ ગુરુનું અપ્રિય કરશે;[૭૪] અને આચાર્ય પણ જો નિર્ધન હશે તો શિષ્યો તેને ધિક્કારશે. મિત્રો, સંબંધીઓ અને બાંધવો ધનને લીધે પરસ્પરનો સંબંધ રાખશે; પરંતુ સ્નેહથી અથવા ધર્મથી સંબંધ રાખશે નહિ.[૭૫] પછી યુગના અંતસમયમાં સર્વ પ્રાણીઓનો વિનાશ થશે, સર્વ દિશાઓ બળવા માંડશે, નક્ષત્રો નિસ્તેજ થઇ જશે, તારાઓ અને ગ્રહો પ્રતિકૂળ થઈ જશે, વાયુઓ આડાઅવળા વાવા માંડશે અને મહાભયને સૂચવતાં અનેક ઉંબાડીઆં પડશે.[૭૬,૭૭] સૂર્ય બીજા છ સૂર્યોની સાથે તપવા માંડશે, કઠોર ગર્જનાઓ થશે, સર્વત્ર દિશાઓ બળવા માંડશે, સૂર્ય ઉદયને સમયે તથા અસ્તને સમયે રાહુથી ગળાયલો જણાશે અને ભગવાન ઇંદ્ર અકાળ વૃષ્ટિ કરશે. વળી યુગાંત સમયમાં ધાન્યો ઉગશે નહિ, સ્ત્રીઓ વારંવાર ક્રૂર ભાષણ કરશે, રડવું પ્રસન્ન કરશે, કઠોર હૃદયની થશે અને પતિની આજ્ઞામાં રહેશે નહિ. વળી યુગક્ષયમાં પુત્રો માતાનો તથા પિતાનો નાશ કરશે[૭૮-૮૧] અને સ્ત્રીઓ પુત્રોનો આશ્રય કરીને પતિઓનો નાશ કરશે. હે મહારાજા! યુગને અંતે અમાવાસ્યાવિના રાહુ સૂર્યનો ગ્રાસ કરશે, સર્વત્ર અગ્નિ પ્રજ્વલિત થશે અને વટેમાર્ગુઓ જળ, અન્ન અને નિવાસની માગણી કરશે, પણ તેમાંનું કંઇ ન મળતાં તેઓ લોકોનો તિરસ્કાર પામીને માર્ગમાં પડી રહેશે; કઠોર

શબ્દવાળા કાગડાઓ, નાગો, પશુઓ અને પક્ષીઓ યુગનો અંત આવતાં કર્ણકઠોર વાણી ઉચ્ચારશે અને મનુષ્યો પોતાના મિત્રો, સંબંધીઓ, સ્વજનો અને સેવકોનો ત્યાગ કરશે તથા સ્વદેશ છોડીને ક્રમે ક્રમે પરદેશોમાં, દિશાઓમાં, નગરોમાં તથા પુરોમાં નિવાસ કરશે. એ યુગાંતસમયમાં મનુષ્યો પરસ્પર 'હા તાત ! હા પુત્ર !' એવી અત્યંત દારુણ વાણીવડે બૂમો પાડતા પૃથ્વી ઉપર રઝળશે.

આ પ્રમાણે જ્યાં ત્યાં ભયંકર ગોટાળો થઈને કળિયુગનો ક્ષય થશે.[૮૮] તે પછી ક્રમે ક્રમે લોકોમાં બ્રાહ્મણાદિકોની ઉન્નતિ થવા માંડશે અને બીજા યુગના આરંભમાં લોકોની વૃદ્ધિને માટે ફરી સહજ રીતે દૈવ અનુકૂળ થશે. જ્યારે સૂર્ય, ચંદ્ર અને પુષ્ય નક્ષત્રમાં રહેલો બૃહસ્પતિ એક રાશિમાં આવશે, ત્યારે સત્યયુગનો આરંભ થશે. તે સમયમાં મેઘ સમય પ્રમાણે વૃષ્ટિ કરશે, નક્ષત્રો શુભકારક થશે, ગ્રહો સરળ ગતિથી ગમન કરનારા અને શુભ ફળ આપનારા થશે, સર્વત્ર ક્ષેમ, સુકાળ તથા આરોગ્ય થશે અને રોગો દૂર થઇ જશે,[૮૯-૯૨] તે સમયે કાળની પ્રેરણાથી સંભલ નામના ગામમાં બ્રાહ્મણના પવિત્ર ઘરમાં મહાવીર્યવાન, મહાબુદ્ધિમાન અને મહા પરાક્રમી એવા બ્રાહ્મણ વિષ્ણુયશા+નામના કલ્કી ઉત્પન્ન થશે. તે મનમાં વિચાર કરશે એટલેજ સર્વ વાહનો, આયુધો, યોદ્ધાઓ, શસ્ત્રો અને બખ્તરો તેની પાસે આવી પહોંચશે અને તે ધર્મ પ્રમાણે વિજય કરીને ચક્રવર્તી રાજા થશે.[૯૫] લોકક્ષયનો અંત લાવનારા, ઉદાર બુદ્ધિવાળા, સર્વ અધર્માદિકનો સંહાર કરનારા અને યુગનું પરિવર્તન કરનારા તે કલ્કી બ્રાહ્મણ, આ એકાકાર થઈ ગએલા લોકોને યોગ્ય વ્યવસ્થામાં મૂકશે તથા બ્રાહ્મણોથી વીંટાઇને પર્યટન કરતાં તે સર્વત્ર રહેલા ક્ષુદ્ર મનુષ્યોને તથા મ્લેચ્છગણોને નાશ પમાડશે.[૯૬,૯૭]

ઇતિ શ્રીમહા૦ વન૦ માર્કંડેયસમાસ્યા પર્વમાં "ભવિષ્યકથન" એ વિષયનો અધ્યાય ૧૯૦ મો સમાપ્ત.

# અધ્યાય ૧૯૧ મો

## યુધિષ્ઠિરને ઉપદેશ

॥ मार्कंडेय उवाच ॥

ततश्चोरक्षयं कृत्वा द्विजेभ्यः पृथिवीमिमाम्॥
वाजिमेधे महायज्ञे विधिवत्कल्पयिष्यति॥१॥

માર્કંડેયે કહ્યું:-" તે પછી કલ્કી ચોરનો ક્ષય કરીને અશ્વમેધ યજ્ઞમાં આ આખી પૃથ્વી બ્રાહ્મણોને વિધિપૂર્વક આપશે;[૧] અને બ્રહ્માએ નિર્માણ કરેલી ઉત્તમ મર્યાદાને સ્થાપન કરીને, પવિત્ર યશ તથા કર્મવાળા તે બ્રાહ્મણ રમણીય વનમાં પ્રવેશ કરશે.[૨] તે પછી આ લોકમાં રહેનારા મનુષ્યો તેમનાં શીલનું અનુકરણ કરશે અને બ્રાહ્મણો ચોરોનો ક્ષય કરશે એટલે જગતમાં ક્ષેમ થશે.[૩] તે દ્વિજશ્રેષ્ઠ કલ્કી, પોતાના જિતેલા દેશોમાં શ્યામ મૃગચર્મો, શક્તિઓ, ત્રિશૂલો અને આયુધો સ્થાપન કરતા સર્વદા ચોરોનો નાશ કરવામાં તત્પર થઈને, બ્રાહ્મણોને માન આપતા પૃથ્વી ઉપર સંચાર કરશે અને ઉત્તમ બ્રાહ્મણો પણ તેમની સ્તુતિ કરશે.[૫] કલ્કી પ્રભુ 'હા માતા! હા પિતા! હા પુત્ર!' ઇત્યાદિક ભયંકર વાણીથી અત્યંત બૂમો પાડતા ચોરોને પણ નાશ પમાડશે.[૬] હે ભરતવંશી! તેમ કરવાથી અધર્મનો વિનાશ થશે, ધર્મની વૃદ્ધિ થશે અને સત્યયુગ આવતાં મનુષ્યો શાસ્ત્રોક્ત ક્રિયાઓ કરતા થશે.[૭] વળી સત્યયુગમાં ઉપવનો, ભક્તિસ્થાનો, તળાવો, ધર્મશાળાઓ, અનેક સરોવરીઓ, દેવમંદિરો અને વિવિધ યજ્ઞક્રિયાઓ થશે. બ્રાહ્મણો સાધુતાવાળા થશે, મુનિઓ તપસ્વી થશે અને જે આશ્રમો પૂર્વે પાખંડસાથે હતા તેઓ તથા પ્રજા સત્યનિષ્ઠ થશે. સર્વ બીજો રોપતાંની સાથે

---

+ શ્રીમદ્ભાગવતમાં વિષ્ણુયશા નામના બ્રાહ્મણથી કલ્કીનો અવતાર કહ્યો છે, પણ અહીં કલ્કીનું નામજ વિષ્ણુયશા આપ્યું છે.

ઉગી નીકળશે.[૧૦] હે રાજેંદ્ર! સર્વ ઋતુમાં સર્વ જાતનું ધાન્ય પાકશે; મનુષ્યો દાન, વ્રત તથા નિયમ પાળવામાં તત્પર રહેશે;[૧૧] બ્રાહ્મણો ધર્મ સંપાદન કરવાની ઇચ્છાથી આનંદપૂર્વક જપ તથા યજ્ઞો કરવામાં તત્પર રહેશે; રાજાઓ ધર્મ પ્રમાણે આ પૃથ્વીનું પાલન કરશે;[૧૨] સત્યયુગમાં વૈશ્યો પોતાના વ્યાપારમાં તત્પર રહેશે; બ્રાહ્મણો ષટ્કર્મ કરવામાં તત્પર રહેશે; ક્ષત્રિયો પરાક્રમ કરવામાં તત્પર રહેશે[૧૩] અને શૂદ્રો ત્રણે વર્ણની સેવા કરવામાં તત્પર રહેશે. સત્યયુગમાં આ પ્રમાણે ધર્મ પ્રવર્તે છે અને ત્રેતામાં, દ્વાપરમાં તથા કળિયુગના સમયમાં ધર્મ જે જે રૂપમાં પ્રવર્તે છે, તે મેં તમને કહ્યો છે; તેમજ હે પાંડવ! યુગોની સંખ્યા પણ સર્વ લોકને જાણીતીજ છે.[૧૫] આ ઋષિઓએ કહેલા વખાણેલા અને વાયુએ કહેલા વાયુપુરાણનું સ્મરણ કરીને, મેં તમને સર્વ ભૂતભવિષ્ય કહ્યું છે. આ પ્રમાણે ચિરંજીવી હોવાથી મેં સંસારમાર્ગોને અનેક પ્રકારે જોયા છે તથા અનુભવ્યા છે, તે મેં તમારી આગળ કહ્યા છે.[૧૬,૧૭] વળી હે ધર્મથી ભ્રષ્ટ ન થનારા યુધિષ્ઠિર! ધર્મસંબંધી સંશયને દૂર કરવા માટે આ બીજું જે હું કહું છું, તેને પણ તમે બંધુઓની સાથે સાંભળો. હે ધર્મધારીઓમાં શ્રેષ્ઠ! તમારે નિત્ય ધર્મમાં મનને જોડેલું રાખવું; કારણકે હે રાજા! જે મનુષ્ય ધર્માત્મા છે, તે આ લોકમાં અને પરલોકમાં સુખરૂપ આનંદ ભોગવે છે.[૧૯] હે નિષ્પાપ! વળી હું તમને જે શુભ વાણી કહું છું, તે તમે સાંભળો. તમારે કદી પણ બ્રાહ્મણનો અપરાધ કરવો નહિ, કારણકે બ્રાહ્મણ જો કોપી ઉઠે તો તે પ્રતિજ્ઞાપૂર્વક ત્રણે લોકનો નાશ કરી દે.”

વૈશંપાયને કહ્યું:–માર્કંડેયનાં વચન સાંભળીને કુરુકુળમાં મુખ્ય, પરમ તેજસ્વી અને બુદ્ધિમાન યુધિષ્ઠિર રાજાએ પૂછ્યું કેઃ– “હે મુનિ! મારે પ્રજાનું રક્ષણ કરતાં કયા ધર્મ પ્રમાણે વર્તવું? અને હું કેમ વર્તું તો મારા સ્વધર્મથી ભ્રષ્ટ થાઉં નહિ?”

માર્કંડેયે કહ્યું:–“ તમે સર્વ પ્રાણીઓના ઉપર દયા રાખો, તેઓનું હિત કરો, તેઓનાપર પ્રેમ રાખો, કોઈની ઈર્ષ્યા ન કરો,[૨૩] સત્ય ભાષણ કરો, કોમળતા ધારણ કરો, ઇંદ્રિયોને વશ રાખો, પ્રજાનું રક્ષણ કરવામાં તત્પર રહો, ધર્માચરણ કરો, અધર્મનો ત્યાગ કરો, પિતૃઓની તથા દેવોની પૂજા કરો,[૨૪] પ્રમાદથી જે કંઈ દુષ્ટ કર્મ કર્યું હોય તેનો સારી રીતે દાન કરવાથી પરાજય કરો, માનનો ત્યાગ કરો, નિરંતર સત્પુરુષની આજ્ઞા પ્રમાણે વર્તો[૨૫] અને સર્વ પૃથ્વીનો વિજય કરીને આનંદથી સુખ ભોગવો. આ મેં તમને ભૂતકાળનો અને ભવિષ્યકાળનો ધર્મ કહ્યો છે.[૨૬] પૃથ્વી ઉપર ભૂત તથા ભવિષ્યસંબંધી તમને કંઇપણ અજાણ્યું નથી; માટે હે તાત ! તમે આ કલેશને મનમાં લાવશો નહિ.[૨૭] હે વત્સ ! બુદ્ધિમાન પુરુષો સાક્ષાત્ કાળવડે પીડાઈ પણ મુંઝાતા નથી; કારણકે હે મહાબાહુ ! આવા પ્રકારનો કાળ સ્વર્ગવાસી દેવોને પણ આવ્યો હતો. વળી હે તાત ! કાળની પ્રેરણાથી પ્રજા ગાંડા જેવી થઇ જાય છે; માટે હે નિષ્પાપ! મેં જે તમને કહ્યું છે, તેમાં તમે શંકા લાવશો નહિ;[૨૯] કારણકે મારાં એ વચનો શંકા કરવા જેવાં નથી અને એમાં શંકા લાવશો તો તમારા ધર્મનો નાશ થશે. હે ભરતશ્રેષ્ઠ ! તમે કુરુઓના પ્રખ્યાત વંશમાં ઉત્પન્ન થયા છો, માટે મેં જે કહ્યું છે તે સઘળું કર્મવડે, મનવડે અને વાણીવડે આચરણ કરો.”

યુધિષ્ઠિરે કહ્યું:–“હે દ્વિજશ્રેષ્ઠ! તમે મને જે કાન તથા મનને પ્રિય વાક્યો કહ્યાં છે,તે તમારી આજ્ઞા પ્રમાણે હે વિભો ! હું પ્રયત્નથી વર્તીશ. હે વિપ્ર શ્રેષ્ઠ! મને લોભ નથી, ભય નથી કે દ્વેષ પણ નથી. હે પ્રભો ! તમે મને જે કહ્યું છે, તે સઘળું હું કરીશ.”

વૈશંપાયને કહ્યું:–હે જનમેજય રાજા! જ્ઞાનસંપન્ન માર્કંડેયનું ભાષણ સાંભળીને શાર્ઙ્ગ ધનુષવાળા શ્રીકૃષ્ણની સાથે પાંડવો તથા બીજા જે ત્યાં શ્રેષ્ઠ બ્રાહ્મણો આવ્યા હતા, તે સર્વે પ્રસન્ન થયા[૩૪] અને બુદ્ધિમાન માર્કંડેયની તેવી શુભ કથા સાંભળીને પુરાતન વાર્તાનું જ્ઞાન થવા-

થી તે સર્વે આશ્ચર્ય પામ્યા.[૩૫]

ઇતિ શ્રીમહા૦ વન૦ માર્કંડેયસમાસ્યા પર્વમાં "યુધિષ્ઠિરનું શાસન" એ વિષયનો અધ્યાય ૧૯૧ મો સમાપ્ત.

## અધ્યાય ૧૯૨ મો

### મંડૂકનું ઉપાખ્યાન-બ્રાહ્મણમાહાત્મ્ય

**॥ वैशंपायन उवाच ॥**

**भूय एव ब्राह्मणमहाभाग्यं वक्तुमर्हसी-त्यब्रवीत्पांडवेयो मार्कंडेयम् ॥१॥**

વૈશંપાયને કહ્યું:-તે પછી પાંડુપુત્ર યુધિષ્ઠિરે માર્કંડેયને કહ્યું કે:-"તમે ફરી બ્રાહ્મણનું મહાભાગ્ય મારી આગળ કહેવા યોગ્ય છો."[૧] એ સાંભળીને માર્કંડેયે કહ્યું:-તમે આ એક બ્રાહ્મણનું અપૂર્વ ચરિત્ર સાંભળો.[૨]

અયોધ્યામાં ઇક્ષ્વાકુવંશી એક પરીક્ષિત નામનો રાજા હતો. તે એક વખતે મૃગયા કરવા ગયો હતો.[૩] તે ઘોડા ઉપર બેસીને એકલો એક મૃગની પાછળ દોડતો હતો. તે વખતે મૃગ તેને દૂર ખેંચી ગયો.[૪] માર્ગમાં રાજાને થાક લાગ્યો તથા ભૂખ અને તરસથી તે ઘેરાઇ ગયો; એટલામાં તેણે એક પ્રદેશમાં શ્યામ રંગના અને ઘાડી ઝાડીવાળા એક વનવિભાગને જોયો. રાજાએ તે વનમાં પ્રવેશ કર્યો અને તે વનખંડના મધ્યમાં અત્યંત રમણીય સરોવર જોઇને તેમાં ઘોડાની સાથેજ સ્નાન કર્યું.[૬] પછી સ્વસ્થ થઈને રાજા,ઘોડાની આગળ કમળના દાંડા નાખી સરોવરના કિનારા ઉપર સૂતો. સૂતાં સૂતાં તેણે મધુર ગાયન સાંભળ્યું.[૭] તે સાંભળીને તેણે વિચાર્યું કે:-'અહીં હું કોઇ મનુષ્યનો અવરજવર જોતો નથી, ત્યારે આ ગીતધ્વનિ કોનો હશે વારૂ ?' આવો વિચાર કરતો હતો એવામાં તેણે ઉત્તમ રૂપને લીધે જોવા યોગ્ય એક કન્યાને પુષ્પો વીણતી વીણતી ગાન કરતી જોઈ. પછી તે રાજાની આગળ ફરવા લાગી.ત્યારે રાજાએ તેને પૂછયું કે:-'હે કલ્યાણિ ! તું કોની પુત્રી છે? અને કોણ છે? તે કન્યાએ પ્રત્યુત્તર આપ્યો કે:-'હું કન્યા છું.' ત્યારે રાજાએ તેને કહ્યું કે:-'હું તારી ઇચ્છા રાખું છું.'તે સાંભળીને કન્યાએ કહ્યું કે:-' તમે મને ઠરાવથી પરણી શકશો, પણ ઠરાવ કર્યાવિના પરણી શકશો નહિ.' ત્યારે રાજાએ તેને તેનો ઠરાવ પૂછયો,એટલે કન્યાએ કહ્યું કે:-'મને પાણી દેખાડવું નહિ.' રાજાએ 'સારૂ' એમ કહી તે કન્યાની સાથે લગ્ન કર્યું. તે પછી પરીક્ષિતરાજા પરમ આનંદ પામી તેનીસાથે ક્રીડા કરતો કંઇ પણ ન બોલતાં તેના સમાગમમાં રહેવા લાગ્યો.[૮-૧૨]

તે પછી રાજા જ્યાં બેઠો હતો, ત્યાં તેની સેના આવી પહોંચી[૧૩] અને તે સેના, બેઠેલા રાજાની આજુબાજુએ વીંટાઇને ઉભી રહી. પછી શ્રમરહિત થયેલો રાજા કોમળ બિછાનાવાળી પાલખીમાં પેલી સ્ત્રીની સાથે બેસી પોતાના નગરમાં આવ્યો અને ત્યાં તેની સાથે એકાંતમાં રહેવા લાગ્યો.[૧૪] ત્યાં પાસે રહેનારો પણ કોઇ મનુષ્ય તેને જોઇ શકતો ન હતો. તે પછી મુખ્ય પ્રધાને રાજાની પાસે રહેનારી સ્ત્રીઓને પૂછયું કે:-[૧૫] 'આ પ્રમાણે થવામાં કારણ શું છે?' ત્યારે તે સ્ત્રીઓ બોલી:-[૧૬]'અમે પણ એ નવીન નવાઇ જેવું જોઇએ છીએ કે, એ ઠેકાણે પાણી પણ લઇ જવાતું નથી?' તે સાંભળીને પ્રધાને એક જળવિનાનો ઉપવન તૈયાર કરાવ્યું અને તેમાં પુષ્કળ પુષ્પ, ફળ તથા મૂળવાળાં વૃક્ષો રોપાવીને તેની વચ્ચે એક મોતીની જાળીવાળી અને આજુબાજુ ચૂનો છંટાવેલી ગુપ્ત વાવ તૈયાર કરાવી. પછી તે એકાંતમાં રાજાની આગળ આવીને બોલ્યો કે:-[૧૭] 'આ વન ઘણું ઉત્તમ છે; માટે તમે આનંદથી તેમાં વિહાર કરો.'[૧૮] પ્રધાનનાં વચનથી રાજા તેજ રાણીની સાથે તે વનમાં ગયો અને વિહાર કરવા લાગ્યો. એક વખતે રાજા તે રમ્ય અરણ્યમાં તેની સાથે ક્રીડા કરવાથી થાકી ગયો અને ભૂખતરસથી પીડાવા લાગ્યો, એવામાં તેણે એક વાસંતી મોગરાનો મંડપ જોયો.[૧૯] રાજાએ તે મંડપમાં પોતાની પ્રિયાની સાથે પ્રવેશ કર્યો અને ત્યાં ચૂનો દીધેલી તથા નિર્મળ જળથી ભરેલી એક વાવ દીઠી.[૨૦] તે વાવને જોતાંજ રાજા

ના તીર ઉપર તે રાણીની સાથે ઉભો રહ્યો.[૨૧] પછી રાજા તે રાણીને કહેવા લાગ્યો કેઃ-'તું આ વાવના પાણીમાં ન્હાળવીને ઉતર.' રાજાનું વચન સાંભળીને રાણી વાવમાં ઉતરી અને ડુબી ગઈ તે ફરી ઉપરજ આવી નહિ.[૨૨] રાજાએ વાવના પાણીમાં તેની બહુ શોધ કરી પણ તે જોવામાં આવી નહિ, ત્યારે તેણે વાવનું પાણી ઉલેચી નંખાવ્યું અને જોયું તો તેને એક ખાડાના મોં આગળ દેડકો બેઠેલો દેખાયો. તેને જોઇને ક્રોધ પામેલા રાજાએ આજ્ઞા કરી કેઃ-[૨૩]'જ્યાં ત્યાં દેડકાઓને મારી નાખો ! અને જેને મારી જરૂર હોય તેણે મરેલા દેડકાની ભેટ લઇને મારી પાસે આવવું!'

રાજાની આજ્ઞા પછી દેડકાઓનો મહાભયંકર સંહાર ચાલવા માંડયો; એટલે સર્વ દિશાઓમાં દેડકાઓને મહાભય પેસી ગયો અને ભય પામેલા દેડકાઓએ દેડકાના રાજાની આગળ જઇને જે બન્યું હતું, તે સર્વ વર્તમાન નિવેદન કર્યું.[૨૫] તે પછી દેડકાઓનો રાજા તપસ્વીનો વેષ ધારણ કરીને રાજાની પાસે ગયો; અને ત્યાં જઇને બોલ્યો કેઃ-'હે રાજા ! તમે ક્રોધને વશ થાઓ નહિ, પણ કૃપા કરો. નિરપરાધી દેડકાઓનો વધ કરવો એ તમને યોગ્ય નથી.' આ સંબંધમાં બે શ્લોકો છે કેઃ-[૨૭]'હે ધર્મથી ભ્રષ્ટ ન થનારા રાજા ! તમે દેડકાઓનો વધ કરો નહિ, કોપને વશ રાખો. અજ્ઞાની મનુષ્યોના ધનની તથા તપની ઉન્નતિ નાશ પામે છે.[૨૮] તું નિશ્ચય માનજે કે, આ દેડકાઓનો નાશ કરાવવા છતાં તું સ્ત્રીના શોકથી થયેલા ક્રોધથી મુક્ત થઇશ નહિ, માટે તું હવે અધર્મ કરવો છોડી દે; કારણ કે દેડકાઓ મારવાથી તને શું ફળ મળવાનું છે?'[૨૯]

આ પ્રમાણે દેડકાના રાજાએ કહ્યું, ત્યારે પ્રિયાના શોકથી વ્યાપ્ત અંતઃકરણવાળા રાજાએ તેને કહ્યું કેઃ-[૩૦]'હું તે અપરાધને ક્ષમા કરીશ નહિ, પરંતુ દેડકાઓને મારીશ; કારણકે તે દુરાત્માઓએ મારી પ્રિયાનું ભક્ષણ કર્યું છે, માટે મારે દેડકાઓનો સર્વથા વધ કરવો યોગ્યછે. હે વિદ્વન્! તમે એ કામમાં મને અટકાવવા યોગ્ય નથી.'[૩૧]

રાજાનું કહેવું સાંભળીને દેડકાના રાજાની ઇંદ્રિયો તથા મન વ્યાકુળ થઇ ગયાં અને તે બોલ્યો કેઃ-'હે રાજા ! પ્રસન્ન થાઓ. હું આયુ નામનો દેડકાનો રાજા છું અને તમારી જે રાણી તે મારી સુશોભના નામની પુત્રી છે. તેનો સ્વભાવજ એવો દુષ્ટ છે. તેણે પૂર્વે પણ ઘણા રાજાઓને એ રીતે છેતર્યા છે.'[૩૨] એ સાંભળીને રાજા બોલ્યો કેઃ-'મને તેની જરૂર છે, માટે તમે મને તે સ્ત્રી આપો.'[૩૩] તે પછી સુશોભનાના પિતાએ રાજાને પોતાની પુત્રી આપી અને સુશોભનાને કહ્યું કેઃ-'તું આ રાજાની સેવા કરજે.'[૩] આ પ્રમાણે કહ્યાપછી ક્રોધ કરીને દેડકાનારાજાએ પુત્રીને શાપ આપ્યો કે, 'જેથી તેં ઘણા રાજાઓને ઠગ્યા છે તેથી તારા તે અસત્યપણાને લીધે તારા છોકરાઓ બ્રાહ્મણોનો દ્વેષ કરનારા થશે.'[૩૫]

તે સુશોભનાના સંભોગસંબંધી ગુણને લીધે પરીક્ષિત રાજાનું હૃદય તેનામાં જડાઇ ગયું હતું, તેથી તે સ્ત્રીને મેળવીને રાજા જાણે પોતાને ત્રણ લોકનું ઐશ્વર્ય મળ્યું હોય તેમ પ્રસન્ન થયો અને મંડૂકરાજને પ્રણામ તથા સન્માન કરીને હર્ષવડે આવેલાં અશ્રુથી ગળગળીત થયેલી વાણીવડે કહેવા લાગ્યો કેઃ-'તમે મારા ઉપર અનુગ્રહ કર્યો છે.'[૩૬] તે પછી મંડૂકરાજા પોતાની પુત્રીની રજા લઇને જે માર્ગે આવ્યો હતો, તે માર્ગે પાછો ગયો.[૩૭] ત્યારપછી કેટલેક કાળે તે સુશોભનામાં રાજાને શલ, દલ અને બલ નામના ત્રણ પુત્રો ઉત્પન્ન થયા. જ્યારે તે પુત્રોમાંથી મોટો પુત્ર શલ યોગ્ય ઉંમરનો થયો, ત્યારે રાજાએ તેનો રાજ્યાસન ઉપર અભિષેક કર્યો અને તે મનમાં તપશ્ચર્યા કરવાનો નિશ્ચય કરીને વનમાં ગયો.[૩૮]

એક વખતે શલ મૃગયા કરવા ગયો હતો, ત્યાં તે એક મૃગને જોઇને રથવડે તેની પાછળ દોડવા લાગ્યો;[૩૯] અને સારથિપ્રત્યે બોલ્યો કેઃ-'તું મને મૃગની પાછળ ઝટ લઇ જા.' આ પ્રમાણે રાજાએ કહ્યું, એટલે સારથિએ તેને કહ્યું કેઃ-[૪૦] 'તમે એની પાછળ જવાનો આગ્રહ છોડી દ્યો; કારણ કે તમારા રથને જો વામી નામના ઘો-

ડાઓ જોડવામાં આવે, તોપણ તમે એ મૃગને પકડી શકશો નહિ.' તે સાંભળીને રાજાએ સારથિને કહ્યું કેઃ-'વામી ઘોડાઓ ક્યાં છે? તે તું મને કહે,નહિ તો હું તારો વધ કરીશ.' આ પ્રમાણે રાજાએ કહ્યું, ત્યારે સારથિ એક તરફ રાજાના ભયથી ડરી ગયો અને બીજી તરફ વામદેવના શાપના ભયથી ડરી ગયો;એટલે તેણે રાજાને કંઇ જવાબ આપ્યો નહિ. ત્યારે રાજાએ ફરી તરવાર ઉગામીને સારથિને કહ્યું કેઃ-'ઝટ બોલ, વામી ઘોડાઓ ક્યાં છે?નહિ કહે તો હું તને ઠાર મારીશ.'તે વખતે રાજાના ભયથી ડરી ગયેલા સારથિએ કહ્યું કેઃ-'તે વામી ઘોડાઓ વામદેવના છે અને તે બન્ને મનના જેવા વેગવાળા છે.'[૪૧] આ પ્રમાણે સારથિએ કહ્યું, એટલે રાજાએ તેને કહ્યું કેઃ-'તું વામદેવના આશ્રમતરફ રથને લઈ જા !' તત્કાળ સારથિએ તેમ કર્યું અને રાજાએ વામદેવના આશ્રમમાં જઇને તે ઋષિને કહ્યું કેઃ- 'હે ભગવન્ ! મારો વીંધેલો મૃગ નાસી જાય છે, માટે તમે મને બે વામી ઘોડાઓ આપીને મારૂં સન્માન કરવા યોગ્ય છો.' ઋષિએ રાજાને કહ્યું કેઃ-'હું તને બન્ને વામી ઘોડાઓ આપું છું; પરંતુ તારે તારૂં કાર્ય થઈ ગયા પછી તે મારા વામી ઘોડાઓ તુરત મને પાછા આપવા જોઈએ.' રાજા તેમ કરવા કબૂલ થયો અને તે બન્ને ઘોડાઓ લીધા તથા ઋષિની આજ્ઞા લઇને વામી ઘોડાઓ જોડેલા રથમાં બેસી મૃગની પાછળ ચાલ્યો. માર્ગમાં જતાં જતાં તેણે સારથિને કહ્યું કેઃ-'આ બન્ને ઘોડાઓ રત્ન જેવા છે; માટે એ બ્રાહ્મણોને યોગ્ય નથી, તેથી એ ઘોડાઓ વામદેવને પાછા આપવા નથી.' આ પ્રમાણે કહીને રાજા મૃગને સ્વાધીન કરી પોતાના નગરમાં આવ્યો અને ઘોડાઓને અંતઃપુરમાં રાખ્યા.[૪૨,૪૩]

આ તરફ ઋષિ મનમાં વિચાર કરવા લાગ્યા કે, રાજપુત્ર યુવાન છે, તેથી તે ઉત્તમ ઘોડાઓ મેળવીને આનંદ કરે છે; પરંતુ તે પાછા મોકલતો નથી. અહો, આ તો દુઃખ આવી પડયું ! આ પ્રમાણે મનમાં વિચાર્યા પછી ઋષિએ એક મહિનો પૂરો થયો ત્યારે શિષ્યને કહ્યું કેઃ- 'હે આત્રેય ! તું જા, અને રાજાને કહે કેઃ- 'જો તારૂં કાર્ય પૂરૂં થયું હોય તો તું અમારા ઉપાધ્યાયના વામી ઘોડાઓ પાછા મોકલી દે.' એ સાંભળીને શિષ્યે રાજાની પાસે જઇને તે પ્રમાણે કહ્યું. ત્યારે રાજાએ પ્રત્યુત્તર આપ્યો કે, એ વાહન રાજાનું છે. એવાં રત્નોના ઉપભોગને માટે બ્રાહ્મણો યોગ્ય નથી. બ્રાહ્મણોને ઘોડાઓનું શું કામ હોય? માટે તું ઠીક ઠીક ચાલ્યો જા.' આવો ઉત્તર સાંભળીને શિષ્યે ઉપાધ્યાયની પાસે જઇ તે વાત કહી; એટલે તેવાં અપ્રિય વચન સાંભળીને વામદેવને ક્રોધ વ્યાપી ગયો અને તેમણે પોતેજ રાજાની પાસે જઇને ઘોડાને માટે માગણી કરી, પણ રાજાએ ઘોડાઓ આપ્યા નહિ.[૪૪-૪૭]

ત્યારે વામદેવે કહ્યુંઃ-' હે રાજા ! તું મારા વામી ઘોડા પાછા આપ;કારણ કે એ ઘોડાઓએ તારૂં અશક્ય કાર્ય પૂરૂં કર્યું છે. બ્રાહ્મણો અને ક્ષત્રિયોની વચ્ચે ભેદ પડાવવા તૈયાર થયેલા તને વરુણદેવ પોતાના ભયંકર પાશોવડે નાશ પમાડો નહિ, એમ હું ઇચ્છું છું.'[૪૮]

રાજાએ કહ્યુંઃ-' હે વામદેવ! સારાં લક્ષણવાળા અને ઘણાજ ગરીબ એવા બે બળદો બ્રાહ્મણોને માટે વાહન છે, તેથી હે બ્રહ્મર્ષિ ! તમે તેવા બળદો જોડીને તમારી ઇચ્છામાં આવે ત્યાં જાઓ;અથવા તમારા જેવાને તો સાક્ષાત્ ગાયત્રી વગેરે છંદોના અધિષ્ઠાતા દેવોજ વહન કરી લઇ જાય છે.'[૪૯]

વામદેવે કહ્યુંઃ-' હે રાજા ! સ્વર્ગલોકમાં જે છંદો છે, તે મારા જેવાને પરલોકમાં ઉપાડી લઇ જાય છે એ ખરૂં છે; પરંતુ આ લોકમાં તો હે રાજા! મારૂં અને મારા જેવા બીજાનું વાહન ઘોડાજ છે.'[૫૦]

રાજાએ કહ્યુંઃ-' ચાર ગધેડાઓ અથવા ઉત્તમ ખચ્ચરીઓ કે વાયુના જેવા વેગવાળા ઘોડાઓ તને વહન કરી જશે, તેવડે તું પ્રયાણ કર; પરંતુ આ વાહન ક્ષત્રિયનું છે, માટે એ વામી ઘોડાઓ મારાજ છે, તારા નથી એમ તું જાણ.'

વામદેવે કહ્યું:-'હે રાજા ! બ્રાહ્મણના દ્રવ્ય ઉપર આજીવિકા કરવી એ મહા અનિષ્ટ ફળદાયક કર્મ છે એમ વિદ્વાનો કહે છે. તે રીતે તું પણ મારા ઘોડાઓનો ઉપયોગ કરે છે.જો તું તે પાછા નહિ આપે તો લોઢાના જેવા મજબૂત, ભયંકર રૂપવાળા, પ્રચંડ દેહવાળા, અત્યંત ક્રૂર કર્મ કરનારા, તારા વધની ઇચ્છા કરનારા અને તીક્ષ્ણ શૂળવાળા ચાર રાક્ષસો, મારી આજ્ઞાથી તારા ચાર ટુકડા કરીને તેને ચાર દિશામાં ફેંકી દેશે !'૫૨

રાજાએ કહ્યું:-'હે વામદેવ ! આ બ્રાહ્મણ વાણીવડે, મનવડે તથા કર્મવડે રાજાનો વધ કરવા તૈયાર થયો છે' એમ જે મારા મનુષ્યો જાણે છે, તેઓ મારી આજ્ઞાથી હાથમાં તીક્ષ્ણ શૂલો તથા તરવારો લઇને શિષ્યોની સાથે તારોજ વધ કરશે.'૫૩

વામદેવે કહ્યું:-'હે રાજા ! તેં મારા આ વામી ઘોડાઓ લેતી વખતે 'હું તે પાછા આપીશ ' એવી પ્રતિજ્ઞા કરી હતી, માટે તને પોતાનું જીવિત જો યોગ્ય લાગતું હોય તો તું મને વામી ઘોડા ઝટ આપી દે.'૫૪

રાજાએ કહ્યું:-'બ્રાહ્મણોને માટે મૃગયા નિર્માણ થયેલી નથી-અર્થાત્ મૃગયાને માટે ઉપયોગી આ ઘોડાઓ તારી પાસે રહેવાની જરૂર નથી. જો કે તું અસત્ય બોલે છે, તોપણ હું તને દંડ કરીશ નહિ અને હે બ્રહ્મન્ ! આજથી આરંભીને હું તારી પ્રત્યેક આજ્ઞાને લક્ષ્યમાં લઈ તે પ્રમાણે વર્તીશ અને તેથી પુણ્યલોકને સંપાદન કરીશ.'૫૫

વામદેવે કહ્યું:-'હે રાજા ! બ્રાહ્મણોને વાણીથી, મનથી તથા કર્મથી શિક્ષા કરી શકાતી નથી-અર્થાત્ બ્રાહ્મણો દંડને પાત્રજ નથી. જે વિદ્વાન મનુષ્ય બ્રાહ્મણોની સેવા કરે છે, તે બ્રાહ્મણોની સેવારૂપ તપના યોગથી જીવી શકે છે અને શ્રેષ્ઠ થાય છે-અર્થાત બીજો જીવીજ શકતો નથી, તેથી તારો અનુગ્રહ નિરર્થક છે.'૫૬

માર્કંડેયે કહ્યું:-'હે રાજા ! વામદેવે આ પ્રમાણે કહ્યું, એટલે ત્યાં ભયંકર રૂપધારી રાક્ષસો પ્રકટ થયા અને તેઓએ ત્રિશૂલો ઉગામીને રાજાનો વધ કરવા માંડયો.તે વખતે રાજા મોટે સાદે નીચે પ્રમાણે કહેવા લાગ્યો:-'આ બ્રાહ્મણ! જો ઇક્ષ્વાકુવંશી પુરુષો,મારો બંધુ દલ અને આ પ્રજાજનો મારી આજ્ઞામાં રહેનારા છે,તો હું તારા વામી ઘોડાઓ આપનારો નથી;કારણ કે પરાક્રમી પુરુષો એ પ્રમાણે વર્તતા નથી-અર્થાત તેઓ પોતાનું ધારેલું કરે છે.'૫૮ આ પ્રમાણે રાજા બોલતો હતો એટલામાં તો રાક્ષસોએ તેને મારી નાખ્યો અને તે તુરત પૃથ્વી ઉપર ગબડી પડયો. તે પછી રાજાનો વધ થયેલો જાણીને ઇક્ષ્વાકુ કુળના પુરુષોએ દલનો રાજ્યાભિષેક કર્યો.૫૯

તે વખતે વામદેવ બ્રાહ્મણ તેના રાજ્યમાં જઇને દલરાજાને કહેવા લાગ્યા કે:-'હે રાજા! બ્રાહ્મણોની જે વસ્તુ હોય તે તેને પાછી આપવી, એવું સર્વ ધર્મોમાં જોવામાં આવે છે.૬૦ હે નરેન્દ્ર ! જો તું અધર્મથી ડરતો હોય, તો મારા વામી ઘોડા આજેજ મને તત્કાળ પાછા આપી દે.' વામદેવનું એ વાકય સાંભળીને દલરાજાએ ક્રોધથી સારથિને કહ્યું કે:-૬૧'અદ્ભુત દેખાવનું તથા ઝેર ચોપડેલું એવું સંઘરી રાખેલું મારૂં એક બાણ લાવ, કે જે બાણથી વીંધાયલો વામદેવ દુઃખાકુળ થઈને પૃથ્વીપર પડે અને તેને કૂતરાંઓ કરડી ખાય !'૬૨

વામદેવે કહ્યું:-'હે નરેંદ્ર ! તારો પટ્ટરાણીથી ઉત્પન્ન થયેલો શ્યેનજિત્ નામનો પુત્ર દશ વર્ષનો થયો છે, તે હું જાણું છું. તું મારાં વચનથી પ્રેરાઇને તે તારા પ્રિય પુત્રનોજ ભયંકર રૂપવાળાં બાણોથી તત્કાળ નાશ કર.'૬૩

માર્કંડેયે કહ્યું:-હે રાજા યુધિષ્ઠિર! વામદેવે આ પ્રમાણે કહ્યું, એટલે દલે છોડેલું તે તીવ્ર તેજવાળું બાણ અંતઃપુરમાં ગયું અને તેણે રાજપુત્રનો વધ કર્યો !આ વાત સાંભળીને દલ બોલ્યો.

રાજાએ કહ્યું:-'હે ઇક્ષ્વાકુવંશી પુરુષો ! આજે હું તમારૂં પ્રિય કરૂં છું. હમણાંજ હું આ બ્રાહ્મણને છિન્નભિન્ન કરીને નાશ પમાડું છું. બીજું તીવ્ર તેજવાળું બાણ લાવો અને હે રાજાઓ! આજે મારૂં પરાક્રમ જુઓ !'૬૫

વામદેવે કહ્યું:-' હે રાજા! તું આ ભયંકર દેખાવવાળું ઝેરી બાણ મારા ઉપર છોડવા સાંધે છે; પરંતુ તું એ ઘોર બાણને મારા ઉપર છોડવા અથવા તેને ધનુષ ઉપર ચઢાવવા પણ સમર્થ થઈશ નહિ.'[૬૬]

રાજાએ કહ્યું:-'હે ઇક્ષ્વાકુવંશજો ! જુઓ, આ રીતે મને થંભાવી દીધો છે ! હવે હું આ બાણને છોડવા સમર્થ નથી અને આ બ્રાહ્મણનો નાશ કરવા પણ ઉત્સાહ ધરાવતો નથી; માટે આયુષ્માન વામદેવ ભલે જીવો.'[૬૭]

વામદેવે કહ્યું:-' તું આ બાણવડે પટ્ટરાણીનો સ્પર્શ કર, એટલે બ્રહ્મહત્યા કરવાના નિશ્ચયથી થયેલા પાપથી મુક્ત થઈશ !' પછી રાજાએ તે પ્રમાણે કર્યું અને રાજપુત્રી મુનિના પ્રત્યે કહેવા લાગી.[૬૮]

રાજપુત્રીએ કહ્યું:-"હે વામદેવ! હું જો રોજ રોજ આ ક્રૂર કર્મવાળા પતિને કલ્યાણકારક વચનોનો નિયમથી ઉપદેશ આપતી હોઉં અને બ્રાહ્મણોની સેવા કરવા ઇચ્છતી હોઉં, તો હે બ્રહ્મન્! મને પુણ્યલોકની પ્રાપ્તિ થાઓ.!"[૬૯]

વામદેવે કહ્યું:-'હે સુંદર નેત્રવાળી ! તેં આ રાજકુળનું રક્ષણ કર્યું છે; માટે તું વર માગ. હું તને અતુલિત વર આપું છું. હે પવિત્ર રાજપુત્રિ.! તું આ સ્વજનોનું તથા મહાન ઇક્ષ્વાકુ રાજ્યનું પાલન કર.'[૭૦]

રાજપુત્રીએ કહ્યું:-હે ભગવન !હું તમારી પાસે વર માગું છું કે, આ મારો ભર્તા આજે પાપથી મુક્ત થાઓ અને હે દ્વિજશ્રેષ્ઠ! તમે પુત્ર તથા બંધુઓની સાથે મારા પતિનું કલ્યાણ થાય એવું ચિંતન કરો, એ મેં વર માગ્યો છે.'[૭૧]

માર્કંડેયે કહ્યું:-હે કુરુવીર રાજા ! રાજપુત્રીનું તેવું વચન સાંભળીને વામદેવ મુનિએ 'તથાસ્તુ' એ પ્રમાણે કહ્યું. તે પછી દલરાજા પ્રસન્ન થયો અને તેણે વામદેવને પ્રણામ કરીને વામી ઘોડાઓ પાછા આપ્યા."[૭૨]

**ઇતિ શ્રીમહા૦ વન૦ માર્કંડેયસમાસ્યા પર્વમાં "મંડૂકોપાખ્યાન" એ વિષયનો અધ્યાય ૧૯૨ મો સમાપ્ત.**

# અધ્યાય ૧૯૩ મો

## ઇંદ્ર અને બકનો સંવાદ દીર્ઘાયુષીઓનાં સુખદુઃખ

**॥ वैशंपायन उवाच ॥**

**मार्कंडेयमृषयो ब्राह्मणा-युधिष्ठिरश्च पर्यपृच्छन्नृषिः केन दीर्घायुरासीद्वको मार्कंडेयस्तु तान्सर्वानुवाच ॥१॥**

વૈશંપાયને કહ્યું:- તે પછી ઋષિઓ, બ્રાહ્મણો અને યુધિષ્ઠિર-એ સર્વેએ માર્કંડેયને પૂછ્યું કે:-"બકઋષિ શું કરવાથી દીર્ઘાયુષી થયા હતા?" ત્યારે માર્કંડેયે સર્વને કહ્યું કે:-[૧] "રાજર્ષિ બક મહાતપસ્વી અને દીર્ઘાયુષી હતા, એમાં વિચાર કરવા જેવું કંઈ નથી."[૨] હે ભરતવંશી જનમેજય ! એ સાંભળીને કુંતીપુત્ર ધર્મરાજા યુધિષ્ઠિર પોતાના બંધુઓની સાથે માર્કંડેયને પૂછવા લાગ્યાઃ-[૩] "બક અને દાલ્ભ્ય એ બન્ને લોકમાન્ય ઋષિઓ મહાત્મા, ચિરંજીવ અને દેવના રાજા ઇંદ્રના મિત્ર હતા, એવું સંભળાય છે;[૪] માટે હે ભગવન્ ! એ બકઋષિ તથા ઇંદ્રનો સુખદુઃખથી ભરેલો સમાગમ સાંભળવાની હું ઇચ્છા કરૂં છું, તેથી આપ તે મને યથાર્થ રીતે કહો."[૫]

માર્કંડેયે કહ્યું:-"હે રાજા ! રોમાંચિત કરે તેવો દેવાસુરનો સંગ્રામ થઇ ગયા પછી, ઇંદ્ર ત્રણે લોકનો અધિપતિ થયો હતો. તે વખતે મેઘ સારી વૃષ્ટિ કરતો હતો, તેથી ધાન્ય સારી રીતે પાકતું હતું; પ્રજા આરોગ્યવાળી, ધર્મિષ્ઠ તથા ધર્મપરાયણ હતી[૭] અને સર્વ મનુષ્યો આનંદી થઇને પોતપોતાના ધર્મમાં રહેતા હતા. હે રાજા ! એ પ્રમાણે સર્વ પ્રજાને આનંદ પામતી જોઇને બલ દૈત્યનો નાશ કરનારા તથા શત યજ્ઞ કરનારા દેવેંદ્રને આનંદ થયો; અને તે આનંદી પ્રજાને જોવામાટે ઐરાવત હાથી ઉપર બેસીને ફરવા નીકળ્યો.[૯] તેણે વિચિત્ર આશ્રમો, અનેક પ્રકારની સુંદર નદીઓ, સમૃદ્ધિયુક્ત નગરો, ગામડાંઓ, દેશો, પ્રજાનું પા-

લન કરવામાં સમર્થ એવા ધર્માચરણી રાજાઓ, જળાશયો, પરબો, વાવો, તળાવો તથા નાના પ્રકારનાં વેદોક્ત આચરણો પાળનારા ઉત્તમ બ્રાહ્મણોથી સેવાતાં સરોવરો વગેરે જોયાં. પછી હે રાજા ! ઇંદ્ર રમણીય પૃથ્વી ઉપર ઉતર્યો[૧૨] અને મનોરમ પૂર્વદિશામાં સમુદ્રની પાસેના રમણીય, અનેક વૃક્ષોથી ભરપૂર તથા પશુપક્ષીઓથી સેવાતા પવિત્ર પ્રદેશમાં આવેલા એક સુંદર આશ્રમમાં દાખલ થયો. હે રાજા ! તે સુંદર આશ્રમમાં દેવેંદ્રને બકમુનિનાં દર્શન થયાં. બકમુનિ પણ દેવેંદ્રને જોઇને મનમાં બહુ પ્રસન્ન થયા અને તેમણે પાદ્ય,આસન,અર્ઘ્ય તથા ફળમૂળ આપીને:તેમની પૂજા કરી.[૧૫] પછી બલ દૈત્યને હણનારા, વરદાયક દેવેશ્વર ઇંદ્રે સુખથી બેસીને બકમુનિને પ્રશ્ન કર્યો કેઃ–' હે નિષ્પાપ મુનિ ! તમને જન્મ્યાને એક લાખ વર્ષ થઇ ગયાં છે, માટે હે બ્રહ્મન્ ! મને કહો કે, ચિરકાળસુધી જીવનારાઓને શું દુઃખ પડે છે ?[૧૭]

બકે કહ્યુંઃ–' લાંબો સમય જીવનારાઓને અપ્રિય જનોની સાથે રહેવું પડે છે, પ્રિયજનો વિના જીવન ગાળવું પડે છે અને અસજ્જનોની સાથે વ્યવહાર કરવો પડે છે, એ દુઃખ છે;[૧૮] તેમજ લાંબો સમય જીવનારાઓને પુત્ર, સ્ત્રી, જ્ઞાતિ અને સુહૃદવર્ગોનો નાશ થવાથી કષ્ટદાયક પરાધીનપણું ભોગવવું પડે છે.એનાથી અધિક દુઃખ શું હોય? મનુષ્ય ધનવિનાનો થઈ ગયો એટલે બીજા લોકો તેનો અનાદર કરે છે, એના કરતાં લોકોમાં અધિક દુઃખકારક મને કંઇ જણાતું નથી.[૨૦]વળી લાંબો સમય જીવનારાઓ અકુલીન જનોને કુલીન થએલા, કુલીનોના કુળનો ક્ષય થએલો અને કેટલાએકનો સંયોગ તથા કેટલાએકનો વિયોગ જુએ છે.[૨૧] હે સો યજ્ઞ કરનારા ઇંદ્ર ! નીચ કુળના લોકો સમૃદ્ધિવાળા થવાથી તેઓના કુળમાં કેવો ફેરફાર થઈ જાય છે, એ તમને પ્રત્યક્ષજ છે.[૨૨] દેવ, દાનવ, ગંધર્વ, મનુષ્ય, સર્પ અને રાક્ષસો એ સર્વમાં ફેરફાર થઇ જાય છે. એનાથી અધિક દુઃખ શું હોય? [૨૩] ઉત્તમ કુળમાં જન્મેલાઓ નીચ કુળવાળાઓને અધીન થઇને ક્લેશ ભોગવે છે અને ધનાઢ્ય લોકો દરિદ્રોનું અપમાન કરે છે, એના કરતાં અધિક દુઃખ કયું હોય ?[૨૪] લોકોમાં આ વિપરીત સ્થિતિ બહુ વિસ્તારથી જોવામાં આવે છે કે, જે જ્ઞાનવિનાના મૂર્ખ હોય છે, તેઓ સુખી જોવામાં આવે છે અને જ્ઞાની તથા ચતુર હોય છે, તેઓ ક્લેશ ભોગવે છે.[૨૫] તેમાં પણ આ લોકમાં મનુષ્યજન્મ એ બહુ દુઃખદાયક તથા ક્લેશોથી ભરપૂર દેખાય છે.'

ઇંદ્રે કહ્યુંઃ–'હે દેવર્ષિગણોથી સેવાતા મહાભાગ્યશાળી ઋષિ ! આપ ફરી મારી આગળ કહો કે, ચિરકાળ જીવનારાઓને કેવું સુખ મળે છે ?'

બકે કહ્યુંઃ–જે મનુષ્ય આઠમે અથવા બારમે દિવસે પોતાને ઘેર માત્ર શાકભાજી રાંધે છે અને દુષ્ટમિત્રોનો સમાગમ કરતો નથી,એનાથી અધિક સુખ કયું હોય! એમ કરવાથી બીજાઓ તેના દિવસની ગણના કરતા નથી અને તેને બહુ ખાનારો પણ કહેતા નથી.[૨૮] હે ઇંદ્ર! જે મનુષ્ય કોઇનો પણ આશ્રય કર્યાવિના પોતાના પરાક્રમથી પેદા કરેલું શાક પણ પોતાના ઘરમાં રાંધીને ખાય છે, તે મનુષ્ય સુખી છે. [૨૯] પોતાને ઘેર દીનતાવિના માત્ર ફળ અથવા શાક ખાવું તે સારૂં છે; પરંતુ પારકાને ઘેર નિત્ય તિરસ્કારસાથે મિષ્ટાન્ન જમવું તે સારૂં નથી. એથીજ સજ્જનોનો આ વિકલ્પ છે. જે મનુષ્ય પારકાનું અન્ન ખાવાની ઇચ્છા કરે છે,તેને કૂતરાની પેઠે રુધિરપાન કરનારો સમજવો. તેવા કૃપણ અને દુરાત્મા મનુષ્યના તે ખાવાને પણ ધિક્કારપડો ! જે શ્રેષ્ઠ બ્રાહ્મણ અતિથિઓને, પ્રાણીઓને અને પિતૃઓને અન્ન આપીને બાકી રહેલા અન્નનું ભોજન કરે છે, તેનાથી બીજું અધિક સુખ કયું હોય ? હે ઇંદ્ર ! જે મનુષ્ય અતિથિને આપ્યા પછી નિત્ય બાકી રહેલા અન્નનું ભોજન કરે છે, તે અન્નથી મીઠું અને પવિત્ર અન્ન બીજું એકે નથી. બ્રાહ્મણ નિત્ય અન્નના જેટલા કોળિયાઓ ખાય

છે, તેટલી હજાર ગાયોના દાનનું ફળ અન્નદાતાને મળે છે અને તેણે યુવાવસ્થામાં જે પાપ કર્યું હોય, તે સઘળું અવશ્ય નાશ પામે છે.[૩૦-૩૫] ભોજન કરેલા બ્રાહ્મણના દક્ષિણાવાળા હાથમાં જે પાણી હોય તે પાણીવડે શરીરનું સિંચન કરનારો મનુષ્ય તત્કાળ પાપથી મુક્ત થાય છે.[૩૬] આ અને આવી બીજી અનેક શુભ કથાઓ બકઋષિની સાથે કર્યા પછી તેમની આજ્ઞા લઈને દેવરાજ ઇંદ્ર સ્વર્ગમાં ગયા હતા.[૩૭]

ઇતિ શ્રીમહા૦ વન૦ માર્કંડેયસમાસ્યા પર્વમાં "બ્રાહ્મણ મહાભાગ્યમાં બક અને ઇંદ્ર સંવાદ" એ વિષયનો અધ્યાય ૧૯૩ મો સમાપ્ત.

# અધ્યાય ૧૯૪ મો

## ક્ષત્રિયનું માહાત્મ્ય-શિબિચરિત્ર

॥ वैशंपायन उवाच ॥

ततः पांडवाःपुनर्मार्कंडेयमूचुः ॥१॥

વૈશંપાયને કહ્યું:-તે પછી પાંડવોએ ફરી માર્કંડેયને પૂછ્યું કે:-[૧] "તમે અમને બ્રાહ્મણોનું માહાત્મ્ય કહ્યું. હવે અમે ક્ષત્રિયોનું માહાત્મ્ય સાંભળવાની ઇચ્છા રાખીએ છીએ, માટે તે કહો.' ત્યારે મહર્ષિ માર્કંડેયે તેઓને કહ્યું કે:-હવે તમે ક્ષત્રિયોનું માહાત્મ્ય સાંભળો. કુરુકુળમાં ઉત્પન્ન થયેલો સુહોત્ર નામનો રાજા એક વખતે મહર્ષિઓને મળીને પાછો આવતો હતો, એવામાં તેણે રથમાં બેઠેલા ઉશીનરના પુત્ર શિબિ રાજાને પોતાની સામે આવતો દીઠો. તે બન્ને એકબીજાને મળ્યા અને વયના પ્રમાણમાં તેઓએ એકબીજાનું સન્માન કર્યું; પરંતુ ગુણની સમાનતાને લીધે તેઓએ પોતપોતાને સમાન ગુણના માની એકબીજાને જવાનો માર્ગ આપ્યો નહિ. એવામાં ત્યાં નારદમુનિ આવી પહોંચ્યા અને તેમણે પૂછ્યું કે:-'તમે બન્ને એકબીજાનો માર્ગ રોકીને શામાટે ઉભા છો?'[૨] ત્યારે તે બન્નેએ નારદને કહ્યું કે:-'હે ભગવન્! માર્ગ છોડવાની વાત બનશે નહિ; કારણ કે પૂર્વકાળના ધર્માચરણ કરનારા પુરુષોએ કહ્યું છે કે:-'જે પોતાના કરતાં શ્રેષ્ઠ હોય તેને અથવા સમર્થને માર્ગ આપવો.' અમે બન્ને એકબીજાના મિત્ર થયા છીએ, તેથી વિચાર કરતાં અમારા બન્નેવચ્ચે શ્રેષ્ઠપણું અથવા કનિષ્ઠપણું જતું રહ્યું છે, એટલે કોણ કોને માર્ગ આપે?'

બન્ને રાજાઓએ આ પ્રમાણે કહ્યું, ત્યારે નારદમુનિ ત્રણ શ્લોક બોલ્યા:-[૩] 'હે કુરુવંશી સુહોત્રરાજા! નીચ પુરુષ કોમળ સ્વભાવના પુરુષની સાથે ક્રૂર થાય છે અને ક્રૂરની સાથે કોમળ થઇ જાય છે; પરંતુ સાધુ પુરુષ તો અસાધુની સાથે પણ સાધુ રહે છે! તો પછી સાધુ પુરુષની સાથે સાધુ કેમ ન રહે?[૪] કોઇએ એક ઉપકાર કર્યો હોય તો સામાએ સોગણો પ્રત્યુપકાર કરવો ઘટે છે, કંઈ દેવોજ પ્રત્યુપકાર કરે છે એવો નિર્ણય નથી. હે સુહોત્ર! તારા કરતાં ઉશીનરનો પુત્ર શિબિરાજા સારા શીલવાળો છે.[૫] દાન લોભી કદરીને જિતવો, સત્ય ભાષણ કરીને અસત્યવાદીને જિતવો, ક્ષમાવડે ક્રૂર કર્મવાળાને જિતવો અને સાધુતાથી અસાધુ પુરુષને જિતવો.[૬] તમે બન્ને ઉદાર છો, પરંતુ હમણાં તમારા બેમાંથી જે ઉદાર હોય તે ખસી જઇને માર્ગ આપે, એજ ઉદારતાનું દૃષ્ટાંત છે.' આ પ્રમાણે કહીને નારદજીએ મૌન ધારણ કર્યું; અને એ સાંભળીને કુરુવંશી સુહોત્ર રાજાએ શિબિની પ્રદક્ષિણા કરી તેને જવાનો માર્ગ આપ્યો તથા તેનાં અનેક કર્મો વર્ણવી તેવડે તેની પ્રશંસા કરીને સુહોત્ર ચાલતો થયો.' આ પ્રમાણે નારદે રાજાનું માહાત્મ્ય કહ્યું છે."[૭,૮]

ઇતિ શ્રીમહા૦ વન૦ "માર્કંડેયસમાસ્યાપર્વમાં શિબિચરિત્ર" એ વિષયનો અધ્યાય ૧૯૪ મો સમાપ્ત.



રાજા શિબિ મહર્ષિઓનાં દર્શને જાય છે અને રાજા સહોત્ર દર્શન કરીને પાછા આવે છે. બન્નેના રથ રસ્તામાં સામા મળ્યા. બંનેએ એક બીજાને ભેટી વયના પ્રમાણમાં માન આપ્યું; પરંતુ દરજ્જામાં સરખા હોવાથી, એક બીજાને માર્ગ આપતા નથી ! એવામાં પુણ્યયોગે દેવર્ષિ નારદ ભગવદ્ગુણ ગાતા ગાતા ત્યાં આવી ચડયા ! તેમણે આમ કરવાનું કારણ પૂછતાં બંનેએ કહ્યું કે, ધર્મશાસ્ત્રે કહ્યું છે કે પોતાનાથી શ્રેષ્ઠ અથવા બળવાનને માર્ગ આપવો;પરંતુ અંમા બન્ને રહ્યા સમાન, એટલે માર્ગ કેમ આપીએ ? આ સાંભળી નારદે કહ્યું કે સત્પુરુષ તો ખળપ્રત્યે પણ સાધુતા દર્શાવે, તો પછી સત્પુરુષ પ્રત્યે શામાટે ન દર્શાવે ? માટે તમારામાં જે ઉદાર વધુ હશે તે તરતજ માર્ગ આપશે. રાજા સહોત્રે આ સાંભળતાંજ રાજા શિબિને પ્રદક્ષિણા કરી માર્ગ આપ્યો, અને તેનાં ગુણ-ચારિત્રોનાં વખાણ કરી ચાલ્યો ગયો. અનેકાનેક પ્રણામ હો આવા જ્ઞાનચરિત્રસંપન્ન મહાનુભાવોને અને મહર્ષિઓના પણ ગુરુ તથા દેવોના પણ દેવ એવા દેવર્ષિ નારદમુનિને તથા તેમનાં તળસ્પર્શી બુદ્ધિબળવાનીને ! હે સદા સર્વવ્યાપી દેવાધિદેવ ! દયા કરો અમો દુર્ગતિમાં ડુબેલાં ભારતસંતાનો ઉપર, કે જેથી અમારાં દુઃખ દૌર્બલ્ય, મિથ્યાભિમાન અને ક્લેશકુસંપાદિ દૂર થાય ! (સ. સા. પ્રેસ-અમદાવાદ)

# અધ્યાય ૧૯૫ મો
## ક્ષત્રિયમાહાત્મ્ય-યયાતિની ઉદારતા

॥ मार्कंडेय उवाच ॥

इदमन्यच्छ्रूयतां ययातिर्नाहुषो राजा राज्यस्थः पौरजनावृत आसांचक्रे । गुर्वर्थी ब्राह्मण उपेत्याब्रवीत् भो राजन्गुर्वर्थं भिक्षेयं समयादिति ॥१॥

માર્કંડેયે કહ્યું:-"વળી બીજું આ એક ક્ષત્રિયનું માહાત્મ્ય સાંભળો. નહુષનો પુત્ર યયાતિ રાજા રાજ્ય ઉપર હતો,ત્યારે એક વખતે તે નગરવાસી જનોથી વીંટાઇને બેઠો હતો. એવામાં એક બ્રાહ્મણ ગુરુદક્ષિણાને માટે ધનની ઇચ્છાથી, રાજાની પાસે આવીને બોલ્યો કે:-'હે રાજા ! હું એક શરત પ્રમાણે ગુરુદક્ષિણને માટે ભિક્ષા માગવાનો છું.'[1]

રાજાએ કહ્યું:-'તપના ઐશ્વર્યથી સંપન્ન એવા આપની શી શરત છે ? તે કહો.'[1]

બ્રાહ્મણે કહ્યું:-'હે રાજા ! આ મૃત્યુલોકમાં કોઈ મનુષ્યની પાસે યાચના કરવાથી તે મનુષ્ય યાચકનો મહાન દ્વેષ કરે છે, માટે હે રાજન્ ! હું તમને પૂછું છું કે, તમે આજે મને પ્રિય વસ્તુ કેવી રીતે આપશો ? અર્થાત્ પ્રીતિથી આપતા હો તોજ હું તે ગ્રહણ કરીશ.'[3]

રાજાએ કહ્યું:-'હે દાનપાત્ર ! હું દાન આપ્યા પછી તેને કહી બતાવતો નથી-અર્થાત્ દાન આપવાથી દુઃખ થતું હોય તોજ તેને બીજાની આગળ કહી બતાવાય છે.પણ મને તેમ થતું નથી તેથી હું તેનું વર્ણન કરતો નથી. વળી મારી પાસે જે કંઈ છે તે યાચના કરવામાટે અયોગ્ય છે એવું મેં કદી સાંભળ્યું નથી; માટે મને મળે એવું જે કંઇ હોય, તે યાચકને આપવાનું કહી તથા તે આપીને હું બહુ આનંદ પામું છું.[4] હું તમને એક હજાર રાતી ગાયો આપું છું, કારણ કે યાચના કરનારો બ્રાહ્મણ મને બહુ પ્રિય છે. મારૂં મન યાચના કરનારા ઉપર ક્રોધ પામતું નથી અને હું આપેલી વસ્તુને માટે કદી પણ શોક કરતો નથી.'[5] આ પ્રમાણે કહીને રાજાએ તે બ્રાહ્મણને હજાર ગાયો આપી; અને એ રીતે બ્રાહ્મણે હજાર ગાયો મેળવી.[6]

ઇતિ શ્રીમહા૦ વન૦ માર્કંડેયસમાસ્યા પર્વમાં "નાહુષચરિત" એ વિષયનો અધ્યાય ૧૯૫ મો સમાપ્ત.

# અધ્યાય ૧૯૬ મો
## ક્ષત્રિયમાહાત્મ્ય-વૃષદર્ભનું દાતાપણું

॥ वैशंपायन उवाच ॥

भूय एव महाभाग्यं कथ्यतामित्यब्रवीत्पांडव

વૈશંપાયને કહ્યું:-વળી પાંડુપુત્ર યુધિષ્ઠિરે માર્કંડેયને કહ્યું કે:-"તમે અમને ફરી ક્ષત્રિયનું માહાત્મ્ય કહો."[1] ત્યારે માર્કંડેય બોલ્યા:-"હે મહારાજા ! પૂર્વે વૃષદર્ભ અને સેદુક નામના બે રાજાઓ હતા. તે બન્ને નીતિમાર્ગમાં પ્રીતિવાળા તથા અસ્ત્ર અને શસ્ત્ર વિદ્યામાં કુશળ હતા.[2] વૃષદર્ભે બાલ્યવયથીજ એક ગુપ્ત વ્રત લીધું હતું કે,બ્રાહ્મણને સોનારૂપાસિવાય બીજું આપવું નહિ. આ વૃષદર્ભના નિયમને સેદુક જાણતો હતો.[3] એક વખતે એક વેદાધ્યયનસંપન્ન બ્રાહ્મણે સેદુકની પાસે આવી, તેને આશીર્વાદ આપીને ગુરુદક્ષિણાને માટે યાચના કરીકે:-[4]"તમે મને એક હજાર ઘોડાઓ આપો "સેદુકે તે બ્રાહ્મણને કહ્યું કે:-[5]'ગુરુદક્ષિણાનેમાટે તમારી ઇષ્ટ વસ્તુ આપવાનો મારી પાસે સંભવ નથી;[6] માટે તમે વૃષદર્ભની પાસે જાઓ. તે રાજા પરમ ધર્મવેત્તા છે, માટે હે બ્રાહ્મણ ! તમે તેની પાસે યાચના કરો. તે તમને તમારૂં માગેલું આપશે; કારણકે તેનું એવું ગુપ્તવ્રત છે.'[7]

તે પછી બ્રાહ્મણે વૃષદર્ભની પાસે જઇને એકહજાર ઘોડાઓની યાચના કરી. ત્યારે તે રાજાએ તેને ચાબુકથી પ્રહાર કર્યો.[8] બ્રાહ્મણે રાજાને કહ્યું કે:-'તું મને નિરપરાધીને શામાટે મારે છે ?[9] આ પ્રમાણે કહીને તે રાજાને શાપ દેવા તૈયાર થયો, ત્યારે રાજાએ તેને કહ્યું કે:-

'હે વિપ્ર! જે તને દાન આપતો નથી, તેને શાપ આપવો એ શું તારા બ્રાહ્મણપણાને યોગ્ય છે કે?'

બ્રાહ્મણે કહ્યું:-'હે રાજાધિરાજ ! મને સેદુકે તારી પાસે મોકલ્યો, તેથી હું અહીં ભિક્ષા માગવા આવ્યો અને તેના કહેવાથી મેં તારી પાસે યાચના કરી છે.'[૧૧]

રાજાએ કહ્યું:-આજે મને જે ઉપજ થશે, તે હું તમને કાલે સવારમાં આપીશ; કારણકે જેને કોરડાથી મારવામાં આવે, તેને નિષ્ફળ કેમ હાંકી કઢાય?'[૧૨] આ પ્રમાણે કહીને વૃષદર્ભ રાજાએ પોતાની એક દિવસની આવક બ્રાહ્મણને આપી દીધી-અર્થાત્ એક હજાર ઘોડા કરતાં અધિક મૂલ્ય આપ્યું.[૧૩] (આ આખ્યાયિકાનું તાત્પર્ય એ છે કે, રાજાઓ પોતાના નિયમનો ભંગ કરવા તૈયાર થયેલા બ્રાહ્મણને દંડ આપવા તથા માગ્યા કરતાં અધિક આપીને પ્રસન્ન કરવા પણ સમર્થ છે.)

ઇતિ૦ શ્રીમહા૦ વન૦ માર્કંડેયસમાસ્યા પર્વમાં "સેદુક અને વૃષદર્ભનાં ચરિત્ર"એ વિષયનો અધ્યાય ૧૯૬ મો સમાપ્ત.

# અધ્યાય ૧૯૭ મો

## ક્ષત્રિયમાહાત્મ્ય-શિબિરાજાની પરીક્ષા

॥ मार्कंडेय उवाच ॥

**देवानां कथा संजाता महीतलं गत्वा-महीपतिं शिबिमौशीनरं साध्वेनं शिबिं जिज्ञास्यामहेति ॥ एवं भो इत्युक्त्वा अग्नींद्रावुपतिष्ठेताम् ॥ १ ॥**

માર્કંડેય કહ્યું:-એક સમયે દેવોમાં એવી વાત નીકળી કે, આપણે પૃથ્વી ઉપર જઇને ઉશીનરના પુત્ર શિબિરાજાની સારી રીતે પરીક્ષા કરીએ. તે વખતે અગ્નિ અને ઇંદ્ર 'ભલે તેમ કરીએ' એમ કહીને પૃથ્વીપર જવા તૈયાર થયા.[૧] તેમાં અગ્નિ હોલાનું રૂપ લઇને આગળ દોડવા લાગ્યો અને ઇંદ્ર શકરાનું રૂપ લઈને માંસ મેળવવામાટે તેની પાછળ દોડવા લાગ્યો.[૨] એ પ્રમાણે દોડતાં દોડતાં હોલો દિવ્ય આસન ઉપર બેઠેલા શિબિરાજાના ખોળામાં જઈ પડયો.[૩] તે વખતે પુરોહિતે રાજાને કહ્યું કે:-જીવવાની ઇચ્છાવાળો હોલો બાજથી ભય પામીને પોતાના પ્રાણના બચાવને માટે તમારે શરણે આવ્યો છે;[૪] પરંતુ હોલાનું અંગ ઉપર પડવું અનિષ્ટકારક કહેલું છે, માટે ચક્રવર્તી રાજાએ દ્રવ્યનું દાન કરીને એ અનિષ્ટનું નિવારણ કરવું.'[૫] એવામાં હોલાએ રાજાને કહ્યું કે:-'હું (શકરો) થી ભય પામીને પ્રાણના રક્ષણને માટે જીવિતની ઇચ્છાથી તમારે શરણે આવ્યો છું. હું મુનિ છું, પરંતુ મેં હોલાના શરીરમાં પ્રવેશ કર્યો છે અને તમે મારા પ્રાણનું રક્ષણ કરશો, એમ માની હું તમને મારા પ્રાણ ગણી તમારે શરણે આવ્યો છું.[૬] હું વેદાધ્યયન કરીને કૃશ થઇ ગએલો બ્રહ્મચારી છું, એમ તમે જાણો. વળી હું તપશ્ચર્યા તથા ઇંદ્રિયનિગ્રહથી યુક્ત છું, ગુરુને અનુકૂળ લાગે તેવું બોલનારો, યોગ્ય તથા પાપરહિત છું, એમ જાણો.[૭] હું વેદોનો પાઠ કરૂં છું, મને છંદોનું જ્ઞાન છે અને હું સર્વ વેદોને અક્ષરશઃ ભણ્યો છું. મારા જેવા શ્રોત્રિય બ્રાહ્મણનું દાન શ્રેષ્ઠ ગણાતું નથી, માટે તમે મને શકરાને આપશો નહિ; કારણકે હું હોલો નથી.'[૮]

એ સાંભળીને શકરો રાજાપ્રત્યે બોલ્યો:-[૯] 'હે રાજા! આ સંસારમાં મનુષ્યના જન્મોમાં સ્થિતિની ફેરફારી થયા કરે છે-અર્થાત્ જે આ જન્મમાં પુત્ર છે તે બીજા જન્મમાં પિતા થાય છે, જે માતા હોય છે તે બીજા જન્મમાં પત્ની થાય છે, જે પત્ની હોય છે તે બીજા જન્મમાં માતા થાય છે; માટે તું પણ પૂર્વજન્મમાં આ હોલાથી ઉત્પન્ન થયો હોઇશ, તેથી આ તારા પૂર્વજન્મના પિતા હોલાને સ્વીકારી તેનું રક્ષણ કરે છે; પરંતુ તું મારા આહારમાં વિઘ્ન કર નહિ.'[૧૦]

રાજાએ કહ્યું:-'આ હોલો અને શકરો જેવી સંસ્કારવાળી વાણી બોલે છે, તેવી ઉત્તમ વાણી કોઇ વખત પણ કોઈએ પક્ષીના મુખથી બોલાતી જોઇ છે? ત્યારે હું આ બન્નેનાં સ્વરૂપને



એકવાર શિબિરાજાની પરીક્ષામાટે અગ્નિદેવે હોલાનું રૂપ લીધું અને દેવપતિ ઇન્દ્ર, શકરા-બાજનું રૂપ લઈ તેની પાછળ પડ્યો. હોલાએ પોતાના રક્ષણમાટે શિબિરાજાના ખોળામાં આશ્રય લીધો; પણ શકરાએ પોતાનો શિકાર સોંપી દેવા માગણી કરી. રાજાએ તે શરણાંગતને નહિ સોંપતાં તેના બદલામાં બીજું માંસ આપવા કહ્યું; ત્યારે શકરાએ કહ્યું કે એમજ હોય તો તમારૂં પોતાનુંજ માંસ તેની બરાબર તોળી આપો! રાજાએ તુરતજ પોતાનું માંસ કાપી કાપીને કાંટે નાખવા માંડ્યું: પરંતુ તાજવું નમેજ શાનું! રાજા શિબિ પણ એવો ઉદાર અને એકવચની નીકળ્યો કે, **'प्राण जाहि पर वचन न जाहि'** બસ એ તો પોતેજ આખો ને આખો ત્રાજવામાં જઇ બેઠો!! આ જોઇ બન્ને દેવતાઓ ખુશ ખુશ થઇ ગયા; અને પોતાના મૂળસ્વરૂપે દર્શન દઇ આશીર્વાદ આપ્યો કે, રૂડે પ્રકારે પ્રજાપાલન કરો, તેજસ્વી અને શૂરવીર પુત્ર થાઓ અને દેવતાઓમાં પણ યશગૌરવ પામો!

( સ. સા. પ્રેસ-અમદાવાદ )

જાણીને કેવી રીતે વર્તું, કે જેથી સારૂં કરેલું ગણાય ?[૧૧] જે મનુષ્ય શરણે આવેલા ભયભીત પ્રાણીને તેના શત્રુના હાથમાં સોંપે છે, તેના પ્રદેશમાં વર્ષાઋતુમાં પણ વરસાદ વર્ષતો નથી, સમયસર વાવેલું બીજ ઉગતું નથી અને તે યોગ્ય સમયે કોઇનાથી રક્ષણની ઇચ્છા કરે, તોપણ તેને રક્ષણ મળતું નથી.[૧૨] વળી જે મનુષ્ય શરણે આવેલાં ભયભીત પ્રાણીને તેના શત્રુને સ્વાધીન કરે છે, તેને ત્યાં ઉત્પન્ન થએલી સંતતિ નાનપણમાંજ મરણ પામે છે, તેના ઘરમાં પિતૃઓ કોઈ વખત વાસ કરતા નથી અને દેવતાઓ તેનું આપેલું હવ્ય ગ્રહણ કરતા નથી.[૧૩] વળી જે મનુષ્ય શરણે આવેલા ભયભીત પ્રાણીને તેના શત્રુને સોંપી દે છે, તે નિર્દય મનુષ્ય જે અન્નનું ભોજન કરે છે, તે નિષ્ફળ થાય છે—અર્થાત્ તે પુરુષાર્થને માટે ઉપયોગી થતું નથી, તે સ્વર્ગલોકમાંથી તત્કાળ નીચે પડે છે અને ઇંદ્રાદિક દેવો તેના ઉપર વજ્રનો પ્રહાર કરે છે;[૧૪] માટે આ શરણે આવેલા હોલાને ન આપતાં તેના બદલામાં બળદના માંસને ભાતની સાથે રાંધીને હે શકરા ! તું જે પ્રદેશમાં અત્યંત રમણ કરતો હોય, તે પ્રદેશમાં તને શિબિવંશી પુરુષો પહોંચાડશે.'[૧૫]

શકરાએ કહ્યું:-' હે રાજા ! હું બળદની માગણી કરતો નથી, તેમ આ હોલા કરતાં બીજા અધિક માંસની પણ ઇચ્છા રાખતો નથી; પણ આજે દેવોએ મને આ પક્ષી ભક્ષણને માટે આપ્યું છે અને તે એના નાશવડે મને મળશે, માટે તું મને એ હોલોજ આપ.'[૧૬]

રાજાએ કહ્યું:—આ ભયભીત થએલા હોલાના બદલામાં, મારા પુરુષોજ મારી પાસેથી સંપૂર્ણ અંગવાળો એક આખલો અથવા એકાદી વાંઝણી ગાય તને પહોંચાડશે અને તે સત્પુરુષો સાક્ષીતરીકે જોશે; પરંતુ તું આ હોલાની હિંસા કરીશ નહિ.[૧૭] હે શકરા ! હું મારા પ્રાણોનો ત્યાગ કરીશ, પરંતુ તને હોલો આપીશ નહિ; કારણકે આ હોલો સોમવાળા યજ્ઞની પેઠે નિત્ય રક્ષણ કરવા યોગ્ય છે, તે શું તું જાણતો નથી? માટે હે સૌમ્ય! તું ક્લેશ કરીશ નહિ, હું તને કોઇ રીતે હોલો આપીશ નહિ.[૧૮] હે શકરા ! શિબિવંશના રાજાઓ મારાં કર્મથી પ્રસન્ન થઇને જે રીતે ધન્યવાદપૂર્વક મારી પ્રશંસા કરે અને હું જે રીતે તારૂં પ્રિય કરી શકું, તે તું મને કહે. તું જે કહીશ તે હું કરીશ.'[૧૯]

શકરાએ કહ્યું:—'હે રાજા! તું તારી જમણી જાંઘમાંથી માંસ કાપીને તે હોલાના ભારોભાર મને આપ, તેમ કરવાથી હોલાનું સારી રીતે રક્ષણ થશે, શિબિઓ તારી પ્રશંસા કરશે અને મારૂં પણ પ્રિય થશે.'[૨૦] આ સાંભળીને શિબિરાજાએ પોતાની જમણી જાંઘમાંથી માંસનો કટકો કાપીને તે એક ત્રાજવામાં મૂકયો અને બીજા ત્રાજવામાં હોલાને મૂકયો; પણ માંસ કરતાં હોલો ભારે થયો.[૨૧] ફરી રાજાએ બીજું માંસ કાપીને મૂકયું, તોપણ હોલોજ ભારે થયો. આ પ્રમાણે થતાં રાજાએ પોતાના આખા શરીરના માંસને કાપી કાપીને ત્રાજવામાં મૂકયું, તોપણ તેના કરતાં હોલોજ વધારે ભારે થયો ![૨૨] ત્યારે રાજા પોતેજ ત્રાજવામાં જઈ બેઠો અને તેમ કરતાં રાજાને જરાપણ અપ્રિય લાગ્યું નહિ. આ વૃત્તાંત જોઇને 'તેં હોલાની રક્ષા કરી છે !' એમ કહીને શકરો અદશ્ય થઈ ગયો. તે પછી રાજા બોલ્યો:—[૨૩] 'હે હોલા ! તું કોણ છે ? તે શિબિવંશી પુરુષો જાણશે; પણ હે પક્ષી ! હું પૂછું છું કે, એ શકરો કોણ હતો ? કારણ કે ઇશ્વરવિના બીજાથી એવું કાર્ય કદી પણ થાય નહિ, માટે હે ભગવન્ ! તમે મારા એ પ્રશ્નનો ઉત્તર આપો.'[૨૪]

હોલાએ કહ્યું:—'હું ધૂમડારૂપ ધ્વજાવાળો અગ્નિ છું અને શ્યેન વજ્રધારી શચીપતિ—ઇંદ્ર હતો. હે સુરથાના પુત્ર ! અમે બન્ને તારી શ્રેષ્ઠની સારી રીતે પરીક્ષા કરવામાટે તારી પાસે આવ્યા હતા.[૨૫] હે રાજા ! તેં જે આ માંસપેશી તરવારથી કાપીને મારા બદલામાં આપી, એનેજ હું તમારૂં સુવર્ણના જેવા વર્ણવાળું, સુંદર, પવિત્ર ગંધવાળું અને કલ્યાણકારક એવું એક ચિહ્ન કરૂં છું.[૨૬] વળી તમારા શરીરના આ

પડખામાંથી એક પુરુષ ઉત્પન્ન થશે. તે આ પ્રજાને પાલન કરનારો, યશસ્વી અને દેવર્ષિઓનો અત્યંત માનીતો થશે; અને તેનું કપોતરોમા એવું નામ પ્રસિદ્ધ થશે.[૨૭] હે રાજા! તમારા શિથિલ શરીરને ફાડીને ઉત્પન્ન થએલો એ કપોતરોમા પુત્ર તમને પ્રાપ્ત થશે અને તે સુરથાના કુળમાં સર્વોત્તમ, આખલાના જેવા મજબૂત દેહવાળા, યશવડે દેદીપ્યમાન શૂરા પુત્રને તમે જોશો.[૨૮]*

ઇતિ શ્રીમહા૦ વન૦ માર્કંડેયસમાસ્યા પર્વમાં "શિબિચરિત્ર" એ વિષયનો અધ્યાય ૧૯૭ મો સમાપ્ત.

# અધ્યાય ૧૯૮ મો

## ક્ષત્રિયમાહાત્મ્ય-શિબિચરિત્ર

॥ वैशंपायन उवाच ॥

**भूय एव महाभाग्यं कथ्यतामित्यब्रवीत्पांडवो मार्कंडेयम् ॥ अथाचष्ट मार्कंडेयः ॥ अष्टकस्य वैश्वामित्रेरश्वमेधे सर्वे राजानः प्रागच्छन् ॥ १ ॥**

વૈશંપાયને કહ્યું:–વળી પાંડુપુત્ર ધર્મરાજાએ માર્કંડેયને કહ્યું કે:–"તમે અમને પુનઃ ક્ષત્રિયનું માહાત્મ્ય કહો." ત્યારે માર્કંડેય બોલ્યા:–"વિશ્વામિત્રના પુત્ર અષ્ટકના અશ્વમેધ યજ્ઞમાં સર્વ રાજાઓ ગયા હતા.[૧] તે અષ્ટકના પ્રતર્દન, વસુમના અને ઉશીનરનો પુત્ર શિબિ એ ત્રણ બંધુઓ હતા. જ્યારે અષ્ટકનો યજ્ઞ પૂરો થયો, ત્યારે તે પોતાના ત્રણ ભાઇઓની સાથે રથમાં બેસીને જતો હતો. એવામાં નારદને આવતા દીઠા, એટલે તે ચારે ભાઇઓએ તેમને પ્રણામ કરીને કહ્યું કે:– 'આપ રથમાં બેસો.'[૨] નારદમુનિ તેઓને 'ભલે તેમ કરૂં" કહીને રથમાં બેઠા. પછી તેઓમાંના એકે દેવર્ષિ નારદને કહ્યું કે:–'હું આપને પ્રસન્ન કરીને કંઇક પૂછવા ઇચ્છું છું.'[૩] નારદ ઋષિએ કહ્યું:–'પૂછ!' ત્યારે તેણે પૂછયું:–'અમે સર્વે લાંબાં આયુષ્યવાળા તથા સર્વગુણસંપન્ન છીએ, તેથી અમે ચારે જણા ચિરકાળસુધી ભોગવવાયોગ્ય સ્વર્ગસ્થાનમાં જઇશું, પરંતુ અમારા ચારપૈકી પ્રથમ કોણ સ્વર્ગથી પૃથ્વીપર ઉતરશે?' ત્યારે ઋષિ બોલ્યા:–'આ અષ્ટક પ્રથમ ઉતરશે.' તેણે પૂછયું:–'એનું કારણ શું?' ત્યારે ઋષિ બોલ્યા કે:–'હું અષ્ટકને ઘેર રહ્યો હતો. તે મને રથમાં બેસાડીને ફરવા લઇ ગયો હતો, તે વખતે મેં ત્યાં જૂદા જૂદા રંગની હજારો ગાયો દીઠી. એટલે મેં તેને પૂછયું કે:–'આ ગાયો કોની છે?' તેણે કહ્યું કે:–'આ ગાયો મેં બ્રાહ્મણોને દાનમાં આપેલી છે.' આ પ્રમાણે કહેવાથી તેણે પોતેજ પોતાના કર્મની પ્રશંસા કરી, તેથી એ સ્વર્ગમાંથી પ્રથમજ ઉતરશે.' ફરીતેણે પૂછયું:'હવે ત્રણ જણાસ્વર્ગમાં જશે તેમાંથી પ્રથમપૃથ્વી ઉપર કોણઉતરશે? ઋષિ બોલ્યા:–'પ્રતર્દન ઉતરશે.' તેણે પૂછયું:– 'તેનું શું કારણ?' નારદે કહ્યું:–'હું પ્રતર્દનને ઘેર પણ રહ્યો હતો અને તે પણ મને રથમાં બેસાડીને ફેરવતો હતો.[૬] એક વખતે અમે બન્ને રથમાં બેસીને જતા હતા, તે વખતે એક બ્રાહ્મણે આવીને યાચના કરી કે:–'તમે મને એક ઘોડો આપો.' ત્યારે પ્રતર્દને બ્રાહ્મણને કહ્યું કે, 'હું પાછો આવ્યા પછી તમને ઘોડો આપીશ;' પરંતુ બ્રાહ્મણે કહ્યું કે:–'તમે મને સત્વર આપો.' 'ભલે હું સત્વર આપું છું,' એમ કહીને રાજાએ જમણી બાજુના પૈડા આગળનો ઘોડો છોડીને તે બ્રાહ્મણને આપ્યો.[૭] તે પછી એક બીજો બ્રાહ્મણ પણ ઘોડો લેવાની ઈચ્છાથી ત્યાં આવ્યો એટલે રાજાએ તેને પણ તે પ્રમાણે કહીને ડાબી બાજુના પૈડા આગળનો ઘોડો આપી દીધો. તે પછી આગળ ચાલ્યો, એટલામાં ફરી એક બીજો બ્રાહ્મણ ઘોડો મેળવવાની ઇચ્છાથી રાજાની આગળ આવ્યો અને તેણે પણ બહુ ઉતાવળ કરી, એટલે રાજાએ સત્વર ડાબી બાજુનો ઘોડો છો-

---

* **उत्कृत्यापि स्वमांसानि दत्त्वा वाप्यखिलं वपुः। शिबिः कपोतमिव च त्रायेत शरणागतम् ॥**

શિબિરાજાએ કપોતનું જેમ રક્ષણ કર્યું; તેમ પોતાના માંસને ઉતરડીને અથવા આખું શરીર આપીને પણ શરણાગતનું રક્ષણ કરવું. **गणेश**

ડીને તે બ્રાહ્મણને આપ્યો.૮ વળી રાજા આગળ ચાલ્યો એવામાં એક બીજો બ્રાહ્મણ ઘોડો લેવાની ઈચ્છાથી આવ્યો. રાજાએ તેને કહ્યું કે:–' હું પાછો આવ્યા પછી તમને ઘોડો આપીશ.' પણ બ્રાહ્મણ બોલ્યો કે:–' મને ત્વરાથી હમણાંજ આપો ! 'રાજાએ તેને ચોથો ઘોડો આપીને હાથમાં ઝુંસરી લેતાં કહ્યું કે:–' બ્રાહ્મણોને યોગ્યાયોગ્યનો લગાર પણ વિચાર હોતો નથી !'૯ સારાંશ કે, પ્રતર્દને દાન કર્યું ખરૂં; પરંતુ આ પ્રમાણે બોલીને તેણે બ્રાહ્મણની અસૂયા ( દોષદૃષ્ટિ ) કરી, તેથી એ ત્રણમાં પ્રથમ ઉતરશે.' ફરી તેણે પૂછ્યું કે:–' હવે બે જણા સ્વર્ગમાં જશે તેમાંથી પ્રથમ પૃથ્વી ઉપર કોણ ઉતરશે ?'૧૦ ઋષિએ કહ્યું કે:–' વસુમના ઉતરશે ?'૧૧ તેણે પૂછ્યું:–' એનું શું કારણ?' ત્યારે નારદે કહ્યું કે, એક વખતે હું ફરતો ફરતો વસુમનાને ઘેર ગયો હતો.૧૨ તે વખતે ત્યાં રાજાએ પર્વતો, આકાશ અને સમુદ્રોમાં અસ્ખલિત ગતિ કરે એવો એક પુષ્પરથ તૈયાર કરાવ્યો હતો. તે રથના નિમિત્તમાં સ્વસ્તિવાચન થતું હતું. હું રાજાની પાસે ગયો. સ્વસ્તિવાચન થઈ રહ્યા પછી રાજાએ બ્રાહ્મણોને તે રથ દેખાડયો.૧૩મેં તે રથની પ્રશંસા કરી એટલે રાજાએ કહ્યું કે:–' આપે આ રથની પ્રશંસા કરી છે તો એ રથ આપનોજ છે, આપનોજ છે!'૧૪ (એમ કહ્યું પણ તેણે રથ આપ્યો નહિ.) ફરી એક વખતે હું રાજાને ત્યાં ગયો, ત્યારે પણ રથના નિમિત્તમાંજ સ્વસ્તિવાચન ચાલતું હતું. તે વખતે પણ રાજાએ મને કહ્યું કે:–' આ રથ સારો છે, એ આપનોજ છે!' ફરી હું ત્રીજા સ્વસ્તિવાચન વખતે ગયો, ત્યારે રાજાએ બ્રાહ્મણોને રથ દેખાડતાં મારા તરફ જોઈને કહ્યું કે:–' આપે આ પુષ્પરથનાં સ્વસ્તિવાચનોની ઠીક સંભાળ રાખી છે !' આ પ્રમાણે રથ આપ્યાવિના મિથ્યા સ્તુતિરૂપ દ્રોહ કરવાથી એ પ્રથમ પૃથ્વીપર ઉતરશે.'૧૫ ફરી તે ચારમાંના એક જણે પૂછ્યું કે:–' હવે એકલો શિબિજ તમારી સાથે સ્વર્ગમાં જાય તો પ્રથમ પૃથ્વીપર કોણ ઉતરે?' ફરી નારદે કહ્યું:–'શિબિ! સ્વર્ગમાં જાય અને હું પૃથ્વીપર ઉતરૂં ?' તેણે પૂછ્યું:–' એનું શું કારણ ? ' નારદે કહ્યું:–' હું શિબિના સમાન નથી; કારણ કે કોઇ એક બ્રાહ્મણે એને કહ્યું હતું કે:–'હે શિબિ ! હું અન્નાર્થી છું.'શિબિએ બ્રાહ્મણને કહ્યું કે:–'તમે મને આજ્ઞા કરો, હું શું કરૂં ?'૧૭ત્યારે બ્રાહ્મણ બોલ્યો કે:– 'જે આ તારો બૃહદ્ગર્ભ નામનો પુત્ર છે, તેને મારીને એના માંસનું સંસ્કારપૂર્વક ભોજન તૈયાર કર અને પછી મારી વાટ જો.' તે સાંભળીને રાજાએ પુત્રને મારી નાખ્યો અન તેના માંસને વિધિપૂર્વક રાંધી, થાળીમાં મૂકી, તે થાળીને માથા ઉપર લઇ, રાજા બ્રાહ્મણને ખોળવા લાગ્યો.૧૮ જ્યારે રાજા બ્રાહ્મણને ખોળતો હતો ! ત્યારે કોઇ મનુષ્યે રાજાને કહ્યું કે:–'આ તમારો તે બ્રાહ્મણ ક્રોધાયમાન થઈને નગરમાં પેસી તમારૂં ઘર, ખજાનો, શસ્ત્રશાળા, અંતઃપુર, અશ્વશાળા અને હસ્તિશાળાને બાળી મૂકે છે ! ' એ સાંભળતાં પણ શિબિના મુખનો વર્ણ બદલાયો નહિ, પણ પૂર્વના જેવોજ રહ્યો અને તેણે નગરમાં પ્રવેશ કરીને તે બ્રાહ્મણને કહ્યું કે:–' ભગવન્ ! આ ભોજન તૈયાર છે ! ' એ સાંભળીને પણ બ્રાહ્મણ કંઇ બોલ્યો નહિ; પરંતુ વિસ્મયથી નીચું મુખ કરીને ઉભો રહ્યો.૨૦ ત્યારે શિબિ બ્રાહ્મણને વિનવતાં બોલ્યો કે:–' ભગવન્! આપ ભોજન કરો !' બે ઘડી પછી બ્રાહ્મણે ઉંચું જોઇને શિબિને કહ્યું કે:–૨૧ ' એ તુંજ ખા ! ' શિબિએ ' ભલે, તેમ કરૂં 'કહીને પૂર્વની પેઠેજ મનમાં ઉદાસ ન થતાં બ્રાહ્મણનાં વચનને માન આપી થાળી ઉપર ઢાંકેલી ખોપરી ઉઘાડીને ભોજન કરવાની ઇચ્છા કરી.'૨૨ તેજ વખતે બ્રાહ્મણે શિબિનો હાથ પકડયો અને તેને કહ્યું કે:–'તેં ક્રોધને જિત્યો છે ! તારે બ્રાહ્મણને માટે કંઈ પણ ન આપવા જેવું નથી. આ પ્રમાણે કહીને બ્રાહ્મણે મહાભાગ્યશાળી શિબિનું સન્માન કર્યું. પછી શિબિરાજાએ ઉંચું જોયું, તો પવિત્ર સુગંધવાળા, અલંકારથી શણગારેલા દેવકુમારના

જેવા પોતાના પુત્રને આગળ ઉભેલો દીઠો. આ પ્રમાણે સર્વ ઘટના કરીને બ્રાહ્મણ ત્યાંથી અંતર્ધાન થઈ ગયો.[૨૪] એ બ્રાહ્મણ સાક્ષાત્ બ્રહ્માજ હતા અને તે તેવો વેષ લઇને રાજર્ષિની પરીક્ષા કરવામાટે આવ્યા હતા. તે બ્રાહ્મણ અંતર્ધાન થયા પછી અમાત્યોએ રાજાને પૂછ્યું કેઃ–'તમે જાણી જોઇને આ પ્રમાણે કર્યું, તેમાં તમને શું પ્રાપ્ત કરવાની ઇચ્છા હતી ?'[૨૫]

શિબિએ કહ્યુંઃ–' હું જે આ દાન કરૂં છું, તે કીર્તિમાટે, દ્રવ્યપ્રાપ્તિને માટે અથવા વિષયસુખની લાલસાથી કરતો નથી; પરંતુ આ માર્ગ પુણ્યશાળી લોકોથી સેવાયલો છે, એમ ધારીનેજ હું આ સઘળું કરૂં છું.'[૨૬] સત્પુરુષો નિત્ય જે માર્ગનો આશ્રય કરે છે, તે માર્ગ પ્રશંસાપાત્ર છે અને તેથીજ મારી બુદ્ધિ તે ઉત્તમ વાતનો આશ્રય કરે છે.' આ પ્રમાણે શિબિનું ઉત્તમ માહાત્મ્ય છે અને તે મેં તેની પાસેથીજ બરોબર રીતે જાણ્યું છે.[૨૭]

**ઈતિ શ્રીમહા૦ વન૦ માર્કંડેયસમાસ્યાપર્વમાં " રાજન્ય મહાભાગ્યમાં શિબિચરિત્ર" એ વિષયનો અધ્યાય ૧૯૮ મો સમાપ્ત.**

# અધ્યાય ૧૯૯ મો

## ઇંદ્રદ્યુમ્નનું માહાત્મ્ય

**॥ वैशंपायन उवाच ॥**

**मार्कंडेयमृषयः पांडवाः पर्यपृच्छन्न-स्तिकश्चिद्भवताश्चिरजाततर इति ॥१॥**

વૈશંપાયને કહ્યુંઃ–ફરી ઋષિઓએ અને પાંડવોએ માર્કંડેયને પૂછ્યું કે, તમારા કરતાં પણ ઘણા કાળપૂર્વે ઉત્પન્ન થએલો કોઇ પુરુષ છે કે ?[૧] માર્કંડેયે તેઓને કહ્યુંઃ–" હા, ઇંદ્રદ્યુમ્ન નામનો એક રાજર્ષિ છે. તેનું પુણ્ય જ્યારે ક્ષીણ થયું, ત્યારે તે સ્વર્ગમાંથી ભ્રષ્ટ થઈને પૃથ્વી ઉપર પડયો હતો. તેના મનમાં વિચાર આવ્યો કેઃ–'મારી કીર્તિ ક્ષીણ થઇ હશે ? તેથી તે મારી પાસે આવીને મને પૂછવા લાગ્યો કેઃ–'તમે મને ઓળખો છો ?[૨]' મેં તેને કહ્યું કેઃ–' અમે જપ, તપ વગેરે કાર્યમાં તત્પર રહેવાથી એક ઘર પકડીને બેસી રહેતા નથી; પરંતુ તીર્થાટન કરતાં કરતાં માત્ર ગામમાં એક રાત્રિ નિવાસ કરીએ છીએ અને કષ્ટદાયી, ઉપવાસ વગેરે કરવાથી થએલા દેહતાપને લીધે પોતાનાં કરેલાં કાર્યોને પણ જાણતા નથી, તેમજ કોઈ કાર્યનો આરંભ પણ કરતા નથી. તાત્પર્ય કે, અમે થઈ ગએલી અને થવાની વાતોને જાણતા નથી અને તેથી અમે તમને ઓળખીએ એ સંભવિત નથી;[૩] પરંતુ હિમાલય પર્વત ઉપર એક પ્રાવારકર્ણ નામનો ઘુવડ રહે છે. તે મારા કરતાં ઘણા કાળપૂર્વે જન્મ્યો છે, તે કદાચ તમને ઓળખતો હોય ! હિમાલય અહીંથી ઘણો દૂર છે અને ત્યાં તે ઘુવડ રહે છે.'[૪]તે સાંભળીને ઇંદ્રદ્યુમ્ને ઘોડાનું રૂપ લીધું અને તે મને પોતાની પીઠ ઉપર બેસાડીને જ્યાં ઘુવડ રહેતો હતો ત્યાં લઈ ગયો. તે ઘુવડને પૂછ્યું કેઃ–'તું મને ઓળખે છે?'[૫]તે સાંભળીને ઘુવડે ક્ષણભર વિચાર કરીને રાજાને કહ્યું કેઃ– 'હું તમનેઓળખતો નથી.'આ પ્રમાણે ઘુવડે કહ્યું, ત્યારે ઇંદ્રદ્યુમ્ન રાજર્ષિએ ફરી ઘુવડને પૂછ્યું કેઃ–' તારા કરતાં પૂર્વે ઉત્પન્ન થએલો કોઇ છે કે ? ' આવું પૂછ્યું ત્યારે ઘુવડ બોલ્યોઃ–'હા, ઇંદ્રદ્યુમ્ન નામનું એક સરોવર છે, ત્યાં નાડીજંઘ નામનો બગલો રહે છે.તે અમારા કરતાં બહુકાળ પૂર્વે ઉત્પન્ન થયો છે; તમે તેને પૂછો. ' તે પછી ઇંદ્રદ્યુમ્ન મને તથા ઘુવડને લઇને જ્યાં નાડીજંઘ નામનો બગલો હતો ત્યાં ગયો.[૭] ત્યાં જઈ અમે તેને પૂછ્યું કેઃ–' તું આ ઇંદ્રદ્યુમ્ન રાજાને ઓળખે છે ? ' તેણે પણ ક્ષણભર ધ્યાન કરીને કહ્યું કેઃ–' હું ઇંદ્રદ્યુમ્ન રાજાને ઓળખતો નથી.' તે પછી અમે તેને પૂછ્યું કેઃ–'તારા કરતાં ઘણા સમયપૂર્વે ઉત્પન્ન થયેલો કોઈ છે ?'તેણે અમને કહ્યુંઃ–' હા, છે. આ સરોવરમાંજ એક અકૂપાર નામનો કાચબો રહે છે, તે મારા કરતાં ઘણા કાળપૂર્વે ઉત્પન્ન થયો છે. તે કદાચ કોઈરીતે આ રાજાને ઓળખતો હશે, માટે તમે તે અકૂપાર કાચબાને પૂછો,'[૮]તે પછી તે બગલાએ અકૂપાર કાચબાની પાસે જઈ તેને વિનતિ કરી કેઃ–

'અમે તને કંઇક વાત પૂછવાની ઇચ્છા રાખીએ છીએ, માટે તું હમણાં અમારી પાસે સુખેથી આવ.' એ સાંભળીને કાચબો તે સરોવરમાંથી નીકળીને અમે જ્યાં બેઠા હતા ત્યાં આવ્યો. સરોવરના તીર ઉપર આવેલા તે કાચબાને અમે બધાએ પૂછ્યું કે, 'તું ઇંદ્રદ્યુમ્ન રાજાને ઓળખે છે ?'[૯] એ સાંભળીને ક્ષણભર વિચાર કર્યા પછી તેની આંખમાં આંસુ ભરાઈ ગયાં, તેનું હૃદય ઉદ્વેગ પામ્યું, તેનું શરીર કંપવા લાગ્યું અને તે બેભાન જેવો થઇ ગયો. પછી તેને બે હાથ જોડીને કહ્યું કે:–'હું આ રાજાને કેમ ઓળખું નહિ ? આ રાજાએ હજારો વાર અગ્નિચયનને માટે યજ્ઞસ્તંભો ઉભા કર્યા હતા[૧૦] અને એણે દક્ષિણામાં એટલી બધી ગાયો આપી હતી કે તે ગાયોના ફરવાહરવાથી પૃથ્વી ખોદાઇને આ સરોવર થએલું છે અને હું આ સરોવરમાં રહું છું.'[૧૧] કાચબાએ કહેલા આ સર્વ વૃત્તાંતને સાંભળ્યા પછી દેવલોકમાંથી આવેલો એક દિવ્ય રથ ત્યાં પ્રકટ થયો અને આકાશવાણીએ ઇંદ્રદ્યુમ્નને કહ્યું કે:–'તને સ્વર્ગલોક પ્રાપ્ત થયો છે, માટે તું યોગ્ય સ્થાનમાં ગતિ કર. તું કીર્તિમાન છે, તેથી સ્વસ્થતાથી સ્વર્ગલોકમાં જા.'[૧૨] આ સંબંધમાં શ્લોકો પણ છે:–'જે પુરુષનાં પુણ્યકર્મની કીર્તિ જ્યાંસુધી સ્વર્ગમાં અને ભૂમિ ઉપર ગવાય છે, ત્યાંસુધી તે પુરુષ સ્વર્ગમાં વાસ કરે છે;[૧૩] અને જે કોઇ પ્રાણીની લોકમાં અપકીર્તિ ગવાય છે, તે પ્રાણી જ્યાંસુધી અપકીર્તિ ગવાય છે ત્યાંસુધી નરકાદિ અધમ લોકમાં પડે છે,[૧૪] માટે પુરુષે સર્વદા અનંત સુખ મેળવવા સારૂ સદાચારમાં તત્પર રહેવું અને મનમાંથી પાપી વિચારોને કાઢી નાખીને ધર્મનોજ આશ્રય કરવો.'[૧૫] ઉપર પ્રમાણેની આકાશવાણી સાંભળીને ઇંદ્રદ્યુમ્ન રાજાએ કહ્યું કે:–'હું આ બન્ને વૃદ્ધોને પોતપોતાના સ્થાનમાં પહોંચાડું, ત્યાંસુધી તું અહીં ઉભો રહે.' આવું કહીને તે રાજા મને તથા પ્રાવારકર્ણ ઘુવડને યથાયોગ્ય સ્થાનમાં પહોંચાડી, તેજ દિવ્ય રથમાં બેસીને યથોચિત સ્થાનમાં ચાલ્યો ગયો. હું ચિરકાળ જીવનારો છું, તેથી મેં એ વાતનો એ પ્રમાણે અનુભવ કર્યો છે." એવું માર્કંડેયે પાંડવોને કહ્યું.[૧૭] ત્યારે પાંડવો બોલ્યા કે:–"તમે સ્વર્ગલોકથી ભ્રષ્ટ થએલા ઇંદ્રદ્યુમ્ન રાજાને પાછો સ્વર્ગસ્થાનમાં પહોંચાડયો તે ઘણું સારૂં કર્યું." તે સાંભળીને માર્કંડેયે પાંડવોને કહ્યું કે:–"આ દેવકીપુત્ર શ્રીકૃષ્ણે પણ નરકમાં ડુબી જનારા નૃગ રાજર્ષિને તે કષ્ટમાંથી ઉદ્ધારી પાછો સ્વર્ગમાં પહોંચાડયો હતો.[૧૮]*

**ઇતિ શ્રીમહા૦ વન૦ માર્કંડેયસમાસ્યાપર્વમાં "ઇંદ્રદ્યુમ્નોપાખ્યાન" એ વિષયનો અધ્યાય ૧૯૯ મો સમાપ્ત.**

# અધ્યાય ૨૦૦ મો
## દાનનું માહાત્મ્ય

**॥ वैशंपायन उवाच ॥**

**श्रुत्वा स राजा राजर्षेरिंद्रद्युम्नस्यतत्तदा ॥**
**मार्कंडेयान्महाभात्स्व र्गस्य प्रतिपादनम् ।१।**

વૈશંપાયને કહ્યું:–યુધિષ્ઠિર રાજા મહાભાગ્યશાળી માર્કંડેયથી ઇંદ્રદ્યુમ્ન રાજર્ષિને સ્વર્ગની પ્રાપ્તિ થઇ તે સાંભળીને, હે મહારાજ ! ફરી તે મુનિને પૂછવા લાગ્યા:–"હે મહામુનિ ! પુરુષ કેવી અવસ્થામાં દાન આપવાથી ઇંદ્રલોકમાં જાય છે, તે મને કહો. વળી મનુષ્ય ગૃહસ્થાશ્રમમાં, બાલ્યાવસ્થામાં, યૌવનમાં અથવા વૃદ્ધાવસ્થામાં દાનનું ફળ કેવી રીતે ભોગવે છે, તે તમે મને કહો."[૩]

માર્કંડેયે કહ્યું:–"ચાર પ્રકારના જન્મ વૃથા છે અને સોળ પ્રકારનાં દાન વૃથા છે. અપુત્રવાનનો જન્મ વૃથા છે, ધર્મથી રહિતનો જન્મ વૃથા છે,[૪] પારકાની રસોઈ જમનારાનો–અર્થાત્ પરાન્ન

---

* **यावत्कीर्तिरकीर्तिर्वा तावत्स्वर्नरकेऽथवा ।**
**पुमानस्तीति जानीयादिंद्रद्युम्ननिदर्शनात् ॥**
જ્યાંસુધી પુરુષની કીર્તિ અથવા અપકીર્તિ આ લોકમાં ગવાય છે, ત્યાંસુધી તે પુરુષ અનુક્રમે સ્વર્ગમાં અથવા નરકમાં છે, એમ આ ઇંદ્રદ્યુમ્નના દૃષ્ટાંતથી જાણવું. **ગણેશ**

ખાઇને જીવન ગાળનારાનો જન્મ વૃથા છે અને પોતાને માટેજ રસોઇ કરે છે–દેવતા, અતિથિ, વૃદ્ધો વગેરેને અર્પણ કર્યાવિના ભોજન કરે છે, તેનો જન્મ વૃથા કહેવામાં આવે છે. આ પ્રમાણે ચાર પુરુષોના જન્મો વૃથા છે.[૫] જે બ્રાહ્મણ પ્રથમ જીવતાંસુધીનું બ્રહ્મચર્ય, સંન્યાસ કે વાનપ્રસ્થ સ્વીકારીને પછી ગૃહસ્થાશ્રમની ઇચ્છાથી પૂર્વોક્ત આશ્રમોનો ત્યાગ કરે છે,તે ચઢીને પડેલો કહેવાય છે. તેવાને દાન આપવું તે વૃથા છે, જે ધન અન્યાયથી મેળવ્યું હોય તેનું દાન વૃથા છે, પતિતને આપેલું દાન વૃથા છે, ચોર બ્રાહ્મણને આપેલું દાન વૃથા છે,[૬] તેમજ અસત્યવાદી ગુરુને, પાપીને, કૃતઘ્નીને, ગામેતીને, વેદને વેચનારાને, શૂદ્રના ઉપાધ્યાયને, આચાર, અધ્યયન વગેરેથી રહિત માત્ર જાતિબ્રાહ્મણને, શૂદ્રીના પતિને,સ્ત્રીઓને, સર્પ પકડનારાને અને સેવાચાકરી કરનારા બ્રાહ્મણને જે દાન આપવામાં આવે છે, તે વૃથા છે. આ પ્રમાણે સોળ દાનો વૃથા છે. જે પુરુષ અજ્ઞાનથી ઘેરાઇને અથવા ભયથી કે ક્રોધથી દાન કરે છે, તે દાનનું સર્વ ફળ તે પુરુષ સર્વદા ગર્ભમાં રહીને ભોગવે છે; અને બ્રાહ્મણોને આપેલાં બીજાં દાનનું ફળ વૃદ્ધાવસ્થામાં ભોગવે છે,[૧૦] માટે હે રાજા ! મનુષ્યે સ્વર્ગમાર્ગના વિજયની ઈચ્છાથી સર્વ અવસ્થામાં સર્વદા નો બ્રાહ્મણોને આપવાં.”

યુધિષ્ઠિરે પૂછ્યું:–“બ્રાહ્મણો ચારે વર્ણોનું દાન લે છે, છતાં તેઓ કયી વિશેષતાથી બીજાઓને પાપથી તારે છે અને પોતે તરે છે?”[૧૨]

માર્કંડેયે કહ્યું:–“બ્રાહ્મણો જપ, મંત્ર, હોમ અને વેદાદિકનું અધ્યયન, એ સર્વવડે વેદરૂપ નૌકા કરીને બીજાઓને તારે છે તથા પોતે તરે છે.[૧૩] જે મનુષ્ય બ્રાહ્મણને સંતોષ પમાડે છે, તે મનુષ્યના ઉપર દેવતાઓ પ્રસન્ન થાય છે અને તે બ્રાહ્મણોનાં વચનવડે પણ સ્વર્ગલોકમાં જાય છે.[૧૪] હે યુધિષ્ઠિર ! તમે :પિતૃઓ, દેવતાઓ તથા બ્રાહ્મણોનું પૂજન કરવાથી અક્ષય પુણ્યલોકમાં જશો એમાં સંશય નથી.[૧૫] જે મનુષ્યનું શરીર કફ વગેરેથી ભરાઇ ગયું હોય,બેભાન થઇ ગયું હોય અને મરવાની તૈયારીપર હોય, તેવાને પણ જો પવિત્ર સ્વર્ગલોકમાં જવાની કામના હોય તો તેણે બ્રાહ્મણોનીજ પૂજાકરવી.[૧૬] મનુષ્યે શ્રાદ્ધપ્રસંગમાં તો ખાસ કરીને અનિંદિત બ્રાહ્મણોનેજ ભોજન કરાવવું; પરંતુ ખરાબ વર્ણવાળો, નઠારા નખવાળો, કોઢિયો, કપટી, વ્યભિચારથી ઉત્પન્ન થએલો, વિધવામાં જન્મેલો અને બાણ વગેરે ધારણ કરીને ક્ષત્રિયવૃત્તિ કરનારો–આ સર્વ બ્રાહ્મણોને શ્રાદ્ધમાં ખાસ કરીને જમાડવા નહિ; કારણ કે તેવાઓને જમાડવાથી શ્રાદ્ધ નિંદિત ગણાય છે અને તેવું શ્રાદ્ધ જેમ અગ્નિ કાષ્ઠને બાળે છે,તેમ કર્તાને બાળી નાખે છે;[૧૮] અથવા જે મૂંગા, આંધળા, બહેરા વગેરે બ્રાહ્મણોનો શ્રાદ્ધમાં ઉપયોગ થતો નથી, તે સર્વનો પણ (યોગ્ય બ્રાહ્મણોના અભાવમાં) વેદપારંગત બ્રાહ્મણોની સાથે ઉપયોગ કરવો.[૧૯]

હે યુધિષ્ઠિર ! હવે દાન કોને આપવું, તે તમે સાંભળો. જે શક્તિમાન બ્રાહ્મણ, દાતાને તથા પોતાને તારે છે તેવા બ્રાહ્મણને, સર્વ શાસ્ત્રને જાણનારા દાતાએ દાન આપવું. જે બ્રાહ્મણ દાતાને તથા પોતાને તારે છે, તેજ શક્તિમાન ગણાય છે.[૨૦,૨૧] હે કુંતીપુત્ર ! અગ્નિઓ અતિથિને ભોજન કરાવવાથી જેવા પ્રસન્ન થાય છે, તેવા હવ્યના હોમથી, પુષ્પોથી અને ચંદનનાં લેપનથી પ્રસન્ન થતા નથી;[૨૨] માટે હે રાજા ! તમે સર્વ યત્નથી અતિથિઓને ભોજન કરાવવામાં યત્ન કરો. જે મનુષ્યો અતિથિને પગ ધોવાનું પાણી, પગે ચોળવાનું ઘી, દીવો, અન્ન અને રહેવાનું સ્થાન આપે છે,તેઓ હે રાજા ! યમની પાસે જતા નથી. હે નૃપશ્રેષ્ઠ! દેવતાનાં નિર્માલ્ય પુષ્પો ઉતારવાં, બ્રાહ્મણો જમ્યા હોય ત્યાંથી એઠું કાઢીને સાફ કરવું, બ્રાહ્મણોની ગંધપુષ્પાદિથી પૂજા કરવી અને તેના હાથપગ ચાંપીને સેવા કરવી–આમાંનું એક એક ગોદાન કરતાં પણ શ્રેષ્ઠ છે. મનુષ્ય કપિલા ગાયનું દાન કરવાથી મુક્ત થાય છે એમાં સંશય નથી; માટે મનુષ્યે કપિલા ગાયને શણગારીને બ્રાહ્મણને આપવી;[૨૧] અને તેવી ગાય હે ભારત!

શ્રોત્રિય, દરિદ્રી, ગૃહસ્થાશ્રમી, અગ્નિહોત્રી, પુત્ર, સ્ત્રી વગેરેના પોષણભારથી પીડાએલા અને ઉપકાર ન કરનારા એવા બ્રાહ્મણને આપવી, પરંતુ સમૃદ્ધિવાળા બ્રાહ્મણને આપવી નહિ; કારણ કે હે ભરતશ્રેષ્ઠ ! સમૃદ્ધિવાળાને આપવાથી શો લાભ થાય ?[૨૮] વળી એક ગાય એક બ્રાહ્મણનેજ આપવી, પણ ઘણા બ્રાહ્મણોવચ્ચે એક ગાય આપવી નહિ; કારણ કે જો તે ગાય વેચવામાં આવે છે તો તે આપનારાના કુળના ત્રણ પુરુષને અધોગતિએ પહોંચાડે છે;[૨૯] અને દાતાને તારતી નથી તેમ બ્રાહ્મણને તો કદી પણ તારતી નથી. જે મનુષ્ય એક તોલો શુદ્ધ સુવર્ણનું દાન કરે છે, તેને સો તોલા સુવર્ણના દાનનું અક્ષય ફળ મળે છે. જે પુરુષ બળવાન અને ઝુંસરી ઉપાડી શકે તેવા બળદનું દાન કરે છે,[૩૧] તે વિપત્તિઓને તરી જાય છે તથા સ્વર્ગલોકમાં જાય છે. જે મનુષ્ય વિદ્વાન બ્રાહ્મણને પૃથ્વીનું દાન આપે છે, તે દાતાના સર્વ ઇચ્છિત મનોરથો પૂર્ણ થાય છે. જેઓ માર્ગમાં ચાલી ચાલીને દુર્બળ થયા હોય, જેઓના પગ ધૂળથી ભરાયલા હોય અને જેઓ થાકથી રાંક થયા હોય તેવા વટેમાર્ગુઓ 'અહીં કોઇ અન્નદાતા છે ? ' એવું પૂછે છે, તેવાઓને જે પુરુષો દાતાનું નામ કહે છે, તે પુરુષોને પણ આ લોકમાં અન્નદાતાના જેવાજ કહ્યા છે, એમાં સંશય નથી. અન્નદાનનું માહાત્મ્ય એવું છે, માટે હે રાજા ! તમે બધાં દાનો જવા દઇને અન્નનું દાન આપો;[૩૫] કારણ કે આ લોકમાં અન્નદાનના જેવું અલૌકિક પુણ્ય ફળ આપનારૂં બીજું કંઇ નથી. જે મનુષ્ય ચોખ્ખું કરેલું અન્ન પોતાની શક્તિ પ્રમાણે બ્રાહ્મણોને આપે છે, તે મનુષ્ય તે અન્નદાનના પ્રભાવથી પ્રજાપતિના લોકમાં જાય છે. સર્વ કરતાં અન્ન શ્રેષ્ઠ છે, તેનાથી ઉત્તમ બીજું કંઇ નથી.[૩૭] અન્નને પ્રજાપતિ–વિરાટ્ કહ્યો છે. તે સંવત્સર છે, સંવત્સર યજ્ઞ છે, યજ્ઞમાં સર્વ રહેલું છે[૩૮] અને યજ્ઞથી સ્થાવરજંગમ સર્વ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે, માટેજ અન્ન સર્વ કરતાં શ્રેષ્ઠ છે, એવી પ્રસિદ્ધિ છે.[૩૯] જે પુરુષો પુષ્કળ જળવાળાં તળાવો, વાવો તથા કૂવાઓ બંધાવે છે, વિશ્રામસ્થાનો બંધાવે છે, અન્નનું દાન કરે છે અને મધુર વાણીથી બોલે છે, તેઓ યમની વાત પણ સાંભળતા નથી.[૪૦] જે મનુષ્ય શ્રમવડે સંપાદન કરેલા ધનથી વેચાતું લીધેલું અન્ન સુશીલ બ્રાહ્મણને આપે છે, તેના ઉપર ધનની ધારા વર્ષાવતી હોય તેમ પૃથ્વીદેવી અતિશય પ્રસન્ન થાય છે.[૪૧] હે રાજા! અન્નદાન કરનારાઓ પ્રથમ સ્વર્ગમાં જાય છે, સત્યવાદીઓ તે પછી સ્વર્ગમાં જાય છે અને તે પછી યાચના ન કરનારા ને દાન આપનારા સ્વર્ગમાં જાય છે.આ ત્રણેની સરખી ગતિ થાય છે.

વૈશંપાયને કહ્યું:–તે પછી યુધિષ્ઠિરને પોતાના નાના ભાઈઓની સાથે કુતૂહલ ઉત્પન્ન થયું અને તેથી તેમણે મહાત્મા માર્કંડેયને ફરીથી પ્રશ્ન કર્યો કે:–[૪૩]" હે મહામુનિ ! મનુષ્યલોક અને યમલોકની વચ્ચે કેટલું અંતર છે ? યમલોકનો માર્ગ કેવો છે ? તેનું પ્રમાણ કેટલું છે ? તેનો પ્રકાર કેવો છે ? અને મનુષ્યો કયા ઉપાયથી તેમાંથી પાર પડે છે ? "[૪૪]

માર્કંડેયે કહ્યું:–" હે ધર્મધારીઓમાં શ્રેષ્ઠ રાજા ! તમે જે સર્વ કરતાં અત્યંત ગુપ્ત રાખવા જેવો, પવિત્ર અને ઋષિઓએ વખાણેલો પ્રશ્ન કર્યો છે, તેનો હું તમને ઉત્તર આપું છું.[૪૫] હે રાજા! મનુષ્યલોક અને યમલોકની વચ્ચે છયાસી હજાર યોજનનું અંતર છે.[૪૬] તે માર્ગ ઉજડ, જળવિનાનો, ભયંકર અને અરણ્યના જેવો દેખાય છે. તે માર્ગમાં ઝાડની છાયા નથી, જળ નથી અને વિશ્રામસ્થાન પણ નથી, કે જ્યાં માર્ગમાં ચાલવાથી શ્રમિત થએલો દુર્બળ પુરુષ વિશ્રાંતિ લઇ શકે. યમની આજ્ઞા પ્રમાણે વર્તનારા યમના દૂતો, પૃથ્વી ઉપર રહેનારા પુરુષો, સ્ત્રીઓ અને બીજા જે જે જીવ નામધારીઓ છે, તે સર્વને બળાત્કારથી એ માર્ગે યમલોકમાં લઇ જાય છે. હે પૃથ્વીપતિ ! જે મનુષ્યો બ્રાહ્મણોને વિવિધ પ્રકારનાં ઉત્તમ ઘોડા વગેરે વાહનોનાં દાન કરે છે, તેઓ તે વાહનો ઉપર બેસીને યમમાર્ગમાં જાય છે; જેઓ છત્રનું દાન કરે

છે, તેઓ છત્રવડે તાપને નિવારણ કરતા જાય છે; અન્નદાન કરનારાઓ એ માર્ગમાં તૃપ્ત રહે છે અને અન્નદાન ન કરનારાઓ અતૃપ્ત રહે છે; વસ્ત્રદાન કરનારાઓ વસ્ત્રો પહેરીને જાય છે અને વસ્ત્રો ન આપનારા નવસ્ત્રા જાય છે;[૫૧] સુવર્ણનું દાન કરનારા પુરુષો અલંકાર ધારણ કરીને સુખથી જાય છે; પૃથ્વીનું દાન કરનારાઓ સર્વ કામનાઓ પૂર્ણ થવાથી તૃપ્ત થઇને સુખથી જાય છે;[૫૨] ધાન્યનું દાન કરનારા પુરુષો કોઇપણ કષ્ટ ન ભોગવતાં તે માર્ગે જાય છે; ઘરનું દાન આપનારા પુરુષો વિમાનમાં બેસીને ઘણાજ સુખથી જાય છે;[૫૩]જળનું દાન કરનારા પુરુષો તૃષારહિત થઇને પ્રસન્ન મનથી જાય છે; દીવાનું દાન કરનારાઓ તે માર્ગને પ્રકાશિત કરતા સુખથી જાય છે;[૫૪] ગાયનું દાન કરનારાઓ સર્વ પાપથી મુક્ત થઇને તે માર્ગે આનંદથી જાય છે; એક માસસુધી ઉપવાસ કરનારાઓ હંસવાળા વિમાનમાં બેસીને જાય છે;[૫૫] તેમજ છ રાત્રિ ઉપવાસ કરનારાઓ મોરવાળા વિમાનમાં બેસીને જાય છે અને હે પાંડુપુત્ર! જે મનુષ્ય ત્રણ રાત્રિસુધી એકવાર ભોજન કરે છે અને વચ્ચે ખાતો નથી, તેને અક્ષય લોકની પ્રાપ્તિ થાય છે.હે રાજા! પાણીમાં દિવ્ય ગુણો રહેલા છે અને તે યમલોકમાં સુખ આપનારા છે; કારણકે જળદાન કરનારાને માટે ત્યાં પુષ્પોદકા નામની નદી કરવામાં આવી છે. તે નદીમાં તેઓને ટંડુંગાર અને અમૃતના જેવું પાણી પીવા મળે છે;[૫૮] અને જેઓ દુષ્ટ કર્મ કરનારા છે, તેઓને પીવામાટે પરુની નદી કરવામાં આવે છે. હે મહારાજ! આ પ્રમાણે તે નદી સર્વ કામના પૂર્ણ કરનારી છે,[૫૯] માટે હે રાજેંદ્ર! તમે પણ આ બ્રાહ્મણોની વિધિપૂર્વક પૂજા કરો. માર્ગમાં ચાલવાથી ક્ષીણ થએલો અને માર્ગની ધૂળથી ભરાઇ ગએલો અતિથિ અન્નદાતાને પૂછે, અથવા આશાથી ઘેર આવે, તો તેવાની તમારે યત્નથી પૂજા કરવી; કારણકે તેજ અતિથિ અને તેજ પૂજા કરવાયોગ્ય બ્રાહ્મણ છે[૬૦,૬૧] તેવા અતિથિની પાછળ ઇંદ્રની સાથે સર્વ દેવતાઓ જાય છે, માટે તેની પૂજા કરવાથી દેવો પ્રસન્ન થાય છે અને પૂજા ન કરવાથી નિરાશ થઇને પાછા જાય છે; માટે હે રાજેંદ્ર! તમે પણ એવા અતિથિની વિધિ પ્રમાણે પૂજા કરો. મેં તમને આ વાત સેંકડોવાર કહી છે.વળી તમે શું સાંભળવાની ઇચ્છા કરો છો ?"[૬૩]

યુધિષ્ઠિરે કહ્યું:–"હે ધર્મજ્ઞ પ્રભુ ! હું તમારાથી કહેવાતી ધર્મસંબંધી પવિત્ર કથા વારંવાર સાંભળવાની ઇચ્છા રાખું છું."[૪-૬]

માર્કંડેયે કહ્યું:–'હે રાજા! હવે હું તમને સર્વ પાપને હરણ કરનારી બીજા પ્રકારની ધર્મસંબંધી કથા કહું છું, તેને તમે સતત લક્ષ્ય આપીને સાંભળો.[૬૫] હે ભરતશ્રેષ્ઠ ! મોટા પુષ્કરમાં કપિલા ગાયનું દાન કરવાથી જે ફળ મળે છે, તેજ ફળ બ્રાહ્મણોના ચરણ ધોવાથી મળે છે.[૬૬] બ્રાહ્મણના ચરણ ધોએલા પાણીથી જ્યાંસુધી પૃથ્વી ભીની રહે છે, ત્યાંસુધી તે ચરણ ધોનારના પિતૃઓ સ્વર્ગમાં કમળના પડીઆમાં જળપાન કરે છે.[૬૭]બ્રાહ્મણનું સ્વાગત કરવાથી અગ્નિઓ તૃપ્ત થાય છે,બ્રાહ્મણને આસન આપવાથી ઇંદ્ર તૃપ્ત થાય છે, બ્રાહ્મણના પગ ધોવાથી પિતૃઓ તૃપ્ત થાય છે, અને બ્રાહ્મણને અન્નાદિક આપવાથી પ્રજાપતિ તૃપ્ત થાય છે.[૬૮] જ્યારે ગાયને પ્રસવ થતો હોય, ત્યારે વાછરડાના પગ અને માથું બહાર દેખાય કે તરતજ સાવધાન થઇને યત્નપૂર્વક તે અર્ધપ્રસૂતા ગાયનું બ્રાહ્મણને દાન કરવું;[૬૯] કારણ કે જ્યાંસુધી વાછરડું ઉત્પત્તિસ્થાનમાં અદ્ધર દેખાય છે અને ગાય ગર્ભનો પ્રસવ કરી દેતી નથી, ત્યાંસુધી તે ગાયને પૃથ્વીરૂપ જાણવી.[૭૦] હે યુધિષ્ઠિર ! તે ગાયના અને વાછરડાના શરીર ઉપર જેટલાં રુવાંટાં હોય તેટલા હજાર યુગસુધી તેનું દાન કરનાર પુરુષ સ્વર્ગલોકમાં સુખ ભોગવે છે.[૭૧] જે પુરુષ કાળી ગાયને સોનાનું નાક, સોનાની ખરી તથા સર્વ રત્નોથી શણગારીને તલના ઢગથી ઢાંકી, તેનું દાન કરે છે અને જે તેવી ગાયનું દાન લઇને તુરત પાછું સત્પુરુષને દાન કરે છે, તેને હે ભરતવંશી રાજા !

સર્વ ફળોમાં ઉત્તમ ફળ મળે છે;[૭૩] અને તે ગાયનું દાન કરનારાને સમુદ્ર, ગુફા, પર્વત, વન અને અરણ્યોની સાથે ચાર સમુદ્રપર્યંતની પૃથ્વીનું દાન કરવાનું ફળ મળે છે, એમાં સંશય નથી.[૭૪] જે બ્રાહ્મણ બે ઢીંચણો વચ્ચે હાથ રાખી, ડાબે હાથે ભોજન પાત્રનો સ્પર્શ કરી. કંઇપણ શબ્દ ન થાય તેવી રીતે ભોજન કરે છે, તે દાતાને તારવામાટે સમર્થ છે.[૭૫] વળી જે બ્રાહ્મણો મદ્યપાન કરતા નથી, જેઓની કોઈ નિંદા કરતા નથી અને જેઓ સારી રીતે સંહિતાનો પાઠ કરે છે, તે બ્રાહ્મણો નિરંતર તારવા સમર્થ છે.[૭૬] હવ્ય 'દેવ વતાના નિમિત્તમાં આપવાનું અન્નાદિ) તથા કવ્ય (પિતૃઓના ઉદ્દેશથી આપવાનું અન્નાદિ ) જે કંઇ હોય તે સઘળું વેદવેત્તા બ્રાહ્મણોને આપવું યોગ્ય છે; કારણ કે તેવા શ્રોત્રિય સદાચારી બ્રાહ્મણને આપેલું અન્નાદિક, પ્રજ્જવલિત અગ્નિમાં હોમેલાની પેઠે સફળ થાય છે.[૭૭] બ્રાહ્મણોનું આયુધ ક્રોધ છે. તેઓ શસ્ત્રથી યુદ્ધ કરતા નથી; પણ વજ્રધારી ઇંદ્ર જેમ વજ્રવડે અસુરોનો સંહાર કરે છે, તેમ અપરાધીઓનો ક્રોધવડે સંહાર કરે છે.[૭૮] હે નિષ્પાપ રાજા! મેં તમારી આગળ આ ધર્મસંબંધી કથા કહી છે, કે જે કથા સાંભળીને પૂર્વે નૈમિષારણ્યવાસી મુનિઓ પ્રસન્ન થયા હતા.[૭૯] જે મનુષ્યો આ કથા શ્રવણ કરે છે, તેઓ શોક, ભય, ક્રોધ તથા પાપથી રહિત થાય છે અને હે રાજા! તેઓ ફરી સંસારમાં જન્મતા નથી, પણ મુકત થાય છે."[૮૦]

યુધિષ્ઠિરે કહ્યું:–" હે મહાજ્ઞાનસંપન્ન ધાર્મિકશ્રેષ્ઠ! એવી કયી શુદ્ધિ છે, કે જેનાથી બ્રાહ્મણ નિત્ય શુદ્ધ થાય ? તે સાંભળવાની હું ઇચ્છા રાખું છું."[૮૧]

માર્કંડેયે કહ્યું:–" વાણીની શુદ્ધિ, કર્મની શુદ્ધિ અને જળરૂપ શુદ્ધિ–આ ત્રણ પ્રકારની શુદ્ધિવડે જે યુકત છે, તે સ્વર્ગમાં વાસ કરે છે, એમાં સંશય નથી.[૮૨] જે બ્રાહ્મણ સાયંકાળે અને પ્રાતઃકાળે વેદની માતા પવિત્ર દેવી ગાયત્રીના જપપૂર્વક સંધ્યોપાસન કરે છે, તે ગાયત્રી દેવીથી પવિત્ર થએલા બ્રાહ્મણનાં પાપ નાશ પામે છે; અને તે સમુદ્રોની સાથે પૃથ્વીનું દાન લે તોપણ તેને પાપનું દુઃખ થતું નથી.[૮૪] વળી ગાયત્રીનો જપ કરનારા બ્રાહ્મણના, આકાશચારી સૂર્યાદિક ગ્રહોમાંથી જે જે ગ્રહો ભયંકર ફળ આપનારા થયા હોય છે, તે તે ગ્રહો પણ એને સર્વદા શાંત થઇને પરમ સુખ આપનારા થાય છે.[૮૫] વળી ભયંકર રૂપવાળા, પ્રચંડ કાયાવાળા અને માંસાહાર કરનારા સર્વ દારુણ રાક્ષસો પણ એ ગાયત્રીજપ કરનારા ઉત્તમ બ્રાહ્મણની છેડછાડ કરતા નથી.[૮૬] બીજાને ભણાવવાથી,યજ્ઞ કરવવાથી અથવા બીજાં કંઈ દાન લેવાથી બ્રાહ્મણોને દોષ લાગતો નથી; કારણ કે બ્રાહ્મણો પ્રજ્વલિત અગ્નિના જેવા છે.[૮૭] તેઓએ સારીરીતે વેદનું અધ્યયન કર્યું હોય કે ન કર્યું હોય, તેઓ શુભ સંસ્કારી હોય કે ન હોય, તોપણ બ્રાહ્મણોનું અપમાન કરવું નહિ;કારણ કે બ્રાહ્મણો ભસ્મથી ઢંકાયલા અગ્નિના જેવા છે.[૮૮] જેમ પ્રદીપ્ત તેજવાળો અગ્નિ શ્મશાનમાં પણ દૂષિત થતો નથી, તેમ બ્રાહ્મણ વિદ્વાન અથવા અવિદ્વાન હોય તોપણ મોટા દેવરૂપ છે.[૮૯] નગરોમાં કિલ્લાઓ, દરવાજાઓ તથા અનેક મહાલયો હોય, તોપણ જો તેમાં ઉત્તમ બ્રાહ્મણો રહેતા ન હોય, તો તે નગરો શોભતાં નથી; કારણ કે હે રાજા! જેમાં વેદવેત્તા, વ્રતનિષ્ઠ, જ્ઞાની અને તપસ્વી બ્રાહ્મણો રહે છે, તેનું નામજ નગર કહેવાય છે.[૯૧] હે કુંતીપુત્ર! ગાયોના નિવાસસ્થાનમાં અથવા અરણ્યમાં જ્યાં વિદ્વાન બ્રાહ્મણો રહે છે, તેજ નગર અને તીર્થ કહેવાય છે.[૯૨]જે મનુષ્ય, રક્ષણ કરનારા રાજાની પાસે તથા તપસ્વી બ્રાહ્મણની પાસે જઇને તેનું પૂજન કરે છે, તે તત્કાળ પાપથી મુક્ત થાય છે.[૯૩] પવિત્ર તીર્થમાં સ્નાન કરવું, પવિત્ર વસ્તુનું નામકીર્તન કરવું અને સત્પુરુષોની સાથે વાતચીત કરવી, તેને વિદ્વાનો ઉત્તમ કહે છે;[૯૪] કારણ કે સત્પુરુષો નિત્ય સાધુ પુરુષના સમાગમવડે પવિત્ર થએલી સુભાષિત

વાણીરૂપી જળવડે પોતાના આત્માને પવિત્ર થયેલો માને છે.૯૫

હે યુધિષ્ઠિર ! જો અંતઃકરણ નિર્મળ થયું ન હોય તો ત્રિદંડવાળું સંન્યાસગ્રહણ, મૌનવ્રત, જટાધારણ, શિરોમુંડન, વલ્કલ તથા મૃગચર્મધારણ, વ્રતાચરણ, તીર્થસ્નાન, અગ્નિહોત્ર, વનવાસ અને શરીરશોષણ–એ સર્વે મિથ્યા છે.૯૭ ચક્ષુ વગેરે છ ઇંદ્રિયોના વિષયોની શુદ્ધિવિના તે વિષયોનો ભોગ કરવો સુલભ છે–અર્થાત્ ભોગ, વિષયની શુદ્ધિની અપેક્ષા રાખતો નથી; કેમકે વેશ્યાના સંગ વગેરેથી પણ તે સિદ્ધ થાય છે; પરંતુ વિષયોની શુદ્ધિવિના ભોગનો ત્યાગ કરવો તે કઠિન છે; કારણ કે હે રાજેંદ્ર ! તે છ ઇંદ્રિયોમાં રહેલું વિકારી મન ખરેખર દુર્જય છે.૯૮ જે મહાત્માઓ મન, વાણી, કર્મ અને બુદ્ધિવડે પાપકર્મો કરતા નથી તેઓજ તપશ્ચર્યા કરે છે, શરીરનું શોષણ તે તપશ્ચર્યા નથી.૯૯ જે મનુષ્ય શુદ્ધ વૃત્તિથી જીવિકા ચલાવતો હોય; પરંતુ તેવી વૃત્તિથી નિર્દય થઈને પુત્રાદિક કુટુંબને આહારાદિના અભાવથી પીડતો હોય, તે નિષ્પાપ થતો નથી; કારણ કે તે નિર્દયપણું તેના તપનો નાશ કરનારૂં છે, તેમજ માત્ર આહારનો ત્યાગ કરવો તે કંઈ તપ કહેવાતું નથી૧૦૦ જે મનુષ્ય ઘરમાં પણ નિત્ય મુનિવૃત્તિથી, પવિત્રતાથી, સુશોભિતપણાથી અને જીવતાંસુધી દયાળુપણાથી રહે છે, તે પણ સર્વ પાપથી મુક્ત થાય છે.૧૦૧ અંતઃકરણની શુદ્ધિ ન હોય તો કેવળ ઉપવાસ વગેરેથી પાપકર્મો નાશ પામતાં નથી; કારણ કે ઉપવાસ કરવાથી તો કેવળ માંસ તથા રુધિરથી લિંપાયલો આ દેહજ શુષ્ક થાય છે.૧૦૨ મનુષ્ય શાસ્ત્રના આધારવિના, પોતાના મનથી કલ્પી કાઢેલાં–તપાવેલી શિલા ઉપર ચઢવું–વગેરે કર્મો કરે છે, તેથી તેને ક્લેશજ થાય છે, પણ તેનાં પાપ નાશ પામતાં નથી; કારણ કે ભાવરહિત અંતઃકરણવાળા દેહધારીનાં કર્મોને અગ્નિ બાળતો નથી.૧૦૩ સર્વ પ્રાણીઓના ઉપર દયા રાખવારૂપી પુણ્યથી તથા વાણી, મન અને કાયાની શુદ્ધિરૂપી પુણ્યથીજ વૈરાગ્ય, અનશન વગેરે વ્રતોની તથા અંતઃકરણની શુદ્ધિ અને મોક્ષ થાય છે; પરંતુ ફળમૂળનું ભક્ષણ કરવાથી, મૌન રાખવાથી, વાયુભક્ષણ કરવાથી, માથું મુંડાવવાથી, સ્થાવરઘરનો ત્યાગ કરી પર્ણકુટિમાં વાસ કરવાથી, જટાધારણ કરવાથી, ચોતરા ઉપર પડી રહેવાથી, નિત્ય ઉપવાસ કરવાથી, અગ્નિની સેવા કરવાથી, જળમાં પેસી રહેવાથી કે પૃથ્વી ઉપર સુઈ રહેવાથી શુદ્ધિ થતી નથી તથા મોક્ષ મળતો નથી;૧૦૬ કેવળ જ્ઞાનવડે અને શુદ્ધ કર્મ કરવાથી જરા, મરણ તથા વ્યાધિઓ નાશ પામે છે અને ઉત્તમ સ્થાન પ્રાપ્ત થાય છે.૧૦૭ અગ્નિમાં શેકેલાં બીયાં જેમ પાછાં ઉગતાં નથી, તેમ જ્ઞાનવડે બળી ગયેલા અવિદ્યાદિક ક્લેશોની જોડે પુનઃ આત્માનો સંબંધ થતો નથી.૧૦૮ કાષ્ઠ અને ભીંતના જેવાં જડ શરીરો, જ્યારે આત્મારહિત થાય છે, ત્યારે તેઓ મહાસમુદ્રના ફીણની પેઠે નાશ પામે છે એમાં સંદેહ નથી. જે પુરુષ એક શ્લોકવડે અથવા અર્ધા શ્લોકવડે પણ સર્વ પ્રાણીઓના હૃદયાકાશમાં વાસ કરનારા આત્માને જાણે છે, તેને કંઇપણ કરવાનું બાકી રહેતું નથી.૧૧૦ 'तत्त्वं' આ બે અક્ષરનાં ઉપદેશવાકયવડે જીવ અને પરમાત્માનું ઐક્ય જાણ્યાપછી 'सत्यंज्ञानमनंतं ब्रह्म' ઇત્યાદિ મંત્રપદોથી ચિન્હિત તથા 'ब्रह्मविदाप्नोति परं' ઇત્યાદિ બ્રહ્મવાકયોથી ભરપૂર સેંકડો તથા હજારો ઉપનિષદોથી 'अहंब्रह्मास्मि' એવો પોતેજ સાક્ષીવાળો અને દ્વેષરહિતપણું વગેરે લોકસાક્ષિક અનુભવ થવો એજ મોક્ષનું લક્ષણ છે. જ્ઞાનવેત્તા વૃદ્ધ પુરુષો કહે છે કે, જેના મનમાં સંશય છે તેને આ લોક, પરલોક અને સુખ એમાંનું કંઇ સાર્થક થતું નથી કારણ કે નિશ્ચયરૂપ આત્મજ્ઞાન ઉપર દઢ વિશ્વાસ એજ મોક્ષનું લક્ષણ છે.૧૧૨ જે પુરુષ આત્મતત્ત્વને જાણે છે, તે વેદનું સંપૂર્ણ પ્રયોજન જાણે છે અને તેથી તે જ્ઞાની, જેમ દાવાગ્નિથી મનુષ્ય ઉદ્વેગ પામે છે, તેમ વેદોક્ત કર્મથી ઉદ્વેગ પામે છે.૧૧૩ તમે અદ્વિતીય અને વ્યાપક એવા શ્રુતિ તથા સ્મૃતિમાં સિદ્ધ કરેલા આત્માસંબંધી તત્ત્વને જો શ્રુતિમાં

કહેલી યુક્તિઓથી જાણવાની ઇચ્છા રાખતા હો તો, શુષ્ક તર્કનો ત્યાગ કરીને શ્રુતિ અને સ્મૃતિનો આશ્રય કરો; પરંતુ જેને શમદમાદિ અથવા શાસ્ત્રાદિસાધનનો અભાવ હોય છે તેને તત્ત્વજ્ઞાન થતું નથી.[૧૧૪] તે પરમાત્મતત્ત્વ વેદદ્વારા યત્ન કરીને જાણવું જોઇએ. કારણ કે, પરમાત્મા વેદસ્વરૂપ છે, વેદ એ તેમનું શરીર છે, અને વેદ તત્ત્વજ્ઞાનમાં હેતુરૂપ છે; પરંતુ વેદનો જેમાં ઉપસંહાર થાય છે, તે પરમાત્માને જાણવા આત્મા પોતે અસમર્થ છે, તે તો બુદ્ધિ સત્વથીજ જાણી શકાય છે.[૧૧૫]દેવોનું આયુષ્ય, કર્મનાં ફળો અને પ્રાણીઓનો પ્રભાવ એ સર્વ વેદમાં કહ્યાપ્રમાણે જગતમાં પ્રત્યેક યુગોમાં ફળીભૂત થાય છે.[૧૧૬]તોપણ ઇંદ્રિયોની નિર્મળતાથી એ સર્વનો ત્યાગ કરવો. ચિત્ત અને ઇંદ્રિયોનો નિગ્રહ એજ દિવ્ય અનશન(નિરાહાર) વ્રત છે, કંઇ આહારનો ત્યાગ કરવો તે અનશન વ્રત નથી.[૧૧૭] તપ કરવાથી સ્વર્ગમાં જવાય છે, દાન કરવાથી વૈભવ મળે છે, તીર્થસ્નાનથી પાપનો ક્ષય થાય છે અને જ્ઞાનથી મોક્ષ થાય છે."[૧૧૮]

વૈશંપાયને કહ્યું:-હે રાજાધિરાજ જનમેજય ! આ પ્રમાણે માર્કંડેયે કહ્યું ત્યારે મહાયશસ્વી યુધિષ્ઠિરે કહ્યું કે:-" હે ભગવન્! હું દાનની મુખ્ય વિધિ સાંભળવા ઇચ્છું છું"[૧૧૯]

માર્કંડેયે કહ્યું:-" હે રાજેંદ્ર ! યુધિષ્ઠિર ! તમે જે દાનધર્મ સાંભળવાની ઇચ્છા રાખો છો તે દાનધર્મ મને સદા પ્રિય છે; કારણકે તેની મહત્તાજ તેવી છે.[૧૨૦] તમે શ્રુતિમાં અને સ્મૃતિમાં કહેલાં દાનધર્મોનાં રહસ્યોને સાંભળો. હે યુધિષ્ઠિર !× ગજચ્છાયાપર્વમાં પીપળાના પાંદડાંથી જ્યાં પવન આવતો હોય તેવા જળ નજીકના પ્રદેશમાં શ્રાદ્ધ કરવામાં આવે, તે શ્રાધનું ફળ લાખ કલ્પસુધી ક્ષય પામતું નથી.[૧૨૧] જે મનુષ્ય જીવનને માટે પ્રાણીને અન્ન આપે છે, તે સ્વર્ગમાં સન્માન પામે છે અને જે મનુષ્ય ધર્મશાળા બંધાવીને તેમાં પ્રાણીઓને વસાવે છે, તેને સર્વ યજ્ઞો કરવાનું ફળ મળે છે.[૧૨૨] જે પૂર્વ તરફ વહેનારી નદી પશ્ચિમ તરફ વહે છે, તે તીર્થ પ્રતિસ્રોત કહેવાય છે. તેવાં તીર્થ ઉપર બ્રાહ્મણને ઉત્તમ ઘોડાઓનું દાન આપવાથી પુરુષને અક્ષય ફળ મળે છે. જે મનુષ્ય અતિથિને અન્ન આપે છે, તેના ઉપર અતિથિરૂપે ઇંદ્ર પ્રસન્ન થાય છે અને તેને અક્ષય સ્વર્ગવાસ આપે છે. ગ્રહણમાં બ્રાહ્મણોને આપેલાં દાનો અને દહીંની તરનું દાન અક્ષય થાય છે, તથા એ સર્વ દાન કરનારાઓ, જેમ મોટા ઘોરી પ્રવાહમાંથી નૌકાવડે તરી જવાય છે, તેમ મહાપાપોમાંથી તરીને તેનાથી મુક્ત થાય છે.[૧૨૩]અમાવાસ્યા વગેરે પર્વમાં આપેલું દાન બમણું ફળ આપે છે, ઋતુના આરંભદિવસે આપેલું દાન દશગણું ફળ આપે છે,[૧૨૪]ઉત્તરાયણ તથા દક્ષિણાયનના સૂર્ય થાય તે દિવસે, તુલા અને મેષસંક્રાંતિને દિવસે, મિથુન, કન્યા તથા મીનસંક્રાંતિમાં અને ચંદ્ર તથા સૂર્યગ્રહણમાં જે દાન કરવામાં આવે તેને અક્ષય ફળ આપનારૂં કહ્યું છે.[૧૨૫]કેટલાએક કહે છે કે, ઋતુના આરંભમાં આપેલું દાન દશ ગણું, અયનોના આરંભમાં આપેલું દાન સોગણું ગ્રહણમાં આપેલું દાન હજારગણું અને તુલા તથા મેષસંક્રાંતિને દિવસે આપેલું દાન અક્ષય ફળ આપે છે.[૧૨૬]હે રાજા ! જે પૃથ્વીનું દાન આપતો નથી, તેને બીજા જન્મમાં પૃથ્વી મળતી નથી અને જે વાહન આપતો નથી, તે વાહનમાં બેસીને જતો નથી. તાત્પર્ય કે મનુષ્ય જે જે ઇચ્છિત વસ્તુઓ બ્રાહ્મણોને આપે છે, તે તે ઇચ્છિત વસ્તુઓને તે બીજા જન્મમાં ઉત્પન્ન થઇને ભોગવે છે.[૧૨૭]સુવર્ણ એ અગ્નિનો પ્રથમ પુત્ર છે, પૃથ્વી એ વિષ્ણુની પત્ની છે અને ગાયો સૂર્યની પુત્રી છે; માટે જે મનુષ્ય સુવર્ણ, ગાય અને પૃથ્વીનું દાન કરે છે, તેણે ત્રણ લોકનું દાન કરેલું ગણાય છે.[૧૨૮] ત્રણ લોકમાં દાન કરતાં અધિક શ્રેષ્ઠ અને શાશ્વત એવું બીજું કંઈ થયું નથી અને આગળ થવાનો સંભવ પણ નથી. ત્યારે

×ગુરુવાર અને અમાવાસ્યાના યોગમાં પીંપળાની છાયાને ગજચ્છાયાપર્વ કહેવામાં આવે છે. નીલકંઠ

વર્તમાન સમયમાં તે ક્યાંથી હોય ! માટે અત્યંત બુદ્ધિમાન પુરુષો સર્વ લોકમાં દાનનેજ અતિશય શ્રેષ્ઠ કહે છે.૧૨૯

**ઇતિ શ્રીમહા૦ વન૦ માર્કંડેય સમાસ્યાપર્વમાં "દાનમાહાત્મ્ય" એ વિષયનો અધ્યાય ૨૦૦ મો સમાપ્ત.**

## અધ્યાય ૨૦૧ મો

### ધુંધુમારનું આખ્યાન-ઉત્તંકને વરપ્રાપ્તિ

**॥ वैशंपायन उवाच ॥**

**श्रुत्वा तु राजा राजर्षेरिंद्रद्युम्नस्य तत्तथा ॥**
**मार्कंडेयान्महाभागात् स्वर्गस्य प्रतिपादनम्**

વૈશંપાયને કહ્યું:-હે ભરતશ્રેષ્ઠ મહારાજા જનમેજય ! યુધિષ્ઠિર રાજા, મહાભાગ્યશાળી માર્કંડેયથી રાજર્ષિ ઇંદ્રદ્યુમ્નની તે પ્રમાણે થયેલી સ્વર્ગગતિને સાંભળીને, તપોવૃદ્ધ, દીર્ઘાયુષી તથા નિષ્પાપ એવા માર્કંડેયને પૂછવા લાગ્યાઃ-૧,૨"હે ધર્મવેત્તા ! આ લોકમાં દેવો, દાનવો, રાક્ષસો, વિવિધ પ્રકારના રાજવંશો અને નિત્ય એવા ઋષિવંશો તમારા જાણવામાં છે. હે દ્વિજશ્રેષ્ઠ! આ લોકમાં તમારા જાણવામાં ન હોય એવું કંઇજ નથી. હે મુનિ ! તમે મનુષ્ય, સર્પ, રાક્ષસ, દેવ, ગંધર્વ, યક્ષ, કિન્નર અને અપ્સરાઓની દિવ્ય કથાઓને જાણો છો; માટે હે દ્વિજોત્તમ ! આ કથા હું તમારાથી યથાર્થરીતે સાંભળવા ઇચ્છું છું કે,૩-૫ ઇક્ષ્વાકુ વંશમાં જન્મેલો અને અજિત કુવલાશ્વ નામનો પ્રખ્યાત રાજા થયો હતો. તેનું નામ ફેરવાઇને ધુંધુમાર એવું શાથી પડ્યું હતું ?૬ હે ભાર્ગવકુળશ્રેષ્ઠ! એ બુદ્ધિમાન કુવલાશ્વના નામનો જે રીતે ફેરફાર થયો હોય તે હું યથાર્થરીતે સાંભળવા ઇચ્છું છું."૭

વૈશંપાયને કહ્યું:-હે ભરતવંશી જનમેજય ! જ્યારે યુધિષ્ઠિરે એ પ્રમાણે પૂછ્યું ત્યારે મહામુનિ માર્કંડેય ધુંધુમારનું આખ્યાન કહેવા લાગ્યા.૮

માર્કંડેયે કહ્યું:-" હે યુધિષ્ઠિર રાજા ! હું તમને ધુંધુમારનું ધર્મિષ્ઠ આખ્યાન કહું છું, તે તમે સાંભળો.૯ ઇક્ષ્વાકુવંશી તે કુવલાશ્વ રાજા જે રીતે ધુંધુમાર નામને પામ્યો હતો તે કથાને હે રાજા ! તમે સાંભળો. હે ભરતવંશી તાત! હે કુરુવંશરાજ ! ઉત્તંક નામના એક પ્રખ્યાત મહર્ષિ હતા. તેમનો આશ્રમ રમણીય મારવાડ દેશમાં આવ્યો હતો.૧૦,૧૧ હે મહારાજ ! તે સમર્થ ઉત્તંક મુનિએ, વિષ્ણુનું આરાધન કરવાની ઇચ્છાથી અનેક વર્ષસમુદાયપર્યંત કઠિન તપશ્ચર્યા કરી.૧૨ તેથી પ્રસન્ન થએલા ભગવાને ઉત્તંક મુનિને સાક્ષાત્ દર્શન આપ્યાં. ઋષિ તેમને જોતાંજ ભક્તિથી નમીને વિવિધ સ્તોત્રોથી સ્તુતિ કરવા લાગ્યા.૧૩

ઉત્તંકે કહ્યું:-'હે દેવ ! તમે દેવ, દૈત્ય અને મનુષ્યોની સાથે સર્વ પ્રજા, સ્થાવર જંગમ પ્રાણીઓ, બ્રહ્મા, વેદ અને જાણવાયોગ્ય વસ્તુ-એ સર્વને ઉત્પન્ન કર્યાં છે. હે મહાકાંતિમાન દેવ ! આકાશ તમારૂં મસ્તક છે, ચંદ્ર અને સૂર્ય તમારાં નેત્રો છે,૧૫ વાયુ તમારો નિઃશ્વાસ છે, હે અચ્યુત ! અગ્નિ તમારૂં તેજ છે, સર્વ દિશાઓ તમારા બાહુ છે, મહા સમુદ્ર તમારૂં ઉદર છે, હે મધુસૂદન દેવ ! પર્વતો તમારી સાથળો છે, પૃથ્વીદેવી તમારા પગ છે અને ઔષધિઓ તમારાં રુવાંટાં છે.૧૬,૧૭ઇંદ્ર, સોમ, અગ્નિ, વરુણ, દેવો, અસુરો અને મહાસર્પો ભક્તિનમ્ર થઇને વિવિધ સ્તોત્રોથી સ્તુતિ કરતા તમારી આરાધના કરે છે. હે ભુવનેશ્વર ! સર્વ પ્રાણીઓ તમારાથી વ્યાપ્ત છે અને મહાવીર્યવાળા યોગીઓ તથા મહર્ષિઓ તમારી સ્તુતિ કરે છે.૧૯ હે પુરુષોત્તમ ! તમે પ્રસન્ન રહો છો, ત્યારે જગત સ્વસ્થ રહે છે અને તમે કોપો છો, ત્યારે જગતને મોટો ભય થાય છે. તમે એકલાજ ભયને નાશ પમાડનારા છો,૨૦ તથા દેવોને, મનુષ્યોને અને સર્વ પ્રાણીઓને સુખ આપનારા છો. હે દેવ ! તમે ત્રણ પગલાં ભરીને ત્રણ લોકોને હરણ કર્યા હતા, અને સમૃદ્ધિવાળા અસુરોનો વિનાશ કર્યો હતો તથા તમારાં ત્રણ પગલાં ભરાવાથી દેવો પરમ સુખી થયા હતા.૨૨ હે મહાકાંતિમાન ! તમે

જ્યારે ક્રોધ કરો છો ત્યારે દૈત્યના રાજાઓ પરાજય પામે છે. આપ સર્વ પ્રાણીઓને ઉત્પન્ન કરનારા તથા સંહાર કરનારા છો.[૨૩] આપને આરાધવાથી દેવો સુખથી સર્વપ્રકારે વૃદ્ધિપામેછે.'

એ પ્રમાણે મહાત્મા ઉત્તંકે સ્તુતિ કરી ત્યારે હૃષીકેશ વિષ્ણુ ભગવાને ઉત્તંકને કહ્યું કે:– 'હું તારા ઉપર પ્રસન્ન થયો છું, તું વર માગ.'

ઉત્તંકે કહ્યું:–મેં જગતના સ્રષ્ટા, દિવ્ય, સનાતન, પુરુષોત્તમ પ્રભુ શ્રીહરિનાં દર્શન કર્યાં એજ મને વર મળી ચૂકયો છે.'

વિષ્ણુએ કહ્યું:–'હે સજ્જનશ્રેષ્ઠ! તારી નિર્લોભ વૃત્તિથી તથા ભક્તિથી હું પ્રસન્ન થયો છું.[૨૬] હે બ્રહ્મન્! તારે મારી પાસેથી અવશ્ય વર લેવો જોઈએ.'

આ પ્રમાણે શ્રીહરિએ વર લેવામાટે સમજાવ્યો, ત્યારે હે ભરતશ્રેષ્ઠ! ઉત્તંકે બે હાથ જોડીને વર માગ્યો કે:–'હે કમળના જેવા નેત્રવાળા! જો આપ ભગવાન મારા ઉપર પ્રસન્ન થયા હો તો નિરંતર મારી બુદ્ધિ ધર્મ, સત્ય તથા ઈંદ્રિયનિગ્રહમાં તત્પર રહો અને હે ઇશ્વર! મારો તમારેવિષે નિત્ય ભક્તિનો અભ્યાસ રહો.' [૨૯]

ભગવાને કહ્યું:–'હે દ્વિજ! મારી કૃપાથી એ તારી સર્વ ઇચ્છા પૂર્ણ થશે અને તને યોગવિદ્યા સ્ફુરી નીકળશે, કે જેના પ્રભાવથી તું દેવતાઓનું અને ત્રણે લોકોનું મોટું કાર્ય કરીશ. ધુંધુ નામનો એક મોટો અસુર, ત્રણ લોકનો નાશ કરવામાટે ઘોર તપ કરશે. તેને કોણ મારશે, તે તું સાંભળ! હે તાત! ઇક્ષ્વાકુના કુળમાં ઉત્પન્ન થએલો એક વીર્યવાન બૃહદશ્વ નામનો પૃથ્વીપતિ રાજા થશે. તેનો પવિત્ર અને જિતેંદ્રિય કુવલાશ્વ નામનો પુત્ર થશે.[૩૦–૩૩] તે રાજેંદ્ર મારા યોગબળનો આશ્રય કરીને તારી આજ્ઞાથી ધુંધુ દૈત્યને મારશે.

આ પ્રમાણે ઉત્તંક બ્રાહ્મણને કહીને વિષ્ણુ ભગવાન અંતર્ધાન થઈ ગયા.[૩૪]

**ઈતિ શ્રીમહા૦ વન૦ માર્કંડેયસમાસ્યા પર્વમાં "ધુંધુમારનું આખ્યાન"એ વિષયનો અધ્યાય ૨૦૧ મો સમાપ્ત.**

# અધ્યાય ૨૦૨ મો

## ધુંધુમારનું આખ્યાન–ઉત્તંકનો બૃહદશ્વને ઉપદેશ

**॥ मार्कंडेय उवाच ॥**

**ईक्ष्वाकौ संस्थिते राजन् शशादः पृथिवीमिमाम् ॥ प्राप्तः परमधर्मात्मा सोऽयोध्यायां नृपोऽभवत् ॥ १ ॥**

માર્કંડેયે કહ્યું:–હે રાજા! ઇક્ષ્વાકુ રાજા મરણ પામ્યો. પછી આ પૃથ્વી ઉપર અયોધ્યામાં શશાદ નામનો પરમ ધર્માત્મા રાજા થયો.[૧] શશાદનો કકુત્સ્થ નામનો વીર્યવાન પુત્ર થયો, કકુત્સ્થનો અનેના નામનો પુત્ર થયો, અનેનાનો પૃથુ નામનો પુત્ર થયો,[૨] પૃથુનો વિષ્વગશ્વ નામનો પુત્ર થયો તેનો અદ્રિ નામનો પુત્ર થયો, અદ્રિનો યુવનાશ્વ નામનો પુત્ર થયો, તેનો શ્રાવ નામનો પુત્ર થયો,[૩] તેનો શ્રાવસ્ત નામનો પુત્ર થયો કે જેણે શ્રાવસ્તી નામની નગરી વસાવી હતી, તે શ્રાવસ્તનો મહાબળવાન બૃહદશ્વ નામનો પુત્ર થયો,[૪] અને બૃહદશ્વનો કુવલાશ્વ નામનો પુત્ર થયો હતો. એ કુવલાશ્વને એકવીસ હજાર પુત્રો થયા હતા.[૫] તે સઘળા કુમારો સર્વ વિદ્યામાં કુશળ, બળવાન અને અજિત હતા. રાજા કુવલાશ્વ પણ પિતાના કરતાં ગુણોમાં અધિક હતો.[૬] હે મહારાજ! શૂરવીર અને ઉત્તમ પ્રકારનો ધાર્મિક કુવલાશ્વ,જ્યારે રાજ્ય કરવાને યોગ્ય વયનો થયો, ત્યારે તેના પિતા બૃહદશ્વે તેનો રાજ્યાભિષેક કર્યો;[૭] અને પુત્રને રાજ્યલક્ષ્મી સોંપીને શત્રુહંતા બુદ્ધિમાન બૃહદશ્વ રાજા તપ કરવાને તપોવનમાં જવા નીકળ્યો.

માર્કંડેયે કહ્યું:–હે પ્રજાપાલક રાજા! રાજર્ષિ બૃહદશ્વ વનમાં જવા નીકળ્યો છે એવું બ્રાહ્મણશ્રેષ્ઠ ઉત્તંકના સાંભળવામાં આવ્યું,[૯] તેથી મહાતેજસ્વી તથા ઉદાર અંતઃકરણવાળા તે ઉત્તંક, સર્વ અસ્ત્રવેત્તાઓમાં શ્રેષ્ઠ બૃહદશ્વ રાજાની પાસે ગયા અને તેને વનમાં જતો અટકાવ્યો.[૧૦] પછી ઉત્તંકે કહ્યું:–' તમારે પ્રજાનું

રક્ષણ કરવું જોઈએ, માટે પ્રથમ તમે તેમ કરવા યોગ્ય છો. હે રાજા ! અમે તમારી કૃપાથી ઉદ્વેગરહિત થઈએ છીએ.[૧૧] હે રાજન્ ! મહાત્મ્યસંપન્ન તમે પૃથ્વીનું રક્ષણ કરશો, તેથી પૃથ્વી નિર્ભય રહેશે; માટે તમારે અરણ્યમાં જવું યોગ્ય નથી.[૧૨] આ લોકમાં પ્રજાનું પાલન કરવાથી મોટો ધર્મ થાય છે એવું દેખાય છે. તેવો ધર્મ અરણ્યમાં વાસ કરવાથી થતો નથી; માટે તમે મનમાં એવો વિચાર લાવશો નહિ.[૧૩] હે રાજેંદ્ર ! પૂર્વે રાજર્ષિઓએ પ્રજાનું પાલન કરવાથી જે ધર્મ સંપાદન કર્યો હતો, તેવો ધર્મ બીજે ક્યાંયે જોવામાં આવતો નથી;[૧૪] રાજાએ પ્રજાનું રક્ષણ કરવું જોઇએ, માટે તમારે તેનું રક્ષણ કરવું યોગ્ય છે. હે રાજા ! હું ઉદ્વેગરહિત થઇને તપશ્ચર્યા કરી શકતો નથી,[૧૫] કારણ કે મારા આશ્રમની સમીપમાં સપાટ મારવાડ દેશમાં રેતીથી ભરાઇ ગએલો ઉજ્જાલક નામનો સમુદ્ર આવેલો છે.[૧૬] તે ઘણા યોજન લાંબો તથા ઘણા યોજનસુધી પહોળો છે. તે સમુદ્રની ભૂમિમાં મધુકૈટભનો પુત્ર ધુંધુ નામનો એક મહાભયંકર તથા અપાર પરાક્રમવાળો, દાનવોનો રાજા રહે છે. હે રાજા ! તે મહાવીર્યવાળો, પરાક્રમી તથા ક્રૂર છે.[૧૮] હે મહારાજ ! તમારે તેને માર્યાપછી વનમાં જવું યોગ્ય છે. હે રાજન્ ! તે દાનવલોકનો, દેવોનો અને પ્રજાનો વિનાશ કરવામાટે દારુણ તપનો આશ્રય કરીને ભૂમિમાં ભરાઇ રહેલો છે. હે રાજા ! તે દૈત્ય સર્વ લોકના પિતામહ બ્રહ્માથી વર મેળવીને, દેવતાઓથી, દૈત્યોથી, રાક્ષસોથી, નાગોથી, યક્ષોથી તથા ગંધર્વોથી સર્વ રીતે અવધ્ય થઈ પડ્યો છે;[૨૧] માટે તમે તેનો નાશ કરો. હવે એ સંબંધમાં ઉલટો વિચાર કરશો નહિ. તમારૂં કલ્યાણ થાઓ. તે દૈત્યનો નાશ કરવાથી તમે અવિનાશી, અચળ, તથા સનાતન મોટી કીર્તિ પ્રાપ્ત થશો.[૨૨] રેતીની અંદર છુપાઇને સુઇ રહેલો તે ક્રૂર દૈત્ય, વર્ષને અંતે જ્યારે નિઃશ્વાસ મૂકે છે,[૨૩] ત્યારે પર્વત, વન અને અરણ્યોની સાથે આ પૃથ્વી કંપી ઉઠે છે. વળી તેના નિઃશ્વાસના પવનથી સાત દિવસસુધી સૂર્યના માર્ગમાં પુષ્કળ ધૂળના ગોટાઓ ઉડે છે, અને તણખાઓ, જ્વાલાઓ તથા ધૂમાડાઓની સાથે દારુણ ભૂકંપ થાય છે.[૨૪,૨૫] હે રાજા ! તેને લીધે હું મારા પોતાના આશ્રમમાં રહી શકતો નથી; માટે હે રાજેંદ્ર ! તમે લોકોનું હિત કરવાની ઈચ્છાથી તે દૈત્યનો વિનાશ કરો;[૨૬] કારણકે તે અસુરને મારવાથી લોકો સ્વસ્થ થશે. તમેજ તે દૈત્યને મારવામાટે પૂરતા છો એમ મારૂં માનવું છે.[૨૭] વળી વિષ્ણુ ભગવાન પોતાના તેજવડે તમારા તેજને વૃદ્ધિ પમાડશે. હે રાજા! વિષ્ણુએ પૂર્વે મને વર આપ્યો છે કેઃ– ‘જે રાજા તે મહાભયંકર અસુરનો નાશ કરશે તે રાજામાં વિષ્ણુનું અજિત તેજ પ્રવેશ કરશે;’[૨૯] માટે હે રાજેંદ્ર !, તમે પૃથ્વી ઉપર અસહ્ય તે તેજને ધારણ કરીને ભયંકર પરાક્રમવાળા તે દૈત્યનો નાશ કરો.[૩૦] હે પૃથ્વીપાળ! ધુંધુ દૈત્ય મહાતેજસ્વી છે એટલે અલ્પ તેજવાળાથી સો વર્ષે પણ તેનો નાશ કરી શકાશે નહિ.’

**ઈતિ૦ શ્રીમહા૦ વન૦ માર્કંડેય સમાસ્યા પર્વમાં “ધુંધુમારનું આખ્યાન” એ વિષયનો અધ્યાય ૨૦૨ મો સમાપ્ત.**

## અધ્યાય ૨૦૩ મો

### ધુંધુમારનું આખ્યાન–મધુકૈટભનુ વૃત્તાંત

**॥ मार्कंडेय उवाच ॥**

**स एवमुक्तो राजर्षिरुत्तंकेनापराजितः ॥**
**उतंकं कौरवश्रेष्ठ कृतांजलिरथाब्रवीत् ॥ १ ॥**

માર્કંડેયે કહ્યું:–હે કૌરવશ્રેષ્ઠ ! આ પ્રમાણે ઉત્તંકે અજિત રાજર્ષિ બૃહદશ્વને કહ્યું, ત્યારે રાજા બે હાથ જોડીને ઉત્તંક પ્રત્યે બોલ્યો કેઃ–[૧] ‘હે બ્રહ્મન્! તમે મારી પાસે આવ્યા છો તે નિષ્ફળ થશે નહિ. હે ભગવન્ ! આ મારો કુવલાશ્વ નામનો પુત્ર ધૈર્યસંપન્ન,જલદી કાર્ય કરનારો અને પૃથ્વી ઉપર અતુલ વીર્યવાળો છે. એ પુત્ર ભૂંગળના જેવા બાહુવાળા પોતાના સર્વ શૂરવીર પુત્રોથી વીંટાઇને અવશ્ય તમારૂં સર્વ પ્રિય

કાર્ય કરશે. હે બ્રહ્મન્! મેં હમણાં શસ્ત્રોનો ત્યાગ કર્યો છે, માટે તમે મને વનમાં જવા દ્યો.'[૪] તે સાંભળીને અમાપ તેજવાળા ઉત્તંકમુનિએ 'ભલે તેમ થાઓ' એમ કહ્યું.તે પછી બૃહદશ્વ રાજર્ષિ, પોતાનો પુત્ર મહાત્મા ઉત્તંકને સોંપી તથા 'તું એમનું કાર્ય કરજે' એમ તેને કહીને ઉત્તમ વનમાં ચાલ્યો ગયો."

યુધિષ્ઠિરે પૂછ્યું:–" હે તપરૂપી ધનવાળા ભગવન્ માર્કંડેય! એ મહાપરાક્રમી દૈત્ય કોણ હતો? કોનો પુત્ર અને કોનો પૌત્ર હતો? એ હું જાણવાની ઇચ્છા રાખું છું; કારણકે હે તપોધન! એવો મહાબળવાન દૈત્ય આજસુધી મેં સાંભળ્યો નથી;[૭] માટે હે તપરૂપી ધનવાળા મહાજ્ઞાની ભગવન્! હું એ સઘળું યથાર્થરીતે વિસ્તારથી જાણવા ઇચ્છું છું."[૫–૮]

માર્કંડેયે કહ્યું:–" હે મહાજ્ઞાની રાજા! હું તે દૈત્યનું સર્વ ચરિત્ર યથાર્થરીતે વિસ્તારથી કહું છું, તે તમે સાંભળો.[૯] હે ભરતશ્રેષ્ઠ! જ્યારે સ્થાવર–જંગમ સર્વ પ્રાણીઓ નાશ પામીને, આ લોક સમુદ્રમય થઇ ગયો,[૧૦] ત્યારે જેને સિદ્ધ મુનિઓ સર્વ લોકના મહેશ્વર, લોકોની ઉત્પત્તિના સ્થાન, લોકના કર્તા, વ્યાપક, સનાતન અને અવિનાશી કહે છે,[૧૧] તે ભગવાન વિષ્ણુ જળમાં અત્યંત તેજસ્વી એવા શેષનાગના મહાન દેહ ઉપર યોગનો આશ્રય કરીને સૂતા;[૧૨] અને હે મહાભાગ! તે લોકકર્તા ભગવાન અવિનાશી શ્રીહરિએ નાગના પ્રચંડ શરીરવડે આ પૃથ્વીને આલિંગન કર્યું.[૧૩] તે પછી સૂતેલા તે દેવની નાભિમાંથી સૂર્યના જેવી કાંતિવાળું દિવ્ય કમળ ઉત્પન્ન થયું અને તેમાંથી પિતામહ બ્રહ્મા ઉત્પન્ન થયા.[૧૪]તે સર્વલોકના સાક્ષાત ગુરુહતા,કમળમાં તેની કાંતિ સૂર્ય જેવી ઝળકતી હતી,તે ચાર વેદમય, ચતુર્મૂર્તિ અને ચારમુખવાળા હતા,તે પોતાના પ્રભાવવડે અજિત, મહા બળશાળી અને મહા પરાક્રમી હતા. કોઇએક વખતે મહા વીર્યશાળી મધુ અને કૈટભ નામના બે દાનવોએ મહાકાંતિવાળા, મુકુટ અને કૌસ્તુભમણિને ધારણ કરનારા, પીતાંબરધારી, ઐશ્વર્ય, તેજ અને શરીરસૌંદર્યવડે દેદીપ્યમાન, હજાર સૂર્યના જેવા તેજસ્વી તથા અદ્ભુત દેખાવવાળા સમર્થ શ્રીહરિને અનેક યોજન વિસ્તારવાળી તથા અનેક યોજન લંબાઇવાળી નાગના દેહરૂપી દિવ્ય શય્યા ઉપર સૂતેલા જોયા.[૧૫–૧૯]તેમને જોઇને તથા કમળના ઉપર કમળના જેવાં નેત્રવાળા બ્રહ્માને જોઇને મધુ તથા કૈટભ દૈત્યને મહાન આશ્ચર્ય લાગ્યું.[૨૦] તે પછી તે બન્નેએ અમાપ બળવાળા બ્રહ્માને ત્રાસ આપવા માંડયો. મહાયશસ્વી બ્રહ્મા જ્યારે તે બન્ને દૈત્યોથી બહુ ત્રાસ પામ્યા,[૨૧] ત્યારે તેમણે પોતાના આસનરૂપ કમળનો દાંડો હલાવ્યો, એટલે કેશવ ભગવાન જાગ્રત થયા. તે પછી ગોવિંદ ભગવાને બે મહાબળવાન દાનવોને જોયા.[૨૨] તે બન્નેને જોઇને ભગવાને કહ્યું કે:–' હે મહા બળવાન દૈત્યો! તમે ભલે આવ્યા મને તમારા ઉપર પ્રીતિ થાય છે, તેથી હું તમને ઉત્તમ વર આપું છું.'[૨૩] તે સાંભળીને હે મહારાજ! મોટા ગર્વવાળા અને મોટા બળવાળા તે બન્ને દૈત્યોએ હસીને મધુસૂદન ભગવાનને કહ્યું કે:–[૨૪] 'હે સુરશ્રેષ્ઠ દેવ! અમે બન્ને તમને વરઆપનારા છીએ. માટે તમે વિચાર કર્યાવિના અમારી પાસેથી વર માગી લ્યો.'

ભગવાને કહ્યું:–' હે વીરો! મને વર મેળવવાની ઇચ્છા છે, તેથી હું તમારી પાસેથી વર ગ્રહણ કરૂં છું. તમે બન્ને વીર્યસંપન્ન છો. તમારાસમાન બીજો કોઇ પુરુષ નથી.[૨૬] હે સત્યપરાક્રમી દૈત્યો! તમે બન્ને મારા હાથથી મરણ પામો એ ઇચ્છિત વર લોકના હિતમાટે હું મેળવવા ઇચ્છા કરૂં છું.'[૨૭]

મધુકૈટભે કહ્યું:–' હે પુરુષોત્તમ! અમે સ્વચ્છંદી વર્તન વખતે પણ પૂર્વે કદી જૂઠું બોલ્યા નથી, ત્યારે બીજી વખતે તો અસત્ય બોલીએજ કેમ? તમે જાણો કે, અમે સત્ય તથા ધર્મમાં તત્પર રહેનારા છીએ.[૨૮] બળમાં, રૂપમાં, શૌર્યમાં, શાંતિમાં, ધર્મમાં, તપમાં, દાનમાં, શીલમાં, સત્વમાં અને ઇંદ્રિયનિગ્રહમાં અમારી બરોબરી કરે એવો કોઈ નથી.[૨૯] હે કેશવ! અમારો વિનાશ અમારી પાસે આવી

લાગ્યો છે; માટે તમે તમારા કહેવાપ્રમાણે કરો; કારણ કે કોઇ કાળને ઉલ્લંઘન કરી શકતો નથી.[30] પરંતુ હે વ્યાપક દેવ ! તમે એક કામ કરો, એમ અમે ઇચ્છીએ છીએ. હે સુરવરોત્તમ ! તે એ છે કે, કોઈપણ પદાર્થથી જ્યાં આકાશ ઢંકાયલું ન હોય તેવા આકાશમાં તમે અમારો વધ કરો અને હે સુંદર નેત્રવાળા ! અમે તમારા પુત્ર થઇને અવતરીએ. હે સુરશ્રેષ્ઠ દેવ ! એ અમે તમારી પાસેથી વર માગ્યો એમ જાણો.[32] હે દેવ ! પ્રથમ તમે અમને વર આપવા કહેલું તે મિથ્યા ન થાઓ.'

ભગવાને કહ્યું:–' ભલે હું એમ કરીશ અને સઘળું એ પ્રમાણેજ થશે.'[33] આમ કહ્યા પછી ગોવિંદ ભગવાન વિચાર કરવા લાગ્યા તો તેમણે પૃથ્વીમાં અથવા સ્વર્ગમાં નહિ ઢંકાયલું આકાશ ક્યાંયે જોયું નહિ;[34] ત્યારે હે રાજા ! દેવશ્રેષ્ઠ મહાયશસ્વી મધુસૂદને પોતાની સાથળોને આવરણરહિત દીઠી, એટલે તેના ઉપર મધુ તથા કૈટભને રાખી તીવ્ર ધારવાળાં ચક્રવડે તે બન્નેનાં મસ્તક કાપી નાખ્યાં.[35]

ઇતિ શ્રીમહા૦ વન૦ માર્કંડેય સમાસ્યા પર્વમાં "ધુંધુમારનું આખ્યાન"એ વિષયનો અધ્યાય ૨૦૩ મો સમાપ્ત.

## અધ્યાય ૨૦૪ મો

### ધુંધુમારનું આખ્યાન–ધુંધુ દૈત્યનો વધ

॥ मार्कंडेय उवाच ॥

**धुंधुर्नाम महाराज तयोः पुत्रो महाद्युतिः ॥**
**स तपोऽतप्यत महन्महावीर्यपराक्रमः ॥१॥**

માર્કંડેયે કહ્યું:–' હે મહારાજ ! મધુકૈટભનો મહાકાંતિમાન, મહાવીર્યવાળો તથા મહા પરાક્રમી ધુંધુ નામનો પુત્ર હતો તે એક પગ ઉપર ઉભો રહીને તપશ્ચર્યા કરવા લાગ્યો. તપશ્ચર્યા કરવાથી તેનું શરીર શુષ્ક તથા નાડીઓથી વીંટાઇ રહ્યું હતું. પછી બ્રહ્માએ પ્રસન્ન થઇને તેને વર માગવા કહ્યું. ત્યારે ધુંધુએ પ્રભુ બ્રહ્માની પાસે વર માગતાં કહ્યું કે–' દેવ, દાનવ, યક્ષ, સર્પ, ગંધર્વ, તથા રાક્ષસોથી મારો વધ થાય નહિ એ હું વર માગું છું'[3] ત્યારે બ્રહ્માએ તેને કહ્યું કે:–'ભલે, તેમ થશે ! હવે તું જા.' આ પ્રમાણે બ્રહ્માએ કહ્યું એટલે ધુંધુ તેમના ચરણમાં મસ્તક નમાવીને ત્યાંથી ચાલી નીકળ્યો.[4] આ રીતે મહાવીર્ય તથા પરાક્રમવાળો ધુંધુ, વર મેળવ્યાપછી પોતાના પિતાના વધને સ્મરણ કરતો તત્કાળ વિષ્ણુની પાસે પહોંચ્યો અને તે અસહન પ્રકૃતિવાળો દેવોને તથા ગંધર્વોને જિતી, વારંવાર વિષ્ણુને તથા દેવોને અત્યંત પીડવા માંડયો. પછી હે ભરતશ્રેષ્ઠ ! તે દુષ્ટાત્મા રેતીથી ભરેલા ઉજ્જાલક નામના સમુદ્રપ્રદેશમાં આવીને પોતાની શક્તિપ્રમાણે ઉત્તંકના આશ્રમમાં પીડા કરવા લાગ્યો. વળી મધુકૈટભનો ભયંકર પરાક્રમી પુત્ર ધુંધુ, તપોબળનો આશ્રય કરીને તે ઉત્તંકના આશ્રમની પાસે ઉજ્જાલકની ભૂમિની અંદર રેતીમાં ઢંકાઇને, લોકના વિનાશને માટે નિઃશ્વાસદ્વારા અગ્નિની જવાળાઓને પ્રકટ કરતો સૂઇ રહેતો હતો. એ સમયમાં હે ભરતશ્રેષ્ઠ ! શત્રુઓને નાશ પમાડનારો તથા પૃથ્વીનું પાલન કરનારો કુવલાશ્વ રાજા પોતાના એકવીસ હજાર બળવાન પુત્રોને, સેનાને તથા વાહનોને લઇને ઉત્તંક બ્રાહ્મણની સાથે દૈત્યના ઉપર ચઢી આવ્યો.[7–12] તે વખતે ઉત્તંકની પ્રેરણાથી સમર્થ ભગવાન વિષ્ણુએ, લોકોનું હિત કરવાની ઈચ્છાથી પોતાના તેજવડે તે રાજામાં પ્રવેશ કર્યો.[13]

જ્યારે તે દુર્જય કુવલાશ્વ રાજાએ દૈત્યના ઉપર ચઢાઇ કરી ત્યારે આકાશમાં મોટો શબ્દ થયો કે:–' આ અવધ્ય એવો શ્રીમાન રાજા આજે ધુંધુને મારીને 'ધુંધુમાર' કહેવાશે !'[14] તે પછી દેવોએ તેના ઉપર ચોતરફથી દિવ્ય પુષ્પોની વૃષ્ટિ કરી, દેવનાં દુંદભિઓ કોઇના પણ વગાડયાવિના પોતાની મેળેજ વાગવા લાગ્યાં, તે બુદ્ધિમાનના પ્રયાણ વખતે શીતળ વાયુ વાવા લાગ્યો, ઇંદ્રે પૃથ્વીની ધૂળ શાંત કરવા જળની વૃષ્ટિ કરી,[15] અને હે યુધિષ્ઠિર ! દેવતાઓનાં વિમાનો જ્યાં મહાદૈત્ય ધુંધુ હતો, ત્યાંજ આકા-

શમાં દેખાવા લાગ્યાં. તેમજ કુવલાશ્વ અને ધુંધુનાં યુદ્ધને માટે કુતૂહલયુક્ત થયેલા મહર્ષિઓ, દેવો તથા ગંધર્વોની સાથે ત્યાં આવી જોવા લાગ્યા.[૧૮] હે કુરુવંશી ! તે સમયે નારાયણના તેજવડે બળવાન થએલો કુવલાશ્વ રાજા પોતાના પુત્રોની સાથે તત્કાળ ત્યાં પહોંચ્યો અને ત્યાં જઈને તેણે રેતીથી ભરેલા સમુદ્રને ચારે દિશામાંથી ખોદાવવા માંડયો. તે સમુદ્રને ખોદતાં ખોદતાં સાતમે દિવસે કુવલાશ્વના પુત્રોએ મહાબળવાન ધુંધુ દૈત્યને જોયો. હે ભરતશ્રેષ્ઠ ! રેતીની અંદર ઢંકાઇ રહેલું તે દૈત્યનું પ્રચંડ શરીર ઘણું ભયાનક હતું અને તે તેજવડે સૂર્યની પેઠે દેદીપ્યમાન જણાતું હતું. હે મહારાજ ! કાળાગ્નિના જેવી કાંતિવાળો તે ધુંધુ દૈત્ય પશ્ચિમ દિશા રોકીને સૂતો હતો. હે રાજસિંહ ! કુવલાશ્વપુત્રોએ ત્યાં તેને ચોતરફથી ઘેરી લીધો,[૨૩] અને તીક્ષ્ણ બાણો, ગદાઓ,મુસલો, પટ્ટિશો, પરિઘો,પ્રાસો અને ધારદાર ચળકતી તરવારોવડે તેના ઉપર મારો ચલાવવા માંડ્યો.[૨૪]મહાબળવાન ધુંધુના ઉપર પ્રહાર થવા માંડયો ત્યારે તે ક્રોધ કરીને ઉઠયો અને ક્રોધાવેશમાં રાજપુત્રોનાં અનેક શસ્ત્રો ગળી ગયો;[૨૫] તથા હે રાજસિંહ ! પૂર્વે જેમ ક્રોધ પામેલા કપિલ ભગવાને સગરના પુત્રોને બાળી નાખ્યા હતા, તેમજ ધુંધુએ ક્રોધ વડે લોકોનો નાશ કરતો હોય તે રીતે મુખમાંથી પ્રલયકાળના જેવા અગ્નિને કાઢીને, તે મુખમાંથી નીકળેલા અગ્નિરૂપી પોતાના તેજવડે એક ક્ષણમાંજ તે સઘળા રાજપુત્રોને બાળી નાખ્યા. એ ત્યાં અદ્ભુત જેવું થઇ પડયું. હે ભરતશ્રેષ્ઠ ! જ્યારે રાજપુત્રો ક્રોધાગ્નિથી બળી ગયા, ત્યારે મહાતેજસ્વી કુવલાશ્વરાજા બીજા કુંભકર્ણની પેઠે જાગ્રત થયેલા મહાત્મા ધુંધુની સામે લડવા ગયો.[૨૯] હે મહારાજ ! તે વખતે ધુંધુના દેહમાંથી પુષ્કળ પાણી ઝરવા લાગ્યું. હે રાજા ! યોગસિદ્ધ રાજાએ યોગવડે તે જળમય તેજનું પાન કર્યું અને જળવડે અગ્નિને પણ શાંત કરી દીધો. તે પછી હે ભરતશ્રેષ્ઠ રાજેંદ્ર! લોકના કલ્યાણને માટે રાજાએ બ્રહ્માસ્ત્ર મૂકીને ક્રૂર પરાક્રમી દૈત્યને બાળી નાખ્યો.રાજર્ષિ કુવલાશ્વ, દેવના શત્રુ અને અમિત્રોનો નાશ કરનારા તે મહાસુરને અસ્ત્રવડે બાળી મૂકીને,બીજા ત્રિલોકેશ ઇંદ્રના જેવો શોભવા લાગ્યો. ઉદાર મનવાળો તથા અતુલરથી કુવલાશ્વ રાજા, ધુંધુ દૈત્યને મારવાથી તે વખતે ધુંધુમાર એવા નામથી પ્રખ્યાત થયો. હે રાજા ! તે પછી દૈત્યના વધથી પ્રસન્ન થયેલા મહર્ષિઓની સાથે દેવોએ રાજાને કહ્યું કે, 'તું વર માગ.' ત્યારે કુવલાશ્વ રાજા બે હાથ જોડી, પ્રણામ કરીને અત્યંત આનંદથી આ પ્રમાણે બોલ્યો:–'હું ઉત્તમ બ્રાહ્મણોને ધન આપ્યા કરૂં, શત્રુઓ મારો પરાજય કરી શકે નહિ, વિષ્ણુની સાથે મારે મિત્રતા થાય, હું કોઇ પ્રાણીનો દ્રોહ કરૂં નહિ, મારી હમેશાં ધર્મ ઉપર પ્રીતિ રહે અને મારો સ્વર્ગમાં અક્ષય વાસ થાય,એ હું માગું છું.' તે સાંભળીને દેવોએ પ્રસન્ન થઇને રાજાને 'તથાસ્તુ' એ પ્રમાણે કહ્યું.[૩૭] તે પછી હે રાજા! દેવો અને મહર્ષિઓ ઋષિઓની સાથે, ગંધર્વોની સાથે તથા બુદ્ધિમાન ઉત્તંકની સાથે પરસ્પર વાતચીત કરીને તથા રાજાને અનેક આશીર્વાદો આપીને પોતપોતાના સ્થાનમાં ગયા. હે યુધિષ્ઠિર ! એ યુદ્ધમાં રાજાના ત્રણ પુત્રો જીવતા રહ્યા હતા.[૩૯] હે મહાભાગ્યશાળી ભરતકુરુવંશી રાજા ! તેઓનાં નામ દઢાશ્વ, કપિલાશ્વ અને ચંદ્રાશ્વ હતાં અને તે ત્રણથી અમાપ તેજવાળા મહાત્મા ઇક્ષ્વાકુકુળના રાજાઓની વંશપરંપરા ચાલી છે. હે સજ્જનશ્રેષ્ઠ ! આ પ્રમાણે કુવલાશ્વે, તે મધુકૈટભના પુત્ર ધુંધુ નામના મહા દૈત્યને માર્યો હતો અને ત્યારથી આરંભીને કુવલાશ્વ રાજા ધુંધુમાર નામને તથા ગુણને પાત્ર થયો હતો.

હે યુધિષ્ઠિર ! તમે મને જે પૂછયું હતું તે ધુંધુમારનું સમગ્ર આખ્યાન મેં તમને કહ્યું છે, કે જે આખ્યાન ધુંધુમારનાં કર્મવડે પ્રસિદ્ધ થયેલું છે. જે ધર્માત્મા પુરુષ વિષ્ણુના ગુણાનુવાદવાળું આ પવિત્ર આખ્યાન સાંભળે છે તે પુત્રવાન થાય છે અને પર્વોને દિવસે આ આખ્યાન સાંભળવાથી પુરુષ આયુષ્યવાળો, ઐશ્વર્યવાળો તથા ક્લેશરહિત થઇને સર્વ વ્યાધિઓના

ભયથી મુક્ત થાય છે.૪૦–૪૫

ઇતિ શ્રીમહા૦ વન૦ " માર્કંડેયસમાસ્યા પર્વમાં"ધુંધુમારનું આખ્યાન" એ વિષયનો અધ્યાય ૨૦૪ મો સમાપ્ત.

# અધ્યાય ૨૦૫ મો

## પતિવ્રતાનું માહાત્મ્ય

**॥ वैशंपायन उवाच ॥**

**ततो युधिष्ठिरो राजा मार्कंडेयं महाद्युतिम् ॥**
**पप्रच्छ भरतश्रेष्ठ धर्मप्रश्नं सुदुर्विदम् ॥ १ ॥**

વૈશંપાયને કહ્યું:–હે ભરતશ્રેષ્ઠ! તે પછી યુધિષ્ઠિર રાજાએ, મહાકાંતિવાળા માર્કંડેયને એકદમ ન સમજી શકાય તેવો ધર્મસંબંધી પ્રશ્ન પૂછયો કે;[૧] "હે ભગવન ! હે વિપ્ર ! તમે સ્ત્રીઓનું સૂક્ષ્મ તથા ધર્મયુક્ત એવું ઉત્તમ માહાત્મ્ય યથાર્થરીતે કહો. હું તે સાંભળવાની ઈચ્છા રાખું છું.[૨] હે શ્રેષ્ઠ બ્રહ્મર્ષિ ! સૂર્ય, ચંદ્ર, વાયુ, પૃથ્વી, અગ્નિ, પિતા, માતા અને ભગવાન ગુરુ–એ દેવો આ લોકમાં પ્રત્યક્ષ રીતે જોવામાં આવે છે. તેમજ હે ભૃગુનંદન ! બીજું પણ જે કંઇ દેવતરીકે કહેલું છે તે પણ જોવામાં આવે છે.[૪] સર્વ ગુરુજનો તથા એક પતિની સેવા કરનારી પતિવ્રતા સ્ત્રીઓ માન આપવાયોગ્ય છે. તેમાં પણ પતિવ્રતાઓ પતિની જે સેવા કરે છે,તે મને દુષ્કર જણાય છે;[૫] માટે હે પ્રભુ ! તમે મને પતિવ્રતાઓનું માહાત્મ્ય કહેવા યોગ્ય છો. હે નિષ્પાપ! પતિવ્રતાઓ ઇંદ્રિય સમુદાયને અને મનને રુંધી રાખીને પોતાના પતિનેજ દેવતાની પેઠે ચિંતન કરતી રહે છે. હે ભગવન્ ! હે પ્રભુ! એ મને કઠિન લાગે છે.[૬,૭] હે દ્વિજ ! સ્ત્રીઓને માતાપિતાની તેમજ પતિની પણ સેવા કરવી પડે છે, આ સ્ત્રીઓના અતિ ગહન ધર્મના જેવું હું બીજું કંઈ કઠિન જોતો નથી.[૮] હે બ્રહ્મન્ ! પવિત્ર આચારવાળી સ્ત્રીઓ હમેશાં આદરપૂર્વક પતિની સાથે તથા માતાપિતાની સાથે જે વર્તન કરે છે તે ખરેખર કઠિન છે.[૯] જે સ્ત્રીઓ એક પતિનીજ પત્ની થઇને રહે છે, જેઓ સત્ય બોલે છે અને જેઓ યોગ્યસમયે પતિસમાગમ કરીને પોતાના ઉદરમાં દશ માસસુધી ગર્ભને ધારણ કરે છે, તેઓનાં તે આચરણ કરતાં બીજું અધિક આશ્ચર્યકારક શું હોય ? હે પ્રભુ ! વળી સ્ત્રીઓ પ્રાણસંશયમાં પડીને તથા અતુલ્ય વેદના ભોગવીને મોટાં દુઃખથી સંતતિને જન્મ આપે છે, અને હે દ્વિજશ્રેષ્ઠ ! તે સંતતિનું મોટા સ્નેહથી પોષણ કરે છે.[૧૨] જેઓ સર્વ પ્રકારનાં ક્રૂર કર્મો કરનારા હોય છે અને તેથી નિંદાતા હોય છે, તોપણ તેઓ સર્વદા સ્વકર્મ જાણીને તે કરતા હોય તો તેને પણ હું કઠિન માનું છું; માટે હે દ્વિજ ! એ ક્ષત્રિયધર્મના આચારનું તત્ત્વ પણ મને સ્પષ્ટ રીતે કહો; કારણ કે,હે વિપ્ર ! ક્રૂર મનુષ્યોને મહાત્માના ધર્મની પ્રાપ્તિ થવી બહુ દુર્લભ છે.[૧૪] હે પ્રશ્નવેત્તાઓમાં શ્રેષ્ઠ ભગવન્ ! હે ઉત્તમ વ્રતવાળા ભૃગુકુળશ્રેષ્ઠ ! તમારી પાસેથી એ પ્રશ્નનો ઉત્તર સાંભળવાને હું ઈચ્છા રાખું છું."[૧૫]

માર્કંડેયે કહ્યું:–"હે ભરતશ્રેષ્ઠ! હું આ ઉત્તર આપવામાં કઠિન એવા તમારા પ્રશ્નનો યથાર્થ ઉત્તર આપું છું, તે તમે સાંભળો.[૧૬] કેટલાએક માતાને શ્રેષ્ઠ માને છે ત્યારે કેટલાએક પિતાને શ્રેષ્ઠ માને છે; પરંતુ માતા જે પ્રજાને ઉછેરે છે તે તેનું કાર્ય ઘણું કઠિન છે.[૧૭] તેમજ પિતાઓ પણ તપશ્ચર્યા, દેવપૂજા, દેવવંદન, સહનશીલતા અને અભિચારના ઉપાયો કરીને તેવડે પુત્રો મેળવવાની ઇચ્છા રાખે છે.[૧૮] હે વીર ! આ પ્રમાણે મોટાં કષ્ટો સેવીને અતિ દુર્લભ પુત્રને મેળવે છે અને તે પછી આ પુત્ર કેવો નિવડશે તેને માટે સદા કાળજી રાખે છે.[૧૯] હે ભારત! પિતા તથા માતા પોતાના પુત્રને યશ, કીર્તિ, ઐશ્વર્ય, પ્રજા તથા ધર્મનો લાભ થાય એવી આશા રાખે છે;[૨૦] માટે તે માતાપિતાની આશાને જે પુત્ર સફળ કરે છે તેજ ધર્મવેત્તા છે. હે રાજેંદ્ર ! જે પુત્રના ઉપર માતાપિતા નિત્ય પ્રસન્ન રહે છે તેને આ લોકમાં અને પરલોકમાં કીર્તિ મળે છે અને શાશ્વત ધર્મનો લાભ છે; તેમજ સ્ત્રીઓને કોઇ યજ્ઞક્રિયા, શ્રાદ્ધ અને ઉપવાસોની જરૂર

નથી, પરંતુ તેઓ જે પતિની સેવા કરે છે તેનાથીજ તેઓને સ્વર્ગ મળે છે. હે યુધિષ્ઠિર રાજા! આ પ્રકરણને ઉદ્દેશીને તમે પતિવ્રતાના આવશ્યક ધર્મો એકાગ્રતાથી સાંભળો.[૨૧-૨૪]

ઇતિ શ્રીમહા૦ વન૦ માર્કંડેય સમાસ્યા પર્વમાં "પતિવ્રતાનું આખ્યાન" એ વિષયનો અધ્યાય ૨૦૫ મો સમાપ્ત.

## અધ્યાય ૨૦૬ મો

### પતિવ્રતાનું આખ્યાન-કૌશિકની કથા

॥ मार्कंडेय उवाच ॥

**कश्चिद्द्विजातिप्रवरो वेदाध्यायी तपोधनः ॥**
**तपस्वी धर्मशीलश्च कौशिको नाम भारत १**

માર્કંડેયે કહ્યું:-હે ભરતવંશી રાજા! કોઈ એક કૌશિક નામનો ઉત્તમ બ્રાહ્મણ હતો. તે વેદનું અધ્યયન કરતો હતો, તપસ્વી હતો, તપનેજ ધન માનતો હતો અને ધર્મશીલ હતો. તે દ્વિજશ્રેષ્ઠ શિક્ષાદિક અંગો અને ઉપનિષદોની સાથે વેદોને ભણ્યા કરતો હતો. એક વખતે તે કોઈએક ઝાડના મૂળ આગળ બેસીને વેદ ભણતો હતો, તે વખતે ઝાડની ઉપર એક બગલી છુપાઇને બેઠી હતી, તેણે તે બ્રાહ્મણના ઉપર અઘાર કરી.[૧-૩] ત્યારે બ્રાહ્મણ તે બગલીને જોઇને ક્રોધ પામ્યો અને તેણે અત્યંત ક્રોધથી ઘેરાઇ જઈને બગલીનું અનિષ્ટ કરવાના વિચારથી તેના તરફ દૃષ્ટિ કરી.[૪] બ્રાહ્મણે અનિષ્ટ ચિંતન કરીને દૃષ્ટિ કરી તેની સાથેજ તે બગલી જમીનપર પછડાઇ પડી. બગલીને પ્રાણ વિનાની થઈ અચેતન પડેલી જોઇને દયા આવવાથી બ્રાહ્મણને સંતાપ થવા લાગ્યો અને તે તેના સંબંધમાં શોક કરતો બોલ્યો કે; 'મેં ક્રોધ અને રાગના તડાકામાં સપડાઇને આ અકાર્ય કર્યું છે!'[૫,૬]

માર્કંડેયે કહ્યું:-હે ભરતશ્રેષ્ઠ! આ પ્રમાણે વારંવાર કહ્યા પછી તે વિદ્વાન બ્રાહ્મણ ભિક્ષા માગવા માટે એક ગામમાં ગયો; અને ત્યાં પવિત્ર ઘરોમાં ભિક્ષામાટે ફરતો ફરતો તે, પહેલાં જે ઘરમાં ભિક્ષા માટે ગયો હતો તેજ ઘરમાં પેઠો. ત્યાં જઇને તેણે 'ભિક્ષા આપો' કહીને યાચના કરી, એટલે ઘરમાંની સ્ત્રીએ 'ઉભા રહો' એમ કહ્યું. 'તે ગૃહિણી ભિક્ષા આપવાનાં પાત્રને અજવાળીને સાફ કરવા લાગી, એટલામાં હે રાજા! તે સ્ત્રીનો પતિ ભૂખથી અત્યંત આકુળ વ્યાકુળ થતો એકાએક ઘરમાં પેઠો. હે ભરતશ્રેષ્ઠ! તે પતિવ્રતા સ્ત્રીએ પોતાના પતિને જોયો એટલે ભિક્ષા માગવા આવેલા બ્રાહ્મણને ભિક્ષા આપવાનું પડતું મૂકી, પતિને પગ ધોવાનું તથા આચમન કરવાનું પાણી આપ્યું, બેસવામાટે આસન આપ્યું અને અત્યંત સ્વાદિષ્ટ એવા ભક્ષ્ય તથા ભોજ્ય આદિ ભોજનના પદાર્થો પીરસ્યા.પછી તે શ્યામ નેત્રવાળી સ્ત્રી વિનયથી પતિની સેવા કરવા લાગી. હે યુધિષ્ઠિર! તે સ્ત્રી નિત્ય પતિને જમતાં બાકી રહેલું ઉચ્છિષ્ટ ભોજન ભાવથી જમતી હતી, પતિને પોતાનું દૈવત માનતી હતી, પતિના ચિત્તને અનુસરીને ચાલતી હતી તથા બીજાનું ચિંતન ન કરતાં કર્મ, મન અને વાણીવડે પતિનીજ સેવા કરતી હતી,[૧૩] તે સર્વ ભાવથી પતિને શરણે રહેતી હતી, પતિની સેવામાં પ્રીતિ રાખતી હતી, સદાચારવાળી હતી, પવિત્ર હતી, ચતુર હતી,કુટુંબનું હિત ઇચ્છતી હતી અને પોતાના પતિનું જે રીતે હિત થાય તે રીતે નિત્ય વર્તતી હતી; તેમજ હમેશાં ઈંદ્રિયોને વશ રાખીને દેવતા, અતિથિ,પોષણ કરવાયોગ્ય મનુષ્યો સાસુ અને સસરાની સેવા કરવામાં નિત્ય તત્પર રહેતી હતી.

તે સુંદર નેત્રવાળી સ્ત્રી પતિની સેવા કરતી હતી,એવામાં તેણે ભિક્ષાની ઇચ્છાથી ઉભા રહેલા પેલા બ્રાહ્મણને જોયો અને તેને ભિક્ષા આપવાનું યાદ આવ્યું. તે વખતે હે ભરતશ્રેષ્ઠ! તે યશસ્વિની સતી સ્ત્રી શરમાઇ ગઈ અને ભિક્ષા લઇને બ્રાહ્મણને આપવા નીકળી.[૧૭] ત્યારે બ્રાહ્મણ બોલ્યો; 'હે સુંદર સ્ત્રિ! તેં મને 'ઉભો રહે' કહીને રોકી રાખ્યો અને પછી વિદાય કર્યો નહિ, આ શું?[૧૮]'

માર્કંડેયે કહ્યું:-હે મનુષ્યેંદ્ર! તે બ્રાહ્મણને

ક્રોધવડે સંતપ્ત થઇને જાણે તેજથી બળતો હોય તેવો જોઇને પેલી સ્ત્રી સાંત્વનપૂર્વક કહેવા લાગી.

સ્ત્રીએ કહ્યું:–'હે વિદ્રાન્ બ્રાહ્મણ! તમે મને ક્ષમા કરવા યોગ્ય છો; કારણકે પતિ મારૂં પરમ દૈવત છે અને તે પણ ભૂખ્યા થઇને તથા થાકીને ઘેરે આવ્યા હતા એટલે હું તેમની સેવામાં રોકાઇ ગઇ હતી.'[૨૦]

બ્રાહ્મણે કહ્યું; 'તેં બ્રાહ્મણોને શ્રેષ્ઠ ન માનતાં પતિને શ્રેષ્ઠ માન્યો કેમ? તું ગૃહસ્થના ધર્મમાં રહેવા છતાં બ્રાહ્મણનું અપમાન કરે છે કે?[૨૧] ઇંદ્ર પણ બ્રાહ્મણોને પ્રણામ કરે છે તો પછી પૃથ્વી ઉપર મનુષ્ય તેને પ્રણામ કરે એમાં શું આશ્ચર્ય! ઓ ગર્વિષ્ઠ સ્ત્રિ! તે તું જાણતી નથી, પણ તેં વૃદ્ધોની પાસેથી એ બ્રાહ્મણનું મહાત્મ્ય સાંભળ્યું નથી?[૨૨] રે! બ્રાહ્મણો તો અગ્નિ જેવા છે. તેઓ પૃથ્વીને પણ બાળી નાખવા સમર્થ છે.'

સ્ત્રીએ કહ્યું:–'હે તપોધન બ્રહ્મર્ષિ! તમે ક્રોધ ન નરો. હું કંઇ બગલી નથી! હું મનસ્વી અને દેવના સમાન બ્રાહ્મણોનું અપમાન કરતી નથી, પરંતુ તમે ક્રોધ કરીને આ તમારી ક્રોધી દૃષ્ટિથી મને શું કરશો?[૨૩,૨૪] હે નિષ્પાપ! તમે મારા અપરાધને માટે ક્ષમા આપવા યોગ્ય છો. હું બુદ્ધિમાન બ્રાહ્મણોના મહાભાગ્યને તથા તેજને જાણું છું.[૨૫] બ્રાહ્મણેજ ક્રોધ કરીને સમુદ્રને ખારા જળવાળો અને તેથી ન પીવાય એવો કરી દીધો છે. તેમજ સંસ્કારયુકત અંતઃકરણવાળા અને પ્રદીપ્ત તપવાળા દંડકારણ્યવાસી મુનિઓના ક્રોધનો અગ્નિ હજી પણ દંડકારણ્યમાં શાંત પડતો નથી. વળી દુષ્ટાત્મા અને ક્રૂર એવો મહા દૈત્ય વાતાપિ બ્રાહ્મણોને દુઃખ દેવાથી અગસ્ત્ય ઋષિની પાસે જઇને તેના પેટમાં પચી ગયો હતો. હે બ્રહ્મન્! મહાત્મા બ્રાહ્મણોના આવા આવા ઘણા પ્રભાવો સંભળાય છે. મહાત્માઓનો ક્રોધ પણ ઘણો મોટો હોય છે, તેમજ કૃપા પણ મોટી હોય છે. હે નિષ્પાપ બ્રાહ્મણ! તમારે આ અપરાધને માટે મને ક્ષમા આપવી જોઇએ,[૨૯] હે દ્વિજ! મને પતિસેવાથી જે ધર્મ ઉત્પન્ન થાય છે, તેજ રુચે છે; કારણ કે સર્વ દૈવતોમાં મારૂ પરમ દૈવત પતિજ છે.[૩૦] હે દ્વિજોત્તમ! હું કોઇ પણ પ્રકારનો ભેદ ન માનતાં તેની સેવારૂપી ધર્મનું સેવન કરૂં છું. હે બ્રાહ્મણ! પતિની સેવાનું ફળ કેવું હોય છે તેને તમે જુવો![૩૧] તમે ક્રોધથી બગલીને બાળી નાખી તે મેં જાણ્યું છે! હે દ્વિજશ્રેષ્ઠ! ક્રોધ એ મનુષ્યોના શરીરમાં રહેલો શત્રુ છે.[૩૨] જે મનુષ્ય ક્રોધનો અને મોહનો ત્યાગ કરે છે, તેનેજ દેવતાઓ બ્રાહ્મણ જાણે છે; વળી જે મનુષ્ય આ લોકમાં સત્ય ભાષણ કરે છે, ગુરુને સંતોષ પમાડે છે અને બીજો પીડા કરે તોપણ તેને સામી પીડા ન કરે તેને દેવતાઓ બ્રાહ્મણ જાણે છે. જે જિતેંદ્રિય છે, ધર્મપરાયણ છે, સ્વાધ્યાયમાં તત્પર રહે છે, શુદ્ધ રહે છે અને કામ તથા ક્રોધને વશ રાખે છે તેને દેવતાઓ બ્રાહ્મણ જાણે છે. જે ધર્મવેત્તા ઉદાર પુરુષને જગત આત્મસમાન લાગે છે[૩૫] અને જે સર્વધર્મનું આચરણ કરે છે તેને દેવતાઓ બ્રાહ્મણ જાણે છે, જે બ્રાહ્મણ ભણાવે છે, પોતે ભણે છે, યજ્ઞ કરે છે અને કરાવે છે તથા યથાશક્તિ દાન કરે છે, તેને દેવતાઓ બ્રાહ્મણ જાણે છે. જે દાનશૂર ઉત્તમ બ્રાહ્મણ બ્રહ્મચર્ય પાળીને વેદાધ્યયન કરે છે અને અધ્યયન પછી પણ તે તરફ દુર્લક્ષ્ય ન કરતાં નિત્ય ભણ્યા કરે છે, તેને દેવતાઓ બ્રાહ્મણ જાણે છે. બ્રાહ્મણોનું જે કરવાથી કલ્યાણ થાય તે તેઓને કહેવું,[૩૮] અને તેવું સત્ય બોલનારાઓનું મન અસત્યમાં રમણ કરતું નથી. હે દ્વિજશ્રેષ્ઠ! વેદાધ્યયન કરવું બાહ્ય ઇંદ્રિયોને વશ રાખવી, સરળ રહેવું, અને આભ્યંતર ઇંદ્રિયોનો નિગ્રહ કરવો–આ બ્રાહ્મણોનો અક્ષય ધર્મ છે, એમ દેવો કહે છે. તેમાં પણ ધર્મવેત્તા પુરુષો સત્યને અને સરલતાને મુખ્ય ધર્મ કહે છે.[૩૯,૪૦] સનાતન ધર્મ જાણવો કઠિન છે અને તે સત્યમાં રહેલો છે. જે વિધિમાં શ્રુતિનું પ્રમાણ હોય તેજ ધર્મ છે એવું જ્ઞાનવૃદ્ધ મનુ વગેરેનું આજ્ઞારૂપ વચન છે.[૪૧] હે દ્વિજોત્તમ! ધર્મ સૂક્ષ્મજ છે, તોપણ તેના અનેક પ્રકારો જોવામાં આવે છે. આપ પણ ધ-

ર્મવેત્તાછો, વેદાધ્યયનમાં તત્પર છો અને પવિત્ર છો, છતાં હે ભગવન્! તમે ધર્મને યથાર્થ સમજતા નથી એમ મારૂં માનવું છે. હે વિપ્ર ! તમને જો ઉત્તમ પ્રકારના ધર્મનું જ્ઞાન ન હોય તો તમે મિથિલા નગરીમાં જઇને ધર્મવ્યાધને પ્રશ્ન કરો. એ ધર્મવ્યાધ માતાપિતાની સેવા કરનારો, સત્યવાદી તથા જિતેંદ્રિય છે અને મિથિલામાં રહે છે. હે ઉત્તમ બ્રાહ્મણ! તમારી ઈચ્છામાં આવે તો તમે ત્યાં જાઓ, તે તમને ધર્મ કહેશે, તમારૂં કલ્યાણ થાઓ.[૪૫] હે અનિંદિત બ્રાહ્મણ ! મારાથી વધારે પડતું બોલાયું હોય, તે સર્વને માટે આપ ક્ષમા કરવા યોગ્ય છો; કારણકે જેઓ ધર્મને સારી રીતે જાણે છે તે સર્વને સ્ત્રીઓ અવધ્ય છે!'

બ્રાહ્મણે કહ્યું:– હે કલ્યાણિ ! તારૂં કલ્યાણ થાઓ. હું તારા ઉપર પ્રસન્ન થયો છું અને મારો ક્રોધ ઉતરી ગયો છે. જો કે તેં મને ઘણો ઠપકો આપ્યો છે, તોપણ તેમાં મારૂં મોટું કલ્યાણ રહેલું છે. હે સુંદરિ ! હવે હું જઈશ અને મારૂં કાર્ય સાધીશ ! તારૂં કલ્યાણ થાઓ.' [૪૬,૪૭]

માર્કંડેયે કહ્યું:– તે સતીએ જવાની રજા આપી, એટલે તે બ્રાહ્મણશ્રેષ્ઠ કૌશિક ત્યાંથી નીકળીને પોતાની નિંદા કરતો પોતાને ઘેરજ ગયો.

ઇતિ શ્રીમહા૦ વન૦ માર્કંડેયસમાસ્યાપર્વ
માં "પતિવ્રતોપાખ્યાન" એ
વિષયનો અધ્યાય ૨૦૬ મો સમાપ્ત.

## અધ્યાય ૨૦૭ મો

### ધર્મવ્યાધનું આખ્યાન–બ્રાહ્મણ અને વ્યાધનો સંવાદ

॥ मार्कंडेय उवाच ॥

चिंतयित्वा तदाश्चर्यं स्त्रिया प्रोक्तमशेषतः ॥
विनिंद्य स स्वमात्मानमागस्कृत इवाबभौ १

માર્કંડેયે કહ્યું:– કૌશિક બ્રાહ્મણ સ્ત્રીએ કહેલા આશ્ચર્યકારક વૃત્તાંતના સંબંધમાં વિચાર કરીને પોતેજ પોતાની નિંદા કરવા લાગ્યો; અને અપરાધી હોય તેના જેવો દેખાવા લાગ્યો તેમજ સ્વધર્મની સૂક્ષ્મ ગતિનો વિચાર કરતાં તે બોલ્યો કે:–'મારે શ્રદ્ધાથી વર્તવું જોઈએ, માટે હું મિથિલા નગરીમાં જાઉં.[૧,૨] તે નગરીમાં કૃતાર્થ થયેલો ધર્મવેત્તા વ્યાધ અવશ્ય રહે છે, માટે હું તે તપરૂપી ધનવાળા ધર્મવ્યાધને ધર્મ પૂછવા આજેજ તેની પાસે જાઉં.'[૩] આ પ્રમાણે મનમાં વિચાર કરીને, તે સ્ત્રીએ કહેલા બગલીના મરણવૃત્તાંતથી ઉત્પન્ન થયેલા વિશ્વાસવડે તથા તેનાં ઉત્તમ ધર્મવાળાં વચનોથી તે સ્ત્રીનાં વચન ઉપર શ્રદ્ધા રાખીને, કૌશિક બ્રાહ્મણ કૌતુકયુક્ત થઈ મિથિલા નગરીપ્રત્યે જવા નીકળ્યો. માર્ગમાં આવતાં અરણ્યોને, ગામોને અને નગરોને ઉલ્લંઘન કરતો કરતો તે, જનકરાજાએ સારી રીતે રક્ષણ કરેલી મિથિલા નગરીમાં જઇ પહોંચ્યો. તે ઉત્તમ નગરી ધાર્મિક કૃત્યોરૂપી ધર્મમર્યાદાઓથી વ્યાપ્ત હતી, તેમાંયજ્ઞના ઉત્સવો ચાલી રહ્યા હતા, કોટ, દરવાજા, અટારીઓ, હવેલીઓ તથા સાત સાત માળનાં અનેક મહાલયોથી તે નગરી શોભી રહી હતી. તેમાં અનેક દુકાનો આવી રહી હતી, વિભાગવાર રાજમાર્ગો બાંધી લીધેલા હતા, પુષ્કળ ઘોડાઓ, રથો, હાથીઓ તથાયોદ્ધાઓથી તે નગરી ભરેલી હતી, હૃષ્ટપુષ્ટ મનુષ્યોથી ભરપૂર હતી, નિત્ય થતા ઉત્સવોથી ગાજી રહી હતી અને ત્યાં અનેક પ્રકારના વૃત્તાંતો ચાલી રહ્યા હતા. આવી તે રમણીય નગરીમાં પ્રવેશ કર્યા પછી તે બ્રાહ્મણે આગળ જતાં જતાં 'ધર્મવ્યાધ કયાં રહે છે ?' તે પૂછયું, ત્યારે બ્રાહ્મણોએ તેને ધર્મવ્યાધનો પત્તો આપ્યો. તે પ્રમાણે બ્રાહ્મણ ત્યાં ગયો અને તેણે તપસ્વી ધર્મવ્યાધને પશુઓના વધસ્થાનમાં બેઠેલો તથા મૃગ અને પ્રાણીઓનાં માંસને વેચતો દીઠો. તે વખતે ઘરાકોની ઘણી ભીડ હતી, એટલે બ્રાહ્મણ ત્યાંથી એકાંતમાં જઇને બેઠો;[૧૧] પરંતુ ધર્મવ્યાધને બ્રાહ્મણ આવ્યાની જાણ થઇ, એટલે તે એકાએક ત્વરાથી ઉઠયો અને જે એકાંતસ્થાનમાં બ્રાહ્મણ બેઠો હતો, ત્યાં આવ્યો.[૧૨]

વ્યાધે કહ્યું:– 'હે ભગવન્ ! હું તમને પ્રણામ કરૂં છું. હે દ્વિજશ્રેષ્ઠ ! તમે ભલે આવ્યા!

તમારૂં કલ્યાણ થાઓ. હુંજ તે વ્યાધ છું, મને આજ્ઞા કરો, હું આપનું શું કાર્ય કરૂં ?[૧૩]પતિવ્રતા સ્ત્રીએ તમને જે કહ્યું હતું કે 'તમે મિથિલામાં જાઓ,' તે અને તમે જેટલા માટે અહીં આવ્યા છો તે–સર્વ હું જાણું છું.'[૧૪]

ધર્મવ્યાધનાં તે વચન સાંભળીને બ્રાહ્મણ બહુ વિસ્મય પામ્યો અને 'આ બીજું આશ્ચર્ય !' એમ વિચારવા લાગ્યો.[૧૫] ત્યારપછી વ્યાધે બ્રાહ્મણને કહ્યું કેઃ–'હે ભગવન્ ! તમે અયોગ્ય સ્થાનમાં બેઠા છો, માટે હે નિષ્પાપ ! તમને જો રુચતું હોય તો આપણે બન્ને ઘેર જઇએ.'[૧૬]

માર્કંડેયે કહ્યું:–તે સાંભળીને પ્રસન્ન થયેલા બ્રાહ્મણે વ્યાધને 'સારૂં તેમ કરો' એટલુંજ કહ્યું. તે પછી ધર્મવ્યાધ બ્રાહ્મણને આગળ કરીને પોતાને ઘેર ગયો;[૧૭] અને રમણીય ઘરમાં પ્રવેશ કરીને વ્યાધે બ્રાહ્મણને બેસવા આસન આપ્યું તથા પગ ધોવાનું અને આચમન કરવાનું જળ આપી સત્કાર કર્યો. બ્રાહ્મણ પણ પગ ધોઈ આચમન કરીને સુખથી આસન ઉપર બેઠો અને વ્યાધપ્રત્યે બોલ્યો કેઃ–'આ માંસ વેચવાનું કામ તમને યોગ્ય નથી, એમ મને લાગે છે. હે તાત ! તમારા એ ઘોર કર્મથી મને બહુ સંતાપ થાય છે.'[૧૮,૧૯]

વ્યાધે કહ્યું:–'હે દ્વિજ ! આ ધંધો મારા બાપદાદાથી ચાલતો આવેલો છે અને તે મારા કુળને યોગ્ય છે; માટે હું મારા સ્વધર્મ પ્રમાણે વર્તું છું, તેથી તમે મારા ઉપર ક્રોધ કરશો નહિ. હે દ્વિજશ્રેષ્ઠ ! વિધાતાએ પૂર્વે મારેમાટે જે કર્મ નિર્માણ કર્યું છે, તેસ્વકર્મને હું પાલન કરૂં છું, વૃદ્ધ માતાપિતાની પ્રયત્નથી સેવા કરૂં છું,'[૨૧] સત્ય બોલું છું, કોઈની ઈર્ષ્યા કરતો નથી, યથાશક્તિ દાન આપું છું, દેવતા, અતિથિ અને પોષ્યવર્ગને જમાડયા પછી બાકી રહેલા અન્નથી આજીવિકા કરૂં છું,[૨૨] કોઈનામાં રહેલા દોષને ઉઘાડતો નથી અને નિર્દોષપર દોષારોપ કરતો નથી.

હે દ્વિજોત્તમ ! પૂર્વે કરેલું મહાબળવાન કર્મ કર્તાની પાછળ અનુસર્યા કરે છે, જગતમાં ખેતી, ગોપાલન અને વ્યાપાર–એ લોકોનાં જીવિકાનાં સાધન છે અને રાજનીતિ તથા ત્રણ વેદની વિદ્યાથી જગત અસ્તિત્વ ભોગવે છે. શૂદ્રને સેવાકર્મ, વૈશ્યને ખેતી, ક્ષત્રિયને સંગ્રામ અને બ્રાહ્મણને સર્વદા બ્રહ્મચર્ય, તપશ્ચર્યા, વેદપાઠ તથા સત્ય ભાષણ એ શસ્ત્રોક્ત છે. રાજા પોતપોતાનાં કર્મમાં તત્પર રહેલી પ્રજાનું ધર્મથી પરિપાલન કરે છે અને કેટલાએક સ્વકર્મનો ત્યાગ કરીને વિરુદ્ધ કર્મકરતા હોય છે, તેઓને ફરી તેઓનાં સ્વકર્મમાં જોડે છે,[૨૬]માટે સર્વદા રાજાથી ડરીને ચાલવું જોઈએ; કારણ કે રાજાઓ પ્રજાના અધિપતિ છે. એ રાજાઓ જેમ બાણોવડે મૃગને અટકાવે છે, તેમ સ્વકર્મ છોડીને વિરુદ્ધ કર્મમાં પડેલા મનુષ્યને અટકાવે છે.

હે બ્રહ્મર્ષિ ! આ જનકરાજાના રાજ્યમાં કોઇપણ મનુષ્ય વિપરીત કર્મ કરનારો નથી; પરંતુ હે દ્વિજશ્રેષ્ઠ ! ચારે વર્ણના મનુષ્યો સ્વકર્મમાં તત્પર રહે છે.[૨૮] આ જનકરાજા, પોતાનો પુત્ર પણ જો દુષ્ટ વર્તનવાળો અને દંડ કરવા યોગ્ય હોય, તો તેનો પણ દંડ કરે છે અને ધાર્મિક મનુષ્યને ત્રાસ આપતો નથી.[૨૯] એ રાજાએ સારી રીતે ગુપ્ત દૂતોની યોજના કરેલી છે અને એ તેદ્વારા સર્વનું ધર્મપૂર્વક અવલોકન કરે છે. હે દ્વિજોત્તમ ! લક્ષ્મી, રાજ્ય અને દંડ, એ ક્ષત્રિયોનાં છે;[૩૦] માટેજ રાજાઓ સ્વધર્મથી પુષ્કળ લક્ષ્મી સંપાદન કરવાની ઇચ્છા કરે છે અને સર્વ વર્ણોનો રક્ષક પણ રાજાજ હોય છે.[૩૧]

હે બ્રહ્મન્ ! હું પોતે વરાહોને અને પાડાઓને મારતો નથી; પરંતુ હે બ્રહ્મર્ષિ ! હું સર્વદા બીજાનાં મારેલાં પશુઓનેજ વેચું છું.[૩૨] હું પોતે માંસભક્ષણ કરતો નથી, ઋતુકાળમાંજ પત્નીનો સમાગમ કરૂં છું, સદા દિવસે ઉપવાસ કરૂં છું અને હે દ્વિજ ! હમેશાં દિવસના આઠમા ભાગે ભોજન કરૂં છું.[૩૩] જે પુરુષ દુરાચારી દેખાય છે, તે પણ તેના ધર્મનો વિચાર કરતાં સદાચારી હોવાનો સંભવ છે અને પ્રાણીની હિંસા કરવામાં તત્પર પુરુષ ધાર્મિક હોવાનો સંભવ છે.[૩૪] રાજાઓનાં સ્વતંત્ર વર્ત-

નને લીધે ધર્મમાં મોટો ગોટાળો થઇ જાય છે, અધર્મની પ્રવૃત્તિ થાય છે અને તેથી પ્રજામાં સંકર (સેળભેળ) થાય છે;[૩૫] અને તેથી પ્રજા ભયાનક મુખની, ઠીંગણી, કુબડી, મોટાં માથાંવાળી, નપુંસક, અંધ, બહેરી અને ઉંચા ડોળાવાળી થાય છે. આ રીતે રાજાના અધર્મથી પ્રજાનો સદા નાશ થાય છે; પણ આ જનકરાજા તો ધર્મદષ્ટિથી પ્રજાજનોને જુએ છે અને સર્વદા સ્વધર્મમાં તત્પર રહેલી સર્વ પ્રજાના ઉપર અનુગ્રહ કરે છે. હે બ્રાહ્મણ ! જે મનુષ્યો મારી પ્રશંસા કરે છે અને જેઓ મારી નિંદા કરે છે,[૩૮] તે સર્વને હું પોતાનાં સત્કર્મવડે સંતુષ્ટ કરૂં છું. જેઓ સ્વધર્મથી જીવિકા ચલાવે છે, પારકા ઉપર જીવિકાનો ભાર નાખતા નથી, જિતેંદ્રિય હોય છે, ઉદ્યોગશીલ હોય છે અને સેનાની વ્યવસ્થા કરે છે, તેઓજ રાજા છે. નિત્ય શક્તિપૂર્વક અન્નદાન કરવું, સહનશીલ રહેવું, ધર્મપરાયણ થવું અને સર્વદા સર્વ પ્રાણીઓને યોગ્યતા પ્રમાણે માન આપવું-આ મનુષ્યોના આવશ્યક ગુણો છે, પણ તે ગુણો ત્યાગવિના પુરુષમાં રહી શકતા નથી.[૪૧] મનુષ્યે મિથ્યા ભાષણ કરવું નહિ, વગરયાચનાએ બીજાનું પ્રિય કરવું, કામ, ભય અથવા દ્વેષને લીધે ધર્મનો ત્યાગ કરવો નહિ, પ્રિય વસ્તુની પ્રાપ્તિ થતાં બહુ રાજી થવું નહિ, અપ્રિય વાત આવી પડતાં સંતાપ કરવો નહિ, દ્રવ્યસંબંધી વિપત્તિ આવતાં મુંઝાવું નહિ અને ધર્મનો ત્યાગ કરવો નહિ.[૪૩] જો પોતાથી કંઇ વિપરીત કર્મ થઇ જાય તો ફરી બીજું તેવું કર્મ કરવું નહિ, જેમાં પોતાનું અને સામાનું કલ્યાણ થતું હોય તેનોજ વિચાર કરવો અને તે કાર્યમાંજ મનને જોડવું;[૪૪] પાપીની સામે પાપી થઇને બદલો લેવો નહિ, પણ સર્વદા પોતે સાધુજ રહેવું; કારણ કે જે પાપી પાપ કરવા ઇચ્છે છે,તે પોતાને હાથેજ હણાયલો છે.[૪૫] બીજાનું અનિષ્ટ કરવું એ વ્યસની દુર્જનોનું કર્મ ચોરાદિક દુષ્ટોના જેવુંજ છે. જે મનુષ્યો 'ધર્મ નથી' એમ માનીને પવિત્ર ધર્મિષ્ઠ પુરુષોને હસે છે, તેવા ધર્મ ઉપર શ્રદ્ધાવિનાના પુરુષો અવશ્ય વિનાશ પામે છે. પાપી મનુષ્ય, ચામડાની મોટી ધમણમાં પવન ભરવાથી જેમ તે પોલી ધમણ ફુલે છે, તેમ નિત્ય નકામો ગર્વથી ફુલેલો રહે છે.[૪૭] અભિમાનથી ભરેલા તેવા મૂર્ખ લોકોના વિચારમાં કંઇપણ સાર હોતો નથી અને દિવસે સૂર્ય જે પ્રમાણે વસ્તુનું સ્વરૂપ દેખાડે છે, તે પ્રમાણે તે મૂર્ખનો અંતરાત્માજ તેની મૂર્ખતાનું સ્વરૂપ બીજાને દેખાડી દે છે.[૪૮] મૂર્ખ મનુષ્ય કેવળ પોતાની પ્રશંસા કર્યા કરે,તેથી કંઈ તે આ લોકમાં ઝળકી નીકળતો નથી; પણ જે વિદ્યાસંપન્ન પુરુષ છે,તે મલિન દેહવાળો હોય, તોપણ પ્રકાશી નીકળે છે.[૪૯] (કેટલાએક મૂર્ખો માને છે કે,) કોઇની પણ નિંદા કર્યાવિના અને પોતાની મહત્તાનું વર્ણન કર્યાવિના કોઇપણ ગુણવાન મનુષ્ય પૃથ્વી ઉપર એમ ને એમ ઝળકી નીકળેલો જોવામાં આવતો નથી.[૫૦] અસ્તુ. મનુષ્ય કરેલા પાપનો પશ્ચાત્તાપ કરે છે તો તે પાપથી મુક્ત થાય છે; અને હું તેવું પાપ ફરી નહિ કરૂં, આવો નિશ્ચય કરવાથી તે પુનઃ પાપ કરતો નથી.[૫૧] હે દ્વિજશ્રેષ્ઠ! વળી મનુષ્ય શાસ્ત્રોક્ત જપતપ વગેરે સત્કર્મ કરવાથી પણ પાપથી મુક્ત થાય છે. હે બ્રહ્મન્ !ધર્મવિષયમાં એવું સાંભળવામાં આવે છે.[૫૨] આ લોકમાં મનુષ્યને પૂર્વે કરેલાં પાપોનું જ્ઞાન ન હોય, તોપણ પછીથી ધર્મશીલ થએલો પુરુષ તે પૂર્વે કરેલાં પાપોનો નાશ કરે છે; કારણ કે હે તેજસ્વી બ્રાહ્મણ ! પુરુષથી પ્રમાદવડે આ લોકમાં જે કંઇ પાપ કરાય છે, તે પાપનો ધર્માચરણથી નાશ થાય છે.[૫૩] જે મનુષ્ય પાપકર્મ કર્યાપછી હું એ પાપમાં છું એમ કોઇ જાણતું નથી, એવું માને છે; પરંતુ તેને દેવતાઓ તથા પોતાના હૃદયમાં રહેનારા પરમાત્મા જુવે છે.[૫૪] મનુષ્ય જે પ્રમાણે થીંગડાં વગેરેથી વસ્ત્રનાં છિદ્રને બંધ કરે છે, તે પ્રમાણે સત્પુરુષોનાં, દ્રવ્યાદિક ન હોવાના કારણથી ન્યૂન રહેનારાં શ્રાદ્ધાદિક ધર્મકૃત્યોને દ્રવ્યાદિ આપીને જે સારી રીતે પૂર્ણ કરે છે, તે શ્રદ્ધાસંપન્ન અને ઈર્ષ્યારહિત પુરુષે મોક્ષના ઉપાયરૂપ કલ્યાણનીજ ઇચ્છા કરવી-અર્થાત સત્પુરુષની સેવા કરવાથી ઉત્પન્ન થયેલાં પુણ્યવડે તેને મોક્ષેચ્છા ઉત્પન્ન

થાય છે.[૫૫] પૂર્વે પાપ કર્યાપછી પણ પુરુષ જો આ પ્રમાણે મોક્ષના ઉપાયનો આશ્રય કરે છે, તો તે પ્રચંડ મેઘથી મુક્ત થનારા ચંદ્રની પેઠે સર્વ પાપોથી મુક્ત થાય છે.[૫૬] જે પ્રમાણે સૂર્ય ઉદય પામવાના સમયમાં પ્રથમ અંધકારનો નાશ કરે છે, તે પ્રમાણે મનુષ્ય મોક્ષના ઉપાયનો આશ્રય કરતાંજ સર્વ પાપોથી મુક્ત થાય છે.[૫૭] હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! લોભજ પાપનું સ્થાન છે, એમ તમે જાણો; કારણ કે વિશેષ વિદ્વાન નહિ એવા(અર્ધદગ્ધ) લોભી પુરુષોજ પાપ કરવા તૈયાર થાય છે. તેઓ મૂળથી અધર્મી હોય છે, તોપણ જે પ્રમાણે કૂવાઓ ઘાસથી ઢંકાયા હોય છે, તે પ્રમાણે ધર્મરૂપી દંભથી ઢંકાયલા હોય છે. તેઓમાં ઉપર ઉપરથી ઇંદ્રિયનિગ્રહ, પવિત્રતાનાં કૃત્યો અને ધર્મસંબંધી વાતોના તડાકાઓ વગેરે સર્વ હોય છે; પરંતુ શિષ્ટાચાર અતિ દુર્લભ હોય છે.’

માર્કંડેયે કહ્યું:–તે સાંભળીને મહાબુદ્ધિમાન કૌશિક બ્રાહ્મણે ધર્મવ્યાધને પૂછ્યું કે:–‘હે નરશ્રેષ્ઠ! હું શિષ્ટાચારને કેવી રીતે જાણું?[૬૦] હે ધર્મધારીઓમાં શ્રેષ્ઠ મહાબુદ્ધિમાન વ્યાધ! હું એ શિષ્ટાચાર તમારા મુખથી સાંભળવા ઇચ્છું છું, માટે તમે તે યથાર્થરીતે કહો. તમારૂં કલ્યાણ થાઓ!’[૬૧]

વ્યાધે કહ્યું:–‘હે દ્વિજશ્રેષ્ઠ! યજ્ઞ, દાન, તપ, વેદ અને સત્ય–આ પાંચ પવિત્ર વસ્તુઓ શિષ્ટાચારમાં નિત્ય હોય છે.[૬૨] જે પુરુષો કામ, ક્રોધ, દંભ, લોભ અને કુટિલતા–એને સ્વાધીન રાખીને ધર્માચરણમાંજ સંતુષ્ટ રહે છે, તે પુરુષો શિષ્ટ પુરુષોએ માન્ય કરેલા શિષ્ટો છે.[૬૩] યજ્ઞ અને વેદાધ્યયનમાં સ્વાભાવિક રીતેજ તત્પર રહેનાર, સ્વતંત્ર વર્તન કરનારા અને સદાચારને પાલન કરનારા પુરુષો શિષ્ટ છે. આ શિષ્ટનું બીજું લક્ષણ છે.[૬૪] હે બ્રહ્મન્! ગુરુસેવા, સત્ય ભાષણ, ક્રોધનો અભાવ અને દાન–આ ચાર શિષ્ટાચારમાં નિયમિત રીતે હોય છે.[૬૫]શિષ્ટાચારમાં મન દોરવીને તથા તેમાં મનને પૂર્ણપણે સ્થાપીને મનુષ્યને જે વૃત્તિ પ્રાપ્ત થાય છે, તે ઉપર જણાવેલા ગુરુસેવા વગેરે ન કરનારને પ્રાપ્ત થવી અશકય છે. વેદનું રહસ્ય સત્ય (બ્રહ્મ)છે, સત્યનું રહસ્ય ઇંદ્રિયદમન છે અને ઇંદ્રિયદમનનું રહસ્ય ત્યાગ છે તથા એ સર્વશિષ્ટાચારમાં નિત્ય રહેલાં છે.[૬૬,૬૭]જે પુરુષો બુદ્ધિના મોહને લીધે ધર્મોની ઈર્ષ્યા કરે છે, તેઓ અવળે માર્ગે જાય છે, તેથી તેની પાછળ જનારા પણ પીડાય છે.[૬૮]જે શિષ્ટ પુરુષો છે,તેઓ સારી રીતે નિયમનિષ્ઠ રહે છે; શ્રુતિએ સિદ્ધ કરેલો ધર્મ અને ત્યાગવૃત્તિ એ એનાજ આશ્રયમાં રહે છે, ધર્મ માર્ગમાં ચઢી ચૂકેલા હોય છે અને સત્ય ધર્મમાં તત્પર રહે છે. વળી શિષ્ટાચારવાળા પુરુષો પોતાના ગુરુના મત પ્રમાણે વર્તીને મર્યાદાપૂર્વક ધર્મ તથા અર્થનું અવલોકન કરે છે; અને આત્માકાર વૃત્તિનો પણ નિગ્રહ કરે છે–અર્થાત્ પરમ વૈરાગ્યવાન થાય છે.[૬૯,૭૦] હે દ્વિજ! તમે જ્ઞાનનો આશ્રય કરીને તથા ધાર્મિક પુરુષોની સેવા કરીને, જેઓ મર્યાદા છોડીને વર્તનારા અને પાપી વિચારો કરનારા છે, તેવા નાસ્તિક તથા ક્રૂર પુરુષોનો ત્યાગ કરો;[૭૧] અને કામ તથા લોભરૂપી મગરથી વ્યાપ્ત તથા પાંચ ઇંદ્રિયરૂપી જળવાળી સંસારનદીમાં ધૈર્યરૂપી નૌકાનો આશ્રય કરીને જન્મરૂપી વિષમ પ્રદેશને તરી જાઓ.[૭૨]જેમ સફેદ વસ્ત્ર ઉપર કરેલો રંગ સારો ખીલે છે, તેમ ક્રમે ક્રમે સંગ્રહ કરેલો જ્ઞાનયોગરૂપી મહાધર્મ પણ શિષ્ટાચાર હોય ત્યાં સારો ખીલે છે.[૭૩] કોઇની પણ હિંસા ન કરવી અને સત્ય ભાષણ કરવું, એમાં સર્વ પ્રાણીઓનું પરમ હિત રહેલું છે; અહિંસા એજ ઉત્તમ ધર્મ છે અને તે સત્યને આધારે રહેલો છે; તથા સત્યમાં સ્થિતિ કરીનેજ સર્વ ધાર્મિક પ્રવૃત્તિઓ પ્રવર્તે છે.[૭૪] સત્ય એ સર્વ કરતાં શ્રેષ્ઠ છે અને શિષ્ટાચારવાળા લોકો તેનું સેવન કરે છે. વળી સદાચાર એ સત્પુરુષોનો ધર્મ છે અને સત્પુરુષો તેજ છે, કે જેઓમાં સદાચાર હોય છે.[૭૫] જે પ્રાણીની પૂર્વસંસ્કારવડે જેવી પ્રકૃતિ રચાયલી હોય છે, તેવી પ્રકૃતિ પ્રમાણેજ તે પ્રાણી વર્તન કરે છે.જેમકે:–અજિત ચિત્તવાળો પાપાત્મા પુરુષ, કામ, ક્રોધ વગેરે

દોષોનેજ આશ્રય કરે છે.૭૬ જે કર્મનો આરંભ ન્યાયયુક્ત હોય છે, તેનેજ ધર્મ કહ્યો છે; અને જેમાં અનાચાર હોય છે, તે અધર્મ છે. એ પ્રમાણે શિષ્ટ પુરુષોનો ઉપદેશ છે.૭૭ જે પુરુષો ક્રોધ કરતા નથી, ઈર્ષ્યા, અહંકાર તથા મત્સરથી રહિત છે, સ્વભાવે સરળ હોય છે અને શાંતિસંપન્ન હોય છે, તેઓ શિષ્ટાચારવાળા હોય છે. વળી જેઓ ઋક્, યજુ અને સામ–એ ત્રણ વેદે સિદ્ધ કરેલા યજ્ઞમાં કુશળ, પવિત્ર, શીલસંપન્ન, જિતચિત્ત, ગુરુની સેવા કરનારા તથા જિતેંદ્રિય હોય છે, તેઓ શિષ્ટાચારવાળા હોય છે.૭૯ તેવા પ્રૌઢ અંતઃકરણવાળા અને બીજાઓથી ન થાય તેવા આચાર અને યજ્ઞાદિ કર્મો કરનારા તથા પોતાનાં કર્મોવડે સન્માનપાત્ર થયેલા શિષ્ટોના હિંસાદિક દોષો નાશ પામે છે;૮૦ અને તે બુદ્ધિમાનો આશ્ચર્યજનક, પુરાતન, આદ્યંતરહિત અને નિત્ય સત્કારપાત્ર સદાચાર ધર્મને, ધર્મદૃષ્ટિથી સેવન કરતા સ્વર્ગમાં જાય છે;૮૧ તેમજ જેઓ આસ્તિક, અભિમાનવિનાના, બ્રાહ્મણોનું પૂજન કરનારા તથા શાસ્ત્ર અને સદ્વર્તનથી સંપન્ન છે, તે સત્પુરુષો પણ સ્વર્ગમાં વસે છે.૮૨

હે બ્રાહ્મણ! ધર્મના ત્રણ પ્રકાર છે. એક વેદમાં કહેલો મુખ્ય ધર્મ ( અગ્નિહોત્રાદિ ); બીજો ધર્મશાસ્ત્રમાં કહેલો ધર્મ ( અષ્ટકા શ્રાદ્ધાદિ ) અને ત્રીજો શિષ્ટ પુરુષોનો શિષ્ટાચાર ( હોલિકાદિ અથવા જે કાર્યમાં શિષ્ટોને સંતોષ થાય તે ) ધર્મ છે. વેદવિદ્યાનું સંપૂર્ણ રીતે અધ્યયન, તીર્થોમાં સ્નાન, ક્ષમા, સત્ય, સરળતા અને પવિત્રતા–એ આચાર સજ્જનોમાં જોવામાં આવે છે. સત્પુરુષો હમેશાં બ્રાહ્મણો ઉપર પ્રીતિ રાખે છે, સર્વ પ્રાણીઓના ઉપર દયા રાખે છે, સર્વદા અહિંસાપરાયણ હોય છે, કઠોર ભાષણ કરતા નથી અને શુભ અથવા અશુભ કર્મોનાં ફળનો સંચય થયો, એટલે સ્વર્ગ અથવા નરક એ તેનાં પરિણામો ભોગવીને પુણ્ય તથા પાપનો ક્ષય થાય છે એમ જાણે છે, તેઓ શિષ્ટ છે અને તેવાઓને શિષ્ટો સન્માન આપે છે. વળી જે સત્પુરુષો ન્યાયશીલ છે, ગુણસંપન્ન છે, સર્વ લોકના હિતની ઇચ્છા રાખે છે, સ્વર્ગનો વિજય કરે છે, હિંસારહિત શુદ્ધ ધર્મ સેવે છે, બ્રહ્મમાર્ગમાં દાખલ થએલા છે, દાતા છે, પોતાના પદાર્થોનો વિભાગ કરીને કુટુંબીઓને આપે છે, દીનજનો ઉપર અનુગ્રહ કરે છે, લોકમાન્ય હોય છે, વિદ્યાનેજ ધન માને છે, તપશ્ચર્યા કરે છે અને સર્વ પ્રાણીઓ ઉપર દયા કરે છે, તે શિષ્ટો છે અને શિષ્ટો તેઓને માન આપે છે.૮૮ જે પુરુષો દીન હોવા છતાં શિષ્ટ હોય છે, તેઓને આ લોકમાં લક્ષ્મી મળે છે અને મરણ પછી સુખકર સ્વર્ગલોક મળે છે. તેવા સત્પુરુષોને સ્ત્રી તથા પોષણ કરવા યોગ્ય જનોના પોષણનું દુઃખ હોય છે, તોપણ તેઓ સ્વસ્થ રહે છે;૮૯ અને સજ્જનોનો સમાગમ થતાં, તે સજ્જનો લોકવ્યવહાર, ધર્મ તથા આત્મહિત તરફ દૃષ્ટિ રાખીનેજ પોતાની શક્તિ કરતાં તેઓને અધિક દાન આપે છે.૯૦ આ પ્રમાણે વર્તનારા સત્પુરુષોનો લાંબા કાળસુધી અભ્યુદય થયા કરે છે. વળી જે પુરુષોમાં અહિંસા, સત્યવચન, ક્રૂરતાનો અભાવ, સરળતા, દ્રોહ તથા અભિમાનનો અભાવ, લજ્જા, સહનશક્તિ, ઇંદ્રિયનિગ્રહ, મનોનિગ્રહ, ઉત્તમ બુદ્ધિ, ધૈર્ય, પ્રાણીઓના ઉપર દયા અને કામ તથા દ્વેષનો અભાવ, આટલા ગુણો રહે છે, તે સજ્જનો લોકમાં સાક્ષીભૂત છે–અર્થાત પ્રમાણરૂપ છે. સત્પુરુષો સજ્જનોને અતિ ઉત્તમ પ્રાર્થના કરવા યોગ્ય ત્રણ વસ્તુ કહે છે, તે ત્રણ–કોઇનો દ્રોહ કરવો નહિ, દાન આપવું અને સદા સત્ય બોલવું એ છે. સર્વત્ર દયા કરનારા, દીનનાં દુઃખને જાણનારા, શિષ્ટ આચારવાળા, ઉદાર અંતઃકરણવાળા અને ધર્મનો સારી રીતે નિશ્ચય કરનારા સત્પુરુષો આ લોકમાં સારી પેઠે સંતુષ્ટ રહીને ઉત્તમ ધર્મમાર્ગે પ્રયાણ કરે છે.૯૫ ઈર્ષ્યાનો ત્યાગ, ક્ષમા, શાંતિ, સંતોષ, પ્રિય ભાષણ, કામક્રોધનો ત્યાગ, શિષ્ટાચારનું સેવન અને શાસ્ત્રને અનુસરીને કર્મ કરવું–એ સજ્જનોનો અતિ ઉત્તમ માર્ગ છે. હે વિપ્રશ્રેષ્ઠ! જેઓ નિત્ય ધર્મને અનુસરીને શિષ્ટાચારનું સેવન કરે છે અને હે

દ્વિજોત્તમ ! લોકોના પુણ્યરહિત તથા પાપયુક્ત વિવિધ પ્રકારના આચારને જોયા કરે છે, તેઓ આત્મજ્ઞાનરૂપી મહાલય ઉપર ચઢીને સંસારરૂપી મહાભયથી મુક્ત થાય છે.હે બ્રહ્મન્! હે દ્વિજશ્રેષ્ઠ ! મારી બુદ્ધિ પ્રમાણે અને મેં જે પ્રમાણે સાંભળ્યા છે, તે રીતે શિષ્ટાચારના આ સર્વ ગુણ મેં તમને બહુ માનથી કહ્યા છે.

**ઈતિ૦ શ્રીમહા૦ વન૦ માર્કંડેય સમાસ્યા પર્વમાં "બ્રાહ્મણવ્યાધસંવાદ" એ વિષયનો અધ્યાય ૨૦૭ મો સમાપ્ત.**

## અધ્યાય ૨૦૮ મો
### ધર્મવ્યાધનું આખ્યાન-જીવહિંસાનો વિષય

**॥ मार्कंडेय उवाच ॥**

**स तु विप्रमथोवाच धर्मव्याधो युधिष्ठिर ॥**
**यदहमाचरे कर्म घोरमेतदसंशयम् ॥१॥**

માર્કંડેયે કહ્યું:-હે યુધિષ્ઠિર ! તે પછી ધર્મવ્યાધે બ્રાહ્મણને કહ્યું કે, હું જે આ કર્મ કરૂં છું, તે ખરેખર ઘોર કર્મ છે;[1] પણ હે બ્રાહ્મણ! દૈવ બળવાન છે અને પૂર્વનાં કરેલાં કર્મ દુસ્તર છે, માટેજ પૂર્વે કરેલાં પાપથી આ કર્મદોષ મને પ્રાપ્ત થયો છે.[2] હે બ્રહ્મન્! હું આ દોષના વિનાશને માટે પ્રયત્ન કરૂં છું; પરંતુ દૈવ અતિ બળવાન હોવાથી મારૂં કંઇ ચાલતું નથી. પ્રાણીઓનો પ્રથમથી દૈવેજ નાશ કરેલો હોય છે,એટલે પછીથી નાશ કરનારા તો માત્ર નિમિત્તરૂપજ થાય છે;[3] માટે હે દ્વિજશ્રેષ્ઠ ! અમે પણ આ કર્મમાં નિમિત્તરૂપજ છીએ. વળી હે દ્વિજ! હું વધ કરેલાં પ્રાણીઓનું માંસ વેચું છું, તેનો ભક્ષણમાં ઉપયોગ થવાથી તે પ્રાણીઓને પણ પુણ્ય થાય છે; કારણકે તેઓનાં માંસવડે દેવતા, અતિથિ, પોષ્યવર્ગ અને પિતૃઓનો સત્કાર થાય છે.[5] વળી ઔષધિઓ, લતાઓ, પશુઓ, મૃગો અને પક્ષીઓ,એ પ્રાણીઓના ભોગ્ય અને ભક્ષ્ય પદાર્થો છે, એવી શ્રુતિ પણ સંભળાય છે.[6] હે દ્વિજસત્તમ ! ક્ષમાસંપન્ન ઉશીનરનો પુત્ર શિબિરાજા, પોતાનું માંસ અર્પણ કરવાથી દુર્ગમ સ્વર્ગમાં ગયો હતો.[7] વળી હે દ્વિજ ! પૂર્વે રંતિદેવ રાજાની પાકશાળામાં રોજ રોજ બે હજાર પશુઓ અને બે હજાર બળદોને મારીને રાંધવામાં આવતા હતા અને રંતિદેવ રાજા તે માંસ સાથે અન્નનું દાન કરતો હતો, તેથી હે દ્વિજશ્રેષ્ઠ! તે રાજાની અતુલ કીર્તિ થઈ હતી, તેમજ ચાતુર્માસ્ય યજ્ઞમાં પણ નિત્ય પશુઓનો વધ કરવામાં આવે છે;[10] એટલુંજ નહિ પણ અગ્નિઓ માંસની ઇચ્છા કરે છે, એવી શ્રુતિ છે એમ પણ સંભળાય છે. હે બ્રહ્મન્ ! યજ્ઞોમાં બ્રાહ્મણો નિરંતર પશુઓનો વધ કરે છે[11] અને મંત્રોથી સંસ્કાર પમાડેલાં તે પશુઓ પણ સ્વર્ગમાં જાય છે. હે બ્રાહ્મણ ! પૂર્વે અગ્નિઓ જો માંસની ઇચ્છા કરતા ન હોત તો હે દ્વિજશ્રેષ્ઠ! કોઇપણ માંસનું ભક્ષણ કરત નહિ.[13] વળી મુનિઓએ માંસભક્ષણ કરવામાટે વિધિ પણ કહ્યો છે.તે આ પ્રમાણે છે કે:-જે મનુષ્ય દેવતાઓને અને પિતૃઓને યથાવિધિ શ્રદ્ધાપૂર્વક અર્પણ કર્યા પછી જો સર્વદા માંસભક્ષણ કરે છે, તોપણ તેને દોષ લાગતો નથી;[14] કારણ કે એ પ્રમાણે માંસભક્ષણ કરનારો, જેમ ઋતુકાળમાં ભાર્યાનો સમાગમ કરનારો બ્રાહ્મણ બ્રહ્મચારી ગણાય છે, તેમ માંસાહાર ન કરનારો ગણાય છે.એવી પણ શ્રુતિ સંભળાય છે;[15] પરંતુ હે દ્વિજ ! એ યજ્ઞસંબંધી માંસના ભક્ષણમાં પણ સત્ય (જ્ઞાનમાર્ગ) તથા અનૃત (કર્મમાર્ગ) નો નિશ્ચય કરીને વિશેષતા કહી છે-અર્થાત્ કર્તાપણાના અભિમાનવાળા મૂઢ કર્મઠોએ યજ્ઞસંબંધી માંસભક્ષણ કરવું; પણ જ્ઞાનમાર્ગમાં રહેલાએ માંસભક્ષણ કરવું નહિ, એ વિશેષતા છે. રાજા સૌદાસે મનુષ્યોનું ભક્ષણ કર્યું હતું, પરંતુ તે વખતે તે શાપથી અત્યંત પરાભવ પામેલો હતો;માટે મને તો એ માંસભક્ષણના સંબંધમાં નિંદાજ દેખાય છે અને તેથીજ મેં કહ્યું હતું કે, હું પશુઓને મારતો નથી, તેમ માંસનું ભક્ષણ પણ કરતો નથી; છતાં હે દ્વિજશ્રેષ્ઠ! હું મારો સ્વધર્મ છે, એમ માનીને માંસ વેચવાનું છોડી દેતો નથી અને પૂર્વ-

જન્મમાં કરેલાં કર્મનું આ ફળ છે, એમ જાણીને હું એ કર્મથી આજીવિકા ચલાવું છું.[૧૭] હે બ્રહ્મન્ ! આ લોકમાં પરંપરાનાં સ્વકર્મ છોડનારા મનુષ્યને પાપ લાગે છે, એમ શાસ્ત્રમાં દેખાય છે; અને જે મનુષ્ય સ્વકર્મમાં તત્પર રહે છે, તે ધાર્મિક છે એવો શાસ્ત્રનો નિશ્ચય છે.[૧૮] પૂર્વે કરેલું કર્મ દેહધારીને છોડતું નથી, એટલામાટે ઘણેભાગે કર્મસંબંધી નિર્ણય કરતાં વિધાતાએ આ એક ઉપાય કહ્યો છે કેઃ-[૧૯] ક્રૂર કર્મ કરનારા મનુષ્યે આ પ્રમાણે વિચાર કરવો કે, 'હું કેવી રીતે શુભ કર્મ કરૂં અને પાપકર્મથી કેવી રીતે મુક્ત થાઉં ?'[૨૦] આવો વિચાર કર્યા કરવાથી તેનાં પાપકર્મનો લગભગ નાશ થઇ જાય છે.

હે દ્વિજોત્તમ ! હું તો દાન, સત્યભાષણ, ગુરુસેવા, બ્રાહ્મણપૂજન અને ધર્મમાં નિત્ય તત્પર રહું છું અને અભિમાન તથા વાદવિવાદથી દૂર રહું છું.[૨૧,૨૨] (તોપણ તારે હિંસાયુક્ત કર્મ કરવું ન જોઈએ એમ કહેતા હો તો કહેવાનું કે, સર્વત્ર હિંસા થાય છે અને કોણ હિંસા કરતું નથી ? સર્વે હિંસા કરેજ છે, એ સંબંધમાં કહે છે.) કેટલાક લોકો ખેતીમાં હિંસા થતી નથી અને તે સારી છે એમ માને છે; પરંતુ તેમાંએ મોટી હિંસા રહેલી છે. ખેતી કરતાં પુરુષો હળ લઇને પૃથ્વીને ખેડે છે, ત્યારે જમીનમાં રહેલાં અનેક પ્રાણીઓનો નાશ કરે છે[૨૩] અને બીજા પણ પુષ્કળ જીવોનો નાશ કરે છે, એટલે તેમાં પણ મને તો નિંદાજ દેખાય છે. હે દ્વિજશ્રેષ્ઠ ! જેને ધાન્યનાં બીજો કહે છે, તે ડાંગર વગેરે સઘળા જીવોજ છે, એટલે તેમાં પણ મને નિંદાજ જણાય છે ! વળી પુરુષો પશુને બળાત્કારથી મારે છે અને તેનું ભક્ષણ કરે છે[૨૫] તથા વૃક્ષોને અને ઔષધિઓને પણ કાપી નાખે છે; પરંતુ હે બ્રાહ્મણ ! વૃક્ષોમાં અને ફળોમાં પણ પુષ્કળ જીવો હોય છે,[૨૬] તેમજ પાણીમાં પણ પુષ્કળ જીવો હોય છે, માટે તે પીવામાં પણ મને તો નિંદાજ જણાય છે. હે બ્રહ્મન્ ! આ જગત આખું પ્રાણીઓથી જીવનારાં પ્રાણીઓવડે ભરાયલુંજ છે. મોટાં માછલાં નાનાં માછલાંઓને ગળી જાય છે, તેમાં પણ મને તો હિંસાજ જણાય છે. હે દ્વિજશ્રેષ્ઠ ! આ રીતે ઘણેભાગે પ્રાણીઓ પ્રાણીઓવડેજ પોતાની જીવિકા ચલાવે છે.[૨૮] આ પ્રમાણે પ્રાણીઓ પરસ્પરનું ભક્ષણ કરનારાં છે, એટલે તેમાં મને નિંદાજ દેખાય છે. વળી હે વિપ્ર ! મનુષ્યો પૃથ્વી ઉપર ચાલે છે, ત્યારે પણ પગવડે પૃથ્વી ઉપર રહેલા ઘણા જીવોને મારી નાખે છે, તેમાં પણ મને તો દોષજ દેખાય છે; તેમજ જ્ઞાનીવિજ્ઞાનીઓ પણ સૂતાં બેસતાં અનેક જીવોને મારીનાખે છે; માટે તેમાં પણ મને નિંદાજ જણાય છે. આ આખું આકાશ અને પૃથ્વી જીવોથી ભરપૂર છે[૩૧] અને મનુષ્યો અજાણતાં તે જીવોની હિંસા કરે છે, એમાં પણ મને દોષજ દેખાય છે. પૂર્વે અહિંસા નામથી વિસ્મય પામેલા પુરુષોએ અહિંસાને તત્ત્વ કહેલું છે ખરૂં;[૩૨] પરંતુ હે દ્વિજશ્રેષ્ઠ ! આ લોકમાં જીવોની હિંસા કોણ કરતું નથી ? બહુ બહુ વિચાર કરતાં જણાય છે કે, હિંસા નહિ કરનારો કોઈ નથી.[૩૩] હે દ્વિજશ્રેષ્ઠ! યતિઓ અહિંસા ધર્મમાં તત્પર રહે છે, તોપણ તેઓ પણ હિંસા તો કરે છેજ! માત્ર ફેર એટલો કે, પ્રયત્નને લીધે તેઓ ઘણી ઓછી હિંસા કરે છે.[૩૪] સારાં કુળમાં જન્મેલા અને મોટા ગુણવાળા જણાતા પુરુષો પણ મહાઘોર કર્મો કરીને લાજતા પણ નથી, એવું જોવામાં આવે છે.[૩૫] મિત્રો મિત્રોને, શત્રુઓ શત્રુઓને અને બીજા સન્માર્ગથી ચાલનારા મનુષ્યોને પણ લોકો સારી દૃષ્ટિથી જોતા નથી.[૩૬] બાંધવો સમૃદ્ધિયુક્ત થએલા બાંધવોને જોઇને પણ આનંદ પામતા નથી; અને પોતે મૂર્ખ છતાં પંડિતપણાનું અભિમાન રાખનારા શિષ્યો, ગુરુઓની પણ નિંદા કરે છે. હે દ્વિજશ્રેષ્ઠ! આ પ્રમાણે લોકમાં પુષ્કળ વિપરીતપણું જોવામાં આવે છે-ધર્મયુક્ત કાર્યમાં પણ અધર્મ દેખાય છે, એટલે તેમાં પણ મને તો નિંદાજ સમજાય છે.[૩૮] ધર્મ તથા અધર્મ કૃત્યોના સંબંધમાં પુષ્કળ બોલી શકાય તેમ છે; પરંતુ એજ કહેવાનું કેઃ-'જે મનુષ્ય સ્વકર્મમાં તત્પર રહે છે તેજ મોટા યશને પામે છે.'[૩૯]

# અધ્યાય ૨૦૯ મો

## ધર્મવ્યાધનું આખ્યાન-કર્મકથા

॥ मार्कंडेय उवाच ॥

धर्मव्याधस्तु निपुणं पुनरेव युधिष्ठिर ॥
विप्रर्षभमुवाचेदं सर्व धर्मभृतां वर ॥१॥

માર્કંડેયે કહ્યું:-હે સર્વ ધર્મધારીઓમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર ! ફરી ધર્મવ્યાધ શ્રેષ્ઠ બ્રાહ્મણના પ્રત્યે આ પ્રમાણે કુશળતાપૂર્વક કહેવા લાગ્યો.[1]

વ્યાધે કહ્યું:-આ ધર્મનું પ્રમાણ વેદ છે. એ મનુ વગેરે વૃદ્ધોનો ઉપદેશ છે, પરંતુ ધર્મની ગતિ સૂક્ષ્મ, પુષ્કળ ભેદવાળી અને અંતવિનાની છે.[2] જેમકે:-પ્રાણાંત પ્રસંગમાં અને વિવાહમાં અસત્ય બોલવું યોગ્ય ગણાય છે; કારણ કે એવે પ્રસંગે અસત્ય ભાષણ કરવાથી સત્ય ભાષણ કરવાનું અને સત્ય ભાષણ કરવાથી અસત્ય ભાષણ કરવાનું ફળ મળે છે;[3] કેમકે જે પ્રાણીઓનું અત્યંત હિતકારક છે તે સત્ય છે, આવો નિશ્ચય છે. તાત્પર્ય કે, આવા પ્રસંગોમાં વિપરીત વર્તવાથી ધર્મ થાય છે. એ ધર્મના સૂક્ષ્મ સ્વરૂપને જુઓ! હે સજ્જનશ્રેષ્ઠ! મનુષ્ય જે કંઈ શુભ અથવા અશુભ કર્મ કરે છે, તેનું ફળ તેને અવશ્ય પ્રાપ્ત થાય છે, એમાં સંદેહ નથી;[5] પણ મનુષ્ય જે વખતે વિપત્તિમાં સપડાય છે, તે વખતે તે દેવોના ઉપર દોષ મૂકીને તેઓની પુષ્કળ નિંદા કરે છે; પરંતુ તે મૂર્ખ પોતાના કર્મદોષને જાણતો નથી.[6] હે દ્વિજોત્તમ ! મૂર્ખ, કપટી અને અવિચારી મનુષ્યને સુખકારક વાત સર્વદા દુઃખકારક અને દુઃખકારક વાત સર્વદા સુખકારક થાય છે;[7] પરંતુ એવા પુરુષને ઉત્તમ બુદ્ધિ, વડીલોની શિક્ષા અથવા પુરુષાર્થ કંઇપણ બચાવી શકતાં નથી. જો પુરુષાર્થનું ફળ પરાધીન ન હોત તો જે મનુષ્ય જેવી જેવી ઇચ્છા કરત તેવી તેવી કામના તેની પૂર્ણ થાત; પરંતુ દૃષ્ટિ કરીએ છીએ તો જિતેંદ્રિય, કાર્ય કરવામાં કુશળ અને બુદ્ધિમાન મનુષ્યો સર્વ ઉદ્યોગો કરીને થાકી જાય છે, તોપણ તેઓ નિષ્ફળ નિવડેલા જોવામાં આવે છે; અને કોઇ એક મનુષ્ય હમેશાં પ્રાણીઓની હિંસા કરવામાં તથા લોકોને છેતરવામાં તત્પર રહે છે, ત્યારે તે સર્વદા સુખી જીવન ગાળતો જોવામાં આવે છે ! કોઇ મનુષ્ય નિશ્ચેષ્ટ બેસી રહે છે, તોપણ લક્ષ્મી પોતે તેની પાસે આવીને ઉભી રહે છે;[11] અને કોઈ મનુષ્ય ઉદ્યોગો કર્યા કરે છે, તોપણ તેને જોઇતી વસ્તુઓ મળતી નથી ! કેટલાએક પુત્રની ઇચ્છા રાખનારા કૃપણ મનુષ્યો દેવોનું આરાધન કરીને, તપશ્ચર્યા કરીને તથા દશ માસસુધી ગર્ભમાં ધારણ કરીને પુત્રને ઉત્પન્ન કરે છે, પણ તે કુળને કલંક લગાડનારો નિવડે છે, ત્યારે તેવાંજ મંગળકૃત્યોથી ગર્ભમાં આવેલા કેટલાએક પુત્રો પિતાએ સંઘરેલા મોટા વૈભવો તથા ધનધાન્યોની સાથેજ જન્મે છે! મનુષ્યોને રોગો થાય છે તે પણ કર્મથી થનારા છે એમાં સંશય નથી; અને જેમ પારધીઓ ક્ષુદ્રમૃગોને અટકાવી દે છે તેમ સત્કર્મોવડે,એ કર્મથી થએલા વ્યાધિઓ અટકાવાય છે. વળી હે દ્વિજ ! તે રોગોનું ઔષધિના સંગ્રહવાળા, શાસ્ત્રકુશળ અને ચતુર વૈદ્યો પણ, શિકારીઓ જેમ મૃગોનું વારણ કરે, તેમ વારણ કરે છે. હે ધાર્મિકશ્રેષ્ઠ ! જેઓને ખાવાનું પુષ્કળ છે, તેઓ સંગ્રહણીના રોગથી પીડાઇને ખાઇ શકતા નથી! અને બીજા બાહુબળવાળા ઘણા પુરુષો કલેશ ભોગવે છે તથા તેઓ દુઃખથી ભોજન મેળવે છે ! આ પ્રમાણે હે દ્વિજશ્રેષ્ઠ ! આ જગત સહાયવિનાનું, શોક તથા મોહમાં ડૂબી ગએલું અને આધિ તથા વ્યાધિના ઝપાટા ખાતું બળવાન કર્મપ્રવાહમાં અવશ થઇને તણાઈ જાય છે. લોક જો સ્વતંત્ર હોત તો સર્વ મનુષ્યોની સર્વ કામનાઓ પરિપૂર્ણ થાત, કોઇ મરત નહિ, કોઇ ઘરડા પણ થાત નહિ અને કોઈ અપ્રિય વસ્તુને જોત પણ નહિ. વળી સર્વ મનુષ્યો બીજાના કરતાં અધિક શ્રેષ્ઠ થવાની ઇચ્છા કરે છે અને તેમ થવા યથાશક્તિ પ્રયત્ન પણ કરે છે, તોપણ તેમ થતું નથી! ઘણા મનુષ્યો એકજ નક્ષત્રમાં અને એકજ મંગળકારક યોગમાં જન્મેલા દેખાય છે, તોપણ તે-

ઓનાં કર્મસંબંધી ફળોમાં, મોટી વિષમતા દેખાય છે ![૧૨–૨૧]હે સજ્જનશ્રેષ્ઠ બ્રાહ્મણ! પૂર્વકર્મને લીધે કેટલાએકની પોતાની વસ્તુ ઉપર પણ સત્તા ચાલતી નથી. કેવળ ઉદ્યોગથી આ લોકમાં ફળપ્રાપ્તિ થાય છે, એવો મત તો દેહાત્મવાદી ચાર્વાકોનો છે; પરંતુ વાસ્તવિકરીતે ફળ આપનારૂં તો પૂર્વકર્મજ મુખ્ય છે;[૨૨] કારણ કે હે બ્રાહ્મણ! આલોકમાં સર્વ પ્રાણીઓનું શરીરજ નાશવંત છે; પરંતુ જીવ સનાતન છે–અમરછે, એવા અર્થની શ્રુતિ પ્રત્યક્ષ થાય છે.[૨૩] કોઈ શરીરનો વધ કરે છે તો તેથી દેહનો નાશ થાય છે, પણ કર્મબંધનથી બંધાએલો જીવ બીજા દેહમાં પ્રવેશ કરે છે.'[૨૪]

બ્રાહ્મણે પૂછ્યું:–'હે કર્મવેત્તામાં શ્રેષ્ઠ! જીવ શા કારણથી નિત્ય છે? હે વક્તાઓમાં શ્રેષ્ઠ! એ યથાર્થરીતે જાણવાની હું ઇચ્છા રાખું છું.'[૨૫]

વ્યાધે કહ્યું:–'દેહનો નાશ થવાથી જીવનો નાશ થતો નથી, માટે મૂર્ખ લોકો તે મરે છે, એમ કહે છે તે મિથ્યાજ કહે છે; કારણ કે જીવ તો બીજા દેહનો આશ્રય કરીને ચાલતો થાય છે અને તેનું શરીર પંચમહાભૂતમાં મળી જાય છે, એજ તેના દેહનો નાશ છે.[૨૬] આ મનુષ્યલોકમાં એક મનુષ્યનાં કરેલાં કર્મને બીજો કોઈ મનુષ્ય ભોગવતો નથી, પરંતુ તેણે પોતે જે કંઈ કર્મ કર્યું હોય છે, તજ તેને ભોગવવું પડે છે; કારણ કે કરેલાં કર્મનો ભોગવ્યાવિના કદી પણ નાશ થતો નથી; માટેજ બીજા જન્મમાં જેઓ સારા પુણ્યાત્મા હોય છે, તેઓ આ જન્મમાં પુણ્યશીલ બને છે અને પાપકર્મ કરનારાઓ નરાધમ બને છે. તાત્પર્ય કે, પુરુષ આ લોકમાં પોતાનાં કર્મોની સાથેજ આવેલો હોય છે અને પછી પણ કરેલાં કર્મની સાથેજ બીજો જન્મ લે છે.'

બ્રાહ્મણે પૂછ્યું:–'હે સજ્જનશ્રેષ્ઠ! પ્રાણી કેવી રીતે જન્મે છે? અને તેને પુણ્ય તથા પાપના સંબંધથી પુણ્યસંપન્ન અથવા પાપસંપન્ન જાતિ કેવી રીતે પ્રાપ્ત થાય છે?'[૨૭–૨૯]

વ્યાધે કહ્યું:–' આ સ્થૂલદેહથી આરંભીને ઘટપટપર્યંત જે કંઇ દેખાય છે, તે સર્વ કર્મનુંજ સ્વરૂપ છે; અને પિંડ કેવી રીતે ઉત્પન્ન થાય છે તેને પ્રકાશિત કરનારા ગ્રંથમાં એ સર્વનું સમાધાન કર્યું છે. હે દ્વિજોત્તમ! હું તમને તે તત્કાળ ટુંકાણમાંજ કહું છું.[૩૦] પ્રાણીએ જે પ્રમાણે કર્મબીજરૂપી સાહિત્ય એકઠું કર્યું હોય, તે પ્રમાણે તે શુભ કર્મ કરનારો શુભ યોનિમાં અને પાપકર્મ કરનારો પાપયોનિમાં પુનઃ જન્મ ધારણ કરે છે.[૩૧] શુભ કર્મ કરવાથી પ્રાણી દેવ થાય છે, શુભાશુભ મિશ્ર કર્મ કરવાથી મનુષ્ય થાય છે, મોહ કરનારાં તામસ કર્મો કરવાથી પશુપક્ષીની યોનિમાં અવતરે છે અને પાપકર્મ કરનારો નરકમાં જાય છે.[૩૨] પ્રાણી જન્મ, મરણ અને વૃદ્ધાવસ્થાનાં દુઃખોથી હમેશ પીડાયા કરે છે અને પોતાના કરેલા દોષોવડે અનેક યોનિઓમાં સબડયા કરે છે.[૩૩] આ રીતે કર્મબંધનથી બંધાએલા જીવો હજારો પશુપક્ષીઓની યોનિઓમાં અને નરકમાં જઇને પુનઃ પુનઃ ભ્રમણ કર્યા કરે છે.[૩૪] પ્રાણી પોતાનાં કરેલાં તે તે કર્મોથી મરણ પછી દુઃખી થાય છે અને પછી તે પાપનાં દુઃખોનો ભોગ કરી લેવામાટે પાપિષ્ઠ યોનિમાં જન્મે છે;[૩૫] પણ તે યોનિમાંએ ફરી બીજાં પુષ્કળ નવાં કર્મો કરે છે અને રોગી જેમ અપથ્ય વસ્તુ ભક્ષણ કરવાથી પીડાય છે, તેમ પ્રાણી તે કર્મોવડે ફરી પીડાય છે.[૩૬] આ રીતે પ્રાણી હમ્મેશાંજ દુઃખથી પીડિત હોય છે, છતાં કોઇ વખત દુઃખ નહિ જેવું થાય છે તેને તે સુખ એવું નામ આપે છે; અને કર્મબંધનથી નિવૃત્તિ ન થવાથી તથા ફરી ફળ આપવામાટે કર્મનો ઉદય થવાથી તે બહુ વેદનાયુક્ત થઇને ચક્રની પેઠે સંસારમાં ભમ્યા કરે છે. આ પ્રમાણે ભમતાં ભમતાં જ્યારે તે શુભ કર્મોવડે શુદ્ધ થાય છે અને આ લોકનાં સુખથી વિરક્ત થાય છે,ત્યારે હે દ્વિજશ્રેષ્ઠ! તે મનુષ્ય તપશ્ચર્યાનો તથા યોગનો આરંભ કરે છે અને અનેક સત્કર્મોથી પુણ્યલોકમાં જાય છે. આ રીતે બંધન નિવૃત્ત થતાં અને કર્મવડે શુદ્ધ થતાં પુરુષ પુણ્યાત્માઓના લોકોને પ્રાપ્ત થાય છે,કે જ્યાં જવા પછી પુનઃ શોકનો પ્રસંગ

આવતો નથી.[40] મનુષ્ય પાપ કરવા લાગ્યો, એટલે તે સ્વાભાવિક રીતેજ પાપવૃત્તિવાળો બને છે ને પછી તેને પાપનો છેડો કયાંય આવતો નથી; માટે પુણ્યકર્મ કરવા યત્ન કરવો અને પાપકર્મનો ત્યાગ કરવો. જે મનુષ્ય પુણ્યકર્મ કરે છે, તે નિર્મત્સર અને કૃતજ્ઞ થઈને કલ્યાણ તથા સુખનો ઉપભોગ કરે છે અને તેને ધર્મ, અર્થ તથા છેવટે સ્વર્ગ મળે છે.[42] જેને અડતાળીસ પ્રકારના સંસ્કાર થએલા છે, જેણે બાહ્યઇંદ્રિયોનો નિગ્રહ કર્યો છે, જે શૌચસંપન્ન છે અને જેણે ચિત્તને વશ કર્યું છે, એવા જ્ઞાનવાન મનુષ્યને આ લોકમાં અને પરલોકમાં સ્વાભાવિક રીતેજ સુખ મળ્યા કરે છે.[43] હે દ્વિજ! સજ્જનો જે ધર્મ પાળતા હોય, તે પ્રમાણે ધર્મમાં વર્તવું, શિષ્ટોની પેઠે કર્મો કરવાં અને લોકને પીડયાવિના આજીવિકા મેળવવાની ઇચ્છા રાખવી.[44] શિષ્ટ પુરુષો વેદવેત્તા, શાસ્ત્રમાં કુશળ તથા ધર્મોપદેશ કરનારા હોય છે, માટે તેઓના ઉપદેશ પ્રમાણે સ્વધર્મને અનુસરીને કર્મો કરવાથી પણ લોકમાં ધર્મનો ગોટાળો થતો નથી. હે દ્વિજશ્રેષ્ઠ! ડાહ્યો પુરુષ ધર્મપરાયણ રહેવામાંજ આનંદ પામે છે તથા ધર્મને અનુસરીનેજ આજીવિકા ચલાવે છે; અને તેથીજ ધર્મથી મળેલા ધનવડે જે ધર્મમાં વધારે ગુણો જુએ છે તે ધર્મના મૂળને સિંચે કરે છે. આ પ્રમાણે તે ધર્માત્મા થાય છે, તેનું ચિત્ત પ્રસન્ન રહે છે, તે મિત્રજનોની સાથે આ લોકમાં સંતુષ્ટ રહે છે અને પરલોકમાં પણ આનંદ ભોગવે છે. હે સજ્જનશ્રેષ્ઠ! તેને જે ઇચ્છિત શબ્દની, સ્પર્શની, રૂપની, ગંધની અને પ્રભુતાની પ્રાપ્તિ થાય છે, તે ધર્મનુંજ ફળ છે એમ તે જાણે છે; અને હે મહાબ્રાહ્મણ! ધર્મનું ફળ મળ્યાપછી પણ તે તેમાં સંતોષ પામતો નથી[49] તથા સ્વર્ગાદિક ફળોમાં પ્રીતિ ન થવાથી જ્ઞાનદૃષ્ટિવડે વૈરાગ્યનો આશ્રય કરે છે; કારણકે જ્ઞાનદૃષ્ટિવાળો પુરુષ આ લોકમાં રાગદ્વેષને અધીન થતોજ નથી. જોકે તે યથેષ્ટ વિરકત થાય છે, તોપણ ધર્મનો ત્યાગ કરતો નથી; પરંતુ આ લોકને સ્વાભાવિક રીતેજ વિનાશ પામનારો જોઈને સર્વનો ત્યાગ કરવા યત્ન કરે છે;[51] ને પછી માત્ર દૈવનોજ આશ્રય ન કરતાં, ઉપાયપૂર્વક મોક્ષમાટે પ્રયત્ન કરે છે. આ પ્રમાણે જ્ઞાની પુરુષ વૈરાગ્યસંપન્ન થાય છે, પાપકર્મનો ત્યાગ કરે છે, ધાર્મિક બને છે અને છેવટે ઉત્તમ મોક્ષ પામે છે. પ્રાણીને મોક્ષ થવાનું સાધન જ્ઞાનજ છે અને તે જ્ઞાનનું કારણ શમદમ છે.[53] જ્ઞાની પુરુષ મનમાં જે જે કામનાઓ કરે છે, તે તે કામનાઓ તેની પૂર્ણ થાય છે. હે દ્વિજશ્રેષ્ઠ! પુરુષને ઇંદ્રિયનિરોધથી, સત્યથી અને દમથી પરબ્રહ્મનું પદ પ્રાપ્ત થાય છે.'

બ્રાહ્મણે પૂછયું:-'હે નિયમપરાયણ! જેને ઇંદ્રિયો કહે છે તે કયી ? તેનો નિગ્રહ કેવીરીતે કરવો ? નિગ્રહ કરવાનું ફળ શું ?[55] અને હે ધર્મધારીમાં શ્રેષ્ઠ વ્યાધ ! તે ફળ કેવીરીતે મળે ? તમે જાણો કે, એ સઘળું હું યથાર્થ રીતે જાણવા ઈચ્છું છું.'[56]

**ઇતિ શ્રીમહા૦ વન૦ માર્કંડેય સમાસ્યા પર્વમાં "બ્રાહ્મણવ્યાધસંવાદ" એ વિષયનો અધ્યાય ૨૦૯ મો સમાપ્ત.**

---

## અધ્યાય ૨૧૦ મો

### ધર્મવ્યાધનું આખ્યાન-બ્રહ્મવિદ્યા

**॥ मार्कंडेय उवाच ॥**

**एवमुक्तस्तु विप्रेण धर्मव्याधो युधिष्ठिर ॥**
**प्रत्युवाच यथा विप्रं तच्छृणुष्व नराधिप ॥१॥**

માર્કંડેયે કહ્યું:-હે યુધિષ્ઠિર રાજા ! આ પ્રમાણે બ્રાહ્મણે પૂછયું, ત્યારે ધર્મવ્યાધે બ્રાહ્મણ પ્રત્યે જે પ્રમાણે કહ્યું તે તમે સાંભળો.[1]

વ્યાધે કહ્યું:-'હે દ્વિજવર્ય ! રૂપ, રસ વગેરે વિષયોને જાણવામાટે પ્રથમ મનુષ્યનું મન ઇંદ્રિયછિદ્રદ્વારા બહાર નીકળીને પ્રવૃત્તિ કરે છે અને રૂપાદિકનું જ્ઞાન થયા પછી તેને ઇચ્છિત વસ્તુ ઉપર રાગ અને અનિચ્છિત વસ્તુ ઉપર દ્વેષ થાય છે.[2] મનુષ્ય પ્રિયવિષય હોય છે તો તેને મેળવવા યત્ન કરે છે, મોટાં કાર્યો આરંભે છે અને રૂપ, ગંધ વગેરે ઇષ્ટવિષયોનું વારંવાર સેવન કરે છે.

તે વારંવાર સેવનથી તેને વિષય ઉપર પ્રીતિ બંધાય છે; તે પછી તેને દ્વેષ, લોભ અને મોહ ઉત્પન્ન થાય છે.[૪] પછી લોભવડે પરાભવ પામેલા અને રાગદ્વેષવડે હણાએલા પુરુષની બુદ્ધિ ધર્મપરાયણ થતી નથી, પણ જે ધર્મ કરે છે તે દંભથી કરે છે.[૫] આ રીતે તે કપટથી ધર્મ કરે છે, તેમજ ધન પણ કપટથીજ મેળવવાની ઇચ્છા કરે છે; અને હે દ્વિજશ્રેષ્ઠ! મનુષ્યને તે પ્રમાણે કપટથી ધન મળવા માંડે છે, એટલે તેની બુદ્ધિ તેમાંજ રમ્યા કરે છે અને પછી તે પાપ કરવામાં પ્રવૃત્તિ કરે છે. હે દ્વિજોત્તમ! સ્નેહીઓ તથા પંડિતો તેને તેવે વખતે રોકે છે, તો તે પોતે શમદમરહિત છે, તોપણ શ્રુતિઓનો આશ્રય કરીને, 'હું તો અસંગ છું', ઉદાસીન છું' ઇત્યાદિ માત્ર શબ્દપૂરતાજ ઉત્તરો આપે છે. આ પ્રમાણે મનમાં પાપનું ચિંતન કરવું, પાપજનક ભાષણ કરવું અને પાપમય કર્મ કરવાં–આવો ત્રણ પ્રકારનો અધર્મ તેનાથી રાગના દોષને લીધે થાય છે; તથા અધર્મમાં પ્રવૃત્તિ થવાથી તેના સદ્ગુણો નાશ પામે છે.[૯] પછી તે પાપકર્મ કરતો હોવાથી પોતાના જેવા પાપીઓની સાથે મિત્રતા કરે છે અને તેને પરિણામે તે આ લોકમાં દુઃખી થાય છે તથા પરલોકમાં પણ વિપત્તિ ભોગવે છે.[૧૦] આ પ્રમાણે મનુષ્ય પાપાત્મા બને છે. હવે ધર્મપ્રાપ્તિ કેવી રીતે થાય છે, તે તમે મારી પાસેથી સાંભળો. જે મનુષ્ય ઉપર જણાવેલા દોષોને બુદ્ધિવડે પ્રથમથીજ જુએ છે અને સુખ તથા દુઃખમાં કુશળતાથી સત્પુરુષોની સેવા કરે છે, તેની બુદ્ધિ શુભ કાર્યના સમારંભથી ધર્મમાં રમણ કરે છે.'

બ્રાહ્મણે કહ્યું:-'હે ધર્મવ્યાધ! તમે જેવું પ્રિય અને ધર્માનુસારી ભાષણ કરો છો, તેવું ભાષણ કરનારો બીજો કોઇ નથી. એ ઉપરથી તમે કોઈ દિવ્ય પ્રભાવવાળા ઘણા મોટા ઋષિ હો એમ હું માનું છું.'[૧૧-૧૩]

વ્યાધે કહ્યું:-'બ્રાહ્મણો મહાભાગ્યશાળી, પિતૃરૂપ અને સર્વ પદાર્થોના અગ્રભોક્તા છે, માટે બુદ્ધિમાન મનુષ્યે આ લોકમાં તેઓનું સર્વ રીતે પ્રિય કરવું જોઇએ.[૧૪]હે દ્વિજશ્રેષ્ઠ! તેઓને જે પ્રિય છે, તે હું બ્રાહ્મણોને નમસ્કાર કરીને તમને કહું છું. તે બ્રાહ્મીવિદ્યાને તમે મારી પાસેથી શ્રવણ કરો.[૧૫] આ પ્રત્યક્ષાદિ પ્રમાણસિદ્ધ સ્થાવરજંગમરૂપ સમસ્ત જગત સર્વથા કર્મથી જિતી શકાતું નથી; કારણ કે તે બ્રહ્મરૂપ છે અને બ્રહ્મજ આકાશાદિ પંચમહાભૂત, જીવ અને ઇશ્વર એ ત્રણસ્વરૂપ છે. એ બ્રહ્મથી અતિશ્રેષ્ઠ બીજું કંઈપણ નથી.[૧૬] આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી, એ પાંચ મહાભૂતો છે અને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ, એ પાંચ તેના ગુણો છે;[૧૭] તથા તે શબ્દાદિક ગુણોના પણ તાર, મંદ્ર, મધ્ય વગેરે જે જગતમાં દેખાય છે, તે સર્વ ગુણો છે. જોકે આકાશાદિ પંચમહાભૂતોનો એક એક મુખ્ય ગુણ છે, તોપણ તેઓનું પંચીકરણ થતાં એકમેકની ગુણવૃત્તિ એકમેકમાં દાખલ થાય છે. વળી અપંચીકૃત અવસ્થામાં પણ પૂર્વ પૂર્વભૂતોના ગુણો પછીપછીના ભૂતોમાં અનુક્રમથી ઉતરે છે; પરંતુ તે ગુણો તેજ, જળ અને પૃથ્વીમાં વિશેષ સ્પષ્ટ થાય છે.[૧૮] શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ ગુણો, છઠ્ઠી ચેતના (બુદ્ધિવૃત્તિ)જે મન કહેવાય છે તે,સાતમી બુદ્ધિ, આઠમો અહંકાર, પાંચ જ્ઞાનેંદ્રિયો, જીવ તથા સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણો, આ સત્તરના સમુદાયને અવ્યક્ત–અર્થાત્ માયા એવી સંજ્ઞા છે.[૨૦]પાંચ જ્ઞાનેંદ્રિયો તથા મન અને બુદ્ધિ મળીને સાત, તથા બાહ્ય ઇંદ્રિયોથી ગ્રહણ કરાય તેવા અને ન ગ્રહણ કરાય તેવા બુદ્ધિરૂપી ગુફામાં લીન થઈ રહેલા મન તથા બુદ્ધિના મનન અને જ્ઞાનરૂપી બે વિષયોની અને શબ્દાદિક પાંચ વિષયો મળીને થએલા સાત વિષયો, આકાશાદિક પાંચ ભૂતો, જીવ, અહંકાર અને સત્વાદિક ત્રણગુણો મળીને થએલા ચોવીસના સમૂહને વ્યક્તાવ્યક્ત કહે છે, એ સર્વ ગુણ છે–અર્થાત્ ભોગ્ય વર્ગ છે અને પરમાત્મા તેના ભોક્તા છે. આ સર્વ મેં તમને કહ્યું છે. હવે ફરી તમે શું સાંભળવાની ઇચ્છા કરો છો?'[૨૧]

અધ્યાય ૨૧૦ મો સમાપ્ત.

# અધ્યાય ૨૧૧ મો

## ધર્મવ્યાધનું આખ્યાન-પંચમહાભૂત અને ઇંદ્રિયનિગ્રહ

॥ मार्कंडेय उवाच ॥

**एवमुक्तः स विप्रस्तु धर्मव्याधेन भारत ॥**
**कथामकथयद्भूयो मनसः प्रीतिवर्धनीम् ॥**

માર્કંડેયે કહ્યું:–હે ભરતવંશી રાજા ! આ પ્રમાણે ધર્મવ્યાધે કહ્યું એટલે કૌશિક બ્રાહ્મણ ફરીથી મનમાં આનંદ વધારનારી કથા પૂછવા લાગ્યો.[1]

બ્રાહ્મણે કહ્યું:– 'હે ધર્મધારીઓમાં શ્રેષ્ઠ વ્યાધ ! જે પાંચ મહાભૂતો કહ્યાં, તે પાંચે ભૂતોમાંના દરેકના ગુણો મને યથાર્થરીતે કહો.'[2]

વ્યાધે કહ્યું:–' પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ, આ પાંચ મહાભૂતો છે. તેઓમાં પછી પછીનાં ભૂતો કરતાં પૂર્વપૂર્વનાં ભૂતો ગુણોમાં અધિક છે. તે ભૂતોના ગુણો હું તમને કહું છું.[3] હે બ્રાહ્મણ ! પૃથ્વીમાં પાંચ ગુણો છે, જળમાં ચાર ગુણો છે, તેજમાં ત્રણ ગુણો છે, વાયુમાં બે ગુણો છે અને આકાશમાં એક ગુણ છે.[4] શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને પાંચમો ગંધ, એ સર્વ કરતાં ઉત્તમ પાંચ ગુણો પૃથ્વીના છે.[5] હે શુભવ્રતનિષ્ઠ શ્રેષ્ઠ બ્રાહ્મણ ! શબ્દ, સ્પર્શ, રૂપ તથા રસ–એ ચાર ગુણો જળના છે, તે હે બ્રહ્મન્! મેં તમને કહ્યા.[6] શબ્દ,સ્પર્શ તથા રૂપ,એ ત્રણ ગુણો તેજના છે,શબ્દ તથા સ્પર્શ એ બે ગુણો વાયુના છે અને આકાશનો એક શબ્દ ગુણજ છે.[7] હે બ્રહ્મન્ ! પાંચ મહાભૂતોમાં રહેલા આ પંદર ગુણો સર્વ પ્રકારનાં પ્રાણીઓમાં છે અને ત્રણ લોકો એ ગુણોના આશ્રયથી રહેલા છે.[8] હે દ્વિજ ! એ પાંચ મહાભૂતો એકબીજાનો ત્યાગ કરીને રહેતાં નથી, પરંતુ તે સર્વે સાથેજ રહે છે. જ્યારે સ્થાવરજંગમરૂપ જીવ તીવ્ર સંકલ્પના આવેશથી બીજા દેહની ભાવના કરે છે, ત્યારે તે જીવ કાળને આધીન થઈને પૂર્વદેહ ત્યજી બીજા દેહને ધારણ કરે છે. આ પ્રમાણે પ્રાણીઓ ક્રમવાર વિનાશ પામે છે અને પાછા અનુક્રમે ઉત્પન્ન થાય છે. તાત્પર્ય કે,આ રીતે જીવ, દેહને ત્યજી જાય છે તોપણ પંચમહાભૂતો પરસ્પર એકમેકથી વિખૂટાં પડતાં નથી.[10] જેઓથી આ સર્વ ચરાચર જગત વ્યાપી રહેલું છે, તે વીર્ય વગેરે ધાતુઓ ભૂતોની છે, એમ ઠેકઠેકાણે દેખાય છે.[11] જે જે ઇંદ્રિયોના સંબંધમાં આવે છે, તે તે વ્યક્ત કહેવામાં આવે છે અને જે ઇંદ્રિયોથી ગ્રહણ થતું નથી, પણ માત્ર અનુમાનગ્રાહ્ય છે, તે અવ્યકત કહેવાય છે, એમ જાણવું.[12] જ્યારે દેહધારી જીવ આ શબ્દાદિક ગુણોમાંથી પોતપોતાના વિષયોને ગ્રહણ કરનારી ઇંદ્રિયોનો નિગ્રહ કરીને તપશ્ચર્યા કરવા માંડે છે–અર્થાત્ આત્મજ્ઞાનસંબંધી પ્રયત્ન કરવા માંડે છે,[13] ત્યારે તે પોતે આત્મરૂપ હોવાથી પોતાને સર્વ લોકમાં વ્યાપ્ત થએલો જુએ છે અને સર્વ લોકને પોતાનેવિષે જુએ છે; પરંતુ નિરુપાધિક અથવા સોપાધિક આત્મતત્ત્વવેત્તા પણ જો પ્રારબ્ધકર્મથી બંધાયો હોય, તો તે સર્વ પ્રાણીઓને પોતાના આત્મારૂપેજ જુએ છે–અર્થાત્ મરણ થાય ત્યાંસુધી સમાધિમાં સોપાધિક અવસ્થા ( સર્વાત્મભાવનો અનુભવ કરે છે;[14] પરંતુ ઉપાધિના ત્યાગવડે જે બ્રહ્મરૂપ થયો છે,તે તો સર્વદા સર્વ પ્રાણીઓને સર્વ અવસ્થામાં જુએ છે તોપણ તેને પુણ્યપાપનાં ફળનો સંબંધ થતો નથી–અર્થાત્ જાગ્રત આદિ સર્વ અવસ્થામાં પણ આત્મદષ્ટિ રહેવાથી તે કર્મથી લેપાતો નથી.[15] જે યોગી માયારૂપ મિથ્યા ક્લેશને ઉલ્લંઘી જાય છે, તે યોગીને, લોકવૃત્તિને પ્રકાશિત કરનારા જ્ઞાનમાર્ગવડે પરમ પુરુષાર્થરૂપ મોક્ષનો લાભ થાય છે.[16] મુક્ત થએલો જીવ આદિ તથા અંતથી રહિત છે, સ્વયંભૂ છે, સદા સુખદુઃખાદિ વિકારથી રહિત છે, તર્કથી અગમ્ય છે અને અમૂર્ત છે. આ પ્રમાણે બુદ્ધિનિયંતા પરમાત્માએ પોતાના નિઃશ્વાસરૂપ વેદમાં કહ્યું છે.[17] હે વિપ્ર ! તમે મને જે પ્રશ્ન કરો છો, એ સર્વનું મૂળકારણ તપ–અર્થાત ધ્યાન છે અને તે ધ્યાન ઇંદ્રિયોનો નિગ્રહ કરવાથીજ થાય છે, નહિ તો થતું નથી.[18] સ્વર્ગ

અને નરક એ બન્નેની પ્રાપ્તિનાં કારણ સર્વ ઇંદ્રિયોજ છે.ઇંદ્રિયોના નિગ્રહ કરવાથી તે સ્વર્ગ આપે છે અને તેને છૂટી મૂકવાથી તે નરક આપે છે.[૧૯] ઇંદ્રિયોને સંપૂર્ણ નિયમમાં રાખવી એજ સમગ્ર યોગવિધિ છે, ઇંદ્રિયોજ તપનું કારણ છે અને તેજ સર્વ નરક આપવામાં પણ કારણરૂપ છે.[૨૦] ઇંદ્રિયોના પ્રસંગથી મનુષ્ય નિઃસંશય રાગદ્વેષાદિરૂપ દોષને પામે છે પણ તેજ ઇંદ્રિયોને વશ રાખવાથી સિદ્ધિ મેળવે છે.[૨૧] આત્મામાં કલ્પિત હોવાથી નિત્ય એવાં પાંચ જ્ઞાનેંદ્રિયો અને છઠ્ઠા મનને જે પોતાને સ્વાધીન કરે છે, તે જિતેંદ્રિય મનુષ્ય પાપથી લેપાતો નથી, તો પછી તેને પાપમૂલક અનર્થોનો સંબંધ કયાંથીજ થાય? પુરુષનું શરીર એ રથ છે. એ પ્રમાણે શ્રુતિમાં દેખાય છે, આત્મા તેનો સારથિ છે અને ઇંદ્રિયો તેના ઘોડાઓ છે, એમ કહ્યું છે, માટે જે પ્રમાણે ઘોડા હાંકવામાં કુશળ તથા સાવધાન રથી, ઉત્તમ કેળવાએલા ઘોડાઓને નિયમમાં રાખી સુખરૂપ માર્ગમાં ગતિ કરે છે, તે પ્રમાણે સાવધાન, કુશળ તથા ધૈર્યસંપન્ન પુરુષ, ઇંદ્રિયરૂપી કેળવાએલા ઘોડાઓને નિયમમાં રાખવાથી સુખરૂપ સંસારમાર્ગને પાર પહોંચેછે.[૨૩]મનુષ્યના મનને વ્યાકુળ કરી નાખનારા છ ઇંદ્રિયરૂપી ઘોડા કે જે દેહરૂપી રથે જોડેલા છે, તે ઘોડાના દોરને જે ધીર પુરુષ વશ રાખે છે, તેજ ઉત્તમ સારથિ છે.[૨૪] માર્ગ ઉપર છુટથી દોડતા ઘોડાઓની પેઠે, વિષયો તરફ છુટથી દોડતી ઇંદ્રિયોને વશ રાખવામાટે ધૈર્ય રાખવાની જરૂર છે; કારણ કે મનુષ્ય ધૈર્યથી ઇંદ્રિયોને અવશ્ય જિતી શકે છે.[૨૫] વિષયોમાં દોડાદોડ કરનારી ઇંદ્રિયોની પાછળ જે મન દોડે છે તે, જળમાં પડેલી નૌકાને વાયુ જેમ ખેંચી જાય છે, તેમ પુરુષની બુદ્ધિને ખેંચી જાય છે–અર્થાત્ જે મન ઇંદ્રિયોને અધીન થાય છે તેજ મન, બુદ્ધિનો નાશ કરે છે.[૨૬] શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ અને સંકલ્પ, આ છ વિષયોનું સુખરૂપી જે ફળ, તેને વિષયી મનુષ્યો મોહથી ગ્રહણ કરવાયોગ્ય કહે છે અને વિરક્ત મનુષ્યો તેને ત્યાગ કરવાયોગ્ય કહે છે. આ પ્રમાણે જેના સંબંધમાં વિવાદ થાય છે, તે વિષયોના વાસ્તવિક દૃષ્ટિથી નિર્ણીત થએલા ત્યાજ્યપણાનેજ જે મનુષ્ય નિશ્ચયથી આશ્રય કરે છે–અર્થાત્ વિષયોમાં દોષદર્શનથી તેમાં જે વિરક્ત થાય છે, તેને ધ્યાનનું ફળ મળે છે.[૨૭]

**ઇતિ શ્રીમહા૦ વન૦ માર્કંડેય સમાસ્યા પર્વમાં "બ્રાહ્મણ અને વ્યાધનો સંવાદ" એ વિષયનો અધ્યાય ૨૧૧ મો સમાપ્ત.**

# અધ્યાય ૨૧૨ મો

## ધર્મવ્યાધનું આખ્યાન–ગુણોનું વર્ણન

**॥ मार्कंडेय उवाच ॥**

**एवं तु सूक्ष्मे कथिते धर्मव्याधेन भारत ॥**
**ब्राह्मणः स पुनः सूक्ष्मं पप्रच्छ सुसमाहितः॥१**

માર્કંડેયે કહ્યું:–હે ભરતવંશી રાજા! આ પ્રમાણે ધર્મવ્યાધે સૂક્ષ્મતત્ત્વ કહ્યું, એટલે ફરી કૌશિક બ્રાહ્મણ એકાગ્ર થઇને સૂક્ષ્મ વિષય પૂછવા લાગ્યો.[૧]

બ્રાહ્મણે પૂછ્યું:–હું તમને સત્વ, રજ અને તમના ગુણોવિષે પ્રશ્ન કરૂં છું, માટે તમે મને તે ગુણોના સ્વરૂપને યથાર્થરીતે તત્ત્વથી કહો.'[૨]

વ્યાધે કહ્યું:–'હે બ્રાહ્મણ! તમે મને જે પૂછો છો, તેનો ઉત્તર હું તમને હર્ષથી આપીશ. એ સત્વાદિકના ગુણોને હું જૂદા પાડીને કહું છું, તે તમે સાંભળો.[૩] તે ત્રણ ગુણોમાં તમોગુણ મોહાત્મક છે, રજોગુણ પ્રવૃત્તિ કરાવનારો છે અને સત્વગુણ જ્ઞાનની અધિકતાવાળો છે,તેથી તે ગુણોમાં શ્રેષ્ઠ કહેવાય છે.[૪] જેનામાં તમોગુણની મુખ્યતા હોય તે પુરુષ અત્યંત અજ્ઞાની, મૂર્ખ,ઉંઘણસી, બેભાન, અસ્વસ્થ ઇંદ્રિયોવાળો, ક્રોધી, તામસી અને આળસુ હોય છે.[૫]હે બ્રહ્મર્ષિ! પ્રવૃત્તિસંબંધી બોલનારો, મસલતી,પારકા દોષને ન જોનારો (કારણ કે અનેક કાર્યો કરવાની ઇચ્છાવાળો),અક્કડ અને મોટાપણાનો અભિમાની જે પુરુષ શ્રેષ્ઠ હોય, તે રજોગુણી છે. જે અધિક જ્ઞાનવાળો,

ધીર,કાર્યપ્રવૃત્તિની ઇચ્છાથી રહિત, મત્સરવિનાનો,ક્રોધરહિત,બુદ્ધિમાન અને જિતેંદ્રિય હોય તે પુરુષ સાત્વિક છે.[૭] સાત્વિક પુરુષને જ્ઞાન થએલું હોવાથી તે રાજસી તથા તામસી એવા લોકવ્યવહારમાં ક્લેશ ભોગવતો નથી; કારણ કે તેને જ્યારે જ્ઞેય વસ્તુનું જ્ઞાન થઇ જાય છે, ત્યારે તે લોકવ્યવહારની નિંદા કરે છે.[૮] તેવા પુરુષમાં વૈરાગ્યનું લક્ષણ પ્રથમથીજ આવી જાય છે, તેનો અહંકાર નરમ પડી જાય છે, તેનામાં સરળતા વધી જાય છે અને તેથી તેનાં માન–અપમાન વગેરે દ્વંદ્વો પરસ્પરમાંજ શાંત પડી જાય છે. પછી તેવા વિરક્ત જ્ઞાની પુરુષને કદી પણ કોઇપણ જાતનો સંશય ઉત્પન્ન થતો નથી.હે બ્રાહ્મણ!મનુષ્ય શૂદ્રજાતિમાં ઉત્પન્ન થયો હોય, તોપણ જો તે સદ્‌ગુણોનો આશ્રય કરતો હોય તો તે વૈશ્યપણાને તેમજ ક્ષત્રિયપણાને પ્રાપ્ત થાય છે અને તે જો સરલતાથી વર્તતો હોય તો તેને બ્રાહ્મણપણું પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે મેં તમને સર્વ ગુણો કહ્યા છે; વળી તમે શું સાંભળવાની ઇચ્છા રાખો છો?"[૧૨]

ઇતિ૰ **શ્રીમહા૰** વન૰ માર્કંડેય સમાસ્યા પર્વમાં "બ્રાહ્મણવ્યાધસંવાદ" એ વિષયનો અધ્યાય ૨૧૨ મો સમાપ્ત.

# અધ્યાય ૨૧૩ મો

## ધર્મવ્યાધનું આખ્યાન–અધ્યાત્મવિચાર

**॥ ब्राह्मण उवाच ॥**

**पार्थिवं धातुमासाद्य शारीरोऽग्निः कथं भवेत् ॥**
**अवकाशविशेषेण कथं वर्तयतेऽनिलः ॥१॥**

બ્રાહ્મણે પૂછ્યું:–' જ્ઞાન, પ્રવૃત્તિ અને મોહના આધારરૂપ વિજ્ઞાન નામની તેજોમય ધાતુ, આ પૃથ્વીમય ત્વચા વગેરેથી ભરપૂર શરીરમાં પ્રાપ્ત થઈને શરીરાભિમાની કેવી રીતે થાય છે? અને વાયુ, નાડીરૂપી ભિન્ન ભિન્ન માર્ગોનો આશ્રય કરીને શરીરમાં હલનચલન વગેરે ક્રિયાઓ કેવી રીતે ઉત્પન્ન કરે છે?'[૧]

માર્કંડેયે કહ્યું:–હે યુધિષ્ઠિર! બ્રાહ્મણે આ પ્રમાણે પ્રશ્ન કર્યો, ત્યારે વ્યાધ, મહાત્મા બ્રાહ્મણપ્રત્યે કહેવા લાગ્યો.[૨]

વ્યાધે કહ્યું:–' બુદ્ધિરૂપી અગ્નિ, ચિદાત્માના ઉપાધિભાવને પામીને પોતાનામાં ચૈતન્યનું પ્રતિબિંબ પડતાં શરીરને ચેતનાવાળું કરે છે: અને પ્રાણ, ચિદાત્મા તથા બુદ્ધિ એ બન્નેના ઉપાધિપણાને પામીને હલનચલનાદિ ક્રિયા ઉત્પન્ન કરે છે.[૩] ભૂત, ભવિષ્ય અને વર્તમાન, એ સર્વ પ્રાણને આધારે રહેલું છે અને ભૂતોમાં પ્રાણજ શ્રેષ્ઠ છે,માટે અમે તે વિરાટ્ વગેરેના કારણરૂપ પ્રાણબ્રહ્મની ઉપાસના કરીએ છીએ.[૪] તે ચૈતન્ય, બુદ્ધિઅને પ્રાણના સમુદાયરૂપ સમષ્ટિજીવ,કાર્યકારણરૂપ સર્વ ભૂતોને ચેતન આપનારો આત્મા છે, તેજ ઉપાધિનો લય થતાં પરબ્રહ્મ છે અને તેજ ઉપાધિનો પક્ષપાતી થતાં મહત્તત્ત્વ, બુદ્ધિ, અહંકાર તથા પંચભૂતોના જે શબ્દાદિ વિષયોરૂપ છે.[૫] આ પ્રમાણે (ઉંબરા ઉપર મૂકેલો દીવો જેમ અંદર તથા બહાર બધે પ્રકાશ આપે છે તેમ ) મધ્યમાં રહેલા પ્રાણવડેજ અંદર રહેલા વિજ્ઞાનનું તથા બાહ્ય એવા દેહ તથા ઇંદ્રિય વગેરે સર્વનું પરિપાલન કરાય છે; અને તે પ્રાણ, ઉપાધિના આવેશવડે જીવભાવને પ્રાપ્ત થયા પછી સમાન નામના વાયુભાવને પ્રાપ્ત થઈને જૂદી જૂદી ગતિનો આશ્રય કરે છે.[૬] તેજ સમાનવાયુભાવને પામેલો પ્રાણ મૂત્રાશય, મળાશય અને જઠરાગ્નિનો આશ્રય કરીને મળ તથા મૂત્રને તે તે ઠેકાણે પહોંચાડવા લાગ્યો એટલે તે અપાન વાયુ કહેવાય છે. તેજ જ્યારે કર્મ, પ્રયત્ન અને બળ એ ત્રણનો કારણરૂપ થાય છે, ત્યારે અધ્યાત્મવેત્તાઓ તેને ઉદાન વાયુ કહે છે.[૮] મનુષ્યોનાં શરીરોના પ્રત્યેક સાંધાઓમાં જે વાયુ રહેલો છે, તેને વ્યાન વાયુ કહે છે.[૯] તે જઠરાગ્નિ, ત્વચા વગેરે ધાતુઓમાં વ્યાપી રહેલો છે અને તે વાયુથી પ્રેરાઇને અન્નાદિક રસોને, ત્વચા વગેરે ધાતુઓને તથા વાતપિત્ત વગેરે દોષોને પરિણામ પમાડતો દેહમાં સર્વત્ર દોડાદોડ કરે છે. સર્વ પ્રાણવાયુઓ એકઠા થવાથી તેઓના ઘસારાથી જે ગરમી ઉત્પન્ન થાય છે, તેનેજ જઠરા-

ગ્નિ જાણવો, કે જે અગ્નિ, પ્રાણીઓએ ખાધેલા અન્નને પચાવે છે.[૧૧] હૃદયમાં રહેલો પ્રાણ વાયુ, નાભિમાં રહેલા સમાન વાયુને જઈ મળે છે; અને ગુદામાં રહેલો અપાન વાયુ, કંઠમાં રહેલા ઉદાન વાયુને જઇ મળે છે. તેને લીધે પ્રાણ, અપાન અને સમાન વાયુનો નાભિપ્રદેશમાં ઘસારો થવાથી ત્યાં જઠરાગ્નિ ઉત્પન્ન થાય છે* અને તે સાત ધાતુવાળા શરીરમાં વગેરે વૃદ્ધિ પરિણામો કર્યા કરે છે.[૧૨] આ અગ્નિનો સંચાર ગુદદ્વારપર્યંત હોય છે; અને તેનો જે ગુદદ્વારપર્યંત પ્રવેશ થાય છે, તેનેજ અપાન કહે છે. તે અપાનથી દેહધારીઓના પ્રાણો અને તેઓને સંચાર કરવાના નાડીમાર્ગો ઉત્પન્ન થાય છે.[૧૩] તાત્પર્ય કે, પ્રાણાદિક વાયુઓથી અગ્નિની ઉત્પત્તિ થાય છે અને :અગ્નિથી અપાનદ્વારા પ્રાણાદિક વાયુઓની ઉત્પત્તિ થાય છે. આ રીતે એ ચક્ર ચાલ્યા કરે છે.[૧૪] અગ્નિના વેગથી પ્રાણ,દડાની પેઠે ઉંચે ઉછળીને પાછો પડતાં ગુદાના દ્વારમાં અથડાય છે અને ત્યાંથી તે પાછો ઉપર આવતાં અગ્નિને ઉછાળે છે.[૧૫] પક્વાશય (પચી ગએલા અન્નનું સ્થાન) નાભિની નીચે રહેલું છે, આમાશય (ન પચેલા અન્નનું સ્થાન )નાભિની ઉપર રહેલું છે તથા શરીરના સર્વ પ્રાણો નાભિના મધ્યમાં લીન થઇને રહે છે. વળી હૃદયમાંથી ઉપર–હેઠળ અને આડીઅવળી પ્રસરેલી નાડીઓ દશ÷પ્રાણની પ્રેરણાથી અન્નના રસોને વહન કર્યા કરે છે.[૧૬] આ મસ્તકથી ગુદાપર્યંતનો સુષુમ્ણામાર્ગ યોગીઓનો છે. શ્રમને જિતનારા તથા સમદૃષ્ટિવાળા જે ધીર પુરુષો એ સુષુમ્ણામાર્ગે થઇને મસ્તકમાં રહેલા સહસ્રદળ ચક્રમાં પ્રાણને લઇ જઇ મૂકે છે, તેઓ પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે પ્રાણ તથા અપાન સર્વ પ્રાણીઓમાં વ્યાપી રહેલા છે. દશ ઇંદ્રિયો અને મન મળીને અગિયાર પદાર્થથી બનેલા લિંગશરીરની સાથે આત્મા× એકરૂપ થયેલો હોઇને તે પ્રાણ, શ્રદ્ધા, આકાશ, વાયુ, અગ્નિ, જળ,પૃથ્વી, ઇંદ્રિય, મન, અન્ન, વીર્ય, તપ, મંત્ર, કર્મ, લોક અને નામ આ સોળ કળાઓના સમુદાયથી વીંટાયેલોછે અને તેથી તે મૂર્તિરહિત છતાં પણ મૂર્તિમાન–સૂક્ષ્મ તથા સ્થૂલ દેહવાળો થયો છે, એમ તમે જાણો. તે આત્મા નિત્ય છે અને સમાધિવડે તેના સ્વરૂપનું જ્ઞાન થાય છે.[૧૮] જે તપેલીમાં રહેલા અગ્નિની પેઠે તે કળાસમુદાયમાં પ્રકાશરૂપે રહેલો છે, તેજ આત્મા છે એમ તમે સમજો. તે આત્મા નિત્ય છે અને યોગવડે તેના સ્વરૂપનું જ્ઞાન થાય છે.જે કમળપત્રના ઉપર રહેલા જળબિંદુની પેઠે અસંગપણાથી તે સોળ કળાઓમાં રહેલો છે, તેજ પ્રકાશરૂપ આત્મા છે, એમ જાણો અને તે અવિનાશીના સ્વરૂપનું જ્ઞાન યોગવડે થાય છે.[૨૦] સત્વ, રજ અને તમના પ્રકાશ, પ્રવૃત્તિ વગેરે ધર્મો જીવનો આશ્રય કરીને રહેલા છે અને ઇશ્વર, જીવોનો નિયંતા છે તથા તે ઇશ્વર પોતે નિર્ગુણ છે, એમ તમે જાણો.[૨૧] જેને હલનચલનને માટે ચૈતન્યની જરૂર છે એવા જડ દેહાદિક પદાર્થો જીવના ભોગ્ય છે. તે આત્મા પોતે જીવરૂપથી ચેષ્ટા કરે છે અને ઇશ્વરરૂપથી હલનચલનાદિક ચેષ્ટા કરાવે છે; તથા જેણે સાત ભુવનોને નિર્માણ કર્યા છે, તે પરમાત્મા જીવ તથા ઇશ્વર કરતાં ઉત્તમ છે, એ પ્રમાણે શરીરતત્ત્વવેત્તા પુરુષો કહે છે.[૨૨] આ રીતે નિત્યસિદ્ધ પરમાત્મા સર્વ પ્રાણીઓમાં પ્રકાશે છે;પરંતુ જ્ઞાનવેત્તાઓનેજ શ્રેષ્ઠ એવી સૂક્ષ્મબુદ્ધિથી તેનું જ્ઞાન થાય છે,[૨૩] ચિત્તની શુદ્ધિ થઈને તે જ્યારે નિર્મળ થાય છે, ત્યારે પુરુષ શુભ તથા અશુભ કર્મોનો નાશ કરે છે અને વૃત્તિની મલિનતાના ત્યાગવડે શુદ્ધ ચિત્તવાળો પુરુષ પરમાત્મામાં ચિત્તનો લય કરીને અનાયાસે મોક્ષને પામે છે. જે પ્રમાણે તૃપ્ત થએલો પુરુષ સુખથી નિદ્રા લે છે,

* આ ઉપરથી સમજાય છે કે, વ્યાયામ( કસરત ) કરવાથી વાયુઓનું અધિક ઘર્ષણ થાય છે અને તેથી જઠરાગ્નિ અધિક પ્રબળ બને છે.

÷ પ્રાણ,અપાન, વ્યાન, ઉદાન, સમાન, નાગ, કૂર્મ, કૃકલ,દેવદત્ત અને ધનંજય આ દશ પ્રાણો છે.

× અહીં ઇંદ્રિયો તથા મનમાં પાંચ પ્રાણ અને બુદ્ધિનો સમાવેશ કરેલો છે.

અથવા જે પ્રમાણે વાયુરહિત પ્રદેશમાં સારી રીતે કરેલો દીવો એકસરખી જ્યોતિથી બળેછે,તે પ્રમાણે જે પુરુષનું ચિત્ત શુદ્ધ થએલું છે, તેની વૃત્તિ ક્ષોભ ન પામતાં શાંત રહે છે, એ ચિત્તશુદ્ધિનું લક્ષણ છે.[૨૪,૨૫]શુદ્ધ ચિત્તવાળા પુરુષે નિત્ય પહેલી રાતે તથા પાછલી રાતે મનને પરમાત્મામાં જોડવું, આહાર અલ્પ કરવો તથા હૃદયમાં પરમાત્માનું ધ્યાન કરવું.[૨૬] હે વિપ્ર ! આ પ્રમાણે યોગાભ્યાસ કરનારો પુરુષ, ઝગઝગાટ બળતા દીવાથી જેમ બીજી વસ્તુને જુએ છે,તેમ મનરૂપી દીપકવડે પરમાત્માનાં દર્શન કરે છે. આ પ્રમાણે નિર્ગુણ પરમાત્માનો સાક્ષાત્કાર થતાં તેનું ચિત્ત લય પામે છે અને તેજ સમયે તે મુક્ત થાય છે.[૨૭] હે બ્રાહ્મણ ! સર્વ ઉપાયોથી લોભનો તથા ક્રોધનો સારી પેઠે નિગ્રહ કરવો. એ લોકોને પવિત્ર કરનાર છે અને તપશ્ચર્યા, એ સંસારથી પાર પહોંચાડનારો માર્ગ છે. નિરંતર ક્રોધથી તપનું રક્ષણ કરવું, મત્સરથી ધર્મનું રક્ષણ કરવું, માનાપમાનથી વિદ્યાનું રક્ષણ કરવું અને પ્રમાદથી પોતાનું રક્ષણ કરવું.[૨૯] દયા એ શ્રેષ્ઠ ધર્મ છે, ક્ષમા પરમ બળ છે, આત્મજ્ઞાન એ પરમ જ્ઞાન છે અને સત્ય એ પરમ વ્રત છે.[૩૦] સત્ય ભાષણ કલ્યાણકારક છે, સત્યનું જ્ઞાન પણ હિતકારક છે અને જેનાથી પ્રાણીનું અત્યંત હિત થતું હોય તેજ ઉત્તમ સત્ય છે.[૩૧] જે મનુષ્યનાં સર્વ કાર્યો સર્વદા આશાના બંધનથી રહિત હોય છે અને જેનાં યજ્ઞ, દાન વગેરે સર્વ કર્મો ફળના ત્યાગપૂર્વક થાય છે, તે મનુષ્ય સંન્યાસી છે અને બુદ્ધિમાન છે.[૩૨] ગુરુ પણ જે વસ્તુ શિષ્યને સંભળાવી શકે નહિ, પણ માત્ર લક્ષણાથીજ જણાવી શકે, તેને બ્રહ્મયોગ–બ્રહ્મસાક્ષાત્કાર સમજો. તે બ્રહ્મયોગચિત્તનો વિયોગ કરાવનાર છે, છતાં વિરુદ્ધ લક્ષણાથી યોગ કહેવાય છે.[૩૩] કોઇ પણ પ્રાણીની હિંસા કરવી નહિ, સર્વની સાથે મિત્રતાથી વર્તવું અને આ મનુષ્યયોનિમાં જન્મ લઈને કોઇની સાથે પણ વેર કરવું નહિ.[૩૪] સંન્યાસ સારી પેઠે સંતોષ, ઇચ્છાનો ત્યાગ અને મનની શાંતિ–આટલાંમેજ ઉત્તમ જ્ઞાનનાં સાધન કહેલાં છે અને તે સાધનોથી સાધ્ય થતું આત્મજ્ઞાન સર્વદા ઉત્તમ ગણેલું છે.[૩૫] મુમુક્ષુએ સર્વ વસ્તુઓના પરિગ્રહનો ત્યાગ કરીને તથા આ લોકના રાજ્યાદિક વૈભવો અને પરલોકના સ્વર્ગાદિ વૈભવોના સંબંધમાં દૃઢ વૈરાગ્ય ધારણ કરીને બુદ્ધિવડે નિયમનિષ્ઠ થવું. અજિત પરમાત્માની પ્રાપ્તિની ઇચ્છા રાખનારા મનનશીલ મનુષ્યે નિત્ય તપપરાયણ રહેવું, ઇંદ્રિયોને જિતવી, મનનો નિગ્રહ કરવો અને ભોગવવાના પદાર્થોમાં આસક્તિ રાખવી નહિ.[૩૭] જેનામાં લોક તથા વેદ વગેરે ગુણો અગુણપણાને પામે છે, જે સંગથી રહિત છે, જે એક પ્રત્યગાત્માપણાથીજ સાધ્ય છે, જે અજ્ઞાનમાત્રની નિવૃત્તિ થતાં પ્રાપ્ત થાય છે, જેનામાં જ્ઞાન, જ્ઞેય વગેરે વિભાગ નથી અને જે અનાદિસિદ્ધ છે, તેજ બ્રહ્મનું સુખરૂપ સ્થાન છે, એમ બ્રહ્મવેત્તાઓ કહે છે.[૩૮] જે મનુષ્ય સુખ તથા દુઃખ એ બન્નેનો ત્યાગ કરે છે અને કોઇપણ વિષયમાં આસક્ત થતો નથી, તેને પૂર્ણપણે પરબ્રહ્મની પ્રાપ્તિ થાય છે.[૩૯] હે દ્વિજશ્રેષ્ઠ ! મેં જે પ્રમાણે સાંભળેલું હતું, તે પ્રમાણે આ સઘળું સંક્ષેપથી તમને કહ્યું છે. હવે તમે બીજું શું સાંભળવાની ઇચ્છા રાખો છો ?[૪૦]

ઇતિ શ્રીમહા૦ વન૦ માર્કંડેય સમાસ્યા પર્વમાં "બ્રાહ્મણ અને વ્યાધનો સંવાદ" વિષયનો અધ્યાય ૨૧૩ મો સમાપ્ત.

## અધ્યાય ૨૧૪ મો

### ધર્મવ્યાધનું આખ્યાન–ધર્મવ્યાધનાં માતાપિતા

॥ मार्कंडेय उवाच ॥

**एवं संकथिते कृत्स्ने मोक्षधर्मे युधिष्ठिर ॥**
**दृढप्रीतमना विप्रो धर्मव्याधमुवाच ह ॥१॥**

માર્કંડેયે કહ્યું:–હે યુધિષ્ઠિર ! આ પ્રમાણે ધર્મવ્યાધે સંપૂર્ણ મોક્ષધર્મ કહ્યો,ત્યારે મનમાં બહુ પ્રસન્ન થએલા બ્રાહ્મણે ધર્મવ્યાધપ્રત્યે કહ્યું

કેઃ-[1] " તમે જે આ કહ્યું છે, તે સર્વ યોગ્યજ છે. આ લોકમાં ધર્મસંબંધી જે કંઇ છે તે સંબંધમાં તમને કંઇપણ અજાણ્યું હોય, એમ લાગતું નથી.'[1,2]

વ્યાધે કહ્યુંઃ-'હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! મને જેનાથી આ સિદ્ધિ પ્રાપ્ત થઇ છે, તે મારા પ્રત્યક્ષ ધર્મનાં તમે દર્શન કરો.[3] હે ધર્મજ્ઞ ભગવન્! તત્કાળ ઉઠો અને ઘરમાં જઇને મારાં માતાપિતાને જુઓ.'[4]

માર્કંડેયે કહ્યુંઃ-'આ પ્રમાણે ધર્મવ્યાધે કહ્યું, એટલે બ્રાહ્મણે ઘરમાં પ્રવેશ કર્યો અને ત્યાં તેણે એક અત્યંત મનોહર ચાર ઓરડાવાળું મકાન દીઠું. તે મકાન ઉત્તમરીતે શણગારેલું હતું, હૃદયને આનંદદાયક હતું, દેવમંદિરના જેવું હતું, દેવતાઓથી સુશોભિત હતું, શય્યા તથા આસનોથી ભરપૂર હતું અને ઉત્તમ સુગંધોથી સુગંધિત હતું.[6] તે ઘરમાં શ્વેત વસ્ત્ર ધારણ કરનારાં ધર્મવ્યાધનાં પૂજ્ય માતાપિતા ભોજન કરીને અત્યંત સંતોષથી એક સુંદર આસન ઉપર બેઠાં હતાં. ધર્મવ્યાધે પોતાનાં માતાપિતાને જોતાંજ તેઓના ચરણમાં મસ્તક નમાવી પ્રણામ કર્યા.[7] ત્યારે તે બન્ને વૃદ્ધોએ કહ્યુંઃ-"ઓ ધર્મવેત્તા પુત્ર! તું ઉઠ, ઉઠ! ધર્મ તારૂં રક્ષણ કરો. અમે તારા શુદ્ધ આચારથી પ્રસન્ન થયાં છીએ. તું દીર્ઘાયુષી થા![8] તેં ઇષ્ટગતિ, તપ, જ્ઞાન અને ઉત્તમ બુદ્ધિ-એ સર્વ સંપાદન કર્યું છે. હે પુત્ર! તું સત્પુત્ર છે. તારા હાથથી નિત્ય યોગ્ય સમયે અમારૂં ઉત્તમ રીતે પૂજન થયા કરે છે.[9] દેવતાઓમાં પણ તારે અમારાવિના બીજો કોઇ દેવ નથી. તું શુદ્ધ મનવાળો હોવાથી બ્રાહ્મણોની પેઠે ઇંદ્રિયનિગ્રહથી યુકત છે.[10] હે પુત્ર! તારા ઇંદ્રિયનિગ્રહથી તથા અમારા પૂજનથી તારા પિતાના પિતામહ તથા પ્રપિતામહ તારા ઉપર નિત્ય પ્રસન્ન રહે છે.[11] તારા તરફથી મન, કર્મ અને વાણીવડે થતી અમારી સેવામાં જરાએ ન્યૂનતા આવતી નથી; તેમજ હાલમાં તારી બુદ્ધિ બીજા કોઇપણ વિષય તરફ જતી જણાતી નથી.[12] હે પુત્ર! જમદગ્નિના પુત્ર પરશુરામે જે પ્રમાણે વૃદ્ધ માતાપિતાની સેવા કરી હતી, તે પ્રમાણે તેં સર્વ કર્યું છે, એટલુંજ નહિ પણ તેમનાથીએ અધિક કર્યું છે.'[13]

આ પ્રમાણે માતાપિતા બોલી રહ્યાં તે પછી ધર્મવ્યાધે પોતાનાં માતાપિતાને કૌશિક બ્રાહ્મણનું આગમન નિવેદન કર્યું. તે વખતે તે બંનેએ સ્વાગત કરીને તે બ્રાહ્મણનું પૂજન કર્યું.[14] બ્રાહ્મણે તે પૂજાનો માનપૂર્વક સ્વીકાર કરીને પછી તે બંને વૃદ્ધોને પૂછ્યું કેઃ-" તમે બંને ઉત્તમ પુત્ર તથા પરિવારની સાથે આ ઘરમાં કુશળ તો છો ને? અને તમારા બંનેના દેહો આ સ્થાનમાં સદા આરોગ્યયુક્ત રહે છે ને?'[15]

વૃદ્ધોએ કહ્યુંઃ-'હે વિપ્ર! આ ઘરમાં અમો બંનેનું તથા અમારા પોષ્યવર્ગનું સર્વરીતે કુશળ છે. હે ભગવન્! તમે પણ નિર્વિઘ્નતાથી આવ્યા છો ને?'[16]

માર્કંડેયે કહ્યુંઃ-વૃદ્ધોનો પ્રશ્ન સાંભળીને તે બ્રાહ્મણે પ્રસન્ન થઇને તેઓને ઉત્તર આપ્યો કેઃ-'હા, હું ક્ષેમકુશળ અહીં આવ્યો છું.' તે પછી ધર્મવ્યાધે બ્રાહ્મણના તરફ જોઇને કહ્યું.[17]

વ્યાધે કહ્યુંઃ-'હે ભગવન્! આ માતા તથા પિતા એ બંને મારાં પરમ દૈવત છે; અને દેવતાઓના સંબંધમાં જે કંઇ કરવાનું હોય છે, તે સઘળું હું આ માતાપિતાપ્રત્યેજ કરૂં છું;[18] કારણ કે ઇંદ્ર વગેરે તેત્રીશ દેવો જેમ સર્વ લોકને પૂજ્ય છે, તેમ આ વૃદ્ધ માતાપિતા મારે પૂજવા યોગ્ય છે.[19] બ્રાહ્મણો પૂજાસામગ્રી એકઠી કરીને જે પ્રમાણે દેવતાઓની પૂજા કરે છે, તે પ્રમાણેજ હું પણ આળસરહિત થઇને આ બંનેની પૂજા કરૂં છું.[20] હે બ્રહ્મન્! આ માતાપિતા મારૂં પરમ દૈવત છે; માટે હે દ્વિજ! હું સર્વદા એ બંનેને પુષ્પોથી, ફળોથી તથા રત્નોથી સંતુષ્ટ કરૂં છું.[21] હે દ્વિજ! જ્ઞાની પુરુષો જે અગ્નિઓ, યજ્ઞો અને ચાર વેદો કહે છે, તે સર્વ મારે આ બંને માતાપિતાજ છે.[22] મારા પ્રાણ, મારી સ્ત્રી, મારો પુત્ર તથા મારાં સ્નેહીજનો એ સર્વ એમને માટેજ છે. હું નિત્ય સ્ત્રી તથા પુત્રની સાથે એમની સેવા કર્યા કરૂં છું.

હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ! હું પોતે એ બંનેને સ્નાન કરાવું છું, એમના પગ ધોઉં છું અને પોતેજ જમાડું છું.[૨૪] હું એ બંનેને અનુકૂળ લાગે તેવુંજ બોલું છું, એમને અપ્રિય લાગે તેવું ભાષણ કરતો નથી અને એમને પ્રિય લાગે તેવું કાર્ય અધર્મયુક્ત હોય તોપણ તે કરૂં છું.[૨૫] હે દ્વિજશ્રેષ્ઠ ! હું આ ધર્મનેજ શ્રેષ્ઠ જાણીને તેનું આચરણ કરૂં છું અને હે વિપ્ર ! સર્વદા આળસરહિત થઇને માતાપિતાની સેવા કર્યા કરૂં છું.[૨૬] હે બ્રહ્મન્ ! અભ્યુદય ઇચ્છનારા પુરુષના પિતા, માતા, અગ્નિ, આત્મા અને ગુરુ-આ પાંચજ ગુરુ છે.[૨૭] હે દ્વિજશ્રેષ્ઠ! જે મનુષ્ય આ પાંચ ગુરુઓની સાથે ઉત્તમ પ્રકારના વર્તનથી વર્તે છે, તેણે નિત્ય અગ્નિઓની સેવા કરી ગણાય છે. આ પ્રમાણે કરવું એ ગૃહસ્થાશ્રમમાં રહેનારાઓનો સનાતન ધર્મ છે.[૨૮]

ઇતિશ્રી મહા૦ વન૦ માર્કંડેયસમાસ્યાપર્વમાં "દ્વિજવ્યાધસંવાદ"એ વિષયનો અધ્યાય ૨૧૪ મો સમાપ્ત.

# અધ્યાય ૨૧૫ મો

## ધર્મવ્યાધનું આખ્યાન-તેનો ઉપદેશ તથા તેના પૂર્વજન્મનો વૃત્તાંત

॥ मार्कंडेय उवाच ॥

**गुरू निवेद्य विप्राय तौ मातापितरावुभौ ॥**
**पुनरेव स धर्मात्मा व्याधो ब्राह्मणमब्रवीत् ॥१**

માર્કંડેયે કહ્યું:-આ પ્રમાણે માતાપિતા એજ પોતાના ગુરુ છે, એમ બ્રાહ્મણને નિવેદન કર્યા પછી ધર્માત્મા વ્યાધે ફરીથી બ્રાહ્મણના પ્રત્યે કહ્યું:-'હે બ્રાહ્મણ ! તમે માતાપિતાની સેવારૂપી તપનું બળ જુઓ! તે તપના બળથી મને દિવ્યદૃષ્ટિ પ્રાપ્ત થઇ છે અને તેથીજ 'તમે મિથિલામાં જાઓ, ત્યાં એક વ્યાધ રહે છે. તે તમને ધર્મો કહેશે ' એવું તે પતિસેવામાં તત્પર, જિતેંદ્રિય તથા સત્યશીલ એવી બ્રાહ્મણપત્નીએ જે તમને કહ્યું હતું, તે મેં જાણ્યું હતું.'[૧-૩]

બ્રાહ્મણે કહ્યું:-' હે નિયમપરાયણ ધર્મવેત્તા વ્યાધ ! તે સત્યનિષ્ઠ તથા શીલસંપન્ન પતિવ્રતાના વચનનું સ્મરણ કરીને હું તમને ગુણવાન માનું છું.'[૪]

વ્યાધે કહ્યું:-' હે પ્રભુ ! હે દ્વિજશ્રેષ્ઠ ! તે પતિવ્રતાએ જ્યારે મારા સંબંધમાં તમને કહ્યું, ત્યારે તેણે દિવ્યદૃષ્ટિથી સર્વ સારી:રીતે જોયું હતું એમાં સંશય નથી;[૫] અને હે વિપ્ર ! મેં પણ તમારા ઉપર અનુગ્રહ કરવાની બુદ્ધિથીજ તમને આ સઘળું દેખાડયું છે. હવે હે તાત ! હું તમારા હિતને માટે જે વાક્ય કહું છું, તે તમે સાંભળો.[૬] હે અનિંદ્ય દ્વિજશ્રેષ્ઠ! તમે વેદાધ્યયન કરવામાટે માતાપિતાનો અનાદર કરીને તેઓની આજ્ઞાવિના ઘરમાંથી ચાલી નીકળ્યા છો, તે તમે અયોગ્ય કર્યું છે. તમારા શોકથી તે વૃદ્ધ તપસ્વીઓ આંધળાં થઇ ગયાં છે,[૮] માટે તમે તે માતાપિતાને પ્રસન્ન કરવા જાઓ. આ ધર્મ તમને ઉલ્લંઘી જાય નહિ તેમ કરો. તમે તપસ્વી છો, મહાત્મા છો અને સદા ધર્મપરાયણ છો,[૯] છતાં તે સઘળું તમારૂં મિથ્યા થઇ જાય છે; માટે તમે તે માતપિતાને તત્કાળ પ્રસન્ન કરો. હે બ્રાહ્મણ ! તમે મારા કહેવા ઉપર વિશ્વાસ રાખો; તમારે મારાં વચનથી વિરુદ્ધ વર્તવું યોગ્ય નથી. હે બ્રહ્મર્ષિ! તમે આજેજ ઘેર જાઓ ! આ હું તમને તમારા કલ્યાણની વાત કહું છું.'[૧૦]

બ્રાહ્મણે કહ્યું:-'હે ધર્મ,આચાર તથા ગુણસંપન્ન વ્યાધ ! તમે જે આ કહ્યું છે, તે સઘળું ખરેખર સત્ય છે. હું તમારા ઉપર પ્રસન્ન થયો છું. તમારૂં કલ્યાણ થાઓ.'[૧૧]

વ્યાધે કહ્યું-' તમે પુરાતન, શાશ્વત, દિવ્ય તથા પાપી મનુષ્યોને દુર્લભ એવા ધર્મને અનુસરો છો તેથી દેવતાતુલ્ય છો.[૧૨] હે દ્વિજશ્રેષ્ઠ ! તમે માતાપિતાની પાસે જઇને આળસરહિત થઈ તત્કાળ તેઓનું પૂજન કરો, કારણ કે હું એનાથી શ્રેષ્ઠ બીજો કોઇ પણ ધર્મ જોતો નથી.'[૧૩]

બ્રાહ્મણે કહ્યું:-' હું અહીં આવ્યો તે બહુ સારૂં થયું અને મને તમારો સમાગમ થયો એ પણ મારૂં મહાભાગ્ય છે; કારણ કે તમારા જેવા ધર્મોપદેશ કરનારા પુરુષો જગતમાં દુર્લભ હોય

છે.[૧૪] હજારો પુરુષોમાં એકાદ, ધર્મવેત્તા પુરુષ હોય છે અથવા નથી પણ હોતો! હે પુરુષશ્રેષ્ઠ! હું તમારા સત્યથી પ્રસન્ન થયો છું. તમારૂં કલ્યાણ થાઓ.[૧૫] હું નરકમાં પડતો હતો, તેમાંથી આજે તમે મારો ઉદ્ધાર કર્યો છે. હે નિષ્પાપ વ્યાધ! મારો નરકમાંથી ઉદ્ધાર થવાનો હશે તેથીજ મને તમારાં દર્શન થયાં છે.[૧૬] હે પુરુષશ્રેષ્ઠ! પૂર્વે યયાતિ રાજા સ્વર્ગમાંથી પડયો હતો તે વખતે તેના સજ્જન દૌહિત્રોએ તેનો જેમ ઉદ્ધાર કર્યો હતો તેમ તમે મારો—બ્રાહ્મણનો ઉદ્ધાર કર્યો છે.[૧૭] હવે હું તમારાં વચનથી માતાપિતાની સેવા કરીશ. જે મનુષ્ય પુણ્યાત્મા ન હોય તે ધર્મ તથા અધર્મનો નિર્ણય જાણતો નથી.[૧૮] તે કષ્ટવડે જાણી શકાય એવો સનાતન ધર્મ આજે શૂદ્રયોનિમાં ઉત્પન્ન થએલા તમારામાં રહેલો છે, એ ઉપરથી હું તમને શૂદ્ર માનતો નથી; પરંતુ તમને શૂદ્ર થવામાં કંઈ કારણ હશે, એમ માનું છું.[૧૯] હે મહાબુદ્ધિમાન વ્યાધ! માટે જે કંઇ વિશેષ કર્મવડે તમને આ શૂદ્રપણું પ્રાપ્ત થયું છે, તેનું ખરૂં રહસ્ય જાણવાની હું ઇચ્છા રાખું છું. તમારી ઇચ્છા હોય તો તમે ચિત્તને સ્થિર રાખીને તે સર્વ મને સત્યથી કહો.'[૨૦]

વ્યાધે કહ્યું:—'હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! હું બ્રાહ્મણની આજ્ઞાનું ઉલ્લંઘન કરતો નથી, માટે હે નિષ્પાપ! મારા પૂર્વદેહનું સર્વ કર્મ હું કહું છું, તે તમે સાંભળો.[૨૧] હું પૂર્વજન્મમાં એક શ્રેષ્ઠ બ્રાહ્મણનો પુત્ર હતો, વેદવિદ્યા ભણ્યો હતો, સારો ઉત્સાહી હતો અને વેદનાં અંગોનો પણ પાર પામ્યો હતો;[૨૨] તોપણ હે બ્રહ્મન્! હું પોતાના કરેલા દોષવડે આ અવસ્થાને પામ્યો છું.તે દેહમાં કોઈ એક ધનુર્વેદમાં તત્પર રહેનારો રાજા મારો મિત્ર હતો.[૨૩] હેદ્વિજ! તેના સંગથી હું પણધનુર્વિદ્યામાં શ્રેષ્ઠ થયો હતો. એજ સમયે રાજા પોતાના મુખ્ય યોદ્ધાઓ તથા મંત્રીઓની સાથે મૃગયા કરવા નીકળ્યો; અને તેણે એક ઋષિના આશ્રમની પાસે રહેતા પુષ્કળ મૃગોનો સંહાર કર્યો.[૨૫] હે દ્વિજશ્રેષ્ઠ! એવામાં મેં પણ એક ભયંકર બાણ ફેંકયું.તે મજબૂત ગાંઠાવાળું બાણ એક ઋષિને વાગ્યું.[૨૬] હે બ્રહ્મન્! તે વાગતાંજ ઋષિ જમીન ઉપર પડયા અને તે પડઘો થાય તેમ ચીસ પાડીને બોલ્યા કે:—'મેં કોઈનો કંઈ અપરાધ કર્યો નથી, છતાં આ પાપ કોણે કર્યું?'

હે પ્રભુ! હું તેને મૃગ માનીને એકાએક તેની પાસે ગયો,ત્યારે તો મેં તે મજબૂત ગાંઠાવાળા બાણથી વીંધાયલા ઋષિને જોયા![૨૮] આવું દુષ્ટ કાર્ય કરવાથી મારૂં મન બહુ વ્યથા પામ્યું અને મેં તે પૃથ્વી ઉપર પડીને ચીસો પાડતા ઉગ્ર તપસ્વી બ્રાહ્મણને કહ્યું કે:—'મેં આ કાર્ય અજાણતાં કર્યું છે, માટે મારા સર્વ અપરાધને તમે ક્ષમાકરવા યોગ્ય છો.'[૩૦] હે બ્રાહ્મણ! તે સાંભળીને ક્રોધથી ઘેરાઇ ગયેલા ઋષિએ મને કહ્યું કે:—' ઓ ક્રૂર! તું શૂદ્રયોનિમાં ઉત્પન્ન થઇને પારધીનું કામ કરીશ!'[૩૧]

ઇતિ શ્રીમહા૦ વન૦ માર્કંડેય સમાસ્યા પર્વમાં "બ્રાહ્મણ અને વ્યાધનો સંવાદ" એ વિષયનો અધ્યાય ૨૧૫ મો સમાપ્ત.

## અધ્યાય ૨૧૬ મો

### ધર્મવ્યાધનું આખ્યાન

॥ व्याध उवाच ॥

**एवं शप्तोऽहमृषिणा तदा द्विजवरोत्तम ॥**
**अभिप्रसादयमृषिं गिरा त्राहीति मां तदा॥१॥**

વ્યાધે કહ્યું:—હે દ્વિજશ્રેષ્ઠ! આ પ્રમાણે ઋષિએ મને શાપ આપ્યો, ત્યારે હું ઋષિને પ્રસન્ન કરતો કહેવા લાગ્યો કે:—'હે ભગવન્! મારૂં રક્ષણ કરો.મેં આજે આ અકાર્ય અજાણપણે કર્યું છે; માટે તમે પ્રસન્ન થાઓ અને મારો અપરાધ ક્ષમા કરો.'[૧,૨]

ઋષિએ કહ્યું:—મેં તને શાપ આપ્યો છે તે મિથ્યા થશે નહિ, પણ અવશ્ય તે પ્રમાણેજ થશે; તોપણ હું આજે દયાળુપણાથી તારા ઉપર કંઈક અનુગ્રહ કરૂં છું.[૩] ' તું શૂદ્રયોનિમાં જન્મ્યા છતાં ધર્મવેત્તા થઈશ અને માતાપિતાની સેવા કરીશ,એમાં સંશય નથી.[૪] તે માતાપિતાની સેવા કરવાથી તને સિદ્ધિ તથા મહત્તા મળશે, પૂર્વજન્મનું સ્મરણ થશે અને છેવટે તું સ્વર્ગમાં જઈશ;[૫] તથા જ્યારે તારો શાપ ક્ષય પામી જશે

ત્યારે તું ફરી બ્રાહ્મણયોનિમાં અવતરીશ.’

આ પ્રમાણે તે ઉગ્ર તેજવાળા ઋષિએ મને પૂર્વે શાપ આપ્યો હતો અને હે મનુષ્યશ્રેષ્ઠ! તેણેજ મારા ઉપર અનુગ્રહ પણ કર્યો હતો. હે દ્વિજોત્તમ! તે પછી મેં તે ઋષિનું બાણ ખેંચી કાઢયું હતું તથા હું તેમને આશ્રમમાં લઇ ગયો હતો અને તેઓ જીવતા રહ્યા હતા. આ મારા પૂર્વજન્મનો સર્વ વૃત્તાંત મેં તમને કહ્યો છે.[૯] હવે હે શ્રેષ્ઠબ્રાહ્મણ! મારે થોડા સમયમાં સ્વર્ગે જવાનું છે.’

બ્રાહ્મણે કહ્યું:-‘હે મહાબુદ્ધિમાન વ્યાધ! એ પ્રમાણે પુરુષોને સુખ તથા દુ:ખ આવ્યાજ કરે છે, માટે તમારે એ સંબંધમાં ઉત્કંઠા રાખવી નહિ.[૧૦] હે લોકવૃત્તાંતના તત્ત્વજ્ઞ! હે નિત્ય ધર્મપરાયણ! તમને પૂર્વજન્મનું જ્ઞાન હોવા છતાં તમે દુષ્કર કર્મ કર્યું છે![૧૧] હે વિદ્વન્! પોતાની જાતિને છાજે તેવાં કર્મો કરવાથી દોષ લાગતો નથી; માટે તમે થોડો સમય અહીં રહો. તે પછી તમે બ્રાહ્મણ થશો.[૧૨] હું તો તમને આ સમયે પણ બ્રાહ્મણજ માનું છું, એમાં સંશય નથી; કારણ કે જે બ્રાહ્મણજાતિમાં ઉત્પન્ન થયો હોય, છતાં ભ્રષ્ટ કરાવનારાં શાસ્ત્રવિરુદ્ધ કર્મો કરે છે, દાંભિક હોય છે અને દુષ્કર્મ કરનારો હોય છે, તે બ્રાહ્મણ વિદ્વાન હોય તોપણ શૂદ્રતુલ્ય ગણાય છે; અને જે શૂદ્ર ઇંદ્રિયનિગ્રહ, સત્ય તથા ધર્મમાં નિત્ય પરાયણ રહે છે,[૧૪] તેને હું બ્રાહ્મણ માનું છું; કેમકે સદ્વર્તનથી બ્રાહ્મણ થવાય છે. મનુષ્ય પોતાના કર્મના દોષને લીધેજ ભયંકર વિષમ ગતિને પ્રાપ્ત થાય છે.[૧૫] હે નરોત્તમ! હું તમને સર્વરીતે દોષરહિત માનું છું. તમારે કોઇ રીતે ખેદ કરવો યોગ્ય નથી; કારણ કે તમારા જેવા લોકાચારને જાણનારા અને નિત્ય ધર્મપરાયણ રહેનારા પુરુષો ખેદ કરતા નથી.’[૧૬]

વ્યાધે કહ્યું:-મનુષ્યે જ્ઞાનવડે માનસિક દુ:ખનો અને ઔષધોવડે શારીરિક દુ:ખનો નાશ કરવો, પણ બાળકની પેઠે મૂઢ થઇ બેસવું નહિ, એજ વિજ્ઞાનનું સામર્થ્ય છે.[૧૭] અલ્પબુદ્ધિવાળા મનુષ્યો અનિષ્ટ વાત આવી પડતાં અને પ્રિય વસ્તુનો વિયોગ થતાં માનસિક દુ:ખોથી યુક્ત થાય છે. સત્વાદિક ગુણોનાં જે સુખ, દુ:ખ અને મોહ એ કાર્યો છે, તેનાથી પ્રાણીઓનો સંયોગ થાય છે તથા વિયોગ પણ થાય છે; પરંતુ એમાંના કોઇપણ કાર્યને માટે શોક કરવો યોગ્ય નથી.[૧૯] અનિષ્ટ પ્રાપ્ત થયું છે, એમ જોતાંજ મનુષ્ય તત્કાળ વિરક્ત બની જાય છે; અને જો કંઇ તે અનિષ્ટના નિવારણનો ઉપાય જોવામાં આવે છે તો તે ઉપાય પણ કરે છે.[૨૦] અનિષ્ટને જોઇને શોક કર્યા કરવાથી કંઇ ફળ મળતું નથી; પરંતુ તેનાથી કેવળ સંતાપજ થાય છે. જ્ઞાનવડે તૃપ્ત થએલા જે વિદ્વાન પુરુષો સુખ તથા દુ:ખ એ બન્નેનો ત્યાગ કરે છે, તેઓજ સુખથી વૃદ્ધિ પામે છે. મૂઢ મનુષ્યો અસંતોષી હોય છે અને પંડિતો સંતોષ રાખે છે. અસંતોષનો ક્યાંયે અંત આવતો નથી, માટે સંતોષ એજ પરમ સુખ છે. જેઓ જ્ઞાનમાર્ગે ચઢેલા છે, તેઓ ઉત્તમ પ્રકારની ગતિનું જ્ઞાન થવાથી શોક કરતા નથી.[૨૩] મનુષ્યોએ કોઇપણ કારણને માટે મનમાં ખેદ કરવો નહિ, કારણ કે ખેદ એ મોટું ઝેર છે. જેમ ક્રોધ પામેલો સર્પ મનુષ્યને મારી નાખે છે, તેમ ખેદ અજ્ઞાની મૂઢ માણસને મારી નાખે છે.[૨૪] જ્યારે પરાક્રમ કરવાનો પ્રસંગ આવે છે, તે વખતે જે પુરુષને ખેદ ચઢી વાગે છે, તો પછી તેજહીન થએલા પુરુષમાં પુરુષાર્થ ટકતો નથી.[૨૫] મનુષ્ય જે કર્મ કરે છે, તેનું ફળ અવશ્ય દેખાય છે, પણ ખિન્ન થઇને બેસી રહેનારાને કંઇપણ શુભ ફળ મળતું નથી; માટે મનુષ્યે દુ:ખથી છુટવાનો ઉપાય ખોળી કાઢવો અને દુ:ખનો શોક ન કરતાં તેનો ઉપાય કરવાનો આરંભ કરી દેવો તથા તે રીતે દુ:ખથી મુક્ત થઇને સુખી થવું.[૨૭] જેઓ તત્ત્વજ્ઞાનવડે બ્રહ્મભાવ પામ્યા છે, તે પરમ ગતિનું અવલોકન કરનારા જ્ઞાનીઓ, પંચમહાભૂતોવાળું સર્વ નાશવંત છે એમ વિચારીને કદીપણ શોક કરતા નથી. હે વિદ્વન્! હું પણ શોક કરતો નથી, પરંતુ સમયની વાટ જોતો બેઠો છું; અને હે સજ્જનશ્રેષ્ઠ બ્રાહ્મણ! પૂર્વોક્ત દષ્ટાંતો ધ્યાનમાં રાખીને ધૈર્યથી ભ્રષ્ટ થતો નથી.’[૨૯]

બ્રાહ્મણે કહ્યું:-‘હે ધર્મવેત્તા! તમે જ્ઞાનસંપન્ન છો, બુદ્ધિમાન છો, જ્ઞાનવડે તૃપ્ત છો અને તમારી બુદ્ધિ વિશાળ છે, તેથી હું તમારી ચિંતા

કરતો નથી.[૩૦] હવે હું તમારી રજા લઉં છું. તમારૂં કલ્યાણ થાઓ. ધર્મ તમારૂં સર્વત્ર રક્ષણ કરો. હે ધાર્મિકશ્રેષ્ઠ ! તમારે ધર્મકાર્યમાં પ્રમાદ કરવો નહિ.'[૩૧]

માર્કંડેયે કહ્યું:-તે પછી વ્યાધે બે હાથ જોડીને બ્રાહ્મણને કહ્યું કે:-'હું તેમ કરીશ.' ત્યારપછી બ્રાહ્મણશ્રેષ્ઠ કૌશિક, વ્યાધની પ્રદક્ષિણા કરીને ત્યાંથી ચાલી નીકળ્યો;[૩૨] અને પોતાને ઘેર જઈને તે શ્રેષ્ઠ બ્રાહ્મણ વૃદ્ધ થએલાં માતાપિતાની સર્વ પ્રકારે યથાયોગ્ય સેવા કરવા લાગ્યો.[૩૩] હે ધાર્મિકશ્રેષ્ઠ યુધિષ્ઠિર ! હે તાત ! તમે મને જે પૂછ્યું હતું તે સંબંધમાં પતિવ્રતાનું માહાત્મ્ય, બ્રાહ્મણનું માહાત્મ્ય તથા ધર્મવ્યાધે કહેલો માતાપિતાનો સેવાધર્મ વગેરે સઘળું મેં તમને કહ્યું છે."[૩૪,૩૫]*

યુધિષ્ઠિરે કહ્યું:-હે સર્વધર્મવેત્તાઓમાં શ્રેષ્ઠ મુનિવર્ય ! તમે મને આ અતિ આશ્ચર્યકારક તથા સર્વોત્કૃષ્ટ એવું ધર્માખ્યાન કહ્યું છે.[૩૬] હે વિદ્વન્ ! આ ધર્માખ્યાન શ્રવણ કરવામાં સુખકર હોવાથી મારો સમય એક ક્ષણની પેઠે નીકળી ગયો છે. હે ભગવન્! હું ઉત્તમ ધર્મને શ્રવણ કરતાં તૃપ્ત થયો નથી."[૩૭]

**ઇતિ શ્રીમહા૦ વન૦ માર્કંડેય સમાસ્યા પર્વમાં "બ્રાહ્મણવ્યાધસંવાદ" એ વિષયનો અધ્યાય ૨૧૬ મો સમાપ્ત.**

---

# અધ્યાય ૨૧૭ મો

## અગ્નિસંબંધી કથા

**॥ वैशंपायन उवाच ॥**

**श्रुत्वेमां धर्मसंयुक्तां धर्मराजः कथां शुभाम्॥**
**पुनः पप्रच्छ तमृषिं मार्कंडेयमिदं तदा ॥१॥**

---

* **पित्रोः शुश्रूषया व्याधः सिद्धः पत्युः पतिव्रता । सिद्ध्यंति ब्राह्मणा वन्हेर्योगिनस्त्वात्मसेवया ॥**

વ્યાધ માતાપિતાની સેવાથી સિદ્ધ થયો, પતિવ્રતા પતિની સેવાથી સિદ્ધ થઈ, બ્રાહ્મણો અગ્નિની સેવાથી સિદ્ધ થાય છે અને યોગીઓ આત્મસેવાથી સિદ્ધ થાય છે. **गणेश**

વૈશંપાયને કહ્યું:-ધર્મરાજા આ ધર્મયુક્ત શુભ કથા સાંભળીને તે વખતે માર્કંડેય ઋષિને ફરી આ પ્રમાણે પૂછવા લાગ્યા.[૧]

યુધિષ્ઠિરે પૂછ્યું:-" પૂર્વે અગ્નિ શા કારણથી જળમાં ચાલ્યો ગયો હતો ? અને અગ્નિનો નાશ થયા પછી મહાતેજસ્વી અંગિરાએ અગ્નિરૂપ થઇને કેવી રીતે હુતદ્રવ્ય વહન કર્યું હતું? વળી હે ભગવન્ ! અગ્નિ જ્યારે એકજ છે, તો પછી કર્મોમાં તેનું બહુપણું દેખાય છે તે શાથી? એ સઘળું હું જાણવા ઇચ્છું છું.[૩] વળી કુમાર કાર્તિકસ્વામી કેવી રીતે ઉત્પન્ન થયા ? તે અગ્નિના પુત્ર કેવી રીતે થયા ? રુદ્રથી કેવી રીતે ઉત્પન્ન થયા અને ગંગામાં તથા કૃત્તિકામાં કેવી રીતે જન્મ્યા ?[૪] હે ભાર્ગવશ્રેષ્ઠ મહામુનિ ! હું એ સઘળું તમારી પાસેથી યથાર્થરીતે સાંભળવાની ઇચ્છા રાખું છું; કારણકે મને તે જાણવાની ઉત્કંઠા થઇ છે. "[૫]

માર્કંડેયે કહ્યું:-પૂર્વે અગ્નિ ક્રોધ કરીને જે પ્રમાણે જળમાં તપ કરવા ગયો હતો તે અને ભગવાન અંગિરાએ પોતેજ અગ્નિરૂપ થઇને પોતાની કાંતિવડે જગતને તાપ આપી જે પ્રમાણે અંધકારનો નાશ કર્યો હતો,એ સંબંધમાં ઇતિહાસવેત્તાઓ એક પુરાતન ઈતિહાસ કહે છે, તે હું તમને કહું છું.[૭]હે મહાબાહુ યુધિષ્ઠિર! પૂર્વે ભાગ્યશાળી અંગિરા પોતાના આશ્રમમાં રહીને ઉત્તમ તપશ્ચર્યા કરતા હતા,તેથી તે અગ્નિ કરતાં પણ અધિક તેજસ્વી થઇને તે વખતે આખા જગતને પ્રકાશિત કરવા લાગ્યા.[૮] તે સમયે તેજસ્વી અગ્નિ પણ તપશ્ચર્યા કરતા હતા, તે અંગિરાના તેજથી સંતાપ પામીને બહુ ગ્લાનિ પામ્યા તથા ગભરાવા લાગ્યા.[૯] તે પછી ભગવાન અગ્નિ વિચાર કરવા લાગ્યા કે:-' હું તપ કરવા રહ્યો, એટલે મારૂં અગ્નિપણું નાશ પામ્યું અને બ્રહ્માએ લોકોને માટે બીજો અગ્નિ આ જગતમાં નિર્માણ કર્યો છે ! હવે હું પુનઃ અગ્નિ કેવી રીતે થાઉં ? ' આવો વિચાર કરીને અગ્નિએ જોયું તો તેણે અગ્નિની પેઠે લોકોને તપાવતા મહામુનિ અંગિરાને જોયા. પછી ભય પામેલો અગ્નિ ધીરેથી અંગિરાની પાસે ગયો, ત્યારે અંગિરાએ તેને

કહ્યું કે[૧૨]:–'તમે ત્રણે લોકમાં પ્રખ્યાત છો, માટે તમે તત્કાળ અગ્નિ થઇને લોકોને પુનઃ પ્રકાશિત કરો.[૧૩] હે :અંધકારનાશક ! બ્રહ્માએ અંધકારનો નાશ કરવામાટે પ્રથમ તમનેજ ઉત્પન્ન કર્યા છે, માટે તમે તત્કાળ પોતાના અધિકારને ગ્રહણ કરો.'[૧૪]

અગ્નિએ કહ્યું:– ' લોકમાં મારી કીર્તિ નાશ પામી છે અને તમે અગ્નિ થયા છો, તેથી લોકો તમનેજ અગ્નિરૂપે ઓળખશે, પણ મને ઓળખશે નહિ;[૧૫] માટે હું મારૂં અગ્નિપણું છોડું છું અને તમેજ પ્રથમ અગ્નિ થાઓ. પછી હું બીજો પ્રાજાપત્યક નામનો અગ્નિ થઇશ.'[૧૬]

અંગિરાએ કહ્યું:–' હે અગ્નિદેવ ! તમે પ્રજાને સ્વર્ગસુખ આપનારૂં હવ્યવહનરૂપી પુણ્યકર્મ કરો; તમેજ અંધકારનાશક અગ્નિ થાઓ અને મને વિના યત્ને એક ઉત્તમ પુત્ર આપો.''[૧૭]

માર્કંડેયે કહ્યું:–અંગિરા મુનિનું તેવું વચન સાંભળીને અગ્નિએ તે પ્રમાણે કર્યું; અને હે રાજા ! તે પછી બૃહસ્પતિ નામનો અંગિરાનો પુત્ર થયો.[૧૮] અગ્નિથી અંગિરાનો પ્રથમ પુત્ર ઉત્પન્ન થએલો જાણીને, હે ભારત! દેવતાઓ ત્યાં આવીને તે સંબંધમાં કારણ પૂછવા લાગ્યા.[૧૯] દેવોએ જ્યારે પૂછયું, ત્યારે અંગિરાએ તેનું કારણ કહ્યું અને દેવોએ તે સમયે અંગિરાના તે વચનને માન્ય રાખ્યું.[૨૦] હવે હું તમને કર્મનાં વિધિવાકયોમાં જણાવેલા, અનેક પ્રકારનાં કર્મોથી પ્રખ્યાત થએલા અને જૂદાં જૂદાં ફળો આપનારા એવા મહાકાંતિવાળા જૂદા જૂદા અગ્નિઓ કહું છું.[૨૧]

ઈતિ શ્રીમહા૦ વન૦માર્કંડેય સમાસ્યા પર્વમાં " આંગિરસ " એ વિષયનો અધ્યાય ૨૧૭ મો સમાપ્ત.

## અધ્યાય ૨૧૮ મો

### અંગિરાની સંતતિ

॥ मार्कंडेय उवाच ॥

**ब्रह्मणो यस्तृतीयस्तु पुत्रः कुरुकुलोद्वह ॥**
**तस्याभवत्सुभा भार्या प्रजास्तस्यां च मे शृणु**

માર્કંડેયે કહ્યું:–હે કુરુકુળધુરંધર ! બ્રહ્માના ત્રીજા પુત્ર અંગિરાની સુભા નામની ભાર્યા હતી તેનાથી ઉત્પન્ન થએલી પ્રજા હું કહું છું, તે તમે સાંભળો.[૧] અંગિરા મુનિના બૃહત્કીર્તિ, બૃહજ્જયોતિ, બૃહદ્બ્રહ્મા, બૃહન્મના, બૃહન્મંત્ર, બૃહદ્ભાસ અને બૃહસ્પતિ નામના પુત્રો હતા તથા તે સર્વપ્રજામાં અનુપમ રૂપવાળી પ્રથમ ઉત્પન્ન થએલી દેવી ભાનુમતી[૧]નામની પુત્રી હતી. અંગિરાની બીજી પુત્રીનું નામ રાગા[૨] હતું. તે વખતે સર્વ પ્રાણીઓને તેના ઉપર રાગ (પ્રેમ) હતો, તેથી તેનું નામ રાગા પડયું હતું. જેને લોકો રુદ્રકન્યા કહે છે અને જે સૂક્ષ્મ હોવાથી દેખાય છે અથવા નથી પણ દેખાતી, તે સિનીવાલી[૩]નામની અંગિરાની ત્રીજી પુત્રી છે.[૨–૫] જેની કાંતિવડે લોકોને રાત્રે પણ પદાર્થો જોવામાં આવે છે, તે અર્ચિષ્મતી[૪] અંગિરામુનિની ચોથી કન્યા હતી. જેને દિવસે હવિદ્રવ્યોથી દેવતાઓનું યજન કરવામાં આવે છે, તે પાંચમી હવિષ્મતી[૫] નામની કન્યા; પવિત્ર એવી માહિષ્મતી[૬] નામની છઠ્ઠી કન્યા; હે મહાબુદ્ધિમાન ! ઉજ્જવળ એવા સોમ વગેરે મહાયજ્ઞોમાં જે મહામતી[૭] નામથી વિખ્યાત છે તે સાતમી કન્યા; અને જે ભગવતીને જોઇને લોકો વિસ્મય પામે છે, તે એક કલાવાળી અને અલ્પઅંશવાળી કુહુ[૮]નામની કન્યાને અંગિરાની આઠમી પુત્રી કહે છે.[૮]

ઇતિ૦ શ્રીમહા૦ વન૦ માર્કંડેય સમાસ્યા પર્વમાં "અંગિરાનું આખ્યાન" એ વિષયનો અધ્યાય ૨૧૮ મો સમાપ્ત.

૧ સૂર્યયુક્ત દિવસાભિમાની દેવતા.

૨ રાત્રિ,કે જે શ્રમનાશક હોવાથી તેમાં સર્વ પ્રાણીઓનો પ્રેમ હોય છે.

૩ ચતુર્દશીયુક્ત અમાવાસ્યા, જે દિવસની ચંદ્રકળા સૂક્ષ્મ હોવાથી દેખાયછે તથા નથી પણ દેખાતી અને તે રુદ્રે ધારણ કરેલી હોવાથી રુદ્રકન્યા કહેવાયછે.

૪ પૂર્ણચંદ્રવાળી શુદ્ધ પૂર્ણિમા

૫ પ્રતિપદાયુક્ત પૂર્ણિમા ૬ ચતુર્દશીયુક્ત પૂર્ણિમા.૭ શુદ્ધ અમાવાસ્યા.૮ પ્રતિદાયુક્ત અમાવાસ્યા.

# અધ્યાય ૨૧૯ મો

## બાર્હસ્પત્ય અગ્નિના વંશનું વર્ણન

॥ मार्कंडेय उवाच ॥

**बृहस्पतेश्चांद्रमसी भार्याऽऽसीद्या यशस्विनी ॥ अग्नीन्साऽजनयत्पुण्यान्षडेकां चापि पुत्रिकाम्**

માર્કંડેયે કહ્યું:–બૃહસ્પતિની યશસ્વિની તારા નામની પત્ની હતી, કે જેના ઉપર ચંદ્રે બળાત્કાર કર્યો હતો. તેણે પવિત્ર મૂર્તિવાળા છ અગ્નિઓને અને એક પુત્રીને જન્મ આપ્યો હતો. જેને દર્શ તથા પૂર્ણમાસ યાગની પ્રધાન આહુતિમાં પ્રથમ હવિ આપવાનો વિધિ છે, તે મહાનિયમનિષ્ઠ શંયુ નામનો અગ્નિ, બૃહસ્પતિનો પ્રથમ પુત્ર છે.[૨] ચાતુર્માસ્યમાં વૈશ્વદેવ, વરુણપ્રઘાસ, સાકમેધ અને શુનાસીરીય નામનાં ચાર પર્વમાં જેને હવિષ્ આપવામાં આવે છે અને અશ્વમેધ યજ્ઞમાં ઇષ્ટિની પાસે જેને પ્રથમ પશુ આપવામાં આવે છે, તે અનેક પ્રકારની કાંતિઓવાળી જ્વાળાઓથી દેદીપ્યમાન થએલો અદ્વિતીય વીર્યવાન શંયુ નામનો અગ્નિ છે.[૩] અનુપમ સૌંદર્યવાળી સત્યાસત્યા નામની ધર્મપુત્રી તે શંયુની ભાર્યા છે અને તેનો તેજસ્વી ભરદ્વાજ નામનો અગ્નિપુત્ર તથા શુભ વ્રતવાળી ત્રણ કન્યાઓ છે.[૪] જે અગ્નિનું યજ્ઞમાં પ્રથમ ઘૃત ભાગથી પૂજન કરવામાં આવે છે, તે ભરદ્વાજ નામનો અગ્નિ શંયુનો પ્રથમ પુત્ર કહેવાય છે.[૫] દર્શ, પૂર્ણમાસ વગેરે સર્વ યજ્ઞોમાં જેને સરવાવડે લીધેલું ઘી આપવામાં આવે છે, તે ભરત નામનો અગ્નિ, શંયુનો બીજો પુત્ર છે. શંયુને બીજી જે ત્રણ કન્યાઓ થઈ તેઓના કરતાં ભરત મોટો હતો. તેને ભરત નામનો પુત્ર અને ભરતી નામની એક કન્યા થઈ હતી.[૭] આ પોષણ કરનારા પ્રજાપતિ ભરત અગ્નિનો પાવક નામનો પુત્ર હતો. હે ભરતશ્રેષ્ઠ! તેનું બીજું નામ મહાન હતું અને તે અતિશય પૂજ્ય હતો.

શંયુના મોટા પુત્ર ભરદ્વાજની વીરા નામની ભાર્યા હતી. તેણે વીર નામના અગ્નિને જન્મ આપ્યો હતો. તે વીર અગ્નિની સોમની પેઠે હળવે હળવે ભણીને ઘીની આહુતિથી પૂજા કરવી, એમ બ્રાહ્મણો કહે છે.[૯] આગ્નેય આહુતિ આપ્યા પછી બીજું હવિ જેને સોમની સાથે અપાય છે, તેજ આ વીર નામનો અગ્નિ છે. એનેજ રથ, પ્રભુ, રથ, અધ્વાન અને કુંભરેતા કહે છે.[૧૦] તે વીર નામના અગ્નિએ શરયૂ નામની ભાર્યામાં સિદ્ધિ નામના પુત્રને ઉત્પન્ન કર્યો હતો. તેણે પોતાની કાંતિવડે સૂર્યને ઢાંકી દીધો હતો અને અગ્નિદેવનો યાગ આણ્યો હતો, તેથી અગ્નિનું આવાહન કરતી વખતે એ અગ્નિનું નિત્ય કીર્તન કરવામાં આવે છે.[૧૧] જે યશ, તેજ તથા શ્રીથી કદી પણ ભ્રષ્ટ થતો નથી, તે નિશ્ચ્યવન નામનો અગ્નિ બૃહસ્પતિનો બીજો પુત્ર છે અને તે કેવળ પૃથ્વીની સ્તુતિ કર્યા કરે છે–અર્થાત્ તે વાણીનો અભિમાની દેવ છે.[૧૨] નિશ્ચ્યવનનો પુત્ર સત્ય નામનો અગ્નિ છે. તે પાપરહિત, દુરાચારથી મુક્ત, શુદ્ધ, જ્વાળાવડે જાજ્વલ્યમાન અને વાચ્ય અને વાચકનો સંબંધ મેળવનારો છે તથા વિલાપ તેનુંજ વિપાપ એવું પણ નામ છે.[૧૩] વળી તે વિલાપ કરનારાં પ્રાણીઓનાં દુઃખને દૂર કરે છે, તેથી તે અગ્નિનું નામ નિષ્કૃતિ કહેવાય છે અને તે ઘર, આરામ વગેરેને સુશોભિત કરે છે.[૧૪] સત્યનો પુત્ર સ્વન નામનો પીડાકારક અગ્નિ છે. જેના સંબંધથી લોકો દુઃખાકુળ થઇને પોતેજ રુદન કરે છે.[૧૫] જે બૃહસ્પતિનો ત્રીજો પુત્ર આખા જગતની બુદ્ધિને વશ કરીને રહે છે, તેને અધ્યાત્મવેત્તા પુરુષો વિશ્વજિત્ નામનો અગ્નિ કહે છે.[૧૬] હે ભારત! જે અંતરાગ્નિ કહેવાય છે અને જે સર્વ લોકમાં પ્રાણીઓનું ખાધેલું પચાવે છે, તે બૃહસ્પતિનો ચોથો પુત્ર યજ્ઞમાં વિશ્વભુક્ નામથી ઓળખાય છે.[૧૭] એ વિશ્વભુક્ બ્રહ્મચારી, મનને જિતનારો અને નિત્ય મહાન વ્રતધારી છે. બ્રાહ્મણો એ અગ્નિનું પાકયજ્ઞમાં પૂજન કરે છે.[૧૮] વળી એ અગ્નિની પવિત્ર ગોમતી નામની નદી પ્રિય પત્ની થઇ છે. ધર્મકર્તા પુરુષો તે નદી ઉપર સર્વ ગૃહ્યકર્મો કરે છે.[૧૯] જે પરમ દારુણ વડવાગ્નિ સમુદ્રના જળનું પાન કરે છે, તેજ શરીરમાં ઉદાન નામથી રહેલો છે

અને તે પ્રાણવાયુનો અભિમાની તથા બ્રહ્મનિષ્ઠ એવો બૃહસ્પતિનો પાંચમો પુત્ર ઊર્ધ્વભાક્ નામનો અગ્નિ કહેવાય છે. બૃહસ્પતિનો છઠ્ઠો પુત્ર સ્વિષ્ટકૃત નામનો ઉત્તમ અગ્નિ છે, કે જેને ઉદ્દેશીને ઘરમાં નિત્ય ઉત્તર બાજુએ હવિ આપવામાં આવે છે અને જેને લીધે ઘીનો હોમ સફળ થાય છે.[૨૧] જે અગ્નિ શાંતિસંપન્ન પ્રાણીઓમાં ક્રોધરૂપ ધારણ કરે છે, તે ક્રોધ પામેલા અગ્નિમાંથી નીકળેલા તેજના પરસેવામાંથી ઉત્પન્ન થએલી જે પુત્રી તેજ બૃહસ્પતિની પુત્રી છે, એમ હું માનું છું. તે ભયંકર તથા ક્રૂર એવી સ્વાહા નામની પુત્રી સર્વ પ્રાણીઓમાં નિવાસ કરે છે અને તે સ્વાહા ત્રણ ગુણમય છે. તેમાં રાજસી સ્વાહાથી જે અગ્નિ ઉત્પન્ન થયો તેના જેવો સ્વર્ગમાં બીજો કોઇ રૂપવાન ન હોવાથી દેવોએ તે અતુલિત રૂપવાળા અગ્નિનું કામ એવું નામ રાખ્યું છે.[૨૩] તામસી સ્વાહાનો પુત્ર અમોઘ નામનો અગ્નિ છે. તે વિજયના ઉત્સાહથી ક્રોધ ધારણ કરે છે અને ધનુષ તથા માળા ધારણ કરીને રથમાં બેસી યુદ્ધમાં શત્રુઓનો નાશ કરે છે.[૨૪] હે મહાભાગ્યશાળી રાજા ! સાત્વિકી સ્વાહાનો ઉક્થ* નામનો અગ્નિપુત્ર છે. તે અગ્નિ શરીર, પ્રાણ અને પરમાત્મા× એ ત્રણ ઉક્થરૂપે રહેલો છે, તેણે પરા નામની મહાવાચાને ઉત્પન્ન કરી છે અને અગ્નિની ઉપાસના કરનારાઓને તે મોક્ષરૂપી વિશ્રાંતિ આપવામાં કારણભૂત છે એમ વેદાચાર્યો કહે છે. [૨૫]

**ઇતિ શ્રીમહા૦ વન૦ માર્કંડેય સમાસ્યા પર્વમાં " અંગિરાનું આખ્યાન " એ વિષયનો અધ્યાય ૨૧૯ મો સમાપ્ત.**

* **उत् ऊर्ध्वं मोक्षपदं नयतीति उक्थः**–ઉંચે–મોક્ષપદમાં લઇ જાય તે ઉક્થ કહેવાય છે.

× આ સ્થાનમાં ઉક્થનો વિગ્રહ **उत्तिष्ठत्यस्मात्कर्मफलमित्युक्थः**–જેનાથી કર્મનું ફળ ઉત્થાન પામે છે તે ઉક્થ એવો કર્યો છે. તેમાં શરીરથી કર્મ ઉત્પન્ન થાય છે, તેથી શરીર ઉક્થ કહેવાય છે, શરીરને ઉત્થાપન કરનારો હોવાથી પ્રાણ ઉક્થ કહેવાય છે અને પ્રાણના ઉત્થાપક હોવાથી પરમાત્મા પણ ઉક્થ કહેવાય છે.

# અધ્યાય ૨૨૦ મો

## બાર્હસ્પત્ય અગ્નિના વંશનું વર્ણન-પાંચજન્યની સૃષ્ટિ

**॥ मार्कंडेय उवाच ॥**

**काश्यपो ह्यथ वासिष्ठः प्राणश्च प्राणपुत्रकः॥**
**अग्निरांगिरसश्चैव च्यवनस्त्रिसुवर्चकः ॥१॥**

માર્કંડેયે કહ્યું:–ઉપર જણાવેલા ઉક્થ નામના અગ્નિએ 'બ્રહ્માના જેવો યશસ્વી અને ધર્મિષ્ઠ પુત્ર થાય' એવી ઇચ્છાથી પુત્રપ્રાપ્તિને માટે ઘણાં વર્ષોસુધી તીવ્ર તપશ્ચર્યા કરી. તે ઉક્થ નામનો કાશ્યપ, વાસિષ્ઠ, પ્રાણનો પુત્ર પ્રાણ, આંગિરસ ચ્યવન અને ત્રિસુવર્ચક, આ પાંચ અગ્નિઓએ મળીને મહાવ્યાહૃતિ મંત્રદ્વારા ધ્યાન કર્યું. ઉત્યારે જગત્સ્રષ્ટા પ્રભુ,મહાજ્વાલાવાળા તેજોમય રૂપથી પાંચ વર્ણવાળા પુત્રરૂપે ઉત્પન્ન થયા.[૧-૩] હે ભરતવંશી રાજા ! તેનું મસ્તક પ્રદીપ્ત અગ્નિના જેવું હતું, તેના બાહુ સૂર્યના જેવા હતા, તેનાં નેત્ર તથા ત્વચા સુવર્ણના જેવાં હતાં અને તેની જંઘા શ્યામવર્ણી હતી. (તથા ન ગણાવેલા બીજા અવયવો જૂદાજ રંગના હતા.[૪]) આ પ્રમાણે તે પાંચ અગ્નિઓએ પંચવર્ણ દેવને ઉત્પન્ન કર્યો, માટે તેનું નામ પાંચજન્ય પડયું; અને તપવડે ઉત્પન્ન કર્યો,તેથી તેનું બીજું તપ એવું નામ પડયું. તે તપ અથવા પાંચજન્ય, ઉપર જણાવેલા પાંચે અગ્નિનો વંશપ્રવર્તક હતો.[૫] મહાતપસ્વી તથા જગત્સ્રષ્ટા તે પાંચજન્યે દશ હજાર વર્ષસુધી તપશ્ચર્યા કરીને પિતૃઓના ભયંકર અગ્નિને–અર્થાત્ દક્ષિણાગ્નિને ઉત્પન્ન કર્યો.[૬] તેણે મસ્તકથી બૃહત્‌ને તથા મુખથી રથંતરને ઉત્પન્ન કર્યો. આ બન્ને દિવસ તથા રાત્રિના દેવતા હોઇને પ્રાણીઓનાં આયુષ્યાદિકને વેગથી હરણ કરે છે.વળી પાંચજન્યે નાભિથી શિવને,બળથી ઇંદ્રને, પ્રાણથી વાયુને તથા અગ્નિને,બન્ને બાહુથી પ્રાકૃત અનુદાત્ત અને વૈકૃત અનુદાત્ત એ બન્ને સ્વરોને–અર્થાત્ તેવડે જણાતા મંત્ર તથા બ્રાહ્મણભાગવાળા વેદને, મનને, પાંચ ઇંદ્રિયોને અથવા તેના દેવોને અને પંચમહાભૂતોને ઉત્પન્ન કર્યા.

તે પછી તેણે પિતૃઓના પાંચ પુત્રો ઉત્પન્ન કર્યા. તેમાં બૃહદ્રથ (વાસિષ્ઠ) ના અંશથી પ્રણિધિ, કાશ્યપ (ઉક્થ) ના અંશથી મહત્ત, આંગિરસ (ચ્યવન) ના અંશથી ધૈર્યસંપન્ન ભાનુ, સુવર્ચકના અંશથી સૌભર અને પ્રાણના અંશથી અનુદાત્ત નામના પુત્રો થયા હતા. આ પ્રમાણે ઉત્પન્ન થએલા એ પચીસનું મેં તમારી આગળ વ્યાખ્યાન કર્યું છે. તે પછી પાંચજન્ય અથવા તપ નામના અગ્નિએ યજ્ઞમાં નાશ કરનારા પંદર ×દેવોને—અર્થાત્ અસુરોને ઉત્પન્ન કર્યા. તેમાંના સુભીમ, અતિભીમ, ભીમ, ભીમબળ અને અબળ આ પાંચ યજ્ઞધ્વંસ કરનારા અસુરોને પ્રથમ ઉત્પન્ન કર્યા.[૧૧] તે પછી તપે સુમિત્ર, મિત્રવાન, મિત્રજ્ઞ, મિત્રવર્ધન અને મિત્રધર્મા—એ દેવોને ઉત્પન્ન કર્યા; અને તે પછી તપ અગ્નિએ સુરપ્રવીર, વીર, સુરેશ, સુવર્ચસ્ અને સુરહંતા, એ પાંચને ઉત્પન્ન કર્યા.[૧૩] આ અસુરો જૂદા જૂદા પાંચ પાંચનાં ત્રણ મંડળથી રહ્યા છે અને તેઓ અહીં રહીને સ્વર્ગગમનની ઇચ્છાથી યજ્ઞ કરનારાઓના યજ્ઞોનો નાશ કરે છે, યજ્ઞપદાર્થોને હરી જાય છે તથા અગ્નિઓની સ્પર્ધાથી મહાન હવિષ્યોને હરણ કરે છે અથવા તેનો નાશ કરે છે.[૧૫] તે ઉપરથી યજ્ઞવિદ્યામાં કુશળ યાજ્ઞિકોએ તેઓને વેદીથી બહાર ભાગ આપવાનું ચાલુ કર્યું છે અને તેથી તેઓ જ્યાં અગ્નિનું સ્થાપન કરેલું હોય છે,ત્યાં અંતર્વેદીમાં પ્રવેશ કરતા નથી.[૧૬]ચયનયાગ કરનારા યજમાનનું હવિર્દ્રવ્ય મૂકેલું ગાડું તૈયાર થયું, એટલે આ અસુરો તે ઉપરથી અદ્ધરજ હવિષ્ ઉપાડી જાય છે, પરંતુ રાક્ષસોનો નાશ કરનારા મંત્રો ભણીને તેઓને શાંત કરી નાખવામાં આવે છે તો તેઓ યજ્ઞહવિને હરી શકતા નથી.[૧૭] તપ નામના પાંચજન્ય અગ્નિનો એક બૃહદુકથ નામનો પુત્ર ભૂમિનો આશ્રય કરીને રહેલો છે અને તેથી સજ્જનો અગ્નિહોત્રનો હોમ કરતી વખતે તેનું પૃથ્વી ઉપર યજન કરે છે.[૧૮] તપનો બીજો પુત્ર રથંતર નામનો અગ્નિ કહેવાય છે.અધ્વર્યુઓ મંત્રવિંદ—અર્થાત્ મહાવિરાટ્રૂપ તે અગ્નિને હવિષ્ અર્પણ કરે છે.[૧૯] આ પ્રમાણે પુત્રો ઉત્પન્ન કર્યા પછી તે મહાયશસ્વી તપ, પરમ પ્રસન્ન થઇને તેઓની સાથે આનંદથી રહેવા લાગ્યો.[૨૦]

ઇતિ શ્રીમહા૦ વન૦ માર્કંડેય સમાસ્યા પર્વમાં "આંગિરસોપાખ્યાન" એ વિષયનો અધ્યાય ૨૨૦ મો સમાપ્ત.

× આ સ્થાનમાં યજ્ઞધ્વંસ કરનારાઓને અસુર ન કહેતાં દેવ કહ્યા છે. શ્રીમદ્ભાગવતના ત્રીજા સ્કંધના ૧૧ મા અધ્યાયના ૨૭ મા શ્લોકમાં અસુરાદિકોને પણ દેવસૃષ્ટિમાંજ ગણ્યા છે. શ્લોક આ પ્રમાણે છેઃ—

**देवसर्गश्चाष्टविधो विबुधाःपितरोऽसुराः ।**
**गन्धर्वाप्सरसः सिद्धा यक्षरक्षांसि चारणाः ॥**

# અધ્યાય ૨૨૧ મો

## બાર્હસ્પત્ય અગ્નિના વંશનું વર્ણન

**॥ मार्कंडेय उवाच ॥**

**गुरुभिर्नियमैर्जातो भरतो नाम पावकः॥**
**अग्निः पुष्टिमतिर्नाम तुष्टः पुष्टिं प्रयच्छति ॥**
**भरत्येष प्रजाः सर्वास्ततो भरत उच्यते ॥१॥**

માર્કંડેયે કહ્યું:—બૃહસ્પતિના પુત્ર શંયુનો પૌત્ર અને ઉર્જનો પુત્ર જે ભરત નામનો અગ્નિ તે મોટા મોટા નિયમો ધારણ કરવાથી ઉત્પન્ન થયો હતો, તે ભરતનું પુષ્ટિમતિ એવું પણ નામ છે; કારણ કે તે અગ્નિ સંતુષ્ટ થતાં પુષ્ટિ આપે છે; અને સર્વ પ્રજાનું ભરણપોષણ કરે છે, તેથી ભરત કહેવાય છે.[૧] તપનો ત્રીજો પુત્ર જે શિવ નામનો અગ્નિ છે તે ચૈતન્યશક્તિની પૂજામાં તત્પર રહે છે—અર્થાત નિર્વિકલ્પ સમાધિનિષ્ઠ રહે છે. તે અગ્નિ દુઃખપીડિત સર્વ પ્રાણીઓનું નિરંતર શિવ—કલ્યાણ કરે છે, તેથી શિવ કહેવાય છે.[૨] તપ નામના અગ્નિના તપનું ઐશ્વર્ય ઘણું વૃદ્ધિ પામેલું જોઇને તે ઐશ્વર્ય મેળવવાની ઇચ્છાથી બુદ્ધિમાન પુરંદર તેનો પુત્ર થઇને અવતર્યો હતો;[૩] તેમજ તે તપથી ઉષ્મા નામનો અગ્નિ ઉત્પન્ન થયો, જે પ્રાણીઓમાં ઉષ્ણતારૂપે જણાય છે. વળી તપનો મનુ નામનો અગ્નિપુત્ર

થયો, જેણે પ્રજાપતિનું સ્થાન ગ્રહણ કર્યું હતું.[૪] વેદપારંગત બ્રાહ્મણો, તપથી શંભુ નામનો અગ્નિ ઉત્પન્ન થયો એમ કહે છે અને તેજ તપથી મહાકાંતિમાન પ્રદીપ્ત આવસથ્ય નામનો અગ્નિ થયો,એમ પણ કહે છે.[૫] આ રીતે તપ અગ્નિએ બળદાયક, હવ્યને વહન કરનારા, સુવર્ણના જેવી કાંતિવાળા અને સોમના ભોક્તા પાંચ પુત્રોને આ લોકમાં ઉત્પન્ન કર્યા.[૬] વળી હે મહાભાગ ! અસ્તસમયે થાકી જઈને જે સૂર્ય અગ્નિરૂપ ધારણ કરે છે અને જે ભયંકર અસુરોને તથા વિવિધ પ્રકારનાં મનુષ્યોને ઉત્પન્ન કરે છે, તે સૂર્યને પણ તમે ઉત્પન્ન કર્યો હતો.[૭]તપના પ્રજાપતિપદ ધારણ કરનારા પુત્ર ભાનુને અંગિરાએ ઉત્પન્ન કર્યો હતો અને તેનેજ વેદપારંગત બ્રાહ્મણો બૃહદ્ભાનુ કહે છે.[૮] સુપ્રજા અને સૂર્યપુત્રી બૃહદ્ભાસા, આ બે ભાનુની ભાર્યા હતી અને તે બન્નેએ છ પુત્રોને ઉત્પન્ન કર્યા હતા, તેઓની પ્રજોત્પત્તિને તમે સાંભળો.[૯]જે દુર્બળ પ્રાણીઓને બળ આપે છે તે ભાનુના પ્રથમ પુત્રને બલદ (બળ આપનારો) નામનો અગ્નિ કહે છે.[૧૦] જે શાંતિસંપન્ન પ્રાણીઓમાં ભયંકર ક્રોધરૂપથી પ્રકટ થાય છે, તે મન્યુમાન નામનો અગ્નિ ભાનુનો બીજો પુત્ર છે.[૧૧] દર્શપૌર્ણમાસ યાગમાં જેને આહુતિ આપવામાં આવે છે, તેજ વિષ્ણુ નામનો અગ્નિ છે અને તેનેજ ધૃતિમાન અંગિરા પણ કહે છે. આ સુપ્રજાના ત્રણ પુત્રો છે.[૧૨] જેને ઇંદ્રની સાથે આગ્રયણ હવિ આપવામાં આવે છે, તે આગ્રયણ નામનો અગ્નિ ભાનુનો ચોથો પુત્ર છે.[૧૩] જે ચાતુર્માસ્ય યાગમાં નિયમથી હવન કરવાના હવિર્દ્રવ્યનું ઉત્પત્તિસ્થાન ગ્રહરહિત તથા ચાર પુત્રોની સાથે હોય છે, તે વિશ્વદેવ નામનો અગ્નિ ભાનુનો પાંચમો પુત્ર છે અને સ્તુભ નામનો અગ્નિ ભાનુનો છઠ્ઠો પુત્ર છે.[૧૪] વળી મનુ જેનું બીજું નામ છે એવા ભાનુની એક નિશા નામની ત્રીજી સ્ત્રી હતી. તેને અગ્નિ, સોમ, બીજા પાંચ અગ્નિઓ અને કન્યા મળીને આઠ પ્રજા થઇ હતી.(તે પાંચ અગ્નિઓને અનુક્રમથી કહે છે.)ચાતુર્માસ્ય યાગમાંજે અગ્નિનું પર્જન્યની સાથે ઉત્તમહવિર્દ્રવ્યથી યજન કરવામાં આવે છે,તે શ્રીમાન વૈશ્વાનર અગ્નિ મનુના છેલ્લા પાંચ પુત્રોમાંનો પ્રથમ પુત્ર છે. જે સમર્થ અગ્નિ આ સર્વ લોકનાં અન્નને પચાવે છે,તે વિશ્વપતિ નામનો અગ્નિ મનુનો બીજો પુત્ર છે.[૧૭] જેને અર્પણ કરવાથી હવિર્દ્રવ્ય સારી રીતે અર્પણ કરેલું ગણાય છે, તે સ્વિષ્ટકૃત્ નામનો શ્રેષ્ઠ અગ્નિ છે. તેજ હિરણ્યકશિપુની રોહિણી નામની કન્યા થઇને કર્મદોષથી ભાર્યાભાવને પામી હતી; પરંતુ વાસ્તવિક રીતે તે અગ્નિ પ્રજાપતિ મનુરૂપજ છે. આ રોહિણી મનુની પાંચ પુત્રો ઉપરાંતની કન્યા છે. જે અગ્નિ, દેહધારીઓના પ્રાણનો આશ્રય કરીને તેઓના દેહને પ્રવર્તાવે છે તથા જે શબ્દસ્વરૂપને ગ્રહણ કરવામાં સાધનરૂપ છે, તે સન્નિહિત નામનો અગ્નિ મનુનો ત્રીજો પુત્ર છે. જે દેવની ઉપાસના કરવાથી દેવયાનાદિ માર્ગદ્વારા મોક્ષફળ મળે છે અને જેનું કર્મવડે આરાધન કરવાથી પિતૃયાનાદિ માર્ગદ્વારા પુનર્જન્મવાળું સ્વર્ગફળ મળે છે, જે હુતદ્રવ્ય ભક્ષણ કરનારા અગ્નિનું ધારણ કરે છે, જે પોતે શુદ્ધ છે છતાં કામ્ય કર્મને પ્રવર્તાવે છે, જે ક્રોધનો આશ્રય કરે છે અને જેને યતિઓ સર્વદા મહર્ષિ કપિલ કહે છે, તે સાંખ્ય તથા યોગનો પ્રવર્તક કપિલ નામનો અગ્નિ મનુનો ચોથો પુત્ર છે.[૨૧] વૈશ્વદેવના અંતમાં મનુષ્યો મનુષ્યયજ્ઞને માટે નિત્ય જેને અગ્ર નામની આહુતિ આપે છે, તે નાના પ્રકારનાં કર્મોમાં હોનારો અગ્રણી નામનો અગ્નિ મનુનો પાંચમો પુત્ર કહેવાય છે.[૨૨] વળી મનુએ દૂષિત થએલા અગ્નિહોત્રના પ્રાયશ્ચિત્તને માટે આ બીજા પૃથ્વીમાં પ્રસિદ્ધ એવા ભયંકર આઠ અગ્નિઓને ઉત્પન્ન કર્યા.[૨૩] જ્યારે અગ્નિહોત્રના અગ્નિઓ વાયુને લીધે પરસ્પરનો સ્પર્શ કરે ત્યારે આઠ કપાલ ઉપર સંસ્કાર કરેલા પુરોડાશવડે શુચિ નામના અગ્નિને ઉદ્દેશીને ઈષ્ટિ કરવી.[૨૪] જ્યારે દક્ષિણાગ્નિ બીજા બે અગ્નિને સ્પર્શ કરે, ત્યારે વીતિ નામના અગ્નિને ઉદ્દેશીને અષ્ટાકપાલ પુરોડાશથી ઈષ્ટિ કરવી.[૨૫] અગ્નિહોત્રશાળામાં રહેલા અગ્નિઓને દાવાગ્નિનો સ્પર્શ થાય તો અષ્ટાકપાલ પુરોડાશવડે શુચિ નામના અ-

ગ્નિને ઉદ્દેશીને ઇષ્ટિ કરવી.[૨૬] જો અગ્નિહોત્રના અગ્નિને રજસ્વલા સ્ત્રીનો સ્પર્શ થાય તો વસુમાન નામના અગ્નિને ઉદ્દેશીને અષ્ટાકપાલ પુરોડાશવડે ઇષ્ટિ કરવી.[૨૭] જ્યારે કોઇ સંબંધીનું મરણ સાંભળવામાં આવે અથવા પશુઓ મરણ પામવા માંડે, ત્યારે સુરભિમાન નામના અગ્નિને ઉદ્દેશીને અષ્ટાકપાલ પુરોડાશવડે ઇષ્ટિ કરવી.[૨૮] જે બ્રાહ્મણ દુઃખી થવાને લીધે ત્રણ દિવસસુધી અગ્નિમાં હોમ આપે નહિ, તેણે ઉત્તરાગ્નિને ઉદ્દેશીને અષ્ટાકપાલ પુરોડાશવડે ઇષ્ટિ કરવી.[૨૯] જેની દર્શેષ્ટિ અથવા પૌર્ણમાસેષ્ટિ વચ્ચેજ બંધ પડી જાય, તેણે પથિકૃત્ નામના અગ્નિને ઉદ્દેશીને અષ્ટાકપાલ પુરોડાશવડે ઇષ્ટિ કરવી.[૩૦] જ્યારે સુવાવડના અગ્નિનો અગ્નિહોત્રના અગ્નિને સ્પર્શ થાય, ત્યારે અગ્નિમાન નામના અગ્નિને ઉદ્દેશીને અષ્ટાકપાલ પુરોડાશવડે ઇષ્ટિ કરવી. [૩૧]

ઇતિ શ્રીમહા૦ વન૦ માર્કંડેય સમાસ્યા પર્વમાં "આંગિરસોપાખ્યાન"એ વિષયનો અધ્યાય ૨૨૧ મો સમાપ્ત.

# અધ્યાય ૨૨૨ મો

## અગ્નિવંશનું વર્ણન

॥ मार्कंडेय उवाच ॥

**आपस्य मुदिता भार्या सहस्य परमा प्रिया ॥**
**भूपतिर्भुवर्भर्ता च जनयत्पावकं परम् ॥१॥**

માર્કંડેયે કહ્યું:–જળમાં નિવાસ કરનારા સુપ્રસિદ્ધ સહ નામના અગ્નિની મુદિતા નામની પરમપ્રિય પત્ની હતી. તે ભૂર્લોક અને ભુવર્લોકના અધિપતિ સહે અદ્દ્ભુત નામના પુત્રને ઉત્પન્ન કર્યો હતો.[૧] તે અદ્દ્ભુત અગ્નિ સર્વ પ્રાણીઓનો અધિપતિ હોવાથી તેને સર્વનો આત્મા તથા ભુવનનો ભર્તા છે, એમ ઉપદેશની પરંપરાવાળા બ્રાહ્મણો કહે છે.[૨] વળી તે મહાતેજસ્વી ઐશ્વર્યસંપન્ન અગ્નિ, આ લોકમાં સર્વ મહાભૂતોનો પતિ છે અને વિશ્વમાં નિત્ય સંચાર કરે છે. આજ અગ્નિ ગૃહપતિ નામથી નિત્ય યજ્ઞમાં પૂજાય છે અને આ લોકમાં હોમેલું હુતદ્રવ્ય દેવતાઓને પહોંચાડે છે.[૪] મહાભાગ્યશાળી તથા ત્રણ લોકનો સંહારકર્તા તે મહાદ્દભુત સહનો પુત્ર છે અને ભૂપતિ તથા ભુવર્લોકનો પતિ સહ તેનો પિતા કહેવાય છે.[૫] અદ્દ્ભુત અગ્નિનો પુત્ર ભરત નામનો અગ્નિ થયો, તે મરણ પામેલાં પ્રાણીઓનો દાહ કરે છે. અગ્નિષ્ટોમમાં શ્રેષ્ઠ યજ્ઞસાધનરૂપ જે નિયત અગ્નિ તે ભરતનો પુત્ર છે. પ્રથમનો સમર્થ અગ્નિ જે સહ તેને દેવો નિત્ય ખોળ્યા કરતા હતા. જ્યારે તેણે મુડદાંને બાળનારા પોતાના વંશજ નિયતને આવતો જોયો, ત્યારે તે તેના સ્પર્શભયથી સમુદ્રમાં પેસી ગયો. સર્વ દિશામાં ખોળતા ખોળતા દેવો ત્યાં પણ ગયા, ત્યારે અગ્નિએ તીવ્ર તપસ્વી અંગિરાને જોઇને તેને કહ્યું કે:–'હે વીર! હું દુર્બળ થઇ ગયો છું, માટે તમે પિંગટ નેત્રવાળા અગ્નિનું રૂપ એટલું ધારણ કરો અને દેવોને હવિર્દ્રવ્ય પહોંચાડો. મારૂં પ્રિય કરો.'[૯] આ પ્રમાણે અથર્વાંગિરાને પ્રેરણા કરીને સહ અગ્નિ ત્યાંથી બીજે ઠેકાણે ચાલ્યો ગયો. ત્યારે માછલાંએ તે કયાં છે તે કહી દીધું, એટલે અગ્નિએ ક્રોધ કરીને માછલાંઓને કહ્યું કે:–'પ્રાણીઓ તમારૂં વિવિધ પ્રકારથી ભક્ષણ કરશે.'[૧૦] આ પ્રમાણે માછલાંઓને કહ્યા પછી ફરી અગ્નિએ અથર્વાંગિરસને તે પ્રમાણેજ કહ્યું કે:–'તમે અગ્નિ થઇને હવિર્દ્રવ્ય પહોંચાડો.'[૧૧] દેવોના કહેવાથી અંગિરાએ અગ્નિને બહુ બહુ સમજાવ્યો; પરંતુ તેણે હવિષ્ય પહોંચાડવાની અને સ્થૂલ અગ્નિદેહ રાખવાની ઇચ્છા કરી નહિ અને તેથી તેણે પોતાનું સ્થૂલશરીર ત્યજી દીધું. આ પ્રમાણે સ્થૂલશરીર છોડીને તે સહ અગ્નિ પૃથ્વીમાં પેસી ગયો અને ત્યાં તેણે પૃથ્વીનો સ્પર્શ કરીને જૂદી જૂદી જાતની પુષ્કળ ધાતુઓ ઉત્પન્ન કરી.[૧૩] તેણે પોતાના શરીરના પરૂથી તેજોમય ગંધક ઉત્પન્ન કરી, હાડકાંઓથી દેવદારુ, કફથી સ્ફટિક, પિત્તથી મારકત અને યકૃતથી લોઢું ઉત્પન્ન કર્યું, કે જે કાષ્ઠ, પાષાણ અને લોહ એ ત્રણથી પ્રજા સુખ ભોગવે છે. તેના નખોથી અભ્રક ઉત્પન્ન થઇ, તેની નાડીઓથી પરવાળાં ઉત્પન્ન થયાં[૧૪,૧૫] અને હે રાજા ! તેના

શરીરથી બીજી અનેક ધાતુઓ ઉત્પન્ન થઇ. આ પ્રમાણે શરીરનો ત્યાગ કરીને તે ઉત્તમ તપશ્ચર્યા કરવા લાગ્યો.[૧૬] તે પછી ભૃગુ, અંગિરા વગેરે મુનિઓએ તેને ફરી તપના સામર્થ્યથી ઉઠાડયો. તે વખતે તપના યોગથી બળવાન થએલો તે તેજસ્વી અગ્નિ અત્યંત ઝળહળવા લાગ્યો;[૧૭] પરંતુ અથર્વાંગિરા ઋષિને જોઇને ભયથી તે પાછો મહાસમુદ્રમાં પેસી ગયો. જ્યારે અગ્નિ નાસી ગયો, ત્યારે જગતે ભયભીત થઇને અથર્વાંગિરાનો આશ્રય કર્યો અને દેવાદિક સઘળા તેનું પૂજન કરવા લાગ્યા.[૧૮] તે પછી અથર્વાંગિરાએ લોકોની સૃષ્ટિ કરી અને તેણે સર્વ પ્રાણીઓની સમક્ષ મહાસમુદ્રને ડહોળી નાખીને અગ્નિને શોધી કાઢયો. આ પ્રમાણે પૂર્વે નાસી ગએલા અગ્નિને અથર્વાંગિરાએ બોલાવી આણ્યો અને તે સર્વ પ્રાણીઓનું આપેલું હવ્ય સર્વદા દેવોને પહોંચાડવા લાગ્યો.[૨૦] આ પ્રમાણે (અગ્નિથી આંગિરા, તેનાથી બૃહસ્પતિ, તેનાથી શંયુ ઇત્યાદિ ક્રમથી) હવ્યદાનને માટે અનેક વેદોક્ત દેવરૂપ સ્થાનોને ઉત્પન્ન કર્યા પછી તે અગ્નિ વિવિધ દેશોમાં સંચાર કરવાની ઇચ્છાથી ત્યાં ત્યાં ભ્રમણ કરવા લાગ્યો.[૨૧] સિંધુનદ, પંચનદ, દેવિકા, સરસ્વતી, ગંગા, શતકુંભા, સરયૂ, ગંડકી, ચર્મણ્વતી, મહી, મેધ્યા, મેધાતિથિ, તામ્રવતી, વેત્રવતી, કૌશિકી, તમસા, નર્મદા, ગોદાવરી, વેણા, ઉપવેણા, ભીમા, વડવા, ભારતી, સુપ્રયોગા, કાવેરી, મુર્મુરા, તુંગવેણા, કૃષ્ણવેણા, કપિલા અને શોણનદ, હે ભારત! આ કથન કરેલી સર્વ નદીઓ તે પૂર્વે કહેલાં સ્થાનોની માતાઓ છે.[૨૨,૨૬] અદ્ભુત અગ્નિની પ્રિયા નામની ભાર્યા હતી અને તેનો વિભુ નામનો પુત્ર હતો. આ જેટલા અગ્નિઓ કહ્યા તેટલાજ પ્રકારના સોમયાગો છે.[૨૭] બ્રહ્માની માનસિક પ્રજારૂપ એ અગ્નિઓ અત્રિના વંશમાં પણ ઉત્પન્ન થયા છે. અત્રિ મુનિએ પુત્રો ઉત્પન્ન કરવાની ઇચ્છા કરીને તે અગ્નિઓનુંજ મનમાં ધ્યાન કર્યું, એટલે તે બ્રાહ્મણના દેહથી અગ્નિઓ પુત્રરૂપે બહાર નીકળ્યા. આ પ્રમાણે અમાપ, શોભાસંપન્ન તથા અંધકારને નાશ પમાડનારા મહાત્મા અગ્નિઓ કેવી રીતે ઉત્પન્ન થયા, તે મેં તમારી આગળ કહ્યું છે. વેદમાં જે પ્રમાણે અદ્ભુત અગ્નિનું માહાત્મ્ય વર્ણવેલું છે, તે પ્રમાણેજ સર્વ અગ્નિઓનું માહાત્મ્ય છે, એમ તમે જાણો. આ સર્વ અગ્નિઓમાં ભગવાન અંગિરા અગ્નિજ શ્રેષ્ઠ તથા પ્રથમ છે; કારણકે જેમ જ્યોતિષ્ટોમ યજ્ઞ એક છતાં ઉદ્ભિદાદિરૂપવડે અનેક પ્રકારથી પ્રકટ થયો છે, તેમજ એક અંગિરાથી ભિન્ન ભિન્ન રૂપ ધારણ કરીને અગ્નિઓ પ્રકટ થયા છે. આ પ્રમાણે મેં અગ્નિનો અતિ વિશાળ વંશ કહ્યો. વિવિધ મંત્રોથી જે અગ્નિનું પૂજન કરવામાં આવે છે, તે અગ્નિ લોકોનું અર્પણ કરેલું હવ્ય દેવોને પહોંચાડે છે.[૨૬–૩૨]

ઇતિ શ્રીમહા૦ વન૦ માર્કંડેય સમાસ્યા પર્વમાં "અંગિરાનું આખ્યાન" એ વિષયનો અધ્યાય ૨૨૨ મો સમાપ્ત.

---

# અધ્યાય ૨૨૩ મો

## કાર્તિકેયની જન્મકથા—ઇંદ્રે દેવસેનાનું રક્ષણ કર્યું.

॥ मार्कंडेय उवाच ॥

**अग्नीनां विविधा वंशाः कीर्तितास्ते मयाऽनघ॥**
**शृणु जन्म तु कौरव्य कार्तिकेयस्य धीमतः॥१**

માર્કંડેયે કહ્યું:– હે નિષ્પાપ રાજા! મેં તમારી આગળ અગ્નિઓના વિવિધ વંશોનું વર્ણન કર્યું. હવે હે કૌરવ્ય! તમે બુદ્ધિમાન કાર્તિકેયની જન્મકથા સાંભળો.[૧] અદ્ભુત અગ્નિનો અમાપ બળવાળો, બ્રાહ્મણોનું હિત કરનારો અને કીર્તિની વૃદ્ધિ કરનારો એવો એક આશ્ચર્યકારક પુત્ર બ્રહ્મર્ષિઓની ભાર્યાઓથી ઉત્પન્ન થયો હતો, તે સંબંધી કથા હું તમને કહું છું.[૨] પૂર્વે દેવો તથા અસુરો સજજ થઇને પરસ્પરનો વિનાશ કરવા યુદ્ધ કરતા હતા. તે યુદ્ધમાં ભયંકર રૂપવાળા દાનવો સર્વદા દેવોનો પરાજય કરતા હતા.[૩] જ્યારે તે દાનવોથી પોતાના સૈન્યનો અનેક પ્રકારે નાશ થતો જોયો, ત્યારે ઇંદ્ર સેનાપતિ મેળવવામાટે બહુ ચિંતા કરવા લાગ્યો.[૪] દાનવોએ દેવસેનામાં ભંગાણ પાડયું, તે જોઇને,

મહાબળવાન ઇંદ્રે વિચાર કર્યો કેઃ–'પોતાના પરાક્રમનો આશ્રય કરીને દેવસેનાનું રક્ષણ કરે તેવો પુરુષ મારે ખોળવો જોઈએ.'[૫] આ પ્રમાણે એ સંબંધમાં અત્યંત વિચાર કરતો કરતો તે માનસ પર્વત ઉપર ગયો, એટલામાં તેણે ત્યાં એક સ્ત્રીનો ભયંકર દુઃખનાદ સાંભળ્યો કેઃ–[૬] 'દોડો ! કોઇ પુરુષ મારી પાસે આવીને મારૂં રક્ષણ કરો ! અને મને યોગ્ય પતિ મેળવી આપો અથવા તે પોતેજ મારો પતિ થાઓ.'[૭]તે સાંભળીને ઇંદ્રે તે સ્ત્રીને કહ્યું કેઃ–' તું બીશ નહિ ! તારે બીવાનું કારણ નથી ! ' આ પ્રમાણે કહેતાંજ તેણે કેશી દૈત્યને તે કન્યાની આગળ ઉભેલો દીઠો. તે કેશીએ મુકુટ પહેર્યો હતો, હાથમાં ગદા લીધી હતી અને ધાતુવાળા પર્વતની પેઠે અડગ ઉભો હતો. તેને જોઈને ઇંદ્રે તે કન્યાનો હાથ પકડી, કેશી દૈત્યને કહ્યું કેઃ–'ઓ નીચ કર્મ કરનારા ! તું આ કન્યાનું હરણ કરવાની શામાટે ઇચ્છા કરે છે? તું જાણ કે, હું વજ્રધારી ઇંદ્ર છું; માટે તું આને પીડા દેવાનું છોડી દે!'

કેશીએ કહ્યુંઃ–'ઓ ઇંદ્ર ! આ કન્યા મેળવવાની મેં પોતેજ ઇચ્છા રાખી છે,માટે તુંજ એને છોડી દે. હે પાકદૈત્યને શિક્ષા કરનારા ! તેમ કરવાથી તું પોતાના નગરમાં જીવતો જઈ શકીશ!' આ પ્રમાણે કહીને કેશીએ ઇંદ્રનો વધ કરવામાટે તેના ઉપર ગદા ફેંકી; પરંતુ ઇંદ્રે પોતાના ઉપર પડતી તે ગદાને વજ્રવડે વચ્ચેજ કાપી નાખી.[૧૨] તે પછી કેશીએ ક્રોધ કરીને એક પર્વતનું શિખર ઇંદ્રના ઉપર ફેંકયું. હે રાજા ! ઇંદ્રે તે પર્વતના શિખરને પડતું જોઇને વજ્ર મારી તેને ભેદી નાખ્યું, એટલે તે શિખર પૃથ્વી ઉપર પડયું અને તે પડતાં શિખરથી કેશીનેજ પ્રહાર થયો; તેથી અત્યંત પીડાએલો કેશી મહાભાગ્યવાળી પેલી કન્યાનો ત્યાગ કરીને ત્યાંથી નાસી છુટયો. જ્યારે તે અસુર નાસી ગયો,ત્યારે ઇંદ્રે તે કન્યાને કહ્યું કેઃ–' ઓ સુંદરમુખી! તું કોણ છે ? કોની પુત્રી છે ? અને અહીં શું કરે છે ?[૧૩–૧૫]

**ઇતિ શ્રીમહા૦ વન૦માર્કંડેય સમાસ્યા પર્વમાં-"સ્કંદોત્પત્તિમાં કેશીદૈત્યનો પરાજય " એ વિષયનો અધ્યાય ૨૨૩ મો સમાપ્ત.**

# અધ્યાય ૨૨૪ મો

## કાર્તિકેયજન્મકથા–દેવસેનાનો સ્વામી

**॥ कन्योवाच ॥**

**अहं प्रजापतेः कन्या देवसेनेति विश्रुता ॥**
**भगिनी मे दैत्यसेना सा पूर्वं केशिना हृता॥१॥**

કન્યાએ કહ્યુંઃ–'હું પ્રજાપતિની કન્યા છું. મારૂં દેવસેના એવું નામ પ્રખ્યાત છે. દૈત્યસેના મારી બહેન થાય છે, જેને પૂર્વે કેશી દૈત્ય હરી ગયો છે.[૧] અમે બન્ને બહેનો પ્રજાપતિની આજ્ઞા લઈને સખીઓની સાથે આ માનસ પર્વત ઉપર નિત્ય રમવા આવીએ છીએ;[૨] તે વખતે હે ઇંદ્ર ! રોજ રોજ મહાદૈત્ય કેશી અમારૂં બન્નેનું હરણ કરવાની ઇચ્છા દર્શાવે છે. તેમાં દૈત્યસેના એ દૈત્યને ચાહે છે, પણ હું એને ઇચ્છતી નથી.[૩] હે ભગવન્ ! તે મારી બહેનને એ દૈત્ય હરી ગયો અને હું તમારા સામર્થ્યથી તેના હાથમાંથી છુટી છું. હવે હે દેવેંદ્ર ! હું તમારા દેખાડેલા દુર્જય પતિની ઇચ્છા રાખું છું.'[૪]

ઇંદ્રે કહ્યુંઃ–દક્ષ પ્રજાપતિની પુત્રી અદિતિ મારી માતા છે,તેથી તું મારી માસીની પુત્રી છે. હવે તારૂં બળ કેટલું છે, તે તું પોતે કહે એમ હું ઇચ્છું છું.'[૫]

કન્યાએ કહ્યુંઃ–'હે મહાબાહુ ! હું પોતે તો અબળા છું; પરંતુ મારા પિતાના વરદાનથી મને બળવાન પતિ મળશે અને દેવો તથા દૈત્યો તેને નમશે.'[૬]

ઇંદ્રે કહ્યુંઃ–'હે નિર્દોષ દેવિ ! તારા પતિનું બળ કેવું હોવું જોઈએ, એ હું તારા મુખથી સાંભળવાની ઇચ્છા રાખું છું.'[૭]

કન્યાએ કહ્યુંઃ–'જે દેવ, દાનવ, યક્ષ, કિન્નર, સર્પ, રાક્ષસો તથા દુષ્ટ દૈત્યોને જિતશે તથા જે તમારી સાથે રહીને સર્વ પ્રાણીઓને જિતશે તેવો મહાપરાક્રમી, મહાબળવાન, બ્રાહ્મણભક્ત તથા કીર્તિની વૃદ્ધિ કરનારો મારો પતિ થશે.'[૮,૯]

માર્કંડેયે કહ્યુંઃ–ઇંદ્ર તે કન્યાનું વચન સાંભળીને દુઃખી થઈ બહુ ચિંતા કરવા લાગ્યો કેઃ–'આ દેવી જેવા પ્રકારનો પતિ કહે છે તેવો તો

કોઇએ નથી !'[10] એટલામાં સૂર્યના જેવી કાંતિવાળા ઇંદ્રે ઉદયકાળના સૂર્યને અને તે સૂર્યમાં પ્રવેશ કરતા મહાભાગ્યશાળી ચંદ્રને દીઠો.[11] વળી તેણે એ અમાવાસ્યાના પ્રવૃત્તિકાળમાં રૌદ્ર મુહૂર્તમાં ઉદયાચલ ઉપર દેવ તથા દૈત્યોનો સંગ્રામ ચાલતો જોયો.[12] વળી ભગવાન ઇંદ્રે પૂર્વસંધ્યા લાલ વાદળોથી છવાએલી દીઠી અને સમુદ્રનું પાણી લાલ રંગનું જોયું;[13] તેમજ ભૃગુવંશી અને અંગિરાના વંશના ઋષિઓએ નાના પ્રકારના મંત્રોથી હોમેલાં હવ્યને લઇને અગ્નિને સૂર્યમાં પ્રવેશ કરતો દીઠો.[14] આ વખતે સૂર્ય ચોવીસમા પર્વમાં–અર્થાત્ વર્ષની છેવટની અમાવાસ્યામાં હોઇને તે પાપસ્થાનમાં છે તથા સૂર્યમાં પ્રવેશેલો ચંદ્ર પણ ક્રૂર છે, એમ ઇંદ્રના જાણવામાં આવ્યું.[15] આ પ્રમાણે ચંદ્રને અને સૂર્યને એક રાશિમાં આવેલા જોઇને તે તથા તેઓના ભયંકર સંયોગને જોઇને ઇંદ્ર વિચારવા લાગ્યો કેઃ–[16] 'સૂર્ય તથા ચંદ્રની ચોતરફ ભયંકર મંડળ થએલું દેખાય છે, એ આ રાત્રિના અંતમાંજ મોટું યુદ્ધ થશે, એમ સૂચવે છે.[17] આ સિંધુ નદી પણ પુષ્કળ રુધિરને વહન કરતી ઉલટી વહેવા લાગી છે તથા મુખમાંથી અગ્નિને ઓકતી આ શિયાળવી સૂર્યની સામે જોઇને રુદન કરે છે.[18] આ સર્વ સંયોગ મહાભયંકર છે, તેમજ આ ચંદ્ર, સૂર્ય અને અગ્નિનો સમાગમ પણ અત્યંત તેજસ્વી અને આશ્ચર્યકારક છે.[19] આ ત્રણમાંથી ચંદ્ર જે પુત્રને જન્મ આપશે, તે આ દેવીનો પતિ થશે.અગ્નિ પણ તે સર્વ ગુણથી યુક્ત છે અને તે દેવતા પણ છે, માટે એ જો પુત્ર ઉત્પન્ન કરશે તો તે પણ આ દેવીનો પતિ થશે.' આ પ્રમાણે વિચાર કરીને ભગવાન ઇંદ્ર દેવસેનાને સાથે લઇને તે વખતે બ્રહ્મલોકમાં ગયો અને તેણે પિતામહ બ્રહ્માપ્રત્યે કહ્યું કેઃ–'તમે આ દેવીને સદ્ગુણી તથા શૂરવીર પતિ આપો.'[20–22]

બ્રહ્માએ કહ્યુંઃ–' હે દાનવનાશન ઇંદ્ર ! મેં એ કાર્યનો વિચાર કર્યો છે, માટે તારી ઇચ્છા પ્રમાણે તે ગર્ભ બળવાન અને મહાપરાક્રમી થશે. વળી હે ઇંદ્ર ! તે વીર્યવાન તારી સાથે સેનાપતિ થશે અને આ દેવીનો પતિ પણ થશે.[24] બ્રહ્માનાં આવાં વચન સાંભળીને તેમને નમસ્કાર કરી, ઇંદ્ર તે કન્યાને સાથે લઇને જ્યાં વસિષ્ઠ વગેરે મુખ્ય મુખ્ય મહાસમર્થ બ્રહ્મર્ષિઓ તથા દેવર્ષિઓ હતા, ત્યાં તેઓના યજ્ઞમાં સોમરસનું પાન કરવા તથા તપનો ભાગ મેળવવા ચાલ્યા ગયા.[25,26] ત્યાં ઇંદ્ર વગેરે સર્વ દેવો સોમપાનની ઇચ્છાથી એકઠા થયા હતા. પછી તે મહાત્મા ઋષિઓએ યથાવિધિ ઇષ્ટિ કરીને પ્રદીપ્ત થએલા અગ્નિમાં સર્વ દેવતાઓને ઉદ્દેશીને હોમદ્રવ્ય અર્પણ કર્યું અને અગ્નિનું આવાહન કર્યું, એટલે તે સમર્થ એવો અદ્ભુત અગ્નિ સૂર્યમંડળમાંથી નીકળીને વાણીને નિયમમાં રાખી વિધિપૂર્વક ત્યાં આવ્યો અને તેણે આહવનીય અગ્નિમાં પ્રવેશ કરીને બ્રાહ્મણોએ મંત્રોચ્ચારપૂર્વક હોમેલા વિવિધ પ્રકારના હુતદ્રવ્યને ગ્રહણ કર્યું તથા હે ભરતશ્રેષ્ઠ ! તેણે ઋષિઓનું તે હુતદ્રવ્ય દેવતાઓને અર્પણ કર્યું[27,30]પછી જતી વખતે અગ્નિએ તે મહાત્મા ઋષિઓની પત્નીઓને પોતપોતાના આસન ઉપર બેસીને સુખરૂપ ઉંઘતી દીઠી. તે ઋષિપત્નીઓ સુવર્ણની વેદી જેવી ઉજ્જવળ, ચંદ્રલેખાના જેવી નિર્મળ, અગ્નિની જ્વાળા જેવી તેજસ્વી અને તારાના જેવી ચમકતી હતી.[32] આવી તે ઋષિપત્નીઓને જોઈને અગ્નિનું મન તેઓમાં આસક્ત થવાથી તેની ઇંદ્રિયો વ્યાકુળ થઇ ગઇ અને તે કામને વશ થઇ ગયો;[33] પરંતુ ફરી તેણે વિચાર કર્યો કેઃ–'હું આ રીતે ક્ષોભ પામ્યો તે યોગ્ય નથી, કારણ કે હું જેઓની ઇચ્છા કરૂં છું, તે આ દ્વિજેંદ્રોની પત્નીઓ સદાચરણી છે અને કામનાવિનાની છે, એઓને કંઇ નિમિત્તવિના હું જોવાને અથવા સ્પર્શ કરવાને પણ સમર્થ નથી, તેથી ગાર્હપત્ય અગ્નિમાં પ્રવેશ કરીને હું એ સ્ત્રીઓને વારંવાર જોઉં,'[34,35]

માર્કંડેયે કહ્યુંઃ–આવો વિચાર કરીને અગ્નિએ ગાર્હપત્ય અગ્નિમાં પ્રવેશ કર્યો અને ત્યાં રહીને તે પોતાની જ્વાળાવડે સુવર્ણના જેવી કાંતિવાળી તે સર્વ ઋષિપત્નીઓને સ્પર્શ કરતો તથા તેઓને જોતો આનંદ પામવા લાગ્યો.[36]

આ પ્રમાણે તે સુંદર સ્ત્રીઓની કામના કરતો અને વશ થઈ ગએલો અગ્નિ તે સ્ત્રીઓમાં મન જોડીને ઘણા સમયસુધી ત્યાં રહ્યો; પરંતુ બ્રાહ્મણની સ્ત્રીઓનો લાભ થયો નહિ, ત્યારે કામવડે હૃદયમાં સંતાપ પામેલો તે દેહત્યાગનો નિશ્ચય કરીને ત્યાંથી વનમાં ચાલ્યો ગયો.[૩૮] તે વખતે દક્ષની પુત્રી સ્વાહા પ્રથમથીજ તે અગ્નિની કામના કર્યા કરતી હતી. તે પ્રેમાળ સ્ત્રી લાંબા કાળથી તેને મળવાની સંધિ જોયા કરતી હતી, પરંતુ અગ્નિદેવ સાવધ હોવાથી તેને તેવી સંધિ જોવામાં આવતી ન હતી. જ્યારે તેણે અગ્નિને કામવડે સંતાપ પામીને વનમાં ચાલી નીકળેલો યથાર્થરીતે જાણ્યો, ત્યારે તે સુંદરીએ વિચાર કર્યો કે:-'હું સપ્તર્ષિઓની પત્નીઓનાં રૂપો ધારણ કરીને તે સ્ત્રીઓના રૂપથી મોહિત થએલા અગ્નિની પાસે જઇને તેનો ઉપભોગ કરૂં. એમ કરવાથી હું કામાતુર છું, તે મારી કામપૂર્તિ થશે અને અગ્નિની પણ મારા ઉપર પ્રીતિ થશે.'[૩૯-૪૨]

ઇતિ શ્રીમહા૦ વન૦ માર્કંડેયસમાસ્યા પર્વમાં 'સ્કંદોત્પત્તિ' એ વિષયનો અધ્યાય ૨૨૪ મો સમાપ્ત.

# અધ્યાય ૨૨૫ મો

## કાર્તિકેયજન્મકથા-સ્વાહાએ રૂપાંતરથી કરેલો અગ્નિનો સમાગમ અને કાર્તિકેયની ઉત્પત્તિ.

॥ मार्कंडेय उवाच ॥

शिवा भार्यात्वंगिरसः शीलरूपगुणान्विता ॥
तस्याः सा प्रथमं रूपं कृत्वा देवी जनाधिप॥१

માર્કંડેયે કહ્યું:-હે રાજન્! ઉપર પ્રમાણે વિચાર કરીને સ્વાહા દેવી પ્રથમ અંગિરાની શીલ, રૂપ તથા ગુણસંપન્ન શિવા નામની ભાર્યાનું રૂપ ધારણ કરીને અગ્નિની પાસે ગઈ અને તે સુંદરીએ અગ્નિને કહ્યું કે:-'હે અગ્નિદેવ! હું કામથી તપી ગઇ છું, માટે તમે મારો સ્વીકાર કરવા યોગ્ય છો.[૨] જો તમે તેમ નહિ કરો તો હું મરણ પામીશ, એમ તમે જાણજો. હે અગ્નિ! હું અંગિરાની શિવા નામની ભાર્યા છું. ઋષિપત્નીઓએ નિશ્ચય વિચાર કરીને મને મોકલી છે, તેથી હું અહીં આવી છું.'[૩]

અગ્નિએ કહ્યું:-'હું કામપીડિત થયો છું, એમ તેં શી રીતે જાણ્યું? અને તેં જે બીજી સપ્તર્ષિઓની પ્રિય પત્નીઓની વાત કહી તે સઘળીઓએ પણ કેમ જાણ્યું?'[૪]

શિવાએ કહ્યું:-'તમે અમને નિત્ય પ્રિય લાગો છો, પરંતુ અમે તમારાથી ડરીએ છીએ. ઋષિપત્નીઓએ તમારી ચેષ્ટાઓ ઉપરથી તમારા મનના અભિપ્રાયને જાણીને મને તમારી પાસે મોકલી છે[૫] અને તેથી હું તમારા સમાગમની ઇચ્છાથી અહીં આવી છું. એટલા માટે તમે ઉત્પન્ન થએલી કામવાસનાને તત્કાળ પૂર્ણ કરો. હે હુતાશન! સદ્‌ગુણી સ્ત્રીઓ મારી વાટ જુએ છે, માટે મારે ત્યાં જવું જોઇએ!'[૬]

માર્કંડેયે કહ્યું:-તે પછી પ્રેમ તથા આનંદયુક્ત થએલા અગ્નિએ શિવાનો સ્વીકાર કર્યો અને એ પ્રમાણે પ્રીતિથી તેનો સમાગમ થયા પછી સ્વાહા દેવીએ અગ્નિનું વીર્ય હાથમાં ગ્રહણ કર્યું.[૭] તે પછી તેણે વિચાર કર્યો કે:-'આ અરણ્યમાં જે લોકો મારા આ રૂપને જોશે, તેઓ અગ્નિની સાથે સમાગમ કરવાનો ખોટોજ દોષ બ્રાહ્મણની સ્ત્રીઓ ઉપર મૂકશે;[૮] માટે આ વાત ગુપ્ત રાખવા સારૂ હું ગરુડસ્ત્રીનું રૂપ ધારણ કરૂં, એટલે મારાથી આ વનમાંથી સુખરૂપ બહાર નીકળી શકાશે.'[૯]

માર્કંડેયે કહ્યું:-તે પછી સ્વાહા ગરુડીનું રૂપ ધારણ કરીને તે મહાવનમાંથી નીકળી ગઇ, ત્યારે તેણે શર નામના ઘાસના સમુદાયથી અત્યંત ઢંકાયેલા શ્વેત નામના પર્વતને જોયો. તે પર્વતનું સાત ફણાવાળા તથા દૃષ્ટિમાં ઝેરવાળા અદ્‌ભુત સર્પો રક્ષણ કરતા હતા તથા તે રાક્ષસો, પિશાચો, ભયંકર ભૂતગણો, રાક્ષસીઓ અને અનેક જાતનાં પશુપક્ષીઓથી ભરપૂર હતો. સ્વાહા દેવી તે દુર્ગમ પર્વતની સપાટીપર એકાએક જઇ પહોંચી અને તે સુંદરીએ ત્યાં રહેલા એક સુવર્ણના કુંડમાં ઉતાવળથી પેલું

વીર્ય ફેંકી દીધું. આ પ્રમાણે સ્વાહાદેવીએ મહાત્મા એવા સાતે ઋષિઓની પત્નીઓના જેવાં સ્વરૂપો ધારણ કરીને અગ્નિના સમાગમની ઇચ્છા કરી; પરંતુ તે અરુંધતીના તપ તથા પતિસેવાના પ્રભાવને લીધે તેના દિવ્ય સ્વરૂપને ધારણ કરી શકી નહિ; તેથી હે કુરુશ્રેષ્ઠ! તે કામાતુર થએલી સ્વાહાદેવીએ છ ઋષિપત્નીઓનાં સ્વરૂપથી અગ્નિનો સમાગમ કર્યો અને પડવાને દિવસે તે અગ્નિના વીર્યને તેણે છ વખત પેલા સુવર્ણકુંડમાં નાખ્યું. કુંડમાં ફેંકેલા અને તેજથી વીંટાયલા તે વીર્યથી એક પુત્ર ઉત્પન્ન થયો. ઋષિઓએ માન્ય ગણેલું તે સ્કન્ન( પડેલું ) વીર્ય સ્કંદપણાને પ્રાપ્ત થયું—અર્થાત્ તેનાથી ઉત્પન્ન થએલો પુત્ર સ્કંદ નામને પ્રાપ્ત થયો. આ કુમારને છ મસ્તક, બાર કાન, બાર નેત્ર, બાર હાથ, એક કંઠ અને એક ઉદર હતું. બીજને દિવસે તે કુમારના અવયવો સ્પષ્ટ દેખાવા લાગ્યા; ત્રીજને દિવસે તે બાળકરૂપથી જણાવા લાગ્યો અને ચોથને દિવસે તે સર્વ અવયવોથી સંપન્ન થયો. તે વખતે લાલ રંગનાં અને વિજળીઓવાળાં મોટાં વાદળાંઓથી વીંટાયલો તે કુમાર, લાલ રંગનાં મોટાં વાદળાંઓમાં ઉદય પામેલા સૂર્યના જેવો શોભવા લાગ્યો. પછી તે કુમારે રોમાંચ કરી દે તેવું પ્રચંડ ધનુષ હાથમાં લીધું. દેવના શત્રુઓને નાશ પમાડનારૂં જે ધનુષ ત્રિપુરાસુરને હણનારા શંકરે મૂક્યું હતું, તે શ્રેષ્ઠ ધનુષ લઇને બળવાન કુમાર જાણે આ સચરાચર ત્રણ લોકને મોહિત કરતો હોય તેમ ગર્જના કરવા લાગ્યો. મોટા મેઘસમૂહની ગર્જના જેવી તે ગર્જના સાંભળીને તે વખતે ચિત્ર તથા ઐરાવત નામના બે મોટા હાથીઓ તેની સામે ઉછળી આવ્યા. સૂર્યના જેવી કાંતિવાળા તે બાળકે પોતાની સામે દોડી આવતા તે હાથીઓને જોઇને બે હાથવડે તેઓને પકડી લીધા; બીજા એક હાથથી શક્તિ ગ્રહણ કરી અને એક હાથવડે પ્રચંડ દેહવાળા, મહાબળવાન તથા લાલ માથાવાળા પાસે આવેલા કુકડાને પકડી લીધો. તે પછી મહાબાહુ અગ્નિકુમારે ગર્જના કરીને તે વડે ક્રીડા કરવા માંડી. વળી બળવાન સ્કંદે બળશાળી પ્રાણીઓને પણ ત્રાસ આપે તેવો મહાશંખ બે હાથમાં પકડીને વગાડયો[२६] અને બે બાહુવડે આકાશમાં પુષ્કળ પ્રહાર કરવા માંડયા. આ પ્રમાણે ક્રીડા કરતો મહાસેન કુમાર પોતાનાં મુખોવડે ત્રણ લોકને પી જતો હોય તેવો જણાતો હતો.[२७] પછી ઉદયાચળના શિખર ઉપર ચઢેલા સૂર્યની પેઠે શ્વેત પર્વતની ટોચ ઉપર બેઠેલો તે અમાપ દેહવાળો, અદ્દભુત પરાક્રમવાળો અને અતુલ મનોબળવાળો કુમાર, પોતાનાં વિવિધ પ્રકારનાં મુખોવડે દિશાઓને જોવા લાગ્યો અને ત્યાં અનેક પદાર્થોને જોતાં તે ફરી ગર્જના કરવા લાગ્યો.[२९] કુમારની તે ગર્જના સાંભળીને મનુષ્યો અનેક પ્રકારે પડવા લાગ્યાં, ભયભીત થયાં અને મનમાં ઉદ્વેગ પામીને તે કુમારનેજ શરણે ગયાં.[३०] તે વખતે જૂદા જૂદા વર્ણના જે લોકો તે સ્કંદ દેવને આશ્રયે ગયા, તેઓને બ્રાહ્મણો સ્કંદના મહાબળવાન પાર્ષદો કહે છે.[३१] પછી મહાબાહુ કુમારે ઉઠીને તે મનુષ્યોને શાંત કર્યાં અને ધનુષ ખેંચીને મહાન શ્વેત પર્વત ઉપર બાણો છોડવા માંડયાં;[३२] તથા તેણે હિમાલયના પુત્ર ક્રૌંચ પર્વતને બાણોથી ભેદી નાખ્યો, તેથી હંસો અને ગીધ પક્ષીઓ ત્યાંથી મેરુપર્વતપર ચાલ્યાં ગયાં અને છિન્ન ભિન્ન થએલો તે પર્વત અત્યંત પીડાસૂચક શબ્દો કરતો કરતો પડયો. ક્રૌંચ પર્વત પડયો તે વખતે બીજા પર્વતો પણ બહુ આક્રંદ કરવા લાગ્યા.[३४] અત્યંત પીડિત થએલા તે પર્વતોના નાદને સાંભળતાં છતાં બળવાનમાં મુખ્ય એવો તે અમાપ દેહવાળો કુમાર ડર્યો નહિ; પણ શક્તિ ઉગામીને ગર્જના કરવા લાગ્યો[३५] અને તેજ સમયે તે મહાત્માએ ઉજ્જ્વળશક્તિ ફેંકીને એકદમ શ્વેત પર્વતનું ભયંકર શિખર ભેદી નાખ્યું.[३६] કુમારના પ્રહારથી ચીરાયલો શ્વેત પર્વત તે મહાત્માથી ભય પામીને બીજા પર્વતોની સાથે પૃથ્વીનો ત્યાગ કરીને ત્યાંથી ઉંચે ઉડી ગયો,[३७] તેથી પૃથ્વી અત્યંત પીડિત થઇને જ્યાંથી ત્યાંથી ફાટી ગઇ; પરંતુ દુઃખી થએલી તે જ્યારે કુમાર સ્કંદની પાસે ગઇ, ત્યારે આશ્રય મળવાથી પાછી બળસંપન્ન થઇને શો-

ભવા લાગી.[૩૮] પછી પર્વતો પણ તેનેજ નમસ્કાર કરીને પાછા પૃથ્વી ઉપર જઇ રહ્યા; અને ત્યારથી લોકો શુક્લપક્ષની પાંચમે સ્કંદની પૂજા કરવા લાગ્યા.[૩૯]

ઇતિ શ્રીમહા૦ વન૦ માર્કંડેય સમાસ્યા પર્વમાં "કુમારોત્પત્તિ" એ વિષયનો અધ્યાય ૨૨૫ મો સમાપ્ત.

# અધ્યાય ૨૨૬ મો

## સ્કંદની કથા

॥ मार्कंडेय उवाच ॥

**तस्मिन् जाते महासत्त्वे महासेने महाबले ॥ समुत्तस्थुर्महोत्पाता घोररूपाः पृथग्विधाः ॥१**

માર્કંડેયે કહ્યુંઃ—જ્યારે મહાબળવાન અને મહાપરાક્રમી એવા તે મહાસેન કુમારનો જન્મ થયો, ત્યારે અનેક પ્રકારના ભયંકર મહા ઉત્પાતો થવા લાગ્યા.[૧] સ્ત્રીપુરુષોમાં સ્નેહને બદલે વેર થવા લાગ્યાં, સર્વ પદાર્થો વિપરીત ગુણવાળા થઇ ગયા—અર્થાત્ શીતળ પદાર્થોમાં અતિ ઉષ્ણતા જણાવા લાગી, ઉષ્ણ પદાર્થોમાં અતિ શીતળતા જણાવા લાગી, ગ્રહો, દિશાઓ અને આકાશ બળવા લાગ્યાં અને પૃથ્વી અત્યંત આક્રંદ કરવા લાગી.[૨] આ પ્રમાણે ચોતરફ મહાભયંકર ઉત્પાતો થવા લાગ્યા, તે જોઇને લોકરક્ષક ઋષિઓ ઉદ્વેગ પામ્યા અને તેઓએ લોકોને માટે શાંતિ કરવા માંડી.[૩] જે લોકો તે ચૈત્રરથ વનમાં રહેતા હતા, તેઓ કહેવા લાગ્યા કેઃ—'અગ્નિએ સપ્તર્ષિઓની છ સ્ત્રીઓની સાથે સમાગમ કરીને અમારા ઉપર આ મોટો અનર્થ આણ્યો છે!' વળી જે લોકોએ સ્વાહાદેવીને ગરુડીના રૂપથી જતી જોઇ હતી, તેઓ તે ગરુડીને કહેવા લાગ્યા કેઃ—'તેંજ આ સંકટ અમારા ઉપર આણ્યું છે!' લોકો આવું આવું બોલવા લાગ્યા, પણ આ કર્મ સ્વાહાએ કરેલું છે, એમ કોઇના જાણવામાં આવ્યું નહિ![૬] પછી ગરુડપક્ષિણી લોકનું વચન સાંભળીને 'આ પુત્ર મારો છે' એમ વિચારી ધીરે ધીરે સ્કંદ કુમારની પાસે જઇને બોલી કેઃ—'હું તારી માતા છું.' પછી પોતાની પત્નીઓથી મહાતેજસ્વી પુત્ર ઉત્પન્ન થયો છે એમ સાંભળીને સપ્તર્ષિમાંના છ ઋષિઓએ દેવી અરુંધતીવિના બીજી છ પત્નીઓનો ત્યાગ કર્યો;[૯] કારણ કે તે વનમાં રહેનારા લોકો પણ છ સ્ત્રીઓથીજ આ પુત્ર ઉત્પન્ન થયો છે, એમ કહેતા હતા. તે વખતે હે રાજા! સ્વાહાએ સપ્તર્ષિઓને વારંવાર કહ્યું કેઃ—'આ પુત્ર મારો છે એ હું જાણું છું, માટે તમે કહો છો તે તેમ નથી.'

સપ્તર્ષિઓ પૈકી મહામુનિ વિશ્વામિત્ર તો ઇષ્ટિ કર્યાપછી કામવડે સંતાપ પામેલા અગ્નિની પાછળ પાછળ તેની દૃષ્ટિ ન પડે તેમ ગયા હતા, તેથી તેમણે સઘળો વૃત્તાંત યથાર્થરીતે જાણ્યો હતો.[૧૧] તે ઉપરથી વિશ્વામિત્ર પ્રથમજ કુમારને શરણે ગયા તથા તેમણે મહાસેન કુમારની દિવ્ય સ્તુતિ કરી;[૧૨] તેમજ મહામુનિએ સર્વ મંગળ કર્મો કરીને કુમારને વિવાહની પૂર્વના જાતકર્માદિ તેર સંસ્કારો કર્યા.[૧૩] વળી લોકોના હિતને માટે વિશ્વામિત્ર ઋષિએ છ મુખવાળા કુમારનું માહાત્મ્ય કહ્યું તથા તેને કુકડો, શક્તિ, દેવી તથા પાર્ષદો, એ સર્વ સાધનો મેળવી આપ્યાં અને તેથી વિશ્વામિત્ર ઋષિકુમારને પ્રિય થયા. સ્વાહાએ ઋષિપત્નીઓનાં જૂદાં જૂદાં રૂપો ધારણ કર્યાં હતાં એમ મહામુનિ વિશ્વામિત્રે જાણ્યું અને તેથી તેમણે સર્વ ઋષિઓને કહ્યું કેઃ—'આમાં આપણી સ્ત્રીઓનો કંઇ અપરાધ નથી.' આ પ્રમાણે વિશ્વામિત્ર પાસેથી ખરો વૃત્તાંત સાંભળીને પણ ઋષિઓએ લોકાપવાદના ભયથી તે છ સ્ત્રીઓનો ત્યાગજ કર્યો.

માર્કંડેયે કહ્યુંઃ—દેવોએ સ્કંદ કુમારનું મહાપરાક્રમ સાંભળ્યું, ત્યારે તેઓ એકઠા મળીને ઇંદ્રને કહેવા લાગ્યા કેઃ—'હે ઇંદ્ર! તમે અસહ્ય બળવાળા સ્કંદનો તત્કાળ નાશ કરો, વિલંબ કરશો નહિ. હે મહાબળવાન ઇંદ્ર! જો તમે એનો નાશ કરશો નહિ તો એ સ્કંદ ત્રણ લોકને, અમને અને તમને તાબે કરીને પોતે દેવેંદ્ર થઇ બેસશે!' ત્યારે ઇંદ્ર દુઃખી થઇને તેઓના પ્રત્યે બોલ્યો કેઃ—'એ બાળક મહાબળવાન છે,[૧૯] તેથી એ યુદ્ધમાં પરાક્રમ કરીને લોકસ્રષ્ટા વિધાતાનો પણ નાશ કરશે; પણ હું બાળકનો નાશ

કરવાની ઈચ્છા કરતો નથી.' આ પ્રમાણે ઇંદ્ર બોલવા લાગ્યો, ત્યારે 'તારામાં સામર્થ્ય નથી, માટે તું એવું બોલે છે. અસ્તુ.' આજે સર્વ લોકમાતૃકાઓ સ્કંદની સામે જાઓ.[૨૧] અને તે યથેષ્ટ પરાક્રમવાળી દેવીઓ એ બાળકનો નાશ કરો.' આવું દેવોએ કહ્યું; ત્યારે તે લોકમાતાઓ 'ઠીક છે' કહીને કુમાર આગળ ગઇ; પરંતુ અતુલ બળવાળા તેકુમારને જોઇને તે સઘળીઓનાં મુખ ખિન્ન થઈ ગયાં અને 'આનો વધ કરવો અશક્ય છે' એવો વિચાર કરીને તેઓ તેનેજ શરણે ગઇ અને તેને કહેવા લાગી કેઃ–'હે મહાબળસંપન્ન ! તું અમારો પુત્ર થા;[૨૩] અમે સર્વે તારાસંબંધી સ્નેહથી ઘેલી થઇ છીએ તથા અમારા સ્તનમાંથી દૂધધારા છુટે છે, માટે તું અમને અભિનંદન આપ !' લોકમાતાનું તે વચન સાંભળીને સમર્થ કુમારે, તેઓનાં સ્તનપાનની ઇચ્છાથી તેઓનું સન્માન કર્યું. તેઓના મનોરથો પૂર્ણ કર્યાપછી મહાબળવાન મહાસેને પોતાના પિતા અગ્નિને આવતા જોયા.[૨૫] તે વખતે માતૃગણોની સાથે કુમારે તેમની પૂજા કરી અને તે કલ્યાણકારક અગ્નિ સ્કંદનીચોબાજુ વીંટાઇનેતેનું રક્ષણ કરવા લાગ્યો.[૨૬] સર્વ માતૃકાઓના ક્રોધથી ઉત્પન્ન થયેલી જે સ્ત્રી તે ધાવ થઇને હાથમાં શૂળ લઇ પોતાના પુત્રની પેઠે સ્કંદનું રક્ષણ કરવા લાગી.[૨૭] રુધિરનું ભોજન કરનારી રક્ત સમુદ્રની ક્રૂર કન્યા પણ મહાસેનને આલિંગન કરીને તેનું પુત્રની પેઠે ચોમેરથી રક્ષણ કરવા લાગી.[૨૮] અગ્નિ પણ બકરાના જેવા મુખવાળું લૌકિક રૂપ ધારણ કરીને પુષ્કળ પ્રજાની સાથે બાળકને જેમ રમકડાંથી રમાડે, તેમ પર્વત ઉપર રહેલા સ્કંદ કુમારને રમાડવા લાગ્યો.[૨૯]

**ઇતિ શ્રીમહા૦ વન૦ માર્કંડેયસમાસ્યા પર્વમાં " સ્કંદોત્પત્તિ " એ વિષયનો અધ્યાય ૨૨૬ મો સમાપ્ત.**

# અધ્યાય ૨૨૭ મો

## સ્કંદ કુમારનું ઇંદ્રની સાથે યુદ્ધ

**॥ मार्कंडेय उवाच ॥**

**ग्रहाः सोपग्रहाश्चैव ऋषयो मातरस्तथा ॥**
**हुताशनमुखाश्चैव दृप्ताः पारिषदां गणाः॥१॥**

માર્કંડેયે કહ્યુંઃ–તે પછી ઉપગ્રહોની સાથે ગ્રહો, ઋષિઓ, માતૃકાઓ, અગ્નિ વગેરે મદોન્મત્ત પાર્ષદગણો અને સ્વર્ગમાં વાસ કરનારાં બીજાં પુષ્કળ ભયંકર પ્રાણીઓ,માતૃગણોની સાથે સ્વામી કાર્તિકને વીંટાઇને ઉભાં રહ્યાં હતાં.[૨] તે વખતે પોતાનો વિજય સંદેહભરેલો છે, એમ જોતાં છતાં વિજયની ઈચ્છાવાળા ઇંદ્ર ઐરાવત હાથી ઉપર ચઢીને દેવોની સાથે નીકળ્યો.[૩] આ પ્રમાણે સર્વ દેવગણોથી વીંટાએલો બળવાન ઇંદ્ર મહાસેનનો વધ કરવાની ઈચ્છાથી હાથમાં વજ્ર લઇને અત્યંત ત્વરાથી ચાલ્યો.[૪] તે વખતે તેની સાથે રહેલું દેવસૈન્ય ઉગ્ર, મોટી ગર્જના કરતું, મહાકાંતિવાળું, ચિત્રવિચિત્રધ્વજાવાળું,બખ્તરો,અનેક પ્રકારનાંવાહનો તથા ધનુષોવાળું, ઉત્તમ જાતનાં વસ્ત્રોને ધારણ કરનારૂં, અલંકારથી શણગારાયલું અને શોભાસંપન્ન હતું. આ પ્રમાણે વધ કરવાની ઈચ્છાથી આવતા ઇંદ્રને જોઇને કુમાર પણ તેની સામે ગયો.[૬] હે કુંતીપુત્ર ! તે વખતે મહાબળવાન દેવેંદ્ર ગર્જના કરતો, દેવની સેનાને હર્ષ આપતો અને દેવતાઓ તથા મહર્ષિઓથી માન પામતો, અગ્નિના પુત્ર સ્કંદનેમારવાની ઇચ્છાથી તેની પાસે જઇ પહોંચ્યો.[૮] તે પછી દેવોની સાથે દેવેંદ્રે સિંહનાદ કર્યો. તે શબ્દ સાંભળતાંજ કાર્તિકેયે પણ સાગરની પેઠે ગર્જના કરી.[૯] તેની તે પ્રચંડ ગર્જનાને લીધે દેવસૈન્ય અચેતન જેવું થઇ ગયું અને તે ખળભળી ઉઠેલા સમુદ્રની પેઠે અસ્તવ્યસ્ત થઇને જ્યાં ત્યાં નાસવા લાગ્યું.[૧૦] પછી પોતાનો વધ કરવા આવેલા દેવોને જોઇને અગ્નિપુત્ર કાર્તિકેયે ક્રોધ કરીને પોતાના મુખમાંથી ભભુકતી અગ્નિની જ્વાળાઓ પ્રકટ કરવા માંડી[૧૧] અને તેવડે પૃથ્વી ઉપર થરથર કંપતા દેવસૈન્યને

બાળવા માંડયું. તે વખતે જેઓનાં મસ્તકો, દેહો,આયુધો તથા વાહનો બળવા માંડેલાં એવા દેવો, એકાએક અસ્તવ્યસ્ત થઇને ખરી પડતા તારાગણોના જેવા દેખાવા લાગ્યા. પછી બળી જતા દેવો વજ્રધારી ઇંદ્રનો ત્યાગ કરીને અગ્નિપુત્ર કુમારને શરણે ગયા અને તેથી તેઓ શાંતિ પામ્યા. જ્યારે દેવોએ પોતાનો ત્યાગ કર્યો, ત્યારે ઇંદ્રે સ્કંદ કુમારના ઉપર વજ્રનો પ્રહાર કર્યો.[૧૪] હે મહારાજ ! ઇંદ્રે ફેંકેલા તે વજ્રે તત્કાળ મહાત્મા સ્કંદનું જમણું પાસું ભેદી નાખ્યું;[૧૫] પરંતુ સ્કંદને જ્યાં વજ્રનો પ્રહાર થયો હતો, તે શરીરના ભાગમાંથી એક બીજો પુરુષ ઉત્પન્ન થયો. તે પુરુષ યુવાન, સુવર્ણના બખ્તરવાળો,શક્તિધારી અને દિવ્ય કુંડળવાળો હતો.[૧૬] વજ્રના પ્રવેશસ્થાનમાંથી તે પુરુષ ઉત્પન્ન થયો, માટે તેનું નામ વિશાખ પડયું. આ પ્રમાણે પ્રલયકાળના અગ્નિના જેવી કાંતિવાળા બીજા પુરુષને ઉત્પન્ન થયેલો જોઈને ઇંદ્ર ભયભીત થઈ ગયો અને તે બે હાથ જોડીને સ્કંદને શરણે ગયો. ત્યારે સજ્જનશ્રેષ્ઠ સ્કંદે તેને સૈન્યની સાથે અભયદાન દીધું અને તેથી પ્રસન્ન થયેલા દેવોએ વાદિત્રોનો નાદ કર્યો.[૧૭,૧૮]

**ઇતિ શ્રીમહા૦ વન૦ માર્કંડેય સમાસ્યા પર્વમાં "ઇંદ્ર અને સ્કંદનો સમાગમ" એ વિષયનો અધ્યાય ૨૨૭ મો સમાપ્ત.**

## અધ્યાય ૨૨૮ મો

### સ્કંદના પાર્ષદો

**॥ मार्कंडेय उवाच ॥**

**स्कंदपारिषदान् घोरान् शृणुष्वाद्भुतदर्शना-**
**वज्रप्रहारात्स्कंदस्य जज्ञुस्तत्र कुमारकाः॥१॥**

માર્કંડેયે કહ્યું:–હે યુધિષ્ઠિર ! હવે સ્કંદના અદ્ભુત દેખાવવાળા અને ભયંકર એવા પાર્ષદો કહું છું,તે તમે સાંભળો. સ્કંદને જ્યાં વજ્રનો પ્રહાર થયો હતો, તે અંગમાંથી કુમારો ઉત્પન્ન થયા હતા.[૧] તે ભયંકર કુમારો ગર્ભમાં રહેલા અને જન્મેલા બાળકોને હરણ કરે છે. વળી વજ્રના પ્રહારસ્થાનમાંથી મહાબળવાળી કન્યાઓ ઉત્પન્ન થઈ હતી.[૨] તે સર્વ કુમારો તથા કુમારિકાઓ વિશાખને પિતાતરિકે માનવા લાગ્યાં. પછી તે ભગવાન વિશાખ બકરાનું મુખ કરીને તથા કન્યાગણ અને પોતાના પુત્રોથી વીંટાઈને સંગ્રામમાં માતૃકાઓના જોતાં સ્કંદનું રક્ષણ કરવા લાગ્યો અને તે ભદ્રશાખ તથા કૌસલ કહેવાયો.[૪] તે પછી પૃથ્વી ઉપરના લોકો સ્કંદનેજ વિશાખ વગેરે કુમારોના પિતા કહેવા લાગ્યા. વળી સર્વ દેશોમાં લોકો મહાબળવાન રુદ્રનેજ અગ્નિ–અર્થાત્ સ્કંદના પિતા અને ઉમાનેજ સ્વાહા–અર્થાત સ્કંદની માતા માનવા લાગ્યા.[૫] પુત્રની કામનાવાળા અને પુત્રવાળા લોકો સર્વદા જેને ઉદ્દેશીને યજ્ઞ કરે છે, તે કન્યાઓ તપ નામના અગ્નિએ ઉત્પન્ન કરી છે.[૬] તે કન્યાઓ સ્કંદની પાસે આવી ત્યારે સ્કંદે તેઓને કહ્યું કે:–'હું તમારૂં શું પ્રિય કરૂં ?'[૭]

કુમારીઓએ કહ્યું:–"અમે તમારી કૃપાથી સર્વ લોકની ઉત્તમ અને પૂજ્યમાતાઓ થઇએ, એ અમારૂં પ્રિય કરો !' આ ઉપરથી ઉદાર અંતઃકરણવાળા સ્કંદે 'ઠીક છે, તમે શુભ અને અશુભ એવી જૂદા જૂદા પ્રકારની માતૃકાઓ થાઓ.'આ પ્રમાણે તેઓને વારંવાર કહ્યું. તે પછી માતૃકાઓ સ્કંદને પોતાના પુત્રતરીકે કલ્પીને ત્યાંથી ચાલતી થઇ.[૯] કાકી, હલિમા, માલિની, બૃંહિતા, આર્યા, પલાલા અને વૈમિત્રા–આ સાત બાળકોની માતાઓ છે.[૧૦] તેઓને સ્કંદની કૃપાથી લાલ નેત્રવાળો, ભયંકર અને વીર્યસંપન્ન એવો એક શિશુ નામનો અતિ દારુણ પુત્ર થયો હતો. આ સાત માતાઓ અને આઠમો પુત્ર મળીને સ્કંદ તથા માતૃગણોથી ઉત્પન્ન થયેલો વીરાષ્ટક ગણ કહેવાય છે અને બકરાના મુખની સાથે તેજ અષ્ટકને નવક કહેવાય છે.[૧૨] એ છાગ(બકરા)-નું મુખ તે સ્કંદનુંજ છઠ્ઠું મુખ છે. હે રાજા ! તે મુખ છ મુખો પૈકીજ એક છે અને માતૃગણો નિત્ય તેની પૂજા કરે છે.[૧૩] સ્કંદનાં છ મુખોમાં તે મુખ મુખ્ય છે અને જેના સંબંધથી ભદ્રશાખે દિવ્યશક્તિ ઉત્પન્ન કરી હતી, એમ કહે છે.[૧૪] હે રાજન્ ! આ પ્રમાણે આ વિવિધ પ્રકારનો વૃત્તાંત શુક્લપક્ષની પંચમીએ બન્યો હતો અને

છઠને દિવસે મહાભયંકર યુદ્ધ થયું હતું.[૧૫]

ઇતિ શ્રીમહા૦ વન૦ માર્કંડેય સમાસ્યા પર્વમાં "કુમારોત્પત્તિ" એ વિષયનો અધ્યાય ૨૨૮ મો સમાપ્ત.

# અધ્યાય ૨૨૯ મો

## સ્કંદ દેવસેનાના પતિ થયા.

॥ मार्कंडेय उवाच ॥

**उपविष्टं तु तं स्कंदं हिरण्यकवचस्रजम् ॥ हिरण्यचूडमुकुटं हिरण्याक्षं महाप्रभम् ॥ १॥**

માર્કંડેયે કહ્યું:-પછી સુવર્ણમય બખ્તર, સુવર્ણમાળા, સુવર્ણનો તોરો અને સુવર્ણના મુકુટને ધારણ કરનારા, સુવર્ણના જેવાં નેત્રવાળા, મહાકાંતિમાન, લાલ રંગનાં વસ્ત્રને પહેરનારા, તીક્ષ્ણ ડાઢવાળા, મનોરમ, સર્વલક્ષણસંપન્ન, ત્રણ લોકને પણ અતિપ્રિય, વરદાન આપનારા, શૂર, યુવાન અને સ્વચ્છ કુંડળોને ધારણ કરનારા તે કાર્તિકેય બેઠા હતા, ત્યાં કમળના જેવું સુકુમાર અને આનંદકારક સ્વરૂપ ધારણ કરનારી મૂર્તિમંત લક્ષ્મી પોતેજ તેને સેવવા લાગી.[૧-૩] લક્ષ્મીની પ્રાપ્તિ થયા પછી બેઠેલા તે વિશાળ કીર્તિવાળા કુમારશ્રેષ્ઠ કાર્તિકેય, લોકોને પૂર્ણિમાના ચંદ્ર જેવા દેખાવા લાગ્યા.[૪] તે પછી મહાત્મા બ્રાહ્મણો તે મહાબળવાન સ્કંદની પૂજા કરવા લાગ્યા અને તે વખતે ત્યાં મહર્ષિઓ સ્કંદપ્રત્યે આ પ્રમાણે કહેવા લાગ્યા.[૫]

ઋષિઓએ કહ્યું:-'હે હિરણ્યગર્ભ! તમારૂં કલ્યાણ થાઓ! તમે લોકોને સુખદાયક થાઓ. છ દિવસમાં ઉત્પન્ન થયેલા તમે સર્વ લોકને વશ કર્યા છે. વળી હે સુરશ્રેષ્ઠ! તમેજ તેઓને ફરી અભય પણ આપ્યું છે; માટે ત્રણ લોકના ભયને નાશ કરનારા તમે ઇંદ્ર થાઓ.'[૭]

સ્કંદે કહ્યું:-'હે તપોધનો! ઇંદ્ર સર્વ લોકોનું શું કાર્ય કરે છે? અને દેવના રાજા ઇંદ્ર, દેવગણોનું નિત્ય કેવી રીતે રક્ષણ કરે છે?'[૮]

ઋષિઓએ કહ્યું:-'દેવેશ્વર ઇંદ્ર, પ્રાણીઓને બળ, તેજ, પ્રજા અને સુખ આપે છે તથા પ્રસન્ન થવાથી તેઓના સર્વ મનોરથો પૂર્ણ કરે છે,[૯] તે દુરાચારીઓનાં સુખાદિકનો સંહાર કરે છે અને નિયમનિષ્ઠ મનુષ્યોને સુખાદિક આપે છે; તથા બળદૈત્યનો સંહાર કરનારા ઇંદ્ર સર્વ પ્રાણીઓને પ્રત્યેક કાર્યમાં ઉપદેશ આપે છે.[૧૦] તે સૂર્ય ન હોય ત્યારે સૂર્ય થાય છે, ચંદ્ર ન હોય ત્યારે ચંદ્ર થાય છે અને કારણ મળતાં તે અગ્નિ, વાયુ, પૃથ્વી તથા જળરૂપ બને છે.[૧૧] ઇંદ્રને આ કાર્યો કરવાનાં છે તથા ઇંદ્રમાં પુષ્કળ બળ રહેલું છે. હે વીર! તમે પણ બળવાનોમાં શ્રેષ્ઠ છો, માટે તમે અમારા ઇંદ્ર થાઓ.'[૧૨] તે સાંભળીને ઇંદ્રે કહ્યું:-'હે મહાબાહુ સ્કંદ! તમે અમને સર્વને સુખ આપનારા ઇંદ્ર થાઓ! હે સજ્જનશ્રેષ્ઠ! તમે ઇંદ્ર થવાને યોગ્ય છો, માટે આજેજ ઇંદ્રપદ ઉપર અભિષેક કરાવો.'[૧૩]

સ્કંદે કહ્યું:-'હે ઇંદ્ર! તમેજ વિજય કરવામાં તત્પર રહીને વ્યગ્રતારહિત થઈ ત્રણ લોકનું પાલન કરો, હું તમારો સેવક છું. મને ઇંદ્રપદ મેળવવાની ઇચ્છા નથી.'[૧૪]

ઇંદ્રે કહ્યું:-'હે વીર! તમારૂં બળ અદ્ભુત છે, માટે તમે દેવોના શત્રુઓનો નાશ કરો; કારણકે હે વીર! બળહીન એવો હું પરાજય પામીને જો ઇંદ્રપદ ઉપર રહીશ તો તમારા પરાક્રમથી વિસ્મય પામેલા લોકો મારૂં અપમાન કરશે અને આપણી બેની વચ્ચે ભેદ પડાવવામાટે સાવધાન થઇને પ્રયત્ન કરશે;[૧૫,૧૬] અને હે પ્રભો! તમે મારાથી ભિન્ન થશો, એટલે લોકોમાં બે પક્ષ બંધાશે; અને હે મહાબળવાન! લોકોમાં બે તડ નિશ્ચિત થતાં તે પ્રાણીઓના ભેદને લીધે આપણી બેની વચ્ચે યુદ્ધ ચાલશે; અને હે તાત! તે સંગ્રામમાં તમે મારો ખાત્રીથી પરાજય કરશો. એટલે ભવિષ્યમાં તમેજ ઇંદ્ર થશો તેથી તમે હમણાંજ ઇંદ્ર થાઓ. એ સંબંધમાં વિચાર ન કરો.'

સ્કંદે કહ્યું:-'હે ઇંદ્ર! તમેજ ત્રણ લોકના અને મારા રાજા છો. તમારૂં કલ્યાણ થાઓ! હું તમારી કયી આજ્ઞા ઉઠાવું, તે મને કહો.'

ઇંદ્રે કહ્યું:-'હે મહાબળવાન! હું તમારા વચનથી ઇંદ્ર થઇશ.[૨૦] હે સ્કંદ! તમે કહેલું વચન જો નિશ્ચયપૂર્વક સત્ય હોય અને તમે જો મારી આજ્ઞા પ્રમાણે કાર્ય કરવા ઇચ્છતા હો તો

હું કહું તે સાંભળો !૨૧ હે મહાબળવાન ! તમે દેવોના સેનાપતિપદ ઉપર અભિષેક કરાવો.'

સ્કંદે કહ્યું:—દાનવોના વિનાશને માટે, દેવોની અર્થસિદ્ધિને માટે અને ગોબ્રાહ્મણના હિતને માટે તમેજ મારો સેનાપતિપદ ઉપર અભિષેક કરો.'૨૨

માર્કંડેયે કહ્યું:—તે પછી ઇંદ્રે સર્વ દેવગણોની સાથે રહીને સ્કંદનો સેનાપતિપદ ઉપર અભિષેક કર્યો.૨૩ તે વખતે મહર્ષિઓથી પૂજન કરાતા સ્કંદ અત્યંત શોભવા લાગ્યા.ત્યાં તેમના મસ્તક ઉપર ધારણ કરેલું સુવર્ણનું છત્ર, જેમ પ્રદીપ્ત થયેલા અગ્નિની ઉપર તેનું પ્રભામંડળ હોય તેવું દીપતું હતું.૨૪ હે શત્રુતાપન મનુષ્યશ્રેષ્ઠ રાજા ! પછી ત્રિપુરાસુરને હણનારા યશસ્વી શંકરે પાર્વતીની સાથે ત્યાં આવીને વિશ્વકર્માની કરેલી દિવ્ય સુવર્ણની માળા પોતાને હાથે સ્કંદના કંઠમાં પહેરાવી અને પ્રસન્ન થઈને ભગવાન વૃષભધ્વજ શંકરે,તેને બહુ માન આપ્યું. બ્રાહ્મણો અગ્નિને રુદ્ર કહે ને તેથી અગ્નિનો પુત્ર સ્કંદ તે રુદ્રપુત્ર ગણાય છે.૨૭ રુદ્રે જે વીર્યનો ત્યાગ કર્યો હતો, તેનોજ શ્વેત પર્વત થયો હતો. શ્વેત પર્વત ઉપર પડેલું તે અગ્નિનું વીર્ય કૃત્તિકાએ સ્વીકાર્યું અને રુદ્રે તેનું સન્માન કર્યું,તે જોઇને સઘળા દેવતાઓ ગુણવાનમાં શ્રેષ્ઠ એવા કાર્તિકેયને રુદ્રપુત્ર કહેવા લાગ્યા.૨૯ વળી રુદ્ર અગ્નિમાં પ્રવેશ કરીને રહ્યા હતા અને તેનાથી સ્કંદ ઉત્પન્ન થયો, તેથી સ્કંદ રુદ્રપુત્ર કહેવાય છે.૩૦ હે ભરતવંશી રાજા ! રુદ્ર, અગ્નિ, સ્વાહા અને છ સ્ત્રીઓથી દેવશ્રેષ્ઠ સ્કંદ ઉત્પન્ન થયો, તેથી પણ તે રુદ્રપુત્ર ગણાય છે.૩૧ તેજસ્વી દેહવાળા શ્રીમાન અગ્નિપુત્ર સ્કંદ, નિર્મળ એવાં બે લાલ વસ્ત્રો ધારણ કરતા હતા,તેથી તે બે લાલ વાદળાંઓની વચ્ચે રહેલો સૂર્ય જેવો શોભે તેવા શોભતા હતા.૩૨ અગ્નિએ સ્કંદને એક કુકડાવાળો શણગારેલો ધ્વજ આપ્યો હતો,તે સ્કંદના રથ ઉપર ઉભો કરેલો લાલ રંગનો ધ્વજ પ્રલયકાળના અગ્નિના જેવો દીપતો હતો.૩૩ જે સર્વ પ્રાણીઓમાં હલનચલનાદિક ક્રિયા, તેજ,શાંતિ તથા બળરૂપે વાસ કરે છે, તે દેવોના વિજયની અભિવૃદ્ધિ કરનારી શક્તિ સ્કંદની આગળ રહેતી હતી.૩૪ વળી સ્કંદના શરીરમાં એક સ્વાભાવિક કવચ રહેતું હતું, કે જે કવચ, સ્કંદદેવ યુદ્ધ કરવા તૈયાર થતા ત્યારે સર્વદા પ્રકટ થતું હતું.૩૫ હે પ્રજાપતિ ! શક્તિ, ધર્મ, બળ,તેજ, સૌંદર્ય, સત્ય, ઉન્નતિ, બ્રાહ્મણભક્તિ, નિર્મોહતા, ભક્તરક્ષણ, શત્રુનાશ અને લોકરક્ષણ—આ સર્વ ગુણો સ્કંદમાં જન્મની સાથેજ રહેલા હતા.૩૬,૩૭

આ પ્રમાણે સર્વ દેવગણોએ સેનાપતિપદ ઉપર અભિષેક કર્યા પછી સારી પેઠે સુશોભિત થયેલા, પ્રસન્ન મનવાળા તથા આનંદ પામેલા સ્કંદ પરિપૂર્ણ ચંદ્રમંડળના જેવા શોભવા લાગ્યા.૩૮ તે સમયે ચોતરફ ઇષ્ટ એવા વેદઘોષો થવા લાગ્યા, દેવનાં ઉત્તમ વાદિત્રો વાગવા લાગ્યાં અને દેવ તથા ગંધર્વોનાં ગાયનો થવા લાગ્યાં. વળી સંતુષ્ટ, પુષ્ટ અને સુશોભિત એવા અપ્સરાઓના સમુદાયો, પિશાચગણો, દેવગણો અને બીજા પુષ્કળ પ્રાણીસમુદાયો સ્કંદની આજુબાજુએ વીંટાઇ વળ્યા. તે વખતે દેવોએ જેના ઉપર અભિષેક કરેલો એવા અગ્નિપુત્ર સ્કંદ,તેઓની સાથે ક્રીડા કરતા શોભવા લાગ્યા; અને લોકો જેમ અંધકારનો નાશ કરીનેઉદય પામેલા સૂર્યના તરફ જુએ, તેમ દેવતાઓ સેનાપતિપદ ઉપર અભિષેક પામેલા મહાસેનને જોવા લાગ્યા. તે પછી હજારો દેવસેનાઓ 'તમે અમારા પતિ છો' એ પ્રમાણે બોલતી સર્વ દિશાઓમાંથી સ્વામી કાર્તિકની પાસે આવી. સર્વ ભૂતગણોથી વીંટાયલા ભગવાન સ્કંદની પાસે આવીને તેઓએ સ્કંદની પૂજા તથા સ્તુતિ કરી, ત્યારે સ્કંદે તે દેવસેનાનું સાંત્વન કર્યું.

આ પ્રમાણે સ્કંદનો સેનાપતિપદ ઉપર અભિષેક કર્યા પછી ઇંદ્રે પોતે જેને દૈત્યના હાથમાંથી છોડાવી હતી, તે દેવસેનાનું સ્મરણ કર્યું અને વિચાર્યું કે:—'બ્રહ્માએ પોતે નિર્માણ કરેલો દેવસેનાનો પતિ ખરેખર આજ છે.૪૫ આવો વિચાર કર્યા પછી ઇંદ્રે અલંકારથી શણગારાએલી દેવસેનાને બોલાવી મંગાવી અને સ્કંદને કહ્યું કે:—' હે સુરશ્રેષ્ઠ ! તમારો જન્મ થયો ન હતો તે પહેલાંજ બ્રહ્માએ આ કન્યાને તમા-

રી ભાર્યાતરીકે નિર્માણ કરી રાખી છે; માટે તમે તમારા કમળના જેવી કાંતિવાળા હાથવડે આ દેવીના જમણા હાથને વિધિ પ્રમાણે મંત્રપૂર્વક ગ્રહણ કરો!' આ પ્રમાણે ઇંદ્રે કહ્યું, ત્યારે સ્કંદે દેવસેનાનો હાથ વિધિપૂર્વક ગ્રહણ કર્યો.૪૮ તે સમયે મંત્રવેત્તા બૃહસ્પતિએ મંત્રજાપ કરીને હોમ કર્યો. આ રીતે દેવસેનાનો સ્કંદની સાથે વિવાહ થવાથી મનુષ્યો તેને સ્કંદની પટ્ટરાણી જાણે છે.૪૯ તે સુખ આપનારી સ્કંદપત્નીને બ્રાહ્મણો ષષ્ઠી, લક્ષ્મી, સિનીવાલી, કુહુ, સદ્‌વૃત્તિ અને અપરાજિતા કહે છે.૫૦ જ્યારથી દેવસેનાએ નિત્યને માટે સ્કંદને પતિતરીકે પ્રાપ્ત કર્યા, ત્યારથી લક્ષ્મીદેવીએ પોતે પ્રત્યક્ષ થઇને તેનો આશ્રય કર્યો.૫૧ પંચમીને દિવસે શ્રીએ સ્કંદનો આશ્રય કર્યો, તેથી પંચમી શ્રીપંચમી કહેવાય છે અને ષષ્ઠીને દિવસે સ્કંદ કૃતાર્થ થયા, તેથી છઠ મહાતિથિ કહેવાય છે.૫૨

ઇતિ શ્રીમહા૦ વન૦ માર્કંડેયસમાસ્યાપર્વમાં "સ્કંદોપાખ્યાન" એ વિષયનો અધ્યાય ૨૨૯ મો સમાપ્ત.

# અધ્યાય ૨૩૦ મો

## સ્કંદની માતાઓ તથા સ્કંદગ્રહો

॥ मार्कंडेय उवाच ॥

**श्रिया जुष्टं महासेनं देवसेनापतिं कृतम् ॥**

**सप्तर्षिपत्न्यः षड् देव्यस्तत्सकाशमथागमन् ॥**

માર્કંડેયે કહ્યું:–ઇંદ્રે દેવસેનાના પતિ કર્યા પછી લક્ષ્મીએ સેવન કરેલા સ્કંદની પાસે સપ્તર્ષિની દેદીપ્યમાન એવી છ પત્નીઓ આવી;૧ કે જેઓનો ઋષિઓએ સર્વથા ત્યાગ કર્યો હતો. તે ધર્મયુક્ત તથા મહાવ્રતવાળી ઋષિપત્નીઓ ત્વરાથી આવીને દેવસેનાના સમર્થ પતિ સ્કંદને કહેવા લાગી:–૨' હે પુત્ર! તમે અમારાથી ઉત્પન્ન થયા છો એમ કોઈએ કહ્યું, તે ખરૂં માની દેવતુલ્ય અમારા પતિઓએ નિષ્કારણ ક્રોધ કરીને અમારો ત્યાગ કર્યો છે અને તેથી અમે પુણ્યસ્થાનથી ભ્રષ્ટ થઇ છીએ; માટે તમારે અમારૂં રક્ષણ કરવું જોઇએ.૩,૪ વળી હે પ્રભુ! તમારી કૃપાથી અમને અક્ષય સ્વર્ગવાસ મળે અને તમે અમારા પુત્ર થાઓ, એવી અમે ઈચ્છા રાખીએ છીએ, માટે તમે એટલું કાર્ય કરીને ઋણમુક્ત થાઓ.'૫

સ્કંદે કહ્યું:–' હે નિર્દોષ માતાઓ! તમે મારી માતાઓ છો અને હું તમારો પુત્ર છું; માટે તમારી જે ઇચ્છાઓ છે તે સર્વ પૂર્ણ થશે.૬

માર્કંડેયે કહ્યું:–તે પછી ઇંદ્ર કંઈક બોલવાની ઇચ્છા કરે છે, એવું જોઇને સ્કંદે તેને કહ્યું કે:–' શું કાર્ય છે? તે કહો!' ત્યારે ઇંદ્ર બોલ્યો કે:–' રોહિણીની નાની બહેન અભિજિત્ તેની સ્પર્ધા કરે છે અને તે દેવી મોટાઈ મેળવવાની ઈચ્છાથી તપ કરવામાટે વનમાં ગઇ છે.૮ આ રીતે એક નક્ષત્ર આકાશમાંથી ભ્રષ્ટ થયું છે અને તેની સંખ્યાનેપૂર્ણ કરવાનું જ્ઞાન ન હોવાથી હું મુંઝાયો છું;માટે હે સ્કંદ! તમે એ કાળપૂર્તિના સંબંધમાં બ્રહ્માની સાથે વિચાર કરો; તમારૂં કલ્યાણ થાઓ!૯ જે નક્ષત્રના આદ્યક્ષણમાં ચંદ્ર, સૂર્ય અને ગુરુનો યોગ થાય છે, તે યુગાદિ નક્ષત્ર ગણાય છે. તે નક્ષત્ર પૂર્વે રોહિણી હતું; પરંતુ જ્યારે અભિજિત્ નક્ષત્ર આકાશમાંથી પડયું, ત્યારે બ્રહ્મદેવે ધનિષ્ઠા નક્ષત્રને યુગાદિકાળનું નક્ષત્ર ઠરાવ્યું; અને એ રીતે કળાકાષ્ઠાદિ કાળમાનની પૂર્તિ કરી છે.૧૦ આ પ્રમાણે ઇંદ્રે કહ્યું, ત્યારે કૃત્તિકાવડેજ નક્ષત્રસંખ્યાની પૂર્તિ કરો, એવો ઇંદ્રનો આશય જાણીને,કૃત્તિકાનું સ્થાન નક્ષત્રમંડળમાં કર્યું અને તેઓ સ્વર્ગમાં ગઈ. એ અગ્નિદેવત્ય કૃત્તિકા નક્ષત્ર, સાત માથાવાળું હોઈને આકાશમંડળમાં ઝળહળે છે.૧૧

તે પછી વિનતાએ સ્કંદને કહ્યું કે:–' તું મારો પિંડ આપનારો પુત્ર છે, માટે હે પુત્ર! હું નિત્ય તારી સાથે રહેવાની ઇચ્છા રાખું છું.'૧૨

સ્કંદે કહ્યું:–' હું તમને નમસ્કાર કરૂં છું! ભલે તમારા કહેવા પ્રમાણે થાઓ અને તમે પુત્રપ્રેમથી મને આજ્ઞા કરતાં રહો. તેમજ હે દેવિ! તમે પુત્રવધૂ(દેવસેના)થી આદરસત્કાર પામીને નિત્ય મારી સાથે રહેશો.'૧૩

માર્કંડેયે કહ્યું:–તે પછી સર્વ માતૃગણે

સ્કંદને કહ્યું કેઃ–' વિદ્વાનોએ સ્તુતિ કરેલી એવી અમે સર્વ લોકની માતાઓ છીએ; અને અમે તમારી માતા થવાની ઇચ્છા રાખીએ છીએ, માટે તમે તેમ કરીને અમારૂં સન્માન કરો.'[૧૪]

સ્કંદે કહ્યું:–' ભલે, તમે મારી માતાઓ છો અને હું તમારો પુત્ર છું. હવે મારે તમારૂં જે ઇચ્છિત કાર્ય કરવાનું હોય તે તમે કહો.'[૧૫]

માતૃકાએ કહ્યું:–' પૂર્વે બ્રાહ્મી,માહેશ્વરી વગેરે જે આ લોકની માતાઓ કલ્પેલી છે,તેઓનું તે સ્થાન અમને મળે અને તે ઉપર તેઓનો હક્ક રહે નહિ.[૧૬] વળી હે દેવશ્રેષ્ઠ! અમે લોકમાં પૂજ્ય થઇએ, પણ તેઓ પૂજ્ય ગણાય નહિ; તેમજ તેઓએ તમારે લીધે અમારી પ્રજા નાશ પમાડી છે–અર્થાત્ તમારેમાટે અમારા ઉપર મિથ્યા અરોપ મૂકીને અમારા પતિઓને કોપાવી અમારો ત્યાગ કરાવ્યો છે, જેથી અમને સંતતિ થતી નથી, તેથી તમે અમારા પતિઓનો મેળાપ કરાવી તે દ્વારા સંતતિ આપો!'[૧૭]

સ્કંદે કહ્યુંઃ–' મારી પ્રાર્થનાથી પણ મુનિઓ તમને સ્વીકારશે નહિ, તેથી તમે પ્રજા ઉત્પન્ન કરી શકશો નહિ; માટે હવે હું તમને બીજી કયી પ્રજા આપું ? તમે તમારા મનમાં જે પ્રજાની ઇચ્છા કરતાં હો તે કહો!'[૧૮]

માતાએ કહ્યુંઃ–' અમે તમારી સાથે રહી જૂદાં જૂદાં રૂપો ધારણ કરીને તે લોકમાતૃકાઓની પ્રજાઓનો તથા તેઓના વડીલોનો અંગીકાર કરવા ઇચ્છીએ છીએ, માટે તમે અમને તે સઘળી પ્રજા આપો.'[૧૯]

સ્કંદે કહ્યું:–' હું તમને પ્રજા આપું છું, પણ તમે જે કહ્યું છે તે કષ્ટદાયક છે. ભલે, તમારૂં કલ્યાણ થાઓ; અને મારાથી નમસ્કાર કરાયલી તમો પ્રજાનું સારી રીતે રક્ષણ કરો.'[૨૦]

માતાએ કહ્યું:–'હે સ્કંદ! તમારૂં ભલું થાઓ અને તમે જે પ્રમાણે ઇચ્છો છો તે પ્રમાણે અમે પ્રજાનું સારી રીતે રક્ષણ કરીશું. વળી હે સ્કંદ પ્રભુ! અમને તમારી સાથે ચિરકાળ રહેવું રુચે છે, તેથી તેવી યોજના કરો.'[૨૧]

સ્કંદે કહ્યું:–'મનુષ્યોની પ્રજા સોળ વર્ષની થઇ યુવાન થાય ત્યાંસુધી તમે જૂદાં જૂદાં અનેક રૂપો ધારણ કરીને તેઓને પીડા કરજો.[૨૨] વળી હું પણ તમને મારૂં ભયંકર અને અવિનાશી એવું ઉત્તમ સ્વરૂપ આપું છું, તેની સાથે તમે સુખથી રહેશો અને જગતમાં પૂજાશો.'[૨૩]

માર્કંડેયે કહ્યું:–તે પછી અગ્નિના જેવી કાંતિવાળો અને મહાતેજસ્વી એક પુરુષ, મનુષ્યોની પ્રજાનું ભક્ષણ કરવામાટે સ્કંદના શરીરમાંથી ઉત્પન્ન થયો અને ભૂખથી પીડાએલો તે બેશુદ્ધ થઇને એકદમ ભૂમિ ઉપર પડયો. તેને સ્કંદે આજ્ઞા કરવાથી તે ભયંકર રૂપવાળો એક ગ્રહ થયો. ઉત્તમ બ્રાહ્મણો તે ગ્રહને સ્કંદાપસ્માર કહે છે. મહાભયંકર વિનતાને શકુનિગ્રહ કહે છે.[૨૬] પૂતના નામની જે રાક્ષસી કહેવાય છેતેને પૂતના ગ્રહ જાણવો. ભયંકર સ્વરૂપ ધારણ કરનારી, દારુણ રૂપવડે કષ્ટ આપનારી અને ઉગ્ર દેખાવવાળી એક પિશાચી છે, તે શીતપૂતના કહેવાય છે અને તે ભયંકર દેખાવવાળી રાક્ષસી માનુષીઓના ગર્ભોને હરણ કરે છે.[૨૮] અદિતિને રેવતી કહે છે. રૈવત નામનો તેનો ગ્રહ છે. તે અત્યંત ભયંકર મહાગ્રહ બાળકોને પીડા કરે છે.[૨૯] દૈત્યોની માતા જે દિતિ તેને મુખમંડિકા કહે છે. તે દુર્જય સ્ત્રી, બાળકોનાં માંસથી અત્યંત પ્રસન્ન થાય છે.[૩૦] હે કુરુવંશી યુધિષ્ઠિર રાજા! સ્કંદથી ઉત્પન્ન થયેલા જે કુમારો તથા કુમારિકાઓ કહી છે, તે સર્વે પણ ગર્ભોનું ભક્ષણ કરનારા મહાગ્રહો છે;[૩૧] અને તે કુમારો તેજ કુમારિકાઓના પતિઓ કહ્યા છે. તે ઉગ્ર કર્મવાળા ગ્રહો બાળકોને ઉત્પન્ન થતાંજ લઇ લે છે. હે રાજા! વિદ્વાનો જે ગાયની માતાને સુરભિ કહે છે, તે સુરભિ ઉપર બેસીને શકુનિ નામનો ગ્રહ આ પૃથ્વી ઉપર બાળકોનું ભક્ષણ કરે છે. હે રાજન ! કૂતરાઓની માતા, જે સરમા નામની દેવી છે,તે પણ સર્વદા માનુષીઓના ગર્ભોને હરી લે છે.[૩૪] વૃક્ષોની માતા કરંજ વૃક્ષમાં નિવાસ કરનારી હોવાથી તે કરંજનિલયા કહેવાય છે. તે દેવી વરદાન આપનારી, શાંત સ્વભાવવાળી અને નિત્ય પ્રાણીઓના ઉપર દયા રાખનારી છે; તેથી પુત્રની ઇચ્છાવાળા પુરુષો તે દેવીને કરંજના ઝાડમાં નમસ્કાર કરે છે. આ અને એ વિના

મદિરા તથા માંસ ઉપર પ્રીતિ રાખનારા બીજા અઢાર ગ્રહો છે.[૩૬] તેઓ સુવાવડના ઘરમાં દશ દિવસસુધી અખંડ રહે છે. નાગોની માતા કદ્રૂ સૂક્ષ્મ દેહ ધારણ કરીને ગર્ભિણી સ્ત્રીના ઉદરમાં પ્રવેશ કરી તેના ગર્ભને ખાઇ જાય છે; અને તેથી તે ગર્ભિણી સ્ત્રી નાગને જન્મ આપે છે. ગંધર્વોની માતા સ્ત્રીઓના ગર્ભને લઇને જતી રહે છે અને તેથીજ પૃથ્વી ઉપરસ્ત્રીઓના ગર્ભો લય પામેલા જણાય છે. અપ્સરાઓની જે માતા છે, તે ગર્ભ પકડીને ત્યાંજ રહે છે અને તેમ થવાથી ગર્ભ સ્તબ્ધ ( સલ અથવા છોડ ) થઈ ગયો, એમ બુદ્ધિમાનો કહે છે. રાતા સમુદ્રની કન્યા જે સુંદની ધાત્રી કહેવાય છે, તેનું નામ લોહિતાયની છે અને તેનું કદંબવૃક્ષમાં પૂજન થાય છે. પુરુષોમાં જેમ રુદ્ર શ્રેષ્ઠ છે, તેમ સ્ત્રીઓમાં આર્યાદેવી શ્રેષ્ઠ ગણાય છે.[૩૭,૪૧] એ આર્યાદેવી કુમારની માતા છે અને જૂદા જૂદા મનોરથોની પૂર્તિને માટે તેની પૂજા કરવામાં આવે છે. આ પ્રમાણે મેં તમને બાળકોના આ મહાગ્રહો કહ્યા છે.[૪૨] એ ગ્રહો સોળ વર્ષ થતાંસુધી બાળકોને પીડા કર્યા કરે છે. મેં જે માતૃગણો કહ્યા તથા પુરુષગ્રહો કહ્યા, તે સર્વને મનુષ્યોએ નિત્ય સ્કંદગ્રહોના નામથી જાણવા; અને તેઓની શાંતિને માટે સ્નાન, ધૂપ, અંજન, બલિદાન અને પૂજન તથા ખાસ કરીને સ્કંદની પૂજા કરવી.[૪૪] હે રાજેંદ્ર! આ પ્રમાણે પૂજન કરવાથી તે સર્વ ગ્રહો મનુષ્યોને શુભ ફળ આપે છે તથા સારી રીતે પૂજા અને નમસ્કાર કરવાથી આયુષ્ય તથા વીર્ય આપે છે.

હવે સોળ વર્ષ ઉપરના મનુષ્યના જે ગ્રહો છે તે હું મહેશ્વરને નમસ્કાર કરીને તમને કહું છું.[૪૬] જે મનુષ્ય જાગતાં અથવા ઉંઘમાં દેવોને જોઇને તુરત ગાંડો થઈ જાય, તેને દેવગ્રહ જાણવો.[૪૭] જે મનુષ્ય સૂતેલો હોય ત્યારે અથવા બેઠો હોય ત્યારે, પિતૃઓને જોઇને તુરત ગાંડો થઈ જાય, તેને પિતૃગ્રહ જાણવો;જે મનુષ્યસિદ્ધ પુરુષોનું અપમાન કરે અને ક્રોધ પામેલા સિદ્ધો જેને શાપ આપે અને તેથી જે તુરત ગાંડો થઇ જાય તેને સિદ્ધગ્રહ સમજવો;[૪૯] જે મનુષ્ય વિવિધ પ્રકારના ગંધોને અને રસોને સુંઘીને તત્કાળ ગાંડો થઇ જાય છે, તેને રાક્ષસગ્રહ જાણવો;[૫૦] પૃથ્વી ઉપરજે મનુષ્યમાં દિવ્ય ગંધર્વો પ્રવેશ કરે છે અને તેથી મનુષ્ય તુરત ગાંડો થઇ જાય છે, તેને ગાંધર્વગ્રહ જાણવો;[૫૧] જે પુરુષમાં પિશાચો પ્રવેશ કરે અને તેથી જે પુરુષ તુરત ગાંડો થઈ જાય, તેને પિશાચગ્રહ જાણવો;[૫૨] કોઇ ઠરાવેલે કાળે યક્ષો જે પુરુષના શરીરમાં પ્રવેશ કરે ને તત્કાળ ગાંડો થઈ જાય છે, તેને યક્ષગ્રહ જાણવો;[૫૩]જે મનુષ્યનું ચિત્ત વાતપિત્તાદિ દોષોને લીધે પ્રકુપિત થઇને મુંઝાઇ જાય છે અને તે મનુષ્ય તુરત ગાંડો થઇ જાય છે, તેના ઉન્માદ રોગની શાસ્ત્રોક્ત પ્રયોગથી ચિકિત્સા કરાય છે. વ્યાકુળતા, ભય અથવા ભયંકર વસ્તુનાં દર્શનથી જે મનુષ્ય તત્કાળ ગાંડો થઈ જાય તેનો ઉપાય સાંત્વન છે.[૫૫] કોઇ ગ્રહ ક્રીડા કરવાની ઇચ્છાવાળો હોય છે, કોઇ ગ્રહ ભોગ ભોગવવાની ઈચ્છાવાળો હોય છે અને કોઇ ગ્રહ સર્વ પ્રકારની કામનાવાળો હોય છે. આ રીતે ગ્રહો ત્રણ પ્રકારના છે.[૫૬] ઉપર જણાવેલા ગ્રહો, મનુષ્યોને સિત્તેર વર્ષની ઉંમરસુધી પીડા આપે છે. તે પછી મનુષ્યોને તાવજ ગ્રહસમાન થઇ પડે છે.[૫૭] જે મનુષ્ય જિતેંદ્રિય, મનોનિગ્રહવાળો, પવિત્ર, નિત્ય સાવધાન રહેનારો, આસ્તિક અને શ્રદ્ધાળુ હોય છે, તેને સર્વદા ગ્રહો ત્યજે છે-અર્થાત્ તેને ગ્રહો પીડતા નથી.[૫૮] આ પ્રમાણે મેં તમને મનુષ્યોના ગ્રહોનું પ્રકરણ કહ્યું છે. જે મનુષ્યો મહેશ્વર દેવના ભક્તો હોય છે, તેઓને ગ્રહો સ્પર્શ પણ કરતા નથી.[૫૯]

ઈતિ શ્રીમહા૦ વન૦ માર્કંડેય સમાસ્યા પર્વમાં “ મનુષ્યગ્રહકથન ” એ વિષયનો અધ્યાય ૨૩૦ મો સમાપ્ત.

## અધ્યાય ૨૩૧ મો

### સ્કંદચરિત્ર-સ્કંદે મહિષાસુરને માર્યો.

॥ मार्कंडेय उवाच ॥

यदा स्कंदेन मा[illegible]मेवमतात्प्रियं कृतम् ॥
अथैनमब्रवीत्स्क[illegible] । मम [illegible]त्वमौरसः ॥१॥

માર્કંડેયે કહ્યું:– સ્કંદે જ્યારે માતૃકાઓનું આ પ્રમાણે પ્રિય કર્યું, ત્યારે તેને સ્વાહાએ કહ્યું કે:–'તું મારો ઔરસ પુત્ર છે,[૧] માટે તારે મારૂં અત્યંત દુર્લભ એવું એક પ્રિય કરવું એવી મારી ઈચ્છા છે.' એ સાંભળીને સ્કંદે સ્વાહાને કહ્યું કે:–'તમે મારાથી કેવા પ્રિયની ઈચ્છા કરો છો ?'

સ્વાહાએ કહ્યું:–'હે મહાબાહુ! હું દક્ષની સ્વાહા નામની પ્રિય કન્યા છું અને બાલ્યવયથી આરંભીને હું નિત્ય અગ્નિની અભિલાષા કર્યા કરૂં છું; પરંતુ હે પુત્ર ! તે અગ્નિ મારી કામનાને સારી રીતે જાણતા નથી ![૪] હે પુત્ર ! હું અગ્નિની સાથે હમેશાં રહેવાની ઇચ્છા રાખું છું.'

સ્કંદે કહ્યું:–'હે દેવિ ! સદાચરણી અને સન્માર્ગમાં રહેલા બ્રાહ્મણો, દેવોને તથા પિતૃઓને ઉદ્દેશીને જે કંઇ મંત્રથી સંસ્કાર પમાડેલું હવ્ય તથા કવ્યદ્રવ્ય અગ્નિમાં હોમે છે,તે સઘળું હાથમાં લીધેલું હવ્યકવ્ય, આજથી આરંભી તેઓ '**સ્વાહા**' એ પ્રમાણે બોલીને હમેશાં અગ્નિમાં હોમશે અને હે કલ્યાણિ ! એમ થવાથી અગ્નિ તમારી સાથે સર્વદા વાસ કરશે.'[૫,૬]

માર્કંડેયે કહ્યું:–આ પ્રમાણે સ્કંદે કહ્યું તથા તેની પૂજા કરી, તેથી સ્વાહા સંતોષ પામી. પછી પોતાના પતિ અગ્નિના સમાગમને પ્રાપ્ત થએલી સ્વાહાએ પણ સ્કંદનું પૂજન કર્યું.[૭] તે પછી પ્રજાપતિ બ્રહ્મદેવે સ્કંદને કહ્યું કે:–તું ત્રિપુરનો નાશ કરનારા તારા પિતા મહાદેવની પાસે જા;[૮] કારણ કે રુદ્રે અગ્નિમાં પ્રવેશ કરીને અને ઉમાએ સ્વાહામાં પ્રવેશ કરીને સર્વ લોકનાં હિતને માટે કોઇથી પણ પરાજય ન પામનારા એવા તને ઉત્પન્ન કર્યો છે.મહાત્મા રુદ્રે ઉમામાં જે વીર્યસિંચન કર્યું હતું,તે વીર્ય આ પર્વત ઉપર પડયું અને તેમાંથી મિંજિકા તથા મિંજિક નામનાં સ્ત્રી–પુરુષની ઉત્પત્તિ થઈ.[૯,૧૦] તે વીર્યનો બાકીનો ભાગ રાતા સમુદ્રમાં પડયો હતો, કેટલોક ભાગ સૂર્યનાં કિરણોમાં ગયો હતો, કેટલોક ભાગ પૃથ્વી ઉપર પડયો હતો અને બીજો કેટલોક ભાગ વૃક્ષોમાં ચોંટી ગયો હતો. આ રીતે એ વીર્યના પાંચ વિભાગ થઇ પડયા હતા, તેમાંથી આ તારા વિવિધ આકૃતિવાળા, માંસભક્ષણ કરનારા અને ભયંકર એવા પાર્ષદોના ગણો ઉત્પન્ન થયા છે, એમ વિદ્વાનોએ સમજવું.'[૧૨] આ સાંભળીને,મહાસેન–સ્કંદ 'ભલે એમ થાઓ' એવું કહીને મહેશ્વરની પાસે ગયા અને પિતૃવત્સલ તથા ઉદાર મનવાળા સ્કંદે પોતાના પિતા શંકરની પૂજા કરી.[૧૩]

માર્કંડેયે કહ્યું:–જેઓને ધનની ઇચ્છા હોય, તેઓએ ઉપર જણાવેલા પાંચ પાર્ષદગણોની આકડાનાં પુષ્પોથી પૂજા કરવી અને રોગની શાંતિને માટે પણ તે ગણોની પૂજા કરવી.[૧૪] રુદ્રથી ઉત્પન્ન થયેલાં મિંજિકા અને મિંજિકની જોડને, બાળકોનું હિત ઇચ્છનારા મનુષ્યોએ સર્વદા નમસ્કાર કરવા.[૧૫] વળી પ્રજાની કામનાવાળાએ મનુષ્યના માંસનું ભક્ષણ કરનારી તથા વૃક્ષોથી ઉત્પન્ન થયેલી વૃદ્ધિકા નામની સ્ત્રીદેવીઓને નમસ્કાર કરવા.[૧૬] હે રાજા ! આ પ્રમાણે પિશાચોના અસંખ્ય ગણો શાસ્ત્રમાં કહેલા છે. હવે હું તમને ઘંટાસહિત પતાકાની ઉત્પત્તિ કહું છું, તે તમે સાંભળો.

ઐરાવતની વૈજયંતી નામથી પ્રખ્યાત બે ઘંટાઓ હતી. તે બુદ્ધિમાન ઇંદ્રે પોતે મંગાવીને સ્કંદને આપી.[૧૮] તે બે ઘંટાઓમાંથી એક ઘંટા વિશાખને અને બીજી ઘંટા સ્કંદને આપી. કાર્તિકેય અને વિશાખ એ બન્નેની પતાકા લાલ રંગની હતી.[૧૯] વળી તે વખતે દેવોએ જે રમકડાંઓ સ્કંદને આપ્યાં હતાં, તે રમકડાંઓથીજ મહાબળવાન સ્કંદદેવ રમતા હતા. શોભાયમાન તથા દેદીપ્યમાન કાર્તિકેય, સુવર્ણના પર્વત ઉપર પિશાચોના ગણો તથા દેવગણોથી વીંટાટાઇને શોભી રહ્યા હતા;[૨૦,૨૧]અને સુંદર ગુફાવાળો મંદર પર્વત, જેમ કિરણવાળા સૂર્યનારાયણથી શોભે, તેમ સુંદર વનવાળો તે પર્વત વીર કાર્તિકેયથી શોભી રહ્યો હતો.[૨૨] વળી તે શ્વેત પર્વત કલ્પવૃક્ષ નામનાં દેવવૃક્ષોનાં વનોથી, પ્રફુલ્લિત કરેણનાં વનોથી, પારિજાતનાં વનોથી, જાસ્વંતી તથા આસોપાલવનાં વનોથી, કદંબવૃક્ષની ઝાડીઓથી,દિવ્ય મૃગગણોથી અને દિવ્ય પક્ષીવૃંદોથી રમણીય જણાતો હતો.[૨૪] તે ઠેકાણે સર્વ દેવગણો તથા સર્વે દેવર્ષિઓ મેઘસ-

માન વાદિત્રોનો નાદ કરવા લાગ્યા. તેનો ધ્વનિ ખળભળી ઉઠેલા સમુદ્રના જેવો થવા લાગ્યો.[૨૫] ત્યાં દિવ્ય ગંધર્વો તથા અપ્સરાઓ નૃત્ય કરવા લાગ્યાં અને આનંદમાં આવી ગયેલાં પ્રાણીઓનો પ્રચંડ નાદ સંભળાવા લાગ્યો.[૨૬] આ પ્રમાણે ઇંદ્રની સાથે સઘળું જગત, શ્વેત પર્વત ઉપર રહેલા સ્કંદનું આનંદથી દર્શન કરવા લાગ્યું અને તેને દર્શનથી કંટાળા જેવું લાગ્યું નહિ.[૨૭]

માર્કંડેયે કહ્યું:-જ્યારે અગ્નિકુમાર ભગવાન સ્કંદનો સેનાપતિપદ ઉપર અભિષેક કર્યો, ત્યારપછી પ્રસન્ન થયેલા શ્રી ભગવાન શંકર, પાર્વતીની સાથે સૂર્યના જેવા તેજસ્વી રથમાં બેસીને ભદ્રવટપ્રત્યે પધાર્યા. તેવખતે તેમના ઉત્તમ રથને એક હજાર સિંહો જોડેલા હતા.[૨૯] કાળવડે પ્રેરેલા તે સુંદર કેશવાળીવાળા સિંહો સ્વચ્છ આકાશમાં ઉડયા અને તેઓ આકાશને પી જતા હોય તેમ સ્થાવરજંગમને ત્રાસ પમાડતા અને ગર્જના કરતા આકાશમાર્ગમાં જવા લાગ્યા. તે સમયે તે રથમાં પાર્વતીની સાથે બેઠેલા શંકર, જેમ ઇંદ્રધનુષવાળા મેઘમાં વિજળીની સાથે સૂર્ય શોભે તેમ શોભતા હતા. શંકરના રથની આગળ ભગવાન નરવાહન કુબેર યક્ષોની સાથે સુંદર પુષ્પક વિમાનમાં બેસીને જતો હતો. ઇંદ્ર, ઐરાવત હાથી ઉપર બેસીને દેવોની સાથે પ્રયાણ કરતા વરદાન આપનારા વૃષભધ્વજ શંકરની પાછળ ચાલતો હતો. માળા ધારણ કરનારા જંભક નામના ગ્રહો, યક્ષો તથા રાક્ષસોથી સુશોભિત જણાતો અમોઘ નામનો મહાયક્ષ શંકરની જમણી બાજુએ ચાલતો હતો.તેની જમણી બાજુએ વિચિત્ર યુદ્ધ કરનારા પુષ્કળ દેવો તથા વસુઓ રુદ્રોની સાથે ચાલતા હતા; તેમજ ભયંકર સેંકડો વ્યાધીઓથી ચોતરફ વીંટાયલા ભયંકર દેહવાળા યમરાજા મૃત્યુની સાથે પ્રયાણ કરતા હતા, યમરાજાની પાછળ ત્રણ અણીઓવાળું,ભયંકર, ધારવાળું અને શણગારેલું એવું રુદ્રનું વિજય નામનું ત્રિશૂળ પોતેજ પ્રયાણ કરતું હતું અને ઉગ્ર પાશવાળા ભગવાન જળાધિપતિ વરુણ વિવિધ પ્રકારનાં જળચર પ્રાણીઓથી વીંટાઇને ત્રિશૂળની આજુબાજુએ ધીરે ધીરે ચાલતા હતા. વળી વિજયત્રિશૂળની પાછળ ગદા, મુસળ, શક્તિ વગેરે ઉત્તમ હથીઆરોથી વીંટાયલું રુદ્રનું પટ્ટિશ ચાલતું હતું. હે રાજા! તે પટ્ટિશની પાછળ રુદ્રનું મહાકાંતિવાળું છત્ર જતું હતું.[૩૦,૪૦] તેની પાછળ મહર્ષિસમુદાયે સેવન કરેલું રુદ્રનું કમંડલુ ચાલતું હતું. તેની જમણી બાજુએ શોભાસંપન્ન તથા દેવતાઓએ પૂજન કરેલો રુદ્રદંડ ભૃગુ, અંગિરા આદિ ઋષિઓની સાથે પ્રયાણ કરતો હતો. આ સર્વની પાછળ નિર્મળ રથમાં બેઠેલા ભગવાન રુદ્ર, પોતાના તેજવડે દેવતાઓને આનંદ આપતા પ્રયાણ કરતા હતા; અને તેમની પાછળ ઋષિઓ, દેવો, ગંધર્વો, સર્પો, નદીઓ,ધરાઓ,સમુદ્રો અપ્સરાના ગણો, નક્ષત્રો, ગ્રહો, દેવકુમારો અને વિવિધ આકૃતિવાળી સ્ત્રીઓ તથા સુંદર રૂપવાળી સુંદરીઓ પુષ્પવૃષ્ટિ કરતી ચાલતી હતી.[૪૫] મેઘ પણ મહાદેવને નમસ્કાર કરીને પાછળ પાછળ ચાલતો હતો. તે સમયે ચંદ્રમાએ શંકરના મસ્તક ઉપર ધોળું છત્ર ધારણ કર્યું હતું,[૪૬] વાયુ અને અગ્નિ હાથમાં ચામરો લઇને બે બાજુએ ઉભા રહ્યા હતા; અને હે રાજા ! શોભાસંપન્ન ઇંદ્ર સર્વ રાજર્ષિઓની સાથે વૃષભધ્વજ શંકરની સ્તુતિ કરતો તેમની પાછળ પાછળ ચાલતો હતો; તેમજ ગૌરી, વિદ્યા,ગાંધારી,કેશિની તથા મિત્રસાહ્વયા આ સર્વ દેવીઓ સાવિત્રીની સાથે પાર્વતીની પાછળ ચાલતી હતી અને વિદ્વાનોએ નિર્માણ કરેલા જે કોઇ વિદ્યાના સમુદાયો તે સર્વે પણ તેઓમાંજ ચાલતા હતાં.[૪૯] વળી સેનાના અગ્ર ભાગમાં ઇંદ્રાદિક દેવો જેનાં વચનને માન્ય રાખે એવો રાક્ષસગ્રહ રુદ્રપતાકા ઉપાડીને એ સર્વની આગળ ચાલતો હતો; તેમજ શ્મશાનમાં નિત્ય વાસ કરનારો, લોકને આનંદ આપનારો તથા રુદ્રનો મિત્ર જે પિંગલ નામનો યક્ષેન્દ્ર, તે એક જગાએ સ્થિર ન રહેતાં એ સ્વારીની આગળપાછળ ફર્યા કરતો હતો અને એ દેવ, પૂર્વોક્ત સર્વની સાથે પોતાની ઇચ્છાપ્રમાણે ચાલતો હતો.[૫૦-૫૨] જેને વિદ્વાનો શિવ, ઈશ, રુદ્ર અને પિતામહ કહે છે,તે દેવરૂપ રુ-

દ્રનું આ લોકમાં મનુષ્યો પોતાનાં સત્કર્મથી પૂજન કરે છે.[૫૩] તાત્પર્ય કે, લોકો વિવિધ પ્રકારના ભાવોથી મહેશ્વરની પૂજા કરે છે.

આ પ્રમાણે દેવસેનાના પતિ, કૃત્તિકાના પુત્ર અને બ્રાહ્મણોનું હિત કરનારા સ્કંદ, દેવની સેનાથી વીંટાઇને દેવાધીશ શ્રી શંકરની પાછળ ચાલતા હતા.[૫૪] તે પછી મહાદેવે મહાસેન—સ્કંદને મહત્તાભરેલું વચન કહ્યું કે:—'તું નિત્ય સાવધાન રહીને સાતમા વાયુસ્કંધનું રક્ષણ કર્યા કર !'[૫૫]

સ્કંદે કહ્યું:—'હે પ્રભુ ! હું સાતમા વાયુસ્કંધનું પાલન કરીશ. વળી હે દેવ ! મારે બીજું પણ જે કાર્ય કરવાનું હોય તે તમે મને તત્કાળ કહો.'[૫૬]

રુદ્રે કહ્યું:—હે પુત્ર ! તારે કાર્ય કરવાના પ્રસંગમાં નિત્ય મારાં દર્શન કરવાં; કારણકે મારાં દર્શનથી અને મારી ભક્તિથી તારૂં અત્યંત કલ્યાણ થશે.'[૫૭]

માર્કંડેયે કહ્યું:—આ પ્રમાણે કહ્યા પછી મહાદેવે સ્કંદને આલિંગન કર્યું અને તેને ત્યાંથી વિદાય કર્યો. હે મહારાજ ! સ્કંદ વિદાય થતાંજ ત્યાં એકાએક સર્વ દેવોને મોહિત કરનારા મોટા ઉત્પાતો થવા લાગ્યા, નક્ષત્રોની સાથે આકાશ બળવા લાગ્યું, જગત અત્યંત મૂર્છિત થઇ ગયું, પૃથ્વી કંપીને નાદ કરવા લાગી અને આખું જગત અંધકારમય બની ગયું. આ પ્રમાણે આ ભયંકર ઉત્પાત જોતાંજ તે વખતે શંકર, મહાભાગ્યશાળી પાર્વતી અને મહર્ષિઓની સાથે સઘળા દેવો ગભરાઇ ગયા. તે સઘળાઓ મોહિત થઇ ગયા તે સમયે પર્વત અને મેઘના જેવું, વિવિધ પ્રકારનાં હથિયારોવાળું ભયંકર મોટું સૈન્ય દેખાવા લાગ્યું; અને તે ભયંકર તથા અસંખ્ય સૈન્ય, વિવિધ પ્રકારની ગર્જના કરતું રણભૂમિમાં ભગવાન શંકર અને દેવોના ઉપર ધસી આવ્યું; તથા તેઓએ દેવસેનાના ઉપર અનેક પ્રકારના બાણસમૂહો, પર્વતો, શતઘ્નીઓ, ભાલાં, તરવારો, પરિઘો તથા ગદાઓનો પ્રહાર કર્યો. તે ભયંકર મોટાં હથિયારો પડવા લાગ્યાં, તેથી એક ક્ષણમાંજ દેવસૈન્ય નાસવા લાગ્યું અને વિમુખ થયેલું દેખાયું. તે સમયે દાનવોએ દેવોના યોદ્ધાઓ, હાથીઓ, ઘોડાઓ, આયુધો અને મહારથો કાપવા માંડયા, ત્યારે તેઓનું પીડા પામેલું સૈન્ય વિમુખ થતું જોવામાં આવ્યું. અગ્નિઓ જેમ જંગલનો નાશ કરે, તેમ અસુરોથી નાશ પમાડાતું તે દેવસૈન્ય, લગભગ બળી ગયેલા મહાવૃક્ષવાળા વનની પેઠે ટપોટપ પડવા લાગ્યું. વળી મહાયુદ્ધમાં હણાતા અને છિન્ન ભિન્ન થયેલાં મસ્તકો તથા દેહોવાળા દેવો નાસવા લાગ્યા, પરંતુ તેઓનું રક્ષણ કરનારો કોઇ સ્વામી મળ્યો નહિ. તે પછી બળદૈત્યને હણનારા ઇંદ્રદેવે, દાનવોથી પીડા પામીને નાસતાં દેવસૈન્યને જોઇને ધીરજ આપતાં કહ્યું કે:—'હે શૂરવીર દેવો ! તમારૂં કલ્યાણ થાઓ ! તમે ભય છોડી દો અને હથિયારો પકડો ! તમે પરાક્રમ કરવાનો નિશ્ચય કરો, એટલે તમને કોઈપણ પ્રકારની વ્યથા થશે નહિ. તમે મારી સાથે રહીને આ મહાદૈત્યોના ઉપર તૂટી પડો ! અને એ ભયંકર દેખાવવાળા તથા દુરાચારી દૈત્યોને જિતી લ્યો ! તમારૂં કલ્યાણ થશે !' ઇંદ્રનાં આવાં વચન સાંભળીને દેવતાઓને ધીરજ આવી;[૭૧] અને તેઓ ઇંદ્રનો આશ્રય કરીને દાનવોની સામે યુદ્ધ કરવા લાગ્યા. પછી તે સઘળા દેવો, મહાબળવાન વાયુઓ, મહાભાગ્યશાળી વસુઓ, અને સાધ્ય દેવો દૈત્યોની સામે થઇ ગયા. ક્રોધ પામેલા તે દેવોએ યુદ્ધમાં દૈત્યસેનામાં છોડેલાં શસ્ત્રો અને બાણો દૈત્યોના દેહોમાં પ્રવેશ કરીને પુષ્કળ રુધિરપાન કરવા લાગ્યાં. વળી તે તીવ્ર બાણો દૈત્યોના દેહોને ભેદી બહાર નીકળતાં, પર્વતોમાંથી નીકળતા સર્પોના જેવાં દેખાવા લાગ્યાં અને હે રાજા ! બાણોથી ભેદાએલાં તે દૈત્યનાં શરીરો, છિન્નભિન્ન થયેલાં વાદળાંઓ પડે તેમ સર્વત્ર પૃથ્વી ઉપર પડવા લાગ્યાં. આ પ્રમાણે યુદ્ધમાં સર્વ દેવગણોએ તે દાનવના સૈન્યને વિવિધ પ્રકારનાં બાણોવડે ત્રાસ પમાડી દીધું અને વિમુખ કરી નાખ્યું. તે સમયે આનંદમાં આવી ગયેલા સઘળા દેવોએ હથિયારો ઉગામીને આનંદની ગર્જના કરી[૭૭] તથા ત્યાં એકીસાથે અનેક વાદિત્રો વાગવા લાગ્યાં. આ પ્રમાણે દેવ અને દૈત્યોની વચ્ચે મહાદારુણ યુદ્ધ

થવા લાગ્યું; અને રણભૂમિમાં દેવ તથા દાનવોનાં માંસ તથા રુધિરનો કાદવ થઈ ગયો. એટલામાં ફરીથી દેવલોકોના ઉપર એકાએક સંકટ આવી પડવાનાં ચિન્હો દેખાવા લાગ્યાં. ભયંકર દાનવો પૂર્વની પેઠે ફરી દેવોના ઉપર પ્રહાર કરવા લાગ્યા,સરણાઈઓ અને નગારાંના મોટા નાદો થવા લાગ્યા અને દાનવેંદ્રોના ભયંકર સિંહનાદો થવા લાગ્યા. એવામાં ભયંકર દૈત્યસેનામાંથી મહાબળવાન મહિષ નામનો દાનવ હાથમાં વિશાળ પર્વત લઇને બહાર નીકળી આવ્યો. હે રાજા! મેઘમંડળથી ઢંકાએલા સૂર્યની પેઠે પર્વત ઉગામીને આવતા તે મહિષાસુરને જોઇને દેવતાઓ નાસવા લાગ્યા; પણ મહિષે દેવોની પાછળ દોડીને તેઓની ઉપર પર્વત ફેંકયો.૮૩ હે રાજા! તે ભયંકર દેખાવવાળો પર્વત પડતાં દેવસેનામાંથી દશ હજાર યોદ્ધાઓ છુંદાઇને પૃથ્વી ઉપર પડયા.૮૪ તે પછી સિંહ જેમ ક્ષુદ્ર હરણાંઓની તરફ દોડે, તેમ મહિષાસુર દાનવોની સાથે યુદ્ધમાં દેવોને ત્રાસ પમાડતો તેઓનાં તરફ દોડયો.૮૫ દોડી આવતા મહિષને જોઇને ઇંદ્રની સાથે સઘળા દેવો ભયભીત થઈ ગયા; અને આયુધો તથા ધ્વજાઓને જ્યાં ત્યાં ફેંકી દઇને રણભૂમિમાંથી નાસવા લાગ્યા.૮૬ ત્યારે ક્રોધ પામેલો મહિષ તત્કાળ રુદ્રના રથ તરફ દોડયો અને દોડીને તેણે રુદ્રના રથની ધરી પકડી લીધી. જ્યારે ક્રોધ પામેલો મહિષ એકાએક રુદ્રના રથ પાસે પહોંચ્યો; ત્યારે આકાશ તથા પૃથ્વીમાં ઘણા મોટા શબ્દો થયા અને મહર્ષિઓ ગભરાટમાં પડી ગયા; તથા પ્રચંડ કાયાવાળા અને મેઘના જેવા શ્યામ દૈત્યોએ પણ ગર્જના કરી મૂકી; કારણ કે તેઓના મનમાં નિશ્ચય થયો કે:- 'હવે આપણો અવશ્ય જય છે!'૮૯ તે પ્રમાણે સ્થિતિ હતી, તે વખતે ભગવાન શંકરે યુદ્ધમાં મહિષને મારવાનો વિચાર કર્યો અને તે દુરાત્માના મૃત્યુરૂપ સ્કંદનું સ્મરણ કર્યું.૯૦ ભયંકર મહિષાસુરે પણ રુદ્રનો રથ જોઇને દેવોને ત્રાસ પમાડયા તથા દૈત્યોને ખુશી કરવા ગર્જના કરી.૯૧

આ પ્રમાણે દેવોને ભયંકર ભય આવી પડયો, ત્યારે ક્રોધવડે સૂર્યની પેઠે ઝળહળતા મહાસેન-સ્કંદ ત્યાં આવી પહોંચ્યા.૯૨ તેમણે લાલ વસ્ત્રો પહેર્યાં હતાં,લાલ રંગની માળા અને અલંકારો ધારણ કર્યા હતા,સુવર્ણનું બખ્તર પહેર્યું હતું અને તે મોટા બાહુવાળા સમર્થ સ્કંદ લાલ ઘોડા જોડેલા, સુવર્ણના જેવી કાંતિવાળા અને સૂર્યના જેવા ઝળહળતા રથમાં બેઠા હતા. તેમને જોતાંજ દૈત્યની સેના એકાએક યુદ્ધમાંથી નાસવા લાગી.૯૪ હે રાજેંદ્ર! મહાબળવાન મહાસેને પણ તે મહિષાસુરને ચીરી નાખનારી પોતાની પ્રજ્વલિત શક્તિ તેના ઉપર છોડી.૯૫ તે છુટતાંજ તેણે મહિષાસુરનું મોટું મસ્તક છેદી નાખ્યું અને મસ્તક છેદાતાં પ્રાણવિનાનો થયેલો મહિષાસુર પૃથ્વી ઉપર પડયો.૯૬ મહિષાસુરનું પર્વતના જેવું મોટું મસ્તક પડયું,તેનાથી ઉત્તરકુરુદેશનું સોળ યોજનનું દ્વાર રુંધાઈ ગયું અને તેથી લોકો ત્યાં થઇને જતાઆવતા અટકી પડયા.૯૭ આજે પણ ઉત્તરકુરુના લોકો તે માર્ગે થઇને સહેલાઈથી જઈ શકતા નથી.

મહિષાસુરના વધ પછી સ્કંદ જેમ જેમ તે શક્તિને ફેંકતા ગયા, તેમ તેમ તે હજારો શત્રુઓને મારીને સ્કંદના હાથમાં પાછી આવતી દેવોને તથા દાનવોને દેખાવા લાગી. વળી બુદ્ધિમાન મહાસેને બાણો મૂકીને પણ ઘણા દૈત્યોને મારી નાખ્યા;૯૯ અને બાકી રહેલા ભયભીત તથા ત્રાસ પામેલા હજારો ભયંકર દૈત્યગણોને સ્કંદના અજિત પાર્ષદોએ મારીને તે શત્રુઓને ભક્ષણ કરવા માંડયા.૧૦૦ બહુ હર્ષમાં આવી ગયેલા તેઓએ દાનવોનું ભક્ષણ કરીને તથા તેઓનું રુધિરપાન કરીને એક ક્ષણમાં તો આખી રણભૂમિને દાનવવિનાની કરી મૂકી૧૦૧ કીર્તિસંપન્ન કાર્તિકેયે પણ પોતાના પરાક્રમવડે જે પ્રમાણે સૂર્ય અંધકારનો, અગ્નિ વૃક્ષોનો અને વાયુ મેઘોનો નાશ કરે છે, તે પ્રમાણે શત્રુઓને નાશ પમાડયા.૧૦૨ તે પછી દેવોએ પૂજન કરેલા કૃત્તિકાના પુત્ર સ્કંદ, મહાદેવને પ્રણામ કરીને પ્રસારેલા કિરણવાળા સૂર્યના જેવા શોભવા લાગ્યા.૧૦૩ જ્યારે શત્રુઓ નાશ પામ્યા, ત્યારે સ્કંદ મહાદેવની પાસે ગયા. તે સમયે તેને ભેટીને ઇંદ્રે

કહ્યું કે:–૧૦૪ હે સ્કંદ ! તમે જે આ મહિષ દૈત્યને માર્યો,તેને બ્રહ્માએ વર આપ્યો હતો; અને તેથી હે વિજયીઓમાં શ્રેષ્ઠ! એ દેવોને તંખલાતુલ્ય ગણતો હતો,૧૦૫ તે દેવને કંટકની પેઠે દુઃખ દેનારા આ દૈત્યનો તમે નાશ કર્યો છે; એટલુંજ નહિ પરંતુ હે મહાબાહુ ! તમે, દેવના શત્રુઓ, કે જેઓએ અમને પૂર્વે દુઃખ દીધું હતું તે મહિષાસુરના જેવા સેંકડો દાનવોને યુદ્ધભૂમિમાં નાશ પમાડયા છે. વળી તમારા પાર્ષદો પણ સેંકડો દાનવસમૂહોને ખાઈ ગયા છે ! ખરેખર, તમે પાર્વતીપતિ ભગવાન શંકરના જેવા યુદ્ધમાં શત્રુઓથી અજિત છો. હે દેવ ! તમારૂં આ કર્મ પ્રથમ પ્રખ્યાત થશે;૧૦૮ અને તમારી કીર્તિ ત્રણ લોકમાં અક્ષય થશે તથા હે મહાબાહુ ! દેવતાઓ તમને વશ રહેશે.'૧૦૯

આ પ્રમાણે મહાસેન–સ્કંદને કહીને, શચીપતિ ઇંદ્ર ભગવાન શંકરની આજ્ઞા મેળવીને દેવતાઓની સાથે પાછા વળ્યા.૧૧૦ તે સમયે મહાદેવે દેવોને કહ્યું કેઃ–'તમે સ્કંદને મારાસમાન ગણજો.' આ પ્રમાણે કહીને શંકર ભદ્રવટપ્રત્યે ગયા અને દેવો પણ પોતાના સ્થાનપ્રત્યે ગયા.૧૧૧ અગ્નિપુત્ર સ્કંદે આ પ્રમાણે દાનવસમૂહોનો નાશ કરીને એક દિવસમાંજ સર્વ ત્રૈલોક્યને જિતી લીધું અને મહર્ષિઓએ તેમને બહુ માન આપ્યું.૧૧૨ જે બ્રાહ્મણ એકાગ્ર ચિત્તથી આ સ્કંદના જન્મચરિત્રનો પાઠ કરે, તે આ લોકમાં પુષ્ટિ પામીને પરમ સ્કંદલોકને પામે.૧૧૩

**ઇતિ શ્રીમહા૦ વન૦ માર્કંડેય સમાસ્યા પર્વમાં "આંગિરસોપાખ્યાનમાં મહિષાસુરનો વધ" એ વિષયનો અધ્યાય ૨૩૧ મો સમાપ્ત.**

# અધ્યાય ૨૩૨ મો

## સ્કંદનાં નામો

॥ युधिष्ठिर उवाच ॥

**भगवन् श्रोतुमिच्छामि नामान्यस्य महात्मनः त्रिषु लोकेषु यान्यस्य विख्यातानि द्विजोत्तम॥**

યુધિષ્ઠિરે કહ્યું:–હે ભગવન્ ! હે દ્વિજશ્રેષ્ઠ ! હું મહાત્મા કાર્તિકેયનાં ત્રણ લોકમાં વિખ્યાત થયેલાં જે જે નામો છે, તે સાંભળવા ઇચ્છું છું.૧ ( સર્વ ગ્રહો સ્કંદને વશ હોવાથી તેઓની શાંતિમાટે સ્કંદની પ્રાર્થના કરવાની ઇચ્છાવાળા યુધિષ્ઠિરે તેગનાં નામો જાણવા આ પ્રશ્ન કર્યો છે. )

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે પાંડુપુત્ર યુધિષ્ઠિરે ઋષિઓની સમક્ષ પોતાની ઇચ્છા જણાવી, ત્યારે ત્યાં મહાતપસ્વી મહાત્મા ભગવાન માર્કંડેય કહેવા લાગ્યા.૨

માર્કંડેયે કહ્યું:–આગ્નેય (અગ્નિપુત્ર), સ્કંદ (સ્ખલિત થયેલા વીર્યથી ઉત્પન્ન થયેલા), દીપ્તકીર્તિ (પ્રકાશિત કીર્તિવાળા), અનામય (રોગરહિત), મયૂરકેતુ (મયૂરના ચિન્હયુક્ત ધ્વજાવાળા ), ધર્માત્મા (ધર્મમૂર્તિ), ભૂતેશ (પ્રાણીઓના અધિપતિ), મહિષાર્દન (મહિષ દૈત્યને મારનારા),૩કામજિત્ (પૂર્ણ મનોરથવાળા), કામદ (મનોરથ પૂર્ણ કરનારા), કાંત (સુંદર), સત્યવાક્ (સત્યવાદી), ભુવનેશ્વર (ભુવનના અધિપતિ), શિશુ (બાલમૂર્તિ), શીઘ્ર (વેગવાળા),શુચિ (પવિત્ર),ચંડ (ઉગ્ર), દીપ્તવર્ણ (પ્રદીપ્ત કાંતિવાળા), શુભાનન (સુંદર મુખવાળા),૪ અમોઘ (સફળ સંકલ્પવાળા), અનઘ(નિષ્પાપ),રૌદ્ર(રુદ્રના પુત્ર), પ્રિય, ચંદ્રાનન (ચંદ્રના જેવા મુખવાળા), દીપ્તશક્તિ ( તેજસ્વી શક્તિવાળા), પ્રશાંતાત્મા (શાંત અંતઃકરણવાળા), ભદ્રકૃત્ (કલ્યાણ કરનારા) કૂટમોહન (બાલગ્રહાદિથી સર્વને મોહિત કરનારા),૫ ષષ્ઠીપ્રિય (ષષ્ઠી દેવી અથવા તિથિ જેને પ્રિય છે એવા), ધર્માત્મા (ધર્મ જેનો આત્મા છે એવા), પવિત્ર,માતૃવત્સલ (માતૃકાપ્રિય), કન્યાભર્તા(કન્યાદાન વખતે तृतीयोऽग्निष्टे पतिः–અગ્નિ તારો ત્રીજો પતિ છે, એવું કન્યાને કહેવામાં આવે છે. સ્કંદ અગ્નિપુત્ર હોવાથી અગ્નિરૂપ છે, તેથી તેને કન્યાભર્તા કહ્યા છે), વિભક્ત (ભિન્ન ભિન્ન રૂપવાળા), સ્વાહેય (સ્વાહાના પુત્ર), રેવતીસુત (રેવતીના પુત્ર),૬ પ્રભુ (સમર્થ), નેતા (નાયક),વિશાખ, નૈગમેય (વેદપ્રાતપાદ્ય), સુદુશ્ચર (અતિ દુષ્કર કર્મ કરનારા,) સુવ્રત (સારાં વ્રતવાળા, ) લલિત ( રમણીય ), બાળક્રીડનકપ્રિય ( જેને બાળકોનાં રમકડાં પ્રિય છે એવા),૭ખચારી

આકાશચારી ), બ્રહ્મચારી ( બ્રહ્મચર્ય પાળનારા ), શૂર (શૂરા), શરવણોદ્ભવ (કાસના વનમાં ઉત્પન્ન થયેલા ), વિશ્વામિત્રપ્રિય (વિશ્વામિત્રને વહાલા), દેવસેનાપ્રિય ( દેવસેનાને વહાલા ),[૯] વાસુદેવપ્રિય ( શ્રીકૃષ્ણને વહાલા ), પ્રિય ( પ્રેમપાત્ર ), પ્રિયકૃત્ ( પ્રિય કરનારા ), કાર્તિકેયનાં આટલાં દિવ્ય નામોનો જે મનુષ્ય પાઠ કરે, તેને સ્વર્ગ, કીર્તિ તથા ધનની પ્રાપ્તિ થાય એમાં સંશય નથી.

માર્કંડેયે કહ્યું:–હે કુરુવીર યુધિષ્ઠિર ! હું દેવો, ઋષિઓ તથા શક્તિવડે સેવાતા, અતુલ, છ મુખવાળા, શક્તિને ધારણ કરનારા શૂરવીર સ્કંદનાં નામોવડે તેની સ્તુતિ કરું છું, તે તમે સાંભળો.[૧૦] હે સ્કંદ ! તમે બ્રહ્મણ્ય ( બ્રાહ્મણોના હિતકર્તા ), બ્રહ્મજ ( વેદોક્ત ગર્ભાધાનાદિ કર્મવડે ઉત્પન્ન થયેલા ),બ્રહ્મવિત્ ( વેદાર્થને જાણનારા), બ્રહ્મેશય ( કર્મનિષ્ઠ તથા બ્રહ્મનિષ્ઠ ), બ્રહ્મવતાંવરિષ્ઠ (કર્મ, ઉપાસના તથા જ્ઞાનવાળાઓમાં મુખ્ય ), બ્રહ્મપ્રિય ( વેદોક્ત કર્મોપાસનામાં તત્પર ), બ્રાહ્મણસવ્રતી ( બ્રહ્મવેત્તાના સમાન અદ્વેષાદિક વ્રતવાળા ), બ્રહ્મજ્ઞ ( શુદ્ધ બ્રહ્મને જાણનારા ) તથા બ્રાહ્મણોના નેતા ( બ્રહ્મપદને પમાડનારા ) છો;[૧૧] તમેજ સ્વાહારૂપ છો, સ્વધારૂપ છો, પરમ પવિત્ર છો, વેદમંત્રો પણ તમારી સ્તુતિ કરે છે, તમે પ્રખ્યાત છો, છ જિહ્વારૂપી છ જ્વાળાવાળા છો, તમે સંવત્સરરૂપ છો, છ ઋતુરૂપ છો, માસરૂપ છો,પક્ષરૂપ છો, અયનરૂપ છો તથા દિશારૂપ છો.[૧૨] તમે કમળના જેવાં નેત્રવાળા, કમળના જેવાં મુખવાળા, હજારો મુખ તથા બાહુવાળા છો,તમે લોકપાળ છો, તમે ઉત્તમ હવિરૂપ છો અને સર્વ દેવ તથા દૈત્યોના પાળક પણ તમેજ છો.[૧૩] તમેજ પ્રચંડ સેનાધિપતિ છો, પ્રભુ છો, વિભુ છો, શત્રુઓના નેતા છો, સહસ્રભૂ ( હજારો પ્રાણીઓને ઉત્પન્ન કરનારા ) છો, પૃથ્વીરૂપ છો, સહસ્રતુષ્ટિ ( હજારો પ્રાણીઓને સંતોષ આપવામાં કારણભૂત ) છો અને સહસ્રભુક્ ( હજારો પદાર્થોના ભોક્તા ) છો.[૧૪] હે ગુહ ! તમે હજારો મસ્તકવાળા છો, અનંત રૂપવાળા છો, હજારો પગવાળા છો ને શક્તિને ધારણ કરો છો. હે દેવ ! તમે પોતાની ઇચ્છાથીજ ગંગા, સ્વાહા, પૃથ્વી તથા કૃત્તિકાના પુત્ર થયા છો.[૧૫] હે છ મુખવાળા! તમે વિવિધ પ્રકારનાં યથેષ્ટ રૂપો ધારણ કરો છો, તમે કુકડાની સાથે ક્રીડા કરો છો,તમેજ દીક્ષા છો, સોમ છો, મરુત્ છો તથા સર્વદા ધર્મ, વાયુ, પર્વતાધિપતિ અને ઇંદ્ર છો.[૧૬] સનાતન વસ્તુઓના પણ સનાતનરૂપ છો, પ્રભુઓના પણ પ્રભુ છો, ઉગ્ર ધનુષ ધારણ કરો છો, સત્યના પ્રવર્તક છો, દૈત્યોના અંતકર્તા છો, શત્રુઓને જિતનારો છો અને દેવોમાં મુખ્ય છો.[૧૭] હે મહાત્મા ! સૂક્ષ્મ અને ઉત્તમ એવું જે તપ તે તમેજ છો,તમે કાર્ય તથા કારણને જાણનારા છો અને કાર્ય તથા કારણરૂપ પણ તમેજ છો.વળી ધર્મ, અર્થ, કામ તથા મોક્ષના તમે ઉત્પત્તિસ્થાન છો અને તમારા તેજવડે આ આખું જગત વ્યાપ્ત થયેલું છે. હે સર્વ દેવોમાં મહાવીર ! શક્તિ પ્રમાણે મેં સ્તુતિ કરેલા એવા હે લોકનાથ! હે બાર નેત્ર તથા બાહુવાળા દેવ ! આ ઉપરાંતની તમારી ગતિને હું જાણતો નથી; હું તમને નમસ્કાર કરું છું.[૧૮,૧૯] જે બ્રાહ્મણ સાવધાન થઇને આ સ્કંદના જન્મવૃત્તાંતનો પાઠ કરે અથવા જે બ્રાહ્મણોને શ્રવણ કરાવે અથવા જે બ્રાહ્મણના મુખથી સાંભળે, તે આ લોકમાં ધન, આયુષ્ય, ઝળહળતો યશ, પુત્રો, શત્રુવિજય, પુષ્ટિ તથા સંતોષ પામીને અંતે સ્કંદના લોકમાં જાય.”

**ઇતિ શ્રીમહા૦ વન૦માર્કંડેય સમાસ્યાપર્વમાં “આંગિરસોપાખ્યાનમાં કાર્તિકેય સ્તુતિ” એ વિષયનો અધ્યાય ૨૩૨ મો સમાપ્ત.**

---

**માર્કંડેય સમાસ્યા પર્વ સમાપ્ત**



# द्रौपदी-सत्यभामासंवाद पर्व

## અધ્યાય ૨૩૩ મો

### પતિને વશ કરવાનો દ્રૌપદીએ કહેલો મહામંત્ર.

॥ वैशंपायन उवाच ॥

उपासीनेषु विप्रेषु पांडवेषु महात्मसु ॥
द्रौपदी सत्यभामा च विविशाते तदा समम्॥

વૈશંપાયને કહ્યું:–મહાત્મા પાંડવો અને બ્રાહ્મણો બેઠા હતા, તે સમયે દ્રૌપદી તથા સત્યભામાએ સાથેજ એક સ્થાનમાં પ્રવેશ કર્યો;[1] અને હે રાજેંદ્ર! પરસ્પરને પ્રિય લાગે તેવું બોલનારાં તે બન્ને એક બીજાને લાંબે દિવસે જોવાથી પરસ્પર પ્રસન્નતાથી હાસ્ય કરતાં ત્યાં સુખથી બેસીને કુરુકુળની તથા યાદવકુળની વિચિત્ર વાતો કરવા લાગ્યાં. વાતો કરતાં કરતાં શ્રીકૃષ્ણની પ્રિય પટ્ટરાણી, સત્રાજિત્‌ની પુત્રી સુંદરી સત્યભામાએ એકાંતમાં દ્રૌપદીને પૂછ્યું કે:–"હે દ્રૌપદિ! તમે કેવાં આચરણથી લોકપાલ જેવા, શૂરવીર તથા દૃઢ અંગવાળા પાંડવોના ઉપર પોતાની સત્તા ચલાવો છો? હે કલ્યાણિ! તેઓ તમને કેવી રીતે વશ થયા છે? તથા તમારા ઉપર શાથી કોપ કરતા નથી?[2–5] હે પ્રિયદર્શના! પાંડવો હમેશાં તમને વશ રહે છે તથા તે સર્વે તમારૂં મુખ જોયા કરે છે એનું ખરૂં કારણ શું છે, તે તમે મને કહો![6] એ પ્રમાણે થવામાં શું વ્રતાચરણ, તપ, સ્નાન, મંત્રેલાં ઔષધો, કામશાસ્ત્રોક્ત વિદ્યાનો પ્રભાવ, મૂળીઆંનો પ્રભાવ, જપ, હોમ કે અંજન વગેરે ઔષધોનો પ્રભાવ કારણભૂત છે?[7] હે પાંચાલિ! આજે તમે મને યશ આપનારૂં તથા સૌભાગ્યની વૃદ્ધિ કરનારૂં જે કંઇ વ્રતાદિક હોય તે કહો, કે જેનાથી હે કૃષ્ણા! શ્રીકૃષ્ણ નિરંતર મને વશ થઇને રહે."[8]

આ પ્રમાણે કહીને યશસ્વિની સત્યભામા બોલતાં બંધ થયાં, ત્યારે પતિવ્રતા મહાભાગ્યવતી દ્રૌપદી તેનાપ્રત્યે બોલ્યાં કે:–[9] "હે સત્યભામા! તમે મને દુષ્ટ સ્ત્રીઓનો આચાર પૂછો છો; પરંતુ દુરાચરણી સ્ત્રીઓના માર્ગસંબંધી પ્રશ્નનો ઉત્તર મારા તરફથી શી રીતે મળે?[10] આવા પ્રકારનો પ્રશ્ન કરવો અથવા મારાવિષે તેવો સંશય લાવવો, એ તમને યોગ્ય નથી; કારણ કે તમે બુદ્ધિસંપન્ન છો અને શ્રીકૃષ્ણનાં પ્રિય પટ્ટરાણી છો.[11] જ્યારે પતિ પોતાની સ્ત્રીને પોતાને વશ કરી લેવામાટે મંત્રોની તથા મૂળિયાંઓની પાછળ લાગેલી જાણે છે, ત્યારે તેજ વખતે તે, ઘરમાં પેઠેલા સર્પની પેઠે તે સ્ત્રીથી ઉદ્વેગ પામે છે;[12] અને ઉદ્વેગ પામેલાને શાંતિ ક્યાંથી હોય? તેમજ શાંતિવિનાનાને સુખ પણ ક્યાંથી હોય? મંત્રતંત્રના પ્રયોગથી સ્ત્રીને કદીપણ પતિ વશ થતો નથી;[13] પરંતુ તેથી તો શત્રુઓદ્વારા પ્રેરાયલા મહાદારુણ રોગો થવાનો સંભવ છે; તેમજ મારવાની ઇચ્છાવાળા શત્રુઓ મૂળીઆંઓ વગેરેના પ્રચારથી સ્ત્રીદ્વારા પણ ઝેર આપી દે છે.[14] વળી પુરુષ જીભવડે અથવા ચામડીવડે જે વસ્તુનું સેવન કરતો હોય, તે વસ્તુઓમાં શત્રુઓ તરફથી આપેલાં કેટલાંક ઝેરી ચૂર્ણો પણ તત્કાળ તે પુરુષોનો નિઃસંશય નાશ કરી દે છે.[15] આ રીતે પતિને વશ કરવા જતાં કેટલીક દુષ્ટ સ્ત્રીઓએ પોતાના પતિઓને જળોદર રોગવાળા, કોઢીઆ, પળીઆંવાળા, નપુંસક, ગાંડા, આંધળા તથા બહેરા બનાવી દીધા છે![16] તેવી પાપી સ્ત્રીઓ દુષ્ટ મનુષ્યોને અનુસરીને પોતાના પતિઓને દૂષિત બનાવી દે છે;

માટે સ્ત્રીએ કોઇ પણ વખતે કોઈપણ રીતે પોતાના પતિનું અપ્રિય કરવું નહિ.[૧૭]

હે યશસ્વિનિ સત્યભામા! હું મહાત્મા પાંડવોની સાથે કેવા પ્રકારનું વર્તન રાખું છું, તે સઘળું ખરેખરૂં કહું છું, તમે સાંભળો![૧૮] હું સર્વદા કામ, ક્રોધ તથા અહંકારનો ત્યાગ કરીને નિત્ય સાવધાન રહી પાંડવોની તથા તેઓની પત્નીઓની સેવા કરૂં છું.[૧૯] હું ઈર્ષ્યાનો ત્યાગ કરીને તથા ચિત્તને બરોબર ઠેકાણે રાખીને અભિમાન છોડી દઇ, પતિઓનું મન રાખવામાટે નિત્ય તેમની સેવા કર્યા કરૂં છું.[૨૦] હું પોતાનું બોલવું, ઉભું રહેવું, જોવું, બેસવું, ચાલવું તથા અભિપ્રાય જણાઇ જાય એવા કટાક્ષ કરવા–એ સર્વમાં પણ તેઓને દોષ દેખાશે કે શું? મનમાં આવી શંકા રાખીને સૂર્ય, અગ્નિ તથા ચંદ્રસમાન, ભયંકર ઉત્સાહવાળા, પ્રતાપશાળી અને દૃષ્ટિમાત્રથીજ શત્રુઓને નાશ પમાડનારા મહારથી પાંડવોની સેવા કરૂંછું.[૨૨]દેવ હો,મનુષ્ય હો, ગંધર્વ હો, તરુણ હો, સારા અલંકારવાળો હો, ધનાઢય હો અથવા સુંદર હો, પરંતુ મને મારા પતિવિના બીજો પુરુષ માન્ય નથી.[૨૩] હું મારા પતિઓએ ભોજન કર્યું ન હોય ત્યાંસુધી ભોજન કરતી નથી; તેઓએ વિલેપન કર્યું ન હોય ત્યાંસુધી હું વિલેપન–સ્નાન કરતી નથી તથા તેઓએ શયન કર્યું ન હોય ત્યાંસુધી હું શયન કરતી નથી; તેમજ હું પોતાના નોકર માણસોની સાથે પણ સર્વદા એ પ્રકારનુંજ વર્તન રાખું છું.[૨૪] પતિ ક્ષેત્રમાંથી, વનમાંથી અથવા ગામમાંથી ઘેર આવે છે, તે વખતે હું ઉભી થઇને અને આસન તથા જળ આપીને તેમનું સન્માન કરૂં છું;[૨૫] તેમજ ઘરનાં વાસણકુસણ વગેરે સામાનને સ્વચ્છ રાખું છું, અન્નને સાફ રાખું છું, સમય સમયે ભોજન કરાવું છું, મનને નિયમમાં રાખું છું, ધાન્યનો સંગ્રહ કરૂં છું, ઘરને વાળીઝાડીને સાફ રાખું છું, કોઇનો પણ તિરસ્કાર ન થાય એ રીતે બોલું છું, દુષ્ટ સ્ત્રીઓની સોબત કરતી નથી અને સર્વદા આળસ રહિત થઇને પતિઓને અનુકૂળ રહું છું.[૨૭] હાસ્યના પ્રસંગસિવાય હસવું અને વારંવાર દરવાજામાં ઉભું રહેવું એનો મને તિરસ્કાર છે; તેમજ હું ઘરના બગીચામાં પણ ઘણીવાર બેસતી નથી. વળી હું અતિ હાસ્ય, અતિક્રોધ અને ક્રોધ થવાનાં કારણોથી દૂર રહું છું, પણ હું નિત્ય સત્યમાં તથા પતિઓની સેવા કરવામાંજ તત્પર રહું છું.[૨૯] મને કોઇપણ પ્રકારે પતિનો વિયોગ જરાપણ ઈષ્ટ નથી, પરંતુ જ્યારે કોઈપણ કુટુંબના કાર્યપ્રસંગથી પતિ વિદેશ જાય છે,[૩૦] ત્યારે હું પુષ્પોનો તથા ચંદનના અંગરાગનો ત્યાગ કરીને વ્રતપરાયણ રહું છું. હે શ્રેષ્ઠ સ્ત્રિ! મારા પતિ જે વસ્તુ ખાતા નથી, જે પીતા નથી અને જેનું સેવન કરતા નથી, તે સર્વ વસ્તુઓનો હું ત્યાગ કરૂં છું; અને પતિના ઉપદેશ પ્રમાણે નિયમથી વર્તું છું.[૩૧,૩૨]હું સારી રીતે શણગારાઈને તથા અતિશય સાવધાન રહીને મારા પતિઓનું પ્રિય તથા હિત કરવામાં તત્પર રહું છું. વળી ભિક્ષા, બલિકર્મ, શ્રાદ્ધ, પર્વકાળોમાં સ્થાલીપાક, પૂજ્ય મનુષ્યોનું પૂજન અને આદરસત્કાર વગેરે જે કુટુંબસંબંધી ધર્મ મારાં સાસુજીએ મને પૂર્વે કહ્યા છે અને બીજા જે ધર્મો હું જાણું છું, તે સર્વનું હું રાત્રિદિવસ આળસ ન કરતાં પાલન કરૂં છું; તથા વિનયયુક્ત થઇને સર્વદા ખરા મનથી નિયમો પાળું છું.[૩૫] જોકે મારા પતિઓ સ્વભાવે કોમળ, સત્યશીલ અને સત્યધર્મનું પાલન કરનારા છે, તોપણ તેઓ ક્રોધ પામેલા સર્પો છે એમ સમજીને હું સાવધાન રહી તેઓની સેવા કરૂં છું.[૩૬] કેવળ પતિનો આશ્રય કરવો એજ સ્ત્રીઓનો સનાતનધર્મ છે, એવો મારો મત છે. સ્ત્રીનો પતિ એજ દેવ છે તથા તેજ ગતિ છે, તે વિના બીજી ગતિ નથી. એવા પતિનું કયી સ્ત્રી અપ્રિય કરે?[૩૭] હું ભોજન, અલંકારધારણ અથવા બીજી કોઇપણ વાતમાં પતિની ઇચ્છાવિરુદ્ધ કરતી નથી, સાસુની નિંદા પણ કરતી નથીતથા સર્વદા સારી પેઠે નિયમમાં રહું છું.[૩૮] હે સુભાગ્યવતિ! હું કોઇપણ વાતમાં પ્રમાદ કરતી નથી, નિત્ય ઉદ્યોગશીલ રહું છું તથા વડીલોની સેવા કરૂં છું, તેથી મારા પતિઓ મને વશ રહે છે.[૩૯] વળી વીરપુત્રોનાં માતા, સત્યવાદી આર્યા

કુંતીને ખાવાપીવાની તથા વસ્ત્રપાત્રની વ્યવસ્થા કરી આપીને નિત્ય હું પોતે તેમની સેવા કરૂં છું.[૪૦] વસ્ત્ર, અલંકાર તથા ભોજનના સંબંધમાં હું કોઈ વખત તેમની ઇચ્છાવિરુદ્ધ કરતી નથી અને પૃથ્વીના જેવાં ક્ષમાશીલ કુંતીની કદીપણ નિંદા કરતી નથી.[૪૧]

પૂર્વે યુધિષ્ઠિર રાજાને ઘેર રોજ આઠ હજાર બ્રાહ્મણો પ્રથમ સુવર્ણપાત્રમાં ભોજન કરતા હતા[૪૨] તથા અઠયાશી હજાર સ્નાતક ગૃહસ્થાશ્રમી બ્રાહ્મણોનું યુધિષ્ઠિર પોષણ કરતા હતા, કે જેમાંના એક એક બ્રાહ્મણની સેવામાં ત્રીસ ત્રીસ દાસીઓ રહેતી હતી.[૪૩] વળી બીજા દશ હજાર ઊર્ધ્વરેતા યતિઓને સારી રીતે તૈયાર કરેલું અન્ન સુવર્ણની થાળીઓમાં ભરીને પહોંચાડવામાં આવતું હતું.[૪૪] હું તે સઘળા વેદવાદી બ્રાહ્મણોને વૈશ્વદેવ થયા પછી પ્રથમ આપવાનું અન્ન આપીને તથા ભોજન, પીવાના પદાર્થો અને વસ્ત્રાદિક આપીને તેઓનું યથાયોગ્ય સન્માન કરતી હતી.[૪૫] વળી મહાત્મા કુંતીપુત્ર યુધિષ્ઠિરને ત્યાં એક લાખ દાસીઓ હતી. તેઓ હાથમાં કડાં, અંગડી તથા બાજુબંધો ધારણ કરતી હતી, ગળામાં કંઠીઓ પહેરતી હતી, સારી રીતે શણગાર સજતી હતી, બહુ મૂલ્યવાન પુષ્પમાળા તથા દાગીના પહેરતી હતી, સુંદર વર્ણવાળી હતી, શરીરે ચંદનનો લેપ કરતી હતી, મણિઓ તથા સુવર્ણને ધારણ કરતી હતી અને નૃત્ય તથા ગાયનમાં કુશળ હતી. તે સઘળી દાસીઓનાં નામ, રૂપ, ભોજન તથા વસ્ત્રની અને તેઓએ કયું કામ કર્યું તથા કયું ન કર્યું, તે સંબંધી મને સર્વ માહિતી રહેતી હતી.[૪૬-૪૮] વળી બુદ્ધિમાન કુંતીપુત્ર યુધિષ્ઠિરની એક લાખ દાસીઓ હાથમાં થાળો લઈને રાત્રિદિવસ અતિથિઓને ભોજનના પદાર્થો પીરસ્યા કરતી હતી.[૪૯] જ્યારે યુધિષ્ઠિર રાજા ઇંદ્રપ્રસ્થમાં રહેતા હતા, ત્યારે તેમની ખાનગી સ્વારીમાં એક લાખ ઘોડાઓ તથા એક લાખ હાથીઓ હતા.[૫૦] જ્યારે યુધિષ્ઠિર રાજા રાજ્ય કરતા હતા, ત્યારે ઉપર જણાવેલું સઘળું તેમની પાસે હતું. તે સર્વની ગણત્રી હું રાખતી હતી તથા તેઓને કાર્યસંબંધી આજ્ઞા કરતી હતી અને તેઓની ફરીઆદ સાંભળતી હતી.[૫૧] વળી અંતઃપુરના તથા બહારના સર્વ સેવકોનાં અને ગોવાળ તથા ભરવાડસુધીનાં સર્વનાં કરેલાં તથા ન કરેલાં કામોને હું જાણતી હતી.[૫૨] હે યશસ્વિનિ તથા કલ્યાણિ સત્યભામા ! રાજા યુધિષ્ઠિરનું તથા પાંડવોનું સર્વ ઐશ્વર્ય અને જમાખર્ચ હું એકલીજ જાણતી હતી.[૫૩] હે સુંદરમુખિ ! ભરતકુળમાં શ્રેષ્ઠ એવા પાંડવો સર્વ કુટુંબભાર મારા ઉપર મૂકીને પોતે અસ્ત્રશસ્ત્રવિદ્યામાં પ્રીતિવાળા હોવાથી તેનો અભ્યાસ કરતા હતા[૫૪] અને દુરાત્માઓથી ન ઉપાડાય એવો તે મારા ઉપર નાખેલો ભાર, હું સર્વ સુખનો ત્યાગ કરીને રાત્રિદિવસ વહ્યા કરતી હતી.[૫૫] વળી ધર્માચરણ કરનારા મારા પતિઓનો, વરુણના ભંડારરૂપ પૂર્ણ સમુદ્રના જેવો તથા કોઇથી લૂંટી ન શકાય તેવો જે ખજાનો હતો તેના સંબંધમાં પણ હું એકલીજ માહિતી રાખતી હતી.[૫૬] કુરુવંશી પાંડવોને રાત્રે અથવા દિવસે ક્ષુધા કે તૃષા લાગતાં હું સહાય કરૂં છું અને તેઓનું આરાધન કરતાં મને દિવસ તથા રાત્રિ સમાનજ લાગે છે.[૫૭] હું હમેશાં સર્વ કરતાં પહેલી ઉઠું છું અને સૌથી છેલ્લી સૂઈ રહું છું. હે સત્યભામા ! એજ મારૂં વશીકરણ છે.[૫૮] આ પ્રકારનું પતિને વશ કરવાનું મહાવશીકરણ હું કરી જાણું છું; પરંતુ દુષ્ટ સ્ત્રીઓનાં આચરણને હું કદીપણ કરતી નથી, તેમજ તેની મને ઈચ્છા પણ નથી."[૫૯]

વૈશંપાયને કહ્યું:-દ્રૌપદીનું આવું ધર્મયુક્ત ભાષણ સાંભળીને સત્યભામા, ધર્માચારપ્રમાણે વર્તનારાં દ્રૌપદીનો સત્કાર કરીને બોલ્યાં:-"હે યજ્ઞસેન રાજાનાં પુત્રિ પાંચાલિ ! હું તમારી પ્રાર્થના કરૂં છું; મને ક્ષમા કરો. સખીઓ પરસ્પરમાં જાણીજોઇને મશ્કરીભર્યું બોલે છે. (તેથીજ મારાથી આવો અપરાધ થયો છે.")[૬૦,૬૧]

ઇતિ શ્રીમહા૦ વન૦ દ્રૌપદી-સત્યભામાસંવાદ પર્વમાં અધ્યાય ૨૩૩ મો સમાપ્ત.

# અધ્યાય ૨૩૪ મો

## દ્રૌપદીનો સત્યભામાને ઉપદેશ

॥ द्रौपद्युवाच ॥

**इमं तु ते मार्गमपेतमोहं वक्ष्यामि चित्तग्रहणाय भर्तुः॥ अस्मिन्यथावत्सखि वर्तमाना भर्तारमाच्छेत्स्यसि कामिनीभ्यः ॥१॥**

દ્રૌપદીએ કહ્યું:–"હે સખિ સત્યભામા! હવે હું તમને પતિનું ચિત્ત આકર્ષણ કરવાનો આ એક નિઃસંદેહ માર્ગ કહું છું. જો તમે યથાર્થરીતે એ પ્રમાણે વર્તશો તો તમારા પતિને બીજી સ્ત્રીઓની પાસેથી તમે તમારા તરફ ખેંચી લેશો. હે સત્યભામા! દેવલોકની સાથે સર્વ લોકમાં સ્ત્રીઓને પતિ જેવું દૈવત છે, તેવું બીજું દૈવત નથી; કારણ કે પતિ જો પ્રસન્ન થાય છે તો સ્ત્રીના સર્વ મનોરથો પૂર્ણ થાય છે અને તે કુપિત થાય છે તો સર્વ સુખનો નાશ થાય છે.[૨] સંતુષ્ટ થએલા પતિથી સ્ત્રીને સંતતિ, વિવિધ પ્રકારના વૈભવો, સુંદર દેખાવવાળાં આસનો, શય્યાઓ, વસ્ત્રો, પુષ્પમાળાઓ, સુગંધી પદાર્થો સ્વર્ગલોક અને વિશાળ કીર્તિ–એ સઘળું પ્રાપ્ત થાય છે.[૩] આ લોકમાં સુખવડે સુખની પ્રાપ્તિ કદીપણ થતી નથી, પરંતુ સાધ્વી સ્ત્રી દુઃખવડે સુખ મેળવે છે; માટે તમે નિત્ય સ્નેહથી, પ્રેમથી, શરીરકષ્ટથી, સુંદર આસનોથી, ઉત્તમ પુષ્પોથી, સરળ વર્તનથી તથા સુગંધી પદાર્થોથી શ્રીકૃષ્ણનું આરાધન કરો, કેજેથી 'હું આને પ્રિય છું" એમ જાણીને શ્રીકૃષ્ણ તમારી પાસેજ રહેશે; માટે તમે તે પ્રમાણે કરો.[૪,૫] દરવાજામાં આવેલા પતિનો શબ્દ સાંભળતાંજ તમારે ઘરમાં ઉઠીને ઉભાં રહેવું અને તેમને ઘરમાં પેઠેલા જોઇને તુરતજ પગ ધોવાનું પાણી, આસન વગેરે આપી, તેમની સેવા કરવી.[૬] વળી હે સત્યભામા! દાસીને કંઇ કામમાટે મોકલી હોય તે વખતે પોતેજ ઉઠીને સઘળું કામ કરવું; જેમ કરવાથી શ્રીકૃષ્ણ તમારો એ ભાવ જાણે કે, 'આ સર્વાત્મભાવથી મારી સેવા કરે છે.'[૭] વળી તમારા પતિ તમારી આગળ જે કંઇ કહે, તે જો કે ગુપ્ત રાખવા જેવું ન હોય તોપણ તે કોઇને કહેવું નહિ; કારણ કે તમારી કોઈ સોક્ય તે વાત શ્રીકૃષ્ણને કહી દે તો તેથી તેમની તમારા ઉપર અપ્રીતિ થાય.[૮] તમારા પતિના જે પ્રિય હોય, તેમના ઉપરજ પ્રીતિ રાખનારા હોય તથા હિત કરનારા હોય, તે લોકોને તમે વિવિધ ઉપાયથી ભોજન કરાવતાં રહો; અને પતિના જે શત્રુઓ હોય, તેમનું અહિત કરનારા હોય, પતિએ જેઓની ઉપેક્ષા કરી હોય તથા જેઓ કપટ કરવા તત્પર હોય, તેઓથી નિત્ય અળગાં રહો.[૯] બીજા પુરુષો સાથે કામ પડતાં તમે મદ અને બેસાવધપણાનો ત્યાગ કરીને મૌન ધારણ કરો અને પોતાના મનને વશ કરો. પ્રદ્યુમ્ન અને સાંબ જો કે તમારા કુમારો છે, તોપણ તમારે એકાંતમાં તેઓની સાથે કદીપણ બેસવું નહિ.[૧૦] મહાકુલીન, પાપવિનાની સતી સ્ત્રીઓની સાથેજ તમે મિત્રતા કરો અને ક્રૂર, પારકાનો પરાભવ કરવા સમર્થ, બહુ આહાર કરનારી, ચોર, દુષ્ટ તથા ચંચળ અંતઃકરણવાળી સ્ત્રીઓનો ત્યાગ કરો.[૧૧] આ મેં દર્શાવેલો માર્ગ યશ આપનારો છે, સૌભાગ્યની વૃદ્ધિ કરનારો છે, સ્વાર્થસાધક છે અને શત્રુનાશક છે; માટે તમે એ માર્ગનો આશ્રય કરીને તથા મહામૂલ્યવાન પુષ્પમાળાઓ, અલંકારો, ચંદનના અંગરાગો તથા ઉત્તમ સુગંધી પદાર્થો ધારણ કરીને પોતાના પતિનું આરાધન કરો."[૧૨]

**ઈતિ શ્રીમહા૦ વન૦ દ્રૌપદીસત્યભામાસંવાદ પર્વમાં "દ્રૌપદીકર્તવ્યકથન" એ વિષયનો અધ્યાય ૨૩૪ મો સમાપ્ત.**

# અધ્યાય ૨૩૫ મો

## સત્યભામાએ કરેલું દ્રૌપદીનું સાંત્વન અને શ્રીકૃષ્ણનું પ્રયાણ

॥ वैशंपायन उवाच ॥

**मार्कंडेयादिभिर्विप्रैः पांडवैश्च महात्मभिः॥ कथाभिरनुकूलाभिः सह स्थित्वा जनार्दनः॥**

વૈશંપાયને કહ્યું:–માર્કંડેય આદિ બ્રાહ્મણો અને મહાત્મા પાંડવોની સાથે બેસીને અનુકુળ કથાઓ કરી રહ્યા પછી મધુસૂદન શ્રી-

કૃષ્ણે તેઓની સાથે યથાયોગ્ય ખાનગી વાતો કરીને રથ ઉપર બેસતી વખતે સત્યભામાને બોલાવ્યાં.[2] તે સમયે સત્યભામા દ્રૌપદીને ભેટયાં અને એકાગ્રતાથી તથા પ્રેમથી મનોહર વચન કહેવા લાગ્યાં.[3]

" હે દ્રૌપદિ ! તમે મનમાં ચિંતા રાખશો નહિ, વ્યથા પામશો નહિ તથા ઉજાગરા પણ કરશો નહિ; કારણ કે તમારા દેવસમાન પતિઓથી જિતાયલી પૃથ્વીને તમે થોડા સમયમાંજ પ્રાપ્ત થશો.[4] હે શ્યામનયના ! તમારા જેવી શીલસંપન્ન અને સુલક્ષણા સ્ત્રીઓને આવી રીતે ઘણા દિવસ ક્લેશ ભોગવવો પડતો નથી.[5] તમે તમારા પતિઓની સાથે નિષ્કંટક અને શત્રુરહિત એવી આ પૃથ્વીનો અવશ્ય ઉપભોગ કરશો, એવું મેં સાંભળ્યું છે.[6] હે દ્રૌપદિ ! ધૃતરાષ્ટ્રના પુત્રોનો વધ કરીને વૈરનો બદલો વાળ્યા પછી પૃથ્વી યુધિષ્ઠિરને સ્વાધીન થયેલી તમે જોશો.તમે વનમાં જવા નીકળ્યાં તે વખતે જે ગર્વાંધ થયેલી કૌરવસ્ત્રીઓ તમને હસી હતી, તેઓને તમે થોડા સમયમાંજ હતાશ થયેલી જોશો.[8] હે દ્રૌપદિ ! તમે દુઃખી થયાં હતાં તે વખતે જેઓએ તમારૂં અપ્રિય કર્યું હતું, તે સર્વને તમે દૈવયોગે યમલોકમાં જતા જોશો.[9] હે દ્રૌપદિ ! તમારેવિષે યુધિષ્ઠિરથી ઉત્પન્ન થયેલો પ્રતિવિંધ્ય, ભીમસેનથી ઉત્પન્ન થયેલો સુતસોમ, અર્જુનથી ઉત્પન્ન થયેલો શ્રુતકર્મા, નકુલથી થયેલો શતાનીક અને સહદેવથી થયેલો શ્રુતસેન-એ તમારા સર્વે વીર પુત્રો અસ્ત્રવિદ્યામાં નિપુણ થયા છે અને ક્ષેમકુશળ છે.[11] તેઓ અભિમન્યુની પેઠેજ પ્રસન્ન થઇને દ્વારકામાં અત્યંત આનંદથી રહે છે અને સુભદ્રા તમારી પેઠેજ તેઓના ઉપર ખરા મનથી પ્રેમ રાખે છે.[12] તે તમારાસંબંધમાં અથવા તેઓના સંબંધમાં ભિન્નભાવ ન રાખતાં તેઓને જોઇને શાંત થઇ મનમાં આનંદ પામે છે અને તેઓને દુઃખે દુઃખી તથા તેઓને સુખે સુખી થાય છે.[13] વળી પ્રદ્યુમ્નનાં માતા રુકિમણી પણ ખરા અંતઃકરણથી તેઓનું પાલનપોષણ કરે છે અને શ્રીકૃષ્ણ પોતાના ભાનુ વગેરે પુત્રો કરતાં તેઓને વિશેષ ગણે છે.[14] મારા સસરાજી તેઓના અન્નવસ્ત્રની વ્યવસ્થા જોવામાં નિત્ય કાળજી રાખે છે અને બળરામ વગેરે સર્વ અંધકો તથા યાદવો તેઓના મનોરથ પૂરા પાડે છે;[15]કારણ કે, હે પ્રેમવતિ ! તેઓને પ્રદ્યુમ્ન ઉપર અને તમારા પુત્રો ઉપર સમાન સ્નેહ છે."

ઇત્યાદિ પ્રિય, સત્ય, હૃદયાકર્ષક અને મનને અનુકૂળ લાગે તેવાં વચનો કહીને સત્યભામાએ વાસુદેવના રથપ્રત્યે જવાનો મનમાં વિચાર કર્યો. જતી વખતે શ્રીકૃષ્ણનાં પટ્ટરાણી સત્યભામાએ દ્રૌપદીની પ્રદક્ષિણા કરી.[17] તે પછી પ્રેમાળ સત્યભામા શ્રીકૃષ્ણના રથ ઉપર ચઢયાં. યાદવશ્રેષ્ઠ શ્રીકૃષ્ણે મંદ હાસ્ય કરીને દ્રૌપદીને ધીરજ આપી અને પાંડવોને પાછા વાળીને શીઘ્ર ગતિવાળા ઘોડાઓને હાંકી પોતાના નગર તરફ પ્રયાણ કર્યું.[18]

**ઇતિ શ્રીમહા૦ વન૦ દ્રૌપદી–સત્યભામા-સંવાદ પર્વમાં "કૃષ્ણગમન" એ વિષયનો અધ્યાય ૨૩૫ મો સમાપ્ત.**

## દ્રૌપદી–સત્યભામા સંવાદ પર્વ સમાપ્ત*

*पतिव्रतानां धर्माश्च द्रौपदीसत्यभामयोः । संवादादधिगंतव्याः सेव्यास्तास्तु सुखावहाः॥

સેવન કરવાયોગ્ય પતિવ્રતાના ધર્મો દ્રૌપદી અને સત્યભામાના સંવાદ ઉપરથી પ્રાપ્ત કરવા–શીખવા. એ ધર્મો સ્ત્રીઓને સુખ આપનારા છે. **गणेश**



# घोषयात्रा पर्व*

## અધ્યાય ૨૩૬ મો

### ધૃતરાષ્ટ્રના પાંડવોમાટેના ખેદોદ્‌ગાર

॥ जनमेजय उवाच ॥

**एवं वने वर्तमाना नराग्र्याः शीतोष्णवातातपकर्शितांगाः॥ सरस्तदासाद्य वनं च पुण्यं ततः परं किमकुर्वत पार्थाः॥१॥**

જનમેજયે પૂછયું:– એ પ્રમાણે અરણ્યમાં વાસ કરનારા અને ટાઢ, ગરમી, વાયુ તથા સૂર્યના તાપવડે સૂકાઇ ગયેલાં અંગોવાળા તે નરશ્રેષ્ઠ પાંડવોએ, તે પવિત્ર અરણ્યમાં આવેલા સરોવર પાસે જઇને પછી શું કર્યું?[१]

વૈશંપાયને કહ્યું:–પાંડવોએ દ્વૈતવનના સરોવર ઉપર આવ્યા પછી પોતાની સાથેના લોકોને જવામાટે રજા આપી અને ત્યાં તેઓ ઘર તૈયાર કરીને રમણીય વનો, પર્વતો અને નદીના તીરપ્રદેશો ઉપર ફરવા લાગ્યા.[२] આ રીતે મહાવીર પાંડવો વનમાં વસતા હતા, ત્યાં તેઓની પાસે સ્વાધ્યાયસંપન્ન, તપોનિષ્ઠ તથા વેદવેત્તા એવા વૃદ્ધ બ્રાહ્મણો આવવા લાગ્યા અને પુરુષશ્રેષ્ઠ પાંડવો તેઓનો સત્કાર કરવા લાગ્યા.[३] તે પછી એક વખતે વૃત્તાંત કહેવામાં ચતુર એવો એક બ્રાહ્મણ પૃથ્વી ઉપર ફરતો ફરતો પાંડવોની પાસે આવ્યો અને તેઓને મળીને તે દૈવેચ્છાથી ધૃતરાષ્ટ્ર રાજાની પાસે ગયો.[४] કુરુકુળમાં શ્રેષ્ઠ એવા વૃદ્ધ ધૃતરાષ્ટ્ર રાજાએ તેનો સત્કાર કર્યો. ત્યાં બેઠા પછી તે બ્રાહ્મણે રાજાની પ્રેરણાથી તેને ધર્મરાજ, ભીમસેન, અર્જુન, નકુલ તથા સહદેવસંબંધી વૃત્તાંત કહ્યો કે, તે સર્વે દુર્બળ થઇ ગયા છે, તેઓનાં શરીરો વાયુ અને તાપને લીધે સૂકાઇ ગયાં છે અને તેઓ ભયંકર દુઃખના મુખમાં જઇ પડયા છે; તેમજ વીર પતિઓની પત્ની હોવા છતાં દ્રૌપદી પણ અનાથની પેઠે અત્યંત કલેશ ભોગવે છે.[५,६] આવાં તે બ્રાહ્મણનાં વચન સાંભળતાંજ વિચિત્રવીર્યના પુત્ર ધૃતરાષ્ટ્ર રાજાના અંતઃકરણમાં દયા ઉત્પન્ન થવાથી તે સંતાપ પામ્યા અને રાજાના પુત્ર તથા રાજાના પૌત્ર એવા પાંડવોને વનમાં તે રીતે દુઃખરૂપી નદીમાં પડેલા સાંભળીને તેજ વખતે તેનું મન દુઃખથી વ્યાકુળ થઇ ગયું તથા તે નિઃશ્વાસના વાયુથી કાંતિરહિત થઇ ગયા; છતાં મહાકષ્ટથી ધીરજ ધરીને અને આ સર્વ પ્રકારનું મૂળ કારણ હું પોતેજ છું એવું મનમાં જાણીને કહેવા લાગ્યા:–[७,८]"સત્યનિષ્ઠ, પવિત્ર, સદાચરણસંપન્ન, મારા પુત્રોમાં મોટા અને અજાતશત્રુ એવા ધર્મરાજા, કે જે પૂર્વે રંકુ મૃગનાં રુવાટાંથી ભરેલી કોમળ તળાઇ ઉપર શયન કરતા હતા, તેજ હમણાં પૃથ્વીની સપાટી ઉપર શયન કરે છે,એ કેવું કહેવાય ?રે! પૂર્વે જે ઇંદ્રતુલ્ય યુધિષ્ઠિર રાજાને માગધ અને સૂતોનાં ટોળાંઓ સ્તુતિ કરીને નિત્ય જગાડતાં હતાં, તેજ હમણાં ભોંય ઉપર સૂનારા ધર્મરાજાને પાછલી રાતે પક્ષીનાં ટોળાંઓ શબ્દ કરીને અવશ્ય જગાડતાં હશે ?[९,१०] વાયુ અને

---

* **साधूनभिबुभूषुर्हि स्वयमेवाभिभूयते । इति संदर्शयन्नाह घोषयात्रां महामुनिः ॥**

સાધુપુરુષોનો પરાભવ કરવાની ઇચ્છાવાળો પુરુષ જરૂર પોતેજ પરાભવ પામે છે, એ સારી રીતે દર્શાવવામાટે મહામુનિ વ્યાસ ઘોષયાત્રા વર્ણવે છે. **गणेश**

તાપવડે સૂકાઈ ગયેલાં અંગવાળા, જેનાં અંગે અંગમાં કોપ વ્યાપી ગયો છે અને જેનું અંગ તેવાં દુઃખ ભોગવવાને યોગ્ય નથી તે ભીમસેન દ્રૌપદીની સમક્ષ જમીનપર સૂવે છે, એ કેવું અયોગ્ય ![11]તેમજ સુકુમાર, ઉદાર ચિત્તવાળો અને ધર્મપુત્ર યુધિષ્ઠિર રાજાની આજ્ઞામાં રહેનારો અર્જુન ક્રોધથી કરમાઈ જતાં હોય તેવાં અંગોવડે અરણ્યભૂમિમાં શયન કરતો નથી પણ જરૂર ઉજાગરો કરે છે ![12]નકુલ, સહદેવ, દ્રૌપદી, યુધિષ્ઠિર અને ભીમસેન–એ સર્વને સુખરહિત થયેલાં જોઇને ઉગ્ર તેજવાળો અર્જુન, ક્રોધવડે સર્પની પેઠે ફુંફાડા મારતો અવશ્ય નિવાસસ્થાનમાં નિદ્રા લેતો નથી! તેમજ સુખ ભોગવવાને યોગ્ય છતાં દુઃખી થઇ ગયેલા અને સ્વર્ગમાં રહેલા દેવના જેવા સ્વરૂપસંપન્ન એવા નકુલ તથા સહદેવ, ધર્મ તથા સત્યથી ઘેરાઇને શાંતિરહિત થઈ અવશ્ય ઉજાગરા કરે છે ! વાયુનો પુત્ર ભીમસેન વાયુસમાન અત્યંત બળવાન છે, તોપણ મોટા બંધુરૂપી ધર્મપાશથી બંધાઈ જવાને લીધેજ ખરેખર તે નિઃશ્વાસ નાખીને પોતાના ક્રોધને સહન કરે છે.[15] મારા પુત્રોના વધની આકાંક્ષા કરતો તે ભીમસેન પણ પૃથ્વીપર ઉંઘ ન આવવાથી લોટયા કરે છે અને યુદ્ધમાં બીજાઓના કરતાં પોતે અધિક હોવા છતાં સત્ય તથા ધર્મથી રોકાઇને સમયની વાટ જુએ છે.[16] યુધિષ્ઠિરને કપટથી જિત્યા પછી દુઃશાસને જે કઠોર વચનો કહ્યાં, તે વચનો ભીમસેનના અંગમાં પેસી ગયાં છે અને ઘાસની ગંજીનો અગ્નિ જેમ લાકડાંને બાળી મૂકે છે, તેમ તે ભીમનાં અંગને બાળે છે. ધર્મપુત્ર યુધિષ્ઠિર મારા પુત્રોનાં પાપનો વિચાર કરશે નહિ અને અર્જુન પણ તેમને અનુસરીને વર્તશે; પરંતુ અગ્નિ જેમ વાયુથી વૃદ્ધિ પામે છે, તેમ ભીમનો કોપ અરણ્યવાસથી વધ્યા કરે છે;[18] અને તે કોપથી બળી જતો વીર ભીમસેન હાથવડે હાથ મસળીને આ મારા પુત્રોને તથા પૌત્રોને બાળી મૂકતો હોય તેમ મહાભયંકર ઉના નિઃશ્વાસો નાખ્યા કરે છે.[19] ગાંડીવ ધનુષને ધારણ કરનારો અર્જુન તથા ભીમસેન, એ બન્ને ક્રોધમાં આવી જતાં જગતનો સંહાર કરનારા કાળના જેવા છે. તેઓ યુદ્ધમાં વજ્રસમાન બાણો ફેંકવા માંડશે એટલે શત્રુસેનામાંથી કોઇને બાકી રહેવા દેશે નહિ.[20] દુર્યોધન, શકુનિ, કર્ણ અને અત્યંત મંદ બુદ્ધિવાળો દુઃશાસન–એ સર્વે શિખર ઉપર રહેલું મધ જુએ છે; પરંતુ તે લેતાં થનારા પતનને જોતા નથી અને તેથીજ તેઓએ દ્યૂતનો આશ્રય કરીને રાજ્ય હરી લીધું છે.[21] મનુષ્ય શુભ અથવા અશુભ કર્મ કરીને પછી તેનાં ફળની વાટ જુએ છે અને ફળ ભોગવવામાં પરાધીન બનેલો તે કર્તા તે ફળ ભોગવતાં મુંઝાઈ જાય છેઃ પરંતુ પછી પુરુષનો તે ફળભોગથી કેવી રીતે છુટકો થાય? અર્થાત્ કરેલાં કર્મનું ફળ અવશ્ય ભોગવવુંજ પડે છે.[22] સારી રીતે ખેડેલા ખેતરમાં બીજ વાવ્યાં હોય અને ઋતુકાળને અનુસરીને વરસાદ પણ વરસ્યો હોય, છતાં જો ફળપ્રાપ્તિ ન થાય તો દૈવવિના એમાં બીજું કારણ નથી, એવું મારૂં માનવું છે.[23] દ્યૂત રમવામાં કુશળ એવા શકુનિએ પ્રથમ અશુભ કામ કર્યું, તોપણ સદ્વર્તનથી વર્તનારા પાંડુપુત્ર યુધિષ્ઠિરે (તેઓનો તેજ વખતે ઘાત કર્યો નહિ એ) કૃત્ય સારૂં કર્યું; પરંતુ દુષ્ટ પુત્રના કહેવા પ્રમાણે વર્તીને મેં એવું ભુંડું કર્યું, કે જેથી હવે કૌરવોનો અંતકાળ આવી પહોંચ્યો છે.[24] જેમ વાયુ કોઇની પ્રેરણાવિના પણ અવશ્ય વાયા કરે છે, ગર્ભિણી સ્ત્રી પ્રેરણાવિના પણ અવશ્ય પ્રસવ કરે છેજ, દિવસનો આરંભ થતાં અવશ્ય રાત્રિનો નાશ છેજ અને રાત્રિનો આરંભ થતાં દિવસનો નાશ પણ છેજ. (તેમ આ અમારા પાપનું ફળ પણ અવશ્ય પ્રાપ્ત થશેજ.)[25] (ત્યારે તમે આવો વિચાર પ્રથમજ કેમ ન કર્યો? એ પ્રશ્નનો ઉત્તર એજ છે કે,)જો મનુષ્યને એવો વિચાર સૂઝતો હોત તો પછી અમારા જેવા લોકો અન્યાયથી પણ દ્રવ્ય સંપાદન શામાટે કરત ? (તું મૂર્ખ છે માટે તેં તેમ કર્યું એવું કોઈ કહે તો હું ભલે મૂર્ખ હોઉં, પરંતુ) બીજા રાજાઓ શામાટે એ પ્રમાણે દ્રવ્ય સંપાદન કરે છે?વળી સંપાદન કરેલું ધન સત્પુરુષો પણ ધર્મ, કામ વગેરેને માટે કેમ ખર્ચતા નથી?

સારાંશ,મનુષ્યોની દ્રવ્ય સંપાદનકરવામાં અનેસંપાદન કરેલા દ્રવ્યનું રક્ષણકરવામાં જે સ્વાભાવિક બુદ્ધિ છે,તે દૂર કરાતી નથી. (કોઇ કહે કે, 'દ્રવ્ય મેળવ્યુંજ ન હોય તો શી હરકત છે?' તેનો ઉત્તર એ છે કે,) જ્યારે નિર્ધનને ધનસાધ્ય લગ્નાદિક કરવાયોગ્ય યૌવનાદિક આવે છે, ત્યારે તેના મનમાં વિચાર આવે છે કે, હવે હું નિર્ધન છું તેથી તે ધનવડે થાય તેવું કાર્ય કેવી રીતે થઈ શકશે? કયા ઉપાયથી મને ધનપ્રાપ્તિ થશે? આવો ચિંતારૂપી અનર્થ નિર્ધન મનુષ્યને આવી પડે છે.[૨૬] (કોઇ કહેશે કે, 'હજી પણ તમે અર્થને અનર્થ કરનાર જાણીને પાંડવોનો રાજ્યભાગ આપી શકશો, જેમ કરવાથી પછી વિનાશ થવાની શંકા રહેશે નહિ' તેનો ઉત્તર એ છે કેઃ-) જે દ્રવ્ય એકઠું થએલું છે, તે પુત્ર, પશુ ઇત્યાદિના જેવું અત્યંત પ્રિય હોવાથી હવે તેના બે વિભાગ કેવી રીતે પાડી શકાય? હું તો જેમ કાચા ઘડામાંથી પાણી ઝરીને નીકળી જાય છે, તેમ સંગ્રહ કરેલા ધનમાંથી અલ્પ સ્વલ્પ ધન પણ બહાર જતું ન રહે એવી ઇચ્છા રાખું છું; (આથી પાંડવો તરફથી પાંચ ગામ માગવામાં આવશે તો તે પણ હું આપીશ નહિ એ દર્શાવ્યું છે.) તેમજ ઘડાવડે ધારા કરવાથી જેમ પાણી નીકળી જાય છે, તેમ ધારાબંધ ધન જતું ન રહે એમ પણ હું ઇચ્છું છું. (આથી અર્ધરાજ્ય તો આપવુંજ નથી એ દર્શાવ્યું છે.) જો ધનનું રક્ષણ કરવામાં ન આવે તો તે સેંકડો દ્વારથી બહાર જતું રહે છે, માટે ધનનું રક્ષણ કરવું યોગ્યજ છે-અર્થાત્ અલ્પ અથવા અર્ધું તેઓને આપવુંજ નથી! (આ ઉપરથી કોઈ કહેશે કેઃ-'જો તમે ધનનું રક્ષણ કરશો તો પુત્રોનો નાશ થશે!' પરંતુ એ કહેવું યોગ્ય નથી; કારણ કે) જગતમાં કરેલાં કર્મનો કદીપણ નાશ થતો નથી-અર્થાત્ કૌરવોના ભાગ્યમાં મરણ અથવા દુર્ગતિ નિર્માયાં હશે તો તે મિથ્યા થશે નહિ, ત્યારે અર્ધું રાજ્ય આપીને પ્રત્યક્ષ દુઃખ શામાટે વેઠવું?[૨૭] પરંતુ અર્જુનનું પરાક્રમ તો જુઓ! તે અરણ્યમાંથી ઇંદ્રલોકમાં ગયો અને ત્યાં ચાર પ્રકારનાં દિવ્ય અસ્ત્રો સંપાદન કરીને પાછો આ લોકમાં પણ આવી પહોંચ્યો![૨૮] શરીર સાથે સ્વર્ગમાં જઇને અર્જુનવિના બીજો કયો મનુષ્ય પાછો આવવાની ઈચ્છા કરે? ખરેખર અર્જુન, કાળવડે હણાએલા અને મરવાની તૈયારીમાં આવેલા અનેક કૌરવોના મરણને પોતાના દિવ્ય જ્ઞાનથી જોઇનેજ આ લોકમાં પાછો આવ્યો છે.[૨૯] બે હાથવડે બાણ છોડનારો ધનુષધારી અર્જુન, ભયંકર વેગવાળું ગાંડીવ ધનુષ અને અર્જુનનાં તે દિવ્ય અસ્ત્રો-આ ત્રણેનાં તેજને આ લોકમાં સહન કરનારો કોણ છે?"[૩૦]

ધૃતરાષ્ટ્ર રાજાનાં તે વચન સાંભળીને સુબલના પુત્ર શકુનિએ એકાંતમાં કર્ણ તથા દુર્યોધનને તે સઘળું કહી સંભળાવ્યું અને તે સાંભળીને અલ્પ બુદ્ધિવાળો દુર્યોધન મૃત્યુના ભયથી ખિન્ન થઇ ગયો.[૩૧]

ઇતિ શ્રીમહા૦ વન૦ ઘોષયાત્રા પર્વમાં "ધૃતરાષ્ટ્રખેદવાક્ય" એ વિષયનો અધ્યાય ૨૩૬ મો સમાપ્ત.

## અધ્યાય ૨૩૭ મો

### શકુનિનો દુર્યોધનને દુષ્ટ ઉપદેશ

॥ वैशंपायन उवाच ॥

धृतराष्ट्रस्य तद्वाक्यं निशम्य शकुनिस्तदा ॥
दुर्योधनमिदं काले कर्णेन सहितोऽब्रवीत् ॥१॥

વૈશંપાયને કહ્યુંઃ-તે સમયે ધૃતરાષ્ટ્રનાં તે વાક્યો સાંભળીને યોગ્ય સમયે કર્ણને સાથે રાખી શકુનિ, દુર્યોધનને આ પ્રમાણે કહેવા લાગ્યો.[૧] "હે ભરતવંશી રાજા! તમે પોતાનાં પરાક્રમવડે વીર પાંડવોને વનમાં હાંકી કાઢ્યા છે, તેથી હવે સ્વર્ગનો ઉપભોગ કરનારા ઇંદ્રની પેઠે તમે એકલા આ પૃથ્વીનો ઉપભોગ કરો.[૨] હે રાજન્! તમે પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ તથા ઉત્તર દિશાના સર્વ રાજાઓને કર આપતા કર્યા છે.[૩] વળી હે રાજા! પૂર્વે જે દેદીપ્યમાન રાજ્યલક્ષ્મી પાંડવોની સેવા કરતી હતી, તેજ લક્ષ્મી હમણાં તમે તમારા બંધુઓની સાથે મેળવી છે.[૪] હે રાજા! પૂર્વે યુધિષ્ઠિર ઇંદ્રપ્રસ્થમાં હતા, ત્યારે અમે જે તેજસ્વી રાજ્યલક્ષ્મી

તેમનેવિષે જોઇ હતી, તેજ લક્ષ્મી આજે તમારે-વિષે જોઇએ છીએ.[૫] હે રાજેંદ્ર! તમારા શત્રુઓ થોડા સમયમાંજ શોકવડે દુર્બળ બની ગયા છે અને હે મહાબાહુ! તે યુધિષ્ઠિર રાજા પાસેથી તમે બુદ્ધિબળવડે ખેંચી લીધેલી આ રાજ્યલક્ષ્મી વિશેષ ચમકતી હોય એવી જણાય છે; તેમજ હે શત્રુવીરને હણનારા રાજાધિરાજ! સઘળા રાજાઓ 'અમે કયું કાર્ય કરીએ!' એ પ્રમાણે બોલતા તમારી આજ્ઞા ઉઠાવે છે. હે રાજા! પર્વતો, વનો, ગામો, નગરો, ખાણો અને વિવિધ પ્રકારના વનપ્રદેશોવાળી તથા પર્વતોથી શોભી રહેલી, સાગરરૂપી વસ્ત્રવાળી આ સમસ્ત પૃથ્વી તમારા સ્વાધીનમાં છે.[૬–૯]વળી હે રાજા! બ્રાહ્મણો તમારી સ્તુતિ કરે છે અને રાજાઓ તમારી પૂજા કરે છે. તમે તમારા પુરુષાર્થથી સ્વર્ગમાં દેવોની વચ્ચે જેવા સૂર્ય પ્રકાશે છે, તેવા આ લોકમાં પ્રકાશો છો.[૧૦] યમરાજા જેમ રુદ્રોવડે શોભે છે, ઇંદ્ર જેમ દેવગણોવડે શોભે છે, તેમ હે રાજા! તમે કૌરવોથી વીંટાયલા ચંદ્રના જેવા શોભો છો.[૧૧] જેઓએ તમારી આજ્ઞાનો આદર કર્યો નથી અને જેઓ તમારી આજ્ઞામાં રહ્યા નથી, તે પાંડવોને લક્ષ્મીરહિત થઇને વનમાં વાસ કરતા અમે જોઇએ છીએ.[૧૨] હે મહારાજ! પાંડવો દ્વૈતવનના સરોવર આગળ વનવાસી બ્રાહ્મણોની સાથે વાસ કરે છે,એવું સંભળાય છે;[૧૩] માટે હે મહારાજા! પરમ ઐશ્વર્યસંપન એવા તમે પોતાનાં તેજવડે સૂર્યની પેઠે પાંડવોને તાપ ઉત્પન્ન કરવા ત્યાં જાઓ.[૧૪]હે રાજા! તમે રાજ્ય ઉપર છો અને તેઓ રાજ્યથી ભ્રષ્ટ થયા છે; તમે રાજ્યલક્ષ્મીથી વીંટાયલા છો અને તેઓ લક્ષ્મીથી રહિત છે; તમે સર્વ પ્રકારની સમૃદ્ધિથી સંપન્ન છો અને તેઓ સમૃદ્ધિથી રહિત છે, માટે તમે પાંડવોને એવી સ્થિતિમાં જુઓ.[૧૫] નહુષના પુત્ર યયાતિની પેઠે મોટા કુળમાં ઉત્પન્ન થયેલા અને પ્રચંડ રાજ્યવૈભવથી સંપન્ન થયેલા તમને પાંડવો ભલે જુઓ![૧૬] હે રાજા! પુરુષને પ્રાપ્ત થયેલી જે તેજસ્વી લક્ષ્મીને સ્નેહીઓ તથા શત્રુઓ જુએ છે, તે લક્ષ્મી સ્નેહીઓને હર્ષ આપવા તથા શત્રુઓને શોક આપવા સમર્થ થાય છે.[૧૭] જે પ્રમાણે પર્વત ઉપર ઉભો રહેલો પુરુષ પૃથ્વી ઉપર ઉભા રહેલા મનુષ્યને જુએ તે પ્રમાણેજ સુખી અવસ્થામાં રહેલો પુરુષ પોતાના શત્રુઓને દુઃખી સ્થિતિમાં જુએ છે એનાથી બીજું મોટું સુખ કયું છે?[૧૮] હે રાજસિંહ! મનુષ્યને પોતાના શત્રુનું દુઃખ જોવાથી જેવો આનંદ થાય છે, તેવો આનંદ પુત્રલાભથી, ધનલાભથી તથા રાજ્યલાભથી પણ થતો નથી.[૧૯] જેના મનોરથો પૂર્ણ થયા છે એવો પુરુષ, વલ્કલ અને મૃગચર્મ ધારણ કરીને આશ્રમમાં રહેલા અર્જુનને જોશે, ત્યારે તેને કયું સુખ બાકી રહેશે?[૨૦] વળી સુંદર વસ્ત્રોને ધારણ કરનારી તમારી ભાર્યાઓ, વલ્કલ અને મૃગચર્મને ધારણ કરનારી દુઃખી દ્રૌપદીને જુઓ અને એઓને જોઇને ફરી તેને ખિન્ન થવા દો;[૨૧] એટલુંજ નહિ પણ એ પ્રમાણે થવાથી દ્રૌપદી પોતાના નિર્ધન જીવિતની તથા પોતાની જાતની ભલે અતિશય નિંદા કરો; કારણ કે દ્રૌપદીને સભાની વચ્ચમાં જેવો ખેદ થયો ન હતો, તેવો ખેદ તમારી સારી પેઠે શણગારાએલી સ્ત્રીઓને જોવાથી થશે."[૨૨]

વૈશંપાયને કહ્યુંઃ–આ પ્રમાણે કર્ણની સાથે શકુનિએ રાજા દુર્યોધનને કહ્યું અને હે જનમેજય! તે પછી બન્ને જણ બોલતા બંધ થયા.[૨૩]

ઇતિ શ્રીમહા૦ વન૦ ઘોષયાત્રા પર્વમાં "કર્ણશકુનિવાક્ય" એ વિષયનો અધ્યાય ૨૩૭ મો સમાપ્ત.

## અધ્યાય ૨૩૮ મો
### ઘોષયાત્રાનિમિત્તે દ્વૈતવનમાં જવાનો ઠરાવ

॥ वैशंपायन उवाच ॥

**कर्णस्य वचनं श्रुत्वा राजा दुर्योधनस्ततः॥**
**हृष्टो भूत्वा पुनर्दीन इदं वचनमब्रवीत्॥१॥**

વૈશંપાયને કહ્યુંઃ–દુર્યોધન રાજા કર્ણનાં વચન સાંભળીને પ્રથમ આનંદ પામ્યો; પરંતુ ફરીથી દીન થઇને તે આ પ્રમાણે કહેવા લાગ્યોઃ–

'હે કર્ણ ! તું જે આ કહે છે તે સઘળું મારા મનમાં છે; પરંતુ જ્યાં પાંડવો છે, ત્યાં જવાની મને ધૃતરાષ્ટ્ર રાજાની આજ્ઞા મળશે નહિ;[૨] કારણકે ધૃતરાષ્ટ્ર રાજા વીર પાંડવોને માટે શોક કરે છે અને તેઓને, તપશ્ચર્યાના લીધે આપણા કરતાં અધિક બળવાળા માને છે;[૩] અથવા ધૃતરાષ્ટ્ર રાજા આપણે શું કરવા ધારીએ છીએ, તે જાણશે તોપણ તે ભવિષ્યકાળના પરિણામથી આપણું રક્ષણ કરવામાટે આપણને જવાની આજ્ઞા આપશે નહિ.[૪] હે મહાતેજસ્વી કર્ણ ! વનમાં રહેલા પાંડવોના નાશસિવાય આપણને દ્વૈત વનમાં જવાનું બીજું કંઈ પ્રયોજન નથી.[૫] દ્યૂત રમવાનો પ્રસંગ આવતાં વિદુરે તને, મને તથા શકુનિને જે વચન કહ્યાં હતાં, તે તું જાણે છેજ. તેનાં તે સર્વ વાકયો અને બીજાં તેના વિલાપવષે વિચાર કરતાં ત્યાં જવું કે ન જવું તેનો મારાથી નિશ્ચય થતો નથી.[૭] બાકી ભીમસેન અને અર્જુનને, દ્રૌપદીની સાથે અરણ્યમાં કલેશ પામતા જોવાનો મને પણ મોટો ઉમંગ છે;[૮] કારણકે વલ્કલ તથા મૃગચર્મ ધારણ કરનારા પાંડવોને જોઇને મને જેવો હર્ષ થશે, તેવો હર્ષ આ સંપૂર્ણ પૃથ્વી મળવાથી પણ થનારો નથી.[૯] ઓ કર્ણ ! હું દ્રુપદ રાજાની પુત્રી દ્રૌપદીને વનમાં ભગવાં વસ્ત્ર ધારણ કરીને રહેલી જોઉં, એનાથી બીજું અધિક સુખ શું હોઈ શકે ?[૧૦] જ્યારે ધર્મરાજ યુધિષ્ઠિર અને પાંડુપુત્ર ભીમસેન મને ઉત્તમ રાજ્યવૈભવ સાથે જુએ, ત્યારેજ મારૂં જીવિત સફળ થયેલું ગણાય ![૧૧] પરંતુ શું કરૂં ! મને ઉપાય જડતો નથી, કે જે ઉપાયથી આપણે તે વનમાં જઈએ અને ધૃતરાષ્ટ્ર રાજા મને જવાની રજા આપે;[૧૨] માટે હે કર્ણ ! તું શકુનિ તથા દુઃશાસનની સાથે કોઇ યોગ્ય ઉપાય ખોળી કાઢ, કે જેથી આપણે દ્વૈતવનમાં જઇ શકીએ.[૧૩] હું પણ આજે જવું અથવા ન જવું તેનો નિશ્ચય કરીને કાલે સવારમાંજ ધૃતરાષ્ટ્ર રાજાની પાસે જઇશ.[૧૪] હું અને કુરુશ્રેષ્ઠ ભીષ્મ ત્યાં બેસીએ એટલે તેં જે ઉપાય ખોળી કાઢયો હોય તે તું શકુનિની સાથે ત્યાં કહેજે.[૧૫]પછી વનમાં જવાના સંબંધમાં ભીષ્મ તથા રાજા જે કહેશે, તે સાંભળીને તથા ભીષ્મપિતામહનું મન મનાવીને હું જવાનો નિશ્ચય કરીશ."[૧૬]

દુર્યોધનનાં વાકય સાંભળીને સર્વે 'બહુ સારૂં ' એમ કહીને પોતપોતાને ઘેર ગયા. તે રાત્રિ વીતીને સવાર થતાંજ કર્ણ દુર્યોધન રાજાની પાસે ગયો[૧૭] અને તે હસતાં હસતાં આ પ્રમાણે કહેવા લાગ્યો:-"હે રાજન્ ! મેં આ એક ઉપાય ખોળી કાઢયો છે, તે તમે સાંભળો.[૧૮] હે રાજા ! દ્વૈતવનમાં સઘળા ઘોષો (ગાયના સમૂહો) તમારી વાટ જુએ છે; માટે આપણે તે ઘોષયાત્રા (ગાયોને જોવા માટે ફરવા) ના નિમિત્તથી દ્વૈતવનમાં જરૂર જઇ શકીશું; કારણકે હે પ્રજાપતિ ! ઘોષયાત્રામાટે જવું એ રાજાઓને સર્વદા યોગ્ય છે; અને હે રાજા ! તેથી તમને પિતા પણ જવાની આજ્ઞા આપશે." આ પ્રમાણે કર્ણ તથા દુર્યોધન ઘોષયાત્રાના સંબંધમાં નિશ્ચયની વાતો કરતા હતા, એટલામાં ગાંધારરાજ શકુનિ હસતો હસતો બોલ્યો કેઃ— "હા ! મને પણ આ ઉપાયજ દ્વૈતવનમાં જવાને માટે નિર્બાધ લાગે છે. આ ઉપાયથી ધૃતરાષ્ટ્ર રાજા આપણને જવાની આજ્ઞા આપશે, એટલુંજ નહિ પણ જવાના સંબંધમાં ઉપદેશ પણ કરશે.[૨૦,૨૨]હે રાજા ! સઘળા ગોસમૂહો દ્વૈતવનમાં એકઠા થયા છે અને તે તમારી વાટ જુએ છે; માટે આપણે ઘોષયાત્રાના નિમિત્તથી ત્યાં નિઃસંશય જઈશું."[૨૩]

આવો વિચાર કર્યા પછી તે સઘળાએ ખડખડાટ હસીને એકમેકના હાથમાં તાળીઓ આપી અને તે પ્રમાણેજ કરવાનો નિશ્ચય કરીને તેઓ કુરુશ્રેષ્ઠ ધૃતરાષ્ટ્રની પાસે ગયા.[૨૪]

**ઈતિ શ્રીમહા૦ વન૦ ઘોષયાત્રા પર્વમાં "ઘોષયાત્રામંત્રણા" એ વિષયનો અધ્યાય ૨૩૮ મો સમાપ્ત.**

## અધ્યાય ૨૩૯ મો

### ધૃતરાષ્ટ્રની આજ્ઞા અને દુર્યોધનનું દ્વૈતવન તરફ પ્રયાણ

॥ वैशंपायन उवाच ॥

धृतराष्ट्रं ततः सर्वे ददृशुर्जनमेजय ॥
पृष्ट्वा सुखमथो राज्ञः पृष्टा राज्ञा च भारत॥१॥

વૈશંપાયને કહ્યું:–હે જનમેજય! તે પછી સઘળાએ જઇને ધૃતરાષ્ટ્ર રાજાનાં દર્શન કર્યાં અને રાજાનું ક્ષેમ પૂછ્યું, ત્યારે હે ભારત! રાજાએ પણ તેઓને કુશળ સમાચાર પૂછ્યા.[૧,૨] ત્યારપછી તેઓએ પ્રથમથીજ જેની જોડે સંકેત કરી રાખ્યો હતો તે સમંગ નામના ગોવાળે આવીને, તે સમયે ગાયો સમીપમાં આવી પહોંચી છે એ વાત ધૃતરાષ્ટ્ર રાજાને નિવેદન કરી. હે પ્રજાપતિ! તે પછી કર્ણ તથા શકુનિએ રાજાઓમાં શ્રેષ્ઠ એવા ધૃતરાષ્ટ્ર રાજાને કહ્યું કે:–[૩]"હે કુરુવંશી રાજા! હમણાં ગાયોનો સમુદાય રમણીય પ્રદેશમાં આવી પહોંચ્યો છે અને ગાયોની ગણત્રી કરવાનો તથા તેના રંગ, જાતિ અને નામો લખવાનો સમય આવી પહોંચ્યો છે; તેમજ વાછરડાઓને ચિહ્ન કરવાનો સમય પણ થયેલો છે.[૪] વળી આ સમયમાં તમારા પુત્રને મૃગયા કરવી પણ ઉચિત છે, માટે તમારે દુર્યોધનને વનમાં જવાની આજ્ઞા આપવી જોઇએ."[૫]

ધૃતરાષ્ટ્રે કહ્યું:–"હે તાત! મૃગયા કરવી તથા ગાયોની તપાસણી કરવી એ વાત સારી છે; પરંતુ ગોવાળોનો વિશ્વાસ કરવો નહિ, એ વાત મને સ્મૃતિમાં આવે છે. (કારણકે ગોવાળોને પાંડવોએ ફોડયા હોય અને તેઓ તમને પાંડવોની પાસે લઇ જાય તો અનિષ્ટ થઇ બેસે.) પુરુષોમાં વ્યાઘ્ર જેવા પાંડવો ત્યાં સમીપમાંજ છે, એવું મારા સાંભળવામાં આવ્યું છે; માટે હું તમને પોતાને, ત્યાં જવાની આજ્ઞા આપતો નથી.[૭] હે કર્ણ! તમે તેઓને કપટથી હરાવ્યા છે, તેઓ મહાવનનાં રહીને દુઃખી થયા છે, નિત્ય તપશ્ચર્યાપરાયણ રહે છે, મહારથીઓ છે તથા સમર્થ છે.[૮] તેઓમાંથી ધર્મરાજા તમને જોઇને ક્રોધ કરશે નહિ; પરંતુ ભીમસેન મહાક્રોધી છે અને યજ્ઞસેનની પુત્રી દ્રૌપદી તો કેવળ અગ્નિજ છે.[૯] વળી તમે પણ ગર્વ તથા મોહથી ભરેલા છો, એટલે તેઓનો અપરાધ કરી બેસશો અને તેમ થતાં તપશ્ચર્યાયુક્ત તેઓ તમને તપોબળથી બાળીને ભસ્મ કરી નાખશે![૧૦] અથવા ક્રોધવડે વ્યાપ્ત થયેલા તે વીરો આયુધો ધારણ કરીને તથા તરવારો લટકાવીને એકઠા થઈ પોતાનાં શસ્ત્રોના તેજથી તમને બાળી નાખશે.[૧૧] કદાચ તમે ઘણા હોવાથી કોઈપણ રીતે તેઓની સામે થઇ જશો, તો તે ઘણુંજ ખોટું ગણાશે; અને તેમ કરતાં પણ તમે તેઓનો પરાજય કરો એ વાત હું અશકય માનું છું;[૧૨] કારણકે મહાપરાક્રમી અર્જુન ઇંદ્રલોકમાં રહ્યો હતો અને ત્યાંથી દિવ્ય અસ્ત્રો સંપાદન કર્યા પછી તે વનમાં પાછો આવ્યો છે![૧૩] એ અર્જુને અસ્ત્રવિદ્યા સંપાદન કરતાં પહેલાં જ્યારે પૃથ્વીનો વિજય કર્યો હતો, ત્યારે હમણાં તો અસ્ત્રવિદ્યામાં કુશળ થયેલો તે મહારથી તમારો નાશ કરે એમાં આશ્ચર્ય શું! અથવા તમે મારાં વચન સાંભળીને ત્યાં સાવધાન થઇને રહેશો, તોપણ વનવાસ ભોગવવાથી ઉદ્વેગ પામેલા પાંડવોની વચમાં (તેઓ સત્યવ્રતવાળા છે, તેથી અમને દુઃખ આપશે નહિ આવા) વિશ્વાસથી રહેવું તે તમને દુઃખદાયક થઈ પડશે.[૧૫] કદાચ તમારા સૈનિકોમાંના કોઇક પુરુષો યુધિષ્ઠિરનો અપરાધ કરશે, તો તે અજાણપણાથી થયેલું કર્મ હશે તોપણ તેનો દોષ તમારા ઉપર આવી પડશે;[૧૬] માટે હે ભરતવંશી દુર્યોધન! ત્યાં ગાયોની તપાસણી કરવામાટે આપણા વિશ્વાસપાત્ર પુરુષો ભલે જાય, પરંતુ તું પોતે ત્યાં જાય એ મને રુચતું નથી."[૧૭]

શકુનિએ કહ્યું:–હે ભરતવંશી ધૃતરાષ્ટ્ર રાજા! પાંડુના મોટા પુત્ર યુધિષ્ઠિર ધર્મવેત્તા છે, તેમણે બાર વર્ષસુધી અરણ્યમાં વાસ કરવો, આવી પ્રતિજ્ઞા સભાવચ્ચે કરી છે,[૧૮] તેથી કુંતીપુત્ર યુધિષ્ઠિર કંઈ અમારા ઉપર ક્રોધ કરશે નહિ અને બીજા સર્વ પાંડવો પણ ધર્મનિષ્ઠ હોઇને યુધિષ્ઠિરનેજ અનુસરે છે, તેથી તેઓની બીક રાખવાનું પણ કંઈ કારણથી નથી.[૧૯] અમને મૃ-

ગયા કરવા જવાનીજ ઉત્કટ ઇચ્છા છે અને સાથે સાથે અમે ગાયોની તપાસ તથા નોંધ કરવા ઇચ્છીએ છીએ; પરંતુ અમે પાંડવોને જોવાની ઇચ્છા ધરાવતા નથી.[૨૦] વળી અમારે હાથે ત્યાં કોઈપણ પ્રકારનું ખોટું કામ થશે નહિ; અને જ્યાં પાંડવો રહેતા હશે ત્યાં અમે જઈશું પણનહિ."

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે શકુનિએ કહ્યું, ત્યારે ધૃતરાષ્ટ્ર રાજાએ અમાત્યોની સાથે દુર્યોધનને જવાની આજ્ઞા આપી;પરંતુ તે મનથી આપી નહિ. આજ્ઞા મળતાંજ ભરતશ્રેષ્ઠ દુર્યોધન પોતાની સાથે મોટું સૈન્ય, કર્ણ, દુઃશાસન તથા બુદ્ધિમાન શકુનિને લઇને નીકળ્યો. તે સમયે તેની સાથે બીજા બંધુઓ તથા હજારો સ્ત્રીઓ પણ હતી.[૨૪] તે મહાબાહુ નીકળ્યો તેસમયે દ્વૈતવન નામનું સરોવર અને તે વન જોવા માટે નગરના સર્વ લોકો પણ પોતાની સ્ત્રીઓને સાથે લઈને તેની પાછળ નીકળ્યા.[૨૫] તે વખતે દુર્યોધનની સાથે આઠ હજાર રથો, ત્રીસ હજાર હાથીઓ, અનેક હજાર પાયદળ અને નવ હજાર ઘોડાઓ હતા. તે સિવાય તેની સાથે સેંકડો ને હજારો ભાર ભરવાનાં ગાડાંઓ, દુકાનો, વેશ્યાસમુદાય, વાણિયાઓ, બંદિજનો તથા મૃગયા કરનારા હજારો પુરુષો હતા.[૨૭] હે રાજા! જ્યારે દુર્યોધન રાજા દ્વૈતવનપ્રત્યે ચાલ્યો, ત્યારે વર્ષાઋતુમાં મહાઉદ્ધત થયેલા વાયુનો જેવો પ્રચંડ શબ્દ થાય છે, તેવો સેનામાં પ્રચંડ ધ્વનિ થવા લાગ્યો.[૨૮] રાજા દુર્યોધને પ્રયાણને દિવસે બે કોશ ઉપર મુકામ કર્યો અને ત્યાંથી તે સર્વ વાહનોની સાથે દ્વૈતવન સરોવરપ્રત્યે ચાલ્યો.[૨૯]

ઇતિ શ્રીમહા૦ વન૦ ઘોષયાત્રાપર્વમાં "દુર્યોધનપ્રસ્થાન" એ વિષયનો અધ્યાય ૨૩૯ મો સમાપ્ત.

# અધ્યાય ૨૪૦ મો

## ગાયોની તપાસણી, મૃગયા અને દુર્યોધન તથા ગંધર્વરાજના સૈનિકોનો સંવાદ

॥ वैशंपायन उवाच ॥

अथ दुर्योधनो राजा तत्र तत्र वने वसन् ॥
जगाम घोषानाभेतस्तत्र चक्रे निवेशनम् ॥१॥

વૈશંપાયને કહ્યું:–દુર્યોધન રાજા વનમાં ઠામ ઠામ મુકામ કરતો, ગોસમૂહની પાસે જઈ પહોંચ્યો અને ત્યાં તેણે પડાવ નાખ્યો.[૧] તે વખતે તેની સાથેના લોકોએ પણ જળ, વૃક્ષ અને બીજા સર્વ ગુણથી સંપન્ન એવા રમણીય જણાતા પ્રદેશમાં મુકામો કર્યા;[૨] તેમજ દુર્યોધનની સમીપમાંજ કર્ણ, શકુનિ અને તેના સર્વ ભાઇઓનાં જૂદાં જૂદાં પુષ્કળ નિવાસસ્થાનો કર્યાં હતાં.[૩] મુકામ કર્યાપછી દુર્યોધને સેંકડો હજારો ગાયો જોઇ અને તે સઘળી ગાયોનાં ચિહ્નો તથા સંખ્યાની તપાસણી કરી.[૪] તે પછી તેણે વાછરડાંઓને ચિહ્નો કરાવ્યાં, નાથવાયોગ્ય થએલા વાછરડાઓને જાણી લીધા અને નાનાં વાછરડાંવાળી ગાયોની પણ ગણત્રી કરી.[૫]આ પ્રમાણે ગાયોની તપાસ કર્યાપછી તથા ત્રણ વર્ષનાં વાછરડાંઓની ગણત્રી કર્યાપછી કુરુનંદન દુર્યોધન ગોવાળોથી વીંટાઇને આનંદથી વિહાર કરવા લાગ્યો.[૬] સર્વે નાગરિક લોકો તથા હજારો સૈનિકો પણ તે વનમાં દેવોની પેઠે ઇચ્છા પ્રમાણે ક્રીડા કરવા લાગ્યા.[૭] તે પછી ગાવામાં, નૃત્ય કરવામાં તથા વાદિત્ર વગાડવામાં કુશળ એવા ગોવાળીઆ તથા તેઓની શણગારાએલી કન્યાઓ દુર્યોધનની પાસે આવીને તેની સેવા કરવા લાગી.[૮] તે સમયે સ્ત્રીસમૂહથી વીંટાયલા દુર્યોધન રાજાએ પ્રસન્ન થઇને યોગ્યતા પ્રમાણે તેઓને ધન, અન્ન તથા વિવિધ પ્રકારના પીવાના પદાર્થો આપ્યા.[૯]

તે પછી તે સઘળાએ એકઠા મળીને વાઘો, પાડાઓ, મૃગો, રોઝો, રીંછો અને વરાહોને ચોમેરથી હાંકી કાઢ્યા,[૧૦] એટલે દુર્યોધને બાણોવડે તેઓને ભેદી નાખ્યા અને પુષ્કળ હાથીઓને

માર્યાપછી વનના રમણીય પ્રદેશોમાં મૃગોને પકડાવ્યા.[૧૧] તે પછી હે ભરતવંશી જનમેજય! દુર્યોધન ગોરસોનો અને બીજા વૈભવોનો ઉપભોગ કરતો તથા મદમત્ત ભ્રમરોએ સેવેલાં અને મોરના નાદથી ગાજી ઉઠેલાં રમણીય એવાં વનોને તથા ઉપવનોને જોતો જોતો, ક્રમે ક્રમે પવિત્ર દ્વૈતવનમાં સરોવર આગળ આવી પહોંચ્યો.[૧૨,૧૩] અહીં મદમત્ત ભમરાઓ સંચાર કરી રહ્યા હતા, મયૂરોના કેકારવથી ચોમેરનો પ્રદેશ ગાજી રહ્યો હતો અને સાદડનાં ઝાડો, પુન્નાગનાં ઝાડો તથા બોલસરીનાં ઝાડોથી તે સરોવરના તીરપ્રદેશો ભરેલા હતા.[૧૪] હે કૌરવ! તે સરોવરની પાસેના પ્રદેશમાંજ પરમ સમૃદ્ધિસંપન્ન ધર્મપુત્ર યુધિષ્ઠિર વજ્રધારી મહેંદ્રની પેઠે ત્યાં સ્વેચ્છાથી રહેલા હતા. અને હે કુરુશ્રેષ્ઠ રાજા! તે બુદ્ધિમાન રાજા પોતાની ધર્મપત્ની દ્રૌપદીની સાથે રાજર્ષિઓએ કરવાયોગ્ય તથા એક દિવસમાં કરાય તેવો યજ્ઞ, દિવ્ય વિધિથી અને વન્ય સામગ્રીથી કરતા હતા.[૧૭] દુર્યોધને તે પ્રદેશમાં આવ્યા પછી હે ભારત! પોતાના હજારો સેવકોને આજ્ઞા કરી કેઃ–'તમે તત્કાળ ક્રીડાભવનો તૈયાર કરો.'[૧૮] દુર્યોધનની આજ્ઞા સાંભળીને તેનાં વચન પ્રમાણે વર્તનારા સેવકો 'બહુ સારૂં' એમ કહી, ક્રીડાસ્થાનો નિર્માણ કરવાની ઇચ્છાથી દ્વૈતવન સરોવરપ્રત્યે જવા લાગ્યા;[૧૯] પરંતુ દુર્યોધનની સેનાનો આગલો ભાગ દ્વૈતવન સરોવર આગળ આવતાંજ વનનાં દ્વાર ઉપર ઉભેલા ગંધર્વોએ તેને અટકાવી દીધો;[૨૦] કારણકે હે પ્રજાધિપતિ જનમેજય રાજા! તે ઠેકાણે પ્રથમથીજ વિહારશીલ ગંધર્વાધિપતિ ચિત્રસેન, પોતાના ગણોની સાથે કુબેરના ભવનમાંથી ક્રીડા કરવામાટે આવેલો હતો. તેની સાથે અપ્સરાના ગણો, દેવોના ગણો તથા તેના પુત્રો હતા અને તેથી તેણે તે સરોવર વ્યાપ્ત કરી દીધું હતું.[૨૨] હે રાજા! આ પ્રમાણે તે ગંધર્વરાજના ગણોથી તે સરોવરને ઘેરાઇ ગયેલું જોઈને, દુર્યોધનના સેવકો જ્યાં દુર્યોધન રાજા હતો ત્યાં પાછા ગયા.[૨૩] દુર્યોધને તેઓનાં વચન સાંભળીને હે કૌરવ્ય! યુદ્ધ કરવામાં મદોન્મત્ત એવા સૈનિકોને 'તેઓને હાંકી કાઢો!' એવી આજ્ઞા કરીને ત્યાંથી મોકલ્યા.[૨૪] દુર્યોધન રાજાની આજ્ઞા સાંભળીને તેની સેનાના મુખ્ય પુરુષો, દ્વૈતવન સરોવરપ્રત્યે ગયા અને તેઓએ ત્યાં ગંધર્વોને આ પ્રમાણે કહ્યુંઃ–[૨૫]"ધૃતરાષ્ટ્ર રાજાનો બળવાન પુત્ર દુર્યોધન રાજા આ સરોવર ઉપર ક્રીડા કરવા આવે છે, માટે તમે અહીંથી ચાલ્યા જાઓ!"[૨૬]

હે રાજન્! આ પ્રમાણે દુર્યોધનના પુરુષોએ કહ્યું એટલે ગંધર્વોએ ખડખડાટ હસીને તે પુરુષોના પ્રત્યે કઠોર વચનથી આ પ્રમાણે ઉત્તર આપ્યોઃ–"તમારો મંદ બુદ્ધિવાળો દુર્યોધન રાજા ભાનવિનાનો લાગે છે, તેથીજ તે વૈશ્યોને આજ્ઞા કરતો હોય તેમ અમને દેવોને પણ આજ્ઞા કરે છે![૨૮] તમે પણ અલ્પ બુદ્ધિવાળા તથા મરવાની ઇચ્છાવાળા છો, એમાં સંશય નથી; અને તેથીજ ભાનવિનાના તમે તેના વચનથી અમને આ પ્રમાણે કહો છો.[૨૯] જાઓ, તમે સઘળા જ્યાં તે કૌરવરાજ હોય ત્યાં ઉતાવળથી ચાલ્યા જાઓ, નહિ તો આજેજ યમરાજના લોકમાં પહોંચી જશો!"[૩૦]

આ પ્રમાણે ગંધર્વોએ કહ્યું,એટલે રાજાની સેનાના મુખ્ય પુરુષો, જ્યાં દુર્યોધન રાજા હતો ત્યાં દોડતા પહોંચ્યા.[૩૧]

**ઇતિ શ્રીમહા૦ વન૦ ઘોષયાત્રા પર્વમાં "ગંધર્વ અને દુર્યોધનનો સેનાસંવાદ" એ વિષયનો અધ્યાય ૨૪૦ મો સમાપ્ત.**

# અધ્યાય ૨૪૧ મો

## ગંધર્વોએ યુદ્ધમાંથી કર્ણને નસાડયો.

**॥ वैशंपायन उवाच ॥**

**ततस्ते सहिताः सर्वे दुर्योधनमुपागमन् ॥**
**अब्रुवंश्च महाराज यदूचुः कौरवं प्रति ॥१॥**

વૈશંપાયને કહ્યુંઃ–હે મહારાજા જનમેજય! તે પછી તે સઘળા સાથે થઇને દુર્યોધનની પાસે ગયા અને ગંધર્વોએ જે કહ્યું હતું, તે તેઓએ દુર્યોધનને કહી સંભળાવ્યું.[૧] હે ભરતવંશી રાજા! ગંધર્વોએ પોતાના સૈન્યને અટકાવ્યું તેથી પ્રતાપી દુર્યોધનને ક્રોધ ચઢયો

અને તેણે સૈનિકોને કહ્યું કેઃ—[૨]"મારૂં અપ્રિય કરનારા એ અધર્મી ગંધર્વોને તમે શિક્ષા કરો! પછી તે સર્વ દેવોની સાથે ઇંદ્ર પોતે ક્રીડા કરતો હોય તોયે શું થયું?"[૩] દુર્યોધનનું વચન સાંભળીને ધૃતરાષ્ટ્રના સઘળા મહાબળવાન પુત્રો તથા હજારો યોદ્ધાઓ યુદ્ધને માટે સજ્જ થયા[૪] તે પછી વનના દ્વાર આગળ રહેલા તે સઘળા ગંધર્વોને જિતીને તેઓ મોટા સિંહનાદવડે દશે દિશાને પૂર્ણ કરતા બળાત્કારથી તે વનમાં દાખલ થયા.[૫]હે રાજા! તેઓ થોડેક આગળ ગયા, એટલામાં બીજા ગંધર્વોએ કૌરવના સૈનિકોને રોકયા; પરંતુ સામ ઉપાયથીજ રોકવા માંડેલા તે યોદ્ધાઓ ગંધર્વોનો અનાદર કરીને તે મહાવનમાં પેસવા લાગ્યા. જ્યારે તે ધૃતરાષ્ટ્રપુત્રો પોતાના રાજાની સાથે માત્ર વચનથી અટકયા નહિ, ત્યારે તે સઘળા ગંધર્વોએ ચિત્રસેનની આગળ જઇને તે વૃત્તાંત નિવેદન કર્યો. તે સાંભળીને ગંધર્વરાજ ચિત્રસેને ક્રોધ કરીને કૌરવોના સંબંધમાં તે સર્વને કહ્યું કેઃ—"એ અનાર્યોને શિક્ષા કરો!" હે ભારત! આ પ્રમાણે ચિત્રસેને આજ્ઞા કરીએટલે સઘળા ગંધર્વો હથિયારો લઇને ધૃતરાષ્ટ્રના પુત્રો તરફ દોડયા. શીઘ્ર વેગવાળા ગંધર્વોને હથિયારો ઉગામી પોતાના ઉપર ચઢી આવતા જોઇને, દુર્યોધનના દેખતાંજ સઘળા યોદ્ધાઓ દિશાઓમાં નાસવા લાગ્યા.આ રીતે દુર્યોધનના સઘળા યોદ્ધાઓને પાછી પીઠ કરી નાસતા જોતાં છતાં તે વખતે વીર કર્ણ ત્યાંથી પાછો હઠયો નહિ;પરંતુ તેણે ગંધર્વોની મોટી સેના ચઢી આવતી જોઇને તેને મોટી બાણની વૃષ્ટિવડે અટકાવી દીધી, તે પછી સૂતપૂત્ર કર્ણે, ચાલાકીથી ક્ષુરપ્ર, ભલ્લ,વત્સદંત ઇત્યાદિ પોલાદી બાણોવડે સેંકડો ગંધર્વોને ભેદી નાખ્યા તથા તે મહારથીએ, ગંધર્વોનાં મસ્તકોને પૃથ્વી ઉપર પાડી દીધાં.[૧૪] આ પ્રમાણે કર્ણે એક ક્ષણમાંજ ચિત્રસેનની તે સર્વ સેનાને છિન્નભિન્ન કરી નાખી. બુદ્ધિમાન કર્ણે જેમ જેમ ગંધર્વોનો વધ કરવા માંડયો, તેમ તેમ સેંકડો અને હજારો ગંધર્વો ફરી ફરીને આવવા લાગ્યા. આ રીતે ચિત્રસેનના મહાવેગવાળા સૈનિકો દોડતા આવવાથી એક ક્ષણમાં તો પૃથ્વી ગંધર્વમય થઈ ગઇ! તે સમયે રાજા દુર્યોધન, સુબલનો પુત્ર શકુનિ,[૧૭] દુઃશાસન, વિકર્ણ અને ધૃતરાષ્ટ્રના બીજા પુત્રો, ગરુડના જેવા શબ્દ કરતા રથોમાં બેસીને તે વખતે તે સૈન્યનો નાશ કરવા લાગ્યા.[૧૮] તેઓ કર્ણને આગળ રાખીને, મોટા રથસમૂહવડે તથા રથના સંચારવડે કર્ણનું રક્ષણ કરતા કરતા ગંધર્વો ઉપર બાણો ફેંકતા ફરી યુદ્ધ કરવા લાગ્યા. તે પછી સઘળા ગંધર્વો પણ કૌરવોના ઉપર તૂટી પડયા.[૨૦] તે સમયે તેઓની વચ્ચે રોમાંચિત કરી દે તેવું તુમુલ યુદ્ધ થવા લાગ્યું. તે પછી બાણોથી પીડાયલા ગંધર્વો નરમ થઇ ગયા એટલે ગંધર્વોને પીડાયલા જોઇને કૌરવો હર્ષનાદ કરવા લાગ્યા. આ રીતે ગંધર્વોને ત્રાસ પામેલા જોઇને અસહન પ્રકૃતિના ચિત્રસેનને ક્રોધ ચઢયો અને તે કૌરવોનો વધ કરવાનો નિશ્ચય કરીને આસન ઉપરથી કૂદ્યો. પછી જૂદાજૂદા યુદ્ધમાર્ગને જાણનારો તે માયાસ્ત્રનો આશ્રય કરીને યુદ્ધ કરવા લાગ્યો. કૌરવપક્ષના યોદ્ધાઓ ચિત્રસેનની તે માયાથી મોહિત થઈ ગયા.[૨૧-૨૩]હે ભરતવંશી જનમેજય! તે સમયે દુર્યોધનના એકેએક યોદ્ધાને દશ દશ ગંધર્વોએ ઘેરી લીધા.[૨૪] હે રાજા! આ રીતે મોટા સૈન્યથી પીડાવા માંડેલા અને જીવવાની ઇચ્છાવાળા કૌરવપક્ષના યોદ્ધાઓ ભયભીત થઇને યુદ્ધભૂમિમાંથી નાસવા લાગ્યા.[૨૫] જ્યારે દુર્યોધનની સેનામાં ચોતરફથી ભંગાણ પડયું,ત્યારે પણ હે રાજા! સૂર્યપુત્ર કર્ણ રણભૂમિમાં પર્વતની પેઠે અડગ ઉભો રહ્યો.[૨૬]યુદ્ધમાં અત્યંત વીંધાવા છતાં દુર્યોધન, કર્ણ અને સુબલપુત્ર શકુનિ એ ત્રણેએ ગંધર્વોની સાથે યુદ્ધ ચાલુજ રાખ્યું હતું.[૨૭] તે વખતે તે સર્વ સેંકડો ને હજારો ગંધર્વો વધ કરવાની ઇચ્છાથી એકઠા મળીને રણભૂમિમાં કર્ણના ઉપર તૂટી પડયા;[૨૮] અને સૂતપુત્ર કર્ણનો વધ કરવા-માટે તે મહાબળવાન ગંધર્વોએ, તેના ઉપર તરવારો, પટ્ટિશો, શૂળો અને ગદાઓનો ચોમેરથી વરસાદ વર્ષાવ્યો.[૨૯] તે વખતે કેટલાક ગંધર્વોએ તેના રથની ઝુંસરી કાપી નાખી, કેટલાએકે રથ ઉપરનો ધ્વજ પાડી નાખ્યો, કેટલાએકે

તેના ઘોડા મારી નાખ્યા, કેટલાએકે સારથિનો નાશ કર્યો, બીજા કેટલાએકે છત્ર ભાગી નાખ્યું, કેટલાએકે રથનું માકો ભાંગી નાખ્યો અને કેટલાએકે રથનાં બંધનો તોડી નાખ્યાં. આ રીતે હજારો ગંધર્વોએ તલ તલ જેવડા ટુકડા કરીને તે રથને નાશ પમાડી દીધો;[૩૧] ત્યારે કર્ણ માત્ર ઢાલતરવાર લઇને રથમાંથી કૂદી પડયો અને વિકર્ણના રથમાં બેસીને પોતાના છૂટકામાટે તેણે ઘોડાઓને હાંકી મૂકયા.[૩૨]

ઇતિ શ્રીમા૦ વન૦ ઘોષયાત્રાપર્વમાં "કર્ણનો પરાજય" એ વિષયનો અધ્યાય ૨૪૧ મો સમાપ્ત.

## અધ્યાય ૨૪૨ મો

### દુર્યોધન પકડાયો, સૈનિકો પાંડવોને શરણે ગયા અને ભીમનો ઉત્તર

॥ वैशंपायन उवाच ॥

गंधर्वैस्तु महाराज भग्ने कर्णे महारथे ॥
संप्राद्रवच्चमूः सर्वा धार्तराष्ट्रस्य पश्यतः॥१॥

વૈશંપાયને કહ્યું:- હે મહારાજ ! જે વખતે ગંધર્વોએ મહારથી કર્ણને નસાડયો, તેજ વખતે દુર્યોધનના દેખતાં તેની સઘળી સેના નાસવા લાગી.[૧] ધૃતરાષ્ટ્રના સર્વ પુત્રોને વિમુખ થઈ નાસતા જોવા છતાં મહારાજા દુર્યોધને રણભૂમિમાં પીઠ દેખાડી નહિ;[૨] પણ તે શત્રુદમન રાજાએ, ગંધર્વોની મોટી સેનાને પોતાના તરફ દોડી આવતી જોઈને તેના ઉપર બાણનો મોટો વરસાદ વર્ષાવ્યો; પરંતુ ગંધર્વો દુર્યોધનના તે બાણના વરસાદને ન ગણકારતાં તેને મારવાની ઇચ્છાથી તેના રથની આજુબાજુએ વીંટાઈ વળ્યા;[૪] અને તેઓએ તે રથનાં ઝુંસરી, ઘોર કવચ, ધ્વજ, સારથિ, ઘોડાઓ, ત્રિવેણુ અને બેસવાનું સ્થાન એ સર્વના, બાણોવડે તલ તલ જેવડા ટુકડા કરી નાખ્યા.[૫] તેજ વખતે મહાબાહુ ચિત્રસેને દોડતાં જઇને, રથ ભાગી જવાથી પૃથ્વી ઉપર પડેલા દુર્યોધનને જીવતોજ પકડી લીધો.[૬] હે રાજેંદ્ર જનમેજય ! દુર્યોધનને પકડયા પછી ગંધર્વોએ રથમાં બેઠેલા દુઃશાસનને ચોતરફથી ઘેરીને પકડી લીધો.[૭] બીજા ગંધર્વો વિવિંશતિ અને ચિત્રસેનને પકડીને નાસવા લાગ્યા, કેટલાએક વિંદ અને અનુવિંદને પકડીને તથા કેટલાએક સઘળી રાણીઓને કેદ કરી ત્યાંથી નાસવા લાગ્યા.[૮]

આ પ્રમાણે ગંધર્વો જેની પાછળ પડેલા હતા તે દુર્યોધનનું સૈન્ય પ્રથમ નાઠેલા સૈનિકોની સાથે એકઠું થઇને, તે વખતે પાંડવોની પાસે ગયું.[૯] ગંધર્વો દુર્યોધનને પકડી લઇ જવા લાગ્યા તે વખતે ગાડાંઓ, બજારો, વારાંગનાઓ અને સર્વ વાહનો સાથે લઇને, સૈનિકો પાંડવોને શરણે ગયા.[૧૦]

સૈનિકોએ કહ્યું:-"હે મહાબાહુ ધર્મરાજા ! પોતાને પ્રિય લાગે તે ઉપરજ દૃષ્ટિ કરનારા, મહાબળવાન દુર્યોધન રાજાને ગંધર્વો હરી જાય છે, માટે હે કુંતીપુત્રો ! તમે તેને સહાય કરવા પાછળ દોડો.[૧૧] અહો ! તે ગંધર્વો દુર્યોધનને, દુર્વિષહને, દુર્મુખને, દુર્જયને અને સર્વ રાજપત્નીઓને પણ બાંધીને લઈ જાય છે!"[૧૨] આ પ્રમાણે પોતાના રાજાને મેળવવામાટે દુર્યોધનના પ્રધાનો વ્યાકુળ તથા દીન થઇને આક્રંદ કરતા યુધિષ્ઠિરની પાસે ગયા.[૧૩] તે વખતે વ્યથિત તથા દીન થઇને યુધિષ્ઠિરની પાસે રક્ષણની ભિક્ષા માગતા દુર્યોધનના વૃદ્ધ અમાત્યો પ્રત્યે ભીમસેને કહ્યું:[૧૪]-"અહો! અમારે મહાપ્રયત્નથી હાથી, ઘોડાઓ વગેરે સજ્જ કરીને જે કામ કરવાનું હતું, તેજ ગંધર્વોએ કર્યું છે![૧૫] કૌરવો કંઈ જૂદુંજ કરતા હતા, પણ તેનું આ ફળ કંઇ જૂદુંજ આવ્યું છે ! ખરે' આ તો કપટદ્યૂત રચનારા રાજાની દુષ્ટ મસલતનુંજ પરિણામ છે![૧૬] નિર્બળ મનુષ્યનો જે દ્વેષ કરે છે, તેનો વિનાશ બીજાજ કરે છે, એવું જે અમારા સાંભળવામાં આવ્યું છે, તે ગંધર્વોએ અમાનુષ કૃત્ય કરીને આ પ્રત્યક્ષ કરી દેખાડયું છે.[૧૭] જગતમાં અમારૂં પ્રિય કરનાર પણ કોઇ પુરુષ છે, કે જેણે અમને બેઠા રાખીનેજ સુખથી વહન થાય એવો આ ભાર ઉતારી દીધો છે, એ સુદૈવજ છે![૧૮] ટાઢ, વાયુ તથા તાપને વેઠનારા અને

તપવડે કૃશ થઈ ગયેલા તથા કષ્ટમાં પડેલા એવા અમને સુખમાં રહેલો તે દુર્બુદ્ધિ જોવા ઇચ્છતો હતો. કેમ? [19] તે અધર્મ કરનારા દુષ્ટ કુરુવંશીના સ્વભાવને જેઓ અનુસરે છે, તેઓ પણ આ રીતે પરાજયજ જુએ છે![20] જેણે દુર્યોધનને આવું કામ કરવાનું શીખવ્યું, તેણે ખરેખર અધર્મ કર્યો છે. હે અમાત્યો! હું તમને પ્રત્યક્ષ કહું છું કે, કુંતીપુત્રો ક્રૂર નથીજ!"[21]

આ પ્રમાણે કુંતીપુત્ર ભીમસેન ક્રોધને લીધે ફાટેલે ઘાંટે બોલતો હતો, તે વખતે ધર્મરાજાએ તેને કહ્યું કે:-"આ કઠોર ભાષણ કરવાનો સમય નથી!"[22]

ઇતિ૰ શ્રીમહા૰ વન૰ ઘોષયાત્રા પર્વમાં "દુર્યોધનાદિકનું હરણ" એ વિષયનો અધ્યાય ૨૪૨ મો સમાપ્ત.

# અધ્યાય ૨૪૩ મો

## યુધિષ્ઠિરનો પાંડવોને ઉપદેશ અને અર્જુનની પ્રતિજ્ઞા

॥ युधिष्ठिर उवाच ॥

**अस्मानभिगतांस्तात भयार्ताञ्छरणैषिणः ॥**
**कौरवान् विषमप्राप्तान् कथं ब्रूयास्त्वमीदृशम् ॥**

યુધિષ્ઠિરે કહ્યું:-"હે વત્સ ભીમસેન! હમણાં કૌરવો કષ્ટમાં પડયા છે, રક્ષણની ઇચ્છા રાખે છે, ભયભીત થઇને આપણે શરણે આવ્યા છે, તેઓને તું આ પ્રમાણે શામાટે કહે છે?[1] હે વૃકોદર! સગાંસંબંધીઓમાં ફાટાફુટ થાય છે, કલેશ થાય છે અને વેર પણ ચાલુ રહે છે; પરંતુ તેઓનો કુળધર્મ નાશ પામતો નથી.[2] એ કારણથીજ જ્યારે કોઇપણ બહારનો પુરુષ પોતાના કુળનું અપમાન કરવા તૈયાર થાય છે, ત્યારે કુળાભિમાની સત્પુરુષો બહારના પુરુષોથી થયેલા પોતાના કુળના અપમાનને સહન કરતા નથી. દુર્બુદ્ધિવાળો ગંધર્વ, આપણે અહીં ઘણા સમયથી રહીએ છીએ તે જાણે છે, છતાં તેણે આપણું અપમાન કરીને આ આપણું અપ્રિય કર્યું છે.[4] ઓ સમર્થ ભીમસેન! ગંધર્વે બળાત્કારથી દુર્યોધનને પકડી લીધો અને સ્ત્રીઓને પરપુરુષોનો સ્પર્શ થયો એથી આપણાજ કુળનો ઘાત થયો છે;[5] માટે હે નરશ્રેષ્ઠ! શરણે આવેલાઓનું તથા આપણા કુળનું રક્ષણ કરવામાટે ઉઠો અને વિલંબ કર્યાવિના સજ્જ થાઓ![6] હે વીર! અર્જુન, નકુલ, સહદેવ અને અજિત એવો તું-એ સર્વ નરવ્યાઘ્રો એકઠા થઇને ગંધર્વોથી હરણ થતા દુર્યોધનને છોડાવો.[7] હે પુરુષવ્યાઘ્રો! આ ધૃતરાષ્ટ્રના પુત્રોના સર્વ શસ્ત્રોથી ભરેલા, સુવર્ણની ધ્વજાવાળા તથા નિર્મળ કાંતિવાળા રથો છે.[8] એ સર્વદા સજ્જ રહેનારા, શસ્ત્રવિદ્યામાં નિષ્ણાત ઇંદ્રસેન વગેરે સારથિઓને અધીન રહેનારા અને ગર્જના કરનારા રથોમાં તમે બેસો;[9] અને સાવધાનપણાથી એ રથોમાં બેસીને તમે રણભૂમિમાં ગંધર્વોની સાથે યુદ્ધ કરવા તથા દુર્યોધનને છોડાવવામાટે આળસરહિત થઇ પ્રયત્ન કરો.[10] હે વૃકોદર! કોઇપણ ક્ષત્રિય પોતાને શરણે આવેલાનું શક્તિ પ્રમાણે રક્ષણ કરે છે, ત્યારે તું રક્ષણ કરે એમાં શી નવાઇ![11] 'અહો! વહારે ધાઓ, વહારે ધાઓ!' એવી પ્રાર્થના કરનારા અને બે હાથ જોડીને શરણે આવેલા ખાસ શત્રુને જોઇને તેનો રક્ષક કોણ થાય! જે મહાપુરુષ હોય, તેજ તેનું રક્ષણ કરે છે.[12] હે પાંડવો! વરદાન, રાજ્યપ્રાપ્તિ અને પુત્રજન્મ, એક તરફ એ ત્રણ અને બીજી તરફ શત્રુને કલેશથી મુક્ત કરવો એ એક સમાન ગણાય છે.[13] દુર્યોધન આજે સંકટમાં સપડાયો છે અને તારા બાહુબળનો આશ્રય કરીને જીવિત મેળવવાની ઇચ્છા કરે છે. આ કરતાં અધિક બીજું શું હોઇ શકે?[14] હે વીર વૃકોદર! મેં જો યજ્ઞનો આરંભ કર્યો ન હોત તો હું પોતેજ ત્યાં દોડયો હોત; કારણ કે મને એમાં વિચાર કરવા જેવું કંઇ લાગતું નથી.[15] હે કુરુનંદન ભીમ! તું સામથીજ જે રીતે દુર્યોધનને છોડાવાય તે રીતે સર્વ ઉપાયથી યત્ન કરજે;[16] પરંતુ જો તે ગંધર્વરાજ સામોપાયથી તારી વાતને કબૂલ કરે નહિ, તો તું કોમળ પરાક્રમ કરીને દુર્યોધનને છોડાવજે;[17] અને હે ભીમ! તે ગંધર્વ જો કોમળ યુદ્ધથી કૌરવોને છોડે નહિ તો તારે શત્રુઓને સર્વ ઉપાયથી વશ કરીને કૌર-

વોને મુક્ત કરવા.[૧૮] હે ભરતવંશી ભીમસેન! હમણાં યજ્ઞકર્મનો આરંભ થઇને તે ચાલુ છે,તેથી આટલું કહેવું એજ મારેમાટે શકય છે."[૧૯]

વૈશંપાયને કહ્યું:-અજાતશત્રુ યુધિષ્ઠિરનું તે ભાષણ સાંભળતાંજ અર્જુને પોતાના મોટાભાઇની આજ્ઞાથી કૌરવોને છોડાવવાની પ્રતિજ્ઞા કરી.

અર્જુને કહ્યું:-"જો ગંધર્વો સામોપચારથી ધતરાષ્ટ્રના પુત્રોને છોડશે નહિ, તો આજે પૃથ્વી ગંધર્વરાજનાં રુધિરનું પાન કરશે."[૨૧]

હે જનમેજય રાજા! સત્યવાદી અર્જુનની તે પ્રતિજ્ઞા સાંભળતાંજ તે વખતે કૌરવોનું મન પાછું ઠેકાણે આવ્યું.[૨૨]

ઇતિ શ્રીમહા૦ વન૦ ઘોષયાત્રા પર્વમાં "દુર્યોધનમોચનાનુજ્ઞા" એ વિષયનો અધ્યાય ૨૪૩ મો સમાપ્ત.

# અધ્યાય ૨૪૪ મો

## પાંડવોનું ગંધર્વોની સાથે યુદ્ધ

॥ वैशंपायन उवाच ॥

**युधिष्ठिरवचः श्रुत्वा भीमसेनपुरोगमाः ॥ प्रहृष्टवदनाः सर्वे समुत्तस्थुर्नरर्षभाः॥१॥**

વૈશંપાયને કહ્યું:-યુધિષ્ઠિરનાં વચન સાંભળીને ભીમસેન વગેરે તે સર્વ નરશ્રેષ્ઠો પ્રસન્ન મુખ કરીને ઉભા થયા. હે ભારત! તે પછી સઘળા મહારથીઓએ સુવર્ણથી ચિત્રવિચિત્ર જણાતાં અભેદ્ય કવચો શરીર ઉપર ધારણ કર્યાં;[૨] અને વિવિધ પ્રકારનાં દિવ્ય આયુધો ગ્રહણ કર્યાં. તે સમયે હાથમાં ધનુષો લઇને તથા શરીર ઉપર બખ્તરો ચઢાવીને ધ્વજયુક્ત રથોમાં બેઠેલા તે સર્વ પાંડવો પ્રજ્વલિત થએલા અગ્નિના જેવા જણાવા લાગ્યા. પછી ઉત્તમ પ્રકારની સામગ્રીથી પરિપૂર્ણ તથા વેગવાળા ઘોડાઓ જોડેલા રથોમાં બેસીને તે રથિશ્રેષ્ઠ પાંડવો ત્યાંથી સત્વર ચાલી નીકળ્યા. તે વખતે કૌરવોના સૈન્યમાં મોટી ગર્જનાઓ થવા લાગી.[૫] મહારથી પાંડુપુત્રો એકઠા મળીને યુદ્ધ કરવા નીકળ્યા તે જોઇને, આકાશચારી તથા વિજયથી દીપી નીકળેલા મહારથી ગંધર્વો,નિર્ભયની પેઠે ત્વરાથી એક ક્ષણમાંજ તે વનમાં આવી લાગ્યા. રથમાં બેઠેલા વીર એવા ચારે પાંડવોને રણમાં તત્પર થએલા લોકપાલોના જેવા પ્રકાશમાન જોઇને વિજયથી મદમત્ત થયેલા ગંધમાદનવાસી સઘળા ગંધર્વો પાછા વળ્યા અને તેઓ સેનાનો વ્યૂહ રચીને ઉભા રહ્યા. હે ભરતવંશી રાજા! તે પછી બુદ્ધિમાન ધર્મપુત્ર યુધિષ્ઠિર રાજાએ કહેલાં વચનને માન આપીને પાંડવોએ શાંત રીતે યુદ્ધનો આરંભ કર્યો; પરંતુ તે ગંધર્વરાજના મંદ બુદ્ધિવાળા સૈનિકો તે વખતે કોમળ ઉપચારથી પાંડવોનું ઇચ્છિત સંપાદન કરવા દે તેમ ન હોવાથી, શત્રુતાપન અર્જુને યુદ્ધમાં દુર્જય આકાશચારી ગંધર્વોને રણભૂમિમાં સાંત્વનપૂર્વક કહ્યું કે:-"તમે મારા બંધુ સુયોધન રાજાને છોડી દો."

યશસ્વી અર્જુને આ પ્રમાણે કહ્યું, ત્યારે ગંધર્વોએ મોટેથી હસીને અર્જુનપ્રત્યે આ પ્રમાણે કહ્યું:-"હે તાત! અમે જેની આજ્ઞાને માન આપીને શાંતિપૂર્વક સંચાર કરીએ છીએ, તે એકનાં વચનનેજ અમે આ ભૂતળ ઉપર માન્ય કરીએ છીએ.[૧૪] હે ભરતવંશી અર્જુન! તે એકલાએ અમને જે પ્રમાણે કહ્યું છે, તે પ્રમાણે અમે વર્તીએ છીએ. તે દેવાધીશવિના અમને આજ્ઞા કરનારો બીજો કોઈ નથી."

આ પ્રમાણે ગંધર્વોએ કહ્યું,ત્યારે કુંતીપુત્ર અર્જુને ફરીથી ગંધર્વોપ્રત્યે કહ્યું કે,[૧૬] પરસ્ત્રીઓનો સ્પર્શ કરવો અને મનુષ્યોનો સમાગમ કરવો એ નિંદિત કર્મ ગંધર્વરાજને માટે યોગ્ય ગણાય નહિ[૧૭] તેથી અને ધર્મરાજાની આજ્ઞાથી તમે આ મહાવીર્યવાન ધૃતરાષ્ટ્રના પુત્રોને તથા તેઓની સ્ત્રીઓને છોડી દો![૧૮] હે ગંધર્વો! જો તમે શાંતિથી ધૃતરાષ્ટ્રના પુત્રોને છોડશો નહિ, તો પછી હું પોતે પરાક્રમ કરીને દુર્યોધનને છોડાવીશ."[૧૯]

આ પ્રમાણે કહીને સવ્યસાચી પૃથાપુત્ર અર્જુને આકાશચારી ગંધર્વોની સામે આકાશગામી તીક્ષ્ણ બાણો છોડવા માંડયાં. બળોન્મત ગંધર્વોએ પણ તેજ પ્રમાણે પાંડવોના ઉપર બાણની વૃષ્ટિ કરવા માંડી, ત્યારે પાંડવોએ પણ ગંધર્વો ઉપર બાણો મૂકવા માંડયાં.[૨૧] તે પછી હે

ભારત ! વેગવાળા ગંધર્વો અને ભયંકર વેગવાળા પાંડવોની વચ્ચે મહાતુમુલ યુદ્ધ થયું.[૨૨]

ઇતિ શ્રીમહા૦ વન૦ ઘોષયાત્રા પર્વમાં "પાંડવ અને ગંધર્વનું યુદ્ધ"એ વિષયનો અધ્યાય ૨૪૪ મો સમાપ્ત.

## અધ્યાય ૨૪૫ મો

### ગંધર્વોનો પરાજય

॥ वैशंपायन उवाच ॥

**ततो दिव्यास्त्रसंपन्ना गंधर्वा हेममालिनः ॥**
**विसृजंतः शरान् दीप्तान्समंतात्पर्यवारयन् ॥**

વૈશંપાયને કહ્યુંઃ–તે પછી સુવર્ણની માળા ધારણ કરનારા અને દિવ્યાસ્ત્રથી સંપન્ન ગંધર્વો દેદીપ્યમાન બાણો છોડતા પાંડવોની ચારે તરફ વીંટાઇ વળ્યા.[૧] હે રાજા ! તે વખતે વીર પાંડવો ચારજ હતા અને ગંધર્વો હજારોની સંખ્યામાં હતા. તેઓની સાથે એટલા પાંડવોએ યુદ્ધ કરવા માંડયું, તે આશ્ચર્ય જેવું થઇ પડયું.[૨] ગંધર્વોએ જે પ્રમાણે કર્ણના અને દુર્યોધનના રથના સેંકડો ટુકડા કરી નાખ્યા હતા, તે પ્રમાણે પાંડવોના રથના પણ ટુકડા કરવા પ્રયત્ન કર્યો;[૩] પરંતુ હે રાજા ! નરવ્યાઘ્ર પાંડવોએ અનેક બાણોની વૃષ્ટિ કરીને, યુદ્ધભૂમિમાં ધસી આવતા તે સેંકડો ગંધર્વોની ખબર લઇ નાખી,[૪] તેથી બાણોના વરસાદવડે ચોતરફથી વ્યાપ્ત થયેલા તે ગંધર્વો પાંડવોની સમીપમાં આવવા પણ સમર્થ થયા નહિ ![૫] તે પછી ક્રોધ પામેલા અર્જુને ક્રોધાવિષ્ટ થયેલા ગંધર્વોના ઉપર તાકી તાકીને દિવ્ય મહાસ્ત્રો છોડવા માંડયાં.[૬] બલોન્મત્ત અર્જુને આગ્નેયાસ્ત્ર છોડીને યુદ્ધમાં હજારો હજારો ગંધર્વોને યમલોકમાં પહોંચાડી દીધા; તેમજ હે રાજા ! બળવાનોમાં શ્રેષ્ઠ અને મહાધનુર્ધારી ભીમસેને પણ યુદ્ધમાં તીવ્ર બાણો છોડીને સેંકડો ગંધર્વોનો નાશ કર્યો; તેમજ મહાબળવાન માદ્રીના પુત્ર નકુલ તથા સહદેવ પણ યુદ્ધ કરતા કરતા પોતાની આગળ આવનારા સેંકડો શત્રુઓને પકડીને ઠાર કરવા લાગ્યા.[૯] આ પ્રમાણે જ્યારે મહારથી પાંડવોએ દિવ્ય અસ્ત્રોવડે ગંધર્વોનો નાશ કરવા માંડયો, ત્યારે ગંધર્વો ધૃતરાષ્ટ્રના પુત્રોને લઇને આકાશમાં ઉડી જવા લાગ્યા.[૧૦] તેઓને ઉડી જતા જોઇને કુંતીપુત્ર અર્જુને આકાશમાં બાણોની મોટી જાળ રચીને ગંધર્વોને ચોતરફથી ઘેરી લીધા.[૧૧] પાંજરામાં પૂરાયલાં પક્ષીઓની પેઠે બાણની જાળથી બંધાયલા ગંધર્વોને ક્રોધ ચઢયો અને તેઓ અર્જુનના ઉપર ગદા, શક્તિ તથા ઋષ્ટિની વૃષ્ટિ વર્ષાવવા લાગ્યા;[૧૨] પરંતુ ઉત્તમ અસ્ત્રોને જાણનારા અર્જુને તે ગદા, શક્તિ તથા ઋષ્ટિની વૃષ્ટિનો નાશ કરી દીધો અને ભાલાવડે ગંધર્વોનાં શરીરોને વીંધી નાખ્યાં.[૧૩] તે વખતે આકાશમાંથી મસ્તકો, ચરણો અને બાહુઓ પડવા લાગ્યા અને તે પાષાણોની વૃષ્ટિ થતી હોય તેવા જણાવા લાગ્યા તથા તેથી શત્રુઓને ભય થવા લાગ્યો.[૧૪] આ રીતે મહાત્મા અર્જુન ગંધર્વોનો વધ કરવા લાગ્યો તે વખતે આકાશમાં રહેલા ગંધર્વોએ પૃથ્વી ઉપર રહેલા અર્જુનને બાણના વરસાદથી ભરી દીધો.[૧૫] શત્રુતાપન તથા તેજસ્વી એવા સવ્યસાચી અર્જુને પણ તેઓની બાણવૃષ્ટિને અસ્ત્રોથી રોકી દીધી અને ગંધર્વોને વીંધી નાખ્યા.[૧૬] વળી કુરુનંદન અર્જુને, તે વખતે સ્થૂણાકર્ણ, ઇંદ્રજાળ, સૌર, આગ્નેય અને સૌમ્ય નામનાં અસ્ત્રો પ્રકટ કર્યાં.[૧૭] ઇંદ્રનાં બાણોથી જેમ દૈત્યો બળી જાય, તેમ અર્જુનનાં એ બાણોથી બળી જતા ગંધર્વો બહુજ ખિન્ન થઇ ગયા.[૧૮] તેઓ ઉંચે ઉડવા જતા હતા તો ત્યાં બાણોની જાળથી રોકાઇ જતા હતા અને આડાઅવળા નાસતા હતા તો ત્યાં અર્જુન ભલ્લ નામનાં બાણોથી તેઓને રોકી દેતો હતો.[૧૯]

હે ભરતવંશી જનમેજય ! આ પ્રમાણે કુંતીપુત્ર અર્જુને ગંધર્વોને ત્રાસ પમાડયો, તે જોઇને ચિત્રસેન પોતે હાથમાં ગદા ઉપાડીને અર્જુનના તરફ દોડયો;[૨૦] પરંતુ અર્જુને, હાથમાં ગદા લઇને યુદ્ધમાં શીઘ્ર વેગથી દોડી આવતા ચિત્રસેનની તે નરદમ લોઢાની ગદાના બાણોવડે સાત ટુકડા કરી નાખ્યા.[૨૧] જ્યારે ચિત્રસેને

જોયું કે, વેગવાળા અર્જુને બાણોવડે ગદાના અનેક ટુકડા કરી નાખ્યા છે, ત્યારે તે, વિદ્યાવડે પોતાના શરીરને અદૃશ્ય કરીને અર્જુનની સાથે યુદ્ધ કરવા લાગ્યો.[૨૨] તેણે સર્વ પ્રકારનાં દિવ્ય અસ્ત્રોનો પ્રયોગ કર્યો, પરંતુ વીર અર્જુને દિવ્ય અસ્ત્રો છોડીને તે અસ્ત્રોને આવતાં ખાળી દીધાં. જે વખતે મહાત્મા અર્જુને તે અસ્ત્રોથી ગંધર્વરાજને પણ ખાળી રાખ્યો, તે વખતે બળવાન ગંધર્વરાજ માયાવડે અદૃશ્ય થઇ ગયો.[૨૪] ચિત્રસેન અદૃશ્ય રહીને પ્રહાર કરે છે એમ જાણીને, અર્જુને પણ દિવ્યાસ્ત્રથી મંત્રેલાં આકાશચારી બાણોથી તેને પ્રહાર કરવા માંડ્યો.[૨૫] પછી અનેક રૂપ ધારણ કરનારા અર્જુનને ક્રોધ ચઢ્યો અને તેણે તે વખતે શબ્દવેધનો આશ્રય કરીને અંતર્ધાન થયેલા ગંધર્વરાજનો વધ કરવા માંડ્યો.[૨૬] મહાત્મા અર્જુનનાં તે અસ્ત્રોથી વધ થવા લાગતાં, અર્જુનના પ્રિય સખા ચિત્રસેને ત્યાં પોતાનું સ્વરૂપ પ્રકટ કર્યું.[૨૭] તે પછી ચિત્રસેને અર્જુનને કહ્યું કેઃ–" યુદ્ધમાં હું તારો મિત્ર છું, એમ તું જાણ." પાંડવશ્રેષ્ઠ અર્જુને પોતાના મિત્ર ચિત્રસેનને યુદ્ધમાં દુર્બળ થયેલો જાણીને, પોતાનાં છોડેલાં તે અસ્ત્રોને સમેટી લીધાં અર્જુનને અસ્ત્રો સમેટી લેતો જોઇને સઘળા પાંડવોએ પણ પોતાના દોડતા ઘોડાઓને, બાણના વેગોને અને ધનુષોને રોકી દીધાં. તે પછી ચિત્રસેન, ભીમ, અર્જુન, નકુલ તથા સહદેવ એ સર્વે એકબીજાનું કુશળ પૂછીને પોતપોતાના રથોમાંજ ઉભા રહ્યા.[૨૮,૩૦]

ઇતિ શ્રીમહા૦ વન૦ ઘોષયાત્રાપર્વમાં " ગંધર્વપરાજય " એ વિષયનો અધ્યાય ૨૪૫ મો સમાપ્ત.

## અધ્યાય ૨૪૬ મો
### દુર્યોધનને છોડાવ્યો.

॥ वैशंपायन उवाच ॥

ततोऽर्जुनश्चित्रसेनं प्रसहन्निदमब्रवीत् ॥
मध्ये गंधर्वसैन्यानां महेष्वासो महाद्युतिः॥१॥

વૈશંપાયને કહ્યું:–તે પછી મહાધનુર્ધારી અને મહાકાંતિમાન અર્જુને, ગંધર્વના સૈન્યની વચ્ચે હસતાં હસતાં ચિત્રસેનને આ પ્રમાણે પૂછ્યું:–[૧] "હે વીર ! કૌરવોને કેદ કરવામાં તારો શો હેતુ છે ? અને તેં આ દુર્યોધનને તેની રાણીઓની સાથે શામાટે પકડ્યો છે ?"[૨]

ચિત્રસેને કહ્યું:–"હે ધનંજય ! મેં સ્વર્ગમાં રહ્યાં રહ્યાં પાપી દુર્યોધનનો અને કર્ણનો આ અભિપ્રાય જાણ્યો હતો.[૩] તમે વનમાં રહીને અનાથની પેઠે ક્લેશ ભોગવો છો એમ જાણીને, સંકટમાં પડેલા તથા દુઃખી સ્થિતિ ભોગવતા પાંડવોને સુખી અવસ્થા ભોગવતો હું જોઉં, આવો દુર્યોધનનો અભિપ્રાય હતો;[૪] અને તેથીજ આ સર્વે તમારો તથા યશસ્વિની દ્રૌપદીનો ઉપહાસ કરવા અહીં આવ્યા હતા. એ સઘળા શું કરવા ધારે છે, તે દેવરાજ ઇંદ્રના જાણવામાં આવ્યાથી તેમણે મને કહ્યું કેઃ–[૫] 'તું દ્વૈતવનમાં જા ! અને દુર્યોધનને તેના મંત્રીઓની સાથે બાંધીને અહીં લાવ. વળી તારે યુદ્ધમાં બંધુઓની સાથે અર્જુનનું રક્ષણ કરવું;[૬] કારણ કે પાંડુપુત્ર અર્જુન તારો પ્રિય સખા તથા શિષ્ય છે.' આવાં દેવરાજનાં વચનથી હું સત્વર ત્યાંથી અહીં આવ્યો છું.[૭] મેં આ દુરાત્માને બાંધ્યો છે.હવે હું દેવલોકમાં જઇશ અને ઇંદ્રની આજ્ઞાથી આ દુરાત્માને પણ લઇ જઇશ."[૮]

અર્જુને કહ્યું:–"હે ચિત્રસેન ! તું મારું પ્રિય કરવા ઇચ્છતો હોય તો ધર્મરાજના કહેવા પ્રમાણે આ અમારા ભાઇ દુર્યોધનને છોડી દે !"[૯]

ચિત્રસેને કહ્યું:–"હે ધનંજય ! ધર્મરાજાને તથા દ્રૌપદીને ફસાવનારો આ પાપી નિત્ય મદમત્ત રહે છે, માટે એને છુટો કરવો યોગ્ય નથી. કુંતીપુત્ર ધર્મરાજા યુધિષ્ઠિર, દુર્યોધને શું કરવા ધાર્યું હતું તે જાણતા નથી, તેથી તેમણે તે પ્રમાણે કહ્યું હશે. હવે આ સાંભળ્યા પછી તારી ઇચ્છામાં આવે તેમ તું કર.[૧૧]

વૈશંપાયને કહ્યું:–પછી તે સર્વે યુધિષ્ઠિર રાજાની પાસે ગયા અને ત્યાં ગયાપછી તેમને દુર્યોધનનું સર્વ ચેષ્ટિત કહ્યું.[૧૨] અજાતશત્રુ યુધિષ્ઠિરે, ગંધર્વનું કહેવું સાંભળ્યા પછી તે સર્વ કૌરવોને છોડાવ્યા અને ગંધર્વોની પ્રશંસા કરતાં

કહ્યું કે:–[13] 'તમે સર્વે બળવાન તથા શક્તિસંપન્ન હોવા છતાં આ દુરાચરણી દુર્યોધનને એના મંત્રીઓ, જ્ઞાતિવાળાઓ તથા બંધુઓની સાથે માર્યો નહિ તે સારૂં કર્યું.[14] હે તાત ચિત્રસેન! ગંધર્વોએ મારા ઉપર આ મોટો ઉપકાર કર્યો છે; કારણ કે આ દુરાત્માને છોડવાથી મારા કુળનો પરાજય થતો અટક્યો છે.[15] તમારાં દર્શન થવાથી અમે પ્રસન્ન થયા છીએ. તમને જે કંઈ ઇષ્ટ હોય તે સંબંધમાં અમને આજ્ઞા કરો અને સર્વ મનોરથો પૂર્ણ થયા પછી તમે વિનાવિલંબે પ્રયાણ કરો."[16]

બુદ્ધિમાન પાંડુપુત્ર યુધિષ્ઠિરે, આ પ્રમાણે આજ્ઞા કર્યા પછી,પ્રસન્ન થયેલા ચિત્રસેન વગેરે ગંધર્વો અપ્સરાઓની સાથે ત્યાંથી ચાલ્યા ગયા. દેવરાજ ઇંદ્રે પણ, જે ગંધર્વોનો યુદ્ધમાં કૌરવોએ નાશ કર્યો હતો તે મરણ પામેલા ગંધર્વોના ઉપર દિવ્ય અમૃતની વૃષ્ટિ કરીને તેઓને જીવાડ્યા;[18] તેમજ પાંડવો, પોતાના જ્ઞાતિબંધુઓને તથા સર્વ રાણીઓને છોડાવીને અને દુષ્કર કર્મ કરીને પ્રસન્ન થયા.[19] તે સમયે સ્ત્રી અને કુમારોની સાથે કુરુવંશીઓએ સન્માન કરાયલા મહારથી મહાત્મા પાંડવો યજ્ઞમધ્યે અગ્નિઓ શોભે તેવા શોભવા લાગ્યા.[20] તે પછી છુટા કરેલા દુર્યોધનની પ્રત્યે પોતાના બંધુઓની સાથે યુધિષ્ઠિર રાજા પ્રેમથી આ પ્રમાણે કહેવા લાગ્યા:–[21]"બાપુ! ફરી આવું સાહસ કદી પણ કરીશ નહિ ! કારણ કે હે ભરતવંશી ! સાહસ કરનારા પુરુષો સુખી થતા નથી.[22] હે કુરુનંદન! હવે તું સઘળા બંધુઓની સાથે તારી ઈચ્છાપ્રમાણે ક્ષેમકુશળ ઘેર જા; અને આ સંબંધમાં ખેદ કરીશ નહિ."[23]

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે પાંડુપુત્ર ધર્મરાજાએ આજ્ઞા આપ્યા પછી, ઇંદ્રિયરહિત થયેલા પુરુષની પેઠે આતુર થએલો દુર્યોધન રાજા, ધર્મપુત્ર યુધિષ્ઠિરને પ્રણામ કરીને, ત્યાંથી ચીરાઇ જતા હૃદયવડે શરમાતો શરમાતો પોતાનાં નગરપ્રત્યે ચાલ્યો. કુરુવંશી દુર્યોધનના ગયા પછી બ્રાહ્મણો, વીર કુંતીપુત્ર યુધિષ્ઠિરને તથા તેમના બંધુઓને માન આપવા લાગ્યા અને દેવોથી વીંટાયલા ઇંદ્રની પેઠે તે સર્વ તપોધનોથી વીંટાયલા યુધિષ્ઠિર દ્વૈતવનમાં આનંદથી વિહાર કરવા લાગ્યા.[27]

ઇતિ શ્રીમહા૦ વન૦ ઘોષયાત્રાપર્વમાં "દુર્યોધનમોક્ષણ" એ વિષયનો અધ્યાય ૨૪૬ મો સમાપ્ત.

## અધ્યાય ૨૪૭ મો

### દુર્યોધનને કર્ણનું અભિનંદન

**॥ जनमेजय उवाच ॥**

**शत्रुभिर्जितबद्धस्य पांडवैश्च महात्मभिः ॥**
**मोक्षितस्य युधापश्चान्मानिनः सुदुरात्मनः ॥१॥**

જનમેજયે પૂછ્યું:–શત્રુઓએ હરાવીને બાંધી લીધેલા દુર્યોધનને મહાત્મા પાંડવોએ યુદ્ધ કરીને છોડાવ્યો હતો, તે પછી એ અભિમાની, અત્યંત દુષ્ટ અંતઃકરણવાળો, આત્મશ્લાઘા કરનારો, પાપી અભિપ્રાયવાળો, નિત્ય ગર્વિષ્ઠ રહેનારો, પોતાનાં શૌર્ય અને ઔદાર્યને લીધે સર્વદા પાંડવોને તુચ્છ સમજનારો અને નિત્ય અહંકારભર્યાં વચન બોલનારો પાપી દુર્યોધન હસ્તિનાપુરમાં મહામુશ્કેલીથી પેઠો હશે, એમ મને સમજાય છે;[1-3] માટે હે વૈશંપાયન! તે લજ્જાયુક્ત તથા શોકવડે વ્યાકુળ ચિત્તવાળા દુર્યોધનનો હસ્તિનાપુરમાં કેવી રીતે પ્રવેશ થયો હતો, તે તમે મને વિસ્તારથી કહો.[4]

વૈશંપાયને કહ્યું:–ધર્મરાજાએ આજ્ઞા આપ્યા પછી, ધૃતરાષ્ટ્રનો પુત્ર દુર્યોધન રાજા શોકવડે હણાયલી બુદ્ધિથી પોતાના પરાજયનું ચિંતન કરતો, ખિન્ન તથા અતિ દુઃખી થઈને, લજ્જાવડે નીચું મુખ ઘાલી, ચતુરંગ સેના સાથે ત્યાંથી નીકળીને પોતાના નગરપ્રત્યે જવા લાગ્યો.[6] તેણે માર્ગમાં જતાં જતાં જ્યાં ઘાસપાણી સારીરીતે મળે એવા એક પ્રદેશમાં રથ વગેરે વાહનો છોડાવ્યાં અને શુભ તથા રમ્ય પ્રદેશમાં ઇચ્છા પ્રમાણે પડાવ નાખ્યો;[7] તથા હાથી, ઘોડા, રથો અને પાયદલોનો યથાયોગ્ય સ્થાનોમાં મુકામ કરાવ્યો. તે પછી રાત્રિની સમાપ્તિમાં રાહુથી ગળાયલા ચંદ્રની પેઠે નિસ્તેજ મુખ કરીને અગ્નિના જેવા તેજસ્વી પલંગ ઉપર બેઠેલા દુર્યોધન રા-

જાની પાસે આવીને, તે વખતે કર્ણ તેને આ પ્રમાણે કહેવા લાગ્યોઃ-૯"હે ગાંધારીપુત્ર ! તમે જીવો છો એ અહોભાગ્ય છે અને આપણો ફરી સમાગમ થયો, એ પણ મહાભાગ્યની વાત છે. તમે યથેષ્ટ રૂપ ધારણ કરનારા ગંધર્વોને જિત્યા એ પણ ઘણું સારૂં થયું![10] હે કુરુનંદન! મારૂં મોટું ભાગ્ય છે, કે જેને લીધે હું વિજયની ઇચ્છાવાળા, યુદ્ધ કરવામાં તત્પર અને શત્રુઓને જિતી આવેલા તમારા મહારથી સમગ્ર બંધુઓને જોઉં છું.[11] તમારા દેખતાંજ ગંધર્વો મારી પાછળ પડયા હતા, તેથી હું નાસભાગ કરવા લાગેલી સેનાને સ્થિર કરવા સમર્થ થયો નહિ;[12] એટલુંજ નહિ પરંતુ મારા શરીરમાં બાણોથી પુષ્કળ જખમો થયા હતા તેની ભારે પીડાને લીધે હું પણ ત્યાંથી નાસી છુટયો હતો; પરંતુ હે ભરતવંશી! તે અમાનુષ યુદ્ધમાંથી સ્ત્રીઓ, સૈન્ય અને વાહનોની સાથે મુક્ત થયેલા તમને, આ ઠેકાણે ક્ષતરહિત તથા સુરક્ષિત હું જોઉં છું એ મને મહા આશ્ચર્યકારક લાગે છે![14] હે ભરતવંશી મહારાજા ! તમે બંધુઓની સાથે યુદ્ધમાં જે કામ કર્યું છે તે કામ કરનારો કોઇપણ પુરુષ આ લોકમાં નથી.[15]

વૈશંપાયને કહ્યું:-આ પ્રમાણે કર્ણે દુર્યોધન રાજાને કહ્યું, ત્યારે તે અશ્રુથી ગળગળી વાણીવડે અંગરાજ કર્ણપ્રત્યે કહેવા લાગ્યો.[16]

**ઇતિ૦ શ્રીમહા૦ વન૦ ઘોષયાત્રા પર્વમાં "કર્ણ અને દુર્યોધનનો સંવાદ" એ વિષયનો અધ્યાય ૨૪૭ મો સમાપ્ત.**

# અધ્યાય ૨૪૮ મો

## દુર્યોધને યુદ્ધવૃત્તાંત્ત કહ્યો.

**॥ दुर्योधन उवाच ॥**

**अजानतस्ते राधेय यनाभ्यसूयाम्यहं वचः॥**
**जानासि त्वं जितान् शत्रून् गंधर्वांस्तेजसा मया**

દુર્યોધને કહ્યું:-"હે રાધાપુત્ર કર્ણ! તને આ વાતની ખબર નથી, તેથી હું તારાં વચનને દોષવાળાં માનતો નથી; કારણકે તું 'મેંજ પરાક્રમ કરીને ગંધર્વશત્રુઓને જિત્યા છે' એમ જાણે છે;[1] પરંતુ હે મહાબાહુ! ખરી વાત આ છે કે, મારી મદદથી મારા સહોદર બંધુઓએ ગંધર્વોની સાથે ઘણીવાર સુધી યુદ્ધ કર્યું અને તેમાં બન્ને બાજુની સેનાનો ક્ષય થયો;[2] પણ જ્યારે માયાને લીધે અમારા કરતાં અધિક શૂરા ગંધર્વો આકાશમાં રહીને યુદ્ધ કરવા લાગ્યા, ત્યારે તે આકાશચારીઓની સાથે અમારૂં યુદ્ધ સમાન રહ્યું નહિ,[3] તેથી અમે યુદ્ધમાં પરાજય પામ્યા અને સેવકો, મંત્રીઓ, પુત્રો, સ્ત્રીઓ, સેના તથા વાહનોની સાથે અમે બંધાઈ ગયા.[4] તે પછી અત્યંત દુઃખી થયેલા અમને ગંધર્વો આકાશમાર્ગે ઉંચે લઇ જવા લાગ્યા. તે વખતે અમારા કેટલાક સૈનિકો અને મહારથી અમાત્યોએ, રણશૂર એવા પાંડવોની પાસે જઇને દીન થઇને કહ્યું કે:-'આ ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધન રાજાને તેના નાના બંધુઓ, મંત્રીઓ અને સ્ત્રીઓની સાથે સ્વર્ગવાસી ગંધર્વો હરી જાય છે, માટે તમે સ્ત્રીઓની સાથે તે રાજાને છોડાવો! તમારૂં કલ્યાણ થાઓ.[5-7] કુરુવંશની સ્ત્રીઓનો સર્વથા પરાભવ થવા દો નહિ!'

આ પ્રમાણે મારા સૈનિકોએ કહ્યું, ત્યારે પાંડુના વડીલ પુત્ર ધર્માત્મા યુધિષ્ઠિરે, સઘળા પાંડવોને સમજાવીને તેઓને અમને છોડાવવાની આજ્ઞા કરી. તે આજ્ઞાથી પુરુષશ્રેષ્ઠ પાંડવો તે પ્રદેશમાં આવ્યા અને જો કે તે મહારથીઓ સમર્થ હતા, તોપણ તેઓ ગંધર્વોની પાસે સાંત્વનપૂર્વક અમને છોડવાની માગણી કરવા લાગ્યા; પણ જ્યારે સાંત્વન કરતાંએ ગંધર્વોએ અમને છોડયા નહિ,[10] ત્યારે અર્જુન, ભીમ અને બલોન્મત્ત નકુલસહદેવ ગંધર્વોના ઉપર બાણોની અનેક વૃષ્ટિ કરવા લાગ્યા.[11] તે વખતે મનમાં ખુશી થતા ગંધર્વો યુદ્ધ કરવાનું છોડી દઇને દીન બની ગયેલા એવા અમને ખેંચતા ખેંચતા સ્વર્ગ તરફ જવા લાગ્યા.[12] તે પછી ચોતરફ બાણજાળથી વીંટાવા છતાં દિવ્ય અસ્ત્રોને છોડયા જતા અર્જુનને અમે દીઠો. જે વખતે અર્જુને તીવ્ર બાણોથી દિશાઓને ઘેરી લીધી છે એવું ચિત્રસેને જોયું, તે વખતે તે અર્જુનના સખાએ પોતાનું સ્વરૂપ અર્જુનને દેખાડયું.[13,14] પછી ચિત્ર-

સેન તથા અર્જુન પરસ્પર ભેટયા અને ચિત્રસેને કુશળ પ્રશ્ન પૂછયા પછી પાંડવોએ તેને આરોગ્ય પૂછયું.[૧૫] આ પ્રમાણે તેઓ પરસ્પર મળ્યાપછી બખ્તરો ઉતારી નાખીને વીર ગંધર્વો પાંડવોની સાથે ભળી ગયા અને ચિત્રસેન તથા અર્જુન એકબીજાને સન્માન આપવા લાગ્યા.[૧૬]

ઇતિ શ્રીમહા૦ વન૦ ઘોષયાત્રા પર્વમાં "દુર્યોધનવાક્ય" એ વિષયનો અધ્યાય ૨૪૮ મો સમાપ્ત.

# અધ્યાય ૨૪૯ મો

## દુર્યોધનનો મરણમાટે નિશ્ચય

॥ दुर्योधन उवाच ॥

चित्रसेनं समागम्य प्रहसन्नर्जुनस्तदा ॥
इदं वचनमक्लीबमब्रवीत्परवीरहा ॥ १ ॥

દુર્યોધને કહ્યું:—શત્રુવીરને હણનારો અર્જુન ચિત્રસેનને મળ્યાપછી હસતાં હસતાં આ પ્રમાણે ઉદ્દામ વચન બોલ્યો:—[૧] 'હે વીર ગંધર્વશ્રેષ્ઠ! તમે મારા બંધુઓને છોડી દેવા યોગ્ય છો; કારણ કે જ્યાંસુધી પાંડવો જીવતા હોય, ત્યાંસુધી બીજાને હાથે તેઓનો પરાજય થવો અયોગ્ય છે!'[૨] આ પ્રમાણે મહાત્મા અર્જુને ગંધર્વને કહ્યું, ત્યારે ઓ કર્ણ! આપણે જે વિચાર કરીને હસ્તિનાપુરથી નીકળ્યા હતા કે, 'સુખરહિત થએલા પાંડવોને દ્રૌપદીની સાથે આપણે જોઇશું' તે વાત ચિત્રસેને અર્જુનને કહી દીધી! જે વખતે ગંધર્વ તે વાત કહેતો હતો, તે વખતે હું લજવાઈ ગયો અને લજ્જાને લીધે પૃથ્વીમાં પેસી જવામાટે પૃથ્વીનું દ્વાર મળે એમ ઈચ્છવા લાગ્યો! તે પછી પાંડવોની સાથે ગંધર્વો યુધિષ્ઠિરની પાસે આવ્યા અને તેઓએ અમારો તે દુષ્ટ વિચાર જણાવ્યો તથા અમને કેદીતરીકે તેમની આગળ રજુ કર્યા. તે વખતે હું દીન બની ગયો હતો, બંધનમાં પડયો હતો અને શત્રુને તાબે થઇ ગયો હતો. એ સ્થિતિમાં મને સ્ત્રીઓની સમક્ષમાં યુધિષ્ઠિરની આગળ લઇ જવામાં આવ્યો. એનાથી બીજું અધિક દુઃખ શું હોય? અરે! જેઓનું મેં નિત્ય અપમાન કર્યું છે અને જેઓનો હું હમેશનો શત્રુ છું, તેઓએ મને દુર્બુદ્ધિવાળાને છોડાવ્યો અને તેઓએજ મને જીવિતદાન આપ્યું! ઓ વીર કર્ણ! એના કરતાં તો તે મહાયુદ્ધમાં મોત આવ્યું હોત તો મારૂં કલ્યાણ થાત! રે! આવી દુર્દશા ભોગવનારાનું જીવિત નિષ્ફળ છે. હું જો ગંધર્વથી વધ પામ્યો હોત તો મારો યશ પૃથ્વીમાં પ્રખ્યાત થાત અને મને મહેંદ્રલોકમાં અક્ષય સદ્ગતિ પ્રાપ્ત થઇ હોત. હવે હે પુરુષશ્રેષ્ઠો! આજે મેં જે કરવાનો નિશ્ચય કર્યો છે, તે તમે સાંભળો.[૧૦]હું અહીં પ્રાયોપવેશન× કરીશ; માટે તમે સઘળા ઘેર જાઓ અને મારા સઘળા બંધુઓ આજે પોતાના નગરપ્રત્યે પ્રયાણ કરો; તેમજ કર્ણ વગેરે સ્નેહીઓ તથા સંબંધીઓ દુઃશાસનને આગળ કરીને આજે હસ્તિનાપુર તરફ જાઓ.[૧૧,૧૨] શત્રુથી અપમાન પામેલો હું હવે નગરમાં આવીશ નહિ. જે હું પહેલાં શત્રુઓનાં માનને ખંડન કરનારો હોઇને મિત્રોનાં માનને વધારનારો હતો, તેજ હું આજે મિત્રોને શોક આપનારો તથા શત્રુઓના હર્ષની વૃદ્ધિ કરનારો થઈ પડયો છું! હવે હું હસ્તિનાપુરમાં આવીને ધૃતરાષ્ટ્ર રાજાને પણ શું કહું?[૧૪] ભીષ્મ, દ્રોણ, કૃપ, અશ્વત્થામા, વિદુર, સંજય, બાહ્લીક, સૌમદત્તિ, બીજા વૃદ્ધ પુરુષોએ માન્ય ગણેલા પુરુષો, બ્રાહ્મણો, શ્રેષ્ઠ શ્રેષ્ઠ વ્યાપારીઓ અને બીજા મધ્યસ્થ વૃત્તિવાળા લોકો મને શું કહેશે? અને હું તેઓને ઉત્તર પણ શું આપીશ?[૧૫,૧૬]પૂર્વે જે હું પરાક્રમ કરીને શત્રુઓનાં મસ્તક ઉપર તથા છાતી ઉપર પગ મૂકીને ઉભો હતો, તેજ હું આજે પોતાના દોષને લીધે સર્વ રીતે ભ્રષ્ટ થયો છું! આવી સ્થિતિમાં હું તે ભીષ્માદિકની સાથે કેમ બોલી શકું?[૧૭] ઉદ્ધત લોકોને લક્ષ્મી, વિદ્યા તથા ઐશ્વર્યની પ્રાપ્તિ થઇ હોય, તોપણ તેઓ લાંબા દિવસ સુખમાં રહેતા નથી. એનું ઉદાહરણ મદવડે ગર્વિત થયેલો એવો હુંજ છું. અહો, આ કર્મ કરવા યોગ્ય ન હતું, છતાં હું બુદ્ધિવાળો છું તેથી મેં પોતે મોહને લીધે આ કષ્ટદાયક દુરાચરણ કર્યું છે અને તેથીજ હું સંકટમાં સપડાયો છું![૧૯] માટે હવે હું જીવી

×મરતાંસુધી એક આસન રાખી ઉપવાસ કરવા તે.

શકીશ નહિ, પણ અહીં પ્રાયોપવેશન કરીશ; કારણકે શત્રુઓએ જેને કષ્ટમાંથી કાઢયો હોય તેવો ચેતનવાળો કયો પુરુષ જીવી શકે ?[૨૦] તેમાં પણ હું અભિમાની હોવા છતાં પરાક્રમરહિત થવાને લીધે શત્રુઓએ મારો ઉપહાસ કર્યો ! અને પરાક્રમશાળી પાંડવોએ પણ મારા તરફ અપમાનપૂર્વક જોયું. હવે મારે શામાટે જીવવું ?"

વૈશંપાયને કહ્યુંઃ-આ પ્રમાણે ચિંતામાં ડૂબી ગયેલો દુર્યોધન દુઃશાસનપ્રત્યે બોલ્યોઃ- "હે ભરતવંશી દુઃશાસન ! આ મારાં વચનને સાંભળ ![૨૨]હું તારો અભિષેક કરૂં છું તે તું સ્વીકાર અને રાજા થા; તથા કર્ણ અને શકુનિએ પાલન કરેલી સમૃદ્ધિસંપન્ન પૃથ્વીનું રાજ્ય કર. ઇંદ્ર જેમ દેવોનું પાલન કરે છે, તેમ તું પોતાના બંધુઓનું વિશ્વાસથી પાલન કર અને દેવો જેમ ઇંદ્રની સહાયથી આજીવિકા કરે છે, તેમ બંધુઓ તારા આશ્રયથી જીવિકા કરો![૨૪] તારે પ્રમાદરહિત થઇને સર્વદા બ્રાહ્મણોને આજીવિકા આપવી અને બંધુઓ તથા સ્નેહીઓના નિત્ય આધારરૂપ થઈ રહેવું.[૨૫] વિષ્ણુ જેમ દેવગણોના તરફ કૃપાદષ્ટિ રાખે છે, તેમ તારે સગાંસંબંધીઓના તરફ કૃપાદષ્ટિ રાખવી અને ગુરુજનોનું પાલન કરવું. હવે તું જા અને સર્વ સ્નેહીઓને આનંદ આપતો તથા શત્રુઓનું માન ખંડન કરતો પૃથ્વીનું પાલન કર !" આ પ્રમાણે કહીને દુર્યોધન, દુઃશાસનના ગળામાં હાથ નાખીને તેને ભેટયો અને 'હવે જા' એમ ફરી તેણે કહ્યું.[૨૭]દુર્યોધનનાં તે વચન સાંભળીને દુઃશાસન દીન બની ગયો, તેનો કંઠ અશ્રુથી ગળગળો થઈ ગયો, તે અતિ દુઃખથી પીડાવા લાગ્યો અને બે હાથ જોડી પ્રણામ કરીને પોતાના મોટાભાઈ દુર્યોધનના પ્રત્યે ગળગળા સાદથી આ પ્રમાણે કહેવા લાગ્યો; પણ પ્રથમ તે "મારા ઉપર કૃપા કરો !" એટલુંજ બોલીને બળી જતા અંતઃકરણથી દુઃખી થઈ, પૃથ્વી ઉપર દુર્યોધનના પગમાં પડયો અને પછી આંસુ પાડતો પાડતો તે પુરુષવ્યાઘ્ર બોલ્યો કેઃ- "એવી વાત કદી બનશે નહિ ![૨૮-૩૦] કદાચ સઘળી પૃથ્વી ફાટી જાય, સૂર્ય પોતાના તેજનો ત્યાગ કરે, ચંદ્ર પોતાનાં કિરણોની શીતળતાનો ત્યાગ કરે,[૩૧] વાયુ શીઘ્રતાનો ત્યાગ કરે, હિમાચલ ચલાયમાન થઇ જાય, સમુદ્રોમાંથી જળ સૂકાઈ જાય અને અગ્નિ ઉષ્ણતાનો ત્યાગ કરે, તોપણ હે રાજા ! હું તમારાવિના પૃથ્વીનું રાજ્ય કરીશ નહિ !" આવું કહીને તે વારંવાર 'પ્રસન્ન થાઓ' એવું દુર્યોધનને કહેવા લાગ્યો અને "તમેજ અમારા કુળમાં સો વર્ષસુધી રાજા થઇને રહો" એવું પણ બોલ્યો. તે પછી હે ભરતવંશી રાજા ! માનપાત્ર દુઃશાસન પોતાના મોટાભાઇના પગનો સ્પર્શ કરીને મોટે સાદે રડવા લાગ્યો. આ પ્રમાણે દુઃશાસન અને દુર્યોધન એ બન્નેને દુઃખી થયેલા જોઇને કર્ણના અંતઃકરણમાં પીડા થવા લાગી અને તે તેઓની પાસે જઇને કહેવા લાગ્યો કેઃ-"હે કુરુવંશીઓ ! તમે અજ્ઞાની મનુષ્યોની પેઠે મૂર્ખતાથી આ પ્રમાણે કેમ ખિન્ન થઈ ગયા છો ? રે ! શોક કરનારાનો શોક કદી પણ દૂર થતો નથી. જ્યારે શોક કરવા લાગેલા મનુષ્યનો શોક તેના દુઃખને મટાડી શકતો નથી, ત્યારે શોક કરતા તમે બન્ને શોકમાં બીજું કયું સામર્થ્ય જુઓ છો, કે જેથી શોક કર્યા કરો છો? અરે, ધીરજ ધરો ! નકામા શોક કરીને શત્રુઓને રાજી કરશો નહિ.[૩૨-૩૮]હે રાજા! પાંડવોએ તમને છોડાવ્યા તે તેમણે પોતાનું કર્તવ્ય બજાવ્યું છે; કારણકે રાજ્યમાં રહેનારા લોકોએ હમેશાં રાજાનું પ્રિય કરવુંજ જોઇએ.[૩૯] રે, તમે તેઓનું પાલન કરો છો, તેથીજ તેઓ શાંતિથી નિવાસ કરે છે ને ! આવી સ્થિતિ હોવાથી તમારે અજ્ઞાની મનુષ્યની પેઠે શોક કરવો યોગ્ય નથી.[૪૦] તમે પ્રાયોપવેશનનો નિશ્ચય કર્યો તેથી આ તમારા બંધુઓ ખિન્ન થયા છે; માટે ઉઠો, તમારા સહોદર બંધુઓને ધીરજ આપો અને હસ્તિનાપુર ચાલો, એટલે તમારૂં કલ્યાણ થશે !"[૪૧]

**ઇતિ શ્રીમહા૦ વન૦ ઘોષયાત્રા પર્વમાં "દુર્યોધનપ્રાયોપવેશન" એ વિષયનો અધ્યાય ૨૪૯ મો સમાપ્ત.**

# અધ્યાય ૨૫૦ મો
## કર્ણનો દુર્યોધનને ઉપદેશ

॥ कर्ण उवाच ॥

**राजन्नाद्यावगच्छामि तवेह लघुसत्त्वताम् ॥**
**किमत्र चित्रं यद्वीर मोक्षितः पांडवैरसि ॥१॥**

કર્ણે કહ્યું:–"હે રાજા ! આ પ્રસંગમાં મને તો તમારી નિર્બળતા લાગતી નથી. હે શત્રુનાશક વીર ! તમે શત્રુઓને એકાએક વશ થઈ ગયા અને પાંડવોએ તેઓથી તમને છોડાવ્યા એમાં આશ્ચર્ય શું છે ? હે કુરુવંશી રાજા ! સૈનિકોએ તથા દેશમાં રહેનારા ઓળખાણવાળા અથવા ઓળખાણવિનાના લોકોએ રાજાનું પ્રિય કરવુંજ જોઈએ.[1] ઘણે ભાગે રાજ્યના મુખ્ય પુરુષોજ શત્રુઓની સેનાને ગભરાવી નાખે છે[3] અને તેઓ કોઈ વખત યુદ્ધ કરતાં પણ બંધાઇ જાય છે, ત્યારે સૈનિકો તેઓને છોડાવે છે; કારણકે જે મનુષ્યો રાજાના દેશમાં સૈનિકજીવિકાથી રહે છે, તેઓએ એકઠા મળીને રાજાને માટે યથાયોગ્ય પ્રયત્ન કરવોજ જોઈએ. જ્યારે આ પ્રમાણે છે, ત્યારે હે રાજા ! તમારા દેશમાં રહેલા પાંડવોએ તમને સાહજિક રીતે છોડાવ્યા તેમાં શોક કરવા જેવું શું છે ? ઉલટું રાજાઓમાં શ્રેષ્ઠ તમે પોતાની સેનાની સાથે ત્યાંથી નીકળ્યા તે વખતે પાંડવો તમારી પાછળ ન આવ્યા એજ તેઓએ સારૂં કર્યું નથી; કારણ કે તેઓ શૂરા, બળવાન અને સંગ્રામમાંથી પલાયન ન કરનારા હોઇને પ્રથમથીજ તમારા દાસ થયેલા છે, તેથી તેઓ તમારા સહાયકજ છે. તમે પાંડવોની રત્નરૂપ વસ્તુઓને હજીસુધી ભોગવો છો, છતાં તેઓ કંઇ પ્રાયોપવેશન કરીને મરવા બેઠા નથી. તે ધૈર્યશીલ પાંડવોના તરફ તો દૃષ્ટિ કરો! હે રાજા ! ઉઠો, હવે વિલંબ કરશો નહિ. તમારૂં કલ્યાણ થાઓ![9] રાજાના દેશમાં રહેનારા લોકોએ રાજાનું અવશ્ય પ્રિય કરવુંજ જોઇએ, તે રીતે પાંડવોએ કર્યું છે, તેમાં તમે શોક શાનો કરો છો ?[10] હે શત્રુમર્દન રાજેંદ્ર ! હું કહું છું તે પ્રમાણે જો તમે નહિ કરો, તોપણ હું તમારા ચરણની સેવા કરતો અહીંજ રહીશ.[11] હે નરશ્રેષ્ઠ ! હું તમારાવિના જીવવાનો ઉત્સાહ રાખતો નથી; પરંતુ હે રાજા ! તમે પ્રાયોપવેશન કરશો તો રાજાઓના ઉપહાસપાત્ર થશો."[12]

વૈશંપાયને કહ્યું:–કર્ણે આ પ્રમાણે કહ્યું તોપણ સ્વર્ગગમનને માટે નિશ્ચય કરી બેઠેલા દુર્યોધન રાજાએ, ઉઠવાની ઇચ્છા કરી નહિ.[13]

ઇતિ **શ્રીમહા૦** વન૦ ઘોષયાત્રાપર્વમાં "દુર્યોધનપ્રાયોપવેશનમાં કર્ણવાક્ય" એ વિષયનો અધ્યાય ૨૫૦ મો સમાપ્ત.

# અધ્યાય ૨૫૧ મો
## દૈત્યોએ દુર્યોધનને પાતાલમાં ઉપાડી મંગાવ્યો.

॥ वैशंपायन उवाच ॥

**प्रायोप विष्टं राजानं दुर्योधनममर्पणम् ॥**
**उवाच सांत्वयन् राजन् शकुनिःसौबलस्तदा॥**

વૈશંપાયને કહ્યું:–હે રાજા ! તે પછી અસહનશીલ દુર્યોધન રાજાનું સાંત્વન કરતો સુબલપુત્ર શકુનિ તેને કહેવા લાગ્યો.[1]

શકુનિએ કહ્યું:–હે કૌરવરાજ ! કર્ણે જે યોગ્ય વચન કહ્યાં તે તમે સાંભળ્યાં છે, છતાં મેં હરી આણેલી આ વિશાળ સમૃદ્ધિનો તમે શામાટે મોહથી ત્યાગ કરો છો ?[2] હે રાજા ! તમે અલ્પ બુદ્ધિથીજ પ્રાણત્યાગ કરવા ઇચ્છો છો, એ ઉપરથી મને સમજાય છે કે, તમે વૃદ્ધ પુરુષોનું સેવન કર્યું નથી.[3] જે પુરુષ આવી પડેલા હર્ષને અથવા શોકને સ્વાધીન રાખતો નથી, તે પાણીમાં પડેલા કાચા ઘડાની પેઠે લક્ષ્મી મેળવ્યા છતાં નાશ પામે છે.[4] જે રાજા બહુ બીકણ હોય, સામર્થ્યરહિત હોય, દીર્ઘસૂત્રી હોય, અસાવધ હોય, વ્યસનોને લીધે વિષયાધીન થયેલો હોય તેને પ્રજા માન આપતી નથી.[5] પાંડવોએ તમારો સત્કાર કર્યો, છતાં તમને શોક થાય છે, ત્યારે એથી ઉલટું કર્યું હોત તો તમારૂં શું થાત ? પાંડવોએ તમારૂં સારૂં કર્યું છે, તેનો તમે શોક કરીને નાશ કરો નહિ.[6]઼ હે રાજેંદ્ર! જે

વાતમાં તમારે હર્ષ કરવો જોઈએ અને પાંડવોનો સત્કાર કરવો જોઈએ, તે વાતમાં તમે શોક કરો છો, એ તમારૂં આચરણ વિપરીતજ છે;[૭] માટે તમે શાંત થાઓ અને દેહત્યાગ કરશો નહિ, પણ સંતુષ્ટ થઇને પાંડવોના ઉપકારનું સ્મરણ કરી, તેઓને રાજ્ય આપો અને યશ તથા ધર્મ સંપાદન કરો ![૮] તમે આ કૃત્ય કરવાની આજ્ઞા કરશો એટલે કૃતજ્ઞ થશો; માટે પાંડવોની સાથે ઉત્તમ પ્રકારનો બંધુપ્રેમ રાખી, તેઓને સ્થિર સ્થિતિમાં મૂકો અને તેઓના પિતાનું રાજ્ય તેઓને પાછું આપો, એટલે તમે સુખ પામશો.

વૈશંપાયને કહ્યું:–શકુનિનાં આવાં વચન સાંભળીને તથા બંધુપ્રેમને લીધે શોક પામીને પોતાના પગમાં પડેલા વીર દુઃશાસનને જોઈને, દુર્યોધને તે શત્રુદમન દુઃશાસનને પોતાના ઉત્તમ બાહુવડે ઉઠાડયો અને પ્રેમથી ભેટીને તેનું મસ્તક સુંઘ્યું. કર્ણ અને શકુનિનાં વચન સાંભળ્યા પછી દુર્યોધન રાજા બહુ ખિન્ન થઈ ગયો અને લજ્જાથી વ્યાપ્ત થઈ અત્યંત નિરાશ થઇ બેઠો.[૧૩] પછી કર્ણાદિક સ્નેહીઓનાં તેવાં વચન સાંભળીને દુર્યોધન ક્રોધ કરીને બોલ્યો:–"મારે હવે ધર્મ, ધન, સુખ, ઐશ્વર્ય, આજ્ઞા કે વૈભવોનું કામ નથી; માટે તમે મારી ઈચ્છાનો નાશ કરો નહિ,પરંતુ ઘેર જાઓ. આ પ્રાયોપવેશનના સંબંધમાં મારી બુદ્ધિ નિશ્ચયપૂર્વક દઢ થઇ છે;[૧૫] માટે તમે સઘળા નગરપ્રત્યે જાઓ અને મારા વડીલોનો આદરસત્કાર કરતા ત્યાં રહો."

આ પ્રમાણે દુર્યોધને કહ્યું, ત્યારે તેઓ શત્રુમર્દન દુર્યોધન રાજાપ્રત્યે કહેવા લાગ્યા કે:–[૧૬] "હે ભરતવંશી રાજેંદ્ર! તમારી જે ગતિ થશે તે ગતિ અમારી પણ થશે. અમે તમારાવિના નગરમાં કેવી રીતે પ્રવેશ કરીએ ?"[૧૭]

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે મિત્રો, મંત્રીઓ, બંધુઓ તથા સ્વજનવર્ગોએ ઘણું ઘણું કહ્યું, છતાં દુર્યોધન પોતાના નિશ્ચયથી ડગ્યો નહિ; [૧૮] પરંતુ તે ધૃતરાષ્ટ્રપુત્ર તો સ્નાન કરી, પવિત્ર થઇ, પૃથ્વી ઉપર દર્ભાસન પાથરીને તેના ઉપર નિશ્ચયપૂર્વક બેઠો.[૧૯] આ પ્રમાણે તે રાજશ્રેષ્ઠ દર્ભ અને વલ્કલો ધારણ કરી, ઉત્તમ રીતે નિયમનિષ્ઠ થઇ, મૌન ધારણ કરી, બાહ્ય ક્રિયાઓનો ત્યાગ કરી અને સ્વર્ગગતિની કામનાથી અવશ્ય મરવાનો નિશ્ચય કરીને બેઠો. તેના તે નિશ્ચયને જાણીને પૂર્વે દેવોએ જિતેલા એવા પાતાલમાં રહેલા ભયંકર દૈત્યો તથા દાનવો, દુર્યોધનના નાશથી પોતાના પક્ષનો ક્ષય થશે, એવું સમજ્યા અને તે મંત્રકુશળ દૈત્યોએ દુર્યોધનને પોતાની પાસે બોલાવવામાટે બૃહસ્પતિ અને શુક્રાચાર્યના કહેલા મંત્રોથી વૈતાન ( અગ્નિના ઘણા કુંડોથી સાધ્ય ) કર્મ કરવા માંડયું;[૨૩] તેમજ તેઓએ અથર્વવેદમાં કહેલા મંત્રોથી ઉપનિષદોમાં જણાવેલી મંત્ર તથા જપયુક્ત ક્રિયાઓ કરવા માંડી;[૨૪] અને અતિશય લક્ષ્ય રાખીને અનુષ્ઠાન કરનારા, વેદ તથા વેદાંગના પારને પામેલા દઢ વ્રતવાળા બ્રાહ્મણો મંત્રોચ્ચારપૂર્વક ક્ષીરરૂપ હવિનો અગ્નિમાં હોમ કરવા લાગ્યા.[૨૫] તે કર્મ સમાપ્ત થયું, ત્યારે હે રાજા ! ત્યાંથી એક મહા આશ્ચર્યકારક કૃત્યા બગાસાં ખાતી ખાતી નીકળી અને " હું શું કરૂં ? " એ પ્રમાણે બોલી. તે વખતે દૈત્યોએ તેને પ્રસન્ન અંતઃકરણથી કહ્યું કે:–"દુર્યોધન રાજા પ્રાયોપવેશન કરીને બેઠો છે, તેને તું અહીં લઇ આવ!" તે વખતે "તથાસ્તુ" કહીને તે કૃત્યા ત્યાંથી નીકળી અને જ્યાં દુર્યોધન રાજા હતો ત્યાં આવી;[૨૬–૨૮]તથા તે રાજાને લઈને એક મુહૂર્તમાંજ રસાતળમાં દાખલ થઈ. પોતે આણેલા દુર્યોધનને તેણે દૈત્યોની આગળ રજુ કર્યો. પોતાની પાસે આણેલા રાજાને જોઇને સર્વ દાનવોનાં મન પ્રસન્ન થયાં, નેત્રો લગાર પ્રફુલ્લ થયાં અને તેઓ રાત્રે એકઠા મળીને અભિમાનપૂર્વક દુર્યોધનને આ પ્રમાણે કહેવા લાગ્યા.[૨૯,૩૦]

**ઇતિ૦ શ્રીમહા૦ વન૦ ઘોષયાત્રા પર્વમાં " દુર્યોધનપ્રાયોપવેશન " એ વિષયનો અધ્યાય ૨૫૧ મો સમાપ્ત.**

# અધ્યાય ૨૫૨ મો

## દૈત્યોએ દુર્યોધનને ઉત્સાહિત કર્યો.

॥ दानवाऊचुः ॥

भो सुयोधन राजेंद्र भरतानां कुलोद्वह ॥
शूरैः परिवृतो नित्यं तथैव च महात्मभिः॥१॥

દાનવોએ કહ્યું:-“હે ભરતકુળને ધારણ કરનારા રાજેંદ્ર સુયોધન! તારી પાસે નિત્ય શૂરાઓ તથા મહાત્માઓ રહે છે,[૧] છતાં તેં આ પ્રાયોપવેશનરૂપી સાહસ શામાટે કર્યું? આત્મઘાત કરનારો મનુષ્ય નરકમાં જાય છે અને તેને અપકીર્તિકારક લોકાપવાદ પ્રાપ્ત થાય છે.વળી તારા જેવા બુદ્ધિમાન મનુષ્યો કર્તવ્યથી વિરુદ્ધ, બહુ પાપવાળાં અને મૂળનો ઘાત કરનારાં આવાં કર્મો કરવામાં પ્રવૃત્તિ કરતા નથી;[૩] માટે હે રાજા! ધર્મ, અર્થ અને સુખને નાશ પમાડનારા, યશ, પ્રતાપ અને વીર્યને હણનારા તથા શત્રુઓના હર્ષની વૃદ્ધિ કરનારા આ તારા વિચારને તું છોડી દે.[૪]હે સમર્થ રાજા! તું તારા પોતાના આત્માની દિવ્યતા તથા તારા શરીરની રચના, એ બન્નેના સંબંધમાં ખરેખરી વાત અમારા મુખથી સાંભળ ને પછી ધૈર્ય ધારણ કર![૫]હે રાજા! અમે પૂર્વે તપ કરીને તને મહેશ્વર પાસેથી મેળવ્યો છે. પ્રથમ તારો પૂર્વદેહ એટલે નાભિથી ઉપરનો ભાગ વજ્રસમૂહથી રચવામાં આવ્યો છે, જેથી તે અસ્ત્રો તથા શસ્ત્રોથી ભેદી શકાય તેવો નથી;અને હે નિષ્પાપ રાજા! તારો નીચેનો અર્ધો દેહ પાર્વતી દેવીએ પુષ્પમય બનાવ્યો છે, કે જે સ્વરૂપવડે સ્ત્રીનાં ચિત્તને હરણ કરે તેવો છે.[૬,૭]હે નૃપશ્રેષ્ઠ! આ રીતે તારા દેહને ઈશ્વર-પાર્વતીએ રચ્યો છે, તેથી હે રાજસિંહ! તું દિવ્ય પુરુષ છે, મનુષ્ય નથી. વળી મહાવીર્યવાળા ભગદત્ત વગેરે ક્ષત્રિયો, કે જેઓ દિવ્યાસ્ત્રોને જાણનારા તથા શૂરાઓ છે, તેઓ પણ તારા શત્રુઓનો નાશ કરશે;[૮,૯] માટે તારે ખેદ કરવાની જરૂર નથી, તેમ તારે ભયનું પણ કારણ નથી. વીર દાનવો તારી સહાયમાટેજ પૃથ્વીમાં ઉત્પન્ન થયા છે.[૧૦] વળી બીજા અસુરો ભીષ્મ, દ્રોણ અને કૃપાચાર્ય વગેરેના શરીરમાં પ્રવેશ કરશે, કે જે અસુરોના આવેશને લીધે તેઓ દયા છોડી દઈને તારા શત્રુઓની સાથે યુદ્ધ કરશે.[૧૧] હે કુરુશ્રેષ્ઠ! તેઓ સંગ્રામમાં પ્રહાર કરવા માંડશે, તે વખતે સામે આવેલા પોતાના પુત્રોને, ભાઈઓને, પિતાને, બાંધવોને, શિષ્યોને, જ્ઞાતિવાળાઓને, બાળકોને કે વૃદ્ધોને પણ છોડશે નહિ; પરંતુ તેઓનું મન, દાનવોના સપાટામાં આવવાથી તથા શરીરમાં દાનવોના આવેશથી તેઓ પરાધીન તથા નિઃસ્નેહ થઈને પ્રહાર કરશે. હે કુરુશ્રેષ્ઠ! તે પુરુષવ્યાઘ્રો સ્નેહને દૂર હાંકી કાઢશે, તેઓને યુદ્ધ કરવામાં આનંદ લાગશે, તેઓનાં અંતઃકરણ મલિન થઈ જશે અને તેઓ વિધાતાએ નિર્મેલા પ્રારબ્ધયોગથી વિવેકશૂન્ય થઈને પરસ્પરમાં બોલવા લાગશે કે:- ‘તું મારા સપાટામાંથી જીવતો છુટવાનો નથી!’ તથા પુરુષાર્થ કરવા મંડેલા અને આપવડાઈ હાંકતા તેઓ શસ્ત્ર તથા અસ્ત્રો છોડીને જનસંહાર કરશે. વળી મહાબળવાન તથા મહાત્મા એવા પાંચે પાંડવો પણ દૈવથી પ્રેરાઈને તેઓની સામે યુદ્ધ કરી તેઓનો સંહાર વાળશે; તેમજ હે રાજા! દૈત્યગણો, રાક્ષસગણો અને ક્ષત્રિયયોનિમાં ઉત્પન્ન થયા છે તેઓ, યુદ્ધમાં પરાક્રમપૂર્વક ગદાઓ, મુસલો, શૂળો અને નાનાંમોટાં શસ્ત્રોથી તારા શત્રુઓની સામે યુદ્ધ કરશે.[૧૨-૧૮] વળી હે વીર! તારા મનમાં અર્જુનસંબંધી જે ભય રહ્યા કરે છે, તેને માટે પણ અમે અર્જુનના વધનો ઉપાય તૈયાર કરી રાખ્યો છે.[૧૯] તે એ છે કે, હે વીર! પૂર્વે શ્રીકૃષ્ણે મારેલા નરકાસુરનો આત્મા કર્ણના દેહનો આશ્રય કરીને રહ્યો છે. તે નરકાસુર,પૂર્વના વૈરને યાદ કરીને કર્ણના દેહદ્વારા કૃષ્ણ અને અર્જુનની સાથે યુદ્ધ કરશે. તે શત્રુવિજય કરવામાં સમર્થ અને પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ મહારથી કર્ણ યુદ્ધમાં અર્જુનનો તથા સર્વ શત્રુઓનો પરાજય કરશે.[૨૧] આ વાત ઇંદ્રના જાણવામાં આવવાથી તે અર્જુનનું રક્ષણ કરવામાટે, કપટ કરીને કર્ણનાં બખ્તર તથા કુંડળને હરણ કરશે,[૨૨]તેથી અર્જુનનો વધ કરવા અમે પણ સેંકડો ને હજારો દૈત્યો તથા રાક્ષસોની યોજના કરી

છે. જેઓ સંશપ્તક નામથી પ્રખ્યાત છે, તેઓ વીર અર્જુનનો નાશ કરશે, માટે તું શોક કરીશ નહિ. ઓ રાજા ! તારે તો શત્રુવિનાની પૃથ્વી ઉપર રાજ્ય કરવાનું છે, માટે તું ખેદ કરીશ નહિ. આવો ખેદ તારે કરવો ઉચિત નથી. હે કુરુવંશી! તું જો મરણ પામે તો અમારો પક્ષ ક્ષીણ થઇ જાય;[૨૫] માટે હે વીર ! તું ઘેર જા, તારે મનમાં આત્મઘાતનો અથવા વૈરશાંતિનો વિચાર લાવવો નહિ; કારણ કે તુંજ સર્વદા અમારો આધાર છે અને પાંડવો દેવતાઓના આધારરૂપ છે."[૨૬]

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે કહ્યા પછી તે મોટા મોટા દૈત્યો તથા દાનવોએ રાજાઓમાં હાથીસમાન શ્રેષ્ઠ તથા દુર્જય તે દુર્યોધનને ધીરજ આપી અને તેને પુત્રની પેઠે આલિંગન કર્યું.[૨૭] વળી હે ભારત ! આ રીતે તેની બુદ્ધિ સ્થિર કરીને તથા તેને પ્રિય વચનો કહીને છેવટે કહ્યું કે:–"હવે તું જા અને વિજય મેળવ !"[૨૮]

તેઓએ જવાની રજા આપી, એટલે પૂર્વનીજ કૃત્યા તે મહાબાહુને જ્યાં તે પ્રથમ મરવા બેઠો હતો, તે પ્રદેશમાં પાછી લઇ આવી.[૨૯] કૃત્યાએ વીર દુર્યોધનને ત્યાં મૂકયો, તેનું સન્માન કર્યું અને રાજાની આજ્ઞા થતાંજ તે પ્રકટ થઇ હતી તે રીતે પાછી અંતર્ધાન થઈ ગઈ.[૩૦]હે ભરતવંશી જનમેજય ! તે કૃત્યા ગયાપછી દુર્યોધનરાજા, સ્વપ્નના જેવા બનેલા આ સર્વ વૃત્તાંતનો વિચાર કરવા લાગ્યો;[૩૧] અને હું યુદ્ધમાં પાંડવોને જિતીશ એવો તેને નિશ્ચય થયો તથા શત્રુનાશક અર્જુનનો વધ કરવા કર્ણ તથા સંશપ્તકો સમર્થ થશે, એમ પણ તે માનવા લાગ્યો. આ પ્રમાણે હે ભરતશ્રેષ્ઠ ! તે ધૃતરાષ્ટ્રના દુર્બુદ્ધિવાળા પુત્ર દુર્યોધનની પાંડવોને જિતવાની આશા પાછી દૃઢ થઇ; તેમજ નરકાસુરના આત્માએ જેના ચિત્તમાં પ્રવેશ કરેલો એવા કર્ણે પણ તે વખતે અર્જુનના વધને માટે ક્રૂર બુદ્ધિ ધારણ કરી. વળી રાક્ષસોથી આવિષ્ટ ચિત્તવાળા વીર સંશપ્તક યોદ્ધાઓ પણ રજોગુણ તથા તમોગુણથી ઘેરાઇ જઇને અર્જુનના:વધની ઇચ્છા કરવા લાગ્યા; તેમજ હે રાજા ! ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય વગેરેના અંતઃકરણમાં પણ દાનવોનો સંચાર થવાથી તેઓનો સ્નેહ પાંડવો ઉપર પૂર્વે જેવો હતો તેવો રહ્યો નહિ ! દુર્યોધન રાજાએ પોતે અનુભવેલો આ દૈત્યોનો વૃત્તાંત કોઇને પણ કહ્યો નહિ.

પછી રાત્રિ સમાપ્ત થતાં સૂર્યપુત્ર કર્ણે, રાજા દુર્યોધનની પાસે આવી, બે હાથ જોડીને હસતાં હસતાં યુક્તિપ્રયુક્તિથી તેને કહ્યું કે:–[૩૮] "હે કુરુવંશી રાજા ! મરણ પામેલો મનુષ્ય શત્રુઓને જિતી શકતો નથી,પરંતુ જીવતો પુરુષ કલ્યાણો જુએ છે. મરનારને કલ્યાણ અથવા જય કયાંથી મળે ?[૩૯] હે રાજા ! આ ખેદનો, ભયનો કે મરવાનો સમય નથી."

આટલું કહ્યા પછી તે મહાબાહુ કર્ણ દુર્યોધનને ભેટીને ફરી બોલ્યો કે:–[૪૦] "હે રાજા ! ઉઠો, કેમ સૂઇ રહ્યા છો ? હે શત્રુહંતા ! શત્રુઓને પોતના પરાક્રમથી તપાવ્યા પછી હવે શામાટે શોક કરો છો ? અને શામાટે મૃત્યુ ઇચ્છો છો ?"[૪૧]

હમણાં અર્જુનનું પરાક્રમ જોઇને જો તમને ભય લાગ્યો હોય તો હું તમારી આગળ સત્ય પ્રતિજ્ઞા કરૂં છું કે,હું સંગ્રામમાં અર્જુનનો નાશ કરીશ ![૪૨] હે પ્રજાધિપતિ ! 'હું સત્યથી આયુધનો સ્પર્શ કરીને કહું છું કે, પાંડવોને વનવાસનાં તેર વર્ષ થઇ ગયા પછી હું તેઓને તમારે આધીન કરીશ."[૪૩]

આ પ્રમાણે કર્ણે કહ્યું તેથી, દૈત્યોનાં વચનથી અને દુઃશાસનાદિકના પ્રણામથી દુર્યોધન ઉઠીને ઉભો થયો.[૪૪] દૈત્યોનાં તે વચન સાંભળીને હૃદયમાં દૃઢ વિચાર કર્યા પછી મનુષ્યવ્યાઘ્ર દુર્યોધને સેનાની વ્યવસ્થા કરી.[૪૫] તે પછી હે રાજા ! રથ, હાથી, ઘોડા તથા પાળાઓથી ભરપૂર એવી તે ગંગાના ઓઘના જેવી મહાસેનાએ ત્યાંથી પ્રયાણ કર્યું.[૪૬] તે સેના શ્વેત છત્રો, પતાકાઓ, અત્યંત ઉજ્જવળ ચામરો, રથો, હાથીઓ તથા પાળાઓથી ભરપૂર હોવાથી, મેઘના વિસ્તારથી મુક્ત થયેલા અને જેમાં શરદૃઋતુની શોભા કંઇક સ્પષ્ટ થઇ હોય તેવા આકશના જેવી શોભવા લાગી. ઉત્તમ બ્રાહ્મણો વિજય–પ્રાપ્તિના આશીર્વાદો આપીને સાર્વભૌમ રાજાની પેઠે તેની સ્તુતિ કરતા હતા,[૪૮]તે સમયે

ધૃતરાષ્ટ્રનો પુત્ર સુયોધન રાજા, પોતાના ઉત્તમ ઐશ્વર્યથી દેદીપ્યમાન જણાતો અને લોકોના અનેક પ્રણામોને સ્વીકારતો આગળ જવા લાગ્યો. હે રાજેંદ્ર જનમેજય ! તે વખતે તેની સાથે કર્ણ, જુગારી શકુનિ તથા દુઃશાસન વગેરે તેના સર્વ બંધુઓ હતા;[૫૦] તેમજ ભૂરિશ્રવા, સોમદત્ત અને મહારાજા બાહ્લિક તથા બીજા કુરુવંશી ભાયાતો, નાનાવિધ આકારવાળા રથો, ઘોડાઓ તથા શ્રેષ્ઠ હાથીઓ ઉપર સ્વારી કરીને જતા રાજસિંહ દુર્યોધનની પાછળ જવા લાગ્યા અને હે રાજેંદ્ર ! તેઓએ થોડાજ સમયમાં પોતાના નગરમાં પ્રવેશ કર્યો.[૫૧,૫૨]

ઇતિ શ્રીમહા૦ વન૦ ઘોષયાત્રા પર્વમાં
"દુર્યોધનપુરપ્રવેશ" એ વિષયનો
અધ્યાય ૨૫૨ મો સમાપ્ત.

## અધ્યાય ૨૫૩ મો
### કર્ણ દિગ્વિજય કરવા નીકળ્યો.

॥ जनमेजय उवाच ॥

वसमानेषु पार्थेषु वने तस्मिन्महात्मसु ॥
धार्तराष्ट्रा महेष्वासाः किमकुर्वतसत्तमाः ॥१॥

જનમેજયે પૂછ્યું:-મહાત્મા પાંડવો વનમાં વસતા હતા તે વખતે મહાધનુર્ધારી ધૃતરાષ્ટ્રના પુત્રો, સૂર્યપુત્ર કર્ણ, મહાબળવાન શકુનિ, ભીષ્મ, દ્રોણ અને કૃપાચાર્ય એ સજ્જનશ્રેષ્ઠોએ શું કર્યું હતું ? તે મને કહો.[૧,૨]

વૈશંપાયને કહ્યું:-પાંડવો એ સ્થિતિમાં હતા તે વખતે તેઓએ છોડાવીને મોકલેલો દુર્યોધન હસ્તિનાપુરમાં આવ્યો.[૩] ત્યારે હે મહારાજ ! ભીષ્મપિતામહ દુર્યોધનપ્રત્યે આ પ્રમાણે બોલ્યા કે:-"હે તાત ! તું તપોવનમાં જવા તૈયાર થયો તે વખતે પ્રથમથીજ મેં તને ના પાડી હતી અને તારા પ્રયાણને અનુમોદન આપ્યું નહતું; પરંતુ તે પ્રમાણે તું વર્ત્યો નહિ અને ગયો,તેથીજ હે વીર ! તારે શત્રુઓને હાથે બળાત્કારથી કેદ થવું પડયું;[૫] તથા ધર્મવેત્તા પાંડવોએ તને તેઓની પાસેથી છોડાવ્યો ! તોપણ તને લજ્જા આવતી નથી? હેગાંધારીપુત્ર રાજા!તારી સેના અને તું આક્રોશ કરતા હતા,તે વખતે સૈન્ય અને તારી સમક્ષમાંજ સૂતપુત્ર કર્ણ, ગંધર્વોથી ભય પામીને સંગ્રામમાંથી નાસી ગયો. એ ઉપરથી હે મહાબાહુ રાજેંદ્ર! તેં મહાત્મા પાંડવોનું અને દુર્બુદ્ધિવાળા સૂતપુત્ર કર્ણનું પરાક્રમ જોયું છે ![૮] હે મહારાજા ! હે ધર્મવત્સલ ! ધનુર્વેદમાં, શૌર્યમાં કે ધર્મમાં કર્ણ, પાંડવોનો ચતુર્થાંશ પણ નથી;[૯] માટે હે સંધિવેત્તાઓમાં શ્રેષ્ઠ ! આ કુળની વૃદ્ધિને માટે તારે મહાત્મા પાંડવોની સાથે સંધિ કરવી, એજ મને યોગ્ય લાગે છે."[૧૦]

હે રાજા ! આ પ્રમાણે ભીષ્મે કહ્યું, એટલે દુર્યોધન રાજા હાસ્ય કરીને શકુનિની સાથે ત્યાંથી એકદમ ચાલ્યો ગયો; અને તેને જતો જાણીને કર્ણ, દુઃશાસન વગેરે મહાધનુર્ધારીઓ પણ તે મહાબળવાન દુર્યોધનની પાછળ ચાલી નીકળ્યા. હે રાજા ! તેઓને આ રીતે જતા જોઇને, કુરુપિતામહ ભીષ્મ લજ્જાથી મસ્તક નીચું નમાવીને પોતાને ઘેર ગયા.[૧૩] હે મહારાજ ! ભીષ્મના ગયા પછી દુર્યોધન રાજા ફરી તે સ્થાનમાં આવ્યો અને મંત્રીઓની સાથે વિચાર કરવા લાગ્યો કે:-[૧૪] 'શું કરવામાં આપણું શ્રેય છે ? આપણે કયું કાર્ય કરવાનું બાકી રહે છે? અને તે કયી રીતે ઉત્તમ પ્રકારે પાર પડે? એ સંબંધમાં જે હિતકારક હોય તેનો આપણે વિચાર કરીએ".

કર્ણે કહ્યું:-"હે કુરુવંશી દુર્યોધન ! હું તમને જે કહું છું, તે તમે સાંભળો. ભીષ્મ આપણી નિત્ય નિંદા કર્યા કરે છે અને પાંડવોની પ્રશંસા કર્યા કરે છે.[૧૬] વળી હે મહાબાહુ રાજા ! તે તમારા ઉપર દ્વેષ હોવાને લીધે મારો પણ દ્વેષ કરે છે અને તમારી સમીપમાંજ નિત્ય મારી નિંદા કર્યા કરે છે.[૧૭] હે ભરતવંશી શત્રુનાશન રાજા ! હમણાં તમારી સમક્ષમાંજ ભીષ્મે પાંડવોની કીર્તિના સંબંધમાં અને તમારી નિંદાના સંબંધમાં જે ઉદ્ગારો કાઢયા, તે હું હવે સહન કરીશ નહિ; માટે હે ભારતરાજ! તમે મને સેવક, સૈન્ય તથા વાહનની સાથે જવાની આજ્ઞા આપો;[૧૯] એટલે હું પર્વતો અને નાનાંમોટાં અરણ્યોની સાથે પૃથ્વીનો વિજય કરીશ.જે ભૂમિને બળશાળી ચાર પાંડવોએ મળીને જિતી હતી,તે પૃથ્વીને હું એકલો-

જ તમારેમાટે જિતી લઇશ, એમાં સંશય નથી; અને તે મારો વિજય, કુરુકુલાધમ અતિ દુર્બુદ્ધિવાળો ભીષ્મ પ્રત્યક્ષ કરો.[૨૧] જે ભીષ્મ નિંદાને માટે અયોગ્યની નિંદા કરે છે અને પ્રશંસાને અયોગ્યની પ્રશંસા કરે છે, તે આજે મારા સામર્થ્યને જુએ અને પોતાનીજ નિંદા ભલે કરો![૨૨] હે રાજા! મને આજ્ઞા આપો. ખરેખર, આ કામમાં તમને અવશ્ય વિજય મળશે, એ હું આયુધના સ્પર્શપૂર્વક પ્રતિજ્ઞા કરીને સત્ય કહું છું."[૨૩]

હે ભરતકુળશ્રેષ્ઠ જનમેજય રાજા ! કર્ણનાં આવાં વચન સાંભળીને પરમ પ્રસન્ન થયેલો દુર્યોધન રાજા કર્ણપ્રત્યે બોલ્યો કે:–[૨૪] "હું ધન્ય છું ! મારા ઉપર ઈશ્વરે અનુગ્રહ કર્યો છે, જેથી મહાબળવાન તું નિરંતર મારા હિતને માટે તત્પર રહે છે, તેથી આજે મારો જન્મ સફળ છે! હે વીર ! જ્યારે તારા મનમાં સર્વ શત્રુઓને નાશ પમાડવાનો વિચાર થાય, ત્યારે તું ભલે વિદાય થા અને મને પણ યોગ્ય હોય તે આજ્ઞા કર, તારૂં કલ્યાણ થાઓ !"[૨૫,૨૬]

આ પ્રમાણે બુદ્ધિમાન દુર્યોધને કહ્યું, ત્યારે હે શત્રુદમન રાજા ! કર્ણે સ્વારીની સર્વ તૈયારી કરવાની આજ્ઞા આપી;[૨૭] અને તે મહાધનુર્ધારી શુભ દેવતાવાળા નક્ષત્રમાં, શુભ તિથિમાં અને શુભ મુહૂર્તમાં, ઉત્તમ મંગળસ્નાન કરી, બ્રાહ્મણોએ તથા બીજા લોકોએ પ્રશંસાયુક્ત વાણીવડે કરેલા સન્માને સ્વીકારતો તથા રથનાદવડે સચરાચર ત્રણ લોકને ગજાવતો ગજાવતો વિજયને માટે નીકળ્યો.[૨૮,૨૯]

**ઇતિ શ્રીમહા૦ વન૦ ઘોષયાત્રા પર્વમાં "કર્ણદિગ્વિજય" એ વિષયનો અધ્યાય ૨૫૩ મો સમાપ્ત.**

# અધ્યાય ૨૫૪ મો

## કર્ણનો દિગ્વિજય

**॥ वैशंपायन उवाच ॥**

**ततः कर्णो महेष्वासो बलेन महता वृतः ॥**
**द्रुपदस्य पुरं रम्यं रुरोध भरतर्षभ ॥१॥**

વૈશંપાયને કહ્યું:–" હે ભરતશ્રેષ્ઠ ! તે પછી મહાધનુર્ધારી કર્ણે મોટી સેનાની સાથે જઇને પ્રથમ દ્રુપદરાજાના રમણીય નગરને ઘેરો ઘાલ્યો.[૧] કર્ણે ત્યાં મોટું યુદ્ધ કરીને વીર દ્રુપદરાજાને પોતાને અધીન કર્યો; અને હે નૃપશ્રેષ્ઠ ! તેની પાસેથી કરતરીકે સોનું,રૂપું તથા વિવિધ રત્નો લીધાં. હે રાજેંદ્ર ! કર્ણે દ્રુપદને જિત્યા પછી તેને અધીન રહેનારા બીજા સર્વ રાજાઓને પણ વશ કર્યા અને તેઓની પાસેથી પણ કર લીધા. તે પછી તે ઉત્તર દિશામાં ગયો અને ત્યાંના રાજાઓને વશ કર્યા. તે પછી રાધાપુત્ર કર્ણ ભગદત્તને જિતીને શત્રુઓની સાથે યુદ્ધ કરતો કરતો મહાપર્વત હિમાલય ઉપર ચઢયો.[૨–૫] તે હિમાલયની સર્વ દિશાઓમાં ગયો અને તેણે ત્યાંના સર્વ રાજાઓને વશ કર્યા. આ રીતે હિમાલયના રાજાઓને જિતી તેણે તે સઘળાની પાસેથી ખંડણી લીધી.[૬] વળી તેણે નેપાલ દેશમાં રહેનારા રાજાઓને જિતી લીધા. તે પછી તે પર્વત ઉપરથી ઉતરીને પૂર્વ દિશા તરફ ચાલ્યો;[૭] અને તેણે ત્યાં આવેલા અંગ, વંગ, કલિંગ, શુંડિક, મિથિલ, માગધ અને કર્કખંડ વગેરે દેશો પોતાને સ્વાધીન કરીને આવશીર, યોધ્ય અને અહિક્ષત્ર દેશોને પણ જિતી લીધા. આ રીતે પૂર્વ દેશમાં વિજય કર્યા પછી કર્ણ,વત્સભૂમિપ્રત્યે ગયો;અને કેવળ માટીવાળી વત્સભૂમિનો વિજય કરીને તે મોહન નગર, ત્રિપુરી તથા કોસલાના સર્વ રાજાઓને જિતી તથા સર્વ પ્રકારનો કર લઈ દક્ષિણ દિશામાં ગયો. ત્યાં કર્ણે ઘણા મહારથીઓને જિતી લીધા.[૧૧]તે પછી સૂતપુત્ર કર્ણે દક્ષિણના રાજાઓમાંના રુક્મિની સાથે યુદ્ધ કર્યું. રુક્મિએ તુમુલ યુદ્ધ કર્યા પછી, કર્ણને કહ્યું કે:–"હે રાજેંદ્ર ! તમારા પરાક્રમથી તથા બળથી હું પ્રસન્ન થયો છું. મેં ક્ષત્રિધર્મના પાલનને માટેજ તમારી સાથે યુદ્ધ કર્યું છે, તેથી હું તમારા દિગ્વિજયમાં વિઘ્ન કરતો નથી;[૧૩] પરંતુ હવે તમારી ઈચ્છા હશે તેટલું સુવર્ણ હું તમને પ્રીતિથી આપું છું." આ સાંભળીને કર્ણ રુક્મિની સાથે મૈત્રી કરીને ત્યાંથી પાંડય દેશ અને અને શ્રીશૈલપ્રત્યે ગયો.[૧૪] તે પછી તેણે કેરલરાજ, નીલ રાજા, વેણુદારિસુત અને બીજા જે

દક્ષિણ દેશના રાજાઓ હતા, તે સઘળાઓની પાસેથી ખંડણી લીધી. તે પછી મહાબળવાન સૂતપુત્ર કર્ણે શિશુપાલના પુત્રની સામે જઇને તેને જિતી લીધો અને ત્યાંના આજુબાજુના રાજાઓને પણ વશ કર્યા. તે પછી હે ભરતશ્રેષ્ઠ ! કર્ણે ઉજ્જયિનીના રાજાઓને સામોપચારથીજ વશ કરીને તથા યાદવોની સાથે મેળાપ કરીને પશ્ચિમના રાજાઓને જિતી લીધા.[૧૭] વળી પશ્ચિમ દિશામાં આવીને તેણે યવનોને તથા બર્બરોને અને પશ્ચિમભૂમિમાં રહેનારા બીજા રાજાઓને જિતીને તેઓને કર આપતા કર્યા.[૧૮] આ પ્રમાણે પૂર્વ, પશ્ચિમ તથા દક્ષિણની સર્વ પૃથ્વી જિતીને, રાજનીતિ પ્રમાણે વર્તનારા વીર કર્ણે, મ્લેચ્છો, અરણ્યવાસીઓ, પર્વત ઉપર વસનારાઓ, ભદ્રો, રોહિતકો, આગ્નેયો તથા માલવો, આ સર્વ રાજસમુદાયને રમતની પેઠે જિતી લીધા.[૧૯,૨૦] પછી સૂતપુત્રે નગ્નજિત્ વગેરે મહારથીઓના સમૂહને જિતીને શશકોને તથા યવનોને જિતી લીધા.

આ પ્રમાણે પુરુષવ્યાઘ્ર મહારથી કર્ણ આખી પૃથ્વી જિતીને તથા તેના ઉપર પોતાનો અમલ સ્થાપીને પછી હસ્તિનાપુરમાં આવ્યો.[૨૧,૨૨] હે મહારાજા જનમેજય ! મહાધનુર્ધારી કર્ણ આવતાંજ દુર્યોધન રાજા પોતાના ભાઈઓ, પિતા અને બાંધવોની સાથે તેની સામે લેવા ગયો;[૨૩] અને તેણે સંગ્રામમાં શોભનારા કર્ણનો રીત પ્રમાણે આદરસત્કાર કર્યો તથા પ્રસન્ન થયેલા રાજાએ, કર્ણે કરેલા તે વિજયને નગરમાં ઢંઢેરો ફેરવી નગરજનોને જાહેર કર્યો. તે પછી તેણે કર્ણને કહ્યું કેઃ–[૨૪] "હે કર્ણ ! ભીષ્મ, દ્રોણ, કૃપ અને બાહ્લીકથી મને જે મળ્યું નથી તે મને તારાથી મળ્યું છે તથા તારૂં કલ્યાણ થાઓ ![૨૫] હે મહાબાહુ કર્ણ ! ઘણું કહેવાથી શું ફળ છે? હું જે વચન કહું તે તું સાંભળ ! હે સત્તમ ! તું નાથ હોવાથીજ હું સનાથ થયો છું.[૨૬] હે પુરુષવ્યાઘ્ર ! સર્વ પાંડવો તથા બીજા અતિશ્રેષ્ઠ રાજાઓ તારી સોળમી કળાની પણ બરોબરી કરે તેમ નથી.[૨૭] હે મહાધનુર્ધારી કર્ણ ! વજ્રધારી ઇંદ્ર જેમ વિજય કર્યા પછી અદિતિનાં દર્શન કરે, તેમ હવે તું પણ ધૃતરાષ્ટ્રનાં અને યશસ્વિની ગાંધારીનાં દર્શન કર."[૨૮]

હે પ્રજાપતિ ! દુર્યોધન આ પ્રમાણે બોલ્યો તે પછી હસ્તિનાપુરમાં પુષ્કળ આનંદસૂચક શબ્દો તથા ખેદસૂચક હાહાકારના શબ્દો થઇ રહ્યા.[૨૯] કેટલાએક કર્ણની પ્રશંસા કરવા લાગ્યા ત્યારે કેટલાએક પાંડવના પક્ષવાળાઓ કર્ણની નિંદા કરવા લાગ્યા; અને હે રાજા ! બીજા કેટલાએક રાજાઓ ત્યાં મૌન ધારણ કરી રહ્યા.[૩૦] હે રાજેંદ્ર જનમેજય ! આ પ્રમાણે શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવો કર્ણ, પર્વતો, વનો, ક્ષેત્રો, સમુદ્રો, ઉપવનો, નાનામોટા દેશો, ગામો, નગરો તથા ચોતરફ જળથી ભરેલા દ્વીપોની સાથે સર્વ પૃથ્વીને તથા સર્વ રાજાઓને થોડાજ સમયમાં જિતીને તથા સ્વાધીન કરીને અને અખૂટ ધન લઇને રાજાની પાસે આવી પહોંચ્યો.[૩૩] તે પછી હે શત્રુદમન ! તે વીર કર્ણે, અંતઃપુરમાં પ્રવેશ કરીને ગાંધારીસહિત ધૃતરાષ્ટ્રનાં દર્શન કર્યાં;[૩૪] અને હે નરવ્યાઘ્ર ! ધર્મવેત્તા કર્ણે પુત્રની પેઠે તેમના ચરણનો સ્પર્શ કરી પ્રણામ કર્યા. ધૃતરાષ્ટ્ર પણ તેનું પ્રેમથી આલિંગન કર્યું અને તેને જવાની આજ્ઞા આપી.[૩૫] હે ભરતવંશી રાજા ! ત્યારથી આરંભીને દુર્યોધન રાજા તથા સુબલપુત્ર શકુનિ, યુદ્ધમાં કર્ણે પાંડવોને હરાવીજ દીધા છે એમ માનવા લાગ્યા ![૩૬]

**ઇતિ શ્રીમહા૦ વન૦ ઘોષયાત્રા પર્વમાં "કર્ણદિગ્વિજય" એ વિષયનો અધ્યાય ૨૫૪ મો સમાપ્ત.**

# અધ્યાય ૨૫૫ મો

## વૈષ્ણવયજ્ઞ કરવાનો આરંભ

**॥ वैशंपायन उवाच ॥**

**जित्वा तु पृथिवीं राजन् सूतपुत्रो जनाधिप॥**
**अब्रवीत्परवीरघ्नो दुर्योधनमिदं वचः॥१॥**

વૈશંપાયને કહ્યુંઃ–હે જનાધિપતિ રાજા ! શત્રુપક્ષના વીર પુરુષોનો નાશ કરનારો કર્ણ, પૃથ્વી જિત્યા પછી દુર્યોધનને આ પ્રમાણે કહેવા લાગ્યો.[૧]

કર્ણે કહ્યું:-હે શત્રુઓને દમન કરનારા કુરુવંશી દુર્યોધન! હું તમને જે કહું છું તે તમે સાંભળો અને તે સાંભળ્યા પછી તે પ્રમાણે સઘળું કરવું તમને ઉચિત છે.[૨] હે વીર મહારાજા! આજે આ નિષ્કંટક આખી પૃથ્વી તમારી છે; માટે તમે, શત્રુઓનો નાશ કરનારા ઉદાર મનવાળા ઇંદ્રની પેઠે એ પૃથ્વીનું પાલન કરો."[૩]

વૈશંપાયને કહ્યું:-આ પ્રમાણે કર્ણે કહ્યું, ત્યારે દુર્યોધન રાજા કર્ણપ્રત્યે પાછો બોલ્યો કે:-"હે પુરુષશ્રેષ્ઠ! જેના તરફ તું છે તેને કંઈજ દુર્લભ નથી.[૪] તું મારો સહાયકર્તા છે, મારા ઉપર પ્રીતિવાળો છે અને મારેમાટે નિત્ય ઉદ્યોગપરાયણ રહે છે; માટે તું મારો એક વિચાર છે, તે યથાર્થરીતે સાંભળ![૫] હે સૂતપુત્ર! પાંડુપુત્ર યુધિષ્ઠિરના રાજસૂય નામના મહાશ્રેષ્ઠ યજ્ઞને જોઈને મને પણ તે યજ્ઞ કરવાની સ્પૃહા ઉત્પન્ન થઇ છે, તે તું પૂર્ણ કર!"

આ પ્રમાણે દુર્યોધને કહ્યું ત્યારે કર્ણ, રાજાપ્રત્યે બોલ્યો કે:-"હે નૃપશ્રેષ્ઠ! આજે સર્વ રાજાઓ તમને વશ છે; માટે હે કુરુશ્રેષ્ઠ! તમે ઉત્તમ બ્રાહ્મણોને બોલાવો અને યથાવિધિ સાહિત્યો તથા યજ્ઞનાં સાધનો એકઠાં કરાવો.[૮] પછી હે શત્રુદમન રાજા! શાસ્ત્રમાં કહેલા વેદપારંગત એવા બોલાવેલા ઋત્વિજો, તમારા યજ્ઞની શાસ્ત્ર પ્રમાણે ક્રિયા કરો.[૯] હે ભરતશ્રેષ્ઠ! તમારો યજ્ઞ પણ પુષ્કળ ખાનપાનવાળો તથા અત્યંત વૈભવસંપન્ન શરૂ થવા દો."[૧૦]

હે જનમેજય રાજા! આ પ્રમાણે કર્ણે કહ્યું, એટલે દુર્યોધને પુરોહિતને બોલાવી તેને કહ્યું કે:-"તમે મારેમાટે સંપૂર્ણ શ્રેષ્ઠ દક્ષિણાવાળો રાજસૂય નામનો મહાયજ્ઞ શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે તથા ક્રમ પ્રમાણે કરો."[૧૧,૧૨]

આ પ્રમાણે પુરોહિતને કહ્યું, ત્યારે તે દ્વિજશ્રેષ્ઠ રાજાપ્રત્યે બોલ્યો કે:-"હે કુરુકુળમાં શ્રેષ્ઠ મહારાજા! જ્યાંસુધી તમારા કુળમાં યુધિષ્ઠિર રાજા જીવતા હોય,ત્યાંસુધી તે મહાયજ્ઞ તમારાથી થઇ શકે નહિ. વળી હે રાજા! તમારા દીર્ઘાયુષી પિતા ધૃતરાષ્ટ્ર જીવે છે, તેથી પણ હે શ્રેષ્ઠ રાજા! તમારાથી એ યજ્ઞ થાય નહિ; પરંતુ હે પ્રભુ! બીજો એક રાજસૂયના જેવો મોટો યજ્ઞ છે, તે યજ્ઞથી હે રાજેંદ્ર! તમે યજન કરો. આ મારૂં વચન લક્ષ્યમાં લ્યો. હે રાજા! હમણાં જે રાજાઓ તમને કર આપે છે,[૧૬] તેઓએ કર આપવો તથા અલંકારરૂપે ઘડેલું અને સાદું સુવર્ણ આપવું. હે નૃપશ્રેષ્ઠ! તે સુવર્ણથી એક હળ તૈયાર કરાવીને તેવડે તમારા યજ્ઞમંડપની ભૂમિને ખેડાવો. પછી હે ભારત રાજેંદ્ર! તે સ્થાનમાં મંડપ કરીને તેમાં પુષ્કળ અન્ન વપરાય તેવો, સારા સંસ્કારવાળો અને જે કરવામાં કોઇપણ પ્રકારનો પ્રતિબંધ નથી તેવો યજ્ઞ ન્યાય પ્રમાણે થવા દો. તમે આ યજ્ઞ કરશો તેનું નામ વૈષ્ણવયજ્ઞ છે અને તે સત્પુરુષોએ કરવાયોગ્ય છે.[૧૭-૧૯] પુરાતન એવા વિષ્ણુ ભગવાનવિના બીજા કોઇએ એ યજ્ઞ કર્યો નથી અને એ મહાયજ્ઞ, રાજસૂય નામના શ્રેષ્ઠ યજ્ઞની બરોબરી કરે તેવો છે. [૨૦] હે ભારત! એ યજ્ઞ અમને રુચે છે, એનાથી તમારૂં કલ્યાણ પણ છે; વળી એ યજ્ઞ નિર્વિઘ્ને થઇ શકે છે અને એ કરવાથી તમારી ઇચ્છા પણ સફળ થશે."[૨૧]

આ પ્રમાણે તે બ્રાહ્મણોએ દુર્યોધનને કહ્યું, ત્યારે દુર્યોધન રાજા કર્ણને, શકુનિને તથા પોતાના બંધુઓને આ પ્રમાણે કહેવા લાગ્યો:-[૨૨] "આ બ્રાહ્મણોનાં કહેલાં સર્વ વચન મને રુચે છે એમાં સંદેહ નથી. હવે તમને જો તે રુચતાં હોય તો તમે તત્કાળ તેનો ઉત્તર આપો!"[૨૩] આ પ્રમાણે દુર્યોધને કહ્યું, એટલે તે સઘળાએ,"હા તેમજ છે!" એવો રાજાને ઉત્તર આપ્યો. તે પછી રાજાએ કામદાર લોકોને અનુક્રમથી યજ્ઞસંબંધી તૈયારી કરવા આજ્ઞા આપી,[૨૪] તેમજ હળ બનાવવામાટે સર્વ કારીગરોને આજ્ઞા આપી; અને હે મહારાજા! તેઓએ આજ્ઞા પ્રમાણે સઘળું સાહિત્ય ક્રમવાર તૈયાર કર્યું.[૨૫]

ઇતિ શ્રીમહા૦ વન૦ ઘોષયાત્રા પર્વમાં "દુર્યોધનયજ્ઞસમારંભ" એ વિષયનો અધ્યાય ૨૫૫ મો સમાપ્ત.

# અધ્યાય ૨૫૬ મો
## દુર્યોધનનો વૈષ્ણવયજ્ઞ
### ॥ वैशंपायन उवाच ॥

ततस्तु शिल्पिनः सर्वे अमात्यप्रवराश्चये ॥
विदुरश्च महाप्राज्ञो धार्त्तराष्ट्रे न्यवेदयत् ॥१॥

વૈશંપાયને કહ્યું:–તે પછી સઘળા કારીગરોએ, મુખ્ય મુખ્ય કાર્યભારીઓએ તથા મહાજ્ઞાની વિદુરે, દુર્યોધનને જણાવ્યું કે:–[૧] "હે ભરતવંશી રાજા! પ્રસંગોપાત ઉદ્‌ભવેલા આ મહાયજ્ઞની સર્વ સામગ્રીઓ તૈયાર થઇ છે અને સર્વ સુવર્ણથી બનાવેલું મહામૂલ્યવાન હળ પણ તૈયાર થયું છે.[૨]" હે પ્રજાપાલક! એ સાંભળીને રાજશ્રેષ્ઠ દુર્યોધન રાજાએ તે મહાયજ્ઞનો આરંભ કરવાની આજ્ઞા આપી.[૩] તે પછી પુષ્કળ દ્રવ્ય અને સારી વ્યવસ્થાવાળા તે યજ્ઞનો આરંભ કરવામાં આવ્યો અને ગાંધારીપુત્ર દુર્યોધને શાસ્ત્ર પ્રમાણે ક્રમાનુસાર યજ્ઞની દીક્ષા ધારણ કરી.[૪] આ કાર્યથી ધૃતરાષ્ટ્ર મહાયશસ્વી વિદુર, ભીષ્મ, દ્રોણ ગુરુ, કૃપાચાર્ય, કર્ણ અને યશસ્વિની ગાંધારી–એ સર્વે પ્રસન્ન થયાં.[૫] હે રાજેંદ્ર! તે સમયે દુર્યોધને રાજાઓને તથા બ્રાહ્મણોને નિમંત્રણ કરવામાટે શીઘ્ર ગતિવાળા દૂતોને મોકલ્યા.[૬] તે દૂતો ઝડપથી ચાલનારાં વાહનોમાં બેસીને આજ્ઞા પ્રમાણે ચાલતા થયા. તે નિમંત્રણ કરવા જતા દૂતોમાંથી એક દૂતને દુઃશાસને કહ્યું કે:–[૭] "તું સત્વર દ્વૈતવનમાં જા અને ત્યાં રહેલા પાપી પાંડવોને તથા તે વખતે તે વનમાં જે બ્રાહ્મણો હોય તેઓને ન્યાયપૂર્વક નિમંત્રણ કર."[૮] આજ્ઞા પ્રમાણે તે દૂત પાંડવોની પાસે ગયો અને તેઓને પ્રણામ કરીને બોલ્યો કે:–"હે મહારાજ! કુરુવંશમાં તથા રાજાઓમાં શ્રેષ્ઠ એવા દુર્યોધન પોતાના પરાક્રમથી પુષ્કળ ધન સંપાદન કરીને યજ્ઞ કરે છે. તે યજ્ઞમાં ઠામ ઠામના રાજાઓ તથા બ્રાહ્મણો જાય છે.[૧૦] હે રાજા! મહાત્મા કૌરવે મને અહીં નિમંત્રણ કરવા મોકલ્યો છે. પ્રજાપતિ દુર્યોધન રાજા તમને નિમંત્રણ કરે છે;[૧૧] માટે તમે ત્યાં આવીને દુર્યોધન રાજાના ઇચ્છિત યજ્ઞનું અવલોકન કરો."

તે દૂતનું ભાષણ સાંભળીને રાજાઓમાં વ્યાઘ્રસમાન યુધિષ્ઠિર રાજા બોલ્યા કે:–"પૂર્વજોની કીર્તિને વૃદ્ધિ પમાડનારો દુર્યોધન રાજા ઉત્તમ યજ્ઞથી યજન કરે છે, એ બહુ આનંદની વાત છે.[૧૩] અમે પણ ત્યાં આવ્યા હોત, પરંતુ હમણાં અમારાથી કોઇપણ રીતે અવાય તેમ નથી; કારણકે તેર વર્ષ પૂરાં થાય ત્યાંસુધી અમારે અમારી પ્રતિજ્ઞા પાળવી જોઇએ."[૧૪]

આવાં ધર્મરાજનાં વચન સાંભળ્યા પછી ભીમસેન બોલ્યો કે:–"તેર વર્ષ પૂરાં થયા પછી જ્યારે રણયજ્ઞમાં અસ્ત્રશસ્ત્રરૂપી પ્રદીપ્ત અગ્નિમાં દુર્યોધનને હોમવાનો સમય આવશે, ત્યારે પ્રજાપાલક ધર્મરાજા યુધિષ્ઠિર તે યજ્ઞમાં આવશે; અને જ્યારે પાંડુપુત્ર યુધિષ્ઠિર ધૃતરાષ્ટ્રના પુત્રો ઉપર ક્રોધરૂપી હવિર્ધારા રેડશે, ત્યારે હું પણ ત્યાં આવીશ! એવું તારે દુર્યોધનને કહેવું."[૧૭]

હે જનમેજય રાજા! તે વખતે બીજા પાંડવો તો કંઇપણ અપ્રિય વચન બોલ્યા નહિ. પછી તે દૂતો ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધનની પાસેજઇને જે વૃત્તાંત બન્યો હતો તે સઘળો તેને નિવેદન કર્યો.[૧૮]

હે મહાભાગ જનમેજય! તે પછી અનેક દેશના નરશ્રેષ્ઠ રાજાઓ અને બ્રાહ્મણો દુર્યોધનના નગરપ્રત્યે આવી પહોંચ્યા. તે સઘળાઓની યોગ્યતા પ્રમાણે શાસ્ત્રાનુસાર વિધિપૂર્વક આદરસત્કાર કરવામાં આવ્યો અને તે રાજાઓ પણ પરમ આનંદયુક્ત થઇને સંતોષ પામ્યા.[૨૦] તે સમયે હે રાજેંદ્ર! સર્વ કૌરવોથી વીંટાયલા ધૃતરાષ્ટ્રને પણ ભારે હર્ષ ઉત્પન્ન થયો અને તે વિદુરપ્રત્યે બોલ્યો કે:–[૨૧] "હે વિદુર! જે રીતે યજ્ઞસ્થાનમાં સર્વ લોકોને અન્ન મળે તથા તેઓ સુખી અને સંતુષ્ટ થાય, તે રીતે સર્વ વ્યવસ્થા તમે તત્કાળ કરો."[૨૨] હે શત્રુદમન રાજા! એ સાંભળીને ધર્મવેત્તા વિદ્વાન વિદુરે સર્વ વર્ણોનો યથાયોગ્ય સત્કાર કર્યો;[૨૩] અને તેમણે આનંદથી તેઓને ખાવાના પદાર્થો, પીવાના રસો, અન્ન, પાન, સુગંધી પુષ્પો અને વિવિધ પ્રકારનાં વસ્ત્રો આપ્યાં.[૨૪] વીર દુર્યોધને યજ્ઞમાં આવેલા લોકોને માટે તેઓની યોગ્યતા પ્રમાણે

ાઆનુસાર નિવાસસ્થાનો કરાવ્યાં હતાં. યજ્ઞ માપ્ત થયા પછી રાજાધિરાજ દુર્યોધને, મૃદુ ાષણપૂર્વક વિવિધ પ્રકારનું દ્રવ્ય આપીને હજા- બ્રાહ્મણોને તથા રાજાઓને વિદાય કર્યા. સ- ળા રાજાઓને વિદાય કર્યા પછી દુર્યોધને પો- ના ભાઈઓથી વીંટાઇને કર્ણ તથા શકુનિની ાથે હસ્તિનાપુરમાં પ્રવેશ કર્યો.[૨૫-૨૭]

ાતિ૦ શ્રી મહા૦ વન૦ ઘોષયાત્રા પર્વ- માં "દુર્યોધનનો યજ્ઞ" એ વિષયનો અધ્યાય ૨૫૬ મો સમાપ્ત.

# અધ્યાય ૨૫૭ મો

## ાર્જુનના વધને માટે કર્ણની પ્રતિજ્ઞા

॥ वैशंपायन उवाच ॥

विशंतं महाराज सूतास्तुष्टुवुरच्युतम् ॥
नाश्चापि महेष्वासं तुष्टुवू राजसत्तम ॥१॥

વૈશંપાયને કહ્યું:–હે રાજશ્રેષ્ઠ જનમેજય હારાજા! મહાધનુર્ધારી અને ધૈર્યથી ભ્રષ્ટ ન ાારા દુર્યોધને યજ્ઞ કરીને નગરમાં પ્રવેશ કર્યો વખતે ભાટો અને બીજા લોકો તેની સ્તુતિ વા લાગ્યા;[૧] અને તેના ઉપર ડાંગરની ધાણી ાા ચંદનનું ચૂર્ણ વધાવીને તે લોકો કહેવા ગ્યા કે:–"હે રાજા! તમારો આ યજ્ઞ નિર્વિઘ્ન- થી પૂર્ણ થયો એ ઘણું સારૂ થયું."[૨] વળી ાલાક વાતુલ પ્રકૃતિના (વાયડા) લોકોએ કહ્યું –"આ તમારો યજ્ઞ યુધિષ્ઠિરના યજ્ઞની બરો- રી કરે તેવો નથી."[૩] રે! યુધિષ્ઠિરના યજ્ઞની ળમી કળાની બરોબરી કરે તેવો પણ આ યજ્ઞ ી. આ પ્રમાણે પણ કેટલાક લહેરી લોકો તે રાજાને કહેવા લાગ્યા.[૪] ત્યારે સ્નેહીઓ બો- ા કે, આ યજ્ઞ સર્વ યજ્ઞો કરતાં અતિઉત્તમ છે. ાાતિ, નહુષ, માંધાતા અને ભરત–આ સર્વ જાઓ એ યજ્ઞ કરવાથી પવિત્ર થઇને સ્વર્ગમાં ાા છે." હે ભરતશ્રેષ્ઠ! સ્નેહીઓની આવી શુભ ણી સાંભળતો દુર્યોધન રાજા પ્રસન્ન થઇને તાના નગરમાં પ્રવેશ કર્યા પછી પોતાના જમહેલમાં ગયો. હે પ્રજાપતિ! ત્યાં જઇને તેણે પોતાનાં માતા, પિતા, ભીષ્મપિતામહ, દ્રોણગુરુ, કૃપાચાર્ય અને બુદ્ધિમાન વિદુ- રના ચરણમાં પ્રણામ કર્યા. તે પછી નાના બં- ધુઓથી પ્રણામ કરાયલો અને ભ્રાતાઓને આનંદ આપનારો દુર્યોધન રાજા પોતાના ભા- ઇઓથી વીંટાઇને મુખ્ય આસન ઉપર બેઠો. તે વખતે સૂતપુત્ર કર્ણે ઉઠીને તે મહારાજાને કહ્યું કે:–"હે ભરતશ્રેષ્ઠ! તમારો આ મહાયજ્ઞ સમા- પ્ત થયો એ ઘણું સારૂં થયું! હે નરશ્રેષ્ઠ! હવે યુ- દ્ધમાં પાંડવોનો નાશ કરીને જ્યારે તમે રાજસૂ- ય યજ્ઞ કરશો, ત્યારે હું ફરી તમને અભિનંદન આપીશ." આ સાંભળીને મહાયશસ્વી મહારાજા દુર્યોધને કર્ણને કહ્યું કે:–[૫-૧૧]હે નરશ્રેષ્ઠ! તેં એ ખરેખરૂ કહ્યું છે. દુરાત્મા પાંડવોનો નાશ કર્યા પછી હું રાજસૂય યજ્ઞ પૂર્ણ કરૂં ત્યારે હે વીર! તું મને આ પ્રમાણે વધાવી લેશે." હે ભારત મહારાજ! આ પ્રમાણે કહ્યા પછી કુરુવંશી દુ- ર્યોધન કર્ણને ભેટયો અને તે રાજસૂય નામના મહાયજ્ઞસંબંધી વિચાર કરવા લાગ્યો; એટલું- જ નહિ પરંતુ તે શ્રેષ્ઠ રાજા પોતાની પાસે બેઠેલા કૌરવોના પ્રત્યે બોલ્યો કે:–[૧૪]" હે કૌરવો! હું સઘળા પાંડવોને મારીને, પુષ્કળ ધનના ખર્ચવા- ળો તે મહાયજ્ઞ રાજસૂય કયારે કરીશ?"[૧૫] તે વખતે કર્ણે તેને કહ્યું કે:–"હે રાજશ્રેષ્ઠ! તમે મારૂં વચન સાંભળો. જ્યાંસુધી હું અર્જુનને મારૂં નહિ, ત્યાંસુધી હું બીજાને હાથે મારા પગ ધોવરાવીશ નહિ, માંસ ભક્ષણ કરીશ નહિ, મ- દ્યપાન ન કરવાનો નિયમ રાખીશ અને મારી પાસે કોઇપણ કંઇ પણ માગશે તેને 'નથી' એમ કહીશ નહિ."[૧૭] આ પ્રમાણે કર્ણે સંગ્રામમાં અર્જુનનો વધ કરવાની પ્રતિજ્ઞા કરી એટલે ધૃત- રાષ્ટ્રના મહાધનુર્ધારી તથા મહારથી પુત્રોએ મ- હાન હર્ષનાદ કર્યો અને તેઓ પાંડવોને જીતી લીધેલા માનવા લાગ્યા. હે રાજેંદ્ર! તે પછી દુ- ર્યોધને તે નરશ્રેષ્ઠોને જવાની રજા આપી[૧૯] અને પોતે પણ શ્રીમાન કુબેર જેમ ચૈત્રરથ નામના ઉપવનમાં પ્રવેશ કરે, તેમ પોતાના મં- દિરમાં પ્રવેશ કર્યો; તેમજ હે ભારત! તે સઘળા મહાધનુર્ધારીઓ પણ પોતપોતાને ઘેર ગયા.[૨૦]

આ તરફ મહાધનુર્ધારી પાંડવો દૂતનાં વચનથી ઉશ્કેરાઇ ગયા હતા. તેઓ તેજ વાતની ચિંતા કરતા હોવાથી તેઓને કયાંય ચેન પડતું ન હતું.[૨૧] એવામાં હે રાજેંદ્ર! ફરી દૂતોએ આવીને, કર્ણે અર્જુનના વધને માટે પ્રતિજ્ઞા કરવાનો વૃત્તાંત જણાવ્યો.[૨૨] તે સાંભળીને હે રાજન્! ધર્મપુત્ર યુધિષ્ઠિર બહુ ઉદ્વેગ પામ્યા; અને કર્ણનું બખ્તર અભેદ્ય છે તથા તેનું પરાક્રમ પણ અદ્દભુત છે, એમ માનીને તથા પોતાને પડેલાં ભારે દુઃખોને સંભારીને તેમને શાંતિ વળી નહિ. તે પછી ચિંતાગ્રસ્ત થયેલા મહાત્મા યુધિષ્ઠિરને પુષ્કળ હિંસક પ્રાણીઓથી અને મૃગોથી ભરપૂર એવું દ્વૈતવન છોડી દેવાનો વિચાર થયો.[૨૩,૨૪]

દુર્યોધન રાજા પણ વીર એવા પોતાના બંધુઓ તથા ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય અને યુદ્ધમાં શોભનારા સૂતપુત્ર કર્ણની સાથે મળીને પૃથ્વીનું રાજ્ય કરવા લાગ્યો.[૨૬] વળી દુર્યોધન સર્વ રાજાઓનું નિત્ય પ્રિય કરવા લાગ્યો તથા દાન અને ભોગ એજ ધનનું ફળ છે, એવો મનવડે નિશ્ચય કરીને, પુષ્કળ દક્ષિણાવાળા યજ્ઞોદ્વારા બ્રાહ્મણોનો સારો સત્કાર કરવા લાગ્યો; તેમજ હે રાજા! શત્રુતાપન તે વીર,ભાઇઓનું પણ પ્રિય કરવા લાગ્યો.

ઇતિ૦ શ્રીમહા૦ વન૦ ઘોષયાત્રા પર્વમાં “ યુધિષ્ઠિરચિંતા ” એ વિષયનો અધ્યાય ૨૫૭ મો સમાપ્ત.

## ઘોષયાત્રા પર્વ સમાપ્ત.

# मृगस्वप्नोद्भव पर्व*

## અધ્યાય ૨૫૮ મો

### મૃગોની પ્રાર્થનાથી પાંડવોએ દ્વૈતવન છોડયું.

॥ जनमेजय उवाच ॥

**दुर्योधनं मोक्षयित्वा पांडुपुत्रा महाबलाः॥**
**किमकार्षुर्वने तस्मिंस्तन्ममाख्यातुमर्हसि॥१॥**

જનમેજયે પૂછયું:—મહાબળવાન પાંડુપુત્રોએ દુર્યોધનને છોડાવ્યા પછી તે વનમાં શું કર્યું હતું? તે મને કહેવા યોગ્ય છો.[૧]

વૈશંપાયને કહ્યું:—તે પછી એક વખતે કુંતીપુત્ર યુધિષ્ઠિર રાત્રે સૂતા હતા તે વખતે, દુઃખાશ્રુથી ગળગળા કંઠવાળા મૃગો તેમને સ્વપ્નમાં દેખાયા.[૨] થરથર ધ્રુજતા અને આગલા પગોરૂપી બે હાથ જોડીને ઉભેલા તે મૃગોને જોઇને રાજેંદ્ર યુધિષ્ઠિરે તેઓને પૂછયું કે:—“ તમે કોણ છો? શું ઇચ્છો છો ? તમારે જે કહેવાની ઇચ્છા હોય તે કહો !”[૩]

આ પ્રમાણે પાંડુ તથા કુંતીના યશસ્વી પુત્ર યુધિષ્ઠિરે પૂછયું, ત્યારે મરતાં બાકી રહેલા મૃગોએ રાજાને કહ્યું કે:—“હે ભરતવંશી મહારાજ! અમે મરતાં બાકી રહેલા દ્વૈતવનવાસી મૃગો છીએ. હવે અમારો સમૂળ ઉચ્છેદ ન થવા માટે તમે અહીંથી નિવાસસ્થાન ફેરવો.[૪,૫] તમે સઘળા ભાઇઓ શૂરા તથા અસ્ત્રવિદ્યામાં કુશળ છો, તેથી તમે અમારાં વનવાસીઓનાં કુળોને થોડાંજ બાકી રાખ્યાં છે.[૬] હે મહાબુદ્ધિમાન યુધિષ્ઠિર! હવે માત્ર બીજરૂપ અમે કેટલાએક બાકી રહ્યા છીએ; માટે હે રાજેંદ્ર! તમારી કૃપાથી અમારી વૃદ્ધિ થાય એવી અમારી પ્રાર્થના છે.”

આ સાંભળીને તથા થરથર કાંપતા, ત્રાસ પામી ગયેલા અને માત્ર બીજરૂપે બચી ગયેલા

* न देवब्राह्मणार्थे हिंसा बह्वी प्रशस्यते इति संदर्शयन्नाह मृगस्वप्रनिदर्शनं ॥

દેવ તથા બ્રાહ્મણોને માટે પણ બહુ હિંસા પ્રસંશાપાત્ર ગણાતી નથી, એ દર્શાવવામાટે મૃગસ્વપ્નનું દષ્ટાંત કહે છે. **गणेश**

તે મૃગોને જોઇને, સર્વ પ્રાણીઓના હિતમાં તત્પર એવા ધર્મરાજ યુધિષ્ઠિર રાજા બહુ દુઃખ પામ્યા અને તેઓના પ્રત્યે કહ્યું કેઃ-"ઠીક, તમારા કહેવા પ્રમાણે હું કરીશ."[૯]આટલું થયા પછી રાત્રિનો અંત થતાં મહારાજા યુધિષ્ઠિર જાગ્યા અને તેમણે મૃગો ઉપર દયા લાવીને પોતાના એકઠા મળેલા બંધુઓને કહ્યું કેઃ-[૧૦]"મરતાં બાકી રહેલા મૃગોએ આજે રાત્રે સ્વપ્નમાં આવીને મને કહ્યું કેઃ-'તમારૂં કલ્યાણ થાઓ! હવે અમે માત્ર બીજરૂપે બચી ગયા છીએ, માટે તમે અમારા ઉપર દયા કરો!'[૧૧] આ પ્રમાણે તે મૃગોએ જે કહ્યું તે સત્ય કહ્યું છે. ખરેખર, આપણે વનવાસી પ્રાણીઓના ઉપર દયા કરવી જોઇએ; કારણકે આપણે એક વર્ષ અને આઠ મહિનાથી તેઓનો ઉપયોગ કરીએ છીએ;[૧૨] માટે હવે આપણે મારવાડને મોખરે, તૃણબિંદુ સરોવરની પાસે આવેલા પુષ્કળ મૃગવાળા રમણીય કામ્યક નામના ઉત્તમ વનમાં ફરી જઇએ અને ત્યાં વનવાસનો બાકી રહેલો સમય વિહાર કરતા કરતા આનંદથી પસાર કરીએ."

હે રાજા! આ પ્રમાણે ધર્મરાજાએ કહ્યું એટલે ધર્મવેત્તા સઘળા પાંડવો, ત્યાં પોતાની સાથે રહેલા બ્રાહ્મણોની સાથે તત્કાળ કામ્યક વનપ્રત્યે જવા નીકળ્યા અને ઇંદ્રસેન વગેરે સેવકો પણ તેઓની પાછળ ચાલ્યા.[૧૫] પુષ્કળ અન્ન તથા પવિત્ર જળવાળા રાહદારીઓના માર્ગોથી જતાં જતાં છેવટે તેઓએ તપશ્ચર્યાયુક્ત, પવિત્ર અને આશ્રમોથી સંપન્ન એવા કામ્યક વનને દીઠું;અને પુણ્યશીલ પુરુષો જેમ સ્વર્ગમાં પ્રવેશ કરે, તેમ તે વખતે ઉત્તમ બ્રાહ્મણોથી વીંટાયલા ભરતશ્રેષ્ઠ પાંડવોએ તે વનમાં પ્રવેશ કર્યો.[૧૬,૧૭]

**ઇતિશ્રી મહા૦ વન૦ મૃગસ્વપ્નોદ્ભવ પર્વમાં 'કામ્યક પ્રવેશ' એ વિષયનો અધ્યાય ૨૫૮ મો સમાપ્ત.**

**મૃગસ્વપ્નોદ્ભવ પર્વ સમાપ્ત.**

# व्रीहिद्रौणिक पर्व

## અધ્યાય ૨૫૯ મો

### વ્યાસે કહેલું દાનનું દુષ્કરપણું

**॥ वैशंपायन उवाच ॥**

**वने निवसतां तेषां पांडवानां महात्मनाम् ॥**
**वर्षाण्येकादशातीयुः कृच्छ्रेण भरतर्षभ ॥१॥**

વૈશંપાયને કહ્યુંઃ-હે ભરતશ્રેષ્ઠ! મહાત્મા પાંડવોને વનમાં નિવાસ કરતાં કષ્ટથી અગિયાર વર્ષો જતાં રહ્યાં.[૧] સુખ ભોગવવાને યોગ્ય તે મહાપુરુષો, ફળમૂળનો આહાર કરતા અને સમયવડે પ્રાપ્ત થયેલું સહન કરવું એમ વિચારીને મહાદુઃખને સહન કરતા હતા;[૨] પરંતુ મહાબાહુ રાજર્ષિ યુધિષ્ઠિર તો 'પોતાના કર્મના અપરાધથીજ પોતાના બંધુઓને મહાન દુઃખ ભોગવવું પડે છે' એવો મનમાં વિચાર આવ્યા કરવાથી, હૃદયમાં જાણે બાણની અણીઓ ખૂંતી ગઇ હોય તેવી સ્થિતિ અનુભવતા સુખથી નિદ્રા પણ લેતા ન હતા. વળી દ્યૂતના કારણરૂપ શકુનિ વગેરેની દુષ્ટતા વખતોવખત તેમની આંખ આગળ તરી આવતી હતી તેથી તથા સૂતપુત્ર કર્ણની કઠોર વાણીનું વારંવાર સ્મરણ થવાથી પાંડુપુત્ર યુધિષ્ઠિર, નિઃશ્વાસપરાયણ તથા દીન થઇને મહાન કોપરૂપી વિષને મનમાંજ સમાવી રાખતા હતા.[૩-૫] અર્જુન, નકુલ, સહદેવ, યશસ્વિની દ્રૌપદી અને સર્વમાં ઉત્તમ બળવાન મહાતેજસ્વી ભીમસેન, એ સઘળાં યુધિષ્ઠિરના તરફ જોઇને અત્યંત દુઃખ સહન કર્યા કરતાં હતાં; અને હવે અલ્પ સમય બાકી રહ્યો છે એમ માનીને તે પુરુષશ્રેષ્ઠોએ ઉત્સાહ તથા ક્રોધની ચેષ્ટાઓથી પોતાનાં જૂદાંજ

સ્વરૂપો ધારણ કર્યાં હોય તેવાં જણાતાં હતાં.

આ પ્રમાણે કેટલોક સમય ગયા પછી એક વખતે સત્યવતીના પુત્ર મહાયોગી વ્યાસ, પાંડવોને જોવાની ઇચ્છાથી કામ્યક વનમાં આવ્યા. તેમને આવેલા જોઇને કુંતીપુત્ર યુધિષ્ઠિરે, સામે લેવા જઇને તે મહાત્માનું વિધિપૂર્વક સ્વાગત કર્યું. પછી ઇંદ્રિયોને નિયમમાં રાખનારા પાંડુપુત્ર યુધિષ્ઠિર, વ્યાસને પ્રણામવડે સંતુષ્ટ કરતા, સેવા કરવાની ઇચ્છાથી, વ્યાસના બેઠા પછી તેમની પાસે બેઠા. તે સમયે મહર્ષિ વ્યાસે, વનના આહારથી જીવતા પોતાના પૌત્રોને વનમાં સૂકાઈ ગયેલા જોઇને અશ્રુથી ગળગળી થયેલી વાણીવડે તેઓના પ્રત્યે દયાથી બોલ્યાઃ– "હે ધર્મધારીઓમાં શ્રેષ્ઠ મહાબાહુ યુધિષ્ઠિર! સાંભળ. જગતમાં તપશ્ચર્યા ન કરનારા મનુષ્યોને મહાન સુખ પ્રાપ્ત થતું નથી. પુરુષને સુખ તથા દુઃખ વારા ફરતી આવ્યાજ કરે છે;[૬–૧૩] પરંતુ હે પુરુષશ્રેષ્ઠ! કોઇ પણ સામાન્ય મનુષ્યને અનંત સુખ પ્રાપ્ત થતું નથી. તેવું અખંડ સુખ તો માત્ર બ્રહ્મવિદ્યા જાણનારા જ્ઞાની પુરુષનેજ પ્રાપ્ત થાય છે.[૧૪] જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયનું કારણ બ્રહ્મ છે, એવું જાણનારો પુરુષ સુખ આવવાથી હર્ષ પામતો નથી તેમજ દુઃખ આવવાથી શોક કરતો નથી. મનુષ્યે આવી ચઢેલાં સુખનું સેવન કરવું અને આવી પડેલાં દુઃખને પણ સહન કરવું.[૧૫] જેમ ખેડુત ધાન્ય વાવીને સમય પ્રમાણે જે ધાન્ય મળે છે તેને ગ્રહણ કરે છે, તેમજ મનુષ્યે પણ જે સમયે જે પ્રાપ્ત થાય તેનું સેવન કરવું. હે ભરતવંશી રાજા! તપથી અધિક બીજું કંઇ નથી; તપના યોગથીજ બ્રહ્મપ્રાપ્તિ થાય છે; ટુંકામાં તપથી અસાધ્ય જેવું કંઇજ નથી, એમ તમે જાણો. હે મહારાજ! સત્ય, સરળતા, ક્રોધરહિતપણું, સંવિભાગ (આપણને જે મળે તે બીજાને પણ વહેંચીને આપવું તે), દમ, શમ, ઇર્ષ્યારહિતપણું, હિંસાનો ત્યાગ, પવિત્રતા અને ઇંદ્રિયનિગ્રહ, આ સઘળાં પુણ્ય કર્મ કરનારા મનુષ્યોને પાવન કરનારાં છે.[૧૮] જે મૂર્ખો માત્ર અધર્મ ઉપરજ પ્રીતિવાળા હોય છે તથા આડે માર્ગે જાય છે, તે મનુષ્યો કષ્ટદાયક યોનિમાં જન્મે છે અને તેઓને સુખ મળતું નથી.[૧૯] મનુષ્ય આ લોકમાં જે કર્મ કરે છે, તેનું ફળ તે પરલોકમાં ભોગવે છે; માટે મનુષ્યે પોતાના શરીરને તપ કરવામાં તથા નિયમ પાળવામાં જોડવું.[૨૦] હે રાજા! જ્યારે દાન કરવાનો સમય આવે, ત્યારે મત્સરરહિત થઈ, પ્રસન્ન મનથી બ્રાહ્મણનું પૂજન તથા તેને પ્રણામ કરીને પોતાની શક્તિ પ્રમાણે દાન કરવું. સત્યવાદી મનુષ્યને આયુષ્ય તથા સરળતા પ્રાપ્ત થઇને તેના ક્લેશો પણ દૂર થાય છે; ક્રોધ અને ઇર્ષ્યા ન કરનાર મનુષ્યને ઉત્તમ સુખ મળે છે;[૨૧,૨૨] શમદમપરાયણ મનુષ્યને કોઇ વખત ક્લેશ થતો નથી; વશ મનવાળા મનુષ્યને પારકાની લક્ષ્મી જોઇને સંતાપ થતો નથી;[૨૩] જે મનુષ્ય અન્નાદિકનો વહેંચીને ઉપભોગ કરે છે તથા ધનાદિકનું દાન કરે છે, તેને ભોગ તથા સુખ પ્રાપ્ત થાય છે; હિંસા ન કરનારો મનુષ્ય ઉત્તમ પ્રકારનું આરોગ્ય ભોગવે છે;[૨૪] માન્ય પુરુષોને માન આપનારો પુરુષ મોટા કુળમાં જન્મ પામે છે; જિતેંદ્રિય મનુષ્યને સ્ત્રી, દ્યૂત, મદ્ય વગેરે વ્યસનો વળગતાં નથી; અને જે મનુષ્યની બુદ્ધિ શુભ કર્મ તરફજ પક્ષપાત ધરાવનારી હોય છે, તે મનુષ્ય મરણ પામ્યા પછી શુભ પક્ષપાતી બુદ્ધિને લીધે કલ્યાણબુદ્ધિવાળોજ જન્મે છે.[૨૬]

યુધિષ્ઠિરે પૂછયુંઃ–"હે ભગવન્! હે મહામુનિ! દાનધર્મ અને તપ એ બેમાંથી પરલોકમાં કયું અધિક સુખદાયક થાય છે? તથા એ બેમાંથી કયું દુષ્કર કહેવાય છે?"[૨૭]

વ્યાસે કહ્યુંઃ–હે તાત! પૃથ્વીમાં દાનના જેવું દુષ્કર બીજું કંઇ નથી, મનુષ્યોને ધન મેળવવાની મોટી તૃષ્ણા હોય છે અને તે ધન કષ્ટથી મળે છે.[૨૮] હે મહાબુદ્ધિમાન! ધન મેળવવા માટે કેટલાક વીર પુરુષો પોતાના વહાલા પ્રાણની પણ દરકાર ન કરતાં સમુદ્રમાં અને જંગલોમાં પ્રવેશ કરે છે![૨૯] કેટલાક મનુષ્યો ધન મેળવવા માટે ખેતી અથવા પશુપાલનના ધંધા કરે છે અને કેટલાક પુરુષો પારકાના દાસ બની જાય છે;[૩૦] માટે દુઃખવડે સંપાદન કરેલા દ્રવ્યના




**મહાતપસ્વી મુદ્‌ગલનું મહર્ષિ દુર્વાસા જેવાની આકરી પરીક્ષામાં પણ પાસ થવું**:-મહાત્મા મુદ્‌ગલ પરમ જિતેન્દ્રિય, સત્યવાદી, દયાળુ, ઉદાર, સહનશીલ અને ધર્માત્મા હતા. પોતાનાં સ્ત્રી તેમજ બાળક સાથે તેઓ કુરુક્ષેત્રમાં માત્ર શિલોંચ્છ વૃત્તિથીજ (વેરાયલું અન્ન વીણી લાવે તેનાથીજ) નિર્વાહ કરતા. એમાં પણ એક દ્રોણ (૩૨ શેર)થી વધારે અન્ન તો ભેગુંજ થવા દેતા નહિ! ઘરમાં જે કાંઈ હોય તેમાંથી તેઓ યાચકોને તથા દીન દુઃખીઓને છૂટે હાથે આપ્યે જતા; તથા સ્ત્રીબાળકોને હાથે પણ અપાવ્યા કરતા. તેઓ પોતે અને ઘરનાં સર્વ માત્ર મહીનામાં બેજ દિવસ-પૂર્ણીમાએ અને અમાસેજ-અન્ન જમતા; અને તે પણ દેવ તથા અતિથિઓને જમાડ્યા પછી વધે તેજ જમતા. આ ધર્માત્મા કુટુંબની આવી અતિ ઉદાર અને અસંગ્રહી વૃત્તિને લીધે વિશ્વંભર શ્રીહરિ પણ તેની કોઠી ખાલી ન પડવા દેતાં તેમાં હમેશાં ભર્યા કરતા! તેમનાં આવાં ઉત્તમ વ્રતો તથા વખાણ સાંભળીને દિગંબરપણે વિચરતા મુનિશ્રેષ્ઠ દુર્વાસા, એ વાતની ખાત્રી કરવા માટે ગાંડા તપસ્વીના વેશે ભાતભાતનું બોલતા બોલતા પર્વના દિવસે તેમને ત્યાં પહોંચી ગયા અને ભિક્ષા માગી. મુનિશ્રેષ્ઠ મુદ્‌ગલે તેમને પણ જમવા બેસાડ્યા. તેઓ વારંવાર માગીને બધુંજ જમી ગયા. તથા કંઈક એઠું વધ્યું તે પણ શરીરે ચોપડીને ચાલ્યા ગયા! આ પ્રમાણે મહર્ષિ દુર્વાસા ૧૫-૧૫ દિવસને આંતરે લાગટ છ વખત પહોંચી ગયા; અને તેથી એ તપસ્વી કુટુંબ ૧૫ દિવસે એક વાર જમતું તે પણ બંધ પડ્યું! પરંતુ આમ ભૂખનું દુઃખ વેઠવા છતાં પણ તેમના મનમાં ક્રોધ કે અપમાનનો વિકાર જણાયો નહિ. દુર્વાસા પણ કાંઈ જેવા તેવા ન હતા. દેશમાંના ઉત્તમ માનવોને તેમના ગુણોમાં અને આદર્શોમાં દૃઢ તથા ઉ[illegible] કરવાનું કાર્ય તે કરતા. મુનિ મુદ્‌ગલના અપૂર્વ ગુણોથી તેમણે અત્યંત પ્રસન્ન થઈને કહ્યું કેઃ-"આ લોકમાં તમા[illegible] જેવો નિર્વિકારી-સંયમી-સહનશીલ કે ઉદાર દાતા બીજો કોઈ પણ નથી; કારણ કે આ જગતમાં ભૂખ એવી [illegible] જબરી વસ્તુ છે કે તે ભલભલાના પણ ધર્મ, ધૈર્ય અને જ્ઞાનનો નાશ કરે છે. વળી જે વસ્તુ મહામહેનતે મેળ[illegible] હોય તે વસ્તુ શુદ્ધ નિષ્કામભાવથી અને સત્કારપૂર્વક આપી દેવી એ પણ કાંઈ સહજ વાત નથી. તમારામ[illegible] ઇંદ્રિયજય, મનોજય, ઔદાર્ય અને ધૈર્યાદિના ગુણ જે આટલા બધા ખીલ્યા છે, તે જોતાં તમે તો ત્રણે લોકને વિજય કર્યો છે. અને તેથી કરીને તમારા દાતાપણાનો મહિમા આ લોકમાં તો શું પરંતુ સ્વર્ગમાં પણ ગવાયા કરશે

ત્યાગવડે થતું દાનજ ઘણું દુષ્કર છે. દાનના જેવું બીજું અતિ દુષ્કર કંઇજ નથી, તેથી હું દાનને સર્વ કરતાં શ્રેષ્ઠ માનું છું;[૩૧] પરંતુ દાન આપતી વખતે આટલી વાત ખાસ લક્ષ્યમાં રાખવી કે, ન્યાયથી મેળવેલું ધન યોગ્ય દેશકાળમાં સત્પાત્રરૂપ સજ્જનને આપવું;[૩૨] કારણ કે અન્યાયથી મેળવેલા ધનથી જે દાનધર્મ કરવામાં આવે છે, તે દાનધર્મ કર્તાને મહાભયમાંથી મુક્ત કરતો નથી;[૩૩] પણ હે યુધિષ્ઠિર! યોગ્ય કાળમાં શુદ્ધ મનથી સત્પાત્રને અતિ અલ્પ દાન આપ્યું હોય, તો તે પણ મરણ પછી પરલોકમાં અનંત ફળ આપે છે, એમ શાસ્ત્રમાં જણાવ્યું છે.[૩૪] આ સંબંધમાં દ્રોણ× જેટલા ભાતનું દાન કરવાથી એક મુદ્‌ગલ નામના બ્રાહ્મણને જે ફળ મળ્યું હતું, તેના પુરાતન ઇતિહાસનું લોકો ઉદાહરણ આપે છે.[૩૫]

**ઇતિશ્રી મહા૦ વન૦ વ્રીહિદ્રૌણિક પર્વમાં 'દાનની દુષ્કરતા' એ વિષયનો અધ્યાય ૨૫૯ મો સમાપ્ત.**

# અધ્યાય ૨૬૦ મો

## મુદ્‌ગલનો દાનધર્મ

**॥ युधिष्ठिर उवाच ॥**

**व्रीहिद्रोणः परित्यक्तःकथं तेन महात्मना ॥**
**कस्मै दत्तश्च भगवन् विधिना केन चात्थ मे १**

યુધિષ્ઠિરે પૂછ્યું:—"હે ભગવન્! તે મહાત્મા મુદ્‌ગલે દ્રોણ ડાંગર શામાટે આપી, કોને આપી અને કયા વિધિથી આપી હતી? તે મને કહો.[૧] મનુષ્યના ધર્મને પ્રત્યક્ષ જાણનારા ભગવાન જેનાં કર્મવડે સંતુષ્ટ થાય છે તે સદ્ધર્મચારી મનુષ્યના જન્મને હું સફળ માનું છું."[૨]

વ્યાસે કહ્યું:—"હે રાજા! શિલોંછ* વૃત્તિથી જીવિકા ચલાવનારો, ધર્માત્મા, જિતેંદ્રિય, સત્યવક્તા અને ઈર્ષ્યારહિત એવો એક મુદ્‌ગલ નામનો પુરુષ કુરુક્ષેત્રમાં રહેતો હતો.[૩] તે અતિથિઓને અન્નદાન આપવાના વ્રતવાળો, ક્રિયાવાન તથા મહાતપસ્વી બ્રાહ્મણ અલ્પ સંગ્રહરૂપી હોલાની વૃત્તિનો આશ્રય કરીને ઇષ્ટિ માત્રથી થનારા—અર્થાત્ પશુની અપેક્ષા ન રાખનારા ઇષ્ટિકૃત નામના યજ્ઞથી યજન કર્યા કરતો હતો.[૪] તે મુનિ પોતાના પુત્ર અને સ્ત્રીની સાથે એક પખવાડિયે આહાર કરતો હતો; અને હોલો જેમ કણ કણ વીણી લે, તેમ તે પણ કણ કણ વીણીને એક પખવાડિયે એક દ્રોણ ડાંગર એકઠી કરતો હતો.[૫] મત્સરરહિત થઇને તે બ્રાહ્મણ દર્શ તથા પૌર્ણમાસ ઈષ્ટિઓ કરતો અને દેવતા તથા અતિથિઓને આપતાં બાકી રહેલા અન્નથી દેહનિર્વાહ ચલાવતો હતો.[૬] હે મહારાજ! ત્રિભુવનેશ્વર સાક્ષાત્ ઇંદ્ર પણ દેવોની સાથે તેને ત્યાં પ્રત્યેક પર્વે આવીને પોતાનો ભાગ ગ્રહણ કરતો હતો.[૭] મુનિવૃત્તિથી વર્તનારો તે મુનિ પર્વકાળની ઇષ્ટિ કર્યા પછી પ્રસન્ન મનથી અતિથિઓને અન્ન આપતો હતો.[૮] મત્સરરહિત મહાત્મા મુદ્‌ગલ, દ્રોણ જેટલી ડાંગરમાંથી દાન કર્યા કરતો હતો અને દાન કરતાં બાકી રહે તે ધાન્ય અતિથિઓનું દર્શન થતાં પાછું વૃદ્ધિ પામતું હતું;[૯] અને તેથી સેંકડો વિદ્વાન બ્રાહ્મણો ભોજન કરતા હતા. આ રીતે તે મુનિની દાનશુદ્ધિને લીધે તે અન્ન વૃદ્ધિ પામ્યા કરતું હતું.[૧૦]

હે રાજા! સદાચારી અને ધર્મનિષ્ઠ તે મુદ્‌ગલનું નામ નગ્ન ફરતા દુર્વાસાએ સાંભળ્યું, એટલે તે મુનિ તેની પાસે આવ્યા.[૧૧] હે પાંડુપુત્ર! તેમણે ઉન્મત્તની પેઠે અનિયમિત વેષ ધારણ કર્યો હતો, તેમનાં મસ્તક ઉપર વાળ ન હતા અને તે મુનિ વિવિધ પ્રકારની કર્ણકઠોર વાણી બોલ્યા કરતા હતા.[૧૨] મુનિશ્રેષ્ઠ દુર્વાસાએ મુદ્‌ગલ બ્રાહ્મણની પાસે જઇને કહ્યું કે:—"હે દ્વિજશ્રેષ્ઠ! હું અન્નને માટે તમારી પાસે આવ્યો

---

×**शरावाभ्यां भवेत्प्रस्थश्चतुष्प्रस्थैस्तथाढकम् चतुर्भिराढकैर्द्रोणः—**

બશેરનો એક પ્રસ્થ, ચાર પ્રસ્થનો આઢક અને ચાર આઢકનો એક દ્રોણ, આ માગધી પરિભાષા પ્રમાણે દ્રોણ બત્રીસ શેરનો થાય છે.

* ખેતરમાં પડી રહેલાં કણસલાં એકઠાં કરી લાવવાં તે શીલવૃત્તિ; અને વેરાયલા કણો વીણી લાવી તેવડે નિર્વાહ કરવો તે ઉંછવૃત્તિ.

છું, એમ તમે જાણો."[13] ત્યારે મુદ્ગલે મુનિને કહ્યું કે:-" આપ ભલે પધાર્યા." આ પ્રમાણે કહ્યા પછી અતિથિસત્કાર કરવાના વ્રતવાળા મુદ્ગલ મુનિએ તેમને પગ ધોવાનું તથા આચમનનું જળ અને શ્રેષ્ઠ અર્ધ્ય આપ્યો. પછી વ્રતધારી મુદ્ગલે ઉત્તમ શ્રદ્ધાથી તે ઉન્મત્ત તથા ક્ષુધાતુર તપસ્વીને ભોજન કરવા અન્ન આપ્યું.[15] ક્ષુધાતુર તથા ઉન્મત્ત વેષવાળા દુર્વાસા તે સ્વાદિષ્ટ અન્ન સઘળું જમી ગયા, એટલે મુદ્ગલે તેમને ઘરમાં રહેલું સઘળું અન્ન ફરી પીરસ્યું, તે સર્વ અન્ન પણ જમી જઇને દુર્વાસાએ પોતાનું બાકી રહેલું ઉચ્છિષ્ટ અન્ન શરીર ઉપર ચોપડયું અને તે પછી તે મુનિ જેમ આવ્યા હતા તેમ પાછા ચાલ્યા ગયા.[17]આ પ્રમાણે બીજા પખવાડિયામાં પણ ભોજનનો સમય થતાં દુર્વાસા આવીપહોંચ્યા અને તે ઉંછવૃત્તિથી જીવનારા વિદ્વાન મુદ્ગલનું સર્વ અન્ન જમી ગયા.[18] અન્ન બાકી રહેલું ન હોવાથી નિરાહાર રહેલા તે મુનિ ફરી ઉંછવૃત્તિથી કણ કણ ભેગા કરવા લાગ્યા; પરંતુ ક્ષુધા, મુદ્ગલના મનમાં જરા પણ વિકાર ઉપજાવી શકી નહિ;[19] તેમજ પુત્ર તથા સ્ત્રીની સાથે ઉંછવૃત્તિથી જીવનારા તે દ્વિજશ્રેષ્ઠ મુદ્ગલના મનમાં ક્રોધ, દ્વેષ, દુર્વાસા તરફ અપમાનવૃત્તિ કે ગભરાટ એમાંનું એકે પ્રવેશેલું જણાયું નહિ![20] દુર્વાસા મુનિ પણ દૃઢ નિશ્ચયવાળા હતા, એટલે તે ઉંછવૃત્તિવાળા મુનિશ્રેષ્ઠ મુદ્ગલને ત્યાં ઉપર જણાવેલે પ્રકારે સમયે સમયે છ વખત આવીને સર્વ અન્ન જમી ગયા;[21] પરંતુ દુર્વાસાએ મુદ્ગલના મનમાં કોઇપણ વિકાર જોયો નહિ, પણ શુદ્ધ અંતઃકરણવાળા તે મુનિનું મન શુદ્ધ તથા નિર્મળજ જોયું.[22] તે વખતે પ્રસન્ન થયેલા દુર્વાસા મુનિએ, મુદ્ગલપ્રત્યે કહ્યું કે:-" આ લોકમાં તારા જેવો દ્વેષરહિત દાતા બીજો કોઇ નથી![23]ક્ષુધા, ધર્મનો ને ચેતનાનો નાશ કરે છે તથા ધૈર્યને હરણ કરે છે; અને રસ તરફ દોડનારી જીહ્વા, મનુષ્યને રસ તરફ ખેંચીજ જાય છે. (પરંતુ તમે તો પ્રાણના ધર્મરૂપ ક્ષુધા અને ઇંદ્રિયધર્મરૂપ જિહ્વા, એ બન્નેને જિત્યાં છે!)[24]પ્રાણનું અસ્તિત્વ આહારને અધીન છે અને મન, વશ કરવામાં ઘણું કઠિન તથા ચંચળ છે. મનની અને ઇંદ્રિયોની જે એકાગ્રતા તેજ તપ છે, એવો સિદ્ધાંત છે.[25] શ્રમથી સંપાદન કરેલું શુદ્ધ મનથી આપી દેવું, એ ઘણું કઠિન છે; પરંતુ હે સત્પુરુષ! તમે તે સઘળું યથાર્થરીતે સિદ્ધ કરી દેખાડયું છે![26] તમારા સમાગમથી અમે પ્રસન્ન થયા છીએ અને તમે અમારા ઉપર અનુગ્રહ કર્યો છે. ઇંદ્રિયોનો વિજય, ધૈર્ય, અન્નાદિકનો વિભાગ, દમ, શમ, દયા, સત્ય અને ધર્મ, એ સર્વ તમારેવિષે રહેલું છે. તમે તમારાં કર્મવડે સ્વર્ગાદિ લોકો જિત્યા છે અને તેથી તમને પરમ ગતિ પ્રાપ્ત થઇ છે.[28] અહો, સ્વર્ગવાસી દેવોએ પણ તમારા દાનની અતિશય પ્રશંસા કરી છે. હે ઉત્તમ વ્રતાચરણી બ્રાહ્મણ! હવે તમે શરીરસાથે સ્વર્ગમાં જશો!"

આ પ્રમાણે દુર્વાસા મુનિ બોલતા હતા એટલામાંજ દેવનો દૂત વિમાન લઇને મુદ્ગલની પાસે આવ્યો.[30] તે વિમાનને હંસ તથા સારસ પક્ષીઓ જોડેલાં હતાં, ઘુઘરીઓની જાળીથી તે વિમાન શોભી રહ્યું હતું, તે ઇચ્છા પ્રમાણે ગતિ કરતું હતું, વિચિત્ર દેખાવવાળું હતું અને દિવ્ય સુગંધીથી બહેકી રહેલું હતું.[31] એવું વિમાન લઇને આવ્યા પછી દેવદૂતે વિપ્રર્ષિ મુદ્ગલને કહ્યું કે:-" હે મુનિ! તમે ઉત્તમ પ્રકારની સિદ્ધિ પામ્યા છો; માટે તમે કર્મવડે સંપાદન કરેલા આ વિમાનમાં બેસો."[32] આ પ્રમાણે દેવદૂત કહેવા લાગ્યો, એટલે ઋષિ તેનાપ્રત્યે બોલ્યા કે:-'સ્વર્ગમાં નિવાસ કરનારાઓના ગુણો તારા મુખથી સાંભળવાની મને ઇચ્છા છે.[33] હે દેવદૂત! સ્વર્ગમાં વસનારાઓમાં કયા ગુણો હોય છે? તેઓનું તપ કેવું હોય છે? તેઓનો નિશ્ચય કેવો હોય છે? સ્વર્ગમાં સુખ કેવું હોય છે? અને ત્યાં દોષ કયો છે?[34] હે વિભુ! કુલીન સત્પુરુષો કહે છે કે, સાત પગલાં સાથે ચાલેલો પુરુષ સજ્જનોનો મિત્ર થાય છે, માટે તે મિત્રતાને લીધે હું તમને આ વિષયમાં પૂછું છું,[35] તેથી એ સંબંધમાં જે સત્ય અને હિતકારક હોય તે તમે મને નિઃશંકપણે કહો. હું તે સાંભળ્યા પછી તમારા કહેવા પ્રમાણે આ-




આર્યોમાં-હિંદુજાતિમાં-તો તપ, ત્યાગવૈરાગ, મોક્ષેચ્છા અને મહાત્માપણાં આવાં આવાં હોય ત્યારેજ સદા અને સર્વત્ર વખણાય, વંદાય અને ગવાય:-મહાતપસ્વી મુદ્‌ગલ અને મહર્ષિ દુર્વાસાની (આગલા ચિત્ર નીચે જણાવેલી) વાતચીત પૂરી થઈ, એવામાં એક સ્વર્ગનો દેવ વિમાન લઈને આવ્યો. તેણે કહ્યું કે, આપ પુણ્યકર્મવાળા હોવાથી સ્વર્ગમાં પધારો. પછી તપસ્વીના પૂછવાથી તે દેવતાએ સ્વર્ગથી માંડીને બ્રહ્મલોક સુધીની હકીકત અને ગુણદોષ વર્ણવ્યાં. મુદ્‌ગલે તે સાંભળીને કહ્યું કે, જ્યાં જઈ રહેવાથી પુણ્યરૂપી ઉત્તમ ધન ખર્ચાઈ જાય, અને તેથી પાછું આ પૃથ્વીપર પુણ્ય કમાવા માટે પડતું પડે, એવા સ્વર્ગલોકમાં કે બ્રહ્મલોકમાં પણ મારે આવવુંજ નથી. જ્યાં જવાથી પાછા આવવું પડતું નથી-અર્થાત્-જે સ્થાનને પામવાથી સદાને માટે દુઃખમાત્રની નિવૃત્તિ અને પરમ આનંદની પ્રાપ્તિ થાય છે એવા પરમ ધામનેજ હું તો પ્રાપ્ત કરીશ.

**બ્રહ્મલોક લૌં ભોગ જો, ચહે સબનકો ત્યાગ; વેદ-અર્થ-જ્ઞાતા મુનિ, કહત તાહિ વૈરાગ.**

ગળના વર્તનને માટે નિશ્ચય કરીશ.[૩૧]

ઇતિ શ્રીમહા૦ વન૦ વ્રીહિદ્રૌણિકપર્વમાં "મુદ્‌ગલોપાખ્યાન" એ વિષયનો અધ્યાય ૨૬૦ મો સમાપ્ત.

# અધ્યાય ૨૬૧ મો

## સ્વર્ગના ગુણદોષ

॥ देवदूत उवाच ॥

**महर्षे आर्यबुद्धिस्त्वं यः स्वर्गसुखमुत्तमम् ॥**
**संप्राप्तं बहु मंतव्यं विमृशस्यबुधो यथा ॥१॥**

દેવદૂતે કહ્યું:–' હે મહર્ષિ! તમારી બુદ્ધિ ઘણી શ્રેષ્ઠ છે; કારણકે તમે બહુ માન આપવા-યોગ્ય ઉત્તમ પ્રકારનું સ્વર્ગસુખ પ્રાપ્ત થતાં પણ એક અજાણ્યા મનુષ્યની પેઠે તેવિષે વિચાર કરો છો.[૧] હે મુનિ! સ્વર્ગલોક આ લોકથી ઉપર આવેલો છે અને તેનુંજ સ્વર્ એવું નામ છે. તે લોક ઉંચો છે, ક્રમમુક્તિનું સ્થાન છે તથા અર્ચિ વગેરે દેવયાનથી જનારા લોકો એ સ્થાનમાં સંચાર કરે છે.[૨] હે મુદ્‌ગલ! જે પુરુષો તપ કરતા નથી, મહાયજ્ઞથી યજન કરતા નથી, અસત્ય ભાષણ કરે છે અને નાસ્તિકો છે, તેઓ સ્વર્ગમાં જઇ શકતા નથી;[૩] પરંતુ હે બ્રહ્મન્! જે પુરુષો ધર્માત્મા,વશ મનવાળા, શાંતિસંપન્ન, જિતેંદ્રિય, મત્સરવિનાના, દાનધર્મમાં તત્પર અને યુદ્ધમાં પીઠ ન બતાવનારા શૂરાઓ છે, તેઓ શ્રેષ્ઠ શમદમરૂપ ધર્મનું સેવન કરીને સત્પુરુષોથી સેવાતા પુણ્યકર્તાઓના લોકોમાં જાય છે.[૫]હે મૌદ્‌ગલ્ય મુનિ! દેવો, સાધ્યો, વિશ્વેદેવા, મહર્ષિઓ, યામગણ, ધામગણ, ગંધર્વો અને અપ્સરાઓ, આ સઘળા દેવસમૂહોના સર્વ ઇચ્છિત વસ્તુઓથી ભરેલા, પ્રકાશવાળા, ઉત્તમ તથા તેજોમય જૂદા જૂદા લોકો છે.[૭]હે મુદ્‌ગલ! ત્યાં તેત્રીસ હજાર યોજનનો સુવર્ણમય મેરુ નામનો પર્વતરાજ આવેલો છે. તે પર્વતમાં નંદન વગેરે ઉપવનો તથા પુણ્યકર્મ કરનારાઓનાં વિહારસ્થાનો આવેલાં છે. ત્યાં ક્ષુધા, ગ્લાનિ, દાહ, તાપ, ભય, બીભત્સ અથવા અશુભ જેવું કંઇજ નથી; પરંતુ ત્યાં મનને આકર્ષણ કરે તેવા સુગંધો ચોતરફ ફેલાયા કરે છે; સર્વત્ર સુખકર સ્પર્શવાળી વસ્તુઓ હોય છે અને હે મુનિ! શ્રવણેંદ્રિય તથા મનને વશ કરે તેવા મધુર ધ્વનિઓ સર્વત્ર સંભળાયા કરે છે. તે લોકમાં શોક, વૃદ્ધાવસ્થા, પરિશ્રમ કે રુદન એમાંનું કંઇ નથી.[૮–૧૧] હે મુનિ! આ પ્રકારનો તે સ્વર્ગલોક સત્કર્મોનાં ફળ આપનારો છે. પોતાનાં કરેલાં સત્કર્મોવડે પુરુષો ત્યાં પ્રકટ થાય છે.[૧૨]હે મૌદ્‌ગલ્ય! ત્યાં જનારાઓનાં કર્મથી પ્રાપ્ત થનારાં તૈજસૂશરીરોજ હોય છે.તે શરીરો માતા-પિતાના સંબંધથી ઉત્પન્ન થયેલાં હોતાં નથી; અને તેથીજ હે મુનિ! તેઓનાં શરીરોમાં પરસેવો, દુર્ગંધ, મળ કે મૂત્ર થતાં નથી. તેઓનાં વસ્ત્રો ધૂળથી મલિન થતાં નથી; તેઓની દિવ્ય ગંધવાળી મનોહર માળાઓ ચીમળાતી નથી અને હે બ્રહ્મન્! તેઓને આવા પ્રકારનાં વિમાનો બેસવા મળે છે.[૧૫] હે મહામુનિ! જેઓને સ્વર્ગલોકની પ્રાપ્તિ થઇ છે,તેઓને ઇર્ષ્યા, શોક, ગ્લાનિ, મોહ અને દ્વેષનો સંબંધ થતો નથી; પરંતુ તેઓ ત્યાં સુખથીજ નિવાસ કરે છે.[૧૬] હે મુનિશ્રેષ્ઠ! તે પ્રકારના દિવ્ય લોકોમાંના એક એક લોકની ઉપર ઉપર બીજા દિવ્ય ગુણવાળા ઘણા લોકો છે. તેઓની ઉપર બ્રહ્માના તેજોમય પવિત્ર લોકો છે. હે બ્રહ્મન્! ત્યાં ઋષિઓ પોતપોતાનાં શુભ કર્મવડે પ્રયાણ કરે છે.[૧૮] તે લોકોની પણ ઉપર દેવોના ઋભુ નામના દેવતાઓના લોકો છે. જે ઋભુઓનું દેવતાઓ પણ યજન કરે છે, તે લોકો સ્વયંપ્રકાશમાન છે, તેજસ્વી છે, ઉત્તમ છે અને મનોરથો પૂર્ણ કરનારા છે. ત્યાં રહેનારાઓને સ્ત્રીસંબંધી સંતાપ તથા લોકૈશ્વર્ય સંબંધી મત્સર હોતો નથી.[૨૦] તેઓ આહુતિ ઉપર જીવતા નથી, તેમજ અમૃતનું પણ ભોજન કરતા નથી. તેઓનાં શરીરો દશ્ય–સ્થૂલ નથી, પરંતુ તે દિવ્ય છે.[૨૧]તે સનાતન દેવાધિદેવો સુખમાં છે, છતાં સુખની અભિલાષા કરતા નથી અને કલ્પના પરિવર્તન વખતે બીજાઓની પેઠે તેઓની ઉથલપાથલ થતી નથી,[૨૨] ત્યારે તેઓને જરા તથા મરણ તો હોયજ ક્યાંથી? તેઓ હર્ષ,પ્રીતિ તથા સુખથી ર-

હિત છે. તેઓને સુખ તથા દુઃખ નથી, ત્યારે હે મુનિ ! રાગદ્વેષ તો હોયજ ક્યાંથી ?[૨૩] હે મૌદ્‌ગલ્ય ! દેવો પણ એ ઉત્તમ ગતિની આકાંક્ષા રાખે છે; પરંતુ તે પરમ સિદ્ધિ મળવી ઘણીજ કઠિન છે;અને વિષયી મનુષ્યોને તો તે દુર્લભજ છે.[૨૪] શ્રેષ્ઠ પ્રકારના નિયમો પાળવાથી અથવા વિધિપૂર્વક દાનો કરવાથી વિવેકી મનુષ્યોને જેઓના લોકોની પ્રાપ્તિ થાય છે, તે એ તેત્રીસ દેવો છે.[૨૫] તમે તે સંપત્તિ, દાનના પ્રભાવવડે સુખથી સંપાદન કરી છે;માટે પુણ્યવડે પ્રાપ્ત થએલી તે સંપત્તિને, તપશ્ચર્યાવડે ઉજ્જવળ કાંતિવાળા તમે ભોગવો ![૨૬]

હે વિપ્ર ! આ સ્વર્ગનું સુખ, ત્યાંના વિવિધ પ્રકારના લોકો તથા સ્વર્ગનાગુણો છે, તે મેં તમને કહ્યા છે. હવે હું તમને સ્વર્ગના દોષો પણ કહું છું, તે તમે સાંભળો ![૨૭] સ્વર્ગમાં પોતાનાં કર્મોનાં ફળોનોજ ઉપભોગ કરવાનો છે, બીજાં કર્મ કરાતાં નથી; પરંતુ ત્યાં તો મૂળ મુડીના ખર્ચથીજ ઉપભોગ લેવો પડે છે;[૨૮] અને તે સત્કર્મરૂપી મુડી ખર્ચાઇ જતાં છેવટે ત્યાંથી પડવું પડે છે. હું સ્વર્ગનો આ એક દોષ માનું છું; કારણ કે હે મુદ્‌ગલ ! ત્યાં જેઓનાં મન સુખમાં મગ્ન થઇ ગએલાં હોય છે, તેઓને ત્યાંથી પડવું પડે એ દોષ નહિ તો બીજું શું ?[૨૯] વળી સ્વર્ગમાં રહેલાઓને પોતાના કરતાં બીજાનું અધિક ઉજ્જવળ ઐશ્વર્ય જોઇને અસંતોષ અને સંતાપ થાય છે,એ પણ ઘણું દુઃખકારક હોય છે. સ્વર્ગથી પડવાની તૈયારીમાં આવેલા પ્રાણીનું જ્ઞાન ઓછું થઈ જાય છે, તેને શરીરે મેલનો સંબંધ થવા માંડે છે અને તેની પુષ્પમાળાનાં પુષ્પો કરમાઈ જાય છે, તેથી તે પડનારાને ભય ઉત્પન્ન થાય છે.[૩૧] હે મૌદ્‌ગલ્ય ! આ દારુણ દોષો બ્રહ્મભવનપર્યંતના લોકોમાં હોય છે; તેમજ સ્વર્ગલોકમાં પુણ્યાત્માઓને માટે ગુણો પણ હજારો હોય છે.[૩૨] વળી હે મુનિ! સ્વર્ગથી ભ્રષ્ટ થનારાઓને માટે આ બીજો એક મોટો લાભ છે. તે એ છે કે, તેઓનો શુભકર્મના સંસ્કારને લીધે મનુષ્યોમાં જન્મ થાય છે;[૩૩] અને તેમાં પણ તે મહાભાગ્યશાળી જીવ સુખનો ભોક્તા થાય છે; પરંતુ તે દેહમાં જો તે કર્મ કરવાના સંબંધમાં સાવચેત રહે નહિ અને પાપ કરે તો તે ત્યાંથી અધમ ગતિને પ્રાપ્ત થાય છે.[૩૪] હે બ્રહ્મન્ ! આ લોકમાં જે કર્મ કરવામાં આવે છે, તેનો ઉપભોગ પરલોકમાં મળે છે; કારણકે આ કર્મભૂમિ છે અને સ્વર્ગાદિ લોક ફળ ભોગવવાની ભૂમિ છે.

મુદ્‌ગલે કહ્યું:–હે દેવદૂત ! તમે સ્વર્ગના આ ઘણા મોટા દોષો કહ્યા છે; માટે હવે તમે જે લોક કેવળ દોષવિનાનો હોય તે મને કહો ![૩૬]

દેવદૂતે કહ્યું:–"બ્રહ્મલોકથી ઉપર જે વિષ્ણુનું ઉત્તમ સ્થાન છે, તે શુદ્ધ, સનાતન તથા જ્યોતિરૂપ છે અને તેનેજ વિદ્વાનો પરબ્રહ્મપદ જાણે છે. હે વિપ્ર ! દંભ, લોભ, મહાક્રોધ, મોહ અને દ્રોહથી પરાજય પામેલા વિષયી મનુષ્યો ત્યાં જતા નથી;[૩૮] પરંતુ જે મનુષ્યો મમતાવિનાના, અહંકારવિનાના, શીત–ઉષ્ણ વગેરે દ્વંદ્વોથી રહિત, ઇંદ્રિયોને નિયમમાં રાખનારા અને ધ્યાનયોગમાં તત્પર રહે છે, તે મનુષ્યો ત્યાં જાય છે.[૩૯] હે મુદ્‌ગલ ! તમે મને જે પૂછ્યું હતું તે સઘળું મેં તમને કહ્યું છે. હવે હે સાધુપુરુષ ! તમારી કૃપા થાય તો આપણે અહીંથી સારી રીતે સ્વર્ગમાં જઈએ; માટે તમે વિલંબ કરશો નહિ."[૪૦]

વ્યાસે કહ્યું:–" આ સાંભળીને મુનિશ્રેષ્ઠ મૌદ્‌ગલ્યે તે દેવદૂતનાં વચન ઉપર બુદ્ધિવડે વિચાર કર્યો અને વિચાર કર્યા પછી તેણે દેવદૂતને કહ્યું કે:–[૪૧]'હે દેવદૂત ! તને હું નમસ્કાર કરૂં છું. હે તાત ! તું સુખેથી ચાલ્યો જા. મને મહાદોષવાળા સ્વર્ગનું અથવા સુખનું કંઈજ કામ નથી;[૪૨] કારણકે સ્વર્ગમાંથી પડ્યા પછી મહાદુઃખ અને અતિ દારુણ સંતાપ થાય છે. વળી સ્વર્ગભોક્તાઓને આ લોકમાં ભટકવું પડે છે, માટે હું સ્વર્ગની ઇચ્છા રાખતો નથી;[૪૩] પરંતુ હું તો જ્યાં ગયા પછી શોક, વ્યથા અથવા પડવાનું નથી તેવા અંતવિનાના શુદ્ધ સ્થાનની શોધ કરીશ.'[૪૪] આ પ્રમાણે દેવદૂતને કહીને તેને વિદાય કર્યા પછી શિલોંછ વૃત્તિવાળા ધર્માત્મા મુદ્‌ગલ મુનિ ઉત્તમ પ્રકારની શાંતિ ધારણ કરીને રહેવા લાગ્યા.[૪૫]તે નિંદાને તથા સ્તુતિને સમાન માનવા લાગ્યા, માટીનું ઢેકું, પાષાણ અને સુ-

વર્ણની સરખીજ યોગ્યતા ગણવા લાગ્યા અને શુદ્ધ જ્ઞાનયોગવડે નિત્ય ધ્યાનપરાયણ રહેવા લાગ્યા.[૪૬] તે ધ્યાનયોગથી ઉત્તમ વૈરાગ્ય તથા ઉત્તમોત્તમ જ્ઞાન સંપાદન કરીને તે મુનિ છેવટે અવિનાશી મોક્ષરૂપી પરમ સિદ્ધિને પ્રાપ્ત થયા. માટે હે કુંતીપુત્ર! તમારે પણ શોક કરવો ઉચિત નથી. તમે હમણાં સમૃદ્ધિસંપન્ન રાજ્યથી ભ્રષ્ટ થયા છો; પરંતુ તપ કરવાથી પુનઃ તે તમને પ્રાપ્ત થશે.[૪૮] પૈડાંના આરાઓ જેમ એક પછી એક અનુક્રમે આવ્યા કરે છે, તેમજ મનુષ્યને પણ સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ અનુક્રમે આવ્યા કરે છે.[૪૯] હે અમાપ પરાક્રમી રાજા! તેર વર્ષ વીતી ગયા પછી તમને તમારા બાપદાદાથી ચાલતું આવેલું રાજ્ય પાછું મળશે; માટે તમે મનમાં સંતાપ કરશો નહિ."[૫૦]

વૈશંપાયને કહ્યું:–હે જ્ઞાનસંપન્ન! વ્યાસ ભગવાન પાંડુપુત્ર યુધિષ્ઠિરને આ પ્રમાણે કહ્યા પછી તપશ્ચર્યા કરવામાટે પાછા આશ્રમપ્રત્યે ચાલ્યા ગયા.*"[૫૧]

**ઈતિ શ્રીમહા૦ વન૦ વ્રીહિદ્રૌણિક પર્વમાં "મુદ્‌ગલ અને દેવદૂતનો સંવાદ"એ વિષયનો અધ્યાય ૨૬૧ મો સમાપ્ત.**

**વ્રીહિદ્રૌણિક પર્વ સમાપ્ત.**

# દ્રૌપદીહરણ પર્વ

## અધ્યાય ૨૬૨ મો

### દુર્વાસાએ દુર્યોધનને વર આપ્યો.

**॥ जनमेजय उवाच ॥**

**वसत्स्वेवं वने तेषु पांडवेषु महात्मसु ॥**
**रममाणेषु चित्राभिःकथाभिर्मुनिभिः सह॥१॥**

જનમેજયે પૂછયું:–આ પ્રમાણે મહાત્મા પાંડવો મુનિઓની સાથે અદ્દભુત કથાઓથી ચિત્તરંજન કરતા વનમાં વાસ કરતા હતા અને દ્રૌપદી ભોજન કરે ત્યાંસુધીમાં બ્રાહ્મણોને તથા બીજા જે અન્નાર્થીઓ આવે તેઓને સૂર્યે આપેલા અક્ષય અન્નવડે તથા અરણ્યવાસી મૃગોનાં વિવિધ પ્રકારનાં માંસોવડે તૃપ્ત કરતા હતા. હે મહામુનિ! એ સમયે દુઃશાસન, કર્ણ અને શકુનિના વિચાર પ્રમાણે ચાલનારા અને પાપિષ્ઠ આચારવાળા દુરાત્મા દુર્યોધન વગેરે ધૃતરાષ્ટ્રના સઘળા પુત્રો, પાંડવોની સાથે કેવી રીતે વર્તતા હતા? હે વૈશંપાયન ભગવન્! એ હું પૂછું છું, માટે તમે મને કહો.

વૈશંપાયને કહ્યું:–હે મહારાજા જનમેજય! પાંડવો વનમાં વસતા હતા, તોપણ તેઓની નગરમાં વસનારાઓના જેવીજ વ્યવસ્થા ચાલુ છે એવું દુર્યોધનના સાંભળવામાં આવ્યું અને તેથી તેના અંતઃકરણમાં પાંડવોના સંબંધમાં પાપબુદ્ધિ ઉત્પન્ન થઈ.તે પછી ધૃતરાષ્ટ્રના દુરાત્મા પુત્રો કર્ણ, દુઃશાસન વગેરે કપટ બુદ્ધિવાળાઓની સાથે, પાંડવોને અનેક ઉપાયથી દુઃખ દેવાનો વિચાર કરતા હતા એટલામાંજ ધર્માત્મા, મહાયશસ્વી તથા તપસ્વી દુર્વાસા ઋષિ, દશ હજાર શિષ્યોને સાથે લઇને પોતાની ઇચ્છાથીજ ત્યાં આવી પહોંચ્યા. તે પરમ ક્રોધીમુનિને આવતા જોઇને, વિનયસંપન્ન શ્રીમાન દુર્યોધન રાજાએ પોતાના બંધુઓની સાથે નમ્રતાથી તથા મન વશ રાખી તેમને અતિથિસત્કાર સ્વીકારવામાટે નિમંત્રણ કર્યું[૧-૯] અને તેમનું યથાવિધિ પૂજન

---

***व्रीहिद्रौणिकदृष्टांताद्वृत्तिशुद्धोऽतिथिप्रियः। अत्यल्पेनापि दानेन सिध्यतीत्येतदीरितं ॥**

આ વ્રીહિદ્રૌણિક બ્રાહ્મણના દ્દષ્ટાંતથી શુદ્ધ વૃત્તિવાળો તથા અતિથિપ્રિય મનુષ્ય અલ્પ દાનથી પણ સિદ્ધિ પામે છે, એ કહ્યું છે. **ગણેશ**

કર્યું. તે પછી તે પોતેજ દાસની પેઠે ઉભો રહીને તેમની સેવા કરવા લાગ્યો. મુનિશ્રેષ્ઠ દુર્વાસા ત્યાં કેટલાક દિવસ રહ્યા[૧૦]અને હે મહારાજા ! તેમના શાપથી ભય પામીને દુર્યોધન રાજા, હમેશાં સાવધાન રહીને તેમની સેવા કરવા લાગ્યો.[૧૧] દુર્વાસા મુનિ " હે રાજા ! મને ભૂખ લાગી છે, માટે તું મને તત્કાળ અન્ન આપ ! " એમ કહીને સ્નાન કરવા ચાલ્યા જતા અને ત્યાંથી ઘણા મોડા આવીને કહેતા કે:–" હું ભોજન કરીશ નહિ, કારણ કે આજે મને ક્ષુધા નથી " એટલું કહીને પાછા અદશ્ય થઈ જતા;[૧૨] પરંતુ પાછા એકાએક આવીને કહેતા કે:–" તું અમને ત્વરાથી ભોજન કરાવ!" કોઇ વખતે તો દુર્યોધનના ધૈર્યની પરીક્ષાને માટે તે મુનિ મધ્યરાત્રિએ ઉઠીને પ્રથમની પેઠે અન્નતૈયાર કરાવ્યા પછી તેની નિંદા કરીનેભોજનકરતા નહિ!આપ્રમાણે દુર્વાસા પજવણી કરતાહતા,તોપણ જ્યારે દુર્યોધનરાજાના મનમાં વિકાર ઉત્પન્ન થયો નહિ તથા ક્રોધ આવ્યો નહિ, ત્યારે હે ભારત ! દુર્વાસા મુનિ પ્રસન્ન થયા અને તે અસહ્ય મુનિએ દુર્યોધનને કહ્યું કે:–"હું તમને વર આપું છું."[૧૫]

દુર્વાસાએ કહ્યું:–"તારૂં કલ્યાણ થાઓ ! તારા મનમાં જે વર માગવાની ઇચ્છા હોય તે તું માગી લે. હું પ્રસન્ન થયો એટલે જે ધાર્મિક ફળ હશે તે તને દુર્લભ નથી."[૧૬]

વૈશંપાયને કહ્યું:–સંસ્કારી અંતઃકરણવાળા દુર્વાસા મુનિનાં આવાં વચન સાંભળીને, દુર્યોધન પોતાનો નવો જન્મ થયો હોય તેમ માનવા લાગ્યો. તેણે કર્ણ, દુઃશાસન વગેરેની સાથે, મુનિ પ્રસન્ન થાય ત્યારે તેમની પાસે અમુક માગવું, એ સંબંધી પ્રથમથીજ વિચાર કરી રાખ્યો હતો; તે પ્રમાણે હે રાજા ! તે દુર્બુદ્ધિવાળા રાજાએ અતિ હર્ષમાં આવીને આ પ્રમાણે વર માગ્યો:–" હે બ્રહ્મન્ ! અમારા કુળમાં શ્રેષ્ઠ અને અમારા કરતાં મોટા એવા ધર્માત્મા, ગુણવાન અને શીલસંપન્ન મહારાજા યુધિષ્ઠિર છે. તે પોતાના ભાઇઓની સાથે વનમાં વાસ કરે છે. તમે શિષ્યોની સાથે જે પ્રમાણે મારા અતિથિ થયા, તેજ પ્રમાણે તેમના પણ અતિથી થાઓ. મારા ઉપર જો આપની કૃપા હોય તો જે વખતે સુકુમારી, સુંદર વર્ણવાળી તથા યશસ્વિની રાજપુત્રી દ્રૌપદી સર્વ બ્રાહ્મણોને તથા પોતાના પતિઓને ભોજન કરાવીને અને પોતે પણ ભોજન કરીને સુખથી વિશ્રાંતિ લેતી બેઠી હોય, તે વખતે તમારે ત્યાં જવું."

દુર્યોધનની આવી માગણી સાંભળીને વિપ્રેન્દ્ર દુર્વાસાએ તેને કહ્યું કે:–" હું તને પ્રસન્ન કરવા તે પ્રમાણે કરીશ !" આ પ્રમાણે દુર્યોધનને કહ્યા પછી તે ઋષિ જેમ આવ્યા હતા તેમ ત્યાંથી પાછા ગયા. તે વખતે દુર્યોધન પોતાને કૃતાર્થ માનવા લાગ્યો અને પોતાના હાથવડે કર્ણનો હાથ પકડીને બહુ આનંદ પામ્યો. તે વખતે કર્ણે પણ દુર્યોધન રાજાને તેના બંધુઓની સાથે હર્ષથી આ પ્રમાણે કહ્યું."[૧૭–૨૫]

કર્ણે કહ્યું:–"હે કુરુવંશી રાજા! તમારો મનોરથ પૂર્ણ થયો એ ઘણું સારૂં થયું. આ રીતે તમારી ચઢતી થાય છે એ સુદૈવજ છે અને તમારા શત્રુઓ દુસ્તર દુઃખસાગરમાં ડૂબ્યા એ પણ તમારૂં અહોભાગ્ય છે![૨૬] પાંડુપુત્રો દુર્વાસાના ક્રોધરૂપી અગ્નિમાં પડીને પોતાના મહાપાપવડેજ દુસ્તર નરકમાં પડયા છે."[૨૭]

વૈશંપાયને કહ્યું:–હે જનમેજય રાજા ! આ પ્રમાણે બોલતા અને મનમાં પ્રસન્ન થતા તે કપટકુશળ દુર્યોધન વગેરે હસતા હસતા પોતપોતાના સ્થાનપ્રત્યે ગયા.[૨૮]

ઇતિ શ્રીમહા૦ વન૦ દ્રૌપદીહરણ પર્વમાં " દુર્વાસોપાખ્યાન " એ વિષયનો અધ્યાય ૨૬૨ મો સમાપ્ત.

## અધ્યાય ૨૬૩ મો

### દુર્વાસા પલાયન થઇ ગયા !

॥ વૈશંપાયન ઉવાચ ॥

**તતઃ કદાચિદ્દુર્વાસાઃ સુખાસીનાંસ્તુ પાંડવાન્॥**
**ભુક્ત્વા ચાવસ્થિતાં કૃષ્ણાંજ્ઞાત્વા તસ્મિન્વને ઽ નિ**

વૈશંપાયને કહ્યું:–તે પછી એક વખતે દુર્વાસા મુનિ, પાંડવો અને દ્રૌપદીને ભોજન કરીને સુખથી બેઠેલાં જાણીને, પોતાના દશહજાર

શિષ્યોની સાથે તે વનમાં આવ્યા. તે અતિથિને આવેલા જોઇને, ધૈર્યથી ભ્રષ્ટ ન થનારા શ્રીમાન્ યુધિષ્ઠિર રાજા પોતાના બંધુઓની સાથે તેમની સામે ગયા; અને બે હાથ જોડી મુનિને પ્રણામ કરીને આશ્રમમાં લાવી તેમને ઉત્તમ આસને ઉપર સારી રીતે બેસાડયા[૧-૩] અને વિધિપૂર્વક પૂજા કર્યા પછી તેમને અતિથિસત્કાર ગ્રહણ કરવામાટે નિમંત્રણ કર્યું; તથા કહ્યું કે:-"હે ભગવન્ ! આપ નિત્યકર્મ કરીને જલદી પધારો !"[૪]

નિષ્પાપ દુર્વાસા મુનિ પણ આ રાજા, આટલા શિષ્યોનીસાથે મનેભોજન કરાવવા શીરીતે સમર્થ થશે ? તેનો જરા પણ વિચાર ન કરતાં શિષ્યોની સાથે સ્નાન કરવા ગયા;[૫] અને તે મુનિસમુદાયે સ્વસ્થ અંતઃકરણથી જળમાં ડૂબકી મારીને સ્નાન કરવા માંડયું. હે જનમેજય રાજા ! એ સમયે સ્ત્રીઓમાં શ્રેષ્ઠ એવાં પતિવ્રતા દ્રૌપદી અન્નને માટે બહુ ચિંતા કરવા લાગ્યાં; પરંતુ જ્યારે વિચાર કરતાંએ તેમને અન્ન મળવાનું સાધન જણાયું નહિ, ત્યારે તે કંસઘાતક શ્રીકૃષ્ણનું મનમાં સ્મરણ કરવા લાગ્યાં:-" હે કૃષ્ણ ! હે મહાબાહુ કૃષ્ણ ! હે દેવકીનંદન ! હે અવિનાશી ! હે વાસુદેવ ! હે જગન્નાથ ! હે નમ્ર મનુષ્યના દુઃખનાશક ! હે વિશ્વાત્મા ! હે વિશ્વજનક ! હે વિશ્વહર્તા ! હે પ્રભો! હે અવ્યય! હે શરણાગતરક્ષક ! હે ગોપાલ! હે પ્રજાપાલ! હે પરાત્પર! હે આકૂતિ અને ચિત્તિ નામની ચિત્તવૃત્તિના પ્રવર્તક ! હું તમને નમસ્કાર કરૂંછું.[૧૦] હે શ્રેષ્ઠ ! હે દાતા ! હે અનંત ! તમે અમારા નિરાશ્રિતના આશ્રય થાઓ. હે પુરાણપુરુષ ! હે પ્રાણ તથા મનોવૃત્તિના અવિષય ! હે સર્વાધ્યક્ષ ! હે પરમાધ્યક્ષ ! હું તમારે શરણે આવી છું. હે શરણાગતવત્સલ દેવ ! તમે કૃપા કરીને મારૂં રક્ષણ કરો ![૧૨] હે નીલ કમળપત્રના જેવા શ્યામ વર્ણવાળા, કમળનાગર્ભ જેવાં રાતાં નેત્રવાળા, પીતાંબર પહેરનારા અને ઝળકતા કૌસ્તુભમણિનાં આભૂષણને ધારણ કરનારા ![૧૩] તમે પ્રાણીઓના આદિ તથા અંતના કારણ છો; તમેજ પ્રાણીઓના મુખ્ય આધાર છો; ઉત્તમમાં ઉત્તમ જયોતિરૂપ છો, વિશ્વના આત્મા છો અને સર્વવ્યાપક છો.[૧૪] મહર્ષિઓ તમનેજ પરમ બીજરૂપ કહે છે, સર્વ સંપત્તિઓના ભંડાર કહે છે. હે દેવેશ ! તમેજ નાથ હોવાથી તમારા ભક્તોને કોઈ પણ પ્રકારની આપત્તિનો ભય હોતો નથી.[૧૫] પૂર્વે તમે જેમ સભામાંથી દુઃશાસનથી મને છોડાવી હતી, તેમજ આ સંકટમાંથી પણ મારો ઉદ્ધાર કરવો તમને ઉચિત છે."[૧૬]

વૈશંપાયને કહ્યું:-આ પ્રમાણે દ્રૌપદીએ જ્યારે ભક્તવત્સલ દેવ શ્રીકૃષ્ણની સ્તુતિ કરી, તેજ વખતે દેવના દેવ, જગત્પતિ, અચિંત્ય ગતિવાળા, 'કર્તું અકર્તું અન્યથા કર્તું સમર્થ' એવા શ્રીકૃષ્ણ પ્રભુ, 'દ્રૌપદીને સંકટ આવ્યું છે' એમ જાણી, પોતાની પાસે સૂતેલાં રુકિમણીને શય્યામાંજ છોડીને એકદમ ઉતાવળથી ત્યાં આવ્યા. તેમને જોતાંજ દ્રૌપદીએ પરમ આનંદથી પ્રણામ કર્યા અને તે વાસુદેવને દુર્વાસા મુનિનું આવવું વગેરે સઘળું કહ્યું.[૧૯] તે સાંભળીને શ્રીકૃષ્ણે દ્રૌપદીને કહ્યું કે:-"હે દ્રૌપદિ ! હું ક્ષુધાથી અત્યંત વ્યાકુળ થઈ ગયો છું, માટે તું તત્કાળ ભોજન કરાવ ! તે પછી સઘળું કામ કર !"[૨૦] શ્રીકૃષ્ણનું કહેવું સાંભળીને દ્રૌપદી શરમાઈ ગયાં અને બોલ્યાં કે:-"હે દેવ ! સૂર્યના આપેલા અન્નપાત્રમાં હું ભોજન કરૂં છું ત્યાંસુધી અન્ન રહે છે. મેં ભોજન કર્યું છે, તેથી હવે તે પાત્રમાં અન્ન રહ્યું નથી." તે સાંભળીને કમળનયન શ્રીકૃષ્ણે દ્રૌપદીને કહ્યું કે:-[૨૨] ઓ કૃષ્ણા ! આ મશ્કરીનો સમય નથી; કારણ કે હું ભૂખ તથા શ્રમથી વ્યાકુળ થઇ ગયો છું; માટે તું ઝટ જા અને તે અન્નપાત્ર લાવીને મને દેખાડ !"[૨૩] યદુવંશી શ્રીકૃષ્ણે હઠ કરીને તે પાત્ર મંગાવ્યું અને તેની કોરમાં એક ભાજીનું પાંદડું વળગેલું જોઈ, તે લઇને પોતાના મુખમાં મૂકયું અને યજ્ઞભોક્તા શ્રીકૃષ્ણે કહ્યું કે:-" આ શાકપત્રથી વિશ્વાત્મા શ્રીહરિ ઈશ્વર પ્રસન્ન થાઓ અને સંતોષ પામો !"[૨૫] આ પ્રમાણે ભાજીનાં પાંદડાંનો ઉપયોગ કર્યા પછી કલેશનાશન મહાબાહુ શ્રીકૃષ્ણે સહદેવને કહ્યું કે:-"તું સત્વર જઇને મુનિઓને ભોજન કરવા બોલાવી લાવ !"[૨૬] હે

શ્રેષ્ઠ રાજા ! તે સાંભળીને મહાયશસ્વી સહદેવ, દેવનદીમાં સ્નાન કરવા ગયેલા દુર્વાસા વગેરે સઘળા મુનિઓને ભોજન કરવા બોલાવવામાટે ઉતાવળથી ત્યાં ગયો.

આ તરફ મુનિઓ પાણીમાં ઉતરીને અઘમર્ષણ કરતા હતા.[૨૮] તેઓને અન્નના રસવાળા ઓડકારો આવવા લાગ્યા.તે જોઇને અત્યંત તૃપ્તિ પામેલા તેઓ નદીના જળમાંથી બહાર નીકળ્યા અને એકબીજાના તરફ જોવા લાગ્યા.[૨૯] પછી તે સઘળા મુનિઓ દુર્વાસાના તરફ જોઇને બોલ્યા કેઃ–" આપણે યુધિષ્ઠિર રાજાને ત્યાં રસોઈ કરવાનું કહીને અહીં સ્નાન કરવા આવ્યા છીએ;[૩૦] પરંતુ હે બ્રહ્મર્ષિ ! અમે તો ગળાસુધી ધરાઇ ગયા છીએ, ત્યારે હવે ત્યાં શું ખાઈશું ? આપણે તેમની રસોઇ વ્યર્થ કરી ! હવે તે સંબંધમાં શું કરીએ ?"[૩૧]

દુર્વાસાએ કહ્યુંઃ–"આપણે રસોઈ વ્યર્થ કરવાથી રાજર્ષિ યુધિષ્ઠિરનો મોટો અપરાધ કર્યો છે. હવે પાંડવો આપણને જોતાંજ પોતાની ક્રૂર દૃષ્ટિથી બાળી ન મૂકે તો ઠીક ![૩૨] હે વિપ્રો ! હું તો જ્ઞાનસંપન્ન અંબરીષ રાજર્ષિના પ્રભાવને સ્મરણ કરીને, હરિચરણારવિંદના આશ્રિત ભક્તોથી બહુ ડરૂં છું.[૩૩] સઘળા પાંડવો પણ ધર્મપરાયણ, મહાત્મા, શૂરા, વિદ્વાન, વ્રતનિષ્ઠ, તપશ્ચર્યાપરાયણ, સદાચાર પાળવામાં તત્પર અને વાસુદેવના ભક્ત છે. તેઓ જો ક્રોધ કરે તો અગ્નિ જેમ રૂના ઢગલાને બાળી મૂકે, તેમ આપણને બાળીને ભસ્મ કરી નાખે;માટે હે શિષ્યો! હવે પાંડવોને પૂછવા ન જતાં અહીંથીજ તત્કાળ દોટ મૂકી નાસી છુટો !"[૩૪,૩૫]

વૈશંપાયને કહ્યુંઃ–પોતાના ગુરુ દુર્વાસા મુનિએ આ પ્રમાણે કહ્યું, એટલે તે સઘળા બ્રાહ્મણો, પાંડવોથી અત્યંત ભય પામીને દશે દિશામાં નાસી ગયા.[૩૬] સહદેવે આવીને જ્યારે દેવનદીમાં મુનિશ્રેષ્ઠોને જોયા નહિ, ત્યારે તે નદીના ઘાટો ઉપર તેઓની શોધ કરતો આમતેમ ફરવા લાગ્યો.[૩૭] પછી તેણે ત્યાં રહેલા તપસ્વીઓથી, તે ઋષિઓ નાસી ગયા છે એવું સાંભળ્યું ત્યારે યુધિષ્ઠિરની આગળ આવીને તે વૃત્તાંત નિવેદન કર્યો;[૩૮] તોપણ જિતેંદ્રિય એવા સઘળા પાંડવો મુનિઓ પાછા આવે એવી ઈચ્છા કરતા તથા તેઓની વાટ જોતા કેટલોક વખતસુધી બેસી રહ્યા; અને ચિંતા કરવા લાગ્યા કે, વખતે દુર્વાસા મુનિ અકસ્માત્ મધ્યરાત્રિએ આવીને આપણને મળશે તો આપણે દૈવયોગે આવી પડેલા આ કષ્ટથી કેવી રીતે છુટીશું ?[૪૦]આ પ્રમાણે ચિંતા કરતા અને વારંવાર નિઃશ્વાસ નાખતા પાંડવોને જોઇને શ્રીમાન્ કૃષ્ણે તેઓની સામે આવીને કહ્યું.[૪૧]

શ્રીકૃષ્ણે કહ્યુંઃ–" હે પૃથાપુત્રો ! પરમ ક્રોધી દુર્વાસા મુનિના તરફથી તમને આપત્તિ આવેલી જાણીને દ્રૌપદીએ મારૂં ચિંતન કર્યું, તેથી હું સત્વર અહીં આવી પહોંચ્યો છું.[૪૨] હવે તમને દુર્વાસા ઋષિના તરફથી જરાપણ ભય નથી, કારણ કે તે તો તમારા તેજથી ભય પામીને પ્રથમથીજ પલાયન કરી ગયા છે.[૪૩]ખરેખર, જેઓ ધર્મપરાયણ હોય છે તેઓ કોઈ વખતે પીડા પામતા નથી. હવે હું તમારી રજા લઇને જઈશ. તમારૂં નિશ્ચિત કલ્યાણ થાઓ."[૪૪]

વૈશંપાયને કહ્યુંઃ–શ્રીકૃષ્ણનાં એવાં વચન સાંભળીને પાંડવોનાં મન સ્વસ્થ થયાં અને તેઓ દ્રૌપદીની સાથે સંતાપરહિત થઇને શ્રીકૃષ્ણને કહેવા લાગ્યા કેઃ–"હે ગોવિંદ ! મહાસમુદ્રમાં ડૂબનારાઓ જેમ નાવનો આશ્રય કરીને તરી જાય છે, તેમજ હે વિભુ ! અમે પણ તમે રક્ષક હોવાથી દુસ્તર આપત્તિને તરી ગયા છીએ.[૪૬] તમારૂં કલ્યાણ થાઓ ! હવે તમે સુખથી પ્રયાણ કરો." આ પ્રમાણે પાંડવોએ રજા આપી, એટલે શ્રીકૃષ્ણ દ્વારકા ગયા; અને હે મહાભાગ્યશાળી રાજા ! દ્રૌપદીસહિત પાંડવો પણ પ્રફુલ્લિત મનવડે એક વનથી બીજા વનમાં વિહાર કરતા રહેવા લાગ્યા. હે રાજા ! તમે મને જે પૂછયું હતું તે મેં તમને કહ્યું છે.[૪૮] ધૃતરાષ્ટ્રના દુરાત્મા પુત્રોએ વનમાં રહેતા પાંડવોપ્રત્યે આવાં આવાં અનેક કપટો કર્યાં હતાં, પરંતુ તે સઘળાં વ્યર્થ ગયાં હતાં.×[૪૯]

અધ્યાય ૨૬૩ મો સમાપ્ત.

×दौर्वाससेतु [illegible] कारुण्यं चरितं हरेः।

# અધ્યાય ૨૬૪ મો

## જયદ્રથે મોહિત થઈને દ્રૌપદીની પાસે દૂત મોકલ્યો.

॥ वैशंपायन उवाच ॥

तस्मिन्बहुमृगेऽरण्ये अटमाना महारथाः॥
काम्यके भरतश्रेष्ठ विजहृस्ते यथाऽमराः॥१॥

વૈશંપાયને કહ્યું:-ભરતશ્રેષ્ઠ મહારથી પાંડવો તે પુષ્કળ મૃગવાળા કામ્યક વનમાં દેવોની પેઠે વિહાર કરતા હતા. હે શત્રુદમન રાજા! ચોતરફ આવેલા નાના પ્રકારના વનવિભાગોને તથા ઋતુકાળ પ્રમાણે પુષ્પવાળી થયેલી વનપંક્તિઓને જોતા તથા મૃગયા કરતા ઇંદ્રસમાન પાંડવો તે મહાવનમાં કેટલોએક કાળ વિહાર કરતા રહ્યા હતા.[૩] એક વખતે શત્રુઓને તાપ આપનારા તે સઘળા પુરુષવ્યાઘ્ર પાંડવો પ્રદીપ્ત તપવાળા મહર્ષિ તૃણબિંદુની અને પુરોહિત ધૌમ્યની આજ્ઞાથી દ્રૌપદીને આશ્રમમાં મૂકીને, બ્રાહ્મણોને માટે એકીવખતે ચારે દિશામાં શિકાર કરવા ગયા.[૫]

તે સમયે વૃદ્ધક્ષત્રનો પુત્ર સિંધુ દેશનો મહાયશસ્વી રાજા જયદ્રથ, લગ્નની ઇચ્છાથી શાલ્વ દેશપ્રત્યે જતો હતો. તે રાજા, રાજાઓને યોગ્ય એવા મોટા સરંજામના રસાલાની સાથે તથા અનેક રાજાઓની સાથે કામ્યક વનમાં આવી પહોંચ્યો.[૭] ત્યાં તેણે નિર્જન વનમાં આશ્રમનાં દ્વાર આગળ ઉભેલી પાંડવોની યશસ્વિની પ્રિય ભાર્યા દ્રૌપદીને દીઠી.[૮] ઉત્તમ રૂપ ધારણ કરનારી તથા ઝળકતી દેહકાંતિવાળી તે દ્રૌપદી, શ્યામ મેઘને પ્રકાશિત કરનારી વિજળીની પેઠે તે વનવિભાગને દીપાવી રહી હતી.[૯] રાજાની સાથેનાં સર્વ મનુષ્યો દ્રૌપદીને જોઇને, આ અપ્સરા હશે? દેવકન્યા હશે? કે કોઈ દેવનિર્મિત માયા હશે? એવો વિચાર કરતાં હાથ જોડીને તે નિર્દોષ દ્રૌપદીના તરફ જોવા લાગ્યાં. તે પછી વૃદ્ધક્ષત્રનો પુત્ર સિંધુદેશનો દુષ્ટ મનવાળો જયદ્રથ રાજા તે નિર્દોષાંગીને જોઇને વિસ્મય પામ્યો;[૧૦,૧૧] અને તેણે કામમોહિત થઇને કોટિકાસ્ય નામના રાજાને કહ્યું કે:-"આ સર્વાંગ સુંદરી કોની સ્ત્રી હશે? એ માનુષી હોય એમ લાગતું નથી. આ અતિ સુંદર સ્ત્રી જો મળે તો પછી મને વિવાહનું કંઇ પ્રયોજન નથી. હું તો એનેજ લઇને પોતાના સ્થાનમાં પાછો જઇશ![૧૩] હે શાંતગુણી કોટિકાસ્ય! તું જા, અને એ સુંદર ભ્રુકુટીવાળી સ્ત્રી કોની છે? અહીં ક્યાંથી આવી છે? અને તેમાં વળી આવા કંટકવાળા વનમાં શામાટે આવી છે? તેની તપાસ કર. સુંદર જઘનવાળી, વિશાળ નેત્રવાળી, સુંદર દંતપંક્તિવાળી અને સૂક્ષ્મ કટીવાળી આ સુંદરી જો આજે મારો સ્વીકાર કરે તો હું એ ઉત્તમ સ્ત્રીને મેળવીને કૃતાર્થજ થાઉં! હે કોટિક! તું જા, અને જાણી લે કે એનો પતિ કોણ છે?"

આ સાંભળીને કુંડળધારી કોટિકાસ્ય રથમાંથી કૂદકો મારીને દ્રૌપદીની પાસે ગયો અને એક શિયાળ જેમ વાઘણને પૂછે તેમ દ્રૌપદીને પૂછવા લાગ્યો.[૧૭]

ઇતિ૦ શ્રીમહા૦ વન૦ દ્રૌપદીહરણ પર્વમાં "જયદ્રથાગમન" એ વિષયનો અધ્યાય ૨૬૪ મો સમાપ્ત.

# અધ્યાય ૨૬૫ મો

## કોટિકાસ્યના દ્રૌપદીને પ્રશ્નો

॥ कोटिक उवाच ॥

का त्वं कदंबस्य विनाम्यशाखा ।
मेकाऽऽश्रमे तिष्ठसि शोभमाना ॥
देदीप्यमानाऽग्निशिखे वनक्तं ।
व्याधूयमाना पवनेन सुभ्रूः ॥ १॥

કોટિકે કહ્યું:-"હે સુંદર ભ્રુકુટીવાળી! રાત્રિના પવનથી ફુંકાતી અગ્નિની જ્વાળા જેવી દેદીપ્યમાન તથા શોભાયમાન જણાતી અને કદંબ વૃક્ષની ડાળીને નમાવીને આશ્રમમાં એકલી ઉભી

---

तत्तृप्त्या हि जगत्तृप्तमत्यल्पेनापितृप्यतः॥

આ દુર્વાસાના આખ્યાનમાં શ્રીહરિ સર્વાત્મા છે તથા દયાળુ છે એ કહ્યું છે; અને અતિ અલ્પ વસ્તુથી પણ તૃપ્ત થનારા તે હરિની તૃપ્તિવડે જગત આખું તૃપ્ત થઇ ગયું એ કહ્યું છે. ગણેશ

રહેલી તું કોણ છે? અત્યંત રૂપવાળી હોવા છતાં તું અરણ્યમાં ભય પામતી નથી એ શું? તું દેવી છે? યક્ષપત્ની છે? દાનવપત્ની છે? શ્રેષ્ઠ અપ્સરા છે કે કોઇ દૈત્યરાજની પત્ની છે?[૨] અથવા સર્પરાજની મૂર્તિમતી કન્યા છે? કે વનમાં વિચરનારી રાક્ષસસ્ત્રી છે? અથવા તું રાજા વરુણની, યમરાજની, સોમની, ધનાધિપતિ કુબેરની, પ્રજાપતિની, રુદ્રની, વિષ્ણુની, સૂર્યની કે ઇંદ્રની પત્ની છે અને તેઓના લોકમાંથી અહીં આવી છે? અમે કોણ છીએ તે તું અમને પૂછતીજ નથી અને અહીં તારો પતિ કોણ છે, તે અમે જાણતા નથી![૪] હે કલ્યાણિ! અમે બહુ માનપૂર્વક તને પૂછીએ છીએ; માટે તું તારા પિતા, પ્રભુ, બંધુ, કુળ અને પતિ કોણ છે? તથા તું અહીં શું કામ કરે છે? તે અમને ખરેખરૂં કહે.[૫] હું સુરથ રાજાનો પુત્ર છું અને મનુષ્યો મને કોટિકાસ્ય નામથી ઓળખે છે. આ ચયનમાં આહુતિ આપેલા અગ્નિની પેઠે સુવર્ણના રથમાં બેઠો છે અને જેનાં નેત્ર વિશાળ છે તે ક્ષેમંકર નામનો વીર, ત્રિગર્ત દેશનો રાજા છે. એની પાછળ મહાધનુર્ધારી, વિશાળ લાંબાં નેત્રવાળો, સુંદર પુષ્પાભૂષણવાળો અને નિત્ય પર્વત ઉપરવાસ કરનારો જે આ તારા તરફ જોઈ રહ્યો છે તે કુલિંદરાજનો મોટો પુત્ર છે. હે સુંદરાંગિ! આ પુષ્કરિણીની સમીપમાંજ જે શ્યામ, સુવાન તથા દેખાવડો પુરુષ ઉભો છે, તે ઇક્ષ્વાકુવંશી સુભવનો પુત્ર છે અને શત્રુઓને હણવામાં કુશળ છે; જેનું સૈન્ય જવા લાગે છે તે વખતે યજ્ઞોમાં પ્રદીપ્ત થયેલા અગ્નિના જેવા દેદીપ્યમાન જણાતા અંગારક, કુંજર, ગુપ્તક, શત્રુંજય, સંજય, સુપ્રવૃદ્ધ, ભયંકર, ભ્રમર, રવિ, શૂર, પ્રતાપ અને કુહન નામના બાર સૌવીર દેશમાં રહેનારા રાજપુત્રો, લાલ રંગના ઘોડાઓ જોડેલા રથોમાં બેસીને હાથમાં ધજાઓ લઇ પાછળ પાછળ ગમન કરે છે; તથા હે સુભગે! જેની પાછળ છ હજાર રથીઓ, હાથીઓ, ઘોડાઓ અને પાળાઓ ચાલે છે તે સૌવીર દેશનો રાજા જયદ્રથ, જો તારા સાંભળવામાં આવ્યો હોય તો તે પેલો રહ્યો! તેના બીજા, ઉદાર અંતઃકરણવાળા, સૌવીર વીરોમાં મુખ્ય, સુવાન તથા બળવાન એવા બલાહક, અનીક, વિદારણ વગેરે બંધુઓ એ રાજાની પાછળ ચાલે છે. દેવગણોથી રક્ષણ કરાતો ઇંદ્ર જેમ પ્રયાણ કરે છે, તેમજ આ જયદ્રથ રાજા પણ પૂર્વોક્ત સહાયકોની સાથે પ્રયાણ કરે છે.[૧૩] હે સુંદર કેશવાળી! અમે તને ઓળખતા નથી તેથી તું કોની સ્ત્રી છે? તથા કોની પુત્રી છે? તે અમને કહે."[૧૪]

ઇતિ શ્રીમહા૦ વન૦ દ્રૌપદીહરણ પર્વમાં "કોટિકાસ્યપ્રશ્ન" એ વિષયનો અધ્યાય ૨૬૫ મો સમાપ્ત.

## અધ્યાય ૨૬૬ મો

### દ્રૌપદીનાં વાક્ય

॥ वैशंपायन उवाच ॥

अथाब्रवीद् द्रौपदी राजपुत्री
पृष्टा शिबीनां प्रवरेण तेन ।
अवेक्ष्य मंदं प्रविमुच्य शाखां
संगृह्णति कौशिकमुत्तरीयम् ॥१॥

વૈશંપાયને કહ્યું:—આ પ્રમાણે શિબિવંશના ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ એવા તે કોટિકાસ્યે પૂછયું, ત્યારે રાજપુત્રી દ્રૌપદી, વૃક્ષની શાખા છોડી દઈ, મંદ નિરીક્ષણ કરતી તથા રેશમી સાડીને સંકોરતી સંકોરતી બોલી કે:—"હે રાજપુત્ર! મારા જેવીએ તારી સાથે ભાષણ કરવું યોગ્ય નથી, એવું મારી બુદ્ધિથી હું સારી રીતે જાણું છું; તથાપિ આ આશ્રમમાં તને પ્રત્યુત્તર આપે એવો બીજો કોઇ પુરુષ અથવા સ્ત્રી નથી;[૨] કારણ કે હમણાં હું અહીં એકલીજ છું, માટે હે ભદ્ર! હું તને ઉત્તર આપું છું તે તું સાંભળ! તેમ ન હોત તો સ્વધર્મમાં તત્પર રહેલી હું આ અરણ્યમાં એકલી તારા જેવા એકલાની સાથે કેવી રીતે વાત કરૂં?[૩] તું સુરથનો પુત્ર છે અને લોકો તને કોટિકાસ્ય નામથી ઓળખે છે તે હું જાણું છું; તેથી હે શૈબ્ય! હું પણ તને મારા બંધુઓ તથા મારૂં પ્રખ્યાત કુળ કહું છું.[૪] હું દ્રુપદ રાજાની પુત્રી છું. હે શૈબ્ય! મનુષ્યો મને કૃષ્ણા નામથી ઓળખે છે. મેં પાંચ પુરુષોને પતિતરીકે સ્વીકાર્યા છે. જેઓ ખાંડવપ્રસ્થમાં હતા, અને તારા સાંભળવામાં પણ આ-

વ્યા છે.[૫] યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન અને માદ્રીના પુત્રો પુરુષોમાં મહાવીર એવા નકુલ તથા સહદેવ એ મારા પતિ થાય છે. તે પાંડવો મને અહીં મૂકીને, ચાર દિશાઓ વહેંચી લઇ, તે તે દિશાઓમાં મૃગયા કરવા ગયા છે.[૬] તેમાં પૂર્વ તરફ રાજા યુધિષ્ઠિર, દક્ષિણ તરફ ભીમસેન, પશ્ચિમ તરફ અર્જુન અને ઉત્તર તરફ નકુલ તથા સહદેવ ગયા છે. હું માનું છું કે, તે રથિશ્રેષ્ઠ પાંડવોનો અહીં આવવાનો સમય નજીક આવ્યો છે;[૭] માટે તમે વાહનો છોડીને અહીં ઉતરો અને તેઓનો આદરસત્કાર ગ્રહણ કરીને પછી ઇચ્છાપૂર્વક જજો. મહાત્મા ધર્મપુત્ર યુધિષ્ઠિરને અતિથિઓ વહાલા લાગે છે, તેથી તે તમને જોઇને રાજી થશે."[૮]

આ પ્રમાણે શૈબ્યપુત્રને કહ્યા પછી ચંદ્રમુખી દ્રૌપદી પ્રસન્ન થઇને તેઓનાં આતિથ્યને માટે વિચાર કરી, પોતાની પ્રશસ્ત પર્ણશાળામાં ગયાં.

ઇતિ શ્રીમહા૦ વન૦ દ્રૌપદીહરણ પર્વમાં
" દ્રૌપદીવાકય " એ વિષયનો
અધ્યાય ૨૬૬ મો સમાપ્ત.

# અધ્યાય ૨૬૭ મો
## જયદ્રથ અને દ્રૌપદીનો સંવાદ

॥ वैशंपायन उवाच ॥

तथा सीनेषु सर्वेषु तेषु राजसु भारत ॥
यदुक्तं कृष्णया सार्धं तत्सर्वं प्रत्यवेदयत् ॥१

વૈશંપાયને કહ્યું:–હે ભરતવંશી જનમેજય! તે પ્રમાણે સઘળા રાજાઓ બેઠા હતા ત્યાં આવીને કોટિકાસ્યે પોતાનો અને દ્રૌપદીનો જે સંવાદ થયો હતો તે સઘળો જણાવ્યો.[૧] કોટિકાસ્યનું કહેવું સાંભળીને સિંધુસૌવીર દેશના રાજા જયદ્રથે કહ્યું કે:–"જ્યારે કેવળ જોવાથીજ મારૂં મન એનેવિષે રમણ કરી રહ્યું છે, ત્યારે સ્ત્રીઓમાં મુખ્ય એવી તે સ્ત્રી તારી સાથે વાત કરતી હતી અને તું ત્યાંથી કોણ જાણે કેવી રીતે પાછો આવ્યો? મને તો એ સ્ત્રીને જોયા પછી બીજી બધી સ્ત્રીઓ વાંદરી જેવી લાગે છે! હે મહાબાહુ! આ હું તને ખરૂં કહું છું. અરે! તેણે તો દર્શનની સાથેજ મારૂં મન અત્યંત હરી લીધું છે;[૪] માટે હે શૈબ્ય! તે સ્ત્રી જો મનુષ્યની પુત્રી હોય તો તું મને તે કલ્યાણીની સર્વ વાત કહે!"

કોટિકે કહ્યું:–"એ યશસ્વિની, દ્રુપદરાજાની પુત્રી કૃષ્ણા છે[૫] અને પાંચે પાંડુપુત્રોની ઘણી માનીતી પટ્ટરાણી છે. એ સતી સર્વ પાંડવોને પ્રિય તથા અતિશય માન્ય છે;[૬] માટે હે સૌવીરરાજ! તમે તેને સાથે લઇને સૌવીર દેશપ્રત્યે જાઓ."

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે કોટિકાસ્યનું કહેવું સાંભળીને સિંધુ સૌવીર દેશના દુષ્ટ ભાવવાળા રાજા જયદ્રથે કહ્યું કે:–"હું જાતે દ્રૌપદીને જોઉં છું!" એવું કહીને તથા પોતાની સાથે બીજા છ જણને લઈને જેમ સિંહની બોડમાં દીપડું પેસે, તેમ તે પાંડવોના પવિત્ર આશ્રમમાં પેઠો અને દ્રૌપદીને આ પ્રમાણે કહેવા લાગ્યો:–"હે સુંદરિ! તું કુશળ છે? તારા પતિઓ સારા છે?[૯] અને તું જેઓનું કુશળ ઇચ્છતી હોય તેઓ પણ સુખી છે ને?"

દ્રૌપદીએ કહ્યું:–"હે રાજા! રાજ્ય, ભંડાર અને સૈન્યના સંબંધમાં તમારૂં કુશળ છે? સમૃદ્ધિસંપન્ન શિબિ સૌવીર, સિંધુ અને બીજા જે દેશો તમે મેળવ્યા છે તે દેશોનું તમે એકલા ધર્મથી પાલન કરો છો ને?[૧૧] કુરુવંશી કુંતીપુત્ર યુધિષ્ઠિર રાજા કુશળ છે અને એમના ભાઇઓ, હું તથા બીજા જેઓનું તમે કુશળ પૂછો છો તે સર્વે સારાં છે. હે રાજપુત્ર! તમે આ પગ ધોવાનું જળ તથા આસન ગ્રહણ કરો! હમણાં હું તમને સવારના નાસ્તામાટે પચાસ મૃગો આપું છું;[૧૩] અને ઐણેય, પૃષત, ન્યંકુ, હરિણ, શરભ, શશલા, રીંછ, રૂરૂ, શંબર, રોઝ, પુષ્કળ મૃગો, વરાહો, પાડાઓ અને બીજાં અનેક જાતનાં મૃગો કુંતીપુત્ર યુધિષ્ઠિર પોતે તમને આપશે."[૧૫]

જયદ્રથે કહ્યું:–"મારા સવારના નાસ્તાનું કુશળ છે–અર્થાત્ તેની કંઇ કાળજી નથી અને તેં જે કહ્યું તે સઘળું મને આપ્યા બરોબરજ છે; પરંતુ હવે તું આવ, મારા રથમાં બેસ અને કેવળ સુખનો ઉપભોગ કર!"[૧૬] લક્ષ્મીવિનાના, રાજ્યરહિત થયેલા, દીન, બુદ્ધિહીન અને અરણ્યમાં વાસ કરતા પાંડવોને વળગી ર-

હેવું તારેમાટે ઉચિત નથી. બુદ્ધિશાળી સ્રી લક્ષ્મીરહિત થયેલા પતિની સેવા કરતી નથી. પોતાના ઉપર પ્રેમ કરનારા પતિને અનુસરીને ચાલવું, પરંતુ તેનો વૈભવ નાશ પામે તે પછી તેની સાથે રહેવું નહિ.[૧૮] પાંડવોની સંપત્તિ નાશ પામી છે અને તેઓ કાયમને માટે રાજ્યથી ભ્રષ્ટ થયા છે; માટે તારે તેવાઓની ભક્તિ કરીને કલેશ ભોગવવો ન જોઈએ.[૧૯] હે સુંદર કટિપ્રદેશવાળી! તું તેઓને છોડી દે, મારી ભાર્યા થા અને સુખ ભોગવ! તું મારા સહવાસથી આખા સિંધુ તથા સૌવીરદેશ ઉપર સત્તા ચલાવ !"

વૈશંપાયને કહ્યું:-" આ પ્રમાણે સિંધુ દેશના રાજા જયદ્રથે હૃદય કંપાવી નાખે તેવું ભાષણ કર્યું, તે સાંભળતાંજ દ્રૌપદી વક્ર ભ્રુકુટીવાળું મુખ કરીને એકદમ દૂર ખસી ગઈ; અને સુંદર કટીવાળી કૃષ્ણા તેના વચનનો તિરસ્કાર કરીને તથા વચ્ચે વચ્ચે તે વચનને તોડી નાખીને બોલી કે:-"ઓ સૈંધવ! તું આવું બોલીશ નહિ, જરા લાજ રાખ."[૨૨] વળી તે અનિંદિતા દ્રૌપદી પોતાના પતિઓની આવવાની આકાંક્ષા કરતી હોવાથી જયદ્રથનાં વાકયોમાં પોતાનાં વાકયો મેળવતી સમય કાઢવામાટે તેને લોભાવવા લાગી.

ઇતિ શ્રીમહા૦ વન૦ દ્રૌપદીહરણ પર્વમાં " જયદ્રથદ્રૌપદીસંવાદ" એ વિષયનો અધ્યાય ૨૬૭ મો સમાપ્ત.

## અધ્યાય ૨૬૮ મો

### દ્રૌપદીએ કરેલો જયદ્રથનો તિરસ્કાર અને દ્રૌપદીહરણ

॥ वैशंपायन उवाच ॥

सरोषरागोपहतो नवल्गुना
सराग नेत्रेण नतोन्नत भ्रुवा ।
मुखेन विस्फूर्य सुवीर राष्ट्रपं
ततोऽब्रवीत्तं द्रुपदात्मजा पुनः ॥१॥

વૈશંપાયને કહ્યું:-પછી દ્રુપદ રાજાની પુત્રી દ્રૌપદી, ક્રોધવડે લાલ તથા મ્લાન થવાથી સુંદર દેખાતાં અને રાતાં થયેલાં નેત્રવાળાં તથા નીચી-ઉંચી ભ્રુકુટીવાળાં મુખવડે કુંફાડો કરીને પુનઃ સુવીરરાજ જયદ્રથપ્રત્યે બોલી કે:-"ઓ મૂર્ખ! યશસ્વી, પરાક્રમરૂપી તીક્ષ્ણ વિષવાળા, મહેંદ્રતુલ્ય સ્વકર્મમાં તત્પર અને યક્ષો તથા રાક્ષસોના સમુદાયોથી પણ અજિત એવા મહારથી પાંડવોનો અનાદર કરીને આવું બોલતાં કેમ લાજ આવતી નથી ?[૨] હે સુવીર! સત્પુરુષો તો તપસ્વી તથા સંપૂર્ણ વિદ્યાવાળો સ્તુત્ય પુરુષ ગૃહસ્થાશ્રમમાં હોય અથવા વનમાં વિચરતો હોય તોપણ તેના સંબંધમાં પાપી વચન ઉચ્ચારતો નથી; પરંતુ જે પુરુષો તારા જેવા કૂતરા હોય છે, તેઓજ તારી પેઠે ભસ્યા કરે છે. હું માનું છું કે, આટલા ક્ષત્રિયસમુદાયમાં એવો તારો કોઇ નથી, કે જે આજે ખાઇમાં પડતા એવા તને બે હાથ પકડીને પાછો ખેંચી લે ![૪] તું જે ધર્મરાજાને જિતવાની ઈચ્છા કરે છે તે, જેમ હાથમાં લાકડીવાળો પુરુષ હિમાલયની તળેટીમાં ફરતા પર્વતનાં શિખર જેવા પ્રચંડ દેહવાળા મદ ઝરતા હાથીને, તેના ટોળામાંથી છુટો પાડવાની ઈચ્છા કરે તેના જેવીજ છે.અરે! તું ઉંઘમાં પડેલા મહાબળવાન સિંહને મૂર્ખતાથી લાત મારી તેની મૂછો ઉપાડી લે છે; પરંતુ જ્યારે તું ક્રોધાધીન થયેલા ભીમસેનને જોઈશ ત્યારે તને નાસતાં ભોંય ભારે થઇ પડશે. ક્રોધે ભરાયલા ભયંકર અર્જુનની સાથે યુદ્ધ કરવાનો પ્રસંગ ઉપસ્થિત કરે છે, તે પર્વતની ગુફામાં ઉત્પન્ન થયેલા અને ત્યાંજ વૃદ્ધિ પામેલા તથા અત્યંત ભયંકર એવા ઉંઘમાં પડેલા ઉગ્ર સિંહને પગને પગની ઠોકર મારે છે;[૭] તેમજ પુરુષોમાં શ્રેષ્ઠ એવા પાંડુના નાના પુત્રો જે નકુલ તથા સહદેવ,તેઓની સાથે મદમત્ત થયેલો તું જે યુદ્ધ કરવા ઇચ્છે છે તે તીક્ષ્ણ મુખવાળા તથા બબ્બે જીહ્વાવાળા બે કાળા નાગોનાં પૂંછડાં ઉપરજ પગ દે છે, એમ સમજ! જે પ્રમાણે વાંસ, કેળ અને નલ ( નેતરની એક જાત ) એ સર્વે પોતાના અભ્યુદયને માટે ફળતાં નથી પણ વિનાશને માટેજ ફળે છે; અથવા જે પ્રમાણે વીંછણ પોતાના વિનાશને માટેજ ગર્ભધારણ કરે છે, તે પ્રમાણે તું પણ પોતાના વિનાશને માટેજ પાંડવોથી સારી રીતે રક્ષણ કરાતી એવી મને શ્ર-

હણુ કરવાની ઇચ્છા કરે છે."[૯]

જયદ્રથે કહ્યું:-"હું જાણું છું. હે દ્રૌપદિ! તે રાજપુત્રો કેવા છે તે હું જાણું છું, પરંતુ આજે તું આવી બીક દેખાડીને અમને ડરાવી શકીશ નહિ;[૧૦] કારણકે હે કૃષ્ણા! અમે સઘળા ખેતી, વ્યાપારી લોકોના માર્ગ, કિલ્લા,સેતુ, હસ્તિબંધન, ખાણો ખોદાવવી, કર લેવો તથા ઉજડ ભૂમિમાં પ્રજા વસાવવી, આ ભંડારની વૃદ્ધિ કરનારાં આઠ સંધાન કર્મો તથા પ્રભુશક્તિ,મંત્રશક્તિ, ઉત્સાહશક્તિ, પ્રભુસિદ્ધિ, મંત્રસિદ્ધિ,ઉત્સાહસિદ્ધિ અને પ્રભુદય,મંત્રોદય તથા ઉત્સાહોદય-આ નવ શક્તિ વગેરે મળીને સત્તર ગુણોવાળા ઉત્તમ કુળોમાં ઉત્પન્ન થયા છીએ; અને અમે પાંડવો કરતાં શૌર્ય, તેજ, ધૃતિ, દાક્ષિણ્ય, દાન અને ઐશ્વર્ય આ છ ગુણોમાં અધિક છીએ,તેથી હે દ્રૌપદિ! અમે પાંડવોને અમારા કરતાં ઉતરતા માનીને છીએ;[૧૧] માટે ઓ દ્રૌપદિ! તું તત્કાળ હાથી ઉપર અથવા રથમાં બેસ! અમે કંઇ તારાં વચનમાત્રથી હઠી જઇએ તેવા નથી; અથવા તારી ઇચ્છા હોય તો તું, પાંડવોના પરાજય પછી કરગરતી કરગરતી આ સૌવીરરાજ જયદ્રથની પ્રાર્થના કર!"[૧૨]

દ્રૌપદીએ કહ્યું:-"હું મહાબળવતી હોવા છતાં સૌવીરરાજ મને દુર્બળના જેવી માને છે; પરંતુ દ્યૂતસભામાં વસ્ત્રનો ઢગ આપીને શ્રીકૃષ્ણે જેના ઉપર અનુગ્રહ કરેલો અને તેથી પ્રખ્યાત થયેલી હું મને બળથી પકડવામાં આવશે તોપણ સૌવીરરાજની આગળ દીન વચન બોલીશ નહિ.[૧૩] અરે! એક રથમાં સાથે બેસીને શ્રીકૃષ્ણ તથા અર્જુન જેની શોધ કરવા નીકળી પડે તેવી મને ઈંદ્ર પણ કોઈ રીતે હરી શકે નહિ, ત્યારે બીજો ગરીબ બિચારો મનુષ્યમાત્ર તો મારૂં હરણ કરેજ શી રીતે ?[૧૪] કદાચિત્ તું તેમ કરી બેસીશ, તો તેજ વખતે શત્રુવીરોનો નાશ કરનારો અને શત્રુઓનાં મનને હતાશ કરનારો અર્જુન, ગ્રીષ્મ ઋતુમાં અગ્નિ જેમ ઘાસને બાળતો બીડમાં પ્રવેશ કરે; તેમજ મારેમાટે તારી સેનામાં પ્રવેશ કરશે;[૧૫] અને અંધક તથા યદુકુળના વીરોની સાથે જનાર્દન તથા મહાધનુર્ધારી સઘળા કેકય યોદ્ધાઓ-એ સર્વે પ્રફુલ્લિત મુખવાળા રાજપુત્રો મારી શોધ કરવા નીકળી પડશે.[૧૬] રે! અર્જુનના ગાંડીવ ધનુષની પ્રત્યંચાથી છુટેલાં મેઘના જેવી ગર્જના કરતાં અને અત્યંત વેગવાળાં ભયંકર બાણો અર્જુનના હાથને અથડાઇને અતિશય ઘોર ગર્જનાઓ કરે છે. જ્યારે તું ગાંડીવ ધનુષથી છુટેલાં તથા પક્ષી સમુદાયના જેવા શીઘ્ર વેગવાળાં પ્રચંડ બાણસમુદાયોને તથા પરાક્રમશાળી અર્જુનને જોઇશ, ત્યારે તું પોતેજ પોતાની બુદ્ધિની નિંદા કરીશ.[૧૮] અરે! ગાંડીવ ધનુષધારી અર્જુન,શંખનો નાદ હસ્તતલત્રાણનો ઘોષ કરતો તારા ઉપર ચઢી આવીને જ્યારે તારી છાતી ઉપર બાણોનો પ્રહાર કરશે, ત્યારે તારા મનની કેવી સ્થિતિ થશે?[૧૯] ઓ અધમ! હાથમાં ગદા લઇને દોડી આવતા ભીમને તથા અસહનતાથી ઉત્પન્ન થયેલા ક્રોધરૂપી વિષને ઓકતા ઓકતા સર્વ દિશાઓમાંથી હલ્લો કરનારા માદ્રીના પુત્ર નકુલસહદેવને જોઇને, તને ચિરકાળને માટે તાપ ઉત્પન્ન થશે.[૨૦] મેં મારા પરમપૂજ્ય પતિઓનો કોઇ દિવસ કોઇ પણ રીતે મનથી પણ અનાદર કર્યો નથી, તે સત્યવડે પાંડવો તને કબજે કરીને ચોતરફ પૃથ્વીપર ઘસડશે તે હું આજે જોઇશ![૨૧] ઓ ઘાતકી! તું મને અહીંથી ઘસડી જઇશ, તોપણ હું તારાથી ભય પામીશ નહિ; એટલુંજ નહિ પણ હું કુરુવંશના મુખ્ય વીર એવા પાંડવોને મળીને પાછી આ કામ્યક વનમાંજ આવી છું એમ તું સમજ."[૨૨]

વૈશંપાયને કહ્યું:-આટલું કહેતાં પણ પોતાને પકડવાની તૈયારી કરતા તેઓને જોઇને વિશાળ નયનવાળી દ્રૌપદી તેઓનો તિરસ્કાર કરતી બોલી કે:-"મને અડકશો નહિ!" પછી ભયભીત થઇને તેણે ધૌમ્ય પુરોહિતને હાંક મારી, પરંતુ જયદ્રથે તેજ વખતે તેના ઓઢણાનો પાલવ પકડી લીધો. એટલામાં દ્રૌપદીએ તેને એક ધક્કો માર્યો. અને દ્રૌપદીના હાથનો પોતાના શરીરને ધક્કો લાગતાંજ પાપી જયદ્રથ ઉખડી ગયેલા મૂળવાળા વૃક્ષની પેઠે એકદમ જમીન ઉપર ગબડી પડયો;[૨૪] પરંતુ ફરી ઉઠીને

તેણે મોટા વેગથી દ્રૌપદીને પકડી લઇ તેને ઘસડવા માંડી, ત્યારે રાજપુત્રી દ્રૌપદી વારંવાર નિઃશ્વાસ નાખતી ધૌમ્યના ચરણમાં પ્રણામ કરી રથ ઉપર ચઢી.[૨૫]

તે વખતે ધૌમ્યે કહ્યું:–" ઓ જયદ્રથ! તું મહારથી પાંડવોને જિત્યાવિના આ દ્રૌપદીને લઇ જઇ શકીશ નહિ! રે! તું ક્ષત્રિયોના પ્રાચીન ધર્મ તરફ તો દષ્ટિ કર ![૨૬] તું આ નીચ કર્મ કરે છે, પરંતુ ધર્મરાજ વગેરે વીર પાંડવો ભેટતાંજ તને આ કર્મનું દુષ્ટ ફળ અવશ્ય મળશેજ."[૨૭]

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે કહ્યા પછી ધૌમ્ય,તે હરણ કરાતી યશસ્વિની રાજપુત્રી દ્રૌપદીની પાછળ પાળાઓનાં ટોળાંની સાથે જવા લાગ્યા.

**ઇતિ૦ શ્રીમહા૦ વન૦ દ્રૌપદીહરણ પર્વમાં " દ્રૌપદીહરણ"એ વિષયનો અધ્યાય ૨૬૮ મો સમાપ્ત.**

# અધ્યાય ૨૬૯ મો

## પાંડવો જયદ્રથની પાછળ દોડયા.

**॥ वैशंपायन उवाच ॥**

**ततो दिशः संप्रविहृत्य पार्था**
**मृगान्वराहान्महिषांश्च हत्वा ।**
**धनुर्धराः श्रेष्ठतमाः पृथिव्यां**
**पृथक्चरंतः सहिता बभूवुः ॥१॥**

વૈશંપાયને કહ્યું:–આ તરફ પૃથ્વી ઉપર જૂદા જૂદા ફરવા નીકળેલા અતિશ્રેષ્ઠ ધનુર્ધારી પાંડવો ચારે દિશામાં મૃગોનો, વરાહોનો અને પાડાઓનો શિકાર કર્યા પછી એક સ્થાનમાં એકઠા થયા.[૧] તે વખતે મૃગો અને હિંસક પ્રાણીસમુદાયોથી ભરપૂર એવા તે મહાવનને પક્ષીઓથી ગાજી ઉઠેલું જોઇનેતથા ચીસો પાડતા મૃગોના શબ્દો સાંભળીને યુધિષ્ઠિર રાજાએ પોતાના ભાઈઓપ્રત્યે કહ્યું કે:[૨]–"આ પશુઓ તથા પક્ષીઓ, સૂર્યવડે પ્રકાશિત થયેલી પૂર્વદિશા તરફ જઇને ઘોર શબ્દ કરે છે.તેઓ આપણને મહાપ્રયાસ પડવાનો તેની તથા કામ્યકવન શત્રુઓથી પીડાય છે તેની સૂચના કરે છે,[૩] માટે હવે તુરત પાછા વળો !આપણને હવે મૃગોનું વિશેષ પ્રયોજન નથી; કેમકે મારૂં મન સંતપ્ત થઇને બળે છે અને મારો જીવ દીન બનીને તથા બુદ્ધિને ઢાંકી નાખીને શરીરમાં ઉછાળા મારે છે.[૪] આ સમયે મને કામ્યક વન,ગરુડે જેમાંથી સર્પ હરણ કરેલો એવા સરોવર જેવું, શત્રુએ જેમાંની લક્ષ્મી હરણ કરેલી એવા રાજાવિનાના રાજ્ય જેવું અને મદ્યપાન કરનારા લોકોએ જેમાંનો મદિરારસ પી નાખેલો એવા ઘડા જેવું લાગે છે."

આ સાંભળીને પુરુષવીર પાંડવો વાયુના કરતાં પણ ઉગ્ર વેગવાળા, સિંધુદેશમાં ઉત્પન્ન થયેલા તથા શીઘ્ર ગતિવાળા ઘોડાઓ જોડેલા સુંદર તથા વિશાળ રથોમાં બેસીને તત્કાળ આશ્રમ તરફ આવવા નીકળ્યા.[૬] તેઓ પાછા વળ્યા તે વખતે એક શિયાળ તેઓની ડાબી બાજુએ આવીને પ્રચંડ શબ્દથી ભૂંકવા લાગ્યું, એટલે તે સંબંધમાં વિચાર કરીને યુધિષ્ઠિર રાજા ભીમસેનને તથા અર્જુનને કહેવા લાગ્યા:–"આ ક્ષુદ્રયોનિ શિયાળ આપણી ડાબી બાજુએ આવીને જે શબ્દ કરે છે તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, પાપી કૌરવોએ આપણો અનાદર કરીને આશ્રમમાં બળાત્કારથી કંઇપણ ધાંધલ કરી છે."

મહાવનમાં મૃગયા કરીને આ પ્રમાણે બોલતા બોલતા તેઓ કામ્યક વનમાં આવ્યા અને ત્યાં પ્રવેશ કરતાંજ પાંડવોએ,પોતાની પ્રિયાની દાસી બાલ્ય વયવાળી પાત્રેયિકાને રુદનકરતી દીઠી.[૯] તેજ વખતે ઇંદ્રસેન રથ ઉપરથી કૂદી પડીને ઉતાવળો ઉતાવળો તેની પાસે ગયો અને હે નરેંદ્ર!તેની નજીકમાં જઇને તેને પૂછવા લાગ્યો કે:–[૧૦]"તું પૃથ્વી ઉપર પડીને શામાટે રડે છે? તારૂં દીન વર્ણવાળું મુખ શા કારણથી સૂકાય છે ? શું અત્યંત નીચ કર્મ કરનારા પાપીઓએ દ્રૌપદીના ઉપર જુલમ તો નથી કર્યોને ?[૧૧] કુરુકુળમાં મુખ્ય એવા પાંડવોના બીજા દેહ જેવી, અચિંત્ય રૂપવાળી, અતિ વિશાળ નેત્રવાળી તથા ×સત્ય–

× **पतिव्रता सत्ययुक्ता तथैव क वा नीता केन वा शंस तथ्यम् ॥१२॥**

આ અર્ધો શ્લોક બીજી પ્રતોમાં વધારે છે. તે ભાષાંતરમાં લીધો છે.

સંપન્ન એવી પતિવ્રતા દ્રૌપદીનું કોણે હરણ કર્યું ? અને તેને ક્યાં લઇ ગયા ? તે તું ખરેખરૂં કહે. તે દેવી પૃથ્વીમાં પેસી ગઇ હશે, સ્વર્ગમાં ગઈ હશે અથવા સમુદ્રમાં પડી હશે તોપણ પાંડવો તેની શોધ કરવા જશે; કારણકે ધર્મપુત્ર યુધિષ્ઠિરને તેવોજ સંતાપ થયેલો છે. આવા પ્રકારના શત્રુનાશક, ક્લેશ સહનારા અને અજિત એવા પાંડવોની અત્યુત્તમ રત્નના જેવી પ્રાણતુલ્ય વહાલી પ્રિયાને હરણ કરવાની કયો મૂર્ખ ઇચ્છા કરે ? દ્રૌપદી સનાથ છે તથા તે પાંડવોનું બહાર ફરનારૂં હૃદય છે, એવું આજે કોણ સમજતો નથી?[૧૪] તીક્ષ્ણ અગ્રવાળાં સજેલાં ઘોર બાણો આજે કોનાં શરીરને ભેદીને પૃથ્વીમાં પ્રવેશ કરવાનાં છે ? ઓ ભીરુ ! તું દ્રૌપદીને માટે શોક કરીશ નહિ; કારણ કે દ્રૌપદી આજેજ આશ્રમમાં પાછાં આવશે;અને પાંડવો સઘળા શત્રુઓને નિઃશેષ હણીને દ્રૌપદીને મળશે. ”

આ સાંભળીને દાસીએ વિચાર કરી સુંદર મુખવાળા ઇંદ્રસેન સારથિને કહ્યું કેઃ–“ ઇંદ્રસમાન પાંચે પાંડવોનો અનાદર કરીને જયદ્રથે બળાત્કારથી દ્રૌપદીનું હરણ કર્યું છે. તેઓના જવાથી પડેલા આ માર્ગો હજી તાજાજ છે અને માર્ગમાં ભાગી ગયેલાં વૃક્ષો પણ હજી કરમાયાં નથી,[૧૭] માટે રથ પાછા વાળો અને તત્કાળ તેની પાછળ જાઓ;કારણકે રાજપુત્રી દ્રૌપદી હજી દૂર ગઇ નથી.હે ઇંદ્રતુલ્ય પાંડવો! તમે સઘળા મહાન સુંદર બખ્તરો શરીર ઉપર ચઢાવો;[૧૮] મોટાં કિંમતી ધનુષો તથા બાણો પકડો અને તુરત તેની શોધ કરો! જે પ્રમાણે ઉત્તમ ઘીથી ભરેલો સરવો ભસ્મમાં હોમી દે; કુશ્કાના અગ્નિમાં હવિનો હોમ કરે, પુષ્પમાળા શ્મશાનમાં ફેંકી દે, બ્રાહ્મણો અસાવધ થવાથી યજ્ઞમાં મૂકેલા સોમરસને કૂતરો ચાટી જાય, અથવા શિયાળ મહાવનમાં મૃગયા કરીને સરોવરીમાં પ્રવેશ કરે, તેજ પ્રમાણે તિરસ્કાર તથા દુઃખથી ગભરાયલાં દ્રાપદી, શુષ્ક મુખ તથા મૂઢ ચિત્તવાળાં થઈને કોઇ અયોગ્ય પુરુષને પોતાનો દેહ આપી ન દે તે પહેલાંજ તમે તેની પાસે પહોંચી જાઓ![૨૧]યજ્ઞમાં રહેલા પુરોડાશને જેમ કૂતરો સ્પર્શ કરે, તેમ કોઇ અકૃત્ય કરનારો પુરુષ તમારી પ્રિયાના સુંદર નાસિકાવાળા, સુંદર નેત્રવાળા અને ચંદ્રકાંતિના જેવા સ્વચ્છ તથા પ્રસન્ન મુખનો સ્પર્શ કરે નહિ, તે માટે તમે ઉતાવળા આ માર્ગોથી જઈ પહોંચો. તમારો સમય અહીં નકામો ગુમાવતા નહિ.”[૨૨]

યુધિષ્ઠિરે કહ્યું:–“ હે ભદ્રે ! અહીંથી જા, બોલવું બંધ કર ! અમારી આગળ કઠોર વચનો બોલીશ નહિ; કારણકે રાજાઓ અથવા રાજપુત્રો બળવડે મદમત્ત થઇ જાય છે,ત્યારે ફસાઇને અકૃત્ય પણ કરી બેસે છે.”[૨૩]

વૈશંપાયને કહ્યુંઃ–આટલું બોલીને પાંડવો વારંવાર સર્પની પેઠે ફુંફાડા મારતા તથા મોટાં ધનુષોની પ્રત્યંચાનો ટંકારવ કરતા તુરત તેજ માર્ગો તરફ જવા લાગ્યા.[૨૦] થોડે દૂર જતાંજ તેઓએ જયદ્રથની સેનાના ઘોડાઓની ખરીના આઘાતથી ઉંચે ઉડતી ધૂળ જોઇ અને પાળાઓની વચ્ચે ‘ ધાજે ! ધાજે ! ’ કહીને ભીમને બૂમ મારતા ધૌમ્ય મુનિને દીઠા.[૨૫]તે વખતે અંતઃકરણમાં બહુ ખિન્ન થયેલા રાજપુત્ર પાંડવો ‘ તમે સુખથી આવો ’ એ પ્રમાણે કહી ધૌમ્યનું સાંત્વન કરીને, માંસ ઉપર ઝડપ મારનારા શકરાઓની પેઠે તે સૈન્ય તરફ વેગથી દોડયા.[૨૬] દ્રૌપદીનું બળાત્કારથી હરણ કરવાને લીધે પ્રથમથીજ કોપાયમાન થયેલા મહેંદ્રસમાન પરાક્રમી પાંડવોનો ક્રોધ જયદ્રથને તથા તેના રથમાં બેઠેલી પોતાની પ્રિયા દ્રૌપદીને જોતાંજ અતિશય ભડકી ઉઠયો;[૨૭] અને મહાધનુર્ધારી ભીમસેન, અર્જુન, નકુળ, સહદેવ તથા ધર્મરાજા, એ સર્વે સિંધુરાજ જયદ્રથને મોટે સાદે હાંક પાડી બોલાવવા લાગ્યા. તે સાંભળીને શત્રુઓ દિંગ્મૂઢ બની ગયા.[૨૮]

**ઇતિ શ્રીમહા૦ વન૦ દ્રૌપદીહરણ પર્વમાં “ પાર્થાગમન ” એ વિષયનો અધ્યાય ૨૬૯ મો સમાપ્ત.**

# અધ્યાય ૨૭૦ મો
## દ્રૌપદીએ જયદ્રથને પાંડવો ઓળખાવ્યા.

॥ वैशंपायन उवाच ॥

**ततो घोरतरः शब्दो वने समभवत्तदा ॥**
**भीमसेनार्जुनौ दृष्ट्वा क्षत्रियाणाममर्षिणाम् ॥१**

વૈશંપાયને કહ્યું:–તે પછી ભીમને તથા અર્જુનને જોઈને તે ક્રોધી ક્ષત્રિયોએ વનમાં મહાભયંકર શબ્દ કરી મૂકયો;[1] અને દુરાત્મા જયદ્રથ રાજા, કુરુકુળમાં મુખ્ય એવા પાંડવોની ધજાઓના અગ્રભાગોને જોઇને નિસ્તેજ થઈ ગયો; તથા તે રથમાં બેઠેલાં દેદીપ્યમાન જણાતાં દ્રૌપદીપ્રત્યે બોલ્યો કે:–[2]"હે કૃષ્ણા !આ મોટામોટા પાંચ રથો આવે છે તેમાં તારા પતિઓ હશે એમ હું માનું છું. હે સુકેશિ ! તું તેઓને ઓળખે છે, માટે રથમાં બેઠેલા એ પાંડવો પૈકી જયેષ્ઠથી આરંભીને અનુક્રમે એમને ઓળખાવ !"[3]

દ્રૌપદીએ કહ્યું:–"અરે મૂર્ખ ! આયુષ્યને નાશ પમાડનારૂં મહાભયંકર કર્મ કર્યાપછી, હવે તારે એ મહાધનુર્ધારીઓને ઓળખવાનું શું પ્રયોજન છે ? એ મારા વીર પતિઓ સાથે મળીને આવ્યા છે; માટે હવે યુદ્ધમાં તમારામાંનો અહીં કોઇપણ જીવતો રહેશે નહિ;[4] તોપણ તું મરવાની તૈયારીમાં મને પૂછે છે, માટે મારે તને સઘળું કહેવું એ ધર્મ છે. વળી નાના બંધુઓની સાથે ધર્મરાજાને જોવાથી હવે મને વ્યથા થતી નથી, તેમજ તારો ભય પણ લાગતો નથી.[5]જેના ધ્વજના અગ્રભાગમાં નંદ અને ઉપનંદ નામનાં સુંદર મૃદંગોનો મધુર નાદ થયા કરે છે; જે સુવર્ણના જેવા શુદ્ધ ગૌર વર્ણના છે, જેની નાસિકા પ્રચંડ છે, જેનું શરીર પાતળું છે અને જેનાં નેત્રો વિશાળ છે, તે કુરુકુળમાં શ્રેષ્ઠ એવા મારા પતિને લોકો ધર્મપુત્ર યુધિષ્ઠિર કહે છે. એ સ્વધર્મરહસ્યના સિદ્ધાંતને જાણનારા યુધિષ્ઠિરની પાસે હમેશાં કાર્યાર્થી લોકો આવ્યા કરે છે.[7] એ ધર્માચરણ કરનારા નરવીર પોતાને શરણે આવેલા શત્રુને પણ જીવતદાન આપે છે; માટે હે મૂઢ ! તું પણ પોતાનાં કલ્યાણને સારૂ શસ્ત્રોનો ત્યાગ કરીને તથા બે હાથ જોડીને એ યુધિષ્ઠિરને શરણે જા ![8] વળી આ મહાભુજાવાળા, શાલવૃક્ષના જેવા ઉંચા દેહવાળા તથા જેણે દાંતવડે હોઠ દબાવેલા છે અને જેની ચઢેલી ભ્રુકુટી એક થઈ ગઇ છે એવા જે વીરને તું રથમાં બેઠેલા જુએ છે, તે વૃકોદર નામના મારા પતિ છે.[9] એ શૂર પુરુષના રથને આજાન જાતના, સારા કેળવાયલા તથા મહાબળવાન અશ્વો વહન કરે છે. એનાં કર્મો અલૌકિક છે અને તેથીજ પૃથ્વી ઉપર એમનું ભીમ એવું નામ પ્રખ્યાત થએલું છે.[10] એમનો અપરાધ કરનારાઓ સમૂળ નાશ પામે છે; એને કદાપિ વૈરનું વિસ્મરણ થતું નથી. એ વૈરનો અંત લાવીનેજ પાછા વળે છે અને પછી પણ એમને અત્યંત શાંતિ વળતી નથી–અર્થાત્ એ શત્રુનાં પુત્રપૌત્રાદિકોને પણ બાકી ન રાખે એવા મહા ક્રોધી છે.[11] જે આ ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ, ધૈર્યસંપન્ન, યશસ્વી, જિતેંદ્રિય, વૃદ્ધોની સેવા કરનારા નરોમાં વીર અને યુધિષ્ઠિરના શિષ્ય તથા ભ્રાતા છે, તે ધનંજય નામના મારા ભર્તા છે.[12] જે કામથી, ભયથી અથવા લોભથી ધર્મનો ત્યાગ કરતા નથી, તેમજ નિંદિત કર્મ કરતા નથી, તે આ અગ્નિસમાન તેજવાળા કુંતીપુત્ર અર્જુન, શત્રુઓના વેગને સહન કરીને તેઓનો ધુમાડો ઉડાવે તેવા છે.[13] વળી જે સર્વ ધાર્મિક વાતોના નિશ્ચયને જાણનારા, ભયપીડિતના ભયને હણનારા તથા વિદ્વાન છે, પૃથ્વીમાં જેનાં રૂપને ઉત્તમ કહેવામાં આવે છે અને સર્વ પાંડવો પોતાના પ્રાણ કરતાં પણ અધિક તથા પોતાને અનુસરનારા એવા જે વીરનું રક્ષણ કરે છે, તે મારા નકુલ નામના પતિ છે.એમનીજ પાસે જે પુરુષ દેખાય છે, તે ખડ્ગયુદ્ધ કરનારા,વિલક્ષણ હાથચાલાકીવાળા, બુદ્ધિમાન અને અનુપમ સહદેવ છે.[15] હે મૂઢ બુદ્ધિવાળા ! જે પ્રમાણે દૈત્યસેનામાં ઇંદ્રનું પરાક્રમ દેખાઈ આવે છે, તે પ્રમાણે યુદ્ધમાં આજે તું એમનું પરાક્રમ જોઇશ ! એ સહદેવ શૂરવીર, અસ્ત્રવિદ્યામાં નિપુણ, બુદ્ધિમાન, વિચારશીલ, ધર્મપુત્ર યુધિષ્ઠિર રાજાનું પ્રિય કરનારા, ચંદ્ર તથા સૂર્યના જેવા તેજસ્વી, પાંડવોમાં કનિષ્ઠ તથા તેઓને પ્રિય છે. બુદ્ધિમાં તેમના સમાન બીજો

કોઈ પુરુષ નથી. જે વક્તા છે, સત્પુરુષોમાં સિદ્ધાંતવેત્તા છે, શૂર છે, નિત્ય અસહિષ્ણુ છે અને જ્ઞાનસંપન્ન છે, તે વિદ્વાન સહદેવ મારા પતિ છે. એ સહદેવ પોતાના પ્રાણોનો ત્યાગ કરે અથવા અગ્નિમાં પ્રવેશ કરે, પરંતુ ધર્મવિરુદ્ધ કદાપિ બોલતા નથી.[૧૮] સર્વદા ક્ષત્રિયધર્મમાં તત્પર રહેનારા એ વિચારસંપન્ન નરવીર, કુંતીને પોતાના પ્રાણથી પણ અતિપ્રિય છે. હવે તો તું સમુદ્રમાં ફરતી રત્નથી ભરેલી નૌકા જેમ મગરની પીઠનો ઝપાટો લાગતાં તૂટી જાય છે, તેમ પાંડુપુત્રોએ જેમાંના સર્વ યોદ્ધાઓને નાશ પમાડીને છિન્નભિન્ન કરી નાખેલી એવી તારી આ સેનાને જોઇશ. તું મોહને લીધે જેઓને તુચ્છ સમજીને આ કામમાં પ્રવૃત્ત થયો છે, તે આ પાંડુપુત્રોનું મેં તારી આગળ કથન કર્યું છે. હવે તું જો તેઓના સપાટામાંથી અક્ષત શરીરે છુટીશ તો આ જન્મમાંજ તને પુનર્જન્મની પ્રાપ્તિ થવા જેવું થશે."

વૈશંપાયને કહ્યું:–તે પછી ક્રોધ પામેલા ઇંદ્રસમાન પાંચે પાંડવોએ ભયભીત થઈ હાથ જોડનારા પાળાઓને છોડી દઇને, રથસેનાને ચારે તરફથી ઘેરી લીધી અને તેઓના ઉપર બાણોની વૃષ્ટિ કરી અંધકાર કરી દીધો.[૨૧]

ઇતિ શ્રીમહા૦ વન૦ દ્રૌપદીહરણ પર્વમાં "દ્રૌપદીવાક્ય"એ વિષયનો અધ્યાય ૨૭૦ મો સમાપ્ત.

## અધ્યાય ૨૭૧ મો

### જયદ્રથના સૈન્યનો સંહાર અને જયદ્રથનું પલાયન

॥ वैशंपायन उवाच ॥

संतिष्ठत प्रहरत तूर्णं विपरिधावत ॥
इतिस्म सैंधवो राजा चोदयामास तानृपा- ॥१

વૈશંપાયને કહ્યું:– તે સમયે સિંધુ દેશનો જયદ્રથ રાજા પોતાની સાથેના રાજાઓને પ્રેરણા કરવા લાગ્યો કે:–"ઉભા રહો! પ્રહાર કરો, તત્કાળ તેઓના તરફ દોટ મૂકો."[૧] તેજ વખતે યુધિષ્ઠિરની સાથે ભીમ, અર્જુન, નકુલ તથા સહદેવને જોઇને યુદ્ધમાં સૈનિકોનો મહાભયંકર શબ્દ થવા લાગ્યો;[૨] અને બલોન્મત્ત વ્યાઘ્રોના જેવા તે પુરુષવ્યાઘ્રોને જોઇને શિબિ, સૌવીર અને સિંધુ દેશના યોદ્ધાઓ પણ ખિન્ન થઇ ગયા.[૩] તે પછી સુવર્ણનાં ચિત્રોથી ઘણી ઉત્તમ અને તદ્દન લોઢાની બનાવેલી હોવાથી શીંકામાં રાખવાયોગ્ય ભારે ગદા હાથમાં લઇને ભીમસેન, કાળવડે પ્રેરાયલા જયદ્રથની તરફ દોડ્યો; પરંતુ કોટિકાસ્યે વચ્ચે પડીને મોટા રથસમુદાયથી ભીમસેનને ઘેરી લઇ તેની સાથે યુદ્ધ કરવા માંડ્યું.[૫] તે વખતે વીર પુરુષોના બાહુઓથી છુટેલાં શક્તિ, તોમર તથા નારાચ વગેરે પુષ્કળ શસ્ત્રોથી ભીમસેન ઘેરાઇ ગયો, તોપણ તે જરાએ કંપ્યો નહિ;[૬] અને તેણે જયદ્રથની સેનાના અગ્રભાગમાંજ હાથી ઉપર બેઠેલા યોદ્ધાની સાથે એક હાથીને તથા ચૌદ પાળાઓને ગદા ઝાપટીને મારી નાખ્યા.[૭] જયદ્રથ પાસે જઈ પહોંચવાની ઈચ્છાવાળા અર્જુને પણ સેનાના મોખરામાં રહેલા પર્વતપ્રદેશના પાંચસો શૂરવીર મહારથીઓને નાશ પમાડ્યા.[૮] તે વખતે પોતે યુધિષ્ઠિર રાજાએ પણ યુદ્ધમાં પ્રહાર કરનારા સુવીર દેશના સો મુખ્ય યોદ્ધાઓનો એક નિમિષમાત્રમાંજ નાશ કર્યો.[૯] ત્યાં આગળ નકુલ પણ રથમાંથી કૂદી પડીને હાથમાં તરવાર લઇ પાદરક્ષક યોદ્ધાઓનાં મસ્તકોને વારંવાર બીજની પેઠે વાવતો હોય તેમ જણાતો હતો.[૧૦] સહદેવ તો રથમાં બેસીનેજ હાથી ઉપર ચઢીને યુદ્ધ કરનારાઓની સામે ગયો અને વૃક્ષો ઉપરથી જેમ મોરોને પાડે તેમ નારાચ બાણોથી તે યોદ્ધાઓને નીચે પાડવા લાગ્યો.[૧૧] તે પછી ત્રિગર્ત દેશનો રાજા ધનુષ સાથે પોતાના મહારથમાંથી નીચે ઉતર્યો અને તેણે તે વખતે યુધિષ્ઠિર રાજાના ચાર ઘોડાઓને ગદાનો પ્રહાર કરીને નાશ પમાડ્યા.[૧૨] ત્યારે કુંતીપુત્ર ધર્મરાજાએ એક અર્ધચંદ્ર બાણવડે તે પોતાની પાસે પગપાળે આવેલા રાજાની છાતી વીંધી નાખી.[૧૩] એટલે વીર ત્રિગર્તરાજ હૃદય ભેદાઈ જવાથી મોંમાંથી લોહી ઓકતો ઓકતો કપાયલા મૂળવાળા વૃક્ષની પેઠે તેજ વખતે

યુધિષ્ઠિરની સામે પડયો.[૧૪] પછી રથના ઘોડાઓ નાશ પામવાથી ધર્મરાજા પોતાના સારથિ ઇંદ્રસેનની સાથે રથમાંથી કૂદી પડી સહદેવના મોટા રથમાં જઇને બેઠા.[૧૫]

બીજી તરફ ક્ષેમંકર અને મહામુખ નકુલની સામે તાકીને તેના ઉપર બે તરફથી તીક્ષ્ણ બાણોની વૃષ્ટિ વર્ષાવવા લાગ્યા.[૧૬] તે વખતે માદ્રીના પુત્ર નકુલે, વર્ષાઋતુના મેઘની પેઠે પોતાના ઉપર તોમરોની વૃષ્ટિ કરતા તે બન્નેના ઉપર એક એક વિપાઠ નામનું બાણ મારીને તેઓનો નાશ કર્યો.[૧૭] એ સમયે હાથીની સ્વારીમાં કુશળ એવો ત્રિગર્તરાજ સુરથ હાથી ઉપર બેસીને નકુલના રથની ઝુંસરી પાસે જઇ પહોંચ્યો અને તેણે પોતાના હાથીદ્વારા નકુલના રથને ફેંકાવી દીધો.[૧૮] એટલે નકુલ નિર્ભયપણાથી હાથમાં ઢાલતરવાર લઇને તે રથમાંથી નીચે ઉતર્યો અને નિભ્રાંતસ્થાનમાં જઇને પર્વતની પેઠે અડગ ઉભો રહ્યો.[૧૯] ત્યારે સુરથે નકુલનો વધ કરવામાટે પોતાના ક્રોધાધીન થયેલા તથા અતિ ઉંચી સુંઢવાળા શ્રેષ્ઠ હાથીને નકુલના તરફ દોડાવ્યો.[૨૦] નકુલે તેજ વખતે પોતાની પાસે આવેલા તે હાથીની સુંઢ ઉપર તરવારનો પ્રહાર કરીને દંતુશળની સાથે તે સુંઢને મૂળમાંથી કાપી નાખી;[૨૧] એટલે ઘંટમાળાથી વિભૂષિત થયેલા તે હાથીએ મોટી ગર્જના કરી અને નીચે માથે પૃથ્વી ઉપર પડતાં પડતાં પોતાની ઉપર બેઠેલા માવતને પણ પટકી પાડયો. આ પ્રમાણે મહાન કાર્ય કર્યા પછી માદ્રીનો શૂરો પુત્ર મહારથી નકુલ ભીમસેનના રથમાં જઇને સ્વસ્થ થયો.[૨૩]

બીજી તરફ ભીમસેને પોતાની સામે યુદ્ધ કરવા આવતા કોટિકાસ્ય રાજાના ઘોડાઓને હાંકનારા સારથિનું યુદ્ધમાં ક્ષુરનામનું બાણ મારીને મસ્તક કાપી નાખ્યું;[૨૪] પરંતુ મહાબાહુ ભીમે પોતાના સારથિને મારી નાખ્યો તેની કોટિકાસ્ય રાજાને ખબર પડી નહિ અને સારથિ મરણ પામવાથી તેના ઘોડાઓ યુદ્ધમાં ચોતરફ નાસાનાસ કરવા લાગ્યા.[૨૫] આ પ્રમાણે સારથિ મરણ પામવાને લીધે વિમુખ થયેલા કોટિકાસ્યની પાસે જઇને પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ એવા પાંડુપુત્ર ભીમસેને તેને મૂઠવાળા પ્રાસનો પ્રહાર કરી મૃત્યુને સ્વાધીન કરી દીધો.[૨૬] આ તરફ અર્જુને સૌવીર દેશના બારે રાજપુત્રોનાં ધનુષોને તથા મસ્તકોને તીવ્ર ભલ્લ જાતનાં બાણોવડે કાપી નાખ્યાં.[૨૭] વળી અતિરથી અર્જુને શિબિ, ઇક્ષ્વાકુ, ત્રિગર્ત તથા સૈંધવ વંશના યોદ્ધાઓને પણ યુદ્ધભૂમિમાં બાણના સપાટામાં આવતાં મારી નાખ્યા.[૨૮] તે સમયે સવ્યસાચી અર્જુને નાશ પમાડેલા,પતાકાસહિત હાથીઓ અને ધ્વજાઓની સાથે પડેલા મોટા રથો પુષ્કળ દેખાવા લાગ્યા;[૨૯] અને મસ્તકવિનાનાં શરીરોથી તથા ધડવિનાનાં મસ્તકોથી આખી રણભૂમિ ઢંકાઈ ગઇ,[૩૦] તેમજ ત્યાં હણાયલા વીર પુરુષોનાં માંસ તથા રુધિરથી કૂતરા, ગીધ, શમળીઓ, કાકોલો, ભાસો, શીઆળવાં અને કાગડાઓ તૃપ્ત થઇ ગયા.[૩૧]

જ્યારે આ પ્રમાણે તે વીર પુરુષોનો નાશ થયો,ત્યારે સિંધુરાજ જયદ્રથ ભયભીત થઇ ગયો અને તે દ્રૌપદીનો ત્યાગ કરીને પલાયન કરવાનો વિચાર કરવા લાગ્યો;[૩૨] અને નિશ્ચય થતાંજ તે સૈન્યની ભીડમાં દ્રૌપદીને ઉતારી મૂકીને નરાધમ જયદ્રથ, પ્રાણ બચાવવાની ઇચ્છાથી જે માર્ગે આવ્યો હતો તે માર્ગેજ વન તરફ નાઠો.[૩૩] એટલામાં ધર્મરાજાએ ધૌમ્યની આગળ ચાલતાં દ્રૌપદીને જોયાં અને માદ્રીના વીર પુત્ર સહદેવદ્વારા તેમને રથમાં બેસાડી લીધાં.[૩૪] આ તરફ જયદ્રથ નાસી જવાથી તેનું સૈન્ય પણ નાસવા લાગ્યું. તે વખતે ભીમસેન પોતાનું નામ સંભળાવતો તેઓને બાણોથી મારવા લાગ્યો; પરંતુ અર્જુને જયદ્રથને નાસતો જોઇને સિંધુરાજના સૈનિકોને મારતા ભીમસેનને તેમ કરતાં અટકાવીને કહ્યું.

અર્જુને કહ્યું:–“ જેના અપરાધથી આપણને દુર્ધર કલેશ પ્રાપ્ત થયો છે,તે જયદ્રથને હું આ રણભૂમિમાં જોતો નથી;[૩૭] માટે તમે તેનીજ શોધ કરો ! યોદ્ધાઓના નાશથી તમને શું ફળ મળવાનું છે ? આ નિષ્પ્રયોજન કર્મ કરવું તમને કેમ ઠીક લાગે છે? તમારૂં કલ્યાણ થાઓ!”

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે બુદ્ધિમાન અ-

ર્જુને કહ્યું,ત્યારે વક્તા ભીમસેન યુધિષ્ઠિરના તરફ જોઇને કહેવા લાગ્યો કે:–૩૯"હે રાજા! મુખ્ય મુખ્ય વીર શત્રુઓ નાશ પામ્યા છે અને ઘણાએક યોદ્ધાઓ દિશાઓમાં નાસી ગયા છે, માટે હે રાજેંદ્ર ! તમે નકુલ, સહદેવ તથા મહાત્મા ધૌમ્યની સાથે દ્રૌપદીને લઇને અહીંથી પાછા વળો અને આશ્રમમાં પહોંચીને દ્રૌપદીનું સાંત્વન કરો.૪૧ સિંધુદેશનો મૂર્ખ રાજા જયદ્રથ કદાચ પાતાળમાં જઇને રહ્યો હશે અથવા ઇંદ્ર પોતે તેનો સારથિ થયો હશે, તોપણ તે મારા સપાટામાંથી જીવતો છુટવાનો નથી."

યુધિષ્ઠિરે કહ્યું:–" હે મહાબાહો ! જોકે જયદ્રથ દુરાત્મા છે, તોપણ તું દુઃશલા અને યશસ્વિની ગાંધારી તરફ જોઇને તેને મારીશ નહિ."

વૈશંપાયને કહ્યું:–આ સાંભળીને વ્યાકુળ થઇ ગયેલી ઇંદ્રિયોવાળાં લજ્જાશીલ તથા બુદ્ધિમતી દ્રૌપદીને ક્રોધ ચઢયો અને તેમણે પોતાના પતિ ભીમસેનને તથા અર્જુનને કહ્યું કે:–૪૪ "જો તમારે મારૂં પ્રિય કરવું હોય તો નીચ પુરુષ, સૈંધવકુળાધમ, દુર્બુદ્ધિ અને કુળકલંકાયમાન પાપીનો વધ કરવોજ જોઇએ;૪૫ કારણકે જે ભાર્યાનું હરણ કરનારો શત્રુ છે અને જે રાજ્યનું હરણ કરનારો શત્રુ છે, તે સંગ્રામમાં જીવિતની યાચના કરે તોપણ તેને કદાપિ જીવતો છોડવો નહિ."૪૬

આ પ્રમાણે દ્રૌપદીએ કહ્યું, એટલે પુરુષવ્યાઘ્ર ભીમ તથા અર્જુન જે તરફ જયદ્રથ નાઠો હતો તે તરફ ગયા અને યુધિષ્ઠિર રાજા દ્રૌપદીને લઇને પુરોહિતની સાથે આશ્રમ તરફ વળ્યા.૪૭ પછી આશ્રમસ્થાનમાં આવીને તેમણે જોયું તો ત્યાં દુર્વાસા તથા વિદ્યાર્થીઓના મઠો અસ્તવ્યસ્ત થઇ ગયા હતા અને માર્કંડેય વગેરે વિપ્રોથી તે સ્થાન ભરાઇ ગયું હતું.૪૮ તે પછી સ્વસ્થ અંતઃકરણવાળા છતાં દ્રૌપદીને માટે હલમલાટ કરતા તે બ્રાહ્મણોને ભાઇઓના મધ્યમાં રહેલા મહાજ્ઞાની યુધિષ્ઠિર, ભાર્યાની સાથે મળ્યા.૪૯ બ્રાહ્મણો સિંધુ તથા સૌવીર દેશના યોદ્ધાઓને જિતીને તથા દ્રૌપદીને લઇને પાછા આવેલા ધર્મરાજાને જોઇને બહુ પ્રસન્ન થયા.૫૦ પછી તે બ્રાહ્મણોથી વીંટાયલા ધર્મરાજા ત્યાંજ બેઠા અને પ્રેમાળ દ્રૌપદી નકુલસહદેવની સાથે આશ્રમમાં દાખલ થયાં.૫૧

આ તરફ ભીમસેન અને અર્જુન, શત્રુ એક કોશ દૂર જતો રહ્યો છે એવું સાંભળીને, પોતેજ ઘોડાઓને હાંકતા વેગથી તેના તરફ દોડ્યા.૫૨ આ સમયે વીર અર્જુને એક મહા અદ્‌ભુત કામ કર્યું, તે એ કે, જયદ્રથના એક ગાઉ ગયેલા ઘોડાઓને અર્જુને એ સ્થાનમાંથીજ મારી નાખ્યા !૫૩ અર્જુન દિવ્ય અસ્ત્રના જ્ઞાનવાળો અને કષ્ટકાળમાં પણ સંભ્રમરહિત હતો, તેથી તેણે અસ્ત્રોથી મંત્રેલાં બાણોવડે એ દુષ્કર કર્મ કર્યું. ૫૪ તે પછી ભીમસેન તથા અર્જુન એ બન્ને વીરો, ઘોડાઓ મરવાથી ભયભીત થયેલા, વ્યાકુળ ચિત્તવાળા અને એકલવાયા પડી ગયેલા જયદ્રથના તરફ દોડયા.તે વખતે જયદ્રથ તો પોતાના ઘોડાઓને તે રીતે મારી નાખેલા જોઇને બહુ દુઃખી થયો અને અર્જુનને અતિ પરાક્રમવાળાં કર્મો કરતો જોઇને ત્યાંથી પલાયન કરવાનોજ ઉત્સાહ ધરાવી વન તરફ નાસવા લાગ્યો. આ પ્રમાણે પલાયન કરવામાં શૂરા જયદ્રથને જોઇને, મહાબાહુ અર્જુન તેની પાછળ દોડીને કહેવા લાગ્યો કે:–"તું આ પરાક્રમ ઉપર બળાત્કારથી સ્ત્રીનું હરણકરવાની ઇચ્છા કરે છે કેમ ?૫૮ ઓ રાજપુત્ર ! તું પાછો વળ, તારા જેવાએ પલાયન કરવું યોગ્ય નથી. તું સેવકોને શત્રુઓની વચ્ચે છોડી દઇને કેમ નાસે છે ?"૫૯ આ પ્રમાણે અર્જુને કહ્યું, છતાં જયદ્રથ પાછો વળ્યો નહિ. તે વખતે " ઉભો રહે ! ઉભો રહે!" એ પ્રમાણે હાંક પાડતો બળવાન ભીમસેન એકાએક તેના ઉપર ધસી ગયો; ત્યારે દયાળુ અર્જુને ભીમને કહ્યું કે:– " એને મારશો નહિ !"૬૦

ઇતિ શ્રીમહા૦ વન૦ દ્રૌપદીહરણપર્વમાં " જયદ્રથપલાયન " એ વિષયનો અધ્યાય ૨૭૧ મો સમાપ્ત.

---

**દ્રૌપદીહરણ પર્વ સમાપ્ત.**



# जयद्रथविमोक्षण पर्व

## અધ્યાય ૨૭૨ મો

### જયદ્રથનો પરાજય, તેનો છુટકો તથા તેણે કરેલું તપ.

॥ वैशंपायन उवाच ॥

जयद्रथस्तु संप्रेक्ष्य भ्रातरावुद्यतावुभौ ॥
प्राधावत्तूर्णमव्यग्रो जीवितेप्सुः सुदुःखितः॥१

વૈશંપાયને કહ્યું:–ભીમસેન અને અર્જુન-એ બન્ને બંધુઓને પોતાના વધને માટે તત્પર થએલા જોઇને જયદ્રથને બહુ દુઃખ થયું અને તે બીજી તરફ ધ્યાન ન આપતાં જીવવાની ઇચ્છાથી તત્કાળ નાસવા લાગ્યો.[૧] તેજ વખતે ક્રોધી તથા બળવાન ભીમસેને રથમાંથી ઉતરીને દોડતા જયદ્રથની પાછળ દોટ મૂકી અને તેનો કેશકલાપ પકડયો.[૨] પછી તેને ઉંચો કરીને પૃથ્વી ઉપર પછાડયો અને માથું પકડીને મારવા માંડયો;[૩] તોપણ ફરી સાવચેત થઇને તે ઉઠવાની ઇચ્છા કરવા લાગ્યો.તે વખતે વિલાપ કરતા જયદ્રથના મસ્તક ઉપર મહાબાહુ ભીમે લત્તાપ્રહાર કર્યો અને તેની છાતી ઉપર ગોઠણ દઇને તેને ઠોંસાઓ મારવા માંડયા.આ પ્રમાણે મહાપ્રહાર થવાથી જયદ્રથ રાજા મૂર્ચ્છિત થઈ ગયો.[૫] તે વખતે ક્રોધાવિષ્ટ ભીમસેનને વારીને અર્જુને કહ્યું કે:–"હે કુરુવંશી ! ધર્મરાજાએ દુઃશલાને માટે જે કહ્યું હતું, તે લક્ષ્યમાં છે ને ?"[૬]

ભીમસેને કહ્યું:–"કલેશ ભોગવવાને અયોગ્ય એવાં દ્રૌપદીને કલેશ આપનારો આ દુરાચારી નીચ પુરુષ, મારી પાસેથી જીવતો જવા યોગ્ય નથી;[૭] પરંતુ હું શું કરૂં ? કારણ કે રાજા હમેશ દયાળુ છે અને તું પણ બાલિશ બુદ્ધિથી સર્વદા શત્રુઓને હણતાં અમને અટકાવ્યા કરે છે."[૮] આ પ્રમાણે અર્જુનને કહીને ભીમસેને કંઇપિણ ન બોલતા જયદ્રથના માથા ઉપરના વાળમાં અર્ધચંદ્ર બાણવડે પાંચ પટા પાડયા.[૯] પછી તે રાજાને ધિક્કારીને ભીમસેને તેને કહ્યું કે:–"ઓ મૂઢ ! જો તારે જીવવાની ઇચ્છા હોય તો તેનો ઉપાય હું કહું તે તું સાંભળ ![૧૦] તારે સભામાં અથવા નાનાં મંડળોમાં 'હું તમારો દાસ છુ" એ પ્રમાણે બોલવું. આ જો તને કબૂલ હોય તો હું તને જીવિતદાન દઉં; કારણકે યુદ્ધમાં જિત મેળવનારાઓની આગળ તેના શત્રુઓએ કરવાનો આ વિધિ છે."[૧૧] તે સાંભળીને પૃથ્વી ઉપર ભીમને હાથે ઘસડાતા જયદ્રથ રાજાએ, પુરુષોમાં વ્યાઘ્રસમાન અને યુદ્ધમાં શોભનારા ભીમસેનને કહ્યું કે:–"ભલે હું એમ કહીશ."[૧૨] તે પછી પૃથાપુત્ર વૃકોદરે, પૃથ્વી ઉપર તરફડતા,ધૂળથી રગદોળાયલા તથા બેભાન બનેલા જયદ્રથને બાંધીને રથમાં નાખ્યો;[૧૩] અને તે રથમાં બેસીને પાછળ ચાલતા અર્જુનની સાથે ભીમસેન આશ્રમમાં આવ્યો તથા ત્યાં આશ્રમમાં બેઠેલા યુધિષ્ઠિરની પાસે જઇને તેણે તેમને તેવી અવસ્થામાં રહેલા જયદ્રથને દેખાડયો. તેને જોઇને રાજા હસ્યા અને બોલ્યા કે:–"એને છોડી દો !" ત્યારે ભીમસેને રાજાને કહ્યું કે:–"આ દુરાત્મા પાંડવોનો દાસ થયો છે, એ વાત તમે દ્રૌપદીને જણાવો."[૧૬] ત્યારે મોટાભાઈ યુધિષ્ઠિરે ભીમને પ્રેમપૂર્વક કહ્યું કે:–"જો હું તને માન્ય હોઉં તો તું એ દુરાચરણીને છોડી દે !"[૧૭] વળી તે વખતે દ્રૌપદીએ પણ યુધિષ્ઠિર તરફ જોઇને ભીમને કહ્યું કે:–"આ રાજાનો દાસ છે અને તમે એના માથા ઉપર પાંચ પટા કાઢયા છે; માટે હવે એને છોડી મૂકો !"[૧૮]

હે જનમેજય રાજા ! તે સાંભળીને ભીમસેને તેને બંધનમાંથી મુક્ત કર્યો, એટલે વિહ્વળ થયેલા જયદ્રથે, યુધિષ્ઠિર રાજાની પાસે જઇને તેમને પ્રણામ કર્યા અને ત્યાં બેઠેલા મુનિઓને જોઇને તેઓને પણ પ્રણામ કર્યા.[૧૯] તે વખતે દયાળુ રાજા ધર્મપુત્ર યુધિષ્ઠિરે અર્જુને પકડી રાખેલા જયદ્રથને જોઇને તેનાપ્રત્યે કહ્યું કેઃ–"તને દાસપણાથી મુક્ત કર્યો છે, હવે તું દાસ નથી. જા, ફરી આવું કામ કદીપણ કરીશ નહિ! તું ક્ષુદ્ર છે અને તારા સહાયકર્તાઓ પણ ક્ષુદ્ર છે;માટે તને–સ્ત્રીલંપટને ધિક્કાર છે.[૨૧] અરે,તારાવિના બીજો કયો નીચ પુરુષ આવું કામ કરે ?" આ પ્રમાણે કહીને અશુભ કર્મ કરનારા તે જયદ્રથને મરવા જેવો થઈ ગએલો જાણીને ભરતશ્રેષ્ઠ યુધિષ્ઠિર રાજાએ કૃપા કરી અને તેના તરફ જોઇને કહ્યું કેઃ– "તારી બુદ્ધિ ધર્મમાં વૃદ્ધિ પામો ! તું અધર્મમાં મન જોડીશ નહિ.[૨૩] હે જયદ્રથ ! હવે તું ઘોડા, રથ અને પાળાઓની સાથે સુખે ચાલ્યો જા!"

હે ભરતવંશી જનમેજય રાજા ! એ પ્રમાણે યુધિષ્ઠિરે કહ્યું,ત્યારે લજ્જાયુક્ત થએલો જયદ્રથ કંઇપણ ન બોલતાં જરા નીચું મુખ કરીને તથા દુઃખપીડિત થઇને ગંગાદ્વારમાં તપ કરવા ચાલ્યો ગયો.ત્યાં તેણે વિરૂપ નેત્રવાળા ઉમાપતિ શંકરનું શરણ લઇને પ્રૌઢ તપશ્ચર્યા કરી. ત્યારે ત્રિનેત્રધારી વૃષભધ્વજ શંકર તેના ઉપર પ્રસન્ન થયા અને તેના પૂજનનો પોતે સ્વીકાર કરીને મહાદેવે તેને વર માગવા કહ્યું.તે વખતે જયદ્રથે જે વર માગ્યો તે તમે સાંભળોઃ–" હું સંગ્રામમાં રથારૂઢ થએલા સમસ્ત પાંચે પાંડવોનો પરાજય કરૂં." આ પ્રમાણે જયદ્રથ રાજાએ મહાદેવ પાસે માગણી કરી; ત્યારે મહાદેવે તેને કહ્યું કેઃ–"તેમ થશે નહિ. તું મહાબાહુ અર્જુનવિના બીજા અજિત અને અવધ્ય એવા પાંડવોને યુદ્ધમાં ખાળી રાખીશ, પરંતુ અર્જુનનો પરાજય કરી શકીશ નહિ; કારણ કે તે નર નામનો સુરેશ્વર છે, તેણે બદરીકાશ્રમમાં તપ કર્યું છે અને તેને નારાયણ સહાયકર્તા છે.[૨૯] તે સર્વ લોકથી અજિત છે અને દેવો પણ તેને પહોંચી શકે તેમ નથી. વળી મેં તેને દિવ્ય અને અનુપમ એવું પાશુપત નામનું અસ્ત્ર આપ્યું છે; તેમજ તેને લોકપાલોથી પણ વજ્ર વગેરે મહાન અસ્ત્રો પ્રાપ્ત થયાં છે.[૩૦] અર્જુનના સહાયક જે નારાયણ છે તે સૂર્ય, ચંદ્ર, અગ્નિ, ચક્ષુ, મન તથા વાણી જે પ્રકાશ કરનારાં છે તેના પણ પ્રકાશક હોવાથી દેવના દેવ કહેવાય છે, ત્રિવિધ પરિચ્છેદરહિત હોવાથી અનંતાત્મા કહેવાય છે, તે સર્વવ્યાપક છે, દેવના ગુરુ છે, પ્રભુ છે, પ્રધાન પુરુષ અવ્યક્ત છે, વિશ્વાત્મા છે અને વિશ્વમૂર્તિ છે.[૩૧] જ્યારે યુગાંત સમય પ્રાપ્ત થાય છે,ત્યારે એ ભગવાન કાળાગ્નિનું રૂપ ધારણ કરીને પાતાળતળમાં વિચરનારા નાગ લોકોની સાથે પર્વતો, સમુદ્રો, દ્વીપો, ટેકરાઓ, વનો અને અરણ્યોની સાથે આખા જગતને બાળીને ભસ્મ કરી નાખે છે. તે પછી આકાશમાં અનેક જાતના રંગવાળા,ભયંકર નાદવાળા,ગડગડાટ કરતા, વિજળીની પંક્તિઓવાળા, ચોમેર વૃષ્ટિ કરતા મહામેઘો સર્વ દિશાઓમાં પ્રકટ થઇ મૂસળધાર વૃષ્ટિ કરીને સર્વ જગતને પૂર્ણ કરી દે છે. આ રીતે તે પ્રલયાગ્નિને નિયમમાં લાવનારા મેઘો અગ્નિને શાંત પાડી દે છે. તે સમયે પૃથ્વી જળમય થઇ જાય છે, સ્થાવરજંગમ પદાર્થો નાશ પામે છે;ચંદ્ર,સૂર્ય,વાયુ,ગ્રહો તથા નક્ષત્રો નષ્ટ થઇને વિશ્વ તેઓથી રહિત થઇ જાય છે.[૩૬] આ પ્રમાણે ચાર હજાર યુગના અંતમાં પૃથ્વી જળમાં ડૂબી જાય છે. તે પછી સહસ્ર નેત્રવાળા, સહસ્રપગવાળા, સહસ્રમસ્તકવાળા, ઇંદ્રિયાતીત ભગવાન નારાયણ શયન કરવાની ઇચ્છા કરે છે, તેથી તે હજાર ફણાવડે ભયંકર,સહસ્ર સૂર્યના સમુદાયના જેવી અમાપ કાંતિવાળા અને કુંદપુષ્પ, ચંદ્ર, મૌક્તિકમાળા,ગોદુગ્ધ, મૃણાલ તથા કુમુદના જેવા શુભ્ર વર્ણવાળા શેષના દેહની શય્યા ઉપર તે સમુદ્રમાંજ શયન કરે છે; અને તે સ્વયંપ્રકાશ ભગવાન રાત્રિના અંધકારથી વ્યાપ્ત એવી પોતાની રાત્રિને શરૂ કરે છે.[૪૦] તે પછી સત્વગુણની વૃદ્ધિ અને તમોગુણનો હ્રાસ થતાં પ્રભુએ જાગ્રત થઈને આ લોકને શૂન્ય થયેલો દીઠો. તે નારાયણના નામસંબંધમાં આ પ્રમાણે એક શ્લોક કહે છે કેઃ–[૪૧] નર(ભગવાન) ના દેહથી ઉત્પન્ન થયેલા જળનું નામ નાર છે, એવું અમે સાંભળ્યું

છે;અને તેજ તે પરમાત્માનું અયન-નિવાસસ્થાન છે તેથી પ્રભુ (નાર+અયન) નારાયણ કહેવાય છે.[૪૨] તે નારાયણે પ્રજા ઉત્પન્ન કરવામાટે ધ્યાન કર્યું તેની સાથેજ તે ભગવાનની નાભિમાંથી એક સનાતન કમળ ઉત્પન્ન થયું.[૪૩] પછી તે નાભિકમળમાંથી ચાર મુખવાળા બ્રહ્મા પ્રકટ થયા. લોકના પિતામહ બ્રહ્માએ, તે કમળ ઉપર બેસીને એકાએક દૃષ્ટિ કરી તો તેમને આખું જગત શૂન્ય થઇ ગયેલું દેખાયું, એટલે તેમણે પોતાના-સમાન મરીચિ વગેરે નવ મહર્ષિઓને મનથી ઉત્પન્ન કર્યા.[૪૫] તે મહર્ષિઓએ, સ્થાવરજંગમ સર્વ પ્રાણીઓ, યક્ષો, રાક્ષસો, ભૂતો, પિશાચો, સર્પો અને મનુષ્યોને ઉત્પન્ન કર્યાં.[૪૬] પ્રજાધિપતિ ઇશ્વર બ્રહ્મદેવના સ્વરૂપથી જગતની ઉત્પત્તિ કરે છે, વિષ્ણુસ્વરૂપથી તેનું પાલન કરે છે અને રુદ્રસ્વરૂપથી સંહાર કરે છે; કારણકે તે પ્રભુની એક એક ગુણના ઉત્કર્ષનિમિત્તની આ ત્રણ અવસ્થાઓ છે.[૪૭]

એ સિંધુપતિ જયદ્રથ! તેં પુરાણાદિક શ્રવણ કર્યાં નથી, તેથીજ તું વેદપારંગત બ્રાહ્મણોએ તથા મુનિઓએ કહેલાં અદ્ભુત ચરિત્રવાળા વિષ્ણુનાં કર્મને જાણતો નથી.[૪૮] પૂર્વે જ્યારે પૃથ્વીમંડળ જળવડે ચારે તરફથી વ્યાપ્ત થઇ ગયું હતું, ત્યારે તે જળમય બની ગયેલા એકલા આકાશમાં પ્રભુ પોતે લોકની સ્થિતિને માટે પૃથ્વીની શોધ કરવા વર્ષાઋતુની રાત્રિમાં જેમ આગિયો ભ્રમણ કરે, તેમ ભ્રમણ કરવા લાગ્યા.[૫૦] પછી પૃથ્વીને જળમાં ડૂબી ગયેલી જોઇને તેને બહાર કાઢવા તેમણે મનમાં વિચાર કર્યો કેઃ-'હું કેવું રૂપ લઇને પૃથ્વીને પાણીમાંથી બહાર કાઢું ?[૫૧] આવો મનવડે વિચાર કરીને તથા દિવ્ય દૃષ્ટિથી જોઇને તેમણે જળક્રીડા કરવામાં રુચિવાળા વરાહના રૂપનું સ્મરણ કર્યું.[૫૨] પછી તેમણે ચતુર્વેદમય તથા યજ્ઞસ્વરૂપ વરાહરૂપ ધારણ કર્યું. તે રૂપ દશ યોજન પહોળું, સો યોજન લાંબું, પ્રચંડ પર્વતના જેવા દેખાવવાળું, તીક્ષ્ણ ડાઢવાળું, દેદીપ્યમાન, મોટા મેઘસમુદાયના જેવા શબ્દવાળું અને કાળા મેઘના જેવા વર્ણવાળું હતું.[૫૪] એવા યજ્ઞવરાહના રૂપને ધારણ કરીને પ્રભુએ જળમાં પ્રવેશ કર્યો; અને એકજ ડાઢવડે પૃથ્વીને ઉપાડીને તેને પોતાના સ્થાનમાં મૂકી દીધી.[૫૫] ફરી તે મહાબાહુ પ્રભુએ અર્ધું શરીર નરનું અને અર્ધું શરીર સિંહનું એવું અપૂર્વ સ્વરૂપ ધારણ કર્યું, અને હાથવડે હાથ ચોળતા તે દૈત્યેંદ્ર હિરણ્યકશિપુની સભામાં ગયા. તે સમયે દૈત્યોનો આદિપુરુષ, દેવોનો શત્રુ તથા દિતિને આનંદ આપનારો હિરણ્યકશિપુ, તે અપૂર્વ પુરુષને જોઇને ક્રોધવડે રાતાં નેત્રવાળો બની ગયો અને તેજ સમયે પુષ્પમાળા ધારણ કરનારો, મેઘગર્જનાના જેવી ગર્જના કરતો, શ્યામ વાદળાંઓના સમુદાય જેવો કાળો, દેવોનો શત્રુ તથા શૂરવીર એવો તે દૈત્ય હિરણ્યકશિપુ હાથમાંનું ત્રિશૂળ ઉગામીને નૃસિંહના તરફ દોડયો.[૫૯] તેજ વખતે નરસિંહરૂપને ધારણ કરનારા બળવાન વિષ્ણુએ તેની પાસે જઇને પોતાના તીક્ષ્ણ નખોવડે તે દૈત્યનું આખું શરીર ચીરી નાખ્યું.[૬૦] આ પ્રમાણે શત્રુઓને નાશ પમાડનારા દૈત્યેંદ્ર હિરણ્યકશિપુનો નાશ કર્યા પછી ફરી તે ષડ્વિધ ઐશ્વર્યસંપન્ન કમળનયન પ્રભુ લોકોનાં હિતને માટે કશ્યપના પુત્ર થયા. તે શ્રીમાન પ્રભુને અદિતિએ ગર્ભમાં ધારણ કર્યા અને હજાર વર્ષ પૂર્ણ થતાં તે ઉત્તમ બાળકનો પ્રસવ કર્યો.[૬૨] તેની કાંતિ વર્ષાઋતુના મેઘના જેવી હતી, તેનાં નેત્રો દેદીપ્યમાન હતાં, તેનું શરીર વામન-ઠીંગણું હતું, તેના વક્ષઃસ્થળપર શ્રીવત્સ નામનું આભૂષણ હતું અને મસ્તક ઉપર જટા હતી. તે શ્રીમાન બાળકરૂપધારી ભગવાન યજ્ઞોપવીત તથા દંડકમંડલુને ધારણ કરીને તે વખતે દાનવેંદ્ર બળિના યજ્ઞસ્થાનમાં ગયા;[૬૪] અને બૃહસ્પતિની સાથે બળિના યજ્ઞમાં દાખલ થયા. તે વામન દેહવાળા પ્રભુને જોઇને પ્રસન્ન થયેલા બળિએ કહ્યું કેઃ-'હે વિપ્ર ! હું તારાં દર્શનથી પ્રસન્ન થયો છું. બોલ, હું તને શું આપું ?' આ પ્રમાણે બળિએ કહ્યું, ત્યારે વામને ઉત્તર આપ્યો કે,'પ્રથમ તારૂં કલ્યાણ થાઓ.' એ પ્રમાણે કહ્યા પછી તે દેવે હસતાં હસતાં બળિમત્યે કહ્યું કેઃ-' હે દાનવપતિ ! તમે

મને ત્રણ પગલાં પૃથ્વી આપો !'[૬૭] એ સાંભળીને મનમાં પ્રસન્ન થયેલા બળિએ તે અમાપ તેજવાળા બ્રાહ્મણને પૃથ્વીનું દાન આપ્યું. તે પછી જ્યારે શ્રીહરિ પગલાંવડે પૃથ્વી માપવા લાગ્યા, ત્યારે તેમનું અત્યંત આશ્ચર્યકારક દિવ્ય રૂપ પ્રકટ થયું અને તે ક્ષોભ ન પામે તેવા સનાતન દેવ વિષ્ણુ-એ ત્રણ પગલાંવડે તત્કાળ સર્વ પૃથ્વીનું હરણ કરીને તે પૃથ્વી ઇંદ્રને આપી.[૬૯] આ વામનાવતારનું પ્રાકટ્ય મેં તને કહ્યું છે. આ અવતારને લીધે દેવોનો અભ્યુદય થયો અને તેથી આખું જગત વૈષ્ણવ-વિષ્ણુનું કહેવાવા લાગ્યું. તેજ વિષ્ણુ દુષ્ટોને શિક્ષા કરવા અને ધર્મનું રક્ષણ કરવા યદુગૃહમાં મનુષ્યયોનિમાં અવતર્યા છે.[૭૧] તે એ યદુકુળમાં અવતરેલા વિષ્ણુ ભગવાનને શ્રીકૃષ્ણ કહેવામાં આવે છે. હે સિંધુરાજ ! વિદ્વાન પુરુષો તેમને અનાદિ, અનંત, અજન્મા દેવ, પ્રભુ અને લોકમાન્ય કહે છે તથા તેમનાં ચરિત્રોનું ગાન કરે છે. વળી વિદ્વાનો જે શંખ, ચક્ર, ગદા, શ્રીવત્સ અને પીતાંબરને ધારણ કરનારા શ્રીકૃષ્ણને અજિત તથા અસ્ત્રવેત્તાઓમાં શ્રેષ્ઠ કહે છે, તે શ્રીકૃષ્ણ અર્જુનનું રક્ષણ કરે છે.[૭૪] વળી શત્રુવીરને હણનારા તે અતુલ પરાક્રમી કમળનયન શ્રીકૃષ્ણ, અર્જુનના રથમાં બેસીનેજ તેને સહાય કરે છે,[૭૫] તેથી દેવો પણ દુ:સહ એવા અર્જુનને જિતવામાટે સમર્થ નથી; તો પછી સંગ્રામમાં કયો મનુષ્ય અર્જુનને જિતી શકશે?[૭૬] માટે હે રાજા ! તું તે અર્જુનવિના ચારે પાંડવોનો અને યુધિષ્ઠિરની સર્વ સેનાનો એક દિવસ પરાજય કરી શકીશ."

વૈશંપાયને કહ્યું:-આ પ્રમાણે જયદ્રથને કહ્યા પછી હે રાજશાર્દૂલ! સર્વ પાપનું હરણ કરનારા, ઉમાપતિ, જીવોના નિયંતા, દક્ષયજ્ઞનો ધ્વંસ કરનારા, ત્રિપુરનાશક, ત્રિનેત્રધારી, ભગદેવનાં નેત્રનો નાશ કરનારા, ભગવાન શ્રીશંકર, પોતાના ઠીંગણા, વાંકા, કુબડા, ભયંકર કાન તથા નેત્રવાળા અને નાના પ્રકારનાં આયુધો ઉગામીને તૈયાર રહેલા એવા ભયંકર પાર્ષદોથી વીંટાઈને પાર્વતીની સાથે ત્યાંજ અંતર્ધાન થઈ ગયા;[૮૦] અને મંદ બુદ્ધિવાળો જયદ્રથ પણ પોતાના ભવનપ્રત્યે ગયો તથા પાંડવો તે કામ્યક વનમાં નિવાસ કરવા લાગ્યા.[૮૧]

ઇતિ૦ શ્રીમહા૦ વન૦ જયદ્રથવિમોક્ષણ પર્વમાં અધ્યાય ૨૭૨ મો સમાપ્ત.

## જયદ્રથવિમોક્ષણ પર્વ સમાપ્ત.

# રામોપાખ્યાન પર્વ

## અધ્યાય ૨૭૩ મો

### યુધિષ્ઠિરનો માર્કંડેયને પ્રશ્ન

॥ जनमेजय उवाच ॥

**एवं हृतायां कृष्णायां प्राप्य क्लेशमनुत्तमम् ॥**
**अत ऊर्ध्वं नरव्याघ्राः किमकुर्वत पांडवाः ।१।**

જનમેજયે પૂછ્યું:-આ પ્રમાણે અપ્રતિમ ક્લેશ ભોગવીને દ્રૌપદીને પાછી મેળવ્યા પછી પુરુષવ્યાઘ્ર પાંડવોએ શું કર્યું હતું ?[૧]

વૈશંપાયને કહ્યું:-એ પ્રમાણે જયદ્રથનો પરાજય કરી, દ્રૌપદીને છોડાવ્યા પછી ધર્મરાજ યુધિષ્ઠિર મુનિગણોની સાથે બેઠા, અને દ્રૌપદીહરણનો વૃત્તાંત સાંભળીને શોક કરતા તે મહર્ષિઓની વચ્ચે પાંડુનંદન યુધિષ્ઠિર માર્કંડેયપ્રત્યે આ પ્રમાણે વચન બોલ્યા.[૩]

યુધિષ્ઠિરે કહ્યું:-" હે ભગવન્ ! તમે ! દેવર્ષિઓમાં ભૂતભવિષ્યવેત્તાતરીકે પ્રખ્યાત છો, માટે મારા હૃદયમાં રહેલો એક સંશય હું તમને પૂછું છું તે સંશયનું તમે છેદન કરો.[૪] આ દ્રુપદ રાજાની પુત્રી યજ્ઞવેદીના મધ્યમાંથી ઉત્પન્ન થઇ છે, કોઇના પણ ઉદરથી એનો જન્મ થયો

નથી અને એ મહાભાગ્યવતી મહાત્મા પાંડુ રાજાની પુત્રવધૂ છે;[૫] પણ હું માનું છું કે, કાળ, સદસત્ કર્મથી નિર્માયલું દૈવ અને પ્રાણીઓને ભોગવવાનાં ફળ—એ એવાં બળવાન છે, કે તેઓનું ઉલ્લંઘન કોઇથી થઇ શકતું નથી;[૬] અને તેથીજ જેમ કોઇ પવિત્ર મનુષ્યના ઉપર ચોરીનું મિથ્યા આળ ચઢાવવામાં આવે, તેમજ આ અમારી ધર્મને જાણનારી તથા ધર્માચરણ કરનારી પત્ની ઉપર આવો પ્રસંગ આવી પડયો. ખરીરીતે દ્રૌપદીએ જરા પણ પાપ કર્યું નથી અથવા કદાપિ નિંદિત કર્મ કર્યું નથી; પરંતુ એણે બ્રાહ્મણોના સંબંધમાં ઉત્તમ પ્રકારના ધર્મનુંજ આચરણ કરેલું છે.[૮] એમ હોવા છતાં મૂઢ બુદ્ધિવાળા જયદ્રથ રાજાએ તેનું બળાત્કારથી હરણ કર્યું. દ્રૌપદીનું હરણ કરવાથી તે પાપીના મસ્તક ઉપરના કેશમાં પટા પડયા અને સંગ્રામમાં સહાયકર્તાઓની સાથે તે પરાજય પામ્યો; તથા અમે તે સિંધુરાજના સૈન્યનો નાશ કરીને દ્રાપદીને પાછી લઇ આવ્યા. આ રીતે અમારી સ્ત્રીના હરણનો પ્રસંગ ઓચિંતો બન્યો. અમે આ દુઃખદાયક વનવાસ ભોગવીએ છીએ, મૃગયા ઉપર જીવિકા ચલાવીએ છીએ અને સંબંધીઓએ હદપાર કરવાથી વનમાં રહીને મિથ્યા તપસ્વીઓનો વેશ ધારણ કરી વનવાસી મૃગોની હિંસા કરીએ છીએ.[૧૨] આ ઉપરથી હું પૂછું છું કે, મારા કરતાં અધિક અલ્પ ભાગ્યવાળો કોઇ પુરુષ પૂર્વે આપના જોવામાં અથવા સાંભળવામાં પણ આવ્યો છે?

**ઈતિ શ્રીમહા૦ વન૦ રામોપાખ્યાન પર્વમાં "યુધિષ્ઠિરપ્રશ્ન" એ વિષયનો અધ્યાય ૨૭૩ મો સમાપ્ત.**

# અધ્યાય ૨૭૪મો

## રામચંદ્રાદિની જન્મકથા

**॥ मार्कंडेय उवाच ॥**

**प्राप्तमप्रतिमं दुःखं रामेण भरतर्षभ ॥**
**रक्षसा जानकी तस्य हृता भार्या बलीयसा ॥**

માર્કંડેયે કહ્યું:—હે ભરતકુળશ્રેષ્ઠ રાજા! રામને જેવું દુઃખ પ્રાપ્ત થયું હતું તેવું દુઃખ કોઈનેય પ્રાપ્ત થયું નથી. રાક્ષસરાજ, દુરાત્મા તથા બળવાન એવા રાવણ રાક્ષસે માયાનો આશ્રય કરીને તથા માર્ગમાં જટાયુ નામના ગીધને મારીને વેગવડે તે રામની ભાર્યા જાનકીનું હરણ કર્યું હતું;[૨] અને રામે સુગ્રીવના બળનો આશ્રય લઈ સમુદ્ર ઉપર સેતુ બાંધી તથા તીવ્ર બાણોવડે લંકા બાળી મૂકીને તેને પાછી આણી હતી."[૩]

યુધિષ્ઠિરે પૂછયું:—"રામ કયા કુળમાં જન્મ્યા હતા? તેમનું કેવું વીર્ય અને પરાક્રમ હતું? તેમજ રાવણ કોનો પુત્ર હતો? અને તેને રામની સાથે શું વેર હતું?[૪] હે ભગવન્! એ સઘળું તમે મને સારી રીતે કહો; કારણકે એ સ્તુત્ય કર્મવાળા રામનું ચરિત્ર હું સાંભળવાની ઇચ્છા રાખું છું."[૫]

માર્કંડેયે કહ્યું:—"ઇક્ષ્વાકુ વંશમાં એક અજ નામના મહાન રાજા થયા હતા. તેમના નિત્ય વેદાધ્યયન કરનારા તથા પવિત્ર એવા દશરથ નામના પુત્ર હતા.[૬] તેમને ધર્મ તથા અર્થમાં કુશળ એવા રામ, લક્ષ્મણ, શત્રુઘ્ન તથા મહાબળવાન ભરત નામના ચાર પુત્રો થયા હતા.[૭] તેમાં રામની માતાનું નામ કૌશલ્યા હતું, ભરતની માતાનું નામ કૈકેયી હતું અને શત્રુને તાપ આપનારા લક્ષ્મણ અને શત્રુઘ્નની માતાનું નામ સુમિત્રા હતું.[૮] હે વિભુ! એ સમયે વિદેહ દેશનો એક જનક નામનો રાજા હતો. તેની પુત્રીનું નામ સીતા હતું, જે રામચંદ્રનાં પ્રિય પટ્ટરાણી સીતા અયોનિજન્મા હોઇને તેમને બ્રહ્માએ પોતે સંકલ્પથીજ ઉત્પન્ન કર્યાં હતાં.[૯] હે જનાધિપતિ! આ રામની તથા સીતાની જન્મકથા મેં તમને કહી છે, હવે હું તમને રાવણની જન્મકથા પણ કહું છું.[૧૦]

સ્વયંભૂ, સર્વ લોકના પ્રભુ, જગતના સ્રષ્ટા તથા મહાતપસ્વી સાક્ષાત્ બ્રહ્મદેવજ રાવણના પિતામહ હતા.[૧૧] બ્રહ્માને પુલસ્ત્ય નામનો એક માનસ પુત્ર હતો. તે પુલસ્ત્યને ગો નામની ભાર્યામાં એક વૈશ્રવણ નામનો સમર્થ પુત્ર થયો હતો.[૧૨] તે વૈશ્રવણ પોતાના પિતાનો ત્યાગ કરીને પિતામહની પાસે જઇ રહ્યો હતો.

હે રાજા! તેથી તેના ઉપર ક્રોધે ભરાયલા પિતાએ પોતાના દેહથી બીજો એક દેહ નિર્માણ કર્યો. તે પુલસ્ત્યના અર્ધા દેહથી વિશ્રવા નામનો બ્રાહ્મણ ઉત્પન્ન થયો. એ વિશ્રવાને ક્રોધયુક્ત થયેલા પુલસ્ત્યે વૈશ્રવણને દુઃખ આપી બદલો લેવામાટે ઉત્પન્ન કર્યો હતો;[૧૪] પરંતુ પ્રભુ બ્રહ્માએ તો મનમાં પ્રસન્ન થઇને વૈશ્રવણને અમરપણું, ધનેશપણું, લોકપાલપણું, શંકરની સાથે મૈત્રી, નલકૂબર નામનો પુત્ર, રાજધાનીને માટે રાક્ષસોથી ભરેલી લંકાપુરી, ઇચ્છાપ્રમાણે ગતિ કરનારૂં પુષ્પક નામનું વિમાન, યક્ષોનું આધિપત્ય અને રાજાધિરાજપણું–એ સઘળું આપ્યું હતું.

ઇતિ શ્રીમહા૦ વન૦ રામોપાખ્યાન પર્વમાં "રામરાવણનું જન્મકથન" એ વિષયનો અધ્યાય ૨૭૪ મો સમાપ્ત.

## અધ્યાય ૨૭૫ મો
### રાવણાદિની જન્મકથા તથા રાવણને વરપ્રાપ્તિ

॥ मार्कंडेय उवाच ॥

**पुलस्त्य तु यः क्रोधादर्धं देहोऽभवन्मुनिः ॥ विश्रवा नाम सक्रोधः स वैश्रवणमैक्षत ॥१॥**

માર્કંડેયે કહ્યુંઃ–પુલસ્ત્યના ક્રોધવડે તેના અર્ધા દેહરૂપી જે વિશ્રવા નામના મુનિ ઉત્પન્ન થયા, તે વૈશ્રવણના તરફ ક્રોધથી જોવા લાગ્યા.[૧] ત્યારે હે રાજા! રાક્ષસેશ્વર કુબેર પોતાના પિતા ક્રોધયુક્ત થયા છે એમ જાણીને તેમને પ્રસન્ન કરવામાટે સદા યત્ન કરવા લાગ્યો.[૨] રાજાધિરાજ નરવાહન કુબેર લંકામાં નિવાસ કરતો હતો. તેણે સેવા કરવામાટે પોતાના પિતાને ત્રણ રાક્ષસીઓ આપી.[૩] હે ભરતશ્રેષ્ઠ રાજા! તે પુષ્પોત્કટા, રાકા અને માલિની નામની સુંદર કટિવાળી અને નૃત્ય તથા ગાયનમાં કુશળ એવી ત્રણે રાક્ષસીઓ પોતાના કલ્યાણને માટે એકબીજીની સ્પર્ધા કરતી મહાત્મા વિશ્રવા ઋષિને સંતુષ્ટ કરવા નિત્ય તૈયાર રહેતી હતી. પછી તે રાક્ષસીઓની સેવાથી મહાત્મા ભગવાન વિશ્રવા સંતુષ્ટ થયા અને તે પ્રત્યેકને તેઓની ઇચ્છામાં આવે તેવા લોકપાલના જેવા પુત્રો થવાના વર આપ્યા.[૬] તે પછી પુષ્પોત્કટાને કુંભકર્ણ અને દશગ્રીવ નામના બે પુત્રો ઉત્પન્ન થયા. તે બન્ને પૃથ્વી ઉપર અતુલ બળવાળા તથા રાક્ષસોના રાજા થયા.[૭] માલિનીએ એક વિભીષણ નામના પુત્રને જન્મ આપ્યો અને રાકાથી ખર અને શુર્પણખા નામનાં બે સંતાન ઉત્પન્ન થયાં.[૮] આ સર્વ સંતતિઓમાં વિભીષણ સૌ કરતાં અધિક રૂપાળો, મહાભાગ્યશાળી, ધર્મરક્ષક તથા સ્વધર્મમાં પ્રીતિવાળો હતો.[૯] રાક્ષસોમાં મુખ્ય એવો દશગ્રીવ સર્વ કરતાં શ્રેષ્ઠ, મોટા ઉત્સાહવાળો, મોટો વીર્યવાન અતિશય બળસંપન્ન અને મહાપરાક્રમી હતો.[૧૦] કુંભકર્ણ યુદ્ધમાં સર્વ કરતાં અધિક બળવાન, માયાવી, યુદ્ધમાં શૂરો અને ભયંકર રાક્ષસ હતો. ખર ધનુર્યુદ્ધ કરવામાં મહાપરાક્રમી, બ્રહ્મદ્વેષી અને માંસાહાર કરનારો હતો અને શૂર્પણખા સિદ્ધ પુરુષોને વિઘ્ન કરનારી તથા ભયંકર હતી. આ સઘળા પુત્રો વેદને જાણનારા, શૂરા અને સારી રીતે વ્રતાચરણીઓ હતા. તેઓ ગંધમાદન પર્વત ઉપર પોતાના પિતાની સાથે પ્રીતિથી રહેતા હતા.[૧૩]

એક વખતે તેઓએ ત્યાં પરમ સમૃદ્ધિસંપન્ન નરવાહન કુબેરને પોતાના પિતાની સાથે બેઠેલો દીઠો;[૧૪] અને તેઓને તેની સમૃદ્ધિ સહન થઇ નહિ, તેથી તેઓએ તપશ્ચર્યા કરવાનો નિશ્ચય કર્યો; અને તેજ વખતે ભયંકર તપશ્ચર્યા કરીને તે વિશ્રવાના પુત્રોએ બ્રહ્માને સંતુષ્ટ કરવાનો આરંભ કર્યો.[૧૫] તેમાં દશગ્રીવ રાવણે વાયુમાત્રનું ભક્ષણ કરી તથા એકાગ્રતાથી પંચાગ્નિનું સેવન કરી એક પગથી ઉભા રહીને એક હજાર વર્ષસુધી તપશ્ચર્યા કરી;[૧૬] કુંભકર્ણે નિયમિત આહાર કરી વ્રતનિષ્ઠ રહી તથા જમીન ઉપર સૂઇને તપશ્ચર્યા કરી; ઉપવાસ કરવામાં પ્રીતિવાળા જ્ઞાનસંપન્ન, સદા જપપરાયણ રહેનારા અને ઉદાર બુદ્ધિવાળા વિભીષણે નિત્ય ખરેલા એક પાંદડાનું ભક્ષણ કરીને તેટલોજ સમય તીવ્ર તપશ્ચર્યા કરી;[૧૮] અને ખરે તથા શૂર્પણખાએ તપ કરતા તે ત્રણેની પ્રસન્ન મનથી સેવા તથા રક્ષા કરી. આ પ્રમાણે એક હજાર વર્ષ પૂર્ણ થયા

પછી દુર્જય એવા દશાનને પોતાનાં મસ્તકો કાપીને અગ્નિમાં હોમવા માંડયાં અને તે કર્મથી જગત્પ્રભુ બ્રહ્મા પ્રસન્ન થયા.[૨૦] પછી બ્રહ્માએ જાતે જઇને તે સઘળાઓને જૂદા જૂદા વરદાનથી લોભાવી તપ કરતા અટકાવી કહ્યું.[૨૧]

બ્રહ્માએ કહ્યું:-'હે પુત્રો ! હું પ્રસન્ન થયો છું; માટે હવે તમે તપ કરતા અટકો અને એક અમરપણાસિવાય તમારા જે જે ઇચ્છિત વરો હોય તે તે મારી પાસેથી માગી લ્યો, એટલે તે પ્રમાણે થશે.[૨૨] હે રાવણ ! તે મહત્ત્વની ઇચ્છાથી જે જે મસ્તકો અગ્નિમાં હોમ્યાં છે, તે સઘળાં તેવાંજ મસ્તકો તારી ઇચ્છાપ્રમાણે તારા દેહ ઉપર ઉત્પન્ન થશે;[૨૩] છતાં તારો દેહ કદ્રૂપો થશે નહિ. તું ઇચ્છાપૂર્વક રૂપો ધારણ કરી શકીશ અને સંગ્રામમાં શત્રુઓનો પરાજય કરનારો થઈશ, એમાં સંશય નથી.'[૨૪]

રાવણે કહ્યું:-'ગંધર્વ, દેવ, અસુર, યક્ષ, રાક્ષસ, સર્પ, કિન્નર અને ભૂતોથી મારો પરાજય થાય નહિ.'[૨૫]

બ્રહ્માએ કહ્યું:-'તેં જે આ સઘળાઓનાં નામ કહ્યાં તેઓથી તને ભય નથી. મનુષ્યસિવાય બીજાથી તને ભય થાય નહિ એવું મેં નિર્માણ કર્યું છે, તારૂં કલ્યાણ થાઓ.'[૨૬]

માર્કંડેયે કહ્યું:-આ પ્રમાણે બ્રહ્માએ કહ્યું, તે વખતે દુર્બુદ્ધિવાળો પુરુષભક્ષક દશવદન રાવણ પ્રસન્ન થયો અને તેણે મનુષ્યોને તુચ્છ લેખ્યાં.[૨૭] તે પછી બ્રહ્માએ કુંભકર્ણને તેજ પ્રમાણે વર માગવાનું કહ્યું, એટલે તમોગુણવડે વ્યાપ્ત અંતઃકરણવાળા કુંભકર્ણે મહાનિદ્રા માગી લીધી.[૨૮] 'ભલે તેમ થશે' એ પ્રમાણે કહ્યા પછી બ્રહ્માએ વારંવાર વિભીષણને કહ્યું કે:-'હે પુત્ર ! હું તારા ઉપર પ્રસન્ન થયો છું; માટે તું વર માગ !'[૨૯]

વિભીષણે કહ્યું:-'હું મોટી વિપત્તિમાં સપડાયો હોઉં તોપણ મારી બુદ્ધિ અધર્મ તરફ પ્રવૃત્તિ કરો નહિ અને હે ભગવન્ ! મને શીખ્યાવિના બ્રહ્માસ્ત્રનું ભાન થાઓ.'[૩૦]

બ્રહ્માએ કહ્યું:-'હે શત્રુનાશન ! તું રાક્ષસયોનિમાં ઉત્પન્ન થયો છે, છતાં તારી બુદ્ધિ અધર્મપરાયણ થતી નથી તેથી હું તને અમરપણું આપું છું.'[૩૧]

માર્કંડેયે કહ્યું:-હે પ્રજાપતિ! આ પ્રમાણે વરદાન મળ્યા પછી રાક્ષસ દશગ્રીવે,યુદ્ધમાં કુબેરનો પરાજય કરીને તેને લંકા નગરીની બહાર કાઢી મૂકયો.[૩૨] ત્યારે ઐશ્વર્યસંપન્ન કુબેર, લંકાનો ત્યાગ કરીને ગંધર્વ, યક્ષ, રાક્ષસ તથા કિંપુરુષોની સાથે ગંધમાદન પર્વત ઉપર જઈ રહ્યો.[૩૩] વળી રાવણે કુબેરનો પરાજય કરીને તેનું પુષ્પક વિમાન હરી લીધું, ત્યારે કુબેરે તેને શાપ આપ્યો કે:-'એ વિમાન તને ઉપાડીને ફરશે નહિ, પરંતુ તને જે સંગ્રામમાં મારશે તેનેજ એ વિમાન વહન કરશે અને મારૂં વડીલનું અપમાન કરવાથી તું થોડાજ સમયમાં નાશ પામીશ.'[૩૪]

હે મહારાજ ! દૈવી સંપત્તિયુક્ત ધર્માત્મા વિભીષણ તો સન્માનમાર્ગ તરફ લક્ષ્ય આપીને કુબેરને અનુસરવા લાગ્યો,[૩૬] તેથી બુદ્ધિમાન-ભગવાન ધનાધિપતિ કુબેર તેના ઉપર પ્રસન્ન થયા અને તેણે તેને યક્ષો તથા રાક્ષસોની સેનાનો સેનાપતિ કર્યો.[૩૭] આ તરફ રાક્ષસો અને મહાબળવાન એવા પુરુષભક્ષક પિશાચોએ મળીને રાવણનો રાજ્યાભિષેક કર્યો.[૩૮] તે પછી ઇચ્છામાં આવે તેવાં રૂપ લેનારા, આકાશમાં જનારા તથા બલોન્મત્ત થયેલા દશ મુખવાળા રાવણે દેવોનો તથા દૈત્યોનો પરાજય કરીને તેઓની રત્નરૂપ વસ્તુઓને હરી લીધી.[૩૯] તે સર્વ લોકોને રોવડાવતો હતો, તેથી તેનું નામ રાવણ કહેવાતું હતું. દશ મુખવાળા તથા યથેષ્ટ બળવાળા તે રાવણે દેવોને પણ ભય ઉત્પન્ન કર્યો હતો.[૪૦]

**ઇતિ૦ શ્રીમહા૦ વન૦ રામોપાખ્યાન પર્વમાં "રાવણાદિને વરપ્રાપ્તિ" એ વિષયનો અધ્યાય ૨૭૫ મો સમાપ્ત.**

# અધ્યાય ૨૭૬ મો

## વાનરાદિકોની ઉત્પત્તિ

॥ मार्कंडेय उवाच ॥

ततो ब्रह्मर्षयः सर्वे सिद्धा देवर्षयस्तथा ॥
हव्यवाहं पुरस्कृत्य ब्रह्माणं शरणं गताः ॥१॥

માર્કંડેયે કહ્યું:–તે પછી સઘળા બ્રહ્મર્ષિઓ, સિદ્ધો તથા દેવર્ષિઓ અગ્નિને આગળ કરીને બ્રહ્માને શરણે ગયા.[1] ત્યાં અગ્નિએ કહ્યું:–'જે વિશ્રવાના મહાબળવાન પુત્ર દશગ્રીવને પૂર્વે આપ ભગવાને વરદાન આપીને અવધ્ય કર્યો છે,[2] તે મહાબળવાન રાક્ષસ, સર્વ પ્રજાને વિવિધ પ્રકારથી દુઃખ આપે છે, માટે આપ ભગવાન તેનાથી અમારૂં રક્ષણ કરો; કારણકે તમારાવિના બીજો અમારી રક્ષા કરનારો નથી.'[3]

બ્રહ્માએ કહ્યું:–' હે અગ્નિ! દેવોથી તથા દૈત્યોથી તેનો સંગ્રામમાં પરાજય કરી શકાય તેમ નથી; પરંતુ તે સંબંધમાં જે કરવાનું છે તેનો ઠરાવ મેં કર્યો છે, તેથી હવે તેને શિક્ષા કરવાનો સમય સમીપમાંજ છે.[4] પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ ચતુર્ભુજ શ્રીવિષ્ણુ ભગવાન, મારા કહેવાથી તેને શિક્ષા કરવા અવતર્યા છે, એટલે તે તે કાર્ય કરશે.'[5]

માર્કંડેયે કહ્યું:–આ પ્રમાણે અગ્નિને કહ્યા પછી બ્રહ્માએ દેવોની સમક્ષ ઇંદ્રને કહ્યું કે:–' તું સઘળા દેવગણોની સાથે પૃથ્વી ઉપર અવતાર ધારણ કર;[6] અને તમે વિષ્ણુને સહાય કરનારા વીર તથા ઇચ્છા પ્રમાણે રૂપ ધારણ કરનારા બળવાન પુત્રોને સર્વ રીંછડીઓમાં તથા વાનરીઓમાં ઉત્પન્ન કરો.'[7]

આ પ્રમાણે બ્રહ્મદેવના કહ્યાપછી સઘળા દેવ, ગંધર્વ તથા દાનવોએ પોતપોતાના અંશવડે તત્કાળ ભૂમિપર અવતરવા માટે વિચાર કર્યો.×[8]

×બીજી પ્રતોમાં આ આઠમા શ્લોક પછી **अवतेरुर्महीं स्वर्गात्** ઇત્યાદિ સાડાત્રણ શ્લોકો જોવામાં આવે છે; પરંતુ તે આ મૂળમાં ન હોવાથી તથા આગલા શ્લોકોમાં તેનો ભાવ આવતો હોવાથી અહીં લીધા નથી.

અને તેઓની સમક્ષજ વરદાતા બ્રહ્મદેવે દુંદુભી નામની ગંધર્વીને આજ્ઞા કરી કે:–'તું કાર્યસિદ્ધિને માટે પૃથ્વી ઉપર જા!' પિતામહનું વચન સાંભળીને દુંદુભી ગંધર્વી તેજ વખતે મનુષ્યલોકમાં એક કુબડી સ્ત્રી થઈને અવતરી અને તેનું નામ મંથરા કહેવાયું.[10] તે પછી ઇંદ્ર વગેરે સઘળા દેવશ્રેષ્ઠોએ, વાનરોની તથા રીંછોની ઉત્તમ સ્ત્રીઓમાં પુત્રો ઉત્પન્ન કર્યા;[11] અને તે સઘળા પુત્રો બળવડે તથા યશવડે પોતપોતાના પિતાઓને અનુસરનારા નીકળ્યા. તેઓ પર્વતનાં શિખરોને ભાગી નાખનારા, સાગ,તાગ તથા શિલારૂપી આયુધવાળા, સઘળા વજ્રના જેવા દઢ દેહવાળા, અતુલ બળવાળા,યથેષ્ટ વીર્ય તથા બળવાળા, યુદ્ધ કરવામાં કુશળ, દશ દશ હજાર હાથીના જેવા સામર્થ્યવાળા, વેગમાં વાયુના વેગની બરોબરી કરનારા, ઇચ્છામાં આવે ત્યાં નિવાસ કરનારા અને એમાંના કેટલાએક વનમાં વાસ કરનારા હતા.[14] અસ્તુ. આ પ્રમાણે સઘળી તજવીજ કર્યાપછી લોકની ઉત્પત્તિ કરનારા ભગવાન બ્રહ્માએ જે જે કાર્ય જેવી જેવી રીતે કરવાનું હતું, તે સઘળુ મંથરાને સમજાવ્યું.[15] બ્રહ્માનું કહેવું લક્ષ્યમાં લઇને વૈરાગ્નિ પ્રકટ કરવામાં તત્પર અને મનના જેવા વેગવાળી તે મંથરાએ આમતેમ ફરીને બ્રહ્માના કહેવા પ્રમાણે કર્યું.[16]

ઇતિ શ્રીમહા૦ વન૦ રામોપાખ્યાનપર્વમાં "વાનરાદિકની ઉત્પત્તિ" એ વિષયનો અધ્યાય ૨૭૬ મો સમાપ્ત.

# અધ્યાય ૨૭૭ મો

## રામનો વનવાસ

॥ युधिष्ठिर उवाच ॥

उक्तं भगवता जन्म रामादीनां पृथक् पृथक् ॥
प्रस्थानकारणं ब्रह्मन् श्रोतुमिच्छामि कथ्यताम्

યુધિષ્ઠિરે પૂછયું:–હે બ્રહ્મન! આપ ભગવાને રામ વગેરેના જૂદા જૂદા જન્મો કહ્યા. હવે હું રામના વનવાસનું કારણ સાંભળવાની ઇચ્છા રાખું છું; માટે આપ તે મને કહો.[1] હે બ્રહ્મન્ ! દશ-

રથપુત્ર રામ તથા લક્ષ્મણ એ બન્ને વીર ભાઈઓ અને યશસ્વિની સીતા શા કારણથી વનમાં ગયાં હતાં ?[૨]

માર્કંડેયે કહ્યું:–હે રાજન્ ! કર્મકાંડમાં પ્રીતિવાળા, ધર્મપરાયણ તથા નિત્ય વૃદ્ધોની સેવા કરનારા દશરથ રાજા પોતાને પુત્રો થવાથી પ્રસન્ન થયા.[૩] મહાબળવાન તે પુત્રો અનુક્રમે મોટા થયા અને રહસ્યોની સાથે વેદોમાં તથા ધનુર્વેદમાં પારંગત થયા.[૪] હે રાજા ! આ રીતે બ્રહ્મચર્ય પાળ્યા પછી જ્યારે તેઓનાં લગ્ન થયાં,ત્યારે દશરથ રાજા પ્રસન્ન અને સુખી થયા.[૫] તે પુત્રોમાં રામ મોટા હતા. તે બુદ્ધિમાન કુમાર મનોહરપણાથી પિતાના હૃદયને આનંદ આપવા લાગ્યા અને પ્રજાનાં ચિત્તને પ્રસન્ન કરવા લાગ્યા, તેથી તે રામ કહેવાયા.હે ભારત! પછી બુદ્ધિમાન દશરથ રાજા, પોતાને વૃદ્ધાવસ્થા આવેલી માનીને, ધર્મવેત્તા પુરોહિતો તથા મંત્રીઓની સાથે, રામનો યુવરાજપદ ઉપર અભિષેક કરવાના સંબંધમાં વિચાર કરવા લાગ્યા. તે વખતે તે સઘળા શ્રેષ્ઠ મંત્રીઓએ પણ તેમ કરવાનો આ સમયજ છે,એવો મત આપ્યો.[૮] હે કુરુનંદન! રાતાં નેત્રવાળા, મહાન બાહુવાળા, મદમત્ત હાથીના જેવી ગતિ કરનારા, ઢીંચણસુધી લાંબા હાથવાળા, વિશાળ છાતીવાળા, શ્યામ વાંકડા કેશવાળા, કાંતિવડે દેદીપ્યમાન જણાતા, શૂરવીર, સંગ્રામમાં ઇંદ્રની બરોબરી કરનારા, સર્વ ધર્મના પારંગત, બુદ્ધિમાં બૃહસ્પતિ જેવા, સર્વ રીતે પ્રજાના પ્રીતિપાત્ર,સર્વ વિદ્યામાં કુશળ, જિતેંદ્રિય,શત્રુઓનાં મનને તથા દષ્ટિને પણ આકર્ષણ કરનારા, દુષ્ટજનોને શિક્ષા કરનારા, ધર્માચરણીઓનું રક્ષણ કરનારા, ધૈર્યસંપન્ન, બીજાથી પરાજય ન પમાડાય તેવા,શત્રુઓનો પરાજય કરનારા, પોતે પરાજય ન પામનારા અને કૌશલ્યાના આનંદમાં વૃદ્ધિ કરનારા પોતાના પુત્ર રામચંદ્રને જોઇને દશરથ રાજા બહુ આનંદ પામ્યા;[૧૩] અને હે યુધિષ્ઠિર! તમારૂં કલ્યાણ થાઓ! મહાતેજસ્વી તથા પરાક્રમી તે રાજાએ, રામના ગુણોનું ચિંતન કરી પ્રસન્ન થતાં થતાં પુરોહિતપ્રત્યે કહ્યું કેઃ–'હે બ્રહ્મન્! આજ રાતે પુષ્ય નક્ષત્રનો પવિત્ર યોગ છે, માટે અભિષેકનું સર્વ સાહિત્ય તૈયાર કરાવી મારા રામને અહીં બોલાવો.'[૧૫]×

રાજાનું આ વચન સાંભળીને મંથરા તે વખતેજ કૈકેયીની પાસે ગઇ અને બોલી કેઃ–[૧૬] "ઓ કૈકેયિ! આજે રાજાએ તારૂં મોટું દુર્ભાગ્ય પ્રસિદ્ધ કર્યું છે, માટે ઓ અભાગિનિ! એ કરતાં તો તને કોઇ ક્રોધે ભરાયલો ભયંકર સર્પ કરડે તોપણ ઠીક ![૧૭] ખરેખર, કૌશલ્યા સુભાગ્યવાળી છે, કે જેના પુત્રનો રાજ્ય ઉપર અભિષેક થશે! હવે તારૂં સુભાગ્ય કયાંથી હોય ? કારણ કે તારા પુત્રને રાજ્ય મળવાનું નથી ![૧૮]

મંથરાનું કહેવું સાંભળીને સર્વ અલંકારથી સુશોભિત થયેલી, વેદીની પેઠે મધ્યભાગમાં કૃશ અંગવાળી, ઉત્તમ સ્વરૂપવાળી અને શુદ્ધ હાસ્યવાળી કૈકેયી, એકાંતમાં પોતાના પતિની પાસે ગઇ અને પ્રેમ પ્રકટ કરતી હોય તેમ હસતી હસતી મધુર વાણીથી બોલીઃ–' હે સત્યપ્રતિજ્ઞાવાળા રાજા! તમે મને જે એક વર આપવા કહ્યું છે, તે મને હમણાં આપો અને તે સંકટથી મુક્ત થાઓ ! ૧૯–૨૧

રાજાએ કહ્યુંઃ–'હા, હું તને ખુશીથી વર આપું છું. તારી ઇચ્છામાં આવે તે તું માગી લે. બોલ, આજે કયા અવધ્યનો વધ કરવો છે? કયા વધ કરવા યોગ્યને છોડી દેવો છે?[૨૨] કોને આજે ધન આપું તથા કોનું ધનહરણ કરૂં? આ ભૂલોકમાં બ્રાહ્મણના દ્રવ્યસિવાયનું બીજું જે કંઇ ધન છે તે મારૂં છે.[૨૩] હું પૃથ્વીપર ચારે વર્ણોનો રક્ષક મહારાજા છું; માટે હે કલ્યાણિ ! તારો જે ઇચ્છિત વર હોય તે તું મને કહે,વિલંબ કરીશ નહિ.'[૨૪]

કૈકેયી, રાજાના વચનનો અભિપ્રાય જાણી તેને વચનથી બાંધી લઈ તથા પોતાની સત્તા ચાલશે એમ સમજીને પછી રાજાપ્રત્યે બોલી કેઃ- 'તમે રામના અભિષેકને માટે જે સાહિત્ય તૈયાર કર્યું છે તેનાથી ભરતનો અભિષેક કરો અને

×બીજી બે પ્રતોમાં આની આગળ એક વધારાનો શ્લોક મળી આવે છે, પણ તે ટીકાકારે લીધો નથી.

રામ વનમાં જાઓ.(*તેમજ જટા તથા વલ્કલ ધારણ કરીને તપસ્વીના વેષથી રામ ચૌદ વર્ષસુધી દંડકારણ્યનો આશ્રય કરીને ત્યાં નિવાસ કરો.)'

હે ભરતશ્રેષ્ઠ યુધિષ્ઠિર! આવાં અપ્રિય તથા ભયંકર પરિણામવાળાં કૈકેયીનાં વચન સાંભળીને દશરથ રાજા દુઃખાતુર થઇ ગયા અને તે કંઈ પણ બોલ્યા નહિ. પછી કૈકેયીએ પોતાના પિતાની પાસે તેવું માગ્યું છે, એમ જાણીને વીર્યસંપન્ન તથા ધર્માત્મા રામ,દશરથ રાજાનું વચન સત્ય થાય, એવા ઉદ્દેશથી વનમાં જવા નીકળ્યા.[૨૫,૨૮]હે યુધિષ્ઠિર! તમારૂં કલ્યાણ થાઓ ! તે સમયે તેમની ભાર્યા જનકપુત્રી વૈદેહી સીતા તથા ઐશ્વર્યસંપન્ન ધનુર્ધારી લક્ષ્મણ એ બન્ને તેમની પાછળ વનમાં ચાલી નીકળ્યાં.[૨૯] આ પ્રમાણે રામચંદ્ર વનમાં ગયા તેજ વખતે દશરથ રાજા મરણ પામ્યા. રામ વનમાં ગયા અને દશરથ રાજાની એવી સ્થિતિ થઈ, એ જાણીને રાણી કૈકેયીએ મોસાળમાંથી ભરતને બોલાવીને તેને કહ્યું કેઃ–'દશરથ સ્વર્ગમાં ગયા છે અને રામ તથા લક્ષ્મણ વનમાં ગયા છે; માટે હવે તું નિષ્કંટક અને સુખકારક આ વિશાળ રાજ્યનો સ્વીકાર કર.'[૩૧,૩૨]

તે સાંભળીને ધર્માત્મા ભરતે કૈકેયીને કહ્યું કેઃ–'અરે! તેં ઘણુંજ ક્રૂર કર્મ કર્યું છે!તને વૈભવનો લોભ ઉત્પન્ન થવાથી તેં પતિનો નાશ કર્યો છે,આ કુળનો ઉચ્છેદ કર્યો છે અને ઓ કુળકલંકિનિ! મારે માથે કલંક નાખ્યું છે! હવે ઓ મારી મા! તું તારો મનોરથ સફળ કર!' આ પ્રમાણે કહીને તે રડવા લાગ્યો[૩૪] અને સર્વ પ્રજાની સમક્ષ પોતાનું ચરિત્ર શુદ્ધ છે તેની ખાત્રી આપી, પોતાના બંધુ રામને પાછા લાવવાની લાલસાથી તે તેમની પાછળ વનમાં ગયો.[૩૫] આ વખતે અત્યંત દુઃખી થયેલા ભરતે કૌશલ્યા, સુમિત્રા તથા કૈકેયીને વાહનમાં બેસાડીને આગળ વિદાય કર્યાં અને પોતે શત્રુઘ્ન, વસિષ્ઠ,વામદેવ, બીજા હજારો વિપ્રો,નગરના લોકો અને દેશના લોકોની સાથે રામને પાછા લાવવાની ઇચ્છાથી વનમાં ગયો. ત્યાં તેણે ચિત્રકૂટ પર્વત ઉપર તપસ્વીના અલંકારને ધારણ કરીને રહેલા ધનુર્ધારી રામને લક્ષ્મણની સાથે દીઠા.[૩૮] પછી પિતાના વચન પ્રમાણે વર્તનારા રામચંદ્રે તેને ત્યાંથી પાછો મોકલ્યો, ત્યારે ભરત રામની પાદુકાને આગળ રાખી નંદીગ્રામમાં રહી રાજ્ય ચલાવવા લાગ્યો.[૩૯] ચિત્રકૂટ ઉપર રહેલા રામના મનમાં શંકા આવી કે, અહીં રહેવાથી નગરના તથા દેશના લોકો ફરીથી મારી પાસે આવશે, તેથી તે મહાઅરણ્યમાં આવેલા શરભંગના આશ્રમપ્રત્યે ગયા.[૪૦] ત્યાં શરભંગ મુનિનો સત્કાર કર્યા પછી રામ દંડકારણ્યમાં રમણીય ગોદાવરી નદીનો આશ્રય કરીને રહેવા લાગ્યા.[૪૧]ત્યાં રામચંદ્ર રહેતા હતા, તે વખતે તેમને શૂર્પણખાને માટે જનસ્થાનમાં નિવાસ કરનારા ખર રાક્ષસની સાથે મહાન વૈર થયું;[૪૨] ત્યારે ધર્મવત્સલ રામે તપસ્વીઓના રક્ષણને માટે પૃથ્વી ઉપર ચૌદ હજાર રાક્ષસોનો સંહાર કર્યો અને મહાબળવાન દૂષણને તથા ખર રાક્ષસને મારી બુદ્ધિમાન રાઘવે ફરીથી ધર્મારણ્યને નિર્ભય તથા સુખરૂપ બનાવ્યું. તે રાક્ષસોનો નાશ થયા પછી નાક તથા હોઠ જેના કાપી નાખેલા એવી શૂર્પણખા પાછી પોતાના ભાઈના નિવાસસ્થાન લંકામાં ગઈ.[૪૫] આ વખતે શૂર્પણખાના મુખ ઉપરનું લોહી સૂકાઇ ગયેલું હતું તથા તે દુઃખથી આકુળવ્યાકુળ થઇ ગયેલી હતી. આવી સ્થિતિમાં તે રાક્ષસી પોતાના ભાઇ રાવણની પાસે ગઇ અને તેના પગમાં પડી. તેને તે પ્રમાણે કદ્રૂપી થયેલી જોઇને રાવણ ક્રોધથી વ્યાપ્ત થઇ ગયો અને દાંત કચકચાવતો કોપને લીધે આસન ઉપરથી ઉછળ્યો; તથા પોતાના મંત્રીઓને વિદાય કરી એકાંતમાં શૂર્પણખાને પૂછવા લાગ્યો કેઃ–હે કલ્યાણિ! મને ન ગણકારીને તથા મારૂં અપમાન કરીને તને કોણે આવી કદ્રૂપી કરી? કયો પુરુષ તીક્ષ્ણ શૂળની પાસે જઇને તેને સર્વાંગથી ભેટે છે? કયો પુરુષ મસ્તક ઉપર અગ્નિ રાખીને વિશ્વાસથી સુખે ઉંઘે છે?[૪૯] રે! ભયંકર ઝેરી સર્પને પગથી લાત મારનારો એ છે કોણ? અરે! કેસરીસિંહની ડાઢમાં હાથ નાખીને ઉભો રહેનારો એ

* આ શ્લોક બીજી બે પ્રતોમાં છે અને યોગ્ય લાગવાથી તેનું ભાષાંતર અહીં કૌંસમાં આપ્યું છે.

કયો પુરુષ છે?'[૫૦]

આ પ્રમાણે રાવણ બોલવા લાગ્યો, તે વખતે બળતાં ઝાડની બખોલોમાંથી જેમ અગ્નિની જ્વાળાઓ નીકળે તેમ તેનાં મુખ, નાસિકા વગેરે છિદ્રોમાંથી અગ્નિની જ્વાળાઓ નીકળવા લાગી.[૫૧] પછી રાવણની બહેન શૂર્પણખાએ, રાવણને રામનું પરાક્રમ તથા ખર અને દૂષણસહિત રાક્ષસોનો નાશ વગેરે સર્વ વૃત્તાંત કહ્યો.[૫૨] તે સાંભળ્યા પછી પોતાની બહેનનું સાંત્વન કરી રાવણે આગળ શું કરવું, તેનો નિશ્ચય કર્યો અને નગરરક્ષણની વ્યવસ્થા કરીને તે રાજા આકાશમાર્ગે ચાલતો થયો.[૫૩] તેણે ત્રિકૂટ પર્વતને તથા કાળ નામના પર્વતને ઓળંગ્યા પછી મગરોથી ભરપૂર અને ગંભીર જળવાળો મહાસમુદ્ર દીઠો.[૫૪] તે મહાસાગરને પણ ઓળંગ્યા પછી રાવણ, મહાત્મા શૂલધારી શંકરનું વ્યગ્રતારહિત જે પ્રિયસ્થાન ગોકર્ણ ત્યાં ગયો;[૫૫] અને પૂર્વે રામના ભયથીજ તપશ્ચર્યાનો આશ્રય કરીને ત્યાં રહેલા પોતાના જૂના અમાત્ય મારીચને જઈ મળ્યો.[૫૬]

**ઇતિ શ્રીમહા૦ વન૦ રામોપાખ્યાન પર્વમાં "રામવનાભિગમન" એ વિષયનો અધ્યાય ૨૭૭ મો સમાપ્ત.**

# અધ્યાય ૨૭૮ મો

## મારીચનો વધ અને સીતાહરણ

**॥ मार्कंडेय उवाच ॥**

**मारीचस्त्वथ संभ्रांतो दृष्ट्वा रावणमागतं ॥**
**पूजयामास सत्कारैः फलमूलादिभिस्ततः ॥**

માર્કંડેયે કહ્યું:–રાવણને આવેલો જોઈને મારીચ ગભરાઇ ગયો અને તેણે ફળ, મૂળ વગેરે સત્કારના પદાર્થોથી તેનું સન્માન કર્યું.[૧]પછી વિશ્રાંતિ લઈને બેઠેલા રાવણની પાસે મારીચ રાક્ષસ પણ બેઠો અને બોલી જાણનારો મારીચ બોલવામાં કુશળ એવા રાવણને પુષ્કળ અર્થવાળાં વાક્યથી પૂછવા લાગ્યો કે:–[૨]'આજ તારી કાંતિ હમેશના જેવી દેખાતી નથી ! તારા નગરમાં કુશળક્ષેમ તો છે ને ? સર્વ પ્રજાવર્ગ પ્રથમની પેઠેજ તારી સેવા કરે છે ને?[૩] હે રાક્ષસરાજ! તારે અહીં આવવા જેવું શું કાર્ય છે ? તે કાર્ય જો કે અતિ દુષ્કર હશે, તોપણ તે મેં કર્યુંજ છે, એમ તું સમજ.[૪]

આ સાંભળીને રાવણે તેને રામનાં સઘળાં કૃત્યો કહ્યાં અને ક્રોધ તથા અસહિષ્ણુતાથી યુક્ત થઈને તેણે આગળ શું શું કરવાનું છે, તે સંક્ષેપમાંજ કહ્યું.[૫] તે સાંભળીને મારીચે ટુંકાણમાંજ રાવણને કહ્યું કે:–'તું રામની પાસે જવાનું માંડી વાળ; કારણકે મને તેનાં પરાક્રમની ખબર છે.[૬] રે! તે મહાત્માના બાણના વેગને સહન કરવા કોણ સમર્થ છે? ખરેખર, સર્વ સંગનો ત્યાગ કરીને હું જે અહીં તપશ્ચર્યા કરવા બેઠો છું, તેનું કારણ તે પુરુષશ્રેષ્ઠ રામજ છે.[૭] અરે! કયા દુરાત્માએ તને આ તારા વિનાશનું દ્વાર દેખાડયું?' તે સાંભળીને રાવણને ક્રોધ ચઢયો અને તે મારીચનો તિરસ્કાર કરતો બોલ્યો કે:–'તું જો મારા કહેવા પ્રમાણે કરીશ નહિ તો તારે અવશ્ય મરવું પડશે.' એ સાંભળીને મારીચે વિચાર કર્યો કે, જ્યારે મરણ અવશ્ય પ્રાપ્ત થયું છે, ત્યારે યોગ્ય પુરુષને હાથેજ મરવું શ્રેષ્ઠ છે; માટે હવે હું આનો જે મત હોય તે પ્રમાણેજ કરીશ. તે પછી મારીચે રાક્ષસરાજ રાવણને કહ્યું કે,[૮-૧૦]મારે તને શી સહાય કરવી તે તું કહે, એટલે હું હમણાં મારી ઈચ્છાપ્રમાણે વર્તવામાટે સ્વતંત્ર નથી તોપણ તે કરીશ. ત્યારે દશ મુખવાળા રાવણે તેને કહ્યું કે:–'તું રત્નનાં શિંગડાંવાળો તથા રત્નમય વિચિત્ર કેશવાળો મૃગ થઈને સીતાની પાસે જા અને તેને લોભ પમાડ. સીતા તને જોઇને જરૂર તને મારી લાવવામાટે રામને પ્રેરણા કરશે;[૧૧,૧૨]અને એ રીતે રામ આશ્રમમાંથી બહાર જશે, એટલે સીતા મને વશ થશે અને હું તેને ત્યાંથી ઉપાડી જઈશ.પછી દુર્બુદ્ધિવાળો રામ પણ ભાર્યાના વિયોગથી મરણ પામશે; માટે તું મને આ કાર્યમાં સહાય કર.

આ પ્રમાણે રાવણે કહ્યું, એટલે મારીચે પોતાના મરણ પછીની ક્રિયા કરી અને તે આગળ

ચાલતા રાવણની પાછળ પાછળ અત્યંત દુઃખથી જવા લાગ્યો. પછી સત્કર્મનિષ્ઠ રામના આશ્રમમાં જઇને તે બન્નેએ પ્રથમથી જે પ્રમાણે વિચાર કરી રાખ્યો હતો તે પ્રમાણે સઘળું કર્યું. રાવણ ત્રિદંડ તથા કમંડળુધારી મુંડી–સંન્યાસીનો વેષ લઇને ત્યાં ગયો[૧૨–૧૬]અને મારીચ મૃગનું રૂપ લઇને તે સ્થાનમાં ગયો.પછી મૃગરૂપધારી મારીચ સીતાની દૃષ્ટિએ પડયો,[૧૭] એટલે દૈવથી પ્રેરાયલાં સીતાએ તેને પકડવામાટે રામને પ્રેરણા કરી. રામચંદ્રે પણ સીતાનું પ્રિય કરવામાટે સત્વર ધનુષ લઇ, સીતાના રક્ષણને માટે લક્ષ્મણને આશ્રમમાં મૂકી, મૃગને પકડવાની ઇચ્છાથી પ્રયાણ કર્યું. તે વખતે રામે હાથમાં ધનુષ લીધું હતું, પીઠે બાણનો ભાથો બાંધ્યો હતો,તરવાર લટકાવી હતી અને ઘોના ચામડાની ખોળીઓ આંગળીઓ ઉપર ચઢાવી હતી.આવી રીતે સજ્જ થઇને રામ તારારૂપી મૃગની પાછળ દોડનારા રુદ્રની પેઠે* તે મૃગની પાછળ દોડવા લાગ્યા. તે વખતે મૃગરૂપધારી રાક્ષસ ક્ષણમાં અદૃશ્ય થતો અને પાછો ક્ષણમાં દેખાવ દેતો દોડવા લાગ્યો [૨૦] અને રામને ઘણે દૂર ખેંચી ગયો. ત્યારે રામ તેને ઓળખી શકયા અને તે રાક્ષસ છે એમ જાણીને,સમયસૂચકતાવાળા રામે,એક નિષ્ફળ ન જાય તેવું બાણ લઇ તે મૃગધારી રાક્ષસના ઉપર માર્યું; પરંતુ રામનું બાણ લાગતાંજ મારીચ રાક્ષસે રામના જેવો સ્વર કાઢીને તેજ વખતે 'હા સીતા ! હા લક્ષ્મણ !'એમ બોલી દીન સ્વરે વિલાપ કરવા માંડયો. સીતાએ તેની તે કરુણાળ વાણી સાંભળી[૨૩] અને જે તરફથી શબ્દ આવતો હતો તે તરફ દોડવા લાગ્યાં; પરંતુ તેમને લક્ષ્મણે કહ્યું કે:–' હે ભય પામવાના સ્વભાવવાળાં! તમે શંકા ન લાવો! રામને પ્રહાર કરનારા છે કોણ ?[૨૪] હે શુદ્ધ હાસ્યવાળાં ! તમે એક ક્ષણમાંજ પોતાના ભર્તા રામને જોશો."

આ પ્રમાણે લક્ષ્મણે કહ્યું તે વખતે સીતા રડવા લાગ્યાં અને લક્ષ્મણ ઉપરજ શંકા કરવા લાગ્યાં.[૨૫]સીતા જો કે શુદ્ધ ચારિત્ર્યથી સુશોભિત હતાં, તોપણ અત્યારે સ્ત્રીસ્વભાવે તેમને ઘેરી લીધાં અને તેથી તે સાધ્વી તથા પતિવ્રતા સીતા લક્ષ્મણને કઠોર વચનો કહેવા લાગ્યાં:–[૨૬] 'એ મૂઢ! તું તારા મનમાં જે ઇચ્છે છે તે તારો મનોરથ સિદ્ધ થશે નહિ. હું શસ્ત્ર લઇને પોતેજ પોતાનો વધ કરીશ, પર્વતના શિખર ઉપરથી પડતું મૂકીશ અથવા અગ્નિમાં પ્રવેશ કરીશ; પરંતુ જે પ્રમાણે વાઘણ શિયાળ પાસે જતી નથી, તે પ્રમાણે મારા પતિ રામનો ત્યાગ કરીને હું કોઇ પણ રીતે તારા જેવા ક્ષુદ્રનો અંગીકાર કરીશ નહિ."

સીતાનું આવું ભાષણ સાંભળતાંજ, રામ ઉપર પ્રીતિવાળા તે સદાચારી લક્ષ્મણે પોતાના બન્ને કાન હાથવડે ઢાંકી દીધા અને રામ જે માર્ગે ગયા હતા તેજ માર્ગે તે જવા નીકળ્યો. ધનુર્ધારી લક્ષ્મણ, (હવે સીતાનું રક્ષણ કેમ થશે આવી શંકાથી ) પાકેલા ઘીલોડાના જેવા લાલ હોઠવાળાં સીતાની તરફ જોતો જોતો, રામનાં પગલાં પડયાં હતાં તે માર્ગે ઉતાવળથી ચાલ્યો.

લક્ષ્મણ ગયો કે તુરતજ ત્યાં રાવણ રાક્ષસ ભસ્મથી ઢંકાએલા અગ્નિની પેઠે પોતે સૌમ્ય ન છતાં સૌમ્ય રૂપવડે તથા યતિના વેષથી ઢંકાઇને અનિંદિતા સીતાનું હરણ કરવાની ઇચ્છાથી રામના આશ્રમમાં દેખાયો.[૩૨] તેને આવેલો જોઇને, ધર્મને જાણનારી જનકપુત્રી સીતાએ તે વખતે ફળ, મૂળ વગેરેનો આહાર કરવા તેને નિમંત્રણ દીધું;[૩૩] પરંતુ તે સઘળાનો અનાદર કરીને રાક્ષસરાજ રાવણે પોતાનું સ્વરૂપ ધારણ કર્યું અને સીતાને સાંત્વન કરતાં કહ્યું કે:–'હે સીતા ! હું રાવણ નામથી પ્રખ્યાત એવો રાક્ષસોનો રાજા છું. મારી લંકા નામની રમણીય નગરી મહાસમુદ્રની સામે પાર આવેલી છે. તે નગરીમાં મારી સાથે આવવાથી તું સ્ત્રીપુરુષોમાં શોભી નીકળીશ; માટે હે સુંદર નિતંબવાળી ! તું તપસ્વી રામનો ત્યાગ કરીને મારી ભાર્યા થા. આવાં આવાં તેનાં વાકયો સાંભળીને સુંદર નિતંબવાળાં જાનકી પોતાના બન્ને હાથવડે કાનને

* અહીં એવી એક આખ્યાયિકા છે કે:–પ્રજાપતિ પોતાની પુત્રી પાછળ મૃગનું રૂપ લઇને દોડયા. તે વખતે રુદ્રે તેનું મસ્તક કાપી નાખ્યું. તે મૃગનું શિર્ષ એજ આ મૃગશીર્ષ નામનું નક્ષત્ર થયું.

ઢાંકીને બોલ્યાં કેઃ-'તું એવું બોલ નહિ.[37] કદાચ નક્ષત્રોસહિત આકાશ તૂટી પડે, પૃથ્વીના ટુકડે ટુકડા થઈ જાય અને અગ્નિ શીતળ થઈ જાય,તોપણ હું રઘુનંદન રામનો ત્યાગ કરૂં નહિ! અરે! જેણે એકવાર વનમાં મદ ઝરતા,પદ્મ જાતના ગજેંદ્રનું સેવન કર્યું છે,તે હાથિણી પછી ડુક્કરનો સ્પર્શ કેમ કરે?[39] રે! મહુડાપુષ્પની તથા મધની મદિરા પીધા પછી કોઈપણ સ્ત્રી કાંજી પીવાનો લોભ કેમ કરશે? એટલું તો યાદ રાખવું કે નજ કરે !'[40]

આ પ્રમાણે રાવણને કહ્યા પછી,ક્રોધવડે જેના હોઠ ફરકતા હતા તે સીતા, પોતાના બન્ને હાથોને વારંવાર વીંઝતાં આશ્રમમાં પ્રવેશ કરવા લાગ્યાં, એટલે રાવણે તેની પાછળ દોડીને કઠોર સ્વરથી તિરસ્કાર કરી, તે સુંદર નિતંબવાળાં સીતાને આશ્રમમાં જતાં અટકાવી દીધાં. તે વખતે સીતા બેભાન જેવાં થઇ ગયાં એટલે રાવણ તેમને કેશમાંથી પકડી લઈ ત્યાંથી આકાશમાર્ગે ચાલ્યો. તે સમયે પર્વતપર રહેનારા જટાયુ નામના ગીધ પક્ષીએ, હરણ કરાતાં તથા 'હા રામ! હા રામ!' કહીને રુદન કરતાં તપસ્વિની સીતાને દીઠાં.[43]

**ઇતિ શ્રીમહા૦ વન૦ રામોપાખ્યાન પર્વમાં "મારીચવધ અને સીતાહરણ" એ વિષયનો અધ્યાય ૨૭૮ મો સમાપ્ત.**

# અધ્યાય ૨૭૯ મો

## રામે કરેલો કબંધનો વધ

**॥ मार्कंडेय उवाच ॥**

**सखा दशरथस्यासीज्जटायुररुणात्मजः ॥**
**गृध्रराजो महावीरः संपातिर्यस्यसोदरः ॥१॥**

માર્કંડેયે કહ્યુંઃ-અરુણનો પુત્ર જટાયુ દશરથનો મિત્ર હતો. મહાવીર ગૃધ્રરાજ સંપાતિ તેનો સહોદર ભ્રાતા થતો હતો.[1] તે જટાયુએ પોતાની પુત્રવધૂ જેવી સીતાને રાવણના ખોળા ઉપર દીઠી એટલે તે પક્ષી ક્રોધ કરીને રાક્ષસરાજ રાવણના તરફ દોડચો;[2] અને તેને કહેવા લાગ્યો કેઃ-' છોડ, છોડ આ સીતાને! અરે નિશાચર! હું જીવું છું ત્યાંસુધી તું એને કેવી રીતે હરણ કરી જઇશ ?[3] જો તું આ મારા મિત્રના પુત્રની વહુને છોડીશ નહિ તો તું મારા સપાટામાંથી જીવતો છુટીશ નહિ.'

આ પ્રમાણે કહીને જટાયુએ તે રાક્ષસરાજના શરીરને નખોવડે અત્યંત ઉઝરડી નાખ્યું[4] અને પાંખ તથા ચાંચના સેંકડો પ્રહારોવડે તેને જર્જરિત કરી નાખ્યું,તેથી જે પ્રમાણે પર્વતમાંથી ઝરણાંઓ વહે, તે પ્રમાણે રાવણના શરીરમાંથી પુષ્કળ રુધિર વહેવા લાગ્યું.[5] આપ્રમાણે રામનું પ્રિય તથા હિત ઈચ્છનારા ગૃધ્ર જટાયુએ રાવણનો વધ કરવા ગાંઠચો, ત્યારે રાવણે હાથમાં તરવાર લઇને તે પક્ષીની બન્ને પાંખો કાપી નાખી.[6] આ પ્રમાણે ભિન્ન થયેલાં વાદળાંના શિખર જેવા પ્રચંડ દેહવાળા તે ગૃધ્રરાજને મરણતોલ કરીને રાવણ રાક્ષસ સીતાને ખોળામાં લઇ આકાશમાર્ગે ચાલતો થયો.[7] તે વખતે માર્ગમાં સીતા જ્યાં જ્યાં આશ્રમસ્થાન, સરોવર અથવા નદી જુએ, ત્યાં ત્યાં પોતાના અંગ ઉપરના અલંકારો ઉતારીને નાખવા લાગ્યાં.[8] તે પછી તેણે એક પર્વતના શિખર ઉપર પાંચ મહાવાનરોને દીઠા, એટલે વિચારશીલ સીતાએ ત્યાં પોતાના અંગ ઉપરનું મહાન દિવ્ય વસ્ત્ર ફેંકયું.[9] તે અત્યંત પીળું વસ્ત્ર પવનથી ઉડીને, મેઘમંડળમાં વિજળીની પેઠે તે પાંચ મહાવાનરોની વચ્ચે પડયું.[10] તે પછી પક્ષીની પેઠે આકાશમાં ગતિ કરતો રાક્ષસરાજ રાવણ અલ્પ સમયમાંજ સઘળો માર્ગ ઓળંગી ગયો અને તેણે પુષ્કળ દરવાજાવાળી, મનોરમ, પાષાણના તથા વાંસના કિલ્લાથી પ્રવેશ ન કરાય તેવી, વિશ્વકર્માએ નિર્માણ કરેલી પોતાની રમણીય લંકાપુરીને દીઠી તથા તેમાં સીતાની સાથે પ્રવેશ કર્યો.[12]

આ પ્રમાણે રાવણ સીતાને હરી ગયો, તે પછી બુદ્ધિમાન રામ, મહામૃગને મારી પાછા વળ્યા. એટલામાં તેમણે પોતાના બંધુ લક્ષ્મણને આવતો દીઠો.[13] ભાઈ લક્ષ્મણને જોતાંજ તેની ઘૃણા કરતાં રામે કહ્યું કેઃ-'રાક્ષસોએ સેવન કરેલા વનમાં સીતાને એકલાં મૂકી તું અહીં કેમ આવ્યો ?'[14] પછી મૃગરૂપધારી રાક્ષસ પોતાને દૂર ખેંચી લાવ્યો અને ભાઇ લક્ષ્મણ

પણ પોતાની પાસે આવી ગયો એનો વિચાર કરતાં રામ સંતાપ કરવા લાગ્યા;[૧૫] અને ઘણુા કરતા કરતા તે ઉતાવળથી લક્ષ્મણને મળીને પૂછવા લાગ્યા કેઃ–'લક્ષ્મણ ! વૈદેહી જીવે છે ? મને લાગે છે કે તે જીવતી નહિ હોય !'[૧૬] એ સાંભળીને લક્ષ્મણે, સીતાનાં સઘળાં વચનો અને છેવટે સીતાએ જે અયોગ્ય વચન કહ્યું હતું તે રામને કહ્યું.[૧૭] તે સાંભળતાંજ અંતઃકરણમાં દગ્ધ થતા થતા રામ આશ્રમ તરફ દોડયા. તે વખતે તેમણે પર્વતના જેવા મહાન દેહવાળા ગીધને મરણતોલ થયેલો દીઠો.[૧૮] તેને જોતાંજ તે કોઈ રાક્ષસ હશે આવી શંકા લાવીને કકુત્સ્થવંશી રામ, પ્રચંડ ધનુષ ખેંચીને લક્ષ્મણની સાથે તેની તરફ દોડયા.[૧૯] એ જોઇને તે તેજસ્વી ગૃધ્રરાજે રામ તથા લક્ષ્મણ એ બન્નેને કહ્યું કેઃ–' તમારૂં કલ્યાણ થાઓ ! હું દશરથનો મિત્ર ગૃધ્રરાજ છું.' જટાયુનું તે વચન સાંભળીને તે બન્નેએ પોતાનાં શુભ ધનુષોને કબજે રાખી કહ્યું કેઃ–' આપણા પિતાનું નામ લેનારો આ કોણ છે ? '[૨૧] તે પછી રામલક્ષ્મણે, જેની બન્ને પાંખો કપાએલી એવા પક્ષી ગૃધ્રરાજને જોયો અને ગૃધ્રરાજે, સીતાને માટે રાવણને હાથે પોતાનો વધ થયો એ વાત તે બન્નેને જણાવી,[૨૨] ત્યારે રામચંદ્રે ગૃધ્રને પૂછયું કેઃ–' રાવણ કયી દિશામાં ગયો ?' જટાયુએ માત્ર મસ્તક હલાવીનેજ રામને દિશા દેખાડી અને પોતાનો પ્રાણ છોડયો.[૨૩] તેની નિશાની ઉપરથી રાવણ દક્ષિણ દિશામાં ગયો છે, એમ જાણ્યા પછી રામે પોતાના પિતાના મિત્રનો સત્કારપૂર્વક અગ્નિસંસ્કાર કર્યો.[૨૪] તે પછી રામ તથા લક્ષ્મણે આશ્રમસ્થાનમાં જઇને જોયું તો, તેમાં સાદડીઓ તથા પર્ણશાળાઓ અસ્તવ્યસ્ત થઈ ગયેલી, કલશો ભાંગી ગયેલા અને શૂન્ય પડવાથી સેંકડો શિયાળવાંઓની ધમાચકડી થઈ રહેલી દીઠી. તે જોઈને સીતાનું હરણ થવાથી વ્યાકુળ થઇ ગયેલા તથા દુઃખ અને શોકમાં ડૂબેલા તે શત્રુતાપન વીરો, દંડકારણ્યની દક્ષિણ દિશા તરફ ચાલી નીકળ્યા.[૨૧]

તે મહાવનમાં ફરતાં ફરતાં લક્ષ્મણની સાથે રામે ચારે તરફ મૃગનાં ટોળાંઓને દોડતાં દીઠાં અને દાવાગ્નિ વૃદ્ધિ પામતાં જેવો પ્રાણીઓનો ભયાનક શબ્દ થાય તેવો પ્રાણીઓનો ભયાનક શબ્દ સાંભળ્યો; તથા તે બન્નેએ એક મુહૂર્તમાંજ ભયંકર દેખાવવાળા કબંધ રાક્ષસને જોયો.[૨૮] તે રાક્ષસનું શરીર મેઘ અથવા પર્વતના જેવું શ્યામ તથા પ્રચંડ હતું, તેની ખાંધ શાલવૃક્ષના જેવી હતી, તેના હાથ મોટા હતા, તેની છાતી ઉપરજ વિશાળ નેત્ર હતાં અને મોટા પેટમાંજ મોટું મુખ હતું.[૨૯] તે રાક્ષસે દૈવેચ્છાથીજ લક્ષ્મણનો હાથ પકડયો, એટલે હે ભરતવંશી યુધિષ્ઠિર ! લક્ષ્મણ તત્કાળ ખિન્ન થઈ ગયા[૩૦] અને રાક્ષસના મુખ તરફ ખેંચાવાથી ધૈર્યહીન થઇને રામના તરફ જોઇ કહ્યું કેઃ–' આ મારી અવસ્થા તરફ દૃષ્ટિ કરો ![૩૧] રાક્ષસ સીતાને હરી ગયો, હું આ સંકટમાં સપડાયો, તમે રાજ્યભ્રષ્ટ થયા અને પિતાજી મરણ પામ્યા ! હવે હું તમને સીતાની સાથે અયોધ્યામાં જઇને બાપદાદાથી પ્રાપ્ત થયેલા પૃથ્વીના રાજ્ય ઉપર આરૂઢ થયેલા જોઇ શકીશ નહિ;પરંતુ જેઓ ધન્ય પુરુષો હશે તેઓજ દર્ભ, શેકેલી શાળ અને શમીપત્ર સાથે જળવડે અભિષેક કરાયલા આપ આર્યના મેઘમંડળથી નિર્મુક્ત થયેલા ચંદ્રના જેવા મુખનાં દર્શન કરશે.'[૩૪]

બુદ્ધિમાન લક્ષ્મણ આ પ્રમાણે અનેક પ્રકારથી વિલાપ કરવા લાગ્યો, ત્યારે ગભરાટના સમયમાં પણ ન ગભરાનારા રામચંદ્રે તેને કહ્યું કેઃ–[૩૫] ઓ પુરુષવ્યાઘ્ર! તું ખેદ કરીશ નહિ. હું ઉભો છું, ત્યાંસુધી એ રાક્ષસ કંઇ ગણત્રીમાં નથી, તું એનો જમણો હાથ કાપી નાખ ! જો, આ મેં એનો ડાબો હાથ કાપ્યો ![૩૬] આટલું કહેતાંજ રામે અત્યંત તીક્ષ્ણ ધારવાળી તરવારવડે તલના છોડની પેઠે તેનો ડાબો હાથ કાપી નાખ્યો.[૩૭] તે વખતે બળવાન લક્ષ્મણે પોતાના બંધુ રામને ઉભેલા જોઇને તરવારવડે રાક્ષસના જમણા હાથને કાપી નાખ્યો.[૩૮] વળી લક્ષ્મણે તે રાક્ષસના પડખામાં એક ભારે પ્રહાર કર્યો એટલે તે પ્રચંડ દેહવાળો કબંધ પ્રાણવિનાનો થઇને પૃથ્વી ઉપર પડયો અને તેના દેહમાંથી એક દિવ્ય દેખાવવાળો પુરુષ નીકળીને આકાશ-

માંથી સૂર્ય પ્રકાશે તેમ આકાશમાં રહીને પ્રકાશિત થતો દેખાયો.[40] ત્યારે વક્તાઓમાં શ્રેષ્ઠ એવા રામે તેને પૂછ્યું કેઃ-' તું કોણ છે, તે હું પૂછું છું; માટે તું તારી ઈચ્છાથી કહે કે, આ આશ્ચર્ય શું છે? મને પણ એમાં બહુ વિસ્મય લાગે છે.'[41] એ સાંભળીને તેણે રામને કહ્યું કે, હે રાજા ! હું વિશ્વાવસુ નામનો ગંધર્વ છું અને બ્રાહ્મણના શાપવડે રાક્ષસની યોનિને પ્રાપ્ત થયો હતો.[42] તમારી ભાર્યા સીતાને લંકામાં નિવાસ કરનારો રાવણ રાજા હરી ગયો છે; માટે તમે સુગ્રીવની પાસે જાઓ, તે તમને સહાય કરશે. આ ઋષ્યમૂક પર્વતની પાસે હંસ તથા કારંડવોથી યુક્ત પવિત્ર જળવાળું પંપા નામનું સરોવર છે. ત્યાં સુવર્ણની માળાને ધારણ કરનારા વાનરરાજ વાલિનો ભાઇ સુગ્રીવ, પોતાના ચાર મંત્રીઓની સાથે વાસ કરે છે.[45] તમે તેને મળીને તમારા દુઃખનું કારણ નિવેદન કરો; કારણ કે તેની સ્થિતિ પણ તમારા જેવીજ હોવાથી તે તમને સહાય કરશે.[46] હવે હું તમને એટલુંજ કહી શકું છું કે, તમે જાનકીને જોશો, કારણ કે વાનરરાજ સુગ્રીવને તે રાવણના નિવાસસ્થાનની ચોક્કસ ખબર છે.'[47]

આ પ્રમાણે કહ્યા પછી તે મહાકાંતિવાળો દિવ્ય પુરુષ અંતર્ધાન થઇ ગયો અને વીરોમાં મુખ્ય એવા રામ તથા લક્ષ્મણ વિસ્મય પામ્યા.

**ઇતિ શ્રીમહા૦ વન૦ રામોપાખ્યાન પર્વમાં "કબંધવધ" એ વિષયનો અધ્યાય ૨૭૯ મો સમાપ્ત.**

# અધ્યાય ૨૮૦ મો

## રામને સુગ્રીવનો સમાગમ, વાલિવધ અને ત્રિજટાકૃત સીતાનું સાંત્વન

**॥ मार्कंडेय उवाच ॥**

**ततोऽविदूरे नलिनीं प्रभूत कमलोत्पलाम् ॥**
**सीताहरणदुःखार्तः पंपां रामः समासदत् ॥१**

માર્કંડેયે કહ્યુંઃ– તે પછી સીતાના હરણથી દુઃખાતુર થયેલા રામ, પુષ્કળ કમળ તથા પોયણીઓવાળા સમીપમાં આવેલા પંપા સરોવરપર ગયા.[1] તે વનમાં અતિશય શીતળ, સુખકર અને અમૃત જેવા સુગંધવાળા વાયુનો શરીરે સ્પર્શ થવાથી રામને, પોતાની પ્રિયા સીતાનું સ્મરણ થવા લાગ્યું;[2] અને કામબાણથી તપી ઉઠેલા રાજેંદ્ર રામચંદ્ર કાંતાનું સ્મરણ કરતા ત્યાં વિલાપ કરવા લાગ્યા. ત્યારે સુમિત્રાપુત્ર લક્ષ્મણે રામને કહ્યું કેઃ–[3]'હે માનદાતા ! વૃદ્ધ પુરુષોનો સમાગમ કરનારા જિતેંદ્રિય પુરુષને જે પ્રમાણે વ્યાધિ સ્પર્શ કરી શકતો નથી, તે પ્રમાણે આવો વિકાર તમારો સ્પર્શ કરવા માટે પણ યોગ્ય નથી.[4] તમને સીતાની તથા રાવણની ભાળ મળી છે, તો હવે બુદ્ધિથી તથા પુરુષાર્થથી તેને મેળવી લ્યો.[5] ચાલો, આપણે બંને પર્વત ઉપર રહેલા વાનરશ્રેષ્ઠ સુગ્રીવની પાસે જઈએ. હું તમારો શિષ્ય, સેવક તથા સહાયક છું, માટે તમે ધીરજ ધરો.[6]

આ પ્રમાણે લક્ષ્મણે અનેક પ્રકારનાં વાક્યો કહ્યાં, ત્યારે રામ સ્વસ્થ થયા અને કાર્ય કરવામાં તત્પર થયા.[7] વીર એવા રામ અને લક્ષ્મણ, એ બન્ને બંધુઓએ પંપા સરોવરના જળનું સ્નાનાદિકથી સેવન કરીને તથા પિતૃઓનું તર્પણ કરીને ત્યાંથી પ્રયાણ કર્યું.[8] પછી તે બન્ને વીરોએ પુષ્કળ મૂલ, ફળ અને વૃક્ષોવાળા ઋષ્યમૂક પર્વત પાસે જઈને પર્વતના શિખર ઉપર પાંચ વાનરોને દીઠા.[9] તે વખતે સુગ્રીવે, હિમાલયની પેઠે બેઠેલા પોતાના બુદ્ધિમાન સચિવ હનુમાન વાનરને તેઓની પાસે મોકલ્યો.[10] હે રાજા ! રામલક્ષ્મણે પ્રથમ તેની સાથે સંભાષણ કર્યું, તે પછી તેઓ સુગ્રીવની પાસે ગયા અને તેજ વખતે રામે વાનરરાજ સુગ્રીવની સાથે મિત્રતા કરી.[11] પછી રામે જ્યારે પોતાનું કાર્ય નિવેદન કર્યું, ત્યારે રાવણ સીતાને હરી જતો હતો તે વખતે સીતાએ જે વસ્ત્ર વાનરોની વચ્ચે નાખ્યું હતું, તે વસ્ત્ર વાનરોએ રામને દેખાડ્યું.[12] તે ખાત્રી આપનારૂં સીતાનું વસ્ત્ર મળ્યા પછી રામચંદ્રે પોતે વાનરાધીશ સુગ્રીવનો પૃથ્વી ઉપરના સર્વ વાનરોના રાજ્યાસન ઉપર અભિષેક કર્યો;[14] અને કકુત્સ્થવંશી રામે યુદ્ધમાં

વાલીનો વધ કરવાની પ્રતિજ્ઞા કરી; તેમજ હે રાજા ! સુગ્રીવે પણ સીતાને પાછાં લાવવાની પ્રતિજ્ઞા કરી.[૧૪] આ પ્રમાણે કહી પ્રતિજ્ઞા કરી પરસ્પરમાં વિશ્વાસ બેસાડયો. તે પછી સઘળા એકઠા મળીને યુદ્ધની આકાંક્ષાથી કિષ્કિંધા આગળ આવીને ઉભા રહ્યા.[૧૫] જનસમુદાયના શબ્દ જેવા પ્રચંડ શબ્દવાળા સુગ્રીવે કિષ્કિંધા નગરી આગળ જતાંજ મોટી ગર્જના કરી. તેને વાલી સહન કરી શકયો નહિ અને યુદ્ધ કરવા તેની સામે જવા તૈયાર થયો, પરંતુ તેની સ્ત્રી તારાએ તેને અટકાવીને કહ્યું કે:–[૧૬]'આ બળવાન વાનર સુગ્રીવ જે રીતે ગર્જના કરે છે, એ ઉપરથી હું માનું છું કે, તે બીજાનો આશ્રય લઇને અહીં આવ્યો છે, માટે તમે બહાર નીકળશો નહિ.'

એ સાંભળીને તેનો પતિ, સુવર્ણની માળા ધારણ કરનારો વાણીમાં કુશળ વાનરાધીશ વાલી, તે ચંદ્રમુખી તારાપ્રત્યે બોલ્યો કે:–[૧૮] 'તું સર્વ પ્રાણીઓની ભાષાને જાણનારી તથા બુદ્ધિમતી છે, માટે તું જો, કે એ મારો કહેવાતો ભાઇ કોના આશ્રયથી અહીં આવ્યો છે?[૧૯] એ સાંભળીને,ચંદ્રના જેવી ઉજ્જ્વળ કાંતિવાળી તથા ઉત્તમ જ્ઞાનવાળી તારા ક્ષણભર વિચારકરીને પોતાના પતિપ્રત્યે બોલી કે:–હે કપીશ્વર! તમે સઘળું સાંભળો![૨૦] દશરથના મહાબળવાન પુત્ર રામની સ્ત્રીનું હરણ થયું છે. તે ધનુર્ધારી રામે સુગ્રીવની સાથે એકના મિત્ર અથવા શત્રુને બીજાનો પણ મિત્ર તથા શત્રુ ગણવો એવી મિત્રતા બાંધી છે. વળી રામનો ભાઈ, કે જે મહાબાહુ તથા અજિત છે, તે સુમિત્રાનો બુદ્ધિસંપન્ન પુત્ર લક્ષ્મણ પણ કાર્યસિદ્ધિને માટે તત્પર થઈ રહ્યો છે;[૨૨] તેમજ મૈંદ, દ્વિવિદ, વાયુપુત્ર હનુમાન તથા રીંછનો રાજા જાંબવાન– આ સર્વ સુગ્રીવના મંત્રીઓ પણ તૈયાર ઉભા છે.[૨૩]એ સર્વ મહાત્માઓ બુદ્ધિસંપન્ન અને મહાબળવાન છે.તેઓ રામના પરાક્રમ તથા બળના આશ્રયથી તમારો વિનાશ કરવા સમર્થ છે.

આ પ્રમાણે તારાએ હિતકારક વચન કહ્યાં, પરંતુ ઈર્ષ્યાખોર કપીશ્વર વાલીએ તેનાં વચનને વચ્ચેજ તોડી પાડીને, તારાનું મન સુગ્રીવ તરફ ગયું છે એવી મનમાં શંકા આણી. પછી તે, તારાને કઠોર વચનો કહીને ગુફાના દ્વારમાંથી બહાર નીકળ્યો અને માલ્યવાન પર્વતની પાસે ઉભેલા સુગ્રીવપ્રત્યે બોલ્યો કે:–[૨૬] 'મેં પૂર્વે જીવિતમાં પ્રીતિવાળા એવા તને અનેકવાર હરાવ્યો છે અને એક જાતભાઇ છે એમ જાણીને જતો કર્યો છે, છતાં ફરી તું મરવાની ઉતાવળ કેમ કરે છે ?'[૨૭]

આ પ્રમાણે વાલીએ કહ્યું, ત્યારે શત્રુઓને હણનારો સુગ્રીવ, રામને સમજાવતો હોય તેમ, કાળ જેને પ્રાપ્ત થએલો એવા પોતાના ભાઇને હેતુયુક્ત વચન કહેવા લાગ્યો:–[૨૮] 'ઓ રાજા! તેં મારૂં રાજ્ય તથા સ્ત્રી હરી લીધાં છે, તેથી હવે મારા જીવિતનો શો ઉપયોગ છે ? એવો વિચાર કરીને હું અહીં આવ્યો છું, એમ તું સમજ.' આ પ્રમાણે અનેક પ્રકારે કહીને તે બન્ને વાલી તથા સુગ્રીવ, હાથમાં શાલ, તાલ તથા શિલારૂપી આયુધો લઇને યુદ્ધભૂમિમાંએકબીજાના ઉપર ધસી ગયા.[૩૦] તે બન્ને એકબીજાને પ્રહાર કરવા લાગ્યા, બન્ને પૃથ્વી ઉપર પડયા, વિચિત્ર વાદ કરવા લાગ્યા, એકબીજાને મુષ્ટિઓનો પ્રહાર કરવા લાગ્યા અને નખ તથા દાંતથી ભેદાયલા તેઓ લોહીલુહાણ થઇ ગયા. તે વખતે બન્ને વીરો પુષ્પવાળા કેસુડાના ઝાડ જેવા શોભવા લાગ્યા.[૩૨] જ્યારે યુદ્ધમાં તે બન્નેની વચ્ચે કંઈભેદ દેખાયો નહિ, ત્યારે હનુમાને સુગ્રીવના કંઠમાં એક માળા પહેરાવી.[૩૩] તે વખતે વીર સુગ્રીવ કંઠમાં પહેરાવેલી માળાવડે, જેમ મલય નામનો મહાપર્વત મેઘમાળાવડે શોભે તેમ શોભવા લાગ્યો.[૩૪] આ પ્રમાણે સુગ્રીવને ચિન્હ કરેલું જોયા પછી મહાધનુષવાળા રામે પોતાનું શ્રેષ્ઠ ધનુષ વાલીના ઉપર તાકીને ખેંચ્યું.[૩૫] તે વખતે તે ધનુષમાંથી તોપના ભડાકા જેવો ટંકાર થયો, તે સાંભળતાંજ વાલી ત્રાસી ગયો અને એટલામાંજ તેના હૃદયમાં બાણનો પ્રહાર થયો.[૩૬] વાલીનું હૃદય બાણવડે ભેદાઈ ગયું અને મોંમાંથી લોહી ઓકતાં ઓકતાં તેણે લક્ષ્મીની સાથે ઉભા રહેલા રામને દીઠા.પછી કકુત્સ્થવંશી

રામનો તિરસ્કાર કરીને તે મૂર્ચ્છિત થઈ પૃથ્વીપર પડયો. તે વખતે તારાએ ચંદ્રના જેવી કાંતિવાળા વાલીનાં દર્શન કર્યાં;[૩૮] અને વાલીનો નાશ થતાં સુગ્રીવે, કિષ્કિંધાને તથા વિધવા થએલી ચંદ્રમુખી તારાને પોતાને સ્વાધીન લીધાં. તે પછી બુદ્ધિમાન રામે શુભ એવા માલ્યવાન પર્વત ઉપર ચાર માસ નિવાસ કર્યો અને સુગ્રીવે તેમની સારી રીતે સેવા કરી.[૪૦]*

બીજી તરફ કામને અધીનથઇ ગએલા રાવણે પણ લંકાપુરીમાં જઈને ત્યાં એક નંદનવનના જેવા ભવનમાં સીતાને રાખી.[૪૧] તે ભવન અશોકવનની પાસે આવેલું હતું અને તપસ્વીઓના આશ્રમ જેવું જણાતું હતું. ત્યાં પતિના સ્મરણવડે કૃશ અંગવાળાં, ઉપવાસ તથા તપ કરવાના સ્વભાવવાળાં, વિશાળ નેત્રવાળાં સીતા, ફળ તથા મૂળનો આહાર કરીને અને તાપસીનો વેષ ધારણ કરીને કષ્ટથી નિવાસ કરવા લાગ્યાં.[૪૩] રાક્ષસના રાજા રાવણે, ત્યાં પ્રાસ, ખડ્ગ, શૂળ, પરશુ, મુદ્ગલ તથા બળતાં ઉંબાડિયાં પકડનારી રાક્ષસીઓને રાખી અને તેને સીતાનું રક્ષણ કરવા આજ્ઞા કરી. તેમાંની કેટલીએક બે આંખવાળી, કેટલીક ત્રણ આંખવાળી, કેટલીક લલાટમાં નેત્રવાળી, કેટલીક લાંબી જીભવાળી, કેટલીક જીભવિનાની, કેટલીક ત્રણ સ્તનવાળી, કેટલીક એક પગવાળી, કેટલીક ત્રણ વેણીવાળી અને કેટલીએક એક નેત્રવાળી હતી. આ અને બીજી કેટલીએક પ્રદીપ્ત નેત્રવાળી તથા ઉંટના જેવા ખડબચડા વાળવાળી રાક્ષસીઓ અહોનિશ સાવધાન થઇ સીતાની ચારે તરફ વીંટાઇને બેસતી હતી;અને કઠોર સ્વરવ્યંજનાત્મક શબ્દોવાળી તે ભયંકર પિશાચિણીઓ લાંબાં નેત્રવાળી સીતાને નિત્ય દારુણ સાદ કાઢીને ધમકાવ્યા કરતી હતી;[૪૭] અને કહેતી કે, ચાલો, આપણે આને ફાડીને એના તિલ તિલ જેવડા ટુકડા કરી ખાઈ જઇએ ! કારણ કે એ સ્ત્રી આપણા સ્વામીનું અપમાન કરીને અહીં જીવ્યા કરે છે.'[૪૮] આ પ્રમાણે રાક્ષસીઓ સીતાને ધમકાવીને તેને વારંવાર ત્રાસ આપવા લાગી, ત્યારે પતિના વિયોગજન્ય શોકથી વ્યાપ્ત થએલાં સીતા નિઃશ્વાસ નાખીને તેઓને કહેવા લાગ્યાં કેઃ–[૪૯] 'ઓ આર્યાઓ! ખાઓ, મને જલદી ખાઇ જાઓ! હવે તે શ્યામ વાંકડીઆ કેશવાળા કમળનયન રામવિના મને જીવવાનો જરાએ લોભ નથી.[૫૦] તમે મારૂં ભક્ષણ નહિ કરો,તોપણ હું પોતેજ તે પ્રાણવલ્લભના વિયોગને લીધે તાડવૃક્ષ ઉપર ચઢેલી સર્પિણીની પેઠે નિરાહાર રહીને મારા શરીરને સૂકવી નાખીશ; પરંતુ રઘુવંશી રામચંદ્રવિના બીજા પુરુષોની પાસે પણ જઇશ નહિ. આ હું સત્ય કહું છું એમ સમજો અને હવે પછી જે કરવું હોય તે કરો.' આવાં સીતાનાં વચન સાંભળીને તે કઠોર સ્વરવાળી રાક્ષસીઓ, રાક્ષસપતિ રાવણને તે સઘળું આદરપૂર્વક કહેવામાટે ચાલી ગઇ.[૫૩] તે સઘળીઓ ગઈ, તે પછી ધર્મને જાણનારી તથા પ્રિય બોલનારી ત્રિજટા નામની રાક્ષસી, સીતાનું સાંત્વન કરતી બોલી કેઃ–[૫૪] 'સખિ સીતા!તું મારા ઉપર વિશ્વાસ રાખ તથા ભય ત્યજી દે. હે વામોરુ ! હું તને કંઇક કહું છું તે મારાં વચનને સાંભળ![૫૫] એક અવિંધ્ય નામનો બુદ્ધિમાન વૃદ્ધ તથા રામનો હિતચિંતક રાક્ષસશ્રેષ્ઠ છે. તેણે તારેમાટે મને કહ્યું છે કે, તારે સીતાને ધીરજ આપી શાંત કરવી અને મારા કહેવાથી તેને કહેવું કે,તારા બળવાન પતિ રામ કુશળ છે;લક્ષ્મણ તેમની સાથે છે; રઘુકુળવંશી શ્રીમાન રામે, ઇંદ્રના જેવા તેજસ્વી વાનરરાજ સુગ્રીવની સાથે મિત્રતા કરી છે અને તને મેળવવામાટે તે ઉદ્યોગ કરી રહ્યા છે.[૫૮] હે ભયશીલે ! તારે લોકનિંદિત રાવણથી ભય રાખવો નહિ; કારણકે હે આહ્લાદકારિણિ ! તેને કુબેરના પુત્ર નલકુબરનો શાપ થયો છે અને તેથીજ તારૂં રક્ષણ થાય છે.[૫૯] પૂર્વે પુત્રવધૂતુલ્ય રંભાનો સ્પર્શ કરતાં એ પાપીને શાપ થયો છે,

*कार्यार्थी मित्रमन्विच्छन्नृशंसः स्यान्महानपि । जघान वालिनं रामो निर्दोषमपि साहसात् ॥

કાર્યને માટે મિત્ર ઇચ્છનારો મહાપુરુષ પણ નૃશંસ થાય છે; જેમ કાર્યાર્થી રામે મિત્રને માટે નિર્દોષ વાલીને પણ સાહસથી મારી નાખ્યો તેમ– અર્થાત્ સ્વાર્થભરી મૈત્રીમાં નિંદ્ય કર્મ પણ થાય છે, માટે તેવી મૈત્રી ત્યાજ્ય છે. गणेश

તેથી આ અજિતેંદ્રિય રાવણ પોતાને અધીન ન થયેલી સ્ત્રીનો સમાગમ કરી શકતો નથી.[૬૦] હે સીતા ! સુગ્રીવે જેનું રક્ષણ કરેલું એવા તારા બુદ્ધિમાન ભર્તા રામ થોડા સમયમાંજ લક્ષ્મણની સાથે અહીં આવશે અને તને અહીંથી છોડાવશે;[૬૧] કારણ પૌલસ્ત્યકુળનો ઘાત કરનારા આ દુર્બુદ્ધિવાળા રાવણના વિનાશને સૂચવનારાં તથા અનિષ્ટ ફળ આપનારાં ઘણાં ભયંકર સ્વપ્નો મેં જોયાં છે.[૬૨] આ દુરાત્મા,નીચ કર્મ કરનારો ભયંકર રાક્ષસ, પોતાના સ્વભાવથી તથા દુષ્ટ આચારથી સર્વના ભયમાં વૃદ્ધિ કરે છે;[૬૩] અને કાળવડે અંતઃકરણ મૂઢ થવાથી સઘળા દેવોની સાથે પણ સ્પર્ધા કર્યા કરે છે; પરંતુ તેના વિનાશનાં ચિન્હો મેં સ્વપ્નમાં ખાત્રીથી જોયાં છે. તે આ પ્રમાણે છે કેઃ–દશવદન રાવણ તેલમાં નાહીને તથા માથું મુંડાવીને કાદવમાં ડૂબતો હતો અને અનેક વખત ગધેડા જોડેલા રથમાં ઉભો ઉભો નાચતો હતો.[૬૫]વળી કુંભકર્ણ વગેરે રાક્ષસોનાં શરીરો ઉપર પણ લાલ પુષ્પોની માળાઓ હતી, લાલ ચંદન ચોપડયું હતું અને મસ્તક ઉપરના કેશ પડી ગયા હતા તથા તેઓ નગ્ન સ્થિતિમાં દક્ષિણ દિશા તરફ જતા હતા.[૬૬] એકલો વિભીષણજ માથે પાઘડી, શ્વેત છત્ર, શ્વેત પુષ્પમાલા તથા ચંદનના અંગરાગની સાથે શ્વેત પર્વત ઉપર ચઢેલો હતો.[૬૭] વળી એના ચાર પ્રધાનો પણ શ્વેત પુષ્પમાળાઓ અને શુભ્ર અંગરાગ ધારણ કરીને ધવલ પર્વત ઉપર ચઢેલા હતા,એટલે તેઓ પણ આ મહાભયમાંથી બચી જશે. વળી મેં સ્વપ્નમાં રામનાં અસ્ત્રવડે સાગરની સાથે પૃથ્વીને વ્યાપ્ત થયેલી દીઠી તે ઉપરથી હું કહું છું કે, તારા પતિ રામચંદ્ર પોતાના યશવડે આખી પૃથ્વીને પૂર્ણ કરી દેશે;[૬૯]તેમજ સ્વપ્નમાં મેં, સર્વ દિશાઓને બાળી મૂકવાની ઇચ્છાવાળા લક્ષ્મણને હાડકાંના ઢગલા ઉપર ચઢીને મધ તથા દૂધપાક ખાતો દીઠો;[૭૦] અને તને પણ રુધિરવડે ભીંજાયલાં અંગવાળી, રુદન કરતી, એક વાઘથી રક્ષણ કરાતી અને ઉત્તર દિશા તરફ જતી મેં સ્વપ્નામાં અનેક વાર દીઠી.[૭૧] આ ઉપરથી હે વિદેહતનયા સીતા ! તું થોડા સમયમાંજ લક્ષ્મણસહિત પોતાના પતિ રામચંદ્રને મળી હર્ષ પામીશ.'

આવાં ત્રિજટાનાં વચન સાંભળીને મૃગબાલના જેવાં નેત્રવાળી બાળા સીતાને ફરી પતિના સમાગમની આશા ઉત્પન્ન થઇ. એટલામાં જે અતિ દારુણ ભયંકર પિશાચિણીઓ રાવણ પાસે ગઇ હતી તે આવી પહોંચી અને તેઓએ પૂર્વની પેઠે ત્રિજટાની સાથે બેઠેલી સીતાને દીઠી.[૭૪]

ઇતિ શ્રીમહા૦ વન૦ રામોપાખ્યાન પર્વમાં "ત્રિજટાકૃત સીતાસાંત્વન" એ વિષયનો અધ્યાય ૨૮૦ મો સમાપ્ત.

## અધ્યાય ૨૮૧ મો

### રાવણ અને સીતાનો સંવાદ

॥ मार्कंडेय उवाच ॥

**ततस्तां भर्तृशोकार्त्तां दीनां मलिन वाससम् ॥**
**मणिशेषाभ्यलंकारां रुदतीं च पतिव्रताम् ॥१॥**

માર્કંડેયે કહ્યુંઃ–તે પછી પતિના શોકવડે આતુર તથા દીન બનેલી મલિન વસ્ત્રવાળી,મંગળસૂત્રમાં રહેલા મણિનેજ અલંકારમાં ધારણ કરતી, રાક્ષસીઓથી સેવાતી અને એક શિલાતલ ઉપર બેસીને રુદન કરતી પતિવ્રતા સીતાને કામબાણવડે પીડાતી રાવણે દીઠી અને તે તેની પાસે ગયો.[૨] જે રાવણ યુદ્ધમાં દેવ, દાનવ, ગંધર્વ, યક્ષ તથા કિંપુરુષોથી પરાજય પામ્યો ન હતો, તેજ આજે કામથી વ્યાકુળ થઇને અશોક વાટિકામાં જવા લાગ્યો.[૩]આ વખતે શ્રીમાન રાવણે દિવ્ય વસ્ત્રો પહેર્યાં હતાં, કાનમાં ઝળકતાં મણિમય કુંડળો ધારણ કર્યાં હતાં અને માથે ચિત્રવિચિત્ર પુષ્પોનો મુકુટ પહેર્યો હતો, તેથી તે મૂર્તિમંત વસંત જેવો બન્યો હતો.[૪] રાવણ જો કે પ્રયત્નથી શણગરાયો હતો, તોપણ તે કલ્પવૃક્ષના જેવો ન જણાતાં શ્મશાનના મહાન વૃક્ષના જેવો અલંકૃત છતાં ભયંકર દેખાતો હતો.[૫] તે રાક્ષસ સૂક્ષ્મ કટિવાળી સીતાની સમીપ ગયો, તે વખતે તે રોહિણી નક્ષત્રની સમીપમાં ગયેલા શનિશ્વર ગ્રહના જેવો દેખાવા લાગ્યો. તે પછી કામબાણથી વીંધાયલો રાવણ,સુંદર નિતં-

અવાળી અને દુર્બળ હરિણીની પેઠે ત્રાસી ગયેલી સીતાને હાંક મારીને આ પ્રમાણે કહેવા લાગ્યોઃ— હે સીતા! હવે આટલાથી બહુ થયું! તેં તારા પતિના ઉપર જે આ અનુગ્રહ કર્યો છે,તે પૂરતો છે. હે કૃશાંગિ! હવે તો તું કૃપા કર અને વેણી બાંધી વસ્ત્રાલંકારથી અલંકૃત થા.હે શ્રેષ્ઠ જઘનવાળી સુંદરિ! તું અત્યંત મૂલ્યવાળાં વસ્ત્રો તથા અલંકારો ધારણ કરીને મારો સ્વીકાર કર અને મારી સર્વ સ્ત્રીઓમાં શ્રેષ્ઠ રૂપવાળી તું મુખ્ય થઇને રહે.[૯] મારી સ્ત્રીઓમાં દેવકન્યાઓ, ગંધર્વસ્ત્રીઓ, દાનવકન્યાઓ અને દૈત્યોની સ્ત્રીઓ પણ છે;[૧૦] ચૌદ કરોડ પિચાશો મારી આજ્ઞામાં રહે છે. તેઓથી બમણા, ભયંકર કર્મ કરનારા પુરુષભક્ષક રાક્ષસો તથા ત્રણગણા યક્ષો મારી આજ્ઞા પ્રમાણે વર્તે છે,તેમાંના થોડાએક યક્ષોજ મારા ભાઈ કુબેરનો આશ્રય કરીને રહેલા છે.[૧૨] હે કલ્યાણિ! હે સુંદરિ! હું જ્યારે મદિરાપાન કરવાની પાનભૂમિમાં જાઉં છું, ત્યારે ગંધર્વો તથા અપ્સરાઓ મારા ભાઇની પેઠે મારી પણ નિત્ય સેવા કરે છે.[૧૩] વળી હું સાક્ષાત્ બ્રહ્મર્ષિ વિશ્રવા મુનિનો પુત્ર છું અને પાંચમા લોકપાલતરીકે મારો યશ પ્રખ્યાત છે.[૧૪] હે ભાવિનિ! જે પ્રમાણે દેવોના રાજા ઇંદ્રના ભક્ષ્ય પદાર્થો, ભોજ્ય પદાર્થો અને વિવિધ પાનપદાર્થો દિવ્ય હોય છે, તેજ પ્રમાણે મારા પણ સર્વ પદાર્થો દિવ્ય છે. હે સુંદરિ! હવે તારૂં વનવાસ આપનારૂં પાપકર્મ ક્ષય પામો અને તું મંદોદરી જેવી મારી ભાર્યા થઇને રહે.'

આ પ્રમાણે રાવણે કહ્યું, ત્યારે સુંદરમુખી સીતા પોતાનું મુખ બીજી તરફ ફેરવીને તથા પોતાની અને રાવણની વચ્ચે ઘાસનું અંતર રાખીને રાવણપ્રત્યે બોલી.[૧૭] તે પતિનેજ દૈવત માનનારી સુંદર જઘનવાળી બાળા, અકલ્યાણકારક પોતાનાં અશ્રુજળવડે ઘાટાં તથા ઉન્નત સ્તનોને સતત સિંચન કરતી નીચ રાવણપ્રત્યે કહેવા લાગી કેઃ—'હે રાક્ષસેશ્વર! તું વારંવાર આવું આવું બોલે છે અને મેં અભાગણીએ તે ખેદસાથે સાંભળ્યું છે, પરંતુ હવે એવાળા પુરુષ! તું મારા તરફથી મનને પાછું વાળી લે, જેથી તારૂં કલ્યાણ થશે! [૨૦] હું પરસ્ત્રી છું અને નિત્ય પતિવ્રતવાળી છું,તેથી તને અલભ્ય છું.[૨૧]વળી હું હીન મનુષ્યપત્ની છું, તેથી પણ તારા ઉપયોગની નથી; [૨૧] તેમજ મારા જેવી નિરુપાય બનેલી સ્ત્રીનું આક્રમણ કરવાથી તને શું સુખ પ્રાપ્ત થવાનું છે? તારા પિતા બ્રહ્મદેવથી ઉત્પન્ન થયા છે અને તે બ્રાહ્મણ પોતે પણ પ્રજાપતિના જેવા છે.[૨૨] વળી તું પણ લોકપાલના જેવો છે, છતાં તું ધર્મનું પાલન કેમ કરતો નથી? અરે! મહેશ્વરના મિત્ર, રાજાધિરાજ સમર્થ ધનાધિપતિ કુબેરને અહીં મારી આગળ પોતાના ભાઇતરીકે ઓળખાવતાં તને લાજ કેમ આવતી નથી?"

આ પ્રમાણે કહીને સીતા, વસ્ત્રવડે મુખ ઢાંકી લઈને સ્તન તથા ડોકી કંપાવતી રડવા લાગી. તે વખતે રુદન કરતી તે સુંદરીના મસ્તક ઉપર ગુંથેલી અત્યંત કાળી તથા ચળકતી લાંબી વેણી કાળી નાગણના જેવી દેખાતી હતી. અસ્તુ. સીતાએ તે પ્રમાણે ઘણાં કઠોર વચનો કહ્યાં, તે સાંભળીને તથા તેણે નિષેધ કર્યો છતાં દુર્બુદ્ધિવાળા રાવણે ફરીથી સીતાને કહ્યું કેઃ—"હે સીતા! કામદેવ પોતાની ઇચ્છા પ્રમાણે ભલે મારાં અંગોને પીડા કરે;[૨૭] પરંતુ સુંદર હાસ્યવાળી અને ઉત્તમ નિતંબવાળી એવી તું જયાંસુધી ઇચ્છા કરે નહિ, ત્યાંસુધી હું તારો સમાગમ કરીશ નહિ. હું શું કરી શકું ?કારણ કે તું હજીપણ અમારા આહારરૂપ મનુષ્યયોનિમાં જન્મેલા રામનેજ અનુસરે છે!"

રાક્ષસરાજ રાવણ તે સુંદરાંગીને આ પ્રમાણે કહીને ત્યાંજ અંતર્ધાન થઈ પોતાની ઇચ્છિત દિશામાં ચાલ્યો ગયો અને રાક્ષસોથી વીંટાયલી તથા શોકવડે કૃશ થયેલી વૈદેહી ત્યાંજ રહી, તે વખતે ત્રિજટા તેની સેવા કરતી હતી.

ઈતિ શ્રીમહા૦ વન૦ રામોપાખ્યાનપર્વમાં
"સીતારાવણસંવાદ" એ વિષયનો
અધ્યાય ૨૮૧ મો સમાપ્ત.

# અધ્યાય ૨૮૨ મો

## હનુમાને સીતાની શોધ કરી.

॥ मार्कंडेय उवाच ॥

राघवः सह सौमित्रिः सुग्रीवेणाभि पालितः॥
वसन्माल्यवतः पृष्ठे ददर्श विमलं नभः॥१॥

માર્કંડેયે કહ્યું:–આ તરફ સુગ્રીવે રક્ષણ કરેલા એવા લક્ષ્મણસહિત રામ, માલ્યવાન પર્વત ઉપર વાસ કરતા હતા, એવામાં તેમણે આકાશને નિર્મળ થયેલું દીઠું;[1] અને સ્વચ્છ આકાશમાં શત્રુહંતા રામે, જેની પાછળ ગ્રહ, નક્ષત્ર તથા તારા ગમન કરે છે એવા નિર્મળ ચંદ્રને પણ જોયો.[2] એક વખતે પર્વત ઉપર સૂતેલા રામને, કુમુદો, ઉત્પલો તથા કમળોના સુગંધવાળા શીતળ વાયુએ એકાએક જાગ્રત કરી દીધા.[3] એ પ્રભાતસમયે ધર્માત્મા રામ, રાક્ષસને ઘેર કેદ કરેલાં સીતાનું સ્મરણ કરીને ખિન્ન થઇ ગયા અને વીર લક્ષ્મણપ્રત્યે બોલ્યા કે:– ‘ ઓ લક્ષ્મણ ! તું કિષ્કિંધામાં જા અને સ્વાર્થ સાધવામાં પંડિત, કૃતઘ્ની તથા સાંસારિક મદમત્ત સુખમાં મદમત્ત થયેલા કપીશ્વર સુગ્રીવની તપાસ કર ![5] જે કુળાધમ મૂર્ખનો મેં રાજ્યાસન ઉપર અભિષેક કર્યો અને તેથીજ સઘળા વાનરો, ગોપુચ્છો તથા રીંછો જેની સેવા કરે છે;[6] વળી હે રઘુકુળને વહન કરનારા મહાબાહુ લક્ષ્મણ ! સાથે મેં કિષ્કિંધાના ઉપવનમાં તે વખતે જેને માટે વાલીને માર્યો હતો,[7] તે સુગ્રીવ પૃથ્વી ઉપર અધમ વાનર હોઇને કૃતઘ્ની છે, એમ હું માનું છું; કારણકે હે લક્ષ્મણ ! એવી સ્થિતિ પ્રાપ્ત થવાથી જે મૂર્ખ આજે મારી સંભાળ પણ લેતો નથી,[8] તેને પ્રતિજ્ઞાપાલનનું જ્ઞાનજ નથી. ખરેખર, મેં તેના ઉપર ઉપકાર કર્યો છે, છતાં તે જો પોતાની અલ્પ બુદ્ધિને લીધે મારો અનાદર કરીને મારેમાટે ઉદ્યોગ ન કરતાં વિષયસુખમાંજ નિમગ્ન થઇ ગયો હોય, તો તારે જે માર્ગે વાલી ગયો, તેજ માર્ગે તેને યમલોકમાં પહોંચાડી દેવો;[10] પરંતુ તે વાનરશ્રેષ્ઠ હજી જો આપણું કાર્ય કરવામાટે તત્પર હોય, તો હે કકુત્સ્થવંશી લક્ષ્મણ ! તું તેને તત્કાળ લઇ આવ; વિલંબ કરીશ નહિ.’[11]

આ પ્રમાણે બંધુએ કહ્યું, ત્યારે વડીલ બંધુની આજ્ઞા અને તેનું હિત કરવામાં તત્પર રહેલા લક્ષ્મણે, હાથમાં બાણ તથા પ્રત્યંચા ચઢાવેલું સુંદર ધનુષ લઇને ત્યાંથી પ્રયાણ કર્યું;[12] અને કિષ્કિંધાના દરવાજા આગળ જઇને ત્યાં કોઇએ પણ રોકાણ ન કરવાથી નગરીમાં પ્રવેશ કર્યો. તે વખતે લક્ષ્મણ ક્રોધયુક્ત છે એવું માનીને વાનરોનો રાજા સુગ્રીવ, તેની સામે ગયો અને તેણે પોતાની સ્ત્રીની સાથે પ્રસન્ન થઇને વિનીત ભાવથી બહુ માનપૂર્વક લક્ષ્મણનો યથાયોગ્ય સત્કાર કર્યો.[14] તે પછી જેને ક્યાંય ભય નથી એવા સુમિત્રાપુત્ર લક્ષ્મણે, સુગ્રીવને રામનાં વચનો કહી સંભળાવ્યાં. હે રાજેંદ્ર! તે સઘળાં વચનો સંપૂર્ણ રીતે સાંભળીને પ્રસન્ન થયેલો વાનરાધીશ સુગ્રીવ, પોતાની ભાર્યા તથા સેવકોની સાથે વિનીત થઇ બે હાથ જોડીને નરશ્રેષ્ઠ લક્ષ્મણને આ પ્રમાણે કહેવા લાગ્યો:–[16] ‘ હે લક્ષ્મણ! હું દુષ્ટ બુદ્ધિવાળો નથી, કૃતઘ્ની નથી અને નિર્દય પણ નથી. મેં સીતાની શોધને માટે જે પ્રયત્ન કર્યો છે, તે તમે સાંભળો.[17] મેં સુશિક્ષિત સઘળા વાનરોને સર્વ દિશાઓમાં શોધ કરવા મોકલ્યા છે અને તે સઘળાએ એક મહિને પાછું આવવું એવી મુદત ઠરાવી છે.[18] હે વીર! તે વાનરોએ વન, પર્વત, પુર, ગામ, નગર અને ખાણોની સાથે સાગરરૂપી વસ્ત્રવાળી સમસ્ત પૃથ્વી ઉપર સીતાની શોધ કાઢવાની છે.[19] તે માસ હવે પાંચ દિવસેજ પૂર્ણ થશે. તે પછી તમે રામસહિત ઘણી મોટી પ્રિય વાત સાંભળશો.’[20]

આ પ્રમાણે બુદ્ધિમાન વાનરરાજ સુગ્રીવે કહ્યું, ત્યારે ઉદાર મનવાળા લક્ષ્મણે ક્રોધ ત્યજી દઇને સુગ્રીવની પ્રશંસા કરી.[21] પછી સુગ્રીવને સાથે લઇને લક્ષ્મણ, માલ્યવાન પર્વત ઉપર બેઠેલા રામની પાસે આવ્યો અને તેણે તેમને તે કાર્યનો આરંભ થએલો જણાવ્યો.[22] તે પછી સુગ્રીવે શોધ કરવા મોકલેલા હજારો વાનરેંદ્રો ત્રણ દિશામાં શોધ કરીને પાછા આવ્યા; પરંતુ જેઓ દક્ષિણ દિશામાં ગયા હતા તેઓ આવ્યા

નહિ.[23] ત્યાં આવેલા વાનરોએ રામને કહ્યું કે:– ‘અમે સમુદ્રરૂપી કટિમેખળાવાળી સર્વ પૃથ્વીમાં શોધ કરી, પરંતુ અમને સીતાનાં અથવા રાવણનાં દર્શન થયાં નહિ.’[24] એ સાંભળીને રામ દુઃખિત થયા; પરંતુ જે વાનરશ્રેષ્ઠો દક્ષિણ દિશામાં ગયા હતા,તેઓના ઉપર આશા બાંધીને તે પોતાના પ્રાણને ટકાવી રહ્યા.[25] આ રીતે બે મહિના નીકળી ગયા, ત્યારે કેટલાક વાનરો ઉતાવળા ઉતાવળા સુગ્રીવની આગળ આવીને કહેવા લાગ્યા કે:–હે વાનરશ્રેષ્ઠ! પવનપુત્ર હનુમાન, વાલીનો પુત્ર અંગદ અને હે રાજા ! તમે દક્ષિણ દિશામાં શોધ કરવા મોકલેલા બીજા મહાવાનરો, તમે અને વાલીએ સંરક્ષણ કરેલાં વિશાળ ફળપુષ્પાદિની સમૃદ્ધિવાળાં મધુવનનો ઉપભોગ કરે છે !’[28] વાનરોનો આ અન્યાય સાંભળીને સુગ્રીવે માન્યું કે,તેઓ કાર્ય કરીને આવેલા હોવા જોઇએ; કારણ કે કાર્ય સિદ્ધ કરનારા સેવકોજ આનંદના ભારથી આવું વર્તન કરે છે.[29] પછી બુદ્ધિમાન વાનરરાજે તે વાત રામને કહી અને હે ભારત ! રામે પણ અનુમાનથી માન્યું કે, વાનરોએ સીતાનું દર્શન કર્યું હોવું જોઈએ.[30] પછી હનુમાનપ્રમુખ વાનરો પણ વિસામો લઇને, રામ તથા લક્ષ્મણની આગળ બેઠેલા વાનરરાજ સુગ્રીવની પાસે આવ્યા.[31] હે ભરતવંશી યુધિષ્ઠિર ! તે વખતે હનુમાનની ચાલ તથા તેના મુખનો વર્ણ જોઇને રામને ફરીથી વિશ્વાસ બેઠો કે, આણે સીતાનું દર્શન કર્યું છે.[32] પછી પૂર્ણ મનોરથવાળા તે હનુમાનપ્રમુખ વાનરોએ રામને, સુગ્રીવને તથા તથા લક્ષ્મણને વિધિપૂર્વક પ્રણામ કર્યા.[33] તે વખતે રામે હાથમાં બાણ સાથે ધનુષ લઇને તે વાનરોને પૂછ્યું કે:–‘તમે મને જીવાડશો કે ? તમારી કાર્યસિદ્ધિ થઈ છે કે ? [34] હું યુદ્ધમાં શત્રુઓનો નાશ કરીને તથા જાનકીને પાછી લાવીને ફરી અયોધ્યામાં રાજ્ય કરીશ કે ? [35] હું સીતાને છોડાવ્યાસિવાય તથા સંગ્રામમાં શત્રુઓને માર્યાસિવાય હવે સ્ત્રીનું હરણ થવાથી અપમાનિત દશામાં જીવવાની ઈચ્છા રાખતો નથી.’[36]

આ પ્રમાણે રામે કહ્યું, ત્યારે વાયુપુત્ર હનુમાને તેમને ઉત્તર આપ્યો કે:–‘ હે રામ ! હું તમને પ્રિય વાર્તા કહું છું. મેં જાનકીને જોયાં છે.[37]અમે પર્વત, વન અને ખીણોની સાથે દક્ષિણ દિશામાં ખોળ કરતા કરતા થાકી ગયા અને પાછા આવવાનો સમય પણ જતો રહ્યો, એવામાં અમે એક મોટી ગુફા દીઠી.[38] આ ગુફા ઘણા યોજન લાંબી, અંધકારવાળી, પુષ્કળ ઝાડીવાળી કીડાઓથી સેવાતી, અને દુર્ગમ હતી, તોપણ અમે તેમાં પ્રવેશ કર્યો;[39] અને ચાલતાં ચાલતાં ઘણો લાંબો માર્ગ કાપ્યા પછી અમે સૂર્યનો પ્રકાશ દીઠો અને તેની મધ્યમાંજ એક દિવ્ય ભવન દીઠું.[40] હે રાઘવ ! આ ઉત્તમ મંદિર મયદાનવનું હતું અને તેમાં પ્રભાવતી નામની એક તપસ્વિની તપશ્ચર્યા કરતી હતી.[41] તેણે અમને વિવિધ પ્રકારના ભોજ્ય પદાર્થો તથા પીવાના રસો આપ્યા. તે ખાવાપીવાથી બળવાન બનેલા અમે, તેણેજ કહેલા માર્ગવડે તે ગુફામાંથી બહાર નીકળ્યા; એટલે અમોએ મહાસાગરને અને તેની પાસે આવેલા સહ્યાદ્રિ, મલયાચળ અને મહાગિરિ દર્દુર, એ પર્વતોને જોયા.[43]તે પછી અમે મલય પર્વત ઉપર ચઢીને સમુદ્ર તરફ દૃષ્ટિ કરી, એટલે તો અમારાં ગાત્રો ઢીલાં થઇ ગયાં અને અમે વ્યથિત, ખિન્ન તથા જીવિતને માટે અત્યંત નિરાશ બની બેઠા.[44] તે સેંકડો યોજનમાં વિસ્તાર પામેલો, તથા માછલાં, મગરો અને મહામત્સ્યોના નિવાસરૂપ મહાસમુદ્રના સંબંધમાં વિચાર કરતાં કરતાં અમે અતિશયદુઃખી થઇ ગયા;[45]અનેતેવખતેજ અમે નિરાહાર રહેવાનો સંકલ્પ કરીને ત્યાં બેઠા તથા વાતો કરવા લાગ્યા. આ રીતે વાતો કરતાં કરતાં છેવટે અમે જટાયુ ગીધની વાત કરવા લાગ્યા.[45] તે વખતે પર્વતના શિખર જેવું મોટું ઘોર રૂપવાળું,ભય આપનારૂં એક બીજા ગરુડના જેવું એક પંખી અમારા જોવામાં આવ્યું.[47]તેણે પ્રથમ અમને ખાઇ જવાનો વિચાર કર્યો હતો, પણ અમારા મુખથી જટાયુનું નામ સાંભળીને તે અમારી પાસે આવીને બોલ્યો કે:–‘રે ! મારા ભાઇ જટાયુની આ કોણ વાત કરે છે ![48] હું

તેનો મોટો ભાઇ પક્ષીઓનો રાજા સંપાતિ છું. અમે બન્ને બંધુઓ એકબીજાની સ્પર્ધાથી સૂર્યમંડળ તરફ ઉડયા હતા,[૪૯]તેથી મારી આ બન્ને પાંખો બળી ગઇ, પરંતુ જટાયુની બળી નહિ. મારી પાંખો બળી જવાથી હું આ મહાપર્વત ઉપર પડયો છું;અને તેથી મારા પ્રિય બંધુ ગૃધ્રરાજ જટાયુને મેં ચિરકાળથી જોયો નથી.'

આ પ્રમાણે સંપાતિએ કહ્યું ત્યારે અમે તેને તેના બંધુનો વધ થયેલો જણાવ્યો;[૫૧] અને તમારા ઉપર પડેલું આ સંકટ પણ સંક્ષેપથી કહ્યું. હે રાજા ! તે વખતે સંપાતિ અત્યંત અપ્રિય વાત સાંભળીને મનમાં ખિન્ન થયો અને હે શત્રુદમન ! તેણે ફરીથી અમને પૂછયું કેઃ–'તે રામ કોણ છે ? સીતાને રાવણ કેવી રીતે હરી ગયો ? અને જટાયુનો વધ કેવી રીતે થયો ?[૫૩] હે વાનરશ્રેષ્ઠો ! હું એ સઘળું સાંભળવા ઇચ્છું છું ! આ સાંભળીને મેં તેને, તમારા ઉપર કષ્ટ કેવી રીતે આવ્યું અને અમે ઉપવાસનો નિયમ લઇ શા હેતુથી મરવા બેઠા હતા એ સઘળું વિસ્તારથી કહી સંભળાવ્યું. તે પછી પક્ષિરાજ સંપાતિએ આ પ્રમાણે કહીને અમને ઉઠાડયા.[૫૫]

તેણે કહ્યુ કેઃ–' હું રાવણને ઓળખું છું અને સમુદ્રને સામે પાર ત્રિકૂટ પર્વતની ગુફામાં તેની લંકા નામની મોટી નગરી છે,[૫૬] તે મેં જોઇ છે. તે ઠેકાણે સીતા હશેજ એમાં મને કંઇ પણ સંદેહ નથી'.

આવું તેનું કહેવું સાંભળીને અમે સઘળા સત્વર ઉઠયા[૫૭] અને હે શત્રુતાપન! સમુદ્રનું ઉલ્લંઘન કરવામાટે વિચાર કરવા લાગ્યા; પરંતુ જ્યારે કોઈપણ સમુદ્રનું ઉલ્લંઘન કરવા તૈયાર થયો નહિ, ત્યારે હું મારા પિતા વાયુનો આશ્રય કરીને તે સો યોજનના વિસ્તારવાળા મહાસમુદ્રને વચ્ચે આવેલી એક જળરાક્ષસીને મારીને તરી ગયો;અને લંકામાં જઇને મેં ત્યાં રાવણના અંતઃપુરના એકાંત ભાગમાં સતી સીતાને જોયાં. તે ઉપવાસ તથાઃતપશ્ચર્યા કરીને કેવળ પતિદર્શનની લાલસા રાખે છે, તેમના માથાના વાળ જટા જેવા થઇ ગયા છે,તેમનું અંગ મેલથી ઢંકાઇ ગયું છે અને તે બિચારાં કૃશ તથા દીન બની ગયાં છે, મેં જૂદાં જૂદાં ચિન્હોથી તેજ સીતા છે એમ તેમને ઓળખ્યાં;[૬૧] અને એકાંતમાં બેઠેલાં તે આર્યાની પાસે જઇને હું બોલ્યો કેઃ–'હે સીતા ! હું રામનો દૂત વાયુપુત્ર વાનર છું. તમારાં દર્શનની ઇચ્છાથી હું આકાશમાર્ગે અહીં આવ્યો છું. રાજપુત્ર રામ તથા લક્ષ્મણ, એ બન્ને બંધુઓ કુશળ છે[૬૩] અને સર્વ વાનરોનો રાજા સુગ્રીવ તેઓનું રક્ષણ કરે છે.હે સીતે ! લક્ષ્મણની સાથે રામે તમારૂં કુશળ પૂછાવ્યું છે અને સુગ્રીવે પણ મિત્રભાવથી તમારૂં કુશળ પૂછયું છે. હે દેવિ! તમારા ભર્તા રામ હવે સર્વ વાનરોની સાથે તત્કાળ અહીં આવશે.તમે મારા ઉપર વિશ્વાસ રાખો;હું વાનર છું, રાક્ષસ નથી.'

તે પછી ક્ષણભર વિચાર કરીને સીતાએ મારાપ્રત્યે કહ્યું કેઃ–[૬૬] ' હું અવિંધ્યનાં વચનથી તું હનુમાન છે એમ જાણું છું. હે મહાબાહો ! તે અવિંધ્ય, વૃદ્ધોને માન્ય એવો એક રાક્ષસ છે.તેણેજ તારા જેવા મંત્રીઓથી યુક્ત એવા સુગ્રીવનો વૃત્તાંત મને કહ્યો છે. હવે તું અહીંથી જા!' આ પ્રમાણે કહીને સીતાએ મને આ મણિ આપ્યો,કે જે મણિને લીધે તે પવિત્ર સીતા હજીસુધી જીવિત ટકાવી રહ્યાં છે.વળી હે પુરુષવ્યાઘ્ર! તમને વિશ્વાસ આવવામાટે તથા ઓળખાણ પડવામાટે જાનકીજીએ આ એક કથા કહી કે,તમે મહાપર્વત ચિત્રકૂટ ઉપર એક કાગડાને ઉદ્દેશીને ઈષીકાસ્ત્ર છોડયું હતું.તે વાત સાંભળીને અને લંકાવાસીને મારૂં ઓળખાણ કરાવીને તથા લંકાપુરી બાળીને હું અહીં તમારી પાસે આવ્યો છું.' આ વૃત્તાંત સાંભળીને રામે, તે પ્રિય સમાચાર લાવનારા હનુમાનનો સારીરીતે સત્કાર કર્યો.[૭૧]

ઇતિ શ્રીમહા૦ વન૦ રામોપાખ્યાન પર્વમાં
" હનુમત્પ્રત્યાગમન " એ વિષયનો
અધ્યાય ૨૮૨ મો સમાપ્ત.

# અધ્યાય ૨૮૩ મો

## રામની લંકા ઉપર ચઢાઇ

॥ માર્કંડેય ઉવાચ ॥

**तततस्तत्रैव रामस्य समासीनस्य तैः सह ॥**
**समाजग्मुः कपिश्रेष्ठाः सुग्रीववचनात्तदा ॥ १**

માર્કંડેયે કહ્યું:—તે પછી રામ, વાનરોની સાથે ત્યાંજ બેઠા હતા તે વખતે સુગ્રીવની આજ્ઞાથી મોટા મોટા વાનરો ત્યાં આવવા લાગ્યા.[૧] વાલીનો સસરો શ્રીમાન સુષેણ, વેગવાળા એક હજાર કોટિ વાનરોને સાથે લઇને રામની પાસે આવ્યો.[૨] મહાવીર્યસંપન્ન ગજ તથા ગવય નામના બે વાનરશ્રેષ્ઠો જૂદા જૂદા સો સો કોટિ વાનરો લઇને ત્યાં રામની આગળ આવેલા દેખાયા.હે મહારાજ! ભયંકર દેખાવવાળો ગાયના જેવાં પુછડાંવાળો ગવાક્ષ નામનો વાનર,સાઠ હજાર કરોડ વાનરો લઇને આવતો જણાયો.[૪] ગંધમાદન પર્વત ઉપર વાસ કરનારો ગંધમાદન નામનો પ્રખ્યાત વાનર, એક લાખ કોટિ વાનરો લઈને ત્યાં આવ્યો.[૫] ઘણા મોટા બળવાળો પનસ નામનો બુદ્ધિમાન વાનર સત્તાવન કરોડ વાનરો લઈને આવ્યો. અતિ વીર્યવાળો શ્રીમાન દધિમુખ નામનો વૃદ્ધ વાનર ભયંકર પરાક્રમવાળા વાનરોનું મોટું સૈન્ય લઇને આવ્યો.[૭] મુખ ઉપર ધોળાં તિલકવાળાં, કાળા રંગનાં ભયંકરકર્મ કરનારાં એક લક્ષ કોટિ રીંછો લઇને જાંબુવાન ત્યાં આવતો દેખાયો.[૮]હે મહારાજ! આ અને બીજા ઘણાએક વાનરસેનાપતિઓની સેનાના અધિપતિઓ રામનું કાર્ય કરવામાટે અપરિમિત સંખ્યામાં આવી પહોંચ્યા.તે પર્વતના શિખર જેવા પ્રચંડ દેહવાળા અને સિંહની પેઠે ગર્જના કરતા વાનરો, ઠામ ઠામ કિલકારીઓ કરીને દોડતા હતા.તેઓનો તુમુલ નાદ સંભળાતો હતો. તેઓમાં કેટલાક વાનરો પર્વતના શિખર જેવા પ્રચંડ હતા, કેટલાએક પાડા જેવા શ્યામ રંગના હતા, કેટલાએક શરદ ઋતુનાં વાદળાંના જેવા ધોળા હતા અને કેટલાએક હિંગળાના જેવા લાલ મોઢાંવાળા હતા. તે વાનરો કેટલાએક કૂદકા મારતા,કેટલાએક દોડતા, કેટલાએક આકાશમાં ગતિ કરતા અને કેટલાએક ધૂળ ઉડાવતા ઉડાવતા ચોતરફથી ત્યાં આવી પહોંચ્યા.[૧૨] પછી સંપૂર્ણ સાગરના જેવા જણાતા તે વાનરના મહાસૈન્યે, સુગ્રીવની સંમતિથી ત્યાં પડાવ નાખ્યો.[૧૩]

આ પ્રમાણે તે વાનરશ્રેષ્ઠો ચોતરફથી આવીને ત્યાં એકઠા થયા. તે પછી શુભ તિથિ,શુભ નક્ષત્ર અને શુભ મુહૂર્તમાં શ્રીમાન રામચંદ્રે સુગ્રીવની સાથે, તે વ્યૂહરચનાવાળી વાનરની સેના લઇને જાણે ત્રણ લોકને ઉથલાવી નાખતા હોય તેમ ત્યાંથી પ્રયાણ કર્યું.[૧૫] તે વખતે વાયુપુત્ર હનુમાન તે સેનાને મોખરે ચાલતો હતો અને જેને કયાંય પણ ભય નથી એવા સુમિત્રાપુત્ર લક્ષ્મણ સેનાના પાછલા ભાગનું રક્ષણ કરતા હતા. તે સેનામાં જેઓએ ઘોનાં ચામડાંની ખોળીઓ હાથની આંગળીઓ ઉપર ચઢાવેલી એવા રામ તથા લક્ષ્મણ મોટા મોટા વાનરોથી વીંટાઇને પ્રયાણ કરતા હતા, તેથી તેઓ ગ્રહોથી વીંટાયલા ચંદ્ર તથા સૂર્યના જેવા શોભતા હતા;[૧૭] તથા સાલ, તાલ અને શિલાઓરૂપી આયુધોવાળું તે વાનરોનું સૈન્ય, જે પ્રમાણે સૂર્યોદય વખતે પાકેલી ડાંગરનો ઘણો મોટો કયારડો દેખાય, તે પ્રમાણે સુશોભિત પીળા રંગનું દેખાતું હતું.[૧૮] આ વાનરોની મોટી સેનાનું નળ, નીલ, અંગદ, ક્રાથ, મૈંદ અને દ્વિવિદ રક્ષણ કરતા હતા અને તે મહાસેના રામનું કાર્ય સિદ્ધ કરવા આગળ આગળ પ્રયાણ કરતી હતી.[૧૯] આ રીતે તે વાનરસેના પુષ્કળ મૂળ તથા ફળવાળા અને યથેષ્ટ મધ, માંસ તથા જળ મળે તેવાં સુખકારક ઉત્તમ ઉત્તમ વિવિધ સ્થાનોમાં તથા પર્વતોનાં શિખરો ઉપર સુખથી નિવાસ કરતી કરતી ક્ષારસમુદ્રના તીર ઉપર જઇ પહોંચી.[૨૧] પછી બીજા સાગરના જેવા જણાતા પુષ્કળ ધજાવાળા તે સૈન્યે, સમુદ્રના કિનારા ઉપરના વનમાં આવીને ત્યાં પોતાનો પડાવ નાખ્યો.

તે પછી શ્રીમાન દશરથપુત્ર રામે, મુખ્ય મુખ્ય વાનરોની વચ્ચે સુગ્રીવને સમયોચિત આ પ્રમાણે કહ્યું કે:—[૨૩] ‘આ સાગરનું ઉલ્લંઘન કરવામાટે તમે કયો ઉપાય યોગ્ય ધારો છો? કારણ કે આ સેના મોટી છે અને સાગર પણ સં-

હાદુસ્તર છે.'[૨૪] આ સાંભળીને ત્યાં કેટલાએક મોટા અભિમાની વાનરો બોલ્યા કેઃ–'અમે તો સમુદ્રનું ઉલ્લંઘન કરવા સમર્થ છીએ, પરંતુ બીજા બધાથી તે કામ થશે નહિ.'[૨૫] પછી કેટલાએકે વહાણમાં બેસીને સામે પાર જવાનો વિચાર જણાવ્યો, ત્યારે કેટલાકે તુંબડાં, ઘડા વગેરે સાધનોથી સમુદ્ર તરવાનો વિચાર દર્શાવ્યો; પરંતુ 'તેમ થઈ શકશે નહિ' એમ કહી રામ તે સઘળાનું સાંત્વન કરતા બોલ્યા કેઃ–[૨૬] 'હે વીરો! સઘળા વાનરો આ સો યોજનના વિસ્તારવાળા મહાસાગરને ઓળંગવા સમર્થ થશે નહિ; માટે તમારો આ વિચાર પાર પડે તેવો નથી;[૨૭] તેમજ સેનાને તારીને સામે પાર લઈ જાય એટલાં બધાં વહાણો પણ આપણી પાસે નથી અને વ્યાપારીઓનાં વહાણો લઈએ એમ કહો તો, તેમ કરીને મારા જેવો પુરુષ, તે વ્યાપારીઓને કેમ નુકસાન કરે?[૨૮] વળી તેમ કરવા જતાં આપણા વિસ્તારવાળા સૈન્યમાં લાગ જોઈને, શત્રુ તેનો નાશ પણ કરે; માટે એવા પ્રસંગમાં તુંબડાં વગેરે તરવાનાં સાધનોથી અથવા નૌકાઓથી સેનાને સામે પાર પહોંચાડવી, એ વાત મને રુચતી નથી.[૨૯] હું તો કોઈ ઉપાયવડે આ સાગરનું આરાધન કરીશ અને ઉપવાસ કરતો અહીં પડી રહીશ, એટલે તે મને દર્શન આપશે;[૩૦] પરંતુ તેમ કરતાં પણ જો તે મને માર્ગ દેખાડશે નહિ તો હું એને અગ્નિ તથા પવન કરતાં પણ તેજસ્વી અને પાછાં ન પડે તેવાં મહાશસ્ત્રોવડે બાળી નાખીશ.'[૩૧]

આ પ્રમાણે કહીને લક્ષ્મણસહિત રામે સ્નાન કર્યું અને સમુદ્રની પાસે દર્ભની પથારી ઉપર વિધિપૂર્વક શયન કર્યું.[૩૨] તે પછી નદ તથા નદીઓના સ્વામી શ્રીમાન સાગરદેવે, જળચરસમૂહોની સાથે રામને સ્વપ્નમાં દર્શન આપ્યાં[૩૩] અને 'હે કૌશલ્યાપુત્ર!' એ પ્રમાણે રામને સંબોધીને, સેંકડો રત્નના ભંડારોથી વીંટાયલા રત્નાકરે મધુર વાણીથી આ પ્રમાણે કહ્યું કેઃ–[૩૪] 'હે પુરુષશ્રેષ્ઠ! બોલો, હું તમને આ કાર્યમાં શી સહાય કરું? હું પણ ઇક્ષ્વાકુ કુળમાં ઉત્પન્ન થયેલો છું, તેથી તમારો જ્ઞાતિબંધુ છું.' ત્યારે રામે તેને કહ્યું કેઃ–'હે નદ તથા નદીઓના પતિ! તમે મારા સૈન્યને માર્ગ આપો એમ હું ઈચ્છું છું, કે જે માર્ગવડે હું લંકામાં જઈને પૌલસ્ત્યકુળને કલંક લગાડનારા દશગ્રીવનો નાશ કરું! આ પ્રમાણે યાચના કરવા છતાં જો તમે મને માર્ગ આપશો નહિ, તો હું દિવ્યાસ્ત્રથી મંત્રેલાં બાણોવડે તમને શુષ્ક કરી નાખીશ.'[૩૭]

રામનાં આવાં વચન સાંભળીને સમુદ્ર દુઃખી થયો અને બે હાથ જોડી ઉભો રહીને કહેવા લાગ્યો કેઃ–[૩૮]'હે રામ! હું તમારા કાર્યમાં અડચણ નાખવા ઈચ્છતો નથી, તેમ તમને વિઘ્ન કરનારો પણ નથી. તમે મારાં આ વચનને સાંભળો અને તે સાંભળીને જે કર્તવ્ય હોય તે કરો. જો તમારી આજ્ઞાથી હું તમને સૈન્યની સાથે જવાનો માર્ગ આપીશ તો બીજા પણ ધનુષના બળથી મને એ પ્રમાણેજ આજ્ઞા કરશે;[૪૦] માટે તેમ કરશો નહિ. આ તમારી સેનામાંજ શિલ્પિઓમાં માન પામેલો નલ નામનો વાનર છે, તે ત્વષ્ટા નામના દેવ વિશ્વકર્માનો બળવાન પુત્ર છે.[૪૧] તે નલ જે કાષ્ઠ, તૃણ અથવા શિલાને મારેવિષે નાખશે, તે સઘળાને હું તરતું રાખીશ અને તેજ તમારો સેતુ થશે.'[૪૨]

આ પ્રમાણે કહીને સાગર અંતર્ધાન થઇ ગયો, એટલે રામે નલને કહ્યું કેઃ–'તું સમુદ્રમાં સેતુ બાંધ; કારણકે હું તને સેતુ બાંધવામાટે શક્તિમાન માનું છું.'[૪૩] એવું કહીને રામે, સમુદ્રના કહેલા ઉપાયવડે નલની પાસે સાગર ઉપર દશ યોજન પહોળો અને સો યોજન લાંબો સેતુ બંધાવ્યો.[૪૪] રામની આજ્ઞાને માન આપી નલે તૈયાર કરેલો તે સેતુ હજીસુધી પૃથ્વી ઉપર નલસેતુના નામથી પ્રખ્યાત છે.[૪૫]

તે પછી રાક્ષસરાજ રાવણનો ધર્માત્મા ભાઈ વિભીષણ, ચાર મંત્રીઓને સાથે લઇને, સાગરકિનારે બેઠેલા રામની પાસે આવ્યો.[૪૬] તેને જોઈને ઉદાર મનવાળા રામે સ્વાગત કરીને તેનો સત્કાર કર્યો; પરંતુ સુગ્રીવના મનમાં શંકા આવી કે, એ શત્રુના તરફનો કોઇ ગુપ્ત દૂત હોવો જોઈએ;[૪૭] પણ વિભીષણની સત્યચેષ્ટા, સારું આચરણ અને શુદ્ધ મનોભાવથી જ્યારે રામને તેનું

ખરૂં સ્વરૂપ જણાવ્યું, ત્યારે તેમણે સંતુષ્ટ થઇને તેનું સન્માન કર્યું;[૪૮] અને સર્વ રાક્ષસોના રાજ્ય ઉપર વિભીષણનો અભિષેક કરીને તેને પોતાનો ગુપ્ત સલાહકાર તથા લક્ષ્મણનો મિત્ર બનાવ્યો.[૪૯] તે પછી હે રાજન્! રામ વિભીષણની સંમતિ લઇને, સેના સાથે તે સેતુ ઉપર થઇને એક મહિને સમુદ્રનું ઉલ્લંઘન કરી સામે પાર પહોંચ્યા.[૫૦] પછી લંકા આગળ જઈને તેમણે વાનરોદ્વારા લંકાના મોટા મોટા પુષ્કળ બાગબગીચાઓનો નાશ કરાવી નાખ્યો. તે પછી રાવણના શુક તથા સારણ નામના બે અમાત્યો તથા સલાહકારો, વાનરરૂપે ગુપ્તદૂત થઇને ત્યાં આવ્યા.તે વખતે વિભીષણે તેઓને પકડયા;[૫૨] પણ જ્યારે તે બન્ને નિશાચરોએ પોતાનું રાક્ષસરૂપ ધારણ કર્યું, ત્યારે રામે તે બન્નેને પોતાનું સર્વ સૈન્ય દેખાડીને પછી છોડી મૂકયા. તે પછી રામે, પ્રથમ પોતાની સેનાનો લંકાના ઉપવનમાં મુકામ કરાવીને બુદ્ધિશાળી અંગદ નામના વાનરને દૂતતરીકે રાવણની પાસે મોકલ્યો.[૫૪]

ઇતિ શ્રીમહા૦ વન૦ રામોપાખ્યાન પર્વમાં "સેતુબંધન" એ વિષયનો અધ્યાય ૨૮૩ મો સમાપ્ત.

## અધ્યાય ૨૮૪ મો

### અંગદની શિષ્ટતા અને લંકાપર હલ્લો

॥ मार्कंडेय उवाच ॥

प्रभूतान्नोदके तस्मिन्बहुमूलफले वने॥
सेनां निवेश्य काकुत्स्थो विधिवत्पर्यरक्षत ॥१॥

માર્કંડેયે કહ્યું:–કકુત્સ્થવંશી રામ પુષ્કળ અન્ન, જળ, મૂળ તથા ફળવાળા તે વનમાં સેનાને વસાવી તેનું યથાવિધિ રક્ષણ કરવા લાગ્યા.[૧]

બીજી તરફ રાવણે પણ લંકામાં શાસ્ત્રાનુસાર યુદ્ધની સર્વ તૈયારી કરવા માંડી. લંકાનગરી સ્વાભાવિકરીતેજ શત્રુઓથી હલ્લો ન કરી શકાય તેવી હતી,કારણ કે તેના કિલ્લાઓ તથા દરવાજાઓ બહુ મજબૂત હતા.[૨] તે કિલ્લાઓને ફરતી સાત ખાઇઓ હતી, તેમાં અગાધ જળ ભરેલું હતું, મત્સ્યો તથા મગરોથી તે ભરેલી હતી અને તેમાં ખેરના શંકુઓ ભરી દીધા હતા,તેથી તે ખાઇઓ શત્રુઓથી ઓળંગાય નહિ તેવી હતી,[૩] વળી દરવાજાઓ, યંત્રો, ફેંકવાના ગોળાઓ, શત્રુઓ ઉપર મૂત્રાદિક મલિન પદાર્થો, ફેંકવાનાં શૃંગો, ઝેરી સર્પોથી ભરેલા ઘડાઓ, યોદ્ધાઓ, રાળ વગેરે જ્વાળાગ્રાહી પદાર્થોનાં ચૂર્ણો, મૂસળો, ઉંબાડીઆંઓ, બાણો, તોમરો, તરવારો, પરશુઓ, તોપો, મીણ અને મુદ્દગરો વગેરે સાધનો તૈયાર હોવાથી તે નગરી અજિત હતી.[૫] વળી તે નગરીના સઘળા દરવાજાઓમાં કાયમના અને ફરતા બૂરજો હતા તથા તેમાં પુષ્કળ પદાતિઓ, હાથીઓ તથા ઘોડાઓ રહેતા હતા.[૬]

રામની આજ્ઞાથી નીકળેલો અંગદ વાનર, આ લંકાના દરવાજા આગળ આવ્યો અને રાક્ષસરાજ રાવણને પોતાના આગમનની ખબર આપીને નિર્ભયપણાથી લંકામાં દાખલ થયો.[૭] તે વખતે અનેક કોટિ રાક્ષસોની વચ્ચે મહાબળવાન અંગદ, મેઘમાળાઓથી વીંટાયલા સૂર્ય જેવો શોભવા લાગ્યો.[૮] પછી પ્રધાનોથી વીંટાઇને બેઠેલા રાવણની પાસે જઈને વક્તા અંગદ, તેને હાંક મારીને રામનો સંદેશો કહેવા લાગ્યો.[૯] 'હે રાજા! કોસલ દેશના રાજા મહાયશસ્વી રામે, તને આ સમયોચિત સંદેશો કહાવ્યો છે, તે તું સાંભળ અને તે પ્રમાણે વર્તન કર.[૧૦] અજિત ઇંદ્રિયોવાળો અને અન્યાયમાં તત્પર એવો રાજા પ્રાપ્ત થતાં દેશની અને નગરોની પ્રજા અન્યાય કરવા માંડે છે અને તેથી તે દેશો તથા નગરો નાશ પામે છે.[૧૧] જો કે તેં એકલાએજ બળાત્કારથી સીતાનું હરણ કરીને મારો અપરાધ કર્યો છે, પરંતુ તે અપરાધ બીજા નિરપરાધીઓના વધને માટે પણ કારણભૂત થઇ પડશે.[૧૨] પૂર્વે તેં બળ તથા ગર્વથી ઘેરાઇને, વનમાં ફરનારા ઋષિઓની હિંસા કરી છે, દેવોનું પણ અપમાન કર્યું છે, રાજર્ષિઓને માર્યા છે અને રડતીકકળતી સ્ત્રીઓનો વધ કર્યો છે, તે અન્યાયનું તને આ ફળ પ્રાપ્ત થયું છે.[૧૪] હું અમાત્યોની સાથે તારો વધ કરીશ; માટે હવે તું પુરુષ થા અને યુદ્ધ કર! ઓ નિશાચર! હું મનુષ્ય છું, છતાં મારા ધનુષનું પરાક્રમ જો![૧૫] તું જનકતનયા સીતાને છોડી

દે,નહિ તો મારા સપાટામાંથી કદીપણ છુટવાનો નથી; કારણ કે હું તીક્ષ્ણ બાણોવડે આ લોકને રાક્ષસવિનાનો કરી નાખીશ !'[૧૬]

આ પ્રમાણે બોલતા તે રામદૂતનાં કઠોર વચન સાંભળીને રાવણ રાજા, તેને સહન કરી શક્યો નહિ અને ક્રોધાયમાન થઇ ગયો.[૧૭] તે વખતે પોતાના સ્વામીનો અભિપ્રાય જાણનારા ચાર રાક્ષસોએ, પક્ષીઓ જેમ વાઘને પકડે, તેમ અંગદને બે હાથ અને બે પગ એમ ચાર અંગોમાંથી પકડી લીધો.[૧૮] આ પ્રમાણે રાક્ષસો અંગોએ વળગ્યા, એટલે અંગદ તેઓને લઇનેજ આકાશમાં ઉડયો અને એક અગાશી ઉપર જઇ બેઠો.[૧૯] જે વખતે અંગદ વેગથી ઉડયો, તે વખતેજ પેલા રાક્ષસો જમીનપર તૂટી પડયા અને અત્યંત પછડાવાથી તેઓની છાતી ભાંગી ગઇ.[૨૦] તે પછી હવેલીની ટોચ ઉપર ગએલો અંગદ, ત્યાંથી પાછો કૂદીને લંકાપુરીને ઓળંગીને પોતાની સેના સમીપ આવ્યો;[૨૧] અને કોસલેંદ્ર રામચંદ્રની પાસે આવી તેમને સર્વ વૃત્તાંત જણાવી રામે અભિનંદન આપ્યા પછી તે તેજસ્વી વાનરે વિશ્રાંતિ લીધી.[૨૨]

તે પછી રઘુનંદન રામે, વાયુના જેવા વેગવાળા વાનરો પાસે એકદમ હલ્લો કરાવીને લંકાનો કોટ તોડી પડાવ્યો.પછી વિભીષણ અને રીંછોના રાજા જાંબવાનને આગળ રાખીને લક્ષ્મણે, નગરનો અજિત એવો દક્ષિણ દરવાજો ભાગી નાખ્યો;[૨૪] અને ઉંટનાં બચ્ચાંના જેવા કંઇક ધોળા અને કંઇક રાતા રંગવાળા તથા યુદ્ધમાં શોભનારા લક્ષકોટિ વાનરો લઇને તે વખતે લંકાપર ચઢાઇ કરી.[૨૫] ત્યાં ધૂમાડાના જેવા રંગવાળા ત્રણ કરોડ રીંછો પણ યુદ્ધને માટે તૈયાર હતાં. તે રીંછોના બાહુ, પગના નળા તથા હાથ ઘણા લાંબા હતા અને જંઘાનો મધ્યભાગ લટકતો હતો.[૨૬] તે વખતે ઉછળતા, પડતા અને દોડતા વાનરોથી ઉડેલી ધૂળવડે કાંતિ ઢંકાઇ જવાથી સૂર્ય દેખાતો ન હતો.[૨૭] હે રાજા ! તે ડાંગરની કંટીના જેવા, શરસના ફૂલ જેવા, મધ્યાહનના સૂર્ય જેવા અને શણના જેવા ધોળા તથા પીળા રંગના વાનરોથી નગરીનો કિલ્લો ચોતરફથી પીળો થઈગયો હતો; તે જોઇને સ્ત્રીઓ તથા વૃદ્ધોની સાથે સઘળા રાક્ષસો વિસ્મય પામ્યા.[૨૯] તે પછી વાનરોએ મણિના થાંભલાઓ, મિનારાઓ અને શિખરો તોડી પાડયાં અને તેઓ તોડી ફોડી નાખેલાં શિખરો, યંત્રો, તોપો, ચક્રો અને ગોફણોની સાથે ગોળાઓને ઉપાડી ઉપાડીને બાહુના વેગવડે લંકામાં ફેંકવા લાગ્યા તથા મોટી ગર્જનાઓ કરવા લાગ્યા.[૩૧] તે વખતે કિલ્લા ઉપર જે રાક્ષસોનાં ટોળાંઓ હતાં,તે સેંકડો વાનરોના હલ્લાથી પીડાઈને નાસાનાસ કરવા લાગ્યાં.[૩૨] તે પછી રાવણ રાજાની આજ્ઞાથી યથેચ્છ રૂપ ધારણ કરનારા અને બેડોળ આકારવાળા લાખો રાક્ષસના સમૂહો યુદ્ધ કરવામાટે બહાર નીકળ્યા;[૩૩] અને તેઓએ શસ્ત્રોની વૃષ્ટિ કરીને વનવાસી વાનરોને નસાડી મૂકયા તથા તેઓ ઉત્તમ પરાક્રમ કરતા કિલ્લાને શોભાવવા લાગ્યા.[૩૪] આ રીતે તે અડદના ઢગના જેવા રંગવાળા તથા ભયંકર દેખાવવાળા રાક્ષસોએ ફરીથી તે કિલ્લાને વાનરવિનાનો બનાવી દીધો.[૩૫] એ યુદ્ધમાં રાક્ષસોનાં શૂળથી અંગો ભેદાઈ જવાને લીધે ઘણાએક શ્રેષ્ઠ વાનરો પડયા હતા અને વાનરોએ કરેલા થાંભલાઓના પ્રહારથી રાક્ષસો પણ યુદ્ધમાંથી નાસીને જમીનપર પડયા હતા.[૩૬] ત્યાં વીર વાનરો તથા રાક્ષસો, એકબીજાના કેશ પકડીને લડવા લાગ્યા તથા નખથી ઉઝરડા પાડીને દાંતવડે પરસ્પરને બચકાં ભરવા લાગ્યા.[૩૭] વાનરો અને રાક્ષસો ગર્જનાઓ કરતા હતા,એકબીજાને પ્રહાર કરતા હતા તથા પૃથ્વી ઉપર પડતા હતા, તોપણ તેઓ એકબીજાને છોડતા ન હતા.[૩૮] તે વખતે રામ જળવૃષ્ટિ કરનારા મેઘની પેઠે બાણના સમૂહોની વૃષ્ટિ કરવા લાગ્યા અને તે બાણો લંકામાં જઇને રાક્ષસોનો વિનાશ કરવા લાગ્યાં.[૩૯] દૃઢ ધનુષવાળા અને શ્રમરહિત લક્ષ્મણ પણ કિલ્લા ઉપર રહેલા રાક્ષસોને તાકી તાકીને બાણો છોડી ભૂમિપર પાડવા લાગ્યા.[૪૦] આ પ્રમાણે લંકામાં ભારે વિનાશ કર્યાપછી સેના રામની આજ્ઞાથી છાવણી તરફ પાછી વળી. આ પ્રસંગે તેઓએ રાક્ષસોના ઉપર કરેલો એક પણ પ્રહાર વ્યર્થ ગયો ન હતો

અને છેવટે જય પણ મળ્યો હતો.

ઇતિ શ્રીમહા૦ વન૦ રામોપાખ્યાનપર્વમાં "લંકાપ્રવેશ" એ વિષયનો અધ્યાય ૨૮૪ મો સમાપ્ત.

## અધ્યાય ૨૮૫ મો

### રામરાવણ વગેરેનું દ્વંદ્વયુદ્ધ

॥ मार्कंडेय उवाच ॥

**ततो निविशमानांस्तान्सैनिकान् रावणानुगाः**
**अभिजग्मुर्गणाऽनेके पिशाचक्षुद्ररक्षसाम्॥१॥**

માર્કંડેયે કહ્યુંઃ–તે પછી રામના સૈનિકો છાવણીમાં પ્રવેશ કરતા હતા તે વખતે પર્વણ, પતન, જંભ, ખર, ક્રોધવશ, હરિ,પ્રરુજ, અરુજ તથા પ્રઘસ વગેરે રાવણના અનુયાયી અનેક ક્ષુદ્ર રાક્ષસો તથા પિશાચના સમૂહો તેઓના ઉપર ચઢી આવ્યા.[૨] તે દુરાત્માઓ અદશ્ય રહીને ચઢી આવતા હતા; પરંતુ અંતર્ધાનવિદ્યાને જાણનારા વિભીષણે તેઓની અંતર્ધાનશક્તિનો નાશ કર્યો,[૩] તેથી હે રાજા! તેઓ પ્રત્યક્ષ દેખાવા લાગ્યા એટલે ઘણે દૂર સુધી કૂદનારા બળવાન વાનરોએ તે સઘળાનો નાશ કર્યો અને તેઓ પ્રાણવિનાના થઈને પૃથ્વી ઉપર પડયા.[૪] વાનરોનું આ કૃત્ય સહન ન થવાથી રાવણ પોતેજ ભયંકર રાક્ષસોની તથા પિશાચોની સેનાઓને સાથે લઈને યુદ્ધ કરવામાટે બહાર નીકળ્યો. રાવણ જાણે બીજો શુક્રાચાર્યજ હોય તેવો યુદ્ધશાસ્ત્રમાં જણાવેલા વિધિને જાણતો હતો,એટલે તેણે પોતાની સેનાને શુક્રાચાર્યે કહેલા વ્યૂહ પ્રમાણે ગોઠવીને તે વડે વાનરોને ઘેરી લીધા.[૬] આ પ્રમાણે સેનાનો વ્યૂહ રચીને નીકળેલા રાવણને જોઈને, રામે પણ બૃહસ્પતિએ કહેલા વ્યૂહ પ્રમાણે તે રાક્ષસની સામે પોતાની સેનાનો વ્યૂહ ગોઠવ્યો.[૭] તે પછી રાવણ,રામની સામે આવીને ત્યાં યુદ્ધ કરવા લાગ્યો, લક્ષ્મણ પણ ઇંદ્રજિતની સાથે યુદ્ધ કરવા લાગ્યો;સુગ્રીવ વિરૂપાક્ષની સાથે લઢવા લાગ્યો;નિખરવટ તારની સાથે લઢવા લાગ્યો; નલ તુંડની સાથે લઢવા લાગ્યો અને પટુશ પનસની સાથે યુદ્ધ કરવા લાગ્યો.[૯] આ યુદ્ધપ્રસંગમાં જે યોદ્ધા જેની સાથે યુદ્ધ કરવા પોતાને સમર્થ માનતો હતો, તે તેની સામે જઈને પોતાના બાહુબળનો આશ્રય કરી યુદ્ધ કરવા લાગ્યો.[૧૦] પૂર્વે દેવ તથા અસુરોની વચ્ચે જેવું યુદ્ધ થયું હતું,તેવું બીકણ પુરુષોના ભયમાં વૃદ્ધિ કરનારૂં અને રોમાંચિત કરી દે તેવું આ ભયંકર યુદ્ધ ક્રમે ક્રમે ઘણું વૃદ્ધિ પામવા લાગ્યું.[૧૧] તે વખતે રાવણે શક્તિ, શૂળ તથા ખડ્ગની વૃષ્ટિ કરીને રામને પીડિત કર્યા અને રામે પણ ઘસેલાં લોખંડી તીક્ષ્ણ બાણો મૂકીને રાવણને પીડિત કર્યો; [૧૨] તેમજ લક્ષ્મણે સજ્જ થયેલા ઇંદ્રજિતને મર્મભેદી બાણોથી વીંધી નાખ્યો અને ઈન્દ્રજિતે પણ અનેક બાણો મૂકીને લક્ષ્મણને ભેદી નાખ્યો.[૧૩] વળી વિભીષણે પ્રહસ્તના ઉપર અને પ્રહસ્તે વિભીષણના ઉપર નિર્ભય થઈને પક્ષીઓનાં પીછાંવાળાં તીક્ષ્ણ બાણોની વૃષ્ટિ કરી.[૧૪] આ પ્રમાણે તે બળવાન મહાસ્ત્રોનો એકબીજાની સાથે સમાગમ થતાં ત્રણ લોકમાં રહેલાં સઘળાં ચરાચર પ્રાણીઓ વ્યથા પામવા લાગ્યાં.[૧૫]

ઇતિશ્રી મહા૦ વન૦ રામોપાખ્યાન પર્વમાં "રામરાવણાદિ દ્વંદ્વયુદ્ધ" એ વિષયનો અધ્યાય ૨૮૫ મો સમાપ્ત.

## અધ્યાય ૨૮૬ મો

### વાનરોનું તથા રાક્ષસોનું યુદ્ધ

॥ मार्कंडेय उवाच ॥

**ततः प्रहस्तः सहसा समभ्येत्य विभीषणम् ॥**
**गदाया ताडयामास विनद्यरणकर्कशः ॥१॥**

માર્કંડેયે કહ્યુંઃ–તે પછી યુદ્ધમાં કઠોર કર્મ કરનારા પ્રહસ્તે, એકાએક ચઢી આવી ગર્જના કરીને વિભીષણના ઉપર ગદાનો પ્રહાર કર્યો;[૧] પરંતુ ભયંકર વેગવાળી તે ગદાથી હણાયા છતાં મહાબાહુ બુદ્ધિમાન વિભીષણ, જરાએ કંપ્યો નહિ, પણ હિમાચળની પેઠે સ્થિર થઈને ઉભો રહ્યો.[૨] તે પછી વિભીષણે સો ઘંટાવાળી પ્રચંડ મહાશક્તિ લઇ, અભિમંત્રણ કરી પ્રહસ્તના મસ્તકપર ફેંકી. વજ્રના જેવા વેગવાળી તે શક્તિએ

વેગથી પડતાંજ પ્રહસ્તનું મસ્તક ઉડાવી દીધું અને તેથી તે રાક્ષસ વાયુથી ભાગી પડેલા વૃક્ષ જેવો દેખાવા લાગ્યો.[૪] સંગ્રામમાં પ્રહસ્ત રાક્ષસનો વધ થયેલો જોઇને ધૂમ્રાક્ષ રાક્ષસ મોટા વેગથી વાનરોની સામે ચઢી આવ્યો.[૫] તે રાક્ષસના મેઘના જેવા ભયંકર દેખાવવાળા સૈન્યને ચઢી આવતું જોતાંજ મોટા મોટા વાનરો એકદમ યુદ્ધમાંથી નાસવા લાગ્યા.[૬] તે વાનરશ્રેષ્ઠોને એકાએક નાસતા જોઇને વાનરશ્રેષ્ઠ વાયુનંદન હનુમાન, યુદ્ધ કરવા બહાર પડયો.[૭] જે વખતે પવનપુત્રને યુદ્ધમાં ઉભો રહેલો જોયો, તે વખતેજ હે રાજા ! સઘળા વાનરો મોટી ત્વરાથી પાછા ફર્યા.[૮] તે પછી રામ અને રાવણની સેના એકબીજાની સામે દોડવા લાગી તેથી રોમાંચજનક મહાતુમુલ શબ્દ થવા લાગ્યો.[૯] આ રીતે તે ઘોર સંગ્રામ ચાલુ થતાં ત્યાં રુધિરનો કાદવ થઈ ગયો અને ધૂમ્રાક્ષે બાણો મારીને તે કપિસેનાને નસાડી મૂકી.[૧૦] પછી રાક્ષસોમાં શ્રેષ્ઠ એવો ધૂમ્રાક્ષ આગળ ધસી આવવા લાગ્યો, એટલે શત્રુઓને જિતનારો પવનપુત્ર હનુમાન વેગથી તેની સામે લઢવા ઉભો રહ્યો.[૧૧] તે વખતે યુદ્ધ કરીને એકમેકને જિતવાની ઇચ્છા રાખનારા ઇંદ્ર અને પ્રહ્લાદની પેઠે તે વાનરવીર અને રાક્ષસવીરની વચ્ચે ભયંકર યુદ્ધ થવા લાગ્યું.[૧૨] ધૂમ્રાક્ષ રાક્ષસ, ગદાઓથી તથા પરિઘોથી હનુમાન વાનરને પ્રહાર કરવા લાગ્યો અને હનુમાન શાખાઓ તથા ડાળીઓવાળાં વૃક્ષોથી રાક્ષસને પ્રહાર કરવા લાગ્યો.[૧૩] તે પછી ક્રોધ પામેલા વાયુપુત્ર હનુમાને અત્યંત કોપ કરીને ઘોડા, રથ તથા સારથિની સાથે ધૂમ્રાક્ષનો નાશ કર્યો.[૧૪] આ પ્રમાણે રાક્ષસશ્રેષ્ઠ ધૂમ્રાક્ષનો વધ થયેલો જોઇને બીજા વાનરોના મનમાં વિજયની ખાત્રી થઈ અને તેઓ આ પ્રમાણે રાક્ષસ સૈનિકોને મારવા લાગ્યા.[૧૫] આ પ્રમાણે જ્યારે યુદ્ધમાં વિજયી થયેલા બળવાન વાનરોથી પોતાનો વધ થવા લાગ્યો, ત્યારે રાક્ષસોની આશા ભાંગી પડી અને તેઓ ભયના માર્યા લંકા તરફ નાસી ગયા. આ રીતે મરતાં બાકી રહેલા રાક્ષસો ભાગીને નગરમાં ગયા અને તેઓએ રાવણ રાજાની આગળ સઘળો વૃત્તાંત નિવેદન કર્યો.[૧૭] વાનરશ્રેષ્ઠોએ યુદ્ધમાં પ્રહસ્તને તથા મહાધનુર્ધારી ધૂમ્રાક્ષને સૈન્યની સાથે મારી નાખ્યા. આ વાત રાક્ષસોના મુખથી સાંભળીને રાવણ, લાંબો નિઃશ્વાસ નાખી પોતાના ઉત્તમ આસન ઉપરથી કૂદી નીચે આવીને બોલ્યો કેઃ-'હવે કુંભકર્ણને પરાક્રમ કરવાનો આ સમય આવ્યો છે.'[૧૯]

આ પ્રમાણે કહીને રાવણે, ઘણા મોટા શબ્દવાળાં વિવિધ પ્રકારનાં વાજીંત્રો વગડાવીને ગાઢ નિદ્રામાં પડેલા ઉંઘણસી કુંભકર્ણને જગાડયો. આ રીતે મોટા પ્રયત્નથી જગાડયા પછી જ્યારે કુંભકર્ણ નિદ્રારહિત તથા વ્યગ્રતારહિત થઈને સ્વસ્થ બેઠો, ત્યારે ભયભીત થયેલો દશવદન રાવણ મહાબળવાન કુંભકર્ણપ્રત્યે બોલ્યો કેઃ- 'ઓ કુંભકર્ણ! તને ધન્ય છે, જેથી તને આવી નિદ્રા આવે છે![૨૪] અને તેથીજ તું આ દારુણ પ્રકારના મહાભયને જાણતો પણ નથી. આ રામ હમણાં સમુદ્ર ઉપર સેતુ બાંધીને તે દ્વારા વાનરોની સાથે સમુદ્રનું ઉલ્લંઘન કરી,અમારો સઘળાનો અનાદર કરીને ભારે સંહાર વાળે છે. મેં જનકતનયા સીતા નામની એની ભાર્યા હરી આણી છે.[૨૪] તેને લેવામાટે એ રામ, મહાસમુદ્ર ઉપર સેતુ બાંધીને અહીં આવ્યો છે અને તેણે પ્રહસ્ત વગેરે આપણા મહાન સ્વજનોને મારી નાખ્યા છે.[૨૫] હે શત્રુનાશન! તારાવિના તેને મારનારો બીજો કોઈ નથી; માટે હે બળવાનોમાં શ્રેષ્ઠ ! તું કવચ વગેરે ધારણ કરીને આજેજ યુદ્ધ કરવા નીકળ અને હે શત્રુદમન ! સંગ્રામમાં રામ વગેરે સઘળા શત્રુઓનો નાશ કર. દૂષણના નાનાભાઈ વજ્રવેગ અને પ્રમાથી એ બન્ને મોટું સૈન્ય લઇને તારી પાછળ આવશે."

રાક્ષસાધીશ રાવણે આ પ્રમાણે વેગવાળા કુંભકર્ણને કહ્યું, એટલે તેણે આગળ શું કરવું તે સંબંધમાં વજ્રવેગ અને પ્રમાથીને આજ્ઞા કરી. તે વખતે વીર દૂષણના બન્ને નાના બંધુઓ 'તથાસ્તુ' કહીને તથા કુંભકર્ણને આગળ કરીને તત્કાળ યુદ્ધ કરવા નગરમાંથી બહાર નીકળ્યા.[૨૯]

અધ્યાય ૨૮૬ મો સમાપ્ત.

# અધ્યાય ૨૮૭ મો
## કુંભકર્ણાદિનો વધ

॥ मार्कंडेय उवाच ॥

ततो नर्यायस्वपुरात्कुंभकर्णः सहानुगः॥
अपश्यत्कपिसैन्यं तज्जितकाश्यग्रतःस्थितम्॥

માર્કંડેયે કહ્યું:–તે પછી અનુયાયીઓની સાથે પોતાના નગરમાંથી બહાર નીકળીને કુંભકર્ણે, પોતાની આગળ દૃઢ મુઠ્ઠીઓ વાળીને ઉભું રહેલું વાનરોનું સૈન્ય દીઠું.[1] તેણે રામને જોવાની ઇચ્છાથી વાનરોની સેના તરફ દૃષ્ટિ કરી, તો તેને હાથમાં ધનુષ લઇને ઉભા રહેલા લક્ષ્મણ નજરે પડયા.[2] તે પછી વાનરો કુંભકર્ણની પાસે જઈને તત્કાળ તેને વીંટાઈ વળ્યા અને મોટાં મોટાં અનેક વૃક્ષોથી તેમને મારવા લાગ્યા[3] તથા કેટલાએક વાનરો ભય ત્યજી દઇને નખોવડે તેના દેહ ઉપર ઉઝરડા પાડવા લાગ્યા. આ પ્રમાણે યુદ્ધના અનેક પ્રકારોથી તે વાનરો યુદ્ધ કરવા લાગ્યા[4] અને નાના પ્રકારનાં ભયંકર શસ્ત્રોથી રાક્ષસેંદ્રના ઉપર પ્રહાર કરવા લાગ્યા; પરંતુ વાનરો જેમ જેમ પ્રહાર કરવા લાગ્યા, તેમ તેમ કુંભકર્ણે હસતાં હસતાં વાનરોને ભક્ષણ કરવા માંડયા. તેણે બલ, ચંડબલ અને વજ્રબાહુ નામના વાનરોનું પણ ભક્ષણ કર્યું. કુંભકર્ણ રાક્ષસનું આવું ત્રાસદાયક કર્મ જોઇને,[6] તે વખતે તાર વગેરે વાનરો ભયભીત થઇ, મોટે સ્વરે આક્રંદ કરવા લાગ્યા. તે સેનાપતિઓની સાથે સૈનિકોને ઉંચે સ્વરે આક્રંદ કરતા સાંભળીને, ભયરહિત સુગ્રીવ કુંભકર્ણની સામે દોડયો અને તે ઉદાર મનવાળા કપિશ્રેષ્ઠે તેના ઉપર તૂટી પડીને એક શાલનું ઝાડ બળ કરીને તેના મસ્તક ઉપર માર્યું. મહાવેગવાળા મહાત્મા સુગ્રીવે, કુંભકર્ણના મસ્તક ઉપર તે શાલનું ઝાડ પ્રહાર કરીને ભાગી નાખ્યું, તોપણ તે તેને પીડા કરી શકયો નહિ. પછી શાલના ઝાડનો સ્પર્શ થવાથી કુંભકર્ણ જાગ્રત થયો અને એકાએક ગર્જના કરીને બે હાથવડે સુગ્રીવને પકડી બળાત્કારથી તેને ખેંચી જવા લાગ્યો. તે વખતે રાક્ષસ કુંભકર્ણ સુગ્રીવને લઇ જાય છે એ જોઇને, મિત્રોને આનંદ આપનારો સુમિત્રાપુત્ર વીર લક્ષ્મણ તેની તરફ દોડયો અને તેની પાસે જઈને શત્રુવીરને હણનારા લક્ષ્મણે, સુવર્ણનાં પીંછાંવાળું તથા મોટા વેગવાળું પ્રચંડ બાણ કુંભકર્ણના ઉપર માર્યું. તે બાણ કુંભકર્ણના કવચને તથા તેના દેહને ભેદીને રુધિરથી ખરડાઇ, પૃથ્વીને વિદારણ કરતું અંદર ચાલ્યું ગયું.

એ પ્રમાણે મહાધનુર્ધારી કુંભકર્ણનું હૃદય ભેદાઇ ગયું એટલે તે, કપીશ્વર સુગ્રીવને છોડી દઈ, હાથમાં પ્રચંડ શિલારૂપી આયુધ ઉગામીને લક્ષ્મણની સામે દોડયો;[15] પરંતુ કુંભકર્ણ દોડી આવતો હતો, એટલામાંજ ત્વરાથી લક્ષ્મણે તીક્ષ્ણ અગ્રવાળાં બે ક્ષુર નામનાં બાણો મારીને તેના ઉંચા કરેલા બન્ને હાથો કાપી નાખ્યા; ત્યારે કુંભકર્ણ ચાર હાથવાળો થયો ![16] શિલારૂપી આયુધોને ધારણ કરનારા કુંભકર્ણના તે ચારે હાથોને પણ પોતાની અસ્ત્ર ફેંકવાની ઝડપ દેખાડતાં લક્ષ્મણે ક્ષુર નામનાં બાણોવડે કાપી નાખ્યા.[17] ત્યારે કુંભકર્ણ પ્રચંડ કાયાવાળો, ઘણા પગવાળો, ઘણાં મસ્તકવાળો અને ઘણા હાથવાળો બની ગયો ! તેજ વખતે સુમિત્રાપુત્ર લક્ષ્મણે બ્રહ્માસ્ત્ર મૂકીને પર્વતસમૂહના જેવા કુંભકર્ણને ચીરી નાખ્યો[18] અને દિવ્યાસ્ત્રથી હણાયેલો મહાવીર્યવાન કુંભકર્ણ, મહાવજ્ર ( વિજળી )વડે બળી ગયેલાં અંકુરવાળા વૃક્ષની પેઠે સંગ્રામમાં પડયો.[19] આ પ્રમાણે વૃત્રાસુરના જેવા બળવાન કુંભકર્ણને પ્રાણવિનાનો થઇને પૃથ્વી ઉપર પડેલો જોતાંજ રાક્ષસો ભયથી નાસવા લાગ્યા.[20]

તે પ્રમાણે તે યોદ્ધાઓને નાસતા જોઇને દૂષણના બન્ને નાના ભાઇઓએ તેઓને ઉભા રાખ્યા અને ક્રોધ પામીને પોતે લક્ષ્મણની સામે દોડયા.[21] તે વખતે ક્રોધાધીન થઈ દોડી આવતા વજ્રવેગ અને પ્રમાથી–એ બન્નેનું લક્ષ્મણે ગર્જના કરી બાણોવડે સ્વાગત કર્યું.[22] તે પછી હે પાર્થ ! દૂષણના નાના બંધુઓ અને બુદ્ધિમાન લક્ષ્મણની વચ્ચે રુવાટાં ઉભાં કરી દે તેવું તુમુલ યુદ્ધ ચાલ્યું.[23] લક્ષ્મણે તે બન્ને રાક્ષસોના ઉપર મોટી બાણોની વૃષ્ટિ કરી અને વીર

એવા તે બન્ને રાક્ષસોએ પણ ક્રોધ કરીને લક્ષ્મણના ઉપર બાણોની વૃષ્ટિ કરી.[૨૪] આ પ્રમાણે વજ્રવેગ તથા પ્રમાથી અને મહાબાહુ લક્ષ્મણની વચ્ચે બે ઘડીસુધી મહાદારુણ યુદ્ધ ચાલ્યું.[૨૫] તે પછી વાયુપુત્ર હનુમાને એક પર્વતનું શિખર ઉપાડીને રાક્ષસની સામે દોડી, તે શિખરના પ્રહારથી વજ્રવેગ રાક્ષસના પ્રાણ લીધા;[૨૬] અને મહાબળવાન નીલ વાનરે દૂષણના નાનાભાઈ પ્રમાથીની સામે દોડી જઇ મોટા પથ્થરનો પ્રહાર કરીને તેનો વધ કર્યો.[૨૭] તે પછી એકબીજાની સામે ચઢાઇ કરતાં રામ અને રાવણનાં સૈન્ય વચ્ચે, ફરી અનિષ્ટ ફળદાયક સંગ્રામ શરૂ થયો.[૨૮] તે સંગ્રામમાં વાનરોએ સેંકડો રાક્ષસોનો વધ કર્યો અને રાક્ષસોએ સેંકડો વાનરોનો વધ કર્યો;પરંતુ યુદ્ધમાં ઘણે ભાગે રાક્ષસોજ હણાતા હતા,પણ વાનરો વિશેષ હણાતા ન હતા.

ઇતિ શ્રીમહા૦ વન૦ રામોપાખ્યાન પર્વમાં "કુંભકર્ણાદિવધ" એ વિષયનો અધ્યાય ૨૮૭ મો સમાપ્ત.

# અધ્યાય ૨૮૮ મો

## ઇંદ્રજિતના યુદ્ધમાં રામલક્ષ્મણનું પતન

॥ માર્કંડેય ઉવાચ ॥

ततः श्रुत्वाहतं संख्ये कुंभकर्णं सहानुगं ।
प्रहस्तं च महेष्वासं धूम्राक्षं चातितेजसं ।१।

માર્કંડેયે કહ્યું:–તે પછી સંગ્રામમાં અનુયાયીઓની સાથે કુંભકર્ણને, મહાધનુર્ધારી પ્રહસ્તને તથા અતિ તેજસ્વી ધૂમ્રાક્ષને મરણ પામેલા સાંભળીને,[૧]રાવણે પોતાના વીરપુત્ર ઇંદ્રજિતને કહ્યું કે:–"હે શત્રુનાશન ! તું લક્ષ્મણની સાથે રામનો તથા સુગ્રીવનો નાશ કર.[૨] હે સત્પુત્ર ! તેં સંગ્રામમાં વજ્રધારી શચીપતિ ઇંદ્રનો પરાજય કરીને ઉજ્જ્વળ કીર્તિ સંપાદન કરી છે,[૩]માટે હે શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ ! હે શત્રુનાશન ! તું અદશ્ય રહીને અથવા પ્રત્યક્ષ થઈને વરદાનવાળાં દિવ્ય બાણોવડે મારા શત્રુઓનો નાશ કર.[૪]હે શુદ્ધ ! તારા બાણના સ્પર્શને સહન કરવામાટે રામ, લક્ષ્મણ તથા સુગ્રીવ પણ સમર્થ નથી, ત્યારે તેના અનુયાયીઓ તો કયાંથીજ સમર્થ થાય ![૫] હે મોટા બાહુવાળા નિષ્પાપ પુત્ર! પ્રહસ્તે તથા કુંભકર્ણે જે ખર રાક્ષસનું ઋણ ફેડયું નથી, તે ઋણને તું યુદ્ધમાં તેના શત્રુઓને મારીને નિવૃત્ત કર.[૬] હે પુત્ર ! પૂર્વે તેં જેમ ઇંદ્રને જીતીને મને આનંદ આપ્યો હતો, તેમજ આજે પણ તીવ્ર બાણોવડે સૈનિકોની સાથે શત્રુઓને નાશ પમાડીને આનંદ આપ."[૭]

હે રાજા ! આ પ્રમાણે રાવણે કહ્યું, ત્યારે ઇંદ્રજિતે 'તથાસ્તુ' કહીને બખ્તર પહેર્યું તથા રથમાં બેસીને તુરત યુદ્ધભૂમિપ્રત્યે પ્રયાણ કર્યું.[૮] ત્યાં રાક્ષસશ્રેષ્ઠ ઈંદ્રજિતે પોતાનું નામ સ્પષ્ટ રીતે જણાવીને, શુભ લક્ષણવાળા લક્ષ્મણને સંગ્રામભૂમિમાં યુદ્ધ કરવા બોલાવ્યો.[૯] તેજ વખતે લક્ષ્મણ, ધનુષબાણ લઈને, સિંહ જેમ ક્ષુદ્ર મૃગોને ત્રાસ પમાડે તેમ પોતાની તાળીઓના નાદવડે ક્ષુદ્ર દૈત્યોને ત્રાસ પમાડતો ઇંદ્રજિતની સામે દોડયો.[૧૦]તે વખતે દિવ્યાસ્રને જાણનારા, એકબીજાની સ્પર્ધા કરનારા તથા મહાન વિજયની ઇચ્છા રાખનારા તે બન્નેની વચ્ચે તીવ્ર યુદ્ધ થવા લાગ્યું.[૧૧] આ પ્રમાણે યુદ્ધ કરતાં પણ જ્યારે રાવણનો મહાબળવાન પુત્ર ઇંદ્રજિત બાણોવડે લક્ષ્મણના કરતાં કંઈ અધિક કરી શકયો નહિ, ત્યારે તેણે મહાપ્રયત્ન કરવા માંડયો.[૧૨]ઈંદ્રજિત મહાવેગવાળાં તોમરો મારીને લક્ષ્મણને પીડવા લાગ્યો; પરંતુ લક્ષ્મણે તીવ્ર બાણોવડે તે આવેલાં તોમરોને કાપી નાખ્યાં[૧૩] અને તીક્ષ્ણ બાણોથી કપાયલાં તે તોમરો પૃથ્વી ઉપર પડયાં. તે પછી મહાવેગસંપન્ન વાલિપુત્ર શ્રીમાન અંગદે એક ઝાડ ઉગામીને દોટ કાઢી તે ઇંદ્રજિતના મસ્તકપર માર્યું; પરંતુ વીર્યવાન ઇંદ્રજિતને જરાપણ ગભરાટ થયો નહિ; અને તેણે અંગદની છાતીમાં પ્રાસ નામનું હથિયાર મારવાની ઇચ્છા કરી, એટલામાં લક્ષ્મણે તેના પ્રાસને કાપી નાખ્યું. ત્યારે રાવણપુત્રે પોતાની પાસે આવેલા વાનરશ્રેષ્ઠ વીર અંગદના ડાબા પડખામાં ગદાનો પ્રહાર કર્યો; પરંતુ વાલીના બળવાન પુત્ર અંગદે, તે પ્રહારને ન ગણકારતાં, ક્રોધ કરીને એક શાલનું ઝાડ ઉપાડી ઇં-

દ્રજિતના ઉપર ફેંકયું. હે પૃથાપુત્ર ! અંગદે ઇદ્રજિતના વધનેમાટે ક્રોધ કરીને ફેંકેલા તે આડના પ્રહારથી ઇંદ્રજિતનો રથ ઘોડાઓ તથા સારથિની સાથે ચૂર્ણ થઇ ગયો. તે પછી હે રાજા ! રાવણનો પુત્ર, નાશ પામેલા ઘોડાઓ તથા સારથીવાળા તે રથમાંથી નીચે કૂદી પડીને ત્યાંજ અંતર્ધાન થઇ ગયો.[20]

આ પ્રમાણે તે બહુ માયાવાળા રાક્ષસને અંતર્ધાન થયેલો જાણીને રામ તે સ્થાનપર આવીને સૈન્યનું રક્ષણ કરવા લાગ્યા. તે પછી અદૃશ્ય થયેલા ઈંદ્રજિતે વરદાનવાળાં બાણો છોડીને રામને તથા મહાબળવાન લક્ષ્મણને પ્રત્યેક અંગમાં વીંધી નાખ્યા. તે વખતે શૂરવીર રામ તથા લક્ષ્મણ પણ માયાવડે ઢંકાઇને અદૃશ્ય થયેલા રાવણપુત્ર ઈંદ્રજિતના ઉપર બાણો છોડીને યુદ્ધ કરવા લાગ્યા.પછી ઇંદ્રજિતે ક્રોધ કરીને, પુરુષોમાં સિંહસમાન રામ તથા લક્ષ્મણનાં સર્વ અવયવો ઉપર સેંકડો તથા હજારો બાણોનો પ્રહાર કર્યો. આ પ્રમાણે અદૃશ્ય રહીને અખંડ બાણવૃષ્ટિ વર્ષાવતા ઈંદ્રજિતને ખોળી કાઢવામાટે વાનરો મોટી મોટી શિલાઓ હાથમાં લઇને આકાશમાં ગયા; ત્યારે માયાથી વીંટાયલા રાવણપુત્ર ઈંદ્રજિત રાક્ષસે, અદૃશ્ય રહીનેજ તે વાનરોને તથા રામલક્ષ્મણને અનેક બાણો મારીને પુષ્કળ વીંધી નાખ્યા; તેથી રામ અને લક્ષ્મણ બન્ને ભાઇઓનાં શરીરો બાણોથી ભરાઈ ગયાં અને તે બન્ને વીરો આકાશમાંથી જેમ સૂર્ય તથા ચંદ્ર પડે, તેમ પૃથ્વીપર પડયા.[26]

ઇતિ શ્રીમહા૦ વન૦ રામોપાખ્યાન પર્વમાં "ઇંદ્રજિતનું યુદ્ધ" એ વિષયનો અધ્યાય ૨૮૮ મો સમાપ્ત.

---

## અધ્યાય ૨૮૯ મો

### ઈંદ્રજિતનો વધ

॥ मार्कंडेय उवाच ॥

तावुभौ पतितौ दृष्ट्वा भ्रातरौ रामलक्ष्मणौ ॥
बबंधरावणिर्भूयः शरैर्दत्त वरैस्त । ॥१॥

માર્કંડેયે કહ્યું:–તે બન્ને બંધુ રામલક્ષ્મણને પડેલા જોઇને,ઈંદ્રજિતે ફરીથી વરદાનવાળાં બાણો મૂકીને તે બન્નેને બાંધી લીધા.[1] આ પ્રમાણે ઇંદ્રજિતે રણભૂમિમાં શરબંધનથી બાંધી લીધેલા તે બન્ને પુરુષોમાં વ્યાઘ્ર જેવા વીરો, પાંજરામાં રહેલાં બે પક્ષીના જેવા શોભવા લાગ્યા.[2] પછી સેંકડો બાણોથી વીંટાયલા અંગવાળા તે બન્નેને પૃથ્વીપર પડેલા જોઇને,કપીશ્વર સુગ્રીવ, સુષેણ, મૈંદ, દ્વિવિદ, કુમુદ, અંગદ, હનુમાન, નીલ, તાર અને નલ ઇત્યાદિ વાનરોની સાથે તે બન્નેને વીંટીને ઉભો રહ્યો.[4] એટલામાં વિભીષણ પોતાનું કામ કરીને તે ઠેકાણે આવ્યો અને તેણે તે બન્ને વીરોને પ્રજ્ઞાસ્ત્રવડે શુદ્ધિમાં આણ્યા;[5] એટલે સુગ્રીવે મંત્રેલી વિશલ્યા નામની મહૌષધીથી એક ક્ષણમાંજ તે બન્નેના શરીરમાંનાં બાણો કાઢીને તે બાણોથી પડેલા ઘાને રુઝાવી દીધા.[6] આ પ્રમાણે ભાન આવ્યા પછી તથા શરીરમાંથી બાણો નીકળી ગયા પછી તે બન્ને પુરુષશ્રેષ્ઠ મહારથીઓ, આળસ તથા શ્રમરહિત થઇને એક ક્ષણમાંજ ઉભા થયા.[7] તે પછી હે પાર્થ ! ઇક્ષ્વાકુવંશી રામને પીડારહિત થયેલા જોઇને, વિભીષણે બે હાથ જોડીને તેમને આ પ્રમાણે કહ્યું કે[8]:–"હે શત્રુદમન ! રાજકુબેરની આજ્ઞાથી આ જળ લઇને એક ગુહ્યક શ્વેત પર્વત ઉપરથી તમારી પાસે આવ્યો છે.[9] હે શત્રુઓને તાપ આપનારા મહારાજા ! અદૃશ્ય થયેલાં પ્રાણીઓને જોવામાટે કુબેર તમને આ જળ આપે છે.[10] આ પાણીવડે આંખ ધોવાથી તમે અંતર્ધાન પામેલાં પ્રાણીઓને જોશો અને જેને આ પાણી આપશો તે પુરુષ પણ અદૃશ્ય પ્રાણીઓને પણ જોશે."[11]

'બહુ સારૂં' કહીને રામે તથા મહાનુભાવ લક્ષ્મણે તે સંસ્કારવાળું જળ લઇ તેવડે પોતાનાં નેત્રો ધોયાં; તેમજ સુગ્રીવ, જાંબવાન, હનુમાન, અંગદ, મૈંદ,દ્વિવિદ, નીલ અને ઘણેભાગે મુખ્ય મુખ્ય વાનરોએ પણ તે જળવડે પોતપોતાનાં નેત્રોને ધોઇ પવિત્ર કર્યાં.[13] એટલે વિભીષણે જેમ કહ્યું હતું તેમ થયું; અને હે યુધિષ્ઠિર ! એક ક્ષણમાં તેઓનાં નેત્રો, ઇંદ્રિયોથી

જોઇ અથવા જાણી ન શકાય તેવા પદાર્થોને પણ જોવા લાગ્યાં.[૧૪]

બીજી તરફ પરાક્રમ કરીને ગયેલો ઈંદ્રજિત પોતાનું તે કર્મ પિતાને નિવેદન કરીને પાછો ત્વરાથી રણભૂમિના મોખરાપર આવ્યો.[૧૫] તે ઇંદ્રજિતને અતિશય ક્રોધ કરી યુદ્ધની ઇચ્છાથી ફરી ચઢી આવતો જોઇને, વિભીષણના મત પ્રમાણે ચાલનારા લક્ષ્મણે તેની સામે ચઢાઈ કરી;[૧૬] અને જેણે આન્હિક કર્મ કર્યું ન હતું તથા જે વિજયથી મત્ત થઈ ગયો હતો, તેવા ઇંદ્રજિતને હણવાની ઈચ્છાથી, લક્ષ્મણે ક્રોધ કરીને વિભીષણના સંકેત પ્રમાણે તેના ઉપર બાણોનો પ્રહાર કરવા માંડયો.[૧૭] તે વખતે એકબીજાને જિતવાની ઇચ્છાવાળા તે બન્નેની વચ્ચે, ઇંદ્ર તથા પ્રહ્લાદના યુદ્ધના જેવું અત્યંત આશ્ચર્યકારક અદ્દ્ભુત યુદ્ધ થવા લાગ્યું.[૧૮] ઇંદ્રજિતે મર્મભેદી તીક્ષ્ણ બાણોવડે લક્ષ્મણને વીંધી નાખ્યો અને લક્ષ્મણે અગ્નિના જેવા સ્પર્શવાળાં બાણોવડે ઇંદ્રજિતને વીંધી નાખ્યો.[૧૯] લક્ષ્મણનાં બાણો લાગવાથી ઇંદ્રજિત ક્રોધાયમાન થઇ ગયો અને તેણે ઝેરી સર્પોના જેવાં આઠ બાણો લક્ષ્મણને માર્યાં.[૨૦] તે વખતે વીર લક્ષ્મણે અગ્નિના જેવા સ્પર્શવાળાં ત્રણ બાણોવડે તે ઇંદ્રજિતના પ્રાણ જેવી રીતે હરણ કર્યા, તે હું કહું છું, તે તમે સાંભળો. લક્ષ્મણે એક બાણવડે ઇંદ્રજિતનો ધનુષવાળો એક હાથ કાપીને શરીરથી છુટો પાડયો; બીજા બાણવડે તેના બીજા બાણવાળા હાથને કાપીને પૃથ્વીપર પાડયો;[૨૨] અને ત્રીજા ધારવાળા વિશાળ તેજસ્વી બાણવડે ઇંદ્રજિતનું સુંદર નાસિકાવાળું તથા ચળકતાં કુંડળોવાળું મસ્તક કાપી નાખ્યું; એટલુંજ નહિ પણ ભુજાઓ તથા ખભાઓ જેનાં કાપી નાખેલાં એવા તે ભયંકર દેખાવવાળા ધડને પણ ભેદી નાખીને બળશ્રેષ્ઠ લક્ષ્મણે, ઇંદ્રજિતના સારથિને પણ અસ્ત્રોવડે નાશ પમાડયો.[૨૪] તે વખતે સારથિવિનાના ઘોડાઓ તે રથને લંકામાં ખેંચી ગયા અને રાવણે પુત્રવિનાના તે રથને દીઠો.[૨૫]

પોતાના પુત્રનો વધ થયેલો જોઇને રાવણનું મન ત્રાસથી ભ્રમિત થઈ ગયું અને તે શોક તથા મોહથી વ્યાકુળ થઈને સીતાનો વધ કરવા તૈયાર થયો; તેમજ રામનાં દર્શનની લાલસાવાળાં સીતા, જ્યાં અશોકવાટિકામાં બેઠાં હતાં, ત્યાં તે દુરાત્મા તરવાર લઇને વેગથી દોડી ગયો.[૨૭] તે વખતે તે દુર્વિચારી રાક્ષસનો પાપી નિશ્ચય જોઇને, અવિંધ્ય રાક્ષસે, તે અતિશય ક્રોદ્ધ પામેલા રાવણને જે હેતુ કહીને શાંત પાડયો, તે તમે સાંભળો.[૨૮]

તેણે કહ્યું:–'તમે દેદીપ્યમાન મહારાજ્યના રાજા છો, તેથી તમારે સ્ત્રીનો વધ કરવો યોગ્ય નથી. અરે! જ્યારથી આ સ્ત્રી હોઇને બંધનમાં તથા તમારા કબજામાં પડી છે, ત્યારથીજ એ હણાયલી છે.[૨૯] દેહના ટુકડા કરવાથીજ એનો વધ થાય એવું મારૂં માનવું નથી; પણ તમે એના પતિનોજ નાશ કરો, એટલે તેના નાશથીજ એનો નાશ થશે.[૩૦] સાક્ષાત્ ઇંદ્ર પણ પરાક્રમમાં તમારી બરોબરી કરે તેમ નથી; કારણકે તમે યુદ્ધમાં અનેક વખત ઇંદ્રની સાથે દેવોને ભયભીત કરી દીધા છે.'[૩૧]

આવાં આવાં અનેક પ્રકારનાં વાકયો કહીને તે વખતે અવિંધ્ય રાક્ષસે ક્રોધ પામેલા રાવણને શાંત પાડયો અને તેણે પણ તેનું કહેવું માન્ય કર્યું.[૩૨] તે પછી રાવણે તરવારને મ્યાન કરી અને યુદ્ધમાટે નીકળવાનો નિશ્ચય કરીને 'મારો રથ તૈયાર કરો' એવી સેવકોને આજ્ઞા આપી.[૩૩]

**ઇતિ શ્રીમહા૦ વન૦ રામોપાખ્યાન પર્વમાં "ઇંદ્રજિતનો વધ" એ વિષયનો અધ્યાય ૨૮૯ મો સમાપ્ત.**

# અધ્યાય ૨૯૦ મો

## રાવણનો વધ

॥ मार्कंडेय उवाच ॥

**ततः क्रुद्धोदशग्रीवः प्रिये पुत्रे निपातिते ॥**
**निर्ययौरथमास्थाय हेमरत्नविभूषितम् ॥**

માર્કંડેયે કહ્યું:–પોતાના પ્રિય પુત્રનો વધ થવાથી ક્રોધ પામેલો દશાનન રાવણ, સુવર્ણ તથા રત્નથી અલંકૃત રથમાં બેસીને

નીકળ્યો;[1] અને વિવિધ પ્રકારનાં હથિયારોવાળા ભયંકર રાક્ષસોથી વીંટાઇને તે, વાનરસેનાપતિઓની સાથે યુદ્ધ કરતો કરતો રામની સામે દોડયો.[2] તે વખતે ક્રોધ કરીને દોડી આવતા રાવણને મૈંદ, નીલ, નલ, અંગદ, હનુમાન અને જાંબવાને, સૈન્યની સાથે ઘેરી લીધો;[3] અને રાવણના દેખતાંજ શ્રેષ્ઠ શ્રેષ્ઠ રીંછો તથા વાનરો રાવણની સેનાનો વૃક્ષોના પ્રહારથી નાશ કરવા લાગ્યા.[4] આ રીતે શત્રુઓથી પોતાની સેનાનો નાશ થતો જોઇને, માયાવી રાક્ષસરાજ રાવણે માયા પ્રકટ કરી.[5] તે માયાના યોગવડે રાવણના દેહમાંથી,હાથમાં બાણ,શક્તિ તથા ઋષ્ટિ ધારણ કરનારા સેંકડો અને હજારો રાક્ષસો નીકળેલા દેખાયા;[6] પરંતુ રામે દિવ્યાસ્ત્રનો પ્રયોગ કરીને તે સઘળા રાક્ષસોનો સંહાર કર્યો. તે પછી રાક્ષસાધીશ રાવણે ફરી માયા કરી.[7] હે ભરતવંશી રાજા! તે રાવણ, માયાવડે રામનાં તથા લક્ષ્મણનાં રૂપો ધારણ કરીને, રામના રૂપથી લક્ષ્મણની સામે અને લક્ષ્મણના રૂપથી રામની સામે દોડયો.[8] તે વખતે તે માયાવી રાક્ષસો, રામ તથા લક્ષ્મણને પીડા આપવામાટે હાથમાં ધનુષ લઇને રામના ઉપર તૂટી પડયા.[9] રાક્ષસરાજ રાવણની તે માયા જોઇને, ઇક્ષ્વાકુનંદન લક્ષ્મણે, ગભરાયાવિના રામને મોટે સાદે કહ્યું કેઃ–[10] 'આપણા જેવું રૂપ ધારણ કરનારા આ પાપી રાક્ષસોનો તમે નાશ કરો.' તે સાંભળીને રામે, પોતાનું રૂપ ધારણ કરનારા તે રાક્ષસોનો તથા બીજા રાક્ષસોનો પણ વધ કર્યો.[11]

તે પછી ઇંદ્રનો સારથિ માતલિ, લીલા રંગના ઘોડા જોડેલા સૂર્યના જેવો તેજસ્વી રથ લઇને સંગ્રામભૂમિમાં રામની પાસે આવ્યો.[12]

માતલિએ કહ્યું:–'હે કાકુત્સ્થ! આ લીલા ઘોડા જોડેલો ઇંદ્રનો વિજયશીલ ઉત્તમ રથ છે. હે પુરુષવ્યાઘ્ર! ઇંદ્રે આ ઉત્તમ રથમાં બેસીને યુદ્ધમાં સેંકડો દૈત્યોનો તથા દાનવોનો વધ કર્યો છે; માટે હે નરવ્યાઘ્ર! તમે પણ મેં વશ રાખેલા આ રથમાં બેસીને યુદ્ધમાં રાવણનો તત્કાળ નાશ કરો, વિલંબ કરો નહિ.'

આ પ્રમાણે માતલિએ સત્ય કહ્યું, છતાં રામને તેમાં શંકા આવી કે, આ પણ રાક્ષસની માયાજ હશે; ત્યારે વિભીષણે રામને કહ્યું કેઃ–'હે નરવ્યાઘ્ર! આ દુરાત્મા રાવણની માયા નથી પણ સત્યજ છે;[16] માટે હે મહાકાંતિમાન રામ! તમે આ ઇંદ્રના રથમાં તત્કાળ બેસો.' તે સાંભળીને રામ પ્રસન્ન થયા અને 'ઠીક છે' એમ વિભીષણને કહીને, તે રથમાં બેસી,ક્રોધ કરી રાવણની સામે ચઢી ગયા. જ્યારે રામે રાવણના ઉપર ચઢાઇ કરી,ત્યારે પ્રાણીઓમાં હાહાકાર થઇ રહ્યો;[18] તેમજ સ્વર્ગમાં દિવ્ય સિંહનાદો તથા દુંદુભીના નાદો થવા લાગ્યા. પછી દશવદન રાવણ અને રાજપુત્ર રામની વચ્ચે એવું ભારે યુદ્ધ થયું, કે તે યુદ્ધને બીજા કોઇ યુદ્ધની ઉપમાજ આપી શકાય નહિ; પણ એમજ કહેવું પડે કે, '**रामरावणयोर्युद्धं रामरावणयोरिव**'–રામરાવણનું યુદ્ધ રામરાવણના યુદ્ધ જેવુંજ થયું.' પછી રાવણે ઇંદ્રના વજ્ર જેવું તથા ઉગામેલા બ્રહ્મદંડના જેવું મહાભયંકર શૂળ રામના ઉપર ફેંકયું; પરંતુ રામે તત્કાળ તીવ્ર બાણો છોડીને તે શૂળને કાપી નાખ્યું.[21] રામનું તેવું દુષ્કર કર્મ જોઇને રાવણના મનમાં ભય પેસી ગયો. પછી રાવણે ક્રોધ કરીને રામના ઉપર હજારો અથવા લાખો તીવ્ર બાણો તથા વિવિધ પ્રકારનાં શસ્ત્રો છોડયાં અને ભુશુંડીઓ, શૂળો, મુસળો, પરશુઓ, વિવિધ આકારની શક્તિઓ, શતઘ્નીઓ અને તીવ્ર ક્ષુર જાતનાં બાણો મારવા માંડયાં.દશ મુખવાળો રાવણ રાક્ષસની તે વિલક્ષણ માયા જોઇને સઘળા વાનરો ભયથી સર્વ દિશામાં નાસવા લાગ્યા. તે પછી રામે સુંદર પત્ર તથા મુખવાળું અને સુવર્ણનાં પીછાંવાળું એક ઉત્તમ બાણ ભાથામાંથી કાઢીને તેને બ્રહ્માસ્ત્રથી અભિમંત્રિત કર્યું. રામે તે શ્રેષ્ઠ બાણને બ્રહ્માસ્ત્રથી મંત્રેલું જોઇને, ઇંદ્ર વગેરે દેવો તથા ગંધર્વો આનંદ પામ્યા અને રામ શત્રુ ઉપર બ્રહ્માસ્ત્ર છોડવા તૈયાર થયા, એટલે દેવો, દાનવો અને કિન્નરો, રાવણ રાક્ષસનું આયુષ્ય હવે ઘણું થોડું રહ્યું છે, એમ માનવા લાગ્યા. તે પછી રામે, અપ્રતિમ તેજવાળું, ઉગામેલા બ્રહ્મદંડના જેવું અને રાવણનો અંત લાવનારૂં તે ભયંકર બાણ રાવણના ઉપર છોડયું. હે ભારત! રામે ધનુષને અત્યંત ખેંચી, તે બ્રહ્મા-

અને છોડયું કે તરતજ તેમાંથી નીકળેલા મહાજ્વાળાવાળા અગ્નિવડે વીંટાયલો રાક્ષસશ્રેષ્ઠ રાવણ રથ,ઘોડા તથા સારથિની સાથે ભસ્મ થઈગયો!

આ પ્રમાણે પવિત્ર કર્મવાળા રામે, રાવણનો નાશ કર્યો તે જોઇને, ગંધર્વ તથા ચારણોની સાથે દેવો આનંદ પામ્યા.[૩૧] મહાભાગ્યશાળી રાવણનો પંચભૂતોએ ત્યાગ કર્યો અને બ્રહ્માસ્ત્રના તેજને લીધે તે સર્વ લોકથી પણ ભ્રષ્ટ થયો;[૩૨] એટલુંજ નહિ પણ તેના શરીરનું માંસ, રુધિર વગેરે ધાતુઓ બ્રહ્માસ્ત્રથી બળી ગઇ હતી, તેથી તેની ભસ્મ પણ જોવામાં આવી નહિ.[૩૩]*

ઇતિ શ્રીમહા૦ વન૦ રામોપાખ્યાન પર્વમાં "રાવણવધ" એ વિષયનો અધ્યાય ૨૯૦ મો સમાપ્ત.

# અધ્યાય ૨૯૧ મો

## સીતાશુદ્ધિ અને રામરાજ્યાભિષેક

॥ मार्कंडेय उवाच ॥

स हत्वा रावणं क्षुद्रं राक्षसेंद्रं सुरद्विषम् ॥
बभूव हृष्टः स सुहृद्रामः सौमित्रिणा सह ॥१॥

માર્કંડેયે કહ્યું:–આ પ્રમાણે દેવના દ્વેષી નીચ રાક્ષસરાજ રાવણને મારીને, લક્ષ્મણ તથા મિત્રગણોની સાથે રામ આનંદ પામ્યા.રાવણનો વધ થયા પછી ઋષિશ્રેષ્ઠોની સાથે દેવોએ, જયયુક્ત આશીર્વાદોથી તે મહાબાહુ રામનું સન્માન કર્યું.[૨]સર્વ દેવતાઓ,કમળપત્રના જેવાં નેત્રવાળા રામની સ્તુતિ કરવા લાગ્યા અને ગંધર્વો પુષ્પવૃષ્ટિથી તથા સ્વર્ગવાસીઓ વાણીથી રામનું પૂજન કરીને જે માર્ગે આવ્યા હતા,તે માર્ગે પાછા ગયા. હે ધર્મથી ભ્રષ્ટ ન થનારા ધર્મરાજા! તે વખતે આકાશ મહોત્સવયુક્ત થઇ રહ્યું હતું.[૪] આ પ્રમાણે રાવણને માર્યા પછી શત્રુનગરને જિતનારા મહાયશસ્વી ભગવાન રામે, વિભીષણને લંકાનું રાજ્ય અર્પણ કર્યું.[૫] તે પછી વિભીષણે આદરસત્કાર કરેલાં સીતાને આગળ કરીને મહાબુદ્ધિમાન અવિંધ્ય નામનો વૃદ્ધ પ્રધાન લંકામાંથી બહાર નીકળ્યો[૬] અને દીનતા ધારણ કરીને કકુત્સ્થવંશી મહાત્મા રામને કહેવા લાગ્યો કે:–'હે મહાત્મન્! તમે આ સદ્વર્તનવાળાં દેવી જાનકીનો સ્વીકાર કરો.આવું તે અવિંધ્યનું વચન સાંભળીને, ઇક્ષ્વાકુનંદન રામ તે ઉત્તમ રથમાંથી ઉતર્યા અને અશ્રુથી વ્યાપ્ત થયેલાં સીતાને જોયાં.[૮]તે વખતે સર્વાંગ સુંદરી સીતા વાહનમાં બેઠાં હતાં, તે શોકથી કૃશ થઇ ગયાં હતાં.તેના સર્વ અંગ ઉપર મેલ ચઢી ગયો હતો, તેમના કેશ ગુંચવાઇ ગયા હતા અને વસ્ત્ર કાળું થઇ ગયું હતું.સીતાને આવાં જોઇને રાવણના સ્પર્શની શંકા આવવાથી રામે તેને કહ્યું કે:–'હે વૈદેહિ! મારૂં જે કર્તવ્ય હતું તે મેં કર્યું છે. હવે તું છુટી થઇ છે, માટે તારી ઇચ્છામાં આવે ત્યાં જા.[૧૦] હે કલ્યાણિ! તું મને પતિતરીકે મેળવીને રાક્ષસના ઘરમાંજ વૃદ્ધ થતાંસુધી ઘેરાઇ ન રહે, એટલા માટેજ મેં એ રાક્ષસને માર્યો છે.[૧૧] બાકી મારા જેવો ધર્મના નિશ્ચયને જાણનારો પુરુષ, પરપુરુષના હાથમાં ગયેલી સ્ત્રીને કોઇપણ રીતે બે ઘડી પણ કેમ રાખી શકે? હે મૈથિલિ! તું સદાચરણી હોઇશ અથવા તેવી નહિ હોય, તોપણ કૂતરાએ ચાટેલા હવિની પેઠે તારો આજે ઉપભોગને માટે સ્વીકાર કરવો મને યોગ્ય લાગતો નથી."[૧૨,૧૩]

આવાં ભયંકર વચનને સાંભળતાંજ બાળા સીતાદેવી, દુઃખી થઇને કાપેલી કેળની પેઠે એકાએક પૃથ્વીપર પડી;[૧૪] અને રામનું દર્શન થવાથી તેના મુખ ઉપર જે આનંદનો રંગ આવ્યો હતો, તે રંગ દર્પણમાં નાખેલા નિઃશ્વાસની પેઠે ફરી એક ક્ષણમાંજ નષ્ટ થઇ ગયો.[૧૫] લક્ષ્મણની સાથે સઘળા વાનરો પણ રામનું તેવું ભાષણ સાંભળીને મરણ પામ્યાજેવા નિશ્ચેષ્ટ થઇ ગયા.×તે

* परस्त्रीस्पर्शमात्रेण जयद्रथ दशास्ययोः।
आद्यः पंचसटो जातः सकुटुंबो हतः परः॥

પરસ્ત્રીનો સ્પર્શમાત્ર કરવાથી જયદ્રથના માથા ઉપર પાંચ પટા નીકળ્યા અને રાવણ કુટુંબની સાથે વિનાશ પામ્યો! ગણેશ

× આ સોળમા શ્લોક પછી મરાઠી ભાષાંતરની બન્ને પ્રતોમાં સાત શ્લોકોનું ભાષાંતર વધારે જોવામાં આવે છે, તેમજ લેલે શાસ્ત્રીવાળી મૂળ પ્રતમાં પણ શ્લોકો છે. તેનું ભાષાંતર નીચે પ્રમાણે:–

પછી વિશુદ્ધ અંતઃકરણવાળા કમળયોનિ જગત્સ્રષ્ટા ચતુર્મુખ બ્રહ્મદેવે,વિમાનમાં બેસી ત્યાં આવીને રામને દર્શન આપ્યાં. ઇંદ્ર,અગ્નિ, વાયુ, યમ, વરુણ, યક્ષાધિપતિ ભગવાન કુબેર અને નિર્મળ સપ્તર્ષિઓ ત્યાં આવ્યા;[૧૮] તેમજ દિવ્ય તેજસ્વી મૂર્તિવાળા દશરથ રાજા પણ મહા મૂલ્યવાળા હંસયુક્ત ઝળહળતા વિમાનમાં બેસીને ત્યાં આવ્યા.[૧૯] તે વખતે દેવ તથા ગંધર્વોથી વ્યાપ્ત થઇ ગયેલું તે સઘળું આકાશમંડળ, તારાઓથી ચિત્રિત થયેલા શરદૃઋતુના આકાશ જેવું શોભવા લાગ્યું.[૨૦]

તે પછી યશસ્વિની કલ્યાણી સીતાએ ઉઠીને તે સઘળા દેવોની વચ્ચે વિશાળ વક્ષસ્થલવાળા રામને કહ્યું કેઃ—[૨૧] ‘ હે રાજપુત્ર ! હું તમારો દોષ કાઢતી નથી; કારણ કે તમે સ્ત્રીઓની તથા પુરુષોની ગતિને જાણો છો ! તોપણ તમે મારાં આ વચનને સાંભળો.[૨૨] ‘ મેં જો પાપ કર્યું હોય તો આ સર્વદા ગતિ કરનારો અને સર્વ પ્રાણીઓના હૃદયમાં સંચાર કરનારો વાયુ, મારા પ્રાણનો નાશ કરો;[૨૩] તેમજ મેં જો પાપ કર્યું હોય તો અગ્નિ, જળ, આકાશ, પૃથ્વી અને વાયુ—આ પંચમહાભૂતો મારા પ્રાણને હરણ કરો. હે વીર ! મેં સ્વપ્નમાં પણ તમારાવિના બીજા પુરુષનું ચિંતન કર્યું નથી,તેથી દેવોએ આપેલા તમેજ મારા પતિ થાઓ.’[૨૫] સીતાએ આ પ્રમાણે કહ્યું ત્યારે મહાત્મા વાનરોને આનંદ આપનારી, પવિત્ર, સુંદર તથા લોકોને સમજાય તેવી વાણી આકાશમાં થવા લાગી.[૨૬]

વાયુએ કહ્યુંઃ—‘ હે રઘુવંશી રામ ! હું સર્વદા સંચાર કરનારો વાયુ, તમને સત્ય કહું છું કે, હે રાજા ! મૈથિલી પાપરહિત છે; માટે તમે એ પોતાની ભાર્યાનો સ્વીકાર કરો.’[૨૭]

અગ્નિએ કહ્યુંઃ—‘ હે રઘુનંદન ! હું સર્વ પ્રાણીઓના દેહમાં રહું છું. હે કાકુત્સ્થ રામ ! મૈથિલિનો અતિ સ્વલ્પ પણ અપરાધ નથી.’[૨૮]

વરુણે કહ્યુંઃ—‘ હે રાઘવ ! પ્રાણીઓના દેહોમાં રસોની ઉત્પત્તિ મારાથીજ થાય છે. હું તમને કહું છું કે, તમે મૈથિલીનો સ્વીકાર કરો.

બ્રહ્માએ કહ્યુંઃ—‘ હે પુત્ર ! તું રાજર્ષિઓના ધર્મ પ્રમાણે વર્તે છે, માટે તું આવું આચરણ કરે એમાં કંઇ આશ્ચર્ય નથી. હે કાકુત્સ્થ વંશી સદવર્તનશીલ સાધુ પુરુષ ! તું મારા આ વચનને સાંભળ ![૩૦] હે વીર ! તેં દેવો,ગંધર્વો, નાગો, યક્ષો, દાનવો અને મહર્ષિઓના શત્રુનો નાશ કર્યો છે.[૩૧] પૂર્વે મારા વરદાનને લીધે તે સર્વ પ્રાણીઓને અવધ્ય થઇ પડયો હતો અને મેં પણ કોઈએક કારણને લીધે તે પાપીની કેટલાએક કાળસુધી ઉપેક્ષા કરી હતી;[૩૨] પણ તે દુરાત્માએ પોતાનો વધ થવા માટેજ સીતાનું હરણ કર્યું.તે વખતે મેં નલકૂબરના શાપદ્વારા આ સીતાના શીલનું રક્ષણ કર્યું હતું.નલકૂબરે પૂર્વે એવો શાપ આપ્યો હતો કેઃ—‘રાવણ જો કામનાવિનાની પરસ્ત્રીનું સેવન કરશે તો તેના મસ્તકના સેંકડો ટુકડા થઈ જશે.’[૩૪] હે મહાકાંતિમાન ! તેથી તું આ સંબંધમાં શંકા ન કરતાં આ સીતાનો સ્વીકાર કર. હે દેવતુલ્ય પ્રભાવવાળા ! તેં દેવોનું મહાન કાર્ય કર્યું છે.’[૩૫]

દશરથે કહ્યુંઃ—‘ હે વત્સ ! હું તારા ઉપર પ્ર-

---

રામે કહેલાં તે વચન સીતાથી સહન થયાં નહિ, તેથી તેણે લક્ષ્મણને કહ્યું કેઃ—‘મારેમાટે સત્વર અગ્નિ પ્રજ્વલિત કરો;૧૭ કારણકે મારી પવિત્રતાના સંબંધમાં રામને વિશ્વાસ આવવો જોઇએ, તેમજ લોકોની પણ ખાત્રી થવી જોઇએ.આ વાતમાં રામની પણ સંમતિ છે,એમ જાણીને લક્ષ્મણે તેજ વખતે,૧૮ લાકડાંનો મોટો ઢગ એકઠો કરીને તેમાં અગ્નિ પ્રજ્વલિત કર્યો અને તે શત્રુદમન રામની પાસે આવીને મૌન ધારણ કરી ઉભો રહ્યો.૧૯ તે પછી સીતાએ, સર્વ લોકો, દેવ, રાક્ષસ તથા સ્ત્રીઓની સમક્ષ ભક્તિપૂર્વક રામની પ્રદક્ષિણા કરી;૨૦ અને તે તે દેવતાઓને પ્રણામ કરી, અગ્નિની પાસે જઇને બે હાથ જોડી, મૈથિલી આ પ્રમાણે બોલી કેઃ—૩૧‘ જો મારૂં અંતઃકરણ નિરંતર રામને છોડીને બીજી તરફ ગયું ન હોય તો લોકસાક્ષી અગ્નિ મારૂં સર્વ રીતે રક્ષણ કરો.૨૨ આ પ્રમાણે કહીને સતી સીતાએ અગ્નિની પ્રદક્ષિણા કરીને નિર્ભય હૃદયથી તે પ્રજ્વલિત અગ્નિમાં પ્રવેશ કર્યો.

આ રામોપાખ્યાનમાં આવા કેટલેક ઠેકાણે વધારાના શ્લોકો તે પ્રતમાં છે,પણ તે વિશેષતાવાળા ન હોવાથી આમાં લીધા નથી.

સન્ન થયો છું. તારૂં કલ્યાણ થાઓ! હે પુરુષોત્તમ! હું તારો પિતા દશરથ છું અને તને આજ્ઞા કરૂં છું કેઃ—' તું રાજ્ય કર!'૩૬

રામે કહ્યુંઃ—' હે રાજેંદ્ર! જો તમે મારા પિતા છો તો હું તમને પ્રણામ કરૂં છું અને તમારી આજ્ઞાથી રમણીય અયોધ્યામાં જઇશ.'૩૭

માર્કંડેયે કહ્યુંઃ—હે ભરતશ્રેષ્ઠ! તે સાંભળીને પ્રસન્ન થયેલા પિતા દશરથે, રાતા છેડાવાળાં નેત્રવાળા રામને ફરીથી કહ્યું કેઃ—' હે મહાકાંતિવાળા રામ! અહીં તારા વનવાસનાં ચૌદ વર્ષ સંપૂર્ણ થયાં છે, માટે હવે તું અયોધ્યામાં જઈને રાજ્ય કર.' તે પછી સ્નેહીઓએ જેમને અભિનંદન આપેલા રામે દેવોને નમસ્કાર કર્યા; અને મહેંદ્ર જેમ ઇંદ્રાણીનો સ્વીકાર કરે, તેમ તેમણે પોતાની ભાર્યા સીતાને અંગીકાર કરી. ત્યારપછી શત્રુતાપન રામે અવિંધ્યને વર આપ્યો અને ત્રિજટા રાક્ષસીને માનપૂર્વક ધન આપ્યું.

પછી ઇંદ્ર વગેરે દેવોની સાથે બ્રહ્મદેવે રામને કહ્યું કેઃ—૪૧' હે કૌશલ્યાનંદન! આજે હું તને કયા ઇચ્છિત વરો આપું?' ત્યારે રામે, ધર્મમાં સ્થિતિ, શત્રુઓથી અજિતપણું અને રાક્ષસોએ મારેલા વાનરોનું પુનર્જીવન, એ વરો માગ્યા. તે વખતે બ્રહ્માએ ' તથાસ્તુ ' એવું વચન કહેતાંજ હે મહારાજ! યુદ્ધમાં મરણ પામેલા વાનરો જીવતા થઇને ઉઠયા. તે પછી મહાભાગ્યશાળી સીતાએ પણ હનુમાનને વર આપ્યો કેઃ—૪૪ 'હે પુત્ર! જ્યાંસુધી રામની કીર્તિ રહેશે, ત્યાંસુધી તું જીવતો રહીશ; અને હે સિંહલોચન હનુમાન! મારી કૃપાથી તને સર્વદા દિવ્ય ઉપભોગો પ્રાપ્ત થશે.'

પછી તે વિશુદ્ધ કર્મ કરનારા વાનરાદિકો જોતા હતા એટલામાંજ ઇંદ્ર વગેરે સઘળા દેવો અદૃશ્ય થઇ ગયા. તે વખતે સીતાની જોડે રામનો સમાગમ થયેલો જોઇને ઇંદ્રનો સારથિ માતલિ બહુ પ્રસન્ન થયો અને તે સ્નેહીઓની વચ્ચે રામને આ પ્રમાણે કહેવા લાગ્યોઃ—હે સત્યપરાક્રમી રામ! તમે દેવો, ગંધર્વો, યક્ષો, મનુષ્યો, અસુરો અને સર્પોનું આ દુઃખ દૂર કર્યું છે; તેથી જ્યાંસુધી આ પૃથ્વી રહેશે, ત્યાંસુધી દેવો, અસુરો, ગંધર્વો, યક્ષો, રાક્ષસો, સર્પો વગેરે લોકો તમારૂં યશોગાન ગાશે." આ પ્રમાણે કહીને શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા રામની આજ્ઞા લઇ તથા તેમનું પૂજન કરીને માતલિ, સૂર્યના જેવી કાંતિવાળા રથમાં બેસી ત્યાંથી ચાલ્યો ગયો. તે પછી રામે લંકાના રક્ષણની વ્યવસ્થા કરી અને સીતા તથા વિભીષણને આગળ રાખી, લક્ષ્મણ તથા સુગ્રીવ વગેરે સર્વ વાનરોની સાથે તેજ સેતુને માર્ગે સમુદ્રને ઓળંગ્યો. જિતેંદ્રિય રામ, મુખ્ય અમાત્યોથી વીંટાઇને ઇચ્છાપૂર્વક ગતિ કરનારા, વિરાજમાન તથા આકાશચારી પુષ્પક વિમાનવડે સમુદ્રના તીર ઉપર જ્યાં પોતે પૂર્વે સમુદ્રની પ્રાર્થનાને માટે શયન કર્યું હતું ત્યાં આવ્યા અને તે ધર્માત્મા રાજાએ સર્વ વાનરોની સાથે ત્યાંજ નિવાસ કર્યો. પછી રામે યોગ્ય સમયે વાનરોને બોલાવીને તેઓનું સન્માન કર્યું; ૫૫ અને તે સઘળાને રત્નોથી સારી રીતે સંતુષ્ટ કરીને ત્યાંથીજ વિદાય કર્યા. વાનરશ્રેષ્ઠો, ગોપુચ્છ મર્કટો અને રીંછો ગયા પછી સુગ્રીવ તથા વિભીષણની સાથે રામ પુષ્પક વિમાનમાં બેસીને સીતાને વન દેખાડતા દેખાડતા પાછા કિષ્કિંધામાં આવી પહોંચ્યા. કિષ્કિંધામાં આવ્યા પછી પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ એવા રામે પરાક્રમી અંગદનો યુવરાજપદ ઉપર અભિષેક કર્યો. પછી તેઓની સાથે તથા લક્ષ્મણની સાથે રામ જે માર્ગે આવ્યા હતા, તેજ માર્ગે પોતાના નગરપ્રત્યે જવા લાગ્યા. રાષ્ટ્રાધિપતિ રામ જ્યારે અયોધ્યા આગળ આવી પહોંચ્યા, ત્યારે૬૦ તેમણે હનુમાનને દૂતતરીકે ભરતની પાસે મોકલ્યો. ભરતની સઘળી હીલચાલનું અવલોકન કરીને તથા તેને પ્રિય વાત નિવેદન કરીને વાયુપુત્ર હનુમાન પાછો આવ્યો. તે પછી રામ નંદિગ્રામમાં ગયા. ત્યાં તેમણે મલિન થઇ ગયેલાં અંગવાળા ભરતને, વલ્કલ ધારણ કરીને તથા પોતાની આગળ પાદુકાઓ મૂકીને આસનપર બેઠેલો જોયો. પછી વીર્યસંપન્ન રામ ભરતને તથા શત્રુઘ્નને મળ્યા૬૩ અને હે ભરતશ્રેષ્ઠ! લક્ષ્મણની સાથે રામ બહુ પ્રસન્ન થયા. તે વખતે ભરત અને શત્રુઘ્ન પણ પોતાના મોટાભાઇને

મળ્યા;[૬૪] અને તે બન્ને સીતાનું દર્શન કરીને બહુ આનંદ પામ્યા. તે પછી ભરતે પોતાની પાસે થાપણરૂપે રહેલું રાજ્ય, વનવાસથી પાછા આવેલા રામને પરમ હર્ષથી અતિ સત્કારપૂર્વક પાછું સોંપ્યું. ત્યાર પછી વસિષ્ઠ અને વામદેવ, એ બન્નેએ મળીને શાસ્ત્રસંમત દિવસે શ્રવણ નક્ષત્રમાં શૂરા રામને રાજ્યાભિષેક કર્યો. [૬૬] રાજ્યાભિષેક થયા પછી રામે સુહૃજ્જનોની સાથે કપિશ્રેષ્ઠ સુગ્રીવને તથા પુલસ્ત્યવંશી વિભીષણને પોતપોતાને ઘેર જવાની આજ્ઞા આપી; અને વિવિધ પ્રકારની ભોગ્ય વસ્તુઓથી સત્કાર કરીને તથા શું કરવું તે સંબંધી કહ્યા પછી પ્રેમ તથા હર્ષયુક્ત થયેલા તે બન્નેને દુઃખથી વિદાય કર્યા.[૬૮] તે પછી રઘુનંદન રામે, પુષ્પક વિમાનની પૂજા કરીને પ્રેમપૂર્વક તે કુબેરનેજ અર્પણ કર્યું.ત્યાર પછી દેવર્ષિઓની સાથે તે રામે, ગોમતી નદીના તીર ઉપર અન્નાર્થી લોકોને માટે દરવાજા ઉઘાડા રાખીને પ્રશંસા કરવાયોગ્ય દશ અશ્વમેધ યજ્ઞો કર્યા. [૭૦]

ઇતિ શ્રીમહા૦ વન૦ રામોપાખ્યાન પર્વમાં "રામાભિષેક" એ વિષયનો અધ્યાય ૨૯૧ મો સમાપ્ત.

## અધ્યાય ૨૯૨ મો

### માર્કંડેયે યુધિષ્ઠિરનું આશ્વાસન કર્યું.

॥ मार्कंडेय उवाच ॥

**एवमेतन्महाबाहो रामेणामित तेजसा ॥**
**प्राप्तं व्यसनमत्युग्रं वनवासकृतं पुरा ॥१॥**

માર્કંડેયે કહ્યું:-હે મહાબાહુ ધર્મરાજ! આ પ્રમાણે અમાપ તેજવાળા રામને પણ પૂર્વે વનવાસનું મહા ભયંકર દુઃખ પ્રાપ્ત થયું હતું, માટે હે પુરુષવ્યાઘ્ર ! તમે શોક કરો નહિ. હે શત્રુતાપન ! તમે ક્ષત્રિય છો અને પરિણામનો નિશ્ચય દેખાડનારા બાહુવીર્યના આશ્રયવાળા માર્ગનુંજ અવલંબન કરીને વર્તો છો.[૨] તમારામાં કોઇપણ પ્રકારનું અતિ સૂક્ષ્મ પણ પાતક નથી. ઇંદ્રસહિત સઘળા દેવ તથા દૈત્યો પણ આ તમારા માર્ગે જઇ શકે તેમ નથી.[૩] વજ્રધારી ઇંદ્રે મરુદ્ગણોની સહાય લઇને વૃત્રાસુર, અજિત નમુચિ અને દીર્ઘજિહ્વા રાક્ષસીનો નાશ કર્યો હતો.[૪] તાત્પર્ય કે, જે સહાયવાળો છે, તેની પાસે સર્વ પ્રકારના સર્વ અર્થો રહે છે. રે! જેનો બંધુ ધનંજય છે, તેને યુદ્ધમાં અજિત જેવું શું છે![૫] વળી આ ભયંકર પરાક્રમવાળો ભીમસેન બળવાનોમાં શ્રેષ્ઠ છે અને માદ્રીના બન્ને તરુણ પુત્રો પણ વીર તથા મહાધનુષધારી છે.[૬] હે શત્રુતાપન! આવા બંધુઓની સહાય હોવા છતાં તમે શામાટે ખેદ કરો છો? તમારા એ બંધુઓ મરુદ્ગણોની સાથે વજ્રધારી ઇંદ્રની સેનાનો પણ પરાજય કરે તેવા છે.[૭] હે ભરતશ્રેષ્ઠ! તમે પણ આ દેવરૂપી મહાધનુર્ધારી બંધુઓની સહાયથી યુદ્ધમાં સર્વ શત્રુઓનો પરાજય કરશોજ.વિશેષ શામાટે?બળવાન તથા વીરત્વના મદથી મત્ત થયેલા દુરાત્મા જયદ્રથે દ્રૌપદીનું હરણ કર્યું હતું;તેની પાસેથી આ તમારા મહાત્મા બંધુઓ દુષ્કર કર્મ કરીને દ્રૌપદીને પાછી લઇ આવ્યા અને જયદ્રથ રાજા પરાજય પામીને તમને અધીન થયો, એ વાત તરફ તો તમે દૃષ્ટિ કરો![૧૦] વળી સહાયવિનાના રામે યુદ્ધમાં ભયંકર પરાક્રમી રાવણ રાક્ષસનો વધ કરીને સીતાને પાછી આણી હતી. [૧૧] હે રાજા ! એ રામને પોતાની જાતિના નહિ પણ અન્ય જાતિમાં ઉત્પન્ન થયેલા વાનરો તથા કાળાં મુખવાળાં રીંછો, મિત્રો થયાં હતાં; તેનો પણ તમે મનમાં વિચાર કરો.[૧૨] હે કુરુશ્રેષ્ઠ! હે ભરતર્ષભ! એ વિચારીને તમે શોક કરો નહિ. હે પરંતપ ! તમારા જેવા મહાત્માઓ શોક કરતા નથી.[૧૩]

વૈશંપાયને કહ્યું:-બુદ્ધિમાન માર્કંડેયે આ પ્રમાણે સાંત્વન કર્યું, તે પછી ઉદાર મનવાળા યુધિષ્ઠિર રાજા દુઃખનો ત્યાગ કરીને ફરી માર્કંડેયને પૂછવા લાગ્યા.[૧૪]

ઇતિશ્રી મહા૦ વન૦ રામોપાખ્યાન પર્વમાં "યુધિષ્ઠિરાશ્વાસન" એ વિષયનો અધ્યાય ૨૯૨ મો સમાપ્ત.

**રામોપાખ્યાન પર્વ સમાપ્ત.**



# पतिव्रतामाहात्म्य पर्व

## અધ્યાય ૨૯૩ મો

### સાવિત્રિચરિત્ર-સાવિત્રિનો જન્મ

॥ युधिष्ठिर उवाच ॥

नात्मानमनुशोचामि नेमान् भ्रातॄन्महामुने ॥
हरणं चापि राज्यस्य यथे मां द्रुपदात्मजाम्॥

યુધિષ્ઠિરે કહ્યું:-હે મહામુનિ! મને આ દ્રુપદપુત્રીને માટે જેવો શોક થાય છે, તેવો શોક પોતાને માટે, આ બંધુઓને માટે અથવા રાજ્યના હરણને માટે થતો નથી.[૧] દુરાત્મા કૌરવોએ દ્યૂતમાં અમને કષ્ટ આપ્યું, ત્યારે દ્રૌપદીએ તે કષ્ટમાંથી અમારો ઉદ્ધાર કર્યો હતો. જયદ્રથે ફરી બળાત્કારથી તે દ્રૌપદીનું વનમાંથી હરણ કર્યું હતું.[૨] જેવી આ દ્રુપદરાજાની પુત્રી પતિવ્રતા તથા મહાભાગ્યવાળી છે, તેવી કોઇ સ્ત્રી છે? અથવા પૂર્વે તમે જોઇ છે? અથવા સાંભળી છે?[૩]

માર્કંડેયે કહ્યું:-હે યુધિષ્ઠિર રાજા! તમે કુલીન સ્ત્રીઓનું માહાત્મ્ય સાંભળો. રાજકન્યા સાવિત્રિને એ સઘળું જે રીતે પ્રાપ્ત થયું તે હું કહું છું.[૪] મદ્રદેશમાં એક અશ્વપતિ નામનો ધર્માત્મા રાજા હતો. તે પરમ ધાર્મિક, બ્રાહ્મણભક્ત, મહાત્મા, સત્ય પ્રતિજ્ઞાવાળો, જિતેંદ્રિય, યજ્ઞયાગાદિક કરનારો, દાનવીર, દક્ષ, નગરના તથા દેશના લોકોને પ્રિય અને સર્વ પ્રાણીઓના હિતમાં તત્પર હતો;[૬] પરંતુ તે ક્ષમાશીલ, સત્યવાદી અને જિતેંદ્રિય રાજાને વય થઈ જતાં પણ સંતતિ થઈ ન હતી, તેથી તેને સંતાપ થવા લાગ્યો.[૭] પછી તે રાજાએ સંતાનની ઉત્પત્તિને માટે તીવ્ર નિયમ ધારણ કર્યો. તે બ્રહ્મચર્ય પાળીને તથા ઇંદ્રિયોને વશ રાખીને યથાસમય નિયમિત આહાર કરવા લાગ્યો.[૮] પછી હે રાજશ્રેષ્ઠ! તે સાવિત્રીમંત્રથી એક લક્ષ હવન કરીને આઠ ભાગવાળા દિવસના છઠ્ઠા ભાગમાં નિયમિત ભોજન કરવા લાગ્યો.[૯] આ પ્રમાણે નિયમ પાળતાં પાળતાં અઢાર વર્ષો ગયાં અને અઢારમું વર્ષ પૂરું થતાંજ સાવિત્રી દેવી તેના ઉપર સંતુષ્ટ થયાં.[૧૦] હે રાજા! તે વખતે હવનના કુંડમાંથી પ્રકટ થઇને મૂર્તિમતી સાવિત્રી દેવીએ મોટા હર્ષથી રાજાને દર્શન આપ્યાં અને તે વરદાત્રી દેવીએ રાજાને કહ્યું.[૧૧]

સાવિત્રીએ કહ્યું:-'હે રાજા! તારા શુદ્ધ બ્રહ્મચર્યવડે, ઇંદ્રિયદમનવડે, નિયમવડે અને તારી સર્વાત્મભાવવાળી ભક્તિવડે હું તારા ઉપર પ્રસન્ન થઇ છું.[૧૨] હે મદ્રરાજ અશ્વપતિ! તું જે ઇચ્છિત હોય તે વર માગી લે. તારે ધર્મમાં કોઈપણ રીતે પ્રમાદ કરવો નહિ.'[૧૩]

અશ્વપતિએ કહ્યું:-'હે દેવિ! મેં ધર્મપ્રાપ્તિની ઇચ્છાથી પુત્રોત્પત્તિને માટે આ તપશ્ચર્યાનો ઉદ્યોગ કર્યો છે, તેથી જો તમે મારા ઉપર સંતુષ્ટ થયાં હો તો હું આ વર માગું છું કે, મને કુળનો ઉદ્ધાર કરનારા ઘણા પુત્રો થાય; કારણ બ્રાહ્મણોએ મને કહ્યું છે કે, સંતાન એજ પરમ ધર્મ છે.'[૧૫]

સાવિત્રીએ કહ્યું:-'હે રાજા! મેં પ્રથમથીજ તારો આ અભિપ્રાય જાણીને, તને પુત્ર થવા માટે ભગવાન બ્રહ્માને કહ્યું હતું.[૧૬] હે સૌમ્ય! તે બ્રહ્મદેવની કૃપાથી આ પૃથ્વી ઉપર મહાતેજસ્વી એક કન્યા તને તત્કાળજ પ્રાપ્ત થશે.[૧૭] હવે તારે આ સંબંધમાં કોઇપણ રીતે કંઈ પણ ઉત્તર આપવા જેવું નથી. આ હું તને

બ્રહ્મદેવની આજ્ઞાપરથી સંતોષપૂર્વક કહું છું.'

માર્કંડેયે કહ્યું:–તે સાંભળીને રાજાએ 'ભલે તેમ થાઓ' એમ કહીને સાવિત્રીના વચનને માન્ય કર્યું: અને આ કાર્ય જલદીથી થાય એટલામાટે ફરી તેણે સાવિત્રીની પ્રાર્થના કરી.[૧૯] પછી સાવિત્રી અંતર્ધાન થયાં, એટલે રાજા પણ પોતાના નગરમાં ગયો અને તે વીર,ધર્મથી પ્રજાનું પાલન કરતો પોતાના રાજ્યમાં રહેવા લાગ્યો.

પછી કંઇક કાળ ગયો એટલે નિયમિત વ્રતવાળા તે રાજાની ધર્માચરણ કરનારી વડીલ પટ્ટરાણીને ગર્ભ રહ્યો.[૨૧] હે ભરતશ્રેષ્ઠ! મનુના વંશની તે રાજપુત્રીનો ગર્ભ, આકાશમાં રહેલા શુકલપક્ષના ચંદ્રની પેઠે વૃદ્ધિ પામવા લાગ્યો.[૨૨] પછી પ્રસવકાળ પ્રાપ્ત થતાં રાણીએ એક કમળના જેવાં નેત્રવાળી કન્યાને જન્મ આપ્યો. તે વખતે આનંદ પામેલા તે નૃપશ્રેષ્ઠે તેના જાતકર્માદિ સંસ્કારો કર્યા.[૨૩] અને સાવિત્રીમંત્રવડે હોમ આપવાથી તથા સાવિત્રી દેવીએ પ્રસન્ન થઇને આપેલી હોવાથી બ્રાહ્મણોએ તથા તેના પિતાએ તે કન્યાનું નામ સાવિત્રી પાડ્યું.[૨૪] તે મૂર્તિમતી લક્ષ્મીના જેવી રાજપુત્રી, દિવસે દિવસે મોટી થવા લાગી; અને કેટલોએક સમય જતાં તે કન્યા યુવાવસ્થામાં આવી.[૨૫] તે સુંદર કટિવાળી, પુષ્ટ નિતંબવાળી તથા સુવર્ણની પુતળી જેવી રાજપુત્રીને જોઇને લોકો, આ દેવકન્યાજ આવી છે, એમ માનવા લાગ્યા.[૨૬] કમળપત્રના જેવાં નેત્રવાળી તથા તેજવડે દેદીપ્યમાન તે કન્યાના તેજથી પરાભવ થવાને લીધે કોઇપણ પુરુષ તેને વરવા તૈયાર થતો ન હતો.[૨૭]

પછી એક પર્વને દિવસે સાવિત્રી મસ્તકના કેશ પલાળી સ્નાન કરીને તથા ઉપવાસ કરીને દેવની સમીપમાં ગઈ અને તેણે બ્રાહ્મણોદ્વારા વિધિપૂર્વક અગ્નિમાં હોમ કરાવીને બ્રાહ્મણોના આશીર્વાદ લીધા.[૨૮] તે પછી દેવની પ્રસાદરૂપ પુષ્પમાળા લઇને તે રૂપધારી લક્ષ્મીના જેવી દેવી સાવિત્રી,પોતાના મહાત્મા પિતાની પાસે ગઇ;[૨૯] અને પિતાના ચરણમાં પ્રણામ કરીને પ્રથમ તેણે પ્રસાદરૂપ પુષ્પમાળા તેને આપી. પછી તે સુંદરી બે હાથ જોડીને રાજાની એક બાજુએ ઉભી રહી,[૩૦] દેવરૂપિણી પોતાની પુત્રીને યૌવનમાં આવેલી જોઇને તથા વરો તરફથી તેની માગણી ન થતી જાણીને રાજાના મનમાં ખેદ થવા લાગ્યો.[૩૧]

રાજાએ કહ્યું:–"હે પુત્રિ! તારા લગ્નનો સમય થયો છે; પરંતુ કોઇપણ પુરુષ મારી પાસે આવીને તારી માગણી કરતો નથી, માટે તું પોતેજ પોતાનાસમાન ગુણવાન વરને શોધી કાઢ; અને જે પુરુષને તું ઇચ્છતી હોય તે તું મને જણાવ, એટલે હું વિચાર કરીને તેની સાથે તારૂં લગ્ન કરીશ. તું તારી ઇચ્છામાં આવે તેવા વરને પસંદ કર.[૩૩] હે કલ્યાણિ! ધર્મશાસ્ત્રનું એક વચન બ્રાહ્મણોના મુખથી મેં સાંભળ્યું છે, તે વચન હું કહું છું તે તું સાંભળ.[૩૪] યોગ્ય સમયે કન્યાનું દાન કરનારો પિતા દોષપાત્ર ગણાય છે, ઋતુસ્નાન ભાર્યાનો સમાગમ ન કરનારો પતિ દોષપાત્ર છે અને વિધવા માતાનું રક્ષણ ન કરનારો પુત્ર નિંદાપાત્ર છે.[૩૫] આ મારૂં કહેવું સાંભળીને તું પતિની શોધને માટે ત્વરા કર અને હું જે પ્રમાણે દેવતાઓનો દોષપાત્ર ઠરૂં નહિ તે પ્રમાણે કર."[૩૬]

માર્કંડેયે કહ્યું:–આ પ્રમાણે પુત્રીને કહ્યા પછી રાજાએ પોતાના વૃદ્ધ મંત્રીઓને પ્રયાણની તૈયારી કરવા કહ્યું તથા અને તેઓને 'જાઓ' એવી આજ્ઞા કરી.[૩૭] પિતાની આજ્ઞા સમજીને તપસ્વિની સાવિત્રી લજ્જિત જેવી થઇ ગઈ અને પિતાના ચરણમાં પ્રણામ કરીને, વિચાર કરવા ન રોકાતાં ત્યાંથી નીકળી.[૩૮] વૃદ્ધ પ્રધાનોથી વીંટાયલી સાવિત્રી સુવર્ણના રથમાં બેસીને રાજર્ષિઓના રમ્ય તપોવનોમાં ગઇ.[૩૯] ત્યાં માનનીય વૃદ્ધોના ચરણમાં પ્રણામ કર્યા પછી હે તાત! તે અનુક્રમે સઘળાં વનોમાં ફરી વળી.[૪૦] એ પ્રમાણે તે રાજપુત્રી સર્વ તીર્થોમાં શ્રેષ્ઠ બ્રાહ્મણોને દ્રવ્યદાન આપતી આપતી જૂદા જૂદા અનેક દેશોમાં ફરી.[૪૧]

**ઇતિ શ્રીમહા૦ વન૦ પતિવ્રતામાહાત્મ્ય પર્વમાં "સાવિત્રિનું આખ્યાન" એ વિષયનો અધ્યાય ૨૯૩ મો સમાપ્ત.**

# અધ્યાય ૨૯૪ મો
## સાવિત્રિચરિત્ર—સાવિત્રીએ પતિ પસંદ કર્યો.

**॥ मार्कंडेय उवाच ॥**

**अथ मद्राधिपोराजा नारदेन समागतः॥**
**उपविष्टः सभामध्ये कथायोगेन भारत ॥१॥**

માર્કંડેયે કહ્યું:—હે ભરતવંશી રાજા! પછી એક દિવસે મદ્ર દેશનો રાજા અશ્વપતિ, નારદનો સમાગમ થતાં તેની સાથે વાતો કરતો સભામાં બેઠો હતો.[૧] તે વખતે સાવિત્રી સઘળા આશ્રમોમાં તથા તીર્થોમાં ફરીને મંત્રીઓની સાથે પોતાના પિતાને ઘેર આવી. પછી તે કલ્યાણીએ નારદની સાથે બેઠેલા પોતાના પિતાને જોઇને, તે બન્નેના ચરણમાં મસ્તકવડે પ્રણામ કર્યા.[૩] ત્યારે નારદે અશ્વપતિ રાજાને પૂછ્યું કે:—'હે નૃપ! આ તમારી પુત્રી કયાં ગઈ હતી? અને હમણાં કયાંથી આવે છે? વળી આ કન્યા યૌવનમાં આવી છે છતાં તું એને શામાટે યોગ્ય વર સાથે પરણાવતો નથી?'[૪]

અશ્વપતિએ કહ્યું:—'હે દેવર્ષિ! મેં એજ કાર્યમાટે એને મોકલી હતી અને ત્યાંથી તે આજેજ પાછી આવી છે; માટે એણે જે પતિને પસંદ કર્યો હોય તે સંબંધી વૃત્તાંત તમે એનાજ મુખથી સાંભળો.'[૫]

માર્કંડેયે કહ્યું:—પછી 'તું વિસ્તારથી કહે' એ પ્રમાણે પિતાએ આજ્ઞા કરી, એટલે તે કલ્યાણી સાવિત્રી, પિતાનું વચન માન્ય કરીને તેજ વખતે આ પ્રમાણે કહેવા લાગી.

સાવિત્રીએ કહ્યું:—'શાલ્વ દેશમાં ધર્માત્મા એવો એક દ્યુમત્સેન નામનો પ્રખ્યાત ક્ષત્રિય રાજા હતો. તે પાછળથી અંધ થયો છે.[૭] તે બુદ્ધિમાન રાજાની આંખ ગઈ તે વખતે તેનો પુત્ર બાળક હતો, એટલે આ લાગ જોઇને, તેની પડોશમાં રહેનારા કોઈ પૂર્વના વૈરી રાજાએ તેનું રાજ્ય હરી લીધું;[૮] એટલે તે દ્યુમત્સેન બાળપુત્રવાળી પોતાની ભાર્યાસાથે વનમાં જવા નીકળ્યો અને એક મોટા અરણ્યમાં જઇને મહાવ્રત ધારણ કરી તપશ્ચર્યા કરવા લાગ્યો.[૯] તેનો સત્યવાન નામનો પુત્ર નગરમાં જન્મેલો છે અને તપોવનમાં મોટો થયો છે,તે સત્યવાન મારેમાટે યોગ્ય છે એમ સમજીને મેં તેને મનથી વર્યો છે.'[૧૦]

નારદે કહ્યું:—'ઓ રાજા! આ સાવિત્રીએ અજાણપણાથી ગુણવાન એવા સત્યવાનને વર્યો તે એણે ઘણુંજ ખોટું કર્યું છે![૧૧] તે કુમારનાં માતપિતા સત્ય ભાષણ કરે છે, માટે બ્રાહ્મણોએ તેનું નામ સત્યવાન પાડયું છે.[૧૨] વળી એ કુમાર બાળક હતો, ત્યારે તેને ઘોડાઓ ઉપર બહુ પ્રીતિ હતી, તેથી તે માટીના ઘોડાઓ કર્યા કરતો હતો અને ઘોડાનાં ચિત્રો પણ કાઢતો હતો, માટે તેનું નામ ચિત્રાશ્વ પણ કહે છે.'[૧૩]

રાજાએ કહ્યું:—'તે રાજપુત્ર સત્યવાન, હમણાં પણ તેજસ્વી, બુદ્ધિમાન, ક્ષમાવાન, શૂર અને પિતૃવત્સલ છે કે?'[૧૪]

નારદે કહ્યું:—'તે સૂર્યના જેવો તેજસ્વી છે, બૃહસ્પતિના જેવો બુદ્ધિમાન છે, મહેંદ્રના જેવો વીર છે અને પૃથ્વીના જેવો ક્ષમાશીલ છે.'[૧૫]

અશ્વપતિએ કહ્યું:—'તે રાજપુત્ર સત્યવાન દાતા, બ્રાહ્મણભક્ત, રૂપવાન, ઉદાર તથા પ્રિયદર્શન છે કે?'[૧૬]

નારદે કહ્યું:—'તે દ્યુમત્સેનનો બળવાન પુત્ર પોતાની શક્તિ પ્રમાણે દાન આપવામાં સંકૃતિના પુત્ર રંતિદેવના જેવો છે, ઉશીનરના પુત્ર શિબિ રાજાના જેવો બ્રાહ્મણભક્ત તથા સત્યવાદી છે, યયાતિના જેવો ઉદાર છે,ચંદ્રના જેવો દેખાવડો છે અને રૂપમાં અશ્વિનીકુમાર પૈકી એક જેવો છે.[૧૮] તે મનોનિગ્રહી છે, સૌમ્ય છે, શૂરો છે, સત્યનિષ્ઠ છે, જિતેંદ્રિય છે, સર્વની સાથે મિત્રભાવથી વર્તનારો છે, ઇર્ષ્યારહિત છે, લજ્જાશીલ છે, કાંતિમાન છે,[૧૯] તેનામાં નિત્ય સરળતા રહેલી છે અને તે નિશ્ચળ સ્થિતિવાળો છે, સંક્ષેપથી કહીએ તો તપોવૃદ્ધ અને શીલવૃદ્ધ પુરુષો તેની પ્રશંસા કરે છે.'[૨૦]

અશ્વપતિએ કહ્યું:—'હે ભગવન! આપ તેને સર્વગુણસંપન્ન કહો છો, પરંતુ તેનામાં જો કોઇ દોષ હોય તો તે પણ મને કહો.'[૨૧]

નારદે કહ્યું:— તેનામાં એકજ દોષ છે, કે

જે દોષ તેના સર્વ ગુણોને દબાવી દે છે. તે દોષ પ્રયત્ન કરવાથી મટાડી શકાય તેવો નથી. તે સત્યવાન આજથી એક વર્ષે આયુષ્ય ક્ષીણ થવાથી મરણ પામશે ! તેનામાં આ એકજ મોટો દોષ છે, બીજો કોઈ દોષ નથી.[૨૩]

રાજાએ કહ્યું:–' ઓ સાવિત્રિ ! તું અહીં આવ. હે કલ્યાણિ ! તું જા અને બીજા પુરુષને વર; કારણકે તે સત્યવાનમાં એક એવો મોટો દોષ છે, કે જે તેના સર્વ ગુણોને ઢાંકી દે છે.[૨૪] દેવોને પણ પૂજ્ય એવા ભગવાન નારદ મુનિએ મને જે પ્રમાણે કહ્યું છે, તે પ્રમાણે જોતાં તે સત્યવાન આજથી એક વર્ષે અલ્પ આયુષ્યનો થઇને મરણ પામશે.'[૨૫]

સાવિત્રીએ કહ્યું:–' ભાગીદારોનો ભાગ એક વખતજ પડાય છે, કન્યાનું દાન એક વખતજ અપાય છે અને ' આપું છું ' એ એક વખતજ બોલાય છે. તાત્પર્ય કે, આ ત્રણે વાત એક એક વારજ કરવામાં આવે છે;[૨૬] માટેજ સત્યવાન દીર્ઘાયુ હો કે અલ્પાયુ હો, ગુણવાન હો કે નિર્ગુણ હો, પરંતુ મેં તેને એકવાર ભર્તાતરીકે પસંદ કર્યો છે, તેથી હવે હું બીજાને વરીશ નહિ.[૨૭] પ્રથમ કોઇપણ વાતનો મનમાં નિશ્ચય કર્યા પછી તે વાણીથી બોલાય છે અને તે પછી તે કૃતિમાં મૂકાય છે; માટે પ્રથમ નિશ્ચય કરનારૂં મન મને પ્રમાણરૂપ છે.'[૨૮]

નારદે કહ્યું:–' હે નરશ્રેષ્ઠ ! તમારી પુત્રી સાવિત્રીની બુદ્ધિ સ્થિર છે, માટે હવે એને આ ધર્મથી કોઇ રીતે વારી શકાશે નહિ.[૨૯] વળી સત્યવાનમાં જે ગુણો છે, તે ગુણો બીજા પુરુષમાં નથી; માટે તમારે તેનેજ તમારી પુત્રી આપવી, એમને ઠીક લાગે છે.'

રાજાએ કહ્યું:–' આપે જે આ વચન કહ્યું તે ફેરવી શકાય તેવું નથી, તેમજ તે ખરૂં પણ છે; માટે હું એ પ્રમાણેજ કરીશ, કારણકે આપ મારા ગુરુ છો.'[૩૧]

નારદે કહ્યું:–' આ તમારી પુત્રી સાવિત્રીનાં લગ્ન નિર્વિઘ્નપણે થાઓ અને તમારૂં સર્વનું કલ્યાણ થાઓ ! હવે હું જાઉં છું.'[૩૨]

માર્કંડેયે કહ્યું:–આ પ્રમાણે કહ્યા પછી નારદજી ત્યાંથી આકાશમાર્ગે ઉડીને સ્વર્ગમાં ચાલ્યા ગયા અને અશ્વપતિ રાજાએ પણ પુત્રીના વિવાહની તૈયારી કરવા માંડી.[૩૩]

ઇતિ૦ શ્રીમહા૦ વન૦ પતિવ્રતામાહાત્મ્ય પર્વમાં "સાવિત્રીનું આખ્યાન" એ વિષયનો અધ્યાય ૨૯૪ મો સમાપ્ત.

# અધ્યાય ૨૯૫ મો

## સાવિત્રીનાં લગ્ન

॥ मार्कंडेय उवाच ॥

**अथ कन्या प्रदाने स तमेवार्थं विचिंतयन् ॥ समानिन्ये च तत्सर्वं भांडवैवाहिकं नृपः॥१॥**

માર્કંડેયે કહ્યું:–પછી કન્યાદાનના સંબંધમાં નારદે કહેલી વાતનું ચિંતન કરતાં કરતાં અશ્વપતિ રાજાએ વિવાહને માટે સઘળું સાહિત્ય એકઠું કર્યું.[૧] તે પછી વૃદ્ધ બ્રાહ્મણોને તથા પુરોહિતોની સાથે સઘળા ઋત્વિજોને બોલાવી, તેઓને તથા પોતાની કન્યાને સાથે લઇને રાજા શુભ દિવસે દ્યુમત્સેનના આશ્રમમાં જવા નીકળ્યો;[૨] અને પવિત્ર અરણ્યમાં દ્યુમત્સેનના આશ્રમમાં ગયા પછી તે રાજા, બ્રાહ્મણોની સાથે પગે ચાલતોજ તે રાજર્ષિની પાસે ગયો.[૩] ત્યાં તેણે એક શાલવૃક્ષની નીચે દર્ભની સાદડી ઉપર બેઠેલા મહાભાગ્યશાળી અંધ રાજાને જોયા.[૪] અશ્વપતિ રાજાએ તે રાજર્ષિની યથાયોગ્ય પૂજા કર્યા પછી પરિમિત વાણીવડે પોતાનું નામ તેમને જણાવ્યું.[૫] ત્યારે તેને અર્ઘ્ય, આસન અને મધુપર્કને માટે ગાય આપ્યા પછી ધર્મવેત્તા રાજા દ્યુમત્સેને,અશ્વપતિ રાજાને પૂછ્યું કે:–'આપનું કેમ પધારવું થયું છે ?'[૬] એટલે અશ્વપતિએ તેને પોતાનો સર્વ અભિપ્રાય તથા સત્યવાનને ઉદ્દેશીને પોતાનું કર્તવ્ય વગેરે નિવેદન કર્યું.

અશ્વપતિએ કહ્યું:–' હે રાજર્ષિ ! આ સાવિત્રી નામની મારી સુંદર કન્યા છે; હે ધર્મજ્ઞ ! તેને તમે મારી પાસેથી સ્વધર્મવડે પુત્રવધૂતરીકે સ્વીકારો.'[૮]

દ્યુમત્સેને કહ્યું:–' અમે રાજ્યથી ભ્રષ્ટ થઇને

આ વનમાં વાસ કરીએ છીએ અને નિયમપૂર્વક તપશ્ચર્યા કરીને ધર્માચરણ કરીએ છીએ, ત્યાં વનવાસને માટે અયોગ્ય એવી તમારી પુત્રી આ કષ્ટદાયક આશ્રમમાં કેવી રીતે રહેશે?'[૯]

અશ્વપતિએ કહ્યું:–'હે રાજા! સુખ અને દુઃખ ઉત્પન્ન થાય છે અને વિનાશ પામે છે. આ વાત હું તથા મારી પુત્રી જાણીએ છીએ; માટે એવું વાક્ય મારા જેવાને સારૂ યોગ્ય નથી. હું તો નિશ્ચય કરીનેજ તમારી પાસે આવ્યો છું;[૧૦] અને પ્રેમથી પ્રણામ કરૂં છું, માટે તમે મારી આશાને તોડી પાડશો નહિં. હું પૂરા પ્રેમથી આપની પાસે આવ્યો છું, માટે તમે મને ના પાડવા યોગ્ય નથી.[૧૧] તમે મારી બરોબરીના તથા યોગ્ય છો અને હું પણ તમારા સંબંધને માટે તેવોજ છું; માટે તમે આ મારી કન્યાને સત્યવાનની ભાર્યા કરીને પુત્રવધૂતરીકે ગ્રહણ કરો.'[૧૨]

દ્યુમત્સેને કહ્યું:–'મારો તમારી સાથે સંબંધ થાય એવી મારી પ્રથમથીજ અભિલાષા હતી; પરંતુ હું રાજ્યભ્રષ્ટ થયો છું,તેથીજ મારા મનમાં એવો વિચાર આવ્યો;[૧૩] પણ હવે જે આ અભિપ્રાય મને પ્રથમથીજ પસંદ હતો તે આજેજ પૂર્ણ થાઓ; કારણકે તમે મારા ઇચ્છિત અતિથિ છો.'[૧૪]

આ પ્રમાણે કહીને તે બન્ને રાજાઓએ આશ્રમવાસી બ્રાહ્મણોને બોલાવીને સત્યવાન અને સાવિત્રીનાં યથાવિધિ લગ્ન કરાવ્યાં.[૧૫] આ રીતે અશ્વપતિ રાજા કન્યાદાન આપીને તથા યથાયોગ્ય પહેરામણી આપીને બહુ આનંદ પામ્યો અને પછીથી તે પોતાના ભવનપ્રત્યે ગયો.[૧૬] આ તરફ સર્વગુણસંપન્ન ભાર્યા મળવાથી સત્યવાન અને મનવાંચ્છિત પતિ મળવાથી સાવિત્રી પણ આનંદ પામ્યાં.[૧૭]

પોતાના પિતા ગયા પછી સાવિત્રીએ, સઘળા અલંકારો ઉતારી નાખ્યા અને વલ્કલ તથા ગેરુઆ રંગનાં વસ્ત્રો ધારણ કર્યાં.[૧૮] પછી તેણે સેવા, સદ્‌ગુણ, નમ્રતા, ઇંદ્રિયનિગ્રહ અને સર્વની ઇચ્છા પ્રમાણેના વર્તનથી સઘળાંને સંતુષ્ટ કર્યાં.[૧૯] વળી તેણે સાસુના શરીરની સેવાચાકરી કરીને તથા પહેરવાઓઢવાનાં વસ્ત્રો વગેરે આપીને તેને સંતુષ્ટ કરી અને દેવના જેવા સત્કારથી તથા મિતભાષીપણાથી સસરાને સંતુષ્ટ કર્યો;[૨૦] તેમજ પ્રિયભાષણ, કુશળતા, શાંતિ અને એકાંતમાં સેવાચાકરી કરીને પતિને સંતુષ્ટ કર્યો. હે ભરતવંશી રાજા! એ પ્રમાણે આશ્રમમાં રહીને તપશ્ચર્યા કરતાં કરતાં તે સજ્જનોનો કેટલોક સમય નીકળી ગયો;[૨૨] પરંતુ તે વખતે પણ કામમાં ગુંથાઇ રહેવાથી ઉભે પગે રહેનારી તથા મ્લાન થઈ જતી સાવિત્રીના મનમાં, નારદે જે વાક્ય કહેલું તે વાક્ય રાત્રિદિવસ ઘોળાયા કરતું હતું.[૨૩]

**ઇતિ૦ શ્રીમહા૦ વન૦ પતિવ્રતામાહાત્મ્ય પર્વમાં "સાવિત્રનું આખ્યાન" એ વિષયનો અધ્યાય ૨૯૫ મો સમાપ્ત.**

# અધ્યાય ૨૯૬ મો

## સાવિત્રીનું વ્રત અને પતિસાથે વનમાં જવું

**॥ मार्कंडेय उवाच ॥**

**ततः काले बहुतिथे व्यतिक्रांते कदाचनं ॥**
**प्राप्तः स कालो मर्तव्यं यत्र सत्यव्रता नृप ।१।**

માર્કંડેયે કહ્યું:–'હે યુધિષ્ઠિર રાજા! આ પ્રમાણે થતાં થતાં ઘણો સમય વીતી ગયા પછી સત્યવાનના મરણનો સમય આવી પહોંચ્યો.[૧] સાવિત્રી એક એક દિવસ જતાં બાકી રહેલા દિવસોની ગણત્રી કર્યા કરતી હતી;કારણકે નારદે જે વચન કહેલું તે વચન મનમાં નિત્ય ઘોળાયા કરતું હતું.[૨] પછી આજથી ચોથે દિવસે સત્યવાનને મરવાનું છે એમ જાણીને તે ભક્તિસંપન્ન સ્ત્રી, ત્રિરાત્રવ્રત કરવાના ઉદ્દેશથી ઉપવાસ કરીને રાત્રિદિવસ વ્રતપરાયણ રહી.[૩] તેનો તે નિયમ સાંભળીને દ્યુમત્સેન રાજાને ઘણું દુઃખ થયું અને તેણે ઉઠીને સાવિત્રીનું સાંત્વન કરતાં તેને કહ્યું.[૪]

દ્યુમત્સેને કહ્યું:–'હે રાજપુત્રિ! તમે આ અતિ તીવ્ર નિયમવાળા વ્રતનો આરંભ કર્યો છે, કારણકે ત્રણ દિવસસુધી ભોજન કરવું નહિ એ ઘણુંજ કઠિન છે.'[૫]

સાવિત્રીએ કહ્યું:–'હે તાત! તમે એ સંબંધમાં સંતાપ કરશો નહિ. હું એ વ્રત પૂર્ણ કરી-

શ; કારણકે મેં દઢ નિશ્ચયથી એ વ્રત આરંભ્યું છે અને દઢ નિશ્ચયજ કાર્યની સિદ્ધિનું કારણ છે.'

દ્યુમત્સેને કહ્યું:–" હવે 'તું એ વ્રત છોડી દે' એવું તને કહેવામાટે હું કોઇ રીતે સમર્થ નથી; કારણકે 'તું વ્રત પૂર્ણ કર' એવુંજ અમારા જેવાએ કહેવું યોગ્ય છે."૭

માર્કંડેયે કહ્યું:–આ પ્રમાણે કહીને મોટા મનવાળા દ્યુમત્સેન વિરામ પામ્યા; અને અન્નજળવિના તેમજ ઉભી રહેવાથી સાવિત્રી લાકડાની પુતળી જેવી દેખાવા લાગી.૮ હે ભરતકુળશ્રેષ્ઠ! પછી પતિનું મરણ બીજેજ દિવસે આવવાનું જાણતાં, સાવિત્રીની આગલી રાત્રિ દુઃખાકુળપણામાંજ નીકળી ગઇ;૯ અને સવાર થતાં આજેજ તે દિવસ છે એમ માનીને તેણે સવારની સઘળી ક્રિયા કરી અને સૂર્ય ચાર હાથ આકાશમાં ઉંચે આવ્યા પછી તેણે પ્રદીપ્ત થયેલા અગ્નિમાં હોમ આપ્યો.પછી સઘળા વૃદ્ધ બ્રાહ્મણોને તથા સાસુસસરાને અનુક્રમથી પ્રણામ કરીને તે બે હાથ જોડી વિનયથી ઉભી રહી,૧૧ એટલે તે તપોવનનિવાસી સઘળા તપસ્વીઓએ, સાવિત્રીને હિતકારક તથા શુભ એવા અવૈધવ્યસંબંધી આશીર્વાદ આપ્યા.૧૨ તે વખતે ધ્યાન તથા યોગમાં તત્પર રહેનારી સાવિત્રીએ 'તથાસ્તુ' એમ કહીને, તપસ્વીઓના તે સર્વ આશીર્વાદોને મનથી ગ્રહણ કર્યા.૧૩ પછી નારદે જે વચન કહ્યું હતું,તેનોજ વિચાર કરતી રાજપુત્રી, અત્યંત દુઃખી થઇને તે સમયની તથા તે મુહૂર્તની વાટ જોવા લાગી. તે પછી એકાંતમાં બેઠેલી રાજપુત્રી સાવિત્રીને સાસુસસરાએ પ્રીતિથી કહ્યું.૧૫

સાસુસસરાએ કહ્યું:–' શાસ્ત્રમાં જે પ્રમાણે એ વ્રત કહ્યું છે, તે પ્રમાણે તેં એ વ્રત પૂર્ણ કર્યું છે;માટે હવે ભોજન કરવાનો સમય થયો છે, તેથી તું તે કરીને પછી બીજું જે કરવાનું હોય તે કર.

સાવિત્રીએ કહ્યું:–' સૂર્યાસ્ત થયા પછી, કામના પૂર્ણ થતાં મારે ભોજન કરવાનું છે; એવો મારો વિચારછે અને તેવો મેં સંકલ્પ પણ કર્યો છે.'

માર્કંડેયે કહ્યું:–આ પ્રમાણે સાવિત્રી ભોજનના સંબંધમાં કહેતી હતી, તે વખતે સત્યવાન ખભા ઉપર કુહાડી લઇને વનમાં જવા નીકળ્યો, એટલે સાવિત્રીએ પોતાના ભર્તાને કહ્યું કે:–'તમે એકલા જશો નહિ. આજે હું પણ તમારી સાથેજ આવીશ; કારણ કે તમને છોડીને અહીં રહેવાની મારી ઇચ્છા નથી.'૧૯

સત્યવાને કહ્યું:–' હે કલ્યાણિ ! તું પહેલાં કોઈવાર વનમાં ગઇ નથી; વનમાં માર્ગ પણ વિકટ છે અને તું વ્રત તથા ઉપવાસથી શિથિલ થઈ ગઇ છે, તેથી તું પગે ચાલીને કેવી રીતે આવી શકીશ ?'૨૦

સાવિત્રીએ કહ્યું:–' મને ઉપવાસ કરવાથી ગ્લાનિ થઇ નથી, તેમજ મને પરિશ્રમ પણ થયો નથી. મને તમારી સાથે આવવાનો ઉત્સાહ થયો છે, માટે તમારે મને ના કહેવી યોગ્ય નથી.'૨૧

સત્યવાને કહ્યું:–'જ્યારેતનેઆવવાની હોંશજ છે, ત્યારે હું પણ તારૂં પ્રિય કરીશ; પરંતુ તું મારા વડીલોની આજ્ઞા લઇ આવ, કે જેથી આ દોષ મારા ઉપર આવે નહિ.'૨૨

માર્કંડેયે–કહ્યું:–પછી મહાવ્રતવાળી સાવિત્રીએ સાસુસસરાની પાસે જઇને તેમને પ્રણામ કરીને કહ્યું કે:–' આ મારા ભર્તા ફળો લેવામાટે મહાવનમાં જાય છે,૨૩ માટે આપ આર્યા તથા સસરાજીની આજ્ઞાથી એમની સાથે જવાની મારી પણ ઇચ્છા છે; કારણકે આજે હું એમનો વિરહ સહન કરી શકીશ નહિ.૨૪ તમારા પુત્ર ગુરુ અને અગ્નિહોત્રને માટે વનમાં જવા નીકળ્યા છે, તેથી તેમને ખાળી શકાય નહિ; પણ જો તે બીજા કામમાટે વનમાં જતા હોય તો અટકાવી શકાય. વળી મને આશ્રમમાં આવ્યાને એક વર્ષમાં કંઇકજ ઓછું હશે, પરંતુ હું આશ્રમમાંથી બહાર નીકળી નથી, તેથી પણ મને પુષ્પોવડે ખીલેલું વન જોવાની ઘણી ઉત્કંઠા થઈ છે.'૨૬

દ્યુમત્સેને કહ્યું:–જે દિવસથી એના પિતાએ સાવિત્રીનાં લગ્ન કર્યાં અને મને પુત્રવધૂતરીકે આપી, તે દિવસથી આજસુધીમાં એણે કંઇપણ પ્રાર્થનાપૂર્વક યાચના કરી હોય એવું મને સાંભરતું નથી;૨૭માટે આજે એ વહુની ઇચ્છા પ્રમાણે એનો મનોરથ ભલે પૂર્ણ થાઓ; પરંતુ હે પુત્રિ ! માર્ગમાં તું સત્યવાનના તરફ પ્રમાદ રાખીશ નહિ !'૨૮



**ભગવતી સાવિત્રી:**–આ મહાસતીએ મૃત્યુના દેવ યમરાજાને પોતાનાં જ્ઞાનચારિત્ર્યવડે એવા તો પ્રસન્ન કર્યા, કે તેઓ પાસે વિધાતાના છઠ્ઠીના લેખ પણ રદબાતલ કરાવીને પતિદેવના લીધેલા પ્રાણ પણ પાછા મૂકાવ્યા; પુત્રરહિત માતપિતાને સો પુત્રો અપાવ્યા; અને સાસુસસરાનાં ગયેલાં ચક્ષુ તથા રાજપાટ સુદ્ધાં અપાવ્યાં! હે હિંદુ બહેનો અને બંધુઓ! આપણે મહાન પૂર્વજોના આવા ઉત્તમોત્તમ આચારવિચાર ભૂલતાં ચાલ્યાં તેથીજ આવી અવદશાને પામ્યાં છીએ. જો હજી પણ ચેતીએ તો એવાં જ્ઞાનચારિત્ર્ય મેળવી કેળવીને ઉન્નત થવાની તક છે. હજી પણ કાંઇ અક્કલ હોય તો આવાં આવાં માનવરત્નોનાં નામ અને કામ નિત્યપ્રતિ સ્મરણ કરો; સાંભળો–સંભળાવો; તથા બન્ને હાથ જોડીને શ્રદ્ધાભક્તિપૂર્વક તે દિવ્યાત્માઓના શ્રીચરણમાં નમસ્કાર કરીને પ્રાર્થો કે તેમનાં જ્ઞાનચારિત્ર્ય પાળવા–પળાવવાનું બળ અને આશીર્વાદ તમને પ્રાપ્ત થઇ તમારાં સુખ–સૌભાગ્ય પ્રકાશી ઉઠે!! જય! ભગવતી સાવિત્રીની જય! મહાસતી પાર્વતી, સીતા, અનસૂયા અને દમયંતી ઇત્યાદિની જય! રામકૃષ્ણાદિ પુરુષોત્તમોની જય! મહાન પૂર્વજો અને ઋષિમુનિઓની જય! ભારતમાતાની જય!

માર્કંડેયે કહ્યું:–આ પ્રમાણે તે બંનેએ આજ્ઞા આપી એટલે યશસ્વિનીસાવિત્રી,ઉપરથીહાસ્ય કરતી હોય તેવી જણાતી હૃદયમાં ખિન્ન થતી થતી પોતાના ભર્તાની સાથે વનમાં ગઇ.પછી વિશાળનયની સાવિત્રીએ મયૂરના સમુદાયોથી સેવન થતાં તથા સર્વ પ્રકારથી રમણીય એવાં ચિત્રવિચિત્ર વનો જોયાં.[30] માર્ગમાં જતાં જતાં સત્યવાને મધુર બોલનારી સાવિત્રીને કહ્યું કે:-"તું આ પુણ્યકારક નદીને તથા પુષ્પોવડે ખીલેલાં વૃક્ષોને જો!" તે વખતે તે અનિંદિતા સાવિત્રી, પોતાના પતિની સર્વ સ્થિતિ તરફ ધ્યાન આપીને જોતી હતી; અને નારદ મુનિનું વચન યાદ હોવાથી તે સમય થતાં પોતાના પતિને મરણ પામેલોજ ધારતી હતી.[32]મંદ ગતિવાળી સાવિત્રી, તે કાળ તરફ ધ્યાન આપતી હોવાથી તથા પોતાના પતિ તરફ ધ્યાન આપતી હોવાથી જાણે હૃદયના બે વિભાગ કરીનેજ પોતાના પતિની પાછળ પાછળ ચાલતી હતી.[33]

ઇતિ શ્રીમહા૦વન૦ પતિવ્રતામાહાત્મ્ય પર્વમાં "સાવિત્રીનું આખ્યાન" એ વિષયનો અધ્યાય ૨૯૬ મો સમાપ્ત.

---

# અધ્યાય ૨૯૭ મો

## સત્યવાનનું મૃત્યુ તથા યમ અને સાવિત્રીનો સંવાદ

**॥ मार्कंडेय उवाच ॥**

**अथ भार्या सहायः सफलान्यादाय वीर्यवान् ॥**
**कठिनं पूरयामास ततः काष्ठान्यपाटयत् ॥१॥**

માર્કંડેયે કહ્યું:–પછી વીર્યવાન સત્યવાને પોતાની ભાર્યાની સાથે ફળો વીણી લઈને તેનાથી ટોપલી ભરી; અને પછી તેણે લાકડાં કાપવા માંડયાં.[1] લાકડાં કાપતાં કાપતાં તેને પરસેવો આવ્યો અને શ્રમ થવાથી તેના માથામાં વેદના થવા લાગી;[2]એટલે શ્રમથી પીડાતો સત્યવાન પોતાની પ્રિય ભાર્યાની પાસે આવીને તેને કહેવા લાગ્યો.

સત્યવાને કહ્યું:–"આ પરિશ્રમ કરવાથી મારા માથામાં વેદના ઉત્પન્ન થઇ છે;[3] અને હે મિતભાષિણિ સાવિત્રિ! મારાં અંગોમાં તથા હૃદયમાં દાહ થાય છે અને હું જાણે અસ્વસ્થ થઈ ગયો હોઉં એમ મને લાગે છે.[4] આ મારા માથામાં શૂળો ભોકાતાં હોય તેવી મને વેદના થાય છે; માટે હે કલ્યાણિ! હું સૂવાની ઇચ્છા કરૂં છું. હવે મારામાં ઉભા રહેવાની શક્તિ નથી."

એ સાંભળીને સાવિત્રી પોતાના પતિની પાસે આવી અને તેનું મસ્તક પોતાના ખોળામાં મૂકીને પૃથ્વીપર બેઠી.[6] પછી નારદનાં વચનનો વિચાર કરતાં તે તપસ્વિની સાવિત્રીને તે મુહૂર્ત, તે ક્ષણ, તે વેળા અને તેજ દિવસ એ સઘળું મળી આવ્યું છે, એમ લાગ્યું.[7]પછી બે ઘડી થતાંજ તેણે રાતાં વસ્ત્રવાળા, મસ્તક ઉપર મુકુટવાળા અને સૂર્ય જેવા તેજવાળા એક પુરુષને જોયો.[8]તે પુરુષ સ્વચ્છ શ્યામ રંગનો હતો,તેની આંખો રાતી હતી, તેના હાથમાં પાશ રહેલો હતો, તે બીહામણો દેખાતો હતો અને તે સત્યવાનની પાસે તેનાજ તરફ દૃષ્ટિ કરતો ઉભો હતો. તેને જોતાંજ દીન થયેલી સાવિત્રી, પોતાના પતિનું મસ્તક ધીરેથી નીચે મૂકીને, એકદમ ઉભી થઇ ગઇ અને બે હાથ જોડીને કાંપતા હૃદયથી તેને કહેવા લાગી."[10]

સાવિત્રીએ કહ્યું:–"હે દેવેશ! આ તમારૂં શરીર અમાનુષ છે, તેથી હું તમને દેવ જાણું છું; માટે તમે કોણ છો અને શું કરવા ધારો છો તે તમે ઇચ્છાપૂર્વક કહો.[11]

યમે કહ્યું:–'હે સાવિત્રી! તું પતિવ્રતા છે તેમજ તપસ્વિની છે, તેથી હે કલ્યાણિ! હું તારી સાથે સંભાષણ કરૂં છું. તું જાણ કે, હું પોતે યમ છું.[12] આ રાજપુત્ર સત્યવાન જે તારો પતિ થાય છે, તેનું આયુષ્ય ક્ષીણ થઇ ગયું છે, તેથી હું એને બાંધીને અહીંથી લઇ જઇશ; એ મારૂં કર્તવ્ય છે, એમ જાણ.'[13]

સાવિત્રીએ કહ્યું:–"હે ભગવન્! મનુષ્યોને લેવામાટે તમારા દૂતો આવે છે એવું સંભળાય છે, તો પછી હે પ્રભુ! આને લેવામાટે તમે પોતે કેમ આવ્યા છો?"

માર્કંડેયે કહ્યું:–આ પ્રમાણે સાવિત્રીએ પૂછયું, ત્યારે પિતૃરાજ ભગવાન યમે, તે સા-

વિત્રીને સારૂં લગાડવામાટે પોતાનું સઘળું કર્તવ્ય યથાર્થરીતે તેને કહેવા માંડયું. તેણે કહ્યું:–"આ સત્યવાન ધર્મયુક્ત, રૂપવાન તથા ગુણનો સાગર છે, તેથી એ મારા દૂતોથી લઈ જવા યોગ્ય નથી. આ હેતુથી હું પોતે આવ્યો છું.[૧૬]"

આ પ્રમાણે કહ્યા પછી યમરાજે, સત્યવાનના દેહમાંથી પાશવડે બાંધેલો અને પોતાને વશ થયેલો એવો એક અંગુઠા જેવડો પુરુષ જોરથી ખેંચી કાઢયો.[૧૭] તે વખતે પ્રાણ ખેંચી લેવાથી સત્યવાનનું તે શરીર શ્વાસોચ્છ્વાસરહિત, નિસ્તેજ,હલનચલનાદિ ચેષ્ટાવિનાનું અને દેખાવમાં પણ અપ્રિય થઇ પડયું.[૧૮] તે પછી યમરાજ તે જીવને બાંધી લઇને દક્ષિણ દિશા તરફ જવા લાગ્યો, એટલે નિયમપૂર્વક વ્રત કરવાથી સારી પેઠે સિદ્ધિ પામેલી તે મહાભાગ્યશાળી પતિવ્રતા સાવિત્રી, દુ:ખાકુળ થઇને યમની પાછળ પાછળ જવા લાગી.[૧૯] તે જોઇને યમે કહ્યું:–" હે સાવિત્રી ! તું પાછી વળી જા અને આની ઉત્તરક્રિયા કર. તેં પતિનું ઋણ વાળ્યું છે અને તું પતિની પાછળ જ્યાંસુધી જઇ શકાય ત્યાંસુધી આવી છે."[૨૦]

સાવિત્રીએ કહ્યું:–"મારા પતિને જ્યાં લઇ જવામાં આવે અથવા તો તે પોતે જ્યાં જાય, ત્યાં મારે જવું એ સનાતન ધર્મ છે. તપ, ગુરુભક્તિ, પતિસ્નેહ,વ્રત અને તમારી કૃપા,એ સર્વને લીધે મારી ગતિ કુંઠિત થતી નથી.તાત્ત્વિક અર્થ જાણનારા પુરુષો, 'સાત પગલાં સાથે ચાલવાથી મૈત્રી થાય છે' એમ કહે છે;માટે તે રીતે આપણી વચ્ચે ઉત્પન્ન થયેલી મૈત્રીના સંબંધમાં હું તમને કંઇક કહું છું, તે તમે સાંભળો.[૨૩] અજિતેંદ્રિય પુરુષો બ્રહ્મચર્ય, યજ્ઞાદિરૂપ ધર્મ, વાનપ્રસ્થાશ્રમ તથા સંન્યાસ એમાંનું કંઇજ કરતા નથી; પરંતુ જિતેંદ્રિય પુરુષો તે ધર્મનું સેવન કરે છે અને ધર્મનેજ આત્મજ્ઞાનનું સાધન કહે છે; માટેજ સજ્જનો ધર્મને મુખ્ય ગણે છે. એ ચાર આશ્રમોના ધર્મમાંથી જો એક આશ્રમના ધર્મનેજ દંભાદિકનો ત્યાગ કરીને શ્રદ્ધાપૂર્વક સારી રીતે સેવ્યો હોય છે, તો સઘળા આશ્રમધર્મો તેની પાછળજ ચાલ્યા આવે છે; માટે બીજા ત્રીજા ધર્મની ઇચ્છા ન કરવી, પણ પોતાને ઉચિત એવા એક ધર્મનોજ આશ્રય કરવો; અને તેથીજ સજ્જનો ધર્મને મુખ્ય ગણે છે–અર્થાત્ અમે ગૃહસ્થાશ્રમધર્મનું પાલન કરીએ છીએ; માટે પતિને હરણ કરીને તમે અમારા બન્નેના તે ધર્મનો નાશ કરશો નહિ."[૨૫]

યમે કહ્યું:–'તું પાછી ફર! તારી આ સ્વર, અક્ષર, વ્યંજન તથા હેતુવાળી વાણીવડે હું સંતુષ્ટ થયો છું;માટે હે અનિંદિતે ! તું વર માગ! આ સત્યવાનના જીવિતવિના હું તને સઘળું આપીશ."[૨૬]

સાવિત્રીએ કહ્યું:–"મારા સસરા અંધ થઈને સ્વરાજ્યથી ભ્રષ્ટ થયેલા છે અને વનવાસનો આશ્રય કરીને આશ્રમમાં રહેલા છે, તે રાજા તમારી કૃપાથી દેખતા થાઓ અને બળવાન તથા અગ્નિ અને સૂર્ય જેવા તેજસ્વી થાઓ."[૨૭]

યમે કહ્યું:–" હે અનિંદિતે ! હું તને વર આપું છું કે, તેં જે પ્રમાણે કહ્યું છે, તે પ્રમાણે થશે. તને માર્ગમાં ચાલવાથી ગ્લાનિ થઇ હોય એમ મને જણાય છે;માટે તું પાછી ફરીને તારા આશ્રમમાં જા, જેથી તને શ્રમ થાય નહિ."[૨૮]

સાવિત્રીએ કહ્યું:–' હું પતિની સમીપમાં હોવાથી મને શ્રમ કયાંથી હોય ? મારો પતિ જ્યાં હોય ત્યાં મારે જવું એ નિશ્ચિતજ છે;માટે તમે મારા પતિને જ્યાં લઇ જશો, ત્યાં હું આવીશ. હે દેવેશ ! હવે તમે ફરી મારૂં વચન સાંભળો.[૨૯] સત્પુરુષો કહે છે કે, સજ્જનોનો એક વખતનો સમાગમ પણ ખાસ ઇચ્છવાયોગ્ય છે, કારણ કે તે પછી તે મિત્ર થઇ જાય છે અને એવો સત્પુરુષનો સમાગમ નિષ્ફળ જતો નથી, માટેજ સત્પુરુષના સમાગમમાં નિવાસ કરવો."

યમે કહ્યું:–'તેં જે વચન કહ્યું છે તે મનને અનુકૂળ લાગે તેવું, જ્ઞાનીઓની બુદ્ધિને પણ વધારનારૂં અને સયુક્તિક છે; માટે હે ભામિનિ ! તું આ સત્યવાનના જીવિતવિના ફરી બીજો વર માગ."[૩૧]

સાવિત્રીએ કહ્યું:–'મારા બુદ્ધિમાન સસરાનું રાજ્ય પૂર્વે શત્રુએ હરણ કર્યું છે, તે રાજ્ય એ રાજાને પાછું મળે અને એ મારા

વડીલ સ્વધર્મનો ત્યાગ કરે નહિ, એ વર હું તમારી પાસેથી માગી લઉં છું.'[૩૨]

યમે કહ્યું:–'હે રાજપુત્રિ ! તારા સસરા દ્યુમત્સેન રાજાને થોડાજ સમયમાં પોતાનું રાજ્ય મળશે અને તે સ્વધર્મથી ભ્રષ્ટ પણ થશે નહિ. આ રીતે મેં તારો મનોરથ પૂર્ણ કર્યો છે, માટે હવે તું પાછી વળી જા, જેથી તને શ્રમ પડે નહિ.

સાવિત્રીએ કહ્યું:–'તમે આ સર્વ પ્રજાને યથાયોગ્ય શિક્ષા કરીને નિયમમાં રાખો છો અને તેજ પ્રજાને શિક્ષા આપ્યાપછી પુનઃ સત્કર્મનું શુભફળ પણ આપો છો. હે દેવ! તેથીજ તમારૂં યમપણું પ્રખ્યાત છે; માટે હું જે આ વાણી બોલું છું તે તમે સાંભળો.[૩૪] કર્મવડે, મનવડે તથા વાણીવડે કોઇપણ પ્રાણીનો દ્રોહ કરવો નહિ, પણ તેઓના ઉપર અનુગ્રહ કરવો અને તેઓને દાન આપવું. આ સજ્જનોનો સનાતન ધર્મ છે.[૩૫] આ લોક પ્રાયઃ આ મારા ભર્તાની પેઠે અલ્પાયુ છે અને મનુષ્યો બહુધા મારા જેવાંજ શક્તિરહિત છે; પરંતુ સત્પુરુષો તો શત્રુ પણ પોતાને શરણે આવે છે તો તેનાપર પણ દયા કરે છે.'[૩૬]

યમે કહ્યુ:–'તૃષાતુર મનુષ્યને જેમ જળ મળવાથી સંતોષ થાય છે, તેમ તારા આ વાક્યથી મને સંતોષ થયો છે; માટે હે કલ્યાણિ ! તું આ સત્યવાનના જીવિતવિના ફરી તારી ઇચ્છામાં આવે તેવો વર મારી પાસેથી માગી લે.'[૩૭]

સાવિત્રીએ કહ્યું:–'મારા પૃથ્વીપતિ પિતાને પુત્ર નથી, માટે તેને કુળની વૃદ્ધિ કરનારા સો ઔરસ પુત્રો થાય, એવો હું ત્રીજો વર માગું છું.'

યમે કહ્યું:–હે શુભે ! તારા પિતાને કુળની પરંપરા ચલાવે તેવા તથા સારા તેજસ્વી સો પુત્રો થશે. હવે હે રાજપુત્રિ !તારો આ મનોરથ પૂર્ણ થયો છે; માટે તું અહીંથીજ પાછી વળ. તું દૂર માર્ગસુધી આવી છે.'[૩૯]

સાવિત્રીએ કહ્યું:–'મારા પતિની પાસે હોવાથી આ માર્ગ મને દૂર લાગતો નથી; પરંતુ મારૂં મન તો આથી પણ બહુ દૂરસુધી દોડે છે; માટે તમે જતાં જતાંજ મારા મુખમાં આવેલી જે વાણી હું કહું તે તમે ફરી સાંભળો.[૪૦] તમે વિવસ્વાનના પ્રતાપી પુત્ર છો, માટે વિદ્વાનો તમને વૈવસ્વત કહે છે; અને તમે સર્વને સરખીરીતે લાગુ કરેલા ધર્મને અનુસરીનેજ પ્રજા વર્તે છે, તેથી હે ઇશ્વર ! તમે ધર્મરાજ એવા નામથી પ્રખ્યાત છો.[૪૧] મનુષ્યોને જેવો સજ્જનોમાં વિશ્વાસ હોય છે, તેવો વિશ્વાસ પોતામાં પણ હોતો નથી અને તેથીજ સર્વ મનુષ્યો કોઇપણ કાર્યમાં ખાસ કરીને સજ્જનોની પ્રાર્થના કરવા ઇચ્છે છે. સર્વ પ્રાણીઓમાં પ્રેમને લીધેજ વિશ્વાસ ઉત્પન્ન થાય છે અને તે પ્રેમ સજ્જનોમાં સ્વાભાવિક હોય છે, તેથીજ મનુષ્યો તેના ઉપર વિશ્વાસ રાખે છે.'

યમે કહ્યું:–'હે કલ્યાણિ સ્ત્રિ ! તેં જે વચન કહ્યું તેવું વચન મેં તારાવિના બીજા કોઇના મુખથી સાંભળ્યું નથી. એ તારા ભાષણથી હું સંતુષ્ટ થયો છું, માટે તું આ સત્યવાનના જીવિતવિના ચોથો વર માગ અને પછી પાછી જા.'[૪૪]

સાવિત્રીએ કહ્યું:–'મારેવિષે સત્યવાનથી ઉભય કુળનો ઉદ્ધાર કરનારા તથા બળ અને વીર્યવડે શોભનારા સો ઔરસ પુત્રો ઉત્પન્ન થાય, એ હું તમારી પાસે ચોથો વર માગું છું.'[૪૫]

યમે કહ્યુ:–'હે અબળા ! તને બળ તથા વીર્યવડે શોભનારા અને પ્રીતિ ઉત્પન્ન કરનારા સો પુત્રો થશે. હવે હે રાજપુત્રિ ! તું દૂર માર્ગસુધી આવી છે, માટે તને પરિશ્રમ ન પડે એટલામાટે તું પાછી વળ.'[૪૬]

સાવિત્રીએ કહ્યુ:–'સજ્જનોની વૃત્તિ સર્વદા શાશ્વત ધર્મ ઉપરજ હોય છે. સજ્જનો (વર આપ્યા પછી) પાછા હઠતા નથી, તેમજ તેમને કોઇ રીતની અગવડ પણ જણાતી નથી,( પરંતુ તેઓ બોલેલું પારજ પાડે છે. ) સજ્જનોને સજ્જનોનો સમાગમ કદાપિ નિષ્ફળ જતો નથી અને સજ્જનો,સજ્જનોનો ભય પણ રાખતા નથી.[૪૭] હે ધર્મરાજ ! સજ્જનો પોતાના સત્યવડે સૂર્યને ગતિમાન કરે છે; સજ્જનો તપવડે પૃથ્વીને ધારણ કરે છે અને સજ્જનો ભૂત તથા ભવિષ્યના આધારભૂત છે, માટેજ સજ્જનો, સજ્જનોની વચ્ચે રહેતાં ક્લેશ ભોગવતા નથી.[૪૮] પરોપકાર કરવો, એ આર્ય પુરુષોએ સેવન કરેલો શાશ્વત માર્ગ છે, એમ જાણીને સજ્જનો, પરોપકાર કરતી વખતે ઉપકાર–પ્રત્યુપકાર તરફ દૃષ્ટિ રાખતા નથી.

સત્પુરુષોની કૃપા વ્યર્થ જતી નથી, સત્પુરુષોના તરફથી ધનની હાનિ થતી નથી અને માનખંડન પણ થતું નથી; કારણ કે કૃપા, ધન તથા માન એ ત્રણે સત્પુરુષોમાં નિત્ય રહે છે; માટેજ સત્પુરુષો રક્ષક હોઈ શકે છે.'[૫૦]

યમે કહ્યું:–'હે પતિવ્રતા! તું મારા મનને અનુકૂળ લાગે તેવું, ધર્મયુક્ત, સુંદર પદવાળું અને મહાન અર્થવાળું ભાષણ જેમ જેમ કરે છે, તેમ તેમ મારી તારા ઉપર ઉત્તમ પ્રકારની ભક્તિ ઉત્પન્ન થાય છે; માટે તું હવે અનુપમ વર માગી લે.

સાવિત્રીએ કહ્યું:–'હે માનદાયક! તમે મને જે પુત્રફળની પ્રાપ્તિરૂપ વર આપ્યોઃ છે તે જેમ અન્ય પુરુષથી સ્ત્રીને પુત્ર ઉત્પન્ન થાય (જેમકે વસિષ્ઠથી મદયંતીમાં) તેવો પુણ્યરહિત નથી, પરંતુ દંપતીના યોગ્ય સમાગમથી પુત્ર ઉત્પન્ન થાય તેવો છે; માટેજ હું વર માગું છું કે, આ સત્યવાન જીવતો થાઓ; કારણ કે હું પતિવિના મરણ પામેલા જેવીજ છું.[૫૨] હું પતિવિના સુખની ઇચ્છા કરતી નથી, પતિવિના સ્વર્ગની ઇચ્છા કરતી નથી, પતિવિના ઐશ્વર્યની ઇચ્છા કરતી નથી અને પતિવિના જીવવાની પણ ઇચ્છા કરતી નથી.[૫૩] તમેજ મને સો પુત્ર થવાનો વર આપ્યો છે અને તમે પોતેજ મારા પતિને પણ ખેંચી જાઓ છો; માટે હું તમારી પાસે વર માગું છું કે, આ સત્યવાન જીવતો થાઓ, કે જેથી તમારૂંજ વચન સત્ય થશે.'[૫૪]

માર્કંડેયે કહ્યું:–આ ઉપરથી 'ઠીક છે' કહીને વિવસ્વાનના પુત્ર ધર્મરાજ યમે, તે પાશ છોડી દીધો અને પ્રસન્ન મનથી સાવિત્રીને આ પ્રમાણે કહ્યું કે:–[૫૫] 'હે કુળનંદિનિ! હે કલ્યાણિ! મેં આ તારા પતિને પાશથી મુક્ત કર્યો છે, માટે હવે તું તે નિરોગી ભર્તાને લઈ જા, એટલે તને આપેલો વર સિદ્ધ થશે.[૫૬] આ સત્યવાન તારી સાથે ચારસો વર્ષસુધી આયુષ્ય ભોગવશે અને યજ્ઞોથી યજન કરીને ધર્મવડે લોકમાં વિખ્યાત થશે.[૫૭] વળી સત્યવાન તારેવિષે સો પુત્રો ઉત્પન્ન કરશે અને તે સઘળા ક્ષત્રિયો પણ પુત્રપૌત્રવાળા રાજાઓ થઇને તારા નામથી પ્રખ્યાત થશે–અર્થાત્ સાવિત્ર કહેવાશે તથા તેઓ આ લોકમાં સંતાનપરંપરાથી અક્ષય રહેશે. વળી તારી માતા માલવીને વિષે તારા પિતાથી સો પુત્રો ઉત્પન્ન થશે અને તેઓ પુત્રપૌત્રાદિ રૂપથી અક્ષય હોઇને માલવ નામથી પ્રખ્યાત થશે તથા તારા એ ક્ષત્રિય ભાઇઓ દેવોના જેવા થશે.'[૬૦]

આ પ્રમાણે સાવિત્રીને વર આપી, પ્રતાપી ધર્મરાજા, તેને પાછી વાળીને પોતાના ભવનપ્રત્યે ગયા.[૬૧] સાવિત્રી પણ યમરાજા ગયા તે પછી પોતાના પતિનો પ્રાણાત્મા મેળવી, જ્યાં તેનું શરીર શબ થઇને પડયું હતું ત્યાં ગઇ;[૬૨] અને પોતાના પતિને પૃથ્વીપર પડેલા જોઇને તેની પાસે જઇ, તેનું મસ્તક ખોળામાં લઇને જમીન ઉપર બેઠી.[૬૩] એટલામાં સત્યવાનને ફરી ભાન આવ્યું અને તે પ્રવાસ કરીને આવ્યો હોય તેમ પ્રેમથી વારંવાર સાવિત્રીના તરફ જોઈને તેને કહેવા લાગ્યો.[૬૪]

સત્યવાને કહ્યું:–'અરે! હું બહુ વખતસુધી ઉંઘી રહ્યો! તેં મને જગાડયો કેમ નહિ? અને જે મને ખેંચી જતો હતો તે શ્યામ રંગનો પુરુષ કયાં છે?'[૬૫]

સાવિત્રીએ કહ્યું:–'હે પુરુષશ્રેષ્ઠ! તમે મારા ખોળામાં ઘણા લાંબા સમયથી સૂતા છો. પ્રજાને નિયમમાં રાખનારા તે ભગવાન યમદેવ ચાલ્યા ગયા છે.[૬૬] હે મહાભાગ્યશાળી રાજપુત્ર! તમે વિસામો લીધો છે તથા જાગ્રત પણ થયા છો; માટે હવે જો તમારાથી ઉઠાતું હોય તો ઉઠો! આ રાત પડી ગઇ તે જુઓ!'[૬૭]

માર્કંડેયે કહ્યું:–પછી સત્યવાન, બરોબર ભાન આવતાં સુખથી સૂતેલા મનુષ્યની પેઠે ઉઠયો અને સઘળી દિશાઓને તથા વનના સીમાડાઓને જોઈને કહ્યું:–[૬૮] 'હે સુંદર કટિવાળી! હું તારી સાથે ફળ લેવા માટે નીકળ્યો હતો. પછી લાકડું કાપતાં મારા માથામાં વેદના ઉત્પન્ન થઈ. તે મસ્તકની વેદનાથી સંતાપ પામવાને લીધે હું લાંબો સમય ઉભો રહેવા અશક્ત થઇ ગયો, તેથી તારા ખોળામાં સૂઈ ગયો. હે કલ્યાણિ! એ સઘળું મને સાંભરે છે.[૭૦] તેં મારૂં મસ્તક ખોળામાં લીધા પછી મારૂં મન નિદ્રાને અધીન થઇ ગયું. તે પછી મેં ભયંકર અંધારૂં જોયું અને એક

મહાતેજસ્વી પુરુષને દીઠો.[૭૧] હે સુંદરિ! તું જો જાણતી હોય તો તે શું હતું તે મને કહે; મેં શું તે સ્વપ્ન જોયું હતું કે તે ખરૂંજ હતું ?'[૭૨]

એ સાંભળીને સાવિત્રીએ સત્યવાનને કહ્યું કે:–'હે રાજપુત્ર! હમણાં રાત પડવા આવી છે, માટે હું તમને કાલે એ સઘળી વાત જે પ્રમાણે બની છે તે પ્રમાણે કહીશ.[૭૩] ઉઠો, ઉઠો, તમારૂં કલ્યાણ થાઓ! હે સુવ્રત! હમણાં તો તમે તમારાં માતાપિતાનાં દર્શન કરો. આ રાત પડી ગઈ છે અને સૂર્ય અસ્ત થઇ ગયો છે.[૭૪] વળી આ ક્રૂર ભાષણ કરનારાં નિશાચરો ખુશી થઈને ફરવા લાગ્યાં છે, વનમાં પશુઓનો સંચાર થવાથી પાંદડાંઓનો ખખડાટ સંભળાય છે[૭૫] અને આ ભયંકર શિયાળવીઓ નૈઋત્ય દિશામાં ઉભી રહીને ઘોર શબ્દો કરે છે, તેથી મારૂં મન કંપી જાય છે.'

સત્યવાને કહ્યું:–'આ વન મૂર્તિમંત ભયરૂપ છે અને તેમાં પણ ગાઢા અંધારાથી છવાઇ ગયું છે, માટે તને એમાં રસ્તો જડશે નહિ અને તું ચાલી પણ શકીશ નહિ.'[૭૭]

સાવિત્રીએ કહ્યું:–' આજે આ વન દાવાગ્નિથી દગ્ધ થયું હતું, તેથી સૂકાયલા ઝાડમાં રહેલો અગ્નિ પવન લાગવાથી સળગી ઉઠીને કોઇ કોઈ ઠેકાણે દેખા દે છે.[૭૮] ત્યાંથી અગ્નિ લાવીને હું અહીં ચારે તરફ સળગાવી દઇશ. આ અહીં લાકડાં તો તૈયારજ છે, માટે તમે મનમાં સંતાપ કરશો નહિ;[૭૯] તોપણ હજી તમારા શરીરમાં વેદના થતી હોય એમ મને જણાય છે, તેથી જો તમે ચાલવાની હિંમત ધરાવતા ન હો અને અંધારાથી વીંટાયલા વનમાં તમને માર્ગ જડતો ન હોય તો આપણે તમારી ઈચ્છાથી અહીં એક રાત્રિ રહીએ અને હે નિષ્પાપ! તમારી સંમતિથી કાલે સવારે વનમાં ઉજાસ થયા પછી આપણે જઇશું.'[૮૧]

સત્યવાને કહ્યું:–' મારા મસ્તકની વેદના મટી ગઈ છે અને મારાં અંગો પણ સ્વસ્થ થયેલાં મને લાગે છે, માટે હવે તો હું તારી કૃપાથી મારાં માતપિતાને મળવાની ઇચ્છા રાખું છું.[૮૨] પૂર્વે હું કોઈ દિવસ આશ્રમમાં વખત ચૂકાવીને મોડો ગયો નથી. રે! સંધ્યાકાળ થતાં પહેલાંજ મારી માતા મને આશ્રમબહાર જતાં અટકાવતી હતી.[૮૩] હું દિવસે પણ બહાર જતો, એટલે મારાં માતપિતા મારી કાળજી કરતાં અને મારા પિતા આશ્રમવાસીઓની સાથે મને ખોળવા નીકળતા.[૮૪] વળી પૂર્વે મારાં માતપિતાએ, હું મોડો જવાથી અત્યંત દુઃખિત થઇને 'તું ઘણો મોડો આવે છે' એમ કહી ઘણી વાર ઠપકો આપ્યો છે, ત્યારે આજે તે બન્નેની કેવી અવસ્થા થઈ હશે, તેની મને ચિંતા થાય છે. ખરેખર, હું આંખ આગળ નહિ હોવાથી તે બન્નેને મોટું દુઃખ ઉત્પન્ન થશે.[૮૬] પૂર્વે એક વખતે મને રાત્રે જતાં વિલંબ થવાથી અત્યંત દુઃખી થએલાં મારાં વૃદ્ધ પ્રેમાળ માતાપિતાએ રડતાં રડતાં અનેક વાર કહ્યું હતું કે:–'હે પુત્ર! અમે તારાવિના એક ક્ષણ પણ જીવીશું નહિ. બેટા! જ્યાંસુધી તું સુખરૂપ હોઇશ ત્યાંસુધીજ અમારૂં જીવિત નિશ્ચિત છે. તું અમારી વૃદ્ધ અને અંધની આંખ છે; તારા ઉપર વંશનો આધાર છે; અને અમારા બન્નેના પિંડનો, કીર્તિનો તથા સંતાનપરંપરાનો આધાર પણ તુંજ છે.'[૮૯] મારાં માતા તથા પિતા બન્ને વૃદ્ધ છે અને તે બન્નેની લાકડીરૂપ ખરેખર હુંજ છું. અરેરે! તેઓ રાત્રે મને ન જોવાથી કેવી દશા ભોગવશે ?[૯૦] આ નિદ્રા ઉપર મને બહુ દ્વેષ આવે છે; કારણકે એને લીધે મારા પિતા તથા કોઈ વાર મને ન દુભવનારી મારી માતા મારેમાટે દુઃખમાં પડી ગયાં છે;[૯૧] અને હું પણ કષ્ટકારક વિપત્તિમાં પડીને દુઃખી થઇ ગયો છું. હું મારાં માતાપિતાવિના કોઈરીતે જીવવાનો ઉત્સાહ રાખતો નથી.[૯૨] ખરેખર, આ વખતે મારા આંધળા પિતાની બુદ્ધિ આકુળવ્યાકુળ થઇ ગઈ હશે અને તે આશ્રમવાસી એકેકને મારેમાટે પૂછતા હશે.[૯૩] હે કલ્યાણિ! મને અત્યંત દુર્બળ થયેલા પોતાના પતિને અનુસરીને મારી માતાને માટે તથા પિતાને માટે જેટલી ચિંતા થાય છે, તેટલી ચિંતા પોતાને માટે થતી નથી.[૯૪] તે બન્ને આજે મારેમાટે બહુ સંતાપમાં પડી જશે. તેઓ જીવે છે, ત્યાંસુધી મારે તેમનું ભરણપોષણ કરવું જોઇએ, એમ સમજીનેજ હું જીવું છું;[૯૫] અને તે બન્નેનું

જે પ્રિય હોય તેજ મારે કરવું જોઇએ એમ હું જાણું છું.'

માર્કંડેયે કહ્યું:–આ પ્રમાણે કહ્યા પછી તે ધર્માત્મા, ગુરુપ્રિય તથા ગુરુભક્ત સત્યવાન દુ:ખાકુળ થઇને હાથ ઉંચા કરી,મોટે સાદે રડવા લાગ્યો.તે વખતે શોકાકુળ થયેલા પોતાના પતિની તે અવસ્થા જોઇને ધર્મચારિણી સાવિત્રી, તેની આંખનાં આંસુ લુછીને બોલી કે:–'મેં જો તપ કર્યું હોય, દાન આપ્યું હોય અને હોમ કર્યો હોય,[૯૮] તો મારા સસરાસાસુને તથા મારા પતિને આ રાત્રિ સુખકારક થાઓ, મેં પૂર્વે વિનોદમાં પણ અસત્ય ભાષણ કર્યું હોય એવું મને સાંભરતું નથી,[૯૯] તે સત્યવડે આજે મારાં સાસુસસરા જીવતાં રહો.'

સત્યવાને કહ્યું:–'હે સાવિત્રિ! હવે મને માતાપિતાનાં દર્શન કરવાની ઇચ્છા થઇ છે; માટે તું ચાલ, વિલંબ કર નહિ.[૧૦૦] હે સુંદરિ ! આપણે જઇએ તે પહેલાં હું જો કંઇ પિતાનું અથવા માતાનું અનિષ્ટ થયેલું જોઇશ, તો હું જીવીશ નહિ. આ તને સત્ય પ્રતિજ્ઞાપૂર્વક કહું છું,[૧૦૧] માટે તારી બુદ્ધિ જો ધર્મપરાયણ હોય, તું મને જો જીવતો રાખવા ઇચ્છતી હોય અને જો તારે મારૂં પ્રિય કરવું હોય તો આપણે બન્ને આશ્રમ તરફ જઇએ.[૧૦૨]

માર્કંડેયે કહ્યું:–પછી પ્રેમાળ સાવિત્રીએ ઉઠીને પોતાના કેશ બાંધી લીધા અને બે હાથવડે પતિને પકડીને ઉભો કર્યો.[૧૦૩] સત્યવાને પણ ઉઠીને હાથવડે પોતાને શરીરે લાગેલી ધૂળ ખંખેરી નાખી અને સર્વ દિશા તરફ જોઇને ફળની ટોપલી તરફ દૃષ્ટિ કરી,[૧૦૪]એટલે સાવિત્રીએ તેને કહ્યું કે:–'તમે એ ફળો કાલે લઈ આવજો. હમણાં તો આપણા યોગક્ષેમને માટે આ તમારી ફરશી હું ઉંચકી લઇશ.[૧૦૫] આવું કહીને પછી સાવિત્રી, તે ફળોની ટોપલીને એક ઝાડની ડાળીએ લટકાવીને તથા હાથમાં ફરશી લઇને પતિની પાસે પાછી આવી.[૧૦૬] પછી તે ગજગામિની સુંદરી પોતાના ડાબા ખભા ઉપર પતિનો હાથ રાખીને તથા જમણા હાથથી તેના શરીરને આવરી રાખીને ત્યાંથી આશ્રમ તરફ જવા લાગી.[૧૦૭]

સત્યવાને કહ્યું:–'હે ભીરુ ! અહીં આવવાનો મને અભ્યાસ છે, તેથી આ રસ્તાઓ મારા જાણીતા છે, અને વૃક્ષોમાં થઇને આવતી ચંદ્રકાંતિથી પણ માર્ગ જણાય છે.[૧૦૮] આપણે જે માર્ગે આવીને ફળો વીણ્યાં છે, તેજ આ માર્ગ છે, માટે હે કલ્યાણિ ! તું જે માર્ગે આવી છે,તેજ માર્ગે ચાલ, વિચાર કરીશ નહિ.[૧૦૯] પેલી ખાખરાની ઝાડીમાંથી બે રસ્તા જૂદા થાય છે, તેમાંથી ઉત્તર તરફનો જે રસ્તો છે તે રસ્તે તું ચાલ; ઉતાવળ કર.[૧૧૦]હું હવે સ્વસ્થ છું, બળવાન છું અને મને માતાપિતાનાં દર્શનની ઉત્કંઠા થઈ છે.' આ પ્રમાણે બોલતો બોલતો સત્યવાન ત્વરાથી આશ્રમ તરફ ગયો.[૧૧૧]

ઇતિ શ્રીમહા૦વન૦પતિવ્રતામાહાત્મ્ય પર્વમાં "સાવિત્રિનું આખ્યાન" એ વિષયનો અધ્યાય ૨૯૭ મો સમાપ્ત.

## અધ્યાય ૨૯૮ મો

### સત્યવાન માતાપિતાને મળ્યો.

॥ मार्कंडेय उवाच ॥

तस्मिन्नेवकाले तु द्युमत्सेनो महाबलः।
लब्ध चक्षुः प्रसन्नाय दृष्ट्वा सर्वं ददर्श ह॥१

માર્કંડેયે કહ્યું:–એ સમયમાંજ મહાબળવાન દ્યુમત્સેનને નેત્ર પ્રાપ્ત થયાં અને તે દૃષ્ટિ નિર્મળ થવાથી સઘળું જોવા લાગ્યાં.[૧] હે ભરતશ્રેષ્ઠ ! તે રાજા પોતાની ભાર્યા શૈબ્યાની સાથે પુત્રની શોધ કરવા સઘળા આશ્રમોમાં ફરી વળ્યા અને પુત્ર ન મળવાથી પરમ દુઃખી થઈ ગયા.[૨] પછી તે બન્ને સ્રીપુરુષ તે રાત્રિમાં આશ્રમો, નદીઓ, વનો અને સરોવરો ઉપર સત્યવાનની શોધને માટે ફરવા લાગ્યાં.[૩] ફરતાં ફરતાં તેઓ કોઈનો પણ શબ્દ સાંભળતાં કે તુરત પુત્રની શંકાથી ઉંચું મુખ કરીને કહેતાં કે:–'આ સાવિત્રીની સાથે સત્યવાન આવે છે !'[૪] દર્ભ તથા કાંટાથી જેઓનાં અંગ વીંધાઈ ગયેલાં એવાં તે બન્ને ફાટેલા, કઠોર, છિદ્રોવાળા તથા રુધિરથી છંટાતા પગોવડે ત્યાં ગાંડાંની પેઠે દોડાદોડ કરતાં

હતાં.[૫] તે પછી સઘળા આશ્રમવાસી બ્રાહ્મણો તે બન્નેની પાસે ગયા અને તેમને વીંટાઇ વળીને તથા ધીરજ આપીને પોતાના આશ્રમમાં લાવ્યા. ત્યાં પત્નીની સહાયવાળાદ્યુમત્સેનનીચોબાજુ વૃદ્ધ તપસ્વીઓ બેઠા અને તેઓએ વિચિત્ર અર્થવાળી પૂર્વરાજાઓની કથાઓ કહીને તેમનું આશ્વાસન કર્યું.[૭] આ પ્રમાણે આશ્વાસન કરવા છતાંપણ તે વૃદ્ધ માતાપિતા, પોતાના પુત્રને જોવાની ઇચ્છાથી તથા પુત્રનાં બાળચરિત્રોને સંભારીને અત્યંત દુઃખી થવા લાગ્યાં;[૮] અને તે શોકાકુળ દંપતી 'હા પુત્ર ! હા સાધ્વી વહુ! તમે કયાં છો, કયાં છો ?' એવી કરુણાજનક વાણી બોલીને રડવા લાગ્યાં. તે વખતે ત્યાં એકઠા મળેલા બ્રાહ્મણોમાંથી એક સત્ય વચનવાળો બ્રાહ્મણ તે બન્નેને કહેવા લાગ્યો.[૯]

સુવર્ચાએ કહ્યું:-'સત્યવાનની ભાર્યા સાવિત્રી તપ, ઇંદ્રિયનિગ્રહ તથા આચારયુક્ત છે, તે કારણથી સત્યવાન જીવે છે.'[૧૦]

ગૌતમે કહ્યું:-મેં સાંગ વેદોનું અધ્યયન કર્યું છે; મહાન તપનો સંચય કર્યો છે; કુમારવયથી બ્રહ્મચર્ય સ્વીકારીને ગુરુઓને તથા અગ્નિને સંતુષ્ટ કર્યા છે,[૧૧] એકાગ્ર અંતઃકરણથી સઘળાં વ્રતો કર્યાં છે અને સર્વદા વાયુભક્ષણ કરીને વિધિપૂર્વક ઉપવાસો પણ કર્યા છે.[૧૨] આ મારા તપોબળથી હું પારકાનું સઘળું કર્તવ્ય જાણી શકું છું અને તે ઉપરથી હું કહું છું કે, સત્યવાન જીવે છે,એ મારૂં કથન તમે ખરૂં સમજો.

શિષ્યે કહ્યું:-'મારા ગુરુના મુખથી જે વચન નીકળ્યું, તે કદાપિ મિથ્યા થતું નથી, તે ઉપરથી હું કહું છું કે, સત્યવાન જીવે છે.'[૧૪]

ઋષિઓએ કહ્યું:-' સત્યવાનની ભાર્યા સાવિત્રી વૈધવ્ય ન આપનારાં સર્વ સુલક્ષણોથી યુક્ત છે, તેથી સત્યવાન જીવે છે.'[૧૫]

ભારદ્વાજે કહ્યું:-સત્યવાનની ભાર્યા સાવિત્રી તપ, ઇંદ્રિયદમન અને સદાચારથી યુક્ત છે, તેથી સત્યવાન જીવે છે.[૧૬]

દાલ્ભ્યે કહ્યું:-જેથી તમે દેખતા થયા છો, તેવું સાવિત્રીએ કઠિન વ્રત કર્યું છે અને જાતે આહાર કર્યાવિના ગઈ છે તેથી સત્યવાન જીવે છે.

આપસ્તંબે કહ્યું:-હમણાં પ્રસન્ન થએલી દિશામાં પશુપક્ષીઓ શબ્દ કરે છે અને તમારી નૃપતિ થવાયોગ્ય ધાર્મિક પ્રવૃત્તિ છે, તેથી હું કહું છું કે, સત્યવાન જીવે છે.[૧૮]

ધૌમ્યે કહ્યું:-તમારો પુત્ર સર્વગુણસંપન્ન, લોકપ્રિય અને દીર્ઘાયુષ્યસૂચક લક્ષણોથી યુક્ત છે તેથી હું કહું છું કે,સત્યવાન જીવે છે.

માર્કંડેયે કહ્યું:-આ પ્રમાણે તે સત્ય વચનવાળા તપસ્વીઓએ દ્યુમત્સેનનું આશ્વાસન કર્યું, ત્યારે તે તે તપસ્વીઓની યોગ્યતાને લક્ષ્યમાં લઇને તેને જરા ધીરજ આવી.[૨૦] પછી બે ઘડી જેટલો સમય જતાં સાવિત્રી પોતાના પતિ સત્યવાનની સાથે રાત્રે આશ્રમમાં આવી અને આનંદથી અંદર દાખલ થઇ.[૨૧]

બ્રાહ્મણોએ કહ્યું:-' હે પૃથ્વીપતિ ! તમને પુત્રનો મેળાપ થયો અને ગયેલાં નેત્રો પાછાં આવ્યાં, તે જોઈને અમે સઘળા તમારા અભ્યુદયસંબંધી પ્રશ્ન કરીએ છીએ.[૨૨] તમને પુત્રનો સમાગમ થયો, સાવિત્રીનાં દર્શન થયાં અને નેત્રનો લાભ થયો, આ ત્રણ વાતથી તમારો અભ્યુદય થયો, એ ઘણું સારૂં થયું.[૨૩] અમે સઘળાએ જે પ્રમાણે કહ્યું છે, તે તેપ્રમાણેજ થવાનું છે, એમાં સંશય નથી. હવે સત્વરજ તમારો અધિક અધિક અભ્યુદય થતો જશે.[૨૪]

તે પછી હે પૃથાપુત્ર યુધિષ્ઠિર! તે સઘળા બ્રાહ્મણો અગ્નિ સળગાવીને દ્યુમત્સેન રાજાની પાસે બેઠા.ત્યાંજ દ્યુમત્સેનનાં પત્ની શૈબ્યા તથા સત્યવાન બેઠાં અને સાવિત્રી એક જગાએ ઉભી રહી. પછી તે સર્વેએ આજ્ઞા કરી એટલે શોકરહિત થયેલી સાવિત્રી પણ ત્યાં આવીને બેઠી.[૨૬] ત્યારપછી રાજાની સાથે બેઠેલા તે સર્વે વનવાસી ઋષિઓને વૃત્તાંત જાણવાનું કુતૂહલ ઉત્પન્ન થયું અને તેથી તેઓ રાજપુત્રને પૂછવા લાગ્યા.[૨૭]

ઋષિઓએ પૂછયું:-'હે સમર્થ સત્યવાન! તું તારી ભાર્યાની સાથે રાત્રિ થતાં પહેલાં કેમ ન આવ્યો? અને આટલી મોડી રાતે કેમ આવ્યો? તને અહીં આવવામાં શો પ્રતિબંધ નડયો હતો ?[૨૮] હે રાજકુમાર! તેં પિતાને, માતાને તથા અમને શા કારણથી સંતાપમાં નાખ્યાં હતાં?

એ અમારા સમજવામાં આવતું નથી,માટે તે સઘળું તારે કહેવું જોઇએ.[૨૯]

સત્યવાને કહ્યું:-'હું પિતાની આજ્ઞા મળ્યા પછી સાવિત્રીની સાથે વનનાં ગયો હતો. ત્યાં લાકડાં કાપતાં કાપતાં મારા મસ્તકમાં વેદના ઉત્પન્ન થઈ;[૩૦] તે વેદનાને લીધે હું બહુ વખતસુધી સૂઇ રહ્યો એમ મને લાગે છે. પૂર્વે હું કોઇ વખત એટલો સમય ઉંઘ્યો નથી.[૩૧] જાગ્રત થયા પછી તમને સર્વને દુઃખ ન થાય એટલા માટેજ હું આ મોડી રાતે પણ અહીં આવ્યો છું, એ વિના મોડું આવવામાં બીજું કંઈ કારણ નથી.'[૩૨]

ગૌતમે કહ્યું:-'તારા પિતા દ્યુમત્સેનને અકસ્માત્ નેત્રની પ્રાપ્તિ થઈ તેનું કારણ તું જાણતો નથી; માટે તે સાવિત્રીએ કહેવું જોઇએ.[૩૩]હે સાવિત્રિ! હું તારા મુખથી એ સાંભળવાની ઈચ્છા રાખું છું; કારણ કે તું પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ સઘળું જાણે છે. હે સાવિત્રિ ! તું તેજવડે સાક્ષાત્ સાવિત્રી દેવી જેવી છે, તે હું જાણું છું.[૩૪]આ નેત્રપ્રાપ્તિના સંબંધમાં જે કારણ છે તે તું જાણે છે; માટે જો તે ગુપ્ત રાખવા જેવું ન હોય તો તું અમને ખરેખરૂ કહે.'[૩૫]

સાવિત્રીએ કહ્યું:-' તમે જે જાણો છો તે ખરૂંજ છે, તમારો વિચાર કદાપિ મિથ્યા થતો નથી. મારે ગુપ્ત રાખવા જેવું કંઇજ નથી; માટે જે સત્ય છે તે હું તમને કહું છું, તમે સાંભળો. મહાત્મા નારદે મારા પતિના મરણનો દિવસ કહ્યો હતો અને તે આજનોજ દિવસ હતો, તેથી હું એમને છોડતી ન હતી.[૩૭] તે સૂઇ ગયા હતા એટલામાં સાક્ષાત્ યમરાજ પોતાના સેવકસાથે તે વનમાં આવ્યા અને પોતાના પાશથી તેમને બાંધીને દક્ષિણ દિશામાં લઈ જવા લાગ્યા;[૩૮] એટલે મેં તે સમર્થ દેવની સત્ય વચનથી સ્તુતિ કરી, તેથી તેમણે મને પાંચ વર આપ્યા તે હું કહું છું, તમે સાંભળો. મારા સસરાને નેત્રપ્રાપ્તિ તથા રાજ્યલાભ, એમ બે વર, મારા પિતાને સો પુત્રની પ્રાપ્તિ અને મને સો પુત્રની પ્રાપ્તિ[૪૦] તથા મારા પતિ સત્યવાનને ચારસો વર્ષનું આયુષ્ય, આમ પાંચ વર મને યમરાજે આપ્યા છે. મારા પતિના જીવનને માટેજ મેં આ વ્રત કર્યું હતું. આ સર્વ કારણ તથા પરિણામે સુખરૂપ થયેલું એવું-મને પ્રાપ્ત થયેલું મોટું દુઃખ, એ સઘળું મેં તમને વિસ્તારથી યથાર્થ રીતે કહ્યું છે.[૪૨]

ઋષિઓએ કહ્યું:-' હે સાધ્વિ ! આ દ્યુમત્સેન રાજાનું દુઃખોથી નષ્ટપ્રાય થયેલું કુળ, અંધકારરૂપી ધરામાં ડૂબતું હતું તેનો તેં ઉદ્ધાર કર્યો છે, કારણ કે તું ઉત્તમ શીલ તથા વ્રતવડે પુણ્યરૂપા છે અને કુલીન છે.'[૪૩]

માર્કંડેયે કહ્યું:-આ પ્રમાણે ત્યાં એકઠા મળેલા ઋષિઓએ તે ઉત્તમ સ્ત્રી સાવિત્રીનાં વખાણ કરીને તેનું સન્માન કર્યું. તે પછી તેઓ સત્યવાનની સાથે દ્યુમત્સેન રાજાની રજા લઇને આનંદ પામી સુખથી પોતપોતાના સ્થાનમાંગયા.

ઇતિ શ્રીમહા૦ વન૦ પતિવ્રતામાહાત્મ્ય પર્વમાં "સાવિત્રિનું આખ્યાન" એ વિષયનો અધ્યાય ૨૯૮ મો સમાપ્ત.

## અધ્યાય ૨૯૯ મો

### દ્યુમત્સેનને રાજ્યપ્રાપ્તિ

**॥ मार्कंडेय उवाच ॥**

**तस्यां रात्र्यां व्यतीतायामुदिते सूर्यमंडले ॥**
**कृत पौर्वाह्णिकाः सर्वे समेयुस्ते तपोधनाः॥१॥**

માર્કંડેયે કહ્યું:-તે રાત્રિ વીતી ગયા પછી સૂર્યમંડળનો ઉદય થતાં તે તપરૂપી ધનવાળા સર્વ ઋષિઓ પ્રાતઃકાળનાં કર્મ કરીને દ્યુમત્સેનની પાસે એકઠા થયા.[૧] તે મહર્ષિઓ દ્યુમત્સેનની આગળ સાવિત્રીનું તે સઘળું મહાભાગ્ય ફરી ફરીને કહેવા લાગ્યા, તોપણ તેઓને તે વર્ણવતાં તૃપ્તિ થઇ નહિ.[૨] તે પછી હે રાજા! શાલ્વ દેશમાંથી સઘળું પ્રધાનમંડળ આવ્યું અને તેઓએ રાજાને નિવેદન કર્યું કેઃ-' રાજ્યનું હરણ કરનારા શત્રુને તેનાજ પ્રધાને મારી નાખ્યો છે અને તેના સહાયકોને તથા બંધુઓને પણ મારી નાખ્યા છે.' આ વાત રાજાને સંભળાવ્યા પછી તે પ્રધાનમંડળે, દ્યુમત્સેન રાજાને ત્યાં જે પ્રમાણે થયું હતું તે જણાવતાં કહ્યું કેઃ-' શત્રુ-

ઓનું સૈન્ય નાસી ગયું છે[૪] અને રાજ્યના સર્વ લોકો રાજાના સંબંધમાં એકમત થયા છે કે, દ્યુમત્સેન રાજા દેખતા હોય અથવા અંધ હોય, તોપણ તેજ અમારા રાજા થાઓ.[૫] હે રાજન્! પ્રજાએ આવો નિશ્ચય કરીને અમને અહીં મોકલ્યા છે. આ વાહનોની સાથે તમારી ચતુરંગ સેના પણ અહીં આવી છે;[૬] માટે હે રાજા! તમે નગરપ્રત્યે જાઓ. તમારૂં કલ્યાણ થાઓ! અમે નગરમાં તમારા જયની દાંડી પીટાવી છે, માટે હવે તમે ચિરકાળસુધી બાપદાદાથી ચાલતા આવેલા રાજ્યાસન ઉપર આરૂઢ થાઓ."[૭]

આટલું કહ્યા પછી દ્યુમત્સેન રાજાને સુંદર દેહવાળા તથા નેત્રવાળા થયેલા જોઇને સઘળા પ્રધાનોનાં નેત્રો આશ્ચર્યથી પ્રફુલ્લિત થઈ ગયાં અને તેઓએ મસ્તક નમાવીને રાજાને પ્રણામ કર્યા.[૮] ત્યારપછી દ્યુમત્સેન રાજા આશ્રમવાસી વૃદ્ધ બ્રાહ્મણોને પ્રણામ કરીને નગરપ્રત્યેજવા નીકળ્યા. તે વખતે બ્રાહ્મણોએ પણ તેને પુષ્કળ માન આપ્યું.[૯] શૈબ્યા રાણી પણ સાવિત્રીની સાથે સારાં ઓછાનાંવાળી ઝળકતી પાલખીમાં બેસી, સેનાથી વીંટાઇને નગરપ્રત્યે ગયાં.[૧૦] નગરમાં ગયા પછી પુરોહિતોએ દ્યુમત્સેન રાજાનો રાજ્ય ઉપર અભિષેક કર્યો અને તેના મહાત્મા પુત્ર સત્યવાનનો યુવરાજપદપર અભિષેક કર્યો.[૧૧] પછી ઘણો લાંબો સમય ગયો, ત્યારે સાવિત્રીને યમરાજાના વરદાન પ્રમાણે શૂરા, યુદ્ધમાં પાછા ન હઠનારા અને કુળની કીર્તિને વધારનારા એવા સો પુત્રો ઉત્પન્ન થયા;[૧૨] તેમજ મદ્રદેશના રાજા અશ્વપતિની સ્ત્રી માલવીમાં પણ મહાબળવાળા સાવિત્રીના સો સહોદર ભાઈઓ ઉત્પન્ન થયા.[૧૩] આ પ્રમાણે સાવિત્રીએ પોતાનો, પિતાનો, માતાનો, સાસુનો, સસરાનો અને પતિના કુળનો સંકટમાંથી ઉદ્ધાર કર્યો હતો.[૧૪] તે સાવિત્રીના જેવીજ આ શીલવાન, કલ્યાણિ, કુલયોગિની દ્રૌપદી તમારો સર્વનો ઉદ્ધાર કરશે."[૧૫]

વૈશંપાયને કહ્યું:-હે રાજા! આપ્રમાણે મહાત્મા માર્કંડેયે પાંડુપુત્ર યુધિષ્ઠિરનું સાંત્વન કર્યું. તે પછી તે શોક તથા સંતાપને દૂર કરીને કામ્યક વનમાં રહેવા લાગ્યા. જે મનુષ્ય આ સાવિત્રીનું ઉત્તમ આખ્યાન ભક્તિથી સાંભળશે, તે સુખી થશે; તેના સર્વ મનોરથો સિદ્ધ થશે અને તેને દુઃખ પ્રાપ્ત થશે નહિ.[૧૭]

ઇતિ શ્રીમહા૦ વન૦ પતિવ્રતામાહાત્મ્ય પર્વમાં "સાવિત્રીનું આખ્યાન" એ વિષયનો અધ્યાય ૨૯૯ મો સમાપ્ત.

## પતિવ્રતામાહાત્મ્ય પર્વ સમાપ્ત.*

# કુંડલાહરણ પર્વ

## અધ્યાય ૩૦૦ મો

### સૂર્ય તથા કર્ણનો સંવાદ

॥ जनमेजय उवाच ॥

यत्तत्तदा महद् ब्रह्मन् लोमशो वाक्यमब्रवीत्॥
इंद्रस्य वचनादेव पांडुपुत्रं युधिष्ठिरं ॥१॥

જનમેજયે પૂછ્યું:-હે બ્રહ્મન્! પૂર્વે લોમશ ઋષિએ ઇંદ્રના કહેવાથીજ પાંડુપુત્ર યુધિષ્ઠિરને જે મહત્તાવાળું વાક્ય કહ્યું હતું કે:-[૧]"તમને જે મહાન ભય છે અને જે તમે કયાંય પણ કહેતા નથી, તે તમારા ભયને, અર્જુન અહીંથી ગયા પછી હું દૂર કરીશ."[૨] હે જપ કરનારામાં શ્રેષ્ઠ! ધર્માત્મા યુધિષ્ઠિરને તે કર્ણસંબંધી શું મોટો ભય હતો, કે જેને તેમણે કોઇની આગળ

* पतिव्रताया माहात्म्यं [illegible]लद्वयसुखावहं । भर्तृमृत्युहरंचैव सावित्रीह निदर्शनं ॥
પતિવ્રતાનું માહાત્મ્ય ઉભય કુળને સુખ આપનારૂં તથા પતિના મૃત્યુને હરણ કરનારૂં છે, એમાં સાવિત્રી દૃષ્ટાંતરૂપ છે.

કહ્યો ન હતો.[૩]

વૈશંપાયને કહ્યું:–હે રાજશાર્દૂલ ભરતશ્રેષ્ઠ ! તમે મને પ્રશ્ન કરો છો, માટે હું તમને એ કથા કહું છું; તમે મારી વાણી સાંભળો.[૪] પાંડવોને વનવાસનાં બાર વર્ષ પૂરાં થઇને તેરમું વર્ષ આવ્યું, ત્યારે પાંડવોના હિતકર્તા ઇંદ્ર, કર્ણ પાસે ભિક્ષા માગવા તૈયાર થયા.[૫] હે મહારાજ! તે ઇંદ્રનો અભિપ્રાય જાણીને, ઉત્તમ પ્રકાશરૂપી ધનવાળા સૂર્ય કુંડળને માટે કર્ણની પાસે આવ્યા.[૬] તે વખતે હે રાજેંદ્ર ! ઉત્તમ પ્રકારનાં બીછાનાંવાળી અને મહામૂલ્યવાળી શૈય્યા ઉપર તે બ્રાહ્મણોનું હિત કરનારો સત્યવાદી કર્ણ અતિ નિશ્ચિંતપણાથી ઉંઘતો હતો. તેને રાત્રે સ્વપ્નમાં સૂર્યે દર્શન આપ્યાં. હે ભરતવંશી રાજા! આ વખતે યોગના અશ્વર્યવડે અનેક રૂપ ધારણ કરનારા સૂર્યે વેદવેત્તા બ્રાહ્મણનું રૂપ ધારણ કરીને, પુત્રસ્નેહવડે પરમ કૃપાયુક્ત થઈ, કર્ણના હિતને માટે સાંત્વનપૂર્વક આ પ્રમાણે તેને કહ્યું:–'હે સત્યવાદીઓમાં શ્રેષ્ઠ કર્ણ ! હે મહાબાહુ તાત! હું સ્નેહને લીધે તને પરમ હિતકારક વચન કહું છું, તે તું સાંભળ![૧૦] હે કર્ણ ! પાંડવોનું હિત કરવાની ઈચ્છાથી ઇંદ્ર, બ્રાહ્મણનું રૂપ લઇને તારાં કુંડળો હરણ કરવાની ઇચ્છાથી તારી પાસે આવશે;[૧૧] કારણકે સજ્જનોએ તારી પાસે યાચના કરી એટલે તું તેને તે આપેજ છે, પણ યાચના કરતો નથી. આ તારો સ્વભાવ જેમ સર્વ જગત જાણે છે, તેમ તે પણ જાણે છે.[૧૨] હે તાત ! તું પણ, બ્રાહ્મણો ધન અથવા બીજું જે કંઈ તારી પાસે માગે છે તે તેઓને આપેજ છે; કોઈને પણ ના પાડતો નથી.[૧૩] તારો આવો સ્વભાવ જાણીને, ઇંદ્ર પોતેજ તારી પાસે કવચ તથા કુંડળની ભિક્ષા માગવા આવનાર છે.[૧૪] તે આવીને તારી પાસે યાચના કરે તોપણ તારે તેને કુંડળો આપવાં નહિ; પરંતુ તેને શક્તિ પ્રમાણે સમજાવવો, એમ કરવામાંજ તારૂં પરમ કલ્યાણ છે.[૧૫] હે તાત! તે કુંડળને માટે માગણી કરે ત્યારે તારે તેને અનેક કારણો દર્શાવીને તથા બીજાં અનેક પ્રકારનાં દ્રવ્યો આપીને વારંવાર અટકાવવો.[૧૬] કુંડળ મેળવવાની ઇચ્છાવાળા ઇંદ્રને રત્નો, સ્ત્રીઓ, ગાયો અને વિવિધ દ્રવ્યો આપીને તથા પુષ્કળ દૃષ્ટાંતો કહીને તારે અટકાવવોપણકુંડળઆપવાંનહિ.[૧૭]હે કર્ણ ! તું જો આ તારા જન્મની સાથેજ ઉત્પન્ન થયેલાં કુંડળો આપીશ, તો તારૂં આયુષ્ય ક્ષીણ થશે અને તું મૃત્યુને અધીન થઇશ.[૧૮] હે માનદાતા ! જ્યાંસુધી તારી પાસે કવચ અને કુંડળો રહેશે, ત્યાંસુધી યુદ્ધમાં શત્રુઓ તારો વધ કરી શકશે નહિ, આ મારૂં કહેવું લક્ષ્યમાં રાખ.[૧૯] હે કર્ણ ! એ બન્ને રત્નકુંડળો અમૃતથી ઉત્પન્ન થયાં છે; માટે જો તને જીવિત વહાલું હોય તો તારે તેનું રક્ષણ કરવું.'[૨૦]

કર્ણે કહ્યું:–' ઉત્તમ સ્નેહ દર્શાવીને આ પ્રમાણે કહેનારા તમે કોણ છો? હે ભગવન્ ! ઇચ્છાપૂર્વક કહો કે, બ્રાહ્મણનો વેષ ધરનારા તમે કોણ છો ?'[૨૧]

બ્રાહ્મણે કહ્યું:–' હે તાત! હું સૂર્ય છું અને તને સ્નેહથી કહું છું, માટે તું મારાં એ વચન પ્રમાણે કર, એમાં તારૂં ઉત્તમ કલ્યાણ છે.'[૨૨]

કર્ણે કહ્યું:–'આજે આપ ભગવાન સૂર્ય મારૂં હિત કરવાની ઇચ્છાથી મને ઉપદેશ આપો છો તેથી મારૂં પરમ કલ્યાણજ છે; પરંતુ આપ મારૂં કહેવું સાંભળો.[૨૩] આપ વર આપનારા દેવની હું સ્તુતિ કરૂં છું અને પ્રેમથી કહું છું કે, જો હું આપને પ્રિય હોઉં તો મને આ વ્રત પાળતાં અટકાવવો નહિ.[૨૪] હે સૂર્ય ! હું શ્રેષ્ઠ બ્રાહ્મણોને નિઃસંશય મારા પ્રાણ પણ અર્પણ કરૂં, એ મારા વ્રતને પૂર્ણપણે આ જગત જાણે છે;[૨૫] માટે હે ગ્રહશ્રેષ્ઠ! પાંડવોના હિતને માટે ઇંદ્ર બ્રાહ્મણનું રૂપ લઇને જો મારી પાસે ભિક્ષા માગવા આવશે, તો હે વિબુધશ્રેષ્ઠ! હું તેને મારાં કુંડળો તથા ઉત્તમ કવચ આપીશ, કે જેથી ત્રણ લોકમાં પ્રખ્યાત થયેલી મારી કીર્તિ નાશ પામે નહિ.[૨૭] મારા જેવા માટે અપયશકારક કર્મ કરીને પ્રાણનું રક્ષણ કરવું યોગ્ય નથી; પરંતુ યશવાળું લોકમાન્ય મરણજ યોગ્ય છે;[૨૮] માટે બળ અને વૃત્રને હણનાર ઇંદ્ર જો મારી પાસે ભિક્ષા માગવા આવશે, તો હું તેને કવચની સાથે કુંડળો આપીશ![૨૯] ઇંદ્ર પાંડવોના હિતને માટે મારી પાસે

કુંડળો માગવા આવશે તો જગતમાં મારી કીર્તિ થશે અને તેનીજ અપકીર્તિ થશે.[૩૦] હે સૂર્ય! હું જીવિતનો ભોગ આપીને પણ જગતમાં કીર્તિ સંપાદન કરવા ઇચ્છું છું; કારણકે કીર્તિમાન મનુષ્ય સ્વર્ગમાં જાય છે અને કીર્તિરહિત નાશ પામે છે.[૩૧] કીર્તિ, માતાની પેઠે પુરુષને આ જગતમાં જીવતો રાખે છે અને અકીર્તિ જીવતા મનુષ્યને પણ નિર્જીવ કરી મૂકે છે.[૩૨] હે લોકેશ્વર સૂર્ય! આ શ્લોક પુરાતન છે અને તે બ્રહ્માએ પોતે કહેલો છે. આ ઉપરથી કીર્તિજ મનુષ્યનું આયુષ્ય છે, એમ ઠરે છે. પરલોકમાં કીર્તિજ મનુષ્યનો મુખ્ય આધાર છે અને આ લોકમાં પણ વિશુદ્ધ કીર્તિ આયુષ્યને વધારનારી છે;[૩૪] માટે હું શરીરસાથે ઉત્પન્ન થયેલાં કુંડળો તથા કવચ આપીને અક્ષય કીર્તિ સંપાદન કરીશ. હું વિધિપ્રમાણે બ્રાહ્મણોને દાન આપી, સંગ્રામમાં શરીરનો હોમ કરી, દુષ્કર કર્મ કરી તથા યુદ્ધમાં શત્રુઓનો પરાજય કરીને કેવળ યશજ પ્રાપ્ત કરીશ![૩૬] સંગ્રામમાં જીવિતની પ્રાર્થના કરનારા ભયભીતોને અભય આપીને તથા વૃદ્ધોને, બાળકોને અને બ્રાહ્મણોને મહાભયમાંથી મુક્ત કરીને હું સ્વર્ગ આપનારા અતિ ઉત્તમ મહાન યશને આ લોકમાં પ્રાપ્ત કરીશ! જીવિતનો ત્યાગ કરીને પણ કીર્તિનું રક્ષણ કરવું, આ મારૂં વ્રત છે એમ તમે જાણો;[૩૮] માટે હે દેવ! બ્રાહ્મણના વેષથી આવેલા ઇંદ્રને આ અત્યુત્તમ ભિક્ષા આપીને હું જગતમાં ઉત્તમ ગતિને પ્રાપ્ત કરીશ."[૩૯]

ઇતિ શ્રીમહા૦ વન૦ કુંડલાહરણ પર્વમાં "સૂર્ય તથા કર્ણનો સંવાદ" એ વિષયનો અધ્યાય ૩૦૦ મો સમાપ્ત.

## અધ્યાય ૩૦૧ મો

### સૂર્યનો કર્ણને વધુ ઉપદેશ

॥ सूर्य उवाच ॥

माऽहितं कर्ण [illegible]र्षीस्त्वमात्मनःसुहृदां तथा ।
[illegible]त्राणामथ [illegible]र्याणामथो मातुरथो पितुः॥१॥

સૂર્યે કહ્યું:-"હે કર્ણ! તું પોતાનું પોતાના મિત્રોનું, પુત્રોનું, ભાર્યાનું, માતાનું અને પિતાનું અહિત કરીશ નહિ.હે બળવાનોમાં શ્રેષ્ઠ! પ્રાણીઓને માટે શરીરને હરકત ન થાય તે રીતેજ યશની પ્રાપ્તિ તથા સ્વર્ગમાં સ્થિર રહેનારી કીર્તિ ઇષ્ટ છે.[૨] આમ હોવા છતાં તું પ્રાણત્યાગવડે અક્ષય કીર્તિ મેળવવાની ઇચ્છા કરે છે; પરંતુ તે કીર્તિ તારા પ્રાણોને લઇને નહિ જેવી થઈ જશે એમાં સંશય નથી.[૩] હે પુરુષશ્રેષ્ઠ! જીવતા મનુષ્યોથીજ તેના પિતા, માતા, પુત્રો અને બીજા જે કોઈ બંધુઓ હોય છે, તેઓ સુખ મેળવી શકે છે; તેમજ હે પુરુષવ્યાઘ્ર! રાજાઓ પણ જીવતા રહીને પુરુષાર્થ કરી, બીજાને લાભ આપી શકે છે, એ વાત તારા લક્ષમાં રાખ! હે મહાકાંતિમાન! પુરુષ જીવતો હોય તોજ તેની કીર્તિ શ્રેયસ્કર છે; પરંતુ જેનો દેહ ભસ્મ થઈ ગયો છે એવા મરણ પામેલા પુરુષને કીર્તિનું શું પ્રયોજન છે? મરણ પામેલો પોતાની કીર્તિને જાણતો પણ નથી; પરંતુ જીવતો મનુષ્યજ કીર્તિનો ઉપભોગ લઇ શકે છે.[૬] મરણ પામેલા મનુષ્યની કીર્તિ એટલે તે શબના ગળામાં ઘાલેલી પુષ્પમાળાના જેવીજ છે. તું મારો ભક્ત છે, તેથી તારૂં હિત કરવાની ઇચ્છાથીજ હું તને આ કહું છું.[૭] મારે મારા ભક્તોનું રક્ષણ કરવું જોઇએ, એ પણ એમાં કારણ છે. હે મહાબાહુ! આ ભક્ત મારી ઉત્તમ ભક્તિ કરે છે, એવું જાણીને મને પણ તારાપ્રત્યે ભક્તિ ઉત્પન્ન થઇ છે; માટે તું મારા કહેવા પ્રમાણે કર. વળી આ સંબંધમાં દૈવનિર્મિત બીજો કંઇ ગુપ્ત હેતુ પણ રહેલો છે; માટે હું તને જે કહું છું તે તું નિઃસંશયપણાથી કર.[૯] હે પુરુષશ્રેષ્ઠ! એ દૈવની ગુપ્ત વાત હમણાં તારે સમજવી યોગ્ય નથી, માટે હું તને કહેતો નથી; પરંતુ જ્યારે સમય આવશે ત્યારે તું તે જાણીશ. હે રાધાપુત્ર! મેં એક વાર કહેલી વાતજ હું તને ફરીથી કહું છું, તે તું લક્ષ્યમાં રાખ.વજ્રધારી ઇંદ્ર તારી પાસે કુંડળો માગે, પરંતુ તું તેને કુંડળો આપીશ નહિ.[૧૧] હે મહાતેજસ્વી કર્ણ! વિશાખા નક્ષત્રના બે તારાની વચ્ચે નિર્મળ આકાશમાં જેવો ચંદ્ર શોભે તેવો તું પણ સુંદર કુંડળો-

વડે શોભે છે.[૧૨] તું જાણ કે, કીર્તિ જીવતા પુરુષનીજ સારી ગણાય; માટે હે તાત ! તારે કુંડળ લેવા આવેલા ઇંદ્રને ના કહેવી.[૧૩]હે નિષ્પાપ ! અનેક પ્રકારનાં હેતુયુક્ત વચનો વારંવાર કહીને ઇંદ્રની કુંડળ લેવાની ઇચ્છા નાશ કરવી, એ તને શકય છે.[૧૪] હે કર્ણ ! તું હેતુયુક્ત યોગ્ય અર્થવાળાં અને માધુર્યગુણથી સુશોભિત એવાં વચનોથી ઇંદ્રની એ કુંડળ લેવાની બુદ્ધિને દૂર કર. હે નરવ્યાઘ્ર ! તું નિત્ય અર્જુનની સ્પર્ધા કર્યા કરે છે, માટે સંગ્રામમાં શૂરો અર્જુન તારી સામે યુદ્ધ કરવા આવશેજ;[૧૬] પરંતુ તું કુંડળોની સાથે હોઇશ તો યુદ્ધમાં અર્જુનને ઇંદ્ર પોતે સહાયકર્તા હશે, તોપણ તે તારો પરાજય કરી શકશે નહિ;[૧૭] માટે હે કર્ણ! સંગ્રામમાં જો તું અર્જુનને જિતવાની ઇચ્છા રાખતો હોય તો આ શુભ કુંડળો ઇંદ્રને આપીશ નહિ. "[૧૮]

ઇતિ શ્રીમહા૦ વન૦ કુંડલાહરણપર્વમાં "સૂર્ય અને કર્ણનો સંવાદ" એ વિષયનો અધ્યાય ૩૦૧ મો સમાપ્ત.

## અધ્યાય ૩૦૨ મો

### સૂર્ય તથા કર્ણ વચ્ચે સંવાદ

॥ कर्ण उवाच ॥

भगवंतमहं भक्तो यथा मां वेत्थ गोपते ॥
तथा परम तिग्मांशो नास्त्यदेयं कथंचन॥१॥

કર્ણે કહ્યું:-"હે સૂર્ય! આપ ભગવાન જે પ્રમાણે મને જાણો છો તે પ્રમાણેજ હું તમારો ભક્ત છું; તેમજ હે અતિ તીક્ષ્ણ કિરણસંપન્ન દેવ ! મારે કોઇ પણ રીતે ન આપવા જેવું પણ કંઇ નથી.[૧] હે સૂર્ય !.મારી તમારા ઉપર સદા ભક્તિ હોવાથી તમે મને જેવા પ્રિય છો, તેવાં સ્ત્રી, પુત્ર, દેહ અને સ્નેહીઓ પણ પ્રિય નથી.[૨] હે ભાસ્કર ! મહાત્માઓ પણ પોતાના પ્રિય ભક્તોની ઇષ્ટ ભક્તિ નિઃસંશય કરે છે, એ આપ જાણોજ છો.[૩] 'કર્ણ મારો પ્રિય ભક્ત છે અને તે સ્વર્ગમાં મારાસિવાય બીજાકોઈ દેવને ઓળખતો નથી' એમ જાણીનેજ આપ ભગવાને મને મારૂં હિત કહ્યું છે;પરંતુ હે તીક્ષ્ણ કિરણવાળા! હું ફરીથી મસ્તકવડે પ્રણામ કરીને તથા વારંવાર વિનતિ કરીને યાચના કરૂં છું કે, આ હું બોલું છું તેને માટે તમે મને ક્ષમા કરશો.[૫] હું અસત્યથી જેટલો ભય પામું છું, તેટલો મૃત્યુથી પણ ભય પામતો નથી.ખાસ કરીને સઘળાં સજ્જન બ્રાહ્મણોને સર્વદા મારૂં જીવિત આપવામાં પણ મને વિચાર થઇ પડતો નથી.હે દેવ ! તમે મને પાંડુપુત્ર અર્જુનના સંબંધમાં જે કહ્યું, તેને માટે હું કહું છું કેઃ-હે ભાસ્કર !તમારા મનમાં અર્જુન તરફથી મને થનારા ભયને માટે જે સંતાપજન્ય દુઃખ છે તે દૂર થાઓ, કારણ કે હું સંગ્રામમાં અર્જુનનો પરાજય કરીશ. હે દેવ ! મેં પરશુરામ પાસેથી તથા મહાત્મા દ્રોણગુરુની પાસેથી અસ્ત્રવિદ્યા સંપાદન કરી છે, તે મારૂં પ્રચંડ અસ્ત્રબળ તમે પણ જાણો છો;[૯] માટે હે દેવશ્રેષ્ઠ !તમે મારૂં આ વ્રત પાળવાની મને અનુમતિ આપો, એટલે હું ભિક્ષા માગતા ઇંદ્રને મારૂં જીવિત પણ અર્પણ કરૂં."[૧૦]

સૂર્યે કહ્યું:-"હે તાત !તું જો તારાં શુભ કુંડળો ઇંદ્રને આપવાનોજ હોય તો તું પણ તારા વિજયને માટે મહાબળસંપન્ન ઇંદ્રને કહેજે કે:-'હે શતક્રતુ ! હું તમને એક ઠરાવથી કુંડળો આપીશ.' આ પ્રમાણે કહેવાનો હેતુ એ છે કે, જ્યાંસુધી એ કુંડળો તારી પાસે છે,ત્યાંસુધી તું સર્વ પ્રાણીઓથી અવધ્ય છે.[૧૨] દાનવોનો નાશ કરનારો ઇંદ્ર, અર્જુનને હાથે સંગ્રામમાં તારો વિનાશ થાય એવા ઉદ્દેશથી, હે વત્સ !તારાં કુંડળો હરણ કરવાની ઇચ્છા રાખે છે;[૧૩] માટે તું પણ વારંવાર મધુર વાણીથી દેવરાજ ઇંદ્રને પ્રસન્ન કરી, તેની અમોઘ શક્તિને માટે પ્રાર્થના કરતાં કહેજે કેઃ-[૧૪] 'હે સહસ્રનયન ઇંદ્ર! તમે શત્રુઓનો નાશ કરનારી અમોઘ શક્તિ મને આપો,એટલે હું તમને ઉત્તમ કવચ તથા કુંડળો આપીશ.'[૧૫] આવો ઠરાવ કરીનેજ તું ઇંદ્રને કુંડળો આપજે, એટલે હે કર્ણ ! એ શક્તિવડે તું યુદ્ધમાં શત્રુઓનો સંહાર વાળીશ.[૧૬] હે મહાબાહો ! ઇંદ્રની તે શક્તિ છોડી એટલે તે સેંકડો અથવા હજારો શત્રુઓને માર્યાવિના પાછી હાથમાં આવતી નથી."[૧૭]

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે કહ્યા પછી સહસ્ર કિરણવાળા સૂર્ય એકાએક અંતર્ધાન થઇ ગયા. તે પછી બીજે દિવસે જપ કરી રહ્યા પછી કર્ણે પોતાનું સ્વપ્ન સૂર્યને નિવેદન કર્યું.[૧૮] રાત્રે સ્વપ્નમાં જે જોયું હતું, તેમાં જે તત્ત્વ હતું અને બન્નેનો જે સંવાદ થયો હતો,તે સઘળું કર્ણે તે વખતે અનુક્રમથી સૂર્યને કહ્યું:–[૧૯] તે સાંભળીને રાહુને દમન કરનારા ભગવાન સૂર્યદેવે હસતાં હસતાં કર્ણને કહ્યું કે:–"તે તેમજ છે."[૨૦] તે ઉપરથી શત્રુવીરને હણનારો કર્ણ, તે ખરૂં છે, એમ જાણીને શક્તિ મેળવવાની ઇચ્છાથી ઇંદ્રની વાટ જોવા લાગ્યો.[૨૧]

ઇતિ શ્રીમહા૦ વન૦ કુંડલાહરણપર્વમાં "સૂર્યકર્ણસંવાદ" એ વિષયનો અધ્યાય ૩૦૨ મો સમાપ્ત.

---

# અધ્યાય ૩૦૩ મો
## કુંતિભોજનો કુંતીને ઉપદેશ

**॥ जनमेजय उवाच ॥**

**किं तद् गुह्यं न चाख्यातं कर्णायेहोष्णरश्मिना**
**कीदृशे कुंडले ते च कवचं चैव कीदृशम् ॥१॥**

જનમેજયે પૂછ્યું:–સૂર્યે આ પ્રસંગમાં કર્ણને જે કહ્યું ન હતું તે ગુહ્ય શું હતું ? તે કુંડળો અને કવચ કેવાં હતાં ?[૧] હે સજ્જનશ્રેષ્ઠ ! અને તે કવચ તથા કુંડળો કર્ણને ક્યાંથી મળ્યાં હતાં? હે તપોધન! એ હું સાંભળવાની ઇચ્છા કરૂં છું, માટે તમે મને કહો.[૨]

વૈશંપાયને કહ્યું:–હે રાજા ! હું તમને સૂર્યનું તે ગુહ્ય હમણાંજ કહું છું અને તે કુંડળો તથા કવચ પણ કેવું હતું તે હું કહું છું.[૩] હે રાજા ! પૂર્વે તીક્ષ્ણ તેજવાળો, બહુ ઉંચા શરીરવાળો અને ડાઢી, દંડ તથા જટાને ધારણ કરનારો એક બ્રાહ્મણ, (દુર્વાસા) કુંતિભોજની પાસે આવ્યો.[૪] તે બ્રાહ્મણ દેખાવડો, નિર્દોષ અંગવાળો, ઝળહળતા તેજવાળો, મધના જેવો પિંગટ રંગનો, મધુર વાણીવાળો અને તપ તથા વેદાધ્યયનરૂપી ભૂષણવાળો હતો.[૫] તે મહાતપસ્વી બ્રાહ્મણે કુંતિભોજ રાજાને કહ્યું કે:–"હે મત્સરરહિત રાજા ! તારે ઘેર ભિક્ષા સેવન કરીને રહેવાની મારી ઇચ્છા છે;[૬] પરંતુ હે નિષ્પાપ ! તારે અથવા તારા સેવકોએ મારૂં અપ્રિય કરવું નહિ, આ વાત જો તને રુચતી હોય તો હું તારા ઘરમાં નિવાસ કરીશ;[૭]અને મારી ઇચ્છા પ્રમાણે જઇશ–આવીશ. વળી હે રાજા! મારી શય્યા અને આસનના સંબંધમાં કોઇએ પણ અપરાધ કરવો નહિ–અર્થાત્ તે ઉપર સૂવુંબેસવું નહિ."[૮]

આ સાંભળીને કુંતિભોજ રાજાએ પ્રીતિપૂર્વક કહ્યું કે:–"બહુ સારૂં,ભલે એ પ્રમાણે થાઓ." આવું કહ્યા પછી રાજાએ ફરી તેમને કહ્યું કે:–"હે મહાજ્ઞાનસંપન્ન ! મારી પૃથા નામની એક યશસ્વિની કન્યા છે. તે સુશીલ, સદાચરણી,સાધ્વી, નિયમપરાયણ અને પ્રેમાળ છે.[૧૦] તે અનાદર ન કરતાં તમારી સેવા કરશે અને તેના સુશીલ વર્તનથી તમે પણ સંતોષ પામશો."[૧૧]

આ પ્રમાણે તે બ્રાહ્મણને કહ્યા પછી તેની યથાવિધિ પૂજા કરીને કુંતિભોજ રાજાએ વિશાળ નેત્રવાળી કન્યા પૃથાની પાસે આવી તેને કહ્યું કે:– "હે વત્સે ! આ મહાભાગ્યશાળી બ્રાહ્મણ આપણે ઘેર વાસ કરવાની ઇચ્છા કરે છે; અને મેં પણ તું તે બ્રાહ્મણની સેવા કરીશ એવો તારા ઉપર વિશ્વાસ રાખીને 'ઠીક છે' એમ કહીને તેમની ઇચ્છાને અનુમોદન આપ્યું છે; માટે તું તે મારા વચનને સર્વરીતે સત્ય કર.[૧૪] આ ઐશ્વર્યસંપન્ન તપસ્વી બ્રાહ્મણ વેદાધ્યયનમાં તત્પર રહે છે, એ મહાતેજસ્વી બ્રાહ્મણ જે જે માગે તે તે તારે મત્સરરહિત થઇને એમને આપવું;કારણ કે બ્રાહ્મણ એ પરમ તેજ છે, બ્રાહ્મણ એ પરમ તપ છે અને બ્રાહ્મણોને નમસ્કાર કરવાથીજ સૂર્ય પણ આકાશમાં વિરાજી રહ્યો છે.[૧૬] માનઆપવાયોગ્ય આ બ્રાહ્મણોનું અપમાન કરવાથી મહાદૈત્ય વાતાપિ તથા તાલજંઘ નામનો અસુર બ્રહ્મદંડથી નાશ પામ્યા હતા.[૧૭] હે વત્સે ! હમણાં આ સેવાનો મહાભાર તારા ઉપર નાખ્યો છે, માટે તું સર્વદા નિયમપરાયણ રહીને બ્રાહ્મણની સેવા કર્યા કર. હે પુત્રી ! બાલવયથી આરંભીનેજ તારૂં લક્ષ્ય સઘળા બ્રાહ્મણો તરફ, વડીલો તરફ અને બંધુઓ તરફ લાગેલું છે તે હું જાણું છું;[૧૯] તેમજ સઘળા

સેવકો, મિત્રો, સંબંધીઓ, માતાઓ અને હું,એ સઘળાના સંબંધમાં તું સેવાપરાયણ થઇ વર્તે છે. હે નિર્દોષ અંગવાળી પુત્રી! તારા સદ્વર્તનને લીધે આ પુરમાં, અંતઃપુરમાં અને તારા સેવકલોકમાં પણ કોઇ મનુષ્ય અસંતુષ્ટ નથી. હે પૃથા ! તું બાળા છે અને મારી પુત્રી છે,તેથી મારે તને આ ક્રોધી બ્રાહ્મણના સંબંધમાં કંઇ ઉપદેશ કરવો, એમ મને લાગે છે.[૨૨] તું યાદવકુળમાં જન્મી છે, શૂર નામના યાદવની પ્રિય પુત્રી છે અને પૂર્વે તું બાળક હતી ત્યારેજ તારા પિતાએ પોતે પ્રીતિથી તને મારી પુત્રીતરીકે આપી હતી.[૨૩] તું વસુદેવની બ્હેન અને મારી કન્યાઓમાં શ્રેષ્ઠ છે. તારા પિતાએ પ્રથમ પ્રજા મને આપવાનું વચન આપ્યું હતું અને તે પ્રમાણે આપેલી હોવાથી તું મારી પુત્રી થઈ છે.[૨૪] તેવા ઉત્તમ કુળમાં તું ઉત્પન્ન થઈ છે અને તેવાજ કુળમાં વૃદ્ધિ પામી છે, તેથી કમલિની જેમ એક ધરામાંથી બીજા ધરામાં આવી હોય તેમ તું એક સુખી કુળમાંથી બીજા સુખી કુળમાં આવી છે.[૨૫] હે કલ્યાણિ ! દુષ્ટ કુળમાં ઉત્પન્ન થએલી સ્ત્રીઓ, ઘણું કરીને અંકુશમાં રાખ્યા છતાં મૂર્ખપણાને લીધે દુષ્ટતા કરે છે;[૨૬] પરંતુ હે પૃથા ! તું તો રાજકુળમાં જન્મી છે, તારૂં રૂપ પણ અદ્‌ભુત છે અને તું પ્રેમાળ તથા અનેક પ્રકારના ગુણોથી સંપન્ન છે;[૨૭] માટે હે ભાવયુક્ત પૃથા ! તું ગર્વ, દંભ અને માન છોડીને એ વરદાયી વિપ્રનું આરાધન કર, એટલે તારૂં કલ્યાણ થશે.[૨૮] હે નિષ્પાપ કલ્યાણિ ! એ પ્રમાણે વર્તવાથી તારૂં અવશ્ય કલ્યાણ થશે; પરંતુ તે દ્વિજશ્રેષ્ઠને કોપ આવ્યો તો મારૂં આખું કુળ બળીને ભસ્મ થઇ જશે."

ઇતિ શ્રીમહા૦ વન૦ કુંડલાહરણપર્વમાં
" પૃથોપદેશ " એ વિષયનો
અધ્યાય ૩૦૩ મો સમાપ્ત.

---

# અધ્યાય ૩૦૪ મો

## કુંતીએ બ્રાહ્મણની સેવા કરવા માંડી.

॥ कुंत्युवाच ॥

**ब्राह्मणं यंत्रिता राजन्नुपस्थास्यामि पूजया ॥**
**यथा प्रतिज्ञं राजेंद्र न च मिथ्या ब्रवीम्यहम् ॥**

કુંતીએ કહ્યું:–"હે રાજેંદ્ર! હું કેવળ નિયમબદ્ધ રહીને તમારી પ્રતિજ્ઞા પ્રમાણે બ્રાહ્મણની સેવા કરીશ. હે રાજન્ ! એ હું મિથ્યા બોલતી નથી.[૧] બ્રાહ્મણોની પૂજા કરવી એ તો મારો મૂળથીજ સ્વભાવ છે, તેમાં પણ તમારૂં પ્રિય કરવાથી મારૂં પરમ કલ્યાણજ છે.[૨] તે ભગવાન જો સંધ્યાકાળે, પ્રાતઃકાળે,રાત્રે અથવા મધ્યરાત્રે આવશે, તોપણ તે મારા ઉપર કોપ કરશે નહિ.[૩] હે નરશ્રેષ્ઠ રાજેંદ્ર! હું આપની આજ્ઞામાં રહીને બ્રાહ્મણોની સેવા કરવાથી તમારૂં હિત કર્યા કરૂં એ મને મોટો લાભ છે. હે રાજેંદ્ર! તમે વિશ્વાસ રાખો;તમારા ઘરમાં નિવાસ કરતાં તે દ્વિજશ્રેષ્ઠનું કંઇ અપ્રિય થવાનું નથી,એ હું તમને સત્ય કહું છું.[૫] હે નિષ્પાપ રાજા ! આ બ્રાહ્મણનું જે પ્રિય હશે અને તમારૂં જે હિતકારક હશે, તે કરવાનોજ હું પ્રયત્ન કરીશ, માટે એ સંબંધી તમારા મનનો સંતાપ દૂર થાઓ.[૬] હે પૃથ્વીપતિ ! મહાભાગ્યશાળી બ્રાહ્મણોનું પૂજન કર્યું હોય તો તેઓ ઉદ્ધાર કરવા સમર્થ હોય છે:અને એથી ઉલટું કર્યું હોય તો તેઓ વધ કરવા પણ સમર્થ છે;[૭] એ મારા જાણવામાં છે, તેથી હું દ્વિજશ્રેષ્ઠને સંતુષ્ટ કરીશ. હે રાજા ! મારે લીધે તે મહાબ્રાહ્મણના તરફથી તમને કોઇપણ પ્રકારની પીડા થશે નહિ.[૮] હે રાજેંદ્ર ! પૂર્વે જે પ્રમાણે સુકન્યાને લીધે ચ્યવન મુનિ તેના પિતા ઉપર કોપી ઉઠયા હતા,તે પ્રમાણે જો બ્રાહ્મણોનો અપરાધ થયો તો તેઓ રાજાઓનું અકલ્યાણ કરે છે;[૯] માટે હે નરેંદ્ર! તમે બ્રાહ્મણના સંબંધમાં જે પ્રમાણે કહ્યું છે, તેજ પ્રમાણે હું ઉત્તમ નિયમો પાળીને તે દ્વિજશ્રેષ્ઠની સેવા કરીશ."[૧૦]

આ પ્રમાણે બોલતી પૃથાને કુંતિભોજ રાજાએ વારંવાર છાતીસરસી દાબીને પ્રોત્સાહન આપ્યું તથા જે સઘળું કર્તવ્ય હતું તેનો ઉપ-

દેશ આપ્યો.[૧૧]

રાજાએ કહ્યું:–"હે કલ્યાણિ અનિંદિતે ! તારે મારા હિતને માટે, પોતાના હિતને માટે, તથા કુળના હિતને માટે નિઃશંકપણાથી એ પ્રમાણેજ સેવા કરવી." આ પ્રમાણે તે કન્યાને કહ્યા પછી બ્રાહ્મણવત્સલ મહાયશસ્વી કુંતિભોજ રાજાએ તે પૃથા બ્રાહ્મણને સોંપી;[૧૩] અને તેમને કહ્યું કે:–"હે બ્રહ્મન્! આ મારી પુત્રી બાળક છે અને સુખમાં ઉછરી છે, માટે એને હાથે તમારો જે કંઈ અપરાધ થાય તે તમારે મનમાં લાવવો નહિ; કારણ કે મહાભાગ્યશાળી બ્રાહ્મણો વૃદ્ધ, બાળક અને તપસ્વીઓએ અપરાધ કર્યો હોય,તોપણ ઘણેભાગે તેઓના ઉપર કદાપિ કોપ કરતા નથી.[૧૫] કદાચ કોઈ ઘણો મોટો અપરાધ કરે, તોપણ બ્રાહ્મણોએ ક્ષમા કરવી જોઇએ; અને હે દ્વિજશ્રેષ્ઠ! જે કોઇ શક્તિ તથા ઉત્સાહ પ્રમાણે આદરસત્કાર કરે,તે સ્વીકારવો જોઇએ."

આસાંભળી બ્રાહ્મણે'ઠીક છે'એ પ્રમાણે કહ્યું, એટલે મનમાં પ્રસન્ન થયેલા રાજાએ હંસ અને ચંદ્રના કિરણ જેવું ધવલ ગૃહ તે બ્રાહ્મણને રહેવા આપ્યું.[૧૭] તે ઘરની હોમશાળામાં તેમને માટે એક તેજસ્વી આસન તૈયાર કર્યું હતું અને આહાર વગેરેની સર્વ વ્યવસ્થા તેજ પ્રમાણે તેમને નિવેદન કરવામાં આવી.[૧૮] પછી રાજપુત્રી પણ આળસ તથા માનનો ત્યાગ કરીને બ્રાહ્મણની સેવા કરવામાં મહાન પ્રયત્ન કરવા લાગી. આ પ્રમાણે પવિત્રતાથી રહેનારી સાધ્વી પૃથા, સેવવા યોગ્ય તે બ્રાહ્મણની પાસે જઇને દેવની પેઠે વિધિપૂર્વક સેવા કરી તેમને સંતુષ્ટ કરવા લાગી.'[૨૦]

ઇતિ શ્રીમહા૦ વન૦ કુંડલાહરણ પર્વમાં "પૃથાએ કરેલી બ્રાહ્મણની સેવા" એ વિષયનો અધ્યાય ૩૦૪ મો સમાપ્ત.

## અધ્યાય ૩૦૫ મો

### કુંતીએ કરેલી સેવા અને તેને વરપ્રાપ્તિ

॥ वैशंपायन उवाच ॥

सा तु कन्या महाराज ब्राह्मणं संशितव्रतम् ।
तोषयामास शुद्धेन मनसा संशितव्रता ॥१॥

વૈશંપાયને કહ્યું:–હે મહારાજ ! તે સદાચારસંપન્ન કન્યાએ, તીવ્ર વ્રતવાળા તે બ્રાહ્મણને શુદ્ધ અંતઃકરણથી સંતુષ્ટ કર્યા.[૧] હે રાજેંદ્ર! તે દ્વિજશ્રેષ્ઠ કોઇ વખત પ્રાતઃકાળે આવીશ કહીને જતા; પરંતુ તે સાંજે અથવા રાત્રે પાછા આવી ચઢતા હતા.[૨] તે કોઇપણ વખતે આવતા, પરંતુ કુંતી સર્વ સમયે ઉત્તરોત્તર વૃદ્ધિ પામતા ભક્ષ્ય તથા ભોજ્ય પદાર્થોથી અને શયન, આસન વગેરેથી તેમની સેવા કરતી હતી.[૩] દિવસે દિવસે અન્નાદિ ઉપચાર અને શય્યા, આસન વગેરેની વ્યવસ્થા વધતી જતી હતી પણ ક્ષીણ થતી ન હતી.[૪] હે રાજા! તે બ્રાહ્મણ કોઇ વખત કન્યાને ધિક્કારતા, તેનાં અન્નાદિકમાં દોષ કાઢતા તથા કોઈવાર ગાળો પણ દેતા; પરંતુ પૃથા તે બ્રાહ્મણનું અપ્રિય કરતી નહિ.[૫] તે બ્રાહ્મણ, કોઈ વખતે આવવાનો સમય થઇ ગયા પછી પાછા આવતા, કોઇ વખત ઘણા દિવસ આવતા નહિ અને કોઇ વખતે અત્યંત દુર્લભ અન્ન પણ માગતા હતા;[૬] પરંતુ તેજ સમયે કુંતી, જાણે પ્રથમથી તૈયાર કરી રાખેલું હોય તેમ તે સઘળું બ્રાહ્મણને નિવેદન કરતી હતી. હે રાજેંદ્ર ! અનિંદિત અંગવાળી તથા જિતેંદ્રિય એવી તે રત્નરૂપ કન્યાએ શિષ્યની પેઠે, પુત્રની પેઠે અને ભગિનીની પેઠે વર્તી, તે મહાબ્રાહ્મણનું અપ્રિય ન થાય તેની કાળજી રાખી તેની પ્રીતિ સંપાદન કરી.[૮] તે કન્યાનાં શમદમાદિક શીલથી તથા સેવાથી તે દ્વિજશ્રેષ્ઠ સંતોષ પામ્યા અને સમાધિકાળમાં તે કન્યાના કલ્યાણને માટે પ્રયત્નથી ચિંતન કરવા લાગ્યા.[૯] હે ભરતવંશી રાજા! તે કન્યાને તેનો પિતા પણ સવારસાંજ પૂછતો હતો કે:–'હે પુત્રિ ! તારી સેવાથી બ્રાહ્મણ સંતોષ પામે છે કે?'[૧૦] એ સાંભળીને યશસ્વિની કુંતી તેમને ઉત્તર આપતી કે:–'પરમ સંતોષ પામે છે!' તે સાંભળીને ઉદાર મનવાળા કુંતિભોજ બહુ પ્રસન્ન થતા હતા.[૧૧] આ પ્રમાણે એક વર્ષ પૂરૂં થઇ ગયું, પણ જ્યારે તે જપ કરનારાઓમાં શ્રેષ્ઠ તથા સ્નેહપરાયણ એવા બ્રા-

હ્મણે કુંતીમાં કોઇ પણ દોષ જોયો નહિ, ત્યારે તેણે મનમાં પ્રસન્ન થઇને કુંતીને કહ્યું કેઃ– "હે કલ્યાણિ ! હે શુભે ! હું તારી સેવાથી બહુ પ્રસન્ન થયો છું; માટે હે કલ્યાણરૂપિણિ ! તું મનુષ્યોને આ લોકમાં દુર્લભ હોય તેવા વરો માગી લે, કે જે વરોને લીધે તું પોતાના યશવડે સઘળી સૌભાગ્યવતી સ્ત્રીઓને પાછળ પાડીશ."

કુંતીએ કહ્યું:–" હે વેદવેત્તાઓમાં શ્રેષ્ઠ બ્રાહ્મણ! તમે તથા મારા પિતા મારા ઉપર પ્રસન્ન થયા, એટલે મારાં સર્વ કાર્યો સિદ્ધ થયાં છે; માટે હવે મને વરોનું પ્રયોજન નથી."[૧૫]

બ્રાહ્મણે કહ્યું:–' હે શુદ્ધ હાસ્યવાળી કલ્યાણિ! તને જો મારી પાસેથી વર લેવાની ઇચ્છા ન હોય તો તું દેવતાઓને બોલાવવામાટે આ મંત્ર ગ્રહણ કર.[૧૬] હે કલ્યાણિ! આ મંત્રવડે તું જે જે દેવોનું આવાહન કરીશ,તે તે દેવો તને વશ થઈને રહેશે.[૧૭] પછી તે દેવની ઇચ્છા હશે અથવા નહિ હોય તોપણ તે મંત્રથી સારી પેઠે શાંત થઇ તારા તાબામાં આવશે અને સેવકની પેઠે નમ્ર થઇને રહેશે."[૧૮]

વૈશંપાયને કહ્યું:–હે રાજા ! જ્યારે તે બ્રાહ્મણે આ પ્રમાણે બીજો વર લેવા કહ્યું,ત્યારે તે અનિંદ્ય કન્યા, શાપના ભયથી તે દ્વિજશ્રેષ્ઠને ના કહેવા સમર્થ થઈ નહિ.[૧૯] પછી હે રાજા! તે બ્રાહ્મણે,અથર્વશિર ઉપનિષદ્‌માં આવેલા મંત્રસમૂહનો તે સુંદરાંગી કન્યાને ઉપદેશ કર્યો.[૨૦] હે રાજેંદ્ર ! તે ઉપદેશ આપ્યા પછી બ્રાહ્મણે કુંતિભોજને કહ્યું કેઃ–"હે રાજા ! હું તારે ત્યાં સુખથી રહ્યો છું અને તારી કન્યાએ મને સંતુષ્ટ કર્યો છે.[૨૧] તારા ઘરમાં નિત્ય સારી પેઠે મારો આદરસત્કાર થયો છે, તેથી હું તૃપ્ત થયો છું. હવે હું અહીંથી જાઉં છું." આ પ્રમાણે કહીને તે બ્રાહ્મણ અંતર્ધાન થઈ ગયા.[૨૨] કુંતિભોજ રાજા તે બ્રાહ્મણને ત્યાંજ અંતર્ધાન થયેલા જોઈને આશ્ચર્ય પામ્યો અને તેણે કુંતીની પ્રશંસા કરી.[૨૩]

**ઇતિ૦ શ્રીમહા૦ વન૦ કુંડલાહરણ પર્વમાં "પૃથાને મંત્રપ્રાપ્તિ" એ વિષયનો અધ્યાય ૩૦૫ મો સમાપ્ત.**

# અધ્યાય ૩૦૬ મો

## કુંતીએ સૂર્યનું આવાહન કર્યું.

**॥ वैशंपायन उवाच ॥**

**गते तस्मिन् द्विजश्रेष्ठ कस्मिंश्चित्कारणांतरे ॥**
**चिंतयामास सा कन्या मंत्रग्रामबलाबलम् ॥१**

વૈશંપાયને કહ્યું:–તે મહાબ્રાહ્મણ ગયા પછી કોઇએક કારણથી તે કન્યા, પેલા મંત્રોના બળાબળનો વિચાર કરવા લાગી કેઃ–[૧] 'તે મહાત્માએ મને જે મંત્રો આપ્યા છે, તે કેવા હશે? થોડા સમયમાંજ મારે તેમનું બળ જાણવું જોઈએ.'[૨] આ પ્રમાણે તે કન્યા વિચાર કરતી હતી એટલામાં એકાએક તે કન્યાને રજોદર્શન થયું. આ રીતે પોતાના કન્યાભાવમાંજ રજોદર્શન થવાથી તે અપ્રૌઢ કુંતી લજ્જિત થઈ ગઇ.[૩] તે પછી મહામૂલ્યવાળી શય્યા ઉપર શયન કરવાપાત્ર એવી કુંતી રાજમહેલની અગાશીમાં ઉભી હતી એવામાં તેણે પૂર્વદિશામાં ઉદય પામતું સૂર્યમંડળ જોયું;[૪] અને તેમાં તેનું મન તથા દૃષ્ટિ આસક્ત થઇ ગયાં. તે વખતે પ્રાતઃસંધ્યાસમયનો સૂર્ય હતો,તેથી તેના રૂપવડે તે સુંદરીને તાપ લાગ્યો નહિ;[૫] એટલુંજ નહિ પણ તેની દૃષ્ટિ દિવ્ય થઇ ગઈ અને તેણે કવચ તથા કુંડળોથી વિભૂષિત એવા દિવ્ય રૂપવાળા સૂર્યદેવનાં દર્શન કર્યાં. હે રાજા ! તે વખતે તેને મંત્રનું બળાબળ જાણવાના સંબંધમાં કુતૂહલ ઉત્પન્ન થયું, એટલે તે પ્રેમાળ કુંતીએ સૂર્યદેવનું આવાહન કર્યું.[૭] આચમન તથા ચક્ષુ વગેરે ઇંદ્રિયોને જળનો સ્પર્શ કરીને તેણે સૂર્યનું આવાહન કર્યું કે,તેજ વખતે હે રાજા ! સૂર્ય ત્વરાથી કુંતીની પાસે આવ્યા.[૮] તેના દેહનો વર્ણ મધના જેવો પિંગટ રંગનો હતો, તેના બાહુ લાંબા હતા, તેનો કંઠ શંખના જેવો હતો, તેની મુખમુદ્રા હાસ્યયુક્ત હતી, તેણે બાજુબંધ પહેર્યા હતા તથા મુકુટ ધારણ કર્યો હતો અને તે દિશાઓને બાળી દેતા હોય તેવી કાંતિવાળા જણાતા હતા.[૯] આ સમયે સૂર્ય, યોગના પ્રભાવથી પોતાનાં બે રૂપો કરીને એક રૂપથી આકાશમાં રહી પ્રકાશ આપવા લાગ્યા અને

બીજા રૂપથી ત્યાં આવીને અત્યંત મોહક તથા સૌમ્ય શબ્દોથી કુંતીને કહેવા લાગ્યા કેઃ–૧૦ "હે કલ્યાણિ! હું તારા મંત્રબળથી તને અધીન થઇને તારી પાસે આવ્યો છું. હે રાજ્ઞિ! હું વશ થયો છું, માટે તું બોલ! હું તારૂં શું કાર્ય કરૂં? તું જે કહીશ તે હું કરીશ."૧૧

કુંતીએ કહ્યુંઃ–"હે ભગવન્! તમે જ્યાંથી આવ્યા હો ત્યાં ચાલ્યા જાઓ. મેં કુતૂહલતાથીજ તમને બોલાવ્યા હતા; માટે હે ભગવન્! મારાપર કૃપા કરો."૧૨

સૂર્યે કહ્યુંઃ–"હે સૂક્ષ્મ કટિવાળી! તું કહે છે તે પ્રમાણે હું પાછો જઇશ; પરંતુ દેવને બોલાવ્યા પછી તેને નિષ્ફળ પાછો વાળવો તે યોગ્ય નથી.૧૩ હે સુભગે! સૂર્યથી અપ્રતિમ બળવાળો અને જન્મથીજ કવચકુંડળધારી પુત્ર થાય એવી તારી ઈચ્છા હતી;૧૪ માટે હે ગજગામિનિ! તું તારો દેહ મને અર્પણ કર, એટલે હે અંગના! તને તારા સંકલ્પ પ્રમાણે પુત્ર થશે.૧૫ હે સુંદર સ્મિતવાળી કલ્યાણિ! તારો સમાગમ કર્યાપછી હું જઇશ. તું જો આજે મારા કહેવા પ્રમાણે મારૂં પ્રિય કરીશ નહિ,૧૬ તો હું ક્રોધ કરીને તને, બ્રાહ્મણને તથા તારા પિતાને શાપ આપીશ અને તારે લીધે તે સઘળાને નિઃસંશય બાળી મૂકીશ. તારો મૂઢ પિતા કે જે તારા અન્યાયને જાણતો નથી તેને હું દગ્ધ કરીશ; અને તારો સ્વભાવ તથા વર્તન જાણ્યાવિના જેણે તને મંત્ર આપ્યો તે બ્રાહ્મણને પણ ભારે શિક્ષા કરીશ; હે ભાવિનિ! આ ઇંદ્રાદિ સઘળા દેવો તેં ફસાવી દીધેલા એવા મને હસતા હોય તેમ સ્વર્ગમાંથી મારા તરફ જુએ છે. મેં તને પ્રથમથીજ આ દિવ્ય દૃષ્ટિ આપી છે,કે જે દૃષ્ટિવડે તેં મને જોયો હતો, તેજ દૃષ્ટિથી તું આ દેવગણોને જો!"૨૦

વૈશંપાયને કહ્યુંઃ–તે પછી રાજપુત્રીએ પોતપોતાના વિમાનમાં બેસી આકાશમાં રહેલા સર્વ દેવોને જોયા. તે દેવો કિરણસંપન્ન કાંતિશાળી પ્રચંડ સૂર્યના જેવાજ ઝળકતા હતા.૨૧ દેવોને જોઇને તે બાળરાજકન્યા લજ્જિત જેવી થઈ ગઇ અને ભયભીત થઈને સૂર્યને કહેવા લાગી કેઃ–"હે કિરણપતિ! તમે તમારા વિમાનમાં પાછા જાઓ. મેં બાલભાવથી આ કષ્ટદાયક અપરાધ કર્યો છે.૨૨ મારાં માતા, પિતા અને બીજાં જે વડીલો છે, તેઓજ આ શરીરનું દાન કરવા સમર્થ છે. હું ધર્મનો લોપ કરીશ નહિ; કારણકે આ લોકમાં દેહની પવિત્રતા જાળવવારૂપી સ્ત્રીના સદ્વર્તનની પ્રશંસા થાય છે.૨૩ હે સૂર્ય! મેં બાલભાવથી મંત્રનું બળ જાણવામાટેજ તમને બોલાવ્યા હતા. માટે હે વિભો! તમે મને બાળક જાણીને ક્ષમા કરવાયોગ્ય છો."૨૪

સૂર્યે કહ્યુંઃ–"તું બાલવયમાં છે, માટેજ હું તને પુત્ર આપું છું, બીજી સ્ત્રીને એ રીતે પુત્રપ્રાપ્તિ થાય નહિ; માટે હે ભયશીલ કુંતિકન્યા! તું મને આત્મદાન કર એટલે તને શાંતિ થશે. હે બીકણ સુંદરિ! તેં મને મંત્રથી બોલાવ્યો છે, માટે હવે મારે તારો સમાગમ કર્યાવિના નિષ્ફળ થઇને પાછા જવું એ યોગ્ય નથી;૨૬ કારણકે હે નિર્દોષ અંગવાળી શુભ સ્ત્રી! એમ થવાથી હું લોકમાં ઉપહાસપાત્ર થઇશ અને સઘળા દેવો મારી નિંદા કરશે;૨૭ માટે તું મારો સમાગમ કર, એટલે તને મારા જેવો પુત્ર થશે અને તું સર્વ લોકમાં શ્રેષ્ઠ થઇશ,એમાં સંશય નથી.૨૮

ઇતિ શ્રીમહા૦ વન૦ કુંડલાહરણ પર્વમાં "સૂર્યનું આવાહન" એ વિષયનો અધ્યાય ૩૦૬ મો સમાપ્ત.

## અધ્યાય ૩૦૭ મો

### સૂર્ય તથા કુંતીનો સમાગમ

॥ वैशंपायन उवाच ॥

**सा तु कन्या बहुविधं ब्रुवंती मधुरं वचः ॥**
**अनुनेतुं सहस्रांशुं न शशाक मनस्विनी ॥१॥**

વૈશંપાયને કહ્યુંઃ–પછી તે મનસ્વિની કન્યા સૂર્યને સમજાવવામાટે અનેક પ્રકારનાં મધુર વચનો કહેવા લાગી;પરંતુ તેને સમજાવી શકી નહિ. હે રાજા! જ્યારે તે બાળા સૂર્યને ના પાડી શકી નહિ,ત્યારે તેના શાપથી ભયભીત થયેલી તે બહુ સમયસુધી વિચાર કરવા લાગી કેઃ–'મારેમાટે ક્રોધ પામેલા આ સૂર્યથી મારા અપરાધરહિત

પિતાને તથા બ્રાહ્મણને શું કરવાથી શાપ થાય નહિ ?[3] બાળક પોતે સજ્જન હોય, તોપણ તેના ચિત્તમાં મોહ રહેલો હોવાથી તેણે નિષ્પાપ એવા તેજોમય ( સૂર્ય વગેરે ) તથા તપોમય (દુર્વાસા વગેરે) પુરુષોનો અતિ પ્રસંગ રાખવો નહિ. [4]આજે હું પણ તેવું કરીને બહુ ભયભીત થઇ ગઇ છું અને સૂર્યે મારો હાથ જોરથી પકડી રાખ્યો છે, પરંતુ હું પોતેજ પોતાનું દાન કરવારૂપી અકાર્ય કેવી રીતે કરૂં?"[5]

વૈશંપાયને કહ્યું;–શાપથી ભયતીત થયેલી પૃથા, અંતઃકરણમાં આવા અનેક વિચારો કરવા લાગી અને મોહથી વ્યાપ્ત અંગવાળી તે વારંવાર હસવા લાગી.[6] પછી હે પ્રજાપતિ રાજેંદ્ર ! એક તરફ બંધુઓથી ભય પામતી અને બીજી તરફ શાપથી ભય પામતી તે કન્યા, લજ્જાથી વિહ્વળ થયેલી વાણીવડે સૂર્યને કહેવા લાગી.[7]

કુંતીએ કહ્યું:–" હે દેવ ! મારા પિતા, માતા અને બીજા બંધુઓ જીવે છે; માટે તેઓ જીવતાં છતાં આવો ધર્મલોપ થવો યોગ્ય નથી.[8] હે દેવ ! ધર્મ છોડીને જો તમારી સાથે મારો સમાગમ થાય તો મારા નિમિત્તથી જગતમાં આ કુળની કીર્તિ નાશ પામે;[9]અથવા હે પ્રકાશવાળાઓમાં શ્રેષ્ઠ ! આ કૃત્યને તમે જો ધર્મ માનતા હો તો હું બંધુઓના દાનની અપેક્ષા રાખ્યાવિના પણ તમારો મનોરથ પૂર્ણ કરૂં;[10] પરંતુ હે દુર્ધર્ષ ! હું તમને દેહાર્પણ કર્યા પછી પણ સતીજ રહું એવી મારી ઇચ્છા છે અને તમે તેમ કરી શકશો; કારણકે દેહધારીઓના ધર્મ, યશ, કીર્તિ અને આયુષ્યનો આધાર તમારાપર છે."[11]

સૂર્યે કહ્યું:– " હે સુહાસ્યમુખિ સુંદરિ ! તારૂં કલ્યાણ થાઓ ! તારા પિતા, માતા તથા બીજા વડીલોનો તારા ઉપર અધિકાર નથી, તે સંબંધમાં તું મારૂં વચન સાંભળ.[12] હે ભાવિનિ ! કન્યા શબ્દની ઉત્પત્તિ કમ્ ધાતુથી થયેલી છે અને તે પરથી સર્વની કામના કરે તે કન્યા એવો અર્થ થાય છે; તેથી હે સુંદર કટિવાળી સુંદરિ ! કન્યા આ જગતમાં સ્વતંત્ર છે.[13]હે પ્રેમાળ સ્ત્રી ! મારો સમાગમ કરવાથી તેં કોઇ પણ જાતનો અધર્મ કર્યો ગણાશે નહિ, તેમજ હું પણ લોકોને પ્રિય એવી માત્ર કામેષણાથી અધર્મનો શામાટે સ્વીકાર કરૂં ? હે સુંદરિ ! સઘળી સ્ત્રીઓ અને પુરુષો પ્રતિબંધવિનાના છે અને લોકોની એ સ્વાભાવિક સ્થિતિ છે; એ વિના બીજા વિવાહાદિક નિયમો તે વિકારજ છે. કન્યા એવી તું મારી સાથે સમાગમ કર્યા પછી પણ પાછી કન્યાજ થઇ જઇશ અને તને મહાયશસ્વી તથા મહાપરાક્રમી પુત્ર થશે."[16]

કુંતીએ કહ્યું:–" હે સર્વાંધકારનાશક ! મને જો તમારાથી પુત્ર ઉત્પન્ન થાય તો તે કવચ તથા કુંડળવાળો, શૂરો, મહાપરાક્રમી અને મહાબળવાન થવો જોઇએ."[17]

સૂર્યે કહ્યું:–" હે કલ્યાણિ ! તને દિવ્ય કવચકુંડળવાળો અને મહાપરાક્રમી પુત્ર થશે અને તેનાં તે કવચ તથા કુંડળ અમૃતમય થશે.

કુંતીએ કહ્યું:–" તમે મારાથી જે પુત્ર ઉત્પન્ન કરવાના છો તે પુત્રનાં કુંડળો તથા ઉત્તમ કવચ જો અમૃતમયજ પ્રાપ્ત થવાનાં હોય તો, હે દેવ ! તમારા કહેવાપ્રમાણે મારો તમારી સાથે સમાગમ ભલે થાઓ; અને હે ભગવન્ ! તે પુત્ર તમારા જેવો વીર્યવાળો, રૂપવાળો, ધૈર્યવાળો, બળવાન અને ધર્મનિષ્ઠ થાઓ."[20]

સૂર્યે કહ્યું:–" હે સુંદરી રાજકન્યા ! મને અદિતિએ જે કુંડળો આપ્યાં છે, તે કુંડળો હું એને આપીશ અને હે ભીરુ ! આ ઉત્તમ કવચ પણ આપીશ."[21]

કુંતીએ કહ્યું:–" બહુ સારૂં ! હે ભગવન્ સૂર્ય ! તમે કહો છો તેવો પુત્ર જો થાય તેમ હોય તો હું તમારી સાથે સમાગમ કરીશ."[22]

વૈશંપાયને કહ્યું:–તે પછી 'ઠીક છે' એમ કહીને યોગમય સ્વરૂપ ધારણ કરનારા તે રાહુશત્રુ સૂર્યે, કુંતીની પાસે જઇને તેની નાભીનો સ્પર્શ કર્યો.[23] પછી તે કન્યા સૂર્યના તેજથી વિહ્વળ જેવી થઇ ગઇ અને તે દેવી બેભાન થઇને શય્યા ઉપર પડી.[24]

સૂર્યે કહ્યું:–" હે સુંદરિ ! હું તારી ઇચ્છા પૂર્ણ કરીશ. તું સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા પુત્રને જન્મ આપીશ અને પછી પાછી કન્યાજ

થઈ જઇશ."[૨૫]

વૈશંપાયને કહ્યું:–હે રાજેંદ્ર ! પછી મહાતેજસ્વી સૂર્યને સમાગમમાટે તત્પર થયેલા જોઈને તે બાળા શરમાઇ ગઇ અને સૂર્યપ્રત્યે બોલી કે:–'ભલે એ પ્રમાણે થાઓ !'[૨૬] ઉપર પ્રમાણે સૂર્યે કહ્યું તે પછી કુંતિરાજની પુત્રી લજ્જાયુક્ત થઈ અને સૂર્યની યાચના કરતી મોહાવિષ્ટ થઇને ભાગી જતી લતાની પેઠે તે પવિત્ર શય્યાપર પડી. પછી તીક્ષ્ણ કિરણવાળા સૂર્યે, પોતાના તેજથી તેને મોહિત કરી તથા યોગવડે તેના શરીરમાં પ્રવેશ કરીને તેને અધીન કરી લીધી; પરંતુ તેનું કન્યાપણું કાયમ રાખવાથી તેને દૂષિત કરી નહિ. ત્યારપછી તે બાળા કુંતી પાછી શુદ્ધિમાં આવી.[૨૮]

ઇતિ શ્રીમહા૦ વન૦ કુંડલાહરણ પર્વમાં "સૂર્ય અને કુંતીનો સમાગમ" એ વિષયનો અધ્યાય ૩૦૭ મો સમાપ્ત.

## અધ્યાય ૩૦૮ મો

### કુંતીથી કર્ણની ઉત્પત્તિ અને તેનો ત્યાગ

॥ वैशंपायन उवाच ॥

ततो गर्भः समभवत्पृथायाः पृथिवीपते ॥
शुक्ले शोत्तरे पक्षे तारापतिरिवांबरे ॥१॥

વૈશંપાયને કહ્યું:–હે પૃથ્વીપતિ જનમેજય ! ચૈત્રથી અગિયારમો શુકલપક્ષ એટલે માઘ શુકલ પ્રતિપદાને દિવસે, આકાશમાં ચંદ્ર જેમ ઉદય પામે,તેમ પૃથાને ગર્ભ પ્રાપ્ત થયો.તે સુંદર શ્રોણીવાળી બાળા, બાંધવોના ભયથી તે ગર્ભને ગુપ્ત રીતે ધારણ કરવા લાગી અને લોકો પણ તેને ગર્ભિણીતરીકે જાણી શકયા નહિ.[૨] ગર્ભને ગુપ્ત રાખવામાં કુશળ એવી તે બાળા,કન્યાના અંતઃપુરમાં હતી તોપણ એક ધાવસિવાય તેને બીજી કોઇપણ સ્ત્રી તેવી અવસ્થાવાળી જાણતી ન હતી. પછી ગર્ભકાળ પૂર્ણ થતાં, તે સુંદરીએ સૂર્યની કૃપાથી કન્યાસ્થિતિમાંજ એક દેવના જેવી કાંતિવાળા પુત્રને જન્મ આપ્યો.[૪] તે કુમારના શરીર ઉપર તેના પિતાની પેઠેજ કવચ હતું, તેના કાનમાં સુવર્ણનાં ઉજ્જવળ કુંડળો હતાં,તેનાં નેત્રો સિંહના જેવાં વિશાળ હતાં અને તેના ખભા આખલાના જેવા વિશાળ હતા.[૫] તે પુત્ર ઉત્પન્ન થતાંજ સુંદરી કુંતીએ દાઇની સાથે વિચાર કરીને તેને એક પેટીમાં મૂકી દીધો.તે પેટીમાં ચોતરફ વસ્ત્રની ગાદી કરી દીધી હતી, તેના ઉપર મજબૂત ઢાંકણું હતું, પાણી પેસી જાય નહિ તે માટે તેની સાંધોમાં મીણ પૂરી દીધું હતું અને તે સુંવાળી હોવાથી સુખકારક હતી. કુંતીએ રડતાં રડતાં તે પેટીમાં પુત્રને મૂકીને તેને અશ્વ નદીમાં છોડી દીધી.[૭] હે રાજા ! કન્યાવસ્થામાં ગર્ભ ધારણ કરવો એ અયોગ્ય છે,એમ તે કન્યા જાણતી હતી, તોપણ અશ્વ નદીના જળમાં તે પેટી નાખતી વખતે પુત્રસ્નેહને લીધે તે દીન શબ્દથી રડવા લાગી. રડતાં રડતાં કુંતીએ જે વાકયો કહ્યાં તે તમે સાંભળો ! તે બોલી:–"હે પુત્ર ! અંતરિક્ષ, પૃથ્વી, સ્વર્ગ તથા જળમાં રહેનારાં પ્રાણીઓથી તારૂં કલ્યાણ થાઓ.[૧૦] તારો માર્ગ સુખકારક થાઓ; તારા કોઇ પણ શત્રુઓ ન હો, અને હે પુત્ર ! કદાચ કોઇ શત્રુઓ આવે તોપણ તેઓના ચિત્તમાં તારો દ્રોહ કરવાની વૃત્તિ ન થાઓ.[૧૧] જળમાં જળાધિપતિ વરુણ રાજા તારૂં રક્ષણ કરો; અંતરિક્ષમાં આકાશચારી અને સર્વગામી વાયુ તારૂં રક્ષણ કરો;[૧૨] અને હે પુત્ર ! જેણે મને દિવ્ય વિધિથી પુત્ર આપ્યો છે તે પ્રકાશ કરનારાઓમાં શ્રેષ્ઠ એવા તારા પિતા સૂર્ય તારૂં સર્વત્ર રક્ષણ કરો.[૧૩] આદિત્યો, વસુઓ, રુદ્રો, સાધ્યદેવો, વિશ્વેદેવાઓ, ઇંદ્રસહિત મરુદ્ગણો, દિગ્પાલોની સાથે દિશાઓ અને સર્વ દેવતાઓ સમવિષમ સ્થાનોમાં તારૂં રક્ષણ કરો. તું પરદેશમાં જઈશ તો હું ત્યાં પણ આ કવચથી ઓળખાતા એવા તને ઓળખી કાઢીશ.[૧૫] હે પુત્ર ! તારા પિતા કિરણશાળી દેવ સૂર્યને ધન્ય છે, કે જે નદીના પ્રવાહમાં રહેલા એવા તને દિવ્ય દૃષ્ટિથી જોશે.[૧૬] હે દેવજન્મા પુત્ર ! જે સ્ત્રી તને પુત્રતરીકે માનશે અને તું તૃષિત થઇને જેના સ્તનનું પાન કરશે,તે સ્ત્રીને પણ ધન્ય છે.[૧૭] સૂર્યસમાન તેજસ્વી, દિવ્ય કવચધારી, દિવ્ય કુંડ-

ળોથી અલંકૃત, કમળપત્રના જેવાં વિશાળ નેત્રવાળા, રાતા કમળની પાંખડીના જેવી ઉજ્જ્વળ કાંતિવાળા,સુંદર લલાટવાળા અને સુંદર કેશાગ્રવાળા એવા તને જે સ્ત્રી પુત્રતરીકે રાખશે,તે સ્ત્રીએ કેવું સુસ્વપ્ન જોયું હશે?[૧૯] હે પુત્ર! જેઓ ભાગ્યશાળી હશે, તેઓજ તને પૃથ્વી ઉપર ગબડતો, ધૂળથી રગદોળાયલો અને કાલાં કાલાં મધુર વાક્યો બોલતો જોશે.[૨૦] વળી હે પુત્ર! જેઓ ભાગ્યશાળી હશે,તેઓજ હિમાલયના વનમાં ઉત્પન્ન થએલા કેસરીસિંહના જેવા તને તરુણ થએલો જોશે."[૨૧]

હે રાજા! આ પ્રમાણે કુંતીએ કરુણાજનક સ્વરથી વિવિધ વિલાપ કરીને તે વખતે અશ્વનદીના જળમાં પુત્રવાળી પેટી મૂકી દીધી.[૨૨] પુત્રશોકવડે વ્યાકુળ થએલી તથા રુદન કરતી તે કમળનયની કુંતી, પુત્રદર્શનની લાલસાવાળી હોવા છતાં પોતાના પિતા આ વાત જાણી જશે એવી બીકથી તે પેટીને નદીના પ્રવાહમાં છોડી દીધા પછી મધ્યરાત્રિએ શોકાતુર થઈને ધાવની સાથે રાજભવનમાં પાછી દાખલ થઇ ગઇ.[૨૪]

છોડી દીધેલી તે પેટી તણાતી તણાતી અશ્વનદીમાંથી ચર્મણ્વતી નદીમાં ગઇ. ચર્મણ્વતીમાંથી યમુનામાં અને તેમાંથી ગંગામાં જઇ પહોંચી.[૨૫] આ રીતે મોજાંથી તણાતી પેટીમાં રહેલો તે બાળક ગંગાદ્વારા સૂતના પ્રદેશમાં ચંપાનગરી આગળ જઇ પહોંચ્યો.[૨૬] તે કુમાર અમૃતમાંથી ઉત્પન્ન થએલાં દિવ્ય કવચ તથા કુંડળને લીધે તથા વિધાતાએ ઠરાવેલી ભવિતવ્યતાને લીધે પેટીમાં જીવતો રહ્યો હતો.[૨૭]

ઇતિ શ્રીમહા૦ વન૦ કુંડલાહરણપર્વમાં
"કર્ણપરિત્યાગ" એ વિષયનો
અધ્યાય ૩૦૮ મો સમાપ્ત.

## અધ્યાય ૩૦૯ મો
### રાધાએ કર્ણને લીધો અને તે મોટો થયો.

॥ वैशंपायन उवाच ॥

एतस्मिन्नेव काले तु धृतराष्ट्रस्यवैसखा ॥
सूतोऽधिरथ इत्येव सदारो जाह्नवीं ययौ ॥१॥

વૈશંપાયને કહ્યું:-એ સમયેજ ધૃતરાષ્ટ્રનો મિત્ર અધિરથ નામનો સૂત પોતાની સ્ત્રીની સાથે ગંગા ઉપર ગયો.[૧] હે રાજા! તે અધિરથની મહાભાગ્યશાળી રાધા નામની ભાર્યા પૃથ્વી ઉપર અનુપમ રૂપવાળી હતી; પરંતુ તેને પુત્ર થયો ન હતો;[૨] તેથી તે સંતતિને માટે વિશેષપણે અનેક પ્રયત્નો કર્યા કરતી હતી. તેણે દૈવેચ્છાથી ગંગાનદીમાં તણાતી પેલી પેટી દીઠી.[૩] તે પેટી ઉપર રક્ષણને માટે દૂર્વા, કંકણ વગેરે મંગળ ચિન્હો હતાં તથા તેના ઉપર કુંકુમના થાપાઓ મારેલા હતા, તેથી તે સુશોભિત જણાતી હતી. ગંગાના પ્રવાહમાં તણાતી તણાતી તે પેટી જ્યારે કિનારાની પાસે આવી પહોંચી, ત્યારે સુંદરી રાધાએ કુતૂહલથી તેને પકડાવી લીધી અને પોતાના પતિ અધિરથ સૂતને નિવેદન કરી.[૫] અધિરથે તે પેટીને જળમાંથી બહાર કાઢી અને જળથી દૂર લઇ જઇને યંત્રોથી તેનું ઢાંકણું ઉઘાડ્યું,તો તેમાં એક બાળક દીઠો.[૬] તરુણ સૂર્યના જેવા તેજસ્વી, સુવર્ણનાં કવચવાળા. અને ઝળહળતાં કુંડળોવડે શોભતા મુખવાળા તે બાળકને જોતાંજ અધિરથ સૂતનાં તથા તેની ભાર્યાનાં નેત્રો આશ્ચર્યથી પ્રફુલ્લિત થઇ ગયાં. પછી અધિરથે તે બાળકને ખોળામાં લઇને પોતાની ભાર્યાને કહ્યું કે:-[૮] "હે ભીરુ! હું ઉત્પન્ન થયો ત્યારથી આરંભીને આજેજ આવું મોટું આશ્ચર્ય મારા જોવામાં આવ્યું છે. હું માનું છું કે, આપણી પાસે આ કોઈ દેવપુત્રજ આવ્યો છે.[૯] હું સંતતિવિનાનો હોવાથી જરૂર દેવોએજ મને આ પુત્ર આપ્યો છે." હે રાજા! આ પ્રમાણે કહીને અધિરથે તે પુત્ર રાધાને આપ્યો;[૧૦] એટલે રાધાએ દિવ્ય રૂપવાળા,કમળગર્ભના જેવી કાંતિવાળા, શ્રીસંપન્ન તથા દૈવથી ઉત્પન્ન થએલા તે પુત્રને વિધિપૂર્વક ગ્રહણ કર્યો; અને તેનું રીતસર પોષણ કરવા માંડ્યું; એટલે તે વીર્યવાન મોટો થવા લાગ્યો. તે પછી રાધાને બીજા પણ ઔરસ પુત્રો ઉત્પન્ન થયા.[૧૨] સુવર્ણનું કવચ અને સુવર્ણનાં કુંડળોવાળા તે બાળકને જોઇને બ્રાહ્મણોએ તેનું નામ વસુષેણ પાડ્યું. આ પ્રમાણે તે અમિત પરાક્રમવાળો સમર્થ કુમાર સૂતપુત્રપણાને પ્રાપ્ત થયો અને તે વસુષેણ

તથા વૃષ એવાં નામથી પ્રખ્યાત થયો.[૧૪] તે વીર્યવાન શ્રેષ્ઠ પુત્ર સૂતના અંગ દેશમાં મોટો થવા લાગ્યો; અને દિવ્ય કવચ ધારણ કરનારા તે પુત્રને ગુપ્ત દૂતોદ્વારા કુંતીએ પણ જાણી લીધો.[૧૫]

પછી અધિરથ સૂતે પુત્રને મોટો થએલો જોઇને તેને યોગ્ય સમયે હસ્તિનાપુર મોકલ્યો. ત્યાં તે વીર્યવાન વસુષેણ, બાણ તથા અસ્ત્રોનો પ્રયોગ શીખવામાટે દ્રોણાચાર્યનો શિષ્ય થયો અને એ રીતે તેને દુર્યોધન સાથે મિત્રતા બંધાઇ.[૧૭] દ્રોણાચાર્ય, કૃપાચાર્ય અને પરશુરામની પાસેથી ચાર પ્રકારનો અસ્ત્રસમુદાય પ્રાપ્ત કરીને તે મહાધનુર્ધારી થયો અને લોકમાં પ્રખ્યાત થયો.[૧૮] તે વસુષેણ ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધન સાથે મૈત્રી થવાથી પાંડવોનું અપ્રિય કરવામાં તત્પર રહેવા લાગ્યો અને નિરંતર મહાત્મા અર્જુનની સાથે યુદ્ધ કરવાની ઇચ્છા કરવા લાગ્યો.[૧૯] હે પ્રજાપતિ ! તે હમેશાં અર્જુનની સ્પર્ધા કર્યા કરતો હતો અને અર્જુને પણ જે વખતે કર્ણને દીઠો ત્યારથીજ તેની સ્પર્ધા કરવા માંડી.[૨૦] હે મહારાજ ! આ પ્રમાણે કર્ણ સૂર્યથી કુંતીમાં ઉત્પન્ન થયો અને તે સૂતકુળમાં ગયો, એજ સૂર્યસંબંધી ગુહ્ય વાત છે, એમાં સંશય નથી.[૨૧] યુધિષ્ઠિર રાજા, તે કર્ણને કવચ તથા કુંડળવાળો જોઇને તથા તેને યુદ્ધમાં અવધ્ય માનીને પુષ્કળ સંતાપ કર્યા કરતા હતા.[૨૨] હે રાજેંદ્ર ! જ્યારે કર્ણ મધ્યાહ્નસમયે જળમાં ઉભો રહી, બે હાથ જોડીને મહાતેજસ્વી સૂર્યની સ્તુતિ કરતો,[૨૩] ત્યારે બ્રાહ્મણો ધન મેળવવામાટે તેની પાસે આવતા હતા; કારણકે તે સમયે કર્ણ બ્રાહ્મણો જે માગતા તે તેઓને આપતો હતો.[૨૪] ઇંદ્ર પણ બ્રાહ્મણનું રૂપ લઇને "भिक्षां देहि" કહી તે કર્ણની આગળ આવ્યો,એટલે રાધાપુત્ર કર્ણે "ભલે પધાર્યા" એમ તેને કહ્યું.[૨૫]

**ઇતિ શ્રીમહા૦ વન૦ કુંડલાહરણપર્વમાં "રાધાને કર્ણની પ્રાપ્તિ" એ વિષયનો અધ્યાય ૩૦૯ મો સમાપ્ત.**

# અધ્યાય ૩૧૦ મો

## કર્ણે ઇંદ્રને કવચ તથા કુંડળો કાઢી આપ્યાં.

**॥ वैशंपायन उवाच ॥**

**देवराजमनुप्राप्तं ब्राह्मणच्छद्मनावृतम् ॥
दृष्ट्वा स्वागतमित्याह न बुबोधास्य मानसम् ॥**

વૈશંપાયને કહ્યું:–બ્રાહ્મણનો વેષ ધારણ કરીને આવેલા દેવરાજને જોતાંજ કર્ણે તેનું સ્વાગત કર્યું; પરંતુ ઇંદ્રનો હેતુ તેના લક્ષ્યમાં આવ્યો નહિ;[૧] અને તેથી કર્ણે તે બ્રાહ્મણરૂપધારી ઇંદ્રને પૂછ્યું કે:–"હું તમને સુવર્ણની માળાવાળી પ્રમદાઓ આપું, કે પુષ્કળ ગાયોવાળાં ગામો આપું ? એમાંથી તમને શું આપું તે તમે કહો."

બ્રાહ્મણે કહ્યું:–"સુવર્ણની માળાવાળી પ્રમદાઓ તથા બીજી પ્રીતિ વધારનારી વસ્તુઓ તમે મને આપો એમ હું ઇચ્છતો નથી. તેની જે ઈચ્છા કરતા હોય તેઓને તે આપો. હે નિષ્પાપ ! જો તમે સત્યવ્રતવાળા હો તો જે આ તમારા શરીર જોડે ઉત્પન્ન થએલું કવચ તથા કુંડળો છે, તે મને શરીર ઉપરથી ઉતરડીને આપો.[૪] હે શત્રુતાપન ! તમે એ કવચકુંડળો મને સત્વર આપો એમ હું ઇચ્છું છું; કારણકે હું સર્વ લાભ કરતાં એ લાભને શ્રેષ્ઠ માનું છું."[૫]

કર્ણે કહ્યું:–"હે વિપ્ર ! પૃથ્વી, તરુણ સ્ત્રીઓ, ગાયો અને બહુ વર્ષપર્યંત જીવિકા ચાલે તેવી જાગીર હું તમને આપીશ; પરંતુ કુંડળ સાથે કવચ આપીશ નહિ."[૬]

વૈશંપાયને કહ્યું:–હે ભરતશ્રેષ્ઠ જનમેજય ! આવાં આવાં અનેક પ્રકારનાં વાક્યો કહીને કર્ણે બ્રાહ્મણની પ્રાર્થના કરી; પરંતુ બ્રાહ્મણે કવચકુંડળસિવાય બીજું કંઇ પણ માગ્યું નહિ.[૭] કર્ણે શક્તિ પ્રમાણે તે બ્રાહ્મણનું સાંત્વન કર્યું અને યથાવિધિ પૂજન કર્યું; તોપણ તેણે બીજો વર માગવાની ઇચ્છાજ કરી નહિ.[૮] જ્યારે તે મહાબ્રાહ્મણે બીજો કોઈ વર માગ્યો નહિ,ત્યારે રાધાપુત્ર કર્ણ હસતો હસતો ફરી તેને કહેવા લાગ્યો:–"હે વિપ્ર ! મારા જન્મની સાથેજ ઉત્પન્ન થયેલું

આ કવચ તથા અમૃતથી ઉત્પન્ન થયેલાં કુંડળો મારી પાસે છે,તેથી હું જગતમાં અવધ્ય છું; માટે હું એ કવચ તથા કુંડળોનો ત્યાગ કરીશ નહિ.૧૦ હે બ્રાહ્મણશ્રેષ્ઠ! તમે નિષ્કંટક તથા સુખકારક એવું આ પૃથ્વીનું વિશાળ રાજ્ય મારી પાસેથી ખુશીથી લ્યો.૧૧ હે દ્વિજશ્રેષ્ઠ! હું જો કુંડળો તથા સહજ એવા કવચથી રહિત થઇશ તો શત્રુઓ મારો વધ કરી શકશે."૧૨

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે કહેવા છતાં ભગવાન ઇંદ્રે જ્યારે બીજો કોઈ વર માગ્યો નહિ, ત્યારે કર્ણે હાસ્ય કરીને ફરી તેને આ પ્રમાણે કહ્યું:–૧૩" હે દેવાધિદેવ! હે પ્રભુ! મેં તમને પ્રથમથીજ ઓળખ્યા છે; પરંતુ મારે તમને મિથ્યા(બદલાવિના)વર આપવો શકય નથી, તેમજ તે ન્યાયયુક્ત પણ નથી.૧૪તમે સાક્ષાત્ દેવોના અધિપતિ, પ્રાણીઓના કર્તા તથા બીજાં સર્વ પ્રાણીઓના ઇશ્વર છો; માટે તમારે પણ મને વર આપવો જોઇએ.૧૫ હે ઇંદ્રદેવ! હું જો તમને કવચ તથા કુંડળો આપીશ તો વધપાત્ર થઇશ અને તમે પણ ઉપહાસપાત્ર થશો;૧૬ માટે હે ઇંદ્ર! તમે બદલો આપીને મારી પાસેથી ઉત્તમ કવચ તથા કુંડળો લઇ જાઓ, તેવિના હું કવચકુંડળો આપીશ નહિ."૧૭

ઇંદ્રે કહ્યું:– ' હું તારી પાસે આવું છું એ વાત સૂર્યે પ્રથમથીજ જાણી હતી અને તેણે તને સઘળું કહ્યું છે, એમાં સંશય નથી.૧૮ હે કર્ણ! હે તાત! તું જે પ્રમાણે ઇચ્છા રાખે છે, તે પ્રમાણે ભલે થાઓ; પરંતુ તું મારા વજ્રવિના તારી ઇચ્છામાં આવે તે મારી પાસેથી માગી લે.'

વૈશંપાયને કહ્યું:–તે સાંભળીને કર્ણ પ્રસન્ન થયો અને પોતાની ઇચ્છા પૂર્ણ થઇ છે એમ માનીને તે ઇંદ્રની પાસે જઈ અમોઘ શક્તિની યાચના કરવા લાગ્યો.૨૦

કર્ણે કહ્યું:–" હે વાસવ! તમે કવચ અને કુંડળ લઇને તેના બદલામાં સેનાના મોખરામાં શત્રુસમુદાયોનો નાશ કરનારી તમારી અમોઘ શક્તિ મને આપો."૨૧

હે રાજન્ !તે સાંભળીને ઇંદ્રે મનમાં ક્ષણભર વિચાર કરીને શક્તિના સંબંધમાં કર્ણને કહ્યું કે:–"હે કર્ણ! તું તારા શરીર સાથે ઉત્પન્ન થયેલું કવચ તથા કુંડળો મને આપ અને હું કહું તે ઠરાવથી તું શક્તિને ગ્રહણ કર.૨૩હું જ્યારે દૈત્યોનો સંહાર કરૂં છું, ત્યારે મારા હાથથી છુટેલી મારી અમોઘ શક્તિ સેંકડો શત્રુઓને મારે છે અને તે પાછી મારા હાથમાં આવે છે.૨૪ તે આ શક્તિ, હે સૂતપુત્ર ! તારા હાથમાં આવ્યા પછી, બળસંપન્ન, ગર્જના કરનારા અને તને સંતાપ આપનારા એવા તારા એક શત્રુને મારીને પાછી મારા હાથમાંજ આવતી રહેશે."૨૫

કર્ણે કહ્યું:–" હું મહાયુદ્ધમાં ગર્જના કરનારા અને સંતાપનારા એવા એકજ શત્રુને હણવાની ઇચ્છા રાખું છું, કે જેનાથી મને ભય થવાનો સંભવ છે."૨૬

ઇંદ્રે કહ્યું:–" તું યુદ્ધમાં ગર્જના કરનારા તથા બળવાન એવા એક શત્રુને મારીશ; પરંતુ તું જે એકને મારવાની ઇચ્છા રાખે છે તેનું એક મહાત્મા રક્ષણ કરે છે.૨૭જેને વેદવેત્તાઓ વરાહ, અજિત, નારાયણ અને અચિંત્ય કહે છે, તે શ્રીકૃષ્ણ તેનું રક્ષણ કરે છે."૨૮

કર્ણે કહ્યું:–" હે ભગવન્! ભલે તેમ હોય, પરંતુ તમે મને એક વીરનો વધ કરવા માટેજ અમોઘ શક્તિ આપો, કે જે શક્તિથી હું પ્રતાપી શત્રુનો નાશ કરૂં.૨૯ હું કવચ તથા કુંડળો મારા શરીર ઉપરથી ઉતરડીને આપીશ; પરંતુ મારાં કાપેલાં અંગો કદ્રૂપાં થવાં ન જોઇએ."૩૦

ઇંદ્રે કહ્યું:–" હે કર્ણ! તું અસત્યની ઇચ્છા પણ કરતો નથી તેથી તારૂં શરીર કોઇ રીતે વિરૂપ થશે નહિ, તેમજ તારાં અંગોપર જખમ પણ રહેશે નહિ.૩૧ હે વક્તાઓમાં શ્રેષ્ઠ કર્ણ! તારા પિતાનો જેવો વર્ણ છે અને જેવું તેજ છે, તેવાજ વર્ણવાળો તું પાછો થઇશ.૩૨ હે કર્ણ! તારી પાસે શત્રુનો પરાજય કરે તેવાં બીજાં શસ્ત્રો હોય અને તારા વિજયનો સંશય ન હોય તેવે સમયે તું પ્રમાદ કરીને જો આ અમોઘ શક્તિને છોડીશ તો તે શત્રુઉપર ન જતાં તારા ઉપરજ પડશે."

કર્ણે કહ્યું:–" હે ઇંદ્ર! તમે જેમ કહો છો તેમજ હું પણ મોટું સંકટ આવશે ત્યારેજ આ તમારી શક્તિ છોડીશ, એ સત્ય કહું છું."૩૪



**રાજા કર્ણની અપૂર્વ દાનવીરતાઃ**-રાજા કર્ણ દરરોજ બપોરે જળાશયમાં ઉભો રહી સૂર્યદેવની ઉપાસના કરતો અને તે સમયે સુપાત્ર સાધુ બ્રાહ્મણો જે કાંઈ માગે તે આપતો.એકવાર સૂર્યદેવે તેને સ્વપ્નમાં ચેતાવેલો કે, બીજું ગમે તે દાનમાં આપજે પણ જન્મથી તારી ચામડી સાથે જોડાયેલાં કુંડળ અને કવચ આપતો નહિ;કેમકે તે હશે ત્યાંસુધી તું કશાથી મરવાનો નથી. પછી એક દિવસ ઇંદ્રે બ્રાહ્મણના વેશે જઇને એજ વસ્તુઓ માગી. રાજા કર્ણે કહ્યું કે, જોઈએ તો રાજપાટ પણ માગો; પરંતુ કવચકુંડળ તો અપાય તેમ નથી. બ્રાહ્મણે તો એનું એજ માગ્યું. રાજા કર્ણ તેને ઓળખી ગયો અને "આવી તક-આવો યાચક ફરી ફરીથી નહિ મળે" એમ સમજીને કહ્યું કેઃ-ભલે ત્યારે તે પણ આપું છું; પરંતુ તમારે મને પણ જોઈતી વસ્તુ આપવી જોઇએ. ઇંદ્રે કહ્યું કે, મારા વજ્રસિવાય જે પણ કહો તે આપું. કુશળ કર્ણ રાજાએ શત્રુઓનો સંહાર કરનારી શક્તિ માગી. દેવોનો રાજા ઇંદ્ર તેનાથી પણ વધારે કુશળ હોવાથી એ શક્તિ તેણે એવી શરતે આપવા માગી કે બીજાં શસ્ત્ર હોય ત્યાંસુધી તે વાપરવી નહિ;અને વાપરવી ત્યારે પણ એકજ શત્રુ સામે અને એકજ વાર વાપરવી. કર્ણે એ શરત કબૂલ રાખી અને તરતજ કવચકુંડળ શસ્ત્રવડે ઉતરડીને શરીરથી છૂટાં પાડવા માંડયાં. કેવું મહાકષ્ટનું કાર્ય ! છતાં પણ તેના મુખપર દુઃખની જરાપણ લાગણી જણાવાને બદલે એતો ઉલટો ચામડીને કાપતો જાય અને હસતો જાય ! તેની આવી અદ્‌ભુત દાનવીરતા જોઇને દેવ, દાનવ, માનવ, સર્વ સિંહનાદ કરવા લાગ્યાં; દિવ્ય દુંદુભી વાગવા લાગ્યાં અને ઉપરાઉપરી પુષ્પવૃષ્ટિ થવા લાગી ! આ કળિકાળમાં તો ધોળે દિવસે અને ભરબજારમાં લૂંટ ચલાવે અને તેમાંથી બહુ તો બે-ચાર ટકા લોકકીર્તિ માટે દાનમાં આપી પરમેશ્વરને પટાવી કહાડે; અને બાકીનું બધું પોતાનાંજ સંતાનોને આપી જાય ! અને તે છતાં પણ પોતાને રાજા જનક જેવા જીવન્મુક્ત કે રાજા કર્ણ જેવા દાતા માને-મનાવે ! ખુશામતખોર સ્વાર્થી યાચકો પણ ટકાના તેર હોવાથી તેને મિથ્યાભિમાનરૂપી સુરાપાનના પ્યાલાઓ ઉપરાઉપરી પાયે જાય એટ પછી 'હમ ભી કોચ' બની બેસવું સ્હેલું પણ ઘણુંજ ! ભગવાન એવા ખુશામતપ્રેમી દાતાઓને અને ખુશામતખોર યાચકોને સદ્‌બુદ્ધિ આપે એજ પ્રાર્થના.

વૈશંપાયને કહ્યું:-હે રાજા ! તે પછી કર્ણે ઇંદ્ર પાસેથી ઝળહળતી શક્તિ ગ્રહણ કરી અને હાથમાં તીવ્ર ધારવાળું શસ્ત્ર લઇને પોતાનાં સર્વ અંગો ઉતરડીને કવચ કાઢવા માંડયું.[૩૫] આ પ્રમાણે કર્ણ પોતાના અવયવો કાપીને કવચ કાઢવા લાગ્યો, તે જોઇને સર્વ દેવો, મનુષ્યો અને દાનવો સિંહનાદ કરવા લાગ્યા; પરંતુ તે વખતે કર્ણના મુખ ઉપર વિકારસરખો થયો નહિ.[૩૬] પુરુષવીર કર્ણ શસ્ત્રવડે અંગોને કાપતો હતો અને વારંવાર હાસ્ય કરતો હતો તે જોઈને દિવ્ય દુંદુભિઓ વાગવા લાગ્યાં અને ઉપરથી દિવ્ય પુષ્પોની વૃષ્ટિ થવા લાગી.[૩૭] પછી પોતાના અંગ ઉપરથી દિવ્ય કવચ કાપીને કર્ણે તેવું લોહીથી ભીનુંજ કવચ ઇંદ્રને આપ્યું; તેજ પ્રમાણે પોતાના કાનનાં કુંડળો પણ શસ્ત્રથી કાપીને ઇંદ્રને આપ્યાં અને આવા કર્મથીતે કર્ણ કહેવાયો.[૩૮]

આ પ્રમાણે કર્ણને છેતરીને, જગતમાં તેને યશસ્વી કરીને અને પોતે પાંડવોનું કાર્ય સિદ્ધ કર્યું એમ માનીને પછી ઇંદ્ર હસતો હસતો સ્વર્ગપ્રત્યે ચાલ્યો ગયો.[૩૯] ધૃતરાષ્ટ્રના સર્વ પુત્રો કર્ણને આ રીતે ઇંદ્રે છેતરી નાખ્યો એ સાંભળીને ગર્વરહિત તથા દીન જેવા થઇ ગયા અને વનમાં રહેલા પાંડવો કર્ણની તે અવસ્થા સાંભળીને હર્ષ પામ્યા.[૪૦]

જનમેજયે પૂછયું:-તે વીર પાંડવો તે વખતે કયાં રહેતા હતા ? આ પ્રિય વાર્તા તેઓએ કોના મુખથી સાંભળી? અને બારમું વર્ષ પૂરૂં થયા પછી તેઓએ શું કર્યું ? તે સઘળું આપ ભગવાન મને સ્પષ્ટતાથી કહો.[૪૧]

વૈશંપાયને કહ્યું:-પાંડવોએ કામ્યક આશ્રમમાંથી જયદ્રથને નસાડી મૂકીને તથા દ્રૌપદીને મેળવીને પછી બ્રાહ્મણોની સાથે માર્કંડેયના મુખથી દેવર્ષિઓનું પુરાતન ચરિત્ર વિસ્તારપૂર્વક સાંભળ્યું.[૪૨]

ઇતિ૦ શ્રીમહા૦ વન૦ કુંડલાહરણ પર્વમાં "કવચકુંડલદાન" એ વિષયનો અધ્યાય ૩૧૦ મો સમાપ્ત.

## કુંડલાહરણ પર્વ સમાપ્ત.

# आरणेय पर्व

## અધ્યાય ૩૧૧ મો
### મૃગની શોધ

॥ जनमेजय उवाच ॥

**एवं हृतायां भार्यायां प्राप्य क्लेशमनुत्तमम् ॥**
**प्रतिपद्य ततः कृष्णां किमकुर्वत पांडवाः॥१॥**

જનમેજયે પૂછયું:-આ પ્રમાણે જયદ્રથે દ્રૌપદીનું હરણ કર્યું ત્યારે મહાકષ્ટ પામી તેને પાછી લાવ્યા પછી પાંડવોએ શું કર્યું?[૧]

વૈશંપાયને કહ્યું:-એ પ્રમાણે દ્રૌપદીનું હરણ થવાથી મહાક્લેશ પામીને ધર્મથી ભ્રષ્ટ ન થનારા યુધિષ્ઠિર રાજા, પોતાના બંધુઓની સાથે કામ્યક વનનો ત્યાગ કરીને રમણીય એવા દ્વૈતવનમાં પાછા આવ્યા. તે રમ્ય વનમાં સ્વાદિષ્ટ એવાં ફળમૂળ થતાં હતાં અને તે વિવિધ પ્રકારનાં વૃક્ષોથી યુક્ત હતું.[૩] વ્રતધારી, ફળાહાર કરનારા અને પરિમિત ભોજન કરનારા તે સઘળા પાંડવોએ પોતાની ભાર્યા દ્રૌપદીની સાથે તે વનમાં મુકામ કર્યો.[૪] કુંતીપુત્ર યુધિષ્ઠિર રાજા,ભીમસેન, અર્જુન, નકુલ તથા સહદેવ, એ ધર્માત્મા, શત્રુઓને તાપ આપનારા તથા નિયત વ્રતવાળા પાંડવો દ્વૈતવનમાં વાસ કરીને, બ્રાહ્મણને માટે પરાક્રમ કરતાં પરિણામે સુખકારક એવો મહાક્લેશ પામ્યા.[૬] કુરુકુળમાં શ્રેષ્ઠ એવા પાંડવોએ તે વનમાં રહીને પરિણામે સુખ આપનારૂં જે કષ્ટ ભોગવ્યું તે હું કહું છું,તમે સાંભળો. એક તપસ્વી બ્રાહ્મણના અગ્નિ ઉત્પન્ન કરવાનાં અરણીપાત્ર તથા મથનદંડ ઝાડે ભરવ્યાં હતાં, તે ઝાડની સાથે

માથું ઘસતાં એક હરિણના શિંગડામાં ભરાઇ ગયાં.[૮] હે રાજા! મહાવેગવાળો તે મહામૃગ, શિંગડામાં ભરાયલાં તે અરણી તથા મંથને લઇને કૂદકા મારતો મારતો તુરત આશ્રમમાંથી દૂર નીકળી ગયો.[૯] હે કુરુશ્રેષ્ઠ જનમેજય! પોતાના અરણીસહિત મંથને હરણ થતું જોઇને, તે બ્રાહ્મણ અગ્નિહોત્રનું રક્ષણ કરવાની ઇચ્છાથી ઉતાવળો ઉતાવળો વનમાં જ્યાં ભાઈઓની સાથે અજાતશત્રુ યુધિષ્ઠિર બેઠા હતા ત્યાં આવ્યો અને તુરત સંતાપ પામીને તેમને આ પ્રમાણે કહેવા લાગ્યો:– "હે રાજા! મારૂં અરણીસહિત મંથ ઝાડે ભરવ્યું હતું તે ઝાડ સાથે માથું ઘસતાં એક મૃગના શિંગડામાં ભરાઇ ગયું અને પુષ્કળ વેગવાળો મહામૃગ તે લઇને ત્વરાથી ફાળ મારતો આશ્રમમાંથી તુરત નાસી ગયો;[૧૩] માટે હે રાજા! તથા હે પાંડવો! મારા અગ્નિહોત્રનો લોપ ન થવા સારૂ તમે તેને માર્ગે જાઓ અને તે મહામૃગને પકડી પાડીને અરણીસહિત મંથને લાવો."[૧૪]

બ્રાહ્મણનું વચન સાંભળીને યુધિષ્ઠિરને સંતાપ થયો અને તે ધનુષ લઈને ભાઇઓની સાથે મૃગ શોધવા દોડયા.[૧૫] બ્રાહ્મણને માટે યત્ન કરતા પુરુષશ્રેષ્ઠ સર્વ પાંડવો કવચો તથા ધનુષો ધારણ કરીને તત્કાળ મૃગની પાછળ દોડયા.[૧૬] મહારથી પાંડવો, મૃગને પાસે જોતા હતા અને કર્ણિ, નાલીક, નારાચ વગેરે જાતનાં બાણો તેના ઉપર છોડતા હતા, તોપણ તેઓ તે મૃગને વીંધી શકયા નહિ.[૧૭] આ પ્રમાણે તેઓ પ્રયત્ન કરતા હતા એવામાં તે મહામૃગ અદૃશ્ય થઈ ગયો અને મૃગ ન દેખાવાથી મનસ્વી પાંડવો શાંત તથા દુઃખિત થયા.[૧૮] પછી ભૂખતરસથી વ્યાકુળ થયેલા પાંડવો, ગહન વનમાં એક શીતળ છાયાવાળા વડના ઝાડનીચે આવીને બેઠા. તે સઘળા બેઠા પછી દુઃખિત થયેલો નકુલ, ક્રોધ કરીને પોતાના જ્યેષ્ઠ બંધુ યુધિષ્ઠિરને કહેવા લાગ્યો કે:–[૨૦] "આપણા આ કુળમાં કદાપિ ધર્મનો લોપ થયો નથી, તેમજ આળસને લીધે અર્થનો પણ નાશ થયો નથી; વળી કોઇ પણ કાર્યાર્થી પ્રાણીને કાર્ય કરી આપવામાટે આપણે હાજ કહીએ છીએ, છતાં હે રાજા! આપણે શા કારણથી વધુ ને વધુ કષ્ટમાં પડીએ છીએ?"[૨૧]

ઇતિ શ્રીમહા૦ વન૦ આરણેય પર્વમાં "મૃગાન્વેષણ" એ વિષયનો અધ્યાય ૩૧૧ મો સમાપ્ત.

# અધ્યાય ૩૧૨ મો

## નકુલ વગેરે પડયા.

॥ युधिष्ठिर उवाच ॥

नापदामस्तिमर्यादा न निमित्तं न कारणम् ॥
धर्मस्तु विभजत्यर्थमुभयोः पुण्यपापयोः ॥१॥

યુધિષ્ઠિરે કહ્યું:–"દુઃખની કોઇ મર્યાદા નથી તેમજ તેનું કોઇ નિમિત્ત કે કોઇ કારણ પણ નથી. માત્ર પ્રારબ્ધરૂપી ધર્મજ પુણ્ય તથા પાપના ફળરૂપી સુખ તથા દુઃખને મનુષ્યોને વહેંચી આપે છે."

ભીમે કહ્યું:–"જે વખતે દુર્યોધનની આજ્ઞાથી પ્રાતિકામીએ દ્રૌપદીને દાસીની પેઠે સભામાં ઘસડી આણી, તે વખતેજ મેં તેનો ત્યાં વધ કર્યો નહિ તેથીજ આપણે આ સંકટમાં પડયા છીએ."

અર્જુને કહ્યું:– "સૂતપુત્ર કર્ણે, હાડકાંનો ભૂકો કરી નાખે તેવી અત્યંત તીક્ષ્ણ તથા સોંસરી ઉતરી જાય તેવી વાણી ઉચ્ચારી અને તે મેં સહન કરી લીધી, તેથીજ આપણે કષ્ટમાં પડયા છીએ."[૩]

સહદેવે કહ્યું:–"હે ભરતવંશી યુધિષ્ઠિર રાજા! જ્યારે શકુનિએ કપટપૂર્ણ દ્યૂતથી તમારો પરાજય કર્યો, ત્યારેજ મેં તેને ત્યાં મારી નાખ્યો નહિ, તેથી આપણે કષ્ટમાં પડયા છીએ.

વૈશંપાયને કહ્યું:–તે પછી યુધિષ્ઠિર રાજાએ નકુલને કહ્યું કે:–"હે માદ્રીપુત્ર! તું ઝાડ ઉપર ચઢીને દશે દિશામાં અવલોકન કર;[૫] અને સમીપમાં કોઈ જળાશય અથવા જળના આશ્રયમાં ઉગેલાં વૃક્ષો હોય તો જોઈ કાઢ; કારણ કે હે તાત! આ તારા ભાઇઓ થાકી ગયા છે અને તરસ્યા થયા છે."

તે સાંભળીને 'તથાસ્તુ' કહી નકુલ તત્કાળ ઝાડ ઉપર ચઢયો અને ચારે તરફ જોઇને તેણે

જયેષ્ઠ બંધુને કહ્યું કેઃ-'હે રાજા ! જળાશયની સમીપમાંજ ઉગેલાં પુષ્કળ વૃક્ષો મારા જોવામાં આવે છે અને ત્યાં સારસ પક્ષીઓનો શબ્દ પણ થાય છે, એ પરથી નિઃસંશય ત્યાં પાણી હશેજ.'

તે સાંભળીને ખરી ધીરજવાળા કુંતીપુત્ર યુધિષ્ઠિરે નકુલને કહ્યું કેઃ- " હે સૌમ્ય ! તું ઉતાવળો ત્યાં જા અને ભાથાઓમાં ભરીને પાણી લઈ આવ." આવી જયેષ્ઠ બંધુની આજ્ઞાથી નકુળ ' હું તેમ કરૂં છું' કહીને જ્યાં પાણી હતું તે તરફ દોડયો અને તત્કાળ જળાશય પાસે જઈ પહોંચ્યો.[૧૦] સારસ પક્ષીઓથી છવાયલું નિર્મળ જળ જોઇને, નકુલે તે જળ પીવાની ઈચ્છા કરી એટલામાં તેણે અંતરિક્ષમાંથી વાણી સાંભળી.[૧૧]

યક્ષે કહ્યુંઃ-" હે તાત ! તું સાહસ કરીશ નહિ; કારણકે મેં પ્રથમથીજ એવો નિયમ કરેલો છે કે,જે મારા પ્રશ્નોના ઉત્તરો આપે, તેજ પાણી પીએ; માટે હે માદ્રીપુત્ર ! તું મારા પ્રશ્નોનો ઉત્તરો આપ્યા પછી એ પાણી પી અને લઈ જા." આ પ્રમાણે યક્ષે કહ્યું. તે સાંભળવા છતાં અત્યંત તૃષાતુર થયેલા નકુલે, તેનાં વાકયને ન ગણકારી, તે શીતળ જળ પીધું અને પીતાંની સાથેજ તે ત્યાં પડયો.[૧૬] આ તરફ નકુલને વિલંબ થવાથી કુંતિપુત્ર યુધિષ્ઠિરે પોતાના શત્રુમર્દન વીર ભ્રાતા સહદેવને કહ્યું કેઃ-"હે સહદેવ! તારાથી મોટો એવો અમારો ભાઇ નકુલ, ઘણા સમયથી ગયો છે; માટે તું તે ભાઈને તેડી આવ અને પાણી પણ લઇ આવ."[૧૫]

સહદેવ 'તથાસ્તુ' કહીને તે દિશામાં ગયો; અને જળાશય પાસે જઇને જોતાં ત્યાં તેણે પોતાના બંધુ નકુલને પ્રાણરહિત થઇને પડેલો દીઠો.[૧૬] સહદેવ ભાઇના શોકથી તપી ઉઠયો,પરંતુ તૃષાથી પીડાતો તે તુરત પાણી તરફ દોડયો એટલે આકાશવાણી થઈ કેઃ-" હે તાત ! તું જળ પીવાનું સાહસ કરીશ નહિ; કારણ કે મારો પ્રથમથીજ એવો નિયમ છે કે, જે મારા પ્રશ્નોના ઉત્તરો આપે, તે જળપાન કરે; માટે તું મારા પ્રશ્નોના ઉત્તરો આપ્યા પછી, તારી ઇચ્છામાં આવે તેટલું જળ પી અને સાથે લઇ જા." સહદેવ તૃષાતુર થયો હતો, એટલે તેણે તે વચનનો અનાદર કરીને શીતળ જળ પીધું અને પીતાંની સાથેજ તે પૃથ્વી ઉપર પડયો.[૧૯] સહદેવને પણ વિલંબ થયેલો જાણીને કુંતીપુત્ર યુધિષ્ઠિરે અર્જુનને કહ્યું કેઃ-" હે શત્રુનાશક અર્જુન! તારા બન્ને બંધુઓ ગયાછે,[૨૦]તું તે બન્નેને બોલાવી લાવ અને પાણી પણ લઈ આવ, તારૂં કલ્યાણ થાઓ. હે તાત ! અમારો સઘળા દુઃખીઓનો આધાર તુંજ છે."[૨૧]

આ પ્રમાણે અર્જુનને કહ્યું, ત્યારે તે બુદ્ધિમાન તરવાર લટકાવીને તથા ધનુષબાણ ધારણ કરીને તે સરોવર ઉપર ગયો.[૨૨] ત્યાં શ્વેતવાહન અર્જુને પાણી લેવા ગયેલા પોતાના બન્ને પુરુષોમાં વ્યાઘ્ર જેવા બંધુઓને પ્રાણરહિત થઈને પડેલા દીઠા.[૨૩] તે બન્નેને નિદ્રામાં પડયા હોય તેવા જોઇને પુરુષસિંહ અર્જુનને બહુ દુઃખ થયું અને તે ધનુષ ચઢાવીને તે વન જોવા લાગ્યો; પરંતુ જ્યારે તેણે તે વનમાં કોઈપણ પ્રાણીને જોયું નહિ, ત્યારે થાકી ગયેલો અર્જુન પાણી તરફ દોડયો.[૨૫] તે તરફ દોડતાંજ તેણે આકાશમાંથી વાણી સાંભળી કેઃ- " તું પાણી તરફ શામાટે જાય છે ? તું બળથી એ પાણી પી શકીશ નહિ.[૨૬] હે કુંતીપુત્ર ! તું જો મારા પૂછેલા પ્રશ્નોના ઉત્તરો આપીશ તો પછી હે ભારત ! તું પાણી પી શકીશ અને લઈ જઈ શકીશ."[૨૭]

આ પ્રમાણે યક્ષે અર્જુનને વાર્યો, ત્યારે અર્જુને કહ્યું કેઃ-"તું દેખા દઇને મને રોક,એટલે બાણોથી છિન્નભિન્ન થઇને તું ફરી એવું બોલીજ શકે નહિ."[૨૮] આવું કહીને અર્જુને પોતાનું શબ્દવેધીપણું દર્શાવતાં અર્જુને અસ્ત્રમંત્રોથી મંત્રેલાં બાણોની સર્વ દિશાઓમાં વૃષ્ટિ કરી.[૨૮] હે ભરતશ્રેષ્ઠ ! તૃષાથી પુષ્કળ પીડાએલા અર્જુને, કર્ણિ, નાલીક, રાચ વગેરે અમોઘ બાણો મૂકયા પછી અનેક બાણસમુદાયની આકાશમાં વૃષ્ટિ કરી. ત્યારે યક્ષે કહ્યુંઃ-" હે પાર્થ ! આવો યત્ન કરવાથી શો લાભ ? તું મારા પ્રશ્નોના ઉત્તરો આપ્યા પછી પાણી પી;[૩૧] પણ ઉત્તરો આપ્યાવિના જો પાણી પીશ તો તુરત નાશ પામીશ." આ પ્રમાણે પૃથાપુત્ર સવ્યસાચી અર્જુનને કહ્યું, પણ તેની વાણીનો અનાદર કરીને અર્જુને પાણી

પીધું અનેતે પીતાંજ તે પૃથ્વીપર પડયો.

તે પછી કુંતીપુત્ર યુધિષ્ઠિરે ભીમસેનને કહ્યું કેઃ–[૩૩]"હે શત્રુતાપન ભારત! નકુલ,સહદેવ અને અર્જુન પાણી લેવા બહુ સમયથી ગયા છે, પરંતુ તેઓ પાછા આવ્યા નહિ;[૩૪] માટે તારૂં દેવ ભલું કરો! તું તેઓને બોલાવી આવ અને પાણી પણ લઇ આવ." ભીમસેન 'હું તેમ કરૂં છું' કહીને જે સ્થાનમાં એના પુરુષોમાં વ્યાઘ્ર જેવા બંધુઓ પડયા હતા, તે સ્થાનમાં ગયો. તેઓને તે રીતે પડેલા જોઇને તૃષાથી પીડાએલો ભીમ દુઃખી થયો અને તે મહાબાહુએ માન્યું કે, આ કોઈ યક્ષ અથવા રાક્ષસોનું કામ છે.

પછી તેણે વિચાર કર્યો કેઃ–'આજે ખાત્રીથી યુદ્ધ કરવું જોઇએ;પરંતુ પ્રથમ પાણી તો પી લઉં.' આવો વિચાર કરીને પુરુષશ્રેષ્ઠ પૃથાપુત્ર ભીમસેન પાણી પીવાની ઇચ્છાથી પાણી તરફ દોડયો. ત્યારે યક્ષ બોલ્યોઃ–"હે કુંતીપુત્ર તાત! તું સાહસ કરીશ નહિ; કારણ કે મારો પ્રથમથીજ નિયમ છે, માટે તે પ્રમાણે તું મારા પ્રશ્નોના ઉત્તરો આપ્યા પછી પાણી પી અને લઇ જા."[૩૯] આ પ્રમાણે અમાપ તેજવાળા યક્ષે ભીમને કહ્યું, પણ ભીમે તે પ્રશ્નોના ઉત્તરો આપ્યાવિનાજ પાણી પીધું અને પીતાંની સાથેજ તે પ્રાણુરહિત થઈને પડયો.[૪૦]

તે પછી પુરુષશ્રેષ્ઠ કુંતીપુત્ર યુધિષ્ઠિર રાજા, પુષ્કળ વિચાર કરીને ઉઠયા અને તે મહાબાહુ બળતા હૃદયે મનુષ્યના શબ્દથી રહિત એવા નિર્જન મહાવનમાં પેઠા. તે વન રુરુઓ, વરાહો તથા પક્ષીઓથી સેવાતું હતું.[૪૨] શ્યામ ઝળકતા રંગનાં વૃક્ષોથી શોભી રહ્યું હતું અને ભમરાઓ તથા પક્ષીઓના નાદથી ગાજી રહેલું હતું. મહાયશસ્વી શ્રીમાન યુધિષ્ઠિરે તે વનમાં જતાં સુવર્ણવર્ણી પુષ્પોનાં ઝુમખાંથી સુશોભિત અને સાક્ષાત્ વિશ્વકર્માએ નિર્મ્યું હોય તેવું એક સરોવર દીઠું. આ સરોવરમાં પુષ્કળ પોયણીઓ હતી અને સિંધુવાર, વેતસ, કેતકી, કરેણુ તથા પીંપળ વગેરે વૃક્ષોથી તેનો કિનારો છવાઇ ગયો હતો. શ્રમપીડિત થયેલા યુધિષ્ઠિર ત્યાં ગયા અને સરોવર જોઇને વિસ્મય પામ્યા.[૪૫]

ઇતિ શ્રીમહા૦ વન૦ આરણ્યેય પર્વમાં "નકુલાદિપતન" એ વિષયનો અધ્યાય ૩૧૨ મો સમાપ્ત.

# અધ્યાય ૩૧૩ મો

## યક્ષના પ્રશ્નો અને યુધિષ્ઠિરના ઉત્તરો

॥ वैशंपायन उवाच ॥

स ददर्श हतान् भातॄन् लोकपालानिवच्युतान्॥
युगांते समनुप्राप्ते शक्रप्रतिमगौरवान् ॥१॥

વૈશંપાયને કહ્યું:–પછી યુધિષ્ઠિર રાજાએ યુગાંતસમયે જેમ લોકપાલો સ્વર્ગમાંથી નીચે પડે, તેમ ઇંદ્રના જેવા પરાક્રમી પોતાના બંધુઓને સરોવર ઉપર પ્રાણરહિત થઈને પડેલા દીઠા.[૧] અસ્તવ્યસ્ત થઇ ગયેલાં ધનુષ તથા બાણવાળા અર્જુનને, ભીમસેનને, નકુલને તથા સહદેવને ચેષ્ટારહિત તથા મરણ પામેલા જોઇને તેણે લાંબો ઉનો નિસાસો નાખ્યો. પછી શોકાશ્રુથી છવાયલા મહાબાહુ ધર્મપુત્ર યુધિષ્ઠિર, તે સર્વ બંધુઓને પડેલા જોઇને ચિંતાતુર થઇ મોટે સાદે વિલાપ કરવા લાગ્યા કેઃ–[૪]"હે મહાપરાક્રમી ભીમસેન ! તેં પ્રતિજ્ઞા કરી હતી કેઃ–'હું રણમાં ગદાના પ્રહારથી દુર્યોધનની સાથળો ભાગી નાખીશ;' પરંતુ કુરુકુળની કીર્તિને વધારનારો અને મહાત્મા એવો તું વીર પડવાથી આજે તે સઘળું મારેમાટે વ્યર્થ થઇ ગયું છે. હે મહાબાહો! મનુષ્યની વાણી મિથ્યા થાય છે એવું સાંભળ્યું છે;[૬] પરંતુ તમારા સંબંધમાં થયેલી તે દિવ્ય વાણીઓ કેવી રીતે મિથ્યા થાય? હે અર્જુન ! તારા જન્મ વખતે દેવોએ પણ કહ્યું હતું કેઃ–'હે કુંતિ! આ તારો પુત્ર પરાક્રમમાં ઇંદ્ર કરતાં ઉતરશે નહિ.'વળી તે વખતે ઉત્તર પારિયાત્ર નામના પર્વત ઉપરનાં સર્વ પ્રાણીઓએ કહ્યું હતું કેઃ–'આ કુમાર વિનષ્ટ થયેલી લક્ષ્મીને અલ્પ યત્નથી પાછી લાવશે, રણમાં એને જીતનારો કોઇ થશે નહિ અને એ કોઇને પણ ન જિતે એમ થશે નહિ!'[૯]તે મહાબળવાન તથા જયશીલ અર્જુન શાથી મૃત્યુને

અધીન થયો હશે ? અમે જે નાથનો આશ્રય કરીને આટલાં દુઃખો સહન કર્યાં, તે ધનંજય આજે મારી આશાનો નાશ કરીને પૃથ્વી ઉપર સૂતો છે! અરે! યુદ્ધ કરવામાં મદમત્ત, સર્વદા શત્રુઓનો સંહાર કરનારા, મહાબળવાન તથા સર્વ અસ્ત્રના પ્રયોગોમાં કુશળ એવા કુંતીના અન્ને વીર પુત્રો, ભીમસેન તથા અર્જુન કેવી રીતે શત્રુને અધીન થયા હશે?[૧૨] ખરેખર,મારૂં દુષ્ટનું હૃદય પાષાણના જેવું દૃઢ છે, જેથી આ નકુલ તથા સહદેવને પડેલા જોતાં છતાં આજે ફાટી જતું નથી![૧૩] ઓ પુરુષશ્રેષ્ઠ બંધુઓ! તમે શાસ્ત્રના જ્ઞાનવાળા, દેશકાળને જાણનારા, તપસ્વી તથા ક્રિયાસંપન્ન છો, છતાં તમારી યોગ્યતા પ્રમાણે કર્મ કર્યાવિના કેમ અહીં સૂતા છો ?[૧૪] હે અજિત પાંડવો! તમારા શરીરમાં ઘાવ પડયા નથી, તેમજ તમારાં ધનુષો પણ ભાંગ્યાં નથી, છતાં તમે બેભાન થઈને શામાટે પૃથ્વીપર સૂતા છો ?" [૧૫]

પછી પર્વતનાં તૂટી પડેલાં શિખરો જેવા પોતાના બંધુઓને ગાઢ નિદ્રામાં સૂતેલા જોઇને મહાબુદ્ધિવાળા યુધિષ્ઠિરને પરસેવો વળ્યો અને તે મહાવિપત્તિમાં પડીને ખિન્ન થઇ ગયા.[૧૬] ભ્રાતાઓના સંબંધમાં એ પ્રમાણે કહ્યા પછી શોકસાગરમાં પડેલા ધર્માત્મા યુધિષ્ઠિર રાજા, વ્યાકુળ થઇને મરણનું કારણ વિચારવા લાગ્યા.[૧૭] દેશકાળના વિભાગને જાણનારા–અર્થાત્ અમુક સ્થાનમાં અને અમુક વખતે શું કરવું તેને સમજનારા મહાબુદ્ધિવાળા મહાબાહુ યુધિષ્ઠિરે ઘણો વિચાર કર્યો; પરંતુ તેના લક્ષ્યમાં કંઇ આવ્યું નહિ.[૧૮] ધર્મપુત્ર ધર્માત્મા યુધિષ્ઠિર પુષ્કળ વિલાપ કર્યા પછી પોતાના અંતઃકરણને સ્થિર કરીને બુદ્ધિથી ફરી વિચારવા લાગ્યા કે:–'આ વીરોનો કોણે નાશ કર્યો ?[૨૦] તેઓને શસ્ત્રનો પ્રહાર થયેલો જણાતો નથી, તેમજ અહીં બીજા કોઇનું પગલું પણ જણાતું નથી. એ ઉપરથી હું માનું છું કે, જેણે મારા ભાઇઓને માર્યા છે તે કોઇ મહાભૂત હોવું જોઇએ;[૨૧] માટે હું જળપાન કર્યા પછી સ્વસ્થ ચિત્તથી વિચાર કરૂં તો ઠીક; અથવા પ્રથમ જળનીજ પરીક્ષા કરી જોવી એ ઠીક છે; કારણકે દુર્યોધને કદાચ અમારા મરણને માટે આ કંઈ ગુપ્ત સાધન પણ તૈયાર કર્યું હોય ![૨૨] અથવા નિત્ય કપટબુદ્ધિવાળા ગાંધારરાજ શકુનિનું આ કંઇ કર્તવ્ય હશે; કારણકે જેને કાર્ય તથા અકાર્ય બધું સરખુંજ છે,[૨૩] તે દુષ્ટ કૃતિવાળા દુરાત્માનો કયો વીર પુરુષ વિશ્વાસ રાખે ? અથવા તે દુરાત્માના ગુપ્ત દૂતોએ આ કંઇ પ્રયોગ પણ કરી રાખેલો હોય !'

આ પ્રમાણે મહાબુદ્ધિશાળી યુધિષ્ઠિરે ઘણો ઘણો વિચાર કર્યો; પરંતુ કોઇ નિશ્ચય થયો નહિ, ત્યારે તેમણે ફરી મનમાં કહ્યું કે:–' દુર્યોધને આ જળમાં વિષ નાખીને એને ઝેરી બનાવી દીધું નથી;[૨૫] કારણકે આ મારા ભાઇઓ મરણ પામીને પડયા છે, તોપણ એમનાં શરીરો ઉપર કોઇ જાતનો વિકાર જણાતો નથી અને તેઓનાં મુખોની કાંતિ પણ નિર્મળ જણાય છે.' આવો વિચાર કર્યા પછી ફરી તેમણે મનમાં વિચાર્યું કે:–'આ મહાપ્રવાહના વેગ જેવા બળવાન પુરુષશ્રેષ્ઠોની સામે આયુષ્ય હણનારા યમવિના બીજો કયો પુરુષ યુદ્ધ કરવા આવે તેમ છે ?'[૨૭] આવો વિચાર કરીને યુધિષ્ઠિર તે જળની પાસે ગયા અને તેમાં પેસવા જાય છે,એટલામાં તેમણે અંતરિક્ષમાંથી વાણી સાંભળી.[૨૮]

યક્ષે કહ્યું:–"હું શેવાળ અને મત્સ્ય ઉપર આજીવિકા કરનારો બગલો છું અને મેંજ આ તારા નાના ભાઇઓને મૃત્યુને અધીન કર્યા છે.હે રાજપુત્ર! હું જે પ્રશ્નો પૂછું,તે પ્રશ્નોના ઉત્તરો જો તું નહિ આપે, તો તું પાંચમો પણ પ્રાણરહિત થઈશ.[૨૯] હે કુંતીપુત્ર તાત યુધિષ્ઠિર! તું જળ પીવાનું સાહસ કરીશ નહિ; પરંતુ મારા પ્રથમના નિયમ પ્રમાણે તું મારા પ્રશ્નોના ઉત્તરો આપ્યા પછી જળપાન કર અને જળ લઇ જા."[૩૦]

યુધિષ્ઠિરે કહ્યું:–' તમે રુદ્રો, વસુઓ અને મરુતોમાંના કયા મુખ્ય દેવ છો ? તે હું તમને પૂછું છું; કારણકે આ કાર્ય કેવળ પક્ષીનું ન હોય. રે! હિમાલય, પારિયાત્ર,વિંધ્ય અને મલય–આ ચાર પર્વતના જેવા મારા મહાતેજસ્વી ભાઇઓને કોણે મારી નાખ્યા ?[૩૨] હે બળવાનોમાં શ્રેષ્ઠ! તમે આ બહુ મોટું કામ કર્યું છે; કારણકે

મહાયુદ્ધમાં જેઓને દેવો, ગંધર્વો, અસુરો અને રાક્ષસો પણ સહન કરી શકતા નથી, તેઓને મારીને તમે મોટું અદ્ભુત કામ કર્યું છે! તમારૂં કાર્ય અને તમારૂં ઇચ્છિત શું છે, તે હું જાણતો નથી;[34] માટે તે જાણવા મને બહુ ઉત્કંઠા થઈ છે અને અતિશય ભય લાગવાથી મારૂં હૃદય ઉદ્વેગ પામ્યું છે તથા મારા મસ્તકમાં વેદના ઉત્પન્ન થઈ છે;[35] તેથી હે ભગવન્! હું આપને પૂછું છું કે:-"અહીં રહેનારા આપ કોણ છો?"

યક્ષે કહ્યું:-" તારૂં કલ્યાણ થાઓ! હું જળચર પક્ષી નથી પણ એક યક્ષ છું. તારા મહાતેજસ્વી સઘળા ભાઇઓને મેંજ માર્યા છે. "

વૈશંપાયને કહ્યું:-કઠોર શબ્દોથી યુક્ત એવી તે યક્ષની વાણી સાંભળીને,[37] હે રાજા! તે યક્ષ બોલતોજ હતો એટલામાં ભરતશ્રેષ્ઠ યુધિષ્ઠિર જળથી દૂર જઇને ઉભા રહ્યા. પછી તેમણે ભયંકર નેત્રવાળા, મોટા દેહવાળા, તાડના જેવા ઉંચા, અગ્નિ અને સૂર્યના જેવી કાંતિવાળા તથા પર્વતના જેવા અસહ્ય એવા તે યક્ષને ઝાડ ઉપર બેઠેલો દીઠો. પછી મોટા શબ્દવાળો તે યક્ષ,મેઘના જેવા ગંભીર નાદથી ડરાવતો ડરાવતો કહેવા લાગ્યો.

યક્ષે કહ્યું:-"હે રાજા! તારા આ ભાઇઓને મેં વારંવાર વાર્યા,[40] છતાં તેઓ બળાત્કારથી પાણી લઈ જવાની ઈચ્છા કરવા લાગ્યા, એટલે મેં તેઓને માર્યા છે. હે રાજા! જેને પોતાના પ્રાણ બચાવવા હોય તેણે આ પાણી પીવું નહિ;[41] માટે હે કુંતીપુત્ર યુધિષ્ઠિર! તમે પણ જળપાન કરવાનું સાહસ કરશો નહિ;પણ મારા પ્રથમના નિયમ પ્રમાણે મારા પ્રશ્નોના ઉત્તરો આપ્યા પછીજ પાણી પીઓ તથા તે લઇ જાઓ."[42]

યુધિષ્ઠિરે કહ્યું:-"હે યક્ષ! તમે પ્રથમથી જેનો સ્વીકાર કર્યો છે, તે આ જળની હું ઇચ્છા કરતો નથી. હે પુરુષશ્રેષ્ઠ! પોતે પોતાનાં વખાણ કરવાં એને સત્પુરુષો સર્વદા સારૂં ગણતા નથી; પરંતુ હું મારી બુદ્ધિ પ્રમાણે તમારા પ્રશ્નોના ઉત્તરો આપીશ; માટે તમે મને પૂછો."[44]

યક્ષે પૂછ્યું:-"આદિત્યને ઉન્નત કોણ કરે છે? તેના સહાયકર્તા કોણ છે? તેને અસ્તમાં કોણ પહોંચાડે છે? અને તે કોના આધારમાં રહે છે?×

યુધિષ્ઠિરે કહ્યું:-"બ્રહ્મ આદિત્યને ઉન્નત કરે છે; દેવો તેના સહાયકર્તા છે; ધર્મ તેને સ્વસ્થાનમાં પહોંચાડે છે અને તે સત્યને આધારે રહે છે."* [46]

યક્ષે પૂછ્યું:-"હે રાજા! પુરુષ શ્રોત્રિય શેનાથી થાય છે? તેને મહત્પ્રાપ્તિ-બ્રહ્મપ્રાપ્તિ શાવડે થાય છે? તે સહાયવાન શાથી થાય છે અને તે

× આ યક્ષ તથા યુધિષ્ઠિરની પ્રશ્નોત્તરમાળા, આત્મતત્ત્વના નિર્ણયને માટે આરંભાઇ છે. '**तरति शोकमात्मवित्**-આત્મવેત્તા શોકને (સંસારને) તરે છે! આ પ્રમાણે શ્રુતિમાં આત્મજ્ઞાનનું ફળ સંભળાય છે; માટે તે આત્મજ્ઞાનની સિદ્ધિ થવા, નાનાંમોટાં સાધનો અહીં નિરૂપણ કરાય છે તેનું વ્યાખ્યાન કરીએ છીએ. **नीलकंठ**

આ પ્રશ્નોત્તરમાલાનો સ્પષ્ટ અર્થ મૂળમાં આપીને નીલકંઠની ટીકા ઉપરથી આધ્યાત્મિક અર્થ ટિપ્પણમાં આપ્યો છે.

* શ્રોત્રાદિ ઇંદ્રિયોદ્વારા શબ્દાદિ વિષયોનું આદાન-ગ્રહણ કરે તે **આદિત્ય**-એટલે જીવ. હું ગૌર છું, હું અંધ છું, હું સુખી છું, હું કર્તા છું ઇત્યાદિ અનુભવથી દેહાદિકમાં આત્મારૂપે ભાસમાન થતો અને વાદીઓ જેના સંબંધમાં અનેક વિકલ્પો કરે છે, તે જીવને (આદિત્યને) **બ્રહ્મ**-વેદ દેહાદિકથી **ઉન્નત** કરે છે-પૃથક્ કરે છે; અર્થાત આત્મતત્ત્વનો નિર્ણય કરવામાં શ્રુતિજ પ્રમાણરૂપ છે. અહીં શંકા કરે છે કે, સૌ કોઇ વેદથી આત્માને જાણી શકે? ઉત્તર-નહિ. **દેવો**-શમ, દમ વગેરે સહાયકો તેને સહાય કરે તોજ તે આત્મતત્ત્વનો નિર્ણય કરી શકે; અને કર્મોપાસનારૂપ **ધર્મ** સાક્ષાત્ અથવા પરંપરાથી તેને **અસ્ત**-સ્વસ્થાનમાં અર્થાત્ નિષ્પાપત્વ વગેરે આઠ ગુણોથી યુક્ત, કારણભૂત હૃદયાકાશમાં પહોંચાડે છે. આ પ્રમાણે વર્ણવેલાં સ્વરૂપને-અર્થાત સગુણ બ્રહ્મને પ્રાપ્ત થયા પછી જીવ તેનો પણ બાધ કરીને **સત્ય**-અર્થાત સર્વ બાધના **અવધિરૂપ** એવા શુદ્ધ ચિન્માત્રમાં સ્થિર થાય છે. આ અર્થની એક શ્રુતિ છે; તેનું તાત્પર્ય એ છે કે, પ્રથમ શાસ્ત્રજન્ય જ્ઞાન થાય છે, પછી શમદમાદિસંપન્ન જીવને યોગબળથી દેહાદિક અધ્યાસની નિવૃત્તિ થાય છે, પછી સ્વર્ગ અર્થાત સગુણ બ્રહ્મનું દર્શન થાય છે અને છેવટે કૈવલ્યભાવ પ્રાપ્ત થાય છે. ૪૫,૪૬

બુદ્ધિમાન શાથી થાય છે ?"૪૭

યુધિષ્ઠિરે કહ્યું:–"વેદનું અધ્યયન કરવાથી પુરુષ શ્રોત્રિય થાય છે,તપના યોગથી તેને બ્રહ્મપ્રાપ્તિ થાય છે, તે ધૃતિથી સહાયવાન થાય છે અને વૃદ્ધોની સેવાથી બુદ્ધિમાન થાય છે." ÷ ૪૮

યક્ષે પૂછ્યું:–"બ્રાહ્મણોનું દેવત્વ કયું? તેઓનો સત્પુરુષોના જેવો ધર્મ કયો ? તેઓમાં મનુષ્યભાવ કયો ? અને તેઓનું દુર્જનોના જેવું આચરણ કયું ?"૪૯

યુધિષ્ઠિરે કહ્યું:–સ્વાધ્યાય–વેદાધ્યયન એ બ્રાહ્મણોનું દેવપણું છે; તપશ્ચર્યા એ તેઓનો સત્પુરુષોના જેવો ધર્મ છે; મરણ એ માનુષભાવ અને નિંદા એ દુર્જનોના જેવું આચરણ છે."*

યક્ષે પૂછ્યું:–ક્ષત્રિયોનું દેવપણું કયું ? તેઓનો સજ્જનોના જેવો ધર્મ કયો ? ક્ષત્રિયોનો માનુષ ભાવ કયો અને તેઓનું અસજ્જનોના જેવું આચરણ કયું ?"૫૧

યુધિષ્ઠિરે કહ્યું:–બાણ અને અસ્ત્ર એ ક્ષત્રિયોનું દેવપણું છે; યજ્ઞ કરવો એ એમનો સજ્જનોના જેવો ધર્મ છે,ભય એ માનુષ ભાવ છે અને શરણાગતનો ત્યાગ કરવો એ તેમનું અસજ્જનતા જેવું આચરણ છે."૫૨

યક્ષે પૂછ્યું:–"યજ્ઞસંબંધી મુખ્ય સામ કયા? યજ્ઞસંબંધી મુખ્ય યજુર્મંત્ર કયો ? કઇ એક વસ્તુ યજ્ઞનો સ્વીકાર કરે છે ? અને યજ્ઞ કોનું ઉલ્લંઘન કરતો નથી ?"૫૩

યુધિષ્ઠિરે કહ્યું:–"પ્રાણ એ યજ્ઞસંબંધી મુખ્ય સામ છે; મન એ યજ્ઞસંબંધી યજુર્મંત્ર છે; ઋગ્વેદની મુખ્ય ઋચાજ યજ્ઞનો સ્વીકાર કરે છે અને યજ્ઞ તે ઋચાઓનું ઉલ્લંઘન કરતો નથી.*"

યક્ષે પૂછ્યું:–આવપન (વાવણી) કરનારાઓને, નિવાપ કરનારાઓ( રોપનારાઓ )ને, આ લોકમાં સ્વસ્થતા ઇચ્છનારાઓને અને સંતતિની ઇચ્છા કરનારાઓને શું શ્રેષ્ઠ છે ?"૫૫

યુધિષ્ઠિરે કહ્યું:–" આવપન કરનારાઓને વૃષ્ટિ શ્રેષ્ઠ છે; નિવાપ કરનારાઓને બીજ શ્રેષ્ઠ છે; આ લોકમાં પ્રતિષ્ઠા ઇચ્છનારાઓને ગાયો શ્રેષ્ઠ છે અને સંતતિની ઇચ્છા કરનારાઓને પુત્ર શ્રેષ્ઠ છે" ÷ ૫૬

---

÷ વેદ, બ્રહ્મપ્રાપ્તિમાં હેતુરૂપ છે, એ કહીને હવે તે સંબંધમાં બીજાં સાધનો કહે છે; પુરુષ આચાર્યના મુખથી વેદના અર્થો ભણવાથી શ્રોત્રિય થાય છે, માત્ર અક્ષર ગ્રહણ કરવાથી શ્રોત્રિય થતો નથી. પછી તપ અને શાસ્ત્રસંમત યુક્તિવડે સાંભળેલા અર્થનું મનન કરવાથી મહત્–બ્રહ્મને જાણે છે–અર્થાત તેનો નિશ્ચય કરે છે. તે પછી સાત્વિક ધૃતિવડે–અર્થાત નિદિધ્યાસનવડે, અવિદ્યાએ પ્રાપ્ત કરેલા અનીશત્વાદિ ધર્મવાળું સ્વરૂપ જીવરૂપથી બીજા–અર્થાત વિદ્યાથી પ્રાપ્ત થતા બ્રહ્મરૂપને પામે છે. આ શ્રવણ, મનન અને નિદિધ્યાસનના નિશ્ચયવાળી બુદ્ધિ, વૃદ્ધ–ગુરુના ઉપદેશથીજ પ્રાપ્ત થાય છે. શ્રુતિ કહે છે કે:–

**'आत्मावाऽरे द्रष्टव्यः श्रोतव्यो मंतव्यो निदिध्यासितव्यः । आचार्यवान् पुरुषो वेद ।'** ઇત્યાદિ શ્રુતિઓ આત્મદર્શનના સાધનતરીકે શ્રવણ, મનન, નિદિધ્યાસન અને આચાર્યની અપેક્ષા જણાવે છે. ૪૭,૪૮

* હવે શ્રવણાદિકના અધિકારના હેતુઓને ત્રણ ઉત્તરોથી કહે છે; વેદાધ્યયન બ્રાહ્મણોનું દેવપણું છે–અર્થાત તે સ્વર્ગલોકમાં પહોંચાડનારૂં છે; તપ એટલે શમદમાદિકનું સેવન એ સદાચાર છે; દેહાદિમાં અભિમાન એ માનુષી ભાવ છે; કારણ કે તેજ જન્મમરણને પ્રાપ્ત કરે છે અને દેવ, બ્રાહ્મણ વગેરેને દૂષણ આપવું એ અસદાચાર છે. આ ચારમાંથી પ્રથમના બે વેદાધ્યયન અને તપ, એ ગ્રહણ કરવા યોગ્ય છે અને પાછળનાં બે અભિમાન તથા પરનિંદા એ ત્યાગ કરવા યોગ્ય છે.૪૯,૫૦

* જેમ સામવેદ અને યજુર્વેદ યજ્ઞના ઉપકારક છે, તેમ પ્રાણ અને મનનો નિરોધ કર્યો હોય તો તે જ્ઞાનયજ્ઞમાં ઉપકારક થાય છે; અને યજ્ઞમાં ઋગ્વેદ જેમ મુખ્ય છે. તેમજ તેની ઋચાઓ જ્ઞાનને મુખ્યતાથી ઉત્પન્ન કરનારી છે. શ્રુતિ કહે છે કે:–' **मनोवाचं प्राणं तान्यात्मने कुरुत** । પ્રજાપતિએ મન,વાણી અને પ્રાણ, એ ત્રણ આત્મહિતને માટે સૃજ્યાં છે.' વળી બીજી શ્રુતિઓ મન અને પ્રાણ કરતાં પણ વાણી (વેદ)ને આત્મજ્ઞાનને માટે મુખ્ય ગણે છે.

÷ શમ, દમ તથા પ્રાણજય વગેરે ન થતાં હોય તો યજ્ઞાદિક અવશ્ય કરવાં એ કહે છે. આવપન કરનારાઓ એટલે સર્વ રીતે દેવોને તૃપ્ત ક-

યક્ષે પૂછયું:–"શબ્દાદિક વિષયોનો અનુભવ લેનારો, બુદ્ધિમાન, લોકમાન્ય અને સર્વ પ્રાણીઓને સંમત એવો કયો પુરુષ જીવતો મરેલો છે?"૫૭

યુધિષ્ઠિરે કહ્યું:–"દેવતા, અતિથિ, પોષ્યવર્ગ, પિતૃઓ અને પોતે, એ પાંચને જે પુરુષ કંઇજ આપતો નથી તે જીવતો મરેલો છે."×૫૮

યક્ષે પૂછયું:–"પૃથ્વી કરતાં અધિક ભારે શું? આકાશ કરતાં અધિક ઉંચું શું? વાયુ કરતાં અધિક ગતિવાળું શું? અને તૃણ કરતાં અધિક તુચ્છ શું છે?"૫૯

યુધિષ્ઠિરે કહ્યું:–"માતા પૃથ્વી કરતાં અધિક ભારે છે; પિતા આકાશ કરતાં અધિક ઉચ્ચ છે; મન વાયુ કરતાં અધિક ગતિવાળું છે અને ચિંતા તૃણ કરતાંએ તુચ્છ છે."*૬૦

યક્ષે પૂછયું:–"કોણ નિદ્રામાં પણ આંખ મીચતું નથી? કોણ ઉત્પન્ન થયા પછી પણ હાલચાલ કરતું નથી? કોને હૃદય નથી? અને કોણ વેગથી વૃદ્ધિ પામે છે?"૬૧

યુધિષ્ઠિરે કહ્યું:–"માછલાં નિદ્રામાં પણ આંખ મીંચતાં નથી; ઈંડું ઉત્પન્ન થયા છતાં હાલચાલ કરતું નથી; પાષાણને હૃદય નથી અને નદી વેગથી વૃદ્ધિ પામે છે.×" ૬૨

---

રનારાઓને માટે વૃષ્ટિ એ શ્રેષ્ઠ ફળ છે; કારણ કે વૃષ્ટિ સર્વ લોકને ઉપકાર કરનારી છે; કહ્યું છે કે:–'**अग्नौ प्रास्ताहुतिः सम्यगादित्यमुपतिष्ठते आदित्याज्जायते वृष्टिः वृष्टेरन्नं ततः प्रजाः ॥** અગ્નિમાં યથાવિધિ આપેલી આહુતિ સૂર્યને પહોંચે છે. સૂર્યથી વૃષ્ટિ થાય છે, વૃષ્ટિથી અન્ન થાય છે અને અન્નથી પ્રજા ઉત્પન્ન થાય છે, આ રીતે યજ્ઞદ્વારા વૃષ્ટિ થવાથી લોકોપકાર થાય છે; માટે તે શ્રેષ્ઠ ફળ કહ્યું છે. નિવાપ એટલે પિતૃતર્પણ તે કરનારાઓને બીજ એટલે ખેતર, બાગ, બગીચા વગેરે આત્મોપકારક વસ્તુઓની પ્રાપ્તિ એ શ્રેષ્ઠ ફળ છે. સ્મૃતિમાં કહ્યું છે કે, '**आयुः प्रजां धनं विद्यां स्वर्गं मोक्षं सुखानि च । प्रयच्छंतु तथा राज्यं प्रीतास्तुभ्यं पितामहाः ॥** તારા પિતામહો પ્રસન્ન થઇને તને આયુષ્ય, પ્રજા, ધન, વિદ્યા, સ્વર્ગ, મોક્ષ અને સુખો આપો.' આ લોકમાંજ પ્રતિષ્ઠા મેળવવાની ઇચ્છા રાખનારાઓને માટે ગાયો શ્રેષ્ઠ છે અને સંતતિની ઇચ્છા રાખનારાઓને પુત્ર એ શ્રેષ્ઠ ફળ છે–અર્થાત્ દૌહિત્રાદિકો કરતાં ગાયો અને પુત્રનું પ્રત્યક્ષ ફળ છે. કેમકે ગાયો અતિથિઓની તૃપ્તિદ્વારા અને પુત્ર શ્રાદ્ધાદિદ્વારા અધિક ઉપકારક છે. એ સર્વ પરંપરાદ્વારા શ્રવણાદિક અધિકારમાં હેતુરૂપ સમજવાં. ૫૫,૫૬

× આ શ્લોકમાં જે પુરુષ સાધનવાન છતાં સાધનથી ભ્રષ્ટ થયો હોય–તેનો યોગ્ય ઉપયોગ કરી શકયો ન હોય તેની નિંદા કરે છે. ધનાદિ સાધનો હોવાથી લોકમાન્ય હોય અને દાનનો અધિકારી હોવાથી લોકસંમત હોય, છતાં જે ઉપર જણાવેલા દેવ, અતિથિ વગેરેને આપતો નથી, તે જીવતોજ મરેલા જેવો છે;કારણકે તેની પાસેનાં તે સાધનો સર્વ વ્યર્થ જાય છે.૫૮

* ઉપર કહેલાં સાધનોને માટે જે મનુષ્ય અશક્ત હોય, તેણે માતાપિતાની સેવા કરવી; મનનો નિરોધ કરવો અને તૃણના જેવી તુચ્છ ચિંતાનો ત્યાગ કરવો,એ આ બે શ્લોકનું તાત્પર્ય છે.

× મનનો નાશ થતાં સર્વ શૂન્ય થઇ જશે. આવી શંકાનું નિવારણ કરતાં કહે છે કે, મત્સ્ય જેમ બન્ને તીરમાં ફરવાથી શ્રમિત થઇને પોતાના સ્થાનમાં શયન કરે છે, પણ તેની આંખ મીંચાતી નથી, તેમ મત્સ્ય એટલે જીવ પણ જાગ્રત અને સ્વપ્નાવસ્થામાં અથવા આ લોકમાં અને પરલોકમાં સંચાર કરીને પછી સુષુપ્ત થાય છે–અર્થાત સુષુપ્તિમાં પોતાના સ્થાનરૂપ સદ્રૂપ બ્રહ્મને પ્રાપ્ત થાય છે; તોપણ મનની પેઠે તેની જ્ઞાનદૃષ્ટિ લેપાતી નથી–બંધ થતી નથી. શ્રુતિ કહે છે કે:–'**न हि द्रष्टुर्दृष्टेर्विपरिलोपो विद्यतेऽविनाशित्वात्** । દ્રષ્ટા અવિનાશી છે, માટે તેની જ્ઞાનદૃષ્ટિનો કોઈ રીતે લોપ થતો નથી; શંકા:–જીવ અવિનાશી હોવાથી અજન્મા છે, ત્યારે કોણ ઉત્પન્ન થાય છે? ઉત્તર:–પિંડ તથા બ્રહ્માંડરૂપ ઇંડું ઉત્પન્ન થાય છે અને તે હાલચાલ કરતું નથી–અર્થાત ચૈતન્યની પ્રેરણાથીજ અહંકારાદિ સર્વ જડ વસ્તુ ચેષ્ટા કરે છે. શંકા:–એ અજન્મા (જીવ) તથા જન્મનારા પિંડાદિકનો દુઃખદાયક સંયોગ થયો છે, તેની નિવૃત્તિનો ઉપાય શો? ઉત્તર:–જેમ પાષાણને હૃદય નથી તેમ સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ આ ત્રણ દેહનો અધ્યાસ જેને નિવૃત્ત થયેલો છે એવા અશરીરી યોગીને શોકાદિકના સ્થાન-

યક્ષે પૂછયું:–" પ્રવાસીનો મિત્ર કોણ ? ઘરમાં રહેનારાઓનો મિત્ર કોણ ? રોગીનો મિત્ર કોણ ? અને મરવાની તૈયારીવાળાનો મિત્ર કોણ ?"૬૩

યુધિષ્ઠિરે કહ્યું:–" વ્યાપારીનો કાફલો પ્રવાસીનો મિત્ર છે; ભાર્યા ઘરમાં રહેનારાનો મિત્ર છે; વૈદ્ય રોગીનો મિત્ર છે અને દાન મરવા તૈયાર થયેલાનો મિત્ર છે."*૬૪

યક્ષે પૂછયું:–" હે રાજેંદ્ર ! સર્વ પ્રાણીઓનો અતિથિ કોણ ? સનાતન ધર્મ કયો ? અમૃત કયું ? અને આ સર્વ જગત શું છે ?"૬૫

યુધિષ્ઠિરે કહ્યું:–" અગ્નિ સર્વ પ્રાણીઓનો અતિથિ છે, મોક્ષધર્મજ સનાતન ધર્મ છે, ગાયનું દૂધ અમૃત છે અને વાયુ એ સર્વ જગત છે."×૬૬

યક્ષે પૂછયું:–" એકલો કોણ ફરે છે ? ઉત્પન્ન થયા પછી ફરી કોણ ઉત્પન્ન થાય છે ? ટાઢનું ઔષધ શું છે? અને મોટો ભંડાર કયોછે?

યુધિષ્ઠિરે કહ્યું:–સૂર્ય એકલો ફરે છે, ચંદ્રમા ફરી ફરીને ઉત્પન્ન થાય છે, અગ્નિ ટાઢનું ઔષધ છે અને પૃથ્વી મોટો ભંડાર છે."* ૬૮

યક્ષે પૂછયું:–ધર્મનું મુખ્ય સ્થાન કયું ? યશનું મુખ્ય સ્થાન કયું ? સ્વર્ગનું મુખ્ય સ્થાન કયું? અને સુખનું મુખ્ય સ્થાન કયું ?"૬૯

યુધિષ્ઠિરે કહ્યું:– " દક્ષતા ધર્મનું મુખ્ય સ્થાન છે; દાન યશનું મુખ્ય સ્થાન છે; સત્ય સ્વર્ગનું મુખ્ય સ્થાન છે અને શીલ સુખનું મુખ્ય સ્થાન છે."×૭૦

---

રૂપ હૃદય હોતું નથી. શંકા:–ત્યારે તેઓ સમાધિમાંથી શામાટે વ્યુત્થાન પામે છે ? ઉત્તર:–નદી–ચિત્તનદી વેગથી વૃદ્ધિ પામે છે–અર્થાત જેમ સુષુપ્તાવસ્થા પામેલા પુરુષને સ્વપ્ન જણાય છે, તેમજ સમાધિમાંથી ઉઠેલાને આ પ્રપંચ જ્યાંસુધી દેખાય છે ત્યાંસુધીજ રહે છે પરંતુ તે પછી તેનો તુરતજ લય થાય છે.૬૧,૬૨

* જે પુરુષ મનનો નિરોધ કરવા અશક્ત હોય તેને દાનજ શ્રેયસ્કર છે, એ આ બે શ્લોકમાં કહ્યું છે. ૬૩,૬૪

× દાન, ચિત્તશુદ્ધિદ્વારા યજ્ઞાદિકમાં પ્રવૃત્તિ કરાવે છે અને યજ્ઞાદિક ચિત્તની એકાગ્રતાદ્વારા સમષ્ટિની ઉપાસનામાં પ્રવૃત્તિ કરાવે છે, એ આ બે શ્લોકોમાં કહ્યું છે. આહવનીયાદિરૂપ અગ્નિ સર્વનો અતિથિ છે—અર્થાત પૂજ્ય છે; ગાયનું દૂધ સોમ નામનું અમૃત છે, તે હોમવા યોગ્ય છે અને મોક્ષમાં કારણરૂપ હોવાથી તે સનાતન–નિત્યધર્મ ગણાય છે. વાયુ એ આ સર્વ જગત છે. શ્રુતિ પણ કહે છે કે **वायुरेवव्यष्टिर्वायुः समष्टिः** વાયુજ વ્યષ્ટિ છે, અને વાયુજ સમષ્ટિ છે–અર્થાત વાયુજ પિંડ અને બ્રહ્માંડરૂપ હોવાથી તે મોક્ષનું દ્વાર ગણાય છે. ૬૫,૬૬

* પિંડ તથા બ્રહ્માંડરૂપ વાયુનો પણ સંહાર થતાં શું બાકી રહે છે તે કહે છે:–જેમ પ્રકાશ કરવા યોગ્ય વસ્તુઓના સદ્ભાવમાં અને અભાવમાં પણ સૂર્ય પ્રકાસ્યા કરે છે, તેમ સૂર્યની પેઠે ચિત્પ્રકાશરૂપ આત્માજ જાગ્રત વગેરે ત્રણ અવસ્થાઓમાં અને તે અવસ્થાના અભાવમાં પણ પ્રકાસ્યા કરે છે. શંકા:–જ્યારે આત્માજ સર્વ સમયમાં પ્રકાસ્યા કરતો હોય,ત્યારે પ્રપંચનું ભાન કેમ થાય છે? ઉત્તર:–જેમ ચંદ્ર વારંવાર ઉત્પન્ન થાય છે, તેમ ચંદ્રરૂપ મનજ અવિદ્યાને લીધે વારંવાર ઉત્પન્ન થાય છે અને તેજ દુઃખદાયક જગતની કલ્પના કર્યા કરે છે. હવે તે અવિદ્યાની નિવૃત્તિનો ઉપાય કહે છે:–અગ્નિ જેમ ટાઢનું ઔષધ છે,તેમ અગ્નિરૂપ **तत्त्वमसि** ઈત્યાદિક વાણીજ, હિમના જેવી અવિદ્યાની જડતાને નિવારણ કરનારૂં ઔષધ છે. જેમ પૃથ્વી સર્વ વસ્તુઓનો ભંડાર છે, તેમ ભૂમિરૂપ શરીર પણ વિદ્યા અને અવિદ્યાનું નિધાન છે; માટે આ શરીરમાં જેમ સંસારીપણાનો તેમજ અસંસારીપણાનો એટલે બ્રહ્મભાવનો પણ સાક્ષાત્કાર કરી શકાય છે. ૬૭,૬૮

×આ યક્ષપ્રશ્નોમાં બે પ્રશ્નોથી સાધન સાથે બ્રહ્મવિદ્યાના સૂત્રનો ઉપક્ષેપ કર્યો. તે પછી સાત પ્રશ્નોથી સાધન સાથે **त्वं** પદવાચ્ય જીવની શોધ કરી. હવે ફરી બીજા પ્રકારથી સાધનો દર્શાવતાં **तत्त्वमसि, अहंब्रह्मास्मि** ઇત્યાદિ મહાવાક્યથી પ્રતિપાદ્ય એવો **तत्** તથા **त्वं** પદાર્થોનો અભેદ નવ પ્રશ્નોથી દર્શાવે છે. ધર્મ, યશ, સત્ય અને સુખ એ ચારનાં પર્યવસાનસ્થાન અનુક્રમે દક્ષતા, દાન, સત્ય અને શીલ છે; માટે દક્ષતાદિને સેવન કરનારાને ધર્માદિકની પ્રાપ્તિ થાય છે, એ તાત્પર્ય છે.૬૯,૭૦

યક્ષે પૂછ્યું:–" મનુષ્યનો આત્મા કોણ ? મનુષ્યનો દૈવથી પ્રાપ્ત થયેલો મિત્ર કોણ ? મનુષ્યનું ઉપજીવન શું ? અને મનુષ્યનો મુખ્ય આધાર કયો ?"૭૧

યુધિષ્ઠિરે કહ્યું:–" પુત્ર મનુષ્યનો આત્મા છે; ભાર્યા એ દૈવકૃત મિત્ર છે; મેઘ એ મનુષ્યના જીવનનું સાધન છે અને દાન એ મનુષ્યનો મુખ્ય આધાર છે. "*૭૨

યક્ષે પૂછ્યું:–" ધનપ્રાપ્તિનાં સાધનોમાં ઉત્તમ સાધન કયું ? ધનોમાં ઉત્તમ ધન કયું ? લાભમાં ઉત્તમ લાભ કયો ? અને સુખોમાં ઉત્તમ સુખ કયું ?" ૭૩

યુધિષ્ઠિરે કહ્યું:–દક્ષતા એ દ્રવ્યપ્રાપ્તિનું ઉત્તમ સાધન છે; વિદ્યા એ ઉત્તમ ધન છે; આરોગ્ય એ ઉત્તમ લાભ છે અને સંતોષ એ ઉત્તમ સુખ છે."÷ ૭૪

યક્ષે પૂછ્યું:–"આ લોકમાં શ્રેષ્ઠ ધર્મ કયો? નિત્ય ફળ આપનારો ધર્મ કયો ? કોને નિયમમાં રાખવાથી શોક કરવો પડતો નથી ? અને કોની સાથે કરેલી સંગતિ નિષ્ફળ જતી નથી?"

યુધિષ્ઠિરે કહ્યું:–"સર્વ ભૂતોને અભય આપવું એ શ્રેષ્ઠ ધર્મ છે; ત્રયીધર્મ નિત્ય ફળ આપે છે; મનને નિયમમાં રાખવાથી શોક કરવો પડતો નથી અને સજ્જનની સંગતિ નિષ્ફળ જતી નથી."× ૭૬

યક્ષે પૂછ્યું:–" મનુષ્ય શેનો ત્યાગ કરવાથી પ્રિય થાય છે ? શું છોડવાથી શોક કરતો નથી ? શાનો ત્યાગ કરવાથી ધનવાન થાય છે ? અને શાનો ત્યાગ કરવાથી સુખી થાય છે ?"૭૭

યુધિષ્ઠિરે કહ્યું:–" મનુષ્ય માનનો ત્યાગ કરવાથી પ્રિય થાય છે; ક્રોધનો ત્યાગ કરવાથી શોક કરતો નથી; કામનો ત્યાગ કરવાથી ધનવાન થાય છે અને લોભનો ત્યાગ કરવાથી સુખી થાય છે."+ ૭૮

યક્ષે પૂછ્યું:–" બ્રાહ્મણને શામાટે દાન આપવું ? નટોને અને નાચનારાઓને શામાટે આપવું ? સેવકોને શામાટે આપવું ? અને રાજાઓને શામાટે દ્રવ્ય આપવું ?"૭૯

યુધિષ્ઠિરે કહ્યું:– ધર્મને માટે બ્રાહ્મણને દાન આપવું; યશને માટે નટ તથા નર્તકોને દ્રવ્યાદિ આપવું; પોષણને માટે સેવકોને દ્રવ્યાદિ આપવું અને પોતાના અભ્યુદયને માટે રાજાને દ્રવ્યાદિ આપવું.× ૮૦

યક્ષે પૂછ્યું:–" આ લોક શાથી ઢંકાએલો છે ? એ કયી વસ્તુથી પ્રકાશિત થતો નથી ? મનુષ્ય શા કારણથી મિત્રોનો ત્યાગ કરે છે ? અને

---

*પૂર્વે કહેલાં સત્ય, શીલ, દક્ષતા અને દાન એ ચારે સેવન કરવાં, પરંતુ તેમાંએ દાન મુખ્ય છે; કારણ કે તે કરવાથી પુત્રના જેવો આત્મા, ભાર્યાના જેવો સખા તથા મેઘ જેવું જીવનનું સાધન મળે છે. '**नादत्तमुपतिष्ठति**' આપ્યાવિના મળતું નથી; માટે અવશ્ય દાન કરવું, એ આ બે શ્લોકનું તાત્પર્ય છે.૭૧,૭૨

÷ સુવર્ણાદિક ધાતુઓ કરતાં વિદ્યાધન શ્રેષ્ઠ છે અને આરોગ્ય એ ધર્મનું સાધન છે; માટે તેનેજ લાભ કહ્યો છે. આ દક્ષતા, અધ્યયન, આરોગ્ય અને સંતોષ એ સાધનો જ્ઞાનમાં ઉપકારક છે.૭૩

× સંન્યાસથી સર્વ પ્રાણીઓને અભય અપાય છે; માટે તે સર્વ ધર્મમાં શ્રેષ્ઠ કહ્યો છે. અહીં ત્રયી શબ્દથી ત્રિમાત્રાવાળો પ્રણવ કહેવાય છે. તે પ્રણવના અકાર, ઉકાર અને મકારના અર્થ સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ થાય છે. આ ત્રણ ઉપાધિઓનો ક્રમથી પૂર્વ પૂર્વ ને પછી પછીમાં લય કરવાથી છેવટે અર્ધમાત્રાના અર્થરૂપ તુરીય બ્રહ્મમાં સ્થિતિ કરવાવડે મોક્ષ થાય છે; માટે એ પ્રણવાશ્રિત ધર્મને સદા ફળ આપનારો–અવિનાશી ફળવાળો કહ્યો છે. એ ધર્મનીપ્રાપ્તિને માટે મનનો નિગ્રહ એજ ઉપાય છે; કારણ કે મનનો નિગ્રહ કરવાથી આત્મતત્ત્વનું જ્ઞાન થાય છે અને તેથી જીવ શોકથી મુક્ત થાય છે. તે મનોનિગ્રહનો માર્ગ કૃપાળુ સજ્જનોએ દર્શાવવો,એ તાત્પર્ય છે.

+ માન, ક્રોધ, કામ અને લોભ એ ચારનો ત્યાગ મનના નિગ્રહમાં હેતુરૂપ છે; માટે એ ચારના ત્યાગનાં ફળો વર્ણવ્યાં છે. ૭૭,૭૮

× માન વગેરેનો ત્યાગ પણ ધર્મનું ફળ છે; માટે આ લોકમાં બ્રાહ્મણને આપેલું દાનજ ધર્મ ઉત્પન્ન કરવામાં હેતુરૂપ હોવાથી ઉપકારક છે. બીજાઓને આપેલું દ્રવ્યાદિ ધર્મમાં હેતુરૂપ નથી, એ આ બે શ્લોકોનું તાત્પર્ય છે.૭૯,૮૦

શા કારણથી સ્વર્ગમાં જતો નથી ?"૮૧

યુધિષ્ઠિરે કહ્યું:–" આ લોક અજ્ઞાનથી ઢંકાએલો છે;એ તમોગુણથી પ્રકાશિત થતો નથી; મનુષ્ય લોભથી મિત્રોનો ત્યાગ કરે છે અને સંગને લીધે સ્વર્ગમાં જતો નથી."× ૮૨

યક્ષે પૂછયું:–" પુરુષ કેવી રીતે મરેલો ગણાય ? રાજ્ય કેવી રીતે મરેલું ગણાય ? શ્રાદ્ધ કેવી રીતે મરેલું ગણાય ? અને યજ્ઞ કેવી રીતે મરેલો ગણાય ?૮૩

યુધિષ્ઠિરે કહ્યું:–" દરિદ્રી પુરુષ મરેલો ગણાય છે; રાજાવિનાનું રાજ્ય મરેલું ગણાય છે; વેદવેત્તા બ્રાહ્મણવિનાનું શ્રાદ્ધ મરેલું ગણાય છે અને દક્ષિણાવિનાનો યજ્ઞ મરેલો ગણાય છે.૮૪*

યક્ષે પૂછયું:–"દિશા કયી ? જળ શાને કહ્યું છે ? અન્ન કયું ? ઝેર કયું ? તથા શ્રાદ્ધનો કાળ કયો ? આ પ્રશ્નોના ઉત્તરો આપીને પછી જળપાન કર તથા તે લઇ પણ જા."૮૫

યુધિષ્ઠિરે કહ્યું:–" સંત પુરુષો માર્ગદર્શક દિશા છે; આકાશ ( જળનું ઉત્પત્તિસ્થાન હોવાથી ) જળ ગણાય છે; ગાય (બળદ અન્નોત્પત્તિનું મુખ્ય સાધન હોવાથી) અન્ન ગણાય છે;પ્રાર્થના (કામના) વિષ છે અને બ્રાહ્મણ શ્રાદ્ધનો કાળ ગણાય છે.હે યક્ષ! આ સંબંધમાં તું શું માને છે?"×

---

× શંકા:–દાનના બળવડે માનાદિક જીતીને મનનો નિગ્રહ થશે અને મનોનિગ્રહ થતાંજ દુઃખનો આત્યંતિક નાશ થશે; ત્યારે પૂર્વોક્ત સ્થૂલને સૂક્ષ્મમાં અને સૂક્ષ્મને કારણમાં લય પમાડવારૂપી ત્રયી ધર્મની શી અપેક્ષા? ઉત્તર:–લોક એટલે આત્મા તે જેમ કલ્પિત સર્પથી દોરડી ઢંકાય છે, તેમ જરા, મરણ, શોક અને મોહાદિના આશ્રયરૂપ અને અજ્ઞાનના કાર્યરૂપ એવા સ્થૂલ તથા સૂક્ષ્મ એ બે શરીરોથી ઢંકાયલો છે; માટે અજ્ઞાનનો નાશ થવા સારૂ ત્રયી ધર્મનો આશ્રય આવસ્યક છે. શંકા:–સુષુપ્તિમાં સ્થૂલ તથા સૂક્ષ્મ એ બન્ને દેહનું ભાન રહેતું નથી, એટલે એની મેળેજ અજ્ઞાનનો નાશ થશે. ત્યારે તે અજ્ઞાનના નાશને માટે ત્રયી ધર્મના આશ્રયની શી જરૂર છે? ઉત્તર:–આત્મા સુષુપ્તિમાં પણ તમથી–મૂળરૂપ અજ્ઞાનથી વીંટાયલો છે, માટે તે પ્રકાશિત થતો નથી. આ કારણથી સ્થૂલ વગેરે ત્રણે દેહનો લય કરવોજ જોઇએ. જ્ઞાન અને અજ્ઞાનના વિરોધથીજ અજ્ઞાને કરેલો સંસાર,માત્ર મનનો નિરોધ કરવાથી નાશ પામતો નથી; પરંતુ જેમ સર્પનો બાધ થવાથી અને દોરડીની ખાત્રી થવાથીજ સમૂલ ભયનો નાશ થાય છે, તેમજ સ્થૂલાદિ દેહમયનો બાધ કરીને સ્વસ્વરૂપની પ્રાપ્તિ થતાંજ સમૂલ સંસારનો નાશ થાય છે; માટે લોભ તથા સંગનો ત્યાગ કરીને જ્ઞાનનેજ સાધવું જોઇએ. ૮૧,૮૨

* આ શ્લોકમાં લોભ તથા સંગનો ત્યાગ ન કરવાનો દોષ કહ્યો છે. દરિદ્રી એટલે લોભી ચિત્તવાળો, તે દાનાદિક કરવામાં અસમર્થ હોવાથી મરેલોજ ગણાય છે. તેમાં દૃષ્ટાંત એ છે કે, પ્રાણરૂપી રાજાનું સંચારસ્થાન જે શરીર તે પ્રાણ–રાજાવિનાનું જેમ મરેલું ગણાય છે, તેમ દરિદ્રી જીવતોજ મરેલો છે. બીજાં બે દૃષ્ટાંતો શ્રુતિપ્રસિદ્ધજ છે.

× પૂર્વોક્ત રીતે લોભાદિકના ત્યાગવડે, દાનાદિના અનુષ્ઠાનવડે અને શમાદિકની સંપત્તિવડે યુક્ત તથા શ્રવણ,મનનાદિવાળા અધિકારીને જાણવા યોગ્ય એવું જે બ્રહ્મ તથા આત્માનું ઐક્ય તે આ શ્લોકમાં કહ્યું છે; વેદના પ્રમાણ પ્રમાણે વર્તનારા સત્પુરુષો દિશા છે; એટલે ઉપદેષ્ટા છે–અર્થાત્ આચાર્યના વચનથી બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવું એ અભિપ્રાય છે. શ્રુતિએ દર્શાવેલા પ્રમાણ પ્રમાણે જળ એટલે પિંડ તથા બ્રહ્માંડાત્મક કાર્ય અને તેનુંજ અભિમાની ચેતન–અર્થાત્ વ્યષ્ટિસમષ્ટિના જીવની લક્ષણા કરવામાં આવી છે; અને આકાશ એટલે શ્રુતિ પ્રમાણે અવ્યાકૃત કારણના અભિમાની ઇશ્વર કહ્યા છે. અહીં જળ અને આકાશ એ બન્ને શબ્દોનું મૂળમાં સમાન અધિકરણ ( લિંગ, વિભક્તિ વગેરેની એકતા ) હોવાથી જેમ '**सोऽयं देवदत्तः** તે આ દેવદત્ત છે. ' એમાંથી પ્રથમ દેવદત્ત નામના પુરુષને જે દેશમાં અને જે કાળમાં જોયો હોય તે દેશ તથા કાળનો અને વર્તમાન દેશ તથા કાળનો ત્યાગ કરતાં લક્ષણાવડે શુદ્ધ દેવદત્તનીજ પ્રતીતિ થાય છે, તેમ જળ અને આકાશ શબ્દથી નિર્દિષ્ટ થતા જીવ તથા ઈશ્વર એ બેમાંથી જીવોપાધિ અને ઇશ્વરોપાધિનો ત્યાગ કરવારૂપી ભાગ ત્યાગલક્ષણાવડે શુદ્ધ ચૈતન્યનીજ પ્રતીતિ થાય છે અને એજ સર્વ વેદાંતમાં જ્ઞાતવ્ય તત્ત્વ છે. શંકા:–જ્યાંસુધી જીવ તથા ઇશ્વરને ભિન્ન પાડનારો ઉપાધિનો ભેદ રહેશે, ત્યાં

યક્ષે પૂછ્યું:-" તપનું લક્ષણ શું કહ્યું છે ? દમ કોને કહ્યો છે ? ઉત્તમ ક્ષમા કઇ કહી છે ? અને લજ્જા કોને કહી છે ?"૮૭

યુધિષ્ઠિરે કહ્યું:- " સ્વધર્મ પ્રમાણે વર્તવું એ તપ છે; મનને દમવું એ દમ છે; સુખદુઃખાદિ દ્વંદ્વને સહન કરવાં એ ક્ષમા છે અને અકાર્ય કરતાં અટકવું એ લજ્જા છે."૮૮

યક્ષે પૂછ્યું:-" હે રાજા ! જ્ઞાન કોને કહે છે ? શમ શાને કહ્યો છે ? ઉત્તમ પ્રકારની દયા કઈ કહી છે ? અને આર્જવ શાને કહ્યું છે ?"૮૯

યુધિષ્ઠિરે કહ્યું:- " તત્ત્વાર્થનો-આત્મતત્ત્વનો સારી રીતે બોધ એ જ્ઞાન છે; ચિત્તની સારીપેઠે શાંતિ એ શમ છે; પ્રાણીમાત્રના સુખની ઇચ્છા રાખવી એ દયા છે અને ચિત્તની સમતા એ આર્જવ છે."૯૦

યક્ષે પૂછ્યું:-" પુરુષોનો દુર્જય શત્રુ કયો છે ? અનંત વ્યાધિ કયો છે ? સાધુ કોને કહ્યો છે ? અને અસાધુ કોને કહ્યો છે ?"૯૧

યુધિષ્ઠિરે કહ્યું:-" ક્રોધ એ અતિ દુર્જય છે; લોભ એ અનંત વ્યાધિ છે; સર્વ પ્રાણીમાત્રનું હિત કરનારો સાધુ છે અને નિર્દય પુરુષ અસાધુ છે."૯૨

યક્ષે પૂછ્યું:-" હે રાજા ! મોહ કોને કહે છે ? માન શાને કહ્યું છે ? આળસ શાને સમજવું ? અને શોક કોને કહ્યો છે ?"૯૩

યુધિષ્ઠિરે કહ્યું:-" ધર્મસંબંધી અજ્ઞાન એ મોહ છે; આત્માભિમાન એ માન છે; ધર્મક્રિયા ન કરવી એ આળસ છે અને અજ્ઞાનને શોક કહેવામાં આવે છે."૯૪

યક્ષે પૂછ્યું:-" ઋષિઓએ સ્થૈર્ય કોને કહ્યું છે ? ધૈર્ય કોને કહ્યું છે ? ઉત્તમ સ્નાન કોને કહ્યું છે ? અને અહીં દાન કોને કહે છે ?"૯૫

યુધિષ્ઠિરે કહ્યું:-" સ્વધર્મમાં સ્થિરતા એ સ્થૈર્ય છે; ઇંદ્રિયોનો નિગ્રહ એ ધૈર્ય છે; મનના મેલનો ત્યાગ એ સ્નાન છે અને પ્રાણીઓનું રક્ષણ એ દાન છે."૯૬

યક્ષે પૂછ્યું:-" કયા પુરુષને પંડિત સમજવો ? કયા પુરુષને નાસ્તિક કહ્યો છે ? મૂર્ખ કયો ? કામ કયો ? અને મત્સર કોને કહ્યો છે ?"૯૭

યુધિષ્ઠિરે કહ્યું:-" ધર્મવેત્તાને પંડિત સમજવો; નાસ્તિકને મૂર્ખ કહેવામાં આવે છે; સંસારનો હેતુ ( વાસના ) તે કામ છે અને હૃદયના તાપને મત્સર કહે છે."૯૮

યક્ષે પૂછ્યું:-" અહંકાર કોને કહ્યો છે ? દંભ કોને કહ્યો છે ? ઉત્તમ દૈવ કોને કહ્યું છે ? અને પૈશુન્ય ( ચાડિયાપણું ) શાને કહે છે ?"૯૯

યુધિષ્ઠિરે કહ્યું:-" અત્યંત અજ્ઞાન એ અહંકાર છે; ધ્વજની પેઠે લોકોમાં ખ્યાતિને માટે કરેલો ધર્મ તે દંભ છે; દાનનું ફળ એ ઉત્તમ દૈવ છે અને પારકાને દૂષણ આપવું એ પૈશુન્ય ( ચાડિયાપણું ) છે."*૧૦૦

સુધી એ બેની એકતા કેવી રીતે થશે ? ઉત્તરઃ- ગૌ અન્ન છે અર્થાત્ ગૌ એટલે ગતિશીલ એવી ઇંદ્રિયો અથવા તેનાથી ગ્રહણ થતા શબ્દાદિ વિષયો. અન્ન એટલે અદનીય (લય કરવા યોગ્ય ) છે; માટે જેમ સિંધવનો પહાણો જળમાં લય પામે છે, તેમ તેઓનો લય કરવો. તાત્પર્ય કે, બન્ને ઉપાધિઓ મિથ્યા હોવાથી, દોરડીમાં મિથ્યા જણાતા સર્પનો લય જેવો સુખસાધ્ય છે, તેવોજ ઉપાધિઓનો લય પણ સુખસાધ્ય છે; એટલે જીવ તથા ઇશ્વરની ચૈતન્યરૂપે એકતા થઇ જશે; પરંતુ પ્રાર્થના-કામના તેજ વિષ છે-અર્થાત્ તે જન્મમરણમાટે હેતુરૂપ છે, તેથી કામનાનો ત્યાગ કરીને તથા ગુરુના ઉપદેશવડે પ્રપંચનો લય કરીને જીવ તથા બ્રહ્મના અભેદનો સાક્ષાત્કાર કરવો.

શ્રાદ્ધએટલે શ્રદ્ધાવડે અર્પણ કરવું તે.તેનો સમય બ્રાહ્મણ-બ્રહ્મવેત્તા છે-અર્થાત્ જે સમયે સત્પાત્રનો લાભ થાય તેજ સમયે ધર્મ, જ્ઞાન વગેરેનું અનુષ્ઠાન કરવું તથા તે સંબંધી શિક્ષણ આપવું.

અહીં સાધનસાથે બ્રહ્મવિદ્યાનીસમાપ્તિ થાય છે, તોપણ યક્ષને બીજાં જ્ઞાનનાં સાધનો તથા લક્ષણો પૂછવાની ઇચ્છા હોવાથી તે યુધિષ્ઠિરને તેના બંધુઓના જીવિત વગેરેનો સંપૂર્ણ વર આપીને સુખ આપતો નથી; માટે ધર્મરાજે યક્ષને તું શું માને છે ? એમ પૂછ્યું છે-અર્થાત્ તારા માનવામાં આટલાથી કૃતકૃત્યતા છે કે નહિ ? એ પ્રશ્નનો ઉદ્દેશ છે. ૮૫-૮૬

* દંભ, દર્પ તથા પૈશુન્યનો ત્યાગ કરીને

યક્ષે પૂછયું:–" ધર્મ, અર્થ અને કામ એ પરસ્પર વિરોધી છે, એ નિત્ય વિરોધીઓનો એકત્ર સમાગમ કેવી રીતે થાય?"૧૦૧

યુધિષ્ઠિરે કહ્યું:–"જ્યારે ધર્મ અને ભાર્યા પરસ્પરને અનુકૂળ થઇને વર્તે ત્યારે ધર્મ, અર્થ અને કામ એ ત્રણેનો એકત્ર સમાગમ થાય છે."*

યક્ષે પૂછયું:–" હે ભરતકુળશ્રેષ્ઠ! અક્ષય નરક શાવડે પ્રાપ્ત થાય છે? એ હું તમને પૂછું છું,માટે તમારે તેનો શીઘ્ર ઉત્તર આપવો જોઇએ."

યુધિષ્ઠિરે કહ્યું:–"યાચના કરનારા નિષ્કિંચન બ્રાહ્મણને પોતે બોલાવીને પછી તેને જે પુરુષ 'નથી' એમ કહે છે, તે અક્ષય નરકમાં જાય છે.૧૦૪ જે પુરુષ વેદ, ધર્મશાસ્ત્ર, દ્વિજ, દેવ અને પિતૃધર્મના સંબંધમાં અસત્ય વર્તન કરે છે, તે અક્ષય નરકમાં જાયછે.૧૦૫ વળી પોતાની પાસે ધન હોવા છતાં જે લોભને લીધે દાન કરતો નથી અને ઉપભોગ પણ કરતો નથી તથા જે આમંત્રણ કર્યા પછી 'નથી' એમ કહે છે, તે અક્ષય નરકમાં જાય છે."૧૦૬

યક્ષે પૂછયું:–" હે રાજા! કુળ, આચરણ, વેદાધ્યયન અને વેદાર્થનું જ્ઞાન, આમાંથી શાવડે બ્રાહ્મણપણું પ્રાપ્ત થાય છે? એ તમે નિશ્ચયપૂર્વક કહો."૧૦૭

યુધિષ્ઠિરે કહ્યું:–" હે યક્ષ! હે તાત! સાંભળ. કુળ, વેદાધ્યયન અને વેદાર્થજ્ઞાન, એમાંથી એકે બ્રાહ્મણપણા માટે કારણભૂત નથી; પરંતુ આચરણ–સદાચરણ એજ બ્રાહ્મણપણામાટે નિઃસંશય કારણ છે; તેથી બ્રાહ્મણે વિશેષ યત્નપૂર્વક આચરણનું રક્ષણ કરવું. જ્યાંસુધી બ્રાહ્મણ આચારથી ભ્રષ્ટ થતો નથી, ત્યાંસુધી તે હીન થતો નથી; પરંતુ આચારથી ભ્રષ્ટ થયો એટલે તે હીન થઈ જાય છે.૧૦૯ અધ્યયન કરનારા, અધ્યયન કરાવનારા અને બીજા શાસ્ત્રનું ચિંતન કરનારા એ સર્વ તે તે વ્યસનોને અધીન થયેલાઓ મૂર્ખ છે; અને ક્રિયાવાન–શાસ્ત્રસંમત આચરણ કરનારોજ પંડિત છે.૧૦ ચારે વેદનું અધ્યયન કરનારો પણ જો દુરાચરણી હોય તો તે શૂદ્ર કરતાં પણ નીચ છે અને અગ્નિહોત્ર વિષયમાં તત્પર તથા જિતેંદ્રિય હોય તેજ બ્રાહ્મણ છે."૧૧૧

યક્ષે પૂછયું:–" પ્રિય ભાષણ કરનારાને શું મળે છે? વિચારપૂર્વક કાર્ય કરનારાને શું મળે છે? બહુ મિત્ર કરનારાને શું મળે છે? અને ધર્મમાં પ્રીતિવાળાને શું ફળ મળે છે? તે કહો."

યુધિષ્ઠિરે કહ્યું:–" પ્રિય ભાષણ કરનારો સર્વને પ્રિય થાય છે; વિચારપૂર્વક કાર્ય કરનારો ઉત્તરોત્તર વિજય મેળવે છે; બહુ મિત્ર કરનારો સુખથી રહે છે અને જે ધર્મમાં પ્રીતિવાળો છે તેને ઉત્તમ ગતિ મળે છે."૧૧૩

યક્ષે પૂછયું:–" આનંદથી કોણ રહે છે? આશ્ચર્ય શું છે? માર્ગ કયો? અને વાર્તા કઇ? મારા આ ચાર પ્રશ્નોના ઉત્તરો આપો, એટલે તમારા મૃત્યુ પામેલા બંધુઓ જીવતા થશે."*

યુધિષ્ઠિરે કહ્યું:–" હે યક્ષ! પાંચમે અથવા છઠ્ઠે દિવસે પણ જે પોતાના ઘરમાંજ ભાજીપાલો રાંધી ખાય છે, જેને દેવું નથી અને જેને પ્રવાસ કરવો પડતો નથી તે આનંદથી રહે છે. રોજ રોજ પ્રાણીઓને યમલોકમાં જતા જુએ છે, છતાં અહીં બાકી રહેલાઓ પોતાને અવિના-

---

દૈવાધીન રહી, દૈવેચ્છાથી મળતા લાભવડે સંતોષ રાખવો તથા નિષ્કામધર્મનું આચરણ કરવું એ તાત્પર્ય છે.

* સંન્યાસ જેમ ભાર્યાનો વિરોધી છે, તેમ અગ્નિહોત્રાદિક ધર્મ, ભાર્યાનો વિરોધી થતો નથી; અને જ્યારે ભાર્યા ધર્મની વિરોધિની થતી નથી ત્યારે ધર્મ અર્થને ઉત્પન્ન કરે છે અને ભાર્યા કામને પૂર્ણ કરે છે. એ રીતે આ ધર્મ, અર્થ અને કામનો ત્રિવર્ગ સંગમ પામે છે અને તેથી ગૃહસ્થાશ્રમીઓનો પણ ધર્મદ્વારા મોક્ષમાં અધિકાર છે, એ કહ્યું છે.

* આ ચાર પ્રશ્નોના ઉત્તરોથી કર્મ,ઉપાસના અને જ્ઞાનના અંતરંગ સાધનરૂપે વૈરાગ્યજ છે, એ કહે છે. ઋણ તથા પ્રવાસ ન કરતાં દૈવેચ્છાથી થતા લાભ ઉપર સંતોષ માનવો; દેહ વિનાશી છે એ ધ્યાનમાં લઇને પ્રાપ્ત થયેલા ભોગોનો પણ ત્યાગ કરી તત્કાળ પરમ તત્ત્વની પ્રાપ્તિને માટે યત્ન કરવો; તેમજ અપાર એવી વિદ્યાનો પાર મેળવવાનો શ્રમ ન ઉઠાવતાં બહુજન સંમત માર્ગનેજ અનુસરી જવું તથા સ્ત્રી વગેરે ભોગ્ય પદાર્થો ચિરકાળ રહેનારા નથી એમ વિચારીને સર્વ પદાર્થોથી વિરક્ત થવું, એ તાત્પર્ય છે.

શી માને છે, એનાથી બીજું આશ્ચર્ય શું હોય! તર્કથી નિર્ણય થતો નથી, શ્રુતિઓ ભિન્ન ભિન્ન અર્થવાળી છે, તેના વ્યાખ્યાતા ઋષિ એક નથી કે જેના મતને પ્રમાણ મનાય અને ધર્મનું તત્ત્વ ગુહામાં રાખેલુંછે અર્થાત્ નિગૂઢ છે;માટે મોટા જનો જે માર્ગે જાય તેજ સામાન્યજનોનો માર્ગ છે.[૧૧૭] આ મહામોહમય જગતરૂપી કઢાઇમાં પ્રાણીઓને નાખી, તેની નીચે સૂર્યરૂપી અગ્નિથી સળગાવેલાં રાત્રિ તથા દિવસરૂપી લાકડાં સળગાવીને કાળ પોતે માસ અને ઋતુરૂપી કડછીથી તે પ્રાણીઓને ચોતરફથી છુંદતો છુંદતો રાંધે છે, આનેજ વાર્તા કહેવામાં આવે છે. "

યક્ષે કહ્યું:-"હે શત્રુતાપન ! તમે મારા પ્રશ્નોના ઉત્તરો યથાર્થ રીતે આપ્યા છે. હવે પુરુષ કોને કહેવો એ કહો અને સર્વ સંપત્તિમાન પુરુષ કયો તે પણ કહો."[૧૧૯]

યુધિષ્ઠિરે કહ્યું:-"પુણ્યકર્મના યોગથી જે મનુષ્યની કીર્તિનું ગાન સ્વર્ગલોકમાં અને ભૂમિ ઉપર જ્યાંસુધી રહે છે, ત્યાંસુધી તે પુરુષ કહેવાય છે.*[૧૨૦] જે પુરુષને પ્રિય-અપ્રિય, સુખ-દુઃખ તથા આવી ગયેલું અને આવવાનું સર્વ સમાન છે તે સર્વસંપત્તિમાન કહેવાય છે." ÷[૧૨૧]

યક્ષે કહ્યું:-"હે રાજા ! તમે પુરુષની તથા સર્વસંપત્તિમાન નરની વ્યાખ્યા કરી, માટે હવે તમારા બંધુઓમાંથી જે એકને જીવાડવા ઇચ્છતા હો તે ભલે જીવતો થાઓ."*[૧૨૨]

યુધિષ્ઠિરે કહ્યું:-"હે યક્ષ ! શ્યામ વર્ણનો, રક્ત નેત્રવાળો, મહાન શાલવૃક્ષ જેવો ઉંચો,વિશાળ છાતીવાળો અને મહાન બાહુવાળો આ નકુલ જીવતો થાઓ."[૧૨૩]

યક્ષે કહ્યું:-"હે રાજા ! આ ભીમસેન તમને વહાલો છે અને અર્જુન તમારો મુખ્ય આધાર છે, છતાં તમે તમારા સાવકા ભાઈ નકુલને જીવાડવાની કેમ ઇચ્છા કરો છો ?[૧૨૪] જેનામાં દશહજાર હાથીના જેવું બળ છે તે ભીમસેનને છોડીને તમે નકુલને જીવાડવાની શામાટે ઇચ્છા કરો છો ?[૧૨૫] મનુષ્યો પણ કહે છે કે, ભીમસેન તમને પ્રિય છે, છતાં તમે શા અભિપ્રાયથી ઓરમાન એવા નકુલને જીવાડવાની ઇચ્છા કરો છો ? જેના બાહુબળના ઉપર સર્વ પાંડવો આધાર રાખે છે, તે અર્જુનનો ત્યાગ કરીને તમે નકુલને જીવાડવાની કેમ ઈચ્છા કરો છો ?"[૧૨૭]

યુધિષ્ઠિરે કહ્યું:-"આપણે જો ધર્મનો ઘાત કર્યો હોય તો તે આપણોજ ઘાત કરેછે અને ધર્મનું રક્ષણ કર્યું હોય તો તે આપણું રક્ષણ કરે છે;માટે હણેલો ધર્મ આપણો ઘાત ન કરે એ હેતુથી હું ધર્મનો ત્યાગ કરતો નથી.[૧૨૮]પરમાર્થ દૃષ્ટિથી જોતાં નિષ્પક્ષપાતીપણું એ ઉત્તમ ધર્મ છે એમ મારૂં માનવું છે;માટે હું સમાનભાવથી રહેવાની ઇચ્છા રાખું છું અને હે યક્ષ! તેથી નકુલ જીવતો થાઓ.[૧૨૯] હે યક્ષ ! આ રાજા સદા ધર્મશીલ છે, એ પ્રમાણે મનુષ્યો મને જાણે છે; માટે હું સ્વધર્મથી ડગીશ નહિ, તેથી નકુલ જીવતો થાઓ.વળી મારા પિતાની કુંતી અને માદ્રી બે ભાર્યાઓ તે બન્ને પુત્રવતી રહે એવો મારો નિશ્ચિત વિચાર છે.[૧૩૧] મારે જેવી કુંતી તેવીજ માદ્રી છે, તે બેમાં મને ભેદબુદ્ધિ નથી. હું બન્ને માતાના સંબંધમાં સમાન વર્તન રાખવા ઇચ્છું છું; માટે હે યક્ષ ! નકુલ જીવતો થાઓ."

યક્ષે કહ્યું:-"હે ભરતશ્રેષ્ઠ રાજા ! તમે અર્થ અને કામ કરતાં પણ સમાનભાવને શ્રેષ્ઠ માનો

---

* સકામ અથવા નિષ્કામ પુણ્યકર્મ કરવાથી આ લોક અને પરલોકમાં કીર્તિ ફેલાય છે અને જ્યાંસુધી તે કીર્તિ રહે છે, ત્યાંસુધી પુરુષ જીવતો ગણાય છે. પછી આ લોકમાં પૂર્વની વાસનાને અનુસરીને કર્મો કરે છે, તેમાં પણ નિષ્કામ કર્મ કરનારો પગથિયાં ચઢવાના ક્રમથી ચઢતો ચઢતો મુક્ત થાય છે અને સકામ કર્મ કરનારો ઉતરવાના ક્રમથી અધિક અધિક વાસનાના પાશોથી બંધાઇ જાય છે, એ વિવેક છે.

÷ બ્રહ્મવેત્તાજ સર્વસંપત્તિમાન છે; કારણ કે શ્રુતિમાં તેનેજ પૂર્ણ કામનાવાળો કહ્યો છે. મૂળમાં કહેલાં લક્ષણો સ્વાભાવિક છે; અને તેજ લક્ષણો સાધકને માટે યત્નસાધ્ય એવાં જ્ઞાનનાં સાધનો ગણ્યાં છે.

* ઉપલા પ્રશ્નોથી યુધિષ્ઠિરના જ્ઞાનની પરીક્ષા કરી, હવે તેની ધર્મસંબંધી સ્થિતિની પરીક્ષા કરવામાટે યક્ષે તેને ઉપર પ્રમાણે પૂછ્યું છે.

છો; માટે તમારા સર્વ બંધુઓ જીવતા થાઓ."

ઈતિ શ્રીમહા૦ વન૦ આરણેયપર્વમાં "યક્ષપ્રશ્ન" એ વિષયનો અધ્યાય ૩૧૩ મો સમાપ્ત.

# અધ્યાય ૩૧૪ મો

## નકુલાદિનું જીવન અને ધર્મદત્ત વરદાન

॥ वैशंपायन उवाच ॥

**ततस्ते यक्षवचनादुदतिष्ठंत पांडवाः॥**
**क्षुत्पिपासे च सर्वेषां क्षणेन व्यपगच्छताम् ॥**

વૈશંપાયને કહ્યું:–તે પછી યક્ષનાં વચનથી પાંડવો ઉઠીને ઉભા થયા અને તે સર્વની ક્ષુધા તથા તૃષા એક ક્ષણમાંજ દૂર થઇ ગઇ.[૧]

યુધિષ્ઠિરે કહ્યું:–" સરોવરમાં એક પગથી ઉભા રહેલા અને કોઈથી પણ પરાજય ન પામનારા એવા તમે કયા દેવ છો? એ તમને પૂછું છું; કારણકે હું તમને યક્ષ માનતો નથી.[૨] તમે વસુઓમાંના એક છો? અથવા રુદ્રોમાંના એક છો? અથવા મરુતોમાંના કોઇ શ્રેષ્ઠ મરુત છો? કે દેવાધીશ વજ્રધારી ઇંદ્ર છો?[૩] આ મારા ભ્રાતાઓ લાખ લાખ યોદ્ધાઓ સાથે યુદ્ધ કરે તેવા છે. એ સર્વેને જેણે પાડયા હોય તેવા યોદ્ધાને હું જોતો નથી.[૪] આ સઘળા સુખથી નિદ્રા લઈને જાગ્યા હોય તેમ તેઓની ઇંદ્રિયોને હું સ્વસ્થ સ્થિતિમાં જોઉં છું; માટે તમે અમારા સુહૃદ છો કે અમારા પિતા છો?"[૫]

યક્ષે કહ્યું:–" હે મૃદુ પરાક્રમી તાત! હું તારો પિતા ધર્મ છું. હે ભરતશ્રેષ્ઠ! તને જોવાની ઈચ્છાથી હું અહીં આવ્યો છું, એમ તું સમજ. યશ, સત્ય, ઇંદ્રિયનિગ્રહ, શૌચ, આર્જવ, લજ્જા, મનની સ્થિરતા, દાન, તપ અને બ્રહ્મચર્ય, આ મારાં શરીરો છે.[૭] અહિંસા, સમતા, શાંતિ, કૃચ્છ્રચાંદ્રાયણાદિ તપ, શૌચ અને મત્સરનો ત્યાગ, આ મારી પ્રાપ્તિનાં દ્વારો છે, એમ તું જાણ. તું મને સર્વદા પ્રિય છે.[૮] તું પૂર્વના પુણ્યને લીધે આત્મદર્શનમાં સાધનભૂત, શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા અને સમાધિ–આ પાંચમાં પ્રીતિવાળો છે તથા તેં ક્ષુધા, તૃષા, શોક, મોહ, જરા અને મૃત્યુ–આ ષટ્પદીનો વિજય કર્યો છે, એ ઘણું સારૂં છે. એ ષટ્પદીમાંથી મનુષ્યનો જન્મ થતાંજ તેને પ્રથમનાં બે પદ ( ક્ષુધા તથા તૃષા ) વળગે છે; મધ્યનાં બે પદ ( શોક તથા મોહ ) મધ્ય વયમાં વળગે છે અને છેલ્લાં બે પદ (જરા તથા મૃત્યુ) છેલ્લી વયમાં પ્રવેશ કરે છે.[૯] તારૂં કલ્યાણ થાઓ! હું ધર્મ છું અને તારી પરીક્ષા કરવા અહીં આવ્યો છું. હે નિષ્પાપ! હું તારા સમભાવથી સંતુષ્ટ થયો છું અને તને વર આપું છું;[૧૦] માટે હે શુદ્ધ રાજેંદ્ર! તું વર માગ. હું તને તે આપીશ. જે પુરુષો મારા ભક્ત છે, તેઓની દુર્ગતિ થતી નથી."[૧૧]

યુધિષ્ઠિરે કહ્યું:–" જે બ્રાહ્મણના અરણી–સહિત મંથને લઈને મૃગ ચાલ્યો ગયો છે, તે બ્રાહ્મણના અગ્નિઓનો લોપ થાય નહિ. આ મારો પ્રથમ વર મને મળો."[૧૨]

યક્ષે કહ્યું:–"હે પ્રતિભાશાળી કુંતીપુત્ર! તારી પરીક્ષા કરવામાટે મેંજ મૃગનો વેષ ધારણ કરીને તે બ્રાહ્મણની બન્ને અરણીઓ હરણ કરી હતી."[૧૩]

વૈશંપાયને કહ્યું:–"આ પ્રમાણે કહીને ભગવાન ધર્મે 'હું તે આપું છું' એવો ઉત્તર આપ્યો; અને કહ્યું કે:–' હે દેવતુલ્ય યુધિષ્ઠિર ! તારૂં કલ્યાણ થાઓ! તું બીજો વર માગ."[૧૪]

યુધિષ્ઠિરે કહ્યું:–"અમારાં વનમાં બાર વર્ષો ગયાં અને આ ગુપ્તવાસનું તેરમું વર્ષ આવ્યું છે, માટે આ વર્ષમાં વાસ કરતાં અમને મનુષ્યો કોઇપણ રીતે ઓળખી કાઢે નહિ, એવું કરો."

વૈશંપાયને કહ્યું:–" એ સાંભળીને ભગવાન ધર્મે 'હું એ વર આપું છું ' એટલોજ ઉત્તર આપ્યો અને ફરી સત્ય પરાક્રમી કુંતીપુત્ર યુધિષ્ઠિરનું આશ્વાસન કરતા કહ્યું કે:–[૧૬]" હે ભારત! જો કે તમે પોતાના રૂપથી આ પૃથ્વી ઉપર ફરશો, તોપણ તમને ત્રણ લોકમાંથી કોઇપણ ઓળખશે નહિ.[૧૭] હે કુરુવંશને ધારણ કરનારા પાંડવો! તમે આ તેરમા વર્ષમાં ગુપ્તરીતે વિરાટ નગરમાં રહેજો; મારી કૃપાથી ત્યાં તમને કોઇપણ ઓળખશે નહિ. વળી તમે સર્વ, મનમાં જેવું જેવું રૂપ ધારણ કરવાની ઇચ્છા કરશો, તેવું તેવું

યથેચ્છરૂપ ધારણ કરી શકશો.મેં તમારી પરીક્ષા કરવામાટે મૃગરૂપ ધારણ કરીને હરણ કરેલો આ અરણીસહિત મંથ, તમે બ્રાહ્મણને આપો.[૨૦] હે સૌમ્ય ! તું બીજો વર માગી લે, હું તને ઇચ્છિત વર આપું છું. હે નરશ્રેષ્ઠ ! આ રીતે તને વર આપતાં મને તૃપ્તિ થતી નથી;[૨૧] માટે હે પુત્ર! તું ત્રીજો અપ્રતિમ એવો મહાન વર માગી લે. હે રાજા ! તું મારાથી ઉત્પન્ન થયો છે અને વિદુર મારા અંશથી ઉત્પન્ન થયા છે."[૨૨]

યુધિષ્ઠિરે કહ્યું:-"હે પિતાજી ! મેં આજે આપ સનાતન દેવાધિદેવનાં સાક્ષાત્ દર્શન કર્યાં છે;માટે હવે તો આપ સંતુષ્ટ થઇને જે વર આપશો તે વર હું ગ્રહણ કરીશ.[૨૩] હે વિભો ! હું સર્વદા લોભ, મોહ તથા ક્રોધનો જય કરૂં અને મારૂં મન દાન, તપ તથા સત્યમાં સતત તત્પર રહે, તેમ કરો."[૨૪]

ધર્મે કહ્યું:-"હે પાંડુપુત્ર ! તું સ્વાભાવિક રીતેજ એ ગુણોથી યુક્ત છે અને તું મૂર્તિમાન ધર્મજ છે,છતાં તારા કહેવા પ્રમાણે સઘળું થશે."

વૈશંપાયને કહ્યું:-આ પ્રમાણે કહીને લોકરક્ષક ભગવાન ધર્મ ત્યાંથી અંતર્ધાન થઇ ગયા. તે પછી સુખથી નિદ્રા લઇને ઉઠેલા મનસ્વી પાંડવો એકઠા થયા[૨૬] અને શ્રમરહિત થયેલા તે સઘળા વીરોએ આશ્રમમાં આવીને પેલા તપસ્વી બ્રાહ્મણને અરણીસંપુટ આપ્યું.[૨૭] ભીમાદિકનું ઉત્થાન અને પિતા ધર્મ તથા પુત્ર યુધિષ્ઠિરનો કીર્તિવર્ધક સમાગમ જેમાં છે એવા આ આખ્યાનનો જે પુરુષ જિતેંદ્રિય તથા મનોનિગ્રહી થઇને પાઠ કરે, તે પુત્રવાન તથા પૌત્રવાન થઇને સો વર્ષનાં આયુષ્યવાળો થાય.[૨૮] આ શુભ આખ્યાનને સારી રીતે ધ્યાનમાં રાખનારા મનુષ્યોનું મન અધર્મમાં, મિત્રભેદમાં, પરધન હરણ કરવામાં, પરસ્ત્રીના સમાગમમાં અને કૃપણતામાં કદાપિ પ્રીતિ રાખતું નથી.[૨૯]

**ઇતિ શ્રીમહા૦ વન૦ આરણ્યેય પર્વમાં "નકુલાદિકનું જીવન વગેરે વરપ્રાપ્તિ" એ વિષયનો અધ્યાય ૩૧૪ મો સમાપ્ત.**

# અધ્યાય ૩૧૫ મો

## અજ્ઞાતવાસની તૈયારી

**॥ वैशंपायन उवाच ॥**

**धर्मेण तेऽभ्यनुज्ञाताः पांडवाः सत्यविक्रमाः।**
**अज्ञातवाससमयं शेषं वर्षं त्रयोदशम् ॥१॥**

વૈશંપાયને કહ્યું:-ધર્મદેવે આજ્ઞા આપ્યા પછી સત્યપરાક્રમી, વિદ્વાન તથા ઉત્તમ વ્રતવાળા પાંડવો, તેરમા વર્ષમાં ગુપ્તરીતે અજ્ઞાતવાસ વસવાની ઇચ્છા કરતા એકઠા થઇને બેઠા. પછી વનવાસમાં જે પોતાના ઉપર ભક્તિ રાખનારા તપસ્વીઓ રહેતા હતા,તેઓના પ્રત્યે તે વ્રતધારી રાહાત્મા પાંડવોએ અજ્ઞાતવાસની આજ્ઞા લેવામાટે હાથ જોડી ઉભા થઇને કહ્યું કેઃ-[૩]"ધૃતરાષ્ટ્રના પુત્રોએ જે પ્રમાણે કપટથી અમારૂં રાજ્ય હરી લીધું તથા અનેક અન્યાયો કર્યા તે સર્વ તમારા જાણવામાં છે.[૪] અમે કષ્ટદાયક વનમાં બાર વર્ષસુધી રહ્યા છીએ અને અમારે ગુપ્તરીતે રહેવાનું તેરમું વર્ષ બાકી રહ્યું છે;[૫] માટે અમે આ વર્ષમાં ગુપ્તરીતે રહીશું. તે સંબંધી તમારે આજ્ઞા આપવી જોઇએ. દુષ્ટાત્મા દુર્યોધન, કર્ણ અને શકુનિ અમારાપ્રત્યે અત્યંત વૈર રાખે છે. તેઓએ અમારી ખોળને માટે ગુપ્ત દૂતોની ગોઠવણ કરી દીધી છે તથા તેઓ પોતે પણ સાવધાન થઇ ગયા છે, માટે જો તેઓ અમને જાણી જશે તો અમે જેનો આશ્રય કરીને રહ્યા હોઇશું તે નગરજનોને તથા અમારા સ્વજનોને અત્યંત ત્રાસ આપશે.(તેથી અમારે આ દેશ છોડીને જવું જોઇએ.)[૭] અહો! શું તેવો સમય આવશે કે જ્યારે અમે સર્વ ફરી બ્રાહ્મણોની સાથે પોતાના દેશમાં સ્વરાજ્ય ભોગવતાહોઇશું?"

વૈશંપાયને કહ્યું:-આટલું કહીને પવિત્ર એવા ધર્મપુત્ર યુધિષ્ઠિર રાજા દુઃખ તથા શોકથી થઇ વ્યાકુળ થઇ ગયા; તેમનો કંઠ અશ્રુથી ગદ્ગદિત થઇ ગયો અને તે મૂર્ચ્છિત થઇ ગયા.ત્યારે સર્વ બ્રાહ્મણોએ ભાઇઓની સાથે તેમને ધીરજ આપીને શાંત કર્યા; અને તે સમયે ધૌમ્યમુનિ, રાજા યુધિષ્ઠિરને મહાન અર્થવાળાં વચન કહેવા

લાગ્યા.“હે રાજા ! તમે વિદ્વાન,મનોનિગ્રહી,સત્ય પ્રતિજ્ઞાવાળા અને જિતેંદ્રિય છો.એવા પુરુષો કોઇ પણ વિપત્તિમાં ગભરાતા નથી. મહાત્મા દેવોએ પણ આપત્તિઓ ભોગવી છે અને તેઓ શત્રુઓના નિગ્રહને માટે વારંવાર ઠામ ઠામ ગુપ્ત રહ્યા છે. ઇંદ્રે પણ નિષધ દેશમાં ગિરિપ્રસ્થાશ્રમમાં ગુપ્ત રહીને શત્રુઓના નિગ્રહનું કાર્ય કર્યું છે.[૧૩] વિષ્ણુએ પણ દૈત્યોના વધને માટે અશ્વનું મુખ ધારણ કરીને અદિતિના ગર્ભાશયમાં અજ્ઞાત રીતે ચિરકાલ વાસ કર્યો છે.[૧૪] વામનાવતારમાં ગુપ્ત બ્રાહ્મણરૂપ ધારણ કરનારા વિષ્ણુએ ત્રણ પગલાંથી બળિનું રાજ્ય કેવી રીતે હરણ કર્યું તે તમે સાંભળ્યુંજ છે.[૧૫] વળી અગ્નિએ જળમાં પ્રવેશ કરીને અને તેમાં ગુપ્ત રહીને દેવોનું કાર્ય કર્યું, તે સર્વ તમે સાંભળ્યું છે.[૧૬]હે ધર્મજ્ઞ ! હરિએ શત્રુના નિગ્રહને માટે ગુપ્ત રીતે ઇંદ્રના વજ્રમાં પ્રવેશ કરીને જે કર્મ કર્યું તે પણ તમે સાંભળ્યું છે.[૧૭] હે નિષ્પાપ તાત ! બ્રહ્મર્ષિ ઔર્વે માતાની સાથળમાં ગુપ્તરીતે વાસ કરીને દેવોને માટે જે કાર્ય કર્યું હતું તે તમે સાંભળ્યું છે.[૧૮] હે તાત! એજ પ્રમાણે ઉત્તમ તેજવાળા સૂર્યે પૃથ્વી ઉપર સર્વ સ્થાનમાં ગુપ્તવાસ કરીને સઘળા શત્રુઓને બાળી નાખ્યા હતા;[૧૯]તેમજ દશરથને ત્યાં ગુપ્તરીતે વાસ કરનારા ઘણા પરાક્રમી વિષ્ણુએ યુદ્ધમાં દશ મુખવાળા રાવણનો વધ કર્યો હતો. આ પ્રમાણેજ મહાત્માઓએ ઠામ ઠામ ગુપ્ત રહીને યુદ્ધમાં શત્રુઓને જીત્યા છે; તેમજ તમે પણ શત્રુઓને જીતશો.”[૨૧]

આ રીતે ધૌમ્યમુનિએ અનેક વાક્યો કહીને ધર્મવેત્તા યુધિષ્ઠિરને સારી રીતે સંતુષ્ટ કર્યા; પરંતુ તે શાસ્ત્રબુદ્ધિથી તથા સ્વબુદ્ધિથી ડગ્યા નહિ–અર્થાત્ તેમણે કપટથી શત્રુનો વધ કરવાની વાત સ્વીકારી નહિ.[૨૨] તે પછી મહાપરાક્રમી, મહાબળવાન અને બળવાનોમાં શ્રેષ્ઠ એવો ભીમસેન વાણીથી હર્ષ ઉત્પન્ન કરતો કરતો રાજાપ્રત્યે બોલ્યોઃ–“હે મહારાજ ! ગાંડીવધન્વા અર્જુને તમારા તરફ લક્ષ્ય રાખીને ધર્માનુસાર બુદ્ધિને લીધે જરા પણ સાહસ કર્યું નથી; અને શત્રુઓનો વધ કરવામાં સમર્થ એવા નકુલ તથા સહદેવને પણ મેં નિત્ય રોકી રાખ્યા છે.[૨૫] તાત્પર્ય કે, તમે અમને જે કામમાં જોડશો તે કામને અમે છોડીશું નહિ; માટે તમે તે સર્વ કાર્ય કરો, અમે તત્કાળ શત્રુઓને જીતીશું.”[૨૬]

આ પ્રમાણે ભીમસેને કહ્યું, એટલે બ્રાહ્મણો ઉત્તમ આશીર્વાદ આપીને તે ભરતવંશીઓની આજ્ઞા લઇને પોતપોતાને ઘેર ગયા;[૨૭] અને સર્વ વેદવેત્તાઓ, મુખ્ય યતિઓ તથા મુનિઓ પાંડવોનાં ફરી દર્શન કરવાની આકાંક્ષાથી પાંડવોના માર્ગમાંજ યોગ્યતા પ્રમાણે બેઠા.[૨૮]તે પછી વિદ્વાન તથા વીર એવા પાંચે પાંડવો ધનુષ ધારણ કરીને ઉભા થયા અને દ્રૌપદીને લઇને ધૌમ્યમુનિની સાથે ત્યાંથી ચાલી નીકળ્યા.[૨૯] તે પ્રદેશમાંથી પ્રયાણને માટે એક કોશ દૂર ગયા પછી બીજા દિવસથીજ નરવ્યાઘ્ર પાંડવો ગુપ્તવાસને માટે તૈયાર થયા;[૩૦] અને પૃથક્ પૃથક્ શાસ્ત્રને જાણનારા, વિચાર કરવામાં કુશળ તથા સંધિ અને વિગ્રહના સમયને જાણનારા તે સર્વે ગુપ્ત વિચાર કરવામાટે એકઠા થઇને બેઠા.[૩૧]

ઇતિ શ્રી એકલક્ષ શ્લોકાત્મક વ્યાસનિર્મિત મહા૦ વન૦ આરણ્યેયપર્વમાં “અજ્ઞાતવાસનો વિચાર” એ વિષયનો અધ્યાય ૩૧૫ મો સમાપ્ત.

**આરણેય પર્વ સમાપ્ત.**

**वनपर्व समाप्त.**

## વનપર્વનો મહિમા અને દાનનો વિધિ

इदमारण्यकं श्रुत्वा महापापैः प्रमुच्यते ॥
अधनोधनमाप्नोति पुत्रपौत्रसमन्वितः ॥

જે સ્ત્રી અથવા પુરુષ શુદ્ધ થઇને તથા મનનો નિગ્રહ કરીને આ વનપર્વ સાંભળે,તે મહાપાપથી મુક્ત થાય,નિર્ધનને ધન મળે, પ્રજારહિતને પુત્ર તથા પૌત્ર મળે અને જે જે વિષયોની ઇચ્છા કરે તે ઇચ્છાઓ તેની નિઃસંશય પૂર્ણ થાય. વનપર્વનો પાઠ કર્યા પછી અથવા સાંભળ્યા પછી બ્રાહ્મણોને વસ્ત્ર, ગાય, સુવર્ણ તથા રત્નોનાં દાનો આપવાં અને પૂજા કરીને દૂધપાક વગેરે પદાર્થોનું ભોજન કરાવવું;[૩] કારણકે બ્રાહ્મણો સંતુષ્ટ થવાથી પાંડવો તથા બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, ઇંદ્ર, દેવગણો, ભૂતો, મુનિઓ,દેવીઓ અને પિતૃગણો સંતુષ્ટ થાય છે. પોતાની શક્તિ પ્રમાણે વસ્ત્ર, અન્ન, સુવર્ણ અને આભૂષણોથી કથા વાંચનારની પૂજા કરવી. ખાસ કરીને પાંડવોના સંતોષને માટે વન પર્વનો પાઠ કરનારા બ્રાહ્મણને કાંસાના દોહનપાત્ર સાથે રૂપાની ખરીઓવાળી, સોનાનાં શીંગડાંવાળી અને અલંકારવાળી કપિલા ગાય આપવી તથા બ્રાહ્મણોને અન્ન આપવું.[૬] જે ઉત્તમ પુરુષ આ આરણ્યક નામના આખ્યાનને શ્રવણ કરે, તેની સર્વ કામનાઓ પૂર્ણ થાય અને છેવટે તે સ્વર્ગમાં જાય છે.

## વનપર્વના વૃત્તાંતો

પાંડવો વનમાં જવા નીકળ્યા, નગરના લોકો તેઓની પાછળ જવા લાગ્યા, નાગરિક લોકોનાં વચન અને પાંડવોએ તેઓને પાછા વાળ્યા, બ્રાહ્મણો પાંડવોની પાછળ ચાલ્યા, યુધિષ્ઠિરને ચિંતા, શૌનકનાં વાકય, ધૌમ્યે કહેલી સ્તુતિ, આદિત્યનાં અષ્ટોત્તરશત નામ, ધૃતરાષ્ટ્રે વિદુરને કાઢી મૂકયા, વિદુર પાંડવો પાસે આવ્યા, ધૃતરાષ્ટ્રને થયેલો સંતાપ, વ્યાસનું આગમન, સુરભી તથા ઇંદ્રનો સંવાદ, અર્જુનનાં વચન, ભીમસેનનાં વચન, વ્યાસનું દર્શન, અર્જુન પાશુપતાસ્ત્ર લેવા ગયો, ત્યાં લોકપાળોનું આગમન, અર્જુનને વિદ્યાનો લાભ તથા શસ્ત્રની પ્રાપ્તિ, કિરાતની સાથે યુદ્ધ, ઇંદ્રલોકમાં અર્જુનનું પ્રયાણ, નળનું આખ્યાન, યુધિષ્ઠિરને દ્યૂતવિદ્યાની પ્રાપ્તિ, નારદનું આગમન, પુલસ્ત્યની તીર્થયાત્રા,લોમશનું ઇંદ્રલોકમાંથી આગમન, તેની સાથે પાંડવોનું તીર્થયાત્રામાં નીકળવું, અગસ્ત્યનો પ્રભાવ, વિંધ્ય પર્વતનું ચરિત્ર, વાતાપિનો નાશ, સમુદ્રનું શોષણ, કાલેયનો વધ, સગરના પુત્રોનો વિનાશ, ગંગાનું ભૂમંડળ ઉપર આગમન, ઋષ્યશૃંગનું ઉપાખ્યાન, વૃષ્ણિઓ અને પાંચાલો પાંડવોની પાસે આવ્યા, ત્યાં બળદેવનું ભાષણ, વાસુદેવનું ભાષણ, પરશુરામનું ચરિત્ર, સુકન્યાનું આખ્યાન, બાજ તથા હોલાનું આખ્યાન, અષ્ટાવક્રનું આખ્યાન, પાંડવોનો ગંધમાદનમાં પ્રવેશ, ઉત્પાતદર્શન, ઘટોત્કચનું આગમન, જટાસુરનો વધ, આર્ષ્ટિષેણના આશ્રમમાં નિવાસ, હનુમાન અને ભીમનો સમાગમ, ભીમે પુષ્પો ઉપાડયાં, ભીમનું યક્ષો સાથે યુદ્ધ, કુબેરનું આગમન, નિવાતકવચોનો વધ, અર્જુનનું પાંડવોની પાસે આગમન, અર્જુનનો શસ્ત્ર દેખાડવાનો આરંભ, આજગર આખ્યાન, પાંડવોનું પુનઃ કામ્યક વનમાં આગમન, ત્યાં શ્રીકૃષ્ણ અને સત્યભામાનું આવવું, નારદનું આગમન, માર્કંડેયનું આગમન, માર્કંડેયની સાથે કથાપ્રસંગ, બ્રાહ્મણનું માહાત્મ્ય, ધુંધુમારનું આખ્યાન, સરસ્વતી અને તાર્ક્ષ્યનો સંવાદ, મનુનું ચરિત્ર, મંડૂકનું આખ્યાન, પતિવ્રતાનું આખ્યાન, ધર્મવ્યાધનું આખ્યાન, મધુકૈટભનું આખ્યાન, દ્રૌપદી તથા સત્યભામાનો સંવાદ, ઘોષયાત્રા અને દુર્યોધનનું કર્મ, વર્ષાઋતુનું વર્ણન, ઇંદ્રદ્યુમ્નનું આખ્યાન, અંગિરાનું તથા સ્કંદજન્મનું આખ્યાન, દુર્યોધનનો યજ્ઞ, વ્યાસનું દર્શન, યુધિષ્ઠિરને સ્વપ્નમાં મૃગોનું દર્શન, વ્રીહિદ્રૌણિક આખ્યાન, દ્રૌપદીહરણ, દુર્વાસાનું આખ્યાન, રામનું આખ્યાન, સાવિત્રીનું આખ્યાન, ઇંદ્રે કરેલું કર્ણનાં કુંડળોનું હરણ અને અરણીસંબંધી પર્વમાં યક્ષોના પ્રશ્નો.

**વૃત્તાંતો સમાપ્ત**



महर्षि कृष्णद्वैपायनविरचित

# श्रीमहाभारतनुं विराट पर्व

# पांडवप्रवेश पर्व

## અધ્યાય ૧ લો

### અજ્ઞાતવાસને માટે યુધિષ્ઠિરાદિના વિચાર

**मंगलश्लोकः—नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ॥**
**देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥ १ ॥**

શ્રીનારાયણને, નરોમાં ઉત્તમ એવા નર ભગવાનને તથા દેવી સરસ્વતીને નમસ્કાર કરીને તે પછી ઈતિહાસાદિ જયગ્રંથોનો ઉચ્ચાર કરવો.[૧]

જનમેજયે પૂછ્યું:–દુર્યોધનના ભયથી પીડાયલા એવા મારા પૂર્વપિતામહો–પાંડવો, વિરાટ નગરમાં કેવી રીતે ગુપ્તવાસથી રહ્યા હતા ? વળી હે બ્રહ્મન્ ! પતિવ્રતા, મહાભાગ્યવાળાં અને નિરંતર શ્રીકૃષ્ણનું કીર્તન કરનારાં દ્રૌપદી પણ દુઃખી થઇને ત્યાં કેવી રીતે ગુપ્ત રહ્યાં હતાં ? તે કહો. [૩]

વૈશંપાયને કહ્યું:–હે રાજન્ ! તમારા પૂર્વપિતામહ પાંડવો વિરાટનગરમાં જેવી રીતે ગુપ્તવાસથી વસ્યા હતા, તે તમે સાંભળો.[૪] ધર્મધારીઓમાં શ્રેષ્ઠ એવા ધર્મરાજા, ગયા પર્વમાં જણાવ્યા પ્રમાણે ધર્મ પાસેથી વરદાનો મેળવીને આશ્રમમાં ગયા અને ત્યાં તેમણે બ્રાહ્મણોને તે સર્વ વાત કહી સંભળાવી.[૫] યુધિષ્ઠિરે બ્રાહ્મણોને તે સર્વ વાત કહીને પેલા બ્રાહ્મણને તેના અરણી પાત્રની જોડી આપી.[૬] હે ભરતવંશી રાજા ! તે પછી ઉદાર મનવાળા, ધર્મપુત્ર યુધિષ્ઠિર રાજાએ પોતાના નાના ભાઇઓને એક ઠેકાણે ભેગા કરીને આ પ્રમાણે કહ્યું:–[૭] "આપણને રાજ્ય ત્યજીને નીકળ્યાને આ બાર વર્ષ કષ્ટથી પૂરાં થયાં છે અને હવે પરમ દુઃખથી

વસવા જેવું આ તેરમું વર્ષ આવી લાગ્યું છે;[૮] માટે હે કુંતીના ભલા પુત્ર અર્જુન ! તું અહીંથીજ કોઈ નિવાસસ્થાન પ્રસન્ન કર, કે જ્યાં આપણે બીજાઓથી ઓળખાઈએ નહિ તેવી રીતે આ વર્ષમાં વાસ કરીએ."[૯]

અર્જુને કહ્યું:–"હે મનુષ્યાધીશ ! આપણે તેજ ધર્મદેવનાં વરદાનથી કોઇ મનુષ્ય ઓળખે નહિ તે રીતે ફરીશું એમાં સંશય નથી.[૧૦] તેમાં હું તમને નિવાસને માટે કેટલાએક શુભ અને રમણીય દેશો કહું છું, તેમાંથી એકાદ સ્થાનને તમે પ્રસન્ન કરો.[૧૧] કુરુદેશની આસપાસ રમણીય અને બહુ અન્નવાળા પંચાલ, ચેદિ, મત્સ્ય, શૂરસેન, પટચ્ચર, દશાર્ણ, નવરાષ્ટ્ર, મલ્લ, શાલ્વ, યુગંધર, વિશાલ કુંતિરાષ્ટ્ર, સુરાષ્ટ્ર અને અવંતિ નામના દેશો આવેલા છે.[૧૩] હે રાજા ! આ દેશોમાંથી કયો દેશ તમને નિવાસને માટે ગમે છે, કે જ્યાં રહીને આપણે આ વર્ષ પસાર કરીએ?"[૧૪]

યુધિષ્ઠિરે કહ્યું:–"હે મહાબાહુ ! સમર્થ તથા સર્વ પ્રાણીના નિયંતા એવા ભગવાન ધર્મે જે પ્રમાણે કહ્યું છે અને મેં સાંભળ્યું છે, તે પ્રમાણેજ થશે,અન્યથા થશે નહિ.(ગયા પર્વમાં યુધિષ્ઠિરને ધર્મે કહ્યું છે કે, તમે બધા જોકે તમારાં પોતાનાં રૂપથીજ આ પૃથ્વીમાં ફરશો, તોપણ તમને ત્રણ લોકમાં કોઇ ઓળખશે નહિ.)[૧૫] તથાપિ આપણે બધાએ સાથે વિચાર કરીને નિવાસને માટે જે સ્થાન રમણીય તથા સુખશાંતિવાળું હોય તે સ્થાનમાં નિર્ભય થઇને અવશ્ય વસવું જોઇએ.[૧૬] તેમાં મત્સ્ય દેશનો વિરાટરાજા બળવાન, ધર્મશીલ, ઉદાત્ત, વૃદ્ધ, નિત્ય પ્રજાપ્રિય તથા પાંડવોના ઉપર સર્વ રીતે પ્રીતિવાળો છે;[૧૭] માટે હે ભરતવંશી તાત ! આપણે આ વર્ષ વિરાટનગરમાં રહીને તે રાજાનાં કાર્યો કરતા વિહાર કરીશું.[૧૮] હવે આપણે મત્સ્યરાજાની પાસે જઇને તેનાં કયાં કયાં કામો કરી શકીશું ? તે કામો હે કુરુનંદનો ! તમે પ્રત્યેક જણ કહો."[૧૯]

અર્જુને પૂછ્યું:–"હે નરદેવ ! હે સાધુપુરુષ ! તમે વિરાટના રાજ્યમાં શું કામ કરશો ? અને વિરાટનગરમાં કયું કામ કરીને તમારા દિવસો આનંદમાં ગાળશો ?[૨૦] હે પાંડવરાજ ! તમે સુકુમાર, ઉદાર, લજ્જાશીલ, ધાર્મિક અને સત્ય પરાક્રમવાળા છો, છતાં દુઃખમાં ઘસડાયા છો તો તમે શું કામ કરશો ?[૨૧] સાધારણ મનુષ્યની પેઠે આપ નરેંદ્રે વૃદ્ધાવસ્થાના દુઃખને પણ જાણ્યું નથી; ત્યારે આ ભયંકર દુઃખને પ્રાપ્ત થઈને તમે તેને કેવી રીતે તરશો ?"[૨૨]

યુધિષ્ઠિરે કહ્યું:–"હે કુરુનંદન પુરુષશ્રેષ્ઠો ! હું વિરાટ રાજાની આગળ જઇને જે કામ કરીશ, તે કામ તમે સાંભળો.[૨૩] હું દ્યૂત રમી જાણનારો તથા ક્રીડા ઉપર પ્રીતિવાળો×કંક નામનો બ્રાહ્મણ થઇને, તે મહાત્મા રાજાનો સભાસદ થઇશ;[૨૪] અને ખાનાં પાડેલાં બાજી રમવાનાં પાટિયાંપર વૈડૂર્યમણિનાં (લીલાં),સુવર્ણનાં (પીળાં), જ્યોતિરૂપ (રાતાં) અને પારાના જેવાં ધોળાં શિખરાકાર મનોહર સોગટાંઓને કાળા તથા રાતા પાસાઓ નાખીને ચલાવીશ;[૨૫] અને તેદ્વારા પ્રધાનો તથા સંબંધીઓની સાથે વિરાટરાજાને રમાડીને સંતુષ્ટ કરીશ. તેમ કરવાથી મને કોઈ ત્યાં ઓળખશે નહિ.[૨૬] જો મને રાજા, 'તમે કોણ છો ?' એમ પૂછશે, તો 'હું યુધિષ્ઠિરનો પૂર્વે પ્રાણસમો સખા હતો'* એમ તેને કહીશ.[૨૭] આ પ્રમાણે વિરાટનગરમાં હું કેવી રીતે વિહાર કરીશ, તે મેં તમને કહ્યું છે. હવે હે વૃકોદર !

× વિરાટરાજાને ત્યાં પાંડવોએ પોતાનાં બીજાં નામો કહ્યાં છે. તે સત્યવાદીઓના ઉપર મિથ્યાવાદીપણાનો દોષ આવતો નથી; કારણ કે તે પ્રત્યેક નામો પણ અન્વર્થ કહેલાં છે. **'कंक'** શબ્દનો વિશ્વકોશમાં, કપટવેષધારી બ્રાહ્મણ તથા કૃતાંત–કાલ–ધર્મ એવા અર્થો આપેલા છે; એટલે એક તો પોતે કપટવેષધારી બ્રાહ્મણ થયા છે અને વળી કંક એટલે ધર્મ અને ધર્મથી પોતે યુધિષ્ઠિર ઉત્પન્ન થયેલા છે; એટલે **आत्मा वै पुत्र नामासि**–આ શ્રુતિથી પોતે ધર્મરૂપજ છે,એટલે કંક નામ કહેવાથી મિથ્યાપણું આવતું નથી.

* યુધિષ્ઠિર નામના દેહનો સંચાલક સખારૂપ જેમ પ્રાણ છે, તેમજ અંતર્યામી ચિદાત્મા પણ તેના જેવો દેહ સખા છે. આ અભિપ્રાયથી યુધિષ્ઠિરે ચિદાત્માની ભાવનાથી પોતાને પ્રાણસમા સખા કહ્યા છે.

તું વિરાટનગરમાં કયું કામ કરીને રમણ કરીશ ? તે કહે.૨૮”

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ પાંડવપ્રવેશ પર્વમાં “ યુધિષ્ઠિરાદિના વિચાર ” એ વિષયનો અધ્યાય ૧ લો સમાપ્ત.

## અધ્યાય ૨ જો

### અજ્ઞાતવાસને માટે વિચાર (ચાલુ)

**॥ भीमसेन उवाच ॥**

**पौरोगवो ब्रुवाणोऽहं बल्लवो नाम भारत ॥**
**उपस्थास्यामि राजानं विराटमिति मे मतिः॥**

ભીમસેને કહ્યું:-“હે ભરતવંશી રાજા ! હું પોતે પોતાને બલ્લવ* નામનો પૌરોગવ×–રસોડાંનો અધ્યક્ષ છું, એમ કહેતો વિરાટ રાજાની પાસે જઇને તેની સેવા કરીશ, એવો મારો વિચાર છે. હું રસોડાંના કામમાં કુશળ છું; એટલે તે રાજાને માટે દાળ વગેરે રસોઇ કરીશ; અને તેના સારી પેઠે કેળવાયલા રસોઇયાઓએ, પહેલાં જેવાં શાક, ભાજી, ભજીયાં વગેરે વાનીઓ બનાવી હશે તેને તુચ્છ કરી દે તેવી વાનીઓ બનાવીશ અને રાજાને પ્રસન્ન કરીશ. વળી હું મોટા મોટા લાકડાના ભારાઓ ઉપાડી લાવીશ.૩ આવું મારૂં મહાન કર્મ જોઇને રાજા મને રસોઇના કામ ઉપર નિમશે. હે ભારત ! મનુષ્યોથી ન થાય તેવાં મોટાં કામો હું કરીશ; એટલે તે રાજાના બીજા સેવકો તો મને રાજાના જેવોજ માનશે; અને તેથી હું ખાવાપીવાના અન્ન, રસ વગેરે પદાર્થોનો સ્વામી થઇ પડીશ.૫ વળી હે રાજન્ ! મારે બળવાન હાથીઓ અથવા મહાબળવાન આખલાઓને વશ કરવાના હશે તો તેઓને પણ હું કબજે કરીશ;૬ તેમજ સમાજમાં જે કોઇ મલ્લો મારીસાથે યુદ્ધ કરશે, તેઓની સાથે હું યુદ્ધ કરીશ અને રાજાની પ્રીતિમાં વધારો કરીશ.૭ તે યુદ્ધ કરનારાઓને હું કોઇ રીતે મારી નાખીશ નહિ; પણ તેઓને એવા પાડીશ કે જે રીતે તેઓ મૃત્યુ પામશે નહિ.૮ કદાચ રાજા મને પૂછશે તો હું તેને કહીશ કે:-‘પહેલાં હું યુધિષ્ઠિરને ત્યાં મદમત્ત હાથીઓને વશ કરી તેઓની સાથે ક્રીડા કરનારો, મોટા આખલાઓને દમીને તેઓને હંફાવનારો, દાળ, શાક વગેરે રસોઇ કરનારો અને મારણરહિત મલયુદ્ધ કરનારો હતો.’૯ આ રીતે હે રાજા ! હું પોતે પોતાના સ્વરૂપને ગુપ્ત રાખતો વિચરીશ. જે રીતે હું ત્યાં વિહાર કરીશ, તે મેં તમને કહ્યું છે.”૧૦

યુધિષ્ઠિરે કહ્યું:-“પૂર્વે ખાંડવવન બાળવાની ઇચ્છાવાળો અગ્નિ, બ્રાહ્મણનું રૂપ લઇને, જે શ્રીકૃષ્ણની સાથે બેઠેલા મહાબળવાન, મહાબાહુવાળા, અજિત, કુરુકુળને આનંદ આપનારા અને મનુષ્યોમાં શ્રેષ્ઠ એવા અર્જુનની પાસે ગયો હતો, તે આ કુંતીપુત્ર ધનંજય કયું કામ કરશે ?૧૨ જે આ અર્જુને તે વનમાં જઇને એક રથવડેજ ઇંદ્રને જીતીને તથા સર્પોને અને રાક્ષસોને હણીને અગ્નિને તૃપ્ત કર્યો હતો; વળી જેણે સર્પરાજ વાસુકિની બહેન ઉલૂપીને પોતાના સ્વરૂપથીજ વશ કરી હતી અને જે શત્રુઓની સામે યુદ્ધ કરવામાં શ્રેષ્ઠ છે તે આ અર્જુન કયું કામ કરશે ?૧૪ તાપ આપનારામાં જેમ સૂર્ય શ્રેષ્ઠ છે, બે પગવાળામાં જેમ બ્રાહ્મણ શ્રેષ્ઠ છે, પેટે ચાલનારાંઓમાં જેમ ઝેરી દાઢવાળો સર્પ શ્રેષ્ઠ છે, તેજસ્વીઓમાં જેમ અગ્નિ શ્રેષ્ઠ છે,૧૫ આયુધોમાં જેમ વજ્ર શ્રેષ્ઠ છે, બળદોમાં જેમ આખલો શ્રેષ્ઠ છે, ધરાઓમાં જેમ સમુદ્ર શ્રેષ્ઠ છે, વર્ષનારાઓમાં જેમ પર્જન્ય શ્રેષ્ઠ છે,૧૬ નાગોમાં જેમ ધૃતરાષ્ટ્ર નાગ શ્રેષ્ઠ છે, હાથીઓમાં જેમ ઐરાવત હાથી શ્રેષ્ઠ છે, પ્રિય વસ્તુઓમાં જેમ પુત્ર અધિક પ્રિય છે, સુહૃદ્વર્ગમાં જેમ ભાર્યા શ્રેષ્ઠ છે, હે વૃકોદર ! પોતપોતાની જાતિમાં જેમ એ બધાં શ્રેષ્ઠ છે, તેમ યુવાન ગુડાકેશ સર્વ ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ છે.૧૮ તે આ વાસુદેવ અને ઇંદ્રથી ઉતરે નહિ તેવો, મહાકાંતિવાળો, ગાંડીવ ધનુષવાળો અને ધોળા અશ્વવાળો બીભત્સુ–અર્જુન કયું કામ કરશે ?૧૯ વળી દિવ્ય રૂપવાળા અને તેજસ્વી એવા જે અ-

---

* બલ્લવ એટલે દાળ વગેરે રસોઇ કરનારો.

× ‘પુરોગુ’ એવું વાયુનું નામ છે અને તેનો પુત્ર હોવાથી ભીમે પોતાને પૌરોગવ કહેલો છે અને લોકમાં પૌરોગવ એટલે રસોડાંનો અધ્યક્ષ કહેવાય છે.

ર્જુને પાંચ વર્ષ સુધી ઇંદ્રને ઘેર રહીને પોતાના પરાક્રમવડે મનુષ્યોમાં અદ્દભુત એવી અસ્ત્રવિદ્યા પ્રાપ્ત કરી હતી અને દિવ્ય અસ્ત્રો મેળવ્યાં હતાં; જે અર્જુનને હું અગિયાર રુદ્રોમાં બારમો રુદ્ર માનું છું, બાર સૂર્યોમાં તેરમો સૂર્ય માનું છું, આઠ વસુઓમાં નવમો વસુ માનું છું અને નવ ગ્રહોમાં દશમો ગ્રહ માનું છું;[૨૧] જેના બન્ને બાહુ સરખા, લાંબા અને કઠિન ત્વચાવાળા છે તથા તે ડાબાજમણા બન્ને હાથ ઉપર બળદની ખાંધ ઉપર પડેલાં આંટણની પેઠે પણછના આઘાતથી આંટણ પડેલાં છે;[૨૨] વળી જે પર્વતોમાં હિમાલય જેવો, નદીઓમાં સમુદ્ર જેવો, દેવોમાં ઇંદ્ર જેવો, વસુઓમાં અગ્નિ જેવો, મૃગોમાં વ્યાઘ્ર જેવો અને પક્ષીઓમાં ગરુડ જેવો છે, તે હથિયારધારીઓમાં શ્રેષ્ઠ એવો અર્જુન કયું કામ કરશે ?"[૨૪]

અર્જુને કહ્યું:–" હે પૃથ્વીપતિ ! હું વિરાટ રાજાની આગળ* ષંઢક છું, એવી પ્રતિજ્ઞા કરીશ. હે રાજન્ ! જોકે મારા બન્ને બાહુઓના ઉપર પણછના આઘાતથી પડેલાં મહાન આંટણો ઢાંકવાં કઠિન છે,[૨૫] તોપણ આંટણવાળા બન્ને બાહુઓને હું ચૂડીઓ પહેરીને ઢાંકી દઇશ. બન્ને કાનમાં અગ્નિના જેવાં તેજસ્વી બે કુંડળો પહેરીશ,[૨૬] હાથમાં શંખની ચૂડીઓ પહેરીશ અને હે રાજન્! માથે વેણી ગુંથીને હીજડાપણાને પ્રાપ્ત થઈ હું મારું બૃહન્નલા× નામ રાખીશ;[૨૭] અને સ્ત્રીભાવથી વારંવાર પૂર્વ રાજાઓનાં ચરિત્રો ગાઈને હું રાજાને તેમજ બીજાં અંતઃપુરમાં રહેનારાં જનોને આનંદ પમાડીશ.[૨૮] વળી હે રાજન્ ! હું વિરાટરાજાના નગરની સ્ત્રીઓને ગાયન, વિચિત્ર નૃત્ય તથા વિવિધ પ્રકારનાં વાદિત્રો શીખવાડીશ;[૨૯] તથા પ્રજાનાં કરેલાં સારાં ઉચ્ચ આચારયુક્ત ઉદાર કર્મોનાં પુષ્કળ વખાણ કરીશ. હે કુંતીપુત્ર! આ રીતે હું કપટવડે નપુંસકનો વેષ ધારણ કરીને પોતાના સ્વરૂપને બુદ્ધિના પ્રભાવવડે ગુપ્ત રાખીશ.[૩૦] હે પાંડવ! જો મને રાજા પૂછશે તો 'યુધિષ્ઠિરને ઘેર હું દ્રૌપદીની દાસી થઈને રહી હતી' એમ કહીશ.[૩૧] હે રાજેંદ્ર! આ રીતે રાખથી ઢંકાયલા અગ્નિની પેઠે હું મારા સ્વરૂપને ઢાંકીને વિરાટરાજાના ભવનમાં સુખથી વિહાર કરીશ."[૩૨]

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ પાંડવપ્રવેશ પર્વમાં "યુધિષ્ઠિરાદિના વિચાર" એ વિષયનો અધ્યાય ૨ જો સમાપ્ત.

## અધ્યાય ૩ જો

### અજ્ઞાતવાસને માટે વિચાર (ચાલુ)

॥ वैशंपायन उवाच ॥

**इत्येव मुक्त्वा पुरुषप्रवीरस्तथार्जुनो धर्मभृतां वरिष्ठः ॥ वाक्यं तथाऽसौ विरराम भूयो नृपोऽपरंभ्रातरमाबभाषे ॥१॥**

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે કહીને પુરુષોમાં ઉત્તમ વીર તથા ધર્મધારીઓમાં શ્રેષ્ઠ એવો અર્જુન વિરામ પામ્યો એટલે યુધિષ્ઠિર રાજા ફરીને બીજા ભાઈને પૂછવા લાગ્યા.[૧]

યુધિષ્ઠિરે કહ્યું:–" હે નકુલ ! હે તાત! સુકુમાર, શૂરો, દેખાવડો અને સુખ ભોગવવાને લાયક એવો તું વિરાટ રાજાના રાજ્યમાં કયું કામ કરતો વિચરીશ? તે મને કહે !"[૨]

નકુલે કહ્યું:–"હું પોતાનું ગ્રંથિક* એવું નામ રાખીને વિરાટરાજાને ત્યાં અશ્વપાલ થઈશ; કારણકે હું સર્વ પ્રકારના અશ્વજ્ઞાનથી સંપન્ન છું, ઘોડાઓનું અનેક રીતે રક્ષણ કરવામાં કુશળ છું, ઘોડાઓને કેળવવામાં કુશળ છું તેમજ ઘોડાઓની ચિકિત્સા કરવામાં પણ કુશળ છું. વળી એ કામ મને ઘણું પ્રિય છે તથા હે કુરુરાજ! જેમ તમને ઘોડા વહાલા છે, તેમ મને પણ ઘોડાઓ હમેશાં વહાલા છે.[૪] વિરાટનગરમાં જે લોકો મને પૂછશે તેઓને હું જે રીતે વિહાર કરી શકું તે રીતે આ પ્રમાણે કહીશ કે, પૂર્વે

* **षंढ**–ગોવાલ, તેનો અન્ય અવતાર **षंढक**–અર્થાત્ શ્રીકૃષ્ણનો હું બીજો અવતાર તથા સખા છું.

× **बृहन्नला**–'લ' અને 'ર'માં અભેદ હોવાથી **बृहन्नरः** અર્થાત્ નારાયણનો સખા–અધીન રહું એવો અર્થ થાય છે.

* **ग्रंथिक**–આયુર્વેદાદિ ગ્રંથોને જાણનાર અશ્વિનીકુમાર તેનો હું પુત્ર છું.

મને પાંડુપુત્ર યુધિષ્ઠિરે અશ્વશાળાનો અધિકારી કર્યો હતો; આવો ઉત્તર આપીને,હે પૃથ્વીપતિ ! હું વિરાટનગરમાં ગુપ્ત રીતે ફરીશ."૬

યુધિષ્ઠિરે કહ્યું:-"હે સહદેવ ! તું વિરાટ રાજાની સમીપમાં કેવી રીતે વિહાર કરીશ અને કયું કર્મ કરીને ગુપ્ત રહીશ ?"૭

સહદેવે કહ્યું:-" હું વિરાટરાજાની ગાયોનો પરીક્ષક થઇને રહીશ; કારણકે હું ઉદ્ધત ગાયોને રોકવામાં, દોહવામાં તથા ગાયોની પરીક્ષામાં કુશળ છું. ત્યાં હું તંતિપાલ× એવા નામથી પ્રસિદ્ધ થઇને બહુ નિપુણતાથી વર્તીશ; એટલે આ સંબંધમાં તમારા મનનો સંતાપ દૂર થાઓ.૯ પૂર્વે પણ આપે મને વારંવાર ગાયોના સમૂહમાં મોકલ્યો હતો; એટલે હે રાજન્ ! તે સંબંધમાં મારૂં સર્વ ચાતુર્ય તમે જાણ્યું છે.૧૦ હે પૃથ્વીપતિ ! ગાયોનાં લક્ષણ, ચરિત્ર તથા જે તેમાં મંગલકારક ચિન્હો હોય છે તે સઘળું તથા બીજું પણ હું સારી રીતે જાણું છું.૧૧ વળી હે રાજન્ ! સંમાનિત લક્ષણવાળા આખલાઓને પણ હું ઓળખું છું કે જેઓનાં મૂત્રને સુંઘવાથી વંધ્યા સ્ત્રીને પણ ગર્ભ રહી, તેને પ્રસૂતી થાય છે. મને ગાયોના સંબંધમાં સદા પ્રીતિ છે; માટે હું એ પ્રમાણે કાર્ય કરીશ, તેથી મને કોઇ ઓળખશે નહિ અને હું રાજાને પણ સંતુષ્ટ કરીશ."

યુધિષ્ઠિરે કહ્યું:-" આ આપણી પ્રિય ભાર્યા દ્રૌપદી, કે જે આપણને પ્રાણ કરતાં પણ વધારે વહાલી છે, માતા(કુલવૃત્તિ)ની પેઠે પરિપાલન કરવા જેવી છે તથા સ્વસા(પાર્વતી)ની પેઠે પૂજવા જેવી છે,તે દ્રૌપદી કયું કામ કરીને વિરાટ નગરમાં દિવસ ગુજારશે? ખરેખર,જે બીજી સ્ત્રીઓની પેઠે કંઇપણ કામ કરી જાણતી નથી,૧૫ સુકુમાર દેહવાળી છે,વયે બાળા-નિત્યનૂતના છે, રાજાની પુત્રી છે, યશસ્વિની છે, પતિવ્રતા છે અને મહાભાગ્યવાળી છે, તે કેવી રીતે વર્તીને પોતાના દિવસો ગાળશે ?૧૬ વળી જે સ્ત્રી ઉત્પન્ન થઇ ત્યારથીજ પુષ્પો, સુગંધો, અલંકારો અને વિવિધ પ્રકારનાં વસ્ત્રોનેજ ઓળખે છે, ( બીજું જાણતી નથી) તે દ્રૌપદી કયું કામ કરશે ?"૧૭

દ્રૌપદીએ કહ્યું:-" હે ભારત ! આ લોકમાં અન્યના ઘરમાં રહી કલાકૌશલ્યથી નિર્વાહ ચલાવનારી સ્વતંત્ર દાસીઓ સૈરંધ્રીના નામથી ઓળખાય છે, તેઓની પેઠે બીજી કુલીન સ્ત્રીઓ વર્તતી નથી,આવો લોકોનો નિશ્ચય છે;એટલે હું કેશની વેણી ગુંથવાના કામમાં કુશળ +સૈરંધ્રી છું,એમ કહીને વિરાટરાજાના ઘરમાં રહીશ.૧૮ હે ભરતવંશી રાજા ! મને જો રાજા પૂછશે, તો હું તેને કહીશ કે, 'યુધિષ્ઠિરને ઘેર દ્રૌપદીની હું દાસી થઇને રહેતી હતી.'૧૯ તમે મને જે પૂછો છો તેનો ઉત્તર એજ કે, આ રીતે હું પોતાના સ્વરૂપને છુપાવીને મારા દિવસો ગાળીશ; અને વિરાટરાજાની યશસ્વિની ભાર્યા સુદેષ્ણાની સેવામાં રહીશ, એટલે તે રાણી મારૂં રક્ષણ કરશે; માટે તમે મારા સંબંધી આવો ખેદ કરો નહિ."

યુધિષ્ઠિરે કહ્યું:-" હે ભામિનિ ! હે કૃષ્ણા ! તું કલ્યાણકારક વચન બોલે છે, તું ઉત્તમ કુળમાં જન્મી છે, સાધ્વી છે અને સજ્જનોના આચારમાં રહેલી છે, તેથી તું પાપને ઓળખતી નથી;૨૨ તોપણ હે કલ્યાણિ ! જે રીતે દુષ્ટ હ્દયવાળા પાપીઓ તને ઓળખે નહિ તે પ્રમાણે તું વર્તજે, કે જેથી તેઓ ફરી સુખી થાય નહિ."

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ પાંડવપ્રવેશ પર્વમાં " યુધિષ્ઠિરાદિના વિચાર " એ વિષયનો અધ્યાય ૩ જો સમાપ્ત.

## અધ્યાય ૪ થો
### ધૌમ્યમુનિનો ઉપદેશ

॥ युधिष्ठिर उवाच ॥

कर्माणि[illegible]क्तानि युष्माभिर्यानियानि करिष्यथ॥
ममचापि यथा बुद्धिरुचिता विधिनिश्चयात् ॥

યુધિષ્ઠિરે કહ્યું:-"તમે જે જે કાર્યો કરવાના છો તે તે કાર્યો કહ્યાં છે અને વિધાતાના નિશ્ચયપ્રમાણે મારી પણ જેવી ઉચિત બુદ્ધિ થઇ તે પ્રમાણે મેં પણ મારૂં કાર્ય કહ્યું છે.૧ હવે

× तंतिपाल-तंति-વાણી, पाल-પાળનારો-આપનાં વચનપ્રમાણે વર્તનારો.

+सैरंध्री-રાજપત્ની અથવા અંતઃપુરની દાસી

આપણા આ ધૌમ્યગુરુ પોતે રસોઇઆઓ અને પાકશાળાના અધ્યક્ષોને લઇને દ્રુપદરાજાને ત્યાં જાય અને ત્યાં આપણાં અગ્નિહોત્રો તથા તેનાં પાત્રોનું રક્ષણ કરે.[૨] આ ઇંદ્રસેન વગેરે સારથિઓ ખાલી રથોને લઇને શીઘ્ર દ્વારકામાં જાય એવો મારો મત છે;[૩] અને આ દ્રૌપદીની સઘળી દાસીઓ, રસોઇઆઓ અને રસોડાના અધ્યક્ષોની સાથે પંચાલદેશમાંજ જાઓ;[૪] તથા તે સર્વેએ કહેવું કેઃ–'પાંડવો કયાં છે તેની અમને ખબર નથી; તે સર્વ દ્વૈત વનમાંથીજ અમને છોડીને ચાલ્યા ગયા છે.' "[૫]

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે પાંડવોએ પરસ્પરમાં વિચાર કરીને તથા જૂદાં જૂદાં કાર્યો કહીને, પછી ધૌમ્યમુનિનો વિચાર પૂછચો, ત્યારે ધૌમ્યે તેઓને વિચાર આપતાં કહ્યું.[૬]

ધૌમ્યે કહ્યું:–"હે ભરતવંશી રાજા! બ્રાહ્મણોની સાથે, સ્નેહીઓની સાથે, વિજયને માટે કરેલી ચઢાઈમાં, યુદ્ધમાં તથા અગ્નિહોત્રના અગ્નિપ્રત્યે કેવી રીતે વર્તવું જોઇએ તે બધું શાસ્ત્રમાં જણાવ્યા પ્રમાણે પાંડવો જાણે છે. (તથાપિ હું કંઇક કહું છું.)[૭] તમારે તથા અર્જુને દ્રૌપદીની રક્ષા કરવી. આ લોકનો વ્યવહાર સઘળો તમે યથાર્થ રીતે જાણો છો,[૮] તોપણ જાણનારા મનુષ્યને પણ સ્નેહીઓએ પ્રીતિપૂર્વક લૌકિક વ્યવહાર કહેવો જોઇએ; કેમકે એજ સનાતન ધર્મ, અર્થ અને કામ ગણાય છે,[૯] માટે હું પણ તમને તે કહું છું. તમે તેના હેતુ તરફ લક્ષ્ય રાખો. હે રાજપુત્રો! હું તમને રાજકુળમાં નિવાસ કેવી રીતે કરવો? તે સંબંધમાં અનુકંપાથી કહું છું,[૧૦] કે જે રીતે વર્તવાથી રાજકુળમાં રહ્યા છતાં તમે સર્વ કષ્ટોને તરી જશો. હે કુરુવંશી રાજા! જાણીતા પુરુષને પણ રાજગૃહમાં રહેવું તે ઘણું કષ્ટભરેલું છે;[૧૧] તે માટે તમને માન મળે કે અપમાન મળે તોપણ તમારે આ તેરમું વર્ષ તો કોઇ ઓળખે નહિ તેમ ગાળવુંજ જોઇએ; જેથી તમે ચૌદમે વર્ષે સુખપૂર્વક ઈચ્છામાં આવે ત્યાં ફરી શકશો.[૧૨] જ્યારે રાજાને મળવા જવું હોય, ત્યારે દ્વારપાલદ્વારા રાજાને ખબર કહાવીનેજ મળવાની ઈચ્છા રાખવી; પરંતુ આજ્ઞાવિના મળવાની ઈચ્છા કરવી નહિ. રાજાનો હું માનીતો છું એવો રાજાનો વિશ્વાસ રાખવો નહિ અને ત્યાં જઇને તેજ આસન ઉપર બેસવું, કે જેના ઉપર બીજો કોઈ બેસનારો હોય નહિ.[૧૩] જે પુરુષ હું રાજાનો માનીતો છું એવી બુદ્ધિથી પારકાનાં પાલખી વગેરે વાહન, શય્યા, બાજઠ, હાથી અને રથમાં બેસતો નથી તે રાજસ્થાનમાં રહી શકે છે. રાજાના દુષ્ટ આચારવાળા દૂતો એને દ્યૂત, મદ્યસ્થાન, વેશ્યાગૃહ અથવા પરરાજ્યના દૂતમંડળ વગેરે સ્થાનોમાં બેઠેલો જોઇને એના ઉપર આ દ્યૂતાદિકમાં પ્રીતિવાળો છે એટલે શત્રુઓથી ભેદ પામેલો હશે, આવી શંકા લઇ જાય તેવાં સ્થાનમાં જે બેસતો નથી તે રાજસ્થાનમાં રહી શકે છે. વળી રાજા પૂછે નહિ તો તેને કોઇ વખત ઉપદેશ કરવો નહિ; પણ મૌન રાખીને તેની સેવા કર્યા કરવી અને પરાક્રમના પ્રસંગમાં તેની સ્તુતિ કરવી,[૧૬] પણ મિથ્યા સ્તુતિ કરવી નહિ; કારણકે જૂઠું બોલનારા મનુષ્યોનો રાજાઓ દ્વેષ કરે છે, તેમજ અસત્ય બોલનારા મંત્રીનું પણ અપમાન કરે છે.[૧૭] વળી ડાહ્યા પુરુષે, રાજાની સ્ત્રીઓ સાથે કદાપિ મિત્રતા કરવી નહિ તથા જેઓ અંતઃપુરમાં જતા હોય, જેઓનો રાજા દ્વેષ કરતો હોય તથા જેઓ રાજાનો દ્વેષ કરતા હોય તે બધાઓની સાથે મિત્રતા કરવી નહિ.[૧૮] વળી ઘણાંજ નાનાં કાર્યો હોય તોપણ તે રાજાને જણાવીને કરવાં. આ પ્રમાણે રાજાની સાથે વર્તનારા મનુષ્યને કોઇપણ દિવસ માનહાનિ વગેરે પ્રસંગો આવતા નથી.[૧૯] પોતે નિત્ય ઉંચી સ્થિતિમાં જતો હોય, તોપણ રાજાને પૂછયાવિના અથવા રાજાની આજ્ઞાવિના રાજમર્યાદાનો વિચાર રાખીને જાણે પોતે જન્મથી આંધળોજ હોય તેમ પોતાને માટે માનવું–અર્થાત્ રાજાની આજ્ઞાવિના આસન જોતો હોય તોપણ જોતોજ ન હોય તેમ વર્તવું;[૨૦] કારણકે શત્રુને દમન કરનારા રાજાઓ મર્યાદાનું ઉલ્લંઘન કરનારા પુત્ર, પૌત્ર અથવા તો ભાઈને પણ માન આપતા નથી.

આ લોકમાં રાજાની અગ્નિની પેઠે અને દેવની પેઠે યત્નથી સેવા કરવી–અર્થાત્ અતિશય સમીપ-

માં રહેવાથી રાજા અગ્નિની પેઠે બાળી મૂકે છે અને અનાદર કરવાથી દૈવની પેઠે સર્વસ્વ હરણ કરે છે; માટે બહુ પાસે પણ રહેવું નહિ તેમ તેનો અનાદર પણ કરવો નહિ. જો રાજાની કપટથી સેવા કરવામાં આવે છે તો તે અવશ્ય મારીજ નાખે છે.[૨૨] રાજા જે જે આજ્ઞા કરે તે તે કરવું અને જે જે પૂછે તેનો તેનો ઉત્તર આપવો;તથા રાજાની આગળ પ્રમાદ, ગર્વ અને કોપનો ત્યાગ કરવો.[૨૩] સર્વ કાર્ય તથા અકાર્યની વિચારણામાં જે હિત–પરિણામે સુખ આપનારૂં તથા પ્રિય–સાંભળતાં પણ સુખ આપનારૂં હોય તેવું વચન રાજાને કહેવું અને તે બન્ને ન સચવાય તેમ હોય તો ત્યાં પ્રિયનો ત્યાગ કરીને જે હિત હોય તેજ કહેવું.[૨૪] વળી સર્વ અર્થસાધનોમાં અને સર્વ વાતોમાં રાજાને અનુકૂળ થવું અને જે એનું અપ્રિય તથા અહિત હોય તે એની આગળ વર્ણવવું નહિ.[૨૫] પંડિત મનુષ્યે ' હું આ રાજાનો પ્રિય છુ" એમ માનીને તેની પ્રમાદથી સેવા કરવી નહિ; પરંતુ નિત્ય સાવધાન રહીને રાજાનું જે હિત અને પ્રિય હોય તે કર્યા કરવું.[૨૬] જે મનુષ્ય રાજાનાં અનિષ્ટ કાર્યો કરતો નથી, તેના શત્રુઓની સાથે ભાષણ કરતો નથી અને રાજાએ આપેલા પોતાના સ્થાનથી ચલિત થતો નથી તે રાજસ્થાનમાં રહી શકે છે. વિદ્વાન પુરુષે રાજાની જમણી અથવા ડાબી બાજુએ બેસવું–અર્થાત્ ત્યાં બેસીને વિદ્વત્તાભરેલી વાતથી રાજાનું મન રંજન કરવું. શસ્ત્રધારી રક્ષકોનું સ્થાન રાજાની પાછળ કહેલું છે; પરંતુ પંડિત અથવા શૂરાને માટે રાજાની સામેના મોટા આસનનો નિત્ય નિષેધ કરેલો છે. વળી રાજાની સમક્ષમાં ભથ્થું, પગાર વગેરે આપવા માંડયાં હોય તોપણ ' હું પહેલો લઈ લઉં ' આવી વૃત્તિથી બોલાવ્યાવિના તે કંઇ પણ ઝડપી લેવું નહિ; કારણકે એવી ધૃષ્ટતા દરિદ્રીજનોને પણ મહાન અપ્રિય લાગે છે તો પછી રાજાને માટે કહેવુંજ શું ? વળી રાજા જૂઠું બોલ્યો હોય તોપણ તે વાત બહાર મનુષ્યોમાં પ્રકટ કરવી નહિ;[૩૦] કારણકે જૂઠુ બોલનારા નરોને રાજાઓ દૂષિત ગણે છે; તેમજ પોતાને પંડિત માનનારા નરોનુ પણ અપમાન કરે છે.[૩૧] હું પોતે શૂરો છું અથવા બુદ્ધિમાન છું એવો મનુષ્યે ગર્વ કરવો નહિ; પરંતુ રાજાનું જે પ્રિય હોય તેજ કર્યા કરવું,જેથી તે રાજાનો પ્રિય થાય છે તથા વૈભવશાળી થાય છે.[૩૨] રાજાથી દુઃખવડે મળે તેવું ઐશ્વર્ય અને પ્રિય વસ્તુઓ પ્રાપ્ત કર્યા પછી પુરુષે રાજાનાં પ્રિય તથા હિતકાર્યો કરવામાં સાવધાન રહેવું.[૩૩]જેનો કોપ મોટી પીડા કરનારો થાય છે તથા જેની કૃપા મોટું ફળ આપનારી થાય છે તેવા રાજાનું ડાહ્યા મનુષ્યોએ માન્ય ગણેલો કયો પુરુષ મનથી પણ અનિષ્ટ કરવા ઇચ્છે ?[૩૪] રાજાની આગળ મનુષ્યે પોતાના હોઠ, હાથ, ઢીંચણો તથા વાણીને વશ રાખવાં–અર્થાત્ ક્રોધ અથવા ચપળતા જણાઈ જાય તે રીતે હોઠ વગેરેનું હલનચલન કરવું નહિ; તેમજ વાયુસ્રાવ કરવો હોય, ઓટકાર ખાવો હોય,બીજાની સાથે વાત કરવી હોય તથા થુંકવું હોય તો એ ક્રિયાઓ હમેશાં બીજાને ખબર પડે નહિ તેમ ધીરેથી કરવી.[૩૫] જ્યારે રાજાની આગળ કોઈ રાજસેવકનાં વસ્ત્રાદિકના વિપર્યાસથી હાસ્યવિનોદ ચાલતો હોય, ત્યારે પોતે તેની વિકળતા જોઇને બહુ ખુશી થવું નહિ તથા ઉન્મત્તની પેઠે હસવું પણ નહિ, કારણકે તેટલાથીજ રાજાઓ એને ક્ષુદ્ર માને છે;[૩૬] તેમજ અતિશય ધીરજથી લાકડાની પેઠે નિર્વિકાર પણ બેસી રહેવું નહિ, કારણકે તેમ કરવાથી તે, લોકોની દૃષ્ટિમાં જડ જેવો લાગે છે; માટે એવે પ્રસંગે પોતાની પ્રસન્નતાસૂચક કોમળતાપૂર્વક થોડું મંદ હાસ્ય દેખાડવું.[૩૭] જે પુરુષ લાભ થતાં પ્રફુલ્લિત થતો નથી તથા અપમાન થતાં વ્યથા પામતો નથી તેમજ જે રાજાની સેવામાં એકાગ્ર રહે છે, તે રાજગૃહમાં નિવાસ કરી શકે છે.[૩૮] જે મંત્રી પોતે પંડિત હોય છતાં રાજાનાં અથવા રાજપુત્રનાં સદા વખાણ કર્યા કરે છે, તે મંત્રી લાંબા કાળસુધી રાજાનો પ્રિય થઇને કાયમ રહે છે.[૩૯] જે મંત્રીના ઉપર રાજાએ પ્રથમ અનુગ્રહ કર્યો હોય પણ પછી તેને નિષ્કારણ શિક્ષા કરી હોય, તેમ છતાં જે રાજાની નિંદા કરતો નથી તે મંત્રી પુનઃ સંપત્તિ મેળવે

છે.૪૦ જે રાજાથી આજીવિકા ચલાવતો હોય અથવા તો જે રાજાના દેશમાં રહેતો હોય, તે રાજાનું પ્રત્યક્ષમાં અથવા પરોક્ષમાં જે પુરુષ ગુણગાન કરે છે તે પુરુષને વિચક્ષણ જાણવો.૪૧ જે મંત્રી રાજાને હઠપૂર્વક કુટિલ કરવા અર્થાત્ કોઇપણ બહાનાથી લોકોને દંડવામાટે શિખામણ આપ્યા કરે છે તે રાજાનો પ્રિય હોવા છતાં પણ બહુ જનના વિરોધથી ચિરકાળ પોતાના પદ ઉપર રહેતો નથી; એટલુંજ નહિ પણ તે પ્રાણના સંશયમાં આવી પડે છે.૪૨ રાજાથી પોતાને થતા ધન, માન વગેરે લાભો જોઇને સર્વદા બીજાને રાજાની સાથે સંવાદનો પ્રસંગ આપવો નહિ અને યુદ્ધમાં અથવા પરરાજ્યના પુરુષની સાથેના સંલાપમાં સર્વદા રાજાના કરતાં પોતાનું શૌર્ય તથા બુદ્ધિસામર્થ્ય અધિક દેખાડવું, તેથી રાજા પ્રસન્ન થાય છે.૪૩ જે પુરુષ હમેશાં ઉત્સાહવાળો, બુદ્ધિબળવાળો, છાયાની પેઠે રાજાને અનુસરનારો, સત્ય બોલનારો, ક્રૂરતાવિનાનો અને જિતેંદ્રિય હોય છે, તે રાજસ્થાનમાં રહી શકે છે.૪૪ કોઇ કાર્ય કરવામાટે બીજાને મોકલતા હોય તે વખતે જે પુરુષ તેના આવતાં પહેલાં 'હું કયું કામ કરૂં ?' એમ પૂછતો રાજાની આગળ હાજર થાય છે, તે રાજસ્થાનમાં રહી શકે છે.૪૫ રાજા જે પુરુષને હમેશાં ધન અથવા રાણીઓ વગેરેની રક્ષારૂપી આભ્યંતર કાર્યો કરવાની અથવા સામંતવિજય વગેરે બાહ્ય કાર્યો કરવાની આજ્ઞા કરે, તે વખતે જે પુરુષ કંપતો નથી પણ નિઃસંશય અને નિર્ભય થઇને તે કામ કરે છે, તે રાજસ્થાનમાં રહી શકે છે.૪૬ જે પુરુષ પોતાનાં ઘરબાર છોડીને પરદેશ જાય છે અને ત્યાં પ્રિય એવાં સ્ત્રી, પુરુષ વગેરેને સંભારતો નથી, તેમજ દુઃખ વેઠીને જે સુખની ઇચ્છા રાખે છે, તે રાજસ્થાનમાં રહી શકે છે.૪૭ રાજાના જેવાં વસ્ત્ર તથા આભૂષણો પહેરવાં નહિ, રાજાની અતિશય સમીપમાં રહેવું નહિ અને અનેક પ્રકારના છુપા વિચારો બીજાની સાથે કરવા નહિ. આ રીતે વર્તનારો પુરુષ રાજાનો પ્રિય થઈ પડે છે.૪૮ રાજાએ કોઈ કાર્ય કરવા પોતાને આજ્ઞા કરી હોય તો તે કાર્યમાં લાંચ વગેરેથી જરા પણ ધન લેવું નહિ; કારણકે તે રીતે દ્રવ્ય લેવાથી કાં તો કેદમાં પડવું પડે છે અથવા તો વધ ભોગવવો પડે છે.૪૯ રાજા પોતાને વાહન, વસ્ત્ર, અલંકાર અને બીજું જે કંઈ આપે તેજ નિત્ય ધારણ કરવું. એમ કરવાથી તે મનુષ્ય રાજાનો અતિશય પ્રિય થાય છે.૫૦ હે પાંડુપુત્રો ! હે તાત યુધિષ્ઠિર ! આ પ્રમાણે તમે યત્નથી ચિત્તને વશ રાખીને આ તેરમા વર્ષમાં સદ્વર્તનથી રહી, ઐશ્વર્ય મેળવવાની ઇચ્છા કરજો અને તેરમું વર્ષ પૂરૂં થયા પછી, પોતાના દેશમાં આવીને ઇચ્છાનુસાર ક્રીડા કરજો."૫૧

યુધિષ્ઠિરે કહ્યું:– "તમારૂં કલ્યાણ થાઓ ! તમે અમને જે ઉપદેશ આપ્યો છે તેવો ઉપદેશ અમારી માતા કુંતીવિના અને મહાબુદ્ધિશાળી વિદુરવિના બીજો કોઇપણ કહેનારો નથી. હવે પછી આ દુઃખમાંથી તારવામાટે, શત્રુના ઉપર ચઢાઇને માટે અને વિજયને માટે જે કાર્ય કરવાનું હોય તે કરવામાટે તમે યોગ્ય છો."૫૨

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે યુધિષ્ઠિર રાજાએ કહ્યું એટલે દ્વિજશ્રેષ્ઠ ધૌમ્યમુનિએ પ્રયાણને માટે જે કરવું જોઇએ તે સઘળું વિધિપૂર્વક કર્યું.૫૪ તેમણે પાંડવોને જનસંપત્તિ, યુદ્ધમાં વિશેષતા, રાજ્યનો લાભ તથા પૃથ્વીનો વિજય–એ સઘળું પ્રાપ્ત થવામાટે તેઓના અગ્નિઓને પ્રદીપ્ત કરી તેમાં મંત્રો ભણીને હોમ આપ્યો.તે પછી અગ્નિની પ્રદક્ષિણા કરીને તથા તપરૂપી ધનવાળા બ્રાહ્મણોની પ્રદક્ષિણા કરીને દ્રૌપદીને પાંચે પાંડવોએ આગળ કરી, ત્યાંથી ગુપ્તવાસને માટે પ્રયાણ કર્યું.૫૬ તે વીરો ગયા પછી જપકરનારામાં શ્રેષ્ઠ એવા ધૌમ્યમુનિ પણ અગ્નિહોત્રનાં પાત્રો તથા અગ્નિને લઇને પાંચાલદેશમાં ગયા;૫૭ અને ઇંદ્રસેન વગેરે સેવકો પણ યુધિષ્ઠિરના કહેવા પ્રમાણે દ્વારકામાં યાદવોને ત્યાં ગયા તથા ત્યાં રથો અને અશ્વોનું રક્ષણ કરતા મનની વાત ગુપ્ત રાખીને સુખથી રહેવા લાગ્યા.

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ પાંડવપ્રવેશ પર્વમાં "ધૌમ્યોપદેશ" એ વિષયનો અધ્યાય ૪ થો સમાપ્ત.

# અધ્યાય ૫ મો

## પાંડવોએ વિરાટ નગર પાસે જઇને શમીવૃક્ષપર શસ્ત્રો મૂકયાં.

**॥ वैशंपायन उवाच ॥**

**ते वीरा बद्ध निस्त्रिंशास्तथाबद्ध[illegible]लापिनः॥**
**बद्ध गोधांगुलित्राणाः कालिंदीमभितो ययुः ॥**

વૈશંપાયને કહ્યું:–તે પછી વીર પાંડવોએ તરવારો લટકાવી દીધી, બાણના ભાથાઓ બાંધી દીધા, ઘોના ચામડાનાં મોજાંઓ હાથ ઉપર ચઢાવી દીધાં અને યમુના નદીની તરફ ચાલવા માંડયું.[૧] આ રીતે વનવાસ પૂર્ણ કરીને સ્વરાજ્ય મેળવવાની ઇચ્છાવાળા પાંડવો, પગપાળા થઈને યમુનાના દક્ષિણ તીરે ચાલવા લાગ્યા. ત્યાં મહાધનુર્ધારી તથા મહાબળવાન પાંડવો હાથમાં ધનુષ લઇને પર્વતોના તથા વનોના ગહન પ્રદેશોમાં મુકામ કરતા કરતા, દશાર્ણ દેશની ઉત્તરે થઈને, પંચાલ દેશની દક્ષિણે થઇને અને યકૃલ્લોમ તથા શૂરસેન દેશની વચ્ચે થઇને મૃગોનો શિકાર કરતા તથા અમે પારધીઓ છીએ એ પ્રમાણે લોકોને કહેતા વનમાં થઇને વિરાટના દેશમાં દાખલ થયા.[૪] તે વખતે ધનુષ તથા ખડ્ગધારી પાંડવો, પ્રવાસને લીધે વિવર્ણ થઈ ગયા હતા અને તેઓની ડાઢીઓ વધી ગઈ હતી. આ રીતે વિરાટ દેશમાં ગયા પછી દ્રૌપદીએ રાજા યુધિષ્ઠિરને કહ્યું કેઃ–[૫] "જુઓ, આ એકપદી સાંકડા રસ્તાઓ અને વિવિધ ખેતરો દેખાય છે. એ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે, હજી વિરાટની રાજધાની દૂર હશે; માટે આપણે વળી એક રાત્રિ અહીંજ મુકામ કરીએ, કારણકે હું બહુ થાકી ગઈ છું."[૬]

યુધિષ્ઠિરે કહ્યું:–"હે ભરતવંશી અર્જુન! તું દ્રૌપદીને ઉપાડી લે એટલે આપણે આ વનમાંથી નીકળીને રાજધાનીમાં પહોંચી ત્યાંજ નિવાસ કરીએ."[૭]

વૈશંપાયને કહ્યું:–યુધિષ્ઠિરની આજ્ઞા થતાંજ અર્જુને ગજરાજની પેઠે તત્કાળ દ્રૌપદીને ઉપાડી લીધી અને નગરની પાસે પહોંચ્યા પછી તેને ખભેથી ઉતારી.[૮] આ રીતે રાજધાની આગળ આવ્યા પછી કુંતીપુત્ર યુધિષ્ઠિરે અર્જુનને કહ્યું કેઃ– "આપણે આયુધો કયાં રાખીને નગરમાં પ્રવેશ કરવો ?[૯] હે તાત! આપણે હથિયારસાથે જો નગરમાં પેસીશું તો નિઃસંશય આ નગરવાસી જનોને ઉદ્વેગ પમાડીશું.[૧૦] વળી આ ગાંડીવ ધનુષ મહાપ્રચંડ અને જગતમાં લોકોનું ઓળખીતું છે. જો આપણે એ આયુધ લઇને નગરમાં જઇશું તો મનુષ્યો આપણને તુરત ઓળખી કાઢશે એમાં સંદેહ નથી;[૧૧] અને આપણામાંથી એક જણ પણ ઓળખાઇ જશે તો આપણે ફરી બાર વર્ષ વનવાસ ભોગવવો પડશે; કારણકે આપણે તેવી પ્રતિજ્ઞા કરી છે."[૧૨]

અર્જુને કહ્યું:– "આ સ્મશાનની સમીપમાં ઉંચા ટેકરા ઉપર એક મોટું શમીનું ઝાડ છે, તે ઘણું ગહન છે, ભયંકર શાખાઓવાળું છે અને તેના ઉપર ચઢવું પણ ઘણું કઠિન છે.[૧૩] હે પાંડવો ! હું માનું છું કે, અહીં બીજું કોઈ મનુષ્ય પણ નથી, કે જે આપણને શસ્ત્રો મૂકતાં જોઈ જાય.[૧૪] વળી આ શમીનું ઝાડ માર્ગથી ઘણે છેટે વ્યાઘ્ર તથા સર્પોથી વસાયલા વનમાં ઉગેલું છે અને વિશેષમાં તે ભયંકર સ્મશાનની સમીપમાં આવેલું છે;[૧૫] માટે હે ભારત ! આપણે એ શમી ઉપર આયુધો મૂકીને પછી નગરમાં જઇએ અને ત્યાં પૂર્વના ઠરાવ પ્રમાણે કાર્યો કરીને દિવસો પૂરા કરીએ."[૧૬]

વૈશંપાયને કહ્યું:–હે ભરતશ્રેષ્ઠ જનમેજય ! અર્જુન, ધર્મરાજ યુધિષ્ઠિરને એ પ્રમાણે કહ્યા પછી શસ્ત્રો મૂકવાની તૈયારી કરવા લાગ્યો;[૧૭] અને તે કુરુકુળશ્રેષ્ઠ કુંતીપુત્રે, માત્ર એક રથમાં બેસીને જે ધનુષવડે દેવોનો, સર્વ મનુષ્યોનો તથા બીજા સમૃદ્ધિયુક્ત દેશોનો વિજય કર્યો હતો તે પ્રૌઢ, મોટા નાદવાળા, મહાભયંકર અને અસુરાદિકનો નાશ કરનારા ગાંડીવધનુષની પ્રત્યંચા ઉતારી નાખી. શત્રુતાપન વીર યુધિષ્ઠિરે જે ધનુષવડે કુરુક્ષેત્રનું રક્ષણ કર્યું હતું તે ધનુષની અખંડ પ્રત્યંચાને છોડી નાખી.[૨૦] સમર્થ ભીમસેને જે ધનુષવડે સંગ્રામમાં પંચાલોને જીત્યા હતા તથા દિગ્વિજયમાં જેવડે એકલાએ ઘણા શ-

ત્રુઓનો પરાજય કર્યો હતો,[૨૧] જે ધનુષનો ફાટતા પર્વતના જેવો અને વજ્રના કાટકા જેવો ટંકાર સાંભળીને યુદ્ધભૂમિમાંથી શત્રુઓ પલાયન કરી જતા[૨૨] અને જેવડે સિંધુ દેશના રાજા જયદ્રથનો પરાજય કર્યો હતો, તે ધનુષની પ્રત્યંચાને ભીમસેને પણ ઉતારી નાખી.[૨૩] પરિમિત ભાષણ કરનારા, આરક્ત મુખકાંતિવાળા, મહાન બાહુવાળા, શૂરવીર, યુદ્ધમાં શત્રુઓને આક્રંદન કરાવનારા અને કુળમાં તેવો રૂપવાન બીજો ન હોવાથી જેનું નામ નકુલ પડયું હતું, તે પાંડુ તથા માદ્રીના પુત્ર નકુલે પણ પોતે જે ધનુષવડે પશ્ચિમ દિશાનો જય કર્યો હતો, તે ધનુષની પ્રત્યંચા ઉતારી નાખી.[૨૫] સમર્થ તથા સદાચારવાળા વીર સહદેવે પણ જે ધનુષવડે દક્ષિણદિશાનો વિજય કર્યો હતો, તે ધનુષને પ્રત્યંચાવિનાનું કરી નાખ્યું.[૨૬] આ પ્રમાણે ધનુષોની પ્રત્યંચા છોડયા પછી તેઓએ લાંબી ચળકતી તરવારોને, મૂલ્યવાન ભાથાઓને અને વિપાઠ તથા ક્ષુરધાર નામનાં બાણોને ધનુષોની સાથે મૂકયાં.[૨૭]

વૈશંપાયને કહ્યું:—તે પછી કુંતીપુત્ર યુધિષ્ઠિરે નકુલને આજ્ઞા કરી કે:—"હે વીર ! તું આ શમીના ઝાડ ઉપર ચઢીને આ ધનુષો તેનાપર મૂક." તે સાંભળીને નકુલ શમીના ઝાડ ઉપર ચઢયો અને તે ઝાડની જે બખોલો તેને સારી જણાઇ તથા જ્યાં મેઘની ધારા સામી પડે નહિ, પણ આડી પડે તે જોઇને ત્યાં તેણે ધનુષો મૂકી તેને મજબૂત પાશોથી બાંધી દીધાં.[૩૦] પછી પાંડવોએ એક મડદું તે શમીના ઝાડપર બાંધ્યું. તે બાંધવાનું કારણ એ હતું કે, એ મડદાની દુર્ગંધ આવવાથી અહીં શબ બાંધ્યું છે એમ માનીને મનુષ્યો આ શમીનો દૂરથીજ ત્યાગ કરે. ઝાડ ઉપર મડદું બાંધ્યા પછી પરંતપ તથા શત્રુનાશન પાંડવો, ગોવાળોને અને ભરવાડોને 'આ અમારી એકસો એંશી વર્ષની વૃદ્ધ માતાનું શબ બાંધ્યું છે; કારણકે અમારા પૂર્વ પુરુષોએ આચરણ કરેલો આ અમારો કુળધર્મ છે,' એ પ્રમાણે કહેતા કહેતા નગરની પાસે આવ્યા.[૩૧–૩૪] પછી યુધિષ્ઠિરે પાંચે પાંડવોનાં જય, જયંત, વિજય, જયત્સેન અને જયદ્બલ એવાં ગુહ્ય નામો પાડયાં.[૩૫] તે પછી પાંડવોએ, પ્રતિજ્ઞા પ્રમાણે તેરમું વર્ષ અજ્ઞાતચર્યાવડે વિરાટરાજ્યમાં રહેવાની ઇચ્છાથી તેના મહાન નગરમાં પ્રવેશ કર્યો.[૩૬]

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ પાંડવપ્રવેશ પર્વમાં "પુરપ્રવેશ અને અસ્ત્રસંસ્થાપન" એ વિષયનો અધ્યાય ૫ મો સમાપ્ત.

---

## અધ્યાય ૬ ઠ્ઠો

### દુર્ગાસ્તવન

॥ वैशंपायन उवाच ॥

विराटनगरं रम्यं गच्छमानो युधिष्ठिरः॥
अस्तुवन्मनसादेवीं दुर्गां त्रिभुवनेश्वरीम् ॥१॥

વૈશંપાયને કહ્યું:—યુધિષ્ઠિરે રમણીય વિરાટ નગરમાં જતી વખતે, મનમાં ત્રિભુવનેશ્વરી યશોદાના ગર્ભથી ઉત્પન્ન થયેલાં, નારાયણે આપેલા વરો ઉપર પ્રીતિવાળાં, નંદ ગોપના કુળમાં જન્મેલાં, મંગળ આપનારાં, કુળની વૃદ્ધિ કરનારાં, કંસને નસાડનારાં, અસુરોનો ક્ષય કરનારાં, શિલા ઉપર પછાડતાંજ આકાશમાં ઉડી જનારાં, શ્રીકૃષ્ણનાં ભગિની, દિવ્ય પુષ્પોથી વિભૂષિત, દિવ્ય વસ્ત્રને ધારણ કરનારાં અને ઢાલ તથા તરવાર પકડનારાં એવાં દુર્ગાદેવીનું સ્તવન કર્યું.[૪] પૃથ્વીનો ભાર ઉતારનારાં, પુણ્યરૂપા અને સદા કલ્યાણરૂપિણી તે દેવીનું જેઓ સ્મરણ કરે છે, તેઓને દેવી, દુર્બળ ગાયને જેમ ગારામાંથી કાઢે, તેમ પાપમાંથી તારે છે. તે દેવીનાં દર્શન કરવાની ઇચ્છાથી યુધિષ્ઠિર રાજા પોતાના નાના ભાઇઓની સાથે સ્તોત્રોમાંથી ઉત્પન્ન થએલાં વિવિધ નામોથી દેવીને વારંવાર સંબોધીને સ્તુતિ કરવા લાગ્યા:— "હે વર આપનારાં! હે કૃષ્ણે! હે કુમારિ! હે બ્રહ્મચારિણિ ! હે બાલ સૂર્યસમાન આકારવાળાં ! હે પૂર્ણ ચંદ્રસમાન મુખવાળાં ! તમને નમસ્કાર હો.[૭] હે ચાર ભુજાવાળાં, ચાર મુખવાળાં, પુષ્ટ નિતંબ અને સ્તનવાળાં, મોરના પીછાનાં કંકણવાળાં અને કેયૂર તથા બાજુબંધને ધારણ કરનારાં દેવિ ! તમે નારાયણનાં પત્ની લક્ષ્મી જેવાં શોભો છો.[૮] હે આકાશગામિનિ ! તમારૂં સ્વરૂપ અને બ્રહ્મચર્ય શુદ્ધ

છે; તમારા શરીરનો વર્ણ નીલમેઘના જેવો છે તેથી તમે કૃષ્ણા કહેવાઓ છો અને તમારૂં મુખ સંકર્ષણના જેવું છે.[૯] તમે તમારા ઈંદ્રધ્વજના જેવા ઉન્નત બે બાહુઓવડે વર તથા અભય આપો છો અને બીજા છ બાહુઓવડે પાત્ર, કમળ, ઘંટા, પાશ, ધનુષ, મહાચક્ર તથા વિવિધ આયુધો ધારણ કરો છો. આ પૃથ્વીમાં વિશુદ્ધ સ્ત્રી તમેજ છો. તમે કુંડળવડે ભરેલા બે કાનવડે શોભો છો. હે દેવિ ! તમે ચંદ્રની સ્પર્ધા કરે તેવા મુખવડે, વિચિત્ર મુકુટવડે અને સુશોભિત કેશબંધવડે વિરાજો છો.[૧૨] વળી તમે સર્પદેહના આકારવાળી સુશોભિત કટિમેખલા ધારણ કરી છે,તેથી સર્પથી વીંટાયલો મંદર પર્વત શોભે તેના જેવાં શોભો છો.[૧૩] વળી મયૂરપિચ્છના ઉંચા ધ્વજથી પણ તમે વિરાજી રહ્યાં છો. તમે કૌમાર વ્રત ધારણ કરીને સ્વર્ગને પવિત્ર કર્યું છે;અને હે દેવિ ! તેથી દેવતાઓ તમારી સ્તુતિ તથા પૂજા કરે છે.હે ત્રિલોકના રક્ષણમાટે મહિષાસુરનો નાશ કરનારાં મહાદેવિ ! તમે મારા ઉપર પ્રસન્ન થાઓ, દયા કરો અને કલ્યાણ કરનારાં થાઓ.[૧૫] તમે જયા છો, વિજયા છો, સંગ્રામમાં જય આપનારાં છો અને વર આપનારાં છો;માટે મને પણ હમણાં વિજય આપો.[૧૬] હે કાલિ ! હે મહાકાલિ ! હે મદ્યમાંસપશુપ્રિયે ! તમારૂં પર્વતશ્રેષ્ઠ વિંધ્ય ઉપર સનાતન સ્થાન છે.[૧૭] જે લોકો ત્યાં તમારાં દર્શનને માટે જાય છે, તેઓને હે કામચારિણિ! તમે વરદાન આપો છો.હે પૃથ્વીના ભારને ઉતારનારાં દેવિ! જે મનુષ્યો પ્રભાતમાં તમારૂં સ્મરણ કરે છે અને તમને પ્રણામ કરે છે, તેઓને આ ભૂમિ ઉપર પુત્રો અથવા ધનમાંથી કોઇપણ વસ્તુ દુર્લભ હોતી નથી. હે દુર્ગે ! તમે દુર્ગથી (સંકટથી) તારો છો,માટે લોકો તમને દુર્ગા કહે છે. મોટા વનમાં દુઃખી થએલાંઓને, મહાસમુદ્રમાં ડૂબેલાંઓને અને ચોરોથી સપડાયલાં મનુષ્યોને ઉત્તમ ગતિરૂપ તમેજ છો. હે મહાદેવિ ! જળમાં તરતી વખતે, દુર્ગમ માર્ગમાં અને વનોમાં જે મનુષ્યો તમારૂં સ્મરણ કરે છે, તેઓ પીડા પામતા નથી. તમે કીર્તિ, લક્ષ્મી, ધૃતિ, સિદ્ધિ, લજ્જા, વિદ્યા, સંતતિ, બુદ્ધિ, સંધ્યા, રાત્રિ, પ્રભા, નિદ્રા, જ્યોત્સ્ના, કાંતિ, ક્ષમા અને દયારૂપ છો. તમારી પૂજા કરવાથી તમે મનુષ્યોનાં બંધન, મોહ, પુત્રનાશ, ધનક્ષય, વ્યાધિ, મૃત્યુ અને ભયનો નાશ કરો છો. રાજ્યથી ભ્રષ્ટ થયેલો હું પણ તમારે શરણે આવ્યો છું;[૨૪] અને હે સુરેશ્વરિ ! હે દેવિ ! તમને મસ્તકવડે પ્રણામ કરૂં છું; માટે હે કમળપત્રાક્ષિ ! મારૂં રક્ષણ કરો અને હે સત્યે ! તમે અમને સત્યરૂપે દર્શન આપો.[૨૫] હે દુર્ગે ! હે શરણાગતપાલિનિ ! હે ભક્તવત્સલે ! તમે મને શરણરૂપ થાઓ."

આ પ્રમાણે યુધિષ્ઠિરે દુર્ગાદેવીની સ્તુતિ કરી, એટલે દેવીએ યુધિષ્ઠિર રાજાને દર્શન આપી તેની પાસે આવી આ પ્રમાણે કહ્યું.

દેવીએ કહ્યું:—" હે મહાબાહુ ! હે સમર્થ રાજા ! તું મારૂં વચન સાંભળ.[૨૭] સંગ્રામમાં તારો થોડા સમયમાંજ વિજય થશે; અને હે રાજા ! તું મારી કૃપાથી કૌરવી સેનાનો પરાજય કરીને તથા તેનો નાશ કરીને અને રાજ્યને શત્રુવિનાનું કરીને ફરી પૃથ્વીનો ઉપભોગ કરીશ; તેમજ બંધુઓની સાથે પુષ્કળ આનંદ પામીશ.[૨૯] વળી મારી કૃપાથી તને સુખ અને આરોગ્ય પ્રાપ્ત થશે. જે પુણ્યશીલ મનુષ્યો આ લોકમાં મારી સ્તુતિ કરશે,[૩૦] તે મનુષ્યોને હું સંતુષ્ટ થઈને રાજ્ય, આયુષ્ય, સુંદર દેહ અને પુત્ર આપીશ. હે રાજા ! જે મનુષ્યો પ્રવાસમાં, નગરમાં, સંગ્રામમાં, શત્રુથી થતા સંકટમાં, વનમાં, વિકટ માર્ગમાં, સમુદ્રમાં, ગાઢ જંગલમાં અને પર્વત ઉપર, તેં જેમ મારૂં સ્મરણ કર્યું, તેમ મારૂં સ્મરણ કરશે, તેઓને આ લોકમાં કોઇ વસ્તુ દુર્લભ રહેશે નહિ. હે પાંડવો ! જે મનુષ્ય આ ઉત્તમ સ્તોત્રને ભક્તિથી સાંભળશે અથવા એનો પાઠ કરશે, તેનાં સર્વ કાર્યો સિદ્ધ થશે. હે પાંડવો ! મારી કૃપાથી તમે વિરાટ નગરમાં રહેશો. ત્યાં તમને ત્યાંના રહેનારાઓ તથા કૌરવોમાંનું કોઈપણ ઓળખશે નહિ."

વરદાન આપનારાં દેવી, શત્રુદમન યુધિષ્ઠિરને આ પ્રમાણે કહીને તથા પાંડવોનું રક્ષણ કરવાનું કહીને ત્યાંજ અંતર્ધાન થઇ ગયાં.[૩૫]

અધ્યાય ૬ ઠ્ઠો સમાપ્ત.

# અધ્યાય ૭ મો

## વિરાટ રાજાને ત્યાં યુધિષ્ઠિરનો પ્રવેશ

**॥ વૈશંપાયન ઉવાચ ॥**

**ततो विराटं प्रथमं युधिष्ठिरो राजा सभायामुपविष्टमाव्रजत् ॥ वैदूर्य रूपान्प्रतिमुच्य कांचनान् न्सकक्षेपरिगृह्य वाससा ॥१॥**

વૈશંપાયને કહ્યું:–તે પછી યુધિષ્ઠિર રાજા, વૈડૂર્યથી જડેલા સુવર્ણના પાશાઓ,વસ્ત્રમાં બાંધી, તેને કાખમાં મારીને, સભામાં બેઠેલા વિરાટ રાજાની પાસે પ્રથમ ગયા.[૧] મહાયશસ્વી, કુરુવંશની વૃદ્ધિ કરનારા, મહાન મહિમાવાળા, નરેંદ્રોથી સન્માન પામેલા અને તીક્ષ્ણ વિષવાળા સર્પની પેઠે જેની પાસે એકદમ જઇ શકાય નહિ એવા યુધિષ્ઠિર રાજા, યશસ્વી વિરાટ રાજાની આગળ ગયા. તે વખતે મોટી ઘનઘટાથી ઢંકાયલા સૂર્યના જેવા, ભસ્મથી ઢંકાયલા અગ્નિના જેવા, વાદળાંથી વીંટાયલા ચંદ્રના જેવા, પૂર્ણ ચંદ્રની કાંતિ જેવા, ઉજ્જ્વળ મુખવાળા, મહાન બળ, રૂપ અને અપૂર્વ તેજવડે દેવના જેવા, તે મહામહિમાવાળા વીર્યવાન પાંડુપુત્રને આવતા જોઇ, વિરાટ રાજાએ તત્કાળ પોતાની ચોતરફ બેસનારા મંત્રી, બ્રાહ્મણ, સૂત, વૈશ્ય અને બીજા પુરુષોને પૂછ્યું કે:–"આ રાજાના જેવાં લક્ષણોવાળો અને સભા તરફ દૃષ્ટિ કરનારો, પ્રથમજ આવનારો પુરુષ કોણ છે?[૫] મને લાગે છે કે, આ પુરુષશ્રેષ્ઠ બ્રાહ્મણ નથી; પણ પૃથ્વીનો અધિપતિ હોવો જોઇએ. એની પાસે દાસ, રથ અથવા હાથી વગેરે કંઈ નથી, તોપણ એ ઇંદ્રના જેવો તેજસ્વી દેખાય છે.[૬] આ પુરુષનાં શારીરિક ચિહ્નોથી એ કોઈ મુગટવાળો રાજા હોય એમ મને સમજાય છે. એ પુરુષ, જેમ મદોન્મત્ત હાથી નિડરપણે કમલિની પાસે જાય, તેમ મારીપાસે આવે છે."[૭]

આ પ્રમાણે તર્કવિતર્ક કરતા વિરાટ રાજાની પાસે આવીને યુધિષ્ઠિર રાજાએ તેને કહ્યું કે:–"રાજાધિરાજ! હું દ્વિજ છું, મારૂં સર્વસ્વ વિનાશ પામ્યું છે અને તેથી હું આજીવિકાને માટે તમારી પાસે આવ્યો છું, એમ તમે જાણો.[૮] હે નિષ્પાપ રાજા! હું તમારી મરજી પ્રમાણે વર્તીને અહીં તમારી પાસે રહેવા ઇચ્છું છું."

એ સાંભળીને વિરાટ રાજાએ પ્રસન્ન થઇ, તેની આગતાસ્વાગતા કરી અને તેને કહ્યું કે:–'તમે ભલે આવ્યા.'[૯] આ પ્રમાણે રાજસિંહ યુધિષ્ઠિરનું સ્વાગત કર્યા પછી વિરાટરાજાએ પ્રીતિયુક્ત મનથી તેને કહ્યું કે:–"હે તાત! હું તમને પ્રેમથી પૂછું છું કે, તમે કયા રાજાના દેશમાંથી અહીં આવ્યા છો?[૧૦] તમે કયા ગોત્રમાં જન્મ્યા છો? તમારૂં નામ શું છે? અને તમે કયી શિલ્પકળા જાણો છો? તે યથાર્થ રીતે કહો."[૧૧]

યુધિષ્ઠિરે કહ્યું:–"હે વિરાટ રાજા! હું*વ્યાઘ્રપાત્ ગોત્રમાં જન્મેલો બ્રાહ્મણ છું. પૂર્વે હું યુધિષ્ઠિરનો સખા હતો, જુગારીઓમાં પાસા નાખવાની વિદ્યામાં કુશળ છું અને કંક નામથી પ્રસિદ્ધ છું."[૧૨]

વિરાટે કહ્યું:–"તમે જે વર ઇચ્છો છો, તે હું તમને ખુશીથી આપું છું. હું તમને આધીન છું; એટલે તમે આખા મત્સ્યદેશ ઉપર સત્તા ચલાવો. મને દ્યૂત રમનારા જુગારીઓ સદા પ્રિય છે અને હે દેવતુલ્ય! તમે રાજ્યમાટે પણ યોગ્યછો.

યુધિષ્ઠિરે કહ્યું:–"હે મત્સ્યદેશના રાજા! દ્યૂત રમનારાઓમાં એ સ્થિતિ છે કે, હારનારાઓ કોઇપણ જિતનારાની સાથે તકરાર કરે છે. આ પ્રમાણે છે માટે હું તમારી કૃપાથી એ વર માગું છું કે, મેં જેને જિત્યો હોય તે વગર તકરારે મારૂં જિતેલું ધન મને આપે."[૧૪]

વિરાટે કહ્યું:–"તમારૂં અપ્રિય કરનારા બ્રાહ્મણથી બીજી વર્ણના પુરુષનો હું અવશ્ય વધ કરીશ અને જો તે બ્રાહ્મણ હશે તો હું તેને દેશપાર કરીશ. હે એકઠા મળેલા દેશવાસી લોકો! તમે મારૂં કહેવું સાંભળો. હું જેવો આ દેશનો પ્રભુ છું, તેવોજ આ કંક છે.[૧૫] હે વિપ્ર! તમે મારા મિત્ર છો, તેથી તમને મારાં વાહનો જેવાં

---

* વ્યાઘ્રપાત્ એવું યમનું (ધર્મનું) નામ છે. ધર્મથી ઉત્પન્ન થયેલા માટે યુધિષ્ઠિરે પોતાને વૈયાઘ્રપદ્ય કહ્યા છે. વળી વૈયાઘ્ર એટલે વ્યાઘ્રચર્મ; તેનાથી વીંટાયલો રથ પોતાનું વાહન હોવાથી પણ પોતાને વૈયાઘ્રપદ્ય કહ્યા છે. બ્રાહ્મણ એટલે બ્રહ્મવેત્તા.



"કંક" એવું નામ અને સાદા બ્રાહ્મણનો વેશ રાખી યુધિષ્ઠિરે વૈરાટ રાજાનો આજ્ઞાંકિત નોકર થવા માગણી કરી; પણ તેમની ભવ્ય કાંતિ, નિડર અને સુંદર ચ્હેરો, મદોન્મત્ત હાથી જેવી ચાલ, વગેરે જોઇ વૈરાટને એવુંજ લાગ્યું કે જાણે કોઈ ચક્રવર્તિ સમ્રાટ કે સ્વર્ગનો ઇંદ્રજ આવતો હોયને! આથી તેણે પુષ્કળ સત્કાર કર્યો; તથા અત્યંત વિનયપર્વક કહ્યું કે હે મિત્ર! કૃપા કરીને આપ મારૂં રાજ્ય ચલવો. કેમકે આપ એવાજ અધિકાર યોગ્ય છો; તથા મુરબ્બી જેવા લાગો છો. આપની અવજ્ઞા કરશે તેને હું સખ્ત સજા કરીશ. માન, સત્તા, આસન, સ્થાન, ખાનપાન, વાહન, લોકહિત, દાન, ઇ. સર્વ

વાહનો બેસવા મળશે તથા પુષ્કળ વસ્ત્રો અને ખાનપાન મળશે. વળી તમારે અંતઃપુરનાં તથા રાજ્યનાં બહારનાં કાર્યો તરફ દૃષ્ટિ રાખવી. તમારેમાટે મારૂં દ્વાર હમેશાં ખુલ્લું મૂકું છું—અર્થાત્ તમને કોઇપણ સ્થાનમાં જતાં રોકવામાં આવશે નહિ.[૧૬] જ્યારે આજીવિકાના અભાવથી ખરાબ સ્થિતિમાં આવી પડેલા લોકો તમારી પાસે આવે, ત્યારે તેઓના કહેવા પ્રમાણે તમારે કોઇપણ સમયમાં મારી પાસે આવીને તેમની ઇચ્છા કહેવી, એટલે હું તેઓની ઇચ્છા પ્રમાણે નિઃસંશય આપીશ; તેમજ તમારે મારી સમીપમાં કોઇપણ જાતનો ભય રાખવો નહિ."

વૈશંપાયને કહ્યું:—આ પ્રમાણે ધૈર્યવાળા પુરુષશ્રેષ્ઠ યુધિષ્ઠિર, વિરાટ રાજાની ઉત્તમ પ્રીતિ પ્રાપ્ત કરીને ત્યાં પરમ સન્માન પામી, સુખથી રહ્યા અને કોઈપણ મનુષ્યે તેમના અજ્ઞાતવાસસંબંધી ચરિત્રને જાણ્યું નહિ.[૧૮]

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ પાંડવપ્રવેશ પર્વમાં " યુધિષ્ઠિર પ્રવેશ " એ વિષયનો અધ્યાય ૭ મો સમાપ્ત.

## અધ્યાય ૮ મો
## ભીમસેનનો પ્રવેશ

॥ वैशंपायन उवाच ॥

अथापरो भीमबलः श्रियाज्वलन्नुपाययौ सिंहविलास विक्रमः ॥ खजां चदर्वींच करेण धारयन्न सिंचकालां गमकोशमव्रणम् ॥१॥

વૈશંપાયને કહ્યું:—તે પછી ભયંકર બળવાળો પાંડુનો બીજો પુત્ર ભીમસેન, પોતાના ઐશ્વર્યથી તેજસ્વી જણાતો વિરાટની સભામાં આવ્યો. તેની ચાલવાની મરોડ તથા પરાક્રમ સિંહના જેવાં હતાં. તેણે કડછી, તાવેથો તથા માંસાદિ કાપવાનો ગજવેલનો તીક્ષ્ણ ધારવાળો ઉઘાડો છરો, એટલી વસ્તુઓ હાથમાં લીધી હતી અને મેલાં વસ્ત્ર પહેર્યાં હતાં. આ પ્રમાણે રસોઇઆનો વેષ લઈને મેરુપર્વતના જેવા કઠિન દેહવાળો ભીમસેન, સૂર્ય જેમ પોતાના તેજવડે આ લોકને પ્રકાશિત કરે છે, તેમ પોતાના ઉત્તમ તેજવડે સભાને પ્રકાશિત કરતો, મત્સ્યદેશના રાજા વિરાટની આગળ આવીને ઉભો રહ્યો.[૨] પોતાની આગળ આવેલા તે ભીમસેનને જોઇને રાજાએ ત્યાં એકઠા મળેલા લોકોને આનંદ આપતાં કહ્યું કે:—" આ સિંહના જેવા ઉંચા ખભાવાળો, અત્યંત રૂપવાળો, અતિ શ્રેષ્ઠ યુવાન કોણ દેખાય છે ?[૩] આ સૂર્ય જેવા તેજસ્વી પુરુષને પૂર્વે મેં કદી જોયો નથી,હું પોતાના મનમાં તર્કવિતર્ક કરતાં પણ આ કોણ છે,તેનો નિશ્ચય કરી શકતો નથી; તેમજ સારીપેઠે વિચાર કરવા છતાં આ પુરુષશ્રેષ્ઠના મનમાં શું છે, તે યથાર્થ રીતે જાણી શકતો નથી.[૪] આને જોતાંજ મારા મનમાં વિચાર થાય છે કે, આ તે ગંધર્વરાજ હશે કે ઇંદ્ર હશે ? માટે હે નગરજનો ! આ મારી આગળ આવીને ઉભો છે, તે કોણ છે ? તેની તપાસ કરો અને એની જે ઇચ્છા હોય તે તત્કાળ પૂર્ણ કરો."[૫]

આ પ્રમાણે વિરાટ રાજાની આજ્ઞા થતાંજ તેના અતિ શીઘ્ર ચાલવાળા પુરુષો, તે વખતે ધર્મના કનિષ્ઠ બંધુ કુંતીપુત્ર ભીમસેનની પાસે ગયા અને તેઓએ તેને વિરાટ રાજાના કહેવા પ્રમાણે પૂછ્યું;[૬] એટલે ઉદાર મનવાળો ભીમસેન વિરાટ રાજાની આગળ આવ્યો અને તેને પ્રૌઢ વચનથી કહેવા લાગ્યો કે:—"હે નરેંદ્ર ! હું બલ્લવ નામનો રસોઇઓ છું; અને શાક, ભાજી, ભજીયાં વગેરે વાનીઓ ઉત્તમ રીતે કરી જાણું છું; માટે તમે મને તે કામપર નીમો."

વિરાટે કહ્યું:—"હે બલ્લવ ! તું ઇંદ્રસમાન વિરાજે છે,એ ઉપરથી તું રસોઇઓ હોય એમ મારૂં મન કબૂલ કરતું નથી. તું તો કાંતિ, રૂપ તથા પરાક્રમવડે પુરુષોમાં કોઇ મહાપુરુષ હોય તેવો પ્રકાશે છે."[૮]

ભીમે કહ્યું:—" હે રાજા ! હું રસોઇઓ છું અને તમારી સેવા કરવા આવ્યો છું. મને દાળ, શાક વગેરે બનાવવાનું ઉત્તમ જ્ઞાન છે અને પૂર્વે મારા હાથના તે સર્વે પદાર્થો યુધિષ્ઠિર રાજાએ સ્વાદથી ખાધા છે.[૯] વળી હે રાજા ! હમેશાં મારા જેવો બળવાન તથા મલ્લયુદ્ધ કરનારો બીજો કોઈ નથી, તેમજ હું હાથીઓ

અને સિંહોની સાથે પણ યુદ્ધ કરૂં છું; માટે હે નિષ્પાપ રાજા! હું તમારૂં સર્વદા પ્રિય કાર્ય કર્યા કરીશ."[૧૦]

વિરાટે કહ્યું:–"હું ખુશીથી તારી ઇચ્છા પ્રમાણે તને વર આપું છું. તું હમણાં જેવું ઉત્તમ બોલે છે, તેવુંજ મારા રસોડામાં કાર્ય કરજે; પરંતુ તે કર્મ તારેમાટે યોગ્ય હોય એમ હું માનતો નથી, કારણકે તું તો સમુદ્રપર્યંતની પૃથ્વીનો પણ અધિપતિ થવાને યોગ્ય છે;[૧૧] તથાપિ મેં તારી ઇચ્છા પ્રમાણે કર્યું છે. તું મારી પાકશાળાનો મુખ્ય અધિષ્ઠાતા થા. પૂર્વે મેં ત્યાં જે પુરુષોને પાક કરવા રાખ્યા છે, તેઓનો તને ઉપરી નીમવામાં આવે છે."[૧૨]

વૈશંપાયને કહ્યું:–એ પ્રમાણે ભીમની પાકશાળામાં નિમણુક થઇ અને તે વિરાટ રાજાને અતિશય પ્રિય થઇ પડયો.આ રીતે ભીમ રાજ્યમાં રહેવા લાગ્યો; પરંતુ તેને બીજા કોઈ મનુષ્યો તથા રાજસેવકો ઓળખી શકયા નહિ.[૧૩]

**ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ પાંડવપ્રવેશ પર્વમાં "ભીમપ્રવેશ" એ વિષયનો અધ્યાય ૮ મો સમાપ્ત.**

## અધ્યાય ૯ મો
### દ્રૌપદીનો પ્રવેશ

**॥ वैशंपायन उवाच ॥**

**ततः केशान्समुत्क्षिप्य वेल्लिताग्राननिंदितान्॥ कृष्णान् सूक्ष्मान् मृदून् दीर्घान् समुद्ग्रथ्य शुचिस्मिता ॥१॥**

વૈશંપાયને કહ્યું:–તે પછી પવિત્ર હાસ્યવાળી, શ્યામ નેત્રોવાળી દ્રૌપદી, પોતાના વાંકડિયા છેડાવાળા, સુંદર, કાળા, પાતળા, સુંવાળા, લાંબા અને કોમળ એવા કેશની વેણી ગુંથી તેને જમણા પડખામાં ઢાંકી દઇ, એક અતિમલિનજ વસ્ત્ર પહેરી તથા સૈરંધ્રીનો વેશ ધારણ કરી, દુઃખિતની પેઠે વિરાટના નગરમાં ભટકવા લાગી. તેને તેવી સ્થિતિમાં દોડાદોડ કરતી જોઈને તેની પાછળ નગરવાસી પુરુષો તથા સ્ત્રીઓ દોડવા લાગ્યાં;[૩] અને તેના તરફ જોઇને તેને પૂછવા લાગ્યાં કે:–"તું કોણ છે? અને શું કરવા ધારે છે?" હે રાજેંદ્ર! તે સાંભળીને દ્રૌપદીએ તેઓને કહ્યું કે:–"હું સૈરંધ્રી છું અને આજીવિકામાટે અહીં આવી છું,[૪] તેથી જે મનુષ્ય મને સૈરંધ્રીતરીકે રાખવા ઇચ્છશે, તેનું કર્મ કરવા હું ઇચ્છા રાખું છું." આ પ્રમાણે દ્રૌપદીએ કહ્યું, છતાં તેના રૂપ ઉપરથી, વેષ ઉપરથી અને મધુર વાણી ઉપરથી તે અન્નને માટે આવેલી એક દાસી છે, એમ કોઇએ પણ માન્યું નહિ.[૫] એટલામાં કેકયરાજની પુત્રી કે જે વિરાટરાજાની બહુ માનીતી પટ્ટરાણી હતી, તે પોતાના મહેલમાંથી નગરમાર્ગ તરફ જોતી હતી, તેણે દ્રુપદપુત્રીને દીઠી.[૬] તેને રૂપવાળી, અનાથ અને એક વસ્ત્રવાળી જોઇને સુદેષ્ણા રાણીએ બોલાવી અને પૂછયું કે:–"હે કલ્યાણિ! તું કોણ છે? અને શું કરવા ઇચ્છે છે?"[૭] એ સાંભળીને હે રાજેંદ્ર! દ્રૌપદીએ તેને કહ્યું કે:–"હું સૈરંધ્રી છું, અહીં આજીવિકાને માટે આવી છું અને જે મારી યોજના કરશે તેનું કામ કરવાની હું ઇચ્છા રાખું છું."[૮]

સુદેષ્ણાએ કહ્યું:–"હે ભામિનિ! તારા જેવી રૂપવાળી સ્ત્રીઓ તું કહે છે તેવાં કામને માટે યોગ્ય નથી, તેથી તું તો અનેક જાતના પુષ્કળ દાસોને અને દાસીઓને આજ્ઞા કરનારી હોય તેવી લાગે છે.[૯] તારી ઘુંટીઓ બહાર નીકળેલી નથી; સાથળો પરસ્પર અડેલી છે; બુદ્ધિ, નાભિ અને શબ્દ ગંભીર છે; નાસિકા, નેત્ર, કાન, નખ, સ્તન અને ઘાંટી ઉન્નત છે; તારા હાથપગનાં તળિયાં, નેત્રના છેડા, હોઠ, જીભ અને નખ એ પાંચે રક્તવર્ણાં છે; તારૂં ભાષણ હંસના જેવું મધુર છે;[૧૦] તારા કેશ અને સ્તન સુંદર છે; તારો વર્ણ શ્યામ છે; તારા નિતંબ અને સ્તન પુષ્ટ છે અને તું કાશ્મીરી ઘોડીની પેઠે સામુદ્રિક અનેક શુભ લક્ષણોથી સંપન્ન છે.[૧૧] વળી તારાં નેત્રની પાંપણો વાંકી છે, તારા હોઠ રાતાં ઘીલોડાં જેવા છે, તારી કટિ સૂક્ષ્મ છે, તારો કંઠ ત્રિરેખાથી યુક્ત શંખના જેવો છે, તારી શિરાઓ ગુપ્ત છે, તારૂં મુખ પૂર્ણચંદ્રના જેવું છે, તારાં નેત્રો શરદઋતુના કમળપત્ર જેવાં છે,

તારા શરીરનો ગંધ શરદ્દઋતુના કમળ જેવો છે અને તું રૂપવડે શરદ્દઋતુના કમળને સેવન કરનારી લક્ષ્મી જેવી છે.૧૩ એ ઉપરથી હે કલ્યાણિ ! તું કોઈ પણ રીતે દાસી નથીજ; માટે ખરેખરૂ કહે, તું કોણ છે ? તું કોઇ યક્ષપત્ની છે ? કે દેવી છે ? કે ગંધર્વી છે ? કે અપ્સરા છે ?૧૪ કે દેવકન્યા છે ? કે નાગકન્યા છે ? કે નગરની દેવતા છે ? કે વિદ્યાધરી છે ? કે કિન્નરી છે ? કે સાક્ષાત્ રોહિણી છે ? અથવા અલંબુષા, મિશ્રકેશી પુંડરીકા કે માલિની પૈકી કોઈ છે ? કે ઇંદ્રાણી, વારુણી, ત્વાષ્ટ્રી, બ્રહ્મપત્ની અથવા પ્રજાપતિની પત્ની છે ? હે શુભે ! દેવોમાં વિખ્યાત એવી દેવીઓમાંની તું કોણ છે ? તે કહે.”૧૬

દ્રૌપદીએ કહ્યું:–“હું દેવી નથી, ગંધર્વી નથી, આસુરી નથી અને રાક્ષસી પણ નથી. હું તો સૈરંધ્રી (શિલ્પકળાકુશળ) દાસી છું, એ તમને સત્ય કહું છું.૧૭ હે કલ્યાણિ ! હું કેશની વેણી સારી ગુંથું છું, અંગરાગમાટે ઉત્તમ ચંદન ઘસી જાણું છું અને મલ્લિકા,શ્યામ કમળ,રક્ત કમળ તથા ચંપાની ઘણી રમણીય વિચિત્ર માળાઓ ગુંથું છું. પૂર્વે હું કૃષ્ણની પ્રિય પટ્ટરાણી સત્યભામાની તથા કુરુવંશી પાંડવોની ત્રિલોકમાં સુંદર ભાર્યા દ્રૌપદીની સેવામાં હતી. એ પ્રમાણે હું જૂદાં જૂદાં સ્થાનોમાં ફરૂં છું અને સુંદર ભોજન તથા વસ્ત્રો જેમ જેમ મળે તેમ તેમ આનંદ પામું છું. દેવી દ્રૌપદીએ પોતે મારૂં નામ માલિની પાડયું છે. હે સુદેષ્ણા ! હે દેવિ ! તે હું આજે તમારે ઘેર આવી છું.”૨૧

સુદેષ્ણાએ કહ્યું:–“રાજા તારી ઇચ્છા ન કરે તો હું તને મારા માથાપર રાખું એમાં સંશય નથી; પણ મને એક શંકા રહે છે કે, રાજા જરૂર તારી સ્પૃહા કરશેજ;૨૨ કારણકે આ મારા મહેલમાં અને રાજવાડામાં જેટલી સ્ત્રીઓ છે, તે સઘળી તારા ઉપર મોહિત થઇને તને જોયા કરે છે, ત્યારે તું કયા પુરુષને મોહિત ન કરે વારૂ ? અરે ! આ મારા મહેલનાં ઉગેલાં વૃક્ષોને તો તું જો ! તેઓ પણ તને નમતાં હોય તેમ લાગે છે, ત્યારે તું પુરુષને મોહિત ન કરે એમ બનેજ કેમ ?૨૪ હે સુશ્રોણિ ! હે સુંદરિ ! તારૂં અલૌકિક રૂપ જોઇ,વિરાટ રાજા મારો ત્યાગ કરીને જરૂર તારા ઉપર સંપૂર્ણ પ્રેમ કરે એમ મને લાગે છે;૨૫ કારણકે હે નિર્દોષાંગિ ! હે ચપળ તથા વિશાળ નેત્રવાળી ! તું જે પુરુષના તરફ આસક્તિયુક્ત કટાક્ષથી જુએ તે કામને અધીન થઈ જાય તેમ છે.૨૬ હે સુંદર હાસ્યવાળી ! જે પુરુષ હમેશાં તને જોયા કરે, તે આ સ્ત્રીઓ તથા વૃક્ષો જેમ તને જોઇને સ્તબ્ધ બની ગયાં છે, તેમજ કામાધીન થઇ જાય;૨૭ તેથી હે સુંદર ભ્રુકુટીવાળી ! જેમ પુરુષ પોતાના વધને માટેજ ખાસ વૃક્ષો ઉપર ચઢે, તેમ મારા રાજગૃહમાં તારો વાસ મારેમાટે તેવોજ વિનાશકારક થઇ પડે.૨૮ જેમ કર્કટી (છ પગવાળો જંતુ) પોતાના વિનાશને માટેજ ગર્ભ ધારણ કરે છે, તેમજ હે શુદ્ધ સ્મિતવાળી ! તારો વાસ મારો વિનાશક થાય એમ હું માનું છું.”૨૯

દ્રૌપદીએ કહ્યું:–“હે ભામિનિ! વિરાટ રાજા અથવા બીજો કોઇપણ પુરુષ મને કદાપિ મેળવી શકે તેમ નથી; કારણકે પાંચ યુવાન ગંધર્વો મારા પતિ છે.૩૦ તે કોઈએક મહાબળવાન ગંધર્વરાજના પુત્રો છે અને તેઓ મારૂં હમેશાં રક્ષણ કર્યા કરે છે; તેમજ હું પોતે પણ દુઃખ દેનારી સિંહણ જેવી છું.૩૧ જેઓ મને ઉચ્છિષ્ટ વસ્તુ આપતા નથી અને મારી પાસે પગ ધોવરાવતા નથી, તેઓને ત્યાં વાસ કરવાથી મારા ગંધર્વ પતિઓ પ્રસન્ન રહે છે;૩૨ પરંતુ જે પુરુષ બીજી પ્રાકૃત સ્ત્રીઓની પેઠે મારી અભિલાષા કરે છે, તે પુરુષ તેજ રાત્રે બીજા દેહમાં પ્રવેશ કરે છે–અર્થાત્ મરણ પામે છે.૩૩ હે અંગને ! કોઈપણ પુરુષ મને શીયળથી ડગાવી શકે તેમ નથી; કારણકે મારા ગંધર્વ પતિઓ બળવાન, દુઃખ સહનારા અને મને અત્યંત વહાલા છે.૩૪ હે શુદ્ધ સ્મિતવાળી ! તેઓ ગુપ્ત રહીને પણ મારૂં નિત્ય રક્ષણ કર્યા કરે છે.”

સુદેષ્ણાએ કહ્યું:–“હે નંદિનિ ! એમ છે ત્યારે તો હું તને તારી ઇચ્છા પ્રમાણે મારા ઘરમાં રાખીશ;૩૫ અને તારે કોઇના પગનો તેમજ ઉચ્છિષ્ટના સ્પર્શનો કોઇ રીતે પ્રસંગ આવશે નહિ.”

વૈશંપાયને કહ્યું:–હે જનમેજય ! આ પ્રમાણે વિરાટની રાણીએ દ્રૌપદીનું સારી રીતે સાંત્વન કર્યું;

એટલે પતિધર્મપરાયણા સતી દ્રૌપદી, તે નગરમાં રહી અને ત્યાં બીજું કોઈપણ તેને યથાર્થ રીતે ઓળખી શક્યું નહિ.[૩૭]

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ પાંડવપ્રવેશપર્વમાં "દ્રૌપદીપ્રવેશ" એ વિષયનો અધ્યાય ૯ મો સમાપ્ત.

## અધ્યાય ૧૦ મો

### સહદેવનો પ્રવેશ

॥ वैशंपायन उवाच ॥

सहदेवोऽपि गोपानां कृत्वा वेषमनुत्तमम् ॥
भाषां चैषां समास्थाय विराटमुपयाँ ॥ १ ॥

વૈશંપાયને કહ્યું:–સહદેવ પણ ગોપનો અત્યુત્તમ વેષ ધારણ કરી, ગોપ લોકોની ભાષા બોલતો બોલતો વિરાટ રાજાની પાસે આવવા નીકળ્યો.[૧] તે રાજભવનની પાસે આવેલી ગોશાળા આગળ આવીને ઉભો રહ્યો. તેને જોઇને રાજાના મનમાં વિસ્મય થયો અને તેણે પોતાના પુરુષોને તેની પાસે મોકલ્યા.[૨] તેઓની સાથે આવતા મહાતેજસ્વી પુરુષશ્રેષ્ઠ સહદેવને જોઇને વિરાટ રાજા તેને મળ્યા અને તે કુરુનંદનને પૂછવા લાગ્યા કે[૩]:–" તું કોનો મનુષ્ય છે ? કયાંથી આવ્યો છે ? અને શું કરવા ઇચ્છે છે ? હે પુરુષશ્રેષ્ઠ ! મેં તને પૂર્વે કોઇ વખત જોયો નથી; માટે તું મને ખરેખરૂં કહે. "[૪]

આ પ્રમાણે શત્રુતાપન વિરાટ રાજાને મળીને તથા તેના પ્રશ્ન સાંભળીને, મેઘના મહાસમુદાયના જેવા શબ્દવાળા સહદેવે તેને કહ્યું કેઃ–"હું અરિષ્ટનેમિ નામનો વૈશ્ય છું અને કુરુકુળશ્રેષ્ઠ પાંડવોનો ગોપરીક્ષક હતો;[૫] પરંતુ હે રાજન્! રાજસિંહ પાંડવો હમણાં કયાં છે, તે હું જાણતો નથી, માટે તમારી પાસે રહેવા ઇચ્છું છું; કારણકે ઉદ્યોગ કર્યાવિના મનુષ્ય જીવી શકતો નથી અને મને તમારાવિના બીજા રાજાની સેવા કરવી ગમશે પણ નહિ."[૬]

વિરાટે કહ્યું:–" તું તો બ્રાહ્મણ અથવા ક્ષત્રિય હોય એમ લાગે છે અને તારૂં રૂપ પણ સમુદ્રનેમિ પૃથ્વીના રાજાના જેવું લાગે છે; માટે હે શત્રુહંતા! તું કોણ છે તે મને ખરેખરૂં કહે. આ વૈશ્યકર્મ તારે માટે યોગ્ય નથીજ.[૭] તું કયા રાજાના દેશમાંથી અહીં આવ્યો છે? કયી શિલ્પકળા કરી જાણે છે? અમારે ત્યાં સદા કેવી રીતે રહીશ? અને અહીં તું કેટલો પગાર લઇશ ? તે અમને કહે."[૮]

સહદેવે કહ્યું:–" પાંડુના પાંચ પુત્રોમાં જયેષ્ઠ બંધુ યુધિષ્ઠિર છે, તેને ત્યાં ગાયોનાં, સો સોનાં એક એવાં આઠ લાખ ટોળાં અને બસો બસોનાં એક એવાં એકલાખ ટોળાં તેમજ બીજી પણ કેટલીક ગાયો હતી. તે સર્વ ગાયોનો હું પરીક્ષક હતો અને લોકો મને તંતિપાળ નામથી ઓળખતા હતા.[૧૦] ચોતરફ દશ દશ યોજનમાં રહેનારી ગાયોના લક્ષણના સંબંધમાં પૂર્વે શું હતું, હમણાં શું છે અને ભવિષ્યમાં શું થશે તેનું મને જ્ઞાન છે.[૧૧] આ મારા ગુણો મહાત્મા યુધિષ્ઠિર સારીપેઠે જાણતા હતા અને તે કુરુરાજ યુધિષ્ઠિર મારાથી સંતુષ્ટ થયા હતા.[૧૨] જે જે ઉપાયોથી ગાયોમાં વધારો થાય અને તેઓને કોઈપણ રોગ થાય નહિ, તે તે ઉપાયો હું જાણું છું અને એ કળાઓ મારામાં રહેલી છે.[૧૩] વળી હે રાજા ! જેનાં મૂત્રને સૂંઘવાથી વંધ્યા ગાયને પણ પ્રસવ થાય એવા શુભ લક્ષણોવાળા આખલાઓને પણ હું ઓળખું છું."[૧૪]

વિરાટે કહ્યું:–" મારી ગોશાળામાં એક રંગની તથા મિશ્ર રંગની અને અનેક ગુણોવાળી ગાયોનાં એક લાખ ટોળાં છે, તે સર્વ પશુઓ તથા તેઓના રક્ષકો હું તમને સોંપું છું; માટે તમે તેના અધિષ્ઠાતા થાઓ. મારાં પશુઓ અહીં તમારા આશ્રયમાં રહેશે."[૧૫]

વૈશંપાયને કહ્યું:–હે જનમેજય રાજા ! એ પ્રમાણે વિરાટરાજાએ પૂછપરછ કર્યાપછી પુરુષોત્તમ સહદેવ ત્યાંજ સુખથી રહ્યો; રાજાએ તેની ઇચ્છાપ્રમાણે તેને પગાર બાંધી આપ્યો અને બીજાઓ સહદેવને કોઈપણ રીતે ઓળખી શકયા નહિ.[૧૬]

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ પાંડવપ્રવેશ પર્વમાં " સહદેવપ્રવેશ " એ વિષયનો અધ્યાય ૧૦ મો સમાપ્ત.

# અધ્યાય ૧૧ મો

## અર્જુનનો પ્રવેશ

**॥ वैशंपायन उवाच ॥**

**अथापरोऽदृश्यत रूपसंपदा स्त्रीणामलंकार-धरो बृहत्पुमान् ॥ प्राकारवप्रेप्रतिमुच्य कुंडले दीर्घे च कंबू परिहाटके शुभे ॥१॥**

વૈશંપાયને કહ્યું:—તે પછી સ્વરૂપસંપત્તિથી યુક્ત તથા સ્ત્રીઓના અલંકારોને ધારણ કરનારો એક ભવ્ય પુરુષ કોટની નજીકમાં દેખાયો. તેણે કાનમાં મોટાં કુંડળો તથા હાથમાં શંખનાં બલૈયાં અને સોનાનાં કડાં પહેર્યાં હતાં.[1] તે હાથીના જેવો પરાક્રમી તથા મોટા હાથવાળો અર્જુન, પોતાના લાંબા બાહુઓને તથા કેશોને પ્રસારીને, પોતાની ગતિથી પૃથ્વીને કંપાવતો કંપાવતો વિરાટ રાજાની સભા સમીપ આવીને ઉભો રહ્યો.[2] કપટવેષથી ઢંકાયલા, શત્રુઓને મથન કરનારા, પરમ કાંતિવડે વિરાજમાન અને ગજેંદ્રના જેવા વિક્રમવાળા તે મહેંદ્રપુત્ર અર્જુનને સભાસ્થાનમાં આવેલો જોઇને વિરાટ રાજાએ સઘળા સભાસદોને પૂછયું કે:—"આ મનુષ્ય કયાંથી આવે છે? પૂર્વે મેં એના સંબંધમાં કંઈ પણ સાંભળ્યું નથી." તે સમયે કોઇપણ સભાસદે તે મનુષ્યની માહિતી આપી નહિ, ત્યારે રાજાએ વિસ્મય પામીને તે પુરુષને આ પ્રમાણે કહ્યું:—[4]"તું સત્વસંપન્ન, ગજયૂથના અધિપતિ જેવો, શ્યામ વર્ણવાળો અને દેવના જેવા દેખાવવાળો તરુણ પુરુષ છે. તેં હાથમાં શંખનાં બલૈયાં તથા સોનાનાં સુંદર કડાં અવળાં પહેર્યાં છે,તેમજ કાનમાં કુંડળો પણ પહેર્યાં છે, વેણી છુટી મૂકી છે તથા કંઠમાં માળા ધારણ કરી છે; છતાં પણ તું સુંદર કેશવાળા, ધનુષ, કવચ અને બાણને ધારણ કરનારા યોદ્ધા જેવો શોભે છે, માટે તું રથ વગેરે વાહનોમાં બેસીને ફર અને મારા પુત્રોસમાન અથવા મારાસમાન થઇને રહે.[6] હું હવે વૃદ્ધ થયો છું, તેથી રાજ્યભાર કારભારીપર નાખવા ઈચ્છા કરૂં છું; માટે તુંજ આ સર્વ મત્સ્ય દેશનું પોતાના સામર્થ્યથી રક્ષણ કર. તારા સરખા પુરુષો કદાપિ ષંઢ હોયજ નહિ, એવી મારા મનમાં ખાત્રી છે."[7]

અર્જુને કહ્યું:—"હે રાજા! હું ગાઉં છું, નાચું છું તથા વાદિત્રો વગાડું છું. હું નૃત્યમાં પ્રવીણ છું અને ગાવામાં કુશળ છું; માટે તમે મને ઉત્તરાની પાસે રાખો, એટલે હું પોતે દેવી ઉત્તરાને નૃત્યકળા શીખવીશ.[8] આ રૂપ મને જે કારણથી પ્રાપ્ત થયું છે, તે તમને કહેવાનું કંઇ પ્રયોજન નથી; કારણકે તે કહેવાથી મારા શોકમાં અત્યંત વૃદ્ધિ થશે, માટે હે રાજા! તમે મને નામથી બૃહન્નલા જાણો અને માતાપિતાવિનાની છોકરી અથવા તેવો છોકરો માનો." [9]

વિરાટે કહ્યું:—"હે બૃહન્નલે! હું તારી ઈચ્છા પ્રમાણે તને કામ આપું છું.તું મારી પુત્રીને તથા તેવી બીજી કન્યાઓને નૃત્યનું શિક્ષણ આપ; પરંતુ આ કામ તારેમાટે યોગ્ય હોય એમ મને લાગતું નથી, કારણકે તું તો સમુદ્રપર્યંત પૃથ્વીનો રાજા થવાને યોગ્ય છે."[10]

વૈશંપાયને કહ્યું:—પછી મત્સ્યરાજ વિરાટે, તે બૃહન્નલાને નૃત્ય, વાદિત્ર તથા કળામાં પ્રવીણ જોઈને પોતાના વિવિધ મંત્રીઓની સાથે સારી પેઠે વિચાર કર્યો; અને તત્કાળ તરુણ સ્ત્રીઓદ્વારા તેની પરીક્ષા કરાવીને તેનું કાયમનું નપુંસકપણું સાંભળી, તેને કન્યાના અંતઃપુરમાં મોકલાવી દીધો. ત્યાં સમર્થ અર્જુન, વિરાટની પુત્રીને, તેની સખીઓને તથા તેની દાસીઓને ગાયન તથા વાદિત્ર શીખવાડવા લાગ્યો; અને તે સર્વ કન્યાઓને પ્રિય થઇ પડયો.[13] એ પ્રમાણે જિતેંદ્રિય અર્જુન, તે કન્યાઓનું પ્રિય કરતો કપટવેષથી તેઓની સાથે રહેવા લાગ્યો અને તેમ રહેવાથી તેને અંતઃપુરના અથવા બહારના કોઈ લોકો ઓળખી શકયા નહિ.[14]

**ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ પાંડવપ્રવેશ પર્વમાં "અર્જુનપ્રવેશ" એ વિષયનો અધ્યાય ૧૧ મો સમાપ્ત.**

# અધ્યાય ૧૨ મો

## નકુલનો પ્રવેશ

### ॥ वैशंपायन उवाच ॥

अथापरोऽदृश्यत पांडवः प्रभुर्विराट राजं तरसा समेयिवान्॥ तमापतंतं दद्दशेपृथग्जनो विमुक्तमभ्राद्दिव सूर्यमंडलम् ॥१॥

વૈશંપાયને કહ્યું:–તે પછી બીજો પાંડુપુત્ર સમર્થ નકુલ, ઉતાવળથી વિરાટ રાજાની પાસે આવવા લાગ્યો. તે સમયે તેને બીજા મનુષ્યોએ વાદળાંમાંથી છૂટા પડેલા સૂર્યમંડળના જેવો જોયો.[1] નકુલે ઠામ ઠામ ફરીને ઘોડાઓ જોવા માંડયા. તે સમયે મત્સ્યરાજ વિરાટે ઘોડાઓનું સારી રીતે નિરીક્ષણ કરતા નકુલને દીઠો અને પોતાના અનુચરોને કહ્યું કે:–" આ દેવના જેવો પુરુષ કયાંથી આવે છે?[2] એ પોતે મારા ઘોડાઓને સારી પેઠે જુએ છે, એ ઉપરથી અવશ્ય એ વિચક્ષણ અશ્વવેત્તા હોવો જોઇએ; માટે તમે એને તત્કાળ મારી પાસે લાવો. એ વીર મને દેવના જેવો લાગે છે."[3]

આ પ્રમાણે રાજા કહેતો હતો, એવામાં શત્રુહંતા નકુલ રાજાની પાસે આવ્યો અને બોલ્યો કે:–' હે રાજા! તમારૂં કલ્યાણ થાઓ! તમારો જય થાઓ! હું સદા રાજાઓનો માનીતો પ્રવીણ અશ્વવેત્તા છું અને તમારા અશ્વોનો શિક્ષક થવાની ઇચ્છા રાખું છું."[4]

વિરાટે કહ્યું:–" તું મારા અશ્વોનો સારથિ થવાને યોગ્ય છે, માટે હું તનેવાહનો, ધન અને રહેવાનું ઘર આપીશ; પરંતુ તું કયાંથી આવે છે? કોનો પુત્ર છે? શામાટે આવ્યો છે? અને શી શિલ્પકળા જાણે છે? તે મને પ્રથમ કહે."[5]

નકુલે કહ્યું:– " હે શત્રુનાશક રાજા! પાંચ પાંડવોમાં મોટા બંધુ યુધિષ્ઠિર છે, તેમણે પૂર્વે મને અશ્વાધ્યક્ષ નીમ્યો હતો.[6] હું ઘોડાઓની જાતિ ઓળખું છું, તેઓને સર્વ રીતે કેળવી જાણું છું, દુષ્ટ ઘોડાઓના દોષ મટાડી શકું છું અને તેઓનું સંપૂર્ણ વૈદક જાણું છું.[7] મારૂં કેળવેલું વાહન કદાપિ બીકણ બનતું નથી તથા મારી કેળવેલી ઘોડી નઠારી નીકળતી નથી, ત્યારે ઘોડાઓ તો નીકળેજ કયાંથી? મને પાંડુપુત્ર યુધિષ્ઠિર અને બીજા લોકો ગ્રંથિક (અશ્વશાસ્ત્રવેત્તા)ના નામથીજ બોલાવતા હતા."[8]

વિરાટે કહ્યું:–" ભલે ત્યારે મારા જેટલા ઘોડાઓ તથા વાહનો છે, તે સઘળાં આજેજ હું તારે સ્વાધીન કરૂં છું; અને મારા જે કોઇ અશ્વશિક્ષકો તથા સારથિઓ છે, તે સર્વને પણ તારા આશ્રયમાં મૂકું છું.[9] હે દેવસમાન! આ કામ તને ઇષ્ટ હોય તો તું કેટલો પગાર લઇશ, તે કહે. ખરી રીતે તો આ કામ તારેમાટે યોગ્યજ નથી; કારણકે તું રાજા જેવો દેખાય છે અને મારૂં પણ તેમજ માનવું છે.[10] આજે તારાં દર્શન કરવાથી મને યુધિષ્ઠિરનાં દર્શન કરવા જેટલોજ આનંદ થાય છે. અરેરે! સ્તુત્ય ચરિત્રવાળા પાંડુપુત્ર યુધિષ્ઠિર, સેવકોવિના વનમાં કેવી રીતે વાસ કરતા હશે? અને તેમને ત્યાં કેમ ગમતું હશે?"[11]

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે પ્રસન્ન થયેલા વિરાટ રાજાએ, ગંધર્વશ્રેષ્ઠના જેવા યુવાન નકુલનો સત્કાર કરીને તેને પોતાની નોકરીમાં રાખ્યો. નકુલ પણ રાજાને પ્રિય થઇ પડયો અને તે પોતાના કાર્યમાં ફરવા લાગ્યો, છતાં ત્યાં તેને બીજા કોઈપણ કોઈ રીતે ઓળખી શકયા નહિ. આ પ્રમાણે સમુદ્રપર્યંત પૃથ્વીના અધિપતિ તથા સફળ દર્શનવાળા પાંડવો અત્યંત દુઃખી થઇને પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે મત્સ્યરાજને ત્યાં રહ્યા અને સાવધાન થઇને અજ્ઞાતવાસના દિવસો નિર્ગમન કરવા લાગ્યા.[13]

**ઈતિ શ્રીમહા૦ વિરાટ૦ પાંડવપ્રવેશ પર્વમાં "નકુલપ્રવેશ" એ વિષયનો અધ્યાય ૧૨ મો સમાપ્ત.**

## પાંડવપ્રવેશ પર્વ સમાપ્ત



# समयपालन पर्व

## અધ્યાય ૧૩ મો
### જીમૂતનો વધ

**॥ जनमेजय उवाच ॥**

**एवं ते मत्स्यनगरे प्रच्छन्नाः कुरुनंदनाः ॥**
**अत ऊर्ध्वं महावीर्याः किमकुर्वत वै द्विज ॥१॥**

જનમેજયે પૂછ્યું:–હે દ્વિજ ! એ પ્રમાણે મત્સ્યનગરમાં ગુપ્ત રહ્યા પછી મહાપરાક્રમી કુરુનંદન પાંડવોએ શું કર્યું ? તે કહો. ૧

વૈશંપાયને કહ્યું:–એ પ્રમાણે મત્સ્યરાજના નગરમાં ગુપ્ત રહ્યા પછી પાંડવોએ રાજાનું આરાધન કરતાં જે કર્યું તે તું સાંભળ.[૨] પાંડવો, તૃણબિંદુની કૃપાથી તથા મહાત્મા ધર્મના અનુગ્રહથી એ પ્રમાણે વિરાટ નગરમાં અજ્ઞાતવાસ કરીને રહ્યા હતા.[૩] હે રાજન્ ! યુધિષ્ઠિર સભાસદ થયા હતા અને મત્સ્યદેશવાસીઓના, વિરાટ રાજાના અને તેના પુત્રોના પ્રીતિપાત્ર થયા હતા.[૪] યુધિષ્ઠિર પાસા ખેલવામાં બહુ કુશળ હતા, તેથી તે દોરીથી બાંધેલાં પક્ષીઓને જેમ રમાડે, તેમ દ્યૂતસભામાં પોતાની ઇચ્છા પ્રમાણે દાવ પાડીને રાજાને રમાડતા હતા;[૫] અને વિરાટ રાજા ન જાણે તેમ તે પુરુષવ્યાઘ્ર ધર્મરાજા દ્યૂતમાં જિતેલું ધન પોતાના બંધુઓને યથાયોગ્ય આપતા.[૬] ભીમસેન પણ વિરાટ રાજાએ પોતાને આપેલાં વિવિધ પકવાન્નો તથા માંસો, પૈસા લઈને યુધિષ્ઠિરને વેચાતાં આપતો હતો.[૭] અર્જુન પણ અંતઃપુરમાંથી મળેલાં જૂનાં વસ્ત્રો પાંડવોને વેચાતાં આપતો હતો;[૮] તેમજ પાંડુપુત્ર સહદેવ પણ ગોપનો વેષ ધારણ કરીને દહીં, દૂધ, ઘી વગેરે પાંડવોને આપતો હતો.[૯] નકુલ પણ અશ્વશિક્ષણનું કાર્ય કરવાથી સંતુષ્ટ થતા રાજા તરફથી જે ધન મળતું તે પાંડવોને આપતો હતો[૧૦] અને તપસ્વિની દ્રૌપદી પોતાના સર્વ પતિઓની દેખરેખ રાખતી હતી તથા પોતે ઓળખાઇ ન જાય તે રીતે ફરતી હતી.[૧૧] આ પ્રમાણે પરસ્પર સહાય કરતા તે મહારથી પાંડવો ફરી ગર્ભમાં રહ્યા હોય તેમ વિરાટનગરમાં ગુપ્ત રહીને દિવસ ગાળતા હતા.[૧૨]હે રાજા ! પાંડવો ધૃતરાષ્ટ્રના પુત્રોની બીકથી શંકિત થઇને દ્રૌપદીની તપાસ રાખતા ત્યાં ગુપ્તપણે રહેતા હતા.

તે પછી ચોથે મહિને મત્સ્યદેશના પુરુષોનો બહુ માનીતો તથા શ્રેષ્ઠ એવો બ્રહ્માના મહોત્સવનો સમય આવ્યો. હે રાજા! જેમ બ્રહ્મલોકમાં બ્રહ્મોત્સવને માટે અને કૈલાસમાં શિવોત્સવને માટે દેવમંડળ આવે, તેમ મત્સ્યદેશમાં આ બ્રહ્મોત્સવને માટે જૂદી જૂદી દિશાઓમાંથી હજારો મલ્લો આવીને એકઠા થયા.[૧૫] તે મલ્લો કાલખંજ દૈત્યોના જેવા પ્રચંડ કાયાવાળા હતા, મહાપરાક્રમી હતા, વીર્યથી ઉન્મત્ત હતા અને બળવડે ઉત્કટ હતા. રાજાએ તે સર્વનો સારી પેઠે સત્કાર કર્યો. તેઓની ખાંધ, કેડ તથા ડોકી સિંહના જેવી હતી, તેઓનાં શરીર નિર્મળ હતાં તથા મન પ્રફુલ્લિત હતાં અને તે મલ્લોએ રાજાની સમક્ષ આવીને અખાડામાં અનેક વખત વિજય મેળવ્યો હતો. તે મલ્લોમાં એક મહામલ્લ હતો. તેણે પોતાની સાથે લઢવામાટે સઘળા મલ્લોને બોલાવ્યા; પરંતુ કોઇ પણ મલ્લ, અખાડામાં યુદ્ધ કરવા તૈયાર થએલા તે મલ્લની સાથે લઢવા ઉઠયો નહિ.

આ રીતે જ્યારે સઘળા મલ્લો હતાશ તથા ખિન્ન થઇ ગયા, ત્યારે વિરાટ રાજાએ પોતાના

પાકાચાર્ય બલ્લવને તે મલ્લની સાથે યુદ્ધ કરવા આજ્ઞા કરી.[19] વિરાટ રાજાએ આજ્ઞા કરી તે વખતે ભીમસેનને છતા પડી જવાની બીક હતી, તોપણ તેણે કષ્ટવડે લઢવાનો વિચાર કર્યો; કારણકે તે ખુલ્લી રીતે રાજાને ના પાડી શકે તેમ ન હતું. પછી તે પુરુષવ્યાઘ્ર ભીમ, વાઘની પેઠે શિથિલ ગતિથી ચાલતો ચાલતો વિરાટ રાજાને વંદન કરીને મોટા અખાડામાં દાખલ થયો.[21] ત્યાં કુંતીપુત્ર ભીમે કચ્છ કસીને લોકોને હર્ષ ઉપજાવ્યો અને વૃત્રાસુરના જેવા પ્રખ્યાત પરાક્રમવાળા તે જીમૂત નામના મલ્લને લઢવામાટે બોલાવ્યો. તે બન્ને મોટા ઉત્સાહી હતા, ભયંકર પરાક્રમી હતા અને સાઠ સાઠ વર્ષના મદમત્ત હાથીઓના જેવા પ્રચંડ દેહવાળા હતા. એકબીજાનો પરાજય કરવાની ઇચ્છાવાળા તથા પરમ હર્ષમાં આવી ગયેલા તે બન્ને પુરુષવ્યાઘ્ર વીરો પ્રથમ બાહુયુદ્ધ કરવા લાગ્યા. તે વખતે વજ્ર અને પર્વતની વચ્ચે જેવું અતિ ભયંકર યુદ્ધ થાય તેવું તે બન્નેની વચ્ચે યુદ્ધ થવા લાગ્યું.[25] અત્યંત બળવાળા તે બન્ને પોતપોતાનાં બળવડે બહુ આનંદમાં આવી ગયા હતા, એકબીજાને પટકવાના લાગો ખોળતા હતા, પરસ્પરને જિતવાની ઇચ્છા કરતા હતા અને મદમત્ત મોટા હાથીઓનીપેઠે અત્યંત મસ્ત બની ગયા હતા. વિચિત્ર રીતે એકબીજાના અંગને દબાવીને પીડવા માંડતાં તે અંગને છૂટું કરવું, હાથની મુઠ્ઠીઓ વાળીને પ્રહાર કરવો, અંગોની ટક્કર દેવી, તે દ્વારા સામાને દૂર ફેંકી દેવો, જમીનપર પટકીને ચોળી નાખવો, ઉછાળીને શત્રુનાં અંગો રગડી નાખવાં,[27] જે સ્થાનમાં ઉભો હોય ત્યાંથી હઠપૂર્વક હઠાવવો, બન્ને હાથની મુઠ્ઠીઓ વાળીને છાતીમાં પ્રહાર કરવો, શત્રુને ખભે લઈ ઉંધે માથે ભમાવીને ફેંકી દેતાં ચીસ પડાવવી, વજ્રના જેવી દૃઢ પ્રહારવાળી થાપટો મારવી, આંગળીઓ પહોળી રાખીને તમાચાઓ મારવા,[28] સીધી રાખેલી દૃઢ આંગળીઓનો ક્રોધથી પ્રહાર કરવો, નખોનો પ્રહાર કરવો, ભયંકર પાટુઓ મારવી અને ઢીંચણોને તથા માથાંઓને પથ્થર અથડાવાથી જેવો શબ્દ થાય તેમ અથડાવવાં;[29] વગેરે મહાશાસ્ત્રમાં જણાવેલી રીતિઓથી શૂરવીર ભીમસેન તથા જીમૂત મલ્લની વચ્ચે ઉત્સવના સમાજની સમીપમાં કેવળ શારીરિક બળ, માનસિક બળ અને બાહુબળના આધારથીજ યુદ્ધ ચાલ્યું અને તે યુદ્ધ શસ્ત્રવિનાનું હોવા છતાં ભયંકર થઈ પડયું.[30] વૃત્રાસુર અને ઇંદ્રના યુદ્ધની પેઠે આ બન્ને બળવાનના યુદ્ધમાં સર્વે જોનારા લોકો વિજય પામનારાને ઉત્તેજિત કરે તેવા શબ્દો કરવા લાગ્યા અને રાજી રાજી થઈ ગયા.[31] તે બન્ને પ્રકર્ષણ(ખેંચીને ગોદમાં લેવો), આકર્ષણ (રમતમાંજ સન્મુખ કરી લેવો), અભ્યાકર્ષ(પોતાની આગળ, પાછળ અને પાસાંઓમાં ભમાવવો) અને વિકર્ષણ (વેગથી પાછળ પટકવો) વગેરે રીતોથી એકબીજાને ખેંચતા હતા અને જાનુઓના પ્રહારો કરતા હતા. તે પછી વિશાળ છાતીવાળા, લાંબી ભુજાવાળા અને યુદ્ધ કરવામાં કુશળ એવા તે બન્ને પ્રચંડ શબ્દથી એકબીજાનો તિરસ્કાર કરવા લાગ્યા અને લોખંડી પરિઘના જેવા પોતાના બાહુઓવડે તેઓએ એકબીજાને જકડી લીધા.[33] પછી ગર્જના કરતો સિંહ જેમ ગર્જના કરતા હાથીને પકડીને ખેંચે, તેમ શત્રુહંતા ભીમે બે બાહુઓવડે મલ્લને ઉપાડીને ખેંચવા માંડયો.[34] મહાબાહુ વીર્યવાન ભીમે તે મલ્લને ઉછાળીને ભમાવવા માંડયો, તે જોઈને બીજા મલ્લો તથા મત્સ્યદેશના લોકો બહુ આશ્ચર્ય પામ્યા.[35] મહાબાહુ વૃકોદરે તેને સો વાર ભમાવ્યો, તેથી તે ભાનવિનાનો તથા પ્રાણવિનાનો થઈ ગયો; એટલે ભીમે તેને પૃથ્વીપર પછાડીને રગડી નાખ્યો.[36] આ પ્રમાણે લોકવિખ્યાત વીર જીમૂતનો ભીમે વધ કર્યો તે વખતે વિરાટ રાજાને તથા તેના બાંધવોને બહુ આનંદ થયો;[37] અને ઉદાર મનવાળા વિરાટ રાજાએ મહાહર્ષપૂર્વક કુબેરની પેઠે તે મોટા અખાડા ઉપર બલ્લવને પુષ્કળ ધન આપ્યું.[38]

એ રીતે ભીમસેને ઘણા ઘણા મલ્લોનો અને મહાબળવાન પુરુષોનો વધ કરીને મત્સ્યરાજ વિરાટની ઉત્તમ પ્રીતિ પ્રાપ્ત કરી.[39] જ્યારે ભીમસેનને પોતાના જેવો બળવાન પુરુષ ત્યાં મળતો નહિ, ત્યારે તે વાઘ, સિંહ અને હાથીઓની સાથે પણ યુદ્ધ કરતો હતો.[40] વળી

વિરાટરાજા, અંતઃપુરની સ્ત્રીઓની વચ્ચે પણ ભીમને મહાબળવાન તથા મદમત્ત સિંહોની સાથે લડાવતો હતો.[૪૧]

બીજી તરફ પાંડુપુત્ર અર્જુન પણ પોતાનાં ગીત તથા નૃત્યથી વિરાટરાજાને તથા અંતઃપુરની સર્વ સ્ત્રીઓને સંતુષ્ટ કરતો હતો.[૪૨] નકુલે જૂદા જૂદા દેશના આવેલા, વેગવાળા તથા કેળવાયલા ઘોડાઓની ચાલ બતાવીને મહારાજા વિરાટને સંતુષ્ટ કર્યા,[૪૩] તેથી પ્રસન્ન થયેલા રાજાએ તેને ભેટતરીકે પુષ્કળ ધન આપ્યું; તેમજ સહદેવના સારી રીતે કેળવાયલા બળદોને જોઈને વિરાટરાજાએ તેને પણ અનેક પ્રકારનું ધન આપ્યું.[૪૪]હે રાજા! પરંતુ તે સર્વ મહારથીઓને કલેશ પામતા જોઇને દ્રૌપદીના મનમાં ખેદ થયા કરતો હતો અને તે નિસાસા નાખ્યા કરતી હતી; આ પ્રમાણે તે મહાપુરુષો વિરાટ રાજાનાં કાર્યો કરતા ત્યાં ગુપ્ત રીતે વાસ કરતા હતા.

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ સમયપાલન પર્વમાં" જીમૂતવધ " એ વિષયનો અધ્યાય ૧૩ મો સમાપ્ત.

## સમયપાલન પર્વ સમાપ્ત

# कीचकवध पर्व

## અધ્યાય ૧૪ મો

### કામાંધ કીચક

॥ वैशंपायन उवाच ॥

**वसमानेषु पार्थेषु मत्स्यस्य नगरे तदा ।**
**महारथेषु च्छन्नेषु मासा दश समाययुः ॥१॥**

વૈશંપાયને કહ્યું:—આ પ્રમાણે મહારથી પાંડવોને મત્સ્યરાજ વિરાટના નગરમાં ગુપ્તવાસ કરતાં દશ માસ વીતી ગયા.[૧]હે જનમેજય રાજા! ત્યાં યજ્ઞસેન રાજાની પુત્રી દ્રૌપદી, કે જે સેવા કરાવવાને યોગ્ય હતી, તે સુદેષ્ણાની સેવા કરતી મહાકષ્ટથી નિવાસ કરતી હતી.[૨] સુદેષ્ણાના મહેલમાં તે પ્રમાણે વર્તતી દ્રૌપદી, સુદેષ્ણા રાણીને તથા અંતઃપુરની બીજી સ્ત્રીઓને સંતુષ્ટ કરતી હતી.આ પ્રમાણે છેલ્લું વર્ષ પૂરું થવા આવ્યું હતું, એવામાં એક દિવસે વિરાટના મહાબળવાન સેનાપતિ કીચકે દ્રૌપદીને દીઠી.[૪] દેવકન્યાના જેવી કાંતિવાળી અને સાક્ષાત્ દેવતા જેવી દ્રૌપદીને ફરતી જોઇને, કીચક કામબાણથી પીડિત થઈ ગયો અને તેની ઇચ્છા કરવા લાગ્યો.[૫] કામાગ્નિથી તપી ઉઠેલો તે સેનાપતિ, સુદેષ્ણાની પાસે ગયો અને હસતો હોય તેમ આ પ્રમાણે બોલ્યો:—[૬] "મેં વિરાટ રાજાના રાજવાડામાં આ સુંદરીને પૂર્વે કદી પણ જોઇ નથી. ઉત્તમ જાતની મદિરા જેમ પોતાના ગંધથી મનુષ્યને ઉન્મત્ત બનાવી મૂકે છે, તેમ આ તરુણી પણ પોતાના રૂપવડે મને અત્યંત ઉન્મત્ત કરી દે છે.[૭] હે કલ્યાણિ ! આ દેવાંગના સરખી હૃદયહારિણી સ્ત્રી કોણ છે ? કોની છે ? અને અહીં ક્યાંથી આવી છે ? તે મને કહે. હે શોભને ! એ સ્ત્રી મારા ચિત્તને વલોવી નાખીને મને વશ કરી લે છે; તેથી મારા મનની શાંતિને માટે એની પ્રાપ્તિવિના બીજું ઔષધજ નથી, એમ હું માનું છું.[૮] અહો ! આ સુંદરી તારી દાસી છે ? પરંતુ મને તો એ દિવ્ય રૂપવાળી ભાસે છે. એ સ્ત્રી તારૂં કામ કરે છે, પણ તે અયોગ્યજ છે; માટે એ સુંદરી, મારૂં જે કંઇ છે તેના ઉપર તથા મારા ઉપર સત્તા ચલાવે[૯] અને જ્યાં પુષ્કળ હાથી, ઘોડાઓ તથા રથો છે, અસંખ્ય માણસો છે, સમૃદ્ધિ છે, વિવિધ પ્રકારના ખાનપાનના પદાર્થો છે અને જે સોનાનાં ચિત્રોથી અલંકૃત છે, તે મારા મનોહર ભવ્ય મંદિરને ભલે શોભાવે."[૧૦]

તે પછી સુદેષ્ણાની સાથે કંઇ ગુપ્ત વિચાર કરીને, કીચક રાજપુત્રી દ્રૌપદીની પાસે આવ્યો અને વનમાં શિયાળ જેમ સિંહકન્યાની સાથે વાત કરે, તેમ તે દ્રૌપદીનું સાંત્વન કરીને તેને કહેવા

લાગ્યોઃ-[११] "હે સુંદરમુખિ કલ્યાણિ ! તું કોણ છે ? કોની છે ? આ વિરાટનગરમાં ક્યાંથી આવી છે? હે શુભાંગિ! તે તું મને ખરેખરૂં કહે.[१२] તારૂં રૂપ ઉત્તમ છે, કાંતિ શ્રેષ્ઠ છે અને સુકુમારતા પણ ઉત્તમ છે. તારૂં મુખકાંતિને લીધે ચંદ્રના જેવું નિર્મળ ભાસે છે.[१३] હે સુંદર ભ્રુકુટીવાળી સ્ત્રી ! તારાં નેત્રો કમળપત્રના જેવાં વિશાળ તથા રમણીય છે; અને હે સર્વાંગ સુંદરી ! તારૂં વાક્ય કોયલના ટૌકા જેવું મધુર છે.[१४] હે સુશ્રોણિ ! હે અનિંદિતે ! તું જેવી રૂપવતી છે, એવા રૂપવાળી બીજી કોઈપણ સ્ત્રી પૂર્વે મેં પૃથ્વીપર જોઈ નથી.[१५] હે સુમધ્યમે ! શું તું કમલવાસિની લક્ષ્મી છે, કે તું સાક્ષાત્ ઐશ્વર્યની દેવતા છે ? અથવા હે સુંદરમુખિ ! તું હ્રી, શ્રી, કીર્તિ કે કાંતિ છે ? આમાંની તું કોણ છે ?[१६] શું તું કામનાં અંગસાથે વિહાર કરનારી અત્યંત રૂપવતી રતિ છે ? હે સુભ્રુ ! તું ચંદ્રની ઉત્તમ પ્રભાની પેઠે અત્યંત પ્રકાશે છે.[१७] નેત્રની પાંપણોના મંદ મંદ પલકારારૂપી જ્યોત્સ્નાવડે મનને આનંદ આપનાર, દિવ્ય પ્રભાકિરણોથી વીંટાયલી, દિવ્ય કાંતિથી મનોરમ અને અનુપમ શોભાથી સંપન્ન એવો તારો આ સુંદર મુખચંદ્ર નિહાળીને, આખા જગતમાં કયો પુરુષ કામને આધીન નહિ થાય વારૂ ?[१९]તારાં આ બન્ને સ્તનો સુશોભિત, ઉન્નત, કાંતિવાળાં, ભરાવદાર,ગોળ,એકમેકને અડીને રહેલાં, બીડાયલાં કમળના જેવા આકારવાળાં અને હાર તથા અલંકાર ધારણ કરવાને યોગ્ય છે. હે સુંદર હાસ્યવાળી ! એ તારાં સ્તનો કામની પરોણીની પેઠે મને વીંધી નાખે છે.[२१]હે સૂક્ષ્મ કટિવાળી સ્ત્રી ! ઉદર ઉપરની ત્રિવલીના નીચાઉંચા વિભાગવડે સુશોભિત અને સ્તનના ભારથી લચી પડેલી આ તારી કટિ,એક વેંત જેટલીજ પાતળી છે.[२२]હે ભામિનિ! નદીના કિનારા જેવી આ તારી સુંદર જંઘા જોઇનેજ,અસાધ્ય એવો કામવ્યાધિ મને અતિ પીડા કરે છે;[२३] નિર્દય મદનાગ્નિ દાવાગ્નિની પેઠે સળગી ઉઠયો છે અને એ અગ્નિ તારા સમાગમના સંકલ્પથી વૃદ્ધિ પામીને મને બાળી મૂકે છે;[२४] માટે હે સુંદરી! તું સમાગમરૂપી મેઘવડે તથા આત્મદાનરૂપી વૃષ્ટિવડે, એ બળતા કામાગ્નિને શાંત કર.[२५] હે ચંદ્રમુખિ ! તારા સમાગમની આશાવડે તીક્ષ્ણ બનેલા મન્મથના બાણસમૂહો, મારા ચિત્તને ઉન્મત્ત કરી મૂકે છે; અને હે શ્યામ કટાક્ષવાળી સ્ત્રી! તે નિર્દય વેગવાળાં,પ્રચંડ તથા અતિ દારુણ બાણો,આ મારૂં હૃદય ચીરીને અંદર પેસી ગયાં છે.તેમણે મને પ્રીતિથી થતા ઉન્માદમાં નાખી દીધો છે; એટલુંજ નહિ પણ તે બાણો મારામાં મરણકાળનો સન્નિપાત પણ આરંભી ચૂકયાં છે—અર્થાત્ તારો લાભ ન થતાં હું મરીશજ; માટે તું આત્મદાન તથા સંભોગવડે એ દુઃખીસ્થિતિમાંથી ઉદ્ધાર કરવા યોગ્ય છે.[२७] હે વિલાસિનિ! તું ચિત્રવિચિત્ર પુષ્પમાળાઓ તથા વસ્ત્રો ધારણ કરીને તથા સર્વ આભૂષણોથી શણગારાઇને મારીસાથે યથેષ્ટ કામસેવન કર.[२८] તું સુખ ભોગવવાને યોગ્ય છે, છતાં અહીં સુખરહિત છે. તારે અહીં દુઃખમાં પડી રહેવું યોગ્ય નથીજ, માટે હે મત્તગામિનિ! તું મારાથી અત્યુત્તમ સુખ પ્રાપ્ત કર;[२९] અમૃત જેવા સ્વાદિષ્ટ મનગમતા વિવિધ પીવાના પદાર્થો પી; સુખપૂર્વક વિહાર કર;[३०] જાત જાતના વૈભવો ભોગવ; અત્યુત્તમ સૌભાગ્યનો લહાવો લે અને હે મહાભાગ્યવતિ! અતિ શ્રેષ્ઠ શુભ ભોગોની સાથે પીવાના રસો પી.[३१] હે નિર્દોષ ભામિનિ ! આ તારૂં ઉત્તમ રૂપ આજ કેવળ નિરર્થક થઇ પડયું છે. હે સુંદરી! તું સૌંદર્યવાળી છે, છતાં પુષ્પોની સુંદર અને શ્રેષ્ઠ માળા જેમ ધારણ કર્યા વિના શોભતી નથી, તેમ તું પણ શોભતી નથી. હે સુંદર હાસ્યવાળી સ્ત્રી ! હું તારેમાટે મારી પ્રથમની સ્ત્રીઓનો પણ ત્યાગ કરૂં અથવા તો તેઓ તારી દાસીઓજ થશે; અને હે સુંદર મુખવાળી સુંદરી! હું પણ તારો દાસ જેવો થઇને સદા તારી આજ્ઞા પ્રમાણે વર્તીશ."[३३]

દ્રૌપદીએ કહ્યું:-" હે સૂતપુત્ર ! તું મારી ઇચ્છા કરે છે,પરંતુ તેવી પ્રાર્થનાને માટે હું યોગ્યજ નથી;કારણકે હું હલકા વર્ણની છું, સૈરંધ્રી છું, બીભત્સ છું,કેશ ઓળનારી છું તથા પરસ્ત્રી છું;માટે તારે આ પ્રમાણે કહેવું યોગ્ય નથી. તારૂં કલ્યાણ થાઓ! સર્વ પ્રાણીઓને પોતાની સ્ત્રી

પ્રિય હોય છે, માટે તું ધર્મસંબંધી વિચાર કર.[૩૫] તારે કદાપિ પરસ્ત્રીના સંબંધમાં કોઇપણ રીતે ઇચ્છા કરવી નહિ; કારણકે અકાર્યનો ત્યાગ કરવો એ સારા પુરુષોનું વ્રત હોય છે.[૩૬] જે દુરાત્મા પુરુષ મોહિત થઇને અપ્રાપ્ય વસ્તુની મિથ્યા અભિલાષા કરે છે, તે ભયંકર અપયશ મેળવે છે અથવા પ્રાણસંકટમાં જઇ પડે છે."

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે સૈરંધ્રીએ કહ્યું, તોપણ કામવડે મોહિત થયેલો અતિ દુષ્ટ બુદ્ધિવાળો દુરાત્મા કીચક, પરસ્ત્રીના સમાગમમાં પ્રાણહારક અને સર્વ લોકમાં નિંદવા યોગ્ય એવા ઘણા દોષો છે, એવું જાણવા છતાં પણ ઇંદ્રિયો વશ ન રહેવાથી દ્રૌપદીને આ પ્રમાણે કહેવા લાગ્યો:–"હે સુંદર વદનવાળી સુંદરી! તારે મને આ રીતે ના પાડવી યોગ્ય નથી; કારણકે હે મધુરું હસનારી! હું તને જોઇને કામાધીન થયો છું.[૪૦] ઓ ભીરુ! હું તારે અધીન થઈને તને પ્રિય લાગે તેવું બોલું છું, છતાં હે શ્યામ કટાક્ષવાળી! તું મને ના પાડે છે, તો અવશ્ય તારે આ વાતનો પશ્ચાત્તાપ કરવો પડશે.[૪૧] હે સુભ્રુ! હે સુંદર કટિવાળી! હું આખા રાજ્યનો ધણીરણી છું, આ રાજ્યનું અસ્તિત્વ મારા આધારપર છે અને હું આ પૃથ્વીપર પરાક્રમમાં પણ અતુલ્ય છું.[૪૨] રૂપ, યૌવન, સૌભાગ્ય અને અત્યુત્તમ સુંદર ભોગ,એ સંબંધમાં મારી બરોબરી કરે એવો પૃથ્વીમાં બીજો કોઇપણ પુરુષ નથી.[૪૩] હે કલ્યાણિ! તને સર્વ ઇચ્છાઓ પૂર્ણ કરે તેવા અનુપમ વૈભવો ભોગવવા મળે છે, છતાં તું શામાટે દાસીપણામાં પ્રેમ રાખે છે?[૪૪] હે સુંદરવદનવાળી! હું તને આ રાજ્ય આપું છું. તું એની સ્વામિની છે; માટે હે શ્રેષ્ઠ જઘનવાળી! મારા ઉપર પ્રેમ કર અને અતિ શ્રેષ્ઠ વૈભવો ભોગવ."

આ પ્રમાણે કીચકે સાધ્વી દ્રૌપદીને અશુભ વચન કહ્યાં, ત્યારે દ્રૌપદી તેના વચનની નિંદા કરતી કીચકપ્રત્યે કહેવા લાગી.[૪૬]

સૈરંધ્રી બોલી:–"ઓ સૂતપુત્ર! તું મોહિત થા નહિ અને આજેજ જીવિતનો ત્યાગ કર નહિ. તું જાણ કે, પાંચ ભયંકર પુરુષો મારું હમેશાં ચારે તરફ રક્ષણ કરે છે. તું મને કદાપિ મેળવી શકીશ નહિ; કારણકે મારા પતિ ગંધર્વો છે અને તેઓ કોપશે તો તારો નાશ કરશે, માટે આ વિચારજ માંડી વાળ! નકામો મૃત્યુના મુખમાં જા નહિ.[૪૮] તું પુરુષોથી જઇ શકાય નહિ એવે માર્ગે જવાની ઇચ્છા કરે છે; પરંતુ જેમ હલનચલન કરવાને પણ અસમર્થ એવો કોઇ મૂર્ખ બાળક, નદીના એક કિનારાપર બેઠો હોય ત્યાંથી સામા કિનારાપર તરીને જવાની ઈચ્છા કરે,તેમ કરવાની તું પણ ઈચ્છા કરે છે.[૪૯] અરે! તું મારો અપરાધ કર્યા પછી પૃથ્વીના પેટમાં પેસી જઇશ અથવા આકાશમાં ઉડી જઈશ, કે સમુદ્રને સામે પાર નાસી જઇશ,તોપણ તેઓનાથી તારો છુટકો થશે નહિ; કારણ કે આકાશચારી ગંધર્વો શત્રુઓનો સંહાર વાળે તેવા છે.[૫૦] ઓ કીચક! કોઈ મૃત્યુને માટે આતુર થયેલો પુરુષ જેમ કાળરાત્રીની પ્રાર્થના કરે, તેમ આજે તું મારી શામાટે આગ્રહથી પ્રાર્થના કરે છે? અરે! માતાના ખોળામાં સૂતેલો બાળક જે પ્રમાણે ચંદ્ર લેવાની ઇચ્છા કરે, તે પ્રમાણેજ તું પણ મને મેળવવાની ઇચ્છા કરે છે![૫૧] તું તે ગંધર્વોની પ્રિયાની ઇચ્છા કરે છે, પરંતુ પછી પૃથ્વી ઉપર નાસતાં અથવા સ્વર્ગમાં જતાં પણ તારું કોઇ રક્ષણ કરશે નહિ.રે કીચક! પારકી સ્ત્રીથી નિવૃત્તિરૂપી શુભની અને તે દ્વારા તારા જીવનની ઈચ્છા કરે એવી તારી બુદ્ધિજ નથી.[૫૨]

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ કીચકવધ પર્વમાં "કીચક અને દ્રૌપદીનો સંવાદ" એ વિષયનો અધ્યાય ૧૪ મો સમાપ્ત.

---

## અધ્યાય ૧૫ મો

### સુદેષ્ણાએ યુક્તિથી દ્રૌપદીને કીચકને ઘેર મોકલી.

॥ वैशंपायन उवाच ॥

प्रत्याख्यातो राजपुत्र्यां सुदेष्णां कीचकोऽब्रवीत् ॥ अमर्यादेन कामेन घोरेणाभिपरिप्लुतः ॥ १ ॥

વૈશંપાયને કહ્યું:– રાજપુત્રી દ્રૌપદીએ, એ પ્રમાણે નિષેધ કર્યો, ત્યારે અમર્યાદ ઘોર કામથી વ્યાપ્ત થયેલો કીચક સુદેષ્ણાને કહેવા લાગ્યો કે:–[૧] "હે કૈકેયિ ! સૈરંધ્રી મારી પાસે આવે તેવી યુક્તિ કર અને તે ગજગામિની મારા ઉપર પ્રેમ કરે તેવો ઉપાય કર. હે સુદેષ્ણા! હું ઘેલછાથી મારા પ્રાણ ગુમાવી બેસું નહિ તેમ કર."[૨]

વૈશંપાયને કહ્યું:– આ પ્રમાણે વિલાપ કરતા કીચકની પુષ્કળ વાણી સાંભળીને, તે વખતે મનસ્વિની વિરાટની પટ્ટરાણીએ તેના ઉપર કૃપા કરી;[૩] અને તેણે પ્રથમ પોતાના સ્વાર્થનો પછી કીચકના સ્વાર્થનો ને તે પછી દ્રૌપદીની પ્રાપ્તિને માટે ઉદ્યોગનો વિચાર કરીને સૂતપુત્ર કીચકને કહ્યું કે:–"તું પર્વણીને દિવસે મદિરા તથા પકવાન્નો તૈયાર કરાવ; એટલે હું એને તે ઠેકાણે તારી પાસે મદિરા લેવા મોકલીશ.[૫] હું એને ત્યાં મોકલું એટલે તારે એકાંતમાં તથા કોઇ જાતની અડચણ નહિ થાય તેવા સ્થાનમાં ઇચ્છા પ્રમાણે સમજાવવી, કે જેથી સાંત્વન પામીને કદાચ તે તારા ઉપર પ્રસન્ન થાય."[૬]

વૈશંપાયને કહ્યું:–પોતાની બહેને એ પ્રમાણે કહ્યું એટલે તેનાં વચનપ્રમાણે કીચક તત્કાળ પોતાને ઘેર ગયો અને તેણે રાજાને પીવાયોગ્ય ઉત્તમ પ્રકારની મદિરા મંગાવી તથા કુશળ રસોઇઆઓ પાસે નાનાંમોટાં અનેક પ્રકારનાં પકવાન્નો, ઉત્તમ અન્નો તથા સ્વાદિષ્ટ પીવાના રસો તૈયાર કરાવ્યા.આ પ્રમાણે સર્વ તૈયારી કર્યા પછી કીચકે સુદેષ્ણા રાણીની પ્રાર્થના કરી;એટલે સુદેષ્ણાએ સૈરંધ્રીને કીચકને ઘેર મોકલવા માટે કહ્યું.

સુદેષ્ણાએ કહ્યું:–"ઓ સૈરંધ્રિ ! તું ઉઠ, કીચકને ઘેર જા અને મદિરા લઇ આવ; કારણકે હે કલ્યાણિ! મને મદ્ય પીવાની ઉત્કટ ઇચ્છા પીડે છે."

સૈરંધ્રીએ કહ્યું:–"હે રાજપુત્રિ ! હું તેને ઘેર જઈશ નહિ; કારણકે હે રાણી ! તે કેવો નિર્લજ્જ છે તે તમે જાણોજ છો.[૧૧] હે નિર્દોષાંગિ ભામિનિ ! હું તમારે ઘેર રહીને પતિઓનો ત્યાગ કરી યથેષ્ટાચરણી થઇશ નહિ.[૧૨] વળી હે દેવિ ! પૂર્વે તમારા ઘરમાં પ્રવેશ કરતી વખતે મેં જે ઠરાવ કર્યો છે, તે તમે જાણોજ છો.[૧૩] હે સુકેશિ સુંદરી ! કીચક મૂળથીજ મૂર્ખ છે અને હમણાં મદનથી મત્ત બનેલો છે.તે મને જોતાંજ મારૂં અપમાન કરશે; માટે હું ત્યાં જઇશ નહિ.[૧૪] ઓ રાજપુત્રી ! તમારૂં કલ્યાણ થાઓ! તમારી પાસે આજ્ઞા પ્રમાણે વર્તનારી પુષ્કળ દાસીઓ છે; માટે તમે બીજી કોઇને ત્યાં મોકલો. હું જો ત્યાં જઈશ તો તે અવશ્ય મારૂં અપમાન કરશે."[૧૫]

સુદેષ્ણાએ કહ્યું:–"હું તને અહીંથી મોકલું છું; એટલે તે તારૂં કદાપિ અપમાન કરશે નહિ." આ પ્રમાણે કહીને સુદેષ્ણાએ તેના હાથમાં એક ઢાંકણાવાળું સુવર્ણનું પાત્ર આપ્યું.[૧૬] તે લઇને મનમાં શંકાઓ આણતી તથા રુદન કરતી દ્રૌપદી દૈવ ઉપર આધાર રાખી, મદિરા લેવામાટે કીચકના ઘર તરફ ચાલી.[૧૭] માર્ગમાં જતાં સૈરંધ્રી બોલી:–"હું મારા પતિઓસિવાય બીજા કોઈ પુરુષનું ચિંતન કરતી નથી તે સત્યવડે, હું ત્યાં જાઉં તો પણ કીચક મને સ્વાધીન કરો નહિ."[૧૮]

વૈશંપાયને કહ્યું:–તે પછી અબળા દ્રૌપદીએ એક મુહૂર્તભર સૂર્યની ઉપાસના કરી; એટલે સૂર્યે તે સૂક્ષ્મ કટિવાળી દ્રૌપદીનો સર્વ અભિપ્રાય જાણ્યો[૧૯] અને તેણે તેના રક્ષણને માટે એક ગુપ્ત રાક્ષસને આજ્ઞા કરી. તે રાક્ષસ અનિંદિતા દ્રૌપદીનો કોઈપણ અવસ્થામાં ત્યાગ ન કરતાં તેની સાથેજ રહેવા લાગ્યો.[૨૦] પછી ત્રાસી ગયેલી હરિણીની પેઠે, ભયભીત થએલી દ્રૌપદીને પોતાની પાસે આવેલી જોઇને, સામે કિનારે જવાની ઇચ્છાવાળો પુરુષ જેમ નાવ આવવાથી ઉભો થઇ જાય, તેમ કીચક હર્ષથી ઉભો થઇ ગયો.[૨૧]

**ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ કીચકવધ પર્વમાં "દ્રૌપદી મદિરા લેવા ગઇ" એ વિષયનો અધ્યાય ૧૫ મો સમાપ્ત.**

# અધ્યાય ૧૬ મો

## દ્રૌપદીનો પરાભવ

**॥ कीचक उवाच ॥**

**स्वागतं ते सुकेशांते सुव्युष्टा रजनी मम ॥**
**स्वामिनी त्वमनुप्राप्ता प्रकुरुष्व मम प्रियम् ॥**

કીચકે કહ્યું:-"હે કેશના સુંદર છેડાવાળી! તું ભલે આવી.આજે મારી રાત્રિ સારી જશે! કારણકે આજે તું મારી સ્વામિની અહીં આવી પહોંચી છે.હવે તું મારૂં પ્રિય કર. તારેમાટે મારા મનુષ્યો સોનાની માળાઓ, શંખના ચૂડાઓ, જૂદાં જૂદાં નગરોમાં બનેલાં સુવર્ણનીપટ્ટિઓવાળાં શુભ્ર કુંડળો,સુશોભિત મણિના તથા રત્નના અલંકારો, રેશમી વસ્ત્રો અનેમૃગચર્મો લાવી આપશે. મારી દિવ્ય શય્યા તારેમાટેજ તૈયાર કરી રાખી છે; માટે તું ત્યાં આવ અને મારીસાથે મધુપુષ્પની મદિરા પી."[3]

દ્રૌપદીએ કહ્યું:-"મને રાજપુત્રી સુદેષ્ણાએ તારી પાસે મદિરા લેવા મોકલી છે અને તેણે કહ્યું છે કે, 'મને પીવાની બહુ તૃષા લાગી છે' માટે તું તુરત મધ લઈ આવ."[4]

કીચકે કહ્યું:-'હે કલ્યાણિ! તેં રાજપુત્રીને માટે લઇ જવા કહેલી મદિરા બીજી દાસી લઇ જશે.' આવું કહીને સૂતપુત્ર કીચકે દ્રૌપદીનો જમણો હાથ પકડયો.[5]

તે વખતે દ્રૌપદીએ કહ્યું:-"મેં મદોન્મત્ત થઇને કદાપિ મનથી પણ પતિઓ ઉપર અભાવ આણ્યો નથી, તેજ સત્યવડે હું તને પાપીને વશ કરેલો અને પૃથ્વીપર ઘસડાતો જોઇશ."[6]

વૈશંપાયને કહ્યું:-આ પ્રમાણે તિરસ્કાર કરતી અને એકાએક છુટી જવામાટે હાથ તરછોડી નાખતી વિશાળ નેત્રવાળી દ્રૌપદીને જોઈ, તને પકડવાની ઈચ્છાવાળા કીચકે, તેનો પાલવ પકડી લીધો.[7] જે વખતે મોટા વેગથી કીચકે દ્રૌપદીને પકડવા માંડી, તેજ વખતે રાજપુત્રી દ્રૌપદીએ ઉપરાઉપરી નિઃશ્વાસ નાખતાં પાપી કીચકને ધક્કો માર્યો, તેથી કપાયલાં મૂળવાળું વૃક્ષ જેમ પડે, તેમ તે જમીનપર પટકાઇ પડયો. આ રીતે કીચકે પકડેલી અને ધ્રૂજતી દ્રૌપદી, કીચકને જમીનપર પછાડયા પછી એકદમ જ્યાં યુધિષ્ઠિર રાજા બેઠા હતા ત્યાં સભાને શરણે દોડી ગઈ;[9] પરંતુ કીચકે નાસી જતી દ્રૌપદીનો ચોટલો પકડયો અને રાજાના દેખતાં તેને પાડી નાખીને લાતો મારવા માંડી.[10] એવામાં હે ભારત! સૂર્યે દ્રૌપદીના રક્ષણનેમાટે જે રાક્ષસની યોજના કરી હતી તેણે વાયુના વેગથી કીચકને દૂર ખેંચી-નાખ્યો;[11] અને રાક્ષસી બળનો ધક્કો લાગવાથી કીચક, છેદાયલાં મૂળવાળાં વૃક્ષની પેઠે ઘુમરી ખાતો બેભાન થઈને પૃથ્વી ઉપર પડયો.[12]

સભામાં બેઠેલા ભીમસેને તથા યુધિષ્ઠિરે દ્રૌપદીને દીઠી તથા કીચકે તેનો કરેલો પરાભવ તેઓ સહન કરી શકયા નહિ.[13] તે સમયે પ્રૌઢ મનવાળો ભીમ, દુરાત્મા કીચકનો વધ કરવાની ઇચ્છાથી ક્રોધવડે દાંત કચકચાવવા લાગ્યો; તેનાં નેત્રની પાંપણો ઉંચી ચઢી ગઇ અને તેમાંથી ધૂમાડાની છાયા નીકળવા લાગી;તેની ભયંકર ભ્રુકુટીમાં પરસેવો વળ્યો તથા તે લલાટ ઉપર ચઢી ગઇ[15]અને તે શત્રુવીરહંતા ભીમ, હાથવડે લલાટ ચોળવા લાગ્યો.વળી ક્રોધ પામેલો તે ઉતાવળો થઇને એકાએક ઉઠવાની ઇચ્છા કરવા લાગ્યો; પરંતુ પોતે છતા પડી જવાની બીકથી યુધિષ્ઠિર રાજાએ, પોતાના અંગુઠાથી ભીમનો અંગુઠો દબાવીને તેને ઉઠતો રોકી દીધો;[17] તોપણ ભીમ મદમત્ત હાથીની પેઠે એક ઝાડ તરફ જોવા લાગ્યો-અર્થાત્ તેને ઉખેડી તેવડે કીચકવધ કરવાની ઇચ્છાથી તે તરફ જોવા લાગ્યો, ત્યારે યુધિષ્ઠિરે ભીમને રોકતાં કહ્યું કેઃ-[18]"ઓ બલ્લવ! તું બાળવાનાં લાકડાંને માટે ઝાડ તરફ નજર કરે છે કે? જો તારે લાકડાં જોઇતાં હોય તો તું બહારનાં ઝાડો કાપી લાવજે."[19]

આ તરફ સુંદર કટિવાળી દ્રૌપદી સભાદ્વારમાં આવીને પોતાના દીન ચિત્તવાળા પતિઓને જોતી, પોતાના ખરા સ્વરૂપને છુપાવતી, પ્રતિજ્ઞાધર્મથી બંધાયલી અને ભયંકર ચક્ષુવડે બળતી હોય તેવી દેખાતી રડતી રડતી મત્સ્યરાજને કહેવા લાગી.[21]

દ્રૌપદીએ કહ્યું:-"અરેરે! જેઓનો વૈરી પાંચ દેશ વચ્ચે છોડીને છઠ્ઠા દેશમાં રહેતો હોય તોપણ નિરાંતે ઉંઘી શકતો નથી, તેઓની હું માનવંતી ભાર્યા છું, તેને આ સૂતપુત્રે લત્તાપ્રહાર કર્યો![22] જેઓ યાચના કરનારા નથી પણ દાન આપનારા છે, બ્રાહ્મણોના ભક્ત છે અને સત્યવાદીઓ છે, તેઓની હું માનવંતી ભાર્યા છું, તેને સૂતપુત્રે લાત મારી છે![23] જેઓની પ્ર-

ત્યંચાનો ધ્વનિ દુંદુભિના જેવી મોટી ગર્જના કરતો અહોનિશ સંભળાય છે, તેઓની માનવંતી ભાર્યાને મને આ સારાથના છોકરાએ લાત મારી છે ![૨૪] જેઓ તેજસ્વી, જિતેંદ્રિય, બળવાન અને અતિશય માની છે, તેઓની માનવંતી ભાર્યાને–મને આ સૂતપુત્રે લાત મારી છે ![૨૫] જેઓ આ સર્વ લોકનો નાશ કરવા સમર્થ છે, છતાં ધર્મપાશથી બંધાયલા છે,તેઓની માનવંતી ભાર્યાને–મને સૂતપુત્રે પગના પ્રહાર કર્યા છે ![૨૬] જેઓ રક્ષણની ઇચ્છાથી શરણે આવનારાઓના રક્ષક છે, તે મહારથીઓ આજે લોકમાં ગુપ્ત થઈને કયાં ફરતા હશે ?[૨૭] બળવાન તથા અપાર તેજવાળા તેઓ પોતાની સાધુશીલા પ્રિય પત્નીને સૂતપુત્રનો પાદપ્રહાર થાય છે, તોપણ નપુંસકની પેઠે કેમ સહન કરે છે?[૨૮] દુરાત્મા કીચક જેઓની ભાર્યાને મારે છે, છતાં જેઓ તેનું રક્ષણ કરતા નથી, તેઓનાં ક્રોધ, પરાક્રમ અને તેજ આજે કયાં જતાં રહ્યાં ?[૨૯] મને નિરપરાધીને માર પડતો જોવા છતાં જે સહન કરે છે, તેવો ધર્મદૂષક વિરાટ રાજા અહીં છે ત્યાં હું શું કરી શકું ?[૩૦] આ રાજા કીચકના સંબંધમાં પોતાના રાજકર્તાપણાને અનુસરીને કિંચિત્ પણ વર્તતો નથી, એ નિશ્ચિત છે. ઓ રાજા ! આ તારો અનાર્યોના જેવો ધર્મ સભામાં શોભતો નથી.[૩૧] હે મત્સ્યરાજ! આ સૂતપુત્ર તારી સમીપમાં મને પ્રહાર કરે તે યોગ્ય ગણાય નહિ. ઓ સભાસદો! તમે તો આ કીચકના અપરાધને જુઓ.[૩૨] હાય ! આ કીચકને ધર્મનું જ્ઞાન નથીજ, પરંતુ મત્સ્યરાજને પણ કોઇ રીતે ધર્મ સમજાતો નથી અને સભાસદો પણ ધર્મના જ્ઞાનથી રહિત છે,જેથી એવા અધર્મીની સેવા કરે છે !"[૩૩]

વૈશંપાયને કહ્યું:–આવાં આવાં વચનો કહીને તે વખતે સુંદર વર્ણવાળાં દ્રૈપદીએ આંખમાં અશ્રુ લાવી મત્સ્યરાજને ઠપકો આપ્યો;[૩૪] ત્યારે વિરાટે કહ્યું:–"તમારી બેની વચ્ચે જે તકરાર થઈ છે, તે મારી સમક્ષમાં થઇ નથી, એટલે તે સંબંધમાં હું કંઇ જાણતો નથી; માટે તમારી તકરારનું ખરૂં સ્વરૂપ જાણ્યાવિના સાચા ખોટાનો નિર્ણય કરવામાં મારૂં કૌશલ્ય કેમ ચાલી શકે?"

વૈશંપાયને કહ્યું:– તે પછી સભાસદો દ્રૈપદીની વાત ખરેખર સમજીને તેની એકસરખી પ્રશંસા કરવા લાગ્યા અને તેને 'ધન્ય,ધન્ય'કહેવા લાગ્યા તથા કીચકની નિંદા કરવા લાગ્યા.[૩૬]

સભ્યોએ કહ્યું:–"આ વિશાળ નેત્રવાળી સર્વાંગ સુંદરી જેની ભાર્યા હશે, તેને આ ઉત્તમ લાભ થયેલોજ સમજવો; કારણકે તેને કોઈ રીતે શોક કરવાનો પ્રસંગજ આવવાનો નહિ.[૩૭] આવી ખોડખાંપણવિનાનાં સર્વ અંગવાળી અને સુંદર વર્ણવાળી સ્ત્રી ખરેખર મનુષ્યોમાં તો દુર્લભજ છે, તેથી અમે તો આને દેવીજ માનીએ છીએ."[૩૮]

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે સભાસદો દ્રૈપદીની તરફ જોઇને તેની પ્રશંસા કરવા લાગ્યા! પરંતુ યુધિષ્ઠિરના લલાટમાં તે વખતે કોપને લીધે પરસેવો આવી ગયો. પછી કુરુવંશી યુધિષ્ઠિરે પોતાની પ્રિય પટ્ટરાણી દ્રુપદરાજની પુત્રીને કહ્યું કે:–"હે સૈરંધ્રિ ! તું સુદેષ્ણાના મહેલમાં ચાલી જા ! અહીં ઉભી રહીશ નહિ.[૪૦] પતિને અનુસરનારી વીરપત્નીઓ દુઃખી થાય છે; પરંતુ પતિસેવાથી ક્લેશ ભોગવનારી તેઓ પતિલોકમાં જાય છે.[૪૧] હું માનું છું કે, સૂર્યના જેવા તેજસ્વી તારા પતિ ગંધર્વો હમણાં ક્રોધ કરવાનો સમય નથી એમ જાણે છે, માટેજ તેઓ તારી વહારે ધાતા નથી.[૪૨] ઓ સૈરંધ્રિ ! તને સમયનું ભાન નથી, તેથીજ તું નટીની પેઠે નિર્લજ્જ થઇને રડે છે અને રાજસભામાં જુગાર રમતા મત્સ્યદેશના મુત્સદ્દીઓને વિઘ્ન કરે છે.[૪૩] જા, સૈરંધ્રિ! જા ! ગંધર્વો તારૂં પ્રિય કરશે અને જેણે તારૂં અપ્રિય કર્યું છે તેનો નિકાલ કરીને તારૂં દુઃખ દૂર કરશે."[૪૪]

સૈરંધ્રીએ કહ્યું:–" જેઓનો મોટો બંધુ પાસા રમનારો છે અને જેઓ અતિશય દયાળુ છે તેઓનો, તથા તેમની હું ધર્મપત્ની છું તેથી મારો, દરેક મનુષ્યને હાથે પરાભવ થવો યોગ્યજ છે."[૪૫]

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે બોલીને દ્રૈપદી, સુદેષ્ણાના મહેલમાં દોડી ગઇ. આ વખતે તે સુંદરીના કેશ છૂટી ગયા હતા, ક્રોધને લીધે

નેત્રો લાલચોળ થયાં હતાં અને ઘણો સમય રુદન કરવાથી ફીકું પડેલું તેનું મુખ, આકાશમાં વાદળાંથી છૂટું થયેલું ચંદ્રમંડળ જેવું શોભે તેવું શોભતું હતું.[૪૭] તેને જોઇને સુદેષ્ણાએ કહ્યું:–"હે સુંદરી,હે શોભને! તને કોણે મારી? તું શામાટે રડે છે? હે કલ્યાણિ! આજે કોણે દુઃખ માગી લીધું છે? તારૂં અપ્રિય કોણે કર્યું?"

દ્રૌપદીએ કહ્યું:–" હું તમારેમાટે મદિરા લેવા ગઈ હતી, ત્યાં કીચકે મારૂં અપમાન કર્યું અને સભામાં, જેમ નિર્જન વનમાં માર મારે તેમ મને રાજાના દેખતાં મારી છે."[૪૯]

સુદેષ્ણાએ કહ્યું:–" હે સુકેશિ! જો તારી ઇચ્છા હશે તો હું તે કીચકનો ઘાત કરાવીશ; કારણકે કામવડે ઉન્મત્ત થયેલો કીચક દુષ્પ્રાપ્ય એવી તારૂં અપમાન કરે છે."[૫૦]

સૈરંધ્રીએ કહ્યું:–"તમારે તેમ કરવાની જરૂર નથી; કારણકે તેણે જેઓનો અપરાધ કર્યો છે, તેઓજ તેનો વધ કરશે. હું માનું છું કે, આજેજ તે ખાત્રીથી યમલોકમાં પહોંચી જશે."

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ કીચકવધપર્વમાં "દ્રૌપદીપરાભવ" એ વિષયનો અધ્યાય ૧૬ મો સમાપ્ત.

## અધ્યાય ૧૭ મો
### ભીમના રસોડામાં દ્રૌપદી

॥ वैशंपायन उवाच ॥

**सा हता सूतपुत्रेण राजपत्नी यशस्विनी ॥**
**वधं कृष्णा परीप्संती सेनावाहस्य भामिनी ।**

વૈશંપાયને કહ્યું:–એ પ્રમાણે સૂતપુત્ર કીચકે, યશસ્વિની રાજપત્ની દ્રૌપદીને લાત મારી એટલે તે દ્રુપદનંદની ભામિની, સેનાપતિ કીચકનો વધ કરવાની ઇચ્છા કરતી તે વખતે પોતાના મુકામ ઉપર ગઈ. ત્યાં સૂક્ષ્મ કટિવાળી દ્રૌપદી, જળથી પોતાના અવયવોને તથા પહેરવાઓઢવાનાં બન્ને વસ્ત્રોને ધોઇને યથાવિધિ શુદ્ધ થઇ અને રડતાં રડતાં તે દુઃખના નિર્ણયનો વિચાર કરવા લાગી:–'હવે હું શું કરૂં? ક્યાં જાઉં? મારૂં કાર્ય કેવી રીતે સિદ્ધ થાય?' આવો વિચાર કરતાં તેને મનમાં ભીમનું સ્મરણ થયું[૪] અને નિશ્ચય કર્યો કે:–' આજે મારા મનનું પ્રિય કાર્ય, ભીમવિના બીજો કોઇ કરશે નહિ.' આવો નિર્ણય કરીને રાત્રે તે ઉઠી અને પોતાની પથારી છોડીને વિશાળ નેત્રવાળી, સનાથ પતિવ્રતા દ્રૌપદી પોતાના નાથની ઇચ્છા કરતી ભીમસેનની પાકશાળા તરફ ઝડપથી દોડી. ત્યાં પહોંચીને માનસિક મહાદુઃખથી પીડાયેલી મનસ્વિની દ્રૌપદી બોલી કે:–" મને લાતો મારનારો મારો શત્રુ પેલો પાપિષ્ઠ સેનાપતિ જીવે છે, છતાં તમને ઉંઘ કેમ આવે છે?"

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે બોલીને મનસ્વિની દ્રૌપદીએ તે પાકશાળામાં પ્રવેશ કર્યો,[૯] કે જ્યાં ભીમસેન સિંહની પેઠે ઘોરતો પડયો હતો. હે કૌરવ્ય જનમેજય! તે વખતે દ્રૌપદીના રૂપથી અને મહાત્મા ભીમના તેજથી તે પાકશાળા અધિક સમૃદ્ધિયુક્ત થઇ હોય તેમ દીપી નીકળી. પાકશાળામાં ગયા પછી તે શુદ્ધ સ્મિતવાળી દ્રૌપદી, વનમાં ઉત્પન્ન થયેલી ત્રણ વર્ષની શુદ્ધ ગૌર રંગની ગાય, કામાતુર થઇને જેમ શ્રેષ્ઠ સાંઢની પાસે જઇને ઉભી રહે તેમ, અથવા જળમાં ઉત્પન્ન થયેલી બગલી જેમ કામાતુર થઇને પતિની પાસે જઇને ઉભી રહે તેમ,ભીમસેનની પાસે જઇને ઉભી રહી; અને લતા જેમ ગોમતી નદીના તીર ઉપર ઉત્પન્ન થયેલા પ્રફુલ્લિત મોટા શાલવૃક્ષને વીંટાઈ વળે તેમ પાંચાલીએ તે મધ્યમ પાંડુપુત્રને આલિંગન કર્યું;[૧૨] અને સિંહણ જેમ વિકટ વનમાં સૂતેલા સિંહને જાગ્રત કરે,તેમ પવિત્ર આચારવાળી દ્રૌપદીએ પોતાના બન્ને બાહુઓથી આલિંગન કરીને ભીમસેનને જાગ્રત કર્યો. પછી હાથિણી જેમ મોટા હાથીને ભેટે તેમ ભીમસેનને ભેટીને, સારી રીતે ગાંધાર સ્વરની મૂર્છના કરતી વીણાના જેવા મધુર આલાપવાળી પવિત્રચરિત્રવાળી પાંચાલી, ભીમસેનને કહેવા લાગી:–" ઓ ભીમસેન! ઉઠો, ઉઠો! આમ મરેલાની પેઠે કેમ સૂતા છો? કોઇપણ પાપી, જીવતા મનુષ્યની સ્ત્રીનું આલિંગન કર્યાપછી જીવતો રહેવો યોગ્ય નથીજ."[૧૫]

આવું કહીને રાજપુત્રીએ જગાડેલો, મેઘના

જેવા વર્ણવાળો ભીમસેન, ગાદલાંવાળા પલંગમાં ઉઠીને બેઠો થયો;[૧૬] અને તે કુરુવંશી, પોતાની પ્રિય પટ્ટરાણી રાજપુત્રીને કહેવા લાગ્યો કેઃ- "તું ઉતાવળી ઉતાવળી શા કાર્યમાટે મારી પાસે આવી છે ?[૧૭] તારા શરીરનો રંગ બદલાઇ ગયો છે અને તું શરીરે કૃશ તથા ફિક્કી પડી ગએલી લાગે છે; માટે તારે જે કંઇ કહેવાનું હોય તે સઘળું હું સારીરીતે સમજું તેમ તું મને સંપૂર્ણરીતે કહે.[૧૮] પછી તે સુખકારક હોય કે દુઃખકારક હોય, દ્વેષ કરવાયોગ્ય હોય કે પ્રિય હોય; પરંતુ તે સર્વ ખરેખરૂં જેવું હોય તેવું તું મને કહે, એટલે તે સાંભળ્યા પછી, શું કરવું તે હું સમજીશ.[૧૯] ઓ કૃષ્ણા ! તારે સર્વ કાર્યમાં મારા ઉપરજ વિશ્વાસ રાખવો. હું મોટા સંકટમાંથી પણ તારો વારંવાર છૂટકો કરીશ.[૨૦] તારે જે કાર્ય કહેવાનું હોય તે તું તારી ઇચ્છા પ્રમાણે મને ઝટ કહીને, પછી તારૂં આગમન બીજો કોઇ જાણી જાય નહિ તે પહેલાંજ પાછી સૂવા માટે ચાલી જા."[૨૧]

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ કીચકવધ પર્વમાં "દ્રૌપદી અને ભીમનો સંવાદ" એ વિષયનો અધ્યાય ૧૭ મો સમાપ્ત.

## અધ્યાય ૧૮ મો

### દ્રૌપદીનો યુધિષ્ઠિરસંબંધી વિલાપ

॥ द्रौपद्युवाच ॥

अशोच्यत्वं कुतस्तस्या यस्या भर्ता युधिष्ठिरः
जानन्सर्वाणि दुःखानि । किं मां त्वं परिपृच्छसि॥

દ્રૌપદીએ કહ્યું:-"જે સ્ત્રીના યુધિષ્ઠિર ભર્તા છે, તેને સુખ ક્યાંથી હોય ? તમે સઘળાં દુઃખો જાણો છો, છતાં મને શામાટે પૂછો છો?[૧] હે ભરતવંશી ભીમસેન! દુર્યોધનની રાજસભામાં દ્યૂતસમયે પ્રાતિકામી સૂત, મને દાસી નામથી બોલાવીને જનસમાજની વચ્ચે લઇ આવ્યો, તે વાત મારા હૃદયને બાળી મૂકે છે.[૨] હે પ્રભો ! આવાં દુઃખોનો અનુભવ કરીને દ્રૌપદીવિના બીજી મારા જેવી કયી રાજપુત્રી જીવતી રહે વારૂ ?[૩] વળી હું વનવાસ ભોગવતી હતી તે વખતે દુરાત્મા સિંધુરાજે મારૂં હરણ કરીને મારો બીજીવારનો પરાભવ કર્યો હતો, તેને કઇ સ્ત્રી સહન કરવા સમર્થ થાય ?[૪] અને હમણાંજ પેલા ધૂર્ત મત્સ્યરાજના દેખતાંજ કીચકે મારાપર હાથ નાખ્યો,એ સ્થિતિમાં મારા જેવી બીજી કઇ સ્ત્રી જીવતી રહે વારૂ ? હે કુંતીપુત્ર ભારત ! આવા અનેક પ્રકારના કલેશોથી હું દુઃખી થાઉં છું,છતાં તમે મારી સંભાળ પણ લેતા નથી, ત્યારે હવે મારે જીવવાનું શું ફળ ?[૬] હે ભરતવંશી પુરુષવ્યાઘ્ર ! જે આ કીચક નામનો સેનાપતિ છે,તે વિરાટ રાજાનો સાળો થાય છે અને તે અત્યંત દુષ્ટ બુદ્ધિવાળો છે.[૭] તે દુરાત્મા, હું રાજવાડામાં સૈરંધ્રીના વેષથી રહું છું ત્યાં આવીને મને રોજ રોજ કહે છે કેઃ-'તું મારી ભાર્યા થા.'[૮] હે શત્રુ હંતા ! તે વધ કરવાયોગ્ય પુરુષ, મને એ પ્રમાણે કહે છે એટલે કાળવડે પરિપક્વ થએલાં ફળની પેઠે મારૂં હૃદય ફાટી જાય છે.[૯] દુષ્ટ દ્યૂત રમનારા તમારા મોટા ભાઇના તમે સારી પેઠે કાન ઉઘાડો;કારણકે તેમનાં કર્મને લીધેજ હું આવું અનંત દુઃખ પામી છું. રાજ્ય તથા પોતાના શરીરસાથે સર્વસ્વનો ત્યાગ કર્યા પછી પણ વનવાસ ભોગવવામાટે, દુષ્ટ દ્યૂત ખેલનારા યુધિષ્ઠિરવિના બીજો કોણ શરત કરે ? જો એ રોજ સવારસાંજ હજાર હજાર સોનામહોરોથી અને બીજા ઉત્તમ ધનથી ઘણાં વર્ષોસુધી રમ્યા કરત, તોપણ સોનું, રૂપું, વસ્ત્રો, હાથી વગેરે અથવા રથાદિ વાહનો, બકરાં, ઘેટાં, ઘોડાઓ તથા ખચ્ચરોના સમુદાયો વગેરે ધન કદાપિ ક્ષય પામત નહિ. તે આ યુધિષ્ઠિર દ્યૂતના છંદમાં લક્ષ્મીરહિત થઇ ગયા છે અને હવે પોતાના કર્મનો પશ્ચાત્તાપ કરતા મૂઢની પેઠે મૌન ધારીને બેઠા છે ![૧૪] અરેરે ! દશહજાર હાથીઓ અને સોનાની માળાવાળા ઘોડાઓ જેની સ્વારીમાં પ્રયાણ કરતા હતા, તે આ યુધિષ્ઠિર હમણાં જુગારથી જીવિકા ચલાવે છે ![૧૫] ઇંદ્રપ્રસ્થમાં જે મહારાજા યુધિષ્ઠિરની સેવા કરવા અમાપ પરાક્રમી રાજાઓના એક લાખ રથો ખડા રહેતા હતા;[૧૬] જેના રસોડામાં એક લાખ દાસીઓ હાથમાં થાળીઓ લઇને રાત્રિદિવસ અતિથિઓને ભોજન કરાવતી હતી;[૧૭] અને દાતાઓમાં મુખ્ય એવા જે યુધિષ્ઠિર હજારો સોનામહોરોનું દાન કરતા હતા,

તેજ આ યુધિષ્ઠિર હમણાં દ્યૂતમાં મળેલા મહા અનર્થકારક ધન ઉપર આજીવિકા ચલાવે છે![૧૮] જે યુધિષ્ઠિરની સેવામાં મધુર કંઠવાળા અને ઉજ્જવળ રત્નજડિત કુંડળો ધારણ કરનારા ઘણાએક સૂત તથા માગધો સવારસાંજ હાજર રહેતા હતા;[૧૯] તપ તથા શાસ્ત્રવડે સંપન્ન અને પૂર્ણ કામનાવાળા એવા હજારો ઋષિઓ નિત્ય જેની સભાના સભાસદ હતા;[૨૦] એક એકની સેવામાં ત્રીસ ત્રીસ દાસીઓ રહેલી એવા અઠયાસી હજાર સ્નાતક ગૃહસ્થાશ્રમી બ્રાહ્મણોનું જે યુધિષ્ઠિર પોષણ કરતા હતા;[૨૧] અને જે પ્રતિગ્રહ ન કરનારા ઊર્ધ્વરેતા દશ હજાર યતિઓનું પોષણ કરતા હતા, તેજ આ રાજા હમણાં આવી સ્થિતિમાં આવી પડયા છે! [૨૨] જેને વિષે ક્રૂરતાનો અભાવ, દયા તથા સંવિભાગ (પોતાની પાસે જે હોય તે સર્વને વહેંચી આપવાની બુદ્ધિ) આ સર્વ ગુણો વસે છે, તેજ રાજા આજે આ સ્થિતિમાં રહ્યા છે! [૨૩] વળી જે ધૈર્યવાન, સાચા પરાક્રમી તથા નિત્ય બીજાને આપવાની વૃત્તિવાળા યુધિષ્ઠિર રાજા, દયાળુપણાથી આંધળાં, ઘરડાં, અનાથ, બાળક અને રાજ્યમાં દુર્દશા પામેલા અનેક લોકોનું પોષણ કરતા હતા, [૨૪] તેજ આ યુધિષ્ઠિર રાજા આજે પરતંત્ર થઇને મત્સ્યરાજના સેવક બન્યા છે! અને રાજાની સભામાં દ્યૂત રમનારા થઇને પોતાને 'કંક' કહે છે![૨૫] જે યુધિષ્ઠિર ઈંદ્રપ્રસ્થમાં રહેતા હતા ત્યારે સર્વ રાજાઓ જેમની આજ્ઞા પાળતા હતા અને ભેટ આપતા હતા, તેજ યુધિષ્ઠિર આજે બીજાની પાસેથી પોતાનું પોષણ ઇચ્છે છે! [૨૬] પૂર્વે પ્રસિદ્ધ રાજાઓ જે રાજાને આધીન રહેતા હતા, તેજ યુધિષ્ઠિર રાજા આજે પરતંત્ર થઇને બીજાને આધીન થઇ રહ્યા છે! [૨૭] જે રાજાએ સૂર્યની પેઠે પોતાના તેજવડે સર્વ પૃથ્વીને તપાવી હતી; તેજ યુધિષ્ઠિર આજે વિરાટ રાજાની સભામાં સભાસદ થઇને રહ્યા છે! [૨૮] ઓ પાંડુપુત્ર! સભામાં ઋષિઓની સાથે રાજાઓ જે યુધિષ્ઠિરની સેવા કરતા હતા, તેજ પાંડુપુત્રને આજે બીજાની સેવા કરતા જુઓ! [૨૯] ખરેખર, યુધિષ્ઠિરને બીજાના સભાસદ થઇને બેઠેલા તથા બીજાને સારૂં લગાડવા 'હાજી, હાજી' કરતા જોઇને મારા કોપમાં વધારો થાય છે. [૩૦] મહાજ્ઞાની ધર્માત્મા યુધિષ્ઠિર રાજા, કેવળ જીવિતને માટે અન્યને ત્યાં નિવાસ કરે, કે જે કરવાને તે અયોગ્ય છે, તેમને તેવી સ્થિતિમાં જોઇને કોને દુઃખ ન થાય વારૂ! [૩૧] હે ભારતવીર! સભામાં આખી પૃથ્વીના લોકો જેની સેવા કરતા હતા, તે ભરતવંશી યુધિષ્ઠિર આજે બીજાની ઉપાસના કરે છે તે જુઓ! આવાં અનેક પ્રકારનાં દુઃખોથી હું અનાથની પેઠે પીડાઉં છું. ઓ ભીમ! હું શોકસાગરની વચ્ચે પડી છું. તમે મારી તરફ કેમ જોતા નથી?" [૩૩]

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ કીચકવધ પર્વમાં "દ્રૌપદી અને ભીમનો સંવાદ"એ વિષયનો અધ્યાય ૧૮ મો સમાપ્ત.

## અધ્યાય ૧૯ મો

### દ્રૌપદીનો ભીમાદિકના સંબંધમાં વિલાપ

॥ द्रौपद्युवाच ॥

इदं तु ते महद्दुःखं यत्प्रवक्ष्यामि भारत ॥
नमेऽभ्यसूया कर्त्तव्या दुःखादेतद्ब्रवीम्यहम्॥

દ્રૌપદીએ કહ્યું:-"હે ભરતવંશી! હવે હું તમને જે કહું છું, તે મહાદુઃખકારક છે; પરંતુ તમારે મારા ઉપર રોષ કરવો નહિ, કારણ કે હું એ સઘળું દુઃખને લીધે બોલું છું. [૧] હે ભરતશ્રેષ્ઠ! તમે પણ તમારેમાટે નાલાયક એવું રસોઇઆનું હલકું કામ કરો છો અને પોતાને બલ્લવજાતના કહોછો, એ સ્થિતિમાં તમે કોના શોકમાં વધારો ન કરો? [૨] લોકો તમને વિરાટનો બલ્લવ નામનો રસોઇઓ જાણે છે. આ પ્રમાણે તમને દાસપણું પ્રાપ્ત થયું છે, તેનાથી અધિક દુઃખકારક બીજું શું હોય? [૩] જ્યારે રસોડામાં રસોઇ તૈયાર થાય છે, ત્યારે તમે પોતાને બલ્લવ રસોઇઓ કહેતા વિરાટની પાસે હાજર થાઓ છો, તે સમયે મારૂં કાળજું ભેદાઇ જાય છે![૪] વળી જ્યારે આનંદમાં આવેલો વિરાટ રાજા, તમને હાથીઓની સાથે યુદ્ધ કરાવે છે, ત્યારે અંતઃપુરની સ્ત્રીઓ હસે છે; પરંતુ મારૂં મન

તો ઉદ્વેગજ પામે છે. [૫] તમે જ્યારે કૈકેયી રાણીના દેખતાં અંતઃપુરમાં વાઘ, પાડાઓ અને સિંહોની સાથે યુદ્ધ કરો છો, ત્યારે મારા મનમાં ખેદ થાય છે. [૬] તે વખતે સર્વાંગ સુંદર એવી મને ચિંતાગ્રસ્ત થયેલી જોઇને, સુદેષ્ણા રાણી ત્યાંથી ઉઠીને તે સઘળી સ્ત્રીઓની સાથે વાતો કરે છે અને તે દાસીઓ ઉઠીને સુદેષ્ણાની સાથે વાતો કરે છે કેઃ–'આ શુદ્ધ સ્મિતવાળી સ્ત્રી, સ્નેહને લીધે તથા સહવાસના ધર્મને લીધે, જ્યારે મહાવીર્યશાળી બલ્લવ રસોઇઆને યુદ્ધ કરતો જુએ છે, ત્યારે શોક કરે છે. સૈરંધ્રીનું રૂપ મનોહર છે અને બલ્લવ પણ સુંદર છે.[૯] વળી સ્ત્રીઓનું ચિત્ત પણ દુર્જ્ઞેય હોય છે અને મને તો આ બન્ને પરસ્પર યોગ્ય રૂપવાળાં લાગે છે! તેમજ સૈરંધ્રી પ્રિય બલ્લવના સહવાસને લીધે જ્યારે જ્યારે તે હાથી વગેરેની સાથે યુદ્ધ કરે છે, ત્યારે ત્યારે નિત્ય કરુણાજનક વાણી બોલે છે ![૧૦] વળી એ બન્ને આ રાજવાડામાં પણ સરખા સમયથીજ રહે છે !' આવાં આવાં વાક્યો બોલીને તે મારૂં નિત્ય અપમાન કર્યા કરે છે; અને હું જ્યારે ચીઢાઉં છું, ત્યારે તે મારો તમારાપર પ્રેમ છે એવી શંકા લાવે છે તથા સુદેષ્ણા તેવું બોલે છે, ત્યારે મારા ચિત્તમાં બહુજ દુઃખ થાય છે. [૧૨] તમે ભયંકર પરાક્રમવાળા ભીમ જ્યારે આ પ્રમાણે દુઃખમાં પડયા છો, ત્યારે યુધિષ્ઠિરના શોકમાં ડૂબેલી હું જીવવાનો ઉત્સાહ રાખતીજ નથી. [૧૩]

જે અર્જુને એક રથમાં બેસીને દેવોની સાથે સર્વ મનુષ્યોનો પરાજય કર્યો હતો, તેજ આ તરુણ અર્જુન વિરાટ રાજાની કન્યાઓનો નર્તક બન્યો છે ![૧૪] જે મહાત્માએ ખાંડવવનમાં અગ્નિને તૃપ્ત કર્યો હતો, હે કુંતીપુત્ર ! તેજ અર્જુન આજે કૂવામાં રહેલા અગ્નિની પેઠે અંતઃપુરમાં છુપાઇ રહ્યો છે ![૧૫] જે પુરુષશ્રેષ્ઠની હમેશાં શત્રુઓને ધાક લાગતી હતી, તે ધનંજય હમણાં લોકનિંદિત એવા હીજડાના વેષથી રહે છે ![૧૬] જે અર્જુનના પરિઘ જેવા બાહુઓ પ્રત્યંચાના પ્રહારથી કઠિન થઇ ગયા છે, તે અર્જુન હમણાં પોતાના હાથો શંખની ચૂડીઓથી ભરીને શોક કર્યા કરે છે.[૧૭] રે ! જેની પ્રત્યંચાનો ટંકારવ સાંભળીને શત્રુઓ ધ્રૂજી જતા હતા, તેજ અર્જુનના ગાયનનો આલાપ આજે સ્ત્રીઓ આનંદથી સાંભળે છે ![૧૮] અરેરે ! જેના મસ્તક ઉપર સૂર્ય જેવો ઝળકતો મુકુટ શોભતો હતો, તેજ અર્જુનના મસ્તક ઉપર હમણાં વેણી ગુંથવાને લીધે કેશના છેડાઓ કઢંગા થઇ ગયા છે.[૧૯] ઓ ભીમ ! તે ભયંકર ધનુષવાળા અર્જુનને વેણી ગુંથેલા કેશવાળો તથા કન્યાઓથી વીંટાયલો જોઇને મારૂં મન બળી જાય છે.[૨૦] અરે ! જે મહાત્મા અર્જુનમાં સમસ્ત દિવ્ય અસ્ત્રો રહેલાં છે અને જે સર્વ વિદ્યાનો આધાર છે, તે અર્જુન આજે કુંડળો ધારણ કરે છે ![૨૧] જે પ્રમાણે મહાસાગર મર્યાદાને સ્પર્શ કરી શકતો નથી, તે પ્રમાણે અતુલ્ય તેજવાળા હજારો રાજાઓ પણ જે અર્જુનને સ્પર્શ કરી શકતા નથી,[૨૨] તેજ તરુણ અર્જુન હમણાં વેષથી ઢંકાઇને વિરાટ રાજાની કન્યાઓનો નર્તક તથા સેવક થઇને રહ્યો છે ![૨૩] હે ભીમસેન! જેના રથના ઘડઘડાટથી પર્વત, વન, સ્થાવર તથા જંગમની સાથે સર્વ પૃથ્વી કંપાયમાન થતી હતી[૨૪] અને જે મહાભાગ્યશાળીનો જન્મ થતાં કુંતીનો શોક નાશ પામ્યો હતો, તેજ તમારો નાનો બંધુ આજે મને શોક કરાવે છે.[૨૫] જ્યારે અર્જુન સોનાનાં કુંડળો તથા બીજા અલંકારોથી શણગરાઇને અને હાથમાં ચુડીઓ પહેરીને આવે છે, ત્યારે તેને જોઇને મારૂં મન ખિન્ન થઇ જાય છે.[૨૬] પૃથ્વી ઉપર કોઇપણ ધનુર્ધારી અર્જુનના જેવો પરાક્રમી નથી, તે અર્જુન આજે કન્યાઓથી વીંટાઇને ગીતો ગાયા કરે છે.[૨૭] આ જગતમાં ધર્મ, શૌર્ય અને સત્યના સંબંધમાં જેને મુખ્ય ગણે છે, તે કુંતીપુત્રને આજે સ્ત્રીના વેષમાં પલટાયલો જોઈને મારૂં મન ભેદાઇ જાય છે.[૨૮] હાથિણીઓથી વીંટાયલા મદ ઝરતા હાથીની પેઠે કન્યાઓથી વીંટાયલા દેવ જેવા રૂપવાળા અર્જુનને જ્યારે વાદિત્રશાળામાં શ્રીમાન મત્સ્યરાજ વિરાટને ખુશ કરતો જોઉં છું, ત્યારે હું આંધળી ભીંત થઇ જાઉં છું અને મને દિશાઓનું ભાન રહેતું નથી.[૩૦] અર્જુનને આવું કષ્ટ પડયું છે અને દુષ્ટ દ્યૂત રમનારા કુ-

રુપુત્ર યુધિષ્ઠિર દુઃખમાં ડૂબી ગયા છે, એ વાર્તા ખરેખર સાસુજીના જાણવામાં નહિજ હોય![31]

તેજ પ્રમાણે હે ભારત! ગોવાળ બનેલા સૌથી નાના સહદેવને ગાયોની પાછળ ગોપવેષથી આવતા જોઇને મારૂં શરીર ફિક્કું પડી જાય છે.[32] હે ભીમસેન! સહદેવનાં કૃત્યો વારંવાર સંભારીને મને નિદ્રા પણ આવતી નથી, ત્યારે ચેન તો પડેજ ક્યાંથી?[33] હે મહાબાહો! હું સહદેવનું એકે એવું દુષ્કર્મ જોતી નથી, કે જેને લીધે તે સત્ય પરાક્રમીને એવું દુઃખ પ્રાપ્ત થાય. હે ભરતશ્રેષ્ઠ! આખલાના જેવા બળવાન તમારા પ્રિય ભ્રાતાને, વિરાટ રાજાએ ગાયો સાચવવા નિમ્યા, તે જોઇને હું ખેદ પામું છું;[35]અને કાર્યને માટે દોડાદોડ કરતા તે રાતો પોષાક પહેરીને ગોવાળોની આગળ ચાલે છે તથા વિરાટને અભિનંદન આપે છે, તે જોઇને તો મને તાવ ચઢે છે.[36] આર્યા કુંતી, વીર સહદેવની નિત્ય મારી આગળ પ્રશંસા કરતાં કે:–'એ મહાકુલીન, સુશીલ તથા સદાચરણી છે.'[37] વળી વનમાં નીકળતી વખતે તેમણે મને કહ્યું હતું કે:–'આ સહદેવ લજ્જાશીલ, મધુર વાણીવાળો, ધાર્મિક અને મને વહાલો છે; માટે હે દ્રૌપદિ! જંગલમાં તું રાત્રે પણ એની સંભાળ રાખજે.[38] એ શૂરો અને ધર્મરાજાની આજ્ઞા પ્રમાણે વર્તનારો છે, તથાપિ સુકુમાર છે; માટે હે પાંચાલિ! વડીલની પૂજા કરનારા એ વીરને તું પોતેજ ભોજન કરાવજે.'[39] ખરેખર પુત્રવત્સલ કુંતીએ રડતાં રડતાં મને એ પ્રમાણે કહ્યું હતું અને તે મોટા વનમાં જવામાટે નીકળેલા સહદેવને હૃદયસાથે ચાંપીને ઉભાં હતાં![40] હે પાંડુપુત્ર! તે મહાયોદ્ધા સહદેવને ગાયોના કામમાં ગુંચાયલા અને રાત્રે વાછરડાંના ચામડા ઉપરજ શયન કરતા જોઇને, મને જીવવાની ઇચ્છા કેમ થાય?

વળી જે રૂપ, અસ્ત્ર અને બુદ્ધિ એ ત્રણથી નિત્ય સંપન્ન છે, તેજ નકુલ આજે વિરાટને ત્યાં ચાબુકસ્વાર થયો છે! જુઓ કાળનો ફેરફાર![42] જેણે હમણાં ગ્રંથિક એવું નામ ધારણ કર્યું છે, તે નકુલને જોતાંજ પૂર્વે શત્રુનાં ટોળાંઓ નાસી જતાં હતાં, તેજ હમણાં મહારાજના દેખતાં ત્રપાટાબંધ ઘોડાઓ કેળવે છે![43] વળી તે સૌંદર્યવાન તેજસ્વી અને શ્રેષ્ઠ એવા નકુલને મત્સ્યરાજ વિરાટની પાસે ઉભા રહીને તેને ઘોડાઓ દેખાડતા મેં જોયા છે.[44] હે શત્રુતાપન કુંતીપુત્ર! આવી સ્થિતિમાં હું સુખી છું, એમ તમે માનો છો? અરે! હું તો યુધિષ્ઠિરને લીધે આવાં આવાં સેંકડો દુઃખોમાં ડૂબી ગઇ છું.[45] હે ભારત! આ દુઃખો કરતાં પણ બીજાં અધિક દુઃખો હું ભોગવું છું. હે કૌંતેય! તે દુઃખો હું કહું છું તે પણ તમે સાંભળો.[46] રે! તમે બધા જીવતા છો છતાં વિવિધ દુઃખો મારાં શરીરને શોષી નાખે છે, એનાથી બીજું અધિક દુઃખ શું હોય?"

ઈતિ શ્રીમહા૦ વિરાટ૦ કીચકવધ પર્વમાં "દ્રૌપદી અને ભીમનો સંવાદ" એ વિષયનો અધ્યાય ૧૯ મો સમાપ્ત.

## અધ્યાય ૨૦ મો

### દ્રૌપદીનો આત્મવિલાપ

॥ द्रौपद्युवाच ॥

**अहं सैरंध्रिवेषेण चरंती राजवेश्मनि ॥**
**शौचदाऽस्मि सुदेष्णाया अक्षधूर्तस्य कारणात्**

દ્રૌપદીએ કહ્યું:–"મારે પણ અક્કલ જુગારી યુધિષ્ઠિરના કારણથી સૈરંધ્રીનો વેષ ધારણ કરીને રાજમંદિરમાં રહેવું પડે છે અને સુદેષ્ણાને હાથપગ ધોવામાટે માટી તથા પાણી આપવું પડે છે![1] અહો શત્રુતાપન ભીમસેન! તમે મારી સ્થિતિનો ભયંકર પલટો તો જુઓ, કે જે હું એક વખત રાજપુત્રી કહેવાતી હતી તે હમણાં દાસીપણું ભોગવું છું! સર્વ લોક પોતાના ભાગ્યોદયની રાહ જુએ છે; કારણકે દુઃખનો પણ છેડો તો છેજ.[2] મનુષ્યોની અર્થસિદ્ધિ તથા જયપરાજય અનિત્ય છે, એમ વિચારીનેજ હું મારા પતિઓના પુનઃ ઉદયકાળની રાહ જોતી દિવસ ગાળું છું.[3] સુખ અથવા દુઃખ ચક્રની પેઠે ફર્યા કરે છે, એમ વિચારીને પણ હું મારા ભર્તાઓના પુનઃ ઉદયકાળની વાટ જોયાં કરૂં છું.[4] જે કારણથી મનુષ્યનો જય થાય છે, તેજ કારણથી તેનો પરાજય પણ થાય છે એમ

માનીને હું ઉદયકાળની વાટ જોઉં છું; પરંતુ હે ભીમસેન ! હું કેવળ મરણતોલ થઇ ગઇ છું, એ તમે જાણતા નથી કે ?[૫] મેં સાંભળ્યું છે કે, જે લોકો એક વખતે દાન કરતા હોય છે, તેઓને કાળાંતરે યાચના કરવાનો પ્રસંગ આવે છે; જે બીજાનો નાશ કરે છે, તેને બીજાને હાથે નાશ પામવાનો પ્રસંગ આવે છે;અને જે બીજાને પાડે છે,તેને બીજાને હાથે પડવાનો પ્રસંગ આવે છે.[૬] દૈવને દુષ્કર જેવું કંઇજ નથી અને કોઈ દૈવનું ઉલ્લંઘન કરી શકતું નથી. આવો વિચાર કરીનેજ હું દૈવની મુખ્યતાને પ્રતિપાદન કરનારા સિદ્ધાંતને માનું છું–અર્થાત્ હું દૈવને આધીન છું, એમ માનીનેજ શોક કરતી નથી.[૭] જ્યાં પ્રથમ જળ હોય છે, ત્યાં કાળબળે જળ સૂકાઇ જાય છે; પરંતુ કાળાંતરે પાછું ત્યાં જળ ભરાય છે. આવા કાળકૃત ફેરફારની ઇચ્છા કરતી હું પુનઃ ઉદયની રાહ જોયા કરૂં છું.[૮] જે મનુષ્યની અર્થસંપત્તિ નીતિશાસ્ત્રને અનુસરીને રક્ષાયલી હોય છતાં દૈવથીજ નાશ પામે, તો શાણા મનુષ્યે દૈવની અનુકૂળતાને માટેજ પ્રયત્ન કરવો–અર્થાત્ તે માટે જપ, હોમ વગેરે કરવાં.[૯]

પણ હું દુઃખી છતાં મેં તમારી આગળ આ વચનો કહ્યાં તેનું પ્રયોજન શું ? તે તમે મને પૂછો; એટલે પૂછવાથી હું તમને ખરૂં કારણ અહીંજ કહું.[૧૦] અહો ! હું પાંડવોની પટ્ટરાણી છું અને દ્રુપદની પુત્રી છું,છતાં આવી દશામાં આવી પડી છું. આવી સ્થિતિ પ્રાપ્ત થયા પછી મારાવિના બીજી કઇ સ્ત્રી જીવવાની ઇચ્છા કરે વારૂ ?[૧૧] હે શત્રુદમન ભારત ! મારાસંબંધી ( કેશગ્રહણ વગેરે ) ક્લેશ તમને પાંડવોને પ્રાપ્ત થતાં, ભીષ્માદિ સર્વ કૌરવોનો અને દ્રુપદાદિ સર્વ પાંચાલોનો નાશ કરશે.[૧૨] ભાઇઓ, સસરાઓ, પુત્રો વગેરે પુષ્કળ સંબંધીઓથી વીંટાયલી અને ભાગ્યોદયે ચઢેલી બીજી કઇ સ્ત્રી, આવી દુઃખી થશે વારૂ?[૧૩] ખરેખર, મેં બાલ્યાવસ્થામાં વિધાતાનો અપરાધ કરેલો હોવો જોઇએ, કે જેના પ્રસાદથી હે ભરતશ્રેષ્ઠ ! હું આવી દુર્દશા પામી છું.[૧૪] અહો પાંડુપુત્ર! મારી કાંતિ પણ કેવી ક્ષીણ થઇ ગઇ છે તે તો જુઓ ! એવી કાંતિની ક્ષીણતા, હું વનવાસના પરમ દુઃખમાં હતી ત્યારે ત્યાં પણ થઇ ન હતી.[૧૫] હે કુંતીપુત્ર ભીમસેન ! મને પૂર્વે કેવું સુખ હતું તે તમેજ જાણો છો; તેજ હું હમણાં દાસીપણાને પામી છું, એટલે પરાધીન થવાથી મને શાંતિ મળતી નથી![૧૬] જ્યાં મોટાબાહુવાળા ભયંકર ધનુર્ધારી કુંતીપુત્ર અર્જુનને ભારેલા અગ્નિની પેઠે વેષ પલટીને રહેવું પડયું છે, ત્યાં દૈવવિના બીજું કારણ હોય એમ હું માનતીજ નથી.[૧૭] હે કુંતીપુત્ર ! પ્રાણીઓની ભવિષ્યમાં શી ગતિ થવાની છે, તે મનુષ્યો જાણી શકતાં નથી. તમારી જે આ અવનતિ થઈ છે, તે પણ ઓચિંતીજ થઇ છે, એમ હું માનું છું.[૧૮] ઇંદ્રસમાન તમે સર્વદા જે મારૂં મુખ જોયા કરતા હતા, તેવી શ્રેષ્ઠ સતી હું, હમણાં બીજાં હલકાં મનુષ્યોનાં મુખ જોયા કરૂં છું ![૧૯] અહો પાંડુપુત્ર ! તમે બધા જીવતા હોવા છતાં જેવી અવસ્થાને માટે હું અયોગ્ય છું, તેવી મારી અવસ્થા તરફ તમે દૃષ્ટિ કરો ! જુઓ, કાળનો કેવો ફેરફાર છે ![૨૦] સમુદ્રપર્યંતની સર્વ પૃથ્વી એક વખતે જેની આજ્ઞામાં હતી, તેજ હું આજે સુદેષ્ણાની આજ્ઞાધારક દાસી બની છું અને તેની ધાકમાં રહું છું ![૨૧] જેની આગળ તથા પાછળ અનેક સેવકો ચાલતા હતા, તેજ હું આજે સુદેષ્ણાની આગળ અથવા પાછળ ચાલું છું.[૨૨] વળી હે કુંતીપુત્ર ! આ એક મારૂં અસહ્ય દુઃખ છે તે તમે સાંભળો. જે હું એક કુંતીસિવાય બીજાને માટે–રે,મારા પોતાને માટે પણ અંગરાગનું ચંદન ઘસતી ન હતી,તેજ હું આજે બીજામાટે ચંદન ઘસ્યા કરૂં છું ![૨૩] હે કુંતીપુત્ર ! આ જુઓ મારા હાથ ! એ પૂર્વે એવા કદી ન હતા !” આવું કહીને દ્રૌપદીએ કણી પડેલા પોતાના બન્ને હાથ ભીમને દેખાડયા; અને કહ્યું કેઃ–[૨૪] “હું જે આગળ આર્યા કુંતીથી તથા તમારાથી પણ કદાપિ ડરતી નહિ, તેજ હું હવે વિરાટની આગળ ભયભીત થઇને દાસીતરીકે ઉભી રહું છું[૨૫] અને વિચાર કરૂં છું કેઃ–‘વિરાટ રાજા મને શું કહેશે ? અંગરાગનું ચંદન સારૂં કર્યું છે કહેશે કે નઠારૂં ? મત્સ્યરાજને મારાસિવાય બીજાનું ઘસેલું ચંદન તો રુચતુંજ નથી !’ આવા વિચારથી હું ડર્યા

કરૂં છું."૨૬

વૈશંપાયને કહ્યું:– આ પ્રમાણે પાંડવની સ્ત્રી દ્રૌપદી, પોતાનાં દુઃખો કહેતી કહેતી, ભીમસેનના તરફ જોઈને ધીરે ધીરે રડવા લાગી;૨૭ અને વારંવાર નિઃશ્વાસ નાખતી અશ્રુથી ગદ્ગદિત થયેલી વાણીવડે ભીમસેનના હૃદયને કંપાવતી આ પ્રમાણે કહેવા લાગી:–૨૮ "હે ભીમ! પૂર્વે મેં દેવોનો નાનોસુનો નહિ પણ કોઈ ભારે અપરાધ કર્યો હોવો જોઈએ, જેથી આવે પ્રસંગે મરવું એજ યોગ્ય ગણાય તે સમયે અભાગિની હું જીવ્યા કરૂં છું!"

વૈશંપાયને કહ્યું:–પછી પોતાની પત્નીના આંટણ તથા કણી પડેલા નાજુક હાથને પોતાના મુખ ઉપર મૂકીને તે શત્રુવીરહંતા ભીમસેન રડવા લાગ્યો.૩૦ આ રીતે વીર્યવાન કુંતીપુત્રે, દ્રૌપદીના બન્ને હાથ પકડીને આંસુઓ પાડયાં અને પછી અત્યંત દુઃખાકુળ થઈને તે આ પ્રમાણે દ્રૌપદીને કહેવા લાગ્યો.૩૧

**ઈતિ શ્રીમહા૦ વિરાટ૦ કીચકવધ પર્વમાં "દ્રૌપદી અને ભીમનો સંવાદ" એ વિષયનો અધ્યાય ૨૦ મો સમાપ્ત.**

## અધ્યાય ૨૧ મો
### ભીમે કરેલું દ્રૌપદીનું સાંત્વન

॥ भीमसेन उवाच ॥

**धिगस्तु मे बाहुबलं गांडीवं फाल्गुनस्य च ॥**
**यत्तेरक्तौ पुरा भूत्वा पाणीकृत किणाविमौ ॥**

ભીમસેને કહ્યું:– "પ્રથમ તારા હાથનાં તળિયાં રાતા રંગનાં હતાં, તે હમણાં પારકું કામ કરીને કણીવાળાં થઈ ગયાં છે, તેથી મારા બાહુબળને અને અર્જુનના ધનુષને પણ ધિક્કાર હો. હું તો વિરાટની સભામાંજ ભયંકર સંહાર કરત; પરંતુ યુધિષ્ઠિરે પ્રકટ ન થવું એ હેતુ સૂચવતાં મારા તરફ જોયું હતું, તેથી હું નાઇલાજ થયો;૨ નહિ તો ઐશ્વર્યમદથી મત્ત બનેલા તે કીચકનું મસ્તક, હું ક્રીડા કરનારા મહાગજની પેઠે રમતમાત્રમાંજ પગ નીચે કચરી નાખત!૩ હે કૃષ્ણા! જ્યારે કીચકે તને લાત મારી તે જોઇને મેં તે વખતેજ મત્સ્યદેશવાસીઓનો ભારે સંહાર વાળવાની ઈચ્છા કરી હતી;૪ પરંતુ ધર્મરાજાએ કટાક્ષથી જોઈને મને અટકાવી દીધો અને હે ભામિનિ! હું પણ તેમનો અભિપ્રાય જાણીને બેસીજ રહ્યો!૫ પ્રથમ રાજ્યથી ભ્રષ્ટ થયા, તે પછી કૌરવોનો, દુર્યોધનનો, કર્ણનો અને સુબલપુત્ર શકુનિનો વધ કર્યો નહિ અને પછી મેં પાપી દુઃશાસનનું મસ્તક કાપીને આણ્યું નહિ, તે સર્વ વાત મારા હૃદયમાં કંટકસમાન સાલે છે અને મારાં ગાત્રો બાળી મૂકે છે! તથાપિ હે સુશ્રોણિ! તું ધર્મનો ત્યાગ કરીશ નહિ, પણ હે મહાબુદ્ધિવાળી! તું પોતાના ક્રોધનેજ નિવારી રાખ;૭ કારણકે જો યુધિષ્ઠિર રાજા તારા મુખથી આવો ઠપકો સાંભળે, તો હે કલ્યાણિ! તે ખાત્રીથી પોતાના પ્રાણનો ત્યાગ કરે!૮ તેમજ હે સુશ્રોણિ! અર્જુન, નકુલ અથવા સહદેવ આવી નિંદા સાંભળે, તો તેઓ પણ પ્રાણત્યાગ કરી દે અને હે સૂક્ષ્મ કટિવાળી! તેઓ પરલોકમાં ગયા એટલે હું પણ જીવી શકું નહિ.૯ હે દ્રૌપદિ! તનેજ આવું દુઃખ પડયું છે એમ નથી. પૂર્વે ભૃગુપુત્ર ચ્યવનની ભાર્યા રાજપુત્રી સુકન્યા, વનમાં રાફડારૂપ બની ગયેલા અને શાંત થઈ ગયેલા પોતાના પતિને અનુસરીને તેની સેવા કરતી હતી.૧૦ તેમજ પૂર્વે નારાયણી ઈંદ્રસેના, પ્રખ્યાત રૂપવતીતરીકે કદાચ તેં સાંભળી હશે, તે પોતાના હજાર વર્ષના વૃદ્ધ પતિની સાથે રહીને તેની સેવા કર્યા કરતી હતી.૧૧ વળી જનકની પુત્રી વૈદેહી સીતા જો તેં સાંભળી હોય તો, તે પણ મોટા વનમાં નિવાસ કરનારા પોતાના પતિની પાછળ જઇને તેની સેવા કરતી હતી.૧૨ તે રામની પ્રિય પટ્ટરાણીને રાક્ષસ હરી ગયો હતો અને હે સુશ્રોણિ! ત્યાં કષ્ટ ભોગવ્યા છતાં સીતા પાછી રામનેજ આવી મળી હતી;૧૩ તેમજ હે ભીરુ! લોપામુદ્રા પણ તરુણ અને સ્વરૂપવાન હતી, છતાં તે સઘળા દિવ્ય ભોગો છોડીને અગસ્ત્યની સેવામાં તત્પર રહી હતી.૧૪ વળી પવિત્ર ચરિત્રવાળી મનસ્વિની સાવિત્રી પણ દ્યુમત્સેનના વીરપુત્ર સત્યવાનની પાછળ એકલી યમલોકસુધી જવા નીકળી હતી.૧૫ હે કલ્યાણિ! જે પ્રમાણે આ

સઘળી રૂપવતી પતિવ્રતાઓનું વર્ણન કર્યું, તેજ પ્રમાણે તું પણ સર્વ સદ્દગુણોથી સંપન્ન છે.[૧૬] હવે તારે દુઃખનો લાંબો સમય કાઢવાનો નથી; માત્ર દોઢ મહિનો* બાકી છે,તેટલો સમયગાળી કાઢ, એટલે તેર વર્ષ પૂરાં થતાં તો તું રાજાઓની રાણી થઇશ."[૧૭]

દ્રૌપદીએ કહ્યું:–" હે ભીમસેન! મારાથી દુઃખો સહન થયાં નહિ તેથી પીડા પામીને મેં આ આંસુ ઢાળ્યાં છે; પરંતુ હું કંઇ અંતઃકરણથી રાજાની નિંદા કરતી નથી.[૧૮] હે મહાબળવાન ભીમસેન! જે થઇ ગયું છે, તે કહેવાથી શો લાભ? હવે તો જે કાર્ય કરવાનો સમય આવ્યો છે, તે કાર્ય કરવા તમે તૈયાર થાઓ.[૧૯] હે ભીમ! અહીં સુદેષ્ણા, મારા રૂપથી પોતાનો પરાભવ થવાની શંકા રાખે છે અને નિત્ય ઉદ્વેગ પામ્યા કરે છે કે, રાજા રખેને એની પાસે જાય ?[૨૦] સુદેષ્ણાનો એવો અભિપ્રાય સમજીને પોતેજ પાપદૃષ્ટિવાળો અને અતિ દુષ્ટ મનવાળો કીચક નિત્ય મારી પ્રાર્થના કર્યા કરે છે.[૨૧] હે ભીમ! મને કીચક ઉપર ક્રોધ ચઢયો; પણ ફરી ક્રોધને નિયમમાં રાખીને મેં તે કામમોહિતને કહ્યું કે:–' ઓ કીચક! તું તારૂં પોતાનું રક્ષણ કર![૨૨] હું પાંચ ગંધર્વોની પ્રિય પત્ની અને પટ્ટરાણી છું તથા તે ગંધર્વો શૂરા અને સાહસિક છે;માટે જો તેઓ કોપશે તો તારો સંહાર વાળશે.'

એ પ્રમાણે મેં કહ્યું, એટલે તે દુરાત્મા કીચકે મને પ્રત્યુત્તર આપ્યો કે:–'ઓ શુદ્ધ સ્મિતવાળી સૈરંધ્રિ! હું ગંધર્વોથી ડરતો નથી.[૨૪] રણભૂમિમાં કરોડો ગંધર્વો મારીસાથે લઢવા આવશે તોપણ હું તેઓનો સંહાર વાળીશ;માટે હે ભીરુ! તું ભય છોડીને મારો સ્વીકાર કર!' આ પ્રમાણે તેણે કહ્યું, ત્યારે હું તે મદમત્ત બનેલા કામાતુરને ફરી કહેવા લાગી કે:–' તું બળમાં તે યશસ્વી ગંધર્વોની બરોબરી કરે તેમ નથીજ.[૨૬] વળી હું નિત્ય ધર્મપરાયણ છું, કુલીન છું અને સુશીલ છું,તેથી મારે નિમિત્તે કોઇનો પણ વધ થાય એ હું ઇચ્છતી નથી. તેજ કારણથી હે કીચક! હજી તું જીવતો રહ્યો છે.'[૨૭]

મેં એવું કહ્યું એટલે તે દુષ્ટાત્મા ખડખડાટ હસ્યો. તે પછી કૈકેયીએ પ્રથમ કીચકના કહેવા ઉપરથી તથા પોતાના ભાઇનું પ્રિય કરવાની ઇચ્છાથી મને કહ્યું કે:–' હે કલ્યાણિ! તું કીચકને ઘેર જઇને મારેમાટે મદિરા લઈઆવ!' આવું કહી, મારી વિનવણી કરીને મને કીચકને ઘેર મોકલી.[૨૯] મને જોતાંજ સૂતપુત્ર કીચક, મીઠાં મીઠાં વચનોથી મને સમજાવવા લાગ્યો; પરંતુ તે સર્વ જ્યારે ફોકટ ગયું, ત્યારે તે ક્રોધ કરીને બળાત્કાર કરવા તૈયાર થયો.[૩૦] દુરાત્મા કીચકનો તેવો વિચાર જાણતાંજ હું વેગથી દોડતી રાજસભામાં આવી;[૩૧] પરંતુ રાજાના દેખતાં પણ તે દુરાત્મા સૂતપુત્રે મારાપર હાથ નાખ્યો અને મને પાડી નાખીને લાતોનો પ્રહાર કર્યો;[૩૨] તે વિરાટ, કંક, રથીઓ, રાજાનાં પ્રિય મનુષ્યો, હાથી ઉપર બેઠેલાઓ, વ્યાપારીઓ અને બીજા પુષ્કળ લોકો કેવળ જોઈ રહ્યા![૩૩] પછી મેં વારંવાર રાજાને તથા કંકને ઠપકો આપ્યો તોપણ રાજાએ તેને વાર્યો નહિ, તેમ તેના અવિનયનો નાશ કર્યો નહિ ![૩૪] જે આ વિરાટ રાજાને યુદ્ધમાં સહાય કરનારો કીચક છે, તે કેવળ ધર્મને છોડીને વર્તનારો, ક્રૂર, રાજા તથા રાણીનો માનીતો અને તેઓનો પ્રિય છે.[૩૫]વળી હે મહાભાગ! તે શૂરો છતાં અભિમાની, પાપી અંતઃકરણવાળો, સર્વ વાતમાં મૂર્ખ અને પરસ્ત્રીનો સ્પર્શ કરનારો છે; છતાં તેને પુષ્કળ ભોગો પ્રાપ્ત થાય છે. લોકોને કકળતા રાખીનેજ તે તેઓનું દ્રવ્ય હરી લે છે, સન્માર્ગ પ્રમાણે વર્તતો નથી અને ધર્મની દરકાર પણ કરતો નથી.[૩૭] તે પાપી મનનો, પાપી ભાવનાવાળો, કામના બાણને વશ થયેલો, ઉદ્ધત અને દુષ્ટ અંતઃકરણનો છે. તેને મેં વારંવાર ધિક્કારી કાઢયો છે,[૩૮] તેથી હવે તે મને જ્યારે જ્યારે જોશે ત્યારે ત્યારે મારશે અને તે મારના ભયથી જો હું મારા પ્રાણનો ત્યાગ કરૂં, તો તમારો–ધર્મને માટે યત્ન ક-

*આ દોઢમહિનો પં૦ નીલકંઠની ટીકાને અનુસરીને લખ્યો છે; પરંતુ બીજા કેટલાક ટીકાકારો અર્ધો માસ એવો અર્થ કરે છે અને તે યોગ્ય છે, એમ દ્રૌપદીએ આગળ સુદેષ્ણાને કહેલાં વચનથી પ્રતીત થાય છે.

રનારાનો-મહાન ક્ષાત્રધર્મ નાશ પામે.૩૯ તમે જો તમારા અજ્ઞાતવાસની મર્યાદા પાળવા તત્પર રહેશો, તો તમારી ભાર્યાનો નાશ થશે. તેમ થવું ઈષ્ટ નથી; કારણકે ભાર્યાનું રક્ષણ કરવાથી પ્રજાનું રક્ષણ થાય છે૪૦ અને પ્રજાનું રક્ષણ કરવાથી પોતાનુંજ રક્ષણ કરેલું ગણાય છે; કેમકે પોતાનો આત્માજ સ્ત્રીના ઉદરથી પુત્રરૂપે ઉત્પન્ન થાય છે અને તેથીજ જ્ઞાતા પુરુષો ભાર્યાને 'જાયા' એવું અર્થસૂચક નામ આપે છે.૪૧ વળી ભાર્યાએ પણ 'મારા ઉદરમાં પતિ કેવી રીતે પ્રાપ્ત થઇને પુત્રરૂપે અવતરે ?' એવી ઈચ્છા રાખીને તેનું રક્ષણ કરવું જોઇએ. આવો ઉપદેશ કરનારા બ્રાહ્મણોના મુખથી મેં વર્ણધર્મ સાંભળ્યો છે. ક્ષત્રિયોનો ધર્મ, સર્વદા શત્રુઓનો નાશ કરવો તે છે, બીજો નથી; પરંતુ સભામાં ધર્મરાજના દેખતાં અને હે મહાબળવાન ભીમસેન! તમારા દેખતાં કીચકે મને પાટુઓનો પ્રહાર કર્યો! તમે પેલા ઘોર જટાસુરથી મારૂં રક્ષણ કર્યું હતું૪૪ તેમજ જયદ્રથને પણ તેના ભાઇઓની સાથે જીત્યો હતો; માટે આ પાપિષ્ઠ કે જે મારૂં અપમાન કરે છે,તેને પણ તમે મારો! હે ભારત! કીચક રાજાને વહાલો છે, તેથી તે મને દુઃખ દે છે; માટે ઘડાને જેમ પથ્થર ઉપર પછાડીને ફોડી નાખે, તેમ તમે તે કામઘેલા કીચકને પછાડીને તેના ભૂકા ઉડાવો!૪૬ હે ભારત! મારા ઉપર અનેક અનર્થ ગુજારનારો કીચક, જો સવારસુધી જીવતો રહેશે અને સૂર્યનો ઉદય થશે, તો હું ઝેર ઘોળીને પીશ, પણ કીચકને આધીન થઇશ નહિ. હે ભીમસેન! તમારી આગળ મરવું એ પણ મારેમાટે શ્રેયસ્કર છે!"

વૈશંપાયને કહ્યું:-આ પ્રમાણે કહીને દ્રૌપદી, ભીમની છાતી ઉપર પડીને રડવા લાગી; ત્યારે ભીમે તેને આલિંગન આપીને તેનું ઉપરાછાપરી સાંત્વન કર્યું૪૯ અને અત્યંત દુઃખી થયેલી તે સુંદર કટિવાળી દ્રૌપદીને હેતુવાળાં તથા તત્ત્વાર્થયુક્ત પુષ્કળ વચનો કહીને ધીરજ આપી. પછી તેણે આંસુઓથી ભરાઇ ગયેલું દ્રૌપદીનું મુખ પોતાના હાથવડે લૂછીને સાફ કર્યું અને ક્રોધાક્રાંત થયેલો ભીમ જીભવડે ગલોફાં ચાટતો ચાટતો કીચકનું મનમાં સ્મરણ કરીને દુઃખાર્ત થયેલી દ્રૌપદીને આ પ્રમાણે કહેવા લાગ્યો.૫૧

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ કીચકવધ પર્વમાં "દ્રૌપદીસાંત્વન" એ વિષયનો અધ્યાય ૨૧ મો સમાપ્ત.

## અધ્યાય ૨૨ મો

### કીચકવધ

॥ भीमसेन उवाच ॥

**तथा भद्रे करिष्यामि यथा त्वं भीरु भाषसे ॥**
**अद्य तं सूदयिष्यामि कीचकं सह बांधवम् ॥**

ભીમસેને કહ્યું:-"હે કલ્યાણિ! હે ભીરુ! તું કહે છે તેમજ હું કરીશ! આજેજ તે કીચકને તેના બંધુઓની સાથે નાશ પમાડીશ.૧ હે શુદ્ધ સ્મિતવાળી દ્રૌપદિ! તું દુઃખ તથા શોક છુપાવીને કાલે સંધ્યાકાળે કીચકને મળ અને રાત્રે તે નૃત્યશાળામાં આવે એવી ગોઠવણ કર.૨ મત્સ્યરાજે હમણાં જે નૃત્યશાળા કરાવી છે, તેમાં દિવસે કન્યાઓ નૃત્ય કરે છે અને રાત્રે પોતાને ઘેર જાય છે.૩ તે નૃત્યશાળામાં મજબૂત ઈસિ-ઉપરાંવાળો એક દિવ્ય પલંગ ઢાળી રાખ્યો છે. ત્યાં હું તે કીચકને તેના પૂર્વે મરણ પામેલા વડવાઓ દેખાડીશ;૪ પરંતુ હે કલ્યાણિ! તું તેની સાથે એવી ગુપ્ત રીતે વાત કર, કે જેથી તને વાત કરતી બીજું કોઇ જુએ નહિ અને રાત્રે તે અવશ્ય ત્યાં આવે."૫

વૈશંપાયને કહ્યું:-આ પ્રમાણે એકબીજાને કહ્યા પછી, દુઃખી થયેલાં તે બન્ને જણાંએ, આંસુ પાડતાં બાકી રહેલી તે ભયંકર રાત્રિને હૃદય ઉપર પડેલા ભારની પેઠે કેમે કરીને પૂરી કરી. તે રાત વીતી ગયા પછી કીચક સવારમાંજ ઉઠીને રાજવાડામાં ગયો અને તેણે દ્રૌપદીને આ પ્રમાણે કહ્યું:-"હે સૈરંધ્રિ! મેં તને રાજસભામાં રાજાના દેખતાં પાડી નાખીને લાતો મારી, તેમ છતાં મારા જેવા બળવાનના પંજામાં સપડાયલી એવી તને ત્યાં પણ કોઇનો આશ્રય મળ્યો નહિ અને હવે મળશે પણ નહિ.૮ આ વિરાટ રાજા તો મત્સ્યદેશમાં નામનોજ રાજા કહેવાય છે; પરંતુ

અરી રીતે તો હું સેનાપતિજ મત્સ્યદેશનો રાજા છું;માટે હે ભીરુ! તું સુખેથી મારો સ્વીકાર કર. હું તારો દાસ થઇને રહીશ અને હે સુશ્રોણિ! તને હમેશાં સો સોનામહોરો આપીશ. વળી હું તારી સેવામાટે સો દાસીઓ અને બીજા તેટલાજ દાસો આપીશ તથા તને ખચ્ચરી જોડેલો રથ આપીશ. હવે હે ભીરુ! તું આપણો સમાગમ થવા દે.” ૧૧

દ્રૌપદીએ કહ્યું:–“ હે કીચક ! પણ મારો એક ઠરાવ તું કબૂલ કર.આપણા સમાગમની વાત તારો મિત્ર અથવા બંધુ પણ જાણે નહિ તેમ ગુપ્ત રહેવી જોઇએ;૧૨ કારણકે યશસ્વી ગંધર્વોને કાને એ વાત જાય તેની મને બહુ બીક લાગે છે, માટે તું પ્રથમ એ પ્રમાણે વર્તવાની પ્રતિજ્ઞા કર એટલે પછી હું તારે આધીનજ છું.”૧૩

કીચકે કહ્યું:–“ હે સુશ્રોણિ! તું કહે છે તેમજ હું કરીશ. હે રંભોરુ! હું કામમોહિત થયો છું, તોપણ હે કલ્યાણિ! તારા ઘરમાં બીજું કોઈ હશે નહિ તે વખતે એકલોજ હું તારા સમાગમને માટે આવીશ, એટલે સૂર્યતુલ્ય તેજસ્વી ગંધર્વો તને જોશે નહિ.”૧૫

દ્રૌપદીએ કહ્યું:–“મત્સ્યરાજે હમણાં જે આ નૃત્યગૃહ કરાવ્યું છે, એમાં દિવસે કન્યાઓ નૃત્ય કરે છે અને રાત્રે તેઓ પોતપોતાને ઘેર જાય છે; ૧૬ માટે તું અંધારી રાત્રે ત્યાં જજે, એટલે ગંધર્વો તે વાત જાણશે નહિ અને એ રીતે નિઃસંશય ત્યાં બધો દોષ દૂર થઈ જશે.”૧૭

વૈશંપાયને કહ્યું:–હે જનમેજય રાજા! દ્રૌપદી કીચકસાથે તેવા ઉદ્દેશથી બોલી, તોપણ તે દિવસ તેને એક મહિના જેવો થઇ પડયો. ૧૮ પછી કીચક અત્યંત હર્ષમાં નિમગ્ન થઇને પોતાને ઘેર ગયો; પરંતુ તે મૂર્ખ સૈરંધ્રીરૂપી પોતાના મૃત્યુને સમજી શકયો નહિ.૧૯ કામમોહિત થયેલો કીચક, ચંદનના અંગરાગો, અલંકારો અને પુષ્પમાળાઓ સજવામાં અત્યંત આસક્ત થઇ ગયો અને તેણે ઉતાવળથી પોતાનું શરીર શણગારી કાઢયું. ૨૦ આ પ્રમાણે તે શૃંગાર સજતો હતો, તોપણ તે વખતે તે વિશાળ નેત્રોવાળી દ્રૌપદી તેના મનમાં ઘોળાયા કરતી હતી; તેથી તેને તેટલો સમય પણ ઘણો મોટો સમજાવા લાગ્યો.૨૧ખરી રીતે તે શરીરની શોભાને હમેશને માટે ત્યજવા બેઠો હતો, તોપણ જેમ હોલવાઈ જતા દીવાની જ્યોત મોટી થાય છે, તેમ તેના શરીરની શોભા પણ તે વખતે અધિક દીપી નીકળી હતી. ૨૨ તે કામમોહિત થયેલા કીચકને સૈરંધ્રી ઉપર વિશ્વાસ બેઠો હતો, તેથી તેના સમાગમનાજ વિચારમાં ને વિચારમાં તે જતા દિવસને જાણી શકયો નહિ ! ૨૩

આ તરફ કલ્યાણી દ્રૌપદી કીચકસાથે ઠરાવ કર્યા પછી પાકશાળામાં કુરુવંશી પોતાના પતિ ભીમસેનની પાસે જઇને ઉભી રહી; ૨૪ અને સુંદર કેશના છેડાવાળી તે ભીમને કહેવા લાગી કે, “હે શત્રુતાપન! તમે જે પ્રમાણે કહ્યું હતું, તે પ્રમાણે મેં કીચકને નૃત્યશાળામાં સમાગમમાટે આવવા કહ્યું છે. ૨૫ હે મહાબાહો! કીચક આજે રાત્રે એકલોજ તે શૂન્ય નૃત્યશાળામાં આવશે; માટે તમે ત્યાં તેનો વધ કરજો.૨૬ હે પાંડુપુત્ર કૌંતેય! તમે તે નૃત્યગૃહમાં જઇને મદગર્વિત સૂતપુત્ર કીચકને નિર્જીવ કરી નાખજો.૨૭ તે સૂતપુત્ર ગર્વને લીધે ગંધર્વોને પણ તુચ્છ લેખે છે; માટે હે યોદ્ધાઓમાં શ્રેષ્ઠ! કૃષ્ણે જેમ ધરામાંથી કાલિય નાગને બહાર કાઢયો હતો,તેમ તમે પણ કીચકને આ લોકમાંથી બહાર કાઢી નાખો;૨૮ અને હે ભારત ! મારાં દુઃખથી પરાભવ પામેલીનાં આંસુ લૂછો તથા પોતાનું અને પોતાના કુળનું માન રાખો. દેવ તમારૂં રક્ષણ કરો ! ” ૨૯

ભીમસેને કહ્યું:–“ હે સુંદરી ! તું ભલે આવી; કારણ કે મને પ્રિય લાગે તેવીજ વાત તું કહે છે.હે શ્રેષ્ઠ વર્ણવાળી ! હું એ કામમાં બીજાની સહાય ઇચ્છતોજ નથી.૩૦હે સુંદરી ! તેં કીચકના સમાગમની વાત કરીને મને જે આનંદ આપ્યો છે, તેવોજ આનંદ હિડીંબાસુરને મારીને મને થયો હતો.૩૧ હું તારી આગળ સત્ય, ભાતાઓ અને ધર્મના સોગન ખાઇને કહું છું કે, ઇંદ્રે જેમ વૃત્રાસુરને માર્યો હતો, તેમ હું કીચકને મારીશ. ૩૨ હું કીચકનો ગુપ્તસ્થાનમાં અથવા

પ્રકટસ્થાનમાં નાશ કરીશ અને મત્સ્ય યોદ્ધાઓ જો તેનો પક્ષ લઇને મારીસાથે યુદ્ધ કરવા આવશે તો તેઓને પણ મારી નાખીશ; [૩૩] ( અને આ વાત જો દુર્યોધનના જાણવામાં આવે એમ હોય તો તે પહેલાંજ) હું દુર્યોધનને ઠાર કરીને આ પૃથ્વી તાબામાં લઈશ. પછી કુંતીપુત્ર યુધિષ્ઠિર ભલે મત્સ્યરાજની ઉપાસના કર્યા કરે!"

દ્રૌપદીએ કહ્યું:-"હે વિભુ ! હે કુંતીપુત્ર ! મારેમાટે તમારી સત્ય પ્રતિજ્ઞાનો (ગુપ્તવાસનો) જે રીતે ત્યાગ ન થાય તે રીતેજ તમે કોઇને ખબર પડે નહિ તેમ ગુપ્ત રહીને તે કીચકનો નાશ કરજો." [૩૫]

ભીમસેને કહ્યું:-"ઓ ભીરુ! તું જેમ કહે છે તેમજ હું એ કામ કરીશ. આજેજ તે કીચકનો તેના બંધુઓની સાથે વધ કરીશ. [૩૬] હે અનિંદિતે! જે પ્રમાણે હાથી પોતાના પગ નીચે બીલાંને દબાવી તેના ચૂરેચુરા કરી નાખે છે, તે પ્રમાણેજ હું પણ અલભ્ય એવી તને ઈચ્છનારા દુરાત્મા કીચકને તે ન જુએ તેમ અંધારી રાત્રે જમીનપર પછાડીને તેના માથાના ચૂરેચુરા કરીશ!" [૩૭]

વૈશંપાયને કહ્યું:-પછી રાત્રે ભીમસેન પ્રથમથીજ તે નૃત્યશાળામાં જઇને છુપાઇ બેઠો; અને મૃગની રાહ જોતા છુપાઇ બેઠેલા સિંહની પેઠે કીચકની રાહ જોવા લાગ્યો.[૩૮] એટલામાં કીચક પણ યથેચ્છ શણગાર સજીને ઠરાવેલે સમયે પાંચાલીના સમાગમની આશાથી નૃત્યશાળા આગળ આવી પહોંચ્યો;[૩૯] અને તેને સંકેતસ્થાન જાણીને તેમાં દાખલ થયો. તે નૃત્યગૃહમાં ઘોર અંધારૂં છવાઇ રહ્યું હતું, તેથી દુર્બુદ્ધિવાળો કીચક, ફંફોસતો ફંફોસતો ત્યાં પ્રથમથી આવેલા અને એકાંતમાં ભરાઇ રહેલા અપ્રતિમ બળવાળા ભીમની પાસે જઇ પહોંચ્યો;[૪૧] અને તે સૂતપુત્રે, દ્રૌપદીના પરાભવના ક્રોધાગ્નિથી સળગી ઉઠેલા તથા પલંગપર સૂતેલા ભીમના અંગનો સ્પર્શ કર્યો.[૪૨] કામમોહિત થએલા કીચકને ભીમના શરીરનો સ્પર્શ થતાંજ, તે તેને સૈરંધ્રી સમજી મનમાં હર્ષઘેલો બની ગયો અને હસતો હસતો બોલ્યો કે:-[૪૩]"હે સુંદર ભ્રુકુટીવાળી! ધન તથા રત્નોથી ભરેલું, સેંકડો દાસીઓ તથા વિવિધ સામગ્રીથી સંપન્ન અને રૂપલાવણ્યવતી યુવતીઓથી અલંકૃત એવું મારૂં ઘર, રતિક્રીડાથી વિરાજિત એવું મારૂં અંતઃપુર અને બીજું મેં સંપાદન કરેલું વિવિધ પ્રકારનું અખૂટ ધન, તે સઘળું હું તને આપું છું. તારેમાટેજ હું ઉતાવળથી અહીં આવ્યો છું એમ તું જાણ. સર્વદા ઘરમાં રહેનારી સ્ત્રીઓ પણ એકાએક મારાં વખાણ કરે છે કે, 'તમારા જેવો સુંદર વસ્ત્રવાળો અને દેખાવડો બીજો કોઇ પુરુષ નથી.'"[૪૬]

ભીમસેને સ્ત્રીના જેવો ઝીણો સ્વર કાઢી કહ્યું:-"તું સુભાગ્યયોગે દેખાવડો છે એ ઠીક છે અને તું પોતેજ પોતાનાં વખાણ કરે છે એ પણ ઉત્તમ છે; પરંતુ આવો સ્પર્શ પૂર્વે તેં કોઇ વખત કર્યો નહિ હોય ![૪૭] તું કામશાસ્ત્રમાં નિપુણ અને ચતુર છે,તેથી તને સ્પર્શજ્ઞાન થયેલું ઠીક લાગે છે; અને આ જગતમાં તારા જેવો સ્ત્રીઓને આનંદ આપનારો બીજો પુરુષ કોઇજ નથી!"[૪૮]

વૈશંપાયને કહ્યું:-આ પ્રમાણે તેને કહ્યા પછી ભયંકર પરાક્રમી મહાબાહુ કુંતીપુત્ર ભીમસેન એકાએક કૂદકો મારીને ઉભો થયો અને ખડખડાટ હાસ્ય કરીને બોલ્યો કે:-'સિંહ જેમ પર્વત જેવા મોટા હાથીને ઘસડે છે, તેમ આજે તને પાપીને હું પૃથ્વી ઉપર ઘસડીશ,તે તારી બહેન જોશે ![૫૦] અને તારૂં મૃત્યુ થયું એટલે સૈરંધ્રી નિર્બાધપણાથી ફરશે; તેમજ તેના પતિઓ પણ સર્વદા સુખમાં દિવસ ગાળશે!' આવું કહીને મહાબળવાન ભીમે કીચકના પુષ્પવાળા કેશ પકડ્યા; પરંતુ કીચક પણ મહાબળવાન હતો એટલે ભીમે જોરથી કેશ પકડતાંજ તેણે ઝડપથી આંચકો મારીને પોતાના કેશ છોડાવ્યા અને ભીમના બન્ને હાથ પકડી લીધા. પછી ક્રોધ પામેલા બન્ને પુરુષસિંહો વચ્ચે બાહુયુદ્ધ શરૂ થયું.[૫૩] વસંતઋતુમાં બે બળવાન હાથીઓ જેમ હાથિણીને માટે યુદ્ધ કરે, તેમ કીચકોના મુખ્યનું અને પુરુષશ્રેષ્ઠ ભીમનું યુદ્ધ થવા લાગ્યું. એકબીજાના ઉપર ક્રોધે ભરાયલા અને પરસ્પરનો જય કરવાની ઈચ્છાવાળા તે બન્નેની વચ્ચે પૂર્વે જેમ વાનરરાજ વાલિ અને સુગ્રીવ એ બ-

બન્નેની વચ્ચે યુદ્ધ થયું હતું, તેમ યુદ્ધ થવા લાગ્યું. તે પછી ક્રોધરૂપી વિષવડે ઉદ્ધત બનેલા તે બન્ને, પાંચ ફણાવાળા નાગ જેવા પોતાના બાહુઓ ઉંચા કરીને નખરૂપી દાઢવડે એકબીજાને પ્રહાર કરવા લાગ્યા.[૫૬] પછી બળવાન કીચકે જોરથી ભીમને પ્રહાર કર્યો; પરંતુ સ્થિર પ્રતિજ્ઞાવાળો ભીમસેન યુદ્ધમાંથી એક પગલું પણ પાછો હઠયો નહિ.[૫૭] પછી તે બન્ને એકબીજાને બાથમાં ઘાલીને ખેંચવા લાગ્યા અને તે વખતે તે બન્ને માતેલા સાંઢ જેવા દેખાવા લાગ્યા.[૫૮] નખ અને દાંતરૂપી આયુધવાળા ઉન્મત્ત બનેલા બે વાઘ વચ્ચે જેમ યુદ્ધ થાય, તેમ તે બન્નેની વચ્ચે મહાભયંકર તુમુલ યુદ્ધ થવા લાગ્યું.[૫૯] પછી એક હાથી જેમ બીજા મદ ઝરતા હાથીને પકડી લે, તેમ ક્રોધ પામેલા કીચકે એકદમ ધસારો કરીને પોતાના બન્ને બાહુઓવડે ભીમને પકડી લીધો.[૬૦] તે વખતે વીર્યવાન ભીમે પણ કીચકને સામો પકડી લીધો; પરંતુ બળવાનોમાં શ્રેષ્ઠ એવા કીચકે ભીમને જોરથી હડસેલી દીધો.[૬૧] આ વેળા તે બન્ને બળવાનોના બાહુઓ પરસ્પર અથડાવાથી વાંસ ફાટે ત્યારે જેવા કડાકા થાય તેવા ભયંકર કડાકા તે યુદ્ધમાં થવા લાગ્યા.[૬૨]પછી ભીમસેને કીચકને જોરથી આંચકો મારીને તે નૃત્યગૃહની વચ્ચે આણ્યો અને વાયુ જેમ પ્રચંડ ઝાડને ઘુમાવે તેમ વેગથી ઘુમાવવા લાગ્યો.[૬૩] આ રીતે યુદ્ધમાં બળવાન ભીમે, દુર્બળ કીચકને હચમચાવી નાખ્યો, તોપણ તે પોતાના બળ પ્રમાણે યત્ન કરવા લાગ્યો અને ભીમને પકડીને ખેંચવા લાગ્યો.[૬૪] આ વખતે કંઈક તાબે થયેલા તથા ક્રોધને લીધે પોતાના સ્થાનથી ડગીને નમેલા ભીમને બળવાન કીચકે બે ઘુંટણનો પ્રહાર કરીને જમીનપર પટકી પાડયો.[૬૫]આ રીતે બળવાન કીચકે ભીમને જમીનપર પાડયો, પરંતુ ભીમ તત્કાળ દંડધારી યમની પેઠે વેગથી કૂદીને ઉભો થયો;[૬૬] અને ફરી સ્વાભાવિક રીતે બળવાન છતાં સ્પર્ધાથી બહોન્મત્ત બનેલા કીચક તથા ભીમ, તે નિર્જન સ્થાનમાં મધ્યરાત્રિને સમયે એકબીજાને ચોતરફ ઘસડવા લાગ્યા;[૬૭]તથા અત્યંત ક્રોધાધીન થઇને એકબીજાની સામે ગર્જના કરવા લાગ્યા, તેથી તે મોટી નૃત્યશાળા પણ વારંવાર કંપવા લાગી.[૬૮] પછી ભીમે બળવાન કીચકની છાતીમાં બન્ને હાથની હથેળીઓનો પ્રહાર કર્યો; પરંતુ રોષથી ગરમ થઇ ગયેલો કીચક એક પગલું પણ પાછળ હઠયો નહિ.[૬૯]તે વખતે કીચકે બે ઘડીસુધી પૃથ્વીપર ઉભો રહીને ભીમના પ્રહારનો દુઃસહ વેગ સહન કર્યો; પરંતુ પછી ભીમના બળથી પીડાયલો તે નિર્બળ થવા લાગ્યો.[૭૦] આ રીતે તેને ક્ષીણ થતો જાણીને મહાબળવાન ભીમે વેગથી તેનું માથું તેની જ નાભિસાથે એકઠું કરી, અચેત બનેલા કીચકને જોરથી રગડી નાખ્યો. ફરી ક્રોધાયમાન થયેલા વિજયીશ્રેષ્ઠ ભીમે, ભારે નિઃશ્વાસ નાખીને જોરથી કીચકના કેશ પકડયા.[૭૨] આ રીતે કીચકને પકડીને મહાબળવાન ભીમ, માંસની આકાંક્ષાવાળો વાઘ જેમ મહામૃગને પકડીને શોભે, તેમ શોભવા લાગ્યો.[૭૩]પછી કીચક પુષ્કળ થાકી ગયો એમ જાણીને, પશુને જેમ દોરીથી બાંધે, તેમ ભીમસેને તેને બે બાહુના પાશથી બાંધી લીધો.[૭૪] તે વખતે કીચક ભાંગેલા નગારાના જેવા સાદવડે બહુ મોટેથી બરાડવા લાગ્યો. પછી અચેત થવા છતાં છુટવામાટે તરફડિયાં મારતા કીચકને ભીમે ઘણા સમયસુધી ભમાવ્યો અને દ્રૌપદીના કોપની શાંતિને માટે બે હાથવડે તેનું ગળચું પકડીને જોરથી દબાવ્યું. પછી ભાંગી ગયેલાં સર્વે અંગવાળા અને આંખના ડોળા તથા વસ્ત્ર જેનાં નીકળી ગયેલાં એવા અધમ કીચકની કેડ ઉપર ઢીંચણો મૂકીને ભીમે તેને કચર્યો તથા બાહુઓવડે ગુંદીને ઢીલો કર્યો અને ઢોરમાર માર્યો. ત્યારપછી કીચકને મૂર્છિત થતો જાણીને પાંડુપુત્ર ભીમે તેને ભૂમિપર ભમાવીને આ પ્રમાણે વચન કહ્યું:–[૭૮]"આજે હું મારી ભાર્યાનું હરણ કરનારા અને સૈરંધ્રીને કાંટાની પેઠે સાલનારા પાપીને મારી, ભ્રાતાના ઋણથી મુક્ત થઇ, પરમ શાંતિ પામીશ !"[૭૯] આ પ્રમાણે કહીને ક્રોધવડે લાલચોળ થઇ ગયેલાં નેત્રોવાળા નરવીર ભીમે, જેના વસ્ત્રાલંકાર અસ્તવ્યસ્ત થઈ ગયાં હતાં, નેત્રો ભમી ગયાં હતાં અને જે તરફડિયાં મારતો હતો, તે કીચકને પ્રાણવિનાનો કરીને છોડી દીધો;[૮૦] પણ ફરી બળવાનોમાં શ્રેષ્ઠ એવો ભીમસે-

ન પોતાના બન્ને હાથો પરસ્પર ઘસીને તથા દાંતવડે બન્ને હોઠ કરડીને ક્રોધાયમાન થઇ, કીચકના શબ ઉપર ચઢી બેઠો અને પિનાકધારી શંકરે જેમ પશુના અવયવો તેના દેહમાં ખોસી દીધા હતા, તેમ ભીમે કીચકના બન્ને પગ, હાથ, મસ્તક, ગળું અને બીજા સર્વ અવયવો તેના શરીરમાં ખોસી દીધા.૮૨ આ પ્રમાણે મહાબળવાન ભીમસેને કીચકનાં સર્વ અંગો રગડી નાખીને તેને માંસના ગોળા જેવો કરી નાખ્યો અને તે દ્રૌપદીને દેખાડયો;૮૩ તથા તે મહાતેજસ્વીએ સુંદર અંગોવાળાં દ્રૌપદીને કહ્યું કેઃ-"હે પાંચાલિ ! આવ, આ વિષયલંપટની કેવી અવસ્થા કરી છે તે જો."

હે મહારાજ ! આ પ્રમાણે કહીને, ભયંકર પરાક્રમી ભીમસેને ફરી તે દુરાત્માની કાયાને પગવડે ગુંદવા માંડી.૮૫ તે પછી ત્યાં દીવો સળગાવીને, વીર ભીમે, દ્રૌપદીને કીચક દેખાડયો અને આ પ્રમાણે કહ્યુંઃ-૮૬"હે સુંદર કેશના છેડાવાળી ભીરુ ! તું શીલ તથા ગુણવડે યુક્ત છે, તારી જે પુરુષો દુષ્ટ ભાવથી વિનવણી કરશે, તે પુરુષો આ કીચક હમણાં જેવો દેખાય છે, એજ રીતે માર્યા જશે."૮૭

આ પ્રમાણે ભીમસેને, તે કીચકવધરૂપી દુષ્કર કામ કરીને દ્રૌપદીનું ઉત્તમ પ્રિય કર્યું. પછી તે ક્રોધ શાંત થયો એટલે દ્રુપદપુત્રી કૃષ્ણાની રજા લઇને તત્કાળ પાકશાળામાં ચાલ્યો ગયો. સ્ત્રીઓમાં શ્રેષ્ઠ એવી દ્રૌપદી પણ એ રીતે કીચકનો નાશ કરાવીને પ્રસન્ન થઇ તથા તેનો સંતાપ દૂર થઈ ગયો. પછી તેણે નૃત્યશાળાના રક્ષકોને કહ્યું કેઃ-૮૯"મારા ગંધર્વ પતિઓએ, પરસ્ત્રીની કામનાથી મદમત્ત થયેલા કીચકને મારી નાખ્યો છે અને તે આ પડયો છે; માટે તમે ત્યાં આવીને જુઓ."૯૦

દ્રૌપદીનું તેવું બોલવું સાંભળીને, નૃત્યશાળાના રક્ષકો હજારો બળતી મસાલો લઈને એકદમ ત્યાં ગયા;૯૧ અને નૃત્યશાળામાં જઇને જુએ છે તો તેઓએ લોહીથી તરબોળ થયેલા કીચકને પ્રાણવિનાનો થઇને પૃથ્વીપર પડેલો દીઠો. ૯૨ તેને હાથ, પગ વગેરે અવયવોવિનાનો જોઈને તે રક્ષકો બહુ વ્યથિત થઈ ગયા અને કેવળ આશ્ચર્યચાકત થઇને તેને નિરખી નિરખીને જોવા લાગ્યા. ૯૩ પછી ગંધર્વોએ મારી નાખેલા કીચકને પડેલો જોઈને,તેઓ બોલ્યા કે, "અહો, આ કર્મ કોઈ મનુષ્યનું કરેલું નથી ! અરે, આની ડોકી કયાં છે ? એના પગ કયાં છે ? હાથ કયાં છે? અને એનું મસ્તક કયાં છે?" આવું બોલતા તેઓ તેની તપાસ કરવા લાગ્યા.૯૪

**ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ કીચકવધ પર્વમાં "કીચકવધ" એ વિષયનો અધ્યાય ૨૨ મો સમાપ્ત.**

# અધ્યાય ૨૩ મો

## કીચકના ભાઇઓનો વધ

**॥ वैशंपायन उवाच ॥**

**तस्मिन्काले समागम्य सर्वे तत्रास्य बांधवाः॥**
**रुरुदुः कीचकं दृष्ट्वा परिवार्य समंततः॥१॥**

વૈશંપાયને કહ્યુંઃ-એટલામાં કીચકના બંધુઓને તેના મરણની ખબર થઇ; એટલે તે સઘળા ત્યાં આવી, કીચકને મરેલો જોઈ, ચારે તરફ વીંટાઈ વળીને રડવા લાગ્યા; ૧ અને જળમાંથી જમીન ઉપર કાઢેલા કાચબાની પેઠે જેનાં સર્વે અંગો શરીરમાં પેસી ગયેલાં એવા કીચકને જોઇને, તે સઘળાઓ ત્રાસ પામી ગયા તથા તેઓનાં રુવાંટાંઓ ઉભાં થઇ ગયાં. ૨ પછી ઇંદ્ર જેમ દાનવને કચરી નાખે, તેમ ભીમસેને કચરી નાખેલા તે કીચકને, અગ્નિસંસ્કાર કરવાની ઇચ્છા કરતા તેઓ તેને બહાર લઇ જવાની તૈયારી કરવા લાગ્યા. ૩ એટલામાં તે એકઠા મળેલા કીચકના બંધુઓએ, થોડેજ છેટે થાંભલાને અડેલીને ઉભી રહેલી નિર્દોષાંગી દ્રૌપદીને દીઠી; ૪ એટલે કીચકના ભાઈઓ, ત્યાં એકઠા થયેલા સર્વ લોકોમાં દ્રૌપદીના સંબંધમાં બોલ્યા કેઃ-"આ કીચક જેને માટે મરાયો છે, તે આ દુષ્ટાને તુરત મારી નાખો ૫ અથવા એને મારશો નહિ, પણ કામી કીચકની સાથે બાળી મૂકો; કારણ કે આપણે મરણ પામેલા કીચકનું પણ સર્વથા પ્રિય કરવું જોઇએ."૬

પછી તેઓએ વિરાટરાજાને કહ્યું કેઃ–" કીચકનું મરણ આ સ્ત્રીના કારણથી થયું છે; માટે અમે કીચકની સાથે એને બાળવાની ઇચ્છા રાખીએ છીએ, તેથી તમારે તેમ કરવાની આજ્ઞા આપવી જોઈએ. "૭ તે સાંભળીને વિરાટરાજાએ, કીચકના બંધુઓના પરાક્રમનો વિચાર કરીને, સૂતપુત્ર કીચકની સાથે સૈરંધ્રીને બાળવામાટે અનુમોદન આપ્યું.૮ આ સમયે કમળના જેવાં નેત્રવાળી દ્રૌપદી ત્રાસ પામી ગઈ અને મૂર્ચ્છિત જેવી થઇ ગઇ. તેની પાસે જઇને કીચકબંધુઓએ તેને જોરથી પકડી લીધી. ૯ પછી સુંદર કટિવાળી દ્રૌપદીને કીચકની સાથે ઠાઠડીપર ચઢાવીને મજબૂત દોરીથી બાંધી લીધી અને તે સર્વે તત્કાળ ઠાઠડી ઉપાડીને શ્મશાન તરફ જવા લાગ્યા. હે રાજા! આ પ્રમાણે સૂતપુત્રો તેને લઈ જવા લાગ્યા, તે વખતે અનિંદિત ચરિત્રવાળી અને નાથવાળી સતી દ્રૌપદી, પોતાના સંરક્ષકની ઇચ્છા કરતી મોટે સાદે રડવા લાગી. ૧૧

દ્રૌપદીએ કહ્યું:–"અહો જય,જયંત,વિજયા,જયત્સેન અને જયદ્બળ,તમે મારી વાણી તરફ લક્ષ આપો. આ સૂતપુત્રો મને લઇ જાય છે. જે વેગવાળા ગંધર્વોની પ્રત્યંચાનો શબ્દ મહાયુદ્ધમાં વજ્રના કડાકા જેવો ભયંકર સંભળાય છે;૧૩ અને જે વેગવાળા ગંધર્વોનો રથનાદ પણ બળવાન છે, તે ગંધર્વો મારા પોકાર તરફ ધ્યાન આપો! અરે ! આ સૂતપુત્રો મને ઉપાડી જાય છે !!"૧૪

વૈશંપાયને કહ્યું:–દ્રૌપદીની આ દીન આક્રંદ વાણી સાંભળતાંજ ભીમ વિચાર કરવા ન રોકાતાં શય્યામાંથી સફાળો ઉઠીને તે તરફ દોડયો.

ભીમસેને કહ્યું:–"ઓ સૈરંધ્રિ ! તારી બોલેલી વાણી હું સાંભળું છું; માટે હે ભીરુ ! હવે તને સૂતપુત્રો તરફથી ભય નથી."૧૬

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે કહીને મહાબાહુ ભીમસેન, તેઓને મારવાની ઈચ્છાથી બગાસું ખાઇને તૈયાર થઇ ગયો; અને તેણે ગંધર્વના જેવો વેષ ધારણ કર્યો.૧૭ પછી તે આડે માર્ગેથી કૂદીને બહાર નીકળ્યો અને તેણે નગરના કિલ્લા ઉપરથી એક ઝાડ ઉપર ચઢીને, કીચકો દ્રૌપદીને કઇ તરફ લઇ જાય છે તે જોઇ, જે તરફ તેઓ ગયા હતા તે શ્મશાન તરફ ચાલવા માંડયું. આ રીતે કિલ્લો કૂદીને ભીમસેન નગરમાંથી બહાર નીકળ્યો અને ઝડપથી દોડતો કીચકોની આગળ જઇ પહોંચ્યો.૧૯ભીમે ચિતાની સમીપમાં જઈને ત્યાં એક ઝાડ જોયું. હે રાજા! તે ઝાડ તાડ જેવડું ઉંચું, મોટી ડાળીઓવાળું અને ઉપરથી સૂકાયલું હતું.૨૦ શત્રુતાપન ભીમે, દશ વામ લાંબા તે ઝાડને બાથમાં ઘાલીને હાથીની પેઠે પ્રયત્ન કરી ઉપાડી કાઢયું અને પોતાના ખભાપર ચઢાવ્યું.૨૧ આ રીતે ભીમ, તે થડ તથા ડાળીઓવાળા દશ વામ લાંબા ઝાડને ઉપાડી દંડધારી કાળની પેઠે કીચકોની સામે દોડયો.૨૨ તે વખતે તેની સાથળોના વેગથી વડ, પીપળા તથા કેસુડા વગેરે ઝાડનાં જૂથો જમીનપર પડીને લાંબાં થઇ ગયાં.૨૩

સિંહની પેઠે કોપાયમાન થઇને પોતાની સામે આવતા ભીમને જોઇને, એ તો ગંધર્વ આવે છે એમ માની, સૂતપુત્ર કીચકો, ખેદ અને ભયથી કંપવા લાગ્યા તથા સંપૂર્ણ રીતે ત્રાસ પામીને પરસ્પર બોલી ઉઠયા કેઃ–૨૪"આ તો ક્રોધ પામેલો બળવાન ગંધર્વ ઝાડ ઉપાડીને આપણી સામે આવે છે; માટે આપણને જેનાથી ભય આવી પડયું છે તે સૈરંધ્રીને તત્કાળ છોડી દો !"૨૫ આવું તેઓ કહે છે એટલામાં તો ભીમસેને ઉગામેલું ઝાડ જોઇને, કીચકો દ્રૌપદીને ત્યાંજ પડતી મૂકી નગર તરફ નાસવા લાગ્યા.૨૬ હે રાજેંદ્ર ! તેઓને નાસતા જોઇને વજ્રધારી ઇંદ્ર જેમ દાનવોને યમલોકમાં પહોંચાડે, તેમ વાયુપુત્ર ભીમે પોતાની પાસે રહેલા વૃક્ષના ઝપાટાથી તે એકસો પાંચ કીચકોને યમલોકમાં પહોંચાડી દીધા. તે પછી હે રાજા ! ભીમે દ્રૌપદીને બંધનથી છોડીને તેને ધીરજ આપી;૨૮ અને અસહ્ય બનેલા તે મહાબાહુ વૃકોદરે, અશ્રુથી પૂર્ણ મુખવાળી પાંચાલરાજની પુત્રી દ્રૌપદીને કહ્યું કેઃ–"હે ભીરુ ! જેઓ તને અપરાધવિના દુઃખ દે છે, તેઓ આ પ્રમાણે વધ પામે છે. હે દ્રૌપદિ ! હવે તું નગરમાં ચાલી જા. તને કંઇપણ ભય નથી૩૦ અને હું અહીંથી બીજે માર્ગે વિરાટની પાકશાળામાં પહોંચી જઈશ."૩૧

વૈશંપાયને કહ્યું:–હે ભારતરાજ ! આ પ્રમાણે કાપી નાખેલાં વૃક્ષોવાળા મહાવનની પેઠે તે ભીમસેને મારેલા એકસોપાંચ કીચકો જમીનપર પડયા.[૩૨] હે રાજા! આ રીતે એકસોને પાંચ કીચકોને પાછળથી માર્યા અને પ્રથમ એક સેનાપતિ કીચકને માર્યો હતો,તે મળીને એકસોને છ કીચકો માર્યા ગયા.[૩૩] હે ભારત! તે મોટું આશ્ચર્ય જોઇને ત્યાં એકઠાં મળેલાં નરનારીઓ પરમ વિસ્મય પામીને ભયને લીધે એક અક્ષર પણ બોલ્યાં નહિ.[૩૪]

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ કીચકવધ પર્વમાં "કીચકબંધુઓનો વધ" એ વિષયનો અધ્યાય ૨૩ મો સમાપ્ત.

# અધ્યાય ૨૪ મો

## દ્રૌપદી નગરમાં આવી.

॥ वैशंपायन उवाच ॥

**ते दृष्ट्वां निहतान्सूतान् राज्ञे गत्वान्यवेदयन् ॥ गंधर्वैर्निहता राजन् सूतपुत्रा महाबला ॥१॥**

વૈશંપાયને કહ્યું:–પછી તે લોકો, સૂતપુત્રોને માર્યા ગયેલા જોઇને રાજાની આગળ જઇ બોલ્યા કે:–"હે રાજા ! ગંધર્વોએ મહાબળવાળા સૂતપુત્રોને મારી નાખ્યા છે;[૧] અને વજ્રથી ભેદાયલું પર્વતનું મોટું શિખર જેમ છિન્નભિન્ન થઇને પડે, તેમ તે સૂતપુત્રો હણાઇને જમીનપર આડાઅવળા પડેલા દેખાય છે;[૨] તથા પેલી સૈરંધ્રી છૂટી થઇને ફરી તમારા રાજવાડામાં આવે છે, એટલે હવે હે રાજા! તમારૂં આખું નગર ભયમાં આવી પડશે![૩] કારણકે સૈરંધ્રી બહુ રૂપાળી છે, તેના પતિ ગંધર્વો મહાબળવાળા છે અને પુરુષોને સ્રીસમાગમનો વિષય ઇષ્ટ હોય છે, એમાં સંશય નથી;[૪] માટે હે રાજા! જે રીતે સૈરંધ્રીના દોષથી તમારા આ નગરનો વિનાશ થાય નહિ તે રીતે તમે તત્કાળ કોઇ ઉપાય કરો!"

લોકોનું તે વચન સાંભળી લઇને સેનાધિપતિ વિરાટ રાજાએ કહ્યું કે:–" પ્રથમ આ કીચકોની અંત્યેષ્ટિક્રિયા કરો.[૬] એકજ ચિતામાં સારી રીતે અગ્નિ પ્રજ્વલિત થાય એટલે રત્નો તથા સર્વ સુગંધી પદાર્થોની સાથે સઘળા કીચકોને તેમાં જલદી અગ્નિદાહ કરો."[૭]

પછી તે ભયભીત થયેલા રાજાએ, પોતાની રાણી સુદેષ્ણાને કહ્યું કે, તું મારાજ વચનથી સૈરંધ્રી આવે એટલે તેને કહેજે કે:–[૮]"એ સૈરંધ્રિ! તારૂં કલ્યાણ થાઓ! હે સુંદર વદનવાળી! તું હવે તારી ઇચ્છામાં આવે ત્યાં ચાલી જા; કારણકે હે સુશ્રોણિ! ગંધર્વોદ્વારા હારની શંકાથી રાજા ડરે છે.[૯]તું ત્યાગ કરવા યોગ્ય છે, છતાં તારૂં ગંધર્વો રક્ષણ કરે છે તેથી, રાજા પોતે તને આ વાત કહેવા હિંમત કરતા નથી; પરંતુ સ્રીઓને તારીસાથે વાત કરવામાં દોષ નથી, તેથી હું પોતેજ તને રાજાનો સંદેશો કહું છું."[૧૦]

વૈશંપાયને કહ્યું:–આ તરફ ભીમસેને સૂતપુત્રોનો વધ કરીને છૂટી કરેલી દ્રૌપદી, ભયથી મુક્ત થઇ એટલે તેણે પોતાનાં વસ્રો ધોઇ નાખ્યાં તથા નાહીને અંગો શુદ્ધ કર્યાં. પછી વાઘથી ત્રાસ પામેલી બાળહરિણીની પેઠે તે મનસ્વિની બીતી બીતી નગર તરફ ચાલી.[૧૨] હે રાજા! રસ્તામાં તેને જોઇને કેટલાએક પુરુષો ગંધર્વોના ભયથી ત્રાસીને દશે દિશામાં નાસવા લાગ્યા અને કેટલાએક તો આંખોજ મીંચી ગયા.[૧૩] પછી હે રાજા! દ્રૌપદીએ આગળ આવતાં પાકશાળાના દરવાજામાં મદમત્ત મહાગજના જેવા ભીમસેનને ઉભેલો દીઠો;[૧૪] એટલે તે વિસ્મય ઉપજાવતી ધીરેથી સંકેતદ્વારા બોલી કે:–" જેણે મને મુક્ત કરી તે ગંધર્વરાજને નમસ્કાર હો!"

ત્યારે ભીમસેને કહ્યું:–" જે સ્રીની આજ્ઞા પ્રમાણે વર્તનારા ગંધર્વપુરુષો, આ વિરાટપુરમાં એક વર્ષથી વિચરે છે, તેઓ તે સ્રીનું આવું વચન સાંભળીને, હવે ઋણમુક્ત થઇ ખુશીથી વિહાર કરો."[૧૬]

વૈશંપાયને કહ્યું:–ત્યાંથી આગળ ચાલી, એટલે દ્રૌપદીએ નૃત્યશાળામાં વિરાટ રાજાની કન્યાઓને નૃત્ય શીખવતા મહાબાહુ અર્જુનને જોયો.[૧૭] તે વખતે અપરાધવિના દુઃખી કરેલી દ્રૌપદીને આવતી જોઇને, તે નૃત્ય શીખનારી સઘળી કન્યાઓ અર્જુનની સાથે નૃત્યશાળામાંથી બહાર નીકળી અને બોલી:–" હે

સૈરંધ્રિ! તું છૂટી તે બહુ સારૂં થયું, તું પાછી આવી એ પણ સારૂં થયું અને તને નિરપરાધીને દુઃખ દેનારા પેલા સૂતપુત્રોનો નાશ થયો એ ઘણુંજ સારૂં થયું !"૧૯

બૃહન્નલાએ કહ્યું:–"હે સૈરંધ્રિ! તું કેવી રીતે છૂટી થઈ ? અને તે પાપીઓ કેવી રીતે મરાયા ? એ સઘળું હું તારાથી ખરેખરૂં સાંભળવાની ઈચ્છા રાખું છું."૨૦

સૈરંધ્રીએ કહ્યું:–"હે બૃહન્નલા ! આજ હવે તારે સૈરંધ્રીનું શું કામ છે ? તારે સૈરંધ્રીની કયાં ગરજ છે? કારણકે હે કલ્યાણિ ! તું તો હવે કન્યાપુરમાં સુખથી વાસ કરે છે.૨૧ સૈરંધ્રીને જે દુઃખ પડે છે તે કંઈ તારે ભોગવવું પડતું નથી, તેથીજ તું મારી મશ્કરી કરતી હોય તેમ મને દુઃખિયારીને આવું પૂછે છે."૨૨

બૃહન્નલાએ કહ્યું:–"હે કલ્યાણિ! બૃહન્નલા પણ વિલક્ષણ દુઃખ ભોગવે છે.હે બાળા ! તે નીચ ષંઢતા ભોગવે છે. તે સંબંધી દુઃખની તને કયાં ખબર છે?૨૩ હું તારી સાથે રહી છું અને તું પણ અમારી સર્વની સાથે રહી છે, તેથી હે સુશ્રોણિ ! તને કષ્ટ પડતાં કોને દુઃખ ન થાય વારૂ? ખરેખર, કોનું મન કેવું છે તે બીજાને પૂર્ણપણે સમજાવું અશકય છે અને તેથીજ મારા મનની શી અવસ્થા છે એ તને બરાબર સમજાતી નથી."

વૈશંપાયને કહ્યું:–પછી દ્રૌપદી તે કન્યાઓની સાથેજ રાજમહેલમાં પેઠી અને સુદેષ્ણાની સમીપમાં જવા લાગી;૨૬ એટલે વિરાટના કહેવાથી રાણી સુદેષ્ણાએ તેને કહ્યું કે:–"ઓ સરંધ્રિ! તારે જવું હોય ત્યાં તું તુરત ચાલી જા !૨૭ કારણકે હે કલ્યાણિ ! ગંધર્વોથી પરાજય પામવાની શંકાથી રાજા તારાથી ડરે છે. વળી હે સુભ્રુ! તું તરુણી છે, પૃથ્વી ઉપર અપ્રતિમ રૂપવાળી છે, પુરુષોને વિષય ઈષ્ટ છે અને ગંધર્વોબહુ ક્રોધીછે!"

સૈરંધ્રિએ કહ્યું:–"હે ભામિનિ ! માત્ર તેર દિવસસુધી રહેવા દેવામાટે રાજાએ મારા ઉપર કૃપા કરવી, એટલે તેટલા દિવસમાં તે ગંધર્વો અવશ્ય કૃતાર્થ થશે.૨૯આ પછી તેઓ મને પોતાની પાસે લઇ જશે,તમારૂં પ્રિય કરશે અને ખાત્રીથી બંધુઓસહિત રાજાનું પણ કલ્યાણ કરશે.

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ કીચકવધ પર્વમાં "કીચકદાહ" એ વિષયનો અધ્યાય ૨૪ મો સમાપ્ત.

કીચકવધપર્વ સમાપ્ત*

# गोहरण पर्व

## અધ્યાય ૨૫ મો

### ગુપ્તદૂતો દુર્યોધન પાસે પાછા આવ્યા.

॥ वैशंपायन उवाच ॥

कीचकस्य तु घातेन सानुजस्य विशांपते ॥
अत्याहितं चिंतयित्वा व्यस्मयंत पृथक्जनाः ॥

વૈશંપાયને કહ્યું:–"હે જનમેજય રાજા ! કીચકનો તેના નાના બંધુઓની સાથે નાશ થયો, તે મહાભયંકર કર્મનો વિચાર કરીને સામાન્ય મનુષ્યો પણ આશ્ચર્યમાં પડી ગયાં.૧ તે નગરમાં તથા આખા દેશમાં જ્યાં ત્યાં લોકોમાં વાતો થવા લાગી કે:–"અહો ! મહાબળવાન કીચક, પોતાના શૌર્યને લીધે વિરાટ રાજાનો માનીતો થઇ પડયો હતો,૨તે શત્રુસેનાનો સંહારક હતો; પરંતુ દુર્બુદ્ધિવાળો અને પરસ્ત્રીની લાજ લૂંટનારો હતો, તેથીજ ગંધર્વોએ તે પાપાત્મા

* विराटे प्रथमं प्रोक्तः सेवाधर्मः प्रवेशने । तत्रापि खलु बाधास्तीत्युक्तं कीचकदारणे॥
વિરાટપર્વના પાંડવપ્રવેશ પર્વમાં પ્રથમ સેવાધર્મ કહ્યો છે અને તે સેવાધર્મમાં પણ દુષ્ટ મનુષ્યોની પીડા હોય છે; એ કીચકવધ પર્વમાં કહ્યું છે.गणेश

દુષ્ટ પુરુષનો નાશ કર્યો છે." હે મહારાજ ! આ પ્રમાણે તે શત્રુસેનાનો વિનાશ કરનારા મહાબળવાન કીચકના સંબંધમાં દેશે દેશનાં મનુષ્યો એકસરખો ઉદ્ગાર કાઢવા લાગ્યાં.

આ તરફ પાંડવોની શોધ કાઢવા દુર્યોધને જે ગુપ્તદૂતોને મોકલ્યા હતા, તેઓ પુષ્કળ ગામો, દેશો તથા નગરો શોધી વળ્યા;[૫] અને પોતે જે જોયું હતું તથા જાણ્યું હતું, તે સઘળું બરોબર ધ્યાનમાં રાખીને, આગળ ન વધતાં તેટલાથીજ શોધ અટકાવી હસ્તિનાપુરમાં પાછા આવ્યા. પછી તે દૂતોએ રાજસભામાં પ્રવેશ કર્યો; અને દ્રોણગુરુ, કર્ણ, કૃપાચાર્ય, મહાત્મા ભીષ્મ, દુઃશાસનાદિ બંધુઓ તથા મહારથી ત્રિગર્ત યોદ્ધાઓની સાથે સભામાં બેઠેલા કુરુવંશી ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધન રાજાને જોઇને, તેમણે તેને આવું કહ્યું.

દૂતોએ કહ્યું:- "હે મનુષ્યેંદ્ર ! અમે તે મોટા વનમાં પાંડવોનો પત્તો મેળવવા માટે એકસરખો અત્યંત પ્રયત્ન કર્યો. તે વન નિર્જન, પશુઓથી ભરેલું, અનેક પ્રકારનાં વૃક્ષો તથા લતાઓથી વ્યાપ્ત, લતાતંતુઓથી છવાયલું અને અનેક પ્રકારનાં ઘુંગાંઓથી વીંટાયલું છે. તે વનમાં અમે ઠામ ઠામ પાંડવોનાં પગલાં કાઢતા કાઢતા શોધી વળ્યા; પરંતુ દૃઢ પરાક્રમી પાંડવો કયે માર્ગે થઇને જતા રહ્યા, તે અમારા જાણવામાં આવ્યું નહિ ![૧૧] હે નરેંદ્ર ! અમે પર્વતોનાં ઉંચાં શિખરો ઉપર, અનેક દેશોમાં, ભર વસ્તીવાળાં નગરોમાં, ખર્વટોમાં* અને પુરોમાં પાંડવોની બહુ બહુ શોધ કરી; પરંતુ અમને તેઓનો પત્તો લાગ્યો નહિ; માટે હે નરશ્રેષ્ઠ ! પાંડવોનો હવે હમેશને માટે નાશ થયો છે, તેથી તમારૂં કલ્યાણ થાઓ ![૧૩] હે રથિશ્રેષ્ઠ ! અમે માર્ગમાં પણ પાંડવોની શોધ કરી; પરંતુ તે રથિઓ કયે માર્ગે ગયા અને કયાં રહ્યા, તે હે નરશ્રેષ્ઠ ! અમને ખબર પડી નહિ ![૧૪] હે મનુષ્યેંદ્ર ! અમે કેટલાએક કાળસુધી પાંડવોના સારથિઓની પાછળ ગયા હતા અને બરોબર રીતે તેઓની શોધ કરીને ખરી વાતથી જાણીતા થયા છીએ.[૧૫] હે શત્રુદમન ! તે સારથિઓ પાંડવોવિના એકલાજ દ્વારકામાં ગયા છે; પરંતુ હે રાજેંદ્ર ! મહાવ્રતવાળા પાંડવો અને દ્રૌપદી દ્વારકામાં નથી.[૧૬] આ ઉપરથી સમજાય છે કે, તેઓ સર્વથા નાશ પામ્યાં છે. હે ભરતશ્રેષ્ઠ ! અમે તમને વંદન કરીએ છીએ. મહાત્મા પાંડવો કયાં ગયા છે, તેઓએ ક્યાં વાસ કર્યો છે, તેઓની શી પ્રવૃત્તિ છે તથા તેઓએ શું કામ કર્યું છે તેની અમને ખબર નથી; માટે હે પ્રજાધીશ રાજા ! હવે પછી અમે ફરીથી પાંડવોની શોધને માટે શું કરીએ ? તે અમને આજ્ઞા કરો. વળી હે વીર ! આ અમારી પ્રિય તથા કલ્યાણભરી વાણી સાંભળો.[૧૯] હે રાજા ! જે વિરાટ રાજાના બળવાન સારથિ કીચકે પોતાના મહાસામર્થ્યથી ત્રિગર્ત્તોનો નાશ કર્યો હતો, હે ભારત ! તેજ દુષ્ટાત્મા કીચકને તેના સહોદર ભાઇઓની સાથે, કોઈ દેખા ન દેનારા ગંધર્વોએ રાત્રે મારી નાખ્યો છે અને તે ધરતીપર પડેલોજ જડયો છે.[૨૧] હે કૌરવ્ય ! આ પ્રિય વાર્તા સાંભળીને તથા શત્રુનો નાશ સાંભળીને તમે કૃતાર્થ થાઓ અને હવે પછી જે કરવા યોગ્ય હોય તે કરો."[૨૨]

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ ગોહરણ પર્વમાં "દૂતો પાછા આવ્યા" એ વિષયનો અધ્યાય ૨૫ મો સમાપ્ત.

---

## અધ્યાય ૨૬ મો

### કર્ણ તથા દુઃશાસનનાં વાક્યો

॥ वैशंपायन उवाच ॥

**ततो दुर्योधनो राजा ज्ञात्वा तेषां वचस्तदा॥**
**चिरमंतर्मना भूत्वा प्रत्युवाच सभासदः ॥१॥**

વૈશંપાયને કહ્યું:-દુર્યોધન રાજા, દૂતોનાં તે વચન સાંભળીને ઘણો વખત સુધી મનમાં વિચાર કરતો સ્તબ્ધ રહ્યો; પછી તે સભાસદોપ્રત્યે બોલ્યો કે:-"કોઇપણ કાર્યોનાં છેવટનાં પરિણામ જાણવાં, તે ખરેખર બહુજ કઠિન છે; માટે તમે

---

*गव्यूति दीर्घं क्रोशार्धं विस्तारं खर्वटं भवेत् । पुरं द्वियोजनायामंगव्यूति व्यासमिष्यते ॥

બે ગાઉ લાંબુ તથા અર્ધો ગાઉ પહોળું ગામ ખર્વટ કહેવાય છે; અને આઠ ગાઉ લાંબુ તથા બે ગાઉ પહોળું પુર કહેવાય છે.

સઘળા સારીપેઠે વિચાર કરો કે, તે પાંડવો ક્યાં ગયા હશે ?[2] આ તેરમા વર્ષમાં તેઓના ગુપ્તવાસનો ઘણો સમય જતો રહ્યો છે અને હવે અલ્પ સમય બાકી રહ્યો છે.[3] આ વર્ષનો બાકીનો સમય જો પૂરો થઇ જશે તો સત્ય વ્રતમાં તત્પર રહેલા પાંડવો, પોતાની પ્રતિજ્ઞાનો સમય પૂર્ણ થવાથી અહીં આવશે; અને મદ ઝરતા ગજેંદ્રોના જેવા તથા ઝેરી સર્પોના જેવા તે સર્વે કૌરવોના ઉપર કોપાયમાન થઈને જરૂર તેઓને દુઃખ દેશે. સર્વે પાંડવો સમય ઓળખીને વર્તનારા છે; તેઓએ હમણાં સહજમાં ઓળખી ન શકાય તેવાં રૂપો ધારણ કર્યાં હશે અને તેઓ પોતાનાં ક્રોધાદિક તેજો બહાર ન દેખાય તેમ તેને વશ રાખીને રહેતા હશે; માટે તમે તેઓને મોટી ચતુરાઇથી શોધી કાઢો, કે જેમ કરવાથી તેઓ પાછા તેટલોજ સમય વનવાસ ભોગવવા જાય; અને આપણું રાજ્ય અતિ ચિરકાળસુધી વિનાશરહિત, શત્રુરહિત તથા વ્યગ્રતારહિત થાય."[7]

દુર્યોધનનું તે ભાષણ સાંભળીને કર્ણે કહ્યું કેઃ-"હે ભારતરાજ ! પાંડવોની શોધને માટે બીજા ધૂર્ત, ચતુર, વિશ્વાસુ અને સારી રીતે કામ કરનારા ગુપ્ત દૂતોએ તત્કાળ અહીંથી વિદાય થવું;[8] અને તેઓએ ગુપ્ત વેષ ધારણ કરીને મનુષ્યોથી ભરેલા તથા ધનધાન્યથી સમૃદ્ધ એવા દેશોમાં જવું;અને ત્યાં વિદ્વાનોની રમ્ય સભાઓમાં સિદ્ધ પુરુષો જેમાં આવતાજતા હોય એવા મુનિઓના આશ્રમોમાં, રાજનગરોમાં, તીર્થોમાં તથા જૂદી જૂદી રત્નાદિકની ખાણોમાં જઇને પોતાની કુશળ તર્કશક્તિ ચલાવી, પાંડવોને શોધી કાઢવા.[10] તેમજ ગુપ્ત શોધ કરવાનું કામ જાણનારા, તેજ કામ કરનારા તથા ઉત્તમ કુશળતા ધરાવનારા પુરુષોએ, પોતે અત્યંત ગુપ્ત રહીને નદીની કુંજોમાં, તીર્થોમાં, ગામોમાં,નગરોમાં, રમણીય આશ્રમોમાં, પર્વતો ઉપર અને ગુફાઓમાં જઇને, ગુપ્ત વસેલા પાંડવોને શોધી કાઢવા."[12]

આ પ્રમાણે કર્ણના બોલ્યા પછી, દુર્યોધનનો નાનો બંધુ દુષ્ટ દુરાત્મા દુઃશાસન, પોતાના વડીલ બંધુ દુર્યોધનપ્રત્યે બોલ્યો કેઃ-[13] "હે મનુષ્યાધીશ રાજા ! જે દૂતો ઉપર આપણો વિશ્વાસ હોય, તે દૂતોને પ્રથમથી પગાર વગેરે આપીને પાંડવોની શોધ કાઢવા જવા દો.[14] આ કર્ણે હમણાં જે કંઇ કહ્યું છે, તે સર્વ થાય, એવી અમારી ઇચ્છા છે; માટે સર્વ દૂતો, મુખ્ય ઉદ્દેશ પ્રમાણે સર્વ ઠેકાણે પાંડવોની શોધ કરો.[15] આ દૂતો અને બીજા ઘણા દૂતો રીતસર દેશે દેશ ફરી વળ્યા; પરંતુ પાંડવો ક્યાં ગયા છે ? ક્યાં વસ્યા છે ? અને શું કરે છે ? તેની આપણને કંઇ પણ ખબર મળતી નથી ![16] આ ઉપરથી શૂરવીરોમાં માન્ય એવા તેઓ કોઈ ઠેકાણે અત્યંત છુપાઇ રહ્યા હશે, સમુદ્રને સામે પાર ગયા હશે, મહાવનમાં ઘાતકી પ્રાણીઓ તેઓને ખાઇ ગયાં હશે[17] અથવા તેઓ દુઃખને લીધે હમેશને માટે વિનાશ પામ્યા હશે ! માટે હે કુરુનંદન રાજા ! તમે પોતાનું મન સ્વસ્થ કરીને, તમારે જે કંઈ કાર્ય કરવું હોય તે મોટા ઉત્સાહથી કરો."[18]

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ ગોહરણપર્વમાં "કર્ણ અને દુઃશાસનનાં વાક્યો" એ વિષયનો અધ્યાય ૨૬ મો સમાપ્ત.

# અધ્યાય ૨૭ મો

## દ્રોણાચાર્યનું ભાષણ

॥ वैशंपायन उवाच ॥

**अथाब्रवीन्महावीर्यो द्रोणस्तत्त्वार्थदर्शिवान् ।**
**न तादृशा विनश्यंति न प्रयांति पराभवम् ॥१**

વૈશંપાયને કહ્યું:-તે પછી મહાપરાક્રમી તથા તત્ત્વાર્થજ્ઞાની દ્રોણાચાર્યે કહ્યું કેઃ-"પાંડવો જેવા મહાત્માઓ વિનાશ પણ પામે નહિ, તેમ પરાભવ પણ પામે નહિ.[1] તેઓ શૂરા, વિદ્વાન, બુદ્ધિમાન, જિતેંદ્રિય, ધર્મવેત્તા, કૃતજ્ઞ તથા ધર્મરાજાની આજ્ઞા પ્રમાણે વર્તનારા છે;[2] તેમજ યુધિષ્ઠિર રાજા પણ નીતિ, ધર્મ તથા અર્થના તત્ત્વને જાણનારા, ધર્મપરાયણ, સત્ય ધૈર્યવાળા અને સર્વ ભ્રાતાઓને અનુસરીને ચાલનારા છે; અને હે રાજા ! શ્રીમાન મહાત્મા અજાતશત્રુને, પિતાતુલ્ય માનનારા તથા વડીલોને અનુસરનારા ભીમસેન વગેરે પાંડુપુત્રો, પોતાના મોટા ભાઈને અનુસરે છે.[4] નીતિમાન

યુધિષ્ઠિર, પોતાની આજ્ઞા પ્રમાણે વર્તનારા તથા અત્યંત સાવધાન રહેનારા મહાત્મા બંધુઓનું શામાટે કલ્યાણ કરે નહિ? કરેજ. ૫ આ ઉપરથી વિચાર કરતાં મને નિશ્ચય થાય છે કે, પાંડવો સાવધાન થઈને ઉદયકાળની વાટ જોતા બેઠા હશે; પરંતુ તેઓ નાશ પામ્યા હશે એ કોઇ રીતે સંભવતું નથી, ૬ માટે હમણાં જે કાર્ય કરવાનું હોય તે સારી પેઠે વિચાર કરીને તત્કાળ કરો, તેમાં વિલંબ કરો નહિ; અને સર્વ વિષયમાં સાવધાન રહેનારા પાંડવોના નિવાસસ્થાનના સંબંધમાં બરાબર વિચાર કરો; કારણ કે પાંડવો ખરેખર શૂરા તથા તપશ્ચર્યાના તેજથી ઢંકાયલા હોવાથી, તેઓને ઓળખવા તથા મેળવવા એ બહુ કઠિન કામ છે. ૮ તેમાં કુંતીપુત્ર યુધિષ્ઠિર શુદ્ધ અંતઃકરણવાળા, ગુણવાન, સત્યવાન, નીતિમાન, પવિત્ર, તેજના સમૂહરૂપ અને અપ્રમેય છે, તેથી તે પ્રત્યક્ષ જોનારાને પણ મોહિત કરી દે તેવા છે; ૯ માટે બહુ વિચાર કરીને કાર્ય કરો અને બ્રાહ્મણો, ચારણો, સિદ્ધો તથા બીજા તેમને ઓળખતા હોય તેવા પુરુષોદ્વારા પાંડવોની ફરી શોધ કરાવો." ૧૦

ઈતિ શ્રીમહા૦ વિરાટ૦ ગોહરણ પર્વમાં "દ્રોણવાક્યમાં દૂતદ્વારા પુનઃ શોધન" એ વિષયનો અધ્યાય ૨૭ મો સમાપ્ત.

## અધ્યાય ૨૮ મો

### ભીષ્મનું ભાષણ

॥ વૈશંપાયન ઉવાચ ॥

ततः शांतनवो भीष्मो भरतानां पितामहः॥
श्रुतवान्देशकालज्ञस्तत्त्वज्ञः सर्वधर्मवित् ॥१॥

વૈશંપાયને કહ્યું:- દ્રોણાચાર્યનું ભાષણ થઈ રહ્યા પછી શાસ્ત્રજ્ઞ, દેશ તથા કાળને જાણનારા, તત્ત્વવેત્તા અને સર્વ ધર્મના જ્ઞાનવાળા કૌરવપાંડવોના પિતામહ શાંતનુપુત્ર ભીષ્મ, ભરતવંશીઓના હિતને માટે દ્રોણના વચનને અનુસરીનેજ કૌરવોના પ્રત્યે કહેવા લાગ્યા. ૨ ભીષ્મ પિતામહની આ વાણી ધર્મવેત્તા યુધિષ્ઠિરની સાથે સંબંધવાળી, ધર્મથી ભરેલી, સજ્જનોને સર્વદા માન્ય અને દુર્જનોને નિત્ય દુર્લભ હતી. ૩ સત્પુરુષોએ વખાણવા યોગ્ય વાણીથી ભીષ્મ પિતામહ ત્યાં કહેવા લાગ્યા કે:-" આ સર્વ વસ્તુસ્થિતિને યથાર્થ જાણનારા બ્રાહ્મણ દ્રોણાચાર્યે કહ્યું કે:- ૪ 'પાંડવો સર્વ લક્ષણસંપન્ન છે, સત્પુરુષોના વ્રતથી યુક્ત છે, શાસ્ત્રો તથા વ્રતોથી સંપન્ન છે, અનેક આખ્યાયિકાઓને જાણે છે, વૃદ્ધોની આજ્ઞા પ્રમાણે વર્તનારા છે, સત્યરૂપી વ્રત પાળવામાં તત્પર છે, સમયને જાણે છે, સમયનું પાલન કરનારા છે, પવિત્ર આચારવાળા છે, ક્ષાત્રધર્મમાં નિત્ય તત્પર છે, સર્વદા શ્રીકૃષ્ણને અનુસરનારા છે, મહા વીરપુરુષો છે, મહાત્માઓ છે અને મહાબલવાન છે; તેથી સત્પુરુષોની ધર્મધુરાને વહન કરનારા તેઓ દુઃખી થવામાટે યોગ્ય નથી;' એ કહેવું ખરૂં છે, ૭ કારણ કે પાંડવો ધર્મથી તથા ઉત્તમ પરાક્રમથી સુરક્ષિત છે; માટે તેઓ નાશ પામે નહિ, એવો મારી બુદ્ધિનો નિશ્ચય છે. ૮ હે ભારત! હવે પાંડવોના સંબંધમાં મારો જે વિચાર છે તે હું કહું છું. ઉત્તમ નીતિવાળા પુરુષની નીતિનો બીજા પુરુષોને પત્તો લાગતો નથી; ૯ છતાં પાંડવોના સંબંધમાં વિચાર કરીને હમણાં આપણાથી જે કંઇ કરી શકાય તેમ છે, તે હું મારી બુદ્ધિ પ્રમાણે કહું છું, તમે સાંભળો! એ ઉપરથી હું તમારો દ્રોહ કરૂં છું એમ સમજશો નહિ. ૧૦ મારા જેવાએ આ નીતિ, દુર્જનને કોઈ રીતે કહેવી ન જોઇએ, પણ તે સત્પુરુષને કહેવી જોઇએ અને અનીતિ તો કોઇને પણ કહેવી નજ જોઇએ. ૧૧ હે તાત! વૃદ્ધોની આજ્ઞામાં રહેનારા, સત્યશીલ અને સજ્જનોની વચ્ચે બોલવાની ઇચ્છા રાખનારા ધીર પુરુષે સભામાં સર્વથા ધર્મલાભની ઇચ્છાથીજ બોલવું જોઈએ. હે દુર્યોધન! આ બીજા લોકો પાંડવોના નિવાસને જેમ સામાન્ય લોકના જેવો માને છે, તેમ હું માનતો નથી. ૧૩ હે તાત! આ તેરમા વર્ષમાં ધર્મરાજાનો જ્યાં નિવાસ હશે, તે નગરમાં અથવા દેશમાં રાજા વગેરેનું અકલ્યાણ થવું ન જોઈએ; પરંતુ જ્યાં યુધિષ્ઠિર રાજા રહેતા હશે, તે દેશમાં લોકો દાનશીલ, ઉદાર, જિતેંદ્રિય

તથા લજ્જાશીલ થવા જોઈએ. વળી યુધિષ્ઠિર રાજા જ્યાં રહેતા હશે,ત્યાંના લોકો પ્રિયવાદી,સર્વદા ઇંદ્રિયનિગ્રહવાળા, સત્યપરાયણ, હૃષ્ટપુષ્ટ, પવિત્ર તથા દક્ષ હોવા જોઈએ;[૧૬] તેમજ જ્યાં યુધિષ્ઠિર રાજાનો નિવાસ હશે,ત્યાં પારકાના ગુણમાં દોષારોપ કરનારો, ઈર્ષાળુ, અભિમાની અથવા પારકાનો દ્રોહ કરનારો કોઇપણ મનુષ્ય હશે નહિ; પરંતુ સર્વ મનુષ્યો ધર્મને અનુસરીનેજ વર્તનારા હશે.[૧૭]વળી જ્યાં પુષ્કળ વેદઘોષો થતા હશે, પૂર્ણાહુતિઓ થતી હશે અને ઘણી દક્ષિણાવાળા પુષ્કળ યજ્ઞો થતા હશે.[૧૮] વળી ત્યાં સર્વદા મેઘ સારી રીતે વર્ષતો હશે એ નિઃસંશય વાત છે અને પૃથ્વીમાં નિરુપદ્રવપણાથી પુષ્કળ ધાન્ય પાકતું હશે.[૧૯] ત્યાં કસવાળાં ધાન્યો, રસવાળાં ફળો, ગંધવાળાં પુષ્પો તથા શુભ શબ્દોવાળી વાણી હશે. વળી જ્યાં યુધિષ્ઠિર રાજા રહેતા હશે, ત્યાં સુખકારક સ્પર્શવાળો વાયુ વાતો હશે, પાખંડરહિત ધર્મ તથા બ્રહ્મની આલોચના થતી હશે અને ભયને પ્રવેશ કરવાનું ઠામ હશે નહિ.[૨૧] વળી જ્યાં યુધિષ્ઠિરરાજા વસતા હશે,તે દેશમાં પુષ્કળ ગાયો હશે અને તે નિર્બળ અથવા સૂકાયલી નહિ હોય; દૂધ, દહીં તથા ઘી રસવાળાં અને હિતાવહ હશે, પીવાના રસો ગુણકારી હશે અને ભોજ્ય પદાર્થો રસવાળા હશે.[૨૩]વળી જ્યાં યુધિષ્ઠિર રાજા હશે ત્યાં રસો, ગંધો, શબ્દો તથા સ્પર્શો ગુણવાળા હશે અને રૂપો રમણીય દેખાતાં હશે.[૨૩] આ તેરમા વર્ષમાં જ્યાં યુધિષ્ઠિર રાજા વસતા હશે ત્યાંના સર્વે દ્વિજો ધર્મનું સેવન કરતા હશે અને તે ધર્મો પોતપોતાનાં ફળોથી યુક્ત હશે.[૨૫] હે તાત ! જ્યાં હમણાં પાંડવો રહેતા હશે ત્યાંના સર્વ લોકો પ્રીતિવાળા, સંતોષી, પવિત્ર અને અકાલમૃત્યુથી રહિત હશે.[૨૬] વળી જ્યાં યુધિષ્ઠિર રાજા રહેતા હશે ત્યાંના લોકો દેવતા તથા અતિથિની પૂજામાં સર્વાત્મભાવથી પ્રીતિવાળા, દાનધર્મને ઇષ્ટ માનનારા, મોટા ઉત્સાહવાળા, પોતાના ધર્મમાં તત્પર, અશુભનો ત્યાગ કરીને શુભ મેળવવાની ઇચ્છાવાળા, યજ્ઞ કરવામાં પ્રીતિવાળા અને શુભ વ્રતવાળા હશે.[૨૮]વળી હે તાત! જ્યાં યુધિષ્ઠિર રાજા હશે ત્યાંનાં મનુષ્યો અસત્ય વચનનો ત્યાગ કરનારાં, શુભ,કલ્યાણ તથા મંગળથી યુક્ત, શુભાર્થની ઇચ્છાવાળાં અને શુભ બુદ્ધિવાળાં હશે; તથા નિત્ય પરમ સુખ આપનારા યજ્ઞયાગાદિકો કરવામાં તત્પર હશે. હે તાત દુર્યોધન! આવા ધર્માત્મા યુધિષ્ઠિરને વિષે સત્ય, ધૈર્ય, દાન, ઉત્તમ શાંતિ, અવિચળ ક્ષમા, લજ્જા, લક્ષ્મી, કીર્તિ, ઉત્તમ તેજ, સૌજન્ય અને સરળતા, આ ગુણો નિત્ય રહેલા છે. તે યુધિષ્ઠિરને બ્રાહ્મણો પણ ઓળખી શકે તેમ નથી, ત્યારે હે તાત! પ્રાકૃત મનુષ્યો તો કોઈપણ રીતે કયાંથીજ ઓળખી શકે ? માટે બુદ્ધિમાન યુધિષ્ઠિરનો ઉપર જણાવેલા ગુણોવાળા દેશમાં યત્નપૂર્વક ગુપ્ત નિવાસ હશે એમ તું જાણ; અને ત્યાંજ જાતે જા. આ સંબંધમાં હું મિથ્યા વચન કહેવા ઇચ્છતો નથી.[૩૨] હે કૌરવ્ય ! તું જો મારાં વચન ઉપર શ્રદ્ધા રાખતો હોય તો, મેં જે વાત કહી તેનો વિચાર કરીને, જે કરવાથી તું પોતાનું હિત થયેલું માનતો હોય તે તત્કાળ કર.”[૩૩]

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ ગોહરણપર્વમાં “ચારપ્રત્યાચારમાં ભીષ્મવાક્ય ” એ વિષયનો અધ્યાય ૨૮ મો સમાપ્ત.

## અધ્યાય ૨૯ મો

### કૃપાચાર્યનું ભાષણ

॥ वैशंपायन उवाच ॥

**ततः शारद्वतो वाक्यमित्युवाच कृपस्तदा ॥**
**युक्तं प्राप्तं च वृद्धेन पांडवान्प्रति भाषितम् ॥**

વૈશંપાયને કહ્યું:–તે પછી શરદ્વાનના પુત્ર કૃપાચાર્યે કહ્યું કે, “વૃદ્ધ ભીષ્મે પાંડવોના સંબંધમાં જે કહ્યું છે, તે યુક્તિવાળું, સમયોચિત, ધર્મ તથા અર્થથી યુક્ત,સુંદર,યુકત્યાભાસથી રહિત અને યથાયોગ્ય છે. હવે એ સંબંધમાં મારી વાણી પણ સાંભળ.[૨] પાંડવો કયાં ગયા છે તથા કયાં વસ્યા છે, તેનો દૂતોદ્વારા નિશ્ચય કરાવો અને હમણાં જે નીતિ હિતકારક હોય તેનો ઉપયોગ કરો.[૩] હે તાત ! અભ્યુદયની ઇચ્છા કરનારા પુરુષે સામાન્ય શત્રુની પણ બેદરકારી રા-

અવી યોગ્ય નથી, ત્યારે યુદ્ધમાં સર્વ અસ્ત્ર વાપરવામાં કુશળ એવા પાંડવોની બેદરકારી રાખવી તે યોગ્ય ગણાયજ ક્યાંથી ?[૪] માટે મહાત્મા પાંડવો વેષ બદલીને તથા પોતાનો અભિપ્રાય ગૂઢ રાખીને ગુપ્ત રહ્યા છે; તેઓ પ્રતિજ્ઞાકાળ પૂરો થતાં થોડા સમયમાં બહાર નિકળશે; તેટલામાં આપણે પોતાના રાજ્યમાં તથા મિત્રોના રાજ્યમાં આપણું કેટલું સૈન્ય તથા સામર્થ્ય છે, તે જાણી લેવું જોઇએ;કારણકે સમય થતાંજ પાંડવો બહાર પડશે એમાં સંશય નથી.[૬] અમિત પરાક્રમી મહાત્મા પાંડવો એકવાર પોતાની પ્રતિજ્ઞાનો સમય પૂર્ણ કરીને પ્રકટ થયા એટલે તેઓ મહાબળશાળી તેમજ મોટા ઉત્સાહી થઇ પડશે;[૭]માટે તમે સેના,ભંડાર તથા નીતિ(ભાતાં, પગાર, દાન,ગુપ્ત દૂતોનો સંચાર વગેરે) ની એવી વ્યવસ્થા કરો, કે જેથી પાંડવોનો ઉદયકાળ આવતાં આપણે તેઓની સાથે યુદ્ધ અથવા મૈત્રી કરી શકીએ. હે તાત દુર્યોધન ! તું તારૂં પોતાનું સૈન્ય કેટલું છે તેની તથા તારા બળવાન અને નિર્બળ મિત્રોની પાસે કાયમનું સૈન્ય કેટલું છે તે સર્વની તારી બુદ્ધિથી તપાસ કર.[૯]હે ભરતવંશી ! તે સૈન્યમાં ઉત્તમ પ્રકારનું, મધ્યમ પ્રકારનું અને કનિષ્ઠ પ્રકારનું સૈન્ય કેટલું છે તથા તે સંતુષ્ટ છે કે અસંતુષ્ટ છે, તે જાણ્યા પછી આપણે શત્રુઓની સાથે સંધાન કરીએ, અર્થાત્ આપણું ઉત્તમ અથવા મધ્યમ સૈન્ય જો અસંતુષ્ટ હોય તો સંતુષ્ટ સૈન્યવાળા શત્રુની સાથે સંધિ કરીએ અને તેથી વિપરીત હોય તો બાણોનું સંધાન કરીએ.[૧૦] પોતાનું બળ કેટલું છે, તે જાણવાનું એ ફળ છે કે,જો શત્રુ સમાન હોય તો તેનીસાથે સામ તથા ભેદનો પ્રયોગ કરવારૂપી, અધિક હોય તો દ્રવ્યાદિ આપવારૂપી અને ઉતરતો હોય તો દંડ તથા કર લેવારૂપી અથવા યુદ્ધમાં નાશ પમાડવારૂપી નીતિનો આશ્રય કરી શકાય. તું પણ તેવી નીતિવડે શત્રુઓનું આક્રમણ કરવાથી,દુર્બળ શત્રુઓને નમાવવાથી,મિત્રોનું સાંત્વન કરવાથી, સૈનિકોની સાથે પ્રિય ભાષણ કરવાથી તથા તેઓને દાનમાન આપવાથી અને ઉત્તમ ભંડારની તથા સેનાની વૃદ્ધિ કરવાથી સારી રીતે જય પામીશ.[૧૨] આ પ્રમાણે વ્યવસ્થા કરવાથી તું બીજા બળવાન શત્રુઓ ચઢી આવ્યા હશે તો તેઓની સાથે અથવા પોતાનાં વાહનો તથા સૈન્યવિનાના પાંડવોની સાથે યુદ્ધ કરી શકીશ.હે મનુષ્યેંદ્ર! આ મેં જે કહ્યું છે તેનો સારી પેઠે વિચાર કરીને, તું ક્ષાત્રધર્મને અનુસરી સમયોચિત સ્વકર્તવ્ય કર, એટલે તને ચિરકાળ સુધી સુખની પ્રાપ્તિ થશે."[૧૪]

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ ગોહરણપર્વમાં "ચાર પ્રત્યાચારમાં કૃપાચાર્યનાં વાક્યો" એ વિષયનો અધ્યાય ૨૯ મો સમાપ્ત.

---

# અધ્યાય ૩૦ મો
## ત્રિગર્તરાજે વિરાટની દક્ષિણ દિશાની ગાયો હરી લીધી.

॥ वैशंपायन उवाच ॥

**अथ राजा त्रिगर्तानां सुशर्मा रथयूथपः ॥**
**प्राप्तकालमिदं वाक्यमुवाच त्वरि वतोली ॥**

વૈશંપાયને કહ્યું:-તે પછી રથસમૂહનો પાલક ત્રિગર્ત દેશનો બળવાન રાજા સુશર્મા, ઉતાવળો થઇને આ પ્રમાણે સમયોચિત વચન કહેવા લાગ્યો;[૧] કારણ કે હે જનમેજય રાજા ! પૂર્વે મત્સ્યદેશના તથા શાલ્વદેશના રાજાઓએ અનેકવાર ત્રિગર્તોને દુઃખી કર્યા હતા અને તેમાં વિરાટના સારથિ કીચકે તો પોતાના બળથી વારંવાર ત્રિગર્તરાજને તેના બંધુઓની સાથે પીડા આપી હતી. તે ઉપરથી સુશર્મા, કૌરવોના સ્વામી ભીષ્મની સમીપમાં, કર્ણ તરફ જોઇને દુર્યોધનપ્રત્યે બોલ્યો કે:-[૩] "પૂર્વે મત્સ્યદેશના રાજાએ વારંવાર ચઢાઇઓ કરીને પોતાના બળથી મારા દેશને દુઃખી કર્યો હતો, કારણકે તે વખતે બળવાન કીચક તેનો સેનાપતિ હતો;[૪] પરંતુ હમણાં તે ક્રૂર, ક્રોધી, મહા દુરાત્મા, પૃથ્વીપર પ્રખ્યાત પરાક્રમવાળા તથા પાપી કર્મ કરનારા ઘાતકી કીચકને ગંધર્વોએ મારી નાખ્યો છે.[૫] તે કીચકનો નાશ થવાથી હવે વિરાટરાજા નિરાશ્રિત થવાથી ગર્વરહિત તથા નિરુત્સાહ થયો હશે, એમ હું માનું છું;[૬] માટે હે નિષ્પા-

પ ! હમણાંજ મત્સ્યદેશ ઉપર ચઢાઈ કરવી એવો મારો મત છે; પરંતુ તમને,સર્વ કૌરવોને અને મહાત્મા કર્ણને જો આ વાત ગમતી હોય તો એ કાર્ય કરવું.[૭] ખરેખર, આ સમયે એ કાર્ય આપણે અવશ્ય કરવા જેવું છે. આપણે પુષ્કળ ધાન્યથી ભરેલા વિરાટના દેશ ઉપર સ્વારી કરીએ;[૮] અને તેનાં વિવિધ પ્રકારનાં રત્નો તથા ધન લઈ લઈએ, ગામો તથા દેશો તાબે કરીને વહેંચી લઇએ,[૯] અથવા બળથી વિરાટ નગરને પીડા કરીને, તે રાજાની જૂદી જૂદી જાતની પુષ્કળ સુંદર ગાયોનાં હજારો ટોળાંઓને હરી લાવીએ.[૧૦] હે રાજા ! આજેજ આપણે કૌરવો તથા ત્રિગર્તો એકઠા મળીને સર્વે સાથે રહી તેની ગાયોનું હરણ કરીએ;[૧૧] અથવા સૈન્યોના વિભાગ પાડીને તેના પુરુષાર્થને અટકાવી દઇએ; અથવા તેની સંપૂર્ણ સેનાનો નાશ કરીને તેને વશ કરી લઈએ.[૧૨] વિરાટ રાજાને ન્યાયથી વશ કર્યા પછી આપણે સુખથી રહીશું અને તમારા બળની પણ નિ:સંશય વૃદ્ધિ થશે.”[૧૩]

સુશર્માનું તેવું ભાષણ સાંભળીને કર્ણે રાજાને કહ્યું કે,“સુશર્માએ ઘણું સારૂં કહ્યું છે;તેમાં આપણું હિત સમાયલું છે અને તે સમયોચિત છે;[૧૪] માટે આપણે સેના સજ્જ કરીને તેના જૂદા જૂદા વિભાગ કરી, વિરાટ રાજા ઉપર ચઢાઈ કરવા તુરતજ નીકળીએ તો ઠીક, એમ મારૂં માનવું છે; પછી તમને જેમ ઠીક લાગે તે ખરૂં ![૧૫]અથવા આ કુરુવૃદ્ધ તથા આપણા સર્વના પિતામહ મહાજ્ઞાની ભીષ્મ, દ્રોણાચાર્ય અને શરદ્વાનનાપુત્ર કૃપાચાર્ય,એ સર્વેનું જેવું માનવું હોય,તે પ્રમાણે ચઢાઇનેમાટે યોજના કરો. આપણે હવે તુરતજ વિચાર કરીને, વિરાટ રાજાને જીતવામાટે ચઢી જઇએ તો ઠીક. ધન, બળ તથા પુરુષાર્થથી રહિત થયેલા પાંડવોનું હમણાં આપણને શું કામ છે ?[૧૭] તેઓ તો હમેશને માટે જતા રહ્યા હશે, અથવા યમલોકમાં પહોંચી ગયા હશે; માટે હે રાજા ! આપણે ઉદ્વેગ દૂર કરીને વિરાટના નગર ઉપર ચઢી જઇએ અને તેની ગાયોને તથા વિવિધ સંપત્તિને હરી લાવીએ.”[૧૮]

વૈશંપાયને કહ્યું:-સૂર્યપુત્ર કર્ણનું તે વચન સાંભળીને દુર્યોધન રાજાએ પોતે તત્કાળ પોતાના આજ્ઞાધારી નાના ભાઇ દુ:શાસનને આજ્ઞા કરી કે:-“તું વૃદ્ધોની સલાહ લઇને તુરત સેના તૈયાર કર.[૨૦] આપણે સર્વ કૌરવોની સાથે આપણા ઉદ્દેશ પ્રમાણે મત્સ્યદેશ ઉપર ચઢાઇ કરીએ અને મહારથી સુશર્મા રાજા પણ પોતાના વિભાગ પ્રમાણે ત્રિગર્ત યોદ્ધાઓ તથા સંપૂર્ણ સેના અને વાહનોની સાથે બીજી તરફથી ચઢાઈ લઇ જાય. તેમાં સુશર્માએ સેનાથી વીંટાઇને આગલે દિવસે મત્સ્યના દેશ ઉપર ચઢાઈ કરવી અને પાછળથી બીજે દિવસે આપણે પણ એકઠા મળીને મત્સ્યરાજના ઉત્તમ સમૃદ્ધિવાળા દેશ ઉપર ચઢાઇ કરીશું.[૨૨]ત્રિગર્તોએ એકઠા મળીનેજ વિરાટ નગરપર ચઢાઇ કરવી અને તત્કાળ ગોવાળોપર હલ્લો કરીને તેની પાસેથી પુષ્કળ ધન કઢાવી લેવું;[૨૩]અને આપણે પણ સેનાના બે ભાગ કરીને વિરાટ રાજાની એક લાખ શોભાયમાન ગુણિયલ ગાયોને હરણ કરીશું.”[૨૪]

વૈશંપાયને કહ્યું:-પછી હે રાજા ! ઠરાવ્યા પ્રમાણે ત્રિગર્તરાજ સુશર્માએ, પોતાના સર્વ સુસજ્જિત થયેલા બલોન્મત્ત રથીઓ તથા પાયદળને સાથે લઇને વિરાટ રાજાની ગાયો હરણ કરવાની ઇચ્છાથી તથા વૈરનો બદલો લેવાની ઇચ્છાથી, કૃષ્ણપક્ષની સાતમે ઠરાવેલી દિશા પ્રમાણે અગ્નિ ખૂણા તરફથી ગાયો લેવામાટે વિરાટરાજાના નગરપર ચઢાઇ કરી;[૨૬] અને હે રાજા ! બીજે દિવસે એટલે આઠમે સઘળા કૌરવોએ એકઠા મળીને વિરાટ નગરપર ચઢાઇ કરીને હજારો ગાયોનાં ટોળાંઓને કબજે કરી લીધાં. [૨૭]

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ ગોહરણ પર્વમાં
“દક્ષિણગોગ્રહમાં સુશર્માદિનું પ્રયાણ”
એ વિષયનો અધ્યાય ૩૦ મો સમાપ્ત.

---

## અધ્યાય ૩૧ મો
## વિરાટરાજાની યુદ્ધને માટે તૈયારી

॥ वैशंपायन उवाच ॥

तत्स्तेषां महाराज तत्रैवामित तेजसा ॥

छद्मलिंग प्रविष्टानां पांडवानां महात्मनाम् ॥
વૈશંપાયને કહ્યું:–હે મહારાજ! અમાપ તેજવાળા, કપટવેષધારી મહાત્મા પાંડવોનો, ઉત્તમ વિરાટ નગરમાં વાસ કરીને વિરાટ રાજાનું કામકાજ કરતાં, ગુપ્તવાસનો સમય સારી રીતે નીકળી ગયો.[2] કીચકનો વધ થયા પછી શત્રુવીરને હણનારો વિરાટ રાજા, (આ કંક મને વિજય અપાવશે, એવી) કુંતીપુત્ર યુધિષ્ઠિરમાં મોટી આશા બાંધી બેઠો હતો.[3] હે ભારત! આ રીતે પાંડવોના ગુપ્તવાસનું તે તેરમું વર્ષ પૂરું થતાંજ, ત્રિગર્તરાજ સુશર્માએ વિરાટ નગરપર ચઢી આવીને, બળાત્કારથી પુષ્કળ ગાયોરૂપી ધનને કબજે કરી લીધું.[4] તે વખતે તે ગાયોનો અધિપતિ કુંડળધારી ગોપ, મહાવેગથી વિરાટ નગરમાં આવ્યો; અને સભામાં કુંડળ તથા બાજુબંધોને ધારણ કરનારા શૂરવીર યોદ્ધાઓ, મંત્રીઓ તથા મહાત્મા પાંડવોથી વીંટાઇને બેઠેલા દેશને વધારનારા વિરાટ મહારાજાને જોઇ, રથમાંથી કૂદી પડીને તેની પાસે જઇ, પ્રણામ કરીને કહ્યું કે:–[7] "ત્રિગર્તો યુદ્ધમાં બંધુઓની સાથે અમને હરાવીને તથા અમારો પરાભવ કરીને તમારી એકલાખ ગાયો હરી જાય છે:[8] માટે હે રાજેંદ્ર! તમારાં તે પશુઓ દૂર જાય નહિ તે પહેલાં તમે તેઓની રક્ષા કરો!" ગોપનું તે વચન સાંભળીને વિરાટ રાજાએ પોતાની મત્સ્ય દેશવાસી યોદ્ધાઓની સેના તૈયાર કરી.[9] તે સેના રથ, હાથી તથા ઘોડાઓથી ભરપૂર હતી તથા પાયદળો અને ધ્વજાઓથી વીંટાયલી હતી.પછી રાજાઓએ અને રાજપુત્રોએ ક્રમથી શૂર પુરુષોએ ચઢાવવા યોગ્ય ચળકતાં જાત જાતનાં કવચો શરીરપર ચઢાવવા માંડયાં. વિરાટના પ્રિયભાઇ શતાનીકે, સોનાની કારીગરીવાળું પોલાદી બખ્તર ચઢાવ્યું; શતાનીકના નાનાભાઇ મદિરાક્ષે, સર્વ શસ્ત્રોને સહન કરે તેવું,સુવર્ણનાં પતરાંવાળું દૃઢ બખ્તર પહેર્યું; મત્સ્ય દેશના રાજા વિરાટે, સેંકડો સૂર્ય, સેંકડો ચંદ્ર, સેંકડો ટપકીઓ અને સેંકડો નેત્રના જેવા આકારવાળી કુંદડીઓથી જડેલું તથા એકદમ ભેદી ન શકાય તેવું કવચ પહેર્યું. તે કવચ એટલું વિશાળ હતું કે તેના વિસ્તારમાં સૌગંધિક જાતનાં સો કમળોની આકૃતિઓ હારબંધ કાઢેલી હતી. સૂર્યદત્તે સુવર્ણની પીઠવાળું સૂર્યના જેવું ઝળકતું કમળ પહેર્યું; અને વિરાટના મોટા પુત્ર વીર શંખે,સો નેત્રાકાર કુંદડીઓવાળું લોઢાના ગાળાવાળું મજબૂત ધોળું બખ્તર પહેર્યું.આ પ્રમાણે યુદ્ધ કરવાની ઇચ્છાવાળા, દેવના જેવા રૂપવાળા તે સેંકડો મહારથી યોદ્ધાઓ પોતપોતાનાં કવચો ચઢાવીને તૈયાર થઇ ગયા. પછી તે મહારથીઓએ યુદ્ધસામગ્રીઓથી ભરેલા પોતાના ઝળકતા વિશાળ રથોને સુવર્ણના અલંકારોવાળા જૂદા જૂદા ઘોડાઓ જોડી દીધા. તે વખતે સૂર્ય તથા ચંદ્ર જેવા તેજસ્વી જણાતા સુવર્ણમય દિવ્ય રથ ઉપર મત્સ્યરાજનો મહા પ્રભાવશાળી ધ્વજ ઉભો કરવામાં આવ્યો; અને બીજા શૂરા ક્ષત્રિયોએ પણ પોતપોતાના રથો ઉપર વિવિધ આકારના તથા ચિન્હોવાળા સુવર્ણમંડિત ધ્વજો ચઢાવી દીધા. તે પછી મત્સ્યરાજે પોતાના નાના ભાઇ શતાનીકને કહ્યું કે:–[20]"કંક,બલ્લવ, ગોપાલ તંતિપાળ અને અશ્વપાલ દામગ્રંથી,એ સર્વ પરાક્રમી હોઇને ખરેખર યુદ્ધ કરવા સમર્થ છે, એમ મારૂં માનવું છે;માટે તેઓને પણ બેસવામાટે ધ્વજાપતાકાવાળા રથો આપો અને અંદરથી કોમળ પરંતુ ઉપરથી દૃઢ એવાં જાત જાતનાં કવચો તેઓનાં શરીરો ઉપર ચઢાવો, તેમજ તેઓને હથિયારો આપો. તે પુરુષોનાં શરીરો વીર પુરુષોના જેવા દેખાવવાળાં તથા ગજરાજની સુંઢના જેવાં સુગોળ અને દૃઢ છે, એ ઉપરથી તેઓ યુદ્ધ ન કરે એમ કદાપિ હોયજ નહિ એવો મારો નિશ્ચય છે."

હે રાજા! વિરાટ રાજાનું એવું વચન સાંભળતાંજ યુદ્ધને માટે તત્પર થયેલા શતાનીકે, કુંતીપુત્ર યુધિષ્ઠિરને, ભીમસેનને, નકુલને તથા સહદેવને રથો આપ્યા; એટલે રાજાની આજ્ઞાથી રાજભક્તિવાળા સારથિઓએ, પ્રસન્ન થયેલા પાંડવોના રથોને તત્કાળ જોડીને તૈયાર કર્યા. પછી વિરાટ રાજાએ અંદરથી કોમળ તથા બહારથી દૃઢ એવાં જે જાત જાતનાં કવચો પવિત્ર કર્મ-

વાળા પાંડવોને આપ્યાં, તે કવચો શત્રુસંઘને નાશ પમાડનારા પરંતપ મહાપુરુષ પાંડવો પોતપોતાનાં શરીર ઉપર ચઢાવીને સજ્જ થયા અને ઘોડાઓ જોડેલા રથોમાં બેસીને મોટા આનંદથી યુદ્ધ કરવા નીકળ્યા. [28] સત્યપરાક્રમી, વેગવાળા, યુદ્ધકુશળ, શૂરા અને મહારથી તે ગુપ્ત રૂપોથી રહેલા કુરુશ્રેષ્ઠ ચારે પાંડવ બંધુઓ સુવર્ણાલંકૃત રથોમાં બેસીને એકીસાથે વિરાટરાજાની પાછળ જવા લાગ્યા.[30] તેમજ ભયંકર આકૃતિવાળા,મદ ઝરતા ગંડસ્થલવાળા તથા સુંદર દંતૂશળવાળા સાઠ વર્ષના મદોન્મત્ત હાથીઓ, કે જેઓને હાથીની સ્વારી કરનારાઓએ કેળવેલા હતા તથા જેઓના ઉપર યુદ્ધકુશળ યોદ્ધાઓ બેઠેલા હતા તેવા હાથીઓ ચાલતા પર્વતોની પેઠે વિરાટરાજાની પાછળ ચાલવા લાગ્યા. [32] તે વખતે મત્સ્યદેશની સેના પૈકી યુદ્ધ કરવામાં કુશળ, પ્રસન્ન વૃત્તિવાળા તથા સારી આજીવિકાવાળા મુખ્ય મુખ્ય યોદ્ધાઓના આઠ હજાર રથો, એક હજાર હાથીઓ અને સાઠહજાર ઘોડાઓ વિરાટ રાજાની સાથે હતા. હે ભરતશ્રેષ્ઠ રાજા! વિરાટ રાજાનું દૃઢ આયુધવાળા પુરુષોથી યુક્ત તથા હાથી, ઘોડા અને રથોથી ભરેલું તે ઉત્તમ સૈન્ય, ગાયોનાં પગલાંઓ જોતું જોતું આગળ ચાલતું હતું,તે વખતે તે બહુ શોભી નીકળ્યું હતું. [35]

**ઇતિ શ્રીમહા૦વિરા૦ ગોહરણ પર્વમાં "દક્ષિણ ગોગ્રહમાં મત્સ્યરાજનો રણોદ્યોગ" એ વિષયનો અધ્યાય ૩૧ મો સમાપ્ત.**

# અધ્યાય ૩૨ મો

## વિરાટ તથા સુશર્માનું યુદ્ધ

**॥ वैशंपायन उवाच ॥**

**निर्याय नगराच्छूरा व्यूढानीकाः प्रहारिणः॥**
**त्रिगर्तानस्पृशन्मत्स्याः सूर्ये परिणते सति ॥१**

વૈશંપાયને કહ્યું:–મત્સ્ય દેશના શૂરા યોદ્ધાઓએ નગરમાંથી નીકળીને વ્યૂહરચના કરી અને સૂર્યાસ્ત થતાંજ ત્રિગર્તોને પકડી પાડયા. [1] ત્રિગર્તો અને મત્સ્યો એકબીજાપર ક્રોધે ભરાયા હતા, તેઓને યુદ્ધ કરવામાટે ભારે મદ ચઢયો હતો અને તે બન્ને ગાયો લઈ જવા તત્પર થયેલા હતા, તેથી તે મહાબળશાળીઓએ એકબીજાને જોતાં એકમેકની સામે ગર્જના કરવા માંડી. [2] તે વખતેજ હાથીઓ પર સ્વારી કરનારા રાજકીય રણકુશળ મુખ્ય યોદ્ધાઓએ, ભયંકર મદમત્ત હાથીઓને તોમરોનો તથા અંકુશોનો પ્રહાર કરીને શત્રુસેનાઓ ઉપર છોડી મૂકયા. [3] હે રાજા! પાયદળ, રથીઓ, હાથીપર બેસીને યુદ્ધ કરનારાઓ અને ઘોડેસ્વારોની સેનાના સમુદાયવાળા તથા એકબીજાનો સંહાર કરનારા તે બન્ને તરફના યોદ્ધાઓ વચ્ચે સૂર્યાસ્ત થતાં થતાંમાં તો દેવાસુર યુદ્ધના જેવું, યમરાજ્યને વધારનારૂં અને રોમાંચિત કરી દે તેવું મહા ભયંકર તુમુલ યુદ્ધ થવા માંડયું.[5]બન્ને સેનાના યોદ્ધાઓ એકબીજાની સામે દોડતા હતા અને એકબીજાનો સંહાર કરતા હતા, તેવખતે પૃથ્વી ઉપરથી એટલી બધી ધૂળ ઉડી કે તેને લીધે કંઈપણ દેખાતું ન હતું. [6] રે! સૈન્યની ધમાલથી ઉડેલી ધૂળથી ગુંગળાઇ ગયેલાં પક્ષીઓ ટપોટપ પૃથ્વીપર પડવા લાગ્યાં! અંતરિક્ષમાં બાણો છવાઇ જવાથી સૂર્ય ઢંકાઇ ગયો! અને આકાશ આગિયાઓથી ભરાઈ ગયું હોય તેવું શોભવા લાગ્યું.ડાબી તથા જમણી બાજુપર બાણો છોડનારા ધનુર્ધારી લોકવીરો પૃથ્વીપર પડતાં તેઓનાં સોનાની પીઠવાળાં ધનુષો એક હાથથી બીજા હાથમાં જવા લાગ્યાં. પછી રથીઓ રથીઓની સામે, પાયદળ પાયદળની સામે, ઘોડેસ્વારો ઘોડેસ્વારોની સામે અને હાથીઓ હાથીઓની સામે લઢવા લાગ્યા. હે રાજા! વેગમાં આવી ગયેલા તે યોદ્ધાઓ તરવારો, પટ્ટિશો, પ્રાસો, શક્તિઓ તથા તોમરોવડે એકબીજાને હણવા લાગ્યા. આ પ્રમાણે ભૂંગળના જેવા બાહુવાળા તે શૂરાઓ યુદ્ધમાં એકબીજા ઉપર પ્રહારકરતા હતા, તોપણ મહાક્રોધમાં આવેલા તેઓ સામા પક્ષના શૂરા યોદ્ધાઓને પાછા હઠાવવા સમર્થ થતા ન હતા. રણભૂમિ ઉપર કેટલાંએક મસ્તકો કપાઇ ગયેલા ઉપલા હોઠવાળાં, કેટલાંએક સુંદર નાસિકાવાળાં, કેટલાંએક કપાયલા કેશવાળાં, કેટલાંએક શણગારેલાં, કેટલાંએક ધૂળથી ખ-

રડાયલાં અને કેટલાંએક કુંડળોવાળાં કપાઇ પડેલાં દેખાતાં હતાં. વળી તે મહાયુદ્ધમાં ક્ષત્રિયોનાં શાલવૃક્ષના થડીઆ જેવાં ગાત્રો બાણોથી કપાઇને છુટાં પડેલાં જણાતાં હતાં; તેમજ નાગના દેહ જેવા ચંદનચર્ચિત બાહુઓથી અને કુંડળવાળાં મસ્તકોથી પૃથ્વી છવાઇ ગયેલી દેખાતી હતી. આ સમયે રથીઓ રથીઓની સાથે યુદ્ધ કરતા હતા, [૧૫] ઘોડેસ્વારો ઘોડેસ્વારો જોડે યુદ્ધ કરતા હતા અને પાયદળો પાયદળોની સાથે યુદ્ધ કરતા હતા. પછી તેઓના દેહોમાંથી નીકળેલા રુધિરવડે ભીંજાયલી પૃથ્વીની ધૂળ ઉડતી બંધ થઇ ગઇ. આ રીતે યુદ્ધ થતાં થતાં બન્નેપક્ષના ઘણા યોદ્ધાઓને ભયંકર મૂર્છા આવી ગઈ અને બાકીના યોદ્ધાઓ અમર્યાદિત યુદ્ધ કરવા લાગ્યા. તે વખતે આકાશમાં ગતિ કરનાર ગરુડ પક્ષીઓ પણ બાણોથી બહુ ઉદ્વેગ પામીને ધ્વજાઓ ઉપર બેસી ગયાં;એટલુંજ નહિ પણ તેઓની આકાશગતિ તથા દૃષ્ટિ પણ બંધ થઈ ગઇ ! [૧૭] આ પ્રમાણે ક્રોધમાં આવી ગયેલા, પરિઘના જેવા બાહુઓવાળા શૂરા યોદ્ધાઓ, એકબીજાના ઉપર ઘણો પ્રહાર કરવા લાગ્યા; પરંતુ સામા પક્ષના યોદ્ધાઓને પાછા હઠાવી શકયા નહિ. [૧૮]

તે પછી મહારથી શતાનીકે સો યોદ્ધાઓનો નાશ કરીને તથા મહારથી વિશાલાક્ષે ચારસો યોદ્ધાઓનો નાશ કરીને ત્રિગર્તોની મોટી સેનામાં પ્રવેશ કર્યો.[૧૯] તે બન્ને બળવાન મનસ્વીઓએ બાહુબળથી ગર્વિત થઇને મહાસેનામાં પ્રવેશ કર્યો અને કેશાકેશી તથા રથારથી યુદ્ધ કરવા માંડયું.[૨૦]તે બન્નેને ત્રિગર્તોના રથસમુદાયમાં પેઠેલા જાણીને સૂર્યદત્ત આગલા ભાગ તરફથી અને મદિરાક્ષ પાછલા ભાગ તરફથી સેનામાં પેઠા.[૨૧] તે સંગ્રામમાં રથીઓમાં શ્રેષ્ઠ એવો વિરાટ રાજા પણ પાંચસો રથીઓનો, આઠસો ઘોડાઓનો તથા પાંચ મહારથીઓનો નાશ કરીને, વિવિધ પ્રકારથી રથને ફેરવતો ફેરવતો રણમાં સુવર્ણના રથમાં બેઠેલા ત્રિગર્તરાજ સુશર્માની સામે પહોંચી ગયો.[૨૩] પછી ગાયોના સમુદાયોમાં બે આખલાઓ એકબીજાની સામે ગર્જના કરતા જેમ યુદ્ધ કરે, તેમ તે મહાબળવાન મહાત્માઓ, એકબીજાની સામે ગર્જના કરતા યુદ્ધ કરવા લાગ્યા.[૨૪] પછી યુદ્ધદુર્મદ ત્રિગર્તોનો રાજા નરશ્રેષ્ઠ સુશર્મા, દ્વૈરથ યુદ્ધ કરવામાટે મત્સ્યરાજની સામે પહોંચી ગયો. એટલે તે બન્ને ક્રોધી રથીઓ એકબીજાની સામે રથ રાખીને મેઘો જેમ જળધારાઓ વર્ષાવે તેમ શીઘ્રતાથી બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા.[૨૬] ખડ્ગ, શક્તિ તથા ગદાને ધારણ કરનારા, અસ્ત્રવિદ્યામાં કુશળ તથા અસહનશીલ તે બન્ને રાજાઓ, એકબીજાના ઉપર ક્રોધે ભરાઇને તીવ્ર બાણો છોડતા રણમાં ઘુમવા લાગ્યા.[૨૭] પછી વિરાટરાજાએ સુશર્માને દશ બાણો મારીને વીંધી નાખ્યો અને તેના ચારે ઘોડાઓને પાંચ પાંચ બાણોથી વીંધી નાખ્યા.[૨૮] તે વખતે પરમાસ્ત્રવેત્તા યુદ્ધદુર્મદ સુશર્માએ પણ મત્સ્યરાજને પચાસ તીક્ષ્ણ બાણોથી વીંધી નાખ્યો.[૨૯] હે મહારાજ ! આ સમયે સેનાના પગરવથી ઉડેલી ધૂળથી ઢંકાઈ ગએલાં મત્સ્યરાજ તથા સુશર્માનાં સૈન્યોની, એકબીજાનાં કામોને જાણી શકે નહિ તેવી સ્થિતિ થઈ પડી હતી.[૩૦]

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ ગોહરણ પર્વમાં "દક્ષિણગોગ્રહમાં વિરાટસુશર્માયુદ્ધ" એ વિષયનો અધ્યાય ૩૨ મો સમાપ્ત.

## અધ્યાય ૩૩ મો
### વિરાટ રાજા પકડાયો અને ભીમે તેને છોડાવ્યો.

॥ वैशंपायन उवाच ॥

तमसाऽभिप्लुते लोके रजसा चैव भारत ॥
अतिष्ठन्वै मुहूर्त्तं तु व्यूढानीकाः प्रहारिणः॥१॥

વૈશંપાયને કહ્યું:- હે ભારત ! આ પ્રમાણે ઉડેલી રજથી તથા રાત્રિના અંધકારથી જ્યારે આ લોકમાં અંધારૂં છવાઇ ગયું, ત્યારે વ્યૂહરચનામાં ગોઠવાયેલા બન્ને પક્ષના યોદ્ધાઓ યુદ્ધ બંધ કરીને ચંદ્રોદય થાય ત્યાંસુધી ઉભા રહ્યા; પરંતુ એટલામાંજ અંધકારને નાશ પમાડતો તથા રાત્રિને નિર્મળ કરતો ચંદ્રમા, યુદ્ધમાં ક્ષ-

ત્રિયોને આનંદ પમાડતો ઉદય પામ્યો.[૨] એટલે પ્રકાશ થતાંજ પુનઃ ભયંકર યુદ્ધ થવા માંડયું અને તેઓ એકબીજાની સામે દૃષ્ટિ ન કરતાં ઘૂમવા લાગ્યા.[૩] ત્રિગર્તરાજ સુશર્મા પણ પોતાના નાનાભાઇને સાથે રાખી રથનો સમુદાય લઇને મત્સ્યરાજની સામે ધસી આવ્યો.[૪] પછી ક્ષત્રિયશ્રેષ્ઠ તે બન્ને બંધુઓ હાથમાં ગદા લઇને ક્રોધ કરી રથમાંથી કુદી પડયા અને રથીઓની સામે દોડયા;[૫] તેમજ તેઓનાં સૈન્યો પણ ક્રોધ કરીને એકબીજાની સામે ગદા, તરવાર, ખડ્ગ, પરશુ અને પાણીદાર ધારવાળા તથા તીક્ષ્ણ અગ્રવાળા પ્રાસો લઈને દોડવા લાગ્યાં.[૬] પછી ત્રિગર્તાધીશ સુશર્મા રાજા પોતાનાં સૈન્યોવડે મત્સ્યરાજના સર્વ સૈન્યને છિન્નભિન્ન કરી તથા તેને હરાવીને, એકાએક બળશાળી વિરાટના તરફ દોડયો; અને તેણે વિરાટના બન્ને ઘોડાઓને તથા પાછળના અંગરક્ષકોને મારી નાખીને વિરાટરાજાને રથવિનાનો કરી જીવતોજ પકડી લીધો.[૮] પછી કામી પુરુષ જેમ યુવતીને લઇ જાય, તેમ સુશર્માએ તેને બળથી કબજે કરીને પોતાના રથમાં નાખ્યો અને તે ત્યાંથી ઉતાવળા વાહનવડે ચાલી નીકળ્યો.[૯] આ પ્રમાણે રથવિનાના થયેલા મહાબળવાન વિરાટને પકડી લીધો એટલે ત્રિગર્ત યોદ્ધાઓથી અત્યંત પીડાયલા મત્સ્ય યોદ્ધાઓ ભયભીત થઇને ત્યાંથી નાસવા લાગ્યા.[૧૦] જ્યારે તે સૈનિકો ત્રાસ પામવા લાગ્યા, ત્યારે કુંતીપુત્ર યુધિષ્ઠિરે, મહાન બાહુવાળા શત્રુહંતા ભીમસેનને કહ્યું કે:–"હે મહાબાહો ! ત્રિગર્તરાજ સુશર્મા મત્સ્યરાજને પકડી લઇ જાય છે, માટે તે શત્રુઓને કબજે ન પડે તે પહેલાંજ તું તેને છોડાવ.[૧૨] આપણે સર્વે વિરાટને ત્યાં સુખથી રહ્યા છીએ અને તેણે આપણી ઇચ્છિત કામનાઓ પૂરી કરી છે; માટે હે ભીમસેન ! તારે તે નિવાસનો બદલો વાળવો જોઇએ."[૧૩]

ભીમસેને કહ્યું:–" હે પાર્થિવ ! હું તમારી આજ્ઞાથી એનું રક્ષણ કરીશ. તમે શત્રુઓની સાથે હું યુદ્ધ કરૂં તે વખતના મારા મહત કર્મને જુઓ ![૧૪] હે રાજા ! તમે પોતાના બાહુબળનો આશ્રય કરીને બંધુઓની સાથે એકાંતમાં બેસો અને આજે મારા પરાક્રમને જુઓ.[૧૫] આ સારા થડવાળું મોટું વૃક્ષ ગદાના જેવું ઉભું છે. હું એ વૃક્ષને ઉપાડીને શત્રુઓને નસાડી દઇશ."[૧૬]

વૈશંપાયને કહ્યું:– આ પ્રમાણે કહીને ભીમસેન મદમત્ત હાથીની પેઠે પેલા ઝાડ તરફ જોવા લાગ્યો, ત્યારે ધર્મરાજા યુધિષ્ઠિરે તે વીર ભ્રાતાને કહ્યું કે:–" હે ભીમ ! તું સાહસ કરીશ નહિ, એ ઝાડ ભલે ઉભું રહે; કારણકે હે ભારત ! તું વૃક્ષ લઇને અમાનુષ કર્મ કરવા માંડશે એટલે લોકો તને ઓળખી કાઢશે કે, આ તો ભીમ છે; માટે તેવું કામ કરીશ નહિ, પણ તું કોઇ બીજું માનુષી આયુધ ગ્રહણ કર.[૧૯] હે ભીમ ! ધનુષ, શક્તિ, ખડ્ગ અથવા ફરશીમાંથી જે માનુષી આયુધ તને પસંદ હોય તે ગ્રહણ કર અને બીજા લોકો તને ઓળખી કાઢે નહિ તે રીતે તું તત્કાળ રાજાને છોડાવ. આ મહાબળવાન નકુલ તથા સહદેવ તારા રથનાં પૈડાંનું રક્ષણ કરશે;[૨૧] અને તમે ત્રણે સાથે રહીને યુદ્ધમાંથી મત્સ્યરાજને છોડાવો."

વૈશંપાયને કહ્યું:– આ પ્રમાણે યુધિષ્ઠિરે કહ્યું એટલે મહાબળવાન ભીમસેને વેગથી મોટું ધનુષ હાથમાં લીધું અને મહાવેગવાળો તે, જળધારી મેઘ જેમ જળની વૃષ્ટિ કરે તેમ ત્રિગર્તસેના ઉપર બાણની વૃષ્ટિ કરવા લાગ્યો;[૨૩] તથા ભયંકર કર્મ કરનારા સુશર્માની પાછળ દોડયો અને વિરાટને જોઇને સુશર્માને " ઉભોરહે, ઉભો રહે," એમ બૂમો મારવા લાગ્યો. તે વખતે રથિશ્રેષ્ઠ સુશર્માએ પોતાની પાછળ ' ઉભો રહે,ઉભો રહે,' એમ બોલતા કાળસ્વરૂપ યમના જેવા ભીમને જોઈને વિચાર કર્યો કે:–' ભલે આ મારા મહત્ પરાક્રમને જુએ, આજે આ મહાયુદ્ધનો પ્રસંગ પ્રાપ્ત થયો છે. ' આવો વિચાર કરીને સુશર્મા હાથમાં ધનુષ લઈ, પોતાના ભ્રાતાઓની સાથે પાછો વળ્યો; એટલે એક નિમેષમાત્રમાં તે રથો ભીમસેનની સામે આવી લાગ્યા અને ભીમસેનનું ત્રિગર્તોની સાથે યુદ્ધ થવા લાગ્યું. તેમાં મહાત્મા ભીમસેને વિરાટની સમીપમાંજ રથોના, હાથીઓના તથા ઉગ્ર ધનુષધારી શૂરા સ્વારોસાથે ઘોડાઓના સેંકડો ને હજારો

સમૂહોને મારી નાખ્યા અને હાથમાં ગદા લઇને પાયદળોનો પણ સંહાર વાળ્યો.૨૮યુદ્ધ કરવામાં દુષ્ટ મદવાળો સુશર્મા તેવું યુદ્ધ જોઇને મનમાં વિચાર કરવા લાગ્યો કેઃ–'મારા સૈન્યમાં હવે શું બાકી રહ્યું છે?આ મહાબળવાળા સૈન્યમાં મારો બીજો ભાઈ તો પ્રથમથીજ મગ્ન થયેલો દેખાય છે!'૨૯ આવું વિચારીને તે કાનસુધી ખેંચેલા ધનુષસાથે યુદ્ધમાં જણાયો અને વારંવાર તીક્ષ્ણ બાણો ફેંકવા લાગ્યો.૩૦ તે વખતે સઘળા પાંડવોએ પોતાના રથના ઘોડાઓને ત્રિગર્તોના તરફ દોડાવ્યા અને તે ક્રોધીઓ દિવ્યાસ્ત્રોના પ્રયોગો કરવા લાગ્યા.૩૧પાંડવોના રથોને ત્રિગર્તોના તરફ વળેલા જોઈને મત્સ્યની મોટી સેના પણ પાછી વળી અને મહાક્રોધમાં આવેલા વિરાટપુત્રે પરમ અદ્ભુત યુદ્ધ કરવા માંડયું.૩૨તે સમયે કુંતીપુત્ર યુધિષ્ઠિરે એક હજાર યોદ્ધાઓને મારી નાખ્યા; ભીમે સાત હજાર યોદ્ધાઓને યમલોકનાં દર્શન કરાવ્યાં, નકુલે પોતાનાં બાણોવડે સાતસો યોદ્ધાઓને નાશ પમાડયા અને યુધિષ્ઠિરે પ્રેરેલા પુરુષશ્રેષ્ઠ પ્રતાપી સહદેવે ત્રણસો શૂરા યોદ્ધાઓનો સંહાર વાળ્યો.

તે પછી મહાઉગ્ર મહારથી યુધિષ્ઠિર રાજા, ત્રિગર્તોની તે મોટી સેના મારીને હથિયાર ઉગામી ઉતાવળથી સુશર્માની સામે ચઢી ગયા;૩૬ અને તેમણે સુશર્માપર ચઢાઇ કરીને તેને પુષ્કળ બાણોનો પ્રહાર કર્યો. ત્યારે સુશર્માએ પણ સારીપેઠે ક્રોધમાં આવીને ઉતાવળથી યુધિષ્ઠિરને નવ બાણોથી વીંધી નાખ્યા અને ચાર બાણોથી ચાર ઘોડાઓને વીંધ્યા. તે વખતે શીઘ્ર કાર્ય કરનારા કુંતીપુત્ર ભીમસેને સુશર્માપર ચઢીને તેના ઘોડાઓને મારી નાખ્યા, અને ઉત્તમ બાણો મારીને તેની પાછળ રહી રક્ષણ કરનારાઓનો નાશ કર્યો અને ક્રોધ કરીને સુશર્માના સારથિને રથની બેઠકપરથી જમીનપર પાડી નાખ્યો; એટલામાં વિરાટ રાજાનો ચક્રરક્ષક અતિ પ્રખ્યાત શૂરવીર મદિરાક્ષ, સુશર્માને રથરહિત થયેલો જોઇને તેનાપર ધસી ગયો અને બાણોનો પ્રહાર કરવા લાગ્યો. એ સમયે વિરાટ રાજા સુશર્માના રથમાંથી કૂદી પડયો૪૧ અને તે બળવાન સુશર્માનીજ ગદા લઈને તેની સામે યુદ્ધ કરવા દોડયો. જો કે વિરાટ વયે વૃદ્ધ હતો, તોપણ તે હાથમાં ગદા લઈને તરુણની પેઠે સંગ્રામમાં ઘૂમવા લાગ્યો.૪૨ પછી સુશર્માને નાસતો જોઈને ભીમસેને કહ્યું કેઃ–"ઓ રાજપુત્ર! પાછો ફર, તારે નાસવું ન જોઇએ!૪૩ તું આ પરાક્રમ ઉપર બળથી ગાયો લેવાની ઇચ્છા રાખે છે કે? અરે! તું પોતાના અનુચરોનો ત્યાગ કરીને કેમ આ રીતે શત્રુઓની વચ્ચે હરભડી જાય છે?"૪૪

આ પ્રમાણે ભીમસેને રથિશ્રેષ્ઠ સુશર્માનેકહ્યું, એટલે તે બળવાન 'ઉભો રહે, ઉભો રહે,' એમ બૂમ મારતો એકાએક પાછો ફરીને ભીમની સામે દોડયો.૪૫તે સમયે ભીમસમાન પાંડુપુત્ર ભીમસેન રથમાંથી કૂદી પડીને સુશર્માનો જીવ લેવાની ઇચ્છાથી સાવધાન થઈ, તત્કાળ તેની તરફ દોડયો;૪૬ એટલે સુશર્મા ફરી નાસવા લાગ્યો. તે વેળા વીર્યવાન ભીમસેન નાસી જતા ત્રિગર્તરાજને પકડવામાટે, સિંહ જેમ ક્ષુદ્ર મૃગને પકડવા દોડે, તેમ તેની પાછળ દોડયો;૪૭ અને તેણે સુશર્માની પાસે જઇને તેના મસ્તકનો કેશકલાપ પકડી લીધો. પછી મહાબાહુ ભીમસેને ક્રોધથી તેને ઉંચો કરીને જમીનપર પછાડી રગદોળ્યો અને વિલાપ કરતા સુશર્માના માથાપર લાતો મારવા માંડી. ફરી ભીમે તેના પેટપર ઢીંચણ મૂકીને તેને દબાવ્યો અને ગોળ મુઠ્ઠીવાળીને તેના લમણાપર મુક્કો માર્યો. આ ભારે પ્રહારથી પીડાયલો ત્રિગર્તરાજ મૂર્છિત થઇ ગયો.૪૯ આ રીતે રથરહિત મહારથી ત્રિગર્તરાજને ભીમે પકડી લીધો, એટલે ભયવડે બહાવરૂં થયેલું ત્રિગર્તોનું સર્વ સૈન્ય ત્યાંથીનાસી છુટયું.૫૦ તે પછી મહારથી પાંડુપુત્રોએ સર્વ ગાયોને પાછી વાળી અને સુશર્માને હરાવી તેનું સર્વ ધન હરી લીધું; તથા પોતાના બાહુબળથી સંપન્ન, વિનયશીલ, વ્રતનિષ્ઠ અને કલેશને નાશ પમાડનારા તે સર્વ મહાત્માઓ વિરાટની સમક્ષમાં આવીને ઉભા રહ્યા; ત્યારે ભીમસેને કહ્યું કેઃ–૫૩ "આ પાપાચરણી મારા હાથમાંથી જીવતો જવા યોગ્ય નથી; પરંતુ હું શું કરી શકું? કારણકે રાજા હમેશાં દયાળુ રહે છે!"૫૪ આવું કહીને ભીમે, પરાધીન

થઈ ગયેલા, બેભાન બનેલા અને ધૂળથી રગદોળાયલા ત્રિગર્તરાજને ગળચી પકડીને પોતાને કબજે કર્યો;તેમ છતાં તે નાસવામાટે તરફડિયાં મારવા લાગ્યો, એટલે તેને દોરડાંથી બાંધીને રથમાં નાખ્યો. પછી તેને લઇને ભીમસેન રણભૂમિની વચ્ચે રહેલા યુધિષ્ઠિરની પાસે ગયો[૫૬] અને તેણે તેમને સુશર્મારાજાને દેખાડયો. તે વખતે પુરુષવ્યાઘ્ર યુધિષ્ઠિર રાજા તેને જોઇને હસ્યા અને યુદ્ધમાં શોભનારા ભીમના પ્રત્યે કહ્યું કે:–"આ નરાધમને છોડી દે!" આવું યુધિષ્ઠિરે કહ્યુંત્યારે ભીમ મહાબળવાનસુશર્માપ્રત્યેબોલ્યો.

ભીમે કહ્યું:–"એ મૂર્ખ ! તું જો જીવવાની ઇચ્છા કરતો હોય તો હું જે મુદ્દો કહું તે તું સાંભળ ! તારે સામાન્ય સભામાં તથા વિદ્વાનોની સભામાં 'હું તમારો દાસ છું' એ પ્રમાણે કહેવું. આ વાત જો તને કબૂલ હોય તો હું તને જીવિતદાન આપું; કારણકે યુદ્ધમાં જિતેલાનો આ વિધિ છે." તે સાંભળીને મોટાભાઇ યુધિષ્ઠિરે ભીમને પ્રેમપૂર્વક કહ્યું:"તું જો અમને પ્રમાણરૂપ માનતો હોય તો આ અધમાચરણીને છોડી દે, છોડી દે ! એ વિરાટ રાજાનો દાસ થયેલોજ છે." આવું ભીમને કહ્યા પછી યુધિષ્ઠિરે સુશર્માને કહ્યું કે:–"તને દાસપણાથી મુક્ત કર્યો છે; માટે હવે તું જા અને ફરી આવું કામ કરીશ નહિ."[૬૧]

**ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ ગોહરણપર્વમાં "દક્ષિણગોગ્રહમાં સુશર્માનો પરાજય" એ વિષયનો અધ્યાય ૩૩ મો સમાપ્ત.**

## અધ્યાય ૩૪ મો
### વિરાટની કૃતજ્ઞતા અને જયઘોષણા

**॥ वैशंपायन उवाच ॥**

**एवमुक्ते तु सव्रीडः सुशर्माऽऽसीदधोमुखः॥**
**समुक्तोऽभ्येत्य राजानमभिवाद्य प्रतस्थिवान् १**

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે યુધિષ્ઠિરે કહ્યું, ત્યારે સુશર્માએ લજ્જાથી નીચું મુખ ઘાલ્યું અને ભીમસેને છોડી દીધો; એટલે તે વિરાટ રાજાની પાસે જઇ તેને પ્રણામ કરીને ત્યાંથી ચાલતો થયો. આ રીતે શત્રુઓને હણીને સુશર્માને છોડયા પછી બાહુબળ સંપન્ન, લજ્જાશીલ અને નિયત વ્રતવાળા પાંડવો, તે રાત્રે સંગ્રામના મોખરામાંજ સુખથી રહ્યા.[૨] પછી વિરાટ રાજાએ અમાનુષ પરાક્રમવાળા મહારથી કુંતીપુત્રોનો ધન તથા માનથી સત્કાર કર્યો અને કહ્યું:–"મારાં જે રત્નોછે તે તમારાંજ છે; માટે તમે સર્વ તમારી ઇચ્છા પ્રમાણે તમને સુખ થાય તે રીતે સર્વ કાર્યો કરો. હે યુદ્ધમાં શત્રુઓને નાશ પમાડનારા ! હું તમને અલંકારવાળી કન્યાઓ, વિવિધ પ્રકારની સંપત્તિઓ અને બીજું જે કંઇ મનમાં ઇચ્છિત હોય તે સર્વ આપવા તૈયાર છું.[૫] આજે હું તમારાં પરાક્રમથીજ શત્રુના હાથમાંથી છુટયો છું અને અહીં ક્ષેમકુશળ છું; માટે હવે તમે સઘળાજ મત્સ્ય દેશના પ્રભુ છો."[૬]

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે મત્સ્યરાજે કહ્યું, ત્યારે કુરુવંશી યુધિષ્ઠિરાદિ સર્વ પાંડવો હાથ જોડીને જૂદા જૂદા કહેવા લાગ્યા કે:–"હે પ્રજાપતિ! અમે તમારાં સર્વ વચનોને અભિનંદન આપીએ છીએ અને તમે આજે શત્રુઓથી મુક્ત થયા એટલાથીજ પ્રસન્ન થયા છીએ."

તે સાંભળીને મનમાં પ્રસન્ન થયેલા મહાબાહુ રાજશ્રેષ્ઠ વિરાટે ફરી યુધિષ્ઠિરને કહ્યું કે:–[૯]"તમે મારી પાસે આવો ! હું તમને રાજ્યાભિષેક કરૂં. આ મત્સ્યદેશના રાજા તમેજ છો.[૧૦] તમારા મનમાં જે વસ્તુની ઇચ્છા હોય તથા જે વસ્તુ પૃથ્વીપર દુર્લભ હોય તે વસ્તુ હું તમારી ઇચ્છા પ્રમાણે તમને આપવા તૈયાર છું; કારણકે હે વ્યાઘ્રપાદગોત્રોત્પન્ન વિપ્રશ્રેષ્ઠ ! રત્નો, ગાયો, સુવર્ણ, મણિઓ અને મોતીઓએ સર્વને માટે તમે પાત્ર છો. હું તમને સર્વથા પ્રણામ કરૂં છું.[૧૨] આજે હું તમારે લીધેજ રાજ્યને અને સંતતિને જોવા પામ્યો છું. મને શત્રુએ કેદ કર્યો તેથી હું ગભરાઇ ગયો હતો; પરંતુ તમારા બળથીજ આજે હું શત્રુના હાથમાંથી છુટયો છું."[૧૩]

તે સાંભળીને યુધિષ્ઠિરે ફરી મત્સ્યરાજને કહ્યું કે:–"હે મત્સ્યરાજ ! તમે મનોહર ભાષણ

કરો છો. હું તમારાં વાક્યને અભિનંદન આપું છું. હે રાજા ! તમે નિત્ય દયાપરાયણ રહો તથા સુખી રહો. હવે તમારા દૂતો, સ્નેહીઓને આ પ્રિય વાત કહેવા તથા વિજયનો ઢંઢેરો ફેરવવા તત્કાળ નગરમાં જાય તેમ કરો. પછી યુધિષ્ઠિરનાં તે વચનથી મત્સ્યરાજાએ દૂતોને આજ્ઞા કરી કેઃ–[૧૬]"તમે સંગ્રામમાં મારો વિજય થયો એ વાત નગરમાં જઇને લોકોને કહો; અને નગરમાંથી શણગરાયલી કુમારિકાઓ, સર્વ વાદિત્રો તથા સારી પેઠે શણગારાયલી ગણિકાઓ મારી સામે લેવા આવે એવી ગોઠવણ કરો !"

મત્સ્યરાજાની એ આજ્ઞા સાંભળતાંજ, દૂતો તે આજ્ઞા માથે ચઢાવીને મનમાં પ્રફુલ્લિત થતા થતા નગર તરફ જવા નીકળ્યા.[૧૮] તેઓ રાતમાંજ મુસાફરી કરતા કરતા સૂર્યોદયસમયે વિરાટ નગરની સમીપમાં પહોંચ્યા અને તે દૂતોએ જયઘોષ કરવા માંડયો.[૧૯]

**ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ ગોહરણપર્વમાં "દક્ષિણગોગ્રહમાં વિરાટજયઘોષ" એ વિષયનો અધ્યાય ૩૪ મો સમાપ્ત.**

## અધ્યાય ૩૫ મો

### કૌરવોએ ઉત્તર તરફની ગાયોનું હરણ કર્યું.

**॥ वैशंपायन उवाच ॥**

**याते त्रिगर्त्तान्मत्स्ये तु पशूंस्तान्वै परीप्सति**
**दुर्योधनः सहामात्यो विराटमुपयादथ ॥१॥**

વૈશંપાયને કહ્યું:–મત્સ્યરાજ વિરાટ પોતાની ગાયોનું રક્ષણ કરવામાટે ત્રિગર્તોની પાછળ ગયો, તે સમયે દુર્યોધન પોતાના મંત્રીઓની સાથે વિરાટના મત્સ્યદેશ ઉપર ચઢી આવ્યો.[૧] તે વખતે હે રાજા! ભીષ્મ, દ્રોણ, કર્ણ, પરમાસ્ત્રવેત્તા કૃપાચાર્ય, દ્રોણપુત્ર અશ્વત્થામા, શકુનિ, દુઃશાસન, વિવિંશતિ, વિકર્ણ, વીર્યવાન ચિત્રસેન, દુર્મુખ, દુઃશલ અને બીજા મહારથીઓ દુર્યોધનની સાથે હતા. તેઓએ વિરાટરાજાના મત્સ્ય દેશમાં આવીને ઝપાટાબંધ તેના ગોવાળોના નિવાસોને વીખેરી નાખીને બળાત્કારથી ગાયોરૂપી ધનનું હરણ કર્યું.[૪] કૌરવો સાઠ હજાર ગાયોને ચોબાજુથી મોટા રથોવડે ઘેરીને લઇ જવા લાગ્યા.[૫] તે સમયે મહારથી કૌરવોએ પોતાને અટકાવનારા ગોનિવાસના ગોપાળોને મારવા માંડયા, તેથી તેઓ ભારે આક્રંદ કરવા લાગ્યા. આ રીતે ભયંકર પ્રહાર થવા લાગ્યો તે વખતે તે ગોવાળોનો અધ્યક્ષ ભયથી ત્રાસ પામી, રથમાં બેસીને આર્ત્તની પેઠે આક્રંદ કરતો કરતો ઉતાવળથી નગરપ્રત્યે ગયો;[૭] અને નગરમાં દાખલ થઇને રાજમહેલ પાસે જઇ, રથમાંથી ઉતરીને ખબર કહેવામાટે તુરત રાજમહેલમાં પેઠો.[૮]ત્યાં તેણે મત્સ્યરાજના અભિમાની પુત્ર ભૂમિંજયને દીઠો; એટલે તેને દેશની ગાયો હરાઈ જવાની સઘળી વાત કહી.[૯] તેણે કહ્યું કેઃ–"કૌરવો તમારી સાઠહજાર ગાયોને હરી જાય છે; માટે હે દેશવર્ધક ! તમે તે ગાયોરૂપી ધનનો વિજય કરવામાટે ઉઠો, તૈયાર થાઓ ![૧૦] હે રાજપુત્ર ! તમે પોતે હિતની ઇચ્છાથી તત્કાળ બહાર પડો; કારણકે મત્સ્યરાજે પોતાની ગેરહાજરીમાં તમને અહીં રાજ્યરક્ષક નીમ્યા છે.[૧૧] વળી વિરાટ રાજા સભામાં તમારાં વખાણ કરે છે અને કહે છે કેઃ– 'મારો પુત્ર મારા જેવોજ ગુણી, શૂરો તથા કુળધુરાને વહન કરે તેવો છે.[૧૨] વળી તે શસ્ત્રાસ્ત્રમાં નિપુણ તથા સદા યુદ્ધવીર છે !' આવાં તે રાજાનાં વચનો આજે સત્ય થાઓ.[૧૩] હે પશુવાળાઓમાં શ્રેષ્ઠ ! તમે કૌરવોનો પરાજય કરીને પોતાની ગાયોને પાછી વાળો ! ભયંકર બાણોના તેજવડે તેઓની સેનાને બાળી મૂકો ![૧૪]નમેલાં પર્વવાળાં અને સોનાનાં પીછાંવાળાં બાણો ધનુષ ઉપરથી છોડીને, હાથીના ટોળાનો નાયક જેમ હાથીઓને નસાડે તેમ શત્રુઓની સેનામાં ભંગાણ પાડો;[૧૫] અને પ્રત્યંચાભરાવવાના બન્ને છેડારૂપી જેની તાર બાંધવાની ખુંટીઓ, પ્રત્યંચારૂપી જેના તારો, ધનુષદંડરૂપી જેની તુંબડાં સાથે દાંડી તથા નીકળતાં બાણોરૂપી જેના સ્વરો છે એવી મહાનાદવાળી ધનુષરૂપી વીણાને શત્રુઓની વચ્ચે જોરથી વગાડો.[૧૬] હે રાજપુત્ર ! તમારા રૂપા જેવા ધોળા ઘોડાઓ રથે જોડાવો અને તેપર તમારો

સોનાનો સિંહધ્વજ ચઢાવરાવો![૧૭]આજે તમારા દૃઢ હાથથી મૂકેલાં, સોનાનાં પીછાંવાળાં, ઝળકતાં અગ્રવાળાં અને રાજાઓના માર્ગને રૂંધી લેનારાં બાણો સૂર્યને ઢાંકી નાખો ![૧૮]અને તમે યુદ્ધમાં ઇંદ્ર જેમ અસુરોને જીતી લે, તેમ સર્વ કૌરવોને જીતીને તથા મહાન યશ સંપાદન કરીને પુનઃ આ નગરમાં પ્રવેશ કરો.[૧૯] તમે મત્સ્યપતિના પુત્ર છો અને દેશના પરમ આધારરૂપ છો. જયશાળીઓમાં શ્રેષ્ઠ એવો અર્જુન જેમ પાંડવોનો આધાર છે,[૨૦] તેમજ આ દેશવાસીઓના તમેજ ખરેખરા આધાર છો; અને તેથી આજે અમે સર્વ દેશવાસીઓ આશ્રયવાળા છીએ."[૨૧]

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે તે ગોપનાયકે સ્ત્રીઓની વચ્ચે બેઠેલા ભૂમિંજય (ઉત્તર)ને કહ્યું, ત્યારે તે અભય આપનારાં વચનો સાંભળીને અંતઃપુરમાં પોતાની વડાઇ હાંકતો કહેવા લાગ્યો.

**ઈતિ શ્રીમહા૦ વિરાટ૦ ગોહરણપર્વમાં "ઉત્તર ગોગ્રહમાં ગોપવાક્ય" એ વિષયનો અધ્યાય ૩૫ મો સમાપ્ત.**

## અધ્યાય ૩૬ મો

### ઉત્તરની બડાશો

**॥उत्तर उवाच**

**अद्याहमनुगच्छेयं दृढधन्वा गवां पदम्॥**
**यदि मे सारथिः कश्चिद्भवेदश्वेषु कोविदः॥१॥**

ઉત્તરે કહ્યું:–"જો કોઇ અશ્વવિદ્યામાં કુશળ પુરુષ મારો સારથિ થાય, તો આજે દૃઢ ધનુષધારી હું ગાયોની શોધને માટે તેની પાછળ જાઉં; પરંતુ મારૂં સારથિપણું કરે એવો પુરુષ મને જડતો નથી. હું યુદ્ધ કરવા નીકળું છું, તેથી તમે મારેમાટે યોગ્ય એવા કોઇ સારથિને ઝટ શોધી કાઢો ![૨] પૂર્વે અઠ્ઠાવીસ રાત્રિપર્યંત અથવા વાસ્તવિકરીતે એક મહિનાસુધી મહાયુદ્ધ થયું હતું, તેમાં મારો સારથિ મરણ પામ્યો છે;[૩] માટે મને જો કોઈબીજો અશ્વગતિને જાણનારો પુરુષ મળી આવે તો હું આજે ઉતાવળથી જઇને, ઉંચી કરેલી મહાધ્વજાઓવાળી અને હાથી, ઘોડા તથા રથોથી ભરપૂર એવી શત્રુની સેનામાં પ્રવેશ કરી, મારા શસ્ત્રના પ્રતાપથી નિર્વીર્ય થયેલા કૌરવોને જીતી, ગાયોને પાછી વાળી લાવું.[૫] ઇંદ્ર જેમ સંગ્રામમાં દાનવોને ત્રાસ પમાડે છે, તેમ હું પણ સંગ્રામમાં દુર્યોધનને, ભીષ્મને, સૂર્યપુત્ર કર્ણને, કૃપાચાર્યને, દ્રોણને,તેના પુત્ર અશ્વત્થામાને અને બીજા એકઠા મળેલા મહાધનુર્ધારીઓને ત્રાસ પમાડીને આ મુહૂર્તમાંજ ગાયોને પાછી લઇ આવું! રે ! કૌરવો શૂન્યપ્રદેશમાં આવીને ગાયોરૂપી ધન લઈ પાછા જાય છે; પણ હું શું કરૂં ? કેમકે તે વખતે હું ત્યાં ન હતો ![૮] પરંતુ આજે હવે તે એકઠા થએલા કૌરવો મારૂં પરાક્રમ જુએ અને માને કે, આ સાક્ષાત્ કુંતીપુત્ર અર્જુનજ આપણને પીડા કરી રહ્યો છે કે શું ?"[૯]

વૈશંપાયને કહ્યું:– રાજપુત્ર ઉત્તરનું તેવું ભાષણ સાંભળીને સર્વ વિષયમાં કુશળ એવા અર્જુને, પોતાનો ગુપ્તવાસનો સમય પૂર્ણ થયો છે એમ જાણી,પ્રસન્ન થઇને એકાંતમાં અનિંદ્ય ચરિત્રવાળી, સુંદરઅંગવાળી,સત્ય,સરળતા વગેરે ગુણોથી સંપન્ન,પતિનાં પ્રિય તથા હિતમાં તત્પર રહેનારી, અગ્નિપુત્રિ અને પાંચાલરાજતનયા પોતાની પ્રિય પત્ની દ્રૌપદીને કહ્યું કે:– "હે કલ્યાણિ ! તું મારાં વચનથી ઉત્તરને આ પ્રમાણે કહે કે:–[૧૨] 'આ બૃહન્નલા અર્જુનનો માનીતો સારથી હતો. એ શરીરે દૃઢ અને મહાયુદ્ધમાં જઇ જઇને અનુભવી થયો છે; માટે એ તમારો સારથિ થશે.' "[૧૩]

વૈશંપાયને કહ્યું:– પછી ઉત્તર સ્ત્રીઓની આગળ વારંવાર અર્જુનનું નામ લઈને પોતાની વડાઇ હાંકતો હતો, તે તેનું બોલવું પાંચાલીથી સહન થયું નહિ;[૧૪] એટલે તપસ્વિની દ્રૌપદી સ્ત્રીઓમાંથી ઉઠીને ઉત્તરની પાસે ગઇ અને લજ્જા પામતી હોય તેમ ધીરે ધીરે તેને આ પ્રમાણે કહેવા લાગી:–[૧૫]"જે આ ગજેન્દ્રના જેવો શોભનારો તથા સુંદર દેખાવવાળો તરુણ બૃહન્નલા નામથી પ્રખ્યાત થયેલો છે, તે પહેલાં અર્જુનનો સારથિ હતો.[૧૧] વળી એ મહાત્મા અર્જુનનો ધનુર્વિદ્યામાં શિષ્ય હોઇને તેની બરોબરી કરે તેવો છે. હે વીર ! પહેલાં હું પાંડવોને ત્યાં રહેતી હતી, ત્યારે મેં એને ત્યાં જોયો

હતો.[૧૭] જ્યારે અગ્નિએ ખાંડવનામના વનને બાળ્યું હતું, ત્યારે એણે અર્જુનના ઉત્તમ ઘોડાઓ હાંકયા હતા;[૧૮]અને આ સારથિ હોવાથી-જ અર્જુને ખાંડવપ્રસ્થમાં સર્વ પ્રાણીઓનો સર્વ રીતે પરાજય કર્યો હતો, માટે એના જેવો બીજો કોઇ સારથિ નથી."

ઉત્તરે કહ્યું:–" હે સૈરંધ્રિ ! તું તે તરુણ પુરુષના સંબંધમાં જે પ્રમાણે જાણીને વર્ણન કરે છે, તે પ્રમાણે જોતાં તે નપુંસક હોવો ન જોઇએ; પરંતુ હે શુભે ! હું પોતે તે બૃહન્નલાને કહી શકું નહિ કે, 'તું મારા ઘોડાઓ ચલાવનારો સારથિ થા ! '"[૨૦]

દ્રૌપદીએ કહ્યું:– "હે વીર ! જે આ સુંદર મુખવાળી કુમારી, તમારી નાની બહેન છે, તેના કહેવા પ્રમાણે બૃહન્નલા અવશ્ય કરશે.[૨૧] જો તે તમારો સારથિ થશે તો જરૂર તમે સર્વ કુરુઓને જીતીને તથા ગાયો લઇને નિ:સંશય પાછા આવશો." [૨૨]

આ પ્રમાણે સરંધ્રિએ કહ્યું એટલે ઉત્તરે પોતાની બહેનને કહ્યું કે:–"હે નિર્દોષ અંગવાળી! તું જા અને બૃહન્નલાને બોલાવી લાવ."[૨૩] આવું કહીને ભાઇએ મોકલેલી ઉત્તરા નૃત્યશાળામાં ગઇ, કે જ્યાં મહાબાહુ અર્જુન છુપા વેષથી રહેતો હતો.[૨૪]

**ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ ગોહરણપર્વમાં " બૃહન્નલાસારથ્યકથન " એ વિષયનો અધ્યાય ૩૬ મો સમાપ્ત.**

# અધ્યાય ૩૭ મો

## ઉત્તર ગાયો પાછી વાળવા નીકળ્યો.

**॥ वैशंपायन उवाच ॥**

**सा प्राद्रवत्कांचनमाल्यधारिणी ज्येष्ठेन भ्रात्रा प्रहिता यशस्विनी ॥ सुदक्षिणा वेदीविलग्नमध्या सा पद्मपत्राभनिभा शिखंडिनी ॥ १ ॥**

વૈશંપાયને કહ્યું:–વડીલ બંધુએ બૃહન્નલાને તેડી લાવવા આજ્ઞા કરી એટલે તે સુવર્ણપુષ્પની માળાને ધારણ કરનારી, યશસ્વિની, ભાઇની ઇચ્છા પ્રમાણે વર્તનારી, વેદીના જેવી પાતળી સુંદર કેડવાળી, કમળપત્રની લક્ષ્મીના જેવી કાંતિવાળી, મયુરપિચ્છના અલંકારવાળી, કૃશ દેહવાળી, શુભ અંગોવાળી, મણિચિત્રિત કટિમેખલાને ધારણ કરનારી, શોભાસંપન્ન, વાંકી પાંપણોવાળી, હાથીની સુંઢ જેવા ગોળાકાર એકબીજાને અડકી રહેલી સાથળોવાળી, ખોડખાંપણ વિનાની, સુંદર દાંતવાળી, સુંદર પુષ્પમાળા ધારણ કરનારી, સ્ત્રીઓમાં રત્નરૂપા, મનને પ્રિય લાગે તેવી, માનવંતી ઇંદ્રલક્ષ્મીના જેવી, દર્શન કરવાયોગ્ય, વિશાળ નેત્રવાળી, કીર્તિમતી, મત્સ્યરાજ વિરાટની પુત્રી ઉત્તરા, વિજળી જેમ મેઘની પાસે જાય અથવા સુંદર હાથિણી જેમ હાથીની પાસે જાય,તેમ નૃત્યશાળામાં બેઠેલા સુંદર સાથળોવાળા અને સુવર્ણના જેવી ઉજ્જવળ ત્વચાવાળા અર્જુનની પાસે જવા દોડી અને ત્યાં જઇને પ્રીતિથી અર્જુનને કંઈ કહેતી હતી એટલામાં અર્જુને તેને પૂછયું કે:–"હે સુવર્ણ પુષ્પની માળાને ધારણ કરનારી ! તું અહીં કેમ આવી છે? હે મૃગના જેવાં નેત્રવાળી કલ્યાણી! તું ઉતાવળી થયેલી કેમ લાગે છે? હે સુંદર કુમારિકા! આજે તારૂં મુખ કેમ પ્રસન્ન જણાતું નથી? તે તું મને ખરેખરૂં કહે !"[૫]

વૈશંપાયને કહ્યું:–હે રાજા! પોતાની સખીરૂપે રહેલી તે વિશાળ નેત્રવાળી રાજપુત્રીને જોઇને અર્જુને હસતાં હસતાં પૂછયું કે:–"તું અહીં શામાટે આવી છે ? " ત્યારે રાજપુત્રી ઉત્તરા તે પુરુષશ્રેષ્ઠની પાસે જઇને વિનય દર્શાવતી સખીઓનીવચ્ચે આ પ્રમાણે કહેવા લાગી:–[૭] " હે બૃહન્નલે ! કૌરવો આપણા રાજ્યની ગાયોને હરી લઇ જાય છે, તેને જીતી લાવવામાટે મારો ધનુર્ધારી ભાઇ જવાનો છે;[૮]પણ તેના રથનો સારથિ થોડા દિવસ ઉપર યુદ્ધમાં મરણ પામ્યો છે,તેથી તેના જેવો બીજો કોઇ સારથિ નથી, કે જે મારા ભાઈનું સારથિપણું કરે.[૯] હે બૃહન્નલે ! તે સારથિ મેળવવામાટે પ્રયત્ન કરતો હતો, એવામાં સૈરંધ્રિએ મારા ભાઇની આગળ તું અશ્વસંબંધી જ્ઞાનમાં કુશળ છે એમ

કહ્યું.[૧૦] પૂર્વે તું અર્જુનનો પ્રિય સારથિ હતો અને પાંડવશ્રેષ્ઠ અર્જુને તારી સહાયથી પૃથ્વીનો વિજય કર્યો હતો;[૧૧] માટે હે બૃહન્નલે ! તું મારા ભાઈનું સારી રીતે સારથિપણું કર અને તે પણ કૌરવો આપણી ગાયોને બહુ દૂર લઈ ન જાય તે પહેલાંજ કર.[૧૨] હું તને પ્રેમથી આ કામ કરવાનું કહું છું; છતાં જો આજે તું મારા કહેવા પ્રમાણે નહિ કરે,તો હું પ્રાણત્યાગ કરીશ."

આ પ્રમાણે સુંદર મુખવાળી સખી ઉત્તરાએ કહ્યું, એટલે શત્રુતાપન અર્જુન અમાપ બળવાળા રાજપુત્રની પાસે ગયો; [૧૪] અને હાથિણી જેમ પોતાના બાલપુત્રની પાછળ જાય તેમ વિશાળ નેત્રવાળી ઉત્તરા પણ મદઝરતા હાથીના જેવા ઉતાવળથી પ્રયાણ કરતા અર્જુનની પાછળ ગઈ. [૧૫] બૃહન્નલાને દૂરથીજ જોઈને રાજપુત્ર તેને કહેવા લાગ્યો કેઃ– "તું સારથિ થયો હતો તેથીજ અર્જુને ખાંડવવનમાં અગ્નિને તૃપ્ત કર્યો હતો તથા તે કુંતીપુત્ર ધનંજયે આખી પૃથ્વીનો વિજય કર્યો હતો. સૈરંધ્રીએ તારાસંબંધી આ સર્વ વાત મને કહી હતી; કારણ કે તે પાંડવોને ઓળખે છે. [૧૭] હે બૃહન્નલે ! હું કૌરવોની સાથે યુદ્ધ કરવાની ઇચ્છા રાખું છું અને મારાં ગાયોનાં ધણો પાછાં વાળવા ઇચ્છું છું; માટે તું જેમ અર્જુનનો સારથિ થયો હતો તેમ મારો સારથિ થઇને મારા ઘોડાઓને વશ રાખ.[૧૮]પૂર્વે તું અર્જુનનો પ્રિય સારથિ હતો અને તારી સહાયથી પાંડવશ્રેષ્ઠ અર્જુને પૃથ્વીનો વિજય કર્યો હતો." [૧૯]

આ પ્રમાણે ઉત્તરે કહ્યું, ત્યારે બૃહન્નલાએ રાજપુત્રને કહ્યું કેઃ–" રણભૂમિના મોખરા ઉપર સારથિપણું કરવાની શક્તિ મારામાં કયાંથી હોય ? હું તો ગાવાનું, નાચવાનું કે જૂદાં જૂદાં વાદિત્રો વગાડવાનું કામ હશે તો તે કરીશ ! હું વળી સારથિપણું કેવી રીતે કરી શકું ? તમારૂં કલ્યાણ થાઓ. " [૨૦,૨૧]

ઉત્તરે કહ્યું:–" હે બૃહન્નલા ! તું ગાયક અથવા નર્તક પછી થજે,પણ હમણાં તો તત્કાળ મારા રથપર બેસીને મારા ઉત્તમ ઘોડાઓની લગામ પકડ ! " [૨૨]

વૈશંપાયને કહ્યું:–પછી શત્રુદમન અર્જુન સઘળું જાણતો હતો છતાં તેણે ઉત્તરની આગળ ઘણાં ગાંડાં કાઢયાં. [૨૩] અર્જુને પ્રથમ તો કવચને ઉંચું ઉછાળીને પોતાના શરીરપર પહેરવા માંડયું, એટલે ત્યાં એકઠી મળેલી વિશાળ નેત્રવાળી કુમારિકાઓ તેને જોઈને હસવા લાગી. [૨૪] આ રીતે અર્જુનને કવચ પહેરતાં મુંઝાતો જોઈને ઉત્તરે પોતેજ તેને મહાકિંમતી કવચ પહેરાવ્યું; [૨૫] અને તેણે પોતે પણ સૂર્યના જેવું ઝળકતું ઉત્તમ કવચ પહેર્યું તથા સિંહધ્વજને રથ ઉપર ઉભો કર્યો અને બૃહન્નલાને સારથિની જગાએ બેસાડયો. [૨૬] પછી વીર ઉત્તર મહામૂલ્યવાન ધનુષો અને પુષ્કળ સુંદર બાણો લઇને તથા બૃહન્નલાને સારથિ કરીને ત્યાંથી રણભૂમિપર જવા નીકળ્યો. [૨૭] તે વખતે ઉત્તરાએ અને બીજી કુમારિકા સખીઓએ બૃહન્નલાને કહ્યું કેઃ–"હે બૃહન્નલે! તું સંગ્રામમાં આવેલા ભીષ્મ,દ્રોણ વગેરે કુરુઓને જીતીને અમારી ઢીંગલીઓને માટે ભાત ભાતનાં ઝીણાં અને સુંવાળાં સુંદર વસ્ત્રો લઇ આવજે ! " આ પ્રમાણે તે એકઠી મળેલી કન્યાઓ કહેવા લાગી, ત્યારે મેઘ અને દુંદુભિના જેવા શબ્દવાળો અર્જુન, હસતો હસતો તેઓને પ્રત્યુત્તર આપતો કહેવા લાગ્યોઃ–" જો આ ઉત્તર સંગ્રામમાં મહારથીઓનો પરાજય કરશે તો હું તમારેમાટે દિવ્ય તથા સુંદર વસ્ત્રો લઈ આવીશ ! " [૩૧]

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે કહ્યા પછી શૂરા અર્જુને જાત જાતની ધજા પતાકાવાળી કૌરવી સેના તરફ રથના ઘોડાઓને હાંકયા.[૩૨] મહાબાહુ ઉત્તરને બૃહન્નલાની સાથે ઉત્તમ રથમાં બેઠેલો જોઇને સ્ત્રીઓ, કન્યાઓ તથા ઉત્તમ વ્રતવાળા બ્રાહ્મણો તેની જમણી બાજુએ જઇને શુભ શુકન આપવા લાગ્યાં અને સ્ત્રીઓ બોલી કેઃ–[૩૩] " હે બૃહન્નલે ! આખલાના જેવી ચાલવાળા અર્જુનને ખાંડવદાહ વખતે પૂર્વે જે મંગલ થયું હતું, તે મંગલ આજે રણમાં કૌરવોનો ભેટો થતાં ઉત્તરની સાથે તને પ્રાપ્ત થાઓ. " [૩૪]

**અધ્યાય ૩૭ મો સમાપ્ત.**

# અધ્યાય ૩૮ મો
## કૌરવોની સેના જોઇને ઉત્તર ગભરાયો !
### ॥ वैशंपायन उवाच ॥

**स राजधान्या निर्याय वैराटिरकुतोभयः ॥
प्रयाहीत्यब्रवीत्सूतं यत्र ते कुरवो गताः ॥१॥**

વૈશંપાયને કહ્યું:– વિરાટપુત્ર ઉત્તર રાજધાનીમાંથી બહાર નીકળીને નિર્ભયપણાથી સારથિપ્રત્યે બોલ્યો કે:–“ જ્યાં તે કૌરવો ગયા હોય ત્યાં તું રથને હાંકી લઈ જા,[1] જેથી હું, તે જીતવાની ઈચ્છાથી એકઠા મળેલા સઘળા કૌરવોનો પરાજય કરીને તેઓની પાસેથી સપાટાબંધ ગાયો લઇ પાછો નગરમાં આવું.”[2] તે સાંભળીને પાંડુનંદન અર્જુને તે ઉત્તમ ઘોડાઓને વેગથી હાંકયા. પુરુષસિંહ અર્જુનના હાથથી હંકારાએલા તે કાંચનની માળાવાળા તથા વાયુના જેવા વેગવાળા ઘોડાઓ જાણે આકાશમાં ઉડતા હોય તેમ રથને લઇને દોડવા લાગ્યા.[3] પછી થોડે દૂર જતાંજ શત્રુઓને હણનારા મત્સ્યપુત્રે અને અર્જુને બળવાન કુરુઓની સેનાને દીઠી. તે બન્નેએ સ્મશાનની પાસે જઇને પેલા શમીવૃક્ષને તથા ચારે તરફ વ્યૂહરચનાથી ગોઠવાયેલા કૌરવસૈન્યને જોયું.[5] કૌરવોનું તે મહાસૈન્ય સાગરના જેવું અને આકાશમાં ગતિ કરતાં પુષ્કળ વૃક્ષોવાળા વનના જેવું શોભતું હતું.[6] હે કુરુશ્રેષ્ઠ! તે સૈન્ય ચાલતું હોવાથી પૃથ્વીપરની એટલી ધૂળ ઉડતી હતી કે તેનાથી પ્રાણીઓની આંખો કામ કરી શકતી ન હતી અને તે ધૂળ છેક આકાશસુધી પહોંચી ગઈ હતી. પછી કર્ણ, દુર્યોધન, કૃપાચાર્ય, ભીષ્મ, મહાધનુર્ધારી તથા બુદ્ધિમાન દ્રોણાચાર્ય અને અશ્વત્થામાએ રક્ષણ કરેલા તથા હાથી, ઘોડા અને રથોથી ભરપૂર એવા તે મહાસૈન્યને જોતાંજ વિરાટપુત્ર ઉત્તરનાં રુવાટાં ઉભાં થઈ ગયાં અને તે ભયવડે ઉદ્વેગ પામીને અર્જુનને કહેવા લાગ્યો.[9]

ઉત્તરે કહ્યું:–“ હું હવે કૌરવોની સાથે યુદ્ધ કરવાની ઉમેદ રાખતો નથી! રે, આ મારાં રુવે રુવાં ઉભાં થઈ ગયાં છે, તે તું જો! એ સૈન્યમાં ઘણા વીર યોદ્ધાઓ છે, એ મહાભયંકર છે, દેવો પણ એની સામે ટક્કર લઈ શકે તેમ નથી અને એ પારવિનાનું જણાય છે; માટે હું એ કુરુસૈન્યની સામે યુદ્ધ કરી શકીશ નહિ. રથ, હાથી તથા ઘોડાઓથી ગહન બનેલી, પાયદળો, ધજાઓ તથા ભયંકર ધનુર્ધારીઓથી ભરપૂર એવી એ ભારતી સેનામાં પ્રવેશ કરવાની મારી ઈચ્છા નથી. અરે ! યુદ્ધભૂમિમાં શત્રુઓને જોતાંજ મારૂં મન ગભરાઈ જાય છે![12] કૌરવી સેનામાં દ્રોણાચાર્ય, ભીષ્મ, કૃપાચાર્ય, કર્ણ, વિવિંશતિ, અશ્વત્થામા, વિકર્ણ, સોમદત્ત, બાહ્લિક અને રથીઓમાં શ્રેષ્ઠ એવો દુર્યોધન છે. એ સઘળા મહાકાંતિવાળા, મોટાં ધનુષવાળા અને યુદ્ધ કરવામાં કુશળ છે.[14] વ્યૂહરચનામાં ગોઠવાયેલા એ કૌરવી યોદ્ધાઓને જોતાંજ મારાં રુવાટાં ઉભાં થઈ જાય છે ! અને મને મૂર્છા આવી જાય છે ! ”[15]

વૈશંપાયને કહ્યું:–પછી સાધારણ પ્રકૃતિનો મંદ બુદ્ધિ ઉત્તરકુમાર, અસાધારણ પ્રકૃતિવાળા ગુપ્ત વેષધારી અર્જુનના દેખતાં તેની આગળ મૂર્ખતાને લીધે રડવા લાગ્યો કે:–[16] “અરેરે! મને શૂન્ય નગરમાં એકલો મૂકીને મારા પિતા સર્વ સેના લઈને ત્રિગર્તોની સાથે યુદ્ધ કરવા ચાલ્યા ગયા છે. મારી પાસે મુદ્દલે સૈન્ય નથી ![17] આવી સ્થિતિમાં બાળક તથા શસ્ત્રવિદ્યાના અભ્યાસવિનાનો એવો હું એકલો, અસ્ત્રવિદ્યામાં પ્રવીણ યોદ્ધાઓની સામે કેવી રીતે યુદ્ધ કરી શકીશ? માટે ઓ બૃહન્નલા ! તું પાછો ફર ! ”[18]

બૃહન્નલાએ કહ્યું:–“ હજી શત્રુઓએ રણક્ષેત્રમાં આવીને કિંચિત્ પણ પરાક્રમ કર્યું નથી તે પહેલાંજ તું કેમ આ રીતે ભયથી દીન બની ગયો છે? તું આ સ્થિતિથી તો શત્રુઓના હર્ષમાં વધારો કરે છે![19] રે! તેં પોતેજ મને કહ્યું હતું કે:–‘ તું મને કૌરવોની પાસે લઈ જા ! ’ માટે હવે તો હું તને જ્યાં આ પુષ્કળ ધજાઓ ફરકે છે ત્યાંજ લઈ જઈશ ![20] હે મહાબાહો ! ગીધ જેમ માંસના ઉપર તૂટી પડે, તેમ ગાયો મેળવવામાટે લોભથી તૂટી પડેલા અને પૃથ્વીને માટે યુદ્ધ કરનારા આ હથિયારધારી કૌરવોની વચ્ચે હું તને જરૂર લઇ જઈશ ![21] અરે ! તું સ્ત્રીઓની

આગળ અને પુરુષોની આગળ પોતાના પરાક્રમની બડાઇઓ મારીને યુદ્ધ કરવા નીકળ્યો છે અને હવે શામાટે યુદ્ધ કરવા ઇચ્છતો નથી? ૨૨ જો તું આજે ગાયો જીત્યાવિના ઘેર પાછો જઇશ તો વીરપુરુષો અને સ્ત્રીઓ એકઠાં મળીને તને હસશે! ૨૩ વળી સૈરંધ્રીએ તારી આગળ મારા સારથિપણાના કામનાં વખાણ કર્યાં છે, માટે હું પોતે પણ ગાયોને પાછી વાળ્યાવિના નગર તરફ જઈ શકીશ નહિ! ૨૪ સૈરંધ્રીનાં વખાણને લીધે તથા તારા કહેવાથી હું સર્વ કૌરવોની સાથે યુદ્ધ કેમ ન કરૂં? કરીશજ! માટે તું સ્થિર થા!"૨૫

ઉત્તરે કહ્યું:–"ઓ બૃહન્નલા! ભલે કૌરવો મત્સ્યદેશનું પુષ્કળ ધન હરી જાય! અને સ્ત્રીઓ તથા પુરુષો મારી મશ્કરી કરે! તથા મારી ગાયો પણ ભલે જતી રહે; પરંતુ મને સંગ્રામનું કંઇ કામ નથી! અત્યારે મારૂં નગર શૂન્ય છે અને તે શૂન્ય મૂકીને હું અહીં આવ્યો છું, તેથી મને મારા પિતાની બીક લાગે છે!" ૨૭

વૈશંપાયને કહ્યું:– આ પ્રમાણે કહીને, ભયભીત થયેલો કુંડળધારી ઉત્તર, માન તથા ગર્વનો ત્યાગ કરીને અને ધનુષબાણ મૂકી દઇને રથમાંથી કૂદી નગર તરફ નાસવા લાગ્યો. ૨૮

ત્યારે બૃહન્નલાએ કહ્યું:–"ક્ષત્રિયને યુદ્ધમાંથી નાસી જવું એને શૂર પુરુષોએ ધર્મ ગણ્યો નથી! તેને તો યુદ્ધમાં મરવું એજ શ્રેયસ્કર છે, પણ ભયભીત થઇનેનાસવું શ્રેયસ્કર નથી." ૨૯

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે કહીને કુંતીપુત્ર અર્જુન, ઉત્તમ રથમાંથી કૂદી પડયો અને દોડતા રાજપુત્રની પાછળ દોડયો.૩૦ જે વખતે લાંબો ચોટલો અને પહેરેલાં લાલ વસ્ત્રોને ફરકાવતો અર્જુન વેણી છૂટી મૂકીને દોડવા લાગ્યો, તે વખતે અર્જુનને ન જાણનારા સામા પક્ષના કેટલાક યોદ્ધાઓ તેવા રૂપવાળા તે સારથિને જોઇને ખડખડાટ હસવા લાગ્યા તથા તેને ઉતાવળો દોડતો જોઇને કૌરવો બોલ્યા કે:–"આ રાખમાં ભારેલા અગ્નિના જેવા વેષથી ઢંકાએલો કોણ હશે? એનું રૂપ થોડું પુરુષના જેવું છે અને થોડું સ્ત્રીના જેવું છે!૩૩ એ જણાય છે તો અર્જુનના જેવો, પણ ષંઢનું રૂપ ધારણ કરે છે! તેજ આ મસ્તક, તેજ કંઠ, તેજ આ પરિઘજેવા બાહુ અને તેના જેવીજ ચાલવાની ઢબ! માટે આ અર્જુનસિવાય બીજો કોઈ નથી!૩૪ જેમ દેવોમાં દેવેન્દ્ર તેમ મનુષ્યોમાં અર્જુન છે. અહો! આ લોકમાં અર્જુનવિના બીજો કયો એકલો પુરુષ આપણી સામે ચઢી આવે તેવો છે? હમણાં રાજા તથા સૈનિકોવિનાના વિરાટ નગરમાં વિરાટપુત્ર એકલોજ છે, તેજ આ મૂર્ખતાને લીધે યુદ્ધ કરવા નીકળી પડયો છે, પણ તેનામાં તેવું પરાક્રમ નથી.૩૬ વેષાંતરથી ગુપ્ત થઈને ફરતા અર્જુનને પોતાનો સારથિ કરીને, ઉત્તર નગરમાંથી બહાર નીકળી પડયો છે;૩૭ પરંતુ તે આપણને જોતાંજ ભયભીત થઇને નાસે છે અને ખચિત નાસતા ઉત્તરને પકડવાની ઇચ્છાથી અર્જુન તેની પાછળ દોડે છે, એમ અમે માનીએ છીએ."૩૮

વૈશંપાયને કહ્યું:–હે ભરતવંશી જનમેજય! સર્વે કૌરવો આ રીતે જૂદા જૂદા વિચાર કરવા લાગ્યા; અને કપટવેષથી ગુપ્ત રહેલા અર્જુનને જોઇને આગળ શું કરવું તે સંબંધી કંઇ નિશ્ચય કરી શકયા નહિ. આ તરફ નાસતા ઉત્તરની પાછળ દોડીને અર્જુને સો પગલાં આગળ જતાં તેનો કેશકલાપ પકડી પાડયો.૪૦ જ્યારે અર્જુને ઉત્તરને પકડી લીધો, ત્યારે તે વિરાટપુત્ર કાયરની પેઠે મોટા કરુણ સ્વરે રડવા લાગ્યો.

ઉત્તરે કહ્યું:–"હે કલ્યાણિ! હે સુંદર કટીવાળી બૃહન્નલા! તું સાંભળ અને રથને ઝટ પાછો ફેરવ; કેમકે જીવતો રહેલો પુરુષ અનેક કલ્યાણો પામે છે!૪૨ હું તને શુદ્ધ સુવર્ણની સો મહોરો આપીશ; અત્યંત તેજસ્વી એવાં સુવર્ણજડિત આઠ વૈડૂર્ય રત્નો આપીશ; અને સુવર્ણના દાંડાવાળો તથા સારા કેળવાએલા ઘોડાઓ જોડેલો રથ તેમજ મદમત્ત દશ હાથીઓ આપીશ; પણ ઓ બૃહન્નલા! તું મને છોડી દે!"૪૪

વૈશંપાયને કહ્યું:–આવાં આવાં વાકયો બોલીને વિલાપ કરતા તથા ગભરાઇ ગયેલા ઉત્તરને જોઇને, પુરુષવ્યાઘ્ર અર્જુન ખડખડાટ

હસ્યો અને તે તેને રથની પાસે લઈ આવ્યો. પછી અર્જુને ભયાતુર થયેલા તથા બેભાન બનેલા ઉત્તરને કહ્યું કેઃ–" હે શત્રુસંહારક! જો તું શત્રુઓની સાથે યુદ્ધ કરવાનો ઉત્સાહ ન ધરાવતો હોય તોપણ આવ! અને હું શત્રુઓની સાથે યુદ્ધ કરૂં તે વખતે મારા ઘોડાઓ ચલાવ![૪૬] હું મારા બાહુબળથી તારૂં રક્ષણ કરીશ; પણ તું આ વીર મહારથીઓથી રક્ષણ કરાતી, ભયંકર અને એકદમ જીતી ન શકાય તેવી રથીઓની સેના તરફ રથ ચલાવ![૪૭] હે શ્રેષ્ઠ રાજપુત્ર! હે શત્રુતાપન! તું ક્ષત્રિય છે, માટે ભય પામીશ નહિ. હે પુરુષવ્યાઘ્ર! તું શત્રુઓની વચ્ચે કેમ ગભરાઈ જાય છે?[૪૮] હું આ દુર્ધર્ષ તથા એકદમ પ્રવેશ ન કરાય તેવી રથસેનામાં પ્રવેશ કરીને કૌરવોની સાથે યુદ્ધ કરીશ અને તારી ગાયો જીતી લાવીશ![૪૯] હે નરશ્રેષ્ઠ! માત્ર તું મારો સારથિ થા, એટલે હું કૌરવોની સાથે યુદ્ધ કરીશ." હે ભરતશ્રેષ્ઠ! આ પ્રમાણે બોલતા અજિત અર્જુને તે વિરાટપુત્રની બે ઘડીસુધી આસનાવાસના કરી અને પછી ભયથી વ્યાકુળ થઇને નાસી છુટવા યત્ન કરતા તથા યુદ્ધ કરવાની ઇચ્છાવિનાના ઉત્તરને પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ એવા અર્જુને રથમાં ચઢાવ્યો!

ઇતિ૦શ્રીમહા૦વિરા૦ ગોહરણપર્વમાં "ઉત્તરગોગ્રહમાં ઉત્તરાશ્વાસન" એ વિષયનો અધ્યાય ૩૮ મો સમાપ્ત.

# અધ્યાય ૩૯ મો

## અર્જુનની પ્રશંસા

**॥ वैशंपायन उवाच ॥**

**तं दृष्ट्वा क्लीबवेषेण रथस्थं नरपुंगवम् ॥**
**शमीमभिमुखं यांतं रथमारोप्य चोत्तरम् ॥१॥**

વૈશંપાયને કહ્યું:–ઉત્તરને રથમાં બેસાડયા પછી નપુંસકવેષધારી નરશ્રેષ્ઠ અર્જુન, પોતે રથમાં બેસી શમીના વૃક્ષ તરફ જવા લાગ્યો. તેને જોઇને ભીષ્મ તથા દ્રોણ વગેરે સર્વે મહારથી કૌરવો અર્જુનના ભયથી, મનમાં ત્રાસ પામી ગયા. તેઓને નિરુત્સાહ થયેલા જોઇને તથા અદ્દભુત ઉત્પાતો જોઇને, શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા દ્રોણગુરુ કહેવા લાગ્યા કેઃ–" આ પ્રચંડ તથા કઠોર વાયુ વાય છે અને કાંકરીઓનો વરસાદ વરસાવે છે, રાખોડી જેવા રંગવાળા અંધારાથી આકાશ વીંટાઈ ગયું છે,[૪] અદ્દભુત દેખાવવાળા રૂક્ષવર્ણા મેઘો દેખાય છે, વિવિધ પ્રકારનાં શસ્ત્રો મ્યાનોમાંથી આપોઆપ નીકળી પડે છે,[૫] પ્રદીપ્ત થયેલી દિશામાં દારુણ શિયાળવીઓ રડે છે, ઘોડાઓની આંખમાંથી આંસુઓ પડે છે અને હલાવ્યાવિના પણ ધજાઓ કંપ્યા કરે છે![૬] આ પ્રકારનાં જે પુષ્કળ દુશ્ચિન્હો જણાય છે તે ઉપરથી કંઈ પણ ભય આવેલું લાગે છે; માટે તમે સઘળા સાવધાન થઇને ઉભા રહો,[૭] સેનાને વ્યૂહરચનામાં ગોઠવી દો, પોતાનું રક્ષણ કરો, યુદ્ધમાં સંહારને માટે તૈયાર થાઓ અને ગોધનનું રક્ષણ કરો.[૮] આ નપુંસકના વેષથી આવેલો મહાધનુર્ધારી તથા સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવો વીર અર્જુનજ છે, એમાં સંશય નથી.× હે ગંગાપુત્ર ભીષ્મ! લંકાપતિ રાવણના અશોકવનનો વિધ્વંસ કરનાર હનુમાન જેની ધજાપર રહેલો છે અને વૃક્ષનું નામ ( અર્જુન ) જેનું નામ છે, તે આ પર્વતશત્રુ ઈંદ્રનો પુત્ર સ્ત્રીવેષધારી કિરીટી, દુર્યોધનને જીતીને આજે તમારી ગાયો લઇ જશે, માટે દુર્યોધનનું તમે રક્ષણ કરો. આ સવ્યસાચી, શત્રુતાપન તથા મહાપરાક્રમી એવો અર્જુન, સર્વે દેવો અને દૈત્યોની સાથે પણ યુદ્ધનો પ્રસંગ પડતાં યુદ્ધ કર્યાવિના પાછો ફરે તેવો નથી.[૧૧] એ શૂરો છે, વનમાં ક્લેશ પામ્યો છે, ઇંદ્રે એને શિક્ષણ આપ્યું છે, ક્રોધાયમાન થયેલો છે અને યુદ્ધમાં ઇંદ્રના જેવો પરાક્રમી છે; તેથી હે કૌરવો! હું અહીં એની સામે યુદ્ધ કરે એવા કોઇ યોદ્ધાને જોતો નથી. સંભળાય છે કે, અર્જુને હિમાલય પર્વતપર, ભીલના વેષવડે ઢંકાએલા ભગવાન મહાદેવને પણ યુદ્ધમાં સંતુષ્ટ કર્યા છે!"[૧૩]

×આ ફૂટ શ્લોક છે. મૂળ આ પ્રમાણેઃ—
**नदीज लंकेशवनारिकेतुर्नगाह्वयो नाम नगारिसूनुः । एषोऽङ्गनावेषधरः किरीटी जित्वाऽवयं नेष्यति चाद्य गावः ॥ १०॥**

કર્ણે કહ્યું:-“ તમે સર્વદા અર્જુનના ગુણો ગાઈને અમારી નિંદા કરો છો; પરંતુ અર્જુન મારી અને દુર્યોધનની સોળમી કળાની બરોબરી પણ કરે તેવો નથી.”૧૪

દુર્યોધને કહ્યું:-“હે કર્ણ ! જો આ અર્જુનજ હશે, તો તો મારૂં કામજ થઈ જશે; કારણ કે હે રાજા ! પાંડવો ઓળખાઈ જવાથી ફરી તેઓને બાર વર્ષ વનવાસ વેઠવો પડશે; પણ જો આ કોઇ નપુંસકના વેષવાળો બીજોજ મનુષ્ય હશે, તો હું એને તીવ્ર બાણોના પ્રહારવડે પૃથ્વીપર પાડી દઇશ.” ૧૬

વૈશંપાયને કહ્યું:-હે શત્રુતાપન રાજા ! ધૃતરાષ્ટ્રનો પુત્ર દુર્યોધન એ પ્રમાણે બોલ્યો તે વખતે ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય તથા અશ્વત્થામાએ તેના પરાક્રમનાં વખાણ કર્યાં. ૧૭

**ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ ગોહરણ પર્વમાં “ ઉત્તરગોગ્રહમાં અર્જુનપ્રશંસા ” એ વિષયનો અધ્યાય ૩૯ મો સમાપ્ત.**

## અધ્યાય ૪૦ મો

### અર્જુને ઉત્તરને શમીવૃક્ષ ઉપરથી અસ્ત્રો ઉતારવા કહ્યું.

**॥ वैशंपायन उवाच ॥**

**तां शमीमुपसंगम्य पार्थो वैराटिमब्रवीत् ॥
सुकुमारं समाज्ञाय संग्रामे नातिकोविदम् ॥१**

વૈશંપાયને કહ્યું:- અર્જુને તે શમીની પાસે જઈને વિરાટપુત્ર ઉત્તરને સુકોમળ તથા સંગ્રામના સંબંધમાં અલ્પ જ્ઞાનવાળો જાણીને કહ્યું:-૧ “હે ઉત્તર ! તું મારા કહેવાથી આ ઝાડ ઉપરથી તત્કાળ ધનુષો નીચે ઉતાર; કારણ કે આ તારાં ધનુષો મારા બળને સહન કરી શકશે નહિ; મારા મોટા ભારને પણ વહન કરી શકશે નહિ, હાથીનો પણ નાશ કરી શકશે નહિ અને આ સંગ્રામમાં શત્રુનો પરાજય કરવા માંડતાં મારા હાથના ઝપાટાને પણ સહન કરી શકશે નહિ; માટે હે ભૂમિંજય ! તું આ પુષ્કળ પાંદડાંવાળા શમી વૃક્ષપર ચઢી જા. ૩ તે ઉપર પાંડુના પુત્ર યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, નકુળ અને સહદેવનાં ધનુષો મૂકેલાં છે.૪ વળી તે શૂરાઓનાં બાણો, ધજાઓ તથા દિવ્ય કવચો પણ આ ઝાડપરજ મૂકેલાં છે; તેમજ મોટા પરાક્રમવાળું, એકલુંજ એકલાખ ધનુષની બરોબરી કરે તેવું, દેશની વૃદ્ધિ કરનારૂં, અતિશય તાણને પણ સહન કરનારૂં, તાડના જેટલું લાંબુ, સર્વ આયુધો કરતાં અધિક પ્રમાણવાળું, શત્રુઓને પીડા કરનારૂં, સુવર્ણની કારીગરીવાળું, સુંવાળું, લાંબું, છિદ્રવિનાનું, મોટા ભારને સહન કરનારૂં, દારુણ કર્મ કરનારૂં અને સુંદર દેખાવવાળું અર્જુનનું ગાંડિવ ધનુષ પણ આ ઝાડ ઉપરજ મૂકેલું છે. તે પ્રમાણે યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, નકુળ અને સહદેવનાં ધનુષો પણ તેવાજ બળવાળાં અને મજબૂત છે.”૮

**ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ ગોહરણપર્વમાં “ઉત્તરગોગ્રહમાં અર્જુનાસ્ત્રકથન ” એ વિષયનો અધ્યાય ૪૦ મો સમાપ્ત.**

## અધ્યાય ૪૧ મો

### ઉત્તરે અસ્ત્રો ઉતાર્યાં.

**॥ उत्तर उवाच ॥**

**अस्मिन् वृक्षे किलोद्बद्धं शरीरमिति नःश्रुतम्॥
तदहं राजपुत्रः सन्स्पृशेयं पाणिना कथम् ॥**

ઉત્તરે કહ્યું:-“વૃક્ષપર મનુષ્યનું શબ બાંધ્યું છે એવું મારા સાંભળવામાં આવ્યું છે, તો હું રાજપુત્ર થઇને મારા હાથથી તે શબનો કેમ સ્પર્શ કરૂં ?૧ હું ક્ષત્રિયકુળમાં જન્મ્યો છું, મોટો રાજપુત્ર છું અને મંત્ર તથા યજ્ઞને જાણું છું; માટે મારે એવી વસ્તુનો સ્પર્શ કરવો યોગ્ય નથી.૨ હે બૃહન્નલે ! તે શબનો સ્પર્શ કરવાથી હું શબને ઉપાડનારાના જેવો અપવિત્ર થઇશ, તો પછી તું મારી સાથે સ્પર્શાદિક વ્યવહાર કેવી રીતે કરીશ?” ૩

બૃહન્નલાએ કહ્યું:-“હે રાજેંદ્ર ! તું વ્યવહાર કરવાયોગ્ય અને પવિત્રજ રહીશ ! તું ડર નહિ; કારણકે એ શબ બાંધેલું નથી, પણ એ તો ધનુષો છે.૪ હે રાજપુત્ર ! તું મત્સ્યરાજનો પુત્ર છે અને મનસ્વી ક્ષત્રિયોના કુળમાં જન્મ્યો છે, તો પછી

હું તારી પાસે નિંદિત કર્મ કેમ કરાવું ?"[૫]

વૈશંપાયને કહ્યું:-આ પ્રમાણે અર્જુને કહ્યું, એટલે પરતંત્ર થયેલો કુંડળધારી ઉત્તર રથમાંથી કૂદી પડયો અને શમીવૃક્ષપર ચઢી ગયો.[૬] પછી શત્રુહંતા અર્જુને રથમાંજ ઉભા રહીને ઉત્તરને કહ્યું કે:-"તું વૃક્ષની ટોચ ઉપરથી આ ધનુષો નીચે ઉતાર, વિલંબ કરીશ નહિ[૭] અને એના ઉપર વીંટાળેલાં પાંદડાંઓને પણ ઝટ કાઢી નાખ!" પછી ઉત્તરે પ્રૌઢ વક્ષસ્થળવાળા પાંડવોનાં મહામૂલ્યવાળાં તે ધનુષો ઝાડપરથી નીચે ઉતાર્યાં અને તેઓને વીંટાળેલાં પાંદડાંઓ કાઢી નાખીને અર્જુનની પાસે આણી મૂકયાં.[૮] પછી તે ધનુષોનાં સર્વ તરફનાં બંધનો છોડીને ઉત્તરે બીજાં ચાર ધનુષોની સાથે ગાંડિવ ધનુષને જોયું.[૯] સૂર્યના જેવી કાંતિવાળાં તે ધનુષો જ્યારે છોડવા માંડયાં, ત્યારે તેમાંથી ગ્રહોનો ઉદય થતાં જેમ કાંતિ પ્રસરે તેમ દિવ્ય કાંતિ પ્રસરવા લાગી;[૧૦] અને ઉત્તર, ફુંફાડો મારતા સર્પોના જેવાં તે ધનુષોનાં રૂપ જોઇને એક ક્ષણમાંજ રોમાંચિત તથા ભયવડે ઉદ્વિગ્ન થઈ ગયો.[૧૧] હે રાજા! પછી દેદીપ્યમાન તથા પ્રચંડ એવાં તે ધનુષોનો સ્પર્શ કરીને વિરાટપુત્ર ઉત્તરે અર્જુનને આમ પૂછયું.

**ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ ગોહરણપર્વમાં "ઉત્તર ગોગ્રહમાં અસ્ત્રારોપણ" એ વિષયનો અધ્યાય ૪૧ મો સમાપ્ત.**

---

# અધ્યાય ૪૨ મો

## ઉત્તરના પ્રશ્નો

**॥ उत्तर उवाच ॥**

**बिंदवो जातरूपस्य शतं यस्मिन्निपातिताः ॥**
**सहस्रकोटि सौवर्णाः कस्यैतद्धनुरुत्तमम् ॥**

ઉત્તરે પૂછયું:-"જેના ઉપર સુવર્ણની સો ફુલડીઓ જડેલી છે અને જેના બન્ને છેડાઓ દેદીપ્યમાન છે તે આ ઉત્તમ ધનુષ કયા પુરુષનું છે ?[૧] જેની પીઠ ઉપર સોનાના ચળકતા હાથીઓ કાઢેલા છે, જેનાં પાસાંઓ સુંદર છે અને જે સારી રીતે ગ્રહણ કરાય એવું છે, તે આ ઉત્તમ ધનુષ કોનું છે ?[૨] જેની પીઠપર શુદ્ધ સુવર્ણના લાલ, પીળા તથા ચળકતા રંગના ઇંદ્રગોપ નામના કીડાઓનાં ચિત્રો શોભે છે, તે આ ઉત્તમ ધનુષ કોનું છે ?[૩] જેના ઉપર તેજવડે ઝળકતા સુવર્ણના ત્રણ સૂર્યો દીપી નીકળ્યા છે, તે આ ઉત્તમ ધનુષ કોનું છે ?[૪] અને જેનાપર સુવર્ણાલંકૃત મીનાકારીનાં તીડો કાઢેલાં છે તથા સુંદર મણિનાં ચિત્રો કાઢેલાં છે, તે આ ઉત્તમ ધનુષ કોનું છે ?[૫] પીછાંવાળાં, ચોતરફથી ઝળકતાં અણિયાંવાળાં અને સુવર્ણના ભાથામાં રહેલાં આ હજારો નારાચ બાણો કોનાં છે ?[૬] આ ગીધનાં પીછાંવાળાં, પથ્થરપર ઘસીને સજ્જ કરેલાં હળદરના જેવા રંગવાળાં, સુંદર મુખવાળાં, પાણી પાએલાં અને તદ્દન લોઢાનાં બનાવેલાં વિપાઠ જાતનાં બાણો કોનાં છે ?[૭] તેમજ જેનાપર પાંચ વાઘનાં ચિત્રો છે અને જેમાં વરાહના કાનના જેવાં દશ બાણો રહેલાં છે, તે આ શ્યામ રંગનો ભાથો કોનો છે ?[૮] તે પ્રમાણે પહોળાં, લાંબાં અને રુધિરનું પાન કરનારાં આ અર્ધચંદ્રાકાર સાતસો નારાચ બાણો કોનાં છે ?[૯] વળી જેનાં પૂર્વાર્ધો પોપટના પીછાં જેવાં છે અને ઉત્તરાર્ધો લોઢાનાં છે, તે આ પાણી પાએલાં, સોનેરી પીછાંવાળાં તથા શિલાપર ઘસીને સજ્જ કરેલાં બાણો કોનાં છે?[૧૦] આ મોટા ભારને સહન કરનારી, દિવ્ય શત્રુઓને ભય આપનારી દેડકીના મુખ જેવા મુખવાળી અને પીઠ ઉપર દેડકીના ચિત્રવાળી લાંબી તરવાર કોની છે? વળી ચિત્રવિચિત્ર વ્યાઘ્રચર્મના મ્યાનમાં ખોસેલી, સુવર્ણજડિત મૂઠવાળી, સુંદર અણીવાળી અને ઘુઘરીઓવાળી આ મોટી તરવાર કોની છે ? તેમજ સુવર્ણની મૂઠવાળી, અત્યંત તેજદાર, નિર્મળ તથા ગોચર્મના મ્યાનમાં રાખેલી આ દિવ્ય તરવાર કોની છે ?[૧૩] આ સુવર્ણની મૂઠવાળી, કોઇથી ગાંજી જાય નહિ તેવી, નિષધ દેશમાં બનાવેલી, ભારને સહન કરનારી, સુવર્ણથી શણગારેલી અને બકરાના ચામડાના મ્યાનમાં રાખેલી તરવાર કોની છે ?[૧૪] વળી યોગ્ય પ્રમાણ તથા આકારવાળી, આકાશના જેવા તેજસ્વી શ્યામ રંગની, અગ્નિસમાન કાંતિવાળા તપાવેલા સુવર્ણની, મ્યાનમાં રહેલી, વજનદાર, પાણીદાર, શત્રુઓનાં હથિયારોથી ખંડિત ન થએલી, સુવર્ણની ટીપ-

ડીઓવાળી, ઝેરી સર્પના જેવા સ્પર્શવાળી, શત્રુની કાયાને ભેદી નાખનારી, પુષ્કળ મારાને પણ સહન કરનારી અને શત્રુઓને કંપાવી નાખનારી આ શ્યામ દિવ્ય તરવાર કોની છે ?[૧૭] હે બૃહન્નલે ! મેં તને જે આ પ્રશ્નો કર્યા, તેના તું ખરેખરા ઉત્તરો આપ ! આ સર્વ મોટાં આયુધો જોઈને મને બહુ વિસ્મય ઉત્પન્ન થયું છે."[૧૮]

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ ગોહરણપર્વમાં "ઉત્તરવાક્ય" એ વિષયનો અધ્યાય ૪૨ મો સમાપ્ત.

## અધ્યાય ૪૩ મો

### અર્જુનના ઉત્તરો

॥ बृहन्नलोवाच ॥

यन्मां पूर्वमिहापृच्छः शत्रुसेनापहारिणम् ॥
गांडीवमेतत्पार्थस्य लोकेषु विदितं धनुः॥१॥

બૃહન્નલાએ કહ્યું:-"હે ઉત્તર! તેં મને પ્રથમ જે ધનુષને માટે પૂછયું તે શત્રુસેનાને સંહારનારૂં અને ત્રણ લોકમાં પ્રસિદ્ધ એવું અર્જુનનું ગાંડિવ ધનુષ છે, એ ધનુષ સર્વ આયુધોમાં શ્રેષ્ઠ છે, સુવર્ણથી સુશોભિત છે, એક લાખ ધનુષની બરોબરી કરે તેવું છે અને દેશની વૃદ્ધિ કરનારૂં છે. એ ગાંડિવ ધનુષ અર્જુનનું મુખ્ય આયુધ છે અને એ ધનુષથીજ અર્જુન યુદ્ધમાં દેવોનો તથા મનુષ્યોનો પરાજય કરે છે.[૩] એ ધનુષ વિવિધ પ્રકારના રંગોથી ચિતરેલું, સુંવાળું, લાંબું તથા છિદ્રવિનાનું છે; અને દેવ, દાનવ તથા ગંધર્વોએ એની ઘણા સમયસુધી પૂજા કરી છે.[૪] પૂર્વે બ્રહ્માએ એક હજાર વર્ષસુધી એ ધનુષને ધારણ કર્યું હતું; પછી પ્રજાપતિએ પાંચસોને ત્રણ વર્ષસુધી ધારણ કર્યું હતું; તે પછી ઇંદ્રે પંચ્યાશી વર્ષસુધી ધારણ કર્યું હતું; સોમ રાજાએ પાંચસો વર્ષ ધારણ કર્યું હતું; વરુણે સો વર્ષસુધી ધારણ કર્યું હતું અને તે પછી અર્જુને પાંસઠ× વર્ષ ધારણ કર્યું છે.[૬] તેજ આ મહાવીર્યવાળું તથા મહાદિવ્ય ઉત્તમ ધનુષ છે એ સુંદર દેખાવવાળું ધનુષ વરુણની પાસેથી અર્જુનને પ્રાપ્ત થયું છે.[૭] આ બીજું ધનુષ ભીમસેનનું છે. એ દેવ તથા મનુષ્યોમાં પૂજાયલું છે, પ્રચંડ છે, સુંદર પીઠવાળું છે અને સુવર્ણથી મધ્યમાં મઢેલું છે. શત્રુતાપન ભીમસેને એ ધનુષવડે આખી પૂર્વ દિશાનો વિજય કર્યો હતો.[૮] હે વિરાટપુત્ર! જે આ ઇંદ્રગોપના ચિત્રવાળું અને સુંદર દેખાવવાળું ઉત્તમ ધનુષ છે તે યુધિષ્ઠિર રાજાનું છે.[૯] જેના ઉપર તેજવડે પ્રજ્વલિત થતા પ્રકાશયુક્ત સુવર્ણના સૂર્યો પ્રકાશે છે, તે આ નકુલનું ધનુષ છે;[૧૦] અને જેના ઉપર સુવર્ણજડિત મીનાકારીવડે તીડો ચિતરેલાં છે, તે માદ્રીના પુત્ર સહદેવનું ધનુષ છે.[૧૧] હે વિરાટપુત્ર! જે આ તીક્ષ્ણ ધારવાળાં, પીછાંવાળાં, સર્પના જેવાં લાંબાં અને વિષના જેવાં તીવ્ર હજારો બાણો છે, તે અર્જુનનાં છે.[૧૨] વીર અર્જુન, તેજવડે પ્રકાશત

× અર્જુને પાંસઠ વર્ષ ગાંડીવ ધનુષ ધારણ કર્યું, એમાં વર્ષ શબ્દનો વૃષ્ટિ એવો અર્થ થાય છે; અને તે વૃષ્ટિ એક સંવત્સરમાં બે થાય છે. તેમાં એક દૃષ્ટિથી શરદૃઋતુમાં ડાંગર પાકે છે ; તેનાથી વ્રીહ્યાગ્રયણ નામની ઇષ્ટિ કરવામાં આ[વે] છે; અને બીજી વૃષ્ટિથી વસંતઋતુમાં જવ પાં[કે] છે ને તેનાથી યવાગ્રયણ નામની ઇષ્ટિ કરવામ[ાં] આવે છે. આશ્વલાયને પણ આ આગ્રયણોને માટે શ્રુતિ કહી છે. આ પ્રમાણે કર્કાયનથી એ[ક] વર્ષ અને મકરાયનથી બીજું વર્ષ થાય છે તથા એ રીતે સાડી બત્રીસ સંવત્સરમાં પાંસઠ વ[ર્ષ] થાય છે; અને એવો અર્થ કરવાથીજ અર્જુને પાં[ં]સઠ વર્ષ ગાંડીવ ધારણ કર્યું, એ કહેવું સાબીત થાય છે. વળી મેદિની કોશમાં અને અમર કોશમ[ાં] પણ વર્ષ શબ્દનો વૃષ્ટિ એવો અર્થ કરેલો છે કેટલાએક પ્રાચીન ટીકાકારો અતીત અને આગામી કાલને એકઠો કરીને અર્જુને એકંદર પાંસ[ઠ] વર્ષસુધી ગાંડીવ ધારણ કર્યું, એમ વર્ણવે છે; પ[ણ] તે વિચાર કરતાં અસંગત લાગે છે, માટે અમ[ે] તો પાંસઠ વર્ષ એટલે સાડી બત્રીસ સંવત્સર લેવ[ાં] એ ઠીક લાગે છે. તે સાડી બત્રીસ સંવત્સરમાં તે[ર] વર્ષ વનવાસનાં, બાર વર્ષ બ્રાહ્મણના કાર્યને માં[ટે] યુધિષ્ઠિર અને દ્રૌપદી બેઠાં હતાં ત્યાં જવાથી અ[ર]જુનને વેઠવા પડેલા વનવાસનાં; એ રીતે પચી[સ] અને બાકીનાં સાડાસાત તે દિગ્વિજય, રાજસૂ[ય] રાજ્ય વગેરેમાં વીતી ગયેલાં કલ્પી લેવાં. नीलकंठ

એ શીઘ્રગામી બાણોને જ્યારે સંગ્રામમાં શત્રુઓના ઉપર ફેંકવા માંડે છે, ત્યારે એ બાણોનો કદાપિ ક્ષય થતો નથી. જે આ વિશાળ, લાંબાં, તીવ્ર અર્ધચંદ્રાકાર અને શત્રુઓનો ક્ષય કરનારાં બાણો છે તે ભીમસેનનાં છે.જે આ હળદરના જેવા રંગવાળાં,સુવર્ણનાં પિછાંવાળાં તથા શિલાપર સજેલાં એવાં બાણોવાળો અને પાંચ વાઘનાં ચિત્રોવાળો ભાથો છે,તે નકુલનો છે. જે બાણોના ભાથાવડે યુદ્ધમાં બુદ્ધિમાન નકુલે સમગ્ર પશ્ચિમ દિશાનો વિજય કર્યો હતો, તેજ આ ભાથો છે.[૧૬] જે આ સર્વ શત્રુસમૂહનો નાશ કરનારાં સૂર્યના જેવાં ઝળહળતાં અને અદ્ભુત કામ કરનારાં બાણો છે, તે બુદ્ધિમાન સહદેવનાં છે;[૧૭] અને જે આ તીક્ષ્ણ ધારવાળાં, પાણીદાર, વિશાળ, સુવર્ણનાં લાંબાં પિછાંવાળાં અને ત્રણ અગ્રવાળાં મહાબાણો છે, તે યુધિષ્ઠિર રાજાનાં છે.[૧૮] જે આ લાંબી, દેડકીના મુખ જેવા મુખવાળી, પીઠપર દેડકીના ચિત્રવાળી, સંગ્રામમાં પુષ્કળ મારો સહન કરનારી અને દૃઢ એવી તરવાર છે, તે અર્જુનની છે.[૧૯] આ વ્યાઘ્રચર્મના મ્યાનમાં રહેલી, પુષ્કળ ભાર સહન કરનારી, દિવ્ય અને શત્રુઓને ભય કરનારી મોટી તરવાર, ભીમસેનની છે.[૨૦] આ ઉત્તમ ધારવાળી, વિચિત્ર મ્યાનમાં ખોસેલી, સોનાની મૂઠવાળી અત્યુત્તમ તરવાર કુરુવંશી બુદ્ધિમાન ધર્મરાજાની છે. જે આ બકરાના ચામડાના મ્યાનમાં રાખેલી, મોટા ભારને સહન કરે તેવી, મજબૂત અને વિચિત્ર યુદ્ધમાં ઉપયોગી તરવાર છે, તે નકુલની છે;[૨૨] અને જે આ ગોચર્મના મ્યાનમાં રાખેલી, સર્વ ભારને સહન કરે તેવી દૃઢ તથા વિશાળ તરવાર છે, તે સહદેવની છે, એમ તું જાણ."[૨૩]

**ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ ગોહરણપર્વમાં ઉત્તરગોગ્રહમાં "આયુધવર્ણન" એ વિષયનો અધ્યાય ૪૩ મો સમાપ્ત.**

---

# અધ્યાય ૪૪ મો

## અર્જુનનો પરિચય

॥ उत्तर उवाच ॥

**सुवर्णविकृतानीमान्यायुधानि महात्मनः ॥**
**रुचिराणि प्रकाशंते पार्थानामाशुकारिणाम् ॥**

ઉત્તરે કહ્યું:—"આ સુવર્ણની કારીગરીવાળાં સુંદર આયુધો, શીઘ્ર કર્મ કરનારા મહાત્મા પૃથાપુત્રોનાં પ્રકાશી રહ્યાં છે;[૧] પરંતુ તે પૃથાપુત્ર અર્જુન, કુરુવંશી યુધિષ્ઠિર, નકુલ, સહદેવ અને પાંડુપુત્ર ભીમસેન, એ સર્વે ક્યાં છે?[૨] સર્વ શત્રુઓનો વિનાશ કરનારા તે સર્વે મહાત્માઓ દ્યૂતમાં રાજ્યનો ત્યાગ કર્યાપછી કોઈરીતે સાંભળવામાં આવતા નથી;[૩] તેમજ સ્ત્રીરત્નતરીકે પ્રખ્યાત થએલી દ્રુપદપુત્રી પાંચાલી, કે જે દ્યૂતમાં હારેલા પાંડવોની પાછળજ વનમાં ગઈ છે, તે પણ ક્યાં છે?"[૪]

અર્જુને કહ્યું:—"હે ઉત્તર! હું પૃથાપુત્ર અર્જુન છું, તારા પિતાના જે સભાસદ છે તે યુધિષ્ઠિર છે, તારા પિતાની રસોઈ કરનારો બલ્લવ તે ભીમસેન છે,[૫] અશ્વશિક્ષક છે તે નકુલ છે, ગોરક્ષક છે તે સહદેવ છે અને જેને માટે કીચકોનો નાશ થયો, તે સૈરંધ્રી દ્રૌપદી છે, એમ તું જાણ."[૬]

ઉત્તરે કહ્યું:—"મેં પૂર્વે અર્જુનનાં દશ નામો સાંભળ્યાં છે, તે જો તું મારી આગળ કહે તો હું તારૂં કહેવું સઘળું સત્ય માનું."[૭]

અર્જુને કહ્યું:—"હે વિરાટપુત્ર! તેં મારાં જે દશ નામો પૂર્વે સાંભળ્યાં છે, તે હું તને ઘણી ખુશીથી કહું છું, તું તે સાંભળ![૮] હું જે કહું તે તારે સાવધાન થઈને તથા મનને એકાગ્ર રાખીને સાંભળવું. મારાં અર્જુન, ફાલ્ગુન, જિષ્ણુ, કિરીટી, શ્વેતવાહન, બીભત્સુ, વિજય, કૃષ્ણ, સવ્યસાચી અને ધનંજય એવાં દશ નામો છે."[૯]

ઉત્તરે કહ્યું:—"તમે શાથી વિજય નામ ધરાવો છો? શાથી શ્વેતવાહન નામ ધરાવો છો? શાથી કિરીટી નામ ધરાવો છો? શાથી સવ્યસાચી નામ ધરાવો છો? અને અર્જુન, ફાલ્ગુન, જિષ્ણુ, કૃષ્ણ, બીભત્સુ તથા ધનંજય એવાં નામો

શા હેતુથી ધરાવો છો? તે મને યથાર્થરીતે કહો. મેં તે વીરનાં નામ પડવાના હેતુમાત્ર સાંભળ્યા છે, માટે તમે જો તે સર્વ હેતુઓ મને કહો તો હું તમારૂં સઘળું કહેલું ખરૂં માનું."[૧૨]

અર્જુને કહ્યું:–"હું સર્વ દેશોને જીતી કેવળ દ્રવ્ય લાવીને તે ધનની વચ્ચે ઉભો રહું છું, તેથી લોકો મને ધનંજય કહે છે.[૧૩] હું સંગ્રામમાં જાઉં છું ત્યાં યુદ્ધદુર્મદ શત્રુઓને જીત્યાવિના પાછો વળતો નથી તેથી લોકો મારૂં નામ વિજય જાણે છે.[૧૪] હું સંગ્રામમાં યુદ્ધ કરૂં છું ત્યારે મારા રથને કવચવાળા શ્વેત રંગના ઘોડાઓ જોડવામાં આવે છે, તેથી હું શ્વેતવાહન કહેવાઉં છું.[૧૫] હું હિમાચળ પર્વત ઉપર, દિવસે ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમાં જન્મ્યો છું, તેથી લોકો મને ફાલ્ગુન નામથી ઓળખે છે.[૧૬] પૂર્વે હું મોટા દાનવોની સાથે યુદ્ધ કરતો હતો તે વખતે ઇંદ્રે મારા મસ્તક ઉપર સૂર્યના જેવો ચળકતો કિરીટ પહેરાવ્યો હતો, તેથી લોકો મને કિરીટી કહે છે.[૧૭] હું યુદ્ધ કરતો હોઉં તે વખતે કદાપિ બીભત્સ (નિંદ્ય) કામ કરતો નથી, તેથી દેવોમાં તથા મનુષ્યોમાં હું બીભત્સુ નામથી પ્રખ્યાત થયો છું.[૧૮] મારા બન્ને હાથ ગાંડિવ ખેંચવામાં કુશળ છે, તેથી દેવો તથા મનુષ્યો મને સવ્યસાચી નામથી ઓળખે છે. સમુદ્રસુધીની પૃથ્વીમાં મારા જેવો વર્ણ દુર્લભ છે, હું સમભાવવાળો છું અને શુદ્ધ કર્મ કરૂં છું, તેથી લોકો મને અર્જુન નામથી જાણે છે.[૨૦] હું દુર્લભ, અસહ્ય, શત્રુઓને દમનારો અને ઇંદ્રપુત્ર છું, તેથી દેવોમાં તથા મનુષ્યોમાં જિષ્ણુ નામથી પ્રખ્યાત થયો છું;[૨૧] અને મારૂં દશમું નામ કૃષ્ણ છે, કારણકે હું બાળપણમાં ઉજ્જવળ કૃષ્ણ વર્ણનો હોવાથી અથવા ચિત્તાકર્ષક હોવાથી પિતાએ પ્રીતિને લીધે મારૂં નામ કૃષ્ણ પાડ્યું છે."[૨૨]

વૈશંપાયને કહ્યું:–તે સાંભળીને ઉત્તરે અર્જુનની પાસે જઇ તેને પ્રણામ કર્યા અને કહ્યું કે:– "મારૂં નામ ભૂમિંજયછે અને બીજું નામ ઉત્તર છે.[૩] હે પાર્થ! આજે હું તમને જોઉં છું તે મારૂં સુભાગ્ય છે! હે ધનંજય! હે લોહિતાક્ષ! હે મહાબાહો! તમે ભલે પધાર્યા. હે ગજેંદ્રની સુંઢના જેવા બાહુવાળા! મેં અજાણપણાથી જે કંઇ તમને કહ્યું હોય, તેની તમે ક્ષમા આપવા યોગ્ય છો. તમે પૂર્વે ઘણાં કઠિન અને અદ્ભુત કામો કર્યાં છે, તેથી હવે મારા મનમાંથી ભય જતો રહ્યો છે અને તમારાપર પરમ પ્રીતિ ઉત્પન્ન થાય છે."[૨૫]

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ ગોહરણપર્વમાં "ઉત્તરગોગ્રહમાં અર્જુનપરિચય" એ વિષયનો અધ્યાય ૪૪ મો સમાપ્ત.

## અધ્યાય ૪૫ મો

### ઉત્તર અને અર્જુનનો સંવાદ

॥ उत्तर उवाच ॥

आस्थाय रुचिरं वीर रथं सारथिना मया ॥
कतमं यास्यसेऽनीकमुक्तो यास्याम्यहं त्वया ॥

ઉત્તરે કહ્યું:–"હે વીર! આ ઉત્તમ રથમાં બેસીને તમે કયી સેનામાં જવાની ઇચ્છા રાખો છો? તે મને સારથિને કહો, એટલે હું તમારા કહેવા પ્રમાણે રથને લઇ જઇશ."[૧]

અર્જુને કહ્યું:–"હે પુરુષવ્યાઘ્ર! હું તારાપર પ્રસન્ન થયો છું, હવે તને ભય નથી. હે રણવિશારદ! હું તારા શત્રુઓને રણમાં નસાડી દઇશ.[૨] હે મહાબાહો! તું સ્વસ્થ થા અને આ યુદ્ધમાં યુદ્ધ કરતી વખતે હું મહાન ભયંકર કર્મ કરૂં તે જો![૩] તું આ સઘળા ભાથાઓને મારા રથમાં જલદી બાંધી દે અને સુવર્ણજડિત એક તરવાર સાથે લઇ લે."[૪]

વૈશંપાયને કહ્યું:–પછી અર્જુનનું વચન સાંભળીને ઉતાવળો થયેલો ઉત્તર તે વખતે બીજાનાં આયુધો શમીવૃક્ષ પર મૂકી, અર્જુનનાં આયુધો લઇને તત્કાળ નીચે ઉતર્યો.[૫] ત્યાર પછી અર્જુન બોલ્યો:–"હું કૌરવોની સાથે યુદ્ધ કરીશ અને તારી ગાયોને સપાટાબંધ જીતી આપીશ.[૬] આ રથ ઉપરનું સ્થાન કે જ્યાં સારથિ બેસે છે, તેનું હું રક્ષણ કરીશ, એટલે તે તારૂં નગરની પેઠે રક્ષક થઇ પડશે. આ રથમાં મજબૂતીથી ગોઠવેલાં પૈડાં, આંક, ધ્વજ, ઝુંસરી વગેરે જે અંગો છે તે નગરના માર્ગોની બાજુના વિશાળ પ્રદેશને ઠેકાણે છે; મારા બાહુ એ નગરના કિલ્લાના દરવાજાને ઠેકાણે છે; જેમ રથીઓ, હાથીપર

સ્વારી કરનારાઓ અને ઘોડેસ્વારો એ ત્રણ પ્રકારના સૈન્યોની પાસે રહેલાં આયુધોથી નગરમાં બીજાનો પ્રવેશ થવો કઠિન થઈ પડે છે, તેમજ આ રથ પણ ત્રણ દાંડાઓથી અને ભાથાઓથી દુષ્પ્રવેશ્ય છે; નગર જેમ અનેક ધજાઓથી ભરપૂર છે, તેમ આ રથ પણ અનન્ય એવા વાનરધ્વજથી ભરેલો દેખાય છે; નગરમાં ગોળા ફેંકનારી તોપ હોય છે તેને ઠેકાણે આ રથમાં ધનુષની પ્રત્યંચા એજ તોપ છે; વળી રથમાં ક્રોધ એજ કર્મ છે અને રથનાં પૈડાંનો ઘડઘડાટ એજ દુંદુભિ છે. હે વૈરાટ ! ગાંડિવ ધનુષને ધારણ કરનારો હું જ્યાં આ રથમાં બેઠો એટલે શત્રુસેના રથનો પરાભવ કરી શકશે નહિ, માટે તારો ભય દૂર થાઓ."૯

ઉત્તરે કહ્યું:–" હવે હું આ શત્રુઓથી ડરતો નથી, કારણ કે તમે યુદ્ધમાં અડગ રહેનારા છો અને સંગ્રામમાં શ્રીકૃષ્ણની અથવા સાક્ષાત્ ઈંદ્રની બરોબરી કરો એવા છો તે હું જાણું છું; પરંતુ એક વાતનો વિચાર કરતાં કેવળ હું મુંઝવાઈ જાઉં છું અને તેનો હું મૂર્ખ કોઈ રીતે નિશ્ચય કરી શકતો નથી. ૧૧ તમે આ શસ્ત્રાસ્ત્રમાં નિપુણતા વગેરે યુદ્ધાંગોથી, સ્વરૂપથી તથા લક્ષણોથી સંપન્ન જણાઓ છો; છતાં તમારામાં આ નપુંસકપણું કયાં કર્મફળથી પ્રાપ્ત થયું છે ? ૧૨ હું તો નપુંસકના વેષમાં ફરતા ગંધર્વરાજના જેવા તમને સાક્ષાત્ શૂલધારી શંકર અથવા ઇંદ્રદેવ માનું છું."૧૩

અર્જુને કહ્યું:–"હું મોટાભાઇની આજ્ઞાથી આ એક વર્ષપર્યંતનું ક્લીબવ્રત પાળું છું, એ હું તને સત્ય કહું છું. ૧૪ હે મહાબાહો ! હું ખરેખરો ક્લીબ નથી; પરંતુ હું ધર્મનિષ્ઠ અને પરતંત્ર છું, તેથી આ સ્થિતિમાં રહું છું; પણ હે રાજપુત્ર ! હવે મારૂં વ્રત સમાપ્ત થયું છે અને હું હવે આપત્તિથી મુક્ત થયો છું, એમ તું જાણ."

ઉત્તરે કહ્યું:–" હે નરોત્તમ ! આજે તમે મારા ઉપર મોટો અનુગ્રહ કર્યો છે; જેથી આવા પુરુષો નપુંસક હોય નહિ એ મારો તર્ક ખોટો પડયો નહિ. ૧૬ હવે હું સહાયવાળો થયો છું, તેથી રણમાં દેવોની સાથે પણ યુદ્ધ કરીશ ! મારો ભય નાશ પામ્યો છે; માટે બોલો, હવે હું શું કામ કરૂં ? ૧૭ હે પુરુષશ્રેષ્ઠ ! હું ગુરુ પાસેથી સારથિનું કર્મ શીખ્યો છું; તેથી શત્રુના રથને ચૂર્ણ કરનારા તમારા ઘોડાઓને સારી રીતે કબજે રાખીશ. ૧૮ હે નરપુંગવ ! જેવો શ્રીકૃષ્ણનો સારથિ દારુક અથવા જેવો ઇંદ્રનો સારથિ માતલિ છે, તેવો હું સારથિના કર્મમાં કુશળ છું, એમ તમે જાણો. ૧૯ આ મારા રથની જમણી બાજુની આગલી ઝુંસરીએ જોડેલો જે ઘોડો છે તે શ્રીકૃષ્ણના સુગ્રીવ ઘોડાના જેવો છે અને તે જ્યારે ચાલે છે, ત્યારે તેનાં જમીનપર મૂકેલાં પગલાંઓ લોકોના જોવામાં આવતાં નથી. ૨૦ જે આ સુંદર તથા શ્રેષ્ઠ ઘોડો આગળની ડાબી ઝુંસરીએ જોડેલો છે, તે ઘોડો વેગમાં શ્રીકૃષ્ણના મેઘપુષ્પ ઘોડાની બરોબરી કરે તેવો છે, એમ હું માનું છું. ૨૧ જે આ સુવર્ણના કવચવાળો સુંદર ઘોડો પાછળની ડાબી ઝુંસરીએ જોડયો છે, તે બલવત્તર વેગવાળા ઘોડાને હું શ્રીકૃષ્ણના શૈબ્ય ઘોડાના જેવો માનું છું; ૨૨ અને જે આ મારી જમણી બાજુની પાછલી ઝુંસરીએ જોડેલો ઘોડો છે, તેને હું શ્રીકૃષ્ણના બલાહક ઘોડા કરતાં પણ વેગમાં અધિક વીર્યવાન માનું છું; માટે આ રથ, સંગ્રામમાં ધનુર્ધારી એવા તમને વહન કરવા માટે યોગ્ય છે અને તમે આ રથમાં બેસીને યુદ્ધ કરવામાટે યોગ્ય છો, એવું મારૂં માનવું છે."

વૈશંપાયને કહ્યું:– તે પછી વીર્યવાન અર્જુને પોતાના બન્ને હાથનાં બલૈયાંઓ કાઢી નાખ્યાં અને તેને ઠેકાણે પણછના આઘાતને રોકનારા સુવર્ણચિત્રિત પટા બાંધી દીધા૨૫ તથા માથાપરના કાળા વાંકડીઆ કેશને સફેદ પટકાથી બાંધી દીધા. તે પછી મહાબાહુ અર્જુને શુદ્ધ થઇ, મહારથમાં પૂર્વાભિમુખ બેસી, મનને એકાગ્ર કર્યું અને સર્વ અસ્ત્રોનું સ્મરણ કર્યું; ૨૬ એટલે સર્વ અસ્ત્રો હાથ જોડી રાજપુત્ર અર્જુનને કહેવા લાગ્યાં કે:–"હે પાંડુનંદન ! આ અમે પરમ ઉદાર કિંકરો હાજર છીએ !"૨૭ તે સાંભળીને અર્જુને પ્રણામ કરી તથા તે સર્વને પોતાના હાથનો સ્પર્શ કરીને કહ્યું કે:–"તમે સર્વે મારા મનમાં નિવાસ કરો !" આ રીતે સર્વ અસ્ત્રોનો સ્વીકાર કર્યા પછી અર્જુનના મુખ ઉપર

આનંદ છવાઇ રહ્યો અને તેણે વેગવડે ગાંડિવ ધનુષની પણછ ચઢાવીને તેનો ટંકાર કર્યો. તે વખતે મહાપર્વતની સાથે અથડાતા પર્વતમાંથી જેવો મહાધ્વનિ થાય, તેવો તે ખેંચાયલા ધનુષ્યમાંથી મહાધ્વનિ થયો.[30] તે ધ્વનિ થતાંજ પૃથ્વી ફાટવા લાગી, દિશાઓમાં પ્રચંડ વાયુ વાવા લાગ્યો, મોટો ઉલ્કાપાત થવા લાગ્યો, દિશાઓમાં અંધારૂં છવાઇ ગયું, આકાશમાં ધજાઓ ગુંચાવા લાગી અને મોટાં ઝાડો કંપી ઉઠયાં.[31] આ રીતે અર્જુને રથમાં બેસીને પોતાના બાહુઓવડે શ્રેષ્ઠ ધનુષટંકાર કર્યો. તે અવાજને કૌરવોએ વજ્રપાતનો કડાકો થયેલો જાણ્યો ![32]

ઉત્તરે કહ્યું:–"હે પાંડવશ્રેષ્ઠ ! સંગ્રામમાં તમે એકલા આ સર્વ શસ્ત્રાસ્ત્રના પારંગત મહારથીઓને કેવી રીતે જીતશો ? [33] હે કુંતીપુત્ર ! તમે અસહાય છો અને કૌરવો સહાયવાળા છે; માટે હે મહાબાહો ! હું તમારી આગળ ભયભીત થઇને ઉભો છું."[34] તે વખતે અર્જુને ખડખડાટ હાસ્ય કરીને ઉત્તરને કહ્યું કે:–"તું ડર નહિ.[35] હે વીર ! મેં ઘોષયાત્રામાં અતિ બળવાન ગંધર્વોની સાથે યુદ્ધ કર્યું, ત્યારે ત્યાં કોણ મારો સહાયક મિત્ર હતો ?[36] તેમજ દેવ તથા દાનવોથી ભરપૂર એવા મહાભયંકર ખાંડવ વનમાં જ્યારે હું યુદ્ધ કરતો હતો, ત્યારે ત્યાં મારો કોણ મિત્ર હતો ?[37] વળી મેં દેવરાજને માટે મહાબળવાન નિવાતકવચો અને પૌલોમોની સાથે યુદ્ધ કર્યું, ત્યારે મારો સહાયક કોણ હતો?[38] તેમજ હે તાત ! દ્રૌપદીના સ્વયંવરમાં મેં ઘણા રાજાઓની સાથે સંગ્રામભૂમિમાં યુદ્ધ કર્યું હતું તે વખતે મારો સહાયક કોણ હતો ? મેં દ્રોણગુરુ, ઇંદ્ર, કુબેર, યમ, વરુણ, અગ્નિ, કૃપાચાર્ય, લક્ષ્મીપતિ કૃષ્ણ અને પિનાકધારી શંકરની સેવા કરી છે, તો હું આ યોદ્ધાઓની સાથે કેમ યુદ્ધ ન કરૂં ? તું મારા રથને શીઘ્ર ચલાવ અને તારા મનનો સંતાપ દૂર કર!"[41]

**ઇતિ શ્રી મહા૦ વિરાટ૦ ગોહરણ પર્વમાં "ઉત્તર તથા અર્જુનનો સંવાદ" એ વિષયનો અધ્યાય ૪૫ મો સમાપ્ત.**

# અધ્યાય ૪૬ મો

## અર્જુનનો શંખનાદ તથા ઉત્પાતો !

॥ वैशंपायन उवाच ॥

**उत्तरं सारथिं कृत्वा शमीं कृत्वा प्रदक्षिणम् ॥ आयुधं सर्वमादाय प्रययौ पांडवर्षभः ॥१॥**

વૈશંપાયને કહ્યું:–પછી પાંડવશ્રેષ્ઠ અર્જુને ઉત્તરને સારથિ કર્યો, શમીની પ્રદક્ષિણા કરી અને સર્વ આયુધો લઇને ત્યાંથી પ્રયાણ કર્યું. જતી વખતે મહારથી અર્જુને, તે રથ ઉપરથી સિંહધ્વજ ઉતારીને તેને શમીના મૂળ આગળ મૂકી દીધો. તે પછી તેણે, વિશ્વકર્માએ નિર્મેલી દૈવી માયાવાળી તથા શત્રુઓને સંહારે તેવા પુચ્છવાળા વાનરના ચિન્હવાળી સોનેરી ધજાનું અને અગ્નિની કૃપાથી મળેલા રથનું મનમાં ધ્યાન કર્યું; એટલે તત્કાળ પતાકાવાળો, અદ્‌ભુત અંગોવાળો, ભાથાઓથી યુક્ત, ઘણો મજબૂત, દિવ્ય રૂપવાળો અને મનોહર એવો એક રથ આકાશમાંથી નીચે ઉતર્યો તથા અર્જુનનું ચિંતવન જાણીને અગ્નિદેવે તે રથના ધ્વજ ઉપર ભૂતાવલિને રહેવાની આજ્ઞા કરી. તે રથને આવેલો જોઇને અનિંદ્ય કર્મવાળા, કપિધ્વજ, શ્વેતાશ્વ, કુંતીપુત્ર અર્જુને તે વખતે તેની પ્રદક્ષિણા કરી. હાથમાં ઘોના ચામડાનાં મોજાં પહેર્યાં, ધનુષ્ય હાથમાં લીધું અને રથમાં બેસીને ઉત્તરદિશા તરફ પ્રયાણ કર્યું.[7] પછી શત્રુમર્દન બળવાન અર્જુને, મોટા શબ્દવાળા મહાશંખને પુષ્કળ જોરથી વગાડયો, એટલે શત્રુઓનાં રુવાટાંઓ ઉભાં થઇ ગયાં,[8] અગ્નિએ આપેલા રથના વેગવાળા ઘોડાઓ પણ પૃથ્વીપર ગોઠણભેર થઇ ગયા અને રથની પાટલીપર બેઠેલો ઉત્તર પણ ભયભીત થઇને ત્યાંજ ઠરી ગયો ![9] ત્યારે અર્જુને પોતે લગામ પકડીને ઘોડાઓને વ્યવસ્થિત કર્યા અને ઉત્તરને ભેટીને તેનું આશ્વાસન કર્યું.[10]

અર્જુને કહ્યું:–"હે જ્યેષ્ઠ રાજપુત્ર ! તું ભય પામીશ નહિ. હે નરવ્યાઘ્ર ! હે પરંતપ ! તું ક્ષત્રિય છે; છતાં શત્રુઓની વચ્ચે આમ કેમ

ગભરાઇ જાય છે?[૧૧] મેં શંખના શબ્દો તથા ભેરીના શબ્દો પુષ્કળ સાંભળ્યા છે તથા વ્યૂહવાળી સેનાઓમાં ઉભેલા હાથીઓની ગર્જનાઓ પણ સાંભળી છે;[૧૨] છતાં તું આ શંખના શબ્દથી કેમ ડરી ગયો? અને પ્રાકૃત મનુષ્યની પેઠે નિસ્તેજ થઇ કેમ ત્રાસી ગયો?"[૧૩]

ઉત્તરે કહ્યું:-"મેં શંખના શબ્દો તથા ભેરીના નાદો પુષ્કળ સાંભળ્યા છે તથા વ્યૂહરચનાવાળી સેનામાં ઉભેલા ગર્જના કરતા હાથીઓના અવાજો પણ સાંભળ્યા છે;[૧૪] પરંતુ મેં પૂર્વે આવો શંખનાદ કદાપિ સાંભળ્યો નથી,[૧૫] આવી ધજા પણ પૂર્વે મેં જોઇ નથી અને ધનુષનો આવો પ્રચંડ ધ્વનિ પણ પૂર્વે મેં કયાંયે સાંભળ્યો નથી. આ શંખના નાદવડે, ધનુષના ટંકારવડે, ધ્વજમાં રહેલાં અમાનુષ ભૂતોના અવાજવડે અને રથના ઘડઘડાટવડે મારૂં મન અત્યંત ગભરાઇ જાય છે; મને સર્વ દિશાઓ વ્યાકુળ થયેલી લાગે છે; મારૂં હૃદય પીડાય છે; ધ્વજાથી ઢંકાયલી સર્વ દિશાઓ મને સૂઝતી નથી અને આ ગાંડીવના શબ્દથી મારા કાન બહેર મારી ગયા છે!" આવી સ્થિતિમાં બે ઘડી રથ હંકારી પ્રયાણ કરતા ઉત્તરને અર્જુને કહ્યું:-"હે ઉત્તર! તું બન્ને પગ બેસણી સાથે દબાવીને તથા રથને મજબૂતીથી પકડીને બેસ અને ઘોડાની લગામ દઢતાથી પકડી રાખ! હું ફરીથી શંખ ફુંકું છું." [૨૦]

વૈશંપાયને કહ્યું:-ઉત્તરને એવું કહ્યા પછી અર્જુને પર્વતોને, પર્વતની ગુફાઓને, દિશાઓને તથા શિલાસમૂહોને વિદારવા માંડયાં હોય તેમ શંખ ફુંકવા માંડયો, એટલે ઉત્તર રથની બેસણીપર લપાઇને બેસી ગયો! [૨૧] તે સમયે અર્જુનના શંખનાદવડે, રથનાં પૈડાંના શબ્દવડે અને ગાંડીવના ઘોષવડે પૃથ્વી કંપવા લાગી! [૨૨] અને અર્જુને, ફરી ઉત્તરની આશ્વાસના કરીને તેને શાંત કર્યો.[૨૩] આ તરફ કૌરવી સેનામાં દ્રોણાચાર્ય બોલ્યાઃ-"આ રથનો ઘડઘડાટ થાય છે, આકાશમાં મેઘ ચઢી આવે છે અને પૃથ્વી કંપે છે; આ ઉપરથી સમજાય છે કે, આ આવનારો અર્જુનસિવાય બીજો કોઈ નથી.[૨૪] આપણાં શસ્ત્રો નિસ્તેજ થઇ ગયાં છે, ઘોડાઓ ઉદાસ થયેલા લાગે છે અને સળગાવેલા અગ્નિઓ પણ પ્રકાશતા નથી, એ શુભ ચિન્હો નથી.[૨૫] આપણાં સર્વ પશુઓ સૂર્યની તરફ મુખ કરીને ભયંકર શબ્દ કરે છે અને કાગડાઓ આપણી ધ્વજાઓ ઉપર બેસે છે, એ શુભ ચિન્હો નથી.[૨૬] વળી પક્ષીઓ આપણી ડાબી બાજુએ જઇને આપણને મોટા ભયની સૂચના કરે છે.[૨૭] આ શિયાળ રડતું રડતું આપણી સેનાની વચ્ચે દોડે છે અને તે ઘાયલ થયાવિના એમ ને એમ બહાર નીકળી ગયું, એ પણ મહાભયની સૂચના કરે છે.[૨૮] વળી હું તમારાં રુવાંટાંઓ પણ ઉભાં થયેલાં જોઉં છું અને તેથી જણાય છે કે, યુદ્ધમાં ક્ષત્રિયોનો અવશ્ય વિનાશ થશે.[૨૯] આ સૂર્યાદિની જ્યોતિઓ નિસ્તેજ થઇ ગયા છે, પશુપક્ષીઓ દારુણ શબ્દો કરે છે અને ક્ષત્રિયોનો નાશ કરે તેવા વિવિધ પ્રકારના ભયંકર ઉત્પાતો દેખાય છે![૩૦] એમાં પણ આપણા વિનાશનાં ચિન્હો અધિક દેખાય છે. હે દુર્યોધન રાજા! આ બળતાં ઉબાડિયાંઓથી તારી સેના પીડાય છે, તારાં વાહનો ખિન્ન થઈને રડતાં હોય તેવાં જણાય છે અને તારી સેનાની ચોતરફ ગીધડાંઓ આવીને બેસી ગયાં છે! આ ઉપરથી જણાય છે કે, તું અર્જુનનાં બાણથી પીડાયલી પોતાની સેનાને જોઇને સંતાપમાં પડીશ! આ તારી સેના તો અત્યારથીજ પરાભવ પામી હોય તેવી લાગે છે; એમાંથી કોઈ પણ યુદ્ધ કરવામાટે ઇચ્છા ધરાવતો નથી. ઘણુંખરૂં સઘળા યોદ્ધાઓનાં મુખ ઉતરી ગયાં છે અને ચિત્ત ફટકી ગયાં છે, માટે આપણે ગાયો મોકલી દઈને તથા સઘળા યોદ્ધાઓ સેનાને વ્યૂહરચનામાં ગોઠવીને ઉભા રહીએ."[૩૩]

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ ગોહરણપર્વમાં "ઉત્તરગોગ્રહમાં ઉત્પાતદર્શન" એ વિષયનો અધ્યાય ૪૬ મો સમાપ્ત.

# અધ્યાય ૪૭ મો

## દુર્યોધન તથા કર્ણનું ભાષણ

॥ वैशंपायन उवाच ॥

**अथ दुर्योधनो राजा समरे भीष्ममब्रवीत् ॥**
**द्रोणं च रथशार्दूलं कृपं च सुमहारथम् ॥ १ ॥**

વૈશંપાયને કહ્યું:–તે પછી દુર્યોધન રાજા સમરભૂમિમાં ભીષ્મ, રથશાર્દૂલ દ્રોણાચાર્ય અને ઉત્તમ મહારથી કૃપાચાર્યપ્રત્યે બોલ્યો કે:– " હે આચાર્યો ! મેં અને કર્ણે આ વાત ઘણી વખત કહી છે, છતાં હું તે વાત ફરીથી કહું છું,કારણ કે તે કહેતાં મને તૃપ્તિ થતી નથી. દ્યૂતમાં હારેલા પાંડવોએ બાર વર્ષસુધી વનમાં રહેવું અને એક વર્ષ કોઇ પણ દેશમાં અજ્ઞાતવાસ કરવો, એજ અમારો ઠરાવ હતો.[૩] તે ઠરાવ પ્રમાણે હજી તેઓના અજ્ઞાતવાસનું તેરમું વર્ષ પૂરૂં થયું નથી, છતાં અજ્ઞાતવાસમાં રહેલો અર્જુન આપણી સામે આવ્યો છે.[૪] જો એ રીતે ગુપ્તવાસનો સમય પૂરો થયા પહેલાં અર્જુન અહીં આવ્યો હશે, તો પાંડવોને ફરી બાર વર્ષ વનમાં વાસ કરવો પડશે ![૫] રાજ્યલોભને લીધે કાં તો તેઓને એ સંબંધી ભાન રહ્યું નહિ હોય અથવા અમારી ભૂલ થતી હશે, એ કાલગણનાના સંબંધમાં જે કંઇ ન્યૂનાધિક હશે, તે જાણવા આ સર્વમાં ભીષ્મ સમર્થ છે.[૬] કોઈપણ વિષયમાં બે મત પડે છે, ત્યારે તેમાં અવશ્ય સંશય ઉપસ્થિત થાય છે અને તેથી આપણા મનમાં જે અનુમાન હોય છે, તેનાથી વિરુદ્ધ પરિણામ પણ આવી જાય છે. ઉત્તર દિશાની ગાયો લેવાની ઇચ્છાવાળા આપણે અને યુદ્ધની ઇચ્છાવાળા મત્સ્ય યોદ્ધાઓએ બેની વચ્ચે જ્યારે અર્જુન આવી પહોંચ્યો ત્યારે આપણે કોનો અપરાધ કર્યો ગણાય ?[૮] આપણે ત્રિગર્તોને માટે મત્સ્યોની સામે યુદ્ધ કરવા અહીં આવ્યા છીએ; કારણકે તેઓએ મત્સ્યોના ઘણા અપરાધો આપણી આગળ વર્ણવ્યા છે.[૯] તે ભયથી પરાભવ પામેલા ત્રિગર્તોને માટેજ આપણે મત્સ્યોની સાથે યુદ્ધ કરવા પ્રતિજ્ઞા કરી અને તેઓની સાથે ઠરાવ્યું કે, પ્રથમ સાતમને દિવસે ત્રીજે પહોરે ત્રિગર્તોએ મત્સ્યોનું મહાન ગાયોરૂપી ધન હરી લેવું અને મત્સ્યરાજ તે ગાયો લેવા જાય એટલે આઠમે આપણે આ ગાયોનું હરણ કરવું. હવે તે ત્રિગર્તો ગાયો હરી લાવશે, અથવા પરાજય પામ્યા હશે અથવા આપણને ઠગીને મત્સ્યોની સાથે મૈત્રીથી જોડાશે,[૧૨] અથવા મત્સ્યરાજ તે ત્રિગર્તોને જતા કરીને રાત્રે નગરમાં આવ્યો હશે એટલે તે હમણાં દેશવાસી યોદ્ધાઓની સાથે ભયંકર દેખાવવાળી સર્વ સેનાથી વીંટાઇને આપણી સામે યુદ્ધ કરવા અહીં આવતો હશે; અને તેમાંનોજ કોઈ મહાપરાક્રમી અગ્રેસર યોદ્ધો અહીં આપણને જીતવા આવ્યો હશે, અથવા તો મત્સ્યરાજ પોતેજ યુદ્ધ કરવા આવતો હશે.[૧૪] એ આવનારો મત્સ્યદેશનો રાજા હો કે પછી અર્જુન હો કે ગમે તે હો, પરંતુ આપણે બધાએ તેની સાથે યુદ્ધ કરવું એવો આપણો ઠરાવજ છે;[૧૫] છતાં આવે સમયે આ રથમાં બેઠેલા ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, વિકર્ણ, અશ્વત્થામા વગેરે સર્વે મહારથી સમર્થ યોદ્ધાઓનાં મન કેમ ગભરાટમાં પડી ગયાં છે? અહીં યુદ્ધવિના બીજી ગતિ નથી, માટે સર્વે ચિત્તને સાવધાન કરો![૧૭] આ આપણી ગાયોનું વજ્રધારી ઇંદ્ર અથવા યમરાજ પોતે હરણ કરે, તોપણ યુદ્ધમાં તેઓનો પરાજય કર્યાવિના તથા ગાયો લીધાવિના આપણામાંથી કયો હસ્તિનાપુર જાય તેવો છે ?[૧૮] આપણાં આ બાણોથી વીંધાઇને ગહન વનમાં નાસી ગયેલાં પાયદળોમાંનો કોણ જીવતો રહે તેમ છે? કદાચ નાસી ગયેલા ઘોડેસ્વારો જીવે એવો સંશય રહે ખરો!"

આવું દુર્યોધનનું ભાષણ સાંભળીને રાધાપુત્ર કર્ણે કહ્યું કે:–" દ્રોણાચાર્યને પાછળ રાખીનેજ પછી આપણા ઠરાવ પ્રમાણે યુદ્ધની વ્યવસ્થા કરો.[૨૦] દ્રોણાચાર્ય, પાંડવોનું ઇચ્છિત જાણે છે, તેથીજ એ આપણું તેજ નષ્ટ કરવા આપણને નિરર્થક ભયભીત કરે છે.[૨૧] એની અર્જુન ઉપર અધિક પ્રીતિ છે તે હું સમજું છું અને તેથીજ એ અર્જુનને અહીં આવતો જાણીને તેની પ્રશંસા કરે છે; પરંતુ આપણે એવી નીતિનો આશ્રય કરો, કે જેમ કરવાથી આપણી સેનામાં

ભંગાણ પડે નહિ.[૨૨] દ્રોણ તો એકાદા ઘોડાનો હણહણાટ સાંભળતાં ભયભીત થઇ જશે અને તે ભયભીત થતાં આખી સેનામાં ભંગાણ પડશે! આપણે પરદેશમાં આવ્યા છીએ, આ મહા અરણ્ય છે, ગ્રીષ્મ કાળ છે અને આપણે શત્રુના તાબામાં આવી પડયા છીએ; માટે જે રીતે આપણી સેનામાં ભંગાણ ન પડે તેવી કોઇ નીતિનો ઉપયોગ કરો.[૨૩] આચાર્યને પાંડવો હમેશાં વધારે વહાલા છે; અને તેથીજ સ્વાર્થી પાંડવોએ દ્રોણને તમારી પાસે રાખ્યા છે;તેમજ દ્રોણ પોતે પણ એવું બોલે છે, કે જેથી પોતે પાંડવના પક્ષના છે, એ ખુલ્લેખુલ્લું દેખાઇ આવે છે![૨૪] જો તેમ ન હોય તો ઘોડાઓનો હણહણાટ સાંભળીને બીજો કોણ તેનાં વખાણ કરવા મંડી પડે? ઘોડાઓનો તો ઉભા હોય અથવા ચાલતા હોય ત્યાં હણહણાટ કરવો એ સ્વભાવજ છે; વાયુઓ પણ હમ્મેશાં વાયાજ કરે છે; વરસાદ નિત્ય વરસ્યા કરે છે અને મેઘની ગર્જના પણ અનેક વખત સાંભળવામાં આવે છે, તેથી શું? એમાં અર્જુનનાં વખાણ કરવાનું શું પ્રયોજન છે? અર્જુનનું ભલું કરવાની અભિલાષાસિવાય અથવા આપણા તરફ દ્વેષ તથા રોષસિવાય એમાં બીજું શું પ્રયોજન હોય? અરે, આચાર્યો તો દયાળુ, જ્ઞાની અને હિંસામાં પાપ જોનારા હોય છે, માટેજ્યારે મહાભય આવ્યું હોય ત્યારે તેઓને કોઈરીતે સલાહ પૂછવી નહિ.[૨૮] એવા પંડિતો તો જાત જાતના મહેલોમાં, સભાઓમાં અને ઉપવનોમાં વિવિધ પ્રકારની વાતો કરવાની હોય તેમાંજ શોભે![૨૯] વળી જનસમાજમાં આશ્ચર્યકારક વિનોદાદિ કાર્યો કરવામાં અને યજ્ઞનાં આયુધરૂપ કપાલ વગેરેનું આસાદન તથા પ્રોક્ષણ વગેરે કરવામાં પંડિતો શોભે;[૩૦] તેમજ બીજા યાજ્ઞિકોનાં છિદ્રો જોવામાં, મનુષ્યોનાં સ્નાનાદિક કાર્યોના દોષો કાઢવામાં, હાથી, ઘોડા તથા રથ ઉપર બેસીને ફરવામાં, ગધેડાં, ઉંટ, બકરાં, ઘેટાં વગેરેની ચિકિત્સા કરવામાં, ગાયોના સમૂહોમાં, આંગણામાં તથા દરવાજામાં મૂકાતાં બલિદાન વગેરેમાં, વૈશ્વદેવાદિકથી સંસ્કાર કરવામાં અને અન્નના દોષો કાઢવામાંજ પંડિતો શોભે![૩૨] માટે તમે યુદ્ધાદિક વિષયોમાં શત્રુઓનું ગુણગાન કરનારા પંડિતોને વેગળા મૂકીનેજ એવી જાતની નીતિનો પ્રયોગ કરો, કે જે રીતે શત્રુનો સંહાર થાય,[૩૩] તમે સેનાને વ્યૂહરચનાથી ગોઠવીને તેની વચ્ચે ગાયોને ઉભી રાખો અને ચારે તરફથી રક્ષકોને ગોઠવી દો, કે જ્યાં ઉભા રહીને આપણે શત્રુઓની સાથે યુદ્ધ કરીએ."[૪૭]

**ઈતિ શ્રીમહા૦ વિરાટ૦ ગોહરણપર્વમાં "ઉત્તરગોગ્રહમાં દુર્યોધનનાં વાક્યો" એ વિષયનો અધ્યાય ૪૭ મો સમાપ્ત.**

---

# અધ્યાય ૪૮ મો

## કર્ણની બડાઈ

**॥ कर्ण उवाच ॥**

**सर्वानायुष्मतो भीतान् संत्रस्तानिव लक्षये ॥
अयुद्धमनसश्चैव सर्वांश्चैवानवस्थितान् ॥ १ ॥**

કર્ણે કહ્યું:–"મને સર્વ ભીષ્માદિ આયુષ્માનો ભયભીત થએલા તથા ત્રાસી ગયેલા જણાય છે અને સર્વનાં ચિત્ત અસ્થિર તથા યુદ્ધને માટે અરુચિવાળાં લાગે છે![૧] પરંતુ જો આ મત્સ્યદેશનો રાજા અથવા અર્જુન આપણી સામે લઢવા આવ્યો હશે; તોપણ કિનારાઓ જેમ સાગરને અટકાવે છે, તેમ હું તેને અટકાવી રાખીશ. મારા ધનુષપરથી છુટેલાં નમેલાં પર્વવાળાં બાણો, સર્પની પેઠે સરસરાટ જવા લાગે છે, એટલે તે કદાપિ નિશાન ચૂકતાં નથી.[૩] મેં મારા કેળવાયલા હાથથી છોડેલાં સુવર્ણનાં પીછાંવાળાં અને અતિ તીક્ષ્ણ અણિયાંવાળાં બાણો, જેમ તીડો વૃક્ષને ઢાંકી દે છે, તેમ અર્જુનને ઢાંકી દેશે.[૪] તે એકબીજાનાં પીછાંની સાથે મજબૂત વળગેલાં બાણો છોડતી વખતે મારી હથેળીઓ ઉપર પણછનો દૃઢ પ્રહાર થતાં, એ નોબતો વગાડવાથી જેવો શબ્દ થાય છે તેવો શબ્દ થશે તે તમે સાંભળજો.[૫] હમણાં તેર વર્ષસુધી સ્વસ્થ રહેલો અર્જુન, યુદ્ધને માટે ઉત્સુક થઈ રહ્યો હશે, તેથી આ યુદ્ધમાં તે મારા ઉપર અવશ્ય પ્રહાર કરશે;[૬] અને ગુણવાન બ્રાહ્મણના જેવો અર્જુન પણ સત્પાત્ર છે,

તેથી તે પણ મારા છોડેલા હજારો બાણસમૂહોને સ્વીકારી લેશે.[7]અર્જુન મહાધનુર્ધારીતરીકે ત્રણ લોકમાં પ્રખ્યાત છે અને હું પણ નરશ્રેષ્ઠ અર્જુન કરતાં લેશ પણ ઉતરૂં તેવો નથી.[8] જુઓ, હું આજે ગીધની પાંખજેવાં સુવર્ણનાં બાણોની ચોતરફ એટલી વૃષ્ટિ કરીશ, કે તેથી છવાયલું આકાશ જાણે આગીઆઓથી છવાઈગયું હોય તેવું જણાશે ![9] પૂર્વે મેં વાણીથી કબૂલ કરેલું દુર્યોધનનું અક્ષય ઋણ, આજે હું યુદ્ધમાં અર્જુનને મારીને વાળી દઇશ![10] આજે વચ્ચેથી કપાઇને આમતેમ જવા લાગેલાં પુચ્છવાળાં બાણોની આકાશમાં તીડોની પેઠે ગર્દી થઇ ગયેલી તમે જોશો ! અર્જુન, ઈંદ્રના વજ્ર જેવો કઠિન સ્પર્શવાળો અને મહેંદ્રના જેવો તેજસ્વી છે; છતાં આજે હું તેને, જેમ બળતાં ઉંબાડિયાંથી હાથીને પીડવામાં આવે છે તેમ પીડીશ;[12] અને ગરુડ જેમ સર્પને પકડે તેમ હું અતિરથી, સર્વશસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ તથા શૂરવીર અર્જુનને પરાધીન કરીને રથમાંથી પકડી લઇશ ![13] ખડ્ગ,શક્તિ તથા બાણરૂપી ઇંધણાવાળો તથા અગ્નિસમાન અસહ્ય એવો અર્જુનરૂપી ઝળહળતો અગ્નિ, જ્યારે શત્રુઓને બાળવા માંડશે,[14] ત્યારે ઘોડાઓના વેગરૂપી પૂર્વ-વાયુ, રથઘોષરૂપી ગર્જના અને બાણરૂપી ધારાથી યુક્ત એવો મહામેઘરૂપી હું, તે અર્જુનરૂપી અગ્નિને શાંત કરી નાખીશ ![15] સર્પો જેમ રાફડામાં પ્રવેશ કરે છે તેમ આજે મારા ધનુષથી છુટેલાં ઝેરી સર્પોના જેવાં બાણો, અર્જુનના દેહમાં પ્રવેશ કરશે ![16] હે રાજા ! આજે તમે મારાં ઉત્તમ તેજવાળાં, સુવર્ણનાં પીછાંવાળાં,નમેલાં પર્વવાળાં અને પાણીદાર એવાં બાણોથી ભરાઇ ગયેલા અર્જુનને, કરેણનાં વૃક્ષોથી ભરાઇ ગયેલા પર્વતના જેવો જોશો ! જમદગ્નિના પુત્ર ઋષિશ્રેષ્ઠ પરશુરામની પાસેથી મને જે વીર્યવાન અસ્ત્ર પ્રાપ્ત થયું છે, તેના આશ્રયથી હું ઇંદ્રની સાથે પણ યુદ્ધ કરૂં તેવો છું.[18] રે ! અર્જુનના ધ્વજ ઉપર રહેલો વાનર, મારા ભાલાથી હણાઇને ભયંકર નાદોથી ચીસો પાડતો આજેજ પૃથ્વીપર પડશે ![19] અને શત્રુના ધ્વજ ઉપર રહેનારાં ભૂતો મારા મારથી ચીસો પાડતાં દિશાઓમાં નાસી જશે; તે વખતે તેઓનો શબ્દ ઠેઠ આકાશમાં પહોંચશે ![20] આજે હું રથમાંથી અર્જુનને પાડીને, દુર્યોધનના હૃદયમાં ચિરકાળથી રહેલા કંટકનો સમૂળ ઉદ્ધાર કરીશ ![21] હે કૌરવો ! આજે પુરુષાર્થપરાયણ અર્જુનના ઘોડાઓ મરી જશે તથા રથ ભાંગી જશે, ત્યારે તે નાગની પેઠે ફુંફાડા મારશે તે તમે જોશો ! કૌરવોની ઇચ્છા હોય તો ભલે તેઓ કેવળ ગાયોરૂપી ધન લઈને ચાલ્યા જાય અથવા રથમાં બેસીને મારૂં યુદ્ધ જુએ !"[23]

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ ગોહરણપર્વમાં "ઉત્તરગોગ્રહમાં કર્ણવિકત્થન" એ વિષયનો અધ્યાય ૪૮ મો સમાપ્ત.

---

# અધ્યાય ૪૯ મો

## કૃપાચાર્યનું ભાષણ

॥ कृप उवाच ॥

**सदैव तव राधेय युद्धे क्रूरतरा मतिः ॥**
**नार्थानां प्रकृतिं वेत्सि नानुबंधमवेक्षसे ॥१॥**

કૃપાચાર્યે કહ્યું:– "હે રાધાપુત્ર ! તારી બુદ્ધિ યુદ્ધના સંબંધમાં હમેશાંજ અતિ ક્રૂર રહે છે; પરંતુ તું કાર્યનું સ્વરૂપ જાણતો નથી અને પરિણામ તરફ લક્ષ્ય પણ આપતો નથી.[1] શાસ્ત્રનો આધાર લઇને અનેક કપટભરી યુક્તિઓના વિચારો કર્યા છે; પરંતુ તેમાં યુદ્ધ પાપિષ્ઠ છે, એમ પુરાતન શાસ્ત્રવેત્તાઓ જણાવે છે.[2] દેશ તથા કાળને અનુસરીને જે યુદ્ધ કરવામાં આવે છે, તે વિજય આપનારૂં થાય છે; પરંતુ દેશ તથા કાળની અનુકૂળતાવિનાનું યુદ્ધ સારૂં ફળ આપતું નથી. જે પરાક્રમ, યોગ્ય દેશ તથા કાળમાં કરવામાં આવે છે, તે કલ્યાણ આપનારૂં થાય છે;[3] માટે દેશાદિકની અનુકૂળતા ઉપરજ યુદ્ધાદિક કાર્યોનાં ફળનો વિચાર કરવો ઘટે છે. (કોઇ રથ બનાવનારો કહે કે, 'મેં તૈયાર કરેલો આ રથ દિવ્ય અને ઘણો મજબૂત છે, માટે તું આ રથમાં બેસીને દેવોનો પણ પરાજય કરીશ!') પરંતુ ડાહ્યા પુરુષો આ રથ બનાવનારનાં વચન ઉપરજ આધાર રાખી દેશ તથા કાળની અનુકૂળતાનો વિચાર કર્યાવિના યુદ્ધ કરવા તૈયાર થતા નથી.

સારી પેઠે વિચાર કરવાથી જણાય છે કે, આપણે અર્જુનની સાથે યુદ્ધ કરવા સમર્થ નથી. જો, તે એકલોજ કૌરવોની સામે ચઢી આવ્યો છે; તેણે એકલાએજ ખાંડવ વનમાં અગ્નિને તૃપ્ત કર્યો હતો;[૫] તેણે એકલાએજ પાંચ વર્ષસુધી બ્રહ્મચર્ય પાળ્યું હતું; તેણે એકલાએજ સુભદ્રાને રથમાં બેસાડીને કૃષ્ણને દ્વંદ્વયુદ્ધનું આહ્વાન કર્યું હતું; તેણે એકલાએજ ભિલ્લરૂપધારી શંકરની સાથે યુદ્ધ કર્યું હતું અને તે આ વનમાંજ હરણ થયેલી દ્રૌપદીને પાછી જીતી લાવ્યો હતો ![૭] વળી એ અર્જુન એકલોજ પાંચ વર્ષસુધી રહીને ઇંદ્રની પાસેથી અસ્ત્રો શીખ્યો છે અને એણે એકલાએજ શત્રુઓને જીતીને કૌરવોનો યશ ફેલાવ્યો છે.[૮] વળી શત્રુદમન અર્જુને એકલાએજ યુદ્ધમાં અતિદુર્જય ગંધર્વોની સેના સામે જઈને ગંધર્વરાજ ચિત્રસેનનો પરાજય કર્યો છે;[૯] તેમજ દેવતાઓથી પણ જેઓનો વધ થાય નહિ એવા નિવાતકવચો અને કાલખંજ નામના દાનવોને એકલા અર્જુનેજ યુદ્ધમાં નાશ પમાડયા હતા. વળી પાંડવોમાંના એક એક બંધુએ પહેલાં રાજાઓને વશ કર્યા હતા, પણ હે કર્ણ ! પૂર્વે તેં એકલાએ શું કામ કર્યું છે ? [૧૧] અરે ! ઇંદ્ર પણ યુદ્ધભૂમિમાં જે અર્જુનની સાથે યુદ્ધ કરવા યોગ્ય નથી, તે અર્જુનની સાથે જે યુદ્ધ કરવા ઇચ્છા કરે, તેની ગાંડાઇનું ઔષધ કરવું ઘટે છે. રે કર્ણ ! તું જમણો હાથ ઉંચો કરી, તેને ક્રોધ પામેલા ઝેરી સર્પના મુખમાં ઘાલી, તર્જની આંગળીવડે તે સર્પની દાઢ ઉખેડી લેવાની ઇચ્છા કરે છે; [૧૩] અથવા તું વનમાં ફરતા મદમત્ત હાથીપર અંકુશવિના એકલોજ બેસીને નગરમાં જવાની ઇચ્છા કરે છે; [૧૪] અથવા તું શરીર ઉપર ચીંથરાં વીંટાળીને ઘીથી લદબદ થઈ, ઘી,મેદ તથા વસા હોમવાથી પ્રદીપ્ત થયેલા અગ્નિની વચ્ચેથી પસાર થવા ઇચ્છે છે ! [૧૫] પોતાના શરીરને દોરડાંથી બાંધી લઇને તથા કંઠમાં મોટી શિલા બાંધીને કયો પુરુષ બે હાથવડે સમુદ્ર તરી શકે ? અને તેમાં પરાક્રમ પણ શું ? [૧૬] હે કર્ણ ! અસ્ત્રવિદ્યાને ન જાણનારો તથા શરીરે દુર્બળ એવો જે પુરુષ, અસ્ત્રવિદ્યામાં નિપુણ અને બળવાન એવા અર્જુનની સાથે યુદ્ધ કરવાની ઇચ્છા કરે, તે પુરુષ દુર્બુદ્ધિવાળોજ છે.[૧૭] આપણે અર્જુનને કપટ કરી તેર વર્ષસુધી વનમાં હાંકી કાઢયો હતો; પરંતુ તે સિંહ હમણાં પાશથી મુક્ત થયો છે, એટલે તે આપણામાંના કોઇને બાકી રહેવા દેશે નહિ.[૧૮] અરે, અગ્નિ જેમ કૂવામાં ગુપ્ત રહ્યો હોય, તેમ અર્જુન એકાંતમાં ગુપ્ત રહ્યો હતો, તેની આગળ આપણે અજાણતાં આવી ચઢીને મોટા ભયમાં સપડાયા છીએ ![૧૯] માટે આપણાપર ચઢી આવેલા રણમત્ત અર્જુનની સામે આપણે સર્વે એકઠા મળીને યુદ્ધ કરીએ અને આ સઘળા સૈનિક યોદ્ધાઓ પણ વ્યૂહરચનામાં ગોઠવાઈને શસ્ત્રાદિક ધારણ કરી તૈયાર ઉભા રહે ![૨૦] ઓ કર્ણ ! તું એકલો સાહસ કરીશ નહિ; પણ દ્રોણ, દુર્યોધન, ભીષ્મ, તું, અશ્વત્થામા તથા હું એમ આપણે સઘળા અર્જુનની સામે યુદ્ધ કરવા તૈયાર થઇએ;[૨૧] કારણકે વજ્રધારી ઇંદ્રની પેઠે યુદ્ધમાં ઉન્મત્ત બનેલા દૃઢ નિશ્ચયવાળા અર્જુનની સામે, જો આપણે છ રથીઓ એકઠા મળીને યુદ્ધકરીશું, તોજ તેની આગળ ટકી શકીશું;[૨૨] માટે સૈન્યને વ્યૂહરચનામાં ગોઠવી દો અને મહાન ધનુર્ધારીઓ સજ્જ થઇ જાઓ; એટલે દાનવો જેમ ઇન્દ્ર સામે યુદ્ધ કરે, તેમ આપણે રણભૂમિમાં અર્જુનની સામે યુદ્ધ કરવા સમર્થ થઇએ!"[૨૩]

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ ગોહરણ પર્વમાં "ઉત્તરગોગ્રહમાં કૃપાચાર્યનાં વચન"એ વિષયનો અધ્યાય ૪૯ મો સમાપ્ત.

---

# અધ્યાય ૫૦ મો

## અશ્વત્થામાનું ભાષણ

॥ अश्वत्थामोवाच ॥

न च ता जिता गावो न च सीमांतरं गताः ॥
न हास्तिनपुरं प्राप्तास्त्वं च कर्ण विकत्थसे ॥

અશ્વત્થામાએ કહ્યું:—"હે કર્ણ ! હજી આપણે ગાયોને જીતી નથી, તે હજી બીજી સીમામાં પહોંચી નથી,તેમ હસ્તિનાપુરમાં પણ પહોંચી નથી અને તું નકામી બડાઇઓ શેની સારે છે ?[૧] વીર

પુરુષો તો અનેક સંગ્રામોમાં વિજય મેળવે છે, પુષ્કળ ધન સંપાદન કરે છે અને શત્રુની સેનાનો પરાજય કરે છે, તોપણ પોતાનાં પરાક્રમનું કિંચિત્ પણ વર્ણન કરતા નથી. ૨ અગ્નિ બોલ્યાવિનાજ બાળી મૂકે છે, સૂર્ય મૌન ધરીને પ્રકાશ્યા કરે છે અને પૃથ્વી સચરાચર લોકોને શાંતિથી ધારણ કરે છે. ૩ જે કર્મોવડે ધન મેળવી શકાય અને જે કર્મ કરવાથી દોષ ન લાગે, તેવાં કર્મો ચારે વર્ણની પ્રજાને માટે બ્રહ્માએ પોતેજ નિર્માણ કરેલાં છે. ૪ બ્રાહ્મણે વેદોનું અધ્યયન કરીને યજ્ઞ કરવા તથા કરાવવા; ક્ષત્રિયે ધનુર્વિદ્યાનો અભ્યાસ કરીને યજ્ઞ કરવા પણ કરાવવા નહિ; ૫ વૈશ્યે ખેતી વગેરેથી ધન સંપાદન કરીને વેદોક્ત કર્મો કરવાં તથા શૂદ્રે નેતરની પેઠે વિનમ્ર રહીને તથા વંદન કરતા રહીને બ્રાહ્મણાદિ ત્રણે વર્ણની નિત્ય સેવા કરવી. ૬ શાસ્ત્ર પ્રમાણે વર્તનારા મહા ભાગ્યશાળી પુરુષો, ન્યાયથી આ આખી પૃથ્વીનો વિજય કરે છે,તેમ છતાં ગુણરહિત ગુરુઓનું પણ અપમાન ન કરતાં તેઓનો સત્કાર કરે છે. ( અર્થાત્ તું તો અન્યાયથી પાંડવોને હરાવીને સદ્‌ગુણસંપન્ન ગુરુની પણ નિંદા કરે છે, એ કેટલું અયોગ્ય છે ? ) કયો ક્ષત્રિય દ્યૂતથી રાજ્ય મેળવીને તેમાં સંતોષ માને ? પરંતુ આ ક્રૂર તથા નિર્લજ્જ દુર્યોધન તો તેવા પ્રકારનો સંતોષ માની બેઠો છે ! ૮ રે, શઠતા અને છળકપટના ઉપાયોથી વર્તતા પારધીની પેઠે ધન સંપાદન કરીને,કયો વિચક્ષણ પુરુષ પોતાની પ્રશંસા કરે વારૂ ? ૯ તેં પાંડવોનું જે ધન હરી લીધું છે, તે ધન પાંડવોમાંના અર્જુન, નકુળ અથવા સહદેવમાંથી કયાની સાથે દ્વૈરથ યુદ્ધ કરીને જીતી લીધું છે ? ૧૦ તેં કયા યુદ્ધમાં યુધિષ્ઠિરનો અથવા મહાબળવાન ભીમનો પરાજય કર્યો છે ? અને તેં પૂર્વે કયો સંગ્રામ કરીને ઇંદ્રપ્રસ્થને જીતી લીધું છે ? ૧૧ તેમજ હે કુકર્મી ! તેં કયા યુદ્ધમાં દ્રૌપદીનો વિજય કર્યો હતો, કે જેથી તે રજસ્વલા તથા એક વસ્ત્રવાળીને સભામાં ખેંચી આણી હતી ? ૧૨ જેમ ધનની ઇચ્છાવાળો પુરુષ ચંદનનાં વૃક્ષને કાપી નાખે છે, તેમ હે સૂત ! તેં ધનની ઇચ્છાથી પાંડવોનું મૂળ કાપી નાખ્યું હતું–અર્થાત્ પાંડવોનું મૂળરૂપ પિતૃપરંપરાગત રાજ્ય, જુગારથી હરી લીધું હતું અને તેઓને દાસ બનાવ્યા હતા, તે વખતે ત્યાં વિદુરે શું કહ્યું હતું ? તેને તું હમણાં યાદ કર ! ૧૩ મનુષ્યો અને બીજાં કીડી, કીડા વગેરે પ્રાણીઓ પણ પોતાની શક્તિની હદસુધી શાંતિ ધારણ કરે છે, પણ હદબહાર કષ્ટ પડતાં તેઓ શાંતિ રાખી શકતાં નથી; તેમજ હવે અર્જુન પણ દ્રૌપદીપર પડેલા મહાકષ્ટને સહન કરશે નહિ. ૧૪ આ ધનંજય તો ધૃતરાષ્ટ્રના પુત્રોનો નાશ કરવાજ પ્રકટ થયો છે, તેમાં તું વળી પંડિત થઇને અહીં વાણીનો આડંબર કરવા ઇચ્છે છે ? ૧૫ આ અર્જુન વૈરનો છેડો લાવનારો છે, માટે તે આપણામાંથી કોઇને બાકી રાખશે નહિ.૧૬ કુંતીપુત્ર ધનંજય દેવો, ગંધર્વો, અસુરો તથા રાક્ષસોની સામે યુદ્ધ કરતાં પણ ભયને લીધે પાછો હઠે તેવો નથી. ૧૭ એ અર્જુન સંગ્રામમાં અત્યંત કોપાયમાન થઇને જે જે યોદ્ધાપર તૂટી પડશે, તેનો તેનો, ગરુડ જેમ વેગવડે વૃક્ષનો સંહાર કરે, તેમ ઝપાટાબંધ સંહાર કરતોજ આગળ વધશે. અરે ! પરાક્રમમાં તારા કરતાં શ્રેષ્ઠ, ધનુર્વિદ્યામાં દેવેંદ્ર જેવો અને યુદ્ધમાં વાસુદેવસમાન અર્જુનનાં વખાણ કોણ ન કરે ? ૧૯ અર્જુન, દેવની સામે દેવને યોગ્ય આયુધોથી યુદ્ધ કરે છે,મનુષ્યની સામે મનુષ્યને યોગ્ય આયુધોથી યુદ્ધ કરે છે અને અસ્ત્રનો અસ્ત્રથી સંહાર કરે છે. એ અર્જુનના સમાન બીજો કયો પુરુષ છે ? ૨૦ પુત્રથી ઉતરતો શિષ્ય છે, એવું ધર્મવેત્તાઓ જાણે છે; માટે એ હેતુથી પણ દ્રોણાચાર્યને અર્જુન પ્રિય છે.૨૧ રે કર્ણ ! તું જે પ્રમાણે જુગાર રમ્યો હતો, જે પ્રમાણે તેં ઇંદ્રપ્રસ્થ ખુંચાવી લીધું હતું અને જે પ્રમાણે તેં દ્રૌપદીને સભામાં આણી હતી, તે પ્રમાણેજ હવે તું અર્જુનની સામે યુદ્ધ કર, એટલે થયું ! ૨૨ આ તારો શકુનિ મામો બહુ ડાહ્યો, ક્ષાત્રધર્મનો પંડિત અને દુષ્ટ દ્યૂત રમનારો છે, માટે હવે એ ગાંધારરાજ અહીં યુદ્ધ કરવા ભલે આગળ થાય!૨૩રે,અર્જુનનું ગાંડીવધનુષ કંઇ પા-

સારૂં કરતું નથી;તેમાંથી ×કૃત,દ્વાપર,ત્રેતા અનેકલી પડતા નથી;પણ ગાંડીવમાંથી તો તીક્ષ્ણ ધારવાળાં પ્રજ્વલિત અનેક બાણોજ છુટે છે![૨૪] ગીધનાં પીછાંવાળાં, અતિ તેજસ્વી અને પર્વતોને પણ ભેદી નાખનારાં ગાંડીવથી છુટેલાં બાણો અ-ધવચ અટકી રહેતાં નથી પણ તે તો સોંસરાં નીકળી જાય છે.[૨૫] અંતક,પવન, મૃત્યુ અને વડવાગ્નિ કોપે તો તે પણ કંઈક બાકી રાખે, પરંતુ કોપેલો અર્જુન કંઇજ બાકી રાખે નહિ; માટે તું સભામાં જેમ શકુનિ મામાને સાથે રાખીને દ્યૂત રમ્યો હતો, તેમ તે સુબલપુત્રના રક્ષણ હેઠળ સંગ્રામમાં પણ યુદ્ધ કરજે.[૨૭] બીજા યોદ્ધાઓની ઈચ્છા હોય તો ભલે તેઓ યુદ્ધ કરે; પરંતુ હું અર્જુનની સાથે યુદ્ધ કરીશ નહિ. મત્સ્યરાજ જો ગાયો છોડાવવા આવશે તો અમારે માત્ર તેની સાથે યુદ્ધ કરવું જોઇશે!"[૨૮]

ઈતિ શ્રીમહા૦ વિરાટ૦ ગોહરણપર્વમાં "ઉત્તર ગોગ્રહમાં અશ્વત્થામાનાં વચન" એ વિષયનો અધ્યાય ૫૦ મો સમાપ્ત.

× જુગાર રમનારાઓનો પાસો અનુક્રમે એક, બે, ત્રણ ને ચાર દાણાઓ પાડેલો હોય છે. તેમાં એક દાણો એટલે કલિ, બે દાણા એટલે દ્વાપર, ત્રણ દાણા એટલે ત્રેતા અને ચાર દાણા એટલે કૃત–સત્ય. હવે દ્યૂત રમવામાં પાંચ પોતાની મહોર અને પાંચ સામે રમનારાની મહોર દાવમાં મૂકવામાં આવે છે. પછી પાસો નાખે છે, તેમાં જો એક દાણો ઉપર આવે છે તો પોતાની મહોરમાંથી એકજ જીતે છે, બે દાણા ઉપર આવે છે ત્યારે બીજાની બે અને પોતાની એક જીતે છે. ત્રણ દાણા ઉપર આવે છે ત્યારે બીજાની ત્રણ અને પોતાની ત્રણ મહોર જીતે છે અને ચાર દાણા ઉપર આવે છે ત્યારે પોતાની તથા સામાની સઘળી મહોરો જીતી જાય છે. આ પ્રમાણે ઉત્તરોત્તર જેમ અધિક દાણા પડે છે, તેમ અધિક જય થાય છે, પણ કલિ–એક દાણો પડવામાં જય નથી. પં૦ નીલકંઠ

# અધ્યાય ૫૧ મો

## ભીષ્મે સાંત્વન કર્યું.

॥ भीष्म उवाच ॥

साधु पश्यति वै द्रौणिः कृपः साध्वनुपश्यति ।
कर्णस्तु क्षत्रधर्मेण केवलं योद्धुमिच्छति ॥१॥

ભીષ્મે કહ્યું:– "અશ્વત્થામા તથા કૃપાચાર્યે જે કહ્યું છે, તે દીર્ઘદૃષ્ટિ પહોંચાડીને કહ્યું છે અને કર્ણ તો કેવળ ક્ષાત્રધર્મથી યુદ્ધ કરવાનીજ ઇચ્છા રાખે છે;[૧] પરંતુ વિદ્વાન પુરુષે આચાર્યને દોષ દેવો યોગ્ય નથી. દેશ તથા કાળનો સારીપેઠે વિચાર કરીને યુદ્ધ કરવું એવો મારો અભિપ્રાય છે.[૨] જેના સૂર્યસમાન પ્રતાપી તથા પ્રહાર કરનારા પાંચ શત્રુઓ હોય, તે શત્રુઓનો અભ્યુદય થતાં પંડિત મનુષ્ય કેમ મુંઝાય નહિ?[૩] ધર્મવેત્તા મનુષ્યો પણ સ્વાર્થની વાત આવે ત્યાં મુંઝાઇ જાય છે; માટે હે દુર્યોધન રાજા! મારૂં વચન જો તને રુચતું હોય તો હું તને કહું તે સાંભળ![૪] કર્ણે તારી આગળ જે આચાર્યની નિંદાનાં વચન કહ્યાં, તે આચાર્યમાં વીરશ્રી ઉત્પન્ન કરવા માટેજ કહ્યાં છે, તેથી આચાર્યપુત્ર અશ્વત્થામાએ ક્ષમા કરવી જોઇએ; કેમકે આપણી આગળ મોટું કાર્ય આવીને ઉભું રહ્યું છે.[૫] અર્જુન ચઢી આવ્યો છે, તે વખતે આપણે પરસ્પરમાં વિરોધ કરવો યોગ્ય નથી; માટે તમારે, દ્રોણાચાર્યે અને કૃપાચાર્યે, જે થયું હોય તેને માટે ક્ષમા કરવી જોઇએ.[૬] સૂર્યમાં જેવી પ્રભા રહેલી છે, તેવું તમારામાં અસ્ત્રકૌશલ્ય રહેલું છે; અને જેમ ચંદ્રમાં રહેલી શોભા સર્વથા દૂર થતી નથી, તેમ તમારેવિષે રહેલું બ્રહ્મતેજ તથા બ્રહ્માસ્ત્ર દૂર ન થતાં નિત્ય કાયમ રહે છે. એક મનુષ્યમાં ચારે વેદનું જ્ઞાન રહેલું હોય છે, ત્યારે બીજા મનુષ્યમાં ક્ષાત્રતેજ રહેલું હોય છે;[૮] પરંતુ તે બન્ને સંપૂર્ણપણે, દ્રોણાચાર્ય અને તેના પુત્ર અશ્વત્થામાસિવાય, બીજા કોઈ પણ એક પુરુષમાં રહ્યાં હોય એમ અમે સાંભળ્યું નથી.[૯] હે રાજા! વેદાંત, પુરાણો તથા પુરાતન ઇતિહાસના જ્ઞાનમાં એક પરશુરામવિના બીજો કોણ દ્રોણાચાર્ય

કરતાં અધિક શ્રેષ્ઠ છે ?[10] વેદોનું જ્ઞાન અને બ્રહ્માસ્ત્ર એ બન્ને એક મનુષ્યમાં બીજે કયાંય જોવામાં આવતાં નથી, તે તમારામાં રહેલાં છે; માટે હમણાં આચાર્યપુત્રે ક્ષમા કરવી, કારણ કે આ સમય પરસ્પરમાં ફાટફુટ પાડવાનો નથી; પણ ચઢી આવેલા ઇંદ્રપુત્ર અર્જુનની સાથે યુદ્ધ કરવાનો છે, જેથી આપણે સર્વે એકઠા મળીને તેની સાથે યુદ્ધ કરીએ.[12] જ્ઞાની પુરુષોએ સેનાના વિનાશનાં જે કારણો કહ્યાં છે, તેમાં ભેદ એ મુખ્ય કારણ છે અને તે પાપિષ્ઠ છે, એમ વિદ્વાનો માને છે."[13]

અશ્વત્થામાએ કહ્યું:–"હે પુરુષશ્રેષ્ઠ! અમારાં ન્યાયયુક્ત વચનોની તમારે નિંદા કરવી યોગ્ય નથી; કારણ કે દ્રોણાચાર્યે કપટદ્યૂત વગેરે જોવાવડે ઉત્પન્ન થયેલા ક્રોધથી વ્યાપ્ત થઇને અર્જુનના ગુણો વર્ણવ્યા છે.[14] શત્રુના પણ ગુણો ગ્રહણ કરવા અને ગુરુના પણ દોષો હોય તો તે કહી દેવા તથા સર્વથા સર્વ પ્રયત્નથી પુત્રને તથા શિષ્યને હિત હોય તે કહેવું, એવો શાસ્ત્રનો નિયમ છે."[15]

દુર્યોધને કહ્યું:–"હે આચાર્ય! આ કર્ણના પર ક્ષમા કરો અને આ સંબંધમાં શાંતિ થાય તેમ કરો ! આચાર્યે જે વચનો કહ્યાં તે રોષથી કહ્યાં છે. કંઇ ભેદ પડાવવા માટે કહ્યાં નથી, એ હું જાણું છું."[16]

વૈશંપાયને કહ્યું:– હે ભારત! આવું કહ્યા પછી કર્ણ, ભીષ્મ તથા મહાત્મા કૃપાચાર્યની સાથે દુર્યોધને દ્રોણગુરુની ક્ષમા માગી.[17]ત્યારે દ્રોણાચાર્યે કહ્યું:–"શાંતનુપુત્ર ભીષ્મે પ્રથમ કહ્યું કે,'ભેદ ન પાડવો અને ક્ષમા રાખવી' તે વાકયથીજ હું પ્રસન્ન થયો છું; માટે હવે આ યુદ્ધના સંબંધમાં કોઇ.નીતિનું અવલંબન કરો; અને એવી યોજના કરો, કે જે રીતે અર્જુન, યુદ્ધમાં સાહસથી અથવા મોહથી દુર્યોધનના ઉપર ચઢી આવે નહિ.[19] અર્જુન ગુપ્તવાસનો સમય પૂરો થયાવિના કદાપિ દેખા દે નહિ, એમ ખાત્રીથી માનો; અને તે જ્યાં સુધી ગોધન મળશે નહિ ત્યાંસુધી આજે ક્ષમા પણ કરશે નહિ,[20] માટે એ કોઇપણ રીતે ધૃતરાષ્ટ્રના પુત્રોપર ધસારો કરે નહિ તથા સેનાનો પરાજય કરે નહિ તેવી ગોઠવણ કરો.[21] હે ગંગાપુત્ર ભીષ્મ ! પ્રથમ દુર્યોધને પૂછ્યું હતું કે, પાંડવોના અજ્ઞાતવાસનો સમય પૂરો થયો છે કે નહિ ? માટે તે સંબંધી વિચાર કરીને યથાયોગ્ય ઉત્તર આપો."[22]

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ ગોહરણ પર્વમાં "દ્રોણવાકયો" એ વિષયનો અધ્યાય ૫૧ મો સમાપ્ત.

# અધ્યાય ૫૨ મો

## વનવાસનાં વર્ષોનો નિર્ણય અને વ્યૂહરચના

॥ भीष्म उवाच ॥

**कलाः काष्ठाश्च युज्यंते मुहूर्ताश्च दिनानि च।**
**अर्धमासाश्च मासाश्च नक्षत्राणि ग्रहास्तथा ॥१**

ભીષ્મે કહ્યું:–"કલા, કાષ્ઠા, મુહૂર્ત, દિવસ, પક્ષ, માસ, નક્ષત્ર, ગ્રહ,ઋતુ અને સંવત્સર એના યોગથી કાળની ગણના કરાય છે અને એ કાળના વિભાગવડે કાળચક્ર ફર્યા કરે છે. કાળની ગતિવડે,સૂર્ય તથા ચંદ્રના નક્ષત્ર ઉલ્લંઘન કરવાના કાળમાં ભેદ પડયા કરે છે, તે ભેદ દૂર કરવા પ્રત્યેક પાંચ પાંચ વર્ષે બબ્બે માસની વૃદ્ધિ થાય છે.×[1–3]એ રીતે જોતાં પાંડવોનાં તેર વર્ષમાં

×ચાંદ્ર,સાવન અને સૌર એવા ત્રણ પ્રકારના સંવત્સરો છે. તેમાં ચોવીસ પખવાડિયાંનો અને ત્રણસો ચોપન દિવસનો ચાંદ્ર સંવત્સર; ત્રણસોસાઠ દિવસનો સાવન સંવત્સર અને ત્રણસો પાંસઠ દિવસ, પંદર ઘડી, એકત્રીસ પળ તથા ત્રીસ અક્ષર જેટલા કાળનો સૌર સંવત્સર ગણાય છે.ઘણે ભાગે જ્યોતિષીઓ સૌર સંવત્સરને અનુસરીને વર્ષ પ્રવેશાદિ કાર્ય કરે છે; સ્માર્ત વર્ધાપન વગેરેમાં ચાંદ્ર સંવત્સર લેવાય છે અને બાર વર્ષની પ્રતિજ્ઞા, વ્રત, સત્ર વગેરેમાં સાવન સંવત્સરનો ઉપયોગ કરાય છે. આ પ્રમાણે વિશેષ છે, છતાં જ્યારે ચાંદ્ર સંવત્સરની ગણના કરીએ, ત્યારે તેમાં સૌર સંવત્સરના દિવસાદિકની વૃદ્ધિ ગણાય; અને એ રીતે ગણતાં તેર વર્ષમાં ચાંદ્ર પાંચ માસ, બે દિવસ, સાડત્રીસ ઘડી અને પંદર અક્ષર અધિક થાય છે.

પાંચ મહિના અને બાર દિવસ વધારે થાય છે, એમ મને લાગે છે;[૪] અને તેથીજ પાંડવોએ જે જે પ્રતિજ્ઞા કરી હતી, તે તે સઘળી યથાર્થ રીતે પાર પાડી છે તથા અર્જુન એ વાત નિશ્ચયપૂર્વક જાણીનેજ અહીં યુદ્ધ કરવા આવ્યો છે.[૫] સર્વે પાંડવો મહાત્મા છે તથા તે સર્વેને ધર્મ અને અર્થનું ઉત્તમ જ્ઞાન છે. વળી યુધિષ્ઠિર જેઓના રાજા છે,તેઓ શામાટે ધર્મના સંબંધમાં અપરાધ કરે ?[૬] નિર્લોભી પાંડવોએ બહુ દુષ્કર કાર્ય કર્યું છે! તેઓ કેવળ ઉલટા ઉપાયથી રાજ્ય મેળવવાની ઈચ્છા કરે તેવા નથી.[૭] કુરુવંશી પાંડવો તે દ્યૂતસભામાંજ પરાક્રમ કરવાને સમર્થ હતા; પરંતુ તેઓ ધર્મપાશથી બંધાયલા હતા તેથી ક્ષત્રિયવ્રતથી ડગ્યા ન હતા.[૮] અર્જુન અસત્ય વર્તન કરનારો છે, એવું જે મનુષ્ય કહે, તે અવશ્ય પરાભવ પામેજ! રે, પાંડવો મરણ સુદ્ધાં કબૂલ રાખે, પરંતુ અસત્યમાં સંમત થાય તેવા નથી.[૯] વળી તે પુરુષશ્રેષ્ઠ પાંડવો જે સમયે જે વસ્તુ પ્રાપ્ત કરવા યોગ્ય હોય, તે વસ્તુ વજ્રધારી ઇંદ્રની રક્ષામાં હોય, તોપણ તેને છોડે નહિ તેવા પરાક્રમી છે.[૧૦] તે સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા અર્જુનની સામે રણમાં આપણે યુદ્ધ કરવાનું છે; માટે એ સંબંધમાં જે હિતકારક હોય તથા લોકમાં સત્પુરુષોએ જે કર્યું હોય, તેવું કાર્ય ઝટ કરો, કે જેથી તમારૂં ગાયોરૂપી ધન શત્રુના હાથમાં જાય નહિ.[૧૧] હે કુરુવંશી રાજેંદ્ર! સંગ્રામમાં અવશ્ય વિજયજ થાય એવું હું કદાપિ જોતો નથી. આ અર્જુન તો આવી પહોંચ્યો!"[૧૪]

દુર્યોધને કહ્યું:-"હે પિતામહ! હું પાંડવોને રાજ્ય આપનાર નથી, માટે યુદ્ધસંબંધી જે કંઇ કર્તવ્ય હોય, તેજ ત્વરાથી કરો."[૧૫]

ભીષ્મે કહ્યું:-"હે કુરુનંદન!મારે તને સર્વથા જે કલ્યાણકારી હોય તેજ કહેવું જોઇએ; માટે આ સંબંધમાં મારી જે બુદ્ધિ પહોંચે છે તે તને રુચે, તો તું સાંભળ![૧૬] તું સેનાનો ચોથો ભાગ લઇને તત્કાળ હસ્તિનાપુર ચાલ્યો જા! બીજો સેનાનો ચોથો ભાગ ગાયો લઇને અહીંથી નગર તરફ જાય;[૧૭] અને બાકી રહેલા અર્ધા સૈન્યને સાથે રાખીને અમે અર્જુનની સાથે યુદ્ધ કરીશું. અર્જુન યુદ્ધ કરવાના નિશ્ચયથી અહીં આવ્યો છે, માટે હું, દ્રોણ, કર્ણ, અશ્વત્થામા તથા કૃપાચાર્ય,તેની સામે લઢીશું.[૧૮] જો મત્સ્યરાજ ફરી યુદ્ધ કરવા આવશે અથવા શતક્રતુ ઇંદ્ર આવશે, તોપણ કિનારો જેમ સમુદ્રને અટકાવી રાખે છે, તેમ હું તેઓને અટકાવી રાખીશ!"[૧૯]

વૈશંપાયને કહ્યું:- મહાત્મા ભીષ્મે કહેલાં તે વાકયો સર્વને ગમ્યાં અને કૌરવોના રાજા દુર્યોધને તે પ્રમાણે કર્યું.[૨૦] એ રીતે રાજાને તથા તેની પાછળ ગાયોને વિદાય કર્યા પછી ભીષ્મે સેનાના નાયકોને વ્યવસ્થાથી ઉભા રાખીને વ્યૂહ રચવાનો આરંભ કર્યો.[૨૧]

ભીષ્મે કહ્યું:-"હે આચાર્ય!તમે સર્વ સેનાની વચ્ચે ઉભા રહો; અશ્વત્થામા સેનાની ડાબી બાજુએ ઉભોરહે;શરદ્વાનના બુદ્ધિમાન પુત્ર કૃપાચાર્ય.સેનાની જમણી બાજુએ રહીને તેની રક્ષા કરે;કર્ણ કવચ ધારણ કરીનેસેનાને મોખરે ઉભો રહે અને હું સર્વ સૈન્યની પાછળ ઉભો રહીને તેનું રક્ષણ કરીશ."[૨૩]

**ઇતિ શ્રીમહા૦ વિરા૦ ગોહરણપર્વમાં "ભીષ્મકૃત સૈન્યવ્યૂહ" એ વિષયનો અધ્યાય પર મો સમાપ્ત.**

---

લોકમાં ઘણેભાગે વિજયાદશમી દ્યૂત રમવાનો દિવસ ગણાય છે, તે ઉપરથી પાંડવોનો વિજયાદશમીએ દ્યૂતમાં પરાજય થયો. કૌરવો ગ્રીષ્મકાળમાં ગાયો લેવા આવ્યા, તે વખતે વિજયાદશમીએ હારેલા પાંડવોનાં તેર વર્ષો આવતી આશ્વિન સુદ દશમીએ પૂરાં થશે, એમ દુર્યોધનનું ધારવું હતું અને તેથીજ તે અર્જુનને વહેલો બહાર પડેલો જોઇને મનમાં રાજી થતો હતો; પરંતુ પાંડવો તો ચાંદ્ર સંવત્સર પ્રમાણે ગણના કરીને તેર વર્ષો પૂરાં કરી કૃતાર્થ થઇ બહાર પડયા હતા. પાંડવોએ વિજયાદશમીથી પાંચ માસ અને બાર દિવસ પહેલાં પ્રકટ થવું જોઇએ.તેમાં તેઓ અમાંત (ચંદ્ર) માસ પ્રમાણે ચૈત્રવદ સાતમે પ્રકટ થયા એટલે પ્રતિજ્ઞા પૂર્ણ થયા પછી પણ નવ દિવસ ઉપરાંત કંઇક અધિક સમયે પ્રકટ થયા એમ સમજાય છે.

(ટીકા ઉપરથી.)

# અધ્યાય ૫૩ મો

## ગાયો પાછી વળી.

॥ वैशंपायन उवाच ॥

तथा व्यूढेष्वनीकेषु कौरवेयेषु भारत ॥
उपायादर्जुनस्तूर्णं रथघोषेण नादयन् ॥१॥

વૈશંપાયને કહ્યું:—હે ભારત ! તે પ્રમાણે કૌરવી સેના વ્યૂહ રચીને ઉભી રહી એટલામાં અર્જુન પોતાના રથના નાદથી દિશાઓને ગજાવતો તત્કાળ ત્યાં આવી પહોંચ્યો.[1] તે વખતે કૌરવોએ અર્જુનના ધ્વજનો અગ્રભાગ જોયો અને રથનો મહાનાદ તથા ગાંડીવધનુષનો ઉપરાછાપરી થતો પ્રચંડ ટંકારવ સાંભળ્યો.[2] તે સર્વ અવલોકન કરીને તથા ગાંડીવધન્વા મહારથી અર્જુનને આવેલો જોઇને દ્રોણગુરુ કહેવા લાગ્યા.[3]

દ્રોણે કહ્યું:—"આ અર્જુનના ધ્વજનો અગ્રભાગ દૂરથી ઝળકી રહ્યો છે; આ ધડધડાટ સંભળાય છે, તે તેના રથનો છે અને આ તેના ધ્વજમાં રહેલો વાનર ગર્જના કરી રહ્યો છે.[4] આ ઉત્તમ રથમાં બેઠેલો રથિશ્રેષ્ઠ અર્જુન, વજ્રના જેવા નાદવાળા પોતાના શ્રેષ્ઠ ગાંડીવ ધનુષને ઉંચું કરીને ખેંચે છે.[5] જુઓ, આ બન્ને બાણો એકસાથે મારા બન્ને પગમાં આવીને પડયાં ! અને આ બીજાં બે બાણો મારા બે કાનોનો સ્પર્શ કરીને ચાલ્યાં ગયાં ![6] અર્જુન વનવાસ ભોગવીને તથા અલૌકિક કર્મ કરીને, એ બે બાણોદ્વારા મને પ્રણામ કરે છે તથા બે બાણોથી મારા કાનનો સ્પર્શ કરીને યુદ્ધ કરવાની આજ્ઞા માગે છે.[7] અહો! બુદ્ધિમાન, બાંધવપ્રિય અને ઉજ્જવળ કાંતિવાળા આ પાંડુપુત્ર ધનંજયને આપણે ઘણે લાંબે સમયે દીઠો ![8] એની પાસે રથ, બાણ, હાથનાં સુંદરમોજાં, ભાથા, શંખ, પતાકા, કવચ, કિરીટ, ખડ્ગ અને ધનુષ છે, તેથી એ અર્જુન, સરવાથી વીંટાયલા ઘી હોમેલા અગ્નિ જેવો શોભે છે !"[9]

(આ તરફ) અર્જુને કહ્યું:—"હે સારથિ! મારાં બાણો સેનામાં જઇને પડે, તેટલે છેટે તું રથના ઘોડાઓને ઉભા રાખ, એટલે હું સારીરીતે જોઇ લઉં કે, આ સૈન્યમાં પેલો કુરુકુલાધમ કયાં છે ? તે અતિમાનીને જોતાંજ હું આ સર્વને પડતા મૂકી, તેના મસ્તક ઉપર હલ્લો કરૂં એટલે આ સર્વનો આપોઆપજ પરાજય થઇ જાય ![11] જો, આ દ્રોણાચાર્ય સજ્જ થઈને ઉભા છે, તેમની પાછળ અશ્વત્થામા ઉભા છે અને અહીં આવેલા મહાધનુર્ધારી ભીષ્મ, કૃપાચાર્ય તથા કર્ણ દૃષ્ટિએ પડે છે;[12] પરંતુ અહીં રાજા ક્યાંએ દૃષ્ટિએ પડતો નથી ! એ ઉપરથી મને શંકા થાય છે કે, તે જીવ બચાવવામાટે ગાયો લઇને દક્ષિણને રસ્તે થઇને નાસી જતો હશે; માટે હે વિરાટપુત્ર! તું આ રથની સેનાને પડતી મૂક અને જ્યાં દુર્યોધન હોય ત્યાં રથને લઇ જા ! હું ત્યાંજ યુદ્ધ કરીશ; કારણકે નિષ્ફળ યુદ્ધ હોતું નથી. હું તે દુર્યોધનને જીતી ગાયો લઇનેજ પાછો ફરીશ !"[14]

વૈશંપાયને કહ્યું:—આ પ્રમાણે અર્જુને કહ્યું એટલે વિરાટપુત્ર ઉત્તરે, યત્નથી ઘોડાઓને વશ કર્યા અને જ્યાં કુરુશ્રેષ્ઠો સજ્જ થઈને ઉભા હતા ત્યાંથી બીજી તરફ જ્યાં દુર્યોધન ગયો હતો ત્યાં જવામાટે લગામો કબજામાં લઇને ઘોડાઓને હાંક્યા. આ રીતે રથસમુદાય છોડીને અર્જુન બીજી તરફ જવા લાગ્યો, ત્યારે કૃપાચાર્ય તેનો અભિપ્રાય જાણીને બોલ્યા કેઃ—[16] "આ અર્જુન, દુર્યોધનવિના આપણી સામે યુદ્ધ કરવા ઇચ્છતો નથી; માટે આપણે વેગથી પ્રયાણ કરતા અર્જુનની પીઠ પકડવી જોઈએ; કારણકે અત્યંત ક્રોધાયમાન થએલા અર્જુનની સાથે સંગ્રામમાં હજાર નેત્રવાળો ઇંદ્ર, દેવકીનંદન શ્રીકૃષ્ણ અથવા મહારથી દ્રોણાચાર્ય કે અશ્વત્થામાવિના બીજો કોઇ એકલો યુદ્ધ કરવા સમર્થ નથી ![18] તેથી આપણા જતાં પહેલાંજ, નાવ જેમ જળમાં ડૂબી જાય, તેમ દુર્યોધન જો અર્જુનના સપાટામાં સપડાયો, તો પછી આપણને ગાયો અથવા પુષ્કળ ધન શું કામ લાગશે ?"[19]

આ પ્રમાણે કૃપાચાર્ય બોલતા હતા એટલામાં તો અર્જુન દુર્યોધનની સેના પાસે જઈ પહોંચ્યો અને તેણે પોતાનું નામ સંભળાવીને તત્કાળ તીડોનાં ટોળાંની પેઠે બાણોની વૃષ્ટિવડે તે સેનાને ઢાંકી નાખી.[20] તે વખતે અર્જુને છોડેલા બાણસમુદાયથી ઢંકાયલા તે યોદ્ધાઓ, આકાશને તથા પૃથ્વીને પણ બાણોથી છવાઇ ગયેલાં જોવા

લાગ્યા,[૨૧] તોપણ રણે ચઢેલા તે યોદ્ધાઓએ નાસવાની ઇચ્છા કરી નહિ; પરંતુ તેઓ ત્યાંજ ઉભા રહીને મનમાં અર્જુનના હાથની ઝડપને વખાણવા લાગ્યા.તે પછી અર્જુને, શત્રુઓને રોમાંચિત કરી દે તેવો શંખનો નાદ કર્યો અને શ્રેષ્ઠધનુષનો ટંકાર કરીને ધ્વજામાં રહેલાં ભૂતોને પણ મહાનાદ કરવાની પ્રેરણા કરી.[૨૨] અર્જુનના તે શંખનાદવડે, રથનાં પૈડાંના ઘડઘડાટવડે, ગાંડીવના ઘોષવડે અને ધ્વજમાં રહેલાં અમાનુષ ભૂતોની ગર્જનાવડે પૃથ્વી કંપી ઉઠી તથા ગાયો ઉંચાં કરેલાં પૂછડાંઓ હલાવતી અને 'હંભાં, હંભાં' શબ્દ કરતી દક્ષિણ દિશા તરફ પાછી વળી ગઇ.

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ ગોહરણપર્વમાં "ઉત્તરગોગ્રહમાં ગોનિવર્ત્તન" એ વિષયનો અધ્યાય ૫૩ મો સમાપ્ત.

## અધ્યાય ૫૪ મો

### કર્ણ પલાયન કરી ગયો.

॥ वैशंपायन उवाच ॥

**स शत्रुसेनां तरसा प्रणुद्य गास्ता विजित्याथ धनुर्धराग्र्यः॥ दुर्योधनायाभिमुखं प्रयातो भूयो रणं सोऽभिचिकीर्षमाणः ॥१॥**

વૈશંપાયને કહ્યું:–ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ એવા અર્જુને, એ પ્રમાણે ઝપાટાબંધ શત્રુસેનાને અસ્તવ્યસ્ત કરીને તે ગાયો જીતી લીધી અને ફરી યુદ્ધ કરવાની ઈચ્છાથી દુર્યોધનની સામે પ્રયાણ કર્યું.[૧] તે વખતે ગાયોને મત્સ્યનગર તરફ વેગથી જતી જોઇને, કુરુવીરોએ અર્જુનને પોતાના કાર્યમાં સફળ થયેલો જાણ્યો અને તેઓ દુર્યોધનની સામે ચઢી જતા અર્જુનના ઉપર એકદમ તૂટી પડયા.[૨] ત્યારે કૌરવોની પુષ્કળ ધ્વજાવાળી તથા દઢ વ્યૂહમાં ગોઠવાયલી તે મોટી સેના જોઇને, શત્રુનિહંતા અર્જુને મત્સ્યરાજ વિરાટના પુત્ર ઉત્તરને સંબોધીને કહ્યું કે:–[૩] "હે ઉત્તર ! તું આ સોનાનાં ચોકડાં તથા લગામવાળા પીળા ઘોડાઓને સર્વ સામર્થ્યથી પ્રયત્નપૂર્વક તત્કાળ આ માર્ગ તરફ વાળ, એટલે હું કુરુસિંહ દુર્યોધનના મુખ્ય લડવૈયા કર્ણની સામે પહોંચી જાઉં; કારણકે હાથી જેમ હાથીની સાથે યુદ્ધ કરવાની ઇચ્છા કરે, તેમ આ દુરાત્મા કર્ણ મારી સામે યુદ્ધ કરવા ઇચ્છે છે; માટે હે રાજપુત્ર ! તું દુર્યોધનના આશ્રયથી ગર્વિષ્ઠ થયેલા એ કર્ણની પાસે મને ઝટ પહોંચાડ !"[૫]

તે સાંભળીને વિરાટપુત્રે વાયુના જેવા વેગવાળા તથા સુવર્ણની ઝાલરોવાળા તે કદાવર ઘોડાઓને વેગથી દોડાવ્યા અને તેદ્વારા રથીઓની સેના ભેદીને તે અર્જુનને રણભૂમિના મધ્યભાગમાં લઇ ગયો.[૬] તે સમયે હે ભારત! કર્ણના બચાવની ઈચ્છાવાળા ચિત્રસેન, સંગ્રામજિત્ શત્રુસહ અને જય એ મહારથીઓ, વિપાઠ નામનાં બાણોસાથે ચઢી આવેલા અર્જુનની સામે જઇ પહોંચ્યા.[૭] ત્યારે અગ્નિ જેમ વનને બાળી મૂકે તેમ ધનુષરૂપી જ્વાળાવાળા અને બાણના વેગરૂપી તાપવાળા નરવીર અર્જુનરૂપી અગ્નિએ ક્રોધયુક્ત થઇ, તે કુરુશ્રેષ્ઠના રથોના સમૂહને બાળી ભસ્મ કરી નાખ્યો. આ પ્રમાણે તે તુમુલ યુદ્ધ ચાલતું હતું તે વખતે કુરુવીર વિકર્ણ, ભયંકર વિપાઠ બાણોની વૃષ્ટિ કરતો કરતો, ભીમના નાનાભાઈ અતિરથી અર્જુનસામે ચઢી આવ્યો; ત્યારે અર્જુને, વિકર્ણનું સુવર્ણથી મઢેલું અને દઢ પણછવાળું ધનુષ કાપીને તેના ધ્વજને પણ છિન્નભિન્ન કરી જમીનપર તોડી પાડયો ! પોતાનો ધ્વજ કપાતાંજ વિકર્ણ ત્યાંથી ઉતાવળો પલાયન કરી ગયો. આ રીતે શત્રુના ટોળાને પીડનારા તે અર્જુનને અમાનુષ કર્મ કરતો જોઇને, શત્રુંતપ રાજા સહન કરી શકયો નહિ, તેથી તે બાણની વૃષ્ટિવડે અર્જુનને પીડવા લાગ્યો.[૧૧] કૌરવોની સેનામાં પ્રવેશ કરતા અર્જુનને જ્યારે તે અતિરથી રાજાએ વીંધી નાખ્યો, ત્યારે અર્જુને તત્કાળ પાંચ બાણોથી શત્રુંતપને વીંધી, દશ બાણોવડે તેના સારથિને મારી નાખ્યો.[૧૨] ભરતવંશમાં શ્રેષ્ઠ અર્જુને શત્રુંતપને કવચ ભેદીને અંદર પેસી જાય તેવાં બાણોવડે વીંધી નાખ્યો, એટલે તે રાજા પ્રાણવિનાનો થઇને, વાયુથી ભાંગેલું ઝાડ જેમ પર્વત ઉપરથી નીચે પડે તેમ રણભૂમિમાં પડયો.[૧૩]

પછી નરશ્રેષ્ઠ મહાવીર અર્જુને, યુદ્ધમાં ઘણા-એક પુરુષશ્રેષ્ઠ વીરોને ભગાડી મૂક્યા એટલે કૌરવી યોદ્ધાઓ પ્રચંડ પવનથી કંપેલા મહાવનની પેઠે કંપી ઉઠયા;[૧૪] અને અર્જુને હણેલા કેટલાએક સુંદર પોષાકવાળા નરવીરો ગતપ્રાણ થઈને ધરણી ઉપર ઢળ્યા. તે પછી સંગ્રામમાં ઇંદ્રપુત્ર અર્જુને, ધનનું દાન દેનારા ઇંદ્રતુલ્ય પરાક્રમી, સુવર્ણની કારીગરીવાળાં લોહમય કવચોથી સજ્જ થયેલા તથા હિમાલય ઉપર વૃદ્ધિ પામેલા પ્રચંડ હાથીઓના જેવા અનેક યોદ્ધાઓનો પરાજય કર્યો. આ પ્રમાણે રણભૂમિમાં શત્રુઓનો સંહાર વાળતો ગાંડીવધન્વા નરવીર અર્જુન, ગ્રીષ્મ ઋતુમાં દિશા વિદિશાઓને બાળતા અગ્નિની પેઠે સંહાર વાળતો,સંગ્રામમાં ચારેતરફ ફરવા લાગ્યો. વાયુ જેમ વસંતઋતુમાં ખરી પડેલાં પાંદડાંઓને તથા મેઘોને ઉરાડતો વાય છે, તેમ અતિરથી અર્જુન પણ રથમાં બેસીને શત્રુઓને અસ્તવ્યસ્ત કરતો સંગ્રામભૂમિમાં ફરતો હતો. તે પછી ઉદાર સત્વવાળા, કિરીટ અને માળાને ધારણ કરનારા અર્જુને, કર્ણના ભાઈ સંગ્રામજિતના રથને જોડેલા લાલ ઘોડાઓને મારી નાખીને એકજ બાણથી તેનું માથું કાપી નાખ્યું.[૧૮] પોતાના ભાઈનો વધ થતાંજ સૂતપુત્ર કર્ણ,ગજેંદ્ર જેમ પર્વતનાં બે શિખરો તરફ દોડે અને વાઘ જેમ મોટા આખલાની સામે દોડે, તેમ અધિક સામર્થ્ય ધારણ કરીને આગ્રહપૂર્વક અર્જુન તથા ઉત્તરની સામે દોડયો.[૧૯] તત્કાળ સૂર્યપુત્ર કર્ણે, અર્જુનના ઉપર બાર બાણોનો પ્રહાર કર્યો, તેના સર્વ ઘોડાઓનાં ગાત્રોને વીંધી નાખ્યાં અનેવિરાટપુત્રના હાથમાં પણ પ્રહાર કર્યો. તે વખતે વિચિત્ર પાંખવાળો ગરુડ જેમ વેગથી નાગ ઉપર તૂટી પડે, તેમ અર્જુન વેગ ધારણ કરીને એકાએક ચઢી આવેલા કર્ણની પાસે જઇ ઝપાટાબંધ તેનાપર તૂટી પડયો.[૨૧] તે સર્વ ધનુર્ધારીઓમાં ઉત્તમ, મહાબળસંપન્ન તથા સર્વ શત્રુઓની સામે ટક્કર ઝીલે તેવા કર્ણ અને અર્જુન એ બન્નેનું યુદ્ધ થતું જોઈને, કૌરવો યુદ્ધથી ઉપરામ પામી, તે યુદ્ધ જોવાની ઈચ્છાથી ઉભા રહ્યા.[૨૨] પાંડુપુત્ર અર્જુન, અપરાધી કર્ણને જોતાંની સાથેજ ક્રોધ પામ્યો અને તેણે તત્કાળ મહાહર્ષથી ભયંકર બાણોની વૃષ્ટિ કરીને તેવડે ઘોડા, રથ તથા સારથિની સાથે કર્ણને એક ક્ષણમાંજ ઢાંકી દીધો.[૨૩] પછી અર્જુને, ભીષ્મ વગેરે કૌરવ યોદ્ધાઓપર એટલી બાણોની વૃષ્ટિ કરી, કે જેનાથી તેઓ રથો તથા ઘોડાઓની સાથે ઢંકાઈ ગયા અને બાણોથી વીંધાયલા ભરતશ્રેષ્ઠોનાયોદ્ધાઓ પોતાના ઘોડાઓ તથા હાથીઓની સાથે મોટી ચીસો પાડવા લાગ્યા.[૨૪] તે સમયે વીર કર્ણે પણ બાણના સમુદાયવડે અર્જુનના હાથથી છુટેલાં બાણોને કાપી નાખ્યાં અને તે મહાત્મા, ધનુષ તથા બાણોની સાથે તણખાઓવાળા અગ્નિની પેઠે તત્કાળ અર્જુનની સામે આવીને ઉભો રહ્યો.[૨૫]ત્યારે હાથનાં મોજાં અને પણછનો ટંકાર કરતા કર્ણની તે કૌરવવીરો પ્રશંસા કરવા લાગ્યા, આનંદથી તાળીઓ પાડવા લાગ્યા અને શંખ, ભેરી તથા પણવના નાદો કરવા લાગ્યા.[૨૬] પછી ઉંચું કરેલું વાનરનું પૂંછડું એજ જેના ધ્વજની મોટી પતાકા છે, જેના ધ્વજપર રહેલાં પાટિયાંના બન્ને છેડાઓપર ભયંકર ભૂતો ચીત્કાર કર્યા કરે છે અને ગાંડીવના ટંકારની સાથે જે પોતે મોટી ગર્જના કરે છે એવા તે અર્જુનને જોઇને કર્ણે પણ મોટી ગર્જના કરી.[૨૭] પછી કિરીટધારી અર્જુને બાણો મૂકીને ઘોડા, રથ તથા સારથિની સાથે કર્ણને બહુ પીડિત કર્યો અને દ્રોણગુરુ તથા કૃપાચાર્યના તરફ જોઇને ભીષ્મપિતામહના પર જોરથી બાણોની વૃષ્ટિ કરી;[૨૮] ત્યારે કર્ણે પણ મેઘની પેઠે અર્જુનના પર પુષ્કળ બાણોનો વરસાદ વરસાવ્યો; તેમજ અર્જુને પણ તીવ્ર બાણોવડે કર્ણને ઢાંકી દીધો.[૨૯]આ પ્રમાણે રણમાં મોટા બાણસમૂહોથી કતલ ચાલી રહી હતી. ત્યાં અતિ તીક્ષ્ણ બાણના સમુદાયોને છોડતા તે બન્નેને, લોકો, મેઘમંડળમાં રહેલા ચંદ્ર–સૂર્યની પેઠે,રથમાં બાણસમૂહની વચ્ચે રહેલા જોવા લાગ્યા.[૩૦] પછી અર્જુનના વિજયને સહન ન કરીને ઝડપવાળા કર્ણે, તત્કાળ તીક્ષ્ણ ધારવાળાં બાણોવડે અર્જુનના ચાર ઘોડાઓને વીંધી નાખ્યા, ત્રણ બાણ મારીને સારથિને વીંધ્યો અને ત્રણ બાણવડે તેના ધ્વજને

ભેદી નાખ્યો.[31] આ પ્રમાણે યુદ્ધમાં સંહારનારો અર્જુન, બાણોથી વીંધાયો એટલે સૂતેલો સિંહ જેમ જાગે તેમ જાગ્રત થયો અને તે ગાંડીવધારી કુરુશ્રેષ્ઠ સીધાં જનારાં બાણોની વૃષ્ટિ કરતો કર્ણપર ધસી ગયો.[32] પછી શસ્ત્રાસ્ત્રની વૃષ્ટિથી વીંધાયલા મહાત્મા અર્જુને, અમાનુષ કર્મ કરવા માંડયું અને સૂર્ય જેમ કિરણના સમૂહથી આ લોકને ઢાંકી દે, તેમ તેણે બાણોવડે કર્ણના રથને ઢાંકી દીધો.[33] પછી એક હાથીએ મારેલો બીજો ગજેંદ્ર જેમ ક્રોધે ભરાય તેમ ક્રોધે ભરાયલા અર્જુને, ભાથામાંથી તીક્ષ્ણ ધારવાળાં ભલ્લ જાતનાં બાણો લઇને ધનુષ ઉપર ચઢાવ્યાં અને કાનસુધી ધનુષ ખેંચીને તે બાણોવડે કર્ણનાં ગાત્રો વીંધી નાખ્યાં.[34] શત્રુમર્દન અર્જુને, એ યુદ્ધમાં ગાંડીવ ધનુષથી છુટેલાં વજ્ર જેવાં તીક્ષ્ણ બાણોવડે કર્ણના બાહુ, સાથળ, મસ્તક, લલાટ, કંઠ વગેરે ઉત્તમ અંગોને ભેદી નાખ્યાં;[35] એટલે એક હાથીથી પરાજય પામેલા બીજા હાથીના જેવો કર્ણ, અર્જુને છોડેલા બાણથી વીંધાઇને તથા તેના બાણથી તપી જઇને, રણનો મોખરો છોડી, ત્યાંથી વેગવડે નાસી ગયો ![36]

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ ગોહરણપર્વમાં " ઉત્તરગોગ્રહમાં કર્ણપલાયન " એ વિષયનો અધ્યાય ૫૪ મો સમાપ્ત.

## અધ્યાય ૫૫ મો

### અર્જુનનો સપાટો

॥ વૈશંપાયન उवाच ॥

**अपयाते तु राधेये दुर्योधनपुरोगमाः ॥**
**अनीकेन यथा स्वेन शनैराच्छंत पांडवम् ॥१॥**

વૈશંપાયને કહ્યું:—રાધાપુત્ર કર્ણ નાસી ગયો તે પછી દુર્યોધન વગેરે કૌરવ યોદ્ધાઓ પોતપોતાની સેનાસાથે ધીરે ધીરે અર્જુનની આગળ એકઠા થયા;[1] અને અનેક પ્રકારના વ્યૂહમાં ગોઠવાયલા તે સૈનિકોએ ધસારો કરીને બાણોની વૃષ્ટિ કરવા માંડી; પરંતુ કિનારો જેમ મહાસમુદ્રના વેગને રોકી રાખે, તેમ અર્જુને તે સૈનિકોના વેગને રોકી રાખ્યો.[2] પછી રથીઓમાં શ્રેષ્ઠ અને ધોળા ઘોડાવાળા કુંતીપુત્ર અર્જુને હાસ્યકરીને દિવ્યઅસ્ત્રોનો પ્રયોગ કરતાં કૌરવી સેનાપર ચઢાઇ કરી;[3] અને સૂર્ય જેમ પોતાનાં કિરણોવડે પૃથ્વીને ઢાંકી દે છે, તેમ અર્જુને ગાંડીવ ધનુષમાંથી બાણો છોડીને દશે દિશાને ઢાંકી દીધી. તે વખતે અર્જુનનાં તીવ્ર બાણોવડે રથો, ઘોડાઓ, હાથીઓ અને બખ્તરો, એમાંનું વીંધાયાવિનાનું બે આંગળ જેટલું સ્થાન પણ બાકી રહ્યું ન હતું.[5] તે વેળા અર્જુનના દિવ્યાસ્ત્રના પ્રયોગથી, ઉત્તર તથા ઘોડાઓની ઉત્તમ કેળવણી અને કળાથી તથા અસ્ત્રો ચોતરફ ઘૂમી નીકળવાથી, અનુભવાતા જયશીલ અર્જુનના તે ઉત્તમ શીઘ્ર પરાક્રમને જોઇને શત્રુઓ પણ તેનાં વખાણ કરવા લાગ્યા;[6] અને પ્રજાને બાળીને ભસ્મ કરતા કાળાગ્નિની પેઠે, સંહાર કરવા મંડેલા પ્રજ્વલિત અગ્નિના જેવા અર્જુનની સામે શત્રુઓ જોવા પણ સમર્થ થયા નહિ.[7] અર્જુનની બાણજાળથી છવાયેલાં તે સૈન્યો, પર્વત ઉપર છવાયલાં ગાઢાં વાદળાંઓ સૂર્યનાં કિરણોવડે છવાયાથી જેવાં શોભે, તેવાં શોભવા લાગ્યાં.[8]

હે ભરતવંશી જનમેજય ! તે વખતે ત્યાં અર્જુનનાં બાણોથી અનેક પ્રકારે છિન્નભિન્ન થયેલાં તે સૈન્યો, પુષ્કળ શુભ પુષ્પોથી ઢંકાયલાં અશોકવૃક્ષનાં વનોના જેવાં શોભવા લાગ્યાં.[9] માળામાંથી ખરેલું તથા સૂકાયલું સુવર્ણચંપાનું પુષ્પ જેમ વાયુ આકાશમાં ઉડાવે, તેમજ અર્જુનનાં બાણોવડે કપાયલાં છત્રોને અને પતાકાઓને વાયુ આકાશમાં ઉડાવ્યા કરતો હતો—અર્થાત્ અર્જુને બાણની જાળથી આકાશને એવું ભરી દીધું હતું કે તે છત્રાદિકો નીચે ન પડતાં આકાશમાંજ ઉડયા કરતાં હતાં.[10] તે સમયે અર્જુને જેમની ઝુંસરીઓ કાપી નાખેલી એવા શત્રુના રથોએ જોડેલા ઘોડાઓ, પોતાની સેનાના ગભરાટથી ભયભીત થઇને ઝુંસરીનો કપાયલો ભાગ સાથે લઇને ત્યાંથી દશે દિશામાં નાસવા લાગ્યા.[11] પછી અર્જુને, શત્રુના હાથીઓના કાન, કાખ, દાંતો, અંદરના હોઠો અને બીજાં મર્મસ્થાનોમાં બાણો મારીને તેઓને રણમાં પાડવા માંડયા.[12] તે વખતે મેઘોથી જેમ આકાશમંડળ છવાઇ જાય, તેમ

તે કૌરવશ્રેષ્ઠોના પ્રાણવિનાના થયેલા હાથીઓનાં શરીરોથી એક ક્ષણમાંજ પૃથ્વી છવાઇ ગઈ.[૧૩] પ્રલયસમયે જેમ ઉગ્ર જ્વાળાવાળો અગ્નિ, સ્થાવરજંગમ સર્વ જગતને બાળી મૂકે છે, તેમજ હે મહારાજ ! અર્જુન પણ સંગ્રામમાં સર્વ શત્રુઓને બાળવા લાગ્યો.[૧૪] પછી શત્રુમર્દન બળવાન અર્જુને, સર્વ અસ્ત્રના તેજથી, ધનુષના ટંકારથી, ધ્વજપર રહેલાં અમાનુષ ભૂતોની ગર્જનાથી, ધ્વજવાસી વાનરના અત્યંતભયંકર નાદથી અને દેવદત્ત શંખના ધ્વનિથી તે દુર્યોધનની સેનાને ભયભીત કરી દીધી.[૧૬] અર્જુને પ્રથમ દર્શનમાત્રથીજ શત્રુઓના દેહસામર્થ્યને હરી લીધું. પછી તે એકાએક પાછળ હઠીને સાહસથી શત્રુઓના ઉપર તૂટી પડયો;[૧૭] અને તેણે આકાશચારી પક્ષીઓના જેવાં, અત્યંત તીક્ષ્ણ અગ્રવાળાં અને રુધિરનું પ્રાશન કરનારાં, ગગનવિહારી બાણો છોડીને આકાશને છાઈ દીધું.[૧૮] હે રાજા! તે વખતે એક પાત્રમાં પેઠેલાં સૂર્યનાં કિરણો જેમ અવકાશના અભાવથી સંકોચાય છે, તેમજ અર્જુનનાં અસંખ્ય બાણો દિશાઓમાં ન સમાવાથી સંકોચાતાં હતાં. શત્રુઓ પોતાની આગળ આવેલા અર્જુનના રથને એકવારજ જોઈ શકતા હતા; કારણકે તેઓ અર્જુનને એકવાર જોતા કે અર્જુન તેઓને રથમાંથી પાડીને ઘોડાઓની સાથે પરલોકમાં પહોંચાડી દેતો હતો, એટલે તેઓને ફરી અર્જુનનાં દર્શન અલભ્ય થઇ પડતાં હતાં.[૨૦] અર્જુનનાં બાણો જેમ શત્રુઓનાં શરીરોમાં અટકી રહ્યાવિના સોંસરાં નીકળી જતાં હતાં, તેમજ તે વખતે અર્જુનનો રથ પણ શત્રુઓના સૈન્યમાં અટકી ન રહેતાં સોંસરો નીકળી જતો હતો.[૨૧] જેમ મહાસમુદ્રમાં ક્રીડા કરતો અનંત ફણાવાળો શેષનાગ, તે સમુદ્રને ખળભળાવી મૂકેછે, તેમજ અર્જુન પણ પ્રયત્નવિનાજ શત્રુસેનાને ખળભળાવી દેતો હતો.[૨૨] આમ અર્જુન એકસરખી પુષ્કળ બાણવૃષ્ટિ કરવા લાગ્યો, તે વખતે તેના ધનુષનો ટંકારવ સર્વ પ્રકારના ધ્વનિઓ કરતાં મહા પ્રચંડ અને પૂર્વે કદી નહિ સાંભળેલો એવો, લોકોના સાંભળવામાં આવતો હતો. તે રણભૂમિમાં થોડે થોડે અંતરે ઉભા રહેલા હાથીઓ, અર્જુનનાં બાણોથી ભરાઇ ગયા હતા, તેથી તેઓ સૂર્યનાં કિરણોથી વીંટાયલા મેઘોના જેવા દેખાતા હતા.[૨૪] અર્જુન સર્વ દિશાઓમાં ફરીને જમણી તથા ડાબી બન્ને બાજુએ બાણો ફેંકતો હતો, તેથી યુદ્ધમાં તેનું ધનુષ આખો વખત મંડળાકારજ દેખાતું હતું.[૨૫] નેત્રો જેમ રૂપરહિત વસ્તુઓપર કદાપિ પડતાં નથી, તેમજ અર્જુનનાં બાણો નિશાન છોડીને બીજી તરફ જતાં ન હતાં.[૨૬] એકી વખતે હજાર હાથીઓ વનમાં જતા હોય, તે વખતે તેઓનો માર્ગ જેવો સપાટ થઇ જાય છે, તેવોજ અર્જુનનો રથ જ્યાંથી જતો હતો ત્યાંનો માર્ગ સપાટ થઇ જતો હતો ![૨૭] યુદ્ધમાં અર્જુનનાં બાણોનો ઝપાટો લાગતાં શત્રુઓ માનવા લાગ્યા કે, જરૂર અર્જુનના વિજયની ઇચ્છાથી આ ઇંદ્રજ સઘળા દેવોની સાથે આપણાપર પ્રહાર કરે છે![૨૮] વળી શત્રુઓનો અત્યંત સંહાર કરતા અર્જુનને જોઈને તેઓએ માન્યું કે, આ તો કાળ પોતેજ અર્જુનના રૂપથી પ્રજાનો સંહાર કરે છે![૨૯] ત્યાં અર્જુને હણેલાં કુરુસૈનિકોનાં શરીરો, અર્જુનેજ હણ્યાં હોય, તેમ છિન્નભિન્ન થઇને પડયાં હતાં; કારણ કે અર્જુનના પરાક્રમની ઉપમા બીજાનાં પરાક્રમને અપાય તેવી ન હતી. સંગ્રામમાં અર્જુને, ધાન્યનાં કણસલાંઓની પેઠેજ શત્રુઓનાં માથાઓની કાપણી ચલાવી; અને તે વખતે અર્જુનની કાપણીની બીકથી કૌરવોનું પરાક્રમ નષ્ટ થઇ ગયું ![૩૧] અર્જુનરૂપી વાયુથી ભેદાયલાં એવાં અર્જુનના શત્રુઓનાં શરીરરૂપી વનોમાંથી નીકળેલા રુધિરરૂપી રસોની ધારાઓએ પૃથ્વીને લાલ રંગની કરી નાખી.[૩૨] તે સમયે લોહીથી રાતાં થયેલાં રજકણો પવનવડે આકાશમાં ઉડવા લાગ્યાં અને તેથી સૂર્યનાં કિરણો પણ અત્યંત લાલ થઇ ગયાં ![૩૩] એક ક્ષણમાંજ સૂર્યની સાથે આકાશ સંધ્યાકાળના જેવું લાલ રંગનું થઇ ગયું; અને શત્રુઓને લાગ્યું કે, સૂર્યાસ્ત થતાંપણ પાંડુપુત્ર અર્જુન પાછો હઠશે નહિ.

પછી અચિંત્ય મનોબળવાળા શૂરા અર્જુને, યુદ્ધભૂમિમાં પોતાના પુરુષાર્થપર ઉભા રહેલા સઘળા ધનુર્ધારીઓને દિવ્ય અસ્ત્રોનો પ્રહાર કરવા

માંડયો.[૩૫] અર્જુને ક્ષુરપ્ર નામનાં તોંતેર બાણો દ્રોણને માર્યાં; દશ બાણો દુઃસહને માર્યાં; આઠ બાણો અશ્વત્થામાને માર્યાં; બાર બાણો દુઃશાસનને માર્યાં; ત્રણ બાણો શરદ્વાનના પુત્ર કૃપને માર્યાં; સાઠ બાણો શાંતનુપુત્ર ભીષ્મને માર્યાં; સો બાણો દુર્યોધન રાજાને માર્યાં અને તે શત્રુવીરહંતાએ, કર્ણિ નામનાં બાણોવડે કર્ણનો કાન વિંધી નાખ્યો![૩૭]આ પ્રમાણે અર્જુને,સર્વ અસ્ત્રોમાં કુશળ તથા મહાધનુર્ધારી કર્ણને વિંધીને તેના સારથિ તથા ઘોડાઓને મારી નાખ્યા, એટલે કર્ણ રથરહિત થતાંજ સેનામાં ભંગાણ પડયું. તે સેનાને નાસભાગ કરતી જોઇને તથા અર્જુનને રણભૂમિમાં ઉભેલો જોઇને અને તેનો અભિપ્રાય જાણીને વિરાટપુત્ર ઉત્તરે તેને આ પ્રમાણે કહ્યું:– [૩૯] " હે જયશીલ અર્જુન ! આ સુંદર રથમાં બેસીને તમે મારી સાથે કયી સેના ઉપર ચઢાઇ કરવા ઇચ્છો છો, તે મને કહો; એટલે તમારો સારથિ હું તમે જ્યાં કહેશો ત્યાં રથને હાંકી લઈ જઈશ. "[૪૦]

અર્જુને કહ્યું:–" હે ઉત્તર ! જે આ રાતા ઘોડાવાળા, શ્યામ પતાકાવાળા અને વ્યાઘ્રચર્મથી મઢેલા શુભ રથમાં બેઠેલાને તું જુએ છે તે કૃપાચાર્ય છે. [૪૧] એ કૃપાચાર્યની સેનાના મોખરા ઉપરજ તું મને લઇ જા, એટલે હું તે દૃઢ ધનુર્ધારીને મારી અસ્ત્ર મૂકવાની શીઘ્રતા દેખાડું. [૪૨] આ જેના ધ્વજ ઉપર સુવર્ણમય શુભ કમંડલ છે, તે સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા દ્રોણાચાર્ય છે. [૪૩] એ આચાર્ય મને તેમજ સર્વ શસ્ત્રધારીઓને સર્વદા માન્ય છે; માટે તું એ સુપ્રસન્ન મહાવીરની પ્રદક્ષિણા કરીને એમને માન આપ અને પછી યુદ્ધને માટે સજ્જ થા; કારણ કે એ સનાતન ધર્મ છે. જો દ્રોણ પ્રથમ મારા શરીરપર પ્રહાર કરશે, તો પછી હું એના પર પ્રહાર કરીશ, એટલે એમને કોપ થશે નહિ. [૪૫] એ આચાર્યના રથથી થોડે છેટે જેના ધ્વજના અગ્રભાગમાં ધનુષ દેખાય છે, તે આચાર્યના મહારથી પુત્ર અશ્વત્થામા છે. [૪૬] એ મને તેમજ સર્વ શસ્ત્રધારીઓને પણ સર્વદા માન્ય છે; માટે તું એના રથ આગળ જઇને વારંવાર પાછો વળજે. [૪૭] જે આ રથની સેનામાં સુવર્ણનું કવચ પહેરીને, યુદ્ધ કરવા યોગ્ય,તાજી તથા મુખ્ય એવી ત્રીજી સેનાસાથે ઉભો છે; અને જેના ધ્વજના અગ્રભાગપર સુવર્ણનો હાથી કાઢેલો છે, તે ધૃતરાષ્ટ્રનો પુત્ર શ્રીમાન દુર્યોધન રાજા છે. [૪૯] હે વીર ! તું શત્રુના રથના ચૂરા કરનારા આપણા રથને એની સામે લઇ જા; કારણ કે એ રાજા સંહારક તથા રણમાં ઉન્મત્ત છે. વળી એ દ્રોણના શિષ્યોમાં ઝડપથી અસ્ત્રો ફેંકવામાં પ્રથમ ગણાય છે; માટે આજે હું એને રણમાં મારી અસ્ત્રોની ઝડપ દેખાડીશ. આ જેના ધ્વજના અગ્રભાગપર હાથીની સુંદર સાંકળનું ચિન્હ છે, તે સૂર્યપુત્ર કર્ણ છે કે જેને તેં પ્રથમથીજ ઓળખી લીધો છે. [૫૨] એ દુરાત્મા કર્ણના રથ આગળ જઇને તું સાવધ રહેજે; કારણ કે એ સંગ્રામમાં સદા મારી સ્પર્ધા કરે છે. જેના રથપર પાંચ સુવર્ણમંડળવાળી શ્યામ રંગની પતાકા છે; જેના હાથે તલત્રાણ ( હાથનાં મોજાં ) પહેરેલાં છે; જેનું ધનુષ ઘણું મોટું છે અને જે વીર્યવાન રથમાં બેઠેલા છે; વળી જેના શ્રેષ્ઠ રથ ઉપર તારાઓ તથા સૂર્યનાં ચિત્રવાળો ધ્વજ છે; જેના મસ્તક ઉપર નિર્મળ કાંતિવાળું શ્વેત છત્ર ધારણ કરેલું છે;[૫૫] જે ધ્વજા પતાકાવાળા મોટા રથસમૂહની આગળ, મેઘ મંડળની આગળ રહેલા સૂર્યની પેઠે ઉભા છે; જેનું સુવર્ણનું કવચ ચંદ્ર તથા સૂર્યના જેવું તેજસ્વી દેખાય છે અને જેના મસ્તક ઉપર રહેલો સોનાનો ટોપ મારા મનને તાપ પમાડતો હોય તેમ દીપી રહ્યો છે; [૫૭] એ શાંતનુના પુત્ર ભીષ્મ અમારા સર્વના પિતામહ થાય છે. એ મહાત્મા રાજલક્ષ્મીથી વૃદ્ધિ પામ્યા છે અને દુર્યોધનને વશ રહે છે. [૫૮] આપણે એમની સામે પછીથી જઈશું;કારણ કે એ મને વિઘ્ન કરશે નહિ, પણ એમની સાથે જ્યારે હું યુદ્ધ કરૂં ત્યારે તું સાવધાન થઇને મારા ઘોડાઓને કબજે રાખજે!"

હે રાજા! આ પ્રમાણે અર્જુને કહ્યું તે પછી વિરાટપુત્ર ઉત્તર, જ્યાં કૃપાચાર્ય અર્જુનની સાથે યુદ્ધ કરવાની ઇચ્છાથી ઉભા હતા ત્યાં અર્જુનને લઇ ગયો.[૬૦]

## અધ્યાય ૫૬ મો

### દેવાદિકો યુદ્ધ જોવા આવ્યા.

॥ वैशंपायन उवाच ॥

**तान्यनीकान्यदृश्यंत कुरुणामग्रधन्विनाम् ॥**
**संसर्पंते यथा मेघा घर्मांते मंदमारुताः ॥१॥**

વૈશંપાયને કહ્યું:–વર્ષાઋતુમાં મેઘો જેમ મંદ મંદ વાયુથી ધીરે ધીરે આગળ ગતિ કરે છે,તેમ ઉગ્ર ધનુષવાળા કૌરવોની સેનાઓ પણ ધીરેધીરે આગળ વધતી જણાતી હતી.[૧] યોદ્ધાઓ જેના ઉપર સ્વાર થયેલા એવા ઘોડાઓ, પાસે આવીને ઉભા રહ્યા અને મોટા મહાવતો જેના ઉપર બેઠેલા એવા વિચિત્ર કવચોવડે ઉજ્જવલ દેખાતા, ભયંકર આકૃતિવાળા તથા તોમર અને અંકુશથી પ્રેરેલા હાથીઓ પણ પાસે આવીને ઉભા રહ્યા.[૨] હે જનમેજય રાજા ! તે પછી ઇંદ્ર, સુંદર વિમાનમાં બેસીને વિશ્વેદેવા, અશ્વિનીકુમારો તથા મરુદ્ગણોની સાથે ત્યાં યોદ્ધાઓના સમાગમસ્થાનમાં આવી પહોંચ્યો.તે સમયે દેવો,યક્ષો, ગંધર્વો તથા મહાસર્પોથી ભરાઈ ગયેલું આકાશ, વાદળાંથી રહિત થયેલા ગ્રહમંડળના જેવું શોભવા લાગ્યું.[૪] કૃપાચાર્ય અને અર્જુનના સમાગમમાં મનુષ્યોપર અસ્ત્રોનું બળ અજમાવતા યોદ્ધાઓનું તે મહાભયંકર યુદ્ધ જોવામાટે દેવો પોતપોતાનાં જૂદાં જૂદાં વિમાનોમાં બેસીને ત્યાં આવી પહોંચ્યા.[૫] તે સમયે દેવરાજ ઇંદ્રનું સર્વ રત્નોથી શણગારેલું, ઇચ્છાપૂર્વક આકાશમાં ગમન કરનારૂં જે દિવ્ય વિમાન શોભતું હતું, તેને એક કરોડ સાદા થાંભલાઓ, એક સુવર્ણનો થાંભલો અને એક મણિ તથા રત્નોથી જડિત થાંભલો હતો.[૬,૭] તે દેવરાજના વિમાનમાં ઇંદ્રની સાથે તેત્રીસ દેવો, ગંધર્વો, રાક્ષસો, સર્પો, પિતૃઓ, મહર્ષિઓ, વસુમના રાજા, બલાક્ષ, સુપ્રતર્દન, અષ્ટક, શિબિ,યયાતિ, નહુષ, ગય, મનુ, પૂરુ, રઘુ, ભાનુ, કૃશાશ્વ, સગર તથા નળ,એ સઘળા મહાતેજસ્વી મહાત્માઓ બેઠેલા દેખાતા હતા.[૮–૧૦] વળી અગ્નિ, ઇશ, સોમ, વરુણ, પ્રજાપતિ, ધાતા,વિધાતા, કુબેર, યમ, અલંબુષ, ઉગ્રસેન અને તુંબુરુ ગંધર્વ, એ સઘળાનાં વિમાનો પણ પોતપોતાના પ્રમાણ અને સ્થાન પ્રમાણે આકાશમાં શોભી રહ્યાં હતાં.[૧૨] આ પ્રમાણે અર્જુનનું અને કૌરવોનું યુદ્ધ જોવા માટે ત્યાં સર્વ દેવસમૂહો, સિદ્ધો અને મહાન ઋષિઓ એકઠા થયા. હે ભારત ! તે સમયે વસંતઋતુમાં વનપુષ્પોનો જેમ પરિમલ પ્રસરે,તેમ ત્યાં સર્વ પ્રકારનાં દિવ્ય પુષ્પોનો પવિત્ર સુગંધ સર્વ દિશાઓમાં પ્રસરી રહ્યો;[૧૪] અને દેવોએ ધારણ કરેલાં રત્નો, છત્રો, વસ્ત્રો, પુષ્પમાળાઓ તથા વીંઝણાઓ પ્રકાશી નીકળ્યા. પૃથ્વીની રજ ઉડતી બંધ થઈ ગઇ; સર્વ આકાશ કિરણોથી છવાઈ ગયું અને વાયુ દિવ્ય ગંધોને લઇને યોદ્ધાઓની સેવા કરવા લાગ્યો.[૧૬] ત્યાં દેવશ્રેષ્ઠોએ આણેલાં અનેક પ્રકારનાં રત્નોથી ઝળકતાં,વિવિધ પ્રકારના ચિત્ર વિચિત્ર વિમાનો દોડાદોડ કરતાં હતાં તથા ઉભાં રહ્યાં હતાં,તેથી આકાશ પ્રકાશયુક્ત, અદ્ભુત દેખાવવાળું અને શોભાયમાન જણાવા લાગ્યું; તથા વજ્રધારી ઇંદ્ર પણ વિમાનમાં બેઠેલા દેવોની વચ્ચે શોભવા લાગ્યો.[૧૮] તે મહાતેજસ્વીએ પદ્મ તથા ઉત્પલની માળા કંઠમાં ધારણ કરી હતી અને તે અનેક દેવોસાથે મહાયુદ્ધને લક્ષ્યપૂર્વક જોતો હતો; પરંતુ તેને કંઇ તૃપ્તિ થઇ નહિ.[૧૯]

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ ગોહરણ પર્વમાં "ઉત્તરગોગ્રહ દેવાગમન" એ વિષયનો અધ્યાય ૫૬ મો સમાપ્ત.

## અધ્યાય ૫૭ મો

### કૃપાચાર્ય સાથે અર્જુનનું યુદ્ધ

॥ वैशंपायन उवाच ॥

**दृष्ट्वा व्यूढान्यनीकानि कुरुणां कुरुनंदन ॥**
**तत्र वैराटिमामंत्र्य पार्थो वचनमब्रवीत् ॥१॥**

વૈશંપાયને કહ્યું:–હે કુરુનંદન જનમેજય! અર્જુન, કૌરવોની સેનાને વ્યૂહરચનામાં ગોઠવાયલી જોઇને, ત્યાં વિરાટપુત્રને હાંક મારી કહેવા લાગ્યો કે:–[૧]"આ જેના ધ્વજમાં સુવર્ણની

વેદી જણાય છે, તેની જમણી બાજુએ તું રથને લઇ જા ! ત્યાં શરદ્વાનના પુત્ર કૃપાચાર્ય ઉભા છે.”

વૈશંપાયને કહ્યું:-અર્જુનનું વચન સાંભળીને વિરાટપુત્ર ઉત્તરે ઉતાવળથી તે રૂપેરી રંગના સુવર્ણથી શણગારેલા ઘોડાઓને હંકાર્યા; અને ઘોડાઓને દોડાવવાના સર્વ પ્રકારોનો અનુક્રમે ઉપયોગ કરીને, તે ચંદ્રના જેવા શ્વેત તથા કોપી ઉઠયા હોય તેવા તેજદાર ઘોડાઓને વેગથી દોડાવ્યા.[૪] પછી અશ્વવિદ્યામાં કુશળ એવા ઉત્તરે, કુરુસેનાની પાસે જઇને ત્યાંથી વાયુના જેવા વેગવાળા ઘોડાઓને તત્કાળ પાછા ફેરવ્યા;[૫] અને રથનાં ડાબાં જમણાં ચક્કરો લઇને સારથ્ય કળાના તત્ત્વને જાણનારા ઉત્તરે, કૌરવોને મોહિત કરી દીધા.[૬] તે પછી સર્વ પ્રકારે નિર્ભય થયેલા બળવાન વિરાટપુત્રે, કૃપાચાર્યના રથની પાસે જઇ જમણી પ્રદક્ષિણા કરીને તેની આગળ રથને ઉભો રાખ્યો.તે પછી અર્જુને પોતાનું નામ સંભળાવીને મોટા ધ્વનિવાળો દેવદત્ત નામનો મહાશંખ જોરથી વગાડયો.[૮] વીર્યવાન અર્જુને, યુદ્ધમાં ફુંકેલા એ શંખનો ધ્વનિ પર્વત ફાટતો હોય તેવો મહાપ્રચંડ સંભળાવા લાગ્યો.[૯] તે સમયે સૈનિકોની સાથે કૌરવો, તે શંખનાં વખાણ કરવા લાગ્યા; કારણકે અર્જુને તેટલો બધો ફુંકયા છતાં તે શંખના સેંકડો ટુકડા થઇ ગયા નહિ! તે શંખનો ધ્વનિ આકાશમાં જઇને ત્યાંથી પડઘારૂપે પાછો ફરતાં, ઇંદ્રે ફેંકેલું વજ્ર પર્વતપર પડતાં જેવો ઘડઘડાટ સંભળાય, તેવો ઘડઘડાટ સંભળાયો.[૧૧] એ સમયે બળ તથા વીર્યવડે સંપન્ન અને પરમ દુર્જય એવા વીર કૃપાચાર્યને અર્જુનપ્રત્યે ક્રોધ ચઢયો. શરદ્વાનના પુત્ર કૃપાચાર્ય તે અવાજને સહન કરી શકયા નહિ,એટલે તે વીર્યવાન મહારથીએ, અર્જુનપ્રત્યે ક્રોધ કરીને, યુદ્ધ કરવાની ઇચ્છાથી મોટો શંખ લઇ તેને જોરથી વગાડયો.[૧૩] રથીશ્રેષ્ઠ કૃપાચાર્યે તે શંખના નાદવડે ત્રણ લોકને ગજાવી મૂકયા અને પછી મોટું ધનુષ હાથમાં લઇને તેની પ્રત્યંચાનો ટંકારવ કર્યો.[૧૪] આ પ્રમાણે તે બન્ને સૂર્યના જેવા તેજસ્વી, મહાબળવાન રથીઓ, યુદ્ધ કરવાની ઇચ્છાથી ઉભા રહ્યા, ત્યારે તેઓ શરદૃઋતુના મેઘ જેવા શોભવા લાગ્યા.[૧૫]

તે પછી કૃપાચાર્યે,શત્રુવીરને હણનારા અર્જુનને ત્વરાથી શીઘ્ર ગતિવાળાં, તીક્ષ્ણ ધારવાળાં અને મર્મને ભેદી નાખનારાં એવાં દશ બાણો મારીને વિંધી નાખ્યો.[૧૬] ત્યારે અર્જુને પણ લોકમાં પ્રખ્યાત એવું શ્રેષ્ઠ ગાંડીવ ધનુષ ખેંચીને મર્મને ભેદી નાખનારાં ઘણાં બાણો કૃપાચાર્યને માર્યાં.[૧૭] અર્જુનનાં તે રુધિરનું પ્રાશન કરનારાં બાણો પોતાની પાસે આવે તે પહેલાંજ કૃપાચાર્યે તીક્ષ્ણ બાણો મારીને તેના સેંકડો ને હજારો ટુકડા કરી નાખ્યા.[૧૮] તે.પછી અર્જુન ક્રોધે ભરાયો અને તે સમર્થ મહારથીએ બાણ મૂકવાના અનેક માર્ગો દેખાડતાં દેખાડતાં બાણોવડે દિશાઓને તથા વિદિશાઓને ઢાંકી નાખી અને આકાશને સર્વ તરફ અંધકારમય કરી દીધું.[૧૯] પછી અમાપ મનવાળા અર્જુને સેંકડો બાણોવડે કૃપાચાર્યને ઢાંકી દીધા, ત્યારે અગ્નિની જ્વાળા જેવા તીવ્ર બાણોથી પીડાયલા કૃપાચાર્ય કોપી ઉઠયા અને તુરત તેમણે અપ્રતિમ બળવાળા મહાત્મા અર્જુનને દશહજાર બાણો મારીને રણભૂમિપર ગર્જના કરી.તે વખતે વીર અર્જુને સોનાથી રસેલાં ફળાંવાળાં અને નમેલાં પર્વવાળાં ચાર તીક્ષ્ણ મહાબાણો ગાંડીવ ઉપરથી છોડીને તે વડે ત્વરાથી કૃપાચાર્યના ચાર ઘોડાઓને વિંધી નાખ્યા. તેજસ્વી સર્પોના જેવાં તીક્ષ્ણ બાણોવડે વિંધાતાંજ.તે સર્વ ઘોડાઓએ એકદમ ઉછાળો માર્યો, એટલે કૃપાચાર્ય પોતાના સ્થાનપરથી ગબડી પડયા.[૨૨] કૃપાચાર્યને પોતાના સ્થાનપરથી ગબડેલા જોઇને, શત્રુવીરહંતા કુરુનંદન અર્જુને તેમનું ગૌરવ રાખવામાટે બીજાં બાણોનો પ્રહાર કર્યો નહિ.[૨૪] પછી કૃપાચાર્ય પાછા પોતાની બેઠકપર બેઠા અને તેણે ઉતાવળથી દશ કંકપક્ષીનાંપીછાંવાળાંબાણોથી અર્જુનને વિંધીનાખ્યો;એટલે અર્જુને એક તીવ્ર ભલ્લ નામનું બાણ મારીને કૃપાચાર્યનું ધનુષ કાપી નાખ્યું અને બીજા એક બાણવડે તેના હાથના કવચને ઉડાવી દીધું. પછી અર્જુને મર્મભેદી તીક્ષ્ણ બાણો મારીને કૃપાચાર્યનું કવચ કાપી નાખ્યું; પરંતુ તેના શરીરને પીડા થવા દીધી નહિ.[૨૭] જ્યારે કૃપાચાર્યનો

દેહ ઉપરથી કવચ નીકળવા માંડયું,ત્યારે તેમનો દેહ, યથાસમય કાંચળી કાઢતા સર્પના દેહ જેવો શોભવા લાગ્યો.[૨૮] અર્જુને જ્યારે ધનુષ કાપી નાખ્યું, ત્યારે કૃપાચાર્યે બીજું ધનુષ લઇને તેને સજ્જ કર્યું અને તે આશ્ચર્ય જેવું થઇ પડયું;[૨૯] પરંતુ અર્જુને તો નમેલાં પર્વવાળા બાણવડે તેના તે ધનુષને પણ કાપી નાખ્યું. આ પ્રમાણે સિદ્ધ હસ્તવાળા શત્રુવીરહંતા અર્જુને, કૃપાચાર્યનાં બીજાં ઘણાંએક ધનુષો કાપી નાખ્યાં.[૩૦]

પોતાનાં ધનુષો કપાઈ ગયા પછી પ્રતાપી કૃપાચાર્યે રથશક્તિ ઉપાડી અને તે પ્રદીપ્ત વિજળીના જેવી રથમાં રહેનારી શક્તિ પાંડુપુત્ર અર્જુનના પર મૂકી.અર્જુને તે સુવર્ણથી જડેલી તથા મોટાં ઉબાડિયાં જેવી શક્તિ આકાશમાંજ હતી એટલામાં તો દશ બાણો મારીને તેને કાપી નાખી;[૩૨] અને બુદ્ધિમાન અર્જુને કાપેલી તે શક્તિના દશ ટુકડા થઇને જમીનપર પડયા.[૩૩] પછી સજેલા ધનુષવાળા કૃપાચાર્યે શીઘ્રતાથી એકી વખતે તીક્ષ્ણ અગ્રવાળાં ભલ્લ નામનાં દશ બાણો મારીને અર્જુનને વિંધી નાખ્યો.[૩૪] ત્યારે મહાતેજસ્વી અર્જુનને ક્રોધ ચઢયો અને તેણે સંગ્રામમાં પાષાણપર ઘસેલાં અગ્નિના જેવાં તેજવાળાં તેર બાણો કૃપાચાર્યને માર્યાં.[૩૫]તેમાંના એક બાણવડે તેના રથની ઝુંસરી કાપી નાખી, ચાર બાણોથી ચાર ઘોડાઓને મારી નાખ્યા, છઠ્ઠા બાણવડે રથના સારથિનું મસ્તક ધડ ઉપરથી તોડી પાડયું, મહારથી અર્જુને સંગ્રામભૂમિમાં ત્રણ બાણોવડે ઝુંસરી બાંધવાના ત્રણ દાંડાને કાપી નાખ્યા, બે બાણોવડે રથનો આંક કાપી નાખ્યો, બારમું બાણ મૂકીને તે વખતેજ કૃપાચાર્યના રથનો ધ્વજ કાપી નાખ્યો[૩૭] અને પછી ઈંદ્રસમાન અર્જુને હસતો હોય તેમ મુખ મલકાવીને, તેરમા વજ્ર જેવા બાણવડે કૃપાચાર્યની છાતી વિંધી નાખી![૩૮] આ પ્રમાણે ધનુષ કપાઇ ગયું,ઘોડા હણાયા,સારથિ મરાયો અને રથ ભાંગી ગયો એટલે રથવિનાના કૃપાચાર્ય હાથમાં ગદા લઇને રથમાંથી કૂદી પડયા અને તેણે તત્કાળ તે ગદા અર્જુનના પર ફેંકી;પરંતુ કૃપાચાર્યના હાથથી છુટેલી ને ઉત્તમ પ્રકારે શણગારેલી પ્રચંડ ગદા, અર્જુને બાણો મારીને અટકાવી;એટલે તે પાછી વળી ગઈ![૪૦] તે વખતે ક્રોધાયમાન થયેલા કૃપાચાર્યને બચાવવામાટે યોદ્ધાઓએ યુદ્ધભૂમિમાં અર્જુનના પર સર્વ તરફથી બાણોની વૃષ્ટિ કરી મૂકી;[૪૧] પરંતુ વિરાટપુત્રે ઘોડાઓને ડાબી તરફ ફેરવી, શત્રુઓને રોકનારૂં રથનું યમક નામનું મંડળ કરીને તે યોદ્ધાઓને અટકાવી દીધા;[૪૨] એટલે મોટા વેગવાળા યોદ્ધાઓ, રથવિનાના કૃપાચાર્યને ઉપાડીને કુંતીપુત્ર ધનંજયથી દૂર લઇ ગયા.[૪૩]

**ઇતિ શ્રીમહા૦વિરાટ૦ ગોહરણપર્વમાં "ઉત્તર ગોગ્રહમાં કૃપાચાર્યનું પલાયન" એ વિષયનો અધ્યાય ૫૭ મો સમાપ્ત**

## અધ્યાય ૫૮ મો

### દ્રોણાચાર્ય સાથે અર્જુનનું યુદ્ધ

**॥ वैशंपायन उवाच ॥**

**कृपेऽपनीते द्रोणस्तु प्रगृह्य सशरं धनुः॥**
**अभ्यद्रवदनाधृष्यः शोणाश्वः श्वेतवाहनम् ॥**

વૈશંપાયને કહ્યું:-કૃપાચાર્યને લઇ ગયા પછી લાલ ઘોડાઓવાળા રથમાં બેઠેલા તથા કોઇથી પણ ગાંજ્યા જાય નહિ તેવા દ્રોણગુરુ હાથમાં ધનુષબાણ લઇને, શ્વેતાશ્વ અર્જુનના તરફ દોડયા.[૧] ત્યારે વિજયીઓમાં શ્રેષ્ઠ એવા અર્જુને સુવર્ણરથમાં બેસીને પોતાની પાસે આવતા ગુરુને જોઇને ઉત્તરને આ પ્રમાણે કહ્યું.

અર્જુને કહ્યું:- "હે સારથિ! તારૂં કલ્યાણ થાઓ! આ જેના શ્રેષ્ઠ ધ્વજદંડ ઉપર રહેલી ધ્વજામાં પતાકાઓથી સુશોભિત સુવર્ણની વેદી ઝળકી રહી છે, તે દ્રોણાચાર્ય છે, તું તેમની સેના પાસે મને લઇ જા.[૩] જેના શ્રેષ્ઠ રથને લાલ રંગના કદાવર, રથને સારી રીતે વહન કરનારા, તેજસ્વી પરવાળાંજેવી કાંતિવાળા,સુંદર દેખાવના, રાતા મુખવાળા અને સર્વ જાતના શિક્ષણમાં કુશળ અશ્વો જોડેલા દ્રોણાચાર્ય છે.[૪] તે લાંબા બાહુવાળા, મહાતેજસ્વી, બળવાન, સ્વરૂપસંપન્ન, સર્વ લોકમાં પરાક્રમી તથા પ્રતાપી ભરદ્વાજના પુત્ર છે.[૫] તે બુદ્ધિમાં શુક્રાચાર્ય જેવા છે, નીતિમાં

બૃહસ્પતિ જેવા છે; તેમજ હે આર્ય! ચાર વેદો, બ્રહ્મચર્ય, ઉપસંહારની સાથે સઘળાં દિવ્ય અસ્ત્રો અને સંપૂર્ણ ધનુર્વેદ તેમનામાં નિત્ય નિવાસ કરે છે.[૭] વળી એ બ્રાહ્મણમાં ક્ષમા, ઇંદ્રિયનિગ્રહ, સત્ય, સૌજન્ય, સરળતા અને બીજા ઘણા ગુણો નિત્ય રહેલા છે.[૮] તે મહાભાગ્યવાન દ્રોણાચાર્યની સાથે હું રણભૂમિપર યુદ્ધ કરવા ઇચ્છું છું, માટે હે ઉત્તર! તું જલદી ઘોડા હાંક ને મને તેમની પાસે પહોંચાડ!"[૯]

વૈશંપાયને કહ્યુંઃ–આ પ્રમાણે અર્જુને કહ્યું, એટલે વિરાટપુત્ર ઉત્તરે, તે સુવર્ણથી શણગારેલા ઘોડાઓને તત્કાળ દ્રોણાચાર્યના રથ તરફ હાંકયા. રથિશ્રેષ્ઠ અર્જુનને વેગવડે પોતાનાપર ચઢી આવતો જોઇને, મદમત્ત હાથી જેમ મદમત્ત હાથીની સામે ચઢી જાય, તેમ દ્રોણગુરુ અર્જુનની સામે ચઢી ગયા;[૧૧] અને સો ભેરીના નાદ જેવા નાદવાળા પોતાના શંખનો નાદ કર્યો, એટલે ખળભળી ઉઠેલા સમુદ્રની પેઠે આખું સૈન્ય ખળભળી ઉઠયું.[૧૨] પછી દ્રોણાચાર્યના ઉત્તમ લાલ ઘોડાઓને અર્જુનના મનોવેગી હંસવર્ણા ઘોડાઓની સાથે રણભૂમિમાં ભેળા થયેલા જોઇને લોકો આશ્ચર્યચકિત થઇ ગયા.[૧૩] સંગ્રામના મોખરાપર વીર યોદ્ધાઓ જેમાં બેઠેલા એવા તે બન્ને રથોને જોઇને તથા અજિત, વિદ્યાનિપુણ, મનસ્વી અને મહાબળવાન એવા તે ગુરુ તથા શિષ્ય–દ્રોણ તથા અર્જુન–ને તે વખતે સામસામે ભેટેલા જોઇને, ભારતોની મોટી સેના વારંવાર કંપવા લાગી.[૧૫]

પછી શત્રુવીરને હણનારા, મહાબાહુ અને વીર્યવાન એવા મહારથી કુંતીપુત્ર અર્જુને હર્ષયુક્ત થઇને, પોતાનો રથ દ્રોણાચાર્યના રથની પાસે લઇ જઈ તેમને પ્રણામ કર્યા; અને હસતો હોય તેમ તેણે મુખ વિકસિત કરીને સામપૂર્વક નમ્ર વાણીથી આ પ્રમાણે કહ્યું:–[૧૭] "અમે ઠરાવ પ્રમાણે વનવાસ ભોગવ્યો છે અને હવે શત્રુઓના અપકારનું કામ કરવાની ઇચ્છા રાખીએ છીએ; માટે હે સંગ્રામદુર્જય! તમારે કોઇપણ વખત અમારા ઉપર ક્રોધ કરવો યોગ્ય નથી.[૧૮] હે નિષ્પાપ! તમે મારાપર પ્રથમ પ્રહાર કરશો, ત્યાર પછી હું તમારાપર પ્રહાર કરીશ એવો મારો વિચાર છે; માટે તમારે તે પ્રમાણે કરવું યોગ્ય છે."

તે સાંભળીને દ્રોણાચાર્યે વીસથી અધિક બાણો અર્જુનને માર્યાં; પરંતુ હાથચાલાકીવાળા અર્જુને પોતાની પાસે તે આવે તે પહેલાંજ તેમને કાપી નાખ્યાં. પછી વીર્યવાન દ્રોણાચાર્યે પોતાની શસ્ત્રો છોડવાની ઝડપ દેખાડતાં એકહજાર બાણો વડે અર્જુનના રથને ઢાંકી દીધો;[૨૧] અને તે અમાપ મનવાળા આચાર્યે, અર્જુનને કોપાવતા હોય તેમ તેના ધોળા રંગના ઘોડાઓને કંક પક્ષીનાં પીછાંવાળાં તથા શિલાપર ઘસીને સજ્જ કરેલાં બાણોવડે છાઇ દીધા.[૨૨] આ પ્રમાણે યુદ્ધમાં પ્રદીપ્ત તેજવાળાં એકસરખાં બાણો છોડતા અર્જુન અને દ્રોણની વચ્ચે લડાઈ ચાલુ થઇ.[૨૩] તે બન્ને વિખ્યાત પરાક્રમવાળા, વાયુના જેવા વેગવાળા, દિવ્યાસ્ત્રના જ્ઞાનવાળા અને ઉત્તમ તેજસ્વી હતા, તેથી તે બન્નેએ એકબીજાપર બાણજાળો છોડીને રાજાઓને મોહિત કરી દીધા.[૨૪] ત્યાં જે યોદ્ધાઓ આવેલા હતા તેઓને વિસ્મય થયું અને તેઓ દ્રોણને તથા અર્જુનને ઝડપથી બાણો મૂકતા જોઇને, 'વાહવાહ, વાહવાહ' કહીને વખાણવા લાગ્યા.[૨૫] વળી ત્યાં રણભૂમિના મોખરાપર ઉભેલા લોકો બોલવા લાગ્યા કેઃ–"સંગ્રામમાં અર્જુનવિના બીજો કોણ દ્રોણની સામે યુદ્ધ કરી શકે? ખરેખર, આ ક્ષત્રિયોનો ધર્મ ભયંકર છે, જેથી શિષ્ય ગુરુની સામે પણ યુદ્ધ કરે છે!"[૨૬]

આ તરફ તે બન્ને ક્રોધે ભરાયલા મોટા બાહુવાળા અજિત વીરો, પાસે પાસે રહીને એકબીજાને બાણસમૂહોથી ઢાંકી દેવા લાગ્યા.[૨૭] પછી દ્રોણાચાર્યે ક્રોધ કરી સુવર્ણની પીઠવાળું તથા પુષ્કળ ભારવાળું મોટું ધનુષ તાણીને બાણોથી અર્જુનને વિંધી નાખ્યો.[૨૮] તેમણે પાષાણપર ઘસેલાં ચકચકતાં બાણોવડે અર્જુનના રથને ઢાંકી દીધો, એટલુંજ નહિ પણ સૂર્યની પ્રભાને પણ ઢાંકી દીધી;[૨૯] અને મેઘ જેમ વૃષ્ટિ કરીને પર્વતને ઢાંકી દે, તેમ મહાબાહુ તથા મહારથી એવા દ્રોણે, મહાવેગવાળાં તીવ્ર બાણોથી અર્જુનને વિંધી નાખ્યો.[૩૦] તે પ્રમાણેજ વેગ-

વાળા પરાક્રમી અર્જુને પણ પ્રફુલ્લિત થઇ, શત્રુને હણનારૂં તથા ભારને સહન કરનારૂં પોતાનું ઉત્તમ દિવ્ય ગાંડીવ ધનુષ હાથમાં લીધું અને દ્રોણાચાર્યની બાણવૃષ્ટિનો નાશ કરવામાટે તત્કાળ તેમાંથી સુવર્ણથી જડેલાં જાત જાતનાં ઘણાં બાણો છોડયાં. તે જોઇને લોકોને આશ્ચર્ય જેવું લાગ્યું. પછી દેખાવડા અર્જુને રથમાં બેસીને ફરતાં ફરતાં એકી વખતે સર્વ દિશાઓમાં વિવિધ પ્રકારનાં અસ્ત્રો પ્રકટ કર્યાં[૩૩] અને બાણોવડે આકાશને સર્વ તરફ અંધકારમય બનાવી દીધું, એટલે દ્રોણાચાર્ય ધૂમસથી ઢંકાઇ ગયા હોય તેમ દેખાતા બંધ થઈ ગયા.[૩૪] તે સમયે ઉત્તમ બાણોથી વિંટાયલા દ્રોણનું રૂપ, સર્વ તરફથી સળગી ઉઠેલા પર્વતના જેવું દેખાવા લાગ્યું.[૩૫] પછી યુદ્ધમાં શોભનારા દ્રોણાચાર્યે, સંગ્રામમાં અર્જુનનાં બાણોવડે પોતાના રથને ઢંકાયલો જોઇને, મેઘના કડાકાના જેવા શબ્દવાળું, અગ્નિના કુંડાળા જેવું તેજસ્વી તથા ભયંકર એવું પોતાનું ઉત્તમ ધનુષ ખેંચ્યું અને તેમાંથી બાણો છોડીને અર્જુનનાં બાણોને કાપી નાખ્યાં.[૩૭] તે સમયે બળતા વાંસોમાંથી જેમ કડાકા ભડાકા થાય, તેમ પ્રચંડ શબ્દ થવા લાગ્યો;[૩૮] અને અમાપ આત્મબળવાળા દ્રોણગુરુએ પોતાના અદ્ભુત ધનુષથી છોડેલાં સુવર્ણનાં પીછાંવાળાં બાણોવડે દિશાઓને તથા સૂર્યની કાંતિને ઢાંકી નાખી.[૩૯] તે વખતે સુવર્ણનાં પીછાંવાળાં અને નમેલાં અણિયાંવાળાં આકાશમાં ફરતાં બાણોના અનેક જથાઓ ગગનમંડળમાં દેખાવા લાગ્યા.[૪૦] દ્રોણનાં ધનુષથી છુટેલાં બાણો એકબીજા બાણોનાં પૂછડાં સાથે વળગેલાં હતાં, તેથી તે જાણે આકાશમાં એકજ લાંબુ બાણ હોય તેવાં દેખાતાં હતાં.[૪૧]

આ પ્રમાણે તે બન્ને વીરોએ, સુવર્ણજડિત મહાબાણો છોડીને આકાશને જાણે ઉંબાડિયાંથી વિંટી દીધું હોય તેમ બાણોથી વિંટી દીધું.[૪૨] તે વખતે શરદ્ઋતુમાં જેમ આકાશમાં ફરતા હંસોની હારો શોભે, તેમ તે અર્જુન અને દ્રોણાચાર્યનાં કંક તથા મયૂરનાં પીછાંવાળાં બાણો આકાશમાં શોભવા લાગ્યાં.[૪૩] તે બન્ને મહાત્મા-દ્રોણ અને અર્જુન-ની વચ્ચે, ત્યાં વૃત્રાસુર અને ઇંદ્રના જેવું મહાક્રોધપૂર્વક ભયંકર યુદ્ધ થતું હતું;[૪૪] તથા બે હાથીઓ જેમ એકબીજાની સામે આવીને દંતુસળના અગ્રથી એકમેકને પ્રહાર કરે, તેમ તે બન્ને પૂર્ણ ખેંચેલાં ધનુષથી છુટેલાં બાણોવડે એકબીજાને પ્રહાર કરતા હતા.[૪૫] રણમાં શોભનારા તે બન્ને વીરો યુદ્ધમાં આવેશયુક્ત થઇને એક પછી એક દિવ્ય અસ્ત્રો છોડતા હતા, તોપણ તેઓ ત્યાં ધર્મયુદ્ધજ કરતા હતા.[૪૬] આચાર્યશ્રેષ્ઠ દ્રોણગુરુ, શિલાપર ઘસીને સજ્જ કરેલાં જે બાણો અર્જુનના પર મૂકતા હતા, તે બાણોને વિજયીશ્રેષ્ઠ અર્જુન તીવ્ર બાણોથી પાછાં વાળતો હતો.[૪૭] પછી તે ઉગ્ર પરાક્રમીએ યુદ્ધ જોનારાઓને પોતાનું અસ્ત્રજ્ઞાન દેખાડતાં પુષ્કળ બાણોવડે તુરત આકાશને ઢાંકી દીધું.[૪૮] તીક્ષ્ણ તેજવાળો નરવ્યાઘ્ર અર્જુન, જોકે આચાર્યના ઉપર તીવ્ર પ્રહાર કરતો હતો, તોપણ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા મુખ્યાચાર્ય દ્રોણ, યુદ્ધમાં નમેલાં પર્વવાળાં બાણો મૂકીને અર્જુનની સાથે વાત્સલ્ય ભાવથી ક્રીડાજ કરતા હતા, પણ ક્રૂર થતા ન હતા.[૪૯] તે તુમુલ સંગ્રામમાં અર્જુન દિવ્ય અસ્ત્રોની વૃષ્ટિ કરતો હતો. તેનાં અસ્ત્રોને અસ્ત્રોથીજ ખાળી દઇને, દ્રોણાચાર્ય અર્જુનની સામે યુદ્ધ કરતા હતા.[૫૦] તે સમયે અસહન પ્રકૃતિવાળા તથા ક્રોધે ભરાયલા તે બન્ને નરસિંહોની વચ્ચે દેવ તથા દાનવોના જેવું યુદ્ધ થતું હતું.[૫૧] દ્રોણાચાર્ય ઐંદ્ર, વાયવ્ય, આગ્નેય એમાંનુ જે અસ્ત્ર મૂકતા, તે અસ્ત્રને તુરતજ અર્જુન સામું અસ્ત્ર મૂકીને વારંવાર નાશ પમાડતો હતો.[૫૨]

આ પ્રમાણે તે મહાધનુર્ધારી શૂરાઓએ એકબીજાપર તીવ્ર બાણો છોડીને બાણોની વૃષ્ટિથી આકાશને છાઈ દીધું.[૫૩] યુદ્ધમાં અર્જુન સૈનિકોનાં શરીરોપર જે બાણો છોડતો હતો તે બાણો પડતાં હતાં તે વખતે પર્વતોપર પડતાં વજ્રોનો જેવો અવાજ થાય તેવો અવાજ સંભળાતો હતો. હે રાજા! યુદ્ધમાં હાથીઓ, રથો તથા ઘોડાઓ લોહીથી તરબોળ થઇ ગયા હતા, તેથી તેઓ પુષ્પવાળાં કેશુડાંના ઝાડ જેવા દેખાતા હતા. દ્રોણાચાર્ય અને અર્જુનના તે યુદ્ધમાં કપાઈ પડેલા

બાજુબંધવાળા બાહુઓ, ચિત્રવિચિત્ર મોટા રથો, સુવર્ણચિત્રિત કવચો, તૂટી પડેલા ધ્વજો અને અર્જુનનાં બાણોથી પીડાઈને મરણ પામેલા યોદ્ધાઓ, એ સર્વને જોઇને કૌરવોનું સૈન્ય ગભરાઈ ગયું હતું.[૫૭] પછી તે બન્ને યોદ્ધાઓ, શત્રુઓના મારાને ઝીલનારાં પોતાનાં મોટાં ધનુષોને જોરથી ખેંચીને, બાણોના મારાથી એકબીજાને ઢાંકી દેવા લાગ્યા તથા ઘાયલ કરવા લાગ્યા. હે ભરતશ્રેષ્ઠ ! તે સમયે ત્યાં દ્રોણાચાર્ય તથા અર્જુનની વચ્ચે બલિ તથા ઇંદ્રના જેવું તુમુલ યુદ્ધ થવા લાગ્યું.[૫૯] તે બન્ને પ્રાણને શરતમાં મૂકીને પૂર્ણ ખેંચેલાં ધનુષ ઉપરથી નમેલાં પર્વવાળાં બાણો છોડીને એકબીજાને વિંધવા લાગ્યા.[૬૦] તે વખતે અંતરિક્ષમાંથી દ્રોણનાં વખાણ કરતા દેવાદિકોનો શબ્દ સંભળાયો કે, શત્રુઓને મથન કરનારા, મહાવીર્યવાળા, દૃઢ મુષ્ટિવાળા, દુરાધર્ષ અને સર્વ દેવ તથા દૈત્યોને જીતનારા આ મહારથી અર્જુનની સાથે દ્રોણે જે યુદ્ધ કર્યું તે ખરેખર દુષ્કર કામ કર્યું છે![૬૨] વળી યુદ્ધમાં અર્જુનનું ભ્રાંતિરહિતપણું, શિક્ષણ, શીઘ્રતા તથા શસ્ત્રોને દૂરસુધી ફેંકવાની શક્તિ, એ સર્વ જોઈને દ્રોણાચાર્યને પણ આશ્ચર્ય ઉત્પન્ન થયું.[૬૩]

તે પછી હે ભરતશ્રેષ્ઠ! અસહનશીલ અર્જુને પોતાનું દિવ્ય ગાંડીવ ધનુષ ઉગામ્યું અને તેને બે હાથથી પકડીને રણમાં ખૂબ ખેંચ્યું તથા તે પરથી બાણો છોડવા માંડયાં. તે સમયે તીડોનાં ટોળાંઓના જેવી તેની બાણોની વૃષ્ટિને જોઈને, સૌ કોઇ વિસ્મય પામી ગયા અને તેઓ તેને 'વાહ વાહ, ધન્ય છે !' કહીને વખાણવા લાગ્યા.[૬૫] અર્જુનનાં બાણોની વચ્ચે થઈને વાયુ પણ સંચાર કરી શકતો ન હતો; અને તે ભાથામાંથી બાણો લેતો, તે બાણોને ધનુષપર ચઢાવતો તથા તેને શત્રુ ઉપર સતત ફેંકતો હતો તેની વચ્ચેનો સમય કોઇપણ જોઇ શકતું ન હતું, એટલી ઝડપથી તે આ સર્વ કાર્ય કરતો હતો.[૬૭] આ પ્રમાણે તે ઉપરાઉપરી અસ્ત્રોના પ્રયોગવાળું મહાભયંકર યુદ્ધ ચાલતું હતું, તોપણ તેમાં અર્જુન અધિકાધિક ત્વરાથી બીજાં બાણો છોડવા લાગ્યો;[૬૮] એટલે નમેલા પર્વવાળાં લાખો બાણો એકી વખતે દ્રોણના રથની પાસે આવી પહોંચ્યાં.[૬૯] હે ભરતશ્રેષ્ઠ! આ પ્રમાણે જ્યારે ગાંડીવધન્વા અર્જુને દ્રોણને બાણોથી ઢાંકી દીધા, ત્યારે સૈન્યમાં મોટો હાહાકાર થઇ રહ્યો.[૭૦] તે સમયે ઇંદ્ર, ગંધર્વો, અપ્સરાઓ અને બીજા જેઓ ત્યાં આવ્યા હતા તેઓ અર્જુનની અસ્ત્રો મૂકવાની ઝડપનાં વખાણ કરવા લાગ્યા.[૭૧] તે પછી રથસમૂહના નેતા આચાર્યપુત્ર અશ્વત્થામાએ, મોટા રથોનાં ટોળાં સાથે ત્યાં આવીને એકાએક અર્જુનને ઘેરી લીધો. અશ્વત્થામા પણ મહાત્મા અર્જુનના તે પરાક્રમની મનમાં પ્રશંસા કરવા લાગ્યો, પણ તેણે બહારથી અર્જુનના પર પુષ્કળ ક્રોધ ધારણ કર્યો. પછી ક્રોધને અધીન થયેલા અશ્વત્થામાએ વૃષ્ટિ કરતા મેઘની પેઠે હજારો બાણોની વૃષ્ટિ કરતાં કરતાં રણમાં અર્જુનની સામે ધસારો કર્યો.[૭૪] તે વખતે મહાબાહુ અર્જુને પણ જે તરફ અશ્વત્થામા હતા, તે તરફ પોતાના ઘોડાઓને ફેરવાવ્યા અને દ્રોણગુરુને નીકળી જવાનો માર્ગ કરી આપ્યો;[૭૫] એટલે અર્જુનનાં મોટાં બાણોથી જેમનું કવચ છેદાઇ ગયું હતું, જેમની ધ્વજા કપાઇ ગઈ હતી અને જેમનું શરીર ભેદાઈ ગયું હતું, તે શૂરા દ્રોણાચાર્ય માર્ગ મળતાંજ વેગવાળા ઘોડાઓ હંકારીને ત્યાંથી તુરત ચાલ્યા ગયા.[૭૬]

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ ગોહરણપર્વમાં "ઉત્તર ગોગ્રહમાં દ્રોણનું પલાયન" એ વિષયનો અધ્યાય ૫૮ મો સમાપ્ત.

## અધ્યાય ૫૯ મો

### અશ્વત્થામાની સાથે અર્જુનનું યુદ્ધ

॥ वैशंपायन उवाच ॥

ततो द्रौणिर्महाराज प्रययावर्जुनं रणे ।
तं पार्थः प्रतिजग्राह वायुवेगमिवोद्धतः ।
शरजालेन महता वर्षमाणमिवांबुदः ॥१॥

વૈશંપાયને કહ્યું:–હે મહારાજ! તે પછી અશ્વત્થામા રણમાં અર્જુનના પર ચઢી આવ્યા. તે સમયે મેઘની પેઠે મોટી બાણસમૂહની વૃષ્ટિ કરતા તથા ઉદ્ધત વાયુના વેગ જેવા વેગવાળા અશ્વત્થામાનો અર્જુને પણ સામો સારી પેઠે સ-

ત્કાર કર્યો.[1] વૃત્રાસુર અને ઇંદ્રની પેઠે બાણુજાળોને છોડતા તે બન્નેની વચ્ચે, દેવાસુર યુદ્ધના જેવું મોટું યુદ્ધ થવા લાગ્યું.[2] તે સમયે ઘીચોઘીચ બાણોથી આકાશ વીંટાઈ ગયું તેથી સર્વત્ર અંધારૂં ફેલાઇ ગયું, સૂર્ય દેખાતો બંધ થઇ ગયો અને વાયુ પણ વાતો અટકી પડયો.[3] હે શત્રુના નગરનો વિજય કરનારા રાજા! તે બન્ને યોદ્ધાઓ જ્યારે એકબીજાના પર પ્રહાર કરવા લાગ્યા, ત્યારે ત્યાં,બળતા વાંસોમાંથી જેવો ચડચડાટ શબ્દ થાય, તેવો ભારે ચડચડાટ શબ્દ થવા લાગ્યો. હે રાજા! અર્જુને અશ્વત્થામાના સર્વે ઘોડાઓને અધમુવા કરી નાખ્યા, તેથી તેઓ ગભરાટમાં પડી જવાથી દિશાઓનું ભાન પણ ભૂલી ગયા. પછી મહાવીર્યવાન અશ્વત્થામાએ યુદ્ધમાં ઘૂમતા અર્જુનની નજર ચૂક જોઇને એક ક્ષુર બાણ મારી તેની પણછ કાપી નાખી. અશ્વત્થામાનું તે અલૌકિક કર્મ જોઇને દેવો તેનાં વખાણ કરવા લાગ્યા; અને દ્રોણ, ભીષ્મ, કર્ણ તથા કૃપાચાર્ય, આ મહારથીઓએ પણ 'ધન્ય છે, ધન્ય છે!' કહીને તેના તે કામનાં વખાણ કર્યાં.[7] પછી અશ્વત્થામાએ પોતાનું ઉત્તમ ધનુષ ખેંચીને ફરીથી રથિશ્રેષ્ઠ અર્જુનના હૃદયમાં કંકપક્ષીનાં પીછાંવાળાં બાણોનો પ્રહાર કર્યો.[8]તે સમયે મહાબાહુ અર્જુને ખડખડાટ હાસ્ય કરીને ઝપાટાબંધ ગાંડીવ ધનુષપર નવી પણછ ચઢાવી;અને રથને અર્ધચંદ્રાકાર ફેરવીને, મદમત્ત ગજેંદ્ર જેમ મદમત્ત હાથીની સામે જાય તેમ તે અશ્વત્થામાની સામે જઇ ચઢયો. તે સમયે પૃથ્વીમાં એકજ વીર એવા તે અર્જુન અને અશ્વત્થામાની વચ્ચે, રણભૂમિપર રોમાંચિત કરી દે તેવું મહાભયંકર યુદ્ધ થવા લાગ્યું.[11] યૂથપતિઓની પેઠે એકમેકની સામે ભીડેલા તે બન્ને મહાવીર્યવાળા વીરોનું યુદ્ધ થવા લાગ્યું, ત્યારે સર્વે કૌરવો વિસ્મય પામીને તે બન્નેને જોવા લાગ્યા.[12] તે બન્ને પુરુષશ્રેષ્ઠ વીરો ઝેરી સર્પના જેવા આકારવાળાં તથા નાગોના જેવાં તેજસ્વી બાણોવડે એકબીજાને પ્રહાર કરતા હતા.[13] તે બન્ને યોદ્ધાઓમાંથી મહાત્મા અર્જુનની પાસે બન્ને ભાથાઓ અક્ષય હતા, તેથી શૂરો અર્જુન રણભૂમિપર પર્વતની પેઠે અડગ ઉભો રહ્યો[14] અને યુદ્ધમાં ઝડપથી બાણો મૂકતા અશ્વત્થામાનાં બાણો તત્કાળ ખૂટી ગયાં એટલે અર્જુન અશ્વત્થામા કરતાં અધિક થઇ પડયો.[15] તે જોઇને કર્ણે પોતાના ધનુષને સંપૂર્ણ ખેંચીને ટંકાર કર્યો, એટલે ત્યાં મોટો હાહાકાર થઇ રહ્યો.[16] તે સમયે જે તરફથી ધનુષ ખેંચવાનો શબ્દ આવતો હતો તે તરફ અર્જુને દૃષ્ટિ કરી, તો ત્યાં તેણે રાધાપુત્ર કર્ણને જોયો અને તેને જોતાંજ અર્જુનનો કોપ વધી ગયો.[17] પછી ક્રોધને અધીન થયેલો કુરુશ્રેષ્ઠ અર્જુન, કર્ણનેજ હણવાની ઇચ્છાથી બન્ને આંખો ફાડીને તેના તરફ જોવા લાગ્યો.[18]

હે રાજા! આ પ્રમાણે અર્જુન અશ્વત્થામાના બાણની મર્યાદામાંથી નીકળીને કર્ણના તરફ વળ્યો, એટલેજ હજારો યોદ્ધાઓ ઉતાવળથી અર્જુનના પર ધસી આવ્યા; પરંતુ શત્રુને જીતનારા મહાબાહુ અર્જુન,દ્રોણપુત્રનો ત્યાગ કરીને એકાએક કર્ણના તરફજ દોડયો;[20] અને ક્રોધવડે લાલ નેત્રવાળો તે કુંતીપુત્ર કર્ણની સામે પહોંચીને તેની સાથે દ્વૈરથ યુદ્ધ કરવાની ઇચ્છાથી આ પ્રમાણે વચન બોલ્યો.[21]

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ ગોહરણપર્વમાં "ઉત્તર ગોગ્રહમાં અર્જુન અને અશ્વત્થામાનું યુદ્ધ" એ વિષયનો અધ્યાય ૫૯ મો સમાપ્ત.

# અધ્યાય ૬૦ મો

## કર્ણ નાસી છૂટયો

॥ अर्जुन उवाच ॥

**कर्ण यत्ते सभामध्ये बहु वाचा विकत्थितम्।**
**न मे युधि समोऽस्तीति तदिदं समुपस्थितम्॥१॥**

અર્જુને કહ્યું:-"હે કર્ણ! તેં સભા વચ્ચે પુષ્કળ બકવાદ કર્યો હતો કે 'યુદ્ધમાં મારા જેવો બીજો કોઇ નથી' તે સત્ય કરી દેખાડવાનો આ સમય આવી પહોંચ્યો છે.[1] હે કર્ણ! આજે મહાસંગ્રામમાં મારીસાથે યુદ્ધ કરતાં તું પોતાને નિર્બળ જાણીશ અને ફરી બીજાઓનું અપમાન કરતો અટકી જઇશ.[2] તેં કેવળ ધર્મનો ત્યાગ કરીને કઠોર વાણીનો ઉચ્ચાર કર્યો હતો; પરંતુ આ

હમણાં મારીસાથે યુદ્ધ કરવાની જે ઇચ્છા કરી, તે તારાં કર્મને હું દુષ્કર માનું છું.[૩] એ રાધાપુત્ર! પૂર્વે તેં મારીસાથે પ્રસંગ પાડયાવિના જે કંઈ કહ્યું હતું, તે આજે કૌરવોની વચ્ચે મારીસાથે યુદ્ધ કરીને સાચું કરી દેખાડ;[૪] નહિ તો સભામાં દુરાત્માઓથી ક્લેશ પામતી પાંચાલીને તેં જોઈ હતી તેનું આજે તું ફળમાત્ર ભોગવી લે.[૫] હે રાધેય! પૂર્વે મેં ધર્મપાશથી બંધાઈને જે કંઇ સહન કર્યું હતું, તે મારા કોપના વિજયને આજે તું યુદ્ધમાં જોઇ લેજે![૬] હે દુર્મતિ! અમે વનમાં બાર વર્ષોસુધી જે કષ્ટો સહન કર્યાં છે, તેથી ઉત્પન્ન થયેલા ક્રોધનું ફળ હવે તું પામ![૭] એ કર્ણ! ચાલ આવ! સંગ્રામમાં મારી સામે યુદ્ધ કર અને આ સર્વે કૌરવો તથા તારા સૈનિકો તે યુદ્ધ જોવા ભલે ઉભા રહે!"[૮]

કર્ણે કહ્યું:-"હે પાર્થ! તું જે વાણીથી બોલે છે, તે કર્મથી કરી દેખાડ! તારાં પૃથ્વીમાં પ્રસિદ્ધ થએલાં કર્મ કરતાં તું વાણીથી વધારે પડતું બોલે છે.[૯] પૂર્વે તેં જે સહન કર્યું હતું તે અશક્તિને લીધે સહન કર્યું હતું; પરંતુ હે પાર્થ! આજે તારૂં પરાક્રમ જોયા પછી અમે તારા પરાક્રમને કબૂલ કરીશું.[૧૦] પૂર્વે તેં ધર્મપાશથી બંધાઇને જે કંઇ સહન કર્યું હતું, તેજ પ્રમાણે હમણાં પણ તું ધર્મપાશથી બંધાયલોજ છે, છતાં તું પોતાને મોકળો થયેલો માની લે છે![૧૧] હે ધર્માર્થવેત્તા! શું તું ઠરાવપ્રમાણે વનવાસભોગવીને તથા તેથી થયેલું કષ્ટ સહન કરીને મારીસાથે યુદ્ધ કરવાની ઇચ્છા રાખે છે?[૧૨] રે પાર્થ! જો ઇંદ્ર પોતે તારેમાટે મારી સામે યુદ્ધ કરવા આવે, તોપણ હું પરાક્રમ કરવા માંડીશ એટલે મને જરાપણ હરકત થવાની નથી. હે કુંતીપુત્ર! મારીસાથે યુદ્ધ કરવાની તારી ઈચ્છા હતી તે અલ્પ સમયમાંજ પૂર્ણ થવા આવી છે. આજે તું મારીસાથેયુદ્ધ કરીને મારૂં બળ જોઇશ!"

અર્જુને કહ્યું:-"એ રાધાપુત્ર! તું તો હમણાંજ મારીસાથે યુદ્ધ કરતાં રણમાંથી નાસી ગયો હતો, તેથીજ તું જીવતો રહ્યો છે અને તારો નાનો ભાઈ મરણ પામ્યો છે![૧૫] રે, તારાવિના બીજો કયો પુરુષ પોતાના ભાઇને મરાવીને તથા સંગ્રામનો મોખરો છોડીને સજ્જનોની વચ્ચે ઉભો રહી આ પ્રમાણે બોલે?"[૧૬]

વૈશંપાયને કહ્યું:-આ પ્રમાણે કર્ણપ્રત્યે બોલતો તે અજિત અર્જુન, બખ્તરને ભેદી નાખે તેવાં બાણો છોડતો છોડતો કર્ણની સામે ચઢી આવ્યો.[૧૭] મહારથી કર્ણે પણ પ્રસન્ન થઇને મેઘની પેઠે બાણોની વૃષ્ટિ કરતા અર્જુનની સામે મોટી બાણવૃષ્ટિ કરીને તેનું સ્વાગત કર્યું.[૧૮] તે વખતે ભયંકર આકારવાળી બાણજાળો ચારે તરફ પ્રકટ થઈ અને કર્ણે અર્જુનના ઘોડાઓને, બાહુઓને તથા હાથનાં કવચરૂપ મોજાંઓને જૂદાં જૂદાં બાણો મારીને વિંધી નાખ્યાં.[૧૯] કર્ણના તે કર્મને અર્જુન સહન કરી શકયો નહિ અને તેથી તેણે તીક્ષ્ણ અણિયાંવાળું અને નમેલા પર્વવાળું બાણ મારીને કર્ણની ભાથો લટકાવવાની દોરી કાપી નાખી.[૨૦] તે વખતે કર્ણે ભાથામાંથી બીજાં બાણો લઇને અર્જુનના હાથને વિંધી નાખ્યો એટલે અર્જુનની મુઠ્ઠી છુટી ગઈ.[૨૧] તે પછી મહાબાહુ અર્જુને કર્ણનું ધનુષ કાપી નાખ્યું, ત્યારે કર્ણે અર્જુનના પર શક્તિનો પ્રહાર કર્યો; પણ અર્જુને બાણો મારીને તે શક્તિના કટકા કરી નાખ્યા.[૨૨] તેજ વખતે કર્ણના પુષ્કળ સેવકો અર્જુનના પર ચઢી આવ્યા; પરંતુ અર્જુને ગાંડીવથી છુટેલાં બાણોવડે તેઓને યમલોકમાં પહોંચાડી દીધા.[૨૩] તે પછી અર્જુને ધનુષને કાનસુધી ખેંચીને શત્રુનાં બાણો સામે ટક્કર ઝીલનારાં તીક્ષ્ણ બાણોથી કર્ણના ઘોડાઓને પ્રહાર કર્યો, એટલે તે ઘોડાઓ હણાઇને પૃથ્વીપર પડયા.[૨૪] ત્યારપછી વીર્યવાન કુંતીપુત્ર અર્જુને બીજું મહાબળવાન તેજસ્વી તીક્ષ્ણ બાણ મારીને કર્ણની છાતી વિંધી નાખી. તે બાણ કર્ણનું કવચ ભેદીને તેના શરીરમાં પેસી ગયું, એટલે કર્ણને અંધારાં આવી ગયાં અને તેને કંઈપણ ભાન રહ્યું નહિ.[૨૬] પછી ગાઢ વેદના થવાથી કર્ણ, રણભૂમિ છોડીને ત્યાંથી ઉત્તરદિશા તરફ નાસી ગયો, એટલે અર્જુન તથા મહારથી ઉત્તર એ બન્ને મોટી ગર્જના કરવા લાગ્યા.[૨૭]

**ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ ગોહરણ પર્વમાં "ઉત્તર ગોગ્રહમાં કર્ણનું પલાયન" એ વિષયનો અધ્યાય ૬૦ મો સમાપ્ત.**

# અધ્યાય ૬૧ મો

## અર્જુનનું દુઃશાસનાદિની સાથે યુદ્ધ

॥ वैशंपायन उवाच ॥

ततो वैकर्त्तनं जित्वा पार्थो वैराटिमब्रवीत् ।
एतन्मां प्रापयानीकं यत्र तालो हिरण्मयः ॥

વૈશંપાયને કહ્યું:–એ પ્રમાણે કર્ણને જીત્યા પછી અર્જુને વિરાટપુત્ર ઉત્તરનેકહ્યું:–"જ્યાં પેલો સુવર્ણમય તાલધ્વજ દેખાય છે, ત્યાં રથમાં અમારા પિતામહ દેવના જેવા દેખાવવાળા શાંતનુપુત્ર ભીષ્મ, મારીસાથે યુદ્ધ કરવાની આકાંક્ષા રાખે છે,માટે તું મને તે સેનામાં લઇ જા."

અર્જુને એ પ્રમાણે કહ્યું, પરંતુ બાણોથી પુષ્કળ વિંધાઇ ગયેલો ઉત્તર, રથો, હાથીઓ તથા ઘોડાઓથી ભરપૂર એવા મોટા સૈન્યને જોઇને અર્જુનને કહેવા લાગ્યો કેઃ–[3] "હે વીર! હવે હું તમારા શ્રેષ્ઠ ઘોડાઓને વશ રાખવા સમર્થ નથી; કારણ કે મારા પ્રાણો મુંઝાઇ જાય છે અને મારૂં મન વિહ્વળ જેવું થઇ જાય છે.[4] તમે અને કૌરવો દિવ્ય અસ્ત્રોનો પ્રયોગ કરો છો, તેથી દશે દિશાઓ જાણે નાસી જતી હોય તેમ મને લાગે છે; [5] અને વસા, રુધિર તથા મેદની ગંધથી મારૂં મસ્તક ફરી જાય છે. વળી પૂર્વે ન જોયેલું એવું આજે આ રણભૂમિપર તમારૂં અને શૂરાઓનું યુદ્ધ જોતાં મારૂં કાળજું ફાટી જાય છે! હે વીર! ગદાઓના મોટા પ્રહારોથી, શંખોના નાદથી, શૂરાઓના સિંહનાદોથી,હાથીઓના ચીત્કારોથી તથા વજ્રના જેવા ગાંડીવના પ્રચંડ શબ્દથી મારૂં મન મુંઝાઇ ગયું છે, મારા કાન બહેર મારી ગયા છે અને મારી સ્મરણશક્તિ નાશ પામી ગઇ છે. [8] હે વીર! તમે યુદ્ધમાં ગાંડીવ ધનુષને બળતાં ઉંબાડિયાંના ચક્રની પેઠે ગોળાકાર કરી તેને વારંવાર ખેંચ્યા કરો છો, તે જોઇને મારી દૃષ્ટિ ચળી ગઈ છે અને મારૂં હૃદય ફાટી જતું હોય તેમ મને લાગે છે. [9] રણમાં ક્રોધ પામેલા શંકરના જેવું તમારૂં ઉગ્ર રૂપ જોઈને તથા બાણો છોડતા તમારા બાહુઓ જોઇને મને પણ ભય લાગે છે. [10] હું જોઉં છું છતાં મારૂં ભાન નષ્ટ થવાને લીધે, તમે ઉત્તમ બાણોને ભાથામાંથી ક્યારે લ્યો છો, ક્યારે તેને ધનુષપર ચઢાવો છો અને ક્યારે તે બાણોને છોડો છો,તે હું જોઈ શકતો નથી. [11]મારા પ્રાણો મુંઝાય છે, મને આ પૃથ્વી ચલિત થતી જણાય છે અને હવે મારામાં ચાબૂક તથા ઘોડાની લગામ પકડવાનીશક્તિ પણ રહી નથી!" [12]

અર્જુને કહ્યું:–"હે નરશ્રેષ્ઠ! તું ડર નહિ, ધીરજ ધર. તેં પણ રણના મોખરાપર અત્યંત અદ્‌ભુત કામો કર્યાં છે.[13] તારૂં કલ્યાણ થાઓ! તું રાજપુત્ર છે અને શત્રુઓને દમન કરવામાં પ્રસિદ્ધ થએલા મત્સ્યકુળમાં જન્મ્યો છે, માટે તારે આવે સમયે ખિન્ન થવું યોગ્ય નથી. હે રાજપુત્ર! હે શત્રુહંતા! હવે હું રણભૂમિપર યુદ્ધ કરવા માંડું એટલે તું સંપૂર્ણ ધૈર્ય ધરીને મારા ઘોડાઓને વશ રાખ."[15]

વૈશંપાયને કહ્યું:–નરશ્રેષ્ઠ, મહાબાહુ અને રથિશ્રેષ્ઠ અર્જુને આ પ્રમાણે કહ્યા પછી ઉત્તરને ફરીથી કહ્યું કેઃ– [16] "તું આ ભીષ્મની સેનાના મોખરાપર મને તત્કાળ પહોંચાડ. યુદ્ધમાં હું એ ભીષ્મની ધનુષની પણછને કાપી નાખીશ.[17] અને આજે આશ્ચર્ય થાય તે રીતે દિવ્ય અસ્ત્રોનો પ્રયોગ કરીશ તે તું જોજે. આકાશમાં રહેલા મેઘમાંથી નીકળતી વિજળીની પેઠે આજે કૌરવો મારા સુવર્ણની પીઠવાળા ગાંડીવ ધનુષને જોશે અને હું બાણો છોડવા માંડીશ ત્યારે એકઠા મળેલા સર્વ શત્રુઓ તર્ક કરશે કે, આ અર્જુન જમણા હાથથી બાણો છોડે છે કે ડાબા હાથથી? આજે હું રુધિરરૂપી જળવાળી, રથરૂપી ઘુમરીવાળી, હાથીરૂપી મગરવાળી અને પરલોકમાં વહન કરનારી દુસ્તર નદી વહેવરાવીશ;[20] અને હાથ, પગ, મસ્તક, પીઠ તથા બાહુઓરૂપી શાખાઓથી ભરેલા કૌરવોરૂપી વનને નમેલાં પર્વવાળાં બાણોવડે કાપી નાખીશ. ધનુર્ધારી એવો હું એકલોજ કૌરવીસેનાનો પરાજય કરવા માંડીશ ત્યારે જંગલને બાળતા અગ્નિને જેમ સેંકડો માર્ગો મળે છે, તેમ શત્રુસેનામાં મને પણ સેંકડો માર્ગો મળશે. [22] આજે તું મારાં શસ્ત્રોથી વિંધાયલા શત્રુસૈન્યને ચક્રની પેઠે ભમતું જો-

ઇશ અને હું પણ આજે તને આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવું મારૂં બાણુ તથા અસ્રોસંબંધી શિક્ષણુ દેખાડીશ.[૨૩] તું સપાટ પ્રદેશમાં તથા ખડબચડા પ્રદેશમાં પણુ સાવધાન થઇને રથમાં બેસ, એટલે હું આકાશ વીંટીને ઉભેલા પર્વતને પણુ પોતાનાં બાણોથી ભેદી નાખીશ. [૨૪] પૂર્વે મેં ઇંદ્રના કહેવાથી સંગ્રામમાં સેંકડો ને હજારો પૌલોમોને તથા કાલખંજોને મારી નાખ્યા હતા.[૨૫] હું ઇંદ્રપાસેથી દઢમુષ્ટિ, બ્રહ્મદેવપાસેથી હસ્તકૌશલ્ય અને પ્રજાપતિની પાસેથી સંકટસમયે કેવું અદ્દ્ભુત યુદ્ધ કરવું તે શીખ્યો છું એમ તું જાણુ. મેં પૂર્વે સમુદ્રની સામે પાર હિરણ્યપુરમાં રહેનારા સાઠ હજાર ઉગ્ર ધનુર્ધારી રથીઓને જીત્યા હતા. [૨૭] પાણીનું પૂર વધવાથી જેમ નદીની ભેખડો તૂટી પડે છે, તેમ આજે હું કૌરવોનાં ટોળાંઓને તોડી પાડું તેને તું જોજે. ધ્વજારૂપી વૃક્ષોવાળું, પ્યાદારૂપી ઘાસવાળું અને રથોરૂપી સિંહગણોથી યુક્ત એવું કૌરવોરૂપી વન આજે હું અસ્રના તેજવડે બાળી મૂકીશ. [૨૯] વળી વજ્રધારી ઇંદ્ર જેમ અસુરોને રથમાંથી ગબડાવી પાડે, તેમ હું એકલોજ આજે અત્યંત બળવાળા અને સજ્જ થઇને યુદ્ધ કરવામાટે ઉભા રહેલા કૌરવી યોદ્ધાઓને નમેલાં પર્વવાળાં બાણો મારીને રથની બેઠકોમાંથી ગબડાવી પાડીશ. મને રુદ્રની પાસેથી રૌદ્રાસ્ર, વરુણની પાસેથી વારુણાસ્ર, અગ્નિની પાસેથી આગ્નેયાસ્ર, વાયુની પાસેથી વાયવ્યાસ્ર અને ઇંદ્રની પાસેથી વજ્રાસ્ર વગેરે અસ્રો પ્રાપ્ત થયાં છે. [૩૧] હે વિરાટપુત્ર ! આજે હું નરસિંહોએ રક્ષણુ કરેલા મહાભયંકર ધૃતરાષ્ટ્રના પુત્રોરૂપી વનને ઉખેડી નાખીશ, માટે તારૂં ભય દૂર થાઓ.”

વૈશંપાયને કહ્યું:— આ પ્રમાણે સવ્યસાચિ અર્જુને આશ્વાસન કર્યું, એટલે વિરાટપુત્ર ઉત્તર,ભીષ્મે રક્ષણુ કરેલી ભયંકર રથસેનામાં દાખલ થયો. [૩૩] યુદ્ધમાં કૌરવોને જીતવાની ઇચ્છાથી આવતા મહાબાહુ અર્જુનને જોઇને ક્રૂર કર્મ કરનારા ગંગાપુત્ર ભીષ્મે સાવધાનપણાથી તેને રોકી દીધો. [૩૪] તે વખતે અર્જુને સામે જઇને ધનુષ ખેંચી સોનેરી અગ્રવાળાં બાણો મારીને તેના ધ્વજને મૂળમાંથી કાપી નાખ્યો, એટલે કપાયલો તે ધ્વજ જમીનપર પડયો.[૩૫]એટલામાં ચિત્રવિચિત્ર પુષ્પમાળાઓ તથા આભૂષણોથી શણગરાયલા, વિદ્યાસંપન્ન, મનસ્વી અને મહાબળવાન એવા દુઃશાસન, વિકર્ણ, દુઃસહ તથા વિવિંશતિ આ ચાર યોદ્ધાઓ ભયંકર ધનુષવાળા અર્જુનની પાસે આવ્યા અને તે ઉગ્રધન્વાની આસપાસ વીંટાઇ વળ્યા. [૩૭] તેમાં વીર દુઃશાસને ભલ્લ જાતનું બાણુ મારીને વિરાટપુત્ર ઉત્તરને વિંધી નાખ્યો અને બીજા બાણુથી અર્જુનને છાતી વચ્ચે વિંધી નાખ્યો. [૩૮] ત્યારે જયશીલ અર્જુને સન્મુખ થઇને ગીધનાં પીછાંવાળાં તથા વિશાળ ધારવાળાં બાણુવડે દુઃશાસનનું સુવર્ણજડિત ધનુષ કાપી નાખ્યું;[૩૯] અને તે પછી પાંચ બાણો મારીને તેનું હૃદય વિંધી નાખ્યું, એટલે અર્જુનનાં બાણુથી અત્યંત પીડાયલો દુઃશાસન યુદ્ધ છોડીને ત્યાંથી નાસી છુટયો. [૪૦] તે સમયે ધૃતરાષ્ટ્રપુત્ર વિકર્ણે ગીધનાં પીછાંવાળાં, સરળ ગતિવાળાં તીક્ષ્ણ બાણો મારીને શત્રુહંતા અર્જુનને વિંધી નાખ્યો. [૪૧] તુરત અર્જુને તેને પણુ નમેલાં પર્વવાળું બાણુ લલાટમાં માર્યું, એટલે બાણુથી વિંધાયલો તે તત્કાળ રથમાંથી ગબડીને નીચે પડયો.[૪૨] તે વખતે રણુમાં પોતાના ભાઈનું રક્ષણુ કરવામાટે વિવિંશતિ તથા દુઃસહ અર્જુનની સામે દોડયા અને તેમણે તીક્ષ્ણુ બાણો મારવા માંડયાં; પરંતુ વ્યગ્રતારહિત અર્જુને તે બન્નેને એકી વખતે બે ગીધનાં પીછાંવાળાં બાણોથી વિંધી નાખ્યા અને તેમના ઘોડાઓને પણુ મારી નાખ્યા.[૪૪] તે બન્ને ધૃતરાષ્ટ્રપુત્રોનાં અંગો વિંધાઇ ગયાં તથા તેઓના ઘોડાઓ મરી ગયા. એટલે તેમના અનુચરો દોડી આવ્યા અને બીજા રથોમાં બેસાડી ત્યાંથી તે બન્નેને દૂર લઈ ગયા. પછી અજિત, લક્ષ્ય વિંધવામાં કુશળ, કિરીટની શોભાવાળો મહાબળવાન કુંતીપુત્ર અર્જુન સર્વ દિશાઓમાં એકી વખતે ઘૂમવા લાગ્યો.[૪૬]

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ ગોહરણુ પર્વમાં “ઉત્તરગોગ્રહ અર્જુનનું દુઃશાસનાદિની સાથે યુદ્ધ” એ વિષયનો અધ્યાય ૬૧ મો સમાપ્ત.

# અધ્યાય ૬૨ મો

## અર્જુનનું ઘોર યુદ્ધ

॥ वैशंपायन उवाच ॥

**अथ संगम्य सर्वे ते कौरवाणां महारथाः ॥**
**अर्जुनं सहिता यत्ताः प्रत्ययुध्यंत भारत ॥१॥**

વૈશંપાયને કહ્યું:–હે ભારત ! તે પછી કૌરવોના સર્વે મહારથી યોદ્ધાઓ એકઠા મળી, સજ્જ થઇને અર્જુનની સામે યુદ્ધ કરવા લાગ્યા; ત્યારે ધુમસવડે જેમ પર્વતો ઢંકાઇ જાય, તેમ અમાપ આત્મબળવાળા અર્જુને, બાણજાળોથી તે મહારથીઓને સર્વ તરફથી ઢાંકી દીધા.[2] એટલે મોટા હાથીઓની ગર્જનાથી, ઘોડાઓના હણહણાટથી અને ભેરી તથા શંખના તીવ્ર નાદથી ત્યાં ભયંકર શબ્દ થવા લાગ્યો;[3] અને અર્જુનનાં હજારો બાણો પુરુષોનાં તથા ઘોડાઓનાં શરીરોને અને લોઢાનાં કવચોને ભેદીને આરપાર નીકળી જવા લાગ્યાં.[4] તે સમયે રણભૂમિમાં ત્વરાથી બાણો છોડતો અર્જુન, શરદૃઋતુના મધ્યાન્હ કાળના તેજસ્વી સૂર્યના જેવો શોભવા લાગ્યો.[5] અર્જુનનાં બાણોવડે ત્રાસી ગયેલા રથીઓ રથોમાંથી ઉતરીને તથા ઘોડેસ્વારો ઘોડાઓ ઉપરથી ઉતરીને ચોતરફ નાસવા લાગ્યા અને પાળાઓ ભૂમિપર પડવા લાગ્યા;[6] તેમજ અર્જુનનાં બાણોથી મહાત્મા પુરુષોનાં તાંબાનાં, રૂપાનાં અને લોઢાનાં કવચો કપાવા માંડતાં તેમાંથી મોટો શબ્દ થવા લાગ્યો.[7] અર્જુનનાં તીક્ષ્ણ બાણોથી હરાયેલા જીવિતવાળા ઘોડેસ્વારો તથા હાથી ઉપર સ્વારી કરનારા યોદ્ધાઓનાં મરણ પામેલાં શરીરોથી તે સર્વ રણભૂમિ ઢંકાઈ ગઇ;[8] અને રથની બેઠકોમાંથી પડેલા પુરુષોથી પૃથ્વી છવાઈ ગઈ. તે વખતે અર્જુન હાથમાં ધનુષ લઇને જાણે સંગ્રામભૂમિમાં ઉત્તમ નૃત્ય કરતો હોય તેવો જણાવા લાગ્યો.[9] પછી વજ્રના કડાકા જેવો ગાંડીવ ધનુષનો પ્રચંડ ધ્વનિ સાંભળીને સર્વ સૈન્યો ત્રાસી ગયાં અને તેઓ મહાસંગ્રામમાંથી નાસવા લાગ્યાં.[10] રણભૂમિપર સુવર્ણની માળાઓ, કુંડળો તથા પાઘડીઓવાળાં મસ્તકો જ્યાં ત્યાં પડેલાં દેખાવા લાગ્યાં;[11] તેમજ બાણોથી કપાયલા શરીરનાં અવયવોથી અને હાથનાં આભૂષણોની સાથે ધનુષવાળા બાહુઓથી પૃથ્વી ઢંકાયલી જણાવા લાગી. હે ભરતશ્રેષ્ઠ ! તે સમયે વચ્ચે વચ્ચે તીવ્ર બાણોવડે મસ્તકો કપાઇને ભૂમિપર પડતાં હતાં, તે જાણે આકાશમાંથી પાષાણની વૃષ્ટિ થતી હોય તેવાં જણાતાં હતાં.[13]

આ પ્રમાણે રુદ્રપરાક્રમી વીર અર્જુન તેર વર્ષો સુધી રોકાઇ રહ્યો હતો, તે હવે પોતાનું રૌદ્ર રૂપ પ્રકટ કરીને ધૃતરાષ્ટ્રના પુત્રોપર ક્રોધાગ્નિ વર્ષાવતો રણભૂમિમાં યથેષ્ટ ઘૂમવા લાગ્યો.[14] એ રીતે સૈન્યને બાળી મૂકતા અર્જુનનું પરાક્રમ જોઇને દુર્યોધનના દેખતાંજ સર્વ યોદ્ધાઓ શાંત થઇ ગયા.[15] હે ભરતવંશી જનમેજય ! વિજયીઓમાં શ્રેષ્ઠ એવો અર્જુન એ પ્રમાણે તે સૈન્યને ત્રાસ પમાડીને તથા મહારથીઓને નસાડી દઇને પછી ત્યાં ઇચ્છાપૂર્વક સંચાર કરવા લાગ્યો.[16] તેણે રણભૂમિપર, યુગાંત સમયમાં કાળવડે નિર્માણ કરાયલી નદીના જેવી ભયંકર રુધિરરૂપી જળવાળી નદી વહેવરાવી. તે અર્જુનનિર્મિત તરંગવાળી નદી અસ્થિરૂપી શેવાળથી ભરેલી, બાણ અને ધનુષરૂપી નૌકાવાળી, ઉગ્ર દેખાવની, કેશરૂપી શેવાળ અને ઘાસવાળી, કવચો અને શિરપેચોથી ભરેલી, હાથીઓરૂપી કાચબાઓ અને જળહાથીઓવાળી, મેદ, વસા તથા રુધિરને વહન કરનારી, મહાભયને વધારનારી, રૌદ્ર રૂપવાળી, મહાભયંકર, પશુઓની ગર્જનાઓથી ગાજી રહેલી, તીક્ષ્ણ શસ્ત્રરૂપી મોટા મગરોવાળી, માંસાહારી પ્રાણીઓના સમુદાયથી સેવન કરાયલી, મોતીના હારોરૂપી તરંગોથી ભરેલી, જાત જાતના અલંકારરૂપી પરપોટાવાળી, બાણસમુદાયરૂપી મોટી ઘુમરીઓવાળી, હાથીઓરૂપી મગરોવાળી, સહસા ઓળંગી શકાય નહિ તેવી, મહારથોરૂપી મોટા દ્વીપોવાળી, શંખ તથા દુંદુભિના નાદના અવાજવાળી અને મહાકષ્ટે તરી શકાય એટલા રુધિરથી ભરેલી હતી.[21]

યુદ્ધ કરતી વખતે અર્જુન બાણો લે છે કયારે, ગાંડીવ ધનુષ ખેંચે છે કયારે અને તેપર બાણનું

સંધાન કરીને તેને છોડે છે કયારે, તે કોઇ પણ મનુષ્યના જોવામાં આવતું ન હતું.[૨૨]

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ ગોહરણ પર્વમાં "ઉત્તર ગોગ્રહમાં અર્જુનનું ઘોર યુદ્ધ" એ વિષયનો અધ્યાય ૬૨ મો સમાપ્ત.

## અધ્યાય ૬૩ મો

### અર્જુનનું સંકુલ યુદ્ધ

### !! वैशंपायन उवाच ॥

**ततो दुर्योधनः कर्णो दुःशासनविविंशती ।**
**द्रोणश्च सह पुत्रेण कृपश्चापि महारथः ॥१॥**

વૈશંપાયને કહ્યું:–તે પછી અર્જુનને મારવાની ઇચ્છાથી દુર્યોધન, કર્ણ, દુઃશાસન, વિવિંશતિ, દ્રોણાચાર્ય, અશ્વત્થામા અને મહારથી કૃપાચાર્ય એ સર્વે પોતપોતાનાં બળવાન અને દૃઢ ધનુષોને ખેંચતા ક્રોધયુક્ત થઇને ફરી અર્જુનની સામે ચઢી આવ્યા.[૨] હે મહારાજ ! તે સમયે વાનરધ્વજ અર્જુન, વિશાળ પતાકાવાળા તથા સૂર્ય જેવા તેજસ્વી રથમાં બેસીને તે સર્વની સામે યુદ્ધ કરવા ચઢી ગયો.[૩] એટલે કૃપાચાર્ય, કર્ણ અને રથીઓમાં શ્રેષ્ઠ એવા દ્રોણગુરુ મહાવીર્યવાળા અર્જુનની ચોતરફ વિંટાઇ વળ્યા; અને તેઓ અર્જુનને પાડી દેવાની ઇચ્છાથી વર્ષાઋતુના મેઘોની પેઠે મોટાં મોટાં અસ્ત્રોનો તથા બાણસમૂહોનો સારીપેઠે વરસાદ વર્ષાવવા લાગ્યા; અને યુદ્ધપરાયણ થયેલા તેઓએ નજીકમાંજ ઉભા રહીને, યુદ્ધમાં સરળ ગતિથી જનારાં પુષ્કળ બાણો મારી, તત્કાળ અર્જુનને ઢાંકી દીધો.[૬] એ પ્રમાણે અર્જુન દિવ્ય અસ્ત્રોવડે ચોતરફથી ઢંકાઈ ગયો, એટલે તેના શરીર ઉપરની બે આંગળ જેટલી જગા પણ બાણવિના બાકી રહેલી જણાતી ન હતી.[૭] પછી મહારથી અર્જુને ખડખડાટ હસીને સૂર્યના જેવા તેજસ્વી તથા દિવ્ય એવા ઐંદ્રાસ્ત્રને ગાંડીવપર ચઢાવ્યું;[૮] અને તે કિરીટ અને માળાવાળો બળવાન કુંતીપુત્ર, સૂર્યની પેઠે બાણરૂપી કિરણોને પ્રસારતો યુદ્ધભૂમિમાં આગળ વધ્યો તથા તેણે બાણોવડે સર્વ કૌરવોને ઢાંકી દીધા.[૯] તે સમયે જેમ મેઘમંડળમાં વિજળી શોભે અને પર્વત ઉપર જેમ અગ્નિ શોભે, તેમ ઇંદ્રધનુષના જેવું નમેલું અર્જુનનું ગાંડીવ ધનુષ શોભવા લાગ્યું;[૧૦] અને જેમ મેઘની વૃષ્ટિ થતાં સર્વ દિશાઓને તથા આખી પૃથ્વીને પ્રકાશિત કરતી વિજળી આકાશમાં ઝળહળી ઉઠે, તેમજ સ્ફુરણાયમાન થતું ગાંડીવધનુષ પોતાના ઝળહળાટથી દશે દિશાઓને છાઇ દેવા લાગ્યું. હે ભારત ! તે જોઇને સર્વે રથીઓ તથા હાથીઓ મૂર્ચ્છિત થઇ ગયા[૧૨] અને સર્વે યોદ્ધાઓ શાંત પડી ગયા. તેઓનાં ચિત્તો ફટકી ગયાં અને બેફામ બનેલા તે સર્વ યોદ્ધાઓ સંગ્રામમાંથી પલાયન કરવા લાગ્યા.[૧૩] હે ભરતશ્રેષ્ઠ! એ પ્રમાણે પોતાના જીવિતને માટે નિરાશ થયેલાં સર્વ સૈન્યો પીઠ બતાવી સર્વ દિશાઓમાં નાસવા લાગ્યાં.[૧૪]

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ ગોહરણપર્વમાં "ઉત્તરગોગ્રહમાં અર્જુનસંકુલયુદ્ધ" એ વિષયનો અધ્યાય ૬૩ મો સમાપ્ત.

## અધ્યાય ૬૪ મો

### ભીષ્મ નાઠા !

### ॥ वैशंपायन उवाच ॥

**ततः शांतनवो भीष्मो भारतानां पितामहः ।**
**वध्यमानेषु योधेषु धनंजयमुपाद्रवत् ॥१॥**

વૈશંપાયને કહ્યું:–એ પ્રમાણે યોદ્ધાઓનો સંહાર વળવા માંડયો ત્યારે ભરતવંશીઓના પિતામહ શાંતનુપુત્ર ભીષ્મ, સુવર્ણભૂષત શ્રેષ્ઠ ધનુષ અને મર્મભેદક તીક્ષ્ણ અગ્રવાળાં પ્રચંડ બાણો લઇને, ધનંજયના પર ચઢી આવ્યા.[૨] એ સમયે નરવ્યાઘ્ર ભીષ્મના મસ્તક ઉપર શ્વેત છત્ર ધારણ કર્યું હતું તેથી તે સૂર્યોદયસમયે પર્વત શોભે તેવા શોભતા હતા.[૩] પછી ગંગાપુત્ર ભીષ્મે, ધૃતરાષ્ટ્રના પુત્રોને હર્ષ થવામાટે શંખનો નાદ કર્યો અને રથનું જમણું મંડળ ફેરવીને અર્જુનને રોકી દીધો.[૪] તેમને ચઢી આવતા જોઇને શત્રુહંતા અર્જુન પ્રસન્ન થયો અને તેણે પર્વત જેમ મેઘને ધારણ કરે, તેમ ભીષ્મનો સ્વીકાર કર્યો.[૫] તે પછી વીર્યવાન ભીષ્મે, કુંફાડા

મારતા સર્પોના જેવાં મહાવેગવાળાં આઠ બાણો અર્જુનના ધ્વજપર માર્યાં. પીછાંવાળાં તે બાણોએ પાંડુપુત્રના ધ્વજ આગળ જઇને તેપર બેઠેલા જાજ્વલિત વાનરને વિંધી નાખ્યો અને ધ્વજના અગ્રમાં રહેલાં ભૂતોને પણ વિંધી નાખ્યાં. તે વખતે અર્જુને વિશાળધારવાળું મોટું ભાલાનીજાતનું બાણ મારીને તેવડે ભીષ્મનું છત્ર કાપી નાખ્યું, એટલે તે તુરત પૃથ્વીપર પડયું.[૮] લાગલાગટ અર્જુને ભીષ્મના ધ્વજ ઉપર પુષ્કળ બાણોનો પ્રહાર કરીને ત્વરાથી તેના રથના ઘોડાઓને તથા બન્ને પાછલા સારથિઓને બાણોથી ઘાયલ કર્યા.[૯] ભીષ્મથી તે સહન થયું નહિ, એટલે તે પાંડુપુત્રને ઓળખતા હતા, તોપણ તેમણે મોટાં દિવ્યાસ્ત્રો મારીને ધનંજયને ઢાંકી દીધો;[૧૦] તેમજ અમાપ મનોબળવાળા અર્જુને પણ દિવ્ય અસ્ત્રનો પ્રયોગ કરીને, પર્વત જેમ મહામેઘને સ્વીકારે, તેમ ભીષ્મનાં બાણોને સ્વીકાર્યાં.[૧૧] તે સમયે તે બન્ને વચ્ચે રોમાંચજનક તુમુલ યુદ્ધ થવા લાગ્યું અને બલિ તથા ઇંદ્રના જેવા તે ભીષ્મ તથા અર્જુનના યુદ્ધને સર્વે કૌરવો તથા સૈનિકોની સાથે સર્વ યોદ્ધાઓ જોવા લાગ્યા. સંગ્રામમાં ભીષ્મ તથા અર્જુનનાં ભાલાની જાતનાં બાણો એકબીજાની સાથે અથડાઇને આકાશમાં વર્ષાઋતુના આગિયાઓની પેઠે ચમકવા લાગ્યાં. હે રાજા! જમણા તથા ડાબા હાથથી બાણો છોડતા અર્જુનનું ગાંડીવ ધનુષ તે સમયે ફરતાં ઉંબાડિયાંના ચક્ર જેવું જણાવા લાગ્યું.[૧૪] પછી મેઘ જેમ પોતાની જળધારાઓવડે પર્વતને ઢાંકી દે, તેમ અર્જુને સેંકડો તીવ્ર બાણોવડે ભીષ્મને ઢાંકી દીધા;[૧૫] પરંતુ ઉછળતા સમુદ્રને મર્યાદામાં રાખનારા કાંઠાની પેઠે ભીષ્મે તે ઉછળતી બાણવૃષ્ટિને બાણોવડે છિન્નભિન્ન કરી નાખી અને અર્જુનને પણ બાણોથી રોકી દીધો. ભીષ્મે યથાવિભાગ કાપી નાખેલા અર્જુનના તે બાણસમૂહો, રણભૂમિમાં અર્જુનનાજ રથ ઉપર પાછા આવી પડવા લાગ્યા.[૧૭] પછી તુરત અર્જુનના રથમાંથી તીડનાં ટોળાંની પેઠે સુવર્ણપિચ્છ બાણોની વૃષ્ટિ થવા લાગી, તેને ફરી ભીષ્મે સેંકડો તીક્ષ્ણ બાણોવડે ઉડાવી દીધી.[૧૮] તે વખતે સર્વે કૌરવો બોલી ઉઠયા કેઃ-"શાબાશ, શાબાશ, ઠીક કર્યું! અહો બળવાન, તરુણ, દક્ષ અને ચાલાક હાથવાળા અર્જુનની સાથે ભીષ્મે જે યુદ્ધ કર્યું, તે ખરેખર દુષ્કર કામ કર્યું છે! રણમાં શાંતનુપુત્ર ભીષ્મ, દેવકીપુત્ર શ્રીકૃષ્ણ તથા મહાબળવાન આચાર્યશ્રેષ્ઠ દ્રોણગુરુસિવાય બીજો કોણ અર્જુનનો વેગ સહન કરવા સમર્થ છે?"[૨૧]

પછી મહાબળવાન તે બન્ને ભરતશ્રેષ્ઠો અસ્ત્રોની સામે અસ્ત્રો છોડીને તેઓને અટકાવી રણક્રીડા કરવા લાગ્યા અને સર્વ પ્રાણીઓની દષ્ટિઓને મોહિત કરવા લાગ્યા.[૨૨] યુદ્ધભૂમિમાં તે બન્ને મહાત્માઓ પ્રાજાપત્ય, ઐંદ્ર, આગ્નેય, ભયંકર રૌદ્ર, કૌબેર, વારુણ, યામ્ય તથા વાયવ્ય વગેરે અસ્ત્રનો પ્રયોગ કરતા ઘૂમતા હતા. તે સમયે યુદ્ધમાં તે બન્નેને જોઈને વિસ્મય પામેલાં પ્રાણીઓ કહેવા લાગ્યાં કેઃ-"હે મહાબાહુ પાર્થ! ધન્ય છે તમને! હે ભીષ્મ! તમે પણ ઠીક કરો છો![૨૪] રણભૂમિપર ભીષ્મ અને અર્જુનની વચ્ચે જે આ મહાસ્ત્રોનો મોટો પ્રયોગ થતો જોવામાં આવે છે, તે મનુષ્યોમાં સંભવે તેવો નથી."[૨૫]

વૈશંપાયને કહ્યુંઃ-આ પ્રમાણે સર્વ અસ્ત્રોને જાણનારા તે બન્નેની વચ્ચે અસ્ત્રયુદ્ધ થવા લાગ્યું અને તે અસ્ત્રયુદ્ધ થઈ ગયા પછી પાછું શરયુદ્ધ થવા લાગ્યું.[૨૬] તે વખતે અર્જુને ભીષ્મની પાસે જઇને અસ્ત્રના જેવી ધારવાળાં બાણોવડે તેના સુવર્ણજડિત ધનુષને કાપી નાખ્યું;[૨૭] પરંતુ રણમાં મહાપરાક્રમી મહારથી ભીષ્મે, એક નિમેષ જેટલા સમયમાં બીજું ધનુષ હાથમાં લઇને તેને સજ્જ કરી દીધું અને તુરત ક્રોધ કરીને અર્જુનના ઉપર પુષ્કળ બાણોનો પ્રહાર કર્યો.[૨૮] મહાતેજસ્વી અર્જુને પણ સજ્જ કરેલાં ઘણાંએક બાણો ભીષ્મનાપર છોડયાં અને સામે ભીષ્મે પણ પાંડુપુત્ર અર્જુનના પર બાણોનો મારો ચલાવ્યો. હે રાજા! આ પ્રમાણે દિવ્યાસ્ત્રોને જાણનારા તે બન્ને મહાત્માઓ તીક્ષ્ણ બાણો છોડતા હતા, તે વખતે તેઓની વચ્ચે કોણ શ્રેષ્ઠ અને કોણ કનિષ્ઠ છે તે સમજાતું ન હતું. તે પછી કિરીટ અને માળાવાળા અતિરથી અર્જુને તથા શૂરવીર ભીષ્મે બાણો છોડીને દશે દિશાઓને ઢાંકી દીધી.[૩૧] હે રાજા! તે સંગ્રામમાં પાંડુપુત્ર અર્જુન ભીષ્મ

કરતાં કોઈવાર ચઢી જતો હતો ત્યારે ભીષ્મ તેના કરતાં પણ કોઈવાર ચઢી જતા હતા અને લોકમાં તે આશ્ચર્યકારક લાગતું હતું.[૩૨] હે રાજા! તે સમયે અર્જુને જે ભીષ્મના શૂરા રથરક્ષકોને મારી નાખ્યા હતા, તેઓ અર્જુનના રથની આસપાસ જમીનપર પડયા હતા.[૩૩] તે પછી અર્જુનના ગાંડીવ ધનુષથી છુટેલાં અને રણભૂમિને શત્રુવિનાની કરવાની ઇચ્છાવાળાં બાણો એકબીજાનાં પીછાંઓને વળગીને હારબંધ નીકળવા લાગ્યાં.[૩૪] અર્જુનના રથમાંથી નીકળતાં તે સુવર્ણનાં પીછાંવાળાં તથા ચળકાટ મારતાં બાણો આકાશમાં હંસોની પંક્તિ જેવાં શોભવા લાગ્યાં.[૩૫] અર્જુન આશ્ચર્ય થાય તે રીતે ઉપરાઉપરી બાણો ફેંકવા લાગ્યો, તે તેનાં બાણો ફેંકવાનાં દિવ્ય કર્મને ઇંદ્રની સાથે સર્વ દેવો આકાશમાં રહીને જોવા લાગ્યા.[૩૬] તે અદ્‌ભુત આશ્ચર્ય જોઇને પરમ પ્રસન્ન થયેલો પ્રતાપી ચિત્રસેન ગંધર્વ દેવરાજ ઇંદ્રને કહેવા લાગ્યો કેઃ–"જુઓ, આ અર્જુનનાં છોડેલાં બાણો એકમેકની સાથે વળગેલાં હોય તે રીતે જાય છે. બાણ મૂકવાનાં દિવ્ય કર્મને પ્રકટ કરતા અર્જુનનું આ આશ્ચર્યરૂપ પરાક્રમ છે.[૩૮] આ અસ્ત્રોનો પ્રયોગ મનુષ્યો કરતા નથી, કારણ કે એ અસ્ત્રો તેઓની પાસે નથી. આ તો પુરાતન મહાસ્ત્રોનો વિચિત્ર સમાગમ અહીં થયો છે. અર્જુન બાણો લે છે, બાણોનું સંધાન કરે છે, ગાંડીવ ખેંચે છે અને બાણોને છોડે છે એમાં જરા પણ અવકાશ દેખાતો નથી![૪૦] આકાશમાં તપનારા મધ્યાહ્નના સૂર્યની પેઠે સૈનિકો અર્જુનની સામે જોવા પણ સમર્થ થતા નથી,[૪૧] તેમજ લોકો ગંગાપુત્ર ભીષ્મને જોવા પણ સમર્થ થતા નથી![૪૨] એ બન્ને તીવ્ર પરાક્રમી છે, બન્ને વિખ્યાત કર્મવાળા છે, બન્ને સમાન કાર્ય કરનારા છે અને બન્ને યુદ્ધમાં મહાદુર્જય છે."[૪૩]

હે ભરતવંશી જનમેજય! આ પ્રમાણે ચિત્રસેન ગંધર્વે દેવરાજ ઇંદ્રને કહ્યું, ત્યારે ઇંદ્રે તે અર્જુન તથા ભીષ્મના સમાગમને દિવ્ય પુષ્પોની વૃષ્ટિથી વધાવી લીધો.[૪૪] તે પછી શાંતનુપુત્ર ભીષ્મે, પોતાને વીંધી નાખતા સવ્યસાચી અર્જુનને જોતજોતામાં સામું બાણ સાંધીને ડાબા પડખામાં પ્રહાર કર્યો;[૪૫] ત્યારે અર્જુને ખડખડાટ હાસ્ય કરીને ગીધના પીછાંવાળાં તથા વિશાળ ધારવાળાં એક બાણવડે આદિત્યના જેવા તેજસ્વી ભીષ્મના ધનુષને કાપી નાખ્યું;[૪૬] અને તે કુંતીપુત્ર ધનંજયે પરાક્રમ કરતા યત્નશીલ ભીષ્મની છાતીમાં દશ બાણો મારી તેમને વીંધી નાખ્યા. યુદ્ધ કરવામાં અસહ્ય એવા તે મહાબાહુ ગંગાપુત્ર તે જખમથી પીડિત થઈ રથનાં ધોળ પકડીને ઘણા સમયસુધી સ્થિર થઇ ગયા.[૪૮] તે વખતે રથના ઘોડાઓને વશ રાખનારો સારથિ, પોતાને થયેલા ઉપદેશનું સ્મરણ કરીને મહારથીનું રક્ષણ કરવા માટે બેભાન થયેલા ભીષ્મને ત્યાંથી દૂર લઇ ગયો.[૪]

ઈતિ શ્રીમહા૦ વિરાટ૦ ગોહરણપર્વમાં "ઉત્તર ગોગ્રહમાં ભીષ્મપલાયન" એ વિષયનો અધ્યાય ૬૪ મો સમાપ્ત.

## અધ્યાય ૬૫ મો
### દુર્યોધનનો પરાભવ

॥ वैशंपायन उवाच ॥

भीष्मे तु संग्रामशिरो विहाय पलायमाने धृतराष्ट्र[illegible]त्रः। उत्सृज्य केतु विनदन्महात्मा ध[illegible]विगृह्यार्जुनमाससाद ॥१॥

વૈશંપાયને કહ્યુંઃ– ભીષ્મ રણભૂમિનો મોખરો છોડીને નાસવા લાગ્યા, ત્યારે ધૃતરાષ્ટ્રનો પુત્ર મહાત્મા દુર્યોધન, ધનુષ લઈ પતાકા ફરકાવતો તથા મોટે સાદે ગર્જના કરતો અર્જુનની સામે ચઢી આવ્યો;[૧] અને તેણે કાનસુધી સંપૂર્ણ ખેંચેલા ધનુષપરથી છોડેલા ભાલાની જાતના એક બાણવડે ભયંકર ધનુષવાળા અને શત્રુગણમાં ફરતા ઉત્કટ પરાક્રમી અર્જુનના લલાટનો મધ્યભાગ વીંધી નાખ્યો.[૨] હે રાજા! તે સુવર્ણના અગ્રવાળું અતિશય બળવાન બાણ કપાળમાં પેસી જવાથી મહત્કર્મ કરનારો અર્જુન, એક સુંદર શિખરવાળો પર્વત જેમ એક લાંબા વાંસથી શોભે તેમ શોભવા લાગ્યો.[૩] બાણવડે અર્જુનનું કપાળ ભેદાઇ જવાથી તેમાંથી

સતત ઉનું ઉનું રુધિર નીકળવા લાગ્યું અને સુવર્ણનાં પીછાંવડે વિચિત્ર દેખાતું બાણ અર્જુનના લલાટમાં પેસી જઇને અત્યંત શોભવા લાગ્યું.૪ પછી ઉગ્ર તેજસ્વી દુર્યોધન અર્જુનની સાથે અને જગતમાં એકજ વીર એવો અર્જુન દુર્યોધનની સાથે એમ તે બન્ને અજમીઢવંશીસમાન પુરુષવીરો યુદ્ધભૂમિમાં એકબીજાની સાથે લઢવા લાગ્યા.૫ તે પછી પર્વત જેવા પ્રચંડ મદ ઝરતા મોટા હાથી ઉપર બેસીને વિકર્ણ પણ હાથીના પાદરક્ષક ચાર રથોની સાથે કુંતીપુત્ર અર્જુનની સામે દોડી આવ્યો.૬ તેજ વખતે અર્જુને કાનસુધી ધનુષ ખેંચીને તે પરથી છોડેલા મોટા વેગવાળા ગજવેલના એક બાણવડે તે ઉતાવળથી દોડી આવતા ગજેંદ્રના કુંભસ્થાનની વચ્ચે પ્રહાર કર્યો.૭ અર્જુને મારેલું તે ગીધના પીછાવાળું બાણ, જેમ ઇંદ્રે મારેલું વજ્ર મહાપર્વતને વિદારણ કરીને તેની અંદર પેસી જાય, તેમ હાથીના શરીરમાં પીછાવાળા ભાગસુધી પેસી ગયું.૮ તે બાણવડે ગજેંદ્રનું શરીર તપી ઉઠયું, તેનું અંગ કંપવા લાગ્યું, તેનો અંતરાત્મા વ્યથિત થઇ ગયો તથા તે, વજ્રથી હણાયલું પર્વતનું શિખર જેમ તૂટી પડે તેમ ખિન્ન થઇને પૃથ્વીપર તૂટી પડયો.૯ આ પ્રમાણે ગજેંદ્રને પૃથ્વી ઉપર પડતાંજ વિકર્ણ ત્રાસને લીધે એકાએક તે પરથી ઉતરી પડયો અને તુરત પગવડેજ આઠસો પગલાં દોડીને વિવિંશતિના રથપર ચઢી ગયો.૧૦ એ રીતે અર્જુને તે વજ્રના જેવાં બાણવડે મહાપર્વત જેવા તથા મેઘ જેવા તે હાથીને માર્યા પછી તેવાજ બીજા એક બાણવડે દુર્યોધનની છાતી ભેદી નાખી.૧૧

ઉપર પ્રમાણે હાથીને તથા રાજાને ભેદી નાખ્યા અને વિકર્ણ પાદરક્ષકોની સાથે નાસી ગયો, તે વખતે અર્જુનના ગાંડીવ ધનુષથી છુટેલાં બાણોવડે ભેદાયલા મુખ્ય યોદ્ધાઓ એકાએક નાસભાગ કરવા લાગ્યા.૧૨ અર્જુને હાથીને મારી નાખ્યો તે જોઇને તથા સઘળા યોદ્ધાઓને નાસતા જોઇને કુરુવીર દુર્યોધન રણભૂમિમાંથી પોતાના રથને પાછો વાળીને જ્યાં અર્જુન નહોતો તેવા સ્થાનમાં નાસી ગયો !૧૩ બાણથી વિંધાઇને રુધિર ઓકતા ઉગ્ર રૂપવાળા દુર્યોધનને પરાભવ પામી ઉતાવળથી નાસતો જોઇને શત્રુઓને સહન કરનારા અર્જુને પોતાના બાહુબળથી યુદ્ધ કરવાની ઇચ્છાથી તેને આ પ્રમાણે કહ્યું:–હે ધૃતરાષ્ટ્રપુત્ર ! તું કીર્તિ અને વિશાળ યશનો ત્યાગ કરીને યુદ્ધમાં પીઠ બતાવી શામાટે નાસે છે? આજે તારાં વિજયવાદિત્રો કેમ વાગતાં નથી ? રાજ્યથી ભ્રષ્ટ કરેલા યુધિષ્ઠિરની આજ્ઞા પ્રમાણે વર્તનારો હું ત્રીજો કુંતીપુત્ર અર્જુન, આ યુદ્ધમાં ઉભો છું; માટે હે રાજા ! તું પાછો વળીને મને તારૂં મુખ દેખાડ અને તારા દ્યૂતાદિકમાં કરેલા અધર્મનું સ્મરણ કર !૧૬ પૃથ્વી ઉપર પૂર્વે તારૂં નામ દુર્યોધન પાડયું છે તે મિથ્યા છે; કારણકે તું યુદ્ધ છોડીને નાસી જાય છે, તેથી તારામાં દુર્યોધનપણું અહીં ટકી રહેતું નથી.૧૭ હે દુર્યોધન! હું તારી આગળ કે પાછળ કોઇપણ રક્ષણ કરનારાને જોતો નથી, માટે હે પુરુષવીર ! તું યુદ્ધમાંથી નાસી જા અને તારા પ્રિય પ્રાણોને આજે પાંડુપુત્રથી બચાવી લે !”૧૮

ઇતિ શ્રીમહા૦ વિરા૦ ગોહરણપર્વમાં "ઉત્તર ગોગ્રહમાં દુર્યોધન પલાયન" એ વિષયનો અધ્યાય ૬૫ મો સમાપ્ત.

## અધ્યાય ૬૬ મો

### પલાયન અને મૂર્ચ્છા

॥ वैशंपायन उवाच ॥

आहूयमानश्च स तेन संख्ये महात्मना-
वै धृतराष्ट्रपुत्रः। निवर्तितस्तस्य गिरांकुशे-
न महागजो मत्त इवांकुशेन ॥१॥

વૈશંપાયને કહ્યું:–એ પ્રમાણે મહાત્મા અર્જુને યુદ્ધમાં દુર્યોધનનું આહ્વાન કર્યું, ત્યારે મદોન્મત્ત મહાહસ્તી જેમ અંકુશના પ્રહારથી પાછો વળે, તેમ દુર્યોધન અર્જુનના વાણીરૂપી અંકુશના પ્રહારથી પાછો વળ્યો.૧ મહારથી અર્જુને, વેગવાળા અતિરથી દુર્યોધનનો વાણીથી તિરસ્કાર કર્યો, તે તેનાથી સહન થયો નહિ અને તે વીર પગનાંતળીમાંથી સ્પર્શ કરાયલા સર્પની

પેઠે રથની સાથે પાછો ફર્યો.[૨] બાણોવડે જેનાં ગાત્રો વીંધાઇ ગએલાં એવા તે દુર્યોધનને પાછો ફરતો જોઈને સુવર્ણમાળાધારી નરવીર કર્ણે તેને પાછો વાળીને ઉભો રાખ્યો અને તે પોતે દુર્યોધનની ઉત્તરતરફથી અર્જુનની સામે યુદ્ધ કરવા ગયો. તે પછી સુવર્ણનાં કવચવાળા તથા શત્રુઓનો પરાજય કરવામાં સમર્થ એવા શાંતનુપુત્ર મહાબાહુ ભીષ્મ પાછા વળ્યા અને ધનુષપર પણછ ચઢાવીને અર્જુનથી પશ્ચિમ ભાગપર દુર્યોધનનું રક્ષણ કરવા લાગ્યા.[૪] તેજ વખતે દ્રોણગુરુ, કૃપાચાર્ય, વિવિંશતિ અને દુઃશાસન પણ પાછા ફરી હાથવડે મોટાં ધનુષો ખેંચીને દુર્યોધનના રક્ષણને માટે ઉતાવળથી ત્યાં આવી પહોંચ્યા.[૫] પાણીના પૂરની પેઠે તે સેનાને પાછી ફરતી જોઇને, સૂર્ય જેમ ધસી આવતા મેઘને તપાવે તેમ વેગવાળો અર્જુન તે સર્વને તપાવવા લાગ્યો.[૬] દિવ્ય અસ્ત્રોને ધારણ કરનારા તે સર્વ યોદ્ધાઓએ અર્જુનને સર્વ તરફથી ઘેરી લીધો અને મેઘો જેમ પર્વત ઉપર ચોતરફથી જળધારા વર્ષાવે, તેમ તેઓ અર્જુનના પર ચોમેરથી બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા.[૭] ત્યારે શત્રુઓને સહન કરનારા ઇંદ્રપુત્ર ગાંડીવધન્વા અર્જુને, તેઓનાં અસ્ત્રને અસ્ત્રવડે દૂર કરીને, પછી કુરુશ્રેષ્ઠોને મોહિત કરવામાટે બીજું અનિવાર્ય સંમોહનનામનું અસ્ત્ર પ્રકટ કર્યું; અને બીજાં પણ ઉત્તમ ધારવાળાં અને સુંદર પીછાંવાળાં તીવ્ર બાણો મૂકીને દિશાઓને તથા વિદિશાઓને વ્યાપ્ત કરી દીધી અને ગાંડીવ ધનુષનો ટંકારવ કરીને મહાબળવાન અર્જુને તે યોદ્ધાઓનાં મનને વ્યથિત કરી દીધાં.[૯] તે પછી શત્રુઓનો સંહાર કરનારા અર્જુને, પ્રચંડ નાદ કરનારા શંખને બે હાથવડે પકડીને વગાડયો અને દિશાઓને, વિદિશાઓને, આકાશને તથા પૃથ્વીને ગજાવી મૂકયાં.[૧૦] અર્જુને ફુંકેલા તે શંખના નાદવડે મુખ્ય મુખ્ય કુરુવીરો ગભરાઈ ગયા અને તે સર્વે દુઃખવડે ઉપાડી શકાય તેવાં પ્રચંડ ધનુષો ફેંકી દઇને શાંત થઇ ગયા.[૧૧] આ પ્રમાણે કૌરવો નિશ્ચેષ્ટ થઈ ગયા, તે વખતે અર્જુને ઉત્તરાનાં વચનોનું સ્મરણ કરીને મત્સ્યપુત્ર ઉત્તરને કહ્યું કે:–" હે નરશ્રેષ્ઠ ! આ કૌરવો જ્યાંસુધી બેભાન થઇને પડયા છે, તેટલામાં તું એઓની વચ્ચે જા; અને દ્રોણગુરુ તથા કૃપાચાર્યનાં શુદ્ધ શ્વેત વસ્ત્રો, કર્ણનું સુંદર પીળું વસ્ત્ર તથા અશ્વત્થામાનાં અને દુર્યોધનનાં નીલ વસ્ત્રો લઈ આવ ![૧૩] હું માનું છું કે, ભીષ્મનું ભાન પૂર્વના જેવુંજ છે, કેમકે તે અસ્ત્રનું વારણ જાણે છે;માટેતું એમના ઘોડાઓને જમણી બાજુએ રાખીને જા.બુદ્ધિમાનોએ એ રીતેજ જવું જોઈએ."

તે સાંભળીને મહાત્મા વિરાટપુત્ર ઉત્તર ઘોડાની લગામો મૂકીદઇને રથમાંથી કૂદીપડયો અને કૌરવ મહારથીઓનાં વસ્ત્રો લઇને તત્કાળ પાછો પોતાના રથપર ચઢી ગયો.તે પછી વિરાટના પુત્ર ઉત્તરે,સુવર્ણથી શણગારેલા ચારે ઉત્તમ ઘોડાઓને ચાલવાનો ઈસારો કર્યો,એટલે તે ધોળા ઘોડાઓ રણભૂમિમાં કૌરવોની ધ્વજયુક્ત સેનાની વચ્ચે થઇને અર્જુનને બહાર લઈ જવા લાગ્યા. તે પ્રમાણે નરવીર અર્જુનને જતો જોઇને, વેગવાળા ભીષ્મે, તેને બાણોનો પ્રહાર કર્યો; એટલે અર્જુને પણ ભીષ્મના ઘોડાઓને મારી નાખીને તેમને દશ બાણોથી વિંધી નાખ્યા.[૧૭] તે પછી અક્ષત ધનુષવાળો અર્જુન યુદ્ધમાં ભીષ્મને છોડીને તથા તેના સારથિને વિંધીને પછી જેમ સહસ્રકિરણવાળો સૂર્ય મેઘને વિદારણ કરીને બહાર નીકળે, તેમ તે રથસમૂહને વિદારણ કરી બહાર નીકળીને ઉભો રહ્યો.[૧૮]

જ્યારે કુરુવીરોને ભાન આવ્યું,ત્યારે દુર્યોધને, સુરેંદ્રના સરખા અર્જુનને, યુદ્ધમાંથી છુટો થઇને રણભૂમિપર એકલો ઉભેલો જોયો, એટલે તે ત્વરાથી બોલ્યો કે:–[૧૯] " આ અર્જુન તમારા હાથમાંથી કેવી રીતે છુટો થયો? તમે એની એવી ખબર લ્યો કે એ છુટો થાય નહિ !" એ સાંભળીને શાંતનુપુત્ર ભીષ્મ ખડખડાટ હસીને તેનાપ્રત્યે બોલ્યા કે:–"તું જ્યારે વિચિત્ર ધનુષ તથા બાણો ફેંકી દઈ, મૂર્ચ્છિત થઇને પડયો હતો ત્યારે તારી આ બુદ્ધિ અને પરાક્રમ ક્યાં ગયાં હતાં? આ અર્જુન ક્રૂર કર્મ કરનારો નથી; એનું શ્રેષ્ઠ મન પાપ કરવામાં કદાપિ પ્રવૃત્ત થતું નથી.[૨૧] રે ! ત્રણ લોકની પ્રાપ્તિમાટે પણ એ સ્વધર્મનો ત્યાગ

કરે તેવો નથી; અને તેથીજ એણે આ રણમાં સર્વનો નાશ કર્યો નથી ! હે કુરુવીર ! હવે તું તત્કાળ કુરુદેશ તરફ ચાલ્યો જા અને અર્જુન ગાયો જીતીને ભલે જાય. મોહને લીધે તારો પોતાનો અર્થ નાશ ન પામે એ રીતે તું કલ્યાણ થાય તેવુંજ કર્મ કર."[૨૨]

વૈશંપાયને કહ્યું:–અસહન પ્રકૃતિવાળો દુર્યોધન રાજા, ભીષ્મપિતામહનાં તેવાં હિતકારી વચન સાંભળીને યુદ્ધની ઈચ્છાથી વિરામ પામ્યો અને ઉંડો નિસાસો નાખીને ચૂપ રહ્યો.[૨૩] બીજા સર્વે યોદ્ધાઓએ પણ તે ભીષ્મનું હિતકારી વચન સાંભળીને તથા અર્જુનરૂપી અગ્નિને વૃદ્ધિ પામતો જોઇને, દુર્યોધનનું સર્વરીતે રક્ષણ કરવામાટે ત્યાંથી પાછા ફરવાનોજ વિચાર કર્યો.[૨૪] પછી તે કુરુવીરોને જતા જોઇને કુંતીપુત્ર અર્જુન મનમાં પ્રસન્ન થયો અને વિવેકવચન કહેવાની ઈચ્છાથી તે ક્ષણભર પાછો ફર્યો તથા વિનયવચન બોલીને તેણે વૃદ્ધ ભીષ્મપિતામહને તથા દ્રોણગુરુને મસ્તકવડે પ્રણામ કર્યા; અને અશ્વત્થામા, કૃપાચાર્ય તથા બીજા માન્ય કૌરવોને વિચિત્ર બાણો મૂકીને પ્રણામ કર્યા. પછી અર્જુને એક બાણ મારીને દુર્યોધનનો રત્નચિત્રિત ઉત્તમ મુકુટ કાપી નાખ્યો. આ રીતે માન આપવાયોગ્ય વીરોની આજ્ઞા લઈને પછી વીર અર્જુને, ગાંડીવધનુષના ટંકારવથી લોકોને ગજાવી મૂકયા તથા એકાએક દેવદત્ત શંખ ફુંકીને શત્રુઓનાં મનને વિદારણ કર્યાં; અને સુવર્ણમાળાવાળા ધ્વજવડે સર્વ શત્રુઓનો પરાભવ કરી તે પોતાનાં તેજથી શોભવા લાગ્યો. પછી કિરીટધારી અર્જુને કૌરવોને જતા જોઈ પ્રસન્ન થઇને ત્યાં મત્સ્યપુત્ર ઉત્તરને કહ્યું કે:– "તું ઘોડાઓને પાછા વાળ, તારી ગાયો જીતી છે તથા શત્રુઓ અહીંથી ચાલ્યા ગયા છે; માટે હવે તું પણ મોટા આનંદથી નગરપ્રત્યે પ્રયાણ કર."

દેવો પણ અર્જુનની સાથે થએલું તે કૌરવોનું મહાઆશ્ચર્યકારક યુદ્ધ જોઇને પ્રસન્ન થયા અને અર્જુનનાં પરાક્રમનો વિચાર કરતા કરતા પોતપોતાના સ્થાનમાં ચાલ્યા ગયા.[૩૦]

અધ્યાય ૬૬ મો સમાપ્ત.

# અધ્યાય ૬૭ મો

## ઉત્તર નગરમાં આવ્યો.

॥ वैशंपायन उवाच ॥

**ततो विजित्य संग्रामे कुरून्स वृषभेक्षणः ॥**
**समानयामास तदा विराटस्य धनं महत् ॥१॥**

વૈશંપાયને કહ્યું:–એ પ્રમાણે શ્રેષ્ઠ દૃષ્ટિવાળા અર્જુને, સંગ્રામમાં કૌરવોનો પરાજય કરીને તે વખતે વિરાટરાજાનું મોટું ગાયોરૂપીધન પાછું આણ્યું. જ્યારે ધૃતરાષ્ટ્રના સર્વે પુત્રો નાસભાગ કરીને ત્યાંથી ચાલ્યા ગયા, ત્યારે કૌરવોના ઘણાએક સૈનિકો, ગાઢા વનમાંથી બહાર નીકળ્યા અને ભયથી મનમાં ત્રાસ પામેલા તેઓ જ્યાંથી ત્યાંથી એકઠા થઇને છુટા કેશસાથે બે હાથ જોડીને અર્જુનની આગળ આવીને ઉભા રહ્યા.[૩] તેઓ ભૂખતરસથી અત્યંત થાકી ગયા હતા અને પરદેશમાં સપડાઇ જવાથી ગભરાઈ ગયા હતા. આકુળવ્યાકુળ થયેલા તેઓએ પ્રણામ કરીને અર્જુનને કહ્યું કે:–"હે પાર્થ ! અમે તમારૂં શું કામ કરીએ ?"

અર્જુને કહ્યું:–"તમારૂં કલ્યાણ થાઓ ! તમે ક્ષેમકુશળ ચાલ્યા જાઓ. તમારે કોઈરીતે ડરવું નહિ. હું દીન થયેલાઓને મારવાની ઈચ્છા રાખતો નથી; પરંતુ હું તમને સંપૂર્ણ આશ્વાસન આપું છું."[૫]

વૈશંપાયને કહ્યું:–અર્જુનની તે અભય વાણી સાંભળીને આવેલા તે યોદ્ધાઓએ આયુષ્ય, કીર્તિ તથા યશ આપનારા આશીર્વાદોથી અર્જુનને અભિનંદન આપ્યું.[૬] તે પછી મદ ઝરતા હાથીના જેવો અર્જુન, શત્રુઓને જતા કરીને પાછો વળ્યો અને વિરાટ રાજ્ય તરફ જવા લાગ્યો; પરંતુ કૌરવો તેની સમીપ જવા સમર્થ થયા નહિ. એ પ્રમાણે મેઘની પેઠે ચઢી આવેલા તે કૌરવોનાં સૈન્યરૂપી વાદળને વીખેરી નાખ્યા પછી શત્રુહંતા અર્જુને, મત્સ્યપુત્ર ઉત્તરને સારીપેઠે આલિંગન કરીને કહ્યું કે:–[૮] "હે તાત ! તારા પિતાની પાસે સઘળા પાંડવો રહે છે, તે તારા જાણવામાં આવ્યું છે; પરંતુ તું નગરમાં પ્રવેશ કરીને પાંડવોની પ્રશંસા કરીશ નહિ, કારણ કે મત્સ્યરાજ તે સાં-

ભાળીને ભયભીત થઇ કદાચ મરણ પણ પામે !૯ માટે તારે તો નગરમાં પેઠા પછી તારા પિતાની આગળ કહેવું કેઃ-'મેં કૌરવોની સેનાનો પરાજય કર્યો છે અને મેંજ શત્રુઓ પાસેથી ગાયોને જીતી લીધી છે.'એ રીતે આ સઘળું કાર્ય તેં પોતેજ કર્યું છે એમ તું કહેજે."૧૦

ઉત્તરે કહ્યુંઃ-"તમે જે કામ કર્યું છે તે કોઈથી થાય તેવું નથી અને તેવું કામ કરવા મારામાં તો શક્તિજ નથી; પરંતુ હે અર્જુન ! તમે જ્યાંસુધી મને કહેશો નહિ,ત્યાંસુધી હું પિતાની આગળ તમારેમાટે કંઇ પણ કહીશ નહિ."

વૈશંપાયને કહ્યુંઃ-આ પ્રમાણે જયશીલ અર્જુન શત્રુસેનાનો પરાજય કરીને તથા કૌરવોની પાસેથી સર્વ ગોધન ખુંચવી લઇને, બાણવડે વિંધાયલા અંગવાળો તે પાછો શ્મશાનમાં પેલી શમી આગળ આવીને ઉભો રહ્યો.૧૨ તે વખતેજ ધ્વજ ઉપર રહેલો અગ્નિના જેવો તેજસ્વી મહાકપિ ભૂતગણોની સાથેજ આકાશમાં ઉડી ગયો; તેમજ જે માયા નિર્મી હતી તે પણ નાશ પામી. તે પછી અર્જુને ફરી રથ ઉપર સિંહના ચિન્હવાળો ધ્વજ ચઢાવ્યો. ૧૩ પછી ઉત્તરે કુરુશ્રેષ્ઠ પાંડવોનાં યુદ્ધવર્ધક ગાંડીવાદિ આયુધો, ભાથાઓ તથા બાણોને ફરી શમીવૃક્ષ ઉપર મૂકીને બાંધી દીધાં; અને તે મહાત્મા અર્જુનને સારથિ કરીને મોટા આનંદથી નગરપ્રત્યે જવા નીકળ્યો. શત્રુઓને હણનારા અર્જુને પણ શત્રુઓને નાશ પમાડવારૂપી અત્યુત્તમ કાર્ય કરીને ફરી પૂર્વના જેવીજ માથાની વેણી ગુંથી લઇ, બૃહન્નલાનું રૂપ ધારણ કર્યું; અને તે ઉદાર મનવાળો ફરી સારથિથઈ ઉત્તરના ઘોડાની લગામ પકડીનેઆનંદથી નગરમાં પેઠો. ૧૫

વૈશંપાયને કહ્યુંઃ-બીજી તરફ પરાધીન થયેલા સર્વે કૌરવો યુદ્ધમાંથી નાસી છુટીને દીન થઇ હસ્તિનાપુરતરફ ચાલ્યા ગયા.૧૬ આ બાજુ વિરાટનગર તરફ જતાં માર્ગમાં અર્જુને ઉત્તરને કહ્યું કેઃ-"હે મહાબાહુ વીર રાજપુત્ર ! આ ગોવાળોની સાથે સઘળાં ગાયોનાં ટોળાંઓને આપણે પાછાં આણ્યાં છે, તેને તું જો ! ૧૮ આપણે હમણાં ઘોડાઓને વિસામો આપીએ અને તેઓને પાણી પાઇને તથા નવરાવીને પછી પાછલે પહોરે વિરાટનગરપ્રત્યે જઇશું. ૧૯ હાલ તો તારી આજ્ઞાથી આ ગોવાળો વિજયની પ્રિય વાર્તા કહેવા ઉતાવળથી નગરમાં જાય અને તારો વિજય પ્રકટ કરે." ૨૦

વૈશંપાયને કહ્યુંઃ-અર્જુનના કહેવાથી ઉત્તરે ઉતાવળથી દૂતોને આજ્ઞા કરી કેઃ- "તમે વિરાટ રાજાનો વિજય થયો છે, શત્રુઓ નાસી ગયા છે અને ગાયો જીતી આણી છે, એ વાત નગરમાં જઇને સર્વને કહો !" ૨૧ એ પ્રમાણે ગોવાળીઆઓને મોકલ્યા પછી ભારતવીર અર્જુન અને મત્સ્યવીર ઉત્તર એ બન્ને, કંઇ વિચાર કરીને પાછા તે શમીના ઝાડ આગળ આવ્યા અને વિજયવડે આનંદ પામેલા તે બન્નેએ, પ્રથમ જે અલંકારાદિક શમીવૃક્ષપર મૂક્યાં હતાં તે લઇને ફરી તેમણે શરીર ઉપર તથા રથ ઉપર ધારણ કર્યાં. ૨૨ આ રીતે સર્વ શત્રુસેનાનો પરાભવ કરીને તથા કૌરવોની પાસેથી સર્વ ગોધન ખુંચાવી લઇને પ્રસન્ન થયેલો વીર ઉત્તર બૃહન્નલા સારથિની સાથે નગરમાં આવ્યો. ૨૩

**ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ ગોહરણ પર્વમાં "ઉત્તર ગોગ્રહમાં ઉત્તરનું આગમન" એ વિષયનો અધ્યાય ૬૭ મો સમાપ્ત.**

---

# અધ્યાય ૬૮ મો

## વિરાટનો હર્ષોન્માદ

**॥ वैशंपायन उवाच ॥**

**धनं चापि विजित्याशु विराटो वाहिनीपतिः ।**
**विवेश नगरं हृष्टश्चतुर्भिः पांडवैः सह ॥१॥**

વૈશંપાયને કહ્યુંઃ-આ તરફ સેનાપતિ વિરાટરાજા પણ દક્ષિણદિશામાંની ગાયોને જીતીને, ચારે પાંડવોની સાથે મોટા આનંદથી નગરમાં દાખલ થયો. ૧ હે મહારાજ ! સંગ્રામમાં ત્રિગર્તોને જીતીને તથા સર્વ ગાયો પાછી વાળીને ઐશ્વર્યથી સંપન્ન થયેલો તે રાજા,પાંડવોની સાથે અધિક શોભવા લાગ્યો. ૨ રાજસિંહાસન ઉપર બેઠેલા અને સ્નેહીઓના હર્ષમાં વધારો કરનાર

તે વીરની, સઘળા શત્રુતાપન યોદ્ધાઓ પાંડવોની સાથે ઉપાસના કરવા લાગ્યા.[૭] બ્રાહ્મણોની સાથે સર્વ પ્રકૃતિમંડળ ત્યાં આવ્યું અને તેમણે સૈન્યની સાથે મત્સ્યરાજને અભિનંદન આપીને તેનું સન્માન કર્યું. તે પછી મત્સ્યદેશના તથા સેનાના અધિપતિ વિરાટરાજાએ તે બ્રાહ્મણોને તથા પ્રકૃતિવર્ગને વિદાય કરીને પૂછ્યું કે:–"ઉત્તર ક્યાં ગયો છે?" ત્યારે રાજમહેલમાંની સ્ત્રીઓએ, કન્યાઓએ તથા અંતઃપુરવાસી લોકોએ રાજાને કહ્યું કે:–"કૌરવોએ આપણી ગાયો હરી લીધી તેથી ઉત્તરકુમારને ઘણો ક્રોધ ચઢયો અને ગાયોને હરણ કરવા ચઢી આવેલા શાંતનુપુત્ર ભીષ્મ, કૃપાચાર્ય, કર્ણ, દુર્યોધન, દ્રોણાચાર્ય અને અશ્વત્થામા આ છ અતિરથીઓને જીતવામાટે બૃહન્નલાને સાથે લઈને, તે એકલાજ મોટા સાહસથી યુદ્ધ કરવા નગરમાંથી બહાર નીકળ્યા છે."

વૈશંપાયને કહ્યું:–વિરાટરાજા પોતાના યુદ્ધોત્સાહી પુત્રને એક રથ તથા બૃહન્નલા સારથિની સાથે યુદ્ધ કરવા ગયેલો સાંભળીને, બહુ સંતાપમાં પડી ગયો અને તે સઘળા મુખ્ય મંત્રીઓને કહેવા લાગ્યો કે:–"[૯] કૌરવો અને બીજા રાજાઓ ત્રિગર્તોને નાસી ગયેલા સાંભળીને કદાપિ ઉભા રહેવાના નથી; માટે ત્રિગર્તોના યુદ્ધમાં ઘવાયલા ન હોય તેવા મારા યોદ્ધાઓ મોટું સૈન્ય લઇને ઉત્તરના રક્ષણને માટે જાઓ."[૧૧] આ પ્રમાણે કહ્યા પછી વિરાટરાજાએ પોતાના પુત્રના રક્ષણને માટે ઘોડાઓ, હાથીઓ, રથો, પાળાઓ અને ચિત્રવિચિત્ર શસ્ત્રો તથા આભરણોથી સંપન્ન એવા વીર યોદ્ધાઓને ત્યાંથી સંગ્રામભૂમિમાં મોકલ્યા.[૧૨] સેનાપતિ મત્સ્યરાજ વિરાટે, તે ચતુરંગિણી સેના જવા લાગી, ત્યારે તેને ત્વરાથી કહ્યું કે:–[૧૩] "કુમાર જીવે છે કે નહિ તેની તમે તુરત શોધ કાઢો. હું માનું છું કે, જેની સાથે ષંઢ સારથિ ગયો છે, તે જીવતો રહેજ નહિ."[૧૪]

વૈશંપાયને કહ્યું:– એ પ્રમાણે અત્યંત સંતાપ પામેલા વિરાટરાજાને ધર્મરાજાએ હાસ્ય કરીને કહ્યું કે:–"હે નરેંદ્ર! જો ઉત્તરનો સારથિ બૃહન્નલા હશે તો આજે તમારી ગાયોને લઇ જવામાટે શત્રુઓ સમર્થ થશે નહિ.[૧૫] બૃહન્નલા સારથિ હોવાથી સર્વ રાજાઓને, એકઠા મળેલા કૌરવોને તેમજ દેવોને, અસુરોને, સિદ્ધોને અને યક્ષોને પણ યુદ્ધમાં જીતવામાટે તમારો પુત્ર સંપૂર્ણ સમર્થ થશે!"[૧૬]

વૈશંપાયને કહ્યું:–આ વાત ચાલે છે એટલામાં ઉત્તરે મોકલેલા તે ઉતાવળી ચાલવાળા દૂતો વિરાટનગરમાં આવ્યા અને તેઓએ ઉત્તરનો વિજય થયો, એ વાત પ્રસિદ્ધ કરી.[૧૭] મંત્રીએ તે ઉત્તમ વિજય, કૌરવોનો પરાજય અને ઉત્તર આવે છે, એ સર્વ વૃત્તાંત રાજાને જણાવીને કહ્યું કે:–"આપણી સર્વ ગાયો જીતી આણી છે, કૌરવોનો પરાજય કર્યો છે અને શત્રુતાપન ઉત્તર પોતાના સારાથની સાથે કુશળ છે."[૧૯]

યુધિષ્ઠિરે કહ્યું:–"ગાયો જીતી લીધી અને કૌરવોને નસાડી દીધા એ બહુ સારૂં થયું. તમારા પુત્રે કૌરવોનો પરાજય કર્યો એમાં હું આશ્ચર્ય માનતો નથી;[૨૦] કેમકે જેનો સારથિ બૃહન્નલા હોય તેનો જય નિશ્ચિતજ છે."

વૈશંપાયને કહ્યું:– પોતાના અમાપ બળવાળા કુમારનો વિજય સાંભળીને વિરાટરાજા હર્ષથી રોમાંચિત થઇ ગયો અને તેણે ખબર કરવા આવેલા દૂતોને વસ્ત્રાદિના શિરપાવ આપીને પછી મંત્રીને આજ્ઞા કરી કે:–[૨૨] "નગરના રાજમાર્ગોને પતાકાઓથી શણગારી દો; સર્વ દેવતાઓનું પુષ્પોપહારથી અર્ચન કરો;[૨૩] કુમારો, મુખ્ય યોદ્ધાઓ, સારી પેઠે શણગરાયલી ગણિકાઓ અને સઘળાં વાદિત્રો મારા પુત્રની સામે લેવા જાઓ;[૨૪] એક મનુષ્ય મદમત્ત હાથીપર બેસીને ઘંટાનાદ કરતો કરતો તત્કાળ સર્વ ચકલાંઓમાં મારો વિજય પ્રકટાવે એવી વ્યવસ્થા કરો[૨૫] અને ઉત્તરાકુમારી મનોહર વેષ તથા આભરણો સજી, પુષ્કળ કન્યાઓથી વીંટાઇને મારા પુત્રની સામે જાય એવી ગોઠવણ કરો."

વૈશંપાયને કહ્યું:– રાજાનું એવું વચન સાંભળીને નગરના સર્વ લોકો આરતિ, દહીં, દૂર્વા વગેરે મંગલ પદાર્થો હાથમાં લઇને, મહાબળવાન વિરાટના અનંત વીર્યવાળા પુત્રની સામે ચાલ્યા. તેઓની સાથે ભેરીઓ, તુરીઓ, શંખો,

મંગલ વાદિત્રો, પણવવાદ્યો અને જયસૂચક વાદિત્રો વગાડનારા, તે તે વાદિત્રો વગાડતા વગાડતા ગયા અને મહામૂલ્યવાળા વેષો ધારણ કરીને સુંદર સ્ત્રીઓ તથા સૂતો અને માગધો પણ ઉત્તર કુમારનું સામૈયું કરવા તેની સામે ગયા.

વૈશંપાયને કહ્યું:– એ પ્રમાણે સારી પેઠે શણગારેલી સેનાને, કન્યાઓને તથા ગણિકાઓને મોકલ્યા પછી મહાબુદ્ધિશાળી મત્સ્યરાજે હર્ષમાં આવી જઇને આ પ્રમાણે કહ્યું:–૨૯ "રે સૈરંધ્રિ! પાસા લઈ આવ! અને હે કંક! તમે દ્યૂત શરૂ કરો!" રાજાને એ પ્રમાણે બોલતો જોઇને યુધિષ્ઠિરે તેને કહ્યું કે:–"હર્ષિત થયેલા જુગારીની સાથે દ્યૂત રમવું નહિ, એવું મેં સાંભળ્યું છે; માટે આજે હર્ષમાં આવેલા એવા તમારી સાથે હું દ્યૂત રમવાનો ઉત્સાહ રાખતો નથી; પરંતુ હું તમારૂં પ્રિય કરવાની ઇચ્છા રાખું છું, તેથી જો તમારી ઇચ્છા હોય તો ભલે દ્યૂત શરૂ કરો." ૩૧

વિરાટે કહ્યું:–"સ્ત્રીઓ, ગાયો, સુવર્ણ અને બીજું જે કંઇ મારૂં ધન છે, તેમાંનું કંઈપણ મારે દ્યૂતવિના પણ તમારાથી રક્ષણ કરવા જેવું નથી–અર્થાત્ દ્યૂતવિના પણ મારૂં સઘળું ધન તમારૂંજ છે, ત્યારે દ્યૂત રમવામાં શો બાધ?"૩૨

યુધિષ્ઠિરે કહ્યું:–"હે માનદાતા રાજેંદ્ર! તમારે બહુ દોષવાળું દ્યૂતનું શું પ્રયોજન છે? દ્યૂતમાં ઘણા દોષો રહેલા છે, માટે તેનો ત્યાગ કરવો જોઈએ.૩૩ તમે પાંડુપુત્ર યુધિષ્ઠિરને સાંભળ્યા હશે અથવા જોયા હશે. તે મોટો સમૃદ્ધિવાળો દેશ, દેવ જેવા ભાઇઓ અને સર્વ રાજ્ય દ્યૂતમાંજ હારી ગયા હતા; માટે મને દ્યૂત રુચતું નથી, તથાપિ હે રાજા! જો તમારી દ્યૂત ઉપર રુચિ હોય અને તે રમવાનું મંતવ્યજ હોય તો ચાલો આપણે રમીએ."૩૫

વૈશંપાયને કહ્યું:–પછી દ્યૂતનો આરંભ થયો. દ્યૂત ખેલતાં ખેલતાં મત્સ્યરાજે યુધિષ્ઠિરને કહ્યું કે:–"જુઓ, મારા પુત્રે યુદ્ધમાં તે બળવાન કૈરવોને કેવા જીતી લીધા!" તે સાંભળીને મહાત્મા યુધિષ્ઠિર રાજાએ મત્સ્યરાજને કહ્યું કે:–"જેનો સારથિ બૃહન્નલા હોય તે યુદ્ધમાં કેમ જીતે નહિ?" આ પ્રમાણે યુધિષ્ઠિરે કહ્યું એટલે મત્સ્યરાજને ક્રોધ થયો અને તેણે યુધિષ્ઠિરને કહ્યું કે:–"ઓ બ્રહ્મબંધુ! તું મારા પુત્રની સાથે ષંઢનાં વખાણ કરે છે કે?૩૮ બોલવાનું શું અને ન બોલવાનું શું તેનું તને જ્ઞાન નથી; અને તેથીજ અવશ્ય કરીને તું મારૂં અપમાન કરે છે! મારો પુત્ર ભીષ્મ, દ્રોણ વગેરે સર્વ વીરોને કેમ જીતે નહિ?૩૯ હે બ્રાહ્મણ! તું મારો મિત્ર છે, તેથી હું તારા આ અપરાધને સહન કરૂં છું; પરંતુ હવે જો તારે જીવવાની ઇચ્છા હોય તો ફરીથી આવું બોલીશ નહિ!"૪૦

યુધિષ્ઠિરે કહ્યું:–"જે સંગ્રામમાં દ્રોણ, ભીષ્મ, અશ્વત્થામા, કર્ણ, કૃપાચાર્ય, રાજેંદ્ર દુર્યોધન તથા બીજા મહારથીઓ એકઠા મળ્યા હોય ત્યાં તેઓની સાથે બૃહન્નલાસિવાય બીજો કોણ યુદ્ધ કરવા સમર્થ થાય? રે! મરુદ્ગણોથી વીંટાયલો સાક્ષાત્ ઇંદ્ર પણ ત્યાં ટકી શકે નહિ! જેના બાહુબળની બરોબરી કરે તેવો પૂર્વે કોઈ થયો નથી અને હવે પછી થશે નહિ; જેને યુદ્ધ જોઈને અત્યંત આનંદ થાય છે૪૩ તથા જેણે એકઠા મળેલા સઘળા દેવોને, દૈત્યોને અને મનુષ્યોને જીત્યા છે, તેવાની સહાયથી તમારો પુત્ર કેમ જીતે નહિ?"૪૪

વિરાટે કહ્યું:–"મેં તને વારંવાર રોકયો, તેમ છતાં તું બોલતો બંધ થતો નથી; એથી સમજાય છે કે, જો કોઈ નિયમમાં રાખનારો ન હોય તો કોઈપણ ધર્મનું આચરણ કરે નહિ."

વૈશંપાયને કહ્યું:–પછી ક્રોધે ભરાયલા વિરાટ રાજાએ, 'ફરી એવું બોલીશ નહિ!' એમ કહી, તિરસ્કાર કરીને યુધિષ્ઠિરના મુખપર ઘણા જોરથી પાસો માર્યો.૪૬ એ પાસો જોસભેર વાગવાને લીધે યુધિષ્ઠિરના નાકમાંથી લોહીની ધારા વહેવા માંડી; પરંતુ તે પૃથ્વીપર પડતા પહેલાંજ ધર્માત્મા યુધિષ્ઠિરે પોતાના ખોબામાં ઝીલી લીધી અને એક પડખે ઉભી રહેલી દ્રૌપદીના તરફ દૃષ્ટિ કરી, એટલે પોતાના પતિના ચિત્તને અનુસરનારી દ્રૌપદીએ યુધિષ્ઠિરનો અભિપ્રાય જાણી લીધો૪૮ અને તે અનિંદિતાએ જળથી ભરેલું એક સોનાનું પાત્ર લાવીને તેમાં નાકમાં-

થી પડતાં રુધિરને ઝીલી લીધું.૪૯

એવામાં રાજપુત્ર ઉત્તર, સુગંધી પદાર્થો અને જાત જાતનાં પુષ્પોથી વધાવાતો તથા મોટા આનંદથી લહેર કરતો કરતો નગરમાં આવી પહોંચ્યો.૫૦ નગરના લોકોએ, સ્ત્રીઓએ તથા દેશના લોકોએ તેનું સારી પેઠે સન્માન કર્યું. પછી તેણે રાજભવનના દરવાજા આગળ આવીને પોતાના પિતાને, પોતાના આગમનની ખબર કહાવી;૫૧ એટલે દ્વારપાળે ભવનમાં પ્રવેશ કરીને વિરાટને આ પ્રમાણે કહ્યું કેઃ–"આપના પુત્ર ઉત્તરકુમાર, બૃહન્નલાની સાથે દરવાજા આગળ આવીને ઉભા છે." તે સાંભળીને ખુશી થયેલા વિરાટરાજાએ દ્વારપાળને કહ્યું કેઃ–"તે બન્નેને તત્કાળ પ્રવેશ કરાવ! હું તે બન્નેને જોવાની ઈચ્છા રાખું છું."૫૩ રાજાએ એ પ્રમાણે કહ્યું, પરંતુ યુધિષ્ઠિર રાજાએ દ્વારપાળના કાનમાં ધીરેથી કહ્યું કેઃ–"એકલા ઉત્તરને અંદર આવવા દે, પણ બૃહન્નલાને આવવા દઈશ નહિ;૫૪ કારણ કે હે મહાબાહો! એણે એવો નિયમ લીધો છે કેઃ-'સંગ્રામસિવાય બીજે કયાંય જે કોઈ મારા અંગમાં છિદ્ર પાડે અથવા લોહી કાઢે, તે કોઇપણ રીતે જીવતો રહે નહિ.' ૫૫ તેથી મને રુધિરથી ખરડાયલો જોઇને તે સહન કરશે નહિ, પણ અત્યંત ક્રોધ કરીને પ્રધાનો, સેના અને વાહનોની સાથે અહીંજ વિરાટને પૂરો કરી નાખશે!"

વૈશંપાયને કહ્યું:– પછી રાજાનો જયેષ્ઠપુત્ર ભૂમિંજય રાજમહેલમાં આવ્યો અને તેણે પિતાના ચરણમાં પ્રણામ કરીને કંકને પણ નમસ્કાર કર્યા.૫૭ તે સમયે નિરપરાધી કંકને વ્યાકુળ થયેલા તથા રુધિરયુક્ત થઇને એકાંતમાં જમીનપર બેઠેલા જોઇને અને સૈરંધ્રીને તેની સેવા કરતી જોઇને, ઉત્તરે ઘણી ત્વરાથી પોતાના પિતાને પૂછયું કેઃ–"હે રાજા! આ કંકને કોણે પ્રહાર કર્યો? આ પાપ કોણે કર્યું?" ૫૯

વિરાટે કહ્યું:–"એ કપટીને મેંજ પ્રહાર કર્યો છે, છતાં એ શિક્ષા એનેમાટે પૂરતી નથી; કારણકે હું તારી–શૂરવીરની પ્રશંસા કરતો હતો, તે વખતે એ બંઢનાં વખાણ કરતો હતો!"૬૦

ઉત્તરે કહ્યું:–"ઓ રાજા! તમે આ બહુ અયોગ્ય કામ કર્યું છે! તત્કાળ એને પ્રસન્ન કરો, નહિ તો ભયંકર બ્રહ્મવિષ અહીંજ સમૂળ બાળી નાખશે!"૬૧

વૈશંપાયને કહ્યું:–પુત્રનું વચન સાંભળીને દેશની વૃદ્ધિ કરનારા વિરાટરાજાએ, ભસ્મથી ઢંટાયેલા અગ્નિના જેવા કુંતીપુત્ર યુધિષ્ઠિરની ક્ષમા માગી.૬૨ ત્યારે ક્ષમા માગતા વિરાટરાજાને યુધિષ્ઠિરે કહ્યું કેઃ–"હે રાજા! મેં તો કયારનીએ ક્ષમા કરેલી છે. મને રોષ આવતોજ નથી; ૬૩ પરંતુ જો આ રુધિર મારા નાકમાંથી પૃથ્વીપર પડત, તો હે મહારાજ! તમે રાષ્ટ્રની સાથે જરૂર વિનાશ પામત!૬૪ હે રાજા! હું તમારા તે કર્મને દોષ દેતો નથી અને નિર્દોષને શિક્ષા કરનારાને પણ દોષ દેતો નથી; કારણ કે હે રાજા! સત્તાવાળા બળવાનને હાથે ઝટ દારુણકર્મ થઈજ જાય છે."

વૈશંપાયને કહ્યું:–પછી જ્યારે યુધિષ્ઠિરને લોહી પડતું બંધ થયું, ત્યારે બૃહન્નલાએ અંદર પ્રવેશ કર્યો અને તેણે વિરાટને અભિવંદન કરીને કંકને પણ પ્રણામ કર્યા.૬૬ વિરાટરાજાએ યુધિષ્ઠિરની ક્ષમા માગ્યા પછી, યુદ્ધમાંથી આવેલા ઉત્તરની અર્જુનના સાંભળતાં પ્રશંસા કરવા માંડી:- "હે કૈકેયીના આનંદની વૃદ્ધિ કરનારા ઉત્તર! હું તારાવડે પુત્રવાળો થયો છું. મને તારા જેવો પુત્ર થયો નથી અને થશે પણ નહિ.૬૮ જે એકીવખતે એકહજાર નિશાન વિંધવાનાં હોય તેમાંથી એક પણ નિશાનને ખાલી જવા દે નહિ તેવા કર્ણની સાથે, હે તાત! તારો કેવી રીતે સમાગમ થયો હતો?૬૯ આ સર્વ મનુષ્યલોકમાં જેના સમાન બીજો કોઈ નથી, તે ભીષ્મની સાથે હે તાત! તેં કેવી રીતે યુદ્ધ કર્યું હતું?૭૦ વળી યદુવીરોના, કૌરવોના અને સર્વ ક્ષત્રિયોના જે આચાર્ય છે અને જે બ્રાહ્મણ સર્વ શસ્ત્રધારીઓમાં મુખ્ય છે, તે દ્રોણાચાર્યની સાથે હે પુત્ર! તારે કેવી રીતે યુદ્ધ થયું હતું?૭૧ તેમજ આચાર્યના વિખ્યાત પુત્ર અશ્વત્થામા કે જે સર્વ શસ્ત્રધારીઓમાં શૂરવીર છે, તેની સાથે તેં કેવીરીતે યુદ્ધ કર્યું હતું?૭૨ વળી યુદ્ધમાં જેને જોતાંજ સર્વસ્વ લુંટી લીધેલા વાણિયાની પેઠે શત્રુઓ કેવળ નિરાશ થઈ જાય છે, હે તાત! તે કૃપાચાર્યની સાથે તારે કેવીરીતે

ભેટો થયો હતો ?⁷³ વળી હે તાત! જે રાજપુત્ર પોતાનાં મોટાં બાણોવડે પર્વતને પણ વિંધીનાખે છે,તે દુર્યોધનની સાથે તેં કેવી રીતે યુદ્ધ કર્યું હતું ?⁷⁴ કૌરવોએ હરણ કરેલી આપણી ગાયોને તું યુદ્ધ કરીને જીતી લાવ્યો છે; તેથી આજે મારા શત્રુઓ પરાભવ પામ્યા છે અને સુખકારક વાયુઓ મને આહ્લાદ આપે છે.⁷⁵ હે પુરુષશ્રેષ્ઠ ! તેં આજે સઘળા બળશાળી યોદ્ધાઓને ભયભીત કરીને તથા તે સર્વને નસાડી દઈને, વાઘ જેમ માંસને ખુંચવી લે, તેમ આપણું સર્વ ગાયોરૂપી ધન જીતી આણ્યું છે.''⁷⁶

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ ગોહરણપર્વમાં
"વિરાટોત્તરસંવાદ" એ વિષયનો
અધ્યાય ૬૮ મો સમાપ્ત

## અધ્યાય ૬૯ મો
### વિરાટ તથા ઉત્તરનો સંવાદ

॥ उत्तर उवाच ॥

**न मया निर्जिता गावो न मया निर्जिताः परे**
**कृतं तत्सकलं तेन देवपुत्रेण केनचित् ॥१॥**

ઉત્તરે કહ્યું:–"મેં ગાયોને જીતી આણી નથી અને શત્રુઓનો પરાજય પણ કર્યો નથી; પરંતુ તે સઘળું કામ કોઇએક દેવપુત્રે કર્યું છે.¹ હું તો ભયભીત થઇને નાસી જતો હતો; પરંતુ વજ્રના જેવા દૃઢ શરીરવાળા તે તરુણ દેવપુત્રે મને પાછો વાળ્યો; અને તે પોતે રથીના સ્થાનમાં બેઠો.² હે તાત ! તે દેવપુત્રેજ તે ગાયો જીતી આણી છે અને કૌરવોનો પરાજય કર્યો છે. તે સઘળું કામ તે વીરપુરુષેજ કર્યું છે;મેં તે કર્યું નથી.³ તેણે કૃપાચાર્યને,દ્રોણાચાર્યને, અશ્વત્થામાને, કર્ણને, ભીષ્મને અને દુર્યોધનને,એમ છ રથીઓને બાણોના પ્રહારથી વિમુખ કર્યા હતા; તેમજ હાથીના ટોળાના અધિપતિ જેવા હાથીપર બેસીને આવેલા વિકર્ણને પરાઙ્મુખ કર્યો હતો.જ્યારે રાજપુત્ર દુર્યોધન ભય પામીને નાસવા લાગ્યો,ત્યારે તે મહાબળવાન દેવપુત્રે તેને કહ્યું કે:–⁴ 'હે કૌરવપુત્ર ! હવે હસ્તિનાપુરમાં તારૂં જરા પણ રક્ષણ થાય એમ હું જોતો નથી; માટે તું દેશાંતરમાં ભટકતો રહીને તારૂં જીવિત બચાવ.⁶ હે રાજા ! આ રીતે પલાયન કરવાથી તારો છુટકો થવાનો નથી; માટે તું યુદ્ધ કરવામાંજ મન જોડ! જો તું જીતીશ તો પૃથ્વીનું રાજ્ય ભોગવીશ અને મરીશ તો સ્વર્ગ મેળવીશ!' તે સાંભળીને નરવ્યાઘ્ર દુર્યોધન રાજા રથમાં નાગની પેઠે ફુંફાડા મારતો તથા વજ્રના જેવાં બાણો મારતો અમાત્યોથી વિંટાઇને પાછો ફર્યો.⁸ હે આર્ય ! તેને જોઇને મારા અંગપર રુવાંટાં ઉભાં થઈ ગયાં અને મારી સાથળો લખલખી ગઇ; પરંતુ એટલામાં તો ત્યાં દેવપુત્રે તે દુર્યોધનનાસિંહ જેવા ભયંકર સૈન્યને બાણોવડે ઉડાવી દીધું.⁹ હે રાજા! સિંહસમાન દૃઢ અંગવાળા તે તરુણ પુરુષે, તે રથસેનાને અસ્તવ્યસ્ત કર્યા પછી હસતાં હસતાં કૌરવોને મૂર્છિત કરીને તેઓનાં વસ્ત્રો હરી લીધાં.¹⁰ મદમત્ત વાઘ જેમ વનચર મૃગોને જીતી લે, તેમજ તે એકલા વીરે છ રથીઓને સર્વ રીતે જીતી લીધા છે.''¹¹

વિરાટે કહ્યું:–" તે મહાબાહુ અને મહાયશસ્વી વીર કયાં છે, કે જે દેવપુત્રે કૌરવોએ હરી લીધેલું મારૂં ગાયોરૂપી ધન યુદ્ધમાં જીતીને પાછું આણ્યું છે? હું તે બળવાનને જોવાની તથા તેની પૂજા કરવાની ઇચ્છા રાખું છું;કારણ કે તે દેવપુત્રે મારી ગાયોનું અને તારૂં રક્ષણ કર્યું છે."

ઉત્તરે કહ્યું:–" મહાબળવાન તે દેવપુત્ર તો ત્યાંજ અંતર્ધાન થઇ ગયો છે; પણ હું માનું છું કે,તે કાલે અથવા પરમદિવસે પ્રકટ થશે.''¹⁴

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે ઉત્તર ત્યાં ગુપ્ત વેષથી રહેલા અર્જુનના સંબંધમાં કહેતો હતો; પરંતુ સેનાપતિ વિરાટ તેનેઓળખી શકયોનહિ. પછી મહાત્મા વિરાટની આજ્ઞાથી અર્જુને પોતે યુદ્ધમાંથી આણેલાં વસ્ત્રો વિરાટની પુત્રી ઉત્તરાને આપ્યાં;¹⁶ અને તે મહામૂલ્યવાળાં તથા વિવિધ પ્રકારનાં નવાં વસ્ત્રો લઇને ઉત્તરાકુમારી પ્રસન્ન થઇ.¹⁷ પછી હે રાજા ! કુંતીપુત્ર અર્જુને યુધિષ્ઠિરના સંબંધમાં આગળ જે કંઇ કરવા યોગ્ય હતું,તે સંબંધી મહાત્મા ઉત્તરની સાથે સઘળો વિચાર કરીને યોગ્ય રીતે વ્યવસ્થા કરી દીધી; અને હે પુરુષશ્રેષ્ઠ જનમેજય! મત્સ્યરાજના પુત્ર

ઉત્તરની સાથે મળી ભરતશ્રેષ્ઠ પાંડવો પરમ આનંદ પામ્યા.

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ ગોહરણ પર્વમાં "વિરાટ અને ઉત્તરનો સંવાદ" એ વિષયનો અધ્યાય ૬૯ મો સમાપ્ત

ગોહરણ પર્વ સમાપ્ત*

# वैवाहिक पर्व

## અધ્યાય ૭૦ મો
### પાંડવો પ્રકટ થયા.

॥ वैशंपायन उवाच ॥

ततस्तृतीये दिवसे भ्रातरः पंच पांडवाः ।
स्नाताः शुक्लांबरधराः समये चरितव्रताः ।१।

વૈશંપાયને કહ્યું:–પછી ત્રીજે દિવસે પાંચ પાંડવભ્રાતાઓએ સ્નાન કરીને શ્વેત વસ્ત્રો પહેર્યાં અને સર્વ અલંકારોથી સુશોભિત થઇને યોગ્ય સમયે અજ્ઞાતવાસનું વ્રત પૂર્ણ કર્યું તથા યુધિષ્ઠિરને આગળ કરીને દરવાજાપર ઉભેલા મદમત્ત હાથીના જેવા શોભતા અને અગ્નિનાજેવા પ્રકાશમાન જણાતા તે સર્વે, વિરાટની સભામાં જઇને રાજાઓનાં આસનો ઉપર બેઠા. તે સમયે તેઓ સ્થંડિલપર રહેલા અગ્નિઓના જેવા ભાસવા લાગ્યા. પછી વિરાટરાજા, સર્વ રાજકાર્યો કરવા માટે સભામાં આવ્યા. ત્યાં ઝળહળતા અગ્નિના જેવા પ્રકાશતા શ્રીમાન પાંડવોને જોઈને, તે એ ઘડી વિચારમાં પડી ગયા. પછી કોપાયમાન થયેલા વિરાટરાજાએ મરુદ્‌ગણોથી સેવાતા દેવેન્દ્રના જેવા સાક્ષાત્ દેવરૂપ કંકના તરફ જોઈને કહ્યું કે:–"અરે! તું દ્યૂત રમનારો હોવાથી મેં તને મારી સભાનો એક સભાસદ નીમ્યો છે; છતાં તું અલંકાર ધારણ કરીને આ રાજાના આસનપર કેમ બેઠો છે?" ૧–૭

વૈશંપાયને કહ્યું:–હે રાજા! વિરાટરાજાનું નિંદાયુક્ત ઠપકાભરેલું વચન સાંભળીને, અર્જુને મંદહાસ્ય કરીને તેને આ પ્રમાણે વચન કહ્યું.૮

અર્જુને કહ્યું:–"હે રાજા! આ પુરુષ ઇંદ્રના અર્ધા આસનપર બેસવાને યોગ્ય છે. એ બ્રાહ્મણોના ભક્ત છે, શાસ્ત્રજ્ઞ છે, ત્યાગી છે, યજ્ઞકર્તા છે, દઢ વ્રતવાળા છે, મૂર્તિમાન ધર્મ છે, વીર્યશાળીઓમાં શ્રેષ્ઠ છે, લોકમાં બુદ્ધિવડે સર્વ કરતાં અધિક છે અને તપના આશ્રયસ્થાન છે. વળી એ સચરાચર ત્રણે લોકનાં વિવિધ પ્રકારનાં અસ્ત્રોને જાણે છે, કે જે અસ્ત્રોને બીજો કોઇ પુરુષ જાણતો નથી અને કદાપિ જાણશે પણ નહિ; એટલુંજ નહિ પણ દેવો, અસુરો, મનુષ્યો, રાક્ષસો, ગંધર્વો, મોટા યક્ષો, કિન્નરો અને મહાસર્પો પણ તે અસ્ત્રોને જાણતા નથી.૧૨ આ પુરુષ દીર્ઘદર્શી છે, મહાતેજસ્વી છે, નગરના અને દેશના લોકોમાં પ્રીતિપાત્ર છે, પાંડવોમાંના અતિરથી છે, યજ્ઞ તથા ધર્મમાં તત્પર રહેનારા છે, વશ મનવાળા છે, મહર્ષિસમાન છે, રાજર્ષિ છે, સર્વ લોકમાં તમસ છે, બળસંપન્ન છે, ધૈર્યવાન છે, દક્ષ છે, સત્યવાદી છે, જિતેંદ્રિય છે અને ધનના સંચયવડે ઇંદ્ર તથા કુબેરના જેવા છે.૧૪ પ્રખ્યાત તેજસ્વી મનુ જેમ લોકોનું રક્ષણ કરે છે, તેમ આ મહાતેજસ્વી પણ પ્રજાના ઉપર અનુગ્રહ કરનારા છે.૧૫ આ કૌરવેશ્વર ધર્મરાજા યુધિષ્ઠિર છે. એમની કીર્તિ ઉદય પામતા સૂર્યની કાંતિની પેઠે લોકમાં નિત્ય વધ્યા કરે છે.૧૬ જેમ ઉદય પામેલા સૂર્યના તેજની પાછળ તેનાં કિરણો વિ-

* पौरुषं दर्शयित्वैव स्वामिने गोत्रनामनी प्रकीर्तयेदिति प्रोक्ते मुनिगोग्रहपर्वणि ॥
પોતાનું પરાક્રમ દેખાડયા પછીજ સ્વામીને પોતાનાં ગોત્ર તથા નામ કહેવાં, આ વાત વ્યાસ મુનિએ ગોહરણપર્વમાં કહી છે.

સ્તાર પામે છે, તેમ એમના યશનાં કિરણો સર્વ દિશાઓમાં પ્રસાર પામે છે.[૧૭] હે વિરાટરાજા! આ યુધિષ્ઠિરરાજા જ્યાંસુધી કુરુદેશમાં રહેતા હતા ત્યાંસુધી એમની સ્વારીની પાછળ વેગવાન દશ હજાર હાથીઓ ચાલતા હતા;[૧૮] તેમજ તે વખતે એમની પાછળ સુવર્ણની માળાવાળા ઉત્તમ ઘોડાઓ જોડેલા ત્રીસ હજાર રથો ચાલતા હતા.[૧૯] પૂર્વે ઋષિઓ જેમ ઇંદ્રની સ્તુતિ કરતા હતા, તેમ ચળકતા મણિનાં કુંડળો ધારણ કરનારા આઠસો સૂતો માગધોની સાથે એમની સ્તુતિ ગાતા હતા.[૨૦] દેવતાઓ જેમ કુબેરની ઉપાસના કરે, તેમ હે રાજા! સઘળા રાજાઓ અને કૌરવો કિંકરની પેઠે નિત્ય એમની સેવા કરતા હતા.[૨૧] આ મહાભાગ્યશાળી રાજાએ સ્વતંત્ર તથા પરતંત્ર એવા સર્વે રાજાઓને વાણિયાઓની પેઠે કર આપતા કરી દીધા હતા.[૨૨] આ સદાચરણી રાજાના આશ્રયમાં અઠયાસી હજાર મહાત્મા સ્નાતક બ્રાહ્મણો આજીવિકા ચલાવતા હતા.[૨૩] આ સમર્થ રાજા વૃદ્ધો, અનાથો, પાંગળાંઓ અને આંધળાંઓનું પુત્રની પેઠે પાલન કરતા હતા અને ધર્મથી પ્રજાનું પાલન કરતા હતા.[૨૪] આ રાજા ધાર્મિક, જિતેંદ્રિય, શાંત, મહાકૃપાળુ, બ્રાહ્મણભક્ત અને સત્યવાદી છે.[૨૫] એમના તીવ્ર તેજથી રાજા દુર્યોધન, કર્ણ, શકુનિ અને બીજા તેના પક્ષના લોકો નિત્ય સંતાપ પામ્યા કરે છે.[૨૬] હે રાજા! એમના ગુણોની ગણના કરવી અશક્ય છે. આ પાંડુપુત્ર નિત્ય ધર્મપરાયણ અને દયાળુ છે.[૨૭] હે ભૂપતિ! રાજાઓમાં શ્રેષ્ઠ એવા આ પાંડુપુત્ર મહારાજા, આવા ગુણોથી સંપન્ન છે; ત્યારે એ રાજાઓને યોગ્ય એવાં આસનપર બેસવાને કેમ યોગ્ય ન ગણાય?"[૨૮]

અધ્યાય ૭૦ મો સમાપ્ત

# અધ્યાય ૭૧ મો

## પાંડવોની ઓળખાણ અને ઉત્તરાના વિવાહની વાત

॥ विराट उवाच ॥

यद्येषराजा कौरव्यः कुंतीपुत्रो युधिष्ठिरः।
कतमोऽस्यार्जुनोभ्राता भीमश्चकतमो बली॥१

વિરાટે કહ્યું:-"જો આ કુરુવંશી કુંતીપુત્ર યુધિષ્ઠિર રાજા છે, તોપછી આમાં એનો ભાઇ અર્જુન કયો છે? બળવાન ભીમસેન કયો છે?[૧] નકુલ કયો? સહદેવ કયો? અને યશસ્વિની દ્રૌપદી કયી છે? જ્યારથી પાંડવો દ્યૂતમાં હારી ગયા, ત્યારથી તેઓની કંઇપણ ખબર મળી નથી."[૨]

અર્જુને કહ્યું:-"હે નરાધિપ! જે આ તમારો બલ્લવ નામનો રસોઇઓ છે, તે ભયંકર વેગ અને પરાક્રમવાળો ભીમસેન છે.[૩] એણે ગંધમાદન પર્વત ઉપર ક્રોધવશ નામના કુબેરના ગણોનો નાશ કરીને ત્યાંથી દ્રૌપદીને માટે સૌગંધિક નામનાં દિવ્ય કમળો આણ્યાં હતાં.[૪] વળી દુરાત્મા કીચકોનો નાશ કરનારો ગંધર્વ તે એજ છે અને તમારી સ્ત્રીઓના અંતઃપુરમાં વાઘો, રીંછો તથા વરાહોને એણેજ માર્યા હતા.[૫] તમારી અશ્વશાળાનો જે અધિકારી થયો હતો તે આ શત્રુઓને તપાવનારો નકુલ છે અને ગૌશાળાનો ઉપરી તે આ સહદેવ છે. એ બન્ને મહારથીઓ માદ્રીના પુત્રો છે.[૬] મનોહર વેષ તથા આભરણોવાળા, રૂપાળા અને યશસ્વી એવા એ બન્ને ભરતશ્રેષ્ઠો હજારો મહારથીઓ કરતાં અધિક સમર્થ છે.[૭] હે રાજા! આ કમળપત્રના જેવાં નેત્રવાળી, સુંદર કટિવાળી અને મધુર હાસ્યવાળી સૈરંધ્રી છે, તેજ દ્રૌપદી છે, કે જેને માટે કીચકોનો વધ થયો હતો.[૮] હે મહારાજ! હું પોતે અર્જુન છું, એ તો આ સાંભળવાથી સ્પષ્ટરીતે તમારા જાણવામાં આવ્યુંજ હશે. હું પૃથાનો પુત્ર, ભીમનો નાનોભાઇ અને નકુલ તથા સહદેવનો મોટોભાઇ છું.[૯] હે મહારાજ! અમે તમારાભવનમાં સુખે રહ્યાછીએ; અને ગર્ભમાં જેમ બાળક રહે, તેમ અમે તમારે ત્યાં રહીને અજ્ઞાતવાસનો સમય પૂરો કર્યોછે."

વૈશંપાયને કહ્યું:-આ પ્રમાણે જ્યારે અર્જુને તે પાંચે વીર પાંડવોનું કથન કર્યું, ત્યારે વિરાટપુત્ર ઉત્તરે, અર્જુનનું પરાક્રમ કહેવા માંડ્યું.[૧૧] તેમાં પ્રથમ તો તેણે ફરીથી વિરાટરાજાને પાંચે પાંડવો દેખાડયા.[૧૨]

ઉત્તરે કહ્યું:-" જે આ જાંબૂનદ સુવર્ણના જેવી શુદ્ધ ગૌર કાંતિવાળા છે, મહાન સિંહના જેવા ઉંચા અને કદાવર છે, જેની નાસિકા ઉંચી છે, જેનાં નેત્ર વિશાળ, દીર્ઘ, રક્તવર્ણાં તથા લાંબાં છે, તે કુરુરાજ યુધિષ્ઠિર છે.[૧૩] જુઓ, આ મદમત્ત ગજેંદ્રના જેવી ચાલવાળા, તપાવેલા સુવર્ણના જેવા શુદ્ધ ગૌર દેહવાળા, પુષ્ટ તથા ઉંચા ખભાવાળા અને સ્થૂલ તથા લાંબા હાથવાળા વૃકોદર ભીમસેન છે, એમના તરફ દૃષ્ટિ કરો![૧૪] એમને પડખે બેઠેલા મહાધનુર્ધારી, શ્યામ, તરુણ, હાથીનાં ટોળાંના અધિપતિ જેવા, સિંહના જેવા ઉન્નત ખભાવાળા, ગજરાજના જેવી ગતિવાળા અને કમળના જેવા વિશાળ નેત્રવાળા છે, એ વીર અર્જુન છે.[૧૫] આ રાજાની સમીપમાં જે ઉત્તમ પુરુષો બેઠા છે,એ વિષ્ણુ અને મહેંદ્રના જેવા બન્ને જોડીઆ ભાઇઓ નકુલ અને સહદેવ છે. આ આખા મનુષ્યલોકમાં રૂપ, બળ અને શીલમાં એ બન્નેના જેવો બીજો કોઇ પુરુષ નથી.[૧૬] એ બન્નેને પડખે બેઠેલી જે કનકના જેવા ઉત્તમ અંગવાળી, મૂર્તિમંત ગૌર પ્રભા જેવી, નીલ કમળના જેવા વર્ણવાળી,દેવોની શક્તિ જેવી અથવા મૂર્તિમતી લક્ષ્મીના જેવી છે, એ દ્રૌપદી છે."[૧૭]

વૈશંપાયને કહ્યું:—આ પ્રમાણે વિરાટરાજાને પાંચે પાંડવોની ઓળખાણ કરાવ્યા પછી વિરાટપુત્ર ઉત્તર, અર્જુનનું પરાક્રમ કહેવા લાગ્યો.[૧૮]

ઉત્તરે કહ્યું:-"સિંહ જેમ મૃગોનો નાશ કરે છે, તેમ આ અર્જુને શત્રુઓનો નાશ કર્યો હતો. એજ તે તે શ્રેષ્ઠ રથીઓનો નાશ કરતો કરતો રથના ટોળામાં ફરતો હતો.[૧૯] એણેજ સંગ્રામમાં એક બાણ મારીને સુવર્ણની અંબાડીવાળા મોટા હાથીને વિંધી મારી નાખ્યો હતો અને તે નીચે પડતાંજ તેના બન્ને દાંત જમીનમાં પેસી ગયા હતા.[૨૦] એણેજ યુદ્ધમાં કૌરવોનો પરાજય કર્યો છે અને ગાયોને જીતી લાવેલ છે. રે! એના શંખના નાદવડે મારા કાન બહેર મારી ગયા છે."[૨૧]

વૈશંપાયને કહ્યું:-ઉત્તરનું તે કહેવું સાંભળીને પ્રતાપી મત્સ્યરાજ કે જેમણે યુધિષ્ઠિરનો અપરાધ કર્યો હતો તે ઉત્તરપ્રત્યે આ પ્રમાણે બોલ્યા:-[૨૨] "આ સમયે પાંડુપુત્ર ધર્મરાજની કૃપા સંપાદન કરવી એ મને ઠીક લાગે છે; માટે જો તને માન્ય હોય તો હું ઉત્તરાનો અર્જુનની સાથે વિવાહ કરૂં."[૨૩]

ઉત્તરે કહ્યું:-"એ મહાભાગ્યશાળી પાંડવો શ્રેષ્ઠ છે, પૂજ્ય છે અને માન્ય છે, માટે એ પૂજન કરવાયોગ્ય પાંડવોનું પૂજન કરો; કારણ કે આ સત્કાર સમયોચિત છે,એમ મારૂં માનવું છે."

વિરાટે કહ્યું:-"હું પણ સંગ્રામમાં શત્રુઓને કબજે પડી ગયો હતો; પરંતુ ભીમસેને મને છોડાવ્યો હતો અને ગાયો પણ જીતી આણી હતી.[૨૫] એમના બાહુવીર્યથીજ સંગ્રામમાં અમારો વિજય થયો છે; માટે આપણે સર્વે મંત્રીઓની સાથે પાંડવશ્રેષ્ઠ કુંતીપુત્ર યુધિષ્ઠિરને તથા તેમના બંધુઓને પ્રસન્ન કરીએ.તારૂં કલ્યાણ થાઓ.[૨૬] અમે અજાણપણામાં ધર્મરાજાને કંઇપણ કહ્યું હોય, તે સઘળું આ ધર્માત્મા પાંડવે ક્ષમા કરવું યોગ્ય છે."[૨૭]

વૈશંપાયને કહ્યું:-પછી પરમ સંતુષ્ટ થયેલા મહાત્મા વિરાટરાજાએ પુત્રની સાથે વિચાર કરીને નિશ્ચય કર્યો અને રાજદંડ, ભંડાર તથા નગરની સાથે પોતાનું સર્વ રાજ્ય ધર્મરાજાને અર્પણ કર્યું.[૨૮] પછી પ્રતાપી વિરાટરાજા સર્વ પાંડવોને અને ખાસ કરીને અર્જુનને ઉદ્દેશીને બોલ્યા કે:-"આજે હું ધન્ય છું, મારૂં મહદ્ભાગ્ય છે!"[૨૯] પછી તેણે યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, નકુલ અને સહદેવનાં મસ્તકોને સુંઘ્યાં અને તેઓને વારંવાર આલિંગન કર્યું.[૩૦] સેનાપતિ વિરાટરાજા તેઓને જોતાં ધરાયો નહિ અને પ્રેમના ઉમળકાથી તે યુધિષ્ઠિર રાજાને કહેવા લાગ્યા કે:-[૩૧] "તમે સર્વે વનમાંથી ક્ષેમકુશળ અહીં આવ્યા એ ઘણું સારૂં થયું; અને દુરાત્મા કૌરવો ન જાણે તે રીતે અજ્ઞાતવાસરૂપી કષ્ટ ભોગવી કાઢયું,એ પણ સારૂં થયું. આ રાજ્ય અને બીજું જે કંઇ હોય તે હું પૃથાપુત્ર યુધિષ્ઠિરને અર્પણ કરૂં છું; માટે હે પાંડવો! તે સર્વે નિઃશંક થઇને ગ્રહણ કરો.[૩૨] વળી સ-

વ્યસાચી અર્જુન મારી પુત્રી ઉત્તરાને ગ્રહણ કરો; કારણ કે તેને માટે આ પુરુષશ્રેષ્ઠ યોગ્ય વર છે."

આ પ્રમાણે વિરાટરાજાની પ્રાર્થના સાંભળીને ધર્મરાજાએ કુંતાપુત્ર ધનંજયના તરફ જોયું; ત્યારે ભ્રાતાઓએ દૃષ્ટિ કરવાથી અર્જુનમત્સ્યરાજને કહેવા લાગ્યો કેઃ–[૩૫]"હે રાજા! હું તમારી પુત્રીને મારા પુત્રની ભાર્યાતરીકે સ્વીકારૂં છું. મત્સ્ય અને ભરતવંશીઓનો જે આ સંબંધ જોડાય છે, તે યોગ્યજ છે."[૩૬]

ઈતિ શ્રીમહા૦ વિરાટ૦ વૈવાહિક પર્વમાં "ઉત્તરાના વિવાહનો પ્રસ્તાવ" એ વિષયનો અધ્યાય ૭૧મો સમાપ્ત

## અધ્યાય ૭૨ મો

### ઉત્તરાનાં લગ્ન

**॥ विराट उवाच ॥**

**किमर्थं पांडवश्रेष्ठ भार्यां दुहितरं मम ।**
**प्रतिग्रहीतुं नेमात्वं मया दत्तामिहेच्छसि॥१॥**

વિરાટે કહ્યુંઃ–"હે પાંડવશ્રેષ્ઠ અર્જુન! હું તમને મારી પુત્રી આપું છું, તેને તમે શામાટે ભાર્યાતરીકે સ્વીકારવા ઇચ્છતા નથી?"[૧]

અર્જુને કહ્યુંઃ–"હે રાજા! મારામાં પિતાના જેટલો વિશ્વાસ રાખનારી તમારી પુત્રીને સર્વદા એકાંતમાં તથા જાહેરમાં જોતો હું અંતઃપુરમાં રહ્યો હતો.[૨] વળી હું ગાયનકળામાં નિપુણ તથા નૃત્યશિક્ષક હોવાથી તમારી કન્યાનો મારા ઉપર અતિશય પ્રેમ હતો અને તે મને નિત્ય આચાર્યતરિકે માનતી હતી.[૩] હે રાજા! વયમાં આવેલી તમારી પુત્રીની સાથે હું એક વર્ષસુધી રહ્યો છું,તેથી હે વિભો! જો હું તેની સાથે લગ્ન કરૂં તો તમને અથવા લોકોને શંકાનું મોટું સ્થાન થઈ પડે;[૪] માટે હે રાજા! હું તમારી પુત્રીને પુત્રવધૂ કરવા માગણી કરૂં છું. હું શુદ્ધ જિતેંદ્રિય અને મનોનિગ્રહવાળો છું, તેથી મેં આ રીતે તમારી પુત્રીની શુદ્ધિ કરી છે.[૫] જેમ પોતામાં અને પુત્રમાં ભેદ ગણાતો નથી, તેમ પુત્રીમાં અને પુત્રવધૂમાં ભેદ ગણાતો નથી;માટે એમ કરવામાં પછી લોકભયની શંકા હું જોતો નથી અને તેથીજ અમારી બન્નેની શુદ્ધિ પ્રસિદ્ધ થશે.[૬] હે પરંતપ રાજા! હું લોકોના અભિશાપથી તથા મિથ્યા અપવાદથી ભય પામું છું; માટેજ તમારી પુત્રી ઉત્તરાનો પુત્રવધૂતરીકે સ્વીકાર કરૂં છું. હે રાજા! મારો મહાબાહુ પુત્ર અભિમન્યુ, શ્રીકૃષ્ણનો ભાણેજ થાય છે, સાક્ષાત દેવકુમાર જેવો છે, ચક્રધારી શ્રીકૃષ્ણને વહાલો છે અને સર્વ અસ્ત્રવિદ્યામાં કુશળ છે; માટે તે તમારો જમાઇ થવા તથા તમારી પુત્રીનો પતિ થવા યોગ્યજ છે."[૯]

વિરાટે કહ્યુંઃ–"આ પ્રમાણે કહેવું એ કુરુશ્રેષ્ઠ કુંતાપુત્ર ધનંજયને માટે યોગ્ય છે; કારણ કે પાંડુપુત્ર અર્જુન, નિત્ય ધર્મપરાયણ અને જ્ઞાની છે.[૧૦] હવે હે કુંતાપુત્ર! તમને જે કાર્ય કરવાયોગ્ય લાગતું હોય તે હમણાંજ કરો! અર્જુન મારા સંબંધી થાય છે,તેથી મારા સર્વ મનોરથો પૂર્ણ થયા છે, એમ હું માનું છું."[૧૧]

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે વિરાટનાં વાક્યો સાંભળીને કુંતીપુત્ર યુધિષ્ઠિરે, મત્સ્ય અને પાંડવની વચ્ચેનો તે વિવાહસંબંધ યોગ્ય સમયે કરવા પોતાની આજ્ઞા આપી.[૧૨] હે ભરતવંશી જનમેજય! તે પછી યુધિષ્ઠિરે તથા વિરાટરાજાએ પોતપોતાના સર્વ મિત્રોને તથા શ્રીકૃષ્ણને નિમંત્રણ કરવા તેઓના તરફ દૂતો મોકલ્યા.[૧૩] ગુપ્તવાસનું તેરમું વર્ષ પૂરૂં થયું હતું, તેથી પાંચે પાંડવો વિરાટનગરની સમીપમાં આવેલા બીજા ઉપપ્લવ્ય નામના નગરમાં ગયા અને ત્યાં રહેવા લાગ્યા.[૧૪] પછી અર્જુને દૂતો મોકલીને અભિમન્યુને, શ્રીકૃષ્ણને તથા બીજા યાદવોને આનર્ત્તદેશમાંથી બોલાવ્યા.[૧૫] યુધિષ્ઠિરના ઉપર પ્રીતિ ધરાવનારા કાશિરાજ અને શૈબ્યરાજ એ બન્ને બબ્બે અક્ષૌહિણી સેનાસાથે ત્યાં ઉપપ્લવ્યમાં આવ્યા. મહાબળસંપન્ન યજ્ઞસેન રાજા એક અક્ષૌહિણી સેનાસાથે આવ્યો. દ્રૌપદીના વીર પુત્રો, અજિત શિખંડી અને સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવો અસહ્ય ધૃષ્ટદ્યુમ્ન એ સર્વે ત્યાં આવ્યા. એ સઘળા અક્ષૌહિણી સેનાના પાલક, યજ્ઞ-

યાગ કરનારા, વિપુલ દક્ષિણા આપનારા, વેદાધ્યયન તથા અવભૃથસ્નાનવડે સંપન્ન, શૂરાઓ અને રણમાં દેહત્યાગ કરનારા હતા.[૧૮] તે સર્વને આવેલા જોઈને ધર્મધારીઓમાં શ્રેષ્ઠ એવા વિરાટરાજાએ તેઓનો સેવકો, સેનાઓ તથા વાહનોની સાથે વિધિપૂર્વક આદરસત્કાર કર્યો;[૧૯] અને પોતાની પુત્રીનો સંબંધ અભિમન્યુસાથે થયો તેથી તે પ્રસન્ન થયા. ઠેકઠેકાણેના રાજાઓ આવ્યા. પછી ત્યાં વનમાળી શ્રીકૃષ્ણ, હળધારીબળરામ, હૃદીકપુત્ર કૃતવર્મા, યુયુધાન, સાત્યકિ, અનાધૃષ્ટિ, અક્રૂર, સાંબ, નિશઠ, એ સઘળા શત્રુતાપન વીરો અભિમન્યુને તેની માતા સુભદ્રાની સાથે લઇને ત્યાં ઉપપ્લવ્યમાં આવી પહોંચ્યા.[૨૨] યુધિષ્ઠિરના ઇંદ્રસેન વગેરે સેવકો, કે જેઓ એક વર્ષપર્યંત દ્વારકામાં રહ્યા હતા, તેઓ પણ એકઠા થઇ પાંડવોના સુવ્યવસ્થિત રથો લઇને ત્યાં આવી પહોંચ્યા.[૨૩] યાદવશ્રેષ્ઠ મહાતેજસ્વી વાસુદેવ જ્યારે અભિમન્યુને પરણાવવા આવ્યા, ત્યારે તેમની સાથે દશહજાર હાથીઓ, એક લાખ ઘોડાઓ, એક અર્બુદ રથો, એક નિખર્વ પાળાઓ અને મહાબળસંપન્ન યદુઓ, અંધકો તથા ભોજકુળના પુષ્કળ યાદવો આવ્યા હતા. પછી શ્રીકૃષ્ણે એકે એક મહાત્મા પાંડવોને મોસાળામાં અનેક સ્ત્રીઓ, રત્નો તથા વસ્ત્રો આપ્યાં. તે પછી મત્સ્ય અને પાંડવોને ત્યાં વિધિપૂર્વક વિવાહસમારંભનો આરંભ થવા લાગ્યો. પાંડવોની સાથે સંબંધથી જોડાતા મત્સ્યરાજને ત્યાં શંખ, ભેરી, ગોમુખ, આનક વગેરે શુભ વાદ્યો વાગવા લાગ્યાં.[૨૭] જાનૈયાઓના જમણમાટે નાના મોટા મૃગોનો અને સેંકડો પવિત્ર પશુઓનો વધ કરવામાં આવ્યો; અને સુરા ( અનેક પદાર્થોના સારરૂપ મદિરા ) તથા મૈરેય ( વૃક્ષના રસરૂપી મદિરા) વગેરે પુષ્કળ પીણાંઓની રેલછેલ ઉડી રહી. વળી ત્યાં ગવૈયાઓ, કથાકારો, નટો, વૈતાલિકો, સૂતો અને માગધો સ્તુતિગાન કરતા પરોણાઓને ખુશી કરવા લાગ્યા.[૨૯] પછી સર્વાંગ સુંદર તથા સ્વચ્છ મણિમય કુંડળોવાળી મત્સ્યકુળની ઉત્તમ સ્ત્રીઓ, સુદેષ્ણા રાણીને આગળ કરીને મંડપમાં આવી. તે સર્વ સ્ત્રીઓ સારા વર્ણવાળી, રૂપાળી અને સારી પેઠે શણગારાયેલી હતી, તોપણ તેઓ દ્રૌપદીનાં રૂપ, યશ અને શોભાની આગળ ઝાંખી પડી ગઇ ![૩૧]

પછી મહેંદ્રની પુત્રી જેવી શણગારાયેલી રાજપુત્રી ઉત્તરાને વિંટાઈને તથા તેને આગળ કરીને સર્વ સ્ત્રીઓ વિવાહમંડપમાં આવી.[૩૨] તે વખતે કુંતાપુત્ર અર્જુને, સુભદ્રાથી ઉત્પન્ન થયેલા પોતાના પુત્ર અભિમન્યુને માટે તે નિર્દોષાંગી વિરાટપુત્રીનો સ્વીકાર કર્યો;[૩૩] એટલે ત્યાં ઇંદ્રના જેવું રૂપ ધારણ કરીને ઉભેલા મહારાજા કુંતાપુત્ર યુધિષ્ઠિરે, ઉત્તરાનો પુત્રવધૂતરીકે પ્રતિગ્રહ કર્યો.[૩૪] આ પ્રમાણે કુંતાપુત્રે પ્રતિગ્રહ કરીને, શ્રીકૃષ્ણને આગળ રાખી મહાત્મા અભિમન્યુનાં ઉત્તરા સાથે વિધિપૂર્વક લગ્ન કરાવ્યાં.[૩૫] લગ્નમાં વિરાટરાજાએ વાયુના જેવા વેગવાળા સાત હજાર ઘોડાઓ, બસો મોટા હાથીઓ અને પુષ્કળ ધન અભિમન્યુને આપ્યું. પછી પ્રદીપ્ત અગ્નિમાં યથાવિધિ હવન કરીને તથા બ્રાહ્મણોનું પૂજન કરીને, વિરાટરાજાએ પોતાનું રાજ્ય, સૈન્ય, ભંડાર વગેરે સર્વ પાંડવોને આપીને પોતાનો આત્મા પણ તેઓને અર્પણ કર્યો.

વિવાહવિધિ પૂર્ણ થયા પછી ધર્મપુત્ર યુધિષ્ઠિરે પણ શ્રીકૃષ્ણે જે ધન ભેટમાં આપ્યું હતું તે સર્વ ધન, હજારો ગાયો, રત્નો, વિવિધ વસ્ત્રો, ઉત્તમોત્તમ અલંકારો, વાહનો, શય્યાઓ, હૃદયાહ્લાદક ભોજનો અને વિવિધ પ્રકારના પીવાના રસો વગેરે દાનો બ્રાહ્મણોને આપ્યાં. હે ભરતશ્રેષ્ઠ ! તે વિવાહપ્રસંગે વિરાટરાજાનું નગર હૃષ્ટપુષ્ટ જનોથી યુક્ત થઇને મહોત્સવરૂપ બની જઇ અતિશય શોભવા લાગ્યું.[૩૬–૪૦]

ઇતિ શ્રીમહા૦ વિરાટ૦ વૈવાહિક પર્વમાં
"પાંડવપ્રકાશ" એ વિષયનો
અધ્યાય ૭૨ મો સમાપ્ત

## વૈવાહિક પર્વ સમાપ્ત*

---

* धर्मेणैवापदंतीर्त्वापरं सौभाग्यमश्नुते आभिमन्योर्विवाहाख्ये पर्वण्ये तत्प्रदर्शित ॥

મનુષ્ય ધર્મવડેજ આપત્તિને તર્યા પછી ઉત્તમ સૌભાગ્ય ભોગવે છે, એ વાત અભિમન્યુના વિવાહપર્વમાં સારી રીતે દર્શાવી છે.

गणेश

# શુદ્ધિપત્ર

## ખાસ સુધારી લેવા યોગ્ય અશુદ્ધિઓ

| પૃષ્ઠ | વિ૦ | પં૦ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૭ | ૧ | ૭ | તે તે | તો તે |
| ૯ | ૨ | ૧૩ | છે.૬૬ | છે.)૬૬ |
| ૧૪ | ૨ | ૧૫ | લાગ્યું.૪૦ | લાગ્યું. |
| ૧૫ | ૨ | ૩ | આપમાન | અપમાન |
| ૧૮ | ૨ | ૧૮ | આગવવાનો | આવવાનો |
| ૨૮ | ૨ | ૩૪ | **आयन** | **अयन** |
| ૩૧ | ૨ | ૨૩ | સાથળ | કેડ |
| ૩૧ | ૨ | ૨૪ | સાથળ | કેડ |
| ૩૪ | ૧ | ૨ | આટકાવી | અટકાવી |
| ૩૫ | ૨ | ૨૯ | **हि** | **न हि** |
| ૪૨ | ૨ | ૨૮ | **ऽहमगमं** | **ऽहमागमनं** |
| ૫૦ | ૧ | ૩૦ | અસોપાલવ | આસોપાલવ |
| ૫૫ | ૨ | ૨૧ | બળિ | બળિપ્રત્યે |
| ૫૫ | ૨ | ૨૫ | તું જાણુ | જાણુ |
| ૭૦ | ૧ | ૩ | થાય છે, | થાય છે, તેમ |
| ૭૦ | ૧ | ૫ | તેમ ધર્મ | ધર્મ |
| ૭૫ | ૧ | ૩૧ | શત્રુહતા | શત્રુહંતા |
| ૭૮ | ૨ | ૨૭ | તે કરનારા | કરનારા તે |
| ૮૨ | ૧ | ૯ | અંગ લાગતી | લાગતી |
| ૮૨ | ૧ | ૯ | દિવ્ય | દિવ્ય કથા |
| ૯૫ | ૨ | ૩૮ | કાચાબની | કાચબાની |
| ૯૭ | ૧ | ૪ | બેસે કરે | બેસે |
| ૯૮ | ૨ | ૧૭ | કશું | શું |
| ૧૧૦ | ૧ | ૭ | લેકપાળો | લોકપાળો |
| ૧૧૫ | ૧ | ૨૮ | પવિત્રત, | પવિત્રતા, |
| ૧૪૬ | ૨ | ૬ | પ્રેમમાળ | પ્રેમાળ |
| ૧૫૩ | ૨ | ૨૪ | મનને | મને |
| ૧૫૪ | ૨ | ૪ | **कृष्ण या** | **कृष्णया** |
| ૧૫૬ | ૨ | ૮-૯ | આદિત્યાં | આદિત્યો |
| ૧૭૩ | ૧ | ૩ | તીર્નનાં | તીર્થનાં |
| ૧૭૬ | ૨ | ૧૩ | કરે છે | યજન કરે છે |
| ૧૭૭ | ૧ | ૨૧ | ગાદાન | ગોદાન |
| ૧૮૦ | ૨ | ૨૪ | મહાબળવાના | મહાબળવાન |
| ૧૮૬ | ૨ | ૩૪ | તમારા ક- | તમારા |
| ૧૮૯ | ૨ | ૪ | તીર્થયાત્રા | સાથે તીર્થયાત્રા |
| ૧૯૬ | ૨ | ૧૨ | કરણુ | કારણુ |
| ૧૯૮ | ૧ | ૧૬ | દાશરથપુત્ર | દશરથપુત્ર |
| ૧૯૮ | ૨ | ૬ | દાશરથપુત્ર | દશરથપુત્ર |
| ૨૦૩ | ૧ | ૮ | હવ્યકાવ્યો | હવ્યકવ્યો |
| ૨૦૩ | ૨ | ૧૩ | નાહુષ | નહુષ |
| ૨૨૮ | ૨ | ૨ | અગળ | આગળ |

| પૃષ્ઠ | વિ૦ | પં૦ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૨૨૯ | ૨ | ૩૨ | અવતાંજ | આવતાંજ |
| ૨૩૨ | ૧ | ૨૧ | કઃર | કર |
| ૨૭૦ | ૧ | ૨૫ | લેશો | લેશે. |
| ૨૭૨ | ૧ | ૩૧ | ભૂતેઓએ | તેઓએ |
| ૨૭૫ | ૨ | ૨૫ | કળના | કેળના |
| ૨૭૮ | ૨ | ૮ | નના | નાના |
| ૨૮૩ | ૧ | ૧૬ | મુંજાય છે | જાય છે |
| ૨૮૪ | ૧ | ૨૧ | યજ્ઞા | યજ્ઞ |
| ૨૮૮ | ૨ | ૫-૬ | દોખાતું | દેખાતું |
| ૨૮૮ | ૨ | ૬ | ઉત્પાતે- | ઉત્પાતો |
| ૨૯૧ | ૨ | ૩૩ | વગેરે | વગેરેને |
| ૨૯૩ | ૧ | ૭ | મોંવળાં | મોંવાળાં |
| ૨૯૩ | ૨ | ૨૯ | વદળાંઓથી | વાદળાંઓથી |
| ૩૦૫ | ૧ | ૧૮ | શાસ્ત્રોથી | શસ્ત્રોથી |
| ૩૨૩ | ૧ | ૮ | બણો | બાણો |
| ૩૨૫ | ૧ | ૩૮ | નિષ્ફળ | નિષ્ફળ કરી |
| ૩૨૫ | ૨ | ૨૦ | મેટા | મોટા |
| ૩૨૭ | ૨ | ૧૩ | ઈચ્છું | ઇચ્છા |
| ૩૨૯ | પર્વારંભે | | **अजगर** | **आजगर** |
| ૩૨૯ | ૧ | ૮ | ત્રાસુરને | વૃત્રાસુરને |
| ૩૩૦ | પૃષ્ઠારંભે | | [અજગર | [આજગર |
| ૩૩૨ | ,, | | ,, | ,, |
| ૩૩૨ | ૧ | ૧૮ | પ્રવેશમાં | પ્રવેશ |
| ૩૩૪ | પૃષ્ઠારંભે | | [અજગર | [આજગર |
| ૩૩૬ | પૃષ્ઠારંભે | | [અજગર | [આજગર |
| ૩૩૮ | પૃષ્ઠારંભે | | [અજગર | [આજગર |
| ૩૪૦ | પૃષ્ઠારંભે | | [અજગર | [આજગર |
| ૩૪૨ | પૃષ્ઠારંભે | | [અજગર | [આજગર |
| ૩૪૨ | ૨ | ૧૫ | થીજ | તેથીજ |
| ૩૪૩ | અજગરપર્વ સમાપ્ત | | | આજગરપર્વસમાપ્ત |
| ૩૫૫ | ૧ | ૩૨ | માછલાઓ | માછલાએ |
| ૩૭૭ | ૧ | ૬ | **त्राह्मण** | **ब्राह्मण** |
| ૩૮૩ | ૨ | ૧૭ | **महाभात्स्वर्गस्य** | **महाभागात्स्वर्गस्य** |
| ૩૮૭ | ૨ | ૧૩ | કરવવાથી | કરાવવાથી |
| ૩૯૮ | ૧ | ૧૯ | નરો | કરો |
| ૪૦૦ | ૨ | ૬ | શસ્ત્રોક્ત | શાસ્ત્રોક્ત |
| ૪૦૮ | ૧ | ૨૫ | સિંચે કરે છે | સિંચે છે |
| ૪૧૦ | ૧ | ૬ | **कथयद्रभूयो** | **कथयद्भूयो** |
| ૪૧૭ | ૨ | ૨૨ | **प्रसादय** | **प्रसाद्य** |
| ૪૧૮ | ૨ | ૨૨ | પુરુષમાં | તે પુરુષમાં |
| ૪૨૦ | ૨ | ૩૨ | **प्रतिदायुक्त** | **प्रतिपदायुक्त** |
| ૪૨૨ | ૨ | ૧૪ | ઉત્યારે | ત્યારે |

| પૃષ્ઠ | વિ૦ | પં૦ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૪૨૫ | ૨ | ૩૫ | મારકત | મરકત |
| ૪૪૪ | ૧ | ૧ | આકાશચારી) | (આકાશચારી) |
| ૪૮ | ૨ | ૩ | આ પ્રીતિ | અપ્રીતિ |
| ૪૫૪ | ૧ | ૧૫ | વષે | વિષે |
| ૪૫૯ | ૧ | ૩ | રથનું | રથનો |
| ૪૭૧ | ૨ | ૩૭ | આકશના | આકાશના |
| ૪૭૩ | ૧ | ૨૬ | સન્માને | સન્માનને |
| ૪૭૩ | ૨ | ૩૭ | દેશ અને | દેશ |
| ૪૭૮ | ટિપ્પણ | ૧ | **ब्राह्मणार्थे** | **ब्राह्मणार्थेन** |
| ૪૭૮ | " | ૧ | **प्रशस्यते** | **प्रशस्यते ।** |
| ૪૮૨ | ૧ | ૧૨ | ધહેલું | રહેલું |
| ૪૮૭ | ૧ | ૫ | આસને | આસનો |
| ૫૦૭ | ૨ | ૩૩ | ચૂછ્યું:-હે બ્રહ્મન | પૂછ્યું:-હે બ્રહ્મન્ |
| ૫૧૩ | ૨ | ૧૭ | જઇતે | જઇને |
| ૫૨૦ | ૨ | ૩૪ | એક બીજા | બીજા |
| ૫૩૮ | ૨ | ૨૪ | તથા અને | અને |
| ૫૪૯ | ૨ | ૨૮ | અને અને | અને |
| ૫૮૦ | ૨ | ૩૩ | થઈ વ્યાકુળ થઇ | વ્યાકુળ થઈ |
| ૫૮૨ | ૨ | ૧૯ | આજગર | અજગર |
| ૫૯૪ | ૧ | ૩૧ | મીનો | શમીનો |
| ૬૦૭ | ૧ | ૫ | રાત્મા | દુરાત્મા |
| ૬૧૭ | ૧ | ૨૬ | **क्षिणाविमौ** | **क्षिणाविमौ** |
| ૬૪૫ | ૨ | ૨૪ | કરો. | કરો.[૧૦] |

**અક્ષરો ભાગવા તૂટવાથી થયેલી અશુદ્ધિઓ**

| પૃષ્ઠ | વિ૦ | પં૦ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૭ | ૨ | ૧૬ | વવેકવાળા | વિવેકવાળા |
| ૮ | ૨ | ૩૬ | અતિાથને | અતિથિને |
| ૧૧ | ૧ | ૧૦ | આષધિએ | ઔષધિએ |
| ૨૫ | ૨ | ૨૩ | જેવ | જેવા |
| ૩૯ | ૧ | ૩૪ | સાભરાજ | સૌભરાજ |
| ૪૫ | ૧ | ૩૮ | સાભના | સૌભના |
| ૪૫ | ૨ | ૩૮ | સાભનગરને | સૌભનગરને |
| ૪૭ | ૧ | ૫-૬ | શત્રનો | શત્રુનો |
| ૫૦ | ૧ | ૩૮ | મોટ | મોટાં |
| ૫૪ | ૨ | ૨૩ | આત | અતિ |
| ૭૬ | ૧ | ૩૭ | મવલ્લીના | સોમવલ્લીના |
| ૭૬ | ૨ | ૨૫ | વતમાન | વર્તમાન |
| ૭૮ | ૨ | ૧૭ | ઇંદ્ર નુંદર્શન | ઇંદ્રનું દર્શન |
| ૮૩ | ૧ | ૨૦ | અજુન | અર્જુન |
| ૮૫ | ૨ | ૮ | ક્રાધના | ક્રોધના |
| ૮૮ | ૧ | ૧૭ | શ્વત | શ્વેત |
| ૧૦૩ | ૧ | ૨૭ | સારાથ | સારથિ |
| ૧૦૫ | ૨ | ૨૮ | શ્રતિ | શ્રુતિ |

| પૃષ્ઠ | વિ૦ | પં૦ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧૧૦ | ૧ | ૨૧ | **तम्यः** | **तेभ्यः** |
| ૧૧૭ | ૧ | ૧૦ | સારાથ | સારથિ |
| ૧૨૫ | ૧ | ૧૧-૧૨ | કલ્યાણ | કલ્યાણિ |
| ૧૨૭ | ૨ | ૮ | સઘની | સંઘની |
| ૧૨૯ | ૧ | ૩૦ | પાતવ્રતા | પતિવ્રતા |
| ૧૩૯ | ૧ | ૭ | ક્રર | ક્રૂર |
| ૧૩૯ | ૨ | ૩૬ | આશ્વય | આશ્ચર્ય |
| ૧૪૨ | ૧ | ૩૧ | મૂળપરૂ | મૂળરૂપ |
| ૧૪૭ | ૧ | ૫ | **आगत्यके शिनी** | **आगत्य केशिनी** |
| ૧૪૮ | ૨ | ૨૯-૩૦ | આભનંદન | અભિનંદન |
| ૧૫૮ | ૧ | ૭-૮ | સારાથવાળા | સારથિવાળા |
| ૧૮૫ | ૨ | ૧૪ | બ્રહ્મર્ષિઓન | બ્રહ્મર્ષિઓના |
| ૧૮૫ | ૨ | ૧૫ | ગણાયા | ગણાય |
| ૧૯૨ | ૨ | ૮ | ઋષિન | ઋષિના |
| ૨૦૭ | ૨ | ૧૬ | રીત | રીતે |
| ૨૦૮ | ૧ | ૨૨ | જણા | જણાતા |
| ૨૩૧ | ૨ | ૨૮ | હાસ્યવાળા | હાસ્યવાળી |
| ૨૫૧ | ૧ | ૩૭ | શ્રતિના | શ્રુતિના |
| ૨૫૪ | ૨ | ૨૫ | શ્રતિ | શ્રુતિ |
| ૨૯૨ | ૧ | ૧ | વતીએ | વર્તીએ |
| ૨૯૬ | ૨ | ૩૩ | કેક-। | કેકા- |
| ૩૦૮ | ૧ | ૧૨ | ધામ્ય | ધૌમ્ય |
| ૩૦૯ | ૨ | ૧૪ | પવમાં | પર્વમાં |
| ૩૨૦ | ૨ | ૭ | સારાથ | સારથિ |
| ૩૨૪ | ૧ | ૮ | ગાત | ગતિ |
| ૩૩૪ | ૧ | ૧૦ | મન | મને |
| ૩૩૬ | ૨ | ૨૨ | વશંપાયને | વૈશંપાયને |
| ૩૫૬ | ૧ | ૧૩ | ડે | જોડે |
| ૩૬૫ | ૨ | ૩૦ | નાહ | નહિ |
| ૩૬૫ | ૨ | ૩૦ | તાકક | તાર્કિક |
| ૩૬૯ | ૨ | ૨૯ | વતીશ | વર્તીશ |
| ૩૮૭ | ૧ | ૧૨ | ' દેવ | (દે- |
| ૪૦૭ | ૧ | ૨૫ | તજ | તેજ |
| ૪૪૩ | ૨ | ૩૬ | પ્રાતપાદ્ય | પ્રતિપાદ્ય |
| ૪૮૭ | ૨ | ૨૭ | દ્રાપદીને | દ્રૌપદીને |
| ૪૯૫ | ૧ | ૩૬ | દ્રાપદી | દ્રૌપદી |
| ૫૪૫ | ૨ | ૧૮ | આરસ | ઔરસ |
| ૫૫૨ | ૧ | ૧૫ | અશ્વર્યવડે | ઐશ્વર્યવડે |
| ૫૬૩ | ૧ | ૧૭ | કર્યાક રતો | કર્યા કરતો |
| ૬૦૯ | ૧ | ૨૭ | તને | તેને |
| ૬૨૩ | ૨ | ૨ | આશ્ચર્યચાકત | આશ્ચર્યચકિત |
| ૬૩૧ | ૨ | ૧૭ | **त्वरि वतोकी** | **त्वरितो वकी** |
| ૬૪૮ | ૨ | ૨૪ | શ્રતિ | શ્રુતિ |
| ૬૫૬ | ૨ | ૧૯ | ક્રર | ક્રૂર |